સાર્થ

ગૂજરાતી

# જોડણીકોશ

"હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી."

ગાંધીજી





ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ



કિંમત ચાર રૂપિયા

પ્રકાશક:
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ,
મહામાત્ર, ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ



પહેલી આવૃત્તિ, સં. ૧૯૮૫, પ્રત ૫૦૦
બીજી આવૃત્તિ, સં. ૧૯૮૭, પ્રત ૨૧૦૦
(અર્થ તથા ઉમેરા સહિત)

બીજી આવૃત્તિ

મુદ્રક: પુરુષોત્તમદાસ શંકરદાસ, ઉત્કૃષ્ટ મુદ્રણાલય, ગાંધીરોડ, અમદાવાદ.

સંવત ૧૯૮૭ સને ૧૯૩૧

# અર્પણ

જેમની ઉજ્જ્વળ પ્રવૃત્તિથી ભાષાનું તેજ પ્રગટ્યું છે અને જેમની પ્રેરણાથી આ કોશ તૈયાર થયો છે તે પૂજ્ય ગાંધીજીને ચરણે આ કોશ અર્પણ કરીએ છીએ.

"દરેક માણસને જેમ સૂઝે છે તેમ શબ્દને શુદ્ધ કે અપભ્રંશ ઠોકી બેસાડે છે, અને પછી તે પ્રમાણે વિપરીત જોડણીઓના વરસાદ નિશાળોમાં વરસી રહે છે. તેઓનો એમાં કાંઈ ઉપાય નથી; એ થયાં જ કરવાનું, અને તેમાં તેઓનો કાંઈ વાંક નથી. ખરેખરું તો એ નિયમો બંધાયા તે વખતે એ નિયમ બાંધનારી કમિટીએ એક ગૂજરાતી ભાષાના સઘળા શબ્દનો કોશ તૈયાર કરવો જોઈતો હતો, અને તેમાં ઘણી કાળજીથી એ નિયમો પ્રમાણે સઘળા શબ્દોની જોડણી આપવી જોઈતી હતી."

માર્ચ, ૧૮૭૨ — સ્વ. નવલરામ

"મારી એ જ ભલામણ છે કે કોઈ પણ પ્રકારે—પછી પંડિતવર્ગ તરફથી અથવા—ઉત્તમ રીતે તો—શાળાખાતા તરફથી યોગ્ય કમિટી નિમાઈને—પ્રથમ ઉપર દર્શાવેલી દિશાએ (તે જ એમ નથી કહેતો) સમગ્ર મોટા ધોરણ ઉપર નિયમપદ્ધતિ રચાઈને, એક ઉત્તમ કોશ તે પદ્ધતિને અનુસરતા જોડણીવાળો રચવો જોઈએ."

૧૮૮૮ — નરસિંહરાવ ભોળાનાથ

# બીજી આવૃત્તિનું નિવેદન

અસાધારણ ઐતિહાસિક સંજોગોમાં અર્થ સાથેનો આ જોડણીકોશ પ્રસિદ્ધ થાય છે. ગૂજરાતી ભાષામાં જોડણીની કાંઈ પણ વ્યવસ્થા ન મળે એ વસ્તુ ગાંધીજીને ખૂબ સાલતી હતી. એક વખતે એમણે પોતાનું દુઃખ નીચેના શબ્દોમાં પ્રગટ કર્યું હતું:

> "શુદ્ધિપત્ર વિનાનો શબ્દકોશ એ ગૂજરાતી ભાષાને દેહ આપનારી વસ્તુ છે. અત્યારે તો ગૂજરાતી ભાષાનો આત્મા શરીરની ખામીને લઈને ભૂતની માફક ભમ્યા કરે છે અને ક્યાંય શાંત થઈને બેસી શકતો નથી. એ સ્થિતિમાંથી એ ભાષાના આત્માને ઉગારવો અને અવગતે જતો બચાવવો એ જો તમારું કાર્ય ન હોય તો કોનું હોઈ શકે?"

ગૂજરાતી ભાષાની શુદ્ધિમાં રસ ધરાવનારા વિદેહ તેમ જ વિદ્યમાન લોકોના અભિપ્રાયોનું સંકલન કરી અને શાસ્ત્રની મર્યાદા તેમ જ આજકાલનું વલણ તપાસી જોડણીના નિયમો ઘડી કાઢ્યા, અને ધારેલી મુદતની અંદર ગૂજરાતી ભાષામાં સ્થાન પામેલા લગભગ બધા શબ્દોનો કેવલ જોડણીકોશ પ્રજા આગળ મૂક્યો. તે વખતે 'નવજીવન'માં ગાંધીજીએ જે આનંદોદ્ગાર કાઢ્યા છે તે એમનો અસાધારણ ભાષાપ્રેમ સૂચવે છે. એમાં એમણે લખેલું:—

> "ઠીક ઠીક ગૂજરાતી જાણનારા, વ્યાકરણશુદ્ધ ગૂજરાતી લખવાનો પ્રયત્ન કરનારની કલમેથી જે જોડણી ઊતરી તે ખરી ગણાય. આ ધોરી નિયમને અનુસરીને કોશ તૈયાર થયો છે. અંગ્રેજી ભાષાના શબ્દોની જોડણી ખોટી કરતાં આપણને શરમ લાગે છે. તેના કરતાં માતૃભાષાની જોડણીનો વધ કરતાં આપણને વધારે શરમ લાગવી જોઈએ.
>
> હવે પછી કોઈને સ્વેચ્છાએ જોડણી કરવાનો અધિકાર નથી."

લોકોને કેવળ શુદ્ધ જોડણી પૂરી પાડીને કોશ કૃતાર્થ ન જ થઈ શકે. એટલે જોડણી સાથે શબ્દોના કાંઈ નહિ તો મુખ્ય અર્થો ટૂંકમાં પણ આપવા એ આવશ્યક હતું. કેવળ જોડણીથી ભાષાપ્રેમીને સંતોષ નહિ થાય એટલા જ ખાતર જોડણીકોશની ફક્ત પાંચસો નકલો જ કાઢી હતી અને એને માટે અમે ગાંધીજીનો ઠપકો પણ વહોરી લીધો હતો. પ્રજાએ એ કોશને અમારા ધારવા કરતાં વધુ ઉત્સાહભર્યો આવકાર આપ્યો અને એ જોડણી પોતાને માન્ય હોવાની સંમતિઓ પણ આવી.

જોડણીનું કામ જેટલું સંગીન રીતે થયું એટલું જ સંગીન કાર્ય અર્થો આપવામાં કરી બતાવવું એવી અમારી મુરાદ હતી. પણ ભારતવર્ષને સદ્ભાગ્યે સ્વરાજની હિલચાલ જાગી અને વિદ્યાપીઠના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓએ એમાં ઝંપલાવ્યું. બીજાં અનેક કાર્યો સાથે આ કામ પણ સંકેલી લીધું હોત. પણ ગાંધીજીને ચરણે સાર્થ જોડણીકોશ ધરવાની વિદ્યાપીઠની અભિલાષા ફાવી ગઈ અને કેટલાક ભાઈઓએ લડતમાં ઝંપલાવવાનું માંડી વાળવાનો સ્વાર્થત્યાગ બતાવ્યો. જ્યાં સામ્રાજ્યનું આખું તંત્ર હચમચાવવાને લડત શરૂ થઈ ત્યાં કોશ રચવાનું કામ સળંગ તંત્રે કેમ ચાલે? કામ જો અટકાવવું ન હોય તો પ્રસંગે પ્રસંગે જુદા જુદા સેવકોને હાથે કામ લીધા વગર છૂટકો ન હતો. જોડણીની બાબતમાં અમુક સળંગસૂત્રતા અમે જાળવી શકયા, પણ અર્થની બાબતમાં તો અનેક દિશાએ મતભેદને અવકાશ. શબ્દોના અર્થ નક્કી કરવાનું કામ પીઢ સાહિત્યસેવકોનું છે. એમાં ઐતિહાસિક દૃષ્ટિ હોય તો જ એ કાર્ય સંતોષકારક ગણાય. પણ અમારે એટલી મોટી મહત્ત્વાકાંક્ષા રાખ્યે પાલવે એમ ન હતું. જે સેવકો જે વખતે ઉપલબ્ધ હોય તેમને હાથે કામ પૂરું કરાવ્યા વગર છૂટકો ન હતો.

શાંતિના દિવસો હોત તો દરેક શબ્દનો અર્થવિકાસ તપાસવાનું કામ અમે કર્યું હોત. શબ્દો ભાષામાં ક્યાં ક્યાં, કયા અર્થમાં વપરાય છે એ શોધી કાઢીને શબ્દોના આજના અર્થો પણ નક્કી કર્યા હોત. જ્યાં શબ્દો ખોટા અર્થમાં વપરાય છે ત્યાં ધ્યાન ખેંચ્યું હોત. પારિભાષિક શબ્દોના અર્થો વધારે ચોક્કસ કર્યા હોત. ઝીણા ઝીણા અર્થભેદ બતાવવા માટે જૂના શબ્દોના અર્થો મર્યાદિત કર્યા હોત અથવા નવા શબ્દો સૂચવ્યા હોત. શિષ્ટ સાહિત્યના ભાષાંતરમાં ડગલે ને પગલે જે મુશ્કેલી ઉત્પન્ન થાય છે તે દૂર કરવા માટે પણ કોશમાં કાંઈક સગવડ કરી હોત. અમારો વિચાર એવો હતો કે અત્યાર સુધી ચાલતું આવ્યું છે એમ જૂના કોશો ઉપર પૂરો આધાર રાખીને નવો કોશ તૈયાર ન કરવો, પણ સાહિત્યના અભ્યાસીઓ સ્વતંત્ર શોધખોળથી જેમ શબ્દોના અર્થ નક્કી કરે છે તે ઢબે બની શકે તેટલું કામ કરવું. જૂના કોશોને તરછોડવાનો વિચાર આમાં ન હતો, પણ શબ્દોના અર્થ પ્રમાણપુર:સર છે એવી ખાતરી કરી લેવાની અને અર્થો નક્કી કરવામાં પરંપરાની શિથિલતા કાઢી નાંખવાની વૃત્તિ હતી. અમુક મિત્રોએ સાહિત્યના અમુક વિભાગ વાંચી તેમાંથી મહત્ત્વના શબ્દોના વપરાશ, સંદર્ભ પ્રમાણેના અર્થ, અને તેનાં સ્થાનો નોંધી લેવાનું વહેંચી પણ લીધું હતું. પણ એમાંથી અમે કશું કરી ન શકયા.

પણ આપેલા અર્થો માટે નર્મકોશથી માંડીને અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા આપણા બધા કોશોની તેમજ હિંદી, મરાઠી, બંગાળી, સંસ્કૃત તથા અંગ્રેજી કોશોની મદદ લેવામાં અમે ચૂક્યા નથી. જે અર્થોની ચોકસાઈની ખાતરી નથી પડી તેમને માટે બનતી કોશિશ કર્યા છતાં જો નથી મળ્યા તો તેમને છોડી દેવામાં આવ્યા છે. બીજા કોશોમાં આપેલા અર્થો બને તેટલા વધારે સંક્ષિપ્ત રૂપમાં પણ પૂરેપૂરા સમજી શકાય એવી રીતે આપવાની ખાસ ચીવટ રાખેલી છે. શબ્દોના અર્થો મુખ્ય મુખ્ય લીધા છે અને તેમનો દીર્ઘસૂત્રી વિસ્તાર કરેલો નથી. જે અર્થ બીજા શબ્દની જોડે વપરાતાં ઊપજતો હોય તેવા અર્થો આપવામાં આવ્યા નથી. જોડણીકોશની મર્યાદામાં રહીને જ અર્થોનો વિસ્તાર કરી શકીએ એમ હોવાથી અમે રૂઢિપ્રયોગોની પણ શબ્દો સાથે નોંધ લીધી નથી.

આ બધું કરનાર સાથીઓ પીઢ સાહિત્યસેવી ન ગણાય, પણ ભાષાપ્રેમી અને સાહિત્યસેવી તો જરૂર છે. એટલે એમણે બધી જાતની ચીવટ રાખવામાં મણા નથી રાખી. અર્થ આપવાની પદ્ધતિમાં સૂક્ષ્મ મતભેદોને સ્થાન હોય છે. તજ્જ્ઞ ભાષાશાસ્ત્રીઓ એવો ભેદ આ કોશમાં ઠેકાણે ઠેકાણે જોશે. પણ સામાન્ય વાચકોને એથી કશી મૂંઝવણ નડવાની નથી. છેલ્લી નજર એક બે વ્યક્તિઓએ પહેલેથી આખર સુધી રાખેલી હોવાથી કોશમાં સળંગસૂત્રતા જળવાઈ રહી છે, અને તેથી જ અમે આ કોશ વિના સંકોચે પ્રજા આગળ મૂકી શકીએ છીએ.

દરેક કામ ગમે તેટલા લોકોને હાથે થાય અને ગમે તે વ્યક્તિ ઉપર તેની જવાબદારી હોય તોયે એ કામ ચીવટપૂર્વક પાર પાડવાની જવાબદારી એકાદ વ્યક્તિને માથે આવી પડે છે. જોડણીકોશના સંપાદનમાં એવી ચીવટ ભાઈ ચંદ્રશંકર શુક્લે રાખેલી. અર્થકોશની તૈયારીમાં એ ચીવટ રાખવી વિશેષ કઠણ હતી. તે કામ ભાઈ મગનભાઈ દેશાઈએ કર્યું. તેથી જ આ કોશ નિર્વિઘ્નપણે પ્રજાના હાથમાં મૂકી શકાય છે. શ્રી. ચુનીલાલ બારોટ, શિવશંકર શુક્લ, ગોપાળદાસ પટેલ, અમૃતલાલ નાણાવટી, અને ચીમનલાલ શાહ — આ બધા ભાઈઓએ ઓછીવત્તી પણ તનતોડ મહેનત ન કરી હોત તો આ કામ રહી જ ગયું હોત. શ્રી. ચંદ્રશંકરે પોતાની જૂની જવાબદારી સ્મરણમાં રાખી પોતાની માંદગી દરમ્યાન પણ આનાં છેલ્લાં પ્રૂફ જોયાં છે. એક સિવાયના આ બધા જ ભાઈઓ વિદ્યાપીઠના સ્નાતકો છે એ વસ્તુની નોંધ લેતાં સંતોષ થાય છે.

આજની સ્થિતિમાં સામાન્ય વ્યવહાર માટે આ કોશ સંપૂર્ણ ગણાય. પણ અમારે તો અમારા આદર્શને પહોંચવું છે. ગૂજરાતી સમાજના સર્વસંગ્રાહક સ્વભાવ પ્રમાણે ભાષા પણ સર્વસંગ્રાહક બની છે. વૈષ્ણવ અને શૈવ, જૈન અને સ્વામીનારાયણ સંપ્રદાયી, કાઠિયાવાડી અને ગાયકવાડી, મુસલમાન તેમજ પારસી, ખ્રિસ્તી તેમ જ પરદેશી, બધાએ ગૂજરાતીની સેવા કરી છે. એ બધાની સેવાનો સરવાળો કરી ભાષાની સમૃદ્ધિ કેટલી છે એ કોશકારે તપાસવું ઘટે છે.

સંખ્યાબંધ ગૂજરાતીઓ ગૂજરાત બહાર અને હિંદુસ્તાન બહાર જઈ વસેલા છે. સ્વરાજની હિલચાલમાં ગૂજરાતે જે પ્રથમ સ્થાન લીધું છે તેને પરિણામે બહાર વસેલા ગૂજરાતીઓમાં નવી સ્ફૂર્તિ, નવી અને વ્યાપક દૃષ્ટિ, અને નવી શક્તિ આવ્યા વગર રહે નહિ. તેઓ જ્યારે દેશદેશાંતરનો પોતાનો અનુભવ, ત્યાંની સમાજસ્થિતિ, અને એ સ્થિતિને અનુકૂળ કરી લેવામાં કેળવેલો પોતાનો પુરુષાર્થ, એનાં બ્યાનો લખશે ત્યારે ગૂજરાતી ભાષા હિંદુસ્તાનમાં અસાધારણ સમૃદ્ધિ બતાવશે અને રાષ્ટ્રવ્યાપી કેળવણીનું એક મહત્ત્વનું વાહન થઈ પડશે.

કોઈ પણ ભાષાનો શબ્દકોશ એ તે ભાષાના એટલે કે તે ભાષા બોલનાર સમાજના પુરુષાર્થનું પ્રતીક હોય છે. એવા સમાજમાં દરેક નવી વસ્તુનો બહિષ્કાર કરવાની સંકુચિત વૃત્તિ નથી હોતી, અને જે જુઓ તેનો સ્વીકાર કરો એવી ભિખારી વૃત્તિ પણ નથી હોતી. પોતાપણું સાચવીને, ગૌરવ વધારીને જેટલી નવી વસ્તુ લઈ શકાય અને આબાદ રીતે પોતાનામાં ભેળવી શકાય તેટલાનો સ્વીકાર કરતાં તે આંચકો નહિ ખાય; અને નવાની ભભકથી અંજાઈ જઈ જેને જુએ તેને ચરણે ઢળી પડે, પોતીકાંનો તિરસ્કાર કરી પરાયાંનું દાસત્વ

સ્વીકારે એવી હીન બુદ્ધિ પણ ન રાખે. પોતાની હસ્તી જોખમમાં હોય ત્યારે પારકાના હુમલાથી બચી જવા માટે, અમુક જાતની પુરાણપ્રિયતા કહો અથવા ક્ષેમવૃત્તિ (conservatism) કહો, તે આવશ્યક હોય છે. ક્ષેમવૃત્તિ એ જિજીવિષાનું વ્યાકરણ છે. પણ જ્યારે સમાજ સમર્થ બને છે, પરાક્રમ પ્રગટ કરે છે, વિજિગીષા કેળવે છે ત્યારે ક્ષેમવૃત્તિ કોરે મૂકી તે યોગવૃત્તિ ધારણ કરે છે. એ વખતે પણ નવું નવું ધારણ કરવાના ઉત્સાહમાં એ તણાઈ ન જાય અને આખો પ્રવાહ ડહોળાઈ ન જાય એટલા ખાતર વિજિગીષાનું વ્યાકરણ પણ જાળવવાનું હોય છે. પણ એ ક્ષેમવૃત્તિ કરતાં જુદું હોય છે. આ નવું વ્યાકરણ ધ્યાનમાં લઈ દરેક દસકે ભાષાનો કોશ ફરી ફરી સજીવન કરવાની આવશ્યકતા ઉત્પન્ન થશે એમ અમે માનીએ છીએ. ચાલુ લડતમાંથી જેઓ વિજય મેળવીને નીકળ્યા હશે તેમને માટે આ કામ અમે રાખી મૂકીએ છીએ. છેલ્લાં દશ પંદર વર્ષમાં ભાષાએ જે પ્રગતિ કરી છે, ભાષામાં નવા નવા શબ્દો દાખલ થયા છે, શબ્દોને નવા નવા અર્થો મળ્યા છે તે બધાનો સંગ્રહ અમે કરી શક્યા છીએ એટલાથી જ અમને સંતોષ છે.

બીજા સંસ્કરણનો લાભ લઈ અમે શબ્દોનો ઉમેરો કરવા શોધ કરી શક્યા હોત. પરંતુ તેને પહોંચી વળવું અશક્ય હતું. એટલે સહેજે અમને જેટલા નવા શબ્દો મળી આવ્યા તેમનો તો આમાં ઉમેરો કરી લીધો છે. એક બીજો ઉમેરો અનાયાસે થયો છે તેનું કારણ એ છે કે કેટલાક શબ્દોનો અમે પહેલી આવૃત્તિમાં માત્ર વિકલ્પનિર્દેશ જ કર્યો હતો તેમને આમાં, અર્થકોશ તરીકે ઉપયોગિતાની દૃષ્ટિએ, જુદા પણ બતાવેલા છે.

પ્રત્યયસાધિત શબ્દો, ક્રિયાપદનાં પ્રેરક તથા કર્મણિરૂપો, અને અનેક સમાસોનો સમાવેશ કરીને કોશકાર ધારે તો શબ્દસંગ્રહ ઘણો મોટો દેખાડી શકે. અમે એવો લોભ રાખ્યો નથી. પહેલી આવૃત્તિમાં જે શબ્દો સંઘરાયા હતા તેમાંથી કેટલાક સમાસો તથા પ્રત્યયસાધિત શબ્દો આ આવૃત્તિમાં રદ પણ કરવામાં આવ્યા છે. અર્થકોશમાં તેમ કરવાને શુદ્ધ જોડણીકોશ કરતાં ઓછી છૂટ છે એ તથા જોડણીની આવશ્યકતાને વિચારીને જ તેમ કરવામાં આવ્યું છે. આમ વધઘટ થઈને સરવાળે શબ્દભંડોળ પહેલી આવૃત્તિ કરતાં મોટું નીવડ્યું છે. પહેલી આવૃત્તિમાં ૪૩૭૪૩ શબ્દો હતા, આમાં કુલ ૪૬૬૬૧ શબ્દો છે.

પારિભાષિક શબ્દોનો ઉપયોગ આપણે નથી કરતા ત્યાં સુધી તેમની પસંદગી કરવી મુશ્કેલ જ રહેવાની. વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ આપણે અંગ્રેજીદ્વારા કરીએ છીએ એટલે ગમે તેવી સુંદર યોજેલી પરિભાષા પણ જીવંત ભાષાના કોશકારને સંગ્રહવી મુશ્કેલ પડે છે. પણ જો વાપરની કસોટી પર તેને ચડાવીએ તો તેની પરીક્ષા થઈ પસંદગી સરળ બને છે. ગણિતની પરિભાષાના વિદ્યાપીઠના અનુભવ પરથી આ અમે કહી શકીએ છીએ. વિનયમંદિરના ગણિતની પરિભાષા આ કોશમાં લગભગ સંપૂર્ણતાએ સંગ્રહાયેલી છે. તેમ જ સંગીતને માટે પણ કહી શકાય. પરંતુ રસાયનશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, ગતિશાસ્ત્ર, વિદ્યુચ્છાસ્ત્ર વગેરેની પ્રમાણભૂત અને અનુભવસિદ્ધ પરિભાષાને અભાવે તે સંપૂર્ણતાએ આ કોશમાં નથી. વિજ્ઞાન કે ગણિતની પરિભાષાની બાબતમાં અન્ય કોશોએ ગમે તેમ ગોઠવણ કરી છે તે તપાસીને જે શબ્દો ઠીક ન લાગ્યા તે રદ કર્યા છે.

પણ આપણા સાક્ષરોના વિચારો પાશ્ચાત્ય ઢબે અને પાશ્ચાત્ય પરિભાષામાં ઠીકઠીક વધતા જાય છે. તેમને વ્યક્ત કરવા તેઓ પરિભાષા પણ યોજતા જાય છે. તેનો વિવેક કરીને સંગ્રહ કરવો આવશ્યક ગણાય. તે આ કોશમાં કરવામાં આવ્યો છે. તેના અર્થ મુખ્યત્વે તેના અંગ્રેજી પર્યાયદ્વારા આપ્યા છે. તેવું જ ગણિતની પરિભાષા માટે પણ કર્યું છે. આવી રીતે અંગ્રેજી પર્યાયનો આશરો લાંબો વખત ન લેવો પડે એ તો ત્યારે જ બને કે જ્યારે આપણે તે પરિભાષાને અપનાવી રૂઢ કરી લઈએ.

જ્યાં શબ્દો સાથે વિસ્તારપૂર્વક વિગત આપવાની હોય છે ત્યાં કોશકારની મૂંઝવણ સહુથી વધારે હોય છે. રમતો, વનસ્પતિ, ઔષધિ, પ્રાણી, પંખી, રોગ, ઘરેણાં, ઔદ્યોગિક ક્રિયાઓ, વ્રતો, ઉત્સવો, પંથ, વાદ, અવતાર, કારીગરનાં ઓજારો વગેરેના અર્થ આપતી વખતે ઓછામાં ઓછી કેટલી વિગત આપવી જોઈએ એ જ નક્કી કરવાનું રહે છે. વિસ્તાર ન કરતાં શબ્દાર્થ સ્પષ્ટ થાય, વાચકને બધી માહિતી ભલે ન મળે પણ શંકાનિવૃત્તિ તો જરૂર થાય એ જાતનું ધોરણ જાળવવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

કોશમાં દરેક શબ્દ સાથે તેનું વ્યાકરણ પણ આપવાની જરૂર રહે છે કે જેથી એ શબ્દ વિશેષ ઓળખાય અને તેને કેમ વાપરવો એનો કાંઈક ખ્યાલ આવી જાય. એ વ્યાકરણનું વર્ગીકરણ આપણે અંગ્રેજી વ્યાકરણમાંથી ઉપાડી લઈ અમુક અગવડો વહોરી લીધી છે. કોશમાં આપેલા વ્યાકરણમાં ક્યાંક ક્યાંક મતભેદ કે પ્રશ્નો જરૂર ઊપજવાના. પણ તે તો જ્યાં સુધી ગૂજરાતી ભાષાના સ્વભાવને અનુસરનાર એક સંપૂર્ણ અને શાસ્ત્રશુદ્ધ વ્યાકરણનો ગ્રંથ પ્રજા આગળ નથી મુકાયો ત્યાં સુધી શું થાય? શબ્દોના વ્યાકરણના નિર્ણય કરતાં એ ઊણપ અમને નજરે આવ્યા કરી છે. નામનાં લિંગ તથા વિશેષણ અને ક્રિયાવિશેષણનો ભેદ એ આ વિષેનાં આગળ પડતાં દૃષ્ટાંતો છે.

કોશની નવી આવૃત્તિમાં જોડણીના નિયમો જેવા ને તેવા જ રહે છે. એક બે જગાએ ફેરફાર કર્યો છે તેની અહીં નોંધ લેવી જોઈએ. આગલી આવૃત્તિમાં 'સાંજ' જોડણી કરેલી. તેનો હવે સાંજ–ઝ એવો વિકલ્પ માન્ય રાખ્યો છે. તેમજ ઇન્સાફ–ઇનસાફ તથા ઇન્કાર–ઇનકાર એમ વિકલ્પ સ્વીકારવામાં આવ્યા છે. શબ્દોના અર્થોમાં પણ જોડણી બરાબર ધ્યાનથી તપાસવામાં આવી છે. છતાં જોડણીને જ માટે કોશ વાપરનારને ભલામણ છે કે તે મોટા અક્ષરોમાં આપેલા મૂળ શબ્દો પરથી જ પોતાનો જોડણીનો સંશય ટાળે.

જોડણીશુદ્ધ કોશ ધાર્યા સમયમાં છપાવવો એ એક સ્વતંત્ર કામ છે એમ બેઉ આવૃત્તિનો અમારો અનુભવ છે. આ વેળા નવજીવન મુદ્રણાલયની મદદ અમને નહોતી એ મોટી મુશ્કેલી હતી. પણ તે સંસ્થાના કાર્યકર્તાઓએ અમને ઉત્કૃષ્ટ મુદ્રણાલયની સેવા મેળવી આપી એને દૂર કરી છે. ૭ માસમાં કોશના મુદ્રણથી પરવારી શકાયું તે ઉત્કૃષ્ટ મુદ્રણાલયના સહકારને આભારી છે.

શુદ્ધિપત્રક ઉમેરવાની આપત્તિમાંથી છૂટવા નથી પામ્યા એનું અમને દુઃખ છે. શુદ્ધિપત્રકની જરૂર ન રહે એમ કરવા બનતો પ્રયત્ન કરવા છતાં જે ભૂલો રહેલી છે તે આપી છે. નોંધેલી ભૂલો માત્ર જોડણીની જ નથી. તેમાં અર્થો તથા વ્યાકરણ પણ સુધારેલું છે. એટલે તે બધી પ્રથમ સુધારી લઈને જ કોશ વાપરવા વિનંતી છે.

મહા સુદ ૭, સં. ૧૯૮૭
તા. ૨૬–૧–'૩૧, સોમવાર

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# પહેલી આવૃત્તિનું નિવેદન

ગુજરાતી ભાષાને બહુજનમાન્ય એવી જોડણી નથી એ વસ્તુ ગુજરાતીના અનેક ભક્તોની પેઠે ગાંધીજીને પણ હમેશ ખટકતી આવી છે. એમના યરોડાના જેલનિવાસમાં પણ એ વસ્તુનું ચિંતવન ચાલતું હતું, અને ત્યાંથી જ તેમણે સંદેશો મોકલેલો કે ગુજરાતી ભાષાની આ દુર્દશા દૂર કરવી જ જોઈએ. જેલમાંથી બહાર આવ્યા પછી એમણે ત્રણ જણને એ કામ સોંપ્યું, અને શુદ્ધિ અને રૂઢિ બંનેનો સમન્વય સધાય એવી રીતે જોડણીના નિયમોનો સંગ્રહ કરી તે પ્રમાણેનો લોકસુલભ એવો એક જોડણીકોશ તૈયાર કરવો એમ સૂચવ્યું.

જોડણી શાસ્ત્રપૂત હોય, બહોળી શિષ્ટ રૂઢિને અનુસરતી હોય, એ બધું જેટલું આવશ્યક છે તેટલું જ, અથવા તેના કરતાંયે, જેવી હોય તેવી પણ બહુજનમાન્ય જોડણી નક્કી થઈ જાય, એ વધારે આવશ્યક છે. આજે અંગ્રેજી ભાષાની જોડણી બધી રીતે શાસ્ત્રશુદ્ધ છે એમ તો કહેવાય જ નહિ; કેટલીયે બાબતમાં એ ઢંગધડા વગરની છે. પણ તે પ્રજામાં સંગઠન તથા તાલીમબદ્ધતા હોવાને લીધે ત્યાં જોડણીમાં અરાજકતા ફેલાવા પામી નથી. અંગ્રેજી ભાષાની જોડણી સર્વમાન્ય થઈ ચૂકી છે, તેથી જોડણીની બાબતમાં બધે એકધારું લખાણ જડી આવે છે. એક વાર અરાજકતામાંથી વ્યવસ્થા ઉત્પન્ન થઈ ગઈ એટલે પછી સુધારા કરવા જ હોય તો તે કામ પ્રમાણમાં ઘણું સહેલું થઈ જાય છે.

સુધારાનો પ્રવાહ માન્ય વિકલ્પોની મર્યાદામાં જ વહી શકે છે. વખત જતાં વિકલ્પોમાં અમુક જાતની જોડણી જ વધારે રૂઢ થાય છે અને બીજા વિકલ્પો અવમાન્ય ન હોય તોપણ વપરાશને અભાવે કાલગ્રસ્ત થઈ જાય છે અને ખરી પડે છે.

અરાજકતા અને માન્ય વિકલ્પો વચ્ચે ભેદ કરવો જોઈએ. ભાષાની સંક્રમણાવસ્થામાં વ્યવસ્થા જાળવવી એ અઘરું કામ છે. એવે પ્રસંગે વિકલ્પોને ઓછામાં ઓછા રાખવા કરતાં ભાષા ખમી શકે તેટલા વધારેમાં વધારે રાખવા એ નીતિ અપરિહાર્ય છે. પણ અરાજકતા તો એક ક્ષણને માટે પણ સહન કરવા જેવી વસ્તુ નથી. જેમણે ભાષાની કીમતી સેવા કરી છે અને શાસ્ત્ર, રૂઢિ અથવા લોકમાન્યતાની દૃષ્ટિએ જેમનો પક્ષ સમર્થ છે, તેમને વિકલ્પો દ્વારા બની શકે તેટલી માન્યતા આપવી એ જ ભાષાવ્યવસ્થાનો એકમાત્ર ઉપાય છે. અને જોડણીના ભિન્ન ભિન્ન પક્ષકારોએ એટલી વાત તો સ્વીકારવી જ જોઈએ કે અરાજકતા મટી વિકલ્પપ્રચુર વ્યવસ્થા ભાષામાં ઉત્પન્ન થાય તોયે તે મહત્ત્વની પ્રગતિ જ ગણાવી જોઈએ. અને આવી પ્રગતિ પછી જ કોઈ પણ સુધારાને વધારે અનુકૂળ પરિસ્થિતિ મળે છે. અરાજકતા અને વિકલ્પ વચ્ચેનો ભેદ ધ્યાનમાં આણીને અને અરાજકતા પ્રગતિને અથવા એકે પક્ષને

પોષક નથી એમ જોઈને એક વાર બહુજનમાન્ય એવી જોડણીની વ્યવસ્થા સ્વીકારવામાં બધા અનુકૂળ થાય તો ઇષ્ટ હેતુ સફળ થાય. અને કેટલીક વાર તો વિકલ્પના બંને પ્રકાર હંમેશને માટે ભાષામાં ચાલતા જ રહેવાના છે. દાખલા તરીકે, સંસ્કૃતપ્રચુર અથવા લલિત શૈલીમાં લ અને ળ ના વિકલ્પ વચ્ચે લને જ વધારે પસંદ કરવામાં આવશે, અને સાદી તળપદી ભાષામાં લને બદલે ળ વાપરવા તરફ લોકો ઢળશે.

ગાંધીજીએ નીમેલી ત્રણ જણની સમિતિએ જોડણીની બાબતમાં પૂર્વે થયેલી બધી ચર્ચા ધ્યાનમાં લઈ ચોથી સાહિત્ય પરિષદની જોડણીસમિતિના ઠરાવને આધારરૂપ ગણી શિષ્ટ અને લોકમાન્ય એવા સાક્ષરોની રૂઢિ તપાસી કેટલાક નિયમો તારવી કાઢ્યા. અને એ વિષયમાં અધિકાર અથવા રસ ધરાવતા લોકો પર તે મોકલી તેમનો અભિપ્રાય પૂછ્યો. તે નિયમો તારવવામાં તેમણે નીચેનો ઉદ્દેશ ખાસ ધ્યાનમાં રાખ્યો હતોઃ

"શિષ્ટ રૂઢિમાં બહુ ફેરફાર કરવો ન પડે, નિયમો સહેલાઈથી સર્વમાન્ય થઈ જાય, અને લખવા અને છાપવામાં લેખકોને અને મુદ્રકોને અગવડ ઓછી પડે, છાપેલો લેખ આંખને ગમે, અને અક્ષરની ઓળખ ટૂંક વખતમાં સર્વત્ર ફેલાય એટલા માટે, અને નવા વાંચતાં શીખનારને સગવડ થાય એ ઉદ્દેશ રાખીને આપણા નિયમ ઘડાવા જોઈએ એમ સૌ કોઈ સ્વીકારશે જ. જોડણીમાં વ્યુત્પત્તિનો ઇતિહાસ સાચવવાનું બને તો તે પણ ઇષ્ટ જ છે એ વિષે પણ મતભેદ ન જ હોઈ શકે."

એક વરસના વિચારવિનિમયને પરિણામે વાતાવરણ બહુ જ અનુકૂળ દેખાયું અને ઘણા લોકોની સામાન્ય સંમતિ એ નિયમો માટે મળી. ઘણા ભાઈઓએ કીમતી સૂચનાઓ કરી હતી અને વિકલ્પો સૂચવ્યા હતા. એ બધાનો યથાશક્ય સંગ્રહ કરી સમિતિએ બીજી પત્રિકા બહાર પાડી અને સર્વમાન્ય થઈ શકે એવા નિયમો પ્રસિદ્ધ કર્યા. આ નિયમો ઘડવામાં દી. બ. કેશવલાલ ધ્રુવ તેમજ સ્વ. સર રમણભાઈ તરફથી કીમતી મદદ અને સહાનુભૂતિ મળ્યાં હતાં.

એ જ અરસામાં વિદ્યાપીઠે નીચેના ગૃહસ્થોની એક જોડણીસમિતિ નીમીઃ શ્રી૦ રામનારાયણ પાઠક, શ્રી૦ છોટાલાલ પુરાણી, શ્રી૦ કાળિદાસ દવે, શ્રી૦ નરહરિ પરીખ. એ સમિતિએ ગાંધીજીની સમિતિના નિયમો સ્વીકારી લીધા એટલે ગાંધીજીએ વિદ્યાપીઠ મારફતે જ જોડણીકોશ તૈયાર થઈ જાય એમ સૂચવ્યું, અને વિદ્યાપીઠે જોઈતાં નાણાંની સગવડ કરી શ્રી. નરહરિ પરીખને એ કામની વ્યવસ્થા સોંપી. રેલસંકટના કામમાં નરહરિભાઈને રોકાવું ન પડત તો શરૂ થયેલું આ કામ વચમાં ન અટકત. અનુભવ ઉપરથી નક્કી થયું કે આ કામ બિનઅટકાવ ચલાવવું હોય તો જેને માથે બીજી કશી જવાબદારી નથી એવા માણસની સેવા આ કામમાં લેવી જ જોઈએ. એટલે ભાઈ ચંદ્રશંકર શુક્લ ઉપરાંત શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટને રોક્યા.

જોડણી નક્કી કરવાની સાથે પ્રચલિત કોશોમાં નથી અને છતાં પ્રાચીન કાળથી અથવા હાલની જાગૃતિને પરિણામે જે શબ્દો વપરાય છે એવા શબ્દોનો સંગ્રહ કરવો પણ આવશ્યક હતો. આ કામમાં કેટલાક મિત્રોએ કીમતી મદદ કરી છે. આ રીતે આધુનિક ગ્રંથકારોએ ભાષામાં દાખલ કરેલા સંખ્યાબંધ શબ્દો આ કોશમાં પહેલવહેલા દાખલ થયા છે. શબ્દોની જોડણી સાથે દરેક શબ્દના મુખ્ય મુખ્ય અર્થો પણ આપવા અને બની શકે તો વ્યુત્પત્તિ પણ આપવી એવો વિચાર પ્રથમ હતો; પણ વ્યુત્પત્તિ એ મહત્ત્વનું અને નવું ક્ષેત્ર છે, અને અર્થો અને

વ્યાખ્યાઓ પ્રમાણુ ગણાય એવી રીતે આપવામાં ઘણો વખત જાય એમ હતું. એ બંનેને પહોંચી વળતાં ઘણો વખત જશે એમ જોઈને અને ગાંધીજીની ખાસ સૂચનાથી મૂળ વિચાર ફેરવ્યો, અને ફક્ત જોડણી નક્કી કરીને જ કામ જલદી પતાવવું એમ ઠરાવ્યું. આમ કરવાથી પુસ્તકનું કદ નાનું થયું, કિંમત પણ ઓછી થઈ, અને એક જ ભાગમાં આખો શબ્દસંગ્રહ આવ્યો. જોડણીકોશનો મુખ્ય ઉપયોગ તો સંશય વખતે ઝટ એની મદદ લઈ જોડણીનો નિર્ણય કરી શકાય એ છે. લેખકો, વિદ્યાર્થીઓ, અને ખાસ કરીને મુદ્રણાલયો અને પ્રકાશનમંદિરોના મેજ ઉપર એવી એક ચોપડી પડી હોય તો તેમની હંમેશની મૂંઝવણ દૂર થાય છે.

જો નિરપવાદ નિયમ કરીને જ બધું કામ સરી શકે એમ હોત તો જોડણીકોશ તૈયાર કરવાની આટલી બધી આવશ્યકતા અને ઉતાવળ ન પણ રહેત. પણ નિયમ નક્કી કર્યા છતાં રૂઢિ અને પરસ્પરવિરોધી એવા લાગતા નિયમોના બલાબલનો વિચાર દરેક શબ્દ વખતે કરવો પડે છે, અને તેથી દરેક શબ્દનો નિયમોની દૃષ્ટિએ સ્વતંત્ર રીતે વિચાર કરી જોડણી નક્કી કરવી પડે છે. ભાષા વાપરનાર દરેક વ્યક્તિ દરેક પ્રસંગે આવી પરીક્ષા ન કરી શકે અને દર વખતે એક જ નિર્ણય ઉપર પણ ન આવી શકે, એટલા માટે કોશની સગવડ આપવી પડે છે. એ જ કારણે કોશ તૈયાર કરતી વખતે પણ નક્કી કરેલા નિયમોમાં અમુક વધારા અને અમુક ફેરફાર કરવા પડ્યા છે. આવા ફેરફારો અનેક તત્ત્વો ધ્યાનમાં રાખીને કરવાના હોવાથી એક જ માણસની મુનસફી ઉપર આધાર ન રખાય. પણ જેમને શાસ્ત્ર, રૂઢિ અને શિષ્ટ લેખકોનું વલણ આ ત્રણેનો ઠીકઠીક પરિચય છે એવા એક કરતાં વધારે નિરાગ્રહી લોકોની મદદ મેળવી શકાય તેટલી મેળવવી જોઈએ એમ સમજી છેલ્લી જોડણી નક્કી કરતી વખતે શ્રી૦ મહાદેવભાઈ, શ્રી૦ રામનારાયણભાઈ અને શ્રી૦ નરહરિભાઈ બારડોલીના કામને અંગે એકત્ર રહ્યા હતા એનો લાભ લીધો છે.

જોડણીકોશમાં ગુજરાતી ભાષાના બધા જ શબ્દો આવી જવા જોઈએ એ વાત સ્પષ્ટ છે. પણ એમ કરતાં કેટલાક મુદ્દાઓ ધ્યાનમાં લેવાના હતા. કોશનો અધિકાર ભાષામાં ચાલુ થયેલા અથવા માન્ય લેખકોએ વાપરેલા શબ્દોનો જ સંગ્રહ કરવાનો છે. સંસ્કૃત, હિન્દી, મરાઠી, બંગાળી વગેરે ભાષાઓના કુટુંબમાંની જ ગુજરાતી પણ હોવાથી એ ભાષાઓમાંથી ગમે તેટલા શબ્દો ગુજરાતી ભાષા લઈ શકે છે, પણ તેટલા ખાતર એ ભાષાઓમાંથી લેવાલાયક બધા શબ્દો કોશમાં દાખલ કરીએ તો શબ્દસંખ્યા વધે, પણ એ ગુજરાતી ભાષાકોશ ન ગણાય. જેટલા શબ્દો ગુજરાતી ભાષામાં વપરાયા હોય અને ભળ્યા હોય તેટલાને જ ગુજરાતી શબ્દકોશમાં સ્થાન હોઈ શકે છે.

સામાન્ય શબ્દોને પ્રત્યયો લગાડી જેટલા શબ્દો થઈ શકે છે તે બધા આપવા એ પણ કોશકારનું કામ નથી. અને જોડણીકોશની દૃષ્ટિએ તો મુખ્ય શબ્દ આપ્યા પછી જોડણીમાં ફેરફાર ન થતો હોય તો પ્રત્યયસાધિત શબ્દો રૂઢ હોય તોપણ આપવાનું પ્રયોજન ખરું જોતાં નથી. છતાં શરૂઆતમાં એવા શબ્દો આપીને પણ કોશ વાપરનારનું કામ સહેલું કરી આપવું આવશ્યક જણાવાથી પ્રત્યયસાધિત રૂપો આપ્યાં છે. આગળ ઉપર જોડણીકોશમાંથી એવા શબ્દોને બાતલ કરવા જોઈશે.

જોડણીનો વિચાર કરતી વખતે હશ્રુતિ અને યશ્રુતિ જોડણીમાં વ્યક્ત થવી જોઈએ એ શ્રી૦ નરસિંહરાવનો આગ્રહ ધ્યાનમાં આવ્યા વગર રહેતો નથી. તેઓ કહે છે કે ગુજરાતી

ભાષાના સ્વભાવમાં એ વસ્તુઓ છે અને જૂના લોકો એ બંને શ્રુતિઓ લખવામાં વ્યક્ત કરતા પણ હતા. સરકારી કેળવણી ખાતાએ મનસ્વીપણે એનો છેદ ઉડાડ્યો અને લોકોએ જડતાથી અત્યાર સુધી એ જોહુકમીને ટેકો આપ્યો છે.

એમની એ વાત અત્યાર સુધી લોકોએ ધ્યાન ઉપર નથી લીધી એ બરાબર નથી થયું. પણ આટલા દિવસના અનુભવ પછી જરૂર કહી શકાય કે જે ફેરફાર થઈ ગયો છે એ થઈ ગયો છે. હ અને ય નું જોડણીમાં ફરી સ્થાન સર્વમાન્ય થવું એ લગભગ અશક્ય છે. પણ એનું મુખ્ય કારણ એ નથી કે લોકોને એ બે શ્રુતિઓ વિષે વાંધો છે. પણ જનસ્વભાવ લખવાવાંચવામાં અને છાપખાનાંવાળાઓ બીબાં ગોઠવવામાં જોડાક્ષરો વધે એ પસંદ નથી કરતા. જો હશ્રુતિ અને યશ્રુતિ વ્યક્ત કરવાનો કોઈ સહેલો ઉપાય લિપિસુધારાને અંગે થાય તો શ્રી૰ નરસિંહરાવના પ્રયત્નને અત્યાર સુધી નથી મળ્યો એવો ટેકો જરૂર મળશે.

કેટલાક શબ્દો સારા લેખકોએ અથવા કવિઓએ વાપરેલા હોવા છતાં વપરાશમાં કાં તો આવ્યા નથી અથવા રહ્યા નથી. તેવા કાલગ્રસ્ત શબ્દોનો અર્થ કરવો પણ કોક કોક વાર મુશ્કેલ થઈ જાય છે. એવા શબ્દો નજીકના ભવિષ્યમાં કોઈ વાપરે એવો સંભવ પણ નથી હોતો. એવા શબ્દોની જોડણી નક્કી કરી આપવાનું ખાસ પ્રયોજન નથી. છતાં અર્થકોશમાં તે કામ આવે એમ જાણી તેમને આ કોશમાં સ્થાન આપી + નિશાનીથી જુદા પાડ્યા છે.

દી. બ. કેશવલાલ ધ્રુવ તથા સ્વ. સર રમણભાઈએ જોડણીના નિયમો નક્કી કરવામાં અમને જ્યારે જ્યારે માગી ત્યારે મદદ આપી છે. તેમના અમે ઋણી છીએ જ. તે ઉપરાંત બીજા સજ્જનો તરફથી પણ ઘણી મદદ મળી છે. તે સર્વેનો અત્રે આભાર માનવો ઘટે છે.

જે કોશોમાંથી અમે શબ્દસંગ્રહ પ્રથમ ભેગો કર્યો તે કોશોના કર્તાઓનો અને પ્રસિદ્ધ-કર્તાઓનો અહીં આભાર માનીએ છીએ. શ્રી લલ્લુભાઈ ગોકળદાસ, શ્રી. જીવનલાલ અમરશી, શ્રી. ભાનુસુખરામ અને ભરતરામ, એમના કોશો તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ફારસીઅરબી કોશ એ ગ્રંથોનો અમે વિશેષ ઉપયોગ કર્યો છે.આપટેના સંસ્કૃત કોશ વગર કોઈ ચલાવતું જ નથી. બીજા પણ કેટલાક કોશો અમે વાપર્યા છે. પ્રચલિત સાહિત્યમાંથી શબ્દો કાઢી આપવામાં ગોંડળના ભાઈ ચંદુલાલ પટેલ, રાજકોટના કવિ ત્રિભુવન વ્યાસ ઇ૰ મિત્રોએ કરેલી મદદની અહીં નોંધ લેવી ઘટે છે. વિદ્યાપીઠના અધ્યાપકોએ જે મદદ કરી છે તેમનો આભાર માનવાપણું હોય નહિ. જોડણીના નિયમો નક્કી થયા, આવેલી બધી સૂચના-ઓનો વિચાર થયો, અને શબ્દોનો સંગ્રહ પણ બની શકે તેટલો સંપૂર્ણ કર્યો; પણ મુખ્ય કામ એ નિયમો અને સૂચનાઓને અનુસરીને એ બધા શબ્દો એકધારી રીતે અને અકારાદિ ક્રમ પ્રમાણે લખવાના એ તો રહી જ ગયું હતું. નરહરિભાઈએ એ કામ કેટલુંક કર્યું હતું, પણ વિશ્વનાથભાઈની મદદ ન મળી હોત તો કોશ આટલો જલદી પૂરો ન થાત. એમણે નિયમિતતાથી અને શાસ્ત્રીય રસથી એ કામ કરી આપ્યું એને માટે તેઓ ખાસ ધન્યવાદને પાત્ર છે. તેઓ આ કોશના કામમાંથી છેલ્લે છેલ્લે મુક્ત થયા. આખર સુધી રહી શક્યા હોત તો અમને ખૂબ આનંદ થાત. આખર સુધી તેઓ ન રહ્યા તોયે એમના ખંતની કદર તો કરવી જ જોઈ એ.

ગુજરાતી જોડણી વિષે ચર્ચા કંઈ નહિ તો ૬૦ વરસથી ચાલતી આવી છે. જેમણે એ બાબતમાં લખ્યું છે તેમનાં નામ સહુ કોઈ જાણે છે. પણ જેમણે ખાનગીમાં ચર્ચા કરી

હોય, બીજાઓને પ્રેરણા આપી હોય, અને નિર્ણય આણવામાં મદદ કરી હોય એવા અજ્ઞાત ભાષારસિકો અને શિક્ષકો તો ઘણા હશે. એવા બધાના સંકલ્પોમાંથી જ જોડણીકોશ આખરે પેદા થાય છે. કેળવણી ખાતાએ જોડણીના કાંઈક નિયમો તૈયાર કરી એ પ્રમાણે પાઠ્ય પુસ્તકો છપાવ્યાં એ જ વખતે જો આ વિષયનો સર્વાંગી વિચાર થયો હોત તો અત્યારે જોડણીનો સવાલ જ ઊભો ન થયો હોત. પણ તેમ ન બન્યું. તેથી વિદ્વાનોમાં અસંતોષ ફેલાયો અને જોડણીની ચર્ચા શરૂ થઈ. સ્વ. કવિ નર્મદાશંકરથી માંડીને અત્યાર સુધી જે લેખકોએ જોડણીની ચર્ચા કરી છે એમની સંખ્યા નાનીસૂની નથી. સ્વ. નવલરામ, સ્વ. કમળાશંકર, સ્વ. ગોવર્ધનરામ વગેરે વિદ્વાનોએ જોડણીમાં વ્યવસ્થા આણવાના પ્રયત્નો કર્યા છે. દી. બ. કેશવલાલ ધ્રુવ, શ્રી. નરસિંહરાવ ભોળાનાથ, શ્રી. આનંદશંકર ધ્રુવ વગેરે વિદ્યમાન વિદ્વાનોએ પણ આ વિષય ઉદ્દીપિત કર્યો છે. એ બધાની મહેનત અમારી આગળ હતી તેથી જ અમે જોડણીના નિયમો સહેલાઈથી નક્કી કરી શક્યા. એ નિયમોની ચર્ચા સૂઝે તેટલા બધા આધુનિક અધિકારીઓ આગળ મૂકી. જે લોકોના જવાબ આવ્યા તેમાંથી લગભગ બધાએ અમારા પ્રયાસને વધાવી લીધો અને ઓછેવત્તે અંશે પોતાની સંમતિ પણ આપી, અને જેટલી બીજી સૂચનાઓ તેમણે કરી તે અમારું ધોરણ સફળ કરવા માટે ક્યાં ક્યાં વિકલ્પો રાખવા જોઈએ વગેરેની બાબતમાં જ હતી. એ બધાનો વિચાર કરીને બીજી પત્રિકા બહાર પાડવામાં આવી હતી. આટલા બધા લોકોનું પ્રોત્સાહન ન હોત તો આવો કોશ તૈયાર કરવાને અમે સહેજે પ્રવૃત્ત ન થાત. એટલે અમારી આ પ્રવૃત્તિમાં પ્રત્યક્ષ અપ્રત્યક્ષ ભાગ લેનાર સઘળા ભાઈઓનો અમે આભાર માનીએ છીએ.

ફક્ત જોડણી જ આપીને કોશ પૂરો કરવાનું નક્કી કર્યા પછી અમુક મુદતની અંદર કોશ પૂરો થવો જોઈએ એવો આગ્રહ રાખીએ તો જ કામ ઊકલી શકે એમ હતું. નવજીવન મુદ્રણાલયના સંપૂર્ણ અને ઉત્સાહભર્યા સહકારની ખાતરી ન હોત તો મુદત બાંધવી અઘરી હતી. ભાઈ મોહનલાલ ભટ્ટે એવી ખોળાધરી આપી, કોશ માટે ખાસ બીબાં વસાવી બધી જાતની અનુકૂળતા કરી આપી એટલે જ કોશ આજે પ્રસિદ્ધ થાય છે.

ફાગણ વદ ૭, સોમવાર
સં. ૧૯૮૫

દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

# જોડણીના નિયમો

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કરવી. ઉદા૦ મતિ, ગુરુ.

૨. ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૦ કઠિન, કઠણ; રાત્રિ, રાત; દશ, દસ; કાલ, કાળ; નહિ, નહીં.

૩. જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગુજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાંત ગણીને લખવા. ઉદા૦ વિદ્વાન, જગત, અકસ્માત, પરિષદ.

આ નિયમ અંગ્રેજી, ફારસી, આરબી વગેરે ભાષાના શબ્દોને પણ લાગુ પડે છે. ઉદા૦ કુરબાન.

૪. પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, ક્વચિત્, એવા શબ્દો એકલા આવે અથવા બીજા સંસ્કૃત શબ્દની સાથે સમાસમાં આવે ત્યારે વ્યંજનાંત લખવા. ઉદા૦ કિંચિત્કર, પશ્ચાત્તાપ.

આવાં અવ્યયો પછી જ્યારે જ આવે ત્યારે તેમને વ્યંજનાંત ન લખવાં. ઉદા૦ ક્વચિત જ.

૫. જ્યાં આરબી, ફારસી, અંગ્રેજી કે અન્ય પરભાષામાંથી અપભ્રષ્ટ થયેલો શબ્દ રૂઢ થઈ ગયો હોય ત્યાં તે જ અર્થમાં તત્સમ શબ્દ ન વાપરવો. ઉદા૦ પર્પટ, ખ્વાહિશ, હૂબહૂ, ઇંગ્લિશ, ટિકેટ નહિ; પણ પાપડ, ખાએશ, આબેહૂબ, અંગ્રેજી, ટિકિટ.

૬. આરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતાં તે તે ભાષાના વિશિષ્ટ ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો ન વાપરવાં. ઉદા૦ ખિદમત, વિઝિટ.

૭. એ તથા ઓના સાંકડા તથા પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ. પરંતુ અંગ્રેજી શબ્દોના એ ઓના ઉચ્ચારમાં ભ્રાન્તિ ન થાય માટે તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો. ઉદા૦ કૉફી, ઑગસ્ટ, કૉલમ.

૮. અનુસ્વારના ભિન્ન ભિન્ન ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવાં નહિ.

૯. બહેન, વહાણું, વહાલું, પહોળું, મહાવત, શહેર, મહેરબાન, મહાવરો, મહોર જેવા શબ્દોમાં, તથા કહે, રહે, પહેર, પહોંચ જેવા ધાતુઓમાં હ જુદો પાડીને લખવો.

૧૦. નાનું, મોટું, બીક, સામું, ઊનું, મોર (આંબાનો), મોં, મોવું (લોટને), જ્યાં, ત્યાં, ક્યારે, જ્યારે, ત્યારે, મારું, તમારું, તારું, તેનું, અમારું, આવું વગેરેમાં હકાર ન દર્શાવવો.

નોંધઃ—એટલે કે હ જ્યાં દર્શાવવો ત્યાં જુદો પાડીને દર્શાવવો, અને ન દર્શાવવો ત્યાં મુદ્દલ ન દર્શાવવો. હ ને આગલા અક્ષર સાથે જોડવો નહિ.

૧૧. નાહ, ચાહ, સાહ, મોહ, લોહ, દોહ, કોહ, સોહ એ ધાતુઓને અનિયમિત ગણી તેમનાં દર્શાવ્યા પ્રમાણે રૂપો સાધિત કરવાં.

નાહઃ—નાહું છું; નાહીએ છીએ; નહાય છે; નાહો છો; નાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; નાહીશ; નાહીશું; નહાશો; નહાશે; નહાત; નહાતો,-તી,-તું; નાહનાર; નાહવાનો અથવા નાવાનો; નાહેલો, -લી-લું; નહા; નહાજે; નાહવું.

નવડા(-રા)વવું; નવાવું; નવાય; નાવણુ; નાવણિયો; નવેણુ; નવાણુ.

ચાહઃ—ચાહું છું; ચાહીએ છીએ; ચાહે છે; ચાહો છો; ચાહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; ચાહીશ; ચાહીશું; ચાહશે; ચાહશો; ચહાત; ચહાતો,-તી,-તું; ચાહનાર; ચાહવાનો; ચાહેલો,-લી,-લું; ચાહ; ચાહજે; ચાહવું.

ચહવડા(-રા)વવું; ચહવાવું; ચહવાય એ રૂપો શક્ય અને વ્યાકરણદૃષ્ટિએ પ્રામાણિક લાગે છે પણ આવા પ્રયોગો પ્રચલિત નથી.

સાહઃ—ચાહ પ્રમાણે.

સવડા(-રા)વવું; સવાવું; સવાય.

મોહઃ—મોહું છું; મોહીએ છીએ; મોહે છે; મોહો છો; મોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; મોહીશ; મોહીશું; મોહશે; મોહશો; મોહત; મોહતો,-તી-તું; મોહનાર; મોહવાનો; મોહેલો,-લી,-લું; મોહ; મોહજે; મોહવું.

મોહડા(-રા)વવું; મોહાવું; મોહાય.

લોહઃ-લોહું છું; લોહીએ છીએ; લુહે છે; લુહો છો; લોહ્યો,-હ્યા,-હી,-હ્યું,-હ્યાં; લોહીશ; લોહીશું; લોહશે; લોહશો; લોહત; લોહતો,-તી,-તું; લોહનાર; લોહવાનો અથવા લોવાનો; લોહેલા,-લી,-લું; લોહ; લોહજે; લોહવું.

લોવડા(-રા)વવું; લોવાય, લોવણિયું.

દોહઃ—દોહું છું; દોહીએ છીએ; દુહે છે; દુહો છો; દોહ્યો,-હી,-હ્યું,-હ્યા,-હ્યાં; દોહીશ; દોહીશું; દોહશે; દોહશો; દુહત અથવા દોહત; દોહતો,-તી,-તું; દોહનાર; દોહવાનો અથવા દોવાનો; દોહેલો,-લી,-લું; દોહ; દોહજે.

દોવડા(-રા)વવું; દોવાવું; દોવણ; દોણી.

કોહઃ—મોહ પ્રમાણે.

કોવડા(-રા)વવું; કોવાવું; કોવાય; કોહપણ; કોહવાણ; કોહવાટ.

સોહઃ—મોહ પ્રમાણે.

૧૨. કેટલાક ઢ ને બદલે હ અને ડ છૂટા પાડીને લખે છે. જેમકે, કહાડવું, વહાડવું. તેમ ન લખતાં કાઢ, વાઢ, કઢી, ટાઢ, અઢાર, કઢવું એમ લખવું. પરંતુ ચઢવું, લઢવું, દાઢમ ન લખતાં ચડવું, લડવું, દાડમ એમ લખવું.

૧૩. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦ ચોખ્ખું, ચિઠ્ઠી, પથ્થર, ઝભ્ભો, સભ્ભર. પણ ચ્ તથા છનો યોગ હોય તો ચ્છ લખવું, છ્છ નહિ. ઉદા૦ અચ્છેર, પચ્છમ, અચ્છું.

૧૪. કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ગુજરાતના કેટલાક ભાગમાં યશ્રુતિ થાય છે. ઉદા૦ જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો, ઇ. પણ તે લખવામાં દર્શાવવાની જરૂર નથી. જાત, આંખ, લાવ, લો, દો એમ લખવું.

૧૫. કેટલાક શબ્દોમાં (ઉદા૦ પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચાળણી, શેલડી) ર, ડ, ળ, લને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળ રૂપ જ લખવું.

૧૬. અનાદિ શ ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાંતિક ઉચ્ચારભેદ છે. ઉદા૦ ડોશી-ડોસી; માશી-માસી; ભેંશ-ભેંસ; છાશ-છાસ; બારશ-બારસ; એંશી-એંસી. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

૧૭. શક, શોધ, શું માં રૂઢ શ રાખવો; પણ સાકરમાં સ લખવો.

૧૮. વિશે અને વિષે એ બંને રૂપો ચાલે.

૧૯. તદ્‌ભવ શબ્દોમાં અંત્ય ઈ તથા ઉ સાનુસ્વાર કે નિરનુસ્વાર એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં. ઉદા૦ ધણી, વીંછી, અહીં, દહીં, પિયુ, લાડુ, જુદું.

નોંધ-સામાન્ય રીતે ગુજરાતીમાં રુ અથવા રુ લખવાનો રિવાજ નથી. રૂ જ વિશેષ પ્રચલિત છે. પરંતુ જ્યાં નિયમ પ્રમાણે હ્રસ્વ રુ લખવાનું હોય ત્યાં રુ અથવા રુ લખવું. ઉદા૦ છોકરું, છોકરું; બૈરું, બૈરું.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર ઊ દીર્ઘ લખવો. ઉદા૦ જૂ, લૂ, થૂ, ખૂ, ભૂ.

૨૦. અનંત્ય ઈ તથા ઊ પર આવતા અનુસ્વારનો ઉચ્ચાર પોચો થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ઈંડું, સીંચણિયું, પીંછું, લૂંટ, પૂંછડું, વરસૂંદ.

અપવાદ—કુંવારું, કુંભાર, કુંવર, કુંવરી, સુંવાળું.

૨૧. શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઈ કે ઊ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય ત્યાં યુક્તાક્ષર ગણવો. ઉદા૦ કિસ્તી, શિસ્ત, કુક્કર, જુસ્સો, ચુસ્ત, છેતરપિંડી, જિંદગી, જિંગોડી, લુંગી, દુંદ, તુંડાઈ.

૨૨. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય તેવા બે અક્ષરના શબ્દમાં ઉપાંત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદા૦ ચૂક, થૂઈ, તૂત, ઝૂલો, ઝીણું, જીનો.

અપવાદ—સુધી, દુખ.

૨૩. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય તેવા બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઇ કે ઉ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં, અને ગુરુ અક્ષર આવે તો હ્રસ્વ લખવાં. ઉદા૦ ખુશાલ, નીકળ, મૂલવ, વિમાસ, મજૂર, ખેડૂત, વસૂલ, મંજૂર, મરહૂમ, દુકાળ, સુતાર, કિનારો.

અપવાદ ૧—વિશેષણ પરથી થતાં નામો તેમ જ નામ પરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દની જોડણી કાયમ રાખવી. ઉદા૦ ગરીબ-ગરીબાઈ; વકીલ-વકીલાત; ચીકણું ચીકણાઈ; મીઠું-મીઠાશ; જૂઠું-જૂઠાણું.

અપવાદ ૨—કેટલાક શબ્દો બોલતાં ઉપાંત્ય અક્ષર પર ભાર આવે છે ત્યાં ઈ કે ઊ જે હોય તે દીર્ઘ કરવાં. ઉદા૦ કબીલો, ગોટીલો, દાગીનો, અરડૂસો, દંતૂડી.

નોંધ:—જેમાં આ જાતનો ભાર નથી આવતો એવા શબ્દો: ટહુકો, ફઉડી, મહુડું.

૨૪. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઇ કે ઉ હ્રસ્વ લખવાં. મિજલસ, હિલચાલ, કુદરત, કિલકિલાટ, ખિસકોલી, ટિપણિયો.

વિકલ્પ:—ગુજરાત-ગૂજરાત.

નોંધ:—આ જાતનો શબ્દ સમાસ હોય તો સમાસના અંગભૂત શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૦ ભૂલથાપ, બીજવર, હીણુકમાઉ.

૨૫. પ્રાથમિક શબ્દો પરથી ઘડાતા શબ્દોમાં તથા ધાતુનાં પ્રેરક અને કર્મણિ-પ્રયોગનાં રૂપોમાં પ્રાથમિક શબ્દ અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં ઉપર કલમ ૨૩ તથા ૨૪ પ્રમાણે જોડણી કરવી. ઉદા૦ ભૂલ, ભુલામણી; શીખ, શિખામણ; નીકળ, નિકાલ; ઊઠ, ઉઠાડ, ઉઠમણું; મૂકવું, મુકાવું, મુકાવવું; ભૂલવું, ભુલાવું, ભુલાવવું.

૨૬. શબ્દના બંધારણમાં ઈ પછી સ્વર આવતો હોય તો તે ઈ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં ય ઉમેરીને લખવું. ઉદા૦ દરિયો, કડિયો, રેંટિયો, ફડિયો, પોતિયું, માળિયું, કાઠિયાવાડ, પિયર, મહિયર, સહિયર, દિયર.

૨૭ ક. વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી. ઉદા૦ નદી–નદીઓ, સ્ત્રી–સ્ત્રીઓ, ખૂબી–ખૂબીઓ.

ખ. કરીએ, છીએ એમ લખવું. પણ થયેલું, ગયેલું, સચવાયેલું એવાં રૂપો દર્શાવ્યા પ્રમાણે લખવાં.

૨૮. પૈસો, ચૌદું, પૈડું, ફૌંસ એમ લખવું. પણ પાઈ, પાઉંડ એ શબ્દો દર્શાવ્યા પ્રમાણે લખવા.

૨૯. સજા, મજા, જિંદગી, સમજ એમાં જ; તથા ઓઝારું, મોઝાર એમાં ઝ; અને સાંજમાં જ કે ઝ લખવો.

૩૦. આમલી–આંબલી, લીમડો–લીંબડો, તૂમડું–તૂંબડું, કામળી–કાંબળી, ડામવું–ડાંભવું, પૂમડું–પૂંભડું, ચાંલ્લો–ચાંદલો, સાલ્લો–સાડલો એ બંને રૂપો ચાલે.

૩૧. કહેવડાવવું–કહેવરાવવું, ગવડાવવું–ગવરાવવું, ઉડાડવું–ઉરાડવું, બેસાડવું–બેસારવું જેવાં પ્રેરકરૂપોમાં ડ અને ર નો વિકલ્પ રાખવો.

૩૨. જુવો, ધુવો નહિ પણ જુઓ, ધુઓ લખવું.

૩૩. કવિતામાં નિયમાનુસાર જોડણી વાપરી હ્રસ્વદીર્ઘ બતાવનારાં ચિહ્નો વાપરવાં.

૩૪. જે શબ્દોની જોડણી કે ઉચ્ચારને વિષે એકરૂપતા ચાલતી હોય તે શબ્દોની ઉપરના કોઈ નિયમો અનુસાર જુદી જોડણી થતી હોય છતાં પ્રચલિત જોડણી કાયમ રાખવી. ઉદા૦ મુજ, તુજ, ટુકડો, ટુચકો, મુજબ, પૂજારી, મુદત.

# કોશ વાપરનારને સૂચના

નામ તેમજ વિશેષણો પરથી થતાં લઘુતાવાચક રૂપો આ કોશમાં આપ્યાં નથી. એવા શબ્દોમાં મૂળ જોડણી જ કાયમ રહે છે.

શબ્દોની સંખ્યા ન વધારવાના ઉદ્દેશથી, જોડણીમાં ફેરફાર થતો હોય તેવાં બધાં જ ક્રિયાપદોનાં કર્મણિ તથા પ્રેરકરૂપો આપવાને બદલે, તેમાંનાં જેટલાં સામાન્ય વાપરમાં આવે એવાં છે તેવાંનાં જ રૂપો આપવામાં આવ્યાં છે.

રુ અને રુ બંને સરખી રીતે સ્વીકાર્ય ગણેલાં છે. એટલે કોશમાં જ્યાં બેમાંથી એક આપેલું છે ત્યાં બીજું વાપરવાને વાંધો નથી.

છાપવાની સગવડ ખાતર અને શબ્દોની સંખ્યા ન વધારવાના ઉદ્દેશથી, અનુસ્વારના વિકલ્પમાં અનુનાસિકો વપરાય છે તે વાપરીને જુદા શબ્દો આપેલા નથી. પણ જ્યાં જ્યાં અનુસ્વારને ઠેકાણે અનુનાસિક વાપરી શકાય ત્યાં ત્યાં તે વાપરવાની છૂટ છે. ઉદા૦ અંત–અન્ત; દંડ–દણ્ડ.

વિશેષણ ઉપરથી તા, ત્વ, અને પણું લાગીને બનતાં નામોના અર્થ આપવામાં આવ્યા નથી. તેમ જ કેટલાક બહુ સામાન્ય શબ્દોના અર્થો આપવામાં આવ્યા નથી. ઉદા૦ ઉંદર, ઓટલો. પરંતુ જ્યાં તેનો પર્યાય ધ્યાનમાં લાવવાયોગ્ય લાગ્યો છે ત્યાં તે મૂક્યો છે. ઉદા૦ સાપ = સર્પ; ભુજંગ.

શબ્દની જોડણીમાં પહેલા અક્ષરનો વિકલ્પ બતાવ્યો નથી. ઉદા૦ શિંગડું–શીંગડું.

છપાતી વખતે જે શબ્દોના અર્થો નહિ મળેલા કે કેટલાક નોંધવા જેવા રહી ગયેલા તેમને પરિશિષ્ટમાં આગળ ફૂદડી [*] મૂકી લીધા છે.

પર્યાયવાચક શબ્દોના અર્થ દરેક ઠેકાણે લખવાને બદલે એક જ ઠેકાણે લખી બીજા શબ્દોમાં, જુઓ અમુક શબ્દ, એમ બતાવવામાં આવ્યું છે.

ક્રિયાપદોનાં પ્રેરક કે કર્મણિરૂપોમાં જુદા અર્થ ન આપતાં અમુક ક્રિયાપદનું કર્મણિરૂપ કે પ્રેરકરૂપ એમ લખેલું છે. ઉપરાંત સ્વતંત્ર અર્થ હોય તો તે જુદો ઉમેરીને જણાવ્યો છે.

જ્યાં વિશેષણ અને નામ, કે વિશેષણ અને અવ્યયના અર્થ સરખા જ થતા હોય ત્યાં અર્થો ફરી ન લખતાં સાથે જ લખેલા છે. જેમકે, જુઓ વિવેચક, બરાબર.

ધડધડાટ, ધડાધડ જેવા રવાનુકારી શબ્દોના અર્થ ન આપતાં (રવ૦) સંજ્ઞા વાપરી છે. જ્યાં તે અવાજ શાનો છે એમ બતાવવું જરૂરી લાગ્યું છે ત્યાં સાથે કૌંસમાં (અમુકનો અવાજ) એમ કરીને જણાવ્યું છે.

# સંક્ષેપોની સમજ

| | | | |
|---|---|---|---|
| અ૦ | અવ્યય | પું૦ બ૦ વ૦ | પુંલ્લિંગ બહુવચન |
| અ૦ ક્રિ૦ | અકર્મક ક્રિયાપદ | પ્ર૦ / પ્ર૦ શા૦ | પ્રમાણશાસ્ત્ર |
| ઉદા૦ | ઉદાહરણ | ભૂ૦ | ભૂગોળ |
| એ૦ વ૦ | એકવચન | રવ૦ | રવાનુકારી |
| ક૦ | કચ્છી | લા૦ | લાક્ષણિક |
| કા૦ | કાઠિયાવાડી | વિ૦ | વિશેષણ |
| કા૦ શા૦ | કાવ્યશાસ્ત્ર | વિ૦ પું૦ | વિશેષણ પુંલિંગ |
| ખ૦ | ખગોળશાસ્ત્ર | વિ૦ સ્ત્રી૦ | વિશેષણ સ્ત્રીલિંગ |
| ગ૦ | ગણિત | વિ૦ ન૦ | વિશેષણ નપુંસકલિંગ |
| જૈ૦ | જૈન | વૈ૦ | વૈદક |
| જ્યો૦ | જ્યોતિષ | વ્યા૦ | વ્યાકરણ |
| ન૦ | નપુંસકલિંગ | શ૦ પ્ર૦ | શબ્દપ્રયોગ |
| ન૦ બ૦ વ૦ | નપુંસકલિંગ બહુવચન | સ૦ | સર્વનામ |
| ન્યા૦ | ન્યાયદર્શન; ન્યાયશાસ્ત્ર | સ૦ ક્રિ૦ | સકર્મક ક્રિયાપદ |
| ન્યા૦ શા૦ | ન્યાયશાસ્ત્ર (પ્રમાણશાસ્ત્રના અર્થમાં) | સં૦ | સંજ્ઞાવાચક |
| પ૦ | પદ્યમાં જ વપરાતો | સ્ત્રી૦ | સ્ત્રીલિંગ |
| પ૦ વિ૦ | પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર | સ્ત્રી૦ બ૦ વ૦ | સ્ત્રીલિંગ બહુવચન |
| પું૦ | પુંલ્લિંગ | | |

# ચિહ્નોની સમજ

+ કાલગ્રસ્ત શબ્દ

× એ અર્થનો નહિ

(–) આગલા અક્ષરનો વિકલ્પ બતાવે છે:

**કચૂ(–ચો)રો**=કચૂરો, કચોરો

**માસોજી(–સસરો)**=માસોજી, માસોસસરો

**દક્ષ(–ક્ષિ,–ખ)ણા**=દક્ષણા, દક્ષિણા, દખણા

૦ આગલા અક્ષર પછી ઉમેરો બતાવે છે:

**ક(૦ર)કરું**=કકરું, કરકરું

**કૈશિકી,૦વૃત્તિ**=કૈશિકી, કૈશિકીવૃત્તિ

* (કોશમાં) મૂળ શબ્દની પછીની ફૂદડી:–'અર્થ નથી મળી શક્યો, મળ્યો હશે તો પરિશિષ્ટમાં મૂક્યો હશે–ત્યાં જુઓ' એમ બતાવે છે

# જોડણીકોશ

## અ

**અ** પું૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો પહેલો અક્ષર (૨) વિષ્ણુ; બ્રહ્મા; શિવ (૩) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે નકારાર્થે વપરાતો અક્ષર ઉદા૦ 'અસુખ' (૪) વધારેપણું બતાવવા વપરાતો. ઉદા૦ 'અઘોર' (૫) નિરર્થક વપરાતો. ઉદા૦ 'અલોપ' (૬) વિરોધ બતાવવા વપરાતો. ઉદા૦ 'અસુર' (૭) અપ્રશસ્તપણું બતાવવા વપરાતો. ઉદા૦ 'અકાળ' (૮) તે સિવાયના બીજાનો બોધ કરાવવા વપરાતો. ઉદા૦ 'અબ્રાહ્મણ'

**અઉ** ન૦ કરડે એવું જીવડું (૨) સાપ (૩) આડ; અટણ

**અઋણી** વિ૦ ઋણ વિનાનું

**અક** ન૦ દુઃખ (૨) અઘ; પાપ

**અકચ** વિ૦ બોડું; વાળ વિનાનું (૨) પું૦ કેતુ (ગ્રહ) [માથા વિનાનો હોવાથી અકચ કહેવાય છે.]

**અકજ** વિ૦ + અકાજ; નકામું

**અકટોવિકટ** વિ૦ અતિ મુશ્કેલ (૨) અતિ ભયંકર

**અકડાઅકડી** સ્ત્રી૦ ચડસાચડસી (૨) કટોકટી

**અકડાઈ** સ્ત્રી૦ અક્કડપણું; મગરૂરી (૨) ફાંકડાપણું

**અકડાટ** પું૦ અકડાવું તે; અકડાવાની અસર

**અકડાવું** અ૦ ક્રિ૦ સાંધાનું—અંગનું ઝલાઈ જવું (૨) ભભકામાં ફરવું; મગરૂરીમાં રહેવું

**અકતો** પું૦ કારીગરોની છૂટીનો દિવસ; અણજો

**અકથ** વિ૦ નહિ વર્ણવેલું (૨) અવર્ણનીય

**અકથનીય** વિ૦ કહ્યું ન જાય તેવું; અવર્ણનીય

**અકથિત** વિ૦ કથિત નહિ એવું

**અકથ્ય** વિ૦ અકથનીય

**અકપટ** ન૦ કપટનો અભાવ

**અકબર** વિ૦ સૌથી મહાન (૨) પું૦ (સં.) હિંદુસ્તાનનો એક મોગલ બાદશાહ. ઈ. સ. ૧૫૪૨–૧૬૦૫

**અકબરદિલી** સ્ત્રી૦ ઉદાર દિલ રાખવું તે

**અકબરશાહી** વિ૦ અકબર બાદશાહના સમય અથવા રાજ્ય સંબંધી (૨) સ્ત્રી૦ અકબરનો અમલ

**અકબરી** વિ૦ અકબર સંબંધી (૨) અકબરે પ્રવર્તાવેલું (૩) સ્ત્રી૦ ચોખાના લોટની બનાવેલી એક સ્વાદિષ્ટ ચીજ

**અકબંધ** વિ૦ જેમનું તેમ; વગર ખોલેલું; વગર તોડેલું

**અકરણ** વિ૦ ઇંદ્રિય વગરનું (૨) દેહ, ઇંદ્રિયાદિ રહિત (પરમાત્મા) (૩) કર્મોનું કર્યા ન સમાન થવું તે

**અકરણી** વિ૦ જેનું મૂળ બરાબર નીકળે તેવી (રકમ); 'રૅશનલ' (ગ.)

**અકરણીગત** વિ૦ 'રૅશનલ' (ગ.)

**અકરણીપદી** સ્ત્રી૦ 'રૅશનલ એક્સ્પ્રેશન' (ગ.)

**અકરણીફલ** ન૦ 'રૅશનલ ફંક્શન' (ગ.)

**અકરણીય** વિ૦ ન કરવા જેવું

**અકરણીસમીકરણ** ન૦ 'રૅશનલ ઇક્વેશન' (ગ.)

**અકરાકેર** પું૦ હાહાકાર વર્તી રહે એવો બનાવ; ગજબ (૨) ભયંકર નાશ
**અકરામ** ન૦ કૃપા; માન; બક્ષિસ
**અકરાળ** વિ૦ અતિ ભયંકર
**અકરાળવિકરાળ** વિ૦ અતિ ભયંકર
**અકરાંતિયાવેડા** પું૦ બ૦ વ૦ અકરાંતિયાની માફક વર્તવું તે
**અકરાંતિયું** વિ૦ બહુ ખાનારું; ખાઉધરું
**અકરુણ** વિ૦ કરુણા વિનાનું; નિર્દય
**અકરુણા** સ્ત્રી૦ કરુણાનો અભાવ; નિર્દયતા
**અકરું** વિ૦ અધૂકડું; ઊભે પગે બેઠેલું (૨) અસ્થિર
**અકર્કશ** વિ૦ કર્કશ નહિ એવું
**અકર્ણ** વિ૦ કાન વિનાનું (૨) બહેરું (૩) પું૦ સાપ
**અકર્ત(-ર્ત્ત)વ્ય** વિ૦ ન કરવા જેવું (૨) ન૦ દુરાચરણ
**અકર્તા(-ર્ત્તા)** પું૦ કર્તા નહિ તે
**અકર્તુમ્** અ૦ ન કરવાને
**અકર્તૃક** વિ૦ કર્તા વિનાનું
**અકર્ત્તવ્ય** વિ૦ અકર્તવ્ય
**અકર્મ** ન૦ કર્મનો અભાવ (૨) ખોટું કામ
**અકર્મક** વિ૦ જેને કર્મ ન હોય તેવું (ક્રિયાપદ)
**અકર્મકર** વિ૦ કાર્યસાધક નહિ તેવું
**અક(-ક્ક)ર્મણ** વિ૦સ્ત્રી૦ અભાગણી (૨) કુલટા
**અકર્મણ્ય** વિ૦ કામ કરવાને નાલાયક (૨) ન કરવા યોગ્ય
**અકર્મણ્યતા** સ્ત્રી૦
**અક(-ક્ક)ર્મી** વિ. અભાગિયું (૨) કર્મ નહિ કરનારું (૩) દુરાચારી
**અકલ(-ળ)** વિ૦ ન કળી શકાય એવું
**અકલ(-ળ)કલા(-ળા)** સ્ત્રી૦ અગમ્ય લીલા; માયા
**અકલલકડિયું** વિ૦ 'હાજર સો હથિયાર' કરી લે એવું; તરતબુદ્ધિવાળું
**અકલંક** વિ૦ નિષ્કલંક; દોષ–એબરહિત
**અકલા(-ળા)** સ્ત્રી૦ કલાનો અભાવ (૨) ખરાબ કળા; બેહૂદાપણું
**અકલિ(-ળિ)ત** વિ૦ ન કળેલું–ન કલ્પેલું એવું
**અકલી** વિ૦ અક્કલવાળું (૨) કસબી; હિકમતી
**અકલ્પિત** વિ૦ કલ્પિત નહિ તેવું; સાચું (૨) ઓચિંતું
**અકલ્પ્ય** વિ૦ ન કલ્પી શકાય એવું
**અકલ્મષ** વિ૦ કલ્મષરહિત
**અકલ્યાણ** ન૦ અશુભ; ભૂંડું
**અકવિતા** સ્ત્રી૦ ખરાબ કવિતા
**અકસ** પું૦ દ્વેષ; ખાર
**અકસખોર** વિ૦ ખારીલું
**અકસર** અ૦ ઘણુંખરું; ઘણું કરીને
**અકસીર** વિ૦ આબાદ; રામબાણ (૨) સ્ત્રી૦ કીમિયો; રસાયણ; પ્રત્યેક રોગ નષ્ટ કરે તેવું ઔષધ
**અકસ્માત** અ૦ અચાનક; એકાએક (૨) પું૦ હોનારત
**અકળ** વિ૦ અકલ
**અકળકળા** સ્ત્રી૦ અકલકલા
**અકળવિકળ** વિ૦ આકળવિકળ; બાવરું
**અકળા** સ્ત્રી૦ જુઓ અકલા
**અકળામણ** સ્ત્રી૦ અમૂંઝણ
**અકળાવું** અ૦ ક્રિ૦ અમૂંઝાવું; ગભરાવું (૨) કંટાળવું
**અકળિત** વિ૦ અકલિત
**અકંટક** વિ૦ કાંટા–આડખીલી વિનાનું
**અકંપિત** વિ૦ સ્થિર
**અકાક** વિ૦ સુખદુઃખથી પર
**અકાજ** વિ૦ નકામું (૨) લાચાર
**અકાતર** વિ૦ બાયલું નહિ તેવું; હિંમતવાળું (૨) ગભરાયા વિનાનું; સ્વસ્થ
**અકાબર** પુ૦ પ્રતિષ્ઠિત પુરુષ; મોટો માણસ (૨) હોદ્દેદાર; અમલદાર
**અકામ** ન૦ ન કરવા જેવું–ખરાબ કામ
**અકામ(-મી)** વિ૦ કામવાસનાની અસરથી મુક્ત (૨) નિષ્કામ; વાસનારહિત
**અકાય** વિ૦ શરીર વિનાનું
**અકાર** પું૦ 'અ' અક્ષર અથવા ઉચ્ચાર (૨) અ૦ અકારણ
**અકારજ** ન૦ અકાર્ય; ખોટું કામ (૨) અ૦ વ્યર્થ
**અકારણ** વિ૦ કારણ વગરનું (૨) અ૦ કારણ વગર
**અકારત(-થ)** અ૦ વ્યર્થ; નિષ્ફળ
**અકારાંત** વિ૦ છેડે અકારવાળું
**અકારું** વિ૦ અપ્રિય; અળખામણું

**અકાર્ય** વિ૰ ન કરવા જેવું (૨) ન૰ ખોટું કામ
**અકાલ(-ળ)** વિ૰ કવખતનું (૨) પું૰ અયોગ્ય સમય; કવખત (૩) દુકાળ (૪) કાલાતીત તે—પરમાત્મા
**અકાલ(-ળ)જ** વિ૰ અકાળે જન્મેલું—ઉત્પન્ન થયેલું
**અકાલ(-ળ)વૃદ્ધ** વિ૰ અકાળે વૃદ્ધ–ઘરડું થયેલું
**અકાલિક** વિ૰ કવખતનું
**અકાલી** પું૰ શીખ સંપ્રદાયનો એક ફાંટો. (૨) એ સંપ્રદાયનો અનુયાયી
**અકાલીન** વિ૰ કવખતનું
**અકાલીનતા** સ્ત્રી૰ કાલવિપર્યાસ; 'એનેક્રૉનિઝમ'
**અકાળ** વિ૰ (૨) પું૰ જુઓ અકાલ
**અકાળજ** વિ૰ અકાલજ
**અકાળવૃદ્ધ** વિ૰ અકાલવૃદ્ધ
**અકાંડ** વિ૰ આકસ્મિક; ઓચિંતું
**અકિંચન** વિ૰ જેની પાસે કાંઈ ન હોય તેવું; સાવ ગરીબ
**અકિંચિત્કર** વિ૰ જેનાથી કાંઈ થાય નહિ એવું; નિર્માલ્ય (૨) વ્યર્થ; ફોકટ; નિષ્ફળ
**અકીક** પું૰ એક જાતનો લીસો, ચળકતો, રાતો પથ્થર
**અકીકિયો** પું૰ અકીકની વસ્તુઓ બનાવનારો
**અકીર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૰ અપયશ; નામોશી
**અકીર્તિ(-ર્ત્તિ)કર** વિ૰ અપયશ અપાવે એવું
**અકુટિલ** વિ૰ કુટિલ નહિ તેવું; વક્રતા વિનાનું; નિખાલસ
**અકુતોભય** વિ૰ કોઈ પણ તરફના ભય વિનાનું
**અકુલાંગના** સ્ત્રી૰ કુલાંગના નહિ તેવી–કજાત બૈરી
**અકુલીન** વિ૰ નીચા કુળનું; કુળહીન
**અકુલીનતા** સ્ત્રી૰
**અકુલીનપણું** ન૰
**અકુશલ(-ળ)** વિ૰ કુશળ નહિ એવું (૨) ન૰ અનિષ્ટ; અશુભ; ભૂંડું
**અકુશલ(-ળ)તા** સ્ત્રી૰
**અકુંઠ** વિ૰ અકુંઠિત
**અકુંઠિત** વિ૰ પાછું ન પડે તેવું; કાર્યસાધક; અપ્રતિહત (૨) તીક્ષ્ણ
**અકૂપાર** પું૰ સમુદ્ર
**અકૃત** વિ૰ (યોગ્ય રીતે) નહિ કરેલું (૨) ન૰ પાપ
**અકૃતઘ્ન** વિ૰ કરેલા કામને—ઉપકારને નહિ ભૂલનારું; કૃતજ્ઞ
**અકૃતજ્ઞ** વિ૰ કરેલા કામને—ઉપકારને નહિ જાણનારું; કૃતઘ્ન
**અકૃતાત્મા** વિ૰ અજ્ઞાની (૨) ઈશ્વરદર્શન નહિ પામેલું (૩) નિષ્ફળ
**અકૃતાર્થ** વિ૰ કૃતાર્થ નહિ એવું; પોતાનો અર્થ સાધ્યો નથી એવું; કમનસીબ
**અકૃત્ય** ન૰ ન કરવા જેવું કામ; અપકૃત્ય
**અકૃત્રિમ** વિ૰ સ્વાભાવિક; કુદરતી
**અકૃત્રિમતા** સ્ત્રી૰
**અકૃપણ** વિ૰ કૃપણ નહિ એવું; ઉદાર
**અકૃપા** સ્ત્રી૰ કૃપાનો અભાવ; અવકૃપા
**અકેક(-કું)** વિ૰ એક પછી એક (૨) પ્રત્યેક; દરેક
**અકોટ** પું૰ સોપારીનું ઝાડ (૨) સોપારી
**અકોટી** સ્ત્રી૰ સોપારી ઘાટનું સ્ત્રીઓના કાનનું ઘરેણું; ઘૂઘરીઓનાં ઝૂમખાંવાળું લોળિયું
**અકોટો** પું૰ અકોટી
**અકોણું** વિ૰ ભળી ન જાય તેવું (૨) કોઈનું ન માને તેવું (કા.)
**અકૌશલ(-લ્ય)** ન૰ અણઆવડત
**અક્કડ** વિ૰ કડક; વળી ન જાય એવું; (૨) ટટાર (૩) મગરૂબીવાળું
**અક્કડબાજ** વિ૰ રોફી; ફાંકડું; વરણાગિયું
**અક્કરચક્કર** અ૰ અણધારી રીતે (૨) ગમે તેમ કરીને; આડુંઅવળું સમજાવીને
**અક્કર્મણ** વિ૰ સ્ત્રી૰ જુઓ અકર્મણ
**અક્કર્મી** વિ૰ જુઓ અકર્મી
**અક્કલ** સ્ત્રી૰ બુદ્ધિ
**અક્કલક(-ગ)રો** પું૰ એક વનસ્પતિ–ઔષધિ
**અક્કલબાજ** વિ. બુદ્ધિશાળી
**અક્કલબેર** પું. એક વનસ્પતિ–ઔષધિ
**અક્કલમઠું** વિ૰ મંદ બુદ્ધિવાળું (કા.)
**અક્કલમંદ** વિ૰ બુદ્ધિશાળી
**અક્કલમંદી** સ્ત્રી૰ અક્કલમંદપણું
**અક્કલવંત** વિ૰ અક્કલમંદ
**અક્કલવાન** વિ૰ અક્કલમંદ
**અક્કલહોશિયારી** સ્ત્રી૰ બુદ્ધિકૌશલ્ય (૨) આ શબ્દનો ઉપયોગ ખતપત્રોમાં એવા અર્થમાં થાય છે કે દસ્તાવેજ કરી આપનારે તે બુદ્ધિપૂર્વક કરી આપ્યો છે—કોઈએ છેતરીને કે આડુંતેડું સમજાવીને કરાવી લીધો નથી.

**અક્ષા** સ્ત્રી૰ અભોલા; ભાઈબંધી તોડવી તે
**અક્કેક** વિ૰ જુઓ અકેક
**અક્ટોબર** પું૰ ઑક્ટોબર
**અક્રમ** વિ૰ ક્રમબદ્ધ નહિ તેવું; અનિયમિત (૨) પું૰ ક્રમ નહિ તે
**અક્રિય** વિ૰ નિષ્ક્રિય (૨) નિરુદ્યોગી; સુસ્ત
**અક્રૂર** વિ૰ ક્રૂર નહિ તેવું; દયાળુ (૨) પું૰ (સં.) શ્રીકૃષ્ણના પિત્રાઈ કાકા અને ભક્ત
**અક્રોધ** પું૰ ક્રોધનો અભાવ; શાન્તિ
**અક્રોધી** વિ૰ શાન્ત
**અક્લાંત** વિ૰ ક્લાંત નહિ એવું
**અક્લિષ્ટ** વિ૰ ક્લિષ્ટ નહિ એવું
**અક્લેદ્ય** વિ૰ ભીંજવી ન શકાય એવું
**અક્ષ** પું૰ રમવાનો પાસો (૨) માળાનો મણકો (૩) ધરી (૪) આંખ (૫) જ્ઞાનેન્દ્રિય (૬) વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ કોઈ પણ જગાનું અંતર (ભૂ.)
**અક્ષણિક** વિ૰ ક્ષણિક નહિ તે; સ્થિર; કાયમી
**અક્ષણુ** ન૰ + ચોખાથી ભરેલું પાત્ર
**અક્ષત** વિ૰ ઈજા પામ્યા વિનાનું; સુરક્ષિત; અખંડ (૨) પું૰ બ૰ વ૰ ધાર્મિક ક્રિયામાં અથવા મંગળ પ્રસંગે કોઈને વધાવી લેવામાં વપરાતા વગર ભાંગેલા, અણિશુદ્ધ અનાજના દાણા—ચોખા, ડાંગર, ઘઉં, જવ વગેરે
**અક્ષતયોનિ(-ની)** વિ૰ સ્ત્રી૰ જેનું કૌમાર ખંડિત નથી થયું એવી
**અક્ષતા** વિ૰ સ્ત્રી૰ અક્ષતયોનિ
**અક્ષમ** વિ૰ અશક્ત; અસમર્થ (૨) અસહિષ્ણુ
**અક્ષમા** સ્ત્રી૰ ઈર્ષા (૨) ક્રોધ
**અક્ષમાપક** ન૰ અંશ ઉપરથી ગ્રહ–નક્ષત્ર જોવાનું એક પ્રકારનું યંત્ર
**અક્ષમાલા(-ળા)** સ્ત્રી૰ રુદ્રાક્ષની માળા (૨) જપમાળા
**અક્ષમાશીલ** વિ૰ ક્ષમાશીલ નહિ એવું
**અક્ષમ્ય** વિ૰ ક્ષમ્ય નહિ એવું
**અક્ષય(-યી,-ય્ય)** વિ૰ કદી ક્ષીણ ન થાય એવું; અવિનાશી (૨) અખૂટ
**અક્ષયતૃતીયા** સ્ત્રી૰ અખાત્રીજ; વૈશાખ સુદ ત્રીજ
**અક્ષયધામ** ન૰ વૈકુંઠ (૨) મોક્ષ
**અક્ષયનવમી** સ્ત્રી૰ અખેનોમ; કારતક સુદ નોમ
**અક્ષયપદ** ન૰ મોક્ષ
**અક્ષયપાત્ર** ન૰ જેમાંથી વસ્તુ ખૂટે જ નહિ એવું વાસણ
**અક્ષયવટ** પું૰ (સં.) અક્ષય–પ્રલયકાળે પણ જેનો નાશ નથી એમ મનાય છે એ—પ્રયાગમાં આવેલો એક વડ
**અક્ષયવાણી** સ્ત્રી૰ ખૂટે નહિ એવી વાણી (૨) સરસ્વતી
**અક્ષયી(-ય્ય)** વિ૰ જુઓ અક્ષય
**અક્ષર** વિ૰ અવિનાશી (૨) પું૰ વર્ણ (ભાષા) (૩) હરફ; બોલ (૪) પું૰ બ૰ વ૰ દસ્કત (૫) વિધિના લેખ (૬) ન૰ બ્રહ્મ
**અક્ષરગણિત** ન૰ બીજગણિત
**અક્ષરછંદ** પું૰ અક્ષરવૃત્ત
**અક્ષરજ્ઞાન** ન૰ લખતાં વાંચતાં આવડવું તે
**અક્ષરદેહ** પું૰ નાશ ન પામે એવું શરીર (૨) કીર્તિ (૩) સાહિત્યકૃતિ
**અક્ષરધામ** ન૰ કદી નાશ ન પામે તેવું ધામ; બ્રહ્મલોક; મોક્ષ
**અક્ષરપદ** ન૰ અવિનાશી અને શાશ્વત સ્થિતિ; મુક્ત દશા
**અક્ષરપદ્ધતિ** સ્ત્રી૰ વર્ણમાળાની યોજના
**અક્ષરબંધ** પું૰ અતૂટ સંબંધ; ગાઢ મૈત્રી (૨) અક્ષરોનું બંધારણ (૩) દસ્કત
**અક્ષરમાલા(-ળા)** સ્ત્રી૰ મૂળાક્ષરો; વર્ણમાળા
**અક્ષરમેળ** વિ૰ અક્ષરના માપવાળો (છંદ)
**અક્ષરરચના** સ્ત્રી૰ અક્ષરપદ્ધતિ
**અક્ષરવિન્યાસ** પું૰ શુદ્ધ લેખનવિદ્યા; જોડણી
**અક્ષરવૃત્ત** ન૰ અક્ષરમેળ વૃત્ત—છંદ
**અક્ષરશત્રુ** વિ૰ કાળા અક્ષરને કૂટી મારે એવું; અભણ
**અક્ષરશઃ** અ૰ અક્ષરે અક્ષર
**અક્ષરાતીત** વિ૰ ભાષાથી જેનું વર્ણન ન થઈ શકે તેવું; (પરમાત્મતત્ત્વ)
**અક્ષરાર્થ** પું૰ શબ્દાર્થ; સંકુચિત અર્થ
**અક્ષરોપગુણ** પું૰ વર્ણોપગુણ; 'લિટરલ કોઈ-ફિસન્ટ' (ગ.)
**અક્ષવિદ** વિ૰ પાસા રમી જાણનારું; જુગારી
**અક્ષવિદ્યા** સ્ત્રી૰ પાસા નાખવાની વિદ્યા; જુગાર
**અક્ષવૃત્ત** ન૰ અક્ષાંશ દર્શાવવા માટે વિષુવવૃત્તથી સમાંતરે દોરેલી વર્તુલાકાર લીટી

**અક્ષંતવ્ય** ન૦ અક્ષમ્ય
**અક્ષાંતિ** સ્ત્રી૦ ક્ષાંતિનો અભાવ
**અક્ષાંશ** પું૦ વિષુવવૃત્તથી સમાંતરે ઉત્તર દક્ષિણ દોરેલી ગોળ રેખાઓમાંની કોઈ પણ. તે કુલ ૧૮૦ છે.
**અક્ષાંશવૃત્ત** ન૦ વિષુવવૃત્તથી સમાંતરે દક્ષિણે અને ઉત્તરે પૂર્વથી પશ્ચિમ લગી દોરેલું વર્તુલ
**અક્ષિ** સ્ત્રી૦ આંખ
**અક્ષિકોશ(-ષ)** પું૦ આંખનો ગોખલો
**અક્ષિગોલક** પું૦ આંખનો ડોળો
**અક્ષિતારક** પું૦ આંખની કીકી
**અક્ષિતારા** સ્ત્રી૦ આંખની કીકી
**અક્ષિપક્ષ્મ** ન૦ પાંપણ
**અક્ષિપટ** ન૦ આંખની કીકી પાછળનો પ્રકાશ ગ્રહણ કરનારો પડદો; 'રેટિના'
**અક્ષિપટલ** ન૦ આંખનું પડળ; કીકી ઉપર વળેલી છારી
**અક્ષિકૂટું** વિ૦ કાણું; આંધળું
**અક્ષીણ** વિ૦ ક્ષીણ નહિ થયેલું એવું
**અક્ષુણ્ણ** વિ૦ ક્ષુણ્ણ–વટાયેલું નહિ તેવું (૨) પગરવટ વિનાનું (૩) અજિત; ફતેહમંદ
**અક્ષુબ્ધ** વિ૦ ક્ષોભ પામ્યા વિનાનું; સ્વસ્થ (૨) નહિ ડહોળાયેલું
**અક્ષુભિત** વિ૦ જુઓ અક્ષુબ્ધ
**અક્ષોણી** સ્ત્રી૦ + અક્ષૌહિણી
**અક્ષોભ** પું૦ સ્વસ્થતા
**અક્ષૌહિણી** સ્ત્રી૦ ૨૧, ૮૭૦ રથ; ૨૧, ૮૭૦ હાથી; ૬૫,૬૧૦ ઘોડા તથા ૧,૦૯.૩૫૦ પાયદળની બનેલી લશ્કરની એક ટુકડી
**અખ(-ખ્ખ)ડ** વિ૦ નહિ ખેડાતું; પડતર (ખેતર) (૨) જેમાં ઘાસ પણ ન ઊગે એવું
**અખડદહાડા** પું૦ બ૦ વ૦ કામ કરવાનું મન ન થાય એવા દિવસો (૨) કામકાજ વિનાના, કંટાળો આવે એવા દિવસ
**અખડબખડ** વિ૦ ખાડાખૈયાવાળું; ઊંચુંનીચું; આડુંઅવળું
**અખડાબખડી** વિ૦ અખડબખડ
**અખડાવું** અ૦ ક્રિ૦ અફળાવું; ટિચાવું; અથડાવું
**અખત(-ત્ત)ર(-રું)** વિ૦ મેલું; નઠારું (૨) શબ્દોના અર્થને અવળા લઈ પોતાની જાતને ડાહ્યું માનતું–મનાવતું
**અખતરડાહ્યું** વિ૦ દોઢડાહ્યું
**અખતરાખોર** વિ૦ અખતરા કર્યા કરે તેવું; અખતરાનું શોખીન
**અખતરાબાજ** વિ૦ અખતરાખોર
**અખતરું** વિ૦ જુઓ અખતર
**અખતરો** પું૦ પ્રયોગ
**અખત્તર** વિ૦ જુઓ અખતર
**અખત્યાર** પું૦ અધિકાર (૨) પસંદગી
**અખત્યારનામું** ન૦ અખત્યારપત્ર
**અખત્યારપત્ર** પું૦; ન૦ મુખત્યારનામું; સનદ
**અખત્યારી** સ્ત્રી૦ સત્તા; અધિકાર
**અખની** સ્ત્રી૦ ગિલ્લીદંડાનો એક દાવ; આંખી
**અખબાર** પું૦; ન૦ વર્તમાનપત્ર; છાપું
**અખબારનવીસ** પું૦ ખબરપત્રી (૨) છાપાંનો લખનારો
**અખમ** વિ૦ ન ખમી શકે એવું (૨) નાજુક (૩) અસમર્થ
**અખર** વિ૦ અસહ્ય (૨) સ્ત્રી૦ પડતર જમીન; ચરો
**અખરામણ** ન૦ દૂધ આખરવા માટે તેમાં નાખવાની ખટાશ; મેળવણ
**અખરોટ** ન૦ એક મેવો
**અખંડ** વિ૦ આખું
**અખંડતા** સ્ત્રી૦
**અખંડપણું** ન૦
**અખંડરાશિ** પું૦ પૂર્ણાંક પરિમાણ (ગ.)
**અખંડસૌભાગ્ય** ન૦ સૌભાગ્યની અખંડિતતા; સ્ત્રીના મરણ સુધી પતિ જીવતો હોય તેવું તેનું સૌભાગ્ય
**અખંડસૌભાગ્યવતી** વિ૦ સ્ત્રી૦ પોતાના મરણ સુધી પતિ હયાત હોય તેવી સ્ત્રી (૨) સોહાગણના નામ આગળ મૂકવામાં આવતું વિશેષણ
**અખંડસ્રાવી** વિ૦ સદા વહેતું
**અખંડિત** વિ૦ ખંડિત નહિ એવું
**અખંતર** વિ૦ મેલું (૨) ન૦ ભૂતપ્રેત; વળગાડ
**અખાજ(-દ્ય)** વિ૦ ન ખાવા યોગ્ય (૨) ન૦ નિષિદ્ધ ખોરાક; માંસ
**અખાડ** પું૦ અષાઢ; મહિનાનું નામ
**અખાડા કરવા** અ૦ ક્રિ૦ આંખ આડા કાન કરવા; ન ગણકારવું

**અખાડો** પું૰ કુસ્તી કરવા માટે બનાવેલી જગા (૨) કસરતશાળા (૩) બાવાઓ પડયા રહેતા હોય તે જગા (૪) સમવ્યસનીઓને એકઠા થવાની જગા

**અખાત** વિ૰ નહિ ખોદેલું (૨) પું૰ જમીનની અંદર ગયેલો સમુદ્રનો ફાંટો (૩) ખોદ્યા વગર બનેલું—કુદરતી તળાવ; સરોવર

**અખાત્રીજ** સ્ત્રી૰ અક્ષયતૃતીયા

**અખાદ્ય** વિ૰ અખાજ

**અખિયાણું** ન૰ શુભ કાર્યના આરંભમાં ગોર તથા વસવાયાંને અપાતી બક્ષિસ

**અખિયાતું** વિ૰ જરા પણ ક્ષતિ–ઈજા પામ્યા વિનાનું; સહીસલામત (૨) તંદુરસ્ત

**અખિલ** વિ૰ આખું; સમસ્ત

**અખૂટ** વિ૰ ખૂટે નહિ એવું

**અખે** વિ૰ + અક્ષય

**અખેનોમ** સ્ત્રી૰ અક્ષયનવમી

**અખેપાત્ર** ન૰ + અક્ષયપાત્ર

**અખોડ** ન૰ અખરોટ

**અખોવન** વિ૰ આખું (૨) સ્ત્રી૰ જેનું એક પણ સંતાન મરી ન ગયું હોય એવી સૌભાગ્યવતી સ્ત્રી

**અખ્ખઈ** વિ૰ + અક્ષયી

**અખ્ખડ** વિ૰ અખટ

**અખ્ય** વિ૰ + અક્ષય

**અગ** વિ૰ ગમન ન કરી શકે એવું (૨) પું૰ ઝાડ (૩) પર્વત (૪) રાક્ષસ

**અગ(-ગ્ગ)ડ** પું. સાઠમારીનું મેદાન (૨) (કા.) સોગન

**અગજ** વિ૰ પર્વતમાં રહેનારું (૨) પહાડમાં થયેલું

**અગડબંબ** વિ૰ ઘણું જાડું; ફાંદવાળું; ગોળ મટોળ (૨) પું૰ એક જાતનો અવધૂત

**અગડંબગડં** વિ૰ ખરુંખોટું (૨) ન૰ ગમે તેવી ખરીખોટી—અસ્પષ્ટ બોલી

**અગણિત** વિ૰ અસંખ્ય

**અગણું** વિ૰ ત્રીજું

**અગણોતેર** વિ૰ ૬૯

**અગણ્ય** વિ૰ ગણી ન શકાય એવું

**અગણ્યા(૰ણો)શી(-સી)** વિ૰ ૭૯

**અગતિ** સ્ત્રી૰ અવગતિ; નરકમાં પડવું તે (૨) અમુક વિષયમાં પ્રવેશ નહિ તે

**અગતિક** વિ૰ અવગતિ પામેલું (૨) લાચાર

**અગતિકતા** સ્ત્રી૰

**અગતિયો** પું૰ એક લીલું ચળકતું ને ઊડતું જીવડું

**અગત્ય** સ્ત્રી૰ જરૂર (૨) મહત્ત્વ

**અગથિયો** પું૰ એક ઝાડ

**અગદ** ન૰ દવા

**અગન** સ્ત્રી૰ અગ્નિ (૨) બળતરા; ઝાળ; લાહ્ય

**અગનગાડી** સ્ત્રી૰ આગગાડી

**અગમ** વિ૰ અગમ્ય; ઇંદ્રિયાતીત (૨) ન૰ ભવિષ્ય

**અગમચેતી** સ્ત્રી૰ દૂરઅંદેશી

**અગમડોરો** પું૰ ઘોડાના ગળાનો એક શણગાર

**અગમનિગમ** ન૰ ભૂત અને ભવિષ્ય (૨) વેદ અને શાસ્ત્ર

**અગમપચ્છમ** સ્ત્રી૰ આગળનું તથા પાછળનું તે; ભૂત અને ભવિષ્ય

**અગમપંથ** પું૰ નહિ જવા જેવો—અજાણ્યો, ગૂઢ રસ્તો (૨) ઈશ્વરપ્રાપ્તિનો માર્ગ

**અગમબુદ્ધિ** સ્ત્રી૰ અગાઉથી ભવિષ્યનો વિચાર કરી શકનારી બુદ્ધિ (૨) વિ૰ અગમબુદ્ધિવાળું

**અગમબૂધિયું** વિ૰ અગમબુદ્ધિવાળું

**અગમભાખા** વિ૰ ભવિષ્ય ભાખનાર

**અગમવાણી** સ્ત્રી૰ ગૂઢ વાણી (૨) ભવિષ્યવાણી (૩) વેદવાણી

**અગમો** પું૰ અણગમો

**અગમ્ય** વિ૰ જ્યાં ન જઈ શકાય એવું (૨) ગૂઢ (૩) ન જવા જેવું; નિષિદ્ધ

**અગમ્યતા** સ્ત્રી૰

**અગમ્યા** વિ૰ સ્ત્રી૰ જેની સાથે સંગ નિષિદ્ધ હોય એવી (સ્ત્રી)

**અગમ્યાગમન** ન૰ નિષિદ્ધ સ્ત્રી સાથે વ્યભિચાર; એક મહાપાપ

**અગમ્યાગામી** વિ૰ પું૰ અગમ્યાગમન કરનાર;

**અગર** પું૰ મીઠું પકવવાની જમીન (૨) અગરુ; ચંદન (૩) અ૰ અથવા; જો

**અગરજો** અ૰ જોકે

**અગરબત્તી** સ્ત્રી૦ ધૂપસળી
**અગરાજ** વિ૦ અગ્રાહ્ય
**અગરાઠા** પું૦ બ૦ વ૦ જાર અથવા બાજરીના લીલા સાંઠા
**અગરિયણ** સ્ત્રી૦ મીઠું પકવનારી સ્ત્રી (૨) અગરિયાની સ્ત્રી
**અગરિયો** પું૦ મીઠું પકવનારો; અગર રાખનારો
**અગરી** સ્ત્રી૦ જુઓ અગરિયણ
**અગરુ** ન૦ એક જાતનું સુગંધી લાકડું; ચંદન
**અગર્હણીય** વિ૦ ગર્હણીય નહિ એવું
**અગર્હિત** વિ૦ ગર્હિત નહિ એવું
**અગલ** સ્ત્રી૦ ગળી
**અગલબગલ** અ૦ આસપાસ
**અગલાંપગલાં** ન૦બ૦વ૦ (કા.) અધરણી વખતે સીમંતિનીને ભરાવવામાં આવતાં પગલાં
**અગવડ** સ્ત્રી૦ સગવડ ન હોય તે; સંકડાશ; મુસીબત
**અગવાડું** ન૦ આંગણું (૨) મોખરાનો ભાગ
**અગવાડો** પું૦ આંગણું (૨) કાંચળી અથવા અંગરખાનો આગલો ભાગ
**અગવો** પું૦ આગળ ચાલનાર; ભોમિયો (૨) નેતા
**અગસ્તિ** પું૦ (સં.) એ નામના એક પ્રાચીન ઋષિ (૨) એ નામનો તારો
**અગસ્ત્ય** પું૦ (સં.) જુઓ અગસ્તિ
**અગળ** વિ૦ ઓગળે નહિ તેવું (૨) નહિ ઓગળેલું (૩) અણગળ; વગર ગાળેલું
**અગાઉ** અ૦ પૂર્વે; પહેલાં
**અગાડી** અ૦ આગળ
**અગાડીપછાડી** અ૦ આગળપાછળ (૨) સ્ત્રી૦ ઘોડાને ગળે અને પગે બાંધવાનાં દોરડાં તે
**અગાત** અ૦ અગાઉ
**અગાધ** વિ૦ જેનો તાગ ન આવે એવું; અતિ ઊંડું
**અગામું** વિ૦ અગમ્ય
**અગાર** પું૦; ન૦ + જુઓ આગાર
**અગાશી(-સી)** સ્ત્રી૦ ઘરના ઉપલા ભાગમાં કરેલી ખુલ્લી છોબંધ જગા; ગચ્છી
**અગાસું** વિ૦ ઢાંકણ વિનાનું; આકાશ સુધી ખુલ્લું
**અગિયર** પું૦ + અજગર
**અગિયાર** વિ૦ ૧૧
**અગિયારમું** વિ૦ દશ પછીનું (૨) ન૦ મરણ પછીના અગિયારમે દિવસે કરવામાં આવતી કાયટાની ક્રિયા (૩) તે દિવસનો જમણવાર
**અગિયારશ(-સ)** સ્ત્રી૦ પખવાડિયામાંની અગિયારમી તિથિ (૨) એ દિવસે પળાતું વ્રત
**અગિયારશિ(-સિ)યું** વિ૦ અગિયારશનું વ્રત કરનારું
**અગિયારા** પું૦ બ૦ વ૦ ૧૧×૧૧=૧૨૧ થી તે ૧૧×૨૦=૨૨૦ સુધીના ઘડિયા
**અગિયારી** સ્ત્રી૦ પારસી લોકોનું મંદિર
**અગુણજ્ઞ** વિ૦ ગુણજ્ઞ નહિ એવું
**અગુણી** વિ૦ અવગુણવાળું (૨) ગુણપાઠ નહિ જાણનારું
**અગુવો** પું૦ જુઓ અગવો
**અગૂઢ** વિ૦ ગૂઢ નહિ તેવું
**અગોચર** વિ૦ ઇંદ્રિયાતીત; અગમ્ય (૨) પગ મૂકવો ગમે નહિ અથવા પગ મૂકી શકાય નહિ એવું (કા.)
**અગોપ** વિ૦ અલોપ
**અગોર** પું૦ + ગુરુ નહિ તે
**અગ્ગડ** પું૦ જુઓ અગડ
**અગ્નિ** પું૦ દેવતા (૨) પ્રકાશ અને ઉષ્ણતાનો અધિષ્ઠાતા દેવ (૩) પંચ મહાભૂતોમાંનું તેજ-તત્ત્વ (૪) જઠરાગ્નિ; પાચક તત્ત્વ (૫) અગ્નિકોણનો દેવ
**અગ્નિઅસ્ત્ર** ન૦ અગ્ન્યસ્ત્ર
**અગ્નિકણ** પું૦ તણખો
**અગ્નિકર્મ** ન૦ અગ્નિમાં હોમ કરવો તે (૨) અગ્નિપૂજા (૩) રાંધવું તે
**અગ્નિકાષ્ઠ** ન૦ બાળવાનાં લાકડાં (૨) અરણીનું લાકડું
**અગ્નિકુમાર** પું૦ (સં.) અગ્નિ મારફતે ઉત્પન્ન થયેલા શિવના પુત્ર–કાર્તિકેય (૨) જઠરાગ્નિને વધારે એવી એક ઔષધિ
**અગ્નિકુંડ** પું૦ વેદી
**અગ્નિકોણ** પું૦ દક્ષિણ અને પૂર્વ વચ્ચેનો ખૂણો
**અગ્નિક્રિયા** સ્ત્રી૦ મુડદાને બાળવાની ક્રિયા

**અગ્નિક્રીડા** સ્ત્રી૰ આતસબાજી
**અગ્નિખૂણો** પું૰ અગ્નિકોણ
**અગ્નિગર્ભ** વિ૰ જેના ગર્ભમાં અગ્નિ હોય એવું (૨) ન૰ અરણી (૩) ચકમક
**અગ્નિત્રય** પું૰; ન૰ ત્રણ પ્રકારના શાસ્ત્રોક્ત અગ્નિ (ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણ)
**અગ્નિદાતા** વિ૰ શબને આગ મૂકનાર
**અગ્નિદાહ** પું૰ મુડદાને બાળવું તે
**અગ્નિદિવ્ય** ન૰ અગ્નિપરીક્ષા
**અગ્નિદીપન** વિ૰ જઠરાગ્નિને સતેજ કરનારું
**અગ્નિદીપ્તિ** સ્ત્રી૰ જઠરાગ્નિનું સતેજ થવું તે
**અગ્નિનૌકા** સ્ત્રી૰ આગબોટ
**અગ્નિપરિગ્રહ** પું૰ શાસ્ત્રોક્ત અગ્નિને અખંડ રાખવાનું વ્રત
**અગ્નિપરીક્ષા** સ્ત્રી૰ અગ્નિ વડે પરીક્ષા કરવી તે (૨) આકરી કસોટી
**અગ્નિપૂજક** વિ૰ અગ્નિને પૂજનારું
**અગ્નિપ્રદ** વિ૰ જઠરાગ્નિ પ્રદીપ્ત કરે એવું
**અગ્નિપ્રવેશ** પું૰ અગ્નિમાં દાખલ થવું તે (૨) સ્ત્રી પોતાના પતિની ચિતામાં બળી મરે તે
**અગ્નિમંથન** ન૰ (અરણીના) ઘર્ષણથી અગ્નિ પેદા કરવો તે
**અગ્નિમાંદ્ય** ન૰ જઠરાગ્નિની મંદતા
**અગ્નિરથ** પું૰ આગગાડી
**અગ્નિવર્ધ(-ર્દ્ધ)ક** વિ૰ અગ્નિ—જઠરાગ્નિને વધારે એવું
**અગ્નિવૃદ્ધિ** સ્ત્રી૰ અગ્નિદીપ્તિ
**અગ્નિશાલા(-ળા)** સ્ત્રી૰ પવિત્ર અગ્નિ રાખવાનું સ્થાનક
**અગ્નિશિખા** સ્ત્રી૰ અગ્નિની જ્વાળા (૨) એક વનસ્પતિ
**અગ્નિષ્ટોમ** પું૰ એ નામનો યજ્ઞ
**અગ્નિસંસ્કાર** પું૰ મુડદાને બાળવાની ક્રિયા
**અગ્નિહોત્ર** ન૰ પરણેલા બ્રાહ્મણે વિવાહના સાક્ષીભૂત અગ્નિને નિરંતર જાગૃત રાખી પત્ની સાથે તેમાં નિત્ય હોમ કરવો તે; શાસ્ત્રોક્ત અગ્નિમાં સવારસાંજ હોમ કરવાનું કર્મ
**અગ્નિહોત્રી** વિ૰ અગ્નિહોત્ર કરનાર
**અગ્ન્યસ્ત્ર** ન૰ જેમાંથી અગ્નિ વરસે એવું બાણ
**અગ્ર** વિ૰ આગળ પડતું; મુખ્ય; પહેલું (૨) ન૰ અણી; ટોચ; છેડો
**અગ્રગણ્ય** વિ૰ ગણતરીમાં પહેલું આવે તેવું; મુખ્ય
**અગ્રગામી** વિ૰ આગળ ચાલનાર; આગેવાન
**અગ્રચર** વિ૰ આગળ ચાલનારું
**અગ્રજ** વિ૰ પહેલું જન્મેલું (૨) પું૰ મોટો ભાઈ (૩) બ્રાહ્મણ
**અગ્રજન્મા** પું૰ બ્રહ્મા (૨) જુઓ અગ્રજ
**અગ્રજા** વિ૰સ્ત્રી૰ પહેલી જન્મેલી – મોટી બહેન
**અગ્રજાતિ** સ્ત્રી૰ બ્રાહ્મણ જાતિ
**અગ્રણિયો** પું૰ અગ્રણી
**અગ્રણી** પું૰ આગેવાન
**અગ્રદૂત** પું૰ આગળથી સમાચાર લઈ જનાર
**અગ્રધાન્ય** ન૰ વર્ષનો પહેલો – ચોમાસામાં થતો—પાક
**અગ્રપૂજા** સ્ત્રી૰ શ્રેષ્ઠ પુરુષને અપાતું પ્રથમ પૂજાનું માન
**અગ્રલેખ** પું૰ વર્તમાનપત્રનો મુખ્ય લેખ
**અગ્રસ્થાન** ન૰ આગળ પડતું-મુખ્ય સ્થાન
**અગ્રહાયણ** પું૰ માગશર મહિનો
**અગ્રહાર** પું૰ પૂજારીના નિર્વાહાર્થે રાજ્ય તરફથી દેવસ્થાનને અર્પણ કરાયેલી જમીન
**અગ્રાહ્ય** વિ૰ ગ્રહણ ન કરવા યોગ્ય
**અગ્રિમ** વિ૰ મુખ્ય (૨) પું૰ મોટો ભાઈ
**અગ્રેસર** પું૰ આગેવાન; નાયક; નેતા
**અઘ** ન૰ પાપ
**અઘઓક** સ્ત્રી૰ ખાટા અને ઊલટી (૨)કોગળિયું
**અઘટતું** વિ૰ અણુછાજતું; અયોગ્ય
**અઘટિત** વિ૰ અઘટતું
**અઘટિતઘટના** સ્ત્રી૰ નહિ બનેલી ઘટના બનાવવી તે
**અઘટિતઘટનાપટીયસી** વિ૰ સ્ત્રી૰ નહિ બનેલી ઘટના બનાવવામાં કુશળ; માયાનું વિશેષણ
**અઘડ** વિ૰ અણઘડ; મૂર્ખ (૨) પું૰ ઘરો
**અઘણ** ન૰ અઘવું તે (૨) અપદ્વાર
**અઘણખાડ(-ડો)** સ્ત્રી૰ અઘવાનો ખાડો; નરકકુંડ
**અઘણિયું** વિ૰ અઘઅઘ કરે તેવું

**અઘણુશી(-સી)** વિ૦ અઘણિયું; ઝાડાના રોગવાળું

**અઘનાશક(-ન)** વિ૦ પાપનો નાશ કરનારું

**અઘમર્ષણ** વિ૦ અઘનાશક (મંત્ર) (૨) ન૦ એક નસકોરેથી પાણી લઈ બીજા નસકોરા વાટે કાઢી નાખવું તે

**અઘરણિયાત** વિ૦સ્ત્રી૦ અઘરણીવાળી સ્ત્રી

**અઘરણી** સ્ત્રી૦ પહેલવહેલો ગર્ભ રહેવો તે (૨) એની ક્રિયા; સીમંત

**અઘરું** વિ૦ મુશ્કેલ

**અઘવવું** સ૦ક્રિ૦ અઘે એમ કરવું (૨) જોર-જુલમથી કઢાવવું (નાણાં કે કોઈ પણ વસ્તુ)

**અઘવાટ** સ્ત્રી૦ અપકાર

**અઘવાડ** સ્ત્રી૦ અઘેલાની ગંદવાડ (૨) ખૂબ ગંદકી

**અઘવાડો** પું૦ ઠેરઠેર શૌચ બેસવાથી થયેલો ગંદવાડ (૨) અતિશય ગંદવાડ

**અઘવું** અ૦ક્રિ૦ મળત્યાગ કરવો

**અઘહન** વિ૦ અઘનાશક

**અઘહર્તા(-ર્ત્તા)** વિ૦ પાપ દૂર કરનાર

**અઘહારી** વિ૦ અઘહર્તા

**અઘાટ** વિ૦ અપાર; અનન્ત (૨) [દસ્તાવેજમાં] કુલ હક્ક સાથેનું (૩) પું૦ શિલાલેખ (૪) ઈનામી જમીન; દાન–દેવસ્થાનમાં અપાયેલી જમીન (૫) ઓવારો

**અઘાટિયું** વિ૦ અઘાટ અપાયેલું (૨) નિમકહરામ

**અઘાડ(-વ)વું** સ૦ક્રિ૦ અઘે એમ કરવું

**અઘાણું** વિ૦ અઘવાની હાજતવાળું

**અઘાત** વિ૦ + અગાધ

**અઘામણ** સ્ત્રી૦ વારંવાર અઘવાનું થાય તે: અતિસાર (૨) [લા.] ભય, ત્રાસ અથવા સખત મહેનતને લીધે થયેલી ખરાબ સ્થિતિ

**અઘામું** વિ૦+ ભયંકર, ત્રાસદાયક (૨) અઘરું

**અઘાયુ** વિ૦ પાપી; દુષ્ટ

**અઘાર** સ્ત્રી૦ પંખી અને જીવડાંનો મળ

**અઘારો** પું૦ ગંદવાડ

**અઘાવવું** સ૦ક્રિ૦ જુઓ અઘવવું

**અઘેડી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**અઘેડો** પું૦ એક વેલો

**અઘોર** વિ૦ અતિ ભયાનક (૨) ઘાતકી

**અઘોરપંથ** પું૦ મેલી સાધના કરનારા બાવાઓનો પંથ

**અઘોરવિદ્યા** સ્ત્રી૦ મેલીવિદ્યા

**અઘોરી** વિ૦ એદી; ઊંઘણશી (૨) જુગુપ્સા ઉપજાવે એવું; ગંદું

**અઘોષ** વિ૦ અવાજ વગરનું; શાંત (૨) પું૦ ક, ચ, ટ, ત, પ તથા ખ, છ, ઠ, થ, ફ એ વ્યંજનો

**અચક** સ્ત્રી૦ આગળી; ઠેસ; અટકણ (૨) આટ

**અચકડું** ન૦ કાંઈ પણ સાંભરી આવવાથી છાતીમાં ભરાઈ આવતો ડૂમો

**અચકન** પું૦; ન૦ ઉત્તર હિંદુસ્તાનમાં પહેરાતો લાંબો ડગલો

**અચકમચક** અ૦ એકદમ; ઓચિંતું

**અચક(-કા)વું** અ૦ક્રિ૦ અટકવું; ખમચાવું

**અચકામણ** સ્ત્રી૦ નડતર; મુશ્કેલી

**અચકારો** પું૦ આચકો

**અચકાવું** અ૦ક્રિ૦ અચકવું

**અચકોમચકો** પું૦ લહેકો (સ્ત્રીઓનો)

**અચપચું** વિ૦ કાચુંપોચું; અધકચરું (૨) નહિ પ્રવાહી અને નહિ ઘટ્ટ એવું

**અચબૂચ** અ૦ અચાનક

**અચર** વિ૦ ખસે નહિ એવું; સ્થિર

**અચરકો** પું૦ ઉમળકો (૨) આચકો

**અચરજ(-ત)** ન૦ નવાઈ

**અચરતી** સ્ત્રી૦ અચરજ

**અચરપચર** વિ૦ કાચુંકોરું (૨) અ૦ રહી રહીને; વારેવારે; જેમ આવ્યું તેમ

**અચરેઅચરેરામ** શ૦પ્ર૦ પોપટને ભણાવાતો શબ્દ

**અચલ** વિ૦ અવિકારી (ગ.)

**અચલ(-ળ)** વિ૦ દૃઢ; સ્થિર (૨) પું૦ પર્વત

**અચલ(-ળ)પતિ** પું૦ (સં.) પર્વતોનો રાજા–હિમાલય

**અચલપદ** ન૦ 'કૉન્સ્ટંટ એક્સપ્રેશન' (ગ.)

**અચલ(-ળ)પદ** ન૦ નિત્ય એકસરખી રહે તેવી સ્થિતિ–મોક્ષ

**અચલ(-ળ)રાશિ** 'કૉન્સ્ટંટ ક્વૉન્ટિટી' (ગ.)

**અચલા(-ળા)** સ્ત્રી૦ પૃથ્વી

**અચલિ(-ળિ)ત** વિ૦ ચલિત નહિ એવું

**અચળ** વિ૦ (૨) પું૦ જુઓ અચલ
**અચળપતિ** પું અચલપતિ
**અચળપદ** ન૦ અચલપદ
**અચળા** સ્ત્રી૦ જુઓ અચલા
**અચળિત** વિ૦ અચલિત
**અચાખ્યું** વિ૦ નહિ કહેલું (૨) નહિ ચાખેલું
**અચંબો** વિ૦ નવાઈ
**અચાનક** અ૦ એકાએક
**અચાર** ન૦ અથાણું
**અચાલ** સ્ત્રી૦ હરકત; અડચણ (૨) અટકાવ; રજોદર્શન (૩) ભારે અગત્ય; ભીડ
**અચાલો** પું૦ અનિવાર્ય અગત્ય; અપેક્ષા
**અચિર** વિ૦ ચિરકાળનું નહિ એવું
**અચિંતિત** વિ૦ જુઓ અણચિંતવ્યું
**અચિંતું** વિ૦ ઓચિંતું
**અચિંત્ય** વિ૦ ચિંતવી ન શકાય એવું
**અચૂક** વિ૦ ચૂકે નહિ એવું (૨) અ૦ ચૂક્યા વિના
**અચૂકબાણ** વિ૦ જેનું બાણ કદી ખાલી ન જાય એવું (૨) ન૦ કદી ખાલી ન જાય તેવું બાણ
**અચેત,૦ન** વિ૦ ચેતન વિનાનું; જડ (૨) બેભાન
**અચેતના** સ્ત્રી૦ મૂર્છા; જડતા; બેભાનપણું
**અચેષ્ટ** વિ૦ અચેતન
**અચો** પું૦ જમાવ; ભીડ (૨) કચરાનો જમાવ; ગંદકી (૩) અણુજો
**અચોપચો** પું૦ ગંદવાડ; સડો
**અચ્છત** અ૦ ખબર ન પડે તેમ
**અચ્છિન્ન** વિ૦ અખંડ
**અચ્છિન્નધારા** સ્ત્રી૦ સતત વહેતું ઝરણું (૨) જેમાંથી અખંડ ધાર પડે એવું પાત્ર
**અચ્છું** વિ૦ સારું
**અચ્છેદ્ય** વિ૦ છેદી ન શકાય એવું
**અચ્છેર** વિ૦ અર્ધા શેરના વજનનું (૨) પું૦ અર્ધો શેર (૩) અર્ધા શેરનું માપ અથવા વજન
**અચ્છેરિયું** વિ૦ જેમાં અચ્છેર માય તેવડું (૨) ન૦ અર્ધા શેરનું માપિયું
**અચ્છેરિયો** પું૦ અર્ધા શેરનું માપ અથવા વજન
**અચ્છેરો** પું૦ અર્ધા શેરનું વજન
**અચ્છેરી** સ્ત્રી૦ અર્ધા શેરનું માપ અથવા વજન
**અચ્યુત** વિ૦ પતન કે સ્ખલન વિનાનું; નિશ્ચલ (૨) પું૦ (સં.) વિષ્ણુ
**અચ્યુતાનંદ** પું૦ અખંડ આનંદ; આત્માનો આનંદ (૨) જે અખંડ આનંદ ભોગવે છે તે–ઈશ્વર
**અછક** અ૦ જોતજોતામાં
**અછડ(-ર)તું** વિ૦ માત્ર સપાટીને અડકીને પસાર થઈ જતું (૨) કાના બરાબર; અરાગ (૩) છલકાતું
**અછત** સ્ત્રી૦ તંગી; તાણ
**અછતું** વિ૦ અણછતું; ગુપ્ત
**અછત્ર** વિ૦ છત્ર વિનાનું; ખુલ્લું (૨) માથે વડીલ વિનાનું (લા.)
**અછબડા** પું૦ બ૦ વ૦ એક રોગ, જેમાં શરીર પર આછી આછી ફોલ્લીઓ નીકળે છે.
**અછરતું** વિ૦ જુઓ અછડતું
**અછવાવું** અ૦ ક્રિ૦ વણછો લાગવો (૨)કરમાવું
**અછાડપછાડ** સ્ત્રી૦ ધમાધમ
**અછાબા** પું૦ બ૦ વ૦ વરઘોડામાં વરરાજાનું મોં ઢાંકવા પાઘડીએ લટકાવવામાં આવતા સોનેરી કસબના તાર
**અછાવવું** સ૦ ક્રિ૦ (નવું વાસણ) વાપરવા કાઢવું
**અછીપ** વિ૦ છીપે નહિ–તૃપ્ત ન થાય એવું
**અછૂત** વિ૦ જેને અડવાથી અભડાવાય તેવું; અસ્પૃશ્ય (૨) અસ્પૃશ્ય મનાતી કોમનું
**અછોઅછો કરવું** સ૦ ક્રિ૦ લાડ લડાવવાં (૨) ખૂબ ઉમળકાથી આદરસત્કાર કરવો
**અછોઅછોવાનાં** ન૦ બ૦ વ૦ ઉમળકાભર્યો આદરસત્કાર (૨) લાડ લડાવવાં તે
**અછોછાંયડા** પું૦ બ૦ વ૦ લાડ લડાવવાં તે
**અછોછી** સ્ત્રી૦ (કા.) પેટમાં ચૂંથાવું તે
**અછોડાવા** વિ૦ રાશ જેટલા અંતરનું (૨) અ૦ રાશ જેટલા અંતરે
**અછોડો** પું૦ રાશ (૨) ગળામાં પહેરવાનો સોનારૂપાનો દોરો (૩) ઘડિયાળની સાંકળી
**અજ** વિ૦ નહિ જન્મેલું; અનાદિ (ઈશ્વર) (૨) પું૦ બ્રહ્મા (૩) બકરો (૪) કામદેવ (૫) ચંદ્ર (૬) રામચંદ્રજીના દાદાનું નામ
**અજકર્ણ** પું૦ એક વનસ્પતિ

**અજગર** પું૦ એક જાતનો જાડો, મોટો સાપ (બકરું ગળી જાય તેવો)
**અજગરવૃત્તિ** સ્ત્રી૦ દૈવ ઉપર આધાર રાખવાની વૃત્તિ
**અજગંધા** સ્ત્રી૦ એક ઔષધિ
**અજટા** સ્ત્રી૦ ભોંયઆંબલી
**અજતનયા** સ્ત્રી૦ (સં૦) બ્રહ્માની પુત્રી; માયા (૨) સીતા
**અજતરફે** અ૦ આ તરફથી
**અજન્મ** વિ૦ જન્મેલું નહિ એવું
**અજન્મા** વિ૦ પું૦ જેને જન્મ નથી એવું; (ઈશ્વર) (૨) સ્ત્રી૦ માયા (૩) સીતા (૪) લક્ષ્મી
**અજપતિ** પું૦ ભરવાડ
**અજપાજ(-જા)પ** પું૦ પ્રયત્ન વિના સ્વાભાવિક રીતે ચાલતો (સોહં સોહં) જાપ
**અજપાલ(-ળ)** પું૦ અજપતિ
**અજબ** વિ૦ નવાઈ ઊપજે એવું; આશ્ચર્યકારક; અદ્ભુત
**અજબગુલમહેરી** સ્ત્રી૦ એક કલ્પિત પક્ષી
**અજમા(ય્ય)શ** સ્ત્રી૦ અજમાવી જોવું તે; પરીક્ષા
**અજમાવવું** સ૦ ક્રિ૦ વાપરી જોવું; તપાસી જોવું
**અજમૂદો** વિ૦ અનુભવી (૨) પું૦ અજમાયશ
**અજમો** પું૦ એક વનસ્પતિ–ઔષધિ
**અજમોદ** સ્ત્રી૦ એક ઔષધિ
**અજય(-ય્ય)** વિ૦ ન જિતાય એવું
**અજયા** સ્ત્રી૦ માયા (૨) ભાંગ (૩) એક વનસ્પતિ
**અજય્ય** વિ૦ અજય
**અજર** વિ૦ ઘરડું ન થાય એવું; અક્ષય (૨) પચી ન શકે એવું
**અજરામર** વિ૦ જન્મમરણ વિનાનું
**અજરાલ** વિ૦ વિશાળ (૨) ભયાનક
**અજરો** પું૦ અપચો
**અજલ** સ્ત્રી૦ અંત (૨) મોત (૩) કમોત
**અજવાશ** પું૦ ઉજાસ
**અજવાળવું** સ૦ ક્રિ૦ ઘસીને ઊજળું કરવું; માંજવું (૨) અજવાળું કરવું (૩) નામ કાઢવું; આબરૂ વધારવી (૪) [ વ્યંગમાં ] બગાડવું; બદનામી વહોરવી
**અજવાળિયું** ન૦ જેમાં ચંદ્રની કળા વધતી જાય એવું પખવાડિયું; શુક્લપક્ષ (૨) અજવાળા સારુ છાપરામાં કે ભીંતમાં મૂકેલું જાળિયું–બાકું
**અજવાળી** વિ૦ સ્ત્રી૦ અજવાળાવાળી; ચાંદરણાવાળી (રાત)
**અજવાળું** ન૦ પ્રકાશ; ઉજાસ
**અજવું** અ૦ ક્રિ૦ ટપકવું
**અજસ્ર** વિ૦ સતત (૨) અ૦ વારંવાર; હમેશ
**અજહલ્લક્ષણા** સ્ત્રી૦ લક્ષણાનો એક પ્રકાર, જ્યાં મૂળ અર્થ અથવા વાચ્યાર્થનો ત્યાગ થતો નથી અને બીજા અર્થનો બોધ થાય છે
**અજંપ(-પો)** પું૦ જંપનો અભાવ; અશાંતિ
**અજા** સ્ત્રી૦ માયા; કુદરત (૨) બકરી
**અજાગત** વિ૦ શસ્ત્રથી અથવા ડૂબવાથી નીપજેલું (મરણ)
**અજાગલ(-ળ)સ્તન** પું૦; ન૦ બકરીને કે બકરાને ગળે લટકતા આંચળ
**અજા(-યા)ચક** વિ૦ અયાચક
**અજા(-યા)ચકવૃત્તિ** સ્ત્રી૦ અયાચકવૃત્તિ
**અજા(-યા)ચકવ્રત** ન૦ અયાચકવ્રત
**અજાચી** વિ૦ અયાચક
**અજાડી** સ્ત્રી૦ હાથી વગેરે પ્રાણીઓને ફસાવી પકડવા માટે બનાવેલી ખાઈ અથવા ખાડો (૨) બેહક બેઠેલા ઢોરને ઊભું રાખવા પગ તળે ખાડો ખોદે છે તે
**અજાડું** વિ૦ (કા.) કજિયાવાળું
**અજાણ** વિ૦ વાકેફ–માહિતગાર નહિ તે (૨) સ્ત્રી૦ જાણનો અભાવ
**અજાણતાં** અ૦ ન જાણતાં; બેસમજથી
**અજાણપણું** ન૦
**અજાણે(-ણ્યે)** અ૦ અજાણતાં
**અજાણ્યું** વિ૦ ઓળખાણ વગરનું; અપરિચિત (૨) જે જાણતું નથી તે; અજાણ
**અજાત** વિ૦ નહિ જન્મેલું
**અજાતશત્રુ** વિ૦ જેને કોઈ સાથે દુશ્મનાવટ નથી એવું (૨) પું૦ (સં.) યુધિષ્ઠિર
**અજાતિવાદ*** પું૦
**અજાનબાહુ** વિ૦ + આજાનબાહુ
**અજાબી** સ્ત્રી૦ ખુરખો

**અજાયબ** વિ૦ અજબ જેવું; આશ્ચર્યકારક
**અજાયબઘર** ન૦ સંગ્રહસ્થાન; 'મ્યૂઝિયમ'
**અજાયબી** સ્ત્રી૦ નવાઈ; આશ્ચર્ય; વિલક્ષણતા
**અજારીબજારી** સ્ત્રી૦ એક રમત
**અજિત** વિ૦ નહિ જિતાયેલું (૨) ન જિતાય તેવું
**અજિન** ન૦ મૃગચર્મ; કાળિયારનું ચામડું
**અજિનધારી** વિ૦ મૃગચર્મ ઓઢનાર
**અજિનવાસી** વિ૦ અજિનધારી
**અજિર** ન૦ વાડ અથવા દિવાલથી બાંધી લીધેલું આંગણું
**અજીજ** વિ૦ પ્યારું; વહાલું (૨) પું૦ મિત્ર; દોસ્ત
**અજીડવાડ** પું૦ એડવાડ
**અજીઠું** વિ૦ એંઠું
**અજીરણ** ન૦ અપચો
**અજુ(-યુ)ક્ત** વિ૦ અયોગ્ય
**અજીર્ણ** વિ૦ જીર્ણ નહિ તેવું (૨) ન૦ અજીરણ
**અજુગતું** વિ૦ અઘટિત; અયોગ્ય
**અજેય** વિ૦ જીતી ન શકાય તેવું
**અજોખણી** સ્ત્રી૦ કાંટા-ઝરડાં ખેંચવાની લોઢાની આંકડીવાળી લાકડી
**અજોગ** પું૦ કમુરત (૨) દુશ્મનાવટ; તકરાર
**અજોડ** વિ૦ જેની જોડ ન હોય એવું; અદ્વિતીય
**અજોણાં*** ન૦ બ૦ વ૦
**અજોળ** વિ૦ લટકતું; અધવચ (૨) અધૂરું મૂકેલું (૩) સ્ત્રી૦ અચોક્કસપણું
**અજ્જ** અ૦ + આજ (કવિતામાં)
**અજ્જુ** ન૦ હ્રસ્વ અથવા દીર્ઘ ઇ માટેનું ચિહ્ન; િ અથવા ી
**અજ્જુ(-જ્જૂ)કા** સ્ત્રી૦ વેશ્યા
**અજ્ઞ** વિ૦ અજાણ (૨) મૂર્ખ
**અજ્ઞાત** વિ૦ જ્ઞાત નહિ તેવું (૨) ગુપ્ત
**અજ્ઞાતચર્યા** સ્ત્રી૦ કોઈ જાણે નહિ એવી રીતે ફરવું તે; ગુપ્તચર્યા
**અજ્ઞાતયૌવના** વિ૦ સ્ત્રી૦ હલેતી, જુવાન સ્ત્રી; મુગ્ધા
**અજ્ઞાતવાસ** પું૦ છૂપા રહેવું તે; ગુપ્ત વાસ
**અજ્ઞાન** ન૦ જ્ઞાનનો અભાવ; અણસમજ (૨) અવિદ્યા; માયા (૩) વિ૦ જેને સાન–સમજ નથી એવું (૪) અભણ (૫) અજાણ
**અજ્ઞાનજનિત** વિ૦ અજ્ઞાનમાંથી નીપજેલું
**અજ્ઞાનજન્ય** વિ૦ અજ્ઞાનજનિત
**અજ્ઞાની** વિ૦ અવિદ્યા–માયામાં બંધાયેલું (૨) મૂર્ખ (૩) અભણ
**અજ્ઞેય** વિ૦ જાણી ન શકાય તેવું
**અજ્ઞેયવાદ** પું૦ ઇશ્વર અથવા પરમ તત્ત્વના વિષે આપણને કાંઇ ખબર નથી–ન પડી શકે તેવો મત
**અજ્ઞેયવાદી** વિ૦ અજ્ઞેયવાદમાં માનનાર
**અજનવી** વિ૦ પરદેશી
**અઝાન** સ્ત્રી૦ બાંગ
**અટક** સ્ત્રી૦ અડક (૨) નડતર; અવરોધ (૩) મુશ્કેલી (૪) શંકા; મનનો ખચકો (૫) કાચી કેદ (૬) સંકલ્પ; પ્રતિજ્ઞા (૭) અટકણ; ટેસ
**અટકચાળું** વિ૦ અટપલું; તોફાની (૨) ન૦ અડપલું; તોફાન
**અટકડી** સ્ત્રી૦ વાધણી
**અટકણ** વિ૦ અટકી જાય એવું (૨) સ્ત્રી૦; ન૦ ટેકો (૨) ટેસ (૩) ચાંપ
**અટકણટટ્ટુ** ન૦ અડિયલટટ્ટુ
**અટકણિયું** વિ૦ અડિયલ (૨) ન૦ ટેસ; ચાંપ
**અટકવું** અ૦ ક્રિ૦ ગતિ કે પ્રવૃત્તિનું બંધ પડવું; થોભવું
**અટકળ** સ્ત્રી૦ કલ્પના; અનુમાન
**અટકળપચીશી(-સી)** સ્ત્રી૦ અટકળ ઉપર મંડાયેલો ધંધો અથવા કામ
**અટકળબાજ** વિ૦ અટકળ કરવાની શકિત કે શોખવાળું
**અટકળવું** સ૦ ક્રિ૦ અટકળ કરવી
**અટકામણ(-ણી)** સ્ત્રી૦ હરકત; અડચણ
**અટકાયત** સ્ત્રી૦ અટકાવવું તે (૨) અટકમાં રાખવું તે
**અટકાવ** પું૦ અટકાવવું—રોકવું તે (૨) અંતરાય; હરકત (૩) અડકાવ
**અટકીમટકી** સ્ત્રી૦ છોકરીઓની એક રમત
**અટકો** પું૦ તાંબાનો હલકો સિક્કો
**અટકોમટકો** પું. અચકોમચકો

**અટણ(-ન)** નં૰ ભ્રમણ; પ્રવાસ
**અટણી(-નિ,-ની)** સ્ત્રી૰ ધનુષ્યનો કાપવાળો છેડો, જ્યાં દોરી ચડાવવામાં આવે છે. (૨) કામઠાંની ટકી
**અટન** નં૰ અટણ
**અટનિ(-ની)** સ્ત્રી૰ જુઓ અટણી
**અટપટું** વિ૰ ગૂંચવણભરેલું
**અટલ** વિ૰ અટળ (૨) અટ્ટલ
**અટવાણ** સ્ત્રી૰ પગનું ગૂંચવાવું તે (દોરડા ઇત્યાદિમાં)
**અટવામણ** સ્ત્રી૰ ગૂંચવાવું તે; ગૂંચવણ (૨) અથડામણ; રખડામણ (૩) મૂંઝવણ; ગભરામણ
**અટવાવું** અ૰ ક્રિ૰ રખડવું (૨) પિલાવું; વટાવું; ઘૂંટાઇને એકરસ થવું (૩) મૂંઝાવું; કાયર થવું (૪) ગૂંચવાવું; પગમાં ભરાવું
**અટવિ(-વી)** સ્ત્રી૰ જંગલ
**અટવું** અ૰ ક્રિ૰ રખડવું
**અટળ** વિ૰ ન ટળે તેવું
**અટંક(-કું)** વિ૰ ટેકીલું
**અટંગ** વિ૰ પાંગળું (૨) અ૰ તદ્દન
**અટા** સ્ત્રી૰ નકામી અથડામણ (૨) મેડી (૩) અ૰ આડુંઅવળું
**અટાઉ** સ્ત્રી૰ ઠગાઈ
**અટાટ** વિ૰ નકામું (૨) અ૰ ખોટી રીતે
**અટાણે** અ૰ (કા.) આ વખતે; હમણાં
**અટાપટા** પું૰ બ૰ વ૰ રંગબેરંગી લાંબા પહોળા લીટા; ચટાપટા (૨) આડાઅવળા પટા (લાકડી કે હથિયાર વીંઝતાં થતા તે)
**અટામણ** નં૰ રોટલી વણવા માટે જોઈતો કોરો લોટ
**અટાર** સ્ત્રી૰ ધૂળ
**અટારિયું** નં૰ તાકું; હાટિયું
**અટારી(-લી,-ળી)** સ્ત્રી૰ ઝરૂખો; છજું
**અટારું** વિ૰ અટકચાળું
**અટારો** પું૰ ઉચાળો; ઘરવાખરો
**અટાલી(-ળી)** સ્ત્રી૰ અટારી
**અટાવું** અ૰ ક્રિ૰ અટવાવું; પિલાવું; છૂંદાવું (૨) કદર ન થાય એવી રીતે વટાવું -વપરાવું (લા.)
**અટાળી** સ્ત્રી૰ અટારી
**અટિ** સ્ત્રી૰ મહોરમમાં હાથીની આસપાસ રંગીન દોરી વીંટવામાં આવે છે તે
**અટિંબર** પું૰ ટીંબો; ઢગલો
**અટી** વિ૰ સતત ફર્યા કરવાનું વ્રત રાખનારું (૨) સ્ત્રી૰ સતત ફર્યા કરવાનું વ્રત
**અટીસોમટીસો** પું૰ એક રમત; સંતાકૂકડી
**અટેરણ** નં૰ સૂતરની આંટી બનાવવાનું સાધન; ફાળકો
**અટેરવું** સ૰ ક્રિ૰ કાંતેલા સૂતરને ફાળકા ઉપર ઉતારવું (૨) આંગળી કરીને બતાવવું
**અટોપ** સ્ત્રી૰ મહાવરાથી આવતી કામની ઝડપ; હથોટી
**અટ્ટ** વિ૰ મોટા અવાજવાળું (૨) પું૰ અટારી (૩) બુરજ; કિલ્લા ઉપરની દેવડી (૩) મહેલ (૪) પ્રહાર
**અટ્ટલ** વિ૰ પ્રવીણ; અઠંગ (૨) અટળ (૩) વાજબી; ખરું (તોલ)
**અટ્ટહાસ** પું૰; નં૰ અટ્ટહાસ્ય
**અટ્ટહાસ્ય** નં૰ ખડખડાટ હસવું તે
**અટ્ટા** પું૰ બ૰ વ૰ આગલાં મોટાં બારણાં; ડેલીનાં બારણાં-દરવાજા
**અઠવાડિક** વિ૰ દર આઠમે દિવસે થતું (૨) નં૰ દર આઠમે દિવસે પ્રગટ થતું (પત્ર)
**અઠવાડિયું** નં૰ સાત દિવસ અને સાત રાતનો કાળ
**અઠવાડું** નં૰ એક હાથના માપનો ગજ (૨) દોરડાને વળ દેવાનો લાકડાનો કટકો; ફરકડી
**અઠવાવું** અ૰ ક્રિ૰ સપડાવું
**અઠંગ** વિ૰ પાકો; ઉસ્તાદ
**અઠાક** સ્ત્રી૰ ઘાઘરાનું નાડું
**અઠાવકું** વિ૰ ઠાવકું નહિ એવું (૨) નાદાન
**અઠિંગણ** નં૰ ટેકો; તકિયો
**અઠિંગવું** સ૰ ક્રિ૰ શરીરને આરામ મળે તેમ ટેકો દઈને બેસવું, ઊભા રહેવું કે સૂવું
**અઠિંગું** વિ૰ જક્કી (૨) જાડું
**અઠીક** વિ૰ ખોટું (૨) અસ્વસ્થ
**અઠે** અ૰ અહીં
**અઠેઅઠે** અ૰ અહીં અહીં
**અઠેઠ્ઠારકા** શ૰ પ્ર૰ અહીં જ ધામા

**અઠોટી** સ્ત્રી૦ હથોટી (૨) ગોળની કઢાઈમાં નાખેલું આદું
**અઠ્ઠ** વિ૦ આઠ
**અઠ્ઠમ** પું૦ એકસાથે આઠ ટંક નહિ ખાવાનું વ્રત (જૈનોમાં)
**અઠ્ઠાઈ** સ્ત્રી૦ આઠ દિવસ સુધી ચાલતી ધાર્મિક પ્રવૃત્તિ (જૈનોમાં)
**અઠ્ઠાણુ(-ણું)** વિ૦ ૯૮
**અઠ્ઠાબંધ** વિ૦ સોકટાંની રમતમાં અઠ્ઠા ઉપરની સોકટી ન મરાય તેવી શરતવાળું
**અઠ્ઠાવન** વિ. ૫૮
**અઠ્ઠા(-ઠ્યા)વીશ(-સ)** વિ૦ ૨૮
**અઠ્ઠાશિ(-સિ)યાં** ન૦ બ૦ વ૦ સ્ત્રીઓના પગનું એક ઘરેણું (૨) તોડા
**અઠ્ઠો** પું૦ આઠની સંખ્યાનો પાસો (૨) આઠ દાણાનું ગંજીફાનું પત્તું (૩) બાજીના દરેક છેડે ત્રણ ખાનાં હોય છે તે
**અઠ્ઠો(-ઠ્યો)તેર** વિ૦ ૭૮
**અઠ્યાવીશ(-સ)** વિ૦ ૨૮
**અઠ્યાશી(-સી)** વિ૦ ૮૮
**અઠયોતેર** વિ૦ ૭૮
**અડ** સ્ત્રી૦ અડચણ (૨) આડાઈ (૩) આંટ
**અડક** સ્ત્રી૦ નામ જોડે મૂકવામાં આવતું ગોત્ર ધંધો કે વતન ઈત્યાદિ બતાવતું ઉપનામ
**અડકલું** ન૦ સહેલ વાત; રમતવાત (કા.)
**અડકવું** સ૦ ક્રિ૦ અડવું; સ્પર્શ કરવો
**અડકાયેલી** વિ.૦ સ્ત્રી૦ અભડાયેલી
**અડકાળ** પું૦ સ્ત્રીનું અભડાવું-દૂર બેસવું તે; રજોદર્શન
**અડકાવું** અ૦ ક્રિ૦ અભડાવું (૨) બંધ થવું; વસાવું
**અડકોદડકો** પું૦ નાનાં છોકરાંની એક રમત
**અડખેપડખે** અ૦ આજુબાજુ
**અડગ** વિ૦ દૃઢ
**અડઘોદ(-પ,-મ)ડઘો** પું૦ બેસતે વર્ષે મળસકામાં કચરાથી ભરેલું હાંલ્લું ચકલે જઇ ફોડવાની વહેમભરેલી રૂઢિ (૨) દોષની જવાબદારી
**અડચણ** સ્ત્રી૦ હરકત; ડખલ; રોકાણ (૨) મુશ્કેલી; અપદા; ભીડ (૩) વાંધો (૪) અડકાવ
**અડછતું** વિ૦ અડધુંપડધું જણાયેલું
**અડણ** ન૦ જેમાં દૂધ ભરાય છે તે ઢોરનો અવયવ; બાવલું
**અડતલું** ન૦ આનાકાની (૨) મિથ્યા પ્રયત્ન
**અડતલો** પું૦ આશ્રય; ઓથ (૨) અટકળ
**અડતાલીસ** વિ૦ ૪૮
**અડતાળો** પું૦ વિ. સં. ૧૮૪૮માં પડેલો મોટો દુકાળ (૨) મણના ૪૮ શેર ગણાય તે તોલ
**અડથલ** વિ૦ ખડતલ
**અડથલો** પું૦ આડ; ઓથું (૨) મોટું વિઘ્ન
**અડદ** પું૦ બ૦ વ૦ એક અનાજ
**અડદાબેગી*** સ્ત્રી૦ (કા.)
**અડદાવો(-ળો)** પું૦ ઠૂંદાયાથી નરમ થઇ જવું તે; ભેંચો; ઘાણ (૨) ખૂબ માર પડ્યાથી હાડકાંપાંસળાં નરમ થઈ જવાં તે (૩) અતિશય કામ કર્યાથી છેક જ થાકી જવું તે
**અડદાળું** વિ૦ અડદનું; અડદવાળું
**અડદાળો** પું૦ જુઓ અડદાવો
**અડદિયું** વિ૦ અડદના રંગનું (૨) અડદનું બનેલું (૩) ન૦ અડદનું વસાણું
**અડધ** વિ૦ અડધું
**અડધિયું** ન૦ અડધું માપ (૨) અર્ધો-નાનો ચૂડો (૩) તાંબા કે પીતળનો વચલા વળનો નળો; પવાલી
**અડધી** સ્ત્રી૦ પાઈ
**અડધું** વિ૦ અર્ધ
**અડધુંપડધું** વિ૦ લગભગ અડધું; થોડુંઘણું
**અડધો** પું૦ આઠ આનાની કિંમતનો ચલણી સિક્કો
**અડધોઅડધ** વિ૦ બરાબર અડધું
**અડ(-ડી)નું** વિ૦ નજીકનું
**અડપ** સ્ત્રી૦ ધૈર્ય (૨) ખંત (૩) આગ્રહ (૪) નિશ્ચય
**અડપઝડપ** સ્ત્રી૦ આફતનો સપાટો (૨) ત્વરા
**અડપડિયાળી** વિ૦ સ્ત્રી૦ અધપડિયાળી
**અડપલું** વિ૦ અડપલાં કરવાની ટેવવાળું; તોફાની; ચાંદલું (૨) ન૦ અટકચાળું; તોફાન
**અડપવું** અ૦ ક્રિ૦ ખંતથી મંડયા રહેવું
**અડફ(-ફે)ટ** સ્ત્રી૦ ઝપટ; સપાટો; અથડામણ
**અડફાઉ** વિ૦ જુઓ અલફાઉ

**અડકેટ** સ્ત્રી૰ અડકટ
**અડખડવું** અ૰ ક્રિ૰ લથડવું
**અડખડિયું** ન૰ લથડિયું; ચકરી
**અડબંગ** વિ૰ કહીએ કંઈ ને કરે કંઈ એવું; હઠીલું (૨) ભય, ફિકર કે વિચાર રાખ્યા વિના કામ કરનારું; મૂર્ખ
**અડબોત(-થ)** વિ૰ અટબંગ (૨) સ્ત્રી૰ ધોલ; આડા હાથની થાપટ
**અડવડવું** અ૰ ક્રિ૰ લથડવું (૨) આમતેમ રવડવું
**અડવાણું** વિ૰ જુઓ અડવું
**અડવાળવું** સ૰ ક્રિ૰ મિશ્રણ કરવું (૨) બગાડવું
**અડવું** વિ૰ શણગાર વિનાનું; શોભારહિત; બેહૂદું; (૨) ઉઘાડપગું
**અડવું** સ૰ ક્રિ૰ અડકવું (૨) મંડ્યા રહેવું (૩) અડી જવું; દાખલ થઈ જવું; (૪) [લા.] નુકસાન થવું (૫) ભડકીને ઊભા રહેવું (ઘોડા વિષે) (૬) અટકી પડવું
**અડવો** પું૰ ભવાઈમાં આવતો વાણિયાનો વેશ
**અડસટ્ટો** પું૰ અંદાજ; શુમાર
**અડસઠ** વિ૰ ૬૮
**અડસર** સ્ત્રી૰ મોભ (૨) પાટડી
**અડંગજડંગ** સ્ત્રી૰ એક રમત
**અડંગો** પું૰ ધામો (૨) કુસ્તીનો એક દાવ
**અડંબી** સ્ત્રી૰ મગરૂરી; તોર (૨) આડંબર (૩) હઠ
**અઢા** સ્ત્રી૰ ટેકો
**અડાઅડી** સ્ત્રી૰ કટોકટીનો સમય (૨) નજીક હોવું તે (૩) એકબીજાને અડવું તે; સ્પર્શાસ્પર્શનો વિવેક ન રહેવો તે (૪) અ૰ ટેટાટેટ
**અડાઉ** વિ. વગર વાવ્યે ઊગેલું
**અડાકડી** સ્ત્રી૰ અકડાઅકડી (૨) સખ્ત મુકાબલો (ગેડીદડાની રમતમાં)
**અડાણિયું** વિ૰ ગીરો મૂકેલું (કા.)
**અડાણી** વિ૰ આવડત વગરનું; મૂર્ખ (૨) અસભ્ય; અનાડી
**અડાણું** ન૰ અડાણિયું તે
**અડાણો** પું૰ એ નામનો રાગ
**અડાબીડ** વિ૰ ભય ઉપજાવે તેવું મોટું (૨) ખોડખાંપણ વગરનું; ચોક્કસ
**અડામી** સ્ત્રી૰ ભીંત સાથે જડેલી ફડેતાળ; પાટિયાંની ભીંત
**અડાયું** ન૰ પડયું પડયું સુકાઈ ગયેલું ગાય ભેંસના છાણનું પોચકું (૨) છોકરાંની એક રમત
**અડાલી** સ્ત્રી૰ લાકડાની થાળી—કથરોટ
**અડાવવું** સ૰ ક્રિ૰ ધમકાવવું (૨) ગપ મારવી ઘણું ખાવું (૩) ઓઢવવું; જૂઠું કહેવું (૪) ઘુસાડવું
**અડાશિ(-સિ)યાં** ન૰ બ૰વ૰ જુઓ અઠ્ઠાસિયાં
**અડાસે** અ૰ નજીક (૨) પડછાયે
**અડાળપડાળ** ન૰ મોભની બન્ને બાજુનો ઢાળ
**અડાળી** સ્ત્રી૰ એક જ ભીંતવાળી છૂટી ઓસરી
**અડાળીપડાળી** સ્ત્રી૰ આગળ પાછળની અડાળી
**અડિયલ** વિ૰ હઠીલું (૨) ઘુસણિયું
**અડિયલટટ્ટુ** ન૰ હઠીલું માણસ
**અડિયું** ન૰ સોનીનું એક ઓજાર
**અડિયોદડિયો** પું૰ એક રમત
**અડી** સ્ત્રી૰ સોનીનું એક ઓજાર (૨) કટોકટીનો વખત
**અડીઅડી** સ્ત્રી૰ છોડીઓની એક રમત
**અડીઓપટી** સ્ત્રી૰ અડચણ; ભીડ
**અડીખમ** વિ૰ શૂરવીર
**અડીજડીને** અ૰ ખંતથી
**અડીદડી** સ્ત્રી૰ એક રમત; દમગોટીલો
**અડીનું** વિ૰ અડતું; નજીકનું
**અડીવેળા** સ્ત્રી૰ કટોકટીનો-ભીડનો સમય
**અડીં(-ડીં)ટ** વિ૰ ડીંટા વિનાનું
**અડુ(-ડે)ડાટ** અ૰ દોડતું, કૂદતું અને ધસી આવતું; હડૂડાટ
**અડૂકદડૂક** અ૰ ઘડીમાં અહીં ને ઘડીમાં તહીં
**અડૂકદડૂકિયું** વિ૰ બન્ને પક્ષમાં હોય તેવું (૨) અસ્થિર
**અડેકડે** અ૰ સરભર
**અડેડાટ** અ૰ અડુડાટ
**અડો** પું૰ ગાડાનો આગલો ભાગ
**અડોઅડ** અ૰ લગોલગ
**અડોલ** વિ૰ ડોલતું નહિ એવું; સ્થિર
**અડોલી** સ્ત્રી૰ શરાને છેડે ભરવવામાં આવતો નાનો લાકડાનો કટકો; માંકડી

**અડોશપડોશ** પું૰ આડોશપાડોશ
**અડોશીપડોશી** ન૰ બ૰ વ૰ આડોશીપાડોશી
**અડોળકાંટલો** વિ૰ નકામું (૨) ન૰ કશા ઘાટ વિનાનો પથરો
**અડ્ડો** પું૰ એકઠા મળવાની અથવા એકઠા થઈને પડી રહેવાની જગા (૨) હઠાગ્રહ
**અડચુંખડચું** વિ૰ ભાંગીને–વીંખાઇને પડેલું; જેની કોઈ સંભાળ ન લેતું હોય એવું (૨) અ૰ ભાગ્યે જ; જવલ્લે
**અઢળ્ણ** વિ૰ બહુ; વધારે (૨) સારું
**અઢવાણુ** વિ૰ જુઓ અડવાણું
**અઢળ** વિ૰ ઢળી પડે નહિ તેવું; સ્થિર
**અઢળક** વિ૰ પુષ્કળ
**અઢાર** વિ૰ ૧૮
**અઢાવવું** સ૰ ક્રિ૰ (ઢોરને) ચરવા મોકલવાં
**અઢી** વિ. ૨½
**અઢીકો** પું૰ ટપ્પુ
**અઢીવંચો** પું૰ બાળકોની એક રમત; એરંરો
**અઢીશેરી** સ્ત્રી૰ અઢી શેરનું વજન કે કાટલું
**અઢેલવું** સ૰ ક્રિ૰ ટેકો દેવો
**અણ** અ૰ નકાર અને નિષેધવાચક ઉપસર્ગ
**અણઆવડ,૰ત** સ્ત્રી૰ અણઆવડત
**અણઉતાર** વિ૰ ઊતરે નહિ એવું; સતત જારી રહેતું
**અણઊણ** વિ૰ પુષ્કળ (૨) સ્ત્રી૰ પુષ્કળતા; અખૂટપણું
**અણકમાઉ** વિ૰ અણ+કમાઉ
**અણકસબી** વિ૰ કસબ–આવડત વગરનું
**અણકી(–ચી)** સ્ત્રી૰ જુઓ અંચઈ
**અણકૂ(–કો)ટ** પું૰ અન્નકૂટ
**અણખ** સ્ત્રી૰ (કા.) ઈર્ષા
**અણખત(–લ)** સ્ત્રી૰ અણગમો (૨) ઈર્ષા
**અણખપતું** વિ૰ નહિ ખપતું–લેવાય ખવાય નહિ તેવું
**અણખલ** સ્ત્રી૰ જુઓ અણખત
**અણખૂટ(–ટ્યું)** વિ૰ અખૂટ
**અણખેડ્યું** વિ૰ ખેડ્યા વિનાનું
**અણગણ** વિ૰ અગણિત
**અણગમતું** વિ૰ નાપસંદ; અપ્રિય
**અણગમો** પું૰ નાપસંદગી (૨) કંટાળો
**અણગ(–ગો)હ** પું૰ સ્ત્રીઓનું એક વ્રત
**અણગળ(–ળ્યું)** વિ૰ ગાળ્યા વગરનું (પાણી–પ્રવાહી)
**અણગાર** વિ૰ ઘરબાર વિનાનું
**અણગોક(–ખ,–હ)** પું૰ અણગહ
**અણગોઠવ્યું** વિ૰ ગોઠવ્યા વગરનું
**અણગોહ** પું૰ અણગહ
**અણઘટતું** વિ૰ અઘટિત
**અણઘડ** વિ૰ ઘડાયા–કેળવાયા વિનાનું
**અણચલ્યું** વિ૰ ચાલ્યા વિનાનું
**અણચાખ્યું** વિ૰ ચાખ્યા વિનાનું
**અણચાલે** અ૰ નાછૂટકે
**અણચિંતવ્યું** વિ૰ નહિ ચિંતવેલું–નહિ ધારેલું એવું (૨) ઓચિંતું
**અણચિંતુ(–ત્યું)** વિ૰ જુઓ અણચિંતવ્યું
**અણચી** સ્ત્રી૰ જુઓ અંચઈ
**અણચૂંટ્યું** વિ૰ ચૂંટ્યા વગરનું
**અણછ** સ્ત્રી૰ અનિચ્છા; નાખુશી (૨) ખો; ટેવ
**અણછતું** વિ૰ ગુપ્ત
**અણછિયું** ન૰ તિરસ્કાર; છણકો
**અણછીપી** વિ૰ સ્ત્રી૰ અતૃપ્ત
**અણછૂટકે** પું૰ નાછૂટકે
**અણછૂટકો** પું૰ છૂટકાનો અભાવ
**અણછો,૰વણછો** પું૰ પાકને નુકસાન કરે એવો છાંયો
**અણજાણ** વિ૰ જેને જાણ નથી તેવું (૨) સ્ત્રી૰ અજ્ઞાન; જાણ–સમજનો અભાવ
**અણતા** સ્ત્રી૰+ ઊનતા; ખોટ
**અણતોલ** વિ૰ તોળ્યા વગરનું (૨) ઉત્કૃષ્ટ
**અણતોળ્યું** વિ૰ તોળ્યા વિનાનું
**અણદીઠ(–ઠું)** વિ૰ દીઠેલું નહિ તેવું
**અણદોહ્યું** વિ૰ દોહેલું નહિ એવું
**અણધાર્યું** વિ૰ જુઓ અણચિંતવ્યું
**અણનમ** વિ૰ નમે નહિ એવું
**અણનામી** વિ૰+ નામ વગરનું(૨) અપ્રસિદ્ધ (૩) સ્ત્રી૰ નનામી; ઠાઠડી (૩) ન૰ નામ નથી તે–બ્રહ્મ
**અણપતીજ** સ્ત્રી૰ અવિશ્વાસ
**અણપરખ્યું** વિ૰ પરખ્યા વિનાનું
**અણપીછણું** વિ૰+ મૂર્ખ
**અણપીછ્યું** વિ૰ પીછ્યા–ઓળખ્યા વગરનું
**અણબનાવ** પું૰ પરસ્પર બનાવ નહિ તે; કજિયો

**અણબુદ્ધ** વિ૦ બુદ્ધિ વિનાનું (૨) અજ્ઞાન
**અણબોટ(-ટેલું,-ટ્યું)** વિ૦ બોટ્યા વગરનું
**અણબોલાવ્યું** વિ૦ બોલાવ્યા વિનાનું; તેડાવ્યા વિનાનું
**અણબોલ્યું** વિ૦ બોલેલું-કહેલું નહિ એવું (૨) ચૂપ
**અણ(-ન)મઠયું** વિ૦ નાખુશ; ક્રોધે ભરાયેલું
**અણમણું(-નું)** વિ૦ ઉદાસ (૨) મન વિનાનું
**અણમાનીતું** વિ૦ માનીતું નહિ એવું
**અણમી(-મીં)ચ્યું** વિ૦ મીંચ્યા વિનાનું; ઉઘાડું
**અણમૂલ** વિ૦ અમૂલ્ય
**અણમેળ** વિ૦ મેળ ન ખાય તેવું; જુદા પ્રકારનું (૨) પું૦ અણબનાવ
**અણરાગ** પું૦ અણબનાવ
**અણલિંગ(-ગી)** વિ૦ લિંગ-જાતિ વિનાનું (૨) વિદેહી
**અણલેખે** અ૦ કોઈ ન જુએ તેમ (૨) નકામું
**અણવટ** પું૦ સ્ત્રીઓના પગના અંગૂઠાનું ઘરેણું
**અણવર** પું૦ પહેલી વાર સાસરે જતાં વર અથવા કન્યા સાથે મોકલાતો સોબતી (૨) વરની સાથેનો કોઈ એકાએક પરણે તે
**અણવરિયું** વિ૦ અણવરને લગતું (૨) ન૦ અણવરપણું
**અણવરી** વિ૦સ્ત્રી૦ કન્યાની સાથે જનારી તેની બહેન કે બહેનપણી
**અણવળકણું** * વિ૦
**અણવાકેફ,૦ગાર** વિ૦ વાકેફ નહિ એવું
**અણવાણું** વિ૦ જુઓ અડવું
**અણવિચાર્યું** વિ૦ વગર વિચાર્યું
**અણવિશ્વાસ** પું૦ અવિશ્વાસ
**અણવીંધ્યું** વિ૦ વીંધ્યા વિનાનું (૨) ઘડાયા વિનાનું (૩) નાથેલું નહિ તેવું (૪) ખસી કર્યા વિનાનું
**અણસખડી** સ્ત્રી૦ એઠું ન ગણાય એવું કાચું-કોરું ખાવાનું
**અણસણ** ન૦ જુઓ અનશન
**અણસમજ,૦ણ** સ્ત્રી૦ સમજનો અભાવ
**અણસમજણું** વિ૦ સમજુ-સમજણું નહિ તેવું
**અણસમજુ** વિ૦ અણસમજણું
**અણસરખું** વિ૦ સરખું નહિ એવું
**અણસરજ્યું** વિ૦ સરજેલું-નિર્મિત નહિ એવું (૨) અણધાર્યું
**અણસાર** પું૦ મળતાપણાનો અંશ (૨) સૂક્ષ્મ અસર (૩) બેમાલૂમ અવાજ; ગણસારો
**અણસારો** પું૦ ઈશારો; સંકેત (૨) ગણસારો
**અણસૂંઘ્યું** વિ૦ સૂંઘ્યા વિનાનું; તાજું
**અણહક(-ક્ક)** પું૦ હકનો અભાવ
**અણહૂતું** વિ૦ ન હોય તેવું
**અણાવવું** સ૦ ક્રિ૦ આણે-લાવે એમ કરવું
**અણિ(-ણી)** સ્ત્રી૦ વસ્તુનો ઝીણો, ખૂંચે એવો છેડો (૨) ટોચ; શિખર (૩) છેક છેડાનો ભાગ; અવધિ; અંત (૪) કટોકટીનો સમય
**અણિ(-ણી)દાર** વિ૦ અણીવાળું
**અણિમા** સ્ત્રી૦ યોગની એક સિદ્ધિ; ચમે તેટલું સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરવાની શક્તિ
**અણિયાળું** વિ૦ અણીદાર
**અણિયું** ન૦ હોલ્ડરની ટાંક; 'નિબ' (૨) આડું
**અણિ(-ણી)શુદ્ધ** વિ૦ સાવ અખંડિત (૨) સંપૂર્ણ રીતે દોષરહિત એવું
**અણીદરો,૦કણીદરો** પું૦ છોકરાંની એક રમત
**અણીશુદ્ધ** વિ૦ અણિશુદ્ધ
**અણીસુ** ન૦ એક જાતનું બી-વસાણું
**અણુ** વિ૦ જરા જેટલું; અતિ સૂક્ષ્મ (૨) પું૦ નાનામાં નાનો ભાગ (૩) જેના વિશેષ ભાગ ન થઈ શકે તે—પરમાણુ
**અણુક** વિ૦ અતિશય નાનું (૨) પું૦ પરમાણુ
**અણુકણ** ન૦ પરમાણુ
**અણુતા** સ્ત્રી૦ અણુપણું; અતિ સૂક્ષ્મતા
**અણુદિન** અ૦ + અનુદિન
**અણુભાર** વિ૦ અણુ જેટલા વજનનું (૨) પું૦ અણુ જેટલું વજન
**અણુમાત્ર** વિ૦ બિલકુલ થોડું (૨) અ૦ જરાક પણ
**અણુરેણુ** પું૦ અત્યંત ઝીણી રજકણ
**અણુવાદ** પું૦ પરમાણુવાદ
**અણુ(-ણો)જો** પું૦ કારીગરોનો રજાનો દિવસ
**અણોદરી** વિ૦ જુઓ અનુદરી (૨) સ્ત્રી૦ દરરોજ ઓછું ઓછું જમતા જવાનું તપ (જૈન)
**અણોસરું** વિ૦ ઝાંખું (૨) ઉદાસ; ખિન્ન (૩) [કા.] મંદ ઉત્સાહવાળું

**અતએવ** અ૦ તેથી જ
**અતટ** વિ૦ કિનારા વિનાનું
**અતડાઈ** સ્ત્રી૦ અતડાપણું
**અતડાપણું** ન૦
**અતડું** વિ૦ ભળી જાય નહિ એવું (માણસ) (૨) તોછડું
**અતત્ત્વાર્થ** પું૦ અસત; મિથ્યા વસ્તુ
**અતથ્ય** વિ૦ ખોટું; અસત્ય (૨) નિઃસાર (૩) ન૦ તથ્ય–સત્ય નહિ તે
**અતદ્ગુણસંવિજ્ઞાન** પું૦ બહુવ્રીહિસમાસનો એક પ્રકાર
**અતન(-નુ)** વિ૦ જુઓ અતનુ
**અતનમતન** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**અતનુ** વિ૦ અશરીર; નિરાકાર (૨) પું૦ (સં.) અનંગ; કામદેવ
**અતનૂર્ણ** ન૦ ખડબચડું–જાડું ઊન
**અતમા** વિ૦ તમા વગરનું; લાપરવા (૨) સ્ત્રી૦ બેદરકારી
**અતમી** વિ૦ તમા વિનાનું (૨) શેખીખોર
**અતરડી** સ્ત્રી૦ નાની કાનસ
**અતરડો** પું૦ મોટી કાનસ
**અતરંગ** વિ૦ તરંગ વિનાનું; શાંત (૨) ટેકા વિનાનું; અદ્ધર (૩) ઇલાયદું
**અતરાપી** વિ૦ ત્રાહિત
**અતર્ક** વિ૦ ન્યાયવિરુદ્ધ (૨) પું૦ ખોટો તર્ક
**અતર્કિત** વિ૦ જુઓ અણધાર્યું
**અતર્ક્ય** વિ૦ તર્ક–કલ્પનામાં ન આવે એવું
**અતલ(-ળ)** વિ૦ તળિયા વિનાનું; ઊંડું (૨) ન૦ સાત પાતાળમાંનું એક
**અતલગનું** વિ૦ છેક નજીકનું
**અતલસ** સ્ત્રી૦ એક જાતનું રેશમી કાપડ
**અતવખ(-ષ)** ન૦ એક વનસ્પતિ—ઔષધિ
**અતસિ(-સી)** સ્ત્રી૦ અળસી (૨) શણનો છોડ (૩) સીમળો
**અતળ** વિ૦ (૨) ન૦ જુઓ અતલ
**અતળી** વિ૦ અતુલ
**અતળીબળ** વિ૦ અતુલ બલવાળું
**અતંગ** વિ૦ તંગ વિનાનું (૨) તંગ નહિ તેવું
**અતંત્ર** વિ૦ તાર વિનાનું (વાદ્ય) (૨) નિરંકુશ (૩) તંત્ર વિનાનું; અવ્યવસ્થિત
**અતંદ્ર(-દ્રિત)** વિ૦ સાવધ; જાગૃત

**અતઃ** અ૦ તેથી કરીને (૨) અહીંથી (૩) આજથી
**અતઃપર** અ૦ હવે પછી
**અતાઈ** પું૦ નગુરો–આપોઆપ શીખેલ ગવૈયો
**અતાગ** વિ૦ તાગ વિનાનું; બહુ જ ઊંડું
**અતિ** વિ૦ અતિશય; ઘણું (૨) અ૦ મર્યાદા બહાર એવો અર્થ બતાવતો ઉપસર્ગ. ઉદા૦ 'અતિપ્રશ્ન' (૨) બેહદ, વધારે પડતું એવો અર્થ બતાવવા વપરાતો. ઉદા૦ 'અતિવૃષ્ટિ'; 'અતિપોદાશ' (૩)–થી પર એવો અર્થ બતાવવા વપરાતો. ઉદા૦ 'અતિમાનુષ' (૪) શ્રેષ્ઠ એવો અર્થ બતાવવા વપરાતો. ઉદા૦ 'અતિરથી' (૫) ભારે, મહા, બિહામણું એવો અર્થ બતાવવા વપરાતો. ઉદા૦ 'અતિકાય'
**અતિકશ** વિ૦ ન ગાંઠે એવું
**અતિકાય** વિ૦ મહાકાય
**અતિકેશ(-સ)ર** પું૦ એક વનસ્પતિ
**અતિક્રમ** પું૦ હદ બહાર જવું તે (૨) [ કાળનું ] પસાર થઈ જવું (૩) ઘસારો
**અતિક્રમણ** પું૦ અતિક્રમવું તે
**અતિક્રમવું** સ૦ ક્રિ૦ અતિક્રમ કરવો
**અતિક્રમી** વિ૦ અતિક્રમ કરનારું
**અતિક્રાંત** વિ૦ હદ બહાર ગયેલું
**અતિક્રાંતિ** સ્ત્રી૦ ઉલ્લંઘન
**અતિચાર** પું૦ અતિક્રાંતિ; અતિક્રમ
**અતિજગતી** સ્ત્રી૦; પું૦ એક છંદ
**અતિજાત** વિ૦ બાપથી સવાયું
**અતિતાલવ્ય*** વિ૦
**અતિથિ** પું૦ મહેમાન (૨) અભ્યાગત; ભિક્ષુક
**અતિથિપૂજન** ન૦ અતિથિનું પૂજન (૨) પરોણાગત
**અતિથિસત્કાર** પું૦ અતિથિનો સત્કાર (૨) પરોણાગત
**અતિદૂર** અ૦ બહુ જ આઘે
**અતિદેશ** પું૦ એક સ્થાનના ધર્મ કે નિયમનું બીજે સ્થાને આરોપણ (૨) સાદૃશ્ય ઉપરથી અર્થને તાણીતૂસીને વધારવો તે
**અતિધર્મ** પું૦ અતિશય ધર્મ (૨) ધર્મ વિરુદ્ધનું કામ
**અતિપત્તિ** સ્ત્રી૦ અતિક્રમ (૨) ક્રિયાની નિષ્પત્તિ ન થવી તે
**અતિપરિચય** પું૦ ગાઢ સબંધ; હદ કરતાં વધારે પરિચય

**અતિપાત** પું૦ અતિક્રમ (૨) ઉલ્કાપાત (૩) વિનાશ
**અતિપાતક** ન૦ મોટામાં મોટું પાપ
**અતિપેદાશ** સ્ત્રી૦ જોઈએ તે કરતાં વધારે પેદાશ
**અતિપ્રતિજ્ઞા*** સ્ત્રી૦
**અતિપ્રશ્ન** પું૦ અધિકાર ઉપરાંતનો–મર્યાદા બહારનો પ્રશ્ન
**અતિપ્રસંગ** પું૦ વધારે પડતો સંબંધ (૨) હદ ઉપરાંતની છૂટ
**અતિપ્રસંગી** વિ૦ અતિપ્રસંગ કરનારું
**અતિપ્રાકૃત** વિ૦ પ્રકૃતિથી પર
**અતિબલા(–ળા)** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) વિશ્વામિત્રે રામને આપેલી અસ્ત્રવિદ્યા
**અતિભૌતિક** વિ૦ ભૌતિકથી પર; ભૌતિકની મર્યાદા બહારનું; 'મૅટાફિઝિકલ'
**અતિભૌતિકશાસ્ત્ર** ન૦ ભૌતિક શાસ્ત્રોથી પર એવું શાસ્ત્ર; મૂળ તત્ત્વની ચર્ચા કરતું શાસ્ત્ર; 'મૅટાફિઝિક્સ'
**અતિમાનુષ** વિ૦ અલૌકિક
**અતિયોગ** પું૦ રેલછેલ; અતિશયતા
**અતિરથ(–થી)** પું૦ જબરો–શ્રેષ્ઠ યોદ્ધો
**અતિરાગ** પું૦ અતિ આસક્તિ
**અતિરિક્ત** વિ૦ બહુ જ (૨) શૂન્ય; ખાલી (૩) શ્રેષ્ઠ
**અતિ(–તી)રેક** પું૦ અતિશયતા (૨) ઉત્કર્ષ
**અતિરોમશ** વિ૦ બહુવાળવાળું (૨) પું૦ જંગલી બકરો (૩) મોટો વાંદરો
**અતિલાડ** ન૦ બ૦ વ૦ હદ ઉપરાંતનાં લાડ
**અતિલોભ** પું૦ હદ ઉપરાંતનો લોભ
**અતિવાદ** પું૦ બહુ બોલવું તે; (૨) અપ્રિય–કઠોર વચન
**અતિવિષા** સ્ત્રી૦ અતવખ
**અતિવૃષ્ટિ** સ્ત્રી૦ અત્યંત–જોઈએ તે કરતાં વધારે વરસાદ થવો તે
**અતિવૈદિક** વિ૦ વેદકાળ પહેલાંનું
**અતિવ્યાપ્તિ** સ્ત્રી૦ લક્ષ્ય ન હોય એવી વસ્તુનો સમાવેશ થવો તે (પ્ર.)
**અતિશય** વિ૦ ઘણું જ (૨) પું૦ પુષ્કળતા
**અતિશયતા** સ્ત્રી૦
**અતિશયોક્તિ** સ્ત્રી૦ વધારીને બોલવું તે (૨) [કા. શા.] એ નામનો અલંકાર
**અતિશૂદ્ર** પું૦ ભંગી; ચમાર
**અતિશૂદ્રી** સ્ત્રી૦ ભંગડી; ચમારણ
**અતિશે** વિ૦ અતિશય
**અતિસંક્ષિપ્ત** વિ૦ અતિ + સંક્ષિપ્ત
**અતિસંક્ષેપ** પું૦ અતિ + સંક્ષેપ
**અતિસંધાન** ન૦ છેતરપિંડી
**અતિસંરક્ષક** વિ૦ વધારે પડતું સ્થિતિચુસ્ત
**અતિ(–તી)સાર** પું૦ સંઘરણી
**અતિસુધારક** વિ૦ વધારે પડતું સુધારક
**અતિસ્તુતિ** સ્ત્રી૦ ન હોય એવા ગુણોની સ્તુતિ; ખુશામત
**અતિસ્નેહ** પું૦ હદ ઉપરાંતનો સ્નેહ; અતિરાગ
**અતિસ્વાર્થી** વિ૦ હદ ઉપરાંત સ્વાર્થી
**અતીક્ષ્ણ** વિ૦ તીક્ષ્ણ નહિ એવું
**અતીત** વિ૦ પર થયેલું (૨) ગત (૩) પું૦ વેરાગી
**અતીતકાલિક** વિ૦ ભૂતકાળ સંબંધી
**અતીર*** વિ૦
**અતીવ** વિ૦ અત્યંત
**અતીંદ્રિય** વિ૦ અગોચર
**અતીંદ્રિયવાદ*** પું૦
**અતુલ(–લિત,–લ્ય)** વિ૦ અનુપમ (૨) ઘણું જ
**અતૂટ** વિ૦ અખંડ; સળંગ (૨) તોડયું તૂટે નહિ એવું
**અતૃપ્ત** વિ૦ અસંતુષ્ટ (૨) ભૂખ્યું
**અતૃપ્તિ** સ્ત્રી૦ તૃપ્તિનો અભાવ
**અતૃષ્ણા** સ્ત્રી૦ તૃષ્ણાનો અભાવ
**અતોભ્રષ્ટતતોભ્રષ્ટ** વિ૦ અહીંતહીં, બંને ઠેકાણેથી ભ્રષ્ટ થયેલું–રખડી પડેલું
**અતોલ** વિ૦ જુઓ અતુલ
**અત્તર** ન૦ પુષ્પાદિક સુગંધીદાર પદાર્થનો અર્ક (૨) અ૦ અહીં
**અત્તરઘડી** અ૦ હમણાં જ; અબઘડી
**અત્તરદાની** સ્ત્રી૦ અત્તર રાખવાનું પાત્ર
**અત્તરપગલે** અ૦ હમણાં જ
**અત્તરસાત** અ૦ અબઘડી
**અત્તરિયું** ન૦ અત્તરદાની
**અત્તરિયો** ન૦ અત્તરવાળો; અત્તર બનાવનારો કે વેચનારો
**અત્ત(–ત્તા)રી** પું૦ અત્તરિયો
**અત્યદ્ભુત** વિ૦ અતિ અદ્ભુત
**અત્યય** પું૦ જુઓ અતિક્રમ

**અત્યલ્પ** વિ૰ અતિ અલ્પ
**અત્યંત** વિ૰ જેનો અંત-છેડો ન હોય તેવું; ઘણું જ
**અત્યંતાભાવ** પું૰ પૂર્ણ અભાવ (ન્યા.)
**અત્યાકૃષ્ટ** વિ૰ અતિ આકૃષ્ટ-મારી મચડીને બેસાડેલો (અર્થ)
**અત્યાગી** વિ૰ ત્યાગી નહિ તેવું; રાગી; ગૃહસ્થ
**અત્યાગ્રહ** પું૰ અતિ આગ્રહ
**અત્યાગ્રહી** વિ૰ અતિ આગ્રહી
**અત્યાચાર** પું૰ અધર્માચરણ (૨) બળાત્કાર
**અત્યાચારી** વિ૰ અત્યાચાર કરનારું
**અત્યાજ્ય** વિ૰ ત્યાજ્ય નહિ તેવું
**અત્યાર** અ૰ ચાલુ ઘડી
**અત્યારે** અ૰ હમણાં જ; ચાલુ ઘડીએ
**અત્યાવશ્યક** અ૰ અતિ આવશ્યક
**અત્યાસક્તિ** સ્ત્રી૰ જુઓ અતિ આસક્તિ
**અત્યાહાર** પું૰ હદ ઉપરાંતનો-અકરાંતિયો આહાર
**અત્યુક્તિ** સ્ત્રી૰ જુઓ અતિશયોક્તિ
**અત્યુત્તમ** વિ૰ અતિ ઉત્તમ; શ્રેષ્ઠ
**અત્યુત્સાહ** પું૰ અતિ ઉત્સાહ
**અત્ર(-ત્રે)** અ૰ અહીં
**અત્રત્ય** વિ૰ અહીંનું
**અત્રિ** પું૰ (સં.) સપ્તર્ષિમાંના એક ઋષિ
**અથ** અ૰ હવે (૨) આરંભ તેમ જ મંગળવાચક શબ્દ; પ્રકરણ, વિકલ્પ અને પક્ષાંતરદર્શક શબ્દ
**અથઇતિ** અ૰ પહેલેથી છેલ્લે સુધી
**અથક** વિ૰ થાકે નહિ એવું
**અથકિમ્** અ૰ હા; એમ જ
**અથચ** અ૰ અને વળી
**અથડ(-ડા)વું** અ૰ ક્રિ૰ જુઓ અથડાવું
**અથડાઅથડી** સ્ત્રી૰ સામાસામી અથડાવું -ટિચાવું તે (૨) રખડપટ્ટી; ટિચામણ (૩) લડાઈ
**અથડાઉ** વિ૰ રખડાઉ
**અથડામણ(-ણી)** સ્ત્રી૰ રખડપટ્ટી; ટિચામણ (૨) તકરાર; લડાઈ
**અથડામણકુટામણ** સ્ત્રી૰ અથડાવું-કુટાવું તે; રખડપટ્ટી
**અથડાવું** અ૰ ક્રિ૰ રખડવું (૨) ટિચાવું; અફળાવું (૩) ફાંફાં મારવાં (૪) તકરાર થવી
**અથરાઈ** સ્ત્રી૰ (કા.) અસ્થિરતા; ચંચળતા (૨) અધીરાઈ (૩) ઉતાવળ
**અથરું** વિ૰ (કા.) અસ્થિર; ચંચળ (૨) અધીરું (૩) ઉતાવળું
**અથર્વ,૰વેદ** પું૰ ચોથો વેદ
**અથર્વવેદી** વિ૰ એ વેદનો અનુયાયી (બ્રાહ્મણ) (૨) અથર્વવેદને લગતું
**અથવા** અ૰ કિંવા
**અથાક** વિ૰ થાકે નહિ તેવું
**અથાક(-ગ)** વિ૰ અતાગ (૨) પાર વિનાનું
**અથાણું** ન૰ મીઠા કે મસાલામાં આથી રાખેલાં ફળ, મૂળ ઈત્યાદિ
**અથાવું** અ૰ ક્રિ૰ મીઠું કે મસાલો ચડવો
**અથાહ** વિ૰ + અથાગ
**અથેતિ** અ૰ અથઇતિ
**અદક** વિ૰ અધિક; અદકું
**અદકજીભું** વિ૰ બહુબોલું; બટકબોલું
**અદકડું** વિ૰ દોઢડાહ્યું
**અદકપાંસળિયું** વિ૰ મોટપ કે પૈસો ઈત્યાદિ ન જીરવી શકે એવા સ્વભાવનું (૨) જેના પેટમાં વાત ટકે નહિ એવું; વાતોડિયું
**અદકપાંસળું** વિ૰ અદકપાંસળિયું
**અદકું** વિ૰ અધિક; વધારે
**અદકેરું** વિ૰ અદકું (પ.)
**અદક્ષ** વિ૰ અકુશળ
**અદગ્ધ** વિ૰ નહિ બળેલું
**અદત્ત** વિ૰ નહિ આપેલું (૨) ન૰ શાસ્ત્રવિરુદ્ધ હોઈ રદ થયેલું દાન
**અદત્તા** વિ૰ સ્ત્રી૰ અવિવાહિત કન્યા
**અદન** ન૰ ભોજન
**અદના** વિ૰ મામૂલી; રંક
**અદબ** સ્ત્રી૰ વિવેક; મર્યાદા (૨) બંને હાથને કોણીથી વાળી છાતી આગળ એક ઉપર એક ગોઠવેલા તે
**અદબદ** વિ૰ અચોક્કસ; સંશયગ્રસ્ત
**અદબસર** અ૰ વિનયપૂર્વક; અદબ વાળીને
**અદમ્ય** વિ૰ દબાઈ જાય નહિ તેવું
**અદય** વિ૰ નિર્દય

**અદ(-ધ)રકવું** સ૦ ક્રિ૦ અધરકવું
**અદરસ** પું૦ આદાનો રસ
**અદરાવું** અ૦ ક્રિ૦ વિવાહ-સગાઇ થવી
**અદર્શ** વિ૦ નહિ દેખાતું; ન દેખાય તેવું
**અદર્શન** ન૦ ન દેખાવું તે (૨) લોપ
**અદલ** વિ૦ બરાબર; ખરું; યથાર્થ
**અદલ(-ળ)** વિ૦ દલ-પાંદડી વિનાનું (૨) જાડાઈ વિનાનું (૩) દાળ ન પડે એવું
**અદલબદલ** અ૦ ફેરબદલ
**અદલાબદલી** સ્ત્રી૦ ફેરબદલી
**અદલોબદલો** પું૦ ફેરબદલો
**અદવારકું** અ૦ અબઘડી
**અદળ** વિ૦ જુઓ અદલ
**અદંડ્ય** વિ૦ દંડી ન શકાય એવું
**અદા,૦વત** સ્ત્રી૦ વેર
**અદાચિઠ્ઠી** સ્ત્રી૦ વેરનો કાગળ; જાસાચિઠ્ઠી
**અદાતા** વિ૦ દાન ન કરે તેવું; કૃપણ
**અદાપ(-પો)** પું૦ દુઃખ; બળાપો
**અદાપવું** સ૦ ક્રિ૦ પીડવું
**અદાપો** પું૦ અદાપ
**અદાયાદ** વિ૦ વારસ થવાના હક વિનાનું (૨) વારસ વિનાનું
**અદાયિક** વિ૦ વારસ વિનાનું (૨) વારસાને લગતું નહિ એવું
**અદાલત** સ્ત્રી૦ કોર્ટ; ઇન્સાફની કચેરી
**અદાવત** સ્ત્રી૦ વેર
**અદાવતિયું** વિ૦ અદાવત રાખનારું
**અદાહ્ય** વિ૦ બળે નહિ તેવું
**અદિતિ** સ્ત્રી૦ (સં.) દેવોની માતાનું નામ
**અદિયો** પું૦ ભેટ
**અદીઠ(-ઠું)** વિ૦ દીઠેલું નહિ તેવું; અદૃષ્ટ (૨) જોવાને અયોગ્ય
**અદીન** વિ૦ તેજસ્વી; ગરીબ નહિ તેવું
**અદીંટ** વિ૦ દીંટા વિનાનું
**અદુષ્ટ** વિ૦ દુષ્ટ નહિ તેવું
**અદૂડોઅદૂડો** પું૦ છોકરાંની એક રમત
**અદૂરદર્શી** વિ૦ લાંબો વિચાર નહિ કરનારું; ટૂંકી દૃષ્ટિનું
**અદૂષિત** વિ૦ દૂષિત નહિ એવું
**અદૃઢ** વિ૦ દૃઢ નહિ તેવું
**અદૃશ્ય** વિ૦ દેખાય નહિ એવું; ગુપ્ત (૨) અલોપ
**અદૃશ્યવિદ્યા** સ્ત્રી૦ ગુપ્ત રહેવાની કળા
**અદૃષ્ટ** વિ૦ દીઠેલું-જાણેલું નહિ તેવું (૨) ન૦ ભાગ્ય; નસીબ
**અદૃષ્ટપૂર્વ** વિ૦ પૂર્વે નહિ દેખાયેલું; તદ્દન નવીન
**અદૃષ્ટમત** પું૦ અદૃષ્ટવાદ
**અદૃષ્ટવશાત્** અ૦ દૈવયોગે
**અદૃષ્ટવાદ** પું૦ નસીબવાદ
**અદૃષ્ટવિદ્યા** સ્ત્રી૦ ભવિષ્ય જાણવાની વિદ્યા (૨) જાદુ
**અદૃષ્ટાર્થ** વિ૦ ગૂઢ અર્થવાળું (૨) આત્મજ્ઞાનને લગતું
**અદૃષ્ટિ** સ્ત્રી૦ ખરાબ દૃષ્ટિ; ક્રોધભરેલી અથવા ઝેરી નજર
**અદેખાઈ** સ્ત્રી૦ બીજાની સારી સ્થિતિ જોઈને દ્વેષની જે લાગણી થાય તે; ઈર્ષા
**અદેખું** વિ૦ અદેખાઈવાળું
**અદેય** વિ૦ અપાય નહિ તેવું
**અદેહી** વિ૦ શરીર વિનાનું
**અદો** પું૦ દાદો (૨) 'ઉદય હો! જય હો!' એવા અર્થનો પોકાર
**અદોદળું** વિ૦ (કા.) ચરબીથી જાડું થઈ ગયેલું; સ્થૂલ
**અદોભવાની** શ૦ પ્ર૦ ભવાનીનો-માતાનો ઉદય થાઓ! (૨) [લા.] હીજડો
**અદોષ(-ષિત)** વિ૦ નિર્દોષ
**અદ્દલ** અ૦ બરાબર
**અદ્ભુત** વિ૦ આશ્ચર્યકારક; અલૌકિક (૨) ન૦ ચમત્કાર; આશ્ચર્ય
**અદ્ભુતકથા** સ્ત્રી૦ અદ્ભુત બનાવો વર્ણવતી વાર્તા; 'રોમાન્સ'
**અદ્ભુતકર્મા** વિ૦ અદ્ભુત કર્મ કરનાર
**અદ્ભુતતા** સ્ત્રી૦
**અદ્ભુતદર્શન*** વિ૦
**અદ્ભુતરસ** પું૦ કાવ્યના નવ રસોમાંનો એક
**અદ્ય** અ૦ આજ (૨) હમણાં
**અદ્યતન** વિ૦ આજનું; વર્તમાન (૨) છેલ્લામાં-છેલ્લું; 'અપ ટુ ડેટ'
**અદ્યાપિ** અ૦ હજુ પણ
**અદ્રક** પું૦ આદું

**અદ્રવ** વિ૰ પ્રવાહી નહિ તેવું (૨) ઓગળે નહિ તેવું
**અદ્રાવ્ય** વિ૰, ઓગાળી ન શકાય તેવું
**અદ્રિ** પું૰ પર્વત
**અદ્રિજ** વિ૰ પર્વતમાં ઊપજેલું
**અદ્રિજા(-સુતા)** સ્ત્રી૰ (સં.) હિમાલય પર્વતની પુત્રી—પાર્વતી
**અદ્રિપતિ** પું૰ (સં.) પર્વતોનો રાજા—હિમાલય
**અદ્રિરાજ** પું૰ (સં.) અદ્રિપતિ
**અદ્રિસાર** પું૰ લોખંડ
**અદ્રિસુતા** સ્ત્રી૰ (સં૰) અદ્રિજા
**અદ્રોહ** પું૰ દ્રોહનો અભાવ
**અદ્રોહી** વિ૰ દ્રોહી નહિ એવું
**અદ્રોહ્ય** વિ૰ જેનો દ્રોહ ન કરવો જોઈએ વા ન કરી શકાય એવું
**અદ્વય** વિ૰ અજોડ (૨) ન૰ એકતા
**અદ્વિતીય** વિ૰ અજોડ; અનન્ય
**અદ્વેષ** વિ૰ દ્વેષરહિત (૨) પું૰ દ્વેષનો અભાવ
**અદ્વેષતા** સ્ત્રી૰ દ્વેષરહિતપણું
**અદ્વેષ્ટા** વિ૰ દ્વેષ્ટા—દ્વેષ રાખનાર નહિ એવું
**અદ્વૈત** ન૰ એકતા (૨) જીવાત્મા અને પરમાત્માની એકતા (૩) બ્રહ્મ
**અદ્વૈતભાવ** પું૰ ભેદબુદ્ધિનો અભાવ
**અદ્વૈતમત** પું૰ અદ્વૈતવાદ
**અદ્વૈતવન** ન૰ (સં.) પુરાણોમાં આવતું એક કલ્પિત વન
**અદ્વૈતવાદ** પું૰ જીવાત્મા અને પરમાત્મા એક જ છે એવો મત; જગતનું મૂળ તત્ત્વ એક જ છે એવો મત; વેદાંત
**અધ** વિ૰ અર્ધ; અડધું
**અધકચરું** વિ૰ અડધું કચરેલું—ખૂંદેલું (૨) કાચુંપાકું (૩) [લા.] અર્ધદગ્ધ
**અધકોસ** પું૰ અર્ધો ગાઉ; અધગાઉ
**અધખાયું** વિ૰ અડધું ખવાઈ ગયેલું (૨) ભેગવાળી (ધાતુ)
**અધખોખરું** વિ૰ અડધું ફૂટેલું—કચરેલું
**અધખોલું** વિ૰ અડધું ઊઘડેલું
**અધગજ** પું૰ આશરે બાર ઇંચ
**અધગજી** વિ૰ અધગજ જેટલું
**અધગાઉ** પું૰ અડધો ગાઉ
**અધગારિયું** ન૰ માટીનું અને છાણનું મિશ્રણ
**અધઘડી** સ્ત્રી૰ અડધી ઘડી; થોડી વાર
**અધડકું** વિ૰ જુઓ અધૂકડું
**અધણિયાતું** વિ૰ માલિક વિનાનું
**અધધધ** અ૰ આશ્ચર્ય અને અહુપણું દર્શાવનાર ઉદ્ગાર
**અધન(-ની)** વિ૰ નિર્ધન; પૈસા વિનાનું
**અધન્ય** વિ૰ ધન્ય નહિ એવું; નિર્ભાગી (૨) તુચ્છ
**અધપયું** વિ૰ અડધું પોચું; પાણીપોચું (૨) અડધું પચેલું
**અધપડિયાળી** વિ૰ સ્ત્રી૰ અડધી મીંચેલી; મરતીભરેલી (આંખ)
**અધબળ્યું** વિ૰ અડધું બળેલું (૨) અદેખું; કંકાસિયું
**અધભાગ** પું૰ અડધો ભાગ
**અધમ** વિ૰ નીચ; નઠારું (૨) ધિક્કારવા યોગ્ય
**અધમણ** વિ૰ અડધા મણના વજનનું (૨) ન૰ મણનો અર્ધો ભાગ
**અધમણિયું** વિ૰ જેમાં અર્ધો મણ માય તેવું (પાત્ર) (૨) અર્ધા મણના વજનનું
**અધમણિયો** પું૰ અધમણનું કાટલું
**અધમણીકો** પું૰ અધમણિયો
**અધમતા** સ્ત્રી૰
**અધમાધમ** વિ૰ અધમમાં અધમ
**અધમૂઉં** વિ૰ અડધું મરેલું
**અધમૂંડ્યું** વિ૰ અડધું મૂંડેલું; અડધું કરીને બાકી રહેલું
**અધમોદ્ધાર** પું૰ અધમનો—પાપીનો ઉદ્ધાર કરવો તે (૨) પાપીનો ઉદ્ધાર કરનારો તે—ઈશ્વર
**અધમોદ્ધારક** વિ૰ પાપીનો ઉદ્ધાર કરનારું
**અધમોદ્ધારણ** વિ૰ પાપીને તારનારું (૨) ન૰ પાપીને તારવા તે
**અધર** વિ૰ નીચેનું (૨) પું૰ નીચલો હોઠ; હોઠ
**અધ(-દ્ધ)ર** અ૰ હવામાં લટકતું; ટેકા વિનાનું
**અધરકણ** ન૰ અખરામણ
**અધરકવું** સ૰ ક્રિ૰ આખરવું
**અધરણ** ન૰ આધણ
**અધ(-દ્ધ)રતાલ** વિ૰ લટકતું; અનિશ્ચિત
**અધરતું** વિ૰ અધવચ બંધ પડેલું
**અધરપાન** ન૰ અધર પર ચુંબન
**અધરમધુ** ન૰ અધરરસ
**અધરરસ** પું૰ અધરમાંથી ઝરતો રસ
**અધરવટ** અ૰ અંતરિયાળ

**અધરસુધા** સ્ત્રી૰ અધરરસ રૂપી સુધા
**અધરાત** સ્ત્રી૰ અડધી રાત
**અધરાતમધરાત** અ૰ રાત્રે ખૂબ મોડું—ગમે તે વખતે (૨) અણીને વખતે
**અધરામૃત** ન૰ અધરસુધા
**અધરિયું** વિ૰ અતૃપ્ત
**અધરાંશ** * પું૰
**અધરો(-રૌ)ષ્ઠ** પું૰ નીચલો હોઠ
**અધર્મ** પું૰ પાપ; અનીતિ (૨) અન્યાય (૩) શ્રુતિ-સ્મૃતિ વિરુદ્ધ કર્મ
**અધર્માચરણ** ન૰ ધર્મ વિરુદ્ધ વર્તન
**અધર્માચાર** પું૰ અધર્માચરણ
**અધર્માચારી** વિ૰ અધર્મી
**અધર્મી** વિ૰ ધર્મ વિરુદ્ધ વર્તનારું; પાપી
**અધર્મ્ય** વિ૰ ધર્મ વિરુદ્ધ
**અધવચ(-ચાળ)** અ૰ મધ્યમાં; વચમાં (૨) પૂરું થતા પહેલાં
**અધવચરું** વિ૰ વચ્ચે લટકતું (૨) અધવચ આવીને અટકેલું (૩) અધવધરું (૪) અધવચ વિકૃત થયેલું
**અધવચાળ** અ૰ જુઓ અધવચ
**અધવધરું** વિ૰ કાચી સમજવાળું; દોઢડાહ્યું
**અધવારું** વિ૰ ગાડાં ભાડે ફેરવનારું (૨) ન૰ ગાડાં ભાડે ફેરવવાનો ધંધો
**અધ(-ધો)વાયો** પું૰ ગાડાં ભાડે ફેરવનાર (૨) ઢોરનો વેપારી
**અધવાર** પું૰ અડધો વાર (માપ) (૨) અડધો-અડધ કરીને આપવું તે
**અધવારવું** અ૰ ક્રિ૰ અડધું થઈ જવું (૨) સ૰ ક્રિ૰ અડધોઅડધ વહેંચી નાખવું
**અધવારિયું** વિ૰ અડધું કરેલું (૨) ન૰ જુઓ અધવારું
**અધવારું** ન૰ બે સ્થળે રહેવાનું રાખવું તે (૨) અડધે ભાગે ભાગિયો રાખવો તે
**અધવાલ** સ્ત્રી૰ અડધો વાલ
**અધવાલી** સ્ત્રી૰ ૧॥ રતીભારનું વજન-કાટલું (૨) અડધી પાલીનું એક માપ
**અધવાવર્યું** વિ૰ અડધું વાવરેલું-ખરચેલું
**અધસસતું** વિ૰ અધમૂઉં
**અધસૂકું** વિ૰ અડધુંપડધું સુકાયેલું
**અધસ્સ્વસ્તિક** પું૰ બરાબર પગ નીચેનું આકાશબિંદુ (ખ.)
**અધઃકાય** સ્ત્રી૰ શરીરનો નીચલો ભાગ
**અધઃપતન** ન૰ જુઓ અધઃપાત
**અધઃપતિત** વિ૰ અધોગતિને પામેલું
**અધઃપાત** પું૰ નીચે પડવું તે (૨) અધોગતિ
**અધઃશય્યા** સ્ત્રી૰ જમીન પરની પથારી
**અધાક** વિ૰ ધાક-દાબ વિનાનું
**અધાતુ** સ્ત્રી૰ ધાતુ નહિ તે
**અધાતુક** વિ૰ ધાતુનું નહિ તેવું
**અધાધંધ** સ્ત્રી૰ જુઓ અંધાધૂંધી
**અધાધું(-ધૂં)ધ(-ધી)** સ્ત્રી૰ જુઓ અંધાધૂંધી
**અધાધૂ(-ધો)મ** અ૰ સાવ; નરાતાળ
**અધાધૂંધ(-ધી)** સ્ત્રી૰ જુઓ અંધાધૂંધી
**અધાધોમ** વિ૰ અધાધૂમ
**અધાર** વિ૰ આધાર વિનાનું (૨) અસહ્ય
**અધાર્મિક** વિ૰ ધાર્મિક નહિ એવું
**અધાર્મિકતા** સ્ત્રી૰
**અધિ** અ૰ ઉપરીપણું, ઐશ્વર્ય બતાવતો ઉપસર્ગ. ઉદા૰ 'અધિરાજ'; 'અધિપતિ' (૨) મુખ્ય, પ્રધાન એવો અર્થ બતાવતો. ઉદા૰ 'અધિદૈવત' (૩) મૂળ અર્થમાં અધિકતા -તીવ્રતા બતાવનારો. ઉદા૰ 'અધિક્રમણ' (૪) સંબંધી એવો અર્થ બતાવતો ઉદા૰ 'આધ્યાત્મિક'
**અધિક** વિ૰ વધારે; વધારાનું (૨) ન૰ *
**અધિકતર** વિ૰ વિશેષ વધારે
**અધિકતા** સ્ત્રી૰
**અધિકતાવાચક** વિ૰ અધિકતા બતાવનારું
**અધિકતિથિ** સ્ત્રી૰ જેમાં બે સૂર્યોદય આવી જતા હોય તેવી તિથિ
**અધિકપ્રસંગ** પું૰ વધારે પડતો પ્રસંગ-પરિચય (૨) હદ બહારની છૂટ
**અધિકમાસ** પું૰ વધારાનો મહિનો; પુરુષોત્તમ માસ-મહિનો
**અધિકરણ** ન૰ અધિકૃત કરવું તે (૨) સ્થાન; આશ્રય (૩) [વ્યા.] સાતમી વિભક્તિનો અર્થ
**અધિકાઈ** સ્ત્રી૰ અધિકતા; મોટાઈ
**અધિકાધિક** વિ૰ ઘણું વધારે
**અધિકાર** પું૰ ફરજ; સત્તા (૨) હકૂમત (૩) પદવી (૪) પાત્રતા; લાયકાત (૫) હક (૬) પ્રકરણ
**અધિકારભેદ** પું૰ પાત્રતાનો ભેદ

**અધિકારિતા** સ્ત્રી૦ અધિકારીપણું (૨) યોગ્યતા
**અધિકારી** વિ૦ પાત્ર; લાયક (૨) હકદાર (૩) પું૦ અમલદાર
**અધિકાંગ** ન૦ વધારાનો અવયવ (૨) બખ્તર ઉપર બાંધવાનો પટો
**અધિકું** વિ૦+ વધારે; બહુ જ; પુષ્કળ
**અધિકૃત** વિ૦ નીમેલું (૨) સત્તાવાળું (૩) સત્તાવાર
**અધિકૃતિ** સ્ત્રી૦ અધિકાર
**અધિકોત્તર** વિ૦ હદથી–શિરસ્તાથી વધારે (૨) અલૌકિક; વિલક્ષણ
**અધિકોત્સાર** પું૦ 'હાઇપરબોલા' (ગ.)
**અધિક્રમણ** ન૦ હુમલો; હલ્લો
**અધિગત** વિ૦ જાણેલું (૨) મેળવેલું
**અધિગમ** પું૦ પ્રાપ્તિ; લાભ (૨) અભ્યાસ; જ્ઞાન (૩) સ્વીકાર
**અધિગમન** ન૦ જુઓ અધિગમ
**અધિગમ્ય** વિ૦ જાણવા યોગ્ય (૨) મેળવવા યોગ્ય
**અધિત્યકા** સ્ત્રી૦ ઉચ્ચ પ્રદેશ; 'ટેબલલૅન્ડ'
**અધિદેવ** પું૦ શ્રેષ્ઠ દેવ; પરમેશ્વર (૨) રક્ષક દેવ (૩) મુખ્ય, અધિષ્ઠાતા દેવ
**અધિદેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ અમુક સ્થળ કે વસ્તુનો તે ખાસ દેવ કે દેવી તે; રક્ષક દેવ કે દેવી
**અધિદૈવ,૦ત** ન૦ મુખ્ય બળ; પ્રધાન શક્તિ
**અધિનાયક** પું૦ મુખ્ય નાયક
**અધિપ** પું૦ રાજા; ઉપરી; મુખી
**અધિપતિ** પું૦ ઉપરી; સ્વામી (૨) રાજા (૩) વર્તમાનપત્ર ચલાવનાર
**અધિપતિપણું** ન૦
**અધિભૂત** ન૦ શ્રેષ્ઠ–પરમ તત્ત્વ (૨) સકળ જડ સૃષ્ટિ
**અધિયારી** સ્ત્રી૦ વહોરી લીધેલી મહેનત; પીડા
**અધિયારું** ન૦ ઢોરને વિયાય ત્યાં સુધી પાલવવા ભાગે આપવું તે
**અધિયું** વિ૦ ઠોઠ; મૂરખ
**અધિયોગ** પું૦ ગ્રહોનો શુભ યોગ
**અધિરાજ** પું૦ સમ્રાટ; રાજાનો રાજા
**અધિરાજ્ય** ન૦ સામ્રાજ્ય
**અધિરૂઢ** વિ૦ આરૂઢ થયેલું
**અધિરોહણ** ન૦ ચડવું તે (૨) ગાદીએ બેસવું તે
**અધિવાસ** પું૦ મુખ્ય રહેઠાણ
**અધિવાસન** ન૦ દેવની પ્રતિષ્ઠા કરવી તે (૨) શરીરે સુગંધી લગાવી વસ્ત્ર પહેરવાં તે
**અધિષ્ઠાતા** પું૦ મુખ્ય કરીને સ્થાપ્યા હોય તે (દેવ, રાજા, કારભારી વગેરે) (૨) નિયામક
**અધિષ્ઠાત્રી** સ્ત્રી૦ અધિષ્ઠાતા સ્ત્રી
**અધિષ્ઠાન** ન૦ મુખ્ય સ્થાન; રહેઠાણ (૨) આધાર (૩) સત્તા; પ્રભાવ
**અધિષ્ઠિત** વિ૦ સ્થાપેલું; નીમેલું (૨) ઉપરી થઈને રહેલું (૩) વસેલું
**અધીત** વિ૦ જાણેલું; ભણેલું (૨) ન૦ અધ્યયન
**અધીન** વિ૦ વશ; તાબેદાર
**અધીનતા** સ્ત્રી૦
**અધીર** વિ૦ ઉતાવળું; ચંચળ (૨) સ્ત્રી૦ અધીરાઈ
**અધીરજ** સ્ત્રી૦ ધીરજનો અભાવ; અધીરાઈ
**અધીરતા** સ્ત્રી૦
**અધીરપ** સ્ત્રી૦ અધીરાઈ
**અધીરા** વિ૦ સ્ત્રી૦ ધીરજ ખોઈ કોપ કરે તેવી (નાયિકા)
**અધીરાઈ** સ્ત્રી૦ અધીરાપણું
**અધીરાપણું** ન૦
**અધીરું** વિ૦ ધીરજ ખોઈ બેઠેલું
**અધીશ(–શ્વર)** પું૦ રાજાધિરાજ; સમ્રાટ (૨) ઈશ્વર
**અધુખુ** અ૦ અધખુધ
**અધુના** અ૦ હમણાં
**અધુસારવું** અ૦ ક્રિ૦ (કા.) લગભગ અર્ધું મુદતનું વીતી જવું
**અધૂકડું** વિ૦ ઊભે પગે બેઠેલું (૨) બરાબર બેઠેલું નહિ તેવું; અસ્થિર
**અધૂરું** વિ૦ અપૂર્ણ
**અધેડ** વિ૦ આધેડ
**અધેલી** સ્ત્રી૦ અડધો રૂપિયો
**અધેલો** પું૦ અડધો પૈસો
**અધૈર્ય** ન૦ ધૈર્યનો અભાવ
**અધો** અ૦ નીચે
**અધોગત** વિ૦ પતિત; અવનત (૨) નરકમાં પડેલું
**અધોગતિ** સ્ત્રી૦ અવનતિ; પડતી (૨) નરકમાં પડવું તે; અવગતિ
**અધોટિયું** ન૦ શેરડીના રસની કોઠી અડધી કરવી તે
**અધોટી** સ્ત્રી૦ શેરડીનો ઉકાળેલો રસ
**અધોડું** ન૦ મૂએલા ઢોરના બદલામાં આપવામાં આવતું ચામડું
**અધોતું** વિ૦ વપરાયેલું (વસ્ત્ર) (૨) જીર્ણ (વસ્ત્ર)
**અધોદૃષ્ટિ** સ્ત્રી૦ નીચી નજર

**અધોદ્વાર** ન૦ ગુદા
**અધોધ** વિ૦ નીચે ને નીચે ઊતરતું
**અધોબિંદુ** ન૦ પગની નીચેનું બિંદુ
**અધોમુખ** વિ૦ નીચા મોંવાળું (૨) ન૦ નીચું મોં
**અધોલ** ન૦ પર્વતની તળેટી પાસેનો સપાટ પ્રદેશ
**અધોવાયુ** પું૦ અપાનવાયુ
**અધોવાયો** પું૦ જુઓ અધવાયો
**અધોળ** વિ૦ અઢી રૂપિયાભાર
**અધોળી** સ્ત્રી૦ અઢી રૂપિયાભારનું કાટલું
**અધોળું** ન૦ અઢી રૂપિયાભારનું કાટલું
**અદ્ધર** અ૦ આધાર વગર
**અદ્ધરતાલ** વિ૦ અધરતાલ
**અદ્ધરપદ્ધર** અ૦ તદ્દન અદ્ધર
**અધ્યક્ષ** પું૦ ઉપરી; મુખ્ય અધિકારી; પ્રમુખ
**અધ્યક્ષપદ** ન૦ પ્રમુખપદ
**અધ્યક્ષર** પું૦ મુખ્ય અક્ષર; ઓમ્કાર
**અધ્યક્ષસ્થાન** ન૦ અધ્યક્ષપદ
**અધ્યયન** ન૦ ભણવું તે
**અધ્યવસાન** ન૦ તાદાત્મ્ય; તદ્રૂપતા (કા.શા.)
**અધ્યસ્ત** વિ૦ આરોપિત; માની લીધેલું
**અધ્યાત્મ** વિ૦ આત્મા—પરમાત્મા સંબંધી (૨) ન૦ બ્રહ્મજ્ઞાન; આત્મજ્ઞાન
**અધ્યાત્મજ્ઞાન** ન૦ બ્રહ્મજ્ઞાન
**અધ્યાત્મયોગ** પું૦ મનની વૃત્તિઓને બાહ્ય પદાર્થોમાંથી પાછી ફેરવીને આત્મામાં જોડવી તે
**અધ્યાત્મવિદ્યા** સ્ત્રી૦ આત્મવિદ્યા; બ્રહ્મવિદ્યા
**અધ્યાત્મશાસ્ત્ર** ન૦ અધ્યાત્મ, યોગ ઇત્યાદિનું શાસ્ત્ર
**અધ્યાત્મિક** વિ૦ અધ્યાત્મને લગતું; આધ્યાત્મિક
**અધ્યાપક** પું૦ શિક્ષક; ગુરુ
**અધ્યાપન** ન૦ ભણાવવું તે
**અધ્યાપનમંદિર** ન૦ શિક્ષકોને તાલીમ આપવાની શાળા
**અધ્યાપિકા** સ્ત્રી૦ શિક્ષિકા
**અધ્યાય** પું૦ પ્રકરણ
**અધ્યારુ** પું૦ અધ્વર્યુ (૨) મહેતાજી; ગુરુ (૩) નોતરિયો (૪) પારસીઓનો ધર્મગુરુ
**અધ્યારૂઢ** વિ૦ ઊંચે ચડેલું (૨) શ્રેષ્ઠ
**અધ્યારોપ** પું૦ ન હોય તેવા ગુણધર્મનું આરોપણ કરવું તે (૨) ભૂલભરેલું જ્ઞાન
**અધ્યારોપણ** પું૦ અધ્યારોપ
**અધ્યારોહણ** ન૦ ઊંચે ચડવું તે
**અધ્યાસ** પું૦ જુઓ અધ્યારોપ (૨) મિથ્યા આરોપણ
**અધ્યાસવું** સ૦ ક્રિ૦ અધ્યાસ કરવો
**અધ્યાહાર** પું૦ અર્થ સમજવા અનુક્ત પદ અથવા અર્થનું ઉમેરવું—લાવવું તે
**અધ્યાહૃત** વિ૦ અધ્યાહાર રાખેલું
**અધ્યેતા** પું૦ વિશિષ્ટ વિદ્યાભ્યાસ કે સંશોધન માટે વિદ્યાપીઠ તરફથી અમુક વેતન સાથે ચૂંટાયેલો સ્નાતક (૨) વિદ્વાનોના મંડળનો સભ્ય; 'ફેલો'
**અધ્યેત્રી** સ્ત્રી૦ સ્ત્રી અધ્યેતા
**અધ્રુવ** વિ૦ અસ્થિર
**અધ્વખેદ** પું૦ મુસાફરીનો થાક
**અધ્વગ** પું૦ મુસાફર
**અધ્વર્યુ** પું૦ યજ્ઞક્રિયા કરાવનાર યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ
**અધ્વા** પું૦ માર્ગ
**અધ્વાંત** ન૦ અંધારાનો અભાવ; આછો પ્રકાશ (૨) જ્ઞાનનો અભાવ
**અન્** અ૦ સ્વરથી શરૂ થતા શબ્દની પૂર્વે અભાવ, નકાર કે નિષેધ બતાવવા વપરાતો શબ્દ. ઉદા૦ 'અનક્ષર'; 'અનુત્તર' (૨) તે જ પ્રમાણે અલ્પતા બતાવવા વપરાતો પૂર્વગ. ઉદા૦ 'અનુદરી'
**અનક્ષર** વિ૦ બોલી ન શકે એવું; મૂગું (૨) નિરક્ષર; અભણ (૩) ન બોલવા યોગ્ય
**અનગળ** વિ૦ જુઓ અનર્ગળ (૨) અણગળ
**અનગાર(–રિક)** વિ૦ ઘર વિનાનું (૨) પું૦ (જૈન) સાધુ
**અનગ્નિ** પું૦ અગ્નિનો અભાવ (૨) વિ૦ અગ્નિહોત્રી નહિ તેવું (૩) સંન્યાસી (૪) અગ્નિમાંદ્યથી પીડાતું
**અનઘ** વિ૦ નિષ્પાપ; દોષરહિત
**અનત** વિ૦ નહિ નમેલું
**અનથ** વિ૦ અનાથ (૨) નાથ્યા વિનાનું; નિરંકુશ (૩) વીંધાવ્યા વિનાનું
**અનદ્યતન** વિ૦ અદ્યતન–આજનું નહિ એવું

**અનધિકારી** વિ૦ અધિકાર વિનાનું; અપાત્ર
**અનધિકૃત** વિ૦ અન્ + અધિકૃત
**અનધ્યાય** પું૦ અભ્યાસમાંથી છુટ્ટી
**અન(-ને)નાસ** ન૦ એક ફળ
**અનનુકૂલ(-ળ)** વિ૦ અનુકૂલ નહિ એવું; પ્રતિકૂળ
**અનનુનાસિક** વિ૦ અનુનાસિક નહિ તેવું
**અનન્ય** વિ૦ અન્ય-જુદું નહિ તેવું (૨) અજોડ (૩) એકનિષ્ઠ
**અનન્યગતિ** સ્ત્રી૦ એક જ માર્ગ
**અનન્યગતિક** વિ૦ અનન્ય ગતિ જેની છે તેવું
**અનન્યચિત્ત** વિ૦ જેનું ચિત્ત એક જ લક્ષ્યમાં લાગેલું છે તેવું (૨) ન૦ એકાગ્ર ચિત્ત
**અનન્યતા** સ્ત્રી૦
**અનન્યભાવ** પું૦ અનન્યતા (૨) એક સાચા ઈશ્વર ઉપર જ ભક્તિ હોવી તે
**અનન્યયોગ** પું૦ અજોડ સંબંધ (૨) સારામાં સારા શુકન
**અનન્યસાધારણ** વિ૦ બીજા કોઈને ન મળે એવું; દુર્લભ
**અનન્વય** પું૦ અન્વય-સંબંધનો અભાવ (૨) [કા. શા.] જેમાં ઉપમેયની અસામાન્યતા દર્શાવવા એની જ ઉપમા અપાયેલી હોય તે અલંકાર
**અનન્વિ(-ન્વી)ત** વિ૦ અસંબંધ (૨) ખોટું
**અનપત્ય** વિ૦ વાંઝિયું
**અનપેક્ષ(-ક્ષી)** વિ૦ અપેક્ષારહિત; લાલસા વિનાનું; ઉતમા
**અનપેક્ષતા** સ્ત્રી૦
**અનપેક્ષા** સ્ત્રી૦ અપેક્ષા ન હોવી તે
**અનપેક્ષિત** વિ૦ અપેક્ષિત નહિ એવું; વણમાગ્યું
**અનપેક્ષી** વિ૦ અનપેક્ષ
**અનભિજ્ઞ** વિ૦ અજાણ (૨) મૂઢ
**અનભિજ્ઞતા** સ્ત્રી૦
**અનભિજ્ઞાન** ન૦ અજાણપણું; મૂઢતા
**અનભિહિત** વિ૦ અભિહિત નહિ એવું
**અનભે** વિ૦ નિર્ભય
**અનભ્યસ્ત** વિ૦ અભ્યાસ વિનાનું; મહાવરા વિનાનું
**અનભ્યાસ** પું૦ અભ્યાસનો અભાવ
**અનભ્ર** વિ૦ અભ્ર વગરનું; નિરભ્ર
**અનમઠ્યું** વિ૦ અપ્રિય; નહિ ગોઠતું
**અનમી** વિ૦ અણનમ
**અનમ્ર** વિ૦ નમ્ર નહિ એવું; ઉદ્ધત; મિજાજી
**અનય** પું૦ અનીતિ; અન્યાય (૨) આફત
**અનરશું** * વિ૦
**અનરાધાર** વિ૦ મૂશળધાર
**અનર્ગલ(-ળ)** વિ૦ રુકાવટ-અંકુશ વિનાનું (૨) અપાર; પુષ્કળ
**અનર્ઘ્ય** વિ૦ અમૂલ્ય (૨) પૂજાને યોગ્ય નહિ એવું
**અનર્થ** પું૦ ખોટો અર્થ (૨) ખોટું કામ (૩) જુલમ
**અનર્થક** વિ૦ નિરર્થક
**અનર્થવાદ** * પું૦
**અનલ(-ળ)** પું૦ અગ્નિ (૨) ગુસ્સો (૩) એક કલ્પિત પંખી
**અનલસ** વિ૦ આળસ-મંદતા વિનાનું; સ્ફૂર્તિવાળું
**અનલહક(-ક્ક)** શ૦ પ્ર૦ (હું હક-ખુદા છું) 'अहंब्रह्मास्मि' જેવું સૂફી પંથનું મહાવાક્ય
**અનવચ્છિન્ન** વિ૦ અન્ + અવચ્છિન્ન
**અનવચ્છેદ** પું૦ અવચ્છેદનો અભાવ
**અનવદ્ય** વિ૦ અનિંદિત; સુંદર; ખોડખામી વિનાનું
**અનવદ્યતા** સ્ત્રી૦
**અનવરત** વિ૦ સતત; નિરંતર
**અનવલંબન** વિ૦ અવલંબન વિનાનું
**અનવસર** પું૦ કવખત
**અનવસ્થા** સ્ત્રી૦ અવ્યવસ્થા; ગોટાળો (૨) [પ્ર.] નિર્ણય અથવા છેડો ન આવે એવાં વિધાનો-કથનોની પરંપરા; એક હેત્વાભાસ
**અનવસ્થાદોષ** પું૦ અનવસ્થાયુક્ત તર્કદોષ
**અનશન** ન૦ ઉપવાસ
**અનશનવ્રત** ન૦ મરણપર્યંત ઉપવાસ કરવાનું વ્રત
**અનશ્વર** વિ૦ નિત્ય; સ્થાયી
**અનસૂયા** સ્ત્રી૦ અસૂયા-દ્વેષનો અભાવ (૨) (સં.) અત્રિ ઋષિની પત્ની
**અનસ્થ(-સ્થિક)** વિ૦ અસ્થિ-હાડકાં વિનાનું
**અનહદ** વિ૦ બેહદ (૨) અનાહત
**અનહદનાદ** પું૦ અનાહતનાદ
**અનળ** પું૦ જુઓ અનલ
**અનહિત** ન૦ અહિત
**અનંક** વિ૦ અસંખ્ય

**અનંગ** વિ૦ અંગ વિનાનું (૨) પું૦ કામદેવ
**અનંગશત્રુ** પું૦ અનંગનો શત્રુ–મહાદેવ
**અનંત** વિ૦ અપાર (૨) પું૦ વિષ્ણુ; રુદ્ર; બ્રહ્મા (૩) શેષનાગ (૪) બળરામ (૫) આકાશ (૬) જૈનોનો ચૌદમો તીર્થંકર
**અનંતકોટિ(–ટી)** વિ૦ અસંખ્ય
**અનંતચતુર્દશી** સ્ત્રી૦ ભાદરવા સુદ ચૌદશ
**અનંતચૌદશ(–સ)** સ્ત્રી૦ અનંતચતુર્દશી
**અનંતતા** સ્ત્રી૦
**અનંતત્વ** ન૦
**અનંતદોરો** પું૦ અનંતચૌદશને દિવસે જમણે હાથે બાંધવામાં આવતો ચૌદ ગાંઠવાળો રેશમી દોરો
**અનંતબાહુ** વિ૦ અસંખ્ય હાથવાળું
**અનંતમૂલ** ન૦ એક ઔષધિ; ઉપલસરી
**અનંતર** વિ૦ નજીકનું; પછીનું
**અનંતરાય** વિ૦ અંતરાય વિનાનું; નિર્વિઘ્ન
**અનંતરાશિ** પું૦ બહુરાશિ (ગ.)
**અનંતરૂપ** વિ૦ જેનાં અનંત રૂપ છે એવું
**અનંતવીર્ય** વિ૦ અતુલ બળવાળું
**અનંતવ્રત** ન૦ અનંત ચૌદશને દિવસે પળાતું વ્રત
**અનંતશ્રેણિ(–ણી)** સ્ત્રી૦ અનંત પદોવાળી શ્રેણી; 'ઇન્ફિનીટ સિરીઝ'
**અનંતા** સ્ત્રી૦ પૃથ્વી (૨) પાર્વતી (૩) એક ઔષધિ; ગળો
**અનંત્ય** વિ૦ અંતનું–છેલ્લું નહિ એવું
**અનાકર્ષક** વિ૦ આકર્ષક–મોહક નહિ તેવું
**અનાકાર** વિ૦ આકાર વિનાનું
**અનાકૃત** વિ૦ નિવારેલું નહિ એવું
**અનાગત** વિ૦ અત્યાર સુધી નહિ આવેલું; ભવિષ્યમાં આવનારું–થનારું
**અનાગતવિધાતા** પું૦ સાવધ પુરુષ.
**અનાગમન** ન૦ આવવું નહિ તે
**અનાગામી** વિ૦ આગામી નહિ તેવું (૨) બૌદ્ધમત પ્રમાણેની ચારમાંની ત્રીજી ભૂમિકાએ પહોંચેલું (અનાગામી માણસ ફરીથી આ લોકમાં ન આવતાં શ્રેષ્ઠ લોકમાં જન્મી અર્હતપણું પામી લે છે.)
**અનાચાર** પું૦ દુરાચાર; અધર્મ
**અનાચારી** વિ૦ દુરાચારી
**અનાજ** ન૦ ધાન્ય; દાણા
**અનાજ્ઞેય** વિ૦ આજ્ઞા ન કરી શકાય એવું
**અનાડ** પું૦ બગાડ (૨) અડચણ
**અનાડી** વિ૦ મૂર્ખ; ગમાર
**અનાડીવેડા** પું૦બ૦વ૦ અનાડીના જેવું વર્તન
**અનાત્મ** વિ૦ આત્મા વિનાનું; જડ (૨) પું૦ આત્મા નહિ તે–નાશવંત દેહ
**અનાત્મધર્મ** પું૦ દેહનો ધર્મ
**અનાત્મવાદ** પું૦ જડવાદ
**અનાત્મા** પું૦ અજ્ઞાની પુરુષ
**અનાથ** વિ૦ નિરાધાર
**અનાથતા** સ્ત્રી૦
**અનાથપણું** ન૦
**અનાથાલય** ન૦ અનાથાશ્રમ
**અનાથાશ્રમ** પું૦;ન૦ અનાથોને પાળીપોષી કેળવનાર સંસ્થા (૨) નિરાધારોને રહેવા ખાવાનું સ્થાન (તિરસ્કારમાં)
**અનાથ્યું** વિ૦ નાથ્યા વિનાનું; નિરંકુશ
**અનાદર** પું૦ અવજ્ઞા; અપમાન
**અનાદિ** વિ૦ આદિરહિત (૨) પહેલું નહિ એવું
**અનાદિત્વ*** ન૦
**અનાદિમધ્યાંત** વિ૦ આદિ, મધ્ય કે અંત વિનાનું
**અનાદિસિદ્ધ** વિ૦ અનાદિ કાળથી સ્થાપિત થયેલું
**અનાદૃત** વિ૦ અપમાનિત
**અનાદ્યંત** વિ૦ આદિ કે અંત વિનાનું; સનાતન
**અનાધાર** વિ૦ નિરાધાર; અનાથ
**અનામ** વિ૦ નામ વિનાનું (૨) અતિ ઉત્તમ (૩) પું૦ પરમેશ્વર
**અનામત** વિ૦ સાચવી રાખવા સોંપેલું (૨) સ્ત્રી૦;ન૦ સાચવી રાખવા સોંપેલી વસ્તુ; થાપણ
**અનામય** વિ૦ નીરોગી (૨) ન૦ આરોગ્ય
**અનામિક** વિ૦ નામ ન લેવા યોગ્ય (૨) પું૦ અંત્યજ
**અનામિકા** સ્ત્રી૦ ટચલી આંગળી પાસેની આંગળી (૨) વીંટી
**અનામિષ** વિ૦ આમિષ–માંસ વિનાનું; નિરામિષ
**અનામી** વિ૦ નામ વિનાનું (૨) પું૦ ઈશ્વર (૩) સ્ત્રી૦ ઠાઠડી

**અનાયક** વિ૦ નાયક વિનાનું; અવ્યવસ્થિત
**અનાયાસ** પું૦ આયાસ–શ્રમનો અભાવ (૨) આળસ; નિરુદ્યોગ (૩) કરાર; આરામ
**અનાયાસે** અ૦ આયાસ–મહેનત વિના; સહેજે
**અનાર** ન૦ દાડમ (૨) દાડમના ઘાટની દારૂખાનાની કોઠી
**અનારકળી** સ્ત્રી૦ દાડમની કળી
**અનારત** વિ૦ અવિરત; નિરંતર
**અનારસું** ન૦ એક પકવાન
**અનારંભ** પું૦ આરંભ ન કરવો તે
**અનારોગ્ય** ન૦ માંદગી
**અનાર્દ્ર** ન૦ આર્દ્ર નહિ એવું
**અનાર્ય** વિ૦ અસભ્ય (૨) આર્યને અનુચિત એવું (૩) પું૦ આર્ય નહિ તે–મ્લેચ્છ; યવન
**અનાલાપ** પું૦ મૌન; અબોલા
**અનાલાપી** વિ૦ આલાપ વિનાનું (સંગીત)
**અનાવર્તી** વિ૦ ફરીફરી ન આવે તેવું
**અનાવલા** વિ૦ અનાવિલ જ્ઞાતિનું (૨) પું૦ બ૦ વ૦ એ જ્ઞાતિના માણસો
**અનાવલો** પું૦ અનાવિલ જ્ઞાતિનો પુરુષ
**અનાવિદ્ધ** વિ૦ અણવીંધ્યું
**અનાવિલ** વિ૦ દોષરહિત; સ્વચ્છ (૨) એક જ્ઞાતિ
**અનાવૃત** વિ૦ ઢાંક્યા વિનાનું; ઉઘાડું (૨) અરક્ષિત
**અનાવૃત્તિ** સ્ત્રી૦ ફરી પાછા ન આવવું–થવું તે (૨) ફરી જન્મ ન આવવો તે; મુક્તિ
**અનાવૃષ્ટિ** સ્ત્રી૦ વરસાદ નહિ પડવો તે; દુકાળ
**અનાશ્રમી** વિ૦ ચાર આશ્રમ પૈકી એકેનું નહિ એવું
**અનાશ્રિત** વિ૦ આશ્રિત નહિ એવું; નિરાધાર
**અનાસર** ન૦ ઇસ્લામ પ્રમાણેનાં આતસ, પાણી પવન અને પૃથ્વી એ ચાર મૂળ તત્ત્વો
**અનાસ્થા** સ્ત્રી૦ આસ્થાનો અભાવ; અશ્રદ્ધા
**અનાહત** વિ૦ નહિ મારેલું (૨) ન પહેરેલું; નવું (૩) આઘાત વિના એની મેળે થતો (ધ્વનિ)
**અનાહતનાદ** પું૦ યોગીઓને સંભળાતો એક જાતનો ધ્વનિ
**અનાહાર** પું૦ ઉપવાસ
**અનાહારી** વિ૦ ઉપવાસી (૨) [જૈન] આહારમાં ન ગણાય એવી (વસ્તુ)
**અનાહૂત** વિ૦ અણબોલાવ્યું (૨) જાતું
**અનિકેત** વિ૦ ઘર વિનાનું
**અનિચ્છ(–ચ્છુક)** વિ૦ ઇચ્છા વિનાનું; નિઃસ્પૃહ (૨) નાખુશ
**અનિચ્છા** સ્ત્રી૦ ઇચ્છાનો અભાવ (૨) નાખુશી
**અનિચ્છિત** વિ૦ ઇચ્છેલું નહિ એવું
**અનિચ્છુક** વિ૦ જુઓ અનિચ્છ
**અનિત્ય** વિ૦ અધ્રુવ; નશ્વર (૨) [ગ.] વિકારી; 'વેરિયેબલ'
**અનિત્યતા** સ્ત્રી૦
**અનિત્યત્વ** ન૦
**અનિદ્ર** વિ૦ નિદ્રા વિનાનું; જાગતું
**અનિદ્રા** સ્ત્રી૦ નિદ્રા–ઊંઘનો અભાવ
**અનિમિત્ત** વિ૦ કારણ વિનાનું (૨) ન૦ અપશુકન
**અનિમિ(–મે)ષ** વિ૦ પલકારા વિનાનું; સ્થિર (૨) જેની આંખ ઊઘડે કે મીંચાય નહિ તેવું (ઇંદ્રાદિ દેવ, માછલું ઇત્યાદિ)
**અનિયત** વિ૦ અનિયંત્રિત (૨) નહિ ઠરાવેલું; અનિશ્ચિત
**અનિયતિ** સ્ત્રી૦ અવ્યવસ્થા; નિર્બંધતા (૨) અસંયમ
**અનિયમ** પું૦ નિયમનો અભાવ; અવ્યવસ્થા
**અનિયમિત** વિ૦ નિયમિત નહિ એવું
**અનિયમિતતા** સ્ત્રી૦
**અનિયમિતપણું** ન૦
**અનિયંત્રિત** ન૦ નિયંત્રિત નહિ તેવું (૨) નિરંકુશ
**અનિરુદ્ધ** વિ૦ રોકેલું–રોકાયેલું નહિ તેવું (૨) પું૦ (સં.) શ્રીકૃષ્ણનો પૌત્ર
**અનિર્ણય** પું૦ નિર્ણયનો અભાવ; અનિશ્ચિત-પણું
**અનિર્ણીત** વિ૦ નિર્ણીત નહિ એવું
**અનિર્દિષ્ટ** વિ૦ નિર્દિષ્ટ નહિ એવું
**અનિર્દેશ** પું૦ નિર્દેશનો અભાવ
**અનિર્દેશ્ય** વિ૦ નિર્દેશ્ય નહિ તેવું
**અનિર્વચનીય** વિ૦ અવર્ણનીય
**અનિર્વાચ્ય** વિ૦ અનિર્વચનીય
**અનિલ** પું૦ પવન

**અનિવાર(-ર્ય)** વિ૦ નિવારી ન શકાય તેવું
**અનિશ્ચય** પું૦ નિશ્ચયનો અભાવ
**અનિશ્ચયવાચક** વિ૦ અનિશ્ચય બતાવનારું
**અનિશ્ચિત** વિ૦ નિશ્ચિત નહિ એવું
**અનિશ્ચિતતા** સ્ત્રી૦
**અનિશ્ચિતપણું** ન૦
**અનિષિદ્ધ** વિ૦ નિષિદ્ધ નહિ એવું
**અનિષ્ટ** વિ૦ નહિ ઇચ્છેલું (૨) નહિ ઇચ્છવા-જોગ; ભૂરું (૩) ન૦ ભૂંડું
**અનિષ્ટકર** વિ૦ અનિષ્ટ કરનારું
**અનિષ્ટશંકા** સ્ત્રી૦ ખોટું થશે એવી શંકા
**અનિષ્ટાપત્તિ** સ્ત્રી૦ નહિ ઇચ્છેલું આવી પડવું તે (૨) 'રિડક્શો ઍડ ઍબ્સર્ડમ' (ગ.)
**અનિંદિત** વિ૦ નહિ નિંદાયેલું (૨) સુંદર; શ્રેષ્ઠ
**અનિંદ્ય** નિંદવા યોગ્ય નાહ એવું; નિર્દોષ (૨) સુંદર
**અનીક** ન૦ લશ્કર (૨) યુદ્ધ
**અનીઠ** વિ૦ અખૂટ
**અનીતિ** સ્ત્રી૦ નીતિ નહિ તે; દુરાચરણ; પાપ (૨) અન્યાય
**અનીતિમાન** વિ૦ અનીતિવાળું
**અનીપ્સિત** વિ૦ અનિચ્છિત
**અનીશ** વિ૦ પરતંત્ર (૨) અસમર્થ
**અનીશપણું** ન૦
**અનીશ્વર** વિ૦ ઈશ્વર વિનાનું (૨) ઈશ્વરમાં ન માનનારું
**અનીશ્વરવાદ** પું૦ ઈશ્વર નથી એવો વાદ
**અનીશ્વરવાદી** વિ૦ અનિશ્વરવાદમાં માનનારું
**અનુ** અ૦ પછી, પાછળ એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. ઉદા૦ 'અનુગામી'; 'અનુકરણ' (૨) સરખું એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અનુરૂપ'; 'અનુગુણ' (૩) સાથે એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અનુકંપા'; 'અનુપાન' (૪) દરેક એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અનુદિન'; 'અનુક્ષણ' (૫) વારંવાર એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અનુશીલન'
**અનુકરણ** ન૦ નકલ
**અનુકરણકલા(-ળા)** સ્ત્રી૦ અનુકરણ કરવાની કળા
**અનુકરણવાચક** વિ૦ અનુકરણ બતાવનારું
**અનુકરણવાદ*** પું૦
**અનુકરણશબ્દ** પું૦ અનુકરણ કરતો શબ્દ. ઉદા૦ 'ધબધબ'; 'બડબડ' ઇત્યાદિ
**અનુકરણશીલ** વિ૦ અનુકરણ કરવાના વલણવાળું
**અનુકરણીય** વિ૦ અનુકરણ કરવા યોગ્ય
**અનુકરવું** સ૦ ક્રિ૦ અનુકરણ કરવું
**અનુકર્ષણ** ન૦ આકર્ષણ (૨) [વ્યા.] પૂર્વ વાક્યમાં આવી ગયેલા પદનું પછીના વાક્યમાં અન્વય માટે આકર્ષણ
**અનુકલ્પ** પું૦ પ્રથમ કલ્પની અવેજીમાં વિહિત હોય તે; ગૌણ કલ્પ
**અનુકંપક** વિ૦ અનુકંપા રાખનારું
**અનુકંપા** સ્ત્રી૦ દયા; સહાનુભૂતિ
**અનુકારક** વિ૦ અનુકરણ કરનાર
**અનુકારી** વિ૦ અનુકારક
**અનુકૂલ(-ળ)** વિ૦ પોતાની તરફનું; ઇષ્ટ (૨) હિતકર (૩) માફક (૪) યોગ્ય (૫) રુચતું
**અનુકૂલ(-ળ)તા** સ્ત્રી૦
**અનુકૃતિ** સ્ત્રી૦ નકલ
**અનુકોણ** પું૦૦ 'કૉરસ્પૉન્ડિંગ ઍન્ગલ' (ગ.)
**અનુક્ત** વિ૦ નહિ કહેવાયેલું (૨) અધ્યાહાર
**અનુક્રમ** પું૦ એક પછી એક આવતો ક્રમ-સંબંધ તે; શ્રેણી (૨) પદ્ધતિ; રચના (૩) એક અર્થાલંકાર (૪) વ્યવસ્થા; નિયમ (૫) કાયદો; ધારો (૬) આચાર; રિવાજ
**અનુક્રમણિકા** સ્ત્રી૦ સાંકળિયું
**અનુક્રમણી** સ્ત્રી૦ અનુક્રમણિકા
**અનુક્રમાંક** પું૦ ક્રમ પ્રમાણે આવતો આંક
**અનુક્રિયા** સ્ત્રી૦ અનુકૃતિ
**અનુક્ષણ** અ૦ ક્ષણેક્ષણે
**અનુગ** વિ૦ પાછળ ચાલનારું (૨) પું૦ અનુચર
**અનુગત** વિ૦ પાછળ ગયેલું
**અનુગમન** ન૦ પાછળ જવું તે; અનુસરણ (૨) પતિની પાછળ સતી થવું તે
**અનુગામી** વિ૦ અનુગમન કરનારું
**અનુગુણ** વિ૦ મળતા ગુણવાળું; અનુરૂપ
**અનુગ્ર** વિ૦ ઉગ્ર નહિ એવું; શાંત; સૌમ્ય
**અનુગ્રહ** પું૦ કૃપા (૨) ઉપકાર
**અનુગ્રાહ્ય** વિ૦ અનુગ્રહ કરવા યોગ્ય

**અનુચર** પું૦ પાછળ ચાલનારો; ચાકર
**અનુચરી** સ્ત્રી૦ પાછળ ચાલનારી; ચાકરડી
**અનુચારક** પું૦ અનુચર
**અનુચારિકા** સ્ત્રી૦ અનુચરી
**અનુચિત** વિ૦ અયોગ્ય
**અનુચિંત(૦વ)ન** ન૦ વિચાર (૨) સ્મરણ (૩) કાળજી
**અનુચ્ચરિત** વિ૦ નહિ બોલેલું; અનુક્ત
**અનુજ** વિ૦ પછી જન્મેલું (૨) પું૦ નાનો ભાઈ
**અનુજા** વિ૦ પાછળ જન્મેલી (૨) સ્ત્રી૦ નાની બહેન
**અનુજીવી** વિ૦ આશ્રિત
**અનુજ્ઞા** સ્ત્રી૦ પરવાનગી
**અનુજ્ઞાત** વિ૦ અનુજ્ઞા પામેલું
**અનુજ્ઞાપન** ન૦ અનુજ્ઞા આપવી તે
**અનુતપ્ત** વિ૦ પશ્ચાત્તાપથી બળતું
**અનુતાપ** પું૦ પશ્ચાત્તાપ; પસ્તાવો
**અનુત્તમ** વિ૦ શ્રેષ્ઠ (૨) અધમ
**અનુત્તર** વિ૦ નિરુત્તર
**અનુત્પત્તિ** સ્ત્રી૦ ઉત્પત્તિનો અભાવ
**અનુત્પાદક** વિ૦ ઉત્પાદક નહિ એવું
**અનુત્સાહ** પું૦ ઉત્સાહનો અભાવ; નાઉમેદી
**અનુદક** વિ૦ નિર્જળ (૨) જેને કોઇ શ્રાદ્ધની અંજલિ આપનાર ન હોય એવું
**અનુદરી** વિ૦સ્ત્રી૦ કૃશોદરી; પાતળી કમરવાળી
**અનુદાત્ત** વિ૦ નીચા સ્વરવાળું (૨) પું૦ સ્વરના ત્રણ ભેદોમાંનો એક (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)
**અનુદાત્તતા** સ્ત્રી૦
**અનુદાર** વિ૦ સાંકડા મનનું
**અનુદારતા** સ્ત્રી૦
**અનુદિત** વિ૦ નહિ ઊગેલું (૨) નહિ ઉલ્લેખાયેલું
**અનુદિન** અ૦ દરરોજ
**અનુદ્‌ભૂત** વિ૦ ઉદ્‌ભૂત નહિ એવું
**અનુદ્યમી** વિ૦ ઉદ્યમી નહિ એવું
**અનુદ્યોગી** વિ૦ ઉદ્યોગી નહિ એવું
**અનુદ્વિગ્ન** વિ૦ ઉદ્વિગ્ન નહિ એવું
**અનુદ્વેગ** પું૦ ઉદ્વેગનો અભાવ
**અનુદ્વેગકર** વિ૦ અનુદ્વેગ કરાવનારું
**અનુધાર્મિક** વિ૦ સરખા ગુણધર્મવાળું
**અનુધાવન** ન૦ પૂંઠ પકડવી તે
**અનુધાવવું** સ૦ક્રિ૦ પૂંઠ પકડવી; પાછળ પડવું
**અનુધ્વનિ** પું૦ પડઘો
**અનુનય** પું૦ કાલાવાલા (૨) મનાવવું તે
**અનુનાદ** પું૦ રણકાર; પડઘો
**અનુનાસિક** વિ૦ નાકમાંથી ઉચ્ચારાતું (૨) ન૦ નાકમાંથી ઉચ્ચારાતો વ્યંજન
**અનુપ** વિ૦ અનુપમ; શ્રેષ્ઠ
**અનુપકારી** વિ૦ ઉપકાર કરી જાણે નહિ તેવું (૨) કૃતઘ્ની
**અનુપકૃત** વિ૦ ઉપકૃત નહિ તેવું
**અનુપપત્તિ** સ્ત્રી૦ લાગુ ન પડવું તે (૨) [પ્ર.] સિદ્ધ ન થવું તે (૩) નિર્ણય કે દલીલનો અભાવ
**અનુપપન્ન** વિ૦ ઉપપન્ન નહિ એવું
**અનુપમ** વિ૦ જેને ઉપમા નથી એવું; સર્વોત્તમ
**અનુપમેય** વિ૦ જેને કોઈની ઉપમા આપી શકાય નહિ તેવું; નિરુપમ; અદ્વિતીય
**અનુપયુક્ત** વિ૦ અનુપયોગી
**અનુપયોગિતા** સ્ત્રી૦
**અનુપયોગી** વિ૦ ઉપયોગી નહિ તેવું; નકામું
**અનુપલબ્ધિ** સ્ત્રી૦ પ્રત્યક્ષ ન હોવું તે (૨) ઉપલબ્ધિ ન થવી તે; અપ્રાપ્તિ
**અનુપસ્થિત** વિ૦ ઉપસ્થિત નહિ એવું
**અનુપસ્થિતિ** સ્ત્રી૦ ઉપસ્થિતિનો અભાવ
**અનુપળ** સ્ત્રી૦ પળનો સાઠમો ભાગ (૨) અ૦ પળેપળે
**અનુપાતી** વિ૦ એકસરખી; 'સિમિલર' (ફિગર્સ) [ગ.]
**અનુપાન** ન૦ ઔષધિની સાથે લેવાતી તેને મદદરૂપ વસ્તુ
**અનુપાય** વિ૦ નિરુપાય; લાચાર
**અનુપાર્જિત** વિ૦ ઉપાર્જિત નહિ એવું
**અનુપાલન** ન૦ પાલન કરવું તે
**અનુપૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ ઉમેરો; પૂર્તિ કરવી તે (૨) [લા.] ઉશ્કેરણી
**અનુપ્રવેશ** પું૦ વાંસેથી પેસવું તે; વ્યવસ્થિત હારબંધ પ્રવેશ કરવો તે
**અનુપ્રાણન** ન૦ પ્રાણ પૂરવો તે (૨) મદદ કરવી તે

**અનુપ્રાણિત** વિ૦ જેમાં પ્રાણ પૂરેલો હોય તેવું
**અનુપ્રાસ** પું૦ એકનો એક અક્ષર જેમાં વારંવાર આવે એવો શબ્દાલંકાર
**અનુબંધ** પું૦ પરસ્પર સંબંધ
**અનુબોધ** પું૦ પાછળથી થયેલું જ્ઞાન (૨) સ્મરણ
**અનુભવ** પું૦ પ્રત્યક્ષ જ્ઞાન (૨) વીતક (૩) ઉપભોગ (૪) પ્રયોગ
**અનુભવગમ્ય** વિ૦ અનુભવી શકાય એવું
**અનુભવજન્ય** વિ૦ અનુભવમાંથી ઊપજેલું
**અનુભવમૂલક** વિ૦ અનુભવ જેનું મૂળ છે એવું
**અનુભવવું** સ૦ ક્રિ૦ અનુભવ કરવો
**અનુભવસિદ્ધ** વિ૦ અનુભવથી પુરવાર થયેલું
**અનુભવાર્થી** વિ૦ અનુભવની ઈચ્છાવાળું
**અનુભવિયણ** વિ૦ સ્ત્રી૦ અનુભવવાળી
**અનુભવી** વિ૦ અનુભવવાળું
**અનુભાવ** પું૦ પ્રભાવ (૨) મનોગત ભાવનો બાહ્ય વિકાર
**અનુભૂત** વિ૦ અનુભવેલું
**અનુભૂતિ** સ્ત્રી૦ અનુભવ
**અનુમત** વિ૦ સંમત
**અનુમતિ** સ્ત્રી૦ સંમતિ
**અનુમરણ** ન૦ પાછળ મરવું તે (૨) સતી થવું તે
**અનુમસ્તક** * ન૦
**અનુમસ્તિષ્ક** * ન૦
**અનુમંતા** વિ૦ પું૦ અનુમતિ આપનાર
**અનુમાન** ન૦ ન્યાયશાસ્ત્રમાંનાં ચાર પ્રમાણો-માંનું એક—અનુમિતિનું સાધન (૨) અટકળ (૩) [કા. શા.] એ નામનો અલંકાર
**અનુમાનચિહ્ન** ન૦ તેથી એવો અર્થ દર્શાવનારું ચિહ્ન;∴
**અનુમાનવાક્ય** ન૦ અનુમાનમાં ઉપયોગી પંચાવયવ વાક્ય (પ્ર.)
**અનુમાનશૃંખલા** સ્ત્રી૦ અનુમાનની શૃંખલા—પરંપરા
**અનુમિત** વિ૦ અનુમાન ઉપર રચાયેલું
**અનુમિતિ** સ્ત્રી૦ એક જ્ઞાનના સાધનથી થયેલું બીજું જ્ઞાન; અનુમાનપ્રમાણથી થયેલ જ્ઞાન
**અનુમેય** વિ૦ અનુમાન કરવા યોગ્ય
**અનુમોદ** પું૦ સહાનુભૂતિથી ઊપજતો આનંદ (૨) અનુમોદન
**અનુમોદક** વિ૦ સંમતિ–ટેકો આપનાર
**અનુમોદન** ન૦ સંમતિ; ટેકો
**અનુમોદવું** સ૦ ક્રિ૦ સંમતિ આપવી; ટેકો આપવો
**અનુયાયી** વિ૦ અનુસરનારું (૨) પંથનું; મતનું (૩) પું૦ અનુસરનાર વ્યક્તિ; પંથનું માણસ
**અનુયાયીમંડળ** ન૦ અનુયાયીઓનો સમૂહ
**અનુયોગી** વિ૦ જોડનારું; અન્વય દર્શાવનારું (વ્યા.)
**અનુરક્ત** વિ૦ રંગાયેલું (૨) આસક્ત
**અનુરક્તિ** સ્ત્રી૦ રંગાવું તે; આસક્તિ; અનુરાગ
**અનુરણન** ન૦ રણકાર
**અનુરસ** પું૦ ગૌણ રસ (કા. શા.)
**અનુરંજક** વિ૦ અનુરંજન કરનારું
**અનુરંજન** ન૦ ખુશ કરવું તે (૨) વિનોદ
**અનુરાગ** પું૦ પ્રેમ; આસક્તિ; રઢ
**અનુરાગવું** અ૦ ક્રિ૦ આસક્ત થવું
**અનુરાગી** વિ૦ અનુરાગવાળું
**અનુરાધા** સ્ત્રી૦ વિશાખા પછીનું નક્ષત્ર
**અનુરૂપ** વિ૦ ના જેવું (૨) યોગ્ય (૩)–ના પ્રમાણેનું
**અનુરૂપતા** સ્ત્રી૦
**અનુરોધ** પું૦ આગ્રહભરી વિનંતી
**અનુલક્ષણ** ન૦ લક્ષમાં રાખવું તે
**અનુલક્ષવું** સ૦ ક્રિ૦ ઉદ્દેશવું; લક્ષમાં રાખવું
**અનુલેખન** ન૦ ઉતારો કરવો તે; નકલ (૨) 'ડિક્ટેશન'
**અનુલેપ** પું૦ લેપ ઉપર લેપ કરવો તે
**અનુલોમ** વિ૦ ઊતરતી વર્ણની સ્ત્રી સાથેનો (વિવાહ) (૨) અનુલોમજ
**અનુલોમજ** વિ૦ અનુલોમ સંબંધથી ઉત્પન્ન થયેલું
**અનુલ્લંઘન** ન૦ ન ઓળંગવું તે (૨) પાલન (આજ્ઞા, મર્યાદા ઈત્યાદિનું)
**અનુલ્લંઘનીય** વિ૦ ઉલ્લંઘન ન કરાય તેવું
**અનુવર્તન** ન૦ અનુસરણ
**અનુવર્તવું** સ૦ ક્રિ૦ અનુવર્તન કરવું
**અનુવર્તી** વિ૦ અનુસરનારું (૨) યોગ્ય

**અનુવાદ** પું૦ કહેલી વસ્તુ ફરી કહેવી તે (૨) તરજૂમો; ભાષાંતર (૩) માન્ય સિદ્ધાંતને ઉદાહરણ તથા પુષ્ટિ ખાતર ફરી રજૂ કરવો તે
**અનુવાદક** પું૦ અનુવાદ કરનાર
**અનુવાદી** વિ૦ પું૦ વાદી અને સંવાદી સ્વરોમાં ભળી જતો વાદીથી ત્રીજો સ્વર (સંગીતમાં)
**અનુવાદ્ય** વિ૦ અનુવાદ કરવા યોગ્ય (૨) કથિત વસ્તુનું પુનઃ કથન કરનારું (વિશેષણ)
**અનુવિધાયકત્વ** * ન૦
**અનુવૃત્તિ** સ્ત્રી૦ અનુસરણ (૨) પુનરાવૃત્તિ (૩) વડીલના ધંધામાં ને ધંધામાં આજીવિકા કર્યા કરવી તે (૪) [વ્યા.] આગળ આવી ગયેલા અર્થનું અનુસંધાન
**અનુશાસક** પું૦ અનુશાસન કરનાર
**અનુશાસન** ન૦ ઉપદેશ (૨) નિયમ; કાયદો (૩) અમલ કરવો તે; રાજ્ય ચલાવવું તે (૪) વિવરણ
**અનુશીલન** ન૦ સતત અને ઊંડો અભ્યાસ; દીર્ઘસેવન
**અનુષંગ** પું૦ નિકટ સંબંધ; સાહચર્ય (૨) અવશ્યંભાવી પરિણામ (૩) કરુણા (૪) ભાવના; ઈચ્છા
**અનુષંગી** વિ૦ પરિણામરૂપ (૨) સંયુક્ત; સંબંધી
**અનુષ્ટુપ(-ભ)** પું૦ એક છંદ
**અનુષ્ઠાતા** વિ૦ અનુષ્ઠાન કરનારું
**અનુષ્ઠાન** ન૦ ક્રિયા કરવી તે (૨) કોઈ પણ ધાર્મિક ક્રિયા (૩) કાર્યનો આરંભ; પૂર્વ-તૈયારી
**અનુષ્ણ** વિ૦ ઊનું નહિ એવું (૨) ન૦ કમળ
**અનુસરણ** ન૦ અનુસરવું તે
**અનુસરવું** સ૦ ક્રિ૦ પાછળ પાછળ જવું; ઉપદેશ પ્રમાણે વર્તવું
**અનુસંધાન** ન૦ આગળની વસ્તુ સાથે સંધાન કરવું તે (૨) યોગ્ય સંબંધ (૩) ચોકસાઈ; બારીક તપાસ
**અનુસાર** અ૦ પ્રમાણે
**અનુસારી** વિ૦ અનુસરતું
**અનુસ્મરણ** ન૦ વારંવાર યાદ કરવું તે
**અનુસ્યૂત** વિ૦-ની સાથે જોડાયેલું; ગૂંથાયેલું
**અનુસ્વાર** પું૦; ન૦ સ્વરની પાછળ ઉચ્ચારાતો અનુનાસિક વર્ણ, જેનું ચિહ્ન ં છે.
**અનૂખળ(-ળો)** પું૦ ખાંડણિયો
**અનૂછ** ન૦ સીતાફળ
**અનૂછડી** સ્ત્રી૦ સીતાફળી
**અનૂઠું** વિ૦ અપૂર્વ
**અનૂઢ** વિ૦ અવિવાહિત
**અનૂઢા** વિ૦ સ્ત્રી૦ અવિવાહિતા
**અનૂરી** સ્ત્રી૦ સીતાફળી
**અનૂરું** ન૦ સીતાફળ
**અનૂર્મિલ** વિ૦ અન્ + ઊર્મિલ
**અનૃણ(-ણી)** વિ૦ અઋણી
**અનૃત** ન૦ અસત્ય
**અનૃતવાદી** વિ૦ અનૃત બોલનારું
**અને** અ૦ બે વાક્યો કે શબ્દોને જોડનારો અવ્યય; ને; તથા
**અનેક** વિ૦ એક નહિ તે; બહુ
**અનેકકેંદ્રી** વિ૦ અનેક કેંદ્રવાળું
**અનેકગણું** વિ૦
**અનેકતા** સ્ત્રી૦
**અનેકત્વ** ન૦
**અનેકત્વાપત્તિ** સ્ત્રી૦ અનેકત્વના દોષનો પ્રસંગ
**અનેકદેવવાદ** પું૦ 'પૉલીથિઈઝમ'
**અનેકધા** અ૦ અનેક રીતે
**અનેકપત્નીકત્વ** ન૦ અનેક પત્ની હોવી તે
**અનેકપદી** વિ૦ 'મલ્ટિનોમિયલ' (એક્સ્પ્રેશન) [ગ.]
**અનેકભાષાકોવિદ** વિ૦ અનેક ભાષાઓ જાણનારું
**અનેકમુખ(-ખી)** વિ૦ ઘણી બાજુઓવાળું; ઘણાની મારફત ચાલતું
**અનેકરંગી** વિ૦
**અનેકરૂપ** વિ૦ અનેક રૂપવાળું
**અનેકવચન** ન૦ બહુવચન
**અનેકવર્ણ** વિ૦ જેમાં એક કરતાં વધારે અજ્ઞાત રાશિ—બીજ એવા અક્ષરો હોય તેવું (સમીકરણ) 'સાઇમલ્ટેનિયસ' (ગ.)
**અનેકવિધ** વિ૦ અનેક પ્રકારનું
**અનેકાર્થ(-થી)** વિ૦ જેના અનેક અર્થ હોય તેવું
**અનેકાંત** વિ૦ અનેક બાજુવાળું; અનિશ્ચિત
**અનેકાંતવાદ** પું૦ સ્યાદ્વાદ; દરેક વસ્તુનું એના પાસા પરત્વે જુદીજુદી રીતે જ્ઞાન થાય છે એવો જૈન તત્ત્વજ્ઞાનનો સિદ્ધાંત

**અનેનાસ** ન૦ એક ફળ; અનનાસ

**અનેરું** વિ૦ બીજું; જુદું (૨) અનન્ય; અસાધારણ

**અનૈકાંતિક** વિ૦ અનિશ્ચિત (૨) અનેકાંત સંબંધી; અનેક બાજુવાળું (૩) પું૦ [પ્ર.] વ્યભિચારી હેતુ—એક હેત્વાભાસ

**અનૈક્ય** ન૦ ઐક્યનો અભાવ; જુદાઈ (૨) વિરોધ; કુસંપ

**અનૈતિહાસિક** વિ૦ ઐતિહાસિક નહિ એવું

**અનોખું** વિ૦ અનેરું

**અનોઠી** સ્ત્રી૦ તબલાં બજાવતાં જોરથી તાલ આપવા થાપટ લગાવવામાં આવે છે તે

**અનોપમ** વિ૦ + અનુપમ

**અનૌચિત્ય** ન૦ ઔચિત્યનો અભાવ

**અનૌરસ** વિ૦ જેને ઔરસ પુત્ર ન હોય તેવું; વાંઝિયું (૨) ઔરસ નહિ તેવું; દત્તક

**અન્ન** ન૦ રાંધેલું અનાજ; ખોરાક

**અન્નકૂટ** પું૦ ઠાકોરજી આગળ નૈવેદ્ય તરીકે ગોઠવવામાં આવતી અનેક વાનીઓનો ઢગલો

**અન્નક્ષેત્ર** ન૦ સંત, સાધુ, વટેમાર્ગુ, ગરીબો વગેરેને જ્યાં અન્નદાન અપાતું હોય તે સ્થળ

**અન્નછ(–સ)ત્ર** ન૦ અન્નક્ષેત્ર; સદાવ્રત

**અન્નજલ(–ળ)** ન૦ દાણોપાણી; લેણાદેણી; ભાગ્ય

**અન્નદાતા** વિ૦ ખાવાનું આપનાર (૨) આશ્રય આપનાર

**અન્નદાન** ન૦ અન્નનું દાન

**અન્નદેવ** પું અન્નરૂપી દેવ

**અન્નદેવતા** પું૦ બ૦ વ૦ અન્નરૂપી દેવ (૨) સ્ત્રી૦ અન્નની અધિષ્ઠાતા દેવી; અન્નપૂર્ણા

**અન્નપાણી** ન૦ અન્નજલ

**અન્નપાન** ન૦ અન્નજલ

**અન્નપૂર્ણા** સ્ત્રી૦ (સં.) અન્ન પૂરનારી—પૂરું પાડનારી દેવી

**અન્નપ્રાશન** ન૦ નાનાં છોકરાંને છઠ્ઠે અથવા આઠમે મહિને પહેલવહેલું અન્ન ખવડાવવાનો સંસ્કાર

**અન્નમય** વિ૦ અન્નનું; અન્નથી ભરેલું (૨) અન્નથી બંધાયેલું (શરીર)

**અન્નમયકોશ(–ષ)** પું૦ સ્થૂળ શરીર

**અન્નરસ** પું૦ અનાજનું સત્ત્વ

**અન્નવસ્ત્ર** ન૦ અન્ન અને વસ્ત્ર; ખોરાકી-પોશાકી

**અન્નવિકાર** પું૦ અપચાથી શરીરમાં થતો બગાડ

**અન્નસત્ર** ન૦ અન્નછત્ર

**અન્નાન્નદશા** સ્ત્રી૦ ખાવાના સાંસા

**અન્નાશય** ન૦ હોજરી; જઠર

**અન્નાહાર** પું૦ અનાજનો આહાર–ખોરાક

**અન્નાહારી** વિ૦ અનાજ ખાનારું

**અન્નૈયું** વિ૦ અન્યાયી

**અન્નોદક** ન૦ અન્નજળ; અંજળ

**અન્ય** વિ૦ બીજું (૨) ભિન્ન

**અન્યગામી** વિ૦ વ્યભિચારી

**અન્યગોત્રી** વિ૦ બીજા ગોત્રનું

**અન્યતરાન્વિત** * ત્રિ૦

**અન્યત્ર** અ૦ બીજે ઠેકાણે

**અન્યદેશી** વિ૦ પરદેશી

**અન્યથા** અ૦ બીજી રીતે (૨) આડું; ઊલટું

**અન્યભૃત(–તા)** સ્ત્રી૦ કોયલ

**અન્યમનસ્ક** વિ૦ મન બીજે ઠેકાણે ગયેલું હોય એવું; ધ્યાનરહિત

**અન્યમનું** વિ૦ અન્યમનસ્ક

**અન્યા** સ્ત્રી૦ પરસ્ત્રી

**અન્યાય** પું૦ ન્યાય વિરુદ્ધનું કર્મ; ગેરઇન્સાફ

**અન્યાયયુક્ત** વિ૦ અન્યાયવાળું

**અન્યાયી** વિ૦ અન્યાયયુક્ત (૨) અન્યાયથી વર્તનારું

**અન્યાય્ય** વિ૦ ન્યાય્ય નહિ તેવું

**અન્યારી** સ્ત્રી૦ બાળવાનાં લાકડાંની હેલ-ગાડું

**અન્યાશ્રિત** વિ૦ પરાશ્રિત

**અન્યોક્તિ** સ્ત્રી૦ બીજાને ઉદ્દેશીને બોલાયેલી વાણી; બોલવું અમુકને ઉદ્દેશીને અને લાગુ પાડવું કોઈ બીજાને એવી વાણીની ચાતુરી; સ્તુતિના શબ્દોમાં નિંદા અને નિંદાના શબ્દોમાં સ્તુતિ દર્શાવવી તે; એક અર્થાલંકાર (કા. શા.)

**અન્યોન્ય** સ૦ પરસ્પર; એકમેક

**અન્યોન્યદ્રોહી** વિ૦ પરસ્પર દ્રોહ કરનારું

**અન્યોન્યાધ્યાસ** પું૦ અરસપરસ મિથ્યા આરોપણ કરવું તે

**અન્યોન્યાભાવ** પું૦ એક પદાર્થનો બીજા પદાર્થમાં અભાવ તે—જેમ ઘટનો પટમાં અને પટનો ઘટમાં (ન્યા.)
**અન્યોન્યાશ્રય** પું૦ પરસ્પર આશ્રય—ટેકો (૨) અ થી બ સિદ્ધ કરવો અને પાછો બ થી અ સિદ્ધ કરવો તે દોષ; 'પાટિશિયો પ્રિન્સિપી' (પ્ર.)
**અન્યોન્યાશ્રયી** વિ૦ અન્યોન્યાશ્રયવાળું
**અન્યોન્યાશ્રિત** વિ૦ અન્યોન્યાશ્રયી
**અન્વય** પું૦ સંબંધ (૨) [વ્યા.] પદોનો પરસ્પર યોગ્ય સંબંધ (૩) કાર્યકારણ સંબંધ (૪) કારણ હોય ત્યાં કાર્યનું હોવું તે નિયમ (૫) વંશ (૬) ભાવાર્થ
**અન્વયપદ્ધતિ** સ્ત્રી૦ અન્વેષણની પદ્ધતિઓ-માંની એક, જેમાં અમુક અર્થ જ્યાં જ્યાં હોય તે સઘળા દાખલાઓમાં એક જ બીજો સર્વસાધારણ અર્થ મળી આવતો હોય તો તે બે અર્થો ઘણું કરીને કાર્ય-કારણ છે અથવા કાર્યકારણ સંબંધવાળા છે એમ સમજવામાં આવે છે. 'મેથડ ઑફ ઍગ્રીમેન્ટ' (પ્ર.)
**અન્વયવ્યતિરેક** પું૦ અન્વય તથા વ્યતિરેક
**અન્વયવ્યતિરેકી** વિ૦ અન્વયવ્યાપ્તિ તેમ જ વ્યતિરેકવ્યાપ્તિ બંને વાળું (સાધન) [પ્ર.]
**અન્વયવ્યાપ્તિ** સ્ત્રી૦ સાધન હોય ત્યાં સાધ્ય હોય એવા સંબંધનું દર્શન
**અન્વયાગત** વિ૦ વંશપરંપરાથી આવેલું
**અન્વયી** વિ૦ અન્વય—સંબંધ બતાવનાર (૨) વંશનું; વંશવાળું
**અન્વર્થ** વિ૦ અર્થને અનુસરતું; યથાર્થ
**અન્વિ(-ન્વી)ત** વિ૦ યુક્ત (૨) ગ્રસ્ત; સપડાયેલું
**અન્વિ(-ન્વી)તાર્થ** પું૦ અન્વય ઉપરથી સહેજે સમજાય એવો અર્થ (૨) વિ૦ અન્વય ઉપરથી સહેજે સમજાય એવા અર્થવાળું
**અન્વીક્ષણ** ન૦ બારીકીથી જોવું—તપાસવું તે
**અન્વીક્ષા** સ્ત્રી૦ અન્વીક્ષણ
**અન્વેષક** વિ૦ તપાસનાર (૨) પું૦ હિસાબ તપાસનાર; 'ઑડીટર'
**અન્વેષણ** ન૦ તપાસ; શોધ; સંશોધન
**અન્વેષ્ટા** વિ૦ પું૦ અન્વેષણ કરનાર
**અપ** ન૦ પાણી (૨) અ૦ વિકૃતિ બતાવતો ઉપસર્ગ. ઉદા૦ 'અપંગ' (૩) વિરોધ, ઊલટાપણું બતાવતો. ઉદા૦ 'અપમાન'; 'અપજશ' (૪) ખોટાપણું, નઠારાપણું બતાવતો. ઉદા૦ 'અપશુકન'; 'અપકૃત્ય' (૫) અધો, નીચેનું એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અપદ્વાર'; 'અપકર્ષ' (૬) નકાર, ચૌર્ય બતાવતો. ઉદા૦ 'અપલાપ' (૭) બાધ બતાવતો. ઉદા૦ 'અપવાદ'
**અપઈ** વિ૦ જાણીતું; સમજાય એવું
**અપકર્મ** ન૦ જુઓ અપકૃત્ય
**અપકર્ષ** પું૦ પડતી
**અપકર્ષક** વિ૦ અપકર્ષ કરનારું
**અપકર્ષણ** ન૦ પાછા પાડવું—નીચે પાડવું તે (૨) ઘટાડો થવો તે
**અપકાય** પું૦ બ૦ વ૦ પાણીના જીવ
**અપકાર** પું૦ હાનિ; ભૂંડું (૨) સારાના બદલામાં નરસું કરવું તે; દ્રોહ
**અપકારક** વિ૦ અપકારી
**અપકારી** વિ૦ અપકાર કરનારું
**અપકીર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ બદનામી; અપયશ
**અપકૃતિ** સ્ત્રી૦ જુઓ અપકૃત્ય
**અપકૃત્ય** ન૦ ખરાબ કામ; દુરાચરણ
**અપકૃષ્ટ** વિ૦ અવનત; પતિત (૨) અધમ
**અપક્રિયા** સ્ત્રી૦ અવક્રિયા; નુકસાન (૨) ખોટું કામ
**અપક્વ** વિ૦ પક્વ નહિ તેવું; કાચું
**અપક્વતા** સ્ત્રી૦
**અપક્ષ** વિ૦ પાંખ વિનાનું (૨) સહાય વિનાનું (૩) નિષ્પક્ષ
**અપક્ષતા** સ્ત્રી૦
**અપક્ષપાત** પું૦ પક્ષપાતનો અભાવ; નિષ્પક્ષતા
**અપક્ષય** પું૦ વિનાશ
**અપ(-બ)ખો** પું૦ (કા.) અણગમો; અરુચિ
**અપઘાત** પું૦ કમોત
**અપચાર** પું૦ દુરાચરણ (૨) કરી ન પાળવી તે
**અપચિહ્ન** ન૦ ખરાબ ચિહ્ન (૨) અપશુકન
**અપચો** પું૦ બદહજમી; અજીરણ
**અપચ્છાય** વિ૦ નઠારી છાયાવાળું (૨) પું૦ જેનો ઓળો ન પડે તે—દેવ, ઉપદેવ વગેરે

**અપજય** પું૦ પરાજય
**અપજશ(-સ)** પું૦ બદનામી; અપકીર્તિ
**અપજશિ(-સિ)યું** વિ૦ અપજશવાળું; અપજશ અપાવે એવું
**અપજસ** પું૦ અપજશ
**અપજસિયું** વિ૦ અપજશિયું
**અપજાત** પું૦ માબાપ કરતાં ઊતરતા ગુણવાળો પુત્ર
**અપ(-પ્પ)ટ** અ૦ રોજ; હમેશ
**અપટી** સ્ત્રી૦ વ્યવહાર-વેપારમાં નુકસાન (૨) નાટકનો પડદો
**અપટીક્ષેપ** પું૦ પડદો ખસેડી એકાએક રંગભૂમિ ઉપર આવવું તે
**અપટુ** વિ૦ પટુ-કુશળ નહિ તેવું (૨) માંદું
**અપઢ** વિ૦ અભણ
**અપતિવ્રતા** વિ૦સ્ત્રી૦ પ્રતિવ્રતા નહિ તેવી (૨) વ્યભિચારિણી
**અપતીજ** સ્ત્રી૦ અવિશ્વાસ
**અપત્ય** ન૦ સંતાન
**અપત્યવાત્સલ્ય** ન૦ સંતાન પ્રત્યેનું વાત્સલ્ય
**અપત્યસ્નેહ** પું૦ સંતાન પ્રત્યેનો પ્રેમ
**અપત્ર(-ત્રી)** વિ૦ પાંદડાં વિનાનું (૨) પાંખ વિનાનું
**અપત્રપા** સ્ત્રી૦ શરમાળપણું; લજ્જા
**અપત્રી** વિ૦ જુઓ અપત્ર
**અપથ** પું૦ કુમાર્ગ (૨) પાખંડી મત
**અપથ્ય** વિ૦ પથ્ય નહિ એવું (૨) ન૦ કુપથ્ય
**અપદ** વિ૦ પગ વિના ચાલનારું (૨) પદ-હોદ્દા વિનાનું
**અપદાર્થ** પું૦ અતત્ત્વાર્થ
**અપદેશ** પું૦ ઉલ્લેખ કરવો—નામ આપવું તે (૨) બહાનું; યુક્તિ (૩) [ન્યા.] કારણ આપવું તે
**અપદ્યાગદ્ય** વિ૦ નહિ ગદ્ય કે નહિ પદ્ય એવું (૨) ન૦ ગુજરાતી કાવ્યમાં કવિ નાનાલાલે શરૂ કરેલી એવી રચના
**અપદ્વાર** ન૦ પાછલું બારણું (૨) ગુદા
**અપધર્મ** પું૦ અધર્મ
**અપધ્યાન** ન૦ અનિષ્ટનું ચિંતન; વિપરીત ચિંતન
**અપધ્વંસ** પું૦ અધોગતિ; અધઃપાત; વિનાશ
**અપનાવવું** સ૦ક્રિ૦ પોતાનું કરવું—માનવું
**અપપાઠ** પું૦ ખોટું પાઠાંતર
**અપભ્રષ્ટ** વિ૦ પડેલું (૨) વિકૃત; અપભ્રંશ પામેલું
**અપભ્રંશ** પું૦ પડવું તે (૨) વિકૃત શબ્દ (૩) સ્ત્રી૦ સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થઈને બનેલી એક ભાષા
**અપમાન** ન૦ માનથી ઊલટું તે; અનાદર; તિરસ્કાર
**અપમાનયુક્ત** વિ૦ અપમાનવાળું
**અપમાનિત** વિ૦ અપમાન પામેલું
**અપમાર્ગ** પું૦ કુમાર્ગ
**અપમૃત્યુ** ન૦ કમોત
**અપયશ** પું૦ બદનામી; અપકીર્તિ
**અપર** વિ૦ બીજું; ભિન્ન (૨) પાછળનું (૩) ઓરમાન; સાવકું
**અપરમા,૦તા** સ્ત્રી૦ સાવકી મા
**અપરમાદ** પું૦ તબિયતમાં બગાડો
**અપરરાત્ર** સ્ત્રી૦ પાછલી રાત
**અપરરસ** પું૦ અધમ પ્રકારનો રસ
**અપરસામાન્ય** ન૦ પેટાસમૂહની જાતિ (ન્યા.)
**અપરસ્વસ્તિક** પું૦ ક્ષિતિજનું પશ્ચિમ બિંદુ
**અપરંચ** અ૦ વિશેષ એ કે
**અપરંપાર** વિ૦ અપાર; પુષ્કળ
**અપરા** વિ૦સ્ત્રી૦ નિકૃષ્ટ (૨) પારકી (૩) બીજી; ભિન્ન
**અપરાજિત** વિ૦ પરાજિત નહિ એવું
**અપરાજિતા** સ્ત્રી૦ અજેય એવી એક દેવી; દુર્ગા (૨) એક ઔષધિ
**અપરાજેય** વિ૦ પરાજય ન પમાડી શકાય એવું
**અપરાધ** પું૦ દોષ; ગુનો (૨) પાપ
**અપરાધી** વિ૦ અપરાધ કરનારું
**અપરાધીન** વિ૦ પરાધીન નહિ એવું; સ્વતંત્ર
**અપરાવિદ્યા** સ્ત્રી૦ નામરૂપાત્મક વિદ્યા; બ્રહ્મવિદ્યા સિવાયની વિદ્યા
**અપરાહ્ણ** પું૦ પાછલો પહોર
**અપરિગ્રહ** પું૦ પરિગ્રહ ન રાખવો તે
**અપરિગ્રહવ્રત** ન૦ અપરિગ્રહી રહેવાનું વ્રત
**અપરિગ્રહી** વિ૦ પરિગ્રહ ન રાખનારું
**અપરિચિત** વિ૦ પરિચિત નહિ એવું; અજાણ્યું

**અપરિચ્છિન્ન** વિ૦ પરિચ્છિન્ન નહિ તેવું
**અપરિણીત** વિ૦ પરિણીત નહિ તેવું
**અપરિમિત** વિ૦ પરિમિત નહિ તેવું
**અપરિમેય** વિ૦ પરિમેય નહિ તેવું
**અપરિહાર્ય** વિ૦ પરિહાર્ય નહિ તેવું
**અપરીક્ષિત** વિ૦ પરીક્ષિત નહિ તેવું
**અપરોક્ષ** વિ૦ પ્રત્યક્ષ
**અપર્ણ** વિ૦ પાંદડાં વિનાનું
**અપર્ણા** સ્ત્રી૦ (સં.) તપ કરતી વખતે પોતાની મેળે ખરી પડેલાં પાંદડાં પણ ખાવાનું જેણે છોડી દીધું હતું તે—પાર્વતી
**અપર્યાપ્ત** વિ૦ પર્યાપ્ત નહિ એવું
**અપલક્ષ(-ખ,-ખ્ખ)ણ** ન૦ નઠારું લક્ષણ (૨) દુરાચરણ
**અપલખણું** વિ૦ અપલક્ષણવાળું (૨) ચાંદલું અટકચાળું (૩) એબવાળું
**અપલખ્ખણ** ન૦ અપલક્ષણ
**અપલાપ** પું૦ છુપાવવું તે; ખરી વાત ઉડાવવી તે
**અપલાયન** ન૦ નાસી નહિ જવું તે
**અપલ્યા** સ્ત્રી૦ દૂબળી સ્ત્રી (૨) ફૂવડ સ્ત્રી
**અપવર્ગ** પું૦ સમાપ્તિ (૨) મોક્ષ
**અપવર્તક** પું૦ અપવર્તન કરનાર
**અપવર્તન** ન૦ ખોટું આચરણ
**અપવાદ** પું૦ સામાન્ય નિયમમાં બાધ (૨) નિંદા; આળ
**અપવાદક** વિ૦ અપવાદ કરનારું
**અપવાદી** વિ૦ અપવાદ કરનારું
**અપવિત્ર** વિ૦ નાપાક; અશુદ્ધ
**અપવિત્રતા** સ્ત્રી૦
**અપવિદ્ધ** વિ૦ ફેંકી દીધેલું; તજાયેલું (૨) અધમ (૩) પું૦ મા કે બાપે તજી દીધેલો અને કોઈ અજાણ્યાએ દત્તક લીધેલો પુત્ર
**અપવ્યય** પું૦ ખોટું ખરચ; બગાડ
**અપશકુન** પું૦ અપશુકન
**અપશબ્દ** પું૦ ગાળ; ખરાબ શબ્દ (૨) [વ્યા.] નિયમ વિરુદ્ધનો શબ્દ; ખોટો પ્રયોગ
**અપ(-વ)શુકન** માઠા શુકન (૨) અશુભ ચિહ્ન
**અપ(-વ)શુકનિયાળ** વિ૦ જેના શુકન ખરાબ ગણાતા હોય તેવું; અમંગળ
**અપસરણ** ન૦ ખસી જવું તે; નાસી જવું તે
**અપસવ્ય** વિ૦ જમણું (૨) ઊલટું (૩) અ૦ જમણી તરફ (જનોઈ જમણે ખભે નાખી દેવી તે)
**અપસિદ્ધાંત** પું૦ ભૂલભરેલો સિદ્ધાંત
**અપસ્માર** પું૦ ફેફરું
**અપહરણ** ન૦ ઉપાડી જવું તે; કાઢી જવું તે
**અપહાર** પું૦ અપહરણ (૨) ઉચાપત કરવું તે (૩) પારકી મિલકત વાપરવી—ફડાવી દેવી તે
**અપહ્નુતિ** સ્ત્રી૦ છુપાવવું તે (૨) [કા. શા.] જેમાં વસ્તુના અસલ ધર્મને છુપાવી બીજા ધર્મનો આરોપ કરવામાં આવે તે અલંકાર
**અપંગ** વિ૦ પાંગળું; હીનાંગ (૨) [લા.] લાચાર
**અપંડિત** વિ૦ પંડિત નહિ એવું
**અપાતક** ન૦ પાપ નહિ તે
**અપાતકી** વિ૦ પાતકી નહિ એવું
**અપાત્ર** વિ૦ પાત્ર નહિ તેવું; અયોગ્ય (૨) ન૦ નકામું વાસણ
**અપાત્રતા** સ્ત્રી૦
**અપાદ** વિ૦ પગ વગરનું
**અપાદાન** ન૦ છૂટા પડવું તે (૨) [વ્યા.] પાંચમી વિભક્તિનો અર્થ
**અપાન,૦વાયુ** પું૦ પાંચ પ્રાણવાયુઓમાંનો (પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન) એક જે ગુદા વાટે નીકળે છે
**અપાનદ્વાર** ન૦ ગુદા
**અપાનવાયુ** પું૦ અપાન
**અપાપ(-પી)** વિ૦ પાપરહિત; નિષ્પાપ
**અપામાર્ગ** પું૦ એક વનસ્પતિ; અઘેડો
**અપાય** પું૦ સંકટ (૨) નાશ
**અપાર** વિ૦ પાર વિનાનું
**અપારદર્શક** વિ૦ પારદર્શક નહિ તેવું
**અપારદર્શિતા** સ્ત્રી૦ પારદર્શક ન હોવું તે
**અપાર્થિવ** વિ૦ પાર્થિવ નહિ તેવું
**અપાવરણ** ન૦ ઉઘાડવું-ખુલ્લું કરવું તે
**અપાસરો** પું૦ જૈન સાધુઓને રહેવાનું સ્થાન
**અપાંગ** પું૦ આંખનો ખૂણો (૨) ટીલું
**અપાંગદર્શન** ન૦ કટાક્ષ
**અપાંગદૃષ્ટિ** ન૦ કટાક્ષભરી નજર
**અપાંગનેત્ર** વિ૦ અણિયાળી આંખવાળું

**અપિ** અ૦ પણ; વળી
**અપિચ** અ૦ વળી
**અપિ(-પૈ)તૃક** વિ૦ બાપ વિનાનું (૨) વડીલોપાર્જિત નહિ એવું
**અપીલ** સ્ત્રી૦ આગ્રહભરી વિનંતી (૨) નીચલી અદાલતના ચુકાદા સામે ઉપરી અદાલતને અરજી
**અપીલકોર્ટ** સ્ત્રી૦ અપીલ સાંભળનારી અદાલત
**અપુચ્છ** વિ૦ પૂંછડા વિનાનું
**અપુણ્ય** વિ૦ અધર્મ્ય; અપવિત્ર; મલિન (૨) ન૦ પુણ્યનો અભાવ; પાપ
**અપુત્ર** વિ૦ પુત્રહીન
**અપુત્રિણી** વિ૦ સ્ત્રી૦ પુત્ર વિનાની
**અપુશાન** ન૦ જુઓ અપૂશણ
**અપુષ્ટ** વિ૦ નહિ પોષાયેલું (૨) પુષ્ટ નહિ એવું; પાતળું (૩) [કા. શા.] અપ્રસ્તુત
**અપુષ્પિત** વિ૦ પુષ્પિત નહિ એવું
**અપૂજ** વિ૦ ન પૂજાતું
**અપૂજ્ય** વિ૦ પૂજ્ય નહિ એવું
**અપૂત** વિ૦ અપવિત્ર
**અપૂપ** પું૦ માલપૂડો (૨) મધપૂડો
**અપૂરતું** વિ૦ પૂરતું નહિ એવું
**અપૂરિત** વિ૦ પૂરિત નહિ એવું
**અપૂર્ણ** વિ૦ પૂર્ણ નહિ એવું
**અપૂર્ણકાલ(-ળ)** પું૦ ક્રિયાની અપૂર્ણતાનો ભાવ આવે એવો કાળ (વ્યા.)
**અપૂર્ણતા** સ્ત્રી૦
**અપૂર્ણબીજ** પું૦ અપૂર્ણ બીજ; 'ઍલ્જિબ્રેઇકલ ફ્રૅક્શન' (ગ.)
**અપૂર્ણાંક** પું૦ અપૂર્ણ આંકડો; 'ઍરિથમેટિકલ ફ્રૅક્શન [ગ.]
**અપૂર્વ** વિ૦ અવનવું; પૂર્વે ન બનેલું એવું (૨) અસામાન્ય
**અપૂર્વતા** સ્ત્રી૦
**અપૂ(-પો)શણ** ન૦ ભોજનને આરંભે અને અંતે જે આચમન કરવું તે (૨) ભોજનની શરૂઆતમાં લેવાતો થોડો ભાત
**અપૃષ્ઠવંશ** પું૦ કરોડ વિનાનું પ્રાણી
**અપૃષ્ઠવંશી** વિ૦ અપૃષ્ઠવંશની જાતનું
**અપેક્ષણીય** વિ૦ ઇચ્છવાજોગ
**અપેક્ષા** સ્ત્રી૦ ઇચ્છા (૨) અગત્ય (૩) [વ્યા.] આકાંક્ષા
**અપેક્ષાપૂરકવાક્યારંભક** * વિ૦
**અપેક્ષિત** વિ૦ જેની અપેક્ષા હોય તેવું (૨) અપેક્ષાવાળું
**અપેખ** વિ૦ અદૃશ્ય
**અપેય** વિ૦ પીવાને અયોગ્ય એવું; ન પિવાય એવું
**અપૈતૃક** વિ૦ જુઓ અપિતૃક
**અપેયપાન** ન૦ અપેય પીણું; ન પિવાય તે
**અપોશણ** ન૦ જુઓ અપૂશણ
**અપૌરુષ(-ષેય)** વિ૦ બાયલું (૨) ઈશ્વરકૃત (૩) ન૦ બાયલાપણું
**અપ્તરંગી** વિ૦ તરંગી; ચંચળ
**અપ્પટ** વિ૦ મૂર્ખ; અણઘડ (૨) અ૦ રોજ
**અપ્રક(-ગ)ટ** વિ૦ પ્રકટ નહિ એવું; છાનું (૨) બહાર નહિ પડેલું
**અપ્રકાશ** વિ૦ પ્રકાશરહિત (૨) સ્વયંપ્રકાશ (૩) અપ્રગટ (૪) પું૦ અંધકાર
**અપ્રકાશિત** વિ૦ પ્રકાશિત નહિ તેવું
**અપ્રકૃત** વિ૦ પ્રકૃત નહિ એવું (૨) [કા. શા.] ઉપમાન
**અપ્રગટ** વિ૦ (૨) પું૦ જુઓ અપ્રકટ
**અપ્રગલ્ભ** વિ૦ પ્રગલ્ભ નહિ એવું
**અપ્રચલિત** વિ૦ પ્રચલિત નહિ એવું
**અપ્રજ** વિ૦ પ્રજા વગરનું; વાંઝિયું
**અપ્રણીત** વિ૦ સંસ્કારહીન; અકૃત
**અપ્રતિ(-તી)કાર** પું૦ વિરોધ-સામનો નહિ કરવો તે
**અપ્રતિ(-તી)કાર્ય** વિ૦ પ્રતિકાર ન કરવા યોગ્ય (૨) પ્રતિકાર ન કરી શકાય એવું
**અપ્રતિગ્રહ** પું૦ અસ્વીકાર; દાન ન લેવું તે
**અપ્રતિબંધ** વિ૦ અટકાયત વિનાનું (૨) પું૦ પ્રતિબંધનો અભાવ; છૂટ
**અપ્રતિમ** વિ૦ અનુપમ; શ્રેષ્ઠ
**અપ્રતિરોધ** પું૦ પ્રતિરોધનો અભાવ
**અપ્રતિષ્ઠ(-ષ્ઠિત)** વિ૦ પ્રતિષ્ઠિત નહિ એવું
**અપ્રતિષ્ઠા** સ્ત્રી૦ ફજેતી; બેઆબરૂ
**અપ્રતિષ્ઠિત** વિ૦ પ્રતિષ્ઠિત નહિ એવું
**અપ્રતિહત** વિ૦ અટકાવ વિનાનું (૨) અટકાવી વા હણી ન શકાય એવું
**અપ્રતીકાર** પું૦ અપ્રતિકાર
**અપ્રતીકાર્ય** વિ૦ અપ્રતિકાર્ય

**અપ્રતીત(-તિ)** સ્ત્રી૰ અવિશ્વાસ (૨) અર્થની અસ્પષ્ટતા
**અપ્રત્યક્ષ** વિ૰ પ્રત્યક્ષ નહિ એવું
**અપ્રત્યય** વિ૰ (વ્યા.) પ્રત્યય લાગ્યા વિનાનું (૨) પું૰ અવિશ્વાસ
**અપ્રધાન** વિ૰ પ્રધાન નહિ એવું; ગૌણ
**અપ્રમત્ત** વિ૰ પ્રમત્ત નહિ એવું
**અપ્રમાણ** વિ૰ અમાપ (૨) પ્રમાણ—પુરાવા વિનાનું (૩) અવિશ્વસનીય
**અપ્ર(-પ્રા)માણિક** વિ૰ પ્રમાણિક નહિ એવું
**અપ્ર(-પ્રા)માણિકતા** સ્ત્રી૰
**અપ્ર(-પ્રા)માણિકપણું** ન૰
**અપ્રમાદ** પું૰ સાવધાનતા; જાગૃતિ
**અપ્રમાદી** વિ૰ પ્રમાદી નહિ તેવું
**અપ્રમેય** વિ૰ પ્રમેય નહિ તેવું
**અપ્રયાસ** પું૰ પ્રયાસનો અભાવ
**અપ્રયોજક** વિ૰ પ્રયોજક નહિ એવું (૨) પ્રયોજન સિદ્ધ કરે એવું
**અપ્રવાહી** વિ૰ પ્રવાહી નહિ એવું; ઘન
**અપ્રવીણ** વિ૰ પ્રવીણ નહિ એવું
**અપ્રવીણતા** સ્ત્રી૰
**અપ્રવૃત્ત** વિ૰ પ્રવૃત્ત નહિ એવું
**અપ્રવૃત્તિ** સ્ત્રી૰ પ્રવૃત્તિનો અભાવ
**અપ્રશસ્ત** વિ૰ નિંદ્ય
**અપ્રસન્ન** વિ૰ પ્રસન્ન નહિ તેવું
**અપ્રસન્નતા** સ્ત્રી૰
**અપ્રસંગ** પું૰ સંબંધનો અભાવ (૨) અકાળ; કવખત
**અપ્રસંગી** વિ૰ અપ્રાસંગિક
**અપ્રસાદ** પું૰ નાખુશી (૨) ક્લિષ્ટતા
**અપ્રસિદ્ધ** વિ૰ પ્રસિદ્ધ નહિ તેવું
**અપ્રસિદ્ધતા** સ્ત્રી૰
**અપ્રસિદ્ધિ** સ્ત્રી૰ પ્રસિદ્ધિનો અભાવ
**અપ્રસ્તુત** વિ૰ પ્રસ્તુત નહિ તેવું
**અપ્રસ્તુતપ્રશંસા** સ્ત્રી૰ અપ્રસ્તુતના વર્ણનથી પ્રસ્તુતનું સૂચન કરનારો અલંકાર (કા. શા.)
**અપ્રાકૃત** વિ૰ અલૌકિક (૨) અણઘડ નહિ એવું; સંસ્કૃત
**અપ્રાપ્ત** વિ૰ નહિ મળેલું; ન આવેલું
**અપ્રાપ્તકાલ(-ળ)** વિ૰ કવખતનું (૨) પ્રસંગને અનુચિત (૩) વયમાં ન આવેલું (૪) પું૰ કમોસમ; કવખત
**અપ્રાપ્તયૌવન** વિ૰ કાચી ઉંમરનું; સગીર
**અપ્રાપ્તવય** વિ૰ સગીર
**અપ્રાપ્તવ્યવહાર** વિ૰ વ્યવહારને પ્રાપ્ત ન થયેલું એવું; સગીર
**અપ્રાપ્તિ** સ્ત્રી૰ પ્રાપ્તિનો અભાવ
**અપ્રાપ્ય** વિ૰ પ્રાપ્ય નહિ એવું
**અપ્રામાણિક** વિ૰ પ્રામાણિક નહિ એવું
**અપ્રામાણિકતા** સ્ત્રી૰
**અપ્રાસંગિક** વિ૰ પ્રાસંગિક નહિ એવું
**અપ્રિય** વિ૰ પ્રિય નહિ એવું (૨) ન૰ અનિષ્ટ; ભૂંડું
**અપ્રિયકર** વિ૰ અપ્રિય કરનારું
**અપ્રિયકારી** વિ૰ અપ્રિયકર
**અપ્રિયતા** સ્ત્રી૰
**અપ્રિયવાદી** વિ૰ અપ્રિય-માઠું લાગે એવું બોલનારું
**અપ્રીત(-તિ)** સ્ત્રી૰ પ્રીતિનો અભાવ; અણગમો; વેર
**અપ્સરા** સ્ત્રી૰ સ્વર્ગની વારાંગના; પરી
**અફઘાન** વિ૰ એક પ્રજા (૨) પું૰ તે પ્રજાનો એક માણસ; કાબુલી
**અફઘાનિસ્તાન** ન૰ (સં.) અફઘાનોનો મુલક
**અફર** વિ૰ નિશ્ચિત; અચળ
**અફરાતફરી** સ્ત્રી૰ ઊથલપાથલ; ફેરબદલી (૨) ગોટાળો; ઉચાપત કરવું તે
**અફરામણ** સ્ત્રી૰ વધુ ખાવાથી થતી અકળામણ
**અફરાવું** અ૰ ક્રિ૰ વધુ ખાવાથી અકળાવું; આફરો ચડવો
**અફરાંટું** વિ૰ ઉપરાંટું
**અફલાતૂન** પું૰ (સં.) ગ્રીસનો મહાન તત્ત્વજ્ઞાની; 'પ્લેટો' (૨) વિ૰ આફલાતૂન; સુંદર
**અફલાતૂની** વિ૰ પ્લેટોને લગતું (૨) સુંદર
**અફલિત** વિ૰ ફળેલું નહિ તેવું (૨) નિષ્ફળ; નકામું ગયેલું
**અફવા** સ્ત્રી૰ ઊડતી ખબર; ગામગપાટો
**અફસોસ** પું૰ શોચ; પસ્તાવો; દિલગીરી (૨) અ૰ અરેરે!
**અફસોસી** સ્ત્રી૰ અફસોસ કરવો તે

**અફળ** વિ૦ નિષ્ફળ; નકામું (૨) વાંઝિયું

**અફળા** સ્ત્રી૦ જેને ફળ નથી આવતાં એવી વનસ્પતિ

**અફળાટ** પું૦ અફળાવું તે (૨) અફળાવાથી થતો અવાજ

**અફળાવું** અ૦ ક્રિ૦ ટિચાવું; પછડાવું

**અફાટ** વિ૦ અતિ વિસ્તૃત; ખૂબ વિશાળ (૨) પ્રચંડ (૩) અ૦ મોટા પ્રમાણમાં; અટક્યા વિનાનું; ધસારાબંધ

**અફાળકૂટ** સ્ત્રી૦ ધમપછાડા (૨) માથાકૂટ

**અફાળવું** સ૦ ક્રિ૦ ટીચવું; પછાડવું

**અફીણ** ન૦ ખસખસનાં ડોડવામાંથી નીકળતો ઝેરી-માદક પદાર્થ

**અફીણિયું** વિ૦ અફીણના વ્યસનવાળું (૨) સુસ્ત; એદી

**અફીણી** વિ૦ જુઓ અફીણિયું

**અબ(-ભ)ખો** પું૦ અણગમો; અરુચિ; અભાવો

**અબગરવું** સ૦ ક્રિ૦ ઉપકાર કરવો

**અબગાર** પું૦ (કા.) અન્ન પવિત્ર કરવા પીરસવામાં આવતું ઘી

**અબઘડી** અ૦ હમણાં જ; આ ક્ષણે જ

**અબજ** વિ૦ સો કરોડ (૨) ન૦ સો કરોડની સંખ્યા

**અબદાગીરી** સ્ત્રી૦ છત્ર

**અબદાલી** પું૦ ધર્મી પુરુષ

**અબદુલ્લા** પું૦ ખુદાનો બંદો

**અબદ્ધ** વિ૦ બાંધેલું નહિ એવું; છૂટું

**અબ(-વ)ધૂત** પું૦ વેરાગી; બાવો (૨) વિ૦ મસ્ત

**અબનાલ** સ્ત્રી૦ તરવારની મૂઠ પરનો શણગાર

**અબનૂસ** ન૦ એક ઊંચી જાતનું કાળું લાકડું

**અબનૂસપાન** ન૦ ટિંબરવો

**અબનૂસી** સ્ત્રી૦ અબનૂસ

**અબરક(-ખ)** ન૦ ચળકતી પતરીદાર ખનીજ ધાતુ

**અબરૂ** સ્ત્રી૦ ભમર

**અબલક(-કી,-ખ,-ખી)** વિ૦ ચિત્રવિચિત્ર; કાબરચીતરું

**અબલકમેના** સ્ત્રી૦ એક પક્ષી

**અબલખ(-ખી)** વિ૦ અબલક

**અબ(-ભિ)ળખા** સ્ત્રી૦ ઇચ્છા; ઓરિયો; લોલુપતા; (૨) દોહદ

**અબ(-ભિ)ળખો** પું૦ ઓરિયો; ભશકો

**અબળા** વિ૦ સ્ત્રી૦ અલ્પ બળવાળી (૨) સ્ત્રી૦ અલ્પ બળવાળી તે-સ્ત્રી

**અબંડ*** વિ૦+

**અબંધ** વિ૦ બંધ વિનાનું

**અબંધન** ન૦ બંધનનો અભાવ

**અબાધ(-ધિત)** વિ૦ બાધિત નહિ એવું

**અબાધક** વિ૦ બાધક નહિ એવું

**અબાધિત** વિ૦ અબાધ

**અબાધ્ય** વિ૦ બાધ્ય નહિ એવું

**અબાબ** પું૦ કરકરિયાવર; રીત; લાગો

**અબારું** ન૦ અંધાધૂંધી

**અબાંધવ** વિ૦ સગાંસાગવાં વિનાનું; અનાથ

**અબી** અ૦ હમણાં જ

**અબીર(-લ)** ન૦ એક પ્રકારની સુગંધીદાર ધોળી ભૂકી

**અબીલગુલાલ** ન૦ અબીલ અને ગુલાલ

**અબુ(-બો)ધ** વિ૦ અણસમજુ (૨) મૂર્ખ (૩) દુનિયાના જ્ઞાન વિનાનું; ભોળું

**અબુદ્ધિ** સ્ત્રી૦ મૂર્ખતા

**અબુલોહબુલો** પું૦ એક રમત

**અબુવો** પું૦ આબવો

**અબૂ(-બૂ)જ(-જી)** વિ૦ અણસમજુ, મૂર્ખ

**અબૂર** વિ૦ પુષ્કળ

**અબે** અ૦ અરે; ઓ; અલ્યા (તિરસ્કારથી કોઈને તુંકારો કરવો તે)

**અબોખા** પું૦ બ૦ વ૦ વરને ખવરાવવાનાં ખાંડખાજાં (૨) અભાવા; અરુચિ

**અબોટ** પું૦ રસોઈ અને જમવાની જગાને છાણમાટીથી લીંપવી તે (૨) શુદ્ધ અથવા અભડાયા વિનાની દશા (૩) નાહ્યા વિના જ્યાં જવાય કે અટકાય નહિ એવું સ્થળ

**અબોટિયું** ન૦ રસોઈ કરતી અથવા જમતી વખતે પહેરવાનું રેશમી, શણનું કે ઊનનું વસ્ત્ર

**અબોધ** વિ૦ જુઓ અબુધ

**અબોલ** બોલી ન શકાય તેવું (૨) મૂગું; ચૂપ (૩) બેભાન

**અબોલા** પું૦ બ૦ વ૦ રિસાઈને અમુકની સાથે ન બોલવું તે

**અબોલ્યું** વિ૦ નહિ બોલેલું

**અબ્જ** વિ૦ સો કરોડ (૨) ન૦ કમળ

**અબ્દ** પું૦ વાદળ (૨) ન૦ વર્ષ (૩) એક વનસ્પતિ; નાગરમોથ
**અબ્દસાર** પું૦ કપૂર
**અબ્દુર્ગ** પું૦ ચોફેર પાણીથી રક્ષાયેલો કિલ્લો
**અબ્ધિ** પું૦ સમુદ્ર
**અબ્બા** પું૦ બાપા (૨) સ્ત્રી૦ મા (૩) ડોસી (૪) થૂઈ; રમતમાંથી થોડા વખતની છૂટી
**અબ્બાસી** વિ૦ અબ્બાસી ખલીફાઓને લગતું (૨) જાંબુડિયા અથવા રતાશ પડતા વાદળી રંગનું
**અબ્રહ્મચર્ય** ન૦ બ્રહ્મચર્યનો અભાવ
**અબ્રહ્મણ્ય** વિ૦ બ્રાહ્મણને ન છાજે એવું (૨) ન૦ પાપકૃત્ય
**અબ્રાહ્મણ** વિ૦ બ્રાહ્મણ નહિ તેવું; બ્રાહ્મણેતર
**અભક્તિ** સ્ત્રી૦ ભક્તિનો અભાવ (૨) અશ્રદ્ધા
**અભક્ષણ** ન૦ ભક્ષણ ન કરવું તે; ઉપવાસ
**અભક્ષ્ય** વિ૦ ન ખાવા જેવું; શાસ્ત્રમાં જે ખાવાનો નિષેધ છે તેવું
**અભક્ષ્યભક્ષણ** ન૦ નિષિદ્ધ ખોરાક ખાવો તે; માંસાહાર
**અભખો** પું૦ અબખો
**અભગ** વિ૦ અભાગી
**અભડાયેલી** વિ૦ સ્ત્રી૦ દૂર બેઠેલી; રજસ્વલા
**અભડાયેલું** વિ૦ મૃત્યુ કે સૂતકને કારણે અસ્પૃશ્ય બનેલું (૨) અસ્પૃશ્યને સ્પર્શ કરવાથી અપવિત્ર બનેલું
**અભડાવું** અ૦ ક્રિ૦ અભડાયેલા થવું (૨) રજસ્વલા થવું
**અભણ** વિ૦ ભણેલું નહિ તેવું; નિરક્ષર
**અભદ્ર** વિ૦ અશુભ (૨) ખરાબ; દુષ્ટ
**અભય** વિ૦ નીડર (૨) પું૦; ન૦ ભયનો અભાવ (૩) સંરક્ષણ; આશ્રય
**અભયદંડ** પું૦ અભય આપનારો દંડ
**અભયદાન** ન૦ રક્ષણ આપવું તે
**અભયપત્ર** ન૦ સંરક્ષણની ખાત્રી આપતો લેખ
**અભયપદ** ન૦ ભયરહિત સ્થિતિ; મોક્ષ
**અભયમુદ્રા** સ્ત્રી૦ અભયદાન આપતો હાથનો અભિનય
**અભયવચન** ન૦ સંરક્ષણનું વચન–ખાતરી
**અભયંકર** વિ૦ ભયંકર નહિ તેવું
**અભયા** સ્ત્રી૦ દુર્ગા (૨) હરડે
**અભયાંજલિ** સ્ત્રી૦ હાથ જોડીને કરવાની અભય માટેની પ્રાર્થના
**અભયી** વિ૦ નિર્ભય; નીડર
**અભર** વિ૦ ખાલી (૨) ગરીબ
**અભર(-ળ)ખો** પું૦ અબળખો
**અભરાઈ** સ્ત્રી૦ છાજલી
**અભરાભરણ** વિ૦ ગરીબનું ભરણપોષણ કરનારું (૨) પું૦ ગરીબનું ભરણપોષણ
**અભરામ** પું૦ ભ્રમનો અભાવ (૨) (સં.) યહૂદીઓનો મૂળ પુરુષ
**અભર્તૃકા** સ્ત્રી૦ વિધવા
**અભલેખ** પું૦ અભિલાષા
**અભવ** પું૦ મોક્ષ (૨) અસ્તિત્વ નહિ તે (૩) નાશ
**અભળખા** સ્ત્રી૦ અબળખા
**અભળખો** પું૦ અબળખા
**અભંગ** વિ૦ આખું; અખંડ (૨) પું૦ એક મરાઠી છંદનું નામ
**અભાગણી** વિ૦ સ્ત્રી૦ હીણભાગી; કમનસીબ
**અભાગિયું** વિ૦ કમનસીબ (૨) નાલાયક (૩) ભાગ વિનાનું (વારસામાં)
**અભાગી** વિ૦ અભાગિયું
**અભાગ્ય** ન૦ દુર્ભાગ્ય; કમનસીબ
**અભાગ્યવાન** વિ૦ ભાગ્યવાન નહિ એવું
**અભાવ** પું૦ અસ્તિત્વ ન હોવું તે (૨) અણગમો
**અભાવા** પું૦ બ૦ વ૦ અબળખા; દોહદ
**અભાવાત્મક** વિ૦ અભાવરૂપ
**અભાવેચ્છા*** સ્ત્રી૦
**અભાવો** પું૦ અણગમો
**અભિ** અ૦–ની તરફ એવો અર્થ દર્શાવતો ઉપસર્ગ. ઉદા૦ 'અભિગમન'; 'અભિમુખ' (૨) પાસે એવો અર્થ દર્શાવતો. ઉદા૦ 'અભિનીત' (૩)–ની ઉપર એવો અર્થ દર્શાવતો. ઉદા૦ 'અભિસિંચન'; 'અભિક્રમણ' (૪) તીવ્રતા, શ્રેષ્ઠતા બતાવતો. ઉદા૦ 'અભિધર્મ' (૫) વધારેપણું દર્શાવતો. ઉદા૦ 'અભિનવ'; 'અભિરૂપ'
**અભિકોણ** પું૦ 'વર્ટિકલ ઍન્ગલ' (ગ.)
**અભિક્રમ** પું૦ આરંભ (૨) ચઢાઈ

**અભિક્રમણ** ન૦ ચડાઈ
**અભિક્રોશ** પું૦ વિલાપ (૨) ઠપકો (૩) નિંદા
**અભિગમન** ન૦ તરફ–સામે જવું તે (૨) સંભોગ
**અભિગમનીય** વિ૦ અભિગમન કરી શકાય એવું
**અભિગમ્ય** વિ૦ અભિગમનીય
**અભિગામી** વિ૦ પું૦–ની પાસે જનાર (૨) ભોગવનાર
**અભિગ્રસ્ત** વિ૦ ઘેરાયેલું; સપડાયેલું
**અભિઘાત** પું૦ હુમલો; માર (૨) વિનાશ
**અભિઘાતક** વિ૦ અભિઘાત કરનારું
**અભિચર** પું૦ અનુચર; નોકર
**અભિચરણ** ન૦ અભિચાર કરવો તે
**અભિચાર** પું૦ મેલાં કામો માટે મંત્રપ્રયોગ કરવો તે (તંત્ર પ્રમાણે છ જાતના અભિચાર છે—મારણ, મોહન, સ્તંભન, વિદ્વેષણ, ઉચ્ચાટન અને વશીકરણ)
**અભિચારક** પું૦ જારણમારણ કરનારો
**અભિજન** પું૦ સંબંધી જન (૨) વતન (૩) વંશ; કુળ
**અભિજાત** વિ૦ ખાનદાન (૨) સુંદર; શ્રેષ્ઠ (૩) શિષ્ટ (સાહિત્ય)
**અભિજિત** પું૦ એક નક્ષત્ર (૨) દિવસનું આઠમું મુહૂર્ત
**અભિજ્ઞ** વિ૦ અનુભવી (૨) માહિતગાર
**અભિજ્ઞતા** સ્ત્રી૦
**અભિજ્ઞાત** વિ૦ ઓળખેલું
**અભિજ્ઞાન** ન૦ સ્મૃતિ; ઓળખ (૨) ઓળખાણની નિશાની
**અભિતપ્ત** વિ૦ અતિ તપેલું (દુઃખથી)
**અભિતાપ** પું૦ સંતાપ
**અભિધર્મ** પું૦ શ્રેષ્ઠ ધર્મ–તત્ત્વ
**અભિધા** સ્ત્રી૦ શબ્દનો મૂળ અર્થ (૨) એ અર્થની બોધક શબ્દશક્તિ
**અભિધાન** ન૦ નામ; ઉપનામ (૨) શબ્દ (૩) શબ્દકોશ (૪) [વ્યા.] કર્તા માટેનું વિધાન
**અભિધાનમાલા(–ળા)** સ્ત્રી૦ શબ્દકોશ
**અભિધાનવાદ*** પું૦
**અભિધામૂલક** વિ૦ શબ્દના વાચ્યાર્થ ઉપર રચાયેલું
**અભિધાવન** ન૦ પૂંઠ પકડવી તે; હલ્લો
**અભિધાવૃત્તિ** સ્ત્રી૦ વાચ્યાર્થ જણાવવાની શબ્દશક્તિ
**અભિધેય** વિ૦ કહેવા યોગ્ય (૨) નામ દેવા યોગ્ય (૩) ન૦ અક્ષરાર્થ (૪) વિષય (બોલવાનો)
**અભિનય** પું૦ મનોભાવદર્શક હલનચલન અથવા મુદ્રા (૨) વેશ ભજવવો તે
**અભિનવ(–વું)** વિ૦ તદ્દન નવું (૨) શિખાઉ; કાચું
**અભિનંદન** ન૦ ધન્યવાદ (૨) અનુમતિ (૩) સ્તુતિ
**અભિનંદનીય** વિ૦ અભિનંદન કરવા યોગ્ય
**અભિનંદિત** વિ૦ અભિનંદન પામેલું
**અભિનિવિષ્ટ** વિ૦ –માં મચેલું; –ની પાછળ નિશ્ચયપૂર્વક પડેલું (૨) આગ્રહી (૩) દૃઢ
**અભિનિવેશ** પું૦ તન્મયતા (૨) આસક્તિ (૩) દૃઢ નિશ્ચય (૪) આગ્રહ; હઠ
**અભિનિષ્ક્રમણ** ન૦ બહાર જવું તે (૨) સંન્યાસ
**અભિનીત** વિ૦ પાસે આણેલું (૨) ભજવાયેલું
**અભિનેતા** પું૦ અભિનય કરનાર; 'ઍક્ટર'
**અભિનેય** વિ૦ ભજવવા યોગ્ય
**અભિન્ન** વિ૦ અખંડ (૨) જુદું નહિ તેવું; એક (૩) એકસરખું (૪) [ગ.] પૂર્ણ (અંક) (૫) ન૦ *
**અભિન્નતા** સ્ત્રી૦
**અભિપ્રાય** પું૦ મત (૨) હેતુ
**અભિપ્રેત** વિ૦ મનમાં ધારેલું; ઇષ્ટ (૨) સ્વીકારેલું
**અભિપ્રોક્ષણ** ન૦ મંત્ર ભણીને પાણી છાંટવું તે
**અભિભવ** પું૦ હાર; પરાજય (૨) અનાદર
**અભિભૂત** વિ૦ હારેલું (૨) અપમાનિત
**અભિમત** વિ૦ ઇષ્ટ (૨) સંમત
**અભિમંત્રણ** ન૦ મંત્રથી પવિત્ર કરવું તે (૨) મસલત ચલાવવી તે (૩) પડકાર
**અભિમંત્રિત** વિ૦ અભિમંત્રણ કરેલું
**અભિમાન** ન૦ અહંકાર; ગર્વ
**અભિમાની** વિ૦ અભિમાનવાળું
**અભિમુખ** વિ૦ સંમુખ (૨) [ગ.] સામેનો (ખૂણો)
**અભિમુખકોણ** પું૦ સામેનો ખૂણો (ગ.)

**અભિયુક્ત** વિ૰ રોકાયેલું (૨) નિમાયેલું (૩) પું૰ આરોપી (૪) પ્રતિવાદી
**અભિયોગ** પું૰ નિકટ સંબંધ (૨) દીર્ઘ- ઉદ્યોગ; ખંત (૩) વિદ્વત્તા (૪) હલ્લો (૫) આરોપ; ફરિયાદ
**અભિયોગી** વિ૰–માં મચેલું–રત (૨) હુમલો કરતું (૩) આરોપ મૂકતું (૪) પું૰ ફરિયાદી
**અભિરત** વિ૰ અત્યંત આસક્ત
**અભિરામ** વિ૰ આનંદદાયક (૨) મનોહર; સુંદર
**અભિરુચિ** સ્ત્રી૰ રુચિ; શોખ; પ્રીતિ
**અભિરૂપ** વિ૰ અનુરૂપ; યોગ્ય (૨) રૂપાળું (૩) માનીતું
**અભિલષિત** વિ૰ ઇચ્છેલું
**અભિલાખ(–ષ)** પું૰ મનકામના (૨) ઉત્કટ ઇચ્છા
**અભિલાષા** સ્ત્રી૰ અભિલાખ
**અભિલાષી** વિ૰ અભિલાષાવાળું
**અભિવંદન** ન૰ નમસ્કાર (૨) આસકા
**અભિવંદના** સ્ત્રી૰ અભિવંદન
**અભિવંદનીય** વિ૰ અભિવંદવા યોગ્ય
**અભિવંદવું** સ૰ ક્રિ૰ અભિવંદન કરવું
**અભિવંદ્ય** વિ૰ અભિવંદનીય
**અભિવાદ** પું૰ નમસ્કાર (૨) આરોપ (૩) સામો વાદવિવાદ ચલાવવો તે
**અભિવાદક** વિ૰ નમસ્કાર કરનારું
**અભિવાદન** ન૰ નમસ્કાર
**અભિવાદ્ય** વિ૰ નમસ્કારને યોગ્ય
**અભિવૃદ્ધિ** સ્ત્રી૰ વધારો (૨) ઉન્નતિ
**અભિવ્યક્તિ** સ્ત્રી૰ વ્યક્તતા; સ્પષ્ટતા
**અભિવ્યંજક** વિ૰ વ્યક્ત–સ્પષ્ટ કરનાર
**અભિવ્યંજન** ન૰ અભિવ્યક્તિ
**અભિવ્યાપક** વિ૰ ચોતરફ વ્યાપી જાય એવું; સમાવેશ કરનારું (૨) બહોળા અર્થનું
**અભિવ્યાપી** વિ૰ જુઓ અભિવ્યાપક
**અભિવ્યાપ્તિ** સ્ત્રી૰ સર્વવ્યાપકતા; સમાવેશ થવો તે
**અભિશાપ** પું૰ શાપ (૨) આળ (૩) સામો શાપ
**અભિષિક્ત** વિ૰ અભિષેક કરાયેલું (૨) તખ્તનશીન થયેલું
**અભિષેક** પું૰ મંત્રપૂર્વક જલસિંચન (મૂર્તિ અથવા નવા રાજા ઉપર)
**અભિષેકપાત્ર** ન૰ અભિષેક કરવાનું પાત્ર; ઝારી
**અભિસરણ** ન૰ પાસે જવું તે (૨) ફરવું તે; સંચાર
**અભિસાર** પું૰ સંકેત અનુસાર પ્રેમીઓનું મિલન (૨) પ્રેમીને મળવા જવું તે
**અભિસારિકા** સ્ત્રી૰ સંકેત પ્રમાણે પ્રેમીને મળવા જનારી સ્ત્રી
**અભિહત** વિ૰ આઘાત પામેલું
**અભિહિત** વિ૰ કહેવાયેલું
**અભીક** વિ૰ નિર્ભય (૨) વિષયાસક્ત
**અભીત** વિ૰ નહિ બીનેલું
**અભીતિ** સ્ત્રી૰ નિર્ભયતા
**અભીપ્સિત** વિ૰ ઇચ્છેલું
**અભીર** પું૰ ગોવાળિયો; આહીર
**અભીષ્ટ** વિ૰ ઇચ્છેલું (૨) મનગમતું
**અભીંજ** વિ૰ ભીંજાય નહિ એવું
**અભુક્ત** વિ૰ અણભોગવ્યું (૨) અણએઠું (૩) નહિ જમેલું
**અભુક્તમૂળ** ન૰ પંચાંગ પ્રમાણે જ્યેષ્ઠા નક્ષત્રની છેલ્લી ચાર ઘડી અને મૂળ નક્ષત્રની પહેલી ચાર ઘડી મળીને બનેલો આઠ ઘડીનો કાળ
**અભૂજ(–ઝ)** વિ૰ અબૂઝ
**અભૂત** વિ૰ નહિ થયેલું
**અભૂતપૂર્વ** વિ૰ પૂર્વે કદી નહિ થયેલું; અપૂર્વ
**અભે** પું૰ અભય
**અભેદ** વિ૰ ભેદરહિત; એકરૂપ; અભિન્ન (૨) પું૰ એકરૂપતા; અદ્વૈત
**અભેદભાવ** પું૰ એકતાની લાગણી
**અભેદમાર્ગ** પું૰ અદ્વૈતપંથ
**અભેદયોગ** પું૰ સંપૂર્ણ એકતા
**અભેદવાદ** પું૰ અદ્વૈતવાદ
**અભેદીકરણ** ન૰ ભેદ રહિત–એક કરવું તે
**અભેદ્ય** વિ૰ ભેદી ન શકાય એવું
**અભેદ્યતા** સ્ત્રી૰
**અભોગ(–ગ)** પું૰ ખોટ; ઊણપ (૨) સ્વાદનો અભાવ (૩) ધ્રુપદના રાગનું છેલ્લું ચરણ
**અભોગ્ય** વિ૰ ભોગ્ય નહિ એવું
**અભોજ્ય** વિ૰ ભોજ્ય નહિ એવું

**અભ્યર્થના** સ્ત્રી૰ પ્રાર્થના; વિનંતી
**અભ્યસ્ત** વિ૰ વારંવાર કરી જોયેલું (૨) મહાવરાવાળું; ટેવાયેલું (૩) અભ્યાસથી જાણેલું
**અભ્યંગ** પું૰ શરીરે તેલાદિ સુગંધીદાર પદાર્થો ચોળાવવા તે
**અભ્યંગસ્નાન** ન૰ અભ્યંગસહિત સ્નાન
**અભ્યંતર** વિ૰ અંદરનું (૨) ન૰ અંદરનો ભાગ (૩) અંતર; મન
**અભ્યાગત** વિ૰ પાસે આવેલું (૨) પું૰ અતિથિ; પરોણો (૩) ભિક્ષુ
**અભ્યાસ** પું૰ પુનરાવૃત્તિ (૨) અધ્યયન; ભણવું તે (૩) મહાવરો
**અભ્યાસક** વિ૰ (૨) પું૰ જુઓ અભ્યાસી
**અભ્યાસક્રમ** પું૰ ભણવાની નિયત યોજના
**અભ્યાસયોગ** પું૰ વારંવાર ચિત્તને સ્થિર કરવાથી થતી સમાધિ
**અભ્યાસી** વિ૰ મહાવરાવાળું (૨) ઉદ્યમી (૩) પું૰ વિદ્યાર્થી (૪) પંડિત
**અભ્યુક્ષણ** ન૰ મંત્રપૂર્વક સિંચન
**અભ્યુત્થાન** ન૰ સન્માનાર્થે ઊભા થવું તે (૨) ઉત્કર્ષ
**અભ્યુદય** પું૰ ઉન્નતિ; આબાદી (૨) કલ્યાણ; શ્રેય
**અભ્યુદયાધિકયવાદ** પું૰ ઉપયુક્તતાવાદ
**અભ્ર** ન૰ વાદળું
**અભ્રક** ન૰ અબરક
**અભ્રછના** સ્ત્રી૰ જુઓ ભર્ત્સના
**અભ્રભેદી** વિ૰ અભ્રને ભેદે એવું
**અભ્રરંગી** વિ૰ અભ્રના રંગનું
**અમ** સ૰ અમે (૨) [૫.] અમારું
**અમથું** વિ૰ વ્યર્થ; નકામું
**અમન** ન૰ શાંતિ (૨) સુખચેન; આરામ
**અમનચમન** ન૰ મોજમજા
**અમનસભા** સ્ત્રી૰ શાંતિ સ્થાપવાના હેતુવાળી સભા
**અમનસ્ક** વિ૰ મન (ઇંદ્રિય) વિનાનું; વિચારરહિત (૨) ગાફેલ (૩) ધ્યાન વિનાનું (૪) મન ઉપર કાબૂ વિનાનું
**અમમતા** સ્ત્રી૰ મમતાનો અભાવ
**અમમત્વ** ન૰ મમત્વનો અભાવ;
**અમર** વિ૰ મરે નહિ એવું (૨) પું૰ દેવ
**અમરપટો** પું૰ અમરપણાનું વરદાન—લેખ
**અમરપતિ** પું૰ અમરોના પતિ—ઇંદ્ર
**અમરફળ** ન૰ અમરપણું આપનારું ફળ
**અમરલોક** પું૰ સ્વર્ગ
**અમરવેલ** સ્ત્રી૰ (વાડ, ઝાડ ઇત્યાદિ પર) જ્યાં નાંખો ત્યાં વગર પાણીએ થતી એક વેલી
**અમરસરિત** સ્ત્રી૰ આકાશગંગા
**અમરા** સ્ત્રી૰ એક વનસ્પતિ; ગળો (૨) દૂંટીનો નાળ
**અમરાઈ** સ્ત્રી૰ આંબાઓની હાર; આંબાવાડિયું
**અમરાપુરી** સ્ત્રી૰ ઇંદ્રની રાજધાની
**અમરાવતી** સ્ત્રી૰ અમરાપુરી
**અમરાંગના** સ્ત્રી૰ દેવાંગના (૨) અપ્સરા
**અમરીથમરી** સ્ત્રી૰ સ્ત્રીઓનું માથે ઘાલવાનું એક ઘરેણું
**અમર્ત્ય** વિ૰ અમર
**અમર્યાદ** વિ૰ નિરંકુશ (૨) નિર્લજ્જ
**અમર્યાદા** સ્ત્રી૰ બેઅદબી (૨) નિર્લજ્જતા
**અમર્ષ** પું૰ અસહિષ્ણુતા (૨) ક્રોધ
**અમર્ષી** વિ૰ અમર્ષવાળું
**અમલ(–ળ)** વિ૰ નિર્મળ; શુદ્ધ
**અમલ** પું૰ સત્તા; વહીવટ (૨) હુકમ (૩) અફીણ; કેફ (૪) સમયનો શુમાર
**અમલજોરી** સ્ત્રી૰ સત્તાનું જોર
**અમલદાર** પું૰ અધિકારી
**અમલદારી** સ્ત્રી૰ અમલદારનું કામ (૨) અમલદારનું પદ
**અમલપાણી** ન૰ અફીણનો કસૂંબો
**અમલિન** વિ૰ મલિન નહિ એવું; શુદ્ધ
**અમલી** વિ૰ અમલમાં મુકાયેલું અથવા મૂકવાનું; સક્રિય (૨) વ્યસની (૩) સુસ્ત; એદી
**અમલો** પું૰ ઇમારતનું બાંધકામ (૨) અમલદારને બેસવાની જગા
**અમસ્તકું** વિ૰ અમસ્તું
**અમસ્તું** વિ૰ અમથું
**અમળ** વિ૰ અમલ
**અમળાટ** પું૰ આમળો; વળ (૨) પેટમાં ગૂંચળાં વળવાં તે; આંકડી (૩) કરમોડાવું તે (૪) વાંકા વાંકા ચાલવું તે; મિજાજ (૫) વક્રતા; વેર

**અમળાવું** અ૦ ક્રિ૦ આમળા ખાવા; વળ ચડવો (૨) પેટમાં દુખવું (૩) અતડા રહેવું; દુમાવું
**અમંગલ(-ળ)** વિ૦ અશુભ (૨) ન૦ દુર્ભાગ્ય
**અમાતૃક** વિ૦ મા વગરનું (૨) માતાનું નહિ એવું
**અમાત્ય** પું૦ પ્રધાન; મંત્રી
**અમાનત** સ્ત્રી૦ અનામત
**અમાનતદારી** સ્ત્રી૦ ટ્રસ્ટીપણું; વાલીપણું (૨) પ્રમાણિકતા (૩) થાપણ સાચવવી તે
**અમાનિતા** સ્ત્રી૦ નિરભિમાન; નમ્રતા
**અમાનિત્વ** ન૦ નિરભિમાનપણું (૨) નમ્રતા
**અમાની** વિ૦ માની નહિ એવું; નિરભિમાની
**અમાનુષ(-ષી)** વિ૦ અતિમાનુષ; દૈવી (૨) મનુષ્યને શોભે નહિ એવું (૩) ક્રૂર; રાક્ષસી
**અમાન્ય** વિ૦ માન્ય નહિ એવું; નામંજૂર
**અમાન્યતા** સ્ત્રી૦
**અમાપ** વિ૦ બેહદ
**અમાયા** સ્ત્રી૦ માયાનો અભાવ; સત્ય જ્ઞાન (૨) નિષ્કપટપણું
**અમારિઘોષણા** સ્ત્રી૦ હિંસાના નિષેધની ઘોષણા
**અમારું** સ૦ 'હું'નું છઠ્ઠી વિભક્તિનું બહુવચન
**અમાવ(-વા)સ્યા** સ્ત્રી૦ અમાસ
**અમાસ** સ્ત્રી૦ કૃષ્ણપક્ષનો-અંધારિયાનો છેલ્લો દિવસ (૨) [લા.] સંપૂર્ણ અંધકાર
**અમાંડલિ(-ળિ)ક** વિ૦ ખંડિયું નહિ તેવું
**અમિત** વિ૦ અમાપ
**અમિતાક્ષર** વિ૦ અપદ્યાગદ્ય
**અમિત્ર** પું૦ શત્રુ
**અમિત્રતા** સ્ત્રી૦
**અમિશ્રિત** વિ૦ નિર્ભેળ
**અમી** ન૦ અમૃત (૨) મીઠાશ (૩) કૃપા (૪) થૂંક
**અમીદૃષ્ટિ** સ્ત્રી૦ મીઠી નજર; મહેરબાની
**અમીન** વિ૦ વિશ્વાસુ; વિશ્વસનીય (૨) એક અટક (૩) પું૦ ટ્રસ્ટી; વાલી (૪) લવાદ (૫) ગામનો મોટો અધિકારી
**અમીનગીરી** સ્ત્રી૦ અમીનનો હોદ્દો (૨) અમીનનું સાલિયાણું
**અમીનજર** સ્ત્રી૦ અમીદૃષ્ટિ
**અમીનદારી** સ્ત્રી૦ જુઓ અમીનગીરી
**અમીનાત** સ્ત્રી૦ જુઓ અમીનગીરી
**અમીનિધિ** પું૦ અમૃતનો ભંડાર (૨) ચંદ્ર
**અમીની** સ્ત્રી૦ જુઓ અમીનગીરી
**અમીર** પું૦ સરદાર; ઉમરાવ (૨) રાજકર્તા (અફઘાનીસ્તાનનો) (૩) ખાનદાન કુટુંબનો માણસ (૪) પૈસાદાર માણસ
**અમીરજાદી** સ્ત્રી૦ અમીરની દીકરી
**અમીરજાદો** પું૦ અમીરનો દીકરો
**અમીરશાસન** ન૦ જેમાં અમીર-ઉમરાવોના હાથમાં સત્તાની લગામ હોય એવી રાજ્યપદ્ધતિ 'ઍરિસ્ટોક્રસી'
**અમીરશાહી** સ્ત્રી૦ અમીરપણાનો દોર (૨) અમીરશાસન
**અમીરસ** પું૦ સુધારસ; અમૃત જેવો મીઠો રસ
**અમીરાઈ(-ત)** સ્ત્રી૦ અમીરપણું (૨) અમીરનો હોદ્દો;—પદ (૩) અમીરપણા માટેનું સાલિયાણું
**અમીરી** વિ૦ અમીરના જેવું (૨) સ્ત્રી૦ અમીરપણું
**અમુક** વિ૦ વિશેષ અર્થમાં મુકરર કરેલું; ચોક્કસ; ફલાણું (૨) અનિશ્ચિત (૩) સ૦ અમુક (જણ)
**અમુકતમુક** વિ૦ ફલાણુંઢીંકણું
**અમુક્ત** વિ૦ મુક્ત નહિ એવું; બંધાયેલું
**અમુક્તિ** સ્ત્રી૦ મોક્ષનો અભાવ (૨) બંધન
**અમુ(-મૂં)ઝાવું** અ૦ ક્રિ૦ મૂંઝાવું; અકળાવું
**અમુ(-મૂં)ઝણ** સ્ત્રી૦ અમુઝાવું તે
**અમૂઢ** વિ૦ મૂઢ નહિ એવું
**અમૂર્ત(-ર્ત્ત)** વિ૦ આકારરહિત (૨) અસ્પષ્ટ
**અમૂર્ત(-ર્ત)તા** સ્ત્રી૦
**અમૂલ,૦ક** વિ૦ મૂળ વિનાનું (૨) આધારહીન (૩) ઉપાદાનકારણરહિત
**અમૂલ(-લ્ય)** વિ૦ અમૂલ્ય
**અમૂ(-મો)લખ** વિ૦ અમૂલ્ય
**અમૂલું** વિ૦ અમૂલ્ય
**અમૂલ્ય** વિ૦ જેની કિંમત આંકી ન શકાય એવું; ઘણું જ કીમતી
**અમૂંઝણ** સ્ત્રી૦ અમુઝણ
**અમૂંઝાવું** અ૦ ક્રિ૦ અમુઝાવું

**અમૃત** વિ૦ મૃત નહિ તેવું (૨) અવિનાશી; અમર (૩) ન૦ અમર કરે એવો રસ
**અમૃતકૂપ** પું૦ અમૃતનો ગાડવો
**અમૃતજડી** સ્ત્રી૦ જેનાથી મરણ અટકે એવી વનસ્પતિ
**અમૃતત્વ** ન૦ અમરપણું
**અમૃતધારા** સ્ત્રી૦ અમૃતની ધારા (૨) [યોગ] તાળવેથી જીભ ઉપર ટપકતો મોંનો રસ
**અમૃતપાક** પું૦ એક મીઠાઈ
**અમૃતફલ(–ળ)** ન૦ અમરફળ
**અમૃતમય** વિ૦ અમૃતથી ભરેલું
**અમૃતરસ** પું૦ અમૃત
**અમૃતલતા** સ્ત્રી૦ અમરવેલ
**અમૃતસંજીવની** સ્ત્રી૦ મરેલાંને જીવતાં કરવાની વિદ્યા
**અમૃતસાર** વિ૦ અમૃતના સાર—સત્ત્વ જેવું (૨) પું૦ ઘી
**અમૃતા** સ્ત્રી૦ એક વેલ; ગળો (૨) હરડે (૩) અતિવિષની કળી (૪) આમલી
**અમૃતાંશુ** પું૦ ચંદ્ર
**અમે(–મો)** સ૦ 'હું'નું પહેલી વિભક્તિનું બહુવચન
**અમેધ્ય** વિ૦ યજ્ઞ માટે અયોગ્ય (૨) અપવિત્ર
**અમેય** વિ૦ અમાપ
**અમેયાત્મા** વિ૦ જેનું સ્વરૂપ અમેય છે એવું (૨) પું૦ (સં.) મહાદેવ
**અમેરિકન** વિ૦ અમેરિકાનું; અમેરિકા સંબંધી (૨) પું૦ અમેરિકાનો વતની
**અમેરિકા** પું૦ એ નામનો પૃથ્વીનો ખંડ
**અમૈથુની** વિ૦ નરમાદાના સંયોગ વિના ઉત્પન્ન થયેલું
**અમોઘ** વિ૦ અચૂક; રામબાણ
**અમોલ(–લું)** વિ૦ અમૂલ્ય
**અમોલખ** વિ૦ અમૂલ્ય
**અમોલું** વિ૦ અમૂલ્ય
**અમ્મા** સ્ત્રી૦ મા
**અમ્લ** વિ૦ ખાટું (૨) ન૦ 'ઍસિડ'
**અમ્લકેશ(–સ)ર** પું૦ બિજોરું
**અમ્લતા** સ્ત્રી૦ ખટાશ
**અમ્લત્વ** ન૦
**અમ્લપિત્ત** ન૦ એક પિત્તવિકાર
**અમ્લફલ(–ળ)** ન૦ આમલી
**અમ્લમાપક** ન૦ અમ્લ માપવાનું યંત્ર 'ઍસિડીમીટર'
**અમ્લવૃક્ષ** ન૦ આમલીનું ઝાડ
**અમ્લસાર** પું૦ લીંબુનો રસ (૨) હરિતાલ
**અમ્લાન** વિ૦ નહિ કરમાયેલું (૨) તેજસ્વી (૩) સ્વચ્છ
**અય** ન૦+ લોખંડ (૨) પાસા (૩) અ૦ હે; અરે
**અયજ્ઞ** વિ૦ યજ્ઞ કરતું નથી એવું
**અયત્ન** પું૦ યત્નનો અભાવ (૨) વિ૦ યત્ન વિનાનું
**અયથાર્થ** વિ૦ અવાસ્તવિક; ખોટું
**અયન** ન૦ પ્રયાણ (૨) [ખ.] વિષુવવૃત્તની દક્ષિણમાં અને ઉત્તરમાં દેખાતી સૂર્યની ગતિ (૩) એ ગતિને લાગતો વખત; છ માસ (૪) ઉત્તરાયણ અને દક્ષિણાયનનું દૂરમાં દૂરનું બિંદુ; 'સૉલ્સ્ટિસ'
**અયનકાલ(–ળ)** પું. બે અયન—દક્ષિણ અને ઉત્તર—વચ્ચે ગતિનો સમય
**અયનચલન** ન૦ અયનનું ધીમે ધીમે ખસવું તે
**અયનમાસ** પું૦ જેમાં અયન બદલાય તે મહિનો
**અયનવૃત્ત** ન૦ આકાશમાં જે માર્ગે સૂર્ય ફરતો દેખાય છે તે ગોળ રેખા
**અયનાંશ** પું૦ અયનના વિભાગમાંનો એક
**અયસ્કાંત** પું૦ લોહચુંબક
**અયાચક** વિ૦ યાચના ન કરનારું
**અયાચકવૃત્તિ** સ્ત્રી૦ વગર યાચનાએ ગુજરાન ચલાવવું તે (૨) માગ્યા વિના મળેલી ભિક્ષા ઉપર જીવવું તે
**અયાચકવ્રત** ન૦ યાચના ન કરવાનું વ્રત (૨) માગ્યા વિના મળેલી ભિક્ષા ઉપર જીવવાનું વ્રત
**અયાચિત** વિ૦ નહિ યાચેલું—માગેલું
**અયાજ્ય** વિ૦ યજ્ઞનો અનધિકારી (૨) બહિષ્કૃત; પતિત (૩) યજ્ઞને અયોગ્ય (વસ્તુ)
**અયિ** અ૦ એક પ્રેમસંબોધન (ખાસ કરીને સ્ત્રી પ્રત્યેનું)

**અયુક્ત** વિ૰ નહિ જોડાયેલું (૨) અયોગ્ય (૩) જેણે ચિત્તને વશ નથી કર્યું એવું

**અયુક્તિ** સ્ત્રી૰ જોડાયેલા ન હોવું તે (૨) અયોગ્યતા (૩) યુક્તિપુરઃસર ન હોવું તે; અસંબદ્ધતા

**અયુત** વિ૰ જોડાયેલું નહિ એવું (૨) દશ હજાર

**અયુતસિદ્ધ** વિ૰ જેનું પૃથક્ અસ્તિત્વ ન હોઈ શકે એવું (ન્યા.)

**અયુતસિદ્ધિ** સ્ત્રી૰ અયુતસિદ્ધ હોવાની સાબિતી

**અયોગ** પું૰ યોગ—જોડાણનો અભાવ (૨) અનુચિતપણું (૩) [જ્યો.] ગ્રહોનો કુયોગ

**અયોગોલક** પું૰ લોખંડનો ગોળો

**અયોગ્ય** વિ૰ અઘટિત (૨) અપાત્ર

**અયોગ્યતા** સ્ત્રી૰

**અયોનિ,૰જ** વિ૰ અયોનિસંભવ (૨) અનાદિ; સ્વયંભૂ

**અયોનિજા** સ્ત્રી૰ સૃષ્ટિક્રમ પ્રમાણે યોનિ દ્વારા ન જન્મેલી તે—સીતા (૨) લક્ષ્મી

**અયોનિસંભવ** વિ૰ યોનિ દ્વારા ન જન્મેલું

**અયૌગિક** વિ૰ વ્યુત્પત્તિમાંથી ન નીકળતા —રૂઢ (અર્થ)

**અર** વિ૰ ગતિમાન (૨) પું૰ આરો (પૈડાનો)

**અરક** પું૰ અર્ક; સત્ત્વ

**અરક્ત** વિ૰ આસક્તિરહિત

**અરક્ષણીય** વિ૰ રક્ષણીય નહિ એવું

**અરક્ષિત** વિ૰ રક્ષિત નહિ એવું

**અરગજો** પું૰ એક સુગંધી પીળી ભૂકી

**અરઘટ્ટ,૰ક** પું૰ રેંટ

**અરઘટ્ટિકા** સ્ત્રી૰ રેંટ

**અરઘવું** સ૰ ક્રિ૰ પૂજન કરવી (૨) અ૰ ક્રિ૰ (કા.) શોભવું; ઘટારત હોવું

**અરઘિયું** ન૰ પૂજનનું પાત્ર

**અરજ** સ્ત્રી૰ કોઈ પણ કામ સારુ નમ્રતાથી હકીકત કહી કરેલી વિનંતી; અર્જ (૨) ફરિયાદ (૩) અભાવો; દોહદ

**અરજદાર** વિ૰ અરજ કરનાર

**અરજબેગી** વિ૰ હજૂર પાસે અરજીઓ રજૂ કરનાર

**અરજવાન** વિ૰ અરજદાર

**અરજી** સ્ત્રી૰ જેમાં અરજ લખી હોય એવો કાગળ (૨) અરજ; અર્જ

**અરજોળો** પું૰ ચણેલી ભીંતનું સીધાપણું જોવા લટકાવવામાં આવતું વજન; ઓળંબો

**અરજો(-ઝો)ળે** અ૰ અદ્ધર (૨) અનિશ્ચિત; લટકતી હાલતમાં

**અરડૂસી** સ્ત્રી૰ એક વનસ્પતિ-ઔષધિ

**અરડૂસો** પું૰ અરડૂસી

**અરણિ(-ણી)** સ્ત્રી૰ એક જાતનું ઝાડ (એના લાકડાને એક બીજા સાથે ઘસવાથી અગ્નિ ઝરે છે)

**અરણ્ય** ન૰ જંગલ

**અરણ્યરુદન** ન૰ અરણ્યમાં—જ્યાં કોઈ સાંભળે નહિ ત્યાં કરેલું રુદન; વ્યર્થ પોકાર

**અરણ્યરુદિત** ન૰ અરણ્યરુદન

**અરણ્યવાસ** પું૰ જંગલમાં રહેવું તે (૨) સંસારત્યાગ

**અરતિ** સ્ત્રી૰ રતિનો અભાવ

**અરથ** પું૰ જુઓ અર્થ

**અરથી** વિ૰ રથી નહિ એવું

**અરદાસ** સ્ત્રી૰ અરજ; વિનંતી

**અરદિબેહસ્ત** પું૰ પારસી વર્ષનો ત્રીજો મહિનો (૨) અગ્નિ

**અરધું** વિ૰ અડધું

**અરધુંપરધું** વિ૰ અડધુંપડધું

**અરધોઅરધ** વિ૰ અડધોઅડધ

**અરબ** પું૰ અરબસ્તાન (૨) આરબ

**અરબી** વિ૰ અરબને લગતું (૨) અરબસ્તાનનું (૩) સ્ત્રી૰ અરબની ભાષા

**અરમાન** સ્ત્રી૰ અભિલાષા; ઉમેદ (૨) તીવ્ર ઇચ્છા; આતુરતા

**અરમાર** સ્ત્રી૰ દરિયાઈ કાફલો

**અરમારી** વિ૰ નૌકાસૈન્ય સંબંધી (૨) ભીંતમાંનું કબાટ; હાટિયું (૩) સંચ

**અરમ્ય** વિ૰ રમ્ય નહિ તેવું

**અરર(-રેરે)** અ૰ ચિંતા, દિલગીરી, દુઃખ બતાવનાર ઉદ્ગાર

**અરલ** વિ૰ નીરોગી (૨) જાડું (૩) મૂર્ખ

**અરવલી(-હ્વી)** પું૰ જેમાં આબુ પર્વત આવેલો છે તે પર્વતોની હાર

**અરવા** પું૦ આત્મા (૨) અંતઃકરણ
**અરવિંદ** ન૦ કમળ
**અરસાદરસ** વિ૦ (કા.) આમેહૂબ
**અરસપરસ** અ૦ પરસ્પર
**અરસિક** વિ૦ રસ-મજા ન પડે એવું; શુષ્ક (૨) રસ સમજી ન શકે તેવું
**અરસિકતા** સ્ત્રી૦
**અરસો** પું૦ મુદત; કાળ (૨) અવસર
**અરાખડું** ન૦ રેખાકૃતિ; છાપ
**અરાગ** વિ૦ રાગરહિત; નિર્વિકાર (૨) પું૦ રાગનો અભાવ; અપ્રીતિ (૩) અણબનાવ; ટંટો
**અરાજક** વિ૦ રાજા વિનાનું; અંધાધૂંધીવાળું (૨) ન૦ રાજા ન હોવો તે; અંધાધૂંધી
**અરાજકતા** સ્ત્રી૦ અંધાધૂંધી
**અરાજકવાદી** વિ૦ રાજસત્તા હોવી જ ન જોઈએ એવા મતવાળું (૨) પું૦ એવા મતવાળો માણસ
**અરાબો** પું૦+ ઘરખટલો; કુટુંબપરિવાર
**અરામ** વિ૦ વગર વ્યાજનું
**અરાવલિ(-લી-ળિ-ળી)** સ્ત્રી૦ (પૈડાના) આરાનો સમૂહ
**અરિ** પું૦ દુશ્મન (૨) કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ વિકાર (૩) છ માટે કવિતામાં વપરાતી સંજ્ઞા
**અરિદમન** ન૦ શત્રુને દબાવવો તે (૨) પું૦ શત્રુને દબાવનાર
**અરિમર્દન** ન૦ શત્રુને હરાવવો-દબાવી દેવો તે
**અરિષ્ટ** વિ૦ અશુભ (૨) ન૦ સંકટ (૩) મોતની નિશાની (૪) મદ્ય; આસવ (૫) અરીઠાનું ઝાડ
**અરિસૂદન** વિ૦ અરિનો-શત્રુનો નાશ કરનારું
**અરિહંત** વિ૦ દુશ્મનોનો નાશ કરનારું (૨) પું૦ જૈન તીર્થંકરો તથા બુદ્ધ માટેની સંજ્ઞા
**અરીઠી** સ્ત્રી૦ એક ઝાડ
**અરીઠું** ન૦ અરીઠીનું ફળ
**અરીભવન** ન૦ પ્રકાશ, ઉષ્ણતા ઇત્યાદિનાં કિરણોનું એક બિંદુમાંથી ચોમેર ફેલાવું તે
**અરીસો** પું૦ આયનો; દર્પણ
**અરુચતું** વિ૦ રુચતું નહિ તેવું
**અરુચિ** સ્ત્રી૦ અપ્રીતિ; અણગમો (૨) રુચિ-ભૂખ ન હોવી તે
**અરુચિકર** વિ૦ અરુચિ કરનારું
**અરુચિર** વિ૦ રુચિર નહિ તેવું
**અરુણ** વિ૦ રતાશ પડતું (૨) સોનેરી (૩) પું૦ સૂર્યનો સારથિ (૪) પરોઢ; પ્રભાત (૫) પરોઢ વખતનો આકાશનો રંગ (૬) રતાશ પડતો રંગ
**અરુણચિત્ર** ન૦ કમરથી ઉપરના શરીરના ભાગનું ચિત્ર; 'બસ્ટ'
**અરુણમૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ કમરથી ઉપરના શરીરના ભાગની મૂર્તિ
**અરુણસારથિ** પું૦ સૂર્ય
**અરુણા** સ્ત્રી૦ મજીઠ (૨) ચનોઠી (૩) નસોતર
**અરુણાચલ(-ળ)** પું૦ સૂર્ય જેની પાછળથી ઊગે છે તે કલ્પિત પર્વત
**અરુણિત** વિ૦ લાલ રંગનું કરેલું-થયેલું
**અરુણિમા** સ્ત્રી૦ રતાશ
**અરુણું** વિ૦ અરુણના જેવું—લાલ રંગનું
**અરુણોદય** પું૦ પરોઢ
**અરુ(-રું)** અ૦ અને
**અરુંધતી** સ્ત્રી૦ (સં.) વસિષ્ઠ ઋષિની પત્નીનું નામ (૨) સપ્તર્ષિના તારાઓમાંના એક અત્યંત ઝાંખા તારાનું નામ
**અરુંધતીદર્શનન્યાય** પું૦ સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ ઉપર જવું તે (અરુંધતીનો તારો નાનો હોવાથી તેને દેખાડવા પ્રથમ તેની પાસેનો મોટો તારો દેખાડવામાં આવે છે તેમ)
**અરુ(-રું)પરુ(-રું)** અ૦ આમતેમ; આગળ-પાછળ
**અરૂઢ** વિ૦ રૂઢ-પ્રચલિત નહિ તેવું
**અરૂપ(-પી)** વિ૦ આકારરહિત
**અરે** અ૦ આશ્ચર્ય; દુઃખ, ચિંતા, ક્રોધ ઇત્યાદિ સૂચક ઉદ્ગાર (૨) ઊતરતા દરજ્જાના માણસને સંબોધવાનો ઉદ્ગાર (૩) સ્ત્રી૦ ચીવટ; ફિકર (૪) હાય; દુઃખનો પોકાર
**અરેકાર(-રો)** પું૦ અરે એવો ઉચ્ચાર કરવો તે
**અરેરાટ** પું૦ ફિકર; ચિંતા
**અરેરાટી** સ્ત્રી૦ અરેરાટ

**અરેરે** અ૦ શોક અથવા ભયને લીધે થતો ઉદ્ગાર
**અરોગ(-ગી)** વિ૦ નીરોગી
**અરોચક** વિ૦ રોચક નહિ તેવું
**અરોડું** ન૦ આગલા વર્ષનાં રહી ગયેલાં કપાસનાં જડિયાં ફૂટી તે ઉપર નવો કપાસ થાય તે
**અરોડો** પું૦ અરોડું
**અર્ક** પું૦ અરક; સત્ત્વ (૨) સૂર્ય (૩) કિરણ (૪) [જ્યો.] ઉત્તરાફાલ્ગુની (૫) આકડો
**અર્કવિવાહ** પું૦ ત્રીજી વારનું લગ્ન કરતાં પહેલાં અનિષ્ટનિવારણાર્થે પુરુષનું આકડી સાથે લગ્ન કરે છે તે
**અર્ગલ** પું૦ આગળો; ભૂંગળ
**અર્ગલા** સ્ત્રી૦ આગળી
**અર્ઘ** પું૦ કિંમત (૨) ચોખા, દૂર્વા, ઇત્યાદિથી સન્માન કરવું-પૂજા કરવી તે (૩) પૂજામાં જોઈતી વસ્તુ ચોખા, દૂર્વા, ફૂલ, પાણી ઇત્યાદિ
**અર્ઘદાન** ન૦ પૂજા માટે અર્ઘ આપવો તે
**અર્ઘપાદ્ય** ન૦ ફૂલ, સુગંધી તથા પગ ધોવાનું પાણી (૨) મોટા માણસો અથવા દેવને આદરસત્કાર આપવાની એક રીત
**અર્ઘપ્રદાન** ન૦ અર્ઘદાન
**અર્ઘાર્હ** વિ૦ પૂજ્ય
**અર્ઘ્ય** વિ૦ મૂલ્યવાન (૨) પૂજ્ય (૩) પું૦પૂજા; સન્માન
**અર્ચક** વિ૦ પૂજનાર (૨) પું૦ પૂજારી
**અર્ચન** ન૦ અર્ચના
**અર્ચના** સ્ત્રી૦ પૂજા (૨) કપાળે ચંદન લગાડવું તે
**અર્ચનીય** વિ૦ પૂજનીય
**અર્ચવું** સ૦ ક્રિ૦ પૂજા કરવી
**અર્ચા** પૂજા (૨) આટ; પિયળ; અર્ચના
**અર્ચિત** વિ૦ પૂજેલું; સન્માનેલું
**અર્ચિમાર્ગ** પું૦ દેવયાન
**અર્જ** સ્ત્રી૦ અરજ; વિનંતી (૨) ફરિયાદ
**અર્જક** વિ૦ મેળવનાર; કમાનાર
**અર્જન** ન૦ મેળવવું—કમાવું તે
**અર્જિત** વિ૦ મેળવેલું; કમાયેલું
**અર્જુન** પું૦ (સં.) પાંચ પાંડવોમાંનો ત્રીજો
**અર્જુની** સ્ત્રી૦ (સં.) અનિરુદ્ધની સ્ત્રીનું નામ —ઉષા
**અર્ણવ** પું૦ સમુદ્ર
**અર્થ** પું૦ હેતુ (૨) માયનો; સમજૂતી (૩) ધન, સંપત્તિ (૪) ગરજ; પ્રયોજન (૫) ધર્માદિ ચાર પુરુષાર્થોમાંનો બીજો
**અર્થકામ** વિ૦ ધનની ઇચ્છાવાળું
**અર્થગર્ભ** વિ૦ અર્થથી ભરેલું
**અર્થગૌરવ** ન૦ અર્થનું ઊંડાણ
**અર્થગાંભીર્ય** ન૦ અર્થગૌરવ
**અર્થગ્રહણ** ન૦ અર્થ સમજવો તે
**અર્થઘન** વિ૦ ખૂબ અર્થવાળું; અર્થથી ભરપૂર
**અર્થચિત્ર** વિ૦ અર્થના ચમત્કારવાળું (૨) ન૦ અર્થની ચમત્કૃતિ
**અર્થતઃ** અ૦ અર્થ પ્રમાણે (૨) વાસ્તવિક રીતે
**અર્થદર્શી** વિ૦ વ્યવહારકુશળ
**અર્થદાસ** પું૦ પૈસાનો ગુલામ
**અર્થદોષ** પું૦ કાવ્ય અથવા સાહિત્યમાં અર્થને લગતો દોષ
**અર્થપ્રકાશ** પું૦ અર્થ સમજાવવો તે
**અર્થપ્રાપ્તિ** સ્ત્રી૦ અર્થની પ્રાપ્તિ; કમાઈ; લાભ
**અર્થબંધ** પું૦ શબ્દોની રચના; નિબંધ, કાવ્ય ઇત્યાદિ (૨) ઇંદ્રિયોના વિષયોનું બંધન (૩) ધનનું બંધન
**અર્થબુદ્ધિ** વિ૦ સ્વાર્થી (૨) સ્ત્રી૦ ધનની ઇચ્છા (૩) પૈસા કમાવાની લગની (૪) સ્વાર્થપરાયણતા
**અર્થબોધ** પું૦ (ખરા) અર્થનું જ્ઞાન થવું તે
**અર્થભાવ** * પું૦
**અર્થભેદ** પું૦ અર્થની ભિન્નતા
**અર્થયુક્ત** વિ૦ અર્થવાળું (૨) કંઈક હેતુથી કહેવાયેલું
**અર્થલક્ષી** વિ૦ અર્થ જેનું લક્ષ્ય છે એવું
**અર્થલાભ** પું૦ અર્થપ્રાપ્તિ
**અર્થલોભ** પું૦ ધનનો લોભ
**અર્થવત્** વિ૦ અર્થવાળું
**અર્થવાદ** પું૦ વિધિરૂપ વાક્યોમાં રુચિ કરાવવા તે તે વિધિઓની સ્તુતિ, તેનું પાલન ન કરવાથી થતી હાનિ તથા તેને લગતાં ઐતિહાસિક દૃષ્ટાંતો ઇત્યાદિ આપવાં તે (૨) સ્તુતિ; તારીફ (૩) કોઈ પણ ગ્રંથમાં મુખ્ય વિષયને સ્પષ્ટ કરવા કે તેનું ગૌરવ બતાવવા લખેલો ભાગ

**અર્થવાન** વિ૦ અર્થવાળું (૨) ધનવાન
**અર્થવાહક** વિ૦ અર્થવાહી
**અર્થવાહકતા** સ્ત્રી૦
**અર્થવાહિત્વ** ન૦
**અર્થવાહી** વિ૦ અર્થને વહન કરનારું
**અર્થવિજ્ઞાન** ન૦ અર્થ જાણવો તે (૨) બુદ્ધિના છ ગુણો પૈકીનો એક
**અર્થવૃદ્ધિ** સ્ત્રી૦ ધનની વૃદ્ધિ
**અર્થવ્યય** પું૦ પૈસા ખરચવા તે
**અર્થશાસ્ત્ર** ન૦ સંપત્તિશાસ્ત્ર (૨) રાજનીતિ
**અર્થશાસ્ત્રી** પું૦ અર્થશાસ્ત્ર જાણનારો પુરુષ
**અર્થસંગ્રહ** પું૦ પૈસાનો—ધનનો સંઘરો
**અર્થસંચય** પું૦ અર્થસંગ્રહ
**અર્થસિદ્ધિ** સ્ત્રી૦ ધારેલી મતલબ પાર પડવી તે (૨) ધનપ્રાપ્તિ
**અર્થાત** અ૦ એટલે કે
**અર્થાપત્તિ** સ્ત્રી૦ (પ્ર.) જે ન સ્વીકારીએ તો વસ્તુસ્થિતિનો ખુલાસો ન જ મળી શકે એવું અનુમાન (૨) [કા. શા.] એક અર્થાલંકાર, જેમાં એક વાત કહેવાથી બીજી વાતની સિદ્ધિ નિઃશંક છે એમ બતાવવામાં આવે છે.
**અર્થાર્થી** વિ૦ ધનલોભી (૨) સ્વાર્થી
**અર્થાલંકાર** પું૦ શબ્દની નહિ પણ અર્થની ચમત્કૃતિવાળો અલંકાર (કા. શા.)
**અર્થાંતર** ન૦ બીજો અર્થ (૨) વિષય બહાર બોલવું તે-વાદનો એક દોષ
**અર્થાંતરન્યાસ** પું૦ સામાન્ય ઉપરથી વિશેષનું અને વિશેષ ઉપરથી સામાન્યનું સમર્થન જે વડે કરેલું હોય તે અલંકાર (કા. શા.)
**અર્થી** વિ૦ ગરજવાળું; મતલબી (૨) યાચક
**અર્થે** અ૦ માટે; વાસ્તે
**અર્થોપાર્જન** ન૦ પૈસા કમાવા તે
**અર્ધ** વિ૦ અડધું (૨) ન૦ એકના બે સરખા ભાગમાંનો એક
**અર્ધગોળ** વિ૦ અડધું ગોળ (૨) પું૦ (પૃથ્વીના) ગોળાનો અડધો ભાગ; 'હેમિસ્ફીયર' (૩) [ગ.] ગોળ આકૃતિનો અર્ધોભાગ; 'સેમિસર્કલ'
**અર્ધચંદ્ર** પું૦ અડધો ચંદ્ર (૨) હથેલીની અર્ધચંદ્ર જેવી આકૃતિ (બોચીમાંથી પકડી ધક્કો મારવા માટે)
**અર્ધજરતીયન્યાય** પું૦ અર્ધું આ અને અર્ધું પેલું એમ અનિશ્ચિત રાખવું—ચોક્કસ નિયમ ન રાખવો તે. "આ સ્ત્રી જુવાન પણ નથી કારણ કે તેના સ્તન આદિ અવયવ શિથિલ થઇ ગયા છે; ઘરડી પણ નથી કારણ કે વાળ ધોળા નથી."
**અર્ધદગ્ધ** વિ૦ અડધું બળેલું (૨) અધકચરા જ્ઞાનવાળું
**અર્ધનારીશ્વર** પું૦ શિવનું એક સ્વરૂપ—અડધું પુરુષ અને અડધું સ્ત્રી
**અર્ધપત્રી** ન૦ અર્ધી અર્ધી ચાર પાંખવાળાં જીવડાંના–'હેમિપ્ટેરે' વર્ગનું જીવડું
**અર્ધપંચાળ** વિ૦ (કા.) લગભગ અડધા ભાગનું
**અર્ધભાગિક** વિ૦ અડધા ભાગનું હકદાર
**અર્ધભાજ** વિ૦ અર્ધભાગિક
**અર્ધમાગધી** સ્ત્રી૦ પ્રાકૃત ભાષાનું એક સ્વરૂપ
**અર્ધમાત્રા** સ્ત્રી૦ વ્યંજન (વ્યા.)
**અર્ધવર્તુલ(-ળ)** ન૦ વર્તુળનો અડધો ભાગ
**અર્ધવિરામ** ન૦ ; આવું અર્ધ વિરામનું ચિહ્ન
**અર્ધસ્વર** પું૦ ય, ર, લ અને વ એ અક્ષરમાંનો કોઈ પણ
**અર્ધાંગ** ન૦ અડધું અંગ
**અર્ધાંગના** સ્ત્રી૦ પતિનું અર્ધું અંગ-ધર્મપત્ની
**અર્ધાંગવાયુ** પું૦ લકવો; પક્ષાઘાત
**અર્ધું** વિ૦ અડધું
**અર્પણ** ન૦ આપવું તે (૨) ભેટ કરવું તે (૩) માનપૂર્વક ધરવું તે
**અર્પણપત્ર** ન૦ બક્ષિસનામું (૨) અર્પણપત્રિકા
**અર્પણપત્રિકા** સ્ત્રી૦ ગ્રંથ અર્પણ કર્યાનો લેખ
**અર્પવું** સ૦ ક્રિ૦ આપવું (૨) ભેટ કરવું (૩) ધરવું
**અર્પિત** વિ૦ અર્પેલું
**અર્બુદ** પું૦ વાદળ; મેઘ (૨) [સં.] આબુ પર્વત
**અર્ભક** પું૦ બાળક
**અર્યમા** પું૦ સૂર્ય (૨) પિતરોમાં મુખ્ય તે (૩) [જ્યો.] ઉત્તરાફાલ્ગુની
**અર્વાચીન** વિ૦ આધુનિક
**અર્વાચીનતા** સ્ત્રી૦
**અર્શ** પું૦ એક રોગ; હરસ
**અર્હ(-ર્હં)ત** પું૦ બુદ્ધ; બુદ્ધપદને પામેલ વ્યક્તિ (૨) બૌદ્ધ ભિક્ષુ (૩) તીર્થંકર

**અર્હ** વિ૦ સ્તુત્ય (૨) પૂજ્ય (૩) ઉચિત

**અલ** અ૦+ ખચીત (૨) બસ

**અલક** પું૦ વાળની લટ; કપાળ પરના વાંકડિયા વાળ (૨) કેશ; ચોટલો

**અલકનંદા** સ્ત્રી૦ (સં.) ગંગા નદીના એક પાંખિયાનું નામ

**અલકમલક** પું૦ દેશવિદેશ; ગમે તેવો દૂરનો કે વિકટ દેશપ્રદેશ

**અલકા** સ્ત્રી૦ (સં.) કુબેરની નગરી

**અલકાધિપ** પું૦ (સં.) અલકાનો અધિપ—કુબેર

**અલક્ત,૦ક** પું૦ લાલ લાખ (૨) અળતો

**અલક્ષણ** વિ૦ ચિહ્નરહિત (૨) ન૦ જુઓ અપલક્ષણ

**અલક્ષિત** વિ૦ નહિ જોયેલું; ધ્યાન બહાર રહેલું

**અલક્ષ્મી** સ્ત્રી૦ દારિદ્રય; ગરીબાઈ

**અલક્ષ્ય** વિ૦ અદૃશ્ય (૨) અજ્ઞેય; અલખ (૩) નેમ વિનાનું

**અલક્ષ્યવાદી** * વિ૦ (૨) પું૦

**અલખ** વિ૦ અજ્ઞેય (૨) પું૦ બ્રહ્મ

**અલખત** સ્ત્રી૦ દોલત; ધન

**અલખનિરંજન** પું૦ અજ્ઞેય તથા માયા—અજ્ઞાનરહિત—નિર્ગુણ બ્રહ્મ

**અલખવાદી** * વિ૦ (૨) પું૦

**અલગ** વિ૦ જુદું (૨) અ૦ દૂર; છેટું

**અલગત** વિ૦ ધરો લેવા જેવું (૨) પ્રસંગવશાત્ નીકળેલું (૩) અગત્યનું

**અલગાર** સ્ત્રી૦ હાર; પંક્તિ

**અલગારી** વિ૦ (કા.) શોખીન (૨) મસ્ત (૩) મનસ્વી

**અલગોજા** ન૦ પાવાની જાતનું વાદ્ય

**અલ(-ળ)છ(-શ)** સ્ત્રી૦ અલક્ષ્મી; ગરીબાઇ

**અલપતું** વિ૦ આલાપ કરતું (૨) નહિ છુપાયેલું

**અલપવું** સ૦ ક્રિ૦ આલાપવું; ગાવું

**અલપ(-પા)વું** અ૦ ક્રિ૦ લપાવું; છુપાવું

**અલફા** પું૦ ફકીરનો ઝભ્ભો

**અલફાઉ** વિ૦ ફાલતું; અડફાઉ

**અલબત(-ત્ત,-ત્તાં)** અ૦ ખચીત; બેશક

**અલબું** વિ૦ (કા.) અઘરું

**અલબેલું** વિ૦ ફાંકડું; ફૂટડું (૨) મફકી

**અલભ(-ભ્ય)** વિ૦ અપ્રાપ્ય; ન મળે એવું

**અલમ્** અ૦ બસ

**અલમસ્ત** વિ૦ મસ્તાન (૨) મલ જેવું; પુષ્ટ અને જોરાવર

**અલમારી** સ્ત્રી૦ કબાટ (૨) અનેક ખાનાંવાળું ભીંતમાંનું તાકું-કબાટ (૩) વસ્તુઓ મૂકવાની અનેક ખાનાવાળી ઘોડી (૪) છાજલી

**અલંવણ** વિ૦ અલૂણું

**અલવવું** અ૦ ક્રિ૦ મૂંગા રહેવું

**અલવાઈ** વિ૦ સ્ત્રી૦ એક બે મહિનાના બચ્ચાવાળી (ગાય, ભેંસ ઇત્યાદિ)

**અલવાન** ન૦ કોર વિનાની શાલ

**અલવેસર** ન૦ શણગારેલું ખચ્ચર

**અલસ** વિ૦ આળસુ (૨) થાકેલું (૩) મંદ

**અલસમતિ** સ્ત્રી૦ મંદ મતિ

**અલશા** સ્ત્રી૦ ગોકળગાય

**અલંકાર** પું૦ ઘરેણું (૨) શણગાર (૩) શબ્દ અથવા અર્થની ચમત્કૃતિવાળી રચના

**અલંકારશાસ્ત્ર** ન૦ શબ્દ તથા અર્થની ચમત્કૃતિ સંબંધી જ્ઞાન આપનારું શાસ્ત્ર; કાવ્યશાસ્ત્ર

**અલંકૃત** વિ૦ શણગારેલું

**અલંકૃતિ** સ્ત્રી૦ શોભા (૨) ભાષાનો શણગાર

**અલંગ** અ૦ દૂર

**અલંઘનીય** વિ૦ લંઘનીય નહિ તેવું

**અલંઘ્ય** વિ૦ લંઘ્ય નહિ તેવું

**અલંબુદ્ધિ** સ્ત્રી૦ છે એટલું બસ છે એમ માનવાની વૃત્તિ

**અલા** સ્ત્રી૦ આબાદી

**અલાઉ** વિ૦ જુદું (૨) અજાણ્યું

**અલાકો(-ખો)** પું૦ ઇલાકો

**અલાઘવ** ન૦ ગૌરવ (૨) નકામો વિસ્તાર (શૈલીનો એક દોષ)

**અલાણવું** અ૦ ક્રિ૦ ઊંટનું ગાંગરવું (બરાડવું)

**અલાત** ન૦ ખોયણું (૨) મશાલ (૩) કોલસો

**અલાતચક્ર** ન૦ ચક્કર ચક્કર ફરતું ખોયણું (૨) તેનાથી ભાસમાન થતું વર્તુલ

**અલાતવાયુ** પું૦ 'કોલગૅસ'

**અલાદ** વિ૦ નિર્ધન; દીન

**અલાન** ન૦ હાથી બાંધવાનો ખંભો, દોરડું સાંકળ વગેરે
**અલાપચારી** સ્ત્રી૦ પાછળ રહીને તોફાન કરાવવું તે
**અલાબલા** સ્ત્રી૦ ગોઠઝપટ; નડતર (૨) પીડા; ઉપાધિ
**અલાબુ(-બૂ)** સ્ત્રી૦ કડવી તુંબડી (૨) સંન્યાસીનું તુંબડું
**અલાબૂની** સ્ત્રી૦ કડવી દૂધી
**અલાભ** પું૦ નુકસાન
**અલાયચી** સ્ત્રી૦ એક જાતની ડાંગર
**અલાયચો** પું૦ જુઓ અલાયચી (૨) એક જાતનું કાપડ
**અલાયત** ન૦ નિશાની
**અલાય(-હિ)દું** વિ૦ ભિન્ન; જુદું
**અલાર** સ્ત્રી૦ અલગાર; લંગાર
**અલાવ** પું૦ મહોરમને અંગે આસપાસ નાચવા માટે ખાડામાં સળગાવેલો અગ્નિ
**અલાવડાવેડા** પું૦ બ૦ વ૦ અલાવડાં કર્યા કરવાં તે
**અલાવડાંખોર** વિ૦ અલાવડાં કર્યા કરનારું
**અલાવડું** વિ૦ સાચાંજૂઠાં કરનારું (૨) ચાહિયું (૩) ધાપલાં કરનારું (૪) ન૦ સાચુંજૂઠું (૫) ધાપલું (૬) ચાડીચુગલી
**અલાહિદું** વિ૦ અલાયદું
**અલાવા** અ૦ તે સિવાય; ઉપરાંત
**અલિ** પું૦ ભમરો
**અલિખિત** વિ૦ લિખિત નહિ એવું
**અલિપ્ત** વિ૦ લિપ્ત નહિ તેવું
**અલિંગ(-ગી)** વિ૦ જાતિરહિત (૨) શરીર રહિત (૩) પું૦ પરમાત્મા
**અલી** સ્ત્રી૦ સખી (૨) અ૦ એક સંબોધન
**અલીક** વિ૦ અપ્રિય; અળખામણું (૨) ખોટું; કૃત્રિમ (૩) મિથ્યા
**અલીલ** વિ૦ (કા.) છેક નબળી તબિયતવાળું
**અલીલખ** વિ૦ સંખ્યાબંધ
**અલુક્સમાસ** પું૦ વિભક્તિના પ્રત્યયનો લોપ થયા વગર થતો સમાસ
**અલુફેરે** અ૦ (કા.) આ ફેરે
**અલૂણું** વિ૦ લૂણ-મીઠા વિનાનું (૨) ન૦ એવું ખાવાનું વ્રત
**અલેક** પું૦ જુઓ અલખ; અહાલેક (૨) ન૦ સુકાન સીધું રાખીને હંકારવું તે
**અલેખ** વિ૦ લેખ વિનાનું
**અલેખધા** અ૦ + અસંખ્ય રીતે
**અલેખું** વિ૦ લેખા વિનાનું (૨) નકામું; અફળ
**અલેખે** અ૦ અફળ; એળે
**અલેખેલ** અ૦ આ ફેરે
**અલેચો** પું૦ જુઓ અલાયચો
**અલેણાભાવ** પું૦ અલેણું
**અલેણું** ન૦ લેણાદેણી ન હોવી તે; અણબનાવ
**અલેતાઈ** સ્ત્રી૦ અલેતાપણું; છોકરવાદ
**અલેતું** વિ૦ હલેતું; અણસમજુ; છોકરવાદ
**અલેપ** વિ૦ જુઓ અલિપ્ત
**અલેલ** વિ૦ અંધેરવાળું; અવ્યવસ્થિત (૨) ઉપરટપકે કયાસ કર્યો હોય તેવું
**અલેલટપ્પુ** વિ૦ અટકળે ઠોકનાર; ગપાટિયું
**અલૈ(-લ્લૈ)યાંબલૈ(-લ્લૈ)યાં** ન૦ બ૦ વ૦ ઓવારણાં
**અલોક** વિ૦ અલૌકિક (૨) અદૃશ્ય
**અલોકી** વિ૦+ અલૌકિક
**અલોક્ય** વિ૦ પુણ્યલોક પ્રાપ્ત કરાવવામાં વિઘ્નરૂપ (૨) અદૃશ્ય (આત્મા) (૩) રિવાજ મુજબનું નહિ એવું
**અલોપ** વિ૦ અદૃશ્ય; લુપ્ત
**અલૌકિક** વિ૦ અસામાન્ય; અદ્ભુત (૨) દિવ્ય
**અલૌકિકતા** સ્ત્રી૦
**અલ્પ** વિ૦ થોડું (૨) ક્ષુલ્લક
**અલ્પકાલિક** વિ૦ થોડો વખત રહેનારું—ટકનારું
**અલ્પજીવી** વિ૦ થોડો વખત જીવનારું (૨) થોડા વડે જીવનારું
**અલ્પજ્ઞ** વિ૦ થોડું જાણનાર
**અલ્પતમ** વિ૦ સૌથી અલ્પ; 'મિનિમમ'
**અલ્પતા** સ્ત્રી૦
**અલ્પધી** વિ૦ અલ્પબુદ્ધિવાળું
**અલ્પપ્રમાણ** વિ૦ થોડા પ્રમાણનું—માપનું (૨) થોડા આધારવાળું
**અલ્પપ્રયોગ** વિ૦ ક્વચિત વપરાતું
**અલ્પપ્રાણ** વિ૦ જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ જોઈએ તેવા (અક્ષરો) (૨) નમાલું
**અલ્પબુદ્ધિ** વિ૦ થોડી બુદ્ધિવાળું; મૂર્ખ (૨) સ્ત્રી૦ થોડી બુદ્ધિ
**અલ્પભાષી** વિ૦ થોડાબોલું
**અલ્પભોગી** વિ૦ થોડું ખાનારું

**અલ્પમતિ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ અલ્પબુદ્ધિ
**અલ્પમૂલ્ય** વિ૦ થોડી કિંમતનું
**અલ્પવિરામ** ન૦ વાંચતી વખતે અર્થગ્રહણની સગવડ ખાતર વાક્યમાં થોભવાનું સ્થાન (૨) એ સ્થાન બતાવનારું , આવું ચિહ્ન
**અલ્પશઃ** અ૦ થોડેથોડે
**અલ્પસંતુષ્ટ** વિ૦ થોડાથી સંતુષ્ટ થઈ જાય એવું
**અલ્પસંતોષી** વિ૦ અલ્પસંતુષ્ટ
**અલ્પાક્ષર** વિ૦ થોડા અક્ષરવાળું
**અલ્પાયુ,૦ષ(-ષી)** વિ૦ ટૂંકા આવરદાવાળું
**અલ્પાવું** અ૦ ક્રિ૦ ઘટી જવું (૨) ટૂંકાવું
**અલ્પાશન** ન૦ અલ્પાહાર
**અલ્પાહાર** પું૦ થોડું ખાવું તે
**અલ્પાહારી** વિ૦ અલ્પાહાર કરનારું
**અલ્યા(-લ્યો)** અ૦ એક તુંકારાભર્યું સંબોધન
**અલ્લકદલ્લક** અ૦ અદ્ધરપદ્ધર (૨) સ્ત્રી૦ છોકરાંની એક રમત
**અલ્લડ** વિ૦ નાદાન; દુનિયાદારીના અનુભવ વગરનું (૨) ઉચ્છૃંખળ
**અલ્લા** પું૦ ખુદા; ઈશ્વર
**અલ્લાઈ** વિ૦ ઈશ્વર સંબંધી (૨) ઓલિયું; ભોળું
**અલ્લાચોટલી** સ્ત્રી૦ બાધાવાળા છોકરાને હજામત કરાવતાં જે થોડા વાળ આગળ અથવા ચોટી ઉપર રાખે છે તે
**અલ્લાચોટી** સ્ત્રી૦ અલ્લાચોટલી
**અલ્લાયો** પું૦ ઓળાયો
**અલ્લાહુઅકબર** શ૦ પ્ર૦ ઈશ્વર સહુથી મહાન છે
**અલ્લૈયાંબલ્લૈયાં** ન૦ બ૦ વ૦ અલૈયાંબલૈયાં
**અવ** અ૦ હવે (૨) નિશ્ચય બતાવતો ઉપસર્ગ. ઉદા૦ 'અવધારણ' (૩) ફેલાવો બતાવતો. ઉદા૦ 'અવઘોષણા' (૪) અનાદર બતાવતો. ઉદા૦ 'અવગણવું' (૫) ઓછાપણું બતાવતો. ઉદા૦ 'અવકૃપા' (૬) આધાર, ટેકો બતાવતો. ઉદા૦ 'અવલંબન' (૭) શુદ્ધિ બતાવતો. ઉદા૦ 'અવદાત' (૮) નીચે એવો અર્થ બતાવતો. ઉદા૦ 'અવતાર'; 'અવગાહન' (૯) ખરાબપણું બતાવતો. ઉદા૦ 'અવજશ' (૧૦) ઊલટાપણું બતાવતો. 'અવક્રિયા'; 'અવગુણ'
**અવકરા** સ્ત્રી૦ અવક્રિયા
**અવકળા** સ્ત્રી૦ અસ્વસ્થતા; વ્યાકુળતા (૨) અવક્રિયા
**અવકાત** સ્ત્રી૦ તાકાત; ગુંજાશ
**અવકાશ** પું૦ આકાશ; ખાલી જગા (૨) પ્રસંગ; તક (૩) ક્ષેત્ર (૪) ફુરસદ (૫) સ્થળ અથવા સમયનો ગાળો
**અવકાશવાન** વિ૦ અવકાશવાળું
**અવકાળી** વિ૦ કવખતનું
**અવકીર્ણ** વિ૦ પથરાયેલું (૨) ચૂરેચૂરા થયેલું
**અવકૃપા** સ્ત્રી૦ ઇતરાજી
**અવકૃષ્ટ** વિ૦ દૂર—નીચે ખેંચેલું; નીચે પાડેલું; (૨) દૂર કરેલું; કાઢી મૂકેલું; (૩) નીચ; અધમ
**અવક્તવ્ય** વિ૦ નહિ બોલવા જોગ
**અવક્ર** વિ૦ વક્ર નહિ તેવું
**અવક્રિયા** સ્ત્રી૦ ઊલટી અસર; નુકસાન
**અવગણના** સ્ત્રી૦ ઉપેક્ષા; અવજ્ઞા
**અવગણવું** સ૦ ક્રિ૦ ન લેખવું; અનાદર કરવો
**અવગત** વિ૦ આવડેલું; જ્ઞાત (૨) નીચે-નરકમાં પડેલું; ખરાબ દશાને પામેલું (મરણ પછી)
**અવગતિ** સ્ત્રી૦ ખરાબ દશા; ભૂત-પ્રેત થવું તે; નરકમાં પડવું તે
**અવગતિક(-યું)** વિ૦ ખરાબ દશાને પામેલું (મરણ પછી)
**અવગાઢ** વિ૦ ડૂબકી મારેલું (૨) નિમગ્ન; ગરક થયેલું (૩) નીચું; ઊંડું
**અવગાહન** ન૦ અંદર પ્રવેશ કરવો; ડૂબકી મારવી તે (૨) સ્નાન (૩) પૂર્ણ અધ્યયન
**અવગાહિની** વિ૦ સ્ત્રી૦ (હૃદયમાં) પ્રવેશ કરતી; સ્પર્શ કરતી
**અવગુણ** પું૦ દોષ; એબ (૨) દુર્ગુણ (૩) ગેરફાયદો; નુકસાન (૪) અપકાર
**અવગુણકારક** વિ૦ અવગુણ કરનારું
**અવગુણકારી** વિ૦ અવગુણકારક
**અવગુણિયું** વિ૦ કૃતઘ્ન (૨) દુર્ગુણી
**અવગુણી** વિ૦ અવગુણિયું
**અવગુંઠન** ન૦ આચ્છાદન; ઢાંકણ (૨) બુરખો
**અવગુંઠિત** વિ૦ આચ્છાદિત; ઢાંકેલું (૨) છુપાવેલું

**અવગ્રહ** પું૰ અનાવૃષ્ટિ (૨) નિગ્રહ (૩) પ્રતિબંધ (૪) સ્વભાવ (૫) સંસ્કૃતમાં અ નો લોપ સૂચવનારું ઽ આવું ચિહ્ન;
**અવઘોષણા** સ્ત્રી૰ ઢંઢેરો
**અવચનીય** વિ૰ ન બોલવા યોગ્ય; ગંદું (૨) અનિંદ્ય
**અવચિહ્ન** ન૰ અશુભ ચિહ્ન
**અવચ્છિન્ન** વિ૰ જુદું પડેલું-પાડેલું (૨) [ન્યા.] વિશેષ ગુણને લીધે જુદું તરી આવતું (૩) મર્યાદિત
**અવચ્છેદ** પું૰ ભાગ (૨) મર્યાદા (૩) છેદન; જુદું પાડવું તે (૪) વિશેષતા (૫) અવધારણ; મર્યાદા બાંધવી તે (શબ્દાર્થની)
**અવજશ** પું૰ અપયશ
**અવજોગ** પું૰ અશુભ મુહૂર્ત
**અવજ્ઞા** સ્ત્રી૰ અવગણના
**અવટંક** સ્ત્રી૰ અટક; ઉપનામ
**અવટાવું** અ૰ ક્રિ૰ જુઓ અટવાવું (૨) ચૂંક આવવી (૩) ઘૂંટાઈને એકરસ થવું
**અવડ** વિ૰ અવાવરું
**અવડચવડ** વિ૰ કાચરકૂચર
**અવઢવ** ન૰ ઢચુપચુપણું
**અવતરણ** ન૰ નીચે ઊતરવું તે (૨) અવતાર; જન્મ (૩) ઉતાર; ઊતરતો ઢાળ (૪) ઉતારો; ટાંચણ (૫) પ્રસ્તાવના
**અવતરણચિહ્ન** ન૰ અવતરણ-ઉતારો દર્શાવતું ' ' આવું ચિહ્ન
**અવતરણિકા** સ્ત્રી૰ પ્રસ્તાવના; ઉપોદ્ઘાત
**અવતરણી** સ્ત્રી૰ અવતરણિકા
**અવતરવું** અ૰ ક્રિ૰ નીચે ઊતરવું (૨) જન્મવું;
**અવતંસ** પું૰; ન૰ કાનનું એક ઘરેણું (૨) માથાનું ઘરેણું; શિરોમણિ (૩) [લા.] અલંકાર
**અવતાર** પું૰ નીચે ઊતરવું તે (૨) ઉત્પત્તિ; જન્મ; દેહધારણ (૩) જન્મારો (૪) દેવ કે ઈશ્વર જેમણે પૃથ્વી પર દેહ ધર્યો હોય તે
**અવતારકાર્ય** ન૰ ભગવાનના અવતારનું વિશિષ્ટ કાર્ય
**અવતારવાદ** પું૰ ઈશ્વર અમુક અમુક કાળે પૃથ્વીનો ભાર ઉતારવા જન્મ લે છે એવો વાદ
**અવતારી** વિ૰ અવતારને લગતું (૨) ઈશ્વરી; દેવી
**અવતીર્ણ** વિ૰ નીચે ઊતરેલું (૨) અવતાર પામેલું (૩) અવતરણ-ઉતારા રૂપે લીધેલું
**અવદશા** સ્ત્રી૰ દુર્દશા; પડતી
**અવદાત** વિ૰ નિર્મલ (૨) ઉજ્જ્વલ (૩) સુંદર (૪) શુભ
**અવદાન** ન૰ દેવતાને જમાડવો તે; આહુતિ (૨) આહુતિ પૂરતું અન્ન; કોળિયો (૩) પ્રશસ્ત-ઉત્તમ કૃત્ય; પરાક્રમ
**અવદાહ** પું૰ વિધિરહિત અગ્નિદાહ
**અવદ્ય** વિ૰ ન કહેવાય એવું (૨) નિંદ્ય
**અવધ** સ્ત્રી૰ અવધિ; હદ (૨) નિશ્ચિત વેળા (૩) પું૰ વધ નહિ તે (૪) અયોધ્યા પ્રાંત
**અવધપુરી** સ્ત્રી૰ (સં.) અયોધ્યા
**અવધાન** ન૰ લક્ષ; ધ્યાન; એકાગ્રતા (૨) કાળજી (૩) સમાધિ
**અવધાનવશ*** વિ૰
**અવધાની** વિ૰ ધ્યાન—એકાગ્રતાના પ્રયોગો કરી શકનારું (૨) ધ્યાન-એકાગ્રતાની શક્તિવાળું
**અવધાર** પું૰ નિર્ણય-નિશ્ચય કરવો તે (૨) મર્યાદા બાંધવી તે (૩) શબ્દ ઉપર ભાર મૂકવો તે (૪) [શબ્દના] અર્થની મર્યાદા બાંધવી તે (૫) અ૰ ખચીત
**અવધારણ** ન૰ જુઓ અવધાર
**અવધારણા** સ્ત્રી૰ જુઓ અવધાર (૨) અવધારવું તે
**અવધારવું** સ૰ ક્રિ૰ નક્કી કરવું; નક્કી માનવું (૨) ધ્યાનપૂર્વક જોવું; તપાસવું
**અવધિ** પું૰; સ્ત્રી૰ હદ (૨) અંત; સમાપ્તિ (૩) નિશ્ચય સમય
**અવધીરણા** સ્ત્રી૰ અનાદર
**અવધૂત** વિ૰ (૨) પું૰ જુઓ અબધૂત
**અવધ્ય** વિ૰ વધને અયોગ્ય
**અવધ્યથો** વિ૰ + હારેલું
**અવનત** વિ૰ નીચું નમેલું; પડેલું (૨) અસ્ત પામેલું
**અવનત(-તાંશ)કોણ** પું૰ 'ઍન્ગલ ઑફ ડિપ્રેશન' (ગ.)
**અવનતાંશ** પું૰ 'ડિપ્રેશન' (ગ.)
**અવનતાંશકોણ** પું૰ અવનતકોણ
**અવનતિ** સ્ત્રી૰ પડતી (૨) નીચે નમવું તે (૩) નમસ્કાર

**અવનવું** વિ૦ નવતર (૨) નવીનવી જાતનું (૩) વિચિત્ર; અદ્ભુત
**અવનિ(–ની)** સ્ત્રી૦ પૃથ્વી
**અવનિ(–ની)તલ(–ળ)** ન૦ પૃથ્વીની સપાટી
**અવનિ(–ની)નાથ** પું૦ પૃથ્વીપતિ; રાજા
**અવનિ(–ની)પતિ** પું૦ અવનિનાથ
**અવનિ(–ની)પાલ** પું૦ અવનીનું પાલન કરનાર —રાજા
**અવનિ(–ની)મંડલ(–ળ)** ન૦ આખી પૃથ્વી
**અવનીશ(–શ્વર)** પું૦ પૃથ્વીપતિ; રાજા
**અવપાત** પું૦ નીચે પડવું—ઊતરવું તે (૨) ખાડો (ખાસ કરીને હાથી પકડવાનો)
**અવબોધ** પું૦ જાગૃતિ (૨) જ્ઞાન (૩) વિવેક
**અવબોધક** વિ૦ અવબોધ કરાવનારું
**અવભૃથ** ન૦ મુખ્ય યજ્ઞની પૂર્ણાહુતિ (૨) ત્યાર પછી શુદ્ધિ અર્થે કરાતું સ્નાન (૩) તેનાં ઉપકરણો ધોઈ નાખવાં તે (૪) મુખ્ય અને આગળ કરેલા યજ્ઞમાં થયેલા દોષોના નિવારણાર્થે કરાતો યજ્ઞ
**અવભૃથસ્નાન** ન૦ યજ્ઞક્રિયાની પૂર્ણાહુતિ પછી કરાતું સ્નાન
**અવમાન** ન૦ અપમાન; અવગણના
**અવમાનના** સ્ત્રી૦ અવમાન
**અવમાનિત** વિ૦ અવમાન પામેલું
**અવયવ** પું૦ શરીરનો ભાગ; (૨) આખી વસ્તુનો વિભાગ; અંશ; (૩) સાધન; ઉપકરણ (૪) [ગ.] 'ફૅક્ટર'
**અવયવપૃથક્કરણ** ન૦ અવયવ પાડવા તે; 'ફૅક્ટરાઇઝેશન' (ગ.)
**અવયવશક્તિ** સ્ત્રી૦ શબ્દના અવયવોમાં પ્રકૃતિ અને પ્રત્યયમાં રહેલા અર્થનો બોધ કરવાની શક્તિ; યૌગિક શક્તિ (વ્યા.)
**અવયવી** વિ૦ અવયવવાળું
**અવયવીભૂત** વિ૦ અવયવરૂપ બનેલું
**અવયોગ** પું૦ અવજોગ; અશુભ મુહૂર્ત
**અવર** સ૦ ઇતર (૨) વિ૦ બીજું; અન્ય (૩) કનિષ્ઠ; ઊતરતું
**અવરજવર** પું૦; સ્ત્રી૦ આવજા
**અવરથા** અ૦ વૃથા
**અવરાવું** અ૦ ક્રિ૦ ઢંકાવું; છુપાઈ જવું
**અવરેખ** અ૦ ખચીત
**અવરે(–રો)** સ્ત્રી૦ ઘણાં વસાણાંવાળો સુવાવડીનો એક ચાટો; બત્રીસું
**અવરોધ** પું૦ અટકાયત; પ્રતિબંધ (૨) અંતઃપુર; જનાનો
**અવરોધક** વિ૦ અવરોધ કરનારું; અટકાવનારું
**અવરોધન** ન૦ અવરોધ કરવો તે
**અવરોધી** વિ૦ અવરોધક
**અવરોહ** પું૦ ઊતરવું તે (૨) [સંગીતમાં] ઊંચા સૂર ઉપરથી નીચા સૂર ઉપર આવવું (૩) [ગ.] 'ડિસેન્ડિંગ ઑર્ડર'
**અવરોહણ** ન૦ ઊતરવું તે
**અવરોહી** વિ૦ ઊતરતો (સૂર)
**અવર્ગ** પું૦ અ આદિ સ્વરો
**અવર્ગ(–ર્ગી)** વિ૦ અવર્ગનું
**અવર્ણ** વિ૦ રંગહીન (૨) વર્ણહીન; અંત્યજ
**અવર્ણનીય** વિ૦ અવર્ણ્ય
**અવર્ણ્ય** વિ૦ વર્ણવી ન શકાય એવું
**અવલ** વિ૦ પહેલું; મુખ્ય (૨) ઉત્તમ
**અવલઅરજી** સ્ત્રી૦ પહેલી અરજી
**અવલઆખર** અ૦ આદિથી અંત સુધી
**અવલકારકુન** પું૦ મુખ્ય કારકુન
**અવલક્ષણ** ન૦ અપલક્ષણ
**અવલગ્ન** વિ૦ ચોંટેલું (૨) ચોંટાડેલું
**અવલમંજલ** સ્ત્રી૦ દફનક્રિયા; પાયદસ્ત
**અવલસાલ** સ્ત્રી૦ પહેલું વર્ષ (૨) બેસતું વર્ષ
**અવલસિલક** સ્ત્રી૦ મહિનાની છેલ્લી તારીખે જે રોકડ ઇત્યાદિ હોય તે (૨) [વેપાર, પેઢી ઇત્યાદિ] શરૂ કરતી વખતની મૂડી
**અવલંબ** પું૦ આધાર; ટેકો
**અવલંબક** પું૦ એ નામનો છંદ
**અવલંબન** ન૦ અવલંબ (૨) પગ મૂકવાની જગા; મૂકવાની જગા (૩) [ગ.] 'લેમ્મા'
**અવલંબવું** સ૦ ક્રિ૦ આધાર રાખવો; આધારે રહેલું (૨) અ૦ ક્રિ૦ લટકવું
**અવલંબિત** વિ૦ આધારવાળું; ટેકાવાળું (૨) લટકતું
**અવલિપ્ત** વિ૦ લેપયુક્ત (૨) અહંકારી
**અવલેપ** પું૦ ચોપડવું તે; લેપ (૨) અહંકાર
**અવલેહ** પું૦ ચાટણ; ચાટો
**અવલોકન** ન૦ નિરીક્ષણ; તપાસ; પરીક્ષા
**અવલોકનકાર** પું૦ અવલોકન કરનાર

**અવલોકનશક્તિ** સ્ત્રી૦ અવલોકનની શક્તિ
**અવલોકવું** સ૦ ક્રિ૦ અવલોકન કરવું
**અવલોકિત** વિ૦ જોયેલું; તપાસેલું
**અવલોકિતેશ્વર** પું૦ (સં.) ગૌતમબુદ્ધ
**અવલોચક** વિ૦ (૨) પું૦ અવલોચન કરનાર
**અવલોચન** ન૦ જોવું તે
**અવશ** વિ૦ પરતંત્ર (૨) લાચાર
**અવશ(-શુ)કન** પું૦ અપશુકન
**અવશ(-શુ)કનિયાળ,** વિ૦ અપશુકનિયાળ
**અવશ(-શુ)કનિયું** વિ૦ અપશુકનિયાળ
**અવશિષ્ટ** વિ૦ વધેલું; બાકી રહેલું
**અવશુકન** પું૦ અપશુકન
**અવશુકનિયાળ** વિ૦ અપશુકનિયાળ
**અવશુકનિયું** વિ૦ અપશુકનિયાળ
**અવશેષ** પું૦ બાકી રહેલો ભાગ; બચેલો ભાગ (૨) ખંડેર
**અવશ્ય** અ૦ ખચીત
**અવશ્યમેવ** અ૦ ખચીત જ
**અવશ્યંભાવિ(-વી)** વિ૦ અવશ્ય બનવાનું એવું; અપરિહાર્ય
**અવશ્યંભાવિવાદ*** પું૦
**અવશ્યંભાવી** વિ૦ અવશ્યંભાવિ
**અવસન્ન** ખિન્ન પડી ગયેલું (૨) નષ્ટ; મૃત
**અવસર** પું૦ તક (૨) સમય (૩) ટાણું
**અવસર્પ** પું૦ જાસૂસ
**અવસર્પણ** ન૦ નીચે જવું—ઊતરવું તે
**અવસર્પિણી** સ્ત્રી૦ ઘણો લાંબો સમય—આચાર્ય હેમચંદ્રના લખવા મુજબ ૧૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ સાગર વર્ષો બરાબર (જૈન)
**અવસર્પી** વિ૦ નીચે ઊતરતું
**અવસાન** અ૦ હમણાં જ (૨) એકાએક
**અવસાદ** પું૦ નાશ; અંત (૨) ખેદ
**અવસાન** ન૦ અટકવું–બંધ પડવું તે; અંત (૨) આખર ઘડી; મોત (૩) હદ; સીમા (૪) યતિ; વિરામ
**અવ(-વે)સ્તા** સ્ત્રી૦ જ્ઞાન (૨) પારસીઓનું મૂળ ધર્મપુસ્તક
**અવસ્થા** સ્ત્રી૦ સ્થિતિ; દશા (૨) આયુષ્યના અમુક અમુક મુદ્દતના ભાગ કે પેટાભાગ તે; (૩) ઉમર (૪) ઘડપણ
**અવસ્થાચતુષ્ટય** ન૦ જીવનની ચાર અવસ્થાઓ તે—બાલ્ય, કૌમાર, યૌવન અને જરા
**અવસ્થાત્રય** ન૦ શરીરની ત્રણ અવસ્થાઓ તે—જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ
**અવસ્થાદ્વય** ન૦ મનની બે અવસ્થાઓ તે—સુખ અને દુઃખ
**અવસ્થાન** ન૦ રહેઠાણ
**અવસ્થાંતર** ન૦ અવસ્થામાં થતો ફેરફાર (૨) બીજી અથવા બદલાયેલી અવસ્થા
**અવસ્થિત** વિ૦ રહેલું; વસેલું
**અવસ્થિતિ** સ્ત્રી૦ રહેવું તે (૨) રહેઠાણ
**અવસ્પર્શક** પું૦ 'સબટેન્જન્ટ' (ગ.)
**અવહાર** પું૦ થોડા વખત પૂરતી સુલેહ; યુદ્ધવિશ્રાંતિ
**અવહેલન** સ્ત્રી૦ અવહેલવું તે
**અવહેલના** સ્ત્રી૦ અનાદર; અવગણના
**અવહેલવું** સ૦ ક્રિ૦ અવગણવું; અનાદર કરવો
**અવહેલા** સ્ત્રી૦ અવહેલના
**અવળકો** પું૦ (કા.) તરફડિયું; વલખું; હવાતિયું
**અવળચંડાઈ** સ્ત્રી૦ અવળચંડાપણું
**અવળચંડું** વિ૦ કહે તેથી ઊલટું કરનારું (૨) અટકચાળું; અટપલાંખોર
**અવળપંચક** ન૦ બેસતા પંચકે કશું અવળું થઈ જવું તે (૨) વારંવાર (પાંચ વાર) એવીને એવી વિટંબણા આવી પડે એવું થઈ પડે તે (૩) સારું કરવા જતાં ખોટું થઈ જવું તે; ઊલટું થઈ જવું તે
**અવળવાણી** સ્ત્રી૦ વાચ્યાર્થથી ઊલટો અર્થ તેવી વાણી; ગૂઢ વાણી (૨) અવળું બોલવું તે (૩) અશુભવાણી
**અવળસવળ** અ૦ ઊલટસૂલટ
**અવળાઈ** સ્ત્રી૦ આડાઈ; કહે તેનાથી ઊલટું કરવાની ટેવ (૨) હઠીલાઈ
**અવળાસવળું** વિ૦ ઊંધુંચતું
**અવળિયું** ન૦ અંદરપડતું ઢાંકણું
**અવળું** વિ૦ ઊંધું (૨) વાંકું; પ્રતિકૂલ (૩) ખોટું
**અવળૈ** સ્ત્રી૦ અવરૈ; સુવાવડીનો એક ચાટો
**અવાઈ** સ્ત્રી૦ અફવા

**અવાક** વિ૦ વાક—આકાશ–સત્ત્વ વિનાનું
**અવાક(–ક)** વિ૦ મૂક; સ્તબ્ધ
**અવાચક** વિ૦ મૂંગું (૨) બેભાન
**અવાચી** સ્ત્રી૦ હેડકી; વાધણી (૨) સસણી (૩) ડચકું
**અવાચ્ય** વિ૦ અવર્ણ્ય; અકથ્ય
**અવાજ** પું૦ ધ્વનિ; શબ્દ (૨) ઘાંટો; નાદ
**અવાજી** વિ૦ અવાજવાળું (૨) પું૦ તોપ–બંદૂક ફોડનારું (૩) સ્ત્રી૦ ગાયકનો કંઠ
**અવાટ** વિ૦ વાટ વિનાનું; રસ્તો પડેલો ન હોય તેવું (૨) સ્ત્રી૦ ખોટો રસ્તો (૩) કુમાર્ગ; અનીતિ
**અવાડું** ન૦ આડ; બાવલું
**અવાઢ** વિ૦ કપાય નહિ તેવું (૨) કાપે નહિ તેવું; બુઠ્ઠું (૩) શેરડીના વાવેતર વિનાનું (૪) પું૦; ન૦ બે ઊભા થાંભલા વચ્ચે મૂકેલું લાકડું, જેની આસપાસ ચણતર કરી લેવામાં આવે છે.
**અવાણ** સ્ત્રી૦ હીંટછા (૨) ગુણ; જાત
**અવાણવું** સ૦ ક્રિ૦ હીંટછા ઉપરથી પારખ કરવી (બળદની)
**અવાર** વિ૦+ અનિવાર્ય; અટલ
**અવારણીય** વિ૦ નિવારી ન શકાય એવું
**અવારનવાર** અ૦ પ્રસંગોપાત્ત; કદીકદી (૨) વારાફરતી
**અવારિત** વિ૦ નહિ નિવારેલું
**અવાર્ય** વિ૦ અવારણીય
**અવાવરું** વિ૦ બહુ વખતથી વપરાયા વિનાનું; અવડ
**અવાસ** પું૦ + આવાસ
**અવાસ્તવ(–વિક)** વાસ્તવિક નહિ તેવું
**અવાહક** વિ૦ વહન ન કરે એવું (ગરમી ઇત્યાદિને)
**અવાળુ** પું૦; ન૦ દાંતના પારા–પીઢિયાં (૨) લાળ ઉત્પન્ન કરનાર માંસપિંડ
**અવાંતર** વિ૦ અંદરનું (૨) વચમાં આવેલું (૩) ની અંદર આવી જતું; સમાયેલું (૪) બાહ્ય; આગંતુક
**અવિકલ(–ળ)** વિ૦ અખંડ (૨) વ્યવસ્થિત (૩) વ્યાકુલ–ગભરાયેલું નહિ એવું
**અવિકલ્પ** વિ૦ જુઓ નિર્વિકલ્પ
**અવિકળ** વિ૦ જુઓ અવિકલ
**અવિકાર** વિ૦ વિકારરહિત; જેમાં ફેરફાર ન થાય તેવું (૨) પું૦ વિકાર–ફેરફારનો અભાવ
**અવિકારી** વિ૦ અવિકાર (૨) [વ્યા.] જાતિ કે વચનને લીધે રૂપમાં ફેરફાર ન થાય એવું (પદ) (૩) [ગ.] 'કૉન્સ્ટંટ'; 'ઇનવેરિયેબલ'
**અવિકારક** વિ૦ (વ્યા.) શબ્દના અંગમાં ગુણ કે વૃદ્ધિનો ફેરફાર ન કરાવે એવો (પ્રત્યય)
**અવિકાર્ય** વિ૦ જેમાં વિકાર થઈ શકે નહિ એવું
**અવિકૃત** વિ૦ વિકૃત નહિ તેવું
**અવિકૃતિ** સ્ત્રી૦ વિકૃતિનો અભાવ (૨) પ્રકૃતિ (સાંખ્યદર્શનમાં)
**અવિક્રીત** વિ૦ નહિ વેચાયેલું
**અવિક્રેય** વિ૦ વેચવું ન જોઈએ એવું
**અવિગત** વિ૦ ગયેલું—જુદું પડેલું ન હોય એવું; હાજર; સંયુક્ત (૨) જવા ન દીધું હોય એવું; રોકેલું (૩) મૂએલું નહિ એવું (૪) નિત્ય
**અવિગતા** સ્ત્રી૦ પતિ અથવા નાયકે રોકી રાખેલી (૨) અજ્ઞાતયૌવના
**અવિગ્રહ,૦વાન** વિ૦ નિરાકાર; અશરીર (૨) શાંત; સુલેહવાળું
**અવિઘાત** વિ૦ અટકાવ વિનાનું; અપ્રતિહત
**અવિઘ્ન** વિ૦ વિઘ્ન વિનાનું
**અવિચલ(–ળ)** વિ૦ ચળે નહિ એવું; સ્થિર (૨) નિત્ય
**અવિચલ(–ળ)તા** સ્ત્રી૦
**અવિચલિત** વિ૦ સ્થિર; નિત્ય
**અવિચળ** વિ૦ અવિચલ
**અવિચળતા** સ્ત્રી૦
**અવિચાર** પું૦ વિચાર–વિવેકનો અભાવ (૨) ઉતાવળ
**અવિચારિત** વિ૦ બરાબર નહિ વિચારેલું
**અવિચારી** વિ૦ વિચાર ન કરે એવું; મૂર્ખ (૨) અવિવેકી; સાહસભર્યું
**અવિચારીપણું** ન૦
**અવિચ્છિન્ન** વિ૦ અખંડ (૨) સતત
**અવિચ્છિન્નતા** સ્ત્રી૦
**અવિચ્છેદ** વિ૦ વિચ્છેદ વિનાનું (૨) પું૦ વિચ્છેદનો અભાવ

**અવિજ્ઞાત** વિ૦ વિજ્ઞાત નહિ એવું
**અવિજ્ઞેય** વિ૦ વિશેષરૂપે જાણી શકાય નહિ એવું; અજ્ઞેય
**અવિહિત** વિ૦ વિહિત નહિ એવું
**અવિદ્ધ** વિ૦ વિદ્ધ–વીંધાયેલું નહિ એવું
**અવિદ્ધયોનિ(–ની)** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ જુઓ અક્ષતયોનિ
**અવિદ્યમાન** વિ૦ વિદ્યમાન નહિ એવું
**અવિદ્યા** સ્ત્રી૦ અજ્ઞાન (૨) માયા (વેદાંત)
**અવિદ્વાન** વિ૦ વિદ્વાન નહિ તેવું
**અવિધવા** સ્ત્રી૦ વિધવા નહિ એવી—સૌભાગ્યવતી સ્ત્રી
**અવિધવાનવમી** સ્ત્રી૦ ભાદરવા વદ ૯; ડોસીઓની નોમ; સૌભાગ્યવતી રહીને મરી ગયેલી સ્ત્રીઓનું શ્રાદ્ધ કરવાનો દિવસ
**અવિધાન** ન૦ વિધાનનો અભાવ
**અવિધાર** અ૦ + અવધાર
**અવિધારવું** સ૦ ક્રિ૦ + અવધારવું
**અવિધિ** પું૦; સ્ત્રી૦ વિધિ–નિયમનો અભાવ (૨) નિયમવિરુદ્ધ વર્તન
**અવિનય** પું૦ અસભ્યતા
**અવિનયી** વિ૦ અસભ્ય
**અવિનશ્વર** વિ૦ વિનશ્વર નહિ એવું; અવિનાશી
**અવિનાશ(–શી)** વિ૦ અમર; અક્ષય; નિત્ય
**અવિભક્ત** વિ૦ એકરૂપ (૨) મજિયારું; સંયુક્ત
**અવિભાજ્ય** વિ૦ વિભાગ ન પડી શકે એવું (૨) શેષ રાખ્યા વિના ભગાય નહિ એવું (ગ.)
**અવિભાજ્યતા** સ્ત્રી૦
**અવિયોગવ્રત** ન૦ માગશર સુદ ૩ને દિવસે સ્ત્રીઓ અવૈધવ્યવ્રત કરે છે તે
**અવિયોજ્ય** વિ૦ જુદું ન પાડી શકાય એવું
**અવિરત** વિ૦ નિરંતર; સતત
**અવિરલ** વિ૦ વિરલ નહિ એવું; ઘટ્ટ; ભરચક (૨) અખંડ
**અવિરામ** પું૦ વિરામનો અભાવ (૨) અ૦ વિરામ લીધા વિના; સતત
**અવિરામ(–મી)** વિ૦ સતત; અખંડ
**અવિરુદ્ધ** વિ૦ વિરુદ્ધ નહિ એવું
**અવિરોધ** પું૦ વિરોધનો અભાવ (૨) મેળ; બનાવ (૩) પૂર્વાપર સંગતિ
**અવિરોધી** વિ૦ વિરોધી નહિ એવું
**અવિવક્ષિત** વિ૦ વિવક્ષિત નહિ એવું
**અવિવાહિત** વિ૦ વિવાહિત નહિ એવું
**અવિવાહિતા** વિ૦ સ્ત્રી૦ વિવાહિતા નહિ એવી
**અવિવેક** પું૦ અવિચાર (૨) વિચારશૂન્યતા (૩) અવિનય
**અવિવેકી** વિ૦ અવિચારી (૨) અસભ્ય
**અવિશ્રાંત** વિ૦ વિસામો લેવા થોભ્યા વિનાનું; સતત (૨) અ૦ વિશ્રાંતિ લીધા વિના; સતત
**અવિશ્લેષ્ય** વિ૦ જુદું પાડી ન શકાય એવું
**અવિશ્વાસ** પું૦ વિશ્વાસનો અભાવ
**અવિશ્વાસી** વિ૦ વિશ્વાસી નહિ તેવું
**અવિશ્વાસુ** વિ૦ વિશ્વાસુ નહિ તેવું
**અવિષય** વિ૦ ઇંદ્રિયોનો વિષય ન થઈ શકે તેવું; અગોચર (૨) પું૦ વિષય–કામવાસનાનો અભાવ (૩) ન દેખાવું તે (૪) શક્તિ બહાર હોવું તે
**અવિસંવાદી** વિ૦ વિસંવાદી નહિ એવું
**અવિહિત** વિ૦ વિહિત નહિ એવું
**અવીર્યવાન** વિ૦ વીર્યવાન નહિ એવું
**અવેજ** પું૦ બદલો; સાટા જેટલી કિંમતનો માલ (૨) નાણું; મૂડી
**અવેજી** વિ૦ બદલામાં કામ કરનારું; હંગામી (૨) સ્ત્રી૦ ની જગાએ—બદલે હોવું તે
**અવેડો*** પું૦
**અવેધ** વિ૦ ખોડખાંપણ વિનાનું
**અવેર** પું૦ દેખરેખ; દાબ; કાબૂ (૨) વિવેકથી ઉપયોગ કરવો તે; સુવ્યવસ્થા (૩) કરકસર (૪) સમેટવું—એકઠું કરવું તે (૫) વેરનો અભાવ; પ્રેમ
**અવેરવું** સ૦ ક્રિ૦ સુવ્યવસ્થિત રાખવું; સારું કરીને વાપરવું (૨) જાળવવું; જતન કરવું (૩) કરકસર કરવી
**અવેરાટ** પું૦ ગભરાટ
**અવેરું** વિ૦ હલેવું; ગભરાટિયું
**અવેલ** પું૦ + અવયવ
**અવેસ્તા** સ્ત્રી૦ જુઓ અવસ્તા
**અવેળા** સ્ત્રી૦ કવેળા
**અવેળી** સ્ત્રી૦ મેદાનો પાતળો શીરો
**અવેળું** અ૦ કવખતે (૨) અંતરિયાળ

**અવૈધ** વિ૦ વિધિ વિનાનું (૨) શાસ્ત્રે માન્ય નહિ કરેલું; નિષિદ્ધ (૩) બંધારણવિરુદ્ધ
**અવ્યક્ત** વિ૦ અસ્પષ્ટ (૨) અદૃશ્ય (૩) [ગ.] અજ્ઞાત; વિશિષ્ટ સંખ્યા ન બતાવનારે (રાશિ) (૪) ન૦ બ્રહ્મ; પરમાત્મતત્ત્વ
**અવ્યક્તક્રિયા** સ્ત્રી૦ અવ્યક્ત રાશિનો વિધિ 'ઍલ્જિબ્રેઇક ઑપરેશન' (ગ.)
**અવ્યક્તસામ્ય** ન૦ અવ્યક્ત રાશિનું સમીકરણ (ગ.)
**અવ્યગ્ર** વિ૦ વ્યગ્ર નહિ તેવું; સ્વસ્થ
**અવ્યભિચાર** પું૦ નિત્ય સાહચર્ય (૨) એકનિષ્ઠા; વફાદારી
**અવ્યભિચારી** વિ૦ વ્યભિચારી નહિ એવું; નીતિમાન (૨) એકનિષ્ઠ (૩) અપવાદરહિત; બધી વખતે એકસરખું (૩) [ન્યા.] જેનો વિષય કદી બાધિત નથી થતો એવું
**અવ્યભિચારિણી** વિ૦ સ્ત્રી૦ પતિવ્રતા (૨) એકનિષ્ઠ
**અવ્યય** વિ૦ અવિનાશી; શાશ્વત (૨) ન૦ (વ્યા.) જેને જાતિ, વચન કે વિભક્તિના પ્રત્યય ન હોય તેવો શબ્દ (૩) પું૦ શિવ; વિષ્ણુ
**અવ્યયીભાવ** પું૦ એક સમાસ ઉદા૦ 'યથાશક્તિ' (૨) ખર્ચનો અભાવ (ગરીબાઇને લીધે) (૩) અવિકારી સ્થિતિ; અવિનાશીપણું
**અવ્યવસાયી** વિ૦ વ્યવસાયી નહિ એવું
**અવ્યવસ્થા** સ્ત્રી૦ વ્યવસ્થાનો અભાવ; ગોટાળો
**અવ્યવસ્થિત** વિ૦ વ્યવસ્થિત નહિ તેવું
**અવ્યવસ્થિતિ** સ્ત્રી૦ અવ્યવસ્થા
**અવ્યવહાર્ય** વિ૦ વ્યવહાર ન રાખવા યોગ્ય; બહિષ્કૃત
**અવ્યવહિત** વિ૦ વ્યવહિત નહિ તેવું; તદ્દન પાસેનું
**અવ્યવહિતપૂર્વગામી** વિ૦ પૂર્વે કોઈ પ્રકારના વ્યવધાન વિના તરત જ આવેલું–રહેલું
**અવ્યંગ** વિ૦ સાદો; વાચ્ય (અર્થ)
**અવ્યાકૃત** વિ૦ પ્રકટ નહિ થયેલું; વિકાસ નહિ પામેલું (૨) અસ્પષ્ટ
**અવ્યાજ** વિ૦ નિષ્કપટ; સરળ
**અવ્યાપાર** પું૦ કામધંધાનો અભાવ (૨) ન આવડતો ધંધો (૩) પોતાનું કામ નહિ તે
**અવ્યાપ્તિ** સ્ત્રી૦ થવો જોઈએ તે સઘળાનો જેમાં સમાવેશ ન થાય એવો લક્ષણદોષ [પ્ર.]
**અવ્યાહત** વિ૦ વ્યાહત નહિ એવું
**અવ્યુત્પન્ન** વિ૦ બિનઅનુભવી; અકુશળ (૨) જેની વ્યુત્પત્તિ ન શોધી શકાય એવો (શબ્દ) (૩) ભાષાની રૂઢિ, વ્યાકરણ ઇત્યાદિ ન આવડતું હોય એવું
**અશક્ત** વિ૦ નબળું; કમતાકાત
**અશક્તિ** સ્ત્રી૦ શક્તિનો અભાવ; નબળાઈ (૨) ગજું–તાકાત ન હોવી તે
**અશક્તિમાન** વિ૦ શક્તિ વિનાનું; અસમર્થ
**અશક્ય** વિ૦ અસંભવિત
**અશગ** વિ૦ શગ વિનાનું
**અશન** ન૦ ખાવું તે; ભોજન
**અશનાઈ** સ્ત્રી૦ આશનાઈ; યારી
**અશબ્દ** વિ૦ નિઃશબ્દ; નીરવ (૨) શબ્દમાં નહિ વ્યક્ત થયેલું (૩) ન૦ બ્રહ્મ
**અશરણ** વિ૦ નિરાધાર; આશ્રયરહિત
**અશરણશરણ** વિ૦ નિરાધારના આધારરૂપ (ભગવાન)
**અશરફી** સ્ત્રી૦ સોનામહોર (૨) એ નામનું એક હડીલું ચાંદું
**અશરાફ** વિ૦ ઈમાનદાર; ખાનદાન
**અશરાફી** સ્ત્રી૦ ભલમનસાઈ; ખાનદાની (૨) ઈમાનદારી
**અશરીર(–રી)** વિ૦ શરીરરહિત (૨) દૈવી (વાણી) (૩) પું૦ કામદેવ (૨) બ્રહ્મ; પરમાત્મા
**અશરીરિણી** વિ૦ સ્ત્રી૦ દૈવી (વાણી)
**અશરીરી** વિ૦ અશરીર
**અશર્મ** વિ૦ દુઃખી (૨) ન૦ અકલ્યાણ
**અશસ્ત્ર** વિ૦ હથિયાર વિનાનું; નિઃશસ્ત્ર (૨) જેણે શસ્ત્રનો ત્યાગ કર્યો છે એવું
**અશંક(–કિત)** વિ૦ શંકારહિત; નિઃશંક
**અશંક્ય** વિ૦ શંકા કરવા યોગ્ય નહિ એવું
**અશાત(–તા)** સ્ત્રી૦ અશાંતિ; અસુખ
**અશાતના** સ્ત્રી૦ અશાંતિ; (૨) અપવિત્રતા; અપવિત્ર કરવું તે (જૈન)
**અશાતા** સ્ત્રી૦ અશાત
**અશાલીન** વિ૦ ઉદ્ધત; ધૃષ્ટ

**અશાશ્વત** વિ૦ શાશ્વત નહિ એવું
**અશાશ્વતતા** સ્ત્રી૦
**અશાસ્ત્ર(-સ્ત્રીય)** વિ૦ શાસ્ત્રવિરુદ્ધ (૨) શાસ્ત્રને લગતું નહિ એવું (૩) શાસ્ત્રશુદ્ધ નહિ એવું; લૌકિક
**અશાંત** વિ૦ શાંતિરહિત; ઉદ્વિગ્ન (૨) તોફાની (૩) ચંચળ (૪) આતુર
**અશાંતતા** સ્ત્રી૦ અશાંતિ
**અશાંતિ** સ્ત્રી૦ શાંતિનો અભાવ; ઉદ્વેગ (૨) તોફાન; બખેડો
**અશાંતિકર** વિ૦ અશાંતિ કરનારું
**અશાંતિકારક** વિ૦ અશાંતિકર
**અશિક્ષિત** વિ૦ શિક્ષિત–ભણેલું નહિ એવું
**અશિવ** વિ૦ અશુભ; અકલ્યાણકારી (૨) ન૦ અકલ્યાણ
**અશિષ્ટ** વિ૦ શિષ્ટ નહિ એવું; અસંસ્કારી; ગ્રામ્ય
**અશીત** વિ૦ ગરમ
**અશીલ** ન૦ અસભ્ય વર્તન (૨) દુરાચરણ
**અશુચિ** વિ૦ અપવિત્ર; અશુદ્ધ (૨) સૂતકી
**અશુદ્ધ** વિ૦ અપવિત્ર; (૨) મલિન (૩) અપ્રામાણિક (૪) સદોષ; ભૂલભરેલું
**અશુદ્ધતા** સ્ત્રી૦
**અશુદ્ધિ** સ્ત્રી૦ અશુદ્ધ હોવું તે
**અશુભ** વિ૦ અમંગલ (૨) મરણને લગતું (૩) ન૦ અકલ્યાણ; ભૂંડું (૪) દુરાચરણ
**અશુર** * પું૦; ન૦ (સં.)
**અશું** વિ૦+ નામનું; નહિ જેવું
**અશૂર** વિ૦ કાયર; બાયલું
**અશેષ** વિ૦ શેષ–બાકી રહે નહિ તેવું; તમામ (૨) અ૦ પૂર્ણ રીતે
**અશે(-સા)ળિયો** પું૦ એક વનસ્પતિ–ઔષધિ
**અશોક** પું૦ હર્ષ; આનંદ (૨) આસોપાલવનું ઝાડ (૩) [સં.] એક રાજા (૪) વિ૦ શોકરહિત
**અશોકવનિકાન્યાય** પું૦ રાવણ પાસે અશોકવન જેવી બીજી ઘણી વાટિકાઓ હતી, તેમ જ બધી સીતાને રાખવા માટે સરખી ઉપયોગી હતી છતાં તેને અશોકવનમાં જ રાખી તેનું કાંઈ ખાસ કારણ હતું નહિ તેમ—તે પ્રમાણે (જ્યારે કોઈ વસ્તુ કરવાના અનેક માર્ગો હોય તેમ જ બધા સરખા હોય તો પછી તેમાંના એક ઉપર જ પસંદગી ઊતરવાનું ખાસ કારણ કાંઈ હોવું નથી.)
**અશોચ્ય** વિ૦ શોક ન કરવા યોગ્ય
**અશૌચ** ન૦ અશુદ્ધિ; મલિનતા (૨) સૂતક
**અશૌર્ય** ન૦ કાયરતા
**અશ્કર** અ૦ આખરે
**અશ્મર** વિ૦ પથ્થરવાળું; ખડકમય (૨) પું૦ પથ્થર
**અશ્મરી** સ્ત્રી૦ પથરી (એક રોગ)
**અશ્મંતક** પું૦ એક જાતનું ઘાસ (જેમાંથી પ્રાચીન કાળમાં બ્રાહ્મણો મેખલા બનાવતા હતા) (૨) ચૂલો (૩) ઝાડનું નામ
**અશ્મા** પું૦ પથ્થર (૨) પહાડ (૩) વજ્ર
**અશ્મારોહણ** ન૦ પહાડ ઉપર ચડવું તે (૨) [લા.] કઠણ કામ
**અશ્રદ્ધા** સ્ત્રી૦ અનાસ્થા; અવિશ્વાસ
**અશ્રદ્ધાળુ** વિ૦ શ્રદ્ધા–આકીન વિનાનું
**અશ્રવણીય** વિ૦ અશ્રાવ્ય
**અશ્રાવ્ય** વિ૦ ન સાંભળવા યોગ્ય (૨) ન સાંભળી શકાય એવું
**અશ્રાંત** વિ૦ થાક્યા વિનાનું (૨) સતત
**અશ્રુ** પું૦ આંસુ
**અશ્રુત** વિ૦ નહિ સાંભળેલું (૨) શાસ્ત્ર નહિ જાણનારું (૩) અશિક્ષિત
**અશ્રુતપૂર્વ** વિ૦ પૂર્વે નહિ સાંભળેલું એવું
**અશ્રુધારા** સ્ત્રી૦ આંસુની ધારા
**અશ્રુપાત** પું૦ આંસુ પડવાં–પાડવાં તે
**અશ્લાઘ્ય** વિ૦ વખાણવાને અયોગ્ય; નિંદ્ય
**અશ્લીલ** વિ૦ બીભત્સ; નઠારું (૨) અસભ્ય; ગ્રામ્ય
**અશ્લીલતા** સ્ત્રી૦
**અશ્લીલપણું** ન૦
**અશ્લેષા(-ષા)** સ્ત્રી૦ નવમું નક્ષત્ર
**અશ્વ** પું૦ ઘોડો
**અશ્વગતિ** સ્ત્રી૦ ઘોડાની ચાલ (૨) એક છંદ
**અશ્વગંધા** સ્ત્રી૦ એક વનસ્પતિ; આસંધ
**અશ્વગ્રીવ** પું૦ (સં.) ઘોડાના જેવી ગરદનવાળો એક રાક્ષસ (૨) વિષ્ણુનો એક અવતાર
**અશ્વચર્યા** સ્ત્રી૦ ઘોડાની સંભાળ
**અશ્વચિકિત્સક** પું૦ ઘોડાનો—ઢોરોનો વૈદ (૨) નાળ જડનારો (૩) ઘોડાનો પરીક્ષક
**અશ્વજગન** પું૦ અશ્વમેધ
**અશ્વતર** પું૦ ખચ્ચર

**અશ્વતરી** સ્ત્રી૦ ખચ્ચર (માદા)
**અશ્વત્થ** પું૦ પીપળો
**અશ્વત્થામા** પું૦ (સં.) દ્રોણાચાર્યનો પુત્ર (અશ્વ જેવું સ્થામ–બળ જેનું છે તેવો) (૨) એક હાથીનું નામ (જેને મારીને ભીમે બૂમ પાડી હતી કે અશ્વત્થામા મરાયો)
**અશ્વદંષ્ટ્રા** સ્ત્રી૦ ગોખરુનો છોડ
**અશ્વધાટી** સ્ત્રી૦ એક છંદ
**અશ્વપાલ(-ળ),૦ક** પું૦ ઘોડાનું પાલન કરનાર; ખાસદાર
**અશ્વમંત્ર** પું૦ જેથી ઘોડા પવનવેગે ચાલે એવો મંત્ર
**અશ્વમેધ** પું૦ એક યજ્ઞ, જેમાં દિગ્વિજય કરી આવેલો ઘોડો હોમવામાં આવે છે.
**અશ્વવિદ્યા** સ્ત્રી૦ ઘોડા પારખવાની, કેળવવાની તથા ચલાવવાની વિદ્યા
**અશ્વવૈદ્ય** પું૦ જુઓ અશ્વચિકિત્સક
**અશ્વશાસ્ત્ર** ન૦ અશ્વવિદ્યાનું શાસ્ત્ર
**અશ્વશાલા(-ળા)** સ્ત્રી૦ ઘોડાનો તબેલો
**અશ્વારૂઢ** વિ૦ ઘોડા ઉપર સવાર થયેલું
**અશ્વારોહણ** ન૦ ઘોડા ઉપર સવારી કરવી તે
**અશ્વિની** સ્ત્રી૦ પહેલું નક્ષત્ર
**અશ્વિનીકુમાર** પું૦ (સં.) દેવોના બે વૈદ્ય
**અષા(-સા)ડ** પું૦ વિક્રમ સંવતનો નવમો મહિનો
**અષાઢ** પું૦ અષાડ
**અષાઢા** સ્ત્રી૦ એક નક્ષત્ર
**અષો** વિ૦ પવિત્ર
**અષોઈ** સ્ત્રી૦ પવિત્રતા
**અષ્ટ** વિ૦ આઠ
**અષ્ટક** ન૦ આઠનો સમુદાય
**અષ્ટકર્ણ** પું૦ (સં.) જેને આઠ કર્ણ–કાન છે તે—બ્રહ્મા
**અષ્ટકલ્યાણી** વિ૦ આઠ શુભ ચિહ્નોવાળો (ઘોડો) [ચાર પગ, કપાળ, છાતી, ખાંધ તથા પૂંછડી જેનાં ધોળાં હોય તે]
**અષ્ટકોણ** વિ૦ આઠ ખૂણાવાળું (૨) પું૦ આઠ ખૂણાવાળી આકૃતિ
**અષ્ટકોણી** વિ૦ આઠ ખૂણાવાળું
**અષ્ટગંધ** ન૦ આઠ સુગંધીઓનું ચૂર્ણ
**અષ્ટગુણ** પું૦ બ્રાહ્મણોમાં આવશ્યક એવા આઠ ગુણ—દયા, ક્ષમા, અનસૂયા, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય અને અસ્પૃહા
**અષ્ટદિશા** સ્ત્રી૦ ચાર દિશાઓ અને ચાર ખૂણાઓ મળીને ગણાતી આઠ દિશાઓ—પૂર્વ, અગ્નિ, દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ, વાયવ્ય, ઉત્તર અને ઈશાન
**અષ્ટદ્રવ્ય** ન૦ યજ્ઞમાં જરૂરી આઠ પદાર્થ—પીપળો, ઊમરો, પીપળ, ખાખરો તથા વડ એ પાંચનું સમિધ તથા તલ, ખીર અને ઘી
**અષ્ટધા** અ૦ આઠ પ્રકારે
**અષ્ટધાતુ** સ્ત્રી૦ આઠ ધાતુઓ—સોનું, રૂપું, તાંબું, કથીર, પીતળ, સીસું, લોઢું અને પારો
**અષ્ટનાયિકા** સ્ત્રી૦ કાવ્યશાસ્ત્રમાં કહેલી આઠ નાયિકાઓ—સ્વાધીનપતિકા, ખંડિતા, અભિસારિકા, કલહાંતરિતા, વિપ્રલબ્ધા, પ્રોષિતભર્તૃકા, વાસકસજ્જા અને વિરહોત્કંઠા
**અષ્ટપદ** પું૦ આઠ પગવાળો તે–કરોળિયો
**અષ્ટપદી** સ્ત્રી૦ આઠ પદ—કડીઓવાળું ગીત
**અષ્ટપાર્શ્વી** વિ૦ જેને આઠ બાજુઓ હોય એવું; 'ઑક્ટાહેડ્રલ'
**અષ્ટપૂજાદ્રવ્ય** ન૦ પૂજામાં ઉપયોગના એવા આઠ પદાર્થો—પાણી, દૂધ, ઘી, દહીં, મધ, દર્ભ, ચોખા તથા તલ
**અષ્ટપ્રધાન** પું૦ આઠ પ્રકારના મંત્રી—પ્રધાન, અમાત્ય, સચિવ, મંત્રી, ધર્માધ્યક્ષ ન્યાયશાસ્ત્રી, વૈદ્ય અને સેનાપતિ
**અષ્ટભાવ** પું૦ કાવ્યશાસ્ત્રમાં કહેલા આઠ ભાવો—સ્તંભ, સ્વેદ, સ્વરભંગ, રોમાંચ, કંપ, વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય
**અષ્ટભુજા** સ્ત્રી૦ (સં.) આઠ ભુજાવાળી તે-મહાલક્ષ્મી
**અષ્ટમ** વિ૦ આઠમું (૨) સ્ત્રી૦ લાગલાગટ આઠ ટંકના ઉપવાસનું વ્રત; અઠ્ઠમ (જૈન)
**અષ્ટમકાલિક** વિ૦ સાત ટંકો છોડી આઠમી ટંકે અર્થાત્ ચોથે દિવસે રાતે જમનારું
**અષ્ટમહારોગ** પું૦ આઠ પ્રકારના મોટા વ્યાધિ—વાત, અશ્મરી, કૃચ્છ્ર, મેહ, ઉદર, ભગંદર, અર્શ અને સંગ્રહણી

**અષ્ટમહાસિદ્ધિ** સ્ત્રી૰ આઠ મહાસિદ્ધિઓ—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ

**અષ્ટમંગલ(-ળ)** વિ૰ જુઓ અષ્ટકલ્યાણી (૨) ન૰ રાજ્યાભિષેક વખતે જરૂરી ગણાતી આઠ શુભ વસ્તુઓ—સિંહ, વૃષભ, ગજ, પૂર્ણોદક કુંભ, પંખો, નિશાન, વાદ્ય અને દીપ અથવા બ્રાહ્મણ, અગ્નિ, ગાય, સુવર્ણ, ઘૃત, સૂર્ય, જળ અને રાજા (૩) પુનર્લગ્ન; નાતરું

**અષ્ટમંગળી** વિ૰ નાતરિયું (લગ્ન)

**અષ્ટમાંશ** પું૰ આઠમો ભાગ

**અષ્ટમી** સ્ત્રી૰ આઠમ

**અષ્ટમૂર્તિ(-ર્ત્તિ)** પું૰ શંકર; મહાદેવ (પૃથ્વી, જલ, તેજ, વાયુ, આકાશ, સૂર્ય, ચંદ્ર અને ઋત્વિજ–એનાં આઠ રૂપવાળા)

**અષ્ટયોગિની** સ્ત્રી૰ શુભાશુભ ફળ આપનારી પાર્વતીની આઠ સખીઓ

**અષ્ટરસ** પું૰ આઠ રસ—શૃંગાર, હાસ્ય, કરુણ રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ અને અદ્ભુત

**અષ્ટવિધ** વિ૰ આઠ પ્રકારનું

**અષ્ટશ્રવણ** પું૰ (સં.) અષ્ટકર્ણ; બ્રહ્મા

**અષ્ટંપષ્ટં** અ૰ આડુંઅવળું; ખરુંખોટું

**અષ્ટાક્ષરી** વિ૰ આઠ અક્ષરવાળું

**અષ્ટાદશ** વિ૰ અઢાર

**અષ્ટાધ્યાયી** વિ૰ આઠ અધ્યાયવાળું (૨) સ્ત્રી૰ (સં.) પાણિનીનું વ્યાકરણ

**અષ્ટાવક્ર** વિ૰ જેનાં આઠે અંગ વક્ર હોય એવું; કદરૂપું; કૂબડું (૨) પું૰ (સં.) એક ઋષિ

**અષ્ટાવધાની** વિ૰ એકી સાથે જુદી જુદી આઠ વસ્તુઓમાં ધ્યાન આપી શકે એવું (૨) [લા.] ચતુર

**અષ્ટાવું** અ૰ ક્રિ૰ પીડાવું (૨) હિજરાવું (૩) પસ્તાવું

**અષ્ટાંગ** વિ૰ આઠ અંગવાળું (૨) ન૰ શરીરના આઠે અંગ, જેના વડે દંડવત્ પ્રણામ કરવામાં આવે છે તે; આઠ અંગો—બે હાથ, બે પગ, બે ઢીંચણ એ છ અને છાતી તથા કપાળ કે વાચા તથા મન; અથવા હાથ, પગ, ઢીંચણ, છાતી, માથું, મન, વાણી અને દૃષ્ટિ

**અષ્ટાંગપ્રણામ** પું૰ આઠ અંગ જમીન ઉપર અડકાડીને કરેલા પ્રણામ

**અષ્ટાંગબુદ્ધિ** સ્ત્રી૰ શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ચિંતન, ઉહાપોહ, અર્થવિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ આઠ ગુણવાળી બુદ્ધિ

**અષ્ટાંગમાર્ગ** પું૰ સમ્યક દૃષ્ટિ, સમ્યક સંકલ્પ, સમ્યક વાક, સમ્યક કર્મ, સમ્યક આજીવ, સમ્યક વ્યાયામ, સમ્યક સ્મૃતિ, સમ્યક સમાધિ એ આઠ અંગવાળો બુદ્ધ ભગવાને બતાવેલો દુઃખના નિવારણનો માર્ગ

**અષ્ટાંગયોગ** પું૰ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગયુક્ત યોગ

**અષ્ટોત્તરશત** વિ૰ એકસો ને આઠ (પારાયણ)

**અસક્ત** વિ૰ આસક્તિ વિનાનું; અનાસક્ત

**અસક્તિ** સ્ત્રી૰ અનાસક્તિ

**અસગોત્ર(-ત્રી)** વિ૰ એક જ ગોત્રનું નહિ તેવું

**અસજ્જ** વિ૰ સજ્જ નહિ એવું

**અસજ્જન** પું૰ સજ્જન નહિ તે; દુષ્ટ; અસભ્ય

**અસજ્જનતા** સ્ત્રી૰

**અસજ્જનપણું** ન૰

**અસત** વિ૰ ન હોય તેવું; કાલ્પનિક (૨) ખોટું (૩) ખરાબ (૪) ન૰ શૂન્ય (૨) અસત્ય

**અસતત** વિ૰ ચાલુ—અખંડ નહિ તેવું (૨) અ૰ રહી રહીને

**અસતી** સ્ત્રી૰ વ્યભિચારિણી સ્ત્રી

**અસત્કાર** પું૰ અનાદર; અપમાન

**અસત્પથ** પું૰ કુમાર્ગ

**અસત્પથગામી** વિ૰ કુમાર્ગે ચડેલું; દુરાચરણી

**અસત્ય** વિ૰ ખોટું; જૂઠું (૨) કાલ્પનિક (૩) ન૰ જૂઠાણું (૪) માયા; ભ્રમ

**અસત્યભાવારોપણ** ન૰ જ્યાં ભાવનો અનુભવ નથી થતો ત્યાં ભાવનું આરોપણ કરવું તે

**અસત્યવાદી** વિ૰ જૂઠું બોલનાર

**અસત્ત્વ** વિ૰ નિઃસત્ત્વ; માલ વિનાનું (૨) સારાપણા વિનાનું (૩) ન૰ અભાવ; અનસ્તિત્વ (૪) અયથાર્થતા; અસત્ય (૫) ખરાબપણું; દુષ્ટતા (૬) અંધકાર

**અસદંશ** પું૦ અનિષ્ટ—ખરાબ ભાગ
**અસદાચરણ** ન૦ અસદાચાર
**અસદાચાર** પું૦ અનીતિ; દુરાચરણ
**અસદાચારી** વિ૦ અસદાચાર કરનારું
**અસદૃશ** વિ૦ અણસરખું; ભિન્ન
**અસદ્ગતિ** સ્ત્રી૦ અવગતિ
**અસદ્ગ્રાહ** પું૦ ખરાબ યુક્તિ (૨) ખરાબ અભિપ્રાય; પૂર્વગ્રહ (૩) છોકરવાદી ઇચ્છા
**અસદ્ભાવ** પું૦ સદ્ભાવનો અભાવ; અનાદર; અણગમો
**અસદ્વિચાર** પું૦ અસત–ખરાબ–દુષ્ટ વિચાર
**અસન,૦વેલ** સ્ત્રી૦ એક ઔષધિ
**અસપિંડ** વિ૦ સપિંડ નહિ એવું
**અસબાબ** પું૦ સરસામાન
**અસભ્ય** વિ૦ અવિનયી; જંગલી
**અસભ્યતા** સ્ત્રી૦
**અસભ્યપણું** ન૦
**અસમ** વિ૦ સમ–સરખું નહિ એવું; વિષમ (૨) બરોબરિયા વિનાનું; અપ્રતિમ
**અસમજ,૦ણ** સ્ત્રી૦ અણસમજ
**અસમજણું** વિ૦ સમજણું નહિ તેવું
**અસમતા** સ્ત્રી૦
**અસમજૂત** સ્ત્રી૦ ગેરસમજ (૨) અણબનાવ
**અસમર્થ** વિ૦ સમર્થ નહિ તેવું
**અસમવાયી** વિ૦ સમવાયી નહિ તેવું; જુદું પાડી શકાય તેવું; આગંતુક
**અસમવાયીકારણ** ન૦ જે કારણ કાર્ય અથવા સમવાયી કારણની સાથે એક જ વસ્તુમાં સમવાયસંબંધથી રહેલું હોય તે (ન્યા.)
**અસમવેત** વિ૦ સમવાયસંબંધથી નહિ જોડાયેલું (૨) અસંબદ્ધ
**અસમંજસ** વિ૦ અસ્પષ્ટ (૨) અનુચિત (૩) મૂર્ખાઈભરેલું
**અસમાતું** વિ૦ સમાય નહિ તેવું–તેટલું (૨) જેનો સમાસ ન થાય એવું (માણસ)
**અસમાધેય** વિ૦ સમાધાન ન થઈ શકે એવું
**અસમાધાનકારક** વિ૦ સમાધાન ન કરે તેવું
**અસમાન** વિ૦ સમાન–સરખું નહિ એવું (૨) સપાટ નહિ એવું
**અસમાનતા** સ્ત્રી૦
**અસમાપ્ત** વિ૦ અધૂરું; અપૂર્ણ
**અસમાવર્તક** પું૦ જેનું (વેદનું) અધ્યયન સંપૂર્ણ નથી થયું એવો બ્રાહ્મણ
**અસમાવૃત્ત(–ત્તિક)** પું૦ અસમાવર્તક
**અસમ્યક** વિ૦ સમ્યક નહિ એવું; ખોટું; ભૂલભરેલું
**અસર** સ્ત્રી૦ લાગણી (૨) પરિણામ; ગુણ (૩) છાપ
**અસરકારક** વિ૦ અસર કરે તેવું
**અસરાર** ન૦ ખાનગી વાતચીત (૨) છૂપો ભેદ (૩) ઝોડઝપટ
**અસલ** વિ૦ મૂળ (૨) પ્રાચીન (૩) ઉત્તમ (૪) ખરું; સાચું (૫) અ૦ પહેલાંના વખતમાં
**અસલી** વિ૦ અગાઉના વખતનું; પુરાણું
**અસવર્ણ** વિ૦ ભિન્ન વર્ણ–જાતિનું
**અસવાર** પું૦ સવાર
**અસવારી** સ્ત્રી૦ સવારી
**અસહ(–હ્ય)** વિ૦ સહન ન થઈ શકે તેવું
**અસહકાર** પું૦ સહકાર–સંબંધ ન રાખવો તે (૨) સરકાર સાથે સંબંધ ન રાખવાની ગાંધીજીએ શરૂ કરેલી એ નામની લડત
**અસહકારી** વિ૦ અસહકારને લગતું (૨) પું૦ અસહકારની હિલચાલમાં જોડાયેલો માણસ
**અસહનીય** વિ૦ અસહ્ય
**અસહાય** વિ૦ મદદ વિનાનું; એકલું (૨) નિરાધાર
**અસહાયતા** સ્ત્રી૦
**અસહિષ્ણુ** વિ૦ સહિષ્ણુ નહિ તેવું; અક્ષમ (૨) અનુદાર
**અસહિષ્ણુતા** સ્ત્રી૦
**અસહ્ય** વિ૦ સહી–ખમી ન શકાય એવું
**અસંખ્ય(–ખ્યાત)** વિ૦ બેશુમાર; અગણિત
**અસંગ** વિ૦ અનાસક્ત; દુનિયાદારીના સંબંધોથી મુક્ત (૨) સોબત વિનાનું; એકલું (૩) પું૦ અનાસક્તિ (૪) પુરુષ વા આત્મા (સાંખ્ય)
**અસંગત** વિ૦ મેળ ન ખાય એવું; પરસ્પર વિરોધી (૨) અનુચિત

**અસંગતિ** સ્ત્રી૦ પરસ્પર વિરોધ (૨) અસંભવ (૩) [કા. શા.] કાર્યકારણના સંબંધનો જેમાં વિરોધ દેખાડયો હોય એવો અલંકાર
**અસંગી** વિ૦ ત્યાગી; વેરાગી
**અસંત** વિ૦ અધર્મી; અપવિત્ર
**અસંતુષ્ટ** વિ૦ સંતુષ્ટ નહિ એવું
**અસંતોષ** પું૦ સંતોષ ન થવો તે
**અસંતોષી** વિ૦ સંતોષી નહિ એવું
**અસંદિગ્ધ** વિ૦ સંદિગ્ધ નહિ એવું
**અસંધારા*** સ્ત્રી૦
**અસંપૂર્ણ** વિ૦ સંપૂર્ણ નહિ એવું; અધૂરું
**અસંપૂર્ણતા** સ્ત્રી૦
**અસંબદ્ધ** વિ૦ સંબદ્ધ નહિ એવું (૨) અર્થ-શૂન્ય (૩) અનુચિત
**અસંબંધ** પું૦ સંબંધનો અભાવ
**અસંભવ** પું૦ સંભવનો અભાવ; અશક્યતા
**અસંભવિત** વિ૦ સંભવિત નહિ એવું
**અસંભવિતતા** સ્ત્રી૦
**અસંભાવના** સ્ત્રી૦ સંભાવનાનો અભાવ; અશકયતા
**અસંભાવિત** વિ૦ સંભાવિત નહિ એવું
**અસંભાવ્ય** વિ૦ અસંભવિત (૨) અકલ્પ્ય
**અસંભ્રમ** પું૦ સંભ્રમનો અભાવ
**અસંમત** વિ૦ સંમત નહિ એવું
**અસંમતિ** સ્ત્રી૦ સંમતિનો અભાવ
**અસંમોહ** પું૦ સંમોહનો અભાવ (૨) સત્ય જ્ઞાન
**અસંયત** વિ૦ સંયમરહિત; કાબૂમાં નહિ એવું (૨) બંધનથી મુક્ત
**અસંયમ** પું૦ સંયમનો—ઇંદ્રિયો ઉપરના કાબૂનો અભાવ
**અસંયુક્ત** વિ૦ નહિ જોડાયેલું (૨) [વ્યા.] સંધિરહિત
**અસંયોગ** પું૦ સંયોગનો અભાવ; વિયોગ (૨) કુયોગ
**અસંશયી** વિ૦ સંશયી નહિ એવું
**અસંસર્ગ** પું૦ સંસર્ગ–પરિચયનો અભાવ
**અસંસ્કૃત** વિ૦ અશિષ્ટ; સંસ્કારરહિત (૨) [વ્યા.] નિયમવિરુદ્ધનો શબ્દ
**અસાચ** વિ૦ જૂઠું; અસત્ય (૨) ક્ષણભંગુર
**અસાડ** પું૦ અષાડ
**અસાતત્ય** ન૦ સાતત્યનો અભાવ
**અસાધારણ** વિ૦ અસામાન્ય; વિશેષ (૨) લોકોત્તર (૩) પું૦ (પ્ર.) એક પ્રકારનો હેત્વાભાસ; અનૈકાંતિકનો એક પ્રકાર
**અસાધારણતા** સ્ત્રી૦
**અસાધારણપણું** ન૦
**અસાધારણધર્મ** પું૦ સામાન્ય ધર્મ બાદ કરતાં બાકી રહે તે ધર્મ; કોઈ પણ વસ્તુનો ખાસ ધર્મ (પ્ર.)
**અસાધુ** વિ૦ દુષ્ટ; ખરાબ (૨) [વ્યા.] અપભ્રષ્ટ
**અસાધુતા** સ્ત્રી૦
**અસાધ્ય** વિ૦ સાધી ન શકાય એવું (૨) સિદ્ધ ન થઇ શકે એવું (૩) જેનો ઇલાજ ન હોય તેવો (રોગ)
**અસાધ્વી** વિ૦ સ્ત્રી૦ દુષ્ટા (૨) વ્યભિચારિણી
**અસામયિક** વિ૦ કવખતનું (૨) નિર્ણીત સમય વિનાનું
**સસામર્થ્ય** ન૦ સામર્થ્યનો અભાવ; અશક્તિ
**અસામાન્ય** વિ૦ અસાધારણ
**અસામ્ય** ન૦ સામ્યનો અભાવ; તફાવત
**અસાર** વિ૦ સાર વિનાનું; નિ:સત્ત્વ (૨) નિરર્થક (૩) તુચ્છ
**અસારતા** સ્ત્રી૦
**અસારો** પું૦ વળ દીધેલો રેશમનો તાર
**અસાવધ(-ધાન)** વિ૦ સાવધ નહિ એવું; ગાફેલ
**અસાળિયો** પું૦ એક વનસ્પતિ—ઔષધિ
**અસાંપ્રત** વિ૦ પ્રાચીન (૨) અયોગ્ય
**અસાંસતું** વિ૦ ધીરજ વિનાનું; રઘવાટિયું
**અસિ** સ્ત્રી૦ તલવાર
**અસિત** વિ૦ કાળું; શ્યામ (૨) નીલ (૩) પું૦ (સં.) એક ઋષિનું નામ (તે પાર્વતીની બહેન વેરે પરણ્યા હતા.)
**અસિદ્ધ** વિ૦ નહિ સધાયેલું; અપૂર્ણ (૨) પુરવાર નહિ થયેલું (૩) પું૦ (ન્યા.) એક હેત્વાભાસ, જેમાં હેતુ પોતે જ સિદ્ધ હોતો નથી.
**અસિદ્ધતા** સ્ત્રી૦
**અસિદ્ધિ** સ્ત્રી૦ સિદ્ધિનો અભાવ

**અસિધારાવ્રત** ન૦ તલવારની ધાર પર ચાલવા જેવું કઠણ વ્રત
**અસિપદ** ન૦ तत्वमसि–માંનું 'असि' પદ, જેમાં બ્રહ્મ અને જીવની એકતા કહેલી છે.
**અસીમ** વિ૦ સીમા વિનાનું; બેહદ
**અસીલ** વિ૦ જાતવાન; અશરાફ (૨) સાલસ (૩) પું૦ કુળ (વકીલનો)
**અસુ** પું૦ પ્રાણ (૨) પું૦ બ૦ વ૦ દેહમાં રહેલા પંચવાયુ
**અસુખ** ન૦ દુઃખ (૨) બેચેની
**અસુખાકારી** સ્ત્રી૦ માંદગી
**અસુખી** વિ૦ દુઃખી (૨) બેચેન
**અસુઘડ** વિ૦ સુઘડ નહિ એવું
**અસુઘડતા** સ્ત્રી૦
**અસુર** પું૦ દૈત્ય; રાક્ષસ
**અસુરાચાર્ય** પું૦ (સં.) અસુરોનો આચાર્ય શુક્રાચાર્ય
**અસુરાધિપ** પું૦ અસુરોનો અધિપ—બલિરાજા
**અસુલભ** વિ૦ સુલભ નહિ એવું
**અસું** વિ૦ + આવું
**અસુંદર** વિ૦ કૂબડું; કદરૂપું
**અસૂક્ષ્મ** વિ૦ સૂક્ષ્મ નહિ એવું; સ્થૂલ; મોટું
**અસૂત્રિત** વિ૦ સૂત્રના રૂપમાં મૂકયા વિનાનું (૨) ગાંઠયા વિનાનું
**અસૂયા** સ્ત્રી૦ અદેખાઈ (૨) પારકાના ગુણોમાં દોષ શોધવા તે (૩) ક્રોધ
**અસૂયાળું** વિ૦ અસૂયાવાળું
**અસૂર(–રું)** અ૦ મોડું
**અસૂર્ય** વિ૦ સૂર્ય વિનાનું
**અસૂંદરો** પું૦ એક ઝાડ
**અસેમસે** અ૦ કોઈ પણ મરે–બહાને
**અસેવન** ન૦ ઉપભોગ ન કરવો તે (૨) અનાદર; ધ્યાન ઉપર ન લેવું તે
**અસેવ્ય** વિ૦ સેવ્ય નહિ એવું
**અસૌમ્ય** વિ૦ ઉગ્ર; કઠોર
**અસ્ખલિત** વિ૦ અટગ (૨) અખંડ (૩) સ્ખલન કે ભૂલ કર્યા વિનાનું
**અસ્ત** પું૦ આથમવું તે (સૂર્ય ઇત્યાદિનું) (૨) પડતી (૩) નાશ; મરણ
**અસ્તમાન** વિ૦ આથમતું
**અસ્તર** ન૦ અંદરનું પડ (ડગલા ઇત્યાદિનું)
**અસ્તરિયું** ન૦ સોનામહોર
**અસ્તરો** પું૦ વાળ કાઢવાનું ઓજાર; અસ્ત્રો
**અસ્તવ્યસ્ત** વિ૦ છિન્નભિન્ન; રફેતફે
**અસ્તંગત** વિ૦ અસ્ત પામેલું
**અસ્તાઈ** સ્ત્રી૦ ધ્રુપદના ત્રણ ભાગમાંનો પહેલો (અસ્તાઈ, અંતરો અને આભોગ) (૨) ઢાળ; રાગ
**અસ્તાચલ(–ળ)** પું૦ જેની પાછળ સૂર્ય આથમે છે એ પશ્ચિમ દિશાનો કલ્પિત પર્વત
**અસ્તિ** સ્ત્રી૦ હોવાપણું; હયાતી; હસ્તી
**અસ્તિકાય** પું૦ પદાર્થ (જૈન)
**અસ્તિત્વ** ન૦ અસ્તિ
**અસ્તિપક્ષ** પું૦ અનુકૂળ પક્ષ
**અસ્તિરૂપ** વિ૦ હકારરૂપ; ભાવાત્મક; 'પૉઝિટિવ'
**અસ્તિવાક્ય** ન૦ અસ્તિવાચક કથનવાળું વાકય
**અસ્તિવાચક** વિ૦ અસ્તિરૂપ
**અસ્તિવાચી** વિ૦ અસ્તિવાચક
**અસ્તુ** અ૦ ભલે; ખેર (૨) 'તારા માગ્યા પ્રમાણે થાઓ' એવું વરદાન સૂચવતો ઉદ્ગાર
**અસ્તેય** ન૦ ચોરી ન કરવી તે (૨) જરૂરિયાત કરતાં વધારે વાપરવું તે ચોરી છે એમ માની તેમ ન કરવું તે
**અસ્તેયવ્રત** ન૦ અસ્તેયનું વ્રત; એક મહાવ્રત
**અસ્તોદય** પું૦ ઊગવું અને આથમવું તે (૨) ચડતીપડતી
**અસ્ત્ર** ન૦ ફેંકવાનું હથિયાર (૨) હથિયાર
**અસ્ત્રધર** વિ૦ અસ્ત્ર ધારણ કરનારું
**અસ્ત્રવિદ્યા** સ્ત્રી૦ અસ્ત્ર વાપરવાની વિદ્યા
**અસ્ત્રાગાર** ન૦ હથિયાર રાખવાનો ઓરડો
**અસ્ત્રો** પું૦ અસ્તરો; છરો
**અસ્થાન** ન૦ અયોગ્ય સ્થળ–પ્રસંગ
**અસ્થાયી** વિ૦ ટકે નહિ એવું; ચંચળ (૨) કાયમી નહિ તેવું (૩) [ગ.] વિકારી; ચલ; 'વેરિયેબલ'
**અસ્થાવર** વિ૦ જંગમ (મિલકત)
**અસ્થિ** ન૦ હાડકું

**અસ્થિપં(-પિં)જર** ન૦ હાડપિંજર
**અસ્થિમય** વિ૦ હાડકાંવાળું (૨) માત્ર હાડકાં રહ્યાં હોય તેવું (શરીર)
**અસ્થિર** વિ૦ સ્થિર નહિ તેવું; હાલતું; ડગમગતું (૨) ચંચળ (૩) ઢચુપચુ
**અસ્થિરતા** સ્ત્રી૦
**અસ્થિરપણું** ન૦
**અસ્થિસમર્પણ** ન૦ શબને બાળતાં અવશેષ રહેલાં હાડકાં—ફૂલ કોઈ પવિત્ર નદીમાં પધરાવવાં તે
**અસ્થિસંચય** પું૦ અસ્થિસમર્પણ માટે એ ફૂલ એકઠાં કરવાં તે
**અસ્થિસિંચન** ન૦ ચિતાને ટાઢી પાડવી તે
**અસ્નાત** વિ૦ સ્નાત-નાહેલું નહિ એવું
**અસ્નિગ્ધ** વિ૦ સ્નેહ-ચીકાશ વિનાનું (૨) પ્રેમરહિત
**અસ્પર્શ** પું૦ સ્પર્શનો અભાવ
**અસ્પષ્ટ** વિ૦ સ્પષ્ટ નહિ એવું
**અસ્પષ્ટતા** સ્ત્રી૦
**અસ્પંદ** વિ૦ ધ્રૂજતું કે હાલતું નહિ એવું; ગતિહીન
**અસ્પૃષ્ટ** વિ૦ સ્પૃષ્ટ નહિ એવું
**અસ્પૃશ્ય** વિ૦ ન અડકાય એવું (૨) અડીએ તો અભડાવાય એવું (૩) એવી કોમનું
**અસ્પૃશ્યતા** સ્ત્રી૦
**અસ્પૃશ્યતાનિવારણ** ન૦ અમુક કોમ અસ્પૃશ્ય છે એ મતનું નિવારણ
**અસ્પૃહ** વિ૦ સ્પૃહા-દરકાર વિનાનું; ઉદાસીન (૨) અનાસક્ત
**અસ્પૃહણીય** વિ૦ સ્પૃહણીય નહિ એવું
**અસ્ફુટ** વિ૦ સ્ફુટ નહિ એવું; સંદિગ્ધ
**અસ્ફુટતા** સ્ત્રી૦
**અસ્માર્ત** વિ૦ સ્મૃતિ-ધર્મશાસ્ત્ર અનુસાર નહિ તેવું (૨) સ્માર્ત સંપ્રદાયનું નહિ એવું
**અસ્મિતા** સ્ત્રી૦ અહંતા (૨) પોતાપણાનું—વ્યક્તિત્વનું ભાન
**અસ્મૃતિ** સ્ત્રી૦ સ્મૃતિનો અભાવ (૨)ભૂલકણા-પણું
**અસ્વચ્છ** વિ૦ સ્વચ્છ નહિ એવું
**અસ્વચ્છતા** સ્ત્રી૦
**અસ્વતંત્ર** વિ૦ પરતંત્ર; પરવશ
**અસ્વતંત્રતા** સ્ત્રી૦
**અસ્વરિત** વિ૦ ઊંચા અવાજ વિનાનું (૨) 'સ્વરિત' નહિ એવો (શબ્દ)
**અસ્વર્ગ્ય** વિ૦ સ્વર્ગની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ
**અસ્વસ્થ** વિ૦ સ્વસ્થ નહિ એવું; અશાંત (૨) બેચેન; સહેજ બીમાર
**અસ્વસ્થતા** સ્ત્રી૦
**અસ્વાભાવિક** વિ૦ સ્વાભાવિક નહિ એવું (૨) કૃત્રિમ
**અસ્વાસ્થ્ય** ન૦ સ્વાસ્થ્યનો અભાવ; અસ્વસ્થતા
**અસ્વીકાર** પું૦ સ્વીકારનો અભાવ
**અસ્વીકાર્ય** વિ૦ સ્વીકાર્ય નહિ એવું
**અહ** પું૦ દિવસ
**અહત** વિ૦ ઈજા પામ્યા વિનાનું
**અહમહમિકા** સ્ત્રી૦ સ્પર્ધા; ચડસાચડસી
**અહમિકા** સ્ત્રી૦ જુઓ અસ્મિતા
**અહમેવ** પું૦ અહંકાર
**અહમો** પું૦ આવેશ
**અહર** પું૦ + દિવસ
**અહરહ** અ૦ દરરોજ
**અહરિમાન** પું૦ (સં.) પારસીઓના ધર્મ-પુસ્તકમાં વર્ણવેલો ઈશ્વરથી વિરુદ્ધ સેતાન જેવો એક દેવ
**અહર્નિશ** અ૦ દિનરાત
**અહહ** અ૦ દુઃખ, શોક, આશ્ચર્ય, દયા, સંબોધન, શ્રમ ઇત્યાદિ સૂચવતો એક ઉદ્ગાર
**અહં** સ૦ હું (૨) ન૦ હુંપદ; અહંકાર
**અહંકાર** પું૦ અભિમાન; ગર્વ
**અહંકારી** વિ૦ અભિમાની
**અહંકૃતિ** સ્ત્રી૦ અહંકાર
**અહંતા** સ્ત્રી૦
**અહંત્વ** ન૦
**અહંપદ** ન૦ હુંપદ
**અહંબુદ્ધિ** સ્ત્રી૦ અવિદ્યા; અજ્ઞાન; અહંતા
**અહંભાવ** પું૦ અહંનો ભાવ; અહંતા
**અહંમતિ** સ્ત્રી૦ અહંબુદ્ધિ
**અહંસત્તાવાદ** પું૦ 'સર્વસત્તા સ્વાધીન' એવો વાદ; 'ઓટોક્રસી'
**અહંસત્તાવાદી** વિ૦ અહંસત્તાવાદમાં માનનાર
**અહા,ઓહો** અ૦ આશ્ચર્ય, ઉત્સાહ, વિસ્મય અથવા દુઃખ દર્શાવતો ઉદ્ગાર

**અહાલેક** પું૦ ખાખી બાવાઓનો એક પોકાર (ભિક્ષા માગતી વખતનો)
**અહાહા** અ૦ અહા
**અહિ** પું૦ સાપ
**અહિત** ન૦ ભૂડું; અકલ્યાણ (૨) નુકસાન
**અહિતકર** વિ૦ અહિત કરનારું
**અહિતકારક** વિ૦ અહિતકર
**અહિતકારી** વિ૦ અહિતકર
**અહિપતિ** પું૦ સાપનો રાજા (શેષનાગ, વાસુકિ ઇત્યાદિ)
**અહિમુખ** વિ૦ સાપના જેવા મોંવાળું (૨) પું૦ સાપનું મોં
**અહિરિપુ** પું૦ સાપનો શત્રુ (ગરુડ, નોળિયો ઇત્યાદિ)
**અહિંસક** વિ૦ હિંસક નહિ તેવું (૨) અહિંસા-વાળું; દયાવાન
**અહિંસા** સ્ત્રી૦ મન, વાણી અથવા કર્મથી હિંસા ન કરવી તે
**અહિંસાત્મક** વિ૦ અહિંસાના સિદ્ધાંત ઉપર રચાયેલું
**અહિંસામય** વિ૦ જેમાં હિંસા ન હોય એવું; શાંતિમય
**અહિંસાવાદી** વિ૦ (૨) પું૦ અહિંસામાં માનનાર
**અહિંસ્ર** વિ૦ હિંસા ન કરે એવું; નિર્દોષ
**અહીર** પું૦ આહીર; ભરવાડની એક જાત
**અહીં,૦યાં** અ૦ અત્ર; આ સ્થળે
**અહીંકણે** અ૦ આ સ્થળે
**અહીંતહીં** અ૦ અહીં અને તહીં
**અહીંયાં** અ૦ અહીં
**અહુણા** અ૦ + અધુના; હમણાં
**અહૃદય** વિ૦ હૃદયહીન; નિષ્ઠુર
**અહેડી** પું૦ + શિકારી
**અહેતુ** વિ૦ હેતુ–કારણ વિનાનું; સ્વાભાવિક (૨) નિષ્પ્રયોજન (૩) નિષ્કામ
**અહે(-હૈ)તુક** વિ૦ હેતુ વિનાનું; અકારણ
**અહેવાલ** પું૦ વૃત્તાંત
**અહેશા(-સા)ન** ન૦ ઉપકાર; આભાર
**અહેશા(-સા)નમંદ** ન૦ આભારી; કૃતજ્ઞી
**અહૈતુક** વિ૦ અહેતુક
**અહો** અ૦ આશ્ચર્ય, સ્તુતિ, કરુણા, ખેદ ઇત્યાદિ સૂચવતો ઉદ્ગાર (૨) સારું, ઊંચું ઇત્યાદિદર્શાવનાર પૂર્વગ. ઉદા૦ 'અહોભાગ્ય'
**અહોનિશ** અ૦ અહર્નિશ; દિનરાત
**અહોબુદ્ધિ** સ્ત્રી૦ આશ્ચર્યકારક બુદ્ધિ (૨) (કટાક્ષમાં) મંદબુદ્ધિ
**અહોભાગ્ય** ન૦ મોટું ભાગ્ય
**અહોભાવ*** પું૦
**અહોરાત્ર** અ૦ દિનરાત; અહર્નિશ
**અહોહો** અ૦ આશ્ચર્ય, સ્તુતિ, કરુણા, ખેદ ઇત્યાદિ સૂચક ઉદ્ગાર
**અહ્રિમાન** પું૦ (સં.) અહરિમાન
**અળખામણું** વિ૦ અણમાનીતું; અપ્રિય
**અળગું** વિ૦ દૂર; છેટેનું (૨) જુદું; નિરાળું; અનેરું
**અળછ(-શ)** સ્ત્રી૦ નિર્ધનતા; દારિદ્ર્ય (૨) કચરો–પૂંજો
**અળતી** સ્ત્રી૦ પરોણાને બીજે છેડે નખાતું તવેથાના જેવું ચપટું ફળ
**અળતો** પું૦ ઉકાળેલી લાખમાંથી બનાવેલો લાલ રંગ (પહેલાં લાલ શાહી તરીકે તેમ જ સ્ત્રીઓના હાથપગ રંગવામાં વપરાતો)(૨) [લા.] મેદીનો છૂંદો (સ્ત્રીઓના હાથેપગે મૂકવાનો)
**અળદાવું** અ૦ ક્રિ૦ થાકીને લોથ થઈ જવું; પિલાવું
**અળપ** વિ૦ વાતોડિયું; લવલવિયું (૨) અટક્યાળું
**અળંપળંપ*** સ્ત્રી૦
**અળફસળફ** વિ૦ (કા.) દીઠું ન દીઠું–હતું ન હતું એવું
**અળવી** સ્ત્રી૦ એક કંદમૂળ, જેનાં પાંદડાંનાં પત્તરવેલિયાં થાય છે.
**અળવીતરું** વિ૦ (૨) ન૦ જુઓ અટકચાળું
**અળશ** સ્ત્રી૦ જુઓ અળછ
**અળશી(-સી)** સ્ત્રી૦ એક તેલી બી
**અળસાણું** વિ૦ આળસુ; મંદ (૨) થાકેલું (૩) અટકી પડેલું
**અળસાવું** અ૦ ક્રિ૦ આળસથી અથવા કંટાળાથી છોડી દેવું

**અળસિયું** ન૦ જમીનમાં રહેતો એક કીડો (ચોમાસામાં તે બહાર ફરે છે) (૨) અળસીનું તેલ
**અળસી** સ્ત્રી૦ અળશી
**અળંબો** પું૦ બિલાડીનો ટોપ
**અળાઈ** સ્ત્રી૦ ઉનાળામાં શરીરે થતી ઝીણી ફોલ્લી
**અળાવો** પું૦ ફાંસો (૨) ઉપકાર
**અળુ** ન૦ અળવી
**અળુળુળુ** અ૦ હાલરડું ગાતાં બોલાતો શબ્દ
**અળુખડું** ન૦ અળવીની ગાંઠ
**અંક** પું૦ આંકો; ચિહ્ન (૨) સંખ્યાનું ચિહ્ન; આંકડો (૩) ખોળો (૪) નાટકનો વિભાગ (૫) ટેક
**અંકગણિત** ન૦ આંકડાથી ગણતરી કરવાનું શાસ્ત્ર; ગણિત
**અંકન** ન૦ ગાયન વગેરેના સ્વર લિપિબદ્ધ કરવા તે
**અંકનપદ્ધતિ** સ્ત્રી૦ અંકનની—સ્વરલિપિની રીત
**અંકપાશ** પું૦ ગણિતપાશ; 'પરમ્યુટેશન' (ગ.)
**અંકમુખ** ન૦ અંકના જે ભાગમાં નાટકના આખા વસ્તુનું સૂચન કરવામાં આવ્યું હોય તે ભાગ
**અંકલિપિ(-પી)** સ્ત્રી૦ આંકડા લખવાની રીત
**અંકાઈ** સ્ત્રી૦ આંકવાનું કામ (૨) આંકવાની કિંમત અથવા મજૂરી
**અંકામણ** ન૦ આંકવાની કિંમત અથવા મજૂરી
**અંકામણી** સ્ત્રી૦ અંકામણ
**અંકાવતાર** પું૦ આગલા અંકને અંતે પાત્રો દ્વારા સૂચિત થયેલું કાર્ય બીજા અંકમાં લાવી તેનું અનુસંધાન કરવામાં આવે તે
**અંકાવવું** સ૦ ક્રિ૦ આંકે એમ કરવું
**અંકિત** વિ૦ નિશાની અથવા છાપવાળું (૨) અંકાયેલું; પ્રસિદ્ધ (૩) અધીન
**અંકુર** પું૦ ફણગો (૨) [લા.] મૂળ; બીજ (૩) રૂંઅ
**અંકુરિત** વિ૦ જેને ફણગા ફૂટ્યા હોય તેવું
**અંકુશ** પું૦ દાબ; કાબૂ (૨) હાથીને હાંકવાનો લોઢાનો પરોણો
**અંકૂ(-કો)લ** ન૦ એક વનસ્પતિ—ઔષધિ
**અંકે** અ૦ આંકડામાં લખેલી સંખ્યા શબ્દોમાં દર્શાવી હોય ત્યારે વપરાતો શબ્દ
**અંકોડાબંધ** અ૦ સાંકળના અંકોડા જેમ એક બીજામાં બરાબર બેસતા કર્યા હોય છે તેમ; હારોહાર (૨) સજ્જડ
**અંકોડી** સ્ત્રી૦ નાનો આંકડો (૨) એવા અંકોડાવાળી લાંબી લાકડી (૩) ગળ (માછલાં પકડવાની)
**અંકોડો** પું૦ બેઉ છેડે વાળેલો ધાતુનો સળિયો; સાંકળનો આંકડો (૨) સાણસો; ચીપિયો
**અંકોર** પું૦+ અંકુર; ફણગો
**અંકોલ** એક વનસ્પતિ—ઔષધિ; અંકૂલ
**અંકોલું** ન૦ અંકોલનું ફળ
**અંગ** ન૦ શરીર (૨) અવયવ (૩) ભાગ (૪) બંગાળાના એક ભાગનું પ્રાચીન નામ
**અંગઉધાર** વિ૦ અંગત શાખ ઉપર ધીરેલું (૨) અ૦ અંગત શાખ ઉપર
**અંગકસરત** સ્ત્રી૦ શરીરને કસરત આપવી તે; વ્યાયામ
**અંગકંપ** પું૦ શરીરનું ધ્રૂજવું તે
**અંગચાપલ્ય** ન૦ શરીરની સ્ફુર્તિ
**અંગચેષ્ટા** સ્ત્રી૦ અંગની ચેષ્ટા; ચાળા
**અંગજ** વિ૦ શરીરમાંથી જન્મેલું (૨) પું૦ પુત્ર
**અંગજા** વિ૦ સ્ત્રી૦ શરીરમાંથી જન્મેલી (૨) સ્ત્રી૦ પુત્રી
**અંગજ્ઞાન** ન૦ શરીરના સ્પર્શથી થયેલું જ્ઞાન (૨) સહજ જ્ઞાન; શરીરના પોષણ-રક્ષણ સંબંધી પોતામાં જ રહેલું સ્વાભાવિક જ્ઞાન
**અંગત** વિ૦ ખાનગી; જાતને લગતું
**અંગદ** પું૦ (સં.) વાલીનો પુત્ર, જેને રામે રાવણ સાથે વિષ્ટિ કરવા મોકલાવ્યો હતો.
**અંગદકૂદકો** પું૦ ઊંચો કૂદકો; 'હાઈ જંપ'
**અંગદવિષ્ટિ** સ્ત્રી૦ અંગદે રામના દૂત તરીકે રાવણે સાથે કરેલી વિષ્ટિ—સમાધાનીની મસલત

**અંગદશિષ્ટાઈ** સ્ત્રી૦ અંગદના જેવી શિષ્ટાઈ— સફળતાથી પોતાનો હેતુ પાર પાડવો તે
**અંગના** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**અંગનું** વિ૦ પોતાનું; ખાસ સંબંધ ધરાવનારું; વિશ્વાસુ (૨) નજીકનું (સગું)
**અંગન્યાસ** પું૦ ઉચિત મંત્રોચ્ચાર સાથે શરીરના જુદાજુદા ભાગને હાથથી સ્પર્શ કરવો તે
**અંગબલ(-ળ)** ન૦ શરીરબળ
**અંગભંગ** પું૦ અંગનું જૂદા પડી જવું (૨) શરીર મરડવું—આળસ ખાવી તે (૨) અંગનું ભાગી જવું તે
**અંગભૂત** વિ૦ અંગરૂપ બનેલું એવું
**અંગમર્દન** ન૦ અંગનું મર્દન; ચંપી
**અંગમહેનત** સ્ત્રી૦ શારીરિક શ્રમ
**અંગમોડા** પું૦ બ૦ વ૦ તાવ આવતાં પહેલાં શરીરનું ભાંગવું તે; કસમોડા
**અંગરક્ષક** પું૦ રક્ષણ માટે રાખવામાં આવતો ખાસ સૈનિક
**અંગરક્ષણી** સ્ત્રી૦ નાનો અંગરખો (૨) એક જાતનું બખ્તર
**અંગરક્ષા** સ્ત્રી૦ અંગની—શરીરની રક્ષા (૨) રાખડી
**અંગરખી** સ્ત્રી૦ જુઓ અંગરક્ષણી
**અંગરખું** ન૦ અંગરખો
**અંગરખો** પું૦ જૂની ઢબનો કસ બાંધવાનો લાંબો ડગલો
**અંગરસ** પું૦ પાણી ભેળવ્યા વિનાનો ફળનો રસ
**અંગરંગ** પું૦ શરીરની કાંતિ; ચહેરો (૨) ભોગવિલાસ
**અંગરાગ** પું૦ શરીર ઉપર કરવાનો ચંદનાદિ લેપ
**અંગવસ્ત્ર** ન૦ ખેસ; ઉપરણો (૨) [લા.] રખાત
**અંગવિકાર** પું૦ શારીરિક ખોડ (૨) શરીરના દેખાવમાં થયેલો ફેરફાર (ખાસ કરીને કામ ક્રોધાદિની અસરથી) (૩) શારીરિક રોગ
**અંગવિન્યાસ** પું૦ ભાવને વ્યક્ત કરવા શરીરના અવયવોનો હાવ
**અંગવિક્ષેપ** પું૦ અંગવિન્યાસ
**અંગસંસ્કાર** પું૦ શરીરની ટાપટીપ
**અંગસ્વભાવ** પું૦ જાતિસ્વભાવ (૨) સહજ શક્તિ
**અંગાઉ** વિ૦ અંગને લગતું; આગવું; ખાનગી (૨) જાતમુખત્યારકા ઉપજનું; અંગઉધાર
**અંગાર** પું૦ અગ્નિ (૨) સળગતો અંગારો (૩) બળતરા; અગન (૪) [લા.] કપૂત
**અંગારક** પું૦ નાનો અંગારો (૨) (સં.) મંગળગ્રહનું એક નામ (૩) એક છોડ
**અંગારિયું** ન૦ ઝીણા અંગારામાં શેકીને ખરું કરેલું તે
**અંગારવાયુ** પું૦ 'કાર્બોનિક ઍસિડ ગૅસ'
**અંગારવું** સ૦ ક્રિ૦ દેવતામાં નાખી શુદ્ધ કરવું
**અંગારિયું** વિ૦ બળીને ખાખ થયેલું (૨) ન૦ આગિયું પડવાથી બળી ગયેલી જુવાર
**અંગારી** સ્ત્રી૦ નાનો અંગારો; ચિનગારી (૨) સગડી
**અંગારો** પું૦ જુઓ અંગાર
**અંગિત** વિ૦ લોહીની સગાઈવાળું (૨) વિશ્વાસુ
**અંગિયું** ન૦ ઝભલું
**અંગિયો** પું૦ બાંય વગરનો સ્ત્રીઓનો કબજો
**અંગિરસ** પું૦ (સં) એક વૈદિક ઋષિ (સપ્તર્ષિમાંના એક)
**અંગિરા** પું૦ (સં૦) અંગિરસ
**અંગી** વિ૦ ખાસ પોતાનું (૨) અંગ—અવયવ-વાળું. ઉદા૦ 'કોમલાંગી' (૩) સ્ત્રી૦ એક ડગલી
**અંગીકરણ** ન૦ અંગીકાર
**અંગીકાર** પું૦ સ્વીકાર
**અંગીકૃત** વિ૦ અંગનું—પોતાનું કરેલું; સ્વીકારેલું
**અંગીકૃતક્રમ** પું૦ પ્રમાણ—પુરાવા વિના સ્વીકારી લીધેલો સિદ્ધાંત; 'પૉસ્ચ્યુલેટ'
**અંગી(-ગે)ઠી** સ્ત્રી૦ સગડી (ખાસ કરીને સોનીની) (૨) પાંક પાડવા માટે તૈયાર કરેલી જગા (૩) ઝાળ; અગન
**અંગીભૂત** વિ૦ અંગનું થયેલું
**અંગુર** ન૦ નવી ચામડી; રૂઝ
**અંગુલિ(-લી)** સ્ત્રી૦ આંગળી

**અંગુલિ(-લી)મુદ્રા** સ્ત્રી૰ સીલની વીંટી (૨) એની છાપ; મહોર
**અંગુલિ(-લી)સંજ્ઞા** સ્ત્રી૰ આંગળાથી કરેલી નિશાની
**અંગુષ્ઠ** પું૰ અંગૂઠો
**અંગૂછો** પું૰ અંગ લૂછવાનો કટકો; રૂમાલ
**અંગૂઠાદાવ** પું૰ કુસ્તીનો એક દાવ
**અંગૂઠાપટી** સ્ત્રી૰ અંગૂઠા જેટલી જાડી પટી
**અંગૂઠિયું** વિ૰ અંગૂઠાના માપનું (૨) ન૰ અંગૂઠાનું એક ઘરેણું
**અંગૂઠી** સ્ત્રી પગને અંગૂઠે પહેરવાનું સ્ત્રીઓનું ઘરેણું; વીંટલા (૨) આંગળાના રક્ષણ માટેની ખોળી
**અંગૂઠો** પું૰ હાથ અથવા પગનું જાડામાં જાડું પહેલું આંગળું
**અંગૂર** સ્ત્રી૰ લીલી દ્રાક્ષ
**અંગે** અ૰ માટે;-ની બાબતમાં
**અંગેઠી** સ્ત્રી૰ અંગીઠી
**અંગોર** સ્ત્રી૰ અતિશય ફળદ્રુપ પ્રદેશ
**અંગ્રેજ** પું૰ ઇગ્લંડનો વતની
**અંગ્રેજી** વિ૰ અંગ્રેજ લોકોનું; અંગ્રેજ લોકો સંબંધી (૨) સ્ત્રી૰ અંગ્રેજોની ભાષા
**અંઘેડો** પું૰ એક વનસ્પતિ
**અંઘોળ** ન૰ સ્નાન; નાહવું તે
**અંઘોળડી** સ્ત્રી૰ નાનું અંઘોળિયું (૨) અંઘોળ કરવાની ઓરડી (૩) તાંબાકૂંડી (૪) વર-કન્યાને સ્નાન કરાવતાં ગાવાનું ગીત (૫) વરને સ્નાન કરાવનાર સ્ત્રી
**અંઘોળવું** અ૰ ક્રિ૰ નાહવું; સ્નાન કરવું
**અંઘોળિયું** ન૰ નાવાનું પાણી ગરમ કરવાનું વાસણ (૨) નાવા બેસવાનું પાટિયું
**અંઘોળિયો** પું૰ સ્નાન કરાવનાર ચાકર (૨) નાહવાનું પાણી ગરમ કરવાનું વાસણ
**અંઘ્રિ** પું૰ પગ
**અંચ** સ્ત્રી૰ (પ.) આંચ
**અંચઈ** સ્ત્રી૰ વાંકુ બોલવું તે; જૂઠ
**અંચલ(-ળ)** પું૰ પાલવ
**અંચળવો** પું૰ નાનાં છોકરાંને ઓઢાડવાનો ભાતીગળ રૂમાલ (૨) તેલમાં બોળી સળગાવેલી દોરડી
**અંચળો** પું૰ અંચળવો
**અંજન** ન૰ આંજવાનો પદાર્થ; કાજળ; સુરમો
**અંજનશલાકા** સ્ત્રી૰ આંજવાની સળી
**અંજના(-ની)** સ્ત્રી૰ (સં.) હનુમાનની માતા
**અંજના(-ની)પુત્ર** પું૰ (સં.) હનુમાન
**અંજનીગીત** ન૰ એક છંદ
**અંજલિ(-ળિ)** સ્ત્રી૰ ખોબો; પોશ (૨) એમાં ભરેલું હોય તે (૩) [લા.] માન
**અંજળ** ન૰ અન્નજળ; દાણોપાણીનું નિર્માણ
**અંજળપાણી** ન૰ અંજળ
**અંજળિ** સ્ત્રી૰ અંજલિ
**અંજામ** પું૰ અંત (૨) પરિણામ
**અંજાવવું** સ૰ ક્રિ૰ આંખમાં (અંજન) લગાડાવવું
**અંજાવું** અ૰ ક્રિ૰ તેજને લીધે આંખનું મીંચાઈ જવું (૨) બીજાના મુકાબલામાં ઝાંખા પડી જવું
**અંજીર** ન૰ એક મેવો
**અંજીરિયું** વિ૰ અંજીરના જેવા રંગનું
**અંજીરી** સ્ત્રી૰ અંજીરનું ઝાડ
**અંજુમન** ન૰ મંડળ; સમાજ; જમાત
**અંટવાણ** સ્ત્રી૰ અંટવાવું તે (૨) અંટવાતી વસ્તુ
**અંટ(-ટે)વાવું** અ૰ ક્રિ૰ વચમાં અથડાયા કરવું (૨) પગમાં દોરડું ભરાવાથી ગબડી પડવું
**અંટસ** પું૰ વેર; પાદાખાર
**અંટેવાળ** સ્ત્રી૰ અડફડમાં આવવું તે; નડતર (૨) ગાયભેંસને દોહતી વખતે પાછલા પગે મારવામાં આવતી આંટી
**અંટોળ** વિ૰ જ્યાં ત્યાં અટવાતું; રખડતું (૨) (૨) ભારબોજ વિનાનું (૩) નકામું
**અંટોળકાટલું** ન૰ ખોટું વજન (૨) નકામું રખડતું; કયાંયે જેનો સમાસ ન થતો હોય એવું માણસ
**અંડ** ન૰ પેળ; ગોળી (ગુહ્યાંગની) (૨) ઈંડું
**અંડકટાહ** પું૰ સામાન્ય ઈંડાનું અથવા બ્રહ્માંડનું કોચલું
**અંડકોશ(-ષ)** પું૰ પેળની કોથળી
**અંડજ** વિ૰ ઈંડામાંથી જન્મેલું
**અંડભિત્તિ** સ્ત્રી૰ ઈંડાનું કોચલું
**અંડવર્ધ(-ર્દ્ધ)ન** ન૰ અંડકોશ મોટો થઈ જવાનો રોગ
**અંડવૃદ્ધિ** સ્ત્રી૰ અંડવર્ધન
**અંડળ** વિ૰ વગર મહેનતનું; હરામનું

**અંડળગંડળ** વિ૦ ખરુંખોટું; એલફેલ
**અંડાકાર** વિ૦ ઈંડા જેવા આકારનું; લંબગોળ
**અંડાકૃતિ** વિ૦ અંડાકાર
**અંડૂસ** પું૦ અંડ (૨) ન૦ સીતાફળ
**અંડોળ** વિ૦ ડોલતું; ઝોલાં ખાતું
**અંડોળગંડોળ*** વિ૦
**અંત** પું૦ છેડો; છેવટનો ભાગ (૨) સમાપ્તિ આખર (૩) હદ; સીમા (૪) મરણ; વિનાશ
**અંતક** પું૦ યમ (૨) ઘાતક; મારો (૩) કાળ; મરણ
**અંતકાલ(-ળ)** પું૦ આખરનો સમય (૨) મોતની ઘડી
**અંતકાળિયું** વિ૦ અંતકાળ વખતે કામ આવે એવું
**અંતર્** અ૦ અંદર (૨) વચમાં (૩) મનમાં
**અંતર** વિ૦ અંદરનું (૨) નજીકનું (૩) બીજું; નિરાળું (૪) ન૦ અંદરનો ભાગ (૫) અંતઃકરણ; મન (૬) અવકાશ; છેટું (૭) વચલો કાળ (૮) તફાવત (૯) ભેદ; જુદાઈ
**અંતરગળ** સ્ત્રી૦ આંતરડાનું નીચે ઊતરવું; વધરાવળ
**અંતરચિહ્ન** ન૦ ઓછા અથવા ઊલટાનું ~ આવું ચિહ્ન (ગ.)
**અંતરછાલ** સ્ત્રી૦ અંદરની છાલ
**અંતરજકાત** સ્ત્રી૦ દેશની અંદર આવતા માલ ઉપર લેવાતી જકાત
**અંતરજામી** વિ૦ (૨) પું૦ જુઓ અંતર્યામી
**અંતરજ્ઞ** વિ૦ અંદરની વાત જાણનારું
**અંતરતમ** વિ૦ છેક અંદરનું
**અંતરદૃષ્ટિ** સ્ત્રી૦ અંદર-આત્મા તરફ વળેલી દૃષ્ટિ
**અંતરનાદ** પું૦ અંતઃકરણનો અવાજ
**અંતરપટ** ન૦ આડું કપડું તે—પડદો
**અંતરવાસિયું** ન૦ શ્રાદ્ધ સરાવતાં ખભા ઉપર નાખવાના લૂગડાનો કકડો
**અંતરવૃત્તિ** સ્ત્રી૦ અંતઃકરણની ઇચ્છા; મનોભાવ
**અંતરવેલ** સ્ત્રી૦ એક વેલ; અમરવેલ
**અંતરસ** ન૦ પાણી કે ખોરાકનું શ્વાસનળીમાં પેસી જવું તે
**અંતરંગ** વિ૦ નજીકનું; બારીક; અંદરના ભાગનું (૨) આત્મીય; દિલોજાન (૩) વિશ્વાસુ
**અંતરાત્મા** પું૦ જીવાત્મા (૨) અંતઃકરણ; અંતરનો અવાજ
**અંતરામણ** સ્ત્રી૦ અંતરાવું તે; રોકાણ
**અંતરાય** પું૦ અડચણ; વિઘ્ન
**અંતરાલ(-ળ)** ન૦ વચમાંની જગા; ગાળો; વચગાળો (૨) અંતર (૩) અવકાશ; જગા
**અંતરાવું** અ૦ ક્રિ૦ રોકાવું; સંપડાઈ જવું; ઘેરાઈ જવું
**અંતરાશ(-સ)*** સ્ત્રી૦; ન૦
**અંતરાળ** ન૦ જુઓ અંતરાલ
**અંતરિ(-રી)ક્ષ** ન૦ આકાશ (૨) વિ૦ અધ્ધર; ઊંચે
**અંતરિત** વિ૦ વચ્ચે-આંતરાની જેમ આવેલું (૨) ઢંકાયેલું; પડદા પાછળનું (૩) આંતરી લીધેલું (૪) વિયોજિત
**અંતરિયાળ** અ૦ અધવચ; અધ્ધર
**અંતરિંદ્રિય** સ્ત્રી૦ અંતઃકરણ; મન
**અંતરો** પું૦ ધ્રુપદના ત્રણ ભાગમાંનો બીજો; આંતરો
**અંતર્ગત** વિ૦ અંદર સમાયેલું
**અંતર્ગતકોણ** પું૦ 'ઇન્ક્લૂડેડ ઍન્ગલ' (ગ.)
**અંતર્ગર્ભ** વિ૦ જેની અંદર ગર્ભ છે એવું; ગર્ભયુક્ત
**અંતર્ગૂઢ** વિ૦ અંતરમાં-અંદર છુપાયેલું
**અંતર્ગૃહ** ન૦ ઘરનો અંદરનો ખંડ-ભાગ
**અંતર્ગોળ** વિ૦ વર્તુલાકાર ખાડાવાળું; 'કૉન્કેવ' (૨) પું૦ વર્તુલાકાર ખાડો
**અંતર્ચ(-ક્ષ)ક્ષુ** વિ૦ અંતરદૃષ્ટિવાળું (૨) ન૦ જ્ઞાનચક્ષુ
**અંતર્જા(-ર્યા)મી** વિ૦ મનોવૃત્તિ જાણનારું (૨) પું૦ પરમાત્મા
**અંતર્જ્ઞાન** ન૦ અંદરનું-ગૂઢ જ્ઞાન (૨) અંદરનું-સાહજિક જ્ઞાન
**અંતર્દર્શન** ન૦ અંદરનું-ખરું દર્શન
**અંતર્દશા** સ્ત્રી૦ અંદરની-ખરી હાલત (૨) અંતરની-મનની સ્થિતિ (૩) [જ્યો.] (માણસની સ્થિતિ ઉપર) એક ગ્રહની મહાદશામાં આવતી બીજાગ્રહોની ટૂંકી દશા

**અંતર્દાહ** પું૦ હૃદયમાં થતી બળતરા (૨) અંદરની ગરમી (તાવ, કામ, ઇત્યાદિની)
**અંતર્દષ્ટિ** સ્ત્રી૦ અંતરદૃષ્ટિ
**અંતર્ધાન** ન૦ અદૃશ્ય—અલોપ થવું તે
**અંતર્નાટક** ન૦ નાટકની અંદરનું બીજું (પેટા) નાટક
**અંતર્નાદ** પું૦ અંતરનાદ
**અંતર્નિષ્ઠ** વિ૦ ધ્યાનસ્થ; આત્મનિષ્ઠ
**અંતર્નિહિત** વિ૦ અંદર ઢંકાયેલું
**અંતર્બાહ્ય** વિ૦ અંદરનું અને બહારનું
**અંતર્ભાવ** પું૦ મનોવૃત્તિ (૨) અસલ સ્વભાવ (૩) સમાવેશ
**અંતર્ભૂત** વિ૦ અંદર સમાયેલું—રહેલું
**અંતર્ભેદી** વિ૦ અંતરને ભેદે એવું; સોંસરું (૨) મન સમજી જનારું
**અંતર્મુખ** વિ૦ અંદર વળેલું; આત્મચિંતન-પરાયણ
**અંતર્યામી** વિ૦ (૨) પું૦ જુઓ અંતરજામી
**અંતર્લાપિકા** સ્ત્રી૦ અંદરના અક્ષરો અમુક રીતે ગોઠવવાથી બીજો અર્થ નીકળે એવી કાવ્યરચના
**અંતર્વૃત્તિ** સ્ત્રી૦ અંતરવૃત્તિ
**અંતર્વિકાર** પું૦ અંદરનો—મનનો વિકાર
**અંતર્વેદિ(-દી)** સ્ત્રી૦ (સં.) ગંગા અને યમુના વચ્ચેનો પ્રદેશ
**અંતર્વેધ** પું૦ ઘરના બારણાં મૂકવામાં થયેલો દોષ
**અંતર્વ્યાધિ** પું૦ અંતરમાં—હાડમાં રહેલો રોગ
**અંતર્વ્રણ** પું૦ અંદરનો જખમ
**અંતર્હિત** વિ૦ ગુપ્ત; અદૃશ્ય
**અંતવંત** વિ૦ અંતવાળું
**અંતવેળા** સ્ત્રી૦ મરણકાળ
**અંતશય્યા** સ્ત્રી૦ મરણપથારી
**અંતશ્ચક્ષુ** વિ૦ (૨) ન૦ જુઓ અંતર્ચક્ષુ
**અંતસ્તત્ત્વ** ન૦ આંતરિક તત્ત્વ; સાર
**અંત(-તઃ)સ્થ** વિ૦ અંદર રહેલું; વચમાં રહેલું; અંદરનું (૨) સ્વર અને વ્યંજન બંનેના ધર્મવાળા (અર્ધસ્વર)
**અંતઃકરણ** ન૦ જ્ઞાન, સુખાદિના અનુભવનું સાધન; મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર એ પદોથી ઓળખાતી અંદરની ઇંદ્રિય (૨) અંતર; હૃદય; 'કૉન્શ્યન્સ'
**અંતઃકેંદ્ર** ન૦ અંદરનું મધ્યબિંદુ; 'ઇન-સેન્ટર' (ગ.)
**અંતઃકોણ** પું૦ (૨) 'ઇન્ટીરિયર ઍન્ગલ' (૨) 'ઇન્ટર્નલ ઍન્ગલ'
**અંતઃકોપ** પું૦ આંતરિક તોફાન (૨) દિલની અંદરનો ગુસ્સો
**અંતઃક્ષોભ** આંતરિક ક્ષોભ—અશાંતિ
**અંતઃપાત** પું૦ વચ્ચે—આવવું પડવું તે (વ્યાકરણમાં શબ્દનું)
**અંતઃપાતી** વિ૦ વચ્ચે આવેલું
**અંતઃપુર** ન૦ જનાનખાનું
**અંતઃપુરિકા** સ્ત્રી૦ અંતઃપુરની સ્ત્રી
**અંતઃપ્રવાહ** પું૦ અંદરનો—છૂપો પ્રવાહ
**અંતઃપ્રવેશ** પું૦ અંદરના ભાગમાં દાખલ થવું તે
**અંતઃશત્રુ** પું૦ અંતરનો—ઘરનો માણસ થઈને શત્રુ થાય તે (૨) હૃદયમાં રહેલો દુશ્મન (કામ, ક્રોધાદિમાંનો કોઈ પણ)
**અંતઃશલ્ય** પું૦; ન૦ અંદરનું—છૂપું શલ્ય (૨) શલ્યની પેઠે હૃદયમાં પીડા કરનાર
**અંતઃશાસ્તા** પું૦ અંતરનો શાસ્તા—અંતરાત્મા; ધર્મબુદ્ધિ
**અંતઃસુખ** ન૦ આંતરિક સુખ
**અંતઃસ્થ** વિ૦ અંતરથ
**અંતઃસ્થલ(-ળ)** ન૦ અંદરનું—મર્મસ્થળ
**અંતઃસ્ફુર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ આંતરિક સ્ફુર્તિ
**અંતઃસ્વરૂપ** ન૦ આંતરિક—અંદરનું સ્વરૂપ
**અંતિમ** વિ૦ છેલ્લું; છેવટનું (૨) સામા છેડે હોય એવું; જહાલ
**અંતિમતા** સ્ત્રી૦
**અંતિયું** વિ૦ અંતે આવેલું; બહુ જ ખિજાયેલું; મરણિયું
**અંતીપતી** સ્ત્રી૦ એક રમત
**અંતેવાસી** વિ૦ પાસે રહેનારું (૨) પું૦ ગુરુની સમીપ રહેનાર શિષ્ય
**અંત્ય** વિ૦ છેવટનું; છેલ્લું
**અંત્યકર્મ** ન૦ અગ્નિસંસ્કાર
**અંત્યક્રિયા** સ્ત્રી૦ અંત્યકર્મ
**અંત્યગમન** ન૦ શ્રેષ્ઠ વર્ણની સ્ત્રીનો કનિષ્ઠ વર્ણના પુરુષ સાથેનો સંબંધ

**અંત્યજ** વિ૦ પંચમ વર્ણનું; અસ્પૃશ્ય ગણાતી વર્ણનું (૨) પું૦ એ વર્ણનો માણસ
**અંત્યજાશ્રમ** પું૦ અંત્યજોને રહેવા તથા કેળવણી લેવાની સંસ્થા
**અંત્યજોદ્ધાર** પું૦ અંત્યજનો ઉદ્ધાર
**અંત્યપદ** ન૦ ગુણોત્તરનું અંત્ય પદ (ગ.)
**અંત્યયમક** પું૦ છેવટના અક્ષરોનો યમક-પ્રાસ
**અંત્યાક્ષર** પું૦ અંત્ય-છેલ્લો અક્ષર
**અંત્યાક્ષરી** સ્ત્રી૦ બોલાયેલી કવિતાના છેલ્લા અક્ષરથી શરૂ થતી બીજી કવિતા બોલવાની રમત
**અંત્યાવસ્થા** સ્ત્રી૦ છેલ્લી-આખરની સ્થિતિ (૨) ઘડપણ
**અંત્યાશ્રમ** પું૦ અંત્ય આશ્રમ-સંન્યસ્તાશ્રમ
**અંત્યેષ્ટિ** સ્ત્રી૦ અંત્યક્રિયા; અગ્નિસંસ્કાર
**અંત્ર** ન૦ આંતરડું
**અંત્રજાળ** સ્ત્રી૦ આંતરડાંનું જાળું
**અંદર** અ૦ માં; મહીં
**અંદરખાને,૦થી** અ૦ અંદરથી; છૂપી રીતે
**અંદાજ** પું૦ અટસટ્ટો
**અંદાજપત્ર,૦ક** પું૦; ન૦ 'બજેટ'
**અંદાજી** વિ૦ અંદાજથી નક્કી કરેલું
**અંદુ(-દૂ)ક** સ્ત્રી૦ હાથીને પગે બાંધવાની સાંકળ
**અંદેશ(-શો)** પું૦ સંદેહ; વહેમ
**અંધ** વિ૦ આંધળું
**અંધકાર** પું૦ અંધારું
**અંધકૂપ** પું૦ અંધારો કૂવો
**અંધતા** સ્ત્રી૦
**અંધતામિસ્ર** ન૦ પૂર્ણ અંધકાર; અજ્ઞાન
**અંધત્વ** વિ૦ આંધળાપણું
**અંધપરંપરા** સ્ત્રી૦ આંધળાઓની હાર (જોયા વિચાર્યા વિના ચાલનારાઓની મંડળી)
**અંધપરંપરાન્યાય** પું૦ જોયા વિચાર્યા વિના આંધળાઓની પેઠે એકની પાછળ બીજાએ ચાલવું તે ન્યાય
**અંધરાવું** અ૦ ક્રિ૦ અંધારું થવું
**અંધહસ્તીન્યાય** પું૦ આંધળાએ દીઠેલા હાથીનો જેવો ન્યાય (હાથીનો પગ જોનાર આંધળો એને થાંભલા જેવો કલ્પે; કાન જોનાર સૂપડા જેવો કલ્પે ઇત્યાદિ તે)
**અંધાધૂની** સ્ત્રી૦ અંધાધૂંધી
**અંધાધૂંધ(-ધી)** સ્ત્રી૦ અરાજકતા; અતિશય અવ્યવસ્થા
**અંધાપો** પું૦ આંધળાપણું
**અંધાર** પું૦ અંધકાર; અંધારું
**અંધારકોટ** પું૦ વરસાદનો ગોરંભો; એથી થતું અંધારું
**અંધારકોટડી** સ્ત્રી૦ અંધારી ઓરડી (૨) ગુફા; કેદખાનું
**અંધારપછેડી** સ્ત્રી૦ જે ઓઢવાથી અદૃશ્ય રહેવાય એવું વસ્ત્ર
**અંધારપછેડો** પું૦ અંધારપછેડી
**અંધારપટો** પું૦ આંખે બાંધવાનો પટો; અંધારી (૨) એવી એક રમત
**અંધારપિછોડી** સ્ત્રી૦ અંધારપછેડી
**અંધારપિછોડો** પું૦ અંધારપછેડી
**અંધારવું** અ૦ ક્રિ૦ વાદળાથી આકાશનું ઘેરાવું -ઘનઘોર થવું
**અંધારાં** ન૦ બ૦ વ૦ મગજમાં ઉપરાઉપરી અંધારું થવું તે; તમ્મર
**અંધારિયું** વિ૦ અંધારાવાળું (૨) ન૦ જેમાં ચંદ્ર ન દેખાય એવું પખવાડિયું; કૃષ્ણપક્ષ
**અંધારિયુંઅજવાળિયું** ન૦ એક રમત
**અંધારી** સ્ત્રી૦ આંખઢાંકણી; આંખનો દાબડો (૨) સોનીનું એક ઓજાર (૩) ભૂરકી (૪) (૪) તમ્મર
**અંધારું** ન૦ અંધકાર (૨) અવ્યવસ્થા (૩) અજ્ઞાન (૪) વિ૦ અંધકારવાળું
**અંધું** વિ૦ આંધળું
**અંધેમૂલ** વિ૦ હૈયાફૂટું
**અંધેર** ન૦ અવ્યવસ્થા; અરાજકતા
**અંધેરી** સ્ત્રી૦ (સં.) અરાજકતાના ધામરૂપ એક કલ્પિત નગરી
**અંબ** પું૦ પાણી (૨) મા; દેવી (૩) મરવો
**અંબટ** વિ૦ ખાટું
**અંબર** ન૦ આકાશ (૨) વસ્ત્ર (૩) કસબી બુટ્ટાવાળી રેશમી સાડી (૩) એક સુગંધી પદાર્થ
**અંબરીષ** પું૦ (સં.) એક સૂર્યવંશી રાજા, જે વિષ્ણુના અનન્ય ભક્ત તરીકે પ્રસિદ્ધ છે.
**અંબષ્ઠ** પું૦ બ્રાહ્મણથી વાણિયણને થયેલો પુત્ર (૨) મહાવત

**અંબળાવું** અ૦ ક્રિ૦ જુઓ અમળાવું
**અંબા** સ્ત્રી૦ મા (૨) દુર્ગા
**અંબાજી** સ્ત્રી૦ (સં.) આબુ પાસેના આરાસુર શિખર ઉપર સ્થાપેલાં અંબાભવાની
**અંબાટ** પું૦ ખાટા પદાર્થની દાંતને થતી અસર
**અંબાડ** પું૦ (કા.) અંબાટ (૨) આંખમાં તીવ્ર ઔષધ નાખ્યા પછી અમુક વખત સુધી તેની જે અસર પહોંચે છે તે
**અંબાડાં** ન૦ બ૦ વ૦ એક જાતનાં ખાટાં ફળ
**અંબાડિયું** ન૦ છાણાંનો ઢગલો
**અંબાડી** સ્ત્રી૦ હાથી ઉપરની બેઠક
**અંબાડો** પું૦ ભીંડી
**અંબાભવાની** સ્ત્રી૦ (સં.) અંબાજી
**અંબાર** પું૦ ઢગલો; ભંડાર
**અંબાલિકા** સ્ત્રી૦ (સં.) પાંડુ રાજાની માતા
**અંબાવું** અ૦ ક્રિ૦ ખટાઈ જવું
**અંબિકા** સ્ત્રી૦ (સં.) અંબાજી (૨) ધૃતરાષ્ટ્રની માતા
**અંબુ** ન૦ પાણી
**અંબુજ** વિ૦ પાણીમાં ઊપજેલું (૨) ન૦ કમળ (૩) પું૦ ચંદ્ર
**અંબુજા** સ્ત્રી૦ લક્ષ્મી
**અંબુદ(–ધર,–વાહ)** ન૦ વાદળ
**અંબુધિ(–નિધિ,–રાશિ)** પું૦ સમુદ્ર
**અંબુરુહ** ન૦ કમળ
**અંબુવાહ** પું૦ અંબુદ
**અંબોટી** ન૦ એક વનસ્પતિ
**અંબોડી** સ્ત્રી૦ નાનો અંબોડો
**અંબોડો** પું૦ સ્ત્રીઓના માથાના વાળ ગૂંથીને પાછળ વાળવામાં આવતી ગાંઠ
**અંબોળવું** સ૦ ક્રિ૦ ખટાશ લગાડવી (૨) ઉમેરવું; વધારવું
**અંભ** ન૦ અંબ; પાણી
**અંભાં** અ૦ ગાય-વાછડાંનું બોલવું તે
**અંભોજ(–રુહ)** ન૦ અંબુજ; કમળ
**અંભોદ(–ધર)** પું૦ અંબુદ; વાદળ
**અંભોધિ(–નિધિ)** પું૦ અંબુધિ
**અંભોરુહ** ન૦ અંભોજ
**અંશ** પું૦ ભાગ (૨) વર્તુલનો ૩૬૦મો ભાગ (૩) અપૂર્ણાંકમાં લીટી ઉપરનો અંક; પૂર્ણ સંખ્યાના પાડેલા વિભાગોમાંથી જેટલા વિભાગ લીધેલા હોય તે
**અંશક** પું૦ ભાગિયો (૨) વારસ
**અંશતઃ** અ૦ કાંઈક અંશે; અમુક દરજ્જે
**અંશભાગી** વિ૦ અંશ-ભાગ લેવાના અધિકારવાળું; ભાગ પડાવનારું (૨) પું૦ એવો માણસ
**અંશભૂત** વિ૦ અંશરૂપ
**અંશાવતાર** પું૦ જેમાં ઈશ્વરની વિભૂતિનો માત્ર અંશ હોય તેવો અવતાર
**અંશાંશ** પું૦ ભાગનો ભાગ (૨) ઈશ્વરની વિભૂતિના અંશનો પણ અંશ હોય તેવો અવતાર
**અંશાંશીભાવ** પું૦ અવયવ અને અવયવીનો સંબંધ (વ્યા.)
**અંશિક** વિ૦ થોડું; થોડા ભાગનું
**અંશી** વિ૦ અંશવાળું (૨) ભાગ પડાવનારું; ભાગિયું (૩) અવયવી-ભાગવાળું
**અંશીજન** પું૦ દેવાંશી માણસ
**અંશુ** ન૦ કિરણ
**અંશુક** ન૦ ઝીણું કપડું (૨) રેશમી કપડું
**અંશુમાન(–લી)** પું૦ સૂર્ય
**અંસ** પું૦ ખભો
**અંહ** અ૦ કરડાકી; ક્રોધ કે ખુમારીનો ઉદ્ગાર

# આ

**આ** પું૰ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો બીજો અક્ષર (૨) વ્યંજનથી શરૂ થતા શબ્દની પૂર્વે '–ની શરૂઆતથી' એવો અર્થ બતાવતો ઉપસર્ગ. ઉદા૰ 'આજન્મ' (૩) ઓછાપણું, અલ્પતા બતાવતો. ઉદા૰ 'આકંપ' (૪) ઊલટાપણું બતાવતો. ઉદા૰ 'આગમન' (૫) ની તરફ,–ની પાસે એવો અર્થ બતાવતો. ઉદા૰ 'આકર્ષણ' (૬) ચારે તરફ એવો અર્થ બતાવતો. ઉદા૰ 'આવર્ત' (૭) ઉપર એવો અર્થ બતાવતો. ઉદા૰ 'આરોહ' (૮) મર્યાદા બતાવતો પૂર્વગ. ઉદા૰ 'આકંઠ' (૯) સ્ત્રીલિંગનો પ્રત્યય. ઉદા૰ 'સુશીલા' (૧૦) સ૰ નજીકનું નિર્દિષ્ટ તે એવા અર્થનું દર્શક સર્વનામ

**આઇતવાર** પું૰ આદિત્યવાર; રવિવાર

**આઇસ** પું૰ બરફ

**આઇસક્રીમ** પું૰ ખાંડ, મસાલો વગેરે નાંખીને બરફ વડે ઠારેલું દૂધ (૨) [લા.] તેમ ઠારેલો કોઈ પણ ખાદ્ય પ્રવાહી પદાર્થ

**આઈ** સ્ત્રી૰ મા (૨) દાદી (૩) દેવી (૪) વિશેષણો ઉપરથી ભાવવાચક નામ બતાવનાર પ્રત્યય. ઉદા૰ 'મોટાઈ'

**આઈજી** સ્ત્રી૰ સાસુ

**આઈન** પું૰ કાયદો (૨) દર્પણ (૩) ન૰ એક ઝાડ

**આઉ** ન૰ બાવલું; અડણ (૨) પું૰ નામનું વિશેષણ બનાવનાર પ્રત્યય. ઉદા૰ 'ફળાઉ'

**આક,૦ડો** પું૰ એક વનસ્પતિ

**આકએકલી** સ્ત્રી૰ એક રમત

**આકડિયું** વિ૰ આકડાનું (૨) ન૰ આકડાનું રૂ (૩) આકડાનું દૂધ એકઠું કરવાનું શિંગડું

**આકડી** સ્ત્રી૰ આકડાની એક જાત

**આકડો** પું૰ એક વનસ્પતિ

**આકર** પું૰ ખાણ (૨) જથો; સમૂહ

**આકરગ્રંથ** પું૰ આકરરૂપ-મોટું, પ્રમાણભૂત પુસ્તક

**આકરું** વિ૰ તીવ્ર; સખત; અસહ્ય (૨) કઠણ; મુશ્કેલ (૩) આકળું; ગરમ સ્વભાવનું (૪) ભાવમાં આકરું-મોઘું

**આકર્ણ** અ૰ કાન સુધી

**આકર્ષ** પું૰ ખેંચાણ (૨) કસોટી (૩) પાસા રમવા તે; જુગાર (૪) લોહચુંબક

**આકર્ષક** વિ૰ ખેંચાણ કરે તેવું (૨) મોહક

**આકર્ષણ** ન૰ —ની તરફ ખેંચવું તે; ખેંચાણ (૨) મોહ

**આકર્ષણી** સ્ત્રી૰ અંકોડી; આંકડાવાળી લાકડી

**આકર્ષવું** સ૰ ક્રિ૰ ખેંચવું; ખેંચાણ કરવું (૨) મોહ પમાડવું

**આકર્ષિત** વિ૰ આકર્ષાયેલું

**આકલ*** વિ૰

**આકલન** ન૰ ગ્રહણ કરવું-પકડવું તે (૨) કળવું-સમજવું તે (૩) ગણવું તે

**આકલનશક્તિ** સ્ત્રી૰ કળવાની—સમજવાની શક્તિ

**આકલિત** વિ૰ જણાયેલું; સમજાયેલું (૨) પકડાયેલું (૩) અંદર લીધેલું; ગૂંથાયેલું

**આકલ્પ** અ૰ એક કલ્પ પર્યંત; ચારે યુગ લગી

**આકષ** પું૰ કસોટીનો પથરો

**આકસબાકસ** પું૰ આ તે; ગમે તે; પરચૂરણ (૨) કાચુંકોરું

**આકસ્મિક** વિ૰ ઓચિંતું; અણધાર્યું (૨) કારણ વિના—આધાર વિના—એકાએક ઉત્પન્ન થયેલું (૩) અ૰ એકાએક

**આકળવિકળ** વિ૰ આકુલવ્યાકુલ; ગભરાયેલું

**આકળાશ** સ્ત્રી૰ આકળાપણું; અધીરાઈ

**આકળું** વિ૰ અધીરું; ઉતાવળું (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવા સ્વભાવનું

**આકંઠ** અ૰ ગળા સુધી

**આકંપ** પું૦ સહેજ ધ્રુજારી
**આકંપન** ન૦ સહેજ ધ્રૂજવું તે
**આકંપિત** વિ૦ સહેજ ધ્રૂજતું
**આકા(-ગા)** પું૦ શેઠ
**આકાડો(-ડો)ડી** સ્ત્રી૦ આકડાનું જીંડવું
**આકાર** પું૦ આકૃતિ; ઘાટ (૨) વિઘોટી (૩) શુમાર
**આકારણી** સ્ત્રી૦ જમાબંધી; આંકણી (૨) કિંમત કરવી તે (૩) આંક પાડવાનું ઓજાર
**આકારવું** સ૦ ક્રિ૦ મૂલવવું; દર ઠરાવવો (૨) અડસટ્ટો કાઢવો (૩) જમીનની આંપણી કરવી (૪) ઉધારવું
**આકારસૌષ્ઠવ** ન૦ આકારનું સૌષ્ઠવ-સુંદરતા
**આકાશ** ન૦ જેમાં કંઈ નથી તે; પોલાણ (૨) કોઈ પણ ખાલી જગા તે (૩) ગગન; આસમાન
**આકાશકક્ષા** સ્ત્રી૦ ક્ષિતિજરેખા
**આકાશકલ્પ** વિ૦ આકાશ જેવું (૨) પું૦ બ્રહ્મ
**આકાશકુસુમ** ન૦ આકાશનું ફૂલ-અસંભવિત વાત
**આકાશકુસુમવત** વિ૦ અસંભવિત
**આકાશગમન** ન૦ આકાશમાં જવું તે
**આકાશગંગા** સ્ત્રી૦ આકાશમાં રાતે અસંખ્ય ચાંદરણીઓનો જે લાંબો સફેદ, ચળકતો લિસોટો દેખાય છે તે
**આકાશગામી** વિ૦ આકાશમાં ફરનારું (૨) દિવ્ય
**આકાશચલ્લી** સ્ત્રી૦ આકાશમાં ઊંચે જવાથી કોઈ મોટી ચીજ ઘણી જ નાની દેખાય છે તે (૨) મદારીની એક રમત (૩) એક પક્ષી
**આકાશદીપ(-વો)** પું૦ આસોફાગણી પૂનમથી દેવદિવાળી સુધી ઝાડ ઉપર કે અગાસીમાં ઊંચા થાંભલા ઉપર લટકાવાતો દીવો (૨) અધ્ધર લટકતો દીવો
**આકાશપંથ** પું૦ આકાશનો માર્ગ
**આકાશભાષણ** ન૦ આકાશ સામું જોઈને ઈશ્વરને ઉદ્દેશી કાંઈ બોલવું તે; ઈશ્વરપ્રાર્થના
**આકાશભાષિત** ન૦ રંગભૂમિ બહારની કોઈ વ્યક્તિ સાથે જાણે વાત કરતો હોય તે રીતે નટે કરેલી ઉક્તિ
**આકાશમંડલ(-ળ)** ન૦ પૃથ્વી ઉપરથી દેખાતું આખું આકાશ; ખગોળ
**આકાશમાર્ગ** પું૦ આકાશમાંનો રસ્તો
**આકાશમુનિ** પું૦ ઊંચું મોઢું રાખી તપ કરનાર (૨) ઊંટ
**આકાશયાન** ન૦ વિમાન
**આકાશવલ્લી** સ્ત્રી૦ એક વનસ્પતિ; અમરવેલ
**આકાશવાણી** સ્ત્રી૦ દેવવાણી
**આકાશવાસી** વિ૦ આકાશમાં રહેનારું (૨) પું૦ દેવ
**આકાશવેલ** સ્ત્રી૦ આકાશવલ્લી
**આકાશવૃત્તિ** વિ૦ વરસાદ ઉપર જ જેના જીવનનો આધાર હોય તેવું (૨) સ્ત્રી૦ અસ્થિર પેદાશવાળો ધંધો (૩) ઈશ્વર આપે તે ઉપર ગુજારો કરવો તે
**આકાશસ્થ** વિ૦ આકાશમાં રહેલું
**આકાશસ્ફટિક** પું૦ કરા
**આકાશિકા** સ્ત્રી૦ અગાસી
**આકાશિયું** વિ૦ જેના પાકનો આધાર વરસાદ ઉપર હોય એવું (૨) ન૦ ઘઉંની એક જાત
**આકાશી** વિ૦ આકાશનું (૨) દિવ્ય
**આકાંક્ષા** સ્ત્રી૦ ઇચ્છા; આશા (૨) [વ્યા.] સાંભળનારને બીજા પદની અપેક્ષા રહે એવી પ્રથમ પદની અપૂર્ણતા
**આકાંક્ષિત** વિ૦ ઇચ્છેલું
**આકાંક્ષી** વિ૦ આકાંક્ષા રાખનારું
**આકીન** પું૦; ન૦ શ્રદ્ધા
**આકીનદાર** વિ૦ આકીનવાળું
**આકીર્ણ** વિ૦ વ્યાપ્ત; પથરાયેલું (૨) સંકુલ
**આકુલ(-ળ)** વિ૦ અસ્વસ્થ; ગભરાયેલું
**આકુલ(-ળ)વ્યાકુલ(-ળ)** વિ૦ ખૂબ ગભરાયેલું
**આકુંચન** ન૦ સંકોચ
**આકૂત** ન૦ ઇરાદો (૨) નવાનવાની; ખબર
**આકૂલું** ન૦ આકડાનું જીંડવું
**આકૃતિ** સ્ત્રી૦ આકાર (૨) મૂર્તિ (૩) રેખાથી દોરેલો કોઈ પણ આકાર
**આકૃષ્ટ** વિ૦ આકર્ષેલું; ખેંચેલું
**આકેબત** સ્ત્રી૦ આખર
**આકેલ** વિ૦ અક્કલવાળો
**આક્રમ** પું૦ પરાક્રમ (૨) ચડવું તે (૩) પગરણ (૪) આગ્રહ (૫) ધોરણસર ચાલવાનો માર્ગ

**આક્રમણ** નં૦ ચડાઈ; હુમલો (૨) પરાક્રમ (૩) ઉત્કર્ષ
**આક્રમણશીલ** વિ૦ આક્રમણ–હુમલો કરવાના સ્વભાવવાળું; 'ઍગ્રેસિવ'
**આક્રંદ** નં૦ રુદન; વિલાપ
**આક્રાંત** વિ૦ ઘેરી લીધેલું; જીતી લીધેલું (૨) પગ નીચે વાટેલું (૩) ઓળંગેલું
**આક્રોશ** પું૦ ધાંટા પાડીને બોલવું–રડવું તે (૨) આક્ષેપ; નિંદા (૩) ગાળ (૪) ઠપકો (૫) શાપ
**આક્ષિપ્ત** વિ૦ નાંખેલું; ફેંકેલું (૨) ઝૂંટવી લીધેલું (૩) મૂંઝાયેલું (૪) નિંદાયેલું
**આક્ષેપ** પું૦ ફેંકવું તે (૨) આરોપ (૩) વાંધો (૪) ઝૂંટવી લેવું તે (૫) નિંદા કરવી તે
**આક્ષેપક** પું૦ આરોપ મૂકનાર; નિંદક
**આખડવું** અ૦ ક્રિ૦ રખડવું (૨) ઠોકર ખાવી (૩) લડી પડવું
**આખડિયું** નં૦ ઠોકર ખાઈને પડી જવું તે
**આખડી** સ્ત્રી૦ બાધા; માનતા
**આખર** સ્ત્રી૦ અંત (૨) અ૦ અંતે
**આખરણ** નં૦ મેળવણ; અધરકણ
**આખરમોસમ** સ્ત્રી૦ મોસમનો પાછલો–છેલ્લો ભાગ
**આખરવું** સ૦ ક્રિ૦ અધરકવું
**આખરસાલ** સ્ત્રી૦ વર્ષનો છેલ્લો ભાગ અથવા વખત (૨) મરણનો વખત
**આખરે** અ૦ છેવટે (૨) નિરુપાયે
**આખલિયું** નં૦ નાનો બળદ
**આખલો** પું૦ સાંઢ; ખસી કર્યા વિનાનો બેલ
**આખવું** સ૦ ક્રિ૦ ભાખવું; કહેવું
**આખળ(–ળી)** સ્ત્રી૦ પથ્થર ઘડવાની જગા
**આખળિયો** પું૦ આઢણી
**આખળી** સ્ત્રી૦ આખળ
**આખા** પું૦ બ૦ વ૦ અક્ષત; વણભાંગેલા ચોખા
**આખાખાઉ** વિ૦ ખાઉધરો; લોભિયો
**આખાડ** પું૦ + આષાઢ
**આખાડભૂતી** વિ૦ અષાઢ માસમાં થયેલું (૨) પું૦ ધર્મઢોંગી; ધુતારો
**આખાડીલું** વિ૦ અષાઢ માસને લગતું
**આખાડું** વિ૦ આખાડીલું
**આખાબોલું** વિ૦ નગ્ન સત્ય કહેનારું; કડવાબોલું
**આખિયું** નં૦ ચામડાની પખાલનું ઢાંકણું
**આખી** સ્ત્રી૦ અક્ષત ઉતારવા તે (૨) હાથ વાળવા તે
**આખુ** પું૦ ઉંદર
**આખુકણી** સ્ત્રી૦ ઉંદરિયું
**આખું** વિ૦ ભાંગ્યા વિનાનું (૨) પૂરું; બધું; સળંગ
**આખુંપાખું** વિ૦ અધકચરું
**આખુંભાંગ્યું** વિ૦ અધકચરું
**આખૂનજી** પું૦ ગુરુ; ઉસ્તાદ (૨) અરબી ભાષા શીખવનાર શિક્ષક
**આખેટ** પું૦ શિકાર; મૃગયા
**આખેટક** વિ૦ શિકાર કરનાર (૨) પું૦ શિકારી (૩) કૂતરો
**આખેપ** પું૦ સફર (૨) ટેવ; મહાવરો
**આખોધડી** અ૦ વારંવાર
**આખ્યા** સ્ત્રી૦ નામ (૨) અટક (૩) નામના (૪) અફવા
**આખ્યાત** વિ૦ કહેવાયેલું; વર્ણવાયેલું (૨) [વ્યા.] જેનાં રૂપાખ્યાન કરવામાં આવ્યાં છે તેવું (૩) નં૦ ભાવનું અભિધાન કરે છે તે પદ; ક્રિયાપદ
**આખ્યાતિકી** વિ૦ સ્ત્રી૦ ક્રિયાપદને–ધાતુને લાગતી (વિભક્તિ)
**આખ્યાન** નં૦ કથા; વૃત્તાંત
**આખ્યાનક** નં૦ ટૂંકું આખ્યાન
**આખ્યાનકી** પું૦ એક છંદ
**આખ્યાયક** પું૦ કહેનાર; કથા કહેનાર (૨) દૂત
**આખ્યાયિકા** સ્ત્રી૦ કથા; વાર્તા (૨) વંશાવલીનું વર્ણન
**આગ** સ્ત્રી૦ જુઓ અગ્નિ (૨) પું૦ આવરો; આવવું તે
**આગખેલ** પું૦ આતસબાજી
**આગગાડી** સ્ત્રી૦ રેલગાડી
**આગત** વિ૦ આવેલું
**આગતાસ્વાગતા** સ્ત્રી૦ આવેલાનો આદર-સત્કાર; પરોણાચાકરી
**આગતું** વિ૦ + આવતું

**આગદાન** ન૦ અગ્નિપાત્ર; આગિયું (૨) પુણ્યાર્થે અગ્નિસંસ્કાર કરવો તે અગ્નિ—સંસ્કાર માટે ગરીબને સાધન પૂરાં પાડવાં તે

**આગન્યા** સ્ત્રી૦ + આજ્ઞા

**આગબોટ** સ્ત્રી૦ વરાળથી ચાલતું મોટું વહાણ; સ્ટીમર

**આગમ** પું૦ આગમન; જન્મ (૨) શાસ્ત્ર; ધર્મશાસ્ત્ર (૩) મંત્રશાસ્ત્ર (૪) ખત; દસ્તાવેજ; પુરાવામાં મૂકવાલાયક લેખ (૫) પ્રત્યય

**આગમચ(-જ)** અ૦ આગળથી

**આગમણ** સ્ત્રી૦ ચૂલાનો આગલો ભાગ (જ્યાં આગ-અંગારા કાઢી છાંટવામાં આવે છે.) (૨) આંગમણ; તાકાત

**આગમજ** અ૦ આગમચ

**આગમન** ન૦ આવવું તે

**આગમનિગમ** ન૦ વેદશાસ્ત્ર; શાસ્ત્રો

**આગમરહિત** વિ૦ લેખિત દાખલા વગરનું (૨) શાસ્ત્રના આધાર વિનાનું

**આગમર્વું** અ૦ ક્રિ૦ મરણિયા થવું; સાહસ ખેડવું

**આગમાપાયી** વિ૦ આવે ને જાય-ઊપજે ને નાશ પામે તેવું (૨) ક્ષણિક

**આગમાળું** ન૦ દાળભાત

**આગરણ** સ્ત્રી૦ લુહારની ભઠ્ઠી; કોઢ

**આગરવું** સ૦ ક્રિ૦ સરખે અંતરે બંધ-પાટા નાખવા

**આગરુ** પું૦ મોંમાંથી દુર્ગંધ નીકળ્યા કરે એવો એક રોગ

**આગરો** પું૦ નાણાંભીડનો-તંગીનો વખત

**આગલું** વિ૦ પહેલાંનું; અગાઉ બનેલું (૨) મુખ્ય; બહાર પડતું

**આગવું** વિ૦ ઇલાયદું; પોતીકું

**આગવો** પું૦ અગ્રણી; ભોમિયો

**આગળ** અ૦ અગાઉ; પૂર્વે (૨) પ્રથમ; પહેલાં; ઉપર (૩) પાસે; કને (૪) સન્મુખ; સામે (૫) બહાર; જાહેરમાં (૬) ભવિષ્યમાં; હવે પછી

**આગળપાછળ** અ૦ આગળ અને પાછળ; સંમુખ અને પછવાડે (૨) ચારે પાસે; ફરતું (૩) ગયા અને આવતા કાળમાં

**આગળિયો** પું૦ બારણું ઉઘાડવાવાસવાની કળ; ઉલાળો

**આગળી** સ્ત્રી૦ ઉલાળી (૨) મલમની પટી

**આગળું** વિ૦ ચડિયાતું; શ્રેષ્ઠ

**આગળો** પું૦ આગળિયો

**આગંતુક** વિ૦ આવી ચડેલું; હમેશનું નહિ એવું (૨) વગર નોતરે આવેલું (૩) પું૦ અતિથિ (૪) મુસાફર

**આગા** પું૦ આકા; શેઠ

**આગાખાન** પું૦ (સં.) ખોજાઓનો ધર્મગુરુ

**આગાખાની** વિ૦ આગાખાનને લગતું (૨) આગાખાનના ધર્મને અનુસરતું

**આગાખાની** સ્ત્રી૦ એક જાતનું સુતરાઉ કપડું

**આગામિક** વિ૦ આવનારું (૨) ભવિષ્યનું

**આગામી** વિ૦ આગામિક

**આગાર** ન૦ ઘર; નિવાસસ્થાન (૨) [જૈન] છૂટ; અપવાદ

**આગાહી** સ્ત્રી૦ ભવિષ્યનું સૂચન

**આગિયા** પું૦ એક પક્ષી

**આગિયાખડક** પું૦ બળતો પહાડ; જ્વાલામુખી

**આગિયું** વિ૦ આગવાળું (૨) જલદ; તીખું; મિજાજી (૩) ન૦ જુઓ આગદાન (૪) ઊભા મોલે ડૂંડામાંના દાણા બળી જાય તે ઉપદ્રવ (ખાસ કરીને જુવારને થતો)

**આગિયો** પું૦ ખદ્યોત (૨) જુવાર ઇત્યાદિનો એક રોગ; આગિયું (૩) એક જાતની ધોળી જુવાર (૪) જેને અડકવાથી લાય બળે એવો એક છોડ (૫) (સં.) વૈતાલ

**આગુ** વિ૦ + આગલું

**આગુવો** પું૦ આગવો

**આગે** અ૦ પૂર્વે (૨) પાસે

**આગેવાન** વિ૦ આગળ ચાલનાર (૨) પું૦ નેતા; સરદાર

**આગેવાની** સ્ત્રી૦ આગેવાનપણું

**આગોતર(-રું)** વિ૦ શરૂઆતનું; પહેલાંનું (૨) પાસેનું

**આગોપીછો** પું૦ અંગરખાનો આગલો તથા પાછલો ભાગ

**આગ્નેય** વિ૦ અગ્નિનું; અગ્નિ વિષેનું (૨) અગ્નિકોણ સંબંધી

**આગ્નેયાસ્ત્ર** ન૦ અગ્નિ વડે જેનો ઉપયોગ થાય તેવાં હથિયારો—તોપ; બંદૂક ઇત્યાદિ

**આગ્રયણ** પું૦ સસ્યકાલ (૨) ન૦ વર્ષાઋતુને અંતે પહેલા પાકની આહુતિ

**આગ્રહ** પું૦ ધાર્યું કરવાની વૃત્તિ; ખંત; નિશ્ચય (૨) હઠ; જિદ; મમત (૩) આજીજી; ઘણી વિનંતી કરવી તે (૪) આવશ્યકતા; અગત્ય (૫) અનુગ્રહ; કૃપા

**આગ્રહાયણ** પું૦ માગશર

**આગ્રહી** વિ૦ આગ્રહવાળું; નિશ્ચયી (૨) હઠીલું

**આઘટક** પું૦ એક વનસ્પતિ; ઝીપટો

**આઘડું** વિ૦ આઘું

**આઘાત** પું૦ પ્રહાર; ફટકો (૨) અવાજ થાય એવી રીતે અથડાવું તે (૩) દુઃખની તીવ્ર લાગણી

**આઘાતક** વિ૦ આઘાત પહોંચાડે એવું (૨) પું૦ મારો; ખૂની

**આઘું** વિ૦ દૂર; છેટું

**આઘુંપાછું** વિ૦ નજરે ન પડે તેવું (૨) ખરુંખોટું

**આઘૂડો** પું૦ છોકરાંની એક રમત

**આઘૂર્ણ** વિ૦ ઘૂમતું; ફરતું

**આઘૂર્ણમાન** વિ૦ ચકરચકર ફરતું

**આઘે** અ૦ છેટે; દૂર; વેગળે

**આઘેરું** વિ૦ આઘું

**આઘ્રાણ** ન૦ સૂંઘવું તે (૨) સંતોષ

**આચકી** સ્ત્રી૦ તાણ

**આચકો** પું૦ ધક્કો; હડસેલો (૨) સંકોચ; આનાકાની (૩) ધ્રાસકો (૪) ખોટ

**આચમન** ન૦ જમણી હથેળીમાં થોડું પાણી લઈ પી જવું તે (૨) પ્રવાહી પ્રસાદ

**આચમની** સ્ત્રી૦ આચમન કરવા માટે વપરાતી ચમચી

**આચરકૂચર** વિ૦ પરચૂરણ (૨) ન૦ પરચૂરણ ખાવાનું; કાચુંકોરું (૩) પરચૂરણ સરસામાન

**આચરણ** ન૦ ચાલચલકત; વર્તણૂક (૨) ચરિત્ર; લક્ષણ (૩) વ્યવહાર; અમલ

**આચરવું** સ૦ ક્રિ૦ કરવું; પાળવું; રાખવું (૨) અ૦ ક્રિ૦ વર્તવું; ચાલવું

**આચાર** પું૦ આચરણ; વર્તન (૨) સદાચરણ (૩) વિધિ; સંસ્કાર (૪) ધર્મશાસ્ત્રમાં કહેલા આચરણના નિયમો (૫) શિષ્ટ સંપ્રદાય; રૂઢિ; રિવાજ (૬) ન૦ *

**આચારજ(-જી)** પું૦ આચાર્યજી

**આચારજડ** વિ૦ જડની પેઠે વિચાર વિના માત્ર આચારને વળગી રહેતું (૨) આચારને વળગી રહીને વિચારશૂન્ય બનેલું

**આચારજી** પું૦ આચારજ

**આચારભ્રષ્ટ** વિ૦ આચારથી ભ્રષ્ટ થયેલું; પતિત

**આચારવિચાર** પું૦ બ૦ વ૦ વર્તન અને વિવેક (૨) ધાર્મિક રીતરિવાજ અને માન્યતાઓ

**આચારશુદ્ધિ** સ્ત્રી૦ આચારની શુદ્ધતા—ધર્મ અનુસાર હોવું તે

**આચારસૂત્ર** ન૦ આચારનો પ્રધાન નિયમ

**આચારાગ્રહ** પું૦ આચારનો આગ્રહ

**આચારાગ્રહી** વિ૦ આચારનું આગ્રહી

**આચારી** વિ૦ આચાર પાળનારું; આચારમાં ચુસ્ત

**આચાર્ય** પું૦ ધર્મ—સંપ્રદાય ચલાવનાર; ધર્માધ્યક્ષ (૨) વેદાદિ વિદ્યા શિખવનાર (૩) મંત્રોપદેશ કરનાર; ધર્મગુરુ (૪) ગુરુ; મુખ્ય શિક્ષક (૫) ગોર (૬) વિદ્વાન

**આચ્છાદક** વિ૦ ઢાંકનાર; સંતાડનાર

**આચ્છાદન** ન૦ ઓઢવાનું કે ઢાંકવાનું જે હોય તે (ચાદર, છાપરું, ચંદરવો ઇત્યાદિ) (૨) સંતાડવું તે

**આચ્છાદિત** વિ૦ છવાયેલું; ઢંકાયેલું; સંતાડેલું

**આછ** સ્ત્રી૦ આછાપણું (૨) છાશનું પાણી; પરાછ (૩) પાતળાપણું

**આછકલાઈ** સ્ત્રી૦ આછકલાપણું

**આછકલાપણું** ન૦

**આછકલાવેડા** પું૦ બ૦ વ૦ આછકલાં વર્તન

**આછકલું** વિ૦ છીછરા મનનું; મોટાઈ જીરવી શકે નહિ એવું; ફૂલણજી

**આછટવું** સ૦ ક્રિ૦ ખંખેરવું (૨) પછાડવું

**આછણલૂછણ** ન૦ ટાપટીપ; વરણાગિયાપણું

**આછર** પું૦ પોશાક (૨) પાથરણું; આસન (૩) સ્ત્રી૦ ગધેડાંની ગૂણ નીચે જે ગાદી હોય છે તે

**આછરવું** અ૦ ક્રિ૦ ઓસરવું (૨) નરમ પડવું (૩) પાથરવું
**આછરિયું** ન૦ પાથરણું (૨) ગધેડાંની ગુણ નીચે જે ગાદી હોય છે તે; આછર
**આછીગરું** વિ૦ મલાક્કા પાસેના 'આછી' નગરનું (સોપારી)
**આછું** વિ૦ ભરેલું નહિ તેવું; છૂટે છૂટે હોય એવું (૨) થોડું; ઓછું (૩) પાતળું; છેક ઝીણું (૪) ઝાંખું (૫) [લા.] (મનમાં) સંકોચાવું તે
**આછુંપાતળું** વિ૦ થોડુંઘણું
**આછેરું** વિ૦ ઘણું-વધારે ઓછું
**આછોતરું** વિ૦ ઘણું જ આછું; સ્વલ્પ
**આજ** અ૦ આજે; ચાલુ દિવસે (૨) સ્ત્રી૦ આજનો દિવસ
**આજકાલ** અ૦ આજે અથવા કાલે; થોડા વખતમાં (૨) હમણાં; હાલ
**આજન્મ** અ૦ જન્મથી જ (૨) જિંદગીભર
**આજન્માંત** અ૦ જન્મથી માંડીને મરણ સુધી
**આજમ** વિ૦ મોટું (૨) માનનીય
**આજાન(-નુ)બાહુ** વિ૦ ઢીંચણ સુધી પહોંચે તેવા લાંબા હાથવાળું
**આજાન(-નુ)ભુજ** વિ૦ આજાનબાહુ
**આજાર** પું૦ મંદવાડ (૨) ઉપદ્રવ; મરજ
**આજારી** વિ૦ દરદી; રોગી
**આજીજી** સ્ત્રી૦ કાલાવાલા; આગ્રહભરી વિનંતી
**આજીવક** પું૦ (સં.) મહાવીરના સમકાલીન અને પ્રતિસ્પર્દ્ધિ પુરુષ ગોશાલકનું ઉપનામ (૨) એણે સ્થાપેલા એક સંપ્રદાયનું નામ (૩) [લા.] ઢોંગી સંન્યાસી
**આજીવન** વિ૦ જીવનપર્યંતનું (૨) અ૦ જીવન-પર્યંત
**આજીવિકા** સ્ત્રી૦ ગુજરાન (૨) ગુજરાનનું સાધન
**આજુ(-જૂ)બાજુ(-જૂ)** અ૦ આસપાસ; ચારે બાજુ
**આજૂકું** વિ૦ આજનું
**આજે** અ૦ આજ; આજને દિવસે
**આજો** પું૦ માનો બાપ
**આજોકાજો** પું૦ એક જાતની ઔષધિ
**આજોપડવો** પું૦ માના બાપનું શ્રાદ્ધ કરવાનો દિવસ; આસો સુદિ એકમ
**આજ્ઞા** સ્ત્રી૦ હુકમ
**આજ્ઞાકર** વિ૦ હુકમ આપનારું
**આજ્ઞાકારિતા** સ્ત્રી૦ આજ્ઞાકારી હોવું તે
**આજ્ઞાકારી** વિ૦ આજ્ઞા પ્રમાણે વર્તનારું; આજ્ઞાંકિત
**આજ્ઞાચક્ર** ન૦ તંત્રશાસ્ત્રમાં વર્ણવેલાં છ ચક્રોમાંનું એક; એક તાંત્રિક ચક્ર કે આકૃતિ
**આજ્ઞાધારક** વિ૦ આજ્ઞા માથે ચડાવનાર; આજ્ઞાકારી
**આજ્ઞાધારી** વિ૦ આજ્ઞાધારક
**આજ્ઞાધીન** વિ૦ આજ્ઞાને આધીન; આજ્ઞા પ્રમાણે જ વર્તનારું
**આજ્ઞાધીનતા** સ્ત્રી૦
**આજ્ઞાનુયાયી** વિ૦ આજ્ઞા પ્રમાણે વર્તનાર
**આજ્ઞાનુવર્તી** વિ૦ આજ્ઞાનુયાયી
**આજ્ઞાનુસાર** અ૦ આજ્ઞા અનુસાર-પ્રમાણે
**આજ્ઞાનુસારી** વિ૦ આજ્ઞા પ્રમાણે વર્તનાર
**આજ્ઞાપક** વિ૦ આજ્ઞા કરનાર
**આજ્ઞાપન** ન૦ હુકમ; ફરમાન
**આજ્ઞાપત્ર** ન૦ રાજાનો લેખી હુકમ; રાજાનો હુકમ જણાવતો લેખ—કાગળ
**આજ્ઞાપત્રિકા** સ્ત્રી૦ આજ્ઞાપત્ર (૨) સરકારી 'ગૅઝેટ'
**આજ્ઞાપાલક** વિ૦ આજ્ઞાનું પાલન કરનાર
**આજ્ઞાભંગ** પું૦ આજ્ઞાનો ભંગ
**આજ્ઞાર્થ** પું૦ આજ્ઞાનો અર્થ—આજ્ઞા બતાવનારું ક્રિયાપદનું રૂપ (વ્યા.)
**આજ્ઞાવર્તી** વિ૦ આજ્ઞાનુસારી
**આજ્ઞાંકિત** વિ૦ આજ્ઞા પ્રમાણે વર્તનારું; તાબેદાર
**આજ્ય** ન૦ ઘી (૨) યજ્ઞદ્રવ્ય
**આઝા** સ્ત્રી૦ ઈજા
**આઝાદ** વિ૦ સ્વતંત્ર
**આઝાદી** સ્ત્રી૦ સ્વતંત્રતા
**આઝો** પું૦+ વિશ્વાસ (૨) હિંમત
**આટ** પું૦ વણકરનું એક ઓજાર (૨) સ્ત્રી૦ ઉપર મૂકેલું વાસણ પડી ન જાય એવી છાણાંની ગોઠવણ
**આટ(-ઠ)કાટ** પું૦ સાગ સિવાયનું બીજું લાકડું

**આટલાંટિક** પું૦ (સં.) યુરોપ અને અમેરિકા વચ્ચેનો એક મહાસાગર

**આટલું** વિ૦ અમુક દેખાડેલા પ્રમાણ જેટલું

**આટવું** સ૦ ક્રિ૦ છૂંદીગૂંદી એકરસ કરવું

**આટાપાટા** પું૦ બ૦ વ૦ એક રમત

**આટાપાણી** ન૦ બ૦ વ૦ લોટ અને પાણી; ખોરાક (૨) આજીવિકાનાં સાધન; કમાણી (૩) નસીબ; દાણોપાણી

**આટાર** સ્ત્રી૦ (ક.) રેતી

**આટાલૂણ** ન૦ ધૂળધાણી; નકામું જવું તે (આટામાં લૂણ પડતાં તે ઉચ્ચ વર્ણના લોકો માટે નકામો થાય છે) (૨) અટામણ

**આટિયાંપાટિયાં** ન૦ બ૦ વ૦ એક રમત

**આટિયું** ન૦ ઘંટીમાંથી લોટ વાળવાનું લૂગડું અથવા નાળિયેરનું છોડું

**આટીકીટી** સ્ત્રી૦ (કા.) ઘરમાંની ઝીણામાં ઝીણી વસ્તુનો જેમાં સમાવેશ થાય તે

**આટો** પું૦ લોટ (૨) ભૂકો

**આટોપ** પું૦ આડંબર

**આટોપવું** સ૦ ક્રિ૦ એકઠું કરવું; સંકેલવું (૨) પૂરું કરવું; પતાવવું (૩) બંધ કરવું

**આટોપાણી** ન૦ જુઓ આટાપાણી

**આઠ** વિ૦ ૮

**આઠઆની** સ્ત્રી૦ અરધા રૂપિયાની કિંમતનો સિક્કો

**આઠડો** પું૦ આઠનો આંકડો; ૮

**આઠણું** ન૦ વળ દેવાનું ઓજાર

**આઠમ** સ્ત્રી૦ પખવાડિયાની આઠમી તિથિ

**આઠસેં(-સો)** વિ૦ ૮૦૦

**આઠિયું** વિ૦ ઠગ; લુચ્ચું

**આઠી** સ્ત્રી૦ એક ઘરેણું (૨) એક રમત

**આઠું** ન૦ આઠના ગુણાકારનો ઘડિયો

**આઠેજામ** અ૦ આઠે પહોર; આખો દહાડો, (૨) બારે માસ; હમેશ

**આઠોઠ(-ઢ)** વિ૦ આઠોઢ

**આઠોડ** સ્ત્રી૦ છોડ ઉપરનાં ઊભાં કણસલાં ખંખેરીને (કાપીને નહિ) એકઠી કરેલી જુવાર

**આઠોઢ** વિ૦ વ્યાપી ગયેલું; ઓતપ્રોત

**આડ** સ્ત્રી૦ બે વસ્તુની આડે-વચ્ચે મૂકેલી વસ્તુ--નિશાની (૨) પ્રતિબંધ; હરકત (૩) વચમાં પડી રક્ષણ કરવું તે (૪) આડાઈ; હઠ (૫) આડું તિલક; પિયળ

**આડકતરાવું** વિ૦ તદ્દન આડું નહિ પણ જરા કતરાતું-વાંકું જતું

**આડકતરું** વિ૦ વાંકુચૂંકું (૨) પરોક્ષ; અપ્રત્યક્ષ

**આડકથા** સ્ત્રી૦ કથા-વાતમાં આવતી બીજી વાત; ઉપકથા (૨) વાત કરતાં વિષયાંતર કરવું તે

**આડકાટ(-ઠ)** પું૦; ન૦ આટકાટ

**આડખરચ** ન૦ રોજના સામાન્ય ખર્ચ ઉપરાંતનું બીજું આડુંઅવળું ખર્ચ થાય તે

**આડખર્ચ** ન૦ આડખરચ

**આડખીલ(-લી)** સ્ત્રી૦ વિઘ્ન (૨) આગળો

**આડખીલો** પું૦ આડખીલી

**આડગીરો** વિ૦ જેને ત્યાં ગીરો મુકાયલી હોય તેણે બીજાને ત્યાં ગીરો મૂકેલી એવી (વસ્તુ)

**આડગીરેણે** અ૦ આડગીરો તરીકે

**આડઘોડો** પું૦ રોઝ (૨) નાનો ઘોડો; ટટ્ટુ

**આડણી** સ્ત્રી૦ રોટલી ઇત્યાદિ વણવાની ત્રિપાઈ; આખળિયો

**આડત** સ્ત્રી૦ માલેકના વતી કામ કરવું તે; એજન્સી (૨) હકસાઈ; દલાલી

**આડતાળો** પું૦ ઊલટી રીતે જવાબ મેળવી જોવો તે

**આડતિયો** પું૦ પ્રતિનિધિ; દલાલ; 'એજંટ'

**આડત્રાંસું** વિ૦ આડું અને ત્રાંસું

**આડત્રીસ** વિ૦ ૩૮

**આડદાવો** પું૦ સામો દાવો

**આડધંધો** પું૦ ગૌણ ધંધો

**આડપડદો** પું૦ અંતરપટ (૨) લાજ

**આડપાસુ(-સે)** અ૦ એક બાજુએ

**આડફેટું** વિ૦ અવળું; માર્ગ બહારનું

**આડબંધ** પું૦ બાવા લોકો માલકાંકણી કે બીજા કોઈ વેલાનો કંદોરો પહેરે છે તે

**આડભીંત** સ્ત્રી૦ વચમાં ચણેલી ભીંત; બારણાની સામે ચણેલી પડદાની દીવાલ

**આડભીંતિયું** ન૦ ભીંતની જોડે ભીંત ભરી લઈને બનાવેલો ગુપ્ત કોઠાર-ભંડાર

**આડરસ્તો** પું૦ રાજમાર્ગ નહિ તેવો રસ્તો; ગલીકૂંચીનો રસ્તો

**આડલું** ન૦ લાકડાના જે કકડાથી દોરડું ભગાય તે; આઠલું

**આડશ** સ્ત્રી૦ આંતરો; પડદો; ભીંત

**આડશેરી** સ્ત્રી૦ નાની ગલી

**આડસર** પું૦; સ્ત્રી૦; ન૦ પાણી અટકાવવાની પાળ–ભીંત (૨) આડી પાટડી; મોભ

**આડસાલ** સ્ત્રી૦ એકાંતરું વર્ષ

**આડસોડ** સ્ત્રી૦ આડસોડિયું

**આડસોડિયું** ન૦ સોડમાં ઘાલવાની ચાદર (૨) છાતીની આડે આવે એમ કપડું ઓઢવાની રીત

**આડહથિયાર** ન૦ હથિયારને અભાવે બીજું જે કંઈ હથિયાર તરીકે કામ આવે તે

**આડંબર** પું૦ લાંબુંપહોળું છવાઈ રહેવું તે; ખટાટોપ (૨) ખોટો ડોળ (૩) ઠાઠ; દબદબો (૪) અહંકાર

**આડંબરી** વિ૦ આડંબરવાળું

**આડાઈ** સ્ત્રી૦ વાંકાપણું; વિરુદ્ધતા (૨) હઠ; દુરાગ્રહ

**આડાઝૂડ** વિ૦ આડુંઅવળું પથરાયેલું; ગીચ

**આડાબોલું** વિ૦ વાંકાબોલું; ખોટાબોલું

**આડામોઈ** વિ૦ સ્ત્રી૦ હઠીલી; જિદ્દી

**આડિયાકરસણ** સ્ત્રી૦ એક વનસ્પતિ; તનમનિયું

**આડિયું** ન૦ કરવત (૨) કપાળમાં આડ કરવાનું બીબું (૩) લીંટ કાઢવાને બદલે ગંદાં છોકરાં આડો લપેડો કરે છે તે

**આડી** સ્ત્રી૦ આડે મૂકવાની વસ્તુ (૨) આડસરથી પાતળું લાકડું (૩) બાધા; આખડી (૪) હઠ (૫) સીમા (૬) કુસ્તીનો એક દાવ

**આડીતર** સ્ત્રી૦ હોડી વડે નદી વગેરેની પાર જવું તે

**આડીવાડી** સ્ત્રી૦ કુટુંબકબીલો

**આડું** વિ૦ સીધું નહિ તેવું (૨) ઊભું નહિ તેવું (૩) હઠીલું (૪) વાંધાખોરિયું (૫) પરોક્ષ (૬) વચ્ચે પડચું હોય તેવું (૭) ખોટું; વાંકું (૮) અ૦ આડી બાજુએ (૯) ન૦ ગાડા પર પાંજરી મૂકતાં જેની સાથે દોરી બાંધે છે તે ઊભો ટેકો (૧૦) મેલું; ભૂત ઇત્યાદિ

**આડુંઅવળું** વિ૦ આડું અને અવળું; ઊંધુંચતું; ખરુંખોટું (૨) ખોટું; જૂઠું (૩) અ૦ આડું કે અવળું; આડી કે અવળી બાજુએ (૪) ચારે તરફ; બધી રીતે

**આડુંઊભું** વિ૦ આડું અને ઊભું; લંબાઈમાં અને ઊંચાઈમાં એવું

**આડુંટે(–તે)ડું** વિ૦ (૨) અ૦ આડુંઅવળું; વાંકુંચૂંકું; ઊલટુંસૂલટું

**આડુંદોઢું** વિ૦ આડુંઅવળું; ઊંધુંચતું (૨) ન૦ તેવી વાત

**આડે** અ૦ વચમાં; સામે; વિરુદ્ધમાં

**આડેદહાડે** અ૦ અમુક દિવસ સિવાય બીજે કોઈ વખતે (૨) ટાણા કે તહેવાર સિવાયના હરકોઈ દિવસે

**આડેધડ(–ડે)** અ૦ ધડો રાખ્યા વિના; ખૂબ પ્રમાણમાં

**આડો** પું૦ અટકાવ; વિરોધ (૨) હઠ; આડાઈ

**આડોઆંક** પું૦ સીમા; અવધ

**આડોખોબો** પું૦ અડધો ખોબો; પોશ

**આડોડાઈ** સ્ત્રી૦ (કા.) જુઓ આડાઈ

**આડોડિયો** પું૦ વાઘરી જેવી એક જંગલી જાતનો માણસ

**આડોપું** ન૦ (કા.) કોઈના કામમાં મદદ કરવી તે (૨) આડકતરી સૂચનાથી અમુકની વતી કામ કરી આપવું તે

**આડોશપાડોશ** પું૦ આસપાસનો રહેઠાણનો ભાગ–લત્તો (૨) આસપાસ રહેનારાઓનો સમૂહ; આસપાસનો વસવાટ

**આડોશીપાડોશી** પું૦ આડોશપાડોશમાં રહેનાર તે

**આઢ** પું૦ ઢગલો (૨) પૂંજો (૩) રસોઈ માટે કરેલો છાણાંના કકડાનો ઢગલો

**આઢક** પું૦; ન૦ આઠ શેર અનાજ સમાય તેવડું લાકડાનું માપ (૨) સ્ત્રી૦ તુવેર

**આઢવું** અ૦ ક્રિ૦ ચરવા–રખડવા જવું

**આઢિયો** પું૦ રૂની વખાર રાખનાર વેપારી (૨) ગોવાળિયો

**આઢ્ય** વિ૦ ધનવાન (૨) ભરપૂર. ઉદા૦ 'ગુણાઢ્ય'

**આણ** સ્ત્રી૦ આજ્ઞા; દુવાઈ (૨) મનાઈ; શપથ (૩) ઢંઢેરો

**આણુદાણુ** સ્ત્રી૦ દાણ—કર વસૂલ કરવાની સત્તા (૨) અધિકાર
**આણુપાણુ** સ્ત્રી૦ આના, પા આના દર્શાવનારી આડી ઊભી લીટીઓ. ઉદા૦ ૦||||
**આણવું** સ૦ ક્રિ૦ દૂરથી લાવવું; જઈને લાવવું
**આણંદ** પું૦+ આનંદ
**આણંદકંકણુ** ન૦+ અનંતદોરો
**આણંદદોરો** પું૦+ અનંતદોરો
**આણાઆણુ** સ્ત્રી૦ ઉપરાઉપરી — બધેથી આણ્યા કરવું તે
**આણાસુખડી** સ્ત્રી૦ આણા વખતે અપાતી મીઠાઈ વગેરેની ભેટ
**આણીઆણી** સ૦+ આ, આ
**આણીકોર** અ૦ આ બાજુ
**આણીગમ** અ૦ આ બાજુ
**આણીતરફ** અ૦ આ બાજુ
**આણીપાર(-સ)** અ૦ આ બાજુ
**આણીમગ** અ૦ આ બાજુ
**આણું** ન૦ પિયરથી વહુને આણવી તે; તેડું; (૨) કન્યાને સાસરે વળાવતાં કરાતી રીત; કરિયાવર
**આતતાયી** વિ૦ ખૂની (૨) મહાપાપી
**આતપ** પું૦ તાપ
**આતપત્ર** ન૦ છત્તર; છત્રી
**આતમ(-મા)** પું૦+ આત્મા
**આતમમૂળી** સ્ત્રી૦ એક ઔષધિ; ધમાસો
**આતમશલ્ય** ન૦ એક વનસ્પતિ; શતાવરી
**આતમા** પું૦+ આત્મા
**આતર્પણુ** ન૦ ખુશ કરવું તે (૨) સંતુષ્ટ કરવું તે (૩) ઉત્સવને દિવસે લીંપવું તે
**આતવાર** પું૦ આદિત્યવાર; રવિવાર
**આતશ(-સ)** પું૦ અગ્નિ (૨) બળતરા (૩) ક્રોધ
**આતશ(-સ)પરસ્ત** વિ૦ અગ્નિપૂજક (૨) પું૦ પારસી
**આતશ(-સ)બહેરામ** પું૦ પારસીઓના પવિત્ર અગ્નિનું મંદિર; અગિયારી
**આતશ(-સ)બાજી** સ્ત્રી૦ દારૂખાનું ફોડવાની વિવિધ બનાવટો; આગખેલ
**આતશિ(-સિ)યું** વિ૦ આતશ—અગ્નિના રંગનું
**આતશિ(-સિ)યો** પું૦ આગિયો
**આતશી(-સી)** વિ૦ અગ્નિયુક્ત; ગરમ (૨) ગરમ સ્વભાવનું; (૩) સખત આગ સહન કરી શકે તેવી (શીશી)
**આતંક** પું૦ વ્યાધિ; રોગ
**આતાજી** પું૦ દાદાજી
**આતાપ** પું૦ તડકો (૨) ઘામ; બફારો
**આતિથ્ય** ન૦ પરોણાચાકરી
**આતિથ્યશીલ** વિ૦ પરોણાચાકરી કરે એવું
**આતિવાહિક** વિ૦ સૂક્ષ્મ શરીરને પરલોક લઈ જવાના કામમાં નિમાયેલું (૨) ન૦ પવન કરતાં પણ વિશેષ ત્વરિત ગતિવાળું સૂક્ષ્મ શરીર (સાંખ્ય)
**આતી(-થી)પોતી(-થી)** સ્ત્રી૦ પૂંજી
**આતુર** વિ૦ -થી પીડાતું (૨) અધીરું; આકળું (૩) ઉત્સુક
**આતુરતા** સ્ત્રી૦
**આતુરપણું** ન૦
**આતુરસંન્યાસ** પું૦ મરતી વખતે લીધેલો સંન્યાસ
**આતો** પું૦ આત્મા જેવો પ્રિય પુત્ર (૨) પાટવી પુત્ર (૩) દાદો
**આત્મ** પું૦ [आत्मन् નો આદેશ. માત્ર સમાસમાં જ વપરાય છે.] આત્મા; જીવ; પોતાની જાત. ઉદા૦ 'આત્મકૃત'; 'આત્મ-ગુણ' (૨) વિ૦ આત્માનું-પોતા વિશેનું; પોતાનું. ઉદા૦ 'આત્મકથા'
**આત્મઓળખ** સ્ત્રી૦ આત્મજ્ઞાન (૨) પોતાની ઓળખ
**આત્મક** વિ૦ -નું બનેલું; -ના સ્વભાવનું; -ના ગુણધર્મવાળું. ઉદા૦ 'વર્ણનાત્મક'; 'અહિંસાત્મક'
**આત્મકથા** સ્ત્રી૦ પોતાની જીવનકથા
**આત્મકૃત** વિ૦ જાતે કરેલું
**આત્મકૌતુક** ન૦ પોતા વિષેનું પ્રશંસાપૂર્ણ આશ્ચર્ય
**આત્મખ્યાતિ** સ્ત્રી૦ પોતાની ખ્યાતિ—કીર્તિ
**આત્મગત** વિ૦ મનમાંનું (૨) અ૦ સ્વગત
**આત્મગતિ** સ્ત્રી૦ આત્માની મરણ પછીની દશા
**આત્મગુણ** પું૦ આત્માનો ગુણ (૨) પોતાનો ગુણ
**આત્મગૌરવ** ન૦ આત્માનું-પોતાનું ગૌરવ

**આત્મઘાત** પું૦ આપઘાત
**આત્મઘાતક(-કી)** વિ૦ આત્મઘાત કરનારું
**આત્મઘાતી** વિ૦ આત્મઘાતક
**આત્મચરિત્ર** ન૦ આત્મકથા
**આત્મચિંતન** ન૦ આત્માનું ચિંતન
**આત્મચિંતા** સ્ત્રી૦ પોતાની જાતની ચિંતા
**આત્મછિદ્ર** ન૦ પોતાનું છિદ્ર–ખોડ–દોષ
**આત્મજ(-જાત)** વિ૦ પોતામાં કે પોતાનાથી ઊપજેલું (૨) પું૦ પુત્ર (૩) કામદેવ
**આત્મજન** પું૦; ન૦ સ્વજન
**આત્મજા** વિ૦ સ્ત્રી૦ પોતામાંથી—પોતાનાથી ઉત્પન્ન થયેલી (પુત્રી) (૨) સ્ત્રી૦ બુદ્ધિ
**આત્મજાત** વિ૦ (૨) પું૦ જુઓ આત્મજ
**આત્મજિજ્ઞાસા** સ્ત્રી૦ આત્માનું સત્ય સ્વરૂપ જાણવાની ઇચ્છા
**આત્મજિજ્ઞાસુ** સ્ત્રી૦ આત્માને જાણવાની ઇચ્છાવાળું
**આત્મજીવન** ન૦ પોતાનું જીવન
**આત્મજુગુપ્સા** ન૦ પોતાના પર જુગુપ્સા થવી–અણગમો થવો તે
**આત્મજેતા** વિ૦ આત્મા પર–પોતા ઉપર વિજય મેળવનારું
**આત્મજ્ઞ** વિ૦ આત્મજ્ઞાની
**આત્મજ્ઞાન** ન૦ આત્માના–પોતાના સંબંધી જ્ઞાન (૨) અધ્યાત્મજ્ઞાન (૩) આત્માનો સાક્ષાત્કાર
**આત્મજ્ઞાની** વિ૦ આત્મજ્ઞાન પ્રાપ્ત કરનારું
**આત્મતત્ત્વ** ન૦ આત્મારૂપી તત્ત્વ—પદાર્થ (૨) આત્માનું તત્ત્વ-સત્ય રહસ્ય
**આત્મતત્ત્વવિદ્યા** સ્ત્રી૦ આત્માના તત્ત્વની—સત્ય સ્વરૂપની વિદ્યા; અધ્યાત્મશાસ્ત્ર
**આત્મતુલ્ય** વિ૦ જાતના જેવું; પોતાની સમાન
**આત્મતુષ્ટિ** સ્ત્રી૦ આત્મસંતોષ
**આત્મતૃપ્ત** વિ૦ અનાત્મ વસ્તુઓ તરફનો મોહ દૂર થવાથી આત્માના આનંદમાં તૃપ્ત થયેલું
**આત્મતૃપ્તિ** સ્ત્રી૦ આત્મતૃપ્ત થવું તે
**આત્મત્યાગ** પું૦ સ્વાર્થત્યાગ (૨) આપઘાત
**આત્મત્યાગી** વિ૦ આત્મત્યાગ કરનારું
**આત્મત્વ** ન૦ પોતાપણું; સ્વત્વ
**આત્મદમન** ન૦ પોતાની વાસનાઓનું દમન કરવું તે
**આત્મદર્શન** ન૦ આત્મસાક્ષાત્કાર; આત્મજ્ઞાન
**આત્મદર્શી** વિ૦ આત્મદર્શન કરનારું
**આત્મદાન** ન૦ સ્વાર્પણ; આત્મત્યાગ
**આત્મદ્રોહ** પું૦ પોતાની જાતનો દ્રોહ; પોતાની જાતને હાનિ પહોંચાડવી તે
**આત્મદ્રોહી** વિ૦ આત્મદ્રોહ કરનારું
**આત્મધર્મ** પું૦ આત્માનો ધર્મ-ગુણ-સ્વભાવ
**આત્મનિગ્રહ** પું૦ પોતાની વાસનાઓનો નિગ્રહ–સંયમ
**આત્મનિમગ્ન** વિ૦ આત્મરત
**આત્મનિમજ્જન** ન૦ આત્મામાં ડૂબકી મારવી તે
**આત્મનિરીક્ષણ** ન૦ પોતાની જાતનું નિરીક્ષણ
**આત્મનિર્ણય** પું૦ પોતે કરવાનો–કરેલો નિર્ણય
**આત્મનિવેદન** ન૦ પોતાની જાતને તથા પોતાનું બધું ઈશ્વરના ચરણોમાં સમર્પી દેવું તે; ભક્તિના નવ પ્રકારોમાંનો એક (૨) પોતાની તરફનો ખુલાસો
**આત્મનિવેદી** વિ૦ પોતાની જાત (ઇષ્ટદેવને) અર્પણ કરનારું (૨) પોતાનો ખોરાક જાતે રાંધી લેવાના નિયમવાળું
**આત્મનિષ્ઠ** વિ૦ આત્મામાં જ નિષ્ઠાવાળું; આત્મરત; મુમુક્ષુ
**આત્મનિષ્ઠા** સ્ત્રી૦ આત્મામાં નિષ્ઠા
**આત્મનિંદા** સ્ત્રી૦ પોતાની જાતને નિંદવી તે
**આત્મનેપદ** ન૦ સંસ્કૃત ધાતુઓના રૂપો કરવાના બે પ્રકારોમાંનો એક
**આત્મનેપદી** વિ૦ આત્મનેપદ વિભાગનું
**આત્મપરાજિત** વિ૦ આત્માને ખોઈ બેઠેલો
**આત્મપરીક્ષક** વિ૦ (૨) પું૦ પોતાની જાતનું બારીકાઈથી પરીક્ષણ કરનાર
**આત્મપરીક્ષણ** ન૦ આત્મપરીક્ષા કરવી તે
**આત્મપરીક્ષા** સ્ત્રી૦ પોતાની જાતની પરીક્ષા
**આત્મપ્રકાશ** પું૦ અંતરના ભાવોને વ્યક્ત કરવા તે
**આત્મપ્રતિષ્ઠા** સ્ત્રી૦ સ્વમાન
**આત્મપ્રતીતિ** સ્ત્રી૦ જાતને ખાતરી થવી તે; પોતાને બેઠેલો વિશ્વાસ; આત્મવિશ્વાસ
**આત્મપ્રત્યય** પું૦ આત્મવિશ્વાસ
**આત્મપ્રબોધ** પું૦ આત્મજ્ઞાન (૨) આત્મભાન

**આત્મપ્રવણ** વિ૦ આત્મનિષ્ઠ
**આત્મપ્રશંસા** સ્ત્રી૦ પોતાની જાતનાં વખાણ
**આત્મપ્રિયતા*** સ્ત્રી૦
**આત્મપ્રીતિ** સ્ત્રી૦ પોતા વિષેની પ્રીતિ
**આત્મબલ(-ળ)** ન૦ આત્માનું બળ; મનનું કે હૃદયનું બળ
**આત્મબુદ્ધિ** સ્ત્રી૦ પોતાની સ્વતંત્ર સમજણ (૨) મતલબિયાપણું
**આત્મબોધ** પું૦ આત્મજ્ઞાન (૨) જાતને—જીવને ઉપદેશ
**આત્મબંધુ** પું૦ પોતીકું—એક લોહીનું સગું (મામા, માશી કે ફોઈનો દીકરો)
**આત્મભાન** ન૦ પોતાની જાતનું ભાન—જ્ઞાન
**આત્મભાવ** પું૦ ગર્વ; હુંપદ (૨) પોતાના રક્ષણ અને ઉન્નતિની ઇચ્છા (૩) આત્મભાવના
**આત્મભાવના** સ્ત્રી૦ પોતાના જેવો જ આત્મા બધામાં વસે છે એવી ભાવના
**આત્મભૂ** વિ૦ સ્વયંભૂ (૨) પું૦ બ્રહ્મા
**આત્મભૂત** વિ૦ જુઓ આત્મજ (૨) અનુકૂલ (સેવક)
**આત્મભોગ** પું૦ આપભોગ
**આત્મમંથન** ન૦ ઘણુંઘણું કરવા—ન કરવાની ઉત્કટ ઇચ્છાઓ એક સાથે ઉદ્ભવવી તે; મનોમંથન
**આત્મમંથનકાલ(-ળ)** પું૦ આત્મમંથનનો સમય
**આત્મયોગ** પું૦ આત્મા સાથે સંબંધ—જોડાણ
**આત્મરક્ષણ** ન૦ આત્મરક્ષા
**આત્મરક્ષા** સ્ત્રી૦ પોતાનું રક્ષણ—સંભાળ
**આત્મરત** વિ૦ આત્મામાં જ રમનારું—નિમગ્ન
**આત્મરતિ** સ્ત્રી૦ આત્મામાં પ્રીતિ—આનંદ
**આત્મરામ** પું૦ આત્માને રામ—પ્રભુ માનનાર યોગી (૨) આત્મામાં જ રમનાર યોગી
**આત્મલક્ષી** વિ૦ પોતાને લક્ષીને રચાયેલું; સ્વાનુભવરસિક (કાવ્ય)
**આત્મલગ્ન** ન૦ દેહલગ્નથી ભિન્ન એવું બે આત્માઓ વચ્ચેનું લગ્ન
**આત્મવત્** વિ૦ પોતાના જેવું
**આત્મવધ** પું૦ આપઘાત
**આત્મવંચક** વિ૦ જાતને છેતરનાર
**આત્મવંચના** સ્ત્રી૦ જાતને છેતરવી તે
**આત્મવાદ** પું૦ આત્માનું અસ્તિત્વ સ્વીકારનારો વાદ
**આત્મવાન** વિ૦ પોતાની જાત ઉપર કાબૂવાળું (૨) આત્મદર્શન કર્યું હોય તેવું (૩) ચેતનવાળું; આત્માવાળું
**આત્મવિકાસ** પું૦ પોતાની જાતનો વિકાસ—ઉન્નતિ
**આત્મવિચાર** પું૦ આત્મા વિષેનો વિચાર; આત્મતત્ત્વ વિષે મનન
**આત્મવિડંબના** સ્ત્રી૦ પોતાની વિડંબના
**આત્મવિદ** પું૦ આત્માને જાણનાર; બ્રહ્મજ્ઞ
**આત્મવિદ્યા** સ્ત્રી૦ અધ્યાત્મવિદ્યા; બ્રહ્મવિદ્યા
**આત્મવિનાશ** પોતાની જાતનો વિનાશ
**આત્મવિલોપન** ન૦ જાણે પોતે છે જ નહિ એમ કરવું—વર્તવું તે
**આત્મવિશ્વાસ** પું૦ આત્મશ્રદ્ધા
**આત્મવિસર્જન** ન૦ આત્મસમર્પણ; સ્વાર્થ-ત્યાગ (૨) નિરભિમાન
**આત્મવૃત્ત** ન૦ આત્મવૃત્તાંત
**આત્મવૃત્તાંત** પું૦; ન૦ પોતાનો અહેવાલ; આત્મકથા
**આત્મવેગી** વિ૦ આત્માના જેવા વેગવાળું; (૨) પોતાની મેળે હાલતુંચાલતું
**આત્મવેત્તા** પું૦ આત્મવિદ
**આત્મશક્તિ** સ્ત્રી૦ આત્મબળ
**આત્મશિક્ષણ** ન૦ પોતાની જાતનું શિક્ષણ
**આત્મશુદ્ધિ** સ્ત્રી૦ આત્માની—પોતાની જાતની શુદ્ધિ
**આત્મશ્રદ્ધા** સ્ત્રી૦ આત્માની—પોતાની શક્તિ ઉપરનો વિશ્વાસ
**આત્મશ્લાઘા** અ૦ આપવખાણ
**આત્મસમ** વિ૦ આત્મતુલ્ય
**આત્મસમર્પણ** ન૦ જુઓ આત્મનિવેદન
**આત્મસંકોચી** વિ૦ સંકોચશીલ
**આત્મસંતુષ્ટ** વિ૦ આત્મા અથવા પોતામાં સંતુષ્ટ રહેનારું (૨) બીજાના અભિપ્રાયની પરવા ન કરનારું
**આત્મસંતોષ** પું૦ આત્માનો—પોતાનો સંતોષ
**આત્મસંયમ** પું૦ પોતાના ઉપર—મન—ઇંદ્રિયો ઉપર સંયમ હોવો તે; જાતનો નિગ્રહ

**આત્મસંયમન** ન૦ પોતાની જાતનો નિગ્રહ કરવો તે
**આત્મસંરક્ષણ** ન૦ આત્મરક્ષા
**આત્મસંવૃત** વિ૦ આત્માનો નિગ્રહ કરનારું
**આત્મસંસ્કાર** પું૦ આત્માની સંસ્કારિતા
**આત્મસંસ્થ** વિ૦ આત્મનિષ્ઠ
**આત્મસાક્ષાત્કાર** પું૦ આત્માનો સાક્ષાત્કાર —જ્ઞાન થવું તે
**આત્મસાત્** અ૦ તદ્દન પોતાના જેવું-પોતાનું હોય એમ
**આત્મસાધન** ન૦ આત્માનો સાક્ષાત્કાર કરવાનું સાધન; મોક્ષનું સાધન-કર્મ, ઉપાસના, જ્ઞાન ઇત્યાદિમાંનું કોઈ પણ (૨) પુણ્યકર્મ
**આત્મસિદ્ધિ** સ્ત્રી૦ આત્મસાક્ષાત્કાર; મોક્ષ
**આત્મસુખ** ન૦ આત્મામાંથી ઉદ્ભવતું સુખ
**આત્મસ્તુતિ** સ્ત્રી૦ આપવખાણ
**આત્મસ્થ** વિ૦ આત્મરત
**આત્મહત્યા** સ્ત્રી૦ આપઘાત
**આત્મહત્યારું** વિ૦ આપઘાત કરનારું
**આત્મહિત** ન૦ આત્માનું-પોતાનું હિત
**આત્મા** પું૦ જીવ; જીવનતત્ત્વ (૨) વ્યષ્ટિ જીવ; જીવાત્મા (૩) તત્ત્વ—સારભૂત તત્ત્વ (૪) પરમાત્મતત્ત્વ (૫) મૂળ સ્વભાવ; પ્રકૃતિ (૬) અંતઃકરણ (૭) પોતાની જાત
**આત્માદેશ** પું૦ આત્માનો આદેશ; અંતરમાં વસી રહેલી સદસદ્વિવેકબુદ્ધિની આજ્ઞા
**આત્માધીન** વિ૦ આત્માનેજ અધીન; સ્વતંત્ર
**આત્માનંદ** પું૦ આત્મામાંથી પ્રાપ્ત થતો આનંદ; આત્મજ્ઞાન કે સાક્ષાત્કારને પરિણામે મળતું સુખ
**આત્માનાત્મવિચાર** પું૦ આત્મા અને તેથી ભિન્ન વસ્તુ વિષેનો વિચાર; આ આત્મા અને આ બધું તેથી જુદું એ પ્રકારનો વિચાર-મનન
**આત્માનાત્મવિવેક** પું૦ આત્મા અને તેથી ઇતર (જડ) પદાર્થોનો વિવેક; જડ અને ચેતન વચ્ચેના ભેદની યથાર્થ સમજણ
**આત્માનુભવ** પું૦ આત્મસાક્ષાત્કાર
**આત્માનુભૂતિ** સ્ત્રી૦ આત્માનુભવ
**આત્માનુરૂપ** વિ૦ પોતાને યોગ્ય

**આત્માભિમાન** ન૦ હુંપદ (૨) સ્વમાન
**આત્માભિમુખ** વિ૦ આત્મા તરફ વળેલું; અંતર્મુખ
**આત્મારામ** વિ૦ આત્મા એ જ જેને આનંદનું સ્થાન કે સાધન છે તેવું (૨) પું૦ સાક્ષાત્કાર માટે પ્રયત્ન કરતો યોગી (૩) જીવન્મુક્ત યોગી (૪) આત્મા; પરમાત્મા
**આત્માર્પણ** ન૦ સ્વાર્પણ; સ્વાર્થત્યાગ
**આત્મિક** વિ૦ જુઓ આત્મીય
**આત્મીય** વિ૦ આત્માનું; (૨) પોતાનું; અંગત (૩) સગું
**આત્મોત્કર્ષ** પું૦ આત્માની-પોતાની ઉન્નતિ
**આત્મોત્થિત*** વિ૦
**આત્મોદય** પું૦ આત્મોન્નતિ
**આત્મોદ્ભવ** વિ૦ (૨) પું૦ જુઓ આત્મજ
**આત્મોદ્ભવા** સ્ત્રી૦ પુત્રી (૨) બુદ્ધિ
**આત્મોદ્રેક*** પું૦
**આત્મોન્નતિ** સ્ત્રી૦ આત્માની ઉન્નતિ (૨) પોતાની ઉન્નતિ
**આત્મોપજીવી** વિ૦ સ્વાશ્રયી
**આત્મોપમ** વિ૦ પોતાના જેવું
**આત્મૌપમ્ય** ન૦ બધાને પોતાના જેવા ગણવા તે
**આત્યંતિક** વિ૦ અનંત; શાશ્વત (૨) ખૂબ (૩) સર્વશ્રેષ્ઠ
**આત્યંતિકી** વિ૦ સ્ત્રી૦ આત્યંતિક એવી
**આત્રેયી** સ્ત્રી૦ (સં.) અત્રિ ઋષિની પત્ની; અનસૂયા
**આથ(-થા)** સ્ત્રી૦ પૂંજી; થાપણ
**આથડ** સ્ત્રી૦ રખડપટ્ટી; અથડામણ
**આથડવું** અ૦ ક્રિ૦ રખડવું; ભટકવું
**આથડિયાં** ન૦ બ૦ વ૦ ફાંફાં (૨) ગોથાં; લથડિયાં
**આથણું** ન૦ અથાણું (૨) આથવાની ક્રિયા —રીત
**આથમણું** વિ૦ પશ્ચિમ દિશા તરફનું
**આથમવું** અ૦ ક્રિ૦ અસ્ત પામવું; ન દેખાવું તે (૨) પડતી દશામાં આવવું
**આથર** પું૦ ઘાસનો થર (૨) પછેડી; પાથરણું; મોદ (૩) ગધેડા ઉપર નાખવાની ડળી
**આથરણ** ન૦ ચાદર; ઓછાડ (૨) પથારી બિસ્તરો

**આથરવું** સ૦ ક્રિ૦ પાથરવું (૨) ગંજી કરવી (૩) આચ્છાદન કરવું; ઢાંકવું
**આથર્વણ** વિ૦ અથર્વવેદને લગતું (૨) પું૦ અથર્વવેદ ભણનાર કે જાણનાર બ્રાહ્મણ (૩) અથર્વવેદ
**આથર્વણિક** પું૦ આથર્વવેદ જાણનારો બ્રાહ્મણ
**આથવું** સ૦ ક્રિ૦ મીઠું મસાલો ચડે તેમ કરવું (૨) ખમીર ચડાવવું
**આર્થિક** વિ૦ નાણાંસંબંધી
**આથા** સ્ત્રી૦ આથ; પૂંજી
**આથીપોથી** સ્ત્રી૦ માલમિલકત; પૂંજી
**આથો** પું૦ અથાવું તે; ખમીર ચડવું તે (૨) આથવા માટે નાખેલી વસ્તુ
**આદ** વિ૦ આદ્ય
**આદત** સ્ત્રી૦ ટેવ; મહાવરો
**આદમ** પું૦ આદિ પુરુષ; સૃષ્ટિમાં સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલો પુરુષ (૨) માણસ
**આદમખોર** વિ૦ માણસ ખાનારું
**આદમજાત** સ્ત્રી૦ માણસજાત
**આદમજીનો કોરડો** પું૦ એક રમત
**આદમિયત** સ્ત્રી૦ માણસાઈ; સુજનતા
**આદમી** પું૦ માણસ; પુરુષ
**આદર** પું૦ સન્માન
**આદરણી** સ્ત્રી૦ વેવિશાળ થયા પછી કન્યાને વરપક્ષ તરફથી લૂગડાં ઘરેણાં ઇત્યાદિની જે ભેટ આપવામાં આવે છે તે; વસંત
**આદરણીય** વિ૦ આદર આપવા યોગ્ય
**આદરબુદ્ધિ** સ્ત્રી૦ માનબુદ્ધિ; પૂજ્યભાવ
**આદરભાવ** પું૦ માનની લાગણી
**આદરમાન** ન૦ આદરસત્કાર
**આદરવાત** સ્ત્રી૦ આદરયુક્ત વાત; આદર ઉપજાવનારી વાત
**આદરવું** સ૦ ક્રિ૦ આરંભવું; શરૂ કરવું (૨) સ્વીકારવું; સત્કારવું (૩) સંવનન કરવું
**આદરસત્કાર** પું૦ આદર અને સત્કાર
**આદર્શ** પું૦ દર્પણ; આરસો (૨) નમૂનો (૩) ધ્યેય; લક્ષ્ય (૪) વિ૦ નમૂનેદાર; ધ્યેયરૂપ
**આદર્શદર્શન** ન૦ આદર્શનું જ દર્શન કર્યા કરવું તે; 'આઇડિયેલિઝમ'
**આદર્શદર્શી** વિ૦ આદર્શ—ધ્યેયને જોનારું
**આદર્શભૂત** વિ૦ ધડો લેવા જેવું; નમૂનેદાર
**આદર્શવાદ** પું૦ આદર્શનું જ કલામાં આલેખન કરવું એવો વાદ; 'આઇડિયેલિઝમ'
**આદર્શવાદી** વિ૦ (૨) પું૦ આદર્શવાદમાં માનનાર
**આદ(-ધ)વેર** પું૦ મૂળનું—જૂનું વેર (૨) હાડવેર; પાકી દુશ્મનાવટ
**આદાન** ન૦ સ્વીકાર (૨) પકડવું તે (૩) [રોગનું] નિદાન
**આદાનપ્રદાન** ન૦ લેણદેણ; આપલે
**આદાપાક** પું૦ આદુંનો પાક (૨) માર
**આદાબ** પું૦ અદબ; સલામ; વિવેક
**આદામૂળી** સ્ત્રી૦ આદુંનું કુમળું મૂળ
**આદાય** પું૦ સ્વીકાર (૨) નફો; લાભ (૩) ઊપજ; આવક
**આદાશીશી** સ્ત્રી૦ જેમાં અરધું—એક બાજુનું માથું દુખે એ રોગ
**આદિ** વિ૦ પહેલું; પ્રારંભનું (૨) મુખ્ય; પ્રધાન (૩) પું૦ પ્રારંભ; શરૂઆત (૪) મૂળ કારણ (૫) [ગ.] પહેલું પદ (૬) અ૦ વગેરે (નામને છેડે)
**આદિઅંત** પું૦ શરૂઆત અને છેડો
**આદિક** વિ૦ વગેરે; ઇત્યાદિ (નામને છેડે)
**આદિકર્તા(-ર્ત્તા)** પું૦ (સં.) બ્રહ્મા
**આદિકવિ** પું૦ સૌથી પહેલો કવિ (૨) [સં.] બ્રહ્મા (૩) વાલ્મીકિ
**આદિકારણ** ન૦ મૂળ કારણ (૨) વિશ્વનું—સૃષ્ટિનું મૂળ કારણ; સૃષ્ટિનું બીજ
**આદિકાલ(-ળ)** પું૦ આરંભકાલ (૨) સૃષ્ટિની શરૂઆતનો કાળ
**આદિકાવ્ય** ન૦ સૌથી પહેલું રચાયેલું કાવ્ય (૨) (સં.) રામાયણ (સંસ્કૃતમાં)
**આદિકાળ** પું૦ જુઓ આદિકાલ
**આદિગ્રંથ** પું૦ પહેલો મૂળ—ગ્રંથ (૨) શીખ લોકોનું ધર્મપુસ્તક; ગ્રંથસાહેબ
**આદિઘટક** પું૦ મૂળ એકમ; 'યુનિટ'
**આદિજિન** પું૦ (સં.) ઋષભદેવ; આદિનાથ
**આદિતાલ** પું૦ ગાવામાં સૂરને બળ આપવા માટેનો પહેલો તાલ

**આદિત્ય** પું૦ સૂર્ય; રવિ (૨) અદિતિના બારે પુત્રોમાંનો કોઈ પણ (૩) બારની સંજ્ઞા
**આદિત્યવાર** પું૦ આતવાર; રવિવાર
**આદિદેવ** પું૦ દેવાધિદેવ; પરમાત્મા
**આદિદૈત્ય** પું૦ (સં.) હિરણ્યકશિપુ
**આદિનાથ** પું૦ (સં.) પહેલા જૈન તીર્થંકર
**આદિનારાયણ** પું૦ (સં.) વિષ્ણુ
**આદિપદ** ન૦ પ્રથમ પદ (ગ.)
**આદિપર્વ** ન૦ પહેલો ભાગ (૨) મહાભારતના પ્રથમ ખંડનું નામ
**આદિપુરુષ** પું૦ મૂળ પુરુષ (૨) વિષ્ણુ; બ્રહ્મા; સર્જનહાર
**આદિમ** વિ૦ પ્રારંભનું; મૂળ; અસલનું
**આદિમાતા(-મા)** સ્ત્રી૦ પ્રકૃતિ (૨) દેવી; પાર્વતી
**આદિમૂળ** ન૦ મૂળ પાયો; આદિકારણ
**આદિયોજક** પું૦ મૂળ યોજક (૨) (સં.) બ્રહ્મા; વિષ્ણુ; નારાયણ
**આદિરસ** પું૦ પ્રથમ અર્થાત્ શૃંગારરસ
**આદિવર્ણ** પું૦ બ્રાહ્મણવર્ણ
**આદિશક્તિ** સ્ત્રી૦ પ્રકૃતિ (૨) દુર્ગા
**આદિશરીર** ન૦ કારણશરીર (૨) સૂક્ષ્મ શરીર (૩) અજ્ઞાન
**આદિષ્ટ** વિ૦ આદેશ પામેલું (૨) જેને માટે હુકમ અપાયો હોય એવું
**આદીશ્વર** પું૦ (સં.) જૈનોના પ્રથમ તીર્થંકર
**આદું** ન૦ એક કંદ, જે સુકાવાથી સૂંઠ બને છે
**આદેશ** પું૦ આજ્ઞા (૨) ઉપદેશ (૩) [વ્યા.] ફેરફાર; એકને બદલે બીજો વર્ણ આવે તે (૪) [ગ.] ઉત્થાપન; 'સબ્સ્ટિટ્યૂશન'
**આદેશમંત્ર** પું૦ ઉત્થાપનમંત્ર; 'પ્રિન્સિપલ ઑફ સબ્સ્ટિટ્યૂશન' (ગ.)
**આદોકદમી** વિ૦ (કા.) અસલનું; જૂના કાળનું
**આદ્ય** વિ૦ પ્રથમનું; પ્રારંભનું; મૂળ
**આદ્યકવિ** પું૦ આદિકવિ
**આદ્યગુરુ** પું૦ આદ્યગુરુ—ઈશ્વર
**આદ્યદ્રષ્ટા** પું૦ આદ્ય+દ્રષ્ટા
**આદ્યપક્ષ** પું૦ આદ્ય+પક્ષ
**આદ્યભૂમિ** સ્ત્રી૦ મૂળ ભૂમિ
**આદ્યવેર** ન૦ જુઓ આદવેર
**આદ્યશક્તિ** સ્ત્રી૦ મૂળ શક્તિ—અંબાભવાની; દુર્ગા
**આદ્યસૂચક** વિ૦ સૌથી પ્રથમ સૂચવનાર
**આદ્યસ્થાન** ન૦ સૌથી પહેલાંનું—મૂળ સ્થાન
**આદ્યંક** પું૦ ત્રિરાશિનું પહેલું પદ (ગ.)
**આદ્યંત** અ૦ આદિથી તે અંત સુધી
**આદ્યોદાત્ત** વિ૦ જેનો આદિ સ્વર ઉદાત્ત હોય એવું
**આધ** વિ૦ અડધું
**આધ(૦ર)ણ** ન૦ અનાજને બાફવા માટે ઊકળવા મૂકેલું પાણી
**આધરકણ** ન૦ અધરકણ; મેળવણ
**આધરકવું** સ૦ ક્રિ૦ અધરકવું
**આધરણ** ન૦ આધણ
**આધાન** ન૦ મૂકવું તે (૨) ધારણ કરવું તે (૩)ગર્ભધારણ; ગર્ભ (૪) અગ્નિહોત્રીનું પ્રાથમિક કર્મ
**આધાપલીત(-તું)** વિ૦ અડધુંગાંડું; દાધારંગું
**આધાર** પું૦ ટેકો; અવલંબન (૨) આશ્રય; મદદ (૩) પુરાવો; સાબિતી (૫) [વ્યા.] અધિકરણ; સાતમી વિભક્તિનો અર્થ
**આધારગ્રંથ** પું૦ આધારરૂપ-પ્રમાણભૂત ગ્રંથ
**આધારપાત્ર** વિ૦ આધાર રાખવા યોગ્ય (૨)ન૦*
**આધારભૂત** વિ૦ આધાર બનેલું (૨) પ્રમાણભૂત
**આધારસ્તંભ** પું૦ આધારરૂપ સ્તંભ—થાંભલો
**આધારાધેયભાવ** પું૦ આશ્રયાશ્રયીભાવ
**આધિ** પું૦ માનસિક પીડા
**આધિક** પું૦ ભૂત-પ્રેત કાઢનાર; ભૂવો
**આધિકારિક** વિ૦ અધિકાર કે સત્તાને લગતું (૨) અધિકારીને લગતું; સર્વોપરી (૩) પું૦ *
**આધિક્ય** ન૦ અધિકતા; વધારેપણું (૨) પુષ્કળતા (૩) સર્વોપરી સત્તા
**આધિક્યચિહ્ન** ન૦ (ગ.) અધિકતા,-ના કરતાં મોટું એવો અર્થ સૂચવતું > આવું ચિહ્ન
**આધિદૈવિક** વિ૦ ઇંદ્રિયોના અધિદેવોને લગતું (૨) ઇંદ્રિયો થકી થયેલું (૩) ભૂત-પ્રેતાદિથી ઊપજેલું (દુઃખ) (૪) દૈવકૃત (સુખદુઃખ)
**આધિપત્ય** ન૦ અધિપતિપણું; ઉપરીપણું; સત્તા
**આધિભૌતિક** વિ૦ પ્રાણીઓને લગતું (૨) પંચમહાભૂતો સંબંધીનું (૩) શારીરિક (પીડા)

**આધિરાજ્ય** ન૰ સંપૂર્ણ સ્વામિત્વ
**આધીન** વિ૰ અધીન; વશ
**આધીનતા** સ્ત્રી૰
**આધીનપણું** ન૰
**આધુનિક** વિ૰ હમણાંનું; અર્વાચીન
**આધુનિકતા** સ્ત્રી૰
**આધેડ** વિ૰ અડધી ઉમર થઈ વા થવા આવી હોય એવું; પ્રૌઢ વયનું
**આધેય** વિ૰ અધિકરણમાં રહેનારું
**આધ્યાત્મિક** વિ૰ આત્મા સંબંધી; આત્મતત્ત્વવિષયક (૨) ધાર્મિક (૩) માનસિક (દુઃખ)
**આન** વિ૰ + અન્ય
**આનક** પું૰ નગારું; મૃદંગ
**આનતિ** સ્ત્રી૰ નમવું તે (૨) નમસ્કાર (૩) માન; પૂજ્યભાવ
**આનતિપ્રદેશ*** પું૰
**આનન** ન૰ મુખ; મોં (૨) ચહેરો
**આનમાન** વિ૰ + ન માની શકાય એવું; ખોટું
**આનય** ન૰ આણવું તે (૨) ઉપનયનસંસ્કાર
**આનયન** ન૰ આનય
**આનર્ત(-ર્ત્ત)** પું૰ (સં.) કાઠિયાવાડનું પ્રાચીન નામ
**આનંત્ય** ન૰ અનંતતા (૨) શાશ્વતતા (૩) સ્વર્ગ; પરલોકનું સુખ
**આનંદ** પું૰ હર્ષ; પ્રસન્નતા
**આનંદક** વિ૰ આનંદકારી
**આનંદકંદ** પું૰ આનંદનું મૂળ (૨) બ્રહ્મ; પરમાત્મા
**આનંદકારી** વિ૰ આનંદ કરાવનારું
**આનંદગિરિ** પું૰ (સં.) શંકરાચાર્યનાં ભાષ્યો ઉપર ટીકા લખનાર એક વિદ્વાન
**આનંદઘન** વિ૰ આનંદથી ભરપૂર (૨) પું૰ બ્રહ્મ; પરમાત્મા (૩) જૈનધર્મનો એક સંત
**આનંદચિંતા*** સ્ત્રી૰
**આનંદદોરો** પું૰ અનંતદોરો
**આનંદપર્યવસાયી** વિ૰ જેને અંતે આનંદ હોય એવું; આનંદમાં પરિણમે એવું
**આનંદપૂર્ણ** વિ૰ આનંદથી ભરેલું
**આનંદભૈરવી** સ્ત્રી૰ એક રાગિણી
**આનંદભૈરવ** વિ૰ એકી સાથે આનંદ અને ભય પમાડનારું (૨) પું૰ (સં.) શંકર; મહાદેવ
**આનંદમય** વિ૰ આનંદથી ભરેલું
**આનંદમયકોશ(-ષ)** પું૰ અન્ન, પ્રાણ, મન, વિજ્ઞાન અને આનંદ એ પંચકોશોમાંનો એક
**આનંદમીમાંસા** સ્ત્રી૰ કલાના ઉપભોગથી થતા આનંદ વિષે વિચાર કરનારું શાસ્ત્ર; 'ઍસ્થેટિક્સ'
**આનંદમૂર્તિ(-ર્ત્તિ)** વિ૰ આનંદરૂપ (૨) સ્ત્રી૰ બહુ આનંદી માણસ
**આનંદલહરિ(-રી)** સ્ત્રી૰ આનંદનો તરંગ (૨) (સં.) શંકરાચાર્યકૃત એક સ્તોત્ર
**આનંદવર્ષી** વિ૰ આનંદ વરસાવનારું
**આનંદવું** અ૰ ક્રિ૰ આનંદ કરવો; ખુશ થવું
**આનંદવૃત્તિ** સ્ત્રી૰ આનંદી રહેવાનું વલણ; એવો સ્વભાવ
**આનંદસમાધિ** સ્ત્રી૰ આનંદપૂર્ણ સમાધિ (૨) આનંદથી થયેલી સમાધિ
**આનંદા** સ્ત્રી૰ ભાંગ
**આનંદાશ્રુ** ન૰ આનંદનાં આંસુ
**આનંદિત** વિ૰ ખુશ
**આનંદી** વિ૰ ખુશમિજાજી; મોજી
**આનાકાની** સ્ત્રી૰ હા ના કરવી તે
**આનાવારી** સ્ત્રી૰ કેટલી આની પાક પાક્યો તેનો અડસટ્ટો કાઢવો તે; ઉત્પન્નનો અડસટ્ટો
**આનિયું** ન૰ કોટમાં નાંખવાનું પુતળિયું
**આની** સ્ત્રી૰ ચાર પૈસાની રૂપિયાના સોળમા ભાગની કિંમતનું નાણું (૨) [લા.] સોળમો ભાગ
**આનુપૂર્વી** સ્ત્રી૰ અનુક્રમ (૨) નિયમ પ્રમાણે દોરેલું અનુમાન [ન્યા.]
**આનુમાનિક** વિ૰ અનુમાનને લગતું (૨) તર્કસિદ્ધ
**આનુવંશિક** વિ૰ વંશપરંપરાથી ચાલ્યું આવતું
**આનુવંશિકતા** સ્ત્રી૰
**આનુષંગિક** વિ૰ અમુકના સંબંધવાળું; સહવર્તી (૨) ગૌણ
**આનો** પું૰ ચાર પૈસાની કિંમતનું નાણું
**આન્વીક્ષિકી** સ્ત્રી૰ તર્ક—ન્યાયશાસ્ત્ર (૨) આત્મવિદ્યા

**આપ** ન૦ પાણી (૨) પોતાપણું; અહંતા (૩) સ૦ તમે (માનાર્થે) (૪) પોતે; ખુદ
**આપઅખત્યાર** વિ૦ પોતાની મરજી પ્રમાણે ચાલનારું; આપખુદ
**આપઅખત્યારી** સ્ત્રી૦ આપખુદી
**આપઆપણું** વિ૦ પોતીકું
**આપકમાઈ** સ્ત્રી૦ જાતે કરેલી કમાણી
**આપકર્મી** વિ૦ પોતાના જ પુરુષાર્થ પર આધાર રાખનારું
**આપખુદ** વિ૦ સર્વ સત્તા સ્વાધીન રાખી-ગણી વર્તનારું
**આપખુદી** સ્ત્રી૦ આપખુદ વર્તન
**આપખુશી** સ્ત્રી૦ પોતાની મરજી
**આપગા** સ્ત્રી૦ નદી
**આપઘાત** પું૦ પોતાની જાતને પોતાની મેળે મારી નાખવી તે; આત્મહત્યા
**આપઘાતિયું** વિ૦ આપઘાત કરનારું
**આપઝલું** વિ૦ (કા.) આપબળે ટકી રહેતું; સ્વાશ્રયી
**આપટો** પું૦ એક ઝાડ
**આપડાહ્યું** વિ૦ પોતાને બહુ ડાહ્યું માનનારું (૨) દોઢડાહ્યું
**આપણ** પું૦ બજાર; ચૌટું
**આપણ(-ણે)** સ૦ હું અને તમે (૨) [વ્યંગમાં] હું (૩) તમે; આપ. ઉદા૦ "આપણે કારભાર કરો ત્યારે સરત રાખજો" (સરસ્વતીચંદ્ર)
**આપત** સ્ત્રી૦ જુઓ આપત્તિ (૨) આયપત
**આપત્કાળ** પું૦ આપત્તિનો સમય
**આપત્તિ** સ્ત્રી૦ આફત; સંકટ (૨) દુઃખ; મુશ્કેલી
**આપત્ય** ન૦ + અપત્ય
**આપદ(-દા)** સ્ત્રી૦ જુઓ આપત્તિ
**આપદૃષ્ટિ** સ્ત્રી૦ સ્વાર્થદૃષ્ટિ
**આપદ્ધર્મ** પું૦ આપત્તિના સમયનો ધર્મ; મુશ્કેલીની વેળાએ નછૂટકે જે કરવાની ધર્મશાસ્ત્રે રજા આપી હોય તેવું કામ
**આપન્ન** વિ૦ પ્રાપ્ત; મળેલું (૨) આપત્તિમાં આવી પડેલું
**આપન્યા** સ્ત્રી૦ આપત્તિનું—દુઃખનું ભાન (૨) સંતોષ; ચિત્તનું સમાધાન
**આપબળ** ન૦ પોતાનું બળ
**આપબુદ્ધિ** સ્ત્રી૦ પોતાની બુદ્ધિ (૨) સ્વાર્થ-બુદ્ધિ
**આપભોગ** પું૦ સ્વાર્થત્યાગ
**આપમતલબિયું** વિ૦ સ્વાર્થી
**આપમતલબી** વિ૦ આપમતલબિયું
**આપમતિયું** વિ૦ પોતાની જ મતિ અનુસાર ચાલનારું (૨) દુરાગ્રહી; જક્કી
**આપમતીલું** વિ૦ જુઓ આપમતિયું
**આપમુખત્યાર** વિ૦ પોતાની મરજી પ્રમાણે કરવાની સત્તાવાળું
**આપમુખત્યારી** સ્ત્રી૦ પોતાની મરજી પ્રમાણે કરવાનો અધિકાર–સત્તા
**આપરખું** વિ૦ (કા.) પોતાનું જ સાચવી બેસી રહે એવું; સ્વાર્થી
**આપલે** સ્ત્રી૦ આપવું અને લેવું તે; લેવડદેવડ
**આપવખાણ** ન૦ જાતનાં વખાણ; આપવડાઈ
**આપવડાઈ** સ્ત્રી૦ પોતાની વડાઈ—મોટાઈ દેખાડવી તે; આત્મશ્લાઘા
**આપવીતી** સ્ત્રી૦ પોતાને વીતેલું તે; પોતાને પડેલાં દુઃખ અને થયેલો અનુભવ
**આપવું** સ૦ ક્રિ૦ અર્પવું; દેવું (૨) સોંપવું; હવાલે કરવું
**આપસઆપસમાં** અ૦ પોતપોતામાં; માંહો-માંહે
**આપસમાં** અ૦ આપસઆપસમાં
**આપસ્વાર્થ** પું૦ પોતાનો સ્વાર્થ; એકલપેટાપણું
**આપસ્વાર્થી** વિ૦ આપમતલબી
**આપહત્યારું** વિ૦ આત્મઘાતી
**આપા** અ૦ આ બાજુ; આ તરફ
**આપાતતઃ** અ૦ નજર પડતાં જ; એકદમ
**આપાપર** ન૦ મારા તારાના ભેદની સમજ
**આપીત** વિ૦ પીળાશ પડતું (૨) થોડું પીધેલું —ચાખેલું (૩) સ્ત્રી૦ સોનામાખી—માક્ષિક ધાતુ
**આપુ** ન૦ + પોતાપણું (૨) સ૦ જુઓ આપ
**આપુશાહ** પું૦ શાહુકાર; પોતાનું દેવું ભરી આપે એવો ગૃહસ્થ
**આપૂપ** ન૦ જસત
**આપૃચ્છા** સ્ત્રી૦ વાતચીત; ખબરઅંતર પૂછવી તે (૨) પડપૂછ (૩) જિજ્ઞાસા

**આપો** પું૦ બાપ; પિતા (ભરવાડોમાં)

**આપોઆપ** અ૦ ખુદ; જાતે; પંડે (૨) પોતાની મેળે; સહજ; સ્વાભાવિક રીતે

**આપોપું** ન૦ પોતાપણું (૨) ટેક (૩) અ૦ એની મેળે; આપોઆપ

**આપોશાન** ન૦ જમતાં પહેલાં અને પછી બોલવાનો મંત્ર (૨) અપૂશણુ

**આપ્ત** વિ૦ નજીકના સંબંધવાળું; સગું (૨) વિશ્વાસપાત્ર (સમાચાર ઇત્યાદિ) (૩) વિશ્વાસુ (માણસ) (૪) પ્રાપ્ત; મેળવેલું (૫) પું૦ પોતે જે વસ્તુ વિષે કહેતો હોય તે વસ્તુ જાતે જોઈ હોય—જાણી હોય એવો માણસ

**આપ્તજન** પું૦; ન૦ સગું; સ્નેહી (૨) વિશ્વાસુ માણસ; અંગત માણસ

**આપ્તવર્ગ** પું૦ આપ્તજનોનો સમૂહ (૨) પોતાના વિશ્વાસુઓનું મંડળ

**આપ્તવાક્ય** ન૦ આપ્તનું વાક્ય; વિશ્વાસ મૂકવાયોગ્ય વાક્ય

**આપ્તિ** સ્ત્રી૦ પ્રાપ્તિ; લાભ (૨) સંબંધ

**આફણિયે** અ૦ પોતાની મેળે (૨) એકાએક

**આફણી** સ્ત્રી૦ આપત્તિ (૨) ફેણુ

**આફત** સ્ત્રી૦ જુઓ આપત્તિ

**આફતાબ** પું૦ સૂર્ય

**આફતાબગીરી** સ્ત્રી૦ છત્રી; આબદાગીરી

**આફરકવું** અ૦ ક્રિ૦ આફરવું

**આફરડું** અ૦ જુઓ આફણિયે

**આફરવું** અ૦ ક્રિ૦ આફરો ચડવો

**આફરીન** વિ૦ કુરબાન; ફિદા (૨) અ૦ ધન્ય; શાબાશ (૩) સ્ત્રી૦ શાબાશી

**આફરો** પું૦ પેટ ચડવું તે (૨) ઘણું ખાવાથી થતી અકળામણ

**આફલાતૂન** વિ૦ સર્વોત્તમ; સુંદર

**આફળવું** અ૦ ક્રિ૦ ટિચાવું; પછડાવું (૨) અફળ જવું

**આફૂડું(-રું)** અ૦ જુઓ આફણિયે

**આફૂસ** સ્ત્રી૦ એક જાતની કેરી (૨) કેરીની એક જાત

**આફેડું** અ૦ જુઓ આફણિયે

**આફ્રિકન** વિ૦ આફ્રિકાનું (૨) પું૦ આફ્રિકાનો વતની

**આફ્રિકા** પું૦; ન૦ (સં.) પૃથ્વીના પાંચ ખંડોમાંનો એક; હબસીઓનો દેશ

**આફ્રિદી** વિ૦ હિંદની સરહદ ઉપર એ નામની એક ટોળીનું (૨) પું૦ એ ટોળીનો એક માણસ

**આબ** ન૦ પાણી; જળ (૨) તેજ; નૂર (૩) પાણી; ધાર

**આબકૂબક** પું૦ ગિલ્લીદંડાની રમતનો એક દાવ

**આબકારી** સ્ત્રી૦ દારૂ ગાળવાનું કામ (૨) દારૂ વગેરે કેફી ચીજો પર લેવાતો કર (૩) વિ૦ એને લગતું

**આબખોરી** સ્ત્રી૦ ટોયલી; લોટી

**આબખોરો** સ્ત્રી૦ લોટો

**આબદસ્ત** ન૦ વજૂ

**આબદાગીરી** સ્ત્રી૦ મોટું અને સુંદર છત્ર

**આબદાર** વિ૦ પાણીદાર

**આબદારખાનું** ન૦ પાણિયારું

**આબદ્ધ** વિ૦ બાંધેલું; જકડાયેલું (૨) સજ્જડ

**આબરૂ** સ્ત્રી૦ પ્રતિષ્ઠા; કીર્તિ; શાખ

**આબરૂદાર** વિ૦ આબરૂવાળું

**આબ(-બુ)વો** પું૦ એક વેલો

**આબા** પું૦ પિતા (૨) દાદો

**આબાદ** વિ૦ વસતીવાળું (૨) ભરપૂર; સમૃદ્ધ (૩) ખેડાયેલું; ફળદ્રુપ (જમીન) (૪) સલામત; સુખી (૫) ભારે; સરસ; ઉત્તમ (૬) અચૂક (૭) અ૦ ચૂક્યા વિના; અચૂક

**આબાદાની** સ્ત્રી૦ આબાદી

**આબાદી** સ્ત્રી૦ આબાદ—સમૃદ્ધ હોવું તે

**આબાન** પું૦ પારસી વર્ષનો આઠમો મહિનો

**આબાલવૃદ્ધ** અ૦ બાળકથી માંડીને વૃદ્ધ પર્યંત

**આબિ(-બે)દ** વિ૦ ધાર્મિક; પવિત્ર; પ્રાર્થના કરનારું

**આબેહયાત** ન૦ અમૃત

**આબેહૂબ** વિ૦ તાદૃશ; અસલના જેવું

**આબોહવા** સ્ત્રી૦ હવાપાણી

**આબ્દિક** વિ૦ વાર્ષિક

**આભ** ન૦ આકાશ (૨) વાદળું

**આભડછેટ** સ્ત્રી૦ અભડાવું તે (૨) અમુકના સ્પર્શથી અભડાઈ જવાય તેવી માન્યતા (૩) રજસ્રાવ; અટકાવ (૪) પ્રસવ સમયે ઓર, લોહી ઇત્યાદિ નીકળે છે તે
**આભડવું** અ૦ ક્રિ૦ અભડાવું
**આભફાડ** વિ૦ આકાશને ફાડી નાંખે એવું
**આભરણ** ન૦ અલંકાર; આભૂષણ; શણગાર
**આભલું** ન૦ આકાશ; આભ (૨) દર્પણ
**આભા** સ્ત્રી૦ તેજ; દીપ્તિ (૨) કાન્તિ; શોભા
**આભાર** પું૦ ઉપકાર; અહેસાન
**આભારદર્શક** વિ૦ આભાર દર્શાવતું
**આભારદર્શન** ન૦ આભાર માનવો તે
**આભારસૂચક** વિ૦ આભાર સૂચવતું
**આભારી** વિ૦ આભારયુક્ત
**આભાલાડુ** પું૦ મોટો નફો–ફાયદો (કલ્પી લીધેલો) (૨) મોટી વાત; આશા (કલ્પી લીધેલી) (૩) ચાંદો ચૂંટવો તે; અશક્ય આશા
**આભાસ** પું૦ સાદૃશ્ય; બે વસ્તુ વચ્ચે સરખાપણાનો દેખાવ (૨) ભ્રમ; ખોટો દેખાવ (૩) ઝાંખો પ્રકાશ (૪) [પ્ર.] ભ્રામક હેતુ; હેત્વાભાસ
**આભાસી** વિ૦ દેખાતું; પ્રકાશતું (૨) ખોટું દેખાતું (૩) સરખું દેખાતું
**આભિચારક** વિ૦ અભિચારને લગતું
**આભિજાત્ય** ન૦ કુલીનતા; ખાનદાની (૨) શ્રેષ્ઠતા; સૌંદર્ય
**આભીર** પું૦ આહીર; ગોવાળિયો; ભરવાડ (૨) એક છંદ
**આભીરી** સ્ત્રી૦ આભીરની સ્ત્રી
**આભું** વિ૦ ચકિત; દિંગ
**આભૂષણ** ન૦ ઘરેણું
**આભૃત્ય** પું૦+ ટેકો; આશરો; નિર્વાહનું સાધન (૨) ધનિક; શેઠ
**આભોક** પું૦ વાળી લેવું—સમેટી લેવું તે (૨) ધ્રુપદનો ત્રીજો—છેલ્લો ભાગ (૩) કબજો; ભોગવટો
**આભોગ** પું૦ ઉપભોગ; ભોગવવું તે (૨) ઘેરાવો; વિસ્તાર (૩) ધ્રુપદમાંના ત્રણ ભાગમાંનો ત્રીજો (૪) સાપની ફેણ (૫) સાપ
**આભ્યંતર(–રિક)** વિ૦ અંદરનું; માંહેલું (૨) ખાનગી; અંતરનું
**આભ્યાસિક** વિ૦ અભ્યાસ–મહાવરામાંથી પરિણમતું (૨) અભ્યાસ કરતું
**આભ્યાસિકી** વિ૦ સ્ત્રી૦ આભ્યાસિક એવી
**આમ** પું૦ કાચો મળ; જળસ (૨) મરડો (૩) સ્ત્રી૦ કેરી (૪) વિ૦ સામાન્ય; ખાસ નહિ તેવું (૫) અ૦ આ પ્રમાણે (૬) અહીં; આ તરફ
**આમચું** ન૦ આંબોળિયું (૨) કોકમ (૩) કોઈ પણ ખાટાં ફળનું સૂકવેલું છોડું
**આમચૂર** ન૦ કેરીનો છૂંદો; એનું અથાણું
**આમટ** વિ૦ ખાટું
**આમટી** સ્ત્રી૦ આમલીના પાણીની કઢી (૨) ખાટી દાળ (દખણી લોકોની)
**આમણ** સ્ત્રી૦ પેઢામાંનું આંતરડું (૨) પેડાનો એક ભાગ
**આમણદૂમણું** વિ૦ આભારથી દબાયેલું (૨) હતાશ
**આમણ(–લ,–ળ)સારો ગંધક** પું૦ એક જાતનો ગંધક
**આમતેમ** અ૦ અવ્યવસ્થિત રીતે; ગમે તેમ (૨) અહીંતહીં
**આમદ** સ્ત્રી૦ આવક (૨) પેદાશ; ઊપજ
**આમદ(–દા)ની** સ્ત્રી૦ જુઓ આમદ
**આમનસામન** અ૦ સામસામે; માંહોમાંહે; પરસ્પર
**આમન્યા** સ્ત્રી૦ આજ્ઞાપાલન (૨) મર્યાદા; સભ્યતા
**આમપ્રજા** સ્ત્રી૦ સાધારણ લોકો (અમીર ઉમરાવ નહિ)
**આમય** પું૦ રોગ
**આમરણ(–ણાંત)** અ૦ જિંદગીપર્યંત (૨) વિ૦ મરણપર્યંત રહેનારું
**આમરસ** પું૦ કેરીનો રસ (૨) પેટનો કાચો મળ
**આમરસિયું** વિ૦ કેરીના રસ જેવા રંગનું
**આમરસી** વિ૦ આમરસિયું
**આમલ(–ળ)સારો ગંધક** પું૦ આમણસારો ગંધક
**આમલી** સ્ત્રી૦ એ નામનું ઝાડ (૨) તેનું ફળ
**આમલીપીપળી** સ્ત્રી૦ એક રમત

**આમવર્ગ** પું૦ સાધારણ લોકોનો વર્ગ–સમૂહ
**આમવાત(-યુ)** પું૦ આમને લીધે થતો સંધિવા
**આમસભા** સ્ત્રી૦ આમવર્ગના લોકોની સભા (૨) આમવર્ગના પ્રતિનિધિઓની સભા
**આમસરા** સ્ત્રી૦ ધર્મશાળા (૨) મહોલ્લા વચ્ચેની છૂટી સાર્વજનિક જગા
**આમળ** સ્ત્રી૦; ન૦ આંતરડાનો છેક નીચલો ભાગ (૨) જનનનાળ
**આમળવું** સ૦ક્રિ૦ વળ દેવો; મચડવું
**આમલસારો ગંધક** પું૦ આમળસારો ગંધક
**આમળું** ન૦ એક ફળ
**આમળો** પું૦ વળ (૨) ટેક; અભિમાન (૩) દ્વેષ; ખાર
**આમંત્રણ** ન૦ બોલાવવું તે; નોતરું
**આમંત્રણપત્રિકા** સ્ત્રી૦ આમંત્રણ આપવા માટે મોકલેલી પત્રિકા–કાગળ
**આમંત્રવું** સ૦ક્રિ૦ બોલાવવું; નોતરવું
**આમંત્રિત** વિ૦ આમંત્રેલું
**આમાતિસાર** પું૦ એક રોગ; મરડો; સંગ્રહણી
**આમાત્ય** પું૦ અમાત્ય
**આમાન્ન** ન૦ કાચા ચોખા (૨) બ્રાહ્મણને અપાતું કાચું અનાજ
**આમાશય** ન૦ નહિ પચેલો ખોરાક–આમ જ્યાં રહે છે તે પેટનો ભાગ
**આમિલ** પું૦ અમલ કરનારો; અધિકારી
**આમિષ** ન૦ માંસ (૨) ગલ; લાલચ
**આમીન** અ૦ તથાસ્તુ
**આમુખ** ન૦ પ્રસ્તાવના; ઉપોદ્ઘાત
**આમુત્રિક** વિ૦ પારલૌકિક; આમુષ્મિક
**આમુષ્મિક** વિ૦ પરલોક સંબંધી
**આમેજ** વિ૦ સામેલ; ભેળવેલું
**આમોદ** પું૦ આનંદ (૨) સુગંધ
**આમ્નાય** પું૦ વેદ; શ્રુતિ (૨) સંપ્રદાય; મત (૩) શિષ્ટાચાર; રૂઢિ
**આમ્ર** પું૦ આંબો
**આમ્રમંજરી** સ્ત્રી૦ આંબાની મોર આવેલી પાંખડી
**આય** પું૦ લાભ; આવક; ફાયદો (૨) પેદાશ (૩) જનાનખાનાનો નાજર (૪) સ્ત્રી૦ શક્તિ (૫) હિંમત
**આય(-વ)ખું** ન૦ આયુષ્ય; આવરદા
**આયડુ** પું૦ ગોવાળિયો
**આયડું** ન૦ ઢોરોનું ચરવા જવું તે
**આયત** વિ૦ લંબચોરસ (૨) પું૦ (ગ.) જાત્ય-ચતુષ્કોણ (૩) સમકર્ણજાત્યચતુરસ્ર 'રેક્ટેંગલ' (૪) સ્ત્રી૦ કુરાનનું વાક્ય
**આયતખાત** પું૦ 'રેક્ટેંગ્યુલર પૅરેલલોપાઇપ્ડ'
**આયતન** ન૦ રહેઠાણ; સ્થાન
**આયતું** વિ૦ અનાયાસે મળેલું
**આયત્ત** વિ૦ અધીન; તાબે
**આયદો** પું૦ ભાગિયાનો ભાગ–મુકરર હિસ્સો
**આયના** સ્ત્રી૦ આજ્ઞા; આમન્યા
**આયનો** પું૦ દર્પણ; અરીસો
**આયપત** સ્ત્રી૦ આવક; ઊપજ; કમાણી (૨) ન૦ વારસો
**આયપતવેરો** પું૦ આવકવેરો
**આયર** વિ૦ એક જાતિ (૨) પું૦ એ જાતિનો પુરુષ
**આયરાણી** સ્ત્રી૦ આયર જાતની સ્ત્રી
**આયવ્યય** પું૦ આવક અને ખર્ચ
**આયંદે** અ૦ હવે પછી; ભવિષ્યમાં (૨) સરવાળે
**આયા** સ્ત્રી૦ છોકરાંને ધવડાવવા યા ઉછેરવા સંભાળવા રાખેલી બાઈ; ધાવ
**આયાત** વિ૦ બહારગામથી આવેલું (૨) સ્ત્રી૦ બહારગામના માલનો આવરો (૩) સ્ત્રી૦ બ૦ વ૦ કુરાનની આયતો
**આયાતકર** પું૦ આયાત ઉપરનો વેરો
**આયાતી** વિ૦ આયાતને લગતું
**આયાન** ન૦ આગમન
**આયામ** પું૦ લંબાઈ (૨) વિસ્તાર (૩) નિગ્રહ; નિયમન
**આયાસ** પું૦ કષ્ટ; મહેનત (૨) પ્રયત્ન (૩) થાક; પીડા
**આયાસી** વિ૦ આયાસ કરનારું; મહેનતુ (૨) દુઃખપ્રદ; કપરું (૩) થાકેલું; ખિન્ન
**આયુ** ન૦ આયુષ્ય (૨) વય; ઉમર
**આયુધ** ન૦ હથિયાર
**આયુધશાલા(-ળા)** સ્ત્રી૦ આયુધાગાર
**આયુધાગાર** ન૦ હથિયારો રાખવાનું—બનાવવાનું સ્થળ

**આયુરારોગ્ય** ન૦ આયુષ્ય અને તંદુરસ્તી; નીરોગી લાંબું જીવન
**આયુર્વેદ** પું૦ આર્યોનું વૈદકશાસ્ત્ર
**આયુર્વેદિક** વિ૦ આયુર્વેદ સંબંધી; આયુર્વેદને લગતું
**આયુષ(-ષ્ય)** ન૦ આવરદા
**આયુષ(-ષ્ય)દોરી** સ્ત્રી૦ આયુષ્ય; આવરદા
**આયુષ(-ષ્ય)મર્યાદા** આયુષ્યમર્યાદા
**આયુષ્માન** વિ૦ આયુષ્યવાળું; જીવંત (૨) દીર્ઘાયુષી
**આયુષ્ય** ન૦ આવરદા
**આયુષ્યદોરી** સ્ત્રી૦ જીવનદોરી
**આયુષ્યમર્યાદા** સ્ત્રી૦ આયુષ્યની હદ
**આયોજન** ન૦ વ્યવસ્થા કરવી તે
**આયોજના** સ્ત્રી૦ વ્યવસ્થા; સંગઠન
**આર** પું૦ તાણ (પાણીનું) (૨) આહાર (૩) કાંજી; ખેળ (૪) સ્ત્રી૦ અણી (લોઢાની) (૫) પરોણી (૬) મોચીનું ટાંચણું
**આરકું** ન૦ કમાન; મહેરાબ
**આરક્ત** વિ૦ રતાશ પડતું (૨) ઘેરું લાલ
**આરક્તતા** સ્ત્રી૦
**આરગણું** ન૦ મોચીનું ટાંચણું
**આરજા** સ્ત્રી૦ જૈન સાધ્વી; ગરણીજી
**આરજૂ** સ્ત્રી૦ ઇચ્છા (૨) ઉમેદ; આશા (૩) આતુરતા; તીવ્ર ઇચ્છા
**આરજૂમંદ** વિ૦ આરજૂવાળું
**આરજો** પું૦ રોગ; બીમારી
**આરડવું** અ૦ ક્રિ૦ ગળામાંથી ખેંચીને અવાજ કાઢવો (ઢોર ઇત્યાદિનું) (૨) [લા.] મોટો અને બેસૂરો અવાજ કાઢવો
**આરણકારણ** ન૦ બહાનું (૨) વિ૦ અનિશ્ચિત
**આરણું** ન૦ અઠાયું; છાણું
**આરણ્યક** વિ૦ અરણ્યને લગતું; વગડાઉ (૨) પું૦ વનવાસી (૩) અરણ્યમાં રચાયેલા અથવા વાનપ્રસ્થ થયા બાદ અરણ્યમાં અધ્યયનયોગ્ય ધાર્મિક અને તાત્ત્વિક ગ્રંથોનું નામ. વેદોનો જે બ્રાહ્મણ નામે ભાગ હોય છે તેની સાથે તે સંબંધ ધરાવે છે.
**આરત** વિ૦ આર્ત્ત; પીડિત (૨) ભીડમાં આવી પડેલું (૩) અગત્યનું (૪) સ્ત્રી૦ પીડા; ભીડ; ગરજ (૫) ઓરિયો; કોડ; ઉત્કટ ઇચ્છા
**આરતિયું** વિ૦ આરતવાળું (૨) ન૦ આરતી ઉતારવાનું પાત્ર
**આરતી** સ્ત્રી૦ આર્ત્તિ; દુઃખ; પીડા (૨) દેવની મૂર્તિ સમક્ષ દીવો ઉતારવો તે (૩) આરતિયું (૪) એવો દીવો ઉતારતી વખત ગવાતું પદ (૫) એક છંદ
**આરથી** પું૦ હાથીના કુંભસ્થળનો નીચેલો ભાગ (૨) રક્ષણ
**આરદ્રા** સ્ત્રી૦ એક નક્ષત્ર; આર્દ્રા
**આરપાર** અ૦ આ બાજુથી પેલી બાજુ; સોંસરું
**આરબ** પું૦ અરબસ્તાનનો વતની
**આરબી** વિ૦ જુઓ અરબી
**આરબ્ધ** વિ૦ આરંભેલું (૨) ન૦ તત્કાળ ફળે એવું કર્મ
**આરભટી** સ્ત્રી૦ જેમાં રૌદ્ર અને બીભત્સ રસનું પ્રતિપાદન અતિ પ્રૌઢ સંદર્ભથી કર્યું હોય તેવા પ્રકારનું નાટક
**આરવા** ન૦ બ૦ વ૦ આત્મા; મન; જીવ
**આરસ** પું૦ આરસપહાણ
**આરસપહાણ** પું૦ એક જાતનો લીસો ચળકતો પથ્થર; સંગેમરમર
**આરસબંધી** સ્ત્રી૦ આરસથી જડેલી જમીન; આરસની ફરસબંધી
**આરસી** સ્ત્રી૦ નાનો અરીસો
**આરસીગરો** પું૦ આરસીનો કારીગર
**આરસીછલ્લો** પું૦ જેમાં ખાપ જડી હોય તેવી વીંટી—વીંટલો
**આરસીછાપું** ન૦ આરસીછલ્લો
**આરસો** પું૦ અરીસો
**આરંગ** ન૦ શસ્ત્ર; ઓજાર
**આરંબી** વિ૦ સરસ; ઉત્તમ
**આરંભ** પું૦ શરૂઆત; તૈયારી
**આરંભક** વિ૦ આરંભ કરનારું
**આરંભદ્રવ્ય** ન૦ મૂળ દ્રવ્ય
**આરંભવાદ** પું૦ પરમાણુઓ વડે જ જગતની ઉત્પત્તિનો નિર્ણય કરનારો વૈશેષિક મત
**આરંભવું** સ૦ ક્રિ૦ શરૂ કરવું (૨) તૈયારી કરવી
**આરંભશૂર(-રું)** વિ૦ ક્ષણિક ઉત્સાહવાળું; શરૂઆતમાં ઉત્સાહ બતાવી પછી શિથિલ થઈ જાય તેવું

**આરાધક** વિ૦ આરાધના કરનારું
**આરાધન** ન૦ પ્રસન્ન કરવું તે (૨) આરાધના
**આરાધના** સ્ત્રી૦ પૂજા; સેવા
**આરાધવું** સ૦ ક્રિ૦ પ્રસન્ન કરવું (૨) પૂજવું; ભજવું
**આરાધિકા** વિ૦ સ્ત્રી૦ આરાધના કરનારી
**આરાધ્ય** વિ૦ આરાધવાયોગ્ય
**આરામ** પું૦ વિશ્રાન્તિ; થાક ખાવો તે (૨) શાન્તિ; નિવૃત્તિ
**આરામખુરશી(-સી)** સ્ત્રી૦ આરામ માટે જેમાં બેસી કે લાંબા થઈ શકાય તેવી ખુરશી
**આરામગાહ** સ્ત્રી૦ આરામનું સ્થળ (૨) કબર
**આરામાસન** ન૦ જેના પર આરામથી બેસાય એવું આસન
**આરાવ(-વા)લ્લા** પું૦ બ૦ વ૦ શ્રાદ્ધના દિવસો
**આરાવારા** પું૦ બ૦ વ૦ આરાવલ્લા
**આરાસુર** પું૦ (સં.) અરવલ્લી પર્વતનું એક શિખર
**આરાસુરી** વિ૦ સ્ત્રી૦ આરાસુર શિખર ઉપર વસનારી (દેવી—અંબાજી)
**આરાસ્તગી** સ્ત્રી૦ શણગાર (૨) સુવ્યવસ્થિત
**આરાસ્તે** વિ૦ શણગારેલું (૨) સુવ્યવસ્થા
**આરિયાં** ન૦ બ૦ વ૦ હોડી, વહાણ વગેરેના સઢ ઉતારી પાડી નાખવા તે
**આરિયું** ન૦ કાકડી; ચીભડું
**આરી** સ્ત્રી૦ નાની કરવતી (૨) મોચીનું એક ઓજાર
**આરીકારી** સ્ત્રી૦ ચતુરાઈ (૨) દાવપેચ
**આરૂઢ** વિ૦ ઉપર ચડેલું—બેઠેલું
**આરેડું** વિ૦ બહુ રોનારું (૨) તોફાની (૩) જક્કી (૪) ન૦ સાત મણનું એક માપ
**આરેતારે** અ૦ લગભગ કિનારે પહોંચવા આવ્યા ત્યારે; લગભગ પૂરું થવા વખતે; આખર વખતે
**આરો** પું૦ કિનારો (૨) પાર; છેડો (૩) માર્ગ; છૂટવાનો ઉપાય (૪) પૈડાનો નાભિથી પરિધ પર્યંતનો કકડો (૫) છાણાંનો ઉબાળો (૬) નિયત કાલાવધિ (જૈન) (૭) [કા.] ચૂના અને રેતીના મિશ્રણના ફોલનો ખાડાવાળો ઢગલો
**આરોગવું** સ૦ ક્રિ૦ જમવું; ખાવું
**આરોગ્ય** ન૦ તંદુરસ્તી
**આરોગ્યરક્ષક** વિ૦ આરોગ્યનું રક્ષણ કરનારું
**આરોગ્યરક્ષણ** ન૦ આરોગ્યની સાચવણી
**આરોગ્યવિજ્ઞાન** ન૦ આરોગ્યવિદ્યા
**આરોગ્યવિદ્યા** સ્ત્રી૦ આરોગ્ય સંબંધી જે જ્ઞાન તે; તંદુરસ્તીને લગતા નિયમોનું શાસ્ત્ર
**આરોગ્યશાસ્ત્ર** ન૦ આરોગ્યને લગતા નિયમોનું શાસ્ત્ર
**આરોગ્યશાસ્ત્રી** પું૦ આરોગ્યશાસ્ત્ર જાણનારો
**આરોગ્યાલય** ન૦ ઇસ્પિતાલ (૨) દરદીઓને સાજા થવા માટે સારી આબોહવામાં બાંધેલું સ્થળ; 'સેનિટેરિયમ'
**આરોતારો** પું૦ એક ઘાસ
**આરોપ** પું૦ આક્ષેપ; તહોમત (૨) આરોપવું તે
**આરોપક** વિ૦ આરોપ મૂકનારું
**આરોપણ** ન૦ આરોપવું તે (૨) આક્ષેપ; તહોમત (૩) સ્થાપના (૫) રોપવું તે
**આરોપવું** સ૦ ક્રિ૦ એકના ધર્મ બીજાને લગાડવા (૨) મૂકવું; નાખવું; ચડાવવું
**આરોપી** વિ૦ જેના પર તહોમત હોય એવું (૨) પું૦ જેના ઉપર આરોપ મૂકવામાં આવ્યો હોય તે; તહોમતદાર
**આરોહ** પું૦ ચડાણ; ચડાવ (૨) રાગ એંચવો તે (૩) સ્ત્રીની કેડ; નિતંબ
**આરોહણ** ન૦ ચડવું તે (૨) સવારી કરવી તે (૩) ઉપર બેસવું તે
**આરોહવું** સ૦ ક્રિ૦ આરોહણ કરવું
**આરોહી** વિ૦ આરોહણ કરનારું; ચડનારું
**આર્જવ** ન૦ ઋજુતા; સરળતા; નિખાલસતા (૨) પ્રમાણિકતા (૩) વિનવણી; કાલાવાલા
**આર્ટિકલ** પું૦ વર્તમાનપત્રમાંનો લેખ
**આર્ત(-ર્ત)** વિ૦ પીડિત; દુખી
**આર્ત(-ર્ત)ત્રાણ** વિ૦ પીડિતોનું રક્ષણ કરનારું (૨) ન૦ પીડિતનું રક્ષણ
**આર્ત(-ર્ત)ત્રાતા** પું૦ પીડિતનું રક્ષણ કરનાર પુરુષ
**આર્ત(-ર્ત)નાદ** પું૦ દુઃખનો પોકાર
**આર્ત(-ર્ત)સ્વર** પું૦ આર્ત સ્વર; આર્તનાદ
**આર્ત(-ર્ત)વ** વિ૦ ઋતુને લગતું—અનુસરતું (૨) રજસ્રાવને લગતું (૩) ન૦ રજ; રજસ્રાવ

**આર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ પીડા; દુઃખ
**આર્તિ(-ર્ત્તિ)નાશન** વિ૦ આર્તિનો નાશ કરે એવું
**આર્તિ(-ર્ત્તિ)હર** વિ૦ આર્તિ દૂર કરનારું
**આર્તિ(-ર્ત્તિ)હારક** વિ૦ આર્તિહર
**આર્થિક** વિ૦ નાણાં સંબંધી
**આર્થીય*** વિ૦
**આર્દ્ર** વિ૦ ભીનું (૨) દ્રવતું; મૃદુ (૩) માયાળુ; લાગણીવાળું
**આર્દ્રક** ન૦ આદું
**આર્દ્રતા** સ્ત્રી૦
**આર્દ્રતામાપક** વિ૦ આર્દ્રતા માપે એવું (૨) ન૦ એવું યંત્ર; 'હૅગ્રોમિટર'
**આર્દ્રવાયુ** પું૦ 'હાઈડ્રોજન'
**આર્દ્રા** સ્ત્રી૦ છઠ્ઠું નક્ષત્ર
**આર્ય** વિ૦ સુધરેલું; કુલીન (૨) આર્યલોકોને લગતું (૩) પું૦ એ નામની પ્રજા (૪) કુલીન-સદાચારી માણસ
**આર્યદેશ** પું૦ (સં.) જુઓ આર્યાવર્ત
**આર્યપુત્ર** પું૦ પતિ; સ્વામી
**આર્યધર્મ** પું૦ આર્યોનો ધર્મ (૨) બ્રાહ્મણ-ધર્મ (૩) સદાચાર
**આર્યભટ્ટ** પું૦ (સં.) હિંદુઓમાં અક્ષર-ગણિતનો શોધક એવો પ્રખ્યાત જ્યોતિર્વિદ
**આર્યભાષા** સ્ત્રી૦ આર્યોની ભાષા
**આર્યવૃત્તિ** સ્ત્રી૦ આર્ય+વૃત્તિ
**આર્યસત્ય** ન૦ આર્ય—બુદ્ધે બતાવેલાં ચાર મહાન સત્યો:—દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ
**આર્યસમાજ** પું૦; સ્ત્રી૦ સ્વામી દયાનંદે સ્થાપેલો એક સંપ્રદાય
**આર્યસમાજી** વિ૦ આર્યસમાજનું (૨) આર્ય-સમાજને અનુસરતું (૩) પું૦ આર્યસમાજનો અનુયાયી
**આર્યા** સ્ત્રી૦ કુલીન સ્ત્રી (૨) એક છંદ
**આર્યાગીતિ** સ્ત્રી૦ એક છંદ
**આર્યાવર્ત** પું૦ (સં.) આર્યોનું રહેઠાણ (૨) ભરતખંડ
**આર્ષ** વિ૦ ઋષિ સંબંધી (૨) પવિત્ર; દિવ્ય (૩) પું૦ એક પ્રકારનો વિવાહ, જેમાં કન્યાનો બાપ વર પાસેથી માત્ર એક કે બે ગાયની જોડ લઈને કન્યા આપે છે.
**આર્ષપ્રયોગ** પું૦ કેવળ ઋષિઓએ જ કરેલો પ્રયોગ; અતિ પ્રાચીન અને રૂઢિથી વિરુદ્ધનો પ્રયોગ
**આર્હત** વિ૦ જૈન મતને લગતું (૨) પું૦ જૈન મત
**આલ** સ્ત્રી૦ ટેવ (૨) ન૦ એક વૃક્ષ (૨) હરિતાલ; હડતાલ
**આલક્ષિત** વિ૦ દેખેલું; જાણેલું; ચિહ્ન વડે દેખાડેલું
**આલખીપાલખી** સ્ત્રી૦ એક બાળરમત
**આલણ** ન૦ ઘેંશ
**આલપાકો** પું૦ એક જાતનું ઘેટું (૨) એના ઊનનું બનાવેલું કાપડ
**આલપાલ** સ્ત્રી૦ સેવાચાકરી (૨) માવજત; સંભાળ (બાળકોની) (૩) સરભરા
**આલબમ** ન૦ ફોટાઓ અને સહીઓ (ઑટોગ્રાફસ) સાચવવા માટેની કોરી ચોપડી
**આલબેલ** સ્ત્રી૦ બધું સલામત છે એમ સૂચવતો ચોકીદારોનો એક પોકાર
**આલમ** સ્ત્રી૦ દુનિયા; જગત
**આલમગીર** વિ૦ દુનિયાને જીતનારું (૨) પું૦ (સં.) ઔરંગઝેબનું ઉપનામ
**આલમનૂર** વિ૦ પ્રકાશમય (૨) ન૦ અતિશય પ્રકાશ; પ્રકાશમય સ્થિતિ
**આલમપનાહ** વિ૦ આલમનું રક્ષણ કરનારું (૨) પું૦ પાદશાહ
**આલપાલ** સ્ત્રી૦ સેવાચાકરી (૨) છોકરાંનું લાલનપાલન-માવજત
**આલય** ન૦ ઘર; સ્થાન; રહેઠાણ
**આલવાલ** પું૦ ક્યારો
**આલવું** સ૦ ક્રિ૦ આપવું
**આલસાલ** વિ૦ * (ફા.) સાલપોલિયું; ઢીલાં-બરાબર નહિ બેઠેલાં સાલવાળું
**આલસ્ય** ન૦ આળસ; આળસુપણું
**આલંકારિક** વિ૦ અલંકાર સંબંધી; અલંકાર-યુક્ત (૨) પું૦ અલંકારશાસ્ત્ર જાણનારો; કાવ્યશાસ્ત્રનો અભ્યાસી

**આલંબ** પું૰ આધાર; ટેકો (૨) લંબરેખા
**આલંબન** ન૰ આધાર; ટેકો (૨) આલંબન—વિભાવ
**આલંબનવિભાવ** પું૰ રસના આવિર્ભાવનું મૂળભૂત અને મુખ્ય કારણ (કા. શા.)
**આલંબમાન** વિ૰ લટકતું
**આલંબવું** સ૰ ક્રિ૰ આધાર લેવો; ટંગાવું
**આલાતચક્ર** ન૰ જુઓ અલાતચક્ર
**આલા** વિ૰ ઉત્તમ; શ્રેષ્ઠ
**આલાન** ન૰ અલાન
**આલાપ** પું૰ વાતચીત (૨) ગાયનની પૂર્વે તેની તૈયારી રૂપે અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ' એમ ગાવામાં આવે છે તે (૩) ગુંજન (૪) (ગ.) 'પ્રપોઝલ'
**આલાપવું** સ૰ ક્રિ૰ આલાપ સાથે ગાવું
**આલામત** સ્ત્રી૰ નિશાની; ઓળખાણ
**આલા(-લું)લીલું** વિ૰ લીલુંસૂકું
**આલાંબાલાં** ન૰ બ૰ વ૰ બહાનાં
**આલિ(-લી)** સ્ત્રી૰ સખી (૨) હાર; આવલી
**આલિમ** વિ૰ પંડિત; વિદ્વાન
**આલિ(-લે)શાન** વિ૰ પ્રતિષ્ઠિત; ઉત્તમ (૨) ખૂબ મોટું (૩) ભભકાદાર; ભવ્ય
**આલિંગન** ન૰ છાતીસરસું ચાંપવું તે
**આલિંગમંત્રી** પું૰ + નાયબ દિવાન
**આલિંગવું** સ૰ ક્રિ૰ ભેટવું; છાતીસરસું ચાંપવું
**આલી(-ળી)ગારું** વિ૰ અટકચાળું; તોફાની
**આલીજનાબ** વિ૰ મોટી-ઊંચી પદવીવાળું
**આલીજહાં** વિ૰ મોટા—ઊંચા દરજ્જાવાળું
**આલીજાહ** વિ૰ આલીજહાં
**આલીલીલી** વિ૰સ્ત્રી૰ તાજી; લીલી; ફળદ્રુપ; સમૃદ્ધ
**આલીહજરત** વિ૰ આલીજનાબ
**આલુ** ન૰ ખોટો આરોપ; આક્ષેપ
**આલુંચન** ન૰ માથાના વાળ ખૂંટી કાઢવા તે
**આલુંલીલું** વિ૰ આલાલીલું
**આલૂ** ન૰ એક મેવો; જરદાળુ (૨) બટાટો
**આલે** વિ૰ નજીકનું; વધુ પ્રિય (૨) આલા; ઉત્તમ; શ્રેષ્ઠ
**આલેક** પું૰ અહાલેક
**આલેખ** પું૰ લખાણ (૨) ખત; દસ્તાવેજ (૩) સનદ (૪) મહોર; 'સીલ' (૫) 'ગ્રાફ' (૬) ચિત્ર
**આલેખન** ન૰ લખવું તે; લખાણ (૨) ચિત્ર; (૩) ચીતરવું તે; ચિત્રકામ
**આલેખ(-ખિ)ની** સ્ત્રી૰ કલમ (૨) પીંછી
**આલે(-ળે)ખવું** સ૰ ક્રિ૰ દોરવું; રેખા કાઢવી (૨) ચીતરવું (૩) લખવું
**આલેખિક** વિ૰ આલેખ કરનારું
**આલેખ્ય** વિ૰ આલેખવા યોગ્ય (૨) ન૰ ચિત્ર (૨) લખાણ
**આલેપ** પું૰ લેપ; મલમ
**આલેપન** ન૰ લેપ કરવો તે (૨) આલેપ
**આલેશાન** વિ૰ આલિશાન
**આલોક** પું૰ જોવું તે (૨) દેખાવ; દર્શન (૩) દૃષ્ટિમર્યાદા (૪) તેજ; દીપ્તિ
**આલોકન** ન૰ આલોકવું તે
**આલોકવું** સ૰ ક્રિ૰ જોવું (૨) અવલોકન કરવું
**આલોચ** પું૰ જોવું તે; દર્શન (૨) વિચાર; ચિંતન; મનન (૩) અવલોકન; વિવેચન
**આલોચક** વિ૰ આલોચન કરનારું
**આલોચન** ન૰ અવલોકન; નિરીક્ષણ
**આલોચના** સ્ત્રી૰ આલોચન
**આલોચવું** સ૰ ક્રિ૰ જોવું (૨) કલ્પનાથી જોવું; વિચારવું
**આલોડન** ન૰ હલાવવું; ઘુમડવું (૨) મિશ્રણ કરવું
**આલોપાલો** પું૰ ઝાડનાં પાંદડાં, મૂળિયાં વગેરે વનસ્પતિ (૨) શાકભાજી; શાકભાજીનો સાદો ખોરાક
**આલોયણ** ન૰ આલોચન; વિચાર (૨) દોષોની કબૂલાત કરીને પ્રાયશ્ચિત્ત લેવું તે (જૈન)
**આલોલ** વિ૰ હાલતું; કંપતું (૨) ક્ષુબ્ધ; વ્યગ્ર
**આવ** સ્ત્રી૰ આવક (૨) છત; આયાત (૩) વહેણ (૪) આદરમાન
**આવક** સ્ત્રી૰ આવવું તે (૨) ઉત્પન્ન; પેદાશ; કમાણી
**આવકચિઠ્ઠી** સ્ત્રી૰ માલ મોકલ્યાની રસીદ; પહોંચ; પાવતી (૨) ભરતિયું

**આવકજાવક** સ્ત્રી૦ આવવું અને જવું તે (૨) ઊપજખર્ચ (૩) તેની વહી
**આવકવેરો** પું૦ કમાણી ઉપરનો કર (૨) આયાત થતા માલ ઉપરની જકાત
**આવકાર** પું૦ સ્વાગત; આદરમાન
**આવખું** ન૦ આયુષ્ય
**આવચીઆવચી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એનાં બીજ તે; તુકમરિયાં
**આવજા,૦વ** સ્ત્રી૦ આવવું અને જવું તે
**આવટવું** અ૦ ક્રિ૦ નીવડવું (૨) બદલાવું; ફરી જવું (૩) ફેરા ખાવા
**આવડ,૦ત** સ્ત્રી૦ કુશળતા
**આવડત્રેવડ** સ્ત્રી૦ ઘરકામની વેતરણ; કરકસર
**આવડવું** સ૦ ક્રિ૦ જાણવું; વાકેફ હોવું; કરી જાણવું
**આવડું** વિ૦ અમુકના જેવડું; આટલું
**આવદાની** સ્ત્રી૦ જુઓ આમદની
**આવનજાવન** ન૦ આવજા (૨) જન્મમરણ
**આવમ** ન૦ + આવકાર
**આવરદૂ(-ખૂ)ટો** પું૦ આવરદાનો અંત; મોત (૨) અડદાળો; ભાગીતૂટી જવું તે
**આવરણ** ન૦ આચ્છાદન; પડદો (૨) અંતરાય; વિઘ્ન
**આવરદા** પું૦; સ્ત્રી૦; ન૦ આયુષ્ય (૨) જિંદગાની
**આવરેદો** વિ૦ પું૦ આણેલો; આશ્રિત
**આવરવું** સ૦ ક્રિ૦ ઢાંકવું; આચ્છાદવું (૨) વ્યાપવું (૩) રૂંધવું; વિઘ્ન નાંખવું; ઘેરવું
**આવરો** પું૦ આવક (૨) આવકની નોંધપોથી (૩) ખાવાની લાલસા તે; ભભરો
**આવરોજાવરો** પું૦ આવવું અને જવું તે; અવરજવર (૨) આવકજાવક; ઊપજખર્ચ
**આવર્ત,૦ક** વિ૦ ફરીફરી આવતું—આંટા ખાતું (૨) [ગ.] 'રિકરિંગ' (૩) પું૦ ગોળ ફરવું તે; આંટો; ચકરાવો (૪) ચકરી; ભમરી (પાણીમાંની) (૫) ચાર મેઘાધિપોમાંનો એક
**આવર્તદશાંશ** પું૦ ફરીફરી દશાંશ આવે એવી રકમ; 'રિકરિંગ ડેસિમલ' (ગ.)
**આવર્તન** ન૦ ગોળ ફરવું તે (૨) વારંવાર—ફરીફરી કરવું તે (પારાયણ)
**આવર્તવું** અ૦ ક્રિ૦ ફરવું; ચક્રાકારે ઘૂમવું (૨) ફરીફરી આવવું
**આવર્તાંક** પું૦ ફરીફરી આવતો આંકડો
**આવર્તી** વિ૦ ફરીફરી આવતું (૨) ગોળ ફરતું
**આવલ** ન૦ તાજું પીંજેલું રૂ
**આવલાં** ન૦બ૦વ૦ ફાંફાં (૨) કોસ, વરત ઇત્યાદિ પાણી ખેંચવાનાં સાધન
**આવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી૦ હાર; પંક્તિ (૨) પરંપરા
**આવવું** અ૦ ક્રિ૦ આગમન થવું; દૂરથી સમીપ જવું
**આવશ્ય** વિ૦ અગત્યનું; અનિવાર્ય (૨) સ્ત્રી૦; ન૦ અગત્ય; અનિવાર્ય વસ્તુ કે ક્રિયા
**આવશ્યક** વિ૦ જરૂરી; અગત્યનું
**આવશ્યકતા** સ્ત્રી૦
**આવસથ** પું૦; ન૦ ઘર (૨) ધર્મશાળા (૩) અગ્નિશાળા; અગ્નિહોત્ર કરવાનું સ્થાન
**આવસથ્ય** પું૦ અગ્નિહોત્રનો અગ્નિ
**આવળ** પું૦; સ્ત્રી૦ એક વનસ્પતિ
**આવળગોવળ** સ્ત્રી૦(કા.) બાળબચ્ચાં; પરિવાર
**આવળિ(-ળી)** સ્ત્રી૦ જુઓ આવલિ
**આવળિયો** પું૦ મનની ઇચ્છા; ઓરિયો (૨) એક ઝાડ
**આવળી** સ્ત્રી૦ જુઓ આવલિ
**આવાગમન** ન૦ આવવું ને જવું તે; અવતરવું અને મરવું તે
**આવાર** અ૦ આ વખતે
**આવાલ** ન૦ આલવાલ; ક્યારો
**આવાસ** પું૦ ઘર; નિવાસસ્થાન; હવેલી (૨) ખંડ; ઓરડો
**આવાહન** ન૦ આમંત્રણ (૨) દેવને મૂર્તિમાં આણવા—દેવની પ્રતિષ્ઠા કરવી તે
**આવિદ્ધ** વિ૦ વીંધાયેલું
**આવિર્ભાવ** પું૦ બહાર નીકળવું તે; પ્રાકટ્ય (૨) અવતાર
**આવિષ્કરણ** ન૦ પ્રકટીકરણ; બહાર કાઢવું—ખુલ્લું કરવું તે
**આવિષ્કાર** પું૦ આવિષ્કરણ કરવું તે
**આવિષ્કૃત** વિ૦ દેખાડેલું; બતાવી આપેલું; ખુલ્લું કરાયેલું—થયેલું

**આવિષ્ટ** વિ૦ પેઠેલું (૨) વળગેલું; ભરાયેલું (ભૂત ઇત્યાદિ) (૩) આવેશયુક્ત
**આવું** વિ૦ આના જેવું; આ જાતનું
**આવૃત** વિ૦ આવરેલું; ઢાંકેલું (૨) વ્યાપ્ત (૩) (૩) ઘેરાયેલું; ફેલાયેલું
**આવૃતિ** સ્ત્રી૦ ઢાંકવું-છુપાવવું તે
**આવૃત્ત** વિ૦ ચક્રાકારે ફરેલું (૨) પાછું આવેલું (૩) વારંવાર થયેલું—કરેલું
**આવૃત્તિ** સ્ત્રી૦ ચક્રાકારે ફરવું તે (૨) પાછું આવવું તે (૩) વારંવાર થવું—કરવું તે; (૪) પુસ્તકનું પ્રકાશન; 'એડિશન'
**આવેગ** પું૦ જુસ્સો; જોર (૨) ક્ષોભ; વ્યગ્રતા; આવેશ (૩) ઉતાવળ; દોડાદોડી
**આવેદન** ન૦ નિવેદન (૨) ફરિયાદ
**આવેદનપત્ર** ન૦ જેના ઉપર ફરિયાદ કે અરજી લખી હોય તે કાગળ
**આવેશ** પું૦ જુસ્સો; ઊભરો (૨) ગુસ્સો
**આવેશી** વિ૦ આવેશયુક્ત
**આવેષ્ટન** ન૦ વીંટી વળનારી વસ્તુ; વેષ્ટન (ગલેફ, પરબીડિયું, રૅપર, આચ્છાદન ઇત્યાદિ જે હોય તે) (૨) વાડ; કોટ
**આવેષ્ટિત** વિ૦ ઢાંકેલું; વીંટી લીધેલું
**આશ** સ્ત્રી૦ (પ.) આશા
**આશક** પું૦ પ્રેમી (૨) વિ૦ પ્રેમવશ; મોહિત ફિદા
**આશકમાશૂક** ન૦ બ૦ વ૦ વહાલોવહાલી
**આશ(-સ)કા** સ્ત્રી૦ દેવની આરતી, ભસ્મ ઇત્યાદિનો સ્પર્શ કરવો તે
**આશકાર(-રા)** વિ૦ પ્રગટ; સ્પષ્ટ; જાહેર
**આશકી** સ્ત્રી૦ આસક્તિ; પ્રેમ
**આશના** પું૦ ભાઈબંધ; યાર (૨) સ્ત્રી૦ પ્રિયા; માશૂક
**આશનાઈ** સ્ત્રી૦ ભાઈબંધી; યારી
**આશય** પું૦ મનની ધારણા; ઇરાદો; હેતુ (૨) ન૦ સ્થાન (૩) પાત્ર
**આશરવું** સ૦ ક્રિ૦ આશ્રય લેવો; આધાર લેવો (૨) અમુકના સંબંધમાં બોલવું
**આશરાગત(-તિયું,-તી)** વિ૦ આશરે-શરણે આવેલું
**આશરાપડતું** વિ૦ અંદાજ પ્રમાણેનું
**આશરે** અ૦ શુમારે; લગભગ
**આશરો** પું૦ આશ્રય (૨) અડસટ્ટો; અંદાજ; શુમાર
**આશંક** પું૦ આંચકો (૨) મનમાં ઓછું આણવું તે; શરમાવું તે (૩) આશંકા
**આશંકા** સ્ત્રી૦ શંકા; વહેમ
**આશંકિત** વિ૦ આશંકાવાળું
**આશા** સ્ત્રી૦ ઉમેદ; ઇચ્છા; ધારણા (૨) વિશ્વાસ; આસ્થા
**આશા(-ષા)ઢ** પું૦ વિક્રમ સંવતનો ૯મો મહિનો; અષાઢ
**આશા(-ષા)ઢા** સ્ત્રી૦ જુઓ આષાઢા
**આશા(-ષા)ઢી** વિ૦ અષાઢ મહિનામાં આવતું-થતું
**આશાદરશી*** વિ૦
**આશાપૂરી** વિ૦ સ્ત્રી૦ આશા પૂરનારી (૨) સ્ત્રી૦ (સં.) એ નામની માતા
**આશાબંધ** પું૦ આશાનું બંધન; આશાનો તંતુ (૨) આકીન; વિશ્વાસ (૩) વિ૦ આશાવાળું (૪) વિશ્વાસુ
**આશાબંધી** વિ૦ સ્ત્રી૦ આશાવાળી (૨) સગર્ભા
**આશાભર્યું** વિ૦ આશાથી ભરેલું; આશાવંત
**આશાભંગ** પુ૦ આશાનું ભાંગી જવું તે (૨) વિ૦ ભગ્નાશ (ખોટો શબ્દપ્રયોગ)
**આશાયુક્ત** વિ૦ આશાવંત
**આશાવરી** પું૦ એક રાગ
**આશાવંત** વિ૦ આશાવાળું
**આશાવાદ** પું૦ જે થાય છે તે સારા માટે થાય છે—નિરાશ થવાપણું કદી નથી એવો મત
**આશાવાદી** વિ૦ આશાવાદમાં માનનારું (૨) પું૦ એવો પુરુષ
**આશાહીન** વિ૦ આશા વિનાનું; નિરાશ
**આશિષ** સ્ત્રી૦ દુવા; આશીર્વાદ
**આશી** સ્ત્રી૦ સર્પની દાઢ (૨) જીવલેણ ઝેર (૩) એક ઔષધિ
**આશીનીશી** અ૦ મનમાનતી રીતે
**આશીર્વચન** ન૦ આશીર્વાદ
**આશીર્વાદ** પું૦ દુવા
**આશીર્વાદાત્મક** વિ૦ જેમાં આશીર્વાદ હોય તેવું
**આશીર્વાદાર્થ(-ર્થે)** અ૦ આશીર્વાદને માટે

**આશુ** વિ૦ શીઘ્ર; ઉતાવળું
**આશુતોષ** વિ૦ જલદી સંતુષ્ટ થઈ જાય એવું (૨) પું૦ એવો દેવ—શંકર; મહાદેવ
**આશૂરા** પું૦ તાબૂત ડુબાડવાનો દિવસ
**આશૌચ** ન૦ જુઓ અશૌચ
**આશ્ચર્ય** ન૦ નવાઈ; અચંબો (૨) આશ્ચર્યકારક બનાવ; ચમત્કાર
**આશ્ચર્યકારક** વિ૦ આશ્ચર્ય પમાડે એવું
**આશ્ચર્યજનક** વિ૦ આશ્ચર્યકારક
**આશ્મ** વિ૦ પથ્થરનું બનેલું (૨) પું૦ એવી કોઈ પણ વસ્તુ
**આશ્મરિક** વિ૦ પથરીથી પીડાતું (૨) પું૦ પથરીનો રોગ
**આશ્રમ** પું૦; ન૦ વિસામાનું સ્થાન; રહેઠાણ (૨) વિશ્રાંતિ (૩) સાધુનો નિવાસ; તપોવન પર્ણકુટી (૪) જીવનનો વિભાગ (હિંદુધર્મમાં ધર્માચરણ માટે જીવનના જે ચાર વિભાગ પાડ્યા છે તેમાંનો કોઈ પણ) (૫) છાત્રાલય સાથેની શાળા—મહાશાળા (૬) રાષ્ટ્રીય યા ધાર્મિક હિલચાલનું મથક
**આશ્રમધર્મ** પું૦ આશ્રમવાસીએ પાળવાનો ધર્મ–નિયમો તે (૨) જીવનના દરેક વિભાગનો વિશિષ્ટ ધર્મ–ફરજ
**આશ્રમધર્મી** વિ૦ આશ્રમના ધર્મ પાળનારું
**આશ્રમવાસી** વિ૦ આશ્રમમાં વસનારું
**આશ્રમવ્યવસ્થા** સ્ત્રી૦ આશ્રમની–જીવનના વિભાગની વ્યવસ્થા (૨) આશ્રમની વ્યવસ્થા
**આશ્રમસંસ્થા** સ્ત્રી૦ આશ્રમની–જીવનના વિભાગની સંસ્થા
**આશ્રમસ્થાન** ન૦ વિસામાનું ઠેકાણું (૨) મઠ
**આશ્રમાંતર** ન૦ આશ્રમની ફેરબદલી
**આશ્રમિક** વિ૦ આશ્રમને લગતું (૨) ચારમાંના એક આશ્રમમાં રહેનારું
**આશ્રમી** વિ૦ જુઓ આશ્રમિક
**આશ્રય** પું૦ આશરો; આધાર (૨) શરણું
**આશ્રયાશ્રયીભાવ** પું૦ આશ્રય અને આશ્રયીનો સંબંધ
**આશ્રયાસિદ્ધ** પું૦ આશ્રય–પક્ષ અસિદ્ધ હોય એવો એક હેત્વાભાસ (પ્ર.)
**આશ્રયી** વિ૦ આશ્રયવાળું
**આશ્રિત** વિ૦ આશ્રયે રહેલું
**આશ્લિષ્ટ** વિ૦ આલિંગાયેલું (૨) ઓતપ્રોત
**આશ્લેષ** પું૦ આલિંગન; છાતી સાથે ચાંપવું તે
**આશ્લેષા** સ્ત્રી૦ નવમું નક્ષત્ર
**આશ્વાસ** પું૦ દિલાસો (૨) અભયદાન (૩) છુટકારાનો—નિવૃત્તિનો શ્વાસ લેવો તે
**આશ્વાસક** વિ૦ આશ્વાસન આપનારું
**આશ્વાસન** ન૦ દિલાસો; સાંત્વન (૨) અભયદાન આપવું તે
**આશ્વાસના** સ્ત્રી૦ આશ્વાસન
**આશ્વાસવું** સ૦ ક્રિ૦ આશ્વાસન આપવું; નિવૃત્તિનો-છુટકારાનો દમ ખેંચવો
**આશ્વાસ્ય** વિ૦ આશ્વાસવા યોગ્ય
**આશ્વિન** પું૦ આસો માસ
**આષાઢ** પું૦ અષાઢ મહિનો
**આષાઢા** સ્ત્રી૦ વીસમું અને એકવીસમું નક્ષત્ર (પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા) (૨) આષાઢ માસમાં ગર્જતી વાદળીઓનો સમૂહ
**આષાઢી** વિ૦ અષાઢ માસમાં આવતું–થતું
**આષ્ટ્ર** ન૦ આકાશ (૨) વાતાવરણ
**આસકા** સ્ત્રી૦ આશકા
**આસક્ત** વિ૦ ચોંટેલું; મોહિત; અનુરક્ત
**આસક્તિ** સ્ત્રી૦ અતિશય સ્નેહ; મોહ; અનુરાગ
**આસન** ન૦ બેસવાની જગા (૨) બેસવા, સૂવાની કે ઊભા રહેવાની ઢબ (૩) બેસવાની વસ્તુ (૪) ચોપડી ટેકવવાની વસ્તુ (૫) ચોપડી અથવા પત્રકમાં પાડેલો કોઠો; ખાનું (૬) જીવ—કીડા ઉત્પન્ન કરે એવી વસ્તુ—રજ (૭) એક ઔષધિ; આસંધ
**આસ(–સા)નકેદ** સ્ત્રી૦ આસાનકેદ; (ખોટો શબ્દપ્રયોગ)
**આસનવિધિ** સ્ત્રી૦ (યોગનાં) આસન કરવાની રીત
**આસનાવાસના** સ્ત્રી૦ આશ્વાસન; દિલાસો
**આસનિયું** ન૦ આસન કરવા માટે પાથરવાની વસ્તુ (ઊન, દર્ભ, ઝાડની છાલ ઇત્યાદિની)
**આસની** સ્ત્રી૦ બેસણું; છેક નાનું આસન
**આસન્ન** વિ૦ નજીક આવેલું
**આસન્નકાલ(–ળ)** પું૦ મરણકાળ
**આસન્નકોણ** પું૦ 'ઍડ્જેસન્ટ ઍન્ગલ' (ગ.)
**આસપાસ** અ૦ આજુબાજુ (૨) નજીકમાં

**આસમાન** ન૦ આકાશ; ગગન
**આસમાની** વિ૦ આકાશના જેવા રંગનું (૨) દૈવી; કુદરતી (૩) સ્ત્રી૦ દૈવી આફત—કોપ
**આસમાનીસુલતાની** સ્ત્રી૦ ચડતીપડતી (૨) આસમાની કે સુલતાની અણધારી આફત અથવા કોપ
**આસમાસ** અ૦ પાસે (૨) જાણીજોઈને
**આસરડવું** સ૦ક્રિ૦ અવાજ થાય એવી રીતે ખાવું
**આસવ** પું૦ સત્ત્વ; અર્ક (૨) ગાળેલો દારૂ
**આસવતું** વિ૦ કામગરું; કામમાં રોકાયેલું (૨) [કા.] ન૦ કામ
**આસવન** ન૦ આસવ–અર્ક કાઢવો તે
**આસંગ** પું૦ આસક્તિ (૨) સમાગમ; સંભોગ (૩) કર્તૃત્વાભિમાન
**આસંગી** વિ૦ આસંગવાળું
**આસંગો** પું૦ આસક્તિ; હેડો
**આસંત્રો(-દ્રો)** પું૦ એક ઝાડ; આસૂંદરો
**આસંદિકા** પું૦ નાનું આસન; નાની ખુરસી
**આસંદ્રો** પું૦ આસંત્રો
**આસંધ** સ્ત્રી૦ એક ઔષધિ; અશ્વગંધા
**આસાએશ** સ્ત્રી૦ આરામ; વિશ્રાંતિ
**આસાન** વિ૦ સહેલું; નરમ
**આસાનકેદ** સ્ત્રી૦ સાદી કેદ
**આસાની** સ્ત્રી૦ સહેલાઈ
**આસામી** પું૦ માણસ; વ્યક્તિ (૨) દેણદાર (૩) પૈસાદાર–પ્રતિષ્ઠિત માણસ (૪) ઘરાક; અસીલ
**આસામીવાર** અ૦ માથાદીઠ
**આસાર** પું૦ ઝાપટું; જોરદાર વૃષ્ટિ (૨) ફાળકો
**આસિસ્ટંટ** વિ૦ મદદનીશ; હાથ નીચેનું (૨) પું૦ એવી વ્યક્તિ
**આસીરિયા** પું૦ (સં.) પશ્ચિમ એશિયામાંનો એક પ્રાચીન દેશ
**આસીરિયન** વિ૦ આસીરિયા નામના દેશનું (૨) પું૦ તે દેશનો વતની
**આસુર(-રી)** વિ૦ અસુર સંબંધી; રાક્ષસી; જંગલી
**આસુર(-રી)વિવાહ** પું૦ કન્યાવિક્રયયુક્ત વિવાહ
**આસૂદું** વિ૦ નિરાંતવાળું; સુખી
**આસૂં(-સો)દરો** પું૦ એક ઝાડ; આસંત્રો
**આસેધ** પું૦ અટક; કેદ
**આસેબ** ન૦ ભૂતપ્રેત
**આસો** પું૦ વિક્રમવર્ષનો છેલ્લો મહિનો
**આસોપાલવ** પું૦ એક ઝાડ
**આસોંદ** સ્ત્રી૦ એક ઔષધ
**આસોંદરો** પું૦ એક ઝાડ; આસંત્રો
**આસ્કંદ** પું૦ હલ્લો (૨) યુદ્ધ (૩) તિરસ્કાર; નિંદા
**આસ્તર** પું૦ પાથરવું—બિછાવવું તે (૨) પાથરેલી—બિછાવેલી વસ્તુ; ગાલીચો (૩) ચાદર (૪) ઢાંકણ; ઓઢો
**આસ્તરણ** ન૦ જુઓ આસ્તર
**આસ્તિક** વિ૦ ઈશ્વર અને પરલોકના અસ્તિત્વમાં માનનારું (૨) શ્રદ્ધાળુ
**આસ્તિકતા** સ્ત્રી૦
**આસ્તિકપણું** ન૦
**આસ્તિક્ય** ન૦ આસ્તિકપણું
**આસ્તે** અ૦ ધીમે
**આસ્થા** સ્ત્રી૦ આદર; માન (૨) શ્રદ્ધા; આકીન (૩) મૂડી; પૂંજી
**આસ્થાનમંડપ** પું૦ સભામંડપ
**આસ્થાવાન** વિ૦ આસ્થાવાળું
**આસ્પદ** ન૦ સ્થાન; જગા
**આસ્ફાલન** ન૦ અફળાવું તે;
**આસ્ફોટ** પું૦ જુઓ આસ્ફોટણ
**આસ્ફોટણ(-ન)** ન૦ થાબડવું–પોલા હાથે (હાથના કોણીના ઉપલા ભાગ પર) ઠોકવું તે (૨) ઊપણવું તે (૩) પ્રગટ–જાહેર કરવું તે (૪) ભડાકા–ધડાકા સાથે ફૂટવું તે
**આસ્ય** ન૦ મુખ (૨) ચહેરો
**આસ્રવ** પું૦ દુઃખ; પીડા (૨) સ્રાવ (૩) [જૈન] બાહ્ય વસ્તુઓ તરફ આત્માને પ્રેરતું ઇંદ્રિયોનું કર્મ
**આસ્વાદ** પું૦ ચાખવું–સ્વાદ લેવો તે (૨) માણવું તે
**આસ્વાદક** વિ૦ આસ્વાદ લેનારું
**આસ્વાદન** ન૦ આસ્વાદ લેવો તે
**આસ્વાદવું** સ૦ક્રિ૦ ચાખવું; સ્વાદ લેવો (૨) ભોગવવું; માણવું

**આસ્વાદ્ય** વિ૰ આસ્વાદ લેવાયોગ્ય
**આહ** સ્ત્રી૰ હાય; નિસાસો (૨) અ૰ અરે
**આહત** વિ૰ ઈજા પામેલું; જખમી (૨) હણાયેલું
**આહતિ** સ્ત્રી૰ હનન; પ્રાણ લેવો તે (૨) મારવું તે; ફટકો (૩) [ગ.] ગુણવું તે
**આહવ** પું૰ યજ્ઞ (૨) યુદ્ધ
**આહવન** ન૰ યજ્ઞ
**આહવનીય** વિ૰ યજ્ઞને યોગ્ય; હોમવા યોગ્ય (૨) પું૰ હોમનો અગ્નિ
**આહા,૰હા** અ૰ આશ્ચર્ય, દુઃખ આદિ સૂચવનાર ઉદ્ગાર
**આહાર** પું૰ ખોરાક (૨) ખાવાનું માપ
**આહારવિહાર** પું૰ આહાર અને વિહાર
**આહારશાસ્ત્ર** ન૰ આહારનું શાસ્ત્ર
**આહારશુદ્ધિ** સ્ત્રી૰ આહારની શુદ્ધિ
**આહારી** વિ૰ આહાર કરનારું (૨) અકરાંતિયું
**આહાર્ય** વિ૰ ખાવાલાયક (૨) કૃત્રિમ
**આહીર** પું૰ ભરવાડ; રબારી
**આહીરડી(–ણ,–ણી)** સ્ત્રી૰ આહીરની સ્ત્રી
**આહુત** વિ૰ હોમેલું; બલિરૂપે અપાયેલું
**આહુતિ** સ્ત્રી૰ હોમવું તે (૨) હોમવાનું દ્રવ્ય–વસ્તુ; બલિદાન
**આહૂત** વિ૰ બોલાવેલું; નિમંત્રેલું
**આહેડી** પું૰ શિકારી; ભીલ
**આહેડ** સ્ત્રી૰ તરતની ખેડાયેલી જમીન (૨) (૨) [કા.] તરતનું વાવેતર
**આહોતું** ન૰ દૈનિક ક્રિયા; રોજનું કામ (૨) ખુશામત
**આહ્નિક** વિ૰ દૈનિક (૨) ન૰ નિત્યકર્મ
**આહ્લાદ** પું૰ આનંદ; હર્ષ
**આહ્લાદક** વિ૰ આહ્લાદ કરાવે તેવું
**આહ્લાદિત** વિ૰ આહ્લાદયુક્ત
**આહ્વાન** ન૰ આમંત્રણ (૨) પડકાર (૩) આવાહન (૪) હાજર થવાનો હુકમ; 'સમન્સ'
**આળ** ન૰ ખોટો આરોપ; તહોમત (૨) વિ૰ વાળું (શબ્દને છેડે) ઉદા૰ 'દયાળ;' 'શરમાળ'
**આળખવું** સ૰ ક્રિ૰ + આલેખવું
**આળપંપાળ** વિ૰ મિથ્યા (૨) સાચું નહિ એવું; આડુંઅવળું (૩) પટામણું (૪) ન૰ આશ્વાસન (૫) ભૂતપ્રેતાદિ
**આળવણું** ન૰ બટ્ટો; નુકસાન
**આળવાળ** પું૰; ન૰ આલવાલ; ક્યારો
**આળવિતરાઈ** સ્ત્રી૰ આળવીતરાપણું
**આળવીતરું** વિ૰ મસ્તીખોર; તોફાની
**આળવીતું** વિ૰ આળવીતરું
**આળસ** સ્ત્રી૰; ન૰ આલસ્ય; એદીપણું; સુસ્તી
**આળસવું** અ૰ ક્રિ૰ આળસ કરવી; મંદ પડવું (૨) બંધ પડવું; અટકી જવું
**આળસાઈ** સ્ત્રી૰ આળસ; આળસુપણું
**આળસુ** વિ૰ આળસવાળું; મંદ; સુસ્ત
**આળસુપણું** ન૰
**આળાપવું*** સ૰ ક્રિ૰
**આળાહુંબો** પું૰ સંસારની આશા-તૃષ્ણા; લાલચ
**આળિયું** ન૰ બખોલ; ખાડો—ખાસ કરીને કૂવાની દીવાલમાં પડેલો
**આળિયો** પું૰ આળિયું
**આળી** સ્ત્રી૰ સોનીની અંગીઠી મૂકવાની ઊંચી ઓટલી
**આળીગાળું** વિ૰ અટકચાળું; તોફાની
**આળું** વિ૰ લીલું; ભીનું (૨) તાજું ઉતરડેલું; કાચું (ચામડું) (૨) જરા અડકવાથી દુખાવાય એવું (૪) નરમ; પોચું (૫) વાળું (શબ્દને છેડે) ઉદા૰ 'દુખાળું'
**આળુંભોળું** વિ૰ ભોળું; નિષ્પાપ; બાલિશ (૨) ન૰ બાળક
**આળે** અ૰ એળે (૨) ન૰ આલય (કવિતામાં)
**આળેખવું** સ૰ ક્રિ૰ જુઓ આલેખવું
**આળોટણ** વિ૰ આળોટવાની ટેવવાળું (૨) ન૰ આળોટવું તે; આળોટવાની તલબ
**આળોટવું** અ૰ ક્રિ૰ સૂઈને એક ઠેકાણેથી બીજે ઠેકાણે એમ ગબડવું; લોટવું
**આળોવણ** ન૰ આલોયણ (જૈન)
**આં** અ૰ હાં; ઓ (૨) ઠીક, ભલે, વારુ ઇત્યાદિ અર્થ બતાવતો ઉદ્ગાર
**આંક** પું૰ સંખ્યા; સંખ્યાની નિશાની (૨) ભાવ; મૂલ્ય (૩) જાડાઈ કે પાતળાઈનો હિસાબ (સૂતરનો) (૪) નિશાની (૫) અડસટ્ટો (૬) સીમા; હદ (૭) ઝીણા છિદ્રવાળી ચાળણી (૮) ધરી (૯) પું૰ બ૰ વ૰ ઘડિયા; પાડા
**આંકચાળણી** સ્ત્રી૰ ઝીણા છિદ્રવાળી ચાળણી

**આંકડાશાસ્ત્ર** ન૦ હકીકતના આંકડા એકત્ર કરવાની, તેનું વર્ગીકરણ કરવાની અને તેનો ઉપયોગ કરવાની વિદ્યા; 'સ્ટૅટિસ્ટિક્સ'
**આંકડાશાસ્ત્રી** પું૦ આંકડાશાસ્ત્રનો વિદ્વાન
**આંકડિયું** વિ૦ આંકડાવાળું—નિશાનીવાળું
**આંકડી** સ્ત્રી૦ એક અથવા બંને છેડેથી વાળેલો સળિયો; કડી; 'હૂક'; (૨) ગળ (૩) આંતરડામાં થતી પીડા; ચૂંક (૪) તાણ (રોગ) (૫) [લા.] સખત વાંધો; વિરોધ; અણગમો
**આંકડો** પું૦ સંખ્યા; સંખ્યાની નિશાની (૨) લેણદેણનો હિસાબ—કાગળ; (૩) બીલ (૪) છેડેથી વળેલો સળિયો; 'હૂક' (૫) ગળ (૬) ડંખ (૭) વળ (મૂછનો) (૮) વરને આપવાનો ચાંલ્લો; પરઠણ
**આંકણ** ન૦ આંકવું તે (૨) ઊપણતાં સારુંસારું અનાજ જુદું પાડવું તે
**આંકણી** સ્ત્રી૦ આંકવાનું—લીટી દોરવાનું સાધન (૨) કસ—કિંમતનો અડસટ્ટો કાઢવો તે
**આંકણું** ન૦ આંકવાનું ઓજાર (સુતારી)
**આંકવું** સ૦ ક્રિ૦ નિશાની પાડવી; લીટી દોરવી (૨) કસ—કિંમતનો અડસટ્ટો કાઢવો
**આંકસ** પું૦ અંકુશ; દાબ
**આંકિક** વિ૦ અંકને લગતું
**આંકો** પું૦ નિશાનીની લીટી (૨) અડસટ્ટો (૩) હદ; નેક
**આંકોશિયાં** ન૦ બ૦ વ૦ પાંસળાં (૨) સખત પ્રયત્ન (૩) એથી ઊપજતો શ્વાસ
**આંખ** સ્ત્રી૦ ચક્ષુ; નેત્ર (૨) [લા.] જોવાની શક્તિ; નજર (૩) નિગા; દેખરેખ (૪) નાનું કાણું; છિદ્ર (૫) ઉત્પાદક ગાંઠ (શેરડીની)
**આંખચાંદલો** પું૦ કપાળમાં લગાડાતી ટીપકી
**આંખચાંલ્લો** પું૦ આંખચાંદલો
**આંખચોરી** સ્ત્રી૦ અણગમતી વસ્તુ ઉપરથી આંખ ખસેડી લેવી તે (૨) જોયું હોય છતાં નથી જોયું તેવો દેખાવ કરવો તે
**આંખઢાંકણી** સ્ત્રી૦ આંખનો ઢાબલો
**આંખની આડ** સ્ત્રી૦ ગિલ્લીદંડાનો એક દાવ; આંખી
**આંખફુટામણી** સ્ત્રી૦ ઇંદ્રવારણાંનો વેલો
**આંખમ(-મિ-મી)ચકારો** પું૦ મિચિય (૨) આંખથી કરેલી ઇશારત
**આંખમિ(-મી)ચામણાં** ન૦ બ૦ વ૦ એક બાળરમત (૨) જોયું ન જોયું કરવું તે (૩) ઇશારત (આંખ મીંચીને કરેલી)
**આંખમિ(-મીં)ચામણી** સ્ત્રી૦ જુઓ આંખમીંચામણાં
**આંખાળું** વિ૦ આંખવાળું (૨) જાણનારું; વિદ્વાન
**આંખિયાં** ન૦ બ૦ વ૦ મૂર્છા (૨) ડોળા કાઢવા તે (૩) ઝળઝળિયાં
**આંખી** સ્ત્રી૦ ગિલ્લીદંડાનો એક દાવ
**આંગડ** સ્ત્રી૦ દાગીના, રોકડ વગેરેનું જોખમ (૨) દાગીના, રોકડ વગેરે કીમતી વસ્તુ
**આંગડિયો** પું૦ આંગડ લઈ જનારો માણસ; વિશ્વાસુ નોકર
**આંગડી** સ્ત્રી૦ અંગરખી; ઝભલું
**આંગણ(-ણું)** ન૦ ઘરના મુખ્ય દ્વાર સામેની ખુલ્લી જગા
**આંગત** વિ૦ (કા.) અંગત; પોતાનું; સ્વતંત્ર માલિકીનું (૨) અંગનું; નજીકનું (સગું)
**આંગમવું** સ૦ ક્રિ૦ + આગમવું
**આંગમણ** સ્ત્રી૦ ચૂલાની આગળનો ભાગ (૨) કૌવત; જોર
**આંગલું** ન૦ ઝભલું
**આંગળ** ન૦ આંગળી (૨) આંગળી જેટલી લંબાઈ; તસુ; ઇંચ (૩) દસની સંજ્ઞા
**આંગળતોડો** પું૦ આંગળીએ ચોંટી જાય એવો પાણીમાં રહેનારો એક જીવડો
**આંગળવા** અ૦ આંગળ જેટલું
**આંગળિયાત** વિ૦ આંગળીએ વળગીને આવેલું; આગલા ધણીનું (૨) ન૦ એવું બાળક
**આંગળિયું** વિ૦ આંગળિયાત
**આંગળી** સ્ત્રી૦ હાથપગના પંજા આગળના પાંચ અવયવોમાંનો દરેક અવયવ
**આંગળું** ન૦ આંગળી
**આંગિક** વિ૦ અંગ—શરીર સંબંધી
**આંગિરસ** વિ૦ અંગિરસ ઋષિને લગતું (૨) પું૦ (સં.) બૃહસ્પતિ

**આંગી** સ્ત્રી૦ પરણનાર પુરુષને મોસાળ તરફથી મળતું ઓટયા વિનાનું કોરું વસ્ત્ર (૨) માતાની મૂર્તિને બદલે મુકાતી રંગફેરંગી ધાતુઓના પતરાની બનેલી તકતી (૩) હનુમાનની મૂર્તિ ઉપરનું તેલ અને સિંદૂરનું પડ (૪) [જૈન] મૂર્તિના શણગાર

**આંગ્રમન્યુ** પું૦ (સં.) અહરિમાન

**આંગ્લ** વિ૦ અંગ્રેજોને લગતું

**આંગ્લદેશ** પું૦ અંગ્રેજોનો દેશ; ઇંગ્લંડ

**આંગ્લભાષા** સ્ત્રી૦ અંગ્રેજી ભાષા

**આંગ્લભૂમિ(-મી)** સ્ત્રી૦ આંગ્લદેશ

**આંચ** સ્ત્રી૦ ઝાળ; ભભૂકો; સખત તાપ (૨) દીપ્તિ; શેહ; રૂઆબ (૩) ધમકી; ત્રાસ (૪) ઈજા

**આંચકવું** સ૦ ક્રિ૦ જોરથી એકદમ ખેંચવું

**આંચકી** સ્ત્રી૦ તાણ; આંકડી (૨) હેડકી

**આંચકો** પું૦ જુઓ આચકો

**આંચણી** સ્ત્રી૦ બોલતાં અચકાવું તે (૨) વાતચીતમાં વારેવારે બોલવાની ટેવ હોય એવા નિરર્થક શબ્દો તે (૩) જુઓ અસ્તાઈ

**આંચલું** વિ૦ દોઢડાહ્યું

**આંચળ** પું૦ પશુમાદાના આઉનો અગ્રભાગ

**આંચળી** સ્ત્રી૦ છેડો; પાલવ

**આંછ** સ્ત્રી૦ ઝાંખ; ઓછું સૂઝવું તે (૨) આંખની છારી

**આંજણ** ન૦ અંજન; કાજળ (૨) છેતરપિંડી; છળ

**આંજણી** સ્ત્રી૦ પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી

**આંજનેય** પું૦ (સં.) અંજનાનો પુત્ર; હનુમાન

**આંજવું** સ૦ ક્રિ૦ આંખમાં લગાડવું (૨) અતિ પ્રકાશથી આંખનું તેજ હરી લેવું (૩) શેહમાં નાખવું; ઝાંખા પાડી દેવું; છક કરી દેવું

**આંજિયું** ન૦ જુવારનો એક રોગ; આગિયું

**આંજો** પું૦ કૂવાથંભની બે બાજુના સઢ બાંધવાનાં મોટાં દોરડાં

**આંટ** સ્ત્રી૦ આંટી; ગૂંચ (૨) કીનો; વેર (૩) શાખ; આબરૂ (૪) હથોટી; હોશિયારી; ઝડપ (૫) તાકોડિયાપણું; ચોટ

**આંટણ** ન૦ ઘસારાનું ચિહ્ન

**આંટવું** સ૦ ક્રિ૦ તાકવું; નિશાન માંડવું (૨) ટપી જવું

**આંટિયાળું** વિ૦ આંટીવાળું

**આંટી** સ્ત્રી૦ ગડ; ગાંઠ; ગૂંચ (૨) ફાળકી ઉપરથી ઉતારેલા સૂતરની ગડી (૩) કીનો (૪) ફાંસો; પેચ; પ્રપંચ (૫) કાયદો (૬) શાખ; આબરૂ

**આંટીઘૂંટી** સ્ત્રી૦ દાવપેચ (૨) છળકપટ

**આંટીફાંટી** સ્ત્રી૦ એક બાલરમત

**આંટેટપ્પો** પું૦ લખોટીઓની રમતનો એક દાવ

**આંટો** પું૦ વળ; ચકરાવો; ફેર (૨) ફેરો; ધક્કો (૩) અંટસ

**આંટોફેરો** પું૦ આંટો અને ફેરો

**આંતબાર** પું૦ આડખીલી; વિઘ્ન

**આંતર** વિ૦ અંદરનું; માંહોમાંહેનું; આંતરિક

**આંતરદર્શન** ન૦ આંતર+દર્શન

**આંતરપ્રતીતિ** સ્ત્રી૦ આંતર+પ્રતીતિ

**આંતર** ન૦ આંતરડું

**આંતરડી** સ્ત્રી૦ દિલ; હૃદય

**આંતરડું** ન૦ પેટમાંના અન્નરસને પચાવી મળને બહાર કાઢનાર નળના આકારનો અવયવ; પેટનો નળ

**આંતરરાષ્ટ્રિ(-ષ્ટ્રી)ય** વિ૦ રાષ્ટ્રોના પરસ્પર સંબંધને લગતું

**આંતરવિગ્રહ** પું૦ અંદરઅંદરનો વિગ્રહ

**આંતરવું** સ૦ ક્રિ૦ જુદું પાડવું; પડદો ભરવો (૨) ઘેરવું (૩) અટકાવવું

**આંતરસી(-સે)વો** પું૦ અંદરનું સીવણ; સીવેલા કપડાને બંધબેસતું કરવા માટે અંદરથી ભરેલો દોરો

**આંતરસો** પું૦ આંતરસીવો

**આંતરિક** વિ૦ અંદરનું (૨) અંતરનું; હૃદયનું

**આંતરી** સ્ત્રી૦ ધોતિયું, ખેસ વગેરે કાપડના વગર વણેલા છેડા તે (૨) કોર; છેડો; પાલવ (૩) કાપડ–ચોપડીઓમાં પડતી એક જીવાત

**આંતરો** પું૦ અંતર; ગાળો (૨) અંતરપટ; પડદો (૩) જુદાઈ; ભેદ (૪) ધ્રુપદનો બીજો ભાગ

**આંતો** પું૦ ત્રણ સેરોનો દોર ભાગતાં પહેલી બે સેરો જે ઉખેળવી પડે છે તે

**આંત્ર** વિ૦ આંતરડાંને લગતું (૨) ન૦ આંતરડું
**આંત્રજ્વર** પું૦ આંતરડાનો તાવ
**આંત્રરસ** પું૦ આંતરડાનો રસ
**આંદૂલમાન** વિ૦ + ચલિત
**આંદોલન** ન૦ હાલવું તે; ઝૂલન (૨) હિલચાલ; ખળભળાટ (૩) ગતિમાન (પ્રેરક) તત્ત્વ
**આંદોલિત** વિ૦ આંદોલન પામેલું
**આંધણ** ન૦ [કા.] આધણ
**આંધળાપણું** ન૦
**આંધળિયું** ન૦ સાહસ; અવિચારી કર્મ
**આંધળિયો પોટ્ટો** પું૦ એક બાલરમત; આંધળો પાટો
**આંધળી ખિસકોલી** સ્ત્રી૦ એક રમત
**આંધળી ચાકણ(-ળ)** સ્ત્રી૦ બે મુખવાળો સાપ (તે આંધળો હોય છે તથા બે મોં તરફ ચાલે છે)
**આંધળી પીપળી** સ્ત્રી૦ આંબલીપીપળી
**આંધળું** વિ૦ અંધ; ન દેખતું (૨) વિચારહીન; જ્ઞાનહીન (૩) અંધારું
**આંધળુંધબ** વિ૦ છેક આંધળું
**આંધળુંભીંત** વિ૦ આંધળુંધબ
**આંધળો પાટો(-ડો)** પું૦ એક બાલરમત; હાહીનો ઘોડો
**આંધળો પોટો** પું૦ એક રમત; આંધળો પાટો
**આંધળો લોટવો** પું૦ એક બાલરમત
**આંધિયું*** ન૦
**આંધી** સ્ત્રી૦ દિશાઓ ધૂળથી પુરાઈ જાય એવું વાવાઝોડું (૨) અંધાપો
**આંધ્ર** પું૦ (સં.) તેલગુ પ્રદેશ; તેલંગણ
**આંબટ** વિ૦ ખાટું (૨) સ્ત્રી૦ એક ઔષધિ
**આંબલિયો** પું૦ આંબો
**આંબલી** સ્ત્રી૦ આમલી
**આંબલીપીપળી** સ્ત્રી૦ એક રમત
**આંબવું** અ૦ ક્રિ૦ પહોંચવું; પકડી પાડવું (૨) અંબાવું; ખટાઈ જવું
**આંબળું** ન૦ એક ફળ; આમળું
**આંબળો** પું૦ જુઓ આમળો
**આંબાગાળો** પું૦ કેરીની મોસમ
**આંબામોર** પું૦ આંબાનો મોર (૨) ડાંગરની એક જાત
**આંબાવાડિયું** ન૦ આંબાનું વન; અમરાઈ
**આંબાવાડી** સ્ત્રી૦ આંબાવાડિયું
**આંબાશા(-સા)ખ** આંબા ઉપર કુદરતી રીતે પાકેલી કેરી
**આંબાહળદર** સ્ત્રી૦ એક જાતની હળદર
**આંબેલ** ન૦ એક ટંક અલૂણું જમવાનું વ્રત (જૈન)
**આંબો** પું૦ આમ્રવૃક્ષ; જેના પર કેરી થાય છે તે ઝાડ (૨) છોકરાંની એક રમત
**આંબોળિયું** ન૦ કાચી કેરીની સૂકવેલી ચીરી
**આંબોઈ** સ્ત્રી૦ દૂંટીની નીચેની રગોની ગાંઠ
**આંબોસું** ન૦ સૂકું ગાલૂ (૨) સૂકી દ્રાક્ષ
**આંસ** પું૦ ધરી
**આંસુ** ન૦ અશ્રુ; આંખોમાંથી દુઃખ કે હર્ષ વખતે ટપકતાં ટીપાં
**આંસુઢાળ** વિ૦ આંખમાંથી આંસુ પાડે એવું (૨) સ્ત્રી૦ ઘોડાની એક જાત
**આંહાં** અ૦ નકાર બતાવતો ઉદ્ગાર
**આંહાંતૂસ** સ્ત્રી૦ હા ના; ગડભાંગ
**આંહીં** અ૦ અહીંયાં
**આંહીંકણે** અ૦ અહીંયાં

# ઇ

**ઇ** સ્ત્રી૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાલાનો ત્રીજો અક્ષર (૨) અ૦ ક્રોધ, નિંદા, દયા, દુઃખ, દાઝ અને વિસ્મયસૂચક એવો ચિત્કાર

**ઇકબાલ** ન૦ કિસ્મત; ભાગ્ય (૨) સદ્‌ભાગ્ય; આબાદાની

**ઇકરાર** પું૦ હા પાડવી તે; કબૂલ કરવું તે (૨) કેફિયત; પ્રતિજ્ઞાપૂર્વક કબૂલ કરેલો અથવા લખાવેલો મજકૂર

**ઇકરારનામું** ન૦ પ્રતિજ્ઞાપૂર્વકની કબૂલાતનો લેખ; 'ઍફિડેવિટ'

**ઇકાર** પું૦ ઇ અક્ષર અથવા ઉચ્ચાર

**ઇકારાંત** વિ૦ છેડે ઇકાર હોય એવું

**ઇકોતરી** સ્ત્રી૦ ગણિતના સોળ કોઠામાંનો એક

**ઇકોત(-તે)રો** વિ૦ ૭૧નો; ૭૧મો (૨) પું૦ વિ૦ સં. ૧૮૭૧નો દુકાળ

**ઇકોતેર** વિ૦ ૭૧

**ઇક્કડ** સ્ત્રી૦ એક વનસ્પતિ

**ઇક્ષુ** સ્ત્રી૦ શેરડી

**ઇક્ષુકાંડ** પું૦ શેરડીનો સાંઠો (૨) એ સાંઠાનો બે ગાંઠા વચ્ચેનો ભાગ

**ઇક્ષુજ** વિ૦ શેરડીમાંથી ઉત્પન્ન થયેલું (ગોળ, ખાંડ, સાકર ઇત્યાદિ)

**ઇક્ષુદંડ** પું૦ શેરડીનો સાંઠો

**ઇક્ષુપાક** પું૦ ગોળ

**ઇક્ષુયંત્ર** ન૦ શેરડી પીલવાનું યંત્ર; કોલું

**ઇક્ષુરસ** પું૦ શેરડીનો રસ

**ઇક્ષુશર્કરા** સ્ત્રી૦ સાકર

**ઇક્ષુસાર** પું૦ ગોળ

**ઇક્ષ્વાકુ** પું૦ (સં.) સૂર્યવંશનો આદિ રાજા

**ઇખલાક** પું૦ વિનય; સભ્યતા

**ઇખલાસ** પું૦ વિદ્રોહનો અભાવ; દોસ્તી

**ઇખ્તિલાત** પું૦ મૈત્રી; સ્નેહ

**ઇખ્તિલાફ** પું૦ વિરોધ; જુદાઈ; દ્વેષ

**ઇખ્તેસાર** પું૦ સંક્ષેપ; સાર

**ઇચ્છવું** સ૦ ક્રિ૦ ઇચ્છા કરવી (૨) આશા રાખવી; ઉમેદ બાંધવી (૩) માગવું

**ઇચ્છંધારા** સ્ત્રી૦ અવિચ્છિન્ન ધારા (૨) અભિષેકપાત્ર

**ઇચ્છા** સ્ત્રી૦ મરજી (૨) કામના; વાસના; રુચિ; શોખ (૩) અભિલાષ; ઉમેદ (૪) આશા; મુરાદ

**ઇચ્છાચાર** પું૦ સ્વેચ્છાચાર

**ઇચ્છાચારી** વિ૦ સ્વેચ્છાચારી

**ઇચ્છાનુરૂપ** વિ૦ મરજી પ્રમાણેનું

**ઇચ્છાનુસાર** અ૦ મરજી મુજબ

**ઇચ્છાનુસારી** વિ૦ ઇચ્છાનુસાર હોય તેવું

**ઇચ્છાન્યાય** પું૦ માગ્યો—મનપસંદ ન્યાય

**ઇચ્છાપુરઃસર** અ૦ ઇચ્છાથી; ઇચ્છાપૂર્વક

**ઇચ્છાપૂર્વક** અ૦ ઇચ્છાસહિત; હોંસભેર; રુચે તેમ (૨) જાણીજોઈને; ઇરાદાપૂર્વક

**ઇચ્છાફલ(-ળ)** ન૦ ઇચ્છા પ્રમાણે મળવું—થવું તે (૨) [ગ.] ત્રિરાશિમાં આપેલી ત્રણ સંખ્યા ઉપરથી જે ઇચ્છિત ચોથી સંખ્યા કાઢવામાં આવે છે તે

**ઇચ્છાબલ(-ળ)** ન૦ ઇચ્છાની શક્તિ; મનોબળ; સંકલ્પબળ; આત્મબળ

**ઇચ્છાભેદી** સ્ત્રી૦ સખત જુલાબની એક ઔષધિ

**ઇચ્છાભોજન** ન૦ ભાવતું ભોજન—જમણ

**ઇચ્છાવર** પું૦ દિલપસંદ—જાતે પસંદ કરેલો વર

**ઇચ્છાવાચક** વિ૦ ઇચ્છા દર્શાવનારું

**ઇચ્છાવ્યાપાર*** પું૦

**ઇચ્છાશક્તિ** સ્ત્રી૦ ઇચ્છાબલ; સંકલ્પબળ

**ઇચ્છાંક** પું૦ ઇષ્ટરાશિ; ત્રિરાશિનું ત્રીજું પદ (ગ.)

**ઇચ્છિત** વિ૦ ઇચ્છેલું
**ઇચ્છુક** વિ૦ ઇચ્છાવાળો
**ઇજન** ન૦ નોતરું; આમંત્રણ
**ઇજનેર** પું૦ બાંધકામ ઇત્યાદિની યોજના કરનાર આદમી (૨) યંત્રવિદ્યા જાણનાર આદમી
**ઇજનેરી** વિ૦ ઇજનેરને—ઇજનેરના કામને લગતું
**ઇજલાસ** સ્ત્રી૦ જલસો; સભા; બેઠક
**ઇજલાસનિશાન** પું૦ સભ્ય (૨) નવાબો તથા એ દરજ્જાના પુરુષોને માટે માનાર્થે વપરાતો શબ્દ
**ઇજાજત** સ્ત્રી૦ પરવાનગી
**ઇજાફત** સ્ત્રી૦ વધારો; ઉમેરો (૨) સમાસ (૩) છઠ્ઠી વિભક્તિ (૪) જોડી દેવું તે; ખાલસા કરવું તે
**ઇજાર** સ્ત્રી૦ સુરવાળ; લેંઘી
**ઇજારદાર** વિ૦ ઇજારો ધરાવનાર
**ઇજારદારી** સ્ત્રી૦ ઇજારદારનું કામ; ઇજારદારપણું
**ઇજારબંધ** પું૦ ઇજારનું નાડું; કમરપટો
**ઇજારાપદ્ધતિ** સ્ત્રી૦ ઇજારે આપવાની પદ્ધતિ
**ઇજારો** પું૦ ઠરાવેલી શરત પ્રમાણેનો કોઈ હક્કનો એકહથ્થુ ભોગવટો; ઠેકો
**ઇજ્જત** સ્ત્રી૦ આબરૂ
**ઇજ્જત(-તે)આસાર** વિ૦ પ્રતિષ્ઠિત
**ઇજ્જતદાર** વિ૦ આબરૂદાર; પ્રતિષ્ઠિત
**ઇજ્જતેઆસાર** વિ૦ ઇજ્જતઆસાર
**ઇજ્યા** સ્ત્રી૦ યજ્ઞ (૨) પૂજા
**ઇઝરાયલ** વિ૦ યહૂદી લોકોને લગતું (૨) પું૦ (સં.) યહૂદી લોકોનો એક મૂળ પુરુષ
**ઇઝહાર** પું૦ જાહેર—રજૂ કરેલી હકીકત; જાહેરનામું; 'ડેકલેરેશન' (૨) જુબાની
**ઇઝહારનવીસ** પું૦ ઇઝહાર લખનાર માણસ
**ઇટાલિક** વિ૦ ઝીણા—ખાસ ધ્યાન ખેંચે એવા (અક્ષરો)
**ઇટાળી** સ્ત્રી૦ ટોળ; ઠઠ્ઠાબાજી
**ઇટ્ટા(-ટ્ટી)** સ્ત્રી૦ કટ્ટી; અક્કા
**ઇઠ્ઠોતેર** વિ૦ ૭૮
**ઇઠયાશી(-સી)** વિ૦ ૮૮
**ઇડરિયો** વિ૦ પું૦ ઇડરનો; ઘણો મજબૂત; જીતવો મુશ્કેલ (ગઢ)
**ઇડા** સ્ત્રી૦ યોગશાસ્ત્રાનુસાર પ્રાણવાયુની ત્રણ નાડીઓમાંની જમણી નાડી (ઇડા, પિંગલા અને સુષુમ્ણા)
**ઇતબાર** પું૦ વિશ્વાસ
**ઇતમામ** વિ૦ તમામ; પૂરેપૂરું (૨) પું૦ સરંજામ; રસાલો
**ઇતર** સ૦ વિ૦ અન્ય; બીજું (૨) ફાલતુ; ભિન્ન (૩) ક્ષુલ્લક
**ઇતરડી** સ્ત્રી૦ ઢોરના શરીરે વળગતું એક જંતુ
**ઇતરતઃ** અ૦ બીજેથી; જુદી રીતે
**ઇતરત્ર** અ૦ અન્યત્ર; બીજે ઠેકાણે
**ઇતરાઈ** સ્ત્રી૦ આછકલાઈ; મિથ્યા મોટાઈ
**ઇતરાજ** વિ૦ નાખુશ; ખફા
**ઇતરાજી** સ્ત્રી૦ નાખુશી; અવકૃપા; ખોફ
**ઇતરેતર** વિ૦ સ૦ એકબીજાનું; પરસ્પરનું
**ઇતરેતરદ્વંદ્વ** પું૦ દ્વંદ્વસમાસનો એક પ્રકાર. ઉદા૦ 'હાથીઘોડા'
**ઇતરેતરાશ્રય** પું૦ અન્યોન્યાશ્રય
**ઇતલાખ** વિ૦ જુદું; છૂટું (૨) સરકારનો પગારદાર (ફોજનો સિપાઈ) (૩) પું૦ છૂટું—મુક્ત કરવું તે (૪) છૂટાછેડા આપવા તે
**ઇતવાર** પું૦ આતવાર; રવિવાર
**ઇતસ્તતઃ** અ૦ અહીંતહીં; આમતેમ
**ઇતઃ** અ૦ અહીંથી
**ઇતઃપર** અ૦ હવે પછી
**ઇતિ** અ૦ આ પ્રમાણે (૨) સ્ત્રી૦ સમાપ્તિ
**ઇતિકર્ત(-ર્ત્ત)વ્ય** વિ૦ વિધિ અનુસાર કરવા યોગ્ય (૨) ન૦ કરવા યોગ્ય કામ; ફરજ
**ઇતિકર્ત(-ર્ત્ત)વ્યતા** સ્ત્રી૦ અવશ્ય કરવા યોગ્ય કામ (કર્તવ્યતા આટલામાં જ પૂરી થાય છે એમ બતાવવા વપરાય છે)
**ઇતિકૃતમ્** અ૦ 'ક્યુ. ઇ. એફ' (ગ.)
**ઇતિમાત્ર** વિ૦ આટલું જ
**ઇતિમાદ** પું૦ વિશ્વાસ; ભરોસો
**ઇતિવૃત્ત** ન૦ બનેલી હકીકતનું વૃત્તાંત; ઇતિહાસ
**ઇતિશ્રી** સ્ત્રી૦ સમાપ્તિ
**ઇતિસિદ્ધમ્** અ૦ 'ક્યુ. ઇ. ડી' (ગ.)
**ઇતિહાસ** પું૦ તવારીખ; ભૂતકાળનું વૃત્તાંત
**ઇતિહાસકાર** પું૦ ઇતિહાસ લખનાર પુરુષ
**ઇતિહાસજ્ઞ(-વિદ,-વેત્તા)** પું૦ ઇતિહાસનો જાણકાર—વિદ્વાન

**ઇતિહાસવિધાતા** પું૰ ઇતિહાસનો વિધાતા
**ઇતિહાસવેત્તા** પું૰ ઇતિહાસજ્ઞ
**ઇત્તિફાક** પું૰ એકમતી (૨) સંપ (૩) બનાવ; સંજોગ
**ઇત્થમ્** અ૰ આ પ્રકારે
**ઇત્થંભૂત** વિ૰ આ પ્રકારે બનેલું
**ઇત્યલમ્** અ૰ હવે બસ
**ઇત્યાદિ,૦ક** વિ૰ વગેરે
**ઇદમ્** સ૰ આ
**ઇદંતૃતીયમ્** વિ૰ ધાર્યા કરતાં નવું જ—જુદું જ (૨) ન૰ ન ધારેલું ત્રીજું જ કંઈક
**ઇધર** અ૰ અહીં
**ઇધરતિધર** અ૰ અહીંતહીં
**ઇનકાર** પું૰ નિષેધ; મના (૨) નામુકર જવું તે
**ઇનકારિયત** સ્ત્રી૰ ઇનકાર કરવો તે
**ઇનામ** ન૰ બક્ષિસ
**ઇનામઅકરામ** ન૰ બક્ષિસ (૨) બક્ષિસ અને માન
**ઇનામઇજાફત** ન૰ ઇનામમાં વધારો કરવો તે
**ઇનામચિઠ્ઠી** સ્ત્રી૰ ઇનામની સનદ
**ઇનામચોથાઈ** સ્ત્રી૰ ઇનામી જમીનના ઉત્પન્નમાંનો સરકારનો ચોથો હિસ્સો
**ઇનામદાર** વિ૰ ઇનામ મેળવનાર; ઇનામી જમીનનો—ગામનો ભોગવટો કરનારું
**ઇનામદારી** સ્ત્રી૰ ઇનામદારની પદવી
**ઇનામપટો(-ટ્ટો)** પું૰ ઇનામી જમીન કે ગામના ભોગવટાનો લેખ—સનદ
**ઇનામપત્ર** ન૰ ઇનામપટો
**ઇનામસેઝાબી** સ્ત્રી૰ ઇનામી જમીનનો સરકારધારો
**ઇનામી** વિ૰ ઇનામ તરીકે આપેલું-મળેલું
**ઇનાયત** સ્ત્રી૰ ભેટ; બક્ષિસ
**ઇન્કિલાબ ઝિંદાબાદ** શ૰ પ્ર૰ બળવો ઘણું જીવો
**ઇન્શાઅલ્લાહ** શ૰ પ્ર૰ ઈશ્વરેચ્છા
**ઇન્સાન** પું; ન૰ માણસ (૨) માણસજાત
**ઇન્સાનિયત** સ્ત્રી૰ માણસાઈ; સજ્જનતા
**ઇન્સાફ** પું૰ ન્યાય (૨) ચુકાદો
**ઇન્સાફદાર** વિ૰ ઇન્સાફ રાખનારું (૨) પું૰ જડજ; ન્યાયાધીશ
**ઇન્સાફી** વિ૰ ઇન્સાફને લગતું (૨) ન્યાયી (૩) સ્ત્રી૰ ઇન્સાફની રીત
**ઇપાણુ(-ન)** પું૰ એક વનસ્પતિ
**ઇબ્બી** સ્ત્રી૰ ભક્તિ; ઉપાસના; સ્તુતિ
**ઇબાદત** સ્ત્રી૰ ભક્તિ; ઉપાસના; સ્તુતિ
**ઇબારત** સ્ત્રી૰ શૈલી
**ઇબ્લીસ** પું૰ એ નામનો એક શયતાન; શયતાન (૨) વિ૰ રાક્ષસી; નઠારું
**ઇમલો** પું૰ મજલો (૨) બાંધકામ
**ઇમામ** પું૰ મુસલમાનોનો વડો ધર્મગુરુ; ધર્માધ્યક્ષ (૨) મસીદનો ઉપદેશક યા કુરાન વાંચનારો; મુલ્લાં; કાજી (૩) તાજિયાની આગળ રાખવામાં આવતો ઝુંડો (૪) માળાનો મેર
**ઇમામદાંડગો** પું૰ ધર્મને નામે ધતિંગ ચલાવનારો આદમી
**ઇમામબારા** પું૰ જે મસ્જિદમાં મોહરમના દિવસોમાં તાજિયો રાખવામાં આવે છે તે (૨) જે મસ્જિદમાં મોહરમનો ઉત્સવ ઉજવાય છે તે
**ઇમામહુસેન** પું૰ (સં.) હજરત મહંમદ સાહેબના દોહિત્ર; બાર ઇમામોમાં ત્રીજા
**ઇમારત** સ્ત્રી૰ મોટું મકાન; હવેલી (૨) [લા.] યોજના
**ઇમારતશાસ્ત્ર** ન૰ ઇમારતના બાંધકામ વિષેનું શાસ્ત્ર; સ્થાપત્ય
**ઇમારતી** વિ૰ મકાન બાંધવાના ઉપયોગનું
**ઇમ્તિહાન** પું૰ પરીક્ષા; તપાસ
**ઇયત્તા** સ્ત્રી૰ આટલાપણું (૨) પ્રમાણ; પરિમાણ (૩) સીમા
**ઇયળ** સ્ત્રી૰ એક કીડો
**ઇરાક** પું; ન૰ (સં.) મેસોપોટેમિયા
**ઇરાદાપૂર્વક** અ૰ જાણીજોઈને
**ઇરાદો** પું૰ ધારણા; ઉદ્દેશ; આશય
**ઇલકાબ** પું૰ ખિતાબ
**ઇલમ** પું૰ વિદ્યા; શાસ્ત્ર; કળા (૨) જાદુ (૩) મેલીવિદ્યા (૪) ઉપાય; તજવીજ
**ઇલમબાજ** વિ૰ ઇલમી
**ઇલમી** વિ૰ ઇલમ જાણનારું (૨) કાબેલ; હોશિયાર

**ઇલા** સ્ત્રી० પૃથ્વી (૨) વાચા; વાણી (૩) [સં.] પુરૂરવાની માતા
**ઇલાકેદાર** વિ० ઇલાકા ઉપર હકૂમત ચલાવનારું
**ઇલાકો(-ખો)** પું० પ્રાંત (૨) હકૂમતનો પ્રદેશ (૩) હક; દાવો; લાગતુંવળગતું તે
**ઇલાજ** પું० ઉપાય (૨) ઉપચાર; દવા
**ઇલાજી** વિ० ઇલાજ જાણનારું (૨) પું० વૈદ્ય; હકીમ
**ઇલાયચી** સ્ત્રી०; ન० એક તેજાનો
**ઇલાયચો** પું० જુઓ અલાયચો
**ઇલાયદું** વિ० જુઓ અલાયદું
**ઇલાવૃત્ત** ન० (પ્રાચીન આર્યભૂગોળ પ્રમાણે) જંબુદ્વીપના નવ ખંડો પૈકીનો એક ખંડ
**ઇલાહી** વિ० ખુદા–ઈશ્વર સંબંધી (૨) વંદનીય
**ઇલેક્ટ્રિક** વિ० વીજળીને લગતું (૨) ઝટપી
**ઇલ્તિમાસ** સ્ત્રી० વિનંતી; અરજ
**ઇલ્લા(-લ્લી)** સ્ત્રી० એક રમત
**ઇવ** અ० —ની પેઠે; જેમ
**ઇશક** પું० જુઓ ઇશ્ક
**ઇશકદારી** સ્ત્રી० જુઓ ઇશ્કદારી
**ઇશકબાજ** વિ० ઇશ્કબાજ
**ઇશકબાજી** સ્ત્રી० ઇશ્કબાજી
**ઇશકિયું** વિ० ઇશ્ક સંબંધીનું
**ઇશકી** વિ० જુઓ ઇશ્કી
**ઇશારત** સ્ત્રી० સાન; સંકેત
**ઇશારો** પું० ઇશારત (૨) સૂચન
**ઇશ્ક** પું० ઇશક; પ્રેમ; સ્નેહ (૨) કામવિકાર (૩) રાગ; આવેશ
**ઇશ્કદારી** સ્ત્રી० પ્રેમીપણું (૨) કામુકતા; કામીપણું (૩) રંડીબાજી
**ઇશ્કબાજ** વિ० પ્રેમમાં લીન; પ્રણયી
**ઇશ્કબાજી** સ્ત્રી० પ્રેમમગ્નતા; પ્રણયવ્યાપાર; ભોગવિલાસ
**ઇશ્કી** વિ० પ્રેમી (૨) ફક્કડ; છેલ
**ઇશ્કેમિજાજી** સ્ત્રી० કેવળ કામવાસના
**ઇશ્કેહકીકી** સ્ત્રી० ખરો–દૈવી પ્રેમ
**ઇશ્તેહાર** ન० જાહેરનામું; ઘોષણા
**ઇશ્યુ** પું० વાદનો મુદ્દો (૨) મુદ્દો; તર્ક
**ઇષિ(-ષી)કા** સ્ત્રી० ઘાસનું રાડું (૨) તીર (૩) એક જાતની શેરડી (૪) સોનું પીગળ્યું કે નહિ તે જોવાની નાની લાકડી અથવા સળિયો (૫) પીંછી
**ઇષુ** પું० તીર (૨) પાંચની સંખ્યા (૩) [ગ.] ઉત્ક્રમજ્યા; 'વર્સ્ડ સાઇન'
**ઇષ્ટ** વિ० ઇચ્છેલું (૨) પ્રિય; મનગમતું (૩) [ગ.] કલ્પેલું (૪) યોગ્ય (૫) હિતાવહ (૬) યજ્ઞ વડે પૂજેલું (૭) ન० ઇચ્છા (૮) અગ્નિહોત્ર (૯) યજ્ઞ ઇત્યાદિનું પુણ્ય
**ઇષ્ટકર્મ** ન० યોગ્ય—સારું કામ (૨) [ગ.] કલ્પિત અંક લઈને દાખલો ગણવો તે
**ઇષ્ટ(-ષ્ટિ)કા** સ્ત્રી० ઈંટ (૨) વેદી ચણવા માટે વપરાતી ઈંટ
**ઇષ્ટજન** પું०; ન० પ્રિયજન
**ઇષ્ટદેવ** પું० પ્રિયદેવ; જેની ઉપર આસ્થા બેઠી હોય તે દેવ (૨) કુળદેવ
**ઇષ્ટદેવતા** પું० બ० વ०; સ્ત્રી० જુઓ ઇષ્ટદેવ
**ઇષ્ટમિત્ર** પું० ઘણો પ્રિય મિત્ર
**ઇષ્ટરાશિ** સ્ત્રી० કલ્પેલી સંખ્યા ઉપરથી ખરો ઉત્તર કાઢવાની રીત (ગ.)
**ઇષ્ટસિદ્ધિ** સ્ત્રી० ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ
**ઇષ્ટાપત્તિ** સ્ત્રી० વિરુદ્ધ પક્ષ તરફથી અનુકૂળ કાર્ય; પ્રતિપક્ષ તરફની અનુકૂળ દલીલ
**ઇષ્ટાપૂર્ત** ન० યજ્ઞયાગ અને વાવ, કૂવા ઇત્યાદિ કરાવવાનું પુણ્યકર્મ
**ઇષ્ટાર્થ** પું० ઇચ્છેલી વસ્તુ (૨) મનપસંદ અર્થ
**ઇષ્ટિ** સ્ત્રી० ઇચ્છા (૨) યજ્ઞ
**ઇષ્ટિકાભ*** વિ० (૨) પું०
**ઇસપન** પું० એક વનસ્પતિ
**ઇસપ(-બ)ગોળ** ન० ઊંટિયું જીરું
**ઇસમ** પું० માણસ; વ્યક્તિ
**ઇસેસ** પું० એક જાતનો ગુંદર
**ઇસોટો** પું० લાકડાની નિસરણીનું પડખાનું લાકડું, જેમાં પગથિયાં ઘાલેલાં હોય છે.
**ઇસ્કામત** સ્ત્રી० માલમતા; મિલકત
**ઇસ્કોતરિયો** પું० નાની પેટી
**ઇસ્કોતરો** પું० ઇસ્કોતરિયો
**ઇસ્ક્રૂ** પું० બોળ આંટાવાળો ખીલો; 'સ્ક્રૂ'
**ઇસ્ટાપડી** સ્ત્રી० બારીબારણાં ઇત્યાદિ બંધ કરવા માટે તેના ઉપર જડવામાં આવતી ચાંપ—ઠેસી; 'સ્ટૉપર'

**ઇસ્તરી** સ્ત્રી૦ સફાઈ અથવા કડકપણું લાવવા માટે ધોયેલાં કપડાં પર ફેરવવાનું અગ્નિ ભરેલું પાત્ર
**ઇસ્તંબૂલ** ન૦ (સં.) યુરોપીય તુર્કસ્તાનનું મુખ્ય શહેર; 'કૉન્સ્ટંટિનોપલ'
**ઇસ્તંબૂલી** વિ૦ ઇસ્તંબૂલનું
**ઇસ્તિકબાલ** પું૦ સામે લેવા જવું તે; આદર-સત્કાર કરવો તે
**ઇસ્તિફા** પું૦ રાજીનામું
**ઇસ્રી** સ્ત્રી૦ ઇસ્તરી
**ઇસ્પિતાલ(-ળ)** સ્ત્રી૦ દવાખાનું; 'હૉસ્પિટલ'
**ઇસ્રાયલ** વિ૦ (૨) પું૦ (સં.) જુઓ ઇઝરાયલ
**ઇસ્લામ** પું૦ મુસલમાની ધર્મ
**ઇસ્લામી** વિ૦ ઇસ્લામને લગતું (૨) ઇસ્લામનું અનુયાયી
**ઇહ** અ૦ અહીં
**ઇહલોક** પું૦ આ દુનિયા; પૃથ્વી
**ઇહાં** અ૦ + અહીંયાં
**ઇંગલીહિંગલી** સ્ત્રી૦ એક રમત
**ઈંગળા** સ્ત્રી૦ ઇડા નાડી (યોગ)
**ઈંગાર(-રો)** પું૦ અંગારો
**ઈંગિત** ન૦ ઇશારો; સંકેત (૩) મનોવિકારનું બાહ્ય ચિહ્ન અથવા ચેષ્ટા
**ઈંગિતજ્ઞ** વિ૦ મનોગત જાણી—કળી શકનાર
**ઈંગુદી** સ્ત્રી૦ એક વનસ્પતિ; ઇંગોરી
**ઈંગુદીતેલ** ન૦ ઇંગુદીનું તેલ
**ઈંગોરિયો** પું૦ ઇંગોરી
**ઈંગોરી** સ્ત્રી૦ ઇંગુદી
**ઈંગોરું** ન૦ ઇંગુદીનું ફળ; હિંગોરું
**ઈંગ્રેજ** પું૦ અંગ્રેજ
**ઈંગ્રેજી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ અંગ્રેજી
**ઈંગ્લંડ** પું૦; ન૦ (સં.) અંગ્રેજોનો દેશ
**ઈંચ** પું૦ તસુ
**ઈંચિયું** વિ૦ એક ઇંચના માપનું
**ઈંજલ*** પું૦
**ઈંજિન** ન૦ એંજિન
**ઈંજીલ** ન૦ ખ્રિસ્તીઓનો ધર્મગ્રંથ; બાઇબલનો નવો કરાર
**ઈંતખાબ** પું૦ ચૂંટણી; ચૂંટીચૂંટીને કરેલો સંગ્રહ (૨) સાર; મતલબ
**ઈંતજામ** પું૦ બંદોબસ્ત
**ઈંતજાર** વિ૦ આતુર; અધીરું
**ઇંદિરા** સ્ત્રી૦ લક્ષ્મી
**ઇંદિ(-દી)વર** ન૦ વિષ્ણુ
**ઇંદુ** પું૦ ચંદ્ર
**ઇંદુકલા(-ળા)** સ્ત્રી૦ ચંદ્રની કળા; ચંદ્રનો સોળમો ભાગ
**ઇંદુકાંત** પું૦ એક મણિ; ચંદ્રકાંત
**ઇંદુકાંતા** સ્ત્રી૦ રાત (૨) રોહિણી (નક્ષત્ર)
**ઇંદુજા** સ્ત્રી૦ (સં.) નર્મદા નદી
**ઇંદુપુત્ર** પું૦ (સં.) બુધ (જ્યો.)
**ઇંદુમતી** સ્ત્રી૦ પૂર્ણિમા (૨) [સં.] અજ રાજાની સ્ત્રી
**ઇંદુમુખી** વિ૦ સ્ત્રી૦ ચંદ્રમુખી
**ઇંદુમૌલિ** પું૦ જેના માથા ઉપર ચંદ્ર છે તે—શંકર; મહાદેવ
**ઇંદુવ્રત** ન૦ ચાંદ્રાયણ વ્રત
**ઇંદુશેખર** પું૦ ઇંદુમૌલિ; મહાદેવ
**ઇંદુસાર** પું૦ અમૃત
**ઇંદુસુત** પું૦ ઇંદુપુત્ર
**ઇંદ્ર** પું૦ (સં.) દેવોનો રાજા
**ઇંદ્રગોપ** પું૦ એક જીવડું; ગોકળગાય
**ઇંદ્રચાપ** ન૦ મેઘધનુષ્ય
**ઇંદ્રજવ** પું૦ કડુ નામના ઝાડનું બીજ
**ઇંદ્રજાલ(-ળ)** સ્ત્રી૦ જાદુ; નજરબંધી (૨) હાથચાલાકી (૩) કાવતરું; છળકપટ
**ઇંદ્રજિત** પું૦ (સં.) રાવણનો પુત્ર
**ઇંદ્રધનુ,૦ષ(-ષ્ય)** ન૦ મેઘધનુષ્ય
**ઇંદ્રનીલ** પું૦ નીલમણિ; નીલમ
**ઇંદ્રપુત્ર** પું૦ ઇંદ્રનો પુત્ર; જયંત (૨) અર્જુન
**ઇંદ્રપુરી** સ્ત્રી૦ અમરાવતી; ઇંદ્રની રાજધાની
**ઇંદ્રપ્રસ્થ** ન૦ (સં.) પાંડવોનું પાટનગર; પ્રાચીન દિલ્હી
**ઇંદ્રલોક** પું૦ સ્વર્ગ
**ઇંદ્રવજ્રા** સ્ત્રી૦ એક છંદ
**ઇંદ્રવંશા** સ્ત્રી૦ એક છંદ
**ઇંદ્રવારણું** ન૦ દેખીતું જેટલું સુંદર તેટલું જ કડવું એવું એક ફળ (૨) [લા.] ફૂટડું પણ દુર્ગુણી-કપટી માણસ
**ઇંદ્રવિજય** પું૦ એક છંદ
**ઇંદ્રાણી** સ્ત્રી૦ ઇંદ્રની સ્ત્રી
**ઇંદ્રાણું** ન૦ એક વેલો
**ઇંદ્રાયુધ** ન૦ ઇંદ્રનું હથિયાર; વજ્ર; વીજળી

**ઇંદ્રારણું** ન૦ + ઇંદ્રવારણું
**ઇંદ્રાસન** ન૦ ઇંદ્રનું સિંહાસન-પદ
**ઇંદ્રિય** સ્ત્રી૦ જ્ઞાન તથા કર્મનું સાધન (ત્વચા, ચક્ષુ, કાન, જીભ અને નાક તથા વાચા, હાથ, પગ, અપદ્વાર અને ઉપસ્થેંદ્રિય એ પાંચ અનુક્રમે જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો છે) (૨) મન (૩) જનનેંદ્રિય; લિંગ
**ઇંદ્રિયકર્મ** ન૦ ઇંદ્રિયોનું કર્મ—વ્યાપાર
**ઇંદ્રિયગમ્ય** વિ૦ ઇંદ્રિયોથી જાણી-સમજી શકાય તેવું; પ્રત્યક્ષ
**ઇંદ્રિયગોચર** વિ૦ ઇંદ્રિયગમ્ય
**ઇંદ્રિયગ્રામ** પું૦ ઇંદ્રિયોનો સમૂહ
**ઇંદ્રિયજન્ય** વિ૦ ઇંદ્રિયો વડે ઊપજતું-થતું
**ઇંદ્રિયજ્ઞાન** ન૦ ઇંદ્રિયો દ્વારા થતું—પ્રત્યક્ષજ્ઞાન
**ઇંદ્રિયજ્ઞાનવાદ** પું૦ પ્રત્યક્ષજ્ઞાન એ જ ખરું જ્ઞાન એવો મત
**ઇંદ્રિયદમન** ન૦ ઇંદ્રિયોના રસને મારવા તે
**ઇંદ્રિયનિગ્રહ** પું૦ ઇંદ્રિયોને વશ રાખવી તે; સંયમ
**ઇંદ્રિયનિરપેક્ષ** વિ૦ ઇંદ્રિયોની અપેક્ષા રાખ્યા વિનાનું
**ઇંદ્રિયબુદ્ધિ** સ્ત્રી૦ ઇંદ્રિયો દ્વારા મળતું જ્ઞાન
**ઇંદ્રિયબોધ** સ્ત્રી૦ ઇંદ્રિયો મારફતે થતું જ્ઞાન
**ઇંદ્રિયવિષય** પું૦ ઇંદ્રિયોનો વિષય
**ઇંદ્રિયસંનિકર્ષ** પું૦ ઇંદ્રિયોનો સંયોગ
**ઇંદ્રિયસુખ** ન૦ ઇંદ્રિયો દ્વારા અનુભવાતું સુખ (૨) વિષયસુખ
**ઇંદ્રિયસ્થાન** ન૦ ઇંદ્રિયોનાં સ્થાનો
**ઇંદ્રિયાતીત** વિ૦ ઇંદ્રિયોથી પર; અગોચર
**ઇંદ્રિયારામ** વિ૦ વિષયાસક્ત
**ઇંદ્રિયાર્થ** પું૦ ઇંદ્રિયવિષય
**ઇંદ્રિયાર્થસંનિકર્ષ** પું૦ ઇંદ્રિયના વિષય સાથેનો સંયોગ
**ઇંદ્રી** સ્ત્રી૦ જુઓ ઇંદ્રિય
**ઇંદ્રીજુલાબ** પું૦ વારંવાર પેશાબ કરાવે એવી ઔષધિ
**ઇંધક** ન૦ જુઓ ઈંધર
**ઇંધન** ન૦ બાળવાનું લાકડું; કાઠી

## ઈ

**ઈ** સ્ત્રી૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો ચોથો અક્ષર (૨) પૈસો; સંપત્તિ (૩) સ્ત્રીલિંગનો પ્રત્યય. ઉદા૦ 'દેવી' (૪) કરનાર—વાળું એવો અર્થ બતાવતો પ્રત્યય. ઉદા૦ 'કપટી' (૫) વિ૦ + આ અથવા એ (૬) [કા.] એ (૭) સ૦ (કા.) એ (૮) અ૦ તિરસ્કાર કે ગુસ્સાનો એવો ઉદ્ગાર
**ઈકડ** પું૦ એક વનસ્પતિ; ઇક્કડ
**ઈકાર** પું૦ ઈ અક્ષર અથવા ઉચ્ચાર
**ઈકારાંત** વિ૦ જેને છેડે ઈકાર હોય તેવું
**ઈક્ષણ** ન૦ જોવું તે
**ઈક્ષા** સ્ત્રી૦ નજર (૨) જોવું—વિચારવું તે
**ઈક્ષિત** વિ૦ જોયેલું—વિચારેલું (૨) ન૦ નજર
**ઈખ** સ્ત્રી૦ શેરડી
**ઈખરસ** પું૦ શેરડીનો રસ
**ઈચકબાંડી** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**ઈચવું** સ૦ ક્રિ૦ ઠાંસીને ખાવું (નિંદાર્થે) (૨) દંડાથી ગબીમાંની મોઈને ઉછાળી દૂર ફેંકવી
**ઈજત** સ્ત્રી૦ ઇજ્જત; આબરૂ
**ઈજત(-તે)આસાર** વિ૦ ઇજ્જતેઆસાર
**ઈજતદાર** વિ૦ ઇજ્જતદાર; આબરૂદાર
**ઈજા** સ્ત્રી૦ પીડા; કષ્ટ (૨) [શારીરિક] નુકસાન—હાનિ
**ઈજાબકબૂલ** ન૦ મુસલમાનોમાં લગ્ન કબૂલ હોવાની વરકન્યાની લેવામાં આવતી ખાતરી
**ઈડલીપીડલી** સ્ત્રી૦ વરકન્યાને નજર ન લાગે તે માટે તેમની પર ઉતારીને ફેંકી દેવાતી ભીની રાખોડીની ગોળીઓ; પોંખવામાં વપરાતી એક વસ્તુ
**ઈડીપીડી** સ્ત્રી૦ ઈડલીપીડલી

**ઈતરાવું** અ૦ ક્રિ૦ દેખાડો કરવો; ફૂલ મારવી
**ઈતિ** સ્ત્રી૦ ધાન્ય વગેરેને નુકસાન પહોંચાડનાર ઉપદ્રવ
**ઈથર** પું૦ એક અતિ સૂક્ષ્મ તત્ત્વ જેમાં થઈને પ્રકાશનાં મોજાંનો સંચાર થાય છે (૨) એક પ્રવાહી રસાયણ
**ઈદ** સ્ત્રી૦ મુસલમાનોનો એક તહેવાર (૨) ખુશાલીનો દિવસ
**ઈદગાહ** સ્ત્રી૦ ઈદ ઊજવવાની જગા
**ઈદડું** ન૦ ઢોકળું
**ઈદૃશ** વિ૦ આવું; આ પ્રકારનું
**ઈપ્સિત** વિ૦ ઇચ્છેલું; (૨) ન૦ ઇચ્છા
**ઈમ** અ૦ + એમ
**ઈમાન** પું૦; ન૦ આસ્થા; શ્રદ્ધા (૨) ધર્મ; દીન (૩) અંતઃકરણ (૪) પ્રમાણિકતા
**ઈમાનદાર** વિ૦ ઈમાનવાળું; પ્રમાણિક
**ઈમાનદારી** સ્ત્રી૦ પ્રમાણિકતા
**ઈમાની** વિ૦ ઈમાનવાળું; પ્રમાણિક
**ઈરખા** સ્ત્રી૦ + ઈર્ષા
**ઈર્ખા** સ્ત્રી૦ + ઈર્ષા
**ઈર્ષા(-ર્ષ્યા)** સ્ત્રી૦ અદેખાઈ
**ઈર્ષા(-ર્ષ્યા)ખોર** વિ૦ ઈર્ષા કરવાની ટેવવાળું
**ઈર્ષા(-ર્ષ્યા)ળુ** વિ૦ ઈર્ષાવાળું; અદેખું
**ઈલુપી** ન૦ એક વનસ્પતિ
**ઈવ** સ્ત્રી૦ આદ્ય સ્ત્રી; આદમની જોડિયણ
**ઈશ** પું૦ ધણી; માલેક (૨) પરમેશ્વર (૩) અગિયારની સંજ્ઞા
**ઈશાન** સ્ત્રી૦ ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા (૨) પું૦ (સં.) મહાદેવ
**ઈશાનકોણ** પું૦ ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો કોણ—ખૂણો
**ઈશાની** વિ૦ ઈશાન દિશાનું (૨) સ્ત્રી૦ (સં.) દુર્ગા
**ઈશિતા** સ્ત્રી૦ આઠ મહાસિદ્ધિમાંની એક (જેનો સાધક બધા ઉપર પોતાની શક્તિ ચલાવી શકે છે)
**ઈશિત્વ** વિ૦ ઈશિતા
**ઈશુ(-સુ),૦ખ્રિસ્ત** પું૦ (સં.) ખ્રિસ્તી ધર્મનો સંસ્થાપક
**ઈશ્વર** પું૦ પ્રભુ; પરમેશ્વર (૨) સ્વામી; માલેક (૨) રાજા (૩) શ્રેષ્ઠ પુરુષ
**ઈશ્વરકૃત** વિ૦ ઈશ્વરનું કરેલું; કુદરતી
**ઈશ્વરકૃતિ** સ્ત્રી૦ ઈશ્વરની કૃતિ—રચના
**ઈશ્વરકૃપા** સ્ત્રી૦ ઈશ્વરની કૃપા
**ઈશ્વરદત્ત** વિ૦ ઈશ્વર તરફથી મળેલું; કુદરતી
**ઈશ્વરપ્રણિધાન** ન૦ ઈશ્વરનું ધ્યાન ધરવું તે (૨) કર્મફળનો ત્યાગ; પોતાનાં કર્મ ઈશ્વરને સમર્પણ કરવાં તે
**ઈશ્વરપ્રસાદ** પું૦ ઈશ્વરકૃપા
**ઈશ્વરપ્રાપ્તિ** સ્ત્રી૦ ઈશ્વરની પ્રાપ્તિ
**ઈશ્વરપ્રાર્થના** સ્ત્રી૦ ઈશ્વરની પ્રાર્થના
**ઈશ્વરપ્રીત્યર્થ(-ર્થે)** અ૦ ઈશ્વરની પ્રીતિ માટે; પોતે ફળપ્રાપ્તિની ઇચ્છા રાખ્યા વિના
**ઈશ્વરપ્રેરણા** સ્ત્રી૦ ઈશ્વરની પ્રેરણા; અંતર્જ્ઞાન
**ઈશ્વરભક્તિ** સ્ત્રી૦ ઈશ્વરની ભક્તિ
**ઈશ્વરભાવ** પું૦ ઐશ્વર્ય (૨) ઈશ્વરના અસ્તિત્વમાં શ્રદ્ધા; આસ્તિકતા
**ઈશ્વરવાદ** પું૦ ઈશ્વર છે એવો વાદ
**ઈશ્વરસ્તુતિ** સ્ત્રી૦ ઈશ્વરની સ્તુતિ
**ઈશ્વરાધીન** વિ૦ ઈશ્વરને આધીન એવું
**ઈશ્વરી** વિ૦ ઈશ્વર સંબંધી (૨) સ્ત્રી૦ દુર્ગા
**ઈશ્વરેચ્છા** સ્ત્રી૦ ઈશ્વરની ઇચ્છા
**ઈષણા** સ્ત્રી૦ કામના; વાસના (૨) સ્ત્રી, પુત્રાદિ પ્રત્યેની આસક્તિ
**ઈષત્** અ૦ જરા; થોડું
**ઈષા** ન૦ ગાડી કે ગાડાની ઊધ (૨) હળનો ધોરિયો
**ઈસ** સ્ત્રી૦ ખાટલાના પાયાને જોડતાં બે લાંબાં લાકડાંમાંનું કોઈ પણ એક
**ઈસવી** વિ૦ ઈસુ ખ્રિસ્તનું
**ઈસવીસન** પું૦; સ્ત્રી૦ ઈસુના જન્મથી ગણાતો સંવત
**ઈસાઈ** વિ૦ ઈસુનું અનુયાયી; ખ્રિસ્તી
**ઈસામસીહ** પું૦ (સં.) એક પેગંબર; ઈસુખ્રિસ્ત
**ઈસુ,૦ખ્રિસ્ત** પું૦ (સં.) ઈશુ
**ઈસું** વિ૦ + આવું
**ઈસ્ટર** ન૦ માર્ચ ૨૧મીએ અથવા તે પછી આવતી સુદ ૧૪થી શરૂ થતો એક ખ્રિસ્તી ઉત્સવ—તહેવાર
**ઈસ્વી** વિ૦ ઈસવી
**ઈસ્વીસન** પું૦; સ્ત્રી૦ ઈસવીસન
**ઈહિકો** પું૦ અફસોસ (૨) ભય; ત્રાસ

**ઈહા** સ્ત્રી૦ ઇચ્છા (૨) આશા; ઉમેદ (૩) ઉદ્યમ ખંત
**ઈંગલીઠીંગલી** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**ઈજવું** સ૦ ક્રિ૦ અર્પણ કરવું; આપી દેવું (૨) અગિયારીમાં અગ્નિની સ્થાપના કરવી (૩) અભિષેક કરવો (૪) પ્રસન્ન કરવું
**ઈંટ** સ્ત્રી૦ ઘર ઇત્યાદિ ચણવામાં વપરાતું માટીનું ચોસલું
**ઈંટબંધી** વિ૦ ઈંટોનું બાંધેલું (૨) સ્ત્રી૦ ઈંટનું બાંધકામ
**ઈંટવાડો** પું૦ ઈંટો પકવવાનો ભઠ્ઠો
**ઈંટાળ(–ળું)** વિ૦ ઈંટનું બનેલું; ઈંટવાળું
**ઈંટાળો** પું૦ ઈંટનો કકડો (૨) ઈંટો બનાવવાનું ઓજાર
**ઈંટેરી(–રું)** વિ૦ ઈંટબંધી
**ઈંટો રે ઈંટો** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**ઈંડાદાવ** પું૦ છોકરાંની એક રમત
**ઈંડાળ** સ્ત્રી૦ ઈંડાં લઈને જનારી કીડીઓની હાર (૨) છોકરાંની ઘાટ–ભૂંજરવાડ
**ઈંડું** ન૦ એદું (૨) શિખર પરનો કળશ
**ઈંડુંઈંડું** ન૦ ઈંડાદાવ
**ઈંઢોણી** સ્ત્રી૦ ઉઢાણી
**ઈતડી** સ્ત્રી૦ એક જીવ; ઇતરડી
**ઈંધણ(–ણું)** ન૦ ઇંધન
**ઈંધણધોરી** પું૦ બળદ (૨) ભાર વહેનારો આદમી (૩) વિ૦ બળદિયા જેવો; મૂર્ખ

# ઉ

**ઉ** પું૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો પાંચમો અક્ષર
**ઉકણાવવું** સ૦ ક્રિ૦ ચોરવું
**ઉકમાઈ** સ્ત્રી૦ (કા.) ઉત્સાહ; પોરસ
**ઉકરડી** સ્ત્રી૦ નાનો ઉકરડો; વિવાહના સમયમાં કચરોપૂંજો નાખવાની જગા (૨) એક મલિન દેવતા
**ઉકરડો** પું૦ છાણ અને પૂંજાનો ઢગલો; ઉકેરો (૨) [લા.] ગંદું સ્થાન; ગંદવાડો
**ઉકરાંટો** પું૦ આવેશ; ફરફેરણી (૨) તાલાવેલી; વિહ્વળતા
**ઉકળાટ(–ટો)** પું૦ ઘામ; કઠારો (૨) ગુસ્સો (૩) સંતાપ
**ઉકાર** પું૦ ઉ અક્ષર અથવા ઉચ્ચાર
**ઉકારાંત** વિ૦ છેડે ઉકારવાળું
**ઉકાળવું** સ૦ ક્રિ૦ ઊકળે એમ કરવું (૨) [લા.] લાભ કરવો; સારું કરવું (૩) બગાડવું (કટાક્ષમાં)
**ઉકાળો** પું૦ ઉકાળવું તે (૨) વનસ્પતિ, ઓસડિયાં કે તેજાનાનો કાઢો (૩) ઘામ; બાફ (૪) કઢાપો; સંતાપ
**ઉકાંચળી** વિ૦ સ્ત્રી૦ કાંચળી પહેર્યા વિનાની
**ઉકાંટો** પું૦ ઉકરાંટો (૨) બકારી (૩) અભાવાની લાગણી (૪) અવાવરુ કિનારો
**ઉકાંસણ(–ણું)** ન૦ ઉકાંસવું તે
**ઉકાંસવું** સ૦ ક્રિ૦ ખોદી કાઢવું; બહાર કાઢવું (૨) [લા.] ધ્યાન પર લાવવું; ભુલાયેલું તાજું કરવું (૩) ઉશ્કેરવું
**ઉકેરો** પું૦ જુઓ ઉકરડો
**ઉકેલ** પું૦ સ્ત્રી૦ સૂઝ; સમજ (૨) નિકાલ
**ઉકેલવું** સ૦ ક્રિ૦ ગૂંચ કાઢવી; વળ કાઢવો; બાંધેલું છૂટું કરવું (૨) વાંચવું (૨) પૂરું કરવું–નિકાલ કરવો (૪) ઉઘાડવું; ખુલ્લું કરવું
**ઉક્ત** વિ૦ કહેલું
**ઉક્તિ** સ્ત્રી૦ કથન (૨) શબ્દલાલિત્ય; વાક્ચાતુર્ય
**ઉખડામણ** ન૦ ઉખાડવાનું–ખોદવાનું મહેનતાણું
**ઉખરડું(–ણું)** વિ૦ ઉઘાડું; ખુલ્લું (૨) ન૦ બીજાની વાત ફોડી દેવી તે
**ઉખરડો** પું૦ એક જાતનું ઘાસ
**ઉખરણું** વિ૦ (૨) જુઓ ઉખરડું
**ઉખરાંડું** વિ૦ ઢાંક્યા વિનાનું; ઉઘાડું

**ઉખરાંટો** પું૦ ઘાસના ખરાણ પરનો ઓખરાટો
**ઉખળિયો** પું૦ તવેથો
**ઉખાડ** પું૦ ઉખાડેલું હોય તે; પોપડો (૨) ખાડો
**ઉખા(-ખે)ડવું** સ૦ ક્રિ૦ ચોંટેલું જુદું કરવું (૨) મૂળ ખેંચી નાંખવું (૩) પદચ્યુત કરવું; ઉઠાડી મૂકવું (૪) નાશ કરવો
**ઉખાણું** ન૦ સમસ્યા; કોયડો (૨) કહેવત; દૃષ્ટાંત
**ઉખાણો** પું૦ ઉખાણું
**ઉખા(-ખે)ળવું** સ૦ ક્રિ૦ ઉકેલવું (૨) [લા.] ભુલાયેલું તાજું કરવું; ઉકાંસવું
**ઉખાળપખાળ** સ્ત્રી૦ ઊલટી અને ઝાડો
**ઉખેડ** વિ૦ ખેડવાને અયોગ્ય (૨) અણખેડેલું; વેરાન (૩) પું૦; સ્ત્રી૦ ઉખાડ; પોપડો
**ઉગટણું** ન૦ પીઠી
**ઉગમ** પું૦ મૂળ; ઉત્પત્તિસ્થાન (૨) આરંભ; જન્મ (૩) ઊગવું તે; ઉદય
**ઉગમણ** સ્ત્રી૦ પૂર્વદિશા
**ઉગમણું** વિ૦ પૂર્વદિશા તરફનું
**ઉગાડવું** સ૦ ક્રિ૦ ઊગે એમ કરવું
**ઉગામવું** સ૦ ક્રિ૦ મારવા ઉપાડવું
**ઉગાર** પું૦ બચાવ; છૂટકો (૨) બચત; લાભ
**ઉગારવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું; બચાવી લેવું (૨) બચત કરવી
**ઉગારો** પું૦ જુઓ ઉગાર (૨) ચોમાસામાં થતા નાના છોડનો સમૂહ; ઉગાવો
**ઉગાવો** પું૦ ઊગવું તે; ફૂલવુંફાલવું તે (૨) ચોમાસામાં થતા નાના છોડવાનો સમૂહ
**ઉગ્ર** વિ૦ આકરું; જલદ (૨) ક્રોધી (૩) બિહામણું (૪) જબરું
**ઉગ્રગંધા** સ્ત્રી૦ એક જાતની ઉગ્ર વાસવાળી વનસ્પતિ; (૨) હીંગ
**ઉગ્રતા** સ્ત્રી૦
**ઉગ્રશાસન** વિ૦ કડક આજ્ઞાઓ આપનારું; કડક અમલવાળું
**ઉગ્રસેન** પું૦ (સં.) કંસના પિતાનું નામ
**ઉઘરાઈ(-વ)** સ્ત્રી૦ મુહેસૂલ, કર, સાંથ, દેવા ઇત્યાદિની વસૂલાત કરવી તે
**ઉઘરાણી** સ્ત્રી૦ લેણાની વસૂલાત (૨) લેણાની માગણી; તકાદો
**ઉઘરાણીપાણી** સ્ત્રી૦ ઉઘરાણીનું કામકાજ
**ઉઘરાણું** ન૦ ઉઘરાણી; ફાળો; ફંડ
**ઉઘરાત** સ્ત્રી૦ ઉઘરાઈ
**ઉઘરાતદાર** વિ૦ ઉઘરાતનું કામ કરનાર
**ઉઘરાવવું** સ૦ ક્રિ૦ જુદેજુદે ઠેકાણેથી લાવી એકઠું કરવું
**ઉઘલાવવું** સ૦ ક્રિ૦ છલકાવવું (૨) પરણવા માટે ઘોડે ચડાવવું (૩) [કટાક્ષમાં] ફજેત કરવું
**ઉઘલાવો** પું૦ આનંદનો ઉછાળો—ઊભરો (૨) વરઘોડો
**ઉઘાડ** પું૦ આકાશ વાદળાં વિનાનું થઈ તડકો નીકળે તે (૨) [લા.] ઉદય; લાભ
**ઉઘાડપગું** વિ૦ જોડા વિનાનું
**ઉઘાડબારું** વિ૦ ઉઘાડું (૨) ન૦ નાઠાબારી; નાસી છૂટવાનો રસ્તો
**ઉઘાડવાસ** સ્ત્રી૦ ઉઘાડવું અને બંધ કરવું તે
**ઉઘાડું** વિ૦ નહિ ઢાંકેલું; નહિ વાસેલું (૨) પ્રકટ; છચોક (૩) નાગુંપૂગું (૪) નિર્લજ્જ
**ઉઘાડેચોક** અ૦ ઉઘાડે છોગે; છચોક
**ઉઘાડેછોગે** અ૦ છચોક; ખુલ્લી રીતે
**ઉચકામણ** ન૦ ઊંચકવાનું મહેનતાણું
**ઉચરાવ** વિ૦ ઊંચા પ્રકારનું; શ્રેષ્ઠ; શુદ્ધ
**ઉચલબાંગડી** સ્ત્રી૦ ટાંગાટોળી
**ઉચાકર** વિ૦ બરતરફ
**ઉચાટ** પું૦ ચિંતા; ફિકર (૨) અધીરાઈ
**ઉચાટિયું** વિ૦ ઉચાટ કર્યા કરતું
**ઉચાપત** સ્ત્રી૦ ખોટી રીતે ઉપાડી—ઉઠાવી જવું તે; ઓળવવું તે
**ઉચારવું** સ૦ ક્રિ૦ ઉચ્ચારવું
**ઉચાળવું** સ૦ ક્રિ૦ તજવું; ખાલી કરવું
**ઉચાળો** પું૦ ઘરવખરો
**ઉચિત** વિ૦ યોગ્ય; ઘટિત
**ઉચે(-ચે)ડવું** સ૦ ક્રિ૦ ઉખાડવું; (છાલ) ઉતારવી
**ઉચેલ** પું૦ પાલવ (૨) કંઠીનો છેડો
**ઉચ્ચ** વિ૦ જુઓ ઊંચું (૩) પું૦ ગ્રહના માર્ગનું ઊંચામાં ઊંચું બિંદુ
**ઉચ્ચક** અ૦ ઊચકું
**ઉચ્ચઆદર્શ** પું૦ ઊંચો આદર્શ
**ઉચ્ચઆદર્શિણી** વિ૦ સ્ત્રી૦ ઊંચા આદર્શવાળી
**ઉચ્ચગ્રાહી** વિ૦ ઉચ્ચગ્રાહવાળું

**ઉચ્ચતમ** વિ૦ સૌથી ઉચ્ચ; ઊંચામાં ઊંચું
**ઉચ્ચતર** વિ૦ વધારે ઉચ્ચ
**ઉચ્ચતા** સ્ત્રી૦
**ઉચ્ચત્વ** ન૦
**ઉચ્ચરિત** વિ૦ ઉચ્ચારેલું
**ઉચ્ચવર્ણ** પું૦ ઊંચી વર્ણ—નાત
**ઉચ્ચવર્ણી** વિ૦ ઉચ્ચવર્ણું
**ઉચ્ચવર્ણું** વિ૦ ઊંચી વર્ણનું
**ઉચ્ચાટન** એક અભિચાર; (મંત્રતંત્રથી) ઉચાટ કરાવવો તે
**ઉચ્ચાભિલાષ** પું૦ ઉચ્ચ+અભિલાષ
**ઉચ્ચાર** પું૦ બોલવાની ઢબ
**ઉચ્ચારણ** ન૦ ઉચ્ચાર (૨) કથન
**ઉચ્ચારવું** સ૦ ક્રિ૦ બોલવું
**ઉચ્ચાલન** ન૦ ઊંચું કરવું તે (૨) વજન ઊંચું કરવાની એક યોજના; 'લીવર' (૩) કંપ; ધ્રુજારો
**ઉચ્ચાવચ** વિ૦ ઊંચુંનીચું; અણસરખું (૨) નાનુંમોટું (૩) જુદીજુદી જાતનું
**ઉચ્ચીકરણ** ન૦ ઊંચું કરવું તે
**ઉચ્ચૈઃશ્રવા** પું૦ (સં.) ઇંદ્રનો ઘોડો (સમુદ્રમંથન વખતે નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક)
**ઉચ્છણ** ન૦ (ક.) ઓઢવાનું લૂગડું; ઓઢણું
**ઉચ્છવ** પું૦ + ઉત્સવ
**ઉચ્છં(–છં)ગ** પું૦ ખોળો
**ઉચ્છં(–છં)ગી** વિ૦ ઉચ્છંગને લગતું
**ઉચ્છિન્ન** વિ૦ ઉખાડેલું; તોડી નાખેલું; નિર્મૂળ કરેલું
**ઉચ્છિષ્ટ** વિ૦ એઠું; બોટેલું (૨) ખાતાં વધેલું; (૩) ન૦ છાંડણ
**ઉચ્છ્રિત** વિ૦ ઊંચું કરેલું–ચડેલું (૨) ઉચ્ચ (૩) આબાદાન (૪) મગરૂર
**ઉચ્છૃંખલ(–ળ)** વિ૦ ઉછાંછળું; ઉદ્ધત
**ઉચ્છૃંખલ(–ળ)તા** સ્ત્રી૦
**ઉચ્છેદ** પું૦ જડમૂળથી ઉખાડી નાખવું તે; સમૂળો નાશ
**ઉચ્છેદક** વિ૦ ઉચ્છેદ કરનાર
**ઉચ્છેદન** ન૦ ઉચ્છેદ કરવો—થવો તે
**ઉચ્છે(–છે)દવું** સ૦ ક્રિ૦ સમૂળ નાશ કરવો; જડમૂળથી ઉખાડી નાખવું
**ઉચ્છે(–છે)દિયું** વિ૦ વંશ કે વારસ વિનાનું (૨) ઉચ્છેદક (૩) ન૦ નિર્વંશની મિલકત
**ઉચ્છોષણ** ન૦ શોષણ; સુકાવું–ખેંચાઈ જવું તે
**ઉચ્છ્રાય** પું૦ ઊંચું જવું (ગ્રહ ઇત્યાદિનું) (૨) ઊભું કરવું–બાંધવું તે (૩) ઊંચાઈ, ઉચ્ચતા (૪) મગરૂરી (૫) [ગ.] ત્રિકોણની ઊંચી બાજુ
**ઉચ્છ્વસન** ન૦ શ્વાસ બહાર કાઢવોમૂકવો તે (૨) વરાળ બહાર કાઢવી તે (૩) ઊંડો શ્વાસ લેવો તે; હાંફવું તે
**ઉચ્છ્વસિત** વિ૦ શ્વાસ લેતું–મૂકતું; હાંફતું (૨) વરાળ બહાર કાઢતું (૩) ઊઘડેલું; પૂર્ણ ખીલેલું
**ઉચ્છ્વાસ** પું૦ શ્વાસ લેવો મૂકવો તે (૨) આશા (૩) પ્રકરણ; કાંડ (૪) જાળિયું
**ઉછરંગ** પું૦ આનંદ; આનંદનો ઉછાળો
**ઉછરંગી** વિ૦ આનંદી; ઉમંગી; હર્ષઘેલું
**ઉછળામણી** સ્ત્રી૦ હરીફાઈ (૨) લિલામ; હરાજી
**ઉછંગ** પું૦ ઉચ્છંગ
**ઉછંગી** વિ૦ ઉચ્છંગી
**ઉછામણી** સ્ત્રી૦ જુઓ ઉછળામણી
**ઉછાળણી** સ્ત્રી૦ ઉછાળવું તે (૨) જુઓ ઉછળામણી
**ઉછાળવું** સ૦ ક્રિ૦ ઊંચે ફેંકવું (૨) ઉપરતળે કરવું (૩) ખરચવું; વાપરવું
**ઉછાળિયું** વિ૦ બગાડ કરનારું; (૨) ન૦ બગાડ; ગેરઉપયોગ
**ઉછાળો** પું૦ કૂદકો; છલંગ (૨) એકાએક વધારો (૩) આવેશ (૪) હુમલો (૫) ઊબકો; બકારી
**ઉછાંછળાવેડા** પું૦ બ૦ વ૦ ઉછાંછળું વર્તન —રીતભાત
**ઉછાંછળું** વિ૦ અવિચારી; ઉદ્ધત; તોફાની (૨) લાજ વિનાનું
**ઉછીતું(–નું)** વિ૦ થોડા દિવસ પછી પાછું આપવાની શરતે આપેલું—લીધેલું (વ્યાજ ઇત્યાદિ આપ્યા–લીધા વિના)
**ઉછેદવું** સ૦ ક્રિ૦ જુઓ ઉચ્છેદવું
**ઉછેદિયું** વિ૦ (૨) ન૦ જુઓ ઉચ્છેદિયું
**ઉછેર** પું૦; સ્ત્રી૦ ઉછેરવું તે
**ઉછેરકાળ** પું૦ ઉછેરનો સમય
**ઉછેરવું** સ૦ ક્રિ૦ પાળીપોષી મોટું કરવું

**ઉજમ(-વ)ણી** સ્ત્રી૦ જુઓ ઉજવણી
**ઉજમ(-વ)ણું** ન૦ વ્રતનું ઉદ્યાપન
**ઉજમાળું** વિ૦ હોંસીલું; ઉમંગી (૨) ઊજળું; પ્રકાશમાન
**ઉજર*** ન૦
**ઉજરડું** ન૦ ભરભાંખળું; અરુણોદય
**ઉજવણી** સ્ત્રી૦ ઊજવવું તે (૨) ઉજાણી; જાફત
**ઉજવણું** ન૦ ઉજમણું; વ્રતનું ઉદ્યાપન
**ઉજળિયાત** વિ૦ ઉચ્ચ ગણાતા વર્ણનું
**ઉજળિયાતવર્ગ** પું૦ ઉચ્ચવર્ણનો લોકસમૂહ
**ઉજાગર(-રું)** વિ૦ સુંદર; ભપકાદાર (૨) જાગ્રત
**ઉજાગરો** પું૦ જાગરણ; નહિ ઊંઘવું તે (૨) ચિંતા; ફિકર
**ઉજાડ** સ્ત્રી૦ ઉજ્જડપણું; પાયમાલી
**ઉજાડણ** વિ૦ ઊજડ કરનારું (૨) અપશુકનિયું
**ઉજાડવું** સ૦ ક્રિ૦ ઊજડ કરવું; પાયમાલ કરવું
**ઉજાણી** સ્ત્રી૦ વન, મંદિર ઇત્યાદિ સ્થળે રોટલા ખાવા જવું તે; વનભોજન (૨) જાફત; મિજબાની
**ઉજાર(-રું)** વિ૦ ઊજળું; સુંદર (૨) ઉમંગી
**ઉજાવું** અ૦ ક્રિ૦ હરખાવું; હોંશમાં આવવું
**ઉજાશ(-સ)** પું૦ અજવાળું; પ્રકાશ (૨) ઉજ્જ્વળતા; ચળકાટ; તેજ
**ઉજાસો** પું૦ પ્રકાશ; પ્રકાશનો ઝબકારો
**ઉજાળવું** સ૦ ક્રિ૦ ઊજળું કરવું (૨) સારું કરવું; શોભાવવું
**ઉજિયાર(-રું)** વિ૦ જુઓ ઉજાર
**ઉજેશ(-સ)** પું૦ જુઓ ઉજાશ
**ઉજેશ(-સ)કાર** વિ૦ ઉજેશ-ઉજાસ કરનારું; દેદીપ્યમાન (૨) પું૦ તેજ; ચળકાટ
**ઉજ્જડ** વિ૦ ઊજડ; વેરાન
**ઉજ્જન** ન૦(સં.) પ્રાચીન ઉજ્જયની
**ઉજ્જય(-યિ)ની** સ્ત્રી૦(સં.) માળવામાં સિપ્રા નદીના કિનારા ઉપર આવેલું એક અતિ જૂનું હિંદુ રાજનગર (ભર્તૃહરી, વિક્રમ આદિ રાજાઓની રાજધાની; શિવનાં બાર જ્યોતિર્લિંગોમાંના મહાકાલેશ્વરની સ્થાપના ત્યાં છે.)
**ઉજ્જૃંભણ** ન૦ બગાસું ખાવું તે
**ઉજ્જ્વલ(-ળ)** વિ૦ ઊજળું; દેદીપ્યમાન
**ઉજ્જ્વલ(-ળતા)** સ્ત્રી૦
**ઉજ્જ્વલિત** વિ૦ ઉજ્જ્વલ કરેલું
**ઉજ્જ્વળ** વિ૦ ઉજ્જ્વલ
**ઉજ્જ્વળાછંદ** પું૦ એક છંદ
**ઉઝરડવું** સ૦ ક્રિ૦ નખથી કે ધારવાળા હથિયારથી ઘસરકીને ઉખાડવું
**ઉઝરડો** પું૦ શરીર ઉપર નખ કાંટો વગેરે ઘસાયાને લીધે પડેલો લિસોટો
**ઉઝેલો** પું૦ સરળતા (૨) મદદ
**ઉટકંટો** પું૦ એક વનસ્પતિ
**ઉટકાઈ** સ્ત્રી૦ (વાસણ ઇત્યાદિ) અજવાળવાની રીત (૨) એનું મહેનતાણું
**ઉટકામણ** ન૦ ઊટકવાનું મહેનતાણું; ઉટકાઈ (૨) (વાસણ) અજવાળવામાં વપરાતી વસ્તુ
**ઉટકાવવું** સ૦ ક્રિ૦ ઊટકે એમ કરવું
**ઉટજ** ન૦ ઝૂંપડું; પર્ણકુટિ
**ઉટવણું** ન૦ શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોની મેળવણી
**ઉટં(-ટાં)ગ** વિ૦ આધાર વગરનું; તરંગી (૨) ન૦ આધાર વગરની વાત; ગપ્પું (૩) તરંગ; બુટ્ટો
**ઉટંગી** વિ૦ ઉટંગવાળું (૨) ગપ્પી
**ઉટાંકવું** સ૦ ક્રિ૦ તોળવું; વજન કરવું
**ઉટાંકો** પું૦ અડસટ્ટો
**ઉટાંટિયું** ન૦ એક રોગ
**ઉટીગણ** પું૦ એક વનસ્પતિ
**ઉઠમ(-વ)ણું** ન૦ બેસણું (મરણનું)
**ઉઠાઉ,૦ગીર** વિ૦ નજર ચુકાવી પારકી વસ્તુ ઉઠાવનારું-ચોરનારું
**ઉઠાડવું** સ૦ ક્રિ૦ ઊઠે એમ કરવું
**ઉઠામ(-વ)ણું** ન૦ ઉઠમણું; બેસણું (મરણનું)
**ઉઠાવ** પું૦ ઊઠવું—ઊપસવું તે (૨) ઊંચાઈ (૩) ઉપાડ; ખપત (૪) કલ્પના; બુટ્ટો (૫) દેખાવ; ભભક
**ઉઠાવણી** સ્ત્રી૦ ઉઠાવવું તે (૨) ઉશ્કેરણી
**ઉઠાવણું** ન૦ ઉઠમણું
**ઉઠાવદાર** વિ૦ સારા ઉઠાવ-દેખાવવાળું (૨) અસરકારક
**ઉઠાવવું** સ૦ ક્રિ૦ ઊંચકવું; ઉપાડવું; નજર ચુકાવવી (૨) ઉપાડી જવું-ચોરવું (૩) ખાવું (ખૂબ) (૪) ઉઠાડવું; જગાડવું (૫) બજાવવું

**ઉકાચો** પું૦ ખુટી; ગમાવટી ઘાત (૨) ઉપાડ; ખપત

**ઉઠાંતરી** સ્ત્રી૦ ચાલ્યા જવું તે

**ઉડગણ** પું૦ + ઉડુગણ

**ઉડતાળીસ** વિ૦ અડતાળીસ; ૪૮

**ઉડઢાઉગેવું** વિ૦ ચપળ; ચંચળ (૨) અજંપા-વાળું; રંધવાટિયું (૩) મૂર્ખ

**ઉડાઉ** વિ૦ અતિ ખર્ચાળ; અવિચારી ખર્ચ કરનારું

**ઉડાઉપણું** ન૦

**ઉડાડ(-વ)વું** સ૦ ક્રિ૦ જુઓ ઉડાવવું

**ઉડાણુ(-ન)** વિ૦ ઊડે એવું; પવનવેગી (૨) ન૦ ઊડવું તે

**ઉડાણુ(-ન)ઘોડો** પું૦ હવામાં અધ્ધર ઊડે તેવો ઘોડો; પવનપાવડી (૨) પવનવેગી ઘોડો

**ઉડાનશેહ** સ્ત્રી૦ શેતરંજમાં શેહ આપવાનો એક દાવ

**ઉડામણી** સ્ત્રી૦ મશ્કરીમાં ઉડાવવું તે; હાંસી

**ઉડાવવું** સ૦ ક્રિ૦ ઊડે એમ કરવું; ચગાવવું (૨) વાપરી નાખવું; બરબાદ કરવું (૩) ફેલાવવું (૪) જવાબમાં ચાલાકી કરવી; આડે માર્ગે ચડાવવું; ભમાવવું (૫) મશ્કરી કરવી (૬) રદ–નપાસ કરવું

**ઉડિયાલા** પું૦ એક છંદ

**ઉડુ** પું૦ તારો (૨) ગ્રહ (૩) નક્ષત્ર

**ઉડુગણ** પું૦ તારાઓનો સમૂહ; તારાઓ

**ઉડુપતિ** પું૦ ચંદ્ર

**ઉડુરાજ** પું૦ ઉડુપતિ

**ઉડ્ડયન** ન૦ ઊડવું–ઊંચે ઊડવું તે

**ઉઢાળિયું** ન૦ ઉઢાણી; ઈંઢોણી

**ઉઢા(-ઢે)ણી** સ્ત્રી૦ નાનું ગૂંથેલું ઉઢાણું

**ઉઢા(-ઢે)ણું** ન૦ માથા ઉપર વજન ઊંચકતી વખતે વચ્ચે મૂકવામાં આવતો લૂગડા ઇત્યાદિનો વીંટો

**ઉણાવવું** સ૦ ક્રિ૦ ઊણું–ઓછું કરવું

**ઉતપત** સ્ત્રી૦ + ઉત્પત્તિ

**ઉતપતવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું

**ઉતરડ** સ્ત્રી૦ વાસણ ઉપર વાસણ–ખાસ કરીને એક એકથી નાનાં–એવી ગોઠવણી

**ઉતરડવું** સ૦ ક્રિ૦ સીવણ ઉકેલવું; ટાંકા તોડી જુદું કરવું (૨) [છાલ–ચામડી ઇત્યાદિ] ઉતારવી

**ઉતરડિયું** ન૦ ઉતરડવાનું ઓજાર

**ઉતરણ** સ્ત્રી૦; ન૦ ઢાળ; ઉતાર (૨) ઊતરાય એવું હોવું તે (૩) છીછરા નદીનો ભાગ

**ઉતરણી** સ્ત્રી૦ ઊતરવું–પાર જવું તે

**ઉતરાણ** સ્ત્રી૦ ઉત્તરાયણ; મકરસંક્રાંતિ (૨) એ દિવસે પળાતો તહેવાર (૩) ન૦ ઉતાર; ઉતરણ

**ઉતરાદું(-દુ)** વિ૦ ઉત્તર તરફનું; ઓતરાદું

**ઉતરાવવું** સ૦ ક્રિ૦ ઉતારે એમ કરવું

**ઉતાપ(-પો)** પું૦ તાપ; તડકો; ખફરો (૨) ચિંતા; ફિકર (૩) સંતાપ; પીડા

**ઉતાપણ** ન૦ ઉતાપો

**ઉતાર** પું૦ ઊતરાય એવું હોવું તે; ઉતરણ (૨) ઓટ (૩) ઉપાય (૪) ભૂતપ્રેતની અસર કાઢવા માટે માથેથી ઉતારેલું હોય તે (૫) [લા.] તદ્દન નકામું અથવા ભૂંડામાં ભૂંડું માણસ

**ઉતારણ** ન૦ ઉતારવું તે (૨) એની મજૂરી

**ઉતારત** વિ૦ ઉદાહરણરૂપ; અંગત નહિ એવું; સાધારણ

**ઉતારવું** સ૦ ક્રિ૦ ઉપરથી નીચે મૂકવું (૨) ઘાટ કાઢવો (૩) ધાર કાઢવી (૪) લખવું; નકલ કરવી (૫) ઝેરની અસરથી મુક્ત કરવું (૬) પાર લઈ જવું (૭) વળગાટ કાઢવા માથે ફેરવવું

**ઉતારુ** પું૦ ઊતરી જનાર અથવા ઊતરેલો મુસાફર

**ઉતારો** પું૦ ઊતરવાનો મુકામ (૨) ટાંચણ

**ઉતાલ** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત

**ઉતાવળ** સ્ત્રી૦ ત્વરા; તાકીદ; ઝડપ

**ઉતાવળિયું** વિ૦ ઉતાવળ કરનારું–કરાવનારું (૨) ઉતાવળું; અધીરું

**ઉતાવળું** વિ૦ ઉતાવળવાળું; વેગી; ઝડપી (૨) અધીરું

**ઉતેડવું** સ૦ ક્રિ૦ જુઓ ઉતરડવું

**ઉતોલની** સ્ત્રી૦ ઉચ્ચાલન (યંત્ર)

**ઉત્ક** વિ૦ આતુર

**ઉત્કટ** વિ૦ તીવ્ર; જબરદ; પ્રબળ (૨) મત્ત (૩) વિષમ (૪) મુશ્કેલ

**ઉત્કટતા** સ્ત્રી૦

**ઉત્કટપણું** ન૦

**ઉત્કર્ષ** પું૦ ઉપર ખેંચાવું તે (૨) ઉન્નતિ; અભિવૃદ્ધિ; આબાદાની (૩) વૃદ્ધિ; અધિકતા

**ઉત્કર્ષક** વિ૦ ઉત્કર્ષ કરનારું

**ઉત્કર્ષવાચક** વિ૦ ઉત્કર્ષ બતાવનારું

**ઉત્કલ** પું૦ (સં.) એ નામનો દેશ (હાલનું ઓરિસા)

**ઉત્કલન** ન૦ ઊકળવું તે

**ઉત્કલનબિંદુ** ન૦ જ્યાં સુધી ગરમી પહોંચવાથી પદાર્થ ઊકળવા માંડે એ સીમા

**ઉત્કલનાંક** પું૦ ઉત્કલનબિંદુ

**ઉત્કલિકા** સ્ત્રી૦ ચિંતા (૨) ઉત્કંઠા (૩) હેલા; વિલાસની ચેષ્ટા (૪) કળી (૫) તરંગ; મોજું

**ઉત્કંઠ** વિ૦ કંઠ ઊંચો કરેલો હોય એવું (૨) અતિ ઉત્સુક; આતુર

**ઉત્કંઠભાવ** પું૦ ઉત્કંઠ હોવું તે; એવો ભાવ

**ઉત્કંઠા** સ્ત્રી૦ તીવ્ર ઇચ્છા; આતુરતા (૨) આશા

**ઉત્કંઠિત** વિ૦ ઉત્કંઠ થયેલું; આતુર

**ઉત્કંઠિતા** વિ૦ સ્ત્રી૦ પતિને મળવાને અત્યંત આતુર એવી

**ઉત્કીર્ણ** વિ૦ આલેખેલું; કોતરેલું

**ઉત્કૃષ્ટ** વિ૦ શ્રેષ્ઠ; ઉત્તમ

**ઉત્કૃષ્ટતા** સ્ત્રી૦

**ઉત્કેંદ્ર** વિ૦ કેંદ્ર–મધ્યબિંદુથી આઘું જતું; (૨) એક કેન્દ્રવાળું નહિ એવું (૩) વિલક્ષણ

**ઉત્કેંદ્રકોણ** પું૦ 'એક્સેન્ટ્રિક ઍંગલ' (ગ.)

**ઉત્ક્રમ** પું૦ ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન (૩) ક્રમિક વધારો; ઊંચો ક્રમ

**ઉત્ક્રમજ્યા** સ્ત્રી૦ 'વર્સ્ડ સાઇન' (ગ.)

**ઉત્ક્રમણ** ન૦ ઊલટું જવું--ઉલ્લંઘન કરવું તે (૨) ક્રમેક્રમે ઊંચા જવું તે; ખિલવટ

**ઉત્ક્રાંત** વિ૦ ઓળંગી ગયેલું (૨) ઉત્ક્રાંતિ પામેલું (ઉત્ક્રાંતિવાદના નિયમાનુસાર)

**ઉત્ક્રાંતિ** સ્ત્રી૦ વિકાસ; ખિલવણી

**ઉત્ક્રાંતિવાદ** પું૦ જાતિનિરીક્ષા ('સ્પીશીસ') એકદમ નવા સરજાયાં નથી પણ અમાઉ પ્રવર્તિત એવા આકારો પરથી ધીમેધીમે વિકાસ પામીને બન્યા છે એવો મત

**ઉત્ક્ષેપ** પું૦ ઉપર ફેંકવું તે; ઊંચું કરવું તે (૨) ઊપણવું તે (૩) ફેંકી દેવું–અવમાન્ય કરવું તે (૪) મોકલવું–રવાના કરવું તે (૫) ઊલટી

**ઉત્ક્ષેપક** વિ૦ ઊંચે ફેંકનાર; ઊંચું કરનારું (૨) પું૦ વસ્ત્રાદિનો ચોર

**ઉત્ક્ષેપણ** ન૦ ઊંચું કરવું--ઊંચે ફેંકવું તે (૨) ઊપણવું તે (૩) ઊપણવાનું સાધન (સૂપડું ઇત્યાદિ) (૪) ઊલટી કરવી તે

**ઉત્ખાત** વિ૦ ખોદી કાઢેલું (૨) ઉખાડેલું

**ઉત્તપ્ત** વિ૦ ઘણું ગરમ થયેલું (૨) ક્રોધાયમાન

**ઉત્તમ** વિ૦ સૌથી સારું; શ્રેષ્ઠ

**ઉત્તમતા** સ્ત્રી૦

**ઉત્તમપણું** ન૦

**ઉત્તમપુરુષ** પું૦ શ્રેષ્ઠ આદમી (૨) પરમેશ્વર (૩) પહેલો પુરુષ (સંસ્કૃત વ્યાકરણમાં)

**ઉત્તમાંગ** ન૦ માથું (૨) મુખ

**ઉત્તમાંશ*** પું૦

**ઉત્તમોત્તમ** વિ૦ ઉત્તમમાં ઉત્તમ હોય એવું

**ઉત્તમૌજા** પું૦ (સં.) પાંડવોના પક્ષનો એક બળવાન યોદ્ધો

**ઉત્તર** વિ૦ વધતું; વધારે (૨) પાછલું; બાકીનું (૩) પછીનું (૪) ડાબું (૫) પું૦; ન૦ જવાબ (૬) બચાવનું કથન (૭) શબ્દ; વચન (૮) સ્ત્રી૦ ઉત્તરદિશા (૯) પું૦ (ગ.) બે સંખ્યાની વચમાંનું જે અંતર તે, 'ધી કૉમન રેશિયો' (૧૦) પું૦ [સં.] વિરાટ રાજાનો પુત્ર

**ઉત્તરઅક્ષાંશ** પું૦ વિષુવવૃત્તની ઉત્તરનો અક્ષાંશ

**ઉત્તરકથા** સ્ત્રી૦ કથાનો પાછલો અથવા અંતનો ભાગ

**ઉત્તરક્રિયા** સ્ત્રી૦ મરણપછીની–અંતિમ ક્રિયા

**ઉત્તરકાલ(–ળ)** પું૦ ઘડપણનો સમય

**ઉત્તરખંડ** પું૦ છેલ્લો વિભાગ યા ગ્રંથ (૨) હિમાલય પાસેનો ઉત્તર હિંદનો પ્રદેશ

**ઉત્તરચર** વિ૦ પૂર્વચરની સાથે સાહચર્ય રાખનારું; અનુગામી

**ઉત્તરદિશા** સ્ત્રી૦ દક્ષિણ દિશા સામેની દિશા

**ઉત્તરધ્રુવ** પું૦ પૃથ્વીની ધરીનો ઉત્તર તરફનો છેડો (૨) ઉત્તર દિશામાં સ્થિર દેખાતો તારો

**ઉત્તરપક્ષ** પું૦ અન્યાયપક્ષ; પ્રતિવાદી (૨) પ્રતિવાદીનો જવાબ (૩) અંધારિયું
**ઉત્તરપથ** પું૦ હિમાલય ઉપર ઊંચે ને ઊંચે જતો ઉત્તરદિશા તરફનો માર્ગ; દેવયાન (૨) મૃત્યુની તૈયારી તરીકે કરવામાં આવતાં તપ અને જાત્રાઓ
**ઉત્તરપદ** ન૦ 'સેકન્ડ ટર્મ ઑફ એ રેશિયો'
**ઉત્તરમીમાંસા** સ્ત્રી૦ મીમાંસાદર્શનનો પાછલો ભાગ; વેદાંત
**ઉત્તરરાગણી** સ્ત્રી૦ પાછલી રાત્રે ગાવાનો રાગ
**ઉત્તરલોક** પું૦ સ્વર્ગલોક
**ઉત્તરશ્રેઢી** સ્ત્રી૦ 'જ્યૉમેટ્રિકલ પ્રોગ્રેશન' (ગ.)
**ઉત્તરશ્રેણિ(-ણી)** સ્ત્રી૦ 'જ્યૉમેટ્રિકલ સીરીઝ'
**ઉત્તરસાધન** ન૦ પરલોકમાં કામ આવે એવું ધર્મકર્મ કે પુણ્યદાન
**ઉત્તરા** સ્ત્રી૦ ઉત્તરદિશા (૨) [સં.] અભિમન્યુની સ્ત્રી (૩) ઉત્તરાફાલ્ગુની
**ઉત્તરાખંડ** પું૦ (સં.) હિમાલય પાસેનો ઉત્તર હિંદનો પ્રદેશ; ઉત્તરખંડ
**ઉત્તરાફાલ્ગુની** સ્ત્રી૦ બારમું નક્ષત્ર
**ઉત્તરાગ્ર** પું૦; ન૦ પૃથ્વીની ધરીનો ઉત્તર તરફનો છેડો
**ઉત્તરાધિકાર** પું૦ પાછળથી–ભવિષ્યમાં મળનારો અધિકાર; વારસાનો અધિકાર
**ઉત્તરાધિકારી** વિ૦ ઉત્તરાધિકારવાળું
**ઉત્તરાભાદ્રપદા** સ્ત્રી૦ છવ્વીસમું નક્ષત્ર
**ઉત્તરાભિમુખ** વિ૦ ઉત્તર તરફ મુખ (બારણું) હોય એવું
**ઉત્તરાભ્યાસ*** પું૦
**ઉત્તરાયણ** ન૦ સૂર્યનું ઉત્તર તરફના રાશિષટ્કમાં જવું તે (૨) ઉતરાણ
**ઉત્તરાર્ધ(-ર્દ્ધ)** પું૦ બાકીનો અર્ધો ભાગ
**ઉત્તરાવસ્થા** સ્ત્રી૦ ઘડપણ
**ઉત્તરાશ્રમ** પું૦ વાનપ્રસ્થાશ્રમ (૨) સંન્યસ્તાશ્રમ
**ઉત્તરાષાઢા** સ્ત્રી૦ એકવીસમું નક્ષત્ર
**ઉત્તરાંગ** ન૦ વસ્તુનો પાછલો–છેડેનો ભાગ
**ઉત્તરીય** ન૦ ઉપવસ્ત્ર
**ઉત્તરોત્તર** અ૦ વધારે ને વધારે; દિવસેદિવસે; ક્રમશઃ
**ઉત્તંસ** પું૦ માથે પહેરવાનું એક આભૂષણ (૨) કાનનું એક આભૂષણ
**ઉત્તાન** વિ૦ ચત્તું (૨) પહોળું પથરાયેલું; છીછરું
**ઉત્તાનપાદ** પું૦ (સં.) ધ્રુવના પિતાનું નામ
**ઉત્તીર્ણ** વિ૦ તરી પાર ઊતરેલું (૨) પાસ થયેલું (પરીક્ષામાં)
**ઉત્તુંગ** વિ૦ ઊંચું
**ઉત્તુંગતા** સ્ત્રી૦
**ઉત્તેજક** વિ૦ ઉત્તેજન આપે તેવું (૨) ઉત્સાહ-હોંશ પ્રેરે તેવું (૩) જલદ; ઉદ્દીપક
**ઉત્તેજન** ન૦ ઉત્સાહ આપવો–પુષ્ટિ આપવી તે; (૨) [ખરાબ અર્થમાં] ઉશ્કેરણી
**ઉત્તેજના** સ્ત્રી૦ ઉશ્કેરણી; આવેશ
**ઉત્તેજવું** સ૦ ક્રિ૦ ઉત્તેજન આપવું
**ઉત્તેજિત** વિ૦ ઉત્તેજન કે ઉદ્દીપન પામેલું (૨) ઉશ્કેરાયેલું
**ઉત્થાન** ન૦ ઊઠવું–ઊભા થવું તે (૨) ઊગવું તે (૩) ઉદય; જાગૃતિ (૪) કયામત (૫) ટેકો; મદદ
**ઉત્થાનિકા** સ્ત્રી૦ અવતરણિકા; પ્રાસ્તાવિક લખાણ
**ઉત્થાપક** વિ૦ ઉથલાવી નાંખનારું; ઉખાડનારું (૨) ઉશ્કેરનારું (૩) ઊભું કરનારું
**ઉત્થાપન** ન૦ ઉત્થાપવું તે (૨) [મંદિરમાં] દેવનું સૂઈને ઊઠવું તે (૩) [ગ.] એકને ઉઠાવી એ જગાએ બીજું મૂકવું તે 'સબ્સ્ટિટ્યૂશન'
**ઉત્થાપનમંત્ર** પું૦ 'ધી પ્રિન્સિપલ ઑફ સબ્સ્ટિટ્યૂશન' (ગ.)
**ઉત્થાપવું** સ૦ ક્રિ૦ ઉઠાડવું; જાગ્રત કરવું (૨) સ્થાપ્યું ન સ્થાપ્યું કરવું; ઉખાડી નાખવું (૩) ઉથાપવું; ન માનવું
**ઉત્પત** સ્ત્રી૦ + ઉત્પત્તિ
**ઉત્પત્તિ** સ્ત્રી૦ પેદાશ (૨) જન્મ (૩) મૂળ
**ઉત્પથ** પું૦ ખોટો માર્ગ
**ઉત્પન્ન** વિ૦ જન્મેલું (૨) નીપજેલું; બનેલું (૩) ઊગેલું (૪) ન૦ પેદાશ; નીપજ (૫) કમાઈ (૬) નફો
**ઉત્પલ** ન૦ કમળ
**ઉત્પાત** પું૦ કૂદવું તે (૨) તોફાન; ધાંધલ (૩) આપત્તિનું ચિહ્ન (૪) વિનાશકારક આપત્તિ
**ઉત્પાતિયું** વિ૦ જંપીને બેસે નહિ એવું (૨) તોફાની; મસ્તીખોર (૩) ઉત્પાત કરે એવું
**ઉત્પાતી** વિ૦ જુઓ ઉત્પાતિયું

**ઉત્પાદક** વિ૦ ઉત્પન્ન કરનારું; પેદા કરનારું
**ઉત્પાદન** ન૦ ઉત્પન્ન કરવું તે (૨) પેદાશ; ઉત્પત્તિ (૩) ફળ
**ઉત્પાદિત** વિ૦ ઉત્પન્ન કરેલું—થયેલું
**ઉત્પીડન** ન૦ એકબીજાને દબાવવું તે (૨) પીડા કરવી તે (૩) પીડા (૪) સ્પર્ધા
**ઉત્પ્રેક્ષા** સ્ત્રી૦ ધારણા; કલ્પના (૨) [કા. શા.] એક અલંકાર, જેમાં ઉપમેય અને ઉપમાન કેટલીક બાબતોમાં મળતાં આવતાં હોવાથી વસ્તુતઃ એક જ છે એવી સંભાવના કરવામાં આવે છે.
**ઉત્પ્રેક્ષિત** વિ૦ ઉત્પ્રેક્ષા કરી હોય એવું; ઉત્પ્રેક્ષા કરાયેલું
**ઉત્ફુલ્લ** વિ૦ ખીલેલું; પૂર્ણ ખીલેલું (૨) વિકસેલું; પહોળું થયેલું
**ઉત્સર્ગ** પું૦ તજી દેવું તે; ત્યાગ (૨) સમર્પણ (૩) મળમૂત્ર
**ઉત્સર્ગકાર્ય** ન૦ મળમૂત્ર ત્યાગ કરવાનું કામ
**ઉત્સર્ગતંત્ર** ન૦ મળમૂત્રના ત્યાગની શરીરની યોજના
**ઉત્સર્જન** ન૦ તજી દેવું તે (૨) ઉપવીત બદલવાની વાર્ષિક ક્રિયા (૩) વેદાધ્યયન મુલતવી રાખતી વખતે કરવાની ક્રિયા (૩) મળમૂત્રનો ત્યાગ કરવો તે
**ઉત્સર્પણ** ન૦ ઊંચે સરવું—જવું તે (૨) ફૂલવું; ઊંચાનીચા થવું (૩) ઉદય
**ઉત્સર્પિણી** વિ૦ સ્ત્રી૦ ઉત્સર્પણ કરનારી (૨) સ્ત્રી૦ (જૈન) અવસર્પિણીના જેટલો લાંબો પણ તેથી ઊલટો સમય
**ઉત્સવ** પું૦ આનંદનો દિવસ; તહેવાર (૨) આનંદનો મેળાવડો; ઓચ્છવ
**ઉત્સંગ** પું૦ ઉછંગ; ખોળો
**ઉત્સાર** પું૦ ઉત્કેન્દ્રતા; 'એકસેન્ટ્રિસિટી' (ગ.)
**ઉત્સારક** વિ૦ ખસેડનારું; દૂર કરનારું (૨) પું૦ પોલીસ; ચોકીદાર; દ્વારપાળ
**ઉત્સારણ** ન૦ ખસેડવું; દૂર કરવું તે (૨) મળમૂત્ર, પરસેવો ઇત્યાદિનો ત્યાગ કરવો તે
**ઉત્સારણા** સ્ત્રી૦ ખસેડવું—દૂર કરવું તે
**ઉત્સાહ** પું૦ હોંશ; ઉમંગ (૨) આનંદ; હર્ષ (૩) ખંત (૪) [કા. શા.] વીરરસનો એક સ્થાયીભાવ—દૃઢતા
**ઉત્સાહક** વિ૦ ઉત્સાહી; ખંતીલું
**ઉત્સાહભંગ** પું૦ ઉત્સાહનો ભંગ (૨) વિ૦ ભગ્નોત્સાહ; નાહિંમત (ખોટો પ્રયોગ)
**ઉત્સાહી** વિ૦ ઉત્સાહવાળું
**ઉત્સુક** વિ૦ આતુર (૨) અધીરું
**ઉત્સુકતા** સ્ત્રી૦
**ઉત્સેક** પું૦ છાંટવું તે (૨)—નો વધારો થવો—ઊભરાવું તે
**ઉત્સેચન** ન૦ ઊભરાવું તે (૨) ફુવારાની પેઠે ઊંચે ઊડવું તે
**ઉત્સેધ** પું૦ ઊંચાઈ (૩) મહત્તા
**ઉત્સ્ફુરણ** ન૦ સ્ફુરણ
**ઉત્સ્ફોટન** ન૦ સ્ફોટન; સ્પષ્ટીકરણ
**ઉથલાવવું** સ૦ ક્રિ૦ ગબડાવી દેવું; ઊંધુંચતું કરી દેવું (૨) પદચ્યુત કરવું (૩) ફેરવવું
**ઉથાપ** પું૦ ઉથાપવું—ઉલટાવવું તે (૨) સામી થાપ
**ઉથાપન** ન૦ ઉઠાડવું—જાગ્રત કરવું તે (૨) મંદિરમાં દેવનું સૂઈ ઊઠવું તે (૩) ઉથાપવું તે
**ઉથાપવું** સ૦ ક્રિ૦ દૂર કરવું (૨) ઉલટાવવું (૩) ન માનવું; અનાદર કરવો; સામા થવું
**ઉથામવું** સ૦ ક્રિ૦ ઊચકવું; ઉપાડવું (૨) ફીંદવું; મિથ્યા મહેનત કરવી (૩) ઝીણવટથી તપાસવું
**ઉથેવો** પું૦ છાપરાનો ચૂવો
**ઉદ,૦ક** ન૦ પાણી
**ઉદકક્રિયા** સ્ત્રી૦ મૂએલાની પાછળ કરવામાં આવતી જલના તર્પણની ક્રિયા
**ઉદકમેહ** પું૦ એક મૂત્રરોગ
**ઉદગ્ર** વિ૦ ઊંચી ટોચવાળું (૨) ઊંચું (૩) આગળ પડતું; પ્રસિદ્ધ (૪) મોટી ઉમરનું
**ઉદધિ** પું૦ સમુદ્ર
**ઉદધિકન્યા** સ્ત્રી૦ સમુદ્રની કન્યા; લક્ષ્મી (સમુદ્રમંથન વખતે ઉત્પન્ન થયેલાં ચૌદ રત્નોમાંનું એક)
**ઉદધિતનયા** સ્ત્રી૦ લક્ષ્મી
**ઉદધિમેખલા(—લા)** સ્ત્રી૦ સમુદ્રરૂપી મેખલા—કંદોરો છે જેને તે; પૃથ્વી
**ઉદધિસુતા** સ્ત્રી૦ લક્ષ્મી
**ઉદબત્તી** સ્ત્રી૦ અગરબત્તી

**ઉદ(–ધ)માત** પું૦ તોફાન; મસ્તી; ઉત્પાત
**ઉદ(–ધ)માતિયું** વિ૦ ઉદમાત કરનારું
**ઉદ(–ધ)માતુ** વિ૦ ઉદમાતિયું
**ઉદય** પું૦ ઊગવું તે (૨) ઉન્નતિ (૨) જન્મ
**ઉદયકાલ(–ળ)** પું૦ (સૂર્ય ચંદ્રાદિનો) ઉદયનો કાળ–સમય (૨) ઉન્નતિનો–ચડતીનો વખત
**ઉદયગિરિ** પું૦ જેની પૂંઠેથી સૂર્યચંદ્રાદિ ઊગે છે એવો કલ્પિત પર્વત; મેરુ
**ઉદયન** ન૦ ઉદય (૨) પું૦ (સં.) વત્સરાજ નામથી ઓળખાતો એક ચંદ્રવંશી રાજા (૨) ગુજરાતના કુમારપાલ રાજાનો એ નામનો મંત્રી
**ઉદયાચલ(–ળ)** પું૦ ઉદયગિરિ; મેરુ
**ઉદયાત** વિ૦ જેમાં સૂર્યોદય આવતો હોય તેવી (તિથિ)
**ઉદયાસ્ત** પું૦ ઉદય અને અસ્ત (૨) ચડતી–પડતી
**ઉદર** ન૦ પેટ (૨) ગર્ભાશય (૩) પોલાણ; પોલાણ (૪) [લા.] આજીવિકા (૫) મધ્ય ભાગ
**ઉદરગ્રંથિ** સ્ત્રી૦ એક રોગ; ગુલ્મ
**ઉદરછેદન** ન૦ ઉદરની દીવાલનું છેદન 'લૅપેરોટૉમી'
**ઉદરણી** વિ૦ સ્ત્રી૦ સગર્ભા
**ઉદરત્રાણ** ન૦ પેટનું બખતર (૨) કમરપટો
**ઉદરધમનિ(–ની)** સ્ત્રી૦ પેટની મોટી નસ
**ઉદરનિર્વાહ** પું૦ આજીવિકા; ગુજરાન
**ઉદરપટલ** ન૦ છાતી અને પેટની વચ્ચેનો પડદારૂપ એક અવયવ; 'ડાયેફ્રૅમ'
**ઉદરપૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ ઉદરનિર્વાહ; ગુજરાન
**ઉદરપૃષ્ઠ** ન૦ પેટનો આગળનો ભાગ
**ઉદરપોષણ** ન૦ આજીવિકા; ગુજરાન
**ઉદરભરણ** ન૦ પેટ ભરવું તે
**ઉદરંભરિ** વિ૦ પેટ ભરી જાણનારું; સ્વાર્થી (૨) અકરાંતિયું
**ઉદરંભરિતા** સ્ત્રી૦
**ઉદ(–ધ)રાવો** પું૦ ચિંતા; ફચાટ
**ઉદર્ક** પું૦ અંત; પરિણામ (૨) ઉદય; ભાવિ ફળ (૩) ભવિષ્ય
**ઉદવસ્ત** વિ૦ + ઉધ્વસ્ત
**ઉદવું** અ૦ ક્રિ૦ + ઊભવું

**ઉદંત** પું૦ સમાચાર; ખબર
**ઉદંબર(–રો)** પું૦ એક ઝાડ; ઉમરડો (૨) ઊમરો (ઘરનો) (૩) હીજડો
**ઉદાત્ત** વિ૦ ઉદાર; સખી દિલનું; ઉમદા (૨) ઊંચા સ્વરવાળું (૩) પું૦ સ્વરના ત્રણ ભેદોમાંનો પ્રથમ (ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત)
**ઉદાત્તતા** સ્ત્રી૦
**ઉદાત્તવાદ** પું૦
**ઉદાન** પું૦ પંચપ્રાણમાંનો એક, જે ગળા તરફ ઊંચે ચડીને માથામાં જાય છે.
**ઉદામ** વિ૦ + ઉદ્દામ
**ઉદાર** વિ૦ સખી દિલનું; દાનશીલ; ત્યાગશીલ (૨) ખુલ્લા મનનું; નિખાલસ; સરળ
**ઉદારચરિત** વિ૦ ઉદાર ચરિત્રવાળું
**ઉદારચિત્ત** વિ૦ ઉદાર—નિખાલસ ચિત્તવાળું
**ઉદારતા** સ્ત્રી૦
**ઉદારપણું** ન૦
**ઉદારમતવાદ** પું૦ સ્થિતિચુસ્ત ન રહેતાં નવા સુધારા માટે મન ખુલ્લું રાખવાનો વાદ; 'લિબરલિઝમ'
**ઉદારમતવાદી** વિ૦ ઉદારમતવાદમાં માનનારું (૨) પું૦ એવો પુરુષ
**ઉદારાત્મા** વિ૦ ઉદાર આત્માવાળું; ઉદારચરિત
**ઉદાલ્ય** ન૦ + ખટાટોપ; ખાલી ભપકો
**ઉદાવર્જ(–ર્ત)** પું૦ પેટનો એક રોગ; ગોળો
**ઉદાસ** વિ૦ ગમગીન; ખિન્ન (૨) ત્યાગી; વિષય તરફ અપ્રીતિવાળું
**ઉદાસી** વિ૦ ઉદાસ (૨) પું૦ ઉદાસીપંથનો સાધુ (૩) સ્ત્રી૦ ઉદાસીનતા
**ઉદાસીન** વિ૦ ઉદાસ (૨) રસ ન ધરાવનારું
**ઉદાસીનતા** સ્ત્રી૦
**ઉદાસીનપણું** ન૦
**ઉદાસીપંથ** પું૦ ગુરુ નાનકે સ્થાપેલો સાધુઓનો એક પંથ
**ઉદાહરણ** ન૦ દાખલો; દૃષ્ટાંત
**ઉદાહૃત** વિ૦ કહેવાયેલું (૨) નામ દઈને બોલાવાયેલું (૩) દૃષ્ટાંતરૂપે અપાયેલું
**ઉદિત** વિ૦ ઊગેલું (૨) ખીલેલું (૩) ઉજ્જ્વળ (૪) ચળકતું; પ્રકાશવંતું (૫) બોલેલું (૫) જન્મેલું

**ઉદીચ્ય** વિ૦ ઉત્તરદિશામાં આવેલું અથવા રહેતું (૨) પું૦ ઉત્તર ગુજરાતમાં સરસ્વતી નદીની ઉત્તરે અને પશ્ચિમે આવેલો પ્રદેશ

**ઉદુંબર** પું૦ જુઓ ઉદંબર (૨) બ્રાહ્મણોની એક જાત (૩) એંશી રતીનું એક વજન

**ઉદે** પું૦ + ઉદય

**ઉદેખવું*** સ૦ ક્રિ૦

**ઉદેતી** વિ૦ સ્ત્રી૦ જે તિથિમાં સૂર્યનો ઉદય થતો હોય તેવી; ઉદયવાળી (તિથિ)

**ઉદેસાલમ** ન૦ એક ઔષધિ

**ઉદોઉદો** શ૦ પ્ર૦ ઉદય હો, ઉદય હો; જય હો, જય હો

**ઉદ્** અ૦ ઉપર, ઊંચે એવો અર્થ દર્શાવતો પૂર્વગ. ઉદા૦ 'ઉદ્ગમ,' (૨) અતિક્રમણ દર્શાવતો. ઉદા૦ 'ઉત્ક્રાંત' (૩) બહાર–ની બહાર એવો અર્થ દર્શાવતો. ઉદા૦ 'ઉદ્ભવ' (૪) જાહેર એવો અર્થ બતાવતો. 'ઉદ્ઘોષણા' (૫) અવળાપણું, નઠારાપણું બતાવતો. 'ઉત્પથ' (૬) પ્રબળતા દર્શાવતો. ઉદા૦ 'ઉત્તપ્ત'

**ઉદ્ગત** વિ૦ ઉપર ગયેલું; ચડેલું (૨) બહાર નીકળેલું (૩) ઊગેલું (૪) ઊંચું

**ઉદ્ગતિ** સ્ત્રી૦ ઊંચે જવું–ચડવું તે (૨) બહાર નીકળવું–ઊગવું તે

**ઉદ્ગમ** પું૦ ઊંચે જવું–ચડવું તે (૨) ઊગવું –બહાર નીકળવું તે; ઉત્પત્તિ (૩) ઉત્પત્તિ-સ્થાન; મૂળ (૪) ફણગો; પીલો

**ઉદ્ગમન** ન૦ ઉદ્ગમ થવો–ઊંચે જવું તે (૨) બહાર નીકળવું–દેખાય એવું થવું તે

**ઉદ્ગાતા** પું૦ સામવેદની ઋચાઓ ગાનાર બ્રાહ્મણ

**ઉદ્ગામી** વિ૦ અંદર અથવા તરફ લઈ જતું 'ઍફરેન્ટ'

**ઉદ્ગાર** પું૦ ઉચ્ચાર; બોલ; શબ્દ

**ઉદ્ગારચિહ્ન** ન૦ લાગણીભર્યો ઉદ્ગાર સૂચવતું ! આવું ચિહ્ન

**ઉદ્ગીત** વિ૦ મોટેથી ગાયેલું

**ઉદ્ગીતિ** સ્ત્રી૦ મોટેથી ગાવું તે (૨) સામવેદની ઋચાઓ બોલવી તે; સામગાન (૩) આર્યા છંદનો એક પ્રકાર

**ઉદ્ગીથ** પું૦ સામવેદની ઋચાઓ ગાવી તે; એક પ્રકારનું સામગાન (૨) સામવેદનો બીજો ભાગ (૩) ઓમ્કાર

**ઉદ્ગ્રીવ** વિ૦ ઊંચી ડોકવાળું; ઉત્કંઠ

**ઉદ્ઘાટન** ન૦ ખોલવું તે; કૂંચીથી ઉઘાડવું તે (૨) સ્પષ્ટ કરવું–સમજાવવું તે (૩) ઉઘાડવાનું સાધન (કૂંચી વગેરે) (૪) રેંટ

**ઉદ્ઘાટિત** વિ૦ ઉઘાડેલું; ખોલેલું (૨) સ્પષ્ટ કરેલું

**ઉદ્ઘોષ** પું૦ ઘાંટો; પોકાર (૨) ઢંઢેરો (૩) શોરબકોર; ઘોંઘાટ (૪) લોકોમાં વાત ચાલવી તે

**ઉદ્ઘોષણ** ન૦ ઉદ્ઘોષ થવો–કરવો તે

**ઉદ્ઘોષણા** સ્ત્રી૦ ઉદ્ઘોષણ

**ઉદ્દંડ** વિ૦ ઉગામેલા દંડવાળું (૨) ભયંકર

**ઉદ્દામ** વિ૦ અંકુશ કે બંધન વિનાનું (૨) સ્વચ્છંદી; ઉચ્છૃંખલ (૩) ઉગ્ર; જહાલ

**ઉદ્દામપક્ષ** પું૦ જહાલપક્ષ

**ઉદ્દાલ** પું૦ રાતા ઘઉં (૨) કોદરા

**ઉદ્દાલક** પું૦ (સં.) એક ઋષિનું નામ

**ઉદ્દિષ્ટ** વિ૦ બતાવેલું (૨) ઉદ્દેશાયેલું; સંબોધાયેલું (૩) ધારેલું; ઇચ્છેલું

**ઉદ્દીપક** વિ૦ ઉદ્દીપન કરનારું; ઉત્તેજિત કરનારું

**ઉદ્દીપન** ન૦ સળગાવવું–પ્રજ્વલિત કરવું તે (૨) ઉશ્કેરણી (૩) ઉત્તેજના (૪) ઉદ્દીપન-વિભાવ

**ઉદ્દીપનવિભાવ** પું૦ રસનું ઉદ્દીપન કરનાર વિભાવ (કા. શા.)

**ઉદ્દીપ્ત** વિ૦ સળગાવેલું–પ્રજ્વલિત કરેલું (૨) ઉત્તેજિત થયેલું; ઉશ્કેરાયેલું

**ઉદ્દેશ** પું૦ હેતુ; ધારણા; ઇરાદો (૨) ઉલ્લેખ; નામ દઈ બતાવવું–કહેવું તે (૩) ઉદાહરણ

**ઉદ્દેશક** વિ૦ ઉદ્દેશ બતાવતું; ઉદાહરણરૂપ (૨) પું૦ ઉદાહરણ (૩) ઉપદેશક (૪) [ગ.] પ્રશ્ન

**ઉદ્દેશવાદ** પું૦ કુદરતમાં બધું હેતુપૂર્વક રચાયેલું છે એવો મત; 'ટલિયોલૉજી'

**ઉદ્દેશવું** સ૦ ક્રિ૦ નામ દઈને-અનુલક્ષીને બોલવું–કહેવું

**ઉદ્દેશ્ય** વિ૦ ઉદ્દેશવા–વિચારવાયોગ્ય; લક્ષ્ય (૨) ન૦ (વ્યા.) જેને ઉદ્દેશીને કંઈ કહેવાયું હોય તે (૩) હેતુ; પ્રયોજન

**ઉદ્દેશવર્ધક** નં૦ ઉદ્દેશ્યના અર્થમાં વધારો કરનાર શબ્દ (વ્યા.)
**ઉદ્ધત** વિ૦ ઉચ્છૃંખલ; અસભ્ય
**ઉદ્ધતપણું** નં૦
**ઉદ્ધતવેડા** પું૦ બ૦ વ૦ ઉદ્ધત જેવું વર્તન
**ઉદ્ધતાઈ** સ્ત્રી૦ ઉદ્ધતપણું
**ઉદ્ધતિ** સ્ત્રી૦ ઉદ્ગતિ (૨) ઉન્નતિ (૩) ઠોકર
**ઉદ્ધરણ** નં૦ ઉદ્ધાર—છુટકારો કરવો અથવા થવો તે (૨) મોક્ષ
**ઉદ્ધરવું** અ૦ ક્રિ૦ ઊઠવું અથવા ઉપર જવું (૨) મુક્ત થવું (૩) સફળ થવું
**ઉદ્ધર્તા** વિ૦ ઉદ્ધારક
**ઉદ્ધવ** પું૦ (સં.) કૃષ્ણના કાકા અને ભક્ત
**ઉદ્ધાર** પું૦ મુક્તિ; મોક્ષ (૨) છુટકારો (૩) સારી સ્થિતિમાં લાવવું તે
**ઉદ્ધારક** વિ૦ ઉદ્ધાર કરનારું
**ઉદ્ધારણ** નં૦ ઉદ્ધારવું તે
**ઉદ્ધારણહાર** વિ૦ ઉદ્ધારક
**ઉદ્ધારવું** સ૦ ક્રિ૦ ઉદ્ધાર કરવો
**ઉદ્ધૃત** વિ૦ અવતરણ તરીકે લીધેલું (૨) મુક્ત કરેલું; ઉગારેલું
**ઉદ્ધ્વસ્ત** વિ૦ જડમૂળથી નાશ પામેલું; ઉજ્જડ
**ઉદ્બુદ્ધ** વિ૦ જાગૃત; જગાડેલું (૨) ઉદ્દીપ્ત (૩) સ્મૃતિમાં તાજું કરેલું
**ઉદ્બોધ** પું૦ જાગ્રત થવું તે (૨) યાદ આવવું તે
**ઉદ્બોધક** વિ૦ ઉદ્બોધ કરાવનારું
**ઉદ્બોધન** નં૦ જુઓ ઉદ્બોધ
**ઉદ્ભવ** પું૦ જન્મ; ઉત્પત્તિ; પેદાશ (૨) મૂળ (૩) [સં.] વિષ્ણુનું એક નામ
**ઉદ્ભવવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું; જન્મવું
**ઉદ્ભાવ** પું૦ ઉત્પત્તિ; પેદાશ (૨) ઉદારતા
**ઉદ્ભાવક*** વિ૦
**ઉદ્ભાવન** નં૦ કલ્પના કરવી તે (૨) ઉત્પાદન (૩) ચિંતન (૪) ઉત્પ્રેક્ષા કરવી તે
**ઉદ્ભાવિત** વિ૦ ઊભું કરેલું; બનાવટી; કાલ્પનિક
**ઉદ્ભિજ્જ** નં૦ જમીન કે બીજને ભેદીને ઊગેલું તે—વનસ્પતિ
**ઉદ્ભિજ્જવિદ્યા** સ્ત્રી૦ વનસ્પતિશાસ્ત્ર
**ઉદ્ભિજ્જવેત્તા** પું૦ વનસ્પતિવિદ્યાનો જાણકાર
**ઉદ્ભિદ** પું૦ ફણગો (૨) ડાંખળા (૩) છોડવો (૪) ફુવારો (૫) ઝરો
**ઉદ્ભિન્ન** વિ૦ ઉત્પન્ન થયેલું; બનેલું (૨) અંકુરરૂપે નીકળેલું (૩) વિકસેલું; ખીલેલું (૪) ભેદીને બહાર આવેલું; દૃશ્યમાન બનેલું
**ઉદ્ભૂત** વિ૦ જન્મેલું; ઉત્પન્ન થયેલું (૨) દેખાય એવું થયેલું
**ઉદ્ભૂતિ** સ્ત્રી૦ ઉત્પત્તિ; પેદાશ (૨) ઉદય; આબાદાની
**ઉદ્ભેદ** પું૦ (ભેદીને) બહાર આવવું તે; ઊગવું તે (૨) વિકસિત થવું તે (૩) દેખાવું તે; આવિષ્કાર
**ઉદ્ભ્રાંત** વિ૦ ગાભરું; વ્યાકુળ (૨) બીનેલું; છળેલું
**ઉદ્યત** વિ૦ ખંતીલું (૨) કૃતનિશ્ચય; તત્પર
**ઉદ્યમ** પું૦ યત્ન; મહેનત (૨) ઉદ્યોગ; ધંધો
**ઉદ્યમવંત** વિ૦ ઉદ્યમવાળું
**ઉદ્યમી** વિ૦ મહેનતુ; ખંતીલું (૨) ધંધાદારી
**ઉદ્યાન** પું૦; નં૦ બગીચો; વાડી
**ઉદ્યાપન** નં૦ ધર્મકર્મ—વ્રતાદિની સમાપ્તિની વિધિ; તેની ઉજવણી કરવી તે
**ઉદ્યુક્ત** વિ૦ કામમાં પરોવાયેલું; ઉદ્યમી (૨) તત્પર
**ઉદ્યોગ** પું૦ ધંધો; રોજગાર (૨) કામ (૩) મહેનત
**ઉદ્યોગમંદિર** નં૦ ઉદ્યોગશાળા
**ઉદ્યોગશાલા(-ળા)** સ્ત્રી૦ જ્યાં ઉદ્યોગો શીખવાતા હોય તેવી શાળા; કલાભવન
**ઉદ્યોગી** વિ૦ ધંધાદારી (૨) મહેનતુ; ખંતીલું
**ઉદ્યોત** પું૦ પ્રકાશ; તેજ
**ઉદ્રિક્ત** વિ૦ ઉદ્રેકયુક્ત (૨) દેખાય એવું; સ્પષ્ટ
**ઉદ્રેક** પું૦ વધારો; પુષ્કળતા
**ઉદ્વર્તન** નં૦ કૂદકો (૨) ખોટું વર્તન
**ઉદ્વાહ** પું૦ વિવાહ; લગ્ન (૩) ઊંચે લઈ જવું તે (૪) એક જગાએથી બીજે લઈ જવું તે
**ઉદ્વાહક** વિ૦ ઉદ્વાહન કરનારું
**ઉદ્વાહન** નં૦ ઉદ્વાહ (૨) વિવાહ—લગ્નની ક્રિયા
**ઉદ્વાહની** સ્ત્રી૦ કોડી
**ઉદ્વિગ્ન** વિ૦ વ્યાકુળ; ખિન્ન; દુઃખી

**ઉદ્વેગ** પું૦ વ્યાકુળતા; ગભરાટ (૨) ચિંતા (૩) દુઃખ
**ઉદ્વેગકર** વિ૦ ઉદ્વેગ કરાવનારું
**ઉદ્વેજક** વિ૦ ઉદ્વેગકર
**ઉદ્વેસ** વિ૦ ઉજ્જડ; વસતી વગરનું
**ઉધડ(-ર)કવું** અ૦ ક્રિ૦ (હૃદયનું) થડકવું; ધ્રૂજવું (૨) ઝબકવું; ચોંકવું (૩) ભી જવું (૪) ધૂણવું (ભૂતના પ્રવેશથી)
**ઉધડિયું** વિ૦ ઊધડું રાખેલું–આપેલું (કામ) (૨) ઊધડું કામ કરનારું (૩) બેપરવાઈથી કરેલું
**ઉધમાત** પું૦ તોફાન; મસ્તી; ગરબડ
**ઉધમાતિયું** વિ૦ ઉધમાત કરનારું
**ઉધરસ** સ્ત્રી૦ ઠાંસો; કફ
**ઉધરાવવું** સ૦ ક્રિ૦ નામે લખાવવું
**ઉધરાવો** પું૦ ઉઘરાવો
**ઉધાન** ન૦ ઊંચે ચડવું તે (૨) એક રોગ; દમ (૩) મોટી ભરતી (૪) ત્રણની સંખ્યાનો વેપારી સંકેત
**ઉધાનપડી** સ્ત્રી૦ ઉધાનની પડી–ઔષધિ (૨) તેરની સંખ્યાનો સંકેત
**ઉધાનપાયું** વિ૦ ત્રણ પાયાનું; અસ્થિર મનનું; ગાંડા જેવું
**ઉધામો** પું૦ પ્રયત્ન (૨) વલખું
**ઉધાર(-રું)** વિ૦ પૈસા આપ્યા વિના નામે લખાવીને લીધેલું—આપેલું (૨) ભરપાઈ નહિ થયેલું એવું
**ઉધારપાસું** ન૦ ચોપડાના જે પાસામાં ઉધાર રકમો નોંધાય છે તે પાસું
**ઉધારવું** સ૦ ક્રિ૦ નામે લખવું
**ઉધારિયું** વિ૦ વારેવારે ઉધારે ખરીદ કરનારું
**ઉધારિયો** પું૦ ઉધારે લેનાર આદમી
**ઉધારો** પું૦ ઉધાર હિસાબ (૨) વાયદો (૩) વિલંબ; ઢીલ (૪) સાંસા; ખોટ
**ઉધેઈ** સ્ત્રી૦ એક જીવડું
**ઉધેડવું** સ૦ ક્રિ૦ ઉચેડવું; (છાલ) ઉતારવી
**ઉધેરવું*** સ૦ ક્રિ૦
**ઉધોર** પું૦ એક છંદ
**ઉધ્ધડ** વિ૦ ઊધડ
**ઉનમાર** પું૦+ અત્યાચાર
**ઉનાબ** ન૦ એક ફળ

**ઉનાબદાણા** પું૦ બ૦ વ૦ ઉનાબના દાણા; એક ઔષધિ
**ઉનામણિયું** ન૦ નાવાનું પાણી ઊનું મૂકવાનું વાસણ; અંઘોળિયું
**ઉનામણિયો** પું૦ અંઘોળિયો
**ઉનામણું** ન૦ ઉનામણિયું
**ઉનામણો** પું૦ ઉનામણિયો
**ઉનારવું** ન૦ એક વનસ્પતિ
**ઉનાવું** અ૦ ક્રિ૦ હિજરાવું
**ઉનાળુ** વિ૦ ઉનાળામાં વવાતું–પાકતું (૨) ઉનાળાને લગતું
**ઉનાળો** પું૦ ફાગણથી જેઠ માસ સુધીનો ગરમીનો સમય
**ઉનેવાળ** વિ૦ બ્રાહ્મણોની એક જાત (૨) પું૦ તે જ્ઞાતિનો આદમી
**ઉન્નત** વિ૦ ઊંચું (૨) ટટ્ટાર
**ઉન્નતકોણ** પું૦ 'ઍન્ગલ ઑફ ઇલિવેશન' (ગ.)
**ઉન્નતાંશ** પું૦ ઊંચાઈ (ગ.; ખ.)
**ઉન્નતાંશકોણ** પું૦ ઉન્નતકોણ
**ઉન્નતિ** સ્ત્રી૦ ચડતી; આબાદી (૨) મોટાઈ; મહત્તા
**ઉન્નતોદરકોણ** પું૦ કાટખૂણા કરતાં મોટો ખૂણો; 'કૉન્વેક્સ ઍંગલ'
**ઉન્નયન** ન૦ સીધું–સરખું કરવું તે; (સીમંતોન્નયનમાં કરવામાં આવે છે એમ)
**ઉન્મત્ત** વિ૦ ગાંડું; ભાન વગરનું (૨) કેફી; છાકટું (૩) ક્રોધી (૪) અહંકારી; ગવિ 'ષ્ઠ (૫) ઉદ્ધત
**ઉન્મત્તતા** સ્ત્રી૦
**ઉન્મત્તાઈ** સ્ત્રી૦ ઉન્મત્તતા
**ઉન્મન** ન૦ અભાવ; અપ્રીતિ (૨) ખેદ
**ઉન્મની** સ્ત્રી૦ યોગીના ચિત્તની એક અવસ્થા (તે દશામાં તે બ્રહ્મમાં લીન થઈ જાય છે.)
**ઉન્મનું** વિ૦ દિલગીર
**ઉન્માદ** પું૦ ઘેલછા; ગાંડપણ (૨) તોર; મદ (૩) એક રોગ; સન્નિપાતનો એક પ્રકાર (૪) તોફાન
•**ઉન્માદક** વિ૦ ઉન્માદ કરાવનારું
**ઉન્માદવાયુ*** પું૦
**ઉન્માદી** વિ૦ ઉન્માદવાળું
**ઉન્માર્ગ** પું૦ ખોટો રસ્તો; ઊંધો રસ્તો (૨) કુમાર્ગ; અનીતિનો માર્ગ

**ઉન્માર્ગગામી** વિ૦ ઉન્માર્ગે જનારું
**ઉન્માર્ગી** વિ૦ ઉન્માર્ગગામી
**ઉન્મીલન** ન૦ આંખોનું ઊઘડવું તે; જાગ્રત થવું તે (૨) ખીલવું-વિકસવું તે (૩) મુક્ત થવું (ગ્રહણમાંથી)
**ઉન્મીલિત** વિ૦ ઊઘડેલું (૨) વિકસેલું
**ઉન્મુખ(-ખું)** વિ૦ ઊંચા મુખવાળું; ઊંચું જોતું (૨) આડું જોતું; નારાજ થયેલું (૩) તત્પર; તૈયાર (૪) આતુર; રાહ જોતું
**ઉન્મૂલન** ન૦ જડમૂળથી કાઢી નાંખવું તે; નિકંદન
**ઉન્મેષ** પું૦ પલકારો; આંખની ઉઘાડવાસ
**ઉન્મેષણ** ન૦ ઉન્મેષ
**ઉન્મેષપદ્ધતિ** સ્ત્રી૦ 'કૉન્સેન્ટ્રિક મેથડ'
**ઉપ** અ૦ પાસે, નિકટ એવો અર્થ દર્શાવતો ઉપસર્ગ. ઉદા૦ 'ઉપગમન' (૨) શિક્ષણ સૂચન કરતો. ઉદા૦ 'ઉપદેશ' (૩) આરંભ દર્શાવતો. ઉદા૦ 'ઉપક્રમ' (૪) ઊતરતું, મુખ્ય નહિ એવું એવો અર્થ દર્શાવતો પૂર્વગ. ઉદા૦ 'ઉપદેવ'; 'ઉપકલા'
**ઉપઆનો** પું૦ પોણી પાઈ
**ઉપકથા** સ્ત્રી૦ મુખ્ય કથામાં આવતી નાની કથા; આડકથા
**ઉપકરણ** ન૦ મદદ કરવી તે (૨) સાધન; સામગ્રી
**ઉપકરવું** સ૦ ક્રિ૦ ઉપકાર કરવો
**ઉપકલા(-ળા)** સ્ત્રી૦ ગૌણ કળા
**ઉપકંઠ** વિ૦ નજીકનું; પડોશનું (૨) પું૦ પડોશ; નજીકનો ભાગ (૩) પરવાડ (૪) ગળાની નજીકનો ભાગ (૫) તળેટી
**ઉપકાર** પું૦ ભલું કરવું તે; કલ્યાણ (૨) મદદ; સહાય (૩) પાડ
**ઉપકારક** વિ૦ ઉપકાર કરનારું (૨) સહાયક; ઉપયોગમાં આવે તેવું
**ઉપકારી** વિ૦ ઉપકાર કરનારું
**ઉપકાર્ય** વિ૦ ઉપકારને યોગ્ય
**ઉપકીચક** પું૦ કીચકનો ભાઈ અથવા અનુયાયી (૨) કીચકના હાથ નીચેનું લશ્કર
**ઉપકૃત** વિ૦ આભારી
**ઉપકૃતિ** સ્ત્રી૦ આભાર; પાડ
**ઉપકોણ** પું૦ આસન્નકોણ; 'ઍડ્જેસન્ટ ઍન્ગલ'
**ઉપકોશ(-ષ)** પું૦ કળીનું બાહ્ય આચ્છાદન
**ઉપક્રમ** પું૦ આરંભ; શરૂઆત (૩) પાસે-આગળ આવવું તે (૩) યોજના (૪) અંત; ઉદ્યોગ
**ઉપક્ષય** પું૦ ક્ષીણ થવું તે; ઘટાડો
**ઉપક્ષેપ** પું૦ રજૂઆત; ઉલ્લેખ; સૂચન (૨) ધમકી (૩) આરંભ
**ઉપગમન** ન૦ પાસે જવું—મળવું તે (૨) જ્ઞાન (૩) અંગીકાર; સ્વીકાર
**ઉપગા** સ્ત્રી૦ આપેલા વાંકની પાસે ને પાસે જતી હોવા છતાં અમુક નિયત કરેલા અંતર સુધીમાં વાંકને પહોંચે નહિ એવી લીટી. ઍસિમ્ટોટ'
**ઉપગામી** વિ૦ ઉપગમન કરનારું
**ઉપગીતિ** સ્ત્રી૦ એક છંદ
**ઉપગુણ** પું૦ મુખ્ય નહિ એવો ગુણ (૨) [ગ.] 'કોઇફિસન્ટ'
**ઉપગુરુ** પું૦ મદદનીશ ગુરુ-શિક્ષક
**ઉપગ્રહ** પું૦ મુખ્ય ગ્રહની આસપાસ ફરનારો નાનો ગ્રહ (૨) આકાશમાં આવેલા ગ્રહ જેવા નાના ગ્રહોમાંનો એક (ધૂમકેતુ, રાહુ, કેતુ ઇત્યાદિ ઉપગ્રહો કહેવાય છે.)
**ઉપઘાત** પું૦ ઈજા; હાનિ (૨) મારી નાખવું તે (૩) નાશ
**ઉપચક્ર** ન૦ મુખ્ય ચક્રને આધારે ફરતું—નાનું ચક્ર (૨) એક પક્ષી
**ઉપચય** પું૦ સંચય; વધારો; ઉમેરો (૨) જથો; ઢગલો (૩) આબાદી; ઉન્નતિ (૪) લગ્નકુંડળીમાંનાં ૩, ૬, ૧૦ અને ૧૧મા સ્થાનોમાંનું કોઈ પણ એક
**ઉપચયશક્તિ** સ્ત્રી૦ ઉપચયની શક્તિ
**ઉપચરણ** ન૦ નજીક આવવું તે (૨) ઊતરતું—ગૌણ પદ (૩) સેવા
**ઉપચાયક** વિ૦ ઉપચય કરનારું
**ઉપચાર** પું૦ સારું કરવા જે ઉપાય-સારવાર, ઓસડવેસડ ઇત્યાદિ કરવાં તે (૨) શરીરે ચંદન ઇત્યાદિ ચોપડવું તે (૩) પૂજાવિધિ; ક્રિયાકર્મ; સંસ્કાર (૪) સાધન; સામગ્રી (૫) માનપાન; સેવાચાકરી (૬) બીજાને ખુશ કરવા કરેલું મિથ્યા કથન (૭) લક્ષણા દ્વારા અર્થબોધ થવો તે

**ઉપચારક** વિ૦ ઉપચાર કરનારું; ચિકિત્સક (૨) પું૦ સેવક; દાસ
**ઉપચારિકા** સ્ત્રી૦ ઉપચાર કરનારી સ્ત્રી; સેવિકા; દાસી
**ઉપચારી** વિ૦ ઉપચારક
**ઉપચિત** વિ૦ એકઠું કરેલું; સંચિત (૨) વધેલું; મોટું થયેલું (૩) મજબૂત થયેલું; શક્તિમાં વધેલું
**ઉપચિત્ર** પું૦ એક છંદ
**ઉપચીયમાન** વિ૦ એકઠું થતું; ભેગું થતું; વધતું
**ઉપચ્છાયા** સ્ત્રી૦ ઓળાનો ઓળો; ઝાંખો ઓળો
**ઉપછટ(-ત)** સ્ત્રી૦ સાધનોની છત–પુષ્કળતા
**ઉપજાઉ** વિ૦ ફળદ્રુપ; રસાળ
**ઉપજાતિ** પું૦; સ્ત્રી૦ એક છંદ
**ઉપજાવવું** સ૦ ક્રિ૦ ઉત્પન્ન કરવું; પેદા કરવું (૨) જન્મ આપવો (૩) બનાવવું; ઊભું કરવું; કલ્પવું
**ઉપજિહ્વા** સ્ત્રી૦ જીભના મૂળ આગળ આવેલી નાની જીભ
**ઉપજીવ** પું૦ નાનું જીવડું
**ઉપજીવક** વિ૦ કોઈની ઉપર જેની આજીવિકા ચાલતી હોય એવું (૨) પું૦ આશ્રિત માણસ; દાસ
**ઉપજીવન** ન૦ ઉપજીવિકા
**ઉપજીવિકા** સ્ત્રી૦ આજીવિકા; ગુજરાન
**ઉપજીવી** વિ૦ (૨) પું૦ જુઓ ઉપજીવક
**ઉપટણ(-ણું)** ન૦ નહાતાં પહેલાં શરીરે ચોપડવાનું સુગંધી દ્રવ્ય; પીઠી
**ઉપટામણી** સ્ત્રી૦ વેવાઈની આગળ વાંચવામાં આવતી કન્યાનાં સગાંઓની યાદી
**ઉપટાવવું** અ૦ ક્રિ૦ ઝાંખું કરવું (૨) દિલગીર કરવું
**ઉપડાઈ** સ્ત્રી૦ ઉપડામણ; ઉપાડવાનું મહેનતાણું
**ઉપડામણ** ન૦ ઉપડાઈ
**ઉપડામણી** સ્ત્રી૦ ઉપડાઈ
**ઉપડાવવું** સ૦ ક્રિ૦ ઊપડે–ઉપાડે એમ કરવું; ઉચકાવવું (૨) ઉપાડવામાં મદદ કરવી
**ઉપણાવવું** સ૦ ક્રિ૦ ઊપણે એમ કરવું (૨) ઊપણવામાં મદદ કરવી
**ઉપણિયું** ન૦ ઊપણવાનું સાધન–ટોપલો, સૂપડું જે હોય તે
**ઉપતટ** પું૦ ભાઠું; ઓછા વપરાશવાળો કિનારો
**ઉપતંત્રી** પું૦ મદદનીશ તંત્રી
**ઉપત્યકા** સ્ત્રી૦ તળેટીની—નીચાણની જમીન
**ઉપદંશ** પું૦ કરડવું તે; ડંખ (૨) એક રોગ; ચાંદી
**ઉપદિષ્ટ** વિ૦ ઉપદેશેલું; જેને ઉપદેશ થયેલો હોય તેવું
**ઉપદેવ** પું૦ મુખ્ય નહિ એવો–નાનો દેવ
**ઉપદેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ ઉપદેવ
**ઉપદેશ** પું૦ શિક્ષણ (૨) બોધ; શિખામણ; સલાહ (૩) પાસેનો દેશ
**ઉપદેશક** વિ૦ (૨) પું૦ ઉપદેશ આપનાર
**ઉપદેશવું** સ૦ ક્રિ૦ ઉપદેશ આપવો–કરવો
**ઉપદેષ્ટા** પું૦ ઉપદેશક; ગુરુ; આચાર્ય
**ઉપદ્રવ** પું૦ પજવણી (૨) ઈજા; પીડા (૩) ત્રાસ; ઉપાધિ (૪) સંકટ; આપદા
**ઉપદ્રવકર** વિ૦ ઉપદ્રવ કરનારું
**ઉપદ્રવકારક** વિ૦ ઉપદ્રવ કરનારું
**ઉપદ્રવી** વિ૦ ઉપદ્રવકારક
**ઉપદ્વીપ** પું૦ નાનો બેટ
**ઉપધાતુ** સ્ત્રી૦ હલકી–ગૌણ ધાતુ (૨) મિશ્ર ધાતુ
**ઉપધાન** ન૦ ઓશીકું; તકિયો
**ઉપધાન્ય** ન૦ ખડધાન; હલકી જાતનું અનાજ
**ઉપધારણા** સ્ત્રી૦ ચિત્તને એકાગ્ર કરવાનો એક યૌગિક પ્રકાર
**ઉપધ્માનીય** પું૦ સંસ્કૃત વ્યાકરણ અને વર્ણમાળામાં પ અને ફની પૂર્વે આવતો મહાપ્રાણ વિસર્ગ
**ઉપનક્ષત્ર** ન૦ સત્તાવીસ મુખ્ય નક્ષત્રો સિવાયનું કોઈ પણ ગૌણ નક્ષત્ર (એ કુલ ૭૨૯ કહેવાય છે.)
**ઉપનય** પું૦ ઉપનયન (૨) ન્યાયનાં પંચાવયવ વાક્યોમાંનું ચોથું–જેમાં સાધ્યથી (વહ્નિ) વ્યાપેલું સાધન (ધૂમ) પક્ષ (પર્વત) ઉપર છે એમ બતાવવામાં આવે છે.
**ઉપનયન** ન૦ ઉપવીત—જનોઈ દેવું તે; તેનો સંસ્કાર (૩) જનોઈ

**ઉપનામ** ન૦ બીજું નામ; અડક (૨) લાડકું નામ (૩) મશ્કરીનું નામ
**ઉપનાયક** પું૦ વાર્તા, નાટક ઇત્યાદિમાંના મુખ્ય નાયક પછીનું બીજું પાત્ર (૨) ઉપપતિ; યાર
**ઉપનાયિકા** સ્ત્રી૦ વાર્તા, નાટક ઇત્યાદિમાંના મુખ્ય સ્ત્રીપાત્ર પછીનું બીજું પાત્ર
**ઉપનિધિ** પું૦ થાપણ; આડમાં મૂકેલી વસ્તુ
**ઉપનિયમ** પું૦ પેટાનિયમ
**ઉપનિવેશ** પું૦ સંસ્થાન; વસાહત; 'કૉલોની'
**ઉપનિષદ** સ્ત્રી૦; ન૦ વેદની અંતર્ગત ગણાતો અને તેના ગૂઢ અર્થોને સ્પષ્ટ કરતો બ્રહ્મ-વિદ્યાનું પ્રતિપાદન કરતો તાત્ત્વિક ગ્રંથ
**ઉપનીત** વિ૦ ઉપનયન પામેલું (૨) પાસે લઈ જવાયેલું
**ઉપનેત્ર** ન૦ ચશ્મું
**ઉપન્યાસ** પું૦ પાસે મૂકવું—જોડાજોડ મૂકવું તે (૨) થાપણ; આડમાં મૂકેલી વસ્તુ (૩) લખાણ; સૂચના; દરખાસ્ત (૪) પ્રસ્તાવના; ઉપોદ્‌ઘાત (૫) ઉલ્લેખ (૬) બયાન; આખ્યાન; નવલકથા
**ઉપપતિ** પું૦ યાર (૨) દિયર
**ઉપપત્તિ** સ્ત્રી૦ સાબિતીમાં પ્રમાણો અને દાખલા બતાવવા તે (૨) સિદ્ધિ; યુક્તિ (૩) પુરાવો; પ્રમાણ (૪) ઉપાય; ઇલાજ; સાધન
**ઉપપત્ની** સ્ત્રી૦ મુખ્ય નહિ એવી પત્ની (૨) રખાત
**ઉપપદ** ન૦ પૂર્વે બોલાયેલો અથવા આગળ મુકાયેલો શબ્દ (૨) સમાસનો પહેલો શબ્દ (૩) ઉપાધિ; અડક
**ઉપપદસમાસ** પું૦ કૃદંતની સાથે થતો નામનો સમાસ
**ઉપપન્ન** વિ૦ મેળવેલું; પ્રાપ્ત કરેલું (૨) ની સાથે આવેલું (૩) યુક્તિયુક્ત; સુસંગત (૪) સાબિત—સિદ્ધ થયેલું
**ઉપપંથ** પું૦ સંપ્રદાયનો ફાંટો (૨)—નાનો માર્ગ; કેડી
**ઉપપાતક** ન૦ ગૌણ પાપ
**ઉપપુરાણ** ન૦ વ્યાસે લખેલાં અઢાર મુખ્ય પુરાણ સિવાયનાં બીજાં ગૌણ પુરાણો
**ઉપપ્રમુખ** પું૦ મદદનીશ પ્રમુખ
**ઉપપ્લવ** પું૦ સંકટ; આફત; ઉત્પાત (૨) જુલમ; પીડા (૩) ગ્રહણ થવું તે
**ઉપબાહુ** પું૦ કોણીથી નીચેનો હાથ
**ઉપબૃંહણ** ન૦ વધારો
**ઉપભાષા** સ્ત્રી૦ મુખ્ય ભાષાનો ગૌણ ભેદ; બોલી (ઉદા૦ કાઠિયાવાડી, ચરોતરી ઇત્યાદિ ગુજરાતીની ઉપભાષા કહેવાય)
**ઉપભોક્તા** પું૦ ઉપભોગ કરનાર પુરુષ (૨) માલિક (૩) વારસ
**ઉપભોગ** પું૦ ભોગવટો (૨) અનુભવ; લહાવો (૩) માણવું—મજા લેવી તે
**ઉપભોગી** વિ૦ ઉપભોગ કરનારું
**ઉપભોગ્ય(-જ્ય)** વિ૦ ઉપભોગ કરવાયોગ્ય
**ઉપમઠ** પું૦ મુખ્ય મઠની શાખા
**ઉપમર્દ** પું૦ મર્દન કરવું તે (૨) નાશ
**ઉપમર્દક** વિ૦ ઉપમર્દ કરનારું
**ઉપમંત્રી** પું૦ મદદનીશ મંત્રી
**ઉપમા** સ્ત્રી૦ સરખામણી (૨) મળતાપણું (૩) [કા. શા.] એક અર્થાલંકાર—જેમાં ઉપમેય તથા ઉપમાનભેદ કાયમ રાખીને તેમનો સમાન ધર્મ બતાવવામાં આવે છે.
**ઉપમાન** ન૦ જેની સાથે સરખામણી હોય તે (૨) ન્યાયશાસ્ત્રના મતે ચાર પ્રમાણમાંનું એક —પ્રસિદ્ધ વસ્તુના સાધર્મ્યથી સાધ્ય સિદ્ધ કરવું તે
**ઉપમિત** વિ૦ સરખાવેલું
**ઉપમિતસમાસ** પું૦ ઉપમાન અને ઉપમેયનો સમાસ
**ઉપમિતિ** સ્ત્રી૦ ઉપમા; સરખામણી (૨) [ન્યા.] ઉપમા અથવા સાદૃશ્યથી થતું જ્ઞાન
**ઉપમેય** ન૦ જેને ઉપમા આપવામાં આવી હોય તે
**ઉપમેયોપમા** સ્ત્રી૦ જેમાં ઉપમેયની ઉપમા ઉપમાન હોય અને ઉપમાનની ઉપમા ઉપમેય હોય એવો અર્થાલંકાર (કા. શા.)
**ઉપયુક્ત** વિ૦ યોગ્ય; બંધબેસતું (૨) ઉપયોગી
**ઉપયુક્તતા** સ્ત્રી૦
**ઉપયુક્તતાવાદ** પું૦ ઉપયોગી તે જ સારું એવો મત; જાહેર સેવાનો એક માત્ર હેતુ, વધારેમાં વધારે સંખ્યાનું વધારેમાં વધારે ભલું કરવું એવો મત; 'યુટિલિટેરિયેનિઝમ'

**ઉપયોગ** પું૦ કામ; વાપર; વપરાશ (૨) જરૂરિયાત
**ઉપયોગિતા** સ્ત્રી૦
**ઉપયોગિતાવાદ** પું૦ ઉપયુક્તતાવાદ
**ઉપયોગી** વિ૦ ઉપયોગમાં આવે તેવું
**ઉપર** અ૦ પર; ઊંચે (૨) વધારે (૩) પછી (૪) આગળ (૫) અગાઉ (૬) ન૦ + ઉપરાણું; વહાર
**ઉપરઉપરથી** અ૦ ઊંડાણમાં ઊતર્યા વિના (૨) માત્ર સપાટી ઉપરથી (૩) સહેજસાજ
**ઉપરચોટિયું** વિ૦ છીછરું; ઉપલકિયું
**ઉપરછલું(-લ્લું)** વિ૦ ઉપરચોટિયું
**ઉપરટપકે** અ૦ ઉપર ઉપરથી (૨) ચોપડામાં રીતસર લખ્યા વિના
**ઉપરણી** સ્ત્રી૦ ઓઢણી; ઉપર ઓઢવાનું વસ્ત્ર
**ઉપરણું** ન૦ ખેસ; પિછોડી; અંગવસ્ત્ર
**ઉપરણો** પું૦ ઉપરણું
**ઉપરત** વિ૦ વૈરાગી; સંસારમાંથી જેનું ચિત્ત ઊઠી ગયેલું છે એવું (૨) અટકી પડેલું; શાંત (૩) નિર્વેદયુક્ત; કંટાળેલું
**ઉપરવટણો** પું૦ ખલનો બત્તો; વાટવાનો પથ્થર
**ઉપરવાડ** સ્ત્રી૦ ઘર, ફળિયું અથવા ગામની નજીકનો ભાગ (૨) ઘરની વાડ—સીમાંત દીવાલની પેલી બાજુનો ભાગ
**ઉપરવાડિયો** પું૦ ઉપરવાડે રહેનારો; આશ્રિત માણસ
**ઉપરવાસ** અ૦ પવન કે પાણીના વહનની વિરુદ્ધ દિશાએ; ઉપલે ભાગે
**ઉપરવાસ(-સો)** પું૦ મેડાનો વાસ
**ઉપરાઉપર** અ૦ એક ઉપર એક એમ
**ઉપરાઉ(-છા)પરી** અ૦ એક પછી એક; લાગલાગટ
**ઉપરાણું(-ણું)** ન૦ પક્ષ લેવો તે; તરફદારી
**ઉપરામ** પું૦ નિવૃત્તિ; વિરામ (૨) અટકવું તે (૩) સંન્યાસ; મૃત્યુ
**ઉપરામણી** સ્ત્રી૦ તફાવત; ઠરાવેલી કિંમતથી જે વધારાનું હોય તે
**ઉપરાણું** ન૦ ઉપરાણું; તરફદારી
**ઉપ(-પ્ે)રાટું** વિ૦ પાસાભેર એવું (૨) બાજુ ઉપરનું; સામેનું (૩) ઊભું (૫) અવળું; ઊંધું
**ઉપરાંત** અ૦ વધારે; વિશેષમાં (૨) સિવાય; વળી બીજું (૩) પછી; ઉપરથી
**ઉપરિતન** વિ૦ ઉપરનું; ઊંચેનું
**ઉપરી** પું૦ ઉપરનો અધિકારી
**ઉપરીપણું** ન૦
**ઉપ(-પ્ે)રું** વિ૦ પાસાભેર (૨) ઊભું
**ઉપરૂપક** ન૦ નાટકનો એક પ્રકાર
**ઉપલ** પું૦ પથ્થર; શિલા; ખડક (૨) રત્ન
**ઉપલક** વિ૦ ઉપરઉપરનું; ઉપરચોટિયું (૨) ફાલતુ; વધારાનું (૩) ચોપડામાં નહિ નોંધેલું એવું
**ઉપલકિયું** વિ૦ ઉપરઉપરનું; ઉપરચોટિયું; અસંપૂર્ણ
**ઉપલક્ષણ** ન૦ ચિહ્ન; વિશેષ લક્ષણ (૨) ઇશારત; સૂચન (૩) [કા. શા.] એક અર્થાલંકાર, જેમાં વસ્તુના એક ભાગ વડે આખી વસ્તુનો બોધ કરાવાય છે.
**ઉપલક્ષિત** વિ૦ ઉપલક્ષણથી સૂચવાયેલું
**ઉપલક્ષ્ય** વિ૦ ઉપલક્ષણથી સૂચવાય એવું (૨) પું૦ ટેકો (૩) ઉપલક્ષણથી થયેલું સૂચન —અનુમાન; આશ્રયસ્થાન
**ઉપલબ્ધ** વિ૦ મળેલું; મેળવેલું (૨) જાણેલું
**ઉપલબ્ધિ** સ્ત્રી૦ પ્રાપ્તિ; લાભ (૨) બોધ; જ્ઞાન
**ઉપલભ્ય** વિ૦ મેળવી—જાણી શકાય એવું (૨) માનનીય; સ્તુતિપાત્ર
**ઉપલસ(-સા)રી** સ્ત્રી૦ એક ઔષધિ; અનંતમૂળ
**ઉપલાણ** વિ૦ ઉપરનું; ઉપરના ભાગનું; ઊંચેનું (૨) ન૦ ઉપલો ભાગ અથવા બાજુ
**ઉપલાણું** ન૦ ઉપલાણ
**ઉપલિયું** ન૦ એક રોગ; ઉટાંટિયું
**ઉપલી** સ્ત્રી૦ જમીનમાં દાટેલી ખાંડણી; ખાંડણિયો
**ઉપલું** વિ૦ ઉપરનું (૨) આગળ જણાવેલું
**ઉપલેટ** ન૦ એક વનસ્પતિ–ઔષધિ
**ઉપવન** ન૦ બગીચો; વાડી
**ઉપવસ્ત્ર** ન૦ અંગવસ્ત્ર; ખેસ
**ઉપવાસ** પું૦ વ્રત કે નિયમ તરીકે ન ખાવું —ઇંદ્રિયોના ભોગનો ત્યાગ કરવો તે (૨) ન ખાવું તે; અનશન

**ઉપવાસી** વિ૦ ઉપવાસ કર્યો હોય એવું
**ઉપવિદ્યા** સ્ત્રી૦ ચૌદ મોટી વિદ્યાઓથી ઊતરતી વિદ્યા; ગૌણ વિદ્યા
**ઉપવિરોધ*** પું૦
**ઉપવિષ** ન૦ બનાવટી ઝેર (૨) ઘેનનું ઓસડ
**ઉપવીત** ન૦ જનોઈ
**ઉપવેદ** પું૦ વેદોમાંથી નીકળેલી ગૌણ વિદ્યાઓ; આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્ય–શાસ્ત્ર
**ઉપવેશન** ન૦ બેસવું તે
**ઉપશમ** પું૦ શાંત પડવું–વિરામ લેવો તે; શમવું તે (૨) શાંતિ; નિવૃત્તિ (૩) સાંત્વન
**ઉપશમન** ન૦ જુઓ ઉપશમ
**ઉપશય*** પું૦
**ઉપશાખા** સ્ત્રી૦ મુખ્ય શાખાનો ફાંટો
**ઉપશાસ્ત્ર** ન૦ મુખ્ય શાસ્ત્ર ઉપરથી બનેલું ગૌણ શાસ્ત્ર
**ઉપશિક્ષક** પું૦ મદદનીશ શિક્ષક
**ઉપશ્રુતિ** સ્ત્રી૦ સાંભળવું; કાન માંડવા તે (૨) જ્યાં સુધી સંભળાય તે અંતર (૩) એક અલૌકિક વાણી — વનદેવતાની — જેના થકી ભવિષ્ય જણાય છે (૪) વચન; સ્વીકારનું વચન
**ઉપસર્ગ** પું૦ રોગ; માંદગી (૨) આફત; ઈજા (૩) અપશુકન; મરણચિહ્ન (૪) ધાતુઓ કે ધાતુ ઉપરથી બનેલાં નામોની આગળ જોડાતો તથા તેમના મૂળ અર્થમાં વિશેષતા આણતો શબ્દ કે અવ્યય. (પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્ અથવા નિર્, દુસ્ અથવા દુર્, વિ, આ(ङ्), નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉત્, અભિ, પ્રતિ, પરિ, ઉપ, )
**ઉપસંગ્રહ** પું૦ ખુશ રાખવું; અનુમોદન આપવું તે (૨) માન આપવું તે (૩) લેવું–સ્વીકારવું —સંઘરવું તે;
**ઉપસંહાર** પું૦ એકત્ર કરવું તે (૨) સારાંશ; ટૂંકામાં આટોપી લેવું તે
**ઉપસાગર** પું૦ પહોળા મુખનો અખાત
**ઉપસાટ** પું૦ ઊપસવું તે (૨) સોજો (૩) ફુલાવો
**ઉપસાવવું** સ૦ ક્રિ૦ ઊપસે એમ કરવું
**ઉપસિદ્ધાંત** પું૦ મુખ્ય સિદ્ધાંતમાંથી સીધી રીતે ફલિત થતો સિદ્ધાંત; 'કૉરોલરી'
**ઉપસ્કર** પું૦ સામગ્રી; સાહિત્ય (૨) ઘરખટલો; સંભાર; મશાલો (૩) શણગાર; ઘરેણું (૪) ઠપકો
**ઉપસ્કરશાસ્ત્ર** ન૦ ઉપસ્કરનું શાસ્ત્ર
**ઉપસ્કરણ** ન૦ મારવું–ઈજા કરવી તે (૨) સમૂહ (૩) વિકાર; ફેરફાર (૪) અધ્યાહાર (૫) ઠપકો (૬) ભૂષણ
**ઉપસ્કાર** પું૦ ઉપસ્કરણ
**ઉપસ્ત્રી** સ્ત્રી૦ રખાત
**ઉપસ્થ** ન૦ પુરુષ અથવા સ્ત્રીની ગુહ્યેન્દ્રિય
**ઉપસ્થાન** ન૦ પૂજા માટે મંત્ર કે સ્તુતિ બોલતા દેવની સન્મુખ ઊભા રહેવું તે; ઉપાસના; સેવા (૨) અભિવંદન; નમસ્કાર (૩) રહેઠાણ
**ઉપસ્થિત** વિ૦ નજીક ઊભેલું; હાજર; રજૂ (૨) આવી પડેલું (૪) જ્ઞાત; મોઢે હોય એવું
**ઉપસ્થિતિ** સ્ત્રી૦ ઉપસ્થિત હોવું તે
**ઉપસ્મૃતિ** સ્ત્રી૦ મુખ્ય નહિ એવી–ગૌણ સ્મૃતિ (તે કુલ ૧૮ છે)
**ઉપહસનીય** વિ૦ ઉપહાસ કરવા યોગ્ય
**ઉપહાર** વિ૦ ભેટ; બક્ષિસ (૩) પૂજાનો સામાન (૩) લવાજમ
**ઉપહાસ** પું૦ મશ્કરી; ઠેકડી
**ઉપહાસાસ્પદ** વિ૦ ઉપહાસ કરવા જેવું (૨) ન૦ ઉપહસનીય જે હોય તે
**ઉપહાસ્ય** વિ૦ ઉપહસનીય
**ઉપાકર્મ** ન૦ ચોમાસામાં વેદોનું પારાયણ આરંભતાં પહેલાં કરવાની એક ક્રિયા
**ઉપાખ્યાન** ન૦ નાનું આખ્યાન
**ઉપાદાણ*** ન૦
**ઉપાચાર્ય** પું૦ મુખ્ય આચાર્યની હાથ નીચેનો મદદનીશ આચાર્ય
**ઉપાડ(–ડો)** પું૦ ઉપસાટ; સોજો (૨) ભરાઉપણું (૩) ઝનૂન; આવેશ (૪) આરંભ (૫) કોશિશ; પ્રયત્ન (૬) મૂકેલાં નાણાંમાંથી પાછું લેવું તે; પાછી લીધેલી રકમ (૭) ખપત; ઉઠાવ; માગ

**ઉપાડવું** સ૦ ક્રિ૦ ઊંચું કરવું—ઉઠાવવું (૨) માથે લેવું; વહોરવું (૩) મૂળમાંથી ખેંચી કાઢવું (૪) નાણાં મૂકેલાં હોય ત્યાંથી લેવાં (૫) ચોરી કરવી (૬) શરૂ કરવું; માંડવું
**ઉપાદાન** ન૦ અંગીકાર; સ્વીકાર (૨) કારણ; હેતુ; સમવાયી કારણ (૩) જેમાંથી કોઈ પણ વસ્તુ બનાવાઈ હોય તે દ્રવ્ય
**ઉપાદાનકારણ** ન૦ સમવાયી કારણ
**ઉપાદાનલક્ષણા** સ્ત્રી૦ એક અર્થાલંકાર; અજહલ્લક્ષણા (કા. શા.)
**ઉપાદેય** વિ૦ લઈ શકાય એવું (૨) સ્વીકાર્ય (૩) પસંદ કરવાનું (૪) ઉત્તમ; વખાણવા જેવું
**ઉપાધિ** સ્ત્રી૦ પીડા; આપદા (૨) જંજાળ; પંચાત; ચિંતા (૩) ચિહ્ન; સંજ્ઞા (૪) પદવી; 'ડિગ્રી' (૫) ખિતાબ; ઇલકાબ (૬) અટક; ઉપનામ
**ઉપાધ્યક્ષ** પું૦ ઉપપ્રમુખ
**ઉપાધ્યાપક** પું૦ મદદનીશ અધ્યાપક; ઉપ-શિક્ષક
**ઉપાધ્યાય** પું૦ શિક્ષક; અધ્યાપક (૨) પુરોહિત; ગોર
**ઉપાધ્યો** પું૦ જુઓ ઉપાધ્યાય
**ઉપાન** ન૦ પગરખું; જોડો
**ઉપાય** પું૦ ઇલાજ; યુક્તિ (૨) સાધન; રસ્તો (૩) ચિકિત્સા; ઉપચાર; પ્રયોગ
**ઉપાયું** વિ૦ ઉત્પન્ન થયેલું; જન્મેલું
**ઉપાર્જન** ન૦ કમાઈ (૨) મેળવવું–સંચય કરવો તે; પ્રાપ્તિ
**ઉપાર્જના** સ્ત્રી૦ ચાકરી; નોકરી (૨) કાલાવાલા; આજીજી (૩) કમાઈ; રળતર
**ઉપાર્જિત** વિ૦ મેળવેલું (૨) વારસામાં મળેલું
**ઉપાર્જવું** સ૦ ક્રિ૦ કમાવું (૨) મેળવવું
**ઉપાલંભ** પું૦ ઠપકો
**ઉપાવવું** સ૦ ક્રિ૦ ઉપજાવવું
**ઉપાવું** અ૦ ક્રિ૦ પેદા થવું; જન્મવું
**ઉપાશ્રય** પું૦ અપાસરો (૨) આશ્રયસ્થાન
**ઉપાશ્રિત** વિ૦ આશ્રિત
**ઉપાસક** પું૦ ઉપાસના કરનાર પુરુષ (૨) શૂદ્ર
**ઉપાસન** ન૦ ઉપાસના; આરાધના (૨) સળી કરવી તે (૩) તીર ફેંકવાનો અભ્યાસ કરવા મંડવો તે
**ઉપાસના** સ્ત્રી૦ પૂજા, સેવા; ભક્તિ (૨) ધ્યાન ઇત્યાદિ દ્વારા ઇષ્ટદેવનું ચિંતન વગેરે
**ઉપાસવું** સ૦ ક્રિ૦ આરાધવું; પૂજા કરવી (૨) સેવા કરવી
**ઉપાસંગ** પું૦ ભાથો
**ઉપાસિત** વિ૦ જેની ઉપાસના કરી હોય તેવું
**ઉપાસી** વિ૦ આરાધક; ભક્ત; પૂજા કરનારું (૨) ઉપવાસી
**ઉપાસ્ય** વિ૦ ઉપાસના કરવા યોગ્ય
**ઉપાહાર** પું૦ નાસ્તો
**ઉપાહારગૃહ** ન૦ 'હોટેલ'
**ઉપાંગ** ન૦ અંગનું અંગ; ગૌણ અંગ (૨) પરિશિષ્ટ; પુરવણી (૩) વેદાંગ જેવાં ચાર શાસ્ત્રો—પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર (૪) તિલક; ત્રિપુંડ
**ઉપાંગવિરોધ*** પું૦
**ઉપાંત** પું૦ નજીકનો ભાગ—પ્રદેશ (૨) કોર; છેડો (૩) આંખનો ખૂણો
**ઉપાંત્ય** વિ૦ છેલ્લાની પહેલાનું
**ઉપેક્ષક** વિ૦ ઉપેક્ષા કરનારું
**ઉપેક્ષા** સ્ત્રી૦ અનાદર; તિરસ્કાર (૨) ત્યાગ (૩) અનપેક્ષા; ઉદાસીનતા (૪) બેદરકારી
**ઉપેંદ્ર** પું૦(સં.) વિષ્ણુ (વામનાવતારમાં વિષ્ણુ અદિતિને પેટે ઇંદ્રની પછી જન્મેલા તેથી)
**ઉપેંદ્રવજ્રા** પું૦; સ્ત્રી૦ એક છંદ
**ઉપોઢ** વિ૦ પરણેલું (૨) નિકટ
**ઉપોતી(–દકી,–દિકા)** સ્ત્રી૦ એક વનસ્પતિ; પોઈ (૨) પોથી (રંગની)
**ઉપોદ્‌ઘાત** પું૦ આરંભ (૨) પ્રસ્તાવના
**ઉપોષણ** ન૦ ઉપવાસ
**ઉફરાટ** પું૦ ગર્વ કરવો તે; હુંપદ
**ઉફરાટસુફરાટ** અ૦ આગળ અને પાછળ
**ઉફરાંટવું** અ૦ ક્રિ૦ ફેરવવું (૨) પાસું ફેરવવું; મોં બદલવું
**ઉફરાંટિયું** ન૦ લખેલા પાનાની કે કાગળની સામી બાજુ
**ઉફરાંટિયો** પું૦ બીક; ભય
**ઉફરાંટું** વિ૦ જુઓ ઉપરાંટું

**ઉફરું** વિ૦ જુઓ ઉપરું
**ઉફરટાઈ** સ્ત્રી૦ હુંપદ; મગરૂરી
**ઉફાણો** પું૦ ઊભરો; જોશ; આવેશ
**ઉફાન** ન૦ ઉફાણો
**ઉફાળો** પું૦ કૂદકો; ઉછાળો
**ઉફાંત(-દ)** સ્ત્રી૦ હુંપદ—ગર્વ (૨) મોટાઈનો -શ્રીમંતાઈનો આડંબર (૨) ઉડાઉપણું
**ઉબટાણુ** ન૦ ઉબાઈ જવું તે
**ઉબળ(-ળે)ક** વિ૦ ઉપલક
**ઉબાડિયું** ન૦ બળતું લાકડું; ખોરિયું
**ઉબાણુ** અ૦ આડફેટા રસ્તે
**ઉબાન** વિ૦ છાતીચલું; હિંમતવાળું; બહાદુર
**ઉબાવું** અ૦ ક્રિ૦ ફૂગવાળું બનવું; કોવાવું
**ઉબાળું** ન૦ તાપોડિયું; ગૂમડું
**ઉબાળો** પું૦ બાફ (૨) ઊભરો (૩) ઉશ્કેરણી; રોષ (૪) હોહા; તોફાન (૫) બળતણ; છાણાં (૬) કલ્લો
**ઉબેતર** ન૦ ઉનાળામાં કૂવાના પાણીથી કરેલો પાક (૨) લગ્નમાં નોતરે આવેલાઓને રજા આપવી તે
**ઉબેર** સ્ત્રી૦ હળમાં કોશને બેસાડવા માટે મારવામાં આવતી ફાચર
**ઉબેલો** પું૦ ચૂંક સાથે ઝાડાની હાજત થાય તે (૨) ચૂંક
**ઉબે(-ભે)ળવું** સ૦ ક્રિ૦ વળ ઊકલે એવું કરવું (૨) વાવેલું ઉખેડી નાખવું (૩) ગઈ ગુજરી સંભારવી
**ઉભડ(-ડૂ)ક** વિ૦ અર્ધું ઊભું; ઊભું (૨) નિરાંતે નહિ બેઠેલું
**ઉભડિયો** પું૦ મજૂર; દહાડિયો
**ઉભડૂક** વિ૦ ઉભડક
**ઉભય** વિ૦ બન્ને
**ઉભયચર** વિ૦ પાણી અને પૃથ્વી બન્ને પર ચાલે એવું
**ઉભયતઃ(-તુ)** અ૦ બન્ને રીતે
**ઉભયતઃપાશ** પું૦ ઉભયતઃ પાશમાં પડાય—ફસાઈ જવાય એવી સ્થિતિ; 'ડાઈલેમા'
**ઉભયતઃપાશરજ્જુન્યાય** પું૦ નદીવ્યાઘ્રન્યાય
**ઉભયતુ** અ૦ ઉભયતઃ
**ઉભયતોભદ્ર** વિ૦ બન્ને રીતે ભદ્ર—સારું અથવા શુકનિયાળ
**ઉભયથા** અ૦ ઉભયતઃ
**ઉભયવિધ** વિ૦ બન્ને પ્રકારનું
**ઉભયસંભવ** પું૦ ધર્મસંકટ; ધર્મસંકટ જેવી સ્થિતિ
**ઉભયાત્મક** વિ૦ બંનેવાળું; બંનેનું બનેલું
**ઉભયાન્વયી** વિ૦ ઉભય (પદ અથવા વાક્ય) ને જોડનારું
**ઉભયાન્વિત** વિ૦ બે તરફથી જોડાયેલું
**ઉભયાર્થ** વિ૦ દ્વિઅર્થી; અસ્પષ્ટ (૨) બેઉ રીતે કામ લાગે એવું
**ઉભયાલંકાર** પું૦ શબ્દ અને અર્થ બન્ને આવતા હોય એવો અલંકાર
**ઉભરણ** ન૦ ઊભરો (૨) આથો ચડવો તે
**ઉભરણી** સ્ત્રી૦ જુઓ ઊભણી
**ઉભરામણ** ન૦ ઉભરણ; ઊભરો (૨) ઊભરાઈને જે બહાર નીકળી ગયું હોય તે
**ઉભળાવવું** સ૦ ક્રિ૦ ઊભળે એમ કરવું
**ઉભાડવું** સ૦ ક્રિ૦ ઊભે એમ કરવું
**ઉભાણ** ન૦ આથો ચડવો તે
**ઉભાત** વિ૦ ભાત જતી રહી હોય—ઝાંખી પડી ગઈ હોય તેવું
**ઉભાર** પું૦ ઉપરનું મોટાપણું (૨) ખાલી દમામ (૩) રાખમાંથી અગ્નિ બહાર કાઢવો તે
**ઉભારણી** સ્ત્રી૦ ઊંચાઈ
**ઉભારવું** સ૦ ક્રિ૦ રાખમાંથી અગ્નિ બહાર કાઢવો
**ઉભારી** સ્ત્રી૦ પોલી ધૂધરી
**ઉભાળ** વિ૦ ઉભેડું (૨) ઢાળપડતું (૩) સ્ત્રી૦ ચઢાવ
**ઉભેડું(-રું)** વિ૦ ઊભું હોય એવું
**ઉભેથા** અ૦+ ઉભયથા
**ઉભેરું** વિ૦ ઉભેડું
**ઉભેળવું** સ૦ ક્રિ૦ ઉબેળવું (૨) ડાંગરની કરડ કરવી
**ઉભેળો** પું૦ કરડ; અર્ધી ખંડાયેલી ડાંગર
**ઉમચારો** પું૦ (કા.) દબાણમાંથી છૂટવાનો —સત્તાધારી સામે માથું ઊંચકવાનો પ્રયત્ન
**ઉમદા(-દું)** વિ૦ સારું; શ્રેષ્ઠ (૨) ખાનદાન (૩) કીમતી
**ઉમ(-મ્મ)ર** સ્ત્રી૦ વય (૨) ઊમરો (ઘરનો)
**ઉમરખ** પું૦; સ્ત્રી૦ અભિલાષ

**ઉમરડું** ન૦ ઉમરડાનું ફળ
**ઉમરડો** પું૦ એક ફળઝાડ
**ઉમ(-મ્મ)રદરાજ** વિ૦ દીર્ઘાયુ
**ઉમ(-મ્મ)રલાયક** વિ૦ પુખ્ત વયનું
**ઉમરાવ** પું૦ અમીર (૨) શ્રીમંત
**ઉમરાવજાદી** સ્ત્રી૦ ઉમરાવની પુત્રી
**ઉમરાવજાદો** પું૦ ઉમરાવનો પુત્ર
**ઉમલેટિયા** પું૦ બ૦ વ૦ ચીમટીઓ, ચૂંટીઓ (૨) કૂખમાં ગલી કરવી તે
**ઉમળકો** પું૦ વહાલ-હેતનો ઊભરો
**ઉમંગ** પું૦ ઉત્સાહ; હોંશ (૨) આનંદ; હર્ષ (૩) ખુશી; ઇચ્છા
**ઉમંગવું** અ૦ ક્રિ૦ ઉમંગમાં આવવું; આનંદવું
**ઉમંગી** વિ૦ ઉમંગવાળું
**ઉમા** સ્ત્રી૦ (સં.) પાર્વતી (ખૂબ તપ કરવા માંડયું ત્યારે તેમની માતાએ 'મા-નહિ' એમ કહેલું તેથી)
**ઉમાડ(-ડિયું)** ન૦ ઉબાડિયું
**ઉમાડો** પું૦ ઉબાડિયું; ખોરિયું
**ઉમાપતિ** પું૦ (સં.) ઉમાના પતિ—શંકર
**ઉમામહેશ્વર** ન૦ બ૦ વ૦ ઉમા અને મહેશ્વર (૨) મરી ગયેલાંની પાછળ પરણેલાં જોડાંને જે દાન અપાય છે તે
**ઉમામહેશ્વરી** વિ૦ બેરંગી; ગંગાજમની
**ઉમાર્ગ** પું૦ જુઓ ઉન્માર્ગ
**ઉમાસી** વિ૦ ઉદાર (૨) હોંશીલું
**ઉમેદ** સ્ત્રી૦ આશા (૨) ઇચ્છા; અભિલાષા
**ઉમેદવાર** વિ૦ ઉમેદ રાખનારું (૨) પું૦ નોકરી માટે અરજી અથવા કામ કરનાર આદમી
**ઉમેદવારી** સ્ત્રી૦ ઉમેદવારપણું
**ઉમેરણ** ન૦ જુઓ ઉમેરણી (૨) અખરામણ
**ઉમેરણી** સ્ત્રી૦ વધારો (૨) [લા.] વધારીને કહેલું—ઉશ્કેરણી કરવી તે
**ઉમેરવું** સ૦ ક્રિ૦ હોય તેમાં બીજું વધારવું (૨) મેળવવું (૩) ઉશ્કેરવું
**ઉમેરો** પું૦ વધારો; વૃદ્ધિ (૨) મેળવણી; મેળવવું તે
**ઉમેશ** પું૦ (સં.) ઉમાના ઈશ-સ્વામી; શંકર
**ઉમેળવું*** અ૦ ક્રિ૦
**ઉમ્મર** સ્ત્રી૦ જુઓ ઉમર
**ઉમ્મરદરાજ** વિ૦ ઉમરદરાજ
**ઉમ્મરલાયક** વિ૦ ઉમરલાયક
**ઉર** ન૦ હૃદય (૨) છાતી (૩) ધ્યાન; લક્ષ
**ઉરગ** પું૦; ન૦ પેટ વડે ચાલે તે-સાપ
**ઉરગપતિ** પું૦ શેષનાગ
**ઉરગલતા** સ્ત્રી૦ નાગરવેલ
**ઉરગાદ** પું૦ ઉરગ ખાનાર તે—ગરુડ
**ઉર(-રો)જ** પું૦; ન૦ સ્તન (૨) કામદેવ
**ઉરણિયું** વિ૦ ઋણ વિનાનું
**ઉરદૂ** સ્ત્રી૦ ઉર્દૂ
**ઉરફે** અ૦ બીજે નામે; કિંવા
**ઉરમંડલ(-ળ)** ન૦ છાતીનો ભાગ (૨) સ્તનમંડળ
**ઉરમાળ** સ્ત્રી૦ છાતી સુધી ઝૂલે એવો હાર
**ઉરરાગ** પું૦ ઉરનો-હૃદયનો રાગ; પ્રેમ
**ઉરવર** ન૦ કમળનું બીજ
**ઉરવલ્લી** સ્ત્રી૦ ડૂંટીથી છાતી તરફ જતી વેલ જેવી રુવાંટી (૨) પેટ ઉપર વાટા પડે છે છે તે; ત્રિવલી
**ઉરસ** પું૦ ઓલિયાની મરણતિથિનો ઉત્સવ; લગ્નનું જમણ
**ઉરસ્ત્ર** ન૦ છાતીનું બખ્તર
**ઉર(-રઃ)સ્થલ(-ળ)** ન૦ ઉરઃસ્થળ
**ઉરહાર** પું૦ ઉરમાળ
**ઉરઃસ્થલ(-ળ)** ન૦ છાતીનો ભાગ
**ઉરાઉર** અ૦ (કા.) શ્વાસભેર; પૂરપાટ
**ઉરાઉરી** સ્ત્રી૦ + હરીફાઈ
**ઉરાંગઉટાંગ** પું૦ માણસની પેઠે ઊભો ચાલી શકે તેવો એક જાતનો વાંદરો
**ઉરિયાલ** ન૦ એક જાતનું ઘેટું
**ઉરુ** વિ૦ વિશાળ (૨) મોટું (૩) ઊંચું (૪) ઉમદા; કીમતી
**ઉરુચક્ષા** વિ૦ સ્ત્રી૦ વિશાળ ચક્ષુવાળી
**ઉરોગામી** વિ૦ પેટે ચાલતું (૨) ન૦ પેટે ચાલતું પ્રાણી (સર્પાદિ)
**ઉરોગ્રહ** પું૦ છાતીનો એક રોગ
**ઉરોઘાત** પું૦ ઉરોગ્રહ
**ઉરોજ** પું૦; ન૦ જુઓ ઉરજ
**ઉરોદેશ** પું૦ પેટની ઉપરના ખાડાનો ભાગ
**ઉરોનલ** પું૦ ઉરોદેશ આગળના શરીરની નળી

**ઉરોભાગ** પું૦ ઉરોદેશ
**ઉરોવંશ** પું૦ છાતીનો ભાગ
**ઉરોસ્થિ** ન૦ છાતીનું હાડકું
**ઉર્ણનાભ** પું૦ કરોળિયો

**ઉર્દૂ** સ્ત્રી૦ હિંદી પરથી નીકળેલી ફારસીના ઘણા મિશ્રણવાળી અને ફારસી લિપિમાં લખાતી એક ભાષા; હિંદુસ્તાની

**ઉર્ફે(-ર્ફે)** અ૦ ઉરફે
**ઉર્વશી** સ્ત્રી૦ (સં.) ઉરુ–હૃદયને વશ કરનારી સ્વર્ગની એક અપ્સરા
**ઉર્વારુ** સ્ત્રી૦ એક જાતની કાકડી
**ઉર્વી** સ્ત્રી૦ પૃથ્વી (૨) જમીન
**ઉર્સ** ન૦ જુઓ ઉરસ
**ઉલટાણી** સ્ત્રી૦ ચામડિયાનું એક ઓજાર
**ઉલટાવવું** સ૦ ક્રિ૦ ઊલટે એમ કરવું
**ઉલ(-લે)મા** પું૦ ઇસ્લામી પંડિત–શાસ્ત્રી
**ઉલં(-લ્લં)ઘવું** સ૦ ક્રિ૦ ઓળંગવું (૨) અનાદર કરવો
**ઉલાણું** વિ૦ પાછળના ભાગમાં વધારે વજનવાળું; ઉલાળ
**ઉલાળ** વિ૦ ઊલળતું (૨) પું૦ ગાડા ઇત્યાદિના પાછળના ભાગમાં વધારે વજન હોવું તે
**ઉલાળવું** સ૦ ક્રિ૦ ઊલળે એમ કરવું (૨) ઉછાળવું (૩) અધવચ મૂકી દેવું (૪) બંધ કરવું; દેવાળું કાઢવું
**ઉલાળાકૂંચી** સ્ત્રી૦ બારણાનો ઉલાળો ઊંચો કરવાની કૂંચી–આંકડી
**ઉલાળિયો** પું૦ ઉલાળો (૨) સ્ત્રીઓનું એક ઘરેણું (૨) દેવાળું કાઢવું તે (૪) વિનાશ
**ઉલાળો** પું૦ ઊભો આગળો (૨) વલણ; ઊથલો (૩) ઉછાળો; ઊબકો
**ઉલાંટ** સ્ત્રી૦ ઊલટાઈ જવું–ગુલાંટ ખાવી તે
**ઉલાંટગુલાંટ** સ્ત્રી૦ ગોટીમડું (૨) એક રમત
**ઉલૂક** પું૦; ન૦ ઘુવડ
**ઉલૂખલ** પું૦ જુઓ ઊખળ
**ઉલૂપી** સ્ત્રી૦ (સં.) એક નાગકન્યા; અર્જુનની એક પત્ની
**ઉલેખે** અ૦ નકામું
**ઉલેચ(-ચો)** પું૦ રૂમાલ; ટાઢોડિયું (૨) ચંદરવો; છત
**ઉલેચણી** સ્ત્રી૦ નાનો ઉલેચણો
**ઉલેચણો** પું૦ પાણી ઉલેચવાનું પાત્ર (૨) પાણી ઉલેચવાની એક યુક્તિ
**ઉલેચવું** સ૦ ક્રિ૦ થોડેથોડે બહાર કાઢવું (પાણી ઇત્યાદિ)
**ઉલેચો** પું૦ જુઓ ઉલેચ
**ઉલેમા** પું૦ ઉલમા
**ઉલે(-લ્લે)ર** વિ૦ ઊંચા વધવાના વલણવાળું (૨) ઊંચું
**ઉલ્કા** સ્ત્રી૦ રેખાના આકારે પડતો તેજનો ઢગલો; આકાશનો અગ્નિ (૨) ખરતો તારો (૩) ખોરિયું; ઊંબાડિયું (૪) જ્વાળામુખીમાંથી ઊડેલો અગ્નિ
**ઉલ્કાપાત** પું૦ ઉલ્કાનું પડવું તે (૨) મહા અનર્થ–ઉત્પાત
**ઉલ્કામુખ** ન૦ જ્વાળામુખી પર્વતનું મોં (૨) ખોરિયાનો બળતો છેડો (૩) પું૦ અગ્નિમુખી રાક્ષસ
**ઉલ્ફત** સ્ત્રી૦ દોસ્તી; મહોબત
**ઉલ્લર** વિ૦ જુઓ ઉલેર
**ઉલ્લસિત** વિ૦ હર્ષથી પ્રફુલ્લિત
**ઉલ્લંઘન** ન૦ ઓળંગવું તે; અતિક્રમ (૨) અનાદર કરવો તે; વિરુદ્ધ જવું–ન માનવું તે (૪) અપરાધ
**ઉલ્લંઘવું** સ૦ ક્રિ૦ જુઓ ઉલંઘવું
**ઉલ્લાપ** પું૦ વાણી (૨) કટાક્ષ કે તિરસ્કારનું વચન; વક્રોક્તિ (૩) ઘાંટો પાડીને બોલાવવું તે (૪) દુઃખ, ભય, શોક, માંદગી ઇત્યાદિથી સ્વરમાં પડતો ફરક; કાકુ
**ઉલ્લાસ** પું૦ આનંદ (૨) પ્રકાશ; ભભકો (૩) પ્રકરણ (૪) [કા. શા.] એક અર્થાલંકાર– જેમાં એકના ગુણ અથવા દોષથી બીજાના ગુણ અથવા દોષ બતાવાય છે.
**ઉલ્લાસવું** સ૦ ક્રિ૦ હરખાવું (૨) પ્રફુલ્લિત થવું (૩) પ્રકાશવું
**ઉલ્લાસી** વિ૦ આનંદી (૨) તેજસ્વી; ભપકાદાર
**ઉલ્લુ** વિ૦ મૂરખ; ગમાર

**ઉલ્લેખ** પું૰ નિર્દેશ; કથન (૨) વર્ણન (૩) [કા. શા.] એક અલંકાર—જેમાં ઘણા જણ ઘણી રીતે એક જ જણને જુએ અથવા એક જણ ઘણે રૂપે જણાય તેવું વર્ણન હોય છે.
**ઉલ્લેખવું** સ૰ ક્રિ૰ લખવું; કોતરવું (૨) ઉદ્દેશીને લખવું; નિર્દેશ કરવો (૩) વર્ણવવું
**ઉલ્લોલ** વિ૰ રમતિયાળ (૨) લહેરી
**ઉવટણ** ન૰ લેપ કરવો—ચોળવું તે (૨) શરીરે ચોળવાનું એક સુગંધી દ્રવ્ય (૩) ઊટકવાના કામમાં આવતી વસ્તુ
**ઉવટણો** પું૰ ઉવટણ તરીકે વપરાતું દ્રવ્ય (૨) ઉપરવટણો
**ઉવાટ** વિ૰ આડું; ખોટું (૨) સ્ત્રી૰ આડો રસ્તો; ખોટો રસ્તો
**ઉવારો** પું૰+ ઓવારો
**ઉવેખ** પું૰ ઉપેક્ષા; અનાદર
**ઉવેખવું** સ૰ ક્રિ૰ ઉપેક્ષા કરવી (૨) ઉખેડવું; ઉપાડવું (૩) તુચ્છકારવું
**ઉશના** પું૰ (સં.) અસુરોના ગુરુ શુક્રાચાર્ય (તેમના જ્ઞાનને કારણે વેદોમાં તેમને કવિ પણ કહ્યા છે.)
**ઉશાપ** પું૰ શાપનું નિવારણ
**ઉશીકું(-સું)** ન૰ ઓશીકું
**ઉશીનર** પું૰ (સં.) પુરુના વંશનો રાજા (એણે શરણે આવેલા કપોત માટે પોતાનું માંસ આપ્યું હતું)
**ઉશી(-ષી)ર** ન૰ એક વનસ્પતિ; વીરણવાળો
**ઉશીસું** ન૰ ઓશીકું
**ઉશે(-સે)ટવું** સ૰ ક્રિ૰ (તિરસ્કારથી) ફેંકવું
**ઉશ્કેરણી** સ્ત્રી૰ ઉશ્કેરવું તે
**ઉશ્કેરવું** સ૰ ક્રિ૰ આવેશમાં આવે એમ કરવું; ઉત્તેજિત કરવું (૨) ભંભેરવું; ચડાવવું
**ઉષણ*** વિ૰+
**ઉષ:કાલ(-ળ)** પું૰ ઉષા—મળસકાનો સમય
**ઉષા** સ્ત્રી૰ પરોઢ; મળસકું (૨) મળસકાનું અજવાળું (૩) ખારી જમીન (૪) [સં.] અનિરુદ્ધની પત્ની; ઓખા
**ઉષીર** ન૰ ઉશીર
**ઉષ્ટ્ર** ન૰ ઊંટ
**ઉષ્ટ્રિકા** સ્ત્રી૰ ઊંટડી
**ઉષ્ટ્રી** સ્ત્રી૰ ઉષ્ટ્રિકા
**ઉષ્ણ** વિ૰ ગરમ
**ઉષ્ણકટિબંધ** પું૰ વિષુવવૃત્તથી ૨૩½ અંશ ઉપર અને ૨૩½ અંશ નીચેનો ભાગ (જેમાં સૌથી વધારે ગરમી પડે છે.)
**ઉષ્ણતા** સ્ત્રી૰
**ઉષ્ણતાનયન** ન૰ ગરમી વહન કરવાની ક્રિયા
**ઉષ્ણતામાન** ન૰ ઉષ્ણમાન
**ઉષ્ણતામાપક** વિ૰ ઉષ્ણતા માપનારું (૨) ન૰ તેવું યંત્ર
**ઉષ્ણતાવહન** ન૰ ગરમી વહન કરવી તે
**ઉષ્ણતાવાહક** વિ૰ (૨) પું૰ ગરમી વહન કરનાર
**ઉષ્ણતાવાહી** વિ૰ ઉષ્ણાતાવાહક
**ઉષ્ણત્વ** ન૰
**ઉષ્ણમાન** ન૰ ગરમીનું માપ; 'ટેમ્પરેચર'
**ઉષ્ણાંશુ** પું૰ ઉષ્ણ અંશુ-કિરણવાળો તે-સૂર્ય
**ઉષ્ણોદક** ન૰ ઉષ્ણ ઉદક—પાણી
**ઉષ્ણૌષધિ(-ધી)** સ્ત્રી૰ ગરમી આપે એવી દવા
**ઉષ્મવિધાન*** ન૰
**ઉષ્મા** સ્ત્રી૰ ગરમી (૨) ફૂંક (૩) વરાળ
**ઉષ્માક્ષર** પું૰ ઉષ્માંક
**ઉષ્માભેદ્ય** વિ૰ પ્રકાશમાન ગરમી વહન કરવાના ગુણવાળું
**ઉષ્માપામાપકયંત્ર** ન૰ ઉષ્મા માપનારું યંત્ર
**ઉષ્માંક** પું૰ ગરમીનો આંક; 'કેલોરી'
**ઉસરડવું** સ૰ ક્રિ૰ એકઠું કરવું (૨) એકઠું કરી નાંખી દેવું
**ઉસરડો** પું૰ ઉસરડીને એકઠી કરેલી વસ્તુ
**ઉસરણ** ન૰ ધટાડો
**ઉસવણ(-ણું)** ન૰ ઉસનું-ખારવાળું પાણી (ધોવાના કામમાં વપરાતું)
**ઉસાર** પું૰+ ઓસાર; ઓથ (૨) હડવાનો અવકાશ
**ઉસારવું** સ૰ ક્રિ૰ ઉપાડવું (૨) ઘસીને ઉસરડી લેવું
**ઉસાસ** પું૰ ઊંડો શ્વાસ
**ઉસેટ(-ડ)વું** સ૰ ક્રિ૰ જુઓ ઉસરડવું
**ઉસેટવું** સ૰ ક્રિ૰ ઉશેટવું; ફેંકી દેવું

**ઉસેવવું** સ० ક્રિ० સૂતર અથવા રેશમને રંગ ચડાવવા માટે પહેલાં ઊસના–ખારવાળા ઉકાળામાં બોળી રાખવું (૨) બાફ આપવો; ધોવું (૩) સેવવું; પરિશીલન કરવું
**ઉસ્તવાર** વિ० જબરું (૨) છાતીચલું (૩) દૃઢ
**ઉસ્તવારી** સ્ત્રી० મજબૂતી; કૌવત (૨) દૃઢતા
**ઉસ્તાદ** વિ० કાબેલ; પહોંચેલું (૨) પું० ગુરુ (૩) વિદ્યાગુરુ; આચાર્ય; તજ્જ્ઞ
**ઉસ્તાદી** વિ० ઉસ્તાદ ઢબનું (૨) સ્ત્રી० ઉસ્તાદપણું; કાબેલિયત
**ઉહૂખળો** પું० ખાંડણિયો
**ઉંદર** પું०
**ઉંદરકણિયું** ન० ઉંદરિયું
**ઉંદરકણી** સ્ત્રી० ઉંદરિયું
**ઉંદરક(–કા)ની** સ્ત્રી० એક વનસ્પતિ
**ઉંદરકરણી** સ્ત્રી० ઉંદરકની
**ઉંદરકાની** સ્ત્રી० ઉંદરકની
**ઉંદરવાઈ** સ્ત્રી० ઉંદરિયું
**ઉંદરિયું** ન० ઉંદર પકડવાનું પિંજરું
**ઉંબર(–રો)** પું० એક ઝાડ; ઉમરડો (૨) ઘરનો ઊમરો
**ઉંબરી** સ્ત્રી० ઉમરડો
**ઉંબરું** ન० ઉમરડું
**ઉંબરો** પું० જુઓ ઉંબર
**ઉંબી** સ્ત્રી० ઘઉં, જવ ઇત્યાદિ ધાન્યનું ડૂંડું
**ઉંમર** સ્ત્રી० જુઓ ઉમર
**ઉંમરલાયક** વિ० ઉમરલાયક

# ઊ

**ઊ** પું० સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો છઠ્ઠો અક્ષર
**ઊક(–પ)ટો** પું० દુખતી આંખની એક દવા
**ઊકડો** પું० વરસૂંદ
**ઊકણવું** અ० ક્રિ० નાસી જવું
**ઊકન** વિ० તૈયાર; હાજર
**ઊકલવું** અ० ક્રિ० ગૂંચ–ગાંઠનું ખૂલવું; ગૂંચ–ગાંઠ વિનાનું બનવું (૨) વંચાવું (૩) સૂઝવું; આવડવું
**ઊકળવું** અ० ક્રિ० ગરમ થવું (૨) ગુસ્સે થવું
**ઊકાર** પું० ઊ અક્ષર અથવા ઉચ્ચાર
**ઊકારાંત** વિ० છેડે ઊકારવાળું
**ઊખડવું** અ० ક્રિ० છૂટું પડવું; જુદું થવું (૨) જડમૂળથી નીકળી જવું (૩) [લા.] વંઠી જવું
**ઊખડી** સ્ત્રી० લાકડાનો ખલ (૨) ખારાટવાળી જમીન
**ઊખડેલ** વિ० વંઠેલ
**ઊખદ** સ્ત્રી० નવાઈ; આશ્ચર્ય
**ઊખર** વિ० ખારાટવાળું (૨) ઊંજડ (૩) સ્ત્રી० જેમાં કાંઈ પાકે નહિ એવી જમીન; ખારાટવાળી જમીન
**ઊખળ(–ણું)** ન० ખાંડણિયો (૨) ચાર બળદવાળા ગાડાના બે આગળના બળદનું ધૂંસરું
**ઊખળવું** અ० ક્રિ० વળનું ઊકલી જવું; ઊબળવું (૨) ગુસ્સામાં બોલવું
**ઊખળી** સ્ત્રી० જુઓ ઊખળ
**ઊખળું** ન० જુઓ ઊખળ
**ઊખળો** પું० ખાંડણિયો (૨) ઉદ્ધર છોકરો
**ઊગટ** સ્ત્રી० ગાડી—ગાડું આઘુંપાછું ધસી ન જાય એટલા માટે એના પૈડાની આગળ કે પાછળ મૂકેલું અટકણ (૨) પીઠી ચોળવાની ક્રિયા (૩) પીઠી
**ઊગટો** પું० (કા.) ઘોડાના તંગની વાધરી (૨) ઊકટો
**ઊગમ** પું० ઊગવું તે (૨) મૂળ; ઉદ્ભવસ્થાન (૩) શરૂઆત (૪) સ્ત્રી० પૂર્વદિશા (૫) ખંત; જાગૃતિ
**ઊગમહાસ્ત** વિ० ખંતીલું (૨) કામગરું

**ઊગમહાસ્તી** સ્ત્રી૦ ખંત; ચીવટ
**ઊગર** સ્ત્રી૦ બચાવ (૨) બચત
**ઊગરવું** અ૦ ક્રિ૦ બચવું (૨) બાકી રહેવું
**ઊગવવું** સ૦ ક્રિ૦ ઊગે એમ કરવું
**ઊગવું** અ૦ ક્રિ૦ ફૂટવું (બીજમાંથી) (૨) ઉદય થવો (૩) સ્ફૂરવું—ઉત્પન્ન થવું (૪) [લા.] ફળદાયી થવું
**ઊઘડ** વિ૦ ઉઘાડું; સ્પષ્ટ (૨) ન૦ સ્પષ્ટીકરણ; વિવરણ
**ઊઘડવું** અ૦ ક્રિ૦ ઉઘાડું થવું; ખૂલવું (૨) ખીલવું; પ્રફુલ્લ થવું (૩) સાફ-સ્પષ્ટ થવું; ખીલી નીકળવું (૪) અર્થ સરવો; કલ્યાણ થવું
**ઊઘડું** વિ૦ ઉઘાડું
**ઊઘરું*** વિ૦
**ઊઘલવું** અ૦ ક્રિ૦ છલકાવું (૨) પરણવા નીકળવું (૩) [કટાક્ષમાં] ફજેત થવું
**ઊચક** અ૦ ઉચ્ચક
**ઊચકવું** સ૦ ક્રિ૦ ઊંચું કરવું; માથે લેવું (૨) ઠપકો આપવો; ધમકાવવું
**ઊચકી** સ્ત્રી૦ વાધણી; હેડકી
**ઊચકું** વિ૦ ઉછીનું લીધેલું (૨) નાદાર
**ઊચકો** પું૦ ઉચ્ચક લીધેલી-આપેલી રકમ
**ઊચક્કો** પું૦ ચોરવાની દાનતથી પારકા માલ ઉપર નજર રાખનારો આદમી (૨) ઠગ; બદમાશ માણસ (૩) છકેલો માણસ
**ઊચડવું** સ૦ ક્રિ૦ ઉખાડવું
**ઊચણવું** સ૦ ક્રિ૦ છૂટું કરીને ગોઠવવું (રેશમના તાર ઇત્યાદિ)
**ઊચમૂચ** અ૦ અચબૂચ
**ઊચરવું** સ૦ ક્રિ૦ ઉચ્ચારવું; બોલવું
**ઊચલ(-ળ)વું** સ૦ ક્રિ૦ ઉપાડવું (૨) ઉચાળો લઈ જતા રહેવું
**ઊચલાઊચલ(-લી)** સ્ત્રી૦ ઊંચકાઊંચકી (૨) દોડાદોડી (૩) અશાંતિ
**ઊચવવું** સ૦ ક્રિ૦ ધીરવું; આપવું
**ઊચળવું** સ૦ ક્રિ૦ જુઓ ઊચલવું
**ઊછરભાવ** પું૦ ઊછરવાની—વૃદ્ધિ પામવાની શક્તિ
**ઊછરવું** અ૦ ક્રિ૦ પાલનપોષણ અને સંભાળથી વધવું—મોટા થવું
**ઊછળવું** અ૦ ક્રિ૦ ઊંચે જવું—ફેંકાવું (૨) ઉછાળો મારવો (૩) છલંગ મારવી; કૂદવું (૪) છૂટે હાથે વપરાવું (લાકડી, તલવાર, વસ્તુ ઇત્યાદિનું
**ઊછિયો** પું૦ ઉછીની લીધેલી રકમ (૨) ઉછીની લીધેલી વસ્તુઓની ભરી આપવાની કિંમત
**ઊજડ** વિ૦ ઉજ્જડ; વેરાન
**ઊજડનોમ** સ્ત્રી૦ અષાડ સુદ ૯ (વર્ષમાં લગ્નનું બીજું મુહૂર્ત ન આવતું હોય અને કન્યા મોટી થઈ ગઈ હોય તો આ દિવસે લગ્ન કરી દેવાય છે.)
**ઊજડાવું** અ૦ ક્રિ૦ ઉજ્જડ થવું
**ઊજડું** ન૦ ભળભાંખળું; પ્રભાત
**ઊજમ** પું૦ હોંશ; ઉમંગ (૨) ઉદ્યમ
**ઊજમાવું** સ૦ ક્રિ૦ ઊજમમાં આવવું
**ઊજવવું** સ૦ ક્રિ૦ (વ્રતનું) ઉદ્યાપન કરવું (૨) ઉત્સવ કરવો (૩) ફજેત કરવું (કટાક્ષમાં) (૪) તજવું
**ઊજવું** અ૦ ક્રિ૦ દોડવું
**ઊજળાઈ** સ્ત્રી૦ ઉનરા; ઉજ્જ્વળતા (૨) સ્વચ્છતા (૩) સંસ્કારિતા (૪) પૈસેટકે સુખી હોવાનો દેખાવ
**ઊજળાટ** પું૦ ઊજળાઈ
**ઊજળામણ** સ્ત્રી૦; ન૦ ઊજળાઈ
**ઊજળાશ** સ્ત્રી૦ ઊજળાઈ
**ઊજળું** વિ૦ ધોળું (૨) ચકચકતું; તેજસ્વી (૩) નિષ્કલંક; નિર્મળ (૪) ઊંચ વર્ણનું (૫) રીતભાતે સુઘડ (૬) પૈસેટકે સુખી
**ઊઝરવું*** અ૦ ક્રિ૦
**ઊટકવું** સ૦ ક્રિ૦ માંજવું; અજવાળવું
**ઊટકાવું** અ૦ ક્રિ૦ મંજાવું
**ઊટણું** ન૦ શરીરે ચોળવાની ખુશબોદાર ચીજોની મેળવણી
**ઊટવાવું** અ૦ ક્રિ૦ (ઊટણુંનું) ચોળાવું; ચોપડાવું
**ઊટોફૂટો** પું૦ અનાજને ખાંડ્યા, ઝાટક્યા પછી રહેલાં ફોતરાં તે
**ઊઠ(-ઠું)** વિ૦ સાડાત્રણગણું
**ઊઠબેસ** સ્ત્રી૦ ઊઠવું અને બેસવું તે (૨) એવી કસરત અથવા શિક્ષા (૩) વારેવારે ઊઠવું અને બેસવું તે; અજંપાની કે અકળામણની હિલચાલ

**ઊઠવું** અ૦ ક્રિ૦ ઊભા થવું (૨) જાગવું અને પથારી છોડી ઊભા થવું (૩) ખીલી આવવું

**ઊઠવેઠ** સ્ત્રી૦ સેવાચાકરીમાં હાજર ને હાજર રહેવામાં પડતું દુઃખ (૨) આલપાલનો વેઠરૂપ શ્રમ

**ઊઠાં** ન૦ બ૦ વ૦ સાડાત્રણના ગુણકારવાળા ઘડિયા

**ઊડ** સ્ત્રી૦ ઊડવાની શક્તિ

**ઊડણ** વિ૦ ઊડે એવું (૨) ચેપી

**ઊડણખાટલી** સ્ત્રી૦ ઊડે એવી ખાટલી; બલૂન

**ઊડણખિસકોલી** સ્ત્રી૦ ઊડતી ખિસકોલી

**ઊડણઘો** સ્ત્રી૦ ઊડે એવી ઘો; ચંદનઘો

**ઊડણઘોડો** પું૦ ઉડાણઘોડો

**ઊડણદંડ** પું૦ ઊડી શકે એવી જાદુઈ લાકડી

**ઊડણદાવ** પું૦ કુસ્તીનો એક દાવ

**ઊડણપાવડી** સ્ત્રી૦ (કા.) જે પહેરવાથી આકાશમાં ઊડી શકાય એવી જાદુઈ પાવડી

**ઊડણમાછલી** સ્ત્રી૦ ઊડતી માછલી

**ઊડણરોગ** પું૦ ચેપી રોગ

**ઊડણશેહ** સ્ત્રી૦ શેતરંજનો એક દાવ; ઉડાનશેહ

**ઊડઝૂડ** અ૦ (કા.) ઊંધું ઘાલીને; આડુંઅવળું; વિવેકવિચાર વિના

**ઊડમૂડ** અ૦ એકાએક; છાનુંમાનું

**ઊડસૂડ*** અ૦ (કા.)

**ઊડવું** અ૦ ક્રિ૦ હવામાં અધ્ધર જવું (૨) જોરથી ચાલવું; દોડવું (૩) નાસી જવું (૪) ફિક્કું પડવું અને જતું રહેવું (રંગ ઇત્યાદિનું) (૫) ખપી જવું (વસ્તુ, માલ ઇત્યાદિનું)

**ઊડાઊડ(-ડી)** સ્ત્રી૦ ઉપરાછાપરી ઊડવું તે (૨) દોડાદોડ; ઘણી જ ઉતાવળ (૩) અવ્યવસ્થા; અંધાધૂંધી

**ઊઢ** વિ૦ પરણેલું (૨) લઈ જવાયેલું (૩) પું૦ પરણેલો માણસ

**ઊઢણ** ન૦ ઉઢાણ

**ઊઢા** વિ૦ સ્ત્રી૦ પરણેલી

**ઊણ** વિ૦ ઊણું (૨) સ્ત્રી૦ ઊણપ

**ઊણપ(-મ)** સ્ત્રી૦ ઓછપ; ખોટ (૨) અપૂર્ણતા (૩) ખોડ

**ઊણવું** સ૦ ક્રિ૦ ઊણું કરવું

**ઊણાપણું** ન૦ ઊણા હોવું તે

**ઊણાશ** સ્ત્રી૦ ઊણાપણું

**ઊણું** વિ૦ ઓછું ભરાયેલું; અપૂર્ણ

**ઊતડવું** સ૦ ક્રિ૦ જુઓ ઉતરડવું

**ઊતરચડ** સ્ત્રી૦ ઊતરવું અને ચડવું તે

**ઊતરતી ભાંજણી** સ્ત્રી૦ ગણિતની એક રીત; ભારે કિંમતની સંખ્યાને ઓછી કિંમતની સંખ્યાનું રૂપ આપવાની રીત

**ઊતરતી શ્રેઢી** સ્ત્રી૦ ગણિતની એક રીત; જે હારમાં એક પછી એક ઊતરતી સંખ્યાની રકમો મુકાય તે

**ઊતરવું** અ૦ ક્રિ૦ નીચે આવવું (૨) ઓછું થવું; ઘટવું (૩) આવેશ, અસર ઇત્યાદિનું કમતી થવું અથવા શમવું (૪) પાર જવું (૫) બગડી જવું (૬) મુકામ કરવો (૭) બરાબર થવું (તોલમાં) (૮) તૈયાર થવું; બનવું; ઘડાવું (૯) ખરી પડવું (વાળનું) (૯) પસંદ પડવું—ઠસવું (મનમાં)

**ઊતરાવું** અ૦ ક્રિ૦ ઊતરી શકાવું

**ઊતરી** સ્ત્રી૦ ગળાનું એક ઘરેણું

**ઊતવું** અ૦ ક્રિ૦ પાણી કે હવા લાગવાથી વાંકુંચૂંકું થવું

**ઊતળું** વિ૦ ઊંડું નહિ એવું; છીછરું

**ઊથડવું** અ૦ ક્રિ૦ ઉકેરવું (૨) ટિચાવું (૩) આડે માર્ગે જવું

**ઊથમીજીરું** ન૦ એક ઔષધિ

**ઊથસું** વિ૦ + ઉત્તમ

**ઊથલપાથલ** સ્ત્રી૦ ઊંધુંચતું થવું તે; પરિવર્તન

**ઊથલ(-લા)વું** અ૦ ક્રિ૦ ઊંધા થઈને પડવું; ઊંધુંચતું—ઉપરતળે થવું

**ઊથલો** પું૦ ઊંધાચતા થઈને બીજી બાજુ પર પડવું તે (૨) ગયેલો મંદવાડ પાછો આવે તે (૩) વલણ (કાવ્યમાં) (૪) સામો જવાબ

**ઊથો** પું૦ કોહવાણ; સળો

**ઊથોકૂથો** પું૦ નાનીમોટી કચુંબર (૨) નકામી મહેનતનું પરચૂરણ કામ

**ઊદકવું** અ૦ ક્રિ૦ કૂદવું

**ઊદું** વિ૦ ભૂરું; ભૂરાશપડતું

**ઊધ** સ્ત્રી૦ (ગાડાનો) ધોરિયો
**ઊધઈ** સ્ત્રી૦ એક જીવડું
**ઊધડ(–ડું)** વિ૦ ભાવતાલ કે વજન કર્યા વગર એમનું એમ આપેલું–રાખેલું; એકસામટું
**ઊધડું** ન૦ ઊધડું કામ (૨) ધમકાવવું તે
**ઊધડો** પું૦ જુઓ ઊધડું
**ઊધરવું** અ૦ ક્રિ૦ ઉધાર ખાતે લખાવું (૨) જુઓ ઉદ્ધરવું
**ઊધળવું** અ૦ ક્રિ૦ નાસી જવું; પોબારા ગણી જવા
**ઊન** વિ૦ ઊણું (૨) ઊણપવાળું (૩) સ્ત્રી૦; ન૦ ઘેટાંના વાળ
**ઊનતા** સ્ત્રી૦ જુઓ ઊણપ
**ઊનડ** વિ૦ રખડતું (૨) કામચોર (૩) લુચ્ચું
**ઊનમ** સ્ત્રી૦ જુઓ ઊણપ
**ઊનમાસિક** વિ૦ મહિનો પૂરો ન થયો હોય ત્યાર પહેલાં કરવાનું હોય એવું
**ઊનમાસીસો** પું૦ મૂએલાના માસીસા પહેલાં કરવાની ક્રિયા
**ઊનવા** પું૦ એક મૂત્રરોગ
**ઊનવાવું** અ૦ ક્રિ૦ ઊના શ્વાસ નાંખવા (૨) ઝૂરવું
**ઊનું** વિ૦ ગરમ (૨) તાવભર્યું
**ઊનોત્સાર** પું૦ ઊન કાપી લેવું તે
**ઊપજ** સ્ત્રી૦ પેદાશ (૨) આવક; મળતર (૩) નફો
**ઊપજનીપજ** સ્ત્રી૦ ઉત્પન્ન અને વૃદ્ધિ (૨) પેદાશ (૩) ચોખ્ખી આવક
**ઊપજવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું (૨) આવક થવી (૩) કિંમત તરીકે મળવું
**ઊપજવેરો** પું૦ આવકવેરો
**ઊપટ** સ્ત્રી૦ દેવું
**ઊપટવું** અ૦ ક્રિ૦ ઝાંખું પડી જવું
**ઊપટો** પું૦ ઊકટો
**ઊપડવું** અ૦ ક્રિ૦ ઊપસવું; ઊંચું થવું (૨) ઊંચકાવું (૩) ચાલતું થવું (૪) એકાએક શરૂ થવું (દુ:ખ, રોગ ઇત્યાદિનું)
**ઊપણવું** સ૦ ક્રિ૦ પવન નાંખી ચોખ્ખું કરવું (અનાજને)
**ઊપણું(–ણું)** ન૦ ખાટલાના માથા અથવા પાંગથ આગળનું લાકડું
**ઊપનવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું (૨) જન્મવું
**ઊપસ(–સા)વું** અ૦ ક્રિ૦ બહાર નીકળવું; ઊંચું થવું (૨) ફૂલવું (૩) સોજો આવવો
**ઊપળું** ન૦ ઊપણું
**ઊફણવું** અ૦ ક્રિ૦ ફૂલવું; વધવું (૨) મનમાં ફૂલવું
**ઊફરું** વિ૦ જુઓ ઉપરું
**ઊબ** સ્ત્રી૦ ફૂગ
**ઊબક** સ્ત્રી૦ બકારી; ઊબકો
**ઊબકો** પું૦ ઊલટી થવાનો ઉછાળો; બકારી
**ઊબટ** વિ૦ ઉબાઈ–બગડી ગયેલું (૨) ખોરું
**ઊબડું** વિ૦ જુઓ ઊબટ
**ઊબડું** વિ૦ અધૂકડું; અધ્ધર બેઠેલું
**ઊબળ** પું૦ ઊલટો વળ
**ઊબવું** અ૦ ક્રિ૦ જુઓ ઉબાવું
**ઊબ(–ભ)ળવું** અ૦ ક્રિ૦ (વળનું) ઊકલી જવું (૨) રૂઝ વળ્યા પછી અથવા મટવા આવ્યા પછી ફરી ઊપડવું
**ઊભ,૦ટ** વિ૦ જરાક ઊંચું હોય એવું; ઊભું
**ઊભડ** પું૦ મજૂર; દહાડિયો (૨) અસ્થિર વાસવાળો આદમી
**ઊભડિયું** વિ૦ અસ્થિર; નક્કી કર્યા વિનાનું
**ઊભડવેરો** પું૦ બિનખેડૂત ઉપર લેવાતો કર
**ઊભડું** વિ૦ સ્થાયી; કાયમનું
**ઊભણી** સ્ત્રી૦ ઘરના પરથારથી મેડા લગીની ઊંચાઈ (૨) ઘરનો પરથાર; ઘરની બેસણી
**ઊભર(–રા)વું** અ૦ ક્રિ૦ ગરમીના જોરથી છલકાવું (૨) અતિ મોટી સંખ્યામાં ટોળે વળવું
**ઊભરો** પું૦ ઉભરણ; ઊભરાવું તે (૨) લાગણીનો ઉછાળો
**ઊભવું** અ૦ ક્રિ૦ ઊભા રહેવું–થવું (૨) થંભવું
**ઊભળવું** અ૦ ક્રિ૦ ઊબળવું
**ઊભાઊભ** સ્ત્રી૦ ઊભા ને ઊભા રહેવું તે (૨) અ૦ ઝપાટામાં (૨) બેઠા વિના; નિરાંત વિના
**ઊભું** વિ૦ ઊભેલું (૨) ટટાર; સીધું
**ઊમક** સ્ત્રી૦ (કા.) અભિમાન; ગર્વ; તોર
**ઊમગવું** અ૦ ક્રિ૦ સ્ફૂરવું; ઉત્પન્ન થવું (આનંદનું)

**ઊમટ(-ઠ)વું** અ૦ ક્રિ૦ ઊલટભેર ધસવું; એકસામટા જથામાં અધિક આવવું (૨) પાકવું; ફળનું ઊતરવું

**ઊમડઘૂમડ** વિ૦ ચંદરવા જેવું; આકાશ જેવું

**ઊમડવું** અ૦ ક્રિ૦ ઊમટવું

**ઊમણુ** વિ૦ દોષરહિત; નિષ્કલંક

**ઊમરો** પું૦ ઉંબરો (ઘરનો) (૨) એક ફળઝાડ (૩) બે ચાસ વચ્ચેની જગા

**ઊમલવું** અ૦ ક્રિ૦ ખીલવું; વિકાસ પામવું (૨) [ઢોરનું] વિયાવાની અણી પર આવવું (૩) પલળીને ભૂકો થવું (કળીચૂનાનું)

**ઊમસ** સ્ત્રી૦ મૂર્છા

**ઊરઝવું** અ૦ ક્રિ૦ ઊપસવું; આગળ પડવું (૨) લટકવું; ફફડવું

**ઊરઝાવું** અ૦ ક્રિ૦ મૂંઝાવું

**ઊરવા** પું૦ બદનામી

**ઊરુ** પું૦ જાંઘ

**ઊરુફલક** ન૦ કેડનું હાડકું

**ઊરુસ્તંભ** પું૦ એક રોગ; જાંઘનો લકવો

**ઊરું** ન૦ બળદને કોસ ખેંચવા માટે કરેલો ઢાળ

**ઊર્જસ્વી** વિ૦ જબરું; બળવાન

**ઊર્જિત** વિ૦ જબરું; બળવાન (૨) નામાંકિત; ચડિયાતું (૩) ઉમદા; સુંદર (૪) ઉન્નત; ખાનદાન (૫) વધેલું; ઊંડું; ગંભીર

**ઊર્ણ** ન૦ ઊન (૨) તાર; તંતુ (૩) કરોળિયાનું જાળું

**ઊર્ણનાભ(-ભિ)** પું૦ કરોળિયો

**ઊર્ણા** સ્ત્રી૦ ઊન (૨) આંખની ભમરો વચ્ચેની વાળની રેખા

**ઊર્ણાયુ** પું૦ ઘેટો (૨) કરોળિયો (૨) વિ૦ ઊનનું

**ઊર્ધ્વ** વિ૦ ઊંચું; ઉપરનું; ગગન તરફનું (૨) સીધું; ટટાર (૩) ઊંચું કરેલું; ઉન્નત (૪) અ૦ ઊંચે; ઉપર; ગગન તરફ (૫) મોટેથી

**ઊર્ધ્વગતિ** સ્ત્રી૦ ઊંચે જવું તે; આકાશમાં ઊંચે ઊડવું તે

**ઊર્ધ્વદેહ** પું૦; સ્ત્રી૦ મરણ પછી થનારો દેહ (૨) મરણ પછી કરવાની એક ક્રિયા

**ઊર્ધ્વદૃષ્ટિ** વિ૦ મહત્ત્વાકાંક્ષી; મહેચ્છાવાળું (૨) સ્ત્રી૦ આકાશ તરફ જોવું તે

**ઊર્ધ્વપત્ર(-ત્રી)** ન૦ છોડવાંનો એક પ્રકાર

**ઊર્ધ્વપંથ** પું૦ સ્વર્ગનો માર્ગ

**ઊર્ધ્વપાણિ** વિ૦ જેના હાથ ઊંચા કરેલા હોય તેવું

**ઊર્ધ્વપાતન** ન૦ વરાળના રૂપમાં લાવવું તે

**ઊર્ધ્વપિંડ** પું૦ મૂત્રપિંડ ઉપર આવેલો પિંડ; 'સુપ્રા-રેનલ કૅપ્સ્યૂલ'

**ઊર્ધ્વપુંડ્ર** પું૦ ઊભું ટીલું

**ઊર્ધ્વબાહુ** વિ૦ હાથ ઊંચા કરેલા હોય તેવું

**ઊર્ધ્વભાગ** પું૦ ઉપરનો ભાગ (૨) શબ્દના બીજા ભાગની આગળ આવનારો એનો કોઈ પણ ભાગ

**ઊર્ધ્વમાન** ન૦ ઊંચાઈ માપવાનું યંત્ર

**ઊર્ધ્વરેખા** સ્ત્રી૦ ઊંચી જતી સીધી લીટી

**ઊર્ધ્વરેત,૦સ** વિ૦ જેના વીર્યનું પતન થતું નથી એવું (૨) નિત્ય બ્રહ્મચર્ય પાળનારું

**ઊર્ધ્વરેતા** વિ૦ ઊર્ધ્વરેત

**ઊર્ધ્વરોહણ** ન૦ ઉપર-આકાશ તરફ ચડવું તે (૨) સ્વર્ગમાં જવું તે

**ઊર્ધ્વલોક** પું૦ સ્વર્ગ; ઉપરની દુનિયા

**ઊર્ધ્વવાયુ** પું૦ શરીરના ઊર્ધ્વભાગમાંનો વાયુ (૨) ઓડકાર

**ઊર્ધ્વશાખા** સ્ત્રી૦ હાંસડીનું હાડકું

**ઊર્મિ** સ્ત્રી૦ તરંગ; મોજું (૨) પ્રવાહ (૩) લાગણીનો તરંગ-ઉછાળો

**ઊર્મિકાવ્ય** ન૦ ઊર્મિથી ભરેલું-રચાયેલું કાવ્ય; 'લીરિક'

**ઊર્મિગીત** ન૦ ઊર્મિથી ભરેલું-રચાયેલું ગીત

**ઊર્મિમત** વિ૦ ઊર્મિવાળું (૨) મોજાં જેવા વાંકાચૂંકા આકારનું (કેશ વિષે)

**ઊર્મિમાન** વિ૦ જુઓ ઊર્મિમત

**ઊર્મિયોગ્યતા*** સ્ત્રી૦

**ઊર્મિલ** વિ૦ લાગણીપ્રધાન; તરંગવશ

**ઊર્મિલા** સ્ત્રી૦ (સં.) લક્ષ્મણની પત્નીનું નામ

**ઊર્વ** પું૦ વાદળ (૨) પિતૃઓનો એક વર્ગ (૩) વડવાનલ (૪) સમુદ્ર

**ઊલ** સ્ત્રી૦ જીભ ઉપરનો મેલ

**ઊલકો** પું૦ નાળિયેરનો ગર્ભ કે છોતરા વિનાનો, એક કાણાવાળો, ખાલી ગોળો; હુકાની કાચલી

**ઊલટ** સ્ત્રી૦ હોંશ; ઉમંગ

**ઊલટપા(-પૂ)લટ** વિ૦ અવળાસવળી; ઊલટ-સૂલટ (૨) અવ્યવસ્થિત (૩) સ્ત્રી૦ ઊલટ-પાલટ તપાસ (૪) અવ્યવસ્થા; ગોટાળો

**ઊલટભ(-ભે)ર** અ૦ ઉમંગભેર; હોંશભેર

**ઊલટવું** અ૦ ક્રિ૦ ઊલટથી કરવું (૨) ધસી આવવું (૩) હુમલો કરવો (૪) ઊંધું થઈ જવું (૫) ફરી થવું; પાછું થવું

**ઊલટસૂલટ** વિ૦ અવળાસવળી (૨) ઊંધુંચતું; આડુંઅવળું; તળે ઉપર એવું

**ઊલટી** સ્ત્રી૦ ઓકવું તે; વમન

**ઊલટું** વિ૦ ઊંધું; અવળું (૨) વિરુદ્ધ; આડું (૩) સામું; વિપરીત

**ઊલવું** અ૦ ક્રિ૦ મોસમનું ખલાસ થઈ જવું

**ઊલસવું** અ૦ ક્રિ૦ જુઓ ઉલ્લાસવું

**ઊલળવું** અ૦ ક્રિ૦ નમી જવું; લળી પડવું (૨) ગાડાં ઇત્યાદિનું આગળથી ઊંચા થઈ જવું (૩) ઊલટાઈ જવું (૪) કૂદવું (૫) જતું રહેવું; નાશ પામવું (૬) [લા.] હોંસભેર ધસવું-ઊંચા ને ઊંચા રહેવું

**ઊવટ** સ્ત્રી૦ આપદા (૨) અડચણ; હેરાનગતિ; પીડા

**ઊશિયું** ન૦ દાતરડું

**ઊષર** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ ઊખર

**ઊષા** સ્ત્રી૦ જુઓ ઉષા

**ઊષ્મા** સ્ત્રી૦ જુઓ ઉષ્મા

**ઊષ્માક્ષર** પું૦ ઉષ્માક્ષર

**ઊષ્માભેદ્ય** વિ૦ ઉષ્માભેદ્ય

**ઊષ્મામાપકયંત્ર** ન૦ ઉષ્મામાપકયંત્ર; 'થરમૉમૅટર'

**ઊષ્માંક** પું૦ ઉષ્માંક

**ઊસ** પું૦ એક ક્ષાર (૨) સ્ત્રી૦ શેરડી

**ઊસટ** વિ૦ સટનું નહિ એવું; ભિન્ન

**ઊસપવું** સ૦ ક્રિ૦ બહાર કાઢવું; ઉલેચવું; ખાલી કરવું (૨) મ્યાનમાંથી કાઢવું

**ઊસરપાટો** પું૦ વિનાશ (૨) સંપૂર્ણ નિકંદન

**ઊસરવું** અ૦ ક્રિ૦ ઓસરવું; ઓછું થવું (૨) ટળવું; જતા રહેવું (૩) નાશ પામવું; નિકંદન નીકળી જવું

**ઊહ** પું૦ તર્ક; કલ્પના (૨) પરીક્ષણ (૩) અધ્યાહાર (૪) અ૦ મશ્કરી, ચેષ્ટા, તિરસ્કાર અને ગર્વસૂચક ધ્વનિ (૫) હુંપણાનો ઉદ્‌ગાર

**ઊહકારો** પું૦ દીર્ઘ નિશ્વાસ; નિસાસો (૨) સાંભળું છું, ઠીક છે, સ્વીકારું છું, ઇત્યાદિ દર્શાવનારો ધ્વનિ (૩) હુંપણાનો-ગર્વનો અને અનાદર કે તુચ્છકારનો ઉદ્‌ગાર

**ઊહાપોહ** પું૦ ચર્ચા

**ઊંઆં** અ૦ તરત જન્મેલા બાળકના રડવાનો એવો અવાજ (૨) ન૦*

**ઊંઊં** અ૦ રડવાનો એવો અવાજ (૨) ન*૦

**ઊંકરાટો** પું૦ (કા.) મનમાં થતી ઉત્તેજનાનો અંકુર (૨) ટાઢિયા તાવમાં રોમાંચ સાથે થતો ઝમઝમાટ

**ઊંકારો** પું૦ જુઓ ઊહકારો

**ઊંગ(-જ)ણ** ન૦ જુઓ ઊંજણ

**ઊંગ(-જ)વું** સ૦ ક્રિ૦ જુઓ ઊંજણ

**ઊંઘ** સ્ત્રી૦ નિદ્રા

**ઊંઘટિયું** વિ૦ ઊંઘમાં ભરાયેલું

**ઊંઘડુ** વિ૦ ઊંઘટિયું

**ઊંઘણ** સ્ત્રી૦ ઊંઘવું તે (૨) બહુ ઊંઘવાની ટેવ

**ઊંઘણરોગ** પું૦ એક જાતની માખીઓથી ફેલાતો જીવલેણ રોગ [જેમાં કારમી ઊંઘમાં કેટલાક દિવસ પડી રહી રોગી મરણ પામે છે]

**ઊંઘણશી** વિ૦ ઊંઘ્યા કરવાની ટેવવાળું (૨) આળસુ; એદી

**ઊંઘવું** અ૦ ક્રિ૦ નિદ્રા લેવી (૨) આળસુ થઈને પડ્યા રહેવું (૨) અજાણમાં-અજ્ઞાનમાં રહ્યા કરવું

**ઊંઘાડવું** સ૦ ક્રિ૦ ઊંઘે એમ કરવું (૨) પડતું મૂકવું; શાંત પાડવું

**ઊંઘાળ,૦વું** વિ૦ ઊંઘણશી; બહુ ઊંઘનારું (૨) સહેજસહેજમાં ઊંઘી જાય તેવું

**ઊંઘેડું** વિ૦ ઊંઘટિયું

**ઊંચ** વિ૦ ઉચ્ચ; ચડિયાતું (૨) ઉમદા

**ઊંચકવું** સ૦ ક્રિ૦ નીચેથી ઊંચું કરવું; ઉપાડવું (૨) હાથ પર લેવું (૩) [લા.] ધમકાવવું

**ઊંચક(-કા)તું** વિ૦ બહેરું (૨) થોડું સાંભળ-નારું (૩) સાંભળ્યું ન સાંભળ્યું કરનારું; બેદરકાર

**ઊંચકામણ** ન૦ ઊંચકવાનું મહેનતાણું

**ઊંચકામણી** સ્ત્રી૦ ઊંચકામણ
**ઊંચાનીચા** વિ૦ ઊંચું અને નીચું
**ઊંચવર્ણી(-ર્ણું)** વિ૦ જુઓ ઉચ્ચવર્ણું
**ઊંચાઈ** સ્ત્રી૦ ઊંચાપણું (૨) તેનું માપ
**ઊંચાણ** ન૦ ઊંચાઈ (૨) ઊંચી જગા; ટેકરી
**ઊંચાપણું** ન૦
**ઊંચું** વિ૦ સપાટી ઉપરની ઊભી લંબાઈવાળું (૨) ઉચ્ચ; ચડિયાતું; ઉમદા (૩) અતિશય તાણેલ–લંબાવેલ (સૂર)
**ઊંચે** અ૦ સપાટીથી ઉપર; ઊંચી જગાએ; ઊંચાણમાં; ઊંચી દિશામાં
**ઊંચેરું** વિ૦ ઊંચું દેખાતું; ઊંચું
**ઊંજણ** ન૦ ઊંજવું તે (૨) ઊંજવાનું દ્રવ્ય –તેલ, દિવેલ ઇત્યાદિ
**ઊંજણી** સ્ત્રી૦ મંત્ર ભણીને કપડાના, સાવરણીના કે પીછીના છેડાથી રોગ કે ભૂતને દૂર કરવાની ક્રિયા (૨) તેલ ઊંજવાની કુપ્પી
**ઊંજણું** ન૦ રાજકુમારી કે રાણીનો રસાલો
**ઊંજવું** સ૦ ક્રિ૦ તેલ નાખવું–પૂરવું (૨) રોગ કે ભૂત કાઢવા ઊંજણી નાંખવી
**ઊંટ** ન૦ એક પ્રાણી
**ઊંટકટો** પું૦ એક વનસ્પતિ
**ઊંટડી** સ્ત્રી૦ સાંઢ; સાંઢણી; ઊંટની માદા (૨) સોનીનું ઓજાર
**ઊંટડો** પું૦ ઊંટ (૨) જુઓ ઊંટિયો
**ઊંટવૈદ(-દ્ય)** પું૦ ઊંટનો–માણસની દવા કરવાને નાલાયક એવો, લેભાગુ વૈદ
**ઊંટવૈદું** ન૦ ઊંટવૈદનું કામ; રાક્ષસી ઉપચાર
**ઊંટિયા(-યું)જીરું** ન૦ એક ઔષધિ
**ઊંટિયો** વિ૦ ઊંટ જેવો ઊંચો (૨) પું૦ મંદબુદ્ધિ અને આળસુ માણસ (૩) ભારે વજન ઉપાડવાનું યંત્ર (૪) અડો
**ઊંઠ** વિ૦ સાડાત્રણ; સાડાત્રણગણું
**ઊંડણિયું** વિ૦ ઊંડાણવાળું; ઊંડું
**ઊંડળ** સ્ત્રી૦ બાથ (૨) બાથમાં ભરાય તેટલી વસ્તુ
**ઊંડળગૂંડળ** ન૦ ગોળો; પિંડલો (૨) પેટમાં ગોળો ચડવો–ચૂંક આવવી તે (૩) ઢંગધડા વગર બોલવું તે (૩) અ૦ અવળસવળ; ઢંગધડા વગર; ગોટાળો થાય એમ
**ઊંડળાટ*** પું૦
**ઊંડાઈ** સ્ત્રી૦ ઊંડાપણું; ગહનતા (૨) તેનું માપ
**ઊંડાણ** ન૦ જુઓ ઊંડાઈ (૨) નીચાણ
**ઊંડાપણું** ન૦
**ઊંડાણુંગૂંડાણું*** ન૦
**ઊંડું** વિ૦ સપાટીથી નીચે ઊતરતું (૨) અંદરથી લાંબું (૩) ગહન; ગંભીર; (૪) ધાડું; ગીચ
**ઊંદર** પું૦ ઉંદર
**ઊંદરકણિયું** ન૦ ઉંદર પકડવાનું પીંજરું; ઉંદરિયું
**ઊંદરકણી** સ્ત્રી૦ ઉંદરકણિયું
**ઊંદરક(-કા)ની** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ઊંદરકરણી** સ્ત્રી૦ ઊંદરકની
**ઊંદરકાની** સ્ત્રી૦ ઉંદરકની
**ઊંદરવાઈ** સ્ત્રી૦ ઉંદરકણિયું
**ઊંધકરમું** વિ૦ અક્કરમી (૨) ઊંધાં કામ કરનારું
**ઊંધખોદિયું** વિ૦ ઊંધાં કામ કરનારું
**ઊંધાંધળું** વિ૦ ઝાંખું; નિસ્તેજ (૨) ચૂંખડું (૩) મૂર્ખ (૪) ઉડાઉ
**ઊંધિયું** ન૦ અમુક રીતે બાફેલાં સીંગ–કંદનું ખાણું
**ઊંધું** વિ૦ અવળું; ઊલટું
**ઊંધુંચ(-ચ્)તું** વિ૦ ઊંધું અને ચત્તું; આડું-અવળું
**ઊંબાડિયું** ન૦ ઉમાડિયું; ખોયણું
**ઊંબેલો** પું૦ ઝાડાની હાજત થાય તે; ચૂંક
**ઊંબેળવું** સ૦ ક્રિ૦ (કા.) આમળવું
**ઊંહ** અ૦ દુઃખ, તુચ્છકાર કે અભિમાનનો ઉદ્ગાર
**ઊંહકારો** પું૦ ઊંહ એવો ઉદ્ગાર
**ઊંહું** અ૦ ઇનકાર કે જિદ દર્શાવતો ઉદ્ગાર

# ઋ

**ઋ** પું૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો સાતમો અક્ષર
**ઋક(-ચ,-ચા)** સ્ત્રી૦ ઋગ્વેદ (૨) વેદનો મંત્ર
**ઋકાર** પું૦ ઋ અક્ષર અથવા ઉચ્ચાર
**ઋકારાંત** વિ૦ છેડે ઋકાર હોય એવું
**ઋક્ષ** પું૦; ન૦ રીંછ (૨) નક્ષત્ર; તારો
**ઋક્ષરાજ** પું૦ રીંછોનો રાજા (૨) ચંદ્ર
**ઋક્ષા** પું૦ બ૦ વ૦ સપ્તર્ષિ (૨) સ્ત્રી૦ ઉત્તર-દિશા
**ઋક્ષાંગ** ન૦ એક ઔષધિ
**ઋક્ષી** સ્ત્રી૦ રીંછડી
**ઋગ્વેદ** પું૦ (સં.) ચતુર્વેદમાંનો પહેલો વેદ
**ઋગ્વેદસંહિતા** સ્ત્રી૦ ઋગ્વેદની ઋચાઓનો વ્યવસ્થિત સંગ્રહ
**ઋગ્વેદી** વિ૦ ઋગ્વેદને જાણનારું (૨) ઋગ્વેદ ભણનાર બ્રાહ્મણોના કુળમાં જન્મેલું (૩) પું૦ ઋગ્વેદી બ્રાહ્મણ
**ઋચ(-ચા)** સ્ત્રી૦ જુઓ ઋક
**ઋચીક** પું૦ (સં.) જમદગ્નિના પિતા
**ઋજુ** વિ૦ સરલ; સીધું (૨) અનુકૂળ; નરમ; ભલું
**ઋજુતા** સ્ત્રી૦
**ઋણ** ન૦ દેવું; આભારનો ભાર (૨) [ગ.] બાદ કરવાનો આંકડો અથવા બાદનું ચિહ્ન (૩) [પ. વિ.] 'નેગેટિવ'
**ઋણત્રય** ન૦ દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ અથવા અતિથિઋણ, મનુષ્યઋણ અને ભૂતઋણ એ ત્રણ ઋણ
**ઋણભૂત** વિ૦ ઋણવિદ્યુતથી ભરેલું
**ઋણમુક્ત** વિ૦ ઋણ—દેવામાંથી છૂટું થયેલું
**ઋણમુક્તિ** સ્ત્રી૦ ઋણમુક્ત થવું તે
**ઋણવિદ્યુત** સ્ત્રી૦ ઋણ વીજળી
**ઋણસંબંધ** પું૦ પૂર્વ જન્મનો ઋણાનુબંધ
**ઋણાગ્ર** પું૦; ન૦ ઋણ છેડો (પ. વિ.)
**ઋણાત્મક** વિ૦ 'નેગેટિવ' (પ. (વિ.)
**ઋણાનુબંધ** પું૦ ઋણસંબંધ; લેણાદેણી
**ઋણાંત** પું૦ (વીજળીના) પ્રવાહનો ઋણ છેડો; 'કૅથોડ'
**ઋણી** વિ૦ દેણદાર
**ઋત** ન૦ સત્ય (૨) નક્કી કરેલો અચળ નિયમ; દૈવી નિયમ (૩) પાણી
**ઋતંભર** પું૦ સત્યને ટકાવી રાખનાર તે-ઈશ્વર
**ઋતંભરા** વિ૦ સ્ત્રી૦ વિપર્યાસ વિનાની, સત્યને વિષય કરી સમાધિથી થતી (પ્રજ્ઞા)
**ઋતિ** સ્ત્રી૦ કલ્યાણ (૨) માર્ગ (૩) નિંદા (૪) સ્પર્ધા (૫) ગમન (૬) નરમેધનો અધિષ્ઠાતા દેવ
**ઋતુ** પું૦ ઋતુકાલ (૨) અટકાવ; રજસ્રાવ (૩) સ્ત્રી૦ બે મહિનાનો નિયત કાળ (ષડ્ઋતુ શબ્દ જુઓ) (૪) મોસમ (૫) હવાપાણી
**ઋતુકાલ(-ળ)** પું૦ ગર્ભાધાનનો સમય
**ઋતુગામી** વિ૦ ઋતુકાળે જ સંભોગ કરનારું
**ઋતુદર્શન** ન૦ અટકાવનું દેખાવું તે
**ઋતુદાન** ન૦ ગર્ભાધાન
**ઋતુધર્મ** પું૦ ઋતુદર્શન
**ઋતુપતિ** પું૦ ઋતુરાજ; વસંત
**ઋતુપર્ણ** પું૦ (સં.) એક સૂર્યવંશી રાજા(તે ગણતરી કરવામાં ખૂબ કુશળ હતો; નળરાજા બાહુક તરીકે તેને ત્યાં રહ્યો હતો.)
**ઋતુપાંડુ** પું૦ એક રોગ
**ઋતુપ્રાપ્તિ** સ્ત્રી૦ ઋતુદર્શન
**ઋતુભેદ** પું૦ ઋતુઓનું બદલાવું તે
**ઋતુમતી** વિ૦ સ્ત્રી૦ રજસ્વલા

**ઋતુરાજ** પું૰ ઋતુઓમાં શ્રેષ્ઠ એવી ઋતુ—વસંત
**ઋતુવર્ણન** ન૰ ઋતુઓનું વર્ણન
**ઋતુશાંતિ** સ્ત્રી૰ પહેલી વાર ઋતુપ્રાપ્તિ થાય ત્યારે કરવાની વિધિ
**ઋતુસ્નાતા** વિ૰ સ્ત્રી૰ ઋતુસ્નાન કરી શુદ્ધ થયેલી
**ઋતુસ્નાન** ન૰ અડકાવ પછી (ચોથે દિવસે) નાહવું તે
**ઋતે** અ૰ સિવાય; સિવાય કે
**ઋત્વિજ** પું૰ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ; પુરોહિત
**ઋદ્ધિ** સ્ત્રી૰ વૃદ્ધિ (૨) લક્ષ્મી; પાર્વતી; સમૃદ્ધિ (૩) આબાદી; ઉત્કર્ષ (૪) સિદ્ધિ
**ઋષભ** પું૰ આખલો (૨) સ્વરસપ્તકમાંનો બીજો સ્વર (૩) ઉત્તમ; શ્રેષ્ઠ (સમાસમાં છેડે)
**ઋષભદેવ** પું૰ (સં.) વિષ્ણુનો એક અવતાર (૨) જૈનોના એક તીર્થંકર
**ઋષિ** પું૰ મંત્રદ્રષ્ટા (૨) મુનિ; તપસ્વી; સાધુ
**ઋષિઋણ** ન૰ ઋષિઓ પ્રત્યેનું ઋણ
**ઋષિકુમાર** પું૰ ઋષિનો પુત્ર
**ઋષિકુલ(-ળ)** ન૰ ઋષિઓનો સમૂહ (૨) ઋષિનો આશ્રમ [જેમાં પ્રાચીનકાળમાં વિદ્યા અપાતી હતી] (૩) ઋષિનો વંશ
**ઋષિતર્પણ** ન૰ ઋષિઓની તૃપ્તિ માટે જળ આપવું તે
**ઋષિપંચમી** સ્ત્રી૰ ભાદરવા સુદ પાંચમ; સામાપાંચમ
**ઋષિપત્ની** સ્ત્રી૰ ઋષિની પત્ની
**ઋષિલોક** પું૰ સત્યલોકની નજીક આવેલો ઋષિઓનો લોક
**ઋષ્યશૃંગ** પું૰ (સં.) એક ઋષિ (મૃગલીની કૂખે જન્મેલા હોવાથી તેમને માથે એક શીંગડું હતું.)

# એ

**એ** પું૰ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો દસમો અક્ષર (૨) સ૰ તે; પેલું; વર અથવા વહુની સંજ્ઞા (હિંદુઓમાં) (૩) ત્રીજી અને સાતમી વિભક્તિનો પ્રત્યય (૪) વિ૰ આગળનું (૫) અ૰ અરે, ઓ, હે આદિ સૂચક ઉદ્ગાર
**એઈ** સ્ત્રી૰+ મર્યાદા; આમન્યા (૨) અ૰ સંબોધન અર્થે વપરાતો એવો ગર્વિષ્ઠ ઉદ્ગાર
**એક** વિ૰ ૧ (૨) પહેલું (૩) મુખ્ય (૪) અજોડ; અદ્વિતીય (૫) ચોક્કસ; અમુક (વાત) (૬) ગમે તે કોઈ (૭) ભેદરહિત (૮) સરખું; મળતું (૯) ફરે નહિ તેવું (૧૦) આશરો કે શુમાર બતાવવા સંખ્યાવાચક શબ્દને છેડે આવતો શબ્દ. ઉદા૰ 'સોએક'
**એકએક** વિ૰ એકી સાથે એક; એક પછી એક
**એકકક્ષિક સમીકરણ** ન૰ 'ઇક્વેશન ઑફ ધી ફર્સ્ટ ઑર્ડર' (ગ).
**એકકાલિક** વિ૰ સમકાલીન (૨) એકીસાથે બનતું (૩) માત્ર એકવાર બનતું
**એકકાલીન** વિ૰ જુઓ એકકાલિક
**એકકેંદ્ર** વિ૰ એક કેંદ્રવાળું
**એકખુરી** વિ૰ ખરીવાળું (૨) ન૰ શસ્ત્રવૈદનું એક શસ્ત્ર
**એકગર્ભકોશી(-ષી)** વિ૰ એક જ ગર્ભકોશવાળું
**એકઘાતપદી** સ્ત્રી૰ (ગ.) 'ધી ફર્સ્ટ ડિગ્રી ઍક્સ્પ્રેશન'
**એકઘાતસમીકરણ** ન૰ (ગ.) સુરેખ સમીકરણ; 'લિનીયર ઇક્વેશન'
**એક(-કે)ચક્રે** અ૰ એક જ જણના હાથમાં બધી સત્તા રાખીને
**એકચક્રી** વિ૰ એક પૈડાવાળું (૨) સ્ત્રી૰ એક પૈડાની સાઇકલ
**એકચાકે** અ૰ એકચક્રે

**એકચિત્ત** વિ૦ તલ્લીન; ધ્યાનસ્થ (૨) ન૦ ધ્યાન; એકતાર થવું તે
**એકછત્ર** વિ૦ એક રાજાવાળું (૨) ન૦ કુલ અધિકાર એક જ હાથમાં હોય એવી શાસનપદ્ધતિ
**એકજથે(-ઠ્ઠે)** અ૦ એકસાથે; એક ઠેકાણે
**એકજાત** વિ૦ એક જ જાતનું–વર્ગનું; સરખું
**એકજાતીય** વિ૦ એક વર્ગનું કે કુટુંબનું (૨) એક જ જાતિનું (નર કે માદા)
**એકજીવ** વિ૦ જેના મનમાં પરસ્પર કંઈ ભેદભાવ ન રહ્યો હોય એવું; એકરૂપ
**એકટંગિયું** વિ૦ એકપગું (૨) લંગડું
**એકટંગુ** વિ૦ જુઓ એકટંગિયું
**એકટાણું** ન૦ એક ટંક જમવું તે
**એકઠું** વિ૦ ભેગું (૨) અ૦ એક જગાએ–સાથે
**એકડ** વિ૦ કોઈની સાથે ભળે નહિ એવું
**એકડિયાં** પું૦ બ૦ વ૦ એકડો બગડો શીખવવાનો—બાળપોથીનો વર્ગ
**એકડો** પું૦ એકનો સંજ્ઞાસૂચક આંકડો (૨) સહી (૩) કબૂલાત (૪) જ્ઞાતિનો ગોળ
**એકઢાળિયું** વિ૦ એક જ બાજુ ઢળતા છાપરાવાળું
**એકતરફી** વિ૦ એકપક્ષી; એક બાજુનું
**એકતંત** વિ૦ આગ્રહી (૨) પું૦ આગ્રહ
**એકતંત્ર** વિ૦ બધાની સંમતિવાળું (૨) તૂટ પડ્યા વિનાનું (૩) એક વ્યવસ્થા નીચેનું (૪) ન૦ એકસરખી વ્યવસ્થા તે (૫) સર્વાનુમતિ
**એકતા** સ્ત્રી૦ સંપ; ઐક્ય
**એકતાન** વિ૦ (૨) ન૦ જુઓ એકચિત્ત
**એકતાર** વિ૦ એક તારવાળું (૨) એકસરખું (૩) એકરસ (૪) એકચિત્ત
**એકતારું** વિ૦ એકસરખું (૨) એક તારવાળું
**એકતારો** પું૦ એક તારવાળો તંબૂરો
**એકતાલ** પું૦ જેમાં એક જ તાલ આવે એવો રાગ (૨) ગાયનમાં તાલ લેવાનો એક ભેદ (૩) ઐક્ય
**એકતાળીસ** વિ૦ ૪૧
**એકતાળો** પું૦ મણના એકતાળીસ શેર થાય એવું માપ
**એકતી(-ત્રી)સ** વિ૦ ૩૧
**એકત્ર** અ૦ એક જગાએ–સાથે (૨) એકંદર
**એકત્રિત** વિ૦ એકઠું
**એકત્વ** ન૦
**એકથંભું** વિ૦ એક થાંભલાવાળું; એક થાંભલા ઉપર રચેલું
**એકદમ** અ૦ તાબડતોબ
**એકદલ(-ળ,-ળિયું)** વિ૦ એકસરખા દળનું
**એકદસ્તી** સ્ત્રી૦ કુસ્તીનો એક દાવ
**એકદંડિયું** વિ૦ એકથંભું (૨) પું૦ મરવા પડેલા માણસને થતો શ્વાસ
**એકદંડી** પું૦ એક પ્રકારનો સંન્યાસી; હંસ
**એકદંડો** પું૦ મરતી વેળા થતો સાસ
**એકદંત** વિ૦ એક દાંતવાળું (૨) પું૦ ગણેશ (૨) એક દાંતવાળો હાથી
**એકદા** અ૦ એક વખતે; (૨) અગાઉના વખતમાં
**એકદાણિયું** ન૦ એકસરખા દાણા–મણકાની કંઠી; મંગળસૂત્ર
**એકદાણી** વિ૦ બધા દાણા સરખા હોય તેવું; (૨) એક કદનું; એકસરખું
**એકદિલ** વિ૦ જેના દિલમાં જુદાઈ નથી એવું; એકજીવ
**એકદિલી** સ્ત્રી૦ એકદિલ હોવું તે (૨) મનનો મેળ; સંપ
**એકદૃષ્ટિ** વિ૦ એક આંખવાળું (૨) સ્ત્રી૦ તાકીને જોઈ રહેવું તે; સામસામી નજર થઈ જવી તે (૩) એક જ—સરખો હેતુ હોવો તે
**એકદેશ** પું૦ એક સ્થળ અથવા જગા (૨) એક ભાગ અથવા વિભાગ; એક બાજુ (૩) એક આશય કે મહત્ત્વાકાંક્ષા
**એકદેશાવયવ*** પું૦
**એકદેશિતા** સ્ત્રી૦ એકદેશીપણું
**એકદેશી,૦ય** વિ૦ એક જ દેશનું–વતનનું (૨) એકભાગવાળું; એકતરફી (૩) અધૂરું
**એકદેશીપણું** ન૦
**એકદેશીય** વિ૦ જુઓ એકદેશી
**એકધર્મી** વિ૦ એક જ—સમાન ગુણધર્મ ધરાવનારું; એક જ જાતનું (૨) એક જ ધર્મનું
**એકધા** અ૦ એક રીતે (૨) એક હાથે (૩) એકદમ; એ જ વખતે (૪) એક વખતે

**એકધારું** વિ૦ એકસરખું; ફેરફાર વિનાનું
**એકધ્યાન** વિ૦ એકચિત્ત; ધ્યાનમાં એકાગ્ર
**એકનડું*** વિ૦
**એકનસિયું** વિ૦ જક્કી
**એકનસીલું** વિ૦ એકનસિયું
**એકનિશ્ચયી** વિ૦ કરેલા નિશ્ચયને વળગી રહે તેવું; દૃઢ (૨) સરખા–સમાન નિશ્ચયવાળું
**એકનિષ્ઠ** વિ૦ એકનિષ્ઠાવાળું
**એકનિષ્ઠા** સ્ત્રી૦ એકની જ ઉપર જે નિષ્ઠા–આસ્થા હોવી તે (૨) વફાદારી (૩) પ્રમાણિકતા
**એકપક્ષી** વિ૦ એકતરફી
**એકપગું** વિ૦ એક પગવાળું
**એકપણું** ન૦
**એકપતિત્વ** ન૦ એક જ પતિ હોવો તે (૨) પતિ પ્રત્યેની વફાદારી
**એકપત્ની(૦ક)ત્વ** ન૦ એક જ પત્ની હોવી તે
**એકપત્નીવ્રત** ન૦ એક જ પત્ની કરવાનું વ્રત
**એકપદી** વિ૦ એક પદવાળું; 'મૉનોમિયૅલ' (ગ.)
**એકપર્ણી** વિ૦ એક પર્ણ–પાંદડાવાળું
**એકપાઠી** એક જ વખત વાંચવાથી અથવા સાંભળવાથી યાદ રાખી શકે એવું
**એકપુષ્પી** વિ૦ એક બીજકોશવાળું; 'યુનિલૉક્યુલર'
**એકપ્રાણ** વિ૦ એકજીવ
**એકફસલી** વિ૦ વરસમાં એક પાક આપે એવું
**એકબારગી** અ૦ એક રીતે; એક બાજુથી જોતાં (૨) એકવાર
**એકબિંદુક** વિ૦ એક બિંદુમાં મળતું; 'કૉનકરંટ (ગ.)
**એકબીજું** સ૦
**એકબુદ્ધિ** વિ૦ એક જ પ્રકારની બુદ્ધિવાળું (૨) સરખા વિચારવાળું
**એકભાવું** વિ૦ એક જ ભાવનું; સરખી કિંમતનું
**એકભુક્ત** વિ૦ એક ટંક ખાનારું (૨) ભેગું બેસીને ખાનારું (૩) ન૦ એક ટંક ખાવાનું વ્રત (૪) ભેગું બેસીને ખાવું તે
**એકભોજન** વિ૦ (૨) ન૦ જુઓ એકભુક્ત
**એકમ** પું૦ ગણતરી વગેરે હેતુઓ માટે એક અને આખી પૂર્ણ માનેલી વસ્તુ અથવા સમૂહ; 'યુનિટ' (૨) એકડો (૩) રકમનો જમણે હાથે આવેલો પહેલો આંકડો (૪) સ્ત્રી૦ પડવો
**એકમગ** અ૦ એક બાજુ
**એકમજલી** વિ૦ એક મજલા–માળવાળું
**એકમત** વિ૦ એક અભિપ્રાયવાળું; સર્વાનુમત (૨) સંમત
**એકમતિયું** વિ૦ જિદ્દી
**એકમતી** સ્ત્રી૦ બધાનો સરખો મત હોવો તે
**એકમન** વિ૦ એકચિત્ત (૨) એક વિચારનું (૩) ન૦ એકમન હોવું તે; સંપ
**એકમનું** વિ૦ એકમતવાળું
**એકમલ્લ** પું૦ જુઓ એકલમલ્લ
**એકમાત્ર** વિ૦ એકનો એક
**એકમાર્ગી** વિ૦ એક જ માર્ગને વળગી રહેનારું (૨) સરળ; સીધે માર્ગે જનારું
**એકમુલકી** વિ૦ એક જ દેશનું
**એકમેક** વિ૦ એકરૂપ; એકરસ (૨) સ૦ અન્યોન્ય
**એકમેકતા** સ્ત્રી૦
**એકમેર** અ૦ એક બાજુ
**એકમેળ** વિ૦ સંપીલું; (૨) પરસ્પર મેળ ખાય એવું; સંવાદી (૩) પું૦ સંપ; સંવાદ; મેળ
**એકર** પું૦ ૪૮૪૦ ચોરસ ફૂટ જમીનનું માપ
**એકરસ** વિ૦ બરાબર મળી–પીગળી ગયેલું (૨) ગુલતાન
**એકરંગ(–ગી)** વિ૦ એક જ–સરખા રંગનું (૨) મળતા સ્વભાવ કે વિચારવાળું
**એકરાગ** વિ૦ જુઓ એકરંગી (૨) પું૦ એકમતી; સંપ; સંવાદ
**એકરાર** પું૦ જુઓ ઇકરાર
**એકરારનામું** ન૦ ઇકરારનામું; 'ઍફિડેવિટ'
**એકરાશ** વિ૦ એક જાતનું; એક સરખું; સમાન ગુણવાળું (૨) જેમની મળતી રાશિ હોય એવું (૩) સ્ત્રી૦ સરખાપણું; મળતાપણું (૪) સંપ
**એકરૂપ** વિ૦ એક જ હોય એવું (૨) સરખા દેખાવનું
**એકલ** વિ૦ એકલું
**એકલકંટો** પું૦ એક વેલો; શતાવરી
**એકલકૂટો** પું૦ કુસ્તીનો એક દાવ
**એકલક્ષી** વિ૦ એક જ લક્ષવાળું (૨) એક જ હેતુ રાખનારું

**એકલડો(-દો)કલ** વિ૦ એકલું; સોબત-સંગાથ વિનાનું (અથવા એકાદ સંગાથવાળું)
**એકલપીડું*** વિ૦
**એકલપેટું** વિ૦ આપસ્વાર્થી
**એકલમલ્લ** પું૦ અદ્વિતીય મલ્લ-કુસ્તીબાજ (૨) ઘણો જબરો માણસ (૩) એક્કો (૪) વિ૦ અજોડ (૫) એકમાર્ગી (૬) ન૦*
**એકલમૂડિયું** વિ૦ સ્ત્રી, પુત્ર આદિ પરિવાર વિનાનું; એકલેએકલું
**એકલમૂડું** વિ૦ એકલમૂડિયું
**એકલવાઈ** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર
**એકલવાયું** વિ૦ એકલું; એકલદોકલ (૨) સ્ત્રી, પુત્રાદિ પરિવાર વિનાનું (૩) આશ્રય વગરનું
**એકલવીર** પું૦ એકલે હાથે ઝૂઝનાર વીર
**એકલસૂરું** વિ૦ એકલું; સોબત વિનાનું
**એકલંગા** સ્ત્રી૦ કુસ્તીનો એક દાવ
**એકલિયું** વિ૦ એક જણ સૂઈ રહે એવું (૨) ન૦ એવું ગોદડું
**એકલિંગ** વિ૦ (વ્યા.) એક જ લિંગ-જાતિ બતાવે એવું (૨) પું૦ (સં.) મેવાડના રજપૂતોના કુલદેવ એવા મહાદેવ (૩) કુંએર
**એકલું** વિ૦ કોઈના સાથ વિનાનું; એકાકી
**એકલોહિયું** વિ૦ એક લોહીવાળું—એક કુળમાં જન્મેલું
**એકવખત(-તે)** અ૦ એકવાર; એકસમયે
**એકવગું** વિ૦ એકસાથે—એક બાજુએ હોય એવું (૨) સામટું (૩) ઓચિંતું (૪) અ૦ એક બાજુ પર (૫) એકસાથે; સાથેલાગું
**એકવચન** ન૦ ફરે નહિ એવું વચન (૨) [વ્યા.] એક જ વસ્તુનો બોધ કરે તે
**એકવચની** વિ૦ બોલ્યું પાળે એવું (૨) [વ્યા.] એકવચનવાળું
**એકવટ** વિ૦ એક વૃત્તિ રાખે—ફરે નહિ એવું; ટેકીલું
**એકવડ** વિ૦ એકવડું; એક પડવાળું
**એકવડિયું** વિ૦ નાજુક—નબળા બાંધાનું; સુકલકડી
**એકવડું** વિ૦ એકવડિયું (૨) એક પડવાળું
**એકવર્ણું** વિ૦ એક વર્ણનું—ન્યાતનું (૨) ન્યાત-જાતના ભેદ વિનાનું (૩) એકરંગી (૪) એકસરખું
**એકવર્ણસમીકરણ** ન૦ શુદ્ધ સમીકરણ; 'સિમ્પલ ઇક્વેશન'
**એકવાક્ય** ન૦ એકમતી
**એકવાક્યતા** સ્ત્રી૦
**એકવાદ** પું૦ એક જાતનું તબલું (૨) એકેશ્વરવાદ
**એકવાર(-રે)** અ૦ એક સમયે; એક વખતે
**એકવારકું** અ૦ એકવાર
**એકવારિયું** વિ૦ એકવાર બને એવું; એક વખતનું (૨) એક વારના માપનું (૩) ન૦ એકવાર ખાંડેલી ડાંગર; કરડ
**એકવારે** અ૦ એકવાર
**એકવિધ** વિ૦ એક પ્રકારનું
**એકવીતીનું** વિ૦ એક જ વાર બને એવું (ન્યાતનું જમણ)
**એકવીસ** વિ૦ ૨૧
**એકવીસા** પું૦ બ૦ વ૦ ૨૧×૧થી ૧૦નો ઘડિયો
**એકવેણિ(-ણી)** સ્ત્રી૦ સાદો અંબોડો
**એકવૃંદ** ન૦ ગળાનો એક રોગ (૨) એક ઢગલો—સમૂહ
**એકવ્યક્તિવાચક** વિ૦ એક વ્યક્તિનો બોધ થાય એવું
**એકશાસન** ન૦ એકહથ્થુ અમલ
**એકશ્રુતિ** વિ૦ ઉદાત્ત, અનુદાત્ત ઇત્યાદિ સ્વરોના વિભાગ કર્યા વિના જ ઉચ્ચારેલું-ઉચ્ચારાયેલું
**એકસટ** વિ૦ એક પ્રકારનું
**એકસઠ** વિ૦ ૬૧
**એકસત્તાક** વિ૦ એકહથ્થુ સત્તાવાળું
**એકસરખું** વિ૦ સમાન; બધી રીતે સરખું
**એકસરી** વિ૦ એકસેરું (૨) સ્ત્રી૦ એવું એક ફોટનું ઘરેણું
**એકસંધિ** વિ૦ સાંધા વિનાનું; એક આખા ટુકડાનું બનાવેલું
**એકસંપ** વિ૦ એકસંપીવાળું (૨) પું૦ ઐક્ય; સંપ (૩) બધાએ મળી એકસરખો વિચાર-નિશ્ચય કરવો તે
**એકસંપી** સ્ત્રી૦ એકસંપ કરવો તે
**એકસાન** વિ૦ એકસરખું; એકરૂપ
**એકસૂત્ર** ન૦ ડાખલું; ડમરુ
**એકસૂરું** વિ૦ એક—સમાન સૂરવાળું
**એકસેરું** વિ૦ એક સેરવાળું

**એકશો** વિ૦ ૧૦૦

**એકસ્વરી*** વિ૦

**એક(૦ક્ક)હથુ(-થ્થુ)** વિ૦ એક જ હાથમાં હોય એવું

**એકહથી** પું૦ કુસ્તીનો એક દાવ

**એકંદર** વિ૦ બધું મળીને થતું; કુલ

**એકંદર(-રે)** અ૦ સામટી રીતે; બધી બાબતોનો વિચાર કરતાં

**એકા** પું૦ બ૦ વ૦ ૧×૧થી ૧૦નો ઘડિયો

**એકાએક** અ૦ ઓચિંતું; એકદમ

**એકાકાર** વિ૦ એક આકારવાળું; એકરૂપ (૨) સેળભેળ

**એકાકારતા** સ્ત્રી૦

**એકાકારપણું** ન૦

**એકાકિની** વિ૦ સ્ત્રી૦ એકલી (૨) નિરાધાર

**એકાકી** વિ૦ એકલું; સાથ વિનાનું (૨) નિરાધાર

**એકાક્ષ(-ક્ષી)** વિ૦ એક આંખવાળું (૨) કાણું (૩) પું૦ કાગડો

**એકાક્ષર** વિ૦ એક અક્ષરવાળું (૨) પું૦ એક અક્ષર (૨) એવો ગૂઢ મંત્ર—ૐ

**એકાક્ષરી** વિ૦ જેમાં એક જ અક્ષર હોય તેવું (પ્રણવમંત્ર ઇત્યાદિ)

**એકાક્ષી** વિ૦ (૨) પું૦ જુઓ એકાક્ષ

**એકાગ્ર** વિ૦ એકલક્ષી (૨) તલ્લીન

**એકાગ્રચિત્ત** વિ૦ એકાગ્ર ચિત્તવાળું

**એકાગ્રતા** સ્ત્રી૦

**એકાચાર** પું૦ એકસરખો આચાર; એકસરખું વર્તન

**એકાણુ(-ણું)** વિ૦ ૯૧

**એકાત્મ** વિ૦ પોતાના ઉપર જ આધાર રાખનારું; એકલું

**એકાત્મતા** સ્ત્રી૦

**એકાત્મસંબંધ*** પું૦

**એકાત્મિક** વિ૦ પર્યાયિક (ગ.)

**એકાદ(-દું)** વિ૦ કોઈ એક (૨) એક અથવા બે (૩) ભાગ્યે એક

**એકાદશ** વિ૦ ૧૧

**એકાદશા** સ્ત્રી૦ અગિયારમું (૨) અગિયારમાની ક્રિયા

**એકાદશી** સ્ત્રી૦ અગિયારશ

**એકાદું** વિ૦ જુઓ એકાદ

**એકાધિક ગુણોત્તર** પું૦ 'રેશિયો ઑફ ગ્રેટર ઇનઇક્વૉલિટી' (ગ.)

**એકાનએક** અ૦ એકાએક

**એકાર્થ(-ર્થી)** વિ૦ એક-સરખા અર્થનું (૨) એક આશયવાળું

**એકાર્થનિર્દેશ** પું૦ સમાન અર્થવાળા શબ્દો કહેવા તે

**એકાર્થી** વિ૦ એકાર્થ

**એકાવન** વિ૦ ૫૧

**એકાવલિ(-લી)** સ્ત્રી૦ એકસરી (૨) એક અર્થાલંકાર—જેમાં પૂર્વપદો સાથે ઉત્તર પદોનું વિશેષણ રૂપે સ્થાપન કે નિષેધ દેખાડાય છે.

**એકાવળહાર** પું૦ એક ઘરેણું; એક સેરનો હાર

**એકાશ(-સ)ણુ(-ણું)** ન૦ એક ટંક ખાવું તે

**એકા(-ક્યા)શી(-સી)** વિ૦ ૮૧

**એકાસણુ(-ણું)** ન૦ એકાશણ

**એકાસન** ન૦ એક-સરખું આસન

**એકાસૂધ** અ૦ દરેકેદરેક; તમામ

**એકાંક(-કી)** વિ૦ એક આંકડાવાળું (૨) એક અંકવાળું (નાટક)

**એકાંગ** વિ૦ એક અંગવાળું (૨) અપંગ; હીનાંગ (૩) પું૦ અંગરક્ષક (૪) એક ગ્રહ; બુધ (૪) ન૦ એક અંગ અથવા ભાગ

**એકાંગવાત** પું૦ એક અંગનું રહી જવું તે; પક્ષાઘાત

**એકાંગી** વિ૦ જુઓ એકાંગ (૨) એકતરફી (૩) એક વાતને પકડી રાખનારું; હઠીલું

**એકાંગીપણું** ન૦

**એકાંડ** ન૦ એક જાતનો ઘોડો

**એકાંત** વિ૦ કોઈના અવરજવર વિનાનું (૨) ખાનગી (૩) એક જ બાજુ અથવા વસ્તુને લગતું; અનેકાંતથી વિરુદ્ધ એવું (૪) ન૦; સ્ત્રી૦ જ્યાં કોઈ ન હોય એવી જગા

**એકાંતર(-રું)** વિ૦ વચમાં એક આંતરો પડે એવું (૨) દર ત્રીજે દિવસે આવતું

**એકાંતરપ્રમાણ** ન૦ 'ઑલ્ટરનેન્ડો' (ગ.)

**એકાંતરવૃત્તખંડ** પું૦ 'ઑલ્ટરનેટ સેગમેન્ટ ઑફ એ સર્કલ' (ગ.)

**એકાંતરા(-રે)** અ૦ એકના આંતરે; વચમાં એક મૂકી દઈને
**એકાંતરિયું** વિ૦ એકાંતર
**એકાંતરિયો** પું૦ એક એક દહાડાને આંતરે આવતો તાવ
**એકાંતરું** વિ૦ એકાંતર
**એકાંતરે** અ૦ એકાંતરા
**એકાંતવાસ** પું૦ એકાંતમાં રહેવું તે (૨) છૂપી રીતે રહેવું તે
**એકાંતવાસી** વિ૦ એકાંતવાસ કરનારું
**એકાંતિક** વિ૦ એક જ હેતુ, માણસ કે સિદ્ધાંતને વળગી રહેનારું (૨) છેવટનું
**એકાંતિકત્વ** ન૦
**એકાંશ** પું૦ એક અંશ–ભાગ (૨) [ગ.] 'ઍલીકૉટ પાર્ટ'
**એકી** સ્ત્રી૦ જેને બે વડે ભાગતાં કાંઈ વધે એવી સંખ્યા (૨) એકતા (૩) [લા.] પેશાબની હાજત
**એકીકરણ** ન૦ એક કરવું તે
**એકીટશે(-સે)** અ૦ એકીનજરે; ટગરટગર
**એકીએકી** સ્ત્રી૦ એક રમત
**એકીભવન** ન૦ એકીકરણ; સંમિશ્રણ
**એકીભાવ** પું૦ એક થવું તે
**એકીભૂત** વિ૦ એક બનેલું–થઈ ગયેલું
**એકીવારે** અ૦ એકે ફેરે–ઝપાટે
**એકૂકું** વિ૦+ એકેએક (૨) એક પછી એક
**એકે(-કે)** વિ૦ એક પણ
**એકેક** વિ૦ એક એક (૨) છૂટું; નોખું (૩) અ૦ એકી વખતે એક એમ
**એકેકું** વિ૦ એક પછી એક
**એકેચકવે** અ૦ એકચકવે
**એકેશ્વરવાદ** પું૦ ઈશ્વર એક જ છે એવો વાદ–મત
**એકેશ્વરવાદી** વિ૦ (૨) પું૦ એકેશ્વરવાદમાં માનનાર
**એકોતેર** વિ૦ ઇકોતેર; ૭૧
**એકોદર** વિ૦ એક પેટનું; સહોદર
**એકોદ્દિષ્ટ** વિ૦ એકને ઉદ્દેશીને કરાયેલું (શ્રાદ્ધ)
**એકોનગુણોત્તર** પું૦ 'રેશિયો ઑફ લેસ ઇનઇક્વૉલિટી' (ગ.)
**એક્કો** પું૦ રમવાનાં પાનાંમાંનું એક સંજ્ઞાવાળું પત્તું (૨) ઠમણિયું (૩) એકતા; સંપ (૪) [લા.] સૌથી બાહોશ અથવા કુશળ આદમી; શ્રેષ્ઠ પુરુષ
**એક્યાશી(-સી)** વિ૦ ૮૧
**એખરો** પું૦ એક ઔષધિ (૨) એનું ઝાડ (૩) [લા.] કચરાપૂંજા જેવો માલ
**એખલાસ** પું૦ વિદ્રોહનો અભાવ; દોસ્તી
**એજન** અ૦ એ જ; ઉપર પ્રમાણે
**એજન્ટ** પું૦ આડતિયો; મુનીમ (૨) પ્રતિનિધિ; મુખત્યાર
**એજન્સી** સ્ત્રી૦ આડત (૨) આડતની દુકાન (૩) સરકારી એજન્ટની હકૂમત નીચેનો પ્રદેશ
**એઝવું*** સ૦ ક્રિ૦ (કા.)
**એટલા માટે** અ૦ તેથી કરીને; તે કારણસર
**એટલું** વિ૦ જણાવેલા માપ કે સંખ્યાનું
**એટલે** અ૦ અર્થાત્ (૨) એટલા માટે; એ ઉપરથી
**એઠ** વિ૦ એઠું; ગંદું; અડાય નહિ—અડવાથી અભડાવાય એવું (૨) ખરાબ; તુચ્છ (૩) સ્ત્રી૦; ન૦ એઠવાડ (૪) કચરો-પૂંજો (૫) ખરાબ માણસ
**એઠવાડ(-ડો)** પું૦ છાંડણ (૨) ખાવાપીવાથી થતો ગંદવાડ (એઠાં વાસણ વગેરે) (૩) કચરોપૂંજો; મલિનતા
**એઠું** વિ૦ જમતાં વધેલું (૨) ખાધેલું; (૩) જેને રાંધેલું અન્ન અડ્યું હોય તેવું; અસ્વચ્છ; અપવિત્ર (૪) ન૦ જમતાં વધેલું અન્ન (૫) અભડાય એવું રાંધેલું અન્ન
**એઠુંજૂઠું** વિ૦ છાંડેલું; ખાતાંપીતાં વધેલું (૨) એઠું; અસ્વચ્છ; અપવિત્ર (૩) ન૦ છાંડણ
**એડ(-ડી)** સ્ત્રી૦ જુઓ એડી
**એડવવું** સ૦ ક્રિ૦ અડકાડવું; જોડવું (૨) ઘાલવું; ઘુસાડવું
**ઍડવોકેટ** પું૦ વકીલ; ધારાશાસ્ત્રી
**એડી** સ્ત્રી૦ પાનીનો છેડો (૨) બૂટની એડી (૩) ત્યાં લગાડાતી ઘોડાને મારવાની આર—ચકરડી (૪) બીબું; સોનીનું એક ઓજાર
**એડીદાર** વિ૦ એડીવાળું

**એડો** વિ૦ પું૦ અડિયો; જદ્દી; ખરાબ (૨) પું૦ મેડો; મહિ ઇચ્છાજોગ સ્નેહ

**એડી** સ્ત્રી૦ જુઓ હેઠ

**એણુ** ન૦ એક જાતનું કાળું હરણ

**એણુપ** સ્ત્રી૦ મકરરાશિ

**એણી** સ્ત્રી૦ એણની માદા (૨) સ૦ પેલી; તે

**એણીપેર(-રે)** અ૦ એ રીતે

**એણું** ન૦ ઢોરનું વસૂકી જવું તે

**એણે** વિ૦ એ

**એતદાલ** વિ૦ માફકસરનું (૨) સમશીતોષ્ણ (હવા, પ્રદેશ)

**એતદ્દેશી,૦ય** વિ૦ આ દેશને લગતું

**એતનું** વિ૦+ એટલું

**એથી** અ૦ એ કારણથી

**એદી** વિ૦ આળસુ; સુસ્ત

**એદીખાનું** ન૦ આળસનું ઘર; એદીનો અખાડો

**એધાણ** ન૦ એંધાણી

**એધાણી** સ્ત્રી૦ સંજ્ઞા; નિશાની; ચિહ્ન

**એન** વિ૦ ખરું; અસલ (૨) ખાસ; મુખ્ય (૩) [લા.] જમીનનું જ ખાસ (૪) [કા.] ઠીકઠીક; સામાન્ય રીતે સારું (૫) સ્ત્રી૦; ન૦ શોભા; આબરૂ; શાખ (૬) અણીનો વખત (૭) એક જાતનું લાકડું

**એનઊપજ** સ્ત્રી૦ ખાસ–જમીનની ઊપજ (૨) જમીનનું મહેસૂલ

**એનકરજ** ન૦ ખરું–અસલ દેવું

**એનકિંમત** સ્ત્રી૦ ખરી–મૂળ કિંમત

**એનખરચ** પું૦; ન૦ ખાસ ખરચ (૨) જમીન ખાઝળનું ખર્ચ

**એનખર્ચ** પું૦; ન૦ જુઓ એનખરચ

**એનઘેન** સ્ત્રી૦ છોકરોંની એક રમત

**એનચોમાસું** ન૦ ખરું ચોમાસું; ભરચોમાસું

**એનજમા** સ્ત્રી૦ જમીનના મહેસૂલની આવક

**એનજમીન** સ્ત્રી૦ ખાસ–વાવેતરવાળી જમીન

**એનજુવાની** સ્ત્રી૦ ખરી જુવાની; ભરજુવાની

**એનતક** સ્ત્રી૦ ખરી તક

**એનલાવણી** સ્ત્રી૦ ખરી લાવણી

**એનવાવેતર** ન૦ ખરું—અન્ન ઉત્પન્ન થાય એવું વાવેતર

**એનવેળા** સ્ત્રી૦ ખરી—અણીની વેળા

**એનાયત** સ્ત્રી૦ આપવું તે; બક્ષિશ

**એપ્રિલ** પું૦ અંગ્રેજી વર્ષનો ચોથો મહિનો

**એબ** સ્ત્રી૦ ખોડખાંપણ; ખામી (૨) દૂષણ; કલંક

**એબદાર** વિ૦ એબવાળું

**એબિયલ** વિ૦ એબદાર

**એમ** અ૦ એ રીતે; એ પ્રમાણે

**એમન** પું૦ સંગીતની એક રીતનું નામ

**એમાન** ન૦ કાચું અનાજ (૨) મરતા માણસ પાસે અપાવાતું કાચા અનાજનું દાન

**એરકા** ન૦ એક વનસ્પતિ

**એરગેરિયા** વિ૦ જેના ઉપર સરકારધારો લેવાતો નથી અથવા નામનો લેવાય છે અને જેના ઉપર કબજેદારની માલિકી છે એવી–ઇનામી (જમીન)

**એરણ** સ્ત્રી૦ અમુક આકારનું લોખંડનું ગચિયું, જેના ઉપર સોની અથવા લુહાર ઘડવાનું ઘડે છે.

**એરણકાકડી** સ્ત્રી૦ પપૈયાનું ઝાડ (૨) તેનું ફળ

**એરમડી** સ્ત્રી૦ એક ઝાડ

**એરમડું** ન૦ એરમડીનું ફળ (૨) અંબોટમાં પહેરવાનું જાડું શણિયું; ચીકટો

**એરવાદસ** ન૦ એક જાતનું બીજ—ઔષધિ

**એરંગ** સ્ત્રી૦ એક જાતની માછલી; 'હેરિંગ'

**એરંડમૂળ** ન૦ દિવેલાનું મૂળ

**એરંડિયું** ન૦ દિવેલ

**એરંડી** સ્ત્રી૦ નાની જાતનો દિવેલો; દિવેલી

**એરંડો** પું૦ દિવેલો

**એરા** પું૦ બ૦ વ૦ નહોર; પંજા (૨) સ્ત્રી૦ પકડ (૩) કબજો; પહોંચ

**એરાવું** અ૦ ક્રિ૦ હેરાન થવું (૨) ચણિયારામાંથી ઊતરી જવું; હાલી જવું (૩) ઘેરાવું

**એરિંગ** ન૦ કાનની બૂટનું એક ઘરેણું

**એરુ** પું૦ સાપ

**એરુઝાંઝર(-રુ)** ન૦ સાપ વગેરે ઝેરી જાનવર

**એરો** પું૦ અવરજવર (૨) હવાડો

**એરોખેરો** પું૦ સોનારૂપાનો ભંગાર

**એલચી** પું૦ એક રાજ્યનો બીજા રાજ્યમાં મોકલેલો પ્રતિનિધિ–વકીલ

**એલ(-ળ)ચી** ન૦; સ્ત્રી૦ ઇલાયચી

**એલચીખાનું** ન૦ રાજ્યના એલચીનું આફિસ–કાર્યાલય

**એલચીડો(-દો)ડો** પું૦ ઇલાયચીના દાણાનો પોપટો
**એલચો** પું૦ એક જાતની મોટી એલચી
**એલતેમાસ** પું૦ ઇલ્તિમાસ; વિનંતિ (૨) ફરમાશ
**એલફેલ** વિ૦ આડુંઅવળું; ગમે તેવું (૨) અવિચારી; ગાંડુંઘેલું (૩) અસભ્ય (૪) ન૦ નખરું; તોફાન (૫) અસંબદ્ધ-મિથ્યા પ્રલાપ
**એલળવું** અ૦ ક્રિ૦ એસરવું; પાણી છૂટવું (હાથ, પગ, મીઠું ઇત્યાદિમાંથી)
**એલા** સ્ત્રી૦ ઇલાયચીનો છોડ (૨) ઇલાયચી (૩) ઇયળ
**એલાડું*** ન૦
**એલાયચી** ન૦; સ્ત્રી૦ ઇલાયચી
**એલાલતા** સ્ત્રી૦ ઇલાયચીનો છોડ-વેલો
**એલીવાર** અ૦ આ વખતે (૨) ઓણ
**એલોએલો** પું૦ છોકરાંની એક રમત
**એવ** અ૦ નિશ્ચિતપણે (૨) જ (૩) ફક્ત
**એવડું** વિ૦ એટલા કદનું (૨) એટલું બધું
**એવમ્** અ૦ આમ; આ રીતે
**એવાન** ન૦ ખંડ; બેસવાઊઠવાનો ખંડ
**એવું** વિ૦ એ રીતનું-પ્રકારનું (૨) એના જેવું -સરખું
**એશ** સ્ત્રી૦ મોજમજા; સુખચેન; રંગબાજી
**એશઆરામ** પું૦ ભોગવિલાસ; સુખચેન
**એશિયા** પું૦; ન૦ (સં.) પૃથ્વીનો એક મોટો ખંડ, જેમાં હિંદુસ્તાન આવેલો છે.
**એશિયાઈ** વિ૦ એશિયાનું
**એષણ** ન૦ એષણા
**એષણા** સ્ત્રી૦ ઇચ્છા; વાસના
**એષણી** સ્ત્રી૦ લોઢાની સળી; ઘા વગેરે તપાસવાનું શસ્ત્રવૈદ્યનું એક ઓજાર (૨) સોનીનાં નાનાં તાજવાં
**એસણું** ન૦ સોનીની નાની સગડી
**એસરવું** અ૦ ક્રિ૦ પીગળવું; પાણી છૂટવું (કોઈ વસ્તુમાંથી) (૨) ઓસરવું; ઓછા થવું; સુકાવું (૩) પાછું વળવું; ઊતરી જવું
**એસિડ** પું૦; ન૦ એક રસાયની તત્ત્વ; અમ્લ
**એસ્તેકબાલ** પું૦ ઇસ્તિકબાલ
**એહ** વિ૦ પેલું (૨) સ૦ એ; તે (પ.)
**એહમક** વિ૦ મૂર્ખ
**એહી** સ૦+ એ (૨) વિ૦+ એ
**એળચી** ન૦; સ્ત્રી૦ ઇલાયચી
**એળિયો** પું૦ કુંવારના પાઠાનો સૂકવેલો ગર્ભ; એક ઔષધિ
**એળે,૦બેળે** અ૦ ફોકટ; વૃથા (૨) અમથામાં; વગર મહેનતે; સહેજમાં
**એળેસેળે*** અ૦ (કા૦)
**એં** અ૦ ન સંભળાવાથી ફરી પૂછવા માટે કરવામાં આવતો અવાજ; હેં (૨) હાં, પછી! (૩) ધમકામણીનો એવો અવાજ (૪) આશ્ચર્ય—ખેદસૂચક ઉદ્ગાર
**એંચણિયો** પું૦ પતંગ ખેંચનારો (૨) પતંગના પેચ થતાં રીતસર નહિ રમતાં અંચાઈ કરી પતંગ ખેંચી પાડવાની ટેવવાળો માણસ
**એંચવું** સ૦ ક્રિ૦ ઈંચવું; નાખવું; ફેંકવું; (લખોટી ઇત્યાદિ વિષે) (૨) ખેંચવું (પતંગનું) (૩) હીંચવું
**એંચંએચા** સ્ત્રી૦ ખેંચંખેંચા (૨) ફેંકફેંકા (લખોટીઓની) (૩) હુંસાતુંસી
**એંચાતાણું** વિ૦ ઢૂંકે સુધી દેખે એવું (૨) બાડું
**એંજિન** ન૦ વેગ આપનારું યંત્ર; ઍન્જિન
**એંટ** સ્ત્રી૦ મમત; જિદ (૨) આંટ; સાખ (૩) ટેક
**એંટવું** અ૦ ક્રિ૦ ગર્વ કરવો (૨) જક કરવી
**એંટાળ** વિ૦ જક્કી; આડુ
**એંટી** વિ૦ એંટાળ
**એંધાણ** ન૦ એધાણ
**એંધાણી** સ્ત્રી૦ એધાણી
**એંશી(-સી)** વિ૦ ૮૦

# ઐ

**ઐ** સ્ત્રી૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો દશમો વર્ણ
**ઐકમત્ય** ન૦ એકમતી
**ઐકાત્મ્ય** ન૦ એકાત્મપણું
**ઐકાર** પું૦ ઐ ઉચ્ચાર અથવા અક્ષર
**ઐકારાંત** વિ૦ જેને છેડે ઐકાર હોય તેવું
**ઐકાંતિક** વિ૦ એકાંતનું; એકાંતને લગતું
**ઐક્ય** ન૦ એકતા
**ઐચ્છિક** વિ૦ પોતાની ઇચ્છાનું—ખુશીનું
**ઐડ** વિ૦ આડું; જિદ્દી
**ઐતરેય** વિ૦ ઐતરેયને લગતું–સંબંધી (૨) પું૦ ઇતરા (અથવા ઇતર ઋષિ)નો વંશજ, જેની દ્વારા ઐતરેય બ્રાહ્મણ અને આરણ્યક પ્રગટ થયાં હતાં. (૩) સ્ત્રી૦; ન૦ એ નામનું એક ઉપનિષદ (૪) ન૦ ઋગ્વેદનું એક બ્રાહ્મણ
**ઐતિહાસિક** વિ૦ ઇતિહાસને લગતું
**ઐતિહ્ય** વિ૦ પરંપરાગત
**ઐના,૦છાલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ઐયામ** પું૦ સમય; પ્રસંગ (૨) ઋતુ; હવા
**ઐયાર** વિ૦ ચાલાક; લુચ્ચું; ઠગ
**ઐયો** વિ૦ પું૦ આ; પેલો
**ઐરાવણ(–ત)** પું૦ (સં.) સમુદ્રમંથન કરતી વખતે નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક; ઇંદ્રનો હાથી
**ઐશાની** વિ૦ ઈશાનકોણ સંબંધી (૨) સ્ત્રી૦ (સં.) દુર્ગા
**ઐશ્વર્ય** ન૦ ઈશ્વરપણું; પ્રભુતા (૨) સર્વોપરીપણું (૩) મોટાઈ; સાહેબી (૪) વિભૂતિ; સંપત્તિ
**ઐશ્વર્યશાલી(–ળી)** વિ૦ ઐશ્વર્યવાળું
**ઐહલૌકિક** વિ૦ ઇહલોક સંબંધી
**ઐહામુષ્મિક** વિ૦ ઐહિક અને આમુષ્મિક; આ લોક અને પરલોક સંબંધી
**ઐહિક** વિ૦ સાંસારિક
**ઐહિકતા** સ્ત્રી૦
**ઐંટ** ન૦ એક વનસ્પતિ
**ઐંદ્ર** વિ૦ ઇંદ્રનું; ઇંદ્ર સંબંધી
**ઐંદ્રજાલિક** વિ૦ ખોટું; માયાવી; જાદુઈ
**ઐંદ્રિય,૦ક** વિ૦ ઇંદ્રિયોને લગતું (૨) ઇંદ્રિયગમ્ય
**ઐંદ્રી** સ્ત્રી૦ ઇંદ્રાણી (૨) પૂર્વદિશા

# ઓ

**ઓ** પું૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો અગિયારમો અક્ષર (૨) બહુવચનનો પ્રત્યય (૩) સ૦ (કા.) તે; પેલું (૪) અ૦ અરેરે; ઓરે

**ઓઇયાં** અ૦ ઓડકાર આવતાં થતો-કરાતો સંતોષજનક ઉદ્ગાર (૨) ન૦ પચાવી પડવું-પાડવું તે

**ઓક** સ્ત્રી૦ ઊલટી; બકારી (૨) ન૦ ઘર; રહેઠાણ (૩) આશ્રયસ્થાન

**ઓકવું** સ૦ ક્રિ૦ ઊલટી કરવી (૨) લીધેલું પાછું આપવું (૩) કહી નાખવું

**ઓકળી** સ્ત્રી૦ લહરી (૨) લીંપણની એક ભાત

**ઓકા(-ખા)ત** સ્ત્રી૦ જુઓ ઓખાત

**ઓકાબ** ન૦ એકપક્ષી

**ઓકાર** પું૦ ઓ અક્ષર અથવા ઉચ્ચાર

**ઓકારાંત** વિ૦ જેને છેડે ઓકાર હોય એવું

**ઓકારી** સ્ત્રી૦ બકારી; ઊલટી

**ઓકારો** પું૦ ઓકારી (૨) ઊલટી થતાં થતો અવાજ

**ઓકાવવું** સ૦ ક્રિ૦ ઓકે એમ કરવું

**ઑકટોબર** પું૦ અંગ્રેજી વર્ષનો દશમો મહિનો

**ઓખડ(-દ)** ન૦ ઓસડ; દવા (૨) ઇલાજ

**ઓખણવું** અ૦ ક્રિ૦ ખોદી કાઢવું; ઉખેડી નાંખવું( ૨) વગોવવું; ખોડો કાઢવી; હેરાન કરવું (૩) ખાંડવું

**ઓખર** ન૦ નરક; ગંદવાડ

**ઓખરવાડો** પું૦ ઉકરડો; ગંદવાડ

**ઓખરવું** સ૦ ક્રિ૦ ઓખર કરવું; મળમૂત્રાદિ ગંદવાડ ખાવી

**ઓખરાડ** સ્ત્રી૦ એક વનસ્પતિ

**ઓખરા(-વા)ડો** પું૦ જુઓ ઉકરડો

**ઓખરાયેલું** વિ૦ ઓખર કરેલું હોય એવું

**ઓખરિયું** વિ૦ ઓખર કરનારું

**ઓખરી** વિ૦ ઓખરિયું

**ઓખળવું** સ૦ ક્રિ૦ છાલ ઉતારવી (૨) એકઠું કરવું

**ઓખવાડો** પું૦ ઓખરાડો

**ઓખા** સ્ત્રી૦ (સં.) અનિરુદ્ધની પત્ની-ઉષા

**ઓખાઈ** વિ૦ ઓખામંડળનું

**ઓખાણું** ન૦ જુઓ ઉખાણું

**ઓખાત(-દ)** સ્ત્રી૦ તાકાત; ગુંજાશ (૨) મામલત; વિસાત

**ઓખામંડળ** ન૦ (સં.) કાઠિયાવાડનો એક ભાગ

**ઓખાંગવું** અ૦ ક્રિ૦ આખલાનું બરાડવું; બાંધડવું

**ઓખી** સ્ત્રી૦ કાઠિયાવાડના કેટલાક ભાગમાં ચાલતો એક અસલી સિક્કો

**ઓગ(-ગા)ટ(-ઠ)** સ્ત્રી૦; ન૦ ઓગાટ

**ઓગણચાળીસ** વિ૦ ૩૯

**ઓગણતી(-ત્રી)સ** વિ૦ ૨૯

**ઓગણપચાસ** વિ૦ ૪૯

**ઓગણપડાયો** પું૦ પ્રણવમંત્ર; ૐ

**ઓગણપડો** પું૦ ઓગણપડાયો

**ઓગણસાઠ** વિ૦ ૫૯

**ઓગણા** પું૦ બ૦ વ૦ ધાણી શેકતાં કે અનાજ દળાતાં એમને એમ રહી ગયેલા દાણા

**ઓગણિયા** પું૦ બ૦ વ૦ ૧૯ × ૧થી ૧૦નો ઘડિયો

**ઓગણિયું** ન૦ સ્ત્રીઓના કાનનું એક ઘરેણું

**ઓગણીસ** વિ૦ ૧૯

**ઓગણીસા** પું૦ બ૦ વ૦ ઓગણિયા

**ઓગણું** ન૦ ઓગણિયું

**ઓગણોતેર** વિ૦ અગણોતેર; ૬૯

**ઓગણ્યાએંશી(-સી)** વિ૦ અગણ્યાએંશી

**ઑગસ્ટ** પું૦ અંગ્રેજી વર્ષનો આઠમો મહિનો

**ઓગળવું** અ૦ ક્રિ૦ પ્રવાહી થવું; પીગળવું (૨) ગળી જવું; સુકાવું (૩) નરમ થવું; દયા લાવવી; અસર થવી.

**ઓગાટ(–ઠ)** સ્ત્રી૦ ન૦ ઢોરનું છાંડયું ઘાસ

**ઓગાન** પું૦ મોજું (પાણીનું)

**ઓગા(–ઘા)સ** પું૦; ન૦ ઓગાટ

**ઓગાળ** પું૦ ચાવી રસરૂપ બનાવેલી વસ્તુ; (૨) ઓગાટ

**ઓઘ** પું૦ પૂરનું પાણી; પ્રવાહ (૨) ઢગલો; જથો

**ઓઘડ** વિ૦ અણઘડ; ભોટ; ઓથડ (૨) લાગણી વગરનું; ભયના ભાન વગરનું

**ઓઘડનાથ** પું૦ ઓઘડ માણસ

**ઓઘરાળું** વિ૦ ઓઘરાળાવાળું

**ઓઘરાળો** પું૦ પ્રવાહી ખોરાક પીરસવાનો પહોળા, ઊંડા મોંનો અને ટૂંકા દાંડાનો એક ચમચો (૨) ઓગાળનો ડાઘ; રેલા જેવો ડાઘ

**ઓઘરી** સ્ત્રી૦ કપડાને છેડે છૂટા રહેલા તાંતણા; આંતરી; ઝૂલ

**ઓઘલો** પું૦ જુઓ ઓઘો

**ઓઘવું** સ૦ ક્રિ૦ ઓઘો કરવો; ખડકવું

**ઓઘામણ** સ્ત્રી૦ તિરસ્કાર (૨) ત્રાસ

**ઓઘાવવું** સ૦ ક્રિ૦ ઝૂડવું (દૂંડાંને) (૨) તેવી રીતે મારવું (૩) ઓઘો થાય એમ કરવું

**ઓઘાવું** અ૦ ક્રિ૦ અમૂંઝાવું; ગભરાવું (૨) પીડાવું; દુઃખી થવું

**ઓઘાસ** પું૦; ન૦ ઓગાટ

**ઓઘો** પું૦ ગંજી (૨) ગોટો; ફરફરતા વાળનો જથો (૩) જમણ જમનારાનો મોટો સમૂહ (૪) (જૈન) સાધુની ઊનના દોરાની પૂંજણી

**ઓઘોડોઘો** પું૦ છોકરાંની એક રમત

**ઓચર(–રિયું)** ન૦ ઓચરિયું

**ઓચરવું** સ૦ ક્રિ૦ ઉચ્ચરવું; બોલવું

**ઓચરિયું** ન૦ ખીલ; આધારરૂપ હિસાબી કાગળ; 'વાઉચર'

**ઓચવું** સ૦ ક્રિ૦ ઉચેલવું; ઠાંસીને ખાવું

**ઓચિંતું** વિ૦ અણચિંતવ્યું (૨) અ૦ અણધારી રીતે

**ઓચ્છવ** પું૦ ઉત્સવ

**ઓછ,૦પ** સ્ત્રી૦ ઓછાપણું; ખોટ

**ઓછંગ** પું૦ + ઉછંગ; ખોળો

**ઓછાડ** પું૦ ઢાંકવા પાથરવાનું વસ્ત્ર; ચાદર (૨) ઓઢો

**ઓછાડવું** સ૦ ક્રિ૦ ઢાંકવું; ઓઢાડવું (૨) છાવું; છાંયડો થાય એમ કરવું

**ઓછાપણું** ન૦

**ઓછાબોલું** વિ૦ થોડું બોલનારું

**ઓછાયો** પું૦ છાયો; પડછાયો (૨) સંકોચ; લાજ

**ઓછાવું** અ૦ ક્રિ૦ ઓછું—હલકું થવું (૨) સંકોચાવું; શરમાવું (૩) સ૦ ક્રિ૦ છાવું; છાયો થાય એમ કરવું

**ઓછાશ** સ્ત્રી૦ ઓછપ

**ઓછિયાં** ન૦ બ૦ વ૦ અછોઅછોવાનાં કરવાં તે; લાડ

**ઓછિયો** પું૦ ઓછાયો (૨) સંભાળ (૩) લાડ (૪) પોતાને ઘેર સારો અવસર હોય તો શુકન સાચવવા ક્યાંય રડવાકૂટવા ન જવું તે (ચરોતર)

**ઓછું** વિ૦ જોઈએ તેથી થોડું; કમી (૨) અધૂરું; ઊણું (૩) ઊતરતું; હલકું

**ઓછુંવત્તું** વિ૦ ઓછું કે વધારે; થોડુંઘણું (૩) અયોગ્ય (વચન)

**ઓજ,૦સ** ન૦ જુઓ ઓજસ

**ઓજવું** અ૦ ક્રિ૦ વધવું

**ઓજસ** ન૦ પ્રકાશ; તેજ (૨) બળ; પ્રતિભા; પરાક્રમ (૩) ચૈતન્ય

**ઓજસ્વિતા** સ્ત્રી૦

**ઓજસ્વી** વિ૦ તેજવાળું (૨) પરાક્રમી (૩) ચૈતન્યવાળું

**ઓજાર** ન૦ રાચ; હથિયાર

**ઓઝટ(–ડ,–ળ)** સ્ત્રી૦ ઓછાયો (૨) ઝપટ; અડફટ (ભૂતપ્રેતની)

**ઓઝડવા** પું૦ (ભૂતપ્રેતાદિની) ઝપટનો પવન —ઝપટ—અસર

**ઓઝણું** ન૦ દાયજો; કન્યાને પિતા વરફથી અપાયેલું જે હોય તે (દાસ, દાસી, જાગીર, ધન, લૂગડાં ઇત્યાદિ)

**ઓઝપવું** અ૦ ક્રિ૦ સંકોચ આવવો; શરમાવું,

**ઓઝણ** સ્ત્રી૦ ઓઝટ
**ઓઝમ** પું૦ વણુછો
**ઓઝરિયું** ન૦ એક જાતનું રેશમી કાપડ
**ઓઝલ** પું૦; સ્ત્રી૦; ન૦ પડદો; બુરખો (૨) અંતઃપુર; જનાનો
**ઓઝલપડ(-૨)દો** પું૦ સ્ત્રી અને પુરુષની બેઠક જુદી પાડનાર પડદો (૨) ઘૂમટાનો—લાજ કાઢવાનો રિવાજ
**ઓઝલવાયું*** વિ૦
**ઓઝંપો** પું૦ સંકોચ; શરમ (૨) અજંપો
**ઓઝાડ** પું૦ ઓછાયો
**ઓઝી** સ્ત્રી૦ કુંભારણ
**ઓઝો** પું૦ કુંભાર
**ઓટ** પું૦; સ્ત્રી૦ ભરતીનું ઊતરી જવું તે (૨) ઓથું; પડદો (૩) [લા.] પડતી (૪) ન૦ એક વનસ્પતિ (૫) એ નામનું ધાન્ય
**ઓટણ** ન૦ ઓટવું તે (૨) બખિયો
**ઓટણી** સ્ત્રી૦ જુઓ ઓટણ (૨) ઓટાઈ
**ઓટમીલ** પું૦ ઓટ નામના ધાન્યનો ભરડો કે આટો
**ઓટલી** સ્ત્રી૦ નાનો ઓટલો
**ઓટલો** પું૦
**ઓટવું** સ૦ ક્રિ૦ બખિયો દેવો; કપડાની કિનારી અંદર વાળીને સીવવું (૨) ઉકાળી, ઘસી કે હલાવીને એકરસ કરવું
**ઓટાઈ(-મણી)** સ્ત્રી૦ જુઓ ઓટણ (૨) ઓટવાનું મહેનતાણું
**ઓટામણ** ન૦ જુઓ ઓટાઈ
**ઓટામણી** સ્ત્રી૦ જુઓ ઓટાઈ
**ઓટી** સ્ત્રી૦ કમર ઉપરના વસ્ત્રનું પડ
**ઓટીગણ** પું૦ ઉટીગણ
**ઓટીવાર** વિ૦ ગુપ્ત વાત બહાર પાડવાની આદતવાળું; ભટભટિયું (૨) વાતોડિયું; બહુબોલું
**ઓટો** પું૦ (ક.) ઓટલો
**ઓઠ** પું૦ હોઠ
**ઓઠવવું** સ૦ ક્રિ૦ ખોટી વસ્તુ ગોઠવી દેવી; જૂઠું બોલવું (૨) મૂકવું; ગોઠવવું (૩) ચાંપીને ખાવું
**ઓઠંગવું** સ૦ ક્રિ૦ અઢિંગવું
**ઓઠંબિયું** ન૦ અઢિંગણ
**ઓઠિં(-ઠીં)ગણ** ન૦ અઢિંગણ
**ઓઠું** વિ૦ મોંઘું; ગાંખું (૨) ન૦ ઓથું; પડદો; આંતરો (૩) આંતરાને લીધે અંધારું અને એકાંત હોય તેવી જગા (૪) છુપાવાની કે આશરો લેવાની જગા (૫) છાયા; પડછાયો; ઓળો (૬) ડાઘો; ડબકો (૭) બહાનું (૮) નમૂનો; બીબું (૯) પૂતળા જેવું-નામનું માણસ; ઓડું
**ઓડ** વિ૦ વિચિત્ર; નવાઈભર્યું; અજબ (૨) આડું; ચોટથી ઊલટું (૩) માટી ખોદવાનું કામ કરનારી એક નાત (૪) પું૦ એ નાતનો માણસ (૫) પવન અટકાવવાનો પડદો; ઓથું (૬) સ્ત્રી૦ ઓચી
**ઓડક** સ્ત્રી૦ અડક
**ઓડકાર** પું૦
**ઓડણ** સ્ત્રી૦ ઓડ જાતની સ્ત્રી
**ઓડવું** ન૦ એક ફળ (૨) હોડકું (૩) સ૦ ક્રિ૦ ધરવું; લંબાવવું; રજૂ કરવું (૪) ખાળવું; રોકવું (૫) ખેંચવું (૬) અ૦ ક્રિ૦ મુશ્કેલીથી બોલવું-પોતાનો અર્થ સમજાવવો
**ઓડામણ** વિ૦ ઉદાર; દાતાર (૨) ન૦ મદદ ખાતર હાથ આપનાર તે
**ઓડાવું** અ૦ ક્રિ૦ ખેંચાવું; ઇચ્છાવાળા-ઇચ્છતા થવું
**ઓડું** ન૦ ખેતરનો ચાડિયો (૨) રમકડું; પૂતળું —કામ ચલાવી લેવા ખોટી રીતે ઊભું કરેલું નકામું માણસ
**ઓડો** પું૦ ઓઢો (૨) કર ઉઘરાવવા માટે રસ્તા ઉપર રાખેલું થાણું; ચોકી (૩) [કા.] કરસણ અને ઝાડને બાળી મૂકે એવો દક્ષિણનો પવન
**ઓઢણ(-ણું)** ન૦ સ્ત્રીઓ અને છોકરીઓને માથે નાંખવાનું વસ્ત્ર
**ઓઢણી** સ્ત્રી૦ છોકરીઓને માથે ઓઢવાનું વસ્ત્ર
**ઓઢણું** ન૦ ઓઢણ
**ઓઢવવું** સ૦ ક્રિ૦ જોખમમાં નાખવું; કુરબાન કરવું
**ઓઢવું** સ૦ ક્રિ૦ શરીર કે માથું ઢાંકવું (૨) પહેરેલું હોય તે ઉપર બીજું નાખવું (૩) [લા.] વહોરવું; માથે લેવું (૪) દેવાળું કાઢવું
**ઓઢાડ** પું૦ આચ્છાદાન; ઢાંકણ

**ઓઢાડવું** સ૦ ક્રિ૦ ઓઢે એમ કરવું
**ઓઢો** પું૦ ઓઢાડ
**ઓણ** અ૦ આ સાલમાં (૨) ચાલુ સમયમાં
**ઓણકું** વિ૦ આ સાલનું
**ઓતણી** સ્ત્રી૦ ઓતવું તે (૨) ઓતવાનું પાત્ર (૩) ઓતવાની કળા; ભરતરનું કામ (૪) ધાતુ ગાળવાની ભઠ્ઠી (૫) ઓતવાનું મહેનતાણું
**ઓતપ્રોત** વિ૦ એકબીજામાં પરોવાયેલું; એકબીજા સાથે વણાઈ ગયેલું–મળીભળી ગયેલું
**ઓતરંગ** પું૦; ન૦ બારસાખનો ઉપલો ભાગ
**ઓતરાતું(-દું)** વિ૦ ઉત્તર દિશાનું; ઉત્તર તરફનું
**ઓતવું** સ૦ ક્રિ૦ ધાતુનું ભરતરનું કામ કરવું
**ઓતળવું** સ૦ ક્રિ૦ ભૂલી જવું (૨) અ૦ ક્રિ૦ ગૂમ થવું; નાસી છૂટવું
**ઓતાડું** વિ૦ આડફેટું; અપરિચિત
**ઓતાર** પું૦ ઉતાર (૨) [દેવ શરીરમાં આવવાથી ઊપજતો] કંપ; થરથરાટ
**ઓતારી** પું૦ ઓતવાનું કામ કરનાર આદમી
**ઓતિચારી** પું૦ મહંત; મઠાધ્યક્ષ
**ઓતું** પું૦; સ્ત્રી૦ છાપરું (૨) બિલાડી
**ઓત્તર** વિ૦ ઓતરાતું (૨) સ્ત્રી૦ ઉત્તરદિશા
**ઓત્તારી** શ૦ પ્ર૦ ઓહો! વાહરે!
**ઓથ** સ્ત્રી૦ આશરો; શરણ (૨) મદદ
**ઓથમીજીરું** ન૦ એક ઔષધિ
**ઓથરવું** અ૦ ક્રિ૦ ભયંકર સ્વપ્ન આવવું
**ઓથવું** અ૦ ક્રિ૦ (કા.) ઓથે ભરાઈ જવું; નાહિંમત થઈ જવું
**ઓથાર** પું૦ ભયંકર સ્વપ્ન; સ્વપ્નામાં કોઈ છાતી ઉપર ચડી બેઠું હોય એમ લાગવું તે
**ઓથું** ન૦ ઓથો; પડદો; આંતરો (૨) આંતરાને લીધે અંધારું અને એકાંત હોય તેવી જગા (૩) છુપાવાની કે આશરો લેવાની જગા (૪) છાયા (૫) બચાવ માટે ઊભું કરેલું કારણ; બહાનું
**ઓથો** પું૦ જુઓ ઓથ (૨) વચ્ચે આવવું તે (૩) છાંયો
**ઓદન** પું૦; ન૦ રાંધેલા ચોખા
**ઓદર** ન૦+ ઉદર
**ઓદરવું** અ૦ ક્રિ૦ (કા.) પચવું; હજમ થવું (૨) સુખેથી ભોગવવું
**ઓદા** પું૦ બ૦ વ૦ ગાડાના ચીલામાં પડેલા ખાડા (૨) સ્ત્રી૦ આપદા
**ઓદારવું** સ૦ ક્રિ૦ વિદારવું; ચીરવું (૨) ખેડવું
**ઓદુંકોદું** ન૦ (કા.) કૂચા–કચરા જેવું ભેગું કરેલું મિશ્રણ
**ઓદ્ધ(-ધ)વ** પું૦ (સં.) ઉદ્ધવ
**ઓદ્દેદાર** વિ૦ ઓદ્દાવાળું; ઓદ્દા ઉપર સ્થાપિત થયેલું
**ઓદ્દેદારી** સ્ત્રી૦ ઓદ્દા ઉપર હોવું તે
**ઓદ્દો** પું૦ અધિકાર; પદવી; દરજ્જો (૨) જુઓ હોદ્દો
**ઓધ** સ્ત્રી૦ વંશ; કુળ (૨) વારસો (૩) ખભો
**ઓધરવું** અ૦ ક્રિ૦+ જુઓ ઉદ્ધરવું (૨) ઊછરવું
**ઓધવ** પું૦ (સં.) ઉદ્ધવ
**ઓધવાડો** પું૦ ઓલાદ; સંતતિ; વંશ
**ઓધવું** અ૦ ક્રિ૦ ગોઠવું; ગમવું
**ઓધાન** ન૦ ગર્ભ રહેવો તે
**ઓધાર** પું૦+ જુઓ ઉદ્ધાર
**ઓધારવું** સ૦ ક્રિ૦+ જુઓ ઉદ્ધારવું
**ઓધિયો** પું૦ લાગ; તાકડો
**ઓનાળવું** સ૦ ક્રિ૦ (કા.) દાણાને પાણીમાં તરતા રાખી ધોવા
**ઓપ** પું૦ ઝળકાટ; ચળકાટ; ઢોળ (૨) સફાઈ; શોભા
**ઓપટી** સ્ત્રી૦ અડચણ; મુસ્કેલી; ભીડ (૨) અટકાવ; ઋતુ
**ઓપણી** સ્ત્રી૦ ઓપ (૨) ઓપ ચડાવવાનું ઓજાર
**ઓપદાર** વિ૦ ઓપવાળું
**ઓપવું** અ૦ ક્રિ૦ શોભાવું (૨) સ૦ ક્રિ૦ માંજી ઘસીને ચળકતું કરવું (૩) [સોના-રૂપાનો] ઢોળ ચઢાવવો
**ઓબેલો** પું૦ મૂછનો થોભિયો
**ઓબળાડું** ન૦ બગાસું
**ઓબાળ(-ળો)** પું૦ જુઓ ઉબાળો
**ઓભા** સ્ત્રી૦ મુસ્કેલી; ઉપાધિ; પીડા
**ઓભામણ(-ણી)** સ્ત્રી૦ ઓભાવું તે

**ઓબાવું** અ૦ ક્રિ૦ મુશ્કેલીમાંથી—પ્રસૂતિની પીડામાંથી છૂટવાને વલખાં મારવાં (૨) અમૂંઝાવું; સલવાવું

**ઓમ** પું૦ વેદનો પહેલો અને પવિત્ર ઉચ્ચાર; પ્રણવ; ૐ

**ઓમકાર** પું૦ ઓમ; પ્રણવ (૨) ઓમ એવો ઉચ્ચાર

**ઓય,૦રે** અ૦ આશ્ચર્ય અથવા શોકનો ઉદ્ગાર

**ઓયઓ(-વો)યરે** અ૦ શોક કે ઊંડા દુ:ખનો ઉદ્ગાર

**ઓયરે** અ૦ ઓય

**ઓર** વિ૦ અવર; અન્ય; બીજું (૨) નિરાળું; અસાધારણ; વિચિત્ર (૩) પું૦ (ક.) ઓટ; પાણીનું હઠી જવું તે (૪) સ્ત્રી૦ ચડસા-ચડસી (૫) ગર્ભના રક્ષણ માટે તેના ઉપર રહેતી પાતળી ચામડીની કોથળી (૬) કેરીને પાકવા નાખવી તે (ઘાસ, પરાળ ઇત્યાદિમાં)

**ઓરડી** સ્ત્રી૦ નાનો ઓરડો

**ઓરડો** પું૦ ઘરની અંદરનો મોટો-મુખ્ય ખંડ (૨) મકાનનો કોઈ પણ ખંડ (૩) [લા.] અંત:પુર (૪) ભંડાર; ખજાનો

**ઓરણી** સ્ત્રી૦ ઓરવું તે (૨) ઓરણીનો સમય (૩) ઓરવાનું એક સાધન; ચાવડું (૪) દળવાની ઘંટીનું મોં, જેમાં દળણું ઓરાય છે. (૫) ખા ખા કરવું તે (તિરસ્કારમાં)

**ઓરણું** ન૦ ઓરવું તે (૨) ઓરવાનું હોય તે (અનાજ, બી ઇત્યાદિ) (૩) ખાવાનું (તિરસ્કારમાં) (૪) ઓરવાનું યંત્ર; દળવાની ઘંટીનું મોં; ઓરવાનું એક સાધન; ચાવડું

**ઓરત** સ્ત્રી૦ સ્ત્રી; બૈરી

**ઓરતો** પું૦ ઓરિયો; લહાવાની ઉમેદ

**ઓરથેરું** વિ૦ (કા.) વધારે ઓરું-નજીક

**ઓરદોર** પું૦ મગરૂરી; અભિમાન

**ઓરપો** પું૦ ઓળીપો

**ઓરમાઈ(-ન,-યું)** વિ૦ અપર (મા) (૨) અપરમાતાનું; સાવકું

**ઓરમું** ન૦ એક મિષ્ટાન્ન

**ઓરવણી** સ્ત્રી૦ ભીનાં વસ્ત્ર સૂકવવાને બાંધેલી દોરી અથવા વાંસ; વળગણી

**ઓરવવું** સ૦ ક્રિ૦ છૂટું છૂટું કરીને સૂકવવું (વસ્ત્ર વગેરે) (૨) [ખેતરને] પાણી પાવું (૩) ભીંજવવું; કરમોવવું

**ઓરવું** સ૦ ક્રિ૦ —માં નાખવું; હરેડો કરવો (૨) (બી) પેરવાં; વાવવું (૩) ખા ખા કરવું (તિરસ્કારમાં)

**ઓરવો** પું૦ બંદરમાં વહાણો નાંગરવાની જગા; ગોદી

**ઓરશિ(-સિ)યો** પું૦ સુખડ ઇત્યાદિ ઘસવાનો પથ્થર

**ઓરસ** પું૦ જુઓ ઉરસ

**ઓરસંગું** ન૦ કોસ અને વરત એ બેને જોડનારો લાકડાનો કકરો-ખીલો

**ઓરંગો** પું૦ કુસ્તીનો એક દાવ (૨) તરંગ; બુટ્ટો

**ઓરિસા** પું૦ (સં.) હિંદુસ્તાનનો એક પ્રાંત

**ઓરિયો** પું૦ ઓરતો (૨) કાંઠા ઉપરનો કૂવો

**ઓરી** સ્ત્રી૦ એક ચેપી રોગ (જેમાં શરીરે ઝીણીઝીણી ફોલ્લીઓ થાય છે.)

**ઓરું** વિ૦ નજીક; પાસે

**ઓરે** અ૦ દુ:ખનો એવો ઉદ્ગાર

**ઓરે(-રો)** અ૦ પાસે

**ઓરેરું** વિ૦ (કા.) ઓરથેરું

**ઓરો** અ૦ ઓરે; પાસે (૨) પું૦ ઓરનાર

**ઓલ** સ્ત્રી૦ નાગરજ્ઞાતિનો વર માથે જે રંગિત પટકો બાંધે છે તે (૨) ઊલ (૩) જામીન તરીકે શત્રુનું માણસ પાસે રાખવું તે

**ઓલવવું** સ૦ ક્રિ૦ બૂઝવવું; હોલવવું

**ઓલા** પું૦ કાચું ચામડું; ખાલ

**ઓલાણુ(-ણું)** ન૦ કોસ ખેંચતા બળદોને ઊતરવાનો ઢાળવાળો ખાડો (૨) હોલાવું તે

**ઓલાદ** સ્ત્રી૦ સંતતિ (૨) વંશ; કુળ

**ઓલાદો** પું૦ છાયાવાળી જગા; મંડપ; માંડવો

**ઓલાં** ન૦ બ૦ વ૦ કરા

**ઓલિયું** વિ૦ ભોળિયું; નિખાલસ; ઉદાર (૨) ભક્ત

**ઓલિયો** પું૦ ખુદાનો બંદો; ભક્ત

**ઓલિયુંદોલિયું** વિ૦ ભોળું અને ઉદાર

**ઓલું(-લ્યું)** વિ૦ પેલું

**ઓલુંદોલું** વિ૦ ઓલિયુંદોલિયું

**ઓલું(-લ્યું)પેલું** વિ૦ આ અને તે; પરચૂરણ

**ઓલો** પું૦ ચૂલાની સાથે જોડેલો નાનો ચૂલો

**ઓલ્યું** વિ૦ ઓલું

**ઓલ્યુંપેલું** વિ૦ ઓલુંપેલું

**ઓવરણ** સ્ત્રી૦ ઓરવણી; વળગણી

**ઓવરાળવું** સ૦ ક્રિ૦
**ઓવારણું** ન૦ અશુભ અથવા દુ:ખનું વારણ કરવા માટે આશીર્વાદ આપવાની એક રીત
**ઓવારવું** સ૦ ક્રિ૦ ઓવારણાં લેવાં (૨) વારી નાખવું; કુરબાન કરવું (૩) [ત્રાક ઉપરનું સૂતર] ફાળકા પર ઉતારવું
**ઓવારો** પું૦ કિનારો; નાહવાધોવાનો ઘાટ
**ઓવાળ** પું૦ (કા.) નદી કે દરિયા કિનારે તણાઈ આવી એકઠો થયેલો કચરો
**ઓવાળવું** સ૦ ક્રિ૦ દુ:ખ–સંકટનું વારણ કરવા થાળીમાં સળગતી દિવેટો તથા પૈસો મૂકી માણસના માથા ઉપર ઉતારવું (૨) આરતી ઉતારવી (૩) અર્પણ કરવું
**ઓવી** સ્ત્રી૦ મરાઠીમાં વપરાતો એક છંદ
**ઓશ** સ્ત્રી૦ છાતી
**ઓશ(-સ)રી** સ્ત્રી૦ અડાળી; માંડવી
**ઓશ(-સ)લો** પું૦ ઓશ; છાતી
**ઓશંક(-કા)** સ્ત્રી૦ શરમ; સંકોચ
**ઓશંકવું** અ૦ ક્રિ૦ શરમાવું; સંકોચાવું
**ઓશંકા** સ્ત્રી૦ ઓશંક
**ઓશિયાળ** વિ૦ જુઓ ઓશિયાળું (૨) સ્ત્રી૦; ન૦ આશ્રય, ઉપકાર કે ગરજને લીધે ઊપજતી પરાધીનતા કે દીનતા
**ઓશિયાળું** વિ૦ આશ્રય ઉપકાર કે ગરજને લીધે પરાધીન—દબાયેલું (૨) શરમિંદું (૩) ન૦ ઓશિયાળાપણું
**ઓશિયાળાપણું** ન૦
**ઓશિંકળ** વિ૦ આભારી
**ઓશિંગણ** વિ૦ ઓશિંકળ
**ઓશિં(-શીં,-સિં,-સીં)જાળું** વિ૦ અવડ (૨) ન૦ અવડ જગા (૩) અવડ જગામાં બાઝતું જાળું
**ઓશી(-સી)કું** ન૦ ઉશીકું
**ઓ(શીં-સિં,-સીં)જાળું** વિ૦ (૨) ન૦ જુઓ ઓશિંજાળું
**ઓષધિ(-ધી)** સ્ત્રી૦ જુઓ ઔષધિ
**ઓષધીશ** પું૦ ઔષધિઓનો ઈશ—ચંદ્ર
**ઓષ્ટો** પું૦ શરીરમાં ભૂતપ્રેત આવ્યું હોય તે
**ઓષ્ઠ** પું૦ હોઠ
**ઓષ્ઠાધર** પું૦ બ૦ વ૦ ઓષ્ઠ+અધર
**ઓષ્ઠ્ય** વિ૦ હોઠ સંબંધી (૨) હોઠથી જેનો ઉચ્ચાર થતો હોય એવું

**ઓસ** પું૦; સ્ત્રી૦ ઝાકળ (૨) મૃગજળ
**ઓસડ** ન૦ દવા (૨) ઇલાજ
**ઓસડવેસડ** ન૦ દવાદારૂ
**ઓસડિયું** ન૦ દવાના ગુણવાળી વનસ્પતિ
**ઓસણી** સ્ત્રી૦ ઓસાવવાની ક્રિયા અથવા કળા (૨) ઓસામણ
**ઓસરવું** અ૦ ક્રિ૦ પાછા હઠવું; સંકોચાવું (૨) ઓછું થવું; ઘટવું (૩) સુકાવું (૪) શરમાવું
**ઓસરી** સ્ત્રી૦ ઓશરી
**ઓસલો** પું૦ ઓશલો; છાતી
**ઓસ(-સા)વવું** સ૦ ક્રિ૦ ચોખા ઇત્યાદિ ચડી જાય એટલે વધારાનું પાણી નિતારી નાખવું
**ઓસવું** અ૦ ક્રિ૦ પીગળવું; ટપકવું
**ઓસંગાવું** અ૦ ક્રિ૦ ઓશંકવું; શરમાવું
**ઓસાણ** ન૦ કટાકટીના વખતની હિંમત અથવા જુસ્સો; ધીરતા (૨) નિશાન
**ઓસાફ** પું૦ ઢંગ; લક્ષણ
**ઓસામણ** ન૦ ઓસાવવાથી નીકળેલું પાણી
**ઓસાર** પું૦ જાડાઈ (૨) સ્ત્રી૦ ઓથ; આશ્રય (૩) પાછા હઠવું તે (૪) બાયલાપણું; નબળાઈ (૫) ઓછું થવું તે; સંકોચ
**ઓસાવવું** સ૦ ક્રિ૦ ઓસવવું
**ઓસારો** પું૦ સંકોચ; શરમથી પાછા પડવું તે
**ઓસિં(-સીં)જાળું** વિ૦ (૨) ન૦ જુઓ ઓશિંજાળું
**ઓસીકું(-સું)** ન૦ ઉશીકું
**ઓસીંજાળું** વિ૦ (૨) ન૦ જુઓ ઓશિંજાળું
**ઓહિયો** પું૦ એક જાતનું દાતરડું
**ઓહો** અ૦ આશ્ચર્ય કે ક્ષુદ્રતા દર્શાવનારો ઉદ્ગાર
**ઓળ** સ્ત્રી૦ હાર; પંક્તિ (૨) શ્રેણી; વર્ગ (૩) ગલી; શેરી (૪) ઉપસાગર અગર અખાતના મોં આગળ તણાઈ આવેલો કાદવ (૫) ઊલ (૬) ઊલ ઉતારવાની ચીપ
**ઓળખ** સ્ત્રી૦ ઓળખાણ (૨) અડક (૩) ઓળખવાનું ચિહ્ન–સાધન
**ઓળખપાળખ** સ્ત્રી૦ ઓળખ અને પરીક્ષા; ઓળખાણ
**ઓળખવું** સ૦ ક્રિ૦ જાણવું; પિછાનવું

**ઓળખાણુ** સ્ત્રી૦; ન૦ પિછાન; પરિચય (૨) ઓળખવાનું ચિહ્ન-સાધન (૩) ઓળખીતા માણુસની ખાતરી

**ઓળખીતું** વિ૦ ઓળખાણુવાળું; પરિચિત

**ઓળગ** સ્ત્રી૦ ફેરા-આંટા ખાવા તે (૨) દેવને સંતોષવા તેને પારે જઈ આવવું તે (૩) આશિષ

**ઓગળવું** અ૦ ક્રિ૦ ઓળગ કરવી; -ને પારે આંટાફેરા ખાવા

**ઓળગાણી** સ્ત્રી૦ ભંગડી

**ઓળગાણો** પું૦ ભંગી

**ઓળગુ** પું૦; સ્ત્રી + ભક્ત

**ઓળઘોળ** અ૦ (કા.) માથે ફેરવીને-ઉતારીને

**ઓળછોળ** અ૦ ઓળેછોળે

**ઓળતો** પું૦ + જુઓ અળતો

**ઓળપટિયું** વિ૦ ઢીંચણ વાળીને ઢીંચણ અને કેડની ફરતે ખેસ બાંધીને બેઠેલું

**ઓળવવું** સ૦ ક્રિ૦ ખોટી રીતે લઈ લેવું; પચાવી પાડવું (૨) છુપાવવું

**ઓળવું** સ૦ ક્રિ૦ (કેશને) કાંસકીથી સાફ અને વ્યવસ્થિત કરવા; હોળવું

**ઓળવુંઓળવું** સ૦ ક્રિ૦ ચોળીને ધોવું અને કાંસકીથી સાફ કરવું (માથું-કેશ)

**ઓળવો** પું૦ ઘર; મકાન

**ઓળંગવું** સ૦ ક્રિ૦ પાર જવું; ઉપર થઈને જવું; વટાવી જવું (૨) કૂદી જવું (૩) ઉલ્લંઘન કરવું; અવગણના કરવી; લોપવું

**ઓળંબો** પું૦ કડિયાનું એક ઓજાર

**ઓળંભો** પું૦ ઠપકો (૨) ફરિયાદ; રાવ (૩) મશ્કરી; ઠઠ્ઠો

**ઓળા** પું૦ બ૦ વ૦ લીલા ચણાના પોપટા; પોપટા સતી એના છોડવાઓની ઝૂડીઓ (૨) ચણાના શેકેલા પોપટા

**ઓળાઓળ** અ૦ હારબંધ (૨) એક પછી એક હારમાં

**ઓળાણી** સ્ત્રી૦ કાંસકી

**ઓળામણું** ન૦ ઓવારણું (૨) વળામણું

**ઓળાયો** પું૦ અમુક હદ દેખાડનારી, લખવામાં વપરાતી ) આવી નિશાની—ખાસ કરીને રૂપિયા ઇત્યાદિની સંખ્યા પાછળ મુકાય છે તે

**ઓળાંસવું** સ૦ ક્રિ૦ માલિસ કરવું; ચોળવું (૨) [લા.] ખુશામત કરવી

**ઓળિયા** પું૦ બ૦ વ૦ વાલ

**ઓળિયાપટી(-ટ્ટી)** સ્ત્રી૦ બૂચ કે ડાટો બરાબર બેસાડવા માટે એની આજુબાજુ વીંટેલી કપડાની પટી

**ઓળિયું** ન૦ લાંબા કાગળને ગોળ વીંટાળેલો હોય તે; ભૂંગળું (૨) ટીપણું; પંચાંગ

**ઓળીપો** પું૦ (કા.) ઓકળી (લીંપણની)

**ઓળેછોળે** અ૦ સૂપડે ને ટોપલે; છૂટે હાથે

**ઓળો** પું૦ પડછાયો (૨) ચણાના પોપટાનો પોંક

**ઓળોળો** અ૦ હાલરડું ગાતાં કરાતો એક અવાજ

**ઓંજણું** ન૦ (કા.) પર્દેનશીન ગરાસિયણ વેલડામાં બેસીને જતી આવતી હોય તે (૨) ગરાસિયાની કન્યાને પરણીને તેડી લાવવા માટે જતું ખાંડા સાથેનું વેલડું (૩) ગરાસિયાની પરણેલી કન્યાને તેડી જતું વેલડું

# ઔ

**ઔ** પું૦ સંસ્કૃત કુટુંબની વર્ણમાળાનો અગિયારમો અક્ષર (૨) સ્ત્રી૦ પૃથ્વી

**ઔકાર** પું૦ ઔ અક્ષર અથવા ઉચ્ચાર

**ઔકારાંત** વિ૦ જેને છેડે ઔકાર હોય એવું

**ઔચિત્ય** ન૦ ઉચિતપણું; યોગ્યતા

**ઔજ્જવલ્ય** ન૦ ઉજ્જ્વલતા (૨) અજવાળું; પ્રકાશ

**ઔઠ** વિ૦+ સાડાત્રણ

**ઔત્સુક્ય** ન૦ ઉત્સુકતા

**ઔદરિક** વિ૦ ઉદર-પેટ સંબંધી (૨) અકરાંતિયું

**ઔદાર્ય** ન૦ ઉદારતા

**ઔદાસીન્ય** ન૦ ઉદાસીનતા

**ઔદાસ્ય** ન૦ ઔદાસીન્ય

**ઔદીચ(-ચ્ય)** વિ૦ ઉત્તરદિશા તરફનું (૨) એક જ્ઞાતિ (૩) પું૦ તે જ્ઞાતિનો એક માણસ

**ઔદુંબર** વિ૦ ઉદુંબરનું; ઉદુંબરને લગતું; ઉદુંબરના લાકડાનું બનાવેલું

**ઔદ્યોગિક** વિ૦ ઉદ્યોગને લગતું

**ઔદ્ધત્ય** ન૦ ઉદ્ધતપણું

**ઔપચારિક** વિ૦ ઉપચારનું; ઉપચારને લગતું

**ઔપદેશિક** વિ૦ ઉપદેશનું; ઉપદેશને લગતું (૨) ઉપદેશ આપીને ગુજરાન ચલાવનારું

**ઔપનિષદ** વિ૦ સર્વે ઉપનિષદોએ ગાયેલ—વર્ણવેલ (પરમાત્મા) (૨) બ્રહ્મવિદ્યા સંબંધી (૩) ઉપનિષદને લગતું

**ઔપપત્તિક** વિ૦ ઉપપત્તિવાળું; તર્કશુદ્ધ

**ઔપાધિક** વિ૦ ઉપાધિને લગતું (૨) ઉપાધિને કારણે થયેલું

**ઔરસ(-સ્ય)** વિ૦ પોતાની પરણેલી સ્ત્રીથી પેદા થયેલું (સંતાન)

**ઔરંગઝેબ** પું૦ (સં.) એક મોગલ બાદશાહ (ઈ. સ. ૧૬૫૯ થી ૧૭૦૭)

**ઔર્ણ** વિ૦ ઊનનું; ઊનને લગતું; ઊનમાંથી બનાવેલું

**ઔર્ણી** વિ૦ સ્ત્રી૦ ઊન જેવા વાળવાળી

**ઔર્ધ્વદે(-દૈ)હિક** વિ૦ ઊર્ધ્વદેહને—મરણ-ક્રિયાને લગતું

**ઔશનસ** વિ૦ ઉશનાને લગતું; શુક્રાચાર્યે રચેલ (ગ્રંથ)

**ઔશીર** ન૦ પંખાનો-ચમરીનો દાંડો (૨) ઉશીરનો લેપ

**ઔષધ** ન૦ ઓસડ; દવા

**ઔષધશાલા(-ળા)** સ્ત્રી૦ દવાખાનું (૨) દવાઓ બનાવવાનું અને આપવાનું ઠેકાણું

**ઔષધાલય** ન૦ જુઓ ઔષધશાળા

**ઔષધિ(-ધી)** સ્ત્રી૦ વનસ્પતિ (૨) ઓસડ; દવા

**ઔષધિ(-ધી)પંચામૃત** ન૦ સૂંઠ, કાળી-મૂસળી, ગળોનું સત્ત્વ, શતાવરી અને ગોખરુ એ પાંચ ઔષધિઓનું મિશ્રણ

**ઔષધોપચાર** પું૦ ઓસડનો ઉપચાર; ઓસડ

**ઔષ્ઠ્ય** વિ૦ ઓઠ(-હોઠ)ને લગતું; ઓઠની મદદથી બોલાતું

**ઔષ્ણ્ય** ન૦ ઉષ્ણતા; ગરમી

**ઔંસ** પું૦; ન૦ એક અંગ્રેજી વજન [ગાંધીને ત્યાં એક પાઉંડ—રતલનો સોળમો ભાગ અને વૈદ, સોની, ઝવેરીને ત્યાં એક પાઉંડનો બારમો ભાગ]

# ક

**ક** પું૦ કંઠસ્થાની પહેલો વ્યંજન (૨) વિષ્ણુ (૩) પાણી (૪) અગ્નિ (૫) સૂર્ય (૬) નઠારું, અયોગ્ય ઇત્યાદિ અર્થસૂચક પૂર્વંગ. ઉદા૦ 'કપૂત'; 'કજોડું' (૭) અલ્પતા બતાવતો પ્રત્યય. ઉદા૦ 'જરાક'; 'થોડુંક'

**કઈ** સ૦ (૨) વિ૦સ્ત્રી૦ કયુંનું સ્ત્રીલિંગ

**કઋતુ** સ્ત્રી૦ ખરાબ–અયોગ્ય ઋતુ (૨) અસાધારણ કાળ

**ક(૦ડ)કડતું** વિ૦ ઘણું જ તપી ગયેલું; ઊકળતું (૨) ચોખ્ખું અને ઇસ્ત્રીવાળું (કપડું) (૩) આકરી—ધ્રુજાવે એવી (ટાઢ)

**કકડધજ** વિ૦ મજબૂત (૨) અક્કડ; ટટાર (૩) મહાન; ભવ્ય

**કકડભૂસ** અ૦ કોઈ મોટી ચીજ જમીન ઉપર તૂટી પડતાં થતો અવાજ (૨) એવા અવાજ સાથે

**ક(૦ડ)કડવું** અ૦ ક્રિ૦ કડકડ એવો અવાજ કરવો (૨) દાંત કકડે એટલું ધ્રૂજવું (૩) કડકડ થાય એટલું ઊકળવું

**ક(૦ડ)કડાટ** પું૦ કડકડવું તે; કડકડ એવો અવાજ (૨) અ૦ ઝપાટાબંધ; વેગભેર (૩) એકસરખી રીતે; અટકયા વગર

**ક(૦ડ)કડાટી** સ્ત્રી૦ કડકડ એવો અવાજ

**કકડી** સ્ત્રી૦ છેક નાનો કકડો

**કકડીક** વિ૦ કકડી જેટલું; બહુ જ થોડું

**ક(૦ડ)કડીને** અ૦ ખૂબ; સખત (ભૂખ) (૨) કડકડ થઈને

**કકડો** પું૦ એક ભાગ; ટુકડો

**કકડોક** વિ૦ નાના કકડા જેટલું; થોડુંક

**કકડોકોર** વિ૦ કોરના કકડા જેટલું; ઘણુંથોડું

**ક(૦ણ)કણવું** અ૦ ક્રિ૦ જુઓ કણકણવું

**ક(૦ણ)કણાટ** પું૦ કણકણાટ

**ક(૦ણ)કણાટો** પું૦ કણકણાટો

**ક(૦ણ)કણો** પું૦ કણકણો

**ક(૦ર)કરાવવું** સ૦ ક્રિ૦ કાકર કઢાવવા

**ક(૦ર)કરું** વિ૦ કરકર લાગે એવું; લીસું નહિ તેવું (૨) [લા.] આકરા સ્વભાવનું

**ક(૦ળ,૦ળ)કળા(–ળા)ણ** ન૦ કળકળવું તે; કલ્પાંત (૨) ઘુમરાણ

**ક(૦ળ)કળવું** અ૦ ક્રિ૦ કલ્પાંત કરવું; જીવ બાળવો (૨) બબડવું; ગણગણવું (૩) ઊકળવું

**ક(૦ળ)કળાટ** પું૦ કજિયો; કલેશ; રડારોળ (૨) ઘુમરાણ

**કકળાટિયું** વિ૦ કકળાટ કરે—કરાવે એવું; કજિયાખોર

**કકાટિયો** પું૦ ચકમકનો પથ્થર

**કકાર** પું૦ ક અક્ષર અથવા ઉચ્ચાર

**કકારાંત** વિ૦ જેને છેડે કકાર હોય એવું

**કકુભ** સ્ત્રી૦ દિશા (૨) શોભા (૩) એક રાગિણી (૪) પું૦ તંબૂરાનું તુંબડું (૫) વીણાને છેડે હોતો લાકડાનો વાંકો ભાગ

**કક્કો** પું૦ ક અક્ષર (૨) મૂળાક્ષરોની આખી યોજના (૩) કક્કાના દરેક અક્ષર લઈને બનાવેલી કાવ્યની એક રચના (૪) [લા.] પ્રાથમિક જ્ઞાન

**કક્ષ** પું૦ બગલ; કાખ (૨) પાસું; પડખું (૩) [લા.] કછોટો

**કક્ષા** સ્ત્રી૦ ગ્રહનો આકાશમાં ફરવાનો માર્ગ (૨) સ્થિતિ; શ્રેણી (૩) કેડ; પડખું (૪) કાછડી (૫) ઓરડો; ખાનગી ખંડ (૬) અંતઃપુર

**કક્ષાધમનિ(–ની)** સ્ત્રી૦ કક્ષા–પડખામાંની ધોરી નસ

**કક્ષાપટ** પું૦; ન૦ લંગોટ

**કક્ષાંશ** પું૦ ગ્રહના આકાશમાર્ગનો અંશ–ભાગ

**કખ** સ્ત્રી૦ બગલમાં થતો એક રોગ (૨) તણખલું; સળી

**કખડમા(–માં)કડી** સ્ત્રી૦ એક જીવડું

**કખવા** પું૦ કૂખનો એક રોગ

**કખા,૦ય** પું૦ ઉકાળો; કાઢો (૨) ભગવો રંગ (૩) અસ્વચ્છતા (૪) મનોવિકાર (૫) વિ૦ તૂરું; કસાણું (૬) કષાય; ભગવું

**ક(૦ર)ગરવું** અ૦ ક્રિ૦ અત્યંત દીનતાપૂર્વક આજીજી કરવી; કાલાવાલા કરવા

**કગરસ** સ્ત્રી૦ ધાતુને છોલતાં પડેલી ઝીણી રેંજ

**કઘા** પું૦ ખરાબ–અયોગ્ય ઘા

**કચ** પું૦ માથાનો કેશ; ચોટલો (૨) પું૦ (સં.) બૃહસ્પતિનો પુત્ર, જે દેવો તરફથી રાક્ષસોની મૃતસંજીવની વિદ્યા શીખી લેવા ગયો હતો. (૩) સ્ત્રી૦ જુઓ કચકચ

**કચકચ** સ્ત્રી૦ ટકટક; નકામી માથાફોડ (૨) કજિયો; તકરાર

**કચકચવું** અ૦ ક્રિ૦ કચકચ કરવી (૨) કચકચ એવો અવાજ થવો (ખાસ કરીને ભાંગવાનું થવાથી અથવા લાકડાનાં સાલ ઢીલાં થવાથી)

**કચકચાટ** પું૦ કચકચ કરવી તે (૨) 'કચકચ' એવો અવાજ થવો તે

**કચકચાવવું** સ૦ ક્રિ૦ કચકચે એમ કરવું (૨) જોરથી ખેંચીને બાંધવું (૩) હેરાન થવું

**કચકચિયું** વિ૦ તકરારી; કજિયાખોર (૨) માથાફોડિયું; જિદ્દી (૩) કાદવ કરે એવું, અટક્યા વગર અને થોડેથોડે પડતું (પાણી, વરસાદ ઇત્યાદિ)

**કચકચિયો** પું૦ એક પક્ષી

**કચકડો** પું૦ કાચબાની પીઠનું હાડકું

**કચડકચડ** અ૦ કચડકચડ અવાજ થાય તેમ

**કચડ(–ર)વું** સ૦ ક્રિ૦ જુઓ કચરવું

**કચડા(–રા)કચડ(–ડી,–રી)** સ્ત્રી૦ કચરાઈ જવાય એવી સખત ભીડ

**કચડાટ** પું૦ કચડાકચડ; સખત ભીડ

**કચપચ** સ્ત્રી૦ જુઓ કલબલ (૨) નકામી વાત કરવી તે; કચકચ (૩) બોલાબોલી; તકરાર

**કચપચિયું** વિ૦ કચપચ કર્યા કરનારું

**કચબડું** ન૦ કેરીનું ગાબચું–ચોરિયું (૨) કાચબાનું હાડકું

**કચભાર** પું૦ કેશભાર; ચોટલો; અંબોડો

**કચર(–રા)કૂટ** સ્ત્રી૦ કચરવું અને કૂટવું તે (૨) મહેનત (૩) લડાલડી; મારામારી

**કચરપચર** વિ૦ કાચુંકોરું (૨) અપરિપક્વ (મળ) (૩) અ૦ ઉપરાઉપરી; રહીરહીને (કાચું-કોરું ખાવું તે)

**કચરવું** સ૦ ક્રિ૦ ચગદવું (૨) છૂંદવું (૩) ફૂટો કરવો

**કચરાકચર(–રી)** સ્ત્રી૦ કચડાકચડી

**કચરાપટી(–ટ્ટી)** સ્ત્રી૦ કચરો; પૂંજો (૨) કચરા–પૂંજાનો ઢગલો

**કચરાપેટી** સ્ત્રી૦ કચરો નાખવાની—ભેગો કરવાની પેટી

**કચરિયું** ન૦ કચરેલું હોય તે; તેલી બીજનો તેલભર્યો ફૂટો

**કચરો** પું૦ નકામું અને ફેંકી દેવા જેવું જે હોય તે (ધૂળ, તરણાં, વિણામણ ઇત્યાદિ) (૨) કાદવ (૩) ચણતરની માટી (૪) [લા.] ખરાબમાં ખરાબ માણસ; ઉતાર

**કચવાટ** પું૦ મનનું કચવાવું તે; અસંતોષ (૨) અણબનાવ; બોલાબોલી (૩) કચકચાટ; માથાકૂટ

**કચવાટિયું** વિ૦ કચવાટ–કરનારું

**કચવાણ** ન૦ ચૂંથાઈ જવું તે; ભેળસેળ; ખરાબી (૨) ગભરાટ; અમૂંઝણ (૩) મન કચવાવું તે (૪) વણબોલાવ્યા વચમાં બોલવું તે

**કચવવું** સ૦ ક્રિ૦ દિલ દુખવવું (અસંતોષથી)

**કચવાવવું** સ૦ ક્રિ૦ કચવાય તેમ કરવું

**કચવાવું** અ૦ ક્રિ૦ દિલગીર થવું (અસંતોષથી)

**કચર્યું** વિ૦ સફાઈ વિનાનું; મેલું (૨) સેળભેળ; ગડબડિયું

**કચાકચ** સ્ત્રી૦ જુઓ કચકચ (૨) કોઈ વસ્તુ કપાયાનો એવો અવાજ (૩) અ૦ કચકચ—ઝપાટાબંધ કપાય એમ

**કચાકચિ** અ૦ સામસામી વાળ ખેંચીને

**કચાકચી** સ્ત્રી૦ સખત તકરાર–લડાલડી

**કચાટ** વિ૦ હઠીલું; જિદ્દી (૨) પું૦; સ્ત્રી૦ કચકચ (૩) જિદ (૪) કચવાટ; મૂંઝવણ

**કચાટિયું** વિ૦ કચાટ કરવાની આદતવાળું
**કચારો** પું૦ ઓથાર; ભયાનક સ્વપ્ન
**કચાલ** પું૦ ખોટો–અયોગ્ય રિવાજ (૨) સ્ત્રી૦ ખરાબ–અયોગ્ય વર્તણૂક (૩) કુટેવ
**કચાલો*** પું૦
**કચાશ** સ્ત્રી૦ કાચાપણું; અપક્વતા (૨) ન્યૂનતા; કસર
**કચિત્રું** વિ૦ ચૂંથાઈ ગયેલું (૨) સેળભેળ (૩) ગંદું
**કચિયાણ** ન૦ ભીડ; ગરદી
**કચિયારો** પું૦ કચકચાટ
**કચિયું** વિ૦ કચકચ કરનારું; તકરારી (૨) જિદ્દી
**કચુંબર** સ્ત્રી૦; ન૦ ઝીણી કકડીઓ–કાતળીઓ; છૂંદો
**કચૂકો** પું૦ આંબલીનો ઠળિયો
**કચૂડકચૂડ** અ૦ એવો અવાજ થાય તેમ
**કચૂડો** પું૦ હીંચકો; ઝૂલો
**કચૂમર** સ્ત્રી૦ કચુંબર
**કચૂ(–ચો)રો** પું૦ ઝેરકચોલું
**કચૂંદવું** સ૦ ક્રિ૦ અંદર પાણી નાખીને ચોળવું —ગૂંદવું
**કચેરી** સ્ત્રી૦ કોર્ટ (૨) ઑફિસ, કાર્યાલય (૩) દીવાનખાનું
**કચોરી** સ્ત્રી૦ ખાવાની એક બનાવટ
**કચોળું** ન૦ ચલાણું; નાનું પ્યાલું (૨) કંકાવટી
**કચ્ચર** વિ૦ કચરાઈ–છૂંદાઈ ગયું હોય એવું (૨) લોહી ન નીકળ્યું હોય પણ અંદરથી સખત ઈજા થઈ હોય એવું (૩) પું૦; સ્ત્રી૦ એક વનસ્પતિ
**કચ્ચરકૂટ** સ્ત્રી૦ જુઓ કચરકૂટ
**કચ્ચરઘાણ** પું૦ પૂર્ણ રીતે કચરાવું–છૂંદાવું તે; પૂર્ણ પાયમાલી
**કચ્ચાઈ** સ્ત્રી૦ કાચાપણું
**કચ્ચાંબચ્ચાં** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં
**કચ્ચું** વિ૦ કાચું; અનુભવ વિનાનું (૨) ન૦ કાચકું
**કચ્છ** પું૦ કછોટો; લંગોટ (૨) કાચબો (૩) કિનારો; કિનારા પરનો પ્રદેશ (૪) હમેશ જ્યાં પાણી રહે એ દેશ (૫) પું૦; ન૦ (સં.) કાઠિયાવાડની ઉત્તરનો એ નામનો દેશ
**કચ્છો** પું૦ લંગોટ; કછોટો
**કચ્છપ** પું૦ કાચબો (૨) અર્ક કાઢવાનું એક યંત્ર
**કચ્છપી** સ્ત્રી૦ કાચબી
**કચ્છાવતાર** પું૦ ઈશ્વરના દશ અવતારમાંનો એક
**કચ્છી** વિ૦ કચ્છનું; કચ્છમાં બનેલું (૨) પું૦ કચ્છનો રહેવાસી
**કચ્છુ(–ચ્છૂ)** સ્ત્રી૦ ખસ; ખૂજળી (૨) ભીંગડું
**કછલું** વિ૦ + દુઃખદાયક; ખરાબ (૨) નીચ
**કછવું** સ૦ ક્રિ૦ કચ્છ મારવો
**કછોટી** સ્ત્રી૦ લંગોટી (૨) એમાં બંધાતો અવયવ
**કછોટીબંધ** વિ૦ લંગોટબંધ; બ્રહ્મચારી (૨) કછોટાવાર; પુરુષવાર ઉદા. 'કછોટીબંધ નોતરાં'
**કછોટો** પું૦ કચ્છો; કાછડો (૨) કચ્છામાં બંધાતો અવયવ
**કછોરુ(–રું)** ન૦ નઠારું છોકરું
**કજક** સ્ત્રી૦ પરોણો; અંકુશ
**કજલ** સ્ત્રી૦ સોગટાં; રમવાની એક રીત (૨) કરામત
**કજલો** પું૦ એક પંખી
**કજળ(–ળા)વું** અ૦ ક્રિ૦ રાખથી ઢંકાવું; ઠરી જવું (અંગારાનું)
**કજા** સ્ત્રી૦ યુક્તિ; તદબીર (૨) નસીબ (૩) કમનસીબ (૪) ઈજા; નુકસાન (૫) મોત
**કજાક** પું૦ લૂંટારો
**કજાગરું** વિ૦ યુક્તિબાજ (૨) નુકસાનકારક (૩) મૃત્યુ ઉપજાવે એવું
**કજાત** વિ૦ હલકા કુટુંબનું; નીચ
**કજારજા** સ્ત્રી૦ દેવનો કોપ; આફત (૨) મોત
**કજાવો*** પું૦
**કજિયાખોર** વિ૦ કજિયો કરવાની ટેવવાળું
**કજિયાદલાલ** પું૦ કજિયા કરનારાઓને કોર્ટમાં લડવાની ગોઠવણ કરી આપનાર દલાલ (૨) [તિરસ્કારમાં] વકીલ (૩) કજિયા કરાવીને અથવા કરનારાઓનો મધ્યસ્થ બનીને કમાઈ ખાનાર આદમી
**કજિયાકજિયા** પું૦ બ૦ વ૦ કજિયાકંકાસ; લડાઈટંટો

**કજિયો** પું૦ કંકાસ; તકરાર; ટંટો
**કજોડ** વિ૦ જોડી ન જામે એવું; અણુસરખું (૨) સ્ત્રી૦ અયોગ્ય જોડી
**કજોડું** ન૦ સ્વભાવ, રૂપ કે ઉમ્મર ઇત્યાદિમાં અસમાન—અયોગ્ય જોડું (વરવહુનું)
**કજોરું** વિ૦ ખોટું જોર કરનારું
**કજ્જ** ન૦ કાર્ય
**કજ્જલ** ન૦ મેશ (૨) કાજળ
**કજ્જલી** સ્ત્રી૦ ગંધક અને પારાનું એક મિશ્રણ
**કટ** સ્ત્રી૦ કેડ (૨) ઘાસની સાદડી (૩) મહેનત; મજૂરી (૪) કટ્ટા; કટ્ટી (૫) કંકણ; કડું (૬) પર્વતની ધાર—બાજુ (૭) પું૦ કાપ; વેતરવાની રીત (પોશાક)
**કટક** ન૦ સૈન્ય (૨) છાવણી (૩) હુમલો (૪) કડું; કંકણ (૫) કોટલું (૬) ઘર (૭) પર્વતની ધાર
**કટકટ** સ્ત્રી૦ એક કંટાળાભર્યો અવાજ (૨) ટકટક; ચીડ ચડે એવી ટોક; કજિયો (૩) અ૦ કટકટ અવાજ થાય એવી રીતે; વ્યવસ્થિતપણે પણ વેગથી
**કટકટવું** અ૦ ક્રિ૦ કટકટ એવો અવાજ થવો (૨) કટકટ—ટકટક કરવી
**કટકટાટ(—રો)** પું૦ કટકટ—ટકટક કરવી તે
**કટકટિયાપણું** ન૦
**કટકટિયું** વિ૦ ટકટકિયું (૨) કજિયાખોર
**કટકટિયો** પું૦ એક પક્ષી (૨) લડવૈયો; સૈનિક
**કટકણું** ન૦ બરડ
**કટકબટક*** ન૦
**કટકિયું** વિ૦ બરડ (૨) કટક—સૈન્યને લગતું (૩) ન૦ છાપરું (૪) માળ; મેડો
**કટકિયો*** પું૦
**કટ(—ડ)કી** સ્ત્રી૦ નાનો ટુકડો
**કટકું** ન૦ નાનું ખેતર (૨) લશ્કર; છાવણી
**કટ(—ડ)કો** પું૦ ટુકડો
**કટકોબટકો** પું૦ ટુકડો; બટકું ભરતાં મોંમાં આવે એટલો ભાગ
**કટકોલ** પું૦; સ્ત્રી૦; ન૦ પિકદાની
**કટખોર** ન૦ એક પક્ષી
**કટર** સ્ત્રી૦ તાડ અથવા ખજૂરીના થડની બનાવેલી હોડી
**કટલું** ન૦ નાનું ઝૂંપડું (૨) ઝૂંપડાનું બારણું (૩) કપાસની સાંઠીઓનો ગૂંથેલો આડ-પડદો; કડતલું
**કટવું** અ૦ ક્રિ૦ કડું થવું (૨) દુશ્મનાવટ કરવી (૩) ક્રોધે ભરાવું
**કટાકટ(—ટી)** સ્ત્રી૦ મારામારી; ઝપાઝપી (૨) ઉગ્રલેણું દુશ્મનાવટ (૩) તીવ્ર હરીફાઈ (૪) અણીનો—બારીક સમય
**કટાક્ષ** સ્ત્રી૦; ન૦ પ્રેમ, સંકેત કે ક્રોધભરી વક્રદૃષ્ટિ (૩) [લા.] વક્રોક્તિ; કટાક્ષકથન
**કટાક્ષકથન** ન૦ કટાક્ષમાં—મર્મમાં કહેલું તે
**કટાટ** વિ૦ કજિયાખોર; તકરારી
**કટાણું** વિ૦ કટાયેલું (૨) કાટના જેવું બેસ્વાદ (૩) કાટ ખાધા જેવું બગડેલું (મોં); અણગમાભર્યું (૪) ન૦ કવેળા
**કટામણું** વિ૦ કાટ ચડાવે એવું (૨) કટાઈ જાય એવું (૩) કાટ ખાધા જેવું; કટાણું
**કટાર(—રી)** સ્ત્રી૦ એક બેધારું શસ્ત્ર (૨) વર્તમાનપત્રનું કૉલમ (૩) [લા.] કટાક્ષ-ભરી દૃષ્ટિ (૪) કટાક્ષનું—મર્મભેદી વચન
**કટાવ** પું૦ એક છંદ (૨) પત્તાંની રમતમાં અમુક પત્તાં ન હોવાં તે (૩) કોતરણી; કલમ કરવી તે (૪) પતંગોના પેચ થવા—કરવા તે
**કટાવદાર** વિ૦ કોતરણીવાળું; કલમી
**કટાવવું** સ૦ ક્રિ૦ કપાવવું (૨) કાટ ચડે એમ કરવું
**કટાવું** અ૦ ક્રિ૦ કાટ ચડવો
**કટાસણું** ન૦ ઊનનું અથવા ઘાસ—દર્ભનું આસન
**કટાહ** પું૦ કાચબાની પીઠનું કોટલું; ઢાલ (૨) સ્ત્રી૦ પેણી; તાવડી
**કટિ(—ટી)** સ્ત્રી૦ કેડ; શરીરનો મધ્યભાગ
**કટિ(—ટી)ત્રાણ** ન૦ કમરનું રક્ષણ કરે એવું જે હોય તે—કમરબંધ; કમરપટો (૨) કંદોરો
**કટિ(—ટી)દેશ** પું૦ કેડનો ભાગ
**કટિ(—ટી)બદ્ધ** વિ૦ કેડ બાંધીને ઊભેલું; તૈયાર

**કટિ(-ટી)બંધ** પું૦ કમરપટો (૨) ગરમી તથા ઠંડીનો ખ્યાલ બતાવવા પૃથ્વીના ગોળા ઉપર આડી ગોળ લીટીઓથી પાડેલા પાંચ ભાગમાંનો કોઈ પણ (૩) એક છંદ; કટાવ

**કટિ(-ટી)મેખલા(-ળા)** સ્ત્રી૦ કંદોરો

**કટિ(-ટી)શૂલ(-ળ)** ન૦ કેડનું શૂળ-દુખાવો

**કટિ(-ટી)શૃંખલા** સ્ત્રી૦ કમરબંધ; કંદોરો

**કટિ(-ટી)સૂત્ર** ન૦ કેડે બાંધેલો દોરો (૨) કસ્તી

**કટિ(-ટી)સ્નાન** ન૦ કેડના ભાગને નવરાવવો તે (૨) પગથી કેડ સુધીના ભાગને નવરાવવો તે

**કટુ,૦ક** વિ૦ કડવું (૨) તીખું (૩) [લા.] અપ્રિય

**કટુતા** સ્ત્રી૦

**કટુપત્ર** ન૦ પિતપાપડો

**કટુફલ(-ળ)** ન૦ કડવું ફળ (૨) કારેલું (૩) ઇંદ્રવારણું (૪) ઝેરી નારિયેળ

**કટેવ** સ્ત્રી૦ કુટેવ

**કટેશ(-સ)રી** ન૦ ગળાનું એક ઘરેણું

**કટોદાન** ન૦ ડબો; દાબડો

**કટોરી** સ્ત્રી૦ વાડકી

**કટોરો** પું૦ વાડકો

**કટ્ટર** વિ૦ ઘણું સખત (૨) ચુસ્ત; આગ્રહી (૩) ઝીવલેણ

**કટ્ટા-ટ્ટી** સ્ત્રી૦ અક્કા; દોસ્તીનો ભંગ

**કટ્ટું** વિ૦ જુઓ કટ્ટર

**કઠ** સ્ત્રી૦ તાડછાંની કોથળી-સાદડી (૨) ફઠારો; બફારો (૩) આંતરિકપીડા; અમૂંઝણ (૪) કઠણાઈ (૫) પું૦ (સં.) એક ઋષિ (૬) ન૦; સ્ત્રી૦ (સં) એક ઉપનિષદ

**કઠણ** વિ૦ ઝટ ભગાય નહિ એવું; પોચું નહિ એવું; સખત (૨) અઘરું; મુશ્કેલ (૩) મજબૂત (૪) દુ:ખદાયક (૫) નિર્દય

**કઠણપણું** ન૦

**કઠણાઈ(-શ)** સ્ત્રી૦ કઠણ હોવું તે

**કઠપંજર** ન૦ કાઠડો; હોદો

**કઠરાઈ** સ્ત્રી૦ અકળામણ; મૂંઝવણ

**કઠવું** અ૦ ક્રિ૦ દુ:ખ થવું; મૂંઝાવું (૨) બફારો મારવો-લાગવો (૩) કઠણ લાગવું; ખૂંચવું

**કઠામ** ન૦ જુઓ કઠેકાણું

**કઠારો** પું૦ બફારો; ધામ (૨) કઠેડો

**કઠિન** વિ૦ કઠણ

**કઠિનતા** સ્ત્રી૦

**કઠિયારણ** સ્ત્રી૦ કઠિયારી

**કઠિયારી** સ્ત્રી૦ કઠિયારાની સ્ત્રી (૨) કઠિયારાનું કામ કરતી સ્ત્રી

**કઠિયારો** પું૦ લાકડાં કાપી વેચવાનો ધંધો કરનારો

**કઠિયો** પું૦ પૈસો; દોઢિયું

**કઠેકાણું** ન૦ કુમળી જગા; દેખાડતાં શરમ આવે એવી જગા (શરીરની) (૨) ખરાબ -અયોગ્ય જગા

**કઠેડો(-રો)** પું૦ બારી, અગાસી, દાદરો ઇત્યાદિ સ્થાનોએ પડી ન જવાય તે માટે કરેલી આડ (૨) ગોખ; ઝરૂખો (૩) ખટારો; મોટું ગાડું

**કઠોડી** સ્ત્રી૦ નાનું કઠોડું

**કઠોડું** ન૦ ખાનાંવાળી લાકડાની મસાલા રાખવાની પેટી

**કઠોડો** પું૦ કઠેરો; ગોખ (૨) વહાણનો પાછલો ભાગ

**કઠોદર** ન૦ પેટનો એક રોગ

**કઠોર** વિ૦ કર્કશ (૨) કઠણ (૩) નિર્દય

**કઠોરતા** સ્ત્રી૦

**કઠોરપણું** ન૦

**કઠોળ** ન૦ દાળ પડે એવું—દ્વિદલ અનાજ (મગ, મઠ તુવેર, ચણા, વાલ ઇત્યાદિ)

**કડ** સ્ત્રી૦ કેડ; કમર (૨) એકવાર ખાંડેલી ડાંગર; કરડ (૩) ગણીને અપાતી વસ્તુ ઉપર સેંકડે જે વધારો અપાય છે તે (૪) અ૦ કડ એવો અવાજ કરીને

**કડક** વિ૦ બટકો બોલે એવું (૨) કઠણ; આકરું (૩) કાચું; અપરિપક્વ (૪) સ્ત્રી૦ કાનનું એક ઘરેણું (૫) તખતી (બારીની)

**કડકડ** અ૦ કડકડ એવા અવાજ સાથે

**કડકડતું** વિ૦ જુઓ કકડતું

**કડકડવડી*** સ્ત્રી૦

**કડકડવું** અ૦ ક્રિ૦ જુઓ કકડવું

**કડકડાટ** પું૦ (૨) અ૦ જુઓ કકડાટ

**કડકડાટી** સ્ત્રી૦ જુઓ કકડાટી

**કડકડાવવું** સ૦ ક્રિ૦ કડકડે એમ કરવું; કકડાવવું

**કડકડિત** વિ૦ કકરેલું; કડક (૨) સફાઈબંધ; ઇસ્રીબંધ

**કડકડીને** અ૦ જુઓ કકડીને (૨) ઘસારાબંધ; ઘણા જ જોરમાં

**કડકબંગાળી** વિ૦ સાવ ખાલી—નિર્ધન

**કડકાઈ** સ્ત્રી૦ કડકતા (૨) નાણાંની તાણ

**કડકાવવું** સ૦ ક્રિ૦ વગાડવું (પડઘમ ઇત્યાદિ)

**કડકિયું** ન૦ પુરુષના કાનનું ઘરેણું

**કડકી** સ્ત્રી૦ કકડી

**કડકો** પું૦ કકડો

**કડ(-ર)કોચલી** સ્ત્રી૦ કરચલી; કરચોલી

**કડખા** સ્ત્રી૦ એક રાગિણી

**કડછી** સ્ત્રી૦ રસોઈ હલાવવા કે પીરસવાના કામમાં આવતું છેડે વાડકી જેવું લાંબી દાંડીનું એક સાધન

**કડછો** પું૦ મોટી કડછી

**કડડડ** અ૦ એવો અવાજ કરીને

**કડણ** સ્ત્રી૦ ખડકની કોર; કરાડ (૨) આહત; લટણ (૩) કોસની કાંબી

**કડતલ** સ્ત્રી૦ કરતાલ (૨) નકામી કુથલી

**કડતલું** ન૦ કપાસની સાંઠીઓનો ગૂંથેલો પટદો; કટલું

**કડદો** પું૦ ઓછું આપવું તે (૨) ભેગ (૩) કાટલું

**કડપ** પું૦ જુઓ કરપ (૨) કટબ

**કડપલું** ન૦ છોડને કાપી કાપીને ખેતરમાં થોડે થોડે અંતરે ઢગલા કરવા તે (૨) રાંધેલા અન્નનો વાસણમાં ચોંટેલો પોપડો—કપોટી

**કડબ** સ્ત્રી૦ જારબાજરીના સૂકા સાંઠા

**કડલી** સ્ત્રી૦ હાથનું એક ઘરેણું; કલ્લી

**કડલું** ન૦ પગનું એક ઘરેણું; કલ્લું

**કડવાટ** પું૦; સ્ત્રી૦ કડવો સ્વાદ; કડવાટ (૨) [લા.] લાગણીઓની—સંબંધની કટુતા;

**કડવાટવું** સ૦ ક્રિ૦ કડવું ઓસડ આપવું

**કડવાશ** સ્ત્રી૦ કડવાપણું

**કડવી** સ્ત્રી૦ એક કડવી વેલ; ગળો

**કડવું** વિ૦ એળિયા અથવા કરિયાતાના સ્વાદ જેવું; કટુ (૨) અપ્રિય (૩) ન૦ એક જ રાગના કાવ્યની કેટલીક કડીઓનો સમુદાય

**કડવો** પું૦ નાળચાવાળો લોટો

**કડસલો** પું૦ પડભીંતિયું

**કડા** પું૦ એક જાતની ડાંગર—ચોખા (૨) સ્ત્રી૦ મોટી કઢાઈ

**કડા(-ઢા),ઈ** સ્ત્રી૦ પેણી; તળવાના કામનું એક વાસણ

**કડાક** અ૦ કડાક એવો અવાજ કરીને

**કડાકડ** અ૦ કડાકડ એવા અવાજ સાથે

**કડાકડી** સ્ત્રી૦ હરીફાઈ; ચડસાચડસી (૨) સખત બોલાબોલી; તડાતડી (૩) ધડાધડી; મારામારી (૪) શત્રુવટ (૫) નકોરડો ઉપવાસ; લાંઘણ

**કડાકૂટ** સ્ત્રી૦ માથાકૂટ

**કડાકૂટિયું** વિ૦ માથાફોડિયું; કંટાળાભરેલું

**કડાકૂટો** પું૦ કડાકૂટ

**કડાકો** પું૦ કડાક એવો મોટો અવાજ થવો તે (૨) નકોરડો ઉપવાસ; લાંઘણ

**કડાછાલ** સ્ત્રી૦ કડાની—ઇંદ્રજવના ઝાડની છાલ

**કડાઝૂડ** અ૦ કડાબીડ

**કડાબીડ** અ૦ અડાબીડ; ધમધોકાર; સજ્જડ

**કડાબીન** સ્ત્રી૦ એક નાની ટૂંકી બંદૂક

**કડા(-ઢા)યું** ન૦ મોટી કડાઈ; પેણો

**કડાર** વિ૦ માંજરું (૨) અહંકારી

**કડાસન** ન૦ દર્ભનું આસનિયું; ઘાસની ચટાઈ

**કડિયણ** સ્ત્રી૦ કડિયાની સ્ત્રી

**કડિયાકામ** ન૦ છોવાચણવાનું કામ

**કડિયા(-યો)કોટ** પું૦ મોઈદંડાની એક રમત

**કડિયાળી** વિ૦ સ્ત્રી૦ કડીવાળી

**કડિયું** ન૦ કેડિયું

**કડિયો** પું૦ છોવાચણવાનું કામ કરનાર કારીગર

**કડિયોકોટ** પું૦ કડિયાકોટ

**કડિંગધીન** અ૦ કડિંગધીન એવો અવાજ કરીને

**કડી** સ્ત્રી૦ આંકડી; 'હૂક' (૨) ગોળ વાળેલો તાર કે સળિયો (૩) કાનનું એક ઘરેણું (૪) બેડી (૫) કવિતાનું પદ; ચરણ (૬) ઓળ; હાર

**કડીતોડ** વિ૦ કડી અથવા સાંકળ તોડે એવું (૨) મજબૂત

**કડીબદ્ધ** વિ૦ જુઓ કડીબંધ
**કડીબંધ** વિ૦ હારબંધ (૨) સાંકળરૂપે ગોઠેલું
**કડુ** ન૦ એક વનસ્પતિ ઔષધિ; કડો
**કડું** ન૦ ગોળ વાળેલો ધાતુનો સળિયો; મોટી કડી (૨) હાથનું એક ઘરેણું
**કડૂખલો** પું૦ ખૂણો; કોલો
**કડૂચું** વિ૦ કડવાશ પડતું
**કડે** અ૦ પાસે (૨) તરફ
**કડેઠાટ** અ૦ સપાટાબંધ
**કડેધડે** અ૦ ધમધોકાર; બહુ સારી રીતે
**કડો** પું૦ એક વનસ્પતિ; ઈંદ્રજવનું ઝાડ
**કડોકફ** ન૦ ચકમક અને મુંજ કે સૂતરની દોરીવાળું દેવતા પાડવાનું એક ઓજાર
**કડોળ** વિ૦ બેડોળ; કદરૂપું
**કઢણુ** વિ૦ જુઓ કઢણિયું (૨) જુઓ કડણ (૩) ન૦ મસાલાવાળું ઓસામણ
**કઢણિયું** વિ૦ ચીડિયું; કઢાપો કરવાના સ્વભાવવાળું
**કઢવું** સ૦ ક્રિ૦ ખૂબ ઉકાળવું (૨) કઢાપો કરવો
**કઢંગ** પું૦ કુચાલ; ગેરવર્તણૂક
**કઢંગુ** ઢંગ વગરનું; વિલક્ષણ; બેડોળ
**કઢા,૦ઈ** સ્ત્રી૦ કડાઈ; પેણી
**કઢાણું(–યેલું)** વિ૦ કઢિયલ (૨) કઢણિયું
**કઢાપો** પું૦ કઠારો; ધામ (૨) ક્લેશ; પરિતાપ (૩) કઢી (તિરસ્કારમાં)
**કઢામ** ન૦ ઘોડા અને બળદને પલોટવાનું લાકડાનું ત્રિકોણી ચોકઠું
**કઢાયું** ન૦ મોટી કડાઈ
**કઢાયેલું** વિ૦ જુઓ કઢાણું
**કઢારું** ન૦ ઢોર બાંધવાની પડાળી–ઘર; કોઢિયું
**કઢારો** પું૦ ઊચક વસ્તુ લેવી તે; ઊધડ ઇજારો
**કઢાળ** વિ૦ ખરાબ ઢાળવાળું (૨) પું૦ છીંડું; ખોડીબારું
**કઢિયલ** વિ૦ કઢેલું; ખૂબ ઉકાળેલું
**કઢી** સ્ત્રી૦ ખાવાની એક વાની
**કઢો** પું૦ કઢી (તિરસ્કારમાં) (૨) કઢાપો; ક્લેશ (૩) કાઢો; ઉકાળો
**કણ** પું૦ દાણો (૨) ઘણો નાનો ભાગ; પરમાણુ (૩) કાંગરી (૪) [લા.] બ્રાહ્મણ કે અભ્યાગતને આપેલું ભિક્ષાન્ન
**કણક** વિ૦ કડક; જરા કાચું (૨) સ્ત્રી૦ બાંધેલો લોટ (૩) કણ; ભિક્ષાન્ન
**કણકણ** સ્ત્રી૦ કણકણાટ
**કણકણવું** અ૦ ક્રિ૦ દુઃખ અથવા અસંતોષને લીધે ગળામાંથી અસ્પષ્ટ અવાજ કાઢવો; ઝીણું રોવું
**કણકણા** સ્ત્રી૦ થથરાટ; કંપારી; કમકમાટ (૨) કંટાળો
**કણકણાટ** પું૦ કણકણવું તે
**કણકણી** સ્ત્રી૦ કંપારી (૨) કંટાળાની લાગણી
**કણકણો** પું૦ થથરાટ; કંપ
**કણકવું*** અ૦ ક્રિ૦
**કણકી** સ્ત્રી૦ ચોખાનો ભંગાર
**કણજિયું** ન૦ કણજીનાં બીનું તેલ
**કણજી** સ્ત્રી૦ એક ઝાડ
**કણજું** ન૦ કણજીનું બી
**કણજો** પું૦ એક ઝાડ
**કણ(–ણો,–ણાચ)વું** ન૦ માસિક પગાર તરીકે અપાતું અનાજ
**કણદાર** વિ૦ દાણાદાર; કાંગરીવાળું
**કણદિયો** પું૦ સ્ત્રીઓના હાથનું એક ઘરેણું
**કણપીઠ** સ્ત્રી૦ દાણાપીઠ
**કણબણ** સ્ત્રી૦ કણબીની સ્ત્રી
**કણબી** વિ૦ એક જ્ઞાતિ (૨) પું૦ એ જ્ઞાતિનો માણસ (૩) [લા.] તાબેદાર આદમી; ગુલામ
**કણમણવું** અ૦ ક્રિ૦ જુઓ કણકણવું
**કણમણાટ** પું૦ કણમણવું તે
**કણયરી** સ્ત્રી૦+ સોનાનું એક ઘરેણું
**કણવટ(–ટિયું)** ન૦ ભિક્ષાથી ભેગું કરેલું પરચૂરણ અનાજ
**કણવતિયું** વિ૦ ભિક્ષા ઉપર જીવનારું
**કણવીર** ન૦ એક ફૂલઝાડ; કરેણ
**કણવું** અ૦ ક્રિ૦ કણકણવું; કણસવું (૨) સ૦ ક્રિ૦ ચણવું (૩) વીણવું
**કણસ(–સું)** ન૦ જુઓ કણસલું
**કણસ(૦ડ)વું** અ૦ ક્રિ૦ દુઃખના જોરને લીધે ઊંહકાર કરવો–થવો
**કણસલું** ન૦ ડૂંડું
**કણસાઈ** સ્ત્રી૦ એક મીઠાઈ; મોતીચૂર

**કણા** સ્ત્રી૦ લીંડીપીપર (૨) જીરું (૩) બારીક ભાગ (૪) એકજાતની માખી

**કણાદ** પું૦ (સં.) વૈશેષિક દર્શનના પ્રણેતા ઋષિ (કણ વીણીને આજીવિકા કરનાર અથવા કણ–પરમાણુના સિદ્ધાંતને સ્થાપિત કરનાર)

**કણાયતું** ન૦ કણુતું

**કણિક** પું૦; સ્ત્રી૦ કણસલું (૨) કણ; કરચ (૩) કણક

**કણિકા** સ્ત્રી૦ છેક ઝીણો કણ; ઝીણી કરચ (૨) આંટણ (૩) કપાશી

**કણિયું** વિ૦ કણ ચણનારું (૨) કણી અથવા કાંકરીવાળું (૩) ન૦ ગોદડું; ગાદલું

**કણિયો** પું૦ અનાજ વેચનારો; ફડિયો

**કણિશ** પું૦; ન૦ કણસલું

**કણી** સ્ત્રી૦ છેક ઝીણી રજ–કરચ–કણ (૨) તેલઘીમાં કોઈ વસ્તુ તળ્યા પછી જે ઝીણી ભૂકી રહે છે તે (૩) આંટણ; કપાસી

**કણું** ન૦ નાનો કણ–દાણો (૨) કસ્તર; રજ; બારીક કરચ (૩) કણી; કપાસી

**કણો** પું૦ થોડા દિવસનું જન્મેલું સાપનું બચ્ચું (૨) ફેંટો (૩) રેંટિયાની ધરી

**કણોજી** ન૦ ડુંગળીનું બી

**કણોતું** ન૦ કણુતું

**કત** સ્ત્રી૦ કલમનો કાપ

**કતક** ન૦ એક જાતનું ઝાડ (૨) તેનું ફળ; નિર્મળી

**કતકું** ન૦ ભાંગ ખાંડવાનો લાકડાનો દસ્તો (૨) ટૂંકું બૂઠું; ઘોકણું

**કતબા** પું૦ લવાદનામું; પંચાતનામું

**કતરઝોડ** વિ૦ વળગ્યું છૂટે નહિ એવું; જિદ્દી (૨) અ૦ ઝોડની જેમ; છૂટે નહિ એવી રીતે

**કતરણી** સ્ત્રી૦ ધાતુનાં પતરાં કાપવાની કાતર

**કતરવેધિયું** વિ૦ પક્ષપાતી; વગીલું

**કતરાતું(-ણું)** વિ૦ ત્રાંસું; આડું જતું

**કતરાવું** અ૦ ક્રિ૦ આડું–ત્રાંસું જવું (૨) વિરુદ્ધ જવું (૩) કપાવું

**કતરાંશ** પું૦ આડાપણું; કરડ (૨) દ્વેષ

**કતલ** સ્ત્રી૦ કાપાકાપી; ખૂનરેજી

**કતલખાનું** ન૦ જ્યાં કતલ થતી હોય તે જગા–મકાન

**કતલગાહ** સ્ત્રી૦ જ્યાં કતલ થતી કે થઈ હોય તે જગા

**કતાર** સ્ત્રી૦ હાર; અલગાર (૨) સ્ત્રી૦ લડાઈ; કાપાકાપી

**કતાલ(-ળ)** વિ૦ ખોટા તાલવાળું; તાલહીન (૨) પું૦; સ્ત્રી૦ અણબનાવ; કજિયો (૩) રડારોળ; કલેશ

**કતિ** વિ૦ કતિપય

**કતિપય** વિ૦ કેટલુંક; અમુક; અનિશ્ચિત સંખ્યાવાળું

**કતોદય** પું૦ કૃત્ય–કર્મનો ઉદય; કર્મફળ; નસીબ

**કતોડિયો** પું૦ વાટપાડુ; લૂંટારો

**કત્તા** સ્ત્રી૦ ઠીકરાનો ગોળ કકડો; કૂકો

**કત્રાસ** પું૦ (ફા.) દ્વેષ; અંટસ

**કત્લેઆમ** સ્ત્રી૦ કોઈ પણ અંકુશ કે વિવેક વિનાની કતલ; જે હાથમાં આવ્યું તેની કતલ કરવી તે

**કથક** વિ૦ કહેનારું; બોલનારું (૨) પું૦ વક્તા (૨) પુરાણી (૩) નટ અને ગાયક (૪) ન૦ કહેવત

**કથણી** સ્ત્રી૦ + કથા કહેવાની–વાત કરવાની રીત; કહેણી

**કથન** ન૦ કહેવું તે; બોલ (૨) વર્ણન (૩) વિવેચન (૪) કહેવત

**કથનાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી૦ કહેવતોનો સંગ્રહ

**કથની** સ્ત્રી૦ કથા; વાત (૨) કહેવાની રીત; કહેણી (૩) કુથલી

**કથનીય** વિ૦ કહેવા જેવું

**કથરોટ** સ્ત્રી૦ મોટો થાળ

**કથવું** સ૦ ક્રિ૦ કહેવું; બોલવું (૨) કથા–વાત કરવી (૩) ટીકા કે વિવેચન કરવું

**કથળવું** અ૦ ક્રિ૦ સ્થાનભ્રષ્ટ થવું; ઊતરી જવું (હાડકું ઇત્યાદિ) (૨) બગડવું

**કથા** સ્ત્રી૦ વાર્તા; કહાણી (૨) ઈશ્વરના ગુણ સંબંધી દૃષ્ટાંતો સહિત જે ભાષણ, કીર્તન કે વાર્તાકથન થાય તે (૩) વૃત્તાંત; ચરિત્ર

**કથાકાર** પું૦ કથા કહેનાર (૨) વાર્તા બનાવનાર

**કથાનક** ન૦ કથાનો ભાગ–કિસ્સો (૨) આડકથા; ઉપકથા (૩) ખોટું—અયોગ્ય સ્થાન; કૂંડાળું

**કથાનાયક** પું૰ કથાનું મુખ્ય પાત્ર
**કથાપીઠ** સ્ત્રી૰ કથાની પ્રસ્તાવના
**કથાપ્રબંધ** પું૰ કથાની રચના
**કથાપ્રસંગ** પું૰ કથાને માટે અનુકૂળ પ્રસંગ
**કથાભટ(-ટ્ટ)** પું૰ પુરાણી; વ્યાસ
**કથારંભ** પું૰ કથાનો આરંભ
**કથાશેષ** વિ૰ જેને વિષે માત્ર કથા કરવાનું જ રહે છે એવું; મૂએલું
**કથાંતર** ન૰ મુખ્ય કથા છોડીને આડા વેગળા જતા રહેવું તે; વાત બદલવી તે (૨) ઉપ-કથા; આડકથા
**કથિત** વિ૰ કહેલું; વર્ણવેલું
**કથિતપાઠ** પું૰ વસ્તુ દેખાડી તેના સંબંધી મોઢેથી શીખવવું તે
**કથીર** ન૰ કલાઈ અને સીસાની મેળવણીથી બનેલી ધાતુ; જસત (૨) હલકી—તુચ્છ વસ્તુ
**કથીરી** સ્ત્રી૰ એક જીવડું
**કથીરો** પું૰ મોટી કથીરી
**કથોરું*** વિ૰ (કા.)
**કથોલ** સ્ત્રી૰ સારા લાગનો અભાવ (૨) કથળવું તે
**કથોલ(-લું)** વિ૰ કડેકાણાનું (૨) લાગ વિનાનું; અગવડભરેલું
**કથ્થાઈ** વિ૰ કાથાના જેવા રંગનું
**કથ્ય** વિ૰ કથવા-કહેવાયોગ્ય
**કદ** ન૰ પ્રમાણ; વિસ્તાર; આકાર (૨) વજન ભાર; બોજ (૩) એક જાતનું રેશમી વસ્ત્ર (૪) પદવી; દરજ્જો
**કદખલા(-ળા)ઈ** સ્ત્રી૰ લુચ્ચાઈ; ધૂર્તતા
**કદખલિ(-ળિ)યું** વિ૰ લુચ્ચું; ધૂર્ત
**કદખોળ** સ્ત્રી૰ નિંદા
**કદડો** પું૰ રેશમ કે સૂતરનો કદોરો
**કદન** ન૰ મારવું તે; વધ (૨) પાપ (૩) દુઃખ
**કદનું** વિ૰ કદન કરનારું; વિનાશક
**કદમ** ન૰ પગ (૨) પગલું; ડગલું
**કદમનિવાજ** વિ૰ મહેરબાન; કૃપાળુ
**કદમબાજ** વિ૰ ઉતાવળે ચાલનારું
**કદમબોસ** વિ૰ ચરણ ચૂમનારું (૨) નમ્ર; આજ્ઞાંકિત
**કદમબોસી** સ્ત્રી૰ ચરણ ચૂમવા તે (૨) દંડ-વત્ પ્રણામ; નમસ્કાર
**કદમી** વિ૰ કદીમ; પ્રાચીન (૨) પહેલા આવનાર અને ગરીબ (પારસી)
**કદર** સ્ત્રી૰ ઘટતી કિંમત કરવી તે; બૂજ
**કદરજ** વિ૰ કંજૂસ
**કદરદાન** વિ૰ કદર જાણે એવો; ગુણજ્ઞ
**કદરદાની** સ્ત્રી૰ કદરદાન હોવું તે; કદર જાણવી તે
**કદરવું** અ૰ ક્રિ૰ કદર કરવી
**કદરાવું** અ૰ ક્રિ૰ ઓલવાવું; બૂઝાવું (દીવાનું)
**કદરી** વિ૰ કૃપણ (૨) કદર જાણનારું
**કદરૂપું** વિ૰ કૂબડું; બેડોળ
**કદવા** સ્ત્રી૰ કદુવા; શાપ
**કદવાન** વિ૰ કદાવર
**કદવું** સ૰ ક્રિ૰ મારવું; ઈજા કરવી
**કદશના** સ્ત્રી૰ બેદરકારી (૨) ધ્યાન ન આપવું ચિંતા; કાળજી
**કદલી(-ળી)** સ્ત્રી૰ કેળ
**કદલી(-ળી)નાલ(ળ)** સ્ત્રી૰ કેળના થડની અંદરનો સુંવાળો સોટો
**કદલી(-ળી)પુષ્પ** ન૰ કેળનું ફૂલ
**કદલી(-ળી)ફલ(-ળ)** ન૰ કેળું
**કદલી(-ળી)વન** ન૰ કેળોનું વન; કેળો જ્યાં ઘણી હોય એવી જગા
**કદલી(-ળી)સ્તંભ** પું૰ કેળનો થાંભલો
**કદહાડો** પું૰ કમોસમ (૨) દુઃખનો દહાડો
**કદળી** સ્ત્રી૰ કદલી
**કદળીનાળ** સ્ત્રી૰ કદલીનાલ
**કદળીપુષ્પ** ન૰ કદલીપુષ્પ
**કદળીફળ** ન૰ કદલીફળ
**કદળીવન** ન૰ કદલીવન
**કદળીસ્તંભ** પું૰ કદલીસ્તંભ
**કદંબ** ન૰ એક ફળઝાડ
**કદા** અ૰ ક્યારે (૨) કોઈ સમયે; કદાચ
**કદાગરો** પું૰ કજિયો (૨) અદાવત; અંટસ
**કદાચ** અ૰ દૈવયોગે; રખેને (૨) કોઈવાર; (સંભવ બતાવવા)
**કદાચિત** અ૰ કોઈ વખતે; કદી
**કદાપિ** અ૰ કદાચિત્ (૨) કોઈ દહાડો પણ (૩) હરગિજ (૪) કદાચ (નિષેધ દર્શાવવા)

**કદાવર** વિ૦ મોટા કદ-અથવા આકૃતિવાળું (૨) મજબૂત
**કદાસણુ** સ્ત્રી૦ વઢકારી સ્ત્રી
**કદી** અ૦ કદાપિ; કયારેય પણ (૨) કોઈક વેળા
**કદીક** અ૦ જવલ્લે
**કદીકદી** અ૦ કોઈ કોઈ વાર
**કદીમ** વિ૦ અસલી; પ્રાચીન; જૂના જમાનાનું
**કદીમદી** અ૦ કદી નહિ ને કોઈ વાર
**કદીર** વિ૦ શક્તિમાન; સર્વશક્તિમાન
**કદુઆ** સ્ત્રી૦ શાપ
**કદૂરત** સ્ત્રી૦ મલિનતા; ડહોળાપણું (૨) અસ્વસ્થતા (૩) શંકા
**કદૃષ્ટિ** સ્ત્રી૦ કુદૃષ્ટિ
**કદ્દુ** પું૦ કોળું (૨) ટૂંકો જાડો ને મજબૂત લાકડાનો દંડો; બત્તો (૩) ધોકણું (૪) પુરુષનો ગુપ્ત અવયવ
**કદ્રુ** સ્ત્રી૦ (સં.) કશ્યપ ઋષિની સ્ત્રી; નાગ-લોકોની માતા
**કદ્રુસુત** પું૦ નાગ
**કદ્રુપું** વિ૦ કૂબડું; કદરૂપું
**કધાન** ન૦ ખરાબ હલકી જાતનું અનાજ (કોદરા, બંટી ઇત્યાદિ) (૨) બગડેલું અનાજ
**કધો(ોવ)ણુ** વિ૦ કધોણું
**કધોણી** સ્ત્રી૦ લાંબો વખત અમુક ચીજ ન ધોવાથી એની થતી ગાઢ મેલભરી સ્થિતિ (ખાસ કરીને કપડાંની)
**કધોણું(-ણું)** વિ૦ ધોયું ધોવાય નહિ એટલું મેલું
**કધોવણુ** વિ૦ કધોણું
**કનક** ન૦ સોનું (૨) ધન; દોલત (૩) ધંતૂરો
**કનકપાટી** સ્ત્રી૦ સોનાનો પટો
**કનકફૂલ** ન૦ સોનાનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું (૨) ધંતૂરાનું ફૂલ
**કનકવર્ણું** વિ૦ સોનાના રંગનું
**કનકવી** સ્ત્રી૦ નાની પતંગ
**કનકવો** પું૦ પતંગ
**કનકસારિકા** સ્ત્રી૦ એક પક્ષી
**કનજર** સ્ત્રી૦ કુદૃષ્ટિ
**કનડગત** સ્ત્રી૦ કનડવું તે; હેરાનગતિ
**કનડવું** સ૦ ક્રિ૦ દુઃખ દેવું; પજવવું
**કનડાટ** પું૦ કનડવું તે
**કનફૂલ** ન૦ કાનનું એક ઘરેણું
**કનવાર** સ્ત્રી૦ દરકાર; ચિંતા
**કન(-ના)સ્તર** ન૦ વાંસ અથવા ઘાસની ચીપોની ટોપલી અથવા કંડિયો (૨) શીશી (પડિયાની) (૩) ટીનના પતરાનો ડબ્બો
**કનાઈ** પું૦ (સં.) + કનૈયો
**કનાત** સ્ત્રી૦ તંબુની કપડાની ભીંત (૨) જાડા કપડાનો પડદો
**કનાસ્તર** ન૦ જુઓ કનસ્તર
**કનિષ્ઠ** વિ૦ ઉમ્મરમાં સૌથી નાનું (૨) સૌથી નાનું (૩) છેક ઊતરતું; હલકામાં હલકું
**કનિષ્ઠતા** સ્ત્રી૦
**કનિષ્ઠપક્ષ** પું૦ છેક ઊતરતો પક્ષ (૨) હલકી રીત
**કનિષ્ઠિકા** સ્ત્રી૦ ટચલી આંગળી (૨) વિ૦ નાની (બહેન)
**કની** અ૦ કે નહિ ?
**કનીનિકા** સ્ત્રી૦ આંખની કીકી
**કને** અ૦ પાસે
**કનેરા** સ્ત્રી૦ વેશ્યા (૨) હાથણી
**કનેરી** સ્ત્રી૦ ચોખાની કાંજી (૨) કિનારી; કોર (૩) કાંગરી (૪) ખારીપૂરી (૫) એક પક્ષી
**કનેરું** ન૦ કિનારો; કોર (૨) અ૦ બાજુમાં; પાસે
**કનૈયો** પું૦ (સં) કૃષ્ણ
**કનોચાં** ન૦ બ૦ વ૦ કાનની બૂટો
**કનોછો** ન૦ એક વનસ્પતિ
**કન્ના** સ્ત્રી૦ પતંગ ઊડી શકે એ માટે એના ઢઢ્ઢા અને કમાન સાથે બંધાતી દોરીની યોજના
**કન્નાવું** અ૦ ક્રિ૦ એક બાજુ નમતા રહેવું; ગિન્નાવું (પતંગનું)
**કન્ની** સ્ત્રી૦ ઓછી કરવા માટે પતંગને છેડે ચોડાતી પૂંછડી (૨) નાની પતંગ
**કન્યકા** સ્ત્રી૦ નાની અને કુંવારી છોકરી
**કન્યા** સ્ત્રી૦ કુંવારી છોકરી (૨) પુત્રી; દીકરી (૩) એક રાશિ (૪) મોટી ઇલાયચી (૫) કન્ના (૬) [સં.] દુર્ગા; પાર્વતી
**કન્યાકાળ** પું૦ કુંવારાપણાનો સમય (૨) કન્યાને પરણાવી દેવાનો સમય

**કન્યાકુબ્જ** પું૦ (સં.) એ નામનો કનોજની આજુબાજુનો એક પ્રાચીન દેશ
**કન્યાકુમારી** સ્ત્રી૦ (સં.) હિંદુસ્તાનના દક્ષિણ છેડાની ભૂશિર (૨) દુર્ગા
**કન્યાગત** ન૦ કન્યાની પહેરામણી (૨) કન્યા રાશિમાં ગ્રહની સ્થિતિ
**કન્યાગ્રહણ** ન૦ કન્યાને ગ્રહણ કરવી તે; લગ્ન
**કન્યાચૂડી** સ્ત્રી૦ પરણતી વખતે કન્યાને પહેરાવવાની ચૂડી
**કન્યાદાન** ન૦ કુંવારી કન્યાને પરણાવવી તે (૨) કન્યાને પરણાવતી વખતે જે કાંઈ આપવામાં આવે તે
**કન્યાદોષ** પું૦ કન્યાની ખોડખાંપણ
**કન્યાધન** ન૦ કન્યારૂપી ધન
**કન્યાપુત્ર** પું૦ કુંવારી કન્યાને થયેલો પુત્ર (૨) ભાણેજ
**કન્યારાશિ** વિ૦ સ્ત્રીના જેવા ગુણવાળું; બાયલું (૨) સ્ત્રી૦ એક રાશિ
**કન્યાવસ્થા** સ્ત્રી૦ જુઓ કન્યાકાળ
**કન્યાવિક્રય** પું૦ કન્યાનું વેચાણ
**કન્યાશાળા** સ્ત્રી૦ કન્યાઓની–છોકરીઓની નિશાળ
**કન્યાળું** ન૦ વીરડો
**કપ** પું૦ જામગરી; કફ (૨) પ્યાલો
**કપચી** સ્ત્રી૦ સડક પૂરવાનો પથ્થર; પથ્થરનો ભૂકો
**કપટ** ન૦ છળ; પ્રપંચ
**કપટકોટ** પું૦ ઠગવા માટે ઊભો કરેલો બનાવટી કોટ (૨) ઢોંગનો પડદો
**કપટખોર** વિ૦ કપટી; ઠગ
**કપટનિંદા** સ્ત્રી૦ છેતરવા માટે કરેલી કોઈની નિંદા
**કપટપ્રબંધ** પું૦ કપટની યોજના
**કપટબાજ** વિ૦ કપટખોર
**કપટબાજી** સ્ત્રી૦ ઠગાઈ; ધૂર્તતા (૨) કપટની જાળ
**કપટભાવ** પું૦ કપટની વૃત્તિ
**કપટયુદ્ધ** ન૦ કપટભર્યું યુદ્ધ—લડાઈ
**કપટરૂપ** વિ૦ છેતરવાને બનાવેલું
**કપટવધ** પું૦ કપટ કરીને મારી નાખવું તે
**કપટવિદ્યા** સ્ત્રી૦ કપટ કરવાની વિદ્યા
**કપટવેશ** પું૦ જૂઠો—બનાવટી વેશ; સોંગ
**કપટી** વિ૦ કપટવાળું (૨) કપટ કરનારું
**કપ(-મ)ઠાળ** સ્ત્રી૦ જુઓ કમઠાળ
**કપડછાણ** વિ૦ કપડાથી ચાળેલું (૨) કપડામાં શીવી લઈ છાણમાટીથી લીંપેલું (૩) ન૦ કપડાથી ચાળવું તે
**કપડમટ્ટી** સ્ત્રી૦ કપડાં અને માટી વડે હવા ન પેસી શકે એવી રીતે ડાટો મારવો તે (૩) ન૦ કપડાથી ચાળવું તે
**કપડાંલત્તાં** ન૦ બ૦ વ૦ પહેરવાનાં લૂગડાં
**કપડું** ન૦ કાપડ; લૂગડું (૨) પહેરવાનું લૂગડું –વસ્ત્ર
**કપતરું(-ળું)** ન૦ છાલ; છોતરું (કેરી, દૂધી વગેરેનું) (૨) ગાબચું; ડગળું
**કપના** સ્ત્રી૦ કીડો
**કપરું** વિ૦ મુશ્કેલ
**કપરોડ** સ્ત્રી૦ બખોલ
**કપર્દિકા** સ્ત્રી૦ કોડી (૨) છેક હલકી કિંમતનું નાણું
**કપાટ** ન૦ કમાડ; બારણું (૨) કબાટ
**કપાટપ્રબંધ** પું૦ ચિત્રકાવ્યનો એક પ્રકાર
**કપાણ** ન૦ લૂ (૨) કાપવું–કપાવું તે
**કપાતર** વિ૦ કુપાત્ર; નાલાયક
**કપાલ(-ળ)** ન૦ ભમરની ઉપરનો અને માથાના વાળની નીચેનો મોઢાનો ભાગ; લલાટ (૨) ખોપરી (૩) ભાગ્ય (૪) મસ્તક; મગજ
**કપાલપદી** વિ૦ કપાળમાં પગ હોય એવું (૨) સ્ત્રી૦ કપાળમાં પગ હોય એવું જીવડું
**કપાલિકા** સ્ત્રી૦ ઠીકરું (૨) દાંતનો મેલ
**કપાલી** પું૦ ખોપરીનો હાર રાખનાર—મહાદેવ; શિવ (૨) એક જાતનો અઘોરી બાવો —શિવભક્ત (૩) હલકી વર્ણનો માણસ (માછીથી બ્રાહ્મણીને પેટ ઉત્પન્ન થયેલો)
**કપાશિ(-સિ)યું** વિ૦ જેમાં કપાસનો પાક થતો હોય એવું
**કપાશિ(-સિ)યો** પું૦ રૂનું બી
**કપાશી(-સી)** સ્ત્રી૦ (પગની) કણી; આંટણ
**કપાસ** પું૦ કપાસનો છોડ (૨) બી સાથેનું રૂ
**કપાસિયું** વિ૦ કપાશિયું

**કપાસિયો** પું૦ કપાશિયો
**કપાસી** સ્ત્રી૦ કપાશી
**કપાળ** ન૦ જુઓ કપાલ
**કપાળફૂટ** સ્ત્રી૦ માથાફોડ; મગજમારી
**કપાળફૂટિયું** વિ૦ માથાફોડિયું; કટકટ કરતું (૨) ઘણી મગજમારી કરાવે એવું
**કપાળફૂટું** વિ૦ જુઓ કપાળફૂટિયું
**કપાળફૂટો** પું૦ કપાળફૂટ
**કપિ** પું૦ વાંદરો (૨) સ્ત્રી૦ (કા.) એક જાતની ઘોડી
**કપિધ્વજ** પું૦ (સં.) જેના રથ ઉપર વાનરનું ચિહ્ન છે તે—અર્જુન
**કપિતાન** વિ૦ વાંદરા જેવું; તોફાની
**કપિમુખ** ન૦ વાંદરાનું મોં (૨) વાંદરાના જેવું મોં
**કપિલ** વિ૦ ઘેરા બદામી રંગનું (૨) પું૦ (સં.) સાંખ્ય દર્શનના પ્રણેતા ઋષિ
**કપિલા** વિ૦ સ્ત્રી૦ ઘેરા બદામી રંગની (૨) સ્ત્રી૦ ઘેરા બદામી અથવા તદ્દન કાળા રંગની ગાય (૩) તદ્દન એક રંગની ગાય (૪) એક જાતનો લાલ સુગંધી ભૂકો (૫) (સં.) ઈશાન કોણના પુંડરીક નામના દિગ્ગજની પત્ની (૬) કામધેનુ
**કપિલાષષ્ઠી** સ્ત્રી૦ ભાદરવો મહિનો, કૃષ્ણપક્ષ, છઠનો દહાડો, હસ્તનક્ષત્ર, વ્યતિપાત અને મંગળવાર એટલાં વાનાંના યોગવાળો દિવસ
**કપિંજલ** ન૦ તેતર (૨) ચાતક (૩) પું૦ (સં.) [કાદંબરીમાં આવતો] શ્વેતકેતુ ઋષિનો પુત્ર
**કપિંજલા** સ્ત્રી૦ (સં) એ નામની એક નદી
**કપૂત** પું૦ ખરાબ—નામ બોળે એવો પુત્ર
**કપૂર** ન૦ એક સુગંધી પદાર્થ
**કપૂરકાચરી(-લી)** સ્ત્રી૦ એક સુગંધીદાર મૂળિયું
**કપૂરચીની** સ્ત્રી૦ એક ઔષધી (૨) ચિનાઈ સાકર
**કપૂરતેલ** ન૦ કપૂરનું તેલ
**કપૂરમધુરી** સ્ત્રી૦ કપૂરની સોડમ મારતો એક છોડ
**કપૂરિયાં** ન૦ બ૦ વ૦ એક જાતનાં નાગરવેલનાં પાન (૨) કાચી કેરીનાં લાંબાં ચીરિયાં
**કપૂરી** વિ૦ કપૂરના જેવું; સફેદ (૨) એ નામની જાતનું (પાન)
**કપેચાં** ન૦ બ૦ વ૦ એક વસાણું
**કપેચું** વિ૦ અટપટું; અઘરું
**કપોટી** સ્ત્રી૦ પોપડી (રોટલા, રોટલી ઇત્યાદિની) (૨) પાતળી છાલ; ઝીણું પડ
**કપોટું** ન૦ જુઓ કપોટી
**કપોત** ન૦ કબૂતર; પારેવું (૨) હોલો
**કપોતક** ન૦ નાનું કબૂતર (૨) નાનો હોલો (૩) સાજીખાર (૪) સુરમો
**કપોત(-તિ)ની** સ્ત્રી૦ કબૂતરી (૨) હોલી
**કપોતી** સ્ત્રી૦ જુઓ કપોતની
**કપોલ(-ળ)** વિ૦ વાણિયાની એક જાત (૨) પું૦ ગાલ
**કપોલકલ્પિત** વિ૦ બનાવટી; ઓઠવી કાઢેલું; આકાશપુષ્પ જેવું
**કપોળ** વિ૦ (૨) પું૦ જુઓ કપોલ
**કપ્તાન** પું૦ આગેવાન; વડો—ઉપરી અમલદાર (૨) ટંડેલ; વહાણ કે આગબોટનો ઉપરી (૩) લશ્કરની પલટણનો ઉપરી
**કપ્પડ** ન૦ કાપડ
**કપ્પડકણુચ** ન૦+ ઘણું કીમતી કાપડ
**કપ્પર** સ્ત્રી૦ (ક.) ભેખડ; નદીની કરાડ (૨) વિ૦ કપરું
**કપ્પી** સ્ત્રી૦ કુપ્પી
**કપ્પો** પું૦ કુપ્પો
**કફ** પું૦ શરીરના ત્રણ રસોમાંનો એક રસ; શ્લેષ્મ (૨) ખાંસી; ઉધરસ (૩) ગળફો; બળખો (૪) ચકમકના તણખા ઝીલવાનું રૂ; જામગરી; કપ
**કફક્ષય** પું૦ ફેફસાંનો ક્ષય; એક રોગ
**કફજ્વર** પું૦ કફના વિકારને લીધે આવતો તાવ
**કફન** ન૦ શબને ઓઢાડવાનું લૂગડું (૨) શબ મૂકવાની પેટી; 'કૉફિન'
**કફની** સ્ત્રી૦ ટૂંકી બાંયનું લાંબું પહેરણ (૨) ફકીરનું કુડતું; ફકીરનો વેશ
**કફલાત** સ્ત્રી૦ ચૂનાની ગાર; છો (૨) મરામત
**કફસ્રાવ** પું૦ કફનો એક રોગ
**કફા** વિ૦ ખફા; ક્રોધાયમાન; નાખુશ
**કફાત** સ્ત્રી૦ ઇસ્લામી શરિયત પ્રમાણે પાપ-નિવારણાર્થે કરેલું પુણ્યદાન; પ્રાયશ્ચિત્ત (૨) નુકસાન; હાનિ (૩) કજિયો; ટંટો

**કફામરજી** સ્ત્રી૦ નાખુશી; ઇતરાજી
**કફોડું** વિ૦ વિષમ; વિપરીત (૨) કઢંગું; કલાગું (૩) મુશ્કેલ
**કફોદર** ન૦ કફના વિકારને લીધે થતો એક પેટનો રોગ
**કબક** પું૦ એક પક્ષી
**કબજ** વિ૦ કબજામાં કે તાબામાં હોય એવું (૨) બંધકોશવાળું
**કબજાગીરો** પું૦ મિલકતનો કબજો આપીને તે ઉપર વ્યાજે નાણાં લેવાં તે
**કબજિય(-યા)ત** સ્ત્રી૦ રોકાણ; અટકાવ (૨) બંધકોશ; મળાવરોધ; એક રોગ
**કબજેદાર** વિ૦ કબજો ધરાવનારું (૨) પું૦ તેવો માણસ
**કબજો** પું૦ તાબો; હવાલો; ભોગવટો (૨) દબાણ; પકડ (૩) બાંય વગરનું અથવા ટૂંકી બાંયનું બદન (૪) ચોળી
**કબજોભોગવટો** પું૦ કબજો તેમજ ભોગવટો
**કબડ** વિ૦ મૂર્ખ; ભોટ; ગામડિયું (૨) ન૦ નાનું તાકું; ભંડારિયું
**કબડવું** સ૦ ક્રિ૦ હેરાન કરવું
**કબડાવું** અ૦ ક્રિ૦ માંદા પડવું; શરીરનું કથળવું
**કબર** સ્ત્રી૦ દાટેલા મડદા ઉપર કરેલું ચણતર (મુસલમાન વગેરે લોકોમાં)
**કબરસ્તાન** ન૦ મુસલમાનો યા ખ્રિસ્તીઓનું સ્મશાન
**કબરી** સ્ત્રી૦ ચોટલો; વેણી
**કબલ** અ૦ પહેલાં
**કબંધ** પું૦ ન૦ માથા વિનાનું શરીર; ધડ (૨) રાહુ (૩) એક રાક્ષસ (૪) ખરાબ બંધ
**કબા** સ્ત્રી૦ ઝભ્ભો (અમીરી)
**કબાજી** સ્ત્રી૦ ઊંધો ધંધો; મૂર્ખાઈભર્યું કૃત્ય
**કબાટ** પું૦; ન૦
**કબાડ** વિ૦ કદરૂપું; ખરાબ; દુષ્ટ (૨) પું૦ ઘાસનો ભાર; ગંજી (૩) ન૦ ઇમારતી લાકડું
**કબાડકઠ** સ્ત્રી૦ હલકી મજૂરી; ગધ્ધાવૈતરું
**કબાડિયું** વિ૦ જાડું અને જોરવાળું (૨) કબાડી
**કબાડી** વિ૦ કબાડાં કરનારું (૨) પું૦ ઇમારતી લાકડાનો વેપારી (૩) કઠિયારો
**કબાડું** વિ૦ બેડોળ; કદરૂપું (૨) નઠારું; દુષ્ટ; વ્યભિચારી (૩) ન૦ વ્યભિચાર; અનીતિનું કર્મ
**કબાબ** પું૦ માંસનું મૂઠિયું-ભજિયું
**કબાબચીની** સ્ત્રી૦ એક ઔષધિ
**કબાલો** પું૦ સાટું (૨) સાટાનો કરાર
**કબીર** વિ૦ મહાન; મોટું (૨) પું૦ ભાટ; કવિ (૩) [સં.] એક પ્રસિદ્ધ ભક્ત, કવિ અને જ્ઞાની પુરુષ
**કબીરપંથ** પું૦ કબીરે ચલાવેલો પંથ
**કબીરપંથી** વિ૦ કબીરપંથનું (૨) પું૦ કબીર-પંથનો અનુયાયી
**કબીરો** પું૦ કબીરપંથીઓનું પહોળા મોંનું ભિક્ષાપાત્ર; કટોરો (૨) ઇસ્લામી શરેહ પ્રમાણેનો મહા અપરાધ
**કબીલદાર** વિ૦ કબીલાવાળો
**કબીલો** પું૦ બૈરાંછોકરાં (૨) કુટુંબ; પરિવાર
**કબીસો** પું૦ પારસી વર્ષ પ્રમાણે છેલ્લા માસના પાંચ દિવસોનો સમૂહ (૨) ચાંદ્રવર્ષ કરતાં સૌરવર્ષમાં આવતા વધારાના ૧૧ દિવસોનો સમૂહ
**કબુદ્ધિ** સ્ત્રી૦ કુબુદ્ધિ
**કબૂ** અ૦ કદી; કોઈવાર
**કબૂતર** ન૦ એક પંખી
**કબૂતરખાનું** ન૦ કબૂતરો રાખવાનું પીંજરું (૨) નાનાં નાનાં ઘણાં ખાનાંવાળું, બારણાંવાળું કે બારણાં વગરનું કબાટ (૩) ગંદી જગા
**કબૂતરી** સ્ત્રી૦ કબૂતરની માદા
**કબૂદ** ન૦ એક પક્ષી
**કબૂધ** સ્ત્રી૦ કુબુદ્ધિ
**કબૂધિયું** વિ૦ કુબુદ્ધિવાળું
**કબૂલ** વિ૦ મંજૂર; માન્ય
**કબૂલણી** સ્ત્રી૦ કબૂલાત
**કબૂલ(-લા)ત** સ્ત્રી૦ કબૂલવું તે
**કબૂલ(-લા)તનામું** ન૦ કબૂલાતનો લેખ; કરારનામું
**કબૂલ(-લા)તપત્ર** પું૦ કબૂલાતનામું
**કબૂલમંજૂર** વિ૦ મંજૂર થયેલું-કરેલું
**કબૂલવું** સ૦ ક્રિ૦ હા પાડવી; સ્વીકારવું (૨) કબૂલાત આપવી
**કબૂલાત** સ્ત્રી૦ કબૂલત
**કબૂલાતનામું** ન૦ કબૂલતનામું
**કબૂલાતપત્ર** પું૦ કબૂલતપત્ર
**કબેલું** ન૦ કાળું મોટું નળિયું; મોભારિયું (૨) ધાટ વગરનું ઠીકરું (૩) મોટી બેડોળ ઠીબ

**કબોલ** પું૰ કુબોલ; કુવેણ

**કબ્ર** સ્ત્રી૰ કબર

**કબ્રસ્તાન** ન૰ કબરસ્તાન

**કબા** પું૰ જરીનો જામો; વાઘો

**કબાય** પું૰ કબા (૨) ઓઢો (૩) સ્ત્રી૰ બાંય

**કબારજા** સ્ત્રી૰ કુભારજા; કર્કશા સ્ત્રી

**કબાવ(-વો)** પું૰ અપ્રીતિ; કંટાળો; તિરસ્કાર

**કબોડું** વિ૰ ધોયું ધોવાય નહિ એવું મેલું

**કમ** વિ૰ ઓછું (૨) ખરાબ

**કમઅક્કલ** વિ૰ ઓછી બુદ્ધિવાળું; મૂર્ખ (૨) સ્ત્રી૰ ઓછી અક્કલ

**કમઅસલ** વિ૰ કમજાત; રાંડના—રાખેલીના પેટનું

**કમઆવડ,૰ત** સ્ત્રી૰ કમ—ઓછી આવડત

**કમકદર** વિ૰ કદર વગરનું (૨) સ્ત્રી૰ ઓછી કદર

**કમકમવું** અ૰ ક્રિ૰ ધ્રૂજવું; કંપારી ખાવી

**કમકમાટ** પું૰ કમકમવું તે; કમકમાટી

**કમકમાટી** સ્ત્રી૰ ત્રાસ (૨) જુગુપ્સા (૩) કંપારો; કમકમી

**કમકમાં** ન૰ બ૰ વ૰ ધ્રુજારી; કંપારી

**કમકમી** સ્ત્રી૰ કંપારી (૨) સૂગ

**કમકૌવત** વિ૰ કમતાકાત; દુર્બળ

**કમકૌવતી** સ્ત્રી૰ દુર્બળતા; અશક્તિ

**કમખરચ** પું૰ ઓછું ખરચ

**કમખરચાળ** વિ૰ ઓછું ખરચાળ

**કમખર્ચ** પું૰ કમખરચ

**કમખર્ચાળ** વિ૰ કમખરચાળ

**કમખી** સ્ત્રી૰ નાનો કમખો

**કમખો** પું૰ કાપડું; કાંચળી

**કમચી** સ્ત્રી૰ ચાબુક; કોરડો (૨) ચાબુકની દોરી

**કમજબાં(-બાન)** વિ૰ ઓછાબોલું (૨) બહાનાં કાઢ્યાં વિના હુકમ માનનારું; આજ્ઞાંકિત (૩) તોતડું (૪) ભૂંડાબોલું (૫) સ્ત્રી૰ ગાળ; અપશબ્દ

**કમજરે** અ૰ એળે; બરબાદ

**કમજાત** વિ૰ કમઅસલ; રખાતના પેટનું

**કમજાદે** વિ૰ ઓછુંવત્તું; કમીજ્યાસ્તી

**કમજોર** વિ૰ કમતાકાત; દુર્બળ

**કમજોરી** સ્ત્રી૰ અશક્તિ; અસામર્થ્ય

**કમજોશ(-સ)** વિ૰ જોશ—જુસ્સા વિનાનું (૨) નમાલું

**કમઠ** પું૰ કાચબો (૨) વાંસ

**કમઠાકું** ન૰ ખપાટિયું (ખાસ કરીને વાંસનું)

**કમઠાણ** ન૰ મોટો ખટલો; રસાલો (૨) વાખરો; સરસામાન

**કમઠાચો** પું૰ બાંધકામનો સારો અનુભવી મિસ્ત્રી; શિલ્પી

**કમઠાળ** સ્ત્રી૰ ચિતાળ; ફરેલું લાકડું

**કમઠી** સ્ત્રી૰ કાચબી

**કમણવું** અ૰ ક્રિ૰ કચવાવું; કણકણવું

**કમત** સ્ત્રી૰ કુમતિ; કુબુદ્ધિ

**કમતર** વિ૰ વધારે ઓછું—ઊતરતું

**કમતરીન** વિ૰ સૌથી ઓછું—ઊતરતું

**કમતાકાત** વિ૰ કમજોર; અશક્ત

**કમતાકાતી** સ્ત્રી૰ કમજોરી

**કમતિયું** વિ૰ કુમતિવાળું

**કમતી** વિ૰ ઓછું

**કમતોલ** વિ૰ તોલમાં તોલ કરતાં ઓછું (૨) જેનો બોજો ભાર—વક્કર ન પડે એવું

**કમન** ન૰ અપ્રીતિ; અભાવ

**કમનજર** સ્ત્રી૰ મહેરબાનીની ઓછપ; અવકૃપા

**કમનસીબ** વિ૰ દુર્ભાગી (૨) દુર્ભાગ્ય

**કમનસીબી** સ્ત્રી૰ દુર્ભાગ્ય

**કમનીય** વિ૰ ચાહવા—ઇચ્છવા યોગ્ય (૨) સુંદર; મજેનું

**કમફુરસદ** વિ૰ ઓછી નવરાશવાળું (૨) સ્ત્રી૰ કમફુરસદી

**કમફુરસદી** સ્ત્રી૰ નવરાશની ઓછપ

**કમબખત** વિ૰ કમનસીબ (૨) ધૂર્ત; બદમાશ

**કમબખતી** સ્ત્રી૰ કમનસીબી (૨) ધૂર્તતા; બદમાશી

**કમબખ્ત** વિ૰ કમબખત

**કમબખ્તી** સ્ત્રી૰ કમબખતી

**કમબેશ** વિ૰ ઓછુંવત્તું

**કમ(-મ્મ)ર** સ્ત્રી૰ કેડ

**કમરકસ** વિ૰ કમર કસનારું; જોરનું કામ કરનારું (૨) પું૰ લડવૈયો; વીર પુરુષ (૩) ન૰ કેડને મજબૂતી આપનાર એક ઔષધિ

**કમરખ** ન૰ કમરખીનું ફળ

**કમરખી** ન૰ એક ફળઝાડ

**કમરપટી(-ટ્ટી)** સ્ત્રી૰ કમરે અથવા કોઈ પણ ચીજના મધ્યભાગમાં બાંધવાની પટ્ટી

**કમરપટો(-ટ્ટો)** પું૦ કેડે બાંધવાનો પટો
**કમરબંધ** પું૦ કમરપટો (૨) વિ૦ સુસજ્જ; સાવધ; તત્પર
**કમરવા** પું૦ કમરનો એક રોગ
**કમરીક** ન૦ એક જાતનું કાપડ; 'કેમ્બ્રિક'
**કમલ(-ળ)** ન૦ એક ફૂલ; પદ્મ (૨) ગર્ભસ્થાન
**કમલજા** સ્ત્રી૦ લક્ષ્મી
**કમલ(-ળ)તંતુ** પું૦ કમળનો રેસો
**કમલ(-ળ)નાળ** સ્ત્રી૦ કમલની દાંડી
**કમલભૂ(-યોનિ)** પું૦ બ્રહ્મા
**કમલમુદ્રા** સ્ત્રી૦ આંગળાંને કમળના આકારે વાળવાં તે
**કમલયોનિ** પું૦ બ્રહ્મા
**કમલા(-ળા)** સ્ત્રી૦ લક્ષ્મી (૨) સુંદરી; સ્ત્રી
**કમલાકર** પું૦ કમળોનો સમુદાય (૨) જેમાં કમળો થતાં હોય એવું તળાવ-સરોવર
**કમલા(-ળા)પતિ** પું કમળાના પતિ—વિષ્ણુ
**કમલા(-ળા)સન** પું૦ કમળ જેનું આસન છે તે—બ્રહ્મા
**કમલિની** સ્ત્રી૦ કમળની વેલ
**કમલોદ્‌ભવ** વિ૦ કમળમાંથી ઉત્પન્ન થયેલું (૨) પું૦ બ્રહ્મા
**કમસમજ** વિ૦ ઓછી સમજવાળું (૨) સ્ત્રી૦ ઓછી સમજ
**કમળ** ન૦ જુઓ કમલ
**કમળકાકડી** સ્ત્રી૦ કમળનું બીજ; એક ઔષધિ
**કમળકોશ(-ષ)** પું૦ કમલના ફૂલનો ડોડો
**કમળતંતુ** પું૦ કમલતંતુ; કમળનો રેસો
**કમળનાળ** સ્ત્રી૦ કમળનાળ; કમળની દાંડી
**કમળપૂજા** સ્ત્રી૦ કમળ ચડાવીને પૂજા કરવી તે (૨) જેમાં દેવને મસ્તક ચડાવવામાં આવે છે એવી પૂજા
**કમળમુદ્રા** સ્ત્રી૦ કમલમુદ્રા
**કમળવેલ** સ્ત્રી૦ એક વેલ
**કમળા** સ્ત્રી૦ જુઓ કમલા
**કમળાપતિ** પું૦ કમલાપતિ; વિષ્ણુ
**કમળાસન** પું૦ કમલાસન; બ્રહ્મા
**કમળી** સ્ત્રી૦ એક પ્રકારનું ફૂલ (૨) એક રોગ
**કમળો** પું૦ જેમાં આંખો ને શરીર પીળાં પડી જાય છે એવો એક રોગ (૨) [લા.] વિકૃત દૃષ્ટિ
**કમંડલુ(-ળ)** ન૦ સંન્યાસીનું જલપાત્ર (૨) એક ધાતુપાત્ર (પીરસવાના કામનું)
**કમાઈ** સ્ત્રી૦ કમાણી
**કમાઉ** વિ૦ રળતું; કમાતું
**કમાચણુ** સ્ત્રી૦ છિનાળ; વેશ્યા
**કમાડ** ન૦ બારણું
**કમાડું** ન૦ ક્યારામાં પાણી આવવા કે આવતું બંધ કરવા માટે નીકમાં કરાતી-તોડાતી નાની પાળ
**કમાણી** સ્ત્રી૦ રળતર; કમાઈ
**કમાતલ** વિ૦ કમાઉ
**કમાન** સ્ત્રી૦ કામઠું; ધનુષ્ય (૨) કામઠાનો આકાર; એ આકારની કોઈ પણ રચના કે બનાવટ; મહેરાબ (૩) સ્થિતિસ્થાપક ગુણવાળું ધાતુનું કામઠું અથવા ગૂંછળું
**કમાનકાંટો** પું૦ એક જાતનો તોલવાનો કાંટો
**કમાનગર** પું૦ કમાન ચણનારો; કારીગર (૨) ચિતારો (૩) હાડવૈદ્ય
**કમાનદાર** વિ૦ કમાનવાળું (૨) અર્ધગોળાકાર
**કમાલ** વિ૦ સંપૂર્ણ (૨) ઉત્કૃષ્ટ; ઘણું સારું (૩) સુંદર
**કમાલિ(-ળિ)યો** પું૦ હીજડો; ફાતડો (૨) નપુંસક; વ્યંડળ (૩) [લા.] પુરુષના જેવી સ્ત્રી; ઊંચી અને અસુંદર અથવા શરમાળપણા વિનાની સ્ત્રી
**કમાવતર** ન૦ બ૦ વ૦ માબાપના સ્વાભાવિક ગુણ વિનાનાં—છોકરાંનું ભૂંડું કરે એવાં માબાપ
**કમાવવું** સ૦ ક્રિ૦ (ચામડું) કેળવવું; સાફ અને સુંવાળું કરવું (૨) કમાણી કરાવવી; રળાવવું
**કમાવું** સ૦ ક્રિ૦ પેદા કરવું; રળવું
**કમાળિયો** પું૦ જુઓ કમાલિયો
**કમિશન** ન૦ દલાલી; હકસાઈ (૨) નિયુક્ત જન; પંચ; તપાસપંચ (૩) અખત્યારનામું; સનંદ (૪) અખત્યાર; અધિકાર
**કમી** વિ૦ કમ; ઓછું (૨) ઊણું; અધૂરું (૩) સ્ત્રી૦ ઓછપ; ઊણપ
**કમીજાસ્તી** વિ૦ ઓછુંવત્તું
**કમીન** વિ૦ નીચ; હલકા મનનું (૨) મેલા મનનું; કપટી
**કમીના** સ્ત્રી૦ ઓછપ; ખોટ
**કમીનું** વિ૦ કંગાળ; પામર
**કમુરત** ન૦ અશુભ મુહૂર્ત; અયોગ્ય સમય

**કમુરતાં** ન૦ બ૦ વ૦ મંગળ કાર્ય ન થાય એવા દિવસો
**કમૂળ** વિ૦ ખરાબ મૂળવાળું (૨) કુળને એબ લગાડે એવું
**કમોત** ન૦ અસ્વાભાવિક મોત
**કમોતિયું** વિ૦ કમોતે મરેલું (૨) કમોતે મરે તેવું (૩) સાહસિક
**કમોદ** સ્ત્રી૦ એક ઊંચી જાતની ડાંગર
**કમોદડો** પું૦ કમોદથી ઊતરતી જાતની ડાંગર
**કમોદિયું** વિ૦ જેમાં કમોદ પાકતી હોય એવું (૨) સુગંધીદાર
**કમોસમ** સ્ત્રી૦ કઋતુ
**કમ્મર** સ્ત્રી૦ જુઓ કમર
**કયડો** પું૦ પતંગનો ઢઢ્ઢો (૨) સોનારૂપાનો એત્રણ આંટાનો કરડો-વીંટલો (૩) કવાથ; ઉકાળો
**કયડું** ન૦ માંદા માણસને આપવાની એક રાબ (૨) સુવાવડીને અપાતી તેજાનાવાળી રાબ
**કયું** સ૦ (૨) વિ૦ કોણ; શું
**કર** પું૦ હાથ (૨) વેરો; મહેસૂલ; જકાત (૩) લાગો (૪) કિરણ (૫) સૂંઢ (૬) બેની સંજ્ઞા
**કરકટિયો** વિ૦ બખ્તરધારી
**કરકટી** સ્ત્રી૦ ઠાઠડી
**કરકડોળ** ન૦ પરચૂરણ કડોળ
**કરકર** સ્ત્રી૦ ઝીણી કાંકરી (૨) દ્વેષ; ખાર
**કરકરાવવું** સ૦ ક્રિ૦ કકરાવવું; કાકર કઢાવવા
**કરકરિયાવર** પું૦ કન્યાના લગ્નપ્રસંગે કરેલો આપવાલેવાનો ઠરાવ; પહેરામણી; રીત
**કરકરું** વિ૦ ઝીણી કાંકરી જેવું લાગતું; બરછટ
**કરકશા** વિ૦ સ્ત્રી૦ કર્કશા
**કરકસર** સ્ત્રી૦ સંભાળીને જરૂરી ખર્ચ જ કરવું-થવા દેવું તે; ત્રેવડ
**કરકસરિયું** કરકસર કરનારું
**કરકાટક** ન૦ વર્તુલ દોરવાનું જોશીઓનું ઓજાર
**કરકાટિયું** વિ૦ હાડપિંજર જેવું; સુક્લકડી
**કરકોચલી** સ્ત્રી૦ કરચોલી; કરચલી
**કરકોલવું** સ૦ ક્રિ૦ ધીમેધીમે ખોતરી ખાવું
**કરકોશ(-ષ)** પું૦ ખોબો; અંજલિ
**કરકોસ(-સી)ર** સ્ત્રી૦ કરકસર; ત્રેવડ

**કરખ** પું૦ દુઃખ; શોક (૨) તાણ; મુશ્કેલી
**કરખી** પું૦ કૃષિ; ખેતી
**કરગરવું** અ૦ ક્રિ૦ ઘણા દીનપણે કાલાવાલા કરવા; આજીજી કરવી
**કરગરાટ** પું૦; સ્ત્રી૦ કરગરવું તે; કાલાવાલા
**કરગસ** સ્ત્રી૦ રજ; કરકર (૨) કરચ
**કરગ્રહ** પું૦ પાણિગ્રહણ; લગ્ન (૨) આશ્રય આપવો તે
**કરગ્રાહી** વિ૦ આશ્રય આપનારું (૨) પું૦ હાથ ઝાલનાર—પતિ (૩) વેરો ઉઘરાવનાર અમલદાર
**કરચ** સ્ત્રી૦ છેક નાની અને પાતળી કકડી
**કરચલિયો** પું૦ એક પક્ષી
**કરચ(-ચો)લી(-ળી)** સ્ત્રી૦ કોઈ સુંવાળી-સાફ વસ્તુ સંકોચાવાથી રેખા-વળ પડે તે
**કરચલી** સ્ત્રી૦ કરચલાની માદા
**કરચલું** ન૦ કરચલો
**કરચલો** પું૦ એક જળચર પ્રાણી
**કરચળી** સ્ત્રી૦ કરચલી; કરચોલી
**કરચાવવું** સ૦ ક્રિ૦ ચીડવવું; ખીજવવું (૨) ઉપરઉપરથી—કરચા રહે તેમ કાપી નખાવવું
**કરચો** પું૦ સાફ ન મૂંડાયાથી આછા કેશ રહી જાય તે; ખૂંપરો (૨) બેવકૂફ—અભણ ગામડિયો
**કરચોલી(-ળી)** સ્ત્રી૦ સુંવાળી-સાફ વસ્તુ સંકોચાવાથી પડતી રેખા; કરચલી
**કરજ** ન૦ દેવું; ઋણ
**કરજદાર** વિ૦ દેવાદાર
**કરજદારી** સ્ત્રી૦ કરજદારપણું
**કરજાઉ** વિ૦ કરજે લીધેલું; વ્યાજુકું
**કરજાળી** સ્ત્રી૦ મેશ પાડવાનું કોડિયું (૨) ધુમાડિયું
**કરજી** વિ૦ કરજદાર
**કરડ** સ્ત્રી૦ ડાંગરનું એકવારિયું (૨) ચૂલામાંની બળેલી માટી (૩) કેળાં, કેરી ઇત્યાદિની ખરીદી પર સેંકડે અપાતો વધારો (૪) ડંખ (૫) ચૂંટ; ખૂજળી
**કરડકણાપણું** ન૦
**કરડકણું** વિ૦ કરડવાની ટેવવાળું

**કરડવું** સ૦ ક્રિ૦ ડંખવું; બચકું ભરવું; દાંતથી કાપવું (૨) તીવ્રપણે ખૂંચવું
**કરડાકી(–ગી)** સ્ત્રી૦ વક્રતા; માર્મિકતા (વાણીની) (૨) છેલાઈ; અકડાઈ
**કરડાટ** પું૦ કરડાકી (૨) આકરાપણું (૩) બેસ્વાદ; કરડો સ્વાદ
**કરડાપાટી** સ્ત્રી૦ સોનીનું એક ઓજાર
**કરડું** વિ૦ આકરું; સખત (૨) કઠોર; નિર્દય (૩) સહેજ કડવું; બેસ્વાદ (૨) ન૦ જુઓ કચડું (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું
**કરડો** પું૦ આંગળીએ ઘાલવાનો સોનારૂપાનો આમળાવાળો વીંટલો (૨) સોનીનું એક ઓજાર
**કરણ** ન૦ કારણ; હેતુ (૨) કોઈ પણ ક્રિયાનું સાધન (૩) ત્રીજી વિભક્તિથી સૂચવાતો અર્થ (૪) ત્રીસ ઘડીનો કાળ (૫) કરવું તે; કર્મ (૬) કરવાનો અર્થ સૂચવતો પ્રત્યય. ઉદા૦ એકીકરણ; સમીકરણ (૭) કિરણ (૮) એક ફૂલઝાડ (૯) 'ઑપરેશન' (ગ.)
**કરણહાર** વિ૦+ કરનારું
**કરણાટ** ન૦ કાનના ઘાટનું એક વાજું; મોટું તતડું
**કરણી** સ્ત્રી૦ ક્રિયમાણ; કરતૂક (૨) વર્તણૂક; આચરણ (૩) કડિયાનું એક ઓજાર; થાપી (૪) જેનું નિઃશેષ મૂળ ન નીકળી શકે એવી રકમ (૫) ગુણ; યોગ્યતા (૬) જાદુ (૭) વિ૦ (ગ.) જેનું નિઃશેષ મૂળ ન નીકળી શકે એવી (રકમ)
**કરણીય** વિ૦ કરવા જેવું
**કરણ્યાત્મક** વિ૦ મૂલભૂત; 'રૅડિકલ' (ગ.)
**કરત** સ્ત્રી૦ કઋતુ
**કરતલ(–ળિયું)** ન૦ હથેળી
**કરતલભિક્ષા** સ્ત્રી૦ હથેળીમાં માય તેટલી જ ભિક્ષા લેવાનું વ્રત
**કરતલાસ્થિ** ન૦ હથેળીનું હાડકું
**કરતલી** સ્ત્રી૦ હથેળી
**કરતબ** ન૦ કર્તવ્ય (૨) જાદુ
**કરતળિયું** ન૦ કરતલ; હથેળી
**કરતાર** પું૦ કિરતાર
**કરતાલ(–ળ)** સ્ત્રી૦ હાથ વડે તાળી આપવી તે (૨) કાંસીજોડાં; ઝાંઝ
**કરતાં** અ૦ થી; થકી
**કરતુ** ન૦ કૃત્ય; કર્મ
**કરતુંકારવતું** વિ૦ કર્તાહર્તા; મુખ્ય; આગેવાન
**કરતૂક** ન૦ કૃત્ય; કરણી (૨) વર્તણૂક; આચરણ (ઘણુંખરું ખરાબ અર્થમાં)
**કરન્યાસ** પું૦ મંત્ર ભણીને કરાદિ વિભાગો ઉપર જુદાજુદા દેવનું સ્થાપન કરવું તે
**કરપ(–બ)** પું૦ દાબ; ધાક
**કરપટી** સ્ત્રી૦ એક ઝાડ
**કરપટું** ન૦ કરપટીનું ફળ (૨) કરપ
**કરપત્ર** ન૦ કરવત (૨) જલક્રીડા
**કરપલું** ન૦ ઊંડળ
**કરપલ્લવ** પું૦ પંજો; પહોંચો (૨) હાથરૂપી પલ્લવ (૩) કોમળ હાથ (૪) આંગળી
**કરપલ્લવી** સ્ત્રી૦ હાથના—આંગળીઓના ચાળા-થી વિચાર જણાવવા—સમજાવવાની વિદ્યા (૨) હાથનો ઇશારો–સંકેત
**કરપવું** સ૦ ક્રિ૦ મરનારના પુણ્યાર્થે પહેલી ઉતરાણ ઉપર અને દરેઆઠમને દિવસે બ્રાહ્મણને દાન આપવું (૨) થોડુંથોડું કરડવું (૩) કોતરવું
**કરપી,૦ણ** વિ૦ જુઓ કરપીણ
**કરપી** સ્ત્રી૦ રાંપડી
**કરપીડન** ન૦ પાણિગ્રહણ; લગ્ન
**કરપીણ** વિ૦ કૃપણ; કંજૂસ (૨) કમકમાટીભર્યું; નિર્દય
**કરપુટ** પું૦ નમસ્કાર માટે હાથ જોડવા તે (૨) ખોબો
**કરપૃષ્ઠ** ન૦ હાથનો પાછલો-અવળો ભાગ
**કરપો** પું૦ (કા.) ખેતરમાં પંખી ઉડાડવા માટે કરેલો માળો
**કરબ** પું૦ કરપ (૨) કડબ
**કરબડી** સ્ત્રી૦ રાંપડી (૨) પંખીઓને ચણ નાખવા ટીંગાવેલું શીંકું
**કરબદર** ન૦ હાથમાં રહેલું બોર
**કરબદરવત્** અ૦ હાથમાં રહેલા બોરની પેઠે (તપાસી શકાય–સંપૂર્ણ રીતે જાણી શકાય તેવું)
**કરબવું*** સ૦ ક્રિ૦
**કરબોરું** ન૦ એક જાતનું બરુ

**કરભ** પું૦ હાથીનું બચ્ચું; નાનો—જુવાન હાથી (૨) કોણીથી કાંડા સુધીનો હાથનો ભાગ (૩) હથેળીનો પાછલો ભાગ (૪) ઊંટ અથવા ઊંટનું બચ્ચું (૫) હાથીની સૂંઢ
**કરભાગ** પું૦ ઊપજમાંથી આપવાનો રાજ્યનો ભાગ
**કરભાર** પું૦ કરવેરાનો ભાર—બોજો (૨) ઘણો ભારે બોજો
**કરભી** સ્ત્રી૦ ઊંટડી (૨) નાની—જુવાન હાથણ
**કરભીર** પું૦ સિંહ
**કરભૂષણ** ન૦ હાથનું ઘરેણું (૨) પતિ (૩) દાન
**કરભોરુ(-રૂ)** સ્ત્રી૦ સૂંઢના જેવી જંઘાઓવાળી સ્ત્રી
**કરમ** ન૦ કર્મ; કૃત્ય (૨) કુકર્મ; ક્રૂર કર્મ (૩) નસીબ; વિધાતા (૪) કપાળ (૫) બે કદમના અંતરની રસ્તો માપવાની લાકડી (૬) પેટમાં થતો એક જીવ
**કરમકથા** સ્ત્રી૦ વીતકની કથા
**કરમકલ્લો** પું૦ એક શાક; કોબીજ
**કરમકહાણી** સ્ત્રી૦ કરમકથા
**કરમકૂટ** સ્ત્રી૦ નકામી મહેનત; માથાફોડ (૨) એકની એક વાતની પીંજણ
**કરમજ** પું૦ કિરમજ
**કરમજી** વિ૦ કિરમજી
**કરમણવું** અ૦ ક્રિ૦ કચવાવું; કણમણવું
**કરમદી** સ્ત્રી૦ એક ફળઝાડ
**કરમદું** ન૦ કરમદીનું ફળ
**કરમબક્ષિસ** સ્ત્રી૦ ભાગ્યશાળીપણું (૨) ક્ષમાશીલતા; રહેમિયત (૩) સખાવત; ઉદારતા
**કરમબખ્શી** સ્ત્રી૦ મહેરબાની
**કરમલડો** પું૦ સાથવો; કુલેર (૨) કરમો; દહીંભાત
**કરમલો(-ળો)** પું૦ જુઓ કરમલડો
**કરમવેરો** પું૦ માથાવેરો; જજિયાવેરો (૨) નસીબમાં નખાયેલી વેઠ
**કરમળો** પું૦ જુઓ કરમલડો
**કરમાણી અજમો** પું૦ એક જાતનું કડવું વસાણું
**કરમાધરમી** વિ૦ કર્મધર્મ અનુસાર એવું; ભાગ્યને અધીન
**કરમાધર્મી** વિ૦ કરમાધરમી
**કરમાવું** અ૦ ક્રિ૦ ચીમળાવું; વિલાવું
**કરમાળા** સ્ત્રી૦ જપમાળા; બેરખો (૨) હાથની આંગળીઓરૂપી જપમાળા
**કરમિયો** પું૦ પેટમાં થતો એક જીવ
**કરમી** વિ૦ નસીબદાર (૨) ધનાઢ્ય
**કરમો** પું૦ દહીં; જીરું અને મીઠું નાંખેલા ભાતનું માતાનું નૈવેદ્ય
**કરમોડ** સ્ત્રી૦ કરમોડાવું તે; લચક
**કરમોડ(-ડિયો)** પું૦ ઢોરને થતો એક રોગ
**કરમોડવું** સ૦ ક્રિ૦ લચકાય એમ કરવું (૨) કરમાવવું; સહેજ પલાળવું
**કરમોડાવું** અ૦ ક્રિ૦ લચકાવું; મરડાવું
**કરમોડિયો** પું૦ કરમોડ
**કરમો(૦વ)વું** સ૦ ક્રિ૦ પ્રવાહીથી સહેજ પલાળવું
**કરલ** ન૦ કોઠીનું ઝાડ (૨) ચીકણી અને કઠણ માટી
**કરલજામણું** વિ૦ હાથ લજાવે એવું
**કરલી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**કરવડી** સ્ત્રી૦ નાળચાવાળી લોટી; ઝારી
**કરવડો** પું૦ નાળચાવાળો લોટો
**કરવત** સ્ત્રી૦; ન૦ લાકડાં વહેરવાનું એક ઓજાર
**કરવતિયો** પું૦ કરવતથી કામ કરનારો; વહેરણિયો
**કરવતી** સ્ત્રી૦ નાનું કરવત (૨) સોનીનું એક ઓજાર (૩) એક જાતની ઘોડાગાડી (૪) પું૦ હાથી
**કરવતીદાવ** પું૦ કુસ્તીનો એક દાવ
**કરવરું** વિ૦ ઓછા પાકવાળું (વર્ષ) (૨) ન૦ ખરડિયું; નાનો દુકાળ
**કરવાલ** સ્ત્રી૦ તલવાર
**કરવાલું** ન૦ ખડ્ગ
**કરવીર** ન૦ એક જાતનું ફૂલઝાડ; ધોળી કરેણ (૨) તેનું ફૂલ
**કરવું** સ૦ ક્રિ૦
**કરવૈયો** પું૦ કરતોકારવતો માણસ; પંચાતિયો
**કરશણ** ન૦ કણસલું; ડૂંડું (૨) વાવેતર; મોલ (૩) ખેતી
**કરશણી** પું૦ ખેડૂત
**કરશ(-સ)લી** સ્ત્રી૦ ટાયલી; નાનો લોટો

**કરસડ** સ્ત્રી૦ શાહીના ખડિયામાં જમાતો કૂચો (૨) ચીંથરું

**કરસલી** સ્ત્રી૦ કરસાલી; કસલી; ટોયલી

**કરસંઘાત** પું૦ હાથનો ધક્કો; ઘાલ

**કરસંપુટ** પું૦; ન૦ જુઓ કરપુટ (૨) વચ્ચે પોલાણ રહે એમ હાથ ઉપર હાથ રાખવો તે

**કરંજ** ન૦ એક ઝાડ

**કરંજો** પું૦ ફુવારો; ફુવારાની જાહેર જગા

**કરંડ,૦ક** પું૦ કરંડિયો

**કરંડિકા** સ્ત્રી૦ નાનો કરંડિયો

**કરંડિયો** પું૦ કંડિયો

**કરંદું** વિ૦ કરે એવું; ઉદ્યોગી

**કરા** પું૦ બ૦ વ૦ આકાશમાંથી પડતા કુદરતી બરફના કકડા

**કરાઇયત** સ્ત્રી૦ સૂગ; અણગમો

**કરાઈ** પું૦ કરવતિયો (૨) સ્ત્રી૦ ક્રોધ (૩) પરાઈ

**કરાખી** સ્ત્રી૦ કાપડામાંનો બગલ આગળનો ત્રિકોણાકાર ભાગ

**કરાડ** સ્ત્રી૦ ખડક (૨) ઊંડા ખાડાની ઊભી કોર; ભેખડ (૩) પર્વતની ખો

**કરાડી** સ્ત્રી૦ પર્વતની સાંકડી અને ઊંચી ફાટ; ખો (૨) ધરો (૩) સોનીનું એક ઓજાર

**કરાડો** પું૦ ભેખડ (૨) કરાડ; ખડક (૩) જે આડા લાકડા ઉપર વહેરવાનું લાકડું મુકાય છે તે લાકડું (૩) કુહાડી

**કરાણી** પું૦ વહાણમાં દેખરેખ રાખવા નિમાયેલો (માણસ); વહાણનો કારકુન અથવા ભંડારી

**કરાબીન** સ્ત્રી૦ બંદૂક

**કરામણ** ન૦ કરવાની મજૂરી (૨) કરવાની આવડત–ખૂબી (૩) જાદુ; મોહિની

**કરામણી** સ્ત્રી૦ જુઓ કરામણ

**કરામત** સ્ત્રી૦ કારીગરી (૨) કળા; કસબ (૩) હિકમત; યુક્તિ (૪) ચાતુરી; ખૂબી (૫) બનાવટ (૬) ચમત્કાર; જાદુ

**કરામતી** વિ૦ કરામતવાળું

**કરાર** પું૦ કબૂલાત; ઠરાવ (૨) દુઃખની શાંતિ; નિરાંત; આરામ

**કરારદાદ** પું૦ કબૂલાતનો કાગળ (૨) સુલેહની અરજ

**કરારનામું** ન૦ ઠરાવપત્ર; લખત; દસ્તાવેજ (૨) સંધિપત્ર

**કરારપત્ર** પું૦; ન૦ કરારનામું

**કરારવું** સ૦ ક્રિ૦ કરાર અથવા બોલી કરવી

**કરાલ(–ળ)** વિ૦ જુઓ કરાળ

**કરાલિની** સ્ત્રી૦ દુર્ગાનું એક ભયંકર સ્વરૂપ (૨) ભયંકર સ્ત્રી

**કરાળ** વિ૦ ભયંકર; બિહામણું (૨) ઉગ્ર; તીવ્ર (૩) ઊંચું (૪) સ્ત્રી૦ કાળી તુળસી (૫) પું૦ કસ્તુરી મૃગ

**કરાળિયો** પું૦ માટીનાં વાસણ વેચનારો

**કરાંજ** સ્ત્રી૦ કરાંજવું તે

**કરાંજવું** અ૦ ક્રિ૦ ઝાડે ફરતાં પેટને જોર આપવું (૨) ઘણા જોરથી બોલવું

**કરાંઠી** સ્ત્રી૦ સાંઠી; કપાસ તુવેરની સૂકી સોટી

**કરાંઠું** ન૦ સાંઠી–કરાંઠીનો ભાગ; સાંઠી

**કરાંશી** સ્ત્રી૦ સુતારનું એક ઓજાર

**કરિણી** સ્ત્રી૦ હાથણી

**કરિયાણું** ન૦ ગાંધીને ઘેર મળતું ઓસડ, મસાલો વગેરે (૨) ગાંધિયાટું

**કરિયાતું** ન૦ એક ઔષધિ

**કરિયાવર** પું૦ કરકરિયાવર; પહેરામણી; રીત

**કરી** પું૦ હાથી (૨) સ્ત્રી૦ પથ્ય; પરહેજી (૨) અણુજો

**કરીમ** વિ૦ દયાળુ; ઉદાર

**કરીર** પું૦ એક વનસ્પતિ; કેરડો

**કરુણ** વિ૦ દયાજનક; શોકકારક (૨) પું૦ [કા. શા.] કાવ્યના અષ્ટરસમાંનો એક

**કરુણપરિણામક** વિ૦ જેનું પરિણામ કરુણ આવે એવું

**કરુણપ્રશસ્તિ** સ્ત્રી૦ કરુણ રસથી ભરેલી પ્રશસ્તિ; કાવ્યનો એક પ્રકાર; 'એલીજી'

**કરુણરસિક** વિ૦ કરુણ રસનું—વાળું

**કરુણા** સ્ત્રી૦ દયા; અનુકંપા

**કરુણાકર** વિ૦ દયાનિધિ; દયાળુ

**કરુણાનિધિ** પું૦ દયાનો ભંડાર

**કરુણાપાત્ર** વિ૦ દયાયોગ્ય (૨) ન૦ દયાયોગ્ય મનુષ્ય

**કરુણાર્દ્ર** વિ૦ કરુણાથી આર્દ્ર; દયાથી ગદ્‌ગદ થયેલું

**કરુણાવંત** વિ૦ કરુણાળુ

**કરુણાળુ** વિ૦ દયાળુ

**કરુણાંત** વિ૦ જેનો અંત કરુણ છે એવું
**કરુવરુ** અ૦ ફટફટ (કરવું તે)
**કરૂપ(-પું)** વિ૦ કદરૂપું
**કરેડું(-ડું)** ન૦ ખરેડું (૨) દેવીને વાર્ષિક ભેટ આપવી તે (૩) ઘીમાંની છાશ
**કરેડું** વિ૦ બેસ્વાદ; કરડું
**કરેડો** પું૦ રેંટિયાનો ઊભો થાંભલો
**કરેણ** સ્ત્રી૦ એક ફૂલઝાડ
**કરેણાં** ન૦ બ૦ વ૦ કરેણનાં ફૂલ
**કરેણુ** પું૦ હાથી (૨) સ્ત્રી૦ હાથણી
**કરેણો** પું૦ એક ફૂલઝાડ; કરેણ
**કરેપ** પું૦ એક જાતનું રેશમી કાપડ—સાડી
**કરેળી** સ્ત્રી૦ મોટી બૂમ; કિકિયારી; રોકકળની ચિચિયારી (૨) ક્રોધ
**કરેયું** ન૦ મોભારાની બન્નેમાંની કોઈ પણ એક બાજુના કરાનું ઢાળ પડતું ચણતર
**કરો** પું૦ ઘરની બાજુની દિવાલ
**કરોચ** પું૦ + જુઓ ક્રૌંચ (૨) તેતર
**કરોટ(-ટી)** સ્ત્રી૦ ખોપરી
**કરોડ(-ઠી)** સ્ત્રી૦ શરીરનું પાસું (૨) બાધા; વ્રત
**કરોડું** ન૦ પરંપરા; ચાલ; રિવાજ
**કરોડ** વિ૦ સો લાખ (૨) સ્ત્રી૦ બરડાનું ઊભું હાડકું (૩) વાંસો; બરડો
**કરોડ(-ડાધિ)પતિ** પું૦ કરોડ રૂપિયાનો આસામી-ધણી (૨) ઘણો તાલેવંત માણસ
**કરોડરજ્જુ** સ્ત્રી૦ કરોડમાંથી પસાર થતું જ્ઞાનતંતુનું દોરડું
**કરોડાધિપતિ** પું૦ કરોડપતિ
**કરોયલ** પું૦ મોર (૨) સ્ત્રી૦ કોયલ
**કરોળિયો** પું૦ એક જીવડું (૨) ચામડીનો એક રોગ (૩) એક વનસ્પતિ (૪) કરોળિયો; માટીનાં વાસણ વેચનારો.
**કર્ક** પું૦ કરચલો (૨) એક રાશિ (૩) ધોળો ઘોડો (૪) કાંટો
**કર્કટ,૦ક** પું૦ કરચલો (૨) કર્કરાશિ (૩) બીલીનું ઝાડ
**કર્કટી** સ્ત્રી૦ કાકડી (૨) ઠાઠડી (૩) કરચલી
**કર્કર** વિ૦ કકરું (૨) પું૦; સ્ત્રી૦ કાંકરી; પથ્થરની ઝીણી કરચ
**કર્કરેખા** સ્ત્રી૦ વિષુવવૃત્તની ઉત્તરે કે દક્ષિણે ૨૩°૨૭′ના અંશ પર આવેલી રેખા
**કર્કવર્તુલ(-ળ)** ન૦ કર્કરેખાથી બનતું વર્તુલ
**કર્કવૃત્ત** ન૦ કર્કરાશિના મંડળનો ભાગ; કર્કવર્તુલ
**કર્કશ** વિ૦ કઠોર; આકરું (૨) કડવાબોલું (૩) ઘાતકી; નિર્દય
**કર્કશા** વિ૦ સ્ત્રી૦ કંકાસિયણ; વઢકારી
**કર્કંધુ(-ધૂ)** સ્ત્રી૦ બોરડી
**કર્કાર્ક** પું૦ કર્કરાશિનો સૂર્ય
**કર્કોટ,૦ક** પું૦ (સં.) નાગોનો એક નાયક (નળરાજાએ એને અગ્નિમાંથી બચાવ્યો હતો. બદલામાં પોતાના વિષથી એણે નળરાજાને બાહુકનું કૂબડું રૂપ આપી અજ્ઞાત રહેવામાં મદદ કરી હતી.)
**કર્ણ** પું૦ કાન (૨) કાટખૂણત્રિકોણમાં કાટખૂણાની સામેની લીટી-બાજુ (૩) સુકાન (૪) [સં.] કુંતીનો સૂર્યથી થયેલો પુત્ર
**કર્ણકટુ(-ઠોર)** વિ૦ કાનને કટુ-કઠોર લાગે એવું
**કર્ણકંડુ(-ડૂ)** પું૦ કાનનો એક રોગ
**કર્ણગોચર** વિ૦ સંભળાય એવું
**કર્ણચ્છેદ** પું૦ કાન વીંધવા કે કાપવા તે
**કર્ણધાર** પું૦ સુકાની; નેતા
**કર્ણપટલ** ન૦ કાનનું પડળ
**કર્ણપાક** પું૦ કાન પાકવો તે; એક રોગ
**કર્ણપાલી** સ્ત્રી૦ કાનની બૂટ
**કર્ણપ્રદેશ** પું૦ કાનની આજુબાજુનો શરીરનો ભાગ
**કર્ણફૂલ** ન૦ કાનમાં પહેરવાનું ફૂલ; સ્ત્રીઓનું એક ઘરેણું
**કર્ણમૂલ(-ળ)** ન૦ કાનનું મૂળ; કાનના મૂળ આગળનો શરીરનો ભાગ
**કર્ણરેખા** સ્ત્રી૦ કાટખૂણાની સામેની લીટી (ગ.)
**કર્ણલીટી** સ્ત્રી૦ કર્ણરેખા (ગ.)
**કર્ણવેધ** પું૦ કાન વીંધવો તે
**કર્ણશક્તિ** સ્ત્રી૦ સાંભળવાની શક્તિ
**કર્ણશૂલ(-ળ)** ન૦ કાનમાં થતું શૂળ-સણકો
**કર્ણસ્રાવ** પું૦ કાનમાંથી પરુ ઝરે તે
**કર્ણાકર્ણિ** અ૦ એક કાનેથી બીજા કાને એમ ફરતું
**કર્ણાટ** ન૦ કાનના આકારનું એક વાજિંત્ર (૨) એક વનસ્પતિ (૩) [સં.] કર્ણાટક

**કર્ણાટક** પું૦; ન૦ (સં.) દક્ષિણ હિંદુસ્તાનનો એક પ્રાંત
**કર્ણાટકી** વિ૦ કર્ણાટકનું—સંબંધી (૨) સ્ત્રી૦ કર્ણાટક દેશની સ્ત્રી
**કર્ણાશ્મ** પું૦ માછલાં તથા તેવાં પ્રાણીઓના કાનમાંનો એક પથ્થર જેવો અવયવ
**કર્ણાસ્થિ** ન૦ કાનનું અને કર્ણપ્રદેશનું હાડકું
**કર્ણિકા** સ્ત્રી૦ કળી; બીજકોશ (૨) હાથીની સૂંઢની અણી (૩) વચલી આંગળી (૪) લેખણ
**કર્ણિકાર** પું૦ એક ફૂલઝાડ; કરેણ
**કર્ણિની** સ્ત્રી૦ ગર્ભાશયનો એક રોગ
**કર્ણેંદ્રિય** સ્ત્રી૦ સાંભળવાની ઇંદ્રિય; કાન
**કર્ણોપકર્ણ(-ર્ણિ)** અ૦ કર્ણાકર્ણિ
**કર્તન** ન૦ કાપવું તે (૨) કાંતવું તે
**કર્તદંતી** વિ૦ કાપવા માટે જોઈતા તીક્ષ્ણ દાંત કે દાંતાવાળું (૨) ન૦ એક પ્રકારનું પ્રાણી
**કર્તરિપ્રયોગ** પું૦ જેમાં કર્તા પ્રમાણે ક્રિયાપદ જાતિ અને વચન લેતું હોય તેવો પ્રયોગ [વ્યા.]
**કર્તરી** સ્ત્રી૦ કાતર
**કર્ત(-ર્ત્ત)વ્ય** વિ૦ કરવાયોગ્ય; કરવાનું (૨) ન૦ કામ; કર્મ (૨) ફરજ (૩) વર્તન
**કર્ત(-ર્ત્ત)વ્યધુરા** સ્ત્રી૦ કર્તવ્યની ઝૂંસરી
**કર્ત(ર્ત્ત)વ્યનિષ્ઠ** વિ૦ કર્તવ્યપરાયણ
**કર્ત(-ર્ત્ત)વ્યનિષ્ઠતા** સ્ત્રી૦ કર્તવ્યનિષ્ઠ હોવું તે
**કર્ત(-ર્ત્ત)વ્યનિષ્ઠા** સ્ત્રી૦ કર્તવ્યમાં નિષ્ઠા
**કર્ત(-ર્ત્ત)વ્યપરાયણ** વિ૦ પોતાનાં કર્તવ્યોમાં પરાયણ
**કર્ત(-ર્ત્ત)વ્યપરાયણતા** સ્ત્રી૦
**કર્ત(-ર્ત્ત)વ્યભાન** ન૦ કર્તવ્યનું ભાન
**કર્તા(-ર્ત્તા)** વિ૦ કરનારું; બનાવનારું (૨) પું૦ કરનાર—બનાવનાર માણસ; રચયિતા
**કર્તાર** પું૦ કિરતાર; સ્રષ્ટા
**કર્તા(-ર્ત્તા)હર્તા(-ર્ત્તા)** પું૦ સરજનાર અને નાશ કરનાર (ઈશ્વર) (૨) સર્વોપરી સત્તા ધરાવનાર પુરુષ; મુખ્ય ધણી
**કર્તૃ** વિ૦ (૨) પું૦ જુઓ કર્તા
**કર્તૃત્વ** ન૦ કરવાની—રચવાની શક્તિ (૨) કર્તાપણું
**કર્તૃત્વશક્તિ** સ્ત્રી૦ કરવાની—રચવાની શક્તિ
**કર્તૃવાચ્ય** વિ૦ જેમાં કર્તાનું પ્રાધાન્ય હોય એવું (વાક્ય)
**કર્ત્તવ્ય** વિ૦ (૨) ન૦ જુઓ કર્તવ્ય
**કર્ત્તવ્યધુરા** સ્ત્રી૦ કર્તવ્યધુરા
**કર્ત્તવ્યનિષ્ઠ** વિ૦ કર્તવ્યનિષ્ઠ
**કર્ત્તવ્યનિષ્ઠતા** સ્ત્રી૦ કર્તવ્યનિષ્ઠતા
**કર્ત્તવ્યનિષ્ઠા** સ્ત્રી૦ કર્તવ્યનિષ્ઠા
**કર્ત્તવ્યપરાયણ** વિ૦ કર્તવ્યપરાયણ
**કર્ત્તવ્યપરાયણતા** વિ૦ કર્તવ્યપરાયણતા
**કર્ત્તવ્યભાન** ન૦ કર્તવ્યભાન
**કર્ત્તા** વિ૦ (૨) પું૦ જુઓ કર્તા
**કર્ત્તાહર્ત્તા** પું૦ જુઓ કર્તાહર્તા
**કર્દમ** પું૦ કાદવ; કીચડ
**કર્પટ** ન૦ કાપડ; કપડું (૨) ચીંથરું; જૂનો ગાભો
**કર્પર** ન૦ ખોપરી (૨) કલેડું; ઠીબ; ઠીકરું
**કર્પરી** સ્ત્રી૦ એક ઔષધિ; ખાપરિયું (૨) ઠીકરી
**કર્પાસ** પું૦ કપાસનું ઝાડ (૨) કપાસ
**કર્પૂર** ન૦ કપૂર
**કર્બુર** વિ૦ કાબરું; કાબરચીતરું
**કર્મ** ન૦ ક્રિયા; વ્યાપાર (૨) કાર્ય; કામ (૩) પ્રવૃત્તિ; ધંધો (૪) ક્રિયમાણ; આચરણ (૫) ધર્મક્રિયા; ધર્મકર્મ (નિત્યાદિ) (૬) સંસ્કાર; નસીબ (૭) કર્તવ્ય (૮) કુકર્મ (૯) જેની ઉપર ક્રિયા થતી હોય તે (વ્યા.)
**કર્મકથા** સ્ત્રી૦ જુઓ કરમકથા
**કર્મકપાટ** ન૦ નસીબનું બારણું
**કર્મકર** વિ૦ કર્મ કરનારું (૨) પું૦ કામ કરનાર માણસ; મજૂર
**કર્મકાર(-રી)** પું૦ કામ કરનાર માણસ; મજૂર (૨) કારીગર (૩) લુહાર (૪) બળદ
**કર્મકાંડ** ન૦ ધર્મક્રિયાઓ અને ધર્મકર્મોને લગતો વેદનો ભાગ (૨) એમાં બતાવેલી ધાર્મિક ક્રિયાઓ અને કર્મો
**કર્મકાંડી** વિ૦ કર્મકાંડને અનુસરનારું
**કર્મક્ષેત્ર** ન૦ કર્મભૂમિ (ભારતવર્ષ)
**કર્મગતિ** સ્ત્રી૦ કર્મની ગતિ; નસીબ
**કર્મચંડાળ** પું૦ કર્મનો ચંડાળ; અધર્મી; દુરાચારી

**કર્મજ** વિ૰ કર્મમાંથી નીપજેલું (૨) પું૰ કળિયુગ (૩) વડ
**કર્મઠ** વિ૰ ધાર્મિક કર્મમાં ચુસ્ત; કર્મનિષ્ઠ (૨) કર્મકુશળ (૩) બાહ્ય આચારમાં આગ્રહી
**કર્મઠતા** સ્ત્રી૰
**કર્મણિદ્વિતીયા** સ્ત્રી કર્મ અર્થે વપરાતી બીજી વિભક્તિ (વ્યા.)
**કર્મણિપ્રયોગ** પું૰ જેમાં કર્મ પ્રમાણે ક્રિયાપદ જાતિ અને વચન લેતું હોય તેવો પ્રયોગ (વ્યા.)
**કર્મણિવાચ્ય** વિ૰ કર્મ પ્રમાણે જાતિ અને વચન લેનારું (વ્યા.)
**કર્મતંત્ર** ન૰ કર્મનું તંત્ર
**કર્મદંડ** પું૰ કર્મની સજા
**કર્મદોષ** પું૰ કર્મનો દોષ–ભૂલ (૨) કર્મનું માઠું પરિણામ (૩) પાપ; દુર્ગુણ
**કર્મધારય** પું૰ જે તત્પુરુષ સમાસનાં બન્ને પદો સમાસ છોડતાં એક જ વિભક્તિમાં (પ્રથમામાં) આવે તે સમાસ
**કર્મનિષ્ઠ** વિ૰ કર્મકાંડમાં આસ્થાવાળું-ચુસ્ત (૨) કર્તવ્યપરાયણ
**કર્મનિષ્ઠા** સ્ત્રી૰ પોતાના કર્મોમાં અથવા વિહિત કર્મોમાં નિષ્ઠા
**કર્મન્યાસ** પું૰ કર્મ ઈશ્વરને અર્પણ કરી દેવાં તે
**કર્મપાક** પું૰ કર્મનું પાકવું તે; કર્મફળ
**કર્મપાશ** પું૰ કર્મબંધન
**કર્મફલ(–ળ)** ન૰ કર્મનું ફળ–પરિણામ
**કર્મબંધ** પું૰ કર્મનું બંધન
**કર્મભૂમિ** સ્ત્રી૰ કર્મ કરવાનું ક્ષેત્ર (૨) ધર્મ-કર્મ કરવાનો દેશ; ભારતવર્ષનું એક વિશેષણ
**કર્મભ્રષ્ટ** વિ૰ કર્તવ્ય કર્મથી ભ્રષ્ટ–વિમુખ થયેલું
**કર્મમાર્ગ** કર્તવ્ય કર્મથી અથવા કર્મકાંડને અનુસરવાથી મોક્ષ મેળવવાનો માર્ગ
**કર્મમીમાંસા** સ્ત્રી૰ કર્મની ફિલસૂફી; કર્મ-સંબંધી વિચારણા (૨) પૂર્વમીમાંસા
**કર્મયોગ** પું૰ કર્મમાર્ગની સાધના (૨) નસીબ-નો જોગ
**કર્મયોગી** પું૰ કર્મયોગનો સાધક
**કર્મરી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**કર્મરેખા** સ્ત્રી૰ ભાવિસૂચક રેખા–આંકો (૨) નસીબ
**કર્મવજ્રા*** સ્ત્રી૰
**કર્મવશ** વિ૰ કર્મને–નસીબને આધીન એવું
**કર્મવાદ** પું૰ કર્મને લગતો વાદ (૨) પ્રારબ્ધ-વાદ; દૈવવાદ
**કર્મવાદી** વિ૰ (૨) પું૰ કર્મવાદમાં માનનાર
**કર્મવિપાક** પું૰ કર્મપાક
**કર્મવીર** વિ૰ કર્તવ્ય કર્મ કરવામાં વીર–બહાદુર એવું (૨) પું૰ એવો માણસ
**કર્મવ્યતિહાર** પું૰ કર્મનો–ક્રિયાનો અદલો-બદલો
**કર્મવ્યતિહારવાચક** વિ૰ કર્મવ્યતિહાર બતાવનારું
**કર્મશીલ** વિ૰ પ્રવૃત્તિશીલ; ઉદ્યમી
**કર્મસંગ** પું૰ સાંસારિક કર્મો અને તેનાં ફળો પ્રત્યેની આસક્તિ
**કર્મસંજોગ** પું૰ ભાવિનો યોગ; નસીબનો તાકડો
**કર્મસંન્યાસ** પું૰ કર્મનો ત્યાગ (૨) કર્મફળનો ત્યાગ
**કર્મસંન્યાસી** પું૰ જેણે કર્મનો ત્યાગ કર્યો હોય એવો માણસ; સંન્યાસી (૨) કર્મફળનો ત્યાગ કરનાર પુરુષ
**કર્મસાક્ષી** પું૰ કર્મને જોનાર પુરુષ (૨) કર્મના પરિપાકનો અનુભવ લેનાર પુરુષ
**કર્મસાધન** ન૰ જેણે કરીને કર્મ સિદ્ધ થાય તે; કર્માનુષ્ઠાન
**કર્મસિદ્ધિ** સ્ત્રી૰ કર્મફળની પ્રાપ્તિ (૨) સફળતા
**કર્મસ્થાન** ન૰ કાર્યાલય; કામધંધો કરવાની જગા
**કર્મહીણ(–ણું)** વિ૰ અભાગિયું; કમનસીબ
**કર્માતીત** વિ૰ કર્મથી અતીત–પર
**કર્માધિકાર** પું૰ ધર્મકર્મનો અધિકાર–યોગ્યતા
**કર્માધીન** વિ૰ કર્મવશ; દૈવાધીન
**કર્માનુરૂપ** વિ૰ કર્મને અનુરૂપ; જેવાં કર્મ કર્યાં હોય એ પ્રમાણેનું–નસીબ પ્રમાણેનું
**કર્માનુસાર** અ૰ કર્મને અનુસરીને
**કર્માનુસારી** વિ૰ કર્મને અનુસરતું
**કર્માંતર** ન૰ શુભ કારજમાં અને ખાસ કરીને અધરણીમાં વિધિયુક્ત જે કર્મ ગોર કરાવે છે તે (૨) બીજું કામ
**કર્મિષ્ઠ** વિ૰ કર્મઠ; કર્મ કરવા પર પ્રીતિવાળું (૨) કાર્યકુશળ

**કર્મી** વિ૦ નસીબદાર; તાલેવંત (૨) ઉદ્યોગી
**કર્મેંદ્રિય** સ્ત્રી૦ જે ઇંદ્રિયે કરીને કર્મ થાય છે તે (જુઓ ઇંદ્રિય)
**કર્વનક** ન૦ એક પક્ષી
**કર્ષ** પું૦ એક પ્રાચીન તોલ
**કર્ષક** વિ૦ ખેંચે—આકર્ષે એવું (૨) પું૦ ખેડૂત
**કર્ષણ** ન૦ ખેડ; ખેતી (૨) ખેંચ;તાણ (૩) આકર્ષણ
**કલ** પું૦ એક અવાજ; ગુંજન (૨) વલણ; ઇચ્છા
**કલકલ** પું૦ પક્ષીઓનો કલરવ (૨) ગુંજારવ; કલબલ (૩) મનુષ્ય યા પશુપક્ષીઓનો મિશ્ર ધ્વનિ
**કલ(-ળ)કલ(-ળ)વું** અ૦ ક્રિ૦ જુઓ કકળવું
**કલકલાટ** પું૦ ઘોંઘાટ
**કલકલા(-ળા)ણ** ન૦ જુઓ કકલાણ
**કલકલિયો** પું૦ એક પક્ષી
**કલકલિયો કોડિયો** પું૦ એક પક્ષી
**કલકળાણ** ન૦ જુઓ કકલાણ
**કલખણું** વિ૦ કુલક્ષણું; અપલક્ષણવાળું
**કલખાપરી** સ્ત્રી૦ પકવેલી અથવા બાળેલી માટીની એક ઔષધિ (૨) જસતનો એક ક્ષાર
**કલખાપરો** પું૦ જુઓ કલખાપરી
**કલખખણ** ન૦ કુલક્ષણ
**કલગી** સ્ત્રી૦ મુગટ અથવા મસ્તક પર મૂકવાનો એક શણગાર; મંજરી (૨) ફૂલોનો ગોટો (૩) એક શાક્ત લાવણી
**કલગીદાર** વિ૦ કલગીવાળું
**કલગેર** સ્ત્રી૦ એક કીમતી રેશમી વસ્ત્ર; બાંટ
**કલ(-ળ)જુગ** પું૦ જુઓ કળિયુગ
**કલ(-ળ)ણ** ન૦ કાદવમાં કળી-ઊતરી જવાય એવી જગા
**કલત્ર** ન૦ વહુ; બૈરી
**કલદાર** વિ૦ હુન્નર-કળાવાળું (૨) અંગ્રેજી ચલણનું (નાણું)
**કલન** ન૦ ગર્ભાધાન થયા પછી ગર્ભની શરૂઆતની સ્થિતિ; 'ઝાઇગોટ' (૨) સમજવું તે (૩) ગ્રાસ
**કલના** સ્ત્રી૦ અડસટ્ટો (૨) પિછાન
**કલપ(-ફ)** પું૦ વાળ રંગવાની એક બનાવટ
**કલપવું** અ૦ ક્રિ૦ ઝૂરવું (૨) રડવું; કલ્પાંત (૩) સ૦ ક્રિ૦ કલ્પવું; અટકળ કરવી (૪) સારવું (શ્રાદ્ધ)
**કલપાંત** પું૦; ન૦ જુઓ કલ્પાંત
**કલફાત** ન૦ વહાણનાં પાટિયાં બરાબર બેસાડી ક્યાંય થઈને હવા કે પાણી પેસી ન શકે એવું કરવાની ક્રિયા
**કલબલ** સ્ત્રી૦ વાતચીતથી થતો આછો ઘોંઘાટ; શોરબકોર (૨) ન સમજાય તેવું બોલવું તે
**કલબલાટ** પું૦ ઘોંઘાટ; શોરબકોર
**કલમ** સ્ત્રી૦ લેખણ (૨) દસ્કત (૩) લેખનશક્તિ (૪) પીંછી (૫) ચીતરવાની છટા (૬) કલમની પેઠે ત્રાંસી કાપીને ઉગાડેલી ઝાડની ડાળી (૬) પેરા (૭) કરારની શરત
**કલમકશ** વિ૦ કલમ—લેખણ વાપરી જાણનારું (૨) પું૦ લહિયો (૩) લેખક; કુશળ લેખક; મુસદ્દી
**કલમકશી** સ્ત્રી૦ કલમ વાપરવી તે; સુંદર છટાદાર લખાણ કરવું તે
**કલમકસાઈ** પું૦ કલમનો કસાઈ એવો માણસ; કઠોર લેખક
**કલમતરાશ** પું૦ કલમ ઘડવાનો ચપ્પુ (૨) કલમ ઘડનાર આદમી
**કલમત્રાંસ** વિ૦ કલમની માફક ત્રાંસું
**કલમદાન** ન૦ કલમ રાખવાની ભૂંગળી—પેટી
**કલમબંદી** સ્ત્રી૦ કલમવાર-પેરા પાડીને કરેલું લખાણ (૨) ટાંચ; જપ્તી (૩) જપ્ત કરેલી વસ્તુઓની યાદી (૪) કોઈ પણ ભાગની વ્યવસ્થા કે કામકામજનું ધોરણ બતાવતી તપસીલ (૫) કોલકરાર; શરત
**કલમબાજ** વિ૦ કલમ વાપરવામાં કુશળ
**કલમલડો*** પું૦
**કલમલો*** પું૦
**કલમી** વિ૦ કલમ કરીને ઉગાડેલું (૨) પું૦ એક જાતના ચોખા
**કલમી,૦ન** સ્ત્રી૦ વહાણની ડોલકાઠી; નાનો સઢ
**કલમુ*** પું૦
**કલમેશરીફ** પું૦ કુરાન
**કલમો** પું૦ કુરાનનું મૂળ સૂત્ર-ફરમાન; ઇસ્લામનું દીક્ષાવાક્ય

**કલરવ** પું૦ મધુર ધ્વનિ (ખાસ કરીને પંખીઓનો)
**કલરોળ** પું૦ ઘોંઘાટ; મોટો કલબલાટ
**કલવાર** સ્ત્રી૦ દૂધિયા સોપારી
**કલવો** પું૦ પરણવા આવેલા વરને ઊથલતાં પહેલાં કન્યાપક્ષ તરફથી મોકલાતો કાચો કંસાર–ખાવાનું
**કલ(–ળ)શ** પું૦ લોટો (૨) દહેરા ઉપર ઘડાના આકારનું ધાતુ કે છોનું શિખર–ટોચ
**કલહ** પું૦ કજિયો; કંકાસ; લડાઈ
**કલહપ્રિય** વિ૦ કલહ જેને વહાલો છે એવું
**કલહંસ** પું૦ હંસ (૨) એક છંદ
**કલહાંતરિતા** વિ૦ સ્ત્રી૦ ધણી સાથે કલહ કરી રૂસણું લઈ બેઠેલી (સ્ત્રી) (૨) પતિનો અનાદર કરી રિસાયા પછી શોક કરતી (નાયિકા)
**કલંક** ન૦ ડાઘ; લાંછન; બટ્ટો (૨) આળ
**કલંકિત** વિ૦ કલંકવાળું; કલંક પામેલું
**કલંકી** વિ૦ કલંકવાળું (૨) પું૦ ચંદ્ર
**કલંગી** સ્ત્રી૦ જુઓ કલિંક
**કલંદર** પું૦ એક પ્રકારનો ફકીર (૨) નિ:સ્પૃહ માણસ (૩) વાદી; મદારી (૪) વર્ણસંકર આદમી
**કલા(–ળા)** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુનો એક ભાગ (૨) ચંદ્રનો સોળમો ભાગ (૩) કાલમાન (૪) યુક્તિ; હિકમત (૫) હુન્નર; કસબ (૬) સૌંદર્યયુક્ત રચના (૭) તેની હિકમત
**કલાઈ** સ્ત્રી૦ એક ધાતુ (૨) વાસણ પર ચડાવાતું કલાઈનું પાતળું પટ
**કલાઈગાર(–રો)** પું૦ વાસણનો કલાઈ કરનારો
**કલાઈસિંતો(–દો)** પું૦ કલાઈની રાખ
**કલાક** પું૦ ૬૦ મિનિટ જેટલો સમય
**કલાકાર** પું૦ કલાયુક્ત રચના કરનારો પુરુષ (કવિ, ચિત્રકાર, શિલ્પી ઇત્યાદિ)
**કલા(–ળા)કૌશલ્ય** ન૦ કળાની આવડત–હોશિયારી (૨) હુન્નર—ઉદ્યોગની આવડત
**કલાગું** વિ૦ સારા લાગ–મોખ વગરનું; કઢંગું
**કલા(–લે)ડું** ન૦ કલેડું
**કલાદ** પું૦ સોની
**કલાધર** પું૦ મોર (૨) ચંદ્ર
**કલાનાથ** પું૦ ચંદ્ર
**કલાનિધિ** પું૦ જુઓ કલાધર
**કલાપ** પું૦ સમૂહ; જથો (૨) મોરનાં પીંછાંનો સમૂહ (૩) ભાથો (તીરનો) (૪) ઘરેણું; આભૂષણ (૫) મ્યાન (૬) ચંદ્ર
**કલાપી** પું૦ જેને કલાપ છે તે—મોર
**કલાપીઠ** સ્ત્રી૦ શોરબકોર (૨) રહારોળ
**કલાફૂલ** ન૦ કાનનું એક ઘરેણું; કોકરવું
**કલાબૂત** પું૦ કસબ; સોનેરી અથવા રૂપેરી તારથી વીંટેલા રેશમનો તાર
**કલાબો** પું૦ બાંયનો કાપ
**કલા(–ળા)ભવન** ન૦ હુન્નરકળાની શાળા
**કલામ** સ્ત્રી૦ વાણી; વાક્ય; શબ્દ (૨) કડી; ફકરો (૩) લખાણ
**કલાર** ન૦ એક વનસ્પતિ
**કલારસ** પું૦ કલાનો રસ
**કલાલ** પું૦ દારૂનો દુકાનદાર
**કલાલખાનું** ન૦ દારૂનું પીઠું (૨) [લા.] વ્યસનીઓને ભેગા થવાનું ઠેકાણું
**કલાલણ(–ણી)** સ્ત્રી૦ કલાલની સ્ત્રી
**કલાલી** સ્ત્રી૦ દારૂ વેચવાનો ધંધો
**કલાવતી** વિ૦ સ્ત્રી૦ કળા—કાંતિવાળી (૨) નૃત્યાદિ કળા જાણનારી (૩) સ્ત્રી૦ એક વીણા; તુંબરું
**કલા(–ળા)વંતી** વિ૦ સ્ત્રી૦ નૃત્યાદિ કળા જાણનારી
**કલાવાન** વિ૦ કળા જાણનારું—કળાવાળું (૨) પું૦ ચંદ્ર
**કલાવવું** સ૦ ક્રિ૦ પટાવવું
**કલાવિધાન** ન૦ કલાની રચના—સર્જન
**કલાવિધાયક** ન૦ કલાવિધાન કરનારું
**કલાંકલાં** અ૦ સંપૂર્ણ ખીલેલું હોય એમ
**કલાંઠ** વિ૦ લાંઠ; તોફાની અને લુચ્ચું
**કલાંઠી** સ્ત્રી૦ પાંસળી (૨) પાસું
**કલિ(–ળિ)** પું૦ ટંટો; કજિયો (૨) લડાઈ; યુદ્ધ (૩) કળિયુગ (૪) કળિયુગનો અધિષ્ઠાતા પુરુષ—અસુર (૫) પાપની બુદ્ધિ
**કલિકા** સ્ત્રી૦ અણખીલેલું ફૂલ; કળી
**કલિ(–ળિ)કાલ(–ળ)** પું૦ કળિયુગનો સમય
**કલિત** વિ૦ જાણેલું; સમજેલું
**કલિમલ** પું૦ કલિનો મેલ–ખરાબ અસર; પાપ

**કલિ(-ળિ)યુગ** પું૦ ચાર યુગમાંનો છેલ્લો યુગ; અધર્મનો સમય (જુઓ યુગ)

**કલિલ** વિ૦ -થી ઢંકાયેલું; -થી ભરેલું (૨) મિશ્રિત; એકરૂપ બનેલું (૩) અભેદ્ય (૪) ગહન

**કલિંગ** ન૦ એક પક્ષી (૨) પું૦ (સં.) પ્રાચીન ભારતનો એક પ્રાંત; હાલનું ઓરિસા

**કલિં(-ળિં)ગડ(-ડું)** ન૦ તડબૂચ

**કલિંદ** પું૦ એક પર્વત, જેમાંથી યમુના નદી નીકળે છે. (૨) સૂર્ય (૩) એક વનસ્પતિ

**કલિંદકન્યા** સ્ત્રી૦ (સં.) યમુના; કાલિંદી

**કલુષ** વિ૦ કાદવવાળું; મેલું; ગંદું (૨) દુષ્ટ; ઘાતકી (૩) પાપી (૪) ન૦ કાદવ; મળ (૫) પાપ

**કલુષિત** વિ૦ જુઓ કલુષ (૨) ક્ચવાયેલું; રિસાયેલું

**કલેક્ટર** પું૦ જિલ્લાનો વડો મહેસૂલી અમલદાર

**કલેજું** ન૦ પિત્ત ઉત્પન્ન કરનારું અને શિરાઓમાંનું લોહી સાફ કરનારું એક મોટું માંસલ અવયવ; કાળજું (૨) હૃદય (૩) મન; અંતઃકરણ

**કલેડી** સ્ત્રી૦ નાનું કલેડું (૨) એકે વેતર ન વિયાઈ હોય એવી ગાય કે ભેંસ

**કલેડું** ન૦ રોટલા શેકવાનું શાણકું—ઠીકરું

**કલેવર** ન૦ શરીર; ખોળિયું

**કલેસર** ન૦ એક પક્ષી

**કલો(-ળો)** પું૦ કલહ

**કલોકું** ન૦ કરોકું; રાડું

**કલોડી** સ્ત્રી૦ વાછડી; નાની ગાય

**કલોલ** પું૦ જુઓ કલ્લોલ

**કલોંજી** સ્ત્રી૦ કાળીજીરી

**કલ્ક** વિ૦ પાપી (૨) પું૦ પાપ (૩) દંભ; છેતરપિંડી (૪) કીચડ; કચરો (૫) વાટીને બનાવેલો લોંદો; લૂગદી (ઔષધ વગેરેની) (૬) કાનનો મેલ

**કલ્કિ(-લ્કી)** પું૦ વિષ્ણુનો દશમો અને છેલ્લો અવતાર

**કલ્પ** પું૦ બ્રહ્માનો એક દહાડો અર્થાત્ ૪,૩૨૦,૦૦૦,૦૦૦ વર્ષોનો સમય (૨) ધર્મ-કર્મનો વિધિ (૩) વિહિતવિકલ્પ (૪) આચાર (૫) એક વેદાંગ, જેમાં યજ્ઞક્રિયા ઇત્યાદિનો ઉપદેશ છે. (૬) સંકલ્પ (૭) અભિપ્રાય

**કલ્પક** પું૦ કલ્પના કરનાર; શોધક

**કલ્પકતા** સ્ત્રી૦

**કલ્પતરુ** ન૦ કલ્પવૃક્ષ

**કલ્પદ્રુમ** ન૦ કલ્પતરુ

**કલ્પના** સ્ત્રી૦ નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શક્તિ (૨) હરેક વાતની મનમાં જે પ્રથમ રચના થાય તે (૩) ધારણા; ખ્યાલ (૪) તરંગ; બુટ્ટો

**કલ્પનાબલ(-ળ)** ન૦ કલ્પનાનું બળ

**કલ્પનાવાદ*** પું૦

**કલ્પનાશક્તિ** સ્ત્રી૦ નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શક્તિ

**કલ્પનાશીલ** વિ૦ કલ્પના કરવાના વલણ-સ્વભાવવાળું

**કલ્પનાસૃષ્ટિ** સ્ત્રી૦ કલ્પનાની સૃષ્ટિ; મનોરાજ્ય

**કલ્પનીય** વિ૦ કલ્પી શકાય એવું

**કલ્પલતા** સ્ત્રી૦ કલ્પવૃક્ષ

**કલ્પવું** સ૦ ક્રિ૦ કલ્પના કરવી

**કલ્પવૃક્ષ** ન૦ નીચે બેસનાર જેનો સંકલ્પ કરે તે વસ્તુ આપનારું સ્વર્ગમાંનું એક કાલ્પનિક ઝાડ

**કલ્પસૂત્ર** ન૦ વૈદિક કર્મોના વિધિઓનું શાસ્ત્ર; એક વેદાંગ (૨) [જૈન] સાધુઓના આચાર વર્ણવતું ધર્મપુસ્તક

**કલ્પાંત** પું૦ કલ્પનો અંત; જગતનો પ્રલયકાળ (૨) ન૦ રડારોળ; અતિશય રડવું—શોક કરવો તે

**કલ્પિત** વિ૦ કલ્પેલું (૨) જોડી કાઢેલું; ખોટું (૩) ન૦*

**કલ્પ્ય** વિ૦ કલ્પનામાં આવે એવું

**કલ્મષ** પું૦; ન૦ મેલ; કાળાશ; લાંછન (૨) પાપ (૩) એક નરક

**કલ્મેશરીફ** પું૦ કુરાન

**કલ્યાણ** ન૦ સુખ; આબાદી (૨) શ્રેય; કુશળ (૩) પું૦ એક રાગ

**કલ્યાણકર** વિ૦ કલ્યાણ કરે એવું

**કલ્યાણકર્તા** વિ૦ (૨) પું૦ જુઓ કલ્યાણકારી

**કલ્યાણકારી** વિ૦ કલ્યાણ કરે એવું (૨) પું૦ કલ્યાણ કરનાર પુરુષ

**કલ્યાણમૂર્તિ(-ર્તી)** વિ૦ કલ્યાણની મૂર્તિ જેવું (૨) સ્ત્રી૦ કલ્યાણની મૂર્તિ

**કલ્યાણી** સ્ત્રી૦ કલ્યાણ કરનારી દેવી (૨) સૌભાગ્યવતી સ્ત્રી

**કલ્લી** સ્ત્રી૦ હાથના કાંડામાં પહેરવાનું એક ઘરેણું

**કલ્લું** ન૦ સ્ત્રીઓના પગનું એક ઘરેણું

**કલ્લો** પું૦ ઘોંઘાટ; શોરબકોર (૨) હાથમાં માય એટલું તે (ઘાસ ઇત્યાદિ); કોળિયું (૩) પ્રસવમાં મદદ કરવા માટે એ સમયે સ્ત્રીની કેડના ભાગ ઉપર હાથથી અથવા પાટાથી કરવામાં આવતું દબાણ

**કલ્લોલ** પું૦ મોજું; ઘોડો (૨) આનંદ; આનંદથી ઊભરાવું તે

**કલ્લોલિની** સ્ત્રી૦ નદી

**કલ્હાર** ન૦ કલાર (૨) એક સુગંધી ફૂલ

**કવ** અ૦ + ક્યારે

**કવખત** પું૦; સ્ત્રી૦ ખરાબ—અયોગ્ય—અશુભ સમય

**કવગું** વિ૦ વગ—સગવડ વગરનું (૨) કથોલું

**કવગો** પું૦ ચસક; આંકડી

**કવચ** ન૦ બખતર (૨) તાવીજ; ભૂત, પિશાચ કે મૂઠચોટથી શરીરનું રક્ષણ કરતો મનાતો મંત્ર (૩) એક વનસ્પતિ; કૌવચ

**કવચન** ન૦ કુવચન

**કવચબીજ** ન૦ કૌવચનાં બીજ

**કવચી** ન૦ બખતર જેવી કઠણ ચામડીના પટવાળું પ્રાણી

**કવચું** ન૦ કવચબીજ

**કવછટ** સ્ત્રી૦ મહેનત; વૈતરું (૨) ઋતુકાળ; અટકાવનો સમય

**કવઠવું** અ૦ ક્રિ૦ બગડવું; વંકવું (૨) જુદા પડવું

**કવડી** સ્ત્રી૦ કોડી (૨) મોઈદંડાની રમત

**કવણ** સ૦ કોણ; કયું

**કવન** ન૦ કવિતા કરવી તે (૨) કવિતા

**કવની** પું૦ કવિતા કરનાર પુરુષ; કવિ; ભાટ (૩) સ્ત્રી૦ કહેતી; કહેવાની ઢબ

**કવયિત્રી** સ્ત્રી૦ સ્ત્રી કવિ

**કવર** ન૦ પરબીડિયું (૨) પૂંઠું (૩) આચ્છાદન (૪) મીઠું (૫) પું૦ પાઠક; વક્તા (૬) વિ૦ ચિત્રવિચિત્ર; કાબરચીતરું

**કવરક** પું૦ કેદી; બંદીવાન

**કવરખું** વિ૦ વાંકું; તીક્ષ્ણ; કટુ (વચન)

**કવરાવવું** સ૦ ક્રિ૦ કાયર કરવું; હેરાન કરવું (૨) વર્ણન કે કવિતા કરાવવી

**કવરી** સ્ત્રી૦ કબરી

**કવરું** ન૦ કલેજું (૨) વિ૦*

**કવરો** પું૦ અણઘટતો વેરો—ખર્ચ

**કવર્ગ** પું૦ ક વર્ગના પાંચ અક્ષરો:—ક, ખ, ગ, ઘ, ઙ

**કવર્ણ** સ્ત્રી૦ હલકી વર્ણ—જાતિ

**કવલ** પું૦ કોળિયો; ગ્રાસ

**કવલું** ન૦ નળિયું (૨) મોભારિયું

**કવવું** સ૦ ક્રિ૦ કવિતા કરવી; કાવ્યભરી વાણી ઉચ્ચારવી (૨) [કા.] કળવું; લબકારા થવા

**કવશ** વિ૦ તાબેદાર; પરાધીન (૨) સ્ત્રી૦ ઓપટી; અડચણ

**કવા,૦યુ** પું૦ પ્રતિકૂળ પવન (૨) પ્રતિકૂળ સમય (૩) પ્રતિકૂળ સંજોગ—પરિસ્થિતિ (૫) રોગ; શરીરમાં પેઠેલો બગાડ

**કવાટ** સ્ત્રી૦ કુમાર્ગ

**કવાણ** ન૦ ખોટખાંપણ; લાંછન

**કવાણું** વિ૦ જેમાં કંઈ ખોટી વસ્તુ કે ખોડ હોય એવું (૨) ન૦ ખોટખાંપણ

**કવાણો** પું૦ ખોટો વાણો (૨) ખોડખાંપણ

**કવાબ** પું૦ કબાબ; માંસનું ભજિયું—મૂઠિયું

**કવાયત** સ્ત્રી૦ લશ્કરી તાલીમ; પરેડ (૨) તરતીબ; તાલીમ

**કવાયતી** વિ૦ કવાયત પામેલું; તાલીમવાળું

**કવાયુ** પું૦ જુઓ કવા

**કવાયું** વિ૦ પ્રતિકૂળ

**કવારી** સ્ત્રી૦ અપકીર્તિ

**કવા(–વ્વા)લ** પું૦ ગવૈયો (૨) એક રાગ; ખ્યાલ

**કવા(–વ્વા)લી** સ્ત્રી૦ ગઝલ (ખાસ કરીને સૂફીવાદની) (૨) ખ્યાલટપ્પાનું ગાણું

**કવાવું** અ૦ ક્રિ૦ શરીરમાં કવા પેસવો; શરીરનું બગડવું (૩) વસૂકી જવું (૪) વગોવાવું; નિંદાવું (૫) ઝવાવું

**કવાસ** સ્ત્રી૦ કઠેકાણું; કુસ્થાન (૨) નઠારી વાસ—ગંધ (૪) જવ; મધ અને મીઠાની મેળવણીનું પેય

**કવિ** પું૦ કાવ્ય—કવિતા કરનાર (૨) ભાટ

**કવિકલ્પિતન્યાય** પું૦ કાવ્યસૃષ્ટિનો ન્યાય
**કવિજન** પું૦ બ૦ વ૦ કવિ લોક; કવિઓ
**કવિત** ન૦ એક જાતની કવિતા; મનહર છંદ
**કવિતા** સ્ત્રી૦ કાવ્ય (૨) પદબંધ (૩) કાવ્યનો ગુણ
**કવિત્વ** ન૦ પદ-કાવ્ય રચવાની શક્તિ (૨) કવિપણું (૩) કાવ્યનો ગુણ
**કવિત્વરીતિ** સ્ત્રી૦ કવિતા દ્વારા ભાવ પ્રગટ કરવાની રીતિ
**કવિત્વશક્તિ** સ્ત્રી૦ કવિતા રચવાની શક્તિ
**કવિદ્યા** સ્ત્રી૦ ખોટી વિદ્યા; ઠગાઈ; લુચ્ચાઈ (૨) મેલી—મંત્રતંત્રની વિદ્યા
**કવિમાન્યન્યાય** પું૦ કવિકલ્પિતન્યાય
**કવિયણ** પું૦ + કવયિત્રી
**કવિરાજ** પું૦ મોટો-ઉત્તમ કવિ
**કવિવર** પું૦ કવિઓમાં શ્રેષ્ઠ-ઉત્તમ એવો કવિ
**કવીશ્વર** પું૦ સૌથી મોટો કવિ
**કવીંદ્ર** પું૦ કવિઓમાં ઇંદ્ર-શ્રેષ્ઠ એવો કવિ
**કવે*** અ૦ +
**કવેણ** ન૦ ખોટું-અઘટિત વેણ; અપશબ્દ
**કવેળા** સ્ત્રી૦ કવખત;
**કવ્ય** ન૦ પિતૃને આપેલ પિંડ, ભોજન વગેરે
**કવ્વાલ** પું૦ કવાલ; કવાલી ગાનારો
**કવ્વાલી** સ્ત્રી૦ જુઓ કવાલી
**કશ** સ્ત્રી૦ નરાશ; કોશ (૨) વરત
**કશ(-સ)ણું** ન૦ કણસલું; ડૂંડું
**કશાલો** પું૦ અચો; ભીડ
**કશી(-સી)દો** પું૦ જરીનું ભરતકામ (૨) ઈંટ અથવા નળિયાંને ઓગાળીને બનાવેલો કીટો
**કશું** સ૦ કોઈ; કંઈ (૨) શું (૩) વિ૦ કંઈ; જરા
**કશેરુ** પું૦; ન૦ કરોડ (બરડાની)
**કશેરુનલિકા** સ્ત્રી૦ કરોડરજ્જુ
**કશ્મલ** વિ૦ ખરાબ; ગંદું (૨) નામોશીભરેલું (૩) ન૦ પાપ; (૪) દુ:ખ; ઉદાસી
**કશ્યપ** પું૦ કાચબો (૨) સં૦ એક ઋષિ (દેવો, દાનવો ઇત્યાદિના પિતા)
**કષ(-સ)ણી** સ્ત્રી૦ કસોટી (૨) આપત્તિ; દુ:ખ (૩) વાંસળી; પૈસા ભરવાની લાંબી કેડે બંધાય એવી કોથળી (૪) નાનાં છોકરાંને થતો એક રોગ
**કષાય** વિ૦ જુઓ કષાયિત (૨) પું૦ કાવો; ઉકાળો (૩) કટાણો-કડૂચો સ્વાદ (૪) ગેરુવો—ભગવો રંગ (૫) કાટ; મેલ; કાળપ (૬) પાપ (૭) [જૈન] ક્રોધ, માન માયા, અને લોભ એ ચારમાંનું કોઈ પણ
**કષાયિત** વિ૦ રંગેલું; રંગવાળું થયેલું (૨) ભગવું (૩) કસાણું; બેસ્વાદ
**કષ્ટ** ન૦ મહેનત; શ્રમ (૨) દુ:ખ; સંતાપ
**કષ્ટકારક** વિ૦ કષ્ટ કરે એવું
**કષ્ટકાલ(-ળ)** પું૦ કષ્ટનો સમય
**કષ્ટદાયક** વિ૦ કષ્ટ આપે એવું
**કષ્ટમોચન** વિ૦ કષ્ટમાંથી ઉગારે એવું (૨) ન૦ કષ્ટમાંથી ઉગારવું તે
**કષ્ટસાધ્ય** વિ૦ કષ્ટથી સધાય એવું
**કષ્ટહારી** વિ૦ કષ્ટ હરે એવું
**કષ્ટાર્તવ** ન૦ સ્ત્રીઓનો એક રોગ, જેમાં આર્તવ-રજસ્રાવમાં બહુ કષ્ટ થાય છે.
**કષ્ટાવું** અ૦ ક્રિ૦ દુ:ખ પામવું; પીડાવું (૨) પ્રસવની પીડ—વેણ આવવી
**કષ્ટી** સ્ત્રી૦ જુઓ કષ્ટ
**કષ્ટી** સ્ત્રી૦ લેણદારના લેણા પેટે આપવાની રકમની ઠરાવેલી મુદત; હપતો
**કસ** પું૦ કસોટી ઉપરથી નક્કી કરેલો સોના-રૂપાના ભાવનો આંક (૨) કસોટી (૩) સાર; માલ; સત્ત્વ; (૪) બળ; જોર
**કસકસ** સ્ત્રી૦ ખૂબ ખેંચીને બાંધવાથી થતો અવાજ
**કસકસતું** વિ૦ ખૂબ ખેંચીને બાંધેલું (૨) પરાણે બરાબર બેસતું થતું
**કસકસવું** અ૦ ક્રિ૦ ખૂબ ખેંચાવું (૨) પરાણે બંધબેસતું થવું (૩) સ૦ ક્રિ૦ ખૂબ ખેંચીને બાંધવું
**કસકસાવવું** અ૦ ક્રિ૦ કસકસે તેમ કરવું
**કસટિયો** પું૦ એકના સવાયા કરનારો—માલ ધરાણે લઈ પૈસા ધીરનારો આદમી
**કસડો** પું૦ કમરબંધ; કંદોરો
**કસણ(-ણી)** સ્ત્રી૦ જુઓ કષણી
**કસણવું** સ૦ ક્રિ૦ ચોળી મસળીને એક કરવું; ગૂંદવું; કેળવવું
**કસણી** સ્ત્રી૦ જુઓ કષણી

**[illegible]** વિ૦ નિર્બળ; દુર્બળ (૨) જરા કસાયું; [illegible]

**[illegible]** ક્રિ૦ પચ્ચે બરાબર-બેસતું થવું; તણાવું (૨) ઓછું રહેવું

**કસદ** પું૦ મકસદ; હેતુ (૨) [illegible]

**કસદાર** વિ૦ કસ-સત્ત્વવાળું; (૨) રસાળ (૩) ધનવાન (૪) કસોટીમાંથી પાર ઊતરે એવું; ઓજસ્વી

**કસબ** પું૦ રેશમ સાથે વણેલા સોનારૂપાનો તાર (૨) ધંધો; રોજગાર (૩) અનીતિનું કામ (૪ હુન્નર; કળા; કારીગીરી (૫) કળાકુશળતા; નિપુણતા

**કસબચોર** પું૦ પોતાનો હુન્નર બીજાને ન દેખાડે એ; આવડ છૂપી રાખનાર આદમી (૨) ધંધામાં ઠગાઈ કરનાર

**કસબચોરી** સ્ત્રી૦ કસબચોરનું કામ

**કસબણ** સ્ત્રી૦ વેશ્યા

**કસબાતણ** સ્ત્રી૦ કસબાતીની સ્ત્રી (૨) વેશ્યા

**કસબાતી** વિ૦ કસબને લગતું (૨) પું૦ કસબાનો માલિક

**કસબી** વિ૦ કસબ-જરીનું;-વાળું (૨) કળા-કુશળ; નિપુણ (૩) પું૦ હુન્નરકળા જાણનાર આદમી; કારીગર

**કસબો** પું૦ મુસલમાનોની વિશેષ વસતીવાળું ગામ (૨) મોટું ગામ

**કસમ** પું૦ સોગન

**કસમજ** સ્ત્રી૦ ખોટી-અયોગ્ય સમજ

**કસમનામું** ન૦ સોગંદનામું; 'ઍફિડેવિટ'

**કસમય** પું૦ કવખત; કવેળા

**કસમસ** સ્ત્રી૦ કસકસ થવું તે

**કસમો** પું૦ કસમય; કવેળા

**કસમોડા** પું૦ બ૦ વ૦ વારંવાર અંગ મરોડ-વાના ઉકાંટા આવવા તે (૨) પ્રસવ વખતનું શરીરનું દુખવું અને આંકડી—વેણો આવવી તે

**કસમોડાવું** અ૦ ક્રિ૦ કસમોડા ખાવા-આવવા (૨) વંકાવું; વચકાવું

**કસમોડું** વિ૦ કસમોડાયુક્ત (૨) વાંકું; ચિડિયલ

**કસર** સ્ત્રી૦ ઘટ; ખોટ (૨) કચાશ; અપૂર્ણતા (૩) ખામી; કસૂર (૪) કરકસર (૫) નુકસાન

**કસરિયું** વિ૦ કરકસરિયું

**કસરત** સ્ત્રી૦ વ્યાયામ (૨) અભ્યાસ; મહાવરો; તાલીમ

**કસરતબાજ** વિ૦ કસરતી; કસરતના શોખવાળું

**કસરતશાળા** સ્ત્રી૦ કસરત કરવા-શીખવવાનું મકાન; વ્યાયામશાળા

**કસરતિયું** વિ૦ કસરત કરનારું; કસરતબાજ

**કસરતી** વિ૦ કસરતિયું

**કસરાવું** અ૦ ક્રિ૦ તાવ આવે એવું અથવા માંદા પડાશે એવું લાગવું; અઠીક લાગવું

**કસલી** સ્ત્રી૦ લોટી

**કસલું** ન૦ કણસલું

**કસવાટ** ન૦ ઘાણીમાંનું આંટાવાળું ચોકઠું, જેમાં થઈને તેલ બહાર આવે છે.

**કસવાડો** પું૦ હળપૂણી ને ચવડામાં બરાબર બેસાડવા માટે વપરાતી લાકડાની લાંબી મેખ—ફાચર

**કસ(-સુ)વાણ** સ્ત્રી૦ માંદગી; બેચેની

**કસવું** સ૦ ક્રિ૦ ખૂબ ખેંચવું; સખત બાંધવું; (૨) કસોટી કરવી; અજમાવવું (૩) મહેનત આપવી; રગડવું (૪) પીડવું; સતાવવું; હેરાન કરવું (૫) ઓછું આપવાનો પ્રયત્ન કરવો

**કસાઈ** પું૦ પશુઓને મારીને તેનું માંસ વેચવાનો ધંધો કરનાર; ખાટકી (૨) ગળકટ્ટો; ખૂની

**કસાઈખાનું** ન૦ કસાઈનું કર્મ કરવાની જગા

**કસાઈવાડો** પું૦ કસાઈઓને રહેવાનો લત્તો

**કસાકસ(-સી)** સ્ત્રી૦ રસાકસી; ચડસાચડસી

**કસાણું** વિ૦ કાટના સ્વાદવાળું; કટાણું; બેસ્વાદ

**કસાયેલું** વિ૦ પલોટાયેલું; અનુભવી (૨) કટાયેલું

**કસાંજણ** ન૦ કાંસાના વાસણમાં બનાવેલું અંજન; આંખનું એક ઔષધ

**કસીદો** વિ૦ પું૦ જુઓ કશીદો (૨) કાવ્યનો એક પ્રકાર; સ્તુતિ—પ્રશંસા કરવાને માટે લખાયેલું કાવ્ય

**કસુતર(-રું)** વિ૦ સહેલું નહિ એવું; મુશ્કેલ (૨) કસોજ; બગડી ગયેલું (૩) આડું; વાંકું

**કસુવાણ** સ્ત્રી૦ કસવાણ; માંદગી; બેચેની

**કસુવાવડ** સ્ત્રી૦ ગર્ભનું તેના નિયત સમય પહેલાં ગળી જવું તે

**કસૂઝ** સ્ત્રી૦ કસમજ

**કસૂર** સ્ત્રી૦ ખામી; ભૂલચૂક; વાંકગુનો

**કસૂરદાર** વિ૰ કસૂર કરનારું

**કસૂંબલ(-લું)** વિ૰ કસૂંબાના ફૂલના રંગનું; લાલ

**કસૂંબી** વિ૰ કસૂંબલ (૨) સ્ત્રી૰ કસૂંબાના ફૂલનો રંગ

**કસૂંબો** પું૰ એક વનસ્પતિ (૨) એના ફૂલમાંથી નીકળતો રંગ (૩) એ રંગનું કપડું (૪) પાણીમાં ઘોળેલું અફીણ

**કસોજ(-જું)** વિ૰ બગડી ગયેલું; કસુતર

**કસોજણ** ન૰ ઝાટકાટમણ; કચરો

**કસોટી** સ્ત્રી૰ સોનાનો કસ જોવાની પથરી (૨) કસ કાઢવાની રીત; પરખ (૩) કડક તપાસ-પરીક્ષા

**કસ્તર** ન૰ તણખલું; રજ; કચરો (૨) કંસારા લોકો સાંધવાના વાસણને જે લેપ કરે છે તે

**કસ્તી** સ્ત્રી૰ પારસીની જનોઈ

**કસ્તુ(-સ્તૂ)રિ,૰કા** સ્ત્રી૰ કસ્તુરી

**કસ્તુ(-સ્તૂ)રિકામૃગ** પું૰ કસ્તુરીમૃગ

**કસ્તુ(-સ્તૂ)રી** સ્ત્રી૰ અમુક જાતના હરણની ડૂંટીમાંથી મળતો એક સુગંધી પદાર્થ; મૃગમદ

**કસ્તુ(-સ્તૂ)રીબિલાડી** સ્ત્રી૰ એક જાતની બિલાડી

**કસ્તુ(-સ્તૂ)રીમૃગ** પું૰ જેની ડૂંટીમાંથી કસ્તુરી મળે છે તેવું હરણ

**કસ્તૂરો** પું૰ એક પક્ષી

**કસ્તૂરિયો બાંટ** પું૰ એક વનસ્પતિ

**કહાણી** સ્ત્રી૰ વાર્તા; દંતકથા (૨) કહેવત

**કહાન(-નો)** પું૰ (સં.) કૃષ્ણ

**કહાર** પું૰ ભોઈ; મ્યાનો-પાલખી ઊંચકનારો

**કહાવવું** સ૰ ક્રિ૰ કહે એમ કરવું; સંદેશો મોકલવો

**કહીં** અ૰ ક્યાં; કયે ઠેકાણે

**કહીંક** અ૰ કોઈ અનિશ્ચિત સ્થળે-સ્થાને; ક્યાંક

**કહીંકહીં** અ૰ કેટલેક સ્થળે-સ્થાને

**કહેણ** ન૰ કહેવરાવવું તે; સંદેશો (૨) હુકમ (૩) વેણ; વચન (૪) તેડું; નોતરું

**કહેણી** સ્ત્રી૰ કહેવત (૨) કહેવું તે; કહેવાની રીત (૩) કહાણી (૪) લોકાપવાદ; દોષ

**કહેતી** સ્ત્રી૰ કહેવત (૨) કહાણી (૩) લોકાપવાદ

**કહેવત** સ્ત્રી૰ લોકોક્તિ (૨) દૃષ્ટાંત; ઉદાહરણ (૩) ઉખાણો (૪) લોકાપવાદ; કહેવરામણ

**કહેવરામ(-વ)ણ** ન૰ કહેવાપણું; દોષ; બદનામી

**કહેવાપણું** ન૰ કહેવું પડે એવું હોવું તે; ખામી

**કહેવું** સ૰ ક્રિ૰ બોલવું; જણાવવું (૨) સમજાવવું (૩) શિખામણ આપવી (૪) આજ્ઞા કરવી (૫) ઠપકો આપવો (૬) નામ આપવું

**કહ્યાગરું** વિ૰ કહ્યું કરે એવું; આજ્ઞાંકિત

**કહ્યું** ન૰ કહેલું તે; વચન; શિખામણ

**કહ્લાર*** ન૰

**કળ** સ્ત્રી૰ પેટી વગેરેને જડેલું યંત્ર, જેમાં કૂંચી ફેરવવાથી તે ઉઘાડાય છે અથવા વસાય છે. (૨) યંત્રની ચાવી; ચાંપ (૩) યુક્તિ; કરામત (૪) મૂર્છા; તંમર (૫) ચીકણો કાદવ; કળી જવાય એવી જમીન (૬) અટકળ; ઉકેલ; સમજ (૭) નિરાંત; ટાઢક

**કળકલા(-ળા)ણ** ન૰ જુઓ કકલાણ

**કળકળ** સ્ત્રી૰ કળકળાટ (૨) ટિટિયારો; માથાઝીક (૩) પંખીનો કલરવ-કલકલ

**કળકળવું** અ૰ ક્રિ૰ જુઓ કકળવું

**કળકળાટ** પું૰ જુઓ કકળાટ

**કળકળાણ** ન૰ જુઓ કકલાણ

**કળછો** સ્ત્રી૰ અણબનાવ; કજિયો

**કળજ(-જુ)ગ** પું૰ કલિયુગ

**કળણ** ન૰ જેમાં પગ મૂકતાં કળી જવાય એવી જમીન—જગા (૨) જાણવું તે; સૂઝ; સમજ; જ્ઞાન

**કળણા** સ્ત્રી૰ + સૂઝ—સમજ; જ્ઞાન

**કળતર** ન૰ શરીરની અંદર થતી પીડ—વેદના (૨) અટકળ; અંદાજ (પાકનો) (૩) કળણ; અંદર કળી જવાય એવી જગા (૪) કોસનું સાધન (વરત, ચાક ઇત્યાદિ)

**કળતાણું** ન૰ પાકનો અડસટ્ટો કાઢવાનું મહેનતાણું (૨) પાકની આનાવારી કરતાં ઘણો ઓછો પાક થયેલો જણાતાં ખેડૂતને મળતી રાહત

**કળત્ર** ન૰ + જુઓ કલત્ર

**કળથિયું** વિ૰ કળથીનું (૨) કળથીના બીજના રંગનું

**કળથી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક જાતનું હલકું ધાન્ય–કઠોળ

**કળપવું** સ૦ ક્રિ૦ મૂએલાને નામે કોઈ વસ્તુનો દાન તરીકે ઉત્સર્ગ કરવો—સંકલ્પ કરી બ્રાહ્મણને દાન આપવું તે (૨) રાંપડી ફેરવવી (૩) અ૦ ક્રિ૦ ખપવું; ઉપયોગમાં આવવું (૪) ઝૂરવું

**કળપી** સ્ત્રી૦ રાંપડી

**કળબ** સ્ત્રી૦ મોટી રાંપડી

**કળબવું** સ૦ ક્રિ૦ રાંપડી દેવી—ફેરવવી

**કળલાવી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કળવ(-વિ)કળ** સ્ત્રી૦ જુઓ કળવિકળ

**કળવકળિયું** વિ૦ યુક્તિબાજ; તદબીરવાળું

**કળવળ** સ્ત્રી૦ કલબલ (૨) યુક્તિ; દાવપેચ

**કળવળવું** અ૦ ક્રિ૦ કલબલ કરવી

**કળવિકળ** સ્ત્રી૦ યુક્તિ; તદબીર (૨) યુક્તા-યુક્ત વિચાર (૨) ચેન; શાતા (૩) સૂઝ; સમજ

**કળવું** સ૦ ક્રિ૦ સમજવું (૨) કલ્પવું; ધારવું; અટકળ કરવી (૩) અ૦ ક્રિ૦ કળતર થવું (૪) કાદવમાં ઊતરી જવું—ખૂંતી જવું

**કળશ** પું૦ એક વાસણ; લોટો (૨) મંદિરના શિખર તરીકે મુકાતો એવો ઘાટ; ઘૂમટની ટોચ; કલશ

**કળશિયો** પું૦ લોટો (૨) એક રોગ; ઝાડો

**કળશી** સ્ત્રી૦ સોળ મણનું માપ

**કળહીણ** વિ૦ કુળહીન (૨) કળાહીન (૩) કળ–ચાંપ વગરનું

**કળળવું** અ૦ ક્રિ૦ મોટેથી બૂમ પાડવી; અવાજ કરવો

**કળા** સ્ત્રી૦ જુઓ કલા

**કળાઈ** સ્ત્રી૦ કોણીથી કાંડા સુધીનો હાથનો ભાગ

**કળાકર** પું૦ કળા કરનાર તે–મોર

**કળાકુશળ** વિ૦ કલાકુશળ

**કળાકૌશલ્ય** ન૦ કલાકૌશલ્ય

**કળાણ** ન૦ કળણ; કાદવ—ગારાવાળી જગા

**કળાપો** પું૦ રડારોળ (૨) કઢાપો

**કળાભવન** ન૦ કલાભવન

**કળાયલ** વિ૦ કળા કરેલી હોય એવો (મોર)

**કળાવંત** વિ૦ જુઓ કલાવંત

**કળાવંતણી** સ્ત્રી૦ જુઓ કળાવંતી

**કળાવંતી** સ્ત્રી૦ ગાયન, નૃત્ય વગેરે કળાઓ જાણનારી સ્ત્રી; કલાવતી (૨) રામજણી; વેશ્યા

**કળાવાન** વિ૦ જુઓ કલાવાન

**કળાહોળ** પું૦ કોલાહલ

**કળિ** પું૦ જુઓ કલિ

**કળિકાળ** પું૦ કલિકાળ; કલિયુગ

**કળિયુગ** પું૦ કલિયુગ

**કળિયું** વિ૦ કુળવાળું

**કળિયો** પું૦ ઠળિયો (૨) ડોડો (૩) કુળવાન પુરુષ

**કળિંગડું** ન૦ કલિંગડું; તડબૂચ

**કળી** સ્ત્રી૦ આણખીલ્યું ફૂલ; કલિકા

**કળીચૂનો** પું૦ વિશુદ્ધ કરેલો–પાનમાં ખાવાનો તથા ઘર ધોળવામાં વપરાતો ચૂનો

**કળૂંકું(-ડું)** વિ૦ માટી–કાદવવાળું

**કળેકળે** પું૦ યુક્તિપ્રયુક્તિથી; સમજાવટથી

**કળેવળે** અ૦ યુક્તિથી; લાગ જોઈ ને

**કળો** પું૦ કલહ; કઢાપો (૨) આવેશ

**કળોઈ*** વિ૦ (૨) ન૦

**કળોટી(-ઠી)** સ્ત્રી૦ એક જાતની સફેદ રેતી; સાથિયા પૂરવાની પથ્થરની ભૂકી

**કંઈ** વિ૦ અનિશ્ચિત અથવા ન સમજાય એવું અમુક; કશું (૨) લગાર; જરા (૩) કેટલુંયે (૪) સ૦ કોઈ; કોઈએક (૫) કેટલાયે; કેટલાંયે

**કંઈક** વિ૦ (૨) સ૦ જુઓ કંઈ

**કંઈકંઈ** વિ૦ (૨) સ૦

**કંક** પું૦ જેની પાંખમાંથી શરપુંખ થાય છે તે પંખી (૨) બગલો (૩) પીંછાળું તીર (૪) નામધારી બ્રાહ્મણ (૫) [સં.] યુધિષ્ઠિરે વિરાટ રાજાને ત્યાં ધારણ કરેલું નામ

**કંકણ** ન૦ કાંગરાવાળી ચૂડી-બંગડી (૨) કાચની કે સોનાની બંગડી (૩) વિવાહની વિધિ કરી કાંડે બાંધેલો મીંઢળ સાથેનો નાડાછડીનો ધાગો; કાંકણદોરો

**કંકણદોરો** પું૦ લગ્નવિધિ શરૂ કરતાં વર તથા કન્યાને કાંડે મીંઢળ અને લાલ દોરો બાંધે છે તે; કાંકણદોરો
**કંકણી** સ્ત્રી૦ કાંગરીવાળી સોનાની બંગડી; કાંકણી (૨) ઘૂઘરીઓવાળો કંદોરો (૩) કંપારી; કમકમી
**કંકર** પું૦ કાંકરો; નાનો પથ્થર (૨) કાંકરી; મરડિયો
**કંકલોહ** ન૦ એક પ્રકારનું ઘોડાનું જીન
**કંકાણુ** પું૦ એક જાતનો પાણીનો સાપ
**કંકાલ** ન૦ કાંટાળી એક વનસ્પતિ; કાંકોલ (૨) હાડપિંજર
**કંકાલી** પું૦ કાંકોલ (૨) કપાલી; શિવ
**કંકાવટી** સ્ત્રી૦ કંકુ રાખવાની પ્યાલી (૨) ગાંજો ફૂંકવાની ચલમ (વ્યંગમાં)
**કંકાસ** પું૦ કજિયો; ક્લેશ
**કંકાસણું** વિ૦ કંકાસ કરે એવું
**કંકસિયણ** વિ૦ સ્ત્રી૦ કંકાસિયા સ્વભાવની
**કંકાસિયું** વિ૦ કંકાસ કરવાના સ્વભાવનું
**કંકાળી** વિ૦ માગણ ભાટની એક જાત (૨) [કા.] કજિયાખોર; નાના કજિયાને મોટું રૂપ આપી ધુમરાણ મચાવી મૂકનારું (૩) પું૦ એ જાતનો ભાટ (૪) સ્ત્રી૦*
**કંકુ** ન૦ ચાંલ્લા ઇત્યાદિ કરવામાં વપરાતું લાલ દ્રવ્ય
**કંકુપડી** સ્ત્રી૦ કંકુની પડી—પડીકી
**કંકુપડો** પું૦ કંકુનો પડો—પડિયો—પડીકું
**કંકૂડો** પું પતંગ; કનકવો
**કંકેલ** સ્ત્રી૦ કંકોલ; ચિનીકબાલા
**કંકોડી** સ્ત્રી૦ કંકોડાંની વેલ (૨) સૂતક કાઢવા માટે સ્નાન વખતે માથામાં નખાતી એક ભૂકી
**કંકોડું** ન૦ શાક તરીકે વપરાતું એક ફળ
**કંકોતરી** સ્ત્રી૦ કુંકુમપત્રિકા; લગ્નની આમંત્રણ-પત્રિકા
**કંકોત્રી** સ્ત્રી૦ કંકોતરી
**કંકોલ** પું૦ એક ઔષધિ; ચિનીકબાલા
**કંગણુ(-ન)** ન૦ કંકણ
**કંગધર** ન૦ સફેદ કલગીવાળું બુલબુલ
**કંગન** ન૦ કંગણુ; કંકણ
**કંગની** સ્ત્રી૦ કાંસકી
**કંગવો** પું૦ કાંસકી
**કંગાલ(-ળ)** વિ૦ છેક ગરીબ; દીન (૨) દરિદ્રી; નિર્માલ્ય; તુચ્છ (૨) રસકસરહિત
**કંગાલિ(-લિ)યત** સ્ત્રી૦ અત્યંત ગરીબી; દીનતા (૨) કંગાલ—ખરાબમાં ખરાબ સ્થિતિ
**કંગાળ** વિ૦ જુઓ કંગાલ
**કંગાળિયત** સ્ત્રી૦ જુઓ કંગાલિયત
**કંગુરો** પું૦ કાંગરો; દાંતો; અણી (૨) કાંકરો
**કંચન** ન૦ સોનું; ચોખ્ખું સોનું (૨) ધન; દોલત
**કંચની** સ્ત્રી૦ કળાવંતણી; ગણિકા
**કંચવો** પું૦ કાંચળી
**કંચાવું** અ૦ ક્રિ૦ ઠગવું (૨) હેરાન થવું
**કંચુક** પું૦ કાંચળી; કમખો (૨) સાપની કાંચળી (૩) બખતર
**કંચુકી** પું૦ જનાનખાનાનો ચોબદાર (૨) સ્ત્રી૦ કાંચળી; કમખો
**કંચોળું** ન૦ એક સુગંધીદાર વનસ્પતિ
**કંજ** પું૦ બ્રહ્મા (૨) ન૦ કમળ
**કંજક** પું૦ એક પક્ષી
**કંજન** પું૦ કામદેવ (૨) સ્ત્રી૦ મેના
**કંજર** પું૦ બ્રહ્મા (૨) હાથી (૩) ન૦ પેટ
**કંજ(-ઝ)રી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક પંખી (૩) ઝાંઝ; ખંજરી (૪) કાંચળી
**કંજૂસ** વિ૦ અતિશય—વધારેપડતી કરકસર કરે એવું; કૃપણ
**કંજૂસાઈ** સ્ત્રી૦ કંજૂસપણું
**કંઝરી** સ્ત્રી૦ જુઓ કંજરી
**કંટક** પું૦ કાંટો; ફાંસ (૨) આંકડો; ગલ (માછલાં પકડવાનો) (૩) રોમાંચ (૪) [લા.] નડતર; ડખલ (૫) દુશ્મન
**કંટકકીટ** પું૦ જેને શરીરે કાંટાકાંટા હોય છે તેવો એક કીડો
**કંટકચર્મી** વિ૦ કાંટાળી ચામડીવાળું (પ્રાણી)
**કંટકિત** વિ૦ કાંટાવાળું (૨) મુશ્કેલ (૩) રોમાંચિત
**કંટકી** વિ૦ કંટકિત
**કંટલ** વિ૦ કાંટાવાળું (૨) પું૦ કાંટાવાળું ઝાડ (બાવળિયો ઇત્યાદિ)
**કંટવાડ** સ્ત્રી૦ કાંટાની વાડ

**કંટારિયું** ન૦ શબ ઉપરનું કપડું
**કંટાલુ** સ્ત્રી૦ શીંગણી (૨) બાવળ
**કંટાળવું** અ૦ ક્રિ૦ કંટાળો ચડવો—આવવો
**કંટાળી** વિ૦ સ્ત્રી૦ કાંટાવાળી (૨) સ્ત્રી૦ હાથિયો થોર; થોરી
**કંટાળું** વિ૦ કાંટાવાળું
**કંટાળો** પું૦ અવ્યવસ્થા અથવા થાકને લીધે ઉપજતો અણગમો
**કંટિયું** ન૦ ઠૂંઠું
**કંટિયો** પું૦ ભારે જમણને બીજે દિવસે ભૂખ્યા રહેવું તે
**કંટી** સ્ત્રી૦ ઠૂંઠું
**કંટી(-ટે)વાળો** પું૦ ચૂલે ચડાવવાના વાસણને બહારની બાજુએ માટીનો લેપ કરવો તે
**કંટુ** વિ૦ કડક; ઉગ્ર; મિજાજી (૨) ન૦ ખરેટું
**કંટૂડિયો** પું૦ બાળકોને રમવાની કુલડી
**કંટેસરી** સ્ત્રી૦ ગળામાં નાંખવાનું એક ઘરેણું (૨) એક વનસ્પતિ; કાંટાસળિયો
**કંટોડિયું** ન૦ ઉકરડાનો—કચરાપૂંજે નાંખવાનો ખાડો (૨) અઘાણખાડ
**કંટોલી** સ્ત્રી૦ જેને કંટોલાં-કકોડાં લાગે છે તે વેલ
**કંટોલું(-ળું)** ન૦ કંકોડું
**કંઠ** પું૦ ગળું; ડોક (૨) હૈડિયો (૩) કંઠમાંથી નીકળતો અવાજ; સૂર; સાદ (૪) કાંઠો-કાંઠલો (ઘડા-લોટાનો) (૫) કિનારો
**કંઠગ્રંથિ** સ્ત્રી૦ કંઠમાંથી આવેલી એક ગ્રંથી; 'થાયરૉઇડ ગ્લૅંડ'
**કંઠદ્વાર** ન૦ ગળાનું બારણું
**કંઠનાળ** સ્ત્રી૦ ગળાની નળી
**કંઠનીલક** પું૦ મોટો દીવો; મશાલ
**કંઠપાક*** પું૦
**કંઠપાશ** પું૦ ગળામાં નાખવાનો દોરડાનો ગાળો—ફાંસો (૨) ગલપટ્ટો (૨) કંઠાશ્લેષ
**કંઠમણિ** પું૦ કંઠીમાંનો મોટો હીરો (૨) હૈડિયો (૩) [લા.] અત્યંત પ્રિયજન
**કંઠમણિ-ન્યાય** પું૦ ગળામાં ઘરેણું હોવા છતાં તેની બહાર શોધ કરવી એ ન્યાય [કેડમાં છોકરું ને ગામમાં શોધ કરવી એના જેવું]
**કંઠમાધુર્ય** ન૦ કંઠના અવાજની મધુરતા
**કંઠમાળ** સ્ત્રી૦ ગળાનો એક રોગ
**કંઠસૂત્ર** ન૦ કંઠી; મંગળસૂત્ર (૨) ગળામાં પહેરવાનું ઘરેણું
**કંઠસ્થ** વિ૦ કંઠે—મોઢે—યાદ હોય તેવું (૨) કંઠસ્થાની (વ્યંજન)
**કંઠસ્થાન** ન૦ કંઠની જગા
**કંઠસ્થાની** વિ૦ કંઠમાંથી બોલાતો (વ્યંજન)
**કંઠાગ્ર** પું૦; ન૦ કંઠનો આગળનો ભાગ (૨) અ૦ મોઢે
**કંઠાભરણ** ન૦ કંઠનું ઘરેણું; ગળચવો; છડો
**કંઠાર(-ળ)** સ્ત્રી૦ દરિયાનો કિનારો
**કંઠાલ** ન૦ સૂરણ (૨) લડાઈ; યુદ્ધ (૩) કતલ (૪) કોદાળી
**કંઠાવરોધ** પું૦ કંઠ બંધ થઈ જવો—રૂંધાવો તે
**કંઠાવરોધી** વિ૦ કંઠાવરોધ કરે એવું
**કંઠાશ્લેષ** પું૦ કંઠે વળગવું—આલિંગન દેવું તે
**કંઠાળ** સ્ત્રી૦ જુઓ કંઠાર (૨) ઘોડા અથવા ગધેડા ઉપર માલ લાદવાની બેપાસિયા ગૂણ (૩) વાસણ ભરવાનો કોથળો (૪) કમઠાળ; ચીતળ (લાકડાની)
**કંઠિયું** વિ૦ ગળું પકડે એવું; ગળે ઊતરતાં વસમું લાગે એવું; લૂખું
**કંઠી** સ્ત્રી૦ ડોકનું એક ઘરેણું (૨) કંઠમાં પહેરવાની ગુરુએ બંધાવેલી માળા (૩) [અંગરખાના] ગળા આગળના ભાગ ઉપરનું શોભાનું સીવણ કે ભરતકામ
**કંઠો** પું૦ હાર; મોટા મણકાની માળા
**કંઠ્ય** વિ૦ કંઠનું—સંબંધી (૨) કંઠસ્થાની
**કંઢાળ** સ્ત્રી૦ દરિયાનો કિનારો
**કંડ** પું૦ કુંડ (૨) કૂવો ચણવાની વાંકી ઈંટ
**કંડાર** પું૦ (ફા.) નકસી; કોતરણી (૨) આલેખ; ચિત્રકામ
**કંડારવું** સ૦ ક્રિ૦ કોતરવું; નકસી કરવી
**કંડિ*** સ્ત્રી૦
**કંડિકા** સ્ત્રી૦ નાનું પ્રકરણ; વેદની ઋચાઓનો સમૂહ; 'પૅરેગ્રાફ'
**કંડિયો** પું૦ કરંડિયો
**કંડી** પું૦ વાદી; સાપ પાળનારો મદારી
**કંડી(-ડી)લ** ન૦ દીવો કરવાનો કાચનો પ્યાલો; હાંડી (૨) ફાનસ

**કંડી(-દી)લિયું** ન૦ દીવાદાંડી (૨) દીવાને પવન ન લાગે તેમ રાખવાને બનાવેલું નાનું માટીનું વાસણ
**કંડુ(-ડૂ)** સ્ત્રી૦ ચળ; ખજવાળ (૨) ખસ; ખૂજળી
**કંડૂયન** ન૦ ખજવાળવું તે
**કંત** પું૦ + કંથ
**કંતરેહ** પું૦ અણબનાવ; કુસંપ
**કંતા** સ્ત્રી૦ એક છંદ
**કંતાઈ(-મણી)** સ્ત્રી૦ કાંતવાનું મહેનતાણું
**કંતાન** ન૦ શણનું કપડું; શણિયું (૨) ગૂણપાટ; ટાટિયું
**કંતામણ** ન૦ કંતાઈ
**કંતામણી** સ્ત્રી૦ કંતાઈ
**કંથ** પું૦ કાન્ત; પિયુ (૨) પતિ; ભરથાર
**કંથવો** પું૦ કંથાધારી; વેરાગી; બાવો (૨) અત્યંત ગરીબ—નિર્ધન માણસ (૩) ચોમાસામાં થતું એક અત્યંત ઝીણું જીવડું
**કંથા** સ્ત્રી૦ સાંથરાંનું બનાવેલું વસ્ત્ર (૨) ગોદડી
**કંથાધારી** પું૦ કંથા પહેરનારો તે—સાધુ; યોગી
**કંથાર** ન૦ એક કાંટાવાળી વનસ્પતિ
**કંથારી** સ્ત્રી૦ કંથાર
**કંથારું** ન૦ કંથારનું ફળ—બી
**કંથારો** પું૦ કંથાર
**કંથાળ** સ્ત્રી૦ ઘોડા, ગધાડા ઇત્યાદિ પર લાદવાની બેપાસિયા ગૂણ
**કંદ** પું૦ન૦ જેમાં ખાવાનો ગર હોય તેવું મૂળ. ઉદા૦ સૂરણ, બટાટા ઇત્યાદિ (૨) મૂળ; કારણ (સમાસના ઉત્તરપદ તરીકે) ઉદા૦ આનંદકંદ
**કંદમૂલ(-ળ)** ન૦ કંદ તથા મૂળ (ખવાય તેવાં)
**કંદર** ન૦ ગુફા; બો
**કંદરા** સ્ત્રી૦ ગુફા; બો; બખોલ
**કંદર્પ** પું૦ કામદેવ
**કંદીલ** ન૦ જુઓ કંડીલ
**કંદીલિયું** ન૦ જુઓ કંડીલિયું
**કંદુક** પું૦ રમવાનો દડો; દડી
**કંદોઈ** પું૦ મીઠાઈ બનાવનાર તથા વેચનાર આદમી; સુખડિયો
**કંદોરાબંધ** વિ૦ કંદોરો પહેરનાર—પુરુષને જ લાગુ પડે એવું
**કંદોરી** સ્ત્રી૦ નાનો કંદોરો
**કંદોરો** પું૦ કમરે પહેરેલો કે પહેરવાનો કોઈ પણ દોરો—સેર (સૂતરનો, સોનાનો, રૂપાનો ઇત્યાદિ) (૨) ભીંતમાં ચણેલી ઈંટની કિનારી (૩) આંકો; લીટો
**કંદ્રપ** પું૦ + કંદર્પ; કામદેવ
**કંધ** સ્ત્રી૦ સ્કંધ; ખભો (૨) ભાર વહેનાર પશુઓની ખાંધ—બોચી (૩) નાગરમોથ
**કંધરા** સ્ત્રી૦ ડોક; ગરદન
**કંધૂર*** સ્ત્રી૦ (કા.)
**કંધોડું** ન૦ ખેડવા માટે અમુક શરતે ઢોર ભાડે રાખવું તે
**કંધોલું** ન૦ ખભો (૨) ખાંધ; ગરદન
**કંપ** પું૦ કંપારો; ધ્રુજારો
**કંપન** ન૦ કંપવું તે
**કંપની** સ્ત્રી૦ ટોળી; મંડળી (૨) ભાગીદારો મેળવીને કાઢેલી પેઢી કે મંડળી
**કંપનીસરકાર** સ્ત્રી૦ એક વખત હિંદનો રાજ વહીવટ કરતી કંપની; 'ઈસ્ટ ઇન્ડિયા કંપની'
**કંપમાન** વિ૦ ધ્રૂજતું; થરથરતું
**કંપવા,૦યુ** પું૦ જેને લીધે શરીર કે શરીરનો કોઈ ભાગ કંપે એવો એક રોગ
**કંપવું** અ૦ક્રિ૦ ધ્રૂજવું; થરથરવું (૨) બીવું; ડરવું
**કંપાઉંડ** ન૦ ઘર કે મકાનની આગળપાછળની આંતરી લીધેલી જમીન; વાડો
**કંપાઉંડર** પું૦ દાક્તર કહે તે દવા—દવાનું મિશ્રણ આપનારો
**કંપાણ** સ્ત્રી૦ એક જાતનો જોખવાનો કાંટો; ધાતુની તુલા
**કંપાણી** પું૦ કંપાણથી તોળવાજોખવાનો ધંધો કરનારો આદમી; તોલાટ
**કંપાયમાન** વિ૦ ધ્રૂજતું; કાંપતું (૨) અસ્થિર; ચલિત
**કંપારી** સ્ત્રી૦ ધ્રુજારી; કમકમી (૨) કમકમાટી
**કંપારો** પું૦ થરેરાટ (૨) કમકમાટ
**કંપાસ** પું૦ હોકાયંત્ર (૨) વર્તુળ દોરવાનું યંત્ર (૩) કાંટો; તુલા
**કંપિત** વિ૦ કંપેલું; કંપમાન
**કંપીલો** પું૦ એક ઔષધિ (ગડગૂમડની)

**કંપુ** સ્ત્રી૦; ન૦ ટોળું; જૂથ (૨) ફોજની ટુકડી (૩) પડાવ; છાવણી; 'કૅમ્પ'

**કંપો°** પું૦

**કંપોઝીટર** પું૦ છાપખાનામાં બીબાં ગોઠવનારો માણસ

**કંબલ** પું૦ કામળી (૨) ગાય—બળદની ગોદડી અર્થાત્ ગરદન નીચે લટકતી જાડી ચામડી

**કંબા** સ્ત્રી૦ વાંસની ચીપ (૨) સુતારનો વાંસનો ગજ

**કંબુ** પું૦; ન૦ શંખ (૨) શંખની બંગડી; વલય (૩) દશલાખની સંખ્યા

**કંબુજ** પું૦ શંખ

**કંબૂ** વિ૦ ચોટું

**કંબોઈ** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કંબોજ** પું૦ શંખ

**કંસ** પું૦ (સં.) કૃષ્ણનો મામો

**કંસાર** પું૦ એક ખાવાની વાની

**કંસારણ** સ્ત્રી૦ કંસારાની સ્ત્રી

**કંસારી** સ્ત્રી૦ એક જીવડું

**કંસારો** પું૦ ધાતુનું વાસણ ઘડવા વેચવાનો ધંધો કરનારો પુરુષ

**કંસીકરણ** ન૦ કૌંસ કરવો તે

**કાઈ** સ્ત્રી૦ કાયા; શરીર (૨) પાતળું પડ—આચ્છાદાન; આવરણ

**કાઈલ** સ્ત્રી૦ શેરડીનો રસ કાઢવાની મોટી કઢાઈ

**કાઉ** પું૦ કાગડો

**કાઉકા(-વા)ઉ** અ૦ કાગડાની વાણી જેવું ગરબડાટભર્યું અને ન સમજાય તેવું બોલવું તે (૨) એકસામટાં ઘણાં માણસો (ખાસ કરીને સ્ત્રીઓ) કોઈ ચર્ચાસ્પદ બનાવ કે બાબત વિષે તિરસ્કારમાં બોલાબોલી કરે તે

**કાઉસગ્ગ** પું૦ કાયાનો-દેહનો ઉત્સર્ગ અથવા ત્યાગ કરવો તે (૨) [જૈન] એક પ્રકારનું ધ્યાન-સમાધિ

**કાક** પું૦ કાગડો

**કાકચી** સ્ત્રી૦ કાચકી

**કાકચું** ન૦ કાચકું

**કાકડ** ન૦ સીભડું

**કાકડકૂંબો** પું૦ છોકરાંની એક રમત

**કાકડાશી(-સી)ંગ** સ્ત્રી૦ એક ઔષધિ

**કાકડિયું** ન૦ એક જાતનું રેશમ

**કાકડી** સ્ત્રી૦ આરિયું; સીભડું (૨) ચીંથરાને વળ દઈ બનાવેલી દિવેટ

**કાકડો** પું૦ ચીંથરાની મોટી કાકડી (૨) ગળાની બારીની આસપાસનો એક અવયવ; ચોળી (૩) પરજીયા

**કાકતાલીય** વિ૦ કાગનું તાડ પર બેસવું અને અકસ્માત તાડફળીનું પડવું થાય એવું; અણધાર્યું; ઓચિંતું

**કાકતાલીયન્યાય** પું૦ કાકતાલીય એવો ન્યાય

**કાકદૃષ્ટિ** સ્ત્રી૦ કાગડાના જેવી ચંચળ—છિદ્રાન્વેષી દૃષ્ટિ

**કાકનાસા** સ્ત્રી૦ એક ઔષધિ; નસોતર (૨) કાંગનું ઝાડ

**કાકપક્ષ** પું૦ વાળેલા વાળનો કાગડાની પાંખ જેવો ગુચ્છો; કાનછેરિયાં

**કાકપગ(-દ)** ન૦ કાગડાના પગના આકારનું ચિહ્ન; હંસપદ

**કાકફળ** ન૦ કાકમારીનું ફળ

**કાકબ** પું૦ મહુડાંની રસી—ગોળ

**કાકમ** પું૦ પ્રવાહી ગોળ જેવો થાય ત્યાં સુધી ઉકાળેલો શેરડીનો રસ

**કાકમારી** સ્ત્રી૦ એક વેલ

**કાકર** પું૦ દાંત; દંતૂશળ (સુવરાદિ પ્રાણીના) (૨) કરવતનો દાંતો (૩) ચામડીમાં પડેલો કઠણ ચીરો (૪) ઠળિયો (૫) કાંકરો (૬) સ્ત્રી૦ પીંજણને એક છેડે તાંતની નીચે રહેતી ચામડાની પેટી

**કાકરડી** સ્ત્રી૦ ઘણા ઝીણા દાંતાની ધાર

**કાકરણી** સ્ત્રી૦ કાનસ; અતરડી

**કાકરવું** સ૦ક્રિ૦ કરવતના કાકર કાઢવા—તીક્ષ્ણ કરવા (૨) ઉશ્કેરવું; મમત પર ચડાવવું (૩) ધીરેધીરે ખોતરીખોતરીને ખાવું

**કાકરિયા કુંભાર** પું૦ એક કલગીદાર પક્ષી

**કાકરિયું** વિ૦ કાંકરાવાળું

**કાકરી** સ્ત્રી૦ નાનો કાકરો (૨) કરકર; રેતી (૩) નાના દાંતાવાળી ધાર

**કાકલિયા** પું૦ બ૦ વ૦ શીતળા; બળિયાકાકા

**કાકલી** વિ૦ કોમળ (૨) દયામણું

**કાકલૂદી** સ્ત્રી૦ દયા ઉપજાવે એવી આજીજી; કાલાવાલા

**કાકલૂદીવેડા** પું૦બ૦વ૦ કાકલૂદીભર્યું વર્તન
**કાકવંઝા(-ધ્યા)** સ્ત્રી૦ એક જ વાર ફળનાર વનસ્પતિ (૨) એવી સ્ત્રી
**કાકવી** સ્ત્રી૦ ગોળની રસી
**કાકશિખંડ*** પું૦
**કાકા** અ૦ કાગડાની વાણીનો અનુકરણશબ્દ
**કાકાજી** પું૦ સસરાનો ભાઈ; કાકોસસરો
**કાકાકૌવો** પું૦ એક જાતનો પોપટ
**કાકાપુરી** વિ૦ તકલાદી; નિર્માલ્ય (૨) જરજ (૩) પું૦ ગુલામ
**કાકાબળિયા** પું૦બ૦વ૦ બળિયાકાકા; શીતળા
**કાકાબાસી** ન૦ એક જાતનું હલકું મોતી
**કાકી** સ્ત્રી૦ કાકાની સ્ત્રી
**કાકીજી(-સાસુ)** સ્ત્રી૦ કાકાજીની સ્ત્રી
**કાકીડો** પું૦ કાચંડો
**કાકીસાસુ** સ્ત્રી૦ કાકીજી
**કાકુ** પું૦ દુઃખ, ભય, ક્રોધ ઇત્યાદિથી સ્વરમાં પડતો ફેર (૨) કરટાક્ષીમાં કે વ્યંગમાં બોલવું તે (૩) ફીકો (ભાટિયા લોકોમાં)
**કાકો** પું૦ બાપનો ભાઈ (૨) [વ્યંગમાં] દુશ્મન; વેરી
**કાકોદર** પું૦ સાપ
**કાકોલ** પું૦ સાપ
**કાકોસસરો** પું૦ કાકાજી
**કાખ** સ્ત્રી૦ બગલ
**કાખબલાઈ** સ્ત્રી૦ બગલમાં થતું એક ગૂમડું; બામલી
**કાખબિલાડી** સ્ત્રી૦ કાખબલાઈ
**કાખલી** સ્ત્રી૦ બગલ
**કાખા** સ્ત્રી૦ પથરો; નડતર (કોર્ટના દાવામાં પ્રતિપક્ષને હરાવવા માટે આણેલી)
**કાખાઈ** સ્ત્રી૦ કાંસકી
**કાખી** સ્ત્રી૦ અંગરખા કે કાપડાની બગલની કરાખી
**કાખું** પું૦ કાખનો વાળ
**કાખોલાઈ** સ્ત્રી૦ આંબલી
**કાગ** પું૦ કાગડો
**કાગજ(-ઝ,-ળ)** પું૦ કાગળ (૨) પત્ર; પત્રિકા
**કાગડાકામડી** સ્ત્રી૦ ઇતરાજી; બેદિલી (૨) અણવિશ્વાસ
**કાગડાકેરી** સ્ત્રી૦ આકડાનું ડોડવું
**કાગડાટોપી** સ્ત્રી૦ કાગડા જેવી દેખાતી લાંબી પૂંછડીવાળી ટોપી
**કાગડાસાણશી(-સી)** સ્ત્રી૦ ધાતુ ગાળવાની કુલડીને પકડવાની સાણસી
**કાગડિયો** પું૦ પતંગ; કનકવો
**કાગડી** સ્ત્રી૦ કાગડાની માદા (૨) ગાડાની બે ઊધોની પીતળથી જડેલી અણી
**કાગડો** પું૦ કાક; એક કાળું પક્ષી
**કાગડોળ** વિ૦ કદરૂપું
**કાગડોળિયું** વિ૦ કાગડાના જેવા ડોળાવાળું; એકાક્ષી (૨) ન૦ એક જાતની રેચક વનસ્પતિ
**કાગદી** વિ૦ પાતળી છાલવાળું (૨) તકલાદી (૩) પું૦ કાગળ બનાવનારો કારીગર (૪) કાગળ વેચનારો અથવા ચોપડા બાંધનારો વેપારી
**કાગદીચલણ** ન૦ કાગળનું ચલણ
**કાગમાળ** વિ૦ કાગડાના માળા જેવું; ખાખાવીખી; નિર્માલ્ય
**કાગમાળો** પું૦ કાગડાનો માળો
**કાગર્યું(-વું)** ન૦ અડા આગળનું લાકડું; આડી
**કાગવાશ** સ્ત્રી૦ શ્રાદ્ધને દિવસે પિતૃનિમિત્તે કાગડાને બલિ નાખતી વખતનો ઉદ્‌ગાર (૨) એ બલિ
**કાગવિદ્યા** સ્ત્રી૦ પશુપંખીની ભાષા સમજવાની વિદ્યા (૨) તે ઉપરથી ભવિષ્ય ભાખવાની વિદ્યા (૩) ઠગવિદ્યા
**કાગળ** પું૦ જુઓ કાગજ
**કાગળિયું** ન૦ કાગળનો કટકો (૨) કામકાજનો અગત્યનો દસ્તાવેજ (૩) ચલણી નોટ, લોન, હૂંડી અને શૅર જેવો—જેનાં નાણાં થાય તેવો કાગળ
**કાગળિયો** પું૦ કાગળ લઈને જનારો તે—કાસદ
**કાગાનીંદર** સ્ત્રી૦ કાગડાના જેવી—ઝટ ઊડી જાય એવી ઊંઘ
**કાગારોળ** પું૦ રડારોળ; રોકકળ
**કાચ** પું૦ રેતી અને ખારવાળી માટી ઓગાળીને બનાવાતો એક પદાર્થ (૨) દર્પણ (૩) પાસાદાર, ચળકતી મિશ્રધાતુ
**કાચઓળિયો** પું૦ શુદ્ધ કરેલો ઓળિયો

**કાચકી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) ગળાની બારી આગળ થતો એક રોગ (૩) સંકડામણ; મુશ્કેલી
**કાચકું** ન૦ કાચકીનું ફળ
**કાચકો** પું૦ કાચકું
**કાચડ** સ્ત્રી૦ ચમડાની આજુબાજુનો સૂજેલો ભાગ
**કાચબી** સ્ત્રી૦ કાચબાની માદા (૨) એક રોગ; કાચકી
**કાચબો** પું૦ એક જળચર પ્રાણી
**કાચમણિ** પું૦ કાચ જેવો એક હલકો મણિ (૨) કાચ
**કાચર** સ્ત્રી૦ કરચ; કકડી
**કાચરકૂચર** ન૦ પરચૂરણ ખાદ્ય વસ્તુઓ તે (૨) પરચૂરણ ભાંગીતૂટી વસ્તુઓનો સમૂહ
**કાચરસ** પું૦ કાચનો રસ (૨) આંખના ડોળામાંનો કાચના રસ જેવો પદાર્થ
**કાચરી** સ્ત્રી૦ મીઠામાં આથેલી ફળની–શાકની કકડી; સુકવણી
**કાચરું** ન૦ ચીરિયું; કકડી
**કાચલવણ** ન૦ કાચ બનાવવામાં વપરાતો ક્ષાર
**કાચલી** સ્ત્રી૦ નાળિયેરનું ભાગેલું કોટલું (૨) શાકની—ખાસ કરીને કોઠમડાની સુકવણી
**કાચલું** ન૦ નદીના ભાઠાની ખેડેલી જમીન (૨) નાળિયેરનું ભાગેલું કોટલું (૩) [લા.] કોઈ પણ ભાગેલું અર્ધગોળ જેવું કઠણ કોટલું. ઉદા૦ 'ઠીબ' (૪) એવો વાટકો
**કાચંડી** સ્ત્રી૦ કાચંડાની માદા
**કાચં(-ચિં,-ચીં)ડો** પું૦ એક પ્રાણી; કાકીડો
**કાચિયો પથ્થર** પું૦ જેમાંથી કાચમણિ નીકળે છે એ પથ્થર
**કાચિં(-ચીં)ડો** પું૦ કાચંડો
**કાચું** વિ૦ પાકેલું નહિ એવું (૨) બરાબર નહિ રંધાયેલું (૩) કુદરતી સ્થિતિમાં હોય એવું (૪) તકલાદી; મજબૂત નહિ એવું (૫) અનુભવ વગરનું; નાદાન (૬) અધૂરું; અપૂર્ણ (૭) પોચું; નરમ (૮) કામચલાઉ
**કાચુંકુંવારું** વિ૦ કાચી વયનું અને અવિવાહિત
**કાચુંકોરું** વિ૦ કાચું—નહિ રંધેલું અને લૂખું
**કાચુંપાકું** વિ૦ કંઈક કાચું અને કંઈક પાકું એવું
**કાચુંપોચું** વિ૦ અનુભવ અને હિંમત વગરનું; ભોળું; અકુશળ
**કાચોકૂચો*** પું૦
**કાછ,૦ડો** પું૦ જુઓ કાછડો
**કાછઈ** સ્ત્રી૦ ભાડું
**કાછડી** સ્ત્રી૦ કાછડાની રીતે પાછળ ખોસેલો ધોતિયાનો એક ભાગ
**કાછડીછૂટો** વિ૦ પું૦ વ્યભિચારી
**કાછડો** પું૦ ધોતિયું કે સાલ્લો ઊંચો લઈ બે પગની વચ્ચેથી પાછળ ખોસવો તે (૨) ધોતિયું કે સાલ્લો પહેરવાની એક રીત (૩) કાછડાની રીતે પાછળ ખોસેલો વસ્ત્રનો ભાગ
**કાછર** ન૦ એક જાતનું ઘાસ
**કાછિયણ** સ્ત્રી૦ કાછિયાની સ્ત્રી
**કાછિયો** પું૦ શાક વેચવાનો ધંધો કરનાર આદમી (૨) એ જ્ઞાતિનો માણસ
**કાછો,૦ટો** પું૦ જુઓ કછોટો
**કાછોટી** સ્ત્રી૦ જુઓ કછોટી
**કાજ** ન૦ કામ; કાર્ય
**કાજકાર** વિ૦ કામ કરે એવું; કાબેલ (૨) કામગરું
**કાજગરું** વિ૦ જુવાનજોધ; તરુણ (૨) ઘણું પ્યારું; માનીતું; લાડકું (૩) નાજુક; તકલાદી (૪) શક્તિવાળું; કાબેલ
**કાજળ** ન૦ મેશ (૨) આંખમાં આંજવાની મેશ
**કાજળલટોરી** સ્ત્રી૦ એક પક્ષી
**કાજળવું** અ૦ ક્રિ૦ કાજળી જવું; ઓલવાઈ જવું (૨) રાખથી અથવા દીવાની મેશથી ઢંકાઈ જવું
**કાજળિયો** પું૦ (કા.) ખોવાયેલી વસ્તુ શોધી આપવા કે બનેલો બનાવ જણાવવા બીજા માણસને બેસાડી તેલ કે શાહીના ટીપામાં બધું બતાવનાર આદમી

**કાજળી** સ્ત્રી૦ મેશ (૨) રાખનું પડ (૩) કાળી ફૂગ (૪) મેશ પાડવાનું કોડિયું (૫) ગાય પૂજવાનું સ્ત્રીઓનું એક વ્રત (શ્રાવણ માસમાં) (૬) [કા.] ખોવાયેલી કે બનેલો બનાવ જાણવાની એક વિદ્યા

**કાજળીગોકરણુ** ન૦ એક વનસ્પતિ

**કાજી,૦જી** પું૦ ઇસ્લામી ન્યાયાધીશ (૨) ઇસ્લામી વિદ્વાન-પંડિત

**કાજુ** વિ૦ સારું; ખાસું (૨) પું૦ એક સૂકો મેવો

**કાજુકળિયા** પું૦ બ૦ વ૦ કાજુ (૨) સાકરિયા કાજુ

**કાજે** અ૦ માટે; વાસ્તે

**કાજો** પું૦ કચરો; પૂંજો

**કાઝગી** સ્ત્રી૦ લગામ

**કાટ** પું૦ ધાતુ પર થતો વિકાર-મેલ (૨) (૨) ઇમારતી લાકડું (૩) સામો દાવ; પ્રતિકાર (૪) નડતર; આડ (૫) નાશ; ઘાણ

**કાટફૂટ** સ્ત્રી૦ તૂટેલોફૂટેલો સરસામાન—મકાન બાંધકામનો માલ (૨) કાપવું અને ફૂટવું—ખાંડવુંપીચવું તે

**કાટકો** પું૦ કડાકો; મોટી ગર્જના

**કાટખૂણ(-ણો)** પું૦ નેવું અંશનો ખૂણો (૨) એ માપનું કડિયા-સુતારનું ઓજાર

**કાટખૂણચોખૂણ** પું૦ ચાર કાટખૂણાવાળો ચતુષ્કોણ; ચોરસ

**કાટખૂણત્રિકોણ** પું૦ એક કાટખૂણાવાળો ત્રિકોણ

**કાટછાંટ** સ્ત્રી૦ કાપકૂપ; સુધારોવધારો

**કાટપીટિયો** પું૦ ઇમારતી લાકડાંનો વેપારી

**કાટફળ** ન૦ એક ફળ

**કાટમાળ** પું૦ જૂનુંનવું પરચૂરણ ઇમારતી લાકડું (વળીઓ, વાંસ ઇત્યાદિ)

**કાટરડો** પું૦ ઠરેલો કચરો; પ્રવાહી વસ્તુનો મેલ (૨) કટાઈ-બગડીને ખરાબ થઈ ગયેલો માલ

**કાટલાંદાસ** પું૦ વચમાં પડી કાટલું કરનાર—ઓછું આપનાર આદમી

**કાટલિયો** પું૦ કાચટિયો; કાટ્ટી

**કાટલું** ન૦ વજન; તોલવાનું અમુક નક્કી વજનનું સાધન (૨) ઓછું આપવું—કરવું તે (૩) ઘડી-ટીપી મારી નાખવું તે (૪) ફાંસ; નડતર; બલા (૫) સુવાવડમાં સ્ત્રીઓને અપાતું ગુંદર વગેરેનું વસાણું

**કાટવું** સ૦ ક્રિ૦ કાપવું; છેદવું (૨) કરડવું (૩) વેતરવું (૪) વિ૦ કાટના રંગનું

**કાટવો** પું૦ એક ઔષધિ-વનસ્પતિ (૨) કાટવા રંગનો શોકનો સાલ્લો

**કાટાકાટ** સ્ત્રી૦ કાપાકાપી; કતલ (૨) અંટસ; અદાવત

**કાટોડો** પું૦ ચકમક (૨) જુઓ કાટરડો (૩) કાચી ધાતુમાંથી લોઢું કાઢી લીધા પછી ભઠ્ઠીમાં રહેતો અવશેષ

**કાટ્ટી** સ્ત્રી૦ કાયટું (૨) પું૦ કાયટિયો

**કાઠ** વિ૦ ધૂર્ત; પહોંચેલ (૨) પું૦ કાટ; ઇમારતી લાકડું (૩) કાઠડો

**કાઠગઢ** પું૦ લાકડાંનો ગઢ

**કાઠડી** સ્ત્રી૦ નાનો કાઠડો

**કાઠડું** ન૦ કાઠડો

**કાઠડો** પું૦ ઊંટાદિ જાનવરની પીઠ પર મુકાતું લાકડાનું આસન

**કાઠલો** પું૦ કન્યાને આપવાનું ઘરેણું

**કાઠાડલી** સ્ત્રી૦ કાઠડા પર નાખવાની ધાબળી—ગોદડી

**કાઠાળું** વિ૦ કદાવર કાઠા-બાંધાવાળું

**કાઠિન્ય** ન૦ કઠિનતા (૨) કઠોરતા

**કાઠિયાવાડ** પું૦; ન૦ (સં.) ગુજરાતનો એક ભાગ; સૌરાષ્ટ્ર

**કાઠિયાવાડી** વિ૦ કાઠિયાવાડનું,-સંબંધી (૨) કાઠિયાડનો રહેવાસી આદમી

**કાઠિયો** પું૦ ગાડાનો લાકડાનો સામાન-ખોખું

**કાઠી** વિ૦ કાઠિયાવાડની એક અસલી જાત (૨) પું૦ એ જાતનો પુરુષ (૩) સ્ત્રી૦ બાળવાનું લાકડું (૪) જમીનનું એક માપ (૪૦૦ કાઠી=વીઘું) (૫) લાકડી; દંડો; વાંસ (૬) કાઠું; શરીરનો બાંધો

**કાઠું** વિ૦ કઠણ; આકરું (૨) કઠોર (૩) કંજૂસ (૪) ખરાબ; માઠું (૫) ન૦ કલેવર; શરીરનો બાંધો (૬) ખોખું (ઢોલ, ડફ ઇત્યાદિનું); આકાર (૭) કાઠડો

**કાઢવાઈ** સ્ત્રી૦ કાઢવું અને ઘાલવું તે

**કાઢવું** સ૦ ક્રિ૦ બહાર ખેંચવું—લાવવું—મોકલવું (૨) દૂર કરવું (૩) રદ કરવું

**કાઢો** પું૦ ઉકાળો; કાવો

**કાણ,૦મોકાણ** સ્ત્રી૦ મરણ પાછળ રોવું, કૂટવું અથવા લૌકિકે જવું તે

**કાણુંકોઠી** સ્ત્રી૦ છોકરાંની એક રમત

**કાણિયત** વિ૦ કાણ કરનારું

**કાણિયું** વિ૦ કાણું (૨) કાણિયત

**કાણીબગલું** ન૦ એક જાતનું બગલું

**કાણું** વિ૦ વેહ—છિદ્રવાળું (૨) એક આંખવાળું (૨) ન૦ વેહ; છિદ્ર; બાકું

**કાત** સ્ત્રી૦ પેઢુ (૨) તાકાત; કૌવત

**કાતડી** સ્ત્રી૦ ચામડી

**કાતણ** સ્ત્રી૦ કરોળિયા જેવું એક જીવડું

**કાતણી** સ્ત્રી૦ કાંતેલા સૂતરની કોકડી

**કાતર** વિ૦ બીકણ; કાયર (૨) દુઃખી; ભયભીત (૩) કતરાતું; વાંકું (૪) સ્ત્રી૦ કાતરવાનું ઓજાર (૫) વાળ ખરી પડવાનો જાનવરોનો એક રોગ (૬) કાતરના જેવી ધારવાળી પાતળી ઠીકરી કે પતરું

**કાતરણી** સ્ત્રી૦ કાપવું તે; કાપવાની રીત (૨) કાતર (૩) કરસણ કાપી લીધા પછી ખળું કરતી વખતે બ્રાહ્મણોને જે ભાગ આપે છે તે

**કાતરવું** સ૦ ક્રિ૦ કાતરથી કાપવું (૨) કાપવું કરડવું (૩) ઓછું કરવું (૪) ખોતરવું; ખાણવું (૫) [લા.] ઘસાતું બોલવું

**કાતરિયું** ન૦ છેક છાપરાની નીચેનો નીચો મેડો (૨) લાકડાનું એક એધારું અસ્ત્ર (૩) દીવાલ કોચવાનું ચોરનું એક ઓજાર (૪) એ ચૂડીની વચમાં પહેરાતું પાતળી ચીપનું કંકણ (૫) ભેજું (૬) કટાક્ષ; કરડી આંખે જોવું તે

**કાતરી(-ળી)** સ્ત્રી૦ કાતળી

**કાતરો** પું૦ ચપટું, લાંબું ને વાંકું ફળ. ઉદા૦ આમલીનો કાતરો (૨) એને મળતા આકારનું એક દારૂખાનું (૩) એક જીવડો [એ ઊગતા અનાજના છોડ કાતરી ખાય છે]

**કાતળ** સ્ત્રી૦ અફવા; ગપ

**કાતળિયો** પું૦ એક જાતના ચોખા

**કાતળી** સ્ત્રી૦ પાતળી-ચપટી કકડી

**કાતળું** ન૦ જાડી ચીરી—ગાબચું (૨) ગંડેરી (૩) મોટા બેડોળ કકડો

**કાતિલ** વિ૦ કતલ કરનારું—કરે એવું (૨) ઘાતક (૩) મર્મવેધી

**કાતી** સ્ત્રી૦ છરી (૨) કાપવાનો દાંત; રાક્ષસી (૩) [લા.] દગો

**કાતું** ન૦ બૂઠી છરી—પાળી

**કાત્યાયન** પું૦ (સં.) એક ઋષિ (૨) એક વૈયાકરણ (૨) ન૦ નિકંદન

**કાત્યાયની** સ્ત્રી૦ (સં.) દેવી—દુર્ગા (૨) યાજ્ઞવલ્ક્ય મુનિની પત્ની

**કાત્યાયનીવ્રત** ન૦ ઇચ્છેલો પતિ મેળવવા કન્યાઓ કાત્યાયની દેવીને ઉદ્દેશીને જે વ્રત કરે છે તે

**કાથ** પું૦ સત્ત્વ; પાણી; દૈવત (૨) ન૦ કથન

**કાથાકબલા** પુ૦ બ૦ વ૦ કુશલી; સાચાંજૂઠાં (૨) નકામી ભાંજગડ; નજીવી તકરાર

**કાથાગોળી** સ્ત્રી૦ મસાલો નાખીને બનાવેલી કાથાની ગોળી

**કાથાદોરી** સ્ત્રી૦ કાથાની દોરી

**કાથિયું** વિ૦ કાથાના રંગનું (૨) ન૦ કાથીનું દોરડું (૩) કાથીની સાદડી (૪) કાથીનું બનાવેલું પગલૂછણિયું

**કાથી** સ્ત્રી૦ નાળિયેરનાં છોડાંના રેસાની દોરી

**કાથો** પું૦ ખેરની છાલનું સત્ત્વ (૨) નાળિયેરનાં છોડાંની દોરી—દોરડું

**કાદર** વિ૦ શક્તિમાન

**કાદવ,૦કીચડ** પું૦ ધૂળ—મટોડીમાં પાણી મળીને બનતો ગારો; કીચડ

**કાદંબરી** સ્ત્રી૦ કોકિલા (૨) મેના (૩) [સં.] સરસ્વતી (૪) મૂળ સંસ્કૃતમાં લખાયેલી એ નામની બાણભટ્ટકૃત સુપ્રસિદ્ધ કથા (૫) તે કથામાં આવતું એ નામનું મુખ્ય સ્ત્રીપાત્ર

**કાન** પું૦ સાંભળવાની ઇંદ્રિય (૨) [લા.] લક્ષ; ધ્યાન (૩) નાકું; છિદ્ર

**કાનકટું** વિ૦ કપાયેલા કાનવાળું

**કાનક(૦ર)ડિયું** ન૦ છોકરાંની એક રમત (૨) એક જાતનું ચામાચીડિયું

**કાનકોચિયું** ન૦ કાનમાં વેહ પાડવાનું ઓજાર

**કાનકોચિયો** પું૦ કાન વીંધવાનો ધંધો કરનારો આદમી

**કાનકોરણી** સ્ત્રી૦ કાનમાંનો મેલ કાઢવાનું ઓજાર (૨) કાન કરડવા-છાની ઉશ્કેરણી કરવી તે

**કાનખજૂરો** પું૦ એક જીવડો [એને ઘણા પગ હોય છે.]

**કાનખોતરણી** સ્ત્રી૦ કાનમાંનો મેલ કાઢવાનું ઓજાર; કાનકોરણી

**કાનચિમોરી** ન૦ દિવસે ઊંધે માથે લટકી રહેતું એક પંખી; વાગોળ

**કાનચિમડિયું** ન૦ વાગોળ (૨) ચામાચીડિયું

**કાનછે(-શે)રિયાં** ન૦ બ૦ વ૦ કાન ઉપરના વાળના ગુચ્છા; કાકપક્ષ

**કાનટોપી** સ્ત્રી૦ કાન ઢંકાય એવી ટોપી

**કાનડી** વિ૦ કર્ણાટકનું,-ને લગતું (૨) સ્ત્રી૦ કર્ણાટકી ભાષા

**કાનડું** ન૦ વણકરનું એક ઓજાર

**કાનડો** પું૦ એક રાગ

**કાનઢાંકણી** સ્ત્રી૦ કાનટોપી

**કાનન** ન૦ વન; જંગલ

**કાનપટી(-ટ્ટી)** સ્ત્રી૦ કાનની બૂટ

**કાનપટો(-ટ્ટો)** પું૦ કાન ઢાંકવાનો પટો

**કાનફટો** પું૦ કાનમાં મોટું કુંડલ-કડું પહેરનાર સાધુ; ગોરખપંથી વેરાગી

**કાનફૂસિયું** વિ૦ ચુગલખોર (૨) કાન ભંભેરનારું (૩) ન૦ એવું માણસ

**કાનમ** સ્ત્રી૦ કાળી જમીન (૨) ન૦ (સં.) વડોદરા અને ભરૂચ વચ્ચેનો પ્રદેશ

**કાનમૂળિયું** ન૦ કાનના મૂળમાં થતી ગાંઠ; એક રોગ

**કાનશિયાળ** ન૦ એક જીવડું

**કાનશેરિયાં** ન૦ બ૦ વ૦ કાનછેરિયાં

**કાનશૂળ(-ળ)** ન૦ કાનનો દુખાવો-સસકો

**કાનસ** સ્ત્રી૦ એક તીખા લોઢાનું ઝીણા દાંતાનું ધાતુ ઘસવાનું કે કરવતને અણી કાઢવાનું ઓજાર; અતરડી

**કાનસિયાં** ન૦ બ૦ વ૦ કાનછેરિયાં

**કાનસીલ(-ળ)** પું૦ કાનનો બહાર પડતો ભાગ

**કાનસૂરી** સ્ત્રી૦ કાનનો વળોટ; કાન રાખવાની સ્વાભાવિક રીત

**કાની** સ્ત્રી૦ ઊંચા લીધેલા કપડાની કોર

**કાનુડો** પું૦ (સં.) કૃષ્ણ

**કાનું** ન૦ એક વાજું

**કાનૂગો** પું૦ કાયદો જાણનાર પુરુષ

**કાનૂન** પું૦ કાયદો; નિયમ (૨) ધારો; રિવાજ

**કાનૂનભંગ** પું૦ કાનૂનનો—કાયદાનો ભંગ

**કાનૂની** વિ૦ કાનૂનને લગતું

**કાને(-નો)કાન** અ૦ જુદાજુદા કાને થઈને (૨) ખુદ પોતાના કાનથી

**કાનો** પું૦ દીર્ઘ 'અ'નું ા આવું ચિહ્ન (૨) વાસણની કોર

**કાનોકાન** અ૦ જુઓ કાનેકાન (૨) [વાસણના] કાના સુધી

**કાનોમાતર** પું૦ કાનો અને માત્રા; ઓકારનું ો આવું ચિહ્ન

**કાન્યકુબ્જ** પું૦; ન૦ (સં.) કનોજ

**કાપ** પું૦ કાપવું તે (૨) કાપવાથી પડતો આંકો; વાઢ; કાપો (૩) સ્ત્રીઓના કાનનું એક ઘરેણું (૪) કાપવાની-વેતરવાની રીત-ખૂબી

**કાપકૂપ** સ્ત્રી૦ થોડુંઘણું કાપવું-ઘટાડવું તે (૨) સુધારોવધારો (૩) કરકસર

**કાપટચ** ન૦ કપટ

**કાપડ** ન૦ કોરું કપડું

**કાપડિયો** પું૦ કાપડ વેચનારો

**કાપડી** વિ૦ કાપડનું,-ને લગતું (૨) પું૦ કાપાલિક; સંન્યાસી; જોગી (૩) સ્ત્રી૦ નાનું કાપડું

**કાપડું** ન૦ સ્ત્રીઓને છાતીએ પહેરવાનું અમુક પ્રકારનું વસ્ત્ર; કાંચળી

**કાપણી** સ્ત્રી૦ કાપવાની રીત (૨) પાકેલા અનાજને કાપવું તે; લણણી (૩) પતરાં કાપવાનું ઓજાર; કાતર

**કાપલાકૂપલી** સ્ત્રી૦ કાપલા અને કાપલી

**કાપલી** સ્ત્રી૦ કાગળ કે કપડાનો નાનો કકડો

**કાપલો** પું૦ કાગળ કે કપડાનો કકડો

**કાપવું** સ૦ ક્રિ૦ વાઢવું; વાઢી જુદું પાડવું (૨) ઘટાડવું (૩) દૂર કરવું; ફેડવું (૪) હુકમનાં પત્તાં ઊતરવાં (ગંજીફાની રમતમાં)

**કાપાકાપ(-પી)** સ્ત્રી૦ કતલ; ખૂનરેજી

**કાપાકૂપ(-પી)** સ્ત્રી૦ જુઓ કાપકૂપ

**કાપાલ(-લિક)** પું૦ ખોપરીઓ રાખનાર શિવની ઉપાસના કરનાર એક જાતનો સાધુ; અઘોરી

**કાપાલી** પું૦ (સં.) કપાલી; શિવ

**કાપુરુષ** પું૦ બાયલો માણસ (૨) અધમ-તુચ્છ માણસ

**કાપો** પું૦ આંકો; લીટો; છેકો (૨) ચીરો; કાપ

**કાફર** વિ૦ મુસલમાની ધર્મને નહિ માનનાર; નાસ્તિક; અધર્મી (૨) લુચ્ચું; હરામખોર (૩) જંગલી (૪) પું૦ આફ્રિકાનો ધર્મહીન જંગલી માણસ

**કાફરી** પું૦ આબિસિનિયાનો મૂળ વતની; હબસી (૨) સ્ત્રી૦ હબસણ

**કાફલો** પું૦ સમુદાય; સંઘ (૨) લડાયક વહાણોનો સમૂહ

**કાફિયો** પું૦ અનુપ્રાસ

**કાફી** સ્ત્રી૦ એક રાગિણી

**કાબર** સ્ત્રી૦ એક પંખી

**કાબરચીતરું** વિ૦ ચિત્રવિચિત્ર; તરેહવાર રંગનું

**કાબરિયું** વિ૦ રંગબેરંગી; કાબરચીતરું

**કાબરી** સ્ત્રી૦ કસૂંબીનું બી (૨) કાબરચીતરા ધોળા અને કાળા રંગની તલી

**કાબરું** વિ૦ કાબરિયું

**કાબસ** પું૦ તેલનો કચરો

**કાબા** પું૦ (સં.) મક્કામાં આવેલું મુસલમાનોનું એક જાત્રાનું સ્થાન

**કાબુલ** ન૦ (સં.) અફઘાનિસ્તાનનો એક પ્રાંત (૨) અફઘાનિસ્તાનનું પાટનગર

**કાબુલી** વિ૦ કાબુલનું-ને લગતું (૨) પું૦ કાબુલનો વતની; અફઘાન; પઠાણ

**કાબૂ** પું૦ સત્તા; અખત્યાર (૨) અંકુશ (૩) કબજો (૪) વજન; વગ

**કાબૂદાર** વિ૦ કાબૂ ધરાવનારું

**કાબેલ** વિ૦ પહોંચેલું; હોશિયાર (૨) પ્રવીણ; બાહોશ

**કાબેલિયત** સ્ત્રી૦ હોશિયારી; ચતુરાઈ (૨) પ્રવીણતા; બાહોશી

**કાબેલેબરદાશ(-સ)** વિ૦ બરદાશ કરી શકાય —સહી શકાય એવું

**કાબો** પું૦ કચ્છ તરફ વસતી એક લુટારુ અને ચાંચિયા જાતનો માણસ; લુટારો

**કાભા** સ્ત્રી૦ કુભારજા

**કામ** પું૦ ઇચ્છા; વાસના (૨) ચાર પુરુષાર્થોમાંનો એક; ઇંદ્રિયસુખ; વિષયસુખ (૩) મૈથુનેચ્છા (૪) કામદેવ; મદન (૫) ન૦ કાર્ય (૬) કર્તવ્ય (૭) કર્મ; કૃત્ય (૮) વ્યવસાય; ધંધો (૯) જરૂર; ખપ; ઉપયોગ

**કામકરંદુ** વિ૦ કામ કરે એવું; કર્તવ્યનિષ્ઠ (૨) મહેનતુ

**કામકાજ** ન૦ નાનુંમોટું કોઈ પણ કામ; વ્યવસાય (૨) ધંધો; રોજગાર

**કામકામી** વિ૦ વિષયસુખની ઇચ્છાવાળું

**કામકેલી** સ્ત્રી૦ જુઓ કામક્રીડા

**કામક્રીડા** સ્ત્રી૦ સ્ત્રીપુરુષની કામવાસનાપ્રેરિત રમત; સંભોગ (૨) મૈથુન

**કામગ(-ગી)રી** સ્ત્રી૦ નોકરી; ચાકરી (૨) અધિકાર; સત્તા (૩) નોકરીને અંગે કરવાનું કામ

**કામગરું** વિ૦ કામમાં મચ્યું રહેનારું; ઉદ્યોગી

**કામગીરી** સ્ત્રી૦ જુઓ કામગરી

**કામચ(-ચા)ર** વિ૦ સ્વચ્છંદી (૨) પું૦ સ્વચ્છંદ (૩) સ્વચ્છંદી આદમી

**કામચલાઉ** વિ૦ કામ ચલાવવા પૂરતું હોય એવું (૨) કાયમીથી ઊલટું; હંગામી

**કામચાર(-રી)** વિ૦ (૨) પું૦ જુઓ કામચર

**કામચોર** પું૦ પોતાને સોંપાયેલું કામ બરાબર નહિ કરનાર—હાડકાંનો આળો એવો આદમી (૨) કસબચોર

**કામચોરી** સ્ત્રી૦ કામચોરનું કર્મ

**કામજિત** વિ૦ વિષયવાસના જેણે જીતી છે એવું

**કામજોગ(-ગું)** વિ૦ કાર્યપૂરતું

**કામજ્વર** પું૦ તીવ્ર વિષયવાસના-મૈથુનેચ્છારૂપી જ્વર-તાવ

**કામઠ** પું૦ કાચબો

**કામઠિયો** પું૦ તીર મારનારો પુરુષ; ધનુર્ધારી

**કામઠી** સ્ત્રી૦ નાનું કામઠું; સાદું ધનુષ્ય (૨) કામઠીવાળો માણસ; ભીલ

**કામઠું** સ્ત્રી૦ ધનુષ

**કામઠકોટિયું** વિ૰ કામઠાનું બનાવેલું (૨) બાંગુંબાંગું થઈ રહેલું (૨) ન૰ કામઠાં બાંધીને બનાવેલું ઘર

**કામઠી** વિ૰ નબળા બાંધાનું; સુકલકડી (૨) કામકરંદું (૩) સ્ત્રી૰ વાંસની ચીપ

**કામઠું** વિ૰ (૨) ન૰ જુઓ કામઠી

**કામઠું** વિ૰ જુઓ કામકરંદું

**કામણ** ન૰ વશીકરણ; મોહિની લગાડવી તે (૨) ધંતરમંતર; દૂચકો

**કામણગારું** વિ૰ કામણ કરે એવું; મોહ પમાડે એવું

**કામણદૂમણ** ન૰ કામણ અને બીજા દૂચકા; ધંતરમંતર; મેલીવિદ્યા

**કામણદૂમણિયું** વિ૰ કામણદૂમણ કરે એવું

**કામતાઈ** સ્ત્રી૰+ વિષયલંપટતા; કામીપણું

**કામદ** વિ૰ મનકામના પૂરી કરનારું (૨) પું૰ ઈશ્વર (૩)કાર્તિકસ્વામી

**કામદા** વિ૰ મનકામના પૂર્ણ કરનારું (૨) સ્ત્રી૰ કામધેનુ (૩) નાગરવેલ

**કામદાની** સ્ત્રી૰ એક પ્રકારનું લૂગડું

**કામદાર** પું૰ અમલદાર; અધિકારી (૨) કારભારી; દીવાન (૩) કામ કરનાર—નોકરિયાટ માણસ અથવા મજૂર

**કામદારપક્ષ** પું૰ કામ કરનારાઓનો—મજૂરોનો પક્ષ

**કામદારસંઘ** પું૰ કામ નરનારાઓનો—કામદારોનો સંઘ

**કામદારી** સ્ત્રી૰ કામદારપણું

**કામદુધા** સ્ત્રી૰ કામધેનુ

**કામદુર્ગા** સ્ત્રી૰ કામધેનુ

**કામદૂતી** સ્ત્રી૰ મદનદૂતી; કોયલ

**કામદૃષ્ટિ** સ્ત્રી૰ વિષયવાસનાવાળી નજર

**કામદેવ** પું૰ કામભોગની ઇચ્છાનો કલ્પિત દેવ; મદન

**કામધંધો** પું૰ કામ અને ધંધો; વેપારરોજગાર

**કામધુક** સ્ત્રી૰ કામધેનુ

**કામધેનુ** સ્ત્રી૰ મનકામના પૂર્ણ કરનારી એક કલ્પિત ગાય

**કામના** સ્ત્રી૰ વાસના; મનોભાવ (૨) ઇચ્છા; અભિલાષા

**કામ(-મિ)ની** સ્ત્રી૰ કામ-પ્રેમ—હેત રાખનારી સ્ત્રી (૨) સુંદરી

**કામબાણ** ન૰ કામદેવનું બાણ (અરવિંદ, અશોક, આમ્ર, નવમલ્લિકા અને નીલોત્પલ) (૨) નેત્રકટાક્ષ

**કામભાવ** પું૰ કામવાસના

**કામભોગ** પું૰ કામવાસના ભોગવવી—પૂરી કરવી તે

**કામમીમાંસા** સ્ત્રી૰ કામશાસ્ત્ર (૨) એને લગતી તાત્ત્વિક ચર્ચા

**કામરૂ** પું૰ (સં.) કામરૂપ દેશ

**કામરૂપ** વિ૰ ઇચ્છામાં આવે એવું રૂપ ધરનારું (૨) સુંદર; મોહક (૩) પું૰ (સં.) આસામ દેશના એક ભાગનું પ્રાચીન નામ (ત્યાં પૂર્વે ત્રિયારાજ્ય હતું એવી વાર્તા છે)

**કામલેટ** સ્ત્રી૰ એક જાતનું ઊનનું કપડું

**કામવતી** વિ૰ સ્ત્રી૰ વિષયેચ્છાવાળી—કામી

**કામવશ** વિ૰ કામવાસનાને વશ બનેલું

**કામવાસના** સ્ત્રી૰ વિષયેચ્છા

**કામવિકાર** પું૰ વિષયેચ્છાને લીધે થતો મનોવિકાર

**કામવું** સ૰ ક્રિ૰ ઇચ્છા કરવી (૨) મેળવવું; સંપાદન કરવું; કમાવું

**કામવૃદ્ધિ** સ્ત્રી૰ કામનું—વિષયેચ્છાનું વધવું તે

**કામશર** પું૰; ન૰ કામબાણ

**કામશાસ્ત્ર** ન૰ કામભોગનું શાસ્ત્ર

**કામસ** પું૰; સ્ત્રી૰ શેરડીના રસનો કચરો; ગોળનો મેલ

**કામસર** અ૰ કામને માટે—અંગે

**કામસાધુ** વિ૰ સ્વાર્થસાધુ; આપમતલબી (૨) પું૰ એવો માણસ

**કામસૂત્ર** ન૰ કામશાસ્ત્રનો સિદ્ધાંત જણાવતું સૂત્ર-વાક્ય (૨) (સં.) કામશાસ્ત્રવિષયક વાત્સ્યાયન મુનિએ રચેલો એક ગ્રંથ

**કામહીણ** વિ૰ નપુંસક; નામર્દ

**કામળ(-ળી)** સ્ત્રી૰ ઊનની ધાબળી

**કામળિયો** પું૰ ચોમાસામાં થતો એક રૂવાંવાળો જીવડો

**કામળી** સ્ત્રી૰ કામળ

**કામળો** પું૰ ધાબળો; મોટી કામળી

**કામા** સ્ત્રી૰ કામિની; સુંદરી

**કામાક્ષી** વિ૦ સ્ત્રી૦ વિશાળ આંખવાળી સ્ત્રી (૨) સ્ત્રી૦ (સં.) તંત્રો પ્રમાણે દેવીની એક મૂર્તિ (૩) દુર્ગાનું એક નામ

**કામાગ્નિ** પું૦ કામવાસના રૂપી અગ્નિ

**કામાટ(-ઠ)ણ** સ્ત્રી૦ કામાટીની સ્ત્રી

**કામાટી(-ઠી)** વિ૦ એક હલકી હિંદુ જાતિ (૨) પું૦ એ જાતિનો માણસ (૩) ઝાડઝૂડ કરનાર નોકર; પટાવાળો

**કામાઠણ** સ્ત્રી૦ કામાટણ

**કામાઠી** વિ૦ (૨) પું૦ જુઓ કામાટી

**કામાતુર** વિ૦ કામ—વિષયેચ્છાથી આતુર બનેલું

**કામાદાર** પું૦ + કામદાર; કારભારી

**કામાનલ(-ળ)** પું૦ કામરૂપી અનલ; કામાગ્નિ

**કામાયુધ** ન૦ કામદેવનું આયુધ—બાણ

**કામાર્ત(-ર્ત્ત)** કામવાસનાથી આર્ત—પીડિત

**કામાર્થી** વિ૦ વિષયભોગ જેનો હેતુ છે એવું

**કામાથું** વિ૦ કામગરું; ઉદ્યોગી

**કામાવેશ** પું૦ વિષયેચ્છાનો આવેશ—જુસ્સો

**કામાસક્ત** વિ૦ વિષયાસક્ત

**કામાસક્તિ** સ્ત્રી૦ વિષયાસક્તિ

**કામાસન** ન૦ કામવાસનાને દબાવવાનું એક આસન

**કામાસ્ત્ર** ન૦ કામનું અસ્ત્ર—બાણ

**કામાંધ** વિ૦ કામાવેશથી આંધળું બનેલું

**કામાંધતા** સ્ત્રી૦

**કામિની** સ્ત્રી૦ જુઓ કામની

**કામી** વિ૦ વિષયી; વિષયાસક્ત

**કામુક** વિ૦ ઇચ્છુક (૨) વિષયી; કામી (૩) પું૦ યાર (૪) કામી પુરુષ

**કામુકા** વિ૦ સ્ત્રી૦ કામી સ્ત્રી

**કામું** ન૦ કામ; કાર્ય (૨) વ્યાપાર; ક્રિયા

**કામેચ્છા** સ્ત્રી૦ કામની—વિષયભોગની ઇચ્છા

**કામેચ્છુ** વિ૦ કામુક

**કામેશ્વર** પું૦ કામ—વિષયવાસના પર ઐશ્વર્ય-કાબૂ મેળવનાર પુરુષ (૨) [સં.] મહાદેવ; શિવ

**કામેશ્વરી** સ્ત્રી૦ કામ ઉપર ઐશ્વર્ય ધરાવનાર સ્ત્રી (૨) [સં.] પાર્વતી; દુર્ગા

**કામો** પું૦ બહાદુરીનું કામ; પરાક્રમ

**કામોરો** પું૦ કામદાર

**કામ્ય** વિ૦ ઇચ્છા કરવાયોગ્ય (૨) કામનાથી—ઇચ્છાથી કરેલું (૩) સુંદર

**કાય** સ્ત્રી૦ કાયા; શરીર (૨) ન૦ કાયફળ

**કાયકષ્ટ** ન૦ કાયાનું કષ્ટ (૨) તપાદિથી દેહનું દમન કરવું તે (૩) શારીરિક શ્રમ—મહેનત

**કાયકષ્ટી** વિ૦ કાયકષ્ટ કરનારું

**કાયચ(-સ્થ)** વિ૦ (૨) પું૦ જુઓ કાયસ્થ

**કાયચિકિત્સા** સ્ત્રી૦ શરીરની ચિકિત્સા—વૈદકીય તપાસ અને સારવાર

**કાયટિયો** પું૦ કાયટું કરાવનાર બ્રાહ્મણ

**કાયટું** ન૦ મરનારના અગિયારમાને દિવસે કરવામાં આવતી ક્રિયા (૨) એ દિવસે કરવામાં આવતું જમણ

**કાયદાબાજ** વિ૦ કાયદાની ઝીણવટ જાણનાર; કાયદાની આવડવાળું

**કાયદાભંગ** પું૦ કાયદો તોડવો તે

**કાયદાશાસ્ત્રી** પું૦ કાયદાનો જાણકાર; ધારાશાસ્ત્રી

**કાયદા(-દે)સર** અ૦ કાયદા મુજબ

**કાયદો** પું૦ નિયમ; ધારો (૨) કોટાના ચોકડા સાથે સંબંધ રાખતી દોરી, જે તેની ડોકની હાંસડીના આંકડામાં ભરવાય છે.

**કાયનાત** સ્ત્રી૦ પૂંજી; વિસાત

**કાયપત્રી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કાયફળ** ન૦ એક ઔષધિ—ફળ

**કાયફળી** સ્ત્રી૦ કાયફળનું ઝાડ

**કાયમ** વિ૦ હમેશ માટેનું; સ્થાયી; કામચલાઉથી ઊલટું (૨) મંજૂર; બહાલ

**કાયમી** વિ૦ કામચલાઉથી ઊલટું; હમેશ માટેનું

**કાયમખરડો** પું૦ ખેતર તથા ખાતેદારને લગતી કાયમની વિગતવાળું તલાટીનું દફતર

**કાયમદાયમ** વિ૦ હમેશ માટેનું; સ્થાયી; નિત્ય

**કાયર** વિ૦ કામથી કંટાળી જાય એવું; આળસુ (૨) થાકી—કંટાળી ગયેલું (૩) નાહિંમત; ડરકણ; બાયલું

**કાયરું** વિ૦ કાયર

**કાયરોગ** પું૦ શારીરિક રોગ

**કાયલી** વિ૦ માંદું; માંદલું (૨) મંદવાડથી કાયર બનેલું

**કાયસ્થ** વિ૦ એક જ્ઞાતિ (૨) પું૦ એ જ્ઞાતિનો માણસ

**કાયા** સ્ત્રી૦ શરીર; દેહ

**કાયાકષ્ટ** ન૦ જુઓ કાયકષ્ટ

**કાયાક્લેશ** સ્ત્રી૦ તપ, વ્રતાદિ અર્થે શરીરને કષ્ટ આપવું તે (૨) દુઃખ; પીડા

**કાયાકૂટી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કાયાપલટો** પું૦ શરીરની ફેરબદલી; નવો અવતાર લેવો તે (૨) બાહ્ય દેખાવની—વેશની ફેરબદલી

**કાયાભાવ*** પું૦

**કાયિક** વિ૦ કાયા—શરીરને લગતું

**કાયો** પું૦ એક જાતની પીળી માટી

**કાર** પું૦ કામકાજ; ધંધો; ઉદ્યમ (૨) શાખ; આબરૂ; વક્કર (૩) નિશ્ચય (૪) યત્ન (૫) ક્રિયા; કાર્ય (૬) સંબંધ (૭) ફેરફાર (૮) ભોઈ (૯) શબ્દને છેડે આવતાં કર્તૃત્વ બતાવતો શબ્દ. ઉદા૦ 'ચિત્રકાર' (૧૦) અક્ષર કે ઉચ્ચાર બતાવતો. ઉદા૦ 'ટકાર' (૧૧) 'પણું' એવો અર્થ બતાવતો. ઉદા૦ અહંકાર

**કારક** વિ૦ કરનારું—કરાવનારું (સમાસને છેડે. ઉદા૦ સુખકારક) (૨) ન૦ (વ્યા.) વાક્યમાં નામ અને ક્રિયાપદ વચ્ચેનો અથવા નામ અને એની સાથે વિભક્તિનો સંબંધ ધરાવતા શબ્દો વચ્ચેનો સંબંધ (૩) પદવિન્યાસ

**કારકિર્દી** સ્ત્રી૦ કારભાર દરમિયાનનો સમય (૨) અમલ દરમિયાનમાં કરેલું કામકાજ; વહીવટ

**કારકુન** પું૦ ગુમાસ્તો; મહેતો

**કારકુની** સ્ત્રી૦ કારકુનનું કામ

**કારખત** સ્ત્રી૦ મહેનત; તસ્દી

**કારખાનદાર** પું૦ કારખાનાનો માલિક

**કારખાનું** ન૦ જેમાં હુન્નરઉદ્યોગનું કામ થતું હોય તે મકાન (૨) કોઈ પણ મોટા કામકાજનું ખાતું

**કારગત** સ્ત્રી૦ શક્તિ; કૌવત (૨) વગ; લાગણ (૩) કામ; અર્થ (૪) કામમાં આવવાપણું

**કારચ(-ચો)બી** સ્ત્રી૦ એક જાતનું જરીનું ભરતકામ (૨) લૂગડા ઉપરનું ભરતકામ

**કારજ** ન૦ કામ; કાર્ય (૨) વિવાહ અથવા મૃત્યુ સંબંધીનો (ખર્ચનો) પ્રસંગ-વરો

**કારજકારી** વિ૦ કામ-સેવા કરનારું; પરોપકારી

**કારડો** પું૦ + ક્યારડો (૨) કરવડો

**કારણ** ન૦ કાર્યની ઉત્પત્તિ કે પ્રવૃત્તિનું મૂળ—બીજ; સબબ (૨) હેતુ; ઉદ્દેશ (૩) જરૂર; ગરજ (૪) સાધન (૫) ભૂત, પ્રેત, મૂઠ ઇત્યાદિથી જે વ્યથા થાય તે

**કારણ,૦કે** અ૦ કારણકે; કેમકે

**કારણઅવતાર** પું૦ અમુક નિશ્ચિત કાર્ય કરવાને સારુ ઈશ્વર જે અવતાર લે તે

**કારણકે** અ૦ એટલા વાસ્તે કે; કેમકે; સબબ કે

**કારણદેહ** પું૦ જુઓ કારણશરીર

**કારણબાહુલ્ય** ન૦ કારણોનું બહુપણું

**કારણભૂત** વિ૦ કારણ-સાધનરૂપ બનેલું

**કારણરૂપ** વિ૦ કારણ-સાધનરૂપ

**કારણવાદ** પું૦ કારણ વિના કાર્ય ન જ હોઈ શકે એવો વાદ—મત (૨) ફરિયાદ (૩) અપીલ

**કારણવાદી** વિ૦ કારણવાદમાં માનનારું (૨) પું૦ ફરિયાદી

**કારણશરીર** ન૦ લિંગદેહ (૨) વેદાંત મતે જીવનું અવિદ્યારૂપ મૂળ શરીર—વેષ્ટન તે; આનન્દમયકોશ

**કારણસર** અ૦ —ના કારણથી; ને લીધે

**કારણી** વિ૦ સ્ત્રી૦ યોજનારી; કરનારી

**કારણોત્તર** પું૦; ન૦ કારણ દર્શાવતો ઉત્તર; (૨) પ્રતિવાદીનો રદિયો

**કારતક** પું૦ વિક્રમ સંવતનો પહેલો મહિનો

**કારતકી** વિ૦ કારતકનું; કારતકને લગતું

**કારતૂસ** સ્ત્રી૦ ફોડવાના દારૂથી ભરેલું કાગળ, ફલાલીન, ધાતુ ઇત્યાદિનું ખોખું કે ટોટી

**કારદાન** ન૦ યુક્તિ; તદબીર (૨) કળા; યોજના

**કારભાર** પું૦ કારોબાર; વ્યવસ્થાનું કામ (૨) એકાદા મોટા કામનો વ્યવસાય

**કારભારણ** સ્ત્રી૦ કારભાર કરનારી સ્ત્રી (૨) કારભારીની સ્ત્રી

**કારભારી** પું૦ કારભાર કરનારો; વ્યવસ્થાપક; પ્રધાન

**કારભારું** ન૦ કારભારીનું કામ; પ્રધાનવટું

**કારસું** વિ૰ કૂટ સ્વરૂપવાળું; અદ્ભુત (૨) દૈવી; સુંદર (૩) ભયંકર

**કારમોક** અ૰ એકદમ; ઓચિંતું

**કારવ** પું૰ કાગડો

**કારવહેવાર** પું૰ કામકાજ અને રીતભાત; સામાજિક વહીવટ અને વ્યવહાર

**કારવા** પું૰ આબરૂ; પ્રતિષ્ઠા

**કારવી** સ્ત્રી૰ કાગડી (૨) અશ્વગંધા (૩) મેથી (૪) કારેલી

**કારવો** પું૰ એક તરેહનો નાચ-કેરબો (૨) કેરબા વખતે ગાવાનો રાગ (૩) અવસર; તક

**કારસાજ** પું૰ કર્તા; કામ-કામની વ્યવસ્થા કરનારો (૨) કામને સુધારી આપનારો

**કારસાજી** સ્ત્રી૰ કારસાજપણું (૨) [કામ સુધારવા માટે મૂકેલો] અવેજ; અનામત ફંડ

**કારસિયો** પું૰ હીંચકાની સાંકળ કે સળિયો ભરવવાનો આંકડો; કડું

**કારસી** સ્ત્રી૰ તોલ કરવાનો મોટો કાંટો; કંપાણ

**કારસો** પું૰ યુક્તિ; હિકમત (૨) પેત; પ્રબંધ (૩) મનસૂબો

**કારસ્તાન** ન૰ પ્રપંચ; તરકટ; લુચ્ચાઈનું કામ (૨) તોફાન; મસ્તી

**કારસ્તાની** વિ૰ કારસ્તાન કરનારું—કરે એવું

**કારંજ(-જો)** પું૰ ફુવારો (૨) ફુવારાવાળો બાગ

**કારંડવ** ન૰ એક જાતનું જળચર પક્ષી—બતક

**કારંડવ્યૂહ** પું૰ બૌદ્ધોનો એક ભેદ (૨) બૌદ્ધોનું એક શાસ્ત્ર

**કારાખડિયો** પું૰ અશુભ ખબર—કાળોતરી લાવનારો માણસ

**કારાગાર** ન૰ કેદખાનું; તુરંગ

**કારાગારવાસ** પું૰ કારાગારમાં રહેવું તે

**કારાગૃહ** ન૰ કારાગાર

**કારાગૃહવાસ** પું૰ કારાગારવાસ

**કારાપારા** પું૰ ચૂંથાચૂંથ (૨) વંકાઈને કોઈનું ભૂંડું બોલવું તે; જાણીજોઈને દોષ કાઢવા તે

**કારાવાસ** પું૰ જુઓ કારાગારવાસ

**કારિકા** સ્ત્રી૰ શ્લોકબદ્ધ વ્યાખ્યા કે વિવરણ (૨) સોંયરીંગણી (૩) ઊટડી (૪) નટી

**કારી** વિ૰ પ્રાણઘાતક (૨) કારસું (૩) કરનારું—કરે એવું (સમાસને છેડે. ઉદા૰ સુખકારી) (૪) સ્ત્રી૰ યુક્તિ; તદબીર

**કારીગર** પું૰ હાથની કારીગરીમાં પ્રવીણ માણસ (૨) યંત્રાદિ ચલાવી જાણનાર (૩) કોઈ પણ કળાકુશળ હોશિયાર માણસ; ઉસ્તાદ

**કારીગ(-ગી)રી** સ્ત્રી૰ કારીગરનું કલાત્મક કામ (૨) કળાકૌશલ્ય; ચતુરાઈ; ઉસ્તાદી

**કારીપા(-પે)રી** સ્ત્રી૰ દ્વિઅર્થી બોલી; દ્વૈધીભાવ; કહેવું કંઈક ને કરવું કંઈક એવી ચાલ—વર્તણૂક (૨) જ્યાં એક જવાબ જોઈએ ત્યાં બે જવાબ આપવા તે (૩) જાણીજોઈને દોષ કાઢવો તે; કારાપારા

**કારુ** વિ૰ કરનારું; બનાવનારું (૨) પું૰ કારીગર—શિલ્પી (૩) એ કામ કરનારી એક હલકી જાત

**કારુણિક** વિ૰ કરુણાવાળું (૨) કરુણાજનક

**કારુણિકતા** સ્ત્રી૰

**કારુણ્ય** ન૰ કારુણિકતા; કરુણા

**કારેલી** સ્ત્રી૰ જેને કારેલાં બેસે છે એ વેલો

**કારેલું** ન૰ શાક તરીકે વપરાતું એક કડવું ફળ

**કારોતર** પું૰ દારૂ ગાળવાની વાંસની ચીપોની ચાળણી (૨) દારૂનું ફીણ (૩) કૂવો

**કારોબાર** પું૰ કારભાર

**કારોબારમંડળી** સ્ત્રી૰ કારભાર કરનારી સભા; વ્યવસ્થાપક મંડળી

**કારોબારી** વિ૰ કારોબારનું; કારોબારને લગતું

**કાર્ડ** ન૰ જાડા કાગળનો કકડો (૨) ટપાલનું પત્તું (૩) રમવાનું પત્તું

**કાર્તવીર્ય** પું૰ (સં.) કૃતવીર્યનો પુત્ર; સહસ્રાર્જુન

**કાર્તિક** પું૰ વિક્રમ સંવતનો પહેલો મહિનો; કારતક

**કાર્તિકી** વિ૰ કારતકી

**કાર્તિકેય** પું૰ (સં.) મહાદેવનો પુત્ર (કૃત્તિકાઓએ ઉછેર્યો હોવાથી તે કાર્તિકેય કહેવાય છે. તે યુદ્ધનો દેવ મનાય છે)

**કાર્પટ** વિ૰ કંગાલ; દીન; ગરીબ (૨) ન૰ જૂનો કાપલો; જીર્ણ વસ્ત્ર

**કાર્પટિક** વિ૰ ચીંથરેહાલ; કંગાલ (૨) પું૰ યાત્રાળુ (૩) સાધુ

**કાર્પણ્ય** ન૦ કૃપણતા; દૈન્ય
**કાર્બન** પું૦ એક રસાયણી તત્ત્વ, જે હીરા, ચિત્રક, કોલસા તથા કાર્બોનિક ઍસિડ ગૅસ વગેરેમાં હોય છે.
**કાર્બોનિક** વિ૦ કાર્બનનું; કાર્બન સંબંધી –મિશ્રિત
**કાર્મુક** ન૦ ધનુષ્ય (૨) વાંસ (૩) ધનરાશિ
**કાર્ય** ન૦ કરવાનું હોય તે; કામકાજ (૨) પ્રયોજન; હેતુ (૩) કુંડળીમાંનું દશમું સ્થાન (૪) કારજ
**કાર્યકર** વિ૦ કાર્ય–કામ કરનારું–કરે એવું (૨) અસરકારક
**કાર્યકર્તા(–ર્ત્તા)** પું૦ કામ કરનારો; સંચાલક
**કાર્યકારણભાવ** પું૦ કાર્ય અને કારણ વચ્ચેનો સંબંધ
**કાર્યકારી** વિ૦ કાર્યકર
**કાર્યકુશલ(–ળ)** વિ૦ કાર્યનિપુણ
**કાર્ય(–ર્યાનુ)ક્રમ** પું૦ કરવાના કાર્યોનો અનુક્રમ –નિયત ક્રમ
**કાર્યક્ષમ** વિ૦ કામમાં ધીરજ રાખે એવું (૨) કાર્ય કરી શકે એવું; પાવરધું
**કાર્યક્ષમતા** સ્ત્રી૦
**કાર્યક્ષેત્ર** ન૦ કાર્યનું–કામનું ક્ષેત્ર
**કાર્યગ્રાહક*** વિ૦
**કાર્યગ્રાહકતા** સ્ત્રી૦
**કાર્યગ્રાહિણી*** વિ૦ સ્ત્રી૦
**કાર્યગ્રાહી*** વિ૦
**કાર્યદક્ષ** વિ૦ કાર્યનિપુણ
**કાર્યદક્ષતા** સ્ત્રી૦
**કાર્યનિપુણ** વિ૦ કાર્યો કરવામાં હોશિયાર –પાવરધું; કામની આવડવાળું
**કાર્યનિપુણતા** સ્ત્રી૦
**કાર્યપદ્ધતિ** સ્ત્રી૦ કાર્ય–કામ કરવાની પદ્ધતિ
**કાર્યપ્રયોજન** ન૦ કાર્ય કે પ્રયોજન; મતલબ (૨) લગ્ન વગેરેનું કામ; રૂડો અવસર
**કાર્યપ્રવીણ** વિ૦ કાર્યનિપુણ
**કાર્યવાહક** કારોબાર કરનારું (૨) પું૦ કારભારી
**કાર્યશક્તિ** સ્ત્રી૦ કાર્ય કરવાની શક્તિ
**કાર્યસરણિ(–ણી)** સ્ત્રી૦ કાર્ય કરવાની સરણિ —પદ્ધતિ
**કાર્યસંજ્ઞા*** સ્ત્રી૦
**કાર્યસાધક** વિ કાર્ય સાધે–પાર પાડે એવું
**કાર્યસિદ્ધિ** સ્ત્રી૦ કાર્યની સિદ્ધિ કામ પાર પડવું તે
**કાર્યસૂચિ(–ચી)** સ્ત્રી૦ કામની યાદી
**કાર્યસ્થાન** ન૦ કાર્ય કરવાની જગા; કાર્યાલય
**કાર્યાનુક્રમ** પું૦ કાર્યક્રમ
**કાર્યાલય** ન૦ કામ કરવાની જગા; ઑફિસ
**કાર્યાવલિ(–લી)** સ્ત્રી૦ કામની યાદી
**કાલ** સ્ત્રી૦ ચાલતા દિવસની આગળ કે પાછળનો દિવસ (૨) અ૦ ગઈ કાલે અથવા આવતી કાલે (૩) [લા.] હમણાં; થોડા દિવસ ઉપર કે પછી
**કાલ(–ળ)** પું૦ સમય; વખત (૨) સમયનું માપ; વેળા (૩) મોત; નાશ (૪) મોસમ; ઋતુ
**કાલકલાઈ** સ્ત્રી૦ બચપણ; નાનપણ
**કાલ(–ળ)કૂટ** ન૦ હલાહલ ઝેર (૨) અફીણ (૩) સમુદ્રમંથનને અંતે નીકળેલું અને શિવે પીધેલું તે હલાહલ
**કાલ(–લાનુ)ક્રમ** વખતનું જવું–વહેવું તે
**કાલક્રમણ** ન૦ વખતનું જવું તે (૨) વખત કાઢવો–આળસમાં વિતાવવો તે
**કાલક્ષેપ** પું૦ વખત ગુમાવવો તે; ઢીલ—વિલંબ કરવો તે
**કાલક્ષેપણ** ન૦ કાલક્ષેપ કરવો તે
**કાલખંડ** પું૦ પિત્ત પેદા કરનારો અને શિરાઓનું મેલું લોહી શુદ્ધ કરનારો એક મોટો માંસલ અવયવ; યકૃત
**કાલગ્રસ્ત** વિ૦ કાળનો ગ્રાસ થઈ ગયેલું; જૂનું થયેલું; અવાવરુ; 'ઑબ્સોલીટ'
**કાલ(–ળ)ચક્ર** ન૦ કાળનું ચક્ર–પૈડું (૨) [લા.] ભાગ્યનું ચક્ર; જિંદગીના વારાફેરા (૩) મોટી આફત
**કાલ(–ળ)ચિહ્ન** ન૦ મોતની–વિનાશની નિશાની
**કાલચૂરી** ન૦ એક પક્ષી
**કાલજ્ઞ** વિ૦ કાલને—સમયની યોગ્યાયોગ્યતાને જાણનારું (૨) પું૦ જોશી
**કાલ(–ળ)જ્વર** પું૦ કાળરૂપ જ્વર; મોત નિપજાવે એવો તાવ
**કાલત્રય** ન૦ ત્રણે કાળનો–ભૂત, ભવિષ્ય અને વર્તમાનનો સમૂહ
**કાલદોષ** પું૦ સમયનો દોષ (૨) કાળવ્યુત્ક્રમ

**કાલધર્મ** પું૦ સમયને યોગ્ય એવો ધર્મ; કર્તવ્ય કર્મનો માર્ગ (૨) સમયનો ધર્મ—ગુણ-નિયમ (૩) મોત; યમ

**કાલનિદ્રા** સ્ત્રી૦ કાલની—મોતની નિદ્રા

**કાલનિર્ણય** પું૦ કાલનો—સમયનો નિર્ણય કરવો તે

**કાલનેમિ** પું૦(સં.) એક રાક્ષસ; રાવણનો મામો (૨) હિરણ્યકશિપુનો પુત્ર

**કાલપાશ** પું૦ કાલનો—યમનો ફાંસો

**કાલ(-ળ)બલ(-ળ)** ન૦ કાળનું—સમયનું બળ

**કાલબંધ** પું૦ કાળપાશ

**કાલબૂત** જોડાની અંદર ઠોકવાનું પગના ઘાટનું લાકડું (૨) ઘાટ; બીબું (૩) પાયો; ઓઠું (કજિયાનું)

**કાલમાન** ન૦ કાળ—સમયનું માપ (૨) સમય—સંજોગોની યોગ્યયોગ્યતાની ગણતરી (૩) ઋતુનું-વાતાવરણનું આકલન કરવું તે

**કાલમાપક** વિ૦ સમયને માપે એવું (૨) ન૦ કાળમાપક યંત્ર

**કાલ(-ળ)યવન** પું૦ (સં.) દાનવોનો એક રાજા (જરાસંધ સાથે એણે મથુરા પર ચઢાઈ કરી હતી.)

**કાલ(-ળ)રાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ ઘોર અંધારી રાત (૨) કાળરૂપી રાત્રી; જગતના નાશની રાત્રી; બ્રહ્માની રાત (૩) જે રાત્રે કાળીનો જન્મ થયો હતો તે રાત્રી (૪) ૭૭ વર્ષે આવતી આસો સુદ આઠમ કે શ્રાવણ વદ આઠમની રાત (૫) યમરાજાની બહેન

**કાલરી** સ્ત્રી૦ ઘાસની ચોખંડી ચાકી—ગુંજી

**કાલવવું** સ૦ ક્રિ૦ પ્રવાહી સાથે મેળવી ઘૂંટવું

**કાલવિપર્યાસ*** પું૦

**કાલવિવર્ત** પું૦ કાલનું ફરવું-બદલાવું તે; વારોફેરો

**કાલવ્યુત્ક્રમ** પું૦ સમયની ગણતરીનો-નિયત કરવામાં થયેલો દોષ; 'એનેક્રોનિઝમ'

**કાલસિદ્ધ*** વિ૦

**કાલાગરુ** પું૦; ન૦ કાળું અગરુ

**કાલાગ્નિ** પું૦ કાલરૂપી અગ્નિ; પ્રલયાગ્નિ

**કાલાતીત** વિ૦ કાલથી અતીત-પર (૨) વીતી ગયેલું (૩) જૂનું થઈ ગયેલું

**કાલાનુક્રમ** પું૦ કાલક્રમ

**કાલાવધિ** પું૦ કાલની અવધિ; નક્કી કરેલો સમય

**કાલાવાલા** પું૦ બ૦ વ૦ કરગરવું તે; આજીજી

**કાલિક** વિ૦ કાલ—સમયને લગતું

**કાલિકા** સ્ત્રી૦ (કાળાં) વાદળાંનો સમૂહ (૨) [સં.] ચંડિકા; કાલી

**કાલિ(-લિ)દાસ** પું૦ (સં.) સંસ્કૃત ભાષાનો એક પ્રખ્યાત કવિ

**કાલિમા** સ્ત્રી૦ કાળપ (૨) અંધારું (૩) કલંક (૪) છાયા

**કાલિય** પું૦ (સં.) યમુનાના ધરામાં રહેતો શ્રીકૃષ્ણે નાથેલો એક નાગ; કાળીનાગ

**કાલિં(-લીં)ગડું** ન૦ તડબૂચ

**કાલિં(-લીં)ગડો** પું૦ એક રાગ

**કાલિંગી** સ્ત્રી૦ એક જાતની કાકડી (૨) કલિંગ દેશની સ્ત્રી

**કાલિંદી** સ્ત્રી૦ યમુના નદી

**કાલીપાટ** પું૦ એક વેલો

**કાલીયક** ન૦ એક જાતનું અગરુનું લાકડું (૨) એક જાતની હળદર (૩) પીળું ચંદન (૪) કાલાગરુ (૫) કેસર

**કાલુ** પું૦; સ્ત્રી૦ દરિયાઈ ખડક (૨) કાલુમાછલી

**કાલુમાછલી** સ્ત્રી૦ એક જાતની માછલી; મોતી બનાવનારી માછલી

**કાલું** વિ૦ બાળકની વાણી જેવું ભાંગ્યુંતૂટ્યું અને મધુરું; તોતળું (૨) બાલિશ; અણસમજુ

**કાલેરો** પું૦ એક રાગ; કાલિંગડો

**કાલ્પનિક** વિ૦ કલ્પનાથી ઉત્પન્ન થયેલું

**કાવ** પું૦ હેતુ (૨) કામ

**કાવડ(-ડી)** સ્ત્રી૦ ખાંધે બોજો ઉપાડવાને બનાવેલી તુલા

**કાવડિયું** ન૦ પૈસો

**કાવડિયો** પું૦ કાવડ ઊંચકનારો

**કાવડું** વિ૦ ધૂર્ત; ઠગારું (૨) ન૦ કાવડનું લાકડું

**કાવતરાખોર** વિ૦ કાવતરું કરનારું; પ્રપંચી

**કાવતરાબાજ** વિ૦ કાવતરાખોર

**કાવતરું** ન૦ છળ; પ્રપંચ; કારસ્તાન (૨) ગુપ્ત અને કપટપૂર્ણ યોજના

**કાવરી(-લી)** સ્ત્રી૦ કાચની બંગડી

**કાવરું,૦બાવરું** વિ૦ બાવરું; બેબાકળું

**કાવલું** વિ૦ ઘણું નાજુક અને શોભીતું પણ તકલાદી
**કાવશ** ન૦ ખાલીપણું; શૂન્યતા
**કાવળ** ન૦ કપટ; પ્રપંચ
**કાવળી** સ્ત્રી૦ પાણી, દૂધ ઇત્યાદિ પર તરતું પાતળું પડ (૨) કાવલી; બંગડી
**કાવાદાની** સ્ત્રી૦ કાવો કરવાનું વાસણ; કીટલી
**કાવાદાવા** પું૦ બ૦ વ૦ છળપ્રપંચ; કપટબાજી
**કાવું** ન૦ છાપરા ઉપરની નળિયાંની ઓળ (૨) અ૦ ક્રિ૦*
**કાવેરી** પું૦ એક રાગ (૨) [સં.] દક્ષિણ હિંદમાં આવેલી એક નદી
**કાવો** પું૦ ઉકાળો; કાઢો (૨) બુંદદાણાનો ઉકાળો (૩) ઘોડાને ગોળ ચક્કરમાં ફેરવવો તે (૪) છળ; પ્રપંચ
**કાવ્ય** ન૦ કવિતામાં જે કલાત્મક રસનું તત્ત્વ હોય છે તે (૨) રસાત્મક વાક્ય કે પદબંધ (૩) પદ્ય; કવિતા
**કાવ્યકલા(-ળા)** સ્ત્રી૦ કાવ્યની કળા
**કાવ્યકાર** પું૦ કવિતા કરનાર; કવિ
**કાવ્યમય** વિ૦ કાવ્યથી ઓતપ્રોત થયેલું;
**કાવ્યમીમાંસા** સ્ત્રી૦ કાવ્યશાસ્ત્ર (૨) કાવ્યની શાસ્ત્રીય રસચર્ચા
**કાવ્યરચના** સ્ત્રી૦ કાવ્યની રચના
**કાવ્યરસિક** વિ૦ કાવ્યમાં જેને રસ છે એવું
**કાવ્યશક્તિ** સ્ત્રી૦ કાવ્યની શક્તિ (૨) કાવ્ય કરવાની આવડત—વિદ્યા
**કાવ્યશાસ્ત્ર** કાવ્ય—કવિતાનું શાસ્ત્ર
**કાવ્યાનંદ** કાવ્યનો આનંદ
**કાશ(-સ)** પું૦ એક ઘાસ (૨) ખાંસી ઉધરસ (૩) સ્ત્રી૦ આડખીલી; નડતર; પીડ
**કાશંડી(-દી,-દ્રી)** સ્ત્રી૦ મોટા પેટનો પડઘીવાળો લોટો (કાશીની બનાવટનો)
**કાશિયા** ન૦ એક પક્ષી
**કાશી** સ્ત્રી૦(સં.) એક જાત્રાનું સ્થળ; વારાણસી
**કાશ્મીર** સ્ત્રી૦ એક જાતનું ઊનનું કપડું (૨) ન૦ કેસર (૩) સુખડ (૪) પું૦; ન૦ (સં.) હિંદુસ્તાનની છેક ઉત્તરમાં આવેલો એક દેશ
**કાશ્મીરી** વિ૦ કાશ્મીરનું; કાશ્મીર સંબંધી
**કાશ્યપ** પું૦ (સં.) એ નામના એક પ્રસિદ્ધ ઋષિ (૨) કણાદમુનિ
**કાશ્યપી** સ્ત્રી૦ કશ્યપની અથવા કાશ્યપ કુળની સ્ત્રી (૨) પૃથ્વી
**કાષાય** વિ૦ ભગવું (૨) ન૦ ભગવું વસ્ત્ર
**કાષ્ઠ** ન૦ લાકડું (૨) કાઠી; બળતણ
**કાષ્ઠક** સ્ત્રી૦ છોડવાઓનું નક્કર કાઠું બનાવનાર પદાર્થ (૨) અગરુનું લાકડું
**કાષ્ઠકીટ** પું૦ લાકડું કોરી ખાનાર કીડો
**કાષ્ઠકૂટ** પું૦ એક પક્ષી; લક્કડખોદ
**કાષ્ઠઘંટા** સ્ત્રી૦ લાકડાની ઘંટડી; તોફાની પશુને ગળે બાંધવામાં આવતું લાકડું; ડેરો
**કાષ્ઠમય** વિ૦ તદ્દન લાકડાનું; લાકડાથી ભરપૂર (૨) લાકડા જેવું; સુકલકડી (૩) અસર-લાગણી વગરનું (૪) મજબૂત; કઠણ
**કાષ્ઠમૌન** ન૦ લાકડાના જેવું મૌન
**કાષ્ઠવત્** વિ૦ લાકડાના જેવું
**કાષ્ઠા** સ્ત્રી૦ દિશા; પ્રદેશ (૨) હદ; સીમા
**કાષ્ઠિક** પું૦ લાકડાં વહી જનારો; કઠિયારો
**કાષ્ઠૌષધિ(-ધી)** સ્ત્રી૦ વનસ્પતિની દવા
**કાસ** પું૦ (૨) સ્ત્રી૦ જુઓ કાશ (૩) ન*
**કાસકંદ** પું૦; ન૦ કાસ-ઠાંસાના રોગ પર વપરાતું એક કંદ-ઔષધિ
**કાસટું** ન૦ કાચટું
**કાસદ** પું૦ સંદેશો-કાગળ લાવનાર—લઈ જનાર આદમી; ખેપિયો
**કાસદિયું** ન૦ કાસદું
**કાસદું** ન૦ કાસદનું કામ
**કાસની** સ્ત્રી૦ એક વનસ્પતિ—ઔષધિ
**કાસશ્વાસ** પું૦ શ્વાસ; દમ
**કાસળ** ન૦ આડખીલી; નડતર; પીડા
**કાસાર** પું૦; ન૦ સરોવર; તળાવ
**કાસિયું** ન૦ એક જાતનું ઘાસ
**કાસીદોરિયો** પું૦ એક જાતનું સુતરાઉ કાપડ
**કાસૂંદ્રા** સ્ત્રી૦ એક વનસ્પતિ
**કાસૂંદ્રો** પું૦ કાસૂંદ્રી
**કાહર** પું૦+ કાવડિયો
**કાહળ** પું૦; ન૦+ રણશીંગું; તબૂકું (૨) મોટું ઢોલ (લશ્કરનું) (૩) ગાયનું શીંગડું

**કાહિલી** વિ૦ આળસુ; કાયર (૨) આળસી; માંદું (૩) સ્ત્રી૦ આળસુપણું; કાયરતા (૪) માંદગી (૫) તંગરજી

**કાહ્યું** વિ૦ ચિડાયેલું (૨) થાકેલું; કાયર (૩) આળસી; માંદું

**કાળ** પું૦ જુઓ કાલ અર્થ ૧થી૪ (૫) દુકાળ (૬) ક્રોધ

**કાળક(-પ)** સ્ત્રી૦ જુઓ કાળપ

**કાળકરાળ** વિ૦ કાળ જેવું ભયંકર (૨) પું૦ મૃત્યુ

**કાળકા** સ્ત્રી૦ (સં.) કાલિકા

**કાળકૂટ** ન૦ કાલકૂટ

**કાળગળામણું*** વિ૦

**કાળચક્ર** ન૦ કાલચક્ર

**કાળચંદ્ર** પું૦ નુકસાનકારક-ઘાતક ગણાતી રાશિનો ચંદ્ર

**કાળચિહ્ન** ન૦ કાલચિહ્ન

**કાળચોઘડિયું** ન૦ નુકસાનકારક-ઘાતક ચોઘડિયું

**કાળજ(-જું)** ન૦ કલેજું

**કાળજાતૂટ** વિ૦ કાળજું તૂટી જાય એવું આકરું

**કાળજી** સ્ત્રી૦ હૃદયપૂર્વકની સંભાળ—ચિંતા; ચીવટ

**કાળજીભું** વિ૦ કાળ જેવી નુકસાનકારક—ઘાતક જીભવાળું

**કાળજ્વર** પું૦ કાલજ્વર; છેવટનો તાવ

**કાળઝાળ** વિ૦ કાળની ઝાળ જેવું

**કાળનિદ્રા** સ્ત્રી૦ કાલનિદ્રા (૨) ગાઢ નિદ્રા

**કાળપ** સ્ત્રી૦ કાળાપણું (૨) કલંક

**કાળપૂંછ** ન૦ કાળા પૂંછડાવાળું એક પ્રકારનું હરણ

**કાળપૂંછી(-છું)** વિ૦ કાળા પૂંછડાવાળું (૨) જેના પૂંછડામાં અશુભ ચિહ્ન હોય એવું

**કાળપેચક** ન૦ એક પક્ષી

**કાળબળ** ન૦ કાલબળ

**કાળભાતિ** વિ૦ કાળ જેવું; યમસ્વરૂપ

**કાળભૈરવ** પું૦ મહાદેવ

**કાળમીંઢ** વિ૦ ઘણું જ કાળું (૨) નિષ્ઠુર (૩) પું૦ એક જાતનો ઘણો કઠણ અને કાળો પથ્થર

**કાળમુખું** વિ૦ કાળના જેવા મોંવાળું

**કાળમૂર્તિ(-ર્ત્તિ)** વિ૦ કાળના જેવી મૂર્તિવાળું (૨) સ્ત્રી૦ શરીરધારી કાળ પોતે (૩) કાળના જેવી ભયંકર આકૃતિવાળો આદમી

**કાળયવન** પું૦ (સં.) કાલયવન

**કાળયોગ** પું૦ સમયનો યોગ; સંજોગ

**કાળરાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ જુઓ કાલરાત્રિ

**કાળવેરી** વિ૦ કાળા રંગનું (ભેંસ ઇત્યાદિ)

**કાળવેળા** સ્ત્રી૦ ભયંકર વખત (૨) સંધ્યાકાળ

**કાળવેળિયો** પું૦ છોકરાં ચોરી જનારો (૨) ધુતારો બાવો

**કાળસ્વરૂપ** વિ૦ કાળના જેવા ભયંકર રૂપવાળો

**કાળા** પું૦ બ૦ વ૦ નઠારા લેખ; દુર્ભાગ્ય

**કાળાગ્નિ** પું૦ કાલાગ્નિ

**કાળાટ** પું૦ કાળાપણું

**કાળાશ** સ્ત્રી૦ કાળાપણું (૨) સહેજ કાળાપણું

**કાળાંજન** ન૦ કાળું અંજન; સુરમો

**કાળાંતરે** અ૦ ઘણા લાંબા સમયના—યુગોના અંતર પછી (૨) કેટલોક કાળ વીત્યા પછી (૩) કદી પણ

**કાળાંતરો** પું૦*

**કાળિયાર** પું૦ હરણના ટોળાનો મુખી—કાળો નર

**કાળિયું** વિ૦ કાળા રંગનું (૨) ન૦ કાળી ગાંઠી (૩) અફીણ (૪) કાળિયો

**કાળિયો** પું૦ કાળી તમાકુ

**કાળિયોસરસ** પું૦ એક વનસ્પતિ-ઔષધિ

**કાળી** સ્ત્રી૦ (સં.) કાલિકા

**કાળીકૂટકી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કાળીકંઠી** સ્ત્રી૦ કાળી ગાંઠી

**કાળીગાંઠી** સ્ત્રી૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું

**કાળીચૌદશ(-સ)** સ્ત્રી૦ આસો વદ ૧૪

**કાળીજીરી** સ્ત્રી૦ એક ઔષધિ—બીજ

**કાળીટીલી** સ્ત્રી૦ કલંક; લાંછન

**કાળીધામણી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કાળીનાગ** પું૦ કાળો નાગ—સાપ (૨) યમુનાના ધરામાં રહેતો કૃષ્ણે નાથેલો એક નાગ; કાલિય

**કાળીપરજ** સ્ત્રી૦ દૂબળા વગેરે કાળા રંગની જાતિ

**કાળીપહાડ** સ્ત્રી૦ એક વેલો

**કાળીપાટ** સ્ત્રી૦ કાળીપહાડ
**કાળીરોટી** સ્ત્રી૦ માલપૂઓ
**કાળીરોળી*** સ્ત્રી૦
**કાળું** વિ૦ મેશના જેવા રંગનું (૨) [લા.] નઠારું; દુષ્ટ; અઘોર
**કાળૂખડો** પું૦ એક વનસ્પતિ
**કાળોતરિયો** પું૦ કાળોતરી લઈ જનારો ખેપિયો
**કાળોતરી** સ્ત્રી૦ મરણના સમાચારની ચિઠ્ઠી
**કાળોતરું** વિ૦ કાળું
**કાળોતરો** પું૦ ફણીધર કાળો નાગ
**કાળોત્રી** સ્ત્રી૦ કાળોતરી
**કાં** અ૦ કેમ
**કાંઈ** વિ૦ (૨) અ૦ જુઓ કંઈ
**કાંઈક** વિ૦ (૨) સ૦ જુઓ કંઈક
**કાંઈકાંઈ** વિ૦ (૨) સ૦ જુઓ કંઈકંઈ
**કાંઉ** અ૦ + કેમ
**કાંકચ** પું૦ એક વનસ્પતિ
**કાંકચિયું** ન૦ કાંકચનું ફળ
**કાંકડ** ન૦ કાંકચ
**કાંકડું** ન૦ એક પક્ષી
**કાંકણ** ન૦ કંકણ; બંગડી
**કાંકણદોરો** પું૦ કંકણદોરો
**કાંકણી** સ્ત્રી૦ કંકણી; કાંગરાવાળું કંકણ
**કાંકણું** ન૦ + કાંકરિયું
**કાંકરિયું** વિ૦ કાંકરાવાળું
**કાંકરી** સ્ત્રી૦ ઝીણો કાંકરો (૨) રેતી; પથરી (૩) એ નામનો રોગ
**કાંકરીચાળો** પું૦ કોઈના પર મશ્કરીમાં કાંકરી નાખવી તે
**કાંકરીદાવ** પું૦ છોકરાંની એક રમત
**કાંકરેટ** સ્ત્રી૦ ચૂનો, કાંકરા, રોડાં વગેરેનો થર
**કાંકરો** પું૦ ઝીણો પથ્થર (૨) કોઈ પણ કઠણ પદાર્થનો નાનો ગાંગડો (૩) કંટક; ફાંસ; નડતર (૪) શંકા; વહેમ; ખટકો; મનની લાગણી (૫) ખીલ (આંખમાં થતો)
**કાંકળ** સ્ત્રી૦ એક કાંટાકાંટાવાળી વનસ્પતિ; કાંકોળ
**કાંકે** અ૦ કેમકે (૨) કાંઈ પણ (૩) રીસમાં; ગુસ્સામાં (સુરત તરફ)
**કાંકોલ(-ળ)** પું૦ કાંકળ
**કાંક્ષા** સ્ત્રી૦ આકાંક્ષા; ઇચ્છા
**કાંક્ષિત** વિ૦ ઇચ્છિત
**કાંગ** પું૦; સ્ત્રી૦ એક જાતનું ધાન્ય
**કાંગડ** પું૦ વણકરનું એક ઓજાર
**કાંગડું** ન૦ અનાજમાંનો જે દાણો પલળતો કે બફાતો નથી—ગાંગડુ રહે છે તે; ડાળ
**કાંગણિયું** ન૦ એક જાતનું સુતરાઉ લૂગડું
**કાંગરવું** અ૦ ક્રિ૦ ગુસ્સે થવું; રીસે ભરાવું
**કાંગરાદાર** વિ૦ કાંગરાવાળું
**કાંગરી** સ્ત્રી૦ દાંતા જેવી હાર—ભાત (૨) કોર; ધાર
**કાંગરો** પું૦ દાંતો (૨) શિખર (૩) કોટના કોરાણ ઉપરનું એક ચણતર (૪) મોટા દાંતાની કાંગરી (૫) ભરત ભરવાની એક તરેહ
**કાંગલું** વિ૦ જુઓ કાંગું
**કાંગવો** પું૦ કાંગની બનાવેલી ખાવાની વાની
**કાંગસી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) કાંસકી
**કાંગાઈ** સ્ત્રી૦ કાંગાપણું
**કાંગારુ** ન૦ એક ચોપગું પ્રાણી (તેના પાછલા પગ બહુ જ લાંબા હોય છે અને તેના પેટ ઉપર ચામડીની કોથળી હોય જેમાં તે પોતાનાં બચ્ચાં રાખે છે)
**કાંગાવેડા** પું૦ બ૦ વ૦ કાંગાપણું; કાંગાઈ
**કાંગું** વિ૦ નિર્માલ્ય; રાંક (૨) કાયર; રોતડું
**કાંચન** ન૦ સોનું (૨) ધન; દોલત
**કાંચનક** પું૦ એક ફૂલઝાડ (૨) એક ધાન્ય (૩) ન૦ હડતાલ; હરિતાલ
**કાંચનગિરિ** પું૦ (સં.) મેરુ પર્વત
**કાંચનછાલ** સ્ત્રી૦ એક વેલી
**કાંચનલતા** સ્ત્રી૦ કાંચનછાલ
**કાંચનાર(-લ)** પું૦ એક ઝાડ
**કાંચળિયાપંથ** પું૦ એક સંપ્રદાય, જેમાં ધર્મને નામે વ્યભિચાર પોષાય છે.
**કાંચળી** સ્ત્રી૦ કાપડું; કમખો (૨) સાપે ઉતારી દીધેલી ચામડી–ખોળ
**કાંચિ(-ચી)** સ્ત્રી૦ ઘૂઘરીવાળો કંદોરો (૨) (સં.) દક્ષિણમાં આવેલું હિંદુઓનું એક પવિત્ર ધામ
**કાંચોળાં** ન૦ બ૦ વ૦ (કા.) આંતરડાં
**કાંજી** સ્ત્રી૦ રાબ (૨) લાહી (૨) ખેળ
**કાંજે** અ૦ કેમ જે; કારણકે

**કાંટ** સ્ત્રી૦(કા) કાંટાવાળાં વૃક્ષોની ગીચ ઝાડી

**કાંટાઆશે(-સા)ળિયો** પું૦ એક વનસ્પતિ-ઔષધિ

**કાંટારખું** ન૦ કાંટાથી રક્ષનારું તે—પગરખું;

**કાંટાસળિયો** પું૦ એક વનસ્પતિ (૨) શેળો

**કાંટાળું** વિ૦ કાંટાવાળું

**કાંટિયું** ન૦ મડદા ઉપર નાખવાનું કપડું (૨) સંડાસ; જાજરૂ

**કાંટિયો** પું૦ સંડાસ; જાજરૂ (૨) ડંખ—અંટસ—વેર રાખનારો માણસ

**કાંટી** સ્ત્રી૦ એક જાતની માછલી (૨) નાનો પાતળો કાંટો—કંટક

**કાંટીવાળું** વિ૦ નાના—પાતળા કાંટાવાળું

**કાંટું** ન૦ બટનનું કાણું; નાકું (૨) દાગીનામાં ચૂની જડવાનું ઘર (૩) માલ આપવાલેવાની ગોઠવણ–કરાર; સોદો (૪) કઠોળનાં પાંદડાં ડાંખળાં ઇત્યાદિનો ભૂકો; ગોતર

**કાંટો** પું૦ કેટલીક વનસ્પતિ પર ઊગતો કઠણ અણીદાર સીધો કે વાંકો અંકુર; શૂળ (૨) એના જેવા આકારની કોઈ પણ વસ્તુ (ઘડિયાળનો કાંટો; વીંછીનો કાંટો—ડંખ; માછલીનો કાંટો—અણીદાર હાડકું; માછલી પકડવાનો કાંટો—ગલ ઇત્યાદિ (૩) હાથ વાપર્યા વિના જમનારાઓમાં વપરાતી એક વાંકી, અણીદાર દાંતાઓવાળી પકડ. ઉદા૦ છરીકાંટો (૪) તોલ કરવાનું યંત્ર; કંપાણ ઇત્યાદિ (૫) નાકે પહેરવાનું સ્ત્રીઓનું એક ઘરેણું (૬) પોપટના ગળામાં થતો એક રોગ (૭)[લા.] રોમાંચ (૮) નડતર; ફાંસ (૯) અંટસ; કીનો (૧૦) વહેમ; શંકા (૧૧) જુસ્સો; પાણી (૧૨) ટેક; મમત

**કાંઠલી** સ્ત્રી૦ સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું; હાંસડી (૨) વાણાનો તાર તાણામાં નાખવાનું વણકરનું એક ઓજાર

**કાંઠલો** પું૦ ગળાને બેસતો આવતો અંગરખાનો કાપ (૨) પોપટના કંઠે કાળું વર્તુલ હોય છે તે (૩) વાણાનો તાર તાણામાં નાંખવાનું વણકરનું એક ઓજાર (૪) સ્ત્રીઓના કંઠનું એક ઘરેણું; હાંસડી (૫) ઘડા, ગાગર વગેરેના પેટાની ઉપરનો—કંઠના ભાગનો ગોળ ભાગ; કાંઠો (૬) ઘાટ; કિનારો

**કાંઠિયું** ન૦ એક જાતનું જાજરૂ; ડટ્ટણ

**કાંઠિયો** પું૦ કાંઠિયું

**કાંઠી** સ્ત્રી૦ કાંઠિયું

**કાંઠો** પું૦ કિનારો; તટ; ઘાટ (૨) ઘડો, ગાગર, કૂવો ઇત્યાદિની છેક ઉપરનો વર્તુલાકાર ભાગ (૩) અંત; છેડો

**કાંડ** પું૦ પ્રકરણ; વિભાગ (૨) છોડની બે ગાંઠ વચ્ચેનો ભાગ; પેરી (૩) ડાળી (૪) તીર

**કાંડણી(-ની)** સ્ત્રી૦ એક વનસ્પતિ

**કાંડર** ન૦ એક જાતની મધમાખી

**કાંડરુહ** વિ૦ પેરાઈ અથવા ડાળીની ગાંઠના ભાગમાંથી ઊગતું

**કાંડા(૦ળ)છોડ** વિ૦ ગમે તેવું સખત પકડેલું કાંડું છોડાવી નાખે એવું; બળવાન (૨) સ્ત્રી૦ કાંડાના બળની એક રમત (૩) ચડસાચડસી; હુંસાતુંસી

**કાંડાબળિયું** વિ૦ કાંડાના બળવાળું; મજબૂત

**કાંડાળછોડ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ કાંડાછોડ

**કાંડિયું** ન૦ સ્ત્રીઓને કાંડે પહેરવાનું એક ઘરેણું (૨) ખમીસ ઇત્યાદિનો કાંડા આગળનો ભાગ

**કાંડી** સ્ત્રી૦ પંજાની ઉપરનો કાંડાનો ભાગ; કાંડું (૨) દીવાસળી; દીવાસળીની પેટી

**કાંડું** ન૦ જ્યાં આગળ હાથને પંજો જોડાયેલો છે તે ભાગ

**કાંત** વિ૦ ઇચ્છિત; પ્રિય (૨) મઝેનું; અનુકૂળ (૩) સુંદર; મનોહર (૪) પું૦ પ્રીતમ (૫) વર; પતિ (૬) ચંદ્ર (૭) કીમતી પથ્થર; હીરો (શબ્દને અંતે. ઉદા૦ સૂર્યકાંત (૮) રેંટિયાની ત્રાક (૯) આસડ (૧૦) ન૦ કેસર (૧૧) કંકુ (૧૨) એક પ્રકારનું લોઢું

**કાંતણ** ન૦ કાંતવું તે; કાંતવાની ક્રિયા

**કાંતપક્ષી** ન૦ મોર

**કાંતપાષાણ** પું૦ ચકમકનો પથ્થર (૨) લોહચુંબક (૩) એક જાતનું —ખરું લોઢું

**કાંતલોહ** ન૦ લોહચુંબક

**કાંતવું** સ૦ ક્રિ૦ વળ દઈને તાર કાઢવો (૨) [લા.] ઝીણવટથી—કરકસરથી કામ લેવું —કરવું (૩) ઝીણવટ કે વધારાપડતી વિગતોથી (વાત) લંબાવવી

**કાંતા** સ્ત્રી૦ પ્રિયા (૨) સુંદર સ્ત્રી; લલના (૩) પત્ની (૪) પૃથ્વી

**કાંતાર** ન૦ મોટું અથવા નિર્જન જંગલ (૨) દુર્ગમ માર્ગ

**કાંતિ** સ્ત્રી૦ શોભા; સૌંદર્ય; મનોહરતા (૨) તેજ; નૂર; દીપ્તિ (૩) ચહેરાનું તેજ

**કાંતિમતી** વિ૦ સ્ત્રી૦ કાંતિવાળી

**કાંતિમાન** વિ૦ કાંતિવાળું

**કાંતિલોહું** ન૦ કલાઈ ચઢાવેલું લોઢાનું પતરું (૨) લોહચુંબક

**કાંતી*** ન૦

**કાંતો** અ૦ અથવા; અગર તો

**કાંદડું** ન૦ ચમરખું

**કાંદો** પું૦ ડુંગળી (૨) કંદ; હરકોઈ વનસ્પતિના મૂળની ગાંઠ—જડ (૩) લાભ; ફાયદો

**કાંધ** સ્ત્રી૦ ખભો (૨) ખાંધ; ધૂંસરીનું આંટણ

**કાંધાખત** ન૦ હપતા પ્રમાણે દેવું ભરી દેવાનું લખત

**કાંધિયો** પું૦ ખભા ઉપર ભાર ઉપાડનાર મજૂર (૨) બળદ (૩) મુડદું ઊંચકનાર આદમી (૪) કાંધાખત કરી નાણાં ધીરનાર આદમી (૫) સાગરીત

**કાંધી** સ્ત્રી૦ પથ્થરની છાજલી (દીવાલમાં કરેલી)

**કાંધું** ન૦ હપતા પ્રમાણે ભરી દેવાની રકમ; હપતો

**કાંધેલી** સ્ત્રી૦ ઝૂંસરી

**કાંધેવળિયો** પું૦ નાકેદાર; દાણચોકી ઉપરનો અમલદાર

**કાંધેવાળિયો** પું૦ મોટો છોકરો; ઘરનો ભાર વહેનાર દીકરો (૨) સાથી

**કાંધો** પું૦ કાંધું; હપતો

**કાંપ** પું૦ કંપ; કંપારી (૨) કાળો-ચીકણો ઠરેલો કાદવ

**કાંપવું** અ૦ ક્રિ૦ કંપવું; ધ્રૂજવું (૨) ભયથી ધ્રૂજવું; થરથરવું

**કાંપો** પું૦ ઊડળ; ઊંડળમાં માય એટલો જથો (૨) એક માણસ ઊંચકી શકે એટલો બોજો

**કાંબ** સ્ત્રી૦ વાંસની ચીપ (૨) વાંસનો ગજ; આંકણી

**કાંબડી** સ્ત્રી૦ વાંસની ચીપ; કામડી

**કાંબલેટ** સ્ત્રી૦ એક ઊંચી જાતનું ઊનનું કપડું

**કાંબળ(-ળી)** સ્ત્રી૦ કામળી; ઊનની પછેડી

**કાંબળો** પું૦ ધાબળો; કામળો

**કાંબી** સ્ત્રી૦ સ્ત્રીઓને પગે પહેરવાનું એક ઘરેણું (૨) કોસના મોંનો કાંઠલો (૩) ચામડાની ડોલ (૪) સારણગાંઠ દબાવવાનો કદોરો

**કાંરે** અ૦ કેમ રે

**કાંશિયાં** ન૦ બ૦ વ૦ કાંસીજોડ; મંજીરા

**કાંસ** પું૦ પાણી લઈ જવાને બનાવેલી નાની નહેર (૨) પાણી વહી જવાની માટે કરેલી નીક; ગટર

**કાંસકી** સ્ત્રી૦ વાળ ઓળવાનું એક સાધન (૨) એક વનસ્પતિ

**કાંસકો** પું૦ વાળ ઓળવાનું એક સાધન; મોટી કાંસકી

**કાંસડો*** પું૦

**કાંસળું** ન૦ કાંસાનું એક ખૂબ પહોળા મોંનું વાસણ; તાંસળું

**કાંસવું** અ૦ ક્રિ૦ ઉધરસ ખાવી (૨) ખોંખારવું (૩) હાંફવું; ફેંફેં કરવું (૪) સ૦ ક્રિ૦ ઠાંસવું; ચગદીને ભરવું

**કાંસા** પું૦ બ૦ વ૦ નીંદી કાઢેલું ઘાસ

**કાંસાકૂટ** સ્ત્રી૦ કાંસાના વાસણનો ખડખડાટ (૨) કાંસાનો ભંગાર

**કાંસાળું** ન૦ કાંસાનું બનાવેલું મોટું ફીરતનિયું

**કાંસાં** ન૦ બ૦ વ૦ કાંસીજોડ

**કાંસિયો** પું૦ કાંસકો (૨) કાંસાનો મોટો વાડકો—તાંસળું (૩) પિત્તળની કડછી

**કાંસી,૦જોડ** સ્ત્રી૦ કાંસાની બનાવેલી મોટી ઝાંઝ; કાંસાનું છબછબિયું

**કાંસું** ન૦ તાંબું, જસત અને કલાઈથી બનતી એક મિશ્રધાતુ

**કિકિયાણ** ન૦ એકસામટા ઘણા મોટા તીણા અવાજે થવા તે

**કિકિયારી** સ્ત્રી૦ ચીસ; તીણી કારમી બૂમ

**કિકિયારો** પું૦ મોટી કિકિયારી

**કિચૂકો** પું૦ આમલીનો ઠળિયો

**કિચૂડિયો** પું૦ છોકરાંની એક રમત

**કિચૂ(-ચો)ડો** પું૦ કિચૂકો (૨) કિચૂડકિચૂડ થતો અવાજ (૩) નાનો ચગડોળ

**કિતવ** પું૦ જુગારી (૨) કપટી; ઠગારો; ધુતારો

**કિતાબ** સ્ત્રી૦ ચોપડી; ગ્રંથ
**કિતાબખાનું** ન૦ ગ્રંથભંડાર; પુસ્તકાલય
**કિત્તો** પું૦ જાડા કાપની કલમ–લેખણ (૨) સારો લખેલો ખરડો–નમૂનો (૨) ખેતરનો કકડો; વિભાગ (૩) અ૦ એનું એ જ; સદરહુ
**કિનખાબ** પું૦ જરીબુટ્ટાના વણાટનું એક જાતનું કાપડ (૨) કસબ
**કિનાર(–રી)** સ્ત્રી૦ ધારનો ભાગ; કોર (૨) વસ્ત્ર પર મૂકવાની કોર (૩) કિનારો
**કિનારો** પું૦ કાંઠો; તટ
**કિન્નર** પું૦ એક જાતનો દેવ; તેનું મોં ઘોડાનું અને બાકીનું શરીર માણસ જેવું હોય છે; તે સંગીતમાં બહુ કુશળ મનાય છે. તેઓ કુબેરના ગણ મનાય છે
**કિન્નરી** સ્ત્રી૦ કિન્નરની સ્ત્રી (૨) સારંગી
**કિન્નરેશ** પું૦ (સં.) કિન્નરોનો સ્વામી–કુબેર
**કિન્નાખોર** વિ૦ જુઓ કીનાખોર
**કિન્નો** પું૦ જુઓ કીનો
**કિફાયત(–તી)** વિ૦ ફાયદાપડતું; સસ્તું
**કિરકોલ(–ળ)** વિ૦ પરચૂરણ (૨) અ૦ છૂટક; થોડેથોડે કરીને
**કિરણ** ન૦; પું૦ તેજની રેખા; રશ્મિ
**કિરણમય** વિ૦ કિરણોથી ભરેલું; ઝળકતું
**કિરણિયું*** ન૦
**કિરતાર** પું૦ સૃષ્ટિનો કરનારો–સ્રષ્ટા; કર્તાર
**કિરપા** સ્ત્રી૦ જુઓ કૃપા
**કિરમ** ન૦ કૃમિ; કરમ
**કિરમજ** પું૦ એક જાતનો કીડો (૨) એમાંથી નીકળતો કિરમજી–રાતો ઘેરો રંગ અને દવા
**કિરમજી** વિ૦ કિરમજના રંગનું; ઘેરું લાલ
**કિરમાણી(–ની)અજમો** પું૦ એક ઔષધિ
**કિરાત** પું૦ પહાડી જંગલી લોકોની એક જાત (૨) એ જાતનો માણસ; ભીલ
**કિરાતિની** સ્ત્રી૦ એક વનસ્પતિ; જટામાંસી
**કિરાતી** સ્ત્રી૦ કિરાતની સ્ત્રી; ભીલડી (૨) [સં.] પાર્વતી; દુર્ગા
**કિરાયાદાર** વિ૦ ભાડે રહેનારું–રાખનારું (૨) પું૦ ભાડૂત
**કિરાયું** ન૦ ભાડું
**કિરીટ** પું૦ મુગટ; તાજ
**કિરીટી** વિ૦ કિરીટવાળું (૨) પું૦ રાજા (૩) [સં.] અર્જુન
**કિર્ર** વિ૦ વાંસની ઝાડીવાળું; ગીચ; ઘાડું (૨) અ૦ પક્ષીનો એવો અવાજ
**કિલકાર** પું૦ આનંદભર્યો કલબલાટ (૨) આનંદની કિકિયારી
**કિલકારી** સ્ત્રી૦ જુઓ કિલકાર
**કિલકારવું** અ૦ ક્રિ૦ કિલકાર કરવો
**કિલકિલ** સ્ત્રી૦ પક્ષીઓ એકીસાથે બોલવાથી થતો કિલકિલ એવો હર્ષભર્યો અવાજ
**કિલકિલવું** અ૦ ક્રિ૦ કિલકિલ અવાજ કરવો (૨) આનંદમાં આવવું
**કિલકિલાકાર** પું૦ શોરબકોર; કોલાહલ
**કિલકિલાટ(–ર)** પું૦ પક્ષીઓનું કિલકિલ એમ કરવું તે (૨) હર્ષધ્વનિ
**કિલકિંચિત** ન૦ સંયોગ સમયના શૃંગારના ૧૧ હાવોમાંનો એક, જેમાં નાયિકા એક સાથે કેટલાયે ભાવો પ્રગટ કરે છે.
**કિલામના** સ્ત્રી૦ પીડા; દુઃખ
**કિલાવો** પું૦ હાથીને ગળે લટકતું દોરડું, જેના ગાળામાં પગ ભેરવીને મહાવત હાથીને ચાલવા વગેરેનો ઇશારો કરે છે.
**કિલ્બિષ** ન૦ + જુઓ કિલ્મિષ
**કિલ્મિ(–લ્વિ)ષ** ન૦ પાપ (૨) અપરાધ; દોષ (૩) રોગ; માંદગી
**કિલ્લાણ** ન૦ પક્ષીનો હર્ષધ્વનિ; કિલકાર
**કિલ્લી** સ્ત્રી૦ કૂંચી; ચાવી
**કિલ્લીદાર** પું૦ કૂંચીવાળો; ખજાનચી
**કિલ્લું** ન૦ અનાજમાં પડતું એક જીવડું; ભોટવું
**કિલ્લેદાર** પું૦ કિલ્લાનો ઉપરી અમલદાર
**કિલ્લેબંદી(–ધી)** સ્ત્રી૦ શત્રુની સામે રક્ષણ મળે એવું બાંધકામ—કિલ્લો કરવો તે (૨) કિલ્લાનું બાંધકામ
**કિલ્લો** પું૦ કોટ; દુર્ગ
**કિલ્વિષ** ન૦ જુઓ કિલ્મિષ
**કિશોર** વિ૦ નાની ઉમરનું; સગીર (૨) પું૦ ૧૧થી ૧૫ વર્ષ સુધીની ઉમરનો છોકરો
**કિશોરગૂગળ** પું૦ એક ઔષધિ

**કિશોરી** સ્ત્રી૦ ૧૧થી૧૫ વર્ષ સુધીની છોકરી; કુમારી

**કિશ્ત(-સ્ત)** સ્ત્રી૦ શેતરંજનો એક દાવ; શેહ (૨) ખેતી; વાવેતર

**કિશ્તી(-સ્તી)** સ્ત્રી૦ હોડી

**કિષ્કિંધા** સ્ત્રી૦ (સં.) મૈસૂર રાજ્યમાં આવેલા એક પર્વત ઉપર રામાયણમાં વર્ણવવામાં આવેલી વાનરોની રાજધાની

**કિસમસ** પું૦ ખ્રિસ્તી

**કિસમ** સ્ત્રી૦ જાત; પ્રકાર; રીત

**કિસમિસ** સ્ત્રી૦ નાના દાણાની લાલ સૂકી દ્રાક્ષ

**કિસલય** ન૦ કૂંપળ

**કિસ્ત** સ્ત્રી૦ ખેડૂતે રાજાને ભરવાનો હપતો; જમીનનું મહેસૂલ; કીસ (૨) ખંડણી; કર (૩) જુઓ કિશ્ત

**કિસ્તી** સ્ત્રી૦ કિશ્તી

**કિસ્મત** ન૦ નસીબ

**કિસ્સો** પું૦ કહાણી; અદ્ભુત કથા—બનાવ (૨) કલ્પિત વાર્તા

**કિંકર** પું૦ દાસ; ચાકર

**કિંકરત્વ** ન૦

**કિંકરી** સ્ત્રી૦ દાસી; ચાકરડી

**કિંકર્ત(-ર્ત્ત)વ્યતા** સ્ત્રી૦ કર્તવ્ય શું છે તેની સમજ ન પડે એવી સ્થિતિ-પરિસ્થતિ

**કિંકર્ત(-ર્ત્ત)વ્યમૂઢ** વિ૦ કિંકર્તવ્યતાને પરિણામે મૂઢ—ગભરાયેલું—બેબાકળું બનેલું

**કિંકણી** સ્ત્રી૦ નાની ઘંટડી; ઘૂઘરી (૨) ઘૂઘરીવાળો કંદોરો; કાંચી (૩) કંકણ; કાંગરાવાળું વલય

**કિંગલાણ** ન૦ કિંગલાવું તે (૨) કિંગલાવાનો હર્ષધ્વનિ

**કિંગલાવું** અ૦ કિ૦ આનંદમાં આવી જવું; ખૂબ ખુશી થવું

**કિંચિત** વિ૦ થોડું (૨) અ૦ સહેજ; જરા

**કિંચિત્કર** વિ૦ કિંચિત્ કરે એવું

**કિંચિત્માત્ર** વિ૦ (૨) અ૦ કિંચિત્ પણ

**કિંડરગાર્ટન** ન૦ ગમ્મત સાથે જ્ઞાન આપવાની બાળશિક્ષણની એક પદ્ધતિ

**કિંતુ** અ૦ પરંતુ; તોપણ

**કિંપુરુષ** પું૦ કિન્નર (૨) પ્રાચીન કાલની એક જંગલી પહાડી જાત (૩) એ જાતનો પુરુષ (૪) વર્ણસંકર-નીચ-તુચ્છ માણસ

**કિંબહુના** અ૦ વિશેષ (કહેવા)થી શું ?

**કિંમત** સ્ત્રી૦ મૂલ્ય (૨) કદર; બૂજ; લેખું

**કિંવદંતી** સ્ત્રી૦ લોકવાયકા; અફવા

**કિંવા** અ૦ અથવા

**કિંશુક** પું૦ ખાખરો

**કીકરો** પું૦ ફરસી; ટાંકણું; વીંજણું (૨) મહેમાન

**કીકી** સ્ત્રી બાળકરૂપ છોકરી; બાળકી (૨) આંખની પૂતળી

**કીકો** પું૦ બાળકરૂપ છોકરો; બચૂડો

**કીચ,૦ડ** પું૦ કીચડ; કાદવ

**કીચક** પું૦ પોલો વાંસ (૨) [સં.] વિરાટ રાજાનો સાળો અને સેનાપતિ (દ્રૌપદી જ્યારે સૈરંધ્રી તરીકે વિરાટ રાજાના મહેલમાં રહેતી હતી ત્યારે તેના તરફ કુદૃષ્ટિ કરવા માટે ભીમે તેને મારી નાખ્યો હતો.)

**કીચડ** પું૦ કાદવ

**કીટ** વિ૦ બરાબર પાકે—મોઢે કર્યું હોય એવું (૨) પૂરું માહિતગાર; પ્રવીણ; કાબેલ (૩) પું૦ મુસાફરીનો સરસામાન

**કીટ,૦ક** પું૦ કીડો; જંતુ (૨) મેલ; કાટ (૩) કચરો; કસ્તર (૪) ગઠ્ઠો; ગાંઠ

**કીટ(-ડ)ખડું** વિ૦ કીડાથી ખવાયેલું

**કીટઘ્ન** વિ૦ કીડાઓનો નાશ કરે એવું

**કીટભોજી** વિ૦ કીડા ખાઈને જીવનારું (૨) પું૦ કીડા ખાઈને જીવનાર પ્રાણી

**કીટભ્રમર(-રી)ન્યાય** પું૦ કિંવદંતી પ્રમાણે ભમરીના ડંખના ભયથી કીડો તેનું સ્મરણ કર્યા કરીને ભમરી થઈ જાય છે તે ન્યાય (જે વસ્તુનું વધારે ચિંતન થાય તે વસ્તુના ગુણ આપણામાં આવે જ એ ન્યાય)

**કીટમાર** પું૦ જેનાં ફૂલમાં કીડાઓને મારવાનો ગુણ છે એવી એક વનસ્પતિ

**કીટલી** સ્ત્રી૦ ચાદાની

**કીટિયું** વિ૦ કીટીવાળું (૨) ન૦ લાકડાની ચીપટ

**કીટી** સ્ત્રી૦ રૂમાં જે કસ્તર વળગી રહેલું હોય તે (કપાસિયાની કરચ અથવા પાંદડીનો ભૂકો ઇત્યાદિ હોય છે તે)

**કીડું** ન૦ કીને તાવ્યા પછી નીચે જે કચરો રહે છે તે અબરું ઇત્યાદિ
**કીટો** પું૦ ઈંટો કે નળિયાં પકવતાં પીગળીને ભેગી થઈ ગયેલી માટી (૨) બળી–પીગળીને ઠરેલો કોઈ પણ કચરો (૩) ધાતુના પદાર્થો ઘણા તાપથી રસરૂપ થઈ બંધાઈ જાય છે તે (૪) બાળવાના લાકડાનો ગાંઠવાળો કકડો
**કીટોડો** પું૦ જુઓ કીટો
**કીડ** સ્ત્રી૦ કીટ; ઉધાઈ (૨) એક રોગ; દાદર, ઊંદરી ઇત્યાદિ (૩) ખજવાળ; ચળ
**કીડખદું** વિ૦ જુઓ કીટખદું
**કીડામાર(–રી)** સ્ત્રી૦ એક પંખી (૨) એક વનસ્પતિ; કીટમાર
**કીડિયારું** ન૦ કીડીઓનું દર
**કીડિયાસેર** સ્ત્રી૦ કીડિયાંની સેર–કંઠી
**કીડિયાહાર** પું૦ કીડિયાંનો હાર–કંઠી
**કીડિયું** ન૦ ખૂબ નાનો કાચનો મણકો
**કીડી** સ્ત્રી૦ એક ઝીણો જીવ–જંતુ
**કીડીકંથવો** પું૦ કીડી અને કંથવો—કીડીથી પણ નાનું એવું એક જીવડું; જીવજંતુ
**કીડીમ(–મં)કોડી** સ્ત્રી૦ કીડી, મકોડી ઇત્યાદિ જીવજંતુ
**કીડીવેગ** પું૦ કીડીના જેવો–ઘણો ધીમો વેગ
**કીડો** પું૦ પેટે ચાલનારો નાનો જીવડો
**કીનાખોર** વિ૦ કીનો—વેર રાખે એવું; દંશીલું
**કીનો** પું૦ વેર; અંટસ
**કીબરી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**કીમ** ન૦ એક પંખી
**કીમતી** વિ૦ ભારે કિંમતનું; મૂલ્યવાન
**કીમિયાગર** પું૦ કીમિયો કરનારો આદમી (૨) કળાવાન–યુક્તિબાજ આદમી (૩) ધુતારો
**કીમિયો** પું૦ હલકી ધાતુને કીમતી બનાવવાની ગુપ્ત રસાયણવિદ્યા (૨) ઇલમ; યુક્તિ (૩) સહેલાઈથી ઘણું દ્રવ્ય મળે અથવા ફાયદો થાય એવો ઇલમ–ધંધો અથવા વસ્તુ
**કીર** પું૦ પોપટ
**કીરચ** સ્ત્રી૦ કરચ; ઘણો નાનો કકડો
**કીરત** સ્ત્રી૦ કીર્તિ
**કીરતન** ન૦ જુઓ કીર્તન
**કીરતનિયાં** ન૦બ૦વ૦ કાંશીજોડ; ભજન-કીર્તન કરવાનાં છબછબિયાં
**કીરતનિયો** પું૦ કીર્તનકાર
**કીરદમન** ન૦ એક ઝેરી વનસ્પતિ–ઔષધિ
**કીર્ત(–ર્ત્ત)ન** ન૦ યશોગાન; ગુણવર્ણન (૨) ગાયન અને સંગીત સાથેનું ઈશ્વરનું ગુણ-વર્ણન
**કીર્ત(–ર્ત્ત)નકાર** પું૦ કીર્તન કરનારો આદમી
**કીર્ત્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ ખ્યાતિ; નામના
**કીર્તિ(–ર્ત્તિ)કર** વિ૦ ખ્યાતિ કરનારું
**કીર્તિધ્વજ** પું૦ કીર્તિરૂપી ધજા
**કીર્તિ(–ર્ત્તિ)માન** વિ૦ કીર્તિવાળું; નામાંકિત
**કીર્તિ(–ર્ત્તિ)વંત** વિ૦ કીર્તિમાન
**કીર્તિ(–ર્ત્તિ)સ્તંભ** પું૦ કીર્તિ કરવા (કે કાયમ રાખવા) માટે રોપેલો કે ચણેલો સ્તંભ—મિનારો; સ્મરણસ્તંભ
**કીલ** પું૦ (ગાડાની) મળી (૨) મેખ; ખૂંટો (૩) ઢોર બાંધવાનો ખીલો
**કીલક** ન૦ મેખ; ખૂંટો (૨) ઢોર બાંધવાનો ખીલો (૩) એક તાંત્રિક દેવતા (૪) મંત્રનો મધ્ય ભાગ (૫) સામા મંત્રની શક્તિ કે પ્રભાવનો નાશ કરનારો મંત્ર (૬) જ્યોતિષ પ્રમાણેનો એક સંવત્સર, જેમાં બધાં અમંગલોનો નાશ થઈ સર્વત્ર મંગલ અને સુખ થાય છે. (૭) એક સ્તોત્ર (૮) ધરી
**કીલકાસ્થિ** ન૦ જેની વચ્ચે કરોડરજ્જુ હોય છે તે હાડમાળાનો બીજો મણકો
**કીલવો** પું૦ કીલીદાર
**કીલી** સ્ત્રી૦ કીકી; બાળકરૂપ છોકરી (૨) કૂંચી (૩) તિજોરી; નાણાંની પેટી
**કીલીદાર** પું૦ જેની પાસે કૂંચી રહેતી હોય (કિલ્લાની, તિજોરીની, ઇત્યાદિની) તે આદમી
**કીલો** પું૦ કીકો
**કીશ** પું૦ વાંદરો (૨) સૂર્ય
**કીશપર્ણ** પું૦ એક વનસ્પતિ; અપામાર્ગ
**કીસ** વિ૦ શું? કેવી જાતનું? કોણ? (તુચ્છકારમાં) (૨) સ્ત્રી૦ મહેસૂલ; કિસ્ત; સરકારભરણું
**કુ** અ૦ ખરાબ, હલકું, નિંદિત, પાપી એવો અર્થ સૂચવતો પૂર્વગ. ઉદા૦ 'કુમાર્ગ' (૨) સ્ત્રી૦ પૃથ્વી
**કુકર્મ** ન૦ ખોટું—ખરાબ કર્મ
**કુકર્મી** વિ૦ કુકર્મ કરનારું

**કુકલ્પના** સ્ત્રી૦ ખોટી—ખરાબ કલ્પના
**કુક્કુટ** પું૦ કૂકડો
**કુક્ષ(-ક્ષિ)** સ્ત્રી૦ કૂખ
**કુગ્રામ** ન૦ રાજા, બ્રાહ્મણ નદી ઇત્યાદિ ન હોય તેવું અથવા જરૂરિયાતની વસ્તુઓ જ્યાં ન મળે એવું ખરાબ—નકામું ગામ
**કુચ** પું૦ સ્ત્રીની છાતી; સ્તન
**કુચકુચ** સ્ત્રી૦ ગુચપુચ; કાનમાં વાત કરવી તે
**કુચાલ** સ્ત્રી૦ ખોટી—ખરાબ ચાલ
**કુચિત્ર(-ત્રું)** વિ૦ કદરૂપું
**કુચિયો** પું૦ સ્તન ઢાંકનારો વસ્ત્રનો ભાગ; કાંચળીની ખોળ
**કુચેષ્ટા** સ્ત્રી૦ ખોટી—ખરાબ ચેષ્ટા
**કુચ્છિત** વિ૦ જુઓ કુત્સિત
**કુછંદ** પું૦ ખરાબ છંદ—વ્યસન કે ચસકો; લંપટપણું; આડે રસ્તે ચાલવું તે
**કુછંદાઈ** સ્ત્રી૦+ કુછંદીપણું
**કુછંદી** વિ૦ કુછંદે ચડેલું; લંપટ; દુરાચારી; વ્યસની
**કુજ** પું૦ એક ગ્રહ; મંગળ (૨) ઝાડ (૩) [સં.] એક રાક્ષસ; નરકાસુર
**કુજવાર** પું૦ મંગળવાર
**કુજાગ** સ્ત્રી૦+ નઠારી જગા
**કુજોગ** પું૦ જુઓ કુયોગ
**કુટારો** પું૦ અથડામણ; ટિચામણ (૨) માથાકૂટ
**કુટાવવું** સ૦ક્રિ૦ કૂટે—કુટાય એમ કરવું
**કુટાવું** અ૦ક્રિ૦ ખંડાવું (૨) ટિચાવું; અથડાવું (૩) પિટાવું; માર ખાવો (૪) ગોદા ખાવા; પછડાવું (૫) છાતી કૂટે એમ કરવું
**કુટિ(-ટી),૦ર** સ્ત્રી૦ ઝૂંપડી
**કુટિલ** વિ૦ વાંકું; વળેલું (૨) હઠીલું (૩) છળવાળું; કપટી
**કુટિલતા** સ્ત્રી૦
**કુટિલપણું** ન૦
**કુટિલાસ્થિ** ન૦ એક વાંકું હાડકું
**કુટી,૦ર** સ્ત્રી૦ ઝૂંપડી
**કુટુંબ** ન૦ એક બાપનો પરિવાર—વંશ (૨) બૈરી છોકરાં વગેરે ઘરના માણસોનો સમૂહ (૩) બૈરીછોકરાંનો સમૂહ
**કુટુંબકબીલો** પું૦ કુટુંબ અને કબીલો
**કુટુંબકલહ** પું૦ કુટુંબનો કલહ—કંકાસ
**કુટુંબપરિવાર** પું૦ કુટુંબ અને પરિવાર
**કુટુંબી** વિ૦ કુટુંબનું (૨) કુટુંબવાળું (૩) ન૦ કુટુંબનું માણસ
**કુટેવ** સ્ત્રી૦ નઠારી ટેવ—આદત
**કુટ્ટિમ** વિ૦ નાના પથરાઓ પૂરી ટીપી પાકું કરેલું (૨) લાદીથી અથવા રંગબેરંગી ચોરસાંથી જડેલું (૩) પું૦; ન૦ એવી રીતે જડેલી જમીન
**કુઠામ** ન૦ ખરાબ કે અયોગ્ય ઠામ
**કુઠાર** પું૦ કુહાડો (૨) પરશુ; ફરસી
**કુઠારો** પું૦ લાકડાં કાપનારો—ફાડનારો
**કુડ(-ર)તું** ન૦ પહેરણ
**કુડપ(-વ)** ન૦ ૧૨ મૂઠી અથવા ૧૬ તોલાનું એક માપ
**કુડલી** સ્ત્રી૦ કુલડી; કુલ્લી
**કુડલું** ન૦ કુલ્લું
**કુડવ** ન૦ જુઓ કુડપ
**કુડંતર** પું૦ ભીંતનો આંતરો; કુડાંતરો
**કુડાપો** પું૦ કઢાપો
**કુડાંતરો** પું૦ કુડંતર
**કુડ્મલ** ન૦ કળી
**કુણુ** સ૦+ કોણ
**કુત(-દ)કું** ન૦ ઢકણું; બૂધું; દંડૂકો
**કુતર્ક** પું૦ ખોટો તર્ક (૨) ખોટી કલ્પનાઓ; ખોટા વિચારો
**કુતુબ** પું૦ ઘંટીનો ખીલડો (૨) ધ્રુવતારો
**કુતુબનુમા** ન૦ હોકાયંત્ર
**કુતુમરા** ન૦ એક પક્ષી
**કુતૂહલ** ન૦ અમુક વસ્તુ—નવી વસ્તુ જોવા જાણવાની ઉત્કંઠા; કૌતુક (૨) નવાઈ; નવાઈભરી વસ્તુ
**કુતૂહલી** વિ૦ કુતૂહલવાળું
**કુત્તી** સ્ત્રી૦ કૂતરી
**કુત્તો** પું૦ કૂતરો
**કુત્સિત** વિ૦ ધિક્કારવાયોગ્ય; નિંદિત (૨) નીચ; નઠારું; અધમ (૩) મેલું; ગંદું
**કુથ** વિ૦ સુંદર (૨) પું૦ હાથી ઉપર નાંખવાની ઝૂલ (૩) સાદડી; શેતરંજી (૪) કંથા
**કુથલી** સ્ત્રી૦ નિંદા; ખોટી ચકચાર
**કુથલો** પું૦ કુથલી (૨) કૂચો
**કુદકું** ન૦ કુતકું

**કુદરત** સ્ત્રી૦ ઈશ્વરી શક્તિ; નિસર્ગ; પ્રકૃતિ (૨) જાતિસ્વભાવ (૩) તાકાત

**કુદરતી** વિ૦ કુદરત સંબંધી; નૈસર્ગિક; સ્વાભાવિક

**કુદાળિયાં** ન૦ બ૦ વ૦ જાનૈયાઓને બપોરે અપાતું ભોજન (૨) ભરૈયાઓને અપાતું બપોરનું ભોજન

**કુદૃષ્ટિ** સ્ત્રી૦ ખોટો મત–કલ્પના (૨) ખોટા—ખરાબ ખ્યાલથી જોવું તે

**કુધાન** ન૦ હલકા પ્રકારનું ધાન્ય

**કુધારો** પું૦ ખોટો–ખરાબ રિવાજ (૨) સુધારાથી વિરુદ્ધ એવી ખોટી દિશામાં ગતિ

**કુનેહ** સ્ત્રી૦ યુક્તિ; હિકમત (૨) ચતુરાઈ

**કુપી** સ્ત્રી૦ (ક.) હાંલ્લી

**કુપથ** પું૦ ખરાબ–અનીતિનો માર્ગ

**કુપથગામી** વિ૦ ખરાબ—અનીતિને માર્ગે જનારું

**કુપથ્ય** વિ૦ પથ્ય નહિ તેવું; આરોગ્યને માફક ન આવે—એવું (૨) ન૦ પરેજી—કરી ન પાળવી તે

**કુપાત્ર** વિ૦ નાલાયક; અનધિકારી (૨) બે-અદબ; છકી ગયેલું (૩) ન૦ ખરાબ વાસણ (૪) કુપાત્ર માણસ

**કુપિત** વિ૦ કોપેલું; ક્રોધે ભરાયેલું

**કુપુત્ર** પું૦ કપૂત; પુત્ર નામને લજવે એવો દીકરો

**કુપ્પી** સ્ત્રી૦ નાનો કુપ્પો

**કુપ્પો** પું૦ કુલ્લું

**કુફ્ર** ન૦ નાસ્તિકતા; કાફરપણું

**કુફરાન** ન૦ કુફ્ર (૨) ખોટું તહોમત; આળ (૩) ધાંધળ; તોફાન

**કુબજા** સ્ત્રી૦ કૂબડી સ્ત્રી (૩) ખરાબ સ્ત્રી

**કુબુદ્ધિ** સ્ત્રી૦ નઠારી બુદ્ધિ; લુચ્ચાઈ; કપટ

**કુબેર** પું૦ (સં.) ઇંદ્રના ધનનો ભંડારી, યક્ષો અને કિન્નરોનો અધિપ; રાવણનો ઓરમાન ભાઈ; ઉત્તરદિશાનો અધિપતિ (કુ=કદરૂપું+ બેર=શરીર છે જેનું-ત્રણ પગ, આઠ દાંત અને એક આંખની જગાએ પીળું ચાઠું હોવાથી કુબેર નામ પડયું.)

**કુબોધ** પું૦ નઠારી શિખામણ

**કુબ્જ** વિ૦ ખૂંધું—કૂબડું

**કુબ્જા** વિ૦ સ્ત્રી૦ ખૂંધી—કૂબડી સ્ત્રી (૨) સ્ત્રી૦ (સં.) કૈકેયીની દાસી—મંથરા (૩) કંસની એક કૂબડી દાસી જેને કૃષ્ણે સુંદરી બનાવી પત્ની તરીકે ગ્રહણ કરી હતી

**કુભારજા** સ્ત્રી૦ નઠારી સ્ત્રી (૨) કજિયાખોર સ્ત્રી; કર્કશા (૩) ફૂવડ

**કુભાવ** પું૦ જુઓ કભાવ

**કુભાંડ** ન૦ જૂઠું તહોમત; આળ (૨) તરકટ

**કુભાંડખોર** વિ૦ કુભાંડ કર્યા વિના જેને ચેન ન પડે એવું; કુભાંડી

**કુભાંડી** વિ૦ ઢોંગી; વેષધારી; તરકટ કરનારું (૨) ખોટા આરોપ મૂકનારું

**કુમક** સ્ત્રી૦ મદદ

**કુમકુમ** ન૦ કુંકુમ; કંકુ

**કુમતિ** સ્ત્રી૦ નઠારી મતિ

**કુમરકલા** ન૦ એક પક્ષી

**કુમળાશ** સ્ત્રી૦ કુમળાપણું

**કુમળું** વિ૦ જુઓ કોમળ

**કુમાતા** સ્ત્રી૦ ખરાબ માતા; સંતતિ પ્રત્યે વાત્સલ્ય કે ફરજના ભાન વિનાની માતા

**કુમાર** પું૦ પાંચ વર્ષની ઉમ્મરનો બાળક (૨) યુવાવસ્થા અથવા એની પહેલાંની અવસ્થા-વાળો છોકરો (૩) પુત્ર (૪) રાજપુત્ર

**કુમારપાલ(–ળ)** પું૦ (સં.) ગુજરાતનો એક ચાલુક્યવંશી રાજા [આચાર્ય હેમચંદ્રના ઉપદેશથી તેણે જૈન ધર્મનો અંગીકાર કર્યો હતો.]

**કુમારિકા** સ્ત્રી૦ બાર વર્ષ સુધીની કન્યા (૨) કુંવારી કન્યા (૩) રાજકુંવરી (૪) પુત્રી

**કુમારી** સ્ત્રી૦ જુઓ કુમારિકા

**કુમાર્ગ** પું૦ નઠારો–આડો રસ્તો (૨) અધર્મ (૩) કુછંદ

**કુમાર્ગી** વિ૦ કુમાર્ગે જનારું

**કુમાવિસદાર** પું૦ મહેસૂલ ઉઘરાવનાર આદમી; મહેસૂલી અમલદાર; મહાલકારી

**કુમાશ** સ્ત્રી૦ સુંવાળપ; નરમાશ (કાપડની) (૨) સફાઈદાર વણાટ

**કુમિત્ર** પું૦ નઠારો મિત્ર; મિત્રના ધર્મથી ઊલટો ચાલનાર મિત્ર

**કુમુદ** ન૦ ધોળું કમળ; પોયણું

**કુમુદનાથ** પું૦ ચંદ્રમા

**કુમુદપતિ** પું૦ ચંદ્રમા
**કુમુદબંધુ** પું૦ ચંદ્રમા
**કુમુદિની** સ્ત્રી૦ કુમુદના ફૂલનો વેલો (૨) જ્યાં કુમુદ ઘણાં હોય એવી જગા પુષ્કરિણી ઇત્યાદિ
**કુમુદ્રા** સ્ત્રી૦ ખોટા સિક્કો
**કુમુદ્વતી** સ્ત્રી૦ જુઓ કુમુદિની
**કુમેરુ** પું૦ દક્ષિણધ્રુવ
**કુમેરુજ્યોતિ** પું૦; સ્ત્રી૦ દક્ષિણધ્રુવમાં જોવામાં આવતી જ્યોતિ
**કુયોગ** પું૦ (ગ્રહોનો) ખરાબ યોગ (૨) કવખત
**કુરકુટ** પું૦+ કૂકડો
**કુરકુર** પું૦ કુરકુરિયાં જે અવાજ કરે છે તે (૨) દાંત વડે થોડુંથોડું કરડવાથી જે અવાજ થાય છે તે
**કુરકુરિયું** ન૦ કુતરાનું નાનું બચ્ચું; ભટોળિયું
**કુરઘોડી** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**કુરતની** સ્ત્રી૦ મચ્છરદાની
**કુરતું** ન૦ કુડતું; પહેરણ
**કુરન(-નિ)સ** સ્ત્રી૦ નમીને-ઝૂકીને સલામ કરવી તે; કુર્નિશ
**કુરબ(-વ)ક** ન૦ એક ફૂલઝાડ; કુરવક
**કુરબાન** વિ૦ બલિદાન તરીકે સમર્પેલું (૨) ન્યોછાવર; ફૂલ
**કુરબાની** સ્ત્રી૦ કુરબાન કરવું તે; બલિદાન
**કુરર** પું૦ એક પંખી; ટિટોડો
**કુરરી** સ્ત્રી૦ ટિટોડી
**કુરવક** ન૦ એક ફૂલઝાડ; કુરબક
**કુરંગ** પું૦ હરણ; મૃગ
**કુરંગણી** સ્ત્રી૦ હરણી; મૃગી
**કુરંગી** સ્ત્રી૦ કુરંગણી
**કુરાજ(-જ્ય)** ન૦ કુ+રાજ્ય
**કુરાન(-ને)શરીફ** ન૦ મુસલમાનોનો મુખ્ય ધર્મગ્રંથ; કુરાન
**કુરાનખાની** સ્ત્રી૦ કુરાન વાંચવું તે
**કુરાની** વિ૦ કુરાનનું; કુરાન સંબંધી (૨) કુરાન ઉપર વિશ્વાસ કરનારું (૩) પું૦ મુસલમાન
**કુરાનેશરીફ** ન૦ જુઓ કુરાનશરીફ
**કુરુ** પું૦ (સં.) પાંડવકૌરવોનો પૂર્વજ (૨) અર્વાચીન દિલ્હીની આજુબાજુ આવેલો એક પ્રાચીન દેશ
**કુરુક્ષેત્ર** ન૦ (સં.) દિલ્હીની પાસે આવેલું એક વિશાળ મેદાન, જ્યાં પાંડવકૌરવો વચ્ચે યુદ્ધ થયું હતું.
**કુરૂપ** વિ૦ કદરૂપું
**કુરૂપતા** સ્ત્રી૦
**કુરૂપી** વિ૦ કુરૂપ
**કુર્મો*** પું૦
**કુર્નિશ** સ્ત્રી નમીને—ઝૂકીને કરેલી સલામ; કુરનિસ
**કુલ** વિ૦ એકંદર; બધું મળીને—સરવાળે થાય એટલું (૨) તમામ
**કુલ(-ળ)** ન૦ કુટુંબ; વંશ (૨) ખાનદાની; કુલીનતા (૩) ટોળું; જૂથ (૪) અસીલ (વકીલનો)
**કુલકુલાં** વિ૦ કુલ અખત્યાર ભોગવતું (૨) અંગત; ખાસ (૩) અ૦ કુલ અખત્યાર—સત્તાસમેત
**કુલક્ષણ** ન૦ અપલક્ષણ; ખોડ (૨) કુટેવ
**કુલક્ષણું** વિ૦ કુલક્ષણવાળું
**કુલક્ષય** પું૦ કુળનો ક્ષય—નાશ
**કુલગુરુ** પું૦ કૌટુંબિક અથવા વંશપરંપરાના ગુરુ
**કુલઘ્ન** વિ૦ કુળનો નાશ કરે એવું
**કુલટા** સ્ત્રી૦ ખરાબ ચાલની સ્ત્રી; છિનાળ
**કુલડી** સ્ત્રી૦ કસલી જેવું નાનું માટીનું વાસણ (૨) સોનુંરૂપું ગાળવાનું એવું પાત્ર (૩) ગુદાનો ભાગ (જેમાંથી મળ બહાર આવે છે)
**કુલ(-ળ)દીપક** પું૦ કુળને દીપાવનારો (૨) પુત્ર
**કુલ(-ળ)દેવ** પું૦ કુળનો ઇષ્ટદેવ
**કુલ(-ળ)દેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ કુલદેવ
**કુલ(-ળ)દેવી** સ્ત્રી૦ કુળની ઇષ્ટદેવી
**કુલ(-ળ)ધર્મ** પું૦ વંશપરંપરાથી ચાલતો આવેલો કુળનો વિશિષ્ટ ધર્મ—આચાર
**કુલનાયક** પું૦ કુલપતિથી જ ઊતરતો હોદ્દો ભોગવનાર વિદ્યાપીઠનો અધિકારી
**કુલપતિ** કુટુંબનો—કુળનો વડો (૨) ૧૦,૦૦૦ શિષ્યોને ખવાડનાર અને ભણાવનાર ઋષિ (૩) વિદ્યાપીઠનો મોટામાં મોટો અધિકારી
**કુલફી** સ્ત્રી૦ ટીન અગર બીજી કોઈ ધાતુ અથવા માટીની ભૂંગળીમાં ભરી બરફમાં ઠારેલું દૂધ, મલાઈ, અથવા શરબત

**કુલવધૂ** સ્ત્રી૦ સારા કુટુંબની વહુ—સ્ત્રી
**કુલવિજ્ઞાન** ન૦ પ્રાણી અથવા વનસ્પતિ-વિશેષનો જાતીય વિકાસક્રમ અથવા ઇતિહાસ; 'ફાઇલોજેની'
**કુલવ્રત** ન૦ કુળનું વિશિષ્ટ વ્રત
**કુલસંપ્રદાય** કુલમાં વંશપરંપરાથી ચાલતો આવેલો સંપ્રદાય—રીત—આચાર
**કુલહીન** વિ૦ કુળ વિનાનું; અકુલીન
**કુલંગ** ન૦ એક પક્ષી
**કુલંજન** ન૦ એક વનસ્પતિ—ઔષધિ
**કુલાચલ(-ળ)** પું૦ મુખ્ય પર્વત [મહેન્દ્ર, મલય, સહ્ય, શુક્તિમાન, ઋક્ષ, વિંધ્ય અને પારિયાત્ર એ સાત પર્વતો કુલાચલ કહેવાય છે.]
**કુલાચાર** પું૦ કુલનો આચાર; કુલધર્મ
**કુલાબો** પું૦ ભૂશિરની જમીન
**કુલાભિમાન** ન૦ પોતાના કુળ વિષેનું અભિમાન
**કુલાલ** પું૦ કુંભાર
**કુલાંગના** સ્ત્રી૦ કુલીન ઘરની (સુશીલ) સ્ત્રી
**કુલાંગાર** પું૦ કુળમાં અંગારા જેવો—કુલનો નાશ કરનારો આદમી
**કુલિર** પું૦ કરચલો
**કુલિ(-લી)શ** ન૦ ઇંદ્રનું અસ્ત્ર—વજ્ર
**કુલીન** વિ૦ ઊંચા કુળનું; ખાનદાન
**કુલે(-લ્લે)** અ૦ જુમલે; સરવાળે; એકંદરે
**કુલેર** સ્ત્રી૦ ઘીગોળ સાથે ચોળેલો બાજરી વગેરેનો કાચો લોટ
**કુલોચ્છેદ** પું૦ કુલનો ઉચ્છેદ—નાશ
**કુલોદ્ધાર** પું૦ કુલનો ઉદ્ધાર—ઉત્કર્ષ
**કુલ્યા** સ્ત્રી૦ સુશીલ સ્ત્રી (૨) નાની નદી, નહેર અથવા ઝરણું
**કુલ્લી** સ્ત્રી૦ કુલડી (૨) ઘી કે તેલ ભરવાનું ચામડાનું નાનું કુલ્લું
**કુલ્લું** ન૦ ઘી કે તેલ ભરવાનું ચામડાનું મોટું પાત્ર (સાંકડા મોંનું અને પહોળા પેટનું)
**કુલ્લે** અ૦ કુલે
**કુવચન** ન૦ અપશબ્દ; ગાળ (૨) કડવું વેણ
**કુવચની** વિ૦ કુવચન બોલનારું
**કુવલય** ન૦ ભૂરું કમળ—પોયણું
**કુવલયાપીડ** પું૦ (સં.) એક રાક્ષસ, જેને હાથીનું રૂપ ધારણ કરાવી કંસે કૃષ્ણ તથા બળરામને મારવા યોજ્યો હતો.
**કુવાક્ય** ન૦ કુવચન; ગાળ
**કુવાયરો** પું૦ ખરાબ—પ્રતિકૂળ પવન
**કુવારિકા(-કી)** સ્ત્રી૦ કુમારિકા
**કુવાસ** સ્ત્રી૦ ખરાબ વાસ—ગંધ
**કુવાસના** સ્ત્રી૦ નઠારી વાસના-ઇચ્છા
**કુવૃત્તિ** સ્ત્રી૦ ખરાબ આચરણ—વર્તન (૨) હલકો ધંધો (૩) દુષ્ટ ઇચ્છા
**કુવેણ** ન૦ જુઓ કુવચન
**કુવેણી** સ્ત્રી૦ માછલાં રાખવાનો કંડિયો
**કુવેતર** ન૦ કુવાવાળી જમીન
**કુવેતી** પું૦ કૂવા પરનો-કોસ હાંકનારો આદમી
**કુશ** પું૦ એક જાતનું ઘાસ; દર્ભ (૨) [સં.] રામનો એક પુત્ર; લવનો ભાઈ
**કુશકા** પું૦ બ૦ વ૦ ડાંગર, કોદરા ઇત્યાદિનાં છોડાં
**કુશકી** સ્ત્રી૦ ખાંડેલી ડાંગરનું ઝીણું ઝટકામણ
**કુશલ(-ળ)** વિ૦ શુભ; કલ્યાણકારી (૨) આરોગ્યવાન (૩) પ્રવીણ; હોશિયાર (૪) ન૦ કુશળતા
**કુશલ(-ળ)તા** સ્ત્રી૦
**કુશસ્થલી(-ળી)** સ્ત્રી૦ (સં.) પ્રાચીન દ્વારકા
**કુશળક્ષેમ** વિ૦ સુખી અને આરોગ્ય (૨) ન૦ આબાદી અને તંદુરસ્તી
**કુશાગ્રબુદ્ધિ** વિ૦ દર્ભની અણી જેવી તીવ્ર બુદ્ધિવાળું
**કુશાદા** વિ૦ ખુલ્લું (૨) વિશાળ; સગવડવાળું (૩) નિખાલસ
**કુશીલ** વિ૦ ખરાબ શીલવાળું (૨) ન૦ ખરાબ શીલ
**કુશીલવ** પું૦ ભાટચારણ (૨) ગવૈયો (૩) નટ; નાટકનો ખેલાડી (૪) વાલ્મીકિ (૫) [દ્વિવચનમાં] કુશ અને લવ; રામના પુત્ર
**કુષ્ઠ** પું૦; ન૦ ચામડીનો એક રોગ; કોઢ
**કુષ્ઠી** વિ૦ કોઢીલું
**કુષ્માંડ** ન૦ કોળું
**કુસંગ** પું૦ નઠારો સંગ; ખરાબ સોબત
**કુસંગત(-તિ)** સ્ત્રી૦ કુસંગ
**કુસંગી** વિ૦ કુસંગ કરનારું
**કુસંપ** પું૦ સંપ નહિ તે; અણબનાવ
**કુસુમ** ન૦ ફૂલ; પુષ્પ

**કુસુમધન્વા** પું૦ (સં.) કુસુમ જેનું ધનુ છે તે—કામદેવ
**કુસુમબાણ** પું૦ (સં.) કુસુમ જેનું બાણ છે તે—કામદેવ
**કુસુમાકર** પું૦ વસંતઋતુ (૨) બાગ; બગીચો
**કુસુમાયુધ** પું૦ કુસુમ જેનું આયુધ છે તે—કામદેવ
**કુસુમાંજલિ** સ્ત્રી૦ કુસુમોની અંજલિ
**કુસુમિત** વિ૦ ફૂલવાળું; ફૂલથી ભરેલું
**કુસુંબી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ કસૂંબી
**કુસુંબો** પું૦ જુઓ કસૂંબો
**કુસ્તી** સ્ત્રી૦ અંગકસરતની એક રીત (૨) બથ્થંબથ્થા
**કુસ્તીબાજ** વિ૦ કુસ્તીમાં પ્રવીણ
**કુસ્તીબાજી** સ્ત્રી૦ કુસ્તી ખેલવી તે; કુસ્તીની રમત
**કુસ્વપ્ન** ન૦ કુ—ખરાબ સ્વપ્ન
**કુસ્વભાવ** પું૦ કુ—ખરાબ સ્વભાવ
**કુહર** ન૦ ગુફા; બખોલ
**કુહાડી** સ્ત્રી૦ નાનો કુહાડો
**કુહાડો** પું૦ લાકડાં કાપવાનું-ફાડવાનું એક હથિયાર; પરશુ
**કુહુડાં** ન૦ બ૦ વ૦ લાંઘણો કરવી પડે-ભૂખે મરવું પડે તે
**કુહૂ,૦કુહૂ** પું૦ કોયલનો સ્વર-બોલ-આલાપ
**કુહૂકાર** પું૦ કોયલનો કુહૂ એવો શબ્દ
**કુળ** ન૦ જુઓ કુલ
**કુળકર્ણી** પું૦ તલાટી
**કુળગોર** પું૦ વંશપરંપરાનો ગોર
**કુળતારક** વિ૦ કુળને તારે એવું
**કુળદીપક** પું૦ કુલદીપક
**કુળદીવો** પું૦ કુળદીપક
**કુળદેવ** પું૦ કુલદેવ
**કુળદેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ કુલદેવતા
**કુળદેવી** સ્ત્રી૦ કુલદેવી
**કુળધર્મ** પું૦ કુલધર્મ
**કુળરીત** સ્ત્રી૦ કુળની રીત; કુળનો રિવાજ
**કુળલજામણું** વિ૦ કુળને લજાવે એવું
**કુળવંત** વિ૦ કુલીન
**કુળવાટ** સ્ત્રી૦ કુળરીત
**કુળવાન** વિ૦ કુલીન
**કુળહીણુ(-ણું)** વિ૦ જુઓ કુલહીન
**કુંકુમ** ન૦ કંકુ
**કુંજ** સ્ત્રી૦ ઝાડ અથવા વેલાના પાંદડાંથી થયેલી ઘટા; લતામંડપ
**કુંજગલી** સ્ત્રી૦ કુંજમાં થઈને જતો સાંકડો માર્ગ (૨) સાંકડો અને છાયાવાળો ગીચ વનમાર્ગ
**કુંજભવન** ન૦ કુંજરૂપી ભવન
**કુંજમંડપ** પું૦ કુંજરૂપી મંડપ
**કુંજડી** સ્ત્રી૦ એક પક્ષી; કૂંજડી (૨) નાની કુંજ; કુંજગલી
**કુંજડું** ન૦ એક પક્ષી
**કુંજડો** પું૦ કાછિયો (૨) માળી (૩) એક પક્ષી (૩) કંજૂસ આદમી
**કુંજબિ(-વિ)હારી** વિ૦ કુંજમાં વિહાર કરનારું (૨) પું૦ (સં.) કૃષ્ણ
**કુંજર** પું૦ હાથી (૨) હસ્ત નક્ષત્ર
**કુંજરપીપર(-ળી)** સ્ત્રી૦ લાંબી અને મોટી પીપર
**કુંજરાવું** અ૦ ક્રિ૦ ખીલતાં અટકવું; અટકું અને અણખીલ્યું રહી જવું (૨) અંતરમાં બળવું
**કુંજવિહારી** વિ૦ (૨) પું૦ જુઓ કુંજબિહારી
**કુંજાર** વિ૦ કુંજ જેવું; ઘટાદાર
**કુંજો** પું૦ ભોટવો; ચંબુ; કૂંજો
**કુંઠિત** વિ૦ બૂઠું; ખાંડું (૨) રૂંધાયેલું; અટકી પડેલું
**કુંડ** પું૦ જમીન ખોદી બાંધેલો ખાડો (યજ્ઞ માટેનો); વેદી (૨) પાણી માટેનો પાકો, પગથિયાંવાળો ખાડો; હોજ (૩) કુંડના આકારનું પાત્ર (૪) બલિ આપવાની જગા (૫) કુંડી; નાનો હવાડો (૬) ખાડો; ગર્ત
**કુંડકુંવર** પું૦ વ્યભિચારથી ઉત્પન્ન થયેલો પુત્ર
**કુંડપુત્ર** પું૦ કુંડકુંવર
**કુંડલ(-ળ)** ન૦ કાને પહેરવાનું એક ઘરેણું
**કુંડલિની** સ્ત્રી૦ મૂલાધારમાં સુષુમ્ણા નાડીની જડની નીચે રહેતી મનાતી એક સર્પાકાર શક્તિ, જેને જાગ્રત કરવી એ યોગીઓનો એક મહા પુરુષાર્થ ગણાય છે. કારણકે એથી અલૌકિક શક્તિઓની પ્રાપ્તિ થતી મનાય છે.
**કુંડલી(-ળી)** સ્ત્રી૦ નાનું કુંડાળું (૨) [જ્યો.] ગ્રહ વગેરેની ગણતરીનું ખાનાંવાળું ચોકઠું
**કુંડળ** ન૦ જુઓ કુંડલ

**કુંડળિયો** પું૦ એક છંદ
**કુંડળી** સ્ત્રી૦ જુઓ કુંડલી
**કુંત** પું૦ ભાલો (૨) જીવડું
**કુંતલ** પું૦ માથાના વાળ; જુલ્ફું; લટ (૨) હળ
**કુંતા(-તી)** સ્ત્રી૦ (સં.) પાંડુરાજાની સ્ત્રી, અને પાંડવો તથા કર્ણની માતા
**કુંતીભોજ** પું૦ (સં.) કુંતીનો પાલક પિતા
**કુંદ** વિ૦ ભરાઈ ગયેલું; રૂંધાઈ ગયેલું (૨) એવો અવાજ કરતું (૩) પું૦; ન૦ એક જાતનો મોગરો; એનું ફૂલ
**કુંદન** ન૦ શુદ્ધ સોનું
**કુંદી** સ્ત્રી૦ ધોયેલાં કપડાંને સફાઈદાર કરવાનું એક ઓજાર; લાકડાની મોગરી (૨) ધોયેલાં કપડાંને સફાઈદાર કરવાની ક્રિયા (૩) ટીપવું–મારવું તે
**કુંદીગર** પું૦ કુંદી કરનારો
**કુંદીપાક** પું૦ માર; ઠોક
**કુંદું** ન૦ જુઓ કુંદો
**કુંદૂર** પું૦ એક જાતનો ગુંદર
**કુંદો** પું૦ દંડૂકો; ધોકો (૨) લાકડી અથવા બંદૂકનો જાડો છેડો
**કુંભ** પું૦ ઘડો (૨) હાથીના માથા ઉપર બે બાજુ ઊપસી આવેલો ભાગ; ગંડસ્થળ (૩) એક રાશિ (૪) ચૌદ શેરનું એક વજન–માપ
**કુંભક** પું૦ પ્રાણાયામ કરતાં શ્વાસ લઈને રૂંધી રાખવો તે
**કુંભકર્ણ** પું૦ (સં.) રાવણનો ભાઈ (દેવોની ચતુરાઈથી બ્રહ્મા પાસે ઇંદ્રાસનને બદલે તેણે નિદ્રાસન માગી લીધું; તેથી તે છ માસ ઊંઘ્યા બાદ માત્ર એક દિવસ જ જાગ્રત રહી શકતો.)
**કુંભકાર** પું૦ કુંભાર
**કુંભમેળો** પું૦ મોટો મેળો (૨) દર બાર વરસે હરિદ્વારમાં ભરાતો એક જાત્રાનો મેળો
**કુંભસ્થલ(–ળ)** ન૦ હાથીનું ગંડસ્થલ
**કુંભાર** વિ૦ માટીનાં વાસણ ઘડનાર; એક જ્ઞાતિ (૨) પું૦ એ જ્ઞાતિનો કોઈ પણ માણસ (૩) [લા.] અણઘડ અથવા મૂર્ખ માણસ
**કુંભારણ** સ્ત્રી૦ કુંભારની સ્ત્રી
**કુંભારવાડો** પું૦ કુંભારો રહેતા હોય તે વાસ
**કુંભારિયું** વિ૦ કુંભારનું; કુંભારના જેવું (૨) માટીનું બનાવેલું; પીંડેરી (૩) ખરાબ; કદરૂપું
**કુંભિયો*** પું૦
**કુંભી** સ્ત્રી૦ થાંભલા નીચેની પથ્થર અથવા લાકડાની બેસણી (૨) મકાનનો થાંભલો; કુંભી
**કુંભીપાક** પું૦ એક નરક (૨) માર; ઠોક
**કુંવર** પું૦ કુંવારો છોકરો (૨) રાજકુમાર (૩) પુત્ર–લાડકો પુત્ર
**કુંવરપછેડો*** પું૦ (ફા.)
**કુંવરી** સ્ત્રી૦ કુંવારી કન્યા (૨) રાજકુમારી (૩) દીકરી; લાડકી દીકરી
**કુંવાર** સ્ત્રી૦ એક વનસ્પતિ (એના પાઠાના ગર્ભનો એળિયો બને છે.)
**કુંવારકા** સ્ત્રી૦ કુંવારી કન્યા (૨) સમુદ્રને મળતી ન હોય એવી નદી
**કુંવારડું** ન૦ નાના બાળકના મરણ પાછળ બાળકોને અપાતું ભોજન
**કુંવારું** વિ૦ નહિ પરણેલું
**કૂઈ** સ્ત્રી૦ નાનો કૂવો
**કૂક** ન૦ સંતાકૂકડીની રમતમાં કરવામાં આવતો એક એવો અવાજ (૨) એંજિનની સિસોટીનો એવો અવાજ
**કૂકગાડી** સ્ત્રી૦ આગગાડી (બાળકોની ભાષામાં)
**કૂકટ** ન૦ દંભ; ઢોંગ
**કૂકટદમ** ન૦ દાંભિક વચન; જૂઠા સોગન ખાવા તે; જૂઠાણું
**કૂકડપાડું** ન૦ કૂકટવેલનું ફળ; કૂકડવેલું
**કૂકડભાગે** અ૦ અર્ધોઅર્ધ–બરાબર સરખે ભાગે
**કૂકડમૂકડ*** અ૦
**કૂકડવેલ** સ્ત્રી૦ એક વેલ
**કૂકડવેલું** ન૦ કુકડવેલનું ફળ; કુકડપાડું
**કૂકડી** સ્ત્રી૦ મરઘી
**કૂકડીકૂક** અ૦ સંતાકૂકડીની રમતમાં કરાતો કૂકડીકૂક એવો અવાજ
**કૂકડે(–રે)કૂક** ન૦ કૂકડાના બોલવાનો અનુકરણ-શબ્દ
**કૂકડો** પું૦ મરઘો

**કૂકર** પું૦ કૂતરો (૨) રાંધવાનો એક સંચો

**કૂકરી** સ્ત્રી૦ નાનો કૂકો; રમવાની કાંકરી (૨) હળમાં મારેલી ફાચર (૩) ગુરખાઓનું એક શસ્ત્ર

**કૂકરેકૂક** ન૦ કૂકડેકૂક

**કૂકરો** પું૦ હેડિયો

**કૂકવા** પું૦ બ૦ વ૦ + આનાકાનીના અવાજો

**કૂકવો** પું૦ મરનારને નામે પુરુષો શિષ્ટાચાર ખાતર રડે તે

**કૂકી** સ્ત્રી૦ નાનો કૂકો

**કૂકો** પું૦ ઠીકરીનો ગોળ કકડો (૨) પથ્થરનો ગોળ કાંકરો

**કૂખ** સ્ત્રી૦ પેટનું પડખું (૨) પેટ (૩) ગર્ભ-સ્થાન

**કૂગલો** પું૦ + કોગળો

**કૂચ** સ્ત્રી૦ રવાના થવું—મુકામ ઉપાડી ચાલતાં જવું તે (૨) લશ્કરી ઢબની ચાલ (૩) છૂપી વાત; રહસ્ય (૪) પું૦ કુંજો; ભોટવો

**કૂચડી** સ્ત્રી૦ નાનો કૂચડો; જાડા વાળની પીંછી

**કૂચડો** પું૦ વાસણને અંદરથી માંજવાનો એક છેડેથી કચરેલો લાકડાનો કકડો (૨) ધોળવા માટે બનાવેલો ભીંડી કે મુંજના રેસાનો જૂડો-સાવરણો (૩) વણાટમાં પવાયત વખતે વપરાતું એક સાધન (૪) કુંજો; ભોટવો

**કૂચહ** પું૦ મહેલ્લો; ગલી

**કૂચી** સ્ત્રી૦ કૂચડી

**કૂચો** પું૦ કચરાવાથી અથવા ચવાવાથી જેનો રેસેરેસા જુદા થઈ ગયા હોય એવી વસ્તુ (૨) કૂચડો (૩) પ્રવાહીની નીચે ઠરેલો કચરો અથવા અગ્નિએ ગળેલી કૂચા જેવી વસ્તુ (૪) [લા.] વારંવાર કહેવાયેલી–સત્ત્વહીન થઈ ગયેલી વાત (૫) નિંદા (૬) પૂરી સમજી—વિચારી લીધેલી વસ્તુ (૭) કૂચહ; ગલી

**કૂચાપાણી** વિ૦ કૂચા અને પાણી જેવું; એકરસ નહિ થયેલું એવું (૨) ન૦ બ૦ વ૦ કૂચા અને પાણી (૩) સત્ત્વહીન વસ્તુઓ

**કૂજડો** પું૦ માટીનાં વાસણ વેચનારો

**કૂજન** ન૦ કૂજવું તે

**કૂજવું** અ૦ ક્રિ૦ મધુર શબ્દ કરવો; મધુર ગાવું

**કૂજિત** ન૦ કૂજન

**કૂજો** પું૦ ભોટવો; ચંબુ

**કૂટ** વિ૦ ન સમજાય કે ન વંચાય એવું (૨) ભેદ અથવા ગૂંચવણભર્યું (૩) જૂઠું; કૂડભર્યું (૪) પું૦; ન૦ કૂડ; ઠગાઈ; છેતરપિંડી (૫) પર્વતની ટોચ; શિખર (૬) ઢગલો (૭) ન સમજાય એવું જે કાંઈ હોય તે (રહસ્ય, કોયડો ઇત્યાદિ) (૮) સ્ત્રી૦ કડાકૂટ (૯) ભંગાર

**કૂટણખાનું** ન૦ વેશ્યાગૃહ

**કૂટણાં** ન૦ બ૦ વ૦ કૂટતી વખતે બોલવાના બોલ; રાજિયા (૨) માથાઝીક; કડાકૂટ

**કૂટણી** સ્ત્રી૦ અનીતિનાં કામમાં દલાલું કરનાર —કૂટણખાનું ચલાવનાર સ્ત્રી; ભડવણ

**કૂટણું** ન૦ મરણ પાછળ કૂટવું તે (૨) તેવો પ્રસંગ (૩) ભડવાઈ

**કૂટણો** પું૦ કૂટણીનું કામ કરનાર પુરુષ; ભડવો

**કૂટપ્રશ્ન** પું૦ ન સમજાય એવો મુશ્કેલ પ્રશ્ન; કોયડો (૨) [ગ.] 'પ્રૉબ્લેમ'

**કૂટલિપિ** સ્ત્રી૦ ન વંચાય—ન સમજાય એવી લિપિ

**કૂટવું** સ૦ ક્રિ૦ મારવું; ઠોકવું (૨) ખાંડવું (૩) મૂએલાની પાછળ છાતી પીટવી

**કૂટસમીકરણ** ન૦ 'ઇન્ડીટરમિનેટ ઇક્વેશન'

**કૂટસ્થ** વિ૦ ટોચ પર—ઊંચામાં ઊંચા સ્થળે ઊભેલું (૨) શ્રેષ્ઠ (૩) સર્વકાળે એક રૂપે રહેનારું; અચળ (૪) પું૦ પરમાત્મા

**કૂટાકૂટ** સ્ત્રી૦ ઠોકાઠોક (૨) છાતીની પીટાપીટ; ખૂબ કૂટવું તે

**કૂટિયું** ન૦ માર; ઠોક (૩) બાજરીને ખાંડીને બનાવેલું ભોજન

**કૂટો** પું૦ કચરાયેલું—ખંડાયેલું હોય તે; ભંગાર; ભૂકો (૨) માર; ઠોક

**કૂડ** ન૦ કપટ; ઠગાઈ; લુચ્ચાઈ (૨) વાંધો; વચકો

**કૂડકપટ** ન૦ દગોફટકો; છળપ્રપંચ

**કૂડવું*** અ૦ ક્રિ૦

**કૂડાંપાડુ** વિ૦ વાંધાવચકા પાડનારું

**કૂડિયું** વિ૦ કૂડકપટવાળું

**કૂડું** વિ૦ કૂડવાળું; કપટી (૨) વાંકું (૩) ન૦ વાંધો વચકો (ખાસ કરીને દેવીને કે માતાને પડે તે)

**કૂણપ** સ્ત્રી૦ કૂણાશ

**કૂણાશ** સ્ત્રી૦ કૂણાપણું

**કૂણું** વિ૦ કૂણું; કુમળું
**કૂતરી** સ્ત્રી૦ કૂતરાની માદા (૨) એક વનસ્પતિ (૩) એની ચમરી (સ્પર્શથી અથવા ઉપર ફેંકવાથી તે કપડાંને ચોટી જાય છે.)
**કૂતરું** ન૦
**કૂતરાનો કાન** પું૦ જુઓ કૂતરાની ટોપી
**કૂતરાની ટોપી** સ્ત્રી૦ ઉકરડા અથવા ભીની જગામાં થતી એક છત્રાકાર વનસ્પતિ; શિલીંધ્ર
**કૂતરો** પું૦ કૂતરાનો નર
**કૂથો** પું૦ ગરબડગોટો; ગૂંચવાડો (૨) કડાકૂટ (૩) કૂચો (૪) કુથલી; નિંદા
**કૂદકો** પું૦ ઠેકડો; છલંગ
**કૂદવું** અ૦ ક્રિ૦ છલંગ મારવી; ઠેકડો મારવો (૨) [લા.] ગજા ઉપરવટનો ભપકો—ખર્ચ કરવો
**કૂદાકૂદ** સ્ત્રી૦ વારંવાર કૂદવું તે (૨) [લા.] વલવલાટ (૩) હદથી જ્યાદે ખર્ચ કરવું તે
**કૂન** વિ૦ નવ (વેપારીનો સંકેત)
**કૂપ** પું૦ કૂવો
**કૂપમંડૂક** પું૦ કૂવામાંનો દેડકો (૨) [લા.] ખૂબ સંકુચિત દૃષ્ટિવાળો આદમી
**કૂપી** સ્ત્રી૦ નાનો કૂપો
**કૂપો** પું૦ ફૂલેલા પેટનું અને સાંકડા મોંનું ચામડાનું પાત્ર; કુલ્લું (૨) એ ઘાટનો કાચનો શીશો
**કૂબડું** વિ૦ કદરૂપું
**કૂબાવાળી** સ્ત્રી૦ કૂબો (વનસ્પતિ) વેચનારી સ્ત્રી (૨) કૂબાથી જમીન ટીપનારી સ્ત્રી
**કૂબો** પું૦ એક વનસ્પતિ (૨) પક્ષીએ બાંધેલો માળો (૩) ઘુમ્મટવાળું ઘાસનું ઝૂંપડું (૪) કોબા—કાંકરેટવાળી જમીન; રથ્થડ (૫) તે ટીપવાનું લાકડાના કે લોઢાના વજનદાર ટચકામાં ઊભી લાકડી ખોસી બનાવેલું સાધન
**કૂમચી** સ્ત્રી૦ (કા.) ચાબુક
**કૂર** પું૦ ભાત; રાંધેલા ચોખા
**કૂરિયો** પું૦ જુવારને મોટીમોટી ભરડીને બનાવેલું ભોજન (૨) જુવારનો પોંક; (૩) જુવારના ડોઠા (૪) ચોખા
**કૂર્ચ** પું૦ માથું (૨) દાઢી (૩) કૂચડો; પીંછી
**કૂર્મ** પું૦ કાચબો
**કૂર્માવતાર** પું૦ કાચબારૂપ વિષ્ણુનો એક અવતાર
**કૂલ** પું૦ કિનારો
**કૂલી** પું૦ મજૂર
**કૂલો** પું૦ ધગડો
**કૂવાથંભ** પું૦ વહાણના વચલા સઢનો થાંભલો
**કૂવો** પું૦ જમીનમાંથી પાણી કાઢવા માટે ખોદેલો ખાડો (૨) કૂવાથંભ
**કૂષ્માંડ** ન૦ કોળું
**કૂંખ** ન૦ કૂખ (૨) ગર્ભાશય (૩) ફણગો; પીલો
**કૂંચલી** સ્ત્રી૦ ઓચલો
**કૂંચી** સ્ત્રી૦ ચાવી (૨) [લા.] ઉપાય (૨) રહસ્ય જાણવાનું સાધન
**કૂંજડી** સ્ત્રી૦ એક પક્ષી; કુંજડી
**કૂંજડું** ન૦ એક પક્ષી; કુંજડું
**કૂંજડો** પું૦ જુઓ કુંજડો
**કૂંજરાવું** અ૦ ક્રિ૦ જુઓ કુંજરાવું
**કૂંઝડો** પું૦ ચડેલા મોંનો—ગુસ્સે થયેલો આદમી (૨) ખારીલો આદમી
**કૂંડલી(-ળી)** સ્ત્રી૦ જુઓ કુંડલી
**કૂંડળિયો** પું૦ એક છંદ; કુંડળિયો
**કૂંડળી** સ્ત્રી૦ જુઓ કૂંડલી
**કૂંડાળું** ન૦ વર્તુલ; ગોળ આકૃતિ
**કૂંડી** સ્ત્રી૦ કુંડ જેવો નાનો ખાડો (૨) પહોળા મોંનું નાના કુંડ જેવું વાસણ (૩) નાનો હવાડો (૪) વીસની સંખ્યાનો સંકેત (૫) ગળી
**કૂંડીદા** પું૦ ભમરડાની એક રમત
**કૂંડું** ન૦ કુંડ જેવું પહોળામોંનું નાનુંમોટું શકોરું (૨) ફૂલઝાડ વાવવાનું એવું પાત્ર (૩) કૂંડાળું
**કૂંઢું** વિ૦ ગૂંછળા જેવા વળાંકવાળું (શીંગડું)
**કૂંણું** વિ૦ કૂણું; કૂંળું
**કૂંદલી** સ્ત્રી૦ સાંબેલાને છેડે લગાડેલું ગોળ લોઢું
**કૂંદવું** સ૦ ક્રિ૦ કુંદી કરવી (૨) કુંદનથી જડવું (૩) ન૦ ઘાસની ગંજી; કૂંદવો
**કૂંદ(-ધ)વો** પું૦ લાકડાનો ઢગલો (૨) ઘાસની ગંજી
**કૂંપળ** સ્ત્રી૦ કુમળું-નવું ફૂટતું પાંદડું
**કૂંપળો** પું૦ કૂંળો ફણગો—પીલો
**કૂંપી** સ્ત્રી૦ જુઓ કૂપી
**કૂંપો** પું૦ જુઓ કૂપો

**કુંભિયો** પું૦ કુંભિયો
**કુંભી** સ્ત્રી૦ જુઓ કુંભી
**કુંભું** ન૦ લગભગ એકર જેટલું જમીનનું માપ
**કુંવળ** ન૦ ઘઉંનું પરાળ
**કુંવાડિયો** ન૦ એક વનસ્પતિ
**કુંળું** વિ૦ કુમળું
**કૃચ્છ્ર** વિ૦ કષ્ટ પડે એવું (૨) પું૦ કષ્ટ (૩) પ્રાયશ્ચિત્ત; વ્રત
**કૃચ્છ્ર ચાંદ્રાયણ** ન૦ ઘણા કષ્ટે થાય એવું એક પ્રાયશ્ચિત્ત—વ્રત
**કૃત** વિ૦ કરેલું; બનાવેલું (૨) પું૦ કૃતયુગ (૩) ન૦ કર્મફળ (૪) ચારની સંખ્યા
**કૃતક** વિ૦ કૃત્રિમ
**કૃતકાર્ય** વિ૦ કૃતકૃત્ય
**કૃતકૃત્ય** વિ૦ પોતાનું કાર્ય પૂરું કર્યું હોય—પોતાની ફરજ બજાવી ચૂક્યું હોય એવું (૨) તેના સંતોષવાળું
**કૃતઘ્ન(-ઘ્ની)** વિ૦ કરેલો ઉપકાર ભૂલી જાય એવું; નિમકહરામ
**કૃતઘ્નતા** સ્ત્રી૦
**કૃતજ્ઞ(-જ્ઞી)** વિ૦ કરેલા ઉપકારની કદર કરનારું; નિમકહલાલ
**કૃતજ્ઞતા** સ્ત્રી૦
**કૃતનિશ્ચય** વિ૦ નિશ્ચય કરી બેઠેલું
**કૃતયુગ** પું૦ સત્યયુગ
**કૃતાપરાધ** વિ૦ ગુનેગાર
**કૃતાર્થ(-ર્થી)** વિ૦ કૃતકૃત્ય
**કૃતાર્થતા** સ્ત્રી૦
**કૃતાંજલિ** વિ૦ હાથ જોડી અંજલિ કરેલી હોય એવું
**કૃતાંત** પું૦ યમ (૨) કાળ; મૃત્યુ
**કૃતિ** સ્ત્રી૦ કાર્ય; કામ (૨) રચના; સર્જન (૩) આચરણ; કરણી
**કૃતિસંગ્રહ** પું૦ લખાણોનો સંગ્રહ
**કૃતી** વિ૦ કૃતકૃત્ય (૨) ભાગ્યશાળી (૩) પ્રવીણ; કુશળ (૪) વિદ્વાન (૫) ધાર્મિક; ધર્મને અનુસરનારું
**કૃત્તિકા** સ્ત્રી૦ ત્રીજું નક્ષત્ર
**કૃત્ય** ન૦ કાર્ય; કામ (૨) આચરણ (૩) કરેલો સિદ્ધાંત
**કૃત્યા** સ્ત્રી૦ મેલી દેવી; મેલડી (૨) ડાકણ; વંતરી; ચૂડેલ (૩) જાદુ કરનારી સ્ત્રી (૪) કર્કશા; શંખણી
**કૃત્રિમ** વિ૦ બનાવટી
**કૃત્રિમતા** સ્ત્રી૦
**કૃત્રિમપણું** ન૦
**કૃત્સ્ન** વિ૦ બધું; આખું
**કૃદંત** પું૦; ન૦ ધાતુને કાળ કે અર્થવાચક પ્રત્યય લાગવાથી બનતું અપૂર્ણ અર્થવાચક રૂપ
**કૃપ** પું૦ (સં.) દ્રોણનો સાળો (દ્રોણની પેઠે તેણે પણ પાંડવકૌરવોને અસ્ત્રવિદ્યા શીખવી હતી.)
**કૃપણ** વિ૦ કંજૂસ
**કૃપણતા** સ્ત્રી૦
**કૃપા** સ્ત્રી૦ મહેરબાની (૨) દયા
**કૃપાણ** પું૦ તરવાર; ખડ્ગ
**કૃપાદૃષ્ટિ** સ્ત્રી૦ કૃપાની દૃષ્ટિ; રહેમનજર
**કૃપાનાથ** પું૦ કૃપા કરવી જેના હાથની વાત છે એ
**કૃપાનિધાન** ન૦ કૃપાનું નિધાન તે; કૃપાનિધિ
**કૃપાનિધિ** પું૦ કૃપાનો નિધિ—ભંડાર તે
**કૃપાપાત્ર** વિ૦ કૃપાને યોગ્ય (૨) ન૦ કૃપાને યોગ્ય હોય તે
**કૃપાવંત** વિ૦ કૃપાળુ
**કૃપાવાન** વિ૦ કૃપાવંત
**કૃપાસિંધુ** પું૦ કૃપાનો સિંધુ-સાગર તે
**કૃપાળ(-ળુ)** વિ૦ કૃપાવાળું; કૃપાથી ભરેલું
**કૃમિ** પું૦ કીડો (૨) પેટમાંનો એક જીવ; કરમિયો
**કૃમિઘ્ન** વિ૦ કૃમિનો નાશ કરે એવું
**કૃશ** વિ૦ દુર્બળ; સૂકું (૨) પાતળું; નાજુક
**કૃશતા** સ્ત્રી૦
**કૃશ(-સ)ર** પું૦ દૂધ, તલ અને ભાતની એક વાની (૨) ખીચડી
**કૃશાંગ** વિ૦ કૃશ અંગ-શરીરવાળું
**કૃશાંગી** વિ૦ સ્ત્રી૦ કૃશ—નાજુક શરીરવાળી
**કૃષિ** સ્ત્રી૦ ખેતી
**કૃષિકર્મ** ન૦ ખેતીનું કામ
**કૃષિકાર** ન૦ ખેડૂત
**કૃષિદાસ** પું૦ ખેતીને અંગે રાખેલો ગુલામ; 'સર્ફ'

**કૃષિશાસ્ત્ર** ન૦ ખેતીને અંગેની જાણકારી; 'સાયન્સ'
**કૃષિયંત્ર** ન૦ ખેતીનું યંત્ર (હળ ઇત્યાદિ)
**કૃષીવલ** પું૦ ખેડૂત
**કૃષ્ટ** વિ૦ તાણેલું; ખેંચેલું; ખેંચી કાઢેલું (૨) આકર્ષેલું (૩) ખેડેલું
**કૃષ્ણ** વિ૦ શ્યામ; કાળું (૨) પું૦ (સં.) વિષ્ણુનો આઠમો અવતાર
**કૃષ્ણપક્ષ** પું૦; ન૦ અંધારિયું
**કૃષ્ણપક્ષી** સ્ત્રી૦ એક પક્ષી
**કૃષ્ણમંડલ(-ળ)** ન૦ આંખની કીકીની આજુબાજુનો વર્તુલાકાર કાળો ભાગ
**કૃષ્ણમુખ** વિ૦ શ્યામ મુખવાળું
**કૃષ્ણલવણ** ન૦ એક ક્ષાર; સંચળ
**કૃષ્ણવલ્લી** સ્ત્રી૦ કાળી તુલસી
**કૃષ્ણશૃંગી** સ્ત્રી૦ કાળા શીંગવાળી તે—ભેંસ
**કૃષ્ણસાર** પું૦ કાળિયાર; મૃગ
**કૃષ્ણા** સ્ત્રી૦ (સં.) દ્રૌપદી (૨) દક્ષિણ હિંદની એક નદી
**કૃષ્ણાગુરુ** ન૦ કાળું અગરુ
**કૃષ્ણાગાર** ન૦ કૃષ્ણાગુરુ
**કૃષ્ણાજિન** ન૦ કાળિયારનું ચામડું
**કૃષ્ણાર્પણ** ન૦ કૃષ્ણ ભગવાનને અર્પણ કરવું તે
**કૃષ્ણાવતાર** પું૦ વિષ્ણુનો આઠમો અવતાર
**કૃષ્ણાષ્ટમી** સ્ત્રી૦ કૃષ્ણની જન્મતિથિ; શ્રાવણ વદ ૮
**કૃષ્ણી** સ્ત્રી૦ અંધારી રાત
**કૃસર** પું૦ જુઓ કૃશર
**કે** અ૦ બે વાક્યને કે શબ્દને જોડનાર અવ્યય; અથવા; એટલે (૨) [વાક્યને છેડે આવતું] પ્રશ્નાર્થ અવ્યય
**કેકય** પું૦(સં.) એક પ્રાચીન દેશ (૨) તે દેશનો રાજા; કૈકેયીનો બાપ
**કેકર** વિ૦ બાડું
**કેકા** સ્ત્રી૦ મોરની વાણી
**કેકાણ** પું૦ ઘોડો (૨) ઘોડાટ
**કેકારવ** પું૦ કેકાનો અવાજ; ટહુકાર
**કેકાવલ(-ળ)** પું૦ મોર
**કેકાવલિ(-લી)** સ્ત્રી૦ મોરના ટહુકારની હાર—પરંપરા
**કેકિન્** પું૦ કેકી
**કેકી** પું૦ કેકા કરનાર તે—મોર; મયૂર
**કેટલા(ક્એ)ક** વિ૦ પું૦ બ૦ વ૦ અમુક અનિશ્ચિત સંખ્યા બતાવવા વપરાતો શબ્દ
**કેટલાં(ક્એ)ક** વિ૦ ન૦ બ૦ વ૦ કેટલાકનું નપુંસક લિંગ
**કેટલું** વિ૦ સંખ્યા અથવા માપ પૂછતાં વપરાતો શબ્દ
**કેડ** સ્ત્રી૦ શરીરનો મધ્ય ભાગ; કમર
**કેડભાંગલું** વિ૦ કેડમાંથી ભાંગી ગયેલું-વળી ગયેલું; ટટાર ન રહી શકે તેવું (૨) સુસ્ત; આળસુ
**કેડવા** વિ૦ કેડ સુધી આવે એવું (૨) અ૦ કેડ સુધી (૩) પું૦ એક રોગ; કેડનો વા
**કેડવો** પું૦ વંશ; કુળ
**કેડિયું** ન૦ કેડ સુધી આવે એવું બદન; બંડી
**કેડી** સ્ત્રી૦ સાંકડો પગરસ્તો
**કેડે** અ૦ પૂંઠે; પાછળ
**કેડો** પું૦ પગરસ્તો (૨) પીછો; પૂંઠ (૩) છેડો; અંત (૪) સતામણી
**કેણીગમ** અ૦ કઈ બાજુ? કેણીમગ?
**કેણીમગ(-ગા)** અ૦ કેણીગમ? કઈ બાજુ?
**કેતક** પું૦ એક વનસ્પતિ; કેવડો (૨) અંબોડા પર ખોસવાનું એક ઘરેણું
**કેતકી** સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) એ ઝાડનું પાન
**કેતન** ન૦ ચિહ્ન (૨) ધ્વજ (૩) ઘર; નિવાસસ્થાન
**કેતુ** પું૦ એક ગ્રહ; ધૂમકેતુ (૨) ધ્વજ; નિશાન
**કેતુદંડ** પું૦ ધ્વજનો દાંડો
**કેતુમાળ** પું૦ નવ ખંડોમાંનો એક; જંબુદ્વીપનો પશ્ચિમ ભાગ (૨) એક છંદ
**કેતુમુખ** ન૦ ધૂમકેતુનું મોં
**કેત્તું** વિ૦ + કેટલું
**કેથાં(-થે)** અ૦ [સુરત તરફ] ક્યાં (૨) કોઈ પણ જગાએ (૩) ક્યાંક; કોક જગાએ
**કેદ** વિ૦ સ્ત્રી૦ બંધનયુક્ત સ્થિતિ
**કેદખાનું** ન૦ જેલ; કારાગાર; તુરંગ
**કેદાર(-રો)** પું૦ એક રાગ
**કેદી** વિ૦ કેદમાં પડેલું (૨) કેદ કરેલું (૩) પું૦ કેદ કરેલો માણસ; બંદીવાન
**કેનું** વિ૦ કોનું?
**કેફ** પું૦; સ્ત્રી૦ નશો; ખુમારી; ઘેન

**કેફિયત** સ્ત્રી૰ અધિકારી આગળ રજૂ કરેલું વિગતવાર વર્ણન
**કેફી** વિ૰ કેફવાળું
**કેબિન** સ્ત્રી૰ ઝૂંપડી (૨) નાની ઓરડી (૩) વહાણ પરની સૂવાબેસવાની ઓરડી
**કેમ** અ૰ શાથી ? (૨) કેવી રીતે ?
**કેમકે(-જે)** અ૰ કારણકે
**કેમરે** અ૰ (ધમકાવવા માટે) કેમ અલ્યા ?
**કેમેરા** પું૰ ફોટો પાડવાનું યંત્ર
**કેયૂર** ન૰ બાજુબંધ; બેરખો
**કેર** પું૰ મહા નાશ-જુલમ; ગજબ
**કેરખી** સ્ત્રી૰ કાંગરી (૨) સોનાની ગોળ ટીપકીઓની હાર
**કેરડી** સ્ત્રી૰ એક વનસ્પતિ; કેરડો
**કેરડું** ન૰ કેરડાનું ફળ; કેરું
**કેરડો** પું૰ કેરાંનું ઝાડ
**કેરબો** પું૰ એક નાચ (૨) એમાં ગવાતું ગાયન (૨) એનો રાગ
**કેરલ(-ળ)** પું૰ (સં.) હિંદુસ્તાનનો દક્ષિણમાં આવેલો એક પ્રાંત (હાલનો મલબાર)
**કેરી** સ્ત્રી૰ આંબાનું ફળ
**કેરીગાળો** પું૰ કેરીની મોસમ
**કેરું** ન૰ કેરડાનું ફળ (૨) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય;-નું
**કેરૂલ** ન૰ એક પક્ષી
**કેલ** વિ૰ એક (વેપારીનો સંકેત) (૨) પું૰ કેળવેલો ચૂનો; છોનો કોલ
**કેલપડી** વિ૰ અગિયાર (વેપારીનો સંકેત)
**કેલિ(-લી)** સ્ત્રી૰ ક્રીડા; રમત (૨) રતિક્રીડા; મૈથુન
**કેવડિયું** વિ૰ કેવડામાં રાખેલું; કેવડાની સુગંધીવાળું
**કેવડું** વિ૰ કેટલા માપનું ? (૨) કેટલું મોટું ? કેટલી ઉમ્મરનું ?
**કેવડો** પું૰ એક ઝાડ (૨) એનો ડોડો
**કેવરી** સ્ત્રી૰ એક પક્ષી
**કેવલ(-ળ)** વિ૰ શુદ્ધ; નિર્ભેળ (૨) માત્ર; ફક્ત (૩) એકમાત્ર (૪) અ૰ સાવ; છેક
**કેવલજ્ઞાન** ન૰ ભ્રાંતિશૂન્ય વિશુદ્ધ જ્ઞાન
**કેવલધામ** ન૰ મુક્તિપદ
**કેવલવ્યતિરેકી** વિ૰ માત્ર વ્યતિરેકવ્યાપ્તિવાળું (સાધન કે અનુમાન) [ન્યા.]
**કેવલાદ્વૈત** ન૰ શંકરાચાર્યે સ્થાપેલો જીવ અને બ્રહ્મના અદ્વૈતનો સિદ્ધાંત
**કેવલાદ્વૈતવાદી** વિ૰ (૨) પું૰ કેવલાદ્વૈતમાં માનનાર
**કેવલાન્વયી** વિ૰ માત્ર અન્વયવ્યાપ્તિવાળું (સાધન કે અનુમાન) [ન્યા.]
**કેવલી** વિ૰ કેવલાદ્વૈતમાં માનનારું (૨) [જૈન] કેવલજ્ઞાન જેને પ્રાપ્ત થયું હોય તે (૩) સ્ત્રી૰ ચેતન અને અચેતનની એકતાનો સિદ્ધાંત
**કેવળ** વિ૰ (૨) અ૰ જુઓ કેવલ
**કેવળપણું** ન૰ કૈવલ્ય
**કેવળપ્રયોગી** વિ૰ કેવળ ઉદ્ગાર દર્શાવતો (અવ્યય)
**કેવળી** વિ૰ જુઓ કેવલી
**કેવારે** અ૰ ક્યારે ?
**કેવાળ*** સ્ત્રી૰
**કેવું** વિ૰ કયા પ્રકારનું ?
**કેશ** પું૰ બ૰ વ૰ વાળ
**કેશકલાપ** પું૰ કેશનો કલાપ-સમૂહ (૨) અંબોડો; વેણી
**કેશનલિકા** સ્ત્રી૰ વાળ જેવી પાતળી નળી (લોહીનું વહન કરનારી) 'કેપિલરી'
**કેશપાશ** પું૰ વેણી; ચોટલો
**કેશભાર** પું૰ અંબોડો; ચોટલો
**કેશરંધ્ર** ન૰ વાળનું છિદ્ર
**કેશરાજ** પું૰ એક પક્ષી
**કેશ(-સ)ર** ન૰ જુઓ કેસર
**કેશ(-સ)રી** પું૰ સિંહ
**કેશલુંચન** ન૰ વાળ ખૂંટી કાઢવા તે
**કેશવ** પું૰(સં.) કૃષ્ણ
**કેશવાહિની** સ્ત્રી૰ કેશનલિકા
**કેશવાળી** સ્ત્રી૰ સિંહ અથવા ઘોડાની ગરદન ઉપરના વાળ
**કેશાકર્ષણ** ન૰ કેશવાહિનીમાંનું [પ્રવાહી પદાર્થનું] આકર્ષણ—ખેંચાણ
**કેશાકેશિ** અ૰ સામસામી વાળની ખેંચાખેંચી કરીને

**કેશાળ** વિ૦ કેશવાળું
**કેશિની** સ્ત્રી૦ એક વનસ્પતિ; જટામાંસી (૨) સુંદર લાંબા કેશવાળી સ્ત્રી (૩) [સં.] દુર્ગા
**કેશી** પું૦ સિંહ (૨) ઘોડો (૩) [સં.] કૃષ્ણે સંહારેલો એક રાક્ષસ
**કેસ** પું૦ મુકદ્દમો (૨) દરદી વિષેની હકીકતનો દવાખાનામાંનો કાગળ
**કેસર** ન૦ એક વનસ્પતિ (૨) તેના ફૂલની અંદરના વચ્ચે ઊગતા સુગંધીદાર રેસા—તંતુ (૪) હરકોઈ ફૂલની અંદર થતો તંતુ (૪) સ્ત્રી૦ યાળ
**કેસરપચ્ચુ** વિ૦ સહેજમાં વચકાઈ–રિસાઈ જાય એવું (૨) વેતા વિનાનું; ગાંડિયું (૨) ભટકતું (૪) પું૦ રિસાળ માણસ (૪) મદ્રાસ તરફનો ભટકતો અને અનેક ચાળા કરી ભીખ માગતો બ્રાહ્મણ
**કેસરિયાં** ન૦ બ૦ વ૦ કેસરી વાઘા પહેરીને યા તો છેલ્લો કસૂંબો પીને મરણિયા થઈને લડવું તે
**કેસરિયું** વિ૦ કેસરી રંગનું; પીળું (૨) રંગીલું; ઉમંગી; આનંદી (૩) ન૦ સ્ત્રીઓને પહેરવાનું કેસરી રંગનું વસ્ત્ર
**કેસરી** વિ૦ કેસરના રંગનું; પીળું (૨) પું૦ સિંહ; કેશરી
**કેસુવાઈ** ન૦ બ૦ વ૦ કેસૂડાં
**કેસૂ,ડાં** ન૦ બ૦ વ૦ કેસરી રંગનાં એક જાતનાં ફૂલ; ખાખરાનાં ફૂલ
**કેસૂડી** સ્ત્રી૦ ખાખરો
**કેસૂડો** પું૦ ખાખરો
**કેહ** વિ૦ (૨) સ૦ (પ.) કોણ ?
**કેળ** સ્ત્રી૦ જેને કેળાં બેસે તે ઝાડ
**કેળડો(–દા)ડો** પું૦ કેળનાં ફૂલનો ડોડો
**કેળવણી** સ્ત્રી૦ કેળવવું તે (૨) વ્યવસ્થિત ઉછેર, ખિલવણી અને શિક્ષણ (૩) શિક્ષણ; તાલીમ (૪) ભણતર; વિદ્યા
**કેળવણીકાર** પું૦ કેળવણીના–સિદ્ધાંતોનો જાણકાર અથવા તેનો અમલ કરનાર પુરુષ
**કેળવવું** સ૦ ક્રિ૦ વ્યવસ્થિત રીતે ખીલવવું, ઉછેરવું–સુધારવું—શિક્ષણ આપવું (૨) [ કણક–લોટ ] પાણી નાખી, ગૂંદીને તૈયાર કરવું; બાંધવું (૩) [ કાચા ચામડાને ] પકવી નરમ અને સફાઈદાર બનાવવું (૪) પલોટવું
**કેળસોપારી** સ્ત્રી૦; ન૦ ઊંચી જાતની એક સોપારી
**કેળિયું** ન૦ કેલ—કેળવેલો ચૂનો ભરવાનું ઊચકી જવાનું લોઢાનું વાસણ; તગારું (૨) કાનનું એક ઘરેણું
**કેળું** ન૦ કેળનું ફળ
**કેંચી** સ્ત્રી૦ કાતર (૨) છાપરાના આધારરૂપ એક ત્રિકોણાકાર ચોકઠું
**કેંદ્ર** ન૦ મધ્યબિંદુ (૨) મધ્ય—મુખ્ય સ્થાન (૩) [જ્યો.] ઇષ્ટ લગ્નથી ગ્રહનું પહેલું, ચોથું, અને દશમું સ્થાન
**કેંદ્રગામી** વિ૦ કેંદ્ર તરફ જતું 'સેન્ટ્રિપેટલ'
**કેંદ્રત્યાગી** વિ૦ કેંદ્રમાંથી વિખેરાતું 'સેન્ટ્રિફ્યૂગલ'
**કેંદ્રભ્રષ્ટ** વિ૦ કેન્દ્રમાંથી ભ્રષ્ટ થયેલું
**કેંદ્રવર્તી** વિ૦ કેંદ્રમાં રહેતું–રહેલું
**કેંદ્રસ્ખલિત** વિ૦ કેંદ્રભ્રષ્ટ
**કેંદ્રસ્થ** વિ૦ કેંદ્રવર્તી
**કેંદ્રસ્થાન** ન૦ કેંદ્રરૂપ સ્થાન; મધ્ય–મુખ્ય સ્થાન
**કેંદ્રાનુસારી** વિ૦ કેંદ્રને અનુસરનારું; કેંદ્રગામી
**કેંદ્રાપગામી** વિ૦ જુઓ કેંદ્રત્યાગી
**કેંદ્રાભિમુખ** વિ૦ કેંદ્ર તરફ મુખ છે જેનું એવું
**કેંદ્રિત** વિ૦ કેંદ્રમાં સ્થિત કરેલું
**કેંદ્રીકરણ** ન૦ કેંદ્રિત કરવું તે
**કૈક** વિ૦ કેટલુંયે; અનેક
**કૈક(–કે)યી** સ્ત્રી૦ (સં.) દશરથની એક પત્ની; ભરત અને શત્રુઘ્નની મા
**કૈટભ** પું૦ (સં.) એક દૈત્ય, જેને વિષ્ણુએ માર્યો હતો.
**કૈતવ** ન૦ શરતમાં મૂકેલી વસ્તુ (૨) જુગાર (૩) જૂઠાણું (૪) છળકપટ; ઠગાઈ (૫) પું૦ જુગારી (૬) ધુતારો; ઠગ (૭) એક વનસ્પતિ; ધંતૂરો
**કૈથી** સ્ત્રી૦ એક વનસ્પતિ–કાંટાળી વેલ
**કૈરવ** ન૦ ધોળું કમળ; કુમુદ
**કૈરવિણી** સ્ત્રી૦ કુમુદિની
**કૈરવી** પું૦ ચંદ્રમા
**કૈલાસ** પું૦ હિમાલયનું એક શિખર (૨) શિવનું નિવાસસ્થાન

**કૈલાસનાથ** પું૦ કૈલાસનો નાથ—શિવ
**કૈલાસપતિ** પું૦ કૈલાસનો પતિ—શિવ
**કૈલાસવાસ** પું૦ કૈલાસમાં રહેવું તે (૨) મૃત્યુ
**કૈલાસવાસી** વિ૦ કૈલાસમાં વસનારું (૨) સદ્ગત; મૃત્યુ પામેલું
**કૈવર્ત** પું૦ માછી
**કૈવલ્ય** ન૦ કેવળસ્વરૂપ—બ્રહ્મસ્વરૂપ થવું તે (૨) નિર્લિપ્તપણું; મોક્ષ
**કૈશિક** વિ૦ કેશ—વાળ જેવું; વાળ જેવું ઝીણું
**કૈશિકભેદ** પું૦ છેક નાનો—નજીવો ભેદ
**કૈશિકી,૦વૃત્તિ** સ્ત્રી૦ જુઓ કૌશિકી
**કૈશોર** ન૦ કિશોરપણું
**કૈસરેહિંદ** પું૦ એક ઇલકાબ
**કો** વિ૦(૫.) કોઈ (૨) પું૦ હોલાના બોલવાનો અનુકરણશબ્દ
**કોઈ** વિ૦ અમુક-ફલાણું એમ નહિ પણ નામ પાડ્યા વગર જેને વિષે બોલાયું હોય એવું (૨) સ૦ એવી વ્યક્તિ
**કોઈ(૦એ)ક** વિ૦(૨)સ૦ અમુક—ચોક્કસ નહિ પણ ગમે તે એક
**કોઈતું** ન૦ સરપણનાં લાકડાં ચીરવાનું શસ્ત્ર
**કોઈતો** પું૦ નાળિયેરની છાલ ઉખેડવાનો મોટો છરો
**કોઈવાર** અ૦ કોઈ વખત
**કોક** વિ૦ (૨) સ૦ કોઈએક
**કોક** પું૦ હોલો (૨) દેડકો (૩) વરુ (૪) ચકવાક; સારસ (૫) પું૦ (સં.) વિષ્ણુ (૬) કોકશાસ્ત્ર નામનો ગ્રંથ બનાવનાર એક પંડિત (૭) ન૦ કોકશાસ્ત્ર
**કોકટી** વિ૦ રૂની એક જાત (૨) એની બનેલી (ખાદી)
**કોકડી** સ્ત્રી૦ નાનું કોકડું (૨) ચામડી વળી—ચડી જાય તે; કરચલી (૩) સૂકવેલું રાયણું
**કોકડું** ન૦ શંકુ આકારમાં એક અથવા બન્ને બાજુ વીંટાળેલા સૂતરનો કોઈ પણ જાતના તારનો દડો (૨) ચામડીનું વળી—ચડી જવું કે સંકોચાવું તે (૩) [લા.] ગૂંચવણ-ભર્યું કામકાજ—રચના
**કોકત્રી** ન૦ એક પક્ષી
**કોકનદ** ન૦ સોનું (૨) કમળ (૩) પોયણું
**કોકમ** ન૦ એક ખાટું ફળ
**કોકરલી** ન૦ એક પક્ષી
**કોકરવરણું** વિ૦ જરાતરા ઊનું; કોકરવાયું
**કોકરવાયું** વિ૦ કોકરવરણું
**કોકરવું** સ૦ ક્રિ૦ છેતરવું; ફોસલાવવું (૩) ન૦ કાનનું એક ઘરેણું
**કોકરું** ન૦ બકરીનું બચ્ચું
**કોકરૂઢાં** ન૦ એક વનસ્પતિ
**કોકલાલ** પું૦ ભડવો
**કોકલાલી** સ્ત્રી૦ ભડવાઈ
**કોકશાસ્ત્ર** ન૦ કોક નામના પંડિતે બનાવેલું કામશાસ્ત્ર
**કોકા** પું૦ બ૦ વ૦ સારાં ને કીમતી કપડાં—જામા (૨) સ્ત્રી૦ બોકી; ચુંબન
**કોકાવાયું*** વિ૦
**કોકિલ** પું૦ કોયલનો નર
**કોકિલા** સ્ત્રી૦ કોકિલની માદા; કોયલ
**કોકિલાવ્રત** ન૦ એક વ્રત
**કોકી** સ્ત્રી૦ દખણી પાઘડીની ટોચ (૨) ચલ્લી (રમકડું)
**કોકીલું** વિ૦ કોકરવાયું
**કોકીશું** ન૦ કામઠાનો છેડો—ગાળો, જેમાં પણછ ચડાવાય છે. (૨) કોસીસું; કિલ્લાની દીવાલમાંનું બાકું, જેમાં થઈને તીર, બંદૂક અથવા તોપના ગોળા ફેંકાય છે.
**કોકેન** ન૦ કોકા નામની વનસ્પતિમાંથી બનાવાતી એક ઔષધિ ( એ નશા ખાતર પણ અફીણની જેમ વપરાય છે.)
**કોકો** પું૦ નાળિયેરની જાતનું એક ઝાડ (૨) તેનું બીજ (૨) કોકાના બીજની ભૂકીનો ઉકાળો; એકપીણું (૩) ઝલવું
**કોગળિયું** ન૦ ઝાડા અને ઊલટીનો એક રોગ; કૉલેરા
**કોગળો** પું૦ મોં ભરાય એટલું પાણી—કોઈ પણ પ્રવાહી વસ્તુ
**કોચ** ન૦ કાણું (૨) પું૦ સુખાસન; સોફા (૩) છત્રપલંગ (૪) સુખાસનવાળી ચાર પૈડાની ગાડી
**કોચમૅન** પું૦ કોચ—ગાડી હાંકનારો
**કોચરાની સાલ** સ્ત્રી૦ ઘણા જૂના—જરીપુરાણા સમયની કોઈ સાલ—વર્ષ

**કોચરી** સ્ત્રી૦ સ્ત્રી (તિરસ્કારમાં)

**કોચરું** વિ૦ કોચાઈ ગયેલું કાણુંકાણું; છિદ્રવાળું (૨) જરીપુરાણું; ઘણું જૂનું

**કોચરો** પું૦ (સં.) ઇંદ્ર (તેને શરીરે શાપથી હજાર છિદ્ર હતાં તેથી)

**કોચલું** ન૦ કોટલું; કઠણ છોડું (ફળ, ઈંડાં વગેરે ઉપરનું)

**કોચવવું** સ૦ ક્રિ૦ દૂભવવું

**કોચવું** સ૦ ક્રિ૦ કાણું પાડવું; શારવું (૨) [લા.] (ઘરમાં) ખાતર પાડવું (૩) દિલ દુખવવું; સતાવવું

**કોચું** વિ૦ સુકાઈ સંકોચાઈ ગયેલું (૨) સત્ત્વહીન (૩) સડી ગયેલું

**કોજાગરી** સ્ત્રી૦ માણેકઠારી (પૂનમ)

**કોટ** પું૦ કિલ્લાની દીવાલ; રક્ષણ માટે ઊભી કરેલી ભીંત (૨) શત્રુ ન ભેદી શકે એવી વ્યૂહરચના (૩) વંડો (૪) કોટની અંદરનો ભાગ (૫) ડગલો (૬) એકદમ સાત હાથ કરી લેવા અને સામાને એકે ન કરવા દેવો તે (પાનાની રમતમાં) (૭) સ્ત્રી૦ ડોક; ગળું

**કોટડી** સ્ત્રી૦ ઓરડી

**કોટડું** ન૦ નાનું–પીંઢેરી ઘર (૨) દીવાલ

**કોટર** ન૦ ઝાડની બખોલ

**કોટરી** સ્ત્રી૦ એક પક્ષી

**કોટલું** ન૦ કઠણ છોડું; કોચલું (૨) [લા.] જેની અંદર કંઈ સાર ન હોય તેવી ચીજ

**કોટ(-ઠ)લો** પું૦ જુઓ કોઠલો

**કોટવાલ(-ળ)** પું૦ કોટનો–શહેરનો બંદોબસ્ત રાખનાર અમલદાર

**કોટવાલી(-ળી)** પું૦; સ્ત્રી૦ કોટવાળનું કામ

**કોટાકોટ** વિ૦ કરોડો (૨) અ૦ કોટેકોટે; કોટની ધારેધારે

**કોટાનકોટ** વિ૦ કરોડો

**કોટિ(-ટી)** સ્ત્રી૦ કરોડ; સો લાખની સંખ્યા (૨) આલિંગન (૩) કમાનનો છેડો (૪) તકરારના પ્રશ્નની એક બાજુ–પૂર્વપક્ષ (૫) વર્ગ; પ્રકાર (૬) ઊંચામાં ઊંચું બિંદુ; અંતિમતા (૭) [ગ.] કાટખૂણત્રિકોણની કર્ણ સિવાયની બાજુ (૮) 'ઍબ્સિસ્સા'

**કોટિ(-ટી)ક** વિ૦ કરોડો; અગણિત

**કોટિ(-ટી)કોણ** પું૦ પૂરો કાટખૂણો બનાવનાર પૂર્તિરૂપ ખૂણો

**કોટિ(-ટી)ચ્છેદક** પું૦ 'કોસેકન્ટ' (ગ.)

**કોટિ(-ટી)જ્યા** સ્ત્રી૦ 'કોસાઈન' (ગ.)

**કોટિ(-ટી)ધ્વજ** પું૦ કરોડપતિના ઘર પર ફરકતી ધજા (૨) કરોડાધિપતિ

**કોટિ(-ટી)પણું** ન૦

**કોટિયું** ન૦ હોડકું

**કોટિ(-ટી)સ્પર્શક** પું૦ કોટેન્જન્ટ (ગ.)

**કોટી** સ્ત્રી૦ જુઓ કોટિ

**કોટીલી** સ્ત્રી૦ કાળાં રંગેલાં કપડાં પર ઠોકવાનું છીપાનું એક બીબું

**કોટીલો** પું૦ પીંજવા માટે પીંજણની તાંત પર મારવાનું ઓજાર; ગોટીલો

**કોટું** ન૦ સામો છેતરાય ને આપણને ફાયદો થાય એવો પેંતરો–બાજી (૨) તકરારી–ખટપટનું વચ્ચે ઊભું કરેલું કામ (૩) પક્ષીનો માળો

**કોટયક્ષ** પું૦ જેને કરોડ આંખ છે તે—ઇંદ્ર

**કોટયવધિ** વિ૦ કરોડોથી ગણતરી થતું હોય એવું

**કોટયુત્ક્રમજ્યા** સ્ત્રી૦ 'કોવર્સ્ડ સાઈન' (ગ.)

**કોઠ** પું૦ એક જાતનો સાપ (૨) ન૦ એક ફળ; કોઠું

**કોઠક** ન૦ એક વનસ્પતિ

**કોઠલી** સ્ત્રી૦ નાની કોઠી (૨) નાનો કોઠલો

**કોઠલો** પું૦ માટીનો બનાવેલો પટારો (ખાવાની વસ્તુઓ મૂકવાનો) (૨) કોઠાર

**કોઠાદાવ** પું૦ એક જાતની રમત

**કોઠાર** પું૦ અનાજ ભરવાનો ઓરડો; ભોંયરું કે ચાર ભીંતોવાળી ચણેલી ઊંચી કોઠી (૨) ભંડાર; વખાર (૩) ખજાનો

**કોઠારિયું** ન૦ નાનો કોઠાર

**કોઠારી** પું૦ કોઠારનો ઉપરી

**કોઠાવિરામ** પું૦ જુદીજુદી પ્રકૃતિને જુદું જુદું ખાવાનું અનુકૂળ આવવું તે; શરીરની પ્રકૃતિની ભિન્નતા

**કોઠાયુદ્ધ** ન૦ કોઠામાંનું—ચકરાવામાંનું યુદ્ધ

**કોઠી** સ્ત્રી૦ માટીનો (કે ધાતુનો) ઊંચો નળો; વખાર (૨) વેપારની પેઢી—દુકાન (૩) થાણું (૪) કોઠીના આકારનું એક દારૂખાનું (૫) મેલું પાણી જવા માટે ભોંયમાં ઉતારેલી કોઠી (૬) જેને કોઠું થાય છે એ ઝાડ

**કોઠીમડી** સ્ત્રી૦ એક વનસ્પતિ—વેલો

**કોઠીમડું** ન૦ કોઠીમડીનું ફળ

**કોઠીંબડી** સ્ત્રી૦ કોઠમડી

**કોઠીંબડું** ન૦ કોઠીમડું

**કોડું** ન૦ કોઠીનું ફળ (૨) મોં; ધ્યાન (૩) કોડું; પ્રપંચનો પેંતરો (૪) પક્ષીનો માળો

**કોઠો** પું૦ પેટ (૨) શરીર; શરીરની અંદરનો કોઈ પણ કોષરૂપ ભાગ (૩) મન; અંતઃકરણ (૪) ખાનું. ઉદા૦ 'કોઠા પાડીને લખવું' (૫) ઘર; ખાનું (સોગઠાં ઇત્યાદિની બાજીનું) (૬) મોટી કોઠી; વખાર (૭) મોટો કૂવો (૮) કિલ્લાનો બુરજ (૯) સુધરાઈની મુખ્ય ઑફિસ; મહેસૂલ, વેરો ઇત્યાદિના નાણાં ભરવાની જગા (૧૦) રખડતાં ઢોર પૂરવાનો ડબો (૧૧) વ્યૂહરચના (૧૨) કોષ્ટક; આંકનો પાડો (૧૩) અંગરખાનો ગળાની આસપાસનો ભાગ

**કોડ** પું૦ મનોભાવ; અંતરની ઉમેદ

**કોડાણુ** ન૦ કરાડ

**કોડામણું** વિ૦ કોડવાળું; કોડીલું (૨) વરણાગિયું

**કોડિયું** ન૦ માટીનું નાનું શકોરું (૨) એ આકારનું દીવો કરવાનું પાત્ર

**કોડી** સ્ત્રી૦ એક જાતનાં દરિયાઈ જીવડાનું ઘર શંખલી (૩) એક હલકું ચલણ (૪) વીસની સંજ્ઞા

**કોડીલું** વિ૦ કોડવાળું

**કોડું** વિ૦ ઓડું; રીતભાત વગરનું (૨) ન૦ કોડી; શંખલી

**કોડો** પું૦ મોટી કોડી; શંખલો

**કોઢ** પું૦ ચામડીનો એક રોગ (૨) સ્ત્રી૦ ગમાણ; ઢોરને બાંધવાની જગા (૩) કારીગર લોકોને કામ કરવા બેસવાની જગા

**કોઢારું** ન૦ ઢોરને બાંધવાની જગા; કોઢ

**કોઢિયું** ન૦ ઢોરને બાંધવાની જગા; કોઢ

**કોઢિયું(-યેલ)** વિ૦ કોઢના રોગવાળું

**કોઢીલું** વિ૦ કોઢના રોગવાળું

**કોણ** વિ૦ (૨) સ૦ કયું (ઘણું કરીને માણસને માટે) (૩) પું૦ ખૂણો

**કોણમાત્ર** વિ૦ જેનો હિસાબ નહિ એવું

**કોણઆપક** વિ૦ ખૂણો આપનારું (૨) ન૦ એ માટેનું એક ઓજાર

**કોણાકાર** વિ૦ ખૂણાના આકારનું (૨) પું૦ કોણનો આકાર

**કોણી** વિ૦ ખૂણાવાળું; ખૂણો પડે એવું (૨) સ્ત્રી૦ જ્યાંથી હાથ ખભા તરફ ઊંચો કરી શકાય છે તે ખભા નીચેનો અને કાંડાની ઉપરનો સાંધો (૩) એ સાંધાનું અણીદાર હાડકું

**કોતર** ન૦ જમીન કે પર્વતમાંનો ઊંડો, પહોળો ખાડો અથવા બખોલ

**કોતરકામ** ન૦ કોતરીને કરેલું નકશીકામ

**કોતરણી** સ્ત્રી૦ કોતરવું તે (૨) કોતરવાની ઢબ (૩) કોતરકામ; નકશી (૪) કોતરવાની મજૂરી (૫) કોતરવાનું ઓજાર

**કોતરણું** ન૦ જુઓ ખોતરણું

**કોતરલેખ** પું૦ કોતરી કાઢેલો લેખ

**કોતરવું** સ૦ક્રિ૦ આછુંઆછું ખોદવું; ખોતરવું; કોરવું

**કોતલ** સ્ત્રી૦ શણગારેલા ઘોડાઓની અસવાર

**કોતા** વિ૦ સંક્ષિપ્ત; ટૂંકું (૨) અપૂર્ણ

**કોતાઈ** સ્ત્રી૦ ટૂંકાણ (૨) અપૂર્ણતા; ઊણપ; કસર

**કોતાર** પું૦ મહાવત

**કોથ** ન૦ જીવતા પ્રાણીના માંસનું કોહવાણ

**કોથમી,૦ર** સ્ત્રી૦ ધાણાની ભાજી

**કોથળી** સ્ત્રી૦ થેલી (૨) અંડકોષ (૩) હજારની સંજ્ઞા

**કોથળીસાંથ** સ્ત્રી૦ જમીનદાર ગરાસિયાના અથવા સરકારના ભરણામાંથી અપાતો વટાવ

**કોથળે ચાંલ્લો** શ૦ પ્ર૦ કન્યાપક્ષ તરફથી વેવાઈને જાનમાંના પોતાના સગાઓને વહેંચવા માટે આપેલી ઊચક રકમ

**કોથળો** પું૦ થેલો

**કોદરા** પું૦ બ૦ વ૦ એક ધાન્ય

**કોદરી** સ્ત્રી૦ કોદરાનો છોડાં વિનાનો દાણો

**કોદંડ** ન૦ ધનુષ્ય; કામઠું

**કોદાળ** વિ૦ કોદા જેવું; જાડી બુદ્ધિનું

**કોદાળી** સ્ત્રી૦ ખોદવાનું એક ઓજાર

**કોદાળો** પું૦ મોટી કોદાળી

કોઢું ન૦ ખડકી ભેંસ; ભેંસ ગાભણ નહિ એવું દૂધ આપનારું ઢોરું
કોઢો પું૦ કોઢાળ આદમી
કોનફેળ ન૦ રતાળુ; સક્કરકંદ
કોનું વિ૦ કેવું?
કોન્સ્ટેબલ પું૦ પોલીસનો સિપાઈ
કોપ પું૦ ક્રોધ; રોષ (૨) નાશકારક આફત; ગજબ
કોપટી સ્ત્રી૦ પોપડી; કપોટી
કોપરબાશસ ન૦ તાંબુ અને પિત્તળ મળીને બનતી એક ધાતુ
કોપરાપાક પું૦ કોપરાના ખમણની બનાવેલી એક મીઠાઈ (૨) [કટાક્ષમાં] માર
કોપરિયું વિ૦ ખૂણાપડતું; કોણવાળું (૨) ન૦ કોણી
કોપરું ન૦ નાળિયેરની અંદરનો ગર; ટોપરું
કોપરેલ ન૦ કોપરાનું તેલ
કોપવું અ૦ ક્રિ૦ કોપ–ગુસ્સો કરવો
કોપાયમાન વિ૦ કોપાવિષ્ટ
કોપાવિષ્ટ વિ૦ ક્રોધે ભરાયેલું; રૂઠેલું
કોપીન ન૦ લંગોટી; લંગોટીનું ટૂંકું વસ્ત્ર; કૌપીન (ખાસ કરીને સંન્યાસીનું)
કૉફી સ્ત્રી૦ શેકેલા બુંદદાણાનો ભૂકો (૨) એનો ઉકાળો
કોબર ન૦ બે પહાડ વચ્ચેનો સાંકડો માર્ગ (૨) ખીણ
કોબો પું૦ જુઓ કૂબો
કોબાવાળી સ્ત્રી૦ જુઓ કૂબાવાળી
કોબી,૦જ સ્ત્રી૦; ન૦ એક શાકભાજી; કરમકલ્લો
કોમ સ્ત્રી૦ એક જ નામથી ઓળખાતો લોકસમૂહ (જ્ઞાતિ, ધર્મ કે જાતવારનો)
કોમલ(–ળ) વિ૦ કુમળું; મુલાયમ (૨) સુકુમાર; નાજુક (૩) નરમ; મૃદુ (૪) મધુર (૫) દયાળુ
કોમલ(–ળ)તા સ્ત્રી૦
કોમલાસ્થિ ન૦ કુમળું હાડકું; જેનું વખત જતાં હાડકું બને છે તે પદાર્થ
કોમલાંગી વિ૦ સ્ત્રી૦ કોમળ–નાજુક શરીરની
કોમી વિ૦ કોમનું; કોમ સંબંધીનું
કોમીપણું ન૦
કોમીવાદ પું૦ કેવળ કોમના જ સાંકડા હિતાહિતની દૃષ્ટિથી કરેલો વાદ–મત
કોય(–ર)ડો પું૦ જુઓ કોરડો
કોયલ સ્ત્રી૦ એક પક્ષી; કોકિલા
કોયલી સ્ત્રી૦ ગળાનો એક રોગ
કોયલો પું૦ અંગારો; ઠરેલો કોલસો
કોર સ્ત્રી૦ વસ્તુનો છેડો; કિનાર (૨) ત્યાં મૂકવાની ભાત કે પટ્ટી (૩) બાજુ (૪) બાજુ પરનો ભાગેલો કકડો; થોડોક ભાગ
કોરચું વિ૦ નિર્લજ્જ; નફફટ (૨) નિષ્ઠુર
કોરડાદાવ પું૦ છોકરાંની એક રમત
કોરડી સ્ત્રી૦+ કોદરી
કોરડું વિ૦ કોરું; ભીનાશ વિનાનું (૨) ગાંગડુ
કોરડો પું૦ ગૂંથેલો ચાબકો; સાટકો (૨) દોર; સત્તા (૩) ત્રાસ; જુલમ; સખ્તાઈ (૪) છૂટ ન ઊકલી શકે એવો પ્રશ્ન
કોરણ સ્ત્રી૦ બાજુ; કોર (૨) વસ્તુનો છેડા પરનો ભાગ; કાનો કે સીમા (૩) ધૂળનું વાવાઝોડું; આંધી
કોરણિયો પું૦ કોરીને કરેલી ખોભણ–ખાંચો (૨) કોરવાનું કામ કરનાર આદમી (૩) શરીરને કોરી ખાય એવો તાવ; હાડજ્વર
કોરણી સ્ત્રી૦ કોરવાનું ઓજાર (૨) કોરવાની રીત-કારીગરી
કોરમું ન૦ દાળનો ભૂકો–ચૂરો
કોરવંકું વિ૦ એક બાજુએથી વાંકું–ઢળતું
કોરવાણુ વિ૦ કોરું; ભીનાશ વિનાનું
કોરવું અ૦ ક્રિ૦ વીંધવું; કાણું પાડવું (૨) અંદરથી કોતરવું; આછું ખોદવું
કોરસણી સ્ત્રી૦ કોરવાનું ઓજાર
કોશ પું૦ એક પક્ષી
કોરાટી(–રી) પું૦ એક જાતનો સાપ
કોરાડું(–ણું,–ણું) વિ૦ ભીનું નહિ એવું; કોરું
કોરાંખવું અ૦ ક્રિ૦ (કા.) કટાક્ષથી જોવું; મર્મભરી ત્રાંસી નજર કરવી
કોરી સ્ત્રી૦ આશરે ⅓ રૂપિયાની કિંમતનું એક કચ્છી રૂપાનાણું

**કોરું** વિ૦ ભીનું નહિ એવું; સૂકું (૨) લૂખું (૩) વાપર્યા વિનાનું; તદ્દન નવું (કાપડ) (૪) લખ્યા વિનાનું (પત્તું, કાગળ ઇત્યાદિ) (૫) રાંધેલું નહિ એવું
**કોરુંકટ** વિ૦ તદ્દન કોરું
**કોરુંધાકોર** વિ૦ તદ્દન કોરું
**કોરુંમોરું** વિ૦ તદ્દન કોરું—લૂખું (૨) તદ્દન નવું; વાપર્યા કે ઉકેલ્યા વિનાનું
**કોર્ટ** સ્ત્રી૦ ન્યાયમંદિર; ઇન્સાફની અદાલત
**કોલ** પું૦ વચન; કબૂલાત; ખાતરી (૨) બંદરમાં આવતાંજતાં વહાણની જકાતખાતાની નોંધ (૩) કેલ; ચૂનાની મેળવણીનો ગારો (૪) શેરડીનો રસ કાઢવાનો સંચો (૫) કોલું
**કોલકરાર** પું૦ કોલ અને કરાર; પાળવાનું વચન આપ્યું હોય એવું કબૂલાતપત્ર (૨) સંધિપત્ર; તહનામું
**કોલટા(–તા)ર** પું૦ કોલસાનો ચૂવો; ડામર
**કોલનવૉટર** ન૦ એક પ્રવાહી ઔષધિ
**કોલમ** પું૦; સ્ત્રી૦ ડાંગરની એક જાત
**કૉલમ** ન૦ વર્તમાનપત્ર, ગ્રંથ ઇત્યાદિના પાનાના લખાણનો ઊભો વિભાગ (૨) વિભાગ; ખાનું; કોઠો
**કોલસો** પું૦ લાકડાનો અથવા બીજી કોઈ વસ્તુનો અડધો બળેલો ભાગ; ઠારેલો અંગારો
**કોલાબો** પું૦ કુલાબો
**કોલાહલ** પું૦ શોરબકોર; ઘોંઘાટ
**કોલ્લી** સ્ત્રી૦ ગોરી ગાય
**કોલુ** ન૦ શેરડીનો રસ કાઢવાનો સંચો
**કોલું** વિ૦ ઘઉંવર્ણું; ગોરું (૨) ન૦ શિયાળ
**કૉલેરા** પું૦ ઝાડા અને ઊલટીનો એક રોગ; કોગળિયું
**કોલો** પું૦ ખૂણો; કોણ (૨) કાલા રંગનો આદમી
**કોવડામણ** સ્ત્રી૦ કોવડાવેલી વસ્તુ; સડો
**કોવડાવવું** સ૦ ક્રિ૦ કોવાય એમ કરવું
**કોવાડ** પું૦ જેને આધારે કોસનું પૈડું રહે છે તે લાકડું (૨) વિ૦ કુહાડીની ધાર જેવી (જીભ, વાણી) (૩) કોદાળ; જડબુદ્ધિનું—ઝટ મારફાડ કરી બેસે એવું (માણસ)
**કોવાવું** અ૦ ક્રિ૦ સડવું
**કોવિદ** વિ૦ જાણકાર; અનુભવી; પ્રવીણ (૨) વિદ્વાન; પંડિત
**કોવિદાર** પું૦; ન૦ એક વૃક્ષ
**કોશ(–ષ)** પું૦ કોઈ પણ વસ્તુ સંઘરવા—સાચવવાનું પાત્ર; ખાનું, આવરણ અથવા ઘર (૨) ભંડાર; ખજાનો (૩) શબ્દકોશ (૪) મ્યાન (૫) કૂવામાંથી પાણી કાઢવાનું ચામડાનું પાત્ર; કોસ
**કોશ** સ્ત્રી૦ ખોદવાનું એક ઓજાર; નરાજ (૨) હળપૂણી
**કોશ(–ષ)કાર** પું૦ શબ્દકોશ બનાવનાર આદમી
**કોશ(–ષ)મંત્રી** પું૦ કોશ–ખજાનાનો મંત્રી—ખજાનચી
**કોશમિનાર*** પું૦
**કોશ(–શી,–સ)ર** સ્ત્રી૦ કસર
**કોશા(–ષા)ગાર** પું૦; ન૦ ખજાનો; ભંડાર
**કોશા(–ષા)ધ્યક્ષ** પું૦ કોષનો અધ્યક્ષ—ખજાનચી; ભંડારી
**કોશિયાળો** પું૦ કોશ બરાબર બેસાડવા માટે હળના લાકડામાં વપરાતી ફાચર
**કોશિ(–સિ)યો** પું૦ કોસ ચલાવનાર–હાંકનાર; કોસ વડે પાણી કાઢનાર આદમી—કુવેતી
**કોશિશ** સ્ત્રી૦ પ્રયત્ન
**કોશી(–સી)ર** સ્ત્રી૦ કોશર; કસર
**કોશી(–સી)રિયું** વિ૦+ કરકસરિયું (૨) કંજૂસ
**કોશેટો** પું૦ રેશમના કીડાનું ઘર—કોકડું
**કોષ** પું૦ જુઓ કોશ
**કોષકાર** પું૦ કોશકાર
**કોષમંત્રી** પું૦ કોશમંત્રી; ખજાનચી
**કોષાગાર** પું૦ કોશાગાર; ખજાનો
**કોષાધ્યક્ષ** પું૦ કોશાધ્યક્ષ; ખજાનચી; ભંડારી
**કોષ્ટક** ન૦ આડી અને ઊભી સમાંતર લીટીઓ દોરવાથી જે ચોખૂણી આકૃતિ પડે તે; કોઠો (૨) તોલ, માપ, નાણાં વગેરેના હિસાબો સહેલાઈથી કરી શકાય એ માટે તૈયાર કરેલો એમના પરિમાણનો કોઠો
**કોષ્ઠ** પું૦ પેટ; કોઠો (૨) પેટનો નીચલો ભાગ; મળાશય (૩) કોઠાર

**કોસ** પું૦ ગાઉ અથવા બે માઈલનું અંતર (૨) કૂવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો
**કોસકૂવો** પું૦ કોસ વડે જેમાંથી પાણી કઢાતું હોય તે; કૂવો
**કોસણ** સ્ત્રી૦ કૂખ
**કોસમ** પું૦ કોસંબીનું ફૂલ
**કોસર** સ્ત્રી૦ કોશાર; કોશીર; કસર
**કોસરિયું** વિ૦ જુઓ કોશરિયું
**કોસલું** ન૦ હળપૂણી
**કોસંબી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**કોસિયા** સ્ત્રી૦ વેશ્યા
**કોસિયો** પું૦ જુઓ કોશિયો
**કોસીસું** ન૦ કોટમાંથી બંદૂક મારવાનું બાકું (૨) કોટ ઉપરનું શોભાનું નાનકડું શિખર
**કોસું** ન૦ બાજરી, જુવાર ઇત્યાદિના ગાંઠામાંથી ફૂટેલો ફણગો (૨) બાણનો છેડો
**કોહ** પું૦ કોહવું તે; સડો (૨) ચામડીનો એક રોગ; કોહવારો
**કોહપણ** ન૦ ચીડિયાપણું (૨) ચીકણાપણું; અમથીઅમથી ભૂલો કાઢ્યા કરવી તે
**કોહવ(-વા)ણ** ન૦ સડો
**કોહવાટ** પું૦ સડો
**કોહવારો** પું૦ જુઓ કોહ
**કોહવું** અ૦ક્રિ૦ સડવું (૨) કોહ થવો
**કોહાસા** ન૦ એક પક્ષી
**કોહિનૂર** પું૦ તેજનો પર્વત (૨) [સં.] એ નામનો એક ઘણો તેજસ્વી હીરો
**કોહેલું** વિ૦ સડેલું (૨) જેને કોહ થયો હોય એવું (૩) કોહપણ કરે એવું; ચીકણું
**કોહ્યાબોલું** વિ૦ ચીડિયું (૨) ચીકણું; ક્ચાટિયું
**કોહ્યાવેડા** પું૦બ૦વ૦ કોહપણભર્યું વર્તન
**કોહ્યું** વિ૦ સડેલું (૨) કોહપણભર્યું
**કોળ** પું૦ મોટો જાડો ઉંદર
**કોળણ** સ્ત્રી૦ કોળીની સ્ત્રી (૨) [લા.] કાળી અથવા દયાહીન બૈરી
**કોળવાઈ** સ્ત્રી૦ કોળ—પકડવાનું પિંજરું; ઉંદરિયું
**કોળવું*** અ૦ક્રિ૦
**કોળાવું** અ૦ ક્રિ૦ હર્ષથી કે અભિમાનથી ફુલાવું
**કોળિયું** ન૦ કોળિયામાં માય એટલું તે (૨) વિ૦ થોડુંક
**કોળિયો** પું૦ મોંમાં માય એટલો ખોરાક—ગ્રાસ (૨) વિ૦ થોડુંક
**કોળી** વિ૦ ઠાકરડાની જાતનું નામ (૨) પું૦ ઠાકરડો (૩) [લા.] કાળો અથવા દયાહીન આદમી (૪) સ્ત્રી૦ કોળાનો વેલો
**કોળીનાળી** વિ૦ કોળી અને એના જેવું અનાર્ય—શૂદ્ર જાતિનું (માણસ)
**કોળીંડું** ન૦ (કા.) બેરિયું (અંગરખાનું)
**કોળું** ન૦ શાક તરીકે વપરાતું એક ફળ; કુષ્માંડ
**કોંકણ** પું૦ (સં.) સહ્યાદ્રિ પર્વતની પશ્ચિમે આવેલો એક પ્રદેશ
**કોંકણસ્થ** વિ૦ કોંકણ પ્રદેશમાં રહેનારું (૨) મહારાષ્ટ્રી બ્રાહ્મણોની એક જાતિ (૩) પું૦ તે જાતિનો માણસ
**કોંકણી** વિ૦ કોંકણનું
**કોંગ્રેસ** સ્ત્રી૦ જુદાજુદા ભાગના પ્રતિનિધિઓની સભા; મહાસભા
**કોંટ** સ્ત્રી૦ (કા.) ખૂંધ (આખલા કે ઊંટની પીઠ પર હોય છે તે)
**કોંટાઈ*** સ્ત્રી૦
**કોંટી*** સ્ત્રી૦
**કોંટો** પું૦ ફણગો
**કૌટિલ્ય** પું૦(સં.) કુટિલ રાજનીતિજ્ઞ ચાણક્ય
**કૌટુંબિક** વિ૦ કુટુંબનું; કુટુંબને લગતું
**કૌત(-તુ)ક** ન૦ કુતૂહલ (૨) કુતૂહલ જાગ્રત કરે એવું જે કાંઈ હોય તે (૩) નવાઈ; અવનવી (૪) ટીખળ
**કૌતુકપ્રિય** વિ૦ કૌતુકના શોખવાળું
**કૌતુકપ્રેમ** પું૦ કૌતુક વિષેનો પ્રેમ
**કૌતૂહલ** ન૦ કુતૂહલ; કૌતુક (૨) ઇંતેજારી
**કૌપીન** ન૦ લંગોટી; કોપીન
**કૌભાંડ** ન૦ કાવતરું; તરકટ
**કૌમાર(-ર્ય)** ન૦ કુમારપણું
**કૌમારવ્રત** ન૦ કુમારદશામાં કરવાનું વ્રત (૨) કુંવારા રહેવાનું વ્રત
**કૌમાર્ય** ન૦ કૌમાર
**કૌમુદી** સ્ત્રી૦ ચાંદની (૨) [સં.] વ્યાકરણનો એક સંસ્કૃત ગ્રંથ
**કૌરવ** પું૦ (સં.) કુરુનો વંશજ; ધૃતરાષ્ટ્રનો પુત્ર

**કૌવચ** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ (૨) એમાં થતો ખંજવાળ ઉત્પન્ન કરનાર ફાફડો

**કૌવત** ન૦ તાકાત

**કૌવો** પું૦ કાગડો

**કૌશલ(-લ્ય)** ન૦ કુશળપણું; પ્રવીણતા

**કૌશ(-સ)લ્યા** સ્ત્રી૦ (સં૦) રામચંદ્રની માતા

**કૌશિક** પું૦ (સં૦) વિશ્વામિત્ર (૨) ઇંદ્ર

**કૌશિકી,૦વૃત્તિ** સ્ત્રી૦ નાટકની લખાવટની કૌશિકી, આરભટી, સાત્ત્વતી અને ભારતી ચારમાંની એક શૈલી, જેમાં શૃંગાર, કરુણ અને હાસ્ય ત્રણે રસની જમાવટ હોય છે.

**કૌસ્તુભ** પું૦ એક જાતનો મણિ; સમુદ્રમંથનથી નીકળેલાં ચૌદ રત્નોમાંનું એક

**કૌંસ** પું૦ લખાણમાં વપરાતું ( ), [ ], { } આ ત્રણમાંનું કોઈ પણ ચિહ્ન

**ક્યહું** અ૦+ ક્યાં; કહીં

**ક્યાડી*** સ્ત્રી૦

**ક્યાડું*** વિ૦

**ક્યાડો** વિ૦ ઘોડાની એક જાત (૨) પું૦ એ જાતનો ઘોડો

**ક્યામત** સ્ત્રી૦ મરણ બાદ ખુદા આગળ ઊભા થઈને જવાબ આપવાનો દિવસ; ઈશ્વર આગળના ઇન્સાફનો દિવસ

**ક્યારડી** સ્ત્રી૦ નાનો ક્યારડો

**ક્યારડો** પું૦ જેમાં પાણી ભરાઈ રહે એવું પાળ બાંધેલું ખેતર (ડાંગર વગેરે એમાં રોપાય છે)

**ક્યારી** સ્ત્રી૦ નાનો ક્યારો (૨) પાણી પાવું પડે તેવી જમીન (૪) પાણી ભરાઈ રહે એવી જમીન (૫) ખેડાણ જમીન

**ક્યારે** અ૦ ક્યે વખતે? (૨) કોઈ વખત

**ક્યારેક** અ૦ કોઈક વખતે

**ક્યારો** પું૦ ક્યારડો (૨) ઝાડ, છોડ વગેરેની આજુબાજુ પાણી ભરવા માટે કરેલો ખાડો

**ક્યાસ** પું૦ અટકળ; ધારણા (૨) કિંમતની આંકણી; તુલના

**ક્યાં** અ૦ કઈ જગાએ?

**ક્યોં** અ૦+ કહીં; ક્યહું

**ક્રતુ** પું૦ યજ્ઞ

**ક્રમ** પું૦ અનુક્રમ (૨) એક પછી એક આવે એવી વસ્તુસંકલના; શ્રેણી; હારમાળા (૨) ધારો; રિવાજ

**ક્રમણ** ન૦ ડગલું (૨) જવું તે (૩) આગળ વધવું તે (૪) ઉલ્લંઘન કરવું તે

**ક્રમબદ્ધ** વિ૦ નિયત ક્રમવાળું

**ક્રમભંગ** પું૦ ક્રમ—નિયમનો ભંગ

**ક્રમવાર** અ૦ નંબરવાર; હારબંધ; અનુક્રમ પ્રમાણે

**ક્રમશઃ** અ૦ નિયત ક્રમ પ્રમાણે; એક પછી એક (૨) ક્રમેક્રમે; હપતેથી

**ક્રમાગત** વિ૦ વંશપરંપરા પ્રમાણે ઊતરી આવેલું અથવા મળેલું

**ક્રમાનુસાર** અ૦ ક્રમ અનુસાર—પ્રમાણે

**ક્રમાંક** પું૦ અનુક્રમ પ્રમાણેનો નંબર

**ક્રમિક** વિ૦ એક પછી એક—ક્રમ પ્રમાણે આવે એવું (૨) વંશપરંપરાગત

**ક્રમિકપત્ર*** ન૦

**ક્રય** પું૦ ખરીદવું તે; ખરીદી

**ક્રંદન** ન૦ રડવું તે; રુદન

**ક્રાંત** વિ૦ અતીત (૨) આક્રાંત

**ક્રાંતદર્શી** વિ૦ અતીત, અનાગત તથા સૂક્ષ્મ પદાર્થ જોઈ શકનારું (૨) વસ્તુનું રહસ્ય જોઈ શકનારું (૩) સર્વજ્ઞ

**ક્રાંતિ** સ્ત્રી૦ એક સ્થાનેથી બીજે સ્થાને જવું તે; ગતિ (૨) ફેરફાર; પરિવર્તન; ઊથલપાથલ

**ક્રાંતિકર** વિ૦ ક્રાંતિ—પરિવર્તન કરનારું

**ક્રાંતિકારક** વિ૦ ક્રાંતિકર

**ક્રાંતિવૃત્ત** ન૦ સૂર્યમાર્ગ

**ક્રિકેટ** સ્ત્રી૦ એક અંગ્રેજી રમત; બૉલબૅટની રમત

**ક્રિયમાણ** વિ૦ કરાતું; થતું; બનતું (૨) ન૦ ક્રિયાકર્મ; ધર્મ-સંસ્કારવિધિ

**ક્રિયા** સ્ત્રી૦ કાર્ય; કર્મ (૨) સંસ્કારવિધિ; ક્રિયમાણ (૩) કામ કરવાની રીત; કૃતિ; અમલ

**ક્રિયાકાંડ** પું૦ ક્રિયા-ધર્મવિધિને લગતો વેદ શાસ્ત્રનો ભાગ; જુઓ કર્મકાંડ

**ક્રિયાતિપત્ત્યર્થ** પું૦ ક્રિયાપદ; સાંકેતિક ભવિષ્યકાળનું રૂપ. ઉદા૦ 'જો વૃષ્ટિ થઈ હોત તો સુકાળ થાત' (૨) [કા. શા.] એક કાવ્યાલંકાર જેમાં પ્રકૃતિથી ભિન્ન કલ્પના કરીને વિષયનું વર્ણન કરવામાં આવે છે.

ક્રિયાત્મક વિ૦ અમલી (૨) પ્રયોગાત્મક

ક્રિયાનાશ* પું૦

ક્રિયાપદ ન૦ ક્રિયા બતાવનારું પદ (વ્યા.)

ક્રિયાફલ(-ળ) ન૦ ક્રિયાનું—કર્મનું પરિણામ

ક્રિયાયોગ પું૦ ક્રિયાપદ સાથેનો સંબંધ (૨) ઉપાયો યોજવા તે (૩) દેવતાનું આરાધન; દેવમંદિર બનાવવાં ઇત્યાદિ પુણ્યકર્મ

ક્રિયાવાચક વિ૦ જેનાથી ક્રિયાનો બોધ થાય એવું

ક્રિયાવાન વિ૦ કોઈ પણ વસ્તુને અમલમાં મૂકનારું—મૂકી જાણનારું (૨) યજ્ઞયાગાદિ વિધિપૂર્વક કર્યા કરનારું; કર્મનિષ્ઠ

ક્રિયાવિશેષણ ન૦ ક્રિયાપદના વિશેષણ તરીકે વપરાતો શબ્દ (વ્યા.)

ક્રિયાશક્તિ સ્ત્રી૦ ક્રિયા—કામ કરવાનું બળ (૨) ઈશ્વરની એ શક્તિ, જેથી બ્રહ્માંડની ઉત્પત્તિ થયેલી મનાય છે.

ક્રિયાશ્રય પું૦ ક્રિયાનો આશ્રય—કર્તા (વ્યા.)

ક્રીડન ન૦ ક્રીડવું તે; ક્રીડા

ક્રીડવું અ૦ ક્રિ૦ ક્રીડા કરવી; ખેલવું

ક્રીડા સ્ત્રી૦ ખેલ; રમતગમત

ક્રીડાભૂમિ(-મી) સ્ત્રી૦ ક્રીડા કરવાનું ક્ષેત્ર—સ્થળ

ક્રીડાંગણ ન૦ ક્રીડા કરવાની જગા

ક્રુધિત વિ૦ ક્રોધે ભરાયેલું

ક્રુદ્ધ વિ૦ ક્રુધિત

ક્રુસેડ સ્ત્રી૦ ધર્મયુદ્ધ

ક્રૂર વિ૦ નિર્દય

ક્રૂરતા સ્ત્રી૦

ક્રૂરપણું ન૦

ક્રૂસ પું૦ જુઓ ક્રૉસ

ક્રોડપત્ર ન૦ પૂર્તિ; વધારો (ગ્રંથ કે વર્તમાનપત્રનો)

ક્રોધ પું૦ ગુસ્સો

ક્રોધવું અ૦ ક્રિ૦ ગુસ્સે થવું

ક્રોધાગાર પું૦; ન૦ ક્રોધી માણસને ભરાઈ બેસવાનો ઓરડો

ક્રોધાયમાન વિ૦ ક્રોધે ભરાયેલું; ખફા

ક્રોધાવેશ પું૦ ક્રોધનો આવેશ

ક્રોધાળ વિ૦ ક્રોધવાળું

ક્રોધિષ્ઠ વિ૦ ક્રોધી; ઝનૂની; તામસી

ક્રોધી વિ૦ ક્રોધવાળું

ક્રોશ પું૦ દોઢ માઈલનું અંતર; કોસ; ગાઉ

ક્રૉસ પું૦ ચોકડી ભાતનો વધસ્તંભ (૨) ખ્રિસ્તીઓનું એક ધર્મચિહ્ન

ક્રૌંચ પું૦ એક પક્ષી; કંક; બગલું (૨) પુરાણોમાં વર્ણવેલા સપ્ત દ્વીપોમાંનો એક (૩) હિમાલયમાંનો એક પર્વત

ક્રૌંચરંધ્ર ન૦ હિમાલય પર્વતની એક ઘાટી

ક્રૌંચી સ્ત્રી૦ ક્રૌંચની માદા

ક્લબ સ્ત્રી૦ મંડળ (૨) રમતગમત માટે અને ભેગા બેસવાઊઠવા અને વિશ્રાંતિ માટે કાઢેલું મંડળ

ક્લાંત વિ૦ થાકેલું

ક્લાંતિ સ્ત્રી૦ થાક

ક્લિષ્ટ વિ૦ પીડિત (૨) સમજતાં ક્લેશ—મહેનત પડે એવું; અર્થની ખેંચતાણ કરવી પડે તેવું; સ્પષ્ટ નહિ તેવું

ક્લિષ્ટતા સ્ત્રી૦

ક્લીબ વિ૦ નપુંસક; નામર્દ

ક્લીમ્ ન૦ કામદેવના મંત્રનું બીજ

ક્લેદ પું૦ ભેજ; ભીનાશ (૨) દુઃખ

ક્લેદન ન૦ ભીનું કરવું તે (૨) પરસેવો આણવો તે

ક્લેશ પું૦ પીડા; દુઃખ (૨) કજિયો; કંકાસ

ક્લેશકર વિ૦ ક્લેશ કરે એવું

ક્લેશી વિ૦ ક્લેશ કરનારું; કંકાસિયું

ક્લૉરોફૉર્મ ન૦ એક ઔષધિ (એ શસ્ત્રક્રિયા માટે પ્રાણીઓને અચેત કરવામાં વપરાય છે.)

ક્વચિત્ અ૦ કદાપિ; કદી

ક્વાથ પું૦ ઉકાળો; કાઢો

ક્વિનાઈન ન૦ સિંકોના નામના ઝાડની છાલનું સત્ત્વ (તે તાવ ઉપર વપરાય છે.)

ક્વિનીન ન૦ ક્વિનાઈન

ક્વૉરૅન્ટીન સ્ત્રી૦; ન૦ રોગવાળાને અલગ રાખવું તે (૨) તેવું સ્થળ

ક્ષણ સ્ત્રી૦ વખતનું એક માપ; સેકન્ડનો ⅘ ભાગ (૨) છેક જ ઝૂજ સમય

ક્ષણજીવી વિ૦ ક્ષણ સુધી જ જીવે એવું; અલ્પજીવી

ક્ષણદા સ્ત્રી૦ રાત (૨) હળદર

**ક્ષણબુદ્ધિ** વિ૦ ક્ષણેક્ષણે જેની બુદ્ધિ ફરે એવું; અસ્થિર બુદ્ધિવાળું

**ક્ષણભર** અ૦ ક્ષણને માટે; ક્ષણવાર

**ક્ષણભંગુર** વિ૦ ક્ષણમાં ભાંગી જાય—નાશ પામે એવું

**ક્ષણમાત્ર** અ૦ એક ક્ષણ સુધી

**ક્ષણવાર** અ૦ ક્ષણભર

**ક્ષણિક** વિ૦ ક્ષણનું; ક્ષણભંગુર

**ક્ષણુ** સ્ત્રી૦ + ક્ષણ

**ક્ષત** વિ૦ ઈજા પામેલું; જખમી (૨) ઓછું થયેલું (૨) ન૦ નાનો છેદ; ઘા

**ક્ષતિ** સ્ત્રી૦ ક્ષત–છેદ–ઘા થવો તે (૨) નુકસાન; હાનિ (૩) ઊણપ; ખોડ (૪) કલંક

**ક્ષતોદર** પું૦ પેટનો એક રોગ

**ક્ષત્રતા** સ્ત્રી૦

**ક્ષત્ર(-ત્રિય,-ત્રી)** પું૦ ક્ષત્રિય

**ક્ષત્રપ્રકોપ** પું૦ ક્ષત્રિયવર્ગનો દોર; 'મિલિટેરિઝમ'

**ક્ષત્ર(-ત્રી)વટ** સ્ત્રી૦ ક્ષત્રીવટ

**ક્ષત્રા(-ત્રિયા)ણી** સ્ત્રી૦ ક્ષત્રિય જાતિની સ્ત્રી (૨) રજપૂતાણી

**ક્ષત્રિય** વિ૦ જેનો ધર્મ પ્રજાનું સંરક્ષણ કરવાનો છે તે વર્ણ (૨) પું૦ એ વર્ણનો પુરુષ

**ક્ષત્રિયાણી** સ્ત્રી૦ જુઓ ક્ષત્રાણી

**ક્ષત્રી** પું૦ ક્ષત્રિય

**ક્ષત્રીવટ** સ્ત્રી૦ ક્ષત્રિય જાતિનું બિરદ

**ક્ષપણ** પું૦ ઉપવાસ (૨) બૌદ્ધ અથવા જૈન સાધુ

**ક્ષપણક** પું૦ બૌદ્ધ અથવા જૈન સાધુ

**ક્ષપા** સ્ત્રી૦ રાત્રિ

**ક્ષપાકર** પું૦ ચંદ્ર

**ક્ષપાચર** પું૦ ચંદ્ર (૨) નિશાચર; રાક્ષસ (૩) ચોર

**ક્ષપાપતિ** પું૦ ક્ષપાનો પતિ—ચંદ્ર

**ક્ષપિત** વિ૦ નાશ પામેલું (૨) ક્ષીણ

**ક્ષમ** વિ૦ સહન કરી શકે એવું (૨) સમર્થ શક્તિમાન (૩) યથાર્થ; યોગ્ય (૪) ધીરજવાળું

**ક્ષમતા** સ્ત્રી૦

**ક્ષમા** સ્ત્રી૦ ખામોશી—દરગુજર કરવું તે; માફી (૩) પૃથ્વી

**ક્ષમાક્ષમણ** ન૦ ક્ષમાવંત એવા સાધુ (જૈન)

**ક્ષમાધર** વિ૦ ક્ષમા ધારણ કરે એવું (૨) પું૦ પર્વત (૩) [સં.] પૃથ્વી ધારણ કરે છે તે—શેષનાગ

**ક્ષમાપન** ન૦ ક્ષમા માગવી તે

**ક્ષમાપાત્ર** ન૦ ક્ષમાને યોગ્ય

**ક્ષમાવંત** વિ૦ ક્ષમાવાળું

**ક્ષમાવાન** વિ૦ ક્ષમાવંત

**ક્ષમાશીલ** વિ૦ ક્ષમાવાળું

**ક્ષમ્ય** વિ૦ ક્ષમા આપી શકાય એવું

**ક્ષય** પું૦ ક્ષીણ થવું—ઘસાઈ જવું તે; ઘટાડો (૨) નાશ (૩) ક્ષયરોગ

**ક્ષયગ્રંથિ** સ્ત્રી૦ ક્ષયને લીધે થયેલી ગાંઠ

**ક્ષયતિથિ** સ્ત્રી૦ જેનો ક્ષય—લોપ થયો હોય તે તિથિ

**ક્ષયરોગ** પું૦ એક રોગ; ઘાસણી

**ક્ષયી** વિ૦ ક્ષયવાળું

**ક્ષર** વિ૦ નાશ પામે એવું

**ક્ષરવું** અ૦ ક્રિ૦ નાશ પામવું

**ક્ષંતવ્ય** વિ૦ ક્ષમ્ય

**ક્ષાત્ર** વિ૦ ક્ષત્રિયનું-ને લગતું (૨) ન૦ ક્ષત્રિયનું કર્મ (૩) ક્ષત્રિયપણું (૪) ક્ષત્રિયોનો સમૂહ

**ક્ષાત્રકર્મ** ન૦ ક્ષત્રિયે કરવાનું કર્મ

**ક્ષાત્રતેજ** ન૦ ક્ષત્રિયનું તેજ–પરાક્રમ

**ક્ષાત્રધર્મ** પું૦ ક્ષત્રિયનો ધર્મ

**ક્ષાત્રવિદ્યા** સ્ત્રી૦ ક્ષત્રિયને ઉપયોગી વિદ્યા; ધનુર્વિદ્યા

**ક્ષાત્રોદ્રેક** પું૦ ક્ષત્રિયપણાનો ઉદ્રેક; 'મિલિટેરિઝમ'

**ક્ષાર** વિ૦ ખારું (૨) પું૦ ખારાશવાળું તત્ત્વ

**ક્ષારગુણી** વિ૦ ક્ષારના ગુણવાળું

**ક્ષારભૂમિ(-મી)** સ્ત્રી૦ ખારાટવાળી જમીન

**ક્ષારમાપક** વિ૦ ક્ષાર માપનારું (૨) ન૦ ક્ષાર માપવાનું યંત્ર

**ક્ષારમિતિ** સ્ત્રી૦ ક્ષારમાપક

**ક્ષાલન** ન૦ પખાળવું-ધોવું તે

**ક્ષાંત** વિ૦ ક્ષમાવાળું; સહનશીલ

**ક્ષાંતિ** સ્ત્રી૦ ક્ષમા; સહિષ્ણુતા

**ક્ષિતિ** સ્ત્રી૦ પૃથ્વી

**ક્ષિતિજ** સ્ત્રી૦ આંખને પૃથ્વી આકાશ સાથે મળતી જણાય છે એ કલ્પિત રેખા; દૃષ્ટિમર્યાદા

**ક્ષિતિજક્ષેત્ર** ન૦ ક્ષિતિજસમાંતર ક્ષેત્ર

**ક્ષિતિજસમાંતર** વિ૦ 'હૉરિઝોન્ટલ' (ગ.)

**ક્ષિતિધર** પું० (સં.) ક્ષિતિને ધારણ કરનાર; શેષનાગ
**ક્ષિતિપાલ(-ળ)** પું० પૃથ્વીનો પાલક; રાજા
**ક્ષિપ્ત** વિ० નાખી દીધેલું; તજેલું
**ક્ષિપ્ર** અ० તરત; જલદી
**ક્ષિપ્રા** સ્ત્રી० ખીચડી (૨) [સં.] એક નદી
**ક્ષીણ** વિ० ઘસાઈ ગયેલું; સુકાયેલું; નબળું
**ક્ષીણવીર્ય** વિ० જેનું વીર્ય–પરાક્રમ ક્ષીણ થયેલું છે એવું; નમાલું
**ક્ષીર** ન० દૂધ (૨) પાણી (૩) દૂધભાતની એક વાની; ખીર (૪) ઝાડનું દૂધ–રસ
**ક્ષીરસાગર** પું० ક્ષીરનો–દૂધનો સમુદ્ર
**ક્ષીરોદક** ન० દૂધ જેવું સફેદ પાણી (૨) ક્ષીરસાગર (૩) એક જાતનું ધોળું રેશમી વસ્ત્ર
**ક્ષુણ્ણ** વિ० ખાંડેલું; દળેલું (૨) પગ તળે વટાયેલું (૩) અભ્યસ્ત
**ક્ષુદ્ર** વિ० નજીવું; તુચ્છ
**ક્ષુદ્રઘંટાળી** સ્ત્રી० ઝીણી ઘૂઘરીઓવાળી મેખલા–કંદોરો
**ક્ષુદ્રઘંટિકા** સ્ત્રી० ક્ષુદ્રઘંટાળી
**ક્ષુધા** સ્ત્રી० ભૂખ
**ક્ષુધાતુર** વિ० ભૂખ્યું; ખાવાને તલપી રહેલું
**ક્ષુધાર્ત(-ર્ત્ત)** વિ० ક્ષુધાથી આર્ત્ત–પીડાતું
**ક્ષુધિત** વિ० ભૂખ્યું
**ક્ષુબ્ધ** વિ० ડહોળાયેલું; અસ્થિર (૨) ક્ષોભ પામેલું (૩) આકુળવ્યાકુળ (૪) ડરેલું
**ક્ષુભિત** વિ० ક્ષોભ પામેલું (૨) ડહોળું
**ક્ષુર** પું० અસ્ત્રો (૨) જાનવરના પગની ખરી
**ક્ષુરી** પું० હજામ
**ક્ષુલ્લક** વિ० થોડું; અલ્પ (૨) તુચ્છ; નજીવું
**ક્ષેત્ર** ન० જમીન; ખેતર (૨) સ્થાન; જગા; પાત્ર (૩) શરીર; દેહ (૪) જાત્રાનું ઠેકાણું; તીર્થ (૫) રણાંગણ (૬) સ્ત્રી
**ક્ષેત્રજ** પું० રીતસર નીમેલા પુરુષ દ્વારા પોતાના પતિ માટે ઉત્પન્ન કરેલો બાળક
**ક્ષેત્રજ્ઞ** વિ० ક્ષેત્રને જાણનારું; જ્ઞાની (૨) ડાહ્યું; ચતુર (૩) પું० આત્મા (૪) પરમાત્મા (૫) સ્વચ્છંદી–કાછડીછૂટો પુરુષ (૬) ખેડૂત
**ક્ષેત્રત્રિકોણમિતિ** સ્ત્રી० સમતલત્રિકોણમિતિ; 'ટ્રિગોનોમેટ્રી' (ગ.)
**ક્ષેત્રપાલ(-ળ)** પું० ખેતરનો રખેવાળ; ખેડૂત (૨) ખેતરનું રક્ષણ કરનાર દેવ (૩) સ્વામી; રાજા
**ક્ષેત્રફલ(-ળ)** ન० ક્ષેત્રનો વિસ્તાર; જમીનની લંબાઈપહોળાઈનું માપ
**ક્ષેત્રભૂમિતિ** સ્ત્રી० સમતલભૂમિતિ; 'પ્લેઇન જ્યૉમેટ્રી'
**ક્ષેત્રમાપન** ન० ક્ષેત્રને માપવું તે
**ક્ષેત્રમિતિ** સ્ત્રી० ક્ષેત્રમાપન
**ક્ષેત્રવહી** સ્ત્રી० ખેતરની વહી
**ક્ષેત્રસંન્યાસ** પું० બીજાં બધાં ક્ષેત્રો છોડી એક જ ક્ષેત્રને—સ્થાનને વળગી બેસવું તે
**ક્ષેત્રસ્થ** વિ० શરીરમાં રહેલું (૨) પુણ્યક્ષેત્રમાં રહેનારું (૩) પું० શરીરમાં રહેલો આત્મા
**ક્ષેત્રિય** પું० જુઓ ક્ષેત્રી
**ક્ષેત્રી** પું० ખેડૂત (૨) આત્મા (૩) પતિ
**ક્ષેપ** પું० ફેંકવું–નાખી દેવું તે (૨) ગાળવું—ગુમાવવું તે (સમયનું)
**ક્ષેપક** વિ० ઘુસાડેલું; પાછળથી ઉમેરેલું (૨) પું०–નાખનાર પુરુષ (૩) ઉમેરો; પાછળથી ઉમેરેલી વસ્તુ
**ક્ષેપણ** ન० ક્ષેપ કરવો તે (૨) નિંદા; અપવાદ
**ક્ષેપણી** સ્ત્રી० હલેસું (૨) માછલાં પકડવાની જાળ (૩) કુસ્તીનો એક દાવ (૪) એક અસ્ત્ર
**ક્ષેપણીપદી*** સ્ત્રી०
**ક્ષેમ** વિ० સુખશાંતિ આપનારું (૨) સુખશાંતિવાળું; આબાદ (૩) ન० સુખશાંતિ (૪) કલ્યાણ; શ્રેય (૫) આરોગ્ય
**ક્ષેમ(-મં)કર** વિ० કલ્યાણકારક
**ક્ષેમકુશલ(-ળ)** વિ० સુખશાંતિ અને આરોગ્યવાળું (૨) તેના સમાચાર; તેની હકીકત
**ક્ષેમંકર** વિ० ક્ષેમકર
**ક્ષોણિ(-ણી)** સ્ત્રી० પૃથ્વી (૨) એકની સંખ્યા
**ક્ષેમી** વિ० ક્ષેમવાળું; કુશળ
**ક્ષોભ** પું० મનનો ગભરાટ; વ્યગ્રતા (૨) ઓસારો ખાવો–શરમાવું તે (૩) ખળભળાટ
**ક્ષોભક** વિ० ક્ષોભ કરે એવું
**ક્ષોભિત** વિ० ક્ષોભ પામેલું
**ક્ષૌર,૦કર્મ** ન० હજામત; મુંડન
**ક્ષૌરિક** પું० હજામ
**ક્ષૌરી** પું० અસ્ત્રો
**ક્ષ્મા** સ્ત્રી० પૃથ્વી (૨) એકની સંજ્ઞા
**ક્ષ્માનાથ** પું० ક્ષ્માનો નાથ—રાજા
**ક્ષ્માપતિ** પું० ક્ષ્માનો પતિ—રાજા

# ખ

**ખ** પું૦ કંઠસ્થાની બીજો વ્યંજન (૨) કેટલીકવાર ક્ષ અને ષ ના અપભ્રંશરૂપે વપરાતો અક્ષર (૩) સૂર્ય (૨) ન૦ પોલાણ; આકાશ (૪) શૂન્ય; મીડું (૫) મીડું દેખાડનાર સંકેત (પદ્યમાં) (૬) હરકોઈ નક્ષત્રથી દસમું નક્ષત્ર

**ખઈ** પું૦ + ક્ષયરોગ (૨) ખાઈ

**ખકાર** પું૦ ખ અક્ષર અથવા ઉચ્ચાર

**ખકારાંત** વિ૦ જેને છેડે ખકાર હોય એવું

**ખખ** વિ૦ ખખળી ગયેલું; જીર્ણ

**ખખડધજ** વિ૦ મજબૂત બાંધાવાળું (ખાસ કરીને વૃદ્ધ છતાં) (૨) દમામદાર; ભવ્ય

**ખ(૦ડ)ખડવું** અ૦ ક્રિ૦ ખડખડ એવો અવાજ થવો

**ખ(૦ડ)ખડાટ** પું૦ ખખડવાથી થતો અવાજ

**ખ(૦ડ)ખડાવવું** સ૦ ક્રિ૦ ખડખડ અવાજ કરવો (૨) ધમકાવવું (૩) મારવું (જેમકે ધોલ)

**ખખરવખર** અ૦ દોદળું હોય એમ; આમતેમ પડચું હોય એમ

**ખ(૦ર)ખરવું** અ૦ ક્રિ૦ લાગવું; બળાપો—શોક થવો; સાલવું (૨) ખૂંચવું (આંખમાં) (૩) ખખળવું (૪) ખરખર એવો અવાજ થવો (૫) સ૦ ક્રિ૦ દુઃખ દેવું

**ખ(૦ર)ખરી** સ્ત્રી૦ ગળામાં બાઝેલો કફ કે ખાધેલી વસ્તુનો ભાગ (જેનાથી અવાજ ખોખરો થાય છે.); ગાતી વખતે સૂર ધ્રુજાવવો તે (૩) સૂર; અવાજ (૪) ચિંતા; ચટપટી

**ખ(૦ર)ખરો** પું૦ શોક; સંતાપ (૨) પસ્તાવો; પશ્ચાત્તાપ (૩) શક; અંદેશો

**ખ(૦ળ)ખળતું** વિ૦ ખૂબ ઊનું; ઊકળતું

**ખ(૦ળ)ખળવું** અ૦ ક્રિ૦ ખૂબ ઊનું થવું; ઊકળવું (૨) બાંધાનું હાલી ઊઠવું; જીર્ણ—અશક્ત થવું

**ખખળાવવું** સ૦ ક્રિ૦ ખૂબ ઉકાળવું (૨) ઘણા પાણીથી ધોવું (૩) [નાણું] કઢાવવું; પડાવી લેવું

**ખખ્ખુ(-ખ્ખો)** પું૦ ખકાર

**ખગ** પું૦ પક્ષી (૨) ગ્રહ (૩) તારો (૪) સૂર્ય (૫) નવની સંજ્ઞા

**ખગપતિ** પું૦ ખગનો—પક્ષીઓનો રાજા; ગરુડ

**ખગવાહન** પું૦ (સં.) ગરુડ જેનું વાહન છે તે—વિષ્ણુ

**ખગાકાર** વિ૦ આછું; ચકિત (૨) સુંદર

**ખગાધિપ** પું૦ [સં.] ખગોનો અધિપ—ગરુડ

**ખગાસન** પું૦ [સં.] ઉદયાચલ (૨) ગરુડ જેનું વાહન છે તે—વિષ્ણુ

**ખગુણ** પું૦ 'ઝીરો ફૅક્ટર' (ગ.)

**ખગેશ** પું૦ ખગ—પક્ષીઓનો ઈશ—ગરુડ

**ખગેન્દ્ર** પું૦ ગરુડ

**ખગોલ(-ળ)** પું૦ ગગનમંડળ

**ખગોલ(-ળ)વિદ્યા** સ્ત્રી૦ ગ્રહ, નક્ષત્ર ઇત્યાદિ સંબંધી શાસ્ત્ર

**ખગોલ(-ળ)વેત્તા** પું૦ ખગોળવિદ્યાનો જાણકાર

**ખગોલ(-ળ)શાસ્ત્ર** ન૦ ખગોળવિદ્યા

**ખગોલ(-ળ)શાસ્ત્રી** પું૦ ખગોળવેત્તા

**ખગ્ગ** ન૦ + ખડ્ગ; તરવાર

**ખગ્ગરી** સ્ત્રી૦ + ખડ્ગ

**ખગ્રાસ** પું૦ આખા ગ્રહનું ઢંકાઈ જવું તે; સૂર્ય કે ચંદ્રનું પૂર્ણ ગ્રહણ

**ખચ(-ચ્ચ)** અ૦ ખેંચીને; સખત રીતે (૨) ખચ એવો અવાજ થાય તેમ

**ખચકાવું** અ૦ ક્રિ૦ અચકાવું; અટકવું (૨) પાછા પડવું (૩) સ૦ ક્રિ૦ ખચ દઈને ખોસી દેવું

**ખચકો** પું૦ સપાટી પર પડેલો ખાડો–ખાંચો (૨) અટકાવ; અંતરાય

**ખચખચવું** અ૦ ક્રિ૦ ખચખચ એવો અવાજ થવો (૨) ઘોડો દોડતો હોય તે કારણે ઉપર બેસનારનું ખચખચ એવા અવાજ સાથે હાલવું—કૂદવું (૩) સ૦ક્રિ૦ ખીચોખીચ ભરવું

**ખચખચી** અ૦ ખીચોખીચ

**ખચર** ન૦ ખચ્ચર

**ખચરી** સ્ત્રી૦ ખચ્ચરની માદા

**ખચરું** વિ૦ ઘરડું; નિર્બળ (૨) ન૦ જુવાનનું મરણ (૩) નિર્માલ્ય ઘોડું

**ખચાખચ** અ૦ ખચખચ એવો અવાજ થાય એમ (૨) ખીચોખીચ

**ખચાખચી** અ૦ નક્કી; અવશ્ય (૨) સ્ત્રી૦ ગિરદી; ભીડ

**ખચિત** વિ૦ જડેલું; બેસાડેલું

**ખચીત** અ૦ જરૂર; અવશ્ય

**ખચૂકખચૂક** અ૦ ખદૂકખદૂક; ઊછળતું અને ધીરું ચાલતું હોય તેમ (ઘોડાની ચાલ વિષે)

**ખચોખચ** અ૦ ભચોભચ (૨) ખીચોખીચ

**ખચ્ચ** અ૦ જુઓ ખચ

**ખચ્ચર** ન૦ ઘોડો અને ગધાડું એ બંનેની મિશ્ર જાતિનું પ્રાણી

**ખજવાળ** સ્ત્રી૦ ખંજવાળ

**ખજવાળવું** સ૦ ક્રિ૦ જુઓ ખંજવાળવું

**ખજાનચી** પું૦ ખજાનાનો ઉપરી–કોષાધ્યક્ષ

**ખજા(-જી)નો** પું૦ નાણું રાખવાની જગા; ભંડાર (૨) [લા.] ધન; દોલત (૩) હથિયાર ભરવાની ખોલ કે બાકાવાળો પટો (૪) બંદૂકમાંનું ગોળી ભરવાનું ખાનું (૫) ચલમમાં ગડાકુ મૂકવાનો ખાડો (૬) મીઠું પકવવાનો ક્યારડો-અગર

**ખજા(-જી)નદાર** વિ૦ ખજાનાવાળો

**ખજીનો** પું૦ જુઓ ખજાનો

**ખજૂર** ન૦ એક ફળ, જે સુકાવાથી ખારેક બને છે.

**ખજૂરી** સ્ત્રી૦ ખજૂરનું ઝાડ (૨) ખંજવાળ લાગે એવા નાનાનાના કાંટા (૩) ખંજવાળ

**ખજૂરું** ન૦ ખજૂરીની જાતનું એક ઝાડ, જેમાંથી તાડી નીકળે છે.

**ખટ** વિ૦ છ (૨) પું૦ ઠગ; લબાડ આદમી (૩) એક રાગ

**ખટક** સ્ત્રી૦ ખટકો (૨) ચાનક

**ખટકખટક** અ૦ ખટખટ અવાજ થાય એમ

**ખટકરમ** ન૦ બ૦ વ૦ બ્રાહ્મણે કરવાનાં છ ધર્મકાર્યો (યજન, યાજન, અધ્યયન, અધ્યાપન, દાન અને પ્રતિગ્રહ) (૨) ધર્મ સંબંધી નિત્યકર્મ

**ખટકર્મ** ન૦ બ૦ વ૦ જુઓ ખટકરમ

**ખટકવું** અ૦ ક્રિ૦ કાંકરીની પેઠે ખૂંચવું; ભોંકાવું-સાલવું (૨) અંદરથી લાગવું; પશ્ચાત્તાપ થવો

**ખટકો** પું૦ ખટકવું તે (૨) હરકત; નડતર (૩) શક; અંદેશો (૪) ચાનક; કાળજી

**ખટખટ** સ્ત્રી૦ એક અવાજ (૨) હરકત; નડતર (૩) પંચાત; માથાકૂટ

**ખટખટારો** પું૦ કંટાળો આવે એવી માથાઝીક; કચકચાટ

**ખટગુણ** પું૦ બ૦ વ૦ છ ગુણ (ઉદ્યોગ, સાહસ ધૈર્ય, બળ, બુદ્ધિ અને પરાક્રમ)

**ખટચક્ર** ન૦ બ૦ વ૦ યોગશાસ્ત્રમાં બતાવેલાં શરીરની અંદરનાં છ ચક્રો (આધાર, લિંગ નાભિ, અનાહત, કંઠ અને મૂર્દ્ધ)

**ખટદર્શન** ન૦ બ૦ વ૦ જુઓ ખટશાસ્ત્ર

**ખટનટ** વિ૦ નટખટ; પ્રપંચી

**ખટપટ** સ્ત્રી૦ યુક્તિપ્રયુક્તિથી કામ સાધી લેવાની તજવીજ; પ્રાપંચિક ગોઠવણ (૨) ગોઠવણ (૨) કડાકૂટ; પંચાત

**ખટપટિયું** વિ૦ ખટપટવાળું; કડાકૂટિયું (૨) ખટપટી; કારસ્તાની

**ખટપટી** વિ૦ ખટપટિયું; કારસ્તાની

**ખટપદ** પું૦ છપગવાળાં પ્રાણીઓનો વર્ગ; ભમરો; મધમાખ (૨) જૂ

**ખટબાકી** સ્ત્રી૦ વસૂલ ન આવી શકે એવું લેણું (૨) મહેસૂલમાંની વસૂલ ન થાય એવી બાકી રકમ

**ખટમધુર(-રું)** વિ૦ કંઈક ખાટા અને કંઈક મીઠા સ્વાદવાળું

**ખટમલ** પું૦ માંકડ
**ખટમાસી** વિ૦ છ છ મહિને આવતું; છમાસી
**ખટમીઠું** વિ૦ ખટમધુરું
**ખટરસ** પું૦ બ૦ વ૦ છ સ્વાદ (ખાટો, ખારો, કડવો, તૂરો, તીખો અને ગળ્યો)
**ખટરાગ** પું૦ છ રાગ (એક મત પ્રમાણે ભૈરવ, માલકોશ, હિંડોળ, શ્રીરાગ, કેદાર અને મલ્લાર) (૨) કજિયો; અણબનાવ (૩) સાંસારિક જંજાળ; કડાકૂટ
**ખટરાગી** વિ૦ કજિયાખોર (૨) જંજાળી
**ખટલો** પું૦ કુટુંબકબીલો; પરિવાર; રસાલો (૨) સરસામાન; સરંજામ (૩) મુકદ્દમો (૪) ગૂંચવણવાળું—મુશ્કેલ કામ
**ખટ(-ટા)વવું** સ૦ ક્રિ૦ ખટાશ ચડે એમ કરવું (૨) કમાય લાભ મેળવે એમ કરવું
**ખટવું** સ૦ ક્રિ૦+ ખાટવું; લાભ મેળવવો
**ખટશાસ્ત્ર** ન૦ બ૦ વ૦ હિંદુ તત્ત્વજ્ઞાનનાં છ શાસ્ત્રો—દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત)
**ખટાઈ** સ્ત્રી૦ ખાટાપણું (૨) ખાટી વસ્તુ
**ખટાઉ** વિ૦ ખટાવે-લાભ કરે એવું
**ખટાઉ પેદાશ** સ્ત્રી૦ હરાયા ઢોરની હરાજીમાંથી થતી પેદાશ
**ખટાખટ(-ટી)** સ્ત્રી૦ ખટાખટ એવો એક અવાજ (૨) કજિયો; તકરાર
**ખટાટોપ** પું૦ આડંબર; ખોટો મોટો દેખાવ
**ખટાપટી** સ્ત્રી૦ ગરબડ (૨) કજિયો; તકરાર
**ખટારો** પું૦ ભાર ભરવાનું ગાડું (૨) કર્કશ અવાજ કરે એવું—ખરાબ વાહન (૩) ઘરવાખરો
**ખટાવવું** સ૦ ક્રિ૦ જુઓ ખટવવું
**ખટાશ** સ્ત્રી૦ જુઓ ખટાઈ (૨) [લા.] અણબનાવ
**ખટુંબડું** વિ૦ થોડુંક ખાટું
**ખટૂમડું** વિ૦ ખટુંબડું
**ખટ્વાંગ** પું૦ ખોપરીના મૂઠાવાળો ડંગોરો—ગદા; શિવનું એક શસ્ત્ર
**ખડ** ન૦ ઘાસ; કડબ (૨) ખેતરમાં ઊગેલું નકામું ઘાસ; નીંદામણ
**ખડક** પું૦ પાણીમાંનો અથવા જમીન ઉપરનો પથ્થરનો ટેકરો (૨) ખરાઓ; ધારદાર ભેખડ
**ખડકલો** પું૦ ખડકેલી ચીજોનો જથો; ઢગલો
**ખડકવું** સ૦ ક્રિ૦ ઉપરાઉપરી ગોઠવવું; સીંચવું
**ખડકી** સ્ત્રી૦ ઘર આગળની બાંધેલી—બારણાવાળી છૂટી જગા; ડેલી (૨) બે અથવા વધારે ઘર આગળની એક સામાન્ય બારણાવાળી ગલી કે શેરી (૩) એ બારણાંવાળી રચના અથવા એની ઉપરની ડેલી
**ખડકું** ન૦ નાનો ખડક (૨) પથ્થરનો કે લાકડાનો લૂગડાં ધોવામાં વપરાતો નાનો કકડો
**ખડકો** પું૦ ખડકલો
**ખડખડ** અ૦ ખડખડ એવો અવાજ કરીને (૨) સ્ત્રી૦ એવો અવાજ (૩) ડખલ; પીડા; ઉપાધિ (૪) તકરાર; ખટખટ
**ખડખડજોગ** પું૦ ટંટાનો પ્રસંગ
**ખડખડતું** વિ૦ ખડખડ અવાજ કરતું (૨) ન૦ સૂકું નાળિયેર
**ખડખડભડભડ** અ૦ ખડખડ ભડભડ એવો અવાજ કરીને (૨) સ્ત્રી૦ એવો અવાજ (૩) ગરબડ
**ખડખડવું** અ૦ ક્રિ૦ ખડખડ અવાજ થવો
**ખડખડાટ** પું૦ ખડખડ એવો અવાજ (૨) અ૦ એવો અવાજ કરીને (હસવું)
**ખડખડાવવું** સ૦ ક્રિ૦ જુઓ ખખડાવવું
**ખડખડિયું** વિ૦ (૨) ન૦ જુઓ ખડખડતું
**ખડખડિયાં** ન૦ બ૦ વ૦ ઝાંઝ (૨) એક ખાવાની વાની
**ખડગ** ન૦ તલવાર (૨) ગેંડાનું શિંગડું
**ખડગું** ન૦ બિલાડીની જાતનું એક હિંસક પ્રાણી
**ખડઘૂસ** ન૦ એક પંખી
**ખડચંપો** પું૦ એક જાતનો ચંપો
**ખડણ** વિ૦ આખાં—હરામ હાડકાંનું; આળસુ
**ખડતર(-લ)** વિ૦ દુઃખ ખમી શકે એવું; ખરવાણ (૨) મહેનતુ (૩) મજબૂત બાંધાનું (૪) તુચ્છ
**ખડતાલ** સ્ત્રી૦ છ તાલ (સંગીત) (૨) કરતાલ; કાંસીજોડ (૩) લાકડાની ફંડેતાળ (૪) લાત; પાટુ
**ખડતાલ(-ળ)વું** સ૦ ક્રિ૦ ખરી વડે ઠોકવું-ખોદવું (જમીન)
**ખડતું** ન૦ રેખ; બરતરફી

**ખડદું** ન૦ ખડબું; પ્રવાહી પદાર્થનું જામેલું ચોસલું (૨) છિદ્ર; કોષ

**ખડધાન** ન૦ ખેડયા કે વાવ્યા વિના થતું ધાન (સામો, મણકી વગેરે) (૨) હલકી જાતનું અન્ન

**ખડધામણી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**ખડધાયેલું** વિ૦ ચાઠાં; ખૂજલી ઇત્યાદિ થવાથી ખરાબ થયેલું; કીડ પડી હોય તેવું; ખવાયેલું (૨) ખરડાયેલું; મેલું (૩) ઘસાયેલું; નબળું

**ખડધાલ** વિ૦ ખવાઈ ગયેલું; ખડધાયેલું; ઘસાઈ ગયેલું (૨) નબળું

**ખડ(-ર)પવું** સ૦ ક્રિ૦ ખોતરી ઉખેડી કાઢવું; સોરવું

**ખડપું** ન૦ ખડપવાનું ઓજાર; ખરપડી

**ખડપો** પું૦ મોટી ખરપડી (૨) તવેથો

**ખડ(ર-)ખચડું** વિ૦ ખાડાખૈયાવાળું; ઊંચું-નીચું

**ખડબાદાર** વિ૦ ખડબાં નીકળે એવું

**ખડબું** ન૦ જામી ગયેલા પ્રવાહીનું ચોસલું; ખડદું

**ખડબૂચ(-ચું)** ન૦ એક ફળ; તરબૂચ

**ખડબૂચી** સ્ત્રી૦ ખડબૂચનો વેલો; તરબૂચી

**ખડભડ** સ્ત્રી૦ એક અવાજ (૨) ગરબડ; ધાંધલ (૩) કજિયો; બોલાબોલી

**ખડભડવું** અ૦ ક્રિ૦ ખડભડ અવાજ થવો (૨) બોલાબોલી-તકરાર થવી

**ખડભડાટ** પું૦ એક અવાજ (૨) ગરબડ; ધાંધલ

**ખડમા(-માં)કડી** સ્ત્રી૦ એક જીવડું

**ખડમોસાળ** ન૦ માનું કે બાપનું મોસાળ

**ખડવઢુ** વિ૦ ઘાસ વાઢનારું

**ખડવેવાઈ** પું૦ વેવાઈનો બાપ

**ખડવેવાણ** સ્ત્રી૦ વેવાઈની મા

**ખડવું** સ૦ ક્રિ૦ ચોપડવું; લેપ કરવો (૨) ખરડવું; ડાઘ લગાડવો (૩) સંડોવવું; આળ મૂકવું (૪) નઠારા કામમાં સામેલ કરવું (૫) અ૦ ક્રિ૦ હાથ પગ ઇત્યાદિ અવયવનું ઊતરી જવું (૬) પડી જવું (૭) ઊડી જવું; ઝાંખું થવું (રંગનું) (૮) અટકી પડવું

**ખડશિ(-શી)ગી** ન૦ એક મોટું ઝાડ, જેની લાંબીલાંબી શિંગોનું શાક તથા અથાણું થાય છે.

**ખડશિંબી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**ખડસમેરવો** પું૦ એક વનસ્પતિ

**ખડસલ** પું૦ મકાનનો પાયો

**ખડસલિ(-લિ)યો** પું૦ એક વનસ્પતિ; પિત-પાપડો

**ખડંગ** અ૦ ખડંગ એવો અવાજ કરીને

**ખડા** સ્ત્રી૦ પાવડી; ચાખડી (૨) જોડાનો પાની આગળનો ઊભો ભાગ

**ખડાઈ** સ્ત્રી૦ વાછરડી (૨) શઠતા; જાણીજોઈને કામ ન કરવું તે

**ખડાઉ** સ્ત્રી૦ પાવડી; ચાખડી (૨) સૂકું ઘાસ

**ખડાઉતાર** વિ૦ જોડા ઉતારતાંવેંત તરત સ્વીકારાય એવી (હૂંડી)

**ખડાઉપાડ** વિ૦ ઊભા ખડાનો-ચપસીને બેસતો (જોડો)

**ખડાખડ** અ૦ ખડાખડ એવો અવાજ થાય એમ; ઉતાવળથી

**ખડાખાટ** ન૦ જ્યોતિષમાં છ અષ્ટકવાળો યોગ (જે બે માણસો વચ્ચે આ યોગ આવે તેમને બને નહિ—અણબનાવ રહે એમ કહેવાય છે.)

**ખડાખાસડું** ન૦ જુઓ ખડાખાટ

**ખડખાટું(-ષ્ટકું)** ન૦ જુઓ ખડાખાટ

**ખડાવો** પું૦ લાકડાનો જોડો

**ખડાસન** પું૦ એક વનસ્પતિ (દવામાં વપરાતી)

**ખડિયાખડખડ** વિ૦ સખળડખળ; ખખળી ગયેલું; છીર્ણ (૨) સ્ત્રી૦ ભાંગીતૂટી હાલત (૩) જંજાળ; આથાફાટ

**ખડિયાટ** પું૦ તળાવમાં ઊતરવાની ઢાળ પડતી પણ ખસી ન પડાય એવા ચણતરવાળી ઓકળીબંધ રચના

**ખડિયું** ન૦ ખરડિયું; સુકવણું (૨) જોટડું; જુવાન ભેંસ (૩) ચિત્તો; વાઘ (૪) સુકાવાથી તડો પડી ગઈ હોય તેવી જમીન (૫) ચોમાસામાં કેટલાક દિવસ વરસાદ ન પડવાથી જે તાપ પડે છે તે

**ખડિયો** પું૦ લખવાની શાહી રાખવાનું પાત્ર (૨) દીવો કરવાનો નાનો ડબો (૩) ઘણા પડવાળી ઝોળી; ખભાની બે તરફ ઝૂલતો નખાય એવો કોથળો (૪) ખલતો; વાટવો

**ખડિયો ખાર** પું૦ એક જાતનો ક્ષાર; ટંકણખાર

**ખડિયો વાઘ** પું૦ ચિત્તો; દીપડો

**ખડી** સ્ત્રી૦ એક જાતની ધોળી માટી (૨) રસ્તા પર નંખાય છે એવા પથ્થરના નાનાનાના કડકા (૩) લોટડી; વગર વિચાર્યેલી શેંશ

**ખડીમાટી** સ્ત્રી૦ એક જાતની ધોળી માટી

**ખડીસાકર** સ્ત્રી૦ એક જાતની સાકર

**ખડું** વિ૦ ઊભું (૨) તત્પર (૨) ન૦ પાણી ચૂસી લે એવું ઈંટનું ઢેફું; ઠીકરું

**ખડેધાટ** વિ૦ ભઠ્ઠીમાં બાફ્યા વગર ધોયેલું (કપડું) (૨) અ૦ ટટ્ટાર; મગરૂર રીતે (૩) સજ્જ; તત્પર

**ખડેચોક** અ૦ છચોક; જાહેરરીતે

**ખડેજોડે** અ૦ ઊભેઊભે; આવતાંવેંત; તરત

**ખડો** પું૦ જોડાની એડીનો ભાગ; ખરો (૨) કૂકડાં કે કબૂતરને રાખવાનું પિંજરું

**ખડ્ગ** ન૦ જુઓ ખડગ

**ખડ્ડુ** વિ૦ અનુભવી (૨) વયોવૃદ્ધ (૩) હોશિયાર; ચાલાક

**ખણ** સ્ત્રી૦ ક્ષણ (૨) વલૂર; ચળ; ખંજવાળ (૩) એક જાતની ગરોળી (૪) પું૦ ટેખલનું —કબાટનું ખાનું

**ખણકો** પું૦ એક અવાજ; રણકો (૨) શૂળના ભોંક જેવી વેદના; સણકો; ખટકો

**ખણખણ** અ૦ ખણખણ અવાજ થાય એમ (૨) કોઈકોઈ ક્ષણે

**ખણખણવું** અ૦ ક્રિ૦ ખણખણ અવાજ થવો

**ખણખણાટ** પું૦ ખણખણ એવો અવાજ

**ખણખણિયાં** ન૦ બ૦ વ૦ ખણખણે એવી નાનીનાની ઘૂઘરીઓ કે કાંસીજોડ જેવાં પતરાં (રથ ઇત્યાદિનાં) (૨) કાંસીજોડ; છબછબિયાં

**ખણખણું** વિ૦ ખૂબ શેકાયેલું; ખરું થયેલું; ખૂબ તપેલું

**ખણખોજ(-ત,-તર,-ળ)** સ્ત્રી૦ બારીક તપાસ-શોધ (૨) કોઈના દોષ શોધ્યા-કાઢ્યા કરવા તે; નિંદા કર્યા કરવી તે

**ખણચણું** ન૦ પાવડો

**ખણજ** સ્ત્રી૦ વલૂર; ચળ

**ખણવું** સ૦ ક્રિ૦ ઉઝરડવું; ખોતરવું (૨) ખોદવું (૩) વલૂરવું; ખંજવાળવું (૪) ચીમટી ભરવી

**ખણસ** સ્ત્રી૦ શંકા; અંદેશો (૨) અંટસ; વેર-ઝેર (૩) ખંત; હોંશ (૪) ઝાડાપેશાબની શંકા—હાજત (૫) આદત; ટેવ

**ખણસાવું** અ૦ ક્રિ૦ વહેમાવું (૨) દાઝે બળવું (૩) હાજત થવી

**ખણિક** વિ૦+ ક્ષણિક

**ખણુ** ન૦+ ક્ષણ

**ખણેર** પું૦ એક વનસ્પતિ

**ખત** ન૦ લેખ; લખત; દસ્તાવેજ

**ખતપત્તર** ન૦ ખત અથવા તો તેને લગતાં કાગળિયાં

**ખતપત્ર** ન૦ ખતપત્તર

**ખતમ** અ૦ ખલાસ; સમાપ્ત

**ખતરણ** સ્ત્રી૦ ખતરીની સ્ત્રી

**ખતરવટ** અ૦ આગ્રહપૂર્વક; જિદ્દપૂર્વક (૨) સ્ત્રી૦+ ક્ષત્રીવટ

**ખતરિયાંવટ** સ્ત્રી૦+ ક્ષત્રીવટ

**ખતરી** વિ૦ ક્ષત્રિયની એક જાતનું (૨) કાપડ વણવાનો ધંધો કરતી એક ન્યાતનું (૩) પું૦ એ ન્યાતનો માણસ

**ખતરું** ન૦ અડચણ; આફત (૨) ખોડ; છિદ્ર

**ખતરો** પું૦ ભય; જોખમ (૨) અંદેશો; સંદેહ

**ખતવણી** સ્ત્રી૦ ખતવવું તે

**ખતવવું** સ૦ ક્રિ૦ (રોજમેળમાંની રકમની) ખાતાવાર નોંધ કરવી

**ખતા(-ત્તા)** સ્ત્રી૦ નુકસાન; ઠોકર (૨) ચૂક

**ખતાબ** સ્ત્રી૦ ભૂલ; ખામી (૨) આરોપ; દોષ દેવો તે (૩) શાપ; બદદુવા

**ખતિયો** પું૦ એક પક્ષી

**ખતીબ** પું૦ ઉપદેશક; વ્યાખ્યાતા

**ખત્તા** સ્ત્રી૦ જુઓ ખતા

**ખત્તો** પું૦ કામળો; ધાબળો (૨) ખત્તા; ઠોકર

**ખદખદ** અ૦ ખદખદ એવો અવાજ થાય તેમ

**ખદખદવું** અ૦ ક્રિ૦ ખદખદ થવું; અર્ધપ્રવાહી સ્થિતિમાં ખદખદ અવાજ સાથે ઊકળવું

**ખદ(-દે)ડવું** સ૦ ક્રિ૦ ખૂબ દોડાવવું; તગેડવું (૨) ફેરા ખવડાવવા; અથડાવવું (૩) ખૂબ મહેનત આપવી

**ખદડામણ** સ્ત્રી૦ ખદડવું તે
**ખદ્દુકખદ્દુક** અ૦ ખદ્દુકખદ્દુક એવો અવાજ કરીને
**ખદડું** વિ૦ ઘટ પોતનું; જાડું (કપડું)
**ખદડો** પું૦ હીજડો; રાંડવો
**ખદબદ** અ૦ ખદખદ (૨) સડવું—કીડાઓથી તળેઉપર થતું હોય એમ
**ખદબદવું** અ૦ ક્રિ૦ ખદબદ થવું
**ખદવું** અ૦ ક્રિ૦ ચાલવું; આગળ વધવું (૨) આમતેમ નકામા દોડવું
**ખદિજા** સ્ત્રી૦ (સં.) મહંમદ પેગંબરની પહેલી-વારની પત્ની
**ખદિર** પું૦ ખેરનું ઝાડ
**ખદિરસાર** પું૦ ખેરસાર; કાથો
**ખદિરિકા** સ્ત્રી૦ રિસામણીનો વેલો (૨) લાખ
**ખદીરી** સ્ત્રી૦ જુઓ ખદિરિકા
**ખદુકખદુક** અ૦ ખદ્દુકખદ્દુક; ઢૂકે ડગલે ઘોડુંગધેડું ચાલે તેમ
**ખદુશખદુશ** અ૦ ખદુકખદુક
**ખદેડવું** સ૦ ક્રિ૦ જુઓ ખદટવું
**ખદ્દડ** વિ૦ જુઓ ખદડું
**ખદ્યોત** પું૦ આકાશમાં તેજ કરે તે—આગિયો, તારો, સૂરજ વગેરે
**ખદ્યા** સ્ત્રી૦ + ક્ષુધા; ભૂખ
**ખનક** પું૦ ઘર ફાટનારો (૨) ખાણ ખોદનારો
**ખનખન** ન૦ છંદ; વ્યસન (૨) ખંત (૩) તપાસ; ખણખોદ (૪) શંકા; હાજત (ઝાડાપેશાબની); ખણસ
**ખનન** ન૦ ખોદવું તે
**ખનિ(-ની)** સ્ત્રી૦ ખાણ
**ખનિ(-ની)જ** વિ૦ ખાણમાંથી નીકળેલું; જમીનમાંથી ખોદી કાઢેલું (૨) ન૦ તેવી ધાતુ (સોનું, લોઢું વગેરે)
**ખનિત્ર** ન૦ ખોદવાનું ઓજાર; કોદાળી
**ખન્નું** ન૦ અથાણું
**ખપ** પું૦ માલનું બજારમાં વેચાઈ જવું તે; માલનો ઉપાડ (૨) વાવર; વપરાશ (૩) ઉપયોગ; અગત્ય; જરૂર; તંગી; ખોટ
**ખપજોગું** વિ૦ ઉપયોગ પૂરતું; જોઈતું
**ખપત** સ્ત્રી૦ વેચાણ; ઉઠાવ
**ખપતું** વિ૦ વપરાય એવું ઉપયોગી (૨) વેચાય એવું (૩) વ્યવહારમાં ચાલે એવું; લેવાયખવાય એવું
**ખપરડી** સ્ત્રી૦ નાનો ખપરડો
**ખપરડો** પું૦ વાંસની ચીપોની સાદડી–ટટ્ટી
**ખપરેલ(-લું)** વિ૦ નળિયાંથી છાયેલું
**ખપવું** અ૦ ક્રિ૦ વેચાવું (૨) વપરાવું; ખરચાવું (૩) લેખાવું; ગણાવું (૪) કામમાં આવવું; વહેવારમાં ઉપયોગમાં આવવું (૫) મરવું; કામ આવવું (જેમકે લડાઈમાં)
**ખપ(-પ્)વો** પું૦ એક જાતનું શસ્ત્ર
**ખપાટ** સ્ત્રી૦ કામડું; વાંસની-લાકડાની ચીપ
**ખપાટિયું** ન૦ ખપાટ; વાંસની ચીપ (૨) વાંસનું લાકડાનું ફાડિયું
**ખપાડ(-વ)વું** અ૦ ક્રિ વેચવું; વેચાય એમ કરવું (૨) વપરાય તેમ કરવું; વાપરીને ખુટાડવું
**ખપુષ્પ** ન૦ આકાશકુસુમ; મિથ્યા કલ્પના
**ખપૂકલી** સ્ત્રી૦ ઝૂંપડી
**ખપૂકલું** વિ૦ નાજુક; સુકલકડી (૨) ન૦ ઝૂંપડું
**ખપૂવો** પું૦ જુઓ ખપવો
**ખપૂ(-ખૂ)સવું** અ૦ ક્રિ૦ ખંતથી પાછળ લાગવું —મંડવું (૨) એકધ્યાન થવું (૩) સ૦ ક્રિ૦ મારવું; ઝૂડવું
**ખપેડી** સ્ત્રી૦ ઊગતા છોડ ખાઈ જનારું એક જીવડું (૨) છોડું; પોપડો (૩) ગૂંગું
**ખપેડો** પું૦ ખપરડો; વાંસની ટટ્ટી
**ખપોટી(-ડી)** સ્ત્રી૦ એક જાતની રેતી (૨) ભિંગડું; પોપડી (૩) કપોટી
**ખપોટું** ન૦ પાતળું છોડું; ભિંગડું
**ખપોડી** સ્ત્રી૦ જુઓ ખપોટી
**ખપ્પર** ન૦ જેમાં આવેલું બધું નાશ પામે એવું પાત્ર (દેવીનું) (૨) ઝેરી નારિયેળીનું બનાવેલું ભિક્ષાપાત્ર; એવા આકારનું કોઈ પણ ભિક્ષાપાત્ર
**ખફગી** સ્ત્રી૦ નાખુશી; ઇતરાજી; રોષ
**ખફા** વિ૦ નાખુશ; ક્રોધાયમાન
**ખબકાવવું** સ૦ ક્રિ૦ ચોરવું; ઉચાપત કરવું
**ખબખબ** અ૦ ખદુકખદુક
**ખબખબવું** અ૦ ક્રિ૦ ખબખબ અવાજ થાય એમ દોડવું

**ખબડ(-ર)દાર** વિ૰ (૨) અ૰ જુઓ ખબરદાર

**ખબર** પું૰ બ૰ વ૰; સ્ત્રી૰ સમાચાર; વર્તમાન (૨) સંદેશો; કહેણ (૩) ઊડતી વાત; લોકવાયકા (૪) જાહેર સમાચાર (૫) નજર; સંભાળ

**ખબરઅંતર** પું૰ બ૰ વ૰; સ્ત્રી૰ માહિતી; સમાચાર (૨) તબિયતના સમાચાર

**ખબરદાર** વિ૰ ઘણી માહિતી ધરાવનારું; કાબેલ (૨) સાવધ (૩) અ૰ સાવધ રહો, યાદ રાખો એવા અર્થનો ઉદ્ગાર

**ખબરદારી** સ્ત્રી૰ ખબરદારપણું

**ખબરપત્ર** પું૰; ન૰ ખબર આપતો પત્ર

**ખબરપત્રી** પું૰ ખબરપત્ર લખનારો (ખાસ કરીને છાપાંમાં)

**ખબાખબ** ધાંધાટ-ધાંટાધાંટ થાય એમ (૨) સ્ત્રી૰ ધાંધાટ; ધાંધલ (૩) ધાંટાધાંટ; તકરાર

**ખબૂકવું*** અ૰ ક્રિ૰

**ખબૂકિયું*** ન૰

**ખબૂતર** ન૰ કબૂતર

**ખબૂતરખાનું** ન૰ કબૂતરખાનું

**ખબૂતરી** સ્ત્રી૰ કબૂતરી

**ખબૂસવું** સ૰ ક્રિ૰ જુઓ ખપૂસવું

**ખબેડવું** સ૰ ક્રિ૰ (કા.) ગમે તેમ ખૂંદવું

**ખ(૰ળ)ભળવું** અ૰ ક્રિ૰ ખળભળ અવાજ થવો (૨) હાલી ઊઠવું; તળેઉપર થવું (૩) મનમાં અજંપો થવો; ગભરાવું

**ખ(૰ળ)ભળાટ** પું૰ જુઓ ખળભળાટ

**ખભો** પું૰

**ખમ** સ્ત્રી૰ બાહુ (કુસ્તી વખતે જે ભાગ થાબડવામાં આવે છે તે) (૨) તે ભાગનો સ્નાયુ; 'બાઇસેપ્સ'

**ખમખમ** અ૰ ખમખમ અવાજ થાય એમ

**ખમખમવું** અ૰ ક્રિ૰ ખમખમ અવાજ થવો

**ખમખમાટ** પું૰ ખમખમવાનો અવાજ

**ખમચ(-ચા)વું** અ૰ ક્રિ૰ ખંચાવું; અટકવું

**ખમણ** ન૰ છીણીને કરેલો ભૂકો

**ખમણકાકડી** સ્ત્રી૰ ખમણી શકાય એવી કાકડી (૨) નાળિયેરનું ખમણ (દાળિયા અને મરીમીઠું નાંખી કરે છે તે)

**ખમણઢોકળાં** ન૰ બ૰ વ૰ એક ખાવાની વાની; ખમણવાળાં ઢોકળાં

**ખમણવું** સ૰ ક્રિ૰ છીણવું

**ખમણા** સ્ત્રી૰ ક્ષમા

**ખમણી** સ્ત્રી૰ ખમણવાનું ઓજાર; છીણી

**ખમતખામણું** ન૰ જાણેઅજાણે થયેલા દોષોની ક્ષમા માગવી તે (જૈન)

**ખમતીધર** વિ૰ ખમતું (૨) સધ્ધર; પૈસાદાર

**ખમતું** વિ૰ ખમી શકે એવું (૨) ગજા પ્રમાણેનું (૩) સધ્ધર; પૈસાદાર

**ખમધ્ય** ન૰ આકાશનું—માથા ઉપરનું મધ્યબિંદુ

**ખમવું** સ૰ ક્રિ૰ સહન કરવું; સાંખવું (૨) થોભાવું (૩) ખમણવું

**ખમા** સ્ત્રી૰ ક્ષમા (૨) સબૂરી (૩) અ૰ જુઓ ખમ્મા

**ખમાચ(-ચી,-જ)** પું૰ એક રાગ

**ખમાર** પું૰ દારૂ ગાળનારો

**ખમાવવું** સ૰ ક્રિ૰ ખમે એમ કરવું (૨) [જૈન] ક્ષમા માગવી

**ખમાસણું** ન૰ ક્ષમા માગવી તે (૨) [જૈન] જૈન સાધુને વંદન કરવાની ક્રિયા (૩) તે વખતે બોલાતા સૂત્રનું નામ

**ખમીર** ન૰ ખટાશ કે આથો ચડાવનારું તત્ત્વ (૨) ખટાશવાળું ઉભરણ (૩) જોશ; તાકાત

**ખમીરી** વિ૰ ખમીરવાળું

**ખમીસ** ન૰ એક જાતનું પહેરણ

**ખમ્મા** અ૰ ક્ષેમકુશળ રહો—દુઃખ ન થાઓ એવું બતાવતો ઉદ્ગાર

**ખર** પું૰ ગધેડો (૨) [સં.] એક દૈત્ય—રાવણનો ભાઈ (૩) વિ૰ ઠોઠ; મૂર્ખ (૪) ખોખરું

**ખરક(-ખ)લો** પું૰ ખડકલો; ટગલો

**ખરખડિયું** ન૰ જુઓ ખડખડિયું

**ખરખબર** પું૰ બ૰ વ૰; સ્ત્રી૰ સમાચાર

**ખરખર** સ્ત્રી૰ જુઓ ખરખરી (૨) અ૰ એક પછી એક ખરતું હોય એમ (આંસુ); સપાટાબંધ

**ખરખરવું** અ૰ ક્રિ૰ ખરખર પડવું—ગરવું (૨) ગળામાં ખરખરી બોલવી (૩) ખખળી જવું; જીર્ણ થઈ જવું

**ખરખરાજાત** સ્ત્રી૰ પરચૂરણ ખર્ચ (૨) ઘટ; બાધ; નુકસાન

**ખરખરી** સ્ત્રી૰ જુઓ ખખરી

**ખરખરો** પું૰ જુઓ ખખરો
**ખરખલો** પું૰ ખડકલો
**ખરખોટી** સ્રી૰ એક વનસ્પતિ
**ખરગધ** ન૰ જંગલી ઘોડો
**ખરગોશ(-સ)** ન૰ સસલું
**ખરચ** ન૰; પું૰ ખર્ચ; વાપર (૨) કિંમત; લાગત (૩) મોટી રકમ વાપરવાનો સારો-નરસો અવસર
**ખરચખૂટણ** ન૰ પરચૂરણ-ફાલતું ખર્ચ (૨) અવસર વખતે કરવાનું ખર્ચ; વરો
**ખરચવું** સ૰ ક્રિ૰ ખર્ચ કરવું; વાવરવું
**ખરચાઉ(-ળ,-ળું)** વિ૰ ખર્ચ કરે એવું; હાથનું છૂટું (૨) મોંઘું
**ખરચી** સ્રી૰ ખરચવાને માટે જોઈતી રકમ (૨) ગુજરાનનું સાધન
**ખરચીપાણી** ન૰ ખરચી; ગુજરાનનું સાધન; પરચૂરણ ખરચ
**ખરચુ** ન૰ ઝાડે જવું તે; મળત્યાગ
**ખરચો** પું૰ ખર્ચ (૨) ખાંપો (વાળનો કે છોડનો) (૩) પતરાળાં સીવવાની રાડાંની સળી
**ખરજ** સ્રી૰ ચામડીનો એક રોગ (૨) ખંજવાળ (૩) પું૰ સંગીતમાં સાત સ્વરમાંનો પહેલો તે; ષડ્જ
**ખરજવું** ન૰ ચામડીનો એક રોગ
**ખરડ** સ્રી૰ જાડા રગડાનો લેપ
**ખરડકું** ન૰ (કા.) વહેળિયું
**ખરડવું** સ૰ ક્રિ૰ ખરડ-લેપ કરવો (૨) ખરાબ -મેલું કરવું; બગાડવું (૩) સંડોવવું
**ખરડિયું** ન૰ સુકવણું; દુકાળ જેવું વર્ષ
**ખરડો** પું૰ ઘૂંટવાના અક્ષરોનો કાગળ (૨) કાચું લખાણ; મુસદ્દો (૩) યાદી (૪) ખરડ; લેપ
**ખરણેર** ન૰ એક વનસ્પતિ
**ખરતરગચ્છ** પું૰ જૈન સાધુઓનો એક વર્ગ
**ખરપડી** સ્રી૰ ખરપવાનું ઓજાર
**ખરપડો** પું૰ મોટી ખરપડી (૨) મોટો તવેથો (૩) ચામડાં ઉઝરડવાનું ઓજાર (૪) કમ-અક્કલ ગામડિયો; ગમાર માણસ
**ખરપણી** સ્રી૰ એક વનસ્પતિ
**ખરપવું** સ૰ ક્રિ૰ જુઓ ખડપવું
**ખરપાવું** અ૰ ક્રિ૰ ખોટ ખાવી
**ખરપિયો** પું૰ મોટી ખરપડી
**ખરપી** સ્રી૰ જુઓ ખરપડી
**ખરપો** પું૰ જુઓ ખરપડો
**ખરબચડું** વિ૰ જુઓ ખડબચડું
**ખરમચી** સ્રી૰ આદત; ટેવ
**ખરમચો** પું૰ આદત; ટેવ
**ખરલ** પું૰ ખલનો બત્તો (૨) ખરડ
**ખરવ** વિ૰ ખર્વ; હજાર કરોડ; ૧૦,૦૦૦, ૦૦૦,૦૦૦ (૨) ઠીંગણું; વામન
**ખરવટ** પું૰ પશુઓની ખરીનો એક રોગ
**ખરવડ** સ્રી૰ ઝાડની છાલ ઉપરનો સુકાયેલો ભાગ
**ખરવા** પું૰ પશુઓની ખરીમાં કીડા પડીને થતો એક રોગ
**ખર(-રા,-ળા)વાડ** સ્રી૰ ગામનું પાદર જ્યાં ખળાં કરવામાં આવે છે તે
**ખરવાણ** વિ૰ દુઃખ ખમી શકે એવું; ખડતલ
**ખરવાસ** પું૰ ખરવટ
**ખરવું** અ૰ ક્રિ૰ ઉપરથી નીચે પડવું (૨) સુકાઈને પડી જવું; ગરવું (૩) [લા.] હારીને દૂર થવું—જતા રહેવું
**ખરસટ** વિ૰ ખરબચડું; બરછટ (૨) બરડ; તકલાદી
**ખરસણ** ન૰ એક વનસ્પતિ
**ખરસલી** સ્રી૰ ઘાસનું પાનું—તણખલું (૨) પશુઓને ખાવાનું ઝીણું સૂકું ઘાસ; ખસલી
**ખરસલું** ન૰ ખસલું; ખરસલી
**ખરસાણી** સ્રી૰ એક વનસ્પતિ
**ખરસાંડી** સ્રી૰ ખરસાણી
**ખરાખર** અ૰ નક્કી; ખરેખર
**ખરાખરી** સ્રી૰ ખરાપણું; સચ્ચાઈ (૨) સાબિતી (૩) સંકટવેળા; બારીક વખત
**ખરાજાત** સ્રી૰ મજૂરી કે બગાડને કારણે માલ પાછળ થતું ખર્ચ
**ખરાડ** સ્રી૰ ગરેલાં સૂકાં પાંદડાં, ડાંખળાં વગેરે (૨) ખોટ; ઘસારો; ઘટ
**ખરાદ** સ્રી૰ લાકડું, હાથીદાંત વગેરેના ઘાટ ઉતારવાનું યંત્ર; સંઘાડો
**ખરાદી** પું૰ ખરાદથી ઘાટ ઉતારનારો કારીગર
**ખરાપણું** ન૰
**ખરાબ** વિ૰ સારું નહિ તેવું; નઠારું

**ખરાબખસ્ત** વિ૦ અત્યંત ખરાબ—પાયમાલ થયેલું
**ખરાબખાસ્તા** વિ૦ ખરાબખસ્ત
**ખરાબી** સ્ત્રી૦ બગાડ; નુકસાન (૨) નાશ; પાયમાલી
**ખરાબો** પું૦ પાણીથી ઢંકાયેલો ખડક (૨) ખરાબ—ખેડવા લાયક ન હોય તેવી જમીન
**ખરાબોલું** વિ૦ સાચાબોલું
**ખરાવાડ** વિ૦ જુઓ ખરવાડ
**ખરાવાદી** વિ૦ ખરાબોલું
**ખરી** સ્ત્રી૦ કેટલાંક ચોપગાં પ્રાણીઓને પગનાં આંગળાંને ઠેકાણે જે આખા કે ફાટવાળા નખ હોય છે તે
**ખરીખો** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**ખરીતો** પું૦ સરકારી કાગળિયાંનો લખોટો—થેલો (૨) ખલીતો; પરબીડિયું
**ખરીદ** સ્ત્રી૦ ખરીદી; ખરીદવું તે
**ખરીદદાર** વિ૦ ખરીદનારું
**ખરીદવું** સ૦ ક્રિ૦ વેચાતું લેવું
**ખરીદિયો** પું૦ ખરીદ કરનારો
**ખરીદી** સ્ત્રી૦ ખરીદવું તે
**ખરીપટ્ટી** સ્ત્રી૦ ગામને દેવામાંથી મુક્ત કરવા માટેનું ઉઘરાણું
**ખરીફ** સ્ત્રી૦ ચોમાસુ પાક
**ખરું** વિ૦ સાચું (૨) શેકીને કડક કરેલું (૩) પાકું; બરાબર પાકે કરેલું (૪) અ૦ અહા, સાચું, વારુ, અલબત્ત એવો અર્થ દર્શાવનાર ઉદ્ગાર
**ખરે** અ૦ સાચે; ખરેખાત (૨) નક્કી
**ખરે(-રો)ખર** અ૦ સાચે (૨) ખચીત
**ખરેખરું** વિ૦ સાચેસાચું
**ખરેખાત** અ૦ સાચે (૨) ખચીત; અવશ્ય
**ખરેટવું** સ૦ ક્રિ૦ વેચવું
**ખરે(-રેં)ટી** સ્ત્રી૦ કાદવ સુકાઈ ફાટી ગયેલી જમીન
**ખરે(-રેં)ઢું** ન૦ તરત વિયાયેલી ગાય—ભેંસનું દૂધ (૨) (દેવને) વાંકું—કૂડું પડવું તે
**ખરેટો** પું૦ ઓઘરાળો; રેલાનો ડાઘ (૨) દાઝી ગયેલા અન્નનો પોપડો
**ખરેડી** સ્ત્રી૦ ગરેડી; ગરગડી
**ખરેરી** સ્ત્રી૦ ખખરી (૨) ગળામાં ખરખર થવું તે
**ખરેરો** પું૦ ઘોડા, બળદ વગેરેના શરીરને માલિસ કરવાનું ઓજાર
**ખરેંટી** સ્ત્રી૦ જુઓ ખરેટી
**ખરેંઢું** ન૦ જુઓ ખરેઢું
**ખરોખર** અ૦ જુઓ ખરેખર
**ખર્ચ** ન૦; પું૦ જુઓ ખરચ
**ખર્ચખૂટણ** ન૦ જુઓ ખરચખૂટણ
**ખર્ચવું** સ૦ ક્રિ૦ ખરચવું
**ખર્ચાઉ(-ળ,-ળુ)** વિ૦ ખરચાઉ
**ખર્વ** વિ૦ જુઓ ખરવ
**ખર્વટ** ન૦ પર્વતની તળેટીનું ગામ
**ખલ** પું૦ ઔષધ વગેરે કચરવાનો કે ઘૂંટવાનો ખાડાવાળો ઘડેલો પથરો
**ખલ(-ળ)** વિ૦ શઠ; ધૂર્ત
**ખલક** સ્ત્રી૦ જગત; દુનિયા (૨) માણસજાત; સંસાર
**ખલખળુ** પું૦ ગળાનો એક રોગ
**ખલતો** પું૦ ખાનાંખાનાંવાળી થેલી; મોટો વાટવો
**ખલબત્તો** પું૦ ખલનો બત્તો; ઉપરવટણો
**ખલ(-લે)લ** સ્ત્રી૦ હરકત; અડચણ (૨) નુકસાન
**ખલવું** સ૦ ક્રિ૦ ખલમાં ઘાલીને ઘૂંટવું—બારીક કરવું (૨) ન૦ ગાડાનાં પાંજરાં ટેકવવા માટે ઘલાતો લાકડાનો ઠોયો; આડું (૩) ક્રિકેટની રમતમાં રોપાતો દાંડિયો; 'સ્ટંપ' (૪) ભજિયું
**ખલા** પું૦ જ્યાં કોઈ ન હોય એવું સ્થળ
**ખલા(-ળા)વું** અ૦ ક્રિ૦ અટકી રહેવું
**ખલાસ** વિ૦ સમાપ્ત; પૂરું
**ખલાસ(-સી)** પું૦ ખારવો
**ખલાસણ** સ્ત્રી૦ ખલાસીની સ્ત્રી
**ખલી** સ્ત્રી૦ ખિસકોલી (૨) છોકરાંની એક રમત
**ખલી(-ળી)** સ્ત્રી૦ ખળું (૨) કઢોળની હાળ કરવાની જગા
**ખલીચક** ન૦ છોકરાંની એક રમત; ખલી
**ખલીતો** પું૦ લખોટો; પરબીડિયું
**ખલીફ** પું૦ મહંમદ પેગંબરની ગાદીએ બેસનાર; ઇસ્લામી ધર્મનો વડો; ધર્મરક્ષક

**ખલીફાત** સ્ત્રી૦ ખલીફની ગાદી અથવા સત્તા (૨) ખલીફપણું
**ખલીફી** સ્ત્રી૦ જુઓ ખલીફાત
**ખલુ** અ૦ જરૂર; નક્કી
**ખલૂલો** પું૦ છોકરાંની એક રમત; ખલી
**ખલેચી** સ્ત્રી૦ ખાનાંવાળી કોથળી; થેલી
**ખલેડી(-રી)** સ્ત્રી૦ ખિસકોલી
**ખલેલ** સ્ત્રી૦ જુઓ ખલલ
**ખલેલું(-લું)** ન૦ ખારેક (૨) ખજૂર (૩) ખજૂરી
**ખલે(-ળે)ળવું** અ૦ ક્રિ૦ મૂતરવું
**ખલો** પું૦ જોરો (૨) એક બાળરમત
**ખલ્ક** સ્ત્રી૦ જુઓ ખલક
**ખવળવું** અ૦ ક્રિ૦ ભોંય બિછાના પર આળોટવું (૨) વલૂરવું (૩) ખળભળવું
**ખવાબ** પું૦ ખ્વાબ; સ્વપ્ન
**ખવાસ** વિ૦ સેવાચાકરીનો ધંધો કરતી એક જાતનું (૨) પું૦ તે જાતનો માણસ; હજૂરિયો (૩) ચીજની ખાસિયત; પદાર્થનો ધર્મ (૪) સ્વભાવ; મિજાજ
**ખવાસણ(-ણી)** સ્ત્રી૦ દાસી (૨) ખવાસની સ્ત્રી
**ખવાસી** સ્ત્રી૦ જુઓ ખવાસણ
**ખવીસ** પું૦ એક જાતનું ભૂત-પ્રેત (૨) રાક્ષસ
**ખશિ(-સિ)યાણું** વિ૦ છોભું; ઝંખવાણું
**ખશ** વિ૦ છોભું; ખસિયાણું
**ખસ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ (૨) વીરણનો વાળો
**ખસકો** પું૦ ખાંચો; ખચકો
**ખસખસ** સ્ત્રી૦ અફીણના છોડવો (૨) એ છોડવાનું બીજ
**ખસખસાઅલ** પું૦ ખસખસનો અમલ
**ખસખસિયું** વિ૦ ખસખસના જેવું ઝીણું (૨) ખસખસના જેવા ધોળા રંગવાળું
**ખસખસી** વિ૦ જુઓ ખસખસિયું
**ખસડફસડ** અ૦ ખસડફસડ અવાજ થાય એમ; ઘસડાતું હોય તેમ
**ખસબો,૦ઈ** સ્ત્રી૦ ખુશબો; સુગંધ
**ખસમ** પું૦ પતિ; ધણી
**ખસર** સ્ત્રી૦ નાનો ખસરકો
**ખસરકો** પું૦ લીટો; ખચકો (૨) ઉઝરડો; કાપો
**ખસરવું** સ૦ ક્રિ૦ ક્યારા કરવા; જુદું જુદું વાવેતર કરવા ખેતરમાં ભાગ પાડવા (૨) નિશાની કરવી; ખસરકો પાડવો
**ખસરિયો** પું૦ ખસરકો પાડવાનું ઓજાર (સુતારનું)
**ખસરો** પું૦ લીટો; આંકો (૨) ઘસરકો; કાપો
**ખસલત** સ્ત્રી૦ આદત (૨) ખાસિયત
**ખસલી** સ્ત્રી૦ જુઓ ખરસલી
**ખસલું** વિ૦ ખસના રોગવાળું (૨) ન૦ જુઓ ખરસલું
**ખસવું** અ૦ ક્રિ૦ સરકવું; આઘા થવું (૨) લપસવું
**ખસિયાણું** વિ૦ ખશિયાણું; છોભું
**ખસિયું(-યેલ)** વિ૦ ખસના રોગવાળું
**ખસી(-સ્સી)** વિ૦ જેના અંડ-વૃષણ કાપી નાખ્યાં હોય એવું
**ખસૂસ,૦ન** અ૦ ખચીત; જરૂર (૨) ખાસ કરીને
**ખસેડવું** સ૦ ક્રિ૦ દૂર કરવું
**ખસોટી** સ્ત્રી૦ ઓટી
**ખસોટો** પું૦ ખસોટી
**ખસ્સી** વિ૦ જુઓ ખસી
**ખળ** વિ૦ ખલ; શઠ; ધૂર્ત
**ખળકવું** અ૦ ક્રિ૦ શોભવું; દીપવું (૨) ખટખડવું
**ખળકો** પું૦ કુચ્ચક રકમ; અમુક સંખ્યા (૨) ખળખળ કરતો ધસતો પાણીનો પ્રવાહ—જથ્થો (૩) જથ્થો; સમૂહ
**ખળખળ** અ૦ ખળખળ અવાજ થાય એવી રીતે (૨) સ્ત્રી૦; ન૦ ખળખળાટ
**ખળખળતું** વિ૦ ખખળતું
**ખળખળવું** અ૦ ક્રિ૦ ખખળવું; ખૂબ ઊકળવું
**ખળખળાટ** અ૦ ખળખળાટ અવાજ સાથે; અટકચા વગર વહેતું હોય એમ (૨) પું૦ એક અવાજ
**ખળતા** સ્ત્રી૦
**ખળપણું** ન૦
**ખળભળ** સ્ત્રી૦ ગરબડ; ઘોંઘાટ (૨) મનનો અજંપો; ગભરાટ

**ખળભળવું** અ૦ ક્રિ૦ જુઓ ખભળવું

**ખળભળાટ** પું૦ ખભળાટ

**ખળવું** અ૦ ક્રિ૦ અચકાવું; અટકવું (૨) સ૦ ક્રિ૦ ખેળ ચઢાવવી (૩) ખલવું; લસોટવું; ઘૂંટવું

**ખળળખળ** અ૦ સપાટાબંધ; સતત (૨) ખળખળ એવો અવાજ કરીને

**ખળાઈ** સ્ત્રી૦ ખળપણું

**ખળાવાડ** સ્ત્રી૦ ખળું કરવાની જગા; ખરવાડ

**ખળાવું** અ૦ ક્રિ૦ ખલાવું; અટકી રહેવું

**ખળાંઢળાં** અ૦ (કા.) ખળાં ઊભરાઈ જાય એવું; પુષ્કળ છત હોય એમ

**ખળી** સ્ત્રી૦ ખલી

**ખળું** ન૦ કણસલાં ગૂંદીને કે ઝૂડીને અનાજ કાઢવાની જગા

**ખળેળવું** અ૦ ક્રિ૦ ખલેળવું; મૂતરવું

**ખંખ** વિ૦ ખાલી (૨) ખોખા જેવું નકામું (૩) ધનહીન (૪) પું૦ ખંગ; બદલો વાળવો તે (૫) પાયમાલી (૬) સ્ત્રી૦ ખંત (૭) ઇચ્છા; ભૂખ

**ખંખરેટવું** સ૦ ક્રિ૦ જરાતરા ચોપડવું

**ખંખ(-ગ)ળાવવું** સ૦ ક્રિ૦ ઝબકોળીને ધોવું; ખંખાળવું

**ખંખા(-ગા)ળવું** સ૦ ક્રિ૦ પાણીમાં ઝબકોળીને અને હલાવીને ધોવું; પાણી વડે ખૂબ ધોવું—સાફ કરવું (૨) પાણીના કોગળા કરી (મોં) ખૂબ સાફ કરવું

**ખંખેરવું** સ૦ ક્રિ૦ ખેરવી નાખવું (૨) ધમકાવવું; મારવું (૩) લૂંટી લેવું

**ખંખોરવું** સ૦ ક્રિ૦ ચેરી નાખવું; વીંખી નાખવું (૨) નખ વતી ખોતરવું (૩) સંકોરવું; ખોરવું (દેવતા)

**ખંખોળવું** સ૦ ક્રિ૦ વેરણછેરણ કરી નાંખવું; ચૂંથી નાખવું (૨) ખૂણેખાંચરે શોધવું (૩) ખંખાળવું

**ખંખોળા** પું૦ બ૦ વ૦ ખોળંખોળા

**ખંખોળાં** ન૦ બ૦ વ૦ ખોળંખોળા

**ખંખોળિયાં** ન૦ બ૦ વ૦ પાણીથી નવાડવું તે (નવરાવ્યા પછી વધેલું પાણી એકીસાથે બાળકના માથા પર રેડતી વખતે મા આ શબ્દ બોલે છે.)

**ખંગ** પું૦ ખરકલો; ઢગલો (૨) દાઝ; વેર (૩) બદલો (૪) ખંત; ખાંત (૫) વિ૦ ખંજ; લૂલું

**ખંગળાવવું** સ૦ ક્રિ૦ જુઓ ખંખળાવવું

**ખંગાળવું** સ૦ ક્રિ૦ જુઓ ખંખાળવું

**ખંચામણ** સ્ત્રી૦ ખંચાવું તે; અટકી જવું તે

**ખંચાવું** અ૦ ક્રિ૦ ખમચાવું; અટકવું; પાછા પડવું

**ખંજ** વિ૦ લંગડું; લૂલું

**ખંજન** ન૦ એક પક્ષી (૨) હસતાં ગાલમાં પડતો નાનો ખાડો

**ખંજર** ન૦ કટાર જેવું, બેધારું અને સીધું એક હથિયાર

**ખંજરી** સ્ત્રી૦ એક વાદ્ય; ઘૂઘરીઓવાળી નાની નગારી—ડફ

**ખંજવાળ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ; લૂખસ; ચૂંટ (૨) ચળ; વલૂર

**ખંજવાળવું** સ૦ ક્રિ૦ વલૂરવું

**ખંજાછંદ** પું૦ એક છંદ

**ખંજોળવું** સ૦ ક્રિ ખંજવાળવું

**ખંડ** પું૦ ભાગ; કકડો (૨) પ્રકરણ (૩) એક ચોળી કે કાંચળી થાય તેટલું મોળિયાં સાથે વણેલું કપડું; રેંજો (૪) ઘરનો એક ભાગ; ઓરડો (૫) પૃથ્વીના પાંચ મોટા ભાગોમાંનો એક (એશિયા, અમેરિકા, આફ્રિકા, યુરોપ અને ઑસ્ટ્રેલિયા) (૬) વિ૦ વિભાગવાળું (૭) નાનું; ટૂંકું

**ખંડકથા** સ્ત્રી૦ નાની—ટૂંકી વાર્તા

**ખંડકાવ્ય** ન૦ નાનું કાવ્ય (૨) અનેક છંદવાળું કાવ્ય

**ખંડણી** સ્ત્રી૦ તાબેદાર રાજ્ય ઉપરી રાજ્યને જે રકમ દર વર્ષે ભરે તે

**ખંડધારા** સ્ત્રી૦ કાતર

**ખંડન** ન૦ તોડવું તે (૨) દલીલ કે વાદને તોડી પાડવો—રદિયો આપવો તે; પ્રત્યાખ્યાન

**ખંડપરશુ** પું૦ (સં.) શિવ

**ખંડનમંડન** ન૦ તોડવું અને માંડવું તે (૨) ચર્ચામાં વાદને તોડવો અને માંડવો તે

**ખંડમંડલ** વિ૦ બરાબર વર્તુલ નહિ એવું (ચંદ્ર માટે વપરાય છે.)

**ખંડવું** સ૰ ક્રિ૰ તોડવું; કકડા–વિભાગ કરવા (૨) માગતા પૈસે અમુક ઓછું આપી પતાવવું (૩) સામટા ભાવ ઠરાવીને સોંઘામાં ખરીદવું

**ખંડશિખરિણી** પું૰; સ્ત્રી૰ એક છંદ

**ખંડહરિગીત** ન૰; પું૰ એક છંદ

**ખંડાખંડી** સ્ત્રી૰ કચરકચરા; ભાંડાભીડ

**ખંડાવવું** સ૰ ક્રિ૰ ખાંડે એમ કરવું (૨) ખંડે એમ કરવું

**ખંડાવું** અ૰ ક્રિ૰ ભૂકો થવું; કચરાવું (૨) નુકસાનમાં આવવું (૩) પીડાવું; ભીડમાં હેરાન થવું

**ખંડિત** વિ૰ ભાંગેલું; ખાંડું

**ખંડિતા** સ્ત્રી૰ અષ્ટનાયિકામાંની એક (પોતાનો પ્રીતમ સપત્નીને ત્યાં રહી આવેલો જોઈને મનમાં બળી જાય તે)

**ખંડિયું** વિ૰ ખંડણી ભરનારું; તાબેદાર (૨) ખંડિત

**ખંડિયેર** ન૰ ભાંગીતૂટી ઇમારત; પડી ગયેલા ઘરનું ખોખું

**ખંડું** વિ૰+ ખંડિત

**ખંડેર** ન૰ ખંડિયેર

**ખંત** સ્ત્રી૰ ચીવટપૂર્વક લાગ્યા-મંડયા રહેવું તે (૨) ચીવટ; કાળજી

**ખંતી,૦લું** વિ૰ ખંતવાળું

**ખંધાઈ** સ્ત્રી૰ લુચ્ચાઈ; ધૂર્તતા

**ખંધાડિયો*** પું૰

**ખંધું** વિ૰ લુચ્ચું; ધૂર્ત

**ખંધોલું** ન૰ ખભો; ખાંધ

**ખંધોલો** પું૰ ખંધોલું

**ખંપાલી(–ળી)** સ્ત્રી૰ ખેતીનું એક ઓજાર; પંજેટી

**ખંભ** પું૰ થાંભલો

**ખંભો** પું૰ ખભો

**ખા** અ૰ 'લેતો જા' નો ભાવ દેખાડતો ઉદ્ગાર

**ખાઈ** સ્ત્રી૰ ખાણ; ઊંડો ખાડો (૨) કોટને ફરતે ખોદેલી ખાડી (૩) ગામનું પાણી જવા ખોદેલી ઊંડી નીક (૪) ખાવાની ચીજ; આજીવિકાનું સાધન

**ખાઈબદેલું** વિ૰ વશ કરવું મુશ્કેલ પડે એવું; પાકું

**ખાઉ** વિ૰ ખાનારું, સહન કરનારું એવા અર્થમાં શબ્દને છેડે વપરાય છે. ઉદા૰ 'લાંચખાઉ'; 'મારખાઉ' (૨) ન૰ ખાવાનું; ખાણું

**ખાઉકડ(–ણુ)** વિ૰ ખાઉધરું

**ખાઉકી** સ્ત્રી૰ લાંચ (૨) ખોરાકી

**ખાઉધર(–રું)** વિ૰ ખા ખા કરનારું; ખાતાં ધરાય નહિ એવું (૨) લાંચિયું

**ખાઉધરાવેડા** પું૰ બ૰ વ૰ ખાઉધરાપણું કરવું તે

**ખાઉપાત્ર** વિ૰ લોભી (૨) લાંચિયું

**ખાએશ** સ્ત્રી૰ ખાહિશ; ઇચ્છા; મરજી

**ખાક(–ખ)** સ્ત્રી૰ રાખ; ધૂળ (૨) મારેલી ધાતુ (૩) નાશ; પાયમાલી

**ખાકટી** સ્ત્રી૰ કેરીનો મરવો; ખાખઠી

**ખાકડું*** ન૰

**ખાકસાર** વિ૰ પગની રજ જેવું; તાબેદાર; નમ્ર (૨) પામર; અધમ

**ખાકસારી** સ્ત્રી૰ ખાકસારપણું

**ખાકાન** પું૰ સુલતાન; પાદશાહ

**ખાકાની** વિ૰ બાદશાહી; શાહી

**ખાકી(–ખી)** વિ૰ ખાખવાળું; રાખોડી ચોળનારું (૨) રાખોડિયા રંગનું (૩) ઘેરા પીળા રંગનું

**ખાખ** સ્ત્રી૰ જુઓ ખાક

**ખાખટી** સ્ત્રી૰ એક પક્ષી

**ખાખઠી** સ્ત્રી૰ ખાકટી

**ખાખડું** ન૰ ખાકડું

**ખાખણ** ન૰ એક વનસ્પતિ

**ખાખર(–રો)** પું૰ એક ઝાડ, જેનાં પાનનાં પતરાળાં થાય છે. (તેનાં ફૂલને કેસૂડાં કહે છે.)

**ખાખરી** સ્ત્રી૰ નાનો ખાખરો; રોટલી (૨) તંબાકુનાં સુકાઈ ગયેલાં પાતરાં; સૂકો

**ખાખરો** પું૰ જુઓ ખાખર (૨) શેકીને કડક કરેલી રોટલી

**ખાખરોટવું** સ૰ ક્રિ૰ (કા.) ખંખરોટવું; જરાતરા ચોપડવું

**ખાખસૂસ** અ૰ ખસૂસ; ખચીત

**ખાખાવીખી** વિ૰ છિન્નભિન્ન (૨) દુઃખી; હેરાન (૩) સ્ત્રી૰ પાયમાલી; ધૂળધાણી

**ખાખી** વિ૰ જુઓ ખાકી (૨) ખાલી; નિર્ધન (૩) ન૰ ખાખી રંગનું લૂગડું

**ખાખીબંગાલી(-લી)** વિ૦ ખાલી ખિસ્સે ફક્કડ થઈને ફરનારું
**ખાખીબાવો** પું૦ રાખ ચોળનારો બાવો; જોગી
**ખાચર** વિ૦ કાઠી લોકોની એક જાતનું (૨) પું૦ એ કોમનો માણસ
**ખાજ** ન૦ ખવાય એવી વસ્તુ (૨) ખાજું (૩) સ્ત્રી૦ ખૂજળી; ખંજવાળ
**ખાજલી** ન૦ નાનું ખાજું; એક ખાવાની વાની
**ખાજલું** ન૦ ખાજું (૨) ચકરડું; કુંડાળું
**ખાજવણી** સ્ત્રી૦ ખંજવાળ
**ખાજાસરા** પું૦ હીજડો; વ્યંઢળ
**ખાજું** ન૦ એક ખાવાની વાની
**ખાટ** સ્ત્રી૦ હીંડોળાખાટ (૨) લાભ
**ખાટકી** પું૦ કસાઈ
**ખાટકીવાડો** પું૦ કસાઈવાડો
**ખાટખટુંબડું** વિ૦ ખટમધુરું (૨) ન૦ ખાટખટૂમડાનું ફળ
**ખાટખટુંબો** પું૦ એક વેલો
**ખાટખટૂમડું** વિ૦ જુઓ ખાટખટુંબડું
**ખાટખટૂમડો** પું૦ ખાટખટુંબો
**ખાટલી** સ્ત્રી૦ નાનો ખાટલો; માંચી (૨) ઠાઠડી
**ખાટલો** પું૦ સૂવાનો માંચો; ચારપાઈ (૨) [લા.] મંદવાડ (૩) પ્રસૂતિ
**ખાટવું** સ૦ ક્રિ૦ ફાયદો મેળવવો
**ખાટાઈ** સ્ત્રી૦ જુઓ ખટાઈ
**ખાટિયું** ન૦ ખાટું, પ્રવાહી શાક (૨) કાચી કેરીને બાફીને બનાવાતી પ્રવાહી વાની
**ખાટું** વિ૦ ખટાશવાળું (૨) કચવાયેલું; નારાજ
**ખાટુંવડું** ન૦ છોકરાના લગનની નાત (લગનને આગલે દિવસે)
**ખાટોડી** સ્ત્રી૦ એક જાતની ખાટી ભાજી
**ખાડ** સ્ત્રી૦ ખાડો; ખાઈ
**ખાડી** સ્ત્રી૦ દરિયાની ભરતી પહોંચે ત્યાંસુધીનો નદીનો ભાગ (૨) જમીનમાં ગયેલો દરિયાનો સાંકડો પ્રવાહ (૩) ગટર
**ખાડું** ન૦ ભેંસોનું ટોળું
**ખાડો** પું૦ ખાધરો; જમીનમાં ખોદાણ (૨) ખોટ; નુકસાન
**ખાડોખડિયો** પું૦ ખાડો કે ખાધરો
**ખાડોખૈયો** પું૦ ખાડોખડિયો
**ખાણ** સ્ત્રી૦ ખનીજ પદાર્થો ખોદી કાઢવા માટે ખોદેલો ખાડો (૨) અનાજ ભરવા માટે બનાવેલું ભોયરું; ભંડાર (૪) ઉત્પત્તિસ્થાન (૫) ધારવાળી વસ્તુની ધાર ભાગવાથી પડેલો ખચકો (૬) ન૦ ઢોરને ખાવાનું અનાજ અથવા ગોતું
**ખાણકી** સ્ત્રી૦ એક જાતનો ઘડેલો પથ્થર
**ખાણાઘર*** ન૦
**ખાણાં** ન૦ બ૦ વ૦ બાળઉખાણા—સવાલ જવાબ રૂપે બોલવાની કડીઓ
**ખાણી** સ્ત્રી૦ ખાણ; ઉત્પત્તિસ્થાન (૨) ભંડાર
**ખાણીપીણી*** સ્ત્રી૦
**ખાણું** ન૦ જમણ; ભોજન (૨) મિજબાની
**ખાત** વિ૦ ખોદેલું (૨) સ્ત્રી૦ + ઉલ્લેખ; લખાણ; વર્ણન
**ખાતમુરત** ન૦ બાંધકામનો પાયો નાખવાનો મંગળ સમય (૨) એ વખતે કરવામાં આવતી વિધિ
**ખાતમુહૂર્ત** ન૦ જુઓ ખાતમુરત
**ખાતમો** પું૦ અંત; મોત
**ખાતર** ન૦ ખેતર સુધારવા સારુ તેમાં નખાતા છાણ, કાંપ, લીંડી વગેરે પદાર્થો; તેવો બીજો રસાયણી પદાર્થ (૨) ચોરે ભીંતમાં પાડેલું બાકું (૩) ચોરી (૪) સ્ત્રી૦ ચાકરી; બરદાશ; સરભરા (૫) તરફદારી (૬) અ૦ માટે
**ખાતરજમા** સ્ત્રી૦ ખાતરી; સાબિતી
**ખાતરણી** સ્ત્રી૦ છાણાંની ભરેલી ગાડી (૨) તેમાંથી છાણાં પડી જતાં રોકવા કરેલી આડ; પાંજરી
**ખાતરદાર** વિ૦ ચાકરીબરદાશ કરે એવું (૨) તરફદાર
**ખાતરદારી** સ્ત્રી૦ બરદાશ; ચાકરી (૨) તરફદારી; પક્ષ
**ખાતરનિશા** સ્ત્રી૦ ખાતરજમા
**ખાતરપડો** પું૦ ખાતર પાડનાર—ઘર ફોડી ચોરી કરનાર; ચોર

**ખાતરખાડું** પું૦ ખાતરખાડો
**ખાતરપૂંજો** પું૦ ખાતરમાં કામમાં આવે એવો પૂંજો; ઘાસ, છાણ અને વાસીદાનો કચરો
**ખાતરબરદાશ(-સ)** સ્ત્રી૦ આગતાસ્વાગતા; સરભરા
**ખાતરવું** સ૦ ક્રિ૦ જમીનમાં ખાતર નાખવું (૨) ગાળ ભાંડવી
**ખાતરિયું** ન૦ ઘર કોચવાનું ચોરનું હથિયાર
**ખાતરિયો** પું૦ મેલીવિદ્યામાં પ્રવીણ એવો માણસ; ભૂવાનો સાથી
**ખાતરી** સ્ત્રી૦ ભરોંસો; પતીજ (૨) નિઃશંકપણું (૩) સાબિતી; પ્રમાણ
**ખાતરીદાર** વિ૦ ખાતરીવાળું
**ખાતરીપૂર્વક** અ૦ ખાતરી સાથે
**ખાતરીબંધ** અ૦ ખાતરીપૂર્વક; ખાતરીથી
**ખાતરીલાયક** વિ૦ ભરોંસાલાયક
**ખાતાબંધી** સ્ત્રી૦ જમીનમહેસૂલની રૈયતવારી પદ્ધતિ
**ખાતાબાકી** સ્ત્રી૦ ખાતે બાકી નીકળે તે
**ખાતાવહી** સ્ત્રી૦ ખાતાંવાર હિસાબ નોંધવાનો ચોપડો—ચોપડી
**ખાતાંપોતાં** ન૦ બ૦ વ૦ હિસાબકિતાબ
**ખાતું** ન૦ આસામીવાર અથવા આવકખર્ચની જાતવાર જમેઉધારનો હિસાબ (૨) લેણા દેણીનું લખાણ (૩) વિષય; પ્રકરણ (૪) કામકાજની ફાળવણીનું અંગ. ઉદા૦ 'કેળવણી-ખાતું' 'ઇન્સાફખાતું'
**ખાતુંપત્રું** ન૦ લેવડદેવડ (૨) લેણદેણને લગતું લખાણ
**ખાતુંપીતું** વિ૦ સારી રીતે ગુજરાન ચલાવી શકે એવું સાધનવાળું
**ખાતૂન** સ્ત્રી૦ મોટા ઘરની સ્ત્રી; બેગમ
**ખાતેદાર** પું૦
**ખાદી** સ્ત્રી૦ હાથે કાંતેલા સૂતરનું હાથે વણેલું કાપડ
**ખાદ્ય** વિ૦ ખવાય એવું; ખાવાયોગ્ય
**ખાધ** સ્ત્રી૦ ખોરાક; આહાર (૨) ખોટ; નુકસાન (૩) ખોડ; ખાંપણ
**ખાધ(-ધા)ખોરાકી** સ્ત્રી૦ ખાધાખોરાકી
**ખાધરું** વિ૦ ખાઉધરું; ખાઉં ખાઉં કરનારું
**ખાધરો** પું૦ ઊંડો ખાડો (૨) નુકસાન
**ખાધાખાઈ** સ્ત્રી૦ ખાધાખોરાકી
**ખાધાખોરાકી** સ્ત્રી૦ ભરણપોષણ માટે જરૂરી રકમ
**ખાધાગળો** પું૦ સારુંસારું ખાવાનો લાભ (૨) ખાઉધરાવેડા
**ખાધાવેધ** સ્ત્રી૦ શત્રુવટ; વેર
**ખાધાળું** વિ૦ ખોડ કે નુકસાનીવાળું
**ખાધેલપીધેલ** ખાધેપીધે સુખી; સારી સ્થિતિનું (૨) માતેલું; જાડું
**ખાન** પું૦ શાહજાદા, અમીર, ગૃહસ્થ વગેરેને અપાતું મુસલમાની ઉપનામ
**ખાનખાના,**૦ન વિ૦ ખાનનાખાન–સૌથી મોટા ખાનનો ઇલકાબ ધરાવનાર
**ખાનગી** વિ૦ પોતીકું; અંગત (૨) મનમાં ગુપ્ત રાખવાનું
**ખાનદાન** વિ૦ સારા ઘરનું; કુળવાન (૨) પ્રતિષ્ઠિત (૩) ન૦ કુટુંબ; કુળ
**ખાનદાની** સ્ત્રી૦ ખાનદાનપણું; કુલીનતા (૨) સજ્જનતા
**ખાનપાન** ખાવુંપીવું તે (૨) ખાવા અને પીવાની વસ્તુ
**ખાનબહાદુર** વિ૦ 'ખાનબહાદુર' નો ઇલકાબ ધરાવનાર
**ખાનસામા** પું૦ અંગ્રેજ કે મુસલમાન ઘરનો કારભારી–કોઠારી
**ખાનસાહેબ** વિ૦ 'ખાનસાહેબ' નો ઇલકાબ ધરાવનાર
**ખાનાઈ** સ્ત્રી૦ ખાનપણું (૨) ખાન તરીકે ખાનની જેમ સત્તા દાખવવી તે
**ખાનાખરાબ** વિ૦ સત્યાનાશ વાળનારું
**ખાનાખરાબી** સ્ત્રી૦ સત્યાનાશ
**ખાનાજંગી** સ્ત્રી૦ ઘરનો–આપસઆપસમાંનો ઝઘડો
**ખાનાબાદ** પું૦ એક આશીર્વાદ (ઘર–કુટુંબ આબાદ હો)
**ખાનાજાદ** વિ૦ ઘરમાં જન્મેલું અને ઊછરેલું (૨) પું૦ એવો ગુલામ; ગુલામનો છોકરો
**ખાનાશુ(-સુ)મારી** સ્ત્રી૦ ઘરોની ગણતરી
**ખાનું** ન૦ ઘર; ઘરનો ભાગ; ખંડ (૨) ભંડાર; નિધિ (૩) પેટીપટારામાં કે મેજ, કબાટ વગેરેમાં વસ્તુ મૂકવા માટે કરેલો વિભાગ (૪) લખાણ કે આંકડા ભરવા માટે કાગળ પર પાડેલો વિભાગ; કોઠો

**ખાનેઆબાદ** વિ૦ પૈસેટકે–ખાધેપીધે સુખી ઘરનું
**ખાનેઆબાદી** સ્ત્રી૦ ખાનેઆબાદ હોવું તે; ઘરનું સુખ
**ખાપ** સ્ત્રી૦ મોં જોવાનો કાચ; દર્પણ (૨) અબરખની પતરી
**ખાપકું** ન૦ ઠીકરું
**ખાપર** ન૦ એક વનસ્પતિ
**ખાપરિયું** ન૦ બાળકને આપવાનું એક ઔષધ (૨) આંખનું એક ઔષધ
**ખાપરી** સ્ત્રી૦ લીંટની પોપડી; ગૂંગું
**ખાપરું** વિ૦ કોઈથી ગાંજ્યું ન જાય એવું; બહુ જ પહોંચેલું; કપરું
**ખાપરો કોડિયો** પું૦ એકબીજાથી ઠગાય નહિ એવા બે ધૂર્તોમાંનો એક (૨) સરખેસરખા હરીફોમાંનો પ્રત્યેક
**ખાપરો ઝવેરી** પું૦ ચાંપાનેરનો એક પ્રાચીન મહા કાબેલ અને ધૂર્ત ઝવેરી (૨) મહા ઠગ (૩) હીરાનો હોશિયાર પારખ
**ખાપવું** સ૦ ક્રિ૦ ખાંપવું; થોડુંથોડું સોરવું
**ખાબ** પું૦ ઊંઘ (૨) સ્વપ્ન
**ખાબકવું** અ૦ ક્રિ૦ (કા.) (પાણીમાં) ઊંચેથી પડવું (૨) [લા.] વચ્ચે બોલી ઊઠવું
**ખાબગાહ** સ્ત્રી૦ સૂવાની જગા; શયનગૃહ
**ખાબડખૂબડ** વિ૦ ખાડાખૈયાવાળું
**ખાબડું** ન૦ નાનું ખાબોચિયું
**ખાબોચિયું** ન૦ પાણીથી ભરેલો નાનો ખાડો
**ખામ** પું૦ ટેકો; થાંભલો (૨) ખભો
**ખામચી** સ્ત્રી૦ ખામોશી
**ખામચું** વિ૦ (કા.) કાળજીવાળું (૨) અ૦ કાળજીથી
**ખામણિયું** ન૦ કોસ કાઢવાનો ચામડાનો દોર; વરત
**ખામણું** ન૦ પાણિયારા પર અથવા ચોકડીની કોર ઉપર પાણીનું વાસણ મૂકવા સારુ કરેલો છીછરો ખાડો (૨) છીછરો ક્યારો (ઝાડનો) (૩) ખામું; કદ
**ખામણો** પું૦ ખાનું; ખંડ (૨) ઠીંગણો માણસ (ભડવો)
**ખામી** સ્ત્રી૦ ખોડ; કસર (૨) ખોટ; ઘટ (૩) ભૂલ; દોષ
**ખામુખા** અ૦ ઇચ્છાએ કે અનિચ્છાએ; ના–છૂટકે; અવશ્ય (૨) ખાસ કરીને (૨) જાણી–જોઈને
**ખામું** ન૦ આકાર; કદ (૨) અનુકૂળ જગા વા દિશા (૩) ખાબડું
**ખામોશ(–શી)** સ્ત્રી૦ સબૂરી; ધીરજ
**ખાયકી** સ્ત્રી૦ પેદાશ; મળતર (૨) કોઈનું છાનું ખાવું—મેળવવું તે
**ખાયો** પું૦ અંડ; વૃષણ
**ખાર** પું૦ ખારાશવાળો પદાર્થ; ક્ષાર (૨) વેર; દ્વેષ (૩) ઈર્ષા; અદેખાઈ
**ખારપાટ** પું; ન૦ ખારવાળી–જેમાં મીઠું પાકતું હોય એવી જમીન
**ખારપાટિયું** વિ૦ ખારપાટવાળું
**ખારભંજણું** ન૦ ઢૂંગણ (૨) મોં સ્વાદિષ્ટ કરવાને જે કંઈ ખાવું તે
**ખારવણ** સ્ત્રી૦ ખારવાની સ્ત્રી
**ખારવું** ન૦ ખોળિયું (તળાઈ, ગોદડાં ઇત્યાદિનું)
**ખારવો** પું૦ ખલાસી; વહાણ ચલાવનારો (૨) સંચોરો (૩) ખારાટવાળો ગોળ
**ખારાટ** પું૦ ખારાપણું; ખારાશ; સહેજસાજ ખારાપણું
**ખારાશ** સ્ત્રી૦ ખારાપણું; ખારાટ
**ખારિયું** વિ૦ ખારવાળું; ખારીલું (૨) ન૦ મીઠું ચડાવેલો ચીભડાનો કકડો (૩) ભૂખે મરવું તે; ભૂખ્યા રહેવું પડે તે
**ખારી** સ્ત્રી૦ ખારવાળી માટી (૨) ખારાશવાળી એક વનસ્પતિ–ભાજી
(૩) એક વજન (દોઢ મણ)
**ખારીબ(–વ)લા** ન૦ એક પક્ષી
**ખારીલું** વિ૦ દ્વેષીલું; વેરઝેર રાખનારું
**ખારીવલા** ન૦ ખારીબલા
**ખારુંઈ** સ્ત્રી૦ વિધવાને પહેરવાનું એક જાતનું વસ્ત્ર
**ખારું** વિ૦ મીઠાના જેવા સ્વાદવાળું
**ખારેક** સ્ત્રી૦ સૂકવેલું ખજૂર
**ખારેકી** વિ૦ ખારેકના આકારનું; ખારેક જેવડું
**ખારો** પું૦ એક ક્ષાર; સંચોરો; પાપડખાર
**ખારોડ** વિ૦ ક્ષારવાળું
**ખારોપાટ** પું૦ છોકરાંની એક રમત; અગરપાટો (૨) ખારાટવાળી જમીન
**ખારોલો** ન૦ (ક.) મોળું લોઢું

**ખાલ,-ડી** સ્ત્રી૦ ચામડી (૨) છાલ
**ખાલરી** સ્ત્રી૦ ચામડિયણ
**ખાલપો** પું૦ ચામડિયો
**ખાલવવું** સ૦ ક્રિ૦ ખાલી કરવું
**ખાલસા** વિ૦ પોતાની કુલ માલિકીનું; આગવું (૨) સરકારના વહીવટનું; સરકારી (૩) ગુરુ નાનકે શરૂ કરેલી નીતિરીતિમાં ફેરફાર કરી ગુરુ ગોવિંદસિંહે જે નવું વિધાન પ્રવર્તાવ્યું તેને અનુસરનારું
**ખાલિક** પું૦ સર્જનહાર
**ખાલિસ** વિ૦ શુદ્ધ (૨) કૂડકપટ વિનાનું
**ખાલી** વિ૦ ઠાલું (૨) નિર્ધન (૩) સ્ત્રી૦ દબાણને લીધે લોહીનું ફરવું બંધ પડી જવાથી અંગ ઝણઝણે તે; ઝણઝણી (૪) અ૦ અમથું; વ્યર્થ (૫) માત્ર; ફક્ત
**ખાલીખમ** વિ૦ તદ્દન ખાલી; ઠાલુંઠમ
**ખાલીખંખ** વિ૦ ખાલીખમ
**ખાલીપીલી** અ૦ વગરકારણે; અમથું
**ખાલું** ન૦ જોડાનું ઉપલું ચામડું (૨) વાણાની કોકડી ભરવાનો નેતર કે બરુનો પોલો કકડો (૩) ખળાના અનાજ ઉપર ઢાંકવાનું ઘાસ (૪) ક્યારો (૫) પડતર રાખેલું ખેતર
**ખાવટી*** સ્ત્રી૦
**ખાવડી** સ્ત્રી૦ છોકરાંની રમત; નિસરણી
**ખાવરું** વિ૦ ખાઉધરું
**ખાવં(-વિં)દ** પું૦ માલિક; શેઠ (૨) પતિ (૩) ઈશ્વર
**ખાવાનું** વિ૦ ખાવાજેવું; ખાદ્ય (૨) ન૦ ખોરાક; ભોજન
**ખાવિંદ** પું૦ જુઓ ખાવંદ
**ખાવું** સ૦ ક્રિ૦ અન્ન લેવું; જમવું (૨) વેઠવું ખમવું (૩) વાપરવું; ભોગવવું (૪) લાગવું; ખરચ પડવું (૫) ક્રિયા કરવી (૬) વગર–હક્કે લેવું; ચોરીછૂપીથી લેવું (૭) ન૦ પકવાન
**ખાવો** પું૦ ખેતરોમાં થતું ઊંડા મૂળનું એક ઘાસ
**ખાશ** સ્ત્રી૦ ખાવાની શક્તિ (૨) ખાવાનો જથો
**ખાસ** વિ૦ પોતીકું; અંગત (૨) વિશિષ્ટ; અસાધારણ (૩) ખરું; અસલ (૪) અમીરી
**ખાસખવાસ** પું૦ બાદશાહનો અથવા અમીર ઉમરાવનો નોકર
**ખાસગત** વિ૦ પોતાનું; અંગત (૨) ખાનગી; ગુપ્ત (૩) અગત્યનું; મુદ્દાનું
**ખાસગી** વિ૦ જુઓ ખાસગત
**ખાસડકુટ્ટું** વિ૦ જેને ખાસડાં પડે–વારંવાર ઠપકો મળે એવું
**ખાસડકૂટું** વિ૦ ખાસડકુટ્ટું
**ખાસડાંખાઉ** વિ૦ ખાસડકુટ્ટું
**ખાસડાંખોર** વિ૦ ખાસડાં ખાવાની આદત–વાળું; સખત ઠપકો મળે પણ સીધું ન ચાલે એવું
**ખાસડાંબાજી** સ્ત્રી૦ એકબીજા પર ખાસડાં ફેંકી ગમ્મત માનવી તે; ગધ્ધામસ્તી (૨) [લા.] અસભ્ય લડાઈ
**ખાસડિયું** વિ૦ ખાસડાના જેવું
**ખાસડી** સ્ત્રી૦ સ્ત્રીનું પગરખું
**ખાસડું** ન૦ જૂતું; જોડો (૨) [લા.] ઠપકો
**ખાસદાન** ન૦ પાનનો ડબ્બો; પાનદાની
**ખાસદાર** પું૦ સેવક; હજૂરિયો (૨) ઘોડાની ચાકરી કરનાર; અશ્વપાલ
**ખાસનવીસ** પું૦ ખાનગી લહિયો–મંત્રી; 'પ્રાઇવેટ સેક્રેટરી'
**ખાસબરદાર** પું૦ સરદારનાં હથિયાર લઈ સાથે ફરનાર; અનુચર
**ખાસાનું બીડું** ન૦ ઠાકોરજી કે મહારાજ માટે બનાવેલું ખાસ પાનબીડું
**ખાસાપીસી** સ્ત્રી૦ [કા.] છાનીછાની વાતો કરવી તે
**ખાસામંડળી** સ્ત્રી૦ અમીરઉમરાવોની મંડળી; શાહી મિજલસ
**ખાસિયત** સ્ત્રી૦ સ્વભાવ; પ્રકૃતિ (૨) વિશિષ્ટ ગુણધર્મ (૩) આદત
**ખાસિયું** ન૦ ગધાડા ઉપર લાદવાની બે પાસિયાંવાળી ગુણ (૨) તેની નીચે મૂકેલી ગાદલી–ગોદડી; આછર
**ખાસું** વિ૦ રૂડું; મજેનું; સુંદર (૨) અ૦ વાહ; શાબાશ (૩) સુંદર ! બેશ ! બરાબર
**ખાળ** પું૦; સ્ત્રી૦ મેલા પાણીના નિકાલ માટેનો નળ–નીક (૨) ખાળવાળી ચોકડી

**ખાળકૂવો** પું૦ ખાળનું પાણી જેમાં છોડાતું હોય તેવો ઊંડો ખાડો-કૂવો (૨) જાજરૂ-સંડાસ માટે કરેલો કૂવો
**ખાળકૂંડી** સ્ત્રી૦ ખાળનું—મેલું પાણી જેમાં એકઠું થાય એવી કૂંડી
**ખાળવું** સ૦ ક્રિ૦ અટકાવવું; રોકવું
**ખાળાચાળા** પું૦ (કા.) ખટપટ; દાવપેચ; પ્રપંચ
**ખાળું** ન૦ જમાની; બાંહેધરી
**ખાળો** પું૦ અટકાવ; રોકાણ (૨) વાર; વિલંબ (૩) અંદર (૪) મુકામ; વિસામો
**ખાં** પું૦ મુસલમાન ગૃહસ્થ વા અમીરને બોલાવવાનો માનવાચક શબ્દ; ખાન (૨) ઉસ્તાદ; બૂજ જાણનાર
**ખાંખડિયું** વિ૦ ઉધરસવાળું; ઠાંસાથી પીડાતું (૨) ન૦ ઉધરસ; ઠાંસો
**ખાંખણ,૦તેલ** ન૦ શરીરે ચોળવાની એક ઔષધિ; વરખડીનું તેલ
**ખાંખણી** સ્ત્રી૦ ક્રોધવચન; ક્રોધભરી વાણી (૨) ક્રોધ (૩) ખખડે એવી સૂકી બદામ
**ખાંખત(-દ)** સ્ત્રી૦ ઊંડી, ઝીણવટભરી કાળજી; ખણખોદ (૨) ચીવટભરી ખંત (૩) અણગમો
**ખાંખતી** વિ૦ ખાંખતવાળું
**ખાંખનેલ** ન૦ ખાંખણ
**ખાંખરોટવું** સ૦ ક્રિ૦ ખાખરોટવું; થોડુંથોડું ચોપડવું
**ખાંખાં** ન૦ બ૦ વ૦ (કા.) ફાંફાં
**ખાંખાંખોળા** પું૦ બ૦ વ૦ ખૂણેખાંચરે ખૂબ ખોળાખોળ કરવી તે
**ખાંખાંખોળુ** વિ૦ ખાંખાંખોળા કરે એવું
**ખાંગ** પું૦ ખાંગરો; કૂકો (૨) અતિ ગરમીથી પીગળી ગયેલો ઈંટ કે નળિયાનો કટકો; કીટો
**ખાંગડ,૦કો** પું૦ ઈંટનળિયાનો ભાગેલો કકડો (૨) કૂકો (૩) પીગળી ગયેલો ઈંટનળિયાનો કકડો; કીટો
**ખાંગડિયું** ન૦ સીપ, શંખલો, કોડી ઇત્યાદિમાં રહેતો જીવડો
**ખાંગડી** સ્ત્રી૦ નાનો ખાંગરો
**ખાંગડો** પું૦ સીપ, શંખલો, કોડી ઇત્યાદિ જીવડાંનું ઘર (૨) કૂકો (રમવાનો)
**ખાંગુ** પું૦ જાણભેદુ; મળતિયો; જાસૂસ
**ખાંગું** વિ૦ અંદરની વાત જાણનારું; જાણભેદુ (૨) ન૦ પાસાનું અથવા કોડીનું કોરવંકું રહેવું તે (રમતમાં)
**ખાંચ** સ્ત્રી૦ ખાંચો; નાનો ખાડો-કાપ (૨) સાંકડ; ગૂંચવણ (૩) ખોટ; તોટો (૪) જમેઉધારનો તાળો નહિ મળવો તે; વધઘટ
**ખાંચકો** પું૦ ખાંચો (૨) આંચકો
**ખાંચખૂંચ** સ્ત્રી૦ નાનીમોટી ખોડખાંપણ (૨) ઝીણવટ
**ખાંચડ** સ્ત્રી૦ ટેકરીની પઠએનો સાંકડો માર્ગ (૨) ખીણ
**ખાંચરો** પું૦ નાનો ખૂણો; ખાંચો
**ખાંચવું** સ૦ ક્રિ૦ ખેંચી રાખવું; પાછું હઠાવવું
**ખાંચાખૂંચી** સ્ત્રી૦ નાનો ખાડોખૈયો; ખૂણો-ખાંચરો (૨) ગલીકૂંચી
**ખાંચાળું** વિ૦ ખાંચાવાળું
**ખાંચો** પું૦ એકસરખી ધાર, સપાટી અથવા લીટીમાં પડતો ખાડો અથવા વાંક (૨) સાંકડો રસ્તો; ગલી (૩) ખૂણો (૪) વાંધો; હરકત; અટકાવ
**ખાંજ** ન૦ લંગડાપણું
**ખાંજણ** સ્ત્રી૦ જ્યાં દરિયાનું પાણી આવી ભરાઈ રહેતું હોય એવી જગા; ભાઠાની જમીન
**ખાંજરું** ન૦ ખૂણો; ખૂણેપડતું; જાહેર નહિ તેવું સ્થળ (૨) કૂટણીનું ઘર; કૂટણખાનું
**ખાંડ** સ્ત્રી૦
**ખાંડકૂટ** સ્ત્રી૦ ખાંડવું તે; ખાંડવાનું પરચૂરણ કામ (૨) ગૂંચવણ; અકળામણ; અજંપો
**ખાંડખાજું** ન૦ ખાંડ પાયેલું ખાજું
**ખાંડણિયું** ન૦ સાંબેલું
**ખાંડણિયો** પું૦ અનાજ કે બીજી ચીજ ખાંડવા માટે બનાવેલું લાકડા કે પથ્થરનું સાધન
**ખાંડણી** સ્ત્રી૦ ખાંડવાનું પાત્ર; નાનો ખાંડણિયો
**ખાંડણું** ન૦ ખાંડવું તે; ખાંડવાનું કામ (૨) ખાંડવાની વસ્તુ
**ખાંડવ** ન૦ (સં.) કુરુક્ષેત્ર પાસેનું એક વન, જેને અર્જુને બાળી મૂકયું હતું.
**ખાંડવું** સ૦ક્રિ૦ કચરવું; કૂટવું (૨) કકડે-કકડા—ચૂરેચૂરા કરવા; નાશ કરવો

**ખાંડાજંગી** સ્ત્રી૦ તલવારનું યુદ્ધ; તલવારની ઝપાઝપી

**ખાંડાધર** વિ૦ ખાંડું-તલવાર ઝાલનાર અર્થાત્ વાપરી જાણનાર

**ખાંડિયું** વિ૦ ખંડિત થયેલું; ખોડખાંપણવાળું; ભાગલાં શીંગડાંનું (૨) ન૦ ભાગલાં શીંગડાંવાળું ઢોર (૩) [એકવચનમાં] ભેંસ, પાડું [એક જ ભેંસ કે પાડું ઘરમાં હોય તો ખાંડિયું કહે; બેને ખાંડિયાં ન કહે]

**ખાંડી** સ્ત્રી૦ ૨૦ મણનું તોલ—માપ

**ખાંડીબંધ** વિ૦ ખાંડીના હિસાબે મપાય એવું; પુષ્કળ (૨) અ૦ ખાંડીના હિસાબે (૩) જથાબંધ; સામટું

**ખાંડું** વિ૦ ખંડિત; ખાણ પડેલું; ભાંગેલું (૨) ન૦ બેધારી તલવાર; તલવાર (૩) વરને બદલે એનું ખાંડું લઈને ગયેલી જાન

**ખાંડેરું** ન૦ ઊંટ

**ખાંત** સ્ત્રી૦ ખંત (૨) હોંશ; ઉમંગ (૩) લાલસા; તૃષ્ણા

**ખાંતીલું** વિ૦ ખાંતવાળું

**ખાંધ** સ્ત્રી૦ ખભો (૨) પશુની ગરદન (૩) ભાર વહેતા પશુની ગરદન પર પડતું આંટણ

**ખાંધિયો** પું૦ ખાંધે ચડાવી લઈ જનારો; મૂડદું ઊંચકનારો (૨) મદદ કરનારો; સાથી (૩) ખુશામતિયો

**ખાંધી** વિ૦ ખાંધવાળું (૨) પું૦ બળદ

**ખાંધું** ન૦ કાંધું; હપતો

**ખાંપ** વિ૦ લાંબુંછટ થઈને પડેલું-સૂતેલું (૨) સ્ત્રી૦ ખોડ; ખામી (૩) લાંબાછટ થઈને પડવું-સૂવું તે; પ્રણામ

**ખાંપ,૦ણ** સ્ત્રી૦ ખોડ; એબ (૨) નુકસાન (૩) મૂડદા ઉપર ઓઢાડવાનું કપડું; કફન (૪) દવાના ઉપયોગ માટે અમુક બિયાંમાંથી કાઢેલું તેલ

**ખાંપવું** સ૦ ક્રિ૦ સારવું; ખાંપા હોય તે કાઢી નાખવા (૨) થોડુંથોડું ખોદવું; પાવડાથી આમતેમ ફેરવવું (ઢગલો હોય તેમાંથી લઈને)

**ખાંપો** પું૦ લાગ્યા પછી રહેલું અણખોદાયેલું જડિયું (૨) ભાગેલી ડાંખળીનું થડને વળગી રહેલું ઠૂંઠું (૩) કોઈ પણ સપાટી ઉપર રહી ગયેલો કરચો; ગરજો; ખૂંપરો (૪) [લા.] રાશો; ગામડિયો

**ખાંભ** પું૦ થાંભલો

**ખાંભી** સ્ત્રી૦ પાળિયો; સ્મરણસ્તંભ (૨) ખોભણ; પાટિયાં બેસાડવા લાકડામાં પાડેલી ખાંચ

**ખાંભું** ન૦ ખાતરપૂંજો નાખવાનો ખાડો

**ખાંભો*** પું૦

**ખાંસવું** અ૦ ક્રિ૦ ખાંસી ખાવી

**ખાંસી** સ્ત્રી૦ ઉધરસ; ઠાંસો

**ખિજ(-દ)મત** સ્ત્રી૦ સેવાચાકરી; તહેનાત

**ખિજ(-દ)મતગાર** પું૦ સેવક; નોકર; ચાકર

**ખિજ(-દ)મતગારી** સ્ત્રી૦ ખિદમતગારપણું; સેવા

**ખિજાવું** અ૦ ક્રિ૦ ચિડાવું; ગુસ્સે થવું

**ખિતાબ** પું૦ ઇલકાબ

**ખિદમત** સ્ત્રી૦ ખિજમત

**ખિદમતગાર** પું૦ ખિજમતગાર

**ખિદમતગારી** સ્ત્રી૦ ખિજમતગારી

**ખિન્ન** વિ૦ ખેદ પામેલું; દિલગીર; ગમગીન

**ખિન્નતા** સ્ત્રી૦

**ખિન્ની** સ્ત્રી૦ રાયણ

**ખિમા** સ્ત્રી૦ ક્ષમા [જૈન]

**ખિયાનત** સ્ત્રી૦ બેઈમાની

**ખિલકોડી** સ્ત્રી૦ ખિસકોલી; ખિલોડી

**ખિલ(-લ્લ)ત** સ્ત્રી૦ માનનો પોશાક; સિરપાવ

**ખિલવટ(-ણી)** સ્ત્રી૦ ખિલવણી

**ખિલવટો** પું૦ ખીલવનારો

**ખિલવણી** સ્ત્રી૦ ખીલવવું તે

**ખિલવત** સ્ત્રી૦ એકાંત (૨) ગુપ્ત મસલત; ખાનગી સલાહ

**ખિલાફ** વિ૦ વિરુદ્ધ

**ખિલાફત** સ્ત્રી૦ જુઓ ખલીફાત

**ખિલાફી** સ્ત્રી૦ વિરુદ્ધતા

**ખિલાવવું** સ૦ ક્રિ૦ ખીલે એમ કરવું

**ખિલાવું** સ૦ક્રિ૦ ઊંચે અટકી રહેવું; ભરાઈ જવું; ટિંગાવું

**ખિલોડી** સ્ત્રી૦ ખિલકોડી

**ખિલોણું** ન૦ રમકડું

**ખિલ્લત** સ્ત્રી૦ ખિલત

**ખિસકોલી** સ્ત્રી૦

**ખિસિયાણું** વિ૦ ખસિયાણું; ઝંખવાણું

**ખિસ્સું** ન૦ ખીસું; ગજવું

**ખીખી** અ૦ ખીખી એવો અવાજ કરીને; ખડખડ (૨) સ્ત્રી૦ ખીખી હસવું તે (હાંસીમાં)

**ખીચ** વિ૦ ગીચ; ભરચક (૨) સ્ત્રી૦ ખીચડી

**ખીચઆલ્લું** ન૦ માલ ભરવાનું મોટું ગાડું; ખટારો

**ખીચડિયું** વિ૦ પંચરાઉ; ભેળસેળ

**ખીચડી** સ્ત્રી૦

**ખીચડીખાઉ** વિ૦ ખીચડી ખાનારું; હલકી પંક્તિનું

**ખીચડું** ન૦ ખીચડી (તુચ્છકારમાં)

**ખીચડો** પું૦ આખા મગને ચોખાની અથવા આખા ઘઉંને દાળની ખીચડી; (૨) ગોટાળો; સેળભેળ તે

**ખીચા(-ચો)ખીચ** અ૦ ગીચોગીચ; ભરચક; ઠાંસી ઠાંસીને

**ખીચી** સ્ત્રી૦ ખીચડી (બાળકની ભાષામાં) (૨) જાર કે ચોખાનો બાફેલો લોટ

**ખીચોખીચ** અ૦ ખીચાખીચ

**ખીજ** સ્ત્રી૦ ચીડ; ગુસ્સો (૨) ખિજવવા માટે પાડેલું નામ, જેનાથી ખિજાય તે

**ખીજડો** પું૦ એક વનસ્પતિ

**ખીજવવું** સ૦ક્રિ૦ ખિજાય એમ કરવું; ચીડવવું

**ખીજવું** સ૦ક્રિ૦ ગુસ્સે થવું (૨) ઠપકો આપવો; નારાજ થવું.

**ખીણ** સ્ત્રી૦ બે ટેકરીઓ વચ્ચે આવેલો સાંકડો માર્ગ (૨) પર્વતના બે મોટા ભાગ વચ્ચેનો પ્રદેશ

**ખીમણું*** ન૦

**ખીમો** પું૦ માંસનો છૂંદો

**ખીર** વિ૦ સારહીન; નકામું (૨) સ્ત્રી૦ દૂધ-ભાતની એક રસોઈની વાની (૩) દૂધ (૪) ન૦ એક પક્ષી

**ખીરું** ન૦ લોટ અને પાણીને ભેગાં અડવાળી કરેલો રગડો (પૂડા, ભજિયાં ઇત્યાદિ બનાવવાનો) (૨) ખમીર ચડાવેલો આથો (જલેબી ઇત્યાદિનો) (૩) એક જાતની કુમળી કાકડી (૪) એક જાતનું જાડું કાપડ

**ખીરોદક** ન૦ ક્ષીરોદક (૨) એક ધોળું રેશમી વસ્ત્ર

**ખીલ** પું૦ જુવાનીમાં મોં પર થતી ફોલ્લી (૨) આંખનાં પોપચાં પર થતી લોહીમાંસની ગડી (૩) ઘંટીનો ખીલડો

**ખીલખીલમાંડવો** પું૦ છોકરાંની એક રમત (૨) ખીલમાંકડાં

**ખીલગોટીલો** પું૦ છોકરાંની એક રમત; (૨) ઘંટીનો ખીલડો

**ખીલડો** પું૦ ઘંટીના હેઠલા પડમાં વચ્ચોવચ આવેલી ખીલી, જેના પર ઉપલું પડ ફરે છે.

**ખીલદટ્ટો** પું૦ છોકરાંની એક રમત

**ખીલમા(-માં)કડાં** ન૦ બ૦ વ૦ છોકરાંની એક રમત

**ખીલમા(-માં)કડી** સ્ત્રી૦ ઘંટીના ઉપલા પડિયાની વચ્ચોવચ્ચનું લાકડું, જે ખીલડામાં પરોવાય છે. (૨) ખીલડો અને માંકડી

**ખીલવવું** સ૦ ક્રિ૦ ખીલે એમ કરવું

**ખીલવું** અ૦ ક્રિ૦ ફૂલવુંફાલવું; વિકસવું (૨) શોભવું; દીપવું (૩) ખુશીમાં આવવું; ગમ્મતે ચડવું (૪) ચગવું; ઉશ્કેરાવું; વીફરવું (૫) સ૦ ક્રિ૦ બખિયા દઈને સીવવું; ફાંટવું

**ખીલાઉપાડ** અ૦ જડમૂળથી; નિર્વંશ થાય એવી રીતે

**ખીલાપાટી** સ્ત્રી૦ પેચ પાડવાનું–સ્ક્રૂ બનાવવાનું ઓજાર

**ખીલામૂળ** ન૦ મુખ્ય મૂળિયું

**ખીલારખું** વિ૦ અમુક ખીલે જ બંધાવાની આદતવાળું (૨) બહાર ચરવા નહિ જતાં ઘેર ખીલે બાંધ્યું રહેવાની ટેવવાળું (૩) ઊપસેલા–ખીલા જેવા ઘાટનું

**ખીલી** સ્ત્રી૦ નાનો ખીલો; ચૂંક

**ખીલીખટકો** પું૦ ખીલી ખૂંચવા જેટલી પીડા; ઈજા; હરકત

**ખીલીપસિયારાં** ન૦ બ૦ વ૦ ખીલી અને પસિયારાં (કલ્લાં, સાંકળાંનાં)

**ખીલો** પું૦

**ખીસર** સ્ત્રી૦ ઠંડીનો દિવસ

**ખીસાકાતરુ** વિ૦ ખીસું કાતરીને ચોરનાર; ગજવાકાતરુ

**ખીસાખરચ** પું૰ સામાન્ય ખરચ માટે ખીસામાં રાખવાનું નાણું (૨) પસંદ પડતી બાબતમાં વાપરવા મળેલું-ખાસ ખરચનું નાણું

**ખીસાખર્ચ** પું૰ જુઓ ખીસાખરચ

**ખીસું** ન૰ ગજવું

**ખીંટળિયાળું** વિ૰ અણીદાર (૨) આંકડીવાળું (૩) વાંકું વળેલું

**ખીંટી** સ્ત્રી૰

**ખીંટો** પું૰ ખીલો; મેખ

**ખુટાડવું** સ૰ ક્રિ૰ ખૂટે એમ કરવું; ઘટાડવું (૨) પૂરું કરવું

**ખુટામણ** સ્ત્રી૰ ખોટ; ઘટ (૨) ફૂટ; દગો

**ખુડ(-ર)દો** પું૰ કીમતી સિક્કાને વટાવવાથી મળતા ઊતરતી કિંમતના જે સિક્કા તે; પરચૂરણ (૨) કકડેકકડા કરી નાખવા તે

**ખુડી** અ૰ બાળકને ઉધરસ ચડે ત્યારે વાંસે હાથ ફેરવતાં બોલાતો શબ્દ–'ખુડી, ખુડી'

**ખુણિયાળું** વિ૰ ખૂણાવાળું

**ખુદ** વિ૰ અસલ; શુદ્ધ (૨) સ૰ પોતે; જાતે

**ખુદઅખત્યારી** સ્ત્રી૰ પોતાનો કાબૂ હોય તેવી સ્થિતિ

**ખુદકાશ્તા(-સ્તા)** વિ૰ જાતે ખેડેલું

**ખુદકુશી** સ્ત્રી૰ આપઘાત

**ખુદગરજી** સ્ત્રી૰ આપમતલબીપણું; સ્વાર્થીપણું

**ખુદપસંદગી** સ્ત્રી૰ પોતે જ સારા એવો ભાવ; અહંકાર

**ખુદા** પું૰ ઈશ્વર; પ્રભુ

**ખુદાઈ** વિ૰ ઇશ્વરનું–ને લગતું (૨) પવિત્ર (૩) કુદરતી; દૈવી (૪) ભોળું (૫) સ્ત્રી૰ ઈશ્વરપણું (૬) સૃષ્ટિ

**ખુદાતાલા** પું૰ મહાન પ્રભુ

**ખુદાપરસ્ત** વિ૰ પ્રભુપરાયણ; આસ્તિક

**ખુદાવંત(-દ)** વિ૰ ઈશ્વરતુલ્ય (સાહેબ, અન્નદાતા ઇત્યાદિની જેમ રાજારાણી કે માલિકને સંબોધનરૂપે વપરાય છે)

**ખુદાહાફેજ** શ૰ પ્ર૰ પ્રભુ તમારું રક્ષણ કરો

**ખુનકી** સ્ત્રી૰ ઘેન; તંદ્રા

**ખુનામરકી** સ્ત્રી૰ ખૂનરેજી; કાપાકાપી

**ખુન્નસ** સ્ત્રી૰; ન૰ ખૂનસ; ખૂન કરાવે એવી ઝેરી લાગણી; વેરઝેર

**ખુન્નસી** વિ૰ ખુન્નસવાળું

**ખુરિયા** વિ૰ ગુપ્ત

**ખુબાફોડ** ન૰ એક પક્ષી; સીતાફળ ફોડી ખાનારું પક્ષી

**ખુમારી** સ્ત્રી૰ આંખમાં દેખાતો નશો; ઘેન; મસ્તી (૨) ધન, વૈભવ, ઓધ્ધા વગેરેનો ગર્વ

**ખુમાવતી** વિ૰ ક્ષમાવંત

**ખુર** સ્ત્રી૰ ખરી

**ખુરખુર** ન૰ ખુરખુર એવો એક અવાજ

**ખુરખુરાટ** પું૰ ખુરખુર એવો એક અવાજ

**ખુરચન** ન૰ ઉખાડીને—ઉઝરડીને એકઠું કરેલું ખાવા જેવું જે કંઈ હોય તે; ખપોટી (૨) કચુંબર; કાચુંકોરું ખાવાનું

**ખુરચની** સ્ત્રી૰ મોચીનું એક ઓજાર (ચામડું ઉઝરડવાનું)

**ખુરદિયો** પું૰ નાણાંનો ખુરદો-પરચૂરણ વેચનાર આદમી

**ખુરદો** પું૰ જુઓ ખુડદો

**ખુરબડો** પું૰ એક જાતનો શંખલો

**ખુરમું** ન૰ એક જાતની મીઠાઈ

**ખુરશી(-સી)** સ્ત્રી૰ એક જાતનું આસન (૨) માનનું સ્થાન

**ખુરશેદ** પું૰ સૂરજ

**ખુરસું** ન૰ માટીનું બેસણું; અંગીઠી મૂકવાની ઓટલી (૨) ખુરસી (તુચ્છકારમાં)

**ખુરાસાની** વિ૰ ઇરાન દેશમાં આવેલા ખુરાસાન નામના પ્રદેશનું; ખુરાસાનથી આવેલું; ખુરાસાનમાં પાકતું

**ખુરાસાની અજમો** પું૰ એક ઔષધિ

**ખુલાસો** પું૰ સ્પષ્ટીકરણ; ચોખવટ (૨) સાર; ભાવાર્થ (૩) નિકાલ; રસ્તો (૪) મોકળાશ; છૂટ (૫) સાફ ઝાડો આવવો તે

**ખુલ્લું** વિ૰ ઉઘાડું (૨) નિખાલસ; ચોખ્ખું (૩) સ્પષ્ટ (૪) નાગું; ઢાંકેલું નહિ તેવું (૫) છૂપું નહિ તેવું; જાહેર (૬) અસભ્ય (૭) અણઘેરાયેલું (૮) ઘેરું નહિ એવું; આછું

**ખુવાર** વિ૰ અતિ દુઃખી; હેરાનહેરાન (૨) પાયમાલ

**ખુવારી** સ્ત્રી૰ અતિ દુઃખી હોવું—થવું તે (૨) પાયમાલી; નાશ

**ખુશ** વિ૰ આનંદમાં હોય એવું; હર્ષિત; પ્રસન્ન (૨) તંદુરસ્ત

**ખુશકી** સ્ત્રી૰ જમીનમાર્ગ

**ખુશખુશાલ** વિ૰ તંદુરસ્ત તેમજ ખુશ

**ખુશખુશાલી** સ્ત્રી૰ તંદુરસ્તી તેમજ ખુશી

**ખુશનવીસ** વિ૰ સારા–સુંદર દસ્કત લખનારું

**ખુશનુમા** વિ૰ સુંદર; રમણીય

**ખુશબખતી** સ્ત્રી૰ સદ્ભાગ્ય

**ખુશબો,૦ઈ** સ્ત્રી૰ સુગંધી

**ખુશબોદાર** વિ૰ સુગંધીવાળું

**ખુશમિજાજ** પું૰ સારો–આનંદી સ્વભાવ

**ખુશમિજાજી** વિ૰ ખુશમિજાજવાળું; આનંદી;

**ખુશામત(–દ)** સ્ત્રી૰ સ્વાર્થ માટે કરેલાં હદ બહારનાં વખાણ; પળશી; હાજીહા

**ખુશામત(–દ)ખોર** વિ૰ ખુશામતની ટેવવાળું; ખુશામતિયું

**ખુશામતિયું** વિ૰ ખુશામત કરનારું

**ખુશામતિયો** પું૰ ખુશામત કરનાર આદમી

**ખુશાલ** વિ૰ ખુશ હાલતમાં હોય એવું; સુખી (૨) કુશળ; તંદુરસ્ત

**ખુશાલી** સ્ત્રી૰ ખુશ હાલત; હરખ; સુખ (૨) કુશળતા; તંદુરસ્તી

**ખુશી** સ્ત્રી૰ આનંદમગ્નતા; હર્ષ; રાજીપો (૨) મરજી; ઇચ્છા; રુચિ

**ખુસરો** વિ૰ પું૰ બહમૂછો

**ખુસિયો** વિ૰ પું૰ ખસ્સી કરેલો

**ખૂખરો** પું૰ (કા.) મરનાર પાછળ મુકાતી પોક; ઠૂઠવો

**ખૂજલી(–ળી)** સ્ત્રી૰ ચળ; વલૂર; ખંજવાળ (૨) ખંજવાળવું પડે એવો ચામડીનો રોગ (૩) જે લાગવાથી ખંજવાળવું પડે તે–ખજૂરી

**ખૂટ** સ્ત્રી૰ ખોટ; ઘટ

**ખૂટકો** પું૰ ઓછપ

**ખૂટડું** ન૰ બળતા લાકડાનો કકડો; ખોયણું

**ખૂટડો** પું૰ ધગધગતો અંગારો; લાળો (૨) ખૂટડું

**ખૂટવું** અ૰ ક્રિ૰ ઓછું થવું; ઘટવું; ટાંચ પડવી (૨) પૂરું થવું

**ખૂટલ** વિ૰ (કા.) અપ્રમાણિક; ખોટાબોલું

**ખૂટલાઈ** સ્ત્રી૰ ખૂટલપણું

**ખૂટેલ** વિ૰ ખાલી થયેલ; કંગાલ; દેવાળિયું (૨) ફૂટેલું; વિશ્વાસઘાતી

**ખૂડ** સ્ત્રી૰ (કા.) અગાસી; ધાબું

**ખૂણ** સ્ત્રી૰ નિશાની; ચિહ્ન (૨) ખૂણો; દિશા

**ખૂણેખાંચરે** અ૰ કોઇ ખૂણામાં–ખૂણાપડતી અપરિચિત જગાએ

**ખૂણો** પું૰ જ્યાં બે દિશા કે લીટી મળતી હોય તે જગા; કોણ; ખાંચો

**ખૂત** સ્ત્રી૰ હરકત; અડચણ; વાંધો

**ખૂદ(–ધ)રું** ન૰ ખોતરણું; દ્વેષ ખાતર કાઢેલી ભૂલ; વાંધોવચકો

**ખૂન** ન૰ લોહી (૨) ખૂનની—વેરની તરસ; ખૂનસ (૩) જીવથી મારી નાંખવું તે; હત્યા

**ખૂનખરાબો** પું૰ મારફાટ

**ખૂનખાર** વિ૰ લોહી રેડાય એવું (ઉદા૰યુદ્ધ) (૨) ઘાતકી; ખૂની

**ખૂનરેજી** સ્ત્રી૰ લોહી રેડવું તે; કાપાકાપી; કતલ (૨) લોહી રેડાય એવી—ખૂનખાર મારામારી

**ખૂનસ** સ્ત્રી૰ ન૰ ખૂનની–વેરની તરસ; ખુન્નસ

**ખૂની** વિ૰ ખૂન કરે એવું; ઘાતકી (૨) ખૂન કરનારું; હત્યારું

**ખૂપવું** અ૰ ક્રિ૰ ઊંડું ઊતરવું; ભોંકાવું (૨) કળી જવું; અંદર ઊતરી ચોટી જવું; ખૂંતવું (૩) સ૰ ક્રિ૰ જમાવવું

**ખૂબ** વિ૰ સારું; સુંદર (૨) ઘણું; પુષ્કળ

**ખૂબસૂરત** વિ૰ રૂપાળું; ફૂટડું

**ખૂબી** સ્ત્રી૰ ખાસ ગુણ; રહસ્ય (૨) મજા; લિજ્જત (૩) ચતુરાઈ (૪) સૌંદર્ય; ચમત્કાર (૫) ભલાઈ

**ખૂબસુરતી** સ્ત્રી૰ ફૂટડાપણું; સૌંદર્ય

**ખૂબીદાર** વિ૰ ખૂબીવાળું

**ખૂમચાવાળો** પું૰ ખૂમચામાં ભરેલી વસ્તુઓ વેચનારો

**ખૂમચો** પું૰ ઢળતા કાનાનો છાછર થાળ; ટાટ; તાસક (૨) વેચવાની વસ્તુઓથી ભરેલો ખૂમચો (૨) ખૂમચામાં ભરેલી વસ્તુ; ભેટની વસ્તુ

**ખૂરજી** સ્ત્રી૰ ઘોડેસવારને જરૂરી એવી વસ્તુઓથી ભરેલી થેલી; ઘોડેસવારની થેલી

**ખૂરપી** સ્ત્રી૦ ખરપડી

**ખૂલવું** અ૦ ક્રિ૦ ખુલ્લું થવું; ઊઘડવું, ખીલવું (ફૂલ) (૨) દીપવું; શોભવું (રંગ)

**ખૂશાર** સ્ત્રી૦ ન૦ એક પક્ષી; ચીબડી

**ખૂંખારવું** અ૦ ક્રિ૦ ખૂંખું અવાજ કરવો; ઉધરસ ખાવી (૨) અમુક અવાજ કરી ગળું સાફ કરવું (૩) પોતાની હાજરી, મરદાઈ કે બડાશ બતાવવા માટે અવાજ કરવો (૪) હણહણવું

**ખૂંખારો** પું૦ ખૂંખરાવું તે (૨) ખૂંખારવાનો અવાજ

**ખૂંચવું** અ૦ ક્રિ૦ નડવું; ભોંકાવું; (૨) મનમાં ખટકવું; દુખવું; (૩) લપટાવું; બંધનમાં પડવું

**ખૂંટ** પું૦ આખલો; સાંઢ (૨) સ્ત્રી૦ જમીનની હદ બતાવવા દાટેલો પથ્થર; હદનું નિશાન (૩) અ૦ બરાબર માપસર; પૂરેપૂરું

**ખૂંટડી** સ્ત્રી૦ એક જંગલી ઝાડ (૨) પગની આંગળીઓ ઉપર વીંટીઓ પહેર્યા પછી તે નીકળી ન જાય તે માટે આગળ પહેરાતી હલકી કિંમતની વીંટી; ઠેસણિયું

**ખૂંટડું** ન૦ ખૂંટવાનું ઓજાર; ખૂંટણ (૨) બળદ (૩) અડધું બળેલું લાકડું; ખોયણું

**ખૂંટણ** ન૦ ખૂંટવું તે (૨) ખૂંટવાનું ઓજાર; ચીપિયો

**ખૂંટવું** સ૦ ક્રિ૦ મૂળ સાથે ખેંચી-ચૂંટી કાઢવું વીણીવીણી નિર્મૂળ કરવું; નિકંદન કાઢવું (૨) ચૂંટવું; ઢૂંપવું

**ખૂંટાઉ** ન૦ બળતા લાકડાનો કકડો; ખોયણું

**ખૂંટિયું** ન૦ ખૂંટાઉ

**ખૂંટિયો** પું૦ આખલો; સાંઢ (૨) બાજીગર; જાદુગર

**ખૂંટી** સ્ત્રી૦ ખીંટી (૨) લાકડાની મેખ (૩) કપાળની બે બાજુએથી વાળ ઢૂંપાવીને કરાવેલો ખૂણો (૪) અંગરખાની કળી

**ખૂંટું** ન૦ ઝાડ કાપતાં રહેલું ઠૂંઠું; કરચો;

**ખૂંટો** પું૦ ખીલો (૨) ખૂંટું (૩) બંદરમાં વહાણો ઉપર લેવાતો કર (૪) ઘંટીનો ખીલડો

**ખૂંતવું** અ૦ ક્રિ૦ ખૂપવું; કાદવમાં ઊતરી જવું; કળવું (૨) અંદર જઈ ચોંટી જવું

**ખૂંદણું** ન૦ કૂદતાંકૂદતાં ફરવું તે (૨) ધમ્મા-ચકડી; ધિંગાણું; મસ્તી

**ખૂંદવું** સ૦ ક્રિ૦ પગ વડે ગદડવું; ગૂંદવું; કચરવું (૨) કૂદતાંકૂદતાં ગરબે રમવું (૩) હેરાન કરવું; વિતાડવું

**ખૂંદાખૂંદ** સ્ત્રી૦ ગૂંદાગૂંદ; ચગદાચગદી (૨) કૂદાકૂદ; ધમ્માચકડી

**ખૂંદાવવું** સ૦ ક્રિ૦ ખૂંદે એમ કરવું (૨) ખૂંદવામાં મદદ કરવી

**ખૂંદાળવું** અ૦ ક્રિ૦ ખાઈપીને મોજ કરવી

**ખૂંધ** સ્ત્રી૦ વાંસા પર નીકળેલો ઢેકો; વાંસો વળી જવાથી થતો ઢેકો

**ખૂંધિયું** વિ૦ જેને વાંસે ખૂંધ નીકળી હોય એવું

**ખૂંધું** વિ૦ ખૂંધિયું

**ખૂંપ** પું૦ પરણવા જતા વરને પહેરવાનો ફૂલનો એક શણગાર

**ખૂંપડી** સ્ત્રી૦ નાનો ખૂંપડો

**ખૂંપડો** પું૦ વરસાદથી બચવા મહુડાનાં પાંદડાંનો કરેલો છત્રીનો ઘાટ

**ખૂંપરો** પું૦ ઝાડ-છોડ કાપ્યા પછી રહેલો થોડો ભાગ; ખાંપો (૨) ખીલો કે ખાંપો ભરાવાથી કપડામાં પડેલી ફાટ કે ચીરો (૩) હજામત કરતાં રહી ગયેલા ટૂંકા, ઝીણા વાળ

**ખૂંપ(-પા)વવું** સ૦ ક્રિ૦ ખૂંપાવવું

**ખૂંપવું** સ૦ ક્રિ૦ (૨) અ૦ ક્રિ૦ જુઓ ખૂપવું

**ખૂંપાવવું** સ૦ ક્રિ૦ ખૂંપે એમ થવું

**ખે** પું૦; સ્ત્રી૦ ક્ષીણ થવું તે; ક્ષય (૨) નાશ

**ખેકડો** પું૦ કાચબો

**ખેચર** વિ૦ આકાશમાં ફરનારું (૨) ન૦ પક્ષી (૩) ભૂતપ્રેતાદિ (૪) પું૦ તારા, ચંદ્ર, ગ્રહ ઇત્યાદિ (૫) દેવ

**ખેચરદૃષ્ટિ** સ્ત્રી૦ ઊડતી નજર (આકાશમાંથી નાંખેલી) 'બર્ડ્ઝ-આઈ-વ્યૂ'

**ખેચરી** સ્ત્રી૦ દેવી; ભૂતડી; જોગણી (૨) પંખિણી; સમડી (૩) એક યોગમુદ્રા

**ખેટ** ન૦ ખેડ; ગામડું (૨) પું૦; ન૦ શિકાર

**ખેટક** પું૦ શિકારી (૨) ન૦ વ્યસન; ચડસ (૩) વહેમ; વળગાટ (૪) નાનું ગામડું

**ખેટકી** પું૦ શિકારી (૨) ખેડૂત
**ખેટલી** સ્ત્રી૦ સેંથી
**ખેડ** સ્ત્રી૦ ખેતી (૨) કાંટાવાળી એક વનસ્પતિ (૩) ન૦ ખેટ; ગામડું
**ખેડણ** ન૦ ખેડવાની ક્રિયા
**ખેડણહાર** પું૦ ખેડૂત (૨) હાંકેડુ
**ખેડતર** વિ૦ ખેડાય—ખેતી થાય એવું
**ખેડવું** સ૦ ક્રિ૦ જમીનને હળ વડે ખોદી, ચાસીને પોચી કરવી (૨) [લા.] સુધારવું; કેળવવું (૩) (વેપાર-ધંધો) કરવો (૪) (મુસાફરી કે સફર) કરવી
**ખેડહક(-ક્ક)** પું૦ ખેડવાનો હક્ક
**ખેડાકંબોઈ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ખેડાણ** વિ૦ ખેડેલું; ખેડાતું હોય એવું (૨) ન૦ ખેડેલી-ખેડાતી હોય એવી જમીન (૩) ખેતી
**ખેડુ** પું૦ ખેડનારો; ખેડૂત
**ખેડું** ન૦ ગામડું (૨) ગેંડાની ઢાલ (૩) ભાલો
**ખેડૂત** પું૦
**ખેત,૦ર** ન૦ જેમાં ખેતી થતી હોય એવો જમીનનો ભાગ-ટુકડો (૨) ધંધો (૩) અવકાશ; મોકળાશ
**ખેતરપાદર** ન૦ સ્થાવર મિલકત
**ખેતરપાળ** પું૦ ખેતરનું રક્ષણ કરનાર દેવ (૨) ગ્રામદેવતા
**ખેતરવા** વિ૦ એક ખેતરના જેટલી લંબાઈનું (૨) અ૦ એક ખેતર જેટલે અંતરે
**ખેતરાઈ** સ્ત્રી૦ એક શેઢે એકજથે—આવેલાં ખેતરોનો સમૂહ; પાટ
**ખેતરાઉ(-ડુ)** વિ૦ ખેતરનું-ને લગતું (૨) ખેતર વચ્ચે થઈને જતો (માર્ગ)
**ખેતિથિ** સ્ત્રી૦ જે તિથિનો ક્ષય થયો હોય તે; ક્ષયતિથિ
**ખેતી** સ્ત્રી૦ ખેડવાનું કામ; જમીનમાં અનાજ વગેરે પકવવા માટે કરવાનું કામ
**ખેતીવાડી** સ્ત્રી૦ ખેતર અને શાકભાજીની કે ફળફળાદિની વાડી (૨) ખેડૂતનો કામધંધો
**ખેદ** પું૦ શોક; સંતાપ; દિલગીરી
**ખેદના** સ્ત્રી૦ ખેદ
**ખેદયુક્ત** વિ૦ ખેદવાળું; ખેદથી ભરેલું
**ખેદાનમેદાન** વિ૦ તારાજ; પાયમાલ
**ખેદીવ** પું૦ મિસરનો રાજા
**ખેદો(-ધો)** પું૦ કેડો; પીછો
**ખેન** ન૦ ક્ષયરોગ (૨) કંટાળો આપે—માથું ફોડાવે એવું (માણસ-કામ); નડતર; પીડા (૩) મુસીબત; વિપદ
**ખેનખાટલો** પું૦ ખેનનો ખાટલો; ક્ષયરોગ (૨) ઘણો કંટાળો આપે એવો માણસ
**ખેપ** સ્ત્રી૦ ભાર લઈને કોઈ દૂરની જગાએ જઈ આવવું તે; આંટો; ફેરો (૨) લાંબી મુસાફરી; સફર (૩) ફેરાનું મહેનતાણું (૪) ધોબીને ધોવા આપેલાં લૂગડાંની ગાંસડી (૫) વેપારની વસ્તુનું એક દેશથી બીજે દેશ આવવું તે (૬) પછવાડે લાગવું તે; ખંત (૭) હપતો; વારો
**ખેપટ** સ્ત્રી૦ ધૂળ; છિયાડી; કચરો (૨) અ૦ મૂઠીઓ વાળીને; ઝપાટાબંધ (જેમકે દોડવું)
**ખેપટિયું*** ન૦ (કા.)
**ખેપન** ન૦ બહાર કાઢવું—નાખી દેવું તે (૨) દુઃખ; પીડા
**ખેપાની** વિ૦ તોફાની (૨) યુક્તિબાજ
**ખેપિયો** પું૦ દૂત; કાસદ
**ખેપી** વિ૦ આક્ષેપ કરનારું (૨) ચાનકવાળું
**ખેમકુશળ** વિ૦ (૨) ન૦ જુઓ ક્ષેમકુશળ
**ખેમટા** પું૦ (સંગીતમાં) એક તાલ (૨) એ તાલમાં ગવાતું ગાયન
**ખેર** ન૦ એક ઝાડ (૨) સ્ત્રી૦ પીડા; બલા (૩) અ૦ ભલે; હશે; ફિકર નહિ
**ખેરખટ** અ૦ એકદમ; જોતજોતામાં
**ખેરખાહ** વિ૦ ભલું ચાહનારું; શુભેચ્છક
**ખેરખાહી** સ્ત્રી૦ ખેરખાહપણું
**ખેરવવું** સ૦ ક્રિ૦ ખરી પડે એમ કરવું (૨) ખસેડવું; દૂર કરવું; કાઢી મૂકવું (૩) પજવવું; માથું ફોડાવવું
**ખેરવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ખેરસલ્લા** સ્ત્રી૦ સમાધાન; સુખરૂપતા; સુલેહ-શાંતિ (૨) અ૦ હશે, બન્યું, એવો મન વાળવાનો ઉદ્ગાર
**ખેરસાર(-લ)** પું૦ ખેરના લાકડામાંથી નીકળતો એક પદાર્થ (૨) કાથો

**ખેરશો(-સો)** પું૦ રજ; ધૂળ

**ખેરાત** સ્ત્રી૦ દાન; પુણ્ય; સખાવત

**ખેરાતી** વિ૦ ખેરાત માટે કાઢેલું; ધર્માદાનું (૨) ખેરાત કરે એવું

**ખેરિયત** સ્ત્રી૦ સુખરૂપ—ક્ષેમકુશળ હોવું તે

**ખેરિયું** વિ૦ છિન્નભિન્ન થયેલું; વીખરાયેલું (૨) તરત બુઝાઈ જાય એવું (૩) [લા.] માલ વગરનું

**ખેરી** વિ૦ ખેરના લાકડામાંથી કાઢેલું (૨) ખેરના લાકડાનું બનાવેલું (૨) પું૦ ઘેટો (૩) એક પક્ષી (૪) સ્ત્રી૦ કંસારી (૫) લૂગડાંમાં—કામળમાં પડતી એક જીવાત (૬) ખેરો; રજ

**ખેરીજ** વિ૦ વધારાનું; અંદર આવી ગયેલું ન હોય તેવું (૨) અ૦ વિના; સિવાય; વધારામાં

**ખેરું,૦ખેરું** વિ૦ જુઓ ખેરિયું

**ખેરો** પું૦ ગૂંથીને બનાવેલો દોરીઓનો જાળીદાર થેલો—ઝોળી (૨) ચોખાના લોટની વડી (૩) બાજ; સિંચાણો (૪) પોંખ પાડવાનો દાંડિયો (૫) અડાયાંનો ભૂકો; ગોર (૬) ડાંગરના ઠૂંડાનો એક રોગ

**ખેલ** પું૦ રમત (૨) તમાસો; જોવાનું નાટક; ભવાઈ (૩) [લા.] રચના; લીલા

**ખેલખાના** પું૦ લશ્કરનો અસબાબ (૨) અસ્તવ્યસ્ત પડેલો સામાન; ગોટાળો (૩) ખરાબી; પાયમાલી

**ખેલણી** સ્ત્રી૦ ઢીંગલી

**ખેલણું(-વણું)** ન૦ રમકડું

**ખેલન** ન૦ ખેલવું—રમવું તે (૨) તમાસો; નાટક

**ખેલવણું** ન૦ રમકડું

**ખેલવું** અ૦ ક્રિ૦ રમવું; ગમ્મત કરવી; તમાસો કરવો (૨) યુક્તિ કે પ્રપંચથી કાર્ય કરવું

**ખેલાડી** વિ૦ રમતમાં કામ કાઢી લે એવું; ચતુર; મુત્સદ્દી (૨) પું૦ ખેલ કરે—રમત રમે તે; નટ

**ખેલાડીપણું** ન૦

**ખેવ** પું૦; સ્ત્રી૦ ક્ષણ; પળ; વેળા

**ખેવટ(-ટિયો)** પું૦ માર્ગદર્શક; નેતા (૨) સુકાની

**ખેવટું** ન૦ સુકાનીનું હોડી હંકારવાનું કામ; વહાણવટું

**ખેવડો** પું૦ એક જાતનું ઘાસ

**ખેવના** સ્ત્રી૦ કાળજી; ચાનક; સંભાળ

**ખેસ** પું૦ ખભે નાખવાનું વસ્ત્ર; દુપટ્ટો

**ખેસર** પું૦ ખચ્ચર

**ખેસવવું** સ૦ ક્રિ૦ ખસેડવું

**ખેસિયું** ન૦ ખેસ તરીકે ચાલે એવું વસ્ત્ર; ખેસ (૨) નજીકનું સગું

**ખેસી** વિ૦ નજીકનું; અંતરનું

**ખેહ** સ્ત્રી૦ ધૂળ; રજ (૨) પું૦ ક્ષય

**ખેળ** સ્ત્રી૦ લાહી; આર; કાંજી

**ખેળો** પું૦ નાટક કે ભવાઈમાં સ્ત્રીનો વેષ લેનાર પુરુષ; ભવૈયો

**ખેંકડો** પું૦ ખેકડો; કાચબો

**ખેંખલી** વિ૦ ખવાઈ—ખળખળી ગયેલું; અત્યંત અશક્ત

**ખેંખેં** સ્ત્રી૦ ઉધરસ ખાતાં થતો અવાજ; (અ૦) તેવો અવાજ થાય તેમ (ઉધરસ ખાવી)

**ખેંગાણું** ન૦ (કા.) બદલો; ખંગ

**ખેંચ** સ્ત્રી૦ ખેંચાણ; તાણ (૨) આગ્રહ

**ખેંચતાણ** સ્ત્રી૦ ખેંચાખેંચ (૨) [લા.] આગ્રહ

**ખેંચવું** સ૦ ક્રિ૦ પોતા તરફ આણવું; આકર્ષવું; તાણવું (૨) કસવું; તંગ કરવું (૩) આગ્રહ કરવો; આગ્રહથી વળગી રહેવું (૪) શોષી લેવું; ચૂસવું

**ખેંચંખેંચા** સ્ત્રી૦ તાણંતાણા

**ખેંચાખેંચ(-ચી)** સ્ત્રી૦ તાણાતાણ (૨) આગ્રહ

**ખેંચાણ** ન૦ આકર્ષણ; તાણ (૨) આગ્રહ

**ખૈડ** સ્ત્રી૦ પાણી ન પાવું—સુકાવા દેવું તે (૨) સુકવણું; સૂક (૩) દોરડીને વળ ચડાવવાનું ઓજાર

**ખૈડિયું** વિ૦ પાણી વિનાનું; નીક કે નહેર ઇત્યાદિથી જેને પાણી ન પવાતું હોય તેવું (ખેતર) (૨) ન૦ વરસાદની તાણ હોય એવું વર્ષ; સુકવણું

**ખો** સ્ત્રી૦ ટેવ; વ્યસન (૨) વેર (૩) ખાઈ; ખીણ; કોતર (૪) એક રમત (૫) પું૦ મૂળ; વંશ

**ખોઈ** સ્ત્રી૦ નાનાં છોકરાંને સુવાડવા–ઊંઘાડવા માટે કરેલી–બાંધેલી ઝોળી

**ખોઈયું** ન૦ ઘોડિયે કપડું બાંધીને બાળકને ઊંઘાડવા માટે કરેલી ઝોળી (૨) ઘોડિયું

**ખોખ** ન૦ મોટા કદનું પણ ખાલી ખોખું હોય તે

**ખોખરાટ** પું૦ ખોખરાપણું; ખોખરો અવાજ

**ખોખરાપણું** ન૦

**ખોખરી** સ્ત્રી૦ ડાંગર (વેપારીઓનો સંકેત)

**ખોખરું** વિ૦ જાડો ને પોલો અવાજ નીકળે એવું (૨) અડધુંપડધું ભાંગેલું–ફૂટેલું

**ખોખલી** સ્ત્રી૦ ઘરડી શિયાળ (૨) પડી ગયેલા દાંતવાળી વૃદ્ધા

**ખોખલું** વિ૦ ખોખળી ગયેલું; વૃદ્ધ (૨) ઉધરસ ખાતું

**ખોખલો** પું૦ ઉધરસ; ઠાંસો (૨) વૃદ્ધ–ખખળી ગયેલો આદમી

**ખોખાવું** અ૦ ક્રિ૦ વેર રાખવું

**ખોખું** ન૦ અંદરથી પોલું ને સાર–ગર કાઢી લીધેલું જે કાંઈ હોય તે (૨) માલ કાઢી લીધો હોય તેવી ખાલી તકલાદી પેટી; હલકી બનાવટની પેટી (૩) કાગળ અને લૂગડું લાહીથી ચોપડી બનાવેલો પાઘડીનો આકાર; કકડાઓની બનાવેલી પાઘડી (૪) ભરપાઈ થઈ ગયેલો હૂંડીનો કાગળ (૫) નમૂનો; બીબું (૬) કાચું લખાણ; મુસદ્દો (૮) કલેવર; હાડપિંજર

**ખોખો** સ્ત્રી૦ એક રમત; ખો

**ખોગીર** ન૦ જીન; ઘોડા ઉપર મૂકવાની ગાદી

**ખોચરુ** વિ૦ પોલું (૨) ખાંચાવાળું (૩) ન૦ કોતર; ખો (૪) જૂનો જમાનો

**ખોચરેલ** વિ૦ ખાડાખૈયાવાળું

**ખોચંડો** પું૦ કડેકાણું; ખૂણો

**ખોજ** સ્ત્રી૦ તપાસ; શોધ; ખોળ

**ખોજવું** સ૦ ક્રિ૦ ખોજ કરવી; ખોળવું

**ખોજો** વિ૦ હિંદુમાંથી મુસલમાન બનેલી એક જાતનું (૨) પું૦ એ જાતિનો પુરુષ (૩) વ્યંડળ; હીજડો; જનાનખાનામાં સ્ત્રીઓની તહેનાતમાં રહેનારો નપુંસક નોકર

**ખોટ** સ્ત્રી૦ ઘટ; ઓછાપણું; અપૂર્ણતા (૨) નુકસાન; ગેરલાભ (૩) ભૂલ; ચૂક

**ખોટક(–કા)વું** અ૦ ક્રિ૦ અટકવું; અચકાવું

**ખોટકો** પું૦ ખોટ; ઘટ

**ખોટઈ** સ્ત્રી૦ જૂઠાંપણું; અસત્યતા (૨) હરામીપણું; આળસુપણું

**ખોટાબોલું** વિ૦

**ખોટારવો** પું છાણાં બળી ગયા પછી રહેલો રાખનો ગોટો

**ખોટારું** વિ૦ જૂઠું (૨) ભૂંડું; ખોટું (૩) ન૦ જૂઠાણું (૪) તરકટ

**ખોટારો** પું૦ ઈંટનો કકડો (૨) અંગારો; લાળો

**ખોટી** અ૦ વિલંબ–ઢીલ થાય એમ; નકામું થોભી રહેવું પડે,–વખત બગડે એમ

**ખોટીપો** પું૦ ખોટી થવું તે; રોકાણ

**ખોટીલું** વિ૦ આખાં હાડકાનું; આળસુ (૨) ખોડવાળું (૩) ન૦ નિ:સંતાન માતપિતાને ઘણા વખત બાદ થયેલું બાળક

**ખોટું** વિ૦ જૂઠું; અસત્ય; ભૂલચૂકવાળું (૩) ખરાબ; નઠારું (૪) ફરી જાય એવું; બેવફા

**ખોડ** સ્ત્રી૦ ટેવ; આદત (૨) શારીરિક ખામી; (૩) કલંક; લાંછન

**ખોડખાંપણ** સ્ત્રી૦ ખોડ કે ખામી;

**ખોડવું** સ૦ ક્રિ૦ દાટવું; રોપવું; ઊભું કરવું

**ખોડસું*** ન૦

**ખોડંગ(–ગા)વું** અ૦ ક્રિ૦ લંગડાવું

**ખોડવું** અ૦ ક્રિ૦ ખોડંગવું

**ખોડિયું** વિ૦ ખોડવાળું; અપંગ

**ખોડિયો પાડો** પું૦ છોકરાની એક રમત

**ખોડીખમચી** સ્ત્રી૦ ખોડંગતાં ચાલીને રમવાની છોકરાંની એક રમત

**ખોડીબારું** ન૦ ખેતરમાં જવા આવવા માટે બે પાંખિયાંવાળું લાકડું ઘાલી કરવામાં આવતો રસ્તો–છીંડું

**ખોડીલું** વિ૦ ખોડવાળું

**ખોડું** વિ૦ ખોડિયું (૨) લંગડું

**ખોડો** પું૦ સંહાર; નાશ (૨) માથાની ચામડી પર બાઝતો એક મેલ (૩) માથાની ચામડીનો એક રોગ

**ખોણિયું** ન૦ કાટખૂણો (૨) ખોયણું

**ખોતરણી** સ્ત્રી૦ દાંત ખોતરવાની સળી (૨) ખરપડી (૩) કોતરવાનું ઓજાર; ટાંકણું (૪) કોતરણી; નકશીકામ

**ખોતરણું** न० टांकणुं (२) ખરપડી (३) ખોતરવાનું સાધન (४) ખૂચકું; દોષ

**ખોતરવું** स० क्रि० આછુંઆછું ખોદવું; ખણવું (२) પાયમાલ કરવું

**ખોતરામણ** न० ખોતરવાનું મહેનતાણું

**ખોતરું** न० બહાનું

**ખોદકામ** न० ખોદવાનું કામ (२) કૂવા, તળાવ વગેરે ખોદવાનું કામ (३) કોતરકામ

**ખોદણી** સ્ત્રી० ખણખોદ; નિંદા; બદબોઈ

**ખોદવું** स० क्रि०; अ० क्रि० ભોંય ઉખેડવી; ખણવું (२) કોતરવું; નકશી પાડવી (३) ખોદણી કરવી

**ખોદાઈ(-મણ,-મણી)** સ્ત્રી० ખોદવાનું મહેનતાણું

**ખોદાણ** न० ખોદાયેલું તે; ખોદકામ (२) પાણીના જોરથી ખોદાયેલી જમીન

**ખોદું(-ધું)** न० લાકડાનો જાડો—ભારે કકડો

**ખોબલો** પું० બે હાથ છતા જોડવાથી બનતો પાત્રનો આકાર; પોશ (२) તેમાં માય તેટલું માપ

**ખોબો** પું० ખોબલો

**ખોભણ(-ણી)** સ્ત્રી० ખો; ગુફા (२) કોતરની બે બાજુનો ખાંચો; ખાડો (ખાસ કેસ, ચાંપ કે ઉલાળો અટકે એવો)

**ખોભરણ** સ્ત્રી० ઢીલ; વિલંબ

**ખોભરવું** अ० क्रि० ખોટી થવું; રાહ જોતા રહેવું; થોભવું

**ખોભળો** પું०(કા.) સળંગ કઠણ પડ

**ખોયણી** સ્ત્રી० વઘાર

**ખોયણું** न० બળતું લાકડું કે સળેખડું (२) જામગરી (३) ચાંદવું; ઉશ્કેરણી

**ખોયલ** न० મોચીનું એક ઓજાર

**ખોયું** न० જુઓ ખોઈયું

**ખોરડું** न० ઝૂંપડું; માટીની ભીંતનું નાનું ઘર

**ખોરણ** न० હોલવાઈ ગયેલું એવું જે હોય તે (२) ખોરવાનું સાધન

**ખોરણી** સ્ત્રી० ખોરવું તે (२) ઉશ્કેરણી (३) ખોયણી

**ખોરવું** स० क्रि० દેવતાને સતેજ કરવા ખંખેરવું—તળેઉપર કરવું (२) વસ્તુ જલદી બળી જાય તે સારુ તેના જુદાજુદા ભાગ કરવા

**ખોરસું** न० ત્રણ પાયાની ઘોડી; ત્રિપાઈ

**ખોરંચે** अ० ખૂણેખાચરે; નિકાલ ન થાય એવે ઠેકાણે

**ખોરંભો** પું० નડતર; અંતરાય

**ખોરાક** પું० ખાવાનો પદાર્થ (२) [લા.] જેનાથી કોઈ વાતનો નિર્વાહ થાય તે

**ખોરાકી** સ્ત્રી० ખોરાક; ગુજરાનની વસ્તુ (२) તેનું ખરચ

**ખોરાકીપોશાકી** સ્ત્રી० અન્નવસ્ત્ર (२) તેનું ખરચ

**ખોરાશ** સ્ત્રી० ખોરાપણું

**ખોરીઠ** वि० (ખાવામાં) જબરું (२) ખાવાનું શોખીન (३) अ०*

**ખોરું** वि०

**ખોલ** સ્ત્રી० ખામી; કરચલી; પોલાણ (२) ઊતરી ગયેલી—જીર્ણ ચામડી (३) સાપની કાંચળી (४) ખોળી (५) ગાદીતકિયા વગેરેનું ખોળિયું (६) न० જુઓ ખોયલ

**ખોલકી** સ્ત્રી० ખોલકુંનું સ્ત્રીલિંગ

**ખોલકું** न० ગધેડાનું નાનું બચ્ચું

**ખોલકો** પું० ગધેડો

**ખોલણહાર(-રું)** ખોલનાર; ઉઘાડનાર

**ખોલવણું** न० કંસારાનું એક ઓજાર (२) સ્ક્રૂ ફેરવવાનું ઓજાર; પેચિયું

**ખોલવું** स० क्रि० ઉઘાડવું (२) કાઢવું; સ્થાપન કરવું

**ખોલી** સ્ત્રી० ખોળી (२) ઓરડી (३) ગધેડી

**ખોલો** પું० ગધેડો

**ખોવડા(-રા)વવું** स० क्रि० ખુએ એમ કરવું

**ખોવું** स० क्रि० ગુમાવવું (२) ગેરલાભ થવો

**ખોસવું** स० क्रि० જોરથી દાખલ કરવું; ઘાલવું

**ખોહ** સ્ત્રી० ખો, કોતર; ખીણ

**ખોહાણ** પું० નદીની ભેખડ

**ખોહો** પું० ખોસનારો (२) લઠીંગો; લઠ્ઠ પણ આળસુ માણસ (३) મોટો મૂરખો

**ખોળ** પું० તેલી બીનો તેલ કાઢી લીધા બાદ રહેતો કૂચો (२) સ્ત્રી० તપાસ; શોધ

**ખોળવું** स० क्रि० શોધવું; તપાસ કરવી

**ખોળંખોળા** સ્ત્રી० ખોળાખોળ

**ખોળંબો(-ભો)** પું० વિલંબ; ઢીલ

**ખોળાઢંઢોળા*** પું૦ બ૦ વ૦

**ખોળાખોળ(-ળી)** સ્ત્રી૦ ખૂબ ખોળવું તે; શોધાશોધ

**ખોળાધર** પું૦ જામીન

**ખોળાધરી** સ્ત્રી૦ જામીનગીરી

**ખોળાભરણું** ન૦ સીમંત; અઘરણી

**ખોળાંખંખોળાં** ન૦ બ૦ વ૦ ખૂબ બારીક તપાસ

**ખોળાંખાંખાં** ન૦ બ૦ વ૦ ખોળાંખંખોળાં

**ખોળિયું** ન૦ તળાઈ, ગોદડાં વગેરે ભરવાનું બેવડું કપડું; ખોલ (૨) શરીર; કલેવર

**ખોળી** સ્ત્રી૦ રક્ષણ માટે વસ્તુના છેડા ઉપર ગોઠવેલું ધાતુનું ઢાંકણ

**ખોળો** પું૦ પલાંઠી મારી બેસતાં બન્ને જાંઘ ઉપરનો ઘૂંટણ લગીનો ભાગ (૨) એ ભાગ ઉપર રાખેલું કપડું—ઝોળી

**ખોંખારવું** અ૦ ક્રિ૦ જુઓ ખૂંખારવું

**ખોંખારો** પું૦ ખૂંખારો

**ખોંચ** સ્ત્રી૦ ખાંચો; ખોભણ; ખાણ (૨) કસર; કમીના (૩) વાંધો; અડચણ (૪) મુશ્કેલી; ગૂંચવણ

**ખ્યાત** વિ૦ પંકાયેલું; નામીચું (૨) સ્ત્રી૦ ખ્યાતિ; કીર્તિ

**ખ્યાતિ** સ્ત્રી૦ પ્રસિદ્ધિ; કીર્તિ

**ખ્યાપન** ન૦ જાહેરાત (૨) કબૂલાત

**ખ્યાલ** પું૦ તર્ક; વિચાર; કલ્પના (૨) છાલ; કેડો (૩) એક જાતનું ગાયન

**ખ્યાલી** વિ૦ તરંગી (૨) ખ્યાલ—લાવણી જોડનારું

**ખ્રિસ્ત** પું૦ (સં.) જુઓ ઈસુ

**ખ્રિસ્તી** વિ૦ ઈસુ સંબંધી; ઈસુના ધર્મનું (૨) પું૦ એ ધર્મ માનનારો માણસ

**ખ્વાબ** પું૦; ન૦ સ્વપ્ન

**ખ્વાબી** વિ૦ સ્વપ્નનું—સંબંધી (૨) સ્વપ્ન રચ્યા કરનારું; સ્વપ્નશીલ

# ગ

**ગ** પું૦ કંઠસ્થાની ત્રીજો વ્યંજન (૨) ગંધાર સ્વરની સંજ્ઞા

**ગઈકાલ(-લે)** અ૦ આજની પૂર્વેના દિવસે; કાલે (૨) [લા.] હમણાં જ

**ગઈગુજરી** સ્ત્રી૦ બની ગયેલી—ભૂતકાળની હકીકત

**ગકાર** પું૦ ગ અક્ષર અથવા ઉચ્ચાર

**ગકારાંત** વિ૦ જેને છેડે ગકાર છે એવું

**ગ(૦ડ)ગડવું** અ૦ ક્રિ૦ ગડગડ અવાજ કરવો; ગાજવું (૨) ગબડવું

**ગ(૦ડ)ગડાટ** પું૦ ગડગડ એવો અવાજ (૨) અ૦ સપાટાબંધ; વગર હરકતે

**ગ(૦ડ)ગડાવવું** સ૦ ક્રિ૦ ગડગડે એમ કરવું; ગબડાવવું (૨) ઝપાટાબંધ—અટક્યા વગર કામ ચલાવવું

**ગ(૦ણ)ગણવું** અ૦ ક્રિ૦ ગણગણ એવો અવાજ કરવો (૨) નાકમાં બોલવું (૩) સ૦ ક્રિ૦ મનમાં બબડવું

**ગગન** ન૦ આકાશ; આભલું

**ગગનગામી** વિ૦ ગગનમાં જનારું

**ગગનગાંઠિયા** પું૦ બ૦ વ૦ એક મીઠાઈ; ઘઉંના લોટના તળીને કરેલા ચાસણી પાયેલા ગાંઠિયા

**ગગનચર** વિ૦ ગગનમાં ફરનારું (૨) ન૦ પંખી, દેવ, ભૂતપિશાચ, નક્ષત્ર, ગ્રહ વગેરે

**ગગનચુંબિત** વિ૦ આકાશને ચુંબતું; બહુ ઊંચું

**ગગનચુંબી** વિ૦ જુઓ ગગનચુંબિત

**ગગનવિહાર** પું૦ આકાશમાં વિહાર (૨) [લા.] બહુ ઊંચા ઊંચા ખ્યાલો કરવા તે

**ગગનવિહારી** વિ૦ ગગનવિહાર કરનારું
**ગગનસ્પર્શી** વિ૦ આકાશને અડે એવું; બહુ જ ઊંચું
**ગગરી** સ્ત્રી૦ નાનો ગગરો
**ગગરું** વિ૦ ભભરું; દાણાદાર; કકરું
**ગગરો** પું૦ ધાતુનો ઘડો
**ગ(૦ળ)ગળવું** અ૦ ક્રિ૦ ઢીલા થઈ જવું (પ્યારથી, ધમકીથી) (૨) ફીકા પડી જવું
**ગ(૦ળ)ગળું** વિ૦ ઢીલું; દીન (૨) પાકવા ઉપર આવેલું
**ગગી** સ્ત્રી૦ છોડી; દીકરી
**ગગો** પું૦ દીકરો; દીકરો
**ગગ્ગુ(-ગ્ગો)** પું૦ ગ અક્ષર
**ગચ** અ૦ પસંદ; માફક (૨) વિ૦ સજ્જડ; ગચિયાની માફક બાઝી ગયેલું
**ગચકડિયું** ન૦ (ડૂબતી વખતે બચવા) તરફડિયાં મારવાં તે
**ગચકડું** ન૦ ગચકડિયું (૨) ગચરકું
**ગચકિયું** ન૦ ગચરકું (૨) ગચકડિયું
**ગચન** વિ૦ મસ્ત (૨) ભરાઈ—ઠંસાઈ ગયેલું
**ગચરકાવિકાર** પું૦ ગચરકું ગળાઈ જવાથી થતો ચામડીનો એક રોગ
**ગચરકો** પું૦ ગચરકું
**ગચરકું** ન૦ ખાટો કે તીખો ઓડકાર
**ગચાગચ** વિ૦ ખીચોખીચ
**ગચિ(-ચ્ચિ)યું** ન૦ ઢેફું; ચોસલું (જેમકે ઈંટ, ચૂનો ઇત્યાદિનું) (૨) [લા.] આડ; નડતર
**ગચેટો** પું૦ ગઠ્ઠો
**ગચ્ચ** અ૦ સજ્જડ; તૂટેફૂટે નહિ એવું
**ગચ્ચિયું** ન૦ જુઓ ગચિયું
**ગચ્ચી(-ચ્છી)** સ્ત્રી૦ માટી, ઈંટો, કાંકરા અને ચૂનો વગેરેનું બાઝી જવું તે (ઉદા૦ ચૂનાગચ્ચી) (૨) અગાસી; ધાબું (૩) છોબંધ જમીન (૪) વર્ગ; ગચ્છ
**ગચ્ચું** ન૦ જુઓ ગચિયું
**ગચ્છ** પું૦ સમુદાય; જથો (૨) [ગ.] શ્રેઢીમાં અમુક પદોનો સમુદાય
**ગચ્છવું** અ૦ ક્રિ૦ જવું
**ગચ્છંતી** સ્ત્રી૦ નાસી જવું તે
**ગચ્છી** સ્ત્રી૦ જુઓ ગચ્ચી

**ગજ** પું૦ હાથી (૨) લંબાઈ ભરવાનું ચોવીસ તસુનું માપ (૩) બારણાની ભૂંગળ (૪) ધાતુનો નક્કર સળિયો (૫) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો
**ગજક** ન૦ નશો કર્યા પછી મોંનો સ્વાદ બદલવા ખાવાની તીખી કે મીઠી ચીજ
**ગજકણ** ન૦ એક જાતનું રેશમી કાપડ
**ગજકરણ** પું૦ હાથીનો કાન (૨) દરાજ; દાદર (૩) [સં.] ગણપતિ
**ગજકરણી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) યોગીઓની એક ક્રિયા
**ગજકર્ણ** પું૦ જુઓ ગજકરણ
**ગજગતિ** સ્ત્રી૦ હાથીની ચાલ (૨) તેના જેવી ડોલતી અને મગરૂર ચાલ
**ગજગામ** વિ૦ હાથી ઉપર સવારી કરનારું
**ગજગામા(-મિની)** વિ૦ સ્ત્રી૦ ગજગતિથી ચાલનારી
**ગજગામી** વિ૦ ગજગતિથી ચાલનારું
**ગજગાહ** ન૦ હાથીની પીઠ પરનો ઓછાડ
**ગજગૌરી** સ્ત્રી૦ હાથી પર બેસાડેલી ગૌરીની —પાર્વતીની મૂર્તિ
**ગજગ્રાહ** ન૦ પક્ષ પાડીને દોરડું ખેંચવાની રમત (હાથી અને મગરની આખ્યાયિકા પરથી)
**ગજઘંટ** પું૦ હાથીને બાંધેલો લટકતો ઘંટ (એના આવવાની ખબર કરવા)
**ગજઘંટા** સ્ત્રી૦ ગજઘંટ
**ગજચર્મ** ન૦ હાથીનું ચામડું
**ગજછાયા** સ્ત્રી૦ શ્રાદ્ધ કરવાને સારો ગણાતો એક યોગ (જ્યો.)
**ગજદળ** ન૦ હાથીનું લશ્કર
**ગજદંત** પું૦ હાથીનો દાંત; દંતૂશળ (૨) ગણપતિ (૩) ખીંટી
**ગજધર** પું૦ દરજી
**ગજપતિ** પું૦ હાથિઓનો માલિક (૨) ગજદળનો નાયક (૩) મોટો—ઉત્તમ હાથી
**ગજપાળ** પું૦ હાથીની માવજત કરનારો આદમી (૨) મહાવત
**ગજપાંઉ** ન૦ એકપક્ષી
**ગજપીપર** સ્ત્રી૦ એક ઔષધિ

**ગજપુટ** પું૰ ધાતુઓની ભસ્મ બનાવવા તેમને આંચ આપવા કરવામાં આવતી એક પ્રકારની ભઠ્ઠી
**ગજપુષ્પી** સ્ત્રી૰ એક વેલ
**ગજબ** પું૰ કેર (૨) મોટું દુઃખ (૩) આશ્ચર્ય
**ગજબી** વિ૰ ગજબવાળું
**ગજર** પું૰ પહોરપહોરને આંતરે ઘડિયાળાં વગાડવામાં આવે છે તે (૨) ચોઘડિયાં
**ગજરું** ન૰ કાંડે કે અંબોડે ઘાલવાનો ફૂલનો હાર (૨) કાંડે પહેરવાનું સ્ત્રીનું ઘરેણું; ગુજરી
**ગજરો** પું૰ ગજરું; ફૂલનો હાર–તોરો
**ગજવક્ત્ર(–દન)** પું૰ (સં.) હાથીના મોંવાળા–ગણપતિ
**ગજ(–જા)વવું** સ૰ ક્રિ૰ ગાજે એમ કરવું
**ગજવાકાતરુ** પું૰ ખીસાકાતરુ; ખીસાચોર
**ગજવાડ** સ્ત્રી૰ હાથીખાનું
**ગજવું** ન૰ ખીસું
**ગજવેલ** સ્ત્રી૰ ખરું લોઢું; પોલાદ (૨) એક જાતના ચોખા
**ગજશાલા(–ળા)** સ્ત્રી૰ હાથીખાનું
**ગજાધર** વિ૰ ગજાવાળું
**ગજાનન** પું૰ (સં.) ગણપતિ
**ગજાર** સ્ત્રી૰ (રસોડા કે ભંડાર તરીકે વપરાય એવો) મુખ્ય ઓરડાની બાજુનો ખંડ–ઓઆર
**ગજાવવું** સ૰ ક્રિ૰
**ગજાહીણ** વિ૰ ગજાવગરનું
**ગજિયાણી** સ્ત્રી૰ ગજી પનાનું એક જાતનું રેશમી કાપડ
**ગજિયું** વિ૰ માપમાં ગજ હોય એવું (૨) ન૰ જાડા સૂતરનું કપડું
**ગજિયો** પું૰ લોઢાનો સળિયો; ગજ
**ગજી** વિ૰ ગજના માપનું (૨) સ્ત્રી૰ ગજિયાણી
**ગજું** ન૰ ગુંજાશ; શક્તિ
**ગજેંદ્ર** પું૰ હાથીઓમાં ઇંદ્ર જેવો વડો–ઉત્તમ હાથી (૨) ઐરાવત
**ગજેંદ્રમોક્ષ** પું૰ ગજેંદ્રનો મગરના મોંમાંથી વિષ્ણુએ કરેલો છુટકારો (૨) તે નામનું એક સ્તોત્ર
**ગજ્જર** પું૰ વડો સુતાર; મિસ્ત્રી (૨) વડો મુકાદમ (૩) અમુક વખત થયો એવું દર્શાવનારો એક ઝંકારનાદ (૪) સમય; કાળ
**ગઝનવી** વિ૰ ગિઝની નામના શહેરનું–ને લગતું
**ગઝલ** સ્ત્રી૰ એક ફારસી રાગ; રેખતો (૨) એ રાગનું કાવ્ય
**ગઝલિસ્તાન** ન૰ ગઝલોનો સંગ્રહ
**ગટ,૦ગટ** અ૰ ગટગટ અવાજ થાય એમ
**ગટક,૦ગટક** અ૰ ગટકગટક અવાજ થાય એમ
**ગટકાવવું** સ૰ ક્રિ૰ ગટગટ પી અથવા ખાઈ જવું; ગળી જવું; ઓહિયાં કરવું
**ગટગટાવવું** સ૰ ક્રિ૰ ગટગટ–ઝટ પી જવું
**ગટપટ** સ્ત્રી૰ ધીમી—છાનીછાની વાત
**ગટર** સ્ત્રી૰ ગંદું પાણી જવાની નીક–મોરી; ખાળ
**ગટાપરચા** ન૰ એક વનસ્પતિ
**ગટિયું** વિ૰ ગઠ્ઠું
**ગટૂચી** સ્ત્રી૰ એક વનસ્પતિ; ગળો
**ગટ્ટ** અ૰ ગટ; ગટક
**ગટ્ટી(–ટ્ટું)** વિ૰ ઠીંગણું (૨) બટકું અને જાડું
**ગઠડી** સ્ત્રી૰ પોટલી; બચકી
**ગઠિયણ** વિ૰ સ્ત્રી૰ લુચ્ચી; પાકી
**ગઠિયું** વિ૰ લુચ્ચું; પાકું
**ગઠ્ઠો** પું૰ ગાંગડો; ગચિયું; બાઝી ગયેલો જથો
**ગડ** ન૰ ગાંઠ (૨) ગૂમડું; ગોડ (૩) સ્ત્રી૰ ગડી (લૂગડાની)
**ગડગચ્ચો** પું૰ ગડબડગોટો; ખીચડો
**ગડગડ** અ૰
**ગડગડવું** અ૰ ક્રિ૰ જુઓ ગગડવું
**ગડગડાટ** પું૰ જુઓ ગગડાટ
**ગડગડાવવું** સ૰ ક્રિ૰ જુઓ ગગડાવવું
**ગડગૂમડ** ન૰ નાનાં મોટાં ગુમડાં (૨) તે થઈને થતો ચામડીનો રોગ
**ગડડગફ** અ૰ ઝટ; જોતજોતામાં
**ગડદાગડદી** સ્ત્રી૰ ગડદાથી મારામારી (૨) ભીડાભીડ
**ગડદાપાટુ** ન૰ બ૰ વ૰ ગડદા અને પાટુ (૨) હાથપગથી મારામાર
**ગડદાપેચ** વિ૰ ગડદાના મારથી છેક અધમૂઉ થઈ ગયેલું
**ગડદામુક્કી** સ્ત્રી૰ ગદદા અને મુક્કીથી કરેલી મારામારી
**ગડદાવવું** સ૰ ક્રિ૰ ગડદેગડદે મારવું
**ગડદો** પું૰ ઠોંસો; ધીબકો

**ગડબ** સ્ત્રી૦ ગાંઠ; ગડ; સોજો

**ગડ(-ર)બડ** સ્ત્રી૦ ઘોંઘાટ (૨) અવ્યવસ્થા; ગોટાળો

**ગડ(-ર)બડગોટો** પું૦ ગોટાળો; અવ્યવસ્થા

**ગડ(-ર)બડવું** અ૦ ક્રિ૦

**ગડ(-ર)બડસડ(-ર)બડ** સ્ત્રી૦ ગડબડગોટો (૨) ધમાલ; ઘોંઘાટ

**ગડ(-ર)બડાટ** પું૦ ગરબડ

**ગડ(-ર)બડાટ** પું૦ ગરબડ

**ગડ(-ર)બડિયું** વિ૦ ગરબડ કરે એવું; ધાંધલિયું (૨) ન૦ અડબડિયું; ગોથું

**ગડબવું** સ૦ ક્રિ૦ દાબીને ભરવું; ઠાંસવું (૨) મારીને અધમૂઉં કરવું

**ગડમથલ** સ્ત્રી૦ મહેનત; ફાંફાં; ધાલમેલ

**ગડવું** અ૦ ક્રિ૦ અંદર પેસવું–જવું (૨) ગબડવું (૩) ગડગડવું

**ગડવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ

**ગડવો** પું૦ ઘડાના જેવો ગોળ પડઘીદાર લોટો (૨) ગાડવો

**ગડાકુ** પું૦; સ્ત્રી૦ ગોળ કે કાકબ ભેળવી કચરેલી તમાકુ

**ગડારો** પું૦ શેરડીનાં બીજ રાખવાનો ખાડો (૨) બે ચીલા વચ્ચેની જગા (૩) ઢોરના શરીરનો આગલાપાછલા પગ વચ્ચેનો ભાગ

**ગડિયું** ન૦ તમાકુનું પડિયું

**ગડી** સ્ત્રી૦ ગાંઠ; આંટી (૨) ગેડ (૩) ગરેડીનો ખચકો (૪) પું૦ દક્ષણી ચાકર; ઘાટી

**ગડીબંધ** વિ૦ ગડીસહિત

**ગડુડુડુ** અ૦

**ગડૂચી** સ્ત્રી૦ એક વનસ્પતિ; ગળો

**ગડૂ(-ડે)ડવું** અ૦ ક્રિ૦ ગડૂડ એવો અવાજ કરવો; ગાજવું

**ગડો** પું૦ કાંકરો; મોટો ગાંગડો (૨) હાંસલ; જકાત

**ગઢ** પું૦ કિલ્લો; કોટ

**ગઢથાહર*** પું૦+

**ગઢપતિ** પું૦ કિલ્લાનો માલિક

**ગઢવી** વિ૦ ચારણની જ્ઞાતિનું (૨) પું૦ એ જ્ઞાતિનો માણસ; ચારણ

**ગઢવું** ન૦ દાણા ભરવાની કોઠી (૨) માટલું (ગોળનું)

**ગઢાણ** ન૦ જ્યાં એકલું ઘાસ થતું હોય એવી જમીન; બીડ

**ગઢી** વિ૦ ગઢમાં રહેનારું (૨) સ્ત્રી૦ નાનું ગઢવું

**ગઢેરો** પું૦ મોટેરો–મુખ્ય માણસ

**ગણ** પું૦ ટોળું; મંડળ (૨) જાત; વર્ગ (૩) શિવનો સેવકસમુદાય (૪) છંદશાસ્ત્રમાં ત્રણ અક્ષરનો ખંડ (ઉદા૦ યગણ, મગણ ઇત્યાદિ)

**ગણક** પું૦ જોશી

**ગણકારવું** સ૦ ક્રિ૦ માનવું; દરકાર–પત કરવી

**ગણગણ** અ૦

**ગણગણવું** અ૦ ક્રિ૦ જુઓ ગગણવું

**ગણગણાટ** પું૦ ગણગણ એવો અવાજ (૨) બબડાટ

**ગણગાયક** પું૦ ગવૈયો (૨) ગવૈયાઓનું જૂથ

**ગણતર** વિ૦ ગણી શકાય એવું; ગણ્યુંગાંઠ્યું (૨) ન૦ જુઓ ગણતરી

**ગણતરી** સ્ત્રી૦ ગણવું તે (૨) ગણવાની રીત (૩) ગણીને કાઢેલી સંખ્યા (૪) માન; પ્રતિષ્ઠા

**ગણતંત્ર** ન૦ જુઓ ગણરાજ્ય

**ગણતી** સ્ત્રી૦ જુઓ ગણતરી

**ગણધર** પું૦ વર્ગ અથવા સમૂહનો મુખી (૨) [જૈન] એક પ્રકારનો આચાર્ય, જે તીર્થંકરનો શિષ્ય હોય છે અને જે તેના ઉપદેશોનો સંગ્રહ અને પ્રચાર કરે છે.

**ગણન** ન૦ ગણવું તે

**ગણના** સ્ત્રી૦ જુઓ ગણતરી

**ગણનાથ** પું૦ ગણોનો ઉપરી; ગણપતિ (૨) શિવ

**ગણનાયક** પું૦ (સં.) ગણપતિ (૨) શિવ

**ગણનીય** વિ૦ ગણવાયોગ્ય

**ગણપતિ** પું૦ (સં.) એક દેવ— મહાદેવના નાના પુત્ર

**ગણરવ** પું૦ ગણગણાટ

**ગણરાજ્ય** ગણતંત્ર; પ્રાચીન હિંદનું એક પ્રકારનું પ્રજાસત્તાક રાજ્ય

**ગણવત** ન૦ ગણોત

**ગણવતપટો** પું૦ ગણોતપટો

**ગણવું** સ૦ ક્રિ૦ સંખ્યા કાઢવી (૨) હિસાબ કરવો (૩) લેખામાં લેવું; માનવું

**ગણુસત્તાક** વિ૰ જેમાં રાજાની નહિ પણ પ્રજાના સમૂહોની–ગણની સત્તા ચાલતી હોય એવું
**ગણુસારો** પું૰ અણુસારો; અવાજથી ચેતવણી આપવી તે (૨) કોઈના જવાઆવવાથી થતો ધીમો અવાજ
**ગણો*** પું૰ બ૰ વ૰
**ગણગોર*** સ્ત્રી૰
**ગણાધિપ** પું૰ ગણોનો અધિપતિ–ઉપરી (૨) ગણપતિ
**ગણિક** પું૰ + ગણક; જોશી
**ગણિકા** સ્ત્રી૰ ગુણકા
**ગણિત** વિ૰ ગણેલું (૨) ન૰ ગણિતવિદ્યા
**ગણિતપદ્ધતિ** સ્ત્રી૰ ગણિતની પદ્ધતિ
**ગણિતપાટી** સ્ત્રી૰ હિસાબ ગણવાનું પાટિયું અથવા પથ્થરપાટી (૨) ગણિતનું કોષ્ટક; તૈયાર ગણતરીનું પત્રક
**ગણિતપાશ** પું૰ 'પરમ્યૂટેશન' (ગ.)
**ગણિતપ્રમાણ** ન૰ 'ઍરિથમેટિકલ પ્રૉપોર્શન' (ગ.)
**ગણિતવિદ્યા** સ્ત્રી૰
**ગણિતશાસ્ત્ર** ન૰ ગણિતવિદ્યા
**ગણિતશાસ્ત્રી** પું૰ ગણિતશાસ્ત્રનો વિદ્વાન
**ગણિતશ્રેઢી(–ણી)** સ્ત્રી૰ એવી શ્રેઢી કે જેનાં ક્રમવાર કોઈપણ બે પદનો ફરક સરખો જ હોય (ઉદા૰ ૧, ૩, ૫, ૭ ... ) [ગ.]
**ગણિતી** પું૰ ગણિતશાસ્ત્રી
**ગણીકરણ** ન૰ ગણ—સમૂહ કરવા તે; 'ગ્રૂપિંગ' (ગ.)
**ગણું** વિ૰ —થી ગુણતાં આવે તેટલું (ઉદા૰ ચારગણું)
**ગણેશ** પું૰ (સં.) ગણપતિ
**ગણેશચોથ** સ્ત્રી૰ ગણેશપૂજનનો દિવસ— ભાદરવા સુદ ચોથ
**ગણેશિયું** ન૰ ઘર ભાગવા-તોડવાનું નરાજ જેવું ચોરનું એક હથિયાર
**ગણેશિયો** પું૰ જુઓ ગણેશિયું
**ગણોત** સ્ત્રી૰; ન૰ સાંથ (૨) ગણોતનામું
**ગણોતનામું** ન૰ જમીનદાર અને ખેડૂત વચ્ચેનો સાંથનો કરાર—દસ્તાવેજ
**ગણોતપટો(–ટ્ટો)** પું૰ ગણોતનામું
**ગણોતિયો** પું૰ ગણોતે રાખનાર—ખેડનાર; સાંથીડો



**ગણ્યુંગાંઠયું** વિ૰ ગણતર; થોડુંક
**ગત** વિ૰ ગયેલું (૨) મરી ગયેલું (૩) સ્ત્રી૰ જુઓ ગતિ (૪) વાદ્ય પર વગાડવાની ચીજ (૫) અ૰ સુધી
**ગતકડું** ન૰ નવાઈનો બનાવ (૨) ટોળ; મશ્કરી
**ગતભર્તૃકા** સ્ત્રી૰ વિધવા
**ગતાગમ** સ્ત્રી૰ સમજણ; જ્ઞાન
**ગતાનુગતિક** વિ૰ પૂંઠે—ચીલે ચાલનારું; ગાડરિયું
**ગતાંક** પું૰ ગત અંક
**ગતિ** સ્ત્રી૰ ચાલ (૨) ઝડપ (૩) પ્રવેશ; પ્રવેશ કરવાની બુદ્ધિ—શક્તિ (૪) સમજ; મતિ (૫) શક્તિ; બળ (૬) સ્થિતિ; દશા (૭) મૂઆ પછીની હાલત
**ગતિચક્ર** વિ૰ વેગ આપનારું, વેગનું બળ સંગૃહિત કરનારું અથવા વેગનું નિયમન કરનારું પૈડું
**ગતિતંતુ** પું૰ 'ઍફેરન્ટ નર્વ' (શરીરશાસ્ત્ર)
**ગતિમંત** વિ૰ ગતિવાળું; ચાલતું
**ગતિમાન** વિ૰ ગતિમંત (૨) ન૰ ગતિ—વેગનું માન-પ્રમાણ
**ગતિમાર્ગ** પું૰ ગમન કરવાનો રસ્તો
**ગતિયું** વિ૰ સદ્‌ગત; ગતે ગયેલું (૨) યુક્તિથી કામ કાઢી લે એવું
**ગતેગતું** ન૰ ખરચ થયું હોય તેટલું પાછું મેળવવું તે
**ગદ** સ્ત્રી૰; ન૰ રમતમાં હારવું તે (૨) રોગ; માંદગી
**ગદકું** ન૰ બહાનું; મિષ
**ગદગદ** વિ૰ જુઓ ગળગળું
**ગદગ(–બ)ગદિયાં** ન૰ બ૰ વ૰ ખાનપાન નાણાં અથવા આનંદની રેલછેલ
**ગદગદું** વિ૰ પાણીપોચું (૨) કોહી ગયેલું
**ગદડવું** સ૰ ક્રિ૰ પગ વતી દબાવવું (૨) [લા.] હેરાન કરવું
**ગદબ** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ગદબદ** વિ૰ ખદબદ
**ગદબદિયાં** ન૰ બ૰ વ૰ જુઓ ગદગદિયાં
**ગદલું** વિ૰ ડોળાયેલું; મેલું

**ગદડવું** અ૰ ક્રિ૰ ટટાર-દૃઢ ઊભા રહેવું (૨) દોડવું (૩) સ૰ ક્રિ૰ ધૂળવાળું કરવું
**ગદરવું** સ૰ ક્રિ૰ (કા.) ગદડવું
**ગદા** સ્ત્રી૰ લડાઈનું એક હથિયાર
**ગદાધર** પું૰ ગદા ધારણ કરનાર (૨) વિષ્ણુ
**ગદાયુદ્ધ** ન૰ ગદા વડે થતું યુદ્ધ
**ગદારવું** સ૰ ક્રિ૰ ઊભું રાખવું; ટેકો દેવો
**ગદાવવું** સ૰ ક્રિ૰ દડકે રેતમાં દોડાવવું; થકવવું
**ગદિયાણી** સ્ત્રી૰ એક વનસ્પતિ; કાંસકી
**ગદિયાણો** પું૰ અડધા તોલાનું વજન
**ગદૂક** ન૰ હાડકામાંનો નરમ માવો; મજ્જા
**ગદેલું** ન૰ ગાદલું (૨) જાડી ગાદી
**ગદ્ગદ** વિ૰ જુઓ ગળગળું (૨) અ૰ ગળગળા કંઠે
**ગદ્ગદિત** વિ૰ ગદ્ગદ થયેલું
**ગદ્ય** ન૰ ગવાય નહિ એવું, પદ્યથી ઊલટું-સાદું લખાણ
**ગદ્યકાર** પું૰ ગદ્ય લખનારો
**ગદ્યકાવ્ય** ન૰ કાવ્યની શૈલીમાં લખેલું ગદ્ય
**ગદ્યપદ્ય** ન૰ ગદ્ય અને પદ્ય
**ગદ્યપદ્યાત્મક** વિ૰ જેમાં ગદ્યપદ્ય બન્ને હોય તેવું
**ગદ્યબંધ** વિ૰ ગદ્યમાં લખેલું-રચેલું (૨) પું૰ ગદ્યમાં લખેલી સાહિત્યકૃતિ
**ગદ્યાત્મક** વિ૰ ગદ્યવાળું
**ગધા(-ધે)ડિયું** વિ૰ મૂર્ખ (૨) ન૰ જે ચપટા અને મોટા લાકડામાં ગાડીના પૈડાના લઠ્ઠા ઘલાય છે તે
**ગધા(-ધે)ડું** ન૰
**ગધા(-ધે)ડો** પું૰
**ગધૈયો** પું૰ એક પ્રાચીન સિક્કો
**ગધ્ધાઈ** સ્ત્રી૰ ગધ્ધાપણું; મૂર્ખતા
**ગધ્ધાપચીશી(-સી)** સ્ત્રી૰ ૧૬થી૨૫ વર્ષ સુધીનો સમય, જ્યારે માણસમાં ગધ્ધાઈનું જોર હોય છે.
**ગધ્ધાપાટુ** સ્ત્રી૰;ન૰ ગધાડાંના જેવી લાતંલાતા; ગધ્ધામસ્તી
**ગધ્ધામજૂરી** સ્ત્રી૰ ગધ્ધાવૈતરું
**ગધ્ધામસ્તી** સ્ત્રી૰ મૂર્ખાઈભર્યું અતિશય તોફાન; લાતંલાતા
**ગધ્ધાવૈતરું** ન૰ સખત વૈતરું (૨) લાભ વગરની મહેનત
**ગધ્ધી** સ્ત્રી૰ ગધેડી
**ગધ્ધેવાન** પું૰ ગધેડાં હાંકનાર; કુંભાર (૨) ગમાર આદમી
**ગધ્ધૈયું** ન૰ જાડી અને બેડોળ વસ્તુ (૨) એક જાતનો પ્રાચીન સિક્કો; ગધૈયો (૩) દાણામાં પડતું એક જીવડું
**ગધ્ધો** પું૰ ગધેડો (૨) [લા]. મૂર્ખ માણસ
**ગન(-ને)સને** અ૰ ગણસારાથી; કાનોકાન
**ગનીમ** પું૰ દુશ્મન (૨) મુસલમાન; મોગલ
**ગનીમત** સ્ત્રી૰ ઈશ્વરકૃપા; સદ્ભાગ્ય
**ગપ** સ્ત્રી૰ ઊડતી વાત; અફવા (૨) ખોટી વાત; ડિંગ
**ગપગપ** અ૰ ઉપરાઉપરી; એક પછી એક; ડબડબ
**ગપગોળો** પું૰ ગપાટો
**ગપતાળિયું** ન૰ ચોરી (૨) આખામાંથી કાપીને કરેલો કકડો
**ગપતાળું** ન૰ કાપીને કરેલો કકડો
**ગપસપ** સ્ત્રી૰ ગપ
**ગપાગપ** અ૰ ગપગપ
**ગપાગપી** સ્ત્રી૰ ગપની પરંપરા (૨) ઉપરા-ઉપરી પડતો મુક્કીનો માર
**ગપાટી** વિ૰ ગપાટા હાંકનારું
**ગપાટો** પું૰ ગપ
**ગપાષ્ટક** ન૰ ખોટા તડાકા; ગપ
**ગપોડું** ન૰ ગપ્પું
**ગપોડો** પું૰ ગપ્પું
**ગપોળિયું** ન૰ કશામાંથી છટકી જઈને ભરાઈ બેસવું તે (ખાસ કરીને નિશાળમાંથી) (૨) વ્યભિચાર
**ગપ્પી** વિ૰ ગપ્પાં મારે એવું
**ગપ્પીદાસ** પું૰ ગપ્પાં મારવાની આદતવાળો માણસ
**ગપ્પું** ન૰ જુઓ ગપ
**ગફલત** સ્ત્રી૰ બેદરકારી; અસાવધતા (૨) ભૂલ
**ગફલતિયું** વિ૰ ગફલત કરનારું
**ગફલતી** વિ૰ ગફલતિયું
**ગફલું** વિ૰ સુંદર અને હૃષ્ટપુષ્ટ; ગભરુ
**ગફા** સ્ત્રી૰+ ગુફા
**ગફૂર** વિ૰ દયાળુ
**ગફ્ફો** પું૰ ઉતાવળમાં ભરેલો મોટો કોળિયો

**ગબ** અ૦ ઝટ; ચટ

**ગબગબ** અ૦ ટપોટપ (૨) સ્ત્રી૦ બીજાની વાત વાતમાં વચ્ચે બોલવું તે

**ગબડગંડ(-ડું)** વિ૦ હાધારંગું; મૂર્ખ

**ગબડગંદું** વિ૦ ઠેકઠેકાણે ગંદું

**ગબડવું** અ૦ ક્રિ૦ તળેઉપર થતા સરવું (૨) આળોટવું

**ગબડી(-રડી)** સ્ત્રી૦ એકદમ દોડી જવું તે

**ગબ(-ભ)રુ** વિ૦ જુઓ ગભરુ

**ગબાગબ** અ૦ ગબગબ; ટપોટપ (૨) સ્ત્રી૦ ઘોળાઘોળ

**ગબાગબી** સ્ત્રી૦ મુક્કામુક્કી; બોલાબોલી

**ગબાર** સ્ત્રી૦ ખાડો (૨) બખોલ

**ગબારો** પું૦ નાનું બલૂન (૨) હવાઈ; હવામાં ઊડે એવું દારૂખાનું

**ગબી** સ્ત્રી૦ લખોટીઓ કે મોઈદંડાની રમતમાં જે નાનો ખાડો કરવામાં આવે છે તે

**ગબો(-બ્બો)** પું૦ મૂરખો; રાબો

**ગબોગબ** અ૦ ગબગબ; ઉપરાઉપરી

**ગબોળો** પું૦ ગપગોળો (૨) ભવાડો

**ગબ્બર** વિ૦ સંગીન (૨) પૈસાદાર (૩) જબરું

**ગબ્બો** પું૦ મોટી ગબી (૨) શેરડીની ગાંઠ (૩) ધપ્પો (૪) રાબો; ગબો

**ગભરાટ** પું૦ ગભરામણ

**ગભરાટિયું** વિ૦ ગભરાઈ જાય તેવું

**ગભરામણ** સ્ત્રી૦ અકળામણ; મૂંઝવણ (૨) ભય

**ગભરાવું** અ૦ ક્રિ૦ ગૂંચાવું, મૂંઝાવું (૨) બીવું (૩) પીડાવું

**ગભરુ** વિ૦ ગાભલા જેવું; ગોરું અને માંસલ (૨) નિર્દોષ; ભોળું

**ગભસ્તિ** પું૦; સ્ત્રી૦ કિરણ

**ગભા** પું૦ બ૦ વ૦ ગળફા

**ગભા(-મા)ણ** સ્ત્રી૦ ઢોરના ખીલા આગળ આડું લાકડું રાખી ચાર નાંખવાને કરેલી જગા

**ગભાણ** ન૦ ગામના પાદર પરની ગોચર જમીન; ચરો

**ગભાર(-રો)** પું૦ દેવાલયની અંદરનો ભાગ, જ્યાં મૂર્તિ હોય છે; ગર્ભાગાર

**ગભીર** વિ૦ ઊંડું (૨) ભારે (૩) જુઓ ગંભીર

**ગમ** સ્ત્રી૦ બાજુ (૨) મનનું વલણ (૩) સમજણ; સૂઝ (૪) શોક; દુઃખ (૫) ગમખારી

**ગમક** પું૦ સંગીતમાં એક શ્રુતિ યા સ્વર ઉપરથી બીજી શ્રુતિ યા સ્વર પર જવાનો એક પ્રકાર (૨) એક છંદ

**ગમખાર** વિ૦ ગમ ખાઈ જાય એવું; સહનશીલ

**ગમખારી** સ્ત્રી૦ ખામોશી; ગમ ખાઈ જવી તે; ગમખારપણું

**ગમગત** સ્ત્રી૦ ગતાગમ

**ગમગીન** વિ૦ ખિન્ન; ઉદાસ

**ગમગીની** સ્ત્રી૦ ગમગીનપણું

**ગમગુસાર** વિ૦ દુઃખ દૂર કરનારું; દિલાસો આપનારું (૨) પું૦ મિત્ર

**ગમચાં** ન૦ બ૦ વ૦ બોલતાં બોલતાં રહી જવું-અચકાવું તે (વિચાર અથવા નામરજીને લીધે)

**ગમ(-મ્મ)ત** સ્ત્રી૦ વિનોદ; મઝા; આનંદ

**ગમતી** વિ૦ વિનોદી (૨) આનંદી

**ગમન** ન૦ જવું-ચાલવું તે (૨) ચાલ; ગતિ (૩) સ્ત્રીસંગ

**ગમનશીલ** વિ૦ 'કાઇનેટિક'

**ગમવું** અ૦ ક્રિ૦ મનને સારું લાગવું; ગોઠવું (૨) પસંદ પડવું

**ગમા** પું૦ બ૦ વ૦ શક્તિ (૨) શરીરના સાંધા

**ગમાણ** સ્ત્રી૦ ગભાણ

**ગમાણિયું** ન૦ ગમાણનું આડું લાકડું

**ગમાનક** ન૦ ગવાનિક; ગોગ્રાસ

**ગમાર** વિ૦ અણસમજુ; મૂર્ખ (૨) રોંચું; ગામડિયું

**ગમી** સ્ત્રી૦ દિલગીરી (૨) અ૦ તરફ; ભણી

**ગમ્મત** સ્ત્રી૦ જુઓ ગમત

**ગમ્ય** વિ૦ જવાય—પહોંચાય એવું (૨) સમજાય એવું (૩) ઔષધિ ઇત્યાદિથી મટાડી શકાય તેવું; સાધ્ય

**ગમ્યમાન** વિ૦ જણાતું; સમજાતું

**ગયવર** પું૦ + મોટો હાથી

**ગયંદ** પું૦ + હાથી

**ગયાવ(-વા)ળ** પું૦ ગયાનો પંડો

**ગર** પું૦ ફળની કે ઝાડના થડની અંદરનો ગર્ભ (૨) મનનો ભેદ; મર્મ (૩) ઝેરી અધાર; ગલ (૪) 'કરનાર' એવો અર્થ સૂચવતો ફારસી પ્રત્યય ઉદા૦ 'સોદાગર;' 'કારીગર'

**ગરક** વિ૦ ડૂબેલું (૨) મગ્ન; લીન
**ગરકબારી** સ્ત્રી૦ છટકવાની બારી
**ગરકવું** અ૦ ક્રિ૦ કાદવ વગેરેની અંદર પેસી જવું (૨) ડૂબી જવું (૩) મગ્ન—લીન થઈ જવું
**ગરકાવ** વિ૦ ગરક; મશગૂલ
**ગરગટ** પું૦ ગટ્ટો—ઠીંગણો માણસ
**ગરગટિયું** વિ૦ ગટ્ટું
**ગરગડવું** અ૦ ક્રિ૦ ગડગડ અવાજ થવો (૨) ગબડવું
**ગરગડિયું** ન૦ પાણીચું; રુખસત
**ગરગડી** સ્ત્રી૦ ફરે તેવું નાનું પૈડું (૨) દોરાની ગરગડી; 'રીલ'
**ગરગર** અ૦ ઝપાટાબંધ એક પછી એક ગરે એવી રીતે
**ગરજ** સ્ત્રી૦ ખપ; જરૂર (૨) સ્વાર્થ
**ગરજણ** સ્ત્રી૦ એક પંખી
**ગરજનતેલ** ન૦ ગર્જન નામના ઝાડમાંથી મળતું તેલ (લાકડાના સરસામાન ઉપર ચડાવવાના કામમાં આવે છે.)
**ગરજમતલબી** વિ૦ સ્વાર્થી
**ગરજવંત** વિ૦ ગરજવાળું
**ગરજવાન** વિ૦ ગરજવંત
**ગરજવું** અ૦ ક્રિ૦ ગર્જના કરવી; ગાજવું (૨) મોટેથી બરાડવું; તડૂકવું
**ગરજસવાદી** વિ૦ ગરજમતલબી
**ગરજાઉ** વિ૦ ગરજવાળું
**ગરજી,૦લું** વિ૦ ગરજવાળું
**ગરજુ** વિ૦ ગરજાઉ
**ગરજો** પું૦ ફણગો; અંકુર (૨) કાંટો; ઊભો ખીલો (૩) ખૂંપરો (૪) એક અણિયાળું હથિયાર
**ગરડગપ(-ફ)** અ૦ ઝટ દઈને; અચાનક; એકાએક
**ગરડવું** સ૦ ક્રિ૦ (અક્ષર) ઘૂંટવા; ખેંચવું (૨) અ૦ ક્રિ૦ ગળામાં બોલવું (૩) અવાજ ખેંચવો
**ગરડો** પું૦ ઘૂંટવાના અક્ષરોનો કાગળ; ખરડો
**ગરણ** ન૦ એક ઝાડ
**ગરણીજી** સ્ત્રી૦ જૈન સાધ્વી
**ગરણું** ન૦ એક જાતની ધાર્મિક ક્રિયા
**ગરથ** પું૦ નાણું; પૈસો
**ગરદ** સ્ત્રી૦ ધૂળ; રજ
**ગરદન** સ્ત્રી૦ ડોકી; ગળચી; બોચી
**ગરદા*** સ્ત્રી૦
**ગરદી** સ્ત્રી૦ ગિરદી; ભીડ
**ગરદો** પું૦ તમાકુના પાંદડાનો ભૂકો; જરદો
**ગરનાળ** સ્ત્રી૦ છરાના ગોળા ભરવાની ખાંડણી જેવી તોપ
**ગરનાળું** ન૦ પાણી આવવા જવા માટે બાંધેલો સાંકડો માર્ગ; નાળું
**ગરબડ** સ્ત્રી૦ જુઓ ગડબડ
**ગરબડગોટો** પું૦ ગડબડગોટો
**ગરબડવું** અ૦ ક્રિ૦ ગડબડવું
**ગરબડસડ(-ર)બડ** સ્ત્રી૦ જુઓ ગડબડ-સડબડ
**ગરબડાટ** પું૦ જુઓ ગડબડાટ
**ગરબડિયું** વિ૦ (૨) ન૦ જુઓ ગડબડિયું
**ગરબી** સ્ત્રી૦ સ્ત્રીઓના રાગમાં ગાવાની એક જાતની કવિતા
**ગરબો** પું૦ નોરતામાં અથવા માતા વાવે છે તે પ્રસંગે કાણાંવાળી માટલી જેમાં ચાલુ ઘીનો દીવો રખાય છે તે (૨) દીવા કે માંડવડીની આસપાસ ફરતાં ફરતાં તાળીઓ પાડીને ગાવું તે (૩) મોટી ગરબી; રાસડો
**ગરભ** પું૦ ગર્ભ
**ગરભછાંટ** સ્ત્રી૦ છરા ભરેલો દારૂનો ગોળો (૨) ગરનાળ
**ગરભસુતરાઉ** વિ૦ ગરભસૂતર
**ગરભસૂતર** વિ૦ તાણામાં રેશમ અને વાણામાં સૂતર હોય તેવા વણાટવાળું
**ગરમ** વિ૦ ઊનું (૨) જોસમાં કે ક્રોધમાં આવેલું (૩) શરીરમાં ઉષ્ણતા પેદા કરે—વધારે તેવું
**ગરમ મસાલો** પું૦ તજ, લવિંગ ઇત્યાદિ ગરમ તેજાનાનો ભૂકો
**ગરમર** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ
**ગરમાગરમ** વિ૦ ગરમગરમ; ઊનુંઊનું
**ગરમાટો(-વો)** પું૦ ઉષ્ણતા; તપારો
**ગરમાળાનો ગોળ** પું૦ એક રેચક ઔષધિ
**ગરમાળો** પું૦ એક જાતનો છોડ (તેની સીંગમાંથી ગોળ જેવો રેચક પદાર્થ નીકળે છે.)
**ગરમી** સ્ત્રી૦ ઉષ્ણતા; તાપ

**ગરમું** ન૦ તપેલી જેવો પડઘી વિનાનો કાંસાનો મોટો વાડકો
**ગરમેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ; ગરમર
**ગરલ** ન૦ વિષ; ઝેર
**ગરવું** વિ૦ મોટું; મહાન; ગૌરવવાળું (૨) અ૦ ક્રિ૦ ખરવું; પડવું (૨) ધીરે રહીને અંદર પેસવું; ગડવું
**ગરાડ** વિ૦ મોટું (૨) પું૦ ખાડો
**ગરાડી** વિ૦ બંધાણી; ભાંગ, અફીણ, ગાંજો વગેરેનો વ્યસની
**ગરા(-રે)ડો** પું૦ ઇમારતનો પાયો નાંખવા માટે ખોદેલો ખાડો
**ગરાશિ(-સિ)યો** પું૦ ગરાસ ખાનારો રજપૂત; રાજવંશી ભાયાત (૨) કોઈ પણ રજપૂત
**ગરાસ** પું૦ ગામનું રક્ષણ કરવાના બદલામાં કાઢી આપેલી જમીન અથવા ઊચક રકમ (૨) ગુજરાન માટે આપેલી જમીન (રાજવંશીઓને)
**ગરાસણ(-ણી)** સ્ત્રી૦ ગરાસિયાની સ્ત્રી (૨) ગરાસિયા જાતિની સ્ત્રી
**ગરાસદાર** વિ૦ ગરાસ ધરાવનારું
**ગરાસદારી** સ્ત્રી૦ ગરાસદારપણું
**ગરાસિયો** પું૦ જુઓ ગરાશિયો
**ગરિમા** સ્ત્રી૦ મોટાઈ; પ્રૌઢતા (૨) ઇચ્છા હોય ત્યારે ભારે થઈ જવાની સિદ્ધિ
**ગરિયો** પું૦ ભમરડો
**ગરિષ્ટ** વિ૦ ભારેમાં ભારે (૨) સૌથી વધુ અગત્યનું
**ગરીડું** ન૦ છાણનો ગાળો
**ગરીબ** વિ૦ નિર્ધન; કંગાલ (૨) બાપડું; દુઃખી (૩) નમ્ર; સાલસ; રાંક
**ગરીબગ(-ગુ)રબું** ન૦ ગરીબ અને કંગાલ માણસ
**ગરીબનવાજ** વિ૦ ગરીબ પર રહેમ રાખે—ગરીબનું પોષણ કરે એવું
**ગરીબપરવર** વિ૦ ગરીબને પાળનારું
**ગરીબાઈ** સ્ત્રી૦ નિર્ધનતા; કંગાલિયત (૨) નમ્રતા; સાલસાઈ
**ગરીબી** સ્ત્રી૦ જુઓ ગરીબાઈ
**ગરુડ** પું૦; ન૦ એક પક્ષી (૨) [સં.] કશ્યપનો વિનતાથી થયેલો પુત્ર; વિષ્ણુનું વાહન
**ગરુડગામી** પું૦ ગરુડ ઉપર સવારી કરનાર—વિષ્ણુ
**ગરુડધ્વજ** પું૦ જેની ધજા પર ગરુડનું ચિહ્ન છે તે—વિષ્ણુ
**ગરુડપાચુ** ન૦ એક જાતનું લીલમ
**ગરુડવ્યૂહ** પું૦ એક જાતનો વ્યૂહ (યુદ્ધનો)
**ગરુડારૂઢ** વિ૦ ગરુડ પર આરૂઢ એવું
**ગરુડાસન** ન૦ ગરુડના જેવું એક યૌગિક આસન
**ગરુ(-રો)ડો** પું૦ ગરોડો
**ગરૂર** વિ૦ મગરૂર
**ગરૂરી** સ્ત્રી૦ મગરૂરી
**ગરૂવું** વિ૦ + ગરવું
**ગરેડી** સ્ત્રી૦ ગરગડી
**ગરોડો** પું૦ ઢેડનો ગોર
**ગરોદર** વિ૦ સ્ત્રી૦ ગર્ભિણી
**ગરોળી** સ્ત્રી૦ એક ઝેરી જનાવર
**ગર્જન** ન૦ ગર્જવું તે (૨) એક ઝાડ
**ગર્જના** સ્ત્રી૦ ગર્જવું તે; ગર્જવાથી થતો અવાજ
**ગર્જવું** અ૦ ક્રિ૦ જુઓ ગરજવું
**ગર્જિત** વિ૦ ગર્જતું
**ગર્ત** પું૦; ન૦ ખાડો; ખાણ
**ગર્થ** પું૦ + ગરથ
**ગર્દ** સ્ત્રી૦ ધૂળ; રજ
**ગર્દભ** પું૦ ગધેડો
**ગર્દભી** સ્ત્રી૦ ગધેડી
**ગર્ધવ** પું૦ ગર્દભ
**ગર્ભ** પું૦ માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર; અંદરનો માવો (૩) કોઈ પણ વસ્તુનો અંદરનો ભાગ
**ગર્ભકાલ(-ળ)** પું૦ ગર્ભ ધારણ કરવાનો સમય (૨) ગર્ભ રહે ત્યારથી જન્મ થાય ત્યાંસુધીનો સમય
**ગર્ભકોશ(-ષ)** પું૦ ગર્ભાશય
**ગર્ભગૃહ** ન૦ મકાનની અંદરનો ભાગ (૨) ગભારે
**ગર્ભઘાતી** વિ૦ ગર્ભનો ઘાત કરનારું; ગર્ભપાતી
**ગર્ભચોર*** પું૦
**ગર્ભજલ(-ળ)** ન૦ ગર્ભ અને ઓર વચ્ચેનું પાણી
**ગર્ભધારણ** ન૦ ગર્ભ ધારણ કરવો—રહેવો તે

**ગર્ભનાડી** સ્ત્રી૦ ગર્ભાશયની એક નાડી, જેનાથી ગર્ભ ધારણ થાય છે.

**ગર્ભપાત** પું૦ ગર્ભનું પાડવું-પડવું તે

**ગર્ભપાતી** વિ૦ ગર્ભપાત કરનારું

**ગર્ભમંદિર*** ન૦

**ગર્ભયાતના** સ્ત્રી૦ જીવને ગર્ભદશામાં પડતું દુઃખ

**ગર્ભવચન** ન૦ ગર્ભયાતનામાંથી છૂટવા માટે જીવે ઈશ્વરને આપેલું વચન (હું તારી ભક્તિ કરીશ ઇત્યાદિ)

**ગર્ભવ(-વં)તી** સ્ત્રી૦ ગર્ભિણી

**ગર્ભવાસ** પું૦ ગર્ભનો ઉદરમાં વાસ

**ગર્ભવિદ્યા** સ્ત્રી૦ 'એમ્બ્રિયોલૉજી'

**ગર્ભશ્રીમંત** વિ૦ ગર્ભથી-જન્મથી પૈસાદાર; શ્રીમંતને ઘેર જન્મેલું

**ગર્ભસ્થાન** ન૦ ગર્ભાશય

**ગર્ભસ્રાવ** પું૦ ગર્ભનું સ્રવી-ગળી જવું તે; ગર્ભપાત

**ગર્ભાગાર** પું૦; ન૦ ગર્ભાશય (૨) અંદરનો ખાનગી-સૂવાનો ઓરડો (૩) મંદિરનો ગભાર

**ગર્ભાધાન** ન૦ ગર્ભ મૂકવો તે (૨) ગર્ભધારણ કરવું તે (૩) એ નામનો એક સંસ્કાર

**ગર્ભાધાનનિરોધ** પું૦ ગર્ભાધાન થતું અટકાવવું તે; 'કૉન્ટ્રાસેપ્શન'

**ગર્ભાશય** ન૦ સ્ત્રીશરીરમાં ગર્ભને રહેવાની જગા

**ગર્ભાશયઅર્બુદ** ન૦ ગર્ભાશયની અંદર થતું ગૂમડું-ચાંદું

**ગર્ભાશયગ્રંથિ** સ્ત્રી૦ ગર્ભાશયમાં થતી ગાંઠ

**ગર્ભાશયભ્રંશ** પું૦ ગર્ભાશયનું પડી જવું—ઊંધું થઈ જવું તે

**ગર્ભાશયવક્રતા** સ્ત્રી૦ ગર્ભાશયનું વાંકા વળી જવું તે

**ગર્ભાશયવિવર્તન** ન૦ ગર્ભાશયને ફેરવી નાખવું તે

**ગર્ભિણી** સ્ત્રી૦ જેના પેટમાં ગર્ભ રહ્યો હોય તેવી સ્ત્રી

**ગર્ભિત** વિ૦ જેના ગર્ભમાં-ઊંડાણમાં કંઈ બીજી વસ્તુ, અર્થ કે ભાવ રહેલો હોય તેવું; છૂપું

**ગર્વ** પું૦ અભિમાન; ગુમાન

**ગર્વિત(-ષ્ઠ)** વિ૦ ગર્વવાળું; અભિમાની

**ગર્વી** વિ૦ ગર્વિષ્ઠ

**ગર્હણ** ન૦ નિંદા

**ગર્હણા** સ્ત્રી૦ નિંદા

**ગર્હણીય** વિ૦ નિંદ્ય

**ગર્હિત** વિ૦ નિંદિત

**ગર્હ્ય** વિ૦ નિંદ્ય; તિરસ્કરણીય

**ગલ** પું૦ માછલાં પકડવાનો આંકડો (૨) લાંચ; લાલચ (૩) બાતમી (૪) કૂવામાં પડેલી ચીજ કાઢવા માટે અંદર નાખવાની આંકડીઓનો ઝૂમખો; બિલાડી (૫) ઝેરી અધાર-લાળ (૬) બત્તીનો બળેલો મોગરો; પિવાઈ ગયેલી-બળી ગયેલી ચલમમાંની ગડાકુ-તમાકુ (૭) ગુલબાસ (૮) ગર; માવો; સત્ત્વ

**ગલકંબલ** પું૦ ગાય-બળદને ગળે લટકતી ગોદડી જેવી ચામડી

**ગલકી** સ્ત્રી૦ શાકનો એક વેલો

**ગલકું** ન૦ ગલકીનું ફળ

**ગલખોડ** પું૦ નિવેડો; ઉકેલ; અંત

**ગલખોડી** સ્ત્રી૦ અછોડે કે ઢોરને ગાળિયે ઘાલેલો મોઈના આકારનો લાકડાનો કકડો

**ગલગલામણી** સ્ત્રી૦ એક બાળરમત

**ગલગલિયાં** ન૦ બ૦ વ૦ ગલીપચી

**ગલગંડુ** ન૦ ગળાનો એક રોગ

**ગલગોટો** પું૦ એક ફૂલનો છોડ (૨) તેનું ફૂલ

**ગલચશ્મ** ન૦ એક પક્ષી

**ગલ(-ળ)જીભી** સ્ત્રી૦ એક વેલો

**ગલઢેરો** પું૦ (કા.) કાઠી ગરાસિયો

**ગલત** વિ૦ ભૂલભરેલું; જૂઠું

**ગલતંડા** ન૦ જુઓ ગલગંડુ

**ગલતી** સ્ત્રી૦ ભૂલ; ચૂક

**ગલત્કુષ્ઠ** પું૦ લોહી કે રસ ટપકયા કરે એવો કોઢ

**ગલધાણી** સ્ત્રી૦ ગોળ અને ધાણીની બનાવેલી એક વાની

**ગલપટો** પું૦ ગળે વીંટવાનો પટો

**ગલબા** પું૦ બ૦ વ૦ ફટાકા; ટેટા

**ગલબું** ન૦ બૂમ; અફવા

**ગલબો** પું૦ ગપાટો; ગપ (૨) એક ફૂલઝાડ

**ગલમેંદી** સ્ત્રી૦ એક વનસ્પતિ; મોટી મેંદી

**ગલવિદ્રધિ** પું૰ ગળાનો એક રોગ
**ગલશુંડિકા** સ્ત્રી૰ જીભનો પાછલો ભાગ; ગળાનો કાકડો (૨) કાકડા ફૂલવાનો રોગ
**ગલશુંડી** સ્ત્રી૰ જુઓ ગલશુંડિકા
**ગલસ્તન** પું૰; ન૰ (બકરીના) ગળાનો આંચળ (૨) [લા.] તેના જેવી નકામી વસ્તુ
**ગલસ્તની** સ્ત્રી૰ ગલસ્તનવાળી બકરી
**ગલ(-ળ)હૂતી** સ્ત્રી૰ જુઓ ગળથૂથી
**ગલિત** વિ૰ પડેલું; ટપકેલું (૨) ગળી ગયેલું
**ગલી** સ્ત્રી૰ સાંકડી વાટ-શેરી (૨) ગલીપચી
**ગલીકૂંચી** સ્ત્રી૰ ગલીઓમાંનો આડોઅવળો અને સાંકડો માર્ગ
**ગલીગલી** સ્ત્રી૰ ગલીપચી
**ગલીચ** વિ૰ ગંદું-અતિ ગંદું
**ગલીચી** સ્ત્રી૰ ગલીચપણું; ગંદવાડ
**ગલીચો** પું૰ ગાલીચો
**ગલીપચી** સ્ત્રી૰
**ગલૂડિયું** ન૰ ભટોળિયું; ઘણું નાનું બચ્ચું
**ગલેગંડ** ન૰ એક પક્ષી
**ગલેફ** પું૰ ગાદીતકિયા વગેરેની ખોલ
**ગલેફી** સ્ત્રી૰ એક જાતનું ભજિયું
**ગલેલી** સ્ત્રી૰ તાડનાં ફળની અંદરનો ગર-ગર્ભ
**ગલોફું** ન૰ ગાલનો અંદરનો ભાગ
**ગલોલ** સ્ત્રી૰ ગોફણ જેવું ગલોલા ફેંકવાનું એક સાધન (૨) તેના વડે ફેંકાતો ગલોલો
**ગલોલી** સ્ત્રી૰ (કા.) નાનો ગલોલો
**ગલોલો** પું૰ ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો કે પથરો
**ગલ્લાંતલ્લાં** ન૰ બ૰ વ૰ ગાંગાંતલ્લાં; બહાનાં; આનાકાની
**ગલ્લો** પું૰ પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર (૨) નાણું રાખવાનું ઠામ-ખજાનો
**ગવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ ગાય તેમ કરવું
**ગવન** ન૰ એક જાતનો સાલ્લો
**ગવરી** સ્ત્રી૰ ગૌરી (૨) ગાય
**ગવરીકંદ** પું૰ એક વનસ્પતિ
**ગવર્નર** પું૰ ઇલાકાનો વડો હાકેમ-સૂબો; ગવંડર
**ગવર્નરજનરલ** પું૰ વડો ગવર્નર
**ગવલી** પું૰ ગોવાળિયો (૨) ઢોર રાખનાર અને દૂધ વેચનાર (મુંબઈ)
**ગવાક્ષ** પું૰ બાકું; જાળિયું
**ગવાનિ(-ને)ક** ન૰ જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન
**ગવાર** પું૰ એક વનસ્પતિ (૨) તેની શીંગ અને બીજ
**ગવારફળી** સ્ત્રી૰ ગવારશીંગ
**ગવારશીં(-સીં)ગ** સ્ત્રી૰ ગવારના છોડને થતી સીંગ
**ગવાવું** અ૰ ક્રિ૰ 'ગાવું'નું કર્મણિરૂપ (૨) નિંદાવું; ફજેત થવું
**ગવાલંભ** પું૰ ગાયનો વધ (યજ્ઞ ઇત્યાદિમાં)
**ગવાહ** પું૰ સાક્ષી પૂરનાર; સાક્ષી
**ગવાહી** સ્ત્રી૰ સાક્ષી; પુરાવો
**ગવાળાં*** ન૰ બ૰ વ૰
**ગવાળો** પું૰ સરસામાન વગેરેનો પરચૂરણ ઢગલો (૨) એ ભરવાનો કોથળો
**ગવેષક** વિ૰ અન્વેષક
**ગવેષણ** ન૰ અન્વેષણ
**ગવેષણા** સ્ત્રી૰ અન્વેષણા
**ગવેહ** સ્ત્રી૰ વેર; ખાર
**ગવૈયો** પું૰ ગાનારો; ગાવામાં ઉસ્તાદ
**ગવ્ય** ન૰ ગાયમાંથી નીપજતું દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર વગેરે
**ગસ્ત** સ્ત્રી૰ ચોકી; રખવાળી
**ગહન** વિ૰ ઊંડું; ગાઢ (૨) દુર્ગમ; દુર્ભેદ્ય (૨) અકળ; ગૂઢ
**ગહેકવું** અ૰ ક્રિ૰ મહેકવું
**ગહ્વર** ન૰ પહાડની અંદરની બખોલ; ગુફા
**ગળ** સ્ત્રી૰ જુઓ ગલ
**ગળકડું*** વિ૰
**ગળકેરી** સ્ત્રી૰ ગોળકેરી; ગોળમાં આથેલી કેરી
**ગળકો** પું૰ એકવાર ચાખેલી વસ્તુનો રહી ગયેલો સ્વાદ (૨) રુચિ; ભાવ
**ગળગળવું** અ૰ ક્રિ૰ ગળગળું થવું
**ગળગળું** વિ૰ પાણી જેવું; ઢીલું (૨) દુઃખથી કે લાગણીથી હૈયું વા કંઠ ભરાઈ જવાથી થાય એવું
**ગળગોટડો** વિ૰ પું૰ ગોળમટોળ
**ગળગોટિયો** વિ૰ પું૰ ગળગોટડો
**ગળગોટો** વિ૰ પું૰ ગળગોટડો

**ગળથકું** ન૦ ગચરકું
**ગળથટ્ટું** વિ૦ જરા ગળપણના સ્વાદવાળું
**ગળથવાં** ન૦ બ૦ વ૦ ગૂંચવાઈને ઓત જેવા ઊભા રહેવું કે બોલતાં અચકાવું તે
**ગળથવું** સ૦ ક્રિ૦ ગળા સુધી ઈચવું; ખૂબ ખાવું
**ગળચવો** પું૦ પુરુષનું ગળાનું એક ઘરેણું
**ગળચિયું** વિ૦ ગળા સુધી આવે એટલું (૨) ન૦ ગળચી (૨) ડૂબતા માણસનું ઉપર–નીચે આવવું તે; ડૂબકાં ખાવાં તે (૩) ધમકી; ઠપકો
**ગળચી** સ્ત્રી૦ બોચી; ડોક; ગરદન
**ગળચું** ન૦ ગળું (તિરસ્કાર–તુચ્છકારમાં)
**ગળજીભી** સ્ત્રી૦ ગલજીભી
**ગળણી** સ્ત્રી૦ ગાળવાનું કાંણાંવાળું સાધન
**ગળણું** ન૦ પાણી ઇત્યાદિ ગાળવાનો કપડાનો કકડો
**ગળતકોઢ** પું૦ જુઓ ગલત્કુષ્ઠ
**ગળતી** સ્ત્રી૦ જેમાંથી ટીપેટીપે પાણી ગળ્યા કરે એવું વાસણ; શિવલિંગ પર લટકાવાતું તેવું વાસણ
**ગળથૂથી** સ્ત્રી૦ તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ
**ગળધરી** સ્ત્રી૦ પિત્તવિકારથી ગળું બળવું તે; અન્નનળની બળતરા
**ગળધાઈ** સ્ત્રી૦ ગળધરી
**ગળધી** સ્ત્રી૦ ગળધરી
**ગળપણ** ન૦ મીઠાશ; ગળ્યો સ્વાદ (૨) ગોળ ખાંડ જેવી ગળી વસ્તુ
**ગળફો** પું૦ જે કફ છાતીમાંથી છૂટો પડી મોંમાં આવતાં થૂંકીએ છીએ તે; બળખો
**ગળમાણું** ન૦ રસોઈની એક વાની; એક ગળ્યું પેય
**ગળવું** સ૦ ક્રિ૦ ગળામાં ઉતારી જવું (૨) ગાળવું; શુદ્ધ કરવું (૩) અ૦ ક્રિ૦ ઝમવું; (૪) ઓગાળવું (૫) ઢીલું થવું; પાકવું (૬) અંદર ઊતરી જવું; કળવું
**ગળસૂણું** ન૦ ગળું સૂજી આવવું તે
**ગળસ્થળ** ન૦ એક બાજુનો લમણો અને ગાલનો ભાગ
**ગળહૂતી** સ્ત્રી૦ જુઓ ગળથૂથી
**ગળાટૂંપો** પું૦ ગળું દાબી મારી નાંખવું તે
**ગળાફાંસો** પું૦ ગળે ફાંસો ખાવો–દેવો તે
**ગળામણ** ન૦ ગાળવાની રીત (૨) ગાળવાનું મહેનતાણું (સોનું રૂપું વગેરે) (૩) ગાળતાં નીકળેલો કચરો
**ગળામણી** સ્ત્રી૦ ગાળવાનું મહેનતાણું
**ગળાવવું** સ૦ ક્રિ૦ ગળે ઉતારી દે એમ કરવું (૨) ગાળે એમ કરવું
**ગળિયાગોટી** સ્ત્રી૦ છોકરાઓની એક રમત
**ગળિયારો** પું૦ ગળીથી કપડાં સૂતર વગેરે રંગનારો
**ગળિયું** વિ૦ બેઠું ઊઠે નહિ એવું નિર્માલ્ય અથવા જક્કી
**ગળિયેલ** વિ૦ ગળીના રંગનું; નીલું
**ગળિયો** પું૦ કાંટાનો ભારો (૨) માટીનો પિંડો
**ગળી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એનાં પાંદડાંમાંથી કઢાતો નીલો રંગ (૩) અવાજ; સૂર
**ગળું** ન૦ શરીરનું એક અંગ (૨) અવાજ; સૂર
**ગળૂબંધ** પું૦ ગળાનું એક ઘરેણું
**ગળેપડુ** વિ૦ પારકી વસ્તુ બથાવી પડનારું (૨) ખોટો આરોપ મૂકનારું
**ગળો** સ્ત્રી૦ એક વેલ (ઔષધિ) (૨) પું૦ ટેવ; લત
**ગળ્યું** વિ૦ ગોળ–સાકરના જેવા સ્વાદવાળું; મીઠું
**ગંગ** સ્ત્રી૦ (સં.) ગંગા નદી (૨) પું૦ એ નામનો એક હિંદી કવિ
**ગંગચીલ** ન૦ એક પક્ષી
**ગંગમેના** સ્ત્રી૦ એક પક્ષી
**ગંગા** સ્ત્રી૦ (સં.) એ નામની હિંદુઓની પવિત્ર નદી; ભાગીરથી
**ગંગાગોળી** સ્ત્રી૦ ગંગા જેવી સદા પવિત્ર ગોળી (જે ગોળીમાંથી બોટેલે વાસણે જ કાઢીને પાણી પીવાય છે તેને એમ મશ્કરીમાં કહે છે.)
**ગંગાજમની** વિ૦ બે બાજુ જુદાજુદા રંગવાળું (૨) જુદીજુદી ધાતુઓનું બનેલું
**ગંગાજળ** ન૦ ગંગા નદીનું પાણી
**ગંગાજળિયું** વિ૦ ગંગાજળ જેવું

**ગંગાજળી** સ્ત્રી૦ ગંગાજળ રાખવાનું વાસણ (૨) તાંબાકૂંડી (૩) ઘોડાની એક જાત
**ગંગાધર** પું૦ (સં.) ગંગાને ધારણ કરનાર –શિવ
**ગંગાસ્વરૂપ** વિ૦ પવિત્ર (વિધવાના નામ આગળ માનાર્થે વપરાતું વિશેષણ)
**ગંગેટી** સ્ત્રી૦ એક ઝાડ
**ગંગેડું** ન૦ એક ઝાડ
**ગંગેરી પાન** ન૦ એક જાતનું ખાવાનું પાન
**ગંગોત્રી** સ્ત્રી૦ ગંગાનદીનું મૂળ જ્યાં આવેલું છે તે તીર્થ (૨) એક વનસ્પતિ
**ગંગોદક** ન૦ ગંગાજળ
**ગંજ** પું૦ ઢગલો (૨) એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની હતરડ
**ગંજન** ન૦ જુલમ (૨) ચડિયાતાપણું (૩) વિ૦ જુલમી (૪) ચડિયાતું
**ગંજવું** સ૦ ક્રિ૦ પીડવું; જુલમ કરવો
**ગંજાવર** વિ૦ ઘણું મોટું
**ગંજિયું** ન૦ ગંજમાંનું એક પાત્ર; છાલિયું
**ગંજી** સ્ત્રી૦ ઘાસનો ઢગલો; ઓઘો
**ગંજીફરાક** ન૦ શરીરે ચપટ આવી રહે એવું ગૂંથેલું બદન
**ગંજીફો** પું૦ રમવાનાં પાનાંનો જથો
**ગંજેટી(–રી)** વિ૦ ભાંગગાંજાનો વ્યસની
**ગંઠણ** ન૦ જુઓ ગાંઠણ
**ગંઠાઈ** સ્ત્રી૦ ગાંઠવાનું મહેનતાણું (૨) ગાંઠવાની રીત અથવા કળા
**ગંઠામણ** ન૦ જુઓ ગંઠાઈ
**ગંઠામણી** સ્ત્રી૦ ગાંઠવાનું મહેનતાણું
**ગંઠાવવું** સ૦ ક્રિ૦ 'ગાંઠવું' નું પ્રેરકરૂપ
**ગંઠાવું** અ૦ ક્રિ૦ 'ગાંઠવું' નું કર્મણિરૂપ (૨) [લા.] વધતું અટકવું
**ગંઠિયું** વિ૦ ઠગ; ધુતારો (૨) ખીસાકાતરુ
**ગંઠીછોડ(–ડો)** પું૦ ગાંઠે બાંધેલું છોડી લેનારો ગંઠિયો; ખીસાકાતરુ
**ગંઠેર** ન૦ એક વનસ્પતિ
**ગંઠો** પું૦ કોટે પહેરવાનું એક ગાંઠેલું ઘરેણું; કંઠો (૨) દાબીને બાંધેલી ગાંસડી (૩) આઠ ફૂટની લંબાઈનું માપ
**ગંઠોડો** પું૦ સ્ત્રીના પગનું એક ઘરેણું (૨) હાથનું સોનાનું સાંકળું (૩) એક વનસ્પતિનું મૂળ (ઔષધિમાં વપરાય છે.)



**ગંડ** પું૦ લમણો (૨) ગાલ (૩) ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ
**ગંડક** વિ૦ ગાંડું; ઘેલું
**ગંડકી** સ્ત્રી૦(સં.) પટણા પાસે ગંગાને મળતી હિમાલયની એક નદી
**ગંડમાળ** સ્ત્રી૦ એક રોગ; કંઠમાળ
**ગંડવો** પું૦ ગાંડો આદમી (૨) ભડવો
**ગંડસ્થલ(–ળ)** ન૦ (હાથીનો) લમણાનો ભાગ; કુંભસ્થળ (૨) ગાલ
**ગંડિયું** વિ૦ ગાંડિયું; ગાંડું
**ગંડું** વિ૦ ગાંડું
**ગંડૂષ** પું૦ કોગળો
**ગંડેરી** સ્ત્રી૦ પેરાઈ; નાનાનાના કકડા (શેરડી કે લાકડાના)
**ગંદકી** સ્ત્રી૦ વાસ મારતો કચરોપૂંજો અથવા મળમૂત્ર (૨) અસ્વચ્છતા
**ગંદવાડ** પું૦; સ્ત્રી૦ જુઓ ગંદકી
**ગંદવાડો** પું૦ ગંદવાડ
**ગંદું** વિ૦ ગંદકીવાળું; મેલું
**ગંધ** સ્ત્રી૦ સોડ; વાસ (૨) દુર્ગંધ (૩) સુગંધી પદાર્થ; ચંદન (૪) તિલક; ચાંલ્લો
**ગંધક** પું૦ એક ખનિજ પદાર્થ
**ગંધકામ્લ** પું૦ ગંધકનો અમ્લ–તેજાબ
**ગંધકાયિત** વિ૦ 'સલ્ફાઇટ'
**ગંધકિત** વિ૦ 'સલ્ફેટ'
**ગંધગજ** પું૦ સારામાં સારી જાતનો હાથી
**ગંધઘાણ** સ્ત્રી૦ નઠારી વાસનું ચોપાસ ફેલાવું તે
**ગંધદ્રવ્ય** ન૦ સુગંધી પદાર્થ
**ગંધના** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ગંધપતંગ** ન૦ એક પંખી
**ગંધપુષ્પ** ન૦ બ૦ વ૦ ચંદન અને ફૂલ
**ગંધબરેડો** પું૦ (કા.) પત્તો; ખરખબર
**ગંધબિરોજો** પું૦ એક વનસ્પતિ
**ગંધર્વ** પું૦ સ્વર્ગનો ગવૈયો
**ગંધર્વલગ્ન** ન૦ જુઓ ગંધર્વવિવાહ
**ગંધર્વવિવાહ** પું૦ વિવાહનો એક પ્રકાર, જેમાં વરકન્યા પોતાની મેળે છાની રીતે પરણે છે.
**ગંધર્વવેદ** પું૦ સંગીત વિષે ચર્ચા કરતો ત્રીજો ઉપવેદ

**ગંધવતી** વિ૦ ગંધવાળી (૨) સ્ત્રી૦ પૃથ્વી (૩) મદિરા (૪) નવમાલિકા (૫) [સં.] મત્સ્યગંધા (૬) વાયુની નગરી
**ગંધવ(-વા)હ** પું૦ વાયુ
**ગંધવા** પું૦ સહવાસ; સોબત
**ગંધવાહ** પું૦ વાયુ
**ગંધસાર** પું૦ સુગંધીવાળી વસ્તુ; અત્તર (૨) (૨) સુખડ; ચંદન
**ગંધાક્ષત** પું૦ બ૦ વ૦ ચંદન અને ચોખા
**ગંધાર** પું૦ (સં.) હિંદુસ્તાન અને ઇરાન વચ્ચે આવેલા દેશનું પ્રાચીન નામ (હાલનું કંદહાર)
**ગંધાવું** અ૦ ક્રિ૦ ગંધ—બદબો મારવી (૨) કોવાવું
**ગંધીલું** વિ૦ અદેખું (૨) કંકાસિયું (૩) વાસ મારતું
**ગંભીર** વિ૦ આશ્ચર્ય ને માન ઉપજાવે તેવું; પ્રૌઢ (દેખાવ, નાદ વગેરે) (૨) પુખ્ત; ઠરેલ; વજનદાર (માણસ, વિચાર વગેરે) (૩) ધીર; સહનશીલ (સ્વભાવ)
**ગંભીરતા** સ્ત્રી૦
**ગંભીરપણું** ન૦
**ગંમત** સ્ત્રી૦ ગમ્મત
**ગા** સ્ત્રી૦ (કા.) ગાય
**ગાઉ** પું૦ (દોઢેક માઈલ જેટલા) અંતરનું એક પરિમાણ
**ગાગર** સ્ત્રી૦ સાંકડા મોંનું પાણી ભરવાનું વાસણ; અમુક ઘાટનો ઘડો
**ગાગરબેડિયું** ન૦ બેત્રણ ગાગરોની ઉતરડ
**ગાજ** પું૦; ન૦ એક જાતનું કાપડ (૨) બોરિયું ઘાલવાનું બોટેલું નાકું
**ગાજર** પું૦; ન૦ એક વનસ્પતિ તથા તેનું કંદ
**ગાજરિયું** ન૦ મોટું ઊભું ટીલું
**ગાજરિયો** પું૦ મોટું ઊભું ટીલું
**ગાજવીજ** સ્ત્રી૦ વરસાદનો ગડગડાટ અને વીજળી
**ગાજવું** અ૦ ક્રિ૦ જુઓ ગરજવું (૨) [લા.] જાહેર થવું; નામના થવી
**ગાજી(-ઝી)** વિ૦ ધર્મને માટે લડનાર—કે મરનાર વીર
**ગાજી(-ઝી)મરદ** પું૦ બહાદુર લડવૈયો—પહેલવાન
**ગાજી(-ઝી)મર્દ** પું૦ ગાજીમરદ
**ગાઠવું** અ૦ ક્રિ૦ ઠગાવું; છેતરાવું
**ગાઠું** વિ૦ ઘસાયેલું; નબળું પડેલું (૨) હારેલું
**ગાડર(-રું)** ન૦ ઘેટું; મેંઢું
**ગાડરિયું** વિ૦ ગાડરને લગતું (૨) ગાડરની જેમ—આંધળી રીતે અનુસરતું
**ગાડવું** સ૦ ક્રિ૦ ખાડો કરીને દાટવું
**ગાડવો** પું૦ ઘડા જેવું વાસણ (ઘી–તેલ ભરવાનું)
**ગાડાખેડુ** પું૦ ગાડું ચલાવનારો; ગાડાનો હાંકેડુ
**ગાડી** સ્ત્રી૦
**ગાડીત(-વાન,-વાળો)** પું૦ ગાડી હાંકનાર
**ગાડું** ન૦
**ગાઢ(-ઢું)** વિ૦ અત્યંત; ઘણું (અજ્ઞાન; અંધારું) (૨) ભારે; ઘોર (નિદ્રા) (૩) ઘટ્ટ; ઘાડું
**ગાણપત્ય** પું૦ ગણપતિનો પૂજક (૨) ન૦ ગણેશપૂજા (૨) સરદારી
**ગાણું** ન૦ ગાયન; ગીત
**ગાત** ન૦ + જુઓ ગાત્ર
**ગાતર** ન૦ જુઓ ગાત્ર
**ગાત્ર** ન૦ શરીર (૨) શરીરનો અવયવ–ભાગ
**ગાત્રભંગ** પું૦ ગાતર ઢીલાં થઈ જવાં તે
**ગાત્રશોષણ** ન૦ ગાત્રો શોષાઈ–સુકાઈ જવાં તે
**ગાત્રસૌષ્ઠવ** ન૦ ગાત્રોની સુંદરતા
**ગાથા** સ્ત્રી૦ કથા (૨) છંદબદ્ધ વાર્તા (૩) શ્લોક (ઉદા૦ બૌદ્ધગાથા) (૪) એક પ્રાકૃત ભાષા
**ગાદલું** ન૦ ખૂબ રૂથી ભરેલું ગોદડું
**ગાદી** સ્ત્રી૦ બેસવાના માપનું નાનું ગાદલું (૨) તખ્ત; સિંહાસન
**ગાદીતકિયો** પું૦ ગાદી અને તકિયો (૨) [લા.] આરામ અને સુખની સ્થિતિ
**ગાદીપતિ** પું૦ ગાદીનો ધણી—રાજા (૨) ગાદીનો વારસ
**ગાધિ(-ધી)** પું૦ (સં.) વિશ્વામિત્રના પિતા
**ગાન** ન૦ ગાવું તે; ગાયન; ગીત
**ગાનતાન** ન૦ ગાવુંબજાવું તે (૨) [લા.] ચેનબાજી

**ગાફ(-ફે)લ** વિ૦ અસાવધ
**ગાફ(-ફે)લપણું** ન૦
**ગાફેલિયત** સ્ત્રી૦ ગાફલપણું
**ગાફેલી** સ્ત્રી૦ ગાફલપણું
**ગાબડી** સ્ત્રી૦ કાણું (૨) નાનો ખાડો (ઉદા૦ ગાબડીદાર રૂપિયો)
**ગાબડું** ન૦ બાકું; કાણું (૨) ખાડો (૩) [લા.] નુકસાન; ખોટ
**ગાભ** પું૦ ગર્ભ (મનુષ્યેતર પશુની માદાનો)
**ગાભણ** ન૦ જુઓ ચિરોડી (૨) વિ૦ સ્ત્રી૦ ગાભણી
**ગાભણી** વિ૦ સ્ત્રી૦ ગર્ભવાળી (મનુષ્યેતર પશુની માદા)
**ગાભરું** વિ૦ ગભરાયેલું
**ગાભલું** વિ૦ નરમ; પોચું (૨) ન૦ પીંજેલા રૂનો પોલ (૩) વાદળનો જથો
**ગાભાચૂંથા** પું૦ બ૦ વ૦ રદ્દી કાગળ કે કપડાંના ચૂંથાયેલા કકડા—ગાભા
**ગાભો** પું૦ જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાઘડીનું ઓતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબાપિત્તળનો સળિયો (૪) અંદરનો ગર—ગરભ (૫) રદ્દી કપડું—ડૂચો
**ગામ** ન૦
**ગામગરાસ** પું૦ રાજાએ બક્ષિસ આપેલી જમીન (૨) ગામ કે જમીનની આવકરૂપી આજીવિકા (૩) [લા.] માલમિલકત
**ગામગરાશિ(-સિ)યો** પું૦
**ગામઠી** વિ૦ ગામડાનું—ને લગતું (૨) ગામડિયું
**ગામડિયણ** વિ૦ સ્ત્રી૦
**ગામડિયું** વિ૦ ગામડાનું (૨) ગામડાની રીતભાતનું; રાંચા જેવું
**ગામડિયો** વિ૦ પું૦
**ગામડું** ન૦ નાનું ગામ
**ગામ(-મો)તરું** ન૦ એક ગામ છોડી બીજે ગામ જવું તે
**ગામવખો** પું૦ ગામનો વિયોગ (૨) તેનું દુઃખ (૩) આખા ગામ સામે લડાઈટંટો
**ગામસારણી** સ્ત્રી૦ આખા ગામને જમાડવું તે
**ગામી** પું૦ ગામનો માલિક (૨) મુખી (૩) માળી (૪) વિ૦ (સમાસને અંતે ઉદા૦ ક્ષેત્રગામી)
**ગામેતી** પું૦ ગામનો મુખ્ય માણસ; મુખી (૨) ગામનો રખવાળ
**ગામોટ(-ટી)** પું૦ ગામનો ગોર
**ગામોટું** ન૦ ગામોટનો ધંધો; ગામનું ગોરપદું
**ગામોતર** પું૦ ગામનો બહારવટિયો
**ગામોતરું** ન૦ જુઓ ગામતરું
**ગાય** સ્ત્રી૦
**ગાયક** પું૦ ગાનારો; ગવૈયો
**ગાયત્રી** સ્ત્રી૦ એક વૈદિક છંદ (૨) એક વૈદિક મંત્ર
**ગાયત્રીપુરશ્ચરણ** ન૦ સવા લાખ ગાયત્રી મંત્રનો વિધિપૂર્વક જપ કરવો તે
**ગાયન** ન૦
**ગાયબ** વિ૦ ગેબ; અલોપ
**ગાયબગલું** ન૦ એક પક્ષી
**ગાર** સ્ત્રી૦ લીંપવા માટે બનાવેલો છાણમાટીનો ગારો (૨) વિ૦ ગાર જેવું (૩) ઘણું જ ઠંડું (૪) કરનાર એવો અર્થ બતાવનારો પ્રત્યય (ઉદા૦ મદદગાર)
**ગારત(-દ)** વિ૦ જેર; મૃત્યુવશ
**ગારદી** પું૦ પહેરેગીર; ચોકીદાર
**ગારવો** પું૦ + ગર્વ
**ગારાળું** વિ૦ ગારાવાળું
**ગારિયું** ન૦ ગાર (૨) રાંધેલા અન્ન ઉપર ઢાંકવાનું ટોપલાના આકારનું માટીનું ઠામ
**ગારિયો** પું૦ ગારો વહેનારો મજૂર
**ગારુડી** પું૦ મદારી (૨) સાપનો મંત્ર જાણનાર (૩) જાદુગર
**ગારુડીવિદ્યા** સ્ત્રી૦ ગારુડીની વિદ્યા
**ગારો** પું૦ કાદવ, કીચડ (૨) ચણતરમાં વાપરવા તૈયાર કરેલી માટી (૩) કેલ
**ગાર્ગી** સ્ત્રી૦ (સં.) ઉપનિષદોમાં પ્રસિદ્ધ એવી એક બ્રહ્મવાદિની સ્ત્રી
**ગાર્ડ** પું૦ (લશ્કરી) પહેરેગીર; રક્ષક (૨) આગગાડીને સંભાળીને હંકાવી જનાર
**ગાર્હપત્ય** પું૦ (સં.) હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થના ઘરમાં રાખવાના ત્રણ અગ્નિમાંના એકનું નામ (૨) ન૦ ગૃહસ્થાઈ (૩) ઘરનું કારભારું
**ગાર્હમેધ** પું૦ ગૃહસ્થે કરવાના પાંચ યજ્ઞો
**ગાર્હસ્થ્ય** ન૦ ગૃહસ્થાશ્રમ (૨) ગૃહસ્થે દરરોજ કરવાના પાંચ યજ્ઞો

**ગાલ** પું૦

**ગાલપચોરિ(-ળિ)યાં** ન૦ બ૦ વ૦ કાકડા કે ચોરિયા ફૂલવા તે

**ગાલફાડિયું** ન૦ એક જાતની દળદાર પૂરી

**ગાલમશૂ(-સૂ)રિયું** ન૦ ગાલ તળે રાખવાનું મશરૂનું નાનું ગોળ ઓશીકું (૨) એ આકારનું કોઈ પણ ઓશીકું

**ગાલમારુ** વિ૦ બડાઈખોર; ગપાટા હાંકનારું

**ગાલાવેલું** વિ૦ અર્ધું ગાંડું; દાધારંગું

**ગાલિ** સ્ત્રી૦ ગાળ; અપશબ્દ

**ગાલિપ્રદાન** ન૦ ગાળ આપવી-ભાંડવી તે

**ગાલીચો** પું૦ ઊનનું એક જાતનું પાથરણું

**ગાલોડું** ન૦ ગાલનો અંદરનો ભાગ; ગલોફું

**ગાલ્લી** સ્ત્રી૦ નાનું ગાલ્લું; ડમણિયું (૨) ત્રીસ મણનું માપ

**ગાલ્લું** ન૦ ગાડું

**ગાવડી** સ્ત્રી૦ ગાય

**ગાવટોલ** પું૦ મુખ્ય કૂવાથંભ; 'ટૉપ-માસ્ટ'

**ગાવદી** વિ૦ ગોજું; ગંદું (૨) અણસમજુ; મૂર્ખ (૩) જંગલી

**ગાવલી** સ્ત્રી૦ દલાલી; કમિશન

**ગાવલું** ન૦ માથે આવેલા કામમાંથી છટકવું તે

**ગાવી** પું૦ ગાવટોલ ઉપર ચડાવેલો સઢ

**ગાવું** સ૦ ક્રિ૦ (ગીત વગેરે) (૨) વખાણ કરવાં (૩) એકની એક વાત વારંવાર કહેવી

**ગાશા(-શિયો)** પું૦ ઘોડાની પીઠ ઉપર નાખવાની ડળી; ઘાશિયો

**ગાશિયો** પું૦ ગાશા

**ગાસ(-હ)** પું૦ ઘાણીની આસપાસનો બળદ નીચે વટાયેલો કચરો (૨) તુવેર, મગ ઇત્યાદિનાં ઝીણાં છોડાં

**ગાળ** પું૦ ગાળતાં નીકળેલો કચરો (૨) સ્ત્રી૦ અપશબ્દ

**ગાળવું** સ૦ ક્રિ૦ કચરો કાઢી શુદ્ધ કરવું (કૂવો, પાણી ઇત્યાદિ) (૨) આંચ દઈ ઓગાળવું (ધાતુ વગેરેને) (૩) શોષવું; ઓછું કરવું

**ગાળાગાળી** સ્ત્રી૦ પરસ્પર અપશબ્દ કહેવા તે

**ગાળિયું** ન૦ ઢોરને બાંધવાનું ગાળાવાળું દોરડું (૨) [લા.] કામનો બોજો; જવાબદારી (૩) ગળણી (૪) ગાળતાં રહેલો કચરો; કૂચો

**ગાળી** સ્ત્રી૦ ગાળ

**ગાળો** પું૦ સરકાવી શકાય એવું નાકું; ફાંસો (૨) બૈરાંને પહેરવાનું એક જાતનું વસ્ત્ર (૩) અમુક સમય (૪) મોસમ ઉદા૦ કેરીગાળો (૫) ફેર, વટાવ (૬) ઘરનો વિભાગ; ખંડ (૭) પહોળાઈ, પનો (૮) અમુક જગા (૯) દળણું ઓરવાનું ઘંટીનું મોં (૧૦) શરીરનો સાંધો

**ગાંગડી** સ્ત્રી૦ નાનો ગાંગડો

**ગાંગડુ** વિ૦ ન પલળે અને ન બફાય એવું (૨) પું૦ પલાળવા કે બાફવા છતાં નરમ ન થાય એવો દાણો

**ગાંગડો** પું૦ કોઇ પણ વસ્તુનો બાઝી ગયેલો નક્કર કકડો-કાંકરો (૨) નહિ ફાટેલું કપાસનું જીંડવું

**ગાંગરવું** સ૦ ક્રિ૦ બરાડવું (ઊંટનું)

**ગાંગલું** વિ૦ કાંગલું; નમાલું (૨) ન૦ ગણગણાટ (૩) આનાકાની (૪) બડબડવું—ફરિયાદ કરવી તે

**ગાંગાંતલ્લાં** ન૦ બ૦ વ૦ જુઓ ગલ્લાંતલ્લાં

**ગાંગું** વિ૦ કાંગું; નમાલું; રાંક

**ગાંગેય** પું૦ (સં૦) ગંગાના પુત્ર-ભીષ્મ

**ગાંગેરિયું** ન૦ એક પક્ષી

**ગાંગેરૂક** ન૦ ગોરખ આમલીનું બીજ

**ગાંચો** પું૦ ઘેરેઘેર ફરીને તેલ, દિવેલ વગેરે વેચનારો (૨) ગરીબ-રાંક માણસ

**ગાંછો** પું૦ વાંસફોડો

**ગાંજવું** સ૦ ક્રિ૦ છેતરવું; ફોસલાવવું (૨) હરાવવું

**ગાંજાકસુ** વિ૦ ગાંજાખોર

**ગાંજાખોર(-રિયું)** વિ૦ ગંજેરી

**ગાંજિ(-જી)વધન્વા** પું૦ (સં.) ગાંડીવધન્વા—અર્જુન

**ગાંજિ(-જી)વપાણિ** પું૦ (સં) ગાંડીવપાણિ—અર્જુન

**ગાંજો** પું૦ એક છોડ અથવા તેની કળી (તેને ચલમમાં પીવાથી નશો ચડે છે.)

**ગાંઠ** સ્ત્રી૦ આંટીવાળો બંધ; ગ્રંથિ (૨) ઝાડને જ્યાંથી ડાળાં ફૂટે છે તે ભાગ (૩) લાકડામાંનો ભમરાવાળો, ગંઠાઈ ગયેલો ભાગ (૪) મૂળનો ગઠ્ઠા જેવો ભાગ (જેને વાવવાથી ફણગો ફૂટે છે.) (૫) શરીરમાં લોહી ગંઠાઈ જઈ બાઝેલી ગોળી (૬) એક રોગ; પ્લેગની ગાંઠ (૭) [લા.] અંટસ; કીનો (૮) સંપ

**ગાંઠનું** વિ૦ પોતાનું

**ગાંઠ(-ઠો)ગળફો** પું૦ ગાંઠ કે રૂનો ફોદો (સૂતરના તારમાંનો) (૨) ખટકો; સંશય

**ગાંઠડી** સ્ત્રી૦ ગાંસડી (૨) ધન; સંપત્તિ

**ગાંઠડો** પું૦ મોટી ગાંઠડી; ગાંસડો

**ગાંઠણ** ન૦ સાંધો (૨) બે તારને જોડતી ગાંઠ (૩) ગાંઠવાના દોરા (૪) ગાંઠવાની ઢબ–કળા

**ગાંઠદાર** વિ૦ ગાંઠવાળું

**ગાંઠવું** સ૦ ક્રિ૦ મણકા કે એવી વેહવાળી વસ્તુને દોરામાં પરોવી ગાંઠ વાળી એકબીજા સાથે ગૂંથવી (૨) દોરી, તાર વગેરેને એક બીજા સાથે ગાંઠ વાળીને બાંધવું (૩) તાબે રહી હુકમ માનવો; અદવું (૩) મેળવવું

**ગાંઠાળું** વિ૦ ગાંઠવાળું

**ગાંઠિયું** વિ૦ ગાંઠવાળું

**ગાંઠિયો** પું૦ સૂકવેલી હળદરનો કાંકરો (૨) ચણાના લોટની એક તળેલી વાની (૩) (૩) મોટી ગાંઠ

**ગાંઠિયો તાવ** પું૦ ગાંઠ નીકળીને આવતો તાવ

**ગાંઠિયો વા** પું૦ જેમાં શરીરમાં ગાંઠો બાઝી જાય છે એવો વા—એક રોગ

**ગાંઠી** સ્ત્રી૦ એક ઘરેણું

**ગાંઠો** પું૦ મોટી ગાંઠ; વેઢો; પેરાઈ આગળનો ભાગ

**ગાંઠોગળફો** પું૦ જુઓ ગાંઠગળફો

**ગાંડ** સ્ત્રી૦

**ગાંડગમથાં** ન૦ બ૦ વ૦ ચામોદિયાં; મરડાટ; આનાકાની

**ગાંડગુલામી** સ્ત્રી૦ હલકા પ્રકારની ખુશામત

**ગાંડછા** સ્ત્રી૦ ગાંડપણ

**ગાંડપણ** ન૦

**ગાંડાઈ** સ્ત્રી૦ ઘેલછા

**ગાંડિયું** વિ૦ ગાંડું; ગાંડા જેવું

**ગાંડિ(-ડી)વ** ન૦ (સં.) અર્જુનનું ધનુષ્ય (૨) [લા.] કોઈપણ ધનુષ્ય

**ગાંડિ(-ડી)વધન્વા** પું૦ (સં.) અર્જુન

**ગાંડિ(-ડી)વપાણી** પું૦ (સં.) અર્જુન

**ગાંડું,૦ઘેલું** વિ૦

**ગાંડુંતૂર** વિ૦ છેક ગાંડું

**ગાંદરું** ન૦ ગામનાં ઢોર ઊભાં રહેવાની ભાગોળ પાસેની જગા (૨) ગામની ભાગોળ

**ગાંદરો** પું૦ જુઓ ગાંદરું

**ગાંઠળું** ન૦ (કા.) ડગળું (૨) કોઈ વસ્તુનો વચ્ચેનો સરખો અને જાડો ભાગ (૩) ફૂટો પડેલો દળદાર ભાગ (ખડક કે ભેખડનો)

**ગાંધર્વ** વિ૦ ગંધર્વોને લગતું (૨) પું૦ સ્વર્ગનો ગવૈયો

**ગાંધર્વલગ્ન** ન૦ જુઓ ગંધર્વલગ્ન

**ગાંધર્વવિવાહ** પું૦ જુઓ ગંધર્વવિવાહ

**ગાંધાર** પું૦ સંગીતના સાત સ્વરમાંનો એક —'ગ' (૨) [સં.] જુઓ ગંધાર

**ગાંધારી** સ્ત્રી૦ (સં.) ગાંધાર દેશના રાજાની પુત્રી—ધૃતરાષ્ટ્રની પત્ની

**ગાંધિયાટું(-ણું)** ન૦ જુઓ ગાંધીવટું (૨) ભેળસેળ; ગૂંચવાડો

**ગાંધી** પું૦ કરિયાણું વગેરે વેચનારો વેપારી (૨) એક અટક

**ગાંધીવટું** ન૦ ગાંધીનો ધંધો (૨) [લા.] બધી બાબતોનું થોડુંથોડું જ્ઞાન હોવું તે

**ગાંધીવટો** પું૦ ગાંધીવટું

**ગાંભીર્ય** ન૦ ગંભીરતા

**ગાંસડી** સ્ત્રી૦

**ગાંસડો** પું૦ મોટી ગાંસડી; પોટલો

**ગિદરકું** ન૦(કા.) ઘેટાનું બચ્ચું

**ગિદ્દડ** વિ૦ સુસ્ત; ભારે (ઘણું ખાવાથી) (૨) ન૦ શિયાળ

**ગિન્નાવું** અ૦ ક્રિ૦ એક બાજુ નમતું–કતરાતું રહેવું (૨) રિસાવું

**ગિન્ની** સ્ત્રી૦ ચક્કર ખાવું કે ખવરાવવું તે (૨) ગીની

**ગિર(-રિ)જા** સ્ત્રી૦ (સં.) પર્વતની હિમાલયની પુત્રી–પાર્વતી

**ગિરદી** સ્ત્રી૦ ભીડ

**ગિરદેશી** સ્ત્રી૦ બલિહારી; ખૂબી

**ગિરદો** પું૦ નીચે ઠરેલો કે રહેલો કચરો
**ગિર(-રિ)ધર** પું૦ (સં.) ગોવર્ધન પર્વત ઊંચકનાર—કૃષ્ણ
**ગિર(-રિ)ધારી** પું૦ (સં.) જુઓ ગિરધર
**ગિરનાર** પું૦ (સં.) કાઠિયાવાડનો એક પર્વત
**ગિરફતાર** વિ૦ પકડાયેલું (૨) તલ્લીન
**ગિરફતારી** સ્ત્રી૦ કેદ; કેદીપણું (૨) તલ્લીનતા
**ગિરમીટ** સ્ત્રી૦ હિંદ બહાર સંસ્થાનોમાં મજૂરી માટે લઈ જવાતા મજૂરો પાસે કરાવી લેવાતું કરારપત્ર; 'ઍગ્રીમેન્ટ' (૨) ન૦ છેદ પાડવાનું એક ઓજાર
**ગિરમીટિયું** વિ૦ ગિરમીટનું-ને લગતું
**ગિરમીટિયો** પું૦ ગિરમીટથી બંધાયેલો મજૂર
**ગિરા** સ્ત્રી૦ વાણી (૨) ભાષા
**ગિરિ** પું૦ પર્વત
**ગિરિકંદર(-રા)** સ્ત્રી૦ પર્વતની ગુફા
**ગિરિજા** સ્ત્રી૦ (સં.) ગિરજા-પાર્વતી
**ગિરિજાપતિ** પું૦ (સં.) ગિરિજાના પતિ-મહાદેવ
**ગિરિજાસુત** પું૦ (સં.) ગિરિજાના પુત્ર-ગણેશ
**ગિરિદુર્ગ** પું૦ પહાડ ઉપરનો કિલ્લો
**ગિરિધર** પું૦ (સં.) ગિરધર-કૃષ્ણ
**ગિરિધારી** પું૦ (સં.) ગિરધારી-કૃષ્ણ
**ગિરિવ્રજ** ન૦ (સં.) મગધદેશનું રાજનગર
**ગિરીશ** પું૦ (સં.) મહાદેવ (૨) ગિરિઓનો રાજા—હિમાલય
**ગિરેબાજ** ન૦ એક જાતનું કબૂતર
**ગિરેબાન** પું૦ ગલપટો
**ગિલતાન** પું૦ મોભ વગેરેને ત્રિશળ આકારનો જે ટેકો મૂકવામાં આવે છે તે (૨) ફડેતાલ જડતાં માંડવીમાં પાટડી ઉપર જે બીજી બે ચીતરેલી પાટડીઓ મૂકવામાં આવે છે તેમાંની પહેલી
**ગિલ્લાખોર** વિ૦ ચાડીચુગલી કરનારું; નિંદાખોર
**ગિલ્લી** સ્ત્રી૦ મોઈ (૨) ગડગૂમડ કે બીજા દરદને લીધે અમુક જગાએ આવતો સોજો; વેળ
**ગિલ્લીદંડો** પું૦ મોઈ અને દંડો (૨) તેમના વડે રમાતી રમત
**ગિલ્લેમાર** ન૦ એક પક્ષી
**ગિલ્લો** પું૦ આળ; આક્ષેપ; નિંદા
**ગિસ્ત** વિ૦ નિષ્ફળ; ફોગટ
**ગીગલાવું** અ૦ ક્રિ૦ અકળાવું; ગભરાવું (૨) ખુશ થવું; કિલકારીઓ કરવી
**ગીગી** સ્ત્રી૦ નાની છોકરી; કીકી
**ગીગો** પું૦ નાનો છોકરો; કીકો
**ગીચ** વિ૦ પાસેપાસે સંકડાઈને આવી રહેલું
**ગીચોગીચ** અ૦ ખીચોખીચ; ભીડ—ગરદી થાય તેમ (૨) વિ૦ ખૂબ ગીચ
**ગીત** ન૦
**ગીતા** સ્ત્રી૦ કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ. ઉદા૦ 'શિવગીતા' 'રામગીતા'; 'ભગવદ્‌ગીતા'. પરંતુ ખાસ કરીને તે નામથી ભગવદ્‌ગીતા જ ઓળખાય છે.
**ગીતિ** સ્ત્રી૦ એક છંદ
**ગીધ** ન૦ મૂએલાં પ્રાણીઓ ખાનારું એક પક્ષી
**ગીની** સ્ત્રી૦ સોનાનો એક બ્રિટિશ સિક્કો
**ગીબત** સ્ત્રી૦ બદબોઈ; નિંદા (૨) આળ; તહોમત (૩) ચાડી
**ગીબતખોર** વિ૦ ગીબત કરનારું; ગીબત કરવાની ટેવવાળું
**ગીબવું** અ૦ ક્રિ૦ ગડદા મારવા; ધીબવું
**ગીબોગીબ** અ૦ ધીબોધીબ; ઉપરાઉપરી
**ગીરચોંડિયા** ન૦ એક પક્ષી
**ગીરજા** ન૦ એક પક્ષી
**ગીરણી** સ્ત્રી૦ મિલ
**ગીરદ** સ્ત્રી૦ ધૂળ; રજકણ; રજોટી
**ગીરવવું** સ૦ ક્રિ૦ ગીરો મૂકવું; ઘરેણે મૂકવું
**ગીરવી** વિ૦ ગીરવેલું
**ગીરવીદાર** વિ૦ જેને ત્યાં અમુક વસ્તુ ગીરવી હોય તે
**ગીરો** વિ૦ ગીરવેલું
**ગીરોખત** ન૦ ગીરો મૂકવાનું ખત-લખાણ
**ગીર્વાણ** પું૦ દેવ; સુર
**ગીસલું** ન૦ ધૂંસરું
**ગીંગોડો*** પું૦
**ગુચપુચ(-છ)** અ૦ છાની રીતે; કોઈ સાંભળી ન જાય એમ (૨) સ્ત્રી૦ એમ કરેલી વાત
**ગુચ્છ(-ચ્છો)** પું૦ ગોટો; કલગી (૨) વાળનો જથો-જુલફું
**ગુચ્છાદાર** વિ૦ ગુચ્છાવાળું
**ગુચ્છો** પું૦ જુઓ ગુચ્છ

**ગુજરડું** ન૦ ગણપતિ આગળ મૂકવાનું માટીનું વાસણ (૨) ગારાની ગાજર જેવી આકૃતિ, જે માંગલિક પ્રસંગે વેદી ઉપર મૂકવામાં આવે છે.

**ગુજરવું** અ૦ ક્રિ૦ જવું; વહી જવું (૨) વીતવું; માથે આવી પડવું

**ગુજરાત** પું૦; સ્ત્રી૦; ન૦ (સં.)

**ગુજરાતણ** સ્ત્રી૦ ગુજરાતની રહેવાસી સ્ત્રી

**ગુજરાતી** વિ૦ ગુજરાતનું–ને લગતું (૨) સ્ત્રી૦ ગુજરાતી ભાષા (૩) પું૦ ગુજરાતનો રહેવાસી

**ગુજરાન** ન૦ નિર્વાહ; ગુજારો

**ગુજરી** સ્ત્રી૦ સ્ત્રીના હાથનું એક ઘરેણું; એક જાતનું કંકણ (૨) શહેર–કસબામાં ભરાતું બજાર (૩) ગુજરાતણ (૪) ગુર્જર–ની સ્ત્રી

**ગુજરું** ન૦ જુઓ ગુજરડું

**ગુજારટોલ્લો** પું૦ મોઈદંડાની એક રમત

**ગુજારત** સ્ત્રી૦ દરખાસ્ત કરવી–રૂબરૂ કરવું તે; સાક્ષી

**ગુજારવું** સ૦ ક્રિ૦ રજૂ કરવું; દાદ માગવી નિર્ગમન કરવું; ગાળવું (૩) માથે નાખવું; વિતાડવું

**ગુજારો** પું૦ નિભાવ; નિર્વાહ; ગુજરાન

**ગુજ્જર** વિ૦ સુતારવાણિયાની એક ન્યાત (૨) આહીરો અને ક્ષત્રિયોની એક જાતિ (૩) એક જાતનો ગુંદર (૪) એક જાતનો બાવળ

**ગુટકો** પું૦ ઘણી ઓછી લંબાઈપહોળાઈની જાડી ચોપડી

**ગુટસુટ** અ૦

**ગુટિકા** સ્ત્રી૦ ગોળી (દવાની)

**ગુટી** સ્ત્રી૦ ગુટિકા

**ગુટીમાર** ન૦ એક પક્ષી

**ગુડ** પું૦ ગોળ

**ગુડગુડ** અ૦ 'ગુડગુડ' અવાજ કરીને (૨) ધીરે ધીરે, ગબડતું હોય એમ (ભોટીલાં કે બાળક ચાલે એમ)

**ગુડાકેશ** પું૦ (સં.) અર્જુન (૨) શિવ

**ગુડિયા*** પું૦ (કા.)

**ગુણ** પું૦ જાતિસ્વભાવ; લક્ષણ; ધર્મ (૨) સદ્‌ગુણ (૩) અસર; ફાયદો (૪) ઉપકાર (૫) પણછ (૬) દોરડું; દોરી (૭) ઠોકો; 'માર્ક' (૮) [વ્યા.] સ્વરોના બે ફેરફાર (ગુણ, વૃદ્ધિ) માંનો એક

**ગુણક** પું૦ ગુણનાર અંક–સંખ્યા–રકમ

**ગુણકપ્રમાણ** ન૦ 'જ્યૉમેટ્રિકલ રેશિયો'

**ગુણકર** વિ૦ ગુણકારક

**ગુણકા** સ્ત્રી૦ ગણિકા; વેશ્યા

**ગુણકારક** વિ૦ ગુણ–ફાયદો કરે એવું

**ગુણકારી** વિ૦ ગુણકારક

**ગુણગાન** ન૦ ગુણ ગાવા તે; વખાણ (૨) કથા; આખ્યાન

**ગુણગુણ** અ૦ ગણગણ

**ગુણગૂજ** વિ૦ ગુણજ્ઞ (૨) સ્ત્રી૦ ખ્યાતિ

**ગુણગ્રહણ** ન૦ ગુણની બૂજ–કદર કરવી તે

**ગુણગ્રાહક** વિ૦ ગુણની કદર–બૂજ કરનારું; ગુણજ્ઞ

**ગુણગ્રાહી** વિ૦ ગુણગ્રાહક

**ગુણચિહ્ન** ન૦ ગુણવાનું આવું × ચિન્હ (ગ.)

**ગુણચોર** પું૦ ગુણ જોયા છતાં તેની પિછાન નહિ કરનાર; ખળ

**ગુણજ્ઞ** વિ૦ ગુણ જાણનારું; કદરદાન

**ગુણજ્ઞતા** સ્ત્રી૦

**ગુણજ્ઞપણું** ન૦

**ગુણત્રય** ન૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનો સમૂહ

**ગુણદોષ** પું૦ ગુણ અને દોષ

**ગુણધર્મ** પું૦ અમુક ગુણો ધરાવવાની સાથે પ્રાપ્ત થતો સ્વભાવ કે ધર્મ

**ગુણનિધિ** પું૦ ગુણોનો નિધિ–ભંડાર

**ગુણપક્ષ*** પું૦

**ગુણપાડ** પું૦ આભાર; ઉપકાર; સપાડું

**ગુણપૃથક્કરણ** ન૦ 'ફૅક્ટરાઇઝેશન' (ગ.)

**ગુણફલ(–ળ)** ન૦ ગુણકારથી આવતી રકમ 'પ્રૉડક્ટ' (ગ.)

**ગુણવ(–વં)તી** વિ૦ સ્ત્રી૦ ગુણવાળી

**ગુણવત્તા** સ્ત્રી૦ ગુણવાળા હોવું તે (૨) ઉત્તમતા; શ્રેષ્ઠતા

**ગુણવંત** વિ૦ ગુણવાળું

**ગુણવંતી** વિ૦ સ્ત્રી૦ ગુણવતી

**ગુણવાચક** વિ૦ ગુણ બતાવનારું

**ગુણવાન** વિ૦ ગુણવાળું

**ગુણવિગ્રહ** પું૦ 'ફૅક્ટરાઇઝેશન' (ગ.)

**ગુણવિશેષણ** ન૦ ગુણ દેખાડનારો શબ્દ
**ગુણવિશ્લેષ** પું૦ 'ફૅક્ટરાઇઝેશન' (ગ.)
**ગુણવું** સ૦ ક્રિ૦ એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી
**ગુણવૃદ્ધિવિધાન** ન૦ સ્વરોનાં ગુણ કે વૃદ્ધિ કરવાની વિધિ—રીત (વ્યા.)
**ગુણાકાર** પું૦ એક સંખ્યાને બીજીથી ગુણવી તે (૨) એથી આવતી રકમ
**ગુણાઢ્ય** વિ૦ ગુણથી ભરપૂર
**ગુણાતીત** વિ૦ સત્ત્વ વગેરે ત્રણ ગુણોને—તેમનાં કાર્યોને ઓળંગી ગયેલું
**ગુણાત્મ,૦ક** વિ૦ ગુણવાળું
**ગુણાનુરાગ** પું૦ બીજાના ગુણો પ્રત્યે આસક્તિ કે આદર
**ગુણાનુરાગી** વિ૦ ગુણાનુરાગવાળું
**ગુણાનુવાદ** પું૦ ગુણગાન; સ્તુતિ
**ગુણાન્વિત** વિ૦ ગુણવાળું
**ગુણાવયવ** પું૦ 'ફૅક્ટર' (ગ.)
**ગુણાંક** પું૦ ગુણકાર કરવાથી આવેલી રકમ
**ગુણિત** વિ૦ ગુણેલું
**ગુણિયલ** વિ૦ સદ્ગુણી
**ગુણી** વિ૦ સદ્ગુણી
**ગુણીજન** પું૦; ન૦ કદરદાન, ચતુર માણસ (૨) સજ્જન
**ગુણીભૂત** વિ૦ ગૌણ બનેલું (૨) ગુણરૂપ—ભૂષણરૂપ બનેલું—કરેલું
**ગુણોત્તર** પું૦; ન૦ 'રેશિયો' (ગ.)
**ગુણોપેત** વિ૦ ગુણવાળું
**ગુણ્ણું** ન૦ ગુલ્લું; પાપડની કણકનો લૂઓ
**ગુણ્ય** વિ૦ ગુણવાળું (૨) [ગ.] જેને ગુણવાનું હોય તેવું; 'મલ્ટિપ્લિકન્ડ'
**ગુણ્યાંક** પું૦ ગુણ્ય આંકડો (ગ.)
**ગુત્તો** પું૦ એકહથ્થુ વેપાર; ઇજારો
**ગુદસ્ત** વિ૦ ગત; પાછલું (વરસ; સાલ)
**ગુદા** સ્ત્રી૦ શરીરમાંથી વિષ્ઠા નીકળવાનું દ્વાર
**ગુદાવર્ત** પું૦ ગુદાનો એક રોગ
**ગુદાસ્થિ** ન૦ માણસના શરીરમાં કરોડને છેડે આવેલું ત્રિકોણ હાડકું; 'કૉકિસકસ'
**ગુનેગાર** વિ૦ ગુનો કરનારું; અપરાધી
**ગુનેગારી** સ્ત્રી૦ ગુનેગારપણું
**ગુનો** પું૦ અપરાધ; વાંક; તકસીર
**ગુપચુપ** અ૦ ચૂપચાપ; કોઈ જાણે નહિ એમ
**ગુપ્ત** વિ૦ છુપાવેલું; સંતાડેલું (ધન વગેરે) (૨) છાનું; ગૂઢ (વાત વગેરે)
**ગુપ્તચર** પું૦ જાસૂસ
**ગુપ્તચર્યા** સ્ત્રી૦ જુઓ અજ્ઞાતચર્યા
**ગુપ્તદાન** ન૦ છૂપું દાન
**ગુપ્તી** સ્ત્રી૦ લાકડીની અંદર ગુપ્ત—છૂપું રહે એવું એક હથિયાર
**ગુફા** સ્ત્રી૦
**ગુફ્ત(-તે)ગો** સ્ત્રી૦ વાતચીત; મસલત; ગુજ
**ગુફ્તાર** સ્ત્રી૦ વાણી
**ગુફ્તેગો** સ્ત્રી૦ ગુફ્તગો
**ગુબારો** પું૦ જુઓ ગબારો
**ગુમ** વિ૦ ખોવાયેલું
**ગુમરાહ** વિ૦ રસ્તો ભૂલેલું
**ગુમાન** ન૦ અભિમાન; ગર્વ
**ગુમાની** વિ૦ અભિમાની
**ગુમાવરા(-ડા)વવું** સ૦ ક્રિ૦ ખોવડાવવું
**ગુમાવવું** સ૦ ક્રિ૦ ખોવું (૨) ધૂળધાણી કરવું; ઉડાવી દેવું
**ગુમાસ્તાગીરી** સ્ત્રી૦ ગુમાસ્તાનું કામ; મહેતાગીરી
**ગુમાસ્તી** સ્ત્રી૦ ગુમાસ્તાગીરી
**ગુમાસ્તો** પું૦ કારકુન; મહેતો
**ગુમ્મો** પું૦ મુક્કી
**ગુરખો** પું૦ નેપાળદેશનો વતની
**ગુરગુરવું** અ૦ ક્રિ૦ ગુરગુર એવો અવાજ કરવો
**ગુરજ** સ્ત્રી૦ ગદા; મુદ્ગર
**ગુરથમાની** વિ૦ મરહૂમ
**ગુરદો** પું૦ મૂત્રપિંડ; 'કિડની' (૨) લોઢાનો મગદળ
**ગુરાબ** ન૦ એક જાતનું વહાણ
**ગુરુ** વિ૦ મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) પું૦ શિક્ષક (૫) પુરોહિત; ગોર (૬) (સં.) એ નામનો ગ્રહ
**ગુરુકંસ** પું૦ મોટો કૌંસ; [ ]
**ગુરુકુલ(-ળ)** ન૦ ગુરુને રહેવાનું ઠેકાણું, જ્યાં વિદ્યાર્થીઓને રાખીને તે શિક્ષણ આપે છે (૨) તે પદ્ધતિને અનુસરતી શિક્ષણ—સંસ્થા
**ગુરુકૂંચી** સ્ત્રી૦ અનેક તાળાંને લાગુ પડે એવી કૂંચી 'માસ્ટર—કી'

**ગુરુકોણ** પું૦ ૯૦ અંશથી મોટો ખૂણો; 'ઑબ્ટ્યૂસ ઍંગલ' [ગ.]
**ગુરુગમ** સ્ત્રી૦ ગુરુ પાસેથી મેળવેલું જ્ઞાન
**ગુરુગમ્ય** વિ૦ ગુરુ દ્વારા જ સમજાય એવું
**ગુરુચર્યા** સ્ત્રી૦ ગુરુની સેવા
**ગુરુજન** પું૦; ન૦બ૦વ૦ વડીલવર્ગ (માબાપ, શિક્ષક ઇત્યાદિ)
**ગુરુતલ્પગ(-ગામી)** વિ૦ ગુરુપત્ની સાથે સંભોગ કરનાર
**ગુરુતા** સ્ત્રી૦
**ગુરુત્વ** ન૦ ગુરુપણું (૨) મોટાઈ; ગૌરવ (૩) ભારેપણું; વજન
**ગુરુત્વકેંદ્ર** ન૦ જે બિંદુથી વજનનું સમતોલપણું થતું હોય તે; 'સેન્ટર ઑફ ગ્રૅવિટી'
**ગુરુત્વમધ્યબિંદુ** ન૦ જુઓ ગુરુત્વકેન્દ્ર
**ગુરુત્વરેખા(-ષા)** સ્ત્રી૦ ગુરુત્વકેન્દ્રના આકર્ષણની લીટી યા દિશારેખા
**ગુરુત્વાકર્ષણ** ન૦ 'ગ્રૅવિટેશન'
**ગુરુદક્ષિણા** સ્ત્રી૦ અભ્યાસ પૂરો કર્યા પછી ગુરુને આપવાની દક્ષિણા
**ગુરુદ્રોહ** પું૦ ગુરુનો દ્રોહ
**ગુરુદ્રોહી** વિ૦ ગુરુનો દ્રોહ કરનારું
**ગુરુપત્ની** સ્ત્રી૦ ગુરુની પત્ની
**ગુરુપદ** ન૦ ગુરુનું પદ—પદવી
**ગુરુપૂજા** સ્ત્રી૦ ગુરુની પૂજા
**ગુરુબંધુ** પું૦ એક ગુરુનો શિષ્ય; સહાધ્યાયી
**ગુરુભક્તિ** સ્ત્રી૦ ગુરુની ભક્તિ
**ગુરુભાઈ** પું૦ ગુરુબંધુ
**ગુરુભાર** પું૦ ગુરુ તરીકેની જવાબદારી
**ગુરુમંત્ર** પું૦ ગુરુએ આપેલો મંત્ર (૨) [લા.] છૂપી સલાહ; શિખવણી
**ગુરુમાન** ન૦ વડીલ પ્રત્યેની અદબ (૨) રૂસણું; રૂસણાનાં કટાક્ષ
**ગુરુમુખ** વિ૦ ગુરુના મોંએથી મળેલું (૨) ન૦ ગુરુનું મુખ
**ગુરુમુખી** વિ૦ ગુરુના મુખનું (૨) સ્ત્રી૦ ગુરુ નાનકે ચાલુ કરેલી પંજાબની એક લિપિ
**ગુરુરેખા*** સ્ત્રી૦
**ગુરુવાર** પું૦
**ગુર્જર** વિ૦ ગુજરાતનું (૨) પું૦ જુઓ ગુજ્જર
**ગુર્જરી** સ્ત્રી૦ ગુજરાતણ (૨) રબારણ; ગોવાળણી (૩) એક જૂનો ગુજરાતી રાસ (૪) રાગની એક ઢબ
**ગુલ** ન૦ ફૂલ (૨) બત્તી ઉપરનો બળેલો ભાગ; મોગરો
**ગુલકંદ** પું૦ ગુલાબની પાંખડીઓ ને સાકરનો સૂર્યની ગરમીથી બનાવેલો મુરબ્બો
**ગુલખાર** પું૦ આસમાની લાલ રંગ
**ગુલખેરી** વિ૦ આસમાની લાલ રંગનું
**ગુલગુલાંટિયો** પું૦ છોકરાંની એક રમત
**ગુલચશ્મ** ન૦ એક પક્ષી
**ગુલછડી** સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ (૩) ગુલાબનો ગોટો અથવા તોરો (૪) એક ઘરેણું
**ગુલછબુ** પું૦; ન૦ એક ફૂલઝાડ
**ગુલછાય** ન૦ એક વનસ્પતિ
**ગુલજાન** વિ૦ ગુલાબના આત્મા જેવું; સુંદર; મોહક
**ગુલજાર** પું૦ ગુલાબની વાડી; ફૂલવાડી (૨) વિ૦ મનોહર; સુંદર
**ગુલતરાશ** સ્ત્રી૦ બત્તીનો મોગરો કાપવાની કાતર
**ગુલતાન** વિ૦ મશગૂલ; તલ્લીન
**ગુલતોરો** પું૦ ગુલાબનો ગોટો—ગજરો (૨) એક ફૂલઝાડ
**ગુલદસ્ત** પું૦ ફૂલનો ગોટો—તોરો
**ગુલદાન** ન૦ ફૂલદાની
**ગુલદાવદી(-રી)** સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલનાર** ન૦ દાડમ
**ગુલબાન** ન૦ શોરબકોર (૨) આનંદની—ઠઠ્ઠા—મશ્કરીની વાત (૩) ગામગપાટો; તડાકો
**ગુલબાસ** ન૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલબું** ન૦ ગપાટો; ગપગોળો
**ગુલમેંહદી** સ્ત્રી૦ એક જળચર પક્ષી
**ગુલમોર** સ્ત્રી૦ એક ફૂલઝાડ (૨) એનું ફૂલ
**ગુલર** ન૦ ઉમરડો; ગુલ્લર (૨) ઉમરડું (૩) કાનનું એક ઘરેણું
**ગુલરું** ન૦ પાપડનો લૂઓ (૨) જુઓ ગુલર (૩) પારણિયે લટકાવેલું એક લાકડાનું રમકડું
**ગુલરો** પું૦ ઉમરડો

**ગુલશન** નં૦ ફૂલવાડી; બગીચો
**ગુલશાય** નં૦ એક વનસ્પતિ
**ગુલંબી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ગુલાબ** ન૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલાબજળ** ન૦ ગુલાબની ખુશબોવાળું પાણી
**ગુલાબજાંબુ** ન૦ એક મીઠાઈ
**ગુલાબદાન** ન૦ ગુલાબદાની
**ગુલાબદાની** સ્ત્રી૦ ગુલાબજળ છાંટવાની શિશીના આકારની ઝારી
**ગુલાબી** વિ૦ ગુલાબના રંગનું (૨) મીઠું; મજેદાર (ઉદા૦ ઊંઘ) (૩) સ્ત્રી૦ ગુલાબના જેવો રાતો રંગ
**ગુલાબી તૂરી** સ્ત્રી૦ એક પક્ષી
**ગુલાબી મેના** સ્ત્રી૦ એક પક્ષી
**ગુલામ** પું૦ ખરીદ કરેલો ચાકર; લૂંડો (૨) [લા.] પરવશ-પરતંત્ર માણસ
**ગુલામખત** ન૦ ગુલામ તરીકેના વેચાણનું લખત (૨) [લા.] પરતંત્ર બનાવે એવું લખાણ-કરાર
**ગુલામગીરી** સ્ત્રી. જુઓ ગુલામી
**ગુલામડી** સ્ત્રી૦ ખરીદ કરેલી દાસી-લૂંડી
**ગુલામી** સ્ત્રી૦ ગુલામપણું (૨) ઘણી હલકી તાબેદારી (૩) પરાધીનતા
**ગુલાલ** પું૦; ન૦ એક રાતા રંગનો સહેજ સુગંધીદાર ભૂકો (આનંદોત્સવને પ્રસંગે, ખાસ કરીને હોળીના દિવસોમાં, એ ખૂબ વપરાય છે.)
**ગુલાલા** પું૦; ન૦ એક ફૂલ
**ગુલાંટ** સ્ત્રી૦ ગોટીમડું (૨) [લા.] ઊલટું ફરી જવું તે
**ગુલિસ્તાન** ન૦ ફૂલવાડી; બાગ
**ગુલ્ફ** પું૦; સ્ત્રી૦ ઘૂંટી; ઘૂંટણ (૨) ઢીંચણ
**ગુલ્મ** ન૦ ગોળાનો રોગ (૨) ગાંઠ
**ગુલ્મોદર** ન૦ બરોળનો એક રોગ
**ગુલ્લર** ન૦ ઉમરડો; ગુલર
**ગુલ્લાલા** પું૦ એક ફૂલ
**ગુલ્લું** ન૦ પાપડની કણકનો લૂઓ
**ગુવાર** પું૦ ગવાર
**ગુવારફળી** સ્ત્રી૦ ગુવારની શીંગ
**ગુવારશિં(-શી,-સિં,-સી)ગ** સ્ત્રી૦ ગુવારફળી
**ગુસપુસ** સ્ત્રી૦ છાની વાતચીત-મસલત
**ગુસલ** ન૦ સ્નાન
**ગુસલખાનું** ન૦ નાહવાની ઓરડી
**ગુસ્લ** ન૦ ગુસલ
**ગુસ્લખાનું** ન૦ ગુસલખાનું
**ગુસ્તાખાના** વિ૦ અસભ્ય; બેઅદબીભર્યું
**ગુસ્તાખી** સ્ત્રી૦ બેશરમી; અસભ્યતા
**ગુસ્સો** પું૦ ક્રોધ
**ગુહા** સ્ત્રી૦ ગુફા
**ગુહ્ય** વિ૦ છૂપું; છુપાવવાયોગ્ય (૨) ન૦ રહસ્ય; મર્મ (૩) અપ્રગટ અર્થ; છૂપી વાત
**ગુહ્યક** પું૦ દેવોનો એક વર્ગ; કુબેરનો અનુચર
**ગુંજ** પું૦ ગગણાટ (૨) ન૦ છૂપી વાત; ભેદ (૩) સ્ત્રી૦ ચણોઠી (૪) રતીનું વજન (૫) ગાંઠ; આંટી
**ગુંજન** ન૦ ગણગણાટ
**ગુંજવું** અ૦ ક્રિ૦ ગણગણવું; ગુંજાર કરવો
**ગુંજા** સ્ત્રી૦ ચનોઠી (૨) ચનોઠી જેટલું વજન; રતી
**ગુંજાગુંજ** સ્ત્રી૦ ગુંજારવનો ખૂબ મોટો અવાજ
**ગુંજાર,૦વ** પું૦ ગુંજવાનો અવાજ (૨) [લા.] અવ્યક્ત મધુર અવાજ
**ગુંજાશ** સ્ત્રી૦ ગજું; તાકાત
**ગુંઠન** ન૦ ઢાંકવું—છુપાવવું તે (૨) ચોપડવું—લગાવવું તે
**ગુંઠો** પું૦ જમીનનું એક માપ (એકરનો ૪૦મો ભાગ)
**ગુંડ(-ડો)** વિ૦ જબરદસ્તીનાં કામ કરનારું; બદમાશ; દાંડ (૨) પું૦ એવો આદમી
**ગુંડાવું*** અ૦ ક્રિ૦
**ગુંડાશાહી** સ્ત્રી૦ ગુંડાઓનો અમલ
**ગુંદ,૦ર** પું૦ કેટલાંક ઝાડમાંથી ઝરતો ચીકણો રસ (૨) ચોટાડવાના કામમાં આવતો તેવો બાવળનો રસ
**ગુંદર** પું૦ જુઓ ગુંદ
**ગુંદરપાક** પું૦ ગુંદર ભેળવીને બનાવેલું વસાણું (૨) એક મીઠાઈ (૩) [લા.] માર
**ગુંદરિયું** ન૦ પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર
**ગુંદિયું** ન૦ ગુંદરિયું
**ગુંફ** પું ગૂંથણ (૨) ગૂમખું
**ગુંફિત** વિ૦ ગૂંથેલું

**ગુંબજ** પું૦ ઘૂમટ
**ગૂ** ન૦ વિષ્ટા; મળ
**ગૂઈ** સ્ત્રી૦ ગળી; બદી
**ગૂખાદી(-ણુ)** સ્ત્રી૦ અધણખાઉ
**ગૂગળ** પું૦ ડુંગરી ઝાડનો ગુંદર (તે દવાના તેમજ ધૂપ કરવાના કામમાં આવે છે)
**ગૂગળી** વિ૦ ઓખામંડળના બ્રાહ્મણોની એક જાતનું (૨) પું૦ એ જાતનો બ્રાહ્મણ
**ગૂગળિયું** વિ૦ ગૂગળને લગતું; ગૂગળવાળું (૨) ન૦ ગૂગળ રાખવાનું પાત્ર
**ગૂજ** સ્ત્રી૦ ગુપ્ત વાત; રહસ્ય (૨) બે બાજુ અણીવાળો (પાટિયાં જોડવાનો) ખીલો
**ગૂજરાત** પું૦; સ્ત્રી૦; ન૦ ગુજરાત
**ગૂજરાતી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ ગુજરાતી
**ગૂડકી** સ્ત્રી૦ સૂંથણી; લેંઘી
**ગૂડવું** સ૦ ક્રિ૦ કાપવું; વાઢવું (૨) ખોદવું
**ગૂડી** સ્ત્રી૦ ઉત્સવને દિવસે ઊભો કરેલો ઝુંડો; માણેકથંભ
**ગૂડીપડવો** પું૦ ચૈત્ર સુદ પડવો
**ગૂડું** વિ૦ લુચ્ચું; શઠ
**ગૂડો** પું૦ મરનારને રોવા જવું તે; કાણ (૨) પગનો નળો (૩) બળ; શક્તિ; હાંભ
**ગૂઢ** વિ૦ ગુહ્ય; છાનું (૨) ન સમજાય એવું; ગહન
**ગૂઢતા** સ્ત્રી૦
**ગૂઢપણું** ન૦
**ગૂઢવાદ** પું૦ 'મિસ્ટિસિઝમ'
**ગૂઢવાદી** વિ૦ (૨) પું૦ ગૂઢવાદમાં માનનાર
**ગૂઢાક્ષર** પું૦ ગૂઢ અક્ષર
**ગૂણ** સ્ત્રી૦ થેલો; કોથળો (૨) છાલકું (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનું માપ
**ગૂણપાટ** ન૦ શણ કે સૂતળીનું વણેલું તાપડું; ટાટિયું
**ગૂણસું** વિ૦ જાડું અને ઠીંગણું
**ગૂણિયું** ન૦ ગૂણપાટનો બનાવેલો થેલો
**ગૂણિયો** પું૦ તાંબાનો ઘડો (૨) થેલો; ગૂણ (૩) અમુક વજનનું માપ
**ગૂથ** વિ૦ રમતિયાળ (૨) ક્રામી
**ગૂમડું** ન૦
**ગૂમૂતર** ન૦ મળમૂત્ર
**ગૂર** સ્ત્રી૦ હાડકાંની અંદરનો ગર; 'મેરો'
**ગૂરખી** પું૦ એક જાતનું પુષ્કળ વાળવાળું ઠીંગણું કૂતરું
**ગૂશ** પું૦ બ૦ વ૦ પગ
**ગૂર્જર** વિ૦ (૨) પું૦ જુઓ ગુર્જર
**ગૂર્જરી** સ્ત્રી૦ ગુર્જરી
**ગૂલી** સ્ત્રી૦ ગળી (૨) જીવડાંએ બનાવેલું ઘોળું અથવા કાબરું ઘર
**ગૂલું** ન૦ એક પક્ષી
**ગૂસિયું** ન૦ ગૂ ઉસરડવાનું ઠીકરું
**ગૂંગણું** વિ૦ નાકમાંથી બોલતું
**ગૂંગળામણ** ન૦; સ્ત્રી૦ ગૂંગળાવું તે
**ગૂંગળાવવું** સ૦ ક્રિ૦ અમૂંઝણ કરવી
**ગૂંગળાવું** અ૦ ક્રિ૦ હવાની ખોટ કે અટકાયતને લીધે અમૂંઝાવું; શ્વાસ રૂંધાવો
**ગૂંગાવેડા** પું૦ બ૦ વ૦ ગૂંગાના જેવું વર્તન —ચાળા; ગૂંગાપણું
**ગૂંગું** વિ૦ નાકમાંથી બોલતું; ગૂંગણું (૨) મૂગું (૩) ન૦ નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો
**ગૂંગો** પું૦ (નાકમાંનું) ગૂંગું (૨) એક જાતનો જીવડો
**ગૂંચ** સ્ત્રી૦ (દોરા વગેરેનું) ગંઠાઈ જવું તે (૨) [લા.] આંટીઘૂંટી; મુશ્કેલી
**ગૂંચવણ(-ણી)** સ્ત્રી૦ ગૂંચાઈ જવું તે (૨) જેમાંથી ઉકેલ કાઢવો મુશ્કેલ થઈ પડે એવી પરિસ્થિતિ
**ગૂંચવવું** સ૦ ક્રિ૦ ગૂંચવણમાં નાંખવું
**ગૂંચવાડો** પું૦ જુઓ ગૂંચવણ
**ગૂંચવાવું** અ૦ ક્રિ૦ ગંઠાવું (દોરા વગેરેનું) (૨) [લા.] સપડાવું; ઉકેલ ન સૂઝવો (૩) [લા.] મૂંઝાવું; ગભરાવું
**ગૂંચ(-છ)ળિયાળું** વિ૦ જુઓ ગૂંછળિયાળું
**ગૂંચ(-છ)ળી** સ્ત્રી૦ જુઓ ગૂંછળી
**ગૂંચ(-છ)ળું** ન૦ ગોળ આકારમાં વળેલું કે વીંટેલું હોય તે
**ગૂંચાવું** અ૦ ક્રિ૦ જુઓ ગૂંચવાવું
**ગૂંછળિયાળું** વિ૦ ગૂંછળીવાળું

**ગૂંછળી** સ્ત્રી૦ દોરા-દોરીની ગોળ અથવા અંગૂઠા અને ટચલી આંગળી પર લોગ પાડીને વીંટેલી આંટી
**ગૂંછળું** ન૦ ગૂંચળું
**ગૂંજિયું** ન૦ ગજવું (૨) ધુમાતો દેવતા
**ગૂંજું** ન૦ ગજવું
**ગૂંડલું** ન૦*
**ગૂંતો** પું૦ ગૂંચ (૨) વાંધો; શંકા (૩) કલંક
**ગૂંથ** સ્ત્રી૦ (કા.) ગૂમડાં વગેરે રુઝાતાં તે જગાએ ગાંઠ જેવું બંધાઈ જાય છે તે
**ગૂંથણ** ન૦ ગૂંથવું તે (૨) ગૂંથવાનું કામ (૩) ગૂંથવાની કળા
**ગૂંથણી** સ્ત્રી૦ ગૂંથણનું કામ (૨) ગૂંથવાની કળા કે આવડત (૩) ગૂંથામણી
**ગૂંથવું** સ૦ ક્રિ૦
**ગૂંથામણ** ન૦ ગૂંથામણી
**ગૂંથામણી** સ્ત્રી૦ ગૂંથવાનું મહેનતાણું
**ગૂંદડો** પું૦ એક ઘાસ
**ગૂંદવડું** ન૦ એક મીઠાઈ; ગુલાબજાંબુ
**ગૂંદવું** સ૦ ક્રિ૦ પગ તળે કચરવું; ખૂંદવું (૨) દાબી મસળીને નરમ કરવું (૩) [લા.] મારવું; ઠોકવું
**ગૂંદાપાક** પું૦ એક મીઠાઈ (૨) [લા.] માર
**ગૂંદી** સ્ત્રી૦ એક ઝાડ
**ગૂંદીપાક** પું૦ એક મીઠાઈ (૨) [લા.] માર
**ગૂંદું** ન૦ ગૂંદીનું ફળ
**ગૂંધ** ન૦ એક પક્ષી
**ગૃધ્ર** ન૦ ગીધ
**ગૃધ્રસી** સ્ત્રી૦ કમર અને તેની નીચેના ભાગમાં લાગુ પડતું વાનું દર્દ
**ગૃધ્રી** સ્ત્રી૦ ગીધડી
**ગૃહ** ન૦ ઘર
**ગૃહઉદ્યોગ** પું૦ ફાલતુ સમયમાં ઘેર બેઠાં થઈ શકે તેવો ઉદ્યોગ (ઉદા૦ રેંટિયાનો ઉદ્યોગ)
**ગૃહકર્મ** ન૦ ઘરનું કામકાજ
**ગૃહકાર્ય** ન૦ ગૃહકર્મ
**ગૃહગોધા** સ્ત્રી૦ ગરોળી
**ગૃહદેવતા** સ્ત્રી૦ ઘરની દેવી (૨) પું૦ બ૦ વ૦ ઘરના દેવો (કુલ ૪૫ છે)
**ગૃહપતિ** પું૦ ગૃહસ્થ (૨) છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક
**ગૃહપતિત્વ** ન૦
**ગૃહપ્રવેશ** પું૦ ઘરમાં વિધિપૂર્વક પ્રવેશ કરવો તે (૨) બીજાના ઘરમાં કે હદમાં રજા વિના પેસવું તે; 'ટ્રેસપાસ'
**ગૃહબલિ** પું૦ વૈશ્વદેવ
**ગૃહલક્ષ્મી** સ્ત્રી૦ સુશીલ, સચ્ચરિત સ્ત્રી
**ગૃહવ્યવસ્થા** સ્ત્રી૦ ઘરની વ્યવસ્થા; ઘરનું કામકાજ
**ગૃહસચિવ** પું૦ 'હોમ-મેમ્બર'
**ગૃહસ્થ** પું૦ બ્રહ્મચર્યાશ્રમ પૂરો કરી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયેલો માણસ (૨) સારો ખાનદાન માણસ; સજ્જન
**ગૃહસ્થતા** સ્ત્રી૦
**ગૃહસ્થાશ્રમ** પું૦ બ્રહ્મચર્યાશ્રમ પછીનો બીજો આશ્રમ, જેમાં માણસ લગ્ન કરી ધર્મ પ્રમાણે વ્યવહાર ચલાવે છે.
**ગૃહસ્થાશ્રમી** વિ૦ ગૃહસ્થાશ્રમમાં આવેલું-રહેલું
**ગૃહસ્થી** વિ૦ ગૃહસ્થને લગતું
**ગૃહિણી** સ્ત્રી૦ ગૃહસ્થની સ્ત્રી; ઘરધણિયાણી
**ગૃહી** પું૦ ગૃહસ્થ; ઘરધણી
**ગૃહીત** વિ૦ ગ્રહણ કરેલું (૨) માની લીધેલું
**ગે** સ્ત્રી૦ ઘરના છાપરામાં અને છતમાં આવતું એક લાકડું; લગ
**ગેગડું** ન૦ લખોટીઓને બદલે રમતમાં વપરાતું એક ફળ
**ગેડ** સ્ત્રી૦ પડ; ગડી (કપડાની) (૨) સળ (કાગળનો) (૩) બંધન
**ગેડાં** ન૦ બ૦ વ૦ તાડછાં
**ગેડી** સ્ત્રી૦ ગેડીદડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી
**ગેડીદડો** પું૦ ગેડી અને દડા વડે રમાતી રમત
**ગેડો** પું૦ ગેડી જેવી વળેલી મોટી લાકડી
**ગેણિયું** ન૦ ઠીંગણો પણ વેગથી ચાલનાર એક જાતનો બળદ
**ગેણું** ન૦ ગેણિયું
**ગેદળ** ન૦ + ગજદળ
**ગેન** ન૦ પગની આંગળીનું એક ઘરેણું
**ગેબ** વિ૦ ન દેખાય એવું; અદૃશ્ય
**ગેબી** વિ૦ ગુપ્ત; અદૃશ્ય; ગૂઢ
**ગેમે** અ૦ (કા.) સમૃદ્ધિથી ભરપૂર હોય એમ; સર્વ પ્રકારની અનુકૂળતા હોય તેમ

**ગેય** વિ૰ ગવાય એવું
**ગેયતા** સ્ત્રી૰
**ગેયત્વ** ન૰
**ગેર** પું૰ ગરેલો ભૂકો (૨) નિષેધ, અભાવ, ખોટું એવો અર્થ દર્શાવનાર ફારસી પૂર્વંગ (ઉદા૰ ગેરહાજર)
**ગેરઆબરૂ** સ્ત્રી૰ અપકીર્તિ; બદનામી
**ગેરઇન્સાફ** પું૰ અન્યાય
**ગેરઉપયોગ** પું૰ દુરુપયોગ
**ગેરકાયદે** અ૰ કાયદા વિના; કાયદાવિરુદ્ધ
**ગેરકાયદેસર** વિ૰ કાયદાવિરુદ્ધનું
**ગેરખુશી** સ્ત્રી૰ નારાજી
**ગેરત** સ્ત્રી૰ માન–આબરૂનું ભાન; લાજશરમ
**ગેરફાયદો** પું૰ ગેરલાભ
**ગેરબંદોબસ્ત** પું૰ અવ્યવસ્થા
**ગેરમુનાસ(-સિ)બ** વિ૰ ગેરવાજબી
**ગેરરસ્તે** અ૰ ખોટી રીતે; બેકાયદે
**ગેરરીત** સ્ત્રી૰ ખોટી રીત
**ગેરલાભ** પું૰ ખોટ; નુકસાન (૨) ખોટો લાભ
**ગેરવર્તણૂક** સ્ત્રી૰ ખરાબ રીતભાત–વર્તન
**ગેરવલ્લે** અ૰ જ્યાંથી ન જડે એવી જગાએ; ખોટી જગાએ
**ગેરવવું** સ૰ ક્રિ૰ પાડવું; ખંખેરવું
**ગેરવહીવટ** પું૰ અવ્યવસ્થા; અંધેર
**ગેરવાજબી** વિ૰ અયોગ્ય; અઘટિત
**ગેરવાટે** અ૰ આડે–અનીતિને માર્ગે
**ગેરવો** પું૰ ઘઉંના ખેતરમાં થતો એક રોગ
**ગેરશિરસ્તો** પું૰ ખોટી રીત
**ગેરસમજ(-જૂત,-જૂતી)** સ્ત્રી૰ ખોટી સમજ
**ગેરસાવધ** વિ૰ અસાવધ; ગાફલ
**ગેરસોઈ** સ્ત્રી૰ અગવડ; સોઈનો અભાવ
**ગેરહાજર** વિ૰ હાજર નહિ તેવું
**ગેરહાજરી** સ્ત્રી૰ હાજર ન હોવું તે
**ગેરુ** વિ૰ ભગવું (૨) ન૰ એક જાતની લાલ માટોડી
**ગેરુઓ** પું૰ ગેરુનો–ભગવો રંગ
**ગેરો** પું૰ ગરેલો ભૂકો; રજ
**ગેલ** સ્ત્રી૰ લાડ (૨) લાડભર્યો ખેલ (૩) અ૰ પાછળ
**ગૅલન** પું૰ પ્રવાહીનું વિલાયતી માપ (આશરે દશ શેર)
**ગૅલરી** સ્ત્રી૰ એક પછી એક હાર ઊંચાઈથી ગોઠવી હોય એવી બેઠક (નાટકશાળા, સભાગૃહોમાં હોય છે તેવી) (૨) છજું
**ગૅલી** સ્ત્રી૰ (છાપખાનામાં) ગોઠવેલાં બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ પતરું કે પાટિયું
**ગૅસ** પું૰ વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ
**ગેસાળી** સ્ત્રી૰ ધૂળ
**ગેસુ** પું૰ વાળની લટ; જુલફું
**ગેસુંડી** સ્ત્રી૰ ધૂળ; જેહુ
**ગેહ** ન૰ ઘર
**ગેહગોધા** સ્ત્રી૰ ગૃહગોધા; ગરોળી
**ગેહપતિ** પું૰ ગૃહપતિ
**ગેહલક્ષ્મી** પું૰ ગૃહલક્ષ્મી
**ગેહવાલ** ન૰ એક પક્ષી
**ગેહિની** સ્ત્રી૰ ગૃહિણી
**ગેંઘટ** વિ૰ ચકચૂર; મસ્ત
**ગેંડી** સ્ત્રી૰ ગેંડાની માદા
**ગેંડો** પું૰ એક જંગલી જાનવર
**ગેંદ** સ્ત્રી૰ દડી (ખાસ કરીને ફૂલ કે રેશમની)
**ગેંદલ** વિ૰ (કા.)*
**ગો** સ્ત્રી૰ ગાય (૨) ઇંદ્રિય (૩) વાણી (૪) પૃથ્વી (૫) આકાશ
**ગોકર્ણ** પું૰ ગાયનો કાન (૨) ખચ્ચર (૩) સાપ (૪) અંગૂઠાથી અનામિકા સુધીના વિસ્તારનું પ્રમાણ (૫) એક જાતનો મૃગ (૬) ગાયના કાનના આકારમાં વાળેલો હાથ (૭) ન૰ એક ધોળું ફૂલ (૮) [સં.] દક્ષિણમાં આવેલું શિવનું એક પ્રસિદ્ધ તીર્થ
**ગોકર્ણાસ્થિ** ન૰ ગાયના કાનના આકારનું હાડકું; 'સ્કૅફૉઇડ બોન'
**ગોકર્ણી** સ્ત્રી૰ એક વનસ્પતિ; દૂર્વા
**ગોકશી** સ્ત્રી૰ ગોવધ
**ગોકળઆઠમ** સ્ત્રી૰ શ્રાવણ વદ આઠમ; કૃષ્ણના જન્મની તિથિ
**ગોકળગાય** સ્ત્રી૰ ચોમાસામાં થતું એક લાલ અને સુંવાળું જીવડું; ઇંદ્રગોપ (૨) શિંગડાંવાળું એક જીવડું (તેને પરમેશ્વરની ગાય પણ કહે છે.)
**ગોકળી** પું૰ ગાયોનો ગોવાળ; રબારી
**ગોકીરો** પું૰ શોરબકોર; ઘોંઘાટ

**ગોકીલ** ન૦ હળ (૨) ખેતરમાં ઢેફાં ભાંગવાનું મુસળ

**ગોકુલ(-ળ)** ન૦ ગાયોનું ટોળું (૨) [સં.] મથુરા પાસેનું કૃષ્ણ જ્યાં ઊછર્યા હતા તે ગામ

**ગોકુલ(-ળ)પુરી** સ્ત્રી૦ (સં.) ગોકુળ ગામ (૨) [લા.] બધી બાબતોમાં સુખી એવું કુટુંબ કે ગામ (૩) અતિ આનંદ

**ગોકુળિયો રોગ** પું૦ વિરહને લીધે થતો રોગ

**ગોખ** પું૦ છજું; ઝરૂખો (૨) ગોખલો

**ગોખણપટ્ટી** સ્ત્રી૦ ગોખી પાડવું તે

**ગોખણિયું** વિ૦ ગોખી પાડનારું

**ગોખર** પું૦ ગાયોમાં ઊછરેલો ગધેડો

**ગોખરુ** પું૦; ન૦ એક વનસ્પતિ (૨) એનું કાંટાવાળું બીજ (૩) એક તરેહની ફીત

**ગોખલિયું** ન૦ મધપૂડાનું ખાનું

**ગોખલી** સ્ત્રી૦ નાનો ગોખલો

**ગોખલો** પું૦ ગોખ

**ગોખવું** સ૦ ક્રિ૦ મોઢે કરવું

**ગોખો** પું૦ પક્ષીનો માળો

**ગોગટો** પું૦*

**ગોગડું** વિ૦ (કા.) અસ્પષ્ટ ઉચ્ચારવાળું; તોતડું

**ગોગળો** પું૦ (કા.) હડપચીની નીચેનો ગળા તરફ લચી પડતો ભાગ (૨) ઊંટ મસ્તીમાં આવે ત્યારે મોંમાંથી જીભની પાછળથી તાળવાનો ભાગ બહાર કાઢે છે તે

**ગોગ્રાસ** પું૦ જમતા પહેલાં ગાયને માટે જુદું કાઢેલું અન્ન; ગવાનિક

**ગોચર** વિ૦ ઇંદ્રિયગમ્ય (૨) ન૦ ગૌચર; ચરો

**ગોચરતા** સ્ત્રી૦

**ગોચરી** સ્ત્રી૦ ભિક્ષા

**ગોચલું** ન૦ વર્તુલાકારમાં એકઠા થવું તે; ટોળું

**ગોજું** વિ૦ ગંદું

**ગોઝાર** સ્ત્રી૦ જુઓ ગઝાર

**ગોઝારું** વિ૦ જેણે ગાયની હત્યા કરી હોય એવું; પાપી (૨) જ્યાં હત્યા થઈ હોય એવું; અપવિત્ર

**ગોઝારો** પું૦ ગાયની હત્યા કરનારો; હત્યારો

**ગોટ** પું૦ ધૂંટડો (૨) ગોટો (ધુમાડાનો) (૩) બૈરાં તથા છોકરાંને હાથે પહેરવાનું એક ઘરેણું

**ગોટપો(-મો)ટ** અ૦ ટૂંટિયું વાળીને તથા મોઢેમાથે ઓઢીને (૨) એકબીજાને વળગીને (સૂવું)

**ગોટલી** સ્ત્રી૦ નાનો ગોટલો (૨) ગોટલાની અંદરની મીંજ

**ગોટલો** પું૦ ફળની અંદરનું કોટલાવાળું બીજ (૨) કઠણ માંસપિંડ

**ગોટવવું** સ૦ ક્રિ૦ ગોટાય એમ કરવું

**ગોટાકોર** સ્ત્રી૦ જેમાં ફૂલના ગોટા ગૂંથ્યા હોય એવી કોર

**ગોટાવું** અ૦ ક્રિ૦ ધુમાડીના ગોટા વળવા; ધુમાવું (૨) ગૂંચાવું

**ગોટાળો** પું૦ અવ્યવસ્થા (૨) ગૂંચવણ

**ગોટિયું** ન૦ પાઘડીનું બોતાનું (૨) ખોયણું; ધુમાતું ઉમાડિયું

**ગોટી** સ્ત્રી૦ ગોળી (૨) નાની ગાંઠ (૩) કસબ બળ્યા પછી રહેલી ધાતુની ગોળી

**ગોટી(-ઠી)મડું** ન૦ ગુલાંટ

**ગોટીલું** ન૦ કુરકુરિયું (૨) ગુલાંટ

**ગોટીલો** પું૦ પીંજણની તાંત પર ઠોકવાની મોગરી (૨) નક્કર ગોળો; દડો (૩) કાંઠલો (૪) કપડાનો વણેલો સાટકો

**ગોટો** પું૦ ફૂલનો તોરો; કલગી (૨) ગલગોટો (૩) ધુમાડાનો ગોળો (૪) ફળની અંદરની ગોળ ચીજ; ઉદા૦ નાળિયેરનો ગોટો (૫) ગોટાળો

**ગોટોપોટો** પું૦ ગોળો; પિંડાળો

**ગોઠ** સ્ત્રી૦ છાની-અંતરની વાતચીત; ગુંજ (૨) મિજબાની; ઉજાણી (૩) મશ્કરી; ટોળ (૪) મિત્રતા (૫) ભેટ (ખાસ કરીને હોળીના દિવસોમાં ગુલાલ ઇત્યાદિ છાંટનારને અપાતી)

**ગોઠ,૦ડું** ન૦ ગામડું

**ગોઠડી** સ્ત્રી૦ છાની-અંતરની વાતચીત

**ગોઠડું** ન૦ ભેટ; ગોઠ (૨) ગામડું

**ગોઠણ** પું૦ ઘૂંટણ; ઢીંચણ (૨) સ્ત્રી૦ ગોઠિયણ; સ્ત્રી મિત્ર

**ગોઠણી** સ્ત્રી૦ ઉતરડની બેસણી; ઈંઢોણી; સૂંથિયું (૨) ગોઠવણ

**ગોઠવણ(-ણી)** સ્ત્રી૦ ગોઠવવાની રીત; રચના (૨) સગવડ; બંદોબસ્ત

**ગોઠવવું** સ૦ ક્રિ૦ વ્યવસ્થિત રીતે–બંધબેસતું મૂકવું
**ગોઠવું** અ૦ ક્રિ૦ અનુકૂળ આવવું; ગમવું
**ગોઠાઈ** સ્ત્રી૦ લોઠાઈ
**ગોઠિયણ** સ્ત્રી૦ સ્ત્રીમિત્ર; સખી
**ગોઠિયો** પું૦ મિત્ર; દોસ્ત
**ગોઠી** પું૦ જૈન દેરાસરનો નોકર–પૂજારી
**ગોઠીમડી** સ્ત્રી૦ એક વનસ્પતિ; કોઠીમડી
**ગોઠીમડું** ન૦ કોઠીમડું (૨) ગોટીમડું
**ગોઠો** પું૦ ઢોર બાંધવાનું સ્થળ (૨) પક્ષીનો માળો (૩) જંપ; નિરાંત
**ગોડ** ન૦ શરીર ઉપર થતી ગાંઠ; ઢીમણું
**ગોડવું** સ૦ ક્રિ૦ જમીન પોચી કરવા ખોદવું
**ગોડસારંગ** પું૦ સારંગ રાગનો એક ભેદ
**ગોડાઉન** સ્ત્રી૦; ન૦ માલ ભરવાની વખાર; ગોદામ
**ગોડિયો** પું૦ જાદુગર
**ગોડી** સ્ત્રી૦ પાછલે પહોરે ગાવાનો એક રાગ (૨) મીઠાશ; મધુરતા
**ગોડે** અ૦ પેઠે; જેમ (૨) ની સાથે–સોબતમાં
**ગોત** સ્ત્રી૦ શોધ; ખોળ (૨) ન૦ ગોત્ર; કુળ
**ગોતડી** સ્ત્રી૦ ગળું
**ગોતમ** પું૦ (સં.) એક ઋષિ; અહલ્યાના પતિ (૨) ન્યાયદર્શનના સંસ્થાપક ઋષિ
**ગોતમી** સ્ત્રી૦ (સં.) ગોતમની પત્ની; અહલ્યા
**ગોતર** ન૦ ગોત્ર; કુળ (૨) કઠોળની શિંગોનાં ફોતરાં અને પાંદડાંનો ભૂકો (ઢોરના ખાણમાં વપરાય છે.)
**ગોતરજ** પું૦; સ્ત્રી૦ કુળદેવી; રન્નાદે
**ગોતરડું** ન૦ ગોતરજની પૂજા માટે આણેલી માટી અથવા વસ્તુ
**ગોતવણ** સ્ત્રી૦ શોધ; ખોળ
**ગોતવું** સ૦ ક્રિ૦ શોધવું; ખોળવું
**ગોતાગોત** સ્ત્રી૦ ખોળંખોળા
**ગોતીત** વિ૦ અગોચર; ઇંદ્રિયાતીત
**ગોતું** ન૦ ઢોરને માટે બાફેલું ખાણ (૨) વિ૦ ટાઢું ને સ્વાદ વગરનું (૩) છાંડેલું; ગંદું
**ગોત્ર** ન૦ વંશ; કુલ 'ટ્રાઈબ' (કોઈ ખાસ મુનિથી શરૂ થતું) (૨) તેવા વંશ કે કુલનું નામ
**ગોત્રગમન** ન૦ સગોત્ર સાથે લગ્ન કે શરીર-સંબંધ
**ગોત્રજ** વિ૦ ગોત્રમાં જન્મેલું (૨) પું૦; સ્ત્રી૦ કુલદેવતા; ગોતરજ
**ગોત્રપતિ** પું૦ ગોત્રનો મુખ્ય પુરુષ
**ગોત્રસમાસ** પું૦ જુદાં જુદાં ગોત્રોનું ભળવું તે
**ગોત્રસ્ખલન** ન૦ ભૂલથી બીજાનું નામ બોલાઈ જવું તે
**ગોત્રહા** પું૦ (સં.) ગોત્ર–પર્વતને તોડનાર ઈંદ્ર
**ગોત્રી** વિ૦ એક ગોત્રનું; ગોત્રજ
**ગોથ** વિ૦ ચાર (સંકેતની ભાષામાં) (૨) સ્ત્રી૦ ઊંધે માથે ફરી જવું તે; ગુલાંટ (ખાસ કરીને પતંગની) (૩) ભૂલથાપ; ગોથું
**ગોથણો** પું૦ ધૂંસરી નાડવાનો ખીલો
**ગોથપડી** વિ૦ ચૌદ (વેપારીઓનો સંકેત)
**ગોથું** ન૦ માથું નીચે હોય તેવી શરીરની સ્થિતિ (૨) ગુલાંટ (૩) માથું મારવું તે (૪) [બ. વ.] નકામાં ફાંફાં (૫) [લા.] ભૂલથાપ
**ગોદ** સ્ત્રી૦ ખોળો (૨) વારંવાર ટોકયા કરવું તે (૩) ડખલ; અંતરાય
**ગોદડ** વિ૦ ખડબચડું (૨) ગોસાંઈઓની એક જાત
**ગોદડિયું** વિ૦ ખડબચડું ને જાડું (૨) ન૦ એક જાતનો શીતળાનો રોગ
**ગોદડી** સ્ત્રી૦ પાથરણું
**ગોદડું** ન૦
**ગોદવું** સ૦ ક્રિ૦ ખોદવું
**ગોદાટવું** સ૦ ક્રિ૦ ગોદા મારવા (૨) વારંવાર કહ્યા કરવું; ટોકવું
**ગોદાન** ન૦ ગાયનું દાન (૨) કેશ કપાવવાનો સંસ્કાર—વિધિ
**ગોદામ** સ્ત્રી૦; ન૦ ગોડાઉન; ગોદી
**ગોદાવરી** વિ૦ બાર (સંકેતની ભાષામાં) (૨) સ્ત્રી૦ (સં.) દક્ષિણમાં આવેલી એક નદી
**ગોદી** સ્ત્રી૦ પાણી અંદર કઢાયઘલાય એવી સવડવાળું, વહાણો બાંધવાનું અને ઊભાં રાખવાનું બંદર (૨) ગોડાઉન
**ગોદો** પું૦ મુક્કો; ઠોંસો (૨) [લા.] ખોટ; નુકસાન
**ગોધણ** ન૦ ગાયોનું ટોળું
**ગોધન** ન૦ ગાયોરૂપી ધન–દોલત (૨) ગાયોનું ટોળું

**ગોધરિયું** વિ૦ ગોધરા તરફનું (લાકડું)
**ગોધલિયું** ન૦ નાનો બળદ; વાછરડો
**ગોધુલગન** ન૦ ગોરજ—સમીસાંજનું લગ્ન
**ગોધુ(-ધૂ)મ** પું૦ બ૦ વ૦ ઘઉં
**ગોધું** ન૦ જુઓ ગોધલિયું
**ગોધૂમ** પું૦ બ૦ વ૦ ગોધુમ; ઘઉં
**ગોધૂળિયું** ન૦ ગોધુલગન; ઘઉં
**ગોધો** પું૦ આખલો; ખસ્સી નહિ કરેલો બળદ
**ગોપ** પું૦ ગોવાળિયો (૨) કોટે ઘાલવાનું એક ઘરેણું (પુરુષોનું)
**ગોપકાવ્ય** ન૦ ગ્રામજીવન વર્ણવતું કાવ્ય; 'પૅસ્ટોરલ'
**ગોપન** ન૦ સંરક્ષણ (૨) ગુપ્ત રાખવું તે
**ગોપનીય** વિ૦ ગુપ્ત રાખવાયોગ્ય
**ગોપવવું** સ૦ ક્રિ૦ સંતાડવું; છુપાવવું
**ગોપહાર** પું૦ કોટે ઘાલવાનું એક ઘરેણું (સ્ત્રીઓનું)
**ગોપાલ(-ળ),૦ક** પું૦ ગોવાળિયો (૨) રાજા (૩) [સં.] કૃષ્ણ
**ગોપાલિકા** સ્ત્રી૦ ગોપી (૨) એક વનસ્પતિ
**ગોપાલી** સ્ત્રી૦ ગોપી
**ગોપાષ્ટમી** સ્ત્રી૦ કાર્તક સુદ આઠમ
**ગોપિકા** સ્ત્રી૦ ગોવાળણી
**ગોપી** સ્ત્રી૦ જુઓ ગોપિકા
**ગોપીચંદન** ન૦ ટીલું કરવામાં વપરાતી એક પીળી માટી
**ગોપુર** ન૦ શહેરનો કે મંદિરનો દરવાજો (૨) (૨) મુખ્ય દ્વાર
**ગોપ્ય** વિ૦ ગુપ્ત રાખવા યોગ્ય
**ગોફ** પું૦ કોટનું એક ઘરેણું (૨) હાથનું એક ઘરેણું
**ગોફણ** સ્ત્રી૦ ગોળા–પથરા ફેંકવાનું ચામડાનું કે સૂતરનું જોતર
**ગોફણિયું** વિ૦ ગોફણના કામનું; કઠણ (પથ્થર)
**ગોફણિયો** પું૦ ગોફણમાં ફેંકવાનો ગોળો (૨) ગોફણના ગોળા જેવો કઠણ લાડુ
**ગોફણી** સ્ત્રી૦ અંબોડે લટકાવવાનું સ્ત્રીઓનું એક ઘરેણું
**ગોફણો** પું૦ ગોફણી (૨) તુંગાની ઉપર જડેલો લાકડાનો એક ભાગ
**ગોબર** ન૦ (ગાયનું) છાણ (૨) છાણાંનો ભૂકો
**ગોબરુ** પું૦ એક જાતની શીતળા; ગોદડિયું
**ગોબરું** વિ૦ ગંદું (૨) ન૦ ગોબર
**ગોબરો** પું૦ ધૂંસરી બાંધવાની હળની દાંડી
**ગોબાવું** અ૦ ક્રિ૦ ગોબો પડવો
**ગોબો** પું૦ પછડાવાથી ધાતુની બનેલી વસ્તુની સપાટીમાં પડેલો ખાડો
**ગોમ** સ્ત્રી૦ ખોડ (ખાસ કરીને ઘોડાની) (૨) આનાકાની
**ગોમટો** પું૦ વણવાના તાર જુદાજુદા રહે તે માટે દોરાને ગૂંથીને બનાવેલી જાળી; રાચ
**ગોમય(-ળ)** ન૦ ગાયનું છાણ
**ગોમંડલ(-ળ)** ન૦ પૃથ્વીનો ગોળાકાર–ચક્ર
**ગોમાયુ** ન૦ શિયાળ
**ગોમાંસ** ન૦ ગાયનું માંસ
**ગોમુખ** ન૦ ગાયનું મોઢું (ખાસ કરીને પથ્થર વગેરેમાંથી બનાવેલું) (૨) એક જાતનું નગારું
**ગોમુખી** સ્ત્રી૦ માળા જપવાની ગાયના મુખના આકારની કોથળી
**ગોમૂત્ર** ન૦ ગાયનું મૂતર; ગૌમૂત્ર
**ગોમૂત્રિકા** સ્ત્રી૦ ગાયના મૂતરની ધાર જેવી આકૃતિ (૨) એક પ્રકારનું ચિત્રકાવ્ય
**ગોમેદ** પું૦ એક જાતનો હીરો; પોખરાજ
**ગોમેધ** પું૦ જેમાં ગાયનો ભોગ આપવાનો હોય તેવો યજ્ઞ
**ગોયણી** સ્ત્રી૦ ગોરાણી (૨) સૌભાગ્યવતી સ્ત્રી (૩) વ્રત નિમિત્તે જમવા બોલાવેલી સૌભાગ્યવતી સ્ત્રી
**ગોર** પું૦ બ્રાહ્મણ; પુરોહિત (૨) તીર્થનો ગોર; પંડો (૩) છાણાંનો ભૂકો (૪) ઢોરનો સમૂહ (૫) વિચાર; મનન (૬) સ્ત્રી૦ જુઓ ગોરમા
**ગોરક્ષ** વિ૦ ગાયોનું રક્ષણ કરનારું (૨) ઇદ્રિયોને કબજે રાખનારું
**ગોરક્ષક** પું૦ ગાયોનું રક્ષણ કરનાર; ગોવાળ
**ગોરક્ષણ** ન૦ ગાયોનું રક્ષણ; ગૌરક્ષા
**ગોરક્ષા** સ્ત્રી૦ ગૌરક્ષા
**ગોરખ** વિ૦ ઇદ્રિયોને સ્વાધીન રાખનારું સંયમી (૨) પું૦ શિવમાર્ગી સાધુઓનો એક પ્રકાર
**ગોરખઆમલી** સ્ત્રી૦ એક ઝાડ (૨) એનું ફળ
**ગોરખઆંબલી** સ્ત્રી૦ જુઓ ગોરખઆમલી
**ગોરખઆંજો** પું૦ એક વનસ્પતિ; ગોરખબુટ્ટી

**ગોરખપંથ** પું૰ ગોરખ સાધુઓનો પંથ
**ગોરખપંથી** વિ૰ ગોરખપંથનો અનુયાયી
**ગોરખમુંડી** સ્ત્રી૰ એક વનસ્પતિ; ગોરખગાંજો
**ગોરખમૂંડી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ગોરજ** સ્ત્રી૰ ગાયોના ચાલવાથી ઊડતી રજ-ધૂળ (૨) સમીસાંજ
**ગોરજલગ્ન** ન૰ સમીસાંજનું લગ્ન
**ગોરજી** પું૰ જૈન સાધુ—ધર્મોપદેશક
**ગોર(-રા)ટ** વિ૰ ગોરું
**ગોરટિયું** વિ૰ ગોરું
**ગોરઠું** વિ૰ જુઓ ગોરટિયું
**ગોરડ** પું૰ ગોરડિયો બાવળ
**ગોરડિયો બાવળ** પું૰ એક વનસ્પતિ
**ગોરણી** સ્ત્રી૰ ગોરાણી; ગુરુની સ્ત્રી (૨) ગોયણી
**ગોરતો** પું૰ સૌભાગ્યવતી સ્ત્રીઓને જમાડવાનું એક વ્રત
**ગોરધન** પું૰ (સં.) જુઓ ગોવર્ધન
**ગોરપદું** ન૰ યજમાનવૃત્તિ; પુરોહિતપણું
**ગોરબસરા** ન૰ એક પક્ષી
**ગોરમટી** સ્ત્રી૰ લાલ-પીળી માટી; મટોડી
**ગોરમા** સ્ત્રી૰ ગૌરી; પાર્વતી (૨) કુમારિકાઓનું ગૌરીપૂજનનું વ્રત
**ગોરલ** વિ૰ વહાલું; પ્રિય
**ગોરવ** પું૰ વર અને એના સગાંનું ગૌરવ-માન વધારવા કન્યાપક્ષ તરફથી કરાતું જમણ
**ગોરસ** ન૰ દૂધ, દહીં વગેરે (૨) તે રાખવાનું પાત્ર; ગોરસી
**ગોરસશાસ્ત્ર** ન૰ 'ડેરીઇંગ'
**ગોરસશાસ્ત્રી** પું૰ ગોરસશાસ્ત્રનો વિદ્વાન
**ગોરસિયું** વિ૰ ગોરસવાળું (૨) ન૰ જુઓ ગોરસ
**ગોરસી** સ્ત્રી૰ દહીં દૂધ રાખવાનું માટીનું વાસણ; દોણી
**ગોરંભ(-ભા)વું** અ૰ ક્રિ૰ સૂઝ ન પડવાથી ગૂંચવાવું (૨) ઘનઘોર થવું (વાદળાંથી આકાશનું) (૩) ધુમાવું
**ગોરંભો** પું૰ ગોરંભાવું તે; ગૂંચવણ (૨) ઘેરો (૩) વાદળાં ચડી આવવાં તે
**ગોરાટ(-ડુ)** વિ૰ પોચી, રેતાળ અને લાલાશ વા પીળાશ મારતી (માટી વા જમીન)
**ગોરાણી** સ્ત્રી૰ ગોરની સ્ત્રી
**ગોરાશ** સ્ત્રી૰ ગૌરતા
**ગોરાંદે** સ્ત્રી૰ ગોરા દેહવાળી સ્ત્રી; ગૌરી
**ગોરી** સ્ત્રી૰ ગૌર વર્ણવાળી-સુંદર સ્ત્રી
**ગોરીલો** પું૰ એક જાતનો વાંદરો
**ગોરુચંદન** ન૰ ગોરોચન
**ગોરું** વિ૰
**ગોરો** પું૰ ગોરો માણસ (યુરોપ, અમેરિકા વગેરે દેશોનો)
**ગોરોચન** ન૰ ગાયના માથામાંથી મળતી કે તેના પિત્ત યા મૂત્રમાંથી બનાવાતી એક ઔષધિની વસ્તુ
**ગોરોચના** સ્ત્રી૰ ગોરોચન
**ગોલ(-ળ)** વિ૰ વર્તુલના-દડાના આકારનું (૨) પું૰ ગોળ આકાર
**ગોલક** પું૰ ગોળો (૨) પૈસા નાખવાનો ગલ્લો -પેટી (૩) વિધવાને જારકર્મથી થયેલો પુત્ર (૪) ન૰ ઇંદ્રિયોનું અધિષ્ઠાન
**ગોલણ** સ્ત્રી૰ ગોલાની સ્ત્રી; ગોલી
**ગોલવાડ** સ્ત્રી૰ ગોલાઓ રહેતા હોય તે લત્તો
**ગોલવું** સ૰ ક્રિ૰ પગ વડે ખૂંદી નાખવું
**ગોલંદાજ** પું૰ તોપચી
**ગોલા(-ળા)ર્ધ** પું૰ ગોળનો અર્ધો ભાગ
**ગોલાં** ન૰ બ૰ વ૰ જનાનખાનામાં નોકરી કરનારાં હલકા દરજ્જાનાં દાસદાસી
**ગોલી** સ્ત્રી૰ ગોલણ (૨) જનાનખાનાની દાસી
**ગોલીય** વિ૰ 'સ્ફેરિકલ' [ગ.]
**ગોલો** પું૰ એ નામની જ્ઞાતિનો માણસ (૨) જનાનખાનાનો નોકર (૩) ગંજીફાનું એક પત્તું
**ગોલોક** પું૰ વિષ્ણુ વા કૃષ્ણનું નિવાસસ્થાન
**ગોલ્લિયો** પું૰ વગરનો તરે જમતો ફરતો આદમી
**ગોલ્લો** પું૰ વાછડો (૨) માતાનો ચુસ્ત ભક્ત (૩) ગોલ્લિયો
**ગોવધ** પું૰ ગાયનો વધ
**ગોવરું** ન૰ શીતળાની જાતનો એક રોગ; ગોબરુ
**ગોવર્ધન** પું૰ (સં.) વૃંદાવનમાં આવેલો એક ડુંગર
**ગોવર્ધનધર** પું૰ (સં.) ગોવર્ધન પર્વતને ઊંચકનાર કૃષ્ણ
**ગોવવું** સ૰ ક્રિ૰ ફસાવવું
**ગોવાગ(-ણ)** સ્ત્રી૰ ગોવા તરફની સ્ત્રી
**ગોવાઅરું** વિ૰ ગોવા તરફનું; ગોવાનું
**ગોવારું** ન૰ ગાય-ઢોરનું ટોળું

**ગોવાવું** અ૦ ક્રિ૦ વગોવાવું
**ગોવાળ(-ળિયો)** પું૦ ગાય-ઢોર ચરાવનારો
**ગોવાળણ(-ણી)** સ્ત્રી૦ ગાય-ઢોર ચરાવનારી; ગોવાળની સ્ત્રી
**ગોવાળબકરી** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**ગોવાળિયો** પું૦ ગોવાળ
**ગોવાળી** સ્ત્રી૦ ગોવાળનો ધંધો
**ગોવાંદરું** ન૦ ગોંદરું; પાદર
**ગોવિંદ** પું૦ (સં.) કૃષ્ણ
**ગોવૃંદ** ન૦ ગાયોનું ટોળું
**ગોવ્રજ** ન૦ ગાયોને બાંધવાનો વાડો (૨) ગાયોને ચરવાની જગા (૩) ગાયોનું ટોળું
**ગોશપેચ** વિ૦ કાન ઢાંકી દે તેવું (પાઘડી માટે)
**ગોશા** પું૦ ખૂણો; એકાંતસ્થાન
**ગોશાનશીની** સ્ત્રી૦ અલગ રહેવું તે; એકાંતવાસ
**ગોશાલક** પું૦ (સં.) મહાવીરનો એક સમકાલીન અને પ્રતિસ્પર્ધી—આજીવક
**ગોશેગીરી** સ્ત્રી૦ જુઓ ગોશાનશીની
**ગોષ્ઠ** પું૦ ગાયોનો વાડો (૨) ભરવાડવાડો
**ગોષ્ઠિ(-ષ્ઠી)** સ્ત્રી૦ વાતચીત; ગોઠડી (૨) મસલત; છૂપી વાતચીત (૨) એક પ્રકારનું એક અંકી નાટક
**ગોષ્ઠિ(-ષ્ઠી)વિનોદ** પું૦ ગોષ્ઠિ અને વિનોદ
**ગોષ્પ(-ષ્પા)દ** ન૦ ગાયનું પગલું
**ગોસ** વિ૦ જમણી બાજુનું (સુકાન ફેરવવા વિષે) (૨) ન૦ માંસ
**ગોસંખ્ય** પું૦ ગોવાળ
**ગોસાંઇયણ** સ્ત્રી૦ ગોસાંઈની સ્ત્રી
**ગોસાંઈ** પું૦ એક જાતનો સાધુ-વેરાગી
**ગોસ્વામી** પું૦ વૈષ્ણવોનો આચાર્ય (૨) એક અટક
**ગોહ** સ્ત્રી૦ ગુફા
**ગોહત્યા** સ્ત્રી૦ ગાયને મારી નાંખવી તે (૨) તેનું પાપ
**ગોહત્યારું** વિ૦ ગોહત્યા કરનારું
**ગોહાવું** અ૦ ક્રિ૦ અંધારે અટવાવું; ગૂંચાવું
**ગોળ** વિ૦ જુઓ ગોલ (૨) પરસ્પર કન્યાની લેવડદેવડ માટે નક્કી કરેલું જ્ઞાતિલાઓનું જૂથ; ઘોળ (૩) શેરડીના રસને ઉકાળીને બનાવાતો એક ખાદ્ય પદાર્થ
**ગોળકેરી** સ્ત્રી૦ ગોળવાળું કેરીનું એક અથાણું
**ગોળગોળ** વિ૦ નરમ; પૂર્ણ રીતે ચડી ગયેલું (૨) જેનું મન પીગળી ગયું હોય-પૂર્ણ રીતે અનુકૂળ થઈ ગયું હોય એવું (૩) અસ્પષ્ટ; ન સમજાય એવું; ઉડાઉ
**ગોળચું** ન૦ જેમાં ગોળનું પ્રમાણ વધારે હોય એવું અથાણું
**ગોળધાણા** પું૦ બ૦ વ૦ ગોળ સાથે ભેળવેલા ધાણા (માંગલિક અવસરે વહેંચાય છે)
**ગોળપાપડી** સ્ત્રી૦ એક મીઠાઈ; સુખડી
**ગોળમટોળ** વિ૦ બરાબર ગોળ (૨) [લા.] હૃષ્ટપુષ્ટ
**ગોળવો** પું૦ ગોફણ વડે ફેંકવાનો ગોળો (૨) ટૂંકો અને ગોળ મોભિયાનો કકડો (૩) ગોળો; ગોળ આકૃતિ
**ગોળાકાર** વિ૦ ગોળ આકારનું
**ગોળાકૃતિ** વિ૦ ગોળાકાર (૨) સ્ત્રી૦ ગોળ આકૃતિ
**ગોળાર્ધ** પું૦ ગોલાર્ધ
**ગોળિયા કેરી** સ્ત્રી૦ એક જાતનું કેરીનું અથાણું
**ગોળિયો** પું૦ ગોળનું ખાલી માટલું
**ગોળી** સ્ત્રી૦ નાની ગોળ વસ્તુ (૨) દવાની ઘોળી; ગુટિકા (૩) બંદૂક કે પિસ્તોલમાં ભરીને મારવાની સીસાની ગોળી (૪) પાણી ભરવાની માટલી (૫) દહીં વલોવવાનું ગોળ વાસણ
**ગોળીડું** ન૦ ગોવાળ (૨) દહીં વલોવવાની ગોળી (લઘુતા કે લાલિત્યવાચક અર્થમાં)
**ગોળીબાર** પું૦ બંદૂકમાંથી કે પિસ્તોલમાંથી ગોળી છોડવી તે
**ગોળો** પું૦ કોઈ પણ ગોળ વસ્તુ; પિંડો (૨) ગોફણથી મારવાનો પિંડો (૩) તોપથી મારવાનો સીસાનો પિંડો (૪) પાણી ભરવાની મોટી ગોળી (૫) પેટનો વાયુનો એક રોગ (૬) ગપગોળો
**ગોળપિં(-પીં)ડાળો** પું૦ ગોટાળો; સેળભેળ
**ગોંગડો** પું૦ જુઓ ગાંગડો
**ગોંદરું** ન૦ જુઓ ગાંદરું
**ગોંદરો** પું૦ જુઓ ગાંદરો
**ગોંદો** પું૦ રસોઈની બધી વાનીઓનો ખીચડો

**ગોંધવું** સ૦ ક્રિ૦ બંધ જગામાં પૂરવું; કેદ કરવું
**ગૌ** સ્ત્રી૦ ગાય
**ગૌગોદો** પું૦ જુઓ ગોરોચન
**ગૌગ્રાસ** પું૦ જુઓ ગોગ્રાસ
**ગૌચર** ન૦ ગોચર; ચરો
**ગૌડ** પું૦ બંગાળાનો એક પ્રાચીન વિભાગ (૨) વિ૦ ગૌડ–બંગાળને લગતું
**ગૌડમલ્લાર** પું૦ મલ્લાર રાગનો એક પ્રકાર
**ગૌડસારંગ** પું૦ સારંગ રાગનો એક પ્રકાર
**ગૌડસારસ્વત** વિ૦ એ નામની બ્રાહ્મણોની એક જાતનું (૨) પું૦ એ જાતનો બ્રાહ્મણ
**ગૌડિયો** પું૦ ગારુડી–મદારી
**ગૌડી** સ્ત્રી૦ ગૌડ પ્રાંતની સ્ત્રી (૨) એક બોલી (૩) ગોળમાંથી કાઢેલો દારૂ (૪) એક રાગિણી–ગોડી (૫) [ કા. શા. ] એક પ્રકારની કાવ્યરીતિ
**ગૌણ** વિ૦ મુખ્ય નહિ એવું
**ગૌતમ** પું૦ (સં.) બુદ્ધ ભગવાન (૨) ન્યાય-દર્શનના સંસ્થાપક (૩) કૃપાચાર્ય
**ગૌતમી** સ્ત્રી૦ (સં.) કૃપી; દ્રોણાચાર્યની પત્ની (૨) ગોદાવરી નદીનું એક નામ
**ગૌતરાટ** ન૦ ત્રણ રાત પાળવાનું ગૌપૂજનનું સ્ત્રીઓનું એક વ્રત (ભાદરવા સુદમાં)
**ગૌત્રાટ** ન૦ જુઓ ગૌતરાટ
**ગૌદાન** ન૦ ગાયનું દાન
**ગૌધન** ન૦ ગાયોરૂપી ધન
**ગૌબ્રાહ્મણપ્રતિપાલ(–ળ)** વિ૦ ગાયો અને બ્રાહ્મણોનું પાલનપોષણ કરનાર રાજા
**ગૌમુખ** ન૦ ગાયનું મોં; ગોમુખ
**ગૌમુખિયું** વિ૦ દેખીતું ગાયના મોં જેવું–દીન મુખવાળું
**ગૌમુખી** સ્ત્રી૦ જુઓ ગોમુખી
**ગૌમુખું** વિ૦ જુઓ ગૌમુખિયું
**ગૌમૂત્ર** ન૦ ગાયનું મૂતર
**ગૌર** વિ૦ ગોરું
**ગૌરક્ષણ** ન૦ ગાયનું રક્ષણ
**ગૌરક્ષા** સ્ત્રી૦ ગાયની રક્ષા
**ગૌરવ** ન૦ ભાર; વજન (૨) મોટાઈ; મહત્તા (૩) આદર
**ગૌરવર્ણું** વિ૦ ગોરા રંગનું (શરીર માટે)
**ગૌરવશાલી(–ળી)** વિ૦ ગૌરવવાળું
**ગૌરાંગ** વિ૦ ગોરા અંગવાળું
**ગૌરી** સ્ત્રી૦ પાર્વતી (૨) આઠ વર્ષની બાળા (૩) સ્ત્રીઓના નામ સાથે માનાર્થે વપરાતો શબ્દ. ઉદા૦ 'વિમળાગૌરી'
**ગૌરીજ** પું૦ (સં.) કાર્તિકસ્વામી (૨) ન૦ અબરખ
**ગૌરીનંદન** પું૦ (સં.) ગણેશ
**ગૌરીપુત્ર** પું૦ (સં.) કાર્તિકસ્વામી
**ગૌરીપૂજન** ન૦ પાર્વતીની પૂજા (૨) એક વ્રત
**ગૌરીશિખર** ન૦ (સં.) જુઓ ગૌરીશંકર
**ગૌરીશંકર** ન૦ (સં.) હિમાલયનું ઊંચામાં ઊંચું શિખર
**ગૌશાલા(–ળા)** સ્ત્રી૦ ગાયો રાખવાનું મકાન અથવા વાડો
**ગૌશીતળા** પું૦ (ગાયની) રસી મૂકીને કાઢેલા બળિયા
**ગૌહત્યા** સ્ત્રી૦ જુઓ ગોહત્યા
**ગ્યાસતેલ** ન૦ ઘાસતેલ
**ગ્રથન** ન૦ જુઓ ગ્રંથન (૨) ઘાટું થઈ જવું —ગાંઠા પડી જવા તે
**ગ્રથલ** વિ૦ ગ્રથિત
**ગ્રથવું** સ૦ ક્રિ૦ ગૂંથવું; ગાંઠવું (૨) રચવું; લખવું
**ગ્રથિત** વિ૦ ગ્રથેલું
**ગ્રસન** ન૦ ગ્રસવાની ક્રિયા
**ગ્રસવું** સ૦ ક્રિ૦ પકડવું (૨) કોળિયો કરવો; ખાવું (૩) સૂર્યચંદ્રને રાહુએ ઘેરવું (પ્રાચીન માન્યતા પ્રમાણે)
**ગ્રસ્ત** વિ૦ ગ્રસાયેલું
**ગ્રસ્તાસ્ત** પું૦ ગ્રહણ છૂટ્યા પહેલાં સૂર્યચંદ્રનું આથમી જવું તે
**ગ્રસ્તોદય** પું૦ ગ્રહણની દશામાં સૂર્યચંદ્રનું ઊગવું તે
**ગ્રહ** પું૦ (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંનો એક (૨) [ અર્વાચીન વ્યાખ્યા પ્રમાણે ] સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો ( ઉદા૦ બુધ, શુક્ર, પૃથ્વી, વગેરે)

**ગ્રહણુ** ન૦ ગ્રહવાની ક્રિયા (જુઓ ગ્રહવું) (૨) [જ્યો.] સૂર્ય અને પૃથ્વી વચ્ચે ચંદ્રના આવવાથી કે સૂર્ય અને ચંદ્ર વચ્ચે પૃથ્વીના આવવાથી સૂર્ય અને ચંદ્રનું ઘેરાવું–ગ્રસાવું તે

**ગ્રહણુશીલ*** વિ૦

**ગ્રહણુશીલતા** સ્ત્રી૦

**ગ્રહદશા** સ્ત્રી૦ ગ્રહોની સ્થિતિ (૨) તેને કારણે થતી મનુષ્યની ભલી કે બૂરી અવસ્થા (૩) [લા.] દુર્દશા

**ગ્રહદાન** ન૦ ગ્રહની નઠારી અસર મટાડવા માટે અપાતું દાન

**ગ્રહનિરીક્ષા** સ્ત્રી૦ ગ્રહોનું નિરીક્ષણ

**ગ્રહપીડન** ન૦ જુઓ ગ્રહપીડા

**ગ્રહપીડા** સ્ત્રી૦ ગ્રહની અસરથી થતું દુઃખ

**ગ્રહબલ(–ળ)** ન૦ ગ્રહનું જોર–સારીમાઠી અસર

**ગ્રહભાવ** પું૦ ગ્રહથી થતી અસર; ગ્રહનું ફળ

**ગ્રહમખ** પું૦ ગ્રહની શાંતિ અર્થે કરવાનો યજ્ઞ

**ગ્રહમંડલ(–ળ)** ન૦ ગ્રહોનું મંડળ–માળા–ચક્ર

**ગ્રહરાજ** પું૦ સૂર્ય

**ગ્રહવું** સ૦ ક્રિ૦ લેવું; પકડવું (૨) સમજવું

**ગ્રહશાંતિ** સ્ત્રી૦ કોઈ પણ મંગળકાર્યની શરૂઆતમાં ગ્રહોની માઠી અસર નિવારવા માટે કરવાની ધાર્મિક ક્રિયા

**ગ્રહશાંતિક** ન૦ જુઓ ગ્રહશાંતિ

**ગ્રહસંગમ** પું૦ ગ્રહોનો યોગ થવો—એકઠા થવું તે

**ગ્રહેશ** પું૦ સૂર્ય

**ગ્રંથ** પું૦ પુસ્તક (૨) (બત્રીસ અક્ષરનો બનેલો) અનુષ્ટુભ છંદનો શ્લોક

**ગ્રંથકર્તા** પું૦ પુસ્તક રચનાર

**ગ્રંથકર્ત્રી** સ્ત્રી૦ પુસ્તક રચનાર સ્ત્રી

**ગ્રંથકાર** પું૦ ગ્રંથકર્તા

**ગ્રંથન** ન૦ ગૂંથણ; ગંઠણ (૨) રચવું–લખવું તે

**ગ્રંથપાલ(–ળ)** પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવાલેવાની વ્યવસ્થા કરનાર; 'લાઇબ્રેરિયન'

**ગ્રંથમાળા** સ્ત્રી૦ ગ્રંથોની માળા

**ગ્રંથસંગ્રહ** પું૦ પુસ્તકાલય

**ગ્રંથસાહેબ** પું૦ (સં.) શીખ લોકોનો ધર્મગ્રંથ

**ગ્રંથસ્થ** વિ૦ ગ્રંથમાં આવતું

**ગ્રંથાલય** ન૦ પુસ્તકાલય

**ગ્રંથાવલિ(–લી,–ળિ,–ળી)** સ્ત્રી૦ ગ્રંથમાળા

**ગ્રંથાવલોકન** ન૦ પુસ્તકના ગુણદોષનું અવલોકન; 'રિવ્યૂ'

**ગ્રંથાંતર** ન૦ બીજો ગ્રંથ (૨) ભાષાંતર

**ગ્રંથિ** સ્ત્રી૦ ગાંઠ; (૨) સાંધો

**ગ્રંથિવાત** પું૦ સંધિવા

**ગ્રામ** ન૦ ગામ; ગામડું (૨) ષડ્જ, મધ્યમ ગાંધાર કે પંચમથી શરૂ કરીને સાત સ્વરોનું સપ્તક (૩) સમૂહ

**ગ્રામદેવતા** પું૦ બ૦ વ૦ ગામનું રક્ષણ કરનાર દેવતા (૨) સ્ત્રી૦ ગામની ઇષ્ટદેવતા

**ગ્રામપંચાયત** સ્ત્રી૦ ગામનો વ્યવહાર ચલાવનાર પંચાયત

**ગ્રામસિંહ** પું૦ કૂતરો

**ગ્રામસેવા** સ્ત્રી૦ ગામડાંઓની સેવા

**ગ્રામીણ** વિ૦ ગામડાંનું–ને લગતું (૨) પું૦ ગામડિયો (૩) કૂતરો (૪) કાગડો (૫) ભૂંડ; સૂવર

**ગ્રામ્ય** વિ૦ જુઓ ગામડિયું

**ગ્રામ્યતા** સ્ત્રી૦

**ગ્રાવા** પું૦ પથ્થર; ખડક

**ગ્રાવીય** સ્ત્રી૦ એ નામની ધાતુ

**ગ્રાસ** પું૦ કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્ય–ચંદ્રનો ઘેરાયેલો ભાગ

**ગ્રાહ** પું૦ ગ્રહણ; પકડ (૨) મગર

**ગ્રાહક** વિ૦ ગ્રહણ કરનારું; સમજનારું (૨) પું૦ વસ્તુ લેનાર—ખરીદનાર

**ગ્રાહી** વિ૦ ગ્રહણ કરનારું (૨) દસ્ત રોકનારું (૩) પું૦ એક છંદ

**ગ્રાહ્ય** વિ૦ ગ્રહણ કરવા યોગ્ય

**ગ્રાહ્યતા** સ્ત્રી૦

**ગ્રીક** વિ૦ ગ્રીસ દેશનું (૨) પું૦ ગ્રીસ દેશનો વતની (૩) સ્ત્રી૦ ગ્રીસ દેશની ભાષા

**ગ્રીવા** સ્ત્રી૦ ગરદન; ડોક

**ગ્રીષ્મ** પું૦; સ્ત્રી૦ ગરમીની મોસમ (જેઠ અને અષાઢ માસ)

**ગ્લાનિ** સ્ત્રી૦ થાક (૨) અનુત્સાહ; ખિન્નતા (૩) ઘૃણા; અણગમો

**ગ્લાસ** પું૦ કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાંબો કોઈ પણ પ્યાલો

**ગ્વાલેરી** વિ૦ ગ્વાલિયરનું (૨) સ્ત્રી૦ તે નામની ભાષા

# ઘ

**ઘ** પું૦ કંઠસ્થાની ચોથો વ્યંજન
**ઘઉં** પું૦ બ૦ વ૦
**ઘઉંલું** વિ૦ ઘઉં જેવું (રંગ માટે)
**ઘઉંલો** પું૦ એક જાતનો સુગંધી પદાર્થ
**ઘઉંવર્ણું** વિ૦ ઘઉં જેવા રંગનું
**ઘકાર** પું૦ ઘ અક્ષર અથવા ઉચ્ચાર
**ઘકારાંત** વિ૦ જેને છેડે ઘકાર હોય એવું
**ઘખવું** સ૦ ક્રિ૦ વઢવું; ભટકવું
**ઘ(૦ર)ઘરણું** ન૦ નાતરું
**ઘ(૦ર)ઘરવું** અ૦ ક્રિ૦ નાતરે જવું (૨) ગળામાંથી 'ઘરઘર' અવાજ થવો
**ઘઘો** પું૦ ઝભ્ભો
**ઘઘ્ઘુ(-ઘ્ઘો)** પું૦ ઘ અક્ષર; ઘકાર
**ઘઘ્ઘો** પું૦ ઠોઠ અથવા બેવકૂફ માણસ
**ઘચ,૦ક** અ૦ (રવ૦)
**ઘચ(-ચા)ઘચ** અ૦ (રવ૦)
**ઘચડઘચડ** અ૦ (રવ૦)
**ઘચ(૦ર)ડવું** સ૦ ક્રિ૦ 'ઘચડઘચડ' થાય એમ જોરથી હીંચોળવું (૨) કચડવું; ભીડવું
**ઘચ(૦ર)ડાઘચ(૦ર)ડ(-ડી)** સ્ત્રી૦ ભીડાભીડ; કચડાકચડી (૨) જોરથી હીંચોળવાની ક્રિયા
**ઘચરકાવિકાર** જુઓ ગચરકાવિકાર
**ઘચરકું** ન૦ જુઓ ગચરકું
**ઘચરકો** પું૦ જુઓ ગચરકો
**ઘચરડવું** સ૦ ક્રિ૦ જુઓ ઘચડવું
**ઘચરડાઘચરડ(-ડી)** સ્ત્રી૦ જુઓ ઘચડાઘચડ
**ઘચાઘચ** અ૦ જુઓ ઘચઘચ
**ઘચૂમલ** વિ૦ ઘચૂમલાવાળું (૨) સ્ત્રી૦ ઘચૂમલો
**ઘચૂમલો** પું૦ ગૂંચવાડો; અવ્યવસ્થા
**ઘચેટો** પું૦ જુઓ ગચેટો
**ઘટ** પું૦ ઘડો (૨) શરીર (૩) હૃદય; મન (૪) સ્ત્રી૦ ઘટાડો (૫) ખોટ (૬) વિ૦ ઘાટું; ઘાડું
**ઘટક** વિ૦ અંગભૂત; વસ્તુ જેની બની હોય તેવું (૨) યોજનારું; રચનારું (૩) પું૦ વસ્તુનો અંગભૂત અવયવ; 'યુનિટ' (૪) અ૦ (રવ૦)
**ઘટકઘટક** અ૦ (રવ૦)
**ઘટકર્પર** પું૦ ઘડાનું ઠીકરું
**ઘટકાવયવ** પું૦ અંગભૂત અવયવ
**ઘટકાવવું** સ૦ ક્રિ૦ ઘટકઘટક-ઝટ પી જવું
**ઘટકી** સ્ત્રી૦ નાનો ઘૂંટડો
**ઘટકો** પું૦ ગણકો
**ઘટજ** વિ૦ ઘડામાંથી જન્મેલું (૨) પું૦ (સં.) અગસ્ત્યમુનિ
**ઘટતું** વિ૦ યોગ્ય; વાજબી (૨) ખૂટતું; કમી
**ઘટના** સ્ત્રી૦ રચના; બનાવટ (૨) બનાવ (૩) કારીગરી
**ઘટપાટ** પું૦ દઢ આસન
**ઘટમાન** વિ૦ બનતું; થતું (૨) બને એવું; સંભવિત (૩) યોગ્ય; ઘટતું
**ઘટમાળ** સ્ત્રી૦ રેંટમાં ગોઠવેલી ઘડાની હાર (૨) ક્રમ; પ્રણાલી
**ઘટવું** અ૦ ક્રિ૦ યોગ્ય હોવું; છાજવું (૨) ઓછું થવું
**ઘટસ્થાપન** ન૦ નવા ઘરમાં વસતા પહેલાં ત્યાં પાણીનો ઘડો મૂકવાની ક્રિયા (૨) નવરાત્રિના દિવસોમાં ઘડા દ્વારા માતાજીની સ્થાપના કરવાની ક્રિયા
**ઘટસ્ફોટ** પું૦ મડદાને બાળી ચિતા છાંટયા પછી છેલ્લીવાર તે તરફ મોં ફેરવી ઘડો ફોડી નાખવો તે (૨) [લા.] હંમેશ માટે સંબંધ તોડી નાખવો તે (૩) તોડ; નિકાલ (૪) છૂપી વાતનો ભેદ ભાગી નાખવો તે

**ઘટા** સ્ત્રી૦ જમાવ; ઝુંડ; સમૂહ (ઝાડ, વાદળાં વગેરેનો)
**ઘટાકાશ** ન૦ ઘડામાંનું આકાશ—ખાલી જગા
**ઘટાટોપ** પું૦ ચારે બાજુ ઢંકાઈ જાય તેવી ઘટા (૨) તેવું ઢાંકણ (૩) આડંબર; ભપકો
**ઘટાડવું** સ૦ ક્રિ૦ ઓછું કરવું
**ઘટાડો** પું૦ કમીપણું; ઘટ
**ઘટારત** વિ૦ યોગ્ય; ઘટતું
**ઘટાવવું** સ૦ ક્રિ૦ બેસતું કરવું; લાગુ પાડવું (ઉદા૦ શ્લોકનો અર્થ ઘટાવવો)
**ઘટિકા** સ્ત્રી૦ ઘડી; સાઠ પળ—૨૪ મિનિટ જેટલો વખત (૨) ઘડી માપવાનો વાડકો
**ઘટિકાયંત્ર** ન૦ ઘડી માપવાનું યંત્ર
**ઘટિત** વિ૦ યોગ્ય; ઉચિત
**ઘટી** સ્ત્રી૦ જુઓ ઘટિકા
**ઘટીયંત્ર** ન૦ જુઓ ઘટિકાયંત્ર
**ઘટોત્કચ** પું૦ (સં.) ભીમસેનને હિડિંબાથી થયેલો પુત્ર
**ઘટોદ્ભવ** વિ૦ (૨) પું૦ (સં.) જુઓ ઘટજ
**ઘટ્ટ** વિ૦ ધાટું; ઘાડું
**ઘડઘડવું** અ૦ ક્રિ૦ 'ઘડઘડ' એવો અવાજ થવો
**ઘડઘડાટ** પું૦ (ર૦)
**ઘડણ** ન૦ ઘડતર (૨) વિ૦ ઘડનારું
**ઘડતર** ન૦ ઘડીને—ટીપીટીપીને કરેલી બનાવટ (૨) ઘડવાની રીત (૩) ઘડામણ
**ઘડપણ** ન૦ વૃદ્ધાવસ્થા
**ઘડભાંગ(—જ)** સ્ત્રી૦ ઘડવું અને ભાંગવું તે (૨) વિચારોનું ડામાડોળપણું
**ઘડમથલ** સ્ત્રી૦ જુઓ ગડમથલ
**ઘડમાંચી** સ્ત્રી૦ પાણીની ગોળી મૂકવાની ઘોડી
**ઘડવી** સ્ત્રી૦ નાનું ટાંકું
**ઘડવું** સ૦ ક્રિ૦ ઘાટ—આકાર આપવો (૨) બનાવવું; રચવું (૩) ગોઠવવું; સંકલના કરવી (૪) ટીપવું (૫) [લા.] શિખામણ વગેરેથી પાવરધું કરવું (૬) મારવું (૭) ન૦ ગોળનો ગાડવો
**ઘડવો** પું૦ ઘડાના ઘાટનો લોટો
**ઘડાઈ(—મણી)** સ્ત્રી૦ ઘડવાનું મહેનતાણું
**ઘડાબૂડ** વિ૦ ઘડો બૂડે એટલું ઊંડું (પાણી)
**ઘડામણી** સ્ત્રી૦ જુઓ ઘડાઈ
**ઘડાયેલું** વિ૦ અનુભવથી પાકું થયેલું
**ઘડિયા જોજન*** વિ૦
**ઘડિયાળ** સ્ત્રી૦; ન૦ વખત જણાવનારું યંત્ર (૨) કાંસાનો ગોળ સપાટ ઘંટ; ઝાલર
**ઘડિયાળી** પું૦ ઘડિયાળો વેચનાર તથા દુરસ્ત કરનાર આદમી
**ઘડિયાળું** ન૦ અમુક વખતને આંતરે વગાડાતી ઝાલર
**ઘડિયાંલગન** ન૦ બ૦ વ૦ ગમે તે વખતે થતું અથવા વિવાહ અને લગ્ન બધું સાથે થાય તેવું લગ્ન
**ઘડિયું** ન૦ તાડી ઝીલવાનો લાંબી ડોકનો ઘડો
**ઘડિયો** પું૦ આંકનો પાડો
**ઘડી** સ્ત્રી૦ જુઓ ઘટી (૨) [લા.] ક્ષણ (૩) તક; પ્રસંગ
**ઘડીઘડી** અ૦ વારંવાર; હરઘડી
**ઘડીતાળ** અ૦ મરવાની અણી પર
**ઘડીબંધ** વિ૦ જુઓ ગડીબંધ
**ઘડીભર** અ૦ એક ઘડી સુધી; થોડી વાર
**ઘડીસાધ** અ૦ જુઓ ઘડીતાળ
**ઘડુડાટ** પું૦ (ર૦)
**ઘડું** ન૦ અનાજ કે પાણી ભરવાની મોટી કોઠી
**ઘડૂડઘડૂડ** અ૦ (ર૦)
**ઘડૂલી** સ્ત્રી૦ નાનો ઘડૂલો
**ઘડૂલો** પું૦ ઘડો (કવિતામાં)
**ઘડો** પું૦
**ઘડોઘાટ** પું૦ નિકાલ; ફેંસલો
**ઘડોલાડવો** પું૦ મડદાને બાળ્યા પછી સ્મશાનમાં લાડવાવાળો ઘડો ભાગવો તે
**ઘણ** પું૦ મોટો, ભારે હથોડો (૨) લાકડામાં થતો એક કીડો
**ઘણઘ(—ણ)ણ** અ૦ (ર૦)
**ઘણઘણાટ** પું૦ (ર૦)
**ઘણાઘણ(—ણી)** સ્ત્રી૦ ઘણો સ્નેહ; ગાઢ સંબંધ
**ઘણાં વાનાં** શ૦ પ્ર૦ ઘણીઘણી રીતે સમજાવવું
**ઘણું** વિ૦ ખૂબ; પુષ્કળ
**ઘણુંક** વિ૦ ('ઘણું'થી જરાક ઓછો અર્થ બતાવે છે)
**ઘણુંખરું** અ૦ બહુધા; મોટે ભાગે
**ઘણેરું** વિ૦ ઘણું (કવિતામાં વપરાય છે)

**ઘન** વિ૰ નક્કર (૨) ધાડું; ગીચ (૩) ઘણું; પુષ્કળ (૪) [ગ.] લંબાઈ પહોળાઈ અને ઊંચાઈવાળું; 'ક્યૂબિક' (૫) પું૰ [ગ.] કોઈ સંખ્યાને તેનાથી જ બે વાર ગુણવાથી આવતો ગુણાકાર; 'ક્યૂબ' (૬) છ સરખી બાજુઓની આકૃતિ (૭) વેદપાઠનો એક પ્રકાર (૮) પું૰; ન૰ વાદળું

**ઘનકોણ** પું૰ 'સૉલિડ ઍન્ગલ' [ગ.]

**ઘનઘટા** સ્ત્રી૰ વાદળાંની ઘટા

**ઘનઘોર** વિ૰ ગાઢું (જેમકે વાદળ) (૨) ભયાનક (જેમકે અવાજ, યુદ્ધ)

**ઘનચક્કર** વિ૰ મગજનું ચસકેલું

**ઘનચૂરી** સ્ત્રી૰ એક પક્ષી

**ઘનતા** સ્ત્રી૰

**ઘનત્વ** ન૰

**ઘનપણું** ન૰

**ઘનધ્રુવ** પું૰ 'ઍનોડ' (વિ.)

**ઘનપદી** સ્ત્રી૰ 'ક્યૂબિક એક્સપ્રેશન' (ગ.)

**ઘનપરવલય** પું૰ 'પેરૅબોલૉઇડ' (ગ.)

**ઘનફલ(-ળ)** ન૰ વસ્તુના કદનું માપ; 'વૉલ્યૂમ' [ગ.]

**ઘનભૂમિતિ** સ્ત્રી૰ 'સૉલિડ જ્યૉમેટ્રી' [ગ.]

**ઘનમાન** ન૰ 'ક્યૂબિક મેઝર'

**ઘનમાપ** ન૰ જુઓ ઘનમાન

**ઘનમાળ** સ્ત્રી૰ વાદળાંની હાર–ઘટા

**ઘનમૂળ** ન૰ 'ક્યૂબ રૂટ' (ઉદા૰ ૮નું ઘનમૂળ ૨)

**ઘનરસ** પું૰ પાણી (૨) ઉકાળીને કાઢેલું સત્ત્વ (૩) કર્પૂર

**ઘનરવ** પું૰ વરસાદની ગર્જના; ગર્જના (૨) મોર

**ઘનવલ્લિકા** સ્ત્રી૰ વીજળી

**ઘનશ્યામ** વિ૰ મેઘ જેવું કાળું (૨) પું૰ (સં.) કૃષ્ણ

**ઘનસમીકરણ** ન૰ 'ક્યૂબિક ઇક્વેશન' [ગ.]

**ઘનસમુત્સાર** પું૰ ઘનપરવલય (ગ.)

**ઘનસાર** પું૰ કપૂર (૨) પાણી (૩) પારો (૪) ચંદન

**ઘનાક્ષર(-રી)** પું૰ એક છંદ

**ઘનાતિપરવલય** પું૰ જુઓ ઘનાધિકોત્સાર [ગ.]

**ઘનાત્મક*** વિ૰ (૨) પું૰

**ઘનાધિકોત્સાર** પું૰ (ગ.) 'હાઇપરબોલૉઇડ'

**ઘનિષ્ઠ** વિ૰ ગાઢ; ખૂબ વધારે (૨) ખૂબ પાસેનું (જેમકે સંબંધ)

**ઘનીકરણ** ન૰ ઘન કરવું તે; 'સૉલિડીફિકેશન'

**ઘનીભવન** ન૰ ઘન થવું તે; 'કૉન્ડેન્સેશન'

**ઘનીભૂત** વિ૰ ઘન–નક્કર કે ઘટ્ટ બનેલું

**ઘનીય** વિ૰ જુઓ ઘન [ગ.]

**ઘમકવું** અ૰ ક્રિ૰ (રવ૰) ઘમઘમ અવાજ થવો (જેમકે ઘૂઘરાનો)

**ઘમકાર(-રો)** પું૰ (રવ૰)

**ઘમકાવવું** સ૰ ક્રિ૰ ઘમઘમ કરવું

**ઘમકો** પું૰ જુઓ ઘમકાર

**ઘમઘમ** અ૰ (રવ૰)

**ઘમઘમવું** અ૰ ક્રિ૰ (રવ૰) ઘમઘમ અવાજ થવો

**ઘમઘમાટ** પું૰ (રવ૰)

**ઘમઘમાવવું** સ૰ ક્રિ૰ ઘમઘમ અવાજ થાય તેમ જોરથી મારવું

**ઘમ(૰રડી)ચકરડી** સ્ત્રી૰ છોકરાંની એક રમત

**ઘમસાણ** ન૰ રમણભમણ; તોફાન (૨) ભયંકર યુદ્ધ (૩) વિનાશ (૪) લોકોનું ટોળું–ભીડ

**ઘમંડ** પું૰ અહંકાર; ગર્વ (૨) ખોટો દેખાવ; ડોળ

**ઘમંડી** વિ૰ ઘમંડવાળું (૨) સ્ત્રી૰ અભિમાન; ગર્વ

**ઘમાધમ** અ૰ (રવ૰) (૨) સ્ત્રી૰ ધમ્માચકડી; ધાંધલ; દોડાદોડ

**ઘમ્મરઘંટી** સ્ત્રી૰ મોટી ભારે ઘંટી

**ઘર** ન૰ (માણસ કે પશુપંખીનું) રહેવાનું ઠેકાણું (૨) વસ્તુને રાખવાનું કે રહેવાનું ખોખું, ખાનું, ઘોડી, ઠેકાણું વગેરે (ઉદા૰ 'ચશ્માનું ઘર'; 'સોકટીનું ઘર') (૩) [જ્યો.] ગ્રહનું જે રાશિમાં સ્થાન હોય તે (૪) કુટુંબ (૫) કુળ

**ઘરઆંગણું** ન૰ ઘરનું આંગણું (૨) અતિ પરિચયવાળું પાસેનું સ્થાન

**ઘરકવું** સ૰ ક્રિ૰ ખીજવું; ધાંટો પાડી ઠપકો આપવો; ઘૂરકવું

**ઘરકાજ(-મ)** ન૰ ઘરનું સાધારણ કામકાજ

**ઘરકૂકડિયું** વિ૰ ઘરમાં ને ઘરમાં ભરાઈ રહેનારું

**ઘરકૂકડી** વિ૰ જુઓ ઘરકૂકડિયું

**ઘરફૂકડીપણું** ન૦

**ઘરખટલો** પું૦ ઘરને લગતો સરસામાન; ઘરવાખરો (૨) સંસારવહેવારનું કામકાજ (૩) સ્ત્રીછોકરાં વગેરે સમુદાય

**ઘરખરચ** પું૦; ન૦ ઘર ચલાવવામાં થતો ખરચ

**ઘરખર્ચ** પું૦; ન૦ જુઓ ઘરખરચ

**ઘરખૂણિયું** વિ૦ ઘરકૂકડિયું

**ઘરખૂણે** અ૦ ઘરને ખૂણે; ખાનગીમાં

**ઘરગતુ(-થુ-થ્થુ)** વિ૦ જેની ઉત્પત્તિ કે વપરાશ ઘરમાં જ હોય તેવું (૨) વેચવા માટે નહિ કરેલું (૩) ખાનગી

**ઘરગોટી** સ્ત્રી૦ ઘરમાં જમતી વખત પહેરવાનું વસ્ત્ર; અબોટિયું

**ઘરઘર** અ૦ દરેક ઘેર; ઘેરઘેર (૨) [રવ૦]

**ઘરઘરણું** ન૦ નાતરું; ઘઘરણું

**ઘરઘરવું** અ૦ ક્રિ૦ (રવ૦) [ગળામાં] ઘરઘર અવાજ થવો

**ઘરઘરાઉ** વિ૦ માંહોમાંહેનું; ખાનગી

**ઘરઘાલુ** વિ૦ ઘર ઘાલે એવું—પોતાના જ ઘરને નુકસાન પહોંચાડનારું (૨) ખરચાળ (૩) દગાબાજ

**ઘરચોળું** ન૦ સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર

**ઘરજમાઈ** પું૦ સસરાને ઘેર સંસાર માંડી રહેનારો જમાઈ

**ઘરડ** સ્ત્રી૦ ચીલો (૨) [લા.] ચાલુ પ્રણાલી કે રૂઢિ (૩) આમલીની સૂકી છાલ

**ઘરડવું** સ૦ ક્રિ૦ ઘસડાતું ખેંચવું (૨) જોરથી વલૂરવું; ઘવડવું

**ઘરડાપો** પું૦ ઘરડાંના જેવું ડહાપણ; દોઢ-ડહાપણ (૨) ઘડપણ

**ઘરડિયો** પું૦ પાકી ઉમ્મરે પહોંચેલો—વડીલ માણસ (૨) તળાતી વસ્તુ ફેરવવાનું લાકડાનું એક સાધન (૩) નાનું ઘાસ કાપવાનું એક જાતનું દાતરડું (૪) ધાર કાઢવાનો પથ્થર (૫) ગળામાં બોલતો શ્વાસ (ખાસ કરીને મરતા માણસનો)

**ઘરડિયું** વિ૦ ઘરડું; વૃદ્ધ

**ઘરડું** વિ૦ પાકી ઉમ્મરે પહોંચેલું; મોટી વયનું (૨) પુરાણું; જૂનું (૩) પાકી ગયેલું; કઠણ

**ઘરડેરું** વિ૦ ઘરડું; વડીલ

**ઘરણ** ન૦ સૂર્યચંદ્રનું ગ્રહણ (જુઓ ગ્રહણ)

**ઘરણઘેલું** વિ૦ અધુંગાંડું (ગર્ભવતી સ્ત્રીએ ગ્રહણ જોયું હોય તો તેનું બાળક ગાંડું થાય છે એવી માન્યતા પરથી)

**ઘર(-રૂ)ણી** સ્ત્રી૦ જુઓ ગૃહિણી

**ઘરધણિયાણી** સ્ત્રી૦ ઘરધણીની પત્ની (૨) ઘરની માલિક; ઘરવાળી

**ઘરધણી** પું૦ ઘર ચલાવનારો મુખ્ય પુરુષ (૨) ઘરનો માલિક

**ઘરઘન** ન૦ ગીધની જાતનું એક પંખી

**ઘરધંધો** પું૦ ઘરને લગતું કામકાજ

**ઘરધાવડું** વિ૦ ઘરને ધાવીને એટલે કે વડીલોની પૂંજી પર જીવનારું (૨) નિરુદ્યમી

**ઘરધોણી** સ્ત્રી૦ ઘરનાં કપડાંલત્તાં ધોવાનું કામકાજ

**ઘરપ્રવેશ** પું૦ જુઓ ગૃહપ્રવેશ

**ઘરફાડુ** વિ૦ ઘરફાડીને ચોરી કરનારું; ખાતર પાડનારું

**ઘરબાર** ન૦ ઘર, રાચરચીલું, માલમિલકત વગેરે (૨) કુટુંબકબીલો

**ઘરબારી** વિ૦ ઘરબારવાળું (૨) પું૦ સંસારી; કુટુંબકબીલાવાળો

**ઘરબોળુ** વિ૦ ઘરને બોળે—બેઆબરૂ કે પાયમાલ કરે એવું

**ઘરભેદુ** વિ૦ પોતાના ઘરનો ભેદ જાણનારું કે બહાર પાડી દઈ દગો દેનારું

**ઘરમેળે** અ૦ માંહોમાંહે સમજીને (ત્રીજા પક્ષ પાસે ગયા વિના) (૨) મિત્રતાની રીતે; ઘરનું—પોતીકું જાણીને (૩) ખાનગી રીતે

**ઘરમોહ્યું** વિ૦ ઘરકૂકડિયું

**ઘરરખુ** વિ૦ ઘરની સંભાળ રાખે એવું

**ઘરવખરી** સ્ત્રી૦ જુઓ ઘરવાખરો

**ઘરવખુ** વિ૦ ઘરની તરફેણ કરનારું

**ઘરવટ** સ્ત્રી૦ એક ઘરનાં હોય તેવો ગાઢ સંબંધ

**ઘરવણાઉ** વિ૦ ઘેર વણેલું

**ઘરવલું** વિ૦ ઘર પ્રત્યે મમતાવાળું

**ઘરવાખરો** પું૦ ઘરને લગતો સરસામાન; રાચરચીલું

**ઘરવાસ** પું૦ ઘર કરીને રહેવું તે; ગૃહસ્થાશ્રમ
**ઘરવાળી** સ્ત્રી૦ ઘરધણિયાણી
**ઘરવાળો** પું૦ ઘરધણી
**ઘરવેરો** પું૦ ઘર ઉપર લેવાતો કર
**ઘરસંસાર** પું૦ ગૃહસ્થાશ્રમ (૨) સંસારવહેવાર
**ઘરસંસારી** વિ૦ જેણે ઘરસંસાર માંડ્યો હોય એવું; ગૃહસ્થાશ્રમી (૨) ઘરસંસારને લગતું
**ઘરસાડી** સ્ત્રી૦ ઘરમાં પહેરવાની સાડી
**ઘરશાંતિક** ન૦ જુઓ ગ્રહશાંતિક
**ઘરસૂત્ર** ન૦ જુઓ ઘરસંસાર
**ઘરાઉ** વિ૦ ઘરનું; ખાનગી; અંદરઅંદરનું
**ઘરાક** પું૦; ન૦ ખરીદ કરનાર (૨) ખૂબી પિછાનનાર
**ઘરાકી** સ્ત્રી૦ ઘરાકપણું (૨) દુકાન પર ઘરાકોનો આવરો (૩) ખપત; ઉઠાવ
**ઘરા(-રે)ણિયાત** વિ૦ ઘરેણે લીધેલું કે આપેલું
**ઘરું** ન૦ કોઈ વસ્તુ રાખવાનું ખોખું—ઘર
**ઘરૂણી** સ્ત્રી૦ ગૃહિણી; પત્ની
**ઘરેડ** સ્ત્રી૦ જુઓ ઘરડ (૨) કૂવા પરના પથ્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો ખાડો
**ઘરેડી** સ્ત્રી૦ ગરગડી (૨) ઘરડઘરડ એમ બોલતો—મરતી વખતનો શ્વાસ
**ઘરેડો** પું૦ મરતી વખતના શ્વાસથી થતો અવાજ (૨) ચીલો
**ઘરેણાઉ** વિ૦ ગીરવેલા સંબંધી (૨) ઘરેણે—ગીરો રાખેલું
**ઘરેણિયાત** વિ૦ જુઓ ઘરાણિયાત
**ઘરેણિયું** વિ૦ જુઓ ઘરાણિયાત
**ઘરેણું** ન૦ દાગીનો; આભૂષણ
**ઘરેણે** અ૦ આંટમાં—ગીરો આપેલું લીધેલું હોય તેમ
**ઘરેબારે** અ૦ ઘરબારવાળું હોય તેમ (૨) ઘરમાં કર્તાહર્તા—આપઅખત્યાર હોય તેમ
**ઘરેરાટ** અ૦ (રવ૦) સપાટાબંધ (૨) પું૦ એક અવાજ
**ઘરોપું** ન૦ ગાઢ સંબંધ
**ઘરોપો(-ઓ)** પું૦ ઘરના જેવો ગાઢ સંબંધ; ઘરવટ
**ઘરોળી** સ્ત્રી૦ ગરોળી
**ઘર્ઘર** વિ૦ 'ઘર્ઘર' એવો અવાજ થાય—કરે એવું (૨) અસ્પષ્ટ



**ઘર્મ** પું૦ ઘામ; ઉકળાટ; બફારો
**ઘર્ષ** પું૦ ઘસવાની ક્રિયા
**ઘર્ષણ** ન૦ ઘસાવું તે; ઘસારો (૨) [લા.] બોલાચાલી; તકરાર
**ઘલાત** સ્ત્રી૦ નુકસાની; ખોટ (૨) વસૂલ ન આપવું તે
**ઘલાવું** અ૦ ક્રિ૦ પેસાવું; દાખલ કરાવું (૨) ખોવાવું
**ઘલોડી** સ્ત્રી૦ શાકનો એક વેલો; ઘિલોડી (૨) ગરોળી
**ઘલોડું** ન૦ ઘલોડીનું ફળ—ઘિલોડું
**ઘવડવું** અ૦ ક્રિ૦ ખણવું; જોરથી વલૂરવું
**ઘવાવું** અ૦ ક્રિ૦ ઘાયલ થવું
**ઘસઘસ** અ૦ ઘસઘસાટ
**ઘસઘસાટ** અ૦ (રવ૦) ગાઢ રીતે (ઊંઘવું તે)
**ઘસડવું** સ૦ ક્રિ૦ ઢસરડાતું ખેંચવું (૨) [લા.] ઝપાટાબંધ—ગમેતેમ લખવું
**ઘસરકો** પું૦ ખચકો; કાપો; આંકો
**ઘસરપસર** અ૦ ઘસડાતુંપછડાતું; જેમતેમ; પરાણે
**ઘસવું** સ૦ ક્રિ૦ એક વસ્તુને બીજી વસ્તુ પર દાબીને જોરથી આમતેમ ખેંચવી (૨) ચોળવું; મસળવું (૩) માંજવું (૪) ઘસીને ધાર ચઢાવવી
**ઘસાઘસ** સ્ત્રી૦ ખૂબ ઘસવું તે (૨) [લા.] તકરાર; કજિયો
**ઘસાવવું** સ૦ ક્રિ૦
**ઘસાવું** અ૦ ક્રિ૦ ઘસવુંનું કર્મણિરૂપ (જુઓ ઘસવું) (૨) ઘસારો—નુકસાન વેઠવું
**ઘસારણ** ન૦ ઘસવાથી પડેલી રજ (૨) ઘસારો; ઘસરકો (૩) ઘસાવાની ખોટ; નુકસાન (૪) ઘસારવું
**ઘસારવું** ન૦ ઘસીને પીવાનું ઓસડ
**ઘસારો** પું૦ જુઓ ઘસારણ
**ઘસિયું** વિ૦ ગાંગડું નહિ—ભૂકા જેવું (મીઠાને માટે વપરાય છે.)
**ઘસિયો** પું૦ લોટ શેકીને કરાતી એક વાની (૨) ઘસવાનું કામ કરનાર માણસ. ઉદા૦ 'આળીઘસિયો'
**ઘસોટિયો** પું૦ ખાવાની એક વાની

**ઘંઘોલિયું** ન૦ નકામું, ખરાબ ઘર—ખોરડું (૨) માથેમોઢે—ગોટપોટ ઓઢવું તે; ઘાઘો (૩) [લા.] ધૂળધાણી; વિનાશ

**ઘંટ** પું૦

**ઘંટડી** સ્ત્રી૦ છેક નાનો ઘંટ; ટોકરી

**ઘંટરવાળ** પું૦ શિકારીનું વાઘ

**ઘંટલો** પું૦ ભરડવાની થાળા વિનાની ઘંટી

**ઘંટા** સ્ત્રી૦ ઘંટ; ઘંટડી

**ઘંટાકર્ણ** પું૦ (સં.) મહાદેવનો એક પ્રિય અનુચર

**ઘંટાકાર** વિ૦ ઘંટાના જેવા આકારનું

**ઘંટાઘર** ન૦ જાહેર ઉપયોગ માટે રખાતી મોટી ઘડિયાળનું ઘર; 'ટાવર'

**ઘંટાપથ** પું૦ રાજમાર્ગ; મુખ્ય રસ્તો

**ઘંટારવ** પું૦ ઘંટનો અવાજ—રણકો

**ઘંટાળી** સ્ત્રી૦ ઘૂઘરીઓની હાર

**ઘંટાયો** પું૦ થાળા વગરની છૂટી ઘંટી

**ઘંટી** સ્ત્રી૦ દળવાનું સાધન (હાથનું કે યાંત્રિક) ચક્કી

**ઘંટીચોર** પું૦ ચાલાક ચોર (૨) ખીસાકાતરુ

**ઘંટીટંકારો** પું૦ ઘંટી ટંકાતી હોય એવો અવાજ કરતું એક પક્ષી—લક્કડખોદ

**ઘંટુ** પું૦ હાથીનો ઘંટ

**ઘંટો** પું૦ મોટો ઘંટ (૨) મોટી ઘંટી

**ઘંડ** પું૦ ભમરો

**ઘા** પું૦ ચોવીસ કાગળનો જથો (૨) ઝટકો; પ્રહાર; ચોટ (૩) કાપ; જખમ (૪) [લા.] મોટા દુઃખની ઊંડી અસર

**ઘાઈ** સ્ત્રી૦ ઉતાવળ; દોડાદોડી (૨) ધાંધલ; ધમાલ (૩) ભીડ; ભરાવો

**ઘાઘરાપાટ** પું૦ ઘાઘરાનું લૂગડું

**ઘાઘરિયો** વિ૦ પું૦ ઘાઘરો પહેરનાર આદમી; હીજડો; રાંડવો

**ઘાઘરી** સ્ત્રી૦ નાનો ઘાઘરો

**ઘાઘરો** પું૦ ચણિયો

**ઘાટ** પું૦ આકાર; દેખાવ (૨) બાંધેલો આરો; ઓવારો (૩) સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર (૪) પહાડી રસ્તો (૫) સહ્યાદ્રિનો પહાડી પ્રદેશ (૬) [લા.] પ્રસંગ; લાગ (૭) યુક્તિપ્રયુક્તિથી કામ કાઢી લેવાની યોજના; તજવીજ (૮) રીત; લક્ષણ; શોભા

**ઘાટડી** સ્ત્રી૦ રાતા રંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર; ચૂંદડી

**ઘાટણ** સ્ત્રી૦ ઘાટીની સ્ત્રી

**ઘાટદાર** વિ૦ સારા ઘાટવાળું; રૂપાળું

**ઘાટપોત** ન૦ એક જાતનું રેશમી કપડું

**ઘાટી** વિ૦ દક્ખણના પહાડી પ્રદેશમાં—ઘાટમાં રહેતી એક જાતિનું (૨) પું૦ તે જાતનો માણસ

**ઘાટીલું** વિ૦ ઘાટદાર; રૂપાળું

**ઘાટું(-ડ,-ડું)** વિ૦ ઘટ્ટ; લચકાદાર (૨) ખીચો-ખીચ (૩) પુષ્કળ; ગાઢ (૪) કઠોર; લાગણીહીન

**ઘાડવું** ન૦ ગોળ ભરવાનું માટલું

**ઘાડવો** પું૦ ગાડવો

**ઘાડું** વિ૦ જુઓ ઘાટું

**ઘાણ** પું૦ એક ફેરે રંધાય, તળાય કે કચરાય, ખંડાય એટલો જથો; આખા જથાનો ભાગ (૨) સંહાર; ખરાબી (૩) મોટો હથોડો; ઘણ (૪) ગંધ; બદબો (૫) લાકડું કોરી ખાનાર એક કીડો

**ઘાણી** સ્ત્રી૦ તેલી બી પીલવાનું યંત્ર

**ઘાત** પું૦ ઝટકો; ઘા (૨) નાશ; ખૂન (૩) [ગ.] 'પાવર' (૪) 'ડિગ્રી ઑફ એન એક્સપ્રેશન' (૫) 'ઈનવોલ્યુશન' (૬) સ્ત્રી૦ અકાળ મૃત્યુની ઘાંટી

**ઘાતક** વિ૦ મોત નિપજાવે એવું; નાશક (૨) [ગ.] 'મૉડ્યૂલસ'

**ઘાતકી** વિ૦ ખૂની (૨) ક્રૂર; નિર્દય

**ઘાતચંદ્ર** પું૦ (જ્યો.) નુકસાન કરે તેવા ઘરનો ચંદ્ર

**ઘાતતિથિ** સ્ત્રી૦ (જ્યો.) નુકસાન કરે એવી તિથિ

**ઘાતદિવસ** પું૦ જુઓ ઘાતતિથિ

**ઘાતનક્ષત્ર** ન૦ (જ્યો.) નુકસાન કરે તેવું નક્ષત્ર

**ઘાતપ્રકાશક** પું૦ 'એક્સપોનન્ટ' (ગ.)

**ઘાતવાર** પું૦ જુઓ ઘાતતિથિ

**ઘાતવિધિ** પું૦; સ્ત્રી૦ (ગ.) 'ઈનવોલ્યૂશન'

**ઘાતસ્થાન** ન૦ સ્મશાન (૨) કસાઈવાડો (૩) વધસ્થાન (૪) [જ્યો.] નુકસાન કરે તેવું ગ્રહાદિનું સ્થાન

**ઘાતારોહ** પું૦ (ગ.) 'ઍસેન્ડિંગ ઑર્ડર'

**ઘાતાવરોહ** પું૦ 'ડિસેન્ડિંગ ઑર્ડર' (ગ.)

**ઘાતી** વિ૦ હત્યા–ખૂન કરનારો (૨) પું૦ કસાઈ

**ઘાતેલ** ન૦ ઘા ઉપર ચોપડવાનું તેલ

**ઘાપ(–પા)ણ** પું૦ ઘાની રૂઝ લાવે એવો એક પથ્થર

**ઘાફીથ** ન૦ એક છોડ

**ઘાબાજરિયું** ન૦ ઘાની રૂઝ લાવનારું એક જાતની વનસ્પતિનું ફૂંડું

**ઘામ** પું૦ તાપ (૨) ઉકળાટ; બફારો (૩) પરસેવો

**ઘામચ(–છ,–ટ)** વિ૦ પસીનાથી ગંદું થયેલું (૨) ન૦ પરસેવો (૩) તડમાં થઈને વહાણમાં ભરાયેલું પાણી

**ઘાયડમલ(–લ્લ)** વિ૦ પહેલવાન; શૂરવીર

**ઘાયપાત** પું૦ એક જાતનો રેસાદાર છોડ (તેના રેસાનાં દોરડાં બને છે.)

**ઘાયમારી** સ્ત્રી૦ એક ઝાડ

**ઘાયલ** વિ૦ જખમી

**ઘાયાંબૂડયાં** વિ૦ કમોતે મરેલાં (૨) ન૦ બ૦ વ૦ ઘાયલ થવાથી, બૂડવાથી વગેરે કારણોથી કમોતે મરણ પામેલાં માણસો

**ઘાયો** વિ૦ પું૦ ઘાયલ થયેલો (૨) ઘાયલ થવાથી મરી ગયેલો (૩) પું૦ ચોવીસ કાગળનો જથો; ઘા (૪) દિલ પર અસર કરે એવું માર્મિક લખાણ

**ઘારણ** ન૦ ઘોર નિદ્રા (૨) ઊંઘથી ઘોરવું તે (૩) ઊંઘ લાવે એવું ઔષધ

**ઘારી** સ્ત્રી૦ એક મીઠાઈ (૨) અડદ કે મગની દાળનું વડું (૩) ચોટલીની ચારે બાજુએ રાખેલા કેશનું ચકરડું (૪) પાણીમાં છરતી ઠીકરી મારવાથી મારવાથી પાણીમાં થતું ચકરડું

**ઘારું** ન૦ રોગથી શરીરમાં પડેલું કાણું; નારું (૨) ઘેટીનું બચ્ચું; મેંઢું

**ઘાલ** સ્ત્રી૦ સાથે જમવા બેઠેલાઓની હાર–ઓળ (૨) તેમનો આખો સમૂહ (૩) નુકસાન; ખાધ

**ઘાલખાદ(–ધ)** સ્ત્રી૦ જુઓ ઘલાત

**ઘાલખુસેડ** સ્ત્રી૦ કાઢઘાલ

**ઘાલઘૂસણ** ન૦ ઘાલખુસેડ

**ઘાલખુદાસ** પું૦ લોકોનાં નાણાં ઘાલી જનારો માણસ; દેવાળિયો

**ઘાલમેલ** સ્ત્રી૦ કાઢઘાલ; ગડબડસડબડ (૨) પંચાત; ધમાલ (૩) ખટપટ; પ્રપંચ

**ઘાલમેલિયું** વિ૦ ઘાલમેલ કરે એવું

**ઘાલવું** સ૦ ક્રિ૦ ખોસવું; અંદર મૂકવું (૨) પહેરવું (૩) નાણાં ખાઈ જવાં

**ઘાવ** પું૦ ઘા; જખમ (૨) સમસ્યા

**ઘાવર** ન૦ ઝાકળ

**ઘાવેડી** વિ૦ ચતુર; ચંચળ

**ઘાસ** ન૦ ખડ; ચાર (૨) સ્ત્રી૦ ઘસારો (૩) ખોટ; ઘટ

**ઘાસચારો** પું૦

**ઘાસણી** સ્ત્રી૦ ક્ષયરોગ

**ઘાસતેલ** ન૦ ગ્યાસતેલ

**ઘાસદાણો** પું૦ ઘાસ અને દાણો (પશુઓને ખવાડવાનો) (૨) ઘાસ અને દાણા રૂપે અપાતી ખંડણી

**ઘાસપૂંજો** પું૦ કચરોપૂંજો; વાસીદું

**ઘાસલેટ** ન૦ ગ્યાસતેલ; ઘાસતેલ

**ઘાસવું** સ૦ ક્રિ૦ જુઓ ઘસવું

**ઘાસિયું** વિ૦ જેમાં ઘાસ નીપજતું હોય તેવું (૨) ઘાસમાંથી ઉત્પન્ન થતું (૩) [લા.] સત્ત્વ વગરનું; હલકું (૪) ન૦ એક પક્ષી

**ઘાસિયો** પું૦ સાથરો; ઘાસનો પથારો (૨) ઘોડાના જીન પર નાખવાની બનાત–કામળ (૩) ઘાસ કાપનારો

**ઘાસે(–સો)ટિયું** ન૦ (ઘસાય તોય વાંધો નહિ તેવી) ઘરમાં પહેરવાની ચૂડી

**ઘાંઘરડવું** અ૦ ક્રિ૦ (રવ૦) ભારે ઘાંટો કાઢીને રડવું; ખૂબ રોવું (૨) આરડવું (જેમકે પાડીનું) (૩) [લા.] મોટે અવાજે બોલવું

**ઘાંઘરી** સ્ત્રી૦ એક જાતનું વાજું

**ઘાંઘલું** ન૦ ઓવારણું (ઉદા૦ ઘાંઘલાં લેવાં) (૨) ગાંડા જેવું આચરણ (ઉદા૦ ઘાંઘલાં કાઢવાં)

**ઘાંઘું** વિ૦ ઉતાવળું (૨) ગભરાયેલું

**ઘાંચ** સ્ત્રી૦ ચીલામાં પડેલો ખાડો; ખાડો (૨) ગૂંચ; મુશ્કેલી; અડચણ

**ઘાંચણ** સ્ત્રી૦ ઘાંચી સ્ત્રી

**ઘાંચી** વિ૦ ઘાણી ચલાવી તેલ કાઢવાનો ને વેચવાનો ધંધો કરતી ન્યાતનું (૨) પું૦ તે ન્યાતનો માણસ

**ઘાંચો** પું૦ વાંસફોડો; ટોપલા, સાદડી વગેરે બનાવનાર (૨) ઘાંચી (રીસ કે તિરસ્કારમાં)

**ઘાંટાઘાંટ** સ્ત્રી૦ બૂમાબૂમ

**ઘાંટી** સ્ત્રી૦ હેડિયો (૨) અવાજ; સૂર (૩) મુરકેલીનો—બારીક સમય (૪) હરકત; અડચણ

**ઘાંટીઘૂંટી*** સ્ત્રી૦

**ઘાંટો** પું૦ (૨) સાદ; મોટો સાદ; બૂમ (૩) ખિજાઈને કાઢેલો સાદ;

**ઘાંસી*** સ્ત્રી૦ (કા.)

**ઘિમેલ** સ્ત્રી૦ એક જાતનું લાલ રંગનું જીવડું

**ઘિયાળ** વિ૦ વધારે ઘી આવે એવું (ગાય ભેંસ માટે)

**ઘિયો** પું૦ ઘી વેચનારો

**ઘિલેરી** ન૦ એક પક્ષી

**ઘિલોડી** સ્ત્રી૦ જુઓ ઘલોડી

**ઘિલોડું** ન૦ ઘિલોડીનું ફળ—ઘલોડું

**ઘિસાવવું** સ૦ ક્રિ૦ ઘિબાવવું; માર ખવારવો

**ઘિસાવું** અ૦ ક્રિ૦ ધુમ્મા–મુક્કા ખાવા; ઘિબાવું

**ઘિસોડી** સ્ત્રી૦ શાકનો એક છોડ

**ઘિસોડું** ન૦ ઘિસોડીનું ફળ—એક શાક

**ઘિસ્સો** પું૦ એકદમ—જોરથી પડેલો ઘસરકો

**ઘી** ન૦ ઘૃત; તૂપ

**ઘીકાંટો** પું૦ જ્યાં ઘી જોખાતું, વેચાતું હોય એ જગા; ઘીનું બજાર

**ઘીકેળાં** ન૦ બ૦ વ૦ ઘી અને કેળાં (૨) [લા.] ભારે લાભ

**ઘીચ** વિ૦ જુઓ ગીચ

**ઘીચોઘીચ** વિ૦ ગીચોગીચ; ખીચોખીચ

**ઘીચોપડ** ન૦ ઘીનું ચોપડ

**ઘીતાવણી** સ્ત્રી૦ માખણ તાવવા માટેનું વાસણ

**ઘીતેલું** ન૦ ઘી અને તેલના જેવા સ્વાદવાળી પોયણીના મૂળમાં થતી ગાંઠ

**ઘીમ** પું૦ વહેમ; શંકા (૨) સ્ત્રી૦ હોળી પછીને દિવસે કરવામાં આવતી એક ક્રિયા

**ઘીસ** સ્ત્રી૦ રાન (૨) હોળીનો વરઘોડો; માર; ઠોક

**ઘીસરું** ન૦ ધૂંસરું

**ઘીસલું** ન૦ જુઓ ગીસલું

**ઘીસવું** સ૦ ક્રિ૦ ધુમ્મા લગાવવા; ધીબવું; ઠોકવું

**ઘીસાઘીસ** સ્ત્રી૦ ઠોકંઠોકા (૨) કજિયો (૩) ધમાચકડી

**ઘીંસરું*** ન૦

**ઘુઘરમાળ** સ્ત્રી૦ (બળદને કોટે બાંધવાની) ઘૂઘરાની માળા

**ઘુઘરવટ** સ્ત્રી૦ ઘાઘરાના ઘેરની નીચેની ઘૂઘરીઓવાળી ઝૂલ (૨) પું૦ જેની નીચલી ઝૂલ પર ઘૂઘરીઓની હાર હોય એવો ઘાઘરો

**ઘુઘરિયાળું** વિ૦ ઘૂઘરીઓવાળું

**ઘુમ્મો(–મ્મો)** પું૦ જુઓ ધુમ્મો

**ઘુણ** પું૦ લાકડું કોરી ખાનારો એક કીડો

**ઘુણાક્ષર** પું૦ ઘુણના કોરવાથી લાકડામાં અથવા પોથીના પાનામાં પડેલો અક્ષર જેવો આકાર

**ઘુણાક્ષરન્યાય** પું૦ ઘુણાક્ષરની જેમ વગર–ઇરાદે બનતો બનાવ

**ઘુમરડિયો** પું૦ ગોપીને વેશે ઘેરઘેર ભિક્ષા માટે ફરતો સાધુ

**ઘુમરડી** સ્ત્રી૦ ચક્રાકારે ફરવું—નાચવું તે—ફુદડી (૨) ફેર; ચક્કર (૩) પકડનારને ચુકાવી દેવા ઘૂમી જવું—ફરી જવું તે (૪) હીંચોળવું તે

**ઘુમરાઈ** સ્ત્રી૦ મગરૂરી; ગર્વ

**ઘુમવટો*** પું૦ (કા.)

**ઘુમાવવું** સ૦ ક્રિ૦ ગોળગોળ ફેરવવું

**ઘુમાવું** અ૦ ક્રિ૦

**ઘુમ્મો** પું૦ ધીબકો; મુક્કો

**ઘુરકાઘુરકી** સ્ત્રી૦ સામસામી ઘૂરકવું તે; ભસાભસ

**ઘુરકાવવું** સ૦ ક્રિ૦ ભસાવવું; સામે તડાવવું (૨) ધમકાવવું

**ઘુરકિયું** ન૦ ઘૂરકીને કરેલો અવાજ (૨) છાંછિયું; ગુસ્સાનો બોલ

**ઘુરઘુર** અ૦ (રવ૦)

**ઘુવડ** પું૦; ન૦ રાત્રે જ દેખી શકતું એક પક્ષી

**ઘુસણિયું** વિ૦ ગમે તેમ કરીને ઘૂસનારું

**ઘુસાડવું** સ૦ ક્રિ૦ પેસાડવું; દાખલ કરવું (વગરરજાએ કે હકે)

**ઘુંમટ** પું૦ દેરા અથવા મકાનની ઉપર છત્રના આકારનું જે ધાબું વળાય છે તે; ગુંબજ (૨) ઘુંમટ નીચેનો દેરાની અંદરનો ભાગ

**ઘૂક** ન૦ ઘુવડ
**ઘૂઘરવું** અ૦ ક્રિ૦ ફૂલીને મોટા થવું; પાકવું (જેમકે સેયડનું)
**ઘૂઘરાવું** અ૦ ક્રિ૦ ગુસ્સાથી ડોળા કાઢવા
**ઘૂઘરી** સ્ત્રી૦ ધાતુના પતરાની પોલી ખણખણતી ગોળી (૨) સ્ત્રીઓના હાથનું ઘુઘરિયાળું એક ઘરેણું (૩) એક રમકડું; નાનો ઘૂઘરો (૪) બાફેલી જાર-બાજરી વગેરે
**ઘૂઘરો** પું૦ અંદર કાંકરા જેવી વસ્તુ ભરીને કરેલો ખખડે તેવો ધાતુ વગેરેનો પોલો ગોળો (૨) તેવું એક રમકડું (૩) એક મીઠાઈ (૪) ઘૂઘરીઓનો ઝૂમખો (૫) હાળ પાડવા માટે પલાળીને સૂકવેલું કઠોળ (૬) ચૂનો બનાવવા માટે પકવેલા મરડિયા
**ઘૂઘવવું** અ૦ ક્રિ૦ (રવ૦) 'ઘૂઘૂ' એવો અવાજ કરવો (૨) ગર્જવું
**ઘૂઘવાટ(-ટો)** પું૦ (રવ૦) 'ઘૂઘૂ' એવો મોટો અવાજ (૨) ત્રાડ; ગર્જના
**ઘૂઘૂ** અ૦ (રવ૦)
**ઘૂડ** પું૦; ન૦ ઘુવડ
**ઘૂણિયો*** પું૦
**ઘૂનો** પું૦ ખાઈ
**ઘૂમ** અ૦ (તર્કમાં) ગરક—લીન (૨) [નશાથી] ચકચૂર-બેભાન
**ઘૂમચો** પું૦ જથો; સમૂહ
**ઘૂમટ** પું૦ જુઓ ઘુંમટ
**ઘૂમટી** સ્ત્રી૦ ઘુંમટ જેવી નાની આકૃતિ (૨) માથું અને પીઠ ન પલળે એવી ઘાસ કે વાંસની ચીપો વગેરેની બનાવેલી ઓઢલા જેવી છત્રી
**ઘૂમટો** પું૦ ઘૂંઘટ
**ઘૂમડવું** સ૦ ક્રિ૦ હીંચોળવું (૨) ચકરચકર ફેરવવું
**ઘૂમડાવું** અ૦ ક્રિ૦ ઘૂમડવાની ક્રિયામાંથી પસાર થવું
**ઘૂમડી(-ણી)** સ્ત્રી૦ જુઓ ઘૂમરડી
**ઘૂમણ** ન૦ ઘૂમવું તે
**ઘૂમણી** સ્ત્રી૦ જુઓ ઘૂમડી
**ઘૂમરાયેલું** વિ૦ ઘૂમરાયું હોય તેવું
**ઘૂમરાવું** અ૦ ક્રિ૦ રીસમાં મોં ચડવું; ઘૂંઘવાવું (૨) વરસાદનું ચડી આવવું (૩) ડહોળાવું
**ઘૂમરી** સ્ત્રી૦ વમળ; ભમરો (૨) ઘૂમડી; ઘુમરડી
**ઘૂમવું** અ૦ ક્રિ૦ ગોળ ફરવું (૨) રખડવું (૩) [લા.] મોટો કારભાર કરવો; મહાલવું (૪) મચ્યા રહેવું
**ઘૂમાઘૂમ(-મી)** સ્ત્રી૦ હરફર; દોડધામ
**ઘૂરકવું** અ૦ ક્રિ૦ ઘુરઘુર કરવું; જોરથી ભસવું (૨) [લા.] ગુસ્સામાં ઘાંટો પાડવો; તડૂકવું
**ઘૂર્ણાયમાન** વિ૦ ચક્રાકારે ઘૂમતું
**ઘૂલરું** ન૦ જુઓ ગુલરું
**ઘૂસ** પું૦ ઉંદર; કોળ
**ઘૂસવું** અ૦ ક્રિ૦ જોરથી અંદર પેસવું (૨) ગમે તેમ કરી પેસી જવું
**ઘૂસિયું** ન૦ ઉંદરિયું
**ઘૂસિયું મધ** ન૦ એક જાતની ઝીણી માખીએ બનાવેલું મધ
**ઘૂંઘટ(-ટો)** પું૦ ઘૂમટો; સ્ત્રીઓ મોં પર કપડું ઢાંકે છે તે
**ઘૂંટ** પું૦ ઘૂંટડો (૨) ઘાંટો; કંઠ (૩) સ્ત્રી૦*
**ઘૂંટડો** પું૦ ગળાવાટે એકી વખતે ઊતરી શકે તેટલો પ્રવાહી પદાર્થ
**ઘૂંટણ** ન૦ ઢીંચણ
**ઘૂંટણિયું** ન૦ નાના બાળકનું ઘૂંટણથી ભરેલું ડગલું
**ઘૂંટવું** સ૦ ક્રિ૦ લસોટવું; પીસવું (૨) લખેલા પર એનું એ ફરી લખવું
**ઘૂંટાવવું** સ૦ ક્રિ૦ પિસાવવું; લસોટાવવું
**ઘૂંટી** સ્ત્રી૦ પગની પાટલી અને નળાને જોડનાર સાંધા આગળનું હાડકું (૨) ગળથૂથી (૩) ગૂંચવણ; ભરાઈ પડાય એવી મુશ્કેલી
**ઘૂંટો** પું૦ ઘૂંટીને બનાવેલો લોંદો (૨) ઘૂંટવાનું-લસોટવાનું સાધન (૩) ઘૂંટવાથી આવેલો ઓપ
**ઘૃણા** સ્ત્રી૦ તિરસ્કાર (૨) દયા; અનુકંપા
**ઘૃત** ન૦ ઘી
**ઘેઘૂર** વિ૦ મસ્ત; ચકચૂર
**ઘેટી** સ્ત્રી૦ ઘેટાની માદા
**ઘેટું** ન૦ જેના શરીર ઉપર ઊન થાય છે તે પ્રાણી

**ઘેટો** પું૦ ઘેટનો નર
**ઘેડ** સ્ત્રી૦ નાનો ઘડો; લોટું; ટોયલું
**ઘેન** ન૦ નશો; કેફ; સુસ્તી (૨) મદ; અભિમાન
**ઘેબ(-વ)ર(-રું)** ન૦ એક વાની—પકવાન
**ઘેબ(-વ)રિયું** વિ૦ ઘેબરના જેવું સ્વાદિષ્ટ
**ઘેર** પું૦ ઘેરાવ; 'સર્કમ્ફરન્સ' (૨) સ્ત્રી૦ કોર પરનો ભાગ (૩) ચોટલીની આસપાસ રાખેલી ધારી (૪) ઘેરૈયાનું ટોળું; હોળી ખેલવા નીકળેલી ટોળી (૫) અ૦ ઘરમાં; ઘર તરફ
**ઘેરણ** સ્ત્રી૦ ઘેરી લેવું તે; ઘેરો (૨) ધારણ
**ઘેરદાર** વિ૦ ઘેરવાળું (કપડું) (૨) ખૂલતું; ચપસીને નહિ એવું
**ઘેરવું** સ૦ ક્રિ૦ ચારે તરફથી વીંટળાઈ વળવું
**ઘેરાવ(-વો)** પું૦ ચારે તરફનો વિસ્તાર; પરિઘ (૨) રોકાણ; અટકાયત
**ઘેરાવું** અ૦ ક્રિ૦ ચારે બાજુ વીંટળાવું
**ઘેરિયા** ન૦ એક પક્ષી
**ઘેરી** સ્ત્રી૦ માથા પરની ધારી
**ઘેરુ** ન૦ કીડાએ કોરવાથી ગરેલો લાકડાનો લોટ
**ઘેરું** વિ૦ ગાઢ; પાકું (રંગના સંબંધમાં) (૨) ચકચૂર; ખુમારીવાળું (આંખના સંબંધમાં)
**ઘેરૈયાચોદશ** સ્ત્રી૦ ફાગણ સુદ ચૌદશ
**ઘેરૈયો** પું૦ હોળી ખેલવા નીકળેલો, ઘેરમાંનો માણસ
**ઘેરો** પું૦ ઘેરવું-ઘેરી લેવું તે (૨) રોકાણ; અટકાવ (૩) સમૂહ; ઘચૂમલો (જેમકે ઝાડનો)
**ઘેલચંદ્ર(-દ્રું)** વિ૦ જેની ઘેલછા ચંદ્રની ક્ષય-વૃદ્ધિની પેઠે પાક્ષિક હોય એવું—વખતે ડાહ્યું અને વખતે ગાંડું થઈ જતું હોય એવું
**ઘેલછા** સ્ત્રી૦ ગાંડપણ (૨) ધૂન
**ઘેલાઈ** સ્ત્રી૦ ઘેલાપણું; ગાંડપણ
**ઘેલું** વિ૦ ગાંડું, અક્કલ વગરનું (૨) ન૦ ગાંડપણ
**ઘેલુંતૂર** વિ૦ ગાંડુંતૂર; સાવ ઘેલું
**ઘેવર(-રું)** ન૦ જુઓ ઘેબર
**ઘેવરિયું** વિ૦ જુઓ ઘેબરિયું
**ઘેંઘટ** વિ૦ ઊંઘ કે કેફથી ઘેરાયેલું (૨) સ્ત્રી૦ વરસાદ અંધાર્યો હોય એવી આકાશની સ્થિતિ
**ઘેંશ(-સ)** સ્ત્રી૦ ખાવાની એક હલકી વાની—ભરડકું
**ઘૈયું** ન૦ ખાડો; ખાબરો
**ઘો** સ્ત્રી૦ ગરોળીના આકારનું એક ઝેરી પ્રાણી
**ઘોઆંધારી** સ્ત્રી૦ એક વનસ્પતિ—ઔષધિ
**ઘોઘર** પું૦ ભારે માથાનો જંગલી બિલાડો (૨) બાળકને બિવડાવવાનો હાઉ (૨) ન૦ એક પક્ષી
**ઘોઘરરાણો** પું૦ ઘોઘરોનો રાજા; મોટો ઘોઘર (નવરાત્રીમાં માતાજીનો 'ગાંચો' નામની એક મોટી અને બિહામણી પુરુષાકૃતિ, જેની આગળ બાળકો રમે છે.)
**ઘોઘરું** વિ૦ ખોખરું—ભારે સાદવાળું
**ઘોઘરો(-ળો)** પું૦ ભારે સાદ; ઘાંટો (૨) ગળાના જે ભાગમાંથી અવાજ નીકળે છે તે
**ઘોઘારી** વિ૦ ઘોઘા બંદરનું-તરફનું
**ઘોઘો** વિ૦ પું૦ અભણ; મૂર્ખ માણસ (૨) પું૦ સાપ (૩) મોંમાથું ઢંકાય એમ ઓઢવું તે; ઘંઘોલિયું
**ઘોઘોઈ** ન૦ એક પક્ષી
**ઘોઘોરાણો** પું૦ જુઓ ઘોઘરરાણો
**ઘોટ** પું૦ ઘૂંટડો
**ઘોટક** પું૦ ઘોડો
**ઘોડદોડ** સ્ત્રી૦ ઘોડાઓની દોડવાની હરીફાઈ (૨) એને માટેનું મેદાન અથવા રસ્તો
**ઘોડમહાત** સ્ત્રી૦ શેતરંજની રમતમાં પાદ-શાહ ઘોડાની શેહથી મહાત થાય તે
**ઘોડમુખું** વિ૦ ઘોડાના જેવા મોંવાળું
**ઘોડવેલ** સ્ત્રી૦ ઘોડા જોડવાની વહેલ; ઘોડાગાડી
**ઘોડાગાડી** સ્ત્રી૦ ઘોડા વડે ખેંચાતી ગાડી
**ઘોડાગાંઠ** સ્ત્રી૦ એવડી સૈડકાગાંઠ (૨) શેતરંજમાં બે ઘોડાને એકમેકના જોરમાં રાખવા તે
**ઘોડાગીની** સ્ત્રી૦ ઘોડાની છાપવાળી ગીની; સોનાનો બ્રિટિશ ચલણી સિક્કો
**ઘોડાઘાટડી** સ્ત્રી૦ ઘોડે બેઠેલી કન્યાને વર તરફથી માથે ઓઢાડાતી ચૂંદડી

**ઘોડાચડ** પું૦ ઘોડે ચડનારો–વર (૨) સવાર
**ઘોડાચિયો** પું૦ એક જાતનું ઘાસ
**ઘોડાપૂર** ન૦ એકદમ આવી ચડતું મોટું પૂર (૨) અ૦ ઘોડાપૂરની જેમ; જોસથી
**ઘોડામૂઈ** સ્ત્રી૦ એક વનસ્પતિ; ઔષધિ
**ઘોડાર** સ્ત્રી૦ ઘોડા બાંધવાની જગા; તબેલો
**ઘોડારિયો** પું૦ ઘોડારની સાફસૂફ રાખનારો; ઠાણિયો
**ઘોડાલિયું** ન૦ વાંસની ચીપમાંથી બનાવેલું ભીલ લોકનું એક વાજું
**ઘોડાવજ** સ્ત્રી૦ એક વનસ્પતિ–ઔષધિ
**ઘોડાસમેરવો** પું૦ એક ઝાડ
**ઘોડાસૂન** ન૦ એક વનસ્પતિ
**ઘોડિયાટ** પું૦ જેના પર કેંચી રચાય છે તે આડસર
**ઘોડિયું** ન૦ એક જાતનું પારણું (૨) તાડછાનો દંડો
**ઘોડી** સ્ત્રી૦ ઘોડાની માદા (૨) જેની ઉપર કોઈ વસ્તુ મુકાય અથવા ગોઠવાય કે ટંગાવાય એવી લાકડા કે ધાતુની બનાવટ (૩) જેનો ટેકો લઈ ચલાય એવી લાકડી (૪) ઊંચે ચઢવાની નિસરણી જેવાં પગથિયાંવાળી બનાવટ
**ઘોડું** ન૦ ઘોડો અથવા ઘોડી (૨) નાનું અથવા દુર્બળ ઘોડું; ટટ્ટુ (૩) હયદળ; ઘોડાનો સમૂહ
**ઘોડેસવાર** પું૦ ઘોડા ઉપર સવારી કરનારો માણસ કે સિપાઈ
**ઘોડો** પું૦ સવારીનું એક પશુ; અશ્વ (૨) નદી કે દરિયાનું મોટું મોજું; લોઢ (૩) ઘોડા જેવા આકારની જાડી નકશીદાર ખીંટી (૪) ચાંપ–કળ (૫) મોટી ઘોડી; કોઈ વસ્તુ મૂકવા માટે બનાવેલું ઉભેડું ચોકઠું (૬) ચાર પાંખડીનું કપાસનું કાલું (૭) અંગૂઠાની પાસેની આંગળી ઉપર પહેરવાનું એક રૂપાનું ઘરેણું
**ઘોણિયું** ન૦ ઢોલ; બાચું
**ઘોણિયો** પું૦ મોટી તાંબાની વટલોઈ
**ઘોનારવું** સ૦ ક્રિ૦ (કા.) મારવું
**ઘોયું** ન૦ જખમ
**ઘોર** વિ૦ બિહામણું (૨) કમકમાટી ઉપજાવે એવું (૩) ગાઢ; અત્યંત (૪) પું૦ અવાજ; રણકો (૫) ક્યાસ; વિચાર (૬) સ્ત્રી૦ મડદું દાટવાનો ખાડો; કબર
**ઘોરખર** ન૦ જુઓ ખરગધ
**ઘોરખોદિયો** પું૦ ઘોર ખોદનારો (૨) હીણું કામ કરનારો (૩) ઘોર ખોદી મડદાં કાઢી ખાનારું એક પ્રાણી
**ઘોરખોદુ** વિ૦ ઘોર ખોદે એવું; વિનાશક
**ઘોરણું** ન૦ ઘોરવું–ખૂબ ઊંઘવું તે (૨) નસકોરાં બોલવાં તે; એથી થતો અવાજ
**ઘોરવું** અ૦ ક્રિ૦ (ઊંઘમાં) નસકોરાંથી શબ્દ કરવો (૨) ઘસઘસાટ ઊંઘવું
**ઘોરંભ(–ભા)વું** અ૦ ક્રિ૦ ગોરંભાવું; વાદળાં ચડી આવવાં; ઘેરાવું
**ઘોરંભો** પું૦ જુઓ ગોરંભો
**ઘોરા** સ્ત્રી૦ રાત્રિ
**ઘોરાઘોર** સ્ત્રી૦ બૂમાબૂમ અને દોડાદોડી
**ઘોરી** વિ૦ ઊંઘણશી (૨) પું૦ ઢોરનું ટોળું (ચરવા માટે જતું આવતું)
**ઘોલક(–કી)*** સ્ત્રી૦
**ઘોલકું** ન૦ નાનકડું અંધારું ઘર; 'સ્લમ'
**ઘોલી** સ્ત્રી૦ ઘિલોડીનો વેલો
**ઘોલું** ન૦ ઘિલોડું (૨) આડખીલી; ડખલ
**ઘોલૈયું** વિ૦ વગરનોતરે જમવા જનારું
**ઘોલ્યું** ન૦ ખસ્સી નહિ કરેલો એવો નાનો બળદ
**ઘોલ્લું** વિ૦ ઘોલૈયું
**ઘોલ્લો** પું૦ વગરનોતરે જમવા જનાર માણસ (૨) એક જાતનું ઘોડિયું
**ઘોષ** પું૦ ગોખવું તે (૨) મોટો ધ્વનિ; અવાજ (૩) ઢંઢેરો (૪) ગોવાળિયાનું રહેઠાણ; ઝૂંપડું (૫) વિ૦ કોમળ; મૃદુ (વર્ણ કે વ્યંજન)
**ઘોષણ** ન૦ ઘોષણા
**ઘોષણા** સ્ત્રી૦ ઢંઢેરો
**ઘોષવિધાન*** ન૦
**ઘોળ** પું૦ ગભરાટ
**ઘોળવું** સ૦ ક્રિ૦ ફરતેથી દાબીને નરમ કરવું (૨) ઓગાળવું (૩) મેળવવું (૪) જોરથી ચૂમડવું

**ઘોળાઘોળ(-ળી)** સ્ત્રી૦ મનમાં વિચાર કર્યા કરવા તે; મનની અનિશ્ચિત સ્થિતિ

**ઘોળ્યું** વિ૦ ઘોળેલું-ઘૂંટેલું (૨) અ૦ બળ્યું; હશે

**ઘોંકવું** સ૦ ક્રિ૦ કોણી કે ગોદો મારવો (૨) ઘોંચવું

**ઘોંકો** પું૦ કોણીનો ગોદો; ઠોંસો (૨) મુક્કો

**ઘોંઘો** ન૦ શંખના જેવો પાણીમાંનો એક જીવડો

**ઘોંઘાટ** પું૦ શોરબકોર; ગરબડાટ

**ઘોંચ** સ્ત્રી૦ ખાડો (ખાસ કરીને ગાડાંના અવર-જવરથી પડેલો) (૨) ઘોંકાવાથી પડેલો ખાડો (૩) [લા.] નુકસાન

**ઘોંચપરોણો** પું૦ વારેવારે પરોણો ઘોંકવો તે

**ઘોંચવું** સ૦ ક્રિ૦ ઘોંકવું

**ઘોંચાવું** અ૦ ક્રિ૦ ઘોંકાવું

**ઘોંટવું** અ૦ ક્રિ૦ ઘોરવું; ઊંઘવું (તુચ્છકાર—કંટાળામાં)

**ઘ્ન** વિ૦ હણનારું-નાશ કરનારું (શબ્દને છેડે અને સમાસને અંતે)

**ઘ્રાણ** ન૦ વાસ; ગંધ (૨) નાક

**ઘ્રાણેંદ્રિય** સ્ત્રી૦ વાસ લેવાની ઇંદ્રિય-નાક

**ઘ્રાતિ** સ્ત્રી૦ જુઓ ઘ્રાણ

**ઘ્રાવું** સ૦ ક્રિ૦ સૂંઘવું (૨) ચુંબવું

# ચ

**ચ** પું૦ તાલુસ્થાની પહેલો વ્યંજન (૨) અ૦ અને (૩) પુનઃ

**ચક** પું૦ બારણા પર નાખવાનો સળીઓનો પડદો; જાળીદાર અંતરપટ

**ચકચક** અ૦ ચળકતું હોય તેમ (૨) [રવ૦] ચકલાંનો અવાજ કે નકામો લવારો સૂચવવા વપરાતો શબ્દ

**ચકચકવું** અ૦ ક્રિ૦ 'ચકચક' એવો અવાજ કરવો (ચકલાંએ) (૨) ચળકાટ મારવો; ઝળકવું

**ચકચકાટ** પું૦ ખૂબ ચળકાટ

**ચકચકિત** વિ૦ ચકચકતું; ચળકતું (૨) નિર્મળ; સ્વચ્છ

**ચકચાર** સ્ત્રી૦ પડપૂછ કરવાની ટેવ (૨) તપાસ; પડપૂછ

**ચકચૂર** વિ૦ તલ્લીન; ગરક; મસ્ત

**ચકચૂંથ** સ્ત્રી૦ ચૂંથાચૂંથ; ચોળાચોળ; નકામું પીંજણ-ચર્ચા

**ચક(-ગ)ડોળ** પું૦ પારણા જેવી ડોળીમાં બેસીને ગોળ ફરવાનો ફાળકો (૨) ફેર; ચકરી (૩) ન૦ એક પક્ષી

**ચકતી** સ્ત્રી૦ નાની ચપટી ગોળ તકતી

**ચકતીદાર** વિ૦ ચકતીઓવાળું

**ચકતું** વિ૦ સાવધ; સાવચેત (૨) ન૦ ગોળ કે ખૂણાદાર ચોરસ ટેકું; જાડું દળદાર પટ (૩) [લા.] ચકામું

**ચકબંદૂક** સ્ત્રી૦ એક જાતની જૂના વખતની બંદૂક

**ચકભિલ્લુ** ન૦ એક રમત; ખો

**ચકભૂલ** સ્ત્રી૦ બેશુદ્ધિ

**ચકમક** પું૦ એક જાતનો પથ્થર (તેની સાથે લોખંડ અફાળવાથી અગ્નિ ઝરે છે.) (૨) સ્ત્રી૦ તણખો (૩) ચમક (૪) [લા.] તકરાર; કજિયો

**ચકમંડળ** ન૦ ઉપર ચકરચકર ફરવું તે; તેમ ફરતી વસ્તુઓનો સમૂહ (૨) અતિ ખટપટથી વધી ગયેલી અવ્યવસ્થા (૩) મજાક-મશ્કરી કરવાને મળેલી ટોળી

**ચકમો** પું૦ જાડું ઊનનું કપડું; બનાત
**ચકરચાકર** અ૦ ફરતા ચક્રની માફક ગોળગોળ
**ચકરડી** સ્ત્રી૦ ફૂદડી (૨) ફેર; ચકરી (૩) ચક્કર ફરતી ચકતી; ફરકડી (૪) એક ચક્કર ફરે એવું રમકડું
**ચકરડીભમરડી** સ્ત્રી૦ ફૂદડી ફરવાની એક રમત
**ચકરડું** ન૦ ચક્ર (૨) કૂંડાળું; મીંડું (૩) ચકરી પાઘડી (તિરસ્કારમાં)
**ચકરદા** વિ૦ હૃષ્ટપુષ્ટ; ગોળમટોળ (પુરુષ માટે)
**ચકરભમર** અ૦ ફરતા ચક્રની જેમ
**ચકરમકર** ન૦ કાવતરું; તરકટ
**ચકરવકર** અ૦ ચકરી આવવાથી બેભાન
**ચકરાવો** પું૦ ફેરાવો (૨) ઘેર; પરિઘ (૩) કોઠાયુદ્ધ; ચક્રવ્યૂહ
**ચકરી** વિ૦ ગોળ આકારનું (૨) સ્ત્રી૦ ફેર; તમ્મર (૩) નાનું ચક્કર; ચકરડી
**ચકરું** ન૦ જાડો રોટલો; રોટલાનો ગોળ કકડો (તિરસ્કારમાં)(૨) ચકરી પાઘડી(તુચ્છકારમાં)
**ચકલી** સ્ત્રી૦ ચકલાની માદા (૨) [લા.] પાણીનો નળ ખોલવાની ચાવી (૩) પાણીનો નળ
**ચકલીભટ** પું૦ ગરીબ બ્રાહ્મણ
**ચકલું** ન૦ એક પંખી (૨) મહોલ્લા આગળની છૂટી જગા (૩) ચાર રસ્તા મળતા હોય એવું નાકું
**ચકલેદાર** પું૦ ચકલાનો રખવાળ–પોલીસ
**ચકલો** પું૦ એક પંખી (૨) મહોલ્લાનું ચકલું (૩) ચકલામાં બેસતું બજાર (૪) જ્યાં ચાર રસ્તા મળતા હોય એવું નાકું
**ચકવી** સ્ત્રી૦ ચકલાની માદા
**ચકવું** વિ૦ લાગ જોતું બેઠેલું; તત્પર (૨) અ૦ ક્રિ૦ લાગ જોતા બેસવું (૩) તકાસવું
**ચકવે** અ૦ ચક્રવર્તીપણે
**ચકવો** પું૦ એક પંખી; ચક્રવાક
**ચકળવ(-વિ)કળ** વિ૦ આકુળવ્યાકુળ
**ચકંદલ** પું૦ ફોલ્લો
**ચકંદું** વિ૦ કોઈનું ગાંઠ્યું ન જાય એવું
**ચકંદો** પું૦ હાથીને રૂની ગાંસડીઓ બાંધવાનો સંચો

**ચકા** સ્ત્રી૦ ચરકટ કે સાંઠાની ચીપ
**ચકાચક** અ૦ ભરપેટે; પેટ ભરીને; ખૂબ
**ચકામું(-ચું)** ન૦ ચામડી પર પડેલું ચાંદું કે ચાઠું
**ચકાર** પું૦ ચ અક્ષર કે એનો ઉચ્ચાર
**ચકારાંત** વિ૦ જેને છેડે ચકાર હોય એવું
**ચકારી** સ્ત્રી૦ પીઠ પાછળ ભૂંડું બોલવું તે
**ચકાસવું** સ૦ ક્રિ૦ તપાસીને જોવું (૨) અ૦ ક્રિ૦ પ્રકાશવું
**ચકિત** વિ૦ છક થઈ ગયેલું; આશ્ચર્ય પામેલું
**ચકી** સ્ત્રી૦ ચકલી (બાળકોની ભાષામાં) (૨) ચક્કી; ઘંટી
**ચકો** પું૦ ચકલો (બાળકોની ભાષામાં)
**ચકોતરું** ન૦ મોટા લીંબુ જેવું એક ફળ
**ચકોતરો** પું૦ ચકોતરું
**ચકોત્રા** ન૦ એક પક્ષી
**ચકોર** વિ૦ તરત ચેતી જાય એવું; ચાલાક (૨) પું૦; ન૦ એક પક્ષી
**ચકોરપણું** ન૦
**ચકોરી** સ્ત્રી૦ ચકોરની માદા
**ચક્કર** વિ૦ ગાંડું; ચસકેલું (૨) ન૦ ચક્ર; પૈડું (૩) ગોળ ધારવાળું એક હથિયાર (૪) ચકરી; તમ્મર
**ચક્કી** સ્ત્રી૦ ઘંટી (૨) ઘાણી
**ચક્ર** ન૦ પૈડું (૨) ધારવાળું એક ગોળ હથિયાર (૩) વિષ્ણુનું એક હથિયાર–સુદર્શનચક્ર (૪) કૂંડાળું; ગોળાકાર (૫) ઘણું મોટું રાજ્ય (૬) સમૂહ; સમુદાય; મંડળ (૭) તંત્રમાં વર્ણવેલાં ગુદાથી તાળવા સુધીમાં આવતાં છ સ્થાનોમાંનું કોઈપણ
**ચક્રક** પું૦ અન્યોન્યાશ્રય જેવો એક હેત્વાભાસ (ન્યા.)
**ચક્રગતિ** સ્ત્રી૦ ચક્ર જેવી ગોળ ગતિ
**ચક્રદંડ** પું૦ એક જાતના દંડની કસરત
**ચક્રધર** વિ૦ ચક્ર ધારણ કરનારું (૨) પું૦ (સં.) વિષ્ણુ
**ચક્રધારા** સ્ત્રી૦ પૈડાનો પરિઘ–ઘેરાવો
**ચક્રધારી** વિ૦ ચક્ર ધારણ કરનારું (૨) ન૦ પાણીમાં થતું એક સૂક્ષ્મ જંતુ

**ચક્રનાભિ** સ્ત્રી૦ ચક્રની નાભિ-મધ્યભાગ, જેમાં આરા ખોસેલા હોય છે.

**ચક્રનેમિ** સ્ત્રી૦ ચક્રનો પરિધ; ઘેરાવો

**ચક્રપાણિ** પું૦(સં.) હાથમાં ચક્ર ધારણ કરનાર—વિષ્ણુ

**ચક્રપાદ** પું૦ હાથી (૨) રથ

**ચક્રબંધ** પું૦ ચક્રના આકારમાં વંચાય એવી એક કાવ્યરચના

**ચક્રમુદ્રા** સ્ત્રી૦ ગોળ આકારનો સિક્કો (૨) વિષ્ણુના ચક્રની છાપ

**ચક્રવર્તિત્વ** ન૦ ચક્રવર્તીપણું

**ચક્રવર્તી** વિ૦ એક ચક્રે રાજ્ય કરનારું; સાર્વભૌમ (૨) પું૦ સાર્વભૌમ રાજા (૩) એક વનસ્પતિ; જટામાંસી

**ચક્રવાક** પું૦ એક પક્ષી; ચકવો

**ચક્રવાકી** સ્ત્રી૦ ચક્રવાકની માદા

**ચક્રવાત(-ચુ)** પું૦ વંટોળિયો

**ચક્રવૃદ્ધિ** વિ૦ મુદ્દલ સાથે વ્યાજનું પણ વ્યાજ ગણાતું હોય તેવું (ગ.)

**ચક્રવ્યૂહ** પું૦ ચક્રાકારે ગોઠવેલી સૈન્યરચના

**ચક્રાકાર** વિ૦ ચક્રના આકારનું

**ચક્રાકૃતિ** વિ૦ જુઓ ચક્રાકાર

**ચક્રાભાસ** વિ૦ 'સાઇક્લોઇડ' (ગ.)

**ચક્રાંકિત** વિ૦ જેણે ચક્રમુદ્રા શરીર ઉપર લગાવી હોય તેવું

**ચક્રાંગ** ન૦ ચકવો; ચક્રવાક (૨) રથ

**ચક્રી** વિ૦ ચક્રવાળું (૨) સાર્વભૌમ (૩) પું૦ સાર્વભૌમ રાજા; ચક્રવર્તી (૪)[સં.] વિષ્ણુ (૫) કુંભાર

**ચક્રીય** વિ૦ ચક્રની પેઠે ફરીફરી આવતું; 'સાઇક્લિક' (ગ.)

**ચક્રીય ક્રમ** પું૦ 'સાઇક્લિક ઑર્ડર' (ગ.)

**ચક્ષ(-ક્ષુ)** ન૦ આંખ

**ચક્ષુગોચર** વિ૦ આંખથી દેખાય એવું

**ચક્ષુઃશ્રવા** પું૦ આંખથી સાંભળનાર—સાપ

**ચક્ષૂરાગ** પું૦ આંખોની લાલાશ (૨) આંખો વડે દેખાડાતો રાગ-પ્રેમ

**ચક્ષૂરોગ** પું૦ આંખનો રોગ

**ચખ** ન૦ ચક્ષુ; આંખ

**ચખાડવું** સ૦ ક્રિ૦ સ્વાદ બતાવવા ખવડાવવું

**ચખાર** પું૦ ચોરી-ઠગલબાજી કરનાર (ચોર સાથે વપરાય છે.)

**ચગડોળ** ન૦ જુઓ ચકડોળ

**ચગદવું** સ૦ ક્રિ૦ પગ તળે કચરવું; જોરથી દાબવું

**ચગવું** અ૦ ક્રિ૦ આકાશમાં-ઊંચે ઊડવું (૨) અણસારામાં સમજી જવું (૩)[લા.] રંગમાં આવવું; ખીલવું

**ચગળવું** સ૦ ક્રિ૦ મમળાવીને ખાવું

**ચગુ** વિ૦ ચંચળ; ચાલાક (૨) સંજ્ઞાથી સમજી જાય એવું

**ચગું** ન૦ ઘસડાઈ આવીને ઠરેલો કાદવ; કાંપ

**ચ(૦ણ)ચણવું** અ૦ ક્રિ૦(રવ૦) બળતરા થવી; લાય બળવી (૨) ચણચણ થઈને બળવું (૩) મનમાં દુઃખી થવું

**ચ(૦ણ)ચણાટ** પું૦ ચચણવું તે; લાય

**ચ(૦ર)ચરવું** અ૦ ક્રિ૦ બળતરા થવી; લાય બળવી

**ચ(૦ર)ચરાટ** પું૦ ચરચરવું તે; બળતરા

**ચચૂકો(-ડો)** પું૦ કચૂકો; આંબલીનો ઠળિયો

**ચચ્ચાર** વિ૦ ચાર ચાર

**ચચ્ચો** પું૦ જુઓ ચકાર

**ચટ** પું૦ શ્રાદ્ધમાં દેવને સ્થળે મુકાતી ગાંઠ વાળેલી દર્ભની સળી (૨) સ્ત્રી૦ કાળજી; ચાનક (૩) જિદ; હઠ (૪) અ૦ ઝટ (૫) ઓઇયાં કરેલું હોય તેમ

**ચટક** વિ૦ ચકચકતું; દીપતું. ઉદા૦ રાતું ચટક (૨) સ્ત્રી૦ લહેજત; સ્વાદ (૩) ડંખ (૪) ચાનક; લાગણી

**ચટકચાંદની** સ્ત્રી૦ ઘણી સ્વરૂપવાન સ્ત્રી

**ચટક(-કં)તુ** વિ૦ ભપકાદાર; ચટકદાર

**ચટકદાર** વિ૦ મનમાં ડંખે તેવું (૨) લાગણી ઉશ્કેરે એવું (લખાણ, ભાષણ) (૩) મોહક; ચિત્તાકર્ષક (૪) સ્વાદિષ્ટ; લહેજતદાર

**ચટકમટક** અ૦ ફાંકડું; નખરાંબાજ (૨) સ્ત્રી૦ વરણાગિયો-નખરાંબાજ દેખાવ કે ચાલવાની રીત

**ચટકમોજડી*** વિ૦

**ચટકવું** સ૦ ક્રિ૦ ચટકો ભરવો (૨) અ૦ ક્રિ૦ મનમાં ડંખ મારવો; ડંખવું (૩) દીપવું; ખીલવું

**ચટકંતું** વિ૦ જુઓ ચટકતું
**ચટકાવવું** સ૦ ક્રિ૦ ડંખ મારવો; કરડવું (૨) મનમાં ડંખ લાગવો
**ચટકી** સ્ત્રી૦ તીવ્ર લાગણી (૨) ચૂંટી; ચપટી (૩) મોહિની (૪) ખૂલતો લાલ રંગ
**ચટકીદાર** વિ૦ મનમાં ડંખ લાગે તેવું (૨) મોહક; સુંદર (૩) સ્વાદિષ્ટ; લહેજતદાર
**ચટકું** ન૦ ટીપું; છાંટો
**ચટકો** પું૦ દંશ; ડંખ (૨) મનની તીવ્ર લાગણી
**ચટ(–ટા)ચટ** અ૦ ઝટઝટ; સપાટામાં
**ચટણી** સ્ત્રી૦
**ચટણીખાઉ** વિ૦ ચટણીનું શોખીન
**ચટણો** પું૦ મહારાષ્ટ્રી આદમી (તિરસ્કારમાં)
**ચટપટ** અ૦ તાબડતોબ; ઝટપટ
**ચટ(–ટા)પટી** સ્ત્રી૦ અતિ ઉત્સુકતા; તાલાવેલી (૨) આકળામણ; સંતાપ
**ચટવટવું*** અ૦ ક્રિ૦
**ચટાઈ** સ્ત્રી૦ સાદડી
**ચટાકો** પું૦ ચટકો; તીવ્ર લાગણી (૨) સ્વાદ
**ચટાચટ** અ૦ ચટચટ; ઝટઝટ
**ચટાડવું** સ૦ ક્રિ૦
**ચટાપટા** પું૦ બ૦ વ૦ રંગબેરંગી આડાઅવળા પટા
**ચટાપટી** સ્ત્રી૦ જુઓ ચટપટી
**ચટિયું** વિ૦ જિદ્દી; હઠીલું (૨) ન૦*
**ચટિયણ** વિ૦ સ્ત્રી૦ હઠીલી; જિદ્દી
**ચટીલું** વિ૦ ચટવાળું
**ચટૂકડું** વિ૦ ખાધાનું લાલચુ (૨) લાંચિયું
**ચટ્ટ** અ૦ જુઓ ચટ
**ચડ** અ૦ જોતજોતામાં; જલદીથી; ચટ
**ચડ(–ડા)ઊતર(–રી)** સ્ત્રી૦ ચડવું અને ઊતરવું તે (૨) વધઘટ
**ચડચડ** અ૦ (રવ૦)
**ચડચડવું** અ૦ ક્રિ૦ (રવ૦) તતડવું
**ચડચડાટ** પું૦ (રવ૦) તતડાટ
**ચડ(–ડા)ણ** ન૦ ચડાવવાળો માર્ગ; ચડાવ
**ચડતી** સ્ત્રી૦ ઉન્નતિ (૨) બઢતી; વૃદ્ધિ
**ચડતીપડતી** સ્ત્રી૦ ચડવું અને પડવું તે; અસ્તોદય
**ચડતું** વિ૦ વધતું; ઊંચે જતું (૨) ચડિયાતું
**ચડપ,૦ચડપ** અ૦ ઉતાવળથી; ત્વરાથી
**ચડપવું** સ૦ ક્રિ૦ જુઓ ઝડપવું
**ચડભડ** સ્ત્રી૦ (રવ૦) જુઓ ચડભડાટ
**ચડભડવું** અ૦ ક્રિ૦ (રવ૦) ગુસ્સે થવું; ખીજવું; લડી પડવું (૨) બળવું
**ચડભડાટ** પું૦ ખિજાઈ જઈને બોલાબોલી કરવી તે
**ચડવું** સ૦ ક્રિ૦; અ૦ ક્રિ૦ નીચેથી ઉપર જવું (૨) સવાર થવું; બેસવું (૩) ચડાઈ કરવી (૪) બફાવું (૫) ગર્વથી ફૂલવું (૬) ગુસ્સે થવું (૭) સંકોચાવું; ટૂંકું થવું (૮) –ના કરતાં શ્રેષ્ઠ ઠરવું (૯) –નો નશો લાગવો
**ચડવો** પું૦ માટીની નાની લોટી
**ચડ(–ર)સ** પું૦ એક માદક પદાર્થ (૨) વ્યસન ચસકો; લત (૩) મમત
**ચડ(–ર)સાચડ(–ર)સી** સ્ત્રી૦ હરીફાઈ
**ચડ(–ર)સીલું** વિ૦ લતવાળું (૨) મમતી; હઠીલું
**ચડસું** ન૦ પાણી ઊંચે ચડાવવાનું એક યંત્ર
**ચડાઈ** સ્ત્રી૦ લશ્કરી આક્રમણ; હુમલો
**ચડાઉ** વિ૦ ફૂલણજી (૨) ઝટ ગુસ્સે થઈ જાય એવું (૩) જમીનને માફક એવું; ગુણકારી (૪) ચડવા–સવારી કરવા યોગ્ય
**ચડાઊતર(–રી)** સ્ત્રી૦ જુઓ ચડઊતર
**ચડાચડ(–ડી)** સ્ત્રી૦ હુંસાતુંસી; સરસાઈની સ્પર્ધા
**ચડાણ** ન૦ ચડાવ; ચડાવવાળો માર્ગ
**ચડાવ** પું૦ ઊંચાણ (૨) ચડતા ઊંચાણવાળી જગા (૩) તેવો માર્ગ (૪) વૃદ્ધિ; વધારો (૫) ચડાઈ
**ચડાવો** પું૦ જુઓ ચડાવ (૨) ઉશ્કેરણી
**ચડિયાતું** વિ૦ વધારે સરસ; ચડતું
**ચડીચોટ** અ૦ એકદમ; સપાટાબંધ
**ચડે(–રે)ડાટ** અ૦ (રવ૦) મોટે અવાજે
**ચડ્ડી** સ્ત્રી૦ અર્ધું પાટલૂન; જાંઘિયો
**ચણ** સ્ત્રી૦ પંખીઓને ચણવા માટે નખાતું અનાજ (૨) કરચલીવાળી કપડાની સીવણી (૩) ચીણ; સીવવામાં કરચલીકરચલી પાડે છે તે
**ચણક** પું૦ ચણો
**ચણકચીભડી** સ્ત્રી૦ છોકરીઓની એક રમત

**ચણકબાબ** પું૦ જુઓ ચિનીકબાબ
**ચણ(-ણા)ખાર** પું૦ જુઓ ચણાખાર
**ચણચણ** અ૦ (રવ૦) 'ચણચણ' થાય એમ
**ચણચણવું** અ૦ ક્રિ૦ (રવ૦) જુઓ ચચણવું
**ચણચણાટ** પું૦ (રવ૦) જુઓ ચચણાટ
**ચણતર** ન૦ ચણવાની રીત (૨) ચણવાનું કામ
**ચણભણ** અ૦ ધીમે અવાજે (૨) સ્ત્રી૦ (લા.) ધીમે અવાજે ચાલતી લોકચર્ચા
**ચણવું** સ૦ ક્રિ૦ મકાન વગેરે ચણવું (૨) વીણીને ખાવું (પક્ષી માટે)
**ચણાખાર** પું૦ ચણાના છોડ ઉપરથી મળતો ક્ષાર
**ચણાદાળ** સ્ત્રી૦ ચણાની દાળ
**ચણાપણી** સ્ત્રી૦ ચણાનો પોપટાવાળો છોડવો (૨) તેવા છોડની ઝૂડી
**ચણાપાપડી** સ્ત્રી૦ ચણાની દાળમાં ચાસણી મેળવી બનાવેલી એક મીઠાઈ
**ચણિયારું** ન૦ જે ખાડામાં ટેકાવાથી બારણું ફરે છે તે
**ચ(૦૨)ણિયો** પું૦ ઘાઘરો
**ચણી** સ્ત્રી૦ નાનો ચણો; ચણાની એક જાત
**ચણીકબાલા** પું૦ જુઓ ચિનીકબાલા
**ચણીબોર** ન૦ ચણા જેવું નાનું બોર
**ચણો** પું૦
**ચણો(-નો)ઠી** સ્ત્રી૦ એક વેલો (૨) તેનું ફળ (૨) વાલના ત્રીજા ભાગનું વજન; રતી
**ચતરંગ** વિ૦ જુઓ ચતુરંગ (૨) ન૦ એક જાતનું વાજું (૩) એક જાતનું ગીત
**ચતુર** વિ૦ ચાલાક; હોશિયાર
**ચતુરપણું** ન૦
**ચતુરસ્રાકૃતિ** ન૦ 'ટ્રૅપેઝૉઇડ બોન'
**ચતુરસુજાણ** વિ૦ ચતુર અને સુજ્ઞ
**ચતુરંગ** વિ૦ ચાર અંગવાળું (૨) પું૦ શેતરંજ
**ચતુરંગિણી** વિ૦ સ્ત્રી૦ હાથી, ઘોડા, રથ અને પાયદળ એ ચાર અંગવાળી (સેના)
**ચતુરંગી** વિ૦ જેનાં ચાર અંગ હોય એવું
**ચતુરા** સ્ત્રી૦ ચતુર સ્ત્રી
**ચતુરાઈ** સ્ત્રી૦ ચતુરપણું
**ચતુરાનન** પું૦ (સં.) ચાર મુખવાળા—બ્રહ્મા
**ચતુરાશ્રમ** પું૦ બ૦ વ૦ ચાર આશ્રમ (બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત)
**ચતુર્ગુણ** વિ૦ ચારગણું; ચોગણું
**ચતુર્ઘાત** પું૦ અમુક સંખ્યાને તેની તે જ સંખ્યાએ ત્રણવાર ગુણતાં આવે તે ગુણાકાર (ઉદા૦ ૨$^{4}$=૧૬) [ગ.]
**ચતુર્ઘાતસમીકરણ** ન૦ 'બાઇક્વૉડ્રૅટિક ઇક્વેશન' (ગ.)
**ચતુર્થ** વિ૦ ચોથું
**ચતુર્થક** વિ૦ ચોથું (૨) પું૦ ચોથિયો તાવ
**ચતુર્થસમીકરણ** ન૦ જુઓ ચતુર્ઘાતસમીકરણ (ગ.)
**ચતુર્થાશ્રમ** પું૦ ચોથો આશ્રમ-સંન્યસ્તાશ્રમ
**ચતુર્થાંશ** પું૦ ચોથો ભાગ
**ચતુર્થી** સ્ત્રી૦ ચોથ (૨) ચોથી વિભક્તિ (વ્યા.)
**ચતુર્થીકર્મ** ન૦ લગ્ન પછી ચોથે દિવસે કરવાનો વિધિ
**ચતુર્દશ** વિ૦ ચૌદ
**ચતુર્દશી** સ્ત્રી૦ ચૌદશ
**ચતુર્દળ** વિ૦ ચાર પાન—પાંખડીવાળું
**ચતુર્દિશ** અ૦ ચોતરફ
**ચતુર્દિશા** સ્ત્રી૦ ચારે દિશા
**ચતુર્ધા** અ૦ ચારે પ્રકારે—રીતે
**ચતુર્ભુજ** વિ૦ ચાર હાથવાળું (૨) હાથ પાછળ બાંધેલા હોય તેવું—તેવી રીતે કેદ પકડેલું (૩) ચાર ખૂણા કે બાજુઓવાળું (૪) પું૦ ચાર બાજુઓવાળી આકૃતિ; આળસુ માણસ (૬) [સં.] વિષ્ણુ
**ચતુર્માસ** પું૦ બ૦ વ૦ ચાતુર્માસ (દેવપોઢીથી દેવઊઠી એકાદશી સુધીના)
**ચતુર્મુખ** પું૦ બ્રહ્મા
**ચતુર્મૂલ(-ળ)** ન૦ 'ફૉર્થ રૂટ' (ગ.)
**ચતુર્યુગ** પું૦ બ૦ વ૦ ચાર યુગ (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ)
**ચતુર્લ*** વિ૦
**ચતુર્ષ્ટી*** સ્ત્રી૦
**ચતુર્વર્ગ** પું૦ બ૦ વ૦ ચાર પુરુષાર્થ (ધર્મ અર્થ, કામ અને મોક્ષ)
**ચતુર્વર્ણ** પું૦ બ૦ વ૦ ચાર વર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર)

**ચતુર્વિધ** વિ૦ ચાર પ્રકારનું

**ચતુર્વેદ** પું૦ બ૦ વ૦ ચાર વેદ (ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને અથર્વવેદ)

**ચતુર્વેદી** વિ૦ ચારે વેદ જાણનાર (૨) બ્રાહ્મણોની એક જાતનું

**ચતુર્વ્યૂહ** પું૦ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ એ ચાર વ્યૂહરૂપ ધારણ કરનાર—વિષ્ણુ

**ચતુષ્કોણ** વિ૦ ચાર ખૂણાવાળું (૨) પું૦ ચાર ખૂણાવાળી આકૃતિ; 'ક્વૉડ્રીલેટરલ' [ગ.]

**ચતુષ્ટય** વિ૦ ચાર ભાગવાળું (૨) ચાર પ્રકારનું (૩) ન૦ ચારનો સમુદાય

**ચતુષ્પથ** પું૦ ચાર રસ્તા એકઠા થતા હોય એવી જગા—ચકલું

**ચતુષ્પ(-ષ્પા)દ** વિ૦ ચોપગું (૨) ન૦ ચોપગું પ્રાણી

**ચતુષ્પદી** સ્ત્રી૦ ચાર પદની બનેલી કડી

**ચતુષ્ફલક** ન૦ ચાર બાજુવાળી આકૃતિ; ત્રિકોણ બાજુવાળો શંકુ; 'ટેટ્રાહેડ્રૉન' [ગ.]

**ચતુઃફલક** ન૦ જુઓ ચતુષ્ફલક

**ચતુઃસીમા** સ્ત્રી૦ ચારે બાજુની સીમા–ખૂંટ

**ચતું(-ત્તું)** વિ૦ છતું

**ચતું(-ત્તા,-ત્તું)પાટ** અ૦ છત્તુંપાટ

**ચનમનિયાં** ન૦ બ૦ વ૦ ગદબદિયાં (૨) ચેન-બાજી; લહેર

**ચનોઠી** સ્ત્રી૦ જુઓ ચણોઠી

**ચપ** અ૦ ચટ લઈને; એકદમ

**ચપકલું** વિ૦ દગાવાળું (૨) ન૦ અડપલું; ચાંદલું (૩) માટીનું પાત્ર; નાનું ચપણું

**ચપ(-બ)કાવવું** સ૦ ક્રિ૦ ઊનું કરી ચાંપવું (૨) વધાર કરવો

**ચપ(-બ)કાવું** અ૦ ક્રિ૦ ચંપાવું

**ચપ(-બ)કો** પું૦ ડામ (૨) મહેણું (૩) મહેણાનો ડંખ

**ચપચપ** અ૦ (રવ૦) ઝટઝટ; ચપોચપ

**ચપચપું** વિ૦ ચીકણું અને ભીનું; ગદગદું

**ચપ(-પ્પ)ટ** વિ૦ ચોટેલું; ચપટું; સપાટ

**ચપટવું** સ૦ ક્રિ૦ સજ્જડ કરવું; ચપસીને બેસાડવું

**ચપટાવું** અ૦ ક્રિ૦ ચપ્પટ થવું; દબાવું (૨) નુકસાનમાં આવવું

**ચપટી** સ્ત્રી૦ હાથનો અંગૂઠો અને આંગળી ભીડવાં તે (૨) તેમાં પકડાય તેટલું માપ (૩) તેમ કરીને કરાતો ચટ એવો અવાજ (૪) એ અવાજ કરતાં લાગે એટલો સમય; જરા વાર (૫) પકડ; ચીમટી

**ચપટું** વિ૦ એંઠેલું; દબાયેલું; ચોટેલું

**ચપડવું** સ૦ ક્રિ૦ ટીપીને ચપટું કરવું

**ચપડાલાખ** સ્ત્રી૦ લગડી બનાવેલી ચોખ્ખી લાખ

**ચપડાવવું** સ૦ ક્રિ૦ ચપટું કરવું (૨) સપાટા બંધ ખાઈ જવું (૩) ચોરી જવું

**ચપડિયો** પું૦ સોનારૂપાના તાર ચપડનારો

**ચપડી** સ્ત્રી૦ લાખ

**ચપડું** વિ૦ ચાર પડવાળું

**ચપ(-પ્પ)ણું(-ણિયું)** ન૦ શકોરું; બટેરું (૨) ભિક્ષાપાત્ર

**ચપણું** ન૦ જુઓ ચપણિયું

**ચપ(-પો)તરું** ન૦ કાગળની કકડી

**ચપરાસ** સ્ત્રી૦ બડાઈ; પતરાજી (૨) સિપાઈના પટાની પિત્તળની તખતી (૩) મિજાગરું

**ચપરાસી** પું૦ ચપરાસવાળો–પટાવાળો (૨) સ્ત્રી૦ બડાઈ

**ચપલ(-ળ)** વિ૦ ચંચલ (૨) હોશિયાર; ચાલાક

**ચપલ(-ળ)તા** સ્ત્રી૦

**ચપલા(-ળા)** સ્ત્રી૦ ચપળ સ્ત્રી (૨) વીજળી (૩) લક્ષ્મી (૪) એક છંદ

**ચપસવું** અ૦ ક્રિ૦ દાબવું; જોરથી દાબવું

**ચપળ** વિ૦ જુઓ ચપલ

**ચપળા** સ્ત્રી૦ જુઓ ચપલા

**ચપળતા** સ્ત્રી૦

**ચપળપણું** ન૦

**ચપળાઈ** સ્ત્રી૦ ચપળતા

**ચપળાં** ન૦ બ૦ વ૦ આંખમિચામણાં; કટાક્ષ

**ચપા(-પો)ચપ** અ૦ (રવ૦) ચપચપ; શાંતિથી અને ઝટઝટ

**ચપાટવું** સ૦ ક્રિ૦ સપાટાબંધ ખાવું

**ચપાટી(-તી)** સ્ત્રી૦ ચાર પડવાળી રોટલી (૨) જાડી રોટલી

**ચપેટ(-ટી)** સ્ત્રી૦ ઝાપોટ; તમાચો (૨) સકંજો કબજો (ખાસ કરીને ભૂતના વળગણ માટે) (૩) નુકસાન; આફત

**ચપોચપ** અ૦ (રવ૦) ચપાચપ
**ચપોતરું** ન૦ કમળની કકડી; ચપતરું
**ચપ્પટ** વિ૦ જુઓ ચપટ
**ચપ્પણ(-ણિયું)** ન૦ જુઓ ચપણિયું
**ચપ્પુ** પું૦; ન૦ કાપવાનું ઓજાર
**ચબકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ચપકાવવું
**ચબકાવું** અ૦ ક્રિ૦ જુઓ ચપકાવું
**ચબકો** પું૦ જુઓ ચપકો
**ચબડચબડ** અ૦(રવ૦) ચપચપ (૨) મનમાં આવે એમ
**ચબરકી(-ખી)** સ્ત્રી૦ કાગળનો નાનો કકડો
**ચબરાક** વિ૦ ચપળ; ચાલાક (૨) બોલવામાં કુશળ; વાચાળ
**ચબરાકી** સ્ત્રી૦ ચબરાકપણું
**ચબાવવું** વિ૦ જુઓ ચિબાવલું
**ચબાં** અ૦ મોંમાંથી ઉચ્ચાર નીકળતો હોય તેમ
**ચબૂતરી** સ્ત્રી૦ નાનો ચબૂતરો; પરબડી
**ચબૂતરો** પું૦ પોલીસથાણું; 'ગેટ' (૨) કર લેવાની ચોકી; નાકું (૩) ચોતરો (૪) પંખીઓને માટે દાણા નાખવાની જગા; પરબડી
**ચબૂરિયો** પું૦ હીંચકો (૨) હિંડોળાખાટ
**ચબેલ(-લું)*** વિ૦
**ચબોલા** પું૦ બ૦ વ૦ સામસામે મારેલાં ટોણાં; કટાક્ષ
**ચબોળવું** સ૦ ક્રિ૦ ખરાબ બોલવું; ગાળ દેવી
**ચભડચભડ** અ૦ (રવ૦) (ચાવવાનો અવાજ)
**ચમક** સ્ત્રી૦ ચમકારો (૨) ઘ્રુજારી—તાણ આવવી તે (૩) પું૦ લોહચુંબક (૪) ચકમક પથ્થર
**ચમકપથ્થર** પું૦ લોહચુંબક (૨) ચકમક
**ચમકપહાણ** પું૦ જુઓ ચમકપથ્થર
**ચમકબાણ** ન૦ લોહચુંબક
**ચમકવા** પું૦ એક રોગ
**ચમકવું** અ૦ ક્રિ૦ જુઓ ઝબૂકવું (૨) ચોંકવું (૩) વંઠી જવું
**ચમકવો*** પું૦
**ચમકળી** સ્ત્રી૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**ચમકાટ** પું૦ ચમકારો; ઝબકારો (૨) વાઈનો આવેશ (૩) વંઠી જવું તે
**ચમકાર(-રો)** પું૦ ઝબકારો (૨) ચમક; કંપારી (૩) ચમચમ થતો અવાજ

**ચમકી** સ્ત્રી૦ ચમચમ એવી—નેતરની સોટી
**ચમગાદડ** ન૦ એક પક્ષી
**ચમચમ** અ૦ (રવ૦) ચમચમે એમ
**ચમચમવું** અ૦ ક્રિ૦ (રવ૦) 'ચમચમ' એવો અવાજ થવો (૨) તીવ્ર બળતરા થવી
**ચમચી** સ્ત્રી૦ નાનો ચમચો (૨) પાનસોપારી ઇત્યાદિ રાખવાની કોથળી
**ચમચો** પું૦
**ચમડપોસ** પું૦ ચામડાનું ઢાંકણું; ઓઢો
**ચમડી** સ્ત્રી૦ ચામડી
**ચમત્કાર** પું૦ આશ્ચર્ય; આશ્ચર્યકારક બનાવ—દેખાવ (૨) કરામત; અલૌકિક ક્રિયા
**ચમત્કારિક** વિ૦ ચમત્કારવાળું
**ચમત્કારી** વિ૦ જુઓ ચમત્કારિક
**ચમત્કૃતિ** સ્ત્રી૦ જુઓ ચમત્કાર
**ચમન** પું૦; ન૦ બાગ (૨) આનંદ; મોજમજા
**ચમનબંદી** સ્ત્રી૦ બાગબાની
**ચમર** સ્ત્રી૦ વાળ કે પીંછાં (૨) હામ; ધૈર્ય (૩) સ્ત્રી૦; ન૦ જુઓ ચમ્મર
**ચમરકઠા** પું૦ બ૦ વ૦ એ નામના ઘઉં
**ચમરખું** ન૦ રેંટિયાની ત્રાક જેમાં રખાય છે તે ચામડાનો કકડો
**ચમરબંધ** પું૦ ચામડાનો પટો
**ચમરબંધી** વિ૦ કેડે ચમરબંધવાળું; શૂરવીર અને ધૈર્યવાન (૨) પું૦ ચમરબંધી માણસ; (૩) સત્તાધીશ; રાજા જેવો માણસ
**ચમરાળ** વિ૦ ચમરબંધી
**ચમરી** સ્ત્રી૦ રેસાવાળી ફૂલની માંજર-મંજરી (૨) રેશમ કે ઊનની ચમરીના—ફૂલમંજરીના આકારની બનાવટ (૩) મચ્છર વગેરે ઉડાડવાની ઘોડાના વાળની બનાવેલી ચામર
**ચમરીગાય** સ્ત્રી૦ એક પ્રકારની પહાડી ગાય, જેના પૂંછડાના વાળની ચામર બને છે.
**ચમાર** વિ૦ ચામડિયાની જ્ઞાતિનું (૨) પું૦ તે જ્ઞાતિનો માણસ; ચામડિયો
**ચમારકામ** ન૦ ચમારનું કામ
**ચમારણ** સ્ત્રી૦ ચમાર સ્ત્રી
**ચમારદૂધી** સ્ત્રી૦ એક વેલો; (ચમાર લોકો તેનો ઉપયોગ ચામડાંના વાળ ઉતારવામાં કરે છે.)
**ચમારવાડો** પું૦ ચમાર લોકોનો રહેવાનો લત્તો
**ચમૂ** સ્ત્રી૦ સેના

**ચમૂપતિ** પું૦ સેનાપતિ
**ચમેડ** સ્ત્રી૦ એક છોડ—ચિમેડ
**ચમેડિયું** ન૦ ચમેડ જેવી શીંગોવાળો એક છોડ
**ચમેલી** સ્ત્રી૦ એક ફૂલવેલ; ચંપેલી
**ચમ્મડ** વિ૦ ચામડા જેવું; ઝટ તૂટેફાટે નહિ એવું (૨) [લા.] કૃપણ; કંજૂસ
**ચમ્મડતોડ** વિ૦ કંજૂસ
**ચમ્મર** સ્ત્રી૦; ન૦ ચમરી ગાયના પૂંછડાના કે બીજા વાળની બનેલી ચમરી; ચામર
**ચય** પું૦ ઢગલો; રાશિ (૨) વધારો (૩) 'કૉમન ડિનૉમિનેટર' (ગ.)
**ચયશ્રેણિ(-ણી)** સ્ત્રી૦ 'ઍરિથમેટિકલ સીરીઝ'
**ચયશ્રેણિ(-ણી)મધ્યમ** પું૦ 'ઍરિથમેટિકલ મીન'
**ચર** વિ૦ ચંચળ; અસ્થિર; ફરતું (૨) ફરનારું (સમાસને છેડે) ઉદા૦ 'જલચર; ખેચર' (૩) પું૦ જાસૂસ; બાતમીદાર (૪) હોમ નિમિત્તે રાંધેલું અન્ન (૫) મેષ, કર્ક તુલા ને મકર રાશિઓ, અથવા સ્વાતી, પુનર્વસુ, શ્રવણ, ધનિષ્ઠા અને શતતારકા એ નક્ષત્રો (૬) સ્ત્રી૦ કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ (૭) ચૂલ; તમણ (૮) ન૦ (જ્યો.) ભૂમધ્યરેખાથી યામ્યોત્તર અંતર, જેને કારણે દિવસ લાંબોટૂંકો થાય છે. (૯) અ૦ કપડું વગેરે ફાટવાનો અવાજ
**ચરક** સ્ત્રી૦ છોકરાંની એક રમત (૨) પંખીની અઘાર (૩) ન૦ કોલુ; શેરડી પીલવાનો સંચો (૪) પું૦ દૂત; કાસદ (૫) (સં.) વૈદકનો ગ્રંથ લખનાર એ નામના ઋષિ
**ચરકણ** વિ૦ ચરકયા કરતું (૨) બીકનું માર્યું ચરકી જાય એવું; ડરકણ
**ચરકણું** વિ૦ વારંવાર ચરકી જાય એવું (૨) ન૦ (બાળક, ઢોર વગેરે) જેનાથી વારંવાર ચરકયા કરે એવો રોગ
**ચરકલું** વિ૦ ચરકણું (૨) ન૦ ચકલું; ચલ્લું
**ચરકવું** અ૦ ક્રિ૦ (રવ૦) થોડું પ્રવાહી જેવું અઘવું (ખાસ કરીને પક્ષી માટે)
**ચરકીડો** પું૦ + ચરખો (૨) ખરાદ; સંઘાડો
**ચરકું(-ખું)** વિ૦ સહેજ તમતમું તથા કડૂચું—ખેસ્વાદ

**ચરખિયું** વિ૦ ચરખામાં—મિલમાં કામ કરવા જતું (૨) ચરખાને લગતું
**ચરખી** સ્ત્રી૦ નાનો ચરખો (૨) પવનચક્કી
**ચરખું** વિ૦ જુઓ ચરકું
**ચરખો** પું૦ કપાસ લોઢવાનો સંચો (૨) મિલ (૩) ખરાદ; સંઘાડો
**ચરચર** અ૦ (રવ૦) બળવાનો અવાજ (૨) ઝડપથી; જલદીથી (૨) પું૦ 'ચકચક' એવો અવાજ (૩) સ્ત્રી૦ ધીમી બળતરા; ચચરાટ (૪) ચિંતા; ફિકર
**ચરચરવું** સ૦ ક્રિ૦ જુઓ ચચરવું
**ચરચરાટ** પું૦ જુઓ ચચરાટ
**ચરચરી** સ્ત્રી૦ બળતરા; ચિંતા
**ચરચવું** સ૦ ક્રિ૦ (ચંદન વગેરેનો) લેપ કરવો; અર્ચા કરવી
**ચરડ** અ૦ (રવ૦) કપડું વગેરે ફાટતાં થતો અવાજ
**ચરડકો** પું૦ ચરડ થતો અવાજ (૨) દિલ ચિરાય એવી લાગણી; ઉગ્ર ચિંતા; ધ્રાસકો
**ચરડવું** સ૦ ક્રિ૦ 'ચરડ' થાય એવી રીતે ચીરવું
**ચરડૂકિયો** પું૦ (કા.) લાકડાં ઘસીને અગ્નિ ઉત્પન્ન કરવાનું એક યંત્ર
**ચરણ** પું૦ પગ (૨) ન૦ તૂક; કડી (કવિતાની)
**ચરણમર્દન** ન૦ પગચંપી
**ચરણરજ** સ્ત્રી૦ પગની રજ—ધૂળ
**ચરણવું** સ૦ ક્રિ૦ ડામવું (૨) અ૦ ક્રિ૦ દિલમાં બળવું (૩) દુ:ખનો ટહુકારો કરવો
**ચરણસેવા** સ્ત્રી૦ પગચંપી (૨) ભક્તિનો એક પ્રકાર
**ચરણસ્પર્શ** પું૦ પગનો સ્પર્શ
**ચરણાકુલ(-ળ)** પું૦ એક છંદ
**ચરણામૃત** ન૦ ચરણોદક; દૂધ, દહીં, ઘી, મધ અને પાણી વગેરેનું મિશ્રણ જેના વડે દેવમૂર્તિને સ્નાન કરાવ્યું હોય તે
**ચરણારવિંદ** ન૦ ચરણરૂપી અરવિંદ—કમળ
**ચરણિયો** પું૦ ચણિયો; ઘાઘરો
**ચરણું** ન૦ ચણિયો; ઘાઘરો
**ચરણો** પું૦ ચણિયો; ઘાઘરો

**ચરણોદક** ન૦ દેવગુરુ વગેરેના ચરણ જેના વડે ધોયા હોય એવું ઉદક–પાણી

**ચરપણ** ન૦ કૃપણતા; કંજૂસાઈ

**ચરપણવેડા** પું૦ બ૦ વ૦ કંજૂસના જેવું વર્તન

**ચરપાણું** વિ૦ કંજૂસ

**ચરબી** સ્ત્રી૦ પ્રાણીઓના માંસમાં રહેલો તેલી પદાર્થ (૨) મદ; અભિમાન

**ચરબીદાર** વિ૦ ચરબીવાળું

**ચરભક્ષ** ન૦ હોમ માટે રાંધેલું અન્ન વરકન્યાએ એકબીજાને ખવડાવવું તે; લગ્નને બીજે દિવસે કરવામાં આવતી એક ક્રિયા

**ચરમ** વિ૦ અંતિમ; છેવટનું (૨) ન૦ મુદ્‌ગર; મગદળ

**ચરમપંથી** વિ૦ અંતિમ માર્ગે ચાલનારું

**ચરર,ચર** અ૦ (રવ૦) કપડું વગેરે ફાડવાનો અવાજ

**ચરવાદાર** પું૦ ઘોડાની ચાકરી કરનારો; રાવત

**ચરવી** સ્ત્રી૦ નાનો ચરુ; દેગડી

**ચરવું** અ૦ ક્રિ૦ ચાલવું; ફરવું (૨) ઘાસ, દાણો વગેરે ફરીને શોધી ખાવો (પશુપંખીએ) (૩) રળવું; પેદા કરવું

**ચરસ** પું૦ જુઓ ચડસ

**ચરસાચરસી** સ્ત્રી૦ જુઓ ચડસાચડસી

**ચરસીલું** વિ૦ જુઓ ચડસીલું

**ચરંદું** વિ૦ ચરનારું–ઘાસ ખાનારું (૨) ન૦ જાનવર; પશુ

**ચરાઈ** સ્ત્રી૦ ઢોર વગેરે ચારવાનું મહેનતાણું

**ચરાઉ** વિ૦ ચરવા માટે યોગ્ય; ચરા તરીકે વાપરવાનું (૨) ન૦ ચરો

**ચરાચર** વિ૦ ચર અને અચર; ચેતન અને જડ; સ્થાવર અને જંગમ (૨) ન૦ આખી સૃષ્ટિ

**ચરાણ** ન૦ ચરો; ગોચર (૨) ચરામણ

**ચરામણ** ન૦ જુઓ ચરાઈ

**ચરામણી** સ્ત્રી૦ જુઓ ચરાઈ

**ચરાળ** વિ૦ જોઈએ તે કરતાં ઊંચું–ઊભેડું (૨) સ્પર્શની લાગણી ન થાય એવું–જાડું

**ચરિત** ન૦ આચરણ; વર્તન

**ચરિતાર્થ** વિ૦ કૃતકૃત્ય; કૃતાર્થ (૨) સફળ પું૦ નિર્વાહ; ગુજરાન

**ચરિત્ર** ન૦ આચરણ; (૨) કપટ; પાખંડ; કાવાદાવા (૩) જીવનચરિત્ર

**ચરિત્રકાર** પું૦ જીવનચરિત્ર લખનારો

**ચરિત્રકીર્ત(-ર્ત)ન** ન૦ (જીવન) ચરિત્રનું ગુણગાન

**ચરિત્રનિરૂપણ** ન૦ જીવનનું વર્ણન; જીવનકથા

**ચરી** સ્ત્રી૦ અમુક એટલા ઢોરને ઊભું રાખવાની લાકડાની ઘોડી (૨) કરી; પરેજી

**ચરુ** પું૦ એક પહોળા મોંનું વાસણ; દેગ (૨) હોમ કરવા માટે રાંધેલું અન્ન–ભાત

**ચરુભક્ષણ** ન૦ હવિષ્યાન્ન ખાવું તે; ચરભક્ષ

**ચરૂડી** સ્ત્રી૦ નાનો ચરુ; દેગડી

**ચરૂડો** પું૦ ચડવો; માટીનો લોટો

**ચરેડાટ** અ૦ (રવ૦) જુઓ ચડેડાટ

**ચરેડો(-રો)** પું૦ ચરડકો; ધ્રાસકો (૨) ચીરો

**ચરેરાટ** પું૦ (રવ૦) ચરેડો; ધ્રાસકો (૨) વસ્તુ ફાટતાં થતો અવાજ

**ચરો** પું૦ ગૌચર તરીકે ઇલાયદી રાખેલી પડતર જમીન

**ચરોતર** ન૦ મહી અને સાબર એ બે નદીઓ વચ્ચેનો ગુજરાતનો પ્રદેશ

**ચરોતરિયું** વિ૦ ચરોતરનું

**ચરોતરું** વિ૦ ચરોતરિયું

**ચર્ઘ** ન૦ એક પક્ષી

**ચર્ચ** ન૦ ખ્રિસ્તીઓનું પ્રાર્થના કરવાનું મંદિર

**ચર્ચરિકા** સ્ત્રી૦ આનંદ; ઉત્સવ (૨) એક છંદ (૩) નાટકમાં પ્રવેશ પૂરો થાય ત્યારે મૂકવામાં આવતું ગીત–ગાયન

**ચર્ચરી** સ્ત્રી૦ જુઓ ચર્ચરિકા

**ચર્ચવું** સ૦ ક્રિ૦ ચર્ચા કરવી (૨) કુથલી કરવી (૩) લેપ કરવો

**ચર્ચા** સ્ત્રી૦ વાદવિવાદ (૨) કુથલી (૩) લેપ

**ચર્ચાપત્ર** ન૦ ચર્ચા કે વિવેચનનો છાપામાં આવેલો પત્ર–લખાણ

**ચર્ચાપત્રી** પું૦ ચર્ચાપત્ર લખનાર

**ચર્ચાપરિષદ** સ્ત્રી૦ ચર્ચા કરવાની પરિષદ–સભા

**ચર્ચાવું** અ૦ ક્રિ૦ ચર્ચા થવી

**ચર્ચાસમાજ** પું૦; સ્ત્રી૦ ચર્ચા કરનારો સમાજ

**ચર્ચિત** વિ૦ ચર્ચાયેલું

**ચર્પટ** પું૦ થપ્પડ; ધોલ

**ચર્મ** ન૦ ચામડું; ત્વચા

**ચર્મકાર** પું૦ ચામડિયો (૨) મોચી

**ચર્મકીલ** પું૦ મસો

**ચર્મચક્ષુ** ન૦ ભૌતિક-કુદરતી આંખ (જ્ઞાન-ચક્ષુથી ઊલટું)
**ચર્મદલ** ન૦ ગૂમડું
**ચર્મપત્ર** ન૦ ચામડાના જેવો મજબૂત કાગળ
**ચર્મરોગ** ન૦ ચામડીનો એક રોગ
**ચર્માલય** ન૦ ચામડાં કેળવવાનું કારખાનું
**ચર્યા** સ્ત્રી૦ કામકાજ; વ્યવહાર (૨) રીતભાત; વર્તણૂક (૩) સેવા (૪) અંદરનો ભાવ સમજાય તેવો દેખાવ—ચહેરો; શિકલ
**ચર્વણ** ન૦ ચાવવું—વાગોળવું તે (૨) [લા.] મનન
**ચર્વિત** વિ૦ જેનું ચવર્ણ થઈ ગયેલું છે એવું
**ચર્વિતચર્વણ** ન૦ એકની એક વાત ફરી કહેવી તે-પુનરુક્તિ
**ચલ(-ળ)** વિ૦ અસ્થિર; ચલાયમાન
**ચલકચલાણું** ન૦ છોકરાંની એક રમત
**ચલણ** ન૦ અમલ; સત્તા (૨) ચલણી નાણું; 'કરન્સી' (૩) રિવાજ
**ચલણી** વિ૦ વ્યવહારમાં પ્રચલિત-વપરાતું હોય એવું
**ચલતી** સ્ત્રી૦ સંગીતની એક લય, જેમાં ગાનનો પ્રવાહ બહુ ઝડપથી ચલાવવામાં આવે છે.
**ચલન** વિ૦ હાલતું; કંપતું (૨) ન૦ ચાલવાની ક્રિયા
**ચલનકંપવા** પું૦ એક રોગ
**ચલનવલન** ન૦ હાલવુંચાલવું તે; હરફર; ગતિ
**ચલનશાસ્ત્ર*** ન૦
**ચલનશીલ** વિ૦ હાલવાના સ્વભાવવાળું
**ચલમ** સ્ત્રી૦ તમાકુ વગેરે પીવા માટેનું માટીનું એક પાત્ર
**ચલ(-ળ)વિચલ(-ળ)** વિ૦ અસ્થિર; ડગમગતું
**ચલાઉ** વિ૦ ચાલી શકે-નભે એવું
**ચલાખાચહિયારો** પું૦ સહિયારામાં કે વેપારીમંડળ માટે કરેલી માલની ખરીદી
**ચલાખી** સ્ત્રી૦ નાનો ચલાખો
**ચલાખો** પું૦ સમચોરસ કપડાનો કકડો
**ચલાણી** સ્ત્રી૦ નાનું ચલાણું
**ચલાણું** ન૦ પડઘીવાળી નાની પ્યાલી
**ચલામણી** સ્ત્રી૦ લગ્ન થઈ રહ્યા બાદ છેલ્લે દિવસે કન્યાપક્ષ તરફથી વરપક્ષને સગપણ પ્રમાણે અપાતી બક્ષિસ
**ચલા(-ળા)યમાન** વિ૦ હાલતું (૨) ફરતું; બદલાતું
**ચલાવવું** સ૦ ક્રિ૦ હીંડાડવું (૨) નભાવી લેવું
**ચલાંતર** ન૦ 'વૅરિયેશન'
**ચલિ(-ળિ)ત** વિ૦ ચળેલું; સ્થાનભ્રષ્ટ (૨) અસ્થિર
**ચલિતકું(-કું)ડલી(-ળી)** સ્ત્રી૦ ચલિત ગ્રહ બતાવનારી કુંડળી (જ્યો.)
**ચલિયું** ન૦ ચકલું; ચકલાંની જાતનું નાનું પંખી
**ચલૂડું** ન૦ કચોળું; પ્યાલી (૨) માટીની લોટી; લોટું
**ચલેખો** પું૦ કડછો
**ચલોઠો** પું૦ ખેસ; ઉપરણો
**ચવ્લી** સ્ત્રી૦ ચકલી
**ચવલુક** વિ૦ + હલકું; માલ વગરનું
**ચવલું** ન૦ ચકલાની જાતનું નાનું પંખી; ચકલું (૨) ચાંગળું; અંજલિ
**ચવલો** પું૦ ચકલો
**ચવ** પું૦; સ્ત્રી૦ મોતીનું એક તોલ; ટકો (રતિ=૧૩ાા ટકા) (૨) હોશ; શમ; સકાર (૩) આવડત; ગમ (૪) ઢંગ; ઠેકાણું (૫) સ્વાદ; લહેજત
**ચવક** પું૦ એક જાતનો ચવડ વેલો
**ચવચાળ** વિ૦ પરચૂરણ; કુટકળ (૨) સ્ત્રી૦ જુદેજુદે ઠેકાણેથી ચૂંટી કાઢેલી-કુટકળ બાબતો; ચૂંટણી
**ચવડ** વિ૦ મુશ્કેલીથી તૂટે, ફાટે કે ચવાય એવું
**ચવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ ચાવે એમ કરવું
**ચવડું** વિ૦ ચવડ (૨) ન૦ હળનો અણીદાર દાંતો, જે ભોંયમાં પેસી ચાસ પાડે છે.
**ચવદાર** વિ૦ સ્વાદવાળું
**ચવલિયું** વિ૦ પાંપણે ધોળા વાળવાળું
**ચવલી** સ્ત્રી૦ બેઆની
**ચવલું** વિ૦ ચવલિયું
**ચવલો(-ળો)** પું૦ જૈન જતિની સતરની આવરણી; રજોહરણો (૨) રોરડીમાં થતો એક રોગ

ચવવું સ૦ ક્રિ૦ કહેવું; વર્ણવવું
ચવવેરો પું૦ ઘર તથા જમીનનો વેરો
ચ(ળ)વળવું અ૦ ક્રિ૦ સળવળવું; ચેળ આવવી
ચ(ળ)વળાટ પું૦ ચળ (૨) તનમનાટ
ચવાઈ સ્ત્રી૦ મશ્કરી; ઠેકડી
ચવાણું ન૦ કાચુંકોરું કે શેકેલું ખાવાનું (ધાણી, ચણા, મમરાશેવ વગેરે)
ચવેચા પું૦ બ૦ વ૦ ચાળા પાડવા તે; ચાળા
ચવો પું૦ પગને તળિયે થયેલો ફોલ્લો
ચશ્મ સ્ત્રી૦ આંખ
ચશ્મ(-સમ)પોશી સ્ત્રી૦ દીઠુંઅદીઠું કરવું તે; આંખ આડા કાન કરવા તે
ચશ્મી વિ૦ સ્ત્રી૦ આંખના આકારની (કોર)
ચશ્મું ન૦ આંખે બરાબર દેખાય તે માટે પહેરવાનો કાચ (મોટે ભાગે બહુવચન માં જ વપરાય છે; ચશ્માં)
ચશ્મેધબ વિ૦ આંધળુંધબ; સાવ ન દેખતું
ચશ્મો પું૦ પાણીનો ઝરો
ચસ ન૦ અતિ ભાવ-પ્રેમ
ચસક સ્ત્રી૦ સ્ત્રી૦ (નસ કે સાંધાના સ્નાયુનું એકાએક) ચસકવાથી થતું દુઃખ
ચસકવું અ૦ ક્રિ૦ પકડમાંથી અથવા એકાદા સ્થાનમાંથી ખસવું; છટકવું (૨) ગાંડા થવું
ચસકો પું૦ ચસક; સળક (૨) તલબ; ભાવ; ચડસ (૩) લત; ખો (૪) નખરાંબાજી
ચસચસ અ૦ ચસે નહિ તેમ
ચસચસવું અ૦ ક્રિ૦ તંગ હોવું; જકડાવું
ચસચસાટ અ૦ ચસી ન જાય તેમ—તંગ (૨) સપાટાબંધ (પીવું) (૩) પું૦ તંગ હોવું તે
ચસચસાવવું સ૦ ક્રિ૦ તંગ કરવું (૨) ઝપાટામાં પીવું
ચસમ પું૦ રેશમના દોરાની ગૂંછળી
ચસમપોશી સ્ત્રી૦ જુઓ ચશ્મપોશી
ચસમું ન૦ જુઓ ચશ્મું
ચસમો પું૦ જુઓ ચશ્મો
ચસવું અ૦ ક્રિ૦ ચળવું; ખસવું (૨) દબાઈને બેસી જવું (પૂળા, કડબ) (૪) ધબી જવું (૫) નુકસાનમાં આવી પડવું
ચસાચસી સ્ત્રી૦ ચડસાચડસી; સ્પર્ધા
ચહટાલિ(-ળિ)યું વિ૦ સ્વાદીલું
ચહુ વિ૦ ચાર
ચહુદા અ૦ + ચારે દિશાએ; બધી બાજુ
ચહેબચો પું૦ લીલ અને વનસ્પતિથી ભરપૂર હોજ; જળાશય
ચહેરાદાર વિ૦
ચહેરો પું૦ મોંનો ઘાટ; શિકલ; સૂરત
ચળ વિ૦ ચલ; અસ્થિર (૨) સ્ત્રી૦ ખૂજલી; ખંજવાળ
ચળક સ્ત્રી૦ ચળકાટ (૨) ચળકતી ટીકી
ચળકચળક અ૦ ચળકે—તેજ મારે તેમ
ચળકવું અ૦ ક્રિ૦ તેજ મારવું; ઝબકવું
ચળકાટ પું૦ ચકચકાટ; પ્રકાશ
ચળકારો પું૦ પ્રકાશનો ચમકારો; ઝબકારો
ચળકી સ્ત્રી૦ ચળકાટ
ચળવણી સ્ત્રી૦ જુઓ ચાળવણી
ચળવળ સ્ત્રી૦ ચટપટી; અજંપો; વલોપાત (૨) હિલચાલ; પ્રવૃત્તિ; આંદોલન
ચળવળવું અ૦ ક્રિ૦ જરા હાલવું; સળવળવું (૨) કંઈક કરવાને ઊંચાનીચા થવું (૩) મનમાં ખૂંચવું
ચળવળાટ પું૦ ચળવળવું તે; સળવળાટ (૨) તલસાટ; વલવલાટ (૩) ખંજવાળ
ચળવળિયું વિ૦ ચળવળ-અજંપો જગાડવાની ધમાલ કરનારું
ચળવિચળ વિ૦ જુઓ ચલવિચલ
ચળવું અ૦ ક્રિ૦ ડગવું; ખસવું (૨) [લા.] પતિત થવું
ચળાઈ સ્ત્રી૦ ચળામણી
ચળાચળ વિ૦ ચળ અને અચળ; સ્થાવર-જંગમ
ચળામણ ન૦ ચળામણી (૨) ચાળતાં નીકળેલું ભૂસું—કચરો
ચળામણી સ્ત્રી૦ ચાળવાનું મહેનતાણું
ચળાયમાન વિ૦ જુઓ ચલાયમાન
ચળાવવું સ૦ ક્રિ૦ 'ચાળવું'નું પ્રેરક રૂપ
ચળાવું અ૦ ક્રિ૦ 'ચાળવું'નું કર્મણિ રૂપ
ચળાંઠ વિ૦ વંઠી-બહેકી ગયેલું

**ચળિત** વિ૦ જુઓ ચલિત
**ચળિયાં** ન૦ બ૦ વ૦ લાડુના ચળામણના કકડા
**ચળિયાંપૂતળિયાં** ન૦ બ૦ વ૦ (ઘઉં, જવની) ઉંબીઓ
**ચળું** ન૦ જમી ઊઠીને હાથમોં ધોવાં તે
**ચળુંપાણી** ન૦ એઠું મોં ધોવાનું પાણી
**ચહાવું** વિ૦ 'ચાહવું'નું કૃદંત
**ચંગ** વિ૦ સ્વચ્છ (૨) મજેદાર (૩) તંદુરસ્ત (૪) પુષ્કળ (૫) પું૦ મોંથી પકડીને વગાડવાનું એક વાજું; મોરચંગ (૬) વગાડવાની પિત્તળની તકતી; તાળ (૭) પતંગનું પૂંછડું (૮) ગંજીફાની એક રમત
**ચંગી,વ્યભંગી** વિ૦ ભાંગગાંજામાં મસ્ત રહેનાર; વ્યસની (૨) કાછડીછૂટો
**ચંગું** વિ૦ નીરોગી; તંદુરસ્ત
**ચંગૂલ** ન૦ પક્ષીનો પંજો
**ચંગોટી** સ્ત્રી૦ સૂતાં મોઢેમાથે ઓઢેલું લૂગડું
**ચંગોડી** સ્ત્રી૦ નાની ટોપલી
**ચંચ(-ચુ-ચૂ)** સ્ત્રી૦ ચાંચ
**ચંચરી** પું૦ એક છંદ (૨) ભમરો
**ચંચરીક** પું૦ ભમરો
**ચંચલ(-ળ)** વિ૦ ડગમગતું (૨) અધીરું (૩) ક્ષણિક; ફાની (૪) ચકોર; ચાલાક
**ચંચલ(-ળ)તા** સ્ત્રી૦
**ચંચલા(-ળા)** સ્ત્રી૦ લક્ષ્મી (૨) વીજળી (૩) એક છંદ
**ચંચવાળવું** સ૦ ક્રિ૦ હાથ ફેરવવો; પંપાળવું (૨) [લા.] ઝટ પાર ન આણવો
**ચંચળાઈ** સ્ત્રી૦ ચંચળતા
**ચંચુ(-ચૂ)** ચાંચ
**ચંચુ(-ચૂ)પાત** પું૦ ચાંચ બોળવી તે (૨) [લા.] પ્રવેશમાત્ર; અલ્પ પરિચય
**ચંચુ(-ચૂ)પ્રવેશ** જુઓ ચંચુપાત
**ચંચુ(-ચૂ)સૂચી** ન૦ એક પંખી
**ચંડ** વિ૦ ગરમ (૨) ક્રોધી (૩) ભયંકર
**ચંડનેત્રી** સ્ત્રી૦ એક જાતની માખ
**ચંડમારટ** ન૦ પ્રાચીન કાળનું ઘરોળીના આકારનું એક રાક્ષસી પ્રાણી
**ચંડા(-ડિકા,-ડી)** સ્ત્રી૦ ઉગ્ર સ્વભાવની સ્ત્રી (૨) [સં.] દુર્ગાદેવી
**ચંડાલ(-ળ)** વિ૦ નિર્દય; ઘાતકી (૨) પાપી; નીચ (૩) પું૦ એક જાતનો અંત્યજ (૪) મારો; જલ્લાદ (૫) [લા.] નીચ-ઘાતકી કર્મ કરનાર પુરુષ
**ચંડાળચક્ર** ન૦ 'વીશિયસ સર્કલ'
**ચંડાળચોકડી** સ્ત્રી૦ કાળાં કામ કરનારાઓની ટોળી
**ચંડાળણ(-ણી)** સ્ત્રી૦ ચંડાળ સ્ત્રી (૨) ચંડાળની સ્ત્રી
**ચંડાળપણું** ન૦
**ચંડાંશુ** પું૦ સૂર્ય
**ચંડિકા** સ્ત્રી૦ જુઓ ચંડા
**ચંડી** સ્ત્રી૦ જુઓ ચંડા
**ચંડીપાઠ** પું૦ દુર્ગાદેવીનું સ્તોત્ર—સપ્તશતી
**ચંડૂલ** પું૦ અફીણનું સત્ત્વ (ચલમમાં પીવાનું)
**ચંડોલ(-ળ)** પું૦ એક પક્ષી (૨) ચકડોળ
**ચંત** પું૦ આશક (૩) સ્ત્રી૦ જુઓ ચિંતા; (૩) ન૦ ચિત્ત
**ચંતની** સ્ત્રી૦ માશૂક; પ્રિયા
**ચંદ** વિ૦ થોડું જ; જૂજ (૨) ક્ષણભંગુર (૩) પું૦ ચંદ્ર (૪) ચાંલ્લા તરીકે કપાળે ચોડવાની ટીકી
**ચંદન** ન૦ સુખડનું ઝાડ—લાકડું (૨) સુખડનો લેપ (૩) ટીલું; તિલક
**ચંદનગિરિ** સ્ત્રી૦ જ્યાં સુખડનાં ઝાડ થાય છે એવો એક પર્વત; મલયાચલ
**ચંદનઘો** પું૦ જુઓ ઊડણઘો
**ચંદનચૂડી** સ્ત્રી૦ નકશીદાર ચૂડી
**ચંદનહાર** પું૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**ચંદની** સ્ત્રી૦ ચંદ્રનું અજવાળું; ચાંદની (૨) ચંદરવો; છત (૩) ચંદન ભરવાની કટોરી (૪) એક વનસ્પતિ—બારમાસી
**ચંદરવું** સ૦ ક્રિ૦ વાત કઢાવી લેવી (૨) છેતરવું
**ચંદરવો** પું૦ છતનું રંગબેરંગી કપડું; છત
**ચંદા** સ્ત્રી૦ ચંદ્ર (૨) ચંદની; ચાંદરણું
**ચંદાવત** વિ૦ એ નામની ક્ષત્રિયોની એક પેટાનાત (૨) પું૦ એ નાતનો માણસ (૩) રાજ્યનો મોટો સામંત
**ચંદાવા** વિ૦ ચંદ્રના જેવું—જેટલું (૨) જેની ઉપર ચંદ્રની આકૃતિ કાઢેલી કે ભરેલી હોય તેવું

ચંદાવું અ૦ ક્રિ૦ ચાંદું પડવું; ઢોરવાળુ લાગવું
ચંદી સ્ત્રી૦ ઘોડા અથવા બળદને રોજ અપાતો સૂકો દાણો
ચંદેલ વિ૦ ક્ષત્રિયોની એ નામની પેટાનાતનું (૨) પું૦ એ નાતનો માણસ
ચંદો પું૦ ચાંદો (૨) ધાતુના પતરા ઉપર લખેલું બક્ષિસનામું (૩) ચહેરો; મુખવટો (૪) ચંદ્રમા જેવો ગોળ આકાર (ટોપીનો ચંદો) (૫) ચાંલ્લો (૬) મહોર; છાપ
ચંદ્ર પું૦ ચાંદો (૨) ઉપગ્રહ (૩) કપૂર; ટમકું (૪) ચાંલ્લો (૫) એકની સંજ્ઞા
ચંદ્રક પું૦ ચાંલ્લો (૨) મોરના પીંછાની ટીલડી (૩) મહોરછાપવાળો સિક્કો; બિલ્લો (૪) ચંદ્રના જેવો આકાર
ચંદ્રકલા(-ળા) સ્ત્રી૦ ચંદ્રની કળા; બિંબનો સોળમો ભાગ (૨) એક જાતની સાડી (૩) ચંદ્રનું કિરણ (૪) અંબોડાનું એક ઘરેણું; ચાક
ચંદ્રકલા(-ળા)રસ* પું૦
ચંદ્રકાંત પું૦ એક જાતનો મણિ, જેના ઉપર ચંદ્રનાં કિરણ પડતાં તેમાંથી પાણી ઝમે છે.
ચંદ્રકાંતા સ્ત્રી૦ રાત્રી (૨) ચાંદની (૩) પું૦ એક છંદ
ચંદ્રક્રીડા પું૦ એક છંદ
ચંદ્રચૂડ(-ડામણિ) પું૦ ચૂડા-મસ્તક ઉપર ચંદ્રવાળા-શિવ
ચંદ્રજ્યોતિ સ્ત્રી૦ ચાંદની (૨) એક જાતનું દારૂખાનું
ચંદ્રદારા સ્ત્રી૦ બ૦ વ૦ સત્તાવીસ નક્ષત્ર (તે ચંદ્રની પત્નીઓ મનાય છે.)
ચંદ્રપ્રભા સ્ત્રી૦ ચાંદની
ચંદ્રબિંદુ ન૦ અનુનાસિક અવાજની ँ આવી નિશાની
ચંદ્રબિંબ પું૦ ચંદ્રનો ગોળો
ચંદ્રમણિ પું૦ જુઓ ચંદ્રકાંત
ચંદ્રમંડલ(-ળ) ન૦ ચંદ્ર અને તેની આસપાસનું કુંડાળું
ચંદ્રમા પું૦ ચાંદો
ચંદ્રમુખી વિ૦ સ્ત્રી૦ ચંદ્રના જેવા મુખવાળી (૨) સ્ત્રી૦ ચંદ્રના પ્રકાશમાં ખીલતી એક વેલ
ચંદ્રમૌલિ પું૦ ચંદ્રચૂડ; મહાદેવ
ચંદ્રરે(-રે)ખા સ્ત્રી૦ ચંદ્રની કળા (૨) એક વનસ્પતિ (૪) પું૦ એક છંદ
ચંદ્રવર્ત્મ પું૦ એક છંદ
ચંદ્રશાલા(-ળા) સ્ત્રી૦ અગાશી
ચંદ્રશેખર પું૦ ચંદ્રચૂડ; મહાદેવ
ચંદ્ર(-દ્રૂ)સ ન૦ એક જાતનો સુગંધીદાર ગુંદર
ચંદ્રહાસ પું૦ ચકચકતી તલવાર (૨) [સં.] રાવણની તલવારનું નામ
ચંદ્રાવલા પું૦ એક છંદ (૨) એક જાતની કાવ્યરચના
ચંદ્રાવળી સ્ત્રી૦ એક જાતનું ગીત
ચંદ્રિકા સ્ત્રી૦ ચાંદની
ચંદ્રૂસ ન૦ જુઓ ચંદ્રસ
ચંદ્રોદય પું૦ ચંદ્રનો ઉદય
ચંપક પું૦ ચંપો
ચંપકમાલા(-ળા) સ્ત્રી૦ એક રાગ
ચંપકવર્ણું વિ૦ જુઓ ચંપાવર્ણું
ચંપત પું૦ નાસી છૂટવું તે
ચંપલ પું૦; સ્ત્રી૦; ન૦
ચંપાવર્ણું વિ૦ ચંપાના ફૂલના રંગનું
ચંપાવું અ૦ ક્રિ૦ ચાંપવુંનું કર્મણિ રૂપ (૨) ભંડકીમાં પગ પડવો
ચંપી સ્ત્રી૦ મસળવું-દબાવવું તે
ચંપૂ સ્ત્રી૦; ન૦ ગદ્ય અને પદ્ય બન્નેવાળી સાહિત્યકૃતિ
ચંપે(-બે)લી સ્ત્રી૦ એક ફૂલવેલ
ચંપો પું૦ એક ફૂલઝાડ
ચંબુ પું૦ ભોટવાઘાટનું એક વાસણ (૨) કૂંજો; ભોટવો
ચંબૂડી સ્ત્રી૦ નાનો ચંબુ
ચંબૂડિયો પું૦ ઊંચા ઘાટનો લોટો
ચંબેલી સ્ત્રી૦ જુઓ ચંપેલી
ચંબો પું૦
ચા પું૦; સ્ત્રી૦ એક છોડ (૨) ચાનાં પાનનું પીણું
ચાઉર ન૦ વાવણી માટે અનાજ ઓરવાનું એક ઓજાર
ચાઉસ પું૦ લશ્કરમાં ડંકા, નિશાન વગેરેની ટુકડીનો જમાદાર
ચાઓળ ન૦ જુઓ ચાઉર

**ચાક** વિ૰ તંદુરસ્ત (૨) પું૰ પૈડું; ચક્કર (૩) અંબોડાનું એક ઘરેણું (૪) ચક્રગતિ; ઘૂમરી (૫) એક જાતની ધોળી ને પોચી માટી—ખડી
**ચાકટ(-ણ,-ળ,ળણ)** સ્ત્રી૰ બે મોઢાનો આંધળો સાપ
**ચાકઠી*** સ્ત્રી૰
**ચાકડો** પું૰ કુંભારનો ચાક
**ચાકણ** સ્ત્રી૰ જુઓ ચાકટ
**ચાકર** પું૰ દાસ; નોકર
**ચાકરડી** સ્ત્રી૰ ચાકરનું કામ કરનાર સ્ત્રી
**ચાકરિયાત** વિ૰ ચાકરી કરનારું (૨) ચાકરિયું
**ચાકરિયું** વિ૰ ચાકરી પેટે મળેલું
**ચાકરી** સ્ત્રી૰ ચાકરનું કામ (૨) સેવા; સારવાર (૩) ચાકરનું મહેનતાણું (૪) નોકરી
**ચાકલો** પું૰ કાંચળી ઉપર પાડેલી રેશમ કે કસબની ભાત
**ચાકળ,૰ળણ** સ્ત્રી૰ જુઓ ચાકટ
**ચાકળી** સ્ત્રી૰ નાની ગાગર
**ચાકળો** પું૰ આખળિયો; આડણી (૨) કોસની મોટી ગરગડી (૩) [ચામડાની] ગોળ નાની ગાદી
**ચાકી** સ્ત્રી૰ ખીલા, સ્ક્રૂ વગેરે સાથે વપરાતી પેચવાળી કે પેચ વિનાની ગોળ ચકતી (૨) ગોળ ગાંઠડી (૩) ગોઠવીને કરેલો ઢગલો
**ચાકુ** પું૰; ન૰ ચપ્પુ
**ચાકું** ન૰ ચકતું (૨) ગચિયું (૩) ખજૂરનું વાઢિયું—ગૂણ
**ચાક્ષુષ** વિ૰ ચક્ષુ–આંખ સંબંધી (૨) આંખથી થતું (૩) પ્રત્યક્ષ
**ચાખડી** સ્ત્રી૰ પાવડી
**ચાખણું** ન૰ અથાણું
**ચાખવું** સ૰ ક્રિ૰ જીભથી સ્વાદ જોવો (૨) [લા.] જરા—થોડુંક ખાવું
**ચાખળિયો** પું૰ ચાકળો; આખળિયો
**ચાખાનું** ન૰ ચાની દુકાન; 'હોટેલ'
**ચાગ*** પું૰ (કા.)
**ચાગલું(-ળું)** વિ૰ પવિત્ર હોવાનો ઢોંગ કરતું (૨) મૂર્ખ છતાં ચતુર હોવાનો ઢોંગ કરતું (૩) ચ્યાકું; લાડીલું
**ચાગાચૂંગું** વિ૰ બેવકૂફ
**ચાચર** પું૰ મંડપની બહારનો ખુલ્લો ચોક (૨) ચાર રસ્તાનું ચકલું (૩) સ્ત્રી૰ ચકલાની દેવી
**ચાચરિયાં** ન૰ બ૰ વ૰ ચકલાની દેવીના ગણ
**ચાચરું** ન૰ કપાળ
**ચાચો** પું૰ કાકો
**ચાટ** વિ૰ ભોંઠું; શરમિંદું (૨) પું૰ વિશ્વાસ ઉત્પન્ન કરાવી ચોરી કરનાર (૩) સ્ત્રી૰ ઢોરને ખાવાનું નાખવાનું ઠામ (૪) ઝપડાક (૫) મહેણું; ટાણો (૬) જીભનો ચસકો
**ચાટણ(-ણું)** ન૰ ચાટવાની ઔષધિ
**ચાટણિયું** વિ૰ ચાટવા–ખાવાની લોલુપતાવાળું
**ચાટણું** ન૰ ચાંટણ
**ચાટલું** ન૰ દર્પણ
**ચાટલો** પું૰ રૂપિયો (તિરસ્કારમાં)
**ચાટવું** સ૰ ક્રિ૰
**ચાટવો** પું૰ લાકડાનો કડછો (૨) હલેસું
**ચાટુ** વિ૰ પ્રિય; મીઠું (વચન) (૨) સ્ત્રી૰ પ્રિય લાગે તેવું વાક્ય—વાત
**ચાટૂક્તિ** સ્ત્રી૰ પ્રિય લાગે તેવું કથન
**ચાટૂડી** સ્ત્રી૰ કાંટામાં નંગ બેસાડવાનું ઘર (૨) કાનનો મેલ કાઢવાનું ઓજાર
**ચાટૂડું** વિ૰ દોઢડાહ્યું; ચિબાવલું (૨) ખાવાની લાલસાવાળું (૩) લાંચિયું
**ચાટો** પું૰ જુઓ ચાટણ
**ચાઠું** ન૰ ડાઘ; ચકામું
**ચાડ** સ્ત્રી૰ ચીવટ; કાળજી (૨) [કા.] સ્પર્ધા; ચડસ
**ચાડખું** ન૰ બાતમીદાર (૨) રખવાળ
**ચાડસરી** સ્ત્રી૰ તંબૂ બાંધવાની ખૂંટી
**ચાડિયણ** વિ૰ સ્ત્રી૰ 'ચાડિયું'નું સ્ત્રીલિંગ
**ચાડિયું** વિ૰ ચાડી ખાનારું
**ચાડિયો** પું૰ સૂકલો-હાડપિંજર જેવો માણસ (૨) નિંદાપાત્ર માણસનું પૂતળું (૩) પંખી, વાંદરા વગેરેને બિવરાવવા માટે કરેલો માણસ જેવો આકાર (૪) ગામ-મહોલ્લાનો નઠારો માણસ

**ચાડી** સ્ત્રી૰ એકની વાત બીજાને કહી દેવી તે (૨) જેમાં ગોળો મુકાય છે એ ગોફણનો ભાગ
**ચાડીકો*** પું૰ (કા.)
**ચાડીખોર** વિ૰ ચાડિયું; ચાડી ખાવાની આદતવાળું
**ચાડીલું** વિ૰ (કા.) ચાડ રાખનારું; ખબરદાર (૨) ચડસીલું
**ચાડું** ન૰ ગોફણની ચાડી (૨) ખાડાવાળું દીવો મૂકવાનું ચોકઠું (૩) મોં; ડાચું (૪) ખામણું
**ચાણક્ય** પું૰ (સં.) અર્થશાસ્ત્રનો પ્રસિદ્ધ લેખક—કૌટિલ્ય
**ચાણૂર** પું૰ (સં.) કંસના દરબારનો મલ્લ
**ચાતક** પું૰; ન૰ એક પંખી (તેને વિષે એમ એમ કહેવાય છે કે તે વરસાદનાં ટીપાં જ પીને રહે છે.)
**ચાતરમ** ન૰ પંચાયત; લવાદી (૨) લવાદોનો ચુકાદો
**ચાતરવું** સ૰ ક્રિ૰ ચૂપચાપ સરકાવી લેવું (૨) ખસેડવું
**ચાતરી** સ્ત્રી૰ ત્રાક (રેંટિયાની)
**ચાતુરી** સ્ત્રી૰ ચતુરાઈ
**ચાતુર્માસ** પું૰ બ૰ વ૰ જુઓ ચતુર્માસ
**ચાતુર્માસ્ય** ન૰ દર ચોથે મહિને—કારતક, ફાગણ અને અષાડ માસની શરૂઆતમાં—કરવાનો એક યજ્ઞ
**ચાતુર્ય** ન૰ ચતુરાઈ
**ચાતુર્વર્ણ્ય** ન૰ ચાર વર્ણ—બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર (૨) ચારે વર્ણના ધર્મ
**ચાતુર્વેદી** વિ૰ ચાર વેદને જાણનારું
**ચાત્ર** ન૰ યજ્ઞનો અગ્નિ પ્રગટવામાં વપરાતો ખેરના લાકડાનો કકડો
**ચાથી** સ્ત્રી૰ મલમવાળી પટ્ટી
**ચાદર** સ્ત્રી૰
**ચાદરપાટ** પું૰ ચાદરો કરવાલાયક કપડાનો તાકો
**ચાદરું** ન૰ ચાદરથી મોટું અને રંગેલું પાથરણું; મોટો ઓછાડ
**ચાદાની** સ્ત્રી૰ ચાની કીટલી
**ચાનક** સ્ત્રી૰ કાળજી (૨) ચેતવણી (૩) જાગૃતિ; ચાલાકી
**ચાનકી** સ્ત્રી૰ નાનો રોટલો; ભાખરી
**ચાનકું** ન૰ ચાનકી (૨) નાનું છોકરું
**ચાપ** ન૰ ધનુષ્ય
**ચાપ(-પા)ચીપ** સ્ત્રી૰ ટાપટીપ (૨) ચીકણાઈ; દોઢડહાપણ
**ચાપ(-પા)ચીપિયું** વિ૰ ચાપચીપ કરવાવાળું
**ચાપટ** સ્ત્રી૰ લપડાક; તમાચો (૨) અ૰*
**ચાપટિયું** ન૰ એક જાતનું ચપટું નંગ (બહુધા પીળા રંગનું)
**ચાપડો** પું૰ સજ્જડ રાખે એવો બંધ—પટો (૨) કણકના બે લૂઆને ભેગા કરી એક બનાવેલો લૂઓ
**ચાપણિયું*** ન૰
**ચાપલૂસી** સ્ત્રી૰ ખુશામત (૨) ચાપીચાપીને બોલવું તે; ચિબાવલાપણું
**ચાપલ્ય** ન૰ ચપળતા
**ચાપવું** ન૰ ચાંગળું
**ચાપાચીપ** સ્ત્રી૰ જુઓ ચાપચીપ
**ચાપાચીપિયું** વિ૰ જુઓ ચાપચીપિયું
**ચાપાણી** ન૰ બ૰ વ૰ ચા વગેરેનો નાસ્તો
**ચાપીયકોણ** પું૰ 'સ્ફેરિકલ ઍન્ગલ' (ગ.)
**ચાબ(-બુ)ક** પું૰ સ્ત્રી૰ પાતળી દોરીનો કોરડો
**ચાબખો** પું૰ કોરડો (૨) અસરકારક—માર્મિક વચન
**ચાબુક** પું૰ ચાબક; કોરડો
**ચાબુકસવાર** પું૰ ઘોડો કેળવનારો
**ચામ** ન૰ ચામડી; ચામડું
**ચામખેડું** ન૰ મદારીની ઝોળી; જાદુગરની પેટી
**ચામચિમડિયું** વિ૰ જેની ચામડી ચડી ગઈ હોય એવું (૨) સૂકું—ખખળી ગયેલું (૩) કંજૂસ (૪) ન૰ ચામાચીડિયું
**ચામચોરી** સ્ત્રી૰ વ્યભિચાર
**ચામજૂ** સ્ત્રી૰ ચામડી પર ચોંટતી જૂ
**ચામઠું** વિ૰ ભૂખે લેનારું; વાંધાખોરિયું (૨) દોઢડાહ્યું (૩) છંદીલું (૪) ન૰ ચાઠું; સોળ
**ચામડ** વિ૰ ચામડા જેવું ચીકણું
**ચામડિયણ** સ્ત્રી૰ ચામડિયાની સ્ત્રી
**ચામડિયો** પું૰ ચામડાં ઉતારવા—કેળવવાનું કામ કરનારો; ચમાર

**ચામડી** સ્ત્રી૦ ત્વચા (શરીર પરની)

**ચામડું** ન૦ ઢોરની ઉતારેલી ખાલ (કેળવેલી તેમજ નહિ કેળવેલી)

**ચામર** પું૦; ન૦ ચમ્મર; ચમરી (૨) એક છંદ

**ચામરસ** પું૦ સંભોગસુખ

**ચામાચીડિયું** ન૦ વાગોળની જાતનું એક નાનું પ્રાણી

**ચામાચોણુ** સ્ત્રી૦ છછુંદર (૨) ચામાચીડિયું

**ચામીકર** ન૦ સોનું (૨) ધંતૂરો

**ચામુંડા** સ્ત્રી૦ દુર્ગાનું એક રુદ્ર સ્વરૂપ

**ચામોદિયું** વિ૦ નખરાંખોર (૨) અડપલું; ચાંદવું (૩) ન૦ નખરું (૪) અડપલું

**ચામોદી** સ્ત્રી૦ નખરાંખોરી (૨) ચાંદવો સ્વભાવ

**ચાર** વિ૦ '૪' (૨) પું૦ જાસૂસ (૩) ઓપિયો (૪) સ્ત્રી૦ લીલું ઘાસ

**ચારક** વિ૦ ચલાવનારું (૨) પું૦ ગોવાળ

**ચારકણું** ન૦ ભરેલું અનાજ (ઢોરના ખાણ માટે)

**ચારખાની** સ્ત્રી૦ એક જાતનું ચોકડિયા ભાતનું કપડું

**ચારખૂણિયું** વિ૦ ચાર ખૂણાવાળું

**ચારગણું** વિ૦ ચોગણું

**ચારચક્ષુ** વિ૦ જાસૂસો જેની આંખો છે એવું (૨) પું૦ રાજા

**ચારજામો** પું૦ ઘોડા પર નાખવાની ફૂમતાંવાળી ડળી

**ચારટ(–ઠ)** સ્ત્રી૦ ચાર પૈડાંનો રથ; બગી

**ચારણ** વિ૦ રાજાનાં ગુણકીર્તન અને વખાણ કરવાનો ધંધો કરનારી એક જાતિનું (૨) પું૦ જાતિનો માણસ

**ચારણકાવ્ય** ન૦ 'બૅલડ'

**ચારણી** વિ૦ ચારણનું–ને લગતું (૨) સ્ત્રી૦ ભાટચારણ કવિતામાં વાપરે છે એ ભાષા (૩) ઢોરની ચરામણી

**ચારપાઈ** સ્ત્રી૦ ખાટલો

**ચારબાક*** વિ૦

**ચારવાલી** સ્ત્રી૦ ચાર વાલના વજનનું માપ

**ચારવું** સ૦ ક્રિ૦ (ઢોર) ચરાવવું (૨) (સોગઠું) ચલાવવું

**ચારસેં(–સો)** વિ૦ '૪૦૦'

**ચારિત્ર(–ત્ર્ય)** ન૦ આચરણ (૨) શીલ; સદાચાર

**ચારિત્ર(–ત્ર્ય)ઘડન** ન૦ ચારિત્ર ઘડવું–ઘડાવું તે

**ચારિત્ર(–ત્ર્ય)મીમાંસા** સ્ત્રી૦ નીતિશાસ્ત્ર; 'એથિક્સ'

**ચારિત્ર(–ત્ર્ય)વત્સલ** વિ૦ ચારિત્ર–સદાચાર વિષે અનુરાગ ધરાવનારું

**ચારિત્ર(–ત્ર્ય)શીલ** વિ૦ સદાચારી

**ચારિયું** વિ૦ જેમાં માત્ર ચાર થતી હોય તેવું (ખેતર) (૨) ન૦ ચાર વાઢી લાવનાર માણસ (૩) ચાર બાંધવાનું વસ્ત્ર

**ચારી** સ્ત્રી૦ ચૂલ

**ચારુ** વિ૦ સુંદર; મનોહર

**ચારુગાત્રી** વિ૦ સ્ત્રી૦ સુંદર અવયવોવાળી

**ચારુતર** વિ૦ વધારે સુંદર

**ચારુતા** સ્ત્રી૦

**ચારુવ્રતા** વિ૦ સ્ત્રી૦ એક માસ ઉપવાસ કરનારી સ્ત્રી

**ચારું** ન૦ ખોદીને પડતર રાખેલું ખેતર (૨) વારંવાર આર ભોંકાવાથી પડેલું આંટણ

**ચારેગમ** અ૦ ચોમેર

**ચારેતરફ** અ૦

**ચારેપાસ** અ૦

**ચારેબાજુ(–જૂ)** અ૦

**ચારેવેળા** સ્ત્રી૦ દિવસનો ચોથો–છેલ્લો પહોર; સમી સાંજ

**ચારો** પું૦ પશુપંખીનો ખોરાક; ભક્ષ (૨) ઇલાજ; ઉપાય (૩) વર્તન; રીતભાત. ઉદા૦ 'ભાઈચારો' (૪) ચલણ

**ચારોળી** સ્ત્રી૦ એક સૂકો મેવો

**ચારોળું** ન૦ ધૂળ નીકળે છે તે ખટમીઠું ફળ

**ચાર્વાક** પું૦ (સં.) નાસ્તિક મતનો પ્રવર્તક (૨) દુર્યોધનનો એક મિત્ર–એક રાક્ષસ

**ચાર્વી** સ્ત્રી૦ (સં.) કુબેરની પત્ની

**ચાલ** પું૦ રિવાજ; (૨) સ્ત્રી૦ ચાલવાની પદ્ધતિ હીંડછા (૩) ચાલચલગત; વર્તણૂક (૪) ચાલી

**ચાલક** વિ૦ ચલાવનારું; પ્રવર્તક; નિયંતા

**ચાલચલગત** સ્ત્રી૦ વર્તણૂક (૨) ચારિત્ર; શીલ

**ચાલચલણ** ન૦ ચાલચલગત

**ચાલચલાઉિયું** વિ૦ કામચલાઉ

**ચાલચલાઉ** વિ૦ કામચલાઉ

**ચાલણગાળી** સ્ત્રી૦ ચડપ (૨) હોશિયારી

**ચાલણગાડી** સ્ત્રી૦ છોકરાંને ચાલતાં શીખવવાની ગાડી

**ચાલણચૂલો** પું૦ સાથે રાખી ફરાય એવો ચૂલો

**ચાલન** ન૦ ચલાવવાની ક્રિયા; એક વસ્તુને એક જગાએથી બીજી જગાએ લઈ જવી મૂકવી તે (૨) હલાવવું તે

**ચાલનહાર** વિ૦ ચલાવનારું (૨) ચાલનારું

**ચાલની અસ્થિ** ન૦ નાકના મૂળમાં આવેલું ચાળણી જેવું હાડકું; 'એથમોઇડ બોન'

**ચાલવું** અ૦ ક્રિ૦ હીંડવું (૨) નિર્વાહ થવો; નભવું (૩) ટકવું; પહોંચવું (૪) કહ્યાનો અમલ થવો; સત્તા હોવી (૫) વર્તવું; અનુસરવું (૬) બસ—પૂરતું થવું

**ચાલાક** વિ૦ ચતુર; હોશિયાર (૨) ધૂર્ત

**ચાલાકી** સ્ત્રી૦ ચાલાકપણું

**ચાલી** સ્ત્રી૦ પાઘડીપને બાંધેલી અનેક ઓરડીઓવાળી ઇમારત

**ચાલુ** વિ૦ હાલનું; વર્તમાન (૨) ચાલતું; જારી

**ચાવડી** વિ૦ ચાવડાઓનું—લગતું (૨) સ્ત્રી૦ પોલીસથાણું; 'ગેટ' (૩) ચાવડા વંશની રજપૂતાણી

**ચાવડું** વિ૦ ચાવળું; વાતોડું (૨) બોલવામાં ચતુર (૩) ન૦ અનાજ વાવવા—ઓરવાનું સાધન; ચાઊર

**ચાવડો** પું૦ ચાવડા વંશનો રજપૂત

**ચાવણિયાં** ન૦ બ૦ વ૦ દાઢ કે જડબાં

**ચાવણું** ન૦ કાચુંકોરું ખાવાનું; ચવાણું

**ચાવરો** પું૦ માંકણ

**ચાવલ** પું૦ બ૦ વ૦ ચોખા

**ચાવલાં** ન૦ બ૦ વ૦ નખરાં; હાવભાવ (૨) મલાવડાં

**ચાવવું** સ૦ ક્રિ૦

**ચાવળું** વિ૦ દોઢડહાપણ કરનારું (૨) ચાંપલું; ચિબાવલું

**ચાવી** સ્ત્રી૦ કૂંચી (૨) [લા.] ઉપાય

**ચાષ(-સ)** પું૦ એક પક્ષી

**ચાસ** પું૦ ખેડવાથી પડતો લાંબો ચાકો (૨) સ્ત્રી૦*

**ચાસકો** પું૦ (કા.) બૂમ; રાડ (૨) સ્ત્રી૦ નુકસાન; ઘટ

**ચાસણી** સ્ત્રી૦ ખાંડનું પાણી ઉકાળીને કરેલો પ્રવાહી (૨) ચાસવાની ક્રિયા (૩) કસોટી (૪) નમૂનો

**ચાસ(-હ)ન** અ૦ ઉઘાડી—પ્રસિદ્ધ રીતે; જાહેરમાં

**ચાસવું** અ૦ ક્રિ૦ ચાસ પાડવા

**ચાસંધ** અ૦ જુઓ ચાહન

**ચાસિયા** વિ૦ બ૦ વ૦ પાણી પાયા વગર ઊગેલા (ઘઉં)

**ચાહ** પું૦ જુઓ ચાહના (૨) 'ચાહવું'નું આજ્ઞાર્થ એકવચન

**ચાહના** સ્ત્રી૦ પસંદગી; ઇચ્છા (૨) પ્યાર; હેત

**ચાહવું** સ૦ ક્રિ૦ ઇચ્છવું (૨) પ્રેમ કરવો

**ચાહેલું** વિ૦ 'ચાહવું'નું ભૂ૦ કૃ૦

**ચાહ્યું** સ૦ ક્રિ૦ 'ચાહવું'નો પ્રથમ ભૂતકાળ

**ચાળ** સ્ત્રી૦ અંગરખાનો છાતી નીચેનો ઘેર

**ચાળક** ન૦ (કા.) ટોળું (બકરાં—ઘેટાં કે ઊંટનું)

**ચાળણ** ન૦ જુઓ ચળામણ

**ચાળણી** સ્ત્રી૦ ચાળવાનું બારીક છિદ્રોવાળું સાધન

**ચાળણો** પું૦ મોટી ચાળણી

**ચાળવણી** સ્ત્રી૦ ચાળવવું તે

**ચાળવવું** સ૦ ક્રિ૦ અવારનવાર ઉથલાવવું—ફેરબદલ કરવું (૨) સંચારવું (છાપરું) (૩) જુદીજુદી રીતે ઉપયોગ કરવો

**ચાળવું** સ૦ ક્રિ૦ ચાળણી વડે ચોખ્ખું કરવું (૨) સંચારવું (છાપરું)

**ચાળા** પું૦ બ૦ વ૦ મશ્કરી ખાતર કોઈનું અનુકરણ—નકલ કરવી તે (૨) હાવભાવ; નખરાં; અંગચેષ્ટા (૩) અડપલાં; તોફાન

**ચાળાખોર** વિ૦

**ચાળાચસકા** પું૦ બ૦ વ૦ નખરાં; હાવભાવ (૨) આનાકાની

**ચાળાચંદિયાં** ન૦ બ૦ વ૦ ચાળાચસકા

**ચાળાળખણું*** વિ૦

**ચાળી** સ્ત્રી૦ બકરી

**ચાળીસ** વિ૦ '૪૦'

**ચાળું** ન૦ બકરું

**ચાળો** પું૦ ચાળાનું એકવચન (૨) છાપરું ચાળનારો; સંચારો (૩) ચિહ્ન; નિશાની
**ચાંઈ** વિ૦ શરમિંદું (૨) સ્ત્રી૦ નાનો ચાંલ્લો
**ચાંખડ** વિ૦ ગરીબ; દીન
**ચાંખડાઈ** સ્ત્રી૦ ગરીબી; નિર્ધનતા (૨) ગરીબીનો ઢોંગ
**ચાંખડી*** સ્ત્રી૦
**ચાંગળું** ન૦ ચાર આંગળાંની અંજલિ
**ચાંગી** વિ૦ એ નામની ઊંચી જાતનું (ઘોડા માટે)
**ચાંગેરી** સ્ત્રી૦ એક છોડ
**ચાંચ** સ્ત્રી૦ પક્ષીઓનું અણિયાળું મોં (૨) (૨) તેના આકારની વસ્તુ. ઉદા૦ પાઘડીની ચાંચ
**ચાંચડ** પું૦
**ચાંચડમારી** સ્ત્રી૦ એક વનસ્પતિ (તેની ઉગ્ર વાસથી ચાંચડ નાસી જતા હોવાથી તેમ કહેવાય છે.)
**ચાંચલ્ય** ન૦ ચંચળતા
**ચાંચવો** પું૦ જમીન ખોદવાનું એક હથિયાર; તીકમ
**ચાંચિયો** પું૦ દરિયાઈ લુટારો (૨) લાંબી ચાંચની પાઘડી પહેરનારો
**ચાંટી** સ્ત્રી૦ ચૂંટી (૨) ખાલી બડાશ
**ચાંડાલ(-ળ)** વિ૦ (૨) પું૦ જુઓ ચંડાળ
**ચાંડાળણ(-ણી)** સ્ત્રી૦ ચંડાળણ
**ચાંદ** પું૦ ચાંદો (૨) ચંદ્રક; બિલ્લો
**ચાંદની** સ્ત્રી૦ ચંદ્રનો પ્રકાશ; ચંદની (૨) ચંદરવો
**ચાંદનીરાત** સ્ત્રી૦ ચાંદનીવાળી—અજવાળી રાત
**ચાંદબીજ** સ્ત્રી૦ સુદ બીજ
**ચાંદરડું(-ણું)** ન૦ તારાઓનો ઝાંખો પ્રકાશ (૨) ચાંદની (૩) ઝીણા કાણામાંથી પડતું અજવાળાનું ચાંદું
**ચાંદરણી** વિ૦ ચાંદરણાવાળી (૨) સ્ત્રી૦ તારો (૩) ચાંદરણું
**ચાંદરણું** ન૦ જુઓ ચાંદરડું
**ચાંદરાત** સ્ત્રી૦ ચાંદબીજ
**ચાંદરું** વિ૦ ધોળાં ચાંદાંવાળું (૨) નિરંકુશ; મસ્તાની
**ચાંદલાવહેવાર** પું૦ શુભ પ્રસંગે નાણાંની ભેટ આપવાલેવાનો વહેવાર-સંબંધ; ચાંલ્લાવહેવાર
**ચાંદલિયો** પું૦ ચાંદો (પદ્યમાં)
**ચાંદલો** પું૦ ચાંલ્લો
**ચાંદવું** વિ૦ અડપલાંખોર; અટકચાળું (૨) ન૦ અડપલું; અટકચાળું
**ચાંદાયેલું** વિ૦ કોહવાણ કે ગૂમડાંનાં ચાંદાંવાળું
**ચાંદિયો** વિ૦ પું૦ ચામડી પર ચાંદાં પડી જાય એવો વા (એક રોગ)
**ચાંદી** સ્ત્રી૦ એક ધાતુ; શુદ્ધ રૂપું (૨) એક ચેપી રોગ (૩) જ્યાંથી ખાલ ખસી ગઈ હોય કે ઊપસી હોય એવું ગોળ ચાંદું
**ચાંદીકામ** ન૦ ચાંદી ઉપરની નકશી
**ચાંદું** ન૦ ચામડી જતી રહી માંસ દેખાય એવું ગોળ ગૂમડું; ઘારું (૨) એનો ડાઘ, ચાઠું (૩) [લા.] લાંછન; ડાઘ (૪) છિદ્ર; દોષ
**ચાંદરડિયાં** ન૦ બ૦ વ૦
**ચાંદો** પું૦ ચંદ્ર (૨) તેના જેવો ગોળ આકાર
**ચાંદ્રમાન** ન૦ ચંદ્રની ગતિ પરથી કઢાતું સમયનું માપ
**ચાંદ્રમાસ** પું૦ ચંદ્રની ગતિ પરથી ગણાતો મહિનો
**ચાંદ્રવર્ષ** ન૦ ચંદ્રની ગતિ પરથી ગણાતું વર્ષ
**ચાંદ્રાયણ** ન૦ ચંદ્રની કળાની વધઘટ પ્રમાણે રોજ કોળિયો વધારતા જવાનું એક વ્રત
**ચાંપ** સ્ત્રી૦ કળ; પેચ; નાનો હલાળો (૨) [લા.] દાબ; ધાક (૩) સાન; ચેતવણી (૪) કાળજી
**ચાંપણ(-ણી)** સ્ત્રી૦ ચાંપવું-દાબવું તે (૨) ઉશ્કેરણી (૩) અંકુશ; દાબ
**ચાંપણિયું** વિ૦ લાંચ આપવાની ટેવવાળું (૨) ન૦ બારણાના ચોકઠાનું ઉપલું લાકડું
**ચાંપણું** ન૦ સાળમાં તાર ઊંચાનીચા કરવાની પાવડી
**ચાંપતી** સ્ત્રી૦ તાકીદ; ચેતવણી
**ચાંપતું** વિ૦ સખત; આકરું (૨) ઝટ અસર કરે તેવું
**ચાંપલાવેડા** પું૦ બ૦ વ૦ દોઢડહાપણ
**ચાંપલાશ** સ્ત્રી૦ ચાંપલાપણું

**ચાંપલું** વિ૰ દોઢડાહ્યું; ચિબાવલું
**ચાંપવું** સ૰ ક્રિ૰ દબાવવું (૨) ચોડવું (૩) [લા.] લાંચ આપવી (૪) ઠાંસવું
**ચાંપાચાંપી** સ્ત્રી૰ વારંવાર દાબવું તે
**ચાંપું** ન૰ ફ્ણસની પેશી (૨) નાકની નથમાંનો એક ભાગ (૩) માથાનું એક ઘરેણું
**ચાંભાં** ન૰ બ૰ વ૰ ચાંદાં
**ચાંલ્લાવહેવાર** પું૰ જુઓ ચાંદ્લાવહેવાર
**ચાંલ્લેયો** પું૰ ચાંલ્લો કરી ખાનારો ભિક્ષુક બ્રાહ્મણ (૨) મિનાકારીના ચાંલ્લા બનાવનાર
**ચાંલ્લો** પું૰ કપાળ વચ્ચે કરાતું કંકુનું ગોળ ટપકું (૨) તેની ઉપર ચોડવાની ટીપકી (૩) શુભ પ્રસંગે આપવાની નાણાંની ભેટ
**ચિકન** ન૰ ભરતકામ (૨) ચીકણુ
**ચિકનદોજ** પું૰ ભરત ભરનારો
**ચિકાખાઈ** સ્ત્રી૰ જુઓ શિકાકાઈ
**ચિકાર** વિ૰ જરા ખાલી ન હોય એવું; ભરપૂર
**ચિકારડું*** ન૰
**ચિકારી** ન૰ એક વાજિંત્ર
**ચિકિત્સક** વિ૰ ચિકિત્સા કરનારું (૨) પું૰ વૈદ્ય; હકીમ
**ચિકિત્સનીય** વિ૰ ચિકિત્સા કરવા યોગ્ય
**ચિકિત્સા** સ્ત્રી૰ વૈદકનો ઉપચાર (૨) ગુણદોષ પારખવાની શક્તિ (૩) ટીકા; દોષદર્શન
**ચિકિત્સાખોર** વિ૰ ટીકાખોર
**ચિકિત્સાશાસ્ત્ર** ન૰ રોગના ઉપચારનું શાસ્ત્ર
**ચિકીર્ષા** સ્ત્રી૰ (કંઈ પણ) કરવાની ઇચ્છા
**ચિકોટી** સ્ત્રી૰ કાંડું
**ચિકોર** વિ૰ ઉદ્ધત; બટકબોલું
**ચિકોરવું** સ૰ ક્રિ૰ ટોકવું; ફરીફરીને કહેવું
**ચિકોરી** સ્ત્રી૰ બુંદદાણા સાથે ભેગું દળવામાં આવતું એક છોડનું મૂળિયું (કૉફીને બદલે પણ ચાલે છે.)
**ચિખ(-ખ્ખ)લ** પું૰ કાદવ
**ચિગોટી** સ્ત્રી૰ મોઢમાથે ઓઢીને સૂવું તે
**ચિચરવટી** સ્ત્રી૰ જમીનનો સાંકડો અને લાંબો કકડો (૨) તીખી કે ઠંડી વસ્તુ ખાતાં કે પીતાં પડતો શેરડો (૩) ધ્રાસકો; ફાળ (૪) પ્રીતિનો જુસ્સો
**ચિચરવટો** પું૰ ધ્રાસકો; ફાળ (૨) ગૂંચવણ (૩) જમીનનો લાંબો કકડો
**ચિચરકો** પું૰ પિચકારી (૨) હીંચકો (૩) ચીચવો
**ચિચવાવવું** સ૰ ક્રિ૰ ચીસ પડાવવી (૨) ટળવળાવવું
**ચિચાડી** સ્ત્રી૰ ચિચિયારી
**ચિચિયારી** સ્ત્રી૰ (દુઃખ કે ભયની) ચીસ; કિકિયારી
**ચિચૂકો(-ડો)** પું૰ આંબલીનો ઠળિયો
**ચિચોડો** પું૰ જુઓ ચિચૂકો
**ચિટનવીસ** પું૰ જુઓ ચિટનીસ
**ચિટનીસ** પું૰ મંત્રી; અવલકારકુન
**ચિટનીસી** સ્ત્રી૰ ચિટનીસનું કામ (૨) તેનું પદ
**ચિઠ્ઠી** સ્ત્રી૰ થોડી મતલબનો નાનો કાગળ (૨) તેડું; નોતરું (૩) હુકમ (૪) કાળોતરી
**ચિઠ્ઠીચપાટી** સ્ત્રી૰ કાગળ—પત્ર
**ચિઠ્ઠીદોરો** પું૰ ભૂતપિશાચનું વળગણ દૂર કરવા બાંધવામાં આવતો મંત્રેલો દોરો કે ચિઠ્ઠી
**ચિઠ્ઠીપત્રી** સ્ત્રી૰ જુઓ ચિઠ્ઠીચપાટી
**ચિડાવું** અ૰ ક્રિ૰ ખીજવાવું; ગુસ્સે થવું
**ચિડિયલ** વિ૰ ચીડિયું
**ચિકી** સ્ત્રી૰ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું લૂગડું (૨) ચકલી (૩) પહેરામણીમાંથી વરપક્ષને મળતો ભાગ
**ચિઢાણું** વિ૰ ચીકટવાળું અને વાસ મારતું
**ચિણ(-ન)ગારી** સ્ત્રી૰ તણખો
**ચિણ(-ન)ગારો** પું૰ મોટી ચિણગારી
**ચિણ(-ન)ગી** સ્ત્રી૰ જુઓ ચિણગારી
**ચિણ(-ન)ગો** પું૰ જુઓ ચિણગારો
**ચિત** ન૰ જ્ઞાન; ચેતના (૨) ચિત્ત (૩) ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ
**ચિતણિયો*** પું૰
**ચિતરામણ** ન૰ ચિત્ર (૨) ચીતરવાની ક્રિયા
**ચિતરામણી** સ્ત્રી૰ ચીતરવાનું મહેનતાણું
**ચિતરાવવું** સ૰ ક્રિ૰ 'ચીતરવું'નું પ્રેરક રૂપ
**ચિતરો** પું૰ એક વનસ્પતિ (૨) એક જાતનો વાઘ; ચિત્તો (૩) એક જાતનો સાપ
**ચિતા** સ્ત્રી૰ મડદું બાળવા ગોઠવેલી લાકડાની ચાકી; ચેહ
**ચિતાર** પું૰ ચિત્ર (૨) આબેહૂબ વર્ણન
**ચિતારો** પું૰ ચિત્રકામ કરનારો

**ચિતાળ** સ્ત્રી૦ ચીરેલા લાકડાનો કકડો; ફાચરો
**ચિત્કાર** પું૦ ચીસ
**ચિત્ત** ન૦ અંતઃકરણ; મન
**ચિત્તક્ષોભ** પું૦ ચિત્તનો ક્ષોભ
**ચિત્તચોર** પું૦ ચિત્ત ચોરી જનાર—વશ કરનાર
**ચિત્તભ્રમ** પું૦ ઉન્માદ (૨) ભ્રમ
**ચિત્તવૃત્તિ** સ્ત્રી૦ ચિત્તની વૃત્તિ
**ચિત્તવેધક** વિ૦ ચિત્તને વીંધી નાખે તેવું
**ચિત્તશાસ્ત્ર** ન૦ માનસશાસ્ત્ર; 'સાઇકૉલૉજી'
**ચિત્તાકર્ષક** વિ૦ ચિત્તને આકર્ષે એવું—મનોહર
**ચિત્તો** પું૦ એક જાતનો વાઘ
**ચિત્ર** ન૦
**ચિત્રક** પું૦ ચિતારો (૨) [ગ.] અજ્ઞાત ચિહ્ન; 'અનનોન સાઇન'
**ચિત્રકલા(-ળા)** સ્ત્રી૦ ચિત્ર દોરવાની કળા
**ચિત્રકંઠ** ન૦ કબૂતર
**ચિત્રકામ** ન૦
**ચિત્રકાર** પું૦ ચિત્ર દોરનારો
**ચિત્રકાવ્ય** ન૦ ચિત્રના આકારમાં લખેલી કવિતા
**ચિત્રકૂટ** પું૦ (સં.) પ્રયાગ નજીક આવેલો એક પર્વત
**ચિત્રગુપ્ત** પું૦ (સં.) જીવોનાં કર્મો નોંધી રાખનાર યમરાજનો સેવક
**ચિત્રગ્રીવ** ન૦ જુઓ ચિત્રકંઠ
**ચિત્રપટ** પું૦; ન૦ જેના પર ચિત્ર દોર્યું હોય તે કપડું કે પાટિયું (૨) પડદો (૩) સિનેમાની 'ફિલ્મ'
**ચિત્રપદા** પું૦ એક છંદ
**ચિત્રફલક** ન૦ ચિત્ર કાઢવાનું પાટિયું—ફલક
**ચિત્રભાનુ** પું૦ સૂર્ય (૨) આકડો (૩) અગ્નિ (૪) એક વનસ્પતિ; ચીતરો
**ચિત્રલિપિ(-પી)** સ્ત્રી૦ સાંકેતિક ચિત્રોની બનેલી લિપિ
**ચિત્રલેખા** સ્ત્રી૦ તસવીર; છબી (૨) વિધાતા (૩) [સં.] ઓખાની સખી
**ચિત્રવત્** અ૦ ચિત્ર જેવું; સ્તબ્ધ
**ચિત્રવિચિત્ર** વિ૦ રંગબેરંગી (૨) વિચિત્ર; વિલક્ષણ
**ચિત્રવિદ્યા** સ્ત્રી૦ ચિત્ર દોરવાની વિદ્યા—કળા
**ચિત્રશાલા(-ળા)** સ્ત્રી૦ ચિત્રો કાઢવાનું અથવા કાઢતાં શીખવાનું સ્થાન
**ચિત્રા** સ્ત્રી૦ ચૌદમું નક્ષત્ર (૨) એક છંદ
**ચિત્રાર્પિત** વિ૦ ચીતરેલું; ચિત્રમાં ઉતારેલું
**ચિત્રાંગદા** સ્ત્રી૦ (સં.) અર્જુનની એક પત્ની —બભ્રુવાહનની માતા
**ચિત્રિણી** સ્ત્રી૦ ચતુર, સુંદર અને ગુણવાન સ્ત્રી; સ્ત્રીઓના ચાર પ્રકારમાંના બીજા પ્રકારની સ્ત્રી (પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની)
**ચિત્રિત** વિ૦ ચીતરેલું (૨) રંગબેરંગી; ચિત્રવિચિત્ર
**ચિત્રો** પું૦ જુઓ ચિતરો
**ચિત્શક્તિ** સ્ત્રી૦ ચૈતન્ય
**ચિત્સ્વરૂપ** ન૦ પરબ્રહ્મ
**ચિથરિયું** વિ૦ જુઓ ચીંથરેહાલ
**ચિદાકાશ** ન૦ શુદ્ધ બ્રહ્મ
**ચિદાત્મા** પું૦ ચૈતન્યસ્વરૂપ પરબ્રહ્મ
**ચિદ્ઘન** વિ૦ જ્ઞાનથી ભરેલું; જ્ઞાનસ્વરૂપ
**ચિદ્રૂપ** વિ૦ જ્ઞાનસ્વરૂપ
**ચિદ્વિલાસ** વિ૦ જ્ઞાનમાં જ વિલાસ છે જેનો એવું (૨) પું૦ પરબ્રહ્મમાં રમણ (૩) ચિત્-સ્વરૂપ ઈશ્વરની માયા—લીલા
**ચિનગારી** સ્ત્રી૦ જુઓ ચિણગારી
**ચિનગારો** પું૦ જુઓ ચિણગારો
**ચિનગી** સ્ત્રી૦ જુઓ ચિનગારી
**ચિનગો** પું૦ જુઓ ચિનગારો
**ચિનાઈ** વિ૦ ચીનમાં બનાવેલું; ચીન દેશનું (૨) સ્ત્રી૦ એક જાતની રેશમી સાડી
**ચિનીકબાલા** પું૦ એક વનસ્પતિનાં બીજ (ઔષધિના કામમાં આવે છે.)
**ચિન્મય** વિ૦ જ્ઞાનમય; બ્રહ્મમય (૨) ન૦ બ્રહ્મ
**ચિન્માત્ર** વિ૦ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ (૨) ન૦ બ્રહ્મ (૩) શુદ્ધ જ્ઞાન
**ચિપાસિયું** વિ૦ કંજૂસ
**ચિબાવલું** વિ૦ દોઢડાહ્યું
**ચિબુક** સ્ત્રી૦ હડપચી; દાઢી
**ચિબોળવું** સ૦ ક્રિ૦ જુઓ ચીંબોળવું

ચિમરાજ ન૦ એક પક્ષી
ચિમળાવવું સ૦ ક્રિ૦ 'ચીમળવું'નું પ્રેરક રૂપ
ચિમાવું અ૦ ક્રિ૦ અમુક વસ્તુ પોતાની પાસે નહિ હોવાથી મનમાં બળવું કે શરમાવું (૨) તે મેળવવાની ઇચ્છાથી તાકીતાકીને જોવું
ચિમે(-મો)ડ સ્ત્રી૦ એક વનસ્પતિ–ઔષધિ
ચિમોટી(-ડી) સ્ત્રી૦ ગળચી; ડોક; બોચી
ચિમોડી સ્ત્રી૦ એક જાતના વેલાનાં બિયાં
ચિમ્મડ વિ૦ જુઓ ચમ્મડ
ચિયો* પું૦
ચિર વિ૦ લાંબું (સમય માટે) (૨) લાંબા વખતનું (૩) અ૦ લાંબા વખત સુધી
ચિરકાલ(-ળ) પું૦ દીર્ઘ–લાંબો સમય
ચિરકાલીન વિ૦ લાંબા વખતનું જૂનું
ચિરસ્થાયી વિ૦ દીર્ઘકાળ સુધી ટકી રહે એવું
ચિરંજીવ(-વી) વિ૦ લાંબા આવરદાવાળું (૨) પું૦ પુત્ર
ચિરંજીવિની વિ૦ સ્ત્રી૦ લાંબા આવરદાવાળી (૨) સ્ત્રી૦ પુત્રી
ચિરંતન વિ૦ ચિરકાલીન; જૂનું; પ્રાચીન
ચિરાઈ(-મણી) સ્ત્રી૦ ચીરવાનું મહેનતાણું
ચિરાગ પું૦ દીવો; બત્તી (૨) રાગ; દીવાની જ્યોત
ચિરાડો પું૦ ચીરો
ચિરામણ ન૦ ચિરાઈ
ચિરામણી સ્ત્રી૦ ચિરાઈ
ચિરાયુ વિ૦ લાંબા આવરદાવાળું; દીર્ઘાયુ
ચિરાવવું સ૦ ક્રિ૦ 'ચીરવું'નું પ્રેરક રૂપ
ચિરાવું અ૦ ક્રિ૦ 'ચીરવુંનું' કર્મણિ રૂપ
ચિરોડી પું૦ એક જાતનો પોચા સફેદ પથ્થર
ચિલખત ન૦ બખતર
ચિલગોજા ન૦ એક મેવો–ફળ
ચિલ્વડ વિ૦ જુઓ ચવડ
ચિષ્ટાં ન૦ બ૦ વ૦ નાળિયેરનાં છોતરાંના રેસા
ચિષ્ઠું વિ૦ સુકાઈને ચવડ થઈ ગયેલું
ચિહ્ન ન૦ નિશાની (૨) [ગ.] 'સાઇન'
ચિહ્નનિરપેક્ષ વિ૦ 'ઍબસોલ્યૂટ' (ગ.)
ચિહ્નાંતર ન૦ ચિહ્નોની ફેરફારી; 'ચેઇન્જ ઑફ સાઇન્સ' [ગ.]
ચિહ્નિત વિ૦ ચિહ્નવાળું
ચિંગટ વિ૦ ચાપચીપિયું; ચીકણું
ચિંગું(-ગૂસ) વિ૦ બહુ કરકસરિયું; કંજૂસ (૨) મીંઢું
ચિંત(-તા) સ્ત્રી૦ ફિકર (૨) વિચાર
ચિંતક વિ૦ ચિંતન કરનારું (૨) પું૦ વિચારક; ફિલસૂફ
ચિંત(વ)ન ન૦ વિચાર; મનન
ચિંતનશીલ વિ૦ ચિંતન કરવાના સ્વભાવ-વાળું
ચિંતનાત્મક વિ૦ વિચાર–મનનથી ભરેલું
ચિંતનીય વિ૦ ચિંતન કરવા જેવું
ચિંતવન ન૦ જુઓ ચિંતન
ચિંતવું સ૦ ક્રિ૦ મનન કરવું; વિચારવું
ચિંતા સ્ત્રી૦ ફિકર (૨) વિચાર
ચિંતાકુલ(-ળ) વિ૦ ચિંતાથી આકુળ થયેલું; ગભરાયેલું
ચિંતાતુર વિ૦ ચિંતાથી આતુર-વ્યાકુળ બનેલું
ચિંતામણિ પું૦ ચિંતવેલું આપે તેવો મણિ
ચિંતિત વિ૦ વિચારેલું; ધારેલું
ચિંત્ય વિ૦ જુઓ ચિંતનીય
ચીક પું૦; સ્ત્રી૦ વનસ્પતિનાં ફળ, ડાંખળાં વગેરેમાંથી નીકળતું ચીકણું પાણી અથવા દૂધ
ચીકટ વિ૦ ચીકણું (૨) તેલ ઇત્યાદિના પાસ-વાળું (૩) સ્ત્રી૦ ચીકાશ (૪) ચીકાશવાળી વસ્તુ (ઘી, તેલ વગેરે)
ચીકટાવું અ૦ ક્રિ૦ ચીકટવાળું થવું; તેલ વગેરેથી ખરડાવું (૨) ચીકટવાળો પદાર્થ ખાવામાં આવવાથી રોગ કે ગૂમડાનું વીફરવું (૩) ચોટવું
ચીકટું વિ૦ ચીકટવાળું
ચીકટો પું૦ શણનું કપડું–મુગટો (૨) પચાસ વાર લાંબો કસબી તાર (૩) એક જાતનું ઘાસ
ચીકણુ સ્ત્રી૦ એક જાતની કાકડી
ચીકણાઈ(-શ) સ્ત્રી૦ ચીકણાપણું
ચીકણું વિ૦ ચોટી રહે તેવું (૨) [લા.] ચિંગૂસ; કંજૂસ (૩) ચાપચીપિયું; દોઢડાહ્યું
ચીકાશ સ્ત્રી૦ ચીકણાઈ
ચીકી સ્ત્રી૦ એક મીઠાઈ
ચીકુ ન૦ એક ફળઝાડ (૨) એનું ફળ

**ચીગચી** સ્ત્રી૦ એક પક્ષી
**ચીચવાડો** પું૦ ચીસ; બુમાટો
**ચીચવાવું** અ૦ ક્રિ૦ ટળવળવું
**ચીચવું** સ૦ ક્રિ૦ ચીસ પાડવી; રડવું
**ચીચવો** પું૦ અણીદાર ઊભા લાકડા પર એક આડી મૂકી હીંચતા ગોળ ફરવાનું રમતનું સાધન
**ચીચુ** ન૦ શેરડીના સાંઠાનો ટોચ તરફનો કુમળો ભાગ
**ચીચો** પું૦ કાકો (૨) એક કાળો કઠણ પથ્થર
**ચીજ** સ્ત્રી૦ વસ્તુ (૨) સરસ ગાયન
**ચીટકી** સ્ત્રી૦ ચપટી
**ચીટિયું** ન૦ લાકડાની ચીપ–ચીપટ (૨) ઘરમાં પહેરવાની નાની પટીની ચૂડી
**ચીટું** વિ૦ ચીકણું; ચીકટવાળું (૨) ન૦ ઘી તાવ્યા પછી નીચે ઠરતો કચરો–છાશ ઇત્યાદિ; કીટું
**ચીડ** સ્ત્રી૦ ગુસ્સો; રીસ (૨) સખત અણગમો
**ચીડવવું** સ૦ ક્રિ૦ ગુસ્સે કરવું; ખીજવવું
**ચીડવાવું** અ૦ ક્રિ૦ ગુસ્સે થવું; ખીજવાવું
**ચીઠાં** ન૦ બ૦ વ૦ મુખીને જમીનદારો તરફથી ઉઘરાત પેટે અપાતું લવાજમ
**ચીડિયું** વિ૦ સહેજ સહેજમાં ચિડાઈ જતું (૨) ન૦ છાંછિયું; છણકો
**ચીણ** સ્ત્રી૦ સ્ત્રીઓની કોટનું એક જાતનું ઘરેણું (૨) ઘાઘરાના નેફા આગળની કરચલીઓ (૩) પંખીઓનો ખોરાક; ચણ (૪) ન૦ માટી, મીઠું વગેરે ખોદવાનું એક હથિયાર
**ચીણ(–ન)માળા** સ્ત્રી૦ જુઓ ચીનમાળા
**ચીણવું** સ૦ ક્રિ૦ ચીણ ભરવી (૨) કણેકણે ખાવું ચાંચ વડે ખાવું
**ચીણો** પું૦ એક જાતનું અનાજ
**ચીત** વિ૦ પીઠ પર પડેલું; ચત્તું (કુસ્તીમાં) (૨) ન૦ ચિત્ત
**ચીતરવું** સ૦ ક્રિ૦ ચિત્ર કાઢવું; આલેખવું (૨) જેમતેમ લખી કાઢવું
**ચીતરાવું** અ૦ ક્રિ૦ 'ચીતરવું'નું કર્મણિ રૂપ
**ચીતરી(–ળી)** સ્ત્રી૦ સુગ કે અણગમાની કંપારી
**ચીતવવું** સ૦ ક્રિ૦ માન આપવું (૨) સમજાવવું
**ચીતવું** સ૦ ક્રિ૦ ધારવું; કલ્પવું (૨) ઇચ્છવું
**ચીતળ** સ્ત્રી૦ એક જાતનો સાપ; ચીતળો (૨) લાકડાનો ફાચરો; ચિતાળ (૩) સ્ત્રીઓની કોટનું એક ઘરેણું (૪) ચપટી પહોળી બંગડી; પાટલી (૫) ન૦ એક જાતનું હરણ
**ચીતળો** પું૦ એક જાતનો સાપ; ચીતળ
**ચીથડું(–રું)** ન૦ જુઓ ચીથરું
**ચીથરિયું** વિ૦ જુઓ ચીંથરિયું
**ચીથરી** સ્ત્રી૦ જુઓ ચીંથરી
**ચીથરું** ન૦ જુઓ ચીંથરું
**ચીથરેહાલ** વિ૦ જુઓ ચીંથરેહાલ
**ચીન** પું૦ (સં.) હિંદુસ્તાનની ઉત્તરે આવેલો એક દેશ
**ચીનમાળા** સ્ત્રી૦ એક જાતનું કોટનું ઘરેણું
**ચીનવું** સ૦ ક્રિ૦ ઓળખવું; જાણવું
**ચીનાંશુક** ન૦ ચીનનું રેશમી કાપડ
**ચીની** વિ૦ ચીન દેશનું–ને લગતું (૨) સ્ત્રી૦ એક જાતની સફેદ માટી
**ચીનીકામ** ન૦ ચીની માટીનું કામ (૨) કાચનું કામ
**ચીનીખાનું** ન૦ દારૂખાનું
**ચીનો** પું૦ ચીન દેશનો વતની
**ચીપ** સ્ત્રી૦ લાંબી ચપટી પટી; ચીપટ (૨) પત્તાં ચીપવાની વારી
**ચીપટ** સ્ત્રી૦ જુઓ ચીપ
**ચીપટી** સ્ત્રી૦ ચપટી
**ચીપટો** પું૦ જરા મોટી ચપટી; ચપટો
**ચીપડું** ન૦ સુકાઈ ગયેલો આંખનો મેલ; ચીપડો
**ચીપડો** પું૦ આંખનો મેલ; પિયો
**ચીપવું** સ૦ ક્રિ૦ દાબી ખેંચીને ચીપ બનાવવી (૨) ધોતિયાની સફાઈથી પાટલી કરવી (૩) ધાર્યા પ્રમાણે પાસા પડે તે માટે પહેલેથી ગોઠવવું (૪) ગંજીફાનાં પત્તાંને છૂટાં પાડવા ઉપરતળે કરવાં (૫) (વાતને) ચોળીને લાંબી કરવી.
**ચીપાચીપ** સ્ત્રી૦ વારંવાર ચીપવાની ક્રિયા
**ચીપાસોનું** ન૦ પાટનું સોનું; ઊંચા ટચનું સોનું
**ચીપિયો** પું૦ દેવતા વગેરે ઝાલવા બનાવેલી પકડ; ચીમટો
**ચીબડી** સ્ત્રી૦ એક પક્ષી
**ચીબું** વિ૦ બેઠેલા–ચપટા નાકવાળું
**ચીભડી** સ્ત્રી૦ એક વેલો

**ચીભડું** ન૦ ચીભડીનું ફળ
**ચીમટી** સ્ત્રી૦ ચીપટી (૨) ચૂંટી
**ચીમટો** પું૦ ચીપટો (૨) ચૂંટલો (૩) ચિપિયો
**ચીમડી** સ્ત્રી૦ કાપણી થઈ ગયા બાદ જુવાર બાજરીના ખેતરમાં રહેલા કુમળા રોપ–છોડવા
**ચીમની** સ્ત્રી૦ ધુમાડિયું (૨) ફાનસની બત્તીનું રક્ષણ કરનારી કાચની નળી
**ચીમળવું** સ૦ ક્રિ૦ ચીંબોળવું; આમળવું (કાન)
**ચીમળાવું** અ૦ ક્રિ૦ કરમાવું (૨) મનમાં બળ્યા કરવું; ઝૂરવું
**ચીર** સ્ત્રી૦ ચીરી (૨) ફાડ; તરડ (૩) સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (૪) વલ્કલ
**ચીરડાં** ન૦ બ૦ વ૦ ગરાસિયા કે પટેલે વેચી દીધેલા જમીનના નાનકડા કકડા
**ચીરપટોળું** ન૦ ફાટેલું કપડું (મશ્કરીમાં)
**ચીરવું** સ૦ ક્રિ૦ ફાડવું
**ચીરાબંધ** વિ૦ ઈંટો કે પથ્થરથી જડેલું
**ચીરિયું** ન૦ ફાડ; ચીરી (૨) અથાણાનો કકડો
**ચીરી** સ્ત્રી૦ નાની પાતળી ફાડ–કકડો
**ચીરો** પું૦ લાંબો પાતળો કકડો (ચીરીને પાડેલો) (૨) ફાટ; તરડ; કાપ (૩) ઓવારો; ઘાટ
**ચીલ** સ્ત્રી૦ વનસ્પતિમાંથી દૂઝતો ચીકણો રસ; ચીક (૨) એક વનસ્પતિ (૨) એક પંખી; સમડી
**ચીલચીલ** ન૦ એક પક્ષી
**ચીલો** પું૦ ગાડાવાટ–ઘરડ (૨) [લા.] રિવાજ; રૂઢિ
**ચીવટ** સ્ત્રી૦ કાળજી
**ચીવર** ન૦ વસ્ત્ર; કપડું (૨) ફાટેલું કપડું; કંથા (૩) ભિક્ષુઓનું અંગવસ્ત્ર
**ચીવરી** પું૦ બૌદ્ધ ભિક્ષુ
**ચીસ** સ્ત્રી૦ તીણી બૂમ; રાડ
**ચીસકાર** પું૦ ચીસરાણ
**ચીસપટ્ટી** સ્ત્રી૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**ચીસરાણ** ન૦ ચીસાચીસ
**ચીસાચીસ** સ્ત્રી૦ ઉપરાઉપરી ચીસો પાડવી તે
**ચીસું** વિ૦ દોઢડાહ્યું; ચીકણું (૨) કંજૂસ
**ચીંગડી** સ્ત્રી૦ વંદાની જાતનું એક જીવડું
**ચીંચીં** અ૦ (રવ૦)
**ચીંડોરા** ન૦ એક પક્ષી
**ચીંથરિયું** વિ૦ ફાટ્યાંતૂટ્યાં વસ્ત્ર પહેર્યાં હોય તેવું (૨) [લા.] માલ વગરનું (૩) ન૦ માલ વગરનું વસ્તુ કે લખાણ
**ચીંથરી** સ્ત્રી૦ નાનું ચીંથરું; ચંદરડી
**ચીંથરું** ન૦ ફાટી ગયેલું કપડું કે તેનો ટુકડો
**ચીંથરેહાલ** વિ૦ ફાટ્યાંતૂટ્યાં વસ્ત્ર પહેર્યાં હોય એવું (૨) [લા.] છેક જ ગરીબ
**ચીંદરડી** સ્ત્રી૦ લૂગડાની લાંબી પટી
**ચીંદરડું** ન૦ સાંકડો પણ લાંબો લૂગડાનો કાપલો
**ચીંદરડો** પું૦ મોટી ચિંદરડી
**ચીંદરી** સ્ત્રી૦ જુઓ ચિંદરડી
**ચીંધવું** સ૦ ક્રિ૦ આંગળી કરીને દેખાડવું (૨) ફરમાવવું
**ચીંબોળવું** સ૦ ક્રિ૦ આમળવું; ચમટી દેવી
**ચુકાદો** પું૦ ફેંસલો
**ચુકાવવું** સ૦ ક્રિ૦ 'ચૂકવું'નું પ્રેરકરૂપ
**ચુગલ(–લી)** સ્ત્રી૦ પીઠ પાછળ કરેલી નિંદા
**ચુગલ(–લી)ખોર** વિ૦ ચુગલી કર્યાં કરનારું
**ચુચુ(–ચૂ)ક** પું૦; ન૦ સ્તનની ડીંટડી
**ચુટકી** સ્ત્રી૦ ચપટી
**ચુટકો** પું૦ ટૂંકું પણ અસરકારક ભાષણ (૨) ટૂચકો; જાદુ (૩) લહેજો; છાંટો (૨) ટૂચકો જાદુ
**ચુડિયાળો** પું૦ એક છંદ
**ચુડેલ** સ્ત્રી૦ ડાકણ
**ચુનવણી** સ્ત્રી૦ ચૂનાનું પાણી
**ચુનંદું** વિ૦ ખાસ પસંદ કરેલું; ઉત્તમ
**ચુનારું** ન૦ ચૂનાનો કેલ ભરવાનું તગારું
**ચુનારો** પું૦ ચૂનો પકવનાર (૨) એ ચૂનાથી ધોળનાર; કડિયો (૩) ચુનારાની ન્યાતનો માણસ
**ચુનાળવો** પું૦ ચૂનો ઘાલવાની ડબી
**ચુનાળું** વિ૦ ચૂનો દીધેલું; ધોળેલું (૨) ચૂનાનું (૩) ન૦ કડિયાનું એક ઓજાર–લેલું
**ચુમાવું** અ૦ ક્રિ૦ મરજી વિરુદ્ધ શાંત થવું (૨) મનમાં બળવું
**ચુરાડો** પું૦ ઈંટોનો ભૂકો કે નાની કરચો (૨) ચૂરો
**ચુલબુલિયું** વિ૦ રમતિયાળ; મોજીલું
**ચુલેલરું** ન૦ એક પક્ષી
**ચુલેતરો** પું૦ કેરી કાપવાનું ઓજાર; સૂડો

**ચુલ્લિકા** સ્ત્રી૦ ચૂલો
**ચુસણિયું** વિ૦ ચૂસવાના સ્વભાવવાળું (૨) બાળકને ચૂસવાનું રમકડું; ધાવણી
**ચુસાડ(-વ)વું** સ૦ ક્રિ૦ 'ચૂસવું'નું પ્રેરક રૂપ
**ચુસાવું** અ૦ ક્રિ૦ 'ચૂસવું'નું કર્મણિ રૂપ
**ચુસ્ત** વિ૦ એકનિષ્ઠ; આગ્રહી
**ચુંગ(-ગા)લ** સ્ત્રી૦ પક્ષીઓનાં લાંબા આંગળાં -પંજો (૨) એની કે એવી મજબૂત પકડ; સકંજો
**ચુંગા** સ્ત્રી૦ પંજો; સકંજો
**ચુંગાલ** સ્ત્રી૦ જુઓ ચુંગલ
**ચુંગી** સ્ત્રી૦ તમાકુ પીવાની નળીના આકારની ચલમ; લૂંખિયું (૨) દાણ
**ચુંબક** વિ૦ ચુંબન કરનારું (૨) પોતાની તરફ આકર્ષનારું (૩) પું૦ ચુંબક વસ્તુ. ઉદા૦ લોહચુંબક (૪) કંજૂસ
**ચુંબન** ન૦ બચ્ચી
**ચુંબવું** સ૦ ક્રિ૦ બચ્ચી કરવી
**ચુંબિત** વિ૦ ચુંબેલું
**ચુંમાળાં** ન૦ બ૦ વ૦ ૪૪ વર્ષની ઉમ્મર થતાં આંખે ઝાંખ પડવી-નબળાઈ આવવી તે
**ચુંમાળીસ** વિ૦ '૪૪'
**ચુંમાળું** વિ૦ ૪૪ શેરનું મણ ગણાય તેવું (તોલ)
**ચુંમોતેર** વિ૦ '૭૪'
**ચૂઆખોર** પું૦ એક પક્ષી
**ચૂઈ** સ્ત્રી૦ માછલાંની શ્વાસ લેવાની ઇંદ્રિય (૨) કેટલાંક પંખીની ચાંચ નીચે લટકતી લાલ ચામડી
**ચૂઓ** પું૦ ઉંદર
**ચૂક** સ્ત્રી૦ ભૂલ; કસૂર
**ચૂકણ** પું૦ દરજી
**ચૂકતું** વિ૦ ચૂકવી દીધેલું (ઉદા૦ દેવું)
**ચૂકવવું** સ૦ ક્રિ૦ ભુલાવવું; ચુકાવવું (૩) પતાવવું (કજિયો, દેવું)
**ચૂકવાવું** અ૦ ક્રિ૦ 'ચૂકવવું'નું કર્મણિ રૂપ
**ચૂકવું** સ૦ ક્રિ૦ ચૂક-ગફલત કરવી; ભૂલવું
**ચૂકો** સ્ત્રી૦ એક જાતની ભાજી
**ચૂગઠી** સ્ત્રી૦ ચપટી (૨) એક ઘરેણું—ઓઢવું
**ચૂગડો** પું૦ મોતીના હારની પોટલી
**ચૂગણી** સ્ત્રી૦ પક્ષીઓનો ખોરાક
**ચૂગવું** સ૦ ક્રિ૦ ચાંચ મારીને ખાવું
**ચૂચવું** અ૦ ક્રિ૦ ચૂંચૂં અવાજ કરવો (પૈડાં વગેરે) (૨) સ૦ ક્રિ૦ ફેરવવું; ચાકે ચઢાવવું
**ચૂડ** સ્ત્રી૦ આંટી; પકડ (સાપની) (૨) વિધવા પહેરે છે તે ચૂડાના આકારનું ઘરેણું (૩) મોતી જડેલું હાથનું ઘરેણું (છોકરાં માટે)
**ચૂડ(-ડી)ગર** પું૦ ચૂડી વહેરનાર—ઉતારનાર; મણિયાર
**ચૂડલો** પું૦ ચૂડો
**ચૂડા** સ્ત્રી૦ ચોટલી (૨) મસ્તક (૩) શિખર; ટોચ
**ચૂડાઉતાર** વિ૦ ચૂડી પેઠે એકએકથી એક નાનું હોય એવું
**ચૂડાકરણ** ન૦ સોળ સંસ્કારમાંનો એક; મુંડન—વાળ ઉતારવા તે
**ચૂડાકર્મ** ન૦ ચૂડાકરણ (૨) રાંધવાનું—ઐરાંનું કામ (તિરસ્કારમાં)
**ચૂડાદાન** ન૦ ધણીને રોગમાંથી બચાવી સ્ત્રીને ચૂડીઓ—સૌભાગ્ય આપવું તે (વૈદ્ય માટે)
**ચૂડામણિ** પું૦ મુગટમાં જડેલો મણિ
**ચૂડી** સ્ત્રી૦ નાનો ચૂડો
**ચૂડીકરમ** ન૦ પતિનું મરણ થતાં સ્ત્રીના હાથની ચૂડીઓ ભાગવી તે
**ચૂડીગર** પું૦ જુઓ ચુડગર
**ચૂડો** પું૦ સ્ત્રીઓના કાંડાનું એક ઘરેણું
**ચૂણ** સ્ત્રી૦ ખોરાકની શોધ (પક્ષીની) (૨) ચૂણી
**ચૂણી** સ્ત્રી૦ બાંયની કરચલી; ચીણ
**ચૂણવું** સ૦ ક્રિ૦ જુઓ ચૂણવું
**ચૂધડો** વિ૦ પું૦ (ક.) કંજૂસ
**ચૂન** પું૦ (ક.) ખોરાક (૨) ચૂનો
**ચૂનખડી** સ્ત્રી૦ ચૂનો બનાવવાની કાંકરી; મરડિયો
**ચૂનચૂની** સ્ત્રી૦ એક જાતની ખાંડ; બૂરું
**ચૂનવું** સ૦ ક્રિ૦ વીણવું; ચૂંટવું (૨) પસંદ કરવું
**ચૂનાગચ્ચી(-ચ્છી)** સ્ત્રી૦ ચૂનાના કેલની જમાવટ; ચૂનાનું મજબૂત ચણતર (૨) ચૂનાનો કેલ પાથરીને બનાવેલી અગાશી

**ચૂની** સ્ત્રી૦ હીરાકણી (૨) ચૂનીવાળી નાકની નાની જડ
**ચૂનું** ન૦ કઠોળ ભરડતાં પડેલો ઝીણો ભૂકો
**ચૂનો** પું૦
**ચૂપ** વિ૦ (૨) અ૦
**ચૂપકી,૦દી** સ્ત્રી૦ શાંતિ; મૌન
**ચૂપચાપ** અ૦ કંઈ પણ અવાજ કર્યા વિના; છાનામાના
**ચૂપવું** અ૦ ક્રિ૦ ઘેંચાવું; ખોસાવું
**ચૂપાચૂપ** અ૦ કંઈ પણ અવાજ કર્યા વિના
**ચૂમવું** સ૦ ક્રિ૦ બચ્ચી કરવી
**ચૂમી** સ્ત્રી૦ બચ્ચી
**ચૂયો** પું૦ એક સુગંધીદાર પદાર્થ
**ચૂર(-રો)** પું૦ ચૂરો; ભૂકો
**ચૂરણ** ન૦ ભૂકો; ચૂરો (૨) ઔષધિનો ભૂકો
**ચૂરમું** ન૦ ભોજનની એક વાની-છૂટો લાડુ
**ચૂરવું** સ૦ ક્રિ૦ ચૂરો-ભૂકો કરવો
**ચૂરી** સ્ત્રી૦ ભૂકી; ચૂરો
**ચૂરો** પું૦ ભૂકો
**ચૂર્ણ** ન૦ જુઓ ચૂરણ
**ચૂર્ણિકા** સ્ત્રી૦ કવિતાનો ગદ્યમાં સમજાવેલો સાર
**ચૂલ** સ્ત્રી૦ રસોઈ માટે ખોદેલો મોટો ચૂલો; તમણ
**ચૂલાવેરો** પું૦ ચૂલા દીઠ લેવાતો કર
**ચૂલાશ(-સ)ગ(-ઘ)ડી** સ્ત્રી૦ ચૂલાની પણ ગરજ સારે એવી શગડી
**ચૂલિકા** સ્ત્રી૦ રંગભૂમિ ઉપર ન લવાય તેવા બનાવનું નેપથ્યમાં ઊભેલાં પાત્રો દ્વારા સૂચન કરવું તે (નાટ્યશાસ્ત્ર)
**ચૂલિયું** ન૦ શાક સમારવાનો નાનો સૂડો
**ચૂલી** સ્ત્રી૦ નાનો ચૂલો
**ચૂલો** પું૦
**ચૂવાચંદન** ન૦ એક જાતની સુખડ
**ચૂવું** અ૦ ક્રિ૦ ટપકવું; ગળવું (વાસણ કે છાપરામાંથી)
**ચૂવો** પું૦ ઉંદર; ચૂઓ (૨) વરસાદનું પાણી ગળે એવું છાપરામાંનું કાણું (૩) લાકડું કે કાચલી બાળતાં નીકળતો રસ
**ચૂસ** સ્ત્રી૦ ચૂસી ખાવું તે
**ચૂસણપદ્ધતિ** સ્ત્રી૦ પારકું ચૂસી ખાવાની પદ્ધતિ; 'એક્સપ્લૉઇટેશન'
**ચૂસણી** સ્ત્રી૦ ધાવણી (૨) ચૂસી ખાવું તે
**ચૂસવું** સ૦ ક્રિ૦ મોં વડે રસ ખેંચવો (૨) [લા.] નિઃસત્ત્વ કરવું
**ચૂંક** સ્ત્રી૦ પેટની આંકડી (૨) નાની ખીલી; રેખ
**ચૂંખડું(-ણું)** વિ૦ તેજથી અંજાઈ જાય તેવી ઝીણી આંખોવાળું; મંદ દૃષ્ટિનું
**ચૂંચ(-ધ)ળું** વિ૦ જુઓ ચૂંખડું
**ચૂંચાં** અ૦ (રવ૦) થોડુંઘણું પણ બોલે-સામો જવાબ આપે તેમ (૨) ન૦ આનાકાની
**ચૂંચિયાં** ન૦ બ૦ વ૦ સ્તનની ડીંટડીઓ (૨) સ્તનો
**ચૂંચી** સ્ત્રી૦ સ્તનની ડીંટડી (૨) સ્તન
**ચૂંચું** ન૦ (રવ૦) [ઉદા૦ ઉંદરનું ચૂંચું]
**ચૂંટ** સ્ત્રી૦ ખંજવાળ; વલૂર
**ચૂંટણી** સ્ત્રી૦ પસંદગી; ઈલેક્શન
**ચૂંટલી** સ્ત્રી૦ ચૂંટી
**ચૂંટલો** પું૦ મોટી ચૂંટી
**ચૂંટવું** સ૦ ક્રિ૦ તોડવું; ચૂંપવું; (૨) પસંદ કરવું
**ચૂંટાવવું** સ૦ ક્રિ૦ 'ચૂંટવું'નું પ્રેરક રૂપ
**ચૂંટાવું** અ૦ ક્રિ૦ 'ચૂંટવું'નું કર્મણિ રૂપ
**ચૂંટી** સ્ત્રી૦ ચીમટી
**ચૂંથ** સ્ત્રી૦ ચૂંથારો-પીડા
**ચૂંથવું** સ૦ ક્રિ૦ ફેંદવું
**ચૂંથાચૂંથ** સ્ત્રી૦ ફરીફરીને ચૂંથવું તે
**ચૂંથાણ** ન૦ ચૂંથાવું તે; ચૂંથારો
**ચૂંથારો** પું૦ ચૂંથાઈ ગયેલી વસ્તુ (૨) શરીરમાં થતું કળતર (૩) હૃદય ચૂંથાતું હોય એવી પીડા; ગભરામણ
**ચૂંથાવવું** સ૦ ક્રિ૦ 'ચૂંથવું'નું પ્રેરક રૂપ
**ચૂંથાવું** અ૦ ક્રિ૦ 'ચૂંથવું'નું કર્મણિ રૂપ (૨) [શરીર કે મનમાં] ચૂંથારો થવો
**ચૂંથો** પું૦ રોળાયેલોચોળાયેલો ડૂચો
**ચૂંદડિયાળી** વિ૦ સ્ત્રી૦ ચૂંદડીવાળી
**ચૂંદડી** સ્ત્રી૦ એક જાતનું ભાતીગર રેશમી લૂગડું
**ચૂંધળું** વિ૦ જુઓ ચૂંખડું
**ચૂંધી** સ્ત્રી૦ ખણખોદ; ટીકાખોર દૃષ્ટિ

**ચૂંધીખોર** વિ૦ નકામી ખણખોદ કરવાના સ્વભાવનું

**ચૂંવાળ** પું૦ અમદાવાદ, પાટણ અને કડી વચ્ચેનો ૪૦ ગામોનો અમુક જથો–પ્રદેશ

**ચૂંવાળાં** ન૦ બ૦ વ૦ જુઓ ચુંમાળાં

**ચૂંવાળીસ** વિ૦ ચુંમાળીસ (૪૪)

**ચૂંવોતેર** વિ૦ ચુંમોતેર (૭૪)

**ચૂંવાળું** વિ૦ જુઓ ચુંમાળું

**ચેક** પું૦ એક જાતનું ચોકડી ભાતનું કાપડ (૨) બેંકમાંથી નાણાં ઉપાડવાની ચિઠ્ઠી

**ચેટક** પું૦ દાસ; સેવક (૨) ન૦ ભૂત; વળગણ (૩) જાદુ (૪) ચાનક; શિક્ષા

**ચેટકી** પું૦ જાદુગર

**ચેટિ,૦કા** સ્ત્રી૦ દાસી; લોંડી

**ચેટી** સ્ત્રી૦ ચેટિ

**ચેડા** પું૦ બ૦ વ૦ જુઓ ચેતા

**ચેડાં** ન૦ બ૦ વ૦ ગાંડાં (૨) અડપલાં; ચાંદવાં

**ચેણ** ન૦ છછૂંદર

**ચેત** સ્ત્રી૦ ચેતના; જ્ઞાન (૨) હોશ; સૂધ

**ચેતન** વિ૦ ચેતનાવાળું: સજીવ (૨) ન૦ ચૈતન્ય; જીવનશક્તિ; પ્રાણ (૩) હોશ; સૂધ

**ચેતનપણું** ન૦

**ચેતનશાસ્ત્ર** ન૦ માનસશાસ્ત્ર; ચિત્તશાસ્ત્ર

**ચેતનસ્થાન*** ન૦

**ચેતના** સ્ત્રી૦ ચૈતન્ય; જીવનશક્તિ (૨) સમજ-શક્તિ

**ચેતરડ** વિ૦ દાધારંગું; ગાંડા જેવું

**ચેતવણી** સ્ત્રી૦ અગાઉથી આપેલી ખબર

**ચેત(–તા)વવું** સ૦ ક્રિ૦ 'ચેતવું'નું પ્રેરક રૂપ

**ચેતવું** અ૦ ક્રિ૦ સળગવું (૨) ઇશારતમાં સમજી જવું (૩) સાવધાન થવું; અગાઉથી જાણી જવું

**ચેતા** પું૦ બ૦ વ૦ ખબર–સૂચના–ચેતવણી

**ચેદિ** પું૦ (સં.) બુંદેલખંડ પાસેના પ્રદેશનું પ્રાચીન નામ

**ચેદિરાજ** પું૦ (સં.) શિશુપાલ

**ચેન** ન૦ ચિહ્ન; લક્ષણ (૨) સ્ત્રી૦ સુખ; આરામ (૩) ગમ્મત; મોજમજા

**ચેનચાળો** પું૦

**ચેનકાં** ન૦ બ૦ વ૦ ચાળા; બહાનાં (૨) ચિહ્ન

**ચેનબાજી** સ્ત્રી૦ સુખચેન; મોજમજા

**ચેનો** પું૦ ઉત્કંઠા; લાલસા (૨) ફિકર; કાળજી

**ચેપ** પું૦ પરુ; રસી (૨) બીજાના રોગ કે સોબતની અસર (૩) દબાણ

**ચેપનાશક** વિ૦ રોગનો ચેપ નાશ કરનારું (દવા વગેરે); 'ડિસિન્ફેક્ટન્ટ'

**ચેપવું** સ૦ ક્રિ૦ દાબવું; નિચોવવું (૨) ખોસવું; રોપવું

**ચેપી** વિ૦ ચેપ લગાડે તેવું (૨) કંજૂસ

**ચેપુ** વિ૦ કંજૂસ

**ચેર** ન૦ (ફા.) લાકડાં

**ચેરચૂંથ** સ્ત્રી૦ ચેરવું અને ચૂંથવું તે

**ચેરવું** સ૦ ક્રિ૦ છેકવું

**ચેરંચેર** સ્ત્રી૦ ચેરંચેરા

**ચેરંચેરા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ છેકાછેક

**ચેરાચેર** સ્ત્રી૦ છેકાછેક; ચેરંચેરા

**ચેરીમેરી** સ્ત્રી૦ બક્ષિસ

**ચેરો** પું૦ છેકો

**ચેલ** ન૦ વસ્ત્ર; કપડું

**ચેલકી** સ્ત્રી૦ છોડી (વહાલમાં)

**ચેલકું** ન૦ છોકરું (વહાલમાં)

**ચેલકો** પું૦ છોકરો (વહાલમાં)

**ચેલિયું** ન૦ તાજવાનું પલ્લું

**ચેલિયો** પું૦ (કા.) કેડના સૂતરનો કંદોરો

**ચેલી** સ્ત્રી૦ શિષ્યા

**ચેલો** પું૦ શિષ્ય

**ચેવલી** વિ૦ ચેવલ નામના કોંકણમાં આવેલા ગામનું (પાન, સોપારી)

**ચેવવું** સ૦ ક્રિ૦ શેકવું; ગરમ કરવું (બળતા રૂ કે મીણથી)

**ચેષ્ટક** વિ૦ ચેષ્ટા કરનારું

**ચેષ્ટન** ન૦ પ્રયત્ન

**ચેષ્ટા,૦ઈ** સ્ત્રી૦ જુઓ ચાળા (૨) ઠઠ્ઠો; મશ્કરી (૩) પ્રયત્ન (૪) વર્તન

**ચેષ્ટાખોર** વિ૦ ટીખળી; તોફાની

**ચેષ્ટાળી** સ્ત્રી૦ ઠેકડી; મશ્કરી

**ચેહ** સ્ત્રી૦ ચિતા

**ચેં** અ૦ (રવ૦)

**ચેંબટ** વિ૦ ચીકણું; ઢીલું (૨) ચાંપલું; ચાપચીપિયું

**ચેંચું** અ૦ (૨) ન૦ (ર૧૦) જુઓ ચૂંચાં

**ચેંચેંપેંચે** અ૦ ખાનગી રીતે; માંહોમાંહે (૨) સ્ત્રી૦; ન૦ આનાકાની (૩) બડબડાટ

**ચેંડલ** ન૦ એક પક્ષી

**ચેંડુ** પું૦ રમવાનો દડો

**ચેંપેં** અ૦ (૨) ન૦ જુઓ ચૂંચાં

**ચેંબડી*** સ્ત્રી૦

**ચૈતન્ય** ન૦ ચેતના; ચેતનપણું (૨) સમજ; જ્ઞાન (૩) આત્મા (૪) પરમાત્મા (૫) બળ; પરાક્રમ (૬) પું૦ (સં.) પ્રસિદ્ધ બંગાળી વૈષ્ણવ સંત

**ચૈતન્યઘન** વિ૦ જ્ઞાનથી ભરેલું; જ્ઞાનસ્વરૂપ (૨) પું૦ બ્રહ્મ

**ચૈતન્યદાયી** વિ૦ ચેતન કે બળ–પરાક્રમ આપનારું

**ચૈતન્યપ્રેરક** વિ૦ ચેતન કે બળ–પરાક્રમ પ્રેરનારું

**ચૈતન્યવાદ** પું૦ જડવાદથી ઊલટો—આત્મા છે એવો–વાદ

**ચૈતર** પું૦ ચૈત્ર માસ

**ચૈત્ય** ન૦ હદ બતાવતો પથ્થર (૨) સ્મરણસ્થંભ; પાળિયો (૩) દેવાલય (૪) બુદ્ધદેવના અવશેષ ઉપર બંધેલો મિનારો; બૌદ્ધ મંદિર (૫) દેરાસરમાંની મૂર્તિ (જૈન)

**ચૈત્યવંદન** ન૦ ચૈત્ય–દેરાસરમાંની મૂર્તિને વંદન

**ચૈત્ર** પું૦ વિક્રમ સંવતનો છઠ્ઠો માસ

**ચૈત્રી** વિ૦ ચૈત્રનું; ચૈત્રથી શરૂ થતું (૨) સ્ત્રી૦ ચૈત્રની પૂનમ

**ચૈયું** ન૦ ખાટલાની દોરી–વાણ

**ચો** પું૦; સ્ત્રી૦ અભરખો; ચડસ (૨) [સમાસની શરૂઆતમાં] 'ચાર' એવું બતાવતો પૂર્વગ

**ચોક** વિ૦ સ્થિર; વશ (૨) પું૦ ઘર વચ્ચેની ચોખંડી છાપરા ખુલ્લી જગા (૩) આંગણા આગળની ખુલ્લી જગા (૪) વસતી વચ્ચેની ખુલ્લી જગા (૫) બજાર; ગુજરી (૬) પળ; ક્ષણ (૭) ચાર કડીઓની ટૂક (૮) (પાસાની રમતમાં) ચારનો દાવ

**ચોકઠું** ન૦ બારીનાં બારણાં બેસાડવા ચાર લાકડાં સાલવીને કરેલો ચોખંડો ઘાટ (૨) 'ફ્રેમ' (૩) શેરીનું ચકલું–ચોગાન (૪) [લા.] યુક્તિ; બાજી

**ચોકડિયું** વિ૦ ચોકડીઓવાળું; ચોકડી ભાતનું (૨) ન૦ ચોકડી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર

**ચોકડી** સ્ત્રી૦ × આવી આકૃતિ (૨) ઓરડામાં (સામાન્ય રીતે તેના ખૂણામાં) પાણી ઢોળવા કરવામાં આવતું ખાળવાળું કડિયાકામ (૩) ચારની ટોળી ઉદા૦ ચંડાળચોકડી (૪) ચાર યુગનો સમુદાય

**ચોકડું** ન૦ કાનનું એક ઘરેણું (૨) ગાડા ઉપર માલ ભરવા મૂકવામાં આવતું લાકડાનું પાંજરું (૩) ઘોડાના મોંમાં રહેતો લગામનો લોઢાનો ભાગ (૪) [લા.] લગામ; અંકુશ; દાબ (૫) રેશમના ભરતની એક તરેહ (૬) ચારનો સમુદાય

**ચોકવટી** સ્ત્રી૦ ચાર રસ્તા મળતા હોય એવું સ્થળ–ચકલું

**ચોકવું** અ૦ ક્રિ૦ ચોંકવું (૨) માપવું (૩) સ૦ ક્રિ૦ ઊભું કરવું; રોપવું

**ચોક(-ક્ક)સ** વિ૦ નક્કી; બરાબર (વસ્તુ) (૨) સાવધાન (૩) ખાતરીદાર (માણસ) (૪) અ૦ નક્કી; અવશ્ય

**ચોક(-ક્ક)સપણું** ન૦

**ચોકસાઈ** સ્ત્રી૦ ખાતરી (૨) સાવધાની; ખબરદારી

**ચોકસી** પું૦ સોનારૂપાનો કસ કાઢનાર (૨) સોનારૂપાનો ધંધો કરનાર (૩) સ્ત્રી૦ જુઓ ચોકસાઈ

**ચોકિયાત** પું૦ ચોકી કરનાર; રખવાળ

**ચોકી** સ્ત્રી૦ રખેવાળને રહેવાનું સ્થાન; 'ગેટ' (૨) તપાસ–સંભાળ (૩) [જકાત લેવાનું] નાકું (૪) એક જાતનું ઘરેણું (૫) નાનો બાજઠ

**ચોકીદાર** પું૦ ચોકિયાત; રખેવાળ

**ચોકીદારી** સ્ત્રી૦ રખવાળી

**ચોકીપહે(-હો)રો** પું૦ ચોકી અને પહેરો; સખત જાપતો

**ચોકીવાળો** પું૦ ચોકિયાત

**ચોકો** પું૰ ચાર ખૂણાવાળી જગા (૨) રસોઈ કરવા સારૂ કરેલી જગા (૩) મરનારને સુવાડવા માટે લીંપી તૈયાર કરેલી જગા
**ચોકો(-ક્કો)** પું૰ ચારની સંજ્ઞાવાળું ગંજીફાનું પત્તું
**ચોક્કસ** વિ૰ (૨) અ૰ જુઓ ચોકસ
**ચોક્કસપણું** ન૰
**ચોખ** વિ૰ ચોખ્ખું (૨) સ્ત્રી૰ ચોખ્ખાઈ (૩) [લા.] નિકાલ
**ચોખડિ(-લિ)યાત** વિ૰ વટાળ વિનાનું
**ચોખડિ(-લિ)યાવેડા** પું૰ બ૰ વ૰ વટાળ બહુ પાળતા હોઈએ એમ બતાવવું તે
**ચોખડિ(-લિ)યું** વિ૰ ચોખલિયાત
**ચોખવટ** સ્ત્રી૰ ચોખ્ખાઈ; પવિત્રતા (૨) સ્પષ્ટતા (૩) [લા.] નિકાલ
**ચોખળું** ન૰ ગામડાંનો સમુદાય (૨) પરગણું
**ચોખંડ** વિ૰ ચોખંડું (૨) પું૰ ચોખંડી આકૃતિ (૩) ચારે ખંડ (પૃથ્વીના)
**ચોખંડું** વિ૰ ચારખૂણિયું (૨) ચોરસ (૩) ચાર ખંડવાળું
**ચોખા** પું૰ બ૰ વ૰
**ચોખાની** સ્ત્રી૰ એક જાતનું ભાતીગર લૂગડું
**ચોખાપૂર** વિ૰ એક ચોખા જેટલું (માપ કે વજનમાં) (૨) [લા.] જરાક
**ચોખાભાર** વિ૰ ચોખાના એક દાણાના વજન જેટલું (૨) [લા.] જરાક
**ચોખામું** વિ૰ જુઓ ચોખલિયાત; વટાળ વિનાનું
**ચોખાળવું** સ૰ ક્રિ૰ સાફ કરવું (૨) ચોખ્ખું-ખુલ્લેખુલ્લું કહેવું
**ચોખિયાત*** વિ૰
**ચોખૂણ(-ણિયું)** વિ૰ ચાર ખૂણાવાળું
**ચોખૂંટ** વિ૰ ચારે દિશાની મર્યાદામાં આવતું —તમામ (૨) અ૰ ચારે ખૂણાઓમાં—ચારે બાજુ
**ચોખો** પું૰ ચોખાનો દાણો
**ચોખ્ખાઈ** સ્ત્રી૰ સ્વચ્છતા; શુદ્ધતા (૨) પ્રામાણિકતા
**ચોખ્ખું** વિ૰ સ્વચ્છ (૨) ભેળ વગરનું (૩) સાચું; પ્રામાણિક (૪) ખુલ્લું; સ્પષ્ટ
**ચોગઠ** સ્ત્રી૰ ચોરીની આસપાસ બાંધેલી દોરીની ગાંઠ (૨) ચારે છેડે ગંઠાવું તે; લગ્નની ગાંઠ
**ચોગડો** પું૰ ચારનો આંકડો (૪)
**ચોગણું** વિ૰ ચારગણું
**ચોગમ(-રદમ)** અ૰ ચારે દિશામાં; ચોમેર
**ચોગાન** ન૰ ખુલ્લી જગા; મેદાન
**ચોગો** પું૰ ઝભ્ભો
**ચોઘડિયાં** ન૰ બ૰ વ૰ ચારચાર ઘડીને આંતરે વગાડાતાં નગારાં
**ચોઘડિયું** ન૰ ચાર ઘડી જેટલો વખત (૨) મુરત
**ચોઘલો** પું૰ ગામડાનો પટેલ (૨) નાતનો પટેલ
**ચોચ** ન૰ વલ્કલ; છાલ
**ચોજ** સ્ત્રી૰ (કા.) તર્ક; દલીલ; બુદ્ધિની સૂક્ષ્મતા
**ચોજાવો** પું૰ ખાવાથી આવતા ચાર તેજનાની વસ્તુઓ—લવિંગ, ઇલાયચી, તજ, અને જાયફળ (૨) ગરમ મસાલો; તેજાનો
**ચોજાળું** વિ૰ ચોજવાળું
**ચોટ** સ્ત્રી૰ આઘાત; પ્રહાર; મુક્કી (૨) દાવ; લાગ (૩) એક જાતનું જાદુ-મારણ; મૂઠ (૪) નિશાન (તીર, ગોળીનું)
**ચોટડું** વિ૰ ચોટી રહે-ખસે નહિ એવું
**ચોટડૂક** વિ૰ ચોટડું
**ચોટણું** વિ૰ ચોટે એવું; ચીકણું (૨) ન૰ (૩) ચોટેલી વસ્તુ
**ચોટલી** સ્ત્રી૰ શિખા
**ચોટલો** પું૰ વેણી; અંબોડો
**ચોટવું** સ૰ ક્રિ૰ ચીકાશને લીધે વળગવું (૨) [લા.] આગ્રહપૂર્વક વળગવું; અડ્ડો જમાવવો (૩) બેસવું (તિરસ્કારમાં)
**ચોટાડવું** સ૰ ક્રિ૰ 'ચોટવું'નું પ્રેરક રૂપ
**ચોટી** પું૰ ચોટ-નિશાન-તાકનાર (૨) સ્ત્રી૰ ચોટલી
**ચોટ્ટાઈ** સ્ત્રી૰ ચોટ્ટાપણું
**ચોટ્ટું** વિ૰ ચોરી કરવાની ટેવવાળું (૨) લુચ્ચું
**ચોડ** સ્ત્રી૰ વસ્તુઓનો જથો; ચોડો
**ચોડવવું** સ૰ ક્રિ૰ પકવવું; ચડવવું
**ચોડવું** સ૰ ક્રિ૰ ચોટાડવું (૨) જડવું; બેસાડવું
**ચોડાઈ** સ્ત્રી૰ પહોળાઈ
**ચોડાણ** ન૰ પહોળાઈ

**ચોકાવવું** સ૦ ક્રિ૦ 'ચોકવું'નું પ્રેરક રૂપ
**ચોકું** વિ૦ પહોળું (૨) ચાર પડવાળું
**ચોકો** પું૦ એક ઉપર એક વસ્તુઓનો ખડકલો
**ચોતરફ** અ૦ ચારેબાજુ
**ચોતરો** પું૦ મોટો ઓટલો; ચબૂતરો (૨) પોલીસચોકી; ચાવડી
**ચોતરું** વિ૦ ચાર તારનું-વાળું
**ચોતરો** પું૦ ચોતારા વણાટનું કપડું
**ચોતાલ(-લું,-ળ,-ળું)** વિ૦ ચારતાલ—ઠેકવાળું (ગાયન) (૨) પું૦ એક ઠેકો, જેમાં ચાર તાલ અપાય છે
**ચોત્રીસ** વિ૦ '૩૪'
**ચોથ** સ્ત્રી૦ પખવાડિયાની ચોથી તિથિ (૨) વદ ચોથે કરવાનું એક વ્રત (૩) જુઓ ચોથાઈ (૪) ન૦ કલ્લાના પખિયારાનો નાનો ભાગ
**ચોથાઈ** સ્ત્રી૦ ચોથો ભાગ (૨) ખંડણી તરીકે આપવાનો મહેસૂલનો ચોથો ભાગ
**ચોથિયું** વિ૦ ચોથે દિવસે આવતું (૨) ન૦ ચોથો ભાગ (૩) નાના બાળકના મરણ પાછળ ચોથે દિવસે કરાતી ક્રિયા કે ભોજન
**ચોથું** વિ૦
**ચોદ(-દિ)શ** અ૦ ચારે દિશાઓમાં; ચોતરફ
**ચોધરી** પું૦ મુખ્ય ગાડીત; સારથી (૨) સીમનું રક્ષણ કરવા બદલ પસાયતું ખાનાર (૩) જંગલી ડુંગરાઓમાં વસતી એક કોમ
**ચોધરો** પું૦ પોલીસપટેલ; ગામનો પટેલ (૨) ચોધરી કોમનો પુરુષ
**ચોધાર** વિ૦ (૨) અ૦ પુષ્કળ (આંસુ માટે)
**ચોધારી** સ્ત્રી૦ ચાર બાજુઓવાળી એક સીંગ
**ચોધારું** વિ૦ ચાર ધારવાળું (૨) ન૦ ચાર ધારવાળું એક હથિયાર
**ચોધારો** પું૦ એક વનસ્પતિ
**ચોપ** સ્ત્રી૦ ખંત (૨) ઉત્સાહ (૩) જુઓ ચોબ
**ચોપગું** વિ૦ ચાર પગવાળું (૨) ન૦ જાનવર; પશુ
**ચોપચીની** સ્ત્રી૦ એક ઔષધિ
**ચોપ(-પા)ટ** સ્ત્રી૦ સોગટાંની રમત (૨) તે રમવાનું કપડું કે પાટિયું
**ચોપડ** વિ૦ ચારપડવાળું (૨) ન૦ (ચોપડવાનું) ઘી
**ચોપડવું** સ૦ ક્રિ૦ લગાડવું; લપેડવું
**ચોપડાવવું** સ૦ ક્રિ૦ 'ચોપડવું'નું પ્રેરક રૂપ
**ચોપડી** સ્ત્રી૦ પુસ્તક
**ચોપડીચુંબક*** વિ૦
**ચોપડું** વિ૦ ચીકટું (૨) ચાર પડવાળું (૩) ન૦ ચાર પટવાળી રોટલી
**ચોપડો** પું૦ હિસાબ લખવાની વહી
**ચોપણ** સ્ત્રી૦ કળ; યુક્તિ (૨) ન૦ ભોંય ટીપવાનું લાકડું
**ચોપન** વિ૦ '૫૪'
**ચોપવું** સ૦ ક્રિ૦ ખોસવું રોપવું; (૨) ટીપવું (૩) મારવું; ઠોકવું
**ચોપાઈ** સ્ત્રી૦ એક છંદ (૨) ચારપાઇ; ખાટલો
**ચોપાટ** સ્ત્રી૦ જુઓ ચોપટ
**ચોપાડ** સ્ત્રી૦ પરસાળ
**ચોપાનિયું** ન૦ વર્તમાનપત્ર
**ચોપાયા** પું૦બ૦વ૦ એક છંદ
**ચોપાયો** પું૦ ખાટલો
**ચોપાસ** અ૦ ચારેબાજુ
**ચોપાળી** સ્ત્રી૦ કયારડામાં નાળાં કે ખાડામાંથી પાણી લાવવાની એક રચના
**ચોપાળો** પું૦ હાંડોળાખાટ
**ચોફાળ** પું૦ જાડી મોટી પિછોડી
**ચોફૂલું** ન૦ ચોકડી; × + ✱ આવું ચિહ્ન
**ચોફૂલો** પું૦ પાનસોપારી વગેરે મૂકવાનો દાબડો
**ચોફેર** અ૦ ચારેબાજુ
**ચોબ** સ્ત્રી૦ નાની લાકડી; દંડૂકો (૨) છડી (૩) તંબૂનો વચલો વાંસ
**ચોબગળું** ન૦ એક જાતનો ટૂંકો ડગલો
**ચોબદાર** પું૦ છડીદાર
**ચોબવું** સ૦ ક્રિ૦ ટામવું
**ચોબંદી** વિ૦ ચાર પડવાળું (૨) ન૦ ચાર પડવાળી કાગળની આકૃતિ
**ચોબિયો** પું૦ સુંવાળો માવો
**ચોબો** પું૦ મથુરા તરફનો બ્રાહ્મણ (૨) ઢોલ વગાડવાનો દંડૂકો (૩) ઢોલ ઉપર પડેલો દંડૂકાનો સોળ (૪) ચપકો; ડામ (૫) ફૂંદણું
**ચોભીલું** વિ૦ છોભીલું; ભોંઠું
**ચોમગ** અ૦ ચોપાસ; ચોમેર
**ચોમટિયું** વિ૦ ચારે છેડે પહેરેલું (વસ્ત્ર)
**ચોમાસુ** વિ૦ ચોમાસામાં થતું

**ચોમાસું** ન૦ વરસાદના ચાર મહિના
**ચોમુખ(-ખું)** વિ૦ ચાર મોં, બારણાં કે બાજુઓવાળું
**ચોમેર** અ૦ ચારે તરફ
**ચોર** પું૦
**ચોરઆમલી** સ્ત્રી૦ એક જાતની આમલી
**ચોરઆમળાં** ન૦ બ૦ વ૦ એક જાતનાં આમળાં
**ચોરઆંક** પું૦ માલ ઉપર લખેલો મૂળ કિંમતનો છૂપો આંકડો
**ચોરઆંબલી** સ્ત્રી૦ જુઓ ચોરઆમલી
**ચોરઆંબળાં** ન૦ બ૦ વ૦ જુઓ ચોરઆમળાં
**ચોરકડી** સ્ત્રી૦ છૂપી કડી–નાનો આંકડો
**ચોરખલી** સ્ત્રી૦ ઉપરથી દેખાય નહિ તેવો છૂપો ખાડો (પ્રાણીઓને ફસાવવાનો)
**ચોરખંડ** પું૦ જુઓ ચોરખાનું
**ચોરખાનું** ન૦ છૂપું ખાનું
**ચોરખીલી** સ્ત્રી૦ છૂપી ખીલી–ચૂંક
**ચોરખીસું** ન૦ ચોરગજવું
**ચોરગજવું** ન૦ છૂપું ગજવું
**ચોરગલી** સ્ત્રી૦ છૂપી ગલી
**ચોરગાંઠ** સ્ત્રી૦ ન સમજાય–ન છૂટે તેવી ગાંઠ
**ચોરટાઈ** સ્ત્રી૦ ચોટ્ટાઈ
**ચોરટું** વિ૦ ચોટ્ટું
**ચોરણી** સ્ત્રી૦ લેંઘી; સૂંથણી
**ચોરણો** પું૦ સાથળ આગળ ખૂલતો હોય એવો લેંઘો
**ચોરદલાલ** પું૦ ચોરનો દલાલ
**ચોરદાનત** સ્ત્રી૦ ખોટી દાનત; અપ્રામાણિકતા
**ચોરદૃષ્ટિ** સ્ત્રી૦ જુઓ ચોરદાનત
**ચોરનજર** સ્ત્રી૦ જુઓ ચોરદાનત
**ચોરફાનસ** ન૦ પ્રકાશ ગુપ્ત રાખી શકાય તેવું ફાનસ
**ચોરબજાર** પું૦; સ્ત્રી૦; ન૦ જ્યાં ચોરીનો માલ વેચાતો હોય તેવું બજાર
**ચોરબત્તી** સ્ત્રી૦ ચોરફાનસ
**ચોરબારી** સ્ત્રી૦ છૂપી બારી
**ચોરવાટ** સ્ત્રી૦ છૂપો રસ્તો
**ચોરવાડો** પું૦ ચોરો રહેતા હોય એ લત્તો
**ચોરવિદ્યા** સ્ત્રી૦ ચોરી કરવાની વિદ્યા
**ચોરવું** સ૦ ક્રિ૦ મારકાનું છૂપી રીતે લઈ જવું
**ચોરસ** પું૦ ચોરસ આકૃતિ (૨) વિ૦ 'સ્કવેર' (ગ.)
**ચોરસી** સ્ત્રી૦ ચોરસ આકારની તખતી (૨) સુતારનું એક ઓજાર (૩) સ્ત્રીઓનું કોટનું ઘરેણું; ચોકી (૪) ચોખંડું છજું
**ચોરસું** ન૦ ચોખંડો કકડો; ચોસલું
**ચોરસો** પું૦ જાડા કપડાનો ચોરસ કકડો
**ચોરાઉ** વિ૦ ચોરાયેલું
**ચોરાણુ(-ણું)** વિ૦ '૯૪'
**ચોરાશી(-સી)** વિ૦ '૮૪' (૨) સ્ત્રી૦ બ્રાહ્મણોની ચોરાશી—બધી નાતોનું જમણ
**ચોરિયું** વિ૦ લૂટનારું (દરિયાનાં વહાણોને)
**ચોરી** સ્ત્રી૦ ચોરવું અથવા ચોરાવું તે (૨) ચોરનો ધંધો (૩) માહ્યરું; વરકન્યા પરણવા બેસે છે તે મંડપ
**ચોરીચપાટી** સ્ત્રી૦ ચોરવું–છીનવી લેવું તે (૨) કોઈ જાતની ચોરી અથવા ગુનો
**ચોરીફેરા** પું૦ બ૦ વ૦ ચોરીમાં વરકન્યાને ફેરાવાતા ફેરા
**ચોરો** પું૦ ગામમાં સહુને બેસવાની જગા (૨) પોલીસ થાણું; 'ગેટ' (૩) મોટો ઓટલો
**ચોલ** સ્ત્રી૦ મજીઠ (૨) પું૦ (સં.) તાંજોરનું પ્રાચીન નામ
**ચોલમોગરો** પું૦ એક વનસ્પતિ
**ચોવટ** પું૦; ન૦ ચકલું; બજાર; ખુલ્લી જગા (૨) પંચનો નિર્ણય–ચુકાદો (૩) અ૦ જુઓ ચોવટ (૪) સ્ત્રી૦*
**ચોવટિયણ** વિ૦ સ્ત્રી૦ દોઢડાહી
**ચોવટિયું** વિ૦ દોઢડાહ્યું (૨) ન૦ પંચનો ચુકાદો
**ચોવટિયો** પું૦ ચોરે બેસનારો; આગેવાન પુરુષ
**ચોવડું** વિ૦ ચાર પડવાળું (૨) ચારગણું
**ચોવાટ(-ટે)** અ૦ ચોતરફ; બધી બાજુએ
**ચોવાડ** વિ૦ ચારે બાજુએ વાડવાળું (૨) પું૦; ન૦ તેવું ખેતર
**ચોવાડો** પું૦ ઢોર બકરાં ચરતાં હોય તે સ્થળ

**ચોવિહાર** સ્ત્રી૦ સૂર્યાસ્ત પછી નહિ જમવાનું વ્રત (જૈન)

**ચોવીસ** વિ૦ '૨૪'

**ચોવું** સ૦ ક્રિ૦ ઘોંચવું; ખોસવું (કાદવમાં કે કપડામાં)

**ચોશિયું** ન૦ રાઈના દાણા જેટલું વજન

**ચોષ** પું૦ સોજો

**ચોષણ** ન૦ ચોષવું તે

**ચોષણપંપ** પું૦ ચોષણ કરનારું યંત્ર

**ચોષવું** સ૦ ક્રિ૦ ચૂસવું

**ચોષ્ય** વિ૦ ચૂસવા લાયક

**ચોસઠ** વિ૦ '૬૪'

**ચોસર** વિ૦ જુઓ ચોસેરું (૨) સ્ત્રી૦ ચાર દોરીવાળો ગળચવો (૩) ચાર સેરનું ભરત–ગૂંથણ (૪) સોગટાં વડે રમાતી એક બાજી

**ચોસલું** ન૦ ગચિયું

**ચોસિયું** ન૦ સોળ મણનું વજન

**ચોસેરું** વિ૦ ચાર સેરવાળું

**ચોહદ** સ્ત્રી૦ ચારે હદ

**ચોહાણ** પું૦ જુઓ ચૌહાણ

**ચોળ** વિ૦ (રાતું અને લાલ સાથે 'ખૂબ' એ અર્થ બતાવવા વપરાય છે.) (૨) સ્ત્રી૦ ચોળવાની ક્રિયા (૩) એક જાતની શીંગ

**ચોળંચોળા** સ્ત્રી૦ ચોળાચોળ

**ચોળવચોળ** સ્ત્રી૦ મનની ચોળાચોળ

**ચોળવું** સ૦ ક્રિ૦ ઘસવું–મસળવું (૨) ચૂંથવું; બગાડવું

**ચોળા** પું૦બ૦વ૦ એક કઠોળ

**ચોળાઈ** સ્ત્રી૦ ચોળાની સીંગ

**ચોળાચોળ(–ળી)** સ્ત્રી૦ વારંવાર ચોળવું–ચૂંથવું તે

**ચોળાફળી** સ્ત્રી૦ ચોળાની સીંગ

**ચોળિયા** પું૦બ૦વ૦ ગળાના કાકડા

**ચોળિયું*** ન૦

**ચોળી** સ્ત્રી૦ જુઓ ચોળાઈ (૨) સ્ત્રીઓનો ટૂંકી બાંયનો કબજો

**ચોળીખંડ** પું૦ ચોળીનું લૂગડું

**ચોળીમાર્ગ** પું૦ કાંચળિયો પંથ; વામમાર્ગ

**ચોળીમાર્ગી** વિ૦ વામમાર્ગી (૨) પું૦ વામમાર્ગનો અનુયાયી

**ચોળો** પું૦ પ્રવાહીમાં ચોળીને કે ઉકાળીને બનાવેલું પેય (૨) વિચારોની ધડભાંગ (૩) અંગરખાનો કોઠો

**ચોંક** સ્ત્રી૦ ચોંકવું તે; ચમક

**ચોંકવું** અ૦ ક્રિ૦ ભડકવું; ચમકવું

**ચોંચલાં** ન૦બ૦વ૦ નખરાં (૨) હાંસી; મશ્કરી

**ચોંચલું** વિ૦ છીછરું; તોફાની (૨) ચૂંખળું

**ચોંટ** સ૦ ક્રિ૦ ચોંટવું; વળગવું

**ચોંટિયા** પું૦ બ૦ વ૦ ચૂંટીઓ; ચૂંટલા

**ચોંટાડવું** સ૦ ક્રિ૦ ચોટાડવું

**ચોંટી** સ્ત્રી૦ ચૂંટી

**ચોંપ** સ્ત્રી૦ ખંત; ચાનક (૨) ઉતાવળ (૩) ટેસ; કળ (૪) ઢોલ વગાડવાનો દાંડિયો

**ચૌટું** ન૦ બજાર

**ચૌડ(–લ),૦કર્મ** ન૦ જુઓ ચૂડાકર્મ

**ચૌદ** વિ૦ '૧૪'

**ચૌદમું** વિ૦ ક્રમમાં ૧૩ પછી આવે એવું (૨) ન૦ માણસના મરણને ચૌદમે દિવસે કરાતો જમણવાર

**ચૌદશ(–સ)** સ્ત્રી૦ પખવાડિયાની ચૌદમી તિથિ

**ચૌર** પું૦ ચોર

**ચૌરી** સ્ત્રી૦ ચોરી

**ચૌર્ય** ન૦ ચોરી

**ચૌલકર્મ** ન૦ જુઓ ચૌડ

**ચૌહાણ** પું૦ એ નામની રજપૂતશાખાનો પુરુષ

**ચ્યવન** પું૦ (સં.) એક ઋષિ

**ચ્યુત** વિ૦ પડેલું; ભ્રષ્ટ થયેલું

**ચ્યુતિ** સ્ત્રી૦ પતન (૨) ખામી (૩) સ્ખલન; ભૂલ

# છ

છ વિ૦ ૬ (૨) પું૦ તાલુસ્થાની બીજો વ્યંજન (૩) અ૦ છિઃ, છટ એવો તિરસ્કારવાચક ઉદ્‌ગાર

છક અ૦ દિગ્મૂઢ; ચકિત (૨) પું૦ છાક;તોર

છકછકાટ પું૦ ભપકો; ઠાઠ (૨) છાક;તોર

છકડૂંચું વિ૦ એકઠું કરી ચૂંથી નાખેલું

છકછોળ અ૦(૨)સ્ત્રી૦ જુઓ છાકમછોળ

છકડી સ્ત્રી૦ છ કાગળની થોકડી

છકડું ન૦ છનો જથો

છકડો પું૦ ગાડું; ખટારો (૨) છકડું

છકફૂક સ્ત્રી૦(કા.) લૂંટફાટ

છકવું અ૦ ક્રિ૦ બહેકી જવું; વંઠી જવું

છકાઈ સ્ત્રી૦ છ ઉપવાસ કરવાનું એક જૈન વ્રત

છકાય સ્ત્રી૦ જૈનશાસ્ત્ર પ્રમાણેના છ જાતના જીવ (પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય)

છકાર પું૦ છ એવો અક્ષર અથવા ઉચ્ચાર

છકારાંત વિ૦ જેને છેડે છકાર હોય એવું

છકિયું ન૦ છ બળદ જોડાયા હોય એવું ગાડું

છકેલ(-લું) વિ૦ છકી ગયેલું

છક્કડ સ્ત્રી૦ તમાચ; થપ્પડ (૨) ભૂલથાપ

છક્કલ સ્ત્રી૦ સોકટાં રમવાની એક રીત

છક્કો પું૦ છ ચિહ્નવાળું ગંજીફાનું પત્તું (૨) છ દાણાવાળો પાસો

છક્કોપંજો પું૦ ગંજીફાની એક રમત (૨) [લા.] દાવપેચ; દગલબાજી

છખૂણું(-ણિયું) વિ૦ છ ખૂણાવાળું

છગ પું૦ બકરો; છાગ

છગડગ વિ૦ અસ્થિર; ઢચુપચુ

છગડો પું૦ છનો આંકડો

છગણું વિ૦

છગલ પું૦ છગ; બકરો (૨) ન૦ ભૂરું વસ્ત્ર

છગાર સ્ત્રી૦ ટોચ; મથાળું

છચોક અ૦ ખુલ્લી રીતે; જાહેરમાં

છચોર પું૦ જાણીતો ચોર

છછઈ સ્ત્રી૦ દરિયા કાંઠાની વાવેતર થાય તેવી જમીન

છ(૦ણ)છણવું અ૦ ક્રિ૦ (રવ૦) છણછણ અવાજ કરવો (૨) ગગણવું (૩) ઊકળવું (પાણી) (૪) ગુસ્સે થવું

છ(૦ણ)છણાટ પું૦ (રવ૦) ખણખણાટ (૨) ગગણાટ; ગુસ્સો

છછરું વિ૦ ઊંડું નહિ તેવું

છછું(-છૂં)દર(-રી) સ્ત્રી૦ છછુંદરની માદા.

છછું(-છૂં)દર(-રું) ન૦ ઉંદરના જેવું એક પ્રાણી

છછું(-છૂં)દરું વિ૦ અડપલાંખોર; તોફાની

છછેકાઈ સ્ત્રી૦ સુઘડતા; ચોખ્ખાઈ

છછોરી સ્ત્રી૦ છોકરવાદપણું

છછોરું વિ૦ છોકરવાદ; બાળકબુદ્ધિનું; નાદાન

છજાવટી સ્ત્રી૦ છજા ઉપરનું નાનું છાપરું; વાછંટિયું

છજાવવું સ૦ ક્રિ૦ છજું કાઢી ઘરને શોભાવવું; છાપરું બનાવવું

છજું ન૦ ઝરૂખો

છટ અ૦ ધુત્કારસૂચક ઉદ્‌ગાર (૨) (કા.) સ્ત્રી૦ ગંધ

છટકવું અ૦ ક્રિ૦ એકદમ છૂટવું-ખસવું (૨) [લા.] નાસી જવું; સટકવું

છટકાવવું સ૦ ક્રિ૦ 'છટકવું'નું પ્રેરક રૂપ

**છટકિયું** નં૦ ઠંડક માટે રાખવામાં આવતો ભીનો રૂમાલ
**છટકું** નં૦ દાવપેચ; જાળ
**છટા** સ્ત્રી૦ શોભા; કાંતિ (૨) રીત; ખૂબી (૩) જુઓ અર્ચા
**છટાછટ** અ૦ (રવ૦)
**છટાદાર** વિ૦ છટાવાળું
**છટારો** પું૦ દુર્ગંધ
**છટેલ** વિ૦ જુઓ છકેલ
**છટાંક** નં૦ નવટાંક
**છઠ** સ્ત્રી૦ પખવાડિયાની છઠ્ઠી તિથિ (૨) પું૦ એક સાથે છ ટંક ન ખાવાનું વ્રત (જૈન)
**છઠિયાત** પું૦ છઠનું વ્રત કરનારો (૨) [લા.] તેને અપાતું જમણ (જૈન)
**છઠિયાતી** સ્ત્રી૦ છઠનું વ્રત કરનાર સ્ત્રી (જૈન)
**છઠિયું** નં૦ છઠ્ઠીને દિવસે બાળકને ઓઢાડવામાં આવતું લૂગડું
**છઠ્ઠી** સ્ત્રી૦ બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ (૨) તે દિવસે કરવામાં આવતી ક્રિયા
**છઠ્ઠું** વિ૦
**છડ** પું૦ લાંબો બરુ (૨) ભાલાનો દાંડો (૩) વાંસ (૪) ઝાડની છાલ (૫) (કા.) તાણ; પ્રવાહનું જોર
**છડકવું** સ૦ ક્રિ૦ છાંટવું
**છડવું** સ૦ ક્રિ૦ ખાંડીને છોડાં જુદાં કરવાં
**છડા** પું૦ બ૦ વ૦ કંકુના થાપા મારવા તે (૨) સ્ત્રી કે બાળકનું પગનું એક ઘરેણું
**છડાણ** નં૦ છડતાં નીકળેલો ભૂકો; કુશકી
**છડામણ** નં૦ છડવાનું મહેનતાણું (૨) છડાણ
**છડામણી** સ્ત્રી૦ છડવાનું મહેનતાણું
**છડિયાત** વિ૦ જુઓ છડું
**છડિયું** નં૦ બેલગાડીમાં જનાર; મુસાફર; ઉતારુ
**છડી** સ્ત્રી૦ સીધી પાતળી સોટી (૨) રાજચિહ્ન તરીકે રાજા વગેરે આગળ રખાતો દંડ (૩) ગુલછડીનું ફૂલ (૪) સળી ઉપર ફૂલ બાંધી કરેલો ગોટો—કલગી
**છડીછાટ** વિ૦ સ્ત્રી૦ છડેછડી
**છડીદાર** વિ૦ છડી ઝાલનાર (૨) પું૦ નેકી પોકારનાર; ચોબદાર
**છડીધર** વિ૦ (૨) પું૦ જુઓ છડીદાર
**છડીલો** પું૦ એક વનસ્પતિ
**છડીવાન** વિ૦ (૨) પું૦ જુઓ છડીદાર
**છડું** વિ૦ એકલું; સાથ વિનાનું (૨) [લા.] કુંવારું (૩) છોકરાં છૈયાં વિનાનું
**છડેચોક** અ૦ ખુલ્લી રીતે; જાહેરમાં
**છડેછડું** વિ૦ એકલું; કોઈના સાથ વિનાનું
**છડો** પું૦ મોતીનો કંઠો (૨) છંટકાવ
**છણકછણક** અ૦ (રવ૦)
**છણકપાટુ** સ્ત્રી૦; નં૦ છણકો અને પાટુ (૨) [લા.] છણકો; તરછોડ
**છણકવું** સ૦ ક્રિ૦ છણકો કરવો; ગુસ્સામાં બોલવું; તરછોડવું (૨) સૂપડા વડે ઝાટકવું
**છણકારવું** સ૦ ક્રિ૦ જુઓ છણકવું
**છણકારો** પું૦ જુઓ ઝણકાર (૨) તોર; છણકો
**છણકો** પું૦ ગરમ તેલમાં પાણીનો છાંટો પડવાથી થતો અવાજ (૨) ગુસ્સાનો બોલ; ગુસ્સો (૩) તુચ્છકાર; તરછોડ
**છણછણ** અ૦ (રવ૦)
**છણછણવું** અ૦ ક્રિ૦ (રવ૦) જુઓ છછણવું
**છણછણાટ** પું૦ (રવ૦) જુઓ છછણાટ
**છણણણ** અ૦ (રવ૦)
**છણવું** સ૦ ક્રિ૦ બારીક કપડાથી ચાળવું કે ગાળવું (૨) (લા.) બારીક તપાસ કરવી (૩) ખણવું; નખથી વલૂરવું (૪) [લા.] દબાઇ ગયેલી વાતને ફરી ઊખેળવી—છેડવી
**છણુંવણુ*** અ૦ (કા.)
**છત** સ્ત્રી૦ હોવાપણું; હસ્તી (૨) પુષ્કળપણું; ભરતી (૩) ચંદરવો; વિતાન
**છતરાયું** વિ૦ ખુલ્લું; ચાહુન
**છતવંત(-તું)** વિ૦ છતવાળું; પુષ્કળ જથામાં હોય એવું
**છતવાડ** સ્ત્રી૦ છત હોવી તે; પુષ્કળપણું
**છતારું** વિ૦ છતારવાળું (૨) નં૦ છતારવાળું એક વાદ્ય
**છતાળું** વિ૦ છતવાળું
**છતાં** અ૦ તોપણ
**છતું** વિ૦ જીવતું; વિદ્યમાન (૨) ચત્તું; સવળું (૩) ઉઘાડું; જાહેર
**છતું(-ત્તા,-ત્તું)પાટ** વિ૦ ચત્તું; ચત્તુંપાટ
**છતે** અ૦ છતાં
**છત્તર** નં૦ જુઓ છત્ર

**છત્ર** ન૦ મોટી ભારે છત્રી (૨) રાજચિહ્ન તરીકે વપરાતી છત્રી (૩) [લા.] રક્ષણ કરનાર; પાલક

**છત્રક** વિ૦ છત્રીના આકારનું (૨) ન૦ બિલાડીનો ટોપ; કાગછત્તર

**છત્રછાયા** સ્ત્રી૦ છત્રની છાયા (૨) આશ્રય

**છત્રધર** પું૦ માથે છત્રવાળો; રાજા

**છત્રધારી** પું૦ જુઓ છત્રધર

**છત્રપતિ** પું૦ રાજા; શહેનશાહ

**છત્રપલંગ** પું૦

**છત્રબંધ** પું૦ છત્રના આકારમાં વંચાય એવી કાવ્યરચના

**છત્રભંગ** પું૦ રાજ્ય ખોવું તે (૨) પરતંત્રતા (૩) વિધવાપણું

**છત્રાકાર** વિ૦ છત્રના આકારનું

**છત્રી** સ્ત્રી૦

**છત્રીશ(-સ)** વિ૦ '૩૬'

**છધારું** વિ૦ છ ધાર-બાજુઓવાળું

**છનછન** અ૦ (રવ૦)

**છનાછની** સ્ત્રી૦ ખૂબ તવંગર હોવું તે

**છન્ન** વિ૦ ઢંકાયેલું

**છન્નુ(-ન્નું)** વિ૦ '૯૬'

**છપગું** વિ૦ છ પગવાળું

**છપગો** વિ૦ પું૦ વ્યભિચારી

**છપડી** સ્ત્રી૦ લુચ્ચાઈ; ઠગાઈ

**છપડું** વિ૦ છ પડવાળું

**છપતરું** વિ૦ છાછરું (૨) ઘસાઈને પાતળું થઈ ગયેલું (૩) ન૦ તેવું વાસણ કે સિક્કો

**છપ(-પ્પ)ર** ન૦ છાપરું

**છપ(-પ્પ)રખાટ** સ્ત્રી૦ છપ્પરપલંગ

**છપ(-પ્પ)રપગું** વિ૦ ચાલતાં જેનું જમીન પર આખું પગલું પડે એવું (તે અભાગીનું ચિહ્ન મનાય છે.)

**છપ(-પ્પ)રપલંગ** પું૦ છપ્પર-છત્રીવાળો પલંગ

**છપ(-પ્પ)રબંધ** વિ૦ છાપરાવાળું (૨) પું૦ છાપરું બાંધનારો કે છાનારો

**છપવું** અ૦ ક્રિ૦ છુપાવું; સંતાવું

**છપાઈ(-મણ,-મણી)** સ્ત્રી૦ છાપવાનું મહેનતાણું (૨) છાપ; છાપણી

**છપાદ(-યુ)** વિ૦ છ પગવાળું

**છપાવવું** સ૦ ક્રિ૦ 'છાપવું'નું પ્રેરક રૂપ

**છપાવું** અ૦ ક્રિ૦ 'છાપવું'નું કર્મણિ રૂપ (૨) (પતંગનું) એકદમ નીચે પડવું

**છપ્પન** વિ૦ '૫૬'

**છપ્પનભોગ** પું૦ ઠાકોરજીને ધરાવવાની છપ્પન પ્રકારની રસોઈ

**છપ્પનિયો** પું૦ વિ. સં. ૧૯૫૬માં પડેલો મોટો કાળ

**છપ્પય** પું૦ જુઓ છપ્પો

**છપ્પર** ન૦ જુઓ છપર

**છપ્પો** પું૦ છ પદનો એક છંદ

**છબ** અ૦ (રવ૦)

**છબકછબક** અ૦ (રવ૦)

**છબછબવું** અ૦ ક્રિ૦ (રવ૦) 'છબછબ' અવાજ થવો

**છબછબાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) 'છબછબ' કરવું

**છબછબિયું** ન૦ (રવ૦) 'છબછબ' કરે એવું એક ખખડાવવાનું વાદ્ય

**છબછબું** વિ૦ (રવ૦) છછરું-માત્ર તળિયું ઢંકાય તેટલું

**છબ(-બો)તરું** વિ૦ છીછરું (૨) ગંદું; ચૂંથાયેલું (૩) ન૦ છપતરું; ઘસાયેલું પતરું (૪) ચૂંથાયેલો કાગળનો કકડો

**છબદાર** વિ૦ જુઓ છબીદાર

**છબલીકાં** ન૦ બ૦ વ૦ ફાંસાં; છબછબિયાં

**છબવું** અ૦ ક્રિ૦ પહોંચવું; અડકવું (૨) છુપાવું

**છબિ(-બી)** સ્ત્રી૦ તસવીર

**છબિ(-બી)દાર** વિ૦ ઘાટીલું; સુંદર

**છબીલું** વિ૦ મોહક છબીવાળું; રૂપાળું

**છબોતરું** વિ૦ (૨) ન૦ જુઓ છબતરું

**છમ** અ૦ (રવ૦)

**છમકછમક** અ૦ (રવ૦)

**છમકલી** સ્ત્રી૦ (કા.) દહીં વલોવવાની ગોળી

**છમકલું** ન૦ અટકચાળું; ચાંદલું (૨) નાનકડું તોફાન

**છમકવું** અ૦ ક્રિ૦ (રવ૦) 'છમક છમક' થવું ઉદા૦ ઘૂઘરીનું (૨) ઠમકો કરીને ચાલવું

**છમકાર-રો** પું૦ છમકવું તે

**છમકારવું** સ૦ ક્રિ૦ (રવ૦) છમ અવાજ કરવો (ઉદા૦ ઊની વસ્તુ પાણીમાં બોળીને)

**છમકારો** પું૦(રવ૦) છમકારવાનો અવાજ

**છમકાવવું** સ૦ ક્રિ૦ ધમકાવવું

**છમછમ** અ૦ (રવ૦) એવો અવાજ કરીને; મદમાં
**છમછમતું** વિ૦
**છમછમાટ** પું૦ (રવ૦) 'છમછમ' અવાજ (૨) તોર; મદ
**છમછમિયાં** ન૦ બ૦વ૦ (રવ૦) કાંસીજોડાં (૨) ઝાંઝરિયાં
**છમછરી** સ્ત્રી૦ વાર્ષિક મરણતિથિ (૨) પજુસણનો છેલ્લો દિવસ
**છમના** સ્ત્રી૦ એક જાતની માછલી
**છમાસી** સ્ત્રી૦ મરણ પછી છ મહિને કરવાની ક્રિયા
**છર** પું૦ તોર; મદ (૨) મસ્તી; તાન (૩) અસ્રો (૪) સ્ત્રી૦ બરુની સોટી
**છરતું** વિ૦ આડું; ઢળતું (૨) કતરાતું
**છરર,૦ર** અ૦
**છરવ(-વિં)ગું** વિ૦ છરવાળું; મદમસ્ત; અભિમાની
**છરાયું(-યેલું)** વિ૦ આવેશ–તાનમાં આવી ગમે તે કરી નાખે તેવું
**છરી** સ્ત્રી૦ પાળી; કાતું
**છરેરો*** પું૦
**છરેલ** વિ૦ જુઓ છરાયું
**છરો** પું૦ મોટી છરી (૨) સીધો જમૈયો (૩) સીસાની ગોળી
**છલ(-ળ)** પું૦; ન૦ છેતરપિંડી; કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું
**છલક** સ્ત્રી૦ છાલક (૨) અ૦ છાલક વાગતી હોય એમ
**છલકછોઇયાં** અ૦ છલકાતું હોય એમ
**છલકાવું** અ૦ ક્રિ૦ હાલવાથી પ્રવાહી પદાર્થનું ઊછળી બહાર પડવું (૨) [લા.] અભિમાનથી ફુલાવું
**છલન** ન૦ છળવું–છેતરવું તે
**છલબલ** ન૦ છળકપટ; પ્રપંચ
**છલર** સ્ત્રી૦ ધ્રો; દૂર્વા
**છલ(-ળ)વિછલ-(ળ)** સ્ત્રી૦ છળકપટ; લુચ્ચાઈ
**છલંગ** સ્ત્રી૦ ઠેકડો; ફલંગ
**છલા** વિ૦ '૬' (સાંકેતિક)
**છલા(-લો)છલ** અ૦ છલકાય તેમ–ઠેક મથાળા સુધી (ભરેલું)
**છલાવું** અ૦ ક્રિ૦ છલકાવું
**છલિ(-ળિ)ત** વિ૦ છેતરાયેલું (૨) છળેલું; ચમકેલું
**છલી** સ્ત્રી૦ ચામડીનો એક રોગ
**છલૂડી** સ્ત્રી૦ નાની વાડકી
**છલો(-લ્લો)** પું૦ એક જાતની ઘૂઘરીઓની વીંટી (૨) લગ્ન વખતે પહેરવાની વીંટી (૩) પૂજાના સામાનની છાબડી
**છલોછલ** અ૦ જુઓ છલાછલ
**છલ્લા** સ્ત્રી૦ કાનનો વેહ વધારવા ઘલાતી કડી
**છવાવું** અ૦ ક્રિ૦ ઢંકાવું; ઘેરાવું (૨) ફેલાવું
**છવિ** સ્ત્રી૦ છબી (૨) સૌંદર્ય; કાંતિ
**છવીંટિયાં** ન૦ બ૦ વ૦ સ્ત્રીઓના પગની આંગળીએ ઘાલવાનું એક ઘરેણું–જોટવાં
**છવ્વીશ(-સ)** વિ૦ '૨૬'
**છસેં(-સો)** વિ૦ '૬૦૦'
**છળ** પું૦; ન૦ જુઓ છલ
**છળકપટ** ન૦ પ્રપંચ; દગોફટકો
**છળકારી** વિ૦ કપટી; દુઃખ દેનાર
**છળકો** પું૦ પાણીની છોળ–છાલક
**છળના** સ્ત્રી૦ દગલબાજી; છેતરપિંડી
**છળપ્રપંચ** પું૦ દગોફટકો; છળકપટ
**છળભેદ** પું૦ છળપ્રપંચ
**છળવિછળ** સ્ત્રી૦ છળકપટ; લુચ્ચાઈ
**છળવિદ્યા** સ્ત્રી૦ ચતુરાઈથી છેતરી જવું તે
**છળવું** સ૦ ક્રિ૦ છેતરવું; ઠગવું (૨) અ૦ ક્રિ૦ બીકથી ચમકવું; હબકવું
**છળિત** વિ૦ જુઓ છલિત
**છળો** પું૦ રગડો (દહીં વગેરેનો)
**છંછણવું** અ૦ ક્રિ૦ જુઓ છણછણવું
**છંછણાટ** પું૦ જુઓ છણછણાટ
**છંછેડવું** સ૦ ક્રિ૦ પજવવું; ચીડવવું; સળી કરવી
**છંટકાવ** પું૦ છાંટવું તે
**છંટકોર** પું૦ છંટકોરવું તે
**છંટકોરવું** સ૦ ક્રિ૦ છાંટવું (૨) પાણી છાંટી ઓલવવું
**છંટાવ** પું૦ છંટકાવ
**છંટાવવું** સ૦ ક્રિ૦ છંટાય તેમ કરવું
**છંટાવું** અ૦ ક્રિ૦ 'છાંટવું'નું કર્મણિ રૂપ (પહેલા બે અર્થમાં) (૨) ગાભણું થવું (ગાય ભેંસ ઇત્યાદિનું)

**છંડાવું** અ૦ ક્રિ૦ તજાવું (૨) જમતાં ભાણામાં વધવું (૩) તપાસ થવી; ઇન્સાફ થવો

**છંદ** પું૦ અક્ષર અથવા માત્રાના મેળ–નિયમથી બનેલી કવિતા; વૃત્ત (૨) લત; વ્યસન (૩) સ્ત્રીઓને કાંડે પહેરવાની અમુક જાતની ચૂડીઓનો સમૂહ

**છંદ(–દો)બદ્ધ** વિ૦ પદ્યરૂપે ગોઠવેલું–બનાવેલું

**છંદ(–દો)ભંગ** પું૦ છંદ–વૃત્તનો ભંગ

**છંદવૃત્ત** ન૦ છંદ કે વૃત્ત; કવિતાનું માપ અથવા રાગ

**છંદ(–દઃ)શાસ્ત્ર** ન૦ વેદનાં છ અંગમાંનું એક (૨) પિંગળ

**છંદી** વિ૦ વ્યસની; છંદીલું

**છંદીલું** વિ૦ મોજી; શોખીન (૨) અમુક લતવાળું

**છંદોબદ્ધ** વિ૦ જુઓ છંદબદ્ધ

**છંદોભંગ** પું૦ જુઓ છંદભંગ

**છંદઃશાસ્ત્ર** ન૦ જુઓ છંદશાસ્ત્ર

**છાક** પું૦ નશો; કેફ (૨) તોર; મિજાજ (૩) સ્ત્રી૦ દારૂની દુર્ગંધ (મોંની)

**છાકટાઈ** સ્ત્રી૦ છાકટાપણું

**છાકટાપણું** ન૦

**છાકટું** વિ૦ દારૂ પીને ભાન ભૂલેલું

**છાકટો** પું૦ છાકટુંનું પુંલ્લિંગ

**છાકમછોળ** અ૦ છોળો ઉપર છોળો વાગે એમ (૨) સ્ત્રી૦ પુષ્કળતા

**છાકવું** અ૦ ક્રિ૦ છલકાઈ–ફુલાઈ જવું (૨) બહેકી–વંઠી જવું

**છાકોટો** પું૦ જુઓ છાક

**છાગ** પું૦ બકરો

**છાગળ** પું૦ બકરો (૨) સ્ત્રી૦ પાણી ભરવાની ચામડાની બતક

**છાગળિયું** વિ૦ ઉડાઉ

**છાછર** સ્ત્રી૦ તાસક

**છાછરુ(–રું)** વિ૦ જુઓ છીછરું

**છાજ** ન૦ છાપરું છાવાના કામમાં આવતું એક જાતનું ઘાસ (૨) જુઓ છાજું (૩) છાજલી—અભરાઈ

**છાજલી** સ્ત્રી૦ છજા ઉપરની નાની અગાસી (૨) નાનું છજું (૩) અભરાઈ

**છાજવું** સ૦ ક્રિ૦ છાજથી ઢાંકવું; છાવું (૨) છવાઈ રહેવું (૩) લાયક હોવું (૪) સારું દેખાવું; શોભવું (૫) ઘણો વખત નભવું

**છાજિયું** ન૦ શોકના આવેશમાં છાતી કૂટવી તે

**છાજું** ન૦ વંડી ઉપર છાયેલું ઘાસ–જવાસાનું આચ્છાદન

**છાટ** સ્ત્રી૦ ટાંકાની અંદરની છત (૨) પથ્થરનો લાંબોપહોળો કકડો

**છાણ** ન૦ ગાયભેંસનો મળ; ગોબર

**છાણવું** સ૦ ક્રિ૦ બારીક રીતે ચાળવું

**છાણિયું** વિ૦ છાણ જેવું; પોચું; દમ વગરનું (૨) છાણ ખાઈને રહેનારું (૩) ન૦ છાણ-માટીનું બનાવેલું ટોપલું

**છાણું** ન૦ બાળવા માટે છાણને થાપીને સૂકવેલું ચકરડું

**છાતરક** સ્ત્રી૦ મોટો કૂદકો; ફાળ (ઘોડાની)

**છાતરવું** સ૦ ક્રિ૦ ખેંચવું; બહાર કાઢવું

**છાતી** સ્ત્રી૦ શરીરનો એક ભાગ (૨) [લા.] હિંમત

**છાતીચલું** વિ૦ હિંમતવાન

**છાતીપૂર** વિ૦ છાતી સુધી આવે એટલું

**છાતીફાટ** અ૦ છાતી ફાટી જાય એમ

**છાતીભેર** અ૦ હિંમતથી (૨) [ઊંચું ચડતાં] છાતી ભરાઈ આવે—દમ ચડે તેમ

**છાત્ર** પું૦ વિદ્યાર્થી

**છાત્રવૃત્તિ** સ્ત્રી૦ જુઓ શિષ્યવૃત્તિ

**છાત્રાલય** ન૦ છાત્રોને રહેવાનું સ્થળ

**છાનાછાની** સ્ત્રી૦ છાની વાત; ગુફતેગો (૨) અ૦ છાની રીતે

**છાનું** વિ૦ ગુપ્ત (૨) મૂગું

**છાનુંછપનું** વિ૦ કોઈ જાણે નહિ તેવું; ગુપ્ત

**છાનુંમાનું** વિ૦ જુઓ છાનુંછપનું

**છાપ** સ્ત્રી૦ એક વસ્તુ બીજા પર દબાવાથી તેની આકૃતિ પડે તે (૨) આકૃતિ પાડવાનો સિક્કો (૩) મન ઉપર થયેલી અસર; અભિપ્રાય (૪) શેહ; દાબ (૫) છાપવાની સફાઈ

**છાપખાનું** ન૦ છાપવાનું કામ થતું હોય તે સ્થળ; મુદ્રણાલય

**છાપગર** પું૦ કપડાં છાપનાર; છીપો

**છાપટ** સ્ત્રી૦ પાણીની છાલક; છોળ (૨) થાપટ; ઉપડાક

**છાપણી** સ્ત્રી૦ છાપવાની રીત–સફાઈ
**છાપત** સ્ત્રી૦ છાપ; શાખ; આબરૂ
**છાપર** સ્ત્રી૦ બાટવાનો મોટો ચપટો પથ્થર
**છાપરિયું** વિ૦ છાપરાનું–ને લગતું
**છાપરિયો** પું૦ ભાવનગર તરફની વાણિયાની એક જાતનો માણસ
**છાપરી** સ્ત્રી૦ નાનું છાપરું (૨) ઝૂંપડી
**છાપરું** ન૦ મકાન પર કરેલું ઢાંકણ (૨) ઝૂંપડું
**છાપવું** સ૦ ક્રિ૦
**છાપું** ન૦ વર્તમાનપત્ર (૨) બીબું (૩) ચામાચેણ
**છાપો** પું૦ ઓચિંતો હુમલો (૨) છાપ વડે કરેલું ચિહ્ન (૩) લાગો; વેરો
**છાબ,૦ડી** સ્ત્રી૦ વાંસની છાછરી ટોપલી
**છાબડું** ન૦ છાબડી
**છાયલ** ન૦ એક જાતનો છાપેલો સાલ્લો
**છાયા** સ્ત્રી૦ પડછાયો (૨) [લા.] આશ્રય; ઓથ
**છાયાચિત્ર** ન૦ 'ફોટોગ્રાફ'
**છાયાનટ** પું૦ એક રાગ
**છાયાપુરુષ** પું૦ તડકામાં અથવા ચાંદરણામાં ઊભા રહીને પોતાની છાયા તરફ ઘણીવાર જોયા કર્યા પછી એકદમ આકાશમાં જોતાં ઊંચે જે પુરુષ આકૃતિ દેખાય છે તે
**છાયાયંત્ર** ન૦ છાયા ઉપરથી વખત જાણવાનું યંત્ર; 'સન-ડાયલ'
**છાયો** પું૦ પડછાયો; ઓળો
**છાર** પું૦; સ્ત્રી૦ ઈંટવાડાનો ભૂકો (૨) ફૂગ (૩) ધૂળ (૪) રાખોડી (૫) છારી
**છારવું** સ૦ ક્રિ૦ બાળીને ખાખ કરવું (૨) છારું દબાવવું (૩) છમકારવું (૪) માંડી વાળવું; છાવરવું
**છારા(–રોડિયા)** વિ૦ પિત્તવાળા, તીખા (ઓડકાર) (૨) પું૦ બ૦ વ૦ મરનારના તેરમાને દિવસે ચકલામાં પીળું ઓઢાડીને મુકાતા ત્રણ ઘડા
**છારિયું** ન૦ વાસણ ઘસવા માટે વપરાતો ઘાસનો ડૂચો; કૂચડો
**છારી** સ્ત્રી૦ વસ્તુ પર બાઝતો આછો થર; પોપડી
**છારું** ન૦ ઈંટા, મટોડી અને ચૂનાવાળો ભૂકો
**છારોડિયા** વિ૦ (૨) પું૦ બ૦ વ૦ જુઓ છારા
**છારોડિયાં** ન૦ બ૦ વ૦ જુઓ છારોડિયા
**છાલ** સ્ત્રી૦ ત્વચા (ઝાડની) (૨) પું૦ કેડો; પીછો
**છાલક** સ્ત્રી૦ પાણીની છોળ
**છાલકબાજી** સ્ત્રી૦ સામસામી પાણીની છાલકો મારી ગભરાવવાની રમત
**છાલકાપણું** ન૦
**છાલકું** વિ૦ છાછરું; ઊતણું (૨) [લા.] મોટા પેટનું નહિ એવું; આછકલું; બેઅદબ; પાજી; હલકું (૩) ન૦ ગધેડા ઉપર નાખવાની બે પાસિયાંવાળી ખુલ્લી ગુણ–કોથળો (૪) ચાર મણનો સતોલો
**છાલાં** ન૦ બ૦ વ૦ છોતરાં; છોડાં
**છાલિયું** ન૦ પહોળા મોંની વાડકી; છાલું
**છાલી** સ્ત્રી૦ નાની છાછરી વાડકી (૨) ચૂડી
**છાલું** ન૦ છોડું; ફોતરું (૨) ઘંટીમાંથી લોટ વાળવાનું નળિયેરનું છોડું (૩) વાડકો
**છાવણ** ન૦ છાવાનું સાધન; છાજ
**છાવણી** સ્ત્રી૦ લશ્કરનો પડાવ (૨) લશ્કરનું મથક
**છાવર** પું૦ ઢાંકણ (૨) [લા.] ઢાંકપિછોડો
**છાવરવું** સ૦ ક્રિ૦ ઢાંકપિછોડો કરવો
**છાવું** સ૦ ક્રિ૦ છાજ વડે ઢાંકવું
**છાશ(–સ)** સ્ત્રી૦
**છાશિ(–સિ)યું** વિ૦ છાશવાળું; છાશ જેવું (૨) [લા.] હલકી જાતનું (૩) ન૦*
**છાસટિયો** પું૦ પાણી પાઈને ઉગાડેલી જુવાર
**છાસઠ** વિ૦ '૬૬'
**છાશી–સી** વિ૦ '૮૬'
**છાંઈ** સ્ત્રી૦ છાયા
**છાંકુ(–હુ)** વિ૦ તડાકિયું; ગપ્પી
**છાંગળ** પું૦ ઈંટના રસનો ગઠ્ઠો; કીટો
**છાંછનું** વિ૦ ઉછાંછળું; ઉદ્ધત (૨) ન૦ છાંછિયું; છણકો
**છાંછળમાંછળ** અ૦ ઉપરછપરનું; ઉપલકિયું
**છાંછળું** વિ૦ ઉછાંછળું; છોકરવાદ (૨) આછકલું
**છાંછિયું** ન૦ રોષ કે તિરસ્કારયુક્ત ધુરકિયું
**છાંછું** વિ૦ ગંદું; મેલું (૨) વગરસમજે માર્યું. મારે એવું (૩) મૂજી (૪) ન૦ મંત્ર ભણીને મારેલી ફૂંક

**છાંટ** સ્ત્રી૦ ઝીણાઝીણા છાંટા; ફરફર (૨) ઝડપ; ઉતાવળ (૩) ગપ્પું; બડાઈ (૪) ઉપર-ઉપરથી કાપતાં પડેલા કકડા
**છાંટણું** ન૦ (કંકુ-કેસર વગેરેથી) છાંટવું તે (૨) [કપડામાં—પર] છાંટાની ભાત
**છાંટવું** સ૦ ક્રિ૦ છાંટાછાંટા થઈને પડે એમ નાખવું (૨) પાણી નાખીને ઓલવવું (૩) ઉપરઉપરથી કાપવું (૪) ગપ-બડાઈ હાંકવી
**છાંટાભાર** વિ૦ છાંટા જેટલું-થોડું
**છાંટિયું** ન૦ માત્ર નાહવું પડે એવું દૂરના સગાના મરણનું સૂતક (૨) સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું
**છાંટી** સ્ત્રી૦ નાનો છાંટો-ટીપું (૨) વરસાદની ઝીણી ફરફર
**છાંટુ** વિ૦ ગપ્પી
**છાંટો** પું૦ ટીપું (૨) ડાઘ; કલંક
**છાંટોપાણી** ન૦ ભેગા થઈ દારૂ પીવો તે
**છાંડણ** ન૦ છાંડવું તે (૨) છાંડેલું અન્ન
**છાંડવું** સ૦ ક્રિ૦ તજવું (૨) ફારગતી આપવી (૩) ભાણામાં પડી રહેવા દેવું
**છાંડી(-ડેલી)** વિ૦ સ્ત્રી૦ ધણીએ તજેલી —ફારગતી આપી હોય એવી
**છાંદવું** સ૦ ક્રિ૦ છાંદા વડે થેપવું-જાડું લીંપવું
**છાંદો** પું૦ છાણમાટીનો લોંદો; જાડું લીંપણ
**છાંય,૦ડી** સ્ત્રી૦ છાંયો
**છાંયડો** પું૦ છાંયો
**છાંયો** પું૦
**છિઃ** અ૦ ધિક્કાર કે તુચ્છકાર બતાવતો ઉદ્‌ગાર
**છિછકલું** વિ૦ જુઓ છિછરું
**છિછરું** વિ૦ આછકલું; ઉછાંછળું (૨) છોકરવાદ (૩) મસ્તીખોર
**છિટ,૦છિટ** અ૦ જુઓ છટ
**છિટકોરવું** સ૦ ક્રિ૦ ઝારીથી પાણી છાંટવું
**છિત્કાર** પું૦ ધીમો અવાજ
**છિદ્ર** ન૦ કાણું; બાકું; નાકું (૨) દોષ; ખામી
**છિદ્રાન્વેષણ** ન૦ બીજાનાં છિદ્ર-દોષ શોધવા તે
**છિદ્રાન્વેષી** વિ૦ બીજાનાં છિદ્ર—દોષ શોધનારું
**છિદ્રાળુ** વિ૦ છિદ્રવાળું
**છિદ્રિત** વિ૦ છિદ્રવાળું; છિદ્ર પાડેલું
**છિનાવવું** સ૦ ક્રિ૦ જુઓ છીનવવું
**છિનાળ** સ્ત્રી૦ વ્યભિચારિણી; કુલટા
**છિનાળવાડો** પું૦ વેશ્યાવાડો; ખાંજરું
**છિનાળવું** વિ૦ વ્યભિચારી
**છિનાળી** સ્ત્રી૦ છિનાળું
**છિનાળું** ન૦ જારકર્મ; વ્યભિચાર
**છિન્ન** વિ૦ છેદેલું; જુદું પાડેલું
**છિન્નભિન્ન** વિ૦ ભાંગીતૂટી ગયેલું (૨) અસ્તવ્યસ્ત
**છિન્નવ્રણ** પું૦ કપાવાથી પડેલો જખમ
**છિપકળી** સ્ત્રી૦ એક જાતનો સાપ
**છિપાવવું** સ૦ ક્રિ૦ છીપે-શાંત થાય એમ કરવું
**છિપોલી** સ્ત્રી૦ છીપ
**છિયાડી** સ્ત્રી૦ પવનથી ઊડીને પડેલી ધૂળ
**છિયાડો** પું૦ પવનથી ઊડીને પડેલો કચરો
**છિલટું** ન૦ છોડું; છોતરું; છીલટું
**છિલ્લર** ન૦ તૂટી ગયેલું તળાવ (૨) ખાબોચિયું
**છી** અ૦ જુઓ છિઃ (૨) ગંદકીસૂચક ઉદ્‌ગાર (૩) સ્ત્રી૦; ન૦ ગંદી વસ્તુ
**છીએ** અ૦ ક્રિ૦ પ્રથમ પુરુષ બ૦ વ૦
**છીછરું** વિ૦ થોડી ઊંડાઈવાળું
**છીછી** અ૦ છટ; છિઃ
**છીટ** અ૦ છટ
**છીડું** ન૦ દોષ; બહાનું; છીંડું
**છીણવું** સ૦ ક્રિ૦ છણવું—ગાળવું (૨) છીણી ઉપર ઘસવું; છૂંદો પાડવો (૩) મોળવું; સમારવું (શાક)
**છીણી** સ્ત્રી૦ છીણવાનું સાધન (૨) લાકડાં ફાડવામાં વપરાતી લોઢાની ફાચર (૩) ધાતુની વસ્તુઓ કાપવામાં વપરાતું લોઢાનું ચીંપિયું
**છીતરી** સ્ત્રી૦ બે ઘર વચ્ચેનું નવેળિયું
**છીતવું** અ૦ ક્રિ૦ છીછરા પાણીમાં વહાણનું જમીન સાથે ચોંટવું
**છીદરી** સ્ત્રી૦ ટીપકીવાળો એક જાતનો સાલ્લો (૨) હાણાનું વેરાવું-દરેડો થવો તે
**છીદરું** વિ૦ છીછરું
**છીનવવું** સ૦ ક્રિ૦ ઝૂંટવી લેવું (૨) છળકપટથી લઈ લેવું
**છીપ** સ્ત્રી૦ એક જાતની માછલીનું કોટલું-ઘર
**છીપણી** સ્ત્રી૦ પાણી છીપવું-છાંટવું તે
**છીપણું** ન૦ પાણી છીપવાનું લોઢી જેવું પાત્ર

**છીપર** સ્ત્રી૰ પથ્થરની છાટ; શિલા
**છીપરું** વિ૰ ચંકુ; ચોડું
**છીપવું** અ૰ ક્રિ૰ સમવું; શાંત થવું (તરસનું) (૨) સંતાવું; લપાવું (૩) સ૰ ક્રિ૰ છાંટવું (૪) લાંગરવું (વહાણને)
**છીપો** પું૰ કપડાં છાપનારો
**છીણું** ન૰ તપેલી પર ઢાંકવાનું છાછરું ઢાંકણું
**છીરકવું** સ૰ ક્રિ૰ છાંટવું; છંટકાવથી નવરાવવું
**છીલટું** ન૰ છિલેટું; છોડું; છોતરું
**છીલવું** સ૰ ક્રિ૰ છોડાં કાઢવાં; છોલવું
**છીંક** સ્ત્રી૰
**છીંકણી** સ્ત્રી૰ સૂંઘવા માટે ઘૂંટીને તૈયાર કરેલી તમાકુ
**છીંકવું** અ૰ ક્રિ૰ છીંક ખાવી
**છીંકારડું** ન૰ કાચંડા જેવું એક ઝેરી પ્રાણી, જેની છીંકનો વાયુ ઝેરી માનવામાં આવે છે. (૨) એક જાતનું નાનું હરણ
**છીંકારવું** ન૰ એક જાતનું હરણ
**છીંકારું** ન૰ જુઓ છીંકારવું
**છીંટ** સ્ત્રી૰ એક જાતનું રંગિત, ભાતીગર કપડું
**છીંટલો** પું૰ કાંટાનો ભારો ઉપાડવાની બે પાંખિયાંવાળી લાકડી; છેંટલો
**છીંડી** સ્ત્રી૰ સાંકડી ગલી–નવેળિયું (૨) નાનું છીંડું
**છીંડું** ન૰ વાડમાં જવા આવવા રાખેલું બાકું (૨) દાવ; બહાનું
**છુછકારવું*** સ૰ ક્રિ૰
**છુછહાપણું** ન૰
**છુછલું** વિ૰ *
**છુટકારો** પું૰ મુક્તિ; છુટકો; અંત
**છુટ્ટી** સ્ત્રી૰ રજા (૨) નવરાશ
**છુટ્ટું** વિ૰ જુઓ છૂટું
**છુપછુપામણું** સ્ત્રી૰ સંતાકૂકડી જેવી એક રમત
**છુપાડ(–વ)વું** સ૰ ક્રિ૰ સંતાડવું; ગુપ્ત રાખવું
**છુપાયું** વિ૰ છુપાયેલું; ગુપ્ત
**છુપાવવું** સ૰ ક્રિ૰ જુઓ છુપાડવું
**છુપાવું** અ૰ ક્રિ૰ સંતાવું
**છુમકાર** પું૰ (રવ૰)
**છુમકો** પું૰ (રવ૰)
**છુમછુમ** અ૰ (રવ૰)
**છુરિકા** સ્ત્રી૰ છરી
**છુરી** સ્ત્રી૰ છરી
**છુવારીઅજમોદ** પું૰ એક વનસ્પતિ
**છું** અ૰ ક્રિ૰ પ્રથમ પુરુષ એકવચન
**છૂ** ન૰ જવું—જતા રહેવું તે
**છૂછ** સ્ત્રી૰ એક છોડ
**છૂટ** સ્ત્રી૰ મોકળાશ (૨) રજા; પરવાનગી (૩) છોડી દીધેલી—જતી કરેલી રકમ
**છૂટક** વિ૰ છૂટુંછૂટું (૨) અ૰ જથાબંધ નહિ તેમ
**છૂટકબારી** સ્ત્રી૰ નાસી છૂટવાની બારી–રસ્તો
**છૂટકબારો** પું૰ છુટકારો; મુક્તિ
**છૂટકો** પું૰ છુટકારો; મુક્તિ
**છૂટવું** અ૰ ક્રિ૰ બંધનમાંથી છૂટા થવું
**છૂટાછેડા** પું૰ બ૰ વ૰ ફારગતી; લગ્નના બંધનમાંથી છુટકારો (૨) બાળકનો પ્રસવ
**છૂટાપણું** ન૰ સ્વતંત્રતા
**છૂટી** સ્ત્રી૰ જુઓ છુટ્ટી
**છૂટું** વિ૰ બંધન વિનાનું (૨) ભળતું (૩) વચમાં અંતર હોય તેવું (૪) ન૰ પરચૂરણ (નાણાંનું)
**છૂટુંછવાયું** વિ૰ અલગઅલગ; વેરાયેલું
**છૂતઅછૂત** સ્ત્રી૰ અમુકને અડાય અમુકને ન અડાય એવી માન્યતા
**છૂપવું** અ૰ ક્રિ૰ સંતાવું; છુપાવું
**છૂપાછૂપ** અ૰ છૂપી રીતે
**છૂપું** વિ૰ ગુપ્ત; છાનું
**છૂમંતર** ન૰ જાદુ; જંતરમંતરનો પ્રયોગ
**છૂરિકા** સ્ત્રી૰ છરી
**છૂરી** સ્ત્રી૰ છરી
**છૂવું** સ૰ ક્રિ૰ અડવું; છાવું
**છૂંછાં** ન૰ બ૰ વ૰ રેસાં; વણતાં કે બીજે કારણે રહી ગયેલા તારના છેડા
**છૂંછું** ન૰ મોં (તિરસ્કારમાં)
**છૂંદણું** ન૰ શરીર પર છૂંદીને પાડેલું ટપકું —ચાઠું કે આકૃતિ
**છૂંદવું** સ૰ ક્રિ૰ સોય કે તેવા અણીવાળા હથિયાર વડે ટોચવું (૨) બારીક કચરવું; છૂંદા જેવું બનાવવું
**છૂંદાવવું** સ૰ ક્રિ૰ 'છૂંદવું'નું પ્રેરક રૂપ

**છૂંદો** પું૰ છૂંદીછૂંદીને બનાવેલો સાથો (૨) છીણેલી કેરીનું અથાણું

**છૂસ** સ્ત્રી૰ એક વનસ્પતિ

**છેક** અ૰ તદ્દન; સાવ

**છેકણી** સ્ત્રી૰ છેકવું તે (૨) લખેલું છેકી નાખવાનું ઓજાર

**છેકણું** ન૰ છેકવાનું સાધન

**છેકવું** સ૰ ક્રિ૰ લખેલું રદ છે એમ જણાવવાને ઉપર લીટા ખેંચવો (૨) લખેલું કાઢી નાંખવું—ભૂંસી નાંખવું

**છેકાછેક** અ૰ છેક; તદ્દન

**છેકાછેક(-કી)** સ્ત્રી૰ જ્યાંત્યાં છેકા-લીટા કરવા તે; ચેરાચેર

**છેકાનુપ્રાસ** પું૰ અનુપ્રાસનો એક પ્રકાર

**છેકો** પું૰ છેકવા માટે દોરેલો લીટો

**છેટાવું** અ૰ ક્રિ૰ રિસાઈને અળગા ચાલવું; છેડાવું

**છેટી** સ્ત્રી૰ નાની પોતડી

**છેટું** વિ૰ વેગળું; દૂર (૨) ન૰ બે જગા વચ્ચેનું અંતર

**છેડ,૰ણી** સ્ત્રી૰ ખીજવવું તે-પજવણી (૨) ખીજ

**છેડતી** સ્ત્રી૰ છિદ્ર; દોષ; બહાનું (૨) અડપલું; અટકચાળું

**છેડવું** સ૰ ક્રિ૰ અટકચાળું કરવું; ખીજવવું

**છેડાગાંઠણ(-ણું)** ન૰ વરકન્યાના છેડા ગાંઠવાનું વસ્ત્ર

**છેડાછૂટકા** પું૰ બ૰ વ૰ છૂટાછેડા; તલાક

**છેડાછેડ** સ્ત્રી૰ વારંવાર છેડવું તે; સતામણી

**છેડાછેડી** સ્ત્રી૰ વરના જામા સાથે વહુની ઘાટડીની ગાંઠ બાંધે છે તે (૨) છેડાછેડ

**છેડાબંધન** ન૰ જુઓ છેડાગાંઠણ

**છેડાબાંધણ(-ણું)** ન૰ જુઓ છેડાગાંઠણ

**છેડો** પું૰ અંતનો ભાગ; અંત (૨) હદ; સીમા (૩) પાલવ

**છેતરપિંડી** સ્ત્રી૰ છેતરામણી; ઠગાઈ

**છેતરબાજી** સ્ત્રી૰ છેતરપિંડી

**છેતરવું** સ૰ ક્રિ૰ ઠગવું; છળવું

**છેતરામણ** ન૰ છેતરાવાપણું

**છેતરામણી** સ્ત્રી૰ છેતરામણ

**છેતાળીસ** વિ૰ '૪૬'

**છેદ** પું૰ કાપો; ચીરો (૨) છિદ્ર (૩) [ગ.] છેદનારી-ભાગનારી સંખ્યા (અપૂર્ણાંકમાં લીટી નીચે લખવામાં આવે છે તે) 'ડીનૉમિનેટર' (૪) નાશ

**છેદક** વિ૰ છેદનારું—કાપનારું (૨) [ગ.] ભાગનારું (૩) પું૰ જુઓ છેદ

**છેદગમ** પું૰ છેદશુદ્ધિ; 'ક્લીઅરિંગ ઑફ્ ફ્રૅકશન' (ગ.)

**છેદન** ન૰ છેદવું—કાપવું તે

**છેદનબિંદુ** ન૰ જ્યાં બે અથવા વધારે લીટીઓ એક બીજીને કાપતી—મળતી હોય તે બિંદુ (ગ.)

**છેદનભેદન** ન૰ પૂરેપૂરો નાશ

**છેદનરેખા** સ્ત્રી૰ વર્તુલને છેદનારી લીટી; 'સીકન્ટ'

**છેદનલીટી** સ્ત્રી૰ જુઓ છેદનરેખા

**છેદવું** સ૰ ક્રિ૰ કાપવું (૨) છિદ્ર-કાણું પાડવું (૩) નિકંદન કાઢવું (૪) [ગ.] છેદરૂપે થઈને ભાગવું

**છેદશુદ્ધિ** સ્ત્રી૰ જુઓ છેદાપગમ (ગ.)

**છેદાપગમ** પું૰ છેદ ઉડાડી દેવો તે; છેદગમ (ગ.)

**છેબાં** ન૰ બ૰ વ૰ છિદ્ર

**છેર** સ્ત્રી૰ જુઓ છેરંટો

**છેરવું** અ૰ ક્રિ૰ પાતળું અઘવું

**છેરંટો** પું૰ છેરામણ; પાતળો ઝાડો (૨) ધૂળ; કચરો

**છેરાટો** પું૰ છેરામણ; પાતળો ઝાડો

**છેરામણ** ન૰ છેરેલું તે; પાતળો ઝાડો

**છેલ** પું૰ વરણાગિયો માણસ

**છેલકડી** સ્ત્રી૰ પુરુષનું કાને પહેરવાનું એક ઘરેણું

**છેલકાંટો** પું૰ સ્ત્રીને કાને પહેરવાનું એક ઘરેણું

**છેલછબીલું** વિ૰ મોહક; રૂપાળું

**છેલડી** સ્ત્રી૰ વરણાગિયણ

**છેલડો** પું૰ છેલ

**છેલણ** સ્ત્રી૰ છેલડી

**છેલપડી** વિ૰ '૧૬' (વેપારીઓનો સંકેત)

**છેલબટાઉ** પું૰ વરણાગિયો-લહેરી જુવાન

**છેલવહેલું** વિ૰ સૌથી છેલ્લું

છેલાઈ સ્ત્રી૦ છેલપણું
છેલાણી પું૦ છેલ; અદેખાણી
છેલાવું સ૦ ક્રિ૦ મારવું; લૂંટવું
છેલી સ્ત્રી૦ જુઓ છેલાઈ
છેલો પું૦ છોકરો; છૈયો
છેલ્લું વિ૦ છેવટનું
છેવટ ન૦ અંત; છેડો
છેવટ(–ટે) અ૦ અંતે; છેડે
છેવાડું વિ૦ છેલ્લું; છેડા ઉપરનું
છેવાવું અ૦ ક્રિ૦ મોડા આવવું—પડવું (૨) મોડા પડવાથી શરમાવું; છેલ્લા પડવું
છેહ પું૦ દગો; વિશ્વાસઘાત (૨) ત્યાગ છેવટ; અંત
છેંટલો પું૦ જુઓ છીંટલો
છેંટાવવું સ૦ ક્રિ૦ છેંટાય એમ કરવું; છેડવું
છેંટાવું અ૦ ક્રિ૦ રિસાઈને અળગા ચાલવું; છેડાવું
છેંતાળીસ વિ૦ '૪૬'
છૈયું ન૦ છોકરું
છૈયો પું૦ છોકરો
છો સ્ત્રી૦ ચૂનાનો કેલ (૨) અ૦ ભલે
છોઈ સ્ત્રી૦ સાંઠા ઉપરની પાતળી ચીપ; છાલ (૨) પતરાળાં કરવાની સળી (૩) છો
છોકરમત વિ૦ બાળક જેવી અલ્પ બુદ્ધિનું કે હઠીલું (૨) સ્ત્રી૦ બાળક જેવી હઠ
છોકરવાદ વિ૦ થોડી અક્કલનું; ઉછાંછળું; અવિવેકી (૨) સ્ત્રી૦ તેવું વર્તન
છોકરવાદી સ્ત્રી૦ છોકરવાદપણું
છોકરી સ્ત્રી૦
છોકરું ન૦
છોકરો પું૦
છોગડ ન૦ એક પક્ષી
છોગલો પું૦ લૂગડાનો કકડો; અંગૂછો
છોગાળ(–ળું) વિ૦ છોગાં રાખનારું; છેલ છબીલું; ફક્કડ
છોગું ન૦ કલગીની જેમ ખોસેલો ઊડતો કે ઝૂલતો ફેંટા–ફાળિયાનો છેડો (૨) પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો
છોછ,૦ત સ્ત્રી૦ ચોખ્ખાઈ કે આચારની ચટ —તીવ્ર લાગણી
છોછત સ્ત્રી૦ જુઓ છોછ (૨) ખામોદ
છોછું વિ૦ ઊણપવાળું; ઓછું (૨) અસહાય; એકલું
છોટાઘૂંઘ ન૦ એક પક્ષી
છોટું વિ૦ નાનું
છોડ પું૦ રોપો; છોડવો (૨) ન૦ સુકાઈને થયેલું છોડું (૩) સુકાઈ ગયેલો ગર્ભ
છોડણહાર પું૦ છોડાવનાર–મુક્ત કરનાર
છોડ(–ડા)વવું સ૦ ક્રિ૦ બંધનમાંથી છૂટું કરાવવું
છોડવું સ૦ ક્રિ૦ છૂટું કરવું (૨) તજવું
છોડવો પું૦ છોડ; રોપો
છોડિયું ન૦ સૂકા લાકડાની છાલનો કકડો (૨) લાકડાંની ભૂકરી (૩) છાલ
છોડી સ્ત્રી૦ છોકરી
છોડું ન૦ જુઓ છોડિયું
છોત સ્ત્રી૦ જુઓ છોછ
છોતરું ન૦ છોડું; ફોતરું
છોતે(–ત્તે)ર વિ૦ '૭૬'
છોતો પું૦ વાસણ ધોવાનો કૂચડો
છોને અ૦ ભલેને
છોબંધ વિ૦ જેનાપર છો કરી હોય એવું; છોવાળું
છોભાટ પું૦ છોભાવું તે
છોભાવું અ૦ ક્રિ૦ છોભા—ખસિયાણા પડવું
છોભીલું વિ૦ ખસિયાણું; ઝંખવાણું; શરમિંદું
છોભું વિ૦ જુઓ છોભીલું
છોયલું ન૦ ચૂનાવાળી ઈંટ
છોયો* પું૦
છોર પું૦ છર; અસ્રો
છોરવું સ૦ ક્રિ૦ તીક્ષ્ણ પાવડા વડે ખોદવું
છોરિયું ન૦ તીક્ષ્ણ ધારવાળો પાવડો
છોરી સ્ત્રી૦ છોકરી; છોડી
છોરુ(–રું) ન૦ છોકરું
છોરો પું૦ છોકરો
છોલ પું૦; સ્ત્રી૦ વનસ્પતિ ઉપરની ત્વચા; છાલ (૨) [લાકડાની] છોલવાથી પડતી ભૂકરી; છોલીને ઉતારેલી છાલ (ફળ,શાકની)
છોલણી સ્ત્રી૦ છોલવાનું ઓજાર (૨) છોલવાની રીત—આવડત
છોલદારી સ્ત્રી૦ નાનો તંબૂ

**છોલવું** સ૦ ક્રિ૦ ઉપરઉપરથી ઉખેડવું (૨) [ફળની] છાલ કાઢવી (૩) [લાકડું] ઘડવું
**છોલાટવું** સ૦ ક્રિ૦ ઠપકો આપવો
**છોલાણું** ન૦ છોળંધ કામ
**છોલાવું** અ૦ ક્રિ૦ 'છોલવું'નું કર્મણિ રૂપ
**છોલાં** ન૦ બ૦ વ૦ છાલાં; છોડાં
**છોવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ છો કરાવવી
**છોવાવું** અ૦ ક્રિ૦ 'છોવું'નું કર્મણિ રૂપ
**છોવું** સ૦ ક્રિ૦ અડકવું; અડકીને અપવિત્ર કરવું (૨) [ઘરને] છો કરવી (૩) અ૦ ક્રિ૦ અડકવાથી અપવિત્ર થવું
**છોહ** પું૦ છેહ (૨) વિયોગ
**છોળ** સ્ત્રી૦ તરંગ; મોજું; છાલક
**છોળવું** સ૦ ક્રિ૦ (બાળક) ધાવેલું બહાર કાઢવું
**છોંતેર** વિ૦ '૭૬'
**છ્યાશી(-સી)** વિ૦ '૮૬'

# જ

**જ** પું૦ તાલુસ્થાની ત્રીજો વ્યંજન (૨) સમાસ-ને છેડે 'જન્મેલું, ઉત્પન્ન થયેલું' એવો અર્થ બતાવતો શબ્દ. ઉદા૦ 'વંશજ' (૩) અ૦ નિશ્ચય-ખાતરી બતાવે છે. ઉદા૦ 'આવીશ જ;' 'ત્યાં જ'
**જઈફ** વિ૦ વૃદ્ધ (૨) અશક્ત
**જઈફી** સ્ત્રી૦ ઘડપણ (૨) અશક્તિ
**જક** સ્ત્રી૦ જીદ; હઠ
**જકડજસ** અ૦ ખૂબ જકડીને; ચસકે નહિ એમ
**જકડબંધ** અ૦ જકડીને (બાંધવું)
**જકડવું** સ૦ ક્રિ૦ ખેંચીને-ચસકે નહિ એમ બાંધવું-પકડવું
**જકાત** સ્ત્રી૦ નાકાવેરો; દાણ
**જકાતદાર** પું૦ જકાત લેનારો અમલદાર; નાકાદાર
**જકાતનામું** ન૦ દાણ-જકાત-મહેસૂલના દરની યાદી
**જકાતી** વિ૦ જકાતનું-ને લગતું (૨) પું૦ જકાતદાર
**જકાર** પું૦ જ એવો અક્ષર કે ઉચ્ચાર
**જકિયું** વિ૦ જક્કી



**જકુ(-ગુ)** પું૦ મોઈદંડાની રમતનો એક દાવ
**જક્કી** વિ૦ જક કરનારું (૨) ન૦ એક પક્ષી
**જક્ષ** પું૦ જુઓ યક્ષ
**જક્ષ(-ક્ષિ)ણી** સ્ત્રી૦ જુઓ યક્ષણી
**જખ** સ્ત્રી૦ ('જખ મારવી' એમ શ૦પ્ર૦માં)
**જખમ** પું૦ ઘા
**જખમાવું** અ૦ ક્રિ૦ જખમી-ઘાયલ થવું
**જખમી** વિ૦ જખમ થયો હોય એવું
**જખવું** સ૦ ક્રિ૦ ખાઈ જવું
**જખીરો** પું૦ જથો; સમૂહ
**જખ્ખડ** વિ૦ સહેલાઈથી ફાટેતૂટે નહિ એવું -મજબૂત (૨) જડસું
**જગ** ન૦ જગત (૨) સ્ત્રી૦ જગા
**જગકર્તા(-ર્ત્તા)** પું૦ જગતનો કરનાર-ઈશ્વર
**જગચ્ચક્ષુ** પું૦ જગતની આંખ-સૂર્ય
**જગચ્છાક્ષી** પું૦ જગતનો સાક્ષી-સૂર્ય (૨) પરમાત્મા
**જગજાહેર** વિ૦ જગમાં જાણીતું; સુપ્રસિદ્ધ
**જગજીવન** પું૦ જગતનું જીવન-ઈશ્વર
**જગજ્(-ત)જનની** સ્ત્રી૦ જગતની જનેતા-દુર્ગા

**જગજ્(-ત)જેતા** પું૰ જગત જીતનાર; આલમગીર
**જગણ** પું૰ જ સંજ્ઞાથી ઓળખાતો બે લઘુ અક્ષરની વચ્ચે એક ગુરુ એવા ત્રણ અક્ષરનો ગણ (છંદશાસ્ત્ર)
**જગત** ન૰ વિશ્વ; બ્રહ્માંડ (૨) દુનિયા; પૃથ્વી
**જગતજામ** પું૰ જગતને નિયમમાં રાખનાર –ઈશ્વર
**જગત(-ત્)પ્રસિદ્ધ** વિ૰ જુઓ જગજાહેર
**જગતભવાડો** પું૰ જાહેરમાં ફજેતી થવી તે
**જગતી** સ્ત્રી૰ જુઓ જગત (૨) એક છંદ
**જગતીસુર** પું૰ ભૂદેવ–બ્રાહ્મણ
**જગ(૰ત)ત્રય** ન૰ ત્રણે જગત–સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ
**જગત્પતિ** પું૰ જગતનો સ્વામી–પરમેશ્વર
**જગદંબા(-બિકા)** સ્ત્રી૰ જગતની માતા–દુર્ગા
**જગદાત્મા** પું૰ જગતનો આત્મા–પરમેશ્વર
**જગદાધાર** પું૰ જગતનો આધાર–પરમેશ્વર
**જગદીશ(-શ્વર)** પું૰ જગતનો ધણી–પરમેશ્વર
**જગદુદ્ધાર** પું૰ જગતનો ઉદ્ધાર
**જગદુદ્ધારક** વિ૰ જગદુદ્ધાર કરનાર; તારણહાર
**જગદ્ગુરુ** પું૰ આખા જગતનો ગુરુ (૨) શાંકર મતના મુખ્ય આચાર્યની ઉપાધિ (૩) [સં.] મહાદેવ
**જગદ્ધર** પું૰ જગતને ધારણ કરનાર–પરમેશ્વર
**જગદ્ધાતુ** સ્ત્રી૰ જેમાંથી જગત ઉત્પન્ન થયું છે એ ધાતુ; મૂળતત્ત્વ
**જગદ્ધાત્રી** સ્ત્રી૰ જગતની ધાત્રી–જગદંબા
**જગદ્વંદનીય** વિ૰ જગદ્વંદ્ય
**જગદ્વંદ્ય** વિ૰ આખા જગતે વંદન કરવા યોગ્ય
**જગધી** સ્ત્રી૰ છોકરી
**જગધું** ન૰ છોકરું
**જગધો** પું૰ છોકરો
**જગન** પું૰ યજ્ઞ
**જગનભડાકો** પું૰ અતિ મુશ્કેલ કામ
**જગન્નાથ** પું૰ જગતનો નાથ–પરમેશ્વર (૨) વિષ્ણુનો એક અવતાર (૩) જગન્નાથપુરીમાં આવેલી એ નામની મૂર્તિ (૪) [સં.] એક સંસ્કૃત કવિ
**જગન્નાથી** સ્ત્રી૰ એક જાતનું ઝીણું સુતરાઉ કાપડ
**જગન્નિયંતા** પું૰ જગતનો નિયંતા–પરમેશ્વર
**જગન્નિવાસ** પું૰ જગતમાં વ્યાપી રહેનાર કે જગતનો નિવાસ–આધારસ્થળ–ઈશ્વર
**જગન્નિંદ્ય** વિ૰ બધા વડે નિંદાતું કે નિંદવાયોગ્ય
**જગન્માન્ય** વિ૰ સૌએ માન્ય કરવાયોગ્ય કે માન્ય કરેલું
**જગન્મિત્ર** પું૰ આખા જગતનો મિત્ર; વિશ્વબંધુ
**જગપતિ** પું૰ જુઓ જગત્પતિ
**જગપ્રસિદ્ધ** વિ૰ જુઓ જગજાહેર
**જગબત્રીસી** સ્ત્રી૰ લોકવાયકા
**જગબી** ન૰ ઘાસ ઉગાડવા રાખેલી જમીન; બીડ
**જગમોહન** વિ૰ જગતને મોહ પમાડે એવું
**જગર** ન૰ એક પક્ષી (૨) બખ્તર
**જગરાય** પું૰ જગતનો રાજા—પરમેશ્વર
**જગા(-ગ્યા)** સ્ત્રી૰ સ્થળ; ઠેકાણું (૨) ખાલી જગા (૩) સાધુબાવાનો મઠ (૪) નોકરીનું ખાલી સ્થાન
**જગાડ(-વ)વું** સ૰ ક્રિ૰ જાગે તેમ કરવું (૨) ચેતવવું; જાણ કરવી
**જગા(-ગ્યા)ધારી** વિ૰ જગા—મઠવાળું
**જગાવવું** સ૰ ક્રિ૰ જુઓ જગાડવું
**જગુ** પું૰ જુઓ જકુ
**જગોજગ** અ૰ ઠેરઠેર; બધી જગાએ
**જઘન** સ્ત્રી૰; ન૰ જાંઘ
**જઘન્ય** વિ૰ હલકું; કનિષ્ઠ (૨) અંતિમ; છેલ્લું (૩) પું૰ શૂદ્ર
**જઘાત** સ્ત્રી૰ બાળકો તથા કુંવારાંના શ્રાદ્ધની તિથિ; ભાદરવા વદ તેરશ
**જઘાતિયાં** ન૰ બ૰ વ૰ જઘાત
**જઘાતિયું** વિ૰ બાળપણમાં અથવા કુંવારું મરી ગયેલું (૨) ન૰*
**જ(૰ડ)જ** પું૰ ન્યાયાધીશ
**જજમાન** પું૰ જુઓ યજમાન
**જજમાનવૃત્તિ** સ્ત્રી૰ યજમાનવૃત્તિ
**જજમાનિયું** વિ૰ યજમાનિયું
**જજમાનિયો** પું૰ યજમાનિયો
**જજમાની** સ્ત્રી૰ જજમાનવૃત્તિ

**જજિયાવેરો** પું૦ મુસલમાની રાજ્યમાં પરધર્મીઓ પાસેથી લેવાતો માથાવેરો
**જજિયો** પું૦ જજિયાવેરો
**જડ,૦લ** વિ૦ હઠીલો; અનાડી
**જટા** સ્ત્રી૦ વધારેલા તથા વણીને ઊભા આકારમાં બાંધેલા માથાના વાળ (૨) વડપીપરનાં લાંબાં લટકતાં મૂળિયાં (૩) વેદમંત્ર ભણવાનો–પાઠ કરવાનો ચારમાંનો એક પ્રકાર ( પદ, ક્રમ, જટા અને ઘન )
**જટાજૂટ** પું૦ જટાનો ભારો
**જટાધર** વિ૦ માથે જટા હોય એવું (૨) પું૦ જોગી; તપસ્વી (૩) શિવ (૪) વડનું ઝાડ
**જટાધારી** વિ૦(૨)પું૦ જુઓ જટાધર
**જટાપાઠી** પું૦ પદ, ક્રમ અને જટા એટલે સુધીની વેદમંત્રોના પાઠ કરવાની રીતો જાણનાર
**જટામાંસી** સ્ત્રી૦ એક વનસ્પતિ–ઔષધિ
**જટિ(–ટી)** સ્ત્રી૦ જટા (૨) સમૂહ (૩) જટામાંસી
**જટિત** વિ૦ બાઝી–અંદરઅંદર ગૂંચવાઈ ગયેલું
**જટિયું** ન૦ વાળની છૂટી કે ગૂંચવાયેલી લટ
**જટિલ** વિ૦ જટાવાળું (૨) ગૂંચાયેલું; અટપટું (૩) પું૦ તપસ્વી (૪) બ્રહ્મચારી
**જટિલતા** સ્ત્રી૦ અટપટાપણું
**જટી** સ્ત્રી૦ જુઓ જટિ
**જઠર** ન૦ પેટ; હોજરી
**જઠરરસ** પું૦ જઠરમાં ઝમતો પાચક રસ; 'ગૅસ્ટ્રિક જ્યૂસ'
**જઠરાગ્નિ** પું૦ ખાધેલું પચાવનારો જઠરનો અગ્નિ—ની શક્તિ
**જડ** વિ૦ જીવ વિનાનું (૨) [લા.] લાગણી, બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું (૩) સ્ત્રી૦ જુઓ જડમૂળ (૪) ખીલી; મેખ (૫) સ્ત્રીઓના નાકનું એક ઘરેણું
**જડજ** પું૦ ન્યાયાધીશ; જજ
**જડતર** વિ૦ જડાવકામનું–ને લગતું (૨) ન૦ જડવું તે; જડવાની રીત; જડાવકામ (૩) મળતર; પ્રાપ્તિ
**જડતા** સ્ત્રી૦
**જડતું** વિ૦ બરાબર જડી શકાય એવું–બંધબેસતું
**જડત્વ** ન૦
**જડપણું** ન૦
**જડબા–(બાં)તોડ** વિ૦ ઉચ્ચાર કરતાં મુશ્કેલી પડે તેવું
**જડબા(–બાં)ફાડ** વિ૦ જુઓ જડબાંતોડ
**જડબુદ્ધિ** વિ૦ મંદ બુદ્ધિનું
**જડબું** ન૦ દાંતવાળો મોંનો નીચલો ભાગ (૨) તે ભાગનું હાડકું; 'જૉ-બોન'
**જડબેસ(–સુ)લાક(–ખ)** અ૦ સજ્જડ
**જડભરત** વિ૦ જડ જેવું—અણસમજુ; મૂઢ (૨) પું૦(સં.) એ નામનો એક યોગી ( તે જડની પેઠે બિલકુલ બોલ્યા કે હાલ્યા-ચાલ્યા વિના બીજા કરાવે તેટલું કરતા, તેથી મૂઢ માણસને તેમનું નામ આપવામાં આવે છે. )
**જડમૂળ** ન૦ મુખ્ય મૂળિયું—જેમાંથી અંકુર કે બીજાં મૂળિયાં ફૂટે તે
**જડરૂપ** વિ૦ જડ જેવું–મૂર્ખ; ઠોઠ
**જડવાદ** પું૦ જગતનું મૂળ જડ છે, ચેતન નહિ એવો વાદ; 'મટિરિયૅલીઝમ'
**જડવાદી** વિ૦ જડવાદનું—ને લગતું (૨) પું૦ જડવાદમાં માનનારો માણસ
**જડવું** સ૦ક્રિ૦ સજ્જડ બેસાડવું–જોડવું (૨) અ૦ ક્રિ૦ ખોવાઈ ગયેલું ફરી મળવું (૩) મળવું; પ્રાપ્ત થવું
**જડસાઈ** સ્ત્રી૦ જડસાપણું
**જડસું** વિ૦ શરીરે મોટું પણ અક્કલમાં ઓછું
**જડાઈ(–મણ,–મણી)** સ્ત્રી૦ જડવાની–બેસાડવાની રીત (૨) જડવાનું મહેનતાણું
**જડાઉ(–વ)** વિ૦ જડેલું–બેસાડેલું
**જડામણ(–ણી)** ન૦ જુઓ જડાઈ
**જડાવ** વિ૦ જડાઉ; જડિત (૨) પું૦; ન૦ હીરામાણેક વગેરે જડયા હોય તેવો દાગીનો
**જડિત(–ત્ર)** વિ૦ જડેલું; બેસાડેલું
**જડિયું** ન૦ મુખ્ય મૂળિયું; જડ
**જડિયો** પું૦ હીરામાણેક વગેરે જડવાનું કામ કરનાર; પચ્ચીગર
**જડી** સ્ત્રી૦ ઔષધિના ગુણવાળું મૂળિયું
**જડીબુટ્ટી** સ્ત્રી૦ ચમત્કારિક ગુણવાળી જડી
**જડીભૂત** વિ૦ જડ; જડરૂપ બનેલું

**જણુ** પું૦; ન૦ પુરુષ; વ્યક્તિ; આદમી
**જણુતર** ન૦ જણવું તે; પ્રસવ (૨) બાળક (૩) ઓલાદ
**જણુતી** સ્ત્રી૦ જન્મ આપનારી; મા
**જણુદીઠ** અ૦ એકેક જણને; માણસદીઠ
**જણુ(-ણા)વવું** સ૦ ક્રિ૦ જાણે એમ કરવું (૨) જણવાના કામમાં મદદ કરવી; પ્રસવ કરાવવો
**જણવું** સ૦ ક્રિ૦ (બચ્ચાને) જન્મ આપવો
**જણસ** સ્ત્રી૦ વસ્તુ; ચીજ (૨) માલ; સોદો (૩) સિલક (૪) ઘરેણું (૫) અફીણ (૬) નવની સંજ્ઞા (સંકેતની ભાષામાં)
**જણસભાવ** સ્ત્રી૦; ન૦ દરદાગીનો; કીમતી સરસામાન
**જણસાઉ** વિ૦ જણસ ઉપર આપવાલેવાનું અથવા આપેલુંલીધેલું
**જણસી** સ્ત્રી૦ રોકડ નાણું
**જણાવવું** સ૦ ક્રિ૦ જુઓ જણવવું
**જણાવું** અ૦ ક્રિ૦ 'જાણવું'નું કર્મણિ રૂપ (૨) દેખાવું
**જણી** સ્ત્રી૦ સ્ત્રી વ્યક્તિ
**જણું** ન૦ મનુષ્ય વ્યક્તિ
**જત** અ૦ 'લખવાનું કે' એ અર્થમાં પત્રની શરૂઆતમાં મુકાતો શબ્દ
**જતન** ન૦ સંભાળ; સાચવણી
**જતના** સ્ત્રી૦ જુઓ જતન
**જતરડું** ન૦ સોનારૂપાના તાર ખેંચવાનું એક સાધન
**જતરડો** પું૦ જુઓ જતરડું
**જતિ** પું૦ જૈન સાધુ; ગોરજી (૨) જુઓ યતિ
**જતીમતી** સ્ત્રી૦ દરેકની જુદી અથવા સામટી જે જવાબદારી તે (કાયદામાં)
**જતુ** સ્ત્રી૦ લાખ
**જતુમણિ** પું૦ લાખું
**જતુરસ** પું૦ જુઓ અળતો
**જતુવર્ણ** વિ૦ લાખના રંગનું; લાલ
**જત્રુ** ન૦; સ્ત્રી૦ ગળાની હાંસડી; કાંઠલો
**જથરપ(-વ)થર** વિ૦ આમતેમ ખસી ગયેલું; અવ્યવસ્થિત
**જથા** અ૦ યથા; જેવી રીતે
**જથા(-થ્થા)બંધ** અ૦ છૂટક નહિ પણ એક-સામટું
**જથારથ** વિ૦+ યથાર્થ; યોગ્ય
**જથો(-થ્થો)** પું૦ સમૂહ; સમુદાય
**જથ્થાબંધ** અ૦ જુઓ જથાબંધ
**જથ્થો** પું૦ જુઓ જથો
**જદ(-દ્ય)પિ** અ૦ યદ્યપિ; જોકે
**જદા** અ૦ યદા; જે વખતે
**જદાતદા** અ૦ કોઈ પણ સમયે
**જદુનાથ** પું૦ (સં.) યાદવોના સ્વામી-કૃષ્ણ
**જદુપતિ** પું૦ (સં.) જદુનાથ
**જદુવંશ** પું૦ યદુનો વંશ; યાદવવંશ
**જદુવંશી** વિ૦ યાદવવંશી; યદુવંશનું
**જદ્વાતદ્વા** અ૦ યદ્વાતદ્વા; ગમે તેમ; બેફાક
**જન** પું૦; ન૦ માણસ (૨) લોકોનો સમુદાય
**જનક** વિ૦ ઉત્પન્ન કરનાર (૨) પું૦ બાપ (૩) [સં.] સીતાજીના બાપનું નામ
**જનકજા(-તનયા)** સ્ત્રી૦ જનકરાજાની પુત્રી; સીતા; જાનકી
**જનકથા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી આવેલી કે ચાલતી વાત
**જનચર્ચા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી ચર્ચા-વાત
**જનતા** સ્ત્રી૦ લોકોનો સમૂહ; સમાજ
**જનતાધર્મ*** પું૦
**જનતાસ્મિતા*** સ્ત્રી૦
**જનન** ન૦ ઉત્પત્તિ; જન્મ
**જનનનિરોધ** પું૦ જુઓ સંતતિનિયમન
**જનનમર્યાદા** સ્ત્રી૦ જુઓ સંતતિનિયમન
**જનની** સ્ત્રી૦ જન્મ આપનારી-મા
**જનપદ** પું૦; ન૦ દેશ
**જનપદધર્મ** પું૦ દેશાચાર; દેશની રૂઢિ
**જનપ્રવાહ** પું૦ લોકોનો પ્રવાહ-ટોળું (૨) [લા.] લોકાચાર; રૂઢિ
**જનમ** પું૦ જુઓ જન્મ
**જનમકુંડળી** સ્ત્રી૦ જન્મ વખતના ગ્રહસંયોગનો બરાબર કાળ લઈને બનાવેલું બાર રાશિ-વાળું ચક્ર; જન્માક્ષર
**જનમગાંઠ** સ્ત્રી૦ વરસગાંઠ; જન્મતિથિ
**જનમભોમકા** સ્ત્રી૦ (કા.) જુઓ જન્મભૂમિ
**જનમવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું; જન્મવું
**જનમંડલ(-ળ)** પું૦ જનસમુદાય

**જનમારો** પું૰ જન્મથી મરણ લગીનો કાળ; ભવ
**જનમેજય** પું૰ (સં.) પરીક્ષિતનો પુત્ર
**જનમોજનમ** અ૰ દરેક જન્મે; જન્મોજન્મ
**જનમોતરી** સ્ત્રી૰ જન્મ પછી ઉત્તરોત્તર બનનારા બનાવ–લાભહાનિ જણાવતી જન્મકુંડળી પરથી ગણિત કરી જોશીએ બનાવેલી પત્રિકા
**જનમોત્રી** સ્ત્રી૰ જુઓ જન્મોતરી
**જનયિત્રી** સ્ત્રી૰ જન્મ આપનારી—મા
**જનલોક** પું૰ પૌરાણિક કલ્પના પ્રમાણેના સાત લોકમાંનો પાંચમો લોક (જુઓ લોક)
**જનવાદ** પું૰ અફવા (૨) લોકોમાં અપકીર્તિ
**જનશ્રુતિ** સ્ત્રી૰ અફવા
**જનસપડી** વિ૰ ૧૩ (વેપારીઓનો સંકેત)
**જનસમુદાય** પું૰ લોકોનો સમૂહ
**જનસમૂહ** પું૰ લોકોનો સમૂહ
**જનસુખવાદ** પું૰ 'યુટિલિટેરિયૅનિઝમ'
**જનસુખવાદી** વિ૰ (૨) પું૰ જનસુખવાદમાં માનનાર
**જનહિત** ન૰ લોકોનું હિત
**જનહિતકારી** વિ૰ જનહિત કરનારું
**જનહિતવાદ** પું૰ જુઓ જનસુખવાદ
**જનહિતવાદી** વિ૰ (૨) પું૰ જનહિતવાદમાં માનનાર
**જના,૦કારી** સ્ત્રી૰ વ્યભિચાર; છિનાળું
**જનાક(–ખ)** સ્ત્રી૰ શક્તિ; બળ
**જનાકારી** સ્ત્રી૰ જુઓ જના
**જનાખ** સ્ત્રી૰ જુઓ જનાક
**જનાખું** ન૰ જીવતર
**જનાજો** પું૰ મુસલમાનોમાં મડદું દાટવા લઈ જવાની ખાટલી (૨) એની પાછળ જનારું સરઘસ
**જના(૦વા)દી** પું૰ હલકી કિંમતનો એક સિક્કો; પૈસો
**જનાનખાનું** ન૰ અંતઃપુર; રણવાસ
**જનાનાશાળા** સ્ત્રી૰ ઓઝલમાં રહેનારી સ્ત્રીઓ માટેની શાળા
**જનાની** વિ૰ સ્ત્રીઓને લગતું; સ્ત્રીઓનું. ઉદા૰ 'જનાની જોડા' (૨) બાયલું; રાંડવું
**જનાનો** પું૰ ઓઝલમાં રહેનારો સ્ત્રીસમુદાય
**જનાબ** વિ૰ મહેરબાન; કૃપાળુ (સંબોધન તરીકે)
**જનાબેઆલી** વિ૰ મોટા મહેરબાન; પરમકૃપાળુ (સંબોધન તરીકે)
**જનાર્દન** પું૰ (સં.) વિષ્ણુ; કૃષ્ણ
**જનાવર** ન૰ જાનવર; પશુ
**જનાવરખાનું** ન૰ જનાવરોનું સંગ્રહસ્થાન; 'ઝૂ'
**જનાવાદી** પું૰ જુઓ જનાદી
**જનિ(–ની)** સ્ત્રી૰ જન્મ (૨) સ્ત્રી (૩) માતા (૪) પત્ની (૫) દીકરાની વહુ
**જનિત** વિ૰ જન્મેલું
**જની** સ્ત્રી૰ જુઓ જનિ
**જનેતા** સ્ત્રી૰ જન્મ આપનારી—મા
**જનોઈ** સ્ત્રી૰; ન૰ જુઓ યજ્ઞોપવીત
**જનોઈવઢ(–ઢો)** વિ૰ ધડ પર જનોઈ રહે છે તેની લીટીમાં વાઢતો (ઘા)
**જનોપયોગી** વિ૰ લોકોપયોગી
**જન્નત** ન૰ સ્વર્ગ; જિન્નત
**જન્નતનશીન** વિ૰ જુઓ સ્વર્ગસ્થ
**જન્મ** પું૰ જન્મવું—પેદા થવું તે (૨) જનમારો
**જન્મકુંડલી(–ળી)** સ્ત્રી૰ જુઓ જનમકુંડળી
**જન્મગાંઠ** સ્ત્રી૰ જુઓ જનમગાંઠ
**જન્મતિથિ** સ્ત્રી૰ જે દિવસે જન્મ થયો હોય તે; જનમતિથિ
**જન્મપત્રિકા** સ્ત્રી૰ જુઓ જનમોતરી
**જન્મપત્રી** સ્ત્રી૰ જન્મપત્રિકા; જનમોતરી
**જન્મભૂમિ** સ્ત્રી૰ જ્યાં જન્મ થયો હોય તે સ્થાન કે દેશ; માતૃભૂમિ
**જન્મવું** અ૰ ક્રિ૰ જુઓ જનમવું
**જન્મસારણ** સ્ત્રી૰ સાંધના સાંધાનો એક રોગ
**જન્મસિદ્ધ** વિ૰ જન્મથી જ પ્રાપ્ત થયેલું —મળેલું
**જન્માક્ષર** પું૰ બ૰ વ૰ જુઓ જનમકુંડળી
**જન્મારો** પું૰ જુઓ જનમારો
**જન્માષ્ટમી** સ્ત્રી૰ કૃષ્ણજન્મનો દિવસ; શ્રાવણ વદ આઠમ
**જન્માંતર** ન૰ બીજો જન્મ
**જન્માંધ** વિ૰ જન્મથી આંધળું

**જન્મોજન્મ** અ૦ દરેક જન્મે; જનમોજનમ
**જન્મોતરી** સ્ત્રી૦ જુઓ જનમોતરી
**જન્મોત્રી** સ્ત્રી૦ જુઓ જન્મોતરી
**જન્ય** વિ૦ —થી જન્મેલું; પેદા થયેલું (સમાસને અંતે)
**જપ** પું૦ નામ, મંત્ર ઇત્યાદિનું રટન
**જપત** વિ૦ ગુનાસર દંડરૂપે સરકારે કબજે કરેલું (૨) માગતા પેટે કબજે લીધેલું
**જપતી** સ્ત્રી૦ ગુનાનાં દંડરૂપે સરકારે કે માગતા પેટે કોઈએ લીધેલો કબજો (૨) ટાંચ
**જપમાલા(–ળા)** સ્ત્રી૦ જપ કરવાની માળા —બેરખો
**જપવું** સ૦ ક્રિ૦ જપ કરવો
**જપા** ન૦ એક ફૂલઝાડ
**જપિયો** પું૦ જપ કરનારો; ભક્ત (૨) યજમાન માટે જપ કરનારો બ્રાહ્મણ
**જપ્ત** વિ૦ જુઓ જપત
**જપ્તી** સ્ત્રી૦ જપતી
**જફા** સ્ત્રી૦ જુલમ; જબરદસ્તી
**જબર** વિ૦ જુઓ જબ્બર
**જબરજ(–દ)સ્ત** વિ૦ જોરાવર; જબરું
**જબરજ(–દ)સ્તી** સ્ત્રી૦ બળાત્કાર; જુલમ
**જબરજંગ*** વિ૦
**જબરદસ્ત** વિ૦ જુઓ જબરજસ્ત
**જબરદસ્તી** સ્ત્રી૦ જુઓ જબરજસ્તી
**જબરાઈ** સ્ત્રી૦ જબરજસ્તી
**જબરી** સ્ત્રી૦ જુઓ જબરાઈ
**જબરું** વિ૦ જોરાવર; બળવાન (૨) [લા.] મુશ્કેલ
**જબાદ** સ્ત્રી૦ (ફા.) ઘોડાની એક જાત
**જબાન** સ્ત્રી૦ જીભ (૨) બોલી; ભાષા
**જબાની** સ્ત્રી૦ જુઓ જુબાની
**જબાં** સ્ત્રી૦ જુઓ જબાન
**જબીરૂ** ન૦ એક પક્ષી
**જબ્બર** વિ૦ જુઓ જબરું
**જબ્રૂત** પું૦ ઈશ્વરની પ્રૌઢતા
**જમ** પું૦ જુઓ યમ
**જમકિંકર** પું૦ જુઓ યમકિંકર
**જમજોહર** ન૦ એક પક્ષી
**જમડો** પું૦ જમ; જમદૂત
**જમણ** ન૦ ભોજન (૨) નાતવરો
**જમણવાર** પું૦; સ્ત્રી૦ નાતવરો (૨) એનો દિવસ
**જમણું** વિ૦
**જમદગ્નિ** પું૦ (સં.) એક ઋષિ–પરશુરામના બાપ
**જમદંડ** પું૦ જુઓ યમદંડ
**જમદૂત** પું૦ જુઓ યમદૂત
**જમના** સ્ત્રી૦ (સં.) ગંગાને મળનારી એક નદી; કાલિંદી
**જમનોત્રી** સ્ત્રી૦ જમના નદીનું મૂળ
**જમપુરી** સ્ત્રી૦ જમરાજાનું નગર
**જમરૂખ** ન૦ જામફળ
**જમરૂખડી** સ્ત્રી૦ જમરૂખનું ઝાડ
**જમરૂખી** સ્ત્રી૦ જુઓ જમરૂખડી
**જમલું** વિ૦ —ના સાથવાળું (૨) અ૦ સાથે
**જમવું** સ૦ ક્રિ૦ ભોજન કરવું; ખાવું
**જમશેદી નવરોજ** પું૦ એક પારસી તહેવાર (૨૨મી માર્ચ)
**જમા** વિ૦ એકઠું થયેલું; એકઠું (૨) સ્ત્રી૦ આવક; ઊપજ; વસૂલ (૩) સરવાળો; જુમલો
**જમાઈ** પું૦ દીકરીનો વર
**જમાઉધાર** ન૦ જમા અને ઉધાર; આવક–જાવકનો હિસાબ
**જમાખરચ** પું૦; ન૦ ઊપજ અને ખર્ચ
**જમાખર્ચ** પું૦; ન૦ જુઓ જમાખરચ
**જમાડવું** સ૦ ક્રિ૦ 'જમવું' નું પ્રેરક રૂપ
**જમાત** સ્ત્રી૦ (એક નાતના કે પંથના લોકોનો) સમુદાય; સમૂહ (૨) બાવાઓનો સમૂહ
**જમાદાર** પું૦ સિપાઈઓની નાની ટુકડીનો ઉપરી
**જમાદારી** સ્ત્રી૦ જમાદારનું કામ–પદ
**જમાદિલ અવલ** પું૦ અરબી–મુસલમાની પાંચમો મહિનો
**જમાદિલ આખર** પું૦ અરબી–મુસલમાની છઠ્ઠો મહિનો
**જમાન** પું૦ જામીન
**જમાનખત** ન૦ જામીનખત
**જમાનાજૂનું** વિ૦ જમાનાઓથી ચાલતું આવેલું; પ્રાચીન

**જમાની** સ્ત્રી૰ જમીનગીરી
**જમાનો** પું૰ યુગ; લાંબો સમય
**જમાપાસું** ન૰ જુઓ જમાબાજુ
**જમાબંદી(-ધી)** સ્ત્રી૰ જમીન માપી જાત વગેરે તપાસી ખેડૂતનું સરકારી ભરત ઠરાવવું તે; 'લૅન્ડ-રેવન્યુ-સેટલમેન્ટ'
**જમાબાજુ(-જૂ)** સ્ત્રી૰ ચોપડામાં ડાબું પાસું, જ્યાં આવક લખવામાં આવે છે.
**જમાલગોટો** પું૰ જુઓ નેપાળો
**જમાવ** પું૰ ભરાવો; ભીડ
**જમાવટ** સ્ત્રી૰ બંધબેસતી મેળવણી-મિલાવટ
**જમાવવું** સ૰ ક્રિ૰ 'જામવું'નું પ્રેરક રૂપ
**જમાવસૂલ** સ્ત્રી૰ મહેસૂલની ઊપજ
**જમીઝ** ન૰ એક પક્ષી
**જમીન** સ્ત્રી૰ ભોંય (૨) ખેતર તરીકે વપરાય તેવી જમીન (૩) ઘા રુઝાવાથી આવતી નવી ચામડી
**જમીનદાર** વિ૰ જમીનની માલિકીવાળો (૨) પું૰ જમીનનો માલિક (૨) લાટબંધ જમીનનો માલિક
**જમીનદારી** વિ૰ જમીનદારનું,-ને લગતું (૨) સ્ત્રી૰ જમીનદારપણું
**જમીનદારીપદ્ધતિ** સ્ત્રી૰ મહેસૂલ માટે સીધો ખેડૂત સાથે વ્યવહાર રાખવાને બદલે જમીનદાર પાસેથી જ મહેસૂલ લેવાની પદ્ધતિ
**જમીનદોસ્ત** વિ૰ (ભાંગીતોડી) જમીન-સરખું કરેલું
**જમૈયો** પું૰ કટાર જેવું એક હથિયાર
**જમોર** પું૰ જોહર; સામુદાયિક આત્મહત્યા
**જમ્મર** પું૰ મોટું દુઃખ
**જય** પું૰ જીત; ફતેહ
**જયઘોષ** પું૰ જય મળવાથી કરેલો પોકાર (૨) જય થયો છે એવું જણાવતો ઢંઢેરો
**જયઘોષણા** સ્ત્રી૰ જુઓ જયઘોષ
**જયજય** પું૰ જયજયકાર (૨) અ૰ (કોઈને સામા મળતાં કે છૂટા પડતાં બોલાતો શબ્દ)
**જયજયકાર** પું૰ જીતની ખુશાલીનો પોકાર
**જયમંગલ(-ળ)** પું૰ રાજાને બેસવાનો હાથી; ઉત્તમ હાથી (૨) ન૰ જય અને મંગળ
**જયમાળ** સ્ત્રી૰ વિજયના અભિનંદનાર્થે ગળામાં નાખવાનો ફૂલહાર
**જયશાલી(-ળી)** વિ૰ વિજયવંત; ફતેહમંદ
**જયશ્રી** પું૰ વિજયની દેવી (૨) એક રાગિણી
**જયસ્તંભ** પું૰ ફતેહની યાદગીરીમાં ઊભો કરેલો સ્તંભ
**જયંતી** સ્ત્રી૰ મહાન વ્યક્તિનો જન્મદિવસ (૨) વિજયનો વાવટો
**જયાચાર*** પું૰
**જયાનંદ** પું૰ વિજયનો આનંદ
**જયિની** વિ૰ સ્ત્રી૰ જય મેળવનારી
**જયી** વિ૰ જય મેળવનાર; વિજયી
**જર** પું૰ કસબ (સોનારૂપાના તાર) કે કસબનું વણતર (૨) પૈસો; નાણું; સોનું (૩) સ્ત્રી૰ ઓર; મેલી (૪) [ક.] જળો
**જરકસ** પું૰ સોનારૂપાનો તાર; કસબ
**જરકસી** વિ૰ કસબી; કસબના ભરતવાળું
**જરકોસ** પું૰ જૂઠો-હલકો કસબ
**જરકોસી** વિ૰ જૂઠા-હલકા કસબવાળું
**જરખેજ** વિ૰ ફળદ્રુપ
**જરજરિયું** વિ૰ જીર્ણ થઈ ગયેલું; ઘસાઈ ગયેલું
**જરજરિયાન** ન૰ પૈસા, ઘરેણાં વગેરે (કીમતી વસ્તુઓ)
**જરજોખમ** ન૰ પૈસા વગેરે જોખમની વસ્તુઓ
**જરઠ** વિ૰ વૃદ્ધ; ઘરડું (૨) કઠણ
**જરઠતા** સ્ત્રી૰
**જરણા** સ્ત્રી૰ વૃદ્ધાવસ્થા (૨) પ્રશંસા
**જરથુસ્ત્ર** પું૰ (સં.) પારસીઓના ધર્મના સંસ્થાપક
**જરથોસ્તી** વિ૰ જરથુસ્ત્રનું—ને લગતું (૨) જરથુસ્ત્રનો ધર્મ પાળનાર (૩) પું૰ પારસી
**જરદ** વિ૰ પીળું; ઝાંખુંપીળું
**જરદાલુ(-લૂ)** ન૰ એક જાતનું ફળ; આલુ
**જરદી** સ્ત્રી૰ પીળો રંગ (૨) ઈંડામાંનો પીળો પદાર્થ
**જરદો** પું૰ તમાકુનો ભૂકો
**જરદોજ** પું૰ કસબ ભરનારો
**જરદોજી** સ્ત્રી૰ કસબ ભરવાનું કામ-વિદ્યા; કસબી ભરતકામ

**જરબ** પું૦ ત્રાસ; દહેશત; ધાક
**જરજર** વિ૦ જરા; સહેજ (૨) અ૦ જરાતરા; સહેજસાજ
**જરવાળિયું*** વિ૦
**જરવું** અ૦ ક્રિ૦ જીર્ણ થવું; ઘસાઈ જવું (૨) પચવું
**જરા** સ્ત્રી૦ વૃદ્ધાવસ્થા (૨) સાપની કાંચળી (૩) વિ૦ (૪) અ૦ લગાર; થોડું
**જરાએક** વિ૦ (૨) અ૦ જરાક
**જરાક** વિ૦ (૨) અ૦ થોડું; લગાર
**જરાજરા** અ૦ થોડુંથોડું
**જરાતરા** અ૦ થોડું–નહિ જેવું
**જરાયત** વિ૦ વરસાદના પાણીથી થતું (ખેતી કે પાક માટે) (તેનાથી ઊલટું બાગાયત–કૂવાના પાણીથી થતું)
**જરાયુ** ન૦ ગર્ભને વીંટળાયેલું પાતળું પડ; ઓર
**જરાયુજ** વિ૦ જરાયુમાંથી જન્મતું (ઈંડામાંથી નહિ)
**જરિત** વિ૦ જીર્ણ; ખખળી ગયેલું
**જરિયાન** વિ૦ જરીનું; કસબી (૨) ન૦ સોના–રૂપાનાં ઘરેણાં
**જરી** સ્ત્રી૦ કસબ; કસબી માલ (૨) વિ૦ કસબ સાથે વણેલું; કસબી (૩) થોડું; લગાર (૪) અ૦ લગાર; સહેજ
**જરીક** વિ૦ (૨) અ૦ સહેજ; થોડું
**જરીકામ** ન૦ કસબી ભરતકામ
**જરીજરી** અ૦ થોડુંથોડું
**જરીપટકો** પું૦ કસબી વાવટો (૨) પેશવાઈમાં લશ્કરી સરદારને કમરે બાંધવાનો કસબી પટકો
**જરીપુરાણું** વિ૦ જૂનું; ફાટીતૂટી ગયેલું
**જરીફ** સ્ત્રી૦ જમીનમાપણીનું કામ (૨) પું૦ એ કામ કરનારો; મોજણીદાર
**જરીફખરડો** પું૦ માપણીનું પત્રક
**જરીમરી** સ્ત્રી૦ કોગળિયું; કૉલેરા
**જરૂર** સ્ત્રી૦ જરૂરત (૨) અ૦ અવશ્ય; અલબત્ત
**જરૂરત** સ્ત્રી૦ અગત્ય; આવશ્યકતા; હાજત
**જરૂરિયાત** સ્ત્રી૦ જુઓ જરૂરત
**જરૂરી** વિ૦ જરૂરનું; અગત્યનું
**જર્જર(-રિત)** વિ૦ જીર્ણ થઈ ગયેલું
**જલ(-ળ)** ન૦ પાણી
**જલ(-ળ)કમલ** ન૦ કમળ
**જલ(-ળ)ચર** વિ૦ પાણીમાં ચાલનારું (૨) ન૦ પાણીનું પ્રાણી
**જલજ** વિ૦ પાણીમાં ઉત્પન્ન થતું (૨) ન૦ કમળ (૩) શંખ
**જલ(-ળ)જંતુ** પું૦; ન૦ પાણીનું જંતુ (૨) માછલું
**જલજા** સ્ત્રી૦ (સં.) લક્ષ્મી
**જલ(-ળ)તરંગ** પું૦ પાણીનું મોજું (૨) ન૦ (ચલાણાંમાં પાણી ભરીને વગાડવું) એક વાદ્ય
**જલ(-ળ)તુલા** સ્ત્રી૦ જળની મદદથી વજન કરવાનું ત્રાજવું; 'હાઈડ્રોસ્ટૅટિક બૅલન્સ'
**જલદ** વિ૦ ઉગ્ર; આકરું; તેજ (૨) પું૦ વાદળ; મેઘ
**જલદાગમ** પું૦ વર્ષાકાળ; ચોમાસું
**જલ(-ળ)દાહ** પું૦ શબને બાળવાને બદલે પાણીમાં વહેતું મૂકવું તે
**જલદી** અ૦ ઉતાવળથી; સત્વર
**જલ(-ળ)દેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ જળની દેવી; પાણીની પરી
**જલ(-ળ)ધર** પું૦ મેઘ; વાદળ (૨) સમુદ્ર
**જલ(૦નિ)ધિ** પું૦ સમુદ્ર
**જલ(-ળ)નીલિ,૦કા** સ્ત્રી૦ સેવાળ
**જલપ*** પું૦
**જલ(-ળ)પતિ** પું૦ સમુદ્ર (૨) વરુણ
**જલ(-ળ)પાન** ન૦ પાણી પીવું તે
**જલ(-ળ)પ્રદ** વિ૦ પાણી આપે એવું
**જલ(-ળ)પ્રલય** પું૦ મોટી રેલના પૂરથી નાશ થવો તે
**જલ(-ળ)પ્રવાસ** પું૦ જળ ઉપર–વહાણમાં કરેલી મુસાફરી
**જલ(-ળ)મય** વિ૦ બધે પાણીપાણી થઈ ગયું હોય એવું
**જલ(-ળ)માર્ગ** પું૦ જળ ઉપર–વહાણમાં બેસીને જવાનો રસ્તો

**જલ(-ળ)યંત્ર** ન૦ જળના જોરથી ચાલતું યંત્ર (૨) ફુવારો (૩) રેંટ

**જલ(-ળ)યાત્રા** સ્ત્રી૦ જળપ્રવાસ (૨) એક તહેવાર, જ્યારે ઠાકોરજીને જળવિહાર કરાવવામાં આવે છે.

**જલ(-ળ)યાન** ન૦ જળ પર જવાનું વાહન; વહાણ; મછવો

**જલ(-ળ)યુદ્ધ** ન૦ પાણી ઉપર–વહાણમાં રહીને કરેલું યુદ્ધ

**જલ(-ળ)સમાધિ** સ્ત્રી૦ પાણીમાં કરેલો પ્રાણ–ત્યાગ (સંન્યાસી માટે)

**જલસો** પું૦ આનંદ યા ઉત્સવનો મેળાવડો

**જલ(-ળ)સ્થિતિશાસ્ત્ર** ન૦ 'હાઇડ્રોસ્ટૅટિક્સ'

**જલં(-ળં)દ(-ધ)ર** ન૦ એક ઉદરરોગ

**જલા(-ળા)ખુ** પું૦ એક જળચર પ્રાણી

**જલાલ** વિ૦ ઝગઝગતું; ઉજ્જ્વળ

**જલાલી** સ્ત્રી૦ ઝગઝગાટ; ભપકો

**જલા(-ળા)શય** ન૦ કૂવો, તળાવ વગેરે પાણી–વાળું સ્થળ

**જલાંજલિ** સ્ત્રી૦ પાણીની અંજલિ (૨) પિતૃઓનું તર્પણ કરવા અપાતી જલાંજલિ

**જલેબી** સ્ત્રી૦ એક મીઠાઈ

**જલો(-ળો)દર** ન૦ જુઓ જલંદર

**જલ્પ** પું૦ કથન; કહેવું તે (૨)બકવાદ; લવારો (૩) [ન્યા.] તત્ત્વનિર્ણયની ઇચ્છાથી નહિ પણ પરપક્ષખંડન અને સ્વપક્ષસ્થાપનની ઇચ્છાએ કરેલો વાદ

**જલ્પક** વિ૦ બકવાદ–લવારો કરનારું

**જલ્પવું** અ૦ ક્રિ૦ બબડવું–લવારો કરવો

**જલ્લાદ** પું૦ ગરદન મારનાર; શિરચ્છેદ કરનાર (૨) કસાઈ

**જલ્લાદી** સ્ત્રી૦ જલ્લાદનું કામ; જલ્લાદપણું

**જવ** પું૦ એક ધાન્ય (૨) જવ જેટલી લંબાઈ અથવા વજનનું માપ (૩) વેગ (૪) અ૦ જ્યારે

**જવઈ** સ્ત્રી૦ જિવાઈ

**જવખાર** પું૦ જવનો ખાર–ક્ષાર

**જવન** પું૦ જુઓ યવન (૨) ખાટકી

**જવનિકા** સ્ત્રી૦ પડદો; ચક

**જવની** સ્ત્રી૦ જુઓ જવનિકા

**જવરઆવર** સ્ત્રી૦ વારંવાર જવુંઆવવું તે

**જવલો** પું૦ જવના આકારનો સોનાનો મણકો

**જવલ્લું** વિ૦ કોઈક જ; વિરલું

**જવલ્લે** અ૦ ક્વચિત્; ભાગ્યે

**જવવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું (૨) જીવ પડવા

**જવશીર** પું૦ એક વનસ્પતિ

**જવાન** વિ૦ (૨) પું૦ જુઓ જુવાન

**જવાનપઠ્ઠો** પું૦ મજબૂત બાંધાનો જવાન

**જવાની** સ્ત્રી૦ જુવાની

**જવાબ** પું૦ ઉત્તર

**જવાબદાર** વિ૦ જવાબદારીવાળું

**જવાબદારી** સ્ત્રી૦ જવાબ દેવાનું જોખમ અથવા ફરજ; જુમ્મેદારી; જોખમદારી

**જવાબી** વિ૦ જેનો જવાબ માગેલો હોય એવું; જેના જવાબનું ખર્ચ ભરેલું હોય એવું

**જવાબીહૂંડી** સ્ત્રી૦ સ્વીકારાયાનો જવાબ મળ્યા પછી જ જેનાં નાણાં ભરવાનાં હોય એવી હૂંડી

**જવારા** પું૦ બ૦ વ૦ જવ વગેરેના નાના–તાજા ઊગેલા અંકુરો

**જવાસો** પું૦ એક વનસ્પતિ

**જવાહિર** ન૦ હીરામાણેક વગેરે ઝવેરાત

**જવાહિરખાનું** ન૦ રત્નો વગેરે ઝવેરાત જેમાં રખાતું હોય તે જગા

**જવાળી** સ્ત્રી૦ અંગૂઠા ઉપરની એક જવના આકારની રેખા (૨) જવના જેવા સોનાના દાણાની માળા

**જવાંમર્દ** પું૦ બહાદુર; વીરપુરુષ

**જવાંમર્દી** સ્ત્રી૦ જવાંમર્દપણું; વીરતા

**જવું** અ૦ ક્રિ૦

**જશ(-સ)** પું૦ યશ; કીર્તિ

**જશન** ન૦ ઉત્સવનો કે આનંદનો દિવસ(પારસી)

**જશનામી** વિ૦ કીર્તિમંત

**જશ(-સ)વંત** વિ૦ જશવાળું; યશવંત

**જસત** ન૦ એક ધાતુ

**જસતા** પું૦ બ૦ વ૦ ડાઘા

**જસું** વિ૦ જેવું; મળતું આવતું

**જહત્સ્વાર્થા** વિ૦ (કા.શા.) જેમાં શબ્દના વાચ્યાર્થનો ત્યાગ થતો હોય તેવી (લક્ષણા) (૨) સ્ત્રી૦ તેવી લક્ષણા

**જહદજહલ્લક્ષણા** સ્ત્રી૦ જેમાં વાચ્યાર્થનો કેટલેક અંશે ત્યાગ તેમજ કેટલેક અંશે ગ્રહણ થતું હોય તેવી લક્ષણા (કા.શા.)

**જહન્નમ** ન૦ નરક; દોજખ

**જહલ્લક્ષણા** સ્ત્રી૦ જુઓ જહત્સ્વાર્થા (કા.શા.)

**જહાજ** ન૦ મોટું વહાણ

**જહાન** સ્ત્રી૦ દુનિયા; આલમ

**જહાનમ** ન૦ જહન્નમ; નરક

**જહાલ** વિ૦ ઉદ્દામ; આકળું

**જહાં** સ્ત્રી૦ દુનિયા; જહાન

**જહાંગીર** પું૦ દુનિયાનો જીતનારો (૨) [સં.] એક મોગલ બાદશાહ; અકબરનો પુત્ર (રાજ્યકાળ: ઈ. સ. ૧૬૦૫—૧૬૨૭)

**જહાંગીરી** વિ૦ જહાંગીરનું-ને લગતું (૨)[લા.] આપખુદ; જોહુકમીભર્યું (૩) સ્ત્રી૦ જોહુકમી; આપખુદી (૪) અમીરી

**જહાંદીદા** વિ૦ દુનિયાના અનુભવવાળું-ચાલાક

**જહાંપના,૦હ** વિ૦ જગતનું રક્ષણ કરનાર (બાદશાહ)

**જહાંસોજ** વિ૦ દુનિયાને બાળનારું

**જહીં** અ૦ જ્યાં; જે ઠેકાણે

**જહેજ** ન૦ કન્યાદાન

**જહેમત** સ્ત્રી૦ મહેનત; શ્રમ

**જળ** ન૦ પાણી

**જળઆગિયો** પું૦ એક વનસ્પતિ

**જળઆમળું** ન૦ એક જાતનું ફળ

**જળકમળ** ન૦ જુઓ જલકમલ

**જળકીડો** પું૦ પાણીનો કીડો

**જળકૂકડી** સ્ત્રી૦ એક જળચર પક્ષી

**જળકૂંડું** ન૦ ચંદ્રની આજુબાજુ આછાં પાણી-ભર્યા વાદળાંને લીધે દેખાતું કૂંડાળું

**જળઘોડો** પું૦ એક પ્રાણી; 'હિપ્પોપૉટેમસ'

**જળચક્કી** સ્ત્રી૦ પાણીના જોરથી ચાલતી ચક્કી

**જળચર** વિ૦ (૨) ન૦ જુઓ જલચર

**જળજળવું** અ૦ ક્રિ૦ બળવું (૨) બળતરા થવી

**જળજળું** વિ૦ આંસુથી ભરાયેલું (લોચન)

**જળજંતુ** પું૦; ન૦ જુઓ જલજંતુ

**જળજં(-યં)ત્ર** ન૦ જુઓ જલયંત્ર

**જળજા(-યા)ત્રા** ન૦ જુઓ જલયાત્રા

**જળજાંબુવો** પું૦ નદીના કિનારા પર થતી એક વનસ્પતિ

**જળઝીલણ*** ન૦

**જળઝીલણી*** વિ૦ સ્ત્રી૦

**જળણ** ન૦ બળતણ; લાકડાં

**જળતરણ** પું૦ એક છંદ

**જળતરંગ** પું૦ (૨) ન૦ જુઓ જલતરંગ

**જળતુલા** સ્ત્રી૦ જુઓ જલતુલા

**જળદાહ** પું૦ જલદાહ

**જળદૂધી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**જળદેવતા** પું૦બ૦વ૦; સ્ત્રી૦ જુઓ જલદેવતા

**જળધમણ*** સ્ત્રી૦

**જળધર** પું૦ જુઓ જલધર

**જળનીલિ,૦કા** સ્ત્રી૦ જુઓ જલનીલિ

**જળનેવરી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**જળપાત્ર** ન૦ જુઓ જલપાત્ર

**જળપાન** ન૦ જુઓ જલપાન

**જળપતિ** પું૦ જુઓ જલપતિ

**જળપ્રલય** પું૦ જુઓ જલપ્રલય

**જળપ્રવાસ** પું૦ જુઓ જલપ્રવાસ

**જળબંબાકાર** વિ૦ (૨) અ૦ બધે પાણીપાણી થઈ ગયું હોય એવું—એમ

**જળબંબોળ** વિ૦ (૨) અ૦ જુઓ જળબંબાકાર

**જળબિલાડી** સ્ત્રી૦ એક જળચર પ્રાણી

**જળમય** વિ૦ જુઓ જલમય

**જળમાણસ** ન૦ જેનું નીચલું અર્ધું અંગ માછલી જેવું હોય છે તેવું પાતાળનાં પાણીમાં રહેતું મનાતું વેંતિયું માણસ

**જળમાર્ગ** પું૦ જુઓ જલમાર્ગ

**જળયંત્ર** ન૦ જુઓ જલજંત્ર

**જળયાત્રા** સ્ત્રી૦ જુઓ જલયાત્રા

**જળયાન** ન૦ જુઓ જલયાન

**જળયુદ્ધ** ન૦ જુઓ જલયુદ્ધ

**જળવટ*** ન૦

**જળવાવવું** સ૦ ક્રિ૦ 'જાળવવું' નું પ્રેરક રૂપ

**જળવાવું** અ૦ ક્રિ૦ 'જાળવવું'નું કર્મણિ રૂપ

**જળવાસ** પું૦ પાણીમાં ડૂબી મરવું તે

**જળવું** અ૦ ક્રિ૦ બળવું; સળગવું

**જળશાયી** વિ૦ પાણીમાં શયન કરનાર-ડૂબી જનાર

**જળસ** ન૦ ઝાડા વાટે પડતો પરુ જેવો ચીકણો પદાર્થ

**જળસમાધ(-ધિ)** સ્ત્રી૦ જુઓ જલસમાધિ

**જળસોઈ** સ્ત્રી૰ (બાળવા કે દાટવાને બદલે) જળમાં સુવાડવું-ડુબાડવું તે (સંન્યાસીને)
**જળસ્થિતિશાસ્ત્ર** ન૰ જુઓ જલસ્થિતિશાસ્ત્ર
**જળંદ(-ધ)ર** ન૰ જુઓ જલંદર
**જળાઉ** વિ૰ બાળવાના કામનું (લાકડું)
**જળાખુ** પું૰ જુઓ જલાખુ
**જળાતિસાર** પું૰ વારંવાર પેશાબ કરવો પડે તેવો એક રોગ
**જળાધારી** સ્ત્રી૰ જેમાં શિવલિંગ બેસાડવામાં આવે છે તે કયારા જેવો ઘાટ
**જળાપો** પું૰ બળાપો; કઢાપો
**જળાભાસ** પું૰ મૃગજળ
**જળાશય** ન૰ જુઓ જલાશય
**જળો** સ્ત્રી૰ પાણીમાં રહેતો એક જીવડો (ખરાબ લોહી ચૂસી લેવા તેને ચામડી ઉપર વળગાડવામાં આવે છે.)
**જળોજથા** સ્ત્રી૰ સંસારની જંજાળ (૨) વિખેરી નાખવું તે
**જળોદર** ન૰ જુઓ જલંદર
**જળોયું** ન૰ ગૂમડું મટી ગયા પછી રહેલું ચાઠું (૨) મેરો જડતી વખતે પીઢો ઉપર પાટિયાં જડે છે ત્યારે તેની તડ પૂરવા નીચે મુકાતી પાતળી ચીપટ
**જંઈ** પું૰ પૈસો; દોઢિયું
**જંખજાળ** સ્ત્રી૰ ઓશિંજાળું; ગીચ ઝાડી
**જંગ** પું૰ મોટી લડાઈ; યુદ્ધ
**જંગડિયો** પું૰ સરકારી તિજોરીનાં નાણાં એક ગામથી બીજે ગામ લઈ જતી વખતે રક્ષક તરીકે જતો લશ્કરી સિપાઈ
**જંગબહાદુર** વિ૰ એક ઇલકાબ
**જંગમ** વિ૰ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસી શકે એવું (સ્થાવરથી ઊલટું) (૨) પું૰ એક પ્રકારનો શિવલિંગપૂજક જોગી
**જંગલ** ન૰ વન
**જંગલી** વિ૰ જંગલનું; રાની (૨) [લા.] સંસ્કાર કે વિવેક વિનાનું (૩) ખેડયા વિના ઊગેલું
**જંગલીજટ** વિ૰ સાવ જંગલી; અણઘડ; રેંચું
**જંગલો** પું૰ એક રાગ
**જંગાલ** પું૰ તાંબાનો કાટ
**જંગાલી** વિ૰ જંગાલનું—ને લગતું
**જંગી** વિ૰ જંગ-લડાઈને લગતું (૨) મોટું; જબરું (૩) સ્ત્રી૰ કિલ્લાની ભીંતમાંનું ત્રાંસું બાકું
**જંગોટો** પું૰ ખાખી બાવાઓ ગોફણ જેવી જે લંગોટી પહેરે છે તે
**જંગોટી** સ્ત્રી૰ નાનો જંગોટો
**જંગોડો** પું૰ જુઓ જિંગોડો
**જંઘા(-ઘા)** સ્ત્રી૰ જાંઘ; સાથળ
**જંઘડિયાં** ન૰બ૰વ૰ ચોઘડિયાંવાળા; ઢોલ-ડુમકાં વગાડનાર
**જંઘાસારણ** સ્ત્રી૰ જાંઘનો એક રોગ
**જંઘાસ્થિ** ન૰ જાંઘનું હાડકું
**જંજાર** સ્ત્રી૰ એક જાતની નાની તોપ
**જંજાળ** સ્ત્રી૰ ઉપાધિ; ખટપટ
**જંજાળી** વિ૰ જંજાળવાળું
**જંજીર** સ્ત્રી૰ સાંકળ (૨) બેડી (૩) ઘડિયાળની કમાન (૪) ઝાંઝર (૪) નાની તોપ
**જંજીરો** પું૰ પાણીમાં બાંધેલો કિલ્લો (૨) ટાપુ; બેટ (૩) એક જાતની પૈડાંવાળી નાની તોપ (૪) હનુમાનની સાધનાનો મંત્ર; જંતર (૫) કસબી કિનાર
**જંત** પું૰ જંતુ
**જંતર** પું૰; ન૰ યંત્ર, તાંત્રિક આકૃતિ (૨) તેવી આકૃતિ કે અક્ષરવાળો કાગળ કે પતરું (તેની જાદુઈ અસર મનાય છે.)
**જંતરડું** ન૰ જુઓ જતરડું
**જંતરમંતર** પું૰; ન૰ જંતર અને મંત્ર
**જંતુ** પું૰; ન૰ નાનું જીવડું
**જંતુઘ્ન** વિ૰ જંતુઓનો નાશ કરે એવું
**જંતુનાશક** વિ૰ જુઓ જંતુઘ્ન
**જંતુવિદ્યા** સ્ત્રી૰ "બૅક્ટીરિયોલૉજી"
**જંતુશાસ્ત્ર** ન૰ જંતુવિદ્યા; 'બૅક્ટીરિયોલૉજી'
**જંત્ર** વિ૰ પ્રખર; તીવ્ર (૨) ન૰ જુઓ છાયા-યંત્ર (૩) એક જાતનું તંતુવાદ્ય
**જંત્રી** પું૰ જંત્ર વગાડનાર (૨) જાદુગર; ખેલાડી (૩) સ્ત્રી૰ અનુક્રમણિકા; સાંકળિયું (૪) જંતરવાનું તાવીજ (૫) તૈયાર ગણતરીનો કોઠો; કોષ્ટક
**જંદો** પું૰ ફક્કડ પુરુષ (ભવૈયાઓનો એક વેષ)
**જંપ** પું૰ શાંતિ; નિરાંત
**જંપવું** અ૰ક્રિ૰ નિરાંત વાળવી; શાંત પડવું

**જંબીર** ન૦ એક વનસ્પતિ
**જંબીલ*** સ્ત્રી૦
**જંબુ(-બૂ)** ન૦ જાંબુ
**જંબુ(-બૂ)ક** પું૦; ન૦ શિયાળ
**જંબુ(-બૂ)ખંડ** પું૦ (સં.) જુઓ જંબુદ્વીપ
**જંબુ(-બૂ)દ્વીપ** પું૦ (સં.) પૌરાણિક કલ્પના પ્રમાણે મેરુપર્વતની આજુબાજુ આવેલા સાત ખંડમાંનો એક (૨) બૌદ્ધોની માન્યતા પ્રમાણે ભારતવર્ષ
**જંબૂર** ન૦ ખીલા ખેંચી કાઢવાનું ઓજાર
**જંબૂરિયો** પું૦ નાનો છોકરો
**જંબૂરો** પું૦ મોટી તોપ (૨) બાજીગરનો મદદનીશ છોકરો
**જંબેજંબે** અ૦ 'જયઅંબે ! જયઅંબે !' એવો પોકાર
**જાઈ** વિ૦ સ્ત્રી૦ જણી; જણેલી (૨) સ્ત્રી૦ મા (૩) દેવી; માતા (૪) એક વેલ
**જાક** પું૦ (કા.) બળનો ધક્કો (૨) વજનનું દબાણ (૩) ધસારો (૪) વ્યવહારનો બોજો (૫) ખર્ચનો ભાર
**જાકડસીકડ*** વિ૦
**જાકડસીકલું** વિ૦ નબળા બાંધાનું; વારંવાર માંદું પડ્યા કરતું
**જાકાર(-રો)** પું૦ 'જાઓ' એવો ઉદ્ગાર; અસત્કાર
**જાગ** પું૦ યાગ; યજ્ઞ (૨) સ્ત્રી૦ રન્નાદે (જવારા) (૩) જગા
**જાગતું** વિ૦ ઊંઘતું નહિ તેવું; જાગ્રત (૨) સાવધાન
**જાગતીજોત** વિ૦ સ્ત્રી૦ જેની જ્યોતિ-શક્તિ જાગ્રત હોય-તરત પારખું બતાવતી હોય તેવી (દેવી)
**જાગતુંજોધ** વિ૦ તરત પારખું બતાવે—શિક્ષા કરે તેવું (દેવ, દેવી)
**જાગરણ** ન૦ જાગવું તે; ઉજાગરો
**જાગરણિયો** પું૦ જાગરણ કરનારો
**જાગરિત** વિ૦ જુઓ જાગ્રત
**જાગરિયો** પું૦ જાગરણિયો
**જાગરૂક** વિ૦ જાગતું (૨) સાવધ
**જાગવું** અ૦ ક્રિ૦ ઊંઘમાંથી ઊઠવું (૨) જાગ્રત રહેવું (૩) જાગતા હોવું
**જાગાબીડું** વિ૦ થોડુંક જાગતું અને થોડુંક ઊંઘતું
**જાગીર** સ્ત્રી૦ સરકાર તરફથી બક્ષિસ તરીકે મળેલી જમીન કે ગામ
**જાગીરદાર** વિ૦ જાગીર ધરાવનારું (૨) પું૦ જાગીરનો ધણી
**જાગીરદારી** સ્ત્રી૦ જાગીરદારપણું
**જાગીરી** વિ૦ જાગીરને લગતું (૨) સ્ત્રી૦ જાગીરદારી
**જાગૃત** વિ૦ જાગેલું; જાગતું; જાગ્રત
**જાગૃતતા** સ્ત્રી૦
**જાગૃતિ** સ્ત્રી૦ જાગતાપણું (૨) [લા.] ચપળતા; ચેતન
**જાગો** વિ૦ પું૦ જાગનારો (૨) પું૦ જાગીરદાર; પૈસાદાર
**જાગ્રત** વિ૦ જાગતું (૨) હોશિયાર; સાવધ
**જાગ્રદવસ્થા** સ્ત્રી૦ જાગૃતિની-જાગતા હોઈએ તે અવસ્થા
**જાચક** પું૦ જુઓ યાચક
**જાચકવૃત્તિ** સ્ત્રી૦ જુઓ યાચકવૃત્તિ
**જાચના** સ્ત્રી૦ જુઓ યાચના
**જાચવું** સ૦ ક્રિ૦ જુઓ યાચવું
**જાચાવેડા** પું૦ બ૦ વ૦ માગણના જેવું વર્તન; દૈન્ય
**જાચું** વિ૦ કંટાળો આવે તેટલા કાલાવાલા કરનારું (૨) માગેલું
**જાજમ** સ્ત્રી૦ પહોળું, જાડું પાથરણું
**જાજરમાન** વિ૦ જુઓ જાજ્વલ્યમાન (૨) (૨) તરત પારખું દેખાડે એવું (૩) કરડા મિજાજનું; રૂઆબદાર
**જાજરું** વિ૦ બીચારું; પામર
**જાજરૂ** પું૦; ન૦ સંડાસ; પાયખાનું
**જાજુલમાન** વિ૦ + જાજરમાન
**જાજ્વલ્યમાન** વિ૦ પ્રકાશથી ઝગઝગતું; દેદીપ્યમાન
**જાટ** વિ૦ રજપૂતોની એક જાતનું (૨) પું૦ તે જાતનો આદમી (૩) સ્ત્રી૦ ઘેટાબકરાના વાળ
**જાડ(-ડાઈ,-ડાશ)** સ્ત્રી૦ જાડાપણું
**જાડિયું** વિ૦ જાડું
**જાડું** વિ૦ દળદાર (૨) ચરબીથી ભરેલું (૩) ઘાટું (૪) તીણું નહિ એવું (૫) બોખરું; ભારે (૬) [લા.] મંદ બુદ્ધિવાળું (૭) અશિષ્ટ; ગામડિયું

**જાડું બ(-ભ)મ** વિ૦ ખૂબ જાડું
**જાડું રે(-રો)ડ** વિ૦ રગડા જેવું જાડું-ઘટ
**જાડેજો** પું૦ રજપૂતોની એક જાતનો માણસ
**જાડ્ય** ન૦ જડતા (બુદ્ધિની)
**જાણ** વિ૦ જાણનાર (૨) ઓળખાણવાળું; પરિચિત (૩) સ્ત્રી૦ માહિતી (૪) ઓળખાણ
**જાણકાર** વિ૦ (૨) પું૦ જાણનાર
**જાણણહાર(-રું)** વિ૦ જાણનારું
**જાણતલ** વિ૦ જાણકાર
**જાણપણ(-ણું)** ન૦ માહિતગારપણું (૨) આવડ; જ્ઞાન
**જાણ(-ન)પિછાણ(-ન)** સ્ત્રી૦ ઓળખાણ-પિછાન
**જાણભેદુ** વિ૦ અંદરની વાત જાણતું
**જાણવાજોગ** વિ૦ જાણવાયોગ્ય
**જાણવું** સ૦ ક્રિ૦
**જાણીતું** વિ૦ ઓળખીતું (૨) અનુભવી (૩) પ્રસિદ્ધ
**જાણીજોઈ,૦ને** અ૦ જાણતા છતાં; ઇરાદાથી
**જાણીબૂજી,૦ને** અ૦ જુઓ જાણીજોઈ
**જાણે,૦કે** અ૦ 'એવું જ હોયને' એવી ઉત્પ્રેક્ષા બતાવતો શબ્દ (૨) 'માનો કે' એવો ભાવ બતાવતો શબ્દ
**જાણે(-ણ્યે)અજાણે(-ણ્યે)** અ૦ જાણતાં કે અજાણતાં
**જાત** વિ૦ જન્મેલું; ઉત્પન્ન થયેલું (૨) સ્ત્રી૦ જાતિ; વર્ગ (૩) નાત; જ્ઞાતિ (૪) પંડ; દેહ (૫) [લા.] મૂળ સ્વભાવ
**જાતક** ન૦ જુઓ જાતકર્મ (૨) જન્માક્ષર; જન્મકુંડળી (૩) બુદ્ધ ભગવાનના પૂર્વ-જન્મની કથા
**જાતકમાઈ** સ્ત્રી૦ પોતે જાતે કરેલી કમાણી
**જાતકર્મ** ન૦ સોળ સંસ્કારમાંનો એક; તરતના જન્મેલા બચ્ચાને તેની નાળ વધેર્યા પહેલાં સોનાને ચમચે જીભ ઉપર ઘી ચોપડવું તે
**જાતકાયદો*** પું૦
**જાતબુદ્ધિ** સ્ત્રી૦ પોતાની બુદ્ધિ (પારકાની શિખવણી વિનાની)
**જાતભાઈ** પું૦ પોતાની જાતનો માણસ; નાતીલો
**જાતમહેનત** સ્ત્રી૦ જાતે કરેલી મહેનત; સ્વાશ્રય
**જાતમુચરકો** પું૦ પોતે જ પોતાના જામીન થવું તે
**જાતર** સ્ત્રી૦ વાઘરી ઇત્યાદિ પાડા, બકરાનો ક્રૂર વધ કરી દેવીનો ઉત્સવ કરે છે તે (૨) [ક.] જાત્રા
**જાતરખું** વિ૦ જાત સાચવનારું; સ્વાર્થી
**જાતવંત** વિ૦ ઊંચા ખાનદાનનું (૨) ઊંચી ઓલાદનું
**જાતવાન** વિ૦ જુઓ જાતવંત
**જાતવેદ(-દા)** પું૦ અગ્નિ
**જાત(-તિ)સ્વભાવ** પું૦ જાતિ-કોમનો વિશિષ્ટ સ્વભાવ (૨) પોતાનો સ્વભાવ
**જાતિ** સ્ત્રી૦ વર્ગ; સમુદાય ઉદા૦ 'મનુષ્યજાતિ'; 'આર્યજાતિ'; 'ક્ષત્રિયજાતિ' (૨) [ન્યા.] અમુક વર્ગની જુદીજુદી વ્યક્તિઓમાં રહેલો સમાનધર્મ
**જાતિધર્મ** પું૦ દરેક જાતિની વિશિષ્ટ ફરજો (૨) એક આખી જાતિનો વિશિષ્ટ સ્વભાવ
**જાતિભેદ** પું૦ જાતિ જાતિ વચ્ચેનો તફાવત
**જાતિભ્રષ્ટ** વિ૦ જાતિમાંથી ભ્રષ્ટ થયેલું; ન્યાત-બહાર થયેલું
**જાતિભ્રંશ** પું૦ જાતિભ્રષ્ટ થવું તે
**જાતિમીમાંસા** સ્ત્રી૦ જાતિઓના ગુણધર્મ ચર્ચતું શાસ્ત્ર; 'એથ્નોલોજી'
**જાતિલક્ષણ** ન૦ જાતિનું લક્ષણ-વિશિષ્ટતા
**જાતિવહેવાર** પું૦ જ્ઞાતિજ્ઞાતિ વચ્ચેનો ખાધા-પીધાનો વ્યવહાર
**જાતિવાચક** વિ૦ જાતિ બતાવનારું (વ્યા.)
**જાતિવાદ** પું૦ 'કૉમ્યુનલિઝમ'
**જાતિવિશિષ્ટત્વ** ન૦ જાતિલક્ષણ
**જાતિવેર** ન૦ કુદરતી વેર
**જાતિવ્યવહાર** પું૦ જુઓ જાતિવહેવાર
**જાતિશબ્દ** પું૦ જાતિવાચક શબ્દ; સામાન્ય નામ
**જાતિસ્મરણ** ન૦ પૂર્વજન્મનું સ્મરણ
**જાતિસ્વભાવ** પું૦ જુઓ જાતસ્વભાવ
**જાતીય** વિ૦ જાતિનું-ને લગતું
**જાતીલું** વિ૦ પોતાની જાતિનું; સ્વજાતીય
**જાતુધાન** પું૦ રાક્ષસ
**જાતે** અ૦ પોતે
**જાત્ય** વિ૦ મૂલકોણીય; 'રાઇટ ઍન્ગલ' (ગ.)
**જાત્યપ્રક્ષેપ** પું૦ 'ઑર્થોગોનલ પ્રોજેક્શન' (ગ.)

**જાત્યતિશાયક** પું૦ 'રેક્ટિફ્યુલર કોઓર્ડિનેટ્સ' (ગ.)

**જાત્યાકૃતકોણ** પું૦ સંબચોરસ; 'રેક્ટેંગલ'

**જાત્યભિમાન** ન૦ પોતાની જાતિનું અભિમાન

**જાત્રા** સ્ત્રી૦ તીર્થોની મુસાફરીએ જવું તે (૨) દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો (૩) ભરણપોષણનો માર્ગ

**જાત્રાળુ** પું૦; ન૦ જાત્રા કરવા જનાર

**જાથુ(–થૂક)** અ૦ હમેશ રહે—આવ્યા કરે એમ

**જાદર** ન૦ એક જાતનું ધોળું રેશમી કપડું

**જાદરિયું** ન૦ જુવાર કે ઘઉંના પોંકનો લાડુ

**જાદવ** પું૦ જુઓ યાદવ

**જાદવાસ્થળી** સ્ત્રી૦ જાદવોની અંદરઅંદર થયેલી લડાઈ (૨) [લા.] એક વર્ગનાં માણસોની માંહોમાંહેની લડાઈ

**જાદવી** સ્ત્રી૦ યાદવી; જાદવાસ્થળી (૨) દુર્ગા

**જાદુ(–દૂ)** પું૦; ન૦ મંત્રતંત્ર કે હાથચાલાકીનું કામ

**જાદુ(–દૂ)ઈ** વિ૦ જાદુથી થયેલું; ચમત્કારિક; વિલક્ષણ

**જાદુ(–દૂ)કપટ** ન૦ જાદુ અને કપટ

**જાદુ(–દૂ)ખોર(–રો)** વિ૦ પું૦ જાદુ જાણનાર; જાદુગર

**જાદુ(–દૂ)ગ(–ગી)ર** પું૦ જાદુનું કામ કરનાર

**જાદુ(–દૂ)ગ(–ગી)રી** સ્ત્રી૦ જાદુની વિદ્યા (૨) જાદુનું કામ

**જાદુ(–દૂ)ગારું** વિ૦ જાદુઈ અસર કરે એવું; માયાવી; મોહક

**જાદુ(–દૂ)ગીર** પું૦ જુઓ જાદુગર

**જાદુ(–દૂ)ગીરી** સ્ત્રી૦ જુઓ જાદુગરી

**જાદુ(–દૂ)ટોણાં** ન૦ બ૦ વ૦ જાદુ–મંતર–જંતરના નાનાનાના પ્રયોગો

**જાદુ(–દૂ)મંતર** પું૦ જાદુનો મંત્ર

**જાદે** વિ૦ ઝ્યાદા; વધારે

**જાદો** પું૦ દીકરો

**જાન** પું૦ જીવ; પ્રાણ (૨) સ્ત્રી૦ વરને પરણાવવા એની સાથે જનારાંઓનો સમૂહ (૩) ન૦ નુકસાન; હાનિ

**જાનકી** સ્ત્રી૦ જનક રાજાની પુત્રી—સીતા

**જાનનિસાર** વિ૦ પ્રાણને ભોગે સેવા–ભક્તિ કરે એવું

**જાનપદ** વિ૦ ગામડાનું—ને લગતું (૨) પું૦ ગામડિયો (ખેડૂત, ભરવાડ) (૩) દેશ

**જાનપિછા(–છો)ણ(–ન)** સ્ત્રી૦ જુઓ જાણપિછાણ

**જાનફિસાની** સ્ત્રી૦ જીવ આપી દેવો તે; પ્રાણાર્પણ

**જાનમાલ** પું૦ જીવ અને માલમિલકત

**જાનરડી** સ્ત્રી૦ જાનમાંની સ્ત્રી

**જાનવર** ન૦ જુઓ જનાવર

**જાનાં** સ્ત્રી૦ માશૂક; પ્રિયા

**જાની** વિ૦ જાનસમું પ્રિય (૨) જીવલેણ (૩) પું૦ યજ્ઞ કરાવનાર; પુરોહિત

**જાનીવાસો** પું૦ જાનનો ઉતારો

**જાનુ** સ્ત્રી૦ ઘૂંટણ

**જાનેવારી** પું૦ જુઓ જાન્યુઆરી

**જાનૈયો** પું૦ જાનમાં જનાર પુરુષ

**જાનોતર** સ્ત્રી૦ જાન (લગ્નની)

**જાન્યુઆરી** પું૦ ખ્રિસ્તી સંવતનો પહેલો મહિનો

**જાન્વસ્થિ** ન૦ જાનુનું હાડકું; ઢાંકણી; 'ની–કૅપ'

**જાપ** પું૦ જુઓ જપ

**જાપક** પું૦ જાપ કરનારો; જપિયો

**જાપતો** પું૦ પાકો બંદોબસ્ત

**જાપાની** વિ૦ જપાન દેશનું

**જાપ્તો** પું૦ જુઓ જાપતો

**જાફત** સ્ત્રી૦ મિજબાની; ઉજાણી

**જાફરમાની** વિ૦ કેસરના રંગનું

**જાફરાન** ન૦ કેસર

**જાફાટ** ન૦ બેદરકારી

**જાબજા** અ૦ અતિશય; વધારે પડતું

**જાબર*** વિ૦ (કા.)

**જાબાલિ** પું૦ (સં.) એક ઋષિ

**જામ** પું૦ પ્યાલો (૨) જામનગરના દરબારનો ઇલકાબ (૩) એક પહોર; યામ (૪) ન૦ પ્યાલું (૫) જામફળ

**જામગરી** સ્ત્રી૦ બંદૂક કે તોપના દારૂને સળગાવવા માટેની કાકડી—પલીતો

**જામણ** ન૦ જામવું—બંધાવું તે (૨) અખરકણ; મેળવણ

**જામદગ્ન્ય** પું૦ (સં.) જમદગ્નિના પુત્ર–પરશુરામ

**જામદાની** સ્ત્રી૰ એક જાતનું ભાતીગર કુસુમ્બ કપડું (૨) ચામડાની થેલી
**જામદાર** પું૰ જામદારખાનાનો ઉપરી
**જામદારખાનું** ન૰ જવાહિર, દાગીના અને રોકડ વગેરે રાખવાની જગા
**જામ(-મિ)ની** સ્ત્રી૰ યામિની; રાત
**જામફળ** ન૰ એક ફળ—જમરૂખ
**જામફળી** સ્ત્રી૰ જામફળનું ઝાડ (૨) તેની વાડી
**જામવું** અ૰ ક્રિ૰ છૂટાંછૂટાં તત્ત્વોનું એકત્ર થવું—ઘન થવું; બંધાવું; બાઝવું (૨) બરાબર ચાલવું; મચવું
**જામાતા(-તૃ,-ત્ર)** પું૰ જમાઈ
**જામિની** સ્ત્રી૰ યામિની; રાત્રિ
**જામીન** પું૰ બીજાની જોખમદારી પોતા પર લઈ તે વિષે કબૂલાત આપનારો
**જામીનખત** ન૰ જામીન તરીકેનો લેખીત કરાર
**જામીનગીરી** સ્ત્રી૰ જામીન થવું તે; ખાતરી આપવી તે
**જામીની** સ્ત્રી૰ જામીનગીરી
**જામો** પું૰ મોટા ઘેરવાળો ઘણો જ નીચો અંગરખો
**જાયકો** પું૰ સ્વાદ; લહેજત
**જાયદાદ** સ્ત્રી૰ માલમિલકત; જાગીર
**જાયનશીન** પું૰ હકદાર; ગાદીએ બેસનાર
**જાયપત્રી** સ્ત્રી૰ જાયફળ ઉપરનું સુગંધીદાર છોડું; જાવંત્રી
**જાયફળ** ન૰ એક ફળ—તેજાનો
**જાયા** સ્ત્રી૰ સ્ત્રી; પત્ની
**જાયાપતિ(-તી)** ન૰ બ૰ વ૰ પતિપત્ની
**જાયું** વિ૰ જન્મેલું
**જાયો** પું૰ પુત્ર
**જાર** પું૰ પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર; યાર (૨) સ્ત્રી૰ એક અનાજ—જુવાર
**જારકર્મ** ન૰ વ્યભિચાર
**જારજ** વિ૰ વ્યભિચારથી જન્મેલું
**જારણ(-ણું)** ન૰ માણસ રોગી થઈ જાય તેવો મંત્ર-પ્રયોગ (૨) વશીકરણ
**જારત** સ્ત્રી૰ મુસલમાનોમાં અમુકને જીવતે જિયારત કરવામાં આવતી ઉઠમણાની ક્રિયા
**જારપ્રીત** સ્ત્રી૰ જાર સાથેની પ્રીતિ

**જારવું*** સ૰ ક્રિ૰ (કા.)
**જારિણી** સ્ત્રી૰ વ્યભિચારિણી
**જારી** સ્ત્રી૰ જુઓ જારકર્મ (૨) અ૰ ચાલુ
**જારીખિજારી** સ્ત્રી૰ પકડાય નહિ અથવા શક ન પડે એવો વ્યભિચાર
**જારુ** અ૰ જારી; ચાલુ
**જારું** ન૰ જુઓ જારકર્મ
**જાલ(-ળ)** સ્ત્રી૰ માછલાં, પંખી વગેરે પકડવા માટેની જાળી (૨) ઘણી વસ્તુઓ ગૂંચવાઈને થયેલું જાળું
**જાલગર્દભ** ન૰ એક ચામડીનો રોગ
**જાલ(-લિ)મ** વિ૰ જુઓ જાલિમ
**જાલમખોર** વિ૰ જુલમ કરવામાં પૂરો
**જાલિમ** વિ૰ જુલમી; નિર્દય
**જાલિમપણું** ન૰
**જાલી** વિ૰ ક્રૂર; જુલમી
**જાવ** સ્ત્રી૰ જવાની ક્રિયા
**જાવક** વિ૰ બહાર જતું; બહાર (૨) સ્ત્રી૰ બહાર મોકલેલું તે (૩) ખરચ; ઉધારેલી રકમ (૪) પું૰ લાલ રંગ
**જાવકબારનીશી** સ્ત્રી૰ જાવક પત્રોની નોંધ-પોથી
**જાવજીવ** અ૰ જિંદગીપર્યંત
**જાવડભાવડ** અ૰ જેવું તેવું; પૂરતું નહિ એવું
**જાવત** અ૰ યાવત્; જ્યાં સુધી
**જાવતચંદ્રદિવાકરૌ** અ૰ જુઓ યાવચ્ચંદ્ર-દિવાકરૌ
**જાવરી** સ્ત્રી૰ ચોખા અને દાળનું પાણી (માંદાનું પથ્ય)
**જાવરું** વિ૰ જીર્ણ; ઘસાઈ ગયેલું (૨) ક્ષણ-ભંગુર (૩) નાજુક
**જાવળી** સ્ત્રી૰ ખજૂરીનાં માંદડાંની સાદડી
**જાવળું** વિ૰ જુઓ જાવરું (૨) ન૰ રાખનું પાતળું પડ; કાજળી
**જાવંતરી** સ્ત્રી૰ જુઓ જાયપત્રી
**જાવંત્રી** સ્ત્રી૰ જુઓ જાવંતરી
**જાવું** અ૰ ક્રિ૰ જવું (૨) જન્મવું
**જાવેદાન** વિ૰ હમેશનું; કાયમી (૨) અ૰ હમેશ (૩) સ્ત્રી૰ પરલોક
**જાવેદાની** સ્ત્રી૰ કાયમીપણું; નિત્યતા
**જાસક** વિ૰ પુષ્કળ; જોઈએ તે કરતાં વધુ

**જાસ(-હ)કિયાં** ન૦ બ૦ વ૦ પુષ્કળતા
**જાસલ** વિ૦ (કા.) માંદલું; દુર્બળ, તકલાદી
**જાસવેલ** સ્ત્રી૦ જુઓ જાસુ
**જાસા(-હા)ચિઠ્ઠી** સ્ત્રી૦ જાસાનું કારણ દર્શાવતી ચિઠ્ઠી
**જાસુ** સ્ત્રી૦ એક ફૂલવેલ
**જાસૂદ(-દી)** સ્ત્રી૦ જુઓ જાસુ
**જાસૂસ** પું૦ શત્રુની છૂપી રીતે બાતમી જાણી લાવનાર (૨) કાસદ
**જાસૂસી** સ્ત્રી૦ છૂપી બાતમી લાવવાનું કામ
**જાસો(-હો)** પું૦ અંગત વેર વાળવા લોકો પર કરાતી જબરદસ્તી (૨) તેને માટે અપાતી છૂપી ધમકી
**જાસ્ત** વિ૦ જોઈએ તેના કરતાં વધારે
**જાસ્તી** વિ૦ જુઓ જાસ્ત (૨) સ્ત્રી૦ જુલમ; જબરજસ્તી
**જાસ્વંદ** ન૦ જાસૂદીનું ફૂલ
**જાહકિયાં** ન૦ બ૦ વ૦ જાસકિયાં; પુષ્કળતા
**જાહાચિઠ્ઠી** સ્ત્રી૦ જુઓ જાસાચિઠ્ઠી
**જાહિ(-હે)દ** વિ૦ (૨) પું૦ ભક્ત; તપસ્વી
**જાહેર** વિ૦ ગુપ્ત નહિ એવું; લોકને જાણીતું (૨) સાર્વજનિક
**જાહેરખબર** સ્ત્રી૦
**જાહેરદારી** સ્ત્રી૦ જાહેરમાં દેખાડો કરવો તે; ઠાઠ; દંભ
**જાહેરનામું** ન૦ જાહેરખબર; ઢંઢેરો
**જાહેરાત** સ્ત્રી૦ જાહેર કરવાની ક્રિયા; પ્રસિદ્ધિ (૨) જાહેરખબર; નોટીસ (૩) અ૦ છડેચોક
**જાહેલ** વિ૦ ઉગ્ર; આકળું; ઝટ તપી જાય એવું
**જાહો** પું૦ જુઓ જાસો
**જાહોજલાલી** સ્ત્રી૦ દબદબો; આબાદી; વૈભવ
**જાળ** સ્ત્રી૦ જુઓ જાલ (૨) ભમરડો ફેરવવાની દોરી
**જાળવણી** સ્ત્રી૦ સંભાળ; સાચવણી
**જાળવવું** સ૦ ક્રિ૦ સંભાળવું; સાચવવું
**જાળાવાળિયું** ન૦ ઘણું જ ઝીણું કપડું (૨) જાળિયું
**જાળાવાળા** વિ૦ અંગ દેખાય એવા આછા વણાટવાળું (૨) જરી ગયેલું
**જાળાંઝાંખરાં** ન૦ બ૦ વ૦ જાળાં અને ઝાંખરાં
**જાળિયું** ન૦ એક વનસ્પતિ—ઔષધિ (૨) મકાનમાં અજવાળા માટે મૂકેલું બાકું (૩) જાળીદાર ધુમાડિયું
**જાળિયો** પું૦ કોટમાં પહેરવાનું એક જાળીદાર ઘરેણું
**જાળી** સ્ત્રી૦ વચમાં કાણાં રહે એવી ગૂંથણી (૨) તેવી ગૂંથણીવાળા વાળાથી કે સળિયાથી ભરેલું બારીબારણાનું કમાડ (૩) ભમરડાની જાળ
**જાળીદાર** વિ૦ જાળીવાળું
**જાળું** ન૦ એક બીજા સાથે ગૂંચવાઈ કે ગૂંથાઈને બનેલું કોકડું; ઝુંડું (૨) કરોળિયાનું બાણું (૩) આંખની છારી
**જાંગડ** વિ૦ જોવાદેખાડવા મૂલ્ય આપ્યા કે સોદો કર્યા સિવાય લીધેલું (૨) અ૦ ખૂબ ઘેરા અવાજથી
**જાંગર** સ્ત્રી૦ શિયાળનું બોલવું તે; લાળી
**જાંગલો** પું૦ ગોરો; ટોપીવાળો (૨) જંગલી
**જાંગી** સ્ત્રી૦ મોટું ઢોલ
**જાંઘ** સ્ત્રી૦ સાથળ; જંઘા
**જાંઘિયો** પું૦ જાંઘ ઢંકાય એવડો તંગિયો —ચડ્ડી
**જાંદર,૦ણી** સ્ત્રી૦ જુઓ જાનરડી
**જાંબુ** ન૦ જાંબુડાનું ફળ
**જાંબુ(-બૂ)ક** પું૦ ન૦ શિયાળ (૨) પું૦ એક જાતની ભૂતયોનિનું માણસ
**જાંબુડિયું** વિ૦ જાંબુના રંગનું
**જાંબુડું** વિ૦ જાંબુના રંગનું (૨) ન૦ જાંબુ
**જાંબુડો** પું૦ જાંબુનું ઝાડ
**જાંબુફળ*** ન૦
**જાંબુવાડિયું** ન૦ જુઓ જાંબુવાડી
**જાંબુવાડી** સ્ત્રી૦ જાંબુનાં ઝાડની વાડી
**જાંબૂક** પું૦ (૨) ન૦ જુઓ જાંબુક
**જાંબૂનદ** ન૦ સોનું
**જિકર** સ્ત્રી૦ આગ્રહ; હઠ; મમત
**જિગર** ન૦ દિલ; હૈયું
**જિગીષા** સ્ત્રી૦ જીતવાની ઇચ્છા
**જિગીષુ** વિ૦ જીતવાની ઇચ્છાવાળું
**જિજ્ઞાસા** સ્ત્રી૦ જાણવાની ઇચ્છા; જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા
**જિજ્ઞાસુ** વિ૦ જિજ્ઞાસાવાળું

**જિત** વિ૦ જીતનારું (સમાસને અંતે) ઉદા૦ 'ઇંદ્રજિત' (૨) જિતાયેલું
**જિતાડ(-વ)વું** સ૦ ક્રિ૦ 'જીતવું'નું પ્રેરક રૂપ
**જિતાત્મા** વિ૦ પોતાને–પોતાની વાસનાઓને જીતી હોય એવું
**જિતાવવું** સ૦ ક્રિ૦ જુઓ જિતાડવું
**જિતાવું** અ૦ ક્રિ૦ 'જીતવું' નું કર્મણિ રૂપ
**જિતેંદ્રિય** વિ૦ ઇંદ્રિયોને જીતી હોય એવું
**જિદ** સ્ત્રી૦ જક; હઠ
**જિદ્દી** વિ૦ જક્કી; હઠીલું
**જિન** વિ૦ (રાગદ્વેષાદિ ઉપર) જય મેળવનારું (૨) પું૦ બુદ્ધ (૩) જૈન તીર્થંકર (૪) વિષ્ણુ
**જિનેશ્વર** પું૦ જૈન તીર્થંકર; જિન (૨) બુદ્ધ ભગવાન
**જિનેંદ્ર** પું૦ જુઓ જિનેશ્વર
**જિન્નત** ન૦ સ્વર્ગ; જન્નત
**જિન્નતનશીન** વિ૦ સ્વર્ગમાં બેઠેલું–બેસનારું
**જિપ્સી** વિ૦ એ નામની એક રખડાઉ જાતનું (૨) પું૦ એ જાતનો આદમી
**જિભાળ(-ળું)** વિ૦ અસભ્ય; ભૂંડું (શબ્દ–વેણ)
**જિયાફત** સ્ત્રી૦ જાફત; મિજબાની
**જિયાવર** પું૦ વરરાજા
**જિરાફ** ન૦ આફ્રિકાનું એક જંગલી પશુ
**જિરાયત** વિ૦ જુઓ જરાયત
**જિલકદ** પું૦ મુસલમાની ૧૧ મો મહિનો
**જિલહજ** પું૦ મુસલમાની ૧૨ મો મહિનો
**જિલ્લાયત** વિ૦ જિલ્લાનું–માં હોય એવું
**જિલ્દ** સ્ત્રી૦ પુસ્તકનું ચામડાનું પૂઠું (૨) પુસ્તકનો જુદો બાંધેલો વિભાગ
**જિલ્લો** પું૦ વિભાગ (૨) કલેક્ટરની હકૂમત નીચે મુકાતો દેશનો ભાગ
**જિવાઈ** સ્ત્રી૦ જીવનનિર્વાહ પેટે બાંધી આપેલી રકમ (૨) જીવનનિર્વાહ પેટે આપેલી જમીન–ગરાસ
**જિવાઈદાર** વિ૦ જિવાઈ ધરાવનારું
**જિવાડણહાર** વિ૦ જિવાડનાર
**જિવાડવું** સ૦ ક્રિ૦ 'જીવવું'નું પ્રેરક રૂપ
**જિવાણી** સ્ત્રી૦ તબલું
**જિવારો** પું૦ જન્મારો
**જિવાળ** વિ૦ જીવવાળું; સચેતન (૨) ધનવાળું (૩) દમ–તેજવાળું
**જિવાળી** સ્ત્રી૦ તબલાંના ચામડા ઉપરનું કાળું વર્તુલ (૨) તંબૂરાનો ઝારો
**જિસ્મ** ન૦ શરીર
**જિહ્વા** સ્ત્રી૦ જીભ
**જિહ્વાગ્ર** પું૦;ન૦ જીભનું ટેરવું
**જિહ્વાદોષ** પું૦ જીભની–વાચાની ભૂલ
**જિહ્વામૂલ(-ળ)** ન૦ જીભનું મૂળ
**જિહ્વામૂલીય** વિ૦ જીભના મૂળમાંથી બોલાતું ('ક' અને 'ખ'ની પહેલાં વિસર્ગ આવતાં તે જિહ્વામૂલીય થઈ જાય છે અને ⌣ ક ⌣ ખ એમ લખાય છે; કેટલાકને મતે આખો કવર્ગ જિહ્વામૂલીય છે.)
**જિહ્વાલૌલ્ય** ન૦ જીભની ચપળતા–લોલુપતા
**જિહ્વાળી** સ્ત્રી૦ શ્વાસનળીના આદિમાં આવેલું સૂરનું નિયમન કરનારું વાચાનું દ્વાર; 'ગ્લોટિસ'
**જિંગા** ન૦ કાચબાની જાતનું એક પ્રાણી
**જિંગોડી** સ્ત્રી૦ નાનો જિંગોડો
**જિંગોડું** ન૦ જિંગોડો
**જિંગોડો** પું૦ કૂતરાં, ગાય, ભેંસ ઇત્યાદિ પશુઓના કાન વગેરે અંગો પર બાઝતો જીવ; જંગોડો
**જિંદગાની** સ્ત્રી૦ જન્મારો; જિંદગી
**જિંદગી** સ્ત્રી૦ જીવન (૨) આયુષ્ય
**જિંદગીભર** અ૦ આખી જિંદગી સુધી
**જિંદાન** ન૦ બંદીખાનું
**જી** અ૦ 'આ રહ્યો' 'વારુ' વગેરે અર્થ બતાવનાર માનવાચક ઉદ્ગાર (૨) શબ્દને જોડાતો માનવાચક શબ્દ ઉદા૦ 'પિતાજી' (૩) સ્ત્રી૦ માતા; બા
**જીકાર** પું૦ 'જી' બોલવું તે
**જીજી** સ્ત્રી૦ જી; બા (૨) મોટી મા; દાદી
**જીજીબહેન** સ્ત્રી૦ મોટી નણંદ
**જીજીબા** સ્ત્રી૦ જુઓ જીજીબહેન
**જીજીમા** સ્ત્રી૦ ઘરડી મા; દાદી
**જીજો** પું૦ દાદો
**જીંડું** ન૦ વનસ્પતિનું કાંટાળું ડાંખળું કે પાંખિયું

**જીન** સ્ત્રી૰; ન૰ જેરીમાં આટલી પરનું ટુવાલ-વાળું સખત પડ
**જીત** સ્ત્રી૰ ફતેહ; વિજય (૨) પું૰*
**જીતબોટો** પું૰ એક બાલરમત
**જીતવું** સ૰ ક્રિ૰ ફતેહ મેળવવી
**જીતેલું** ન૰ એક ફળ અને તેમાંનું બીજ
**જીદ** સ્ત્રી૰ જુઓ જિદ
**જીન** પું૰ એક જાતનું ભૂત (૨) ન૰ કપાસ લોઢવાનું કારખાનું (૩) ઘોડાનું પલાણ
**જીનો** પું૰ દાદરખાની; અલગ કાઢેલી સીડી
**જીભ** સ્ત્રી૰
**જીભાજોડી(-ળી)** સ્ત્રી૰ બોલાબોલી; તકરાર
**જીભિયાસ્સ** પું૰ બોલાબોલી કરવાની હોંશ
**જીભી** સ્ત્રી૰ જીભના આકારનો વહાણનો આગળનો ભાગ (૨) દેશી વહાણોમાંના ત્રણ સઢોમાંનો વચલો સઢ (૩) ઊલ ઉતારવાની પટ્ટી
**જીમૂત** પું૰; ન૰ મેઘ; વાદળ
**જીમૂતવાહન** પું૰ (સં.) ઇંદ્ર
**જીરણ** વિ૰ જુઓ જીર્ણ
**જીરવવું** સ૰ ક્રિ૰ પચવવું; હજમ કરવું (૨) સાંખવું; વેઠવું
**જીરાકેરી** સ્ત્રી૰ જીરા સાથે આથેલી કેરી
**જીરાસાળ** સ્ત્રી૰ એક જાતની ડાંગર
**જીરિયા કેરી** સ્ત્રી૰ જીરા જેવી વાસવાળી કેરી
**જીરું** ન૰ એક મસાલો
**જીર્ણ** વિ૰ છેક જૂનું; ઘસાઈ કે ખવાઈ ગયેલું
**જીર્ણજ્વર** પું૰ માલૂમ ન પડે એવો શરીરમાં રહેતો ધીમો તાવ
**જીર્ણોદ્ધાર** પું૰ જીર્ણ થયેલાનું સમરામણ
**જીર્ણોદ્ધારવું** સ૰ ક્રિ૰ જીર્ણોદ્ધાર કરવો
**જીલજીલે** અ૰ અતિશય તાબેદારી સૂચવતો ઉદ્ગાર
**જીવ** પું૰ શરીરનું ચેતનતત્ત્વ (૨) પ્રાણી (૩) [લા.] પૂંજી; દોલત (૪) દમ; સાર
**જીવજંત(-તુ)** પું૰; ન૰ જીવડું
**જીવજાન** વિ૰ અત્યંત વહાલું
**જીવડું** ન૰
**જીવડો** પું૰ જીવ; આત્મા (૨) કીડો
**જીવણ,૦જી** પું૰ જીવનનો સ્વામી; પતિ
**જીવતક્રિયા** સ્ત્રી૰ પોતાના મરણ પાછળ કરવાની ક્રિયા (વરો વગેરે) જીવતાં જ કરવી તે
**જીવતજાત્રા** સ્ત્રી૰ જુઓ જીવતક્રિયા
**જીવતજાગત** અ૰ હયાતી સુધી
**જીવ(-વિ)તદાન** ન૰ આફતમાં સપડાયેલાનો કે પોતાના સકંજામાં પડેલાના પ્રાણનું દાન –રક્ષણ
**જીવતર** ન૰ જન્મારો; જિંદગી
**જીવતોડ** વિ૰ અતિશય શ્રમ કરાવે તેવું કામ
**જીવદયા** સ્ત્રી૰ જીવો–પ્રાણીઓ ઉપર દયા
**જીવદશા** સ્ત્રી૰ જીવની અજ્ઞાન દશા
**જીવદાર** વિ૰ યોગ્ય; લાયક (૨) કસદાર (૩) મજબૂત
**જીવદેહ** પું૰ સ્થૂળ શરીર
**જીવધારી** વિ૰ જીવવાળું (૨) પું૰ પ્રાણી
**જીવન** ન૰ જીવવું તે (૨) આયુષ્ય (૩) જીવન-શક્તિ; પ્રાણ (૪) [લા.] જીવનનો આધાર
**જીવનકથા** સ્ત્રી૰ જિંદગીનું વૃત્તાંત
**જીવનકલહ** પું૰ જુઓ જીવનસંગ્રામ
**જીવનકાર્ય** ન૰ જિંદગીનું મુખ્ય કાર્ય
**જીવનગાળો** પું૰ જીવન ગાળવાનું–ગુજારવાનું સાધન
**જીવનચરિત(-ત્ર)** ન૰ જિંદગીનું વૃત્તાંત
**જીવનદોરી** સ્ત્રી૰ જીવનરૂપી દોરી; આયુષ્ય (૨) [લા.] જીવનનો મુખ્ય આધાર
**જીવનનિર્વાહક*** વિ૰
**જીવનમંત્ર** પું૰ જીવનનો મુખ્ય ધ્યાનમંત્ર
**જીવબલ(-ળ)** ન૰ જીવવાની શક્તિ; પ્રાણ
**જીવનરસાયન** ન૰ પ્રાણીના શરીરની ધાતુ-ઓનું રસાયનશાસ્ત્ર; 'બાયોકેમિસ્ટ્રી'
**જીવનશક્તિ** સ્ત્રી૰ જીવનની મૂળ શક્તિ; 'લાઇફ–એનર્જી'
**જીવનશાસ્ત્ર** પું૰
**જીવનસંગ્રામ** પું૰ જીવતા રહેવા માટે પ્રાણી-ઓને કરવો પડતો સંગ્રામ; 'સ્ટ્રગલ ફૉર એક્ઝિસ્ટન્સ'
**જીવનસાફલ્ય** ન૰ જિંદગીની સફળતા
**જીવનસિદ્ધાંત** પું૰ જીવનનો ખાસ સિદ્ધાંત; જીવનમંત્ર

**જીવનસૂત્ર** ન૦ જુઓ જીવનદોરી
**જીવનસ્મૃતિ** ન૦ સ્મરણરૂપે લખાયેલી આત્મકથા; 'રેમીનિસન્સીઝ'
**જીવનોપાય** પું૦ ગુજરાનનું સાધન
**જીવન્મુક્ત** વિ૦ છતે દેહે માયાનાં બંધનોમાંથી મુક્ત
**જીવન્મુક્તિ** સ્ત્રી૦ છતે દેહે માયાનાં બંધનોમાંથી મુક્તિ
**જીવરું** વિ૦ (કા.) ચાલાક; ચપળ; ચબરાક
**જીવલગ** વિ૦ પ્રાણપ્રિય
**જીવલેણ** વિ૦ મૃત્યુ નિપજાવે એવું
**જીવલોક** પું૦ મૃત્યુલોક
**જીવવિદ્યા** સ્ત્રી૦ 'બાયૉલૉજી'
**જીવવું** અ૦ ક્રિ૦
**જીવશેષ** વિ૦ માત્ર જીવ બાકી રહ્યો હોય તેવું (૨) પું૦ ભૂતકાળનાં પ્રાણી કે વનસ્પતિનો પૃથ્વીનાં પડમાંથી મળી આવતો અવશેષ; 'ફૉસિલ'
**જીવસટોસટ** અ૦ જીવને જોખમે
**જીવહત્યા** સ્ત્રી૦ જીવની-પ્રાણીની હત્યા
**જીવંત** વિ૦ જીવતું
**જીવા** સ્ત્રી૦ ધનુષ્યની દોરી (૨) [ગ.] 'કૉર્ડ ઑફ ઍન આર્ક'
**જીવાજીવ** પું૦ જીવનો જીવ; જીવનનો આધાર
**જીવાણુ** પું૦; ન૦ અણુ જેવડો જીવ; સૂક્ષ્મ જંતુ
**જીવાત** સ્ત્રી૦ જીવડા કે કીડાનો સમૂહ (અનાજ કે ઘામાં પડતો)
**જીવાતખાનું** ન૦ પાંજરાપોળમાં અનાજ વગેરેમાં પડેલાં જીવડાંના રક્ષણ માટે રાખેલું સ્થાન
**જીવાત્મા** પું૦ જીવ; જીવદશાવાળો આત્મા
**જીવાદોરી** સ્ત્રી૦ જુઓ જીવનદોરી
**જીવારોપણ** ન૦ જુઓ સજીવારોપણ
**જીવાંતક** પું૦ પક્ષીઓ પકડનાર; પારધી (૨) મારો; ખૂની
**જીવિકા** સ્ત્રી૦ આજીવિકા; ગુજરાનનું સાધન
**જીવિત** વિ૦ જીવતું (૨) ન૦ જીવતર; જિંદગી
**જીવિતકાલ(-ળ)** પું૦ જિંદગીનો સમય; આયુષ્ય
**જીવિતદાન** ન૦ જુઓ જીવતદાન
**જીવિતવ્ય** વિ૦ જીવવાયોગ્ય (૨) જીવી શકે એવું (૩) ન૦ આવરદા (૪) જીવવાનું પ્રયોજન
**જીવી** વિ૦ (સમાસને અંતે) જીવનારું; નભનારું ઉદા૦ 'શ્રમજીવી' (૨) સ્ત્રી૦ મુંજ વગેરેથી ખાટલો ભરતાં વચમાં જે બે સેરો વાણફેરવી બુડાડે છે અને તારે છે તે
**જીસાહેબ** અ૦ જુઓ જી (માનવાચક ઉદ્ગાર)
**જીંડવું** ન૦ છોડનો કોટલાવાળો બીજકોષ
**જુઆ(-વા)ખાનું** ન૦ જુગારખાનું
**જુઆ(-વા)ખોર** પું૦ જુગારી
**જુઆ(-વા)રું** ન૦ સંયુક્ત કુટુંબમાંથી છૂટા પડી નવો માંડેલો ગૃહસંસાર
**જુઆ(-વા)ળ** પું૦ ભરતી; ઓટ
**જુઓ** સ૦ ક્રિ૦ 'જોવું'નું બીજો પુરુષ બ૦ વ૦
**જુક્ત(-ગત)** વિ૦ યુક્ત; જોડેલું (૨) યોગ્ય; અનુકૂળ
**જુક્તિ(-ગત,-ગતિ)** સ્ત્રી૦ યુક્તિ; તદબીર
**જુગ** પું૦ યુગ; જમાનો
**જુગ(-ગો)જુગ** અ૦ દરેક યુગમાં
**જુગજોર** ન૦ યુગનું-સમયનું બળ
**જુગટિયું** વિ૦ જૂગટું રમનારું (૨) ન૦ જૂગટું
**જુગત** વિ૦ જુઓ જુક્ત
**જુગત(-તી)** સ્ત્રી૦ જુઓ જુક્તિ
**જુગતું** વિ૦ બંધ બેસે એવું; યોગ્ય
**જુગબળ** ન૦ જુઓ જુગજોર
**જુગમ(-લ)** ન૦ યુગ્મ; યુગલ; જોડું
**જુગલકિશોર** પું૦ (સં.) રાધાકૃષ્ણના યુગલમાં ઊભેલા કૃષ્ણ
**જુગલજોડી** સ્ત્રી૦ યુગલ; જોડી
**જુગલબારું** ન૦ (કા.) જુઓ જુવારું
**જુગાર** પું૦ જૂગટું; દ્યૂત
**જુગારખાનું** ન૦ જુગાર રમવાનું સ્થળ-ઘર
**જુગારિયો** પું૦ જુગારી
**જુગારી** વિ૦ જુગાર રમવાની લતવાળું (૨) પું૦ જુગાર રમનારો
**જુગુપ્સા** સ્ત્રી૦ નિંદા (૨) ચીતરી; સખત અણગમો
**જુગુપ્સિત** વિ૦ નિંદિત (૨) ચીતરી ચડે તેવું
**જુગોજુગ** અ૦ જુઓ જુગજુગ
**જુગ્મ** ન૦ જુઓ જુગમ

**જુઆરો** પું॰ (કા.) જુઓ જુઆરું
**જુઠું** વિ॰ ખોટું; અસત્ય (૨) કૃત્રિમ; બનાવટી (૩) એંઠું
**જુત** વિ॰ યુત; જોડાયેલું-જોડે હોય તેવું (૩) ન॰ બળદની જોડ
**જુદાઈ** સ્ત્રી॰ જુદાપણું
**જુદાગીરી** સ્ત્રી॰ જુદાઈ; જુદાપણું
**જુદું** વિ॰ છૂટું; અલગ; વેગળું (૨) ઓર; અનોખું; અસાધારણ
**જુદ્ધ** ન॰ યુદ્ધ; લડાઈ
**જુનવટ** સ્ત્રી॰ જૂનાપણું
**જુનવાણી** વિ॰ જૂનું
**જુબાન** સ્ત્રી॰ જુઓ જબાન
**જુબાની** સ્ત્રી॰ બોલીને જણાવેલી હકીકત; સાક્ષી
**જુબાં** સ્ત્રી॰ જુઓ જબાં
**જુમલો** પું॰ એકંદર આંકડો; સરવાળો
**જુમા** પું॰ શુક્રવાર
**જુમામસી(-સ્જિ)દ** સ્ત્રી॰ (શુક્રવારની નમાજ પઢવાની) મોટી મસીદ
**જુમેરાત** સ્ત્રી॰ ગુરુવાર
**જુમ્મેદા(-વા)ર** વિ॰ જોખમદાર; જવાબદાર
**જુમ્મેદારી** સ્ત્રી॰ જોખમદારી; જવાબદારી
**જુમ્મેવાર** વિ॰ જુઓ જુમ્મેદાર
**જુમ્મો** પું॰ જોખમદારી; જવાબદારી
**જુરત** સ્ત્રી॰ જુર્રત; હિંમત; ધૈર્ય
**જુરિયત** સ્ત્રી॰ જુઓ જુરત
**જુલકું** ન॰ વાળની લટ-ગૂંછળું
**જુલમ** પું॰ જબરદસ્તી; બળાત્કાર
**જુલમગાર** વિ॰ જુલમી
**જુલમાટ** પું॰ જુલમ
**જુલમી** વિ॰ જુલમ કરનારું (૨) જેમાં જુલમ હોય તેવું
**જુલાઈ** પું॰ ખ્રિસ્તી સનનો સાતમો મહિનો
**જુલાબ** પું॰ ઝાડા થાય એવું ઓસડ; રેચ (૨) દસ્ત; ઝાડો
**જુવતી** સ્ત્રી॰ જુઓ યુવતી
**જુવાખાનું** ન॰ જુગારખાનું
**જુવાખોર** પું॰ જુગારી
**જુવાન** વિ॰ (૨) પું॰ જુઓ યુવાન
**જુવાનજોધ** વિ॰ ભરજુવાન (૨) મજબૂત; કદાવર
**જુવાનિયા વાળું** ન॰ જુવાન સ્ત્રીપુરુષોનું ટોળું
**જુવાનિયું** વિ॰ જુવાન
**જુવાનિયો** પું॰ જુવાન
**જુવાની** સ્ત્રી॰ જુઓ યુવાની
**જુવાર** સ્ત્રી॰ એક અનાજ
**જુવારું** ન॰ જુઓ જુઆરું
**જુવારો** પું॰ (કા.) જુઓ જુવારું
**જુવાળ** પું॰ ભરતી; જ્વાર
**જુવું** ન॰ જૂગટું; જુગાર
**જુસ્તેજુ(-જૂ)** સ્ત્રી॰ શોધખોળ; બારીક તપાસ
**જુસ્સાદાર** વિ॰ જુસ્સાવાળું
**જુસ્સો** પું॰ ઊભરો; જોસ (૨) લાગણીનો જુસ્સો (૩) જોમ; બળ
**જુહાર** પું॰ 'નમસ્કાર,' 'સલામ' એ ભાવ બતાવતો શબ્દ
**જુહારપટોળાં** ન॰ બ॰ વ॰ બેસતા વર્ષને દિવસે સારાં વસ્ત્ર પહેરી આશીર્વાદ લેવા જુહાર કરવા તે
**જુહારવું** સ॰ ક્રિ॰ જુહાર કરવા
**જુંગાઈ** સ્ત્રી॰ મજબૂતી (૨) ચાલાકી; ચતુરાઈ
**જુંગું** વિ॰ જબરું; મજબૂત (૨) ચાલાક; ચતુર
**જૂ** સ્ત્રી॰ માથામાં કે ચામડી પર પડતું એક જંતુ
**જૂઈ** સ્ત્રી॰ એક ફૂલવેલ
**જૂગટું** ન॰ જુગાર
**જૂજ** વિ॰ બહુ થોડું; જરા
**જૂજજૂજ** વિ॰ ઘણું થોડું; જરાતરા
**જૂજવું** વિ॰ જુદું; નોખું
**જૂટ** પું॰ (વાળનો) ઝૂડો; સમૂહ
**જૂઠ** ન॰ જૂઠાણું
**જૂઠણ** ન॰ એંઠું; છાંડામણ (૨) પું॰ રંગલો; વિદૂષક (ભવાઈમાં)
**જૂઠણવેડા** પું॰ બ॰ વ॰ જૂઠણના જેવું વર્તન વર્તવું તે
**જૂઠાણું** ન॰ જૂઠી વાત
**જૂઠાબોલું** વિ॰ જૂઠું બોલવાની ટેવવાળું
**જૂઠું** વિ॰ જુઓ જુઠું
**જૂતવું** સ॰ ક્રિ॰ જોડવું (ગાડું, બળદ વગેરે)

**જૂતિયું** ન૦ પગરખું; ખાસડું
**જૂતી** સ્ત્રી૦ જુઓ જૂતિયું
**જૂતીખોર** વિ૦ હંમેશાં ખાસડાં–ઠપકો ખાતું
**જૂતું** ન૦ ખાસડું
**જૂથ** ન૦ ટોળું; સમૂહ
**જૂન** પું૦ ખ્રિસ્તી સનનો છઠ્ઠો મહિનો
**જૂનું** વિ૦ પુરાણું (૨) જીર્ણ
**જૂનુંખખ** વિ૦ છેક જૂનું; ખખળી ગયેલું
**જૂનુંપાનું** વિ૦ જૂનુંપુરાણું
**જૂનુંપુરાણું** વિ૦ ઘણું જૂનું
**જૂવો** પું૦ ઢોરના શરીર પર ચોંટતું એક જીવડું
**જૂંફવું** અ૦ ક્રિ૦ બેઠાં બેઠાં ઝોકાં ખાવાં
**જૂંહળવું** અ૦ ક્રિ૦ જૂંસરી વડે જોડાવું
**જૃંભકાસ્ત્ર** ન૦ શત્રુને ઊંઘમાં નાખી દે તેવું અસ્ત્ર
**જે** સ૦ સંબંધક સર્વનામ (૨) અ૦ કે (૩) પું૦; સ્ત્રી૦ જય; ફતેહ
**જેકરી** પું૦ એક છંદ
**જેગોપાલ(–ળ)** પું૦ બ૦ વ૦ 'જયગોપાળ' (નમસ્કાર કરવાનો એક વૈષ્ણવ ઉદ્ગાર)
**જેજે** પું૦ જયજય; વંદન (૨) અ૦ વંદનસૂચક ઉદ્ગાર
**જેજેકાર** પું૦; સ્ત્રી૦ જુઓ જયજયકાર
**જેજેવંતી** પું૦; સ્ત્રી૦ એક રાગિણી
**જેટલું** વિ૦
**જેટલે** અ૦ જે વખતે; જ્યારે
**જેઠ** પું૦ વરનો મોટો ભાઈ (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો (૩) વિ૦ જુઓ જ્યેષ્ઠ
**જેઠાણી** સ્ત્રી૦ જેઠની વહુ
**જેઠી** વિ૦ જેઠ મહિનાનું–ને લગતું (૨) સ્ત્રી૦ જેઠ મહિનાની પૂનમ
**જેઠીપુત્ર** પું૦ પહેલા ખોળાનો અથવા વડો પુત્ર
**જેઠીમધ** ન૦ એક વનસ્પતિ; ઔષધિ
**જેઠીમલ(–લ્લ)** પું૦ વડો મલ્લ (૨) મોઢ બ્રાહ્મણની એક જાતનો આદમી
**જેઠો** પું૦ ગૂંદી કાઢ્યા પછીનો કસૂંબાનો રંગ
**જેઠાણું** ન૦ લગ્ન થઈ ગયા પછી કન્યાને ત્યાં વરપક્ષને અપાતું જમણ
**જેહલ** સ્ત્રી૦ (ક.) સહિયર
**જેખા** સ્ત્રી૦ (ક.) ધીરજ
**જેતા** પું૦ જીત મેળવનાર; વિજેતા
**જેતૂન** ન૦ એક તેલી બી; 'ઑલિવ'
**જેદર** ન૦ ઘેટું
**જેબ** પું૦; સ્ત્રી૦ જુલમ (૨) ખીસું (૩) શોભા; સુંદરતા
**જેમ** અ૦ જે રીતે
**જેમકે** અ૦ દાખલા તરીકે
**જેમતેમ** અ૦ ગમેતેમ; હરકોઈ રીતે
**જેર** અ૦ વશ; તાબે; પરાજિત
**જેરકડી** સ્ત્રી૦ ઘોડાના ચોકડાની કાંટાકાંટાવાળી કડી
**જેરણું** ન૦ ઘાસ સાથે મસળીને બનાવેલું છાણું
**જેરદસ્ત** વિ૦ આધીન; કમજોર; નબળું
**જેરબંદ(–ધ)** પું૦ લગામને તંગ સાથે જોડનારી ચામડાની કે જાડી બનાતની પટી (૨) ચામડાનો કોરડો; સાટકો
**જેરો** પું૦ ગરેલો ભૂકો; ભૂકો (૨) તંબાકુનો ભૂકો; જરદો (૩) ધચૂમલો; ટોળે વળવું તે (૪) આગ; લાય
**જેલ** સ્ત્રી૦ કેદખાનું
**જેલજા(–ત્ર)ત્રા** સ્ત્રી૦ જેલમાં જવું તે
**જેલ(૦નિ)વાસ** પું૦ જેલમાં જવું તે
**જેલી** વિ૦ જેલનું,–ને લગતું (૨) પું૦ કેદી
**જેવડું** વિ૦
**જેવર** ન૦ અલંકાર; દાગીના
**જેવરી** સ્ત્રી૦ દોરી; દોરડી
**જેવાણી** ન૦ રસોડાનું એઠું પાણી
**જેવારો** પું૦ જયનો વારો–વખત
**જેવું** વિ૦ (૨) અ૦
**જેવુંતેવું** વિ૦ સાધારણ (૨) ગમે તેવું
**જેવે** અ૦ જે વખતે; જ્યારે
**જેષ્ટિકા** સ્ત્રી૦ લાકડી; સોટી
**જેહ** સ૦ (પ.) જે
**જેહાદ** સ્ત્રી૦ ધર્મ ખાતર કરેલું યુદ્ધ; ક્રુસેડ
**જેહુ** સ્ત્રી૦ ધૂળ; રજ
**જેળ** ન૦ તેજ; પ્રભાવ; દૈવત
**જેંસલી** સ્ત્રી૦ નાનો જેંસલો (૨) ખેતીનું ઘાસ વાઢવાનું ઓજાર

**જેરબો** પું૦ પેડાં વગરનું બળદ પહોળપાટું વાહન

**જૈન** વિ૦ (સં૦) જિને (તીર્થંકરે) પ્રવર્તાવેલું (૨) જૈનધર્મને લગતું (૩) પું૦ જિનનો ઉપાસક; શ્રાવક

**જૈમિનિ** પું૦ (સં.) પૂર્વમીમાંસાદર્શનના પ્રવર્તક ઋષિ

**જો** અ૦ (સંશય કે શરત બતાવે છે.)

**જોઈએ** અપૂર્ણ ક્રિયાપદ

**જોઈતું** વિ૦ જરૂર જેટલું; જરૂરી; આવશ્યક

**જોઈતુંકરતું** વિ૦ જરૂરનું; ખપનું; આવશ્યક

**જોઈતુંકારવતું** વિ૦ જુઓ જોઈતુંકરતું

**જોઈવું** અ૦ ક્રિ૦ ખપ—જરૂર—ઇચ્છા હોવી

**જોક(-ખ)** સ્ત્રી૦ જળો (૨) ઢોરનો વાડો (૩) (ઢોરનું) ટોળું

**જોકે** અ૦ અગરજો (વિરોધી શરત બતાવે છે.)

**જોખ** પું૦ સુખ; આનંદ (૨) સ્ત્રી૦ જુઓ જોક (૩) ન૦ જોખવાનું કાટલું (૪) જોખવાની રીત; તોલ (૫) તાજવું; કાંટો

**જોખમ** ન૦ ભવિષ્યમાં થવાના નુકસાનની ધાસ્તી (૨) નુકસાન; ધોકો (૩) જેમાં નુકસાનની ધાસ્તી હોય એ; સાહસ (૪) જુઓ; જવાબદારી

**જોખમકારક** વિ૦ જોખમવાળું; જોખમ પહોંચાડે એવું

**જોખમકારી** વિ૦ જોખમકારક

**જોખમદાર** વિ૦ જુઓ જવાબદાર

**જોખમદારી** સ્ત્રી૦ જુઓ જવાબદારી

**જોખમાપ** ન૦ જોખવું અને માપવું તે

**જોખમાવું** અ૦ ક્રિ૦ જોખમમાં આવવું; નુકસાન થવું

**જોખવું** સ૦ ક્રિ૦ તોળવું; વજન કરવું

**જોખામણ** ન૦ જોખામણી

**જોખામણી** સ્ત્રી૦ જોખવાનું મહેનતાણું

**જોખિયો** પું૦ જોખનારો; તોલાટ

**જોખો** પું૦ જુઓ જોખિયો (૨) જોખ; સુખ; મઝા

**જોગ** વિ૦ (૨) અ૦ જુઓ જોગું (૨) પું૦ જુઓ યોગ (૪) જોગવાઈ

**જોગટી** સ્ત્રી૦ સાધુડી; બાવી (તુચ્છકારમાં)

**જોગટો** પું૦ જોગી; બાવો (તિરસ્કારમાં)

**જોગણ** સ્ત્રી૦ જુઓ યોગિની (૨) બાવાની સ્ત્રી; સાધુડી

**જોગણી** સ્ત્રી૦ ઈશ્વરશક્તિનાં કલ્પેલાં ૬૪ સ્ત્રીરૂપોમાંનું દરેક

**જોગનિદ્રા** સ્ત્રી૦ યોગયુક્ત નિદ્રા—અર્ધી ઊંઘની અને અર્ધી સમાધિની સ્થિતિ (૨) યુગને અંતે વિષ્ણુની નિદ્રા (૩) બ્રહ્માની નિદ્રા (જે વખતે પ્રલય થાય છે.)

**જોગમાયા** સ્ત્રી૦ સૃષ્ટિને ઉત્પન્ન કરનારી ઈશ્વરની મોટી શક્તિ; જગતના કારણરૂપ ઈશ્વરી માયા (૨) દુર્ગા

**જોગવટો** પું૦ જોગીપણું; સંન્યાસ

**જોગવવું** સ૦ ક્રિ૦ જોગ ખવરાવવો; મેળ કરાવવો; ગોઠવવું (૨) વિવેકથી ભોગવવું; માણવું

**જોગવાઈ** સ્ત્રી૦ ગોઠવણ; બંદોબસ્ત

**જોગાણ** ન૦ ઘોડા, બળદ વગેરેને ખાવાનું અનાજ

**જોગાનજોગ** અ૦ જોગ આવી મળવાથી; બનવાકાળ હોવાથી

**જોગિયો** પું૦ એક જાતનો રોગ

**જોગી** પું૦ જુઓ યોગી (૨) શૈવપંથી ખાખી બાવો (૩) એક રાગ (૪) એ નામની જાત; રાવળિયો

**જોગીઆશાવરી** પું૦; સ્ત્રી૦ એક રાગિણી

**જોગું** વિ૦ યોગ્ય; લાયક (૨) અ૦ પ્રતિ; પ્રત્યે

**જોજન** પું૦; ન૦ ચાર ગાઉનું અંતર

**જોટડી** સ્ત્રી૦ જુવાન—પહેલવેતરી ભેંસ

**જોટડું** ન૦ જુઓ જોટડી

**જોટલાં(-વાં)** ન૦ બ૦ વ૦ પગની આંગળીઓ ઉપર પહેરવાનાં સ્ત્રીઓનાં ઘરેણાં

**જોટિંગ** પું૦ શિવનું એક નામ (૨) આકરામાં આકરી તપસ્યા કરનાર તપસ્વી

**જોટું** ન૦ જુઓ જોટડું

**જોટો** પું૦ બે સરખી વસ્તુની જોડ. ઉદા૦ ‘ઘોડીજોટો’ (૨) એક વસ્તુને બધી રીતે મળતી આવતી બીજી વસ્તુ

**જોડ** સ્ત્રી૦ બે સરખી વસ્તુઓની જોડી (૨) હરીફાઈ કે સરખામણીમાં બરાબર ઊતરે તેવી બીજી વસ્તુ (૩) તંબૂરાના ચાર તારમાંના વચલા બે તાર (૪) સંગતિ; સોબત

**જોડકણું** ન૦ ગમે તેમ જોડી કાઢેલું ગીત કે કવિતા (૨) જોડી કાઢેલી વાત

**જોડકામ** ન૦ જોડવાનું-બેસાડવાનું કામ કે રીત

**જોડકું** ન૦ એકબીજાની સાથે વળગેલી બે વસ્તુઓ

**જોડણી** સ્ત્રી૦ જૂઓ જોડકામ (૨) અક્ષરોને જોડવાની રીત; 'સ્પેલિંગ'

**જોડલા** વિ૦ બાર (વેપારીઓનો સંકેત)

**જોડવું** સ૦ ક્રિ૦ જુદી વસ્તુઓનો સંબંધ કરવો—સાંધવી; ભેગું કરવું; વળગાડવું (૨) ખોટ ખાવી; (પૈસાના) નુકસાનમાં ઊતરવું (૩) ન૦ જોડું; યુગ્મ

**જોડાક્ષર** પું૦ બે અથવા વધારે અક્ષરો જોડવાથી બનેલો એક સંયુક્ત અક્ષર; યુક્તાક્ષર

**જોડાજોડ** અ૦ પાસેપાસે; સાથેસાથે

**જોડાણ** ન૦ સાંધો; સંધાન

**જોડામણ** ન૦ જોડવાનું મહેનતાણું

**જોડામણી** સ્ત્રી૦ જુઓ જોડામણ

**જોડિયું** વિ૦ સાથે રહેનારું (૨) બેની જોડમાંનું એક

**જોડિયો** પું૦ સાથી

**જોડી** સ્ત્રી૦ બે સરખી વસ્તુઓની જોડ (૨) નાનાં છોકરાંનું પગરખું

**જોડીદાર** પું૦ સાથી (૨) બરાબરિયો

**જોડું** ન૦ બે વસ્તુઓની જોડી (૨) વરવહુની જોડ (૩) ખાસડું

**જોડે** અ૦ સાથે

**જોડો** પું૦ પગરખું

**જોણું** ન૦ જોવું તે (૨) તમાસો; ફજેતો

**જોત** સ્ત્રી૦ તેજ; પ્રકાશ (૨) દીવાની શિખા

**જોતજોતામાં** અ૦ ક્ષણમાં; પલકવારમાં

**જોતર(-રું)** ન૦ ધૂંસરીની સાથે બળદને જોડવાનો પટો

**જોતરવું** સ૦ ક્રિ૦ જોતર વડે પશુને ધૂંસરી સાથે જોડવું

**જોતી** પું૦ મદદનીશ પુરોહિત (પારસી)

**જોદ્ધો** પું૦ યોદ્ધો; લડવૈયો

**જોધ** પું૦ જુઓ જોદ્ધો

**જોધારમલ(-લ્લ)** પું૦ જબરો અને શરીર મર્દ

**જોબન** ન૦ જુવાની; યૌવન

**જોબનવંતું** વિ૦ જોબનવાળું

**જોબા(-બા)વું** અ૦ ક્રિ૦ જોબો આવવો

**જોબો(-ભો)** પું૦ જીવ ઊંડો ઊતરી જવો —બેભાન થઈ જવું તે

**જોમ** ન૦ જુસ્સો; બળ; શક્તિ

**જોમદાર** વિ૦ જોમવાળું

**જોમી** વિ૦ જોમવાળું

**જોર** ન૦ બળ; કૌવત; શક્તિ

**જોરકસ** વિ૦ કસરતી; કસાયેલું (૨) જોર કરવું પડે—જોરની કસોટી થાય એવું

**જોરજબરાઈ** સ્ત્રી૦ જબરદસ્તી; જુલમ

**જોરજબરી** સ્ત્રી૦ જુઓ જોરજબરાઈ

**જોરજુલમ** પું૦ બળાત્કાર; જુલમ

**જોરતલબી** સ્ત્રી૦ ખંડણી

**જોરદાર** વિ૦ જોરવાળું

**જોરજોર** અ૦ જોરથી

**જોરવાન** વિ૦ જોરવાળું

**જોરાળુ** વિ૦ જોરવાન

**જોરાવર** વિ૦ જોરવાળું; બળવાન

**જોરાવરી** સ્ત્રી૦ જબરદસ્તી; બળાત્કાર

**જોરાળ(-ળું)** વિ૦ જોરવાળું

**જોરાળાપણું** ન૦

**જોરી** વિ૦ જેને બીજાનું જોર-મદદ હોય એવું (શેતરંજમાં) (૨) સ્ત્રી૦ શેતરંજની રમતનો એક પ્રકાર

**જોરૂ** સ્ત્રી૦ બૈરી; વહુ

**જોરો** પું૦ દાબ; દબાણ

**જોરોતોરો** પું૦ દબાણ; સખતી

**જોવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ 'જોવું' નું પ્રેરક રૂપ

**જોવું** સ૦ ક્રિ૦ દેખવું (૨) [લા૰] તપાસવું; વિચારવું; ધ્યાન આપવું

**જોશ(-ષ)** પું૦ જ્યોતિષથી જણાતું નસીબ —ભવિષ્ય

**જોશ(-સ)** પું૦; ન૦ ઉછાળો; ઊભરો (૨) જુસ્સો (૩) વેગ; જોર

**જોશાન** ન૦ ચોપડીઓ વગેરે રાખવાની વિદ્યાર્થીની કોથળી-પાકીટ

**જોશી(-ષી)** પું૦ જોષ જોનારો

**જોશી(-સી)લું** વિ૦ જોશવાળું

**જોષી** પું૦ જુઓ જોશી

**જોસતા(-દા)ન** ન૦ જુઓ જોશાન

**જોસીલું** વિ૰ જુઓ જોશીલું

**જોસ્સો** પું૰ જુસ્સો

**જોહુકમ** પું૰ જુલમ; દોર (૨) અ૰ હુકમ પ્રમાણે

**જોહુકમી** સ્ત્રી૰ જોહુકમ; આપખુદી

**જોળ** સ્ત્રી૰ સાથે અવતરેલાં બાળકનું જોડકું–જોડકું

**જોળિયું** વિ૰ સાથે અવતરેલું હોય એવું

**જોહર** ન૰ સામુદાયિક આત્મહત્યા; જમૌર (૨) જવાહિર; જવેરાત

**જ્ઞાત** વિ૰ જાણેલું

**જ્ઞાતવ્ય** વિ૰ જાણવાયોગ્ય

**જ્ઞાતા** પું૰ જાણનારો

**જ્ઞાતિ** સ્ત્રી૰ ન્યાત; નાત

**જ્ઞાન** ન૰ જાણવું તે; જાણ; ખબર (૨) બ્રહ્મજ્ઞાન

**જ્ઞાનકાંડ** પું૰ જીવાત્માપરમાત્મા સંબંધીના તત્ત્વજ્ઞાનને લગતો વેદનો વિભાગ

**જ્ઞાનકોશ(–ષ)** પું૰ બધી જાતના જ્ઞાનના માહિતીના સંગ્રહરૂપ મોટો ગ્રંથ; 'એન્સાઇક્લોપીડિયા'

**જ્ઞાનચક્ષુ** વિ૰ જ્ઞાનરૂપી આંખવાળું (૨) ન૰ જ્ઞાનરૂપી ચક્ષુ–આંખ (ચર્મચક્ષુથી ઊલટું)

**જ્ઞાનતંતુ** પું૰ જ્ઞાનેંદ્રિયોને મગજ સાથે સાંધતો તંતુ; 'નર્વ'

**જ્ઞાનતંતુવ્યવસ્થા** સ્ત્રી૰ જ્ઞાનતંતુઓની રચના, કામ વગેરેનું તંત્ર; 'નર્વસ સિસ્ટમ'

**જ્ઞાનદગ્ધ** વિ૰ અરધાપરધા જ્ઞાનને કારણે વિપરીત બનેલું

**જ્ઞાનધન** વિ૰ જ્ઞાનરૂપી ધનવાળું (૨) ન૰ જ્ઞાનરૂપી ધન

**જ્ઞાનપરંપરા** સ્ત્રી૰ એક ઉપરથી બીજું, બીજા ઉપરથી ત્રીજું એ રીતે મળતી જ્ઞાનની હાર

**જ્ઞાનપાંચમ** સ્ત્રી૰ કારતક સુદ પાંચમ

**જ્ઞાનપ્રક્રિયા** સ્ત્રી૰ જ્ઞાન નીપજવાની પ્રક્રિયા; 'એપિસ્ટેમોલૉજી'

**જ્ઞાનમાર્ગ** પું૰ જ્ઞાન દ્વારા મોક્ષ મેળવવાનો રસ્તો

**જ્ઞાનયોગ** પું૰ શ્રવણ, મનન ને નિદિધ્યાસનનાં સાધનવાળો એક યોગ

**જ્ઞાનરજ્જુ** સ્ત્રી૰ જુઓ જ્ઞાનતંતુ

**જ્ઞાનવલ્લી** સ્ત્રી૰ એક વેલો (તે ખાવાથી જ્ઞાન વધે છે.) (૨) ભાંગ

**જ્ઞાનવાન** વિ૰ જ્ઞાનવાળું

**જ્ઞાનવાયુ** પું૰ મગજનો એક રોગ (તેથી માણસ મોટી મોટી—જ્ઞાનની વાતો લવ્યા કરે છે.)

**જ્ઞાનવૈરાગ્ય** પું૰ જ્ઞાન વડે ઉત્પન્ન થયેલો વૈરાગ્ય

**જ્ઞાની** વિ૰ જ્ઞાનવાળું

**જ્ઞાનેંદ્રિય** સ્ત્રી૰ (જુઓ ઇંદ્રિય) જ્ઞાન ગ્રહણ કરનારી ઇંદ્રિય

**જ્ઞાપક** વિ૰ જણાવનારું (૨) પું૰ ગુરુ; શિક્ષક (૩) ન૰ (વ્યા.) અપવાદનું સમર્થક

**જ્ઞાપન** ન૰ જણાવવું તે (૨) જાહેરાત; ઢંઢેરો

**જ્ઞાપિત** વિ૰ જણાવેલું

**જ્ઞેય** વિ૰ જાણવાયોગ્ય

**જ્યહાં** અ૰ (પ.) જ્યાં

**જ્યા** સ્ત્રી૰ ધનુષ્યની પણછ—દોરી (૨) 'સાઇન' (ગ.)

**જ્યાદા(–દે)** વિ૰ વધારે

**જ્યારે** અ૰ જે વખતે

**જ્યાશ્રેણિ(–ણી)** સ્ત્રી૰ 'સાઇન સીરીઝ' (ગ.)

**જ્યાં** અ૰ જે જગાએ

**જ્યાંત્યાં** અ૰ જહીંતહીં; દરેક જગાએ (૨) મુશ્કેલીથી (૩) કોઈ પણ રીતે

**જ્યાંસુધી** અ૰

**જ્યેષ્ઠ** વિ૰ મોટું; સૌથી મોટું; વડું (૨) પું૰ જેઠ માસ

**જ્યેષ્ઠા** વિ૰ સ્ત્રી૰ જ્યેષ્ઠ હોય એવી (૨) સ્ત્રી૰ અઢારમું નક્ષત્ર

**જ્યોતિ** પું૰; સ્ત્રી૰ જુઓ જોત (૨) આકાશના સૂર્ય, ચંદ્ર, તારા વગેરે તેજસ્વી પદાર્થ

**જ્યોતિર્ધર** પું૰ જ્યોતિ ધારણ કરનાર; પ્રકાશ ફેલાવનાર (ખાસ કરીને જ્ઞાનનો)

**જ્યોતિર્મય** વિ૰ તેજસ્વી

**જ્યોતિર્મંડલ(–ળ)** ન૰ તારા નક્ષત્રો વગેરેનો સમૂહ

**જ્યોતિર્લિંગ** ન૰ હિંદુસ્તાનમાં આવેલાં બાર મુખ્ય શિવલિંગોમાંનું દરેક

**જ્યોતિર્વિદ** પું૰ જ્યોતિર્વિદ્યા જાણનારો

**જ્યોતિર્વિદ્યા** સ્ત્રી૰ જ્યોતિઃશાસ્ત્ર

**જ્યોતિશ્ચક્ર** ન૰ ગ્રહમંડળ; રાશિચક્ર

**જ્યોતિષ** ન૰ જુઓ જ્યોતિઃશાસ્ત્ર (૨) વેદનાં અંગોમાંનું એક

**જ્યોતિષી** પું૦ જ્યોતિષ જાણનારો
**જ્યોતિષ્ટોમ** પું૦ એક યજ્ઞ
**જ્યોતિષ્મતી** વિ૦ સ્ત્રી૦ તારા અને નક્ષત્રોના પ્રકાશવાળી (રાત)
**જ્યોતિષ્માન** વિ૦ પ્રકાશમાન; કાંતિમાન
**જ્યોતિઃપુંજ** પું૦ નક્ષત્રસમૂહ
**જ્યોતિઃશાસ્ત્ર** ન૦ ગ્રહોની મનુષ્યની સ્થિતિ ઉપર થતી શુભાશુભ અસર જાણવાનું શાસ્ત્ર (૨) ખગોળશાસ્ત્ર
**જ્યોત્સ્ના** સ્ત્રી૦ ચાંદની; ચાંદરણું
**જ્વર** પું૦ તાવ
**જ્વરઘ્ન** વિ૦ જ્વરવિનાશક
**જ્વરાંશ** પું૦ થોડોઘણો–સહેજસાજ તાવ
**જ્વલન** પું૦; ન૦ બળવું તે (૨) પું૦ અગ્નિ
**જ્વલંત** વિ૦ બળતું (૨) પ્રકાશમાન; ઝળહળતું (૩) [લા.] ઉઘાડું; સ્પષ્ટ
**જ્વલિત** વિ૦ સળગેલું (૨) પ્રકાશિત
**જ્વાલા(-ળા)** સ્ત્રી૦ અગ્નિની શિખા
**જ્વાલા(-ળા)ગ્રાહી** વિ૦ સળગી ઊઠે તેવું
**જ્વાલા(-ળા)મુખ** ન૦ જ્વાલામુખી પર્વતનું મોં
**જ્વાલા(-ળા)મુખી** વિ૦ જેના મુખમાંથી જ્વાલા નીકળે છે એવું (૨) પું૦ તેવો પહાડ

# ઝ

**ઝ** પું૦ તાલુસ્થાની ચોથો વ્યંજન
**ઝકઝોળ** વિ૦ મશગૂલ (૨) સ્ત્રી૦ રેલંછેલ (આનંદની)
**ઝકાર** પું૦ ઝ અક્ષર કે ઉચ્ચાર
**ઝકારાંત** વિ૦ જેને છેડે ઝકાર હોય એવું
**ઝકૂંખવું*** અ૦ ક્રિ૦ (કા.)
**ઝકોર** સ્ત્રી૦ પવનમાં ફરફરવું તે (૨) ન૦ ગાડું; ખટારો (૩) ગાહલી (તારાનું ઝૂમખું)
**ઝકોળ** સ્ત્રી૦ ઝકોર; ફરફરાટ (૨) પવનનું વાવું તે
**ઝક્કી** સ્ત્રી૦ એક જાતનું પક્ષી
**ઝખ** સ્ત્રી૦ જુઓ જખ (૨) ન૦ ઝષ; માછલું
**ઝગઝ(-મ)ગ** અ૦ ખૂબ તેજ મારતું હોય તેમ
**ઝગઝ(-મ)ગવું** અ૦ ક્રિ૦ ઝગઝગ થવું
**ઝગઝ(-મ)ગાટ** અ૦ ઝગઝગ થતો પ્રકાશ
**ઝગર** વિ૦ ઉજ્જડ; નિર્જન
**ઝગવું** અ૦ ક્રિ૦ ઝગમગ થવું
**ઝગાર(-રો)** પું૦ ઝગઝગાટ
**ઝઘડવું** અ૦ ક્રિ૦ લડવું; ટંટો કરવો
**ઝઘડાખોર** વિ૦ ટંટાખોર
**ઝઘડાઝઘડી** સ્ત્રી૦ ખૂબ ઝગડો
**ઝઘડો** પું૦ લડાઈ; ટંટો
**ઝઙ્ઘર** વિ૦ કચ્ચર (૨) જડ
**ઝ(૦ણ)ઝણાટ** પું૦ મોટો ઝણકારો (૨) ઝમઝમાટ; બળતરા (૩) ધમધમાટ
**ઝ(૦ણ)ઝણી** સ્ત્રી૦ ખાલી (૨) ક્રોધ કે રીસની લાગણી; ઝાંઝ
**ઝઝૂમવું** અ૦ ક્રિ૦ લચી પડવું; બહાર ઝૂકવું (૨) [લા.] ટમટમી રહેવું; જોર કર્યા કરવું
**ઝઝુ(-ઝો)** પું૦ જુઓ ઝકાર
**ઝટ** અ૦ તરત; તાબડતોબ
**ઝટક** સ્ત્રી૦ ઝટકો–આંચકો (૨) સપાટો; ત્વરિત ગતિ (૩) કુસ્તીનો એક દાવ
**ઝટકવું** સ૦ ક્રિ૦ ઝટકો–આંચકો મારવો (૨) ઝાટકવું
**ઝટ(-ડ)કામણ** ન૦ ઝાટકવાની ક્રિયા (૨) ઝાટકવાથી પડતો કચરો; ઝાટકણ (૩) ઝટકામણી
**ઝડ(-ડ)કામણી** સ્ત્રી૦ ઝાટકવાનું મહેનતાણું
**ઝટકો** પું૦ જોરથી ઉગામી કરેલો કાપ—ઘા (૨) આંચકો; જોરબંધ ખેંચ (૩) [લા.] ઘાની માફક થતું દુઃખ

**ઝટઝ(-પ)ટ** અ૦ એકદમ; તડાકામાં

**ઝટપટી** સ્ત્રી૦ જોરામાં ચાલેલી તકરાર

**ઝટવું** સ૦ ક્રિ૦ ઝડપ મારી પડાવી લેવું; ઝૂંટવી-ખૂંચવી લેવું

**ઝટાઝ(-પ)ટી** સ્ત્રી૦ જુઓ ઝટપટી

**ઝટી** સ્ત્રી૦ નાનું ઝાડવું

**ઝટોઝટ** અ૦ ઘણી ઝડપથી

**ઝડ** સ્ત્રી૦ જુઓ ઝડઝમક (૨) એક જાતનો તાલ (૩) લેહ; લગની

**ઝડકામણુ** ન૦ જુઓ ઝટકામણુ

**ઝડકામણી** સ્ત્રી૦ જુઓ ઝટકામણી

**ઝ(૦ર)ડકો** પું૦ કપડાનો ચીરો; ઝરડકો (૨) વલોણું ઝટકો મારીને ફેરવવું તે

**ઝડઝમક** સ્ત્રી૦ (કવિતામાં) એક શબ્દાલંકાર (વૃત્ત્યનુપ્રાસ અને શ્રુત્યનુપ્રાસ બેઉ તેમાં મળેલા હોય છે.)

**ઝડતી** સ્ત્રી૦ બારીક તપાસ (૨) ટાંચ; જપ્તી (૩) પોલીસની તપાસ

**ઝડપ** સ્ત્રી૦ વેગ (૨) ઝડપવાની ક્રિયા (૩) અટફટ

**ઝડપપંખો** પું૦ દોરીથી ખેંચવાનો ઊંચે લટકાવેલો પંખો

**ઝડપલું** ન૦ ઝૂંટ

**ઝડપવું** સ૦ ક્રિ૦ એકદમ પકડવું; ઓચિંતું ઝૂંટવું

**ઝડપાઝડપી** સ્ત્રી૦ લૂંટાલૂંટ; પડાપડી (૨) ઝપાઝપી; મારામારી

**ઝડાકો** પું૦ ઝપાટો; સપાટો (૨) ભારે ઝઘડો

**ઝડાફો*** પું૦ (કા.)

**ઝડિયું** ન૦ ઝાપટું (વરસાદનું) (૨) ઝૂડિયું

**ઝડી** સ્ત્રી૦ એકી સપાટે—જોરશોર વરસવું તે (૨) રમઝટ

**ઝણકાર(-રો)** પું૦ (રવ૦) ઝણઝણ અવાજ

**ઝણકો** પું૦ જુઓ ઝણકાર

**ઝણઝણ** પું૦; સ્ત્રી૦ બળતરા; ચરચરે એવી અસર (૨) અ૦ (રવ૦)

**ઝણઝણકાર** પું૦ (રવ૦) ઝણકાર

**ઝણઝણવું** અ૦ ક્રિ૦ ઝઝણી—ખાલીના જેવી અસર થવી; તમતમવું (૨) (રવ૦)

**ઝણઝણાટ** પું૦ ઝઝણીની અસર; ઝમઝમાટ (૨) (રવ૦)

**ઝણઝણી** સ્ત્રી૦ ઝઝણી; ખાલી (૨) રીસ

**ઝણણ,૦ણુ** અ૦ (રવ૦)

**ઝણણવું** અ૦ ક્રિ૦ (રવ૦)

**ઝણત્કાર** પું૦ ઝણકાર

**ઝનૂન** સ્ત્રી૦; ન૦ ગાંડો જુસ્સો

**ઝનૂની** વિ૦ ઝનૂનવાળું

**ઝપ,૦ઝપ** અ૦ ઝટઝટ

**ઝપ(-પે)ટ** સ્ત્રી૦ ઝપાટો; ઉતાવળ (૨) ઝડપી લેવું તે; ઝડપ (૩) ભૂતપ્રેત ઇત્યાદિની અડફટ (૫) અડફટ

**ઝપટપંખો** પું૦ લાંબી દાંડીવાળો મોટો પંખો

**ઝપ(-પે)ટવું** સ૦ ક્રિ૦ ઝપટ—ઉતાવળ કરવી (૨) ઝડપવું; ઝૂંટવું (૩) મંતરવું

**ઝપાઝપ(-પી)** સ્ત્રી૦ કાપાકાપી; કતલ (૨) મારામારી; ટંટો

**ઝપાટવું** સ૦ ક્રિ૦ ઝપાટો કરવો (૨) મારવું; ઝપાટામાં લેવું (૩) ઝટઝટ ચાંપીને ખાવું

**ઝપા(-પે)ટો** પું૦ ઝડપ; વેગ (૨) જોરમાં કરેલો પ્રહાર; સપાટો (૩) અડફટ

**ઝપેટ** સ્ત્રી૦ જુઓ ઝપટ

**ઝપેટવું** સ૦ ક્રિ૦ જુઓ ઝપટવું

**ઝપેટો** પું૦ જુઓ ઝપાટો

**ઝપોઝપ** અ૦ ઝપાટાથી; ઝપઝપ

**ઝબ** અ૦ ઓચિંતું; એકદમ

**ઝબકવું** અ૦ ક્રિ૦ ચમકવું; ચોંકવું (૨) ઝબૂકવું

**ઝબકારો** પું૦ પ્રકાશનો ઝબૂકો

**ઝબકોળ** સ્ત્રી૦ ઝબકોળું

**ઝબકોળવું** સ૦ ક્રિ૦ પાણીમાં બોળવું—ઝબોળવું

**ઝબકોળા** પું૦ બ૦ વ૦ ઘણાં ઝબકોળાં

**ઝબકોળું** ન૦ પાણીમાં ઝબકોળવું તે

**ઝબ(-ભ)લું** ન૦ નાના છોકરાનું પહેરણ

**ઝબા(-બૂ)કો** પું૦ ઝબકારો

**ઝબૂક** અ૦ રહીરહીને ચમકે તેમ

**ઝબૂકવું** અ૦ ક્રિ૦ ઝબૂકઝબૂક પ્રકાશવું

**ઝબૂકો** પું૦ જુઓ ઝબાકો

**ઝબે** સ્ત્રી૦ વધેરવું—ભોગ આપવો તે; કતલ

**ઝબો(-ભો,-ભ્ભો)** પું૦ લાંબો અને ખૂલતો ડગલો

**ઝબોઝબ** અ૦ ઝપોઝપ

**ઝબોળવું** સ૦ ક્રિ૦ જુઓ ઝબકોળવું

**ઝબોળિયું** વિ૦ ઝબોળેલું (૨) ન૦ વસ્તુને પ્રવાહીમાં ઝબોળવી તે (૩) ડૂબકી; ડૂબકું
**ઝભલું** ન૦ જુઓ ઝબલું
**ઝમ** અ૦ (રવ૦)
**ઝમક** સ્ત્રી૦ એક શબ્દાલંકાર, જેમાં તેના તે જ શબ્દો એક અથવા ભિન્ન અર્થમાં વાપર્યા હોય છે. (૨) ઝમકાર (૩) ભભક; તેજ
**ઝમકઝોલ(-ળ)** વિ૦ આનંદ અને લાલિત્યયુક્ત
**ઝમકદાર** વિ૦ ઝમકવાળું
**ઝમકવું** અ૦ ક્રિ૦ ઝમકાર—મધુર રણકાર થવો
**ઝમકાર(-રો)** પું૦ (રવ૦) રણકો; ઠણકો
**ઝમખઝૂમખું** ન૦ જુઓ ઝૂમખઝૂમખું
**ઝમઝમ** અ૦ (રવ૦) રણકે તેમ (૨) ઝીણું ઝીણું બળે તેમ
**ઝમઝમવું** અ૦ ક્રિ૦ ઝમઝમ થવું; રણકવું (૨) ઝીણું ઝીણું બળવું; ચચરવું
**ઝમઝમાટ** પું૦ ઝમઝમવું તે
**ઝમર*** પું૦
**ઝમર(-રૂ)ખ** ન૦ શોભા માટે ટંગાતો બિલોરી કાચનાં લોલકોવાળો કાચની હાંડિયોનો દીવો; ઝુંમર
**ઝમવું** અ૦ ક્રિ૦ ઘણાં નાનાં રૂપમાં પ્રવાહીનું બહાર ઝરવું
**ઝમાઝમી** સ્ત્રી૦ હાથના ચાળા સહિત બોલાબોલી (૨) ઝપાઝપી; ઝઘડો
**ઝમોર** પું૦ જુઓ જમોર
**ઝરખ** ન૦ જુઓ જરખ
**ઝરડ** અ૦ (રવ૦) લૂગડું ફાટતાં થતો અવાજ સ્ત્રી૦ ઝરડાંના કકડા
**ઝરડકી*** સ્ત્રી૦ (કા.)
**ઝરડકો** પું૦ જુઓ ઝડકો
**ઝરડવું** સ૦ ક્રિ૦ (રવ૦) ઝરડ એવા અવાજ સાથે ફાડવું (કપડું)
**ઝરડું** ન૦ ઝાંખરું; કાંટાવાળું ડાળું
**ઝરણ(-ણું)** ન૦ જમીન કે પહાડમાંથી ઝરતો પાણીનો રેલો
**ઝરણી** સ્ત્રી૦ નાનું ઝરણું
**ઝરણું** ન૦ જુઓ ઝરણ
**ઝરપવું** અ૦ ક્રિ૦ ધીમે ધીમે ઝરવું (૨) ઓગળી જવું
**ઝરમર** ન૦ સ્ત્રીની કોટનું એક સોનાનું ઘરેણું (૨) સ્ત્રીઓના પગનું એક ઘરેણું (૩) એક જાતનું ઝીણું લૂગડું (૪) સ્ત્રી૦ વરસાદની ફરફર (૫) અ૦ ઝીણે ઝીણે છાંટે (વરસવું)
**ઝરમરઝરમર** અ૦ ઝીણે ઝીણે છાંટે (વરસવું)
**ઝરમરિયું** ન૦ એક જાતનું બારીક કપડું
**ઝરવું** અ૦ ક્રિ૦ (પ્રવાહીનું) ધીમે ધીમે બહાર નીકળવું; સ્રવવું
**ઝરસ** ન૦ એક વનસ્પતિ
**ઝરામણ** ન૦ ઝારવું તે (૨) ઝારવાનું મહેનતાણું (૩) ઝારેલો ભાગ (૪) ઝરેલું પ્રવાહી
**ઝરામણી** સ્ત્રી૦ ઝારવાનું મહેનતાણું
**ઝરી** સ્ત્રી૦ ઘણું નાનું ઝરણ (૨) રેલો
**ઝરૂખો** પું૦ બારીની બહાર કાઢેલું છજું
**ઝરેર** ન૦ એક વનસ્પતિ
**ઝરેળી** સ્ત્રી૦ ધ્રુજારી; કંપારી
**ઝરે(-ળે)ળો** પું૦ ચામડી બળવાથી ઊઠેલો ફોલ્લો
**ઝરો** પું૦ જમીન કે પહાડમાંથી ઝરીને શરૂ થયેલો વહેળો (૨) એક જીવડો
**ઝર્ઝર(-રી)** સ્ત્રી૦ એક વાદ્ય
**ઝર્દ** વિ૦ પીળું; ફીકું
**ઝલ** પું૦; ન૦ એક ઊડતો જીવડો
**ઝલ(-ળ)ક** સ્ત્રી૦ ઓપ; ચળકાટ
**ઝલ(-ળ)કવું** અ૦ ક્રિ૦ તેજ મારવું; ચળકવું (૨) [લા.] પોત પ્રકાશવું
**ઝલું** વિ૦ તૈયાર; તત્પર (સેવા કરવામાં)
**ઝલે** સ્ત્રી૦ જુઓ ઝાલક
**ઝલેદાર** વિ૦ ઝલકવાળું; તેજ મારતું
**ઝલેમલે** સ્ત્રી૦ તેજસ્વિતા; શોભા
**ઝલો** પું૦ (કા.) વિટંબણા; મુશ્કેલી
**ઝલ્લક** ન૦ કાંસીજોડ
**ઝલ્લરી** સ્ત્રી૦ ઝાંઝ; મંજીરા
**ઝલ્લાવું** અ૦ ક્રિ૦ દાઝવું; બળવું
**ઝવેર** ન૦ જવાહિર (૨) [લા.] પાણી; દમ
**ઝવેરખાનું** ન૦ જુઓ જવાહિરખાનું
**ઝવેરાત** ન૦ હીરા, માણેક, મોતી; જડાવ દાગીના (૨) [લા.] બળ; સત્ત્વ; દમ
**ઝવેરી** પું૦ ઝવેરનો વેપારી
**ઝષ** ન૦ ઝખ; માછલું

**ઝહીન** વિ૦ચાલાક; સમજુ
**ઝળક** સ્ત્રી૦ જુઓ ઝલક
**ઝળકવું** અ૦ ક્રિ૦ જુઓ ઝલકવું
**ઝળકાટ** પું૦ ઝળકવું તે
**ઝળકારો** પું૦ તેજનો ચળકારો
**ઝળકી** સ્ત્રી૦ ઝબક, ભભક (૨) કોઈ પણ અસર સહેજસાજ જણાવી તે. ઉદા૦ 'તાવની ઝળકી'; 'ટાઢની ઝળકી'
**ઝળકો** પું૦ ઓપ; ચળકાટ
**ઝળઝળ** અ૦ તેજથી ઝળકતું હોય તેમ
**ઝળઝળાટ** પું૦ ઝગઝગાટ (૨) અ૦ ઝળઝળ થઈ રહે તેમ
**ઝળઝળિયું** ન૦ આંખમાં ઝમતું પાણી—આંસું (૨) જુઓ ઝાઝળું
**ઝળઝળું** ન૦ સૂરજ ઊગ્યા પહેલાંનું અને આથમ્યા પછીનું ઝાંખું અજવાળું
**ઝળમ(–હ)ળ** અ૦ ઝળઝળાટ
**ઝળહળવું** અ૦ ક્રિ૦ ખૂબ તેજ મારવું–પ્રકાશવું
**ઝળહળાટ** પું૦ ઝળઝળાટ
**ઝળળ,૦ળ** અ૦ તેજથી ઝળકતું હોય તેમ
**ઝળાંઝળાં** અ૦ ઝળઝળાટ (૨) ન૦ બ૦ વ૦ તેજતેજનો અંબાર
**ઝળેળો** પું૦ જુઓ ઝરેળો
**ઝંકાર** પું૦ (રવ૦) ઝણકાર
**ઝંકૃતિ** સ્ત્રી૦ ઝંકાર
**ઝંખના** સ્ત્રી૦ આતુરતાપૂર્વક રટન; વારંવાર સ્મરણ (૨) ચિંતા; ધખારો
**ઝંખવાણું** વિ૦ ભોંઠું; ખસિયાણું
**ઝંખવાવું** અ૦ ક્રિ૦ ઝાંખું પડવું(૨)ભોંઠું પડવું
**ઝંખવું** સ૦ ક્રિ૦ ઝંખના કરવી (જુઓ ઝંખના)
**ઝંખાવું** અ૦ ક્રિ૦ ઝંખાવવું (૨) તેજથી અંજાઈ જવું
**ઝંઝરી*** સ્ત્રી૦ (કા.)
**ઝંઝા** સ્ત્રી૦ પવનનો કે પવન સાથે પડતા વરસાદનો સુસવાટ
**ઝંઝાનિલ** પું૦ વરસાદ અને વંટોળિયાનું તોફાન
**ઝંઝાવાત** પું૦ ઝંઝાનિલ
**ઝંઝેટો** પું૦ એક વનસ્પતિ; અંધેડો (૨) ઠપકો–ધમકી
**ઝંઝેડવું** સ૦ ક્રિ૦ તરછોડી નાંખવું; ખૂબ ધમકાવવું (૨) ખૂબ હલાવવું કે ઝૂડવું (ઝાડને)
**ઝંડાઝૂલણ** સ્ત્રી૦ ન૦ નાટકમાં પાઠ ભજવવો તે
**ઝંડાધારી** વિ૦ હાથમાં ઝુંડાવાળું (૨) [લા.] ઝુંડો–ઝુંબેશ ઉઠાવનાર
**ઝંડિયું** વિ૦ ખૂબ ઊંડું, પહોળું અને બિહામણું (કૂવા માટે)
**ઝંડો** પું૦ ઝુંડો; ધ્વજદંડ (૨) [લા.] ઝુંબેશ
**ઝંદ** સ્ત્રી૦ ઇરાનીઓની પ્રાચીન ભાષા
**ઝંદઅવસ્તા** સ્ત્રી૦ પારસીઓનું મુખ્ય ધર્મગ્રંથ
**ઝંપલાવવું** અ૦ ક્રિ૦ યાહોમ કરીને કૂદી પડવું
**ઝંપા** સ્ત્રી૦ કૂદકો
**ઝંપાપાત** પું૦ ઓચિંતું કૂદી પડવું તે (૨) [લા.] આંધળિયું
**ઝંપાવવું** અ૦ ક્રિ૦ જુઓ ઝંપલાવવું
**ઝંમર** પું૦ જુઓ ઝમોર; જમોર
**ઝાઈ** પું૦ આશ્રયદાતા; રક્ષક
**ઝાઉ** પું૦ એક વનસ્પતિ
**ઝાકઝમાળ** વિ૦ ઉજ્જ્વલ–દેદીપ્યમાન
**ઝાકમઝોળ** વિ૦ સ્વચ્છ અને સુસ્પષ્ટ (૨) પું૦ મહાલવું તે; આનંદ
**ઝાકરિયો** પું૦ નાનું પહોળા મોંનું માટીનું વાસણ
**ઝાકળ** સ્ત્રી૦ ન૦ ઓસ; તુષાર
**ઝાકળિયું** વિ૦ ઝાકળવાળું (૨) ઝાકળની મદદથી પાકતું
**ઝાકળી** વિ૦ ઝાકળનું–ને લગતું
**ઝાઝું** વિ૦; પુષ્કળ
**ઝાઝેરું** વિ૦ વધારે; ઝાઝું (લાલિત્યવાચક)
**ઝાટ(–ડ)કઝૂમક(–ડ)** ન૦ જુઓ ઝાટકઝટક
**ઝાટ(ડ)કઝૂટ(–ડ)ક** ન૦ દાણાદૂણી વગેરેને ઝાટકી વીણી સાફ કરવા તે
**ઝાટ(–ડ)કણ** ન૦ ઝાટકતાં નીકળેલો કચરો; ઝટકામણ
**ઝાટકણી** સ્ત્રી૦ ઝાટકવું–સૂપડા વડે સોવું તે (૨) ઝાટકવાનું મહેનતાણું (૩) [લા.] સખત ઠપકો

**ઝાટ(-ડ)કવું** સ૦ ક્રિ૦ સૂપડાવડે ઊપણવું-સોવું (૨) જોરથી ખંખેરવું; ઝાપટવું (૩) [લા.] ખૂબ ઠપકો આપવો.

**ઝાટકો** પું૦ જુઓ ઝટકો

**ઝાડ** ન૦ વૃક્ષ

**ઝાડકઝૂમક(-ડ)** ન૦ જુઓ ઝાટકઝમક

**ઝાડકટ(-ડ)ક** ન૦ જુઓ ઝાટકઝટક

**ઝાડકણ** ન૦ જુઓ ઝાટકણ

**ઝાડકવું** સ૦ ક્રિ૦ જુઓ ઝાટકવું

**ઝાડઝૂડ** ન૦ વાળઝૂડ; સાફસૂફ

**ઝાડપાન** ન૦ વનસ્પતિમાત્ર

**ઝાડપાલો** પું૦ વનસ્પતિમાત્ર

**ઝાડબીડ** ન૦ ઝાડ અને ઘાસથી ભરેલો પ્રદેશ

**ઝાડવું** ન૦ નાનું ઝાડ (૨) સ૦ ક્રિ૦ ઝાડુથી વાળવું; કચરો કાઢવો (૩) ઝાટકવું; ખંખેરવું (૪) ઊજાણી નાખવી (૫) [લા.] ઠપકો આપવો

**ઝાડાવાટ** સ્ત્રી૦ ગુદા

**ઝાડિયું** ન૦ ઝાડનાં ચિત્રવાળું એક વસ્ત્ર

**ઝાડી** સ્ત્રી૦ ઝાડ વેલા ઘાસ ઇત્યાદિનો ભરાવો (૨) જંગલ

**ઝાડુ** ન૦ સાવરણી; સાવરણો (૨) પૂંજો

**ઝાડુવાળી** સ્ત્રી૦ ઝાડુ લઈને રસ્તો વાળનારી સ્ત્રી

**ઝાડુવાળો** પું૦ ઝાડુ લઈને રસ્તો વાળનારો આદમી

**ઝાડો** પું૦ વિષ્ટા (૨) ઝડતી; બારીક તપાસ

**ઝાતકાર** વિ૦ ઝળઝળતું; ચકચકિત (૨) પું૦ ઝળઝળાટ (૩) જાગૃતિ; તેજી

**ઝાનમ** ન૦ જુઓ જહન્નમ

**ઝાપ(-પો)ટ** સ્ત્રી૦ ઝપટ; અડફટ (૨) ભૂત પિશાચની ઝપટ

**ઝાપટઝૂપટ** સ્ત્રી૦ ધૂળ ઝાપટી નાખવી તે

**ઝાપટવું** સ૦ ક્રિ૦ કપડાની ઝાપટથી સાફ કરવું (૨) ફટકાવવું (૩) ખૂબ ખાવું

**ઝાપટિયો** પું૦ ઝાપટ મારનારો (વૈષ્ણવ મંદિરોમાં ભીડ ઓછી કરવા)

**ઝાપટું** ન૦ થોડા સમય માટે વરસાદનું એક-દમ તૂટી પડવું તે

**ઝાબ** સ્ત્રી૦ છાબ (૨) દૂધ ભરવાનું મોટું વાસણ

**ઝાબો(-ભો)** પું૦ કુલ્લામાં તેલ ભરવાનું લાંબા મોંવાળું નાળચું

**ઝામ** સ્ત્રી૦ સમય

**ઝામણ** ન૦ મેળવણ; અધરકણ

**ઝામર** પું૦ માથા અને આંખનો એક રોગ

**ઝામરઝોલ(-ળ)** વિ૦ ડગમગતું; પડુંપડું થઈ રહેલું (૨) પું૦ ડોળ; આડંબર

**ઝામરી** સ્ત્રી૦ હથેળીમાં થતો ફોલ્લો

**ઝામરો** પું૦ જુઓ ઝામરી (૨) ચામડીનો એક રોગ

**ઝામવું** સ૦ ક્રિ૦ તપાવેલી ઈંટ-ઠીકરી વડે પાણી કે ઓસડ છમકારવું

**ઝામોરો** પું૦ કુમળી ડાળીઓવાળો ઝાડની ટોચનો ભાગ

**ઝાર** પું૦ ભરતી (૨) રશિયાના રાજાનો ઇલકાબ

**ઝારણ** ન૦ રેણ (ધાતુનાં વાસણ સાંધવાનું)

**ઝારપટોળાં** ન૦ બ૦ વ૦ જુઓ જુહારપટોળાં

**ઝારવું** સ૦ ક્રિ૦ ઊના પાણીની ધાર વડે ધોવું કે શેકવું (૨) ઝારણ વડે સાંધવું (૩) નકામાં ડાળ કાપી નાખવાં

**ઝારી** સ્ત્રી૦ નાળચાવાળી ટોપલી (૨) પેણામાંથી તળેલી વસ્તુઓ કાઢવાનું તવેથા જેવું કાણાંવાળું ઓજાર

**ઝારું** ન૦ મોટું ડાળું (૨) ધાડું; ટોળું

**ઝારો** પું૦ મોટી ઝારી (જુઓ ઝારી) (૨) પાણી છાંટવાનું નાળચાવાળું વાસણ (૩) તંબૂરાના તાર નીચે ઘોડી ઉપર મૂકવામાં આવતો ગાભો (૪) તંબૂરાનો પિત્તળનો તાર; ખરજ-સ્વરનો તાર

**ઝારોળો** પું૦ એ નામની બ્રાહ્મણવાણિયાની જાતનો આદમી

**ઝાલ** સ્ત્રી૦ કાનનું એક ઘરેણું

**ઝાલક** સ્ત્રી૦ છોળ; છાલક

**ઝાલ(-ળ)ણ** ન૦ ઝારણ; રેણ (૨) તેના વડે કરેલું ધાતુનું સાંધણ (૩) મોભ; પાટડી

**ઝાલર** પું૦ એક કઠોળ-વાલ (૨) સ્ત્રી૦ ઝૂલ; કોર (૩) મોગરીથી વગાડવાની ઘડિયાળ

**ઝાલરી** સ્ત્રી૦ વગાડવાની નાની ઝાલર

**ઝાલવું** સ૰ ક્રિ૰ પકડવું
**ઝાલાં** ન૰ બ૰ વ૰ મહેણાં; ટોણાં
**ઝાલી** સ્ત્રી૰ ઝાલાની જાતની સ્ત્રી
**ઝાલો** પું૰ એ નામની જાતનો રજપૂત
**ઝાવલી(-ળી)** સ્ત્રી૰ નાળિયેરી અને ખજૂરીની સૂકી ડાંખળી (૨) પાંદડાંની ગૂંથેલી સાદડી; ટટ્ટી
**ઝાવસોઈ** સ્ત્રી૰ ('યા હુસેન !'નું અપભ્રંશ રૂપ) મહોરમમાં હુસેનના મૃત્યુના શોકમાં કરવામાં આવતો પોકાર (૨) [લા.] તેવી રીતે ઝનૂનમાં કૂદવું અને બૂમો પાડવી તે; તોફાન; દંગો
**ઝાવાં** ન૰ બ૰ વ૰ ડૂબતા માણસનાં તરફડિયાં; વલખાં
**ઝાળ** સ્ત્રી૰ જ્વાલા; તેની આંચ (૨) [લા.] ક્રોધનો આવેશ
**ઝાળણ** ન૰ જુઓ ઝાલણ
**ઝાળવું** સ૰ ક્રિ૰ રેણ વડે સાંધવું (ધાતુનું વાસણ)
**ઝાંક(-ખ)ડું** ન૰ ઝાંખો દિવસ (વરસાદ કે ધુમ્મસથી)
**ઝાંખ,૦પ** સ્ત્રી૰ ઝાંખાપણું (૨) બટ્ટો; લાંછન
**ઝાંખરું** ન૰ કાંટાવાળું લીલું કે સૂકું ડાંખળું
**ઝાંખવું** સ૰ ક્રિ૰ ભાવપૂર્વક—તાકીતાકીને જોવું (૨) છાનુંમાનું સંતાઈને જોવું
**ઝાંખાશ** સ્ત્રી૰ ઝાંખાપણું
**ઝાંખી** સ્ત્રી૰ દર્શન (૨) ભાવપૂર્વક દર્શન
**ઝાંખું** વિ૰ અસ્પષ્ટ; આછું (૨) ઓછા પ્રકાશવાળું; નિસ્તેજ
**ઝાંઝ** સ્ત્રી૰ છબલીકાં; કાંસીજોડ (૨) ગુસ્સો; રીસ
**ઝાંઝર** ન૰ સ્ત્રીઓનું પગનું એક ઘરેણું; નૂપુર (૨) [લા.] બેડી; જંજીર
**ઝાંઝરિયાળ(-ળું)** વિ૰ ઝાંઝરવાળું
**ઝાંઝરિયાં** ન૰ બ૰ વ૰ જુઓ ઝાંઝર
**ઝાંઝરી** સ્ત્રી૰ બાળકનું ઝાંઝર (૨) ઘૂઘરી બાંધેલી લાકડી (જે ખખડાવાય છે.) (૩) નાનું ઝરણું
**ઝાંઝવાં** ન૰ બ૰ વ૰ મૃગજળ (૨) તેજથી કે આંસુથી આંખને પડતી ઝાંખપ
**ઝાંઝી** વિ૰ ઝટ ચિડાઈ જાય તેવું—ચીડિયું
**ઝાંતર*** ન૰
**ઝાંપ** સ્ત્રી૰ ઝાંખ (૨) નાની છાબડી
**ઝાંપડી** સ્ત્રી૰ ભંગિયણ (૨) ભૂત થયેલી ભંગડી; મલિન ભૂત
**ઝાંપડો** સ્ત્રી૰ ભંગી (૨) ભૂત થયેલો ભંગી
**ઝાંપલી** સ્ત્રી૰ નાનો ઝાંપો
**ઝાંપી** સ્ત્રી૰ ઘાસ કે ખજૂરીની પાતરીનો દાબડો કે દાબડી
**ઝાંપો** પું૰ (શેરી, વાડા વગેરેનો) દરવાજો (૨) ગામની ભાગોળ
**ઝાંય** સ્ત્રી૰ પ્રતિબિંબ; પડછાયો (૨) ઝલક; તેજ
**ઝાંસાચિઠ્ઠી** સ્ત્રી૰ જુઓ જાસાચિઠ્ઠી
**ઝાંસો** પું૰ જુઓ જાસો; જાહો (૨) હઠ; ત્રાગું
**ઝાંહે** અ૰ નકામું—ખરાબ થાય તેમ
**ઝિકાવું** અ૰ ક્રિ૰ 'ઝીકવું'નું કર્મણિ રૂપ
**ઝિકાળવો** પું૰ ઈંટ–રોડાંનો ભૂકો
**ઝિમેલ** સ્ત્રી૰ જુઓ ઘિમેલ
**ઝિયા(-રાય)ણું** ન૰ પહેલી સુવાવડ પછી બાળક લઈ ને વહુ સાસરે જાય તે પ્રસંગે પિયર તરફથી અપાતી લૂગડાં, ઘરેણાં વગેરેની પહેરામણી
**ઝિલણિયું*** વિ૰ (૨) ન૰
**ઝિલાવવું** સ૰ ક્રિ૰ 'ઝીલવું' નું પ્રેરક રૂપ
**ઝિલાવું** અ૰ ક્રિ૰ 'ઝીલવું' નું પ્રેરક રૂપ
**ઝિલ્લિ(-લ્લી)** સ્ત્રી૰ તમરું
**ઝીક** સ્ત્રી૰ ઝીકવું તે—પછાટ (૨) કસબી તારનું ભરત
**ઝીકચળક** સ્ત્રી૰ ભરવામાં વપરાતાં સોનારૂપાનાં તાર, ટીપકી વગેરે
**ઝીકટીકડી** સ્ત્રી૰ ભરવામાં વપરાતી સોના-રૂપાની ગોળ ટીપકી
**ઝીકટીકી** સ્ત્રી૰ જુઓ ઝીકટીકડી
**ઝીકણ** ન૰ પજવણી; માથાઝીક
**ઝીકણું** ન૰ ઝીકવું–પછાડવું તે (૨) તારેતાર મેળવી સાંધવું તે; તૂણવું તે
**ઝીકવું** સ૰ ક્રિ૰ જોરથી ફેંકવું—પછાડવું—અફાળવું (૨) પાડી નાખવું; હરાવવું
**ઝીણ** સ્ત્રી૰ જુઓ જીણ
**ઝીણવટ** સ્ત્રી૰ જુઓ ઝીણાશ

**ઝીણાશ** સ્ત્રી૦ બારીકી (૨) ચતુરાઈ; ડહાપણ
**ઝીણું** વિ૦ બારીક (૨) ઝીણવટથી કામ કરનારું
**ઝીપટો** પું૦ એક વનસ્પતિ—જેઠીમધ
**ઝીપવું** સ૦ ક્રિ૦ અદ્ધર ઝીલી લેવું
**ઝીમી** સ્ત્રી૦ એક જાતની કાળી સાડી
**ઝીરિયા** સ્ત્રી૦ એક પક્ષી
**ઝીલ** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) સામો લણવાનું વાંસનું એક ઓજાર (૩) તંબૂરાનો તાર (૪) લાખેલી મોટી બરણી (૫) ઊંડા પાણીની જમા (૬) છોળ; છાલક
**ઝીલણ** ન૦ ઝીલવું તે (૨) ઝીલેલું તે (પ્રવાહી)
**ઝીલવું** સ૦ ક્રિ૦ પકડી લેવું; ઝીપવું (૨) એક જણનું બોલવું કે ગાવું બીજાએ ઉપાડી લેવું
**ઝીલું** ન૦ લટકતાં સૂપડાં બાંધી નીચેથી ઉપર (ખેતરમાં) પાણી ચડાવવાની એક રચના
**ઝીલો** પું૦ માટીનું મોટું વાસણ (અનાજ ભરવાનું)
**ઝીંક** સ્ત્રી૦ ઊંચું લઈ જોરથી નીચે અફાળવું તે
**ઝીંકણ** ન૦ જુઓ ઝીકણ
**ઝીંકણું** ન૦ જુઓ ઝીકણું
**ઝીંકવું** સ૦ ક્રિ૦ જુઓ ઝીકવું
**ઝીંકો** પું૦ જુઓ ઝિકાળવો
**ઝીંઝરવટો** પું૦ ઝીપટો; જેઠીમધ
**ઝીંઝરું** ન૦ (કા.) ચણાનો પોપટા સાથેનો છોડ
**ઝીંઝવો** પું૦ એક જાતનું ઘાસ
**ઝીંઝી** સ્ત્રી૦ એક ઝાડ (એનાં પાનાં બીડી વાળવામાં વપરાય છે.)
**ઝીંઝોટી** સ્ત્રી૦ એક રાગિણી
**ઝીંટ** સ્ત્રી૦; ન૦ નકામી પીડા; લફરું
**ઝીંટવું** સ૦ ક્રિ૦ વળગાડવું; બઝાડવું (૨) ખડકવું
**ઝીંટું** ન૦ જુઓ ઝીંટ
**ઝીંથરકાં** ન૦ બ૦ વ૦ (કા.) ઝીંથરાં
**ઝીંથરાં** ન૦ બ૦ વ૦ માથાના અવ્યવસ્થિત, અને છૂટા વાળ
**ઝુકારવું** સ૦ ક્રિ૦ (ઊંટને) બેસાડવું
**ઝુકાવડા** પું૦ બ૦ વ૦ ઝુકાવવું-ઝંપલાવવું તે
**ઝુકાવવું** સ૦ ક્રિ૦ નમાવવું (૨) ઝંપલાવવું; યાહોમ કરવું
**ઝુઝાર** વિ૦ પું૦ ઝૂઝનારો; લડવૈયો
**ઝુઝાવવું** સ૦ ક્રિ૦ 'ઝૂઝવું'નું પ્રેરક રૂપ (૨) હંફાવવું; થકવવું
**ઝુડાવવું** સ૦ ક્રિ૦ 'ઝૂડવું'નું પ્રેરક રૂપ
**ઝુણઝુણ** અ૦ (૨) ન૦ (રવ૦)
**ઝુમખડું** ન૦ તૂરિયાની જાતનું એક ફળ (૨) ઝૂમખું; સમૂહ
**ઝુમાવવું** સ૦ ક્રિ૦ 'ઝૂમવું'નું પ્રેરક રૂપ
**ઝુરાપો** પું૦ ઝૂરણ; કલ્પાંત; વિયોગદુઃખ
**ઝુરાવવું** સ૦ ક્રિ૦ 'ઝૂરવું'નું પ્રેરક રૂપ
**ઝુલણિયું** વિ૦ ઝૂલતું (૨) ન૦ એક ઝૂલતું ઘરેણું
**'ઝુલાવનહાર** વિ૦ ઝુલાવનારું
**ઝુલાવવું** અ૦ ક્રિ૦ 'ઝૂલવું' નું પ્રેરક રૂપ
**ઝુલાવું** અ૦ ક્રિ૦ 'ઝૂલવું'નું કર્મણિ રૂપ
**ઝુસ્તી** સ્ત્રી૦ લડાઈ; ટંટો
**ઝુંડ** ન૦ જૂથ; ટોળું
**ઝુંડાધારી** વિ૦ જુઓ ઝંડાધારી
**ઝુંડો** પું૦ જુઓ ઝંડો
**ઝુંબેશ** સ્ત્રી૦ જોશપૂર્વકની ચળવળ–હિલચાલ
**ઝુંમર** ન૦ જુઓ ઝૂમરખ
**ઝૂકવું** અ૦ ક્રિ૦ નમવું; લચી પડવું; લટકવું
**ઝૂઝ** સ્ત્રી૦ ઝૂઝવું તે
**ઝૂઝવું** અ૦ ક્રિ૦ મચ્યા રહેવું (૨) જોરથી લડવું
**ઝૂડ** ન૦ મોટો મગર (૨) ચૂડ; મજબૂત પકડ (૩) એક જાતનું ભૂત—ઝોડ
**ઝૂડવું** સ૦ ક્રિ૦ ધોકા કે બૂધા વડે ઠોકવું (૨) ઝાપટવું; ખંખેરવું
**ઝૂડિયું** ન૦ જેનાથી ઝૂડાય એવું સોટું—બૂધું
**ઝૂડિયો** પું૦ ઝૂડવાનો દંડૂકો; ઝૂડિયું
**ઝૂડી** સ્ત્રી૦ નાનો ઝૂડો
**ઝૂડો** પું૦ ઘણી ચીજોનો સાથે બાંધેલો જથો
**ઝૂપકી** સ્ત્રી૦ ઝોકું; ડોલું
**ઝૂમ** વિ૦ ઘણું (૨) ઝૂમખાની પેઠે એકઠું થયેલું (૩) સ્ત્રી૦ કેફ; નશો (અફીણ, દારૂનો) (૪) ઝૂમખું
**ઝૂમખઝૂમખું** ન૦ ઝૂમખું
**ઝૂમખું** ન૦ ઝૂમખો; લૂમખું
**ઝૂમખો** પું૦ અનેક વસ્તુઓનો જથો; લૂમખો

**ઝૂમણું** ન૦ એક જાતનું ઘરેણું
**ઝૂમવું** અ૦ ક્રિ૦ જુઓ ઝઝૂમવું (૨) લટકવું; ટિંગાવું (૩) આતુરતાથી ટાંપી રહેવું
**ઝૂરણ** ન૦ જુઓ ઝુરાપો
**ઝૂરવું** અ૦ ક્રિ૦—ને માટે તલસવું—કલ્પાંત કરવું (૨) કલ્પાંતથી ક્ષીણ થવું
**ઝૂલ** સ્ત્રી૦ શોભા માટે રાખેલી ઝૂલતી કિનાર; ચીણવાળી કોર
**ઝૂલડી** સ્ત્રી૦ ઝૂલતું રહે એવું બાળકનું ખૂલતું પહેરણ
**ઝૂલણહાર** વિ૦ ઝૂલનારું; હીંચકા ખાનારું
**ઝૂલણા** પું૦ એક છંદ
**ઝૂલણું** ન૦ ઝૂલવું તે; હીંચકો (૨) પારણું (૩) ગાવાનું હાલરડું
**ઝૂલતું** વિ૦ ઝોલાં ખાતું; લટકતું
**ઝૂલવું** અ૦ ક્રિ૦ હીંડોળે કે પારણે હીંચવું (૨) લટકવું
**ઝૂલો** પું૦ જેમાં ઝૂલી શકાય તે; હીંચકો (૨) (૩) [લા.] નુકસાન; ખાધ
**ઝૂંટ** સ્ત્રી૦ ઝૂંટવી લેવું તે
**ઝૂંટ(-ટા)વવું** સ૦ ક્રિ૦ 'ઝૂંટવું'નું પ્રેરક રૂપ
**ઝૂંટવું** સ૦ ક્રિ૦ ઝડપ મારી ખૂંચવી-પડાવી લેવું
**ઝૂંટઝૂંટા** સ્ત્રી૦ ઝૂંટાઝૂંટ
**ઝૂંટાઝૂંટ** સ્ત્રી૦ સામસામે ઝૂંટ ચલાવવી તે
**ઝૂંટવું** અ૦ ક્રિ૦ 'ઝૂંટવું'નું કર્મણિ રૂપ
**ઝૂંપડી** સ્ત્રી૦ ઘાસ, સાંઠી, છાજ વગેરેથી બનાવેલું છાપરું
**ઝૂંપડું** ન૦ ઝૂંપડી; છાપરું
**ઝૂંપી*** સ્ત્રી૦
**ઝૂંફ** સ્ત્રી૦ ઝૂંફવું-ઝોકાં ખાવાં તે
**ઝૂંફણ** ન૦ ઝૂંફ
**ઝૂંફવું** અ૦ ક્રિ૦ ઝોકાં ખાવાં
**ઝૂંસરી** સ્ત્રી૦ ધૂંસરી
**ઝૂંસરું** ન૦ ધુરા; ધૂંસરું
**ઝેણ** સ્ત્રી૦ ઝીણી રતેટી (૨) વરસાદની ફરફર (૩) ક્રોધની ધ્રુજારી-કમકમી (૪) ન૦*
**ઝેબઝેબાં** ન૦ બ૦ વ૦ પરસેવાના રેલા પર રેલા
**ઝેબઝેમ** અ૦ પું૦ બ૦ વ૦ જુઓ ઝેબઝેબાં
**ઝેર** ન૦ વિષ (૨) ઈર્ષ્યા (૩) વેર (૪) ઝાંઝર (કવિતામાં)
**ઝેરકચૂરો(-લો)** ન૦ એક કડવું બી-ઔષધિ
**ઝેરકચોલું** ન૦ ઝેરકચૂરો
**ઝેરકાજળી** સ્ત્રી૦ પરસેવા વાટે બહાર આવતું શરીરમાંનું વિષ (૨) મરણવખતનો પરસેવો
**ઝેરકોચલું** ન૦ જુઓ ઝેરકચૂરો
**ઝેરણી** સ્ત્રી૦ દહીં વલોવવાની નાની હાથ-રવાઈ
**ઝેરમહોરો** પું૦ દંશના વિષને ચૂસી લે એવો સાપના તાળવામાં થતો એક ચપટો પદાર્થ
**ઝેરવું*** સ૦ ક્રિ૦
**ઝેરી** વિ૦ ઝેર-વિષવાળું (૨) અદેખું; અંટસ રાખે એવું
**ઝેરીનાળિયેર** ન૦ એક દરિયાઈ વનસ્પતિનું ફળ (જેના કોટલાનું સાધુનું કમંડળ બનાવાય છે.)
**ઝેરીમાખ** સ્ત્રી૦ એક જાતની માખ
**ઝેરીલું** વિ૦ ઝેરવાળું (૨) અદેખું; અંટસથી ભરેલું
**ઝેરું** ન૦ ઝાપટું
**ઝોક** પું૦; સ્ત્રી૦ વાંક; વલણ; ઝૂકવાપણું (૨) ગોષ્ઠ; ગાય ઘેટાં બકરાંનો વાડો (૩) આંખમાં કાંઈ ઝપટાવું (૪) નુકસાન (૫) (ગ.) સુરેખાનો ઢોળાવ—'ઇન્કલીનેશન'
**ઝોકવું** સ૦ ક્રિ૦ એકદમ ફેંકવું; નાખવું (૨) અ૦ ક્રિ૦ વળવું; ઝૂકવું (૩) યાહોમ કરીને પડવું (૪) ઊંઘમાં ઝોકાં ખાવાં
**ઝોકંદા** પું૦ બ૦ વ૦ ખૂબ ઈચીને તથા બીજી રીતે નિરંકુશ માણવું તે
**ઝોકારવું** સ૦ ક્રિ૦ જુઓ ઝુકારવું (૨) ઝુકાવવું
**ઝોકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ઝુકાવવું
**ઝોકાવું** અ૦ ક્રિ૦ એકદમ ફેંકાવું (૨) લટકવું; ઝૂલવું
**ઝોકું** ન૦ ઊંઘ કે ઘેનનું ડોલું
**ઝોકો** પું૦ હેલો; હડસેલો (૨) આંખની ઝોક (૩) ત્રાજવાં ખોટાં નમાવવાની યુક્તિ
**ઝોટ(-ટી)** સ્ત્રી૦ ઝોટડી; જુવાન ભેંસ
**ઝોટડી** સ્ત્રી૦ જુઓ ઝોટડી
**ઝોટડું** ન૦ જુઓ ઝોટડું
**ઝોઢું** ન૦ જુઓ જુઓ ઝોટડું
**ઝોડ** ન૦ ઝૂડ; વળગણ
**ઝોડઝપટ** સ્ત્રી૦ ભૂતપિશાચાદિની અડફટ; વળગાડ

**ઝોબા(-ભા)વું** અ૦ ક્રિ૦ જુઓ ઝોબાવું
**ઝોબો(-ભો)** પું૦ જુઓ ઝોબો
**ઝોલ** સ્ત્રી૦ ઝૂલવું તે; ઢીલાશને લીધે તારનું વચ્ચેથી ઝૂલી જવું તે
**ઝોલ(-ળ)ણી** સ્ત્રી૦ ઝોળી—ખડિયો; ખાનાંવાળી કોથળી
**ઝોલ(-ળ)ણો** પું૦ મોટી ઝોલણી
**ઝોલવું** અ૦ ક્રિ૦ ઝૂલવું; ડોલવું (૨) ઝોકાં ખાવાં
**ઝોલું** ન૦ ઝુંડ; ટોળું (૨) ઝોકું; ડોલું
**ઝોલો** પું૦ ઝૂલો; હિંડોળો (૨) હેલો; હીંચકાનો એક ઝોક (૩) ઝોલ
**ઝોળ** સ્ત્રી૦ ઝાળ; જ્વાલા (૨) ન૦ ઝોડ; વળગણ
**ઝોળણી** સ્ત્રી૦ જુઓ ઝોલણી
**ઝોળણો** પું૦ જુઓ ઝોલણો
**ઝોળવું** સ૦ ક્રિ૦ ઝૂલાવવું; હીંચોળવું (૨) આમતેમ હલાવી રગડી નાખવું-રોળવું
**ઝોળાવો** પું૦ ખાડાખૈયાવાળો જમીનનો ભાગ (૨) ઢોળાવ (૩) ઝૂલેલો-નીચો નમેલો ભાગ
**ઝોળાશેક** પું૦ ઔષધિથી ભરેલી કોથળી વડે કરેલો શેક
**ઝોળી** સ્ત્રી૦ કપડાના ચાર છેડા પકડીને ઝૂલતું પાત્રાકાર કરાય છે તે. ઉદા૦ 'શાકની ઝોળી', 'સાધુની ઝોળી' (૨) બાળકની ખોઈ
**ઝોળો** પું૦ ઝોલો; નમી પડવું તે (૨) મોટી ઝોળી
**ઝોળીપોળી** સ્ત્રી૦ નવા જન્મેલા બાળકને નામકરણ વિધિ કરતાં પારણામાં ઘાલી હીંચોળવાની ક્રિયા
**ઝોંકવું*** સ૦ ક્રિ૦
**ઝોંકો** પું૦ ઝોકો
**ઝોંટ** સ્ત્રી૦ ઝૂંટ; ઝડપ
**ઝોંટવું** સ૦ ક્રિ૦ ઝૂંટવું; ખૂંચી લેવું
**ઝોંસવું** સ૦ ક્રિ૦ રીસથી—અભાવથી આપવું (૨) ઠાંસીને ખાવું-ગળચવું

# ટ

**ટ** પું૦ મૂર્ધસ્થાની પહેલો વ્યંજન
**ટઈ પડવું** અ૦ ક્રિ૦ ભરચક ભરાઈ જવું (ખસ, ફોલ્લા વગેરેથી)
**ટક** અ૦ (રવ૦)
**ટકટક** અ૦ (રવ૦) (૨) ટગરગટર (૩) સ્ત્રી૦ જુઓ ટકટકાટ
**ટકટકાટ(-રો)** પું૦ (રવ૦) ટકટક અવાજ (૨) કંટાળો આવે તેવો નકામો લવારો
**ટકટકિયું** વિ૦ ટકટક કર્યા કરે એવું
**ટકવું** સ૦ ક્રિ૦ લાંબા વખત સુધી ચાલવું —નભવું (૨) એક સ્થળે લાંબો વખત થોભવું
**ટકાઉ** વિ૦ લાંબો વખત રહે તેવું; મજબૂત
**ટકાર** પું૦ ટ અક્ષર કે એવો ઉચ્ચાર
**ટકારાંત** વિ૦ જેને છેડે ટકાર હોય એવું
**ટકાવ** પું૦ ટકાઉપણું; મજબૂતાઈ (૨) એક સ્થળે ટકવું તે
**ટકો** પું૦ ત્રણ પૈસા (૨) રૂપિયો; નાણું (૩) સેંકડાના પ્રમાણમાં ગણતરી; 'પરસેન્ટેજ'
**ટકોર** સ્ત્રી૦ વક્રોક્તિ; મરોડમાં-બોલવું તે (૨) ટોક;ટોકણી
**ટકોરખાનું** ન૦ ચોઘડિયાં વગાડનારાઓ માટે બેસવાની જગા
**ટકોરવું** સ૦ ક્રિ૦ ટકોરો મારવો (૨) ટોકવું; ઠોઠાટવું

**ટકોરી** સ્ત્રી૦ નાનો ટકોરો (૨) નાની ઘડિયાળ (મોગરી વડે વગાડવાની)
**ટકોરો** પું૦ (રવ૦) રણકે એમ વાગતો ઠોક (૨) ઠોકનો રણકો
**ટક્કર** સ્ત્રી૦ ઠોકર; પ્રહાર (૨) સામનો
**ટગટગ** અ૦ ટગરટગર
**ટગમગ** વિ૦ ડગુમગુ; ટગુમગુ (૨) અ૦ ટગરટગર
**ટગરટ(-મ)ગર** અ૦ એકી નજરે–મીટ માંડીને
**ટગલી*** સ્ત્રી૦ (કા.)
**ટગુમગુ** વિ૦ ડગુમગુ; ડોલતું (૨) અ૦ ટગુમગુ હોય એમ
**ટચ** વિ૦ ઊંચી જાતનું (૨) પું૦ સોનાના કસનો આંક (૩) અ૦ (રવ૦) જરી વારમાં; ઝટ
**ટચકડી** સ્ત્રી૦ (રવ૦) ચપટી
**ટચકારી** સ્ત્રી૦ (રવ૦) ટચકડી; ચપટી
**ટચકાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) ટચકો મારીને કાપવું
**ટચકિયું** ન૦ કમ્મરથી રહી જવું તે
**ટચકું** ન૦ ટેરવું (૨) ટાણુંટચકું; નાનો પ્રસંગ
**ટચકો** પું૦ (રવ૦) ઝટકો; ઘા (૨) તેનો અવાજ
**ટચટચ** અ૦ (રવ૦)
**ટચરું** વિ૦ અતિ ઘરડું–બુઢ્ઢું
**ટચલી આંગળી** સ્ત્રી૦ છેલ્લી, સૌથી ટૂંકી આંગળી
**ટચાક** વિ૦ ઠોળી; આછકલું (૨) અ૦ (રવ૦)
**ટચાકિયો** પું૦ (રવ૦) શરીરના સાંધાનો કડાકો
**ટચાકો** પું૦ જુઓ ટચાકિયો
**ટચૂકડું** વિ૦ ઘણું નાનું
**ટટવાણી** સ્ત્રી૦ ટટ્ટુનું સ્ત્રીલિંગ; ટટ્ટુ જેવી નાની ઘોડી
**ટટવું** ન૦ નાનું–ઠીંગણું ઘોડું (૨) ખચ્ચર
**ટટળવું** અ૦ ક્રિ૦ ટળવળવું; પીડાવું; ઝૂરવું
**ટટળાટ** પું૦ ટટળવાનું દુઃખ
**ટટા(-ટ્ટા)ર** વિ૦ બરાબર ઊભું; અક્કડ (૨) [લા.] સશક્ત
**ટટ્ટી** સ્ત્રી૦ કામઠાંનો કે વાંસની ચીપોનો પડદો (૨) જાજરૂ; સંડાસ (૩) વીરણનો બનાવેલો ચક
**ટટ્ટુ** પું૦ ન૦ ઠીંગણું ઘોડું (૨) નબળું ઘોડું
**ટટ્ટો** પું૦ ટ અક્ષર

**ટડકાવવું** સ૦ ક્રિ૦ ધમકાવવું
**ટડપડ** સ્ત્રી૦ ખાલી ડફાંસ–દોરતોરનો દેખાવ
**ટડપડાટ** પું૦ ટડપડ; શેખી
**ટણક** વિ૦ જડ; ઠોઠ (૨) ભટકણ
**ટણકો** પું૦ ખોટું લાગવું–રીસ ચડવી તે
**ટણુચ** સ્ત્રી૦ એક જાતનો ઊડણ સાપ; તણછ
**ટન** પું૦ એક અંગ્રેજી તોલ–વજન (આશરે ૫૪ મણનું)
**ટનટન** અ૦ (રવ૦) (૨) ન૦ એવો ઘંટનો અવાજ
**ટનનન** અ૦ (રવ૦)
**ટપ** અ૦ (રવ૦) (૨) ઝટ
**ટપકટપક** અ૦ (રવ૦) ટપકતું હોય એમ
**ટપકવું** અ૦ ક્રિ૦ ટીપેટીપે નીચે પડવું; ચૂવું
**ટપકાવવું** સ૦ ક્રિ૦ ટીપાં પાડવાં (૨) ટૂંકાણમાં લખવું; નોંધ કરી લેવી (૩) બીજામાંથી નકલ કરી લેવી
**ટપ(-બ)કિયું** ન૦ ટપ દઈને મરી જવું તે
**ટપકી** સ્ત્રી૦ કપાળમાંનો નાનો ચાંલ્લો (૨) ટીલડી; મિનાકારી અબરખ કે સોનારૂપાની નાની ગોળ પતરી
**ટપકું** ન૦ ટીપું (૨) નાનું ગોળ બિંદુ–ચિહ્ન
**ટપકો** પું૦ જન્મપત્રિકા; જન્માક્ષર
**ટપટપ** અ૦ (રવ૦) (૨) ઝટઝટ (૩) સ્ત્રી૦ બટબડાટ (અણગમાનો)
**ટપટપાટ** પું૦ ટપટપ એવો અવાજ (૨) બટબડાટ; ટપટપ (૩) ચપળતા
**ટપટપિયું** વિ૦ ટપટપ–પાછળથી બડબડાટ કરનારું (૨) ન૦ જુઓ ટપટપી
**ટપટપી** સ્ત્રી૦ અસ્ત્રો ચડાવવા માટેનો ચામડાનો કકડો
**ટપલાબાજી** સ્ત્રી૦ સામસામી ટપલાની મારામારી
**ટપલી** સ્ત્રી૦ ધીમેથી મારેલી થપાટ
**ટપલું** વિ૦ બેસી ગયેલું–અકડાઈ ગયેલું (૨) ન૦ કુંભારનું હાંલ્લાં ટીપવાનું ઓજાર
**ટપલો** પું૦ મોટી જોરની ટપલી
**ટપવું** સ૦ ક્રિ૦ કૂદી જવું (૨) [લા.] વધવું –ચડિયાતા થવું
**ટપ(-પૂ)સિયાં** ન૦ બ૦ વ૦ ફાટયાંતૂટયાં–ઘસાઈ ગયેલાં ખાસડાં
**ટપાટપ** અ૦ ઝટપટ

**ટપાટપ(-પી)** સ્ત્રી૰ બોલાબોલી; લડાલડી
**ટપા(-પે)રવું** સ૰ ક્રિ૰ મારવું; ઠોકવું (૨) [લા.] વારંવાર કહેવું
**ટપાલ** સ્ત્રી૰ ડાક; પોસ્ટ
**ટપાલઑફિસ** સ્ત્રી૰ ડાકઘર; પોસ્ટઑફિસ
**ટપાલવાળો** પું૰ ટપાલ વહેંચનારો
**ટપાલી** પું૰ ટપાલવાળો
**ટપૂસટપૂસ** અ૰ (રવ૰) ધીરેધીરે; ઘસડાતું–ઘસડાતું
**ટપૂસિયાં** ન૰ બ૰ વ૰ જુઓ ટપસિયાં (૨) અનાજ ઝાટકતાં સૂપડાને મરાતો ઠોક
**ટપૂસિયું** વિ૰ ટપૂસટપૂસ એવો અવાજ કરે એવું (૨) ધીરેધીરે ઘસડાતું ચાલતું
**ટપેરવું** સ૰ ક્રિ૰ જુઓ ટપારવું
**ટપોટપ** અ૰ એક પછી એક (૨) જલદીથી; તરતજ
**ટપ્પાવાળો** પું૰ ટપ્પો ફેરવનારો—હાંકનારો
**ટપ્પો** પું૰ અમુક લંબાઈનો આંતરો (૨) મુસાફરી; મજલ; વિસામો (૩) ઘોડા કે બળદનું વાહન (૪) ગપ્પું
**ટબ** ન૰ ઘણું પહોળું લાકડાનું અથવા પતરાનું વાસણ
**ટબકિયું** ન૰ જુઓ ટપકિયું
**ટબન** ન૰ એક વનસ્પતિજન્ય પદાર્થ
**ટબાટોચ** અ૰ ઠેઠ ટોચ સુધી; છલકાઈ જાય એમ
**ટબારો** પું૰ ઘરખર્ચ (૨) ઘરગથ્થુ સરસામાન (૩) અંચો; ઘચૂમલો
**ટબૂકડિયું** ન૰ ઘીમાં કાલવેલો જલેબી કે લાડુનો ભૂકો
**ટબૂડી** સ્ત્રી૰ નાની લોટી; કસલી
**ટબો** પું૰ પાનાના હાંસિયામાં લખેલી ટીકા–અર્થ (જૈન)
**ટમકવું** અ૰ ક્રિ૰ (કા.) ધીમે પ્રકાશ આપવો (૨) દૂરથી ઝીણો પ્રકાશ દેખાવો
**ટમકું** ન૰ (કા.) ટમકવું તે; દૂરથી દેખાતો ઝીણો પ્રકાશ
**ટમટમ** સ્ત્રી૰; ન૰ એક પ્રકારનું વાહન
**ટમટમવું** અ૰ ક્રિ૰ પડુંપડું થઈ રહેવું (૨) આતુર થઈ જવું
**ટમટમાટ** પું૰ ટમટમવું તે; ઉતાવળ
**ટમેટું** ન૰ એક શાકફળ
**ટરપરવું*** અ૰ ક્રિ૰
**ટલ્લો** પું૰ ફેરો; આંટો; ધક્કો
**ટ(૦ળ)વળવું** અ૰ ક્રિ૰ વલખાં—તરફડિયાં મારવાં (૨) આતુરતાથી ઝંખવું—ઝૂરવું (૩) પીડાવું
**ટશ(-સ)** સ્ત્રી૰ મીટ; અનિમેષ નજર
**ટશ(-સ)ર** સ્ત્રી૰ આંખમાં દેખાતી ઝીણી લાલ રગ (૨) ટશિયો
**ટશિયો** પું૰ ઉઝરડામાં કે ચીરામાંથી લોહી ઝમી આવવું તે; તેની રેખા
**ટસટસ** અ૰ ટગરટગર (૨) ફાટુંફાટું થઈ જાય તેમ
**ટસટસવું** અ૰ ક્રિ૰ ફાટુંફાટું થઈ રહેવું
**ટસટસાટ** પું૰ ટસટસવું તે
**ટસર** સ્ત્રી૰ જુઓ ટશર (૨) એક જાતનું કપડું
**ટસંજા** સ્ત્રી૰ સંધ્યાકાળ; સમીસાંજ
**ટહકારો** પું૰ દુ:ખને લીધે થતો ઉદ્‌ગાર
**ટહટહ** અ૰ એક નજરે; મીટ માંડીને
**ટહુકો** પું૰ કોયલ કે મોરનો બોલવાનો અવાજ (૨) કોઈને બોલાવવા દીધેલો લાંબો સાદ; ટોકો (૩) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે; હુંકારો
**ટહુકવું** અ૰ ક્રિ૰ (મોર કે કોયલે) બોલવું
**ટહુકાર** પું૰ (કોયલ કે મોરનો) ટહુકો
**ટહેલ** સ્ત્રી૰ માગવા જતાં જાચક રોજ સંભળાવે છે તે ઉક્તિ—કહેણ
**ટહેલટકોરો** પું૰ ટાંપું (૨) દેખરેખ
**ટહેલભટ(-ટ્ટ)** પું૰ ટહેલ નાંખનારો ભિક્ષુક બ્રાહ્મણ
**ટહેલવું** અ૰ ક્રિ૰ આંટા મારવા; આમતેમ ફરવું (૨) ગામમાં ટહેલ નાંખવી
**ટહેલિયો** પું૰ ટહેલ નાખનારો
**ટળવળવું** અ૰ ક્રિ૰ જુઓ ટવળવું
**ટળવળાટ** પું૰ ટળવળવું તે
**ટળવું** અ૰ ક્રિ૰ દૂર થવું
**ટંક** પું૰ છાપ મારેલો સિક્કો; ટકો (૨) સ્ત્રી૰ નક્કી કરેલો વખત (જેમકે ખાવાનો કે દોહવાનો) (૩) પૈસાભાર; ટાંક
**ટંકણખાર** પું૰ એક જાતનો ક્ષાર

**ટંકશાળ** સ્ત્રી૦ ચલણી સિક્કા પાડવાનું કારખાનું
**ટંકશાળી** પું૦ ટંકશાળનો ઉપરી; ટંકશાળવાળો
**ટંકામણ** ન૦ ટંકાવવાનું મહેનતાણું
**ટંકામણી** સ્ત્રી૦ ટંકામણ
**ટંકાર,૦વ** પું૦ ધનુષ્યની પણછનો અવાજ
**ટંકારી** વિ૦ ટંકાર કરે એવું
**ટંકાવવું** સ૦ ક્રિ૦ 'ટાંકવું'નું પ્રેરક રૂપ
**ટંકિત** વિ૦ ટાંકેલું
**ટંકે(-કો)ટંક** અ૦ દરેક ટંકે (૨) બરાબર નિયત સમયે; યોગ્ય વખતે જ (૩) ટોચ સુધી; છલાછલ
**ટંગ** સ્ત્રી૦ ટાંગો; પગ
**ટંગડી** સ્ત્રી૦ ટંગ; ટાંગો (૨) ટાંગાથી મારેલી ઠોકર કે આંટી (કુસ્તીમાં)
**ટંગાડ(-વ)વું** સ૦ ક્રિ૦ લટકાવવું
**ટંગાવું** અ૦ ક્રિ૦ લટકાવું
**ટંટાખોર** વિ૦ ટંટો-કજિયો કરવાની આદતવાળું
**ટંટો** પું૦ કજિયો; તકરાર
**ટંટોફિસાદ** પું૦ ટંટો-તકરાર
**ટંડેલ** પું૦ વહાણનો મુખ્ય ખલાસી—સુકાની (૨) [લા.] ઊંચો માણસ
**ટાઈપરાઈટર** ન૦ છાપ જેવા અક્ષરોમાં લખવાનું યંત્ર
**ટાઉટાઉ** અ૦ (રવ૦) (૨) ન૦ લવારો; બકવાદ
**ટાકર** સ્ત્રી૦ હલકો આઘાત—ટકોરી
**ટાકરડી** સ્ત્રી૦ જુઓ ટાકર (૨) કઠણ-રણકી જમીન
**ટાચકટુચક** વિ૦ છૂટુંછવાયું; પરચૂરણ
**ટાચકો** પું૦ ટચાકો; સાંધાનો કડાકો (૨) ઘોડિયે લટકાવવાનું છોકરાંને રમવાનું ઝૂમખું (૩) ખોટું લાગવું—રીસ ચડવી તે
**ટાટ** ન૦ શણની દોરીઓના વણાટનું જાડું કપડું (૨) પું૦ મોટી-તાસકના ઘાટની છીછરી થાળી (૩) અ૦ સાવ; તદ્દન. ઉદા૦ 'લૂખોટાટ'
**ટાટપટી(-ટ્ટી)** સ્ત્રી૦ ટાટ (કપડું)
**ટાટલું** ન૦ વાસણ; ઠામ
**ટાટિયું** ન૦ ટાટનો કકડો (કપડું)
**ટાટિયાં** ન૦ બ૦ વ૦ ગાડાનાં પાંજરાં (૨) કામડાંનાં બારણાં
**ટાટું** ન૦ કામડાંની ચીપોની ગૂંથેલી સાદડી, ભીંત કે ચાંપો (૨) ટાટાંનું બનાવેલું ઝૂંપડું
**ટાઢ** સ્ત્રી૦ ઠંડી
**ટાઢક** સ્ત્રી૦ ઠંડક (૨) [લા.] નિરાંત
**ટાઢકિયું** ન૦ ઠંડક માટે વપરાતું ભીનું કપડું કે પીણું (૨) પાણી ઠંડું થાય તેવું વાસણ
**ટાઢિયો તાવ** પું૦ ટાઢ વાઈને આવતો તાવ
**ટાઢી** સ્ત્રી૦ મડદાની રાખ; વાની
**ટાઢીશિયળ** સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ સાતમનો દિવસ (તે દિવસે ટાઢું—આગલા દિવસનું રાંધેલું ખાવામાં આવે છે.)
**ટાઢીશીળી** સ્ત્રી૦ જુઓ ટાઢીશિયળ
**ટાઢું** વિ૦ શીતળ; ઠંડું (૨) વાસી (૩) [લા.] ધીમું; મંદ (૪) ઝટ ઉશ્કેરાય નહિ એવું; શાંત સ્વભાવનું
**ટાઢુંશીળું** વિ૦ ટાઢું અને વાસી
**ટાઢુંહિમ** વિ૦ હિમ જેવું ટાઢું; ઘણું ઠંડું
**ટાઢો** પું૦ ટાઢો ડામ; અંદરથી બાળી મૂકે એવું મર્મવચન
**ટાઢોડિયું** ન૦ જુઓ ટાઢકિયું
**ટાઢોડું** ન૦ ચાલુ વરસાદને લીધે હવામાં થયેલી શરદી
**ટાણું** ન૦ સારોનરસો પ્રસંગ—અવસર (૨) સંધિ; લાગ
**ટાણુંટચકું** ન૦ વારતહેવારનો પ્રસંગ-અવસર
**ટાપટીપ** સ્ત્રી૦ વ્યવસ્થા; સુઘડતા (૨) મરામત (૩) ઉપરનો ભભકો-શણગાર; ચાપચીપ
**ટાપટીપિયું** વિ૦ ટાપટીપ-શણગાર કર્યા કરવાની ટેવવાળું
**ટાપલી** સ્ત્રી૦ ટપલી
**ટાપશી(-સી)** સ્ત્રી૦ ચાલતી વાતમાં પુરાતો હાજિયો
**ટાપી** સ્ત્રી૦ ટપલી (૨) છો બેસાડવા-ટીપવાનું ઓજાર
**ટાપુ** પું૦ બેટ; દ્વીપ
**ટાપુવો** પું૦ રોટલો
**ટાબકો*** પું૦
**ટાબોટો** પું૦ હથેળી પર હથેળી અફાળી કરેલો અવાજ; તાબોટો
**ટાયડી** સ્ત્રી૦ નાની ઘોડી
**ટાયડું** ન૦ નાનું ઘોડું

**ટાયડો** પું૦ નાનો ઘોડો
**ટાયલું** ન૦ વગર જરૂરની હોઢહાપણની અથવા આપવડાઈની વાત–વચન
**ટારડી** સ્ત્રી૦ (કા.) નાની–માલ વગરની ઘોડી
**ટાલ** સ્ત્રી૦ વાળ જતા રહ્યા હોય એવો માથાનો ભાગ
**ટાલકી** સ્ત્રી૦ જુઓ તાલકી
**ટાલકું** ન૦ જુઓ તાલકું
**ટાલી** સ્ત્રી૦ અર્ધો રૂપિયો (વેપારીઓનો સંકેત) (૨) ચંદરવામાં સાંધેલા જુદાજુદા રંગના કકડા
**ટાલું** ન૦ જુઓ ટાલ
**ટાળ** સ્ત્રી૦ નિવારણ કરવું–ટાળવું તે
**ટાળણ** ન૦ (ચળામણ, ઝટકામણ જેવો) ટાળી મૂકેલો નકામો ભાગ
**ટાળણટોળણ** ન૦ ટાળી મૂકેલું તે; ટાળણ
**ટાળવું** સ૦ ક્રિ૦ દૂર કરવું; નિવારવું (૨) સારું કાઢી લઈ ખરાબ છોડવું
**ટાળી** અ૦ વિના; સિવાય
**ટાળો** પું૦ ટાળવું–વાયદા કર્યા કરવા તે (૨) જુદાઈ—અંતર ગણવું–રાખવું તે (૩) ખેલ; ચમત્કાર (૪) સંજોગ; તાકડો
**ટાંક** સ્ત્રી૦ શેરનો ૭રમો ભાગ (૨) મોતી તોળવાનું એક વજન—તોલ (૩) ઘડેલી કલમની અણી (૪) 'નિબ'; અણિયું (૫) પું૦ લખત; લખાણ (૬) ટંક; વેળા
**ટાંકટ(–ર)** વિ૦ લુચ્ચું; લફંગું; રંડીબાજ
**ટાંકણી** સ્ત્રી૦ કાગળ ઇત્યાદિમાં ખોસવાની માથાદાર ઝીણી ખીલી (૨) સુતારનું એક ઓજાર (૩) વારંવાર ટોકવું તે
**ટાંકણું** ન૦ ટાંકવાનું ઓજાર (૨) જોગ; પ્રસંગ (૩) રૂડો અવસર
**ટાંકલી** સ્ત્રી૦ નાનું ટાંકું (૨) ટાંકણી (પહેલા અર્થમાં) (૩) પળી
**ટાંકવું** સ૦ ક્રિ૦ ખણવું; કોતરવું (૨) ટાંકા ભરવા; સાંધવું (૩) સાથે જોડવું (૪) ઉતારો કરવો
**ટાંકાબારી** સ્ત્રી૦ કફોડી દશામાંથી છટકવાની—નીકળી જવાની બારી
**ટાંકી** સ્ત્રી૦ પાણી ભરવાનો છોબંધ કે લોખંડનો કોઠો (૨) નાનું ટાંકું (પાણીનું) (૩) ચાંદીનો રોગ (૪) ટાંકવાની–કોતરવાની ક્રિયા (૫) [લા.] ફાયદો–અસર (દવાની)
**ટાંકું** ન૦ વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો છોબંધ કોઠો (૨) [જમવા માટે] પાણીથી ઠારેલું ઘી (૩) તાકું; મોટો ગોખલો
**ટાંકો** પું૦ બખિયો; સીવણ
**ટાંગ** સ્ત્રી૦ ટાંગો; પગ
**ટાંગણ** ન૦ ટટ્ટુ; નાનું ઘોડું (૨) ઘણું ઠીંગણું માણસ
**ટાંગવું** સ૦ ક્રિ૦ લટકાવવું
**ટાંગાટોળી** સ્ત્રી૦ ટાંટિયા અને હાથ ઝાલી લબડતું ઉપાડવું તે
**ટાંગો** પું૦ ઘોડાગાડી; ટપ્પાગાડી (૨) ટાંગ
**ટાંચ** સ્ત્રી૦ જપ્તી (૨) કલમની અણીનો ત્રાંસો કાપ (૩) ટચકો (૪) ઘટ; ખોટ
**ટાંચણ** ન૦ ટૂંકી નોંધ
**ટાંચણી** સ્ત્રી૦ ટાંકણી (૨) ટાંચણ
**ટાંચમ** સ્ત્રી૦ ઘટ; ઓછપ
**ટાંચવું** સ૦ ક્રિ૦ ટાંકા મારવા (૨) ખોસવું; ઘોંચવું (૩) કલમની અણી કાપવી (૪) કરકસર કરવી; ખર્ચ કમી કરવું
**ટાંચું** વિ૦ ઊણું; ઓછું (૨) ન૦ ઊણપ; ઘટ
**ટાંટિયો** પું૦ પગ
**ટાંડર** સ્ત્રી૦ તકરાર; કજિયો (૨) ધ્રુજારી; કંપ
**ટાંડી** સ્ત્રી૦ (કા.) દીવાસળી
**ટાંડું** ન૦ પોઠ; વણજાર (૨) ટોળું; ધાડું
**ટાંડો** પું૦ (કા.) દેવતા; અગ્નિ
**ટાંપ** સ્ત્રી૦; ન૦ વાક્યમાં આવતું વિરામચિહ્ન (૨) પૂર્ણવિરામ
**ટાંપણી** સ્ત્રી૦ ટાંપી રહેવું તે
**ટાંપવું** સ૦ ક્રિ૦ તાકી રહેવું; તલપી રહેવું
**ટાંપાટરડું** વિ૦ રાંડું; બળીને ઘાટ વિનાનું થઈ ગયેલું
**ટાંપું** ન૦ મળવા જવું તે (૨) ફેરો; આંટો
**ટાંપુંટેયું** ન૦ ફેરા—આંટા ખાવાનું કામ
**ટાંભરવાળું** વિ૦ (કા.) સહેજ બીનાશવાળું
**ટિકટિકી** ન૦ એક પક્ષી

**ટિકા(-લા)યત** વિ૦ પાટવી; વડું
**ટિકિટ** સ્ત્રી૦
**ટિક્કડ** પું૦ તિક્કડ; જાડો રોટલો
**ટિક્કી** સ્ત્રી૦ સફળતા (૨) લાગવગ; સિફારસ (૩) ટીપકી–ટીલડી
**ટિક્કો** પું૦ ચાંલ્લો; મોટું ટીલું (૨) ડામ
**ટિચાવવું** સ૦ ક્રિ૦ 'ટીચવું'નું પ્રેરક રૂપ
**ટિચાવું** અ૦ ક્રિ૦ અફળાવું; કુટાવું (૨) નકામા ફેરા ખાવા
**ટિટિ(-ટ્ટિ)ભ** પું૦ ટિટોડો
**ટિટિ(-ટ્ટિ)ભી** સ્ત્રી૦ ટિટોડી
**ટિટિયાણ** ન૦ કકલાણ; કંકાસ
**ટિટિયારો** પું૦ કકળાટ; કંકાસ
**ટિટોડી** સ્ત્રી૦ એક પક્ષી
**ટિટોડો** પું૦ ટિટોડીનો નર
**ટિટ્ટિભ** પું૦ જુઓ ટિટિભ
**ટિટ્ટિભી** સ્ત્રી૦ જુઓ ટિટિભી
**ટિણુટિણી** સ્ત્રી૦ એક પક્ષીનો ધીમો અવાજ
**ટિન** ન૦ એક ધાતુ—કલાઈ
**ટિપણિયો** પું૦ ટીપણું જોઈ ભવિષ્ય ભાખી ખાનારો
**ટિપાવવું** સ૦ ક્રિ૦ 'ટીપવું'નું પ્રેરક રૂપ
**ટિપાવું** અ૦ ક્રિ૦ 'ટીપવું'નું કર્મણિ રૂપ
**ટિપ્પણ** ન૦ સમજૂતી માટે લખેલી નાની ટીકા (૨) ટાંચણ; ટૂંક નોંધ
**ટિપ્પણી(-ની)** સ્ત્રી૦ જુઓ ટિપ્પણ (૨) પાણીની તાણ પડવી તે (૩) સારી પેઠે ટીપવું–ટીપી બેસાડવું તે
**ટિપ્પો** પું૦ લખોટી કે ભમરડા વડે રમતમાં બીજી લખોટી કે ભમરડાને મારવો તે (૨) ટપલો (૩) મહેણું
**ટિલાયત** વિ૦ પાટવી; વડું; ટિકાયત
**ટિલોર** ન૦ એક પક્ષી
**ટિલોરો*** પું૦
**ટિંગળાવું** અ૦ ક્રિ૦ જુઓ ટિંગાવું
**ટિંગાટોળી** સ્ત્રી૦ જુઓ ટાંગાટોળી
**ટિંગાડ(-વ)વું** સ૦ ક્રિ૦ લટકાવવું; ભરાવવું
**ટિંગાવું** અ૦ ક્રિ૦ ટંગાવું; લટકાવું
**ટિંબ** પું૦ અનુસ્વાર (૨) ટપકા જેવું—પૂર્ણવિરામનું ચિહ્ન
**ટિંબરવું** ન૦ ટિંબરુંનું ફળ; ટીંબરવું
**ટિંબરવો** પું૦ ટિંબરું
**ટિંબરું** ન૦ એક ઝાડ
**ટિંબો** પું૦ ટેકરો; ટીંબો
**ટીકડી** સ્ત્રી૦
**ટીકવું** સ૦ ક્રિ૦ તાકી તાકીને જોવું
**ટીકા** સ્ત્રી૦ સમજૂતી આપવા કરેલું વિવરણ (૨) ગુણદોષની સમાલોચના (૩) નિંદા; વગોવણી
**ટીકાકાર** પું૦ ટીકા કરનાર; વિવેચક
**ટીકાખોર** વિ૦ ટીકા—નિંદા કરવાની આદતવાળું
**ટીકી** સ્ત્રી૦ સોનેરી કે રૂપેરી ટપકી (૨) ઝીણો ચાંલ્લો; ટીલડી
**ટીકો** પું૦ જુઓ ટિક્કો
**ટીખળ** ન૦ આનંદ ખાતર કરેલી મશ્કરી—મજાક—તોફાન
**ટીખળી** વિ૦ ટીખળ કરે એવું; મશ્કરું
**ટીચકારી** સ્ત્રી૦ મશ્કરી; મજાક; તોફાન
**ટીચકારો** પું૦ મસ્તી; તોફાન
**ટીચકું** વિ૦ ઠીંગણું (૨) ન૦ નાકનું ટેરવું
**ટીચવું** સ૦ ક્રિ૦ ઠોકવું; ટીપવું; છૂંદવું
**ટીચો** પું૦ ગોબો
**ટીપ** સ્ત્રી૦ યાદી; નોંધ (૨) ઉઘરાણીનો કાગળ; લખાણ (૩) કેદની સજા (૪) પાણીની તંગી; ટિપ્પણી (૫) ઘણો જ ઊંચો સૂર (ગાવામાં) (૬) થાબડી; ટીપણી
**ટીપકી** સ્ત્રી૦ સોનેરી કે રૂપેરી ટપકી
**ટીપણી** સ્ત્રી૦ જુઓ ટિપ્પણી
**ટીપણું** ન૦ પંચાંગ
**ટીપરી** સ્ત્રી૦ અધશેરનું માપ (અનાજ ભરવાનું)
**ટીપવું** સ૦ ક્રિ૦ કઠણ વસ્તુથી ઠોકવું (૨) ઘડીને આકાર બનાવવો
**ટીપું** ન૦ પ્રવાહીનું ટપકું
**ટીબ** ન૦ એક જાતનું ભરત
**ટીબકું** ન૦ (કા.) થાંભલી અને પાટડાની વચ્ચે મુકાતો ઘાટવાળો લાકડાનો કકડો
**ટીમણ** ન૦ નાસ્તો (૨) ભાથું (૩) લગ્નના આગલા દિવસે સગાંસંબંધીને અપાતું જમણ
**ટીમર** સ્ત્રી૦ જુઓ ટીંબો

**ટીલડી** સ્ત્રી૦ કપાળે ચોડવાની ટીપકી (૨) નાનો ચાંલ્લો (૩) મોરના પીંછાની આંખ–ચંદ્રક
**ટીલવો** પું૦ ટીલું કરનારો; ટીલાવાળો
**ટીલિયો** પું૦ જુઓ ટીલવો
**ટીલી** સ્ત્રી૦ જુઓ ટીલડી
**ટીલું** ન૦ તિલક
**ટીલો** પું૦ ઊભું ટીલું; તિલક
**ટીશી(–સી)** સ્ત્રી૦ અંકુર; કૂંપળ (૨) અણીદાર કળી (ફૂલની) (૩) ટોચ; શિખર (૫) શેખી; પતરાજી
**ટીશી(–સી)ખોર** વિ૦ શેખીખોર
**ટીસા** ન૦ એક પક્ષી
**ટીસી** સ્ત્રી૦ જુઓ ટીશી
**ટીસીખોર** વિ૦ જુઓ ટીશીખોર
**ટીસો** પું૦ ગેડીદડાની એક રમત
**ટીહો** પું૦ જુઓ ડીંગો
**ટીંગળાવું** અ૦ ક્રિ૦ ટિંગાવું; લટકવું
**ટીંગાટોળી** સ્ત્રી૦ ટિંગાટોળી; ટાંગાટોળી
**ટીંગાડ(–વ)વું** સ૦ ક્રિ૦ જુઓ ટિંગાડવું
**ટીંગાવું** અ૦ ક્રિ૦ જુઓ ટિંગાવું
**ટીંટીં** અ૦ (રવ૦)
**ટીંડોરું** ન૦ એક શાક–ફળ
**ટીંબરવું** ન૦ જુઓ ટિંબરવું
**ટીંબરવો** પું૦ જુઓ ટિંબરવો
**ટીંબરું** ન૦ જુઓ ટિંબરું
**ટીંબો** પું૦ જુઓ ટિંબો
**ટુકડાખાઉ** વિ૦ ટુકડા માગીને જીવનારું; ભિખારી
**ટુકડાખોર** વિ૦ ટુકડાખાઉ; ભિખારી
**ટુકડી** સ્ત્રી૦ ટોળી
**ટુકડો** પું૦ નાનો ભાગ; કકડો (૨) [લા.] રોટલા વગેરેનો કકડો
**ટુક્કલ** સ્ત્રી૦; પું૦ મોટો પતંગ
**ટુચકી** સ્ત્રી૦ જુઓ ચપટી
**ટુચકો** પું૦ રસ ઉપજે તેવી ટૂંકી વાત કે વાક્ય (૨) મંતરજંતરને લગતું નાનું વાક્ય કે પ્રયોગ (૩) અણસારો; સંકેત
**ટુમટુમી** સ્ત્રી૦ નાનું નગારું કે થાળી (ઢંઢેરો પીટવાને)
**ટુવાલ** પું૦ અંગૂછો
**ટુહુ** અ૦ (રવ૦) કોયલના ટહુકાની જેમ
**ટુહુક(–કાર)** પું૦ ટહુકો; ટહુકાર
**ટુંકારવું** સ૦ ક્રિ૦ ટુંકારો કરવો
**ટુંકાર(–રો)** પું૦ (તું કહીને) તોછડાઈનું સંબોધન
**ટુંબો** પું૦ ટોણો
**ટૂક** સ્ત્રી૦ ટોચ; શિખર (૨) કવિતાની અમુક કડીઓનો સમૂહ; તૂક
**ટૂટલું** વિ૦ ટૂંઠું; હાથની ખોડવાળું
**ટૂટવું** સ૦ ક્રિ૦ તૂટવું; ભાગવું
**ટૂમણ** ન૦ મંતરમંતરનો ટુચકો (૨) ઓછપનું વાંકું પડવું–રીસ ચડવી તે (૩) કણક ગદડવાનું ઘી કે તેલ
**ટૂવો** પું ખાડો; ગોખો (૨) ઊંડું દર; નારું (૩) ટપકું; બિંદુ (૪) પાણી ટોવું તે (તમાકુ વગેરેને)
**ટૂંક** સ્ત્રી૦ સ્વમાનની ટેક–લાગણી (૨) કવિતાની ટૂક (૩) વિ૦ ટૂંકું
**ટૂંકભંડોળિયું** વિ૦ ટૂંક–અલ્પ ભંડોળવાળું
**ટૂંકાક્ષરી,૦લિપિ** સ્ત્રી૦ ટૂંકામાં–ઉતાવળે લખવાની લિપિ; "શોર્ટહૅન્ડ"
**ટૂંકું** વિ૦ લાંબુ–મોટું નહિ એવું
**ટૂંટમૂંટ** વિ૦ ભાગેલુંતૂટેલું
**ટૂંટલું(–ળું)** વિ૦ જુઓ ટૂટલું
**ટૂંટિયું** ન૦ કોકડું વળીને સૂવાની રીત (૨) એક પ્રકારના તાવનો રોગ
**ટૂંટું(–ડું)** વિ૦ ટૂંટલું; ટૂંઠું (૨) ઉદ્ધત; અસભ્ય
**ટૂંડી** સ્ત્રી૦ કૂવાની અંદરની કૂંડી; કઠવો
**ટૂંડું** વિ૦ જુઓ ટૂંટું
**ટૂંડો** પું૦ ટૂંટા હાથવાળો પુરુષ (૨) ઠગ
**ટૂંપ** વિ૦ સાંધામાંથી રહી ગયેલું; અકડાઈ ગયેલું
**ટૂંપણ** ન૦ મૂળમાંથી ચૂંટી નાખવું તે (૨) નીંદણ (૩) ખૂબ ગૂંદવું–મસળવું તે (૪) ટૂંપવાનું ઘી કે તેલ; ટૂમણ
**ટૂંપણું** ન૦ ટૂંપવું તે (૨) ટૂંપવાનું ઓજાર
**ટૂંપવું** સ૦ ક્રિ૦ મૂળમાંથી ખેંચી નાખવું; ખૂંટવું (૨) રૂને કાલામાંથી ચૂંટી છૂટું કરવું (૩) [મહેણાંથી] પીંખી નાખવું; શરમિંદું કરવું (૪) મસળીને ગદડવું; કસણવું
**ટૂંપાવું** અ૦ ક્રિ૦ 'ટૂંપવું'નું કર્મણિ રૂપ
**ટૂંપિયો** પું૦ ગળામાં પહેરવાનું એક ઘરેણું (૨) વાળ ટૂંપવાનું ઓજાર
**ટૂંપો** પું૦ હેડિયો (૨) ફાંસો

**ટૂંબો** પું૦ ટૂંબો; મહેણું; ટાણો
**ટેક** પું૦; સ્ત્રી૦ પણ; નિશ્ચય (૨) શાખ; આબરૂ (૩) ટેકો (૪) કવિતાનું ધ્રુવપદ
**ટેકણ** ન૦ ટેકો; આધાર
**ટેકરી** સ્ત્રી૦ ઊંચી જગા (૨) ડુંગરી; નાનો પર્વત
**ટેકરો** પું૦ મોટી ટેકરી
**ટેક(-કા)વવું** સ૦ ક્રિ૦ ટેકો—આધાર આપવો
**ટેકવું** અ૦ ક્રિ૦ ટેકો—આધાર લેવો
**ટેકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ટેકવવું
**ટેકી** સ્ત્રી૦ નાનો ટેકો (૨) જુઓ ટીકી
**ટેકી,૦લું** વિ૦ ટેક–વટવાળું
**ટેકો** પું૦ આધાર; આશ્રય (૨) આધારની વસ્તુ; થાંભલો
**ટેચ** સ્ત્રી૦ કચકચ; તકરાર (૨) અહંતા; ગર્વ
**ટેટી** સ્ત્રી૦ એક ફળ—સકરટેટી (૨) નાનો ટેટો–ફટાકડો
**ટેઠું** ન૦ બરુનું મૂળ (૨) પગની ઘૂંટી અને ઢીંચણ વચ્ચેનો માંસલ અવયવ
**ટેટો** પું૦ વડનું ફળ (૨) ફટાકડો
**ટેઠવા*** પું૦ બ૦ વ૦
**ટેડાઈ** સ્ત્રી૦ ટેડાપણું (૨) [લા.] આડાઈ; ગર્વ
**ટેડાપણું** ન૦
**ટેડું** વિ૦ વળેલું; વાંકું; આડું (૨) [લા.] મિજાજી; આડું
**ટેનિસ** ન૦ એક અંગ્રેજી રમત
**ટેબલ** ન૦ મેજ
**ટેભો** પું૦ ટાંકો; સાંધો
**ટેરવવું** સ૦ ક્રિ૦ ફેરવવું; બેસતું કરવું (૨) ભલામણ કરવી
**ટેરવું** ન૦ પાતળો છેડો; અણી (૨) સ૦ ક્રિ૦ હરાવવું
**ટેરો** પું૦ પડદો; અંતરપટ (૨) પથ્થર જેવી કઠણ ચીજ (૩) વડનો ટેટો
**ટેલિફોન** પું૦ વીજળી દ્વારા વાત કરવાનું યંત્ર
**ટેવ** સ્ત્રી૦ લત; ખો
**ટેવણી** સ્ત્રી૦ (કા.) અનુમાન; અટકળ
**ટેવવું** સ૦ ક્રિ૦ જોયાં કરવું (૨) ધારવું; અટકળ કરવી (૩) સહવાસ કરાવવો; પરિચયમાં લાવવું
**ટેવાવું** અ૦ ક્રિ૦ પરિચિત થવું; ટેવ પડવી
**ટેવાળવું** સ૦ ક્રિ૦ એકદમ જવું
**ટેસું** વિ૦ પાકીને ફાટુંફાટું થઈ ગયેલું
**ટેં** અ૦ થાકીને લોથપોથ
**ટેંગરો** પું૦ નારાજીથી કટાણું કરેલું મોઢું (૨) પતરાજી
**ટેંટાળ*** સ્ત્રી૦
**ટેંઢું** વિ૦ ટેં—ઢેં થઈ ગયેલું (૨) અફીણથી બેહાલ–ચકચૂર (૩) ન૦ અફીણિયો; દરિદ્રી (૪) એક ઔષધિ
**ટેંટેં** અ૦ (રવ૦) (૨) સ્ત્રી૦ પતરાજી (૩) અણગમાનો બબડાટ
**ટોક,૦ણી** સ્ત્રી૦ વારંવાર કહેવું—ઠપકો આપવો તે (૨) નજર લાગવી–ટોકાવું તે
**ટોકડાર** ન૦ એક પક્ષી
**ટોકણી** સ્ત્રી૦ જુઓ ટોક
**ટોકણું** ન૦ જુઓ ટોક
**ટોકરી** સ્ત્રી૦ ઘંટડી
**ટોકરો** પું૦ મોટી ટોકરી; ઘંટ
**ટોકવું** સ૦ ક્રિ૦ વારંવાર કહેવું—પૂછવું –ઠપકો દેવો (૨) નજર લાગે એમ કહેવું
**ટોકળો** પું૦ મોટી જૂ
**ટોચ** સ્ત્રી૦ છેક ઉપરનો ભાગ; શિખર (૨) ભોંક (૩) મહેણું; ટૂંબો
**ટોચકી** સ્ત્રી૦ નાનું ટોચકું
**ટોચકું** ન૦ કોઈ પણ પદાર્થનું ટોચ આગળનું નાનું ગોળ માથું
**ટોચવું** સ૦ ક્રિ૦ ભોંકવું (૨) [લા.] વારંવાર કહ્યા કરવું; ઠપકો આપવો
**ટોચો** પું૦ ગોદો; તેનો ઘા (૨) [લા.] મહેણું; ટૂંબો
**ટોટી** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુ ઉપર બેસાડવાનો ખોળી જેવો ઘાટ (૨) કાનનું એક ઘરેણું
**ટોટો** પું૦ મોટી ટોટી (૨) ગળાનો હૈડિયો (૩) એક દારૂખાનું; મોટો ટેટો
**ટોડર** પું૦ ડમરો; ડમરાની મંજરી
**ટોડલો** પું૦ જુઓ ટોલ્લો
**ટોડાગરાસ** પું૦ ગરાસ પેટે સરકાર તરફથી ઊચક મળતી વાર્ષિક રકમ

**ટોડી** સ્ત્રી૦ એક રાગિણી (૨) ટોડા જાતના રજપૂતની સ્ત્રી
**ટોડો** પું૦ પગે પહેરવાનું એક ઘરેણું; (૨) બંદૂક સળગાવવાની જાડી લાંબી જામગરી (૩) એક હજાર રૂપિયા; એટલા રૂપિયાથી ભરેલી કોથળી (૪) ટોડાગરાસ (૫) ટોલ્લો (૬) મિનારો (૭) મોખરો; ભાગોળ
**ટોણ(-ણું)** ન૦ જુઓ ટોણો
**ટોણો** પું૦ મહેણું; મર્મવચનનો ડોક (૨) જાદુટોણાં
**ટોપ** પું૦ લોઢાની લશ્કરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) રાંધવાનું મોટું તપેલું (૫) બિલાડીનો ટોપ
**ટોપચું** ન૦ સાહેબની ટોપી (૨) તે પહેરનારો; (તિરસ્કારમાં)
**ટોપરાપાક** પું૦ જુઓ કોપરાપાક
**ટોપરું** ન૦ જુઓ કોપરું
**ટોપલી** સ્ત્રી૦
**ટોપલો** પું૦ મોટી ટોપલી
**ટોપી** સ્ત્રી૦
**ટોપીવાળો** પું૦ યુરોપિયન; ગોરો
**ટોપું** ન૦ આંખની ભમર (૨) ખરાબ દેખાવની ટોપી
**ટોબકું*** ન૦
**ટોયલી** સ્ત્રી૦ લોટી; કસલી
**ટોયલું** ન૦ પહોળા મોંનું ઘીતેલ ભરવાનું વાસણ
**ટોયું** ન૦ દાણાનું માપિયું
**ટોયો** પું૦ બૂમો પાડી ખેતરમાંથી પંખી ઉડાડનારો
**ટોલ** પું૦ કર; દાણ; વેરો (૨) [ક.] ઘરેણું
**ટોલો** પું૦ ટાકણો; મોટી જૂ
**ટોલ્લો** પું૦ બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો (૨) ટલ્લો; વાયદો (૩) ઉડાડવું —ઉછાળવું તે (૪) મોઈના છેડા ઉપર દંડાનો ફટકો મારી તેને ઉડાડવી તે; તેથી થતો અવાજ
**ટોવાવું** અ૦ ક્રિ૦ વગોવાવું; નિંદાવું
**ટોવું** સ૦ ક્રિ૦ બૂમ પાડી પક્ષી ઉડાડવાં [ખેતર સાચવવા] (૨) ટીપે ટીપે પાણી પાડવું
**ટોળ** વિ*૦ (૨) પું૦; સ્ત્રી૦; ન૦ હસવું આવે એવી ક્રિયા અથવા બોલ; મશ્કરીઠઠ્ઠો
**ટોળકી** સ્ત્રી૦ ટોળી
**ટોળટપ્પો** પું૦ મશ્કરીઠઠ્ઠાની વાત
**ટોળટીખળ** ન૦ ટોળ અને ટીખળ
**ટોળબાજી** સ્ત્રી૦ ઠઠ્ઠામશ્કરી
**ટોળાધર્મ** પું૦ પોતાના જ ટોળા-વર્ગ માટે લાગણી
**ટોળાધર્મી** વિ૦ ટોળાધર્મવાળું
**ટોળિયો** પું૦ મશ્કરો; વિદૂષક
**ટોળી** સ્ત્રી૦ મંડળી (૨) વિ૦ મશ્કરું
**ટોળું** ન૦ સમુદાય; સમૂહ
**ટોળો*** પું૦
**ટોંચ** સ્ત્રી૦ ટોંચવાથી પડેલો ખાડો (૨) ફાચર; ફાંસ (૩) મહેણું; ટાણું (૪) ઠપકો; ગોદ
**ટોંચણું** ન૦ ટોંચવાનું ઓજાર; ટાંકણું
**ટોંચવું** સ૦ ક્રિ૦ જુઓ ટોચવું
**ટૌકાર(૦વ)** પું૦ જુઓ ટહુકાર
**ટૌકો** પું૦ જુઓ ટહુકો
**ટ્રસ્ટ** ન૦ ન્યાસ; સુપરત (૨) સાચવણી અને વ્યવસ્થા માટે સુપરત કરેલો પારકો માલ
**ટ્રસ્ટી** પું૦ જેને ટ્રસ્ટ સોંપવામાં આવ્યું હોય તે
**ટ્રામ** સ્ત્રી૦ (ઘોડાથી કે ઘણે ભાગે યાંત્રિક બળથી ચાલતું) એક વાહન

# ઠ

**ઠ** પું૦ મૂર્ધસ્થાની બીજો વ્યંજન
**ઠકઠક** અ૦ (રવ૦)
**ઠકરાઈ(–ત)** સ્ત્રી૦ ઠાકોરપણું (ર) શેઠાઈ; મોટાઈ
**ઠકરાણાં(–ણાં)** ન૦ બ૦ વ૦ ઠાકોરની સ્ત્રી (માનાર્થે)
**ઠકરાણી** સ્ત્રી૦ ઠાકોરની સ્ત્રી
**ઠકરાણો** પું૦ ઠાકોર
**ઠકરાત** સ્ત્રી૦ જુઓ ઠકરાઈ
**ઠકરાતી** વિ૦ ઠકરાતને લગતું
**ઠકરાણું** ન૦ ઠાકોરનું ગામ કે નાનું રાજ્ય
**ઠકરાળાં** ન૦ બ૦ વ૦ જુઓ ઠકરાણાં
**ઠકાર** પું૦ ઠ અક્ષર કે એનો ઉચ્ચાર
**ઠકારાંત** વિ૦ જેને છેડે ઠકાર હોય એવું
**ઠગ** વિ૦ ઠગનારું (ર) એ નામની લૂંટારાની એક જાતનું (૩) પું૦ એ જાતનો માણસ (૪) ઠગનાર
**ઠગણું** વિ૦ ઠગારું; લુચ્ચું
**ઠગબાજી** સ્ત્રી૦ ઠગાઈ; પ્રપંચ
**ઠગવિદ્યા** સ્ત્રી૦ ઠગવાની વિદ્યા–કળા (ર) ઠગબાજી
**ઠગવું** સ૦ ક્રિ૦ ભોળવીને છેતરવું; ધૂતવું
**ઠગવેડા** પું૦ બ૦ વ૦ ઠગ જેવું વર્તન; ઠગાઈ
**ઠગવૈદ** પું૦ જૂઠો વૈદ
**ઠગાઈ** સ્ત્રી૦ ઠગવાની ક્રિયા; ઠગબાજી
**ઠગારું** વિ૦ ઠગે એવું
**ઠઠ** સ્ત્રી૦ ભીડ; ગિરદી; જમાવ
**ઠઠકારવું** સ૦ ક્રિ૦ (રવ૦) ઠપકો દેવો; ધધડાવવું
**ઠ(૦ણ)ઠણવું** અ૦ ક્રિ૦ (રવ૦) ઠણઠણ એવો અવાજ થવો
**ઠઠવ(–વે)ઠ** સ્ત્રી૦ ચાકરી; બરદાશ; મહેમાનગીરી
**ઠઠરવું** અ૦ ક્રિ૦ ઠાઠવાળું—દેખાવડું બનવું
**ઠઠળવું** અ૦ ક્રિ૦ ન અફાતાં અફળાયા કરવું [દાણા માટે] (ર) ખખળી જવું
**ઠડાડવું** સ૦ ક્રિ૦ અડાડી–ધુસાડી દેવું
**ઠઠારવું** સ૦ ક્રિ૦ ઠાઠ કરવો; ખૂબ શણગારવું
**ઠઠારો** પું૦ ઠઠારવું તે; ઠાઠમાઠ
**ઠઠોરી(–ળી)** સ્ત્રી૦ મજાક; મશ્કરી
**ઠઠ્ઠાખોર** વિ૦ ઠઠ્ઠામશ્કરી કરવાની આદતવાળો
**ઠઠ્ઠાબાજી** સ્ત્રી૦ ઠઠ્ઠામશ્કરી
**ઠઠ્ઠામશ્કરી** સ્ત્રી૦
**ઠઠ્ઠો** પું૦ ઠ અક્ષર (ર) મશ્કરી; ઠેકડી
**ઠઠ્યું*** વિ૦ (કા.)
**ઠણક** સ્ત્રી૦ (રવ૦) એવો અવાજ–રણકો (ર) પગનાં જોટવાં ઠણકે એવી ચાલ
**ઠણકવું** અ૦ ક્રિ૦ (રવ૦) ઠણક અવાજ થવો; રણકવું (ર) રણકે એમ ચાલવું (૩) રડી-રડીને રોવું
**ઠણકારવું** અ૦ ક્રિ૦ (રવ૦) ઠણક અવાજ કરવો (ર) ઠણકે એમ ચાલવું
**ઠણકારો** પું૦ (રવ૦)
**ઠણકો** પું૦ ઠણકારો (ર) ઠમકો (૩) ટાઢની ધ્રુજારી; કંપ
**ઠણઠણ** અ૦ (રવ૦) (ખાલી વાસણના જેવો અવાજ)
**ઠણઠણપાક** પું૦ માર
**ઠણઠણપાળ** પું૦ (રવ૦) કંઈ પણ સાધન કે બુદ્ધિ વગરનો આદમી
**ઠણઠણવું** અ૦ ક્રિ૦ જુઓ ઠઠણવું

**ઠણુઠણાટ** પું૰ (રવ૰) ઠણુઠણુ એવો અવાજ
**ઠપ** અ૰ (રવ૰)
**ઠપ(-બ)ક(-કા)વું** અ૰ ક્રિ૰ (રવ૰) ઠપ એવો અવાજ થવો (૨) પછડાવું; ઠોકાવું
**ઠપ(-બ)કાર** પું૰ ઠપકવાનો અવાજ
**ઠપ(-બ)કારવું** સ૰ ક્રિ૰ ઠપકે એમ કરવું; પછાડવું (૨) ઠપકો દેવો (૩) મારવું
**ઠપકો** પું૰
**ઠબ** અ૰ ઠબ એવો અવાજ; ઠપ
**ઠબક(-કા)વું** અ૰ ક્રિ૰ જુઓ ઠપકવું
**ઠબકાર** પું૰ જુઓ ઠપકાર
**ઠબકારવું** સ૰ ક્રિ૰ જુઓ ઠપકારવું
**ઠબલાવું** અ૰ ક્રિ૰ કુટાવું; અફળાવું; ટિચાવું
**ઠમ** અ૰ (રવ૰)
**ઠમક** સ્ત્રી૰ ચાલવાની છટા (૨) ઠમકતી ચાલ
**ઠમકઠમક** અ૰ (રવ૰) (૨) [લા.] વરણાગીમાં
**ઠમકવું** અ૰ ક્રિ૰ ઠમકઠમક એવો અવાજ થવો—કરવો (૨) તેવો અવાજ થાય તેમ ચાલવું
**ઠમકારો** પું૰ ઠમકો; લટકો
**ઠમકો** પું૰ ઠમકવું તે (૨) લટકો
**ઠમઠમ** અ૰ (રવ૰)
**ઠમઠમવું** અ૰ ક્રિ૰ ઠમઠમ એવો અવાજ થવો—કરવો
**ઠમઠમાટ** પું૰ ઠમઠમવું તે (૨) ખાલી ભભકો; પતરાજી
**ઠમ(-વ)ણી** સ્ત્રી૰ વાંચતી વખતે પુસ્તક મૂકવાની ઘોડી
**ઠરઠરાવ** પું૰ પાકો—છેલ્લો ઠરાવ
**ઠરઠામ** ન૰ ઠરીને રહેવાનું—નક્કી ઠેકાણું
**ઠરઠેકાણું** ન૰ જુઓ ઠરઠામ
**ઠરડ** સ્ત્રી૰ જુઓ ઠરડાટ
**ઠરડવું** સ૰ ક્રિ૰ બે કે વધુ દોરાને ભેગો વળ દેવો—આમળવું
**ઠરડાટ** પું૰ વકતા; વાંકાપણું (૨) [લા.] મિજાજ; તોર
**ઠરડાવું** અ૰ ક્રિ૰ વાંકું વળવું; મરડાવું (૨) [લા.] વંકાવું; રિસાવું
**ઠરડું** વિ૰ ઠરડવાળું; વાંકું
**ઠરવું** અ૰ ક્રિ૰ જામવું; તળિયે બેસવું (૨) ઠંડું થવું (૩) ઠંડીથી જામી જવું (૪) નક્કી થવું (૫) શાંત થવું; તૃપ્ત થવું (૬) હોલાઈ જવું (૭) [લા.] સ્થિર થવું
**ઠરાવ** પું૰ ઠરાવેલી—નક્કી કરેલી વાત (૨) નિશ્ચય
**ઠરાવવું** સ૰ ક્રિ૰ નક્કી કરવું (૨) ઠરે—જામે એમ કરવું (૩) ઠંડું કરવું
**ઠરીઠામ** અ૰ મૂળ—અસલ ઠેકાણે (૨) નિરાંતે
**ઠરેલ** વિ૰ પુખ્ત વિચારનું; ડાહ્યું; શાણું
**ઠલવવું** સ૰ ક્રિ૰ જુઓ ઠાલવવું
**ઠવણી** સ્ત્રી૰ જુઓ ઠમણી
**ઠસ** વિ૰ ઠાંસીને—સજ્જડ ભરેલું (૨) સજ્જડ; અક્કડ (૩) આશ્ચર્યચકિત (૪) અ૰ ઠસોઠસ
**ઠસક(-કો)** પું૰ ઠસ્સો; ભભકો; રોફ (૨) ઠમકો; લટકો
**ઠસકબાજ** વિ૰ ચાલાક; ચકોર (૨) પ્રકાશિત; શોભતું (૩) ઠસ્સાવાળું
**ઠસકાદાર** વિ૰ ઠસકાવાળું
**ઠસકો** પું૰ જુઓ ઠસક
**ઠસણિયું** ન૰ અટકણ; ઠેસી
**ઠસણિયો** પું૰ ઉલાળો; મોટી ઠેસ
**ઠસવું** અ૰ ક્રિ૰ મનમાં ઊતરવું—સમજમાં આવવું
**ઠસા(-સો)ઠસ** અ૰ ઠાંસીઠાંસીને ભરાયું હોય એમ
**ઠસાવવું** સ૰ ક્રિ૰ 'ઠસવું'નું પ્રેરક રૂપ
**ઠસ્સાદાર** વિ૰ ઠસ્સાવાળું
**ઠસ્સાબંધ** અ૰ ઠસ્સામાં; ઠસ્સાભેર
**ઠસ્સો** પું૰ ભભકો (૨) રોફ (૩) લટકો
**ઠળક** સ્ત્રી૰ (રવ૰)
**ઠળકવું** અ૰ ક્રિ૰ (રવ૰) ઠળક એવો અવાજ થવો
**ઠળિયો** પું૰ ફળનું કઠણ બી
**ઠંગરાવું** અ૰ ક્રિ૰ જુઓ ઠીંગરાવું
**ઠંડેરવું** સ૰ ક્રિ૰ ખૂબ હલાવવું (૨) ખૂબ વઢવું—ઠપકો દેવો
**ઠંઠેરવું** સ૰ ક્રિ૰ ઠાઠાં ભાગી નાંખવાં; ખૂબ મારવું (૨) છેતરવું
**ઠંઠોળી** સ્ત્રી૰ મજાક; હસણી

ઠંડ(-ડી) સ્ત્રી૦ ટાઢ (૨) શીતળતા (૩) શરદી
ઠંડક સ્ત્રી૦ શીતળતા (૨) [લા.] શાંતિ
ઠંડકિયું વિ૦ ઠંડક કરે એવું (૨) ન૦ ઠંડક કરે એવું ભીનું લૂગડું કે પીણું
ઠંડાઈ(-શ) સ્ત્રી૦ શીતળતા; ઠંડાપણું (૨) [લા.] ધીમાશ; સુસ્તી
ઠંડિલ ન૦ હવન કરવાની નાની ઓટલી; વેદિ
ઠંડી સ્ત્રી૦ જુઓ ઠંડ
ઠંડું વિ૦ ટાઢું; શીતળ (૨) મંદ; સુસ્ત
ઠંસાવું અ૦ ક્રિ૦ ઠાંસીને ભરાવું
ઠા પું૦ સ્થિરતા (૨) ઠરઠેકાણું
ઠાકર પું૦ જુઓ ઠાકોર (૨) એક અટક
ઠાકરડી સ્ત્રી૦ ઠાકરડાની સ્ત્રી
ઠાકરડો પું૦ નાનો ઠાકોર (૨) એ નામની કોળી ધારાળાની એક જાતનો માણસ
ઠાકરાં ન૦ બ૦ વ૦ રજપૂત ગરાશિયા ભીલ વગેરે લોકો (૨) ઠકરાણાં
ઠાકરિયો પું૦ ઠાકોર (૨) વરણાગિયો (૩) એક જાતનો વીંછી
ઠાકરી સ્ત્રી૦ ઠાકોરની સ્ત્રી; ઠકરાણી
ઠાકોર પું૦ ગામ કે ગરાસનો ધણી; નાનો રાજા (૨) ઠાકોરજી
ઠાકોરજી પું૦ દેવની—વિષ્ણુની મૂર્તિ
ઠાગલી સ્ત્રી૦ ઉડાડેલી મોઈને નીચે પડે તે પહેલાં દંડો મારવો તે
ઠાગાઠૈયા પું૦ બ૦ વ૦ કામ કરવાનો દેખાવ કરીને વખત ગાળવો તે
ઠાગું ન૦ ઠગાઈ; છળકપટ (૨) પીરસેલી થાળી; ભાણું
ઠાગો પું૦ છૂપી રીતે એકઠા થવા કરેલી સંતલસ (૨) જુઓ ઠાગલી
ઠાઠ,૦માઠ પું૦ ભપકો; શોભા
ઠાઠડી સ્ત્રી૦ શબને લઈ જવાની વાંસની એક બનાવટ
ઠાઠમાઠ પું૦ જુઓ ઠાઠ
ઠાઠિયું વિ૦ ઠાઠા જેવું–જીર્ણ થઈ ગયેલું; ખખળી ગયેલું (૨) ન૦ તેવું વાહન
ઠાઠી,૦લું વિ૦ ઠાઠવાળું; ભપકાદાર (૨) [લા.] બડાઈનો દેખાવ કરનારું; દાંભિક
ઠાઠું ન૦ હાડપિંજર (૨) છાતી અને થાપાનાં હાડકાં (બ. વ. માં) (૩) ખોખું; કોઈ પણ જીર્ણ થઈ ગયેલી વસ્તુ (૪) ભાગીતૂટી ઢાલ (૫) વરસાદની સખત ઠંડી; હીકળ (૬) બેવાર છડેલી બાજરીના ચોખ્ખા દાણા
ઠાણ ન૦ તબેલો (૨) ઘોડીની ગર્ભાવસ્થા (૩) સ્ત્રી૦ ટાપટીપ; નખરાં
ઠાણિયો પું૦ તબેલો સાફ કરનારો; રાવત (૨) ઊંચી જાતનો ઘોડો (૩) જાર (માણસ)
ઠાલ વિ૦ જાણીતું
ઠામ પું૦; ન૦ સ્થાન; ઠેકાણું (૨) વાસણ
ઠામ,૦ણું ન૦ વાસણ
ઠામ(-મૂ)કું અ૦ સાવ; તદ્દન
ઠામપલટો પું૦ રહેવાસૂવાની જગાનો ફેરફાર
ઠામપાટલો પું૦ ઠામ, પાટલા મૂકવા વગેરે ભોજનની તૈયારી
ઠામબદલો પું૦ ઠામપલટો
ઠામૂકું અ૦ જુઓ ઠામકું
ઠામે(-મો)ઠામ(-મે) અ૦ દરેક જગાએ; ઠેરઠેર
ઠાયું* વિ૦
ઠાર પું૦; ન૦ ઓસ; ઝાકળ (૨) ટાઢી હવા; હીકળ (૩) ઠામ; ઠેકાણું [કવિતામાં] (૪) પું૦ સુતાર (૫) અ૦ ઠરે–મરે એમ ઉદા૦ 'ઠાર મારવું–કરવું'
ઠારક વિ૦ ઠારે—શાંતિ પમાડે એવું (૨) સ્ત્રી૦ (કા.) સંતોષ; નિરાંત
ઠારકો પું૦ સંતોષ; શાંતિ
ઠારવું સ૦ ક્રિ૦ 'ઠરવું'નું પ્રેરક રૂપ
ઠારોઠાર અ૦ ઠેરઠેર
ઠાલવવું સ૦ ક્રિ૦ ખાલી કરવું
ઠાલિયું ન૦ કપાસ કાઢી લીધેલું કાલું
ઠાલું વિ૦ ખાલી; નહિ ભરેલું (૨) નકામું; ધંધા વિનાનું (૩) નહિ વાસેલું; ખુલ્લું (૪) અ૦ નાહક; ફોગટ
ઠાલુંમાલું વિ૦ તદ્દન ઠાલું–ખાલી
ઠાવકાઈ સ્ત્રી૦ ઠાવકાપણું
ઠાવકાપણું ન૦
ઠાવકું વિ૦ ગંભીર; ડાહ્યું; વિવેકી
ઠાંગરું(-ળું) ન૦ પીરસેલું ભાણું
ઠાંગું વિ૦ ધૂર્ત (૨) ન૦ પીરસેલી થાળી; ભાણું
ઠાંકું ન૦ ખીંટી; ખૂટો

**ઠાંસ** સ્ત્રી૦ વણાટની ઘટતા (૨) ખાલી દમ શેખી; બડાઈ (૩) લૂખી ઉધરસ; ઠાંસો

**ઠાંસવું** સ૦ ક્રિ૦ દાબીદાબી ને ભરવું; દાબી દાબીને ખાવુંપીવું (૩) મનમાં ઉતારવું; ઠસાવવું (૪) અ૦ ક્રિ૦ ઉધરસ ખાવી

**ઠાંસી** સ્ત્રી૦ ખાંસી

**ઠાંસો** પું૦ લૂખી ઉધરસ (૨) ગોદો; મુક્કો

**ઠિઠિ(-સિ)યારી** સ્ત્રી૦ મશ્કરી; મજાક

**ઠિઠોળી** સ્ત્રી૦ મજાક; ઠઠોરી

**ઠિસિયારી** સ્ત્રી૦ જુઓ ઠિઠિયારી

**ઠીક** વિ૦ સારું; યોગ્ય; જોઈએ તેવું (૨) સાધારણ (૩) અ૦ વારુ–સારું એ અર્થ બતાવતો ઉદ્ગાર

**ઠીકઠાક** અ૦ બરોબર ગોઠવેલું હોય તેમ

**ઠીકરનાથ** પું૦ ગોસાંઈની એક જાત

**ઠીકરી** સ્ત્રી૦ નાનું ઠીકરું

**ઠીકરું** ન૦ માટીના વાસણનો ભાગેલો કકડો (૨) [લા.] માટીનું વાસણ

**ઠીકાઠીક** અ૦ જેવુંતેવું; કામચલાઉ

**ઠીજવું** અ૦ ક્રિ૦ થીજવું; ઠરી જવું

**ઠીઠિયું** વિ૦ ભાંગ્યુંતૂટયું; જીર્ણ (૨) ન૦ તેવું ઘર

**ઠીઠી** અ૦ (રવ૦) (મોટેથી હસવાનો અવાજ)

**ઠીઠું** ન૦ ભાંગીતૂટી–જીર્ણ અને અવાવરુ ચીજ

**ઠીબ** સ્ત્રી૦ ભાંગેલા હાંલ્લાનો તળિયાનો ભાગ; મોટું ઠીકરું

**ઠીબકું(-લું)** ન૦ ઠીબું (તિરસ્કારમાં)

**ઠીબું** ન૦ માટીનું ઠામ

**ઠીલો** પું૦ ઠળિયો

**ઠીસરું** ન૦ જુઓ ઠીસરો (૨) ઠીઠું

**ઠીસરો** પું૦ મશ્કરી; ચેષ્ટા

**ઠીંગણું** વિ૦ પ્રમાણમાં ઓછી ઊંચાઈનું–ગટું

**ઠીંગરાવું** અ૦ ક્રિ૦ ખૂબ ઠંડી લાગવી-ઠરી જવું (૨) ઠરીને ચોસલું બાઝી જવું (૩) ગંઠાઈ જવું–વધતા અટકી જવું

**ઠીંગાઠોળી** સ્ત્રી૦ ઠઠ્ઠાબાજી; અડપલાં કરી મશ્કરી કરવી તે

**ઠુંગો** પું૦ જુઓ ઠૂંગણ

**ઠુઠવાવું** અ૦ ક્રિ૦ ટાઢથી અકડાઈ જવું–ઠૂજવું

**ઠુઠવો** પું૦ એકદમ મોટેથી રોઈ પડવું તે

**ઠૂણકું** ન૦ ઠીમચું; લાકડાની ભારે ગાંઠ

**ઠૂમકી** સ્ત્રી૦ (પતંગને મરાતો) ધીમો આંચકો

**ઠૂમકો** પું૦ જોરથી મારેલી ઠૂમકી

**ઠૂમરી** સ્ત્રી૦ એક તરેહની ગાયનપદ્ધતિ

**ઠૂમરો** પું૦ પથ્થરનો મણકો (૨) જારનું ભરડકું

**ઠૂશ(-સ)** સ્ત્રી૦ (રવ૦) દમ; અડદાળો (૨) વિ૦ નકામું; નબળું; નિઃસત્ત્વ

**ઠૂસક(-કી)** સ્ત્રી૦ (રવ૦) વાછૂટનો અવાજ

**ઠૂસકું** ન૦ ઠૂઠવો મૂકીને રોવું તે

**ઠૂંગણ** ન૦ કાચુંકોરું ખાવાનું (અફીણ ખાધા ઉપર)

**ઠૂંગણી** સ્ત્રી૦ જુઓ ઠૂંગણ

**ઠૂંગવું** સ૦ ક્રિ૦ ઠાંસીને ખાવું (૨) ઠૂંગણ કરવું

**ઠૂંગાર** પું૦ ઠૂંગણ

**ઠૂંગો** પું૦ જુઓ ઠૂંગાર

**ઠૂંઠવાવું** અ૦ ક્રિ૦ જુઓ ઠુઠવાવું

**ઠૂંઠું** વિ૦ આંગળા વિનાના કે થોડાઘણા કપાઈ ગયેલા હાથવાળું (૨) ન૦ ડાળાં વગેરે કાપ્યાં પછી રહેતું ઝાડનું થડિયું (૩) બીડી પિવાઈ રહ્યા પછી રહેલો ભાગ

**ઠૂંડી** સ્ત્રી૦ હડપચી

**ઠૂંબરો** પું૦ જુઓ ઠૂમરો

**ઠૂંશ(-સ)** સ્ત્રી૦ ખોટો ગર્વ; ઠાંસ

**ઠૂંસલો** પું૦ ગોદો; મુક્કો

**ઠૂંસો** પું૦ જુઓ ઠૂંસલો

**ઠેક,૦ડી** સ્ત્રી૦ મશ્કરી

**ઠેકડિયું** વિ૦ ઠેકડી કરનારું; મશ્કરું

**ઠેકડી** સ્ત્રી૦ જુઓ ઠેક

**ઠેકડો** પું૦ કૂદકો; છલંગ

**ઠેકવું** સ૦ ક્રિ૦ ઠેકડો મારી સામી બાજુ જવું (૨) ઠોકવું (૩) બીબાથી છાપવું (વસ્ત્ર)

**ઠેકાણું** ન૦ રહેવાની જગા; મુકામ (૨) સ્થાન; સ્થળ (૩) [લા.] સ્થિરતા; દૃઢતા; નિશ્ચય (૪) ઢંગ; વ્યવસ્થા

**ઠેકો** પું૦ નરઘાં કે ડફ ઉપર જોરથી દેવાતો તાલ (૨) ઇજારો

**ઠેઠ** અ૦ છેડા લગી

**ઠેઠુ** પું૦ વાટપાડુ; ચોરનો મળતિયો

**ઠેબું** ન૦ પગની ઠેસ

**ઠેર** અ૦ ખરી જગાએ; અસલ ઠેકાણે (૨) ઠાર

**ઠેરઠેર** અ૦ સ્થળેસ્થળે; હરકોઈ ઠેકાણે

**ઠેરવવું** સ૦ ક્રિ૦ નક્કી કરાવવું (૨) સ્થિર કરવું; હાલી જાય નહિ એમ કરવું (૩) અટકાવવું; રોકવું
**ઠેરવું** અ૦ ક્રિ૦ બનવું; થવું (૨) રહેવું; થોભવું
**ઠેરાણું** ન૦ ઠેકાણું; મુકામ
**ઠેરાવું** અ૦ ક્રિ૦ સ્થિર થવું (લખવામાં હાથનું) (૨) નક્કી થવું
**ઠેલણગાડી** સ્ત્રી૦ ઠેલીને ચલાવવાની ગાડી; ઠેલો (૨) ચાલણગાડી (૩) બાબાગાડી
**ઠેલ(૦વ)વું** સ૦ ક્રિ૦ હડસેલવું; ધકેલવું
**ઠેલંઠેલ(-લા)** સ્ત્રી૦ ઠેલાઠેલ
**ઠેલાઠેલ** સ્ત્રી૦ ઉપરાઉપરી-સામસામી ઠેલવું તે
**ઠેલો** પું૦ હડસેલો (૨) ઠેલીને લઈ જવાની ગાડી
**ઠેશ(-સ)** સ્ત્રી૦ ઠોકર (૨) હલકી લાત (૩) નાનું અટકણ—ઉલાળી (૪) નાની ફાચર
**ઠેશી(-સી)** સ્ત્રી૦ ફાચર (૨) ઉલાળી
**ઠેસણિયું** ન૦ અટકણ; ઠેસ
**ઠેસવું** સ૦ ક્રિ૦ ઠોકર મારવી (૨) ન૦ પગની ઠોકર—લાત
**ઠેં** અ૦ સ્તબ્ધ; છક (૨) ધરાઈ ગયું હોય એમ (૩) લોથપોથ; થાકી ગયું હોય એમ
**ઠેંઠણેઠેં** અ૦ ઠેરના ઠેર; મૂળ ઠેકાણે
**ઠોક** પું૦; સ્ત્રી૦ પ્રહાર; ગડદો (૨) ઠપકો (૩) ટાણો
**ઠોકઠાક** સ્ત્રી૦ આમતેમ ઠોકવું તે
**ઠોકર** સ્ત્રી૦ ઠેસ; ચાલવામાં પગનું વસ્તુ સાથે ટિચાવું તે (૨) [લા.] ભૂલ (૩) ખોટ
**ઠોકરાવું** અ૦ ક્રિ૦ ઠોકર ખાવી
**ઠોકવું** સ૦ ક્રિ૦ એક વસ્તુને બીજી વસ્તુ સાથે જોરથી અફાળવી (૨) માર મારવો (૩) ગપ મારવી
**ઠોકંઠોકા** સ્ત્રી૦ વારંવાર-ઉપરાઉપરી ઠોકવું તે (૨) તેની ગરબડ
**ઠોકાઠોક** સ્ત્રી૦ જુઓ ઠોકંઠોકા
**ઠોકારવું** સ૦ ક્રિ૦ ઠોકીને બેસાડવું; ઠોકવું
**ઠોકો** પું૦ ઠોક; ફટકો (૨) તેનો અવાજ
**ઠોઠ** વિ૦ ઓછી અક્કલ—સમજવાળું; જડસું
**ઠોઠડાઈ** સ્ત્રી૦ (કા.) ઠોઠપણું
**ઠોઠડું** વિ૦ (કા.) ઠોઠ
**ઠોઠા** પું૦ બ૦ વ૦ બાફેલા આખા ઘઉં
**ઠોઠિયું** વિ૦ જુઓ ઠાઠિયું (૨) ન૦ કુલ્લાનું ફેંદાશિયું
**ઠોઠું*** ન૦
**ઠોણ** સ્ત્રી૦ વાંધો; નુકસાન
**ઠોબરું(-ળું)** વિ૦ ઘાટ વિનાનું; કદરૂપું (૨) ન૦ ધાતુ અથવા માટીનું વાસણ
**ઠોબારી** વિ૦ મૂર્ખ; ઠોઠ
**ઠોયો** પું૦ ખાંપો; સપાટી પર નીકળેલો ઠોયો
**ઠોર** પું૦ એક મીઠાઈ (૨) ન૦ ઠામ; ઠેકાણું
**ઠોરમૂઠી** સ્ત્રી૦ નાનાં છોકરાંની એક રમત
**ઠોરવું** સ૦ ક્રિ૦ ઠોરમૂઠીની રમતમાં મૂઠી ઉપર મૂઠી માંડવી
**ઠોલવું** સ૦ ક્રિ૦ ચૂંટી–તોડી ખાવું
**ઠોવું** સ૦ ક્રિ૦ રોકવું
**ઠોળિયું** વિ૦ મૂર્ખ; ઠોઠ (૨) ઢંગધડા વગરનું; અંટોળકાટલા જેવું (૩) ન૦ સ્ત્રીઓના કાનનું એક ઘરેણું
**ઠોળિયો** પું૦ ઠઠ્ઠા કરનારો માણસ (૨) ઠોઠ –ઠોળિયો માણસ
**ઠોંસવું** અ૦ ક્રિ૦ ઠાંસવું; ખાંસવું (૨) સ૦ ક્રિ૦ ઠાંસવું; ગદડીને ભરવું
**ઠોંસાઠોકર** સ્ત્રી૦ ઠોંસો અને ઠોકર
**ઠોંસાબાજી** સ્ત્રી૦ સામસામે ઠોંસા મારવા તે
**ઠોંસો** પું૦ જુઓ ઠાંસો

# ડ

**ડ** પું૦ મૂર્ધસ્થાની ત્રીજો વ્યંજન

**ડકડક** અ૦ (રવ૦)

**ડકાર** પું૦ ડ અક્ષર અને એનો ઉચ્ચાર

**ડકારાંત** વિ૦ જેને છેડે ડ હોય એવું

**ડકારી** સ્ત્રી૦ ઓડકાર (૨) વીણાનો અવાજ

**ડક્કાવાળો** પું૦ ડક્કાનો માલિક

**ડક્કો** પું૦ વહાણનો માલ ચડાવવાઉતારવા બાંધેલો ઘાટ; 'ડૉક' (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ

**ડખલ** સ્ત્રી૦ જુઓ દખલ

**ડખલિયું** વિ૦ જુઓ દખલિયું

**ડખળિયું** ન૦ શાક નાખીને કરેલી દાળ કે કઢી

**ડખું** ન૦ શાક વગેરે નાંખી કરેલી દાળ

**ડખો** પું૦ જુઓ ડખું (૨) [લા.] ગોટાળો; ખીચડો (૩) વાંધો; ઝઘડો

**ડખોળવું** સ૦ ક્રિ૦ ડહોળી નાખવું

**ડગ,૦લું** ન૦ પગલું (૨) તેનું અંતર

**ડગડ(-મ)ગ** વિ૦ ડગમગતું

**ડગડ(-મ)ગવું** અ૦ ક્રિ૦ આમ તેમ ડોલવું –હાલવું (૨) [લા.] નિશ્ચયમાંથી ઢચુપચુ થવું–હાલવું

**ડગડગો** પું૦ મનનો ડગમગાટ (૨) શંકા; સંશય (૨) અવિશ્વાસ; વહેમ

**ડગમગ** વિ૦ જુઓ ડગડગ

**ડગમગવું** અ૦ ક્રિ૦ જુઓ ડગડગવું

**ડગમગાટ** પું૦ ડગમગવું તે

**ડગર** સ્ત્રી૦ વાટ; રાહ (૨) ધરડ; ચીલો

**ડગરી** સ્ત્રી૦ ડોકરી; ડોશી

**ડગરું** ન૦ ઘરડું માણસ; ડોસલું

**ડગરો** પું૦ ડોકરો; ડોસો

**ડગલી** સ્ત્રી૦ નાનું ડગલું–અંગરખું (૨) નાનું પગલું–ડગલું

**ડગલું** ન૦ જુઓ ડગ; (૨) જાડું બદન

**ડગલો** પું૦ મોટો અંગરખો; કોટ

**ડગવું** અ૦ ક્રિ૦ ડગમગવું (૨) નિશ્ચયમાંથી પાછા પડવું–હઠવું

**ડગળી** સ્ત્રી૦ નાનું ડગળું (૨) ડાગળી; સમજશક્તિ

**ડગળું** ન૦ જાડો, મોટો કકડો અથવા ફાડિયું

**ડગુમગુ** વિ૦ (૨) અ૦ ડગમગ; અસ્થિર

**ડચ** અ૦ (રવ૦) (૨) ન૦ જીભ થડકાવીને કરાતો નકારસૂચક અવાજ (૩) બળદ વગેરે હાંકતાં કરાતો અવાજ (૪) પું૦ વલંદો

**ડચકારવું** સ૦ ક્રિ૦ ડચ એવો અવાજ કરીને પ્રેરવું–હાંકવું

**ડચકારી** સ્ત્રી૦ (રવ૦) ડચ એવો અવાજ

**ડચકારો** પું૦ જુઓ ડચકારી

**ડચકિયું** ન૦ (રવ૦) પાણીમાં ગૂંગળાતાં કે રડતાં કે મુશ્કેલીથી ગળતાં ગળાની બારીમાંની થતો ડચક એવો અવાજ

**ડચકું** ન૦ જુઓ ડચકિયું (૨) ચીર; કકડો (ડુંગળીનો)

**ડચકો** પું૦ ઓગળ્યા વગરનો કે બફાયા વગરનો ગાંગડો; લોદો (૨) ડુંગળીની ચીર–કાકરો

**ડચૂરો** પું૦. ગળા કે છાતીમાં રૂંધામણ

**ડચ્ચો** પું૦ ડૂચો; ડટ્ટો

**ડઝન** વિ૦ બાર (૨) ન૦ બારનો સમૂહ

**ડટ(-ટ્ટ)ણુ** વિ૦ દટાયેલું; જમીનની અંદરનું (૨) ન૦ દટણ; ખાળકૂવો

**ડટંતર** ન૦ દુનિયા હટાઈ જાય એવો ઈશ્વરી કોપ; મહાવિનાશ
**ડટ્ટણ** વિ૰ (૨) ન૦ જુઓ ડટણ
**ડટ્ટો** પું૦ ડાટો; ડાટા તરીકે વાપરેલો ડૂચો
**ડડળવું** અ૦ ક્રિ૦ દોહળું-અશક્ત થવું
**ડઠર** વિ૦ લાગણી વગરનું; બુઠ્ઠું
**ડઠો** પું૦ ડ અક્ષર
**ડણક*** સ્ત્રી૦ (કા.)
**ડણકવું*** અ૦ ક્રિ૦ (કા.)
**ડણું** ન૦ જાડું ડફણું (૨) તોફાની ગાયભેંસના ગળામાં નખાતું લાકડું; ડેરો
**ડપ(-બ)કા(૦મ)ણું** ન૦ દબડાવવું તે
**ડપ(-બ)કાવવું** સ૦ ક્રિ૦ દબડાવવું; ધમકાવવું
**ડપ(-બ)કી** સ્ત્રી૦ ડૂબકી
**ડપ(-બ)કું** ન૦ ડૂબકું; ડૂબકી
**ડપ(-બ)કા** પું૦ બ૦ વ૦ દોહવાના અંતમાં કઢાતી સેરો
**ડપ(-બ)કો** પું૦ પ્રવાહીનો મોટો છાંટો (૨) ધાબું; ડાઘો (૩) [લા.] વહેમ; શંકા (૪) ફાળ; ધ્રાસકો (૫) એકલા લોટનું જ કરેલું ભજિયું
**ડપટ** વિ૦ અવડું; દોપટ (૨) સંતાડેલું
**ડપટવું** સ૦ ક્રિ૦ સંતાડવું (૨) લુચ્ચાઈથી હાથ કરી લેવું; દબાવી બેસવું
**ડપેટો** પું૦ ખૂબ જોરમાં દોડવું તે
**ડપોટો** પું૦ ખાંડ વગેરે ભરવાનો બે પડવાળો કોથળો
**ડફ** સ્ત્રી૦; ન૦ એક વાદ્ય (૨) અ૦ ઝટ
**ડફડાવવું** અ૦ ક્રિ૦ હંકારવું [હોડીવાળાઓની બોલીમાં] (૨) દબડાવવું; ધમકાવવું
**ડફડું** ન૦ નાનું ડફ (૨) ડફણું
**ડફણાવવું** સ૦ ક્રિ૦ ડફણા વડે મારવું
**ડફણું** ન૦ નાનો, જાડો દંડૂકો—ધોકો
**ડફલાવવું** સ૦ ક્રિ૦ હચમચાવી દેવું (૨) હેરાન કરવું
**ડફાંસ** સ્ત્રી૦ ખોટી બડાશ; ડંફાસ
**ડફોળ.** વિ૦ જડસું; અવફૂર
**ડફ્ફલ** વિ૦ વાથી ફૂલી ગયેલું
**ડબકચૂરી** સ્ત્રી૦ એક પક્ષી
**ડબકડોયાં** ન૦ બ૦ વ૦ (રવ૦) પાણીમાં ડૂબકાં
**ડબકવું** અ૦ ક્રિ૦ (રવ૦) ડૂબકાં ખાવાં
**ડબકા** પું૦ બ૦ વ૦ જુઓ ડપકા
**ડબકા(૦મ)ણું** ન૦ જુઓ ડપકાણું
**ડબકામણ(-ણું)** ન૦ જુઓ ડપકામણ
**ડબકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ડપકાવવું
**ડબકી** સ્ત્રી૦ ડૂપકી; ડપકી
**ડબકીડોળ*** સ્ત્રી૦ (કા.)
**ડબકીડોળો*** પું૦ (કા.)
**ડબકું** ન૦ જુઓ ડૂબકું
**ડબકો** પું૦ જુઓ ડપકો
**ડબગર** પું૦ નગારાં પર ચામડાં મઢનારો; છત્રી ઇત્યાદિ પર રંગરોગાન કરનારો
**ડબડબ** અ૦ (રવ૦)(૨) ઝટઝટ; એકપછી એક
**ડબડબાટ** પું૦ પેટ ચડવું તે (૨) [કા.] કોઈ બોલતું હોય તેમાં વચ્ચે બોલબોલ કરવું તે (૩) વગર કામે વધારા પડતું બોલવું તે (૪) મર્યાદા છોડીને સામું બોલવું તે
**ડબડી(-રી)** સ્ત્રી૦ નાનું ડબડું
**ડબડું** ન૦ ચામડાનું કુલ્લું (ઘી–તેલ ભરવાનું)
**ડબડો** પું૦ મોટું ડબડું
**ડબરી** સ્ત્રી૦ જુઓ ડબડી
**ડબરું** વિ૦ ફિક્કું; ડેફરાયેલું (૨) મંદ; જડ; સુસ્ત (૩) ન૦ પાતળા ચામડાનું કુલ્લું
**ડબરો** પું૦ તાંબાપિત્તળનો ડબો *
**ડબલું** ન૦ ચામડાનું વાસણ; કુલ્લું (૨) વગર પકવેલું હાંલ્લું; લોટું (૩) પતરાનું લોટું
**ડબાડબ** અ૦ (રવ૦) ડબડબ (આંસુ પાડવાં) (૨) સ્ત્રી૦ જુઓ ડબડબાટ (અર્થ ક્રમાંક ૨ અને ૩)
**ડબી(-બ્બી)** સ્ત્રી૦ દાબડી
**ડબીર** પું૦ મહેતો; હિસાબ લખનારો
**ડબું** ન૦ કડછી
**ડબૂક** અ૦ (રવ૦) (ડૂબવાનો અવાજ)
**ડબૂચો** પું૦ ડૂચો
**ડબૂસું** ન૦ ડબૂસો
**ડબૂસો** પું૦ વહાણનો પાછળનો ભાગ
**ડબો(-બ્બો)** પું૦ દાબડો (૨) રેલગાડીનો ડબો (૩) ઘડિયાળનો ડબ્બો (૪) એક જાતનું ફાનસ (૫) કોળિયો (૬) હરાયાં ઢોર પૂરવાનો વાડો

**ડબોવવું** સ૦ ક્રિ૦ ડુબાવવું; ઝબકોળવું

**ડબોળવું** સ૦ ક્રિ૦ જુઓ ડબોવવું (૨) અપવિત્ર કરવું

**ડબ્બી** સ્ત્રી૦ ડબી; ડાબડી

**ડબ્બો** પું૦ જુઓ ડબો

**ડભાયણું** ન૦ ડામ દેવાનું ઓજાર—સાધન (૨) ભયનું ઠેકાણું

**ડમકવું** અ૦ ક્રિ૦ (રવ૦) [ડમરુનું] વાગવું

**ડમકો** પું૦ ડંકો

**ડમખળ** ન૦ તોફાન; ધાંધલ; ધમાલ (સવારીની)

**ડમડમ** સ્ત્રી૦ ડંકાનો અવાજ (૨) ગરબડ; તોફાન (૩) ન૦ ડંકા જેવું એક લશ્કરી વાદ્ય

**ડમડમાક** પું૦ ડમડમનો અવાજ

**ડમડોળ** વિ૦ ડામાડોળ; અસ્થિર (૨) અપૂર્ણ; અધૂરું

**ડમણિયું** ન૦ બે બળદની નાની ગાલ્લી

**ડમણી** સ્ત્રી૦ ડમણિયું (૨) નાની લાકડી (૩) શેરડીનો કકડો

**ડમણું** ન૦ જુઓ ડમણી

**ડમર(-રી)** સ્ત્રી૦ (કા.) જુઓ ડંમર

**ડમરવું** અ૦ ક્રિ૦ વનસ્પતિનું ફાલવું—નવાં પાન આવવાં

**ડમરાણ** ન૦ (કા.) જુઓ ડંમર

**ડમરુ** ન૦ એક વાદ્ય; ડાકલું

**ડમરો** પું૦ એક સુગંધીદાર વનસ્પતિ

**ડમાક** પું૦ રોફ; ભપકો; ઠાઠ

**ડમાકદાર** વિ૦ ડમાકવાળું

**ડયાળ** ન૦ એક પક્ષી

**ડર** પું૦ ભય; બીક

**ડરકણ** વિ૦ બીકણ

**ડરકુ(-પોક)** વિ૦ જુઓ ડરકણ

**ડરવું** અ૦ ક્રિ૦ બીવું

**ડરામણી** સ્ત્રી૦ ધમકી; બીક; સતામણી

**ડરામણું** વિ૦ ડર લાગે એવું; ભયાનક (૨) ન૦ ડરામણી

**ડરુ** વિ૦ ડરી ગયેલું; છળી ગયેલું (૨) ડરકણ

**ડલી(-ળી)** સ્ત્રી૦ ઘોડાની પીઠ પર જીનની નીચે નાખવાની ઊનની ગોદડી

**ડવક** ન૦ એક પક્ષી

**ડસ** પું૦ ડંશ; વેરની લાગણી

**ડસકડસક** અ૦ (રવ૦) ડસકાં ખાતું હોય એમ (૨) રહી રહીને

**ડસકલું** ન૦ ડસકું (લાલિત્યવાચક) (૨) એડી; હેડ

**ડસકલો** પું૦ ભારે-વજનદાર એડી

**ડસકવું** અ૦ ક્રિ૦ ડૂસકાં ખાવાં

**ડસકું** ન૦ જુઓ ડૂસકું

**ડસડસવું** અ૦ ક્રિ૦ ડૂસકાંથી રૂંધાવું (૨) મનમાં અકળાઈ રહેવું

**ડસવું** સ૦ ક્રિ૦ કરડવું; ડંશ દેવો

**ડહાપણ** ન૦ ડાહાપણું; શાણપણ

**ડહોળવું** સ૦ ક્રિ૦ (પ્રવાહીને) હલાવવું (૨) [લા.] ખૂબ કામોમાં પડવું (૩) [આંખ લાલ થાય ત્યાંસુધી] ચોળવી

**ડહોળું** વિ૦ ડહોળાયેલું

**ડહોળો** પું૦ ડહોળાયેલું પ્રવાહી (૨) અફીણનો રસ

**ડળકડળક** અ૦ ફોરાં રૂપે એક પછી એક નીકળે એમ

**ડળકવું** અ૦ ક્રિ૦ લલચાવું; દાઢ સળકવી

**ડળવું** અ૦ ક્રિ૦ સડી જવું-ખોખાં થઈ જવાં (૨) લાલસામાં લીન થઈ જવું (૩) ભાગી પડવું—ઢગલો થઈ જવો

**ડળી** સ્ત્રી૦ જુઓ ડલી

**ડંકવું** અ૦ ક્રિ૦ (કા.) પ્રાણ જવામાં વિલંબ થવો (૨) છેલ્લા શ્વાસ લેવા (૩) [જોડાનું] ડંખવું

**ડંકાપલ્લવી** સ્ત્રી૦ ડંકા વગાડી હુકમ આપવાની લશ્કરી સાંકેતિક ભાષા

**ડંકો** પું૦ નગારું; ઢોલ (૨) ઘોડાની પીઠ ઉપર બે બાજુ લટકાવેલાં ઢોલ (૩) [લા.] ફતેહનો અવાજ; ફતેહ

**ડંખ** પું૦ ચટકો; દંશ (૨) કીનો; વેર (૩) આંકડો; ઝેરી કાંટો—અણી

**ડંખવું** સ૦ ક્રિ૦ દંશ દેવો; આંકડો મારવો; કરડવું (૨) [લા.] (જોડા નાના હોવાથી) પગને ઈજા થવી (૩) મનમાં ખટકવું

**ડંખીલું** વિ૦ ડંખવાળું

**ડંગોરિયું** વિ૦ ડંગોરાથી કામ લે એવું; મારામારી કરે એવું

**ડંગોરું** ન૦ ડંગોરો

**ડંગોરો** પું૦ જાડી ટૂંકી લાકડી; ધોકો
**ડંડાબાજી** સ્ત્રી૦ ડંડા—લાકડીની મારામારી
**ડંડાસણુ** ન૦ મોરનાં પીંછાંનો બનાવેલો સાવરણો
**ડંડી(-ડૂ)કો** પું૦ નાનો ડંડો; દંડૂકો
**ડંડો** પું૦ જાડી ટૂંકી લાકડી; ડંગોરો
**ડંફાશ(-સ)** સ્ત્રી૦ જુઓ ડફાંસ
**ડંભારણુ** ન૦ ડભાયણું; ડાંભવાનું સાધન (૨) [લા.] મર્મમાં વાગે એવું કટાક્ષવચન
**ડભાવવું** સ૦ ક્રિ૦ ડામ દેવરાવવો
**ડમર** પું૦ (ફા.) હવામાં ઊડતી ધૂળના ગોટાનો સમૂહ
**ડાઈ** સ્ત્રી૦ સુલેહ; સંધિ
**ડાક** સ્ત્રી૦ ટપાલ (૨) મુસાફરો, ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૨) ન૦ ડાકલું
**ડાકગાડી** સ્ત્રી૦ ટપાલ લઈને જનારી ગાડી; 'મેલ'
**ડાકઘર** ન૦ ટપાલઑફિસ
**ડાકચોકી** સ્ત્રી૦ ડાકની સલામતી માટે રાખેલી ચોકી
**ડાકડમાક** પું૦ ઠાઠમાઠ; ભભકો
**ડાકડમાળ** પું૦ ઘરનો જૂનો પરચૂરણ સામાન
**ડાકણ** સ્ત્રી૦ એક જાતની ભૂતડી; મેલીવિદ્યા જાણનારી સ્ત્રી (૨) જેની નજર લાગે એવી સ્ત્રી (૩) ગાજરનું ડીંટું અને અંદરનો કઠણ રેસો
**ડાકણકૂંડાળું** ન૦ ઉતારની આસપાસ કરેલું પાણીનું કૂંડાળું
**ડાકણકૂંડું** ન૦ જુઓ ડાકણકૂંડાળું
**ડાકણકોઠો** પું૦ છોકરીઓ ધૂળની પાળ વડે સાત કોઠા પાડી જે રમત રમે છે તેમાંનો દરેક કોઠો
**ડાકણી** સ્ત્રી૦ ડાકણ; પિશાચિણી
**ડાકણું** વિ૦ ડાકણ જેવું; ખાઈ જાય એવું
**ડાકબંગલો** પું૦ મુસાફરી કરતા સરકારી અમલદારોને ઊતરવાનો બંગલો
**ડાકલિયો** પું૦ ડાકલું વગાડનારો
**ડાક(-ખ)લી** સ્ત્રી૦ સાપે ગળામાંથી કાઢેલો અવાજ (૨) જુઓ ડાખલું
**ડાક(-ખ)લું** ન૦ એક જાતનું વાદ્ય; ડુગડુગિયું
**ડાકિની** સ્ત્રી૦ ડાકણી
**ડાકિયું** વિ૦ જુઓ ડાકણું
**ડાકિયો** પું૦ ખાઉધરો માણસ
**ડાકુ** પું૦ લૂંટારો; ધાડપાડુ
**ડાકું** વિ૦ અપમાનિત; બટ્ટો લાગેલું
**ડાકો** પું૦ લૂંટારો; ધાડપાડુ (૨) ધાડ
**ડાખલી** સ્ત્રી૦ જુઓ ડાકલી
**ડાખલું** ન૦ જુઓ ડાકલું
**ડાગવું** અ૦ ક્રિ૦ નોંધવું
**ડાગળી** સ્ત્રી૦ સમજશક્તિ (૨) થીંગડી; ડગળી
**ડાગળો** પું૦ વિદૂષક; રંગલો (૨) ઠાટો; ઢૂચો
**ડાઘ(-ઘો)** પું૦ (ગંદો દેખાય એવો) ડપકો (૨) [લા.] કલંક; બટ્ટો
**ડાઘાડૂઘી** સ્ત્રી૦ ડાઘાડાઘા; ડાઘા પડીને થતી અસ્વચ્છતા
**ડાઘિયું** વિ૦ ખારીલું; વેર રાખે એવું (૨) ફાડી ખાય તેવું; વિકરાળ
**ડાઘિયો** પું૦ ડાઘિયો કૂતરો
**ડાઘી** વિ૦ જુઓ ડાઘિયું
**ડાઘુ** પું૦ મડદાને બાળવા લઈ જનારો; ખાંધિયો
**ડાઘેલ** વિ૦ ડાઘાવાળું (૨) ખારીલું (૩) બળેલું; દઝાયેલું
**ડાઘો** પું૦ જુઓ ડાઘિયો (૨) જુઓ ડાઘ
**ડાઘોડૂઘો** પું૦ ડાઘો (એકાદપણું બતાવવા)
**ડાચાકૂટ** સ્ત્રી૦ નકામું બોલબોલ કરવું તે—લવારો
**ડાચાકૂટિયું** વિ૦ ડાચાકૂટ કરે એવું
**ડાચાબળ** ન૦ ડાચાનું—બોલવાનું જોર
**ડાચાબળિયું** વિ૦ ડાચાકૂટ કરતાં થાકે નહિ તેવું
**ડાચું** ન૦ જડબું (૨) મોં (તિરસ્કારમાં)
**ડાટ** પું૦ ભારે નાશ; ખુવારી
**ડાટણું** ન૦ બારસાખની ઉપરનું લાકડું (૨) ડાટો
**ડાટવું** સ૦ ક્રિ૦ દાટવું; ભોંયમાં દાબવું (૨) સંતાડવું (૩) ધમકાવવું
**ડાટી** સ્ત્રી૦ દાટી; ભીડ; ગિરદી (૨) ધમકી
**ડાટો** પું૦
**ડાડવું** અ૦ ક્રિ૦ આજીજી કરવી
**ડાડિયું** ન૦ આજીજી; વિનંતિ
**ડાડુ** સ્ત્રી૦ ડાડિયું; વિનંતિ

**ડાઢવું*** સ૦ ક્રિ૦ (કા.)
**ડાફર** સ્ત્રી૦ નકામું આમતેમ જોવું—ખાલાં મારવાં તે
**ડાફરિયું** ન૦ જુઓ ડાફર
**ડાફાડોળ** સ્ત્રી૦ (કા.) કોઈપણ વાતમાં વચ્ચે ડહાપણ ડહોળવું તે
**ડાફું** ન૦ કરડવા પહોળું કરેલું મોં
**ડાફોડિ(-ળિ)યું** ન૦ ડાફરિયું
**ડાબકો*** પું૦
**ડાબડી(-લી)** સ્ત્રી૦ જુઓ દાબડી
**ડાબડો(-લો)** પું૦ જુઓ દાબડો
**ડાબણિ(-રિ)યું** ન૦ દાબવાના કામમાં લેવાતું વજન; દાબવાનું યંત્ર (૨) બારસાખના ચોકઠા ઉપરનું દબાણ રાખનારું વજન (૩) એક પહોળા મોંનું વાસણ
**ડાબલિયાળ(-ળું)** વિ૦ જેમાં દબાણ માટે 'સ્પ્રિંગ'-કમાન હોય એવું
**ડાબાજમણી(-ણું)** અ૦ ડાબી અને જમણી બન્ને બાજુએ (૨) વારાફરતી બન્ને બાજુએ (૩) ડાબાનું જમણું ને જમણાનું ડાબું થાય તેમ (૪) [લા.] પક્ષપાતથી
**ડાબિયેળ** વિ૦ જુઓ ડાબોડિયું
**ડાબું** વિ૦ જમણાથી ઊલટું (૨) [લા.] અળખામણું; અળગું
**ડાબેરી** વિ૦ જુઓ ડાબોડિયું
**ડાબો(-બો)ડિયું** વિ૦ ડાબે હાથે કામ કરવાની આદતવાળું
**ડાબોડી** વિ૦ જુઓ ડાબેરી
**ડાભ,૦ડો** પું૦ એક જાતનું ઘાસ—દર્ભ
**ડાભસૂળિયું** ન૦ એક જાતનું ઘાસ
**ડાભો** પું૦ એક જાતનું શાક
**ડાભોડિયું** વિ૦ જુઓ ડાબોડિયું
**ડામ** પું૦ ગરમગરમ વસ્તુ ચામડી ઉપર ચાંપી દેવી તે; ચપકો (૨) [લા.] કલંક; લાંછન (૩) કંઈ નહિ; ટીકો (તિરસ્કારમાં)
**ડામચિયો** પું૦ ગોદડાં વગેરે મૂકવાની ઘોડી (૨) ડાંસ; મચ્છર
**ડામણ** ન૦ ઘોડાંગધેડાં નાસી ન જાય તે માટે તેમના પગને જકડવાનું દોરડું (૨) રેંટિયાના પૈડાનાં પાંખિયાં—બાંધવાની દોરી (૩) અંગરખાના છેડાનું ઓટણ (૪) (વહાણ જમણી તરફ વાળવા) સુકાન ડાબી તરફ ફેરવવું તે
**ડામર** પું૦ કોલટાર
**ડામવું** સ૦ ક્રિ૦ ડામ દેવો (૨) ડામણ બાંધવું (૩) મહેણું મારવું
**ડામાડોળ** વિ૦ અસ્થિર; ડોલતું; અનિશ્ચિત
**ડામીજ(-સ)** વિ૦ ગુનેગાર તરીકે પંકાયેલું; બદમાશ
**ડામેલ** વિ૦ ડામેલું
**ડાયરી** સ્ત્રી૦ રોજનીશી; તે નોંધવાની ચોપડી
**ડાયરો** પું૦ નાત; જમણ (રજપૂતોમાં) (૨) ઘરડા અને અનુભવી લોકોનો સમુદાય –રાવણું (૩) [કા.] અંગત માણસોનું મંડળ; કાઠી–ગરાસિયાનું મંડળ
**ડાર*** ન૦ (કા.)
**ડારવું** સ૦ ક્રિ૦ ડરાવવું; ધમકી દેવી (૨) મના કરવી; અટકાવવું
**ડારો** પું૦ ધમકી; ઠપકો
**ડારોડફારો** પું૦ (કા.) સામાને ધાક રહે એવી ચેષ્ટા
**ડાલી** સ્ત્રી૦ ટોપલી (૨) ભેટનાં ફૂલફળાદિની ટોપલી
**ડાલું** ન૦ ઢોરનો ખાણનો ભરેલો ટોપલો (૨) વાંસ કે ઘાસનો ઊભો કંડિયો
**ડાહીનો ઘોડો** પું૦ એક બાલરમત
**ડાહ્યલું** વિ૦ દોઢડાહ્યું; ચાંપલું
**ડાહ્યું** વિ૦ ડહાપણવાળું; સમજુ
**ડાહ્યુંમડરું** વિ૦ બહારથી ડાહ્યું અને ઠાવકું દેખાતું (૨) તદ્દન ડાહ્યું; શાણું
**ડાળ** સ્ત્રી૦; ન૦ ડાળું
**ડાળખી** સ્ત્રી૦ નાની ડાળ
**ડાળખું** ન૦ નાનું ડાળું
**ડાળી** સ્ત્રી૦ નાનું ડાળું
**ડાળું** ન૦ મુખ્ય થડમાંથી નીકળતો ફાંટો; શાખા
**ડાંક(-ખ)** પું૦ લીલી, મોટી માખ (૨) નંગની નીચે તેનો પ્રકાશ વધે તે માટે મુકાતી ચકચકિત પતરી (૩) ધાતુના સાંધા પૂરવામાં વપરાતો પદાર્થ
**ડાંખરું*** વિ૦
**ડાંખળી** સ્ત્રી૦ ડાળમાંથી ફૂટેલી નાની ડાળી
**ડાંખળું** ન૦ ડાંખળી

**ડાંગ** સ્ત્રી૦ લાંબી મજબૂત લાકડી
**ડાંગ(-ગે)ર** સ્ત્રી૦ એક ધાન્ય, જેમાંથી ચોખા નીકળે છે.
**ડાંકુ** ન૦ (કા.) કઠણ ડાંખળી
**ડાંડ,૦ગું** વિ૦ છડું; બૈરીછોકરાં વિનાનું (૨) ડંડાથી કામ લેનાર; લંડ (૩) નાગું; લબાડ; લુચ્ચું
**ડાંડગાઈ** સ્ત્રી૦ જુઓ ડાંડાઈ
**ડાંડગી** સ્ત્રી૦ જુઓ ડાંડગાઈ
**ડાંડગું** વિ૦ જુઓ ડાંડ
**ડાંડલી** સ્ત્રી૦ ઝીણી ડાળી (૨) પાનની ડાંખળી (૩) નાનો હાથો
**ડાંડલો** પું૦ મોટી ડાંડલી (૨) ઘરેણાનો આંકડો (જેમકે વાળીનો)
**ડાંડાઈ** સ્ત્રી૦ ડાંડપણું; નાગાઈ
**ડાંડિયું** વિ૦ ડાંડાઈ કરનારું; ડાંડ (૨) ન૦ લૂગડાનો જરેલો ફાટેલો ભાગ વચ્ચેથી કાઢી નાખી બે છેડા સાંધી પહેરવાલાયક કરેલું કપડું
**ડાંડિયારાસ** પું૦ ડાંડિયાથી રમવાનો રાસ
**ડાંડિયો** પું૦ ડાંડ આદમી (૨) દાંડી પીટનાર; રોન ફરનાર (૩) નાનો પાતળો દંડો
**ડાંડી** સ્ત્રી૦ નાની લાકડી, હાથો કે દંડો (૨) જેને બે છેડે તાજવાનાં પલ્લાં બંધાય છે તે લાકડી (૩) ડાંડિયાથી વગાડવાનું એક વાદ્ય (૪) વહાણને નિશાની બતાવવા સારુ ઊંચી ટેકરી ઉપર રોપી રાખેલું લાકડું (૫) દીવાદાંડી (૬) સીધી કિનારી–ધાર (નાકની)
**ડાંડો** પું૦ ટૂંકો દંડો (૨) હાથો (૩) ફણગો; ગરણો
**ડાંફુ** ન૦ (કા.) મોટું પગલું ભરવું તે
**ડાંફોળિયું*** ન૦
**ડાંભવું** સ૦ ક્રિ૦ ડામવું; દઝાડવું
**ડાંભો** પું૦ એક જાતની વનસ્પતિ–ભાજી
**ડાંહલો** પું૦ ડાંડલો; વનસ્પતિનો અંકુર (૨) હાથો
**ડાંસ** પું૦ એક જાતનો મચ્છર
**ડાંસિયા માખ** સ્ત્રી૦ ડાંસ જેવી કાટતી માંખ
**ડિલ** ન૦ દિલ; મન (૨) શરીર
**ડિસેંબર** પું૦ ખ્રિસ્તી સનનો બારમો મહિનો
**ડિંગ** સ્ત્રી૦; ન૦ ખોટી–બનાવટી વાત; ગપ
**ડિંગમારુ** વિ૦ ડિંગ મારનારું—ગપ્પીદાસ
**ડિંગરી** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ–ભાજી
**ડિંગલું** ન૦ ટોચનો ભાગ–કકડો; નવો દૂધભર્યો અંકુર (૨) થોરિયાનો કકડો (૩) [લા.] માથું
**ડિંગળ** ન૦ ડિંગ; જૂઠો તડાકો (૨) પિંગળના ટેકાણા વિનાનું લાંબું જોડકણું
**ડિંડિમ** પું૦; ન૦ એક જાતનું નાનું નગારું
**ડિંભ** ન૦ નાનું છોકરું; બાળક (૨) બચ્ચું
**ડીચકું** ન૦ ડીંટું (૨) ટોચકું; ટેરવું (૩) નાનો ડીચકો
**ડીચકો** પું૦ ઊપસી આવેલો ગાંઠ જેવો ભાગ; ગાંઠિયો
**ડીચી** સ્ત્રી૦ નાનું ડીંટું (૨) નાનું ટોચકું (૩) ડીટી
**ડીચું** ન૦ જુઓ ડીચકું
**ડીચો** પું૦ એક જાતનું પક્ષી
**ડીટ(-ટી)** સ્ત્રી૦ સ્તનનું ટોચકું; ડીંટડી
**ડીટડી** સ્ત્રી૦ જુઓ ડીંટડી
**ડીટિયું** ન૦ ડીટું (૨) ડીંટિયું; રીંગણું
**ડીટી** સ્ત્રી૦ જુઓ ડીટ
**ડીટું** ન૦ જેનાથી ફળ શાખાને વળગી રહે છે તે ભાગ–ડીંટું
**ડીફવું** સ૦ ક્રિ૦ ડીફા વડે મારવું (૨) મહા મુશ્કેલીમાં પૂરું કરવું
**ડીફું** ન૦ નાની જાડી લાકડી; ડફણી
**ડીબું** ન૦ ગાંઠ; ઢેકો; ઢીમણું
**ડીબો** પું૦ ઠૂમો (૨) મોટો લખોટો
**ડીમચું** ન૦ લાકડાનું ઠૂણકું; ઢીમચું
**ડીંચી** સ્ત્રી૦ જુઓ ડીચી
**ડીંચું** ન૦ જુઓ ડીચું; ડીચકું
**ડીંટ(-ટી)** સ્ત્રી૦ જુઓ ડીટ
**ડીંટડી** સ્ત્રી૦ સ્તનનું ટોચકું; ડીંટી
**ડીંટ(-ટું)** ન૦ (ફળનું) ડીટું
**ડીંટકું** ન૦ ડીંટું; અગ્ર ભાગ; ટોચકું
**ડીંટરડી** સ્ત્રી૦ નાનું ડીંટું (૨) ડીંટડી
**ડીંટવું** સ૦ ક્રિ૦ ડીંટામાંથી તોડવું (૨) (ફળને લાગી રહેલી) ડાંખળી–પાંખડી તોડી નાખવી
**ડીંટિયું** ન૦ નાનું ડીંટું (૨) રીંગણું
**ડીંકું** ન૦ ડાકું; ફળનું ટોચકું

**ડીંડવાણું** ન૦ ગેરવહીવટ; અવ્યવસ્થા; અંધેર

**ડીંડવું** ન૦ માવાવાળું ફળ; ડોડવું

**ડુકાવવું** સ૦ ક્રિ૦ ભુલાવવું; ચુકાવવું

**ડુકાવું** અ૦ ક્રિ૦ ભુલાવામાં પડવું

**ડુક્કર** ન૦ એક પશુ—ભૂંડ

**ડુગડુગિયું** ન૦ ડાકલું

**ડુગડુગી** સ્ત્રી૦ નાનું ડાકલું

**ડુબડુબા** અ૦ ડૂબુંડૂબું; ડૂબવાની અણી પર

**ડુબડુબી** સ્ત્રી૦ એક પક્ષી

**ડુબાડ(-વ)વું** સ૦ ક્રિ૦ 'ડૂબવું'નું પ્રેરક રૂપ

**ડુબાડૂબ** વિ૦ ડુબડુબા થઈ રહેલું (૨) સ્ત્રી૦ વારંવાર ડૂબવું ને બહાર આવવું તે

**ડુબામણું** વિ૦ ડૂબી જવાય એવું

**ડુબાવવું** સ૦ ક્રિ૦ જુઓ ડુબાડવું

**ડુબાસ** પું૦ વહાણનો હલાલ—મારફતિયો

**ડુબાસી** ન૦ એક પક્ષી

**ડુમકલાસ** ન૦ ભારે વજનો ઊંચકવાનું યંત્ર

**ડુમકાગડો*** પું૦

**ડુમડુમ** અ૦ (રવ૦) [ઢોલકનો અવાજ]

**ડુમાસ** ન૦ એક જાતનું કાપડ

**ડુંગર(-રો)** પું૦ નાનો પર્વત (૨) મોટો ઢગ

**ડુંગરવટ** વિ૦ પહાડી; ડુંગરાળ (૨) પું૦ ડુંગરમાંનો રસ્તો

**ડુંગરાળ** વિ૦ જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું

**ડુંગરી** વિ૦ ડુંગરમાં થતું—નીપજતું (૨) ડુંગરને લગતું (૩) સ્ત્રી૦ નાનો ડુંગર; ટેકરી

**ડુંગળી** સ્ત્રી૦ એક શાક-કંદ; ડૂંગળી

**ડુંગો(-ઘો)** પું૦ ચોર; દૂંગો (૨) માટીનો હુક્કો

**ડૂકરી** સ્ત્રી૦ ડુક્કરની માદા-ભૂંડણ

**ડૂકરો** પું૦ ડુક્કરનો નર—ભૂંડ

**ડૂકવું** અ૦ ક્રિ૦ થાકવું (૨) રહી જવું; બંધ પડવું (૩) આવક ખૂટી જવી (૪) હારવું (૫) ભુલાવામાં પડવું

**ડૂઘો** પું૦ ટૂંકા દાંડાની એક મોટી કડછી (દૂધપાક વગેરે પીરસવાના કામમાં વપરાતી)

**ડૂચવું** સ૦ ક્રિ૦ પીવું (૨) મોટે કોળિયે ખાવું; ઠાંસીને ખાવું

**ડૂચો** પું૦ નકામા કાગળ કે કાપડનો પિંડો (૨) એનો દાટો (૩) મોટો કોળિયો (૪) [લા.] અસંસ્કારી માણસ; રાંઢો

**ડૂબકી** સ્ત્રી૦ પાણીમાં પેસવું તે

**ડૂબવું** અ૦ ક્રિ૦ પાણીની અંદર જવું (૨) ડૂબીને મરણ પામવું (૩) [લા.] દેવાળું કાઢવું (૪) લીન થઈ જવું

**ડૂબાડૂબ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ ડુબાડૂબ

**ડૂમકો** પું૦ નાનું ઢોલ; નગારું

**ડૂમચી** સ્ત્રી૦ સાજ ખસી ન જાય એ માટે ઘોડાની પૂંછડીમાં ભરાવાતી દોરી (૨) ઘોડાનો થાપો

**ડૂમળ*** ન૦

**ડૂમી** વિ૦ મીંઢું; કપટી

**ડૂમો** પું૦ લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો

**ડૂર** ન૦ પરાળ; ડાંગરનું ઘાસ

**ડૂરી** સ્ત્રી૦ એક જાતનું પક્ષી

**ડૂલ** વિ૦ ડૂલેલું (૨) ન૦ એક કાનનું ઘરેણું (૩) એક ઘાસ

**ડૂલવું** અ૦ ક્રિ૦ ડૂબવું; ગરક થવું (૨) ખુવાર થવું; દેવું કાઢવું (૩) કાંઈ વિસાતમાં ન હોવું

**ડૂવો** પું૦ રગડો (૨) નીચે ઠરેલો કચરો (૩) જુઓ ડૂઘો

**ડૂશ** સ્ત્રી૦ અડદાવો; ફૂશ

**ડૂસકું** ન૦ રડતાં રહી રહીને જોરથી ખેંચાતો શ્વાસ

**ડૂંખ** સ્ત્રી૦ કૂંપળ; આગળ ફૂટતો ભાગ

**ડૂંખરાવવું** સ૦ ક્રિ૦ વઢવું; ધમકાવવું

**ડૂંગળાવું** અ૦ ક્રિ૦ (છોડ, વેલા કે ફળનું) વધતાં અટકવું; કુંજરાવું

**ડૂંગળી** સ્ત્રી૦ ડુંગળી

**ડૂંગો(-ઘો)** પું૦ જુઓ ડુંગો

**ડૂંટાળું** વિ૦ ડૂંટાવાળું

**ડૂંટી** સ્ત્રી૦ દૂંટી; નાભિ

**ડૂંટો** પું૦ મોટી દૂંટી (૨) ડૂંટા જેવો ઊપસી આવેલો ભાગ

**ડૂંડી** સ્ત્રી૦ જાહેરાત કરવા વગાડવાની નાની નગારી કે થાળી

**ડૂંડું** ન૦ કણનો ડોડો—કણસલું

**ડૂંડો** પું૦ જુઓ ફરસો (૨) ડૂંટો (૩) મોઢું ડૂંડું

**ડૂંભારણું*** ન૦

**ડેફરાવું** અ૦ ક્રિ૦ પેટ ઊપસવું (૨) ફેંફર ચડવી (૩) ફીકા પડી જવું

**ડેફરું** ન૰ મોટું ઊપસેલું પેટ
**ડેબું** ન૰ કમરની નીચેનો પીઠનો ભાગ
**ડેર** પું૰ વલોણાની ગોળીના કાંઠા પરનું લાકડું, જેમાં રહી રવાઈ ફરે છે.
**ડેરાવું** અ૰ ક્રિ૰ (આંખોનું) ઊંઘથી ઘેરાવું
**ડેરો** પું૰ તંબુ (૨) [લા.] પડાવ (૩) તોફાની ઢોરને ગળે બાંધેલું લાકડું
**ડેલી** સ્ત્રી૰ ખડકી; પડાળી (૨) પોલીસચોકી
**ડેલું** ન૰ મોટાં પહોળાં બારણાંવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો
**ડેલો** પું૰ જુઓ ડેલું
**ડેહકાણી** પું૰ ગામડિયો; રાશો
**ડેંડવું** ન૰ પાણીનો નાનો સાપ (૨) અ૰ ક્રિ૰ (રવ૰) [દેડકાનું] ડેંડું કરવું
**ડેંડું** ન૰ દેડકાના બોલવાનો અવાજ
**ડેયું** ન૰ કંઈ નથી મળવાનું એમ કહેવા મૂઠી વાળીને બતાવેલો અંગૂઠો; ઠામ
**ડોઈ** સ્ત્રી૰ લાંબા દાંડાનું એક વાસણ
**ડોક** સ્ત્રી૰ ગળું; કોટ; ગરદન
**ડોકર** ન૰ એક જાતનું પક્ષી
**ડોકરી** સ્ત્રી૰ ડોસી (તુચ્છકારમાં)
**ડોકરું** વિ૰ ઘરડું (તુચ્છકારમાં)
**ડોકરો** પું૰ ડોસો (તુચ્છકારમાં)
**ડોક(-ખ)લી** સ્ત્રી૰ (ઘી-તેલ કાઢવાની) પળી
**ડોકાબારી** સ્ત્રી૰ મોટા દરવાજામાં રાખેલી નાની બારી
**ડોકા(૦વ)વું** અ૰ ક્રિ૰ ડોકું બહાર કાઢીને જોવું
**ડોકિયું** ન૰ ડોકું બહાર કાઢીને કે લંબાવીને જોવું તે
**ડોકી** સ્ત્રી૰ ડોક
**ડોકું** ન૰ માથું (૨) ડોકિયું
**ડોકો** પું૰ કડબનો સાંઠો
**ડોખલ** સ્ત્રી૰ નાના બાળકોનું ટોળું; ભૂંજરવાડ
**ડોખલી** સ્ત્રી૰ ડોકલી; પળી
**ડોઘલી** સ્ત્રી૰ નાનું ડોઘલું; ઢોચકી
**ડોઘલું** ન૰ પહોળા મોંનો ઊભા ઘાટનો ઘડો; ઢોચકું (૨) વિ૰ ડોઘું
**ડોઘું** વિ૰ સાબડબોથું; બોથડ
**ડોચકું** ન૰ ડોકું; માથું (૨) ઢોચકું; ઢોચ
**ડોજરું** ન૰ હોજરું; પેટ (તિરસ્કારમાં)
**ડોજું** વિ૰* (૨) ન૰ ડોજરું; પેટ
**ડોટી** સ્ત્રી૰ એક જાતનું જાડું કાપડ
**ડોટો** પું૰ ફટકો; દંડાને ગેડીનો માર
**ડોડ** પું૰ મરડાટ; રીસ
**ડોડકું** ન૰ એક જાતનું શાકફળ
**ડોડવું** ન૰ ફળ અથવા કણસલાવાળો ગોટો; ડોડો (૨) જીંડવું; કાલું (૩) એક જાતનું ડોડકા જેવું ફળ
**ડોડવો** પું૰ ફળ, ફૂલ કે કણસલાવાળો વગર ખીલેલો ગોટો-ડોડો
**ડોડળવું** ન૰ ફૂલી ગયેલું આંખનું પોપચું
**ડોડાવું** અ૰ ક્રિ૰ ડોડો આવવો; કણસલું નીકળવું
**ડોડાળું** વિ૰ ડોડાવાળું
**ડોડી** સ્ત્રી૰ એક વનસ્પતિ-વેલો
**ડોડું** ન૰ ડોડીનું ફળ
**ડોડો** પું૰ ફળફૂલના ગર્ભવાળો નવો ફૂટતો ગોટો (૨) દાણા ભરેલું મકાઈનું ઠૂંડું
**ડોઢી** સ્ત્રી૰ પહેરાવાળાને બેસવા કાઢેલી પડાળી-ડેલી
**ડોબરું** ન૰ ભાગેલું-ફૂટેલું માટીનું વાસણ
**ડોબું** વિ૰ કંઈ ન સમજે એવું; સાવ બોથડ (૨) ન૰ ભેંશ
**ડોયણું** ન૰ બોઈ બાંધવાનું ઘાંટિયાનું લાકડું
**ડોયો** પું૰ નાળિયેરને કોતરીને કરેલું વાસણ (૨) નાળિયેરનું ખોખું, જેમાં હૂકાનો મેર ઘલાય છે (૩) ડોઈ (૪) મોટો ખીલો; ગરનો
**ડોરણું** ન૰ ઓરિયું (૨) ડોયણું
**ડોલ** સ્ત્રી૰ બાલદી; પાણીનું એક વાસણ (૨) પું૰ વહાણનો કૂવાથંભ
**ડોલકાચં(-ચિં,-ચીં)ડો** પું૰ રાતા ગળાનો કાચંડો
**ડોલકાઠી*** સ્ત્રી૰
**ડોલચી** સ્ત્રી૰ નાની ડોલ (૨) ચામડાની ડોલ
**ડોલચું** ન૰ ડોલ (૨) ચામડાની ડોલ
**ડોલણ(-ણિયું)** વિ૰ ડોલતું; અસ્થિર
**ડોલન** ન૰ ડોલવાની ક્રિયા (૨) 'રીધમ'
**ડોલનશૈલી** સ્ત્રી૰ ડોલન જેની મુખ્ય વસ્તુ છે એવી શૈલી
**ડોલંડોલા** પું૰ બ૰ વ૰ આમતેમ ડોલવું-ઝૂલવું તે

**ડૉલર** પું૦ અમેરિકામાં ચાલતો સોનાનો સિક્કો
**ડોલર(-રિયો)** પું૦ એક ફૂલઝાડ; બટમોગરો
**ડોલવું** અ૦ ક્રિ૦ ઝૂલવું—હાલવું
**ડોલું** ન૦ ઝોકું (૨) ગોથું; છક્કડ
**ડોલો** પું૦ તાબૂત; તાજિયો (૨) મ્યાનો; પાલખી
**ડોવાવું** અ૦ ક્રિ૦ 'ડોવું'નું કર્મણિ રૂપ
**ડોવું** સ૦ ક્રિ૦ હલાવી ભેળવી દેવું; ફીણવું
**ડોશી(-સી)** સ્ત્રી૦ ઘરડી સ્ત્રી
**ડોસલાં** ન૦ બ૦ વ૦ પારસીઓમાં મરી ગયેલા માટે દરવર્ષે કરાતી ક્રિયા
**ડોસું** ન૦ ઘરડું—નમાલું માણસ
**ડોસુંડગરું** ન૦ ઘરડું—વૃદ્ધ માણસ
**ડોસો** પું૦ ઘરડો માણસ
**ડોહ** પું૦ ઊંડા પાણીનો ખાડો; ધરો
**ડોળ** પું૦ કોકોળ ભરઠતાં આખો રહી ગયેલો દાણો (૨) મહુડાનું બી (૩) આકાર; ઘાટ (૪) બહારનો દેખાવ; ઢોંગ
**ડોળ,૦વા** પું૦ બ૦ વ૦ ઘાણીમાં ફૂટયા વગર રહી ગયેલા દાણા
**ડોળઘાલુ** વિ૦ સ્ત્રી૦ દંભી; આડંબરવાળું
**ડોળચાળણી** સ્ત્રી૦ (ડોળ જુદા કાઢવાની) ભરડેલી દાળ ચાળવાની ચાળણી
**ડોળદાર** વિ૦ સારી આકૃતિવાળું; દેખાવડું
**ડોળવવું** સ૦ ક્રિ૦ આકાર કરવો; ઘાટ લાવવો
**ડોળવું** ન૦ નાનું લાકડું—બળતણ
**ડોળિયું** ન૦ મહુડાના ડોળનું તેલ (૨) રૂપરેખા; નમૂનો; મુસદ્દો
**ડોળિયો** વિ૦ લાંબા શીંગડાવાળો (બળદ) (૨) પું૦ ડોળી ઊંચકનાર; ભોઈ
**ડોળી** વિ૦ ડોળઘાલુ; દંભી (૨) સ્ત્રી૦ ઝૂલની ઝોળી; માંચી (૩) માઠી ખબર; મોકાણ
**ડોળો** પું૦ આંખનો કાચ-ગોળો (૨) નજર; ધ્યાન (૩) દોહદ (૪) પહેલું આણું (૫) મોરના પીંછાનો ચાંલ્લો
**ડોંચવું** સ૦ ક્રિ૦ (કા.) ખેંચવું; ખેંચીને અટકાવવું (૨) ટોકવું

# ઢ

**ઢ** પું૦ મૂર્ધસ્થાની ચોથો વ્યંજન (૨) ડોઠ માણસ
**ઢકાર** પું૦ ઢ અક્ષર કે એનો ઉચ્ચાર
**ઢકારાંત** વિ૦ જેને છેડે ઢકાર હોય એવું
**ઢગ** પું૦ ઢગલો; ગંજ
**ઢગબાજી** સ્ત્રી૦ પત્તાંની એક રમત
**ઢગરું** ન૦ ફૂલો
**ઢગરો** પું૦ ફૂલો (૨) હલકા પગારનો સિપાઈ
**ઢગલાબંધ** વિ૦ (૨) અ૦ ઘણું; પુષ્કળ (૨) ઢગલેઢગલા
**ઢગલી** સ્ત્રી૦ નાનો ઢગલો
**ઢગલો** પું૦ પુંજ; ખડકલો
**ઢગો** પું૦ બળદિયો (૨) મૂર્ખ—બેવકૂફ આદમી
**ઢચકઢચક** અ૦ (રવ૦)
**ઢચરો** પું૦ ઘરડો માણસ (તિરસ્કારમાં)
**ઢચુપચુ** વિ૦ અનિશ્ચિત; ડગુમગુ
**ઢચ્ચર** વિ૦ બહુ ઘરડું; ખોખા જેવું—જીર્ણ
**ઢ(૦ણ)ઢણાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) ઢણઢણ અવાજ કરવો
**ઢઢ્ઢો** પું૦ ઢ અક્ષર (૨) ઢ; ડોઠ આદમી (૨) પતંગનો વચલો ઊભો સળિયો
**ઢણકવું** અ૦ ક્રિ૦ વગરકામે રખડવું; રઝળવું
**ઢણઢણ** અ૦ (રવ૦)
**ઢણઢણવું** અ૦ ક્રિ૦ ઢણઢણ એમ વાગવું (૨) જોરથી બધું એક સાથે હાલી ઊઠવું; ઘણઘણવું

**ઢફ** અ૦ (રવ૦) [પડવાનો અવાજ]
**ઢબ** સ્ત્રી૦ રીત; પદ્ધતિ (ર) અ૦ (રવ૦) (૩) શૂન્ય; ધબ
**ઢબઢબવું** અ૦ ક્રિ૦ (રવ૦) એવો અવાજ કરવો (ઉદા૦ તરવામાં)
**ઢબઢબિયાં** ન૦ બ૦ વ૦ ઢબઢબ કરવું તે
**ઢબઢબ** સ્ત્રી૦ રીતભાત; પદ્ધતિ; છટા
**ઢબદાર** વિ૦ ઢબવાળું
**ઢબવું** અ૦ ક્રિ૦ ઢબઢબ એવો અવાજ કરવો (ર) ડૂબવું; બૂડી જવું (૩) ધબી જવું; મરી જવું
**ઢબુ** સ્ત્રી૦ ઢીંગલી
**ઢબુ(-બ્બુ)** પું૦ જુઓ ઢબુવો
**ઢબુડા(-રા)વું** અ૦ ક્રિ૦ 'ઢબૂડવું'નું કર્મણિ રૂપ
**ઢબુવો** પું૦ એવડિયો પૈસો (ર) જુઓ ઢબો
**ઢબૂકવું** અ૦ ક્રિ૦ (રવ૦) ઢોલનું વાગવું (ર) પાણીમાં ડૂબકાં ખાવાં
**ઢબૂડ(-ર)વું** સ૦ ક્રિ૦ બરાબર ઓઢાડીને સુવાડવું (ર) થાબડવું (વહાલમાં) (૩) ધીબવું; મારવું
**ઢબૂડી** સ્ત્રી૦ ઢીંગલી
**ઢબૂરવું** સ૦ ક્રિ૦ જુઓ ઢબૂડવું
**ઢબૂલો** પું૦ ઢીંગલો (ર) જાડ–ભોટ આદમી
**ઢબો(-બ્બો)** પું૦ એવકૂફ આદમી (ર) બાયલો –નામર્દ આદમી
**ઢમકવું** અ૦ ક્રિ૦ (રવ૦) ઢમઢમ થવું
**ઢમકારો** પું૦ ઢોલનો અવાજ
**ઢમકો** પું૦ જુઓ ઢમકારો
**ઢમઢમ** અ૦ (રવ૦) ઢોલનો અવાજ
**ઢમઢોલ** વિ૦ ઢોલ જેવું ફૂલેલું
**ઢમાક** અ૦ (ર) પું૦ (રવ૦) ઢોલનો અવાજ
**ઢરડકો** પું૦ (રવ૦) ઢરડવાનો અવાજ
**ઢરડવું** સ૦ ક્રિ૦ ઢસડવું; ઘસડવું
**ઢરડો** પું૦ ઢસરડો; વેઠ; અરસિક વૈતરું
**ઢસડવું** સ૦ ક્રિ૦ જમીન સાથે ખેંચવું; ઘસડવું (ર) [લા.] વેઠ ઉતારવી
**ઢસ(૦ર)ડો** પું૦ ઢસડવાથી થયેલો ઘસરકો (ર) જુઓ ઢરડો
**ઢસાહું(-ણું)** વિ૦ આળસુ; સુસ્ત (ર) કાચા કાનનું—ભોળું
**ઢસું** ન૦ ઢડ; ઝીણી રેતી
**ઢસોર** વિ૦ નઠોર; લાગણીહીન (ર) એદી; આળસુ
**ઢળકવું** અ૦ ક્રિ૦ ઢળવું; નમતું રહેવું (ર) નમતું રહેવાથી સુંદર દેખાવું
**ઢળવું** અ૦ ક્રિ૦ આડું થવું; એક બાજુ નમવું (ર) પ્રવાહી પદાર્થનું બહાર નીકળી જવું (૩) બીબામાં રેડાઈ તે ઘાટના થવું (૪) [લા.] નિશ્ચયમાંથી ડગવું
**ઢળાવવું** સ૦ ક્રિ૦ 'ઢળવું' અને 'ઢાળવું'નું પ્રેરક રૂપ
**ઢળિયાં** ન૦ બ૦ વ૦ સાડાપાંચના આંક
**ઢળિયું** ન૦ ઢેફું (ર) રોડું
**ઢંકાયેલું** બંધ; ઢાંકેલું (ર) ગુપ્ત; અણુપરખ્યું
**ઢંકાવવું** સ૦ ક્રિ૦ 'ઢાંકવું'નું પ્રેરક રૂપ
**ઢંકાવું** અ૦ ક્રિ૦ 'ઢાંકવું'નું કર્મણિ રૂપ
**ઢંગ** પું૦ વર્તન; રીતભાત (ર) ચેનચાળા; ઢાળો
**ઢંગઢાળ** પું૦ ઢંગધડો; ઠેકાણું (ર) ઘાટ; આકાર
**ઢંગધડો** પું૦ ઠેકાણું; વિશ્વાસ પડે એવું વર્તન
**ઢંઢા(-ઢે)ર** વિ૦ ગંજાવર; મોટું
**ઢંઢેરો** પું૦ જાહેરનામું (ર) સરકારી જાહેરનામું
**ઢંઢોળવું** સ૦ ક્રિ૦ (જગાડવા માટે) ખૂબ હલાવવું
**ઢાકઢોળ** પું૦ ટોળ; ઘાટ
**ઢાકળો** પું૦ રીતભાત; ઢંગ (ર) ડહાપણ; સમજદારી (૩) વિવેક; નમ્રતા; લાજ (૪) ઢંગ; ભલીવાર
**ઢાકોઢું(-ઢૂં)બો** પું૦ ઘરમાં ઉઘાડું હોય તે તપાસી કરીને ઢાંકવું—બંધ કરવું તે (ર) વધેલું ખાવાનું ઢાંકવું તે
**ઢાકોઢૂબો** પું૦ જુઓ ઢાકોઢુંબો
**ઢાકોઢૂંબો** પું૦ જુઓ ઢાકોઢુંબો
**ઢાચલું** ન૦ ભડકું (રાનીપરજ લોકોનું)
**ઢાઢી** પું૦ એક જાતનો માગણ (ર) શરણાઈ વગાડનારો
**ઢાલ** સ્ત્રી૦ પ્રહાર–ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (ર) [લા.] રક્ષક વસ્તુ
**ઢાલગર** પું૦ ઢાલ બનાવનાર

**ઢાળ** પું૦ ઢોળાવ; ઉતાર (૨) રીત; ઢબ; ઢંગ (૩) ગાવાની ઢબ (૪) સંબંધ; ધરોબો (૫) ખેતરના પાકનો અંદાજ

**ઢાળકી** સ્ત્રી૦ ધાતુને ગાળીને પાડેલી લગડી

**ઢાળકો** પું૦ મોટી ઢાળકી (૨) ઢંગ; વર્તણૂક (૩) કામકાજની સફાઈ–આવડ (૪) સમજણ

**ઢાળણી** સ્ત્રી૦ કાપણી (૨) ધાતુ ઢાળવાની ક્રિયા કે રીત (૩) બીબાં ઢાળવાની આવડત

**ઢાળદાર** વિ૦ ઢાળ–ઢોળાવવાળું

**ઢાળવું** સ૦ ક્રિ૦ નીચે નાખવું; પાથરવું (૨) (૨) ટીપાં રૂપે પાડવું; ગેરવવું (૩) પાકની કાપણી કરવી (૪) તેનો અંદાજ કાઢવો (૫) ગાળીને ઢાળકી પાડવી; બીબામાં રેડવું (૬) ન૦ કોળી વગેરેનાં બૈરાંઓ સાલ્લા ઉપર જે લૂગડું બાંધે છે તે

**ઢાળિયું** વિ૦ ઢાળદાર (૨) ન૦ ઢાળકી (૩) ઢાળવાળું ખેતર કે જમીન (૪) એક જ ઢાળ–બાજુવાળું છાપરું (૫) ઢાળદાર મેજ

**ઢાળિયો** પું૦ કાપણી કરનારો માણસ (૨) ખેતરમાં પાણી લઈ જવાને બાંધેલો ઢાળદાર માર્ગ (૩) ઢાળેલો પાસલો–ઘાટ

**ઢાળો** પું૦ આરામ; વિશ્રાંતિ (૨) ઢંગ; રીતભાત

**ઢાંકણ** ન૦ ઢાંકણું (૨) સંરક્ષણ

**ઢાંકણિયું** વિ૦ ઢાંકે એવું (૨) ન૦ જુઓ ઢાંકણું

**ઢાંકણિયો** પું૦ જેના પૂછડાના ગુચ્છાની અંદર ધોળા વાળ હોય એવો બળદ

**ઢાંકણી** સ્ત્રી૦ નાનું ઢાંકણું (૨) ઘૂંટણ ઉપરનું હાડકું

**ઢાંકણું** ન૦ વસ્તુને ઢાંકવા તેને બેસતો કરેલો ઘાટ

**ઢાંકપછેડી** પું૦ દોષ છુપાવવાની યુક્તિ–બહાનું (૨) ટપલાબાજીની એક છોકરાંની રમત

**ઢાંકપિછોડો** પું૦ જુઓ ઢાંકપછેડો

**ઢાંકવું** સ૦ ક્રિ૦

**ઢાંકેલુંઢૂંબેલ** વિ૦ ઢાંકેલુંઢબૂરેલું; ગુપ્ત રાખેલું

**ઢાંકોડુ(–ઢૂં)બો** પું૦ જુઓ ઢાકોઢુંબો

**ઢાંકોઢૂમો** પું૦ જુઓ ઢાકોઢુંબો

**ઢાંકોઢૂંબો** પું૦ જુઓ ઢાકોઢુંબો

**ઢાંક્યું** વિ૦ ઢાંકેલું; ગુપ્ત (૨) ન૦ ઘેર પહોંચાડેલું

**ઢાંક્યુંધાક્યું** વિ૦ અંતરની ગુપ્ત ચિંતાથી બળી રહેલું–દુઃખી

**ઢાંગરું** ન૦ મોટી જાડી કાકડી; આરિયું

**ઢાંઢું** ન૦ મરી ગયેલું ઢોર

**ઢાંઢો** પું૦ મોટો બળદ

**ઢિમાર** પું૦ ઢંગ; ઢગલો

**ઢિંગલી** સ્ત્રી૦ જુઓ ઢીંગલી

**ઢિંગલું** ન૦ જુઓ ઢીંગલું

**ઢિંગલો** પું૦ જુઓ ઢીંગલો

**ઢીક** સ્ત્રી૦ જુઓ ઢીંક

**ઢીકણું** વિ૦ જુઓ ઢીંકણું

**ઢીકલી** સ્ત્રી૦ પથરા મારવાનું તોપ જેવું એક પ્રાચીન યંત્ર

**ઢીકાપાટુ** સ્ત્રી૦; ન૦ જુઓ ઢીંકાપાટુ

**ઢીકો** પું૦ જુઓ ઢીંકો

**ઢીચ** વિ૦ મજબૂત; દૃઢ

**ઢીચવું** સ૦ ક્રિ૦ જુઓ ઢીંચવું

**ઢીબ** પું૦ મોટો પથરો (૨) અ૦ [રવ૦] ધીબ

**ઢીબવું** સ૦ ક્રિ૦ ધીબવું; માર મારવો

**ઢીમ** સ્ત્રી૦; ન૦ સોનાની લગડી

**ઢીમચું(–સું)** ન૦ જાડો અને ટૂંકો લાકડાનો કકડો (૨) માટીની જાડી કોઠી (૩) [લા.] ગટ્ટું છોકરું (૪) માથું

**ઢીમડું(–ણું)** ન૦ જુઓ ઢીમણું

**ઢીમડો** પું૦ એક વનસ્પતિ

**ઢીમણું** ન૦ ગાંઠ જેવો કઠણ સોજો (૨) જેના ઉપર મૂકીને છૂંદાય તેવો લાકડાનો કકડો

**ઢીમર** પું૦ માછી (૨) ખારવો

**ઢીમસું** ન૦ જુઓ ઢીમચું

**ઢીલ** સ્ત્રી૦ વાર; વિલંબ (૨) તંગથી ઊલટું–શિથિલ હોવાપણું (૩) [લા.] બેદરકારી

**ઢીલગંડું** વિ૦ બીકણ; બાયલું

**ઢીલું** વિ૦ શિથિલ; તંગ ન હોય એવું (૨) કઠણ નહિ એવું; પોચું (૩) [લા.] હિંમત વિનાનું (૪) કમજોર (૫) સુસ્ત; ધીરું; મંદ

**ઢીંક** સ્ત્રી૦ ધીબકો; ધપ્પો

**ઢીંકણી** સ્ત્રી૦ પૌંવા ખાંડવાની ખાંડણી

**ઢીંકણું** વિ૦ ફલાણું; અમુક

**ઢીંકવો** પું૦ નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો

**ઢીંકાપાટુ** ન૦ બ૦ વ૦ ધીબકા અને લાતોથી કરેલી મારામારી; મસ્તી
**ઢીંકુડી** સ્ત્રી૦ નાનો ઢીંકરો
**ઢીંકો** પું૦ મુક્કી; ગડદો; ઠોંસો
**ઢીંગઢીંગી** સ્ત્રી૦ એક જાતનું વાદ્ય—નગારું
**ઢીંગલી** સ્ત્રી૦ નારીરૂપની પૂતળી
**ઢીંગલું** ન૦ પૂતળું—રમકડું
**ઢીંગલો** પું૦ નરરૂપની પૂતળી
**ઢીંચ** સ્ત્રી૦ પીવાનું 'અકરાંતિયાપણું'
**ઢીંચણ** પું૦ જુઓ ઘૂંટણ
**ઢીંચણપૂર** વિ૦ ઢીંચણ સુધી આવે એટલું
**ઢીંચણિયું** વિ૦ ઢીંચણ જેટલું ઊંચું (૨) જેનું પૂછડું ઢીંચણે અડતું હોય એવું (૩) ન૦ ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ
**ઢીંચવું** સ૦ ક્રિ૦ હદથી વધારે પીવું (૨) પીવું (તિરસ્કારમાં)
**ઢીંચાં** ન૦ બ૦ વ૦ સાડાચારનો આંક
**ઢૂકડું** વિ૦ ઢૂંકડું; નજીક
**ઢૂકવું** અ૦ ક્રિ૦ નજીક જવું; ઢૂંકવું
**ઢૂવો** પું૦ રણમાં રેતી ઉડીને થતો ઢગલો (૨) ઝાડી
**ઢૂસ** વિ૦ નકામું; રદ્દી (૨) સ્ત્રી૦ ઢૂસ; દમ
**ઢૂંકડું** વિ૦ નજીક; દૂર નહિ એવું
**ઢૂંકવું** અ૦ ક્રિ૦ નજીક જવું
**ઢૂંકું** વિ૦ જુઓ ઢૂંકડું
**ઢૂંગલું** ન૦ રોપાની આસપાસ કરાતી વાડ
**ઢૂંગવું** સ૦ ક્રિ૦ ખાવું
**ઢૂંગું** ન૦ (રમતમાં) બે પક્ષમાંનો એક
**ઢૂંઢણી** સ્ત્રી૦ એક રમત
**ઢૂંઢવું** સ૦ ક્રિ૦ શોધવું; ખોળવું
**ઢૂંઢ(-ણ)સું** ન૦ કણસલામાંથી બાજરીના દાણા કાઢી લીધા પછી રહેતું ફોતરું; ઢૂંઢું
**ઢૂંઢિયો** પું૦ જૈન ધર્મનો એક સંપ્રદાય (૨) એ સંપ્રદાયનો આદમી
**ઢૂંઢી** સ્ત્રી૦ એક રમત; ધંટીખીલડો
**ઢૂંઢું(-ણસું,-સું)** ન૦ જુઓ ઢૂંઢસું
**ઢૂંસો** પું૦ ઘઉંનો જાડો મોટો ભાખરો (૪) જાડો કામળો
**ઢેક** વિ૦ છેલ્લું (રમતમાં વપરાય છે.)
**ઢેકલી** સ્ત્રી૦ નાનો ઢેકો—ગાંઠ (૨) નાની ટેકરી
**ઢેકલો** પું૦ મોટી ઢેકલી; ઢેકો; ખૂંધ
**ઢેકવો** પું૦ ઢેકલો (૨) કૂવામાંથી પાણી ખેંચવાનું એક યંત્ર
**ઢેકાઢળિયા** પું૦ બ૦ વ૦ ઊંચીનીચી જમીન; ખાડાટેકરા
**ઢેકાઢૈયા** પું૦ બ૦ વ૦ જુઓ ઢેકાઢળિયા
**ઢેકુડિયાત*** વિ૦
**ઢેકૂટ** સ્ત્રી૦ માથાકૂટ; કડાકૂટ
**ઢેકૂડી** સ્ત્રી૦ જુઓ ઢીંકૂડી
**ઢેકો** પું૦ ઊપસેલો ભાગ; ટેકરો (૨) હાડકું (શ૦ પ્ર૦ માં)
**ઢેખલો** પું૦ ઢેખાળો
**ઢેખાળી** સ્ત્રી૦ નાનો ઢેખાળો (૨) ઈંટનો ભૂકો
**ઢેખાળો** પું૦ ઈંટનો કકડો; રોડું
**ઢેડ(-ડો,-ઢ)** પું૦ એ નામની એક અંત્યજ જાતનો આદમી
**ઢેડણ** સ્ત્રી૦ ઢેડની કે ઢેડ જાતની સ્ત્રી
**ઢેડ(-ઢ)ફજેતી** સ્ત્રી૦ જાહેરફજેતી; ખરાબમાં ખરાબ ફજેતી
**ઢેડ(-ઢ)વાડો** પું૦ ઢેડ લોકોનો લત્તો (૨) ગંદી—અસ્વચ્છ જગા; ગંદકી
**ઢેડી** સ્ત્રી૦ જુઓ ઢેડણ
**ઢેડા(-ઢા)ઉ** વિ૦ ઢેડનું,—ને લગતું (૨) ઢેડનું વણેલું
**ઢેડિ(-ઢિ)યું** વિ૦ જુઓ ઢેડાઉ
**ઢેડિ(-ઢિ)યો** પું૦ ઢેડ
**ઢે(૦ઢ)ડી** સ્ત્રી૦ જુઓ ઢેડણ
**ઢેડું** વિ૦ જુઓ ઢેડાઉ (૨) ન૦ એઠવાડ લૂંટી ખાનારું હલકી વર્ણનું ટોળું
**ઢેડો** પું૦ ઢેડ
**ઢેઢ,૦ડો** પું૦ જુઓ ઢેડ
**ઢેઢડી** સ્ત્રી૦ જુઓ ઢેડણ
**ઢેપલી** સ્ત્રી૦ નાનું—ચપટું ઢેફું; થેપલી
**ઢેપલું** ન૦ રોડું; ઢેપું (૨) ચોસલું; દગડું
**ઢેપું(-ફું)** ન૦ જુઓ ઢેપલું
**ઢેબરિયું** વિ૦ ઢેબરાં બાંધીને નીકળેલું (સંઘ માટે)
**ઢેબરું** ન૦ એક ખાવાની વાની
**ઢેબો** પું૦ સોજો; ગડબ
**ઢેમણો** પું૦ એક વનસ્પતિ—ઔષધિ
**ઢેર** પું૦ ઢગલો
**ઢેરી** સ્ત્રી૦ ઢગલી

ઢેલ,ૢડી સ્ત્રી૦ મોરની માદા
ઢેસકું ન૦ એક ઘરેણું (૨) જાડો રોટલો (૩) પોદળો
ઢેસરો(–ળો) પું૦ પોદળો
ઢેંક વિ૦ તદ્દન હલકી કોટિનું
ઢેંગી વિ૦ આળસુ; એદી
ઢેંચલી સ્ત્રી૦ ઢેંચલાની માદા
ઢેંચલો પું૦ એક પંખી
ઢેંચવો પું૦ એક પંખી
ઢેડ ન૦ (રવ૦) વાછૂટનો અવાજ
ઢેડકું ન૦ ઢેડ અવાજ સાથેની વાછૂટ
ઢેચલ* વિ૦
ઢેચલપણું ન૦
ઢેયું ન૦ મોટું ઢેકું
ઢેયો પું૦ ઢગલો; ટેકરો
ઢોકળિયું વિ૦ વચમાંથી જાડું (વેલણ) (૨) ન૦ પગમાં ગોટલા ચડે એવું દર્દ
ઢોકળી સ્ત્રી૦ એક ખાવાની બનાવટ
ઢોકળું ન૦ એક ખાવાની બનાવટ
ઢોચકી સ્ત્રી૦ નાનું ઢોચકું
ઢોચકું ન૦ સાંકડા મોંનો માટીનો ઘડો (૨) [લા.] માથું
ઢોટો(–ઢો) પું૦ વાણો ભરવાની કોકડી
ઢોર ન૦ પશુ; ગાય, ભેંસ વગેરે ચોપગું પ્રાણી
ઢોરઢાંક ન૦ બ૦ વ૦ ઢોર વગેરેનો સમૂહ
ઢોરઢાંક(–ખ)ર ન૦ બ૦ વ૦ જુઓ ઢોરઢાંક
ઢોરશાઈ વિ૦ ઢોરના જેવું
ઢોરો પું૦ ઊપસેલી જમીન; ટેકરો
ઢોલ પું૦; ન૦ એક વાદ્ય; નગારું
ઢોલક(–કી) સ્ત્રી૦ નાનું ઢોલ; પખાજ
ઢોલકું ન૦ ઢોલ
ઢોલડી(–ણ,–ણી) સ્ત્રી૦ નાનો ખાટલો; પલંગડી
ઢોલણ સ્ત્રી૦ જુઓ ઢોલડી (૨) પું૦ પહેરવાનું લૂગડું
ઢોલણી સ્ત્રી૦ જુઓ ઢોલડી
ઢોલિયો પું૦ ખાટલો; પલંગ
ઢોલી પું૦ ઢોલ વગાડનારો
ઢોલો પું૦ વર; ધણી (૨) મૂર્ખ માણસ
ઢોળ પું૦ ઓપ; ધાતુને રસવી તે
ઢોળવું સ૦ ક્રિ૦ રેડવું (૨) પંખો નાંખવો (૩) ન૦ બેસણી વગરનું વાસણ (૪) [લા.] બંને બાજુ ઢળી પડે તેવો માણસ
ઢોળાણ ન૦ ઢોળાવ; ઢાળ
ઢોળાવ પું૦ ઢોળાણ; ઢાળ
ઢોળો પું૦ જુઓ ઢોળાવ
ઢોંગ પું૦ ખોટો દેખાવ; દંભ
ઢોંગી વિ૦ ઢોંગથી ભરેલું; દંભી
ઢોંચ વિ૦ જીર્ણ; ખખળી ગયેલું
ઢોંચરું વિ૦ ગોતા જેવું; બેસ્વાદ (૨) ન૦ ગોતું; ઢોરનું ખાણ
ઢોંડફોડો પું૦ પથ્થર ફોડનારો; સલાટ
ઢોંડો પું૦ પથ્થર; પહાણો (૨) [લા.] મૂર્ખ –જડસો આદમી
ઢોણું ન૦ જુઓ ડોયણું
ઢૌવો પું૦ બૈરીને કબજે ન રાખી શકે એવો; ભડવો; નામર્દ આદમી

# ત

**ત** પું૦ દંતસ્થાની પહેલો વ્યંજન
**તક** સ્ત્રી૦ અનુકૂળ વખત-પ્રસંગ; લાગ
**તક(-ગ)તક(-ગ)** અ૦ તકતકે એમ
**તક(-ગ)તક(-ગ)વું** અ૦ ક્રિ૦ ચકચકવું; તેજ મારવું
**તક(-ખ)તી** સ્ત્રી૦ કાચ કે ધાતુની ચાર ખૂણાવાળી ચકતી (૨) એક ઘરેણું
**તક(-ખ)તો** પું૦ મોટી તકતી (૨) અરીસો; દર્પણ
**તકદીર** ન૦ નસીબ; કિસ્મત
**તકમરિયાં** ન૦ બ૦ વ૦ એક જાતનાં બિયાં —ઔષધિ
**તકરાર** સ્ત્રી૦ ઝઘડો; કજિયો; ટંટો
**તકરારિયું** વિ૦ તકરાર કરવાની ટેવવાળું (૨) તકરારવાળું—તકરાર કરવી પડે તેવું
**તકરારી** વિ૦ જુઓ તકરારિયું
**તકલા(-લે)દી** વિ૦ મજબૂત અને ટકાઉ નહિ તેવું—નાજુક
**તકલીફ** સ્ત્રી૦ તસ્દી; કષ્ટ
**તકલેદી** વિ૦ જુઓ તકલાદી
**તકસીર** સ્ત્રી૦ ભૂલ; કસૂર
**તકાર** પું૦ ત અક્ષર કે તેનો ઉચ્ચાર
**તકારાંત** વિ૦ જેને છેડે તકાર હોય એવું
**તકાવવું** સ૦ ક્રિ૦ જુઓ તકાસવું (૨) [નિશાન] 'તાકવું'નું પ્રેરક રૂપ
**તકા(-આ)વી** સ્ત્રી૦ સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતાં નાણાં
**તકાસવું** સ૦ ક્રિ૦ લાલચથી તાકીને જોવું (૨) ઇચ્છવું
**તકિયો** પું૦ પાછળ અઢેલવાનું મોટું ઓશિકું (૨) ફકીરોને રહેવાનું સ્થાન
**તકે(-કો)તક** અ૦ સંધિ ઉપર જ; બરાબર વખતે
**તકેદારી** સ્ત્રી૦ ચાંપ; જાપતો; દેખરેખ
**તકોબરી** સ્ત્રી૦ અહંકાર; અભિમાન
**તક્તી(-ખ્તી)** સ્ત્રી૦ જુઓ તકતી
**તક્તો(-ખ્તો)** પું૦ જુઓ તકતો
**તક્ર** સ્ત્રી૦; ન૦ છાશ
**તક્રપ્રમેહ** પું૦ પિશાબનો એક રોગ
**તક્ષક** પું૦ (નાટકનો) સૂત્રધાર (૨) સુતાર (૩) [સં.] નાગલોકનો એક આગેવાન, સર્પસત્ર વખતે આસ્તીકે તેને બચાવ્યો હતો. (૪) દેવોનો શિલ્પશાસ્ત્રી
**તક્ષશિલા** સ્ત્રી૦ (સં.) પંજાબનું એક પ્રાચીન નગર (પ્રસિદ્ધ બૌદ્ધ વિદ્યાપીઠની જગા)
**તખત** ન૦ તખ્ત; સિંહાસન; રાજગાદી
**તખતી** સ્ત્રી૦ જુઓ તકતી
**તખતો** પું૦ જુઓ તકતો
**તખલ્લુસ** ન૦ ઉપનામ
**તખ્ત** ન૦ જુઓ તખત
**તખ્તનશીન** વિ૦ તખત ઉપર બેઠેલું
**તખ્તી** સ્ત્રી૦ જુઓ તકતી
**તખ્તેતાઊસ** ન૦ (સં.) શાહજહાંનું મયૂરાસન
**તખ્તો** પું૦ જુઓ તકતો
**તગડ** સ્ત્રી૦ દોડધામ (૨) રગડપટ્ટી; અથડામણ
**તગ(-ગે)ડવું** સ૦ ક્રિ૦ ખૂબ દોડાવવું (૨) થકવવું—રખડાવવું
**તગડિયું** વિ૦ ત્રણ સેરોના ભરતવાળું
**તગડું** વિ૦ ખૂબ જાડું; હૃષ્ટપુષ્ટ
**તગડો** પું૦ ૩—ત્રણની સંજ્ઞા
**તગણ** પું૦ બે ગુરુ પછી એક લઘુ માત્રાવાળા ત્રણ અક્ષરોનો સમૂહ

**તગણું** વિ૦ ત્રણગણું
**તગતગ** અ૦ જુઓ તકતક
**તગતગવું** અ૦ ક્રિ૦ જુઓ તકતકવું
**તગર** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ (સુગંધ માટે તથા ઔષધિમાં ખપ આવે છે.)
**તગરગંડેડા*** પું૦ બ૦ વ૦
**તગવું** અ૦ ક્રિ૦ તગતગવું; ચકચકવું
**તગારો** પું૦ ચાંપતી ઉઘરાણી
**તગારું** ન૦ છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર
**તગાવી** સ્ત્રી૦ જુઓ તકાવી
**તગેડવું** સ૦ ક્રિ૦ જુઓ તગડવું
**તજ** સ્ત્રી૦; ન૦ એક જાતનો તેજાનો
**તજગરો** પું૦ તપાસ (૨) હિસાબની તપાસ
**તજવીજ** સ્ત્રી૦ તપાસ; શોધ (૨) યુક્તિ; કરામત (૩) કોશીશ; પ્રયત્ન (૪) ચોકસી; સંભાળ
**તજવીજદાર** પું૦ તજવીજ–તપાસ રાખનાર અમલદાર
**તજવીજદારી** સ્ત્રી૦ તજવીજદારનું કામ–પદ
**તજવું** સ૦ ક્રિ૦ છોડવું; ત્યાગવું
**તજાગરમી** સ્ત્રી૦ ચામડીનો એક રોગ
**તજ્જન્ય** વિ૦ તેમાંથી ઉત્પન્ન થયેલું
**તજ્જ્ઞ** વિ૦ તે (વિષય)નો જાણકાર; વિદ્વાન
**તટ** પું૦ કિનારો; કાંઠો
**તટસ્થ** વિ૦ નિષ્પક્ષ (૨) પક્ષપાતરહિત; નિરપેક્ષ
**તટિની** સ્ત્રી૦ નદી
**તડ** સ્ત્રી૦ ફાટ; ચીરો (૨) ન૦ પક્ષ; ભાગલો (૩) રણમાં આવેલી ઝાડપાણીવાળી જગા
**તડક** સ્ત્રી૦ સણકો; ઝાટકો
**તડકવું** અ૦ ક્રિ૦ તડ–ફાટ પડવી (૨) ડરવું; ગભરાવું
**તડકાવવું** સ૦ ક્રિ૦ ટડકાવવું; ધમકાવવું
**તડકો** પું૦ તાપ; સૂર્યનો ગરમ પ્રકાશ
**તડકોછાંયડો** પું૦ તડકો અને છાંયડો (૨) છોકરાંની એક રમત (૩) [લા.] સુખદુઃખ
**તડકોછાંયો** પું૦ જુઓ તડકોછાંયડો
**તડકોશીળો** પું૦ જુઓ તડકોછાંયડો
**તડજોડ** સ્ત્રી૦ તડોનું સમાધાન
**તડતડ** અ૦ (રવ૦) (૨) ઝટપટ; ખૂબ ઉતાવળથી
**તડતડવું** અ૦ ક્રિ૦ (રવ૦) તડતડ અવાજ થવો (૨) ફાટુંફાટું થવું; તસતસવું (૩) [લા.] ગુસ્સાથી બોલવું
**તડતડાટ** પું૦ (રવ૦) તડતડવાનો અવાજ (૨) અ૦ ઝપાટાબંધ
**તડતડિયું** વિ૦ તડતડ અવાજ કરે એવું (૨) ન૦ બળતાં તડતડ અવાજ કરે એવું લાકડું
**તડતડિયો** પું૦ દેવતાની ચિનગારી (૨) એક દારૂખાનું (૩) એક જીવડું
**તડપડાટ** પું૦ જુઓ ટડપડ (૨) ચાલાકી; ચપળતા
**તડપવું** અ૦ ક્રિ૦ તલપવું; ઊંચાનીચા થવું
**તડફડ** અ૦ લાગલું જ; ઝટ (૨) મોઢામોઢ; ખુલ્લેખુલ્લું
**તડ(–ર)ફડવું** અ૦ ક્રિ૦ તડફડિયાં મારવાં (૨) હાંફવું (૩) [લા.] વ્યર્થ પ્રયત્ન કરવો—ફાંફાં મારવાં
**તડ(–ર)ફડાટ** પું૦ તડફડવું તે
**તડ(–ર)ફડિયાં** ન૦ બ૦ વ૦ દુઃખમાં હાથ પગના પછાડા (૨) વલખાં; ફાંફાં
**તડ(–ર)બૂચ** ન૦ એક ફળ
**તડ(–ર)બૂચી** સ્ત્રી૦ તડબૂચનો વેલો
**તડભડ** અ૦ જુઓ તડફડ
**તડવી** પું૦ તડ–પક્ષનો આગેવાન
**તડવું** અ૦ ક્રિ૦ મારવા કે ઝઘડવા સામે ધસવું
**તડંગ** ન૦ તરવારનું મ્યાન
**તડંગધૂમ** અ૦ (રવ૦) ઢોલકનો અવાજ
**તડંતડા** સ્ત્રી૦ બોલાબોલી; તકરાર; કજિયો (૨) મારામારી
**તડાક** અ૦ (રવ૦) તૂટવાનો અવાજ (૨) એકદમ; તરતજ
**તડાકભડાક** અ૦ જુઓ તડફડ
**તડાકાખોર** વિ૦ તડાકા મારવાની ટેવવાળું
**તડાકાબંધ** અ૦ ઝટ; તરતજ
**તડાકિયું** વિ૦ તડાકાખોર
**તડાકી** વિ૦ જુઓ તડાકિયું
**તડાકીદાસ** પું૦ તડાકિયો; ગપ્પીદાસ
**તડાકો** પું૦ જૂઠી વાત—ગપ
**તડાગ** ન૦ તળાવ
**તડાઝીક** સ્ત્રી૦ તડાપીટ; મારપીટ

**તડા(-ડો)તડ** અ૦ (રવ૦) ઝટઝટ; ઉપરાઉપરી
**તડાતડ(-ડી)** સ્ત્રી૦ તડતડા; બોલાબોલી; મારામારી (૨) ચડાચડી; સ્પર્ધા (૩) ઉતાવળ; ધમાચકડી
**તડાતૂમ** અ૦ ફૂલીને તૂટુંતૂટું થાય એમ
**તડાપીટ** સ્ત્રી૦ ખૂબ મારપીટ
**તડામાર** અ૦ ધમધોકાર; ઝપાટાબંધ
**તડામાર(-રી)** સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા
**તડિત** સ્ત્રી૦ વીજળી
**તડિયું** વિ૦ તટ પર આવેલું
**તડિંગો** વિ૦ પું૦ જાડો-હૃષ્ટપુષ્ટ
**તડી** સ્ત્રી૦ ઝડી; દરોડો (૨) મારની ઝડી
**તડું** ન૦ તડ; પક્ષ; ભાગલો
**તડૂકવું** અ૦ ક્રિ૦ (રવ૦)ધાંટો કાઢવો; ગર્જવું
**તડૂકો** પું૦ તડૂકવાનો અવાજ
**તડૂશતડૂશ** અ૦ ધીમેધીમે; રહીરહીને
**તડૂસવું** સ૦ ક્રિ૦ મારવું (૨) ખૂબ ખાવું
**તડેડાટ** પું૦ (૨) અ૦ જુઓ તડતડાટ
**તડેમંકોડે** અ૦ એકપગે; આતુરતાથી
**તડોતડ** અ૦ જુઓ તડાતડ
**તડોવડ(-ડી)** સ્ત્રી૦+ સરખાપણું; સમાનતા
**તણુખ(-છ)** સ્ત્રી૦ બળતરા સાથે સણકાની વેદના
**તણુ(-ર)ખલી** સ્ત્રી૦ નાનું તણખલું; સળી
**તણુ(-ર)ખલું** ન૦ તરણું; ઘાસની સળી
**તણુખિ(-છિ)યો** પું૦ તણછને લીધે લંગડો બળદ
**તણુખો** પું૦ દેવતાની ચિનગારી કે અંગારો
**તણુછ** સ્ત્રી૦ એક જાતનું ચીકણું લાકડું (તેની ચરખાની લાટ બને છે.) (૨) એક જાતનો ઊડણ સાપ (૩) જુઓ તણુખ
**તણુછાવું** અ૦ ક્રિ૦ અવયવ તણાવો (૨) લંગડાવું (૩) સણકા નાખવા
**તણુછિયું** વિ૦ તણુખ-સણકા નાખતું
**તણાવો** પું૦ રથની સાંગી નીચેનો દોર
**તણી** સ્ત્રી૦ કુંડાળામાં ફરે તે માટે બળદની નાથે બાંધેલી રાશ-દોરી
**તત્** સ૦ તે
**તતખેવ** અ૦ તે જ વખતે; તરત જ
**તતડવું** અ૦ ક્રિ૦ (રવ૦) જુઓ તડતડવું
**તતડાવવું** સ૦ ક્રિ૦ 'તતડવું'નું પ્રેરક રૂપ
**તતડિયું** ન૦ બળતાં તડતડિયા ઊડે એવું લાકડું
**તતડિયો** પું૦ તણખો; તડતડિયો
**તતથેઈ** અ૦ બવાઈના તાનનો બોલ; તાતાથેઈ
**તતઃ** અ૦ પછી; તો પછી
**તતઃકિંવાદ** પું૦ વસ્તુ કે ઘટનાનું, તતઃકિં— પછી શું એમ પૂછી, આગળનું આગળ પરિણામ કે નિષ્પત્તિ શોધવાનો વાદ
**તતૂડી** સ્ત્રી૦ (રવ૦) નાનું તતૂડું
**તતૂડું** ન૦ (રવ૦) એક જાતનું રણશિંગું
**તત્કાલ(-ળ)** અ૦ તે જ વખતે; તરતજ
**તત્કાલીન** વિ૦ તે સમયનું
**તત્ક્ષણ** અ૦ તે જ ક્ષણે; તાબડતોબ
**તત્તુ(-ત્તો)** પું૦ તકાર
**તત્ત્વ** ન૦ સાર; રહસ્ય (૨) મૂળ અસલ રૂપ
**તત્ત્વગ્રાહી** વિ૦ તત્ત્વ-સત્યનું ગ્રહણ કરનારું
**તત્ત્વજ્ઞ** વિ૦ તત્ત્વને જાણનારું (૨) પું૦ ફિલસૂફ
**તત્ત્વજ્ઞાન** ન૦ તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસૂફી
**તત્ત્વજ્ઞાની** વિ૦ (૨) પું૦ જુઓ તત્ત્વજ્ઞ
**તત્ત્વતઃ** અ૦ તત્ત્વની દૃષ્ટિએ; ખરી રીતે
**તત્ત્વદર્શી** વિ૦ તત્ત્વ જોનારું
**તત્ત્વદૃષ્ટિ** સ્ત્રી૦ તત્ત્વ તરફ વળેલી—તત્ત્વગ્રાહી દૃષ્ટિ
**તત્ત્વનિષ્ઠ** વિ૦ તત્ત્વમાં નિષ્ઠા-આસ્થાવાળું
**તત્ત્વનિષ્ઠા** સ્ત્રી૦ તત્ત્વ પરની આસ્થા
**તત્ત્વન્યાસ** પું૦ વિષ્ણુપૂજાની એક વિધિ
**તત્ત્વમસિ** શ૦ પ્ર૦ તે ( મૂળ તત્ત્વ—બ્રહ્મ ) તું જ છે એવું યજુર્વેદનું એક મહાવાક્ય
**તત્ત્વવેત્તા** પું૦ તત્ત્વજ્ઞાની; ફિલસૂફ
**તત્ત્વાર્થ** પું૦ મૂળ સત્ય; ખરું તત્ત્વ
**તત્પદ** ન૦ તે-બ્રહ્મનું પદ; પરમપદ; મોક્ષ
**તત્પદાર્થ** પું૦ બ્રહ્મ; પરમાત્મા
**તત્પર** વિ૦ બરાબર પરોવાયેલું; એકધ્યાન (૨) તૈયાર; સજ્જ (માણસ)
**તત્પરતા** સ્ત્રી૦
**તત્પુરુષ** પું૦ પરમાત્મા (૨) [વ્યા.] સમાસના ચાર મુખ્ય પ્રકારમાંનો એક જેમાં પૂર્વપદ ઉત્તરપદ સાથે વિભક્તિના સંબંધથી જોડાય છે.
**તત્ર** અ૦ ત્યાં
**તત્રત્ય** વિ૦ ત્યાંનું-ત્યાં જન્મેલું કે ત્યાંનું વાસી

**તત્સમ** વિ૦ મૂળ પ્રમાણેનો; મૂળ ભાષામાં અને પ્રાકૃતમાં સરખો એવો (શબ્દ)
**તથા** અ૦ અને (૨) તે પ્રમાણે; તેમ (૩) સ્ત્રી૦ સ્પૃહા; તમા (૪) વિસ્તાર; લંબાણ
**તથાગત** વિ૦ પરમપદે પહોંચેલું (૨) પું૦ (સં.) બુદ્ધ
**તથાપિ** અ૦ તોપણ
**તથાસ્તુ** શ૦ પ્ર૦ 'તેમ થાઓ;' 'એવું હો'
**તથ્ય** વિ૦ સત્ય; સાચું (૨) ન૦ સત્ય; સાચાપણું
**તદનંતર** અ૦ ત્યાર પછી; તેના પછી
**તદનુરૂપ** વિ૦ તેના જેવું; તેના રૂપનું
**તદનુસાર** અ૦ તે પ્રમાણે
**તદપિ** અ૦ તોપણ
**તદબીર** સ્ત્રી૦ યુક્તિ
**તદર્થે** અ૦ તેને માટે; તેને ખાતર
**તદા** અ૦ ત્યારે
**તદાકાર** વિ૦ તેના જ આકારનું; તદ્રૂપ (૨) તન્મય; લીન
**તદાકાળ** અ૦ + તે વખતે
**તદ્ગત** વિ૦ તેને લગતું; તેમાં સમાતું (૨) તેમાં ચિત્તવાળું; તત્પર
**તદ્ગુણ** વિ૦ તે કે તેના ગુણવાળું (૨) પું૦ તેના ગુણ (૩) એક અર્થાલંકાર, જેમાં વસ્તુ પોતાના ગુણધર્મ છોડી પાસેની બીજી ઉત્તમ વસ્તુના ગુણધર્મ લેતી વર્ણવાય છે.
**તદ્દન** અ૦ બિલકુલ; છેક (૨) નર્યું
**તદ્ધિત** પું૦ મૂળ નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને લાગીને નવો શબ્દ બનાવતો પ્રત્યય (૨) વિ૦ તે પ્રત્યયો લાગીને બનેલું
**તદ્ધિતાંત** વિ૦ જેને છેડે તદ્ધિત હોય એવું
**તદ્ભવ** વિ૦ તેમાંથી થતો; મૂળ ભાષામાંથી પ્રાકૃતમાં આવેલો અપભ્રષ્ટ (શબ્દ)
**તદ્રૂપ** વિ૦ તેના જેવું; તદાકાર
**તદ્રૂપતા** સ્ત્રી૦
**તદ્વત્** અ૦ તેના જેવું
**તન** ન૦ શરીર; દેહ (૨) પું૦ પુત્ર; દીકરો
**તનક** વિ૦ થોડું (૨) નાનું; નાજુક
**તનખ** સ્ત્રી૦ તણખ—સણકો (૨) બેસમજદની એક ખોડ—લંગડાપણું
**તનખાવવું** સ૦ ક્રિ૦ પજવવું; હેરાન કરવું (૨) —ની ઉપર ગુસ્સે થવું
**તનખો** પું૦ તણખો (૨) પગાર
**તનબદન** વિ૦ જીવજાન; અતિ પ્રિય (૨) વિશ્વાસુ; વફાદાર
**તનમન** અ૦ ખૂબ આતુરતાથી—અધીરાઈથી
**તનમનાટ** પું૦ આવેશ; જુસ્સો; અધીરાઈ
**તનમનિયું** ન૦ એક જાતનું ફૂલ (૨) કાનનું એક ઘરેણું.
**તનય** પું૦ પુત્ર
**તનયા** સ્ત્રી૦ પુત્રી
**તનહા** વિ૦ એકલું (૨) અ૦ ફક્ત
**તનિયો** પું૦ વાઘો; અંગરખું; ઝભલું
**તની** પું૦ દોરો; તાર (૨) જાદુમંત્ર; ધંતરમંતર
**તનુ** વિ૦ કૃશ; પાતળું (૨) થોડું (૩) નાનું (૪) સુંદર
**તનુ(-નૂ)** સ્ત્રી૦; ન૦ શરીર
**તનુજ** પું૦ પુત્ર
**તનુજા** સ્ત્રી૦ પુત્રી
**તનૂ** સ્ત્રી; ન૦ જુઓ તનુ
**તનોડો** પું૦ સ્ત્રીને કાને પહેરવાનું એક ઘરેણું
**તન્મય** વિ૦ એકાગ્ર; લીન
**તન્મયતા** સ્ત્રી૦
**તન્માત્ર** વિ૦ માત્ર એ જ; શુદ્ધ (૨) અ૦ તલમાત્ર; સહેજસાજ (૩) ન૦ પંચ મહાભૂતોનું શુદ્ધ—સૂક્ષ્મ રૂપ
**તન્વી** સ્ત્રી૦ નાજુક સુકુમાર સ્ત્રી
**તન્હા** વિ૦ જુઓ તનહા
**તપ** ન૦ ઇંદ્રિયદમન; તપસ્યા (૨) સ્ત્રી૦ જુઓ તપત
**તપખીર** સ્ત્રી૦ છીંકણી (૨) કંદનો લોટ; શિંગોડાંનો લોટ
**'તપખીરિયું** વિ૦ છીંકણીના રંગનું
**તપખીરી** વિ૦ જુઓ તપખીરિયું
**તપગચ્છ** પું૦ જૈન સાધુઓનો એક વર્ગ
**તપત** સ્ત્રી૦ તપ; ગરમી; સહેજસાજ તાવ
**તપન** ન૦ તાપ; ગરમી (૨) પું૦ સૂર્ય (૩) એક નરક
**તપ(-પો)લોક** પું૦ સાત લોકમાંનો છઠ્ઠો-તપસ્વીઓનો લોક

**તપ(-પા)વવું** સ૦ ક્રિ૦ 'તપવું'નું પ્રેરક રૂપ
**તપવું** અ૦ ક્રિ૦ ઊનું–ગરમ થવું (૨) લાંબો વખત રાહ જોતા ઊભા રહેવું; ખોટી થવું (૪) તપ કરવું
**તપશ્ચર્યા** સ્ત્રી૦ તપ કરવું તે; તપસ્યા
**તપસી(-સ્વી)** વિ૦ તપ કરનારું (૨) પું૦ તપ કરનારો; તાપસ
**તપસીલ** સ્ત્રી૦ વિગત; જુદીજુદી હકીકતનો ફોડ
**તપસીલવાર** વિ૦ વિગતવાર
**તપસ્યા** સ્ત્રી૦ તપ; તપશ્ચર્યા
**તપસ્વિની** વિ૦ સ્ત્રી૦ તપ કરનારી (૨) સ્ત્રી૦ તાપસી
**તપસ્વી** વિ૦ (૨) પું૦ જુઓ તપસી
**તપાવવું** સ૦ ક્રિ૦ જુઓ તપવવું
**તપાસ,૦ણી** સ્ત્રી૦ તપાસવાની ક્રિયા (જુઓ તપાસવું)
**તપાસવું** સ૦ ક્રિ૦ શોધવું; ખોળવું (૨) ચોકસી કરવી; ઊંડા ઊતરીને જોવું (૩) સંભાળવું; તજવીજ રાખવી
**તપિયું** વિ૦ તપ કરનારું; તપસ્વી
**તપેલી** સ્ત્રી૦ પહોળા મોંનું એક વાસણ
**તપેલું** વિ૦ ઊનું થયેલું (૨) [લા.] ક્રોધે ભરાયેલું (૩) દુઃખથી પીડાયેલું (૪) ન૦ મોટી તપેલી
**તપેશરી** વિ૦ (૨) પું૦ જુઓ તપસ્વી
**તપોધન** વિ૦ તપ એ જ જેનું ધન છે એવું (૨) બ્રાહ્મણોની એ જાતનું (૩) પું૦ તપસ્વી (૪) તપોધન જ્ઞાતિનો બ્રાહ્મણ
**તપોબલ(-ળ)** ન૦ તપનું બળ; તપનો પ્રભાવ
**તપોભૂમિ** સ્ત્રી૦ તપથી પવિત્ર થયેલી ભૂમિ; તપોવન
**તપોલોક** પું૦ જુઓ તપલોક
**તપોવન** ન૦ તપસ્વીનું નિવાસસ્થાન
**તપોવૃદ્ધ** વિ૦ તપને કારણે શ્રેષ્ઠ
**તપ્ત** વિ૦ તપેલું
**તપ્તમુદ્રા** સ્ત્રી૦ વિષ્ણુનાં આયુધોની છાપો તપાવીને દીધેલા ડામ
**ત(૦ર)ફડવું** અ૦ ક્રિ૦ જુઓ તડફડવું
**તફડંચી** સ્ત્રી૦ પારકાના માલની ઉચાપત; ચોરી
**તફડંબાજી** સ્ત્રી૦ તફડંચી
**ત(૦ર)ફડાટ** પું૦ જુઓ તડફડાટ
**તફડાવવું** સ૦ ક્રિ૦ તફડંચી કરવી; ચોરી જવું
**તફરકે** અ૦ ચોરીછૂપીથી ઉઠાવી લીધું હોય એમ
**તફારીક** વિ૦ વધારાનું; ફાલતું
**તફાવત** પું૦ ફરક; ઓછાવત્તાપણું
**તફો** પું૦ જથો; વિભાગ
**તબક** સ્ત્રી૦ રકાબી; તાસક; છીબું (૨) માળ; મજલો
**તબકડી** સ્ત્રી૦ નાની તબક–રકાબી
**તબકડું** ન૦ એક જાતનું છીછરું વાસણ
**તબકવું** અ૦ ક્રિ૦ (કા.) ગાઢ અંધકારમાં આછો પ્રકાશ આવવો
**તબક્કો** પું૦ મજલો; માળ (૨) સ્થિતિ; દશા (૩) પાયરી; ધોરણ (૪) વિભાગ; ખંડ
**તબડક,૦તોઈ** અ૦ (રવ૦) [ઘોડાની દોડનો અવાજ]
**તબડકી** સ્ત્રી૦ ઘોડાની દોડનો પગરવ (૨) દોટ
**તબડકો** પું૦ ઝપાટો; સપાટો; વેગ
**તબડાવવું** સ૦ ક્રિ૦ દોડાવવું (૨) ખદખદાવવું (૩) દબડાવવું; ધમકાવવું
**તબડૂક** વિ૦ ભોટ; કમઅક્કલ
**તબલચી** પું૦ તબલાં—નરઘાં વગાડનાર
**તબલું** ન૦ એક વાદ્ય; નરઘું
**તબિયત** સ્ત્રી૦ મનની સ્થિતિ—મિજાજ (૨) શરીરની હાલત (તંદુરસ્તી કે માંદગી બાબતની)
**તબીબ** પું૦ વૈદ્ય; હકીમ
**તબીબી** વિ૦ તબીબને લગતું (૨) સ્ત્રી૦ વૈદું
**તબેલો** પું૦ ઘોડા, બળદ વગેરે બાંધવાનું તથા ગાડી રાખવાનું ડેલું કે મકાન
**તમ** ન૦ અંધારું (૨) તમોગુણ (૩) સ૦ તમે
**તમક** પું૦ દમના રોગનો એક પ્રકાર
**તમકશ્વાસ** પું૦ બહુ ઉતાવળો અને ગૂંચવાતો શ્વાસોશ્વાસ
**તમ(-મે)ણ** સ્ત્રી૦ ભોંય ખોદીને કરેલો ચૂલો
**તમણું** વિ૦ ત્રણગણું
**તમતમાટ** વિ૦ તમતમું (૨) પું૦ તીખાશ
**તમતમું** વિ૦ બહુ તીખું
**તમર(-રિયું)** ન૦ એક જાતનું બાળવાનું લાકડું

**તમરી** સ્ત્રી૦ તમ્મર
**તમરું** ન૦ રાતે તીણા અવાજથી બોલતું એક જીવડું
**તમસ** ન૦ અંધારું (૨) અજ્ઞાન (૩) તમોગુણ
**તમંચો** પું૦ પિસ્તોલ
**તમા** સ્ત્રી૦ પરવા; દરકાર (૨) કમીના; ખોટ
**તમાકુ** સ્ત્રી૦ તંબાકું
**તમાચો** પું૦ થપ્પડ; લપડાક
**તમામ** વિ૦ (૨) અ૦ બધું; સંપૂર્ણ
**તમામી** સ્ત્રી૦ રેશમ અને કસબના તારના વણાટની સાડી
**તમાલ** પું૦ એક ઝાડ
**તમાલપત્ર** ન૦ તમાલવૃક્ષનું પાંદડું
**તમાલપત્રી** સ્ત્રી૦ તમાલપત્ર
**તમાશ(-સ)ગીર** પું૦ તમાસો જોનાર; પ્રેક્ષક (૨) તમાસો કરનાર
**તમાશો(-સો)** પું૦ ઘણા લોકો જોવા મળે એવો ખેલ કે રમત
**તમિસ્ર** ન૦ અંધકાર
**તમે(-મો)** સ૦ બ૦ વ૦
**તમેણ** સ્ત્રી૦ જુઓ તમણ
**તમોગુણ** પું૦ પ્રકૃતિનો એક ગુણ (સત્ત્વ, રજસ અને તમસ) (૨) ક્રોધ; આકળો સ્વભાવ
**તમોગુણી** વિ૦ તમોગુણવાળું
**તમ્મર** સ્ત્રી૦ આંખે આવતાં ચક્કર—અંધારાં
**તર** વિ૦ રસકસથી ભરેલું; તાજું (૨) ધરાયેલું; તૃપ્ત (૩) પૈસાદાર (૪) મસ્ત; ચકચૂર (૫) સ્ત્રી૦ દહીંદૂધ પરની મલાઈની પોપડી (૬)પહોળી હોડી; તરાપો (૭) નાની ખાડી (૮) પ્ર૦ અધિકતા–વિશેષપણું સૂચકપ્રત્યય
**તરક,૦ડો** પું૦ મુસલમાન (તિરસ્કારમાં)
**તરકચો** પું૦ ટપકું (૨) ફુવારો
**તરકટ** ન૦ પ્રપંચ; કાવતરું
**તરકટિયું** વિ૦ તરકટ કરે એવું; પ્રપંચી
**તરકટી** વિ૦ જુઓ તરકટિયું
**તરકડિયો** પું૦ એલફેલ બોલનારો; ભાંટ; વિદૂષક
**તરકડી** સ્ત્રી૦ મુસલમાન સ્ત્રી (તિરસ્કારમાં)
**તરકડો** પું૦ જુઓ તરક
**તરકવું** અ૦ ક્રિ૦ તર્ક કરવો; અટકળ કરવી
**તરકશ** ન૦ તીરનો ભાથો



**તરકારી** સ્ત્રી૦ શાકભાજી; ભાજીપાલો
**તરકીબ** સ્ત્રી૦ યુક્તિ
**તરકોશી** ન૦ ત્રણ થાંભલાનું વહાણ
**તરખડ** સ્ત્રી૦ માવજત; સંભાળ (૨) ભાંજગડ; પંચાત
**તરખલી** સ્ત્રી૦ જુઓ તણખલી
**તરખલું** ન૦ જુઓ તણખલું
**તરખૂણિયું** વિ૦ ત્રણ ખૂણાવાળું
**તરગાળી** સ્ત્રી૦ તરગાળાની સ્ત્રી
**તરગાળો** પું૦ ગાવા નાચવાનો ધંધો કરનાર એક ન્યાતનો માણસ
**તરઘટ** પું૦ ઊમરો
**તરઘાયો** પું૦ પહોળા મોંનો જબરો દેગ (૨) મોટું પહોળું ઢોલ (૩) [લા.] મોટી બેડોળ આકારની વસ્તુ
**તરછ** સ્ત્રી૦ મદ; અહંકાર
**તરછટ** અ૦ છેક; સાવ; તદ્દન
**તરછોડ** પું૦; સ્ત્રી૦ જોરથી વીંઝવાથી–તરછોડ –વાથી થતી અસર (૨) તિરસ્કાર; છિટકાર
**તરછોડવું** સ૦ ક્રિ૦ તિરસ્કારપૂર્વક કાઢી મૂકવું (૨) તુચ્છકારવું; ધિક્કારવું (૩) જોરથી આંચકો મારવો
**તરજ** પું૦ ત્રાસ; ભય (૨) જોર; આવેશ (૩) સ્ત્રી૦ ગાવાની ઢબ; તર્જ
**તરજાત** વિ૦ હલકી જાતનું (૨) સ્ત્રી૦ હલકી જાત
**તરજૂમિયું** વિ૦ ભાષાની છટા–ભાવ વિનાનું, માત્ર શાબ્દિક સમાનતાવાળું (ભાષાંતર)
**તરજૂમો** પું૦ ભાષાંતર
**તરડ** સ્ત્રી૦ તડ; ફાટ; ચીરો
**તરડ(-ડા)વું** અ૦ ક્રિ૦ તરડ પડવી; ફાટવું (૨) વાંકું–ત્રાંસું થવું (૩) વંકાઈને વિરુદ્ધ ચાલવું
**તરડાટ** પું૦ તરડાવું–ફાટવું તે (૨) અભિમાન; મરડાટ
**તરડાવું** અ૦ ક્રિ૦ જુઓ તરડવું
**તરણ** ન૦ તરવાની ક્રિયા (૨) તરવાનું સાધન; હોડી (૩) તરણું
**તરણિ** પું૦ સૂરજ
**તરણિ(-ણી)** સ્ત્રી૦ તરવાનું સાધન; ત્રાપો; હોડી
**તરણું** ન૦ તૃણ; તરખલું

**તરણોપાય** પું૦ તરી જવાનો–બચવાનો ઉપાય
**તરત** અ૦ એકદમ; ઝટ
**તરતપાસ** સ્ત્રી૦ બારીક તપાસ–શોધ
**તરતબુદ્ધિ** વિ૦ હાજરજવાબી બુદ્ધિવાળું
**તરતવ** ન૦ તત્ત્વ; સાર; મુખ્ય અર્થ
**તરતી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**તરતીબ** સ્ત્રી૦ આચાર, રીતભાત વગેરેનું શિક્ષણ (૨) વ્યવસ્થા; ગોઠવણ (૩) સંભાળ; માવજત
**તરધારું** વિ૦ ત્રણ ધારવાળું (૨) ત્રણ સરખા ભાગનું બનેલું
**તરપંખું** વિ૦ ત્રણ પાંખિયાં–પાંખડીઓવાળું
**તરપં(-પિં)ડી** સ્ત્રી૦ મરનારની વરશીને દિવસે કરાતી શ્રાદ્ધક્રિયા
**તરપણું** વિ૦ દૂબળું; પાતળું
**તરપિંડી** સ્ત્રી૦ જુઓ તરપંડી
**તરપે(-ભે)ટ** સ્ત્રી૦ જુઓ તરભેટ
**તરફ** સ્ત્રી૦ બાજુ; પક્ષ (૨) અ૦ બાજુ; ભણી
**તરફડવું** અ૦ ક્રિ૦ જુઓ તડફડવું
**તરફડાટ** પું૦ જુઓ તડફડાટ
**તરફડિયું** ન૦ જુઓ તડફડિયું
**તરફણ** સ્ત્રી૦ દાણા વાવવાનું એક ઓજાર
**તરફદાર** વિ૦ પક્ષ ખેંચનાર; પક્ષકાર
**તરફદારી** સ્ત્રી૦ પક્ષપાત; ઉપરાણું
**તરફાળ** સ્ત્રી૦ ત્રણ ફાળવાળી પિછોડી
**તરફેણ** સ્ત્રી૦ બાજુ; પક્ષ (૨) તરફદારી
**તરફોડવું** સ૦ ક્રિ૦ છણકા–છાકોટા કરવા
**તરફોડો** પું૦ છણકો; છાકોટો; ધુતકાર
**તરબડવું** અ૦ ક્રિ૦ ખદખદવું (૨) લડવું; કજિયો કરવો
**તરબિયત** સ્ત્રી૦ તાલીમ; કેળવણી
**તરબૂચ** ન૦ જુઓ તડબૂચ
**તરબૂચી** સ્ત્રી૦ જુઓ તડબૂચી
**તરબોળ** વિ૦ તદ્દન પલળી ગયેલું
**તરભડ** સ્ત્રી૦ બોલાબોલી; તકરાર
**તરભડવું** અ૦ ક્રિ૦ આવેશપૂર્વક બોલવું; કજિયો કરવો
**તરભાણી** સ્ત્રી૦ નાનું તરભાણું
**તરભાણું** ન૦ ધર્મવિધિમાં વપરાતી તાંબાની તાસક
**તરભેટ(-ટો)** પું૦ ત્રણ ગામના સીમાડા કે રસ્તા ભેગા થતા હોય એવી જગા; ત્રિભેટો
**તરમરિયું** ન૦ જુઓ તનમનિયું
**તરમરી** સ્ત્રી૦ એક જાતનું ઘરેણું
**તરલ** વિ૦ ચપલ; અસ્થિર (૨) પું૦ હારનું વચ્ચેનું રત્ન
**તરલતા** સ્ત્રી૦
**તરલનયન** પું૦ એક છંદ
**તરવર** અ૦ ત્વરાથી ઉપર તળે થતું હોય એમ; સળવળ
**તરવરવું** અ૦ ક્રિ૦ ઉપર તળે થવું; સળવળવું (૨) ત્વરાથી અધીરા થવું
**તરવરાટ** પું૦ ધમપછાડ; અધીરાઈ; ચંચળતા
**તરવરિયું** વિ૦ ચંચળ; ચપળ; અધીરું
**તરવંક** ન૦ વક્રતા
**તરવાડી** પું૦ ત્રવાડી; ત્રિવેદી; એક અટક
**તરવાડો** પું૦ ખજૂરાં છેદનારો; તાડી કાઢનારો
**તરવાયો** પું૦ ત્રણ પાયાની ઘોડી; માંચી
**તર(-લ)વાર** સ્ત્રી૦ સમશેર; ખડ્ગ
**તરવારડી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**તરવારિયો** વિ૦ પું૦ સહેજસહેજમાં તરવાર ખેંચે એવું (૨) તરવાર વાપરી જાણનારો; યોદ્ધો
**તરવારી** વિ૦ પું૦ જુઓ તરવારિયો
**તરવાવું** અ૦ ક્રિ૦ કાચો ગર્ભ પડવો (ઢોર માટે)
**તરવું** સ૦ ક્રિ૦ ઓળંગવું; પાર કરવું (૨) અ૦ ક્રિ૦ ડૂબ્યા વિના પાણીમાં ઉપર રહેવું કે ખસવું (૩) [લા.] બચવું
**તરશ(-સ)** સ્ત્રી૦ પાણી પીવાની ઇચ્છા; પ્યાસ (૨) [લા.] તીવ્ર ઇચ્છા
**તરશ્યું(-સ્યું)** વિ૦ જેને તરસ લાગી હોય એવું; પ્યાસું
**તરસ** સ્ત્રી૦ જુઓ તરશ (૨) ન૦ એક જંગલી જાનવર—ઝરખ
**તરસતિયું** ન૦ અધરણિયાત સ્ત્રીએ પહેરવાનું માથાનું એક ઘરેણું
**તરસ(-સા)વું** અ૦ ક્રિ૦ તલસવું; આતુર રહેવું
**તરસાડ** સ્ત્રી૦ તાડનાં પાંદડાં; જાવલી
**તરસાવું** અ૦ ક્રિ૦ જુઓ તરસવું

**તરસાળું** નo તળિયું; છેડો (૨) અંદાજ
**તરસાળો** પુંo અંદાજ; તળિયાનો શુમાર-અંત
**તરસ્યું** વિo જુઓ તરસ્યું
**તરંગ** પુંo પાણીની લહેર; મોજું (૨) કલ્પના; બુટ્ટો
**તરંગિણી** સ્ત્રીo નદી
**તરંગિત** વિo લહેરો ખાતું; હાલતું
**તરંગી** વિo મનના તરંગ પ્રમાણે વર્તનારું (૨) તરંગો—કલ્પનાઓ કર્યા કરનારું
**તરંતરા*** અo
**તરાઈ*** સ્ત્રીo
**તરાટિયું*** નo
**તરાડ** પુંo લાગ; જોગ (૨) સ્ત્રીo ફાટ; ચીરો
**તરાણા** પુંo એક તરેહનું ગાયન
**તરાનો** પુંo રાગણી; ગાયન
**તરાપ** સ્ત્રીo છલંગ (૨) એકદમ મારેલી ઝૂંટ
**તરાપો** પુંo વાંસ કે લાકડાંને એકબીજાની સાથે બાંધીને બનાવેલો પાણીમાં તરે તેવો પાટ જેવો ઘાટ; ત્રાપો
**તરામણું** વિo તરીને જવું પડે એટલું (૨) તરી શકાય તેટલું
**તરિ(-રી)** સ્ત્રીo હોડી
**તરિયાતોરણ** નo જેમાં કસબના તાર હોય એવું તોરણ
**તરિયું** વિo ત્રણ જાતનું (૨) ત્રીજું
**તરિયો** પુંo એકાંતરિયો તાવ (૨) ચોખામાં રહેલો ડાંગરનો દાણો
**તરિંગ** નo (કા.) ઘોડાનું ઉબું-પલાણની પાછળ ખુલ્લો રહેતો પીઠનો ભાગ
**તરી** સ્ત્રીo તર; મલાઈ (૨) કાંપ (૩) જળમાર્ગ (૪) હોડી; તરિ
**તરીકે** અo —ની જગાએ
**તરીકો** પુંo રસ્તો; માર્ગ (૨) રીત
**તરીમતરાક** સ્ત્રીo ધામધૂમ
**તરીર** અo અનુક્રમે
**તરી(-રે)લું** નo વધારાનું ધૂંસરું (બે જોડ બળદ સાથે જોડતી વખતે નખાતું) (૨) ઘરસંસારનો બોજો
**તરુ** નo ઝાડ
**તરુણ** વિo જુવાન (૨) પુંo જુવાન પુરુષ
**તરુણાવસ્થા** સ્ત્રીo જુવાની
**તરુણી** વિo સ્ત્રીo યુવાનીમાં આવેલી (૨) સ્ત્રીo યુવાન સ્ત્રી; યૌવના
**તરુવર** નo મોટું ઝાડ
**તરેરાટ** પુંo ઘાંટો તરડાઈ જાય એવી બૂમ (૨) ક્રોધનો આવેશ
**તરેરી** સ્ત્રીo ગુસ્સાના આવેશની ધ્રુજારી
**તરેરું** વિo તરેરીથી ભરેલું; કોપાયમાન
**તરેલું** નo જુઓ તરીલું
**તરેહ** સ્ત્રીo રીત; પ્રકાર (૨) ભાત; જાત
**તરેહદા(-વા)ર** વિo ભાતભાતનું; વિવિધ પ્રકારનું
**તરો** પુંo (કા.) માર્ગ; મોકળાશ
**તરોહત(-દ)** સ્ત્રીo કળા; હિકમત
**તરોપણ** નo સુતારનું એક ઓજાર
**તરોપો** પુંo નાળિયેર
**તરોવડ** વિo સરખે સરખું; સમોવડ (૨) સ્ત્રીo ખુલાસો; સમજૂતી
**તરોવું*** અo ક્રિo
**તર્ક** પુંo અનુમાન; કલ્પના (૨) વિચારપ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો; 'હાઇપોથેસીસ (૪) તર્કશાસ્ત્ર; ન્યાયશાસ્ત્ર
**તર્કદોષ** પુંo વિચારદોષ; વિચારપ્રક્રિયાનો દોષ
**તર્કપ્રામાણ્ય** નo તર્ક—વિચારપ્રક્રિયામાં પ્રમાણબુદ્ધિ
**તર્કપ્રામાણ્યવાદ** પુંo 'રૅશનલિઝમ'
**તર્કપ્રામાણ્યવાદી** વિo (૨) પુંo 'રૅશનલિસ્ટ'
**તર્કવાદ** પુંo તર્કને આધારે સ્થાપેલો વાદ
**તર્કવિતર્ક** પુંo ઊહાપોહ (૨) ગમે તેમ વિચાર દોડાવ્યા કરવા તે
**તર્કશક્તિ** સ્ત્રીo તર્ક કરવાની શક્તિ
**તર્કશાસ્ત્ર** નo ન્યાયશાસ્ત્ર; 'લૉજિક'
**તર્કશાસ્ત્રી** પુંo તર્કશાસ્ત્રનો વિદ્વાન
**તર્કશુદ્ધ** વિo તર્કદોષ વિનાનું
**તર્કસરણિ(-ણી)** સ્ત્રીo તર્કોની પરંપરા
**તર્જ** સ્ત્રીo તરજ; ગાવાની ઢબ
**તર્જન** નo ઠપકો; ધમકી (૨) તરછોડ; તિરસ્કાર
**તર્જના** સ્ત્રીo જુઓ તર્જન
**તર્જની** સ્ત્રીo અંગૂઠા પાસેની આંગળી

**તર્જવું** સ૦ ક્રિ૦ ઠપકો આપવો; ધમકાવવું (૨) તરછોડવું; ધુતકારવું
**તર્પણ** ન૦ તૃપ્તિ (૨) જુઓ જલાંજલિ
**તર્પવું** સ૦ ક્રિ૦ તૃપ્ત કરવું; સંતોષવું
**તર્પિત** વિ૦ તૃપ્ત થયેલું
**તલ** પું૦ એક તેલી બી તથા તેનો છોડ (૨) એને મળતો ચામડી ઉપરનો ડાઘો
**તલ(-ળ)** ન૦ તળિયું (૨) નીચેનો પ્રદેશ; તળેટી (૩) સપાટી. ઉદા૦ 'ભૂતલ'
**તલક** અ૦ સુધી; લગી
**તલકછાંયડો** પું૦ એક રમત
**તલખ** વિ૦ તીવ્ર; તીખું; તેજ (૨) સ્ત્રી૦ ઝંખના; ઇંતેજારી (૩) વ્યાકુળતા (૪) તરસ
**તલખવું** અ૦ ક્રિ૦ તલસવું; ઝંખવું
**તલખાં** ન૦ બ૦ વ૦ ઝંખના; પ્રાપ્તિ માટેની વ્યાકુળતા
**તલપ(-ખ)** સ્ત્રી૦ ઉત્કટ ઇચ્છા; તાલાવેલી
**તલપવું** સ૦ ક્રિ૦ એકદમ કૂદકો તલપ મારવી
**તલપ(-ફ)વું** અ૦ ક્રિ૦ આતુરતાથી ટમટમવું; તલસવું
**તલપાપડ** વિ૦ આતુર; અધીરું
**તલપૂર** વિ૦ તલ જેટલું (૨) અ૦ સહેજપણ
**તલફવું** અ૦ ક્રિ૦ જુઓ તલપવું
**તલબ** સ્ત્રી૦ ઉત્કટ ઇચ્છા; તલપ
**તલબાવળ** પું૦ એક વનસ્પતિ
**તલભાર** વિ૦ તલ જેટલું; સહેજ (૨) અ૦ તલપૂર
**તલમાત્ર** વિ૦ (૨) અ૦ જુઓ તલભાર
**તલમીજ** પું૦ શિષ્ય
**તલવટ** પું૦ તલની બનાવેલી એક મીઠાઈ (૨) ઉંબરો
**તલવણી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**તલવાર** સ્ત્રી૦ જુઓ તરવાર
**તલસરું** ન૦ તલ ખંખેરી લીધા પછીનો તલનો છોડ (૨) જેમાં તલ થાય છે તે શીંગ
**તલસવું** અ૦ ક્રિ૦ અતિ આતુર હોવું; આતુરતાથી તરફડવું
**તલસાટ** પું૦ આતુરતા; તરફડાટ
**તલસાંકળી** સ્ત્રી૦ તલની બનાવેલી એક વાની
**તલસ્પર્શ** પું૦ તળિયાનો સ્પર્શ (૨) સપાટીનો સ્પર્શ
**તલસ્પર્શી** વિ૦ તળિયાનો સ્પર્શ કરતું (૨) સપાટીને અડકતું

**તલા(-લ્લા)ક** સ્ત્રી૦ છૂટાછેડા; ફારગતી
**તલાટી** પું૦ મહેસૂલ વસૂલ કરનાર સરકારી મહેતો
**તલાટું** ન૦ તલાટીનું કામકાજ કે પદ
**તલાતલ** ન૦ સાત પાતાળમાંનું એક
**તલાબત** સ્ત્રી૦ બરાબરી; સ્પર્ધા
**તલાશ** સ્ત્રી૦ શોધ; તપાસ
**તલી** સ્ત્રી૦ ઝીણા તલ (૨) શેરડીનો એક રોગ (૩) બરોળની ગાંઠ
**તલ્લાક** સ્ત્રી૦ જુઓ તલાક
**તલ્લીન** વિ૦ ગરક; લીન; એકાકાર
**તવ** સ૦ (પ.) તારું (૨) અ૦ (પ.) ત્યારે
**તવખીર** ન૦ એક વનસ્પતિ
**તવન** ન૦ સ્તવન (જૈન)
**તવર** ન૦ એક વનસ્પતિ
**તવરવું** અ૦ ક્રિ૦ જુઓ તરવરવું
**તવંગર** વિ૦ પૈસાદાર; તાલેવંત
**તવાઈ** સ્ત્રી૦ કમબખ્તી; આફત; ધાડ
**તવારાં** અ૦ + તેવારે–વખતે
**તવારીખ** સ્ત્રી૦ ઇતિહાસ
**તવારીખનવીસ** પું૦ ઇતિહાસ લખનારો
**તવાવું** અ૦ ક્રિ૦ ધાતુનું અગ્નિમાં શુદ્ધ થવું (૨) રોગથી–દુઃખથી નબળા પડવું; ગળી જવું
**તવી** સ્ત્રી૦ નાનો તવો; લોઢી
**તવેથો** પું૦ રસોઈમાં ઉપરતળે કરવાનું કે ઉથલાવવાનું એક સાધન
**તવો** પું૦ રોટલા શેકવાનું એક પાત્ર; મોટી લોઢી (૨) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી
**તશરીફ** સ્ત્રી૦ મોટા માણસની પધરામણી
**તસ** સ્ત્રી૦ ન દેખાય તેવી બારીક ફાટ
**તસકો** પું૦ ત્રસકો; તુચ્છકાર (૨) ઠોક; ઠપકો
**તસતસતું** વિ૦ તંગ; ભચડાતું
**તસતસવું** અ૦ ક્રિ૦ ભચડાવું; તણાવું
**તસબી(-વી)** સ્ત્રી૦ (જપવાની) માળા; બેરખો
**તસમો** પું૦ ચામડાનો પટો; તંગ
**તસર** સ્ત્રી૦ રંગની તીણી રેખા (૨) ન૦ એક જાતનું કપડું; ટસર
**તસલમાત** વિ૦ વચગાળાનું; ઉપલકિયું (૨) તાબાનું (૩) સ્ત્રી૦ કબજો; ભોગવટો
**તસલ્લી** સ્ત્રી૦ આશ્વાસન; ભરોંસો; વિશ્વાસ

**તસવી** સ્ત્રી૦ જુઓ તસવી
**તસવીર** સ્ત્રી૦ છબી; ચિત્ર
**તસિયો** પું૦ તરડ;ફાટ (૨) લીટા; આંકો (૩) (આંખમાં) રાતી રેખા; તસર
**તસુ** પું૦; સ્ત્રી૦ ઇંચ
**તસું** અ૦ (પ.) તેવું
**તસ્કર** પું૦ ચોર
**તસ્કરવું** સ૦ ક્રિ૦ ચોરવું
**તસ્કરી** સ્ત્રી૦ ચોરનું કામ; ચોરી
**તસ્ત,૦રું** ન૦ જુઓ તસ્તાનું
**તસ્તાનું** ન૦ મળમૂત્ર ઝીલવાનું વાસણ (૨) કોગળા વગેરેનું પાણી ઝીલવાનું વાસણ
**તસ્દી** સ્ત્રી૦ શ્રમ; મહેનત
**તહ** પું૦; સ્ત્રી૦; ન૦ સુલેહ; સંધિ
**તહકીબ** વિ૦ ચોક્કસ; નક્કી
**તહકુબ** અ૦ મોકૂફ; મુલતવી
**તહકુબી** સ્ત્રી૦ તહકુબ રાખવું તે; મોકૂફી
**તહનામું** ન૦ સુલેહનો કોલકરાર–લેખ
**તહસીલ** સ્ત્રી૦; ન૦ જમીનમહેસૂલ (૨) તાલુકો
**તહસીલદાર** પું૦ તાલુકાનું મહેસૂલ વસૂલ કરનાર અમલદાર; મહાલકારી
**તહસીલદારી** સ્ત્રી૦ તહસીલદારનું કામ કે પદ
**તહસીલનામું** ન૦ જમાબંધીનો ચોપડો
**તહાં(–હાં)** અ૦ (પ.) ત્યાં
**તહેનાત** સ્ત્રી૦ સેવાચાકરી કરવા માટેની હાજરી (૨) સેવાચાકરી; તાબેદારી
**તહેવાર** પું૦ ટાણું; ખુશાલીનો દિવસ
**તહોમત** ન૦ આરોપ; આળ
**તહોમતદાર** વિ૦ આરોપી
**તહોમતનામું** ન૦ આરોપ મૂકયા બાબતનું લખાણ
**તળ** ન૦ જુઓ તલ (૨) મૂળ (૩) પાયો (૪) જન્મસ્થાન
**તળઘટ** પું૦ ઊમરો; ઉંબર
**તળઘર** વિ૦ દેવાદાર (૨) [લા.] દબાયેલું–ઓશિયાળું (૩) પું૦ વસવાયો (૪) સાંથી; ખેડૂત
**તળપદ** ન૦ ગામતળની જમીન (૨) અસલ–મૂળ જગા (૩) સપાટ જમીન
**તળપદું** વિ૦ સ્થાનિક; મૂળ વતનનું (૨) ગામઠી; દેશી
**તળવટ** સ્ત્રી૦ પગનાં તળિયાંનું તળવાવું તે (૨) તળિયું (૩) જમીનની સપાટી; તળાવટ (૪) ઊમરાનું ઘડેલું લાકડું (૫) છાપરાના મોભને ટેકવવા સામસામી ભીંતો પર ગોઠવીને રખાતું આડું લાકડું
**તળવાવું** અ૦ ક્રિ૦ વધારે પડતા ઘસારાથી કે તાપથી પગનાં તળિયાંનું આળું થવું
**તળવું** સ૦ ક્રિ૦ કકડાવેલા ઘીતેલમાં પકવવું (૨) ન૦ તળિયું
**તળસારો*** પું૦ (કા.)
**તળાઈ** સ્ત્રી૦ ખૂબ રૂ ભરીને બનાવેલું ગાદલું
**તળાતાંદળા** પું૦ બ૦ વ૦ શેકેલા ચોખા–મમરા (૨) અ૦ છૂટેછૂટું; લગારે વળગણ ન રહે એમ
**તળાવ** ન૦
**તળાવટ** સ્ત્રી૦ ઢોંગ; યુક્તિ (૨) જમીનની સપાટી (રહી શકાય કે નાહ તે દૃષ્ટિએ)
**તળાવિયો** પું૦ એક જાતનો કોળી
**તળાવો** પું૦ ગાડાની પીંજણી તળેની આડી
**તળાંસવું** સ૦ ક્રિ૦ ધીમેધીમે ચાંપવું; ચંપી કરવી
**તળિયાછંટ** અ૦ તળિયું ખુલ્લું થઈ જાય તેમ; ખુલ્લેખુલ્લું; પૂરેપૂરું ખુવાર
**તળિયાઝાટક** અ૦ જુઓ તળિયાછંટ
**તળિયારું** વિ૦ ખાલી દેખાતું છતાં ભરેલું (૨) ન૦ તળિયું
**તળિયું** ન૦ છેક નીચેનો ભાગ; તળ (૨) પગનું તળિયું (૩) તડબૂચ
**તળી** સ્ત્રી૦ જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની પટી; સખતળી
**તળું** ન૦ જુઓ તળિયું
**તળે** અ૦ નીચે; તળિયે
**તળેટી** સ્ત્રી૦ પર્વતની આજુબાજુનો નીચાણનો પ્રદેશ
**તળ્યુંતાવ્યું** વિ૦ તળેલું અને તાવેલું (૨) [લા.] અભડાય નહિ એવું—શુદ્ધ
**તંગ** વિ૦ ભીડાતું; ચપસીને આવી રહેતું (૨) તાણેલું; કસેલું (૩) છૂટ વગરનું (નાણાં કે વેપારની બાબતમાં) (૪) કાયર; કંટાળેલું (૫) પું૦ ઘોડાનું જીન ખસી ન જાય તે માટે પેટને કસીને બાંધેલા પટા

**તંગડી** સ્ત્રી૦ ટંગડી; ઠાંટિયો (૨) ટૂંકી ચારણી —લેંઘી
**તંગલ** ન૦; સ્ત્રી૦ છોકરાંને કાને પહેરવાનું કુંડળ
**તંગાશ** સ્ત્રી૦ તંગી; અછત
**તંગિયો** પું૦ તંગડી; નાની સૂંથણી
**તંગી** સ્ત્રી૦ તાણ; ન્યૂનતા; અછત
**તંત** પું૦ તંતુ (૨) ચર્ચા; વાદવિવાદ; પંચાત (૩) છાલ; કેડો (૪) મમત; જિદ
**તંતની** સ્ત્રી૦ જુઓ તુનતુની
**તંતરવું** સ૦ ક્રિ૦ છેતરવું; ધૂતી લેવું; ભોળવવું
**તંતુ** પું૦ તાર; તાંતણો; રેસો કે પાતળી નસ
**તંતુકીટ** પું૦ રેશમનો કીડો
**તંતુગ્રંથિ*** સ્ત્રી૦
**તંતુચક્ર** ન૦ તંતુનું જાળું
**તંતુમાર્ગ** પું૦ તંતુ જેવો બારીક માર્ગ
**તંતુરસ*** પું૦
**તંતુવાદ્ય** ન૦ તંતુથી વાગતું વાજિંત્ર
**તંતુવ્યાપાર*** પું૦
**તંતુસ્થિત*** વિ૦
**તંતે(–તો)તંત** અ૦ ટોચ સુધી—છલોછલ (૨) બરાબર, સંખ્યા પ્રમાણે
**તંત્ર** ન૦ હિંદુઓનાં એક પ્રકારનાં શાસ્ત્રો (તેમાં મંત્રો, પ્રયોગો અને ક્રિયાઓ ઉપર વધુ ભાર મૂકેલો છે.) (૨) વ્યવસ્થા; પ્રબંધ (૩) યોજનાપૂર્વક ચાલતું કામ (૪) [ન્યા.] સિદ્ધાંત
**તંત્રનિષ્ઠ** વિ૦ તંત્ર–વ્યવસ્થાને વફાદાર
**તંત્રનિષ્ઠા** સ્ત્રી૦ તંત્ર–વ્યવસ્થા પ્રત્યે વફાદારી
**તંત્રી** પું૦ તંત્ર ચલાવનાર; અધિપતિ (૨) છાપાનો સંપાદક (૩) સ્ત્રી૦ તંતુવાદ્યનો તાર (૨) ધનુષ્યની દોરી; પણછ
**તંદુરસ્ત** વિ૦ તંદુરસ્તી ભોગવતું; નીરોગી; સ્વસ્થ
**તંદુરસ્તી** સ્ત્રી૦ આરોગ્ય
**તંદુલ** પું૦ ચોખા
**તંદોડો** પું૦ સ્ત્રીના કાનનું એક ઘરેણું
**તંદ્રા** સ્ત્રી૦ આળસ; સુસ્તી; ઘેન (નિદ્રાનાં)
**તંદ્રાળુ(–ળુ)** વિ૦ તંદ્રાવાળું
**તંનૂર** પું૦ ચૂલો
**તંબાકુ** સ્ત્રી૦ એક વનસ્પતિ, જેનાં પાંદડાં એક વ્યસનની ચીજ છે.
**તંબૂ** પું૦ દોરડાં અને થાંભલાના ટેકે તાણેલું છત્રી ઘાટનું લૂગડાનું ઘર
**તંબૂરી** સ્ત્રી૦ નાનો તંબૂરો
**તંબૂરો** પું૦ એક તંતુવાદ્ય
**તંબોળ** પું૦ નાગરવેલનું પાન (૨) તેની બીડી —બીડું (૩) ઘાટો લાલ રંગ (૪) ગળાનો એક રોગ
**તંબોળિયું** વિ૦ તંબોળ અથવા તંબોળાને લગતું
**તંબોળિયોક્ષય** પું૦ એક જાતનો ક્ષયરોગ
**તંબોળિયોસાપ** પું૦ નાગરવેલનાં પાનમાં થતો એક કીડો
**તંબોળી** પું૦ પાનસોપારી વેચનારો (૨) તે ધંધો કરનારી ન્યાતનો માણસ
**તા** પું૦ એક કાગળ; તાવ (૨) તાપ; ગરમી
**તાઈ** પું૦ મુસલમાનની એક નાત; પીંજારો; વણકર (૨) સ્ત્રી૦ એક વસ્ત્ર
**તાઉ** વિ૦ ગરમ—આકળા મિજાજનું
**તાઊસ** ન૦ એક છેડે મોરનો આકાર હોય એવું વાદ્ય (૨) પું૦ મોર
**તાઊસબાજ** વિ૦ તાઊસ વગાડી જાણનાર
**તાઊસી** વિ૦ મોરના રંગનું (૨) તાઊસબાજ
**તાક** સ્ત્રી૦ છાશ (૨) ત્રાક (૩) નેમ; ચોટ (૪) લાગ; તાકડો
**તાકડો** પું૦ તાક; લાગ (૨) તાગડો; દોરો
**તાકવું** સ૦ ક્રિ૦ એકી નજરે જોયા કરવું (૨) નિશાન બાંધવું (૩) ઇચ્છવું
**તાકાત** સ્ત્રી૦ શક્તિ; સામર્થ્ય; મગદૂર
**તાકીદ** સ્ત્રી૦ ઉતાવળ (૨) ચેતવણી; ધમકી
**તાકું** ન૦ ગોખલો; હાટિયું
**તાકેડુ** વિ૦ તાકયું નિશાન પાડનાર
**તાકો** પું૦ ફાડયા વિનાનું લાંબું એકસરખું લૂગડું
**તાકોડી** વિ૦ જુઓ તાકેડુ
**તાગ** પું૦ છેડો; પાર; અંત; નિવેડો (૨) પરણીને વિદાય થતા વર તરફથી ભાગોળે કન્યાપક્ષના ભાટચારણોને અપાતી દક્ષિણા
**તાગડધિન્ના** પું૦ બ૦ વ૦ મોજમજા; ચેનબાજી

**તાગડો** પું૦ તાંતણો; દોરો (૨) તાકસો; લાગ
**તાગવું** અ૦ ક્રિ૦ તાગ કાઢવો; માપ કાઢવું (૨) પરવારવું; છૂટા થવું (૩) સ૦ ક્રિ૦ ત્યાગવું; છોડી દેવું
**તાગિયો** પું૦ રેશમને તાણનાર–સુધારનાર કારીગર
**તાછ** સ્ત્રી૦ પથ્થર ટાંકતાં પડતો કચરો–છોલ (૨) [દાગીનાને] છોલતાં પડતી કરચો (૩) ઓપ; ચકચકાટ
**તાછ(–સ)વું** સ૦ ક્રિ૦ ટાંકણાથી છોલવું; છોલીને ચકચકતું કરવું
**તાજ** પું૦ મુગટ; રાજમુગટ (૨) ગંજીફાનું તેવા ચિહ્નવાળું પાનું (૩) ત્યાગ
**તાજખાનું** ન૦ સંડાસ
**તાજગી** સ્ત્રી૦ તાજાપણું (૨) તેજી; સ્ફૂર્તિ (૩) તંદુરસ્તી
**તાજણ** સ્ત્રી૦ ઘોડી
**તાજણો** પું૦ સાટકો; ચાબૂક
**તાજપોશી** સ્ત્રી૦ તાજ પહેરવાની—ગાદીએ આવવાની ક્રિયા
**તાજમહાલ** પું૦ (સં.) આગ્રામાં શાહજહાને પોતાની પ્રિય રાણી મુમતાઝ બેગમની કબર ઉપર બંધાવેલી સુપ્રસિદ્ધ ઇમારત
**તાજ(–જી)મ** સ્ત્રી૦ જુઓ તાજીમ
**તાજમી** વિ૦ માન–મોટાઈ આપેલી હોય તેવું
**તાજવું** ન૦ ત્રાજવું
**તાજા(–જે)કલમ** સ્ત્રી૦ મુખ્ય લખાણ પૂરું થયા પછી તેની નીચે ઉમેરેલું લખાણ
**તાજાતવાના** વિ૦ તાજું અને સશક્ત
**તાજિયો** પું૦ તાબૂત
**તાજિર** પું૦ વેપારી
**તાજી** વિ૦ અરબી–ઉત્તમ પ્રકારનો (ઘોડો)
**તાજીમ** સ્ત્રી૦ વિવેક; અદબ; માન આપવાની રીત
**તાજુબ** વિ૦ આશ્ચર્યચકિત; દંગ
**તાજુબી** સ્ત્રી૦ આશ્ચર્ય; નવાઈ
**તાજું** વિ૦ નવું; તરતનું (૨) શાક ઇતરી જોઈને સ્ફુર્તિમાં આવેલું (૩) પૈસાથી ભરેલું; તર
**તાજૂડી** સ્ત્રી૦ જુઓ ત્રાજૂડી
**તાજેકલમ** સ્ત્રી૦ જુઓ તાજાકલમ
**તાજેતર** વિ૦ તાજેતાજું; તરતનું
**તાજેસ** ન૦ પ્રાયશ્ચિત્ત
**તાટ** વિ૦ દંગ; સક્કસ; અક્કડ (૨) પું૦ ટાટ; છાછરી મોટી થાળી (૩) ન૦ શણનું કપડું; ગૂણપાટ
**તાટસ્થ્ય** ન૦ તટસ્થપણું
**તાટી** સ્ત્રી૦ કામડાંનો પડદો; ટટ્ટી
**તાટું** ન૦ વાંસ–ઘાસની નાની ચટાઈ કે પડદો
**તાડ** પું૦ એક જાતનું ઝાડ
**તાડકવું*** અ૦ ક્રિ૦
**તાડકા** સ્ત્રી૦ (સં.) એક રાક્ષસી–રાવણની બહેન (વિશ્વામિત્રના કહેવાથી રામે તેનો વધ કર્યો હતો.)
**તાડગોળો** પું૦ તાડનું ફળ
**તાડછું(–પત્ર)** ન૦ તાડનું પાંદડું
**તાડન** ન૦ તાડવું તે; માર
**તાડનીય** વિ૦ તાડન—મારને યોગ્ય
**તાડપત્ર** ન૦ તાડનું પાંદડું; તાડછું
**તાડપત્રી** સ્ત્રી૦ વરસાદમાં રક્ષણ કરે એવી મોટી મોદ
**તાડવું** સ૦ ક્રિ૦ મારવું (૨) જુઓ ત્રાડવું
**તાડિયું** ન૦ રેંટિયાનો આરો—પાંખિયું
**તાડી** સ્ત્રી૦ તાડ–ખજૂરાં ઇત્યાદિ છેદવાથી નીકળતો કેફી રસ
**તાડો** પું૦ સોજાને લીધે ચામડી તણાઈ થતી પીડા; તતડાટ (૨) જૂનો ઝઘડો (૩) આગ્રહ; હઠ
**તાણ** સ્ત્રી૦ શરીરની–રગોની ખેંચ (૨) તંગી; અછત (૩) આગ્રહ; ખેંચ (૪) ન૦ પાણીના વહેણનું જોર
**તાણવું** સ૦ ક્રિ૦ ખેંચવું (૨) ઘસડવું
**તાણંતાણ(–ણા)** સ્ત્રી૦ ખેંચંખેંચા
**તાણાતાણ** સ્ત્રી૦ ખેંચંખેંચા
**તાણિયો** પું૦ ધાતુના તાર તાણનારો
**તાણીતૂ(–તો)શી(–સી)** અ૦ ખૂબ ખેંચીને; મારીમચડીને; મુસીબતથી
**તાણુ(–ણું)** વિ૦ '૯૩'
**તાણો** પું૦ વણવા માટે તાણેલા લાંબા–ઊભા તાર (આડા તારને વાણો કહે છે) (૨) તાનો; ટાણો

**તાજોવાજો** પુંo તાજો અને વાજો
**તાત** પુંo પિતા; બાપ
**તાતા** પુંo રોટલો (બાળકોની ભાષામાં)
**તાતાથેઈ** અo (રવo) (૨) સ્ત્રીo નાચવાના તાનનો એક બોલ; તતથેઈ (૩) નાનાં બાળકને ઊભા થતાં શીખવતાં વપરાતો શબ્દ
**તાતાથૈયા** અo (૨) પુંo બo વo જુઓ તાતાથેઈ
**તાતું** વિo ખૂબ ગરમ—તપેલું (૨) આકળા સ્વભાવનું; ગરમ મિજાજનું (૩) તરતનું; તાજું (૪) તેજસ્વી
**તાતુંમાતું** વિo ભરેલું—પુષ્ટ
**તાત્કાલિ(-ળિ)ક** વિo તે કાળ-સમય સંબંધી (૨) તરતનું
**તાત્કાલિકગતિ*** સ્ત્રીo
**તાત્પર્ય** નo ભાવાર્થ; મતલબ; સાર (૨) હેતુ; ધારણા
**તાત્ત્વિક** વિo તત્ત્વને લગતું (૨) યથાર્થ
**તાદર્થ્ય** નo 'તેને માટે હોવાપણું' બતાવવા ચોથી વિભક્તિનો અર્થ (૨) હેતુ; ધારણા
**તાદાત્મ્ય** નo સમાનતા; એકતા
**તાદૃશ** વિo તેના જેવું જ; આબેહૂબ
**તાદૃશતા** સ્ત્રીo
**તાન** સ્ત્રીo; નo ગાયનમાં લેવાતા પલટા; આલાપ (૨) ધૂન; લે'; લગની (૩) મસ્તી; તોફાન
**તાનારીરી** સ્ત્રીo ગાયનની એક તરેહનું નામ
**તાનો** પુંo ટાંગો; મહેણું (૨) ક્રોધ
**તાપ** પુંo તડકો (૨) ગરમી; આંચ (૩) જ્વર; તાવ (૪) કરપ; ધાક (૫) દુખ; સંતાપ
**તાપટ** વિo તેજ; ગરમ મિજાજનું
**તાપ(-પો)ડિયું** નo જુઓ તાપોડિયું
**તાપડું** નo શણનું જાડું કપડું
**તાપણી** સ્ત્રીo તાપવા માટે કૂસ વગેરેનો લગાડેલો અગ્નિ
**તાપણું** નo જુઓ તાપણી
**તાપત્રય** પુંo આધિ, વ્યાધિ અને ઉપાધિ અથવા આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક એ ત્રણ જાતનાં દુઃખ-સંતાપ
**તાપવું** અo ક્રિo અગ્નિથી ટાઢ ઉડાડવી
**તાપસ** વિo તપ કરનાર (૨) પુંo તપસ્વી
**તાપસી** સ્ત્રીo તપ કરનાર સ્ત્રી
**તાપોટો** પુંo સખત તાપ; કઠારો (૨) તાપને લીધે થયેલો ફોલ્લો
**તાપોડિયું** નo ઉનાળામાં ગરમીથી નીકળતું ગૂમડું
**તાફતો** પુંo એક જાતનું રેશમી કાપડ
**તાબડતોબ** અo તરતજ; જરા પણ વિલંબ વગર
**તાબૂત** પુંo; નo મડદા-પેટી; જનાજો; ખાસ કરીને ઇસ્લામી શહીદ હુસેનની યાદગીરીમાં મોહરમના દિવસોમાં કબર જેવા ઘાટ કાઢે છે તે; તાજિયો
**તાબે** અo તાબામાં; કબજામાં
**તાબેદાર** વિo હુકમમાં રહેનારું (૨) પરાધીન
**તાબેદારી** સ્ત્રીo તાબેદારપણું
**તાબો** પુંo કબજો; હવાલો
**તાબોટો** પુંo જુઓ ટાબોટો
**તામજાન** પુંo એક જાતની પાલખી
**તામડી** સ્ત્રીo જુઓ તાંબડી
**તામડો** પુંo જુઓ તાંબડો
**તામરસ** પુંo એક છંદ
**તામસ** વિo તમોગુણને લગતું (૨) અંધારું; તમસનું બનેલું (૩) પુંo ગરમ મિજાજ; ગુસ્સો
**તામસિક** વિo તામસી
**તામસી** વિo ક્રોધી (૨) સ્ત્રીo દુર્ગાનું એક નામ
**તામિસ્ર** નo ઘોર અંધકારવાળું એક નરક
**તામીલ** સ્ત્રીo હુકમનો અમલ; આજ્ઞાંકિતપણું
**તામ્ર** નo તાંબું
**તામ્રકાર** પુંo તાંબાપર કામ કરનારો; કંસારો
**તામ્રકૂટ** પુંo જુઓ તામ્રકાર
**તામ્રપટ(-ત્ર)** પુંo; નo તાંબાનું પતરું (૨) તેના પર લખેલો લેખ
**તામ્રભસ્મ** સ્ત્રીo તાંબાની ભસ્મ—એક ઔષધિ
**તામ્રવર્ણું** વિo તાંબાના રંગનું—લાલચોળ
**તાયફાવેડા** પુંo બo વo જુઓ ઝોકંડા (૨) ઉડાઉપણું; વહી ગયેલા જેવું વર્તન
**તાયફાવાળો** પુંo હિંદુસ્તાનની અને અફઘાનિસ્તાનની સરહદ પર રહેતા તાયફાનો આદમી

**તાયફો** પું૦ ટોળી; સમૂહ; મંડળ (૨) ટોળામાં રહેતી પ્રજાનો એક સમૂહ (૩) ગાવાબજાવવાનું કામ કરનાર રામજણી અને તેના સાથીઓનો સમૂહ

**તાર** વિ૦ ઉત્તમ (૨) પું૦ તંતુ; તાંતણો; દોરો; રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર (૩) તાર મારફતે સંદેશો (૪) કેફની ખુમારી (૫) તા; એક કાગળ (૬) કિનારો; સામો કાંઠો (૭) અંત; છેડો; મુક્તિ (૮) તરી શકાય તેવી સ્થિતિ (પાણીની)

**તારક** વિ૦ તારનાર; ઉદ્ધાર કરનાર (૨) પું૦ તારો

**તારકતોડી** સ્ત્રી૦ એક રાગ

**તારકમત્સ્ય** પું૦; સ્ત્રી૦; ન૦ એક જાતની માછલી

**તારકસ** પું૦ ધાતુના તાર ખેંચનારો (૨) સોનાચાંદીનો કસબ તૈયાર કરનારો

**તારકસબ** પું૦ સોનાચાંદીના તાર તથા કસબ

**તારકસબવાળો** પું૦ તારકસબનો ધંધો કરનાર

**તારકિત** વિ૦ તારાઓથી ભરેલું–ખચેલું

**તારકીટ** પું૦ એક જાતનો વાળા જેવો કીડો

**તારક્ષ** પું૦ + એક જાતનું પક્ષી; ગરુડ

**તારઘર** ન૦ જ્યાં તારના સંદેશા મોકલવા–લેવાનું કામ થતું હોય એવું કાર્યાલય

**તારણ** ન૦ પાર ઉતારવું તે; ઉદ્ધાર (૨) તારવી કાઢેલું તે; સાર (૩) કરજ કરવામાં મૂકવી પડતી માલની કે રોકડની અનામત (૪) વસ્તુ તારવી કાઢ્યા પછી રહેતું પ્રવાહી

**તારણતરણ** વિ૦ (૨) પું૦ ઉદ્ધારક

**તારણહાર** વિ૦ (૨) પું૦ જુઓ તારણતરણ

**તારતમ્ય** ન૦ ભાવાર્થ; સારાંશ (૨) તફાવત; ફેર

**તારમાસ્તર** પું૦ તારના સાંચા પર સંદેશા લેવામોકલવાનું કામ કરનાર માણસ

**તારવવું** સ૦ ક્રિ૦ દબાઈ ગયેલી વસ્તુને ઊંચી આણવી (૨) ઉપરઉપરથી લઈ લેવું (૩) છૂટું કરી પાણી સોંસરું કાઢી લેવું–બોળી કાઢવું (૪) જમેઉધારનો આંકડો ખાતાવાર નક્કી કરવો (૫) નફોટોટો કાઢવો

**તારવણી** સ્ત્રી૦ તારવવું તે (હિસાબને)

**તારવાળો** પું૦ તારનો સંદેશો પહોંચાડનારો

**તારવું** સ૦ ક્રિ૦ 'તરવું'નું પ્રેરક રૂપ

**તારા** સ્ત્રી૦ (સં.) વાલીની સ્ત્રી



**તારાકૃતિ** વિ૦ તારાની આકૃતિવાળું

**તારાજ** વિ૦ ખેદાનમેદાન; જમીનદોસ્ત; ફના

**તારાટપકી** સ્ત્રી૦ ચાંલ્લા તરીકે કે ભરતમાં વપરાતી ધાતુની ચકચકિત ટીપકી

**તારાપતિ** પું૦ ચંદ્ર

**તારાપીડ** પું૦ ચંદ્ર

**તારામંડલ(–ળ)** ન૦ બધા તારાઓનો સમૂહ (૨) એક જાતનું દારૂખાનું

**તારામૈત્રક** ન૦ આંખેઆંખ મળવી તે; નેત્રપલ્લવી (૨) તેનાથી થયેલી પ્રીતિ

**તારામૈત્રી** સ્ત્રી૦ જુઓ તારામૈત્રક

**તારાલક્ષ્મ*** ન૦

**તારીખ** સ્ત્રી૦ એક આખો દિવસ (ઈસ્વી કે મુસલમાની મહિનામાં)

**તારીખિયું** ન૦ તારીખનો સિક્કો (૨) તારીખ જાણવા કરેલી યોજના; 'કૅલેન્ડર'

**તારીજ** સ્ત્રી૦ જમેઉધારનું તારણ

**તારીફ** સ્ત્રી૦ વખાણ; પ્રશંસા

**તારુણી** સ્ત્રી૦ તરુણી; જુવાન સ્ત્રી

**તારુણ્ય** ન૦ તરુણાવસ્થા; જુવાની

**તારું** સ૦ (બીજો પુરુષ એ૦ વ૦)

**તારો** પું૦ આકાશમાં ઝબૂકતો ગોળો (૨) આંખની કીકી (૩) હોશિયાર તરનારો

**તારોતાર** અ૦ તાંતણે તાંતણા છૂટા થાય તેમ (૨) [લા.] તદ્દન છિન્નભિન્ન

**તાર્કિક** વિ૦ તર્કને લગતું (૨) પું૦ તર્કશાસ્ત્રી

**તાલ** પું૦ ગાયનના ઠોકનું માપ (૨) મઝા; રંગ; રસ (૩) લાગ; યોગ્ય સમય (૪) તાડ (૫) કાંસીજોડ (૬) યુક્તિ; ખેલ; પ્રપંચ (૭) સ્ત્રી૦ માથાની ટાલ

**તાલકી** સ્ત્રી૦ છોકરાંની એક જાતની ટોપી (૨) તાળવું; તાલકું

**તાલકું** ન૦ માથાનો વચલો અને સૌથી ઉપરનો ભાગ; ટાલકું

**તાલઘટના*** સ્ત્રી૦

**તાલપ્રદાન*** ન૦

**તાલબદ્ધ** વિ૦ (૨) અ૦ પદ્ધતિસર (૨) સંગીતમાં તાલ પ્રમાણે

**તાલબંધ** વિ૦ જુઓ તાલબદ્ધ

**તાલમેલ** સ્ત્રી૦ ટાપટીપ; અચ્છી તરેહથી કરેલી ગોઠવણ (૨) ઉપર ઉપરનો ભપકો–સફાઈ

**તાલમેલિયું** વિ૦ તાલમેળ કરનારું
**તાલવ્ય** વિ૦ જુઓ તાલુસ્થાની
**તાલાવેલી** સ્ત્રી૦ આતુરતા; ચટપટી
**તાલિબ** વિ૦ ઇચ્છનાર; ઇચ્છા રાખનાર
**તાલીમ** સ્ત્રી૦ કેળવણી; શિક્ષણ (૨) અંગ-કસરતનું શિક્ષણ (૩) શિસ્ત
**તાલીમબાજ** વિ૦ કસરત જાણનારો; કસરતી (૨) ધૂર્ત; ખેલાડી
**તાલીમબાજી** સ્ત્રી૦ ઠગબાજી; ધૂર્તતા
**તાલીસપત્ર** ન૦ એક વનસ્પતિ
**તાલુ** સ્ત્રી૦; ન૦ તાળવું
**તાલુક** પું૦ સંબંધ; લાગતુંવળગતું (૨) તાલુકો (૩) માલમિલકત; ગરાસ
**તાલુકદાર** પું૦ નાના ગરાસનો ધણી (૨) તાલુકાનો–ગામનો વહીવટ કરનાર સરકારી અમલદાર
**તાલુકદારી** વિ૦ તાલુકદારને લગતું (૨) સ્ત્રી૦ તાલુકદારનું કામ કે પદ
**તાલુકો** પું૦ જીલ્લાનો નાનો ભાગ; પરગણું
**તાલુપાક** પું૦ તાળવાનો કોઈ ભાગ પાકવો તે
**તાલુમૂલ(-ળ)** ન૦ તાળવાના મૂળનો ભાગ
**તાલુસ્થાન** ન૦ તાળવાનો પ્રદેશ
**તાલુસ્થાની** વિ૦ તાલુસ્થાનમાંથી ઉચ્ચારાતું
**તાલે** ન૦ નસીબ; પ્રારબ્ધ
**તાલેવર** વિ૦ નસીબદાર; ભાગ્યશાળી (૨) પૈસાદાર; તવંગર
**તાલેવંત** વિ૦ જુઓ તાલેવર
**તાલેવાન** વિ૦ જુઓ તાલેવર
**તાવ** પું૦ એક રોગ (૨) એક કાગળ; તા
**તાવડી** સ્ત્રી૦ પેણી; કઢાઈ
**તાવડો** પું૦ ખૂબ મોટી પેણી; કઢાયું
**તાવણ(-ણી)** સ્ત્રી૦ તાવવાની–કકડાવીને શુદ્ધ કરવાની ક્રિયા (૨) [લા.] કસોટી
**તાવતરિયો** પું૦ તાવ વગેરે રોગ
**તાવદાન** ન૦ બારીનો કાચ (૨) કાગળો રાખવાની ખાનાંવાળી પેટી (૩) ખુરસી ઘાટની પાલખી
**તાવરખું** વિ૦ તામસી; આકળા સ્વભાવનું
**તાવરસું** ન૦ નવી ખેડાયેલી જમીનનું પ્રથમ વર્ષ
**તાવલું** વિ૦ તાવવાળું (માણસ)
**તાવલી** સ્ત્રી૦ થોડો ધીમો તાવ
**તાવવું** સ૦ ક્રિ૦ શુદ્ધ કરવા માટે ખૂબ તપાવવું (૨) ઓગાળવું (૩) [લા.] કસવું
**તાવી** સ્ત્રી૦ નાનો તવો; લોઢી
**તાવીજ** ન૦ મંતરજંતરનો દોરો કે માદળિયું
**તાવેથો** પું૦ જુઓ તવેથો
**તાસ** પું૦ ઝાલર (૨) કલાક (૩) જુઓ તાસતો (૪) ઓપ; ઓપવાળો કસબ (૫) સ્વાદ; મઝા; રંગ (૬) સ૦ (પ.) તેનું
**તાસક** સ્ત્રી૦ ધાતુના પતરાની છાછરી થાળી
**તાસતો** પું૦ એક જાતનું રેશમી કાપડ
**તાસતોપીજન** ન૦ છોકરાંની એક રમત
**તાસવું** સ૦ ક્રિ૦ જુઓ તાછવું
**તાસીર** સ્ત્રી૦ છાપ; અસર (૨) રૂપ; ઘાટ
**તાસીરો** પું૦ તાલ; ઘાટ; મઝા
**તાસુબી** સ્ત્રી૦ ધર્માંધતા
**તાસું** ન૦ (પેટે છતું રાખી વગાડવાનું) એક જાતનું નગારું
**તાળ** પું૦; સ્ત્રી૦ ઝાંઝ; મંજીરા
**તાળવું** ન૦ મોંની બખોલનો ઉપલો ઘુંમટ જેવો ભાગ (૨) માથાનું તાલકું
**તાળાકૂંચી** સ્ત્રી૦ તાળું અને કૂંચી (૨) છોકરાંની એક રમત
**તાળિયું** વિ૦ તાળી પાડી વેગળું રહે એવું (સગું, મિત્ર કે સાથી માટે)
**તાળી** સ્ત્રી૦
**તાળું** ન૦
**તાળેબંદ(-ધ)** પું૦ ખાનાં પાડી કરેલી હિસાબની રજૂઆત
**તાળો** પું૦ મળવું–બંધ બેસતું હોવાપણું (૨) હિસાબ ખરો છે કે ખોટો તેની તપાસ
**તાંડવ** ન૦ શિવનું નૃત્ય
**તાંત** સ્ત્રી૦ ચીકણા પદાર્થનો તંતુ; ચીકણો તાર (૨) આંત્રની બનાવેલી પીંજણની દોરી (૩) એક જાતનો જડાવ દાગીનો
**તાંતણો** પું૦ તંતુ; તાર; દોરો
**તાંતરડી** સ્ત્રી૦ દોરડી જેવું–સુકલકડી અને બેડોળ શરીર
**તાંતરવું** સ૦ ક્રિ૦ તંતરવું; વશ કરવું. (૨) તંતુ વડે જાળું કરવું

**તાંતો** પું૦ તાંતણો; તાર (૨) પંક્તિ; હાર (૩) બેસેરી વણેલી દોરીને ઉકેળી તેમાં ત્રીજી સેર મેળવવી તે

**તાંત્રિક** વિ૦ તંત્રશાસ્ત્રને લગતું (૨) પું૦ મંત્રતંત્રાદિ જાણનારો (૩) તંત્રશાસ્ત્રને માનનારો

**તાંદળજો** પું૦ એક જાતની વનસ્પતિ–ભાજી

**તાંદળા** પું૦ બ૦ વ૦ કાંગ, બાવટો, કોદરા વગેરેમાંથી છડીને કાઢેલા દાણા (૨) ભરડેલાં મરી

**તાંદુલ** પું૦ બ૦ વ૦ ચોખા (૨) તાંદળા

**તાંબઠ** ન૦ તરભાણું

**તાંબડ** વિ૦ તાંબાના રંગનું; સહેજ રાતું

**તાંબડી** સ્ત્રી૦ નાનો તાંબડો; વટલોઈ

**તાંબડો** પું૦ પાણી ભરવાનું મોટું વાસણ

**તાંબાકૂંડી** સ્ત્રી૦ નાહવાનું પાણી લેવા વપરાતું તાંબાપીતળનું પહોળા મોંનું એક વાસણ

**તાંબાનાણું** ન૦ તાંબાનો સિક્કો

**તાંબામહોર** સ્ત્રી૦ તાંબાની સીલ

**તાંબારાચ*** સ્ત્રી૦

**તાંબિયો** પું૦ તાંબાનો લોટો, વાડકો કે સિક્કો

**તાંબું** ન૦ આછા રાતા રંગની એક ધાતુ

**તાંબૂલ** ન૦ નાગરવેલનું પાન (૨) પાનબીડું

**તાંબૂલી** સ્ત્રી૦ નાગરવેલ

**તાંસળિયું** ન૦ એક જાતનું ઝીણું રેશમ

**તાંસળી** સ્ત્રી૦ નાનું તાંસળું

**તાંસળું** ન૦ કાંસાનો પહોળો મોટો વાડકો

**તાંસિયું** ન૦ જુઓ તાંસળું

**તાંસિયો** પું૦ કાંસાનો મોટો વાડકો

**તિક્કડ** પું૦ જાડો રોટલો; ટિક્કડ

**તિખારો*** પું૦

**તિજોરી** સ્ત્રી૦ નાણાં, કીમતી માલમત્તા ઇત્યાદિ રાખવાની લોખંડની મજબૂત પેટી

**તિતાલિયું** વિ૦ છછાંછળું; છોકરવાદ; નાદાન

**તિતાલી** વિ૦ જુઓ તિતાલિયું

**તિતિક્ષા** સ્ત્રી૦ સુખદુ:ખ આદિ દ્વંદ્વોનું ધીરજથી સહન; સહનશીલતા

**તિતિક્ષુ** વિ૦ તિતિક્ષાવાળું

**તિથિ** સ્ત્રી૦ હિંદુ મહિનાનો દિવસ; મિતિ (૨) સંવત્સરીનો દિવસ

**તિથિક્ષય** પું૦ તિથિનો ક્ષય–ગણતરીમાં ન આવવું તે (બે સૂર્યોદયમાં ત્રણ તિથિઓ આવે ત્યારે જે તિથિ સૂર્યના ઉદયકાળમાં ન આવે તેનો ક્ષય ગણાય છે.)

**તિથિપત્ર** ન૦ જેમાં તિથિઓની વિગત લખેલી હોય એવો કાગળ કે ચોપડી; પંચાંગ

**તિથિવૃદ્ધિ** સ્ત્રી૦ તિથિનો વધારો (જે તિથિમાં બે સૂર્યોદય આવે તે તિથિ બેવાર ગણાય છે.)

**તિમં(-મિં)ગળ** પું૦ મગરમચ્છ

**તિમિર** વિ૦ અંધારું (૨) ન૦ અંધકાર (૩) [લા.] અજ્ઞાન

**તિરકસ** વિ૦ (૨) અ૦ ત્રાંસું; તીરછું (૩) ન૦ ભીંતમાં આડી–વાંકી ઈંટો મૂકીને બનાવેલું નાનું જાળિયું

**તિરકસિયું** વિ૦ (૨) ન૦ જુઓ તિરકસ

**તિરસ્કાર** પું૦ તુચ્છકાર; અનાદર; ધિક્કાર

**તિરસ્કારપૂર્વક** અ૦ તિરસ્કારથી

**તિરસ્કારવાચક** વિ૦ તિરસ્કાર દર્શાવનારું

**તિરસ્કૃત** વિ૦ તરછોડી કાઢેલું

**તિરોધાન** ન૦ અદૃશ્ય થવું તે (૨) આચ્છાદન

**તિરોભાવ** પું૦ અદૃશ્યતા

**તિરોહિત** વિ૦ અદૃશ્ય (૨) ઢંકાયેલું

**તિર્યક** વિ૦ (૨) અ૦ જુઓ તિરકસ

**તિર્યગ્યોનિ** સ્ત્રી૦ પશુ, પક્ષી વગેરે જીવો

**તિર્યગ્રેખા** સ્ત્રી૦ આડી લીટી; 'ટ્રાન્સવર્સલ'(ગ.)

**તિર્યંક(-ચ)** ન૦ મનુષ્યથી હલકી જાતનાં પ્રાણી

**તિલ** પું૦ જુઓ તલ

**તિલક** ન૦ ટીલું

**તિલકિયું** ન૦ તિલક–ટીલું કરવાનું બીબું

**તિલપૂર** વિ૦ તલપૂર

**તિલપ્રાય** વિ૦ જુઓ તિલપૂર

**તિલમાત્ર** વિ૦ (૨) અ૦ જુઓ તલમાત્ર

**તિલસ્માત** પું૦ ચમત્કાર; અચંબાની વાત

**તિલાટ** વિ૦ ગાદીનું વારસ

**તિલાણો** પું૦ જેમાં ત, લ, ન, મ, દ, ર એવા કોમળ અને રણકો કરતા અક્ષર વારેવારે આવ્યા કરે તેવું ગાયન

**તિલાંજલિ** સ્ત્રી૦ જુઓ તિલોદક (૨) રુખસદ

**તિલોદક** ન૦ મૂએલાંને અર્પાતાં તલ અને પાણી

**તિષ્ય** ન૦ આઠમું નક્ષત્ર
**તિસમારખાં** વિ૦ ગરમ મિજાજનું (૨) બડાઈખોર (૩) પું૦ મોટાં પરાક્રમોની બડાશો મારનાર આદમી
**તિહારી** સ્ત્રી૦ એક જાતનું પક્ષી
**તિહાં** અ૦ ત્યાં (કવિતામાં)
**તીકમ** પું૦ જમીન ખોદવાનું એક ઓજાર
**તીક્ષ્ણ** વિ૦ બારીક ધારવાળું (૨) આકરું; તીખું (ભાષણ) (૩) ચકોર; ચપળ; કુશાગ્ર બુદ્ધિનું
**તીક્ષ્ણતા** સ્ત્રી૦
**તીખટ** વિ૦ તીખું (સ્વાદમાં) (૨) ન૦ તીખાશ આવે એવો મસાલો
**તીખાટ** પું૦ તીખો સ્વાદ (૨) [લા.] સ્વભાવની ઉગ્રતા
**તીખાશ** સ્ત્રી૦ તીખાપણું
**તીખાં** ન૦ બ૦ વ૦ મરચાં (૨) મરી
**તીખી*** સ્ત્રી૦ (કા.)
**તીખું** વિ૦ ધમધમાટ; જીભ ચચરે એવું (૨) પાણીવાળું; તેજ; જલદ (૩) ઉગ્ર; ગરમ મિજાજનું (૪) ન૦ ખરું લોઢું; પોલાદ
**તીખુંતમતમું** વિ૦ ખૂબ તીખું
**તીટ** ન૦ મેશ; કાજળ
**તીડ** ન૦ એક જાતનો પાંખાળો જીવ
**તીણું** વિ૦ ઝીણી ધારવાળું (૨) ઝીણી અણીવાળું (૩) સૂક્ષ્મ પણ તીવ્ર (સૂર)
**તીત** વિ૦ આકરું; સખત (તડકાના સંબંધમાં)
**તીતી** સ્ત્રી૦ ચકલી; પંખી (બાળભાષામાં)
**તીતીઘોડો** પું૦ એક જાતનું પાંખાળું જીવડું
**તીનપાંચ** સ્ત્રી૦ ટડપડ; શેખી; મિજાજ
**તીર** ન૦ કાંઠો; કિનારો (૨) બાણ (૩) પારસી ચોથો મહિનો (૪) [છાપરાનો] ઊભો ટેકો
**તીરગર** પું૦ તીર–બાણ બનાવનારો
**તીરછું** વિ૦ વાંકું; આડું; કતરાતું
**તીરથ** ન૦ જુઓ તીર્થ
**તીરથવાસી** વિ૦ જુઓ તીર્થવાસી
**તીરવા** અ૦ બાણ જાય એટલે અંતરે (૨) બાણ જેટલું લાંબુ કે ઊંચું
**તીરંદાજ** વિ૦ તીર મારવામાં કુશળ; નિશાનબાજ
**તીરંદાજી** સ્ત્રી૦ તીરંદાજપણું
**તીરંબાજી** સ્ત્રી૦ તીર મારવાની વિદ્યા (૨) અપરાધીને થોડો જમીનમાં દાટીને તીરથી મારવાની એક ક્રૂર શિક્ષા
**તીર્થ** ન૦ ઘાટ; પાર ઊતરવાનો માર્ગ (૨) પવિત્ર–જાત્રા કરવાલાયક જગા
**તીર્થયાત્રા** સ્ત્રી૦ તીર્થોની યાત્રા
**તીર્થરાજ** પું૦ (સં.) તીર્થોમાં શ્રેષ્ઠ—પ્રયાગ
**તીર્થ(૦સ્વ)રૂપ** વિ૦ પૂજ્ય; પવિત્ર (વડીલોને માટે પત્રમાં વપરાતો માનસૂચક શબ્દ)
**તીર્થવાસી** વિ૦ તીર્થસ્થાનમાં રહેનારું
**તીર્થસેવી** વિ૦ તીર્થોની યાત્રા કરનારું
**તીર્થંકર** પું૦ જૈનધર્મનો પ્રવર્તક (તે ૨૪ છે.)
**તીવ્ર** વિ૦ તીક્ષ્ણ (૨) આકરું; સખત;
**તીવ્રતા** સ્ત્રી૦
**તીસ** વિ૦ ત્રીસ
**તુ** અ૦ કિંતુ; પરંતુ
**તુક(-ખ)મ** ન૦ બીજ (૨) વીર્ય (૩) વંશ; કુળ
**તુકમરિયાં** ન૦ બ૦ વ૦ જુઓ તકમરિયાં
**તુક્કલ** સ્ત્રી૦ ટુક્કલ; મોટી પતંગ
**તુક્કો** પું૦ નાની વાત; ટુચકો (૨) મનનો તરંગ (૩) બુઠ્ઠું તીર; માથે ઈંગોરું ઘાલેલું તીર
**તુખમ** ન૦ જુઓ તુકમ
**તુચ્છ** વિ૦ તુચ્છકારને પાત્ર (૨) નજીવું; માલ વગરનું (૩) અતિ અલ્પ
**તુચ્છકાર** પું૦ અનાદર; તિરસ્કાર
**તુચ્છકારવું** સ૦ ક્રિ૦ તુચ્છકાર કરવો
**તુજ** સ૦ તારું (કવિતામાં)
**તુણિ(-નિ)યાટ(-ર)** પું૦ જુઓ તુનિયાટ
**તુતંગ** ન૦ બનાવટી વાત; તૂત; તરકટ
**તુનતુની** સ્ત્રી૦ એક પક્ષી (૨) એક વાદ્ય
**તુનારો** પું૦ તુણવાનું કામ કરનારો; તુનિયાટ
**તુનિયાટ** પું૦ તૂણવાનું કામ કરનારો (૨) પરચૂરણ વેપાર કરનારો આદમી
**તુમ્બા** સ્ત્રી૦ એક જાતની માછલી
**તુફંગ** સ્ત્રી૦ બંદૂક
**તુફેલ** સ્ત્રી૦ વસીલો; આશરો
**તુમાખી** વિ૦ મિજાજી (૨) સ્ત્રી૦ તુમાખીપણું
**તુમાખીપણું** ન૦
**તુમાન** સ્ત્રી૦ ચોરણો; મોટી ઢીલી સુરવાળ
**તુમાર** પું૦ બે પક્ષ વચ્ચેનો લાંબો પત્રવ્યવહાર
**તુમારી** વિ૦ તુમારને લગતું

**તુમુલ** વિ૦ ઘોંઘાટ અને ધમાચકડીવાળું (૨) દારુણ (યુદ્ધ) (૩) ન૦ ઘોંઘાટ; ધાંધલ
**તુરક** પું૦ એ નામની જાતનો માણસ; તુર્કસ્તાનનો રહેવાસી
**તુર(-ર)ગ** પું૦ ઘોડો
**તુરત** અ૦ તરત
**તુરબત** સ્ત્રી૦ ઘોર; કબર
**તુરંગ,૦મ** પું૦ ઘોડો
**તુરંગ,૦ખાનું** ન૦ કેદખાનું; જેલ (૨) ઘોડાનો તબેલો
**તુરાઈ** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાનું એક વાદ્ય (૨) સાળવીનું એક ઓજાર; તૂરી
**તુરીય** ચોથું (૨) ન૦ ચોથો ભાગ (૩) જુઓ તુર્યાવસ્થા
**તુરીયાતીત** વિ૦ ચોથી અવસ્થાને પસાર કરી ગયેલું (૨) પું૦ બ્રહ્મ
**તુરીયાવસ્થા** સ્ત્રી૦ જુઓ તુર્યાવસ્થા
**તુર્ક** પું૦ જુઓ તુરક
**તુર્કસ્તાન** પું૦; ન૦ તુર્ક લોકોનો દેશ
**તુર્કી** વિ૦ તુર્કનું—ને લગતું (૨) ન૦ તુર્કસ્તાન
**તુર્કીચાલ** સ્ત્રી૦ ઘોડાની એક ચાલ
**તુર્ય** વિ૦ જુઓ તુરીય
**તુર્યા** સ્ત્રી૦ જુઓ તુર્યાવસ્થા
**તુર્યાવસ્થા** સ્ત્રી૦ ચોથી અવસ્થા (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા) જેમાં સમસ્ત ભેદજ્ઞાનનો નાશ થઈ આત્મા બ્રહ્મચૈતન્ય બની જાય છે. (વેદાંત)
**તુલના** સ્ત્રી૦ સરખામણી
**તુલનાત્મક** વિ૦ 'કમ્પૅરેટિવ'
**તુલનાવાચક** વિ૦ તુલના બતાવનારું
**તુલ(-ળ)સી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**તુલ(-ળ)સીક્યારો** પું૦ તુલસીનો ક્યારો
**તુલ(-ળ)સીપત્ર** ન૦ તુલસીનું પાંદડું
**તુલ(-ળ)સીવિવાહ** પું૦ તુલસીને વિષ્ણુ સાથે પરણાવવાની ક્રિયા (કારતક સુદ ૧૧ને દિવસે કરાય છે.)
**તુલા** સ્ત્રી૦ ત્રાજવું; કાંટો (૨) સાતમી રાશિ (૩) [લા.] તુલના; સમાનતા (૪) જુઓ તુલાદાન
**તુલાદાન** ન૦ પોતાની ભારોભાર વસ્તુનું દાન
**તુલાસંપાત** પું૦ સૂર્યને તુલા રાશિમાં આવવાનો કાળ (ત્યારે દિવસરાત સરખાં થાય છે.)
**તુલ્ય** વિ૦ સરખું
**તુલ્યજાતિ** વિ૦ મળતી-સરખી જાતિનું
**તુવેર** સ્ત્રી૦ એક કઠોળ (૨) એનો છોડવો
**તુશી** સ્ત્રી૦ સ્ત્રીઓનું એક ઘરેણું
**તુશી(-સી)પાટિયાં** ન૦ બ૦ વ૦ સ્ત્રીઓની કોટનું એક ઘરેણું
**તુષ** પું૦; ન૦ ડાંગર—ચોખા ઉપરનું ફોતરું
**તુષમાન** વિ૦ તુષ્યમાન
**તુષાર** ન૦ હિમ; બરફ (૨) ઓસ; ઝાકળ
**તુષારકાલ(-ળ)** પું૦ શિયાળો
**તુષારગિરિ** પું૦ હિમાલય
**તુષારપર્વત** પું૦ જુઓ તુષારગિરિ
**તુષારબિંદુ** ન૦ તુષારનું—ઝાકળનું ટીપું
**તુષ્ટ** વિ૦ સંતુષ્ટ; પ્રસન્ન થયેલું
**તુષ્ટિ** સ્ત્રી૦ સંતોષ; તૃપ્તિ; પ્રસન્નતા
**તુષ્ટિદાયક** વિ૦ તુષ્ટિ આપનારું
**તુષ્ટિપ્રદ** વિ૦ જુઓ તુષ્ટિદાયક
**તુષ્યમાન** વિ૦ સંતુષ્ટ; પ્રસન્ન થયેલું
**તુહિન** વિ૦ શીતળ (૨) ન૦ હિમ; બરફ (૩) ઝાકળ
**તુળસી** સ્ત્રી૦ જુઓ તુલસી
**તુળસીક્યારો** પું૦ જુઓ તુલસીક્યારો
**તુળસીપત્ર** ન૦ જુઓ તુલસીપત્ર
**તુળસીવિવાહ** પું૦ જુઓ તુલસીવિવાહ
**તું** સ૦ (બીજો પુરુષ એ૦ વ૦)
**તુંકાર(-રો)** પું૦ તું કહીને બોલાવવું તે; તુંકારો
**તુંગ** વિ૦ ઊંચું (૨) પું૦ પર્વત (૨) ટોચ; શિખર
**તુંગા** પું૦ એક છંદ
**તુંદ** વિ૦ જાડું; ભરાઉ; સ્થૂલ (૨) ન૦ ચવડા ઉપરનો હળનો જાડો ભાગ (૩) ફૂલેલું પેટ
**તુંડ** વિ૦ ચડાઉ—તુમાખી; ઉદ્ધત (૨) ન૦ મુખ; મોં (૩) ચાંચ
**તુંડ(-ડ)મિજાજ** પું૦ ચડાઉ—ગરમ મિજાજ
**તુંડ(-ડ)મિજાજી** વિ૦ તુંડ મિજાજવાળું
**તુંડા(-ડા)ઈ** સ્ત્રી૦ ઉદ્ધતાઈ; તુમાખી
**તુંડા(-ડા)ઈખોર** વિ૦ તુંડાઈની આદતવાળું
**તુંડી** પું૦ શિવનો આખલો—નંદી

**તુંડું** વિ૦ તુંદ
**તુંતાં** ન૦ બ૦ વ૦ તુંકાર
**તુંદ** વિ૦ તુંડ; ચડાઉ (૨) ન૦ ફૂલેલું પેટ; દૂંદ
**તુંદમિજાજ** પું૦ જુઓ તુંડમિજાજ
**તુંદમિજાજી** વિ૦ જુઓ તુંડમિજાજી
**તુંદાઈ** સ્ત્રી૦ જુઓ તુંડાઈ
**તુંદાઈખોર** વિ૦ જુઓ તુંડાઈખોર
**તુંબ** ન૦ તુંબડું
**તુંબડું** ન૦ તુંબડીનું ફળ (૨) તેનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર (૩) [લા.] માથું (તિરસ્કારમાં)
**તુંબડી** સ્ત્રી૦ એક વેલો (૨) નાનું તુંબડું
**તુંબર** ન૦ એક જાતનું તંતુવાદ્ય
**તુંબ(-બુ)રુ** પું૦ (સં.) એ નામનો એક ગંધર્વ
**તુંબિ(-બી)** સ્ત્રી૦ એક વેલો—તુંબડી
**તુંબિ(-બી)પાત્ર** તુંબડાનું બનાવેલું પાણી ભરવાનું પાત્ર
**તુંબિ(-બી)ફલ(-ળ)** ન૦ તુંબડું
**તુંબુરુ** પું૦ (સં.) જુઓ તુંબરુ
**તૂઈ** સ્ત્રી૦ તોઈ; ફીત (૨) એક જાતનું પંખી
**તૂક** સ્ત્રી૦ કવિતાની કડી
**તૂટ** સ્ત્રી૦ તૂટી જવું તે; ભંગાણ (૨) અણબનાવ; વિરોધ (૩) ખોટ; તંગી
**તૂટક** વિ૦ છૂટું પડી ગયેલું (૨) ખંડિત; અપૂર્ણ (૩) અ૦ છૂટક; કકડેકકડે
**તૂટફાટ** સ્ત્રી૦ ફાટફૂટ; અણબનાવ (૨) ફાટ
**તૂટમૂટ*** વિ૦
**તૂટવું** અ૦ ક્રિ૦ ભાગવું (૨) [લા.] દેવાળું કાઢવું (૩) ભંગાણ પડવું; નાસભાગ થવી
**તૂટીચાર** વિ૦ નિર્બળ; અશક્ત (૨) પું૦ પાસાની રમતમાં એક દાવ (૩) અણબનાવ
**તૂઠવું** અ૦ ક્રિ૦ પ્રસન્ન થવું
**તૂણ** ન૦ તીર રાખવાનું ખોખું; ભાથો
**તૂણ(-ન)વું** સ૦ ક્રિ૦ કપડામાં જ્યાંથી દોરા ઘસાઈ-તણાઈ ગયા હોય ત્યાં દોરા ભરી લેવા
**તૂણિયો** પું૦ તણવાનું કામ કરનારો; તૂણિયાર
**તૂત** ન૦ બનાવટી વાત; બહાનું; ગપ (૨) તરકટ; પ્રપંચ; જાળ (૩) ચેષ્ટા; નખરાં
**તૂતક** સ્ત્રી૦; ન૦ વહાણના ઉપલા ભાગમાં કરેલી સપાટી—અગાસી
**તૂતિયો** પું૦ કાવતરાખોર; તરકટી આદમી
**તૂતી** સ્ત્રી૦ એક નાનું પંખી (૨) પોપટ—પોપટી
**તૂતૂ** અ૦ કૂતરાને બોલાવવા માટે વપરાતો ઉદ્ગાર (૨) ન૦ કૂતરું (બાળકોની ભાષામાં)
**તૂનવું** સ૦ ક્રિ૦ જુઓ તૂણવું
**તૂની** સ્ત્રી૦ એક પંખી
**તૂપ** ન૦ ઘી
**તૂમડી** સ્ત્રી૦ જુઓ તુંબડી
**તૂમડું** ન૦ જુઓ તુંબડું
**તૂર** સ્ત્રી૦ જુઓ તુરાઈ (૨) સીમળો, આકડો, ડોડી વગેરેનાં દૂંડાંમાંનો બારીક રૂ જેવો પદાર્થ
**તૂરા** પું૦ બ૦ વ૦ તોરા; છોગાં (૨) તુવેરના દાણા
**તૂરાપણું** ન૦
**તૂરાવાળો** પું૦ લાવણી ગાનાર લોકોનું એક ટોળું
**તૂરાટ** પું૦ તૂરાપણું
**તૂરાશ** સ્ત્રી૦ તૂરાપણું
**તૂરિયું** ન૦ એક શાક-ફળ
**તૂરિ** સ્ત્રી૦ એક વાદ્ય; તુરાઈ (૨) સાળવીનો કાંઠલો કે કૂચડો (૩) બે છેડે અણીવાળો ખીલો (૪) પું૦ ઘોડો
**તૂરું** વિ૦ આંબળાના જેવા સ્વાદનું
**તૂરો** પું૦ તોરો
**તૂર્ય** ન૦ એક જાતનું વાદ્ય
**તૂલ** ન૦ કરસણ; મોલ (૨) રૂ
**તૂલું(-ળું)** વિ૦ નિષ્કપટી; ભોળું
**તૂવર** સ્ત્રી૦ જુઓ તુવેર
**તૂળું** વિ૦ જુઓ તૂલું
**તૂંબડી** સ્ત્રી૦ જુઓ તુંબડી
**તૂંબડું** ન૦ જુઓ તુંબડું
**તૃણ** ન૦ તરણું; ઘાસ; ખડ
**તૃણકંઠી*** સ્ત્રી૦; ન૦
**તૃણવત** અ૦ તરણા જેવું; હલકું; લેખા વગરનું
**તૃણસાથરો** પું૦ ઘાસની બનાવેલી પથારી
**તૃતીય** વિ૦ ત્રીજું
**તૃતીયા** વિ૦ સ્ત્રી૦ ત્રીજી (૨) સ્ત્રી૦ જુઓ ત્રીજ
**તૃતીયાંશ** પું૦ ત્રીજો અંશ-ભાગ

**તૃપ્ત** વિ૦ ધરાયેલું; સંતુષ્ટ
**તૃપ્તિ** સ્ત્રી૦ ધરાયાપણું; સંતોષ
**તૃપ્તિદાયક** વિ૦ તૃપ્તિ આપનારું
**તૃષા** સ્ત્રી૦ તરસ; પ્યાસ (૨) [લા.] તીવ્ર ઇચ્છા—આકાંક્ષા
**તૃષાતુર** વિ૦ તરસથી વ્યાકુળ; તરસ્યું
**તૃષાર્ત(-ર્ત્ત)** વિ૦ તૃષાથી પીડાતું; તૃષાતુર
**તૃષાળુ(-ળુ)** વિ૦ તૃષાવાળું; પ્યાસું
**તૃષિત** વિ૦ તરસ્યું
**તૃષ્ણા** સ્ત્રી૦ તૃષા; તરસ (૨) ઇચ્છા; કામના
**તે** સ૦ (ત્રીજો પુરુષ એ૦ વ૦)
**તેખ,૦ડ** સ્ત્રી૦ તજવીજ; ખોજ (૨) ખંત (૩) ત્રેવડ; કરકસર (૪) જુઓ તેખડું
**તેખડું(-ણું)** ન૦ ત્રણની ટોળી—સમૂહ (૨) ત્રણ જણ વચ્ચે કરાયેલું કન્યાનું સાટું
**તેગ(-ગા)** સ્ત્રી૦ નાની તરવાર; કટાર
**તેગાર** પું૦ ધન; વિત્ત
**તેજ** વિ૦ તીક્ષ્ણ (૨) ઉગ્ર; આકરું; તીખું (૩) ચપળ; સ્ફૂર્તિવાળું (૪) ન૦ પ્રકાશ (૫) [લા.] પ્રભાવ; પરાક્રમ (૬) પંચમહાભૂતોમાંનું એક—અગ્નિતત્ત્વ
**તેજણ** સ્ત્રી૦ ચપળ ઘોડી
**તેજબળ** ન૦ એક છોડ
**તેજસ્વિતા** સ્ત્રી૦ તેજસ્વીપણું
**તેજસ્વિની** સ્ત્રી૦ તેજસ્વી સ્ત્રી (૨) ચાંદની રાત
**તેજસ્વી** વિ૦ તેજ-પ્રકાશવાળું (૨) પ્રભાવશાળી; પરાક્રમી
**તેજઃપુંજ** પું૦ પ્રકાશનો સમૂહ—ઢગલો
**તેજાનો** પું૦ તજ, લવિંગ વગેરે ગરમ મસાલો
**તેજાબ** પું૦ ઍસિડ
**તેજી** વિ૦ જુઓ તેજ (૨) સ્ત્રી૦ તેજસ્વિતા; ચળકાટ (૩) ભાવ-કિંમતમાં વધારો (૪) હોંશ; ઉત્સાહ; સ્ફૂર્તિ (૫) ચડતી; આબાદી (૬) પું૦ તેજસ્વભાવનો ઘોડો; ઘોડો
**તેજીમંદી** સ્ત્રી૦ ભાવની વધઘટ
**તેજોભંગ** પું૦ તેજ—માનપ્રતિષ્ઠાનો ભંગ
**તેજોમય** વિ૦ તેજસ્વી; તેજથી ભરેલું
**તેજોમંડલ(-ળ)** ન૦ તેજનું કુંડાળું
**તેજોમૂર્તિ(-ર્ત્તિ)** વિ૦ તેજની મૂર્તિ જેવું (૨) પું૦ સૂર્ય
**તેજોરાશિ** પું૦ તેજનો રાશિ; તેજઃપુંજ
**તેજોરૂપ** ન૦ બ્રહ્મ
**તેજોવધ** પું૦ જુઓ તેજોભંગ
**તેટલું** વિ૦
**તેટલે** અ૦ તેટલામાં; તે વખતે
**તેડ** સ્ત્રી૦ તટ; કાંઠો (૨) બાજુ; પક્ષ
**તેડવું** સ૦ ક્રિ૦ નોતરવું (૨) (બાળકને) ઊંચકવું—કેડે બેસાડવું
**તેડાગર** વિ૦ તેડી લાવનાર; તેડાં કરનાર
**તેડાવવું** સ૦ ક્રિ૦ 'તેડવું'નું પ્રેરક રૂપ
**તેડું** ન૦ આમંત્રણ; નોતરું
**તેડુંહકારું** ન૦ હોંકારીને બોલાવવું તે
**તેણી** સ૦ સ્ત્રી૦ (ત્રીજો પુરુષ એ૦ વ૦)
**તેણીગમ** અ૦ તે તરફ; તે બાજુ
**તેણીમેર** અ૦ જુઓ તેણીગમ
**તેણીવાર** અ૦ તે વખતે
**તેણે** સ૦ ('તે'નું ત્રીજો પુ૦ એ૦ વ૦)
**તેતર,૦ડો** પું૦ એક જાતનું પક્ષી
**તેત્રીસ** વિ૦ '૩૩'
**તેનાવું** અ૦ ક્રિ૦ પાકવું; તૈયાર થવું
**તેનું** સ૦ ('તે'નું છઠ્ઠીવિનું એ૦ વ૦)
**તેપન** વિ૦ '૫૩'—ત્રેપન
**તેમ** અ૦ તે રીતે-પ્રમાણે
**તેમણે** અ૦ ('તે'નું ત્રીજીવિનું બ૦ વ૦)
**તેમનું** સ૦ ('તે'નું છઠ્ઠીવિનું બ૦ વ૦)
**તેર** વિ૦ '૧૩'
**તેરમું** વિ૦ ક્રમમાં ૧૨ પછીનું (૨) ન૦ માણસના મૃત્યુનો તેરમો દિવસ (૩) એ દિવસે કરવામાં આવતું ભોજન
**તેરશ(-સ)** સ્ત્રી૦ પખવાડિયાની તેરમી તિથિ
**તેરીખ** સ્ત્રી૦ વ્યાજ ગણવાનો દિવસ (૨) વ્યાજનો દર
**તેરીમેરી** સ્ત્રી૦ ગાળાગાળી
**તેરો** પું૦ તેરની સાલનો દુકાળ
**તેલ** ન૦ તલ વગેરેમાંથી કઢાતો ચીકણો પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) [લા.] અડદાળો; દમ
**તેલણ** સ્ત્રી૦ તેલીની સ્ત્રી; ઘાંચણ
**તેલદાસા** પું૦ બ૦ વ૦ તેલી બિયાં
**તેલાળું** વિ૦ તેલવાળું; તેલથી ચીકણું બનેલું

**તેલાં** ન૦બ૦વ૦ નવરાતરના દિવસમાં તેલની કરી પાળી કરવાનું ત્રણ ઉપવાસનું વ્રત
**તેલિયા ચક્કી** સ્ત્રી૦ તેલ કાઢવાની ચક્કી–મિલ
**તેલિયા બાવા** ન૦ એક જાતનું પંખી
**તેલિયું** વિ૦ તેલવાળું; તેલથી ચીકણું
**તેલિયો રાજા** પું૦ તેલથી નાહનાર—તેલથી તરબોળ વસ્ત્રો પહેરનાર અને તેલમાં જોઈ ગુજરેલી વાત કહેનારો–તાંત્રિક
**તેલી** વિ૦ તેલવાળું; તેલિયું (૨) પું૦ ઘાંચી
**તેલું** ન૦ જુઓ તેલાં (૨) ત્રણનું ઝૂમખું
**તેવટી*** વિ૦ સ્ત્રી૦
**તેવડું** વિ૦ તેના જેવડું (૨) ત્રણગણું (૩) ત્રણ પડવાળું
**તેવતેવડું** વિ૦ સરખેસરખું
**તેવાર(-રે)** અ૦ તે સમયે–પ્રસંગે; ત્યારે
**તેવું** વિ૦ (૨) અ૦
**તેવે** અ૦ તે સમયે; ત્યારે
**તેસઠ** વિ૦ '૬૩'; ત્રેસઠ
**તેહ** સ૦ (પ.) તે
**તેંગળ** પું૦; ન૦ એક ઘરેણું
**તેંતાળીસ** વિ૦ '૪૩'
**તેંસઠ** વિ૦ '૬૩'
**તૈજસ** વિ૦ તેજનું બનેલું; તેજ સંબંધી (૨) તેજસ્વી
**તૈયાર** વિ૦
**તૈયારી** સ્ત્રી૦
**તૈલ** ન૦ તેલ
**તૈલાભ્યંગ** પું૦ શરીરે તેલનું મર્દન
**તૈલી** વિ૦ તેલવાળું (૨) ચીકટું (૩) પું૦ તેલી; ઘાંચી
**તો** અ૦
**તોઈ** સ્ત્રી૦ તૂઈ; કસબની કિનારી
**તોક** સ્ત્રી૦ ગળામાં નાખવાની વજનદાર બેડી (૨) કોશ; હળપૂણી
**તોકવું** સ૦ક્રિ૦ ઊંચકવું
**તોકલ** પું૦ ઈશ્વર પરની આસ્થા
**તોખાર** પું૦ ઘોડો
**તોછડાઈ** સ્ત્રી૦ તોછડાપણું
**તોછડું** વિ૦ અસભ્ય; ઉદ્ધત (૨) ટૂંકું; ઓછું
**તોજી** સ્ત્રી૦ વિઘોટી; સાંથ (૨) સાર; સત્ત્વ;
**તોટક** પું૦ એક છંદ
**તોટાવું** અ૦ ક્રિ૦ ખૂટી પડવું; ઓછું પડવું
**તોટો** પું૦ ખોટ; નુકસાન (૨) હરડિયો
**તોડ** પું૦ નિકાલ; ફડચો; ફેંસલો (૨) સ્ત્રી૦ પગના માંસલ ભાગમાં થતી પીડા
**તોડજોડ** સ્ત્રી૦ તડજોડ; સમાધાન
**તોડવું** સ૦ ક્રિ૦ ચૂંટવું; છૂટું પાડવું (૨) ફોડવું; ભાંગવું (૩) [લા.] ભંગ કરવો ( વચન, મિત્રતા, સંબંધ ઇત્યાદિનો )
**તોડી** સ્ત્રી૦ એક રાગિણી–ટોડી
**તોડેમકોડે** અ૦ એકપગે
**તોડો** પું૦ ટોડો; પગનું સાંકળું (૨) પૂણીઓ કાંતતાં પડેલો ફોદો (૩) હજાર રૂપિયાની થેલી (૪) ટોલ્લો (૫) મિનારો; શિખર; કાંગરો (૬) બંદૂકની જામગરી
**તોતડા(-ળા)પણું**
**તોતડા(-ળા)વું** અ૦ક્રિ૦ બોલતાં જીભ ચોટવી
**તોતડું(-ળું,-ળું)** વિ૦ (૨) અ૦ બોલતાં તોતડાતું
**તોતરંગી** સ્ત્રી૦ એક જાતનું પક્ષી
**તોતલું(-ળું)** વિ૦ (૨) અ૦ અડધા અને કાલા બોલ બોલતું
**તોતળાવું** અ૦ ક્રિ૦ જુઓ તોતડાવું
**તોતળું** વિ૦ જુઓ તોતડું
**તોતાચશ્મી** સ્ત્રી૦ પોપટની આંખની જેમ ફરી બેસવું તે; બદલાઈ જવું–સંબંધ તોડી નાખવો તે
**તોતિંગ** વિ૦ (કા.) બહુ મોટા કદનું
**તોતેર** વિ૦ '૭૩'—તોંતેર
**તોતો** પું૦ પોપટ
**તોદરી** સ્ત્રી૦ દીવાલ પર ઊગતું એક જાતનું ફૂલ
**તોપ** સ્ત્રી૦ દારૂગોળો ફેંકવાનું સાધન (૨) [લા.] મોટી ગપ
**તોપખાનું** ન૦ તોપ તથા એનો સરંજામ રાખવાની જગા (૨) તોપ અને એનો સરંજામ
**તોપચી** પું૦ તોપ ફોડનારો માણસ; ગોલંદાજ (૨) [લા.] ગપ્પી માણસ
**તોપણ** અ૦ છતાં
**તોફા** વિ૦ સર્વોત્તમ; સરસ; કીમતી
**તોફાન** ન૦ મસ્તી; ધાંધલ (૨) લડાઈ; મારામારી

**તોફાની** વિ૦ તોફાન કરનારું
**તોફારી** વિ૦ ભેળસેળિયું; પરચૂરણ
**તોબરો** પું૦ ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) [લા.] રીસથી ચડેલું મોં
**તોબા** અ૦ (૨) સ્ત્રી૦ 'હવે હદ થઈ' એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્ગાર
**તોબાખત** ન૦ બળજોરીથી લખાવેલું ખત
**તોમર** ન૦ ભાલા જેવું એક આયુધ (૨) એક છંદ
**તોય** ન૦ પાણી; જળ
**તોયજ** ન૦ પોયણું; કમળ
**તોયદ(-ધર)** પું૦; ન૦ વાદળ
**તોય(૦નિ)ધિ** પું૦ સમુદ્ર
**તોર** પું૦ મિજાજ; અહંકાર (૨) તર; મલાઈ
**તોરણ** ન૦ મુખ્ય દરવાજો; કમાનવાળો દરવાજો (૨) શોભા માટે બંધાતો કાગળ, પાન વગેરેનો હાર
**તોરત** ન૦ યાહુદીઓનું ધર્મપુસ્તક
**તોરાવાળો** પું૦ જુઓ તુરાવાળો
**તોરી** વિ૦ તોરવાળું; મિજાજી (૨) સ્ત્રી૦ મિજાજ (૩) રીસ; ચીડ (૪) કંસારીના જેવું એક જીવડું (૫) પું૦ ઘોરો
**તોરો** પું૦ છોગું; પાલવ; શિરપેચ (૨) પાઘડીનો કસબ (૩) ફૂલનો ગોટો—કલગી (૪) મિજાજ; દમામ (૫) લાવણીનો એક ભેદ
**તોરોબગલો** પું૦ એક પક્ષી
**તોલ** પું૦; ન૦ વજન (૨) વજન કરવાનું કાટલું
**તોલડી** સ્ત્રી૦ રાંધવાનું માટીનું વાસણ (૨) સ્મશાનમાં લઈ જવાની દેવતાની હાંલ્લી
**તોલડું** ન૦ નાનું માટીનું વાસણ; હાંલ્લું (૨) ભિક્ષાપાત્ર
**તોલદાર** વિ૦ વજનદાર; ભારે
**તોલન** ન૦ તોળવું તે (૨) તુલના; સરખામણી
**તોલા(-ળા)ટ** પું૦ તોળનારો; તોળવાનું કામ કરનારો
**તોલું** ન૦ દશ શેર વજન (૨) ઘીનું પાદડું (૩) [લા.] માથું
**તોલે** અ૦ સરખામણીમાં
**તોલો** પું૦ રૂપિયાભાર
**તોશાખાનું** ન૦ ભંડાર
**તોષ** પું૦ સંતોષ

**તોપદાન** ન૦ દારૂગોળો રાખવાની સિપાઈની ખલેચી (૨) દફતર; જોસ્તાન
**તોળવું** સ૦ ક્રિ૦ જોખવું; વજન કરવું (૨) તુલના—વિચાર—કિંમત કરવી (૩) ઉપાડવું; ઊંચકવું
**તોળા** પું૦ તુલા
**તોળાટ** પું૦ જુઓ તોલાટ
**તોળામણ** ન૦ જુઓ તોળામણી
**તોળામણી** સ્ત્રી૦ તોળવા—જોખવાનું મહેનતાણું
**તોંતેર** વિ૦ '૭૩'—તોતેર
**ત્યક્ત** વિ૦ તજેલું
**ત્યમ** અ૦ (પ.) તેમ; તે પ્રમાણે
**ત્યહાં** અ૦ (પ.) ત્યાં
**ત્યાગ** પું૦ તજવાની ક્રિયા (૨) સંન્યાસ (૩) દાન
**ત્યાગપ્રધાન** વિ૦ ત્યાગ જેમાં પ્રધાન છે તેવું
**ત્યાગવું** સ૦ ક્રિ૦ ત્યાગ કરવો; તજવું
**ત્યાગશીલ** વિ૦ દાનશીલ
**ત્યાગી** વિ૦ ત્યાગ કરનારું (૨) પું૦ સંન્યાસી (૩) દાતા
**ત્યાજ્ય** વિ૦ તજવાયોગ્ય
**ત્યારે** અ૦ તે વખતે
**ત્યાશી(-સી)** વિ૦ '૮૩'
**ત્યાં** અ૦ તે ઠેકાણે
**ત્યાંસુધી** અ૦
**ત્ર(૦ણ)ગણું** વિ૦ ત્રણગણું
**ત્રણ** વિ૦ '૩'
**ત્રણગણું** વિ૦ જુઓ ત્રગણું; ત્રમણું
**ત્રપા** સ્ત્રી૦ લજ્જા; શરમ
**ત્રમઝટ** અ૦ પુષ્કળ; ધોધમાર (વરસવું) (૨) સ્ત્રી૦ ઝડી
**ત્રમઝીક** અ૦ (૨) સ્ત્રી૦ જુઓ ત્રમઝટ
**ત્રમણું** વિ૦ ત્રણગણું
**ત્રય** વિ૦ ત્રણ (૨) ન૦ ત્રણનો સમૂહ
**ત્રયાનન** પું૦ (સં.) ત્રણ મુખવાળા—દત્તાત્રેય
**ત્રયી** સ્ત્રી૦ ત્રણનું જૂથ (૨) ઋક, સામ અને યજુર એ ત્રણ વેદનો સમૂહ
**ત્રયોદશ** વિ૦ '૧૩'
**ત્રયોદશા(-શી)** સ્ત્રી૦ તેરશ
**ત્રવઢું** ન૦ જુઓ ત્રિભેટો
**ત્રવાડી** પું૦ ત્રિવેદી; એક અટક

**ત્રસ** વિ૦ ચાલી શકે તેવું (૨) ન૦ વન (૩) ત્રસ પ્રાણીઓનો સમૂહ

**ત્રસકો** પું૦ છાંટો; ડબકો (૨) ફાટ; ચીરો (૩) નિસાસો (૪) નિરાંત; જંપ

**ત્રસત્રસવું** અ૦ ક્રિ૦ (કા.) ઝરવું; નીતરવું; વરસવું

**ત્રસરેણુ** ન૦ સૂર્યના પ્રકાશમાં ઊડતું દેખાતું રજકણ

**ત્રસિંગ*** પું૦ (કા.)

**ત્રસ્ત** વિ૦ ડરેલું; ભડકેલું (૨) બીકણ

**ત્રં(-ત્ર્યં)બક** પું૦ (સં.) જુઓ ત્ર્યંબક

**ત્રંબાળું** વિ૦ ત્રંબકનું (૨) ન૦ મહાદેવે જનકને આપેલું અને રામે ભાગેલું ધનુષ્ય (૩) એક જાતનું વાદ્ય

**ત્રાક** સ્ત્રી૦ જેના પર સૂતર કંતાય છે તે સોય

**ત્રાગડું** ન૦ તળેલી વસ્તુ પેણીમાંથી કાઢવાનું એક ઓજાર; સોયો

**ત્રાગડો** પું૦ તાંતણો; દોરો; તંતુ (૨) જનોઈ (૩) વળ દેવાની ફરકડી

**ત્રાગવું*** સ૦ ક્રિ૦ (કા.)

**ત્રાગાળું** વિ૦ ત્રાગું કરનારું

**ત્રાગું** ન૦ બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) હઠ; જિદ

**ત્રાગો** પું૦ જુઓ ત્રાગડો

**ત્રાજવું** ન૦ જુઓ ત્રાજૂડું

**ત્રાજૂડી** સ્ત્રી૦ નાનાં તાજવાં

**ત્રાજૂડું** ન૦ જોખવાનું બે પલ્લાંવાળું સાધન; ત્રાજવું (૨) શરીર ઉપર છૂંદાવેલું છૂંદણું

**ત્રાટકવું** અ૦ ક્રિ૦ (કા.) અણધાર્યો ધસારો કરવો; છાપો મારવો

**ત્રાટી** સ્ત્રી૦ ત્રાટું

**ત્રાટું** ન૦ તાટું; કામઠાનો પડદો; ટટ્ટી

**ત્રાડ** સ્ત્રી૦ મોટી બૂમ; ગર્જના

**ત્રાડવું** અ૦ ક્રિ૦ ગર્જના કરવી

**ત્રાડો** પું૦ જુઓ તાડો

**ત્રાણ** ન૦ રક્ષણ; બચાવ (૨) શરણ

**ત્રાણુ(-ણું)** વિ૦ તાણું-'૯૩'

**ત્રાતા** પું૦ રક્ષણ કરનાર; બચાવનાર

**ત્રાપો** પું૦ જુઓ તરાપો

**ત્રાયમાણ(-ન)** ન૦ એક વનસ્પતિ

**ત્રાસ** પું૦ જુલમ (૨) પજવણી; કંટાળો (૩) કમકમાટી (૪) ધાક; બીક

**ત્રાસદાયક** વિ૦ ત્રાસ આપનારું

**ત્રાસદાયી** વિ૦ જુઓ ત્રાસદાયક

**ત્રાસવું** અ૦ ક્રિ૦ ત્રાસ પામવું; કંટાળવું (૨) બીવું

**ત્રાસું** વિ૦ તિરકસ; વાંકું; ત્રાંસું

**ત્રાહિ** અ૦ (૨) સ્ત્રી૦ રક્ષણ કરો—બચાવો એવો ઉદ્‌ગાર

**ત્રાહિત** વિ૦ અજાણ્યું (૨) તટસ્થ (૩) પું૦ ત્રાહિત આદમી

**ત્રાહ્ય** અ૦ (૨) સ્ત્રી૦ જુઓ ત્રાહિ

**ત્રાંબટ** વિ૦ તાંબાનું (૨) ન૦ તાંબાનું પાત્ર; ત્રાંસ

**ત્રાંસ** પું૦ ત્રાંસાપણું; વાંક (૨) ફાંસ; ફાંસો (૩) વજન; કાટલું (૪) તાંબાની રકાબી; તાસક

**ત્રાંસિયો** પું૦ જુઓ ત્રાંસ (૨) જુઓ તાંસિયો

**ત્રાંસું** વિ૦ વાંકું; આડકતરું; કતરાતું

**ત્રિ** વિ૦ ત્રણ

**ત્રિક** ન૦ ત્રણનો સમુદાય

**ત્રિકટુ** ન૦ સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ

**ત્રિકમ** પું૦ (સં.) જુઓ ત્રિવિક્રમ

**ત્રિકાલ(-ળ)** પું૦ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળ (૨) સવાર, બપોર અને સાંજ એ ત્રણે સમય

**ત્રિકાલ(-ળ)જ્ઞ(-જ્ઞાની)** વિ૦ ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનું જ્ઞાન ધરાવનારું

**ત્રિકાલ(-ળ)દર્શી** વિ૦ ત્રણ કાળ જોઈ શકનારું; ત્રિકાળજ્ઞાની

**ત્રિકાંડ** વિ૦ ત્રણ કાંડ—વિભાગવાળું

**ત્રિકૂટ** વિ૦ ત્રણ શિખરવાળું

**ત્રિકોણ** પું૦ ત્રણ ખૂણાવાળી આકૃતિ

**ત્રિકોણમિતિ** સ્ત્રી૦ 'ટ્રિગોનોમેટ્રી' (ગ.)

**ત્રિકોણાકાર** વિ૦ ત્રિકોણના આકારનું

**ત્રિકોણાકૃતિ** વિ૦ જુઓ ત્રિકોણાકાર

**ત્રિગણ** પું૦ સંસારી જીવનના ત્રણ પુરુષાર્થ: ધર્મ, અર્થ અને કામ (જુઓ ત્રિવર્ગ)

**ત્રિગર્ત** પું૦ (સં.) હિંદુસ્તાનની નૈર્ઋત્યમાં આવેલા એક પ્રદેશનું પ્રાચીન નામ (જેમાં જાલંધર વગેરે નગરો આવેલાં છે.)

**ત્રિગુણ** વિ૦ ત્રણગણું; ત્રેવડું (૨) પું૦ બ૦ વ૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો

**ત્રિગુણા** સ્ત્રી૦ માયા (વેદાંતમાં)
**ત્રિગુણાત્મક** વિ૦ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણનું બનેલું
**ત્રિઘાતપદી** સ્ત્રી૦ 'ક્યૂબિક એક્સ્પ્રેશન' (ગ.)
**ત્રિજગત** ન૦ ત્રણે દુનિયા (સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ)
**ત્રિજગતી** સ્ત્રી૦ જુઓ ત્રિજગત
**ત્રિજટા** સ્ત્રી૦ (સં.) અશોકવનમાં સીતાની ચોકી કરવા રાવણે રાખેલી રાક્ષસી
**ત્રિજયા** સ્ત્રી૦ 'રેડિયસ' (ગ.)
**ત્રિજ્યાકોણ** પું૦ 'રેડિયન' (ગ.)
**ત્રિતાપ** પું૦ બ૦ વ૦ જુઓ તાપત્રય
**ત્રિતાલ** પું૦ સંગીતનો એક તાલ
**ત્રિદંડ** પું૦; ન૦ વાગ્દંડ, મનોદંડ અને કાયાદંડ એ ત્રણ સંયમ ધારણ કર્યાની નિશાની–રૂપ સંન્યાસીનો દંડ
**ત્રિદંડી** પું૦ ત્રિદંડ ધારણ કરનાર
**ત્રિદોષ** પું૦ વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષના પ્રકોપથી થતો રોગ; સનેપાત
**ત્રિદોષજ** વિ૦ ત્રિદોષમાંથી થયેલું
**ત્રિધા** અ૦ ત્રણ પ્રકારે
**ત્રિનેત્ર** પું૦ (સં.) ત્રણ નેત્રવાળા–મહાદેવ
**ત્રિપક્ષી** ન૦ ત્રણ પખવાડિયાં બાદ મરનાર પાછળ કરવાનું શ્રાદ્ધ
**ત્રિપથ** પું૦ બ૦ વ૦ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ (૨) ન૦ ત્રણ રસ્તા જ્યાં મળે એ સ્થળ
**ત્રિપથગા** સ્ત્રી૦ (સં.) સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ ઠેકાણે વહેતી નદી—ગંગા
**ત્રિપદા** સ્ત્રી૦ એક છંદ
**ત્રિપદી** વિ૦ ત્રણ પગવાળું (૨) સ્ત્રી૦ ત્રણ પાયાની ઘોડી; ત્રિપાઈ (૩) એક છંદ (૪) હાથીનું પલાણ બાંધવાનું દોરડું
**ત્રિપરિમાણ** ન૦ 'થ્રી ડાઇમેન્શન્સ' (ગ.)
**ત્રિપાઈ** સ્ત્રી૦ ત્રણ પાયાની ઘોડી
**ત્રિપાઠી** પું૦ વેદનો પાઠ કરવાની સંહિતા, પદ અને ક્રમ એ ત્રણે રીતો જાણનારો બ્રાહ્મણ (૨) એક અટક
**ત્રિપાદ** વિ૦ ત્રણ પગવાળું
**ત્રિપુટી** સ્ત્રી૦ ત્રણનો સમૂહ
**ત્રિપુર** ન૦ મયે રાક્ષસો માટે આકાશ, અંતરિક્ષ અને પૃથ્વી ઉપર બાંધેલાં સોના, ચાંદી અને લોખંડનાં ત્રણ શહેર (૨) પું૦ (સં.) શિવે મારેલો એક રાક્ષસ
**ત્રિપુરારિ** પું૦ (સં.) ત્રિપુરનો દુશ્મન—શિવ
**ત્રિપુંડ** ન૦ ત્રણ લીટીનું તિલક
**ત્રિફલા(–ળા)** સ્ત્રી૦ હરડાં, બેડાં ને આમળાંનું ચૂર્ણ
**ત્રિભંગ(–ગી)** વિ૦ ત્રણ ઠેકાણે વળેલું (૨) પું૦ એક છંદ
**ત્રિભાગવું** સ૦ ક્રિ૦ ત્રણ સરખા ભાગ કરવા
**ત્રિભાજક** વિ૦ ત્રિભાગનારું (૨) 'ટ્રાઇસેક્ટર' (ગ.)
**ત્રિભુજ** પું૦; ન૦ ત્રિકોણ
**ત્રિભુવન** ન૦ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે ભુવન
**ત્રિભુવનપતિ** પું૦ શિવ (૨) ઇંદ્ર
**ત્રિભેટો** પું૦ જ્યાં ત્રણ રસ્તા મળતા હોય એવી જગા; ત્રિપથ
**ત્રિમૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ત્રિક
**ત્રિયા** સ્ત્રી૦ સ્ત્રી
**ત્રિયામા** સ્ત્રી૦ રાત્રી (ત્રણ પ્રહરની હોવાથી)
**ત્રિરાશિ** સ્ત્રી૦ આપેલી ત્રણ સંખ્યા ઉપરથી ચોથી સંખ્યા કાઢવાની રીત (ગ.)
**ત્રિલિંગી** વિ૦ ત્રણ લિંગવાળું (વિશેષણ માટે) [વ્યા.]
**ત્રિલોક** પું૦ ત્રિભુવન
**ત્રિલોકનાથ** પું૦ ઇંદ્ર (૨) શિવ
**ત્રિલોચન** પું૦ ત્રણ આંખવાળા—શિવ
**ત્રિવર્ગ** પું૦ ત્રણનો સમૂહ: ધર્મ, અર્થ અને કામ (૨) ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિ
**ત્રિવલિ(–લી)** સ્ત્રી૦ પેટ ઉપર પડતી ત્રણ વલિ–વાટા
**ત્રિવિક્રમ** પું૦ (સં.) વિષ્ણુ
**ત્રિવિધ** વિ૦ ત્રણ પ્રકારનું
**ત્રિવેણિ(–ણી)** સ્ત્રી૦ ગંગા, યમુના અને સરસ્વતી (૨) તેમનો જ્યાં સંગમ થાય છે તે ધામ—પ્રયાગ (૩) ઇડા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણ નાડીઓનો સમુદાય

**ત્રિવેણિ(-ણી)સંગમ** પું૦ જુઓ ત્રિવેણી અર્થક્રમાંક ૧ અને ૨

**ત્રિવેદી** પું૦ ત્રણ વેદ જાણનારો (૨) એક અટક; તરવાડી

**ત્રિશંકુ** પું૦ (સં.) અયોધ્યાનો રાજા; હરિશ્ચંદ્રનો બાપ (વિશ્વામિત્રે પોતાના યોગબળથી તેને સ્વર્ગમાં મોકલ્યો, પરંતુ ઇંદ્રે તેને પાછો ધકેલી મૂકવાથી પાછો નીચે પડવા લાગ્યો—વિશ્વામિત્રે તેને વચમાં જ અધ્ધર સ્થિર કર્યો.)

**ત્રિશિખ** ન૦ ત્રિશૂલ (૨) [ત્રણ ટોચવાળો] તાજ; મુગટ; કલગી (૩) કોણી અને ખભા વચ્ચેનો હાથનો એક સ્નાયુ; 'ટ્રાઇસેપ'

**ત્રિશિર** પું૦ જુઓ ત્રિશિખ

**ત્રિશૂલ(-ળ)** ન૦ ત્રણ અણીઓ-ફળાંવાળું એક હથિયાર

**ત્રિસંધ્યા** સ્ત્રી૦ સવાર, બપોર અને સાંજ એ ત્રણે સમયનો સંધિકાળ

**ત્રિસ્થલી(-ળી)** સ્ત્રી૦ કાશી, પ્રયાગ અને ગયા એ ત્રણ ધામ

**ત્રીજ** સ્ત્રી૦ પખવાડિયાની ત્રીજી તિથિ

**ત્રીજું** વિ૦

**ત્રીડ** સ્ત્રી૦ પીડા; દુઃખ

**ત્રીશ(-સ)** વિ૦ '૩૦'

**ત્રુટી** સ્ત્રી૦ ઊણપ; ખામી; દોષ

**ત્રૂઈ** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાનું એક વાદ્ય

**ત્રૂઠવું** અ૦ ક્રિ૦ તૂઠવું; પ્રસન્ન થવું

**ત્રેખડ** સ્ત્રી૦ (૨) ન૦ જુઓ તેખડ

**ત્રેખડ(-ડું)** ન૦ જુઓ તેખડું

**ત્રેતા,૦યુગ** પું૦ ચાર યુગો પૈકીના બીજો યુગ

**ત્રેધા** સ્ત્રી૦ દમ; જોર (૨) અ૦ ત્રણ રીતે

**ત્રેપન** વિ૦ '૫૩'–તેપન

**ત્રેવટી** વિ૦ સ્ત્રી૦ ત્રણ કોળની ભેગી દાળ

**ત્રેવડ** સ્ત્રી૦ કરકસર (૨) તજવીજ; ગોઠવણ

**ત્રેવડવું** સ૦ ક્રિ૦ ત્રેવડ કરવી (૨) વિસાતમાં લેવું

**ત્રેવડિયું** વિ૦ ત્રેવડવાળું

**ત્રેવડિયો** પું૦ ત્રેવડથી યોજના ગોઠવણ કરનારો આદમી

**ત્રેવડું** વિ૦ ત્રણ પડવાળું (૨) ત્રણગણું (૩) ત્રણ જાતનું

**ત્રેહેક(-કા)વું** અ૦ ક્રિ૦ + ફાફુંફાફું થવું (૨) ચેન ન પડવું

**ત્રેહેકત** સ્ત્રી૦ + અજંપો; ચેન ન પડવું તે

**ત્રેહેકાવું** સ૦ ક્રિ૦ જુઓ ત્રેહેકવું

**ત્રૈકાલિક** વિ૦ ત્રિકાલનું,–ને લગતું

**ત્રૈગુણ્ય** ન૦ માયાના ત્રણ ગુણોનો સમૂહ

**ત્રૈત** ન૦ ત્રણનો સમૂહ

**ત્રૈમાસિક** વિ૦ ત્રણત્રણ મહિને આવતું-થતું (૨) ન૦ દર ત્રિજે મહિને નીકળતું છાપું

**ત્રૈરાશિક** ન૦ જુઓ ત્રિરાશિ

**ત્રૈલોક્ય** ન૦ ત્રિલોક–ત્રણલોકનો સમુદાય

**ત્રૈવર્ણિક** વિ૦ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણનું,—ને લગતું

**ત્રોટક** ન૦ નાટકનો એક પ્રકાર

**ત્રોટી** સ્ત્રી૦ કમ્મરનો પટો (૨) કાનનું એક ઘરેણું

**ત્રોતારી** સ્ત્રી૦ ત્રણ તારવાળું વાદ્ય

**ત્રોતારું** વિ૦ ત્રણતારવાળું

**ત્રોફવું** સ૦ ક્રિ૦ (છૂંદણું) છૂંદવું

**ત્રોફો** પું૦ સોપારીનો ટોટો

**ત્રોવું** અ૦ ક્રિ૦ શરીરે કૃશ–દૂબળા થવું (૨) ગર્ભપાત થવો (પશુનો)

**ત્ર્યંબક** પું૦ (સં.) ત્રણ નેત્રવાળા–શિવ

**ત્વક(-ગ)** સ્ત્રી૦ ચામડી; ત્વચા

**ત્વગિંદ્રિય** સ્ત્રી૦ સ્પર્શેંદ્રિય; ચામડી

**ત્વચા** સ્ત્રી૦ ચામડી

**ત્વચાકોશ(-ષ)** પું૦ ત્વચાનો કોશ

**ત્વચારોગ** પું૦ ચામડીનો રોગ

**ત્વચાંકુર** પું૦ ત્વચાનો અંકુર

**ત્વચાંતઃક્ષેપ** પું૦ ચામડીની નીચે દવાની પિચકારી નાખવી તે–'ઇંજેકશન'

**ત્વદીય** વિ૦ તારું

**ત્વરા** સ્ત્રી૦ ઉતાવળ; ઝડપ

**ત્વરિત** વિ૦ ત્વરાવાળું

**ત્વષ્ટા** પું૦ (સં.) દેવોનો શિલ્પી—વિશ્વકર્મા (૨) બ્રહ્મા

# થ

થ પું૦ તાલુસ્થાની બીજો વ્યંજન
થક(-કા)વવું સ૦ ક્રિ૦ 'થાકવું'નું પ્રેરકરૂપ
થકવું અ૦ ક્રિ૦ + થાકવું
થકાર પું૦ થ અક્ષર અથવા તેનો ઉચ્ચાર
થકારાંત વિ૦ જેને છેડે થકાર હોય એવું
થકાવવું અ૦ ક્રિ૦ જુઓ થકવવું
થકિત વિ૦ ચકિત; દિગ્મૂઢ
થકી અ૦ જુઓ થી
થકું અ૦ -ને લીધે; -ની વતી
થડ ન૦ (૨) અ૦ (રવ૦)
થડક સ્ત્રી૦ બીક; ધ્રુજારી (૩) બોલતાં જીભ ચોટવી તે
થડક(-કા)વું અ૦ ક્રિ૦ બોલતાં જીભ ચોટવી કે ધ્રૂજવી (૨) ધડકવું; ભયથી કંપવું (૩) ઊછળવું—ધબકવું
થડકાટ પું૦ થડકવું તે
થડકારો પું૦ થડકવાનો અવાજ
થડકો પું૦ થડકારો (૨) બોલવામાં અક્ષર પર પડતું જોર
થડથડવું અ૦ ક્રિ૦ થડથડ અવાજ થવો (૨) ધ્રૂજવું
થડથડાટ પું૦ (રવ૦) થડથડવાની ક્રિયા
થડમાં અ૦ નજીક
થડાથડ અ૦ (રવ૦) અથડાવાનો અવાજ
થડિયું ન૦ થડનો મૂળ આગળનો ભાગ
થડી સ્ત્રી૦ થપ્પી; ગંજ
થડું ન૦ જુઓ થડિયું
થથડાવવું સ૦ ક્રિ૦ ધમકાવવું; ઠપકો આપવો
થથરડો પું૦ જાડો લેપ-થર
થ(૦ર)થરવું અ૦ ક્રિ૦ કંપવું; ધ્રૂજવું
થ(૦ર)થરાટ પું૦ ધ્રુજારો; કંપ
થ(૦ર)થરાવવું સ૦ ક્રિ૦ 'થથરવું'નું પ્રેરક રૂપ
થથેડવું સ૦ ક્રિ૦ જાડો થર થાય એમ લપેડવું
થથે(-થો)ડો પું૦ જુઓ થથરડો
થથૈયો પું૦ નાચનારો
થથ્થો પું૦ થ અક્ષર
થનક,૦થનક અ૦ (રવ૦) નાચવાનો અવાજ
થનગન,૦થનગન અ૦ (રવ૦) નાચવાનો અવાજ
થનગનવું અ૦ ક્રિ૦ થનગન નાચવું કે ચાલવું
થનગનાટ પું૦ થનગન ચાલવું તે (૨) જુસ્સો; તાન
થનથન અ૦ (રવ૦) નાચવાનો અવાજ
થનથનવું અ૦ ક્રિ૦ થનથન નાચવું
થનથનાટ પું૦ જુસ્સો; તાન
થપડાક સ્ત્રી૦ લપડાક; તમાચો
થપાટ સ્ત્રી૦ થપ્પડ; લપડાક
થપેલી સ્ત્રી૦ થાપીને કરેલી જાડી પુરી
થપેલો પું૦ થાપીને બનાવેલો રોટલો
થપોડું(-લિયું,-ળું) ન૦ હાથથી થાપીને કરેલી ચીજ
થપોલી સ્ત્રી૦ હાથથી થાપીને કરેલો ઘાટ
થપોલું ન૦ જુઓ થપોડું
થપ્પડ સ્ત્રી૦ તમાચો; લપડાક
થપ્પી સ્ત્રી૦ એક ઉપર એક ગોઠવીને કરેલો ગંજ
થબડાક અ૦ (રવ૦) દોડવાનો અવાજ
થબથબવું અ૦ ક્રિ૦ (રવ૦)
થમણી સ્ત્રી૦ થાપણ; મૂડી
થયું અ૦ ક્રિ૦ 'થવું' ક્રિયાપદનો પ્રથમ ભૂતકાળ (૨) અ૦ બસ
થર પું૦ પડ (૨) ચડતીઊતરતી ચૂડીઓનો જથો
થરક સ્ત્રી૦ બીક; ધાક (૨) કંપારી; ધ્રુજારી
થરકવું અ૦ ક્રિ૦ ભયથી કંપવું
થરકાંકણું ન૦ બ૦ વ૦ લગ્ન વખતે કન્યા પહેરે છે તે ચૂડીઓ-થર

**થરથર** અ૦ ધ્રૂજે—કંપે એમ
**થરથરવું** અ૦ ક્રિ૦ ધ્રૂજવું; કંપવું
**થરથરાટ** પું૦ કંપારી (૨) [લા.] ભય; બીક
**થરથરાટી** સ્ત્રી૦ કંપારી; ધ્રુજારી
**થરથરાવવું** સ૦ ક્રિ૦ જુઓ થથરાવવું
**થરથરી** સ્ત્રી૦ ધ્રુજારી; કંપારી (૨) કબૂતરની એક જાત
**થરપાનેતર** ન૦ થર અને પાનેતર
**થરમો** પું૦ એક જાતનું કપડું
**થરમૉમિટર** ન૦ ગરમીમાપક યંત્ર
**થરવું** સ૦ ક્રિ૦ થર ચડાવવો (૨) ખાણમાં અનાજ ન બગડે એ માટે નીચે અને ચોમેર જુવારબાજરીના પૂળા ભરી લેવા
**થરી** સ્ત્રી૦ કાચી કોઠીના પડની નીચેની સામસામી બાજુએ હોય છે તે ઊંડો કાપો
**થરેરવું** અ૦ ક્રિ૦ થરથરવું; ત્રાસવું
**થરેરી** સ્ત્રી૦ થરથરાટ; ત્રાસ
**થવું** અ૦ ક્રિ૦ હોવું; બનવું
**થળ** ન૦ જુઓ સ્થળ
**થળચર** વિ૦ (૨) ન૦ જુઓ સ્થળચર
**થળવટ** ન૦ જમીન માર્ગ
**થળી** સ્ત્રી૦ સોની-કંસારાનું એક ઓજાર (૨) જુઓ સ્થળી
**થંભ** પું૦ સ્તંભ; થાંભલો
**થંભન** ન૦ થંભવું તે
**થંભવું** અ૦ ક્રિ૦ થોભવું (૨) વિસામો ખાવો
**થાક** પું૦ થાકવું તે
**થાકલો** પું૦ આરામ; વિસામો
**થાકવું** અ૦ ક્રિ૦ કામ કર્યાને લીધે શિથિલ થવું (૨) [લા.] કંટાળવું; હારવું
**થાક્યુંપાક્યું** વિ૦ થાકી ગયેલું
**થાગડથીગડ** ન૦ જુઓ થીંગડથાગડ
**થાણદાર** પું૦ થાણાનો અમલદાર; ફોજદાર
**થાણદારી** સ્ત્રી૦ થાણદારનું કામ—હોદ્દો
**થાણું** ન૦ પોલીસચોકી; દેવડી (૨) ખામણું (વાવવા માટે)
**થાથડવું*** સ૦ ક્રિ૦
**થાથડો*** પું૦
**થાથાથાબડી** સ્ત્રી૦ થાબડી-પંપાળીને શાંત રાખવું તે (૨) આળપંપાળ; પટામણી
**થાન** ન૦ (કાપડનો) તાકો (૨) સ્તન; ધાઈ (૩) સ્થાન (૪) નાકું
**થાનક** ન૦ સ્થાન; રહેઠાણ
**થાનેલો** પું૦ (કા.) સ્તન; ધાઈ
**થાપ** સ્ત્રી૦ થાપટ (૨) ભૂલથાપ (૩) થેપ; રથ્થડ
**થાપટ** સ્ત્રી૦ હાથના પંજાનો પ્રહાર
**થાપટથાપટ** અ૦ જુઓ થાબડથાબડ
**થાપડી** સ્ત્રી૦ ટીપવા માટેનું કડિયાનું એક ઓજાર (૨) થપેલી (૩) થાપટ
**થાપડો** પું૦ હોડીમાં જાનવર કે માલ ચડાવવાનું પાટિયું (૨) હોડી (૩) એક જાડી પૂરી
**થાપણ** સ્ત્રી૦ મૂડી; પૂંજી (૨) લીંપણ
**થાપના** સ્ત્રી૦ સ્થાપના
**થાપવું** સ૦ ક્રિ૦ સ્થાપવું (૨) થેપ-રથ્થડ કરવો (૩) પહોળા હાથે દાબીદાબીને ચપટો આકાર ઘડવો
**થાપી** સ્ત્રી૦ જુઓ થાપડી
**થાપેડું** ન૦ કમ્મરે વીંટવાનું જાડું કપડું
**થાપો** પું૦ પૂંઠનો ભાગ; ઢગરો (૨) મોભારિયું (૩) કંકુવાળા પંજાની છાપ
**થાબડથાબડ** અ૦ ધીરે ધીરે થાબડીને
**થાબડવું** સ૦ ક્રિ૦
**થાબડી** સ્ત્રી૦ થાબડવાની ક્રિયા (૨) જુઓ થાપડી
**થાવર** વિ૦ જુઓ સ્થાવર
**થાળ** પું૦; સ્ત્રી૦ મોટી થાળી
**થાળી** સ્ત્રી૦
**થાળું** ન૦ ઘંટીનું ચોકઠું (૨) કૂવાના મોં ઉપર ચણીને બનાવેલી જગા (૩) મૂળના ગાંઠાવાળો થડિયાનો ભાગ
**થાળો** પું૦ મોટી થાળી; ખૂમચો
**થાંથું** વિ૦ મંદ; સુસ્ત (૨) મેલું; ગંદું
**થાંદલો** પું૦ ફાંદ (૨) ઢોરનું બાવલું
**થાંભલી** સ્ત્રી૦ નાનો થાંભલો
**થાંભલો** પું૦ લાકડાનો ઊભો ટેકો; સ્તંભ
**થાંભો** પું૦ સ્તંભ (૨) વરકન્યાને સ્નાન કરાવતાં ચારે બાજુ ચાર હલીંથરાં ઉતારે છે તે
**થિયૉસોફી** સ્ત્રી૦ એક ધાર્મિક સંપ્રદાય
**થિરથિરા** સ્ત્રી૦ એક પક્ષી
**થીગડી** સ્ત્રી૦ જુઓ થીંગડી
**થીગડું** ન૦ જુઓ થીંગડું

**થીગણું** ન૦ ગાર થાબડી દુરસ્ત કરવું તે
**થીજવું** અ૦ ક્રિ૦ ઠરી જવું; જામવું
**થીનું** વિ૦ થીજેલું; ઘટ્ટ
**થીર** વિ૦ જુઓ સ્થિર
**થીરતા** સ્ત્રી૦ જુઓ સ્થિરતા
**થીરથાવર** વિ૦ સ્થિર અને સ્થાવર; અચળ અને અમર
**થીરથૂમડું** ન૦ કણસલાનો જથો
**થીવર** વિ૦ સ્થવિર; વૃદ્ધ (જૈન)
**થીંગડથાગડ** ન૦ ઊખડેલા કે ફાટેલાની દુરસ્તી
**થીંગડામારુ** વિ૦ થીંગડાં મારી ચલાવી લેનારું
**થીંગડી** સ્ત્રી૦ નાનું થીંગડું
**થીંગડું** ન૦ ફાટેલી જગા પર મૂકેલો બીજો કકડો
**થુત્કાર** પું૦ ફિટકાર (થૂંકીને બતાવેલો)
**થૂ,૦થૂ** અ૦ (રવ૦) થૂંકવાનો કે થુત્કારનો અવાજ
**થૂઈ** સ્ત્રી૦ વિરામ (રમતમાં)
**થૂથો** પું૦ કૂચો (૨) રૂંછું
**થૂમડું** ન૦ કણસલાનો સમૂહ
**થૂલ** ન૦ બાજરી વગેરેનાં કણસલાં ઉપર થતી નાનાં ફૂલોની રુવાંટી
**થૂલિયું** ન૦ જુઓ થૂલિયો
**થૂલિયો** પું૦ બાળકની જીભ પર થતો એક રોગ
**થૂલી** સ્ત્રી૦ ઘઉં વગેરેના ભરડેલા કકડા (૨) તેની બનતી વાની
**થૂલું** ન૦ લોટને ચાળવાથી નીકળેલો છાલાં વગેરેનો ભૂકો
**થૂવ(-વે)ર** પું૦; સ્ત્રી૦ એક કાંટાળી વનસ્પતિ
**થૂંક** ન૦
**થૂંકદાની** સ્ત્રી૦ થૂંક ઝીલવાનું પાત્ર
**થૂંકવું** સ૦ ક્રિ૦ થૂંક બહાર કાઢી નાખવું
**થેઈ,૦થેઈ** અ૦ [રવ૦] નાચવાનો અવાજ (૨) બાળકને ઊભું કરતાં બોલાતો ઉદ્‌ગાર
**થેઈકાર** પું૦ (રવ૦) નાચના તાનનો ધ્વનિ
**થેક(-ગી)** સ્ત્રી૦ એક છોડના મૂળમાંથી મળતો જુવાર જેવો ખાવાનો પદાર્થ (૨) કૂદકો
**થેપ** સ્ત્રી૦ જાડું લીંપણ; જાડો લેપ
**થેપડો** પું૦ ઊખડેલા લેપનું પોડું; પોપડો (૨) લાકડાદીનું કુંભારનું ફૂંડું
**થેપણી** સ્ત્રી૦ થેપવાની ક્રિયા કે રીત
**થેપલી** સ્ત્રી૦ લોંદાને થેપીને બનાવેલી થપોલી
**થેપલું** ન૦ થેપીને બનાવેલી ચીજ; થપોલું
**થેપવું** સ૦ ક્રિ૦ જાડું લીંપવું; થેપ કરવો (૨) લોંદાને ધીમે દબાવીદબાવીને ઘાટ કરવો
**થેપાડું** ન૦ ધોતિયું
**થેબડી** સ્ત્રી૦ છાછરી વાડકી (૨) થપોલી
**થેભો** પું૦ થોભિયો (૨) થાંભલો; ટેકો
**થેર** પું૦ સ્થવિર; વૃદ્ધ (બૌદ્ધ)
**થેરું** અ૦ ભણી; તરફ
**થેલી** સ્ત્રી૦ કોથળી
**થેલો** પું૦ મોટી થેલી; કોથળો
**થોક** પું૦; સ્ત્રી૦ જથો; ઝૂડો; ખરકલો
**થોકડી** સ્ત્રી૦ નાનો ખરકલો
**થોકડો** પું૦ મોટો ખરકલો
**થોકબંધ** વિ૦ જથાબંધ; પુષ્કળ
**થોકેથોક(-કે)** અ૦ થોકબંધ; જથાબંધ
**થોડાબોલું** વિ૦ થોડું બોલનારું
**થોડું** વિ૦ અલ્પ (ઘણુંથી ઊલટું)
**થોડુંક** વિ૦ જરાક; થોડું
**થોડુંઘણું** વિ૦ થોડુંક
**થોડેથોડે** અ૦ ધીમેધીમે
**થોડેરું** વિ૦ થોડું (લાલિત્યવાચક)
**થોથ** સ્ત્રી૦ પોચ; કણ વગરની ડાંગર
**થોથડી** સ્ત્રી૦ અંગારામાં શેકેલી નાની બાટી
**થોથર** સ્ત્રી૦ મોં પરનો સોજો અથવા ફિક્કાશ
**થોથવાવું*** અ૦ ક્રિ૦
**થોથારિયું** ન૦ નકામું પુસ્તક; થોથું
**થોથું** ન૦ પોલો સળેલો કણ (૨) ફાટેલુંતૂટેલું કે લખાણની દૃષ્ટિએ નકામું પુસ્તક (૩) બૂઠું તીર
**થોથો** પું૦ પાંદડાં વગરનું કેળનું થડ
**થોભ** પું૦ અટકવાપણું; અંત
**થોભણ** સ્ત્રી૦; ન૦ ટેકણ; અઢિંગણ
**થોભવું** અ૦ ક્રિ૦ નહિ ચાલતાં ઊભા રહેવું (૨) ખોટી થવું
**થોભા(-ભિયા)** પું૦ બ૦ વ૦ મૂછના બન્ને છેડા આગળ ગાલના ભાગ ઉપર વધારેલા વાળના ગુચ્છા (૨) સ્ત્રીઓનાં કલ્લાંનાં ટેકણ

**થોર(-રિયો)** પું૦ એક કાંટાળી વનસ્પતિ
**થોરી** સ્ત્રી૦ એક જાતનો થોર
**થોરો** પું૦ ઢંગ
**થોલ** પું૦ લાગ; અનુકૂળ સમય (૨) સ્ત્રી૦ ધોલ
**થોલથાપટ** સ્ત્રી૦ ધોલધાણો માર-ધમકી
**થોલો** પું૦ શરીરનો લબડી પડેલો ભાગ
**થોંટ** સ્ત્રી૦ જોરથી મારેલી થપ્પડ

# દ

**દ** પું૦ તાલુસ્થાની ત્રીજો વ્યંજન (૨) સમાસને અંતે 'આપનાર' એ અર્થ બતાવે છે ઉદા૦ 'સુખદ'
**દકાર** પું૦ દ અક્ષર કે તેનો ઉચ્ચાર
**દકારાંત** વિ૦ છેડે દકારવાળું
**દક્ષ** વિ૦ ચતુર; પ્રવીણ (૨) પું૦ (સં.) ઉમાના પિતા
**દક્ષ(-ક્ષિ,-ખ)ણા** સ્ત્રી૦ જુઓ દક્ષિણા
**દક્ષ(-ક્ષિ,-ખ)ણી** વિ૦ જુઓ દક્ષિણી
**દક્ષતા** સ્ત્રી૦
**દક્ષિણ** વિ૦ જમણું (૨) સ્ત્રી૦ પૂર્વ દિશા તરફ મોં રાખતાં જમણા હાથ તરફની દિશા (૩) પું૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ (૪) (૫) અગ્નિત્રયમાંનો એક
**દક્ષિણધ્રુવ** પું૦
**દક્ષિણવૃત્ત** ન૦ 'ઍન્ટાર્ટિક સર્કલ'
**દક્ષિ(-ખ)ણા** સ્ત્રી૦ ધાર્મિક ક્રિયાને અંતે બ્રાહ્મણોને અપાતું દાન
**દક્ષિણાચલ** પું૦ (સં.) દક્ષિણ દિશામાં કલ્પેલો પર્વત–મલયાચલ
**દક્ષિણાપથ** પું૦ દક્ષિણમાં આવેલો પ્રદેશ; દખ્ખણ
**દક્ષિણાભિમુખ** વિ૦ દક્ષિણ દિશા તરફનું
**દક્ષિણાયન** ન૦ સૂર્યનું કર્ક રાશિમાં જવું તે (૨) કર્કથી ધન એ છ રાશિમાં સૂર્ય હોય ત્યાં સુધીનો સમય
**દક્ષિણાર્ધ** પું૦ પૃથ્વીના ગોળાનો દક્ષિણ તરફનો અર્ધો ભાગ
**દક્ષિણી** વિ૦ દક્ષિણનું,—ને લગતું (૨) પું૦ દક્ષિણ દેશનો રહેવાસી; મહારાષ્ટ્રી
**દક્ષિણોત્તર** વિ૦ ઉત્તરથી દક્ષિણ સુધી જતું
**દખ** ન૦ જુઓ દુઃખ
**દખણા** જુઓ દક્ષિણા
**દખણાતું(-દું)** વિ૦ દક્ષિણ તરફનું (૨) જમણી બાજુનું
**દખણી** વિ૦ (૨) પું૦ જુઓ દક્ષિણી
**દખમું** ન૦ પારસીઓનાં શબને ઠેકાણે પાડવાનું સ્થળ
**દખલ** સ્ત્રી૦ જુઓ ડખલ
**દખલગીરી** સ્ત્રી૦ દખલ કરવી તે
**દખલિયું** વિ૦ દખલ કરનારું; દખલ કરે એવું
**દખિયું** વિ૦ જુઓ દુખિયું
**દખ્ખણ** સ્ત્રી૦ જુઓ દક્ષિણ (૨) પું૦ દક્ષિણ દિશામાં આવેલો દેશ; મહારાષ્ટ્ર
**દગડ** પું૦ પથ્થર; પહાણો (૨) વિ૦ દગલબાજ; લુચ્ચું
**દગડાઈ*** સ્ત્રી૦
**દગડાચોથ** સ્ત્રી૦ ભાદરવા સુદ ચોથ; ગણેશચોથ
**દગડું** વિ૦ જુઓ દગડ (૨) ન૦ બારોટિયાના થાંભલાની ઉપરનું આધારરૂપ નાનું લાકડું કે પથ્થરનું ચોસલું (૨) ઢેફું; ગચિયું
**દગડો** પું૦ પથરો (૨) મોટું ઢેફું
**દગદગો** પું૦ શક; વહેમ; વસવસો
**દગલબાજ** વિ૦ જુઓ દગાબાજ

**દગલબાજી** સ્ત્રી૦ જુઓ દગાબાજી
**દગાખોર** વિ૦ જુઓ દગાબાજ
**દગાખોરી** સ્ત્રી૦ જુઓ દગાબાજી
**દગાબાજ** વિ૦ દગો કરનાર
**દગાબાજી** સ્ત્રી૦ દગો કરવો તે
**દગો** પું૦ છળ; કપટ (૨) વિશ્વાસઘાત
**દગ્ધ** વિ૦ બળેલું; દાઝેલું
**દઝાડવું** સ૦ ક્રિ૦ 'દાઝવું'નું પ્રેરક ૩૫
**દઝાડો(-પો)** પું૦ બળતરા; ઊંડો સંતાપ
**દઝોડિયું** વિ૦ અડધુંપડધું બળેલું (૨) ન૦ ખોયણું
**દટણ** વિ૦ (૨) ન૦ જુઓ ડટણ
**દટંતર** ન૦ જુઓ ડટંતર
**દટાવવું** સ૦ ક્રિ૦ 'દાટવું'નું પ્રેરક ૩૫
**દટાવું** અ૦ ક્રિ૦ 'દાટવું'નું કર્મણિ ૩૫
**દટ્ટન** વિ૦ દટાયેલું; ડટણ (૨) ન૦ દટાવાથી થતો નાશ; ડટંતર
**દટ્ટી** સ્ત્રી૦ સખત ભીડ
**દટ્ટો** પું૦ ડટ્ટો; ડાટો
**દડ** પું૦ ઝીણી ધૂળ (૨) ન૦ પોચી, રેતાળ જમીન (૨) ખેતરમાં ઘાસ વગેરે ઊગવાથી ઢંકાઈ ગયેલો ખાડો
**દડકો** પું૦ લચકો; લોંદો (૨) પોદળો
**દડઘો** પું૦ ઘણું જાડું અને ભારે વાસણ
**દડદડ** અ૦ (૨વ૦) પાણી પડવાનો એવો અવાજ
**દડદડવું** અ૦ ક્રિ૦ દડદડ પડવું (પ્રવાહીનું)
**દડદડાટ** પું૦ દડદડ—અટક્યા વગર પડવું તે (૨) અ૦ દડદડ
**દડદડી** વિ૦ સ્ત્રી૦ ઢીલી (દાળ)
**દડબ** સ્ત્રી૦ દડબું (૨) જુઓ ગડબ
**દડબડ,૦દડબડ** અ૦ (૨વ૦) દોડવાનો અવાજ
**દડબડવું** અ૦ ક્રિ૦ દડબડ દોડવું
**દડબડાટ** પું૦ દડબડ અવાજ (૨) અ૦ દડબડ
**દડબડી** સ્ત્રી૦ ઉતાવળી દોટ
**દડબલી** સ્ત્રી૦ (કા.) નાનું દડબલું
**દડબલું** ન૦ લાદમાટીની નાની કોઠી
**દડબવું** સ૦ ક્રિ૦ દાબીને-ઠાંસીને ભરવું
**દડબું** ન૦ ઢેફું; ચોસલું
**દડમજલ** સ્ત્રી૦ કોઈ જગાએ અટક્યા વગરની મજલ (૨) અ૦ અટક્યા—વિસામો લીધા વિના

**દડવું** સ૦ ક્રિ૦ (ખળાની જમીનને) ટીપીલીંપીને સરખી-સાફ કરવી (૨) અ૦ ક્રિ૦ દોડવું; વહેવું
**દડિયો** પું૦ પડિયો
**દડી** સ્ત્રી૦ નાનો દડો
**દડીમાર** સ્ત્રી૦ મારદડીની રમત
**દડૂક,૦દડૂક** અ૦ (૨વ૦)
**દડૂલી** સ્ત્રી૦ ઘાણી વગેરે રોકતાં હલાવવાનું નાનું ઓજાર (૨) [પ.] નાનો દડૂલો; દડી
**દડૂલો** પું૦ રમવાનો દડો (પ.)
**દડો** પું૦
**દણું** ન૦ જુઓ ડણું; ડેરો
**દતવું** સ૦ ક્રિ૦ આપવું; દેવું (૨) દાન લઈ આવવું; રળી આવવું
**દત્ત** વિ૦ આપેલું (૨) પું૦ (સં.) દત્તાત્રેય
**દત્તક** પું૦ શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાનો કરેલો બીજાનો પુત્ર
**દત્તકપત્ર** ન૦ પુત્ર દત્તક લીધાનું કરારનામું
**દત્તવિધાન** ન૦ દત્તક લેવાની ક્રિયા
**દત્તાત્રેય** પું૦ (સં.) એક ઋષિ-વિષ્ણુના ચોવીસ અવતારમાંના એક
**દદડવું** અ૦ ક્રિ૦ રેલા ચાલવા; દડદડવું
**દદામું** ન૦ લડાઈમાં લશ્કરને મોખરે વાગતું નગારું; મોટો ડંકો
**દદૂડી** સ્ત્રી૦ નાનો દદૂડો
**દદૂડો** પું૦ ઊંચેથી પડતી મોટી ધાર
**દદ્દો** પું૦ દ અક્ષર
**દદ્રુ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ-દરાજ
**દધિ** ન૦ દહીં (૨) પું૦ ઉદધિ-સમુદ્ર
**દધિજા(-સુતા)** સ્ત્રી૦ (સં.) સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી—લક્ષ્મી
**દધિજાત** ન૦ માખણ
**દધિમંથન** ન૦ દહીં વલોવવું તે
**દધિસુતા** સ્ત્રી૦ (સં.) જુઓ દધિજા
**દધીચ(-ચિ)** પું૦ (સં.) વજ્ર બનાવવા દેવોને પોતાનાં હાડકાં આપનાર પ્રસિદ્ધ ઋષિ
**દન** પું૦ દિન; દિવસ
**દનુ** સ્ત્રી૦ (સં.) રાક્ષસોની માતા-કશ્યપની સ્ત્રી
**દનુજ** પું૦ દાનવ; દૈત્ય

**દનૈયું** ન૦ કાચો રોજમેળ (૨) દહાડિયું (૩) તેનો રોજ (૪) રોજિંદુ વર્તમાનપત્ર
**દપકામણ** ન૦ ડપકામણ; ધમકી
**દપટ** વિ૦ બમણું; પુષ્કળ (૨) જમીનની અંદર લુપાયેલું; દટાયેલું (૩) અ૦ ભરચકપણે
**દપ(-પે)ટવું** સ૦ ક્રિ૦ જુઓ દપટાવવું
**દપટાવવું** સ૦ ક્રિ૦ લુચ્ચાઈથી સંતાડી રાખવું
**દપેટવું** સ૦ ક્રિ૦ જુઓ દપટવું
**દપે(-પો)ટો** પું૦ કીમતી લૂગડાં બાંધવાનો કકડો (૨) કીમતી લુગડાંનો ગાંસડો
**દફણાવવું** સ૦ ક્રિ૦ ડફડાવવું; હંકારવું (હોડી) (૨) દફનાવવું; દાટવું
**દફતર** ન૦ કામકાજનાં કાગળિયાં, ચોપડા વગેરે (૨) કાર્યાલય (૩) વિદ્યાર્થીની ચોપડીઓ રાખવાની થેલી; પાકીટ
**દફતરખાનું** ન૦ દફતરો રાખવાની જગા
**દફતરદાર** પું૦ દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર (૨) જમાબંધીનો વહીવટદાર
**દફતરદારી** સ્ત્રી૦ દફતરદાર નું પદ કે કામ
**દફતરી** વિ૦ દફતરનું,-ને લગતું (૨) પું૦ દફતર લખનારો કે રાખનારો
**દફન** ન૦ મુડદાને દાટવું તે
**દફનાવવું** સ૦ ક્રિ૦ દાટી દેવું (મુડદાને)
**દફે** વિ૦ વિખેરી નાખેલું; નાશ કરેલું (૨) માંડી વાળેલું; પતાવેલું (૨) સ્ત્રી૦ વાર ઉદા૦ 'એદફે'
**દફેદાર** પું૦ લશ્કરની નાની ટુકડીનો ઉપરી
**દફેદારી** સ્ત્રી૦ દફેદારનું કામકાજ કે પદ
**દબડી** સ્ત્રી૦ નાનું દબડું
**દબડું** ન૦ ઢેફું; ચોસલું
**દબડાવવું** સ૦ ક્રિ૦ ધમકાવવું
**દબદબો** પું૦ ઠાઠમાઠ; ભપકો; દમામ
**દબ(-બા)વું** અ૦ ક્રિ૦ 'દાબવું' નું કર્મણિ રૂપ (૨) ધમકીથી નરમ થવું; તાબે થવું-નમવું
**દબાણ** ન૦ વજન; ભાર (૨) [લા.] અંકુશ; દાબ
**દબામણ** ન૦ દબાણ; વજન (૨) દાબ; ધમકી
**દબામણી** સ્ત્રી૦ જુઓ દબામણ
**દબાયેલ(-લું)** વિ૦ દબાણ નીચે આવેલું (૨) જુઓ દબેલ
**દબાવવું** સ૦ ક્રિ૦ 'દાબવું'નું પ્રેરક રૂપ
**દબાવું** અ૦ ક્રિ૦ જુઓ દબવું

**દબેલ(-લું)** વિ૦ આભાર તળે આવેલું; ઓશિયાળું
**દબોટો** પું૦ એક જાતની ખાંડ
**દમ** પું૦ શ્વાસ (૨) શ્વાસનો એક રોગ (૩) પ્રાણવાયુ; જીવ (૪) [લા.] સત્ત્વ; શક્તિ; પાણી (૫) ઇંદ્રિયોને દબાવવી તે; દમન
**દમક** સ્ત્રી૦ ધમક; ઝળક; તેજ
**દમકવું** અ૦ ક્રિ૦ ચમકવું (૨) [રવ૦] (નગારું) વાગવું
**દમકસી** સ્ત્રી૦ શ્વાસ રૂંધવો તે
**દમગોટીલો** પું૦ છોકરાંની એક રમત
**દમડી** સ્ત્રી૦ પૈસાનો ચોથો ભાગ
**દમડો** પું૦ દમ; જીવ (૨) દમડી
**દમણ** પું૦; ન૦ એક વનસ્પતિ—ઔષધિ
**દમદમાટ** પું૦ દબદબો; ઠાઠમાઠ (૩) અ૦ ઠાઠથી
**દમન** ન૦ દમવું—પીડવું તે (૨) દબાવવું —કાબૂમાં રાખવું તે
**દમનનીતિ** સ્ત્રી૦ દબાવીને—પીડીને વશ કરવાની નીતિ
**દમપરદમ** અ૦ વારેવારે; ઉપરાઉપરી (૨) પું૦ બ૦ વ૦ ચલમના ઉપરાઉપરી—ઘણા દમ
**દમબદમ** અ૦ દરેક શ્વાસની સાથે-ક્ષણેક્ષણે
**દમબાજ*** વિ૦
**દમબાજી*** સ્ત્રી૦
**દમભર** અ૦ ખૂબ ઉતાવળથી
**દમયંતી** સ્ત્રી૦ (સં૦) નળરાજાની સ્ત્રી
**દમલું(-લેલ)** વિ૦ દમના રોગવાળું; દમિયલ
**દમવું** સ૦ ક્રિ૦ દુઃખ દેવું; પીડવું (૨) દબાવવું—કાબૂમાં રાખવું
**દમાક(-ગ)** પું૦; ન૦ રોફ; ભપકો
**દમાકી(-ગી)** વિ૦ દંભી
**દમામ** પું૦ દબદબો; ભપકો; રોફ
**દમામા** પું૦ એક રણવાદ્ય; ઢોલ; નોબત
**દમિય(-યે)લ** વિ૦ જુઓ દમલું
**દમોદમ** અ૦ સરસાઈથી; હરીફાઈથી
**દમ્ય** વિ૦ દમવા યોગ્ય
**દયા** સ્ત્રી૦ કૃપા; કરુણા
**દયાનિધિ** પું૦ દયાનો ભંડાર—ઈશ્વર
**દયાભાવ** પું૦ દયાનો ભાવ; રહેમનજર
**દયામણું** વિ૦ દયા આવે એવું
**દયાર્દ્ર** વિ૦ દયાથી પીગળી ગયેલું

**દયાલુ(-વંત,-વાન,-ળ,-ળુ)** વિ૰ દયાવાળું; કૃપાળુ
**દયાળ** ન૰ એક પક્ષી
**દયાળુ** વિ૰ જુઓ દયાલુ
**દયાળુપણું** ન૰
**દયિત** વિ૰ પ્રિય (૨) પું૰ વલ્લભ; પ્રીતમ
**દયિતા** સ્ત્રી૰ પત્ની
**દર** પું૰ ભાવ; કિંમત (૨) જ્યાં ઊસ-ખાર થાય છે તે જગા (૩) ન૰ કોઈ પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું—છિદ્ર (૪) અ૰ દરેક
**દરકાર** સ્ત્રી૰ પરવા; કાળજી; તમા
**દરખત** ન૰ દરખ્ત; ઝાડ
**દરખાસ્ત** સ્ત્રી૰ નમ્રતાથી કહેવું તે; અરજી (૨) મંજૂરી માટે રજૂ થતી સૂચના; પ્રસ્તાવ
**દરખ્ત** ન૰ જુઓ દરખત
**દરગાહ** સ્ત્રી૰ પીરની કબરની જગા
**દરગુજર** વિ૰ માફ કરેલું; સાંખી લીધેલું
**દરઘા** સ્ત્રી૰ જુઓ દરગાહ
**દરજણ** સ્ત્રી૰ દરજીની સ્ત્રી
**દરજી** પું૰ લૂગડાં શીવવાનો ધંધો કરનારો
**દરજો(-જ્જો)** પું૰ પાયરી; કોટી; હોદ્દો; અધિકાર
**દરદ** ન૰ દુઃખ; પીડા; વ્યથા
**દરદાગીનો** પું૰ પૈસોટકો અને ઘરેણુંગાંઠું
**દરદાવો** પું૰ હક્ક; અધિકાર
**દરદી** વિ૰ દરદવાળું; માંદું
**દરપવું** અ૰ ક્રિ૰ ગર્વ કરવો; અભિમાનથી ફુલાવું
**દરમલી** સ્ત્રી૰ નાનું ભોંયરું
**દરબાર** પું૰; સ્ત્રી૰ રાજસભા—કચેરી (૨) પું૰ ઠાકોર; રાજા
**દરબારગઢ** પું૰ રાજાનો મહેલ
**દરબારી** વિ૰ દરબારનું,-ને લગતું (૨) પું૰ દરબારનો રાજપુરુષ
**દરબારીકાનડો** પું૰ એક જાતનો રાગ
**દરભ** પું૰ એક વનસ્પતિ—ઘાસ; દર્ભ
**દરભિયો** પું૰ હલકી મનાતી વર્ણોની મરણક્રિયા કરાવનાર બ્રાહ્મણ
**દરમાયો** પું૰ માસિક પગાર
**દરમિયાન** અ૰ અમુક સમયની અંદર
**દરમિયાનગીરી** સ્ત્રી૰ મારફત; વચ્ચે હોવાપણું
**દરમ્યાન** અ૰ જુઓ દરમિયાન
**દરમ્યાનગીરી** સ્ત્રી૰ જુઓ દરમિયાનગીરી
**દરરોજ** અ૰ રોજ; હંમેશ
**દરવાજો** પું૰
**દરવાણી(-ન)** પું૰ દરવાજો સાચવનારો; દ્વારપાળ
**દરવેશ** પું૰ મુસલમાન ફકીર
**દરશ,૰ન** ન૰ જુઓ દર્શન
**દરશણિ(-નિ)યું** ન૰ સ્ત્રીઓ અને બાળકોને કાંડે પહેરવાનું એક ઘરેણું
**દરશ(-સ)વું** અ૰ ક્રિ૰ દેખાવું
**દરસાલ** અ૰ દરેક વર્ષે
**દરાખ** સ્ત્રી૰ દ્રાક્ષ
**દરાજ** સ્ત્રી૰ ચામડીનો એક રોગ (૨) લાકડામાં ખોભણ પાડવાનો સુતારનો રંદો
**દરાજિયું** વિ૰ દરાજના રોગવાળું
**દરિ(-રી)** સ્ત્રી૰ જુઓ દરી
**દરિદ્ર(-દ્રી)** વિ૰ ગરીબ; કંગાળ (૨) એદી
**દરિદ્રતા** સ્ત્રી૰
**દરિદ્ર(-દ્રી)પણું** ન૰
**દરિયાઈ** વિ૰ દરિયાનું,-ને લગતું (૨) સ્ત્રી૰ એક જાતનું રેશમી કાપડ
**દરિયાફ(-ફ્ત)** સ્ત્રી૰ વિવેક; વિચાર
**દરિયાફી** સ્ત્રી૰ તપાસ; તજવીજ
**દરિયામહેલ** પું૰ દરિયા કિનારે બાંધેલો મહેલ
**દરિયાવ** પું૰ દરિયો
**દરિયાવદિલ** વિ૰ દરિયાના જેવા—ઉદાર દિલવાળું
**દરિયાવદિલી** સ્ત્રી૰ દરિયાવદિલપણું
**દરિયાસારંગ*** પું૰
**દરિયો** પું૰ સમુદ્ર
**દરી** સ્ત્રી૰ ગુફા
**દરીખાન** પું૰ ઘણાં બારણાંવાળો મહેલ-બંગલો
**દરેક** વિ૰ હરેક
**દરેડવું** સ૰ ક્રિ૰ વાવવા માટે દાણાનો દરેડો કરવો (૨) અ૰ ક્રિ૰ દદડવું
**દરેડો** પું૰ ધારા; ધોધવો; રેલો
**દરો,ળઈ** સ્ત્રી૰ એક વનસ્પતિ—ધરો

**દશેઆઠમ** સ્ત્રી૦ ભાદરવા સુદ આઠમ (જ્યારે સ્ત્રીઓ દશેની પૂજા કરે છે.)
**દરોગો** પું૦ તપાસ રાખનારો અમલદાર; દારોગો
**દરોડો** પું૦ ધાડ
**દરોબસ્ત** વિ૦ સંપૂર્ણ; કાંઈ પણ ખોડખાંપણ વિનાનું
**દર્દ** ન૦ જુઓ દરદ
**દર્દી** વિ૦ જુઓ દરદી
**દર્દુર** પું૦ દેડકો
**દર્પ** પું૦ ગર્વ; અહંકાર
**દર્પણ** ન૦; સ્ત્રી૦ ખાપ; ચાટલું; આરસો
**દર્પવું** અ૦ ક્રિ૦ જુઓ દરપવું
**દર્પણી** વિ૦ સ્ત્રી૦ દર્પવાળી
**દર્પિત** વિ૦ દર્પવાળું; અહંકારી
**દર્પી** વિ૦ જુઓ દર્પિત
**દર્ભ** પું૦ એક વનસ્પતિ—દરભ
**દર્ભાસન** ન૦ દર્ભનું બનાવેલું આસન
**દર્યાફ(-ફત)** સ્ત્રી૦ જુઓ દરિયાફ
**દર્યાફી** સ્ત્રી૦ જુઓ દરિયાફી
**દર્શ** પું૦ દેખાવ
**દર્શક** વિ૦ દેખાડનારું
**દર્શણી** સ્ત્રી૦ એક પક્ષી
**દર્શન** ન૦ જોવાની ક્રિયા (૨) ભક્તિભાવથી જોવાની ક્રિયા (૩) દેખાવ (૪) શાસ્ત્ર (ષડ્દર્શન)
**દર્શનકોણ** પું૦ દૃષ્ટિબિંદુ
**દર્શનિયું** ન૦ જુઓ દરશણિયું
**દર્શની** વિ૦ પ્રગટ; ખુલ્લું; દેખીતું
**દર્શનીય** વિ૦ દેખવા યોગ્ય; સુંદર
**દર્શનેંદ્રિય** સ્ત્રી૦ આંખ
**દર્શાત** વિ૦ પ્રગટ; ખુલ્લું (૨) સુંદર
**દર્શાવવું** સ૦ ક્રિ૦ દેખાડવું; બતાવવું
**દર્શિત** વિ૦ દેખાડેલું
**દર્શિની** વિ૦ સ્ત્રી૦ દર્શીનું સ્ત્રીલિંગ
**દર્શી** વિ૦ (સમાસને અંતે વપરાય છે) જોનારું (૨) બતાવનારું
**દલ** ન૦ પાંદડું (૨) ફૂલની પાંદડી (૩) સૈન્ય (૪) જાડાઈ; ઘનતા
**દલવાડી** પું૦ ઈંટો પકવનાર
**દલવાડું** ન૦ (મરેલા ઢોરના બદલામાં) ચમારને ત્યાંથી મળતું ચામડું
**દલાડ(-ર)વું** સ૦ ક્રિ૦ ધીરજ આપવી; મન વળાવવું (૨) વીંઢારવું (૩) નભાવવું
**દલાલ** પું૦ સાટું ગોઠવી આપનાર; મારફતિયો (૨) ભડવો; કૂટણો
**દલાલણ** સ્ત્રી૦ ભડવણ; કૂટણી
**દલાલિયું** વિ૦ દલાલી કરનારું; દલાલી પર જીવનારું (૨) દલાલીનું,—ને લગતું
**દલાલી** સ્ત્રી૦ દલાલનું કામ (૨) દલાલ તરીકેનું મહેનતાણું; હકસાઈ; મારફત
**દલાલું** ન૦ દલાલનું કામ
**દલિત** વિ૦ દબાયેલું; કચરાયેલું; પીડિત
**દલીલ** સ્ત્રી૦ (વાતના ટેકામાં દર્શાવેલો) સબબ
**દલીલબાજી** સ્ત્રી૦ સામસામી દલીલોની ફેંકાફેંકી
**દલ્લો** પું૦ થાપણ; પૂંજી
**દવ** પું૦ વન (૨) દાવાનળ (૩) [લા.] સંતાપ
**દવરાવવું** સ૦ ક્રિ૦ નર દેખાડવો; આધાન કરાવવું (પશુમાં)
**દવરેષા*** સ્ત્રી૦
**દવલું** વિ૦ અળખામણું; અણમાનીતું
**દવા** સ્ત્રી૦ ઓસડ
**દવાઈ** સ્ત્રી૦ ઔષધ; દવા
**દવાખાનું** ન૦ ઔષધાલય
**દવાડ** પું૦ દવ; દાવાનળ
**દવાડિયું** વિ૦ અર્ધદગ્ધ; દઝોડિયું
**દવાત** પું૦ (શાહીનો) ખડિયો
**દવાતી** પું૦ લહિયો; કારકુન
**દવાદારૂ** ન૦ ઓસડવેસડ
**દવાપાણી** ન૦ દવાદારૂ
**દવાવાળો** પું૦ દવાઓ વેચનારો
**દવે** પું૦ બ્રાહ્મણોની એક અટક
**દવેખ** પું૦ ઉદ્વેગ; બળાપો
**દશ(-સ)** વિ૦ '૧૦'
**દશ(-સ)ઊઠણ** ન૦ સ્ત્રીને બાળક સાંપડ્યા પછીથી દસમે દિવસે કરાતી શુદ્ધિ
**દશક** પું૦ દસકો; દશનો જથો
**દશ(-સ)કો** પું૦ દશક (૨) દશ વર્ષનો સમય
**દશકંઠ(-ધર)** પું૦ (સં.) દશ માથાવાળો —રાવણ
**દશગ્રીવ** પું૦ (સં.) જુઓ દશકંઠ

**દશદિશ(-શા)** સ્ત્રી૦ ચાર દિશા, ચાર ખૂણા, આકાશ તથા પાતાળ એમ દશ દિશાઓનો સમૂહ

**દશધા** અ૦ દસ રીતે

**દશન** પું૦ દાંત

**દશનપંક્તિ** સ્ત્રી૦ દાંતની હાર

**દશનવસન** ન૦ હોઠ

**દશનાવલિ(-લી)** સ્ત્રી૦ દાંતની હાર

**દશ(-સ)પગી** સ્ત્રી૦ એક જાતની માછલી

**દશભુજ** પું૦ દશ બાજુઓવાળી આકૃતિ

**દશમ** વિ૦ દશમું (૨) સ્ત્રી૦ પખવાડિયાની દશમી તિથિ

**દશમી** સ્ત્રી૦ દશમ (૨) દૂધે બાંધીને બનાવેલી રોટલી

**દશ(-સ)મું** વિ૦ ક્રમમાં નવમાની પછી આવતું (૨) ન૦ મરણ પછી દશમે દિવસે કરવાની ક્રિયા

**દશ(-સ)મૂળ** ન૦ બ૦ વ૦ ઔષધમાં વપરાતાં દશ જાતનાં મૂળિયાં

**દશમોડ** વિ૦ દિઙ્મૂઢ; ગભરાયેલું

**દશરથ** પું૦ (સં.) રામના પિતા—અયોધ્યાના રાજા

**દશ(-શે,-સ,-સે)રા** પું૦; સ્ત્રી૦ આસો સુદ દશમ; વિજયાદશમી

**દશ(-સ)શેરી** સ્ત્રી૦ દશ શેરનું કાટલું

**દશ(-સ)શેરો** પું૦ દશશેરી

**દશા** સ્ત્રી૦ સ્થિતિ; હાલત (૨) મનુષ્યના નસીબ પર સારીમાઠી અસર કરનારી ગ્રહાદિકની સ્થિતિ (૩) પડતી હાલત (૪) ગાડી ઊંજવા માટે પૈડામાં ઘાલવાની તેલવાળી ચીંદરડી (૫) કપડાની આંતરી (૬) દશમાની ક્રિયાવિધિ

**દશા(-સા)** પું૦ બ૦ વ૦ એ નામની પેટા-નાતના લોકો. ઉદા૦ 'દશાલાડ'

**દશાનન** પું૦ (સં.) દશ મુખવાળો—રાવણ

**દશાવતાર** પું૦ બ૦ વ૦ વિષ્ણુના દશ અવતાર (મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બુદ્ધ અને કલ્કિ)

**દશાંગ** વિ૦ દશ અંગવાળું

**દશાંશ** પું૦ દશમો ભાગ (૨) વિ૦ (ગ.) દશકથી ગણાતું; 'ડેસિમલ'

**દશાંશઅપૂર્ણાંક** ન૦ 'ડેસિમલ ફ્રેક્શન' (ગ.)

**દશાંશપદ્ધતિ** સ્ત્રી૦ 'ડેસિમલ સીસ્ટમ' (ગ.)

**દશાંશબિંદુ** ન૦ દશાંશ ચિહ્નનું ટપકું (ગ.)

**દશી** સ્ત્રી૦ કપડાની આંતરી; દશા

**દશી(-સી)** સ્ત્રી૦ આંતરી (૨) દશ વર્ષનો કાળ

**દશી(-સી)વીશી(-સી)** સ્ત્રી૦ ચડતીપડતી

**દશે(-સ,-સે)રા** પું૦; સ્ત્રી૦ જુઓ દશરા

**દશૈ(-સૈ)યાં** ન૦ બ૦ વ૦ લગ્ન પછી વરવહુને સાસરા તરફથી અપાતાં દશ જમણ

**દશોં(-સોં)દ** સ્ત્રી૦ દશમો ભાગ; દસૂંદ

**દશોં(-સોં)દી** પું૦ જુઓ દસૂંદી

**દસ** વિ૦ '૧૦'—દશ

**દસઊઠણું** ન૦ જુઓ દશઊઠણું

**દસકત** પું૦ દસ્કત; અક્ષર; હરફ (૨) અક્ષરની લખાવટ (હાથની) (૩) સહી

**દસકતશિક્ષક** પું૦ સારા અક્ષર કાઢતાં શીખવનાર શિક્ષક (૨) [લા.] 'કૉપી-બુક'

**દસકો** પું૦ જુઓ દશકો

**દસકોઈ** સ્ત્રી૦ મુખ્ય શહેરની આજુબાજુમાં આશરે વીશ માઈલના ઘેરાવામાં આવી જતો પ્રદેશ

**દસદિશ(-શા)** સ્ત્રી૦ જુઓ દશદિશ

**દસપગી** સ્ત્રી૦ જુઓ દશપગી

**દસમ** સ્ત્રી૦ જુઓ દશમ

**દસમું** વિ૦ (૨) ન૦ જુઓ દશમું

**દસમૂળ** ન૦ બ૦ વ૦ જુઓ દશમૂળ

**દસ(-સે)રા** પું૦; સ્ત્રી૦ જુઓ દશરા

**દસશેરી** સ્ત્રી૦ જુઓ દશશેરી

**દસશેરો** પું૦ જુઓ દશશેરો

**દસિયાટ** સ્ત્રી૦ જુઓ દશી

**દસી** સ્ત્રી૦ જુઓ દશી

**દસીવીસી** સ્ત્રી૦ જુઓ દશીવીશી

**દસૂં(-સોં)દ** સ્ત્રી૦ દસમો ભાગ

**દસૂં(-સોં)દી** પું૦ દસમો ભાગ ઉઘરાવનાર (૨) બારોટ; ભાટ

**દસેરા** પું૦; સ્ત્રી૦ જુઓ દશરા

**દસોંદ** સ્ત્રી૦ જુઓ દસૂંદ

**દસોંદી** સ્ત્રી૦ જુઓ દસૂંદી

**દસૈયાં** પું૦ બ૦ વ૦ જુઓ દશૈયાં

**દસ્કત** પું૦ જુઓ દસકત

**દસ્કતશિક્ષક** પું૦ જુઓ દસકતશિક્ષક

**દસ્ત** પું૦ હાથ (૨) સત્તા; અધિકાર (૩) ઝાડો; રેચ

**દસ્તકારી** સ્ત્રી૦ હાથની કારીગરી

**દસ્તગીર** વિ૦ હાથ ઝાલનાર—સહાયક

**દસ્તદરાજી** સ્ત્રી૦ સતામણી

**દસ્તબસ્તા** વિ૦ અનુચર; સેવક

**દસ્તમલ** ન૦ એક પક્ષી

**દસ્તરખાન** ન૦ ભાણું મૂકવા માટેનું પાથરણું (મુસલમાન વગેરેમાં) (૨) ભાણું

**દસ્તરાજી** સ્ત્રી૦ પારકાની સીમમાં પ્રવેશ કરવો તે (એક ગુનો)

**દસ્તાન** ન૦ રજસ્રાવ; અડકાવ

**દસ્તાના** પું૦ બ૦ વ૦ હાથનાં મોજાં—બખ્તર

**દસ્તાનું** ન૦ ઝાડો ઝીલવાનું વાસણ; 'બેડ-પૅન'

**દસ્તાવેજ** પું૦ લેણદેણ સંબંધી લખત

**દસ્તાવેજી** વિ૦ લેખી

**દસ્તૂર** પું૦ રિવાજ; ધારો (૨) દાપું; કર (૩) પારસીઓનો ગોર

**દસ્તૂરી** વિ૦ દસ્તૂરને લગતું (૨) સ્ત્રી૦ હકસાઈ; દાપું; સુખડી

**દસ્તો** પું૦ ખાંડણીનો દાંડો; પરાઈ (૨) હાથો (૩) ચોવીસ કાગળની થોકડી; ઘા

**દસ્યુ** પું૦ ચોર; લૂંટારો (૨) અનાર્ય લોકોની એક જાતનો માણસ

**દહન** ન૦ દહવું—બાળવું તે

**દહનક્રિયા** સ્ત્રી૦ (શબ) બાળવાની ક્રિયા

**દહર** ન૦ જમાનો (૨) જગત

**દહવું** સ૦ ક્રિ૦ બાળવું

**દહાડાવાળી** વિ૦ સ્ત્રી૦ સગર્ભા

**દહાડિયું** વિ૦ ન૦ રોજે કામ કરનારું માણસ

**દહાડિયો** પું૦ રોજે કામ કરનારો આદમી

**દહાડી** સ્ત્રી૦ રોજિંદું મહેનતાણું (૨) અ૦ રોજ

**દહાડીદહાડી** અ૦ રોજરોજ

**દહાડો** પું૦ દિવસ; વાર; તારીખ; તિથિ (૨) મરનાર પાછળ કરવામાં આવતું જમણ (૩) ભાગ્ય; સિતારો

**દહાડોપાણી** ન૦ બ૦ વ૦ મરનાર પાછળ જમણ

**દહીં** ન૦

**દહીંત(-થ)રું** ન૦ ખૂબ મોવણ નાખીને બનાવેલી એક જાતની જાડી, પોચી પૂરી

**દહીંદૂધિયું** વિ૦ દૂધમાં અને દહીંમાં બંનેમાં પગ રાખનારું; બંને પક્ષ સાચવવા ઇચ્છનારું

**દહીંદૂધિયાપણું** ન૦

**દહીંવડું** ન૦ દહીંમાં પલાળેલું વડું

**દહેશત** સ્ત્રી૦ બીક; ભય

**દહેશતખોર** વિ૦ બીકણ; ભડકણ

**દળ** ન૦ જુઓ દલ (૨) એક મીઠાઈ

**દળણું** ન૦ દળવાનું અનાજ

**દળદર** ન૦ દરિદ્રતા; ગરીબી (૨) આળસ; એદીપણું

**દળદાર** વિ૦ દળવાળું; જાડું (૨) ભારે

**દળદરી** વિ૦ જુઓ દરિદ્રી

**દળદ્રી** વિ૦ જુઓ દળદરી

**દળવાદળ** ન૦ તોફાનનું વાદળ (૨) લશ્કર; સૈન્ય

**દળવું** સ૦ ક્રિ૦

**દળાઈ(-મણી)** સ્ત્રી૦ દળવાનું મહેનતાણું

**દળામણ** ન૦ જુઓ દળાઈ

**દળામણી** સ્ત્રી૦ જુઓ દળાઈ

**દંગ** વિ૦ દિંગ; ચકિત

**દંગડી** સ્ત્રી૦ ઘાસ વેચવાની લાટી; ઘાસ-બજાર

**દંગલ** પું૦; ન૦ ટંટો; તકરાર (૨) કુસ્તી (૩) કુસ્તીની હરીફાઈ (૪) અખાડો

**દંગાબાજ** વિ૦ બખેડાખોર; બંડખોર

**દંગો** પું૦ તોફાન; બખેડો; હુલ્લડ (૨) બંડ; ફિતૂર

**દંગોફિસાદ** પું૦ લડાઈટંટો; હુલ્લડ; ફિતૂર

**દંડ** પું૦ હાથમાં ઝાલવાની લાકડી (૨) વેત્ર; છડી (૩) શિક્ષા; સજા (૪) શિક્ષા તરીકે લેવાનું નાણું (૫) જુઓ ભુજદંડ (૬) એક જાતની કસરત (૭) ચાર હાથની લંબાઈ જેટલું માપ

**દંડક** પું૦ દંડૂકો; લાકડી (૨) ન૦ (સં.) નર્મદા અને ગોદાવરી વચ્ચે આવેલું એક પ્રાચીન વન

**દંડનાયક** પું૦ ન્યાયાધીશ (૨) પોલીસનો વડો અમલદાર (૩) સેનાપતિ

**દંડનીતિ** સ્ત્રી૦ જુઓ રાજનીતિ (૨) ન્યાયવહીવટ

**દંડપાલ** પું૦ વડો ન્યાયાધીશ (૨) દરવાન

**દંડફેરાઈ** સ્ત્રી૦ દંડનાં નાણાંની ઊપજ

**દંડવત્** અ૦ દંડની પેઠે લાંબા પડીને; સાષ્ટાંગ

**દંડવું** સ૦ ક્રિ૦ શિક્ષા—સજા કરવી (૨) દંડ કરવો

**દંડશાસ્ત્ર** ન૦ દંડ–સજાનું શાસ્ત્ર; 'પિનૉલૉજી'
**દંડાતોડ** વિ૦ દંડાને તોડી નાખે એવું (૨) પું૦ દંડા—લાકડીથી પતાવેલો ઝઘડો
**દંડાબાજ** વિ૦ દંડાબાજી કરવાની ટેવવાળું
**દંડાબાજી** સ્ત્રી૦ લાઠીથી કરેલી મારામારી
**દંડાબેડી** સ્ત્રી૦ વચ્ચે દંડાવાળી પગની બેડી
**દંડિત** વિ૦ દંડેલું
**દંડિયું** વિ૦ જુઓ એકદંડિયું
**દંડી** પું૦ દંડધારી સંન્યાસી (૨) પું૦ (સં.) 'કાવ્યાદર્શ' વગેરે ગ્રંથો રચનાર પ્રસિદ્ધ સંસ્કૃત કવિ
**દંડી(–ડૂ)કો** પું૦ જાડી ટૂંકી લાકડી; ધોકો
**દંડીલું** વિ૦ ઉદ્ધત; દાંડ
**દંડૂકો** પું૦ જુઓ દંડીકો
**દંડેલ(–લું)** વિ૦ જેને સજા—દંડ થયો હોય એવું (૨) ઉદ્ધત
**દંડો** પું૦ ટૂંકી જાડી લાકડી; ડંડો (૨) મોઈ ઉડાડવાનો દંડો
**દંત** પું૦ દાંત
**દંતકથા** સ્ત્રી૦ મુખપરંપરાથી ચાલતી આવેલી વાર્તા
**દંતક્ષત** ન૦ દાંત બેસવાથી પડેલો ઘા
**દંતગરગડી** સ્ત્રી૦ દાંતાવાળી ગરગડી (જેના વેગથી બીજી ગરગડીઓ વેગમાં આવે છે.)
**દંતઘાત** પું૦ બચકું
**દંતધાવન** ન૦ દાતણ; દાંત સાફ કરવા તે
**દંતપત્ર** ન૦ કાનનું એક ઘરેણું
**દંતમંજન** ન૦ દાંત માંજવાની ભૂકી–ઔષધિ
**દંતવિદ્યા** સ્ત્રી૦ દાંત વિષેનું જ્ઞાન
**દંતવું** વિ૦ હોઠ બહાર દેખાતા દાંતવાળું; દાંતરું
**દંતવૈદ્ય** પું૦ દાંતનો વૈદ્ય
**દંતસ્થાન** ન૦ દાંતની જગા
**દંતસ્થાની** વિ૦ દાંતની મદદથી બોલાતું; દંત્ય
**દંતારો** પું૦ હાથીદાંતનું કામ કરનારો
**દંતાસળી** સ્ત્રી૦ દાંતના કે દંતૂશળના ઘાટનું એક જીવડાનું કોટલું
**દંતાળ** ન૦ દંતાળી (૨) પું૦*
**દંતાળી** સ્ત્રી૦ પંજેટી
**દંતાળું** વિ૦ દાંતા–ફળાંવાળું (૨) દંતવું
**દંતિયો** પું૦ કાંશકો
**દંતી** વિ૦ દંતસ્થાની (૨) દાંતવાળું (૩) સ્ત્રી૦ દંતીબીજ (૪) પું૦ હાથી
**દંતીબીજ** ન૦ જમાલગોટાનાં બી
**દંતૂડી** સ્ત્રી૦ (બાળકનો) ફૂટતો નાનો દાંત
**દંતૂશ(–શળ,–સળ)** પું૦ હાથીનો દાંત
**દંતૈયું** ન૦ જુઓ દાંતિયું
**દંત્ય** વિ૦ દાંત સંબંધી (૨) દંતસ્થાની
**દંત્યૌષ્ઠ્ય** વિ૦ દાંત અને હોઠ બંનેની મદદથી ઉચ્ચારાતું. ઉદા૦ 'વ'
**દંપતી** ન૦ બ૦ વ૦ વરવહુ; સ્ત્રીપુરુષનું જોડું
**દંભ** પું૦ ડોળ; ઢોંગ
**દંભી** વિ૦ દંભવાળું; ઢોંગી
**દંશ** પું૦ ડંખ; સાપ વગેરે ઝેરી જીવજંતુનું કરડવું તે (૨) [લા.] કીનો; વેર
**દંશકોશ(–ષ)** પું૦ ડંખનું કોચલું
**દંશવું** સ૦ ક્રિ૦ દંશ દેવો; કરડવું
**દંશિત** વિ૦ દંશ દેવાયેલું
**દંશી** વિ૦ દંશ–વેર રાખે એવું (૨) સ્ત્રી૦ એક જાતની માખ
**દંષ્ટ્રા** સ્ત્રી૦ મોટો દાંત; દાઢ
**દા** પું૦ દાવ
**દાઇયણ** સ્ત્રી૦ સુયાણી; પ્રસવ કરાવનારી બાઈ (૨) ધાવ
**દાઇયાણી** સ્ત્રી૦ જુઓ દાઇયણ
**દાઈ** સ્ત્રી૦ જુઓ દાઇયણ
**દાઈદુશ્મન** પું૦ વારસામાં ભાગીદાર અને દુશ્મન (૨) કોઈ પણ કારણથી થયેલો વેરવી
**દાઊદી** સ્ત્રી૦ એક ફૂલઝાડ; ગુલદાવરી (૨) મુસલમાન કે વહોરાની એક જાત
**દાક્તર** પું૦ યુરોપીય વૈદક પ્રમાણે દવા કરનાર
**દાક્તરી** વિ૦ દાક્તરનું,—ને લગતું (૨) સ્ત્રી૦ દાક્તરની વિદ્યા; વૈદક
**દાક્ષાયણી** સ્ત્રી૦ (સં.) દક્ષની કન્યા (૨) સત્તાવીસ નક્ષત્રમાંનું દરેક (૩) પાર્વતી
**દાક્ષિણ** વિ૦ દક્ષિણાને લગતું (૨) દક્ષિણ દિશા સંબંધી
**દાક્ષિણાત્ય** વિ૦ દક્ષિણ તરફનું; દક્ષિણ તરફ રહેતું (૨) પું૦ દક્ષિણ દેશનો વતની
**દાક્ષિણ્ય** ન૦ સભ્યતા; વિવેક
**દાખડો** પું૦ ત્રાસ; હેરાનગતિ
**દાખલ** વિ૦ અંદર ગયેલું–પેઠેલું (૨) અ૦ બદલ; માટે; પેટે

**દાખલો** પું૦ દૃષ્ટાંત; ઉદાહરણ (૨) અનુભવ; પાઠ; શિક્ષા (૩) પુરાવો; પ્રમાણ

**દાખવવું** સ૦ ક્રિ૦ દેખાડવું; બતાવવું; ધ્યાન પર લાવવું (૨) અ૦ ક્રિ૦ દુઃખ કરવું; અસર બતાવવી

**દાખવું** સ૦ ક્રિ૦ (૨) અ૦ ક્રિ૦ જુઓ દાખવવું

**દાગવું*** સ૦ ક્રિ૦ (કા.)

**દાગીનો** પું૦ ઘરેણું (૨) રકમ; નંગ

**દાઘ** પું૦ જુઓ ડાઘ

**દાઝ** સ્ત્રી૦ લાગણી; અનુકંપા (૨) ચીડ; ગુસ્સો (૩) દ્વેષ; વેર (૪) દાઝેલો–બળેલો ભાગ (ખોરાકમાં)

**દાઝવું** અ૦ ક્રિ૦ બળવું; ઊનું લાગવું (૨) [લા.] મનમાં લાગણી થવી (૩) અદેખાઈ આવવી

**દાઝીલું** વિ૦ અદેખું; દ્વેષીલું; કીનાખોર

**દાટ** વિ૦ ભરચક; પુષ્કળ (૨) પું૦ જુઓ ડાટ

**દાટવું** સ૦ ક્રિ૦ જુઓ ડાટવું

**દાટી** સ્ત્રી૦ ભીડ; ગિરદી (૨) ધમકી

**દાટો** પું૦ ડાટો

**દાડમ** ન૦ એક ફળ

**દાડ(-ડિ)મકળી** સ્ત્રી૦ દાડમનો દાણો

**દાડમડી** સ્ત્રી૦ દાડમનું ઝાડ

**દાડિમકળી** સ્ત્રી૦ જુઓ દાડમકળી

**દાઢ** સ્ત્રી૦ ચપટા માથાનો ચાવવાનો દાંત

**દાઢવું** અ૦ ક્રિ૦ (કા.) દાઢ–દાંત ભેસાડવો; બચકું ભરવું (૨) કટાક્ષમાં બોલવું

**દાઢા** પું૦ બ૦ વ૦ લોઢાના દાંતા

**દાઢા(-ઢિયા)ળો** વિ૦ પું૦ દાઢીવાળો; મરદ

**દાઢી** સ્ત્રી૦

**દાણ** ન૦ જકાત; હાંસલ; ટોલ

**દાણચોકી** સ્ત્રી૦ જકાતઘર; ટોલ લેવાની જગા

**દાણચોરી** સ્ત્રી૦ દાણ ભરવાનું ચુકાવવું તે

**દાણલીલા** સ્ત્રી૦ દૂધ દહીં વેચનારી ગોપીઓ પાસે દાણ લેવાની કૃષ્ણે કરેલી લીલા

**દાણાદાર** વિ૦ દાણાદાણાવાળું

**દાણાપીઠ** સ્ત્રી૦ દાણાબજાર; કણપીઠ

**દાણિયા** પું૦ બ૦ વ૦ (કા.) સોગટાંબાજી વગેરે રમતમાં વપરાતી મોટી કોડીઓ

**દાણિયું** ન૦ સૌભાગ્યવતી સ્ત્રીઓની કોટનું એક ઘરેણું (૨) અરધું અનાજ અને અરધાં ફોતરાંવાળું ઢોરનું ખાણ

**દાણી** વિ૦ દાણનું હકદાર (૨) પું૦ દાણ ઉઘરાવનારો

**દાણો** પું૦ અનાજ; ધાન્ય (૨) અનાજનો કણ (૩) એના જેવો કોઈપણ કણ (૪) સોગટાંબાજી વગેરે રમતમાં પાસા કે કોડીથી દાવ નાખતાં પડેલો અંક

**દાણોદૂણી** પું૦ અનાજ વગેરે ખોરાકનો સામાન

**દાણોપાણી** ન૦ અન્નજળ; નસીબ (૨) ખાવાપીવાનું સાધન

**દાતણ** ન૦

**દાતણપાણી** ન૦

**દાતણિયો** પું૦ દાતણ વેચનારો

**દાતરડી** સ્ત્રી૦ નાનું દાતરડું

**દાતરડું** ન૦ ઘાસ કાપવાનું એક ઓજાર

**દાતા** વિ૦ આપનારું (૨) દાન કરનારું; ઉદાર (૩) પું૦ દાન આપનારો પુરુષ

**દાતાર(-રી)** વિ૦ (૨) પું૦ જુઓ દાતા

**દાત્રી** સ્ત્રી૦ દાતા સ્ત્રી

**દાથરિયું** ન૦ માટીનું એક ઠામ–વાસણ

**દાથરી** સ્ત્રી૦ માટીની થાળી (૨) તોબરો; દાથરો

**દાથરો** પું૦ રસોઈમાં વરાળથી બાફવા સારુ વાસણમાં વસ્તુને અદ્ધર રાખવા નીચે કરાતું ઘાસ વગેરેનું પડ (૨) ચરેલું મોં; તોબરો

**દાદ** સ્ત્રી૦ ફરિયાદ; અરજ (૨) ઇન્સાફ

**દાદકાગ** પું૦ એક પક્ષી

**દાદગર** પું૦ દાદ સાંભળનારો; ન્યાયાધીશ

**દાદફરિયાદ** સ્ત્રી૦ કોઈ પણ જાતની ફરિયાદ

**દાદર** પું૦ દાદરો; નિસરણી (૨) સ્ત્રી૦ દરાજ

**દાદરબારી** સ્ત્રી૦ દાદરનું નાનું બારણું (૨) છીંડો

**દાદરો** પું૦ નિસરણી (૨) નિસરણી ઉપરનું બારણું (૩) એક જાતનો તાલ

**દાદાગીરી** સ્ત્રી૦ જબરદસ્તી

**દાદી** સ્ત્રી૦ બાપ કે માની વડિયાઈ

**દાદુપંથી** વિ૦ દાદુ નામના સંતના પંથને અનુસરનારું

**દાદુર** પું૦ દેડકો

**દાદો** પું૦ બાપનો કે માનો બાપ; વડવો

**દાધવું** અ૦ ક્રિ૦ દાઝવું; બળવું

**દાધાબળ્યું** વિ૦ અદેખું (૨) રડતી સૂરતવાળું

**દાધારંગું** વિ૦ અદેખું (૨) ગાંડિયું

**દાન** ન૦ ધર્મબુદ્ધિથી–પુણ્યાર્થે આપવું તે (૨) રમતનો આપવાનો દાવ; વારો (૩) હાથીનો મદ (૪) સ્થળવાચક ફારસી પ્રત્યય. ઉદા૦ 'ગુલાબદાન', 'કદરદાન'
**દાનત** સ્ત્રી૦ મનનું વલણ; વૃત્તિ
**દાનદક્ષિણા** સ્ત્રી૦ દાન અને દક્ષિણા
**દાનધર્મ** પું૦ દાન કરવાનો ધર્મ
**દાનપત્ર** ન૦ બક્ષિસપત્ર; દાનનું લખાણ
**દાનવ** પું૦ રાક્ષસ
**દાનવીર** પું૦ દાન કરવામાં પાછી પાની ન કરે એવો માણસ
**દાનશાલી(–ળી)** વિ૦ દાની; દાનશીલ
**દાનશીલ** વિ૦ દાન કરવાની ટેવવાળો; સખી
**દાનસ્તાઈ** સ્ત્રી૦ દાનસ્તાપણું
**દાનસ્તુ** વિ૦ સારી દાનતવાળું (૨) પ્રામાણિક (૩) ડાહ્યું; સમજુ
**દાનાઈ** સ્ત્રી૦ દાનાપણું; ડહાપણ; વિવેક (૨) ભલમનસાઈ (૩) પ્રામાણિકતા; ઈમાનદારી
**દાનાવ** વિ૦ ડાહ્યું; વિવેકી; સમજુ (૨) ઉદાર
**દાનિશ** સ્ત્રી૦ ડહાપણ; વિવેક
**દાનિશમંદ** વિ૦ ડાહ્યું; સમજુ; વિવેકી
**દાનિયત** સ્ત્રી૦ ડહાપણ; અક્કલમંદી
**દાની** વિ૦ દાન આપનારું; સખી; ઉદાર
**દાનેશ(–સ)રી** પું૦ દાનવીર
**દાનો** વિ૦ પું૦ ડાહ્યો; સમજુ; વિવેકી
**દાન્ત** વિ૦ વશ કરેલું; કાબૂમાં આણેલું (૨) સંયમી
**દાપું** ન૦ હકનું માગણું; લાગો
**દાબ** પું૦ દબાણ; આગ્રહ (૨) અંકુશ; ધાક
**દાબડદીબડ** અ૦ છૂપુંછૂપું
**દાબડિયું** વિ૦ દાબડા જેવું બંધિયાર
**દાબડી** સ્ત્રી૦ નાનો દાબડો; ડબી
**દાબડો** પું૦ ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર; ડબો
**દાબણ** ન૦ દબાણ; ભાર (૨) સખતી; અંકુશ
**દાબણિયું*** ન૦
**દાબવું** સ૦ ક્રિ૦ દબાવવું; ચગદવું; ચાંપવું
**દાભ** પું૦ એક વનસ્પતિ—દર્ભ
**દાભોળિયું** ન૦ જુઓ ડાભોડિયું
**દામ** પું૦ પૈસો; ધન (૨) કિંમત; મૂલ્ય (૩) ન૦ જુઓ દામણ
**દામણ** ન૦ ઘોડાં–ગધેડાંના પગ બાંધવાનું દોરડું (૨) સ્ત્રી૦ (વહાણની) ડાબી બાજુ
**દામણી** સ્ત્રી૦ સ્ત્રીઓના કપાળનું એક ઘરેણું
**દામણું** વિ૦ ઓશિયાળું; પરવશ (૨) દયામણું; ગરીબ (૨) ન૦ નેતરું; જાડી દોરી
**દામતાઈ** સ્ત્રી૦+ ધનવાનપણું
**દામદૂપટ*** ન૦
**દામન** ન૦ છેડો; પાલવ (૨) અંગરખા વગેરેની ચાળ
**દામિની** સ્ત્રી૦ વીજળી (૨) દામણી
**દામી** વિ૦ દામવાળો; પૈસાદાર (૨) સ્ત્રી૦; ન૦ સમોવડિયું; બરોબરિયું; જોડ
**દામોદર** પું૦ (સં.) કૃષ્ણ
**દાય** પું૦ વડીલોપાર્જિત મિલકતમાંનો ભાગ
**દાયક** વિ૦ (સમાસને અંતે) આપનાર. ઉદા૦ 'સુખદાયક'
**દાયકો** પું૦ દસકો
**દાયજો** પું૦ સ્ત્રીધન
**દાયણ** સ્ત્રી૦ સુયાણી; દાઈ
**દાયતું** ન૦ દાયજામાં આપેલું તે (ખાસ કરીને ખેતર)
**દાયભાગ** પું૦ વારસ તરીકેનો દાયનો ભાગ
**દાયરો** પું૦ સમુદાય; ટોળું (૨) ડાયરો; રાવણું
**દાયા** સ્ત્રી૦ જુઓ દાઈ
**દાર(–રા)** સ્ત્રી૦ પત્ની
**દારપણું** ન૦
**દારવું** સ૦ ક્રિ૦ ચીરવું; ફાડવું
**દારિદ્રય** ન૦ દારિદ્રતા; ગરીબાઈ
**દારુ** ન૦ દેવદારનું ઝાડ (૨) લાકડું
**દારુણ** વિ૦ નિર્દય; કઠોર (૨) ભયાનક; તુમુલ (૩) તીવ્ર; સખત (દર્દ)
**દારુહળદર** સ્ત્રી૦ એક વનસ્પતિ—ઔષધિ
**દારૂ** પું૦ મદિરા (૨) બંદૂક, દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ
**દારૂખાનું** ન૦ આતસબાજીની ચીજ
**દારૂગોળો** પું૦ દારૂ, ગોળા વગેરે યુદ્ધનો સામાન
**દારૂડિયો** પું૦ દારૂનો વ્યસની
**દારૂડી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક પક્ષી
**દારૂનિષેધ** પું૦ દારૂ પીવાનો નિષેધ–'ટેમ્પરન્સ'

૫૬

**દારૂનિષેધક** વિ૦

**દારૂબંધી** સ્ત્રી૦ દારૂની બંધી; 'પ્રોહિબિશન'

**દારૂબાજ** વિ૦ શરાબખોર; દારૂડિયો

**દારો** પું૦ મોઈને વાગેલો ટોલ્લો

**દારોગો** પું૦ જુઓ દરોગો

**દાર્શનિક** વિ૦ દર્શનશાસ્ત્રને લગતું (૨) પું૦ દર્શનશાસ્ત્ર જાણનાર

**દાલચીઠી** સ્ત્રી૦ એક પક્ષી

**દાલચીની** સ્ત્રી૦ તેજાનાની એક વસ્તુ—તજ

**દાલાન** પું૦ ઘરનો મોટો ઓરડો (૨) ચોક; આંગણું

**દાવ** પું૦ રમતમાં આવતો વારો; દા (૨)પાસામાં પડતા દાણા (૩) લાગ; અનુકૂળ વખત

**દાવડી** સ્ત્રી૦ દોરી

**દાવડું*** ન૦

**દાવત** સ્ત્રી૦ નોતરું; ઇજન

**દાવદી** સ્ત્રી૦ જુઓ ગુલદાવરી

**દાવપેચ** પું૦ યુક્તિપ્રયુક્તિ

**દાવાઅરજી** સ્ત્રી૦ ફરિયાદનામું

**દાવાગીર** પું૦ દાવો કરનારો; ફરિયાદી

**દાવાગ્નિ** પું૦ દાવાનળ

**દાવાદળ** ન૦ વાવાઝોડું

**દાવાદાર** પું૦ દાવાવાળો; ફરિયાદી

**દાવાનલ(-ળ)** પું૦ દવ

**દાવું** અ૦ ક્રિ૦ (પશુને) નરનો સમાગમ થવો

**દાવો** પું૦ હક; માલિકી (૨) હક મેળવવા સારુ સરકારમાં ફરિયાદ

**દાશમિક** વિ૦ જુઓ દશાંશ

**દાસ** પું૦ સેવક (૨) સ્ત્રી૦ દાસ્ય; સેવા

**દાસતણું** ન૦+ દાસપણું; દાસત્વ

**દાસતા** સ્ત્રી૦ જુઓ દાસત્વ

**દાસત્વ** ન૦ દાસપણું

**દાસાનુદાસ** પું૦ દાસનો દાસ; અત્યંત નમ્ર સેવક

**દાસી** સ્ત્રી૦ સેવિકા; નોકરડી; લૂંડી

**દાસીપુત્ર** પું૦ દાસીને પેટે થયેલો પુત્ર

**દાસેય** પું૦ દાસીપુત્ર

**દાસ્તાન** સ્ત્રી૦ વર્ણન; અહેવાલ (૨) ન૦ સંઘરો (૩) અનાજ સંઘરવાનો ભંડાર

**દાસ્ય** ન૦ દાસપણું

**દાહ** પું૦ બળવું તે; બળતરા; અગન

**દાહક** વિ૦ દાહ કરનારું

**દાહકતા** સ્ત્રી૦

**દાહકત્વ** ન૦

**દાહજ્વર** પું૦ એક જાતનો તાવ

**દાહાત્મક** વિ૦ દાહક ગુણવાળું

**દાહિમો** પું૦ રજપૂતોના એક વર્ગની અટક

**દાહ્ય** વિ૦ બાળવા જેવું (૨) સળગી ઊઠે એવું

**દાળ** સ્ત્રી૦ કઠોળનું ફાડિયું (૨) એની બનાવેલી વાની (૩) ઈંડાની જરદી (૪) ગડગૂમડ પર વળતું પડ–છોડું

**દાળિયા** પું૦ બ૦ વ૦ (છોડાં વગરના) શેકેલા ચણા

**દાળિયું** વિ૦ દાળખાઉ; દાળનું સવાદિયું

**દાળિયો** પું૦ દાળ વેચનારો (૨) દાળનો સવાદિયો

**દાળોવાટો** પું૦ (કા.) દાટ; મહા વિનાશ

**દાંડ** વિ૦ (૨) પું૦ જુઓ ડાંડ

**દાંડાઈ** સ્ત્રી૦ જુઓ ડાંડાઈ

**દાંડિયારાસ** પું૦ જુઓ ડાંડિયારાસ

**દાંડિયો** પું૦ જુઓ ડાંડિયો

**દાંડી** સ્ત્રી૦ જુઓ ડાંડી

**દાંડો** પું૦ જુઓ ડાંડો

**દાંત** વિ૦ જુઓ દાન્ત

**દાંત** પું૦ દંત (૨) દાંતો (૩) વેર; કીનો

**દાંતરું(-ળું)** વિ૦ હોઠ બહાર નીકળેલા દાંતવાળું

**દાંતાળું** વિ૦ દાંતાવાળું

**દાંતિયું** વિ૦ દાંતાવાળું (૨) ન૦ દાંત દેખાડી કરડવા ધાવું તે (૩) છાંછિયું (૪) પાક લણી લીધા પછી ઊગેલો ફણગો

**દાંતિયો** પું૦ એક બાજુ દાંતાવાળો અર્ધગોળ કાંસકો

**દાંતી** સ્ત્રી૦ દાંતાની વચમાંના અંતરને ઓછું કરવા તુવેરની દાળ ડાંગર વગેરે ઘાલી સજ્જડ કરેલી કાંસકી (લીખ વગેરે કાઢવા સારુ) (૨) નવા દાંત ફૂટતા હોય ત્યારે બાળકને પહેરવાનું ઘરેણું, જેમાં વાઘનખ, ધુવડનો પગ વગેરે હોય છે. (૩) ધારિયું (૪) ખેડૂતનું એક વાવણીનું ઓજાર; ચાઓળ (૫) તડ; ફાટ (૬) ઘસરકાને લીધે થયેલો કે દાંતથી મૂકેલો દોરા પરનો કાપ (૭) એક જાતની વનસ્પતિ

**દાંતીમૂળ** ન૦ દાંતી નામની વનસ્પતિનું મૂળ
**દાંતો** પું૦ કાંકર; દાંત (૨) ખચકો; ખસરકો (૩) વેર
**દાંદરું** ન૦ ચામડીનો એક રોગ
**દાંપત્ય** ન૦ દંપતીપણું; લગ્નસંબંધ
**દાંભિક** વિ૦ દંભી; ડોળી; ઢોંગી
**દાંભો** પું૦ એક જાતની ભાજી
**દિક(-ગ)** સ્ત્રી૦ દિશા
**દિકામાળી** સ્ત્રી૦ એક વનસ્પતિના ફૂલના ડોડાનો રસ, જે ઓસડ તરીકે વપરાય છે.
**દિક્કત** સ્ત્રી૦ મુશ્કેલી; હરકત (૨) અંદેશો; શક (૩) આનાકાની
**દિક્કાલ(-ળ)** પું૦ દિશા અને કાળ
**દિક્પાલ(-ળ)** પું૦ દિશાનો રક્ષક દેવ
**દિક્પ્રાંત** પું૦ દિશાને છેડે આવેલો પ્રદેશ
**દિગ** સ્ત્રી૦ જુઓ દિક
**દિગર** વિ૦ બીજું; વિશેષ (૨) અ૦ 'બીજું લખવાનું કે' એ અર્થમાં પત્રની શરૂઆતમાં વપરાતો શબ્દ
**દિગંત** પું૦ દિશાનો અંત; ક્ષિતિજ
**દિગંતર** ન૦ દિશાઓનો ગાળો (૨) બીજી દિશા
**દિગંતરેખા(-ષા)** સ્ત્રી૦ ક્ષિતિજ
**દિગંબર** વિ૦ દિશાઓરૂપી વસ્ત્રવાળું; નગ્ન (૨) એ નામના એક જૈન સંપ્રદાયનું (૩) પું૦ દિગંબર સંપ્રદાયનો માણસ
**દિગંબરી** વિ૦ દિગંબર સંપ્રદાયને લગતું
**દિગંશ** પું૦ અયનવૃત્તનો ૩૬૦મો ભાગ
**દિગ્ગજ** પું૦ દરેક દિશાના દિક્પાળ સાથે કલ્પવામાં આવેલો હાથી
**દિગ્દર્શન** ન૦ દિશાનું દર્શન; સૂચન; ઝાંખી
**દિગ્દાહ** પું૦ ક્ષિતિજ પર દેખાતી આગના જેવી લાલાશ
**દિગ્મૂ(-ઙ્મૂ)ઢ** વિ૦ ચકિત; છક્ક
**દિગ્વિજય** પું૦ ચારે દિશાઓમાં વિજય; સંપૂર્ણ વિજય
**દિગ્વિજયી** વિ૦ (૨) પું૦ દિગ્વિજય કરનારું
**દિગ્વ્યાપકત્વ** ન૦ દિગ્વ્યાપીપણું
**દિગ્વ્યાપી** વિ૦ બધી દિશાઓમાં વ્યાપેલું
**દિઙ્મૂઢ** વિ૦ જુઓ દિગ્મૂઢ
**દિતવાર** પું૦ આદિત્યવાર; રવિવાર
**દિતિ** સ્ત્રી૦ (સં.) દૈત્યોની માતા—કશ્યપની સ્ત્રી
**દિન** પું૦ દિવસ
**દિનકર** પું૦ સૂર્ય
**દિનચર્યા** સ્ત્રી૦ રોજનું કામકાજ
**દિનપતિ** પું૦ સૂર્ય
**દિનમણિ** પું૦ સૂર્ય
**દિનમાન** પું૦; ન૦ દિવસનું માપ (૨) ગ્રહ
**દિનરાત** અ૦ દિવસે અને રાત્રે
**દિનારંભ** પું૦ પ્રભાત; પરોઢિયું
**દિનાવસાન** ન૦ સંધ્યાકાળ; રાત્રી
**દિનાંત** પું૦ જુઓ દિનાવસાન
**દિનેશ** પું૦ સૂર્ય
**દિમાક(-ગ)** પું૦ મગજ; બુદ્ધિ (૨) ગર્વ; અભિમાન
**દિમે(-વે)ટી** સ્ત્રી૦ એક જાતનું ઝીણી બુટ્ટીઓવાળું કાપડ
**દિય(-યે)ર** પું૦ વરનો નાનો ભાઈ
**દિય(-યે)રવટું** ન૦ દિયર સાથે નાતરું
**દિય(-યે)ર** પું૦ જુઓ દિયર
**દિય(-યે)રિયો** પું૦ દિયર (વહાલમાં)
**દિયોર** પું૦ સાળો (૨) દિયર
**દિલ** ન૦ હૃદય; મન; ચિત્ત
**દિલકશ(-સ)** વિ૦ મનને આકર્ષે એવું
**દિલગાર** વિ૦ હેતાળ; પ્રેમાળ
**દિલગારી** સ્ત્રી૦ પ્રેમ; હેત
**દિલગીર** વિ૦ નાખુશ; અપ્રસન્ન
**દિલગીરી** સ્ત્રી૦ નાખુશી
**દિલચમન** વિ૦ દિલ ખુશ થાય એવું (૨) ન૦ આનંદ
**દિલચસ્પ** વિ૦ સારું લાગે—ગમે એવું
**દિલચસ્પી** સ્ત્રી૦ દિલચસ્પપણું
**દિલદર્દ** ન૦ દિલનું આંતરિક દર્દ
**દિલદાર** વિ૦ પ્રાણપ્રિય (૨) ઉદાર (૩) પું૦ આશક (૪) ગાઢ મિત્ર (૫) સ્ત્રી૦ માશૂક
**દિલદારી** સ્ત્રી૦ દિલદારપણું
**દિલપસંદ** વિ૦ મનને ગમે તેવું
**દિલપિજીર** વિ૦ દિલપસંદ
**દિલફરેબ** વિ૦ મનને ઠગે એવું
**દિલબર** વિ૦ દિલનું હરણ કરનારું (૨) સ્ત્રી૦ માશૂક
**દિલબરી** સ્ત્રી૦ દિલબરપણું; પ્રેમ
**દિલરુબા** સ્ત્રી૦ ન૦ એક વાદ્ય
**દિલસોજ** વિ૦ લાગણીવાળું; સમભાવી

**દિલસોજી** સ્ત્રી૦ કોઈનું દુઃખ જોઈ દિલમાં થતી લાગણી; સમભાવ

**દિલાવર** વિ૦ બહાદુર; વીર (૨) મોટા મનનું; ઉદાર

**દિલાવરી** સ્ત્રી૦ બહાદુરી (૨) મનની મોટાઈ; ઉદારતા

**દિલાસો** પું૦ ધીરજ; આશ્વાસન

**દિલીપ** પું૦ (સં.) એક સૂર્યવંશી રાજા –રઘુનો પિતા

**દિલેર** વિ૦ બહાદુર; હિંમતવાન

**દિલેરી** સ્ત્રી૦ બહાદુરી

**દિલોજાન** વિ૦ પ્રાણપ્રિય

**દિલોજાની** સ્ત્રી૦ દિલોજાનપણું

**દિલ્લગી** સ્ત્રી૦ દિલચસ્પી (૨) મનોરંજન; વિનોદ

**દિવ(–વે)ટિયું** ન૦ ફાનસમાં દિવેટ પકડી રાખનાર આંકડો

**દિવ(–વે)ટિયો** પું૦ જુઓ દિવેટિયો

**દિવડિયું*** ન૦

**દિવડિયો** પું૦ (પ.) દીવો

**દિવસ** પું૦

**દિવા** અ૦ દિવસે; દિવસ દરમિયાન

**દિવાકર** પું૦ સૂર્ય

**દિવારાત** અ૦ દિવસે અને રાત્રે

**દિવાસો** પું૦ અષાઢ વદ અમાસનું પર્વ

**દિવાળી** સ્ત્રી૦ આસો વદ અમાસ; દીપોત્સવી

**દિવાંધ** પું૦ ઘુવડ

**દિવેટ** સ્ત્રી૦ દીવાની વાટ; બત્તી

**દિવેટિયું** ન૦ જુઓ દિવટિયું

**દિવેટિયો** પું૦ મશાલચી; મશાલવાળો

**દિવેટી** સ્ત્રી૦ જુઓ દિમેટી

**દિવેલ** ન૦ એરંડિયું

**દિવેલિયું** વિ૦ દિવેલવાળું; ચીકટું (૨) દિવેલ પીધું હોય એવું (૩) ન૦ દિવેલ ભરવાનું પાત્ર; ધાતુનું કોડિયું (૪) જાનવરની ખરીથી પડેલો ખાડો

**દિવેલી** સ્ત્રી૦ જેમાંથી દિવેલ નીકળે છે એ બીજ–મીજ

**દિવેલો** પું૦ એરંડો

**દિવ્ય** વિ૦ દૈવી; અદ્ભુત (૨) પ્રકાશમાન; સુંદર (૩) ન૦ પ્રાચીનકાળમાં માણસ અપરાધી છે કે નહિ તે નક્કી કરવા પાણી કે અગ્નિ વડે કરવામાં આવતી પરીક્ષા

**દિવ્યચક્ષુ** વિ૦ દિવ્ય ચક્ષુવાળું (૨) ન૦ જ્ઞાનચક્ષુ

**દિવ્યજ્ઞાન** ન૦ દૈવી જ્ઞાન

**દિવ્યાંગના** સ્ત્રી૦ અપ્સરા

**દિવ્યાંબર** ન૦ સુંદર કીમતી વસ્ત્ર

**દિશ(–શા)** સ્ત્રી૦

**દિશ(–શે)દિશ** અ૦ બધી દિશાઓમાં

**દિશાશૂલ(–ળ)** ન૦ જ્યોતિષ પ્રમાણે અમુક દિશાઓમાં જવા માટે અશુભ ગણાતા દિવસો કે વાર

**દિશેદિશ** અ૦ જુઓ દિશદિશ

**દિશોદિશ** અ૦ દરેક દિશામાં; દિશદિશ

**દિષ્ટ** વિ૦ દર્શાવેલું (૨) ન૦ હેતુ; લક્ષ્ય (૩) નસીબ

**દિષ્ટિ** સ્ત્રી૦ સૂચના; આજ્ઞા (૨) સદ્ભાગ્ય (૩) નસીબ

**દિંગ** વિ૦ ચકિત; છક્ક

**દિંડી** સ્ત્રી૦ એક જાતનું વાદ્ય (૨) એક રાગ

**દી** પું૦ દિવસ

**દીકરી** સ્ત્રી૦ પુત્રી

**દીકરો** પું૦ પુત્ર

**દીક્ષા** સ્ત્રી૦ ગુરુ પાસેથી વ્રત, નિયમ કે મંત્ર લેવો તે (૨) યજ્ઞયાગાદિ કરતા પહેલાં તેનો વિધિપૂર્વક સંકલ્પ કરવો તે

**દીક્ષિત** વિ૦ દીક્ષા લીધી હોય એવું (૨) પું૦ યજ્ઞ કરાવનાર (૩) બ્રાહ્મણની એક અડક

**દીગર** વિ૦ (૨) અ૦ જુઓ દિગર

**દીઠ** અ૦ પરત્વે. ઉદા૦ 'જણદીઠ'

**દીદાર** પું૦ બ૦ વ૦ ચહેરો; સ્વરૂપ; કાંતિ

**દીદારી** સ્ત્રી૦ જુઓ દીદાર

**દીધવાન** વિ૦ આપ્યું હોય તેને મળતું; આપ્યું હોય કે કરેલું હોય તે જ જાતનું (૨) જૂનું; પરંપરાથી ચાલતું આવેલું

**દીન** વિ૦ (૨) પું૦ ગરીબ (૩) રાંક; લાચાર (૪) ન૦ મુસલમાની ધર્મ–મજહબ

**દીનતા** સ્ત્રી૦

**દીનત્વ** ન૦

**દીનદયાળ** વિ૦ ગરીબ પર દયા કરનારું

**દીનદાર** વિ૦ દીન–ધર્મ પાળનારું

**દીનદારી** સ્ત્રી૦ દીનદારપણું; ધર્મપાલન

**દીનપરસ્તી** સ્ત્રી૦ ધર્મ ઉપર આસ્થા

**દીનબંધુ** પું૦ ગરીબનો બેલી

**દીનવત્સલ** વિ૦ ગરીબ પર વહાલ-મમતા રાખનારું
**દીનાનાથ** પું૦ ગરીબનો બેલી
**દીનાર** પું૦ અઢી રૂપિયાની કિંમતનો એક પ્રાચીન સિક્કો
**દીની*** વિ૦
**દીનબરહક** પું૦ સત્ય ઉપર રચાયેલો ધર્મ; સાચો ધર્મ
**દીપ** પું૦ દીવો; દીપક
**દીપક** વિ૦ ઉત્તેજક; સતેજ કરનારું (૨) દીપાવનારું (૩) પું૦ દીપ; દીવો (૪) જુઓ દીપકલ્યાણ
**દીપકલ્યાણ** પું૦ એક રાગ
**દીપચંદી** પું૦ સંગીતનો એક તાલ
**દીપડવેલ** સ્ત્રી૦ એક જાતની વેલ
**દીપડી** સ્ત્રી૦ દીપડાની માદા
**દીપડું** ન૦ નાનો દીપડો
**દીપડો** પું૦ વાઘની જાતનું એક પ્રાણી
**દીપન** વિ૦ દીપક; ઉત્તેજક (૨) ન૦ સતેજ કરવું-ઉત્તેજવું તે
**દીપમાળ** સ્ત્રી૦ મંદિર આગળ દીવાઓ ગોઠવી કરેલો મિનારો
**દીપ(-પા)વવું** સ૦ ક્રિ૦ 'દીપવું'નું પ્રેરક રૂપ
**દીપવું** અ૦ ક્રિ૦ પ્રકાસવું; ચળકવું (૨) શોભવું
**દીપાવલિ(-લી)** સ્ત્રી૦ દીવાઓની હાર (૨) દિવાળી
**દીપાવવું** સ૦ ક્રિ૦ જુઓ દીપવવું
**દીપિકા** સ્ત્રી૦ દીવી (૨) મશાલ
**દીપોચ્છ(-ત્સ)વ** પું૦ દિવાળી
**દીપોત્સવી** સ્ત્રી૦ દિવાળી
**દીપ્ત** વિ૦ સળગેલું (૨) પ્રકાશિત; તેજસ્વી
**દીપ્તિ** સ્ત્રી૦ પ્રકાશ; પ્રભા
**દીપ્તિમાન** વિ૦ દીપ્તિવાળું
**દીબાચો** પું૦ પ્રસ્તાવના
**દીમો** પું૦ ડૂમો; છાતી ભરાઈ આવવી તે
**દીર્ઘ** વિ૦ લાંબું
**દીર્ઘગોળ** પું૦ લંબગોળ; 'એલિપ્સૉઇડ'(ગ.)
**દીર્ઘદર્શિતા** સ્ત્રી૦ દીર્ઘદર્શીપણું
**દીર્ઘદર્શી** વિ૦ દૂરદર્શી; અગમબુદ્ધિ
**દીર્ઘદૃષ્ટિ** સ્ત્રી૦ (૨) વિ૦ અગમબુદ્ધિ
**દીર્ઘબાહુ** વિ૦ લાંબા હાથવાળું
**દીર્ઘવૃત્ત** ન૦ 'એલિપ્સ' (ગ.)
**દીર્ઘસૂત્ર(-ત્રી)** વિ૦ નાહક લંબાણ કરનારું; ઝટ પાર ન આણે એવું
**દીર્ઘસૂત્રતા** સ્ત્રી૦
**દીર્ઘસૂત્રી** વિ૦ જુઓ દીર્ઘસૂત્ર
**દીર્ઘસૂત્રીપણું** ન૦
**દીર્ઘાયુ,૦ષ્ય** વિ૦ લાંબા આયુષ્યવાળું (૨) ન૦ લાંબો આવરદા
**દીર્ઘાયુષી** વિ૦ લાંબા આવરદાવાળું
**દીર્ઘિકા** સ્ત્રી૦ જળાશય (૨) લાંબા આકારનું તળાવ
**દીવટ** સ્ત્રી૦ દિવેટ
**દીવડું** ન૦ કણકના લોચાનું બનાવેલું દીવાનું કોડિયું (૨) દીવી (૩) દીવો
**દીવડો** પું૦ કણકના કોડિયામાં કરેલો દીવો (૨) દીવો
**દીવાદાંડી** સ્ત્રી૦ જતાંઆવતાં વહાણને ચેતવવા માટે સમુદ્રમાં ખડક ઉપર બાંધેલો દીવાવાળો મિનારો
**દીવાન** પું૦ વજીર; પ્રધાન (૨) રાજસભા; કચેરી (૩) મોટો ઓરડો; ખંડ (૪) પ્રકરણ
**દીવાનખાનું** ન૦ મુલાકાત માટેનો ખાસ ઓરડો
**દીવાનગીરી** સ્ત્રી૦ દીવાનનું કામ કે પદ
**દીવાની** વિ૦ લેણદેણના ઇન્સાફને લગતું (૨) સ્ત્રી૦ દીવાનાપણું; ગાંડાઈ
**દીવાનું** વિ૦ ગાંડું; ઘેલું
**દીવાનેઆમ** પું૦; સ્ત્રી૦; ન૦ આમવર્ગના લોકોની રાજસભાને મળવાનું દીવાનખાનું (૨) [લા.] આમસભા
**દીવાનેખાસ** પું૦; સ્ત્રી૦; ન૦ અમીરઉમરાવોની રાજસભાને મળવાનું દીવાનખાનું (૨) [લા.] અમીર ઉમરાવોની પ્રતિનિધિઓની રાજસભા
**દીવાબત્તી** સ્ત્રી૦ દીવા વગેરે
**દીવાલ** સ્ત્રી૦ ભીંત
**દીવાલગીરી** સ્ત્રી૦ ભીંતે ટંગાવાય તેવી દીવી
**દીવાવખત** પું૦; સ્ત્રી૦ દીવા કરવાનો વખત; સમીસાંજ
**દીવાસળી** સ્ત્રી૦
**દીવી** સ્ત્રી૦ દીવો મૂકવાની ઘોડી
**દીવો** પું૦

**દીસવું** અ૦ ક્રિ૦ દેખાવું (૨) [લા.] આસવું; સુઝવું
**દીંટ** ન૦ જુઓ ડીંટ
**દીંટિયું** ન૦ જુઓ ડીંટિયું
**દીંટું** ન૦ જુઓ ડીંટું
**દીંડવું** ન૦ જુઓ ડીંડવું (૨) જુઓ દીંડું
**દીંડું** ન૦ થોર વગેરેનો દૂધભર્યો કકડો
**દુઆ(-વા)** સ્ત્રી૦ આશીર્વાદ
**દુઆ(-વા)ગીર** વિ૦ આશીર્વાદ લેનારું
**દુઆગો** વિ૦ આશીર્વાદ દેનારું
**દુકાન** સ્ત્રી૦
**દુકાનદાર** પું૦ દુકાનવાળો—વેપારી
**દુકાનદારી** સ્ત્રી૦ દુકાનદારનું કામ–આવડત
**દુકાની** સ્ત્રી૦ બે પાઈ (૨) બુકાની
**દુકાનીભાર** વિ૦ બે પાઈ જેટલા વજનનું
**દુકાળ** પું૦ અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય (૨) કોઈ પણ વસ્તુની તંગી
**દુકાળિયું** વિ૦ દુકાળ વેઠતું; ભૂખે મરતું
**દુકાળી** સ્ત્રી૦ દુકાળ ઉપર દુકાળ
**દુકૂલ** ન૦ બારીક રેશમી વસ્ત્ર
**દુખ** ન૦ દુ:ખ
**દુખડું** ન૦ દુ:ખ (૨) ઓવારણું
**દુખણખાઈ** સ્ત્રી૦ એક જીવડું
**દુખણાં** ન૦ બ૦ વ૦ ઓવરણાં
**દુખાણું** ન૦ દુખવું તે (૨) પ્રસવ થતા પહેલાં પેટમાં થતો દુખાવો (૩) ઓવારણું
**દુખદાયક** વિ૦ દુ:ખ આપનારું
**દુખદાયી** વિ૦ જુઓ દુખદાયક
**દુખભંજક** વિ૦ દુ:ખ ભાગનારું—દૂર કરનારું
**દુખભંજી** વિ૦ જુઓ દુખભંજક
**દુખવટું** ન૦ શોકની સ્થિતિ (૨) દિલાસો આપવા જવું તે
**દુખવટો** પું૦ જુઓ દુખવટું
**દુખ(-ખા)વવું** સ૦ ક્રિ૦ 'દુખવું'નું પ્રેરક રૂપ
**દુખવું** અ૦ ક્રિ૦ દુ:ખ થવું; પીડા–વેદના થવી
**દુખાવ(-વો)** પું૦ દુખવું તે; પીડા; વેદના
**દુખિયારું** વિ૦ દુખી
**દુખિયું** વિ૦ દુખી
**દુખી** વિ૦ દુ:ખથી પીડાતું
**દુગદુગી** સ્ત્રી૦ સ્ત્રીના કાનનું એક ઘરેણું (૨) મદારીનું ડુગડુગિયું
**દુગન** સ્ત્રી૦ ગાવાવગાડવાની ઝડપ
**દુગ્ધ** ન૦ દૂધ
**દુગ્ધજ** વિ૦ દૂધમાંથી ઉત્પન્ન થતું
**દુગ્ધવાહિની** સ્ત્રી૦ દૂધની રગ
**દુગ્ધશાલા(-ળા)** સ્ત્રી૦ જુઓ દુગ્ધાલય
**દુગ્ધા** સ્ત્રી૦ પીડા; આપદા; જંજાળ
**દુગ્ધાલય** ન૦ 'ડેરી'
**દુઝાણું,૦વાઝાણું** ન૦ દૂધ દેતું ઢોર
**દુઝાવવું** સ૦ ક્રિ૦ 'દૂઝવું'નું પ્રેરક રૂપ
**દુણાવવું** સ૦ ક્રિ૦ 'દુણાવું'નું પ્રેરક રૂપ
**દુણાવું** અ૦ ક્રિ૦ દાઝવું; બળવું (૨) [લા.] મનમાં ખિન્ન થવું—બળવું
**દુદેલા** સ્ત્રી૦ એક પક્ષી
**દુધાળ(-ળું)** વિ૦ દૂધવાળું; દૂધ આપે એવું (ઢોર)
**દુધાળી સોનકી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**દુધેલ** વિ૦ જુઓ દુધાળ
**દુધેલી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**દુનિયા** સ્ત્રી૦ સૃષ્ટિ; જગત; સંસાર
**દુનિયાઈ** વિ૦ દુનિયાનું; સંસારી
**દુનિયાદાર** વિ૦ સંસારવહેવારથી વાકેફ
**દુનિયાદારી** સ્ત્રી૦ દુનિયાદારપણું
**દુન્યવી** વિ૦ દુનિયાનું; સંસારી
**દુપટ** વિ૦ બેવડું; બેગણું
**દુપટ્ટો** પું૦ ખેસ
**દુબારા** અ૦ બીજી વખત; ફરીથી
**દુભ(-ભા)વવું** સ૦ ક્રિ૦ નારાજ કરવું; દુખવવું (મન)
**દુભાગવું** સ૦ ક્રિ૦ બેએ ભાગવું; અડધું કરવું
**દુભાવવું** સ૦ ક્રિ૦ જુઓ દુભવવું
**દુભાવું** અ૦ ક્રિ૦ 'દૂભવું'નું કર્મણિ રૂપ
**દુભાવો** પું૦ જુઓ દૂભણ
**દુભાષિયો** પું૦ બે ભાષા જાણનારો; એક ભાષાની મતલબ બીજીમાં બોલી સમજાવનારો
**દુમ** સ્ત્રી૦ પૂંછડી
**દુમકલાસ** ન૦ જુઓ દુમકલાસ
**દુમચી** સ્ત્રી૦ ઘોડા ઉપરનો સાજ તંગ રહે માટે ખેંચી બાંધવાનો પટો (૨) અફીણ, ગડાકુ રાખવાની ચામડાની કોથળી
**દુમદુમ** અ૦ (રવ૦) નગારાનો અવાજ
**દુમાર(-રો)** પું૦ બે બાજુનો મારો (૨) ધર્મસંકટ
**દુમાવું** અ૦ ક્રિ૦ દૂમો ભરાઈ આવવો
**દુમાસ** ન૦ એક જાતનું કાપડ

**દુમીલો** પું૦ એક છંદ
**દુય્યમ** વિ૦ દ્વિતીય; બીજું (૨) બીજી પંક્તિનું; અખિકારમાં ઊતરતું
**દુર્** અ૦ નઠારું, મુશ્કેલ એવો અર્થ બતાવનારો ઉપસર્ગ. ઉદા૦ 'દુરભિમાન', 'દુર્ગમ'
**દુરભિમાન** ન૦ ખોટું—ખરાબ અભિમાન
**દુરભિમાની** વિ૦ દુરભિમાનવાળું
**દુરવસ્થા** સ્ત્રી૦ ખરાબ અવસ્થા
**દુરસ્ત** વિ૦ જેવું જોઈએ એવું (૨) ઠીકઠાક કરેલું; સમારેલું (૩) ખરું; વાજબી
**દુરસ્તી** સ્ત્રી૦ સમારવું—સુધારવું તે
**દુરંગી** વિ૦ બે રંગવાળું; દોરંગી
**દુરંત** વિ૦ જેનો અંત દુ:ખથી પામી શકાય એવું; અપાર (૨) ખરાબ અંતવાળું
**દુરાગ્રહ** પું૦ ખોટો આગ્રહ
**દુરાગ્રહી** વિ૦ દુરાગ્રહવાળું
**દુરાચરણ** ન૦ ખરાબ આચરણ
**દુરાચરણી** વિ૦ દુરાચરણવાળું
**દુરાચાર** પું૦ ખોટો—અનીતિયુક્ત આચાર
**દુરાચારી** વિ૦ દુરાચાર કરનારું
**દુરાત્મા** વિ૦ (૨) પું૦ દુષ્ટ; પાપી
**દુરારાધ્ય** વિ૦ મુશ્કેલીથી પ્રસન્ન કરી શકાય એવું
**દુરાશા** સ્ત્રી૦ દુષ્ટ આશા—ઇચ્છા (૨) ફળીભૂત ન થઈ શકે તેવી આશા
**દુરાસદ** વિ૦ દુષ્પ્રાપ (૨) દુ:સાધ્ય (૩) જીતી ન શકાય એવું
**દુરિજન** વિ૦ (૨) પું૦ + દુર્જન
**દુરિત** વિ૦ મુશ્કેલ (૨) પાપી (૩) ન૦ પાપકર્મ
**દુરુક્તિ** સ્ત્રી૦ કુવેણ; ખરાબ વચન
**દુર્ગ** પું૦ કિલ્લો
**દુર્ગતિ** સ્ત્રી૦ નઠારી ગતિ
**દુર્ગપતિ** પું૦ કિલ્લાનો માલિક
**દુર્ગપાલ** પું૦ કિલ્લાનું રક્ષણ કરનાર; કિલ્લેદાર
**દુર્ગમ** વિ૦ મુશ્કેલીથી જઈ શકાય તેવું (૨) મુશ્કેલીથી સમજી શકાય એવું
**દુર્ગરક્ષક** પું૦ જુઓ દુર્ગપાલ
**દુર્ગંધ** સ્ત્રી૦ ખરાબ વાસ
**દુર્ગંધી** વિ૦ ખરાબ વાસવાળું; ગંધાતું
**દુર્ગા** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**દુર્ગાચકલી** સ્ત્રી૦ એક જાતની ચકલી
**દુર્ગાચકી** સ્ત્રી૦ જુઓ દુર્ગાચકલી
**દુર્ગાપૂજા** સ્ત્રી૦ દુર્ગાની પૂજા
**દુર્ગાષ્ટમી** સ્ત્રી૦ આસો અને ચૈત્ર સુદ આઠમ
**દુર્ગુણ** પું૦ દોષ; ખરાબ ગુણ
**દુર્ગુણી** વિ૦ દુર્ગુણવાળું
**દુર્ગેશ** પું૦ (સં.) દુર્ગાના સ્વામી—શિવ
**દુર્ઘટ** વિ૦ મુશ્કેલીથી પાર પડે—બને એવું
**દુર્ઘર્ષ** પું૦ અથડાઅથડી; હરીફાઈ
**દુર્જન** વિ૦ દુષ્ટ; ખરાબ (૨) પું૦ તેવો માણસ
**દુર્જય** વિ૦ જીતવું મુશ્કેલ
**દુર્જર** વિ૦ પચવું મુશ્કેલ
**દુર્દમ(-મ્ય)** વિ૦ કાબૂમાં રાખવું મુશ્કેલ
**દુર્દશા** સ્ત્રી૦ ખરાબ—માઠી દશા
**દુર્દિન** પું૦ ખરાબ દહાડો (૨) વાદળાં, વરસાદ કે વંટોળવાળો દિવસ
**દુર્દૈવ** ન૦ કમનસીબ; દુર્ભાગ્ય
**દુર્ધર્ષ** વિ૦ ઉગ્ર; પ્રચંડ (૨) પાસે ન જઈ શકાય તેવું (૩) જીતી ન શકાય એવું
**દુર્નિવાર(-ર્ય)** વિ૦ નિવારવું મુશ્કેલ
**દુર્બલ(-ળ)** વિ૦ કમજોર; દૂબળું
**દુર્બલ(-ળ)તા** સ્ત્રી૦
**દુર્બલાસ્થિ** ન૦ છોકરાંનો એક રોગ; 'રિકેટ્સ'
**દુર્બુદ્ધિ** વિ૦ ખરાબ બુદ્ધિવાળું (૨) સ્ત્રી૦ ખરાબ—દુષ્ટ બુદ્ધિ
**દુર્બોધ** વિ૦ સમજવું મુશ્કેલ (૨) પું૦ ખરાબ ઉપદેશ—સલાહ
**દુર્ભક્ષ્ય** ન૦ ન ખાવાયોગ્ય-નિષિદ્ધ ખોરાક
**દુર્ભગ** વિ૦ કમનસીબ; દુર્ભાગી
**દુર્ભર** વિ૦ વજનદાર; ઊંચકતાં ફાવે નહિ તેવું (૨) ભરવામાં મુશ્કેલ (૩) ન૦ પેટ
**દુર્ભાગી** વિ૦ કમભાગી
**દુર્ભાગ્ય** ન૦ કમનસીબ
**દુર્ભાવના** સ્ત્રી૦ દુષ્ટ ભાવના—વિચાર
**દુર્ભિક્ષ** પું૦ દુકાળ
**દુર્ભેદ્ય** વિ૦ ભેદી ન શકાય તેવું; મજબૂત
**દુર્મતિ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ દુર્બુદ્ધિ
**દુર્મુખ** વિ૦ કદરૂપા મોંવાળું (૨) ગાળો ભાંડતું
**દુર્યોધન** વિ૦ જીતવું મુશ્કેલ; અજીત (૨) પું૦ (સં.) ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર
**દુર્લક્ષ** ન૦ બેદરકારી; ઉપેક્ષા

**દુર્લક્ષ્ય** વિ૦ મુશ્કેલીથી જોઈ શકાતું; અલક્ષ્ય અદૃશ્ય
**દુર્લભ** વિ૦ મળવું મુશ્કેલ
**દુર્લભતા** સ્ત્રી૦
**દુર્વચન** ન૦ ખરાબ વેણ–બોલ; ગાળ
**દુર્વચની** વિ૦ દુર્વચન બોલનારું
**દુર્વાસના** સ્ત્રી૦ દુષ્ટ વાસના
**દુર્વાસા** પું૦ (સં.) એક ઋષિ (તે તેમના ક્રોધ માટે પ્રસિદ્ધ છે.)
**દુર્વૃત્તિ** સ્ત્રી૦ દુર્વાસના; ખરાબ વૃત્તિ
**દુર્વ્યસન** ન૦ ખરાબ વ્યસન
**દુર્વ્યસની** વિ૦ દુર્વ્યસનવાળું
**દુલહન** ન૦ હરવુંફરવું તે
**દુલાઈ** સ્ત્રી૦ કીમતી રજાઈ
**દુલારી** સ્ત્રી૦ લાડીલી દીકરી
**દુલારો** પું૦ લાડકો દીકરો
**દુલીચો** પું૦ ચંદરવો
**દુલ્હા** પું૦ વર; પતિ
**દુલ્હિન** સ્ત્રી૦ નવી વહુ
**દુવા** સ્ત્રી૦ આશિષ; દુઆ
**દુવાઈ** સ્ત્રી૦ જાહેરનામું (૨) મનાઈ
**દુવાગીર** વિ૦ જુઓ દુઆગીર
**દુવિધા** સ્ત્રી૦ અનિશ્ચય; ડામાડોળપણું
**દુશાલો** પું૦ કીમતી બેવડી શાલ
**દુશ્ચરિત** ન૦ દુરાચરણ
**દુશ્મન** પું૦ શત્રુ
**દુશ્મનદાવો** પું૦ દુશ્મનાવટ
**દુશ્મનાઈ(–વટ)** સ્ત્રી૦ શત્રુવટ; અદાવત
**દુશ્વાર** વિ૦ મુશ્કેલ; અઘરું
**દુષ્કર** વિ૦ કરવું મુશ્કેલ; અઘરું
**દુષ્કર્મ** ન૦ દુરાચરણ
**દુષ્કાલ(–ળ)** પું૦ જુઓ દુકાળ
**દુષ્કાલ(–ળ)નિવારણ** ન૦ દુકાળનું દુઃખ-નિવારણ; 'ફેમિન-રિલીફ'
**દુષ્કૃત** ન૦ દુષ્કર્મ
**દુષ્ટ** વિ૦ નઠારું; અધમ; પાપી
**દુષ્ટતા** સ્ત્રી૦
**દુષ્ટબુદ્ધિ** સ્ત્રી૦ બદદાનત; પાપી બુદ્ધિ (૨) વિ૦ દુષ્ટબુદ્ધિવાળું
**દુષ્ટા** વિ૦ સ્ત્રી૦ દુષ્ટનું સ્ત્રીલિંગ
**દુષ્ટાત્મા** વિ૦ દુષ્ટ
**દુષ્પથ** પું૦ કુપથ; કુમાર્ગ
**દુષ્પ્રાપ** વિ૦ દુર્લભ
**દુસ્તર** વિ૦ મુશ્કેલીથી તરાય—ઓળંગાય એવું
**દુસ્ત્યજ** વિ૦ મુશ્કેલીથી તજાય એવું
**દુહાગણ** સ્ત્રી૦ અણમાનીતી પત્ની
**દુહાગા** સ્ત્રી૦ જુઓ દુહાગણ
**દુહિતા** સ્ત્રી૦ દીકરી
**દુહો** પું૦ દોહરો
**દુંદ** સ્ત્રી૦ પેટની ફાંદ
**દુંદાળ(–ળું)** વિ૦ દુંદવાળું
**દુંદાળો** પું૦ (સં.) દુંદવાળા દેવ–ગણેશ
**દુંદુભિ** સ્ત્રી૦; ન૦ એક જાતનું નગારું; ભેરી
**દુઃખ** ન૦ વ્યથા; પીડા; કષ્ટ
**દુઃખકર** વિ૦ દુઃખ કરનારું
**દુઃખકર્તા** વિ૦ (૨) પું૦ દુઃખ કરનાર
**દુઃખકારક** વિ૦ જુઓ દુઃખકર
**દુઃખકારી** વિ૦ જુઓ દુઃખકર
**દુઃખદ(–દાયક,–દાયી,–પ્રદ)** વિ૦ દુઃખ દેનારું
**દુઃખભંજક(–ન)** વિ૦ દુઃખ દૂર કરનારું
**દુઃખભંજી** વિ૦ જુઓ દુઃખભંજન
**દુઃખમય** વિ૦ દુઃખથી ભરેલું
**દુઃખમયતા** સ્ત્રી૦
**દુઃખવાદ** પું૦ "પેસિમિઝમ"
**દુઃખહર(–ર્તા)** વિ૦ (૨) પું૦ દુઃખ હરી લેનારું
**દુઃખારિ** પું૦ દુઃખનો દુશ્મન—દૂર કરનાર
**દુઃખિત** વિ૦ દુઃખથી પીડાયેલું
**દુઃખી** વિ૦ જુઓ દુખી
**દુઃશાસન** પું૦ (સં.) દુર્યોધનનો નાનો ભાઈ (દ્રૌપદીનાં વસ્ત્ર તાણનાર)
**દુઃસહ** વિ૦ સહેવું મુશ્કેલ
**દુઃસાધ્ય** વિ૦ કરવું મુશ્કેલ (૨) ન મટી શકે તેવું (રોગ માટે)
**દુઃસ્વપ્ન** ન૦ ખરાબ—અશુભ સ્વપ્ન
**દુઃસ્વર** પું૦ ખરાબ કંઠ–સૂર
**દૂ** વિ૦ બમણું
**દૂઓ** પું૦ બેની નિશાનીવાળું પત્તું (રમવાનું) (૨) બેની નિશાનીવાળો પાસો
**દૂક્ત** ન૦+ દુષ્કૃત
**દૂગણ(–ન)** સ્ત્રી૦ જુઓ દુગન
**દૂજું** વિ૦ બીજું
**દૂઝણું** સ્ત્રી૦ દૂધ આપતી ગાય ભેંસ

**દૂઝણું(-ણું)** વિ૦ દૂધ આપતું (ઢોર માટે)
**દૂઝવું** અ૦ ક્રિ૦ દૂધ દેવું (૨) ઝરવું; નીગળવું
**દૂઠદમંગળ*** વિ૦ (કા.)
**દૂણવું** સ૦ ક્રિ૦ સંતાપવું; રગડવું
**દૂણું** વિ૦ બમણું (૨) મન બાળે—નાખુશ કરે તેવું (૩) ન૦ નારાજી કે તેનું કારણ
**દૂણો** પું૦ બળવું—ચોટવું તે
**દૂત,૦ક** પું૦ સંદેશો પહોંચાડનારો (૨) બાતમીદાર; જાસૂસ
**દૂતત્વ** ન૦
**દૂતપણું** ન૦
**દૂતિકા** સ્ત્રી૦ સંદેશો પહોંચાડનાર સ્ત્રી (૨) આશકમાશૂક વચ્ચેના છાના સંદેશા પહોંચાડનારી કે તેમનો મેળાપ કરાવી આપનારી સ્ત્રી; કૂટણી
**દૂતી** સ્ત્રી૦ જુઓ દૂતિકા
**દૂતું** વિ૦ લુચ્ચું; ધૂર્ત
**દૂદડા** પું૦ બ૦ વ૦ નાના જોડા
**દૂધ** ન૦
**દૂધપાક** પું૦ દૂધ અને ચોખાની એક વાની
**દૂધપાણી** ન૦ તેલમાં પાપડિયો ખારો તથા પાણી નાખી કરેલું દૂધ જેવું દેખાતું પ્રવાહી (શાકમાં છાંટવા)
**દૂધપીતું** વિ૦ દૂધમાં મોં ડુબાડી મારી નાખેલું (બાળક)
**દૂધભાઈ** પું૦ બાપ જુદા હોવા છતાં એક જ માનું દૂધ પી ઊછરેલો ભાઈ (આંગળિયાટ)
**દૂધમલ(-લ્લ)** પું૦ જેને દૂધનો આહાર છે એવો મલ (૨) વિ૦ પુષ્ટ; મજબૂત (૩) દૂધ પીને જીવનારું
**દૂધરાજ** ન૦ એક પક્ષી
**દૂધવાળી** સ્ત્રી૦ દૂધ વેચનારી સ્ત્રી
**દૂધવાળો** પું૦ દૂધ વેચનારો; દૂધનો વેપારી
**દૂધાધારી** વિ૦ ફક્ત દૂધ પર જીવનારું
**દૂધિયા** વિ૦ પું૦ બ૦ વ૦ દૂધના જેવા સફેદ (દાંત) (૨) દૂધ પીતા બાળકને ફૂટેલા (દાંત)
**દૂધિયા લટોરા** ન૦ એક પક્ષી
**દૂધિયું** વિ૦ જુઓ દુધાળ (૨) ન૦ તૂંબડા જેવી દૂધી
**દૂધિયો વછનાગ** પું૦ એક ઔષધિ
**દૂધીપાક** પું૦ દૂધીનો બનાવેલો પાક

**દૂબળાઈ** સ્ત્રી૦ દૂબળાપણું; દુર્બળતા
**દૂબળી** સ્ત્રી૦ દૂબળાની જાતની સ્ત્રી
**દૂબળું** વિ૦ દુર્બલ; કમજોર
**દૂબળો** પું૦ ભીલને મળતી એક જાતનો આદમી
**દૂભણ** સ્ત્રી૦ મન દુભાવું તે
**દૂભવું** સ૦ ક્રિ૦ જુઓ દુભાવવું
**દૂમરી** સ્ત્રી૦ એક પક્ષી
**દૂમવું** સ૦ ક્રિ૦ દમવું; પીડવું
**દૂમો** પું૦ જુઓ ડૂમો
**દૂયમ** વિ૦ જુઓ દુય્યમ
**દૂર** વિ૦ વેગળું; આઘું (૨) અ૦ વેગળે; આઘે
**દૂરઅંદેશ** વિ૦ દૂરઅંદેશો રાખનારું; દૂરંદેશ
**દૂરઅંદેશી** સ્ત્રી૦ દૂરઅંદેશપણું; દૂરંદેશી
**દૂરઅંદેશો** પું૦ ભાવીનો વિચાર પ્રથમથી જ કરી રાખવો તે; અગમચેતી; દૂરંદેશો
**દૂરગામી** વિ૦ દૂર સુધી જાય એવું
**દૂરદર્શકયંત્ર** ન૦ દૂરની વસ્તુ જોઈ શકાય એવું યંત્ર; દૂરબીન
**દૂરદર્શી** વિ૦ દૂરદૃષ્ટિવાળું
**દૂરદૃષ્ટિ** સ્ત્રી૦ દૂર સુધી જતી નજર—દૂરંદેશી
**દૂરબીન** ન૦ દૂરદર્શકયંત્ર
**દૂરબીની** સ્ત્રી૦ દૂર સુધી જોવું તે
**દૂરવર્તી** વિ૦ દૂર—આઘું રહેલું
**દૂરસ્થ** વિ૦ દૂર; આઘું; દૂરવર્તી
**દૂરંદેશ** વિ૦ જુઓ દૂરઅંદેશ
**દૂરંદેશી** સ્ત્રી૦ જુઓ દૂરઅંદેશી
**દૂરંદેશો** પું૦ જુઓ દૂરઅંદેશો
**દૂરી** સ્ત્રી૦ બેની સંજ્ઞાવાળું પત્તું (ગંજીફામાં)
**દૂર્વા** સ્ત્રી૦ એક ઘાસ—દરો
**દૂર્વાષ્ટમી** સ્ત્રી૦ જુઓ દરોઆઠમ
**દૂલ** ન૦ બૈરાં—છોકરાંના કાનનું એક ઘરેણું
**દૂલરી** સ્ત્રી૦ બે સેરનું સ્ત્રીનું કોટનું એક ઘરેણું
**દૂલવું** અ૦ ક્રિ૦ જુઓ ડૂલવું
**દૂલહો** વિ૦ દુર્લભ (જૈન)
**દૂવો** પું૦ જુઓ દૂરી
**દૂષક** વિ૦ દોષ કાઢનારો; છિદ્ર શોધનારો (૨) દોષ ઉત્પન્ન કરનારું; દોષ લગાડનારું
**દૂષણ** ન૦ દોષ; ખોડખાંપણ
**દૂષિત** વિ૦ દોષ—દૂષણવાળું
**દૂસરું** વિ૦ બીજું
**દૂંટી** સ્ત્રી૦ જુઓ ડૂંટી

**ઢૂંટો** પું૦ જુઓ ઢૂંટો
**ઢૂંડિયો** પું૦ જુઓ ઢાંડિયો
**ઢૂંઢી** વિ૦ જુઓ ઢૂંઢાળું
**ઢૂંકું** ન૦ જુઓ ઢૂંકું
**ઢૂંડો** પું૦ જુઓ ઢૂંડો
**દક(-ગ)** સ્ત્રી૦ દૃષ્ટિ; નજર (૨) આંખ
**દગંચલ(-ળ)** પું૦ આંખનો ખૂણો
**દગ્ગોચર** વિ૦ દૃષ્ટિગોચર
**દઢ** વિ૦ સ્થિર; મજબૂત
**દઢતા** સ્ત્રી૦
**દઢભાજક** પું૦ બે કે વધારે આંકડાનો મોટામાં મોટો સાધારણ અવયવ (ગ.)
**દઢાવવું** સ૦ ક્રિ૦ દઢ કરવું
**દઢીભૂત** વિ૦ મજબૂત બનેલું
**દશ(-ષ)દ** પું૦ પથરો
**દશ્ય** વિ૦ જોવા જેવું (૨) દેખાય એવું (૩) ન૦ દેખાવ
**દશ્યમાન** વિ૦ દેખાતું હોય એવું
**દષદ** પું૦ જુઓ દશદ
**દષ્ટ** વિ૦ જોયેલું; દેખેલું
**દષ્ટાંત** ન૦ ઉદાહરણ; દાખલો
**દષ્ટાંતકથા** સ્ત્રી૦ દષ્ટાંત તરીકે કહેલી કથા; 'પૅરેબલ'
**દષ્ટિ** સ્ત્રી૦ નજર (૨) જોવાની શક્તિ (૩) [લા.] ધ્યાન; લક્ષ
**દષ્ટિકોણ** પું૦ વસ્તુને નિહાળવાની–વિચારવાની રીત કે માર્ગ
**દષ્ટિક્ષેપ** પું૦ દૃષ્ટિપાત
**દષ્ટિગોચર** વિ૦ નજરે પડે એવું; દષ્ટિ પહોંચી શકે એવું
**દષ્ટિદોષ** પું૦ આંખની ખોડ (૨) નજરચૂકથી રહી ગયેલી ખામી (૩) આંખ વડે થયેલો દોષ–અપરાધ
**દષ્ટિપથ** પું૦ જુઓ દષ્ટિમર્યાદા
**દષ્ટિપાત** પું૦ નજર પડવી–જોવું તે
**દષ્ટિપૂત** વિ૦ આંખથી જોયેલું–તપાસેલું
**દષ્ટિબિંદુ** ન૦ દૃષ્ટિકોણ
**દષ્ટિમર્યાદા** સ્ત્રી૦ જ્યાં સુધી આંખ જોઈ શકે તે હદ (૨) ક્ષિતિજ
**દષ્ટિવાદ** પું૦ નજરે દેખાય એ જ સાચું એવો વાદ
**દષ્ટિવિદ્યા** સ્ત્રી૦ દૃષ્ટિનું શાસ્ત્ર; 'ઑપ્ટિક્સ'
**દષ્ટિશાસ્ત્ર** ન૦ દૃષ્ટિવિદ્યા
**દષ્ટિસીમા** સ્ત્રી૦ જુઓ દૃષ્ટિમર્યાદા
**દષ્ટોદષ્ટ** સ્ત્રી૦ દૃષ્ટિ સામે દૃષ્ટિ
**દેકારો*** પું૦
**દેખણહાર** વિ૦ જોનારું; દેખનારું
**દેખણહારો** વિ૦ પું૦ જોનારો; દેખનારો
**દેખત** અ૦ જોતાં વેંત
**દેખરેખ** સ્ત્રી૦ સંભાળ; તપાસ
**દેખવું** સ૦ ક્રિ૦ જોવું
**દેખા** સ્ત્રી૦ દેખાવું–પ્રત્યક્ષ જણાવું તે
**દેખાડ(-ડો)** પું૦ જુઓ દેખાડો
**દેખાડવું** સ૦ ક્રિ૦ 'દેખવું' નું પ્રેરક રૂપ
**દેખાડો** પું૦ સામાને બતાવવા પૂરતો દેખાવ–ડોળ (૨) દેખાડવું–બતાવવું તે
**દેખાદેખી** સ્ત્રી૦ સામાનું જોઈને–વાદેવાદ કરવું તે; અનુકરણ (૨) અ૦ જોઈજોઈને; વાદેવાદ
**દેખાવ** પું૦ દેખાવું તે; દશ્ય (૨) આકાર; આકૃતિ (૩) [લા.] જૂઠો દેખાવ; ડોળ
**દેખાવડું** વિ૦ સુંદર; રૂપાળું
**દેખીતું** વિ૦ પ્રત્યક્ષ; ખુલ્લું; સ્પષ્ટ (૨) માત્ર બહારથી જ દેખાતું–વાસ્તવિક નહિ એવું
**દેગ** પું૦ મોટો દેગડો
**દેગ,ઽડી** સ્ત્રી૦ તાંબાનું એક વાસણ
**દેગડું** ન૦ નાનો દેગ; દેગડો
**દેગડો** પું૦ ધાતુનું એક મોટું વાસણ; હાંડો
**દેજ** સ્ત્રી૦; ન૦ કન્યાને વરપક્ષ તરફથી આપવાની લૂગડાં વગેરેની ભેટ (૨) કન્યાને વરપક્ષ તરફથી આપવાનું જમણ
**દેડકી** સ્ત્રી૦ દેડકાની માદા
**દેડકું** ન૦ ભીનાશમાં રહેતું એક પ્રાણી; મેડક
**દેડકો** પું૦ નર દેડકું
**દેણ(-ણું)** ન૦ દેવું; કરજ (૨) સરકારભરણું (૩) ઉપકારનું દબાણ
**દેણગી** સ્ત્રી૦ દેવું; ઋણ (૨) બક્ષિસ (૩) દાન
**દેણદાર** વિ૦ દેવાદાર
**દેણિયાત** વિ૦ દેણદાર
**દેણું** ન૦ જુઓ દેણ
**દેદાર** પું૦ દિદાર; દેખાવ
**દેદીપ્યમાન** વિ૦ દીપતું; ઝગઝગતું

**દેન** સ્ત્રી૦ તાકાત; મગદૂર (૨) ગાય (૩) ન૦ દહન; અગ્નિસંસ્કાર
**દેય** વિ૦ આપવાયોગ્ય
**દેર** પું૦ દિયર (૨) સ્ત્રી૦ ઢીલ; વાર
**દેરડી** સ્ત્રી૦ ઉતરડ (૨) નાનું મંદિર—દેરું
**દેરાણી** સ્ત્રી૦ દિયરની વહુ
**દેરાસર** ન૦ ઘરમાં દેવ રાખવાની જગા (૨) દેવમંદિર (ખાસ કરીને જૈન)
**દેરાસરી** વિ૦ દેરાસરમાં રહી નિયમિત દેવપૂજા કરનારું
**દેરી** સ્ત્રી૦ નાનું દેરું
**દેરું** ન૦ દેવદેવીનું સ્થાન—મંદિર
**દેવ** પું૦
**દેવઊઠી અગિયારશ(-સ)** સ્ત્રી૦ કારતક સુદ અગિયારશ
**દેવઋણ** ન૦ મનુષ્યનું દેવો પ્રત્યેનું ઋણ
**દેવકન્યા** ન૦ દેવની કન્યા
**દેવકપાસ** પું૦ એક જાતનો કપાસ
**દેવઘર** ન૦ દેરાસર; દેવમંદિર
**દેવચકલી** સ્ત્રી૦ એક જાતની ચકલી
**દેવચલ્લી** સ્ત્રી૦ જુઓ દેવચકલી
**દેવડ** સ્ત્રી૦ આપવું તે; આપવાનો વહીવટ (લેવડ સાથે વપરાય છે)
**દેવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ 'દેવું'નું પ્રેરક રૂપ
**દેવડી** સ્ત્રી૦ દ્વારપાળને બેસવાની જગા (૨) ચોકી; ચબૂતરો (૩) સાધુ, સંન્યાસી અથવા સતીને જ્યાં દાટ્યાં—બાળ્યાં હોય ત્યાં કરેલું નાનું દેરા જેવું ચણતર
**દેવતરશ્યો(-સ્યો)** પું૦ એક પક્ષી
**દેવતરુ** ન૦ સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું દરેક (મંદાર, પારિજાત, સંતાન, કલ્પ અને હરિચંદન) (૨) જેની નીચે ગામના લોકો ભેગા મળતા હોય તે ઝાડ
**દેવતા** પું૦ દેવ (૨) અગ્નિ (૩) સ્ત્રી૦ દેવી
**દેવતાઈ** વિ૦ દૈવી; અલૌકિક
**દેવદર્શન** ન૦ દેવનું દર્શન
**દેવદાર(-રુ)** ન૦ એક જાતનું ઝાડ કે તેનું લાકડું
**દેવદારી** વિ૦ દેવદારનું બનાવેલું
**દેવદાસી** સ્ત્રી૦ દેવને અર્પણ કરેલી સ્ત્રી
**દેવદિવાળી** સ્ત્રી૦ કારતક સુદ પૂનમનું પર્વ
**દેવદૂત** પું૦ દેવનો દૂત
**દેવનદી** સ્ત્રી૦ ગંગા
**દેવનાગરી** સ્ત્રી૦ સંસ્કૃત અથવા બાળબોધ લિપિ
**દેવપોઢી અગિયારશ(-સ)** સ્ત્રી૦ અષાડ સુદ અગિયારશનું પર્વ
**દેવભૂમિ(-મી)** સ્ત્રી૦ સ્વર્ગ
**દેવમુનિ** પું૦ (સં.) નારદ
**દેવયજ્ઞ** પું૦ હોમ વગેરે (પંચયજ્ઞોમાંનો એક)
**દેવયાત્રા** સ્ત્રી૦ સ્વર્ગયાત્રા
**દેવયાન** ન૦ સ્વર્ગનો રથ; સ્વર્ગીય વાહન
**દેવયાની** સ્ત્રી૦ (સં.) શુક્રાચાર્યની પુત્રી—યયાતિની પત્ની
**દેવર** પું૦ દિયર
**દેવરાજ** પું૦ (સં.) દેવોનો રાજા—ઇંદ્ર
**દેવરાવવું** સ૦ ક્રિ૦ જુઓ દેવડાવવું
**દેવરિયો** પું૦ દેવર (વહાલસૂચક)
**દેવર્ષિ** પું૦ (સં.) નારદ (૨) દેવોના ઋષિ કે દેવ જેવા ઋષિ (અત્રિ, મરીચિ વગેરે)
**દેવલાં** ન૦બ૦વ૦ 'દેવમૂર્તિઓ (તિરસ્કારમાં)
**દેવલી** સ્ત્રી૦ જુઓ દેવચકલી
**દેવલોક** પું૦ દેવોનો લોક—સ્વર્ગ
**દેવવાણી** સ્ત્રી૦ આકાશવાણી
**દેવશયની એકાદશી** સ્ત્રી૦ જુઓ દેવપોઢી અગિયારશ
**દેવસેવા** સ્ત્રી૦ દેવની—મૂર્તિની પૂજા વગેરે
**દેવસ્થલ(-ળ)** ન૦ મંદિર
**દેવસ્થાન** ન૦ મંદિર
**દેવળ** ન૦ દેરું (ખાસ કરીને ખ્રિસ્તી લોકોનું)
**દેવાડવું** સ૦ ક્રિ૦ અપાવવું
**દેવાતણ(-ન)** ન૦ દેવપણું
**દેવાદાર** વિ૦ કરજદાર; માથે દેવું હોય એવું
**દેવાધિદેવ** પું૦ દેવોનો પણ દેવ—પરમેશ્વર
**દેવાર્ચન** ન૦ દેવનું અર્ચન—પૂજા
**દેવાર્ચના** સ્ત્રી૦ દેવની અર્ચના—પૂજા
**દેવાલય** ન૦ દેવમંદિર; દેરું
**દેવાવું** અ૦ ક્રિ૦ 'દેવું'નું કર્મણિ રૂપ
**દેવાળિયું** વિ૦ દેવાળું કાઢનારું; નાદાર
**દેવાળિયો** પું૦ દેવાળું કાઢનારો આદમી
**દેવાળું** ન૦ દેવું આપવાની અશક્તિ; નાદારી
**દેવાંગના** સ્ત્રી૦ દેવની સ્ત્રી; દેવી (૨) અપ્સરા
**દેવાંગી** વિ૦ દેવના જેવા અંગવાળું
**દેવાંશી** વિ૦ દેવના અંશવાળું

**દેવી** સ્રી૦

**દેવું** સ૦ ક્રિ૦ આપવું (૨) બંધ કરવું (૩) ન૦ કરજ

**દેશ** પું૦ રાષ્ટ્ર (૨) વિભાગ (૩) વતન

**દેશકાલ(–ળ)** પું૦ દેશ અને કાળ (૨) ચાલતો રીતરિવાજ

**દેશદાઝ** સ્રી૦ દેશની લાગણી

**દેશદ્રોહ** પું૦ દેશ પ્રત્યે બેવફાઈ

**દેશદ્રોહી** વિ૦ દેશદ્રોહ કરનારું

**દેશધર્મ** પું૦ દેશનો કે દેશ પ્રત્યેનો ધર્મ

**દેશના** સ્રી૦ ઉપદેશ (શ્રાવકોમાં)

**દેશનિકાલ** પું૦ દેશમાંથી કાઢી મૂકવું તે

**દેશપાર** અ૦ દેશની બહાર (દેશનિકાલ)

**દેશપ્રેમ** પું૦ દેશને માટે પ્રેમ

**દેશપ્રેમી** વિ૦ દેશપ્રેમવાળું

**દેશબંધુ** પું૦ દેશભાઈ

**દેશબાંધવ** પું૦ દેશભાઈ

**દેશભક્ત** પું૦ દેશપ્રેમી

**દેશભક્તિ** સ્રી૦ દેશ પ્રત્યેની ભક્તિ

**દેશભાઈ** પું૦ પોતાના દેશનો માણસ

**દેશવટો** પું૦ પરદેશમાં વાસ (૨) દેશાટન

**દેશવ્યવહાર** પું૦ જુઓ દેશધર્મ

**દેશસેવા** સ્રી૦ દેશની સેવા

**દેશસ્થ** પું૦ મહારાષ્ટ્રી બ્રાહ્મણની એક જાત

**દેશા(–સા)ઈ** પું૦ એક અટક (૨) રાજ્યને કરેલી સેવા બદલ મળેલી બક્ષિસનો માલિક; વતનદાર (૩) રબારી માટેનો માનવાચક શબ્દ

**દેશા(–સા)ઈગીરી** સ્રી૦ દેશાઈનું પદ કે હક (૨) તેની રૂએ સરકારમાંથી મળતું લવાજમ

**દેશા(–સા)ઈવટું** ન૦ દેશાઈગીરી

**દેશાખ** પું૦ એક રાગ

**દેશાખી** સ્રી૦ એક રાગ

**દેશાચાર** પું૦ દેશનો આચાર—રૂઢિ

**દેશાટન** ન૦ જુદા જુદા દેશોમાં ફરવું તે

**દેશા(–સા)ણ** સ્રી૦ દેશાઈની સ્રી

**દેશાનુરાગી** વિ૦ દેશપ્રેમી

**દેશાભિમાન** ન૦ પોતાના દેશનું અભિમાન

**દેશાભિમાની** વિ૦ દેશાભિમાનવાળો

**દેશાવર** પું૦ પરદેશ

**દેશાસ્મિતા** સ્રી૦ દેશાભિમાન

**દેશાંતર** ન૦ દેશાવર

**દેશી** વિ૦ દેશનું,–ને લગતું (૨) પું૦ સ્વદેશનો રહીશ (૩) સ્રી૦ એક રાગિણી (૪) પ્રાકૃત ભાષાનો એક પ્રકાર

**દેશીય** વિ૦ દેશનું (૨) સ્થાનિક (૩) એક અંશ

**દેશે(–શો)દેશ** અ૦ વિભાગરૂપ બધા દેશોમાં (૨) સર્વસ્થળે

**દેશોન્નતિ** સ્રી૦ દેશની ઉન્નતિ

**દેશ્ય** વિ૦ સ્થાનિક; પ્રાંતિક (૨) દેશી

**દેસ** પું૦ એક રાગ

**દેસાઈ** પું૦ જુઓ દેશાઈ

**દેસાઈગીરી** સ્રી૦ જુઓ દેશાઈગીરી

**દેસાઈવટું** ન૦ જુઓ દેશાઈવટું

**દેસાણ** સ્રી૦ જુઓ દેશાણ

**દેહ** પું૦ શરીર; કાયા

**દેહત્યાગ** પું૦ દેહનો ત્યાગ–મરણ

**દેહદર્શી** વિ૦ દેહને જ જોઈ રહેનારું

**દેહદશા** સ્રી૦ દેહની સ્થિતિ

**દેહદંડ** પું૦ શરીરને કષ્ટ આપવું તે (૨) શારીરિક શિક્ષા; શરીરનો અવયવ કાપી નાખવાની શિક્ષા

**દેહધર્મ** પું૦ શરીરના ગુણધર્મ

**દેહધર્મવિદ્યા** સ્રી૦ દેહધર્મની વિદ્યા; 'ફિઝિયૉલૉજી'

**દેહધારણ** ન૦ દેહ ધારણ કરવો તે (૨) દેહ ટકાવી રાખવો—જીવવું તે

**દેહધારી** વિ૦ જેને દેહ હોય એવું; શરીરી

**દેહબંધ** પું૦ શરીરનું કાઠું

**દેહમાની** વિ૦ દેહના અભિમાનવાળું

**દેહયાત્રા** સ્રી૦ શરીરનિર્વાહ; ગુજરાન (૨) મરણ

**દેહરખું** વિ૦ શરીરની જ વધારે ફિકર કર્યા કરનારું (૨) જાતરખું; સ્વાર્થી

**દેહલિ(–લી)** સ્રી૦ ઉંબરો

**દેહલીદીપકન્યાય** પું૦ ઉંબરા પર મૂકેલો દીવો જેમ બંને બાજુ પ્રકાશ આપે તેમ બંને બાજુને એકસાથે લાગુ પાડવું તે

**દેહવટ** અ૦ બધી દિશામાં (૨) રફેતફે

**દેહવિદ્યા** સ્રી૦ જુઓ દેહધર્મવિદ્યા

**દેહસ્વભાવ** પું૦

**દેહાત** સ્રી૦ ગામડું

**દેહાતી** વિ૦ ગામડાનું

**દેહાત્મવાદ** પું૦ શરીરથી ભિન્ન કોઈ આત્મા નથી, શરીર એ જ આત્મા છે એવો મત; જડવાદ

**દેહાત્મવાદી** વિ૦ દેહાત્મવાદનું,—ને લગતું (૨) પું૦ દેહાત્મવાદમાં માનનારો આદમી
**દેહાભિમાન** ન૦ દેહનું અભિમાન
**દેહાભિમાની** વિ૦ દેહાભિમાનીવાળું
**દેહાંત** પું૦ દેહનો અંત; મૃત્યુ
**દેહાંતદંડ** પું૦ મોતની શિક્ષા
**દેહાંતર** ન૦ બીજો દેહ
**દેહી** વિ૦ શરીરવાળું (૨) પું૦ આત્મા
**દેહોત્સર્ગ** પું૦ દેહત્યાગ; મૃત્યુ
**દેંડવું** ન૦ ડેંડવું; પાણીનો સાપ
**દૈત્ય** પું૦ રાક્ષસ
**દૈનિક** વિ૦ રોજનું (૨) ન૦ રોજ નીકળતું છાપું
**દૈન્ય** ન૦ દીનતા
**દૈવ** વિ૦ દેવ–દેવતાને લગતું (૨) ન૦ નસીબ
**દૈવગતિ** સ્ત્રી૦ નસીબની ગતિ–ઘટના
**દૈવઘટના** સ્ત્રી૦ નસીબની ઘટના—જોગ
**દૈવજો(–યો)ગ** પું૦ નસીબનો જોગ—સંયોગ
**દૈવજ્ઞ** પું૦ નસીબને જાણનારો–જોશી
**દૈવત** ન૦ દેવત્વ; તેજ (૨) સત્ત્વ; સાર
**દૈવયોગ** પું૦ જુઓ દૈવજોગ
**દૈવાધીન** વિ૦ દૈવને–નસીબને આધીન
**દૈવિક** વિ૦ દેવ સંબંધી; દેવતાઈ (૨) અલૌકિક (૩) આકસ્મિક
**દૈવી** વિ૦ જુઓ દૈવિક
**દૈશિક** વિ૦ દેશનું,—ને લગતું (૨) પ્રાંતિક
**દૈહિક** વિ૦ દેહનું,—ને લગતું
**દો** વિ૦ બે
**દોઅમલી** વિ૦ બે અમલવાળું
**દોઆબ** પું૦ બે નદીઓ વચ્ચેનો પ્રદેશ
**દોકડો** પું૦ રૂપિયાના સોમા ભાગની કિંમતનો એક જૂનો સિક્કો (૨) ગુણ; 'માર્ક'
**દોગાની** સ્ત્રી૦ જૂઠો આરોપ (૨) અપકીર્તિ
**દોગોટીલો** પું૦ છોકરાંની એક રમત
**દોજખ** ન૦ નરક
**દોટ** સ્ત્રી૦ દોડવાની ક્રિયા
**દોટવું** અ૦ ક્રિ૦ લોટવું; આળોટવું
**દોટી** સ્ત્રી૦ એક જાતનું કાપડ (૨) કન્યાના બાપને વેવાઈ તરફથી મળતી બક્ષિસ
**દોડું** ન૦ જાડી પૂરી
**દોડ** સ્ત્રી૦ દોડવાની ક્રિયા કે ઝડપ
**દોડકી** સ્ત્રી૦ તુરિયાની જાતની એક વેલ
**દોડકું** ન૦ દોડકીનું ફળ
**દોડધામ** સ્ત્રી૦ દોડાદોડ; ધમાચકડી
**દોડવું** અ૦ ક્રિ૦
**દોડંદોડા** સ્ત્રી૦ દોડાદોડ
**દોડાદોડ(–ડી)** સ્ત્રી૦ દોડધામ; દોડંદોડા
**દોઠી** સ્ત્રી૦ જુઓ ડોઠી
**દોઠું** ન૦ જુઓ ડોઠું
**દોઠો** પું૦ જુઓ ડોઠો
**દોઢ** વિ૦ એક ને અડધું–'૧॥'
**દોઢડાહ્યું** વિ૦ વધારે પડતું ડહાપણ કરનારું
**દોઢવવું** સ૦ ક્રિ૦ દોઢગણું કરવું
**દોઢવું** સ૦ ક્રિ૦ જોઈએ તેથી મોટું સીવવું (૨) સીવવું; દોરવવું
**દોઢસો** વિ૦ '૧૫૦'
**દોઢા** પું૦ બ૦ વ૦ દોઢના આંક
**દોઢાં** ન૦ બ૦ વ૦ દોઢા
**દોઢિયું** વિ૦ દોઢું (૨) ન૦ દોઢ પને સીવેલું વસ્ત્ર (૩) પૈસો; કાવડિયું
**દોઢી** સ્ત્રી૦ દેવડી; માંઢવી
**દોઢું** વિ૦ દોઢગણું
**દોણી** સ્ત્રી૦ હાંલ્લી (દૂધ, દહીં વગેરે ભરવાની)
**દોણું** ન૦ મોટી દોણી
**દોતા** ન૦ વરરાજાનો એક પ્રકારનો પોશાક
**દોતિયો** પું૦ અરજીઓ લખી આપનારો
**દોથાથાળી** સ્ત્રી૦ (કા.) ખૂબ ખાવું તે
**દોથો** પું૦ ખોબો; મૂઠો
**દોદરું(–ળું)** વિ૦ જીર્ણ; નબળું (૨) ખોખરું
**દોદશ** અ૦ બધી બાજુએ; આમતેમ
**દોદળું** વિ૦ જુઓ દોદરું
**દોધક** પું૦ એક છંદ
**દોધારું** વિ૦ બે ધારવાળું
**દોપટ** વિ૦ બેવડું; બમણું
**દોપિસ્તાં** ન૦ બ૦ વ૦ અક્ષર ઘૂંટવાનું જાડું પૂઠું
**દોબડું** ન૦ એક જાતનું વાજિંત્ર
**દોમદોમ*** અ૦
**દોર** પું૦ અમલ; સત્તા (૨) દમામ; ભભકો (૩) જાડું દોરડું (૪) પું૦; સ્ત્રી૦ પતંગની દોરી
**દોરડી** સ્ત્રી૦ પાતળું દોરડું; દોરી
**દોરડું** ન૦
**દોરડો** પું૦ દોરો (૨) મંત્રેલો દોરો
**દોરદોર** પું૦ રોફ અને તુમાખી
**દોરદમામ** પું૦ દોર અને દમામ

**દોરવણી** સ્ત્રી૦ દોરવવું તે (૨) શિખવણી
**દોરવવું** સ૦ ક્રિ૦ હાથ ઝાલી ચલાવવું; રસ્તો બતાવવો (૨) દોરા ભરવા; સીવવું
**દોરવું** સ૦ ક્રિ૦ જુઓ દોરવવું (૨) આંકવું (લીટી)
**દોરંગી** વિ૦ બેરંગવાળું (૨) મનસ્વી; ચંચળ
**દોરાચિઠ્ઠી** સ્ત્રી૦ મંત્રેલા દોરા ચિઠ્ઠી વગેરે
**દોરાટવું** સ૦ ક્રિ૦ દોરા ભરવા; સીવવું
**દોરિયો** પું૦ પાણી ખેંચવાનું એક વાસણ (૨) એક જાતનું કાપડ (૩) લાંબો પાતળો વાંસ (૪) ગળાનું એક ઘરેણું
**દોરી** સ્ત્રી૦ રસી; દોરડી (૨) પતંગની પાતળી દોરી
**દોરીછ(-છં)ટ** અ૦ સીધી લીટીમાં
**દોરો** પું૦ દોરડો (૨) ગળાનું એક ઘરેણું (૩) કંદોરો (૪) મંત્રેલો દોરો
**દોરોધાગો** પું૦ મંત્રેલો દોરો
**દોલ** પું૦ ઝૂલો; હીંચકો (૨) સ્ત્રી૦ તંગી; ભીડ
**દોલત** સ્ત્રી૦ પૈસો; પૂંજી
**દોલતજાદો** પું૦ ધનવાનનો પુત્ર
**દોલતમંદ** વિ૦ પૈસાદાર
**દોલતવાન** વિ૦ જુઓ દોલતમંદ
**દોલન** ન૦ જુઓ ડોલન
**દોલસોલ** સ્ત્રી૦ ગરીબાઈ; નિર્ધનતા
**દોલા** સ્ત્રી૦ હીંચકો (૨) પાલખી; ઝોળી
**દોલાબ** પું૦ ભીંતમાંનું કબાટ; ભંડારિયું
**દોલાયમાન** વિ૦ જુઓ ડોલાયમાન
**દોલાયંત્ર** ન૦ ઘડામાં પ્રવાહી ભરી તેની અંદર ઔષધિની પોટલી લટકતી રાખી ઔષધિ તૈયાર કરવાની રચના
**દોલિકા** સ્ત્રી૦ જુઓ દોલા
**દોલું** વિ૦ ભોળું (૨) ઉદાર જીવનું; સખી
**દોવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ 'દોહવું'નું પ્રેરક રૂપ
**દોવાવું** અ૦ ક્રિ૦ 'દોહવું'નું કર્મણિ રૂપ
**દોશી** પું૦ કાપડ વેચનારો ફેરિયો (૨) એક અડક
**દોષ** પું૦ ભૂલ; ચૂક (૨) ખોડખાંપણ; ખામી (૩) ગુનો; વાંક (૪) લાંછન (૫) પાપ
**દોષગ્રાહી** વિ૦ દોષનું જ ગ્રહણ કરનારું
**દોષદર્શી** વિ૦ (પારકાના) દોષ જોનારું—ખોળનારું
**દોષદૃષ્ટિ** સ્ત્રી૦ (પારકાના) દોષ જોવા તે
**દોષપક્ષ** પું૦ દોષવાળો પક્ષ
**દોષા** સ્ત્રી૦ રાત્રિ
**દોષાકર** પું૦ ચંદ્ર
**દોષારોપ** પું૦ માથે દોષ ચડાવવો તે
**દોષારોપણ** ન૦ જુઓ દોષારોપ
**દોષાર્હ** વિ૦ દોષ દેવાલાયક
**દોષિત** વિ૦ દોષવાળું; અપરાધી (૨) પાપી
**દોષી** વિ૦ જુઓ દોષિત
**દોસ્ત,૦દાર** પું૦ મિત્ર; ભાઈબંધ
**દોસ્તદારી** સ્ત્રી૦ મિત્રાચારી; ભાઈબંધી
**દોસ્તી** સ્ત્રી૦ જુઓ દોસ્તદારી
**દોહદ** પું૦; ન૦ ગર્ભિણી સ્ત્રીને થતો અભિલાષ (૨) તીવ્ર ઇચ્છા
**દોહદવતી** સ્ત્રી૦ દોહદવાળી—સગર્ભા સ્ત્રી
**દોહન** ન૦ દોહવું તે
**દોહરો** પું૦ એક છંદ
**દોહવું** સ૦ ક્રિ૦ ઢોરનું દૂધ કાઢવું (૨) [લા.] સાર ખેંચવો
**દોહિતર** પું૦ મૂએલા માણસ પાછળ વહેંચવામાં આવતા દૂધના લાડુ
**દોહિત્ર** પું૦ દીકરીનો દીકરો; દૌહિત્ર
**દોહ્યલું** વિ૦ અઘરું; મુશ્કેલ
**દોંગાઈ** સ્ત્રી૦ લુચ્ચાઈ; ધૂર્તતા
**દોંગાપણું** સ્ત્રી૦
**દોંગું** વિ૦ ધૂર્ત; લુચ્ચું (૨) બેઅદબ; ઉદ્ધત (૩) માંસલ; જાડું
**દૌરાત્મ્ય** ન૦ દુરાત્માપણું; દુષ્ટતા; દુર્જનતા
**દૌરો** પું૦ ચારે તરફ ચક્કર લગાવવું તે
**દૌર્જન્ય** ન૦ દુર્જનતા
**દૌર્બલ્ય** ન૦ દુર્બળતા
**દૌર્મનસ્ય** ન૦ મનની ખરાબ દશા (૨) શોક; ખેદ (૩) નિરાશા
**દૌવારિક** પું૦ દરવાન
**દૌહિત્ર** પું૦ દીકરીનો દીકરો; દોહિત્ર
**દૌહિત્રી** સ્ત્રી૦ દીકરીની દીકરી
**દ્યાવાપૃથિવી** ન૦ બ૦ વ૦ દ્યૌ અને પૃથ્વી
**દ્યુતિ** સ્ત્રી૦ તેજ; કાંતિ
**દ્યુલોક** પું૦ સ્વર્ગ
**દ્યૂત** ન૦ જુગટું; જુગાર

**ઘો** સ્ત્રી૦ જુઓ દ્યૌ
**દ્યોત** પું૦ દ્યુતિ; તેજ; પ્રકાશ
**દ્યોતક** વિ૦ પ્રકાશ કરનારું (૨) દર્શાવનારું; સ્પષ્ટ કરનારું
**દ્યોતન** ન૦ પ્રકાશન (૨) દર્શાવવું તે; સ્પષ્ટ કરવું તે
**દ્યૌ** સ્ત્રી૦ આકાશ (૨) સ્વર્ગ
**દ્રમ્મ** પું૦ એક પ્રાચીન સિક્કો; નિષ્કનો સોળમો ભાગ
**દ્રવ** પું૦ ગળેલો રસ; પ્રવાહી
**દ્રવવું** અ૦ ક્રિ૦ પીગળવું; ઓગળવું (૨) [લા.] ગદ્‌ગદ્‌ થવું (દિલનું) (૩) ઝરવું; ગળવું
**દ્રવિડ** પું૦ (સં.) દક્ષિણના એક દેશનું પ્રાચીન નામ
**દ્રવીકરણ** ન૦ પ્રવાહીરૂપ થાય એમ કરવું તે
**દ્રવીભવન** ન૦ દ્રવરૂપ થવું તે
**દ્રવીભૂત** વિ૦ પ્રવાહી બનેલું (૨) [લા.] પીગળેલું (દિલ)
**દ્રવ્ય** ન૦ પૈસો; નાણું (૨) વસ્તુ; પદાર્થ (૩) [ન્યા.] મૂળ તત્ત્વ
**દ્રવ્યવાચક** વિ૦ સોનું, ગોળ વગેરે દ્રવ્યોનું વાચક (નામ) [વ્યા.]
**દ્રવ્યવાન** વિ૦ પૈસાદાર; ધનવાન
**દ્રષ્ટવ્ય** વિ૦ જોવાયોગ્ય
**દ્રષ્ટા** પું૦ જોનારો
**દ્રાક્ષ(-ક્ષા)** સ્ત્રી૦ એક જાતનું ફળ
**દ્રાક્ષારસ** પું૦ દ્રાક્ષનો રસ
**દ્રાક્ષાસવ** પું૦ દ્રાક્ષનો આસવ—એક ઔષધિ
**દ્રામ** ન૦+ ધન; દોલત
**દ્રાવ,૦ણ** પું૦ જુઓ દ્રાવણ
**દ્રાવક** વિ૦ ઓગાળી નાખે એવું (૨) ન૦ ધાતુઓ વગેરેનો ઝટ રસ બને એ માટે એની સાથે ભેળવવાનો એક પદાર્થ
**દ્રાવણ** ન૦ દ્રવ–પ્રવાહી રૂપ બનાવેલું તે
**દ્રાવિડ** વિ૦ દક્ષિણમાં પૂર્વ કિનારે આવેલા દ્રવિડ દેશનું (૨) પું૦ એ દેશનો આદમી (૩) દક્ષિણના બ્રાહ્મણોની પાંચ જાતિમાંની એકનો માણસ (દ્રાવિડ, કર્ણાટ, ગુર્જર, મહારાષ્ટ્ર અને તૈલંગ)
**દ્રાવિડી પ્રાણાયામ** પું૦ બિનજરૂરી લંબાણ (દ્રાવિડો પ્રાણાયામ કરતા પહેલાં ડાબો હાથ માથાની આસપાસ ફેરવી ચપટી વગાડે છે.)
**દ્રુત** વિ૦ ગળેલું; ઝરેલું; ટપકેલું (૨) ઉતાવળું; ઝડપવાળું
**દ્રુતવિલંબિત** ન૦ એક છંદ
**દ્રુતસંગીતતાલ** પું૦ સંગીતનો એક તાલ
**દ્રુતાણુલય** પું૦ સંગીતનો ૦ા માત્રાનો એક લય
**દ્રુપદ** પું૦ (સં.) પાંચાલ દેશનો રાજા—દ્રૌપદીનો પિતા
**દ્રુમ** ન૦ ઝાડ; વૃક્ષ
**દ્રો** સ્ત્રી૦ એક વનસ્પતિ–ધરો
**દ્રોણ** પું૦ (સં.) પાંડવકૌરવોને શસ્ત્રવિદ્યા શિખવાડનાર આચાર્ય
**દ્રોહ** પું૦ દગો; બેવફાઈ (૨) ઈર્ષા; વેર; દ્વેષ
**દ્રોહી** વિ૦ દ્રોહ કરનારું
**દ્રૌપદી** સ્ત્રી૦ (સં.) દ્રુપદ રાજાની પુત્રી; પાંડવોની પત્ની
**દ્વય** વિ૦ બે
**દ્વંદ્વ** પું૦ જુઓ દ્વંદ્વસમાસ (૨) ન૦ બેનું જોડું (૩) જુઓ દ્વંદ્વયુદ્ધ (૪) ઝઘડો; બખેડો
**દ્વંદ્વભાવ** પું૦ અણબનાવ; દુશ્મનાવટ
**દ્વંદ્વયુદ્ધ** ન૦ બે જણ વચ્ચેનું યુદ્ધ
**દ્વંદ્વસમાસ** પું૦ 'રામલક્ષ્મણ', 'માબાપ' એવો બે કે વધારે શબ્દોનો સમાસ કે જે શબ્દો સમાસથી જોડાયા ન હોત તો સમાન વિભક્તિમાં જ હોત અને " અને " થી જોડાયા હોત (વ્યા.)
**દ્વંદ્વાતીત** વિ૦ સુખદુઃખ, પાપપુણ્ય ઇત્યાદિ દ્વંદ્વોને તરી ગયેલું
**દ્વંદ્વી** વિ૦ દ્વંદ્વમાંનું એક (૨) પ્રતિસ્પર્ધી
**દ્વાદશ** વિ૦ '૧૨'–બાર
**દ્વાદશા** સ્ત્રી૦ (મરનારનું) બારમું
**દ્વાદશી** સ્ત્રી૦ બારશ
**દ્વાપર** પું૦ ચાર યુગોમાંનો ત્રીજો યુગ
**દ્વાર** ન૦ બારણું
**દ્વાર(-રિ)કા** સ્ત્રી૦; ન૦ (સં.) કાઠિયાવાડની પશ્ચિમે આવેલી કૃષ્ણની રાજધાની
**દ્વાર(-રિ)કાનાથ** પું૦ (સં૦) કૃષ્ણ
**દ્વારપાલ(-ળ)** પું૦ દરવાન
**દ્વારા** અ૦ મારફતે

**દ્વારામતી** સ્ત્રી૦ (સં.) જુઓ દ્વારિકા
**દ્વિ** વિ૦ બે
**દ્વિઅર્થી** વિ૦ બે અર્થવાળું
**દ્વિકક્ષિક** વિ૦ બીજી કક્ષાનું
**દ્વિકક્ષિક સમીકરણ** ન૦ 'ઇક્વેશન ઑફ ધી સેકન્ડ ઑર્ડર' (ગ.)
**દ્વિગુ** પું૦ કર્મધારય સમાસનો એક પ્રકાર–જેમાં પૂર્વપદ સંખ્યાવાચક હોય છે. (વ્યા.)
**દ્વિગુણ** વિ૦ બમણું; બેવડું
**દ્વિગુણિત** વિ૦ બેથી ગુણેલું; બમણું
**દ્વિઘાત** વિ૦ 'ક્વૉડ્રેટિક' (ગ.)
**દ્વિઘાતપદી** સ્ત્રી૦ 'ક્વૉડ્રેટિક એક્સપ્રેશન' (ગ.)
**દ્વિજ** વિ૦ બેવાર જન્મેલું (૨) પું૦ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય (૩) દાંત (૪) ન૦ પંખી; અંડજ
**દ્વિજન્મા** પું૦ દ્વિજ; બ્રાહ્મણ
**દ્વિતલ** વિ૦ 'ડાઇહેડ્રલ' (ગ.)
**દ્વિતલકોણ** પું૦ 'ડાઇહેડ્રલ ઍન્ગલ' (ગ૦)
**દ્વિતાલ** પું૦ સંગીતનો એક તાલ
**દ્વિતીય** વિ૦ બીજું
**દ્વિતીયતાલ** પું૦ સંગીતનો એક તાલ
**દ્વિતીયપદી** સ્ત્રી૦ 'ક્વૉડ્રેટિક એક્સપ્રેશન' (ગ.)
**દ્વિતીયા** વિ૦ સ્ત્રી૦ બીજી (૨) સ્ત્રી૦બીજ (તિથિ)
**દ્વિદલ(–ળ)** વિ૦ બે દલ–ફાડવાળું (૨) ન૦ કઠોળ
**દ્વિધર્મી** વિ૦ બે ગુણધર્મવાળું
**દ્વિધા** અ૦ બે રીતે
**દ્વિપ** પું૦ હાથી
**દ્વિપત્રી** વિ૦ બે પાંખવાળું
**દ્વિપ(–પા)દ** વિ૦ બે પગવાળું (૨) 'બાયનૉમિયલ' (ગ.)
**દ્વિપદસમીકરણ** ન૦'બાયનૉમિયલ ઇક્વેશન'(ગ.)
**દ્વિપદસિદ્ધાંત** પું૦ 'બાયનૉમિયલ થિયોરેમ'(ગ.)
**દ્વિપદી** સ્ત્રી૦ એક પ્રાકૃત છંદ (૨) 'બાયનૉમિયલ એક્સપ્રેશન' (ગ.)
**દ્વિપાદ** વિ૦ જુઓ દ્વિપદ
**દ્વિભાજક** વિ૦ (૨) પું૦ દુભાગનાર; 'બાઈ-સેક્ટર (ગ.)
**દ્વિરદ** પું૦ હાથી
**દ્વિરુક્ત** વિ૦ બે વાર કહેવાયેલું
**દ્વિરુક્તિ** સ્ત્રી૦ બે વાર કહેવું તે
**દ્વિરેફ** પું૦ ભ્રમર
**દ્વિર્ભાવ** પું૦ ફરીથી બેવડાવું તે (વ્યા.)
**દ્વિવચન** ન૦ બેનો બોધ કરે એવું વચન (વ્યા.)
**દ્વિવર્ગાત્મક** વિ૦ 'બાઇક્વૉડ્રેટિક' (ગ.)
**દ્વિવિધ** વિ૦ બે પ્રકારનું
**દ્વીપ** પું૦ બેટ; ટાપુ
**દ્વીપકલ્પ** પું૦ જેની ત્રણ બાજુએ પાણી હોય તેવો જમીનનો ભાગ
**દ્વીપસમૂહ** પું૦ ટાપુઓનો સમૂહ
**દ્વીભૂત** વિ૦ બેવડાયેલું
**દ્વીભૂતબિંદુ** ન૦ 'ડબલ પૉઇન્ટ' (ગ.)
**દ્વેષ** પું૦ ઈર્ષા; વેર (૨) અપ્રિયતા; તિરસ્કાર
**દ્વેષભાવ** પું૦ દ્વેષની લાગણી
**દ્વેષી** વિ૦ દ્વેષવાળું
**દ્વેષ્ટા** પું૦ દ્વેષ કરનારો; દુશ્મન
**દ્વેષ્ય** વિ૦ દ્વેષ કરવા યોગ્ય (૨) ન૦ ન ગમતું; અપ્રિય
**દ્વેષ્યકર્મ*** ન૦
**દ્વૈત** ન૦ બેપણું; ભિન્નતા
**દ્વૈતબુદ્ધિ** સ્ત્રી૦ ઈશ્વર અને જગત વચ્ચે દ્વૈતની બુદ્ધિ–ભાન
**દ્વૈતભાવ** પું૦ જુઓ દ્વૈતબુદ્ધિ
**દ્વૈતમત** પું૦; ન૦ ઈશ્વર અને સૃષ્ટિ એ બે જુદાં છે એવો મત
**દ્વૈતવાદ** પું૦ જુઓ દ્વૈતમત
**દ્વૈતવાદી** વિ૦ દ્વૈતવાદને લગતું (૨) દ્વૈતવાદને માનનારું (૩) પું૦ દ્વૈતવાદમાં માનનારો
**દ્વૈતાદ્વૈત** ન૦ દ્વૈત કે અદ્વૈત; ભેદભાવ
**દ્વૈત્રિજ્ય** ન૦ 'સેક્ટર' (ગ.)
**દ્વૈધાસ્પર્શ** પું૦ 'ડબલ કૉન્ટેક્ટ' (ગ.)
**દ્વૈધીભાવ** પું૦ ભેદભાવ; દ્વૈત (૨) અનિશ્ચય; સંશય (૩) બહાર અને અંદર જુદો ભાવ રાખવો તે
**દ્વૈપાયન** પું૦ (સં.) મહાભારતના કર્તા–વેદવ્યાસ
**દ્વૈમાસિક** વિ૦ દર બે માસે આવતું,—બનતું (૨) ન૦ દર બે માસે પ્રગટ થતું છાપું
**દ્વ્યણુક** ન૦ બે અણુનો બનેલો એક મોટો અણુ
**દ્વયર્થ** વિ૦ બે અર્થવાળું (૨) અસ્પષ્ટ
**દ્વયર્થતા** સ્ત્રી૦ દ્વિઅર્થીપણું; અસ્પષ્ટતા
**દ્વયર્ધ** વિ૦ બેનું અર્ધ

# ધ

**ધ** પું૦ દંતસ્થાની ચોથો વ્યંજન (૨) ધૈવત સ્વરની સંજ્ઞા
**ધક(-ખ)** સ્ત્રી૦ તરસ (૨) ધગશ; જોશ (૩) ત્વરા (૪) ધ્યાન
**ધક(-ખ)મક(-ખ)** સ્ત્રી૦ ઉતાવળ
**ધકા(-ક્કા)ધકી(-ક્કી)** સ્ત્રી૦ સામાસામી ધક્કા મારવા તે (૨) ભીડ
**ધકાર** પું૦ ધ અક્ષર અથવા ઉચ્ચાર
**ધકારાંત** વિ૦ છેડે ધકારવાળું
**ધકાવવું** સ૦ ક્રિ૦ ધકેલવું (૨) તડામાર આગળ ચલાવવું
**ધકેલવું** સ૦ ક્રિ૦ ધક્કો મારવો; હડસેલવું
**ધકોડો** પું૦ બુઠ્ઠું તીર
**ધક્કંધક્કા** સ્ત્રી૦ જુઓ ધકાધકી
**ધક્કાધક્કી** સ્ત્રી૦ જુઓ ધકાધકી
**ધક્કામુક્કી** સ્ત્રી૦ ધક્કા અને મુક્કાથી મારામારી
**ધક્કો** પું૦ હડસેલો (૨) નુકસાન (૩) ફેરો (૪) ડક્કો; માલ ચડાવવા ઉતારવાની જગા
**ધખ** સ્ત્રી૦ જુઓ ધક
**ધખણું*** વિ૦ (કા.)
**ધખમખ** સ્ત્રી૦ ઉતાવળ
**ધખ(-ગ)વું** અ૦ ક્રિ૦ ધીકવું (૨) [લા.] ગુસ્સે થવું (૩) સ૦ ક્રિ૦ ઠપકો આપવો
**ધખારો** પું૦ બાફ; ગરમી; તપારો
**ધગડું** ન૦ પટાવાળો (તિરસ્કારમાં) (૨) ફૂલો
**ધગડો** પું૦ ફૂલો; થાપો (૨) લંગોટિયો બાવો
**ધગધગવું** અ૦ ક્રિ૦ જોશથી બળવું (૨) ખૂબ ગરમ થવું
**ધગવું** અ૦ ક્રિ૦ જુઓ ધખવું
**ધગશ** સ્ત્રી૦ દાઝ; ઉત્સાહ
**ધગા** સ્ત્રી૦ તાપ; ગરમી
**ધગારી** સ્ત્રી૦ થોડી ગરમી (૨) ધીકડી
**ધજ** વિ૦ શ્રેષ્ઠ (૨) મજબૂત (૩) જોશીલું (૪) સ્ત્રી૦ ચાલ (૫) આકૃતિ
**ધજા** સ્ત્રી૦ વાવટો; નિશાન
**ધજાગરો** પું૦ ધજા પકડનારો (૨) ધજાનો દંડ
**ધજાપતાકા** સ્ત્રી૦ ધજા અને પતાકા
**ધટી(-ટ્ટી)** સ્ત્રી૦ લંગોટી
**ધડ** ન૦ માથા વિનાનું શરીર (૨) [લા.] મૂળ પાયો (૩) અ૦ (રવ૦)
**ધડક** સ્ત્રી૦ હૃદયનો કંપ (૨) બીક
**ધડકણુ** વિ૦ બીકણુ
**ધડકધડક** અ૦ (રવ૦)
**ધડકવું** અ૦ ક્રિ૦ ધબકવું
**ધડકાર(-રો)** પું૦ ધબકારો
**ધડકી** સ્ત્રી૦ ધાબળી; નાનું આસન
**ધડડધીબ** અ૦ (રવ૦) ઓચિંતું
**ધડધડ** અ૦ (રવ૦)
**ધડધડવું** અ૦ ક્રિ૦ (રવ૦) એકદમ તૂટી પડવું
**ધડધડાટ** પું૦ (રવ૦)
**ધડબડ,૦ધડબડ** અ૦ (રવ૦)
**ધડંધડ** અ૦ (રવ૦)
**ધડંધડા** સ્ત્રી૦ મારામારી
**ધડંધડાકા** પું૦ બ૦ વ૦ (રવ૦)
**ધડાકાબંધ** અ૦ ધડાકા સાથે (૨) સપાટામાં; એકદમ
**ધડાકાભડાકા** પું૦ બ૦ વ૦ ધડાકા અને ભડાકા
**ધડાકો** પું૦ મોટો અવાજ; ભડાકો (૨) સાંભળનાર ચોંકે એવી વાત (૩) કાળનો ઝપાટો
**ધડાધડ** અ૦ (રવ૦)
**ધડાધડી** સ્ત્રી૦ ધડંધડા (૨) ધમાલ

**ધડાપીટ** સ્ત્રી૦ (કા.) જોરથી છાતી કૂટવી તે
**ધડાબંધી** વિ૦ (કા.) વ્યવસ્થિત
**ધડી** સ્ત્રી૦ ધડો; સંતોલો (૨) અડસટ્ટો
**ધડીમધડીમ** અ૦ (રવ૦)
**ધડીમલો** પું૦ ધડાપીટ
**ધડૂકવું** અ૦ ક્રિ૦ ગાજવું (૨) ઘાંટા કાઢવા
**ધડૂસધડૂસ** અ૦ (રવ૦)
**ધડો** પું૦ ત્રાજવાનું સમતોલપણું ન હોવું તે (૨) તેનું સમતોલપણું લાવવા મુકાતો ભાર (૩) બોધ (૪) નિયમ; ઠેકાણું
**ધણ** પું૦ પોલી વસ્તુનો અવાજ (૨) સ્ત્રી૦ ભારેવાઈ સ્ત્રી (૩) ન૦ (ગાયોનું) ટોળું
**ધણખૂંટ** પું૦ ધણમાં રાખેલો આખલો
**ધણધણ** અ૦ (રવ૦)
**ધણધણાટ** પું૦ (રવ૦)
**ધણધણવું** અ૦ ક્રિ૦ (રવ૦) ધણધણ થવું (૨) કંપવું (૩) જોશમાં બળવું
**ધણધણાટી** સ્ત્રી૦ (રવ૦) ધણધણવું તે
**ધણિયાણી** સ્ત્રી૦ વહુ (૨) માલિક સ્ત્રી
**ધણિયાતું** વિ૦ માલિકવાળું (૨) ખાનગી માલિકીનું
**ધણિયાપું** ન૦ ધણીપણું
**ધણિયામો** પું૦ દૂબળાનો ધણી
**ધણી** પું૦ માલિક (૨) પતિ
**ધણીજોગ** વિ૦ વેચાણ લેનારને જ મળે એવી (હૂંડી)
**ધણીધોરી** પું૦ માલિક (૨) રક્ષક
**ધણીપણું(-તું,-દું)** ન૦
**ધણીરણી** પું૦ કુલ માલિક
**ધણીવખું** વિ૦ ધણી વિનાનું
**ધણેણવું** અ૦ ક્રિ૦ ધણધણવું
**ધણેણાટી** સ્ત્રી૦ (કા.) ધણધણાટી
**ધણેણી** સ્ત્રી૦ (કા.) ધણધણાટી
**ધત** અ૦ (રવ૦) તુચ્છકારદર્શક ઉદ્ગાર
**ધતવું** અ૦ ક્રિ૦ ધ્રૂતવું
**ધતિંગ** ન૦ તોફાન (૨) ઢોંગ; ખાલી ધામધૂમ
**ધતૂરો** પું૦ એક વનસ્પતિ; ધંતૂરો
**ધધડાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) ખૂબ ઠપકો આપવો
**ધધણાવવું** સ૦ ક્રિ૦ 'ધણધણવું'નું પ્રેરક રૂપ
**ધદ્ધ(-દ્ધો)** પું૦ ધ અક્ષર
**ધન** ન૦ દોલત; પૈસો (૨) એક રાશિનું નામ (૩) વિ૦ (ગ. અને વિ.) 'પૉઝિટિવ'
**ધનતેરશ(-સ)** સ્ત્રી૦ આસો વદ તેરશ, જ્યારે ધનની પૂજા કરવામાં આવે છે
**ધનદ** પું૦ (સં.) કુબેર
**ધનધન** અ૦ ધન્ય
**ધનધાન્ય** ન૦ ધન અને ધાન્ય
**ધનપતિ** પું૦ (સં.) કુબેર
**ધનરેખા** સ્ત્રી૦ ધન બતાવનારી હસ્તરેખા
**ધનવંત** વિ૦ ધનવાન
**ધનવાન** વિ૦ પૈસાદાર
**ધનસંપત્તિ** સ્ત્રી૦ ધન અને સંપત્તિ
**ધનહીન** વિ૦ ધન વિનાનું; ગરીબ
**ધનંજય** પું૦ (સં.) અર્જુન
**ધનં(-ને)તર** વિ૦ બહુ શ્રીમંત (૨) બહુ લાગવગવાળું
**ધનાક્ષરી** પું૦ એક છંદ
**ધનાઢ્ય** વિ૦ ધનવાન
**ધનાત્મક** વિ૦ 'પૉઝિટિવ' (ગ. અને પ. વિ.)
**ધનાધ્યક્ષ** પું૦ કોષાધ્યક્ષ; ખજાનચી
**ધનારક(-ખ)** પું૦ જુઓ ધનાર્ક
**ધનાર્ક** પું૦ ધનરાશિનો સૂર્ય
**ધનાશ(-સ)રી** સ્ત્રી૦ એક રાગણી
**ધનિક** વિ૦ ધનવાન
**ધનિકર** વિ૦ + ધનિક
**ધનિષ્ઠા** સ્ત્રી૦ એક નક્ષત્ર
**ધની** વિ૦ ધનવાન
**ધનુ,૦ષ(-ષ્ય)** ન૦ કામઠું; ચાપ
**ધનુર** ન૦ એક રોગ
**ધનુરાકાર** વિ૦ ધનુષના આકારનું
**ધનુર્જ્યા** સ્ત્રી૦ ધનુષની દોરી
**ધનુર્ધર** પું૦ બાણાવળી
**ધનુર્ધારી** પું૦ ધનુર્ધર
**ધનુર્માસ** પું૦ સૂર્ય ધનસંક્રાંતિમાં હોય તે મહિનો
**ધનુર્વા,૦ત** પું૦ જુઓ ધનુર
**ધનુર્વિદ્યા** સ્ત્રી૦ ધનુષ્ય વાપરવાની વિદ્યા
**ધનુર્વેદ** પું૦ ધનુર્વિદ્યા; એક ઉપવેદ
**ધનુષ(-ષ્ય)** ન૦ કામઠું

**ધનુષ્કંસ** પું૦ {} આવો કૌંસ (ગ.)
**ધનેડું(-રું)** ન૦ દાણામાં સડો કરનારું જીવડું; કિલ્લું
**ધનેતર** વિ૦ જુઓ ધનંતર
**ધનેશ(-શ્વર)** પું૦ (સં.) કુબેર
**ધન્ય** વિ૦ ભાગ્યશાળી (૨) વખાણવાયોગ્ય (૩) કૃતાર્થ (૪) અ૦ શાબાશ; વાહવાહ
**ધન્યતા** સ્ત્રી૦
**ધન્યભાગ્ય** ન૦ અહોભાગ્ય; સુભાગ્ય
**ધન્યવાદ** પું૦ શાબાશી
**ધન્યા** વિ૦ સ્ત્રી૦ સુખી; સુભાગી (૨) સ્ત્રી૦ આયા; 'નર્સ'
**ધન્વંતરિ** પું૦ (સં.) દેવોનો વૈદ્ય
**ધન્વી** પું૦ બાણાવળી
**ધપરી** સ્ત્રી૦ એક પક્ષી
**ધપવું** અ૦ ક્રિ૦ આગળ ધસવું
**ધપાધપ(-પી)** સ્ત્રી૦ ધપ્પાધપ્પી
**ધપ્પાધપ્પી** સ્ત્રી૦ ધપ્પાથી મારામારી
**ધપ્પા(-બ્બા)બાજી** સ્ત્રી૦ ધપ્પાધપ્પી
**ધપ્પો(-બ્બો)** પું૦ મુક્કો; થાપટ
**ધફો** પું૦ ઢગલો
**ધબ** અ૦ (રવ૦)
**ધબક** સ્ત્રી૦ ધબકારો
**ધબકધબક** અ૦ (રવ૦)
**ધબકવું** અ૦ ક્રિ૦ (રવ૦) ધડકવું
**ધબકારો** પું૦ ધડકારો
**ધબડકો** પું૦ ગોટાળો
**ધબડાવું** અ૦ ક્રિ૦ છેતરાવું
**ધબધબ** અ૦ (રવ૦)
**ધબધબાટ** પું૦ (રવ૦)
**ધબધબાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) ખૂબ ફેડવું
**ધબવું** અ૦ ક્રિ૦ પડવું (૨) [લા.] દેવાળું કાઢવું (૩) મરી જવું
**ધબાકો** પું૦ મોટો અવાજ
**ધબાધબી** સ્ત્રી૦ મારામારી
**ધબાયનમઃ** ન૦ (શ૦પ્ર૦) મીડું; શૂન્યતા; અંત
**ધબા(-મા)લું** ન૦ મોટું બેડોળ પાથરું
**ધબે(-બો)ડવું** સ૦ ક્રિ૦ હાથથી મારવું (૨) છેતરવું
**ધબોધબ** અ૦ (રવ૦) ઉપરાઉપરી
**ધબ્બલ** વિ૦ શરીરે ખૂબ જાડું (૨) બેવકૂફ
**ધબ્બલચંદ** પું૦ જાડો એદી માણસ
**ધબ્બલશા** પું૦ ધબ્બલચંદ
**ધબ્બાબાજી** સ્ત્રી૦ ધપ્પાબાજી
**ધબ્બો** પું૦ ધપ્પો
**ધમ** અ૦ (રવ૦) (૨) ન૦ નગારું
**ધમક** સ્ત્રી૦ જોશ (૨) તેજ (૩) ભપકો
**ધમકવું** અ૦ ક્રિ૦ ગાજવું (૨) કંપવું (૩) પ્રકાશવું
**ધમકાર(-રો)** પું૦ (રવ૦) ધમક; જોશ
**ધમકામણી** સ્ત્રી૦ ધમકી
**ધમકાવવું** સ૦ ક્રિ૦ ધધડાવવું
**ધમકી** સ્ત્રી૦ ડર
**ધમકો** પું૦ ધીબકો
**ધમચકડ** સ્ત્રી૦ ધમાલ (૨) તોફાન; ઉધમાત
**ધમણ** સ્ત્રી૦ પવન ફૂંકવાનું એક સાધન (૨) બગીનો ઓઢો
**ધમણવું** સ૦ ક્રિ૦ ધમણ ચલાવવી (૨) [લા.] ઉશ્કેરવું
**ધમધમ** અ૦ (રવ૦)
**ધમધમવું** અ૦ ક્રિ૦ (રવ૦) ધમધમ થવું (૨) કંપવું (૩) બહુ ગરમ થવું
**ધમધમાટ** પું૦ (રવ૦) રોફ; દોર (૨) દમામ (૩) તીખાશ (૪) ધમધમ અવાજ
**ધમધમાટી** સ્ત્રી૦ ધમધમાટ
**ધમધમાવવું** સ૦ ક્રિ૦ 'ધમધમવું'નું પ્રેરક રૂપ (૨) ધમકાવવું
**ધમધોકાર** અ૦ પૂર જોશમાં; સપાટાબંધ
**ધમનિ(-ની)** સ્ત્રી૦ ફૂંકણી; ભૂંગળી (૨) નસ; 'આર્ટરી'
**ધમપછાડ** સ્ત્રી૦ તોફાન અને અધીરાઈ
**ધમપછાડા** પું૦ બ૦ વ૦ જુઓ ધમપછાડ
**ધમપાંચશેરી** સ્ત્રી૦ રોફટ
**ધમરોળ** પું૦ ભારે રોકકળ
**ધમરોળવું** અ૦ ક્રિ૦ ધમરોળ કરવો
**ધમલો** પું૦ ધમપાંચશેરી
**ધમવું** સ૦ ક્રિ૦ ધમણ ચલાવવી (૨) દેવતાને પવન નાંખવો
**ધમાકો** પું૦ (કા૦) જુઓ ધામોડો
**ધમા(-મ્મા)ચકડી** સ્ત્રી૦ જુઓ ધમચકડ
**ધમા(-મ્મા)ધમ(-મી)** સ્ત્રી૦ (રવ૦) (૨) મારામારી; ગરબડ

**ધમાર** પું૦ એક જાતનો તાલ
**ધમારવું** સ૦ ક્રિ૦ નવડાવવું (પશુને)
**ધમાલ** સ્ત્રી૦ ધાંધળ; ધમાચકડી
**ધમાલું** ન૦ મોટું બેડોળ પાઘડું; ધબાલું
**ધમાસો** પું૦ એક વનસ્પતિ
**ધમેલું** ન૦ તગારું
**ધમ્માચકડી** સ્ત્રી૦ જુઓ ધમચકડ
**ધમ્માધમ** સ્ત્રી૦ જુઓ ધમાધમ
**ધમ્મિલ(-લ્લ)** પું૦ ફૂલ ઇત્યાદિ સાથે ગૂંથેલો અંબોડો
**ધર** વિ૦ ધારણ કરનારું (સમાસને અંતે) ઉદા૦ મણિધર (૨) સ્ત્રી૦ ધૂંસરી; ધુરા (૩) બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું વર્ષ (૪) શરૂઆત
**ધરખમ** વિ૦ ધર-ધુરા ખમે એવું; મજબૂત (૨) પ્રવીણ
**ધરખવું** અ૦ ક્રિ૦ હિંમત હારવી
**ધરણ** ન૦ ધરવું તે (૨) નદીનો બાંધ (૩) સ્ત્રી૦ ગાવાની રીત; ઢાળ (૪) ૧/૩ તોલો
**ધરણિ(-ણી)** સ્ત્રી૦ પૃથ્વી (૨) જમીન; ભોંય
**ધરણિ(-ણી)ધર** પું૦ (સં.) શેષનાગ (૨) વિષ્ણુ
**ધરણું** ન૦ ત્રાગું
**ધરતી** સ્ત્રી૦ પૃથ્વી (૨) જમીન
**ધરતીકંપ** પું૦ ધરતીનો કંપ
**ધરદહાડો** પું૦ પહેલો દિવસ (૨) પહેલાંના જેવી જ સ્થિતિ
**ધરપકડ** સ્ત્રી૦ કાયદાથી પકડાપકડી
**ધરપચ** સ્ત્રી૦ ખોટી ધાસ્તી (૨) પતરાજ
**ધરપત** સ્ત્રી૦ ધરાવવાપણું; સંતોષ (૨) ધીરજ
**ધરફો** પું૦ એક જાતનું ઘાસ
**ધરબવું** સ૦ ક્રિ૦ ધરબવું (૨) ઠાંસવું
**ધર(-રા)બોળ** ન૦ પ્રલય; સત્યાનાશ
**ધરમ** પું૦ ધર્મ
**ધરમધક્કો** પું૦ નકામો ફેરો
**ધરમૂળ** ન૦ મૂળ શરૂઆત
**ધરાવવું** સ૦ ક્રિ૦ સંતોષ પમાડવો; તૃપ્ત કરવું
**ધરવું** સ૦ ક્રિ૦ સાહવું; પકડવું (૨) પહેરવું (૩) ધારણ કરવું (વેષ, રૂપ, જન્મ ઇત્યાદિ) (૪) પાસે મૂકવું;-ની આગળ રજૂ કરવું
**ધરા** સ્ત્રી૦ પૃથ્વી
**ધરાતલ(-ળ)** ન૦ પૃથ્વીનું તળ; સપાટી
**ધરાધર** પું૦ ધરણીધર (૨) સ્ત્રી૦ શરૂઆત
**ધરાધરી** અ૦ સાથે; જોડે (૨) ધરાર
**ધરાબોળ** ન૦ જુઓ ધરબોળ
**ધરાર** અ૦ અલબત; અવશ્ય
**ધરાર(-ળ)** પું૦ વાહનમાં ધૂંસરી આગળ વધારે ભાર હોવાપણું (ઉલાળથી ઊલટું) (૨) આગેવાન
**ધરાવવું** સ૦ ક્રિ૦ 'ધરવું' અને 'ધરાવું'નું પ્રેરક રૂપ (૨) નૈવેદ્ય કરવું
**ધરાવું** અ૦ ક્રિ૦ તૃપ્ત થવું; સંતોષ પામવો
**ધરાળ** પું૦ જુઓ ધરાર
**ધરિત્રી** સ્ત્રી૦ પૃથ્વી
**ધરી** સ્ત્રી૦ વાહનની લઠ્ઠી; આંસ (૨) ઉત્તર દક્ષિણ ધ્રુવને સાંધનારી સુરેખા
**ધરુ** ન૦ ઉખાડીને રોપવા માટે ઉછેરેલો રોપો
**ધરુવાડિયું** ન૦ ધરુનું ખેતર
**ધરો** પું૦ પાણીથી ભરેલો ઊંડો ખાડો (૨) જેની બે બાજુ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી (૩) સ્ત્રી૦ એક જાતનું ઘાસ; દૂર્વા
**ધરોઆઠમ** સ્ત્રી૦ જુઓ દરોઆઠમ
**ધર્મ** પું૦
**ધર્મકર્મ** ન૦
**ધર્મકાર્ય** ન૦ ધર્મકર્મ
**ધર્મક્રિયા** સ્ત્રી૦ ધર્મસંબંધી વિધિ
**ધર્મકૃત્ય** ન૦ ધર્મકર્મ
**ધર્મક્ષેત્ર** ન૦ પવિત્ર સ્થળ-ધામ
**ધર્મગુરુ** પું૦
**ધર્મગ્રંથ** પું૦
**ધર્મચક્રપ્રવર્તન** ન૦ ધર્મનો પ્રચાર
**ધર્મચર્યા** સ્ત્રી૦ ધર્માચરણ
**ધર્મચારિણી** વિ૦ સ્ત્રી૦ ધર્મ પ્રમાણે ચાલનારી (પત્ની)
**ધર્મચારી** વિ૦ ધર્મ પ્રમાણે ચાલનારું
**ધર્મચુસ્ત** વિ૦ ધર્મની બાબતમાં ભારે આગ્રહી
**ધર્મજાગૃતિ** સ્ત્રી૦ ધર્મની બાબતોમાં જાગૃતિ
**ધર્મજ્ઞ** વિ૦ ધર્મને-ધર્મશાસ્ત્રને જાણનારું
**ધર્મઠગ** પું૦ ધર્મને નામે ઠગનાર
**ધર્મદાન** ન૦ ધર્મ સમજી કરેલું દાન
**ધર્મદારા** સ્ત્રી૦ ધર્મપત્ની

**ધર્મધુરંધર** વિ૰ પું૰ ધર્મની બાબતમાં અગ્રેસર
**ધર્મધ્વજ** પું૰ ધર્મને નામે પાખંડ કરનાર
**ધર્મનિષ્ઠ** વિ૰ ધર્મ પર આસ્થાવાળું
**ધર્મનિષ્ઠા** સ્ત્રી૰ ધર્મ વિષેની આસ્થા
**ધર્મપત્ની** સ્ત્રી૰ ધર્મ પ્રમાણે—વિધિપૂર્વક થયેલી પત્ની
**ધર્મપ(-પં)થ** પું૰ ધર્મને અનુકૂળ રસ્તો
**ધર્મપરાયણ** વિ૰ ધર્મનિષ્ઠ
**ધર્મપરિવર્તન** ન૰ ધર્મ બદલવો તે; ધર્માંતર
**ધર્મપંથ** પું૰ ધર્મપથ
**ધર્મપુત્ર** પું૰ (વિષયને વશ થઈને નહિ) પણ ધર્મ સમજી ઉત્પન્ન કરેલો પુત્ર (૨) જન્મથી નહિ પણ ધર્મથી માનેલો પુત્ર
**ધર્મપુસ્તક** ન૰
**ધર્મપ્રવર્તક** પું૰ ધર્મ પ્રવર્તાવનાર
**ધર્મપ્રાપ્ત** વિ૰ ધર્મને રસ્તે મેળવેલું-મળેલું
**ધર્મબંધુ** પું૰ પોતાના ધર્મનો માણસ (૨) ધર્મ સમજીને માનેલો ભાઈ
**ધર્મભગિની** સ્ત્રી૰ પોતાના ધર્મની સ્ત્રી (૨) ધર્મ સમજીને માનેલી બહેન
**ધર્મભાઈ** પું૰ જુઓ ધર્મબંધુ
**ધર્મભાવના** સ્ત્રી૰
**ધર્મભૂમિ(-મી)** સ્ત્રી૰ પવિત્ર ભૂમિ
**ધર્મભ્રષ્ટ** વિ૰ ધર્મમાંથી ચળેલું
**ધર્મમહામાત્ર** પું૰ ધર્મનો રક્ષક અને પ્રચારક
**ધર્મમીમાંસા** સ્ત્રી૰ ધર્મઅધર્મની ચર્ચા
**ધર્મયુદ્ધ** ન૰ ધર્મ ખાતર કરેલું યુદ્ધ (૨) યુદ્ધના નિયમો અનુસાર કરેલું યુદ્ધ
**ધર્મરાજ(-જા)** પું૰ (સં.) યમ (૨) યુધિષ્ઠિર
**ધર્મરાજ્ય** ન૰ ધર્મથી ચાલતું રાજ્ય
**ધર્મલાભ** પું૰ ભિક્ષા માગનાર સાધુનો 'ધર્મનો લાભ થાઓ' એવો આશીર્વાદ (જૈન)
**ધર્મલોપ** પું૰ ધર્મનો લોપ; અધર્મ
**ધર્મવત્સલ** વિ૰ ધર્મ વિષે પ્રેમવાળું
**ધર્મવિદ** વિ૰ ધર્મનાં તત્ત્વોને જાણનારું
**ધર્મવિધિ** પું૰; સ્ત્રી૰
**ધર્મવીર** પું૰ ધર્મકાર્યમાં વીર (૨) શહીદ (૩) [કા. શા.] ધર્મનિષ્ઠા અથવા સદ્‌ગુણમાંથી ઊપજતો વીરરસ
**ધર્મવૃત્તિ** સ્ત્રી૰ ધર્મની વૃત્તિ
**ધર્મવેત્તા** પું૰ ધર્મવિદ
**ધર્મવ્યવસ્થાપક** પું૰ ધર્મનો વ્યવસ્થાપક
**ધર્મવ્યાપ્તિ** સ્ત્રી૰ (પદની) ધર્મો ઉપર વ્યાપ્તિ —ધર્મોના વાચક હોવાપણું (પ્ર. શા.)
**ધર્મશાસ્ત્ર** ન૰ ધર્મનું જ્ઞાન આપનાર શાસ્ત્ર
**ધર્મશાળા** સ્ત્રી૰ મુસાફરખાનું; સરાઈ
**ધર્મશીલ** વિ૰ ધર્મિષ્ઠ
**ધર્મસંકટ** ન૰ જેમાં ધર્મઅધર્મની સૂઝ ન પડે એવો કઠણ પ્રસંગ
**ધર્માચરણ** ન૰ ધર્મને અનુસરીને ચાલવું તે
**ધર્માચાર્ય** પું૰ ધર્મગુરુ (૨) સંપ્રદાયના આચાર્ય
**ધર્માત્મા** વિ૰ (૨) પું૰ ધર્મિષ્ઠ માણસ
**ધર્માદા** વિ૰ દાનમાં આપેલું
**ધર્માદો** પું૰ દાન; સખાવત
**ધર્માધિકાર** પું૰ ધર્મની બાબતોમાં સત્તા
**ધર્માધિકારી** પું૰ ધર્માધિકારવાળો
**ધર્માધ્યક્ષ** પું૰ ધર્માચાર્ય (૨) ન્યાયાધીશ
**ધર્માનુષ્ઠાન** ન૰ ધર્માચરણ
**ધર્માભિમાન** ન૰ ધર્મ માટેનું અભિમાન
**ધર્મારણ્ય** ન૰ પવિત્ર વન
**ધર્માસન** ન૰ ન્યાયાસન
**ધર્માળુ** વિ૰ ધર્મિષ્ઠ
**ધર્માંતર** ન૰ ધર્મ બદલવો તે; એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવું તે
**ધર્માંધ** વિ૰ ધર્મની બાબતોમાં અવિચારી આગ્રહવાળું
**ધર્માંધતા** સ્ત્રી૰
**ધર્માંધપણું** ન૰
**ધર્મિષ્ઠ** વિ૰ ધર્મ પ્રમાણે ચાલનાર
**ધર્મિષ્ઠતા** સ્ત્રી૰
**ધર્મી** વિ૰ અમુક ધર્મ-ગુણવાળું (૨) ધર્મિષ્ઠ
**ધર્મોપદેશ** પું૰ ધર્મનો ઉપદેશ
**ધર્મોપદેશક** પું૰ ધર્મોપદેશ કરનાર
**ધર્મ્ય** વિ૰ ધર્મને અનુસરતું
**ધર્ષ** પું૰ તૃપ્તિ; સંતોષ
**ધલવલવું** અ૰ ક્રિ૰ ટળવળવું
**ધવ** પું૰ પતિ (૨) સ્ત્રી૰ પુષ્ટિ; તેજ (૩) સંતોષ (૪) અ૰ ઉતાવળે
**ધવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ 'ધાવવું'નું પ્રેરક રૂપ
**ધવત** સ્ત્રી૰ ધવ; તેજ
**ધવરાવવું** સ૰ ક્રિ૰ ધવડાવવું

**ધવરી** સ્ત્રી૦ એક પક્ષી
**ધવલ(-ળ)** વિ૦ ધોળું (૨) નિર્મળ; શુદ્ધ
**ધવલતા** સ્ત્રી૦
**ધવલિત** વિ૦ ધોળું કરાયેલું
**ધવળમંગળ** ન૦ બ૦ વ૦ ધોળમંગળ
**ધવા** સ્ત્રી૦ સારી દશા (૨) તંદુરસ્તી
**ધવાડવું** સ૦ ક્રિ૦ ધવડાવવું
**ધસકો** પું૦ ધાસકો
**ધસમસ** સ્ત્રી૦ દોડધામ; ઉતાવળ
**ધસમસવું** અ૦ ક્રિ૦ ધસમસ કરવી
**ધસવું** અ૦ ક્રિ૦ જોરથી આગળ જવું
**ધસારો(-વડો)** પું૦ ધસવાની ક્રિયા
**ધંતર** ન૦ જાદુ (૨) ધૂતી લેવાની કળા
**ધંતરમંતર** ન૦ ધંતર અને મંતર
**ધંતરવું** સ૦ ક્રિ૦ ધૂતવું; છેતરવું
**ધંતૂરી** સ્ત્રી૦ ધંતુરો, ગાંજો, તમાકુ ઇત્યાદિ પીવાની ચલમ
**ધંતૂરો** પું૦ એક વનસ્પતિ; ધતૂરો
**ધંધ** પું૦ તોફાન; ધમસાણ
**ધંધાદાર** વિ૦ ધંધાવાળું (૨) ઉદ્યોગી (૩) પું૦ વેપારી (૪) કારીગર; કસબી
**ધંધાદારી** વિ૦ ધંધાદાર (૨) સ્ત્રી૦ ધંધો; ઉદ્યમ
**ધંધાર્થી(-થું)** વિ૦ ધંધાદારી; ઉદ્યોગી
**ધંધેરવું** સ૦ ક્રિ૦ ઢંઢોળવું
**ધંધો** પું૦ ઉદ્યમ; રોજગાર; પ્રવૃત્તિ (૨) વેપાર
**ધંધોરોજગાર** પું૦
**ધા** પું૦; સ્ત્રી૦ મદદ માટેનો પોકાર (૨) [કા.] હાય
**ધાઈ** સ્ત્રી૦ સ્તન; થાન
**ધાક** પું૦; સ્ત્રી૦ ડર; બીક (૨) અંકુશ (૩) બહેરાપણું
**ધાગડિયાં** ન૦ બ૦ વ૦ તોફાન; મસ્તી
**ધાગડિયો** પું૦ તોફાન; ઉધમાત
**ધાગડી** સ્ત્રી૦ ધાગાની ગોદડી
**ધાગવું** અ૦ ક્રિ૦ ધાકમાં હોવું
**ધાગી** સ્ત્રી૦ ધાગડી
**ધાગો** પું૦ દોરો (૨) જૂનું ફાટેલું લૂગડું
**ધાટી** સ્ત્રી૦ રીત; ઢબ; શૈલી
**ધાડ** સ્ત્રી૦ લૂંટારાની ટોળીનો ધસારો (૨) દરોડો (૩) ઉતાવળ
**ધાડ(-ડા)ધાડ** સ્ત્રી૦ ખૂબ ઉતાવળ; દોડાદોડી
**ધાડપાડુ** પું૦ ધાડ પાડનારો લૂંટારો
**ધાડાધાડ** સ્ત્રી૦ જુઓ ધાડધાડ
**ધાડાંખોરી** સ્ત્રી૦ ધાડ પાડવાનો ધંધો
**ધાડાંશાહી** સ્ત્રી૦ ધાડાંઓનું રાજ્ય
**ધાડિયું** ન૦ જુઓ ધાડું
**ધાડું** ન૦ ધાડું; મોટું ટોળું
**ધાણા** પું૦ બ૦ વ૦ એક મસાલો
**ધાણિયું** વિ૦ થોડા કસ-વાકવાળું
**ધાણિયો** પું૦ રસોઈ
**ધાણી** સ્ત્રી૦ શેકવાથી ફૂટેલા અનાજના દાણા
**ધાત** સ્ત્રી૦ વીર્ય (૨) કોઠો; કોષ્ઠક
**ધાતકાર** વિ૦ ઝાતકાર; ઝગઝગતું (૨) પું૦ ભુમરાણ
**ધાતવું** અ૦ ક્રિ૦ ફાવવું; અનુકૂળ આવવું
**ધાતા** પું૦ બ્રહ્મા; સરજનહાર
**ધાતુ** પું૦ ક્રિયાપદનું મૂળ રૂપ (૨) સ્ત્રી૦ ખનિજ દ્રવ્ય (૩) શરીરનાં સાત દ્રવ્યમાંનું દરેક (રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર) (૪) વીર્ય
**ધાતુકસ** પું૦ ધાતુનો કસ જોનાર; ચોકસી
**ધાતુક્રિયા** સ્ત્રી૦ ધાતુઓને શુદ્ધ કરવાની વિદ્યા
**ધાતુક્ષય** પું૦ વીર્યનો ઘટાડો; એક રોગ
**ધાતુઘડો** પું૦ ધાતુ ઘડનાર કારીગર
**ધાતુપાઠ** પું૦ ક્રિયાપદોનાં મૂળ રૂપોની યાદી
**ધાતુપાત્ર** ન૦ ધાતુનું વાસણ
**ધાતુપુષ્ટિ** સ્ત્રી૦ ધાતુની—વીર્યની પુષ્ટિ
**ધાતુવિકાર** પું૦ વીર્યનો વિકાર; એક રોગ
**ધાતુસાધિત** વિ૦ ધાતુ પરથી તૈયાર થયેલું (વ્યા.)
**ધાત્રી** સ્ત્રી૦ દાઈ; ધાવ
**ધાન(-ન્ય)** ન૦ અનાજ
**ધાનમૂઉં** વિ૦ ધાનને માટે વલખાં મારતું; ભૂખે મરતું (૨) કંજૂસ
**ધાના** પું૦ બ૦ વ૦ ખાવાપીવાનું સુખ
**ધાનિયું** વિ૦ રાંધેલું અનાજ ખાનારું (૨) ન૦ ગરમું; ધાન રાખવાનું વાસણ
**ધાન્ય** ન૦ અનાજ
**ધાપ** સ્ત્રી૦ ઉતાવળમાં થયેલી ભૂલ (૨) છેતરપિંડી; ફરેબ
**ધાપવાં** ન૦ બ૦ વ૦ અલાવડાં; રિસામણું

**ધાબડધિં(-ધીં)ગું** વિ૦ લઠ્ઠ; પુષ્ટ; જોરાવર (૨) તોફાની

**ધાબડવું** સ૦ ક્રિ૦ છેતરવું

**ધાબળ(-ળી)** સ્ત્રી૦ પાતળો ધાબળો; કામળી

**ધાબળો** પું૦ જાડા ઊનનું બનૂસ; કામળો

**ધાબાવાળી** સ્ત્રી૦ ધાબું-દૂધનું બેડું ઊંચકનારી કે છો ટીપનારી મજૂરણ

**ધાબાવાળો** પું૦ ધાબું-દૂધનું બેડું ઊંચકનારો કે છો ટીપનારો મજૂર

**ધાબું** ન૦ (છાપરાને ઠેકાણે કરેલી) અગાસી (૨) ડાઘો (૩) ફાંદો; છટકું (૪) દૂધનું બેડું

**ધાબો** પું૦ ચૂનો, પંપોયા ઇત્યાદિના કરેલા રસ્થડને ટીપવો તે (૨) એ ટીપવાનો કૂબો

**ધામ** ન૦ રહેવાનું સ્થળ; ઘર (૨) દેવસ્થાન; તીર્થ

**ધામણ** સ્ત્રી૦ એક જાતનો જાડો સાપ

**ધામણી** સ્ત્રી૦ જાડી—જબરી ભેંસ

**ધામધૂમ(-મી)** સ્ત્રી૦

**ધામધૂમિયું** વિ૦ ધામધૂમવાળું

**ધામધૂમી** સ્ત્રી૦ જુઓ ધામધૂમ

**ધામરેળું** ન૦ ધામણ; એક જાતનો સાપ

**ધામો** પું૦ લાંબા વખત માટેનો પડાવ

**ધામેણું** ન૦ પહેલા આણામાં કન્યાને અપાતો દાયજો

**ધામોડો** પું૦ (કા.) (દૂધ દોહવાના) અવાજની રમઝટ

**ધાર** સ્ત્રી૦ હથિયાર કે ઓજારની તીણી કોર (૨) પ્રવાહી પદાર્થની પાતળીધારા-શેડ (૩) કોરણ; છેડો

**ધારક** વિ૦ ધારણ કરનારું

**ધારણ** સ્ત્રી૦ ધીરજ; આશ્વાસન (૨) પાટડો; ભારવટિયો (૩) સંતોલો (૪) ન૦ ધરવાની ક્રિયા

**ધારણા** સ્ત્રી૦ મનસૂબો (૨) કલ્પના (૩) યાદશક્તિ

**ધારણાગત** સ્ત્રી૦ વેચેલા માલની કિંમતમાંથી કંઈ ઓછું લેવું-છૂટ

**ધારણાંપારણાં** ન૦ બ૦ વ૦ એકાંતરે જમવાનું વ્રત

**ધારણાશક્તિ** સ્ત્રી૦ યાદશક્તિ

**ધારણિયો** પું૦ થાંભલો (૨) પાટડો

**ધારદાર** વિ૦ ધારવાળું

**ધારવવું** સ૦ ક્રિ૦ ઝાટકવું

**ધારવું** સ૦ ક્રિ૦ માનવું (૨) ઇચ્છવું (૩) અટકળ કરવી

**ધારવો*** પું૦

**ધારા** સ્ત્રી૦ પરંપરા; હાર (૨) પ્રવાહીની ધાર-શેડ (૩) વૃષ્ટિ

**ધારાધોરણ** ન૦ કાયદા, નિયમો વગેરે

**ધારાપોથી** સ્ત્રી૦ કાયદાની ચોપડી

**ધારાયંત્ર** ન૦ ફુવારો

**ધારાવાઈ** સ્ત્રી૦ ભૂતપ્રેતને રોકવા કરેલું પાણીનું અથવા દૂધનું કૂંડાળું (૨) ઝારી

**ધારાવાડી** સ્ત્રી૦ જુઓ ધારાવાઈ

**ધારાશાસ્ત્રી** પું૦ કાયદાનો પંડિત; વકીલ

**ધારાસભા** સ્ત્રી૦ કાયદા ઘડનારી સભા

**ધારાહાર** અ૦ ધરાર

**ધારાળું** વિ૦ ધારવાળું

**ધારાળી** સ્ત્રી૦ ધારાળાની સ્ત્રી

**ધારાળો** પું૦ ઠાકરડો

**ધારિણી** સ્ત્રી૦ પૃથ્વી

**ધારિયા** પું૦ બ૦ વ૦ ખેડૂતને ખેતીના ખર્ચ માટે આપેલા પૈસા

**ધારિયું** ન૦ એક હથિયાર (૨) એક જાતનું કાપડ

**ધારિષ્ટ** ન૦ સહનશક્તિ; દૃઢતા

**ધારી** વિ૦ ધારણ કરનારું ઉદા૦ 'વેશધારી'

**ધારો** પું૦ રિવાજ; પ્રથા (૨) કાયદો

**ધારોડી** સ્ત્રી૦ પાણીનો પ્રવાહ

**ધારોડો** પું૦ (કા.) ધોધ જેવી ધાર

**ધારોષ્ણ** વિ૦ તરતનું દોહેલું; શેડકઢું

**ધાર્તરાષ્ટ્ર** પું૦ એક જાતનો હંસ (૨) [સં.] ધૃતરાષ્ટ્રનો પુત્ર; કૌરવ

**ધાર્મિક** વિ૦ ધર્મને લગતું (૨) ધર્મનિષ્ઠ

**ધાર્મિકતા** સ્ત્રી૦

**ધાર્યું** વિ૦ ધારેલું (૨) ન૦ ધારણા; સંકલ્પ

**ધાર્ષ્ટ્ય** ન૦ ધૃષ્ટતા

**ધાલાવેલી** સ્ત્રી૦ ઉતાવળ; અધીરાઈ

**ધાવ** સ્ત્રી૦ બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી

**ધાવડી** સ્ત્રી૦ એક ઝાડ

**ધાવડો** પું૦ એક ઝાડ

**ધાવણ** ન૦ માનું દૂધ

**ધાવણી** સ્ત્રી૦ ધાવણા બાળકને ધાવવાનું લાકડાનું રમકડું; ચૂસણી

**ધાવણું** વિ૦ ધાવણ પર રહેલું (૨) ન૦ ધાવતું બાળક
**ધાવન** ન૦ ધાવું-દોડવું તે
**ધાવભાઈ** પું૦ દૂધભાઈ
**ધાવરી** સ્ત્રી૦ એક વનસ્પતિ—ઔષધિ
**ધાવરું** ન૦ હાથમોંનો સોજો (૨) ભયને વખતે વાગતું રણશિંગું
**ધાવવું** સ૦ ક્રિ૦
**ધાવું** અ૦ ક્રિ૦ દોડવું; મદદે દોડવું; ઊપજવું
**ધાશ(-સ)કો** પું૦ ધ્રાસકો; ફાળ
**ધાસ્તી** સ્ત્રી૦ ડર; દહેશત
**ધાસ્તીભર્યું** વિ૦
**ધાંખ,૦ડી** સ્ત્રી૦ ઝંખના; આતુરતા
**ધાંખના** સ્ત્રી૦ ઝંખના; (૨) ધ્યાન; કાળજી
**ધાંખવું** સ૦ ક્રિ૦ ઝંખવું (૨) નિહાળીને જોવું
**ધાંખો** પું૦ કાળજી; ચિંતા (૨) વહેમ; શંકા
**ધાંગવું** ન૦ કમાડે જડેલું આડું પાટિયું; બૂહો
**ધાંગો** પું૦ છાંટો; નાનો લોંદો (૨) રેસો; સહેજ અંશ
**ધાંધલ(-ળ)** સ્ત્રી૦; ન૦ ગરબડ; ધમાલ; તોફાન
**ધાંધલિ(-ળિ)યું** વિ૦ ધાંધલ કરનારું
**ધાંસ** સ્ત્રી૦ (કા) સૂકી ખાંસી; ઠાંસો
**ધિક** અ૦ ધિક્કારવાચક ઉદ્‌ગાર; ફટ
**ધિકાવવું** સ૦ ક્રિ૦ ખૂબ ગરમ કરવું (૨) જોરથી સળગાવવું
**ધિક્કાર** પું૦ ફિટકાર
**ધિક્કારપાત્ર** વિ૦ ધિક્કારને લાયક
**ધિક્કારવું** સ૦ ક્રિ૦ ધિક્કાર કરવો
**ધિણોજો** પું૦ અદેખો માણસ (૨) ઠગ
**ધિણોવું** અ૦ ક્રિ૦ ગાયને ગર્ભ રહેવો
**ધિરાવવું** સ૦ ક્રિ૦ 'ધીરવું'નું પ્રેરક રૂપ
**ધિંગડમલ(-લ્લ)** પું૦ જોરાવર ને ખડતલ માણસ
**ધિંગાઈ** સ્ત્રી૦ ધિંગાપણું (૨) ધિંગાણું
**ધિંગાણું** ન૦ તોફાન; જોરશમાં મચેલી લડાઈ
**ધિંગામસ્તી** સ્ત્રી૦ મસ્તી; તોફાન
**ધિંગું** વિ૦ જાડું; મજબૂત; લઠ્ઠ
**ધી** સ્ત્રી૦ બુદ્ધિ
**ધીકડી** સ્ત્રી૦ સહેજ ગરમી; ઝીણો તાવ
**ધીકડું** ન૦ ધીકડી
**ધીકતું** વિ૦ ધગધગતું (૨) (લા.) જોરશોર ચાલતું; આબાદ
**ધીકધીકતું** વિ૦ ધગધગતું; ખૂબ ગરમ
**ધીકવું** અ૦ ક્રિ૦ ધગધગવું (૨) (લા.) આબાદી-માં હોવું
**ધીજ** સ્ત્રી૦ આકરી પરીક્ષા; દિવ્ય
**ધીટ** વિ૦ સહનશીલ (૨) નીડર
**ધીટતા** સ્ત્રી૦
**ધીટપણું** ન૦
**ધીબ** સ્ત્રી૦ ધીબવાની ક્રિયા (૨) અ૦ (રવ૦)
**ધીબકારો** પું૦ ધીબ એવો અવાજ
**ધીબાકો** પું૦ મુક્કો; ગડદો
**ધીબવું** સ૦ ક્રિ૦ ધીબધીબ મારવું
**ધીબા(-બો)ધીબ** અ૦ (રવ૦)
**ધીમ(-વ)ર** પું૦ ઢીમર; માછી
**ધીમંત** વિ૦ બુદ્ધિશાળી
**ધીમાન** વિ૦ ધીમંત
**ધીમાશ** સ્ત્રી૦ ધીમાપણું
**ધીમું** વિ૦ મંદ (૨) ઉગ્ર નહિ એવું; શાંત
**ધીમે** અ૦ ધીરે; આસ્તે; હળવે
**ધીમેધીમે** અ૦ હળવેહળવે
**ધીર** વિ૦ ધૈર્યવાન; અડગ; નિશ્ચયી (૨) ગંભીર; ઠરેલ (૩) સ્ત્રી૦ ધીરજ (૪) ભરોસો; પતીજ
**ધીરગંડું** વિ૦ ડરપોક (૨) ઠેકાણા વિનાનું; ચંચળ
**ધીરગંભીર** વિ૦ શાંત અને નિશ્ચયી
**ધીરજ** સ્ત્રી૦ આકળું કે ઉતાવળું ન થવાનો ભાવ (૨) ધૈર્ય; હિંમત
**ધીરજવાન** વિ૦ ધીરજવાળું
**ધીરતા** સ્ત્રી૦
**ધીરધાર** સ્ત્રી૦ વ્યાજે નાણાં આપવાં તે; લેવડદેવડ
**ધીરપ** સ્ત્રી૦ વેપારમાં શાખ
**ધીરપણું** ન૦
**ધીરપ્રશાંત** વિ૦ ધીર અને પ્રશાંત (૨) પું૦ નાયકનો એક પ્રકાર
**ધીરલલિત** વિ૦ ધીર અને લલિત (૨) પું૦ નાયકનો એક પ્રકાર
**ધીરવું** સ૦ ક્રિ૦ ઉછીનું કે વ્યાજે આપવું (૨) ભરોસો રાખીને સોંપવું
**ધીરા** વિ૦ સ્ત્રી૦ 'ધીર'નું સ્ત્રીલિંગ (૨) સ્ત્રી૦ નાયિકાનો એક પ્રકાર

**ધીરાધીરા** સ્ત્રી૦ ઘડીમાં ધીરા અને ઘડીમાં અધીરા સ્વભાવની નાયિકા
**ધીરું** વિ૦ ધીમું (૨) ધીર
**ધીરે,૦ધીરે** અ૦ ધીમે; ધીમેધીમે
**ધીરો** પું૦ ટેકો; થાંભલો
**ધીરોદાત્ત** વિ૦ ધીર અને ઉદાત્ત (૨) પું૦ એક પ્રકારનો નાયક
**ધીરોદ્ધત** વિ૦ ધીર અને ઉદ્ધત (૨) પું૦ એક પ્રકારનો નાયક
**ધીવર** પું૦ ધીમર; ઢીમર
**ધીશ** પું૦ વિદ્વાન
**ધીંગાણું** ન૦ ધિંગાણું
**ધીંગામસ્તી** સ્ત્રી૦ ધિંગામસ્તી
**ધીંગું** વિ૦ ધિંગું
**ધુક્કડ** ન૦ નરઘું
**ધુજારી** સ્ત્રી૦ કંપારી
**ધુજારો** પું૦ કંપારો; ધુજારી
**ધુજાવવું** સ૦ ક્રિ૦ કંપાવવું; થથરાવવું
**ધુડકાવવું** અ૦ ક્રિ૦ તુચ્છકારવું (૨) ઠપકો આપવો
**ધુણાવવું** સ૦ ક્રિ૦ 'ધૂણવું'નું પ્રેરક રૂપ
**ધુત** અ૦ તિરસ્કારવાચક ઉદ્‌ગાર
**ધુતકારવું** સ૦ ક્રિ૦ તિરસ્કાર કરવો
**ધુતાઈ** સ્ત્રી૦ ઠગાઈ
**ધુતારણ** સ્ત્રી૦ ઠગારી સ્ત્રી
**ધુતારપાટણ** વિ૦ ઠગનું ભરેલું (૨) ન૦ ઠગનું ગામ
**ધુતારી** સ્ત્રી૦ ધુતારણ
**ધુતારું** વિ૦ ઠગારું
**ધુતારો** પું૦ ઠગ
**ધુતાવવું** સ૦ ક્રિ૦ 'ધૂતવું'નું પ્રેરક રૂપ
**ધુતાવું** અ૦ ક્રિ૦ 'ધૂતવું'નું કર્મણિ રૂપ
**ધુપેલ** ન૦ માથામાં નાખવાનું એક જાતનું તેલ
**ધુપેલિયું** વિ૦ ધુપેલ જેવું (૨) ન૦ ધુપેલ રાખવાનું ચલાણું
**ધુપેલિયો** પું૦ ધુપેલ વેચનાર
**ધુપેલી** પું૦ જુઓ ધુપેલિયું
**ધુમાડિયું** ન૦ ધુમાડી નીકળવા કરેલો માર્ગ
**ધુમાડી** સ્ત્રી૦ ધૂણી
**ધુમાડો** પું૦ ધુમાડી; ધૂણી
**ધુમાર** પું૦ સંગીતનો એક તાલ
**ધુમાલી** પું૦ સંગીતનો એક તાલ

**ધુમાવું** અ૦ ક્રિ૦ બળતાં ધુમાડો થવો (૨) ધૂંધવાવું
**ધુમાળું** વિ૦ ધુમાડીવાળું
**ધુમ્મસ** ન૦ ધૂમસ
**ધુર** ન૦ ધૂંસરું (૨) આગલો ભાગ
**ધુરંધર** વિ૦ બોજો વહેનારું (૨) શ્રેષ્ઠ (૩) પું૦ બોજો વહેનાર પશુ (૪) અગ્રેસર
**ધુરા** સ્ત્રી૦ ધૂંસરી
**ધુર્ય** વિ૦ (૨) પું૦ જુઓ ધુરંધર
**ધુર્યપદ** ન૦ અગ્ર સ્થાન
**ધુસળમુસળ** ન૦ વરને પોંખતાં વપરાતી વસ્તુઓ
**ધુસકો** પું૦ ધ્રુસકો; ભેંકડો
**ધુસમુસ** અ૦ દોડાદોડ કરતાં
**ધુળાડો** પું૦ ધૂળકોટ
**ધુળેટી** સ્ત્રી૦ હોળી પછીનો દિવસ
**ધુંગું** ન૦ ઝરડાં ઝાંખરાંનું જાળું
**ધુંબો** પું૦ ગડદો; મુક્કો
**ધૂખળ** વિ૦ ધૂળથી ઝાંખું થયેલું (૨) ન૦ ધૂળકોટ
**ધૂખળું** ન૦ હુમલો; ધસારો
**ધૂજ** સ્ત્રી૦ કંપારી
**ધૂજવું** અ૦ ક્રિ૦ કાંપવું; થથરવું
**ધૂડિયું*** વિ૦ (કા.)
**ધૂણવું** અ૦ ક્રિ૦ આવેશમાં આવીને હાલવું
**ધૂણી** સ્ત્રી૦ ધુમાડી
**ધૂતવું** સ૦ ક્રિ૦ ઠગવું
**ધૂતી** સ્ત્રી૦ એક પક્ષી
**ધૂધૂ** અ૦ (રવ૦) (૨) ન૦ નગારું
**ધૂન** સ્ત્રી૦ લહે (૨) તરંગ (૩) સૂરનો ગુંજારવ
**ધૂની** વિ૦ ધૂનવાળું (૨) તરંગી
**ધૂપ** પું૦ સુગંધી દ્રવ્ય (૨) પું૦; સ્ત્રી૦ તડકો
**ધૂપછત્રી** સ્ત્રી૦ તડકાની છત્રી
**ધૂપડું** ન૦ ધુપેલ
**ધૂપદાન** ન૦ ધૂપ કરવાનું પાત્ર; ધૂપિયું
**ધૂપદાની** સ્ત્રી૦ ધૂપદાન
**ધૂપધારણું** ન૦ ધૂપદાન
**ધૂપવું** સ૦ ક્રિ૦ ધૂપ કરવો (૨) ધૂપ દેવો
**ધૂપસળી** સ્ત્રી૦ અગરબત્તી
**ધૂપિયું** ન૦ ધૂપદાન
**ધૂબ** અ૦ (રવ૦) ધબ
**ધૂમ** વિ૦ (૨) અ૦ પુષ્કળ; સખત; આવેશભેર (૩) પું૦ ધુમાડો (૪) સ્ત્રી૦ શોર; ધમાલ

**ધૂમકેતુ** પું૦ પૂંછડિયો તારો
**ધૂમધામ** સ્ત્રી૦ ધામધૂમ
**ધૂમમાર્ગ** પું૦ ચક્ષયાગાદિનો માર્ગ (૨) ધુમાડિયું
**ધૂમર(-સ)** સ્ત્રી૦ ન૦ ધુમ્મસ
**ધૂમ્ર** વિ૦ ધુમાડાવાળું (૨) પું૦ ધુમાડો
**ધૂમ્રપાન** ન૦ ધુમાડો ખેંચવો તે (૨) બીડી પીવી તે
**ધૂમ્રલોચન** વિ૦ લાલ આંખવાળું (૨) ન૦ કબૂતર
**ધૂર્જટિ** પું૦ (સં.) શંકર
**ધૂર્ત** વિ૦ લુચ્ચું (૨) કાબેલ (૩) પું૦ ઠગ
**ધૂર્તતા** સ્ત્રી૦
**ધૂર્તપણું**
**ધૂર્તાઈ** ન૦
**ધૂર્તવિદ્યા** સ્ત્રી૦
**ધૂલિ(-લી)** સ્ત્રી૦ ધૂળ
**ધૂસર** વિ૦ ધૂળના રંગનું
**ધૂળ** સ્ત્રી૦
**ધૂળક(-કો)ટ** પું૦ વંટોળિયો; ધૂળનું ઊંચે ઊડવું તે
**ધૂળધમાસ** ન૦ માલ વગરની વાત
**ધૂળધમાસો** પું૦ ધૂળધમાસ
**ધૂળધાણી** સ્ત્રી૦ ખરાબી; બરબાદી
**ધૂળધોયું** વિ૦ ધૂળે છવાયેલું (૨) ધૂળ ધોનારું
**ધૂળધોયો** પું૦ સોનાચાંદીની રજ શોધવા ધૂળ ધોનાર
**ધૂળ(-ળી)પડવો** પું૦ હોળી પછીનો દિવસ
**ધૂંઆપૂંઆ** અ૦ આવેશ કે ગુસ્સાથી બેબાકળું; ધૂવાંપૂવાં
**ધૂંખાળવું** સ૦ ક્રિ૦ ખૂબ ધોવું
**ધૂંધ** સ્ત્રી૦ ઝાંખ
**ધૂંધકાર** પું૦; ન૦ વંટોળિયાથી થયેલું અંધારું
**ધૂંધવાટ** પું૦ ધુમાવું તે (૨) [લા.] દબાઈ રહેલો ક્રોધ
**ધૂંધવાવું** અ૦ ક્રિ૦ ધુમાવું; ગોટાવું (૨) [લા.] મનમાં ગુસ્સે થવું—અકળાવું
**ધૂંધળકું** ન૦ ઝાંખું અજવાળું
**ધૂંધળવું** વિ૦ ધૂમસવાળું; ઝાંખું (૨) ન૦ સવારસાંજનો ઝાંખો પ્રકાશ
**ધૂંધળાવું** અ૦ ક્રિ૦ ધુમાડાથી ઝાંખું પડવું
**ધૂંધળું** વિ૦ (૨) ન૦ જુઓ ધૂંધળવું
**ધૂંધી** વિ૦ લીન; ગરક
**ધૂંવાડો** પું૦ ધુમાડો
**ધૂંવાંપૂંવાં** અ૦ જુઓ ધૂંઆપૂંઆ
**ધૂંવો** પું૦ ધૂંવાડો; ધુમાડો
**ધૂંશ,-સ** પું૦ તડકો (૨) સ્ત્રી૦ રમઝટ
**ધૂંસરી** સ્ત્રી૦ ઝૂંસરી; ધુરા
**ધૂંસરું** ન૦ ધૂંસરી
**ધૂંસળ** ન૦ ધૂંસરી
**ધૂંસો** પું૦ જાડો કામળો
**ધૃત** વિ૦ ધારણ કરેલું
**ધૃતિ** સ્ત્રી૦ સ્થિરતા (૨) ધૈર્ય
**ધૃષ્ટ** વિ૦ હિંમતવાન (૨) બેશરમ; ઉદ્ધત
**ધૃષ્ટતા** સ્ત્રી૦ હિંમત (૨) બેશરમી; ઉદ્ધતાઈ
**ધૃષ્ટદ્યુમ્ન** પું૦ (સં.) દ્રૌપદીનો ભાઈ
**ધેડી** સ્ત્રી૦ કન્યા (તિરસ્કારવાચક)
**ધેણુ(-ન)** સ્ત્રી૦ પહેલીવાર ગર્ભવતી થયેલી સ્ત્રી
**ધેન(-નુ)** સ્ત્રી૦ ગાય
**ધેરવાવું** સ૦ ક્રિ૦ ઢોરને પાણી પાવું
**ધૈર્ય** ન૦ હિંમત (૨) ધીરજ (૩) સ્વસ્થતા
**ધૈર્યવાન** વિ૦ ધૈર્યવાળું
**ધૈવત** પું૦ સંગીતના સ્વરસપ્તકમાંનો છઠ્ઠો સ્વર
**ધો** પું૦ પ્રવાહ (૨) પું૦; સ્ત્રી૦ ધોવણ
**ધોકડી** સ્ત્રી૦ રૂની મોટી ગાંસડી (૨) કાયા (૩) ધોવાનો ધોકો; ધોકણું
**ધોકડું** ન૦ ધોકડી
**ધોક(૦ર)ણું** ન૦ ધોવાનો ધોકો
**ધોકલો** પું૦ ધક્કો
**ધોકારાબંધ** અ૦ ઝપાટાભેર
**ધોકારે** અ૦ ઝપાટાભેર
**ધોકાવવું** સ૦ ક્રિ૦ જોશભેર ચલાવવું; ધકાવવું (૨) અ૦ ક્રિ૦ ઉતાવળે ચાલવું
**ધોકો** પું૦ જાડી લાકડી (૨) ધક્કો; નુકસાન (૩) વિપત્તિ (૪) ગદહો
**ધોખ** પું૦ ઢગલો
**ધોખવું** અ૦ ક્રિ૦ ભૂખ્યાતરસ્યા રહેવું (૨) ઝૂરવું
**ધોખો** પું૦ રોષ (૨) નુકસાન (૩) ચિંતા (૪) દગો
**ધોગવું** ન૦ બૂહો; ધાંગવું
**ધો(૦વ)ણ** ન૦ ધો; ધોવું તે
**ધોણી** સ્ત્રી૦ ધોણ
**ધોત** વિ૦ સ્વચ્છ (૨) સફેદ

**ધોતપનોત** વિ૰ ઉદાર (૨) અ૰ સત્યાનાશ
**ધોતલી** સ્ત્રી૰ નાનું ધોતિયું
**ધોતાળ** વિ૰ ખરચાળ; ઉડાઉ
**ધોતિયું** ન૰ થેપાડું
**ધોતી** સ્ત્રી૰ ધોતલી
**ધોધ** પું૰ ઊંચેથી જોરથી પડતો પાણીનો પ્રવાહ
**ધોધડો(-વો)** પું૰ ધોધ
**ધોધમાર** અ૰ પુષ્કળ; મોટી ધારાઓમાં
**ધોધવો** પું૰ જુઓ ધોધડો
**ધોન** સ્ત્રી૰ પૃથ્વી
**ધોનારવું** સ૰ ક્રિ૰ મારવું; ઝાપટવું
**ધોપો** પું૰ દમ
**ધોબણ** સ્ત્રી૰ ધોબીની સ્ત્રી
**ધોબી** પું૰ કપડાં ધોવાનો ધંધો કરનારો
**ધોબીકણું** ન૰ ધોકણું
**ધોબીઘટ્ટો** પું૰ ધોબીને કપડાં ધોવાની જગા
**ધોબીઘાટ** પું૰ જુઓ ધોબીઘટ્ટો
**ધોબીન** ન૰ એક પક્ષી
**ધોબું** વિ૰ ઠોઠ; કમઅક્કલ (૨) ન૰ ઈંટ; રોડું
**ધોબો** પું૰ ઠોઠ માણસ (૨) ખોબો; અંજલિ (૩) ખોબાના આકારનું ચાંદીનું પાત્ર
**ધોમ** પું૰ સૂર્ય (૨) સખત તડકો (૩) ક્રોધ
**ધોમરા** ન૰ એક પક્ષી
**ધોયલો** પું૰ અડદનો લાડુ
**ધોયેલું** વિ૰ 'ધોવું' નું કૃદંત
**ધોરણ** ન૰ વલણ (૨) વર્ગ (૩) પ્રમાણ (૪) વહીવટ; પદ્ધતિ
**ધોરિંધર** વિ૰+ ધુરંધર
**ધોરિયો** પું૰ બે બળદની વચ્ચે રહેતું ગાડાનું લાકડું; ઊંધ (૨) પાણીની નીક; ઢાળિયો (૩) બળદ (૪) ધોરી
**ધોરી** વિ૰ મુખ્ય; સરિયામ; મોટું (૨) પું૰ બળદ (૩) દીકરો
**ધોરો** પું૰ અગાસીની પાળ; ઓટલાનો તકિયો
**ધોલ** સ્ત્રી૰ તમાચો
**ધોલધક્કો** પું૰ ધોલ અને ધક્કો
**ધોલા(-વા)ઈ** સ્ત્રી૰ જુઓ ધોવાઈ
**ધોવડા(-રા)મણ** ન૰ ધોવાઈ (૨) ધોતાં વધેલું પાણી; નિગાળ
**ધોવડા(-રા)મણી** સ્ત્રી૰ ધોવાઈ
**ધોવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ 'ધોવું'નું પ્રેરક રૂપ
**ધોવણ** ન૰ ધો; ધોણ (૨) ધોવડામણ
**ધોવાઈ** સ્ત્રી૰ ધોવાનું મહેનતાણું
**ધોવાણ** ન૰ પાણીથી માટીનું ધોવાઈ જવું તે
**ધોવું** સ૰ ક્રિ૰ પાણીથી સાફ કરવું
**ધોસો** પું૰ જુઓ ધૂંસો
**ધોળ** પું૰; ન૰ ગીતનો એક પ્રકાર
**ધોળકું** ન૰ ધોળવું તે (૨) [શ૰ પ્ર૰ માં] (કટાક્ષમાં) સફળતા; બહાદુરી
**ધોળમંગળ** ન૰ બ૰ વ૰ ધોળ અને મંગળ; લગ્ન વખતનાં ગીતો
**ધોળવું** સ૰ ક્રિ૰ ચૂનો લગાડવો (૨) ન૰ જાડી છાશ
**ધોળાશ** સ્ત્રી૰ ધોળાપણું
**ધોળિયો** વિ૰ પું૰ ધોળો (બળદ, કૂતરો વગેરે) (૨) પું૰ નિર્ધન માણસ
**ધોળું** વિ૰ સફેદ; ઊજળું
**ધોળુંફગ** વિ૰ સાવ ધોળું
**ધોળેશરી** સ્ત્રી૰ રૂની દેવી
**ધોળાં** ન૰ બ૰ વ૰ પળિયાં
**ધોંસરી** સ્ત્રી૰ ધૂંસરી
**ધોંસરું** ન૰ ધૂંસરું
**ધોંસાં** ન૰ બ૰ વ૰ (કા.) ગપ્પાં
**ધૌત** વિ૰ ધોયેલું (૨) સ્વચ્છ; શુભ્ર
**ધૌતિ(-તી)** સ્ત્રી૰ હઠયોગની એક ક્રિયા
**ધ્યાત** વિ૰ ધ્યાન ધરાયેલું
**ધ્યાતા** પું૰ ધ્યાન ધરનાર
**ધ્યાન** ન૰ ચિંતન (૨) લક્ષ; એકાગ્રતા (૩) યોગનાં આઠ અંગોમાંનું એક
**ધ્યાનબહેરું** વિ૰ ધ્યાનની એકાગ્રતાને લીધે બહેરું
**ધ્યાનયોગ** પું૰ ધ્યાન જેનું મુખ્ય અંગ છે તે યોગ
**ધ્યાનસ્થ** વિ૰ ધ્યાનમાં બેઠેલું
**ધ્યાનાસન** ન૰ ધ્યાન માટે અનુકૂળ આસન
**ધ્યાની** વિ૰ ચિંતનશીલ (૨) ધ્યાન ધરનારું
**ધ્યાવું** સ૰ ક્રિ૰ ચિંતવવું; ધ્યાન કરવું
**ધ્યાસ** પું૰ ખંતથી વગર વિક્ષેપે કરેલું ધ્યાન
**ધ્યેય** વિ૰ ધ્યાન કરવા યોગ્ય; ચિંતનીય (૨) આદર્શ; લક્ષ્ય; નેમ
**ધ્રાગવું** ન૰ બૂહો; ધોગલું
**ધ્રાવું** સ૰ ક્રિ૰ અધરકવું
**ધ્રાશ(-સ)કો** પું૰ ધાશકો; ફાળ

**ધ્રાંગો** પું૦ છાંટો; ટીપું
**ધ્રાંઠ** ન૦ એક જાતનું ઘાસ
**ધ્રાંસ*** સ્ત્રી૦
**ધ્રુજારી** સ્ત્રી૦ કંપારી; ધ્રુજારી
**ધ્રુજારો** પું૦ કંપારો; ધ્રુજારો
**ધ્રુજાવવું** સ૦ ક્રિ૦ થથરાવવું; ધ્રુજાવવું
**ધ્રુજાટ** પું૦ ધ્રુજારી
**ધ્રુ(-ૢવ)પદ** પું૦ ગાયનનો એક પ્રકાર (૨) પદની પ્રથમ કડી; ટેક (૩) એક જાતનો તાલ
**ધ્રુ(-ૢવ)પદિયો** પું૦ ધ્રુપદ ગાનાર ગવૈયો
**ધ્રુવ** વિ૦ સ્થિર; નિશ્ચળ (૨) નિશ્ચિત (૩) પું૦ ધ્રુવતારો (૪) (સં.) ઉત્તાનપાદનો પુત્ર —પ્રખ્યાત વિષ્ણુભક્ત
**ધ્રુવકા** સ્ત્રી૦ જુઓ ધ્રુવપદ
**ધ્રુવતાલ** પું૦ સંગીતનો એક તાલ
**ધ્રુવપદ** ન૦ અચળ ધામ (૨) ધ્રુપદ
**ધ્રુવપદિયો** પું૦ જુઓ ધ્રુપદિયો
**ધ્રુવવૃત્ત** ન૦ ઉત્તર દક્ષિણ ધ્રુવ પાસેનો પ્રદેશ
**ધ્રુસકો** પું૦ ભેંકડો; ધ્રુસકો
**ધ્રૂજ** સ્ત્રી૦ ધ્રુજારી
**ધ્રૂજવું** અ૦ ક્રિ૦ કંપવું; થથરવું
**ધ્રો** સ્ત્રી૦ ધરો; દૂર્વા
**ધ્રોપટ** અ૦ (કા૦) પાધરું; સીધેસીધું
**ધ્રોલિયું** ન૦ છાશ ભરવાનું મોટું વાસણ
**ધ્વજ** પું૦ ધજા; વાવટો
**ધ્વજપટ** પું૦ ધજાનું કપડું
**ધ્વજધર** પું૦ ધજા ધરનારો
**ધ્વજયષ્ટિ** સ્ત્રી૦ ધજાની લાકડી
**ધ્વજવંદન** ન૦ ધ્વજને વંદવું તે
**ધ્વજારોપણ** ન૦ વાવટો ચડાવવો તે
**ધ્વનન** ન૦ અસ્પષ્ટ અવાજ; ગણગણાટ (૨) વ્યંજના
**ધ્વનિ** પું૦ અવાજ (૨) વ્યંજના
**ધ્વનિકાવ્ય** ન૦ વ્યંગ્યાર્થપ્રધાન કાવ્ય
**ધ્વનિત** વિ૦ અવાજવાળું (૨) વ્યંજનાવાળું
**ધ્વનિશાસ્ત્ર** ન૦ સ્વરનું શાસ્ત્ર
**ધ્વસ્ત** વિ૦ ઉખાડી નાંખેલું; રંજાડેલું
**ધ્વંસ** પું૦ વિનાશ
**ધ્વાંત** ન૦ અંધારું

# ન

**ન** પું૦ દંતસ્થાની અનુનાસિક વ્યંજન (૨) અ૦ નહિ
**નઇડે** અ૦ નજીક (૨) પાદે; મોઢે
**નઈ** સ્ત્રી૦ દૂધી
**નકટી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નકટું** વિ૦ નાક વિનાનું (૨) [લા.] બેશરમ
**નકતી** સ્ત્રી૦ એક પક્ષી
**નકતો** પું૦ અજબ તર્ક; બુટ્ટો (૨) નુકતો (૩) એક પક્ષી
**નકર** અ૦ નહિ તો; નીકર
**નકરામણ** ન૦ હૂંડી ન શિકરાતાં આપવી પડતી નુકસાની
**નકરી** સ્ત્રી૦ એક પક્ષી
**નકરું** વિ૦ નર્યું; સાવ (૨) મહેસૂલમાંથી મુક્ત (૩) જંજાળ—લફરાં વિનાનું
**નકલ** સ્ત્રી૦ મૂળ ઉપરથી ઉતારેલું બીજું લખાણ (૨) અનુકરણ (૩) જોડી કાઢેલી વાર્તા
**નકલખોર** વિ૦ નકલ કરનાર; મશ્કરો, વેષધારી
**નકલબાજ** વિ૦ જુઓ નકલખોર
**નકલંક** વિ૦ કલંક વિનાનું; શુદ્ધ
**નકલનોર** ન૦ એક પક્ષી
**નકલિયો** પું૦ નકલ કરનાર કારકુન (૨) વેશધારી; મશ્કરો
**નકલી** વિ૦ બનાવટી; કૃત્રિમ (૨) પું૦ વેશધારી; મશ્કરો

**નકવેસર** ન૦ નાકની વાળી; નથ
**નકશી** સ્ત્રી૦ કોતરકામ
**નકશીગર** પું૦ કોતરકામ કરનાર
**નકશીદાર** વિ૦ નકશીવાળું
**નકશો** પું૦ જગા કે પ્રદેશનો માપસર આલેખ
**નકસ** પું૦; સ્ત્રી૦ શાખ; પ્રતિષ્ઠા (૨) જોર; પાણી
**નકામું** વિ૦ ઉપયોગ વિનાનું (૨) અ૦ નિરર્થક; વિનાકારણ
**નકાર** પું૦ ના; નન્નો (૨) ન અક્ષર કે તેનો ઉચ્ચાર
**નકારવું** સ૦ ક્રિ૦ ના પાડવી (૨) સ્વીકાર ન કરવો (હૂંડીનો)
**નકારાત્મક** વિ૦ નકારવાળું; નિષેધરૂપ
**નકારાંત** વિ૦ છેડે ન અક્ષરવાળું
**નકારી** સ્ત્રી૦ નકારવું તે
**નકા(-ક્કા)રું** વિ૦ નઠારું (૨) જિદ્દી
**નકાસ** પું૦ કસાઈવાડો (૨) ફાંસી દેવાની જગા
**નકાળજું** વિ૦ બેફિકર
**નકીબ** પું૦ છડીદાર; ચોબદાર
**નકીર** વિ૦ શાણું (૨) ગરીબ (૩) પું૦ દેવદૂત (૪) સ્ત્રી૦ લીટી
**નકુલ(-ળ)** પું૦ નોળિયો (૨) [સં.] સૌથી નાનો પાંડવ
**નકૂચી** સ્ત્રી૦ નાનો નકૂચો
**નકૂચો** પું૦ વાળેલો આંકડો
**નકો** પું૦ નાક
**નકો(-ક્કો)રડો** વિ૦ પું૦ કશું ખાધા વિનાનો (ઉપવાસ)
**નક્ક(-ક્કૂ)ર** વિ૦ પોલું નહિ તેવું; સંગીન
**નક્કારું** વિ૦ જુઓ નકારું
**નક્કી** વિ૦ ચોક્કસ; ખાતરીવાળું (૨) અ૦ જરૂર; ખચીત
**નક્કૂર** વિ૦ જુઓ નક્કર
**નક્કોરડો** વિ૦ પું૦ જુઓ નકોરડો
**નક્ષત્ર** ન૦ તારાનું ઝૂમખું; કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ વગેરે ૨૭ માંનું દરેક
**નક્ષત્રનાથ** પું૦ ચંદ્ર
**નક્ષત્રનેમિ** પું૦ ધ્રુવતારો (૨) ચંદ્ર (૩) (સ્ત્રી.) રેવતી નક્ષત્ર
**નક્ષત્રપતિ** પું૦ નક્ષત્રનાથ; ચંદ્ર
**નક્ષત્રમાલા(-ળા)** સ્ત્રી૦ ૨૭ નક્ષત્રોની માળા -હાર
**નક્ષત્રયોગ** પું૦ ચંદ્રની સાથે નક્ષત્રનો સંબંધ
**નક્ષત્રી** વિ૦ સ્ત્રી૦ ક્ષત્રિય વિનાની
**નખ,૦ર** પું૦ નખ; નહોર
**નખ** ન૦ વીસની સંજ્ઞા
**નખક્ષત** ન૦ નખથી થયેલું ક્ષત
**નખચિત્ર** ન૦ નખથી કોતરેલું ચિત્ર
**નખતેલ** ન૦ ટરપેંટાઈન તેલ
**નખતીર** વિ૦ બહુ જ નાનું
**નખર** પું૦ જુઓ નખ
**નખરાળું** વિ૦ નખરાં કરનાર
**નખરાંખોર** વિ૦ નખરાળું
**નખરાંબાજ** વિ૦ નખરાંખોર
**નખરું** ન૦ લટકું; શૃંગારિક ચેષ્ટા
**નખલાકોર** સ્ત્રી૦ નખભાતની કોર
**નખલી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**નખલેખ** પું૦ નખે કોતરેલું લખાણ
**નખલેખક** પું૦ નખે કોતરનાર
**નખલો** પું૦ નખના આકારનો ચાંલ્લો (૨) ચહેરો (૩) નખથી કાંતેલું રેશમ (૪) સુતારનું એક ઓજાર (૫) નખનો ઉઝરડો (૬) નખલી
**નખશિખ** અ૦ પગથી માથા સુધી
**નખાક્ષાત** પું૦ જુઓ નખક્ષત
**નખાવવું** સ૦ ક્રિ૦ 'નાખવું'નું પ્રેરક રૂપ
**નખાવું** અ૦ ક્રિ૦ 'નાખવું'નું કર્મણિ રૂપ
**નખિયું** ન૦ નખ કાપવાનું એક ઓજાર (૨) નસ ઉતારેલી શિંગ (૩) નખનો ઉઝરડો
**નખી** વિ૦ અણીદાર નખવાળું (૨) સ્ત્રી૦ મઢેલો નખ (૩) વાદ્યના તાર વગાડવા પહેરવાની લોઢાની વીંટી (૪)નખિયું–ઓજાર
**નખેતર** વિ૦ અશુભ; નખોદ (૨) ન૦ + નક્ષત્ર
**નખેદ** વિ૦ અશુભ
**નખોદ** ન૦ વંશનો ઉચ્છેદ (૨) સત્યાનાશ
**નખોદપાટી** સ્ત્રી૦ જુઓ નખોદ
**નખોદિયું** વિ૦ વિનાશકારક (૨) વાંઝિયું (૩) ન૦ નિર્વંશ થયેલાનું ધન
**નખોરિયું** ન૦ નખનો ઉઝરડો
**નગ** પું૦ પર્વત (૨) સાતની સંજ્ઞા
**નગણ** પું૦ ત્રણ લઘુ અક્ષરવાળો ગણ (છંદ-શાસ્ત્ર)
**નગ(-ગુ)ણું** વિ૦ ઉપકાર ભૂલી જનાર; કૃતઘ્ન
**નગદ(-દી)** વિ૦ રોકડું (૨) કીમતી (૩) ભારે; સંગીન

**નગપતિ** પું૦ હિમાલય
**નગર** ન૦ શહેર
**નગરકીર્તન** ન૦ શહેરમાં ગાતાગાતા ફરવું તે
**નગરચર્ચા** સ્ત્રી૦ લોકવાયકા
**નગરચો** પું૦ એક રમત
**નગરપડો** પું૦ નગરમાં દાંડી પિટાવવી તે
**નગરપ્રદક્ષિણા** સ્ત્રી૦ નગરની પ્રદક્ષિણા
**નગરશેઠ** પું૦ નગરનો આગેવાન શેઠ
**નગરશ્રેષ્ઠી** પું૦ જુઓ નગરશેઠ
**નગરી** વિ૦ નગરનું; શહેરી (૨) સ્ત્રી૦ શહેર
**નગ(-ગુ)રું** વિ૦ નગણું (૨) બેશરમ (૩) ગુરુ વિનાનું
**નગાધિરાજ** પું૦ હિમાલય
**નગારખાનું** ન૦ ટકોરખાનું
**નગારચી** પું૦ નગારું વગાડનાર
**નગારું** ન૦ ઢોલ
**નગીન** ન૦ રત્ન
**નગીનગર** પું૦ રત્ન જડનાર
**નગીનો** પું૦ નગીન; રત્ન (૨) ચતુર માણસ
**નગુણું** વિ૦ જુઓ નગણું
**નગુરું** વિ૦ જુઓ નગરું
**નગોડ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નગ્ન** વિ૦ નાગું (૨) ઉઘાડું (૩) બેશરમ
**નગ્નાવસ્થા** સ્ત્રી૦ નાગાપણું
**નઘરોળ** વિ૦ નઠોર; જડ (૨) બેફિકરું
**નઘોરું** વિ૦ + જુઓ નગણું
**નચ(-ચા)વવું** સ૦ ક્રિ૦ 'નાચવું'નું પ્રેરક રૂપ
**નચિકેત(-તા)** પું૦ (સં.) યમરાજ પાસેથી બ્રહ્મવિદ્યા શીખી લાવનાર બ્રાહ્મણકુમાર (ઉપનિષદ) (૨) અગ્નિ
**નચિંત** વિ૦ બેફિકર
**નચિંતપણું** ન૦ બેફિકરાઈ
**નચૂકી** સ્ત્રી૦ જુઓ નકૂચી
**નચૂકો** પું૦ જુઓ નકૂચો
**નછરું** વિ૦ અલગ; જુદું
**નછૂટકે** અ૦ નચાલ્યે; લાચારીથી
**નછોરવું** વિ૦ વાંઝિયું (૨) નાદાન
**નજદીક** અ૦ પાસે; નજીક
**નજર** સ્ત્રી૦ દૃષ્ટિ (૨) લક્ષ (૩) ભેટ
**નજરકેદ** સ્ત્રી૦ નજર આગળથી ખસે નહિ તેટલા પૂરતી કેદ
**નજરચૂક** સ્ત્રી૦ ધ્યાન બહાર રહેલી ભૂલ
**નજરચોર** પું૦ નજર ચૂકવનાર
**નજરચોરી** સ્ત્રી૦
**નજરબંધી** સ્ત્રી૦ જાદુથી લોકોની આંખને ભુલાવામાં નાખવી તે
**નજરબાગ** પું૦ મકાન પાસેનો બાગ
**નજરબાજ** વિ૦ સાવધાન; ચોમેર નજર રાખનાર
**નજરવેગ** પું૦ નજર જેવો વેગ
**નજરવેગું** વિ૦ નજરવેગવાળું; ખૂબ ત્વરિત
**નજરાણું** ન૦ ભેટ
**નજરાણો** પું૦ નજરાણું
**નજરા(-રો)નજર** અ૦ દેખતાં; આંખ સામે
**નજરિયું** ન૦ ગાલ પરનું મેશનું ટપકું (૨) ટુચકો
**નજરોનજર** અ૦ જુઓ નજરાનજર
**નજલો(-ખો)** પું૦ એક રોગ
**નજાકત** સ્ત્રી૦ નાજુકાઈ
**નજિસ** વિ૦ ગંદું (૨) નીચ; હલકું
**નજીક** અ૦ પાસે
**નજીવું** વિ૦ માલ વિનાનું (૨) સહેજ
**નજૂમ** પું૦ જ્યોતિષવિદ્યા
**નજૂમી** વિ૦ જ્યોતિષને લગતું (૨) પું૦ જોશી
**નટ,૰વો** પું૦ વેશ ભજવનાર (૨) દોરડા પર નાચનાર
**નટખટ** વિ૦ ખટનટ; ખટપટી; ધૂર્ત
**નટડી** સ્ત્રી૦ નટી
**નટનાગર** પું૦ કુશળ નટ (૨) (સં.) કૃષ્ણ
**નટનારાયણ** પું૦ એક રાગ
**નટરાજ** પું૦ (સં.) તાંડવ કરતા શિવ
**નટવર** પું૦ ઉત્તમ નટ (૨) (સં.) કૃષ્ણ
**નટવાઈ** સ્ત્રી૦ નટનો ધંધો (૨) આકાશચલણીની રમત
**નટવિદ્યા** સ્ત્રી૦ નટની વિદ્યા
**નટવી** સ્ત્રી૦ નટી
**નટવું** સ૦ ક્રિ૦ (નાટકમાં) ભાગ ભજવવો
**નટવો** પું૦ જુઓ નટ
**નટી** સ્ત્રી૦ નટની સ્ત્રી (૨) સૂત્રધારની સ્ત્રી (૩) વેશ ભજવનાર સ્ત્રી
**નટેશ્વર** પું૦ (સં.) શિવ
**નઠારું** વિ૦ ખરાબ; ગંદું
**નઠોર** વિ૦ શિખામણ ન લાગે એવું નફટ

**નઠોરપણું** ન૦
**નડ** સ્ત્રી૦ હરકત; વિઘ્ન (૨) ન૦ એક જાતનું બરુ
**નડતર** સ્ત્રી૦ ન૦ હરકત; વિઘ્ન (૨) ન૦ વળગણ
**નડવું** સ૦ ક્રિ૦ હરકત કરવી; પીડવું
**નડાવ** પું૦ નડતર
**નણદલ** સ્ત્રી૦ નણંદ
**નણદી** સ્ત્રી૦ જુઓ નણદલ
**નણદલવીર** પું૦ પતિ
**નણદોઈ** પું૦ નણંદનો વર
**નણંદ** સ્ત્રી૦ વરની બહેન
**નત** વિ૦ નમેલું (૨) ન૦ જુઓ નતાંશ
**નતવાળિયો** પું૦ મરનારની પાછળ વરસ સુધી રોજ જમનારો બ્રાહ્મણ
**નતાંશ** પું૦ આકાશીય શિરોબિંદુથી મપાતું અંતર; 'ઝેનિથ ડિસ્ટન્સ'
**નતિ** સ્ત્રી૦ નમસ્કાર (૨) નમવાની ક્રિયા
**નતીજો** પું૦ પરિણામ; ફળ
**નત્રવાયુ** પું૦ 'નાઇટ્રોજન' (પ. વિ.)
**નથ** સ્ત્રી૦ નાકની વાળી; વેસર
**નથડી(-ણી,-ની)** સ્ત્રી૦ નથ
**નથી** અ૦ ક્રિ૦ (વર્તમાનકાળ)
**નદ** પું૦ મોટી નદી
**નદવું** અ૦ ક્રિ૦ નાદ કરવો
**નદાત(-તિયું)** વિ૦ લીધેલું પાછું ન આપનાર; નાદાર
**નદારત(-દ)** અ૦ પાસે નથી; કાંઈ જ નહિ
**નદાવા** અ૦ હવે હક-દાવો ન રહ્યો
**નદી** સ્ત્રી૦
**નદીનાળું** ન૦
**નદીમાતૃક** વિ૦ નદીના પાણીથી પોષાયેલો (દેશ)
**નદીવ્યાઘ્રન્યાય** પું૦ આમ જાય તો નદીમાં ડૂબી મરે અને બીજી બાજુ જાય તો વાઘના પંજામાં સપડાય તેવો ન્યાય (બંને રીતે છૂટકો ન મળે તેવી સ્થિતિ)
**નધડકું** વિ૦ નીડર; સાહસિક (૨) ઉદ્ધત
**નધણિયાતું** વિ૦ ધણી વિનાનું (૨) નવારસું
**નધણિયું** વિ૦ જુઓ નધણિયાતું
**નનડવું** સ૦ ક્રિ૦ કનડવું; પજવવું
**નનામી** સ્ત્રી૦ ઠાઠડી
**નનામું** વિ૦ નામ વિનાનું (૨) લખનારની સહી વિનાનું
**નનાંગડું** વિ૦*
**નનૈયો** પું૦ નકાર
**નન્નુ(-ન્નો)** પું૦ નકાર
**નપગું** વિ૦ પગ વગરનું; લંગડું (૨) [લા.] પાયા વિનાનું; ઉટાંગ
**નપા(ભ)ટ** વિ૦ નઠારું
**નપાણિયું** વિ૦ પાણી વિનાનું (૨) પાણી પાયા વિના ઊછરેલું (૩) શૂરાતન વિનાનું
**નપાવટ** વિ૦ જુઓ નપાટ
**નપાસ** વિ૦ પાસ નહિ થયેલું
**નપુંસક** વિ૦ નાન્યતર જાતિનું (વ્યા.) (૨) પુરુષત્વ વિનાનું (૨) પું૦ હીજડો
**નપુંસકત્વ** ન૦
**નફકરું** વિ૦ બેફિકર; નિશ્ચિંત
**નફ(-ફ્ફ)ટ** વિ૦ બેશરમ
**નફટાઈ** સ્ત્રી૦ બેશરમી
**નફર(-રાન)** પું૦ ચાકર; ગુલામ
**નફરત** સ્ત્રી૦ તિરસ્કાર; ઘૃણા
**નફસ** પું૦ મનની ઇચ્છા (૨) દમ; શ્વાસોચ્છ્વાસ
**નફાખોરી** સ્ત્રી૦ બહુ જ નફો ખાવો તે
**નફેરી** સ્ત્રી૦ એક વાદ્ય
**નફો** પું૦ ફાયદો
**નફ્ફટ** વિ૦ જુઓ નફટ
**નબત્તર** વિ૦ નઠારું; નીચ
**નબદું** વિ૦ બદે નહિ એવું; ઉદ્ધત; નિરંકુશ
**નબળાઈ** સ્ત્રી૦ અશક્તિ; કમજોરી
**નબળું** વિ૦ અશક્ત; કમજોર
**નબળુંપાતળું** વિ૦ સારું ખોટું-જેવું હોય એવું (૨) કમજોર; દુર્બળ
**નબંધીવેળા*** સ્ત્રી૦
**નબંધું** વિ૦ નિરંકુશ; ઉચ્છૃંખળ
**નબાપું** વિ૦ બાપ વિનાનું
**નબીરો** પું૦ દીકરા કે દીકરીનું સંતાન
**નભ** ન૦ આકાશ
**નભગંગા** સ્ત્રી૦ જુઓ આકાશ ગંગા
**નભપત્ર** ન૦ આકાશનું પાંદડું; અસંભવિત વસ્તુ

**નભ(-ભો)મંડલ(-ળ)** ન૦ જુઓ આકાશ-મંડળ
**નભરસું** વિ૦ ખરાબ; બેસ્વાદ (૨) બેડોળ (૩) ભ્રમ વિનાનું
**નભરેચવું** અ૦ ક્રિ૦ હલકું પાડવું
**નભવું** અ૦ ક્રિ૦ ટકવું; પોષાવું
**નભસંગમ** પું૦; ન૦ પંખી; પક્ષી
**નભસીલ** ન૦*
**નભાવ** પું૦ નિભાવ; પોષણ; ગુજારો
**નભાવણી** સ્ત્રી૦ નભાવ
**નભાવવું** સ૦ ક્રિ૦ પોષવું (૨) ચલાવી લેવું
**નમક** ન૦ મીઠું; લૂણ; નિમક
**નમણ** ન૦ દેવપૂજનનું પાણી (૨) તોલમાં નમવું તે
**નમણી** સ્ત્રી૦ બળદ નીચું જોઈ રહે માટે તેને આગલે પગે ને શિંગડે બાંધેલી દોરી
**નમણું** વિ૦ નમેલું (૨) વાંકું
**નમતું** વિ૦ નીચે વળતું-ઢળતું (૨) ઢીલું (૩) નમ્ર; વિવેકી (૪) ન૦ નમવું-પાછા પડવું તે
**નમન** ન૦ નમસ્કાર
**નમનતા,૦ઈ** સ્ત્રી૦ નમ્રતા; નરમાશ
**નમયંતું** વિ૦ + નમેલું; નમતું
**નમવું** સ૦ ક્રિ૦ નીચા વળવું (૨) નમસ્કાર કરવા (૩) નમ્ર થવું
**નમસ્કાર** પું૦ નમન; વંદન
**નમસ્કૃત** વિ૦ નમસ્કાર કરાયેલું
**નમસ્કૃતિ** સ્ત્રી૦ નમસ્કાર; પ્રણામ
**નમસ્ક્રિયા** સ્ત્રી૦ જુઓ નમસ્કૃતિ
**નમાજ** સ્ત્રી૦ બંદગી
**નમાજી** વિ૦ બંદગી કરનાર; ભક્ત
**નમાયું** વિ૦ મા વિનાનું
**નમાર** પું૦ નીવાર; ખેડયા વિના ઊગેલી ડાંગર
**નમારમૂંડું** વિ૦ નવરું (૨) નિરંકુશ (૩) કુટુંબપરિવાર વિનાનું
**નમાલું** વિ૦ નકામું; શહૂર વિનાનું
**નમૂછિયું** વિ૦ મૂછ વિનાનું
**નમૂના(-ને)દાર** વિ૦ ઉત્તમ
**નમૂનો** પું૦ વાનગી (૨) જેના ઉપરથી નકલ કરવાની હોય તે મૂળ પ્રત કે વસ્તુ
**નમૂનોનિશાની** સ્ત્રી૦ પુરાવા પેટે આપેલું પરિશિષ્ટ
**નમેરું** વિ૦ નિર્દય
**નમ્યું** વિ૦ નમેલું (૨) ન૦ નમવું—પાછા પડવું તે
**નમ્ર** વિ૦ વિનયી; સાલસ
**નમ્રતા** સ્ત્રી૦
**નમ્રપણું** ન૦
**નય** પું૦ સદ્વર્તન (૨) રાજનીતિ (૩) દાર્શનિક મત—સિદ્ધાંત
**નયન** ન૦ આંખ
**નયનગોચર** વિ૦ દેખાય એવું; દૃષ્ટિગોચર
**નયનપથ** પું૦ જુઓ દૃષ્ટિપથ
**નયનામૃત** સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ; પ્રેમદૃષ્ટિ
**નયવ્યવહાર** પું૦ નયનો વ્યવહાર
**નયશાસ્ત્ર** ન૦ નીતિશાસ્ત્ર (૨) રાજનીતિશાસ્ત્ર
**નયાબત** સ્ત્રી૦ મુખત્યારી
**નર** પું૦ પુરુષવાચક પ્રાણી (૨) મનુષ્ય (૩) ચણિયારામાં ફરતો કમાડનો ખીલો (૪) (સં.) એક ઋષિ
**નરક** ન૦ દોજખ (૨) વિષ્ટા
**નરકકુંડ** પું૦ નરક રૂપી કુંડ
**નરકવાસ** પું૦ નરકમાં વાસ
**નરકાતીત** વિ૦ નરક જેને માટે નથી જ એવું
**નરકેસરી** પું૦ સિંહ જેવો વીર પુરુષ
**નરખ** સ્ત્રી૦ તપાસ (૨) દર; ભાવ
**નરખવું** સ૦ ક્રિ૦ + નીરખવું
**નરગેશ** ન૦ એક વનસ્પતિ
**નરગોટો** પું૦ હેડિયો
**નરઘું** ન૦ સંગીતમાં તાલ આપવા માટેનું વાદ્ય-તબલું
**નરજાતિ** સ્ત્રી૦ પુરુષવર્ગ (૨) પુંલ્લિંગ (વ્યા.)
**નરઝી** સ્ત્રી૦ એક પક્ષી
**નરડી** સ્ત્રી૦ ગળું (૨) શ્વાસનળી
**નરડો** પું૦ નરડી
**નરણું** વિ૦ ખાધા વિનાનું (૨) એકલું
**નરતું** વિ૦ નઠારું; ખરાબ
**નરદમ** વિ૦ શુદ્ધ; એક જ જાતનું (૨) અ૦ તદ્દન
**નરદેવ** પું૦ રાજા
**નર(-રા)ધીશ** પું૦ રાજા
**નરનારાયણ** પું૦ નર અને નારાયણ
**નરપતિ** પું૦ રાજા

**નરપલું** વિ૦ પાતળું; દૂબળું (૨) અટકચાળું
**નરપશુ** પું૦ પશુના જેવો માણસ
**નરફૂલ** ન૦ પુંકેસરવાળું ફૂલ
**નરફે** વિ૦+ નિર્ભય
**નરમ** વિ૦ સુંવાળું; મુલાયમ (૨) ધીરું; સાલસ (૩) પોચું; ઢીલું (૪) નબળું; કમજોર
**નરમાઈ** સ્ત્રી૦+ નરમપણું; નમ્રતા
**નરમાખ** પું૦ માખોનો નર
**નરમાદા** ન૦ બ૦ વ૦ નર અને માદા (૨) બરડવાંની જોડી
**નરમાશ** સ્ત્રી૦ નરમપણું; નમ્રતા
**નરમેધ** પું૦ જેમાં માણસને હોમવામાં આવે એ યજ્ઞ
**નરમો** પું૦ એક જાતનો કપાસ
**નરલોક** પું૦ મનુષ્યલોક; આ દુનિયા
**નરવાદાર** પું૦ નરવાની જમીનવાળો
**નરવી** વિ૦ સ્ત્રી૦ કુંવારી
**નરવું** વિ૦ નીરોગી (૨) અ૦ નરદમ
**નરવો** પું૦ નીરોગી માણસ (૨) કુંવારો માણસ (૩) કાયમી જમાબંધીવાળી જમીન (૪) જમીનનો વંશપરંપરાનો વહીવટ
**નરસ(-સું)** વિ૦ રસ વિનાનું (૨) નઠારું
**નરસકર** વિ૦ નઠારું
**નરસાઈ** સ્ત્રી૦ નરસાપણું
**નરસાપણું** ન૦
**નરસિંહ** પું૦ રાજા (૨) સિંહ જેવો બહાદુર પુરુષ (૩) નરસિંહાવતાર
**નરસિંહાવતાર** પું૦ જુઓ નૃસિંહાવતાર
**નરસું** વિ૦ જુઓ નરસ
**નરહરિ** પું૦ જુઓ નૃસિંહ
**નરાજ** સ્ત્રી૦ કોશ (ખોદવાની)
**નરાટો** પું૦ માણસ
**નરા(-રે)ણી** સ્ત્રી૦ નખ કાપવાનું ઓજાર
**નરાતાળ** અ૦ નરદમ
**નરાધમ** પું૦ અધમ-નીચ આદમી
**નરાધિપ** પું૦ રાજા
**નરી** સ્ત્રી૦ એક પક્ષી
**નરું(-ર્યું)** વિ૦ તંદુરસ્ત; નીરોગી (૨) અ૦ જુઓ નરદમ
**નરેઠાઠ** વિ૦ વેરાન



**નરેણી** સ્ત્રી૦ જુઓ નરાણી
**નરેનરું(-ર્યું)** વિ૦ નરદમ
**નરેશ** પું૦ રાજા
**નરેંદ્ર** પું૦ નરેશ; રાજા
**નરોત્તમ** પું૦ ઉત્તમ પુરુષ (૨) રાજા
**નર્ત** પું૦ નાચ
**નર્તક** પું૦ નાચનારો (૨) નટ
**નર્તકી** સ્ત્રી૦ નાચનારી (૨) નટડી
**નર્તન** ન૦ નાચ
**નર્મ** ન૦ રમત (૨) આનંદ (૩) ઠઠ્ઠામશ્કરી
**નર્યું** વિ૦ (૨) અ૦ જુઓ નરદમ
**નલ(-ળ)** પું૦ એક જાતનું નેતર (૨) પેટમાંનું મોટું આંતરડું (૩) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ (૪) [સં.] નળ રાજા–દમયંતીનો પતિ (૫) સેતુ બાંધનારો રામની સેનાનો એક વાનર નાયક
**નલા(-ળા)કાર** વિ૦ નળના આકારનું
**નલા(-ળા)સ્થિ** ન૦ નળાનું હાડકું
**નલિ(-ળિ)કા** સ્ત્રી૦ નળી
**નલિકામુખ** ન૦ નળીનું મોં
**નલિકાયંત્ર** ન૦ દૂરબીન
**નલિન** ન૦ કમળ
**નલિની** સ્ત્રી૦ કમળનો છોડ (૨) કમળનો સમૂહ (૩) કમળવાળું તળાવ
**નલિનીપત્ર** ન૦ કમળનું પાન
**નવ** વિ૦ નવું (૨) સુંદર (૩) '૯' (૪) અ૦ નહિ.
**નવકાર** પું૦ જુઓ નોકાર
**નવકારવળી** સ્ત્રી૦ જુઓ નોકારવળી
**નવકારશી(-સી)** સ્ત્રી૦ જુઓ નોકારશી
**નવકોણ** પું૦ નવ ખૂણાવાળી આકૃતિ
**નવઘરું** ન૦ નવ ગ્રહનાં નંગ જેમાં બેસાડેલા છે એવું ઘરેણું (૨) કસબી મોળિયું
**નવચંડી** સ્ત્રી૦ નવ દુર્ગાઓ (૨) તેમની સ્તુતિ, પૂજન, હોમ ઇત્યાદિ
**નવછકડી** સ્ત્રી૦ યુક્તિ
**નવછંદુ** વિ૦ હોશિયાર; પહોંચેલું
**નવજ(-જુ)વાન** વિ૦ યુવાનીમાં પ્રવેશ કરનાર (૨) પું૦ ઊગતો જુવાન
**નવજોત** સ્ત્રી૦ પારસીઓનો કસ્તી પહેરાવવાનો સંસ્કાર
**નવજોબન** ન૦ નવી જુવાની
**નવજોબના** સ્ત્રી૦ નવજુવાન સ્ત્રી

**નવટાંક** વિ૰ શેરના આઠમા ભાગ જેટલું (૨) ન૰ નવટાંકિયું
**નવટાંકિયું** ન૰ નવટાંકનું કાટલું
**નવટાંકી** સ્ત્રી૰ નવટાંકિયું
**નવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ સ્નાન કરાવવું (૨) [લા.] ઠગવું
**નવડો** પું૰ નવનો આંકડો-૯
**નવતર(-રું)** વિ૰ નવું
**નવતા** સ્ત્રી૰ નવાપણું
**નવતેરું** વિ૰ જુઓ નવતર
**નવત્વ** ન૰ જુઓ નવતા
**નવધા** અ૰ નવ પ્રકારે
**નવધાભક્તિ** સ્ત્રી૰ નવ પ્રકારની ભક્તિ (શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, સખ્ય, દાસ્ય અને આત્મનિવેદન)
**નવનવું** વિ૰ અવનવું
**નવનાગેલી** સ્ત્રી૰ એક રમત
**નવનિધ(-ધિ)** સ્ત્રી૰ બ૰ વ૰ કુબેરના નવ નિધિ (૨) [લા.] સર્વ પ્રકારની સમૃદ્ધિ
**નવનીત** ન૰ માખણ
**નવનેજા** પું૰ બ૰ વ૰ (૨) સ્ત્રી૰ મહા મુસ્કેલી
**નવનેજાં** ન૰ બ૰ વ૰ મહા મુસ્કેલી
**નવપલ્લવ** પું૰ નવાં પાનવાળી ડાળી; કૂંપળ
**નવપલ્લવિત** વિ૰ નવપલ્લવવાળું
**નવપંચમ*** પું૰
**નવબિંદુવૃત્ત** ન૰ 'નાઇન પોઇન્ટ સર્કલ' (ગ.)
**નવભુજ** ન૰ જુઓ નવકોણ
**નવમલ્લિકા** સ્ત્રી૰ જૂઈ
**નવમાલિકા** સ્ત્રી૰ જૂઈ
**નવમી** વિ૰ સ્ત્રી૰ નવમા ક્રમની (૨) સ્ત્રી૰ નોમ
**નવમું** વિ૰ ક્રમમાં આઠમા પછીનું
**નવયુવક** પું૰ નવજુવાન
**નવયૌવન** ન૰ નવી જુવાની
**નવયૌવના** સ્ત્રી૰ નવયૌવનવાળી સ્ત્રી
**નવરંગ** વિ૰ નવા રંગવાળું (૨) મોહક (૩) ન૰ એક પક્ષી
**નવરંગી** વિ૰ નવા રંગનું (૨) વિવિધ રંગવાળું (૩) છેલછબીલું
**નવરાઈ(-શ)** સ્ત્રી૰ ફુરસદ
**નવરાત(-ત્રિ,-ત્રી)** સ્ત્રી૰ ચૈત્ર તથા આસો માસના પક્ષની નવ તિથિઓ; નોરતાં
**નવરાતર** ન૰ બ૰ વ૰ નોરતાં; નવરાત્રિ
**નવરાત્ર** ન૰ બ૰ વ૰ જુઓ નવરાત
**નવરાત્રિ(-ત્રી)** સ્ત્રી૰ જુઓ નવરાત
**નવરાવવું** સ૰ ક્રિ૰ જુઓ નવડાવવું
**નવરું** વિ૰ કામ વગરનું (૨) કામથી ફારગ
**નવરોજ** પું૰ વસંત ઋતુનો સરખાં દિવસ અને રાત્રિવાળો દિવસ (૨) પારસીઓનું બેસતું વર્ષ
**નવલ** વિ૰ નવું; આશ્ચર્યકારક (૨) સ્ત્રી૰ તેવી બીના
**નવલકથા** સ્ત્રી૰ ગદ્યમાં લખેલી કલ્પિત વાર્તા
**નવલકથાકાર** પું૰ નવલકથાનો લેખક
**નવલકિશોર** પું૰ (સં.) કૃષ્ણ
**નવલખ** ન૰ નવલાખની કિંમતનું (૨) અગણિત (૩) અમૂલ્ય
**નવલખું** વિ૰ નવ લાખની પૂંજી કે આવકવાળું (૨) પૈસાદાર
**નવલનિચોર** વિ૰ નવાં નવાં વસ્ત્રો પહેરનાર
**નવલિકા** સ્ત્રી૰ નાની નવલકથા
**નવલું** વિ૰ નવું
**નવલોહિયું** વિ૰ નવા લોહીનું; જુવાન
**નવવધૂ** સ્ત્રી૰ નવી પરણેલી સ્ત્રી
**નવશિખાઉ** વિ૰ જેણે તાજેતર શીખવું શરૂ કર્યું હોય તેવું
**નવશેકું** વિ૰ જરાક ગરમ; કોકરવરણું
**નવશ્રાદ્ધ** ન૰ મરણ પછી ત્રીજે, પાંચમે, સાતમે, નવમે અને અગિયારમે દિવસે થતું શ્રાદ્ધ
**નવસર** વિ૰ નવ સેરનું
**નવસાર** પું૰ ધાતુઓ ગાળવાનો એક ખાર
**નવસેં(-સો)** વિ૰ '૯૦૦'
**નવસ્રું** વિ૰ વસ્ત્ર વગરનું; નાગું
**નવાઈ** સ્ત્રી૰ નવીનતા (૨) અચરજ
**નવાજવું** સ૰ ક્રિ૰ વધાવવું (૨) ભેટ આપવી
**નવાજિશ** સ્ત્રી૰ કૃપા (૨) બક્ષિસ
**નવા(-વી)જૂની** સ્ત્રી૰ જાણવા જેવા સમાચાર
**નવાજૂનું** વિ૰ જુઓ નવુંજૂનું
**નવાણ** ન૰ જળાશય
**નવા(-વ્વાં)ણુ(-ણું)** વિ૰ '૯૯'
**નવાબ** પું૰ સૂબો; મુસલમાન રાજા (૨) એક ઇલકાબ

**નવાબશાહી** સ્ત્રી૦ નવાબની સત્તા (૨) આપખુદી
**નવાબી** વિ૦ નવાબ સંબંધી (૨) સ્ત્રી૦ નવાબશાહી
**નવાર** પું૦ જુઓ નીવાર
**નવારસ(-સુ,-સું)** વિ૦ વારસ વગરનું
**નવારસિયું** વિ૦ નવારસ
**નવાલો** પું૦ કોળિયો
**નવાંકુર** પું૦ નવો ફૂટેલો અંકુર
**નવીજૂની** સ્ત્રી૦ જુઓ નવાજૂની
**નવીન** વિ૦ નવું
**નવીસંદો** પું૦ નવીનવી કલ્પનાથી લખનારો; લેખક (૨) લહિયો
**નવું** વિ૦ તરતનું (૨) બદલાયેલું (૩) શરૂ થતું
**નવુંજૂનું** વિ૦ નવું; અસાધારણ
**નવુંનક્કોર** વિ૦ તદ્દન નવું
**નવુંનોરું** વિ૦ જુઓ નવુંસવું
**નવુંસવું** વિ૦ તરતનું (૨) અપરિચિત
**નવેણ** સ્ત્રી૦ રસોડું; નાહ્યાધોયા વગર જ્યાં જઈ ન શકાય એવી જગા (૨) કોઈને અડકાય નહિ એવી જમતાં પહેલાંની પવિત્ર હાલત
**નવેણિયું** વિ૦ સ્વચ્છ; નવેણને લગતું (૨) ન૦ નવેણમાં પહેરવાનું કપડું
**નવેણિયો** પું૦ રાંધનારો; પીરસનારો
**નવેલી** સ્ત્રી૦ નવવધૂ
**નવેલો** પું૦ નહિયું
**નવેસર,૦થી** અ૦ ફરીથી શરૂ કરીને
**નવેળિયું** ન૦ ઘરની પાછળની છીંડી
**નવેળી** સ્ત્રી૦ છીંડી (૨) પાણી જવાની નીક
**નવેળું** ન૦ જુઓ નવેળિયું
**નવોઢા** સ્ત્રી૦ નવવધૂ (૨) નાયિકાનો એક પ્રકાર
**નવ્ય** વિ૦ નવું
**નવ્યાશી(-સી)** વિ૦ '૮૯'
**નવ્વાણુ(-ણું)** વિ૦ '૯૯'
**નવ્વો** પું૦ નવ આંકવાળું પત્તું કે પાસો
**નશાખોર** વિ૦ નશામાં ચકચૂર રહેનારું
**નશાખોરી** સ્ત્રી૦ વ્યસનમાં ચકચૂર રહેવું તે
**નશાબાજ** વિ૦ જુઓ નશાખોર
**નશાબાજી** સ્ત્રી૦ જુઓ નશાખોરી
**નશો** પું૦ કેફી ચીજથી ચડતો કેફ
**નશ્વર** વિ૦ નાશ પામે તેવું
**નશ્વરતા** સ્ત્રી૦ નશ્વરપણું
**નષ્ટ** વિ૦ નાશ પામેલું (૨) ખરાબ; નીચ
**નષ્ટાર્તવ** પું૦ સ્ત્રીઓનો એક રોગ
**નસ** સ્ત્રી૦ રગ; રસ વાહિની (૨) રેસો
**નસકોરી** સ્ત્રી૦ નસકોરામાંની કૂમળી ચામડી
**નસકોરું** ન૦ નાકનું કાણું (૨) નાક
**નસલ** સ્ત્રી૦ ઉત્પત્તિસ્થાન (૨) વંશ (૩) પત્તો
**નસવાણુ** વિ૦ અશક્ત; નંખાઈ ગયેલું
**નસવું** અ૦ ક્રિ૦ જોસથી હાંકવાથી બળદની ગરદનનું સૂજવું
**નસંક** ન૦ નાક સાફ કરવું તે
**નસંતાન** વિ૦ સંતાન વગરનું; વાંઝિયું (૨) ન૦ નિર્વંશપણું; નખોદ
**નસાડવું** સ૦ ક્રિ૦ 'નાસવું'નું પ્રેરક રૂપ
**નસાણું** ન૦ જુઓ નાસરડું
**નસિયત** સ્ત્રી૦ શિખામણ; શીખ (૨) સજા
**નસિયું** વિ૦ હઠીલું
**નસી(-સે)કવું** સ૦ ક્રિ૦ (નાક) સાફ કરવું
**નસીબ** ન૦ ભાગ્ય
**નસીબદાર** વિ૦ ભાગ્યશાળી
**નસીબવાદી** વિ૦ નસીબ પર આધાર રાખી બેસી રહેનારું; દૈવવાદી (૨) પું૦ નસીબવાદી માણસ
**નસીલું** વિ૦ જુઓ નસિયું
**નસીહત** સ્ત્રી૦ જુઓ નસિયત
**નસેકવું** સ૦ ક્રિ૦ જુઓ નસીકવું
**નસેસલો** પું૦ મડદું ઉપાડી જનાર (પારસીઓમાં)
**નસો** પું૦ બદબો; ગંદકી
**નસોતર** ન૦ એક ઔષધિ
**નસ્તર** ન૦ વાઢકાપ (૨) વાઢકાપ કરવાનું હથિયાર
**નહાતીધોતી** વિ૦ સ્ત્રી૦ અટકાવ આવતો થયો હોય તેવી (સ્ત્રી)
**નહાર** ન૦ વરુ (૨) પું૦ દિવસ
**નહિ(-હીં)** અ૦ ના
**નહિ(-હીં)તર** અ૦ નહિ તો
**નહિયું** ન૦ નખને લગતી ચામડીનો ભાગ
**નહીં** અ૦ જુઓ નહિ
**નહીંતર** અ૦ જુઓ નહિતર
**નહુષ** પું૦ (સં.) યયાતિનો પિતા

**નહેર** સ્ત્રી૦ સરોવર કે મોટી નદીમાંથી ખોદેલો મોટો કાંસ
**નહેરિયું** ન૦ નાની નહેર (૨) નાળું
**નહેરી** સ્ત્રી૦ નહેરથી પીતી જમીન
**નહોર** પું૦ પંજાનો નખ (૨) નખનો ઉઝરડો
**નહોરા** પું૦ બ૦ વ૦ કાલાવાલા; આજીજી
**નહોરિયું** ન૦ નખનો ઉઝરડો
**નળ** પું૦ જુઓ નલ
**નળવાયુ** પું૦ આંતરડાંનો વાયુ
**નળવાવું** અ૦ ક્રિ૦ અશક્ત બની જવું
**નળાકાર** વિ૦ નળ જેવા આકારનું
**નળિયું** ન૦ કવલું
**નળી** સ્ત્રી૦ ભૂંગળી (૨) ચાડું (૩) પવાલી
**નળો** પું૦ મોટી નળી (૨) ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે તેનું હાડકું (૩) પેડુથી છાતી સુધીનો ભાગ
**નળોકડી** સ્ત્રી૦ નેળ
**નંકાવું** અ૦ ક્રિ૦ ફૂટવું
**નંખાવવું** સ૦ ક્રિ૦ 'નાંખવું'નું પ્રેરક રૂપ
**નંખાવું** અ૦ ક્રિ૦ 'નાંખવું'નું કર્મણિ રૂપ (૨) ઓકવું (૩) દુર્બલ થઈ જવું
**નંગ** ન૦ એક વસ્તુ (૨) પહેલ પાડેલો હીરો (૩) [લા.] મૂર્ખ માણસ (૪) લુચ્ચો –ખંધો માણસ
**નંગદાર** વિ૦ નંગવાળું; નંગ જડેલું
**નંગિયું** વિ૦ જુઓ નંગદાર
**નંદ** પું૦ વાળિયો (૨) દેડકો (૩) આનંદ (૪) (સં.) કૃષ્ણને ઉછેરનાર ગોકુલનો મુખી (૫) મગધનો એક પ્રાચીન રાજવંશ
**નંદન** ન૦ (સં.) ઇંદ્રનું ઉપવન (૨) પું૦ દીકરો (૩) એક છંદ
**નંદનવન** ન૦ (સં.) ઇંદ્રનું ઉપવન
**નંદવવું** સ૦ ક્રિ૦ ભાગવું (કાચની વસ્તુને)
**નંદવાવું** અ૦ ક્રિ૦ ભાગવું (કાચની વસ્તુનું)
**નંદવું** સ૦ ક્રિ૦ નંદવવું (૨) ખુશ કરવું (૩) અ૦ ક્રિ૦ ખુશ થવું
**નંદા** સ્ત્રી૦ આનંદ (૨) નણંદ (૩) દુર્ગા (૪) પડવો, અગિયારશ, કે છઠ
**નંદિ(-દી)** પું૦ (સં.) શિવનો પોઠિયો
**નંદિની** સ્ત્રી૦ છોકરી
**નંબર** પું૦ અંક; આંકડો; ક્રમાંક
**નંબરવાર** અ૦ ક્રમસર
**ના** સ્ત્રી૦ નકાર (૨) અ૦ નહિ
**નાઇત્તેફાકી** સ્ત્રી૦ મતભેદ (૨) અણબનાવ
**નાઇલાજ** વિ૦ ઇલાજ વગરનું; લાચાર
**નાઈ(-વી)** પું૦ વાળંદ; હજામ
**નાઉમેદ** વિ૦ નિરાશ
**નાઉમેદી** સ્ત્રી૦ નિરાશા
**નાક** ન૦ નાસિકા (૨) સ્વર્ગ (૩) [લા.] આબરૂ (૪) કોઈ પણ વર્ગની મુખ્ય વસ્તુ
**નાકકટું** વિ૦ કપાયેલા નાકવાળું (૨) બેશરમ
**નાકછીંકણી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નાકબૂલ** વિ૦ નામંજૂર
**નાકલિસોટી** સ્ત્રી૦ માફી માગવા માટે જમીન ઉપર નાક ઘસવું તે
**નાકલીટી** સ્ત્રી૦ જુઓ નાકલિસોટી
**નાકસૂર** ન૦ નાકનો એક રોગ
**નાકાર(-રો)** પું૦ નકાર
**નાકારવું** સ૦ ક્રિ૦ નકારવું
**નાકાં** ન૦ બ૦ વ૦ દાળચોખાના ઝીણા કકડા
**નાકું** ન૦ કાણું (૨) જકાત લેવાનું થાણું (૩) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવું સ્થળ (૪) રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર (૫) [લા.] ગામમાં પેસવા બદલ અપાતો કર
**નાકેદાર** પું૦ થાણદાર
**નાકેદારી** સ્ત્રી૦ થાણદારપણું
**નાકેબંધી** સ્ત્રી૦ નાકેનાકે ચોકી મૂકી દેવી તે; ઘેરો
**નાકેસ** વિ૦ અપૂર્ણ; અધૂરું
**નાકૌવત** વિ૦ અશક્ત; કમજોર
**નાકૌવતી** સ્ત્રી૦ અશક્તિ; કમજોરી
**નાક્ષત્ર** વિ૦ નક્ષત્રને લગતું (૨) પું૦ ચાંદ્રમાસ; ચંદ્ર ૨૭ નક્ષત્રોમાં થઈને પસાર થાય તેટલો સમય
**નાક્ષત્રિક** વિ૦ (૨) પું૦ જુઓ નાક્ષત્ર
**નાક્ષત્રી** વિ૦ નક્ષત્રને લગતું
**નાખવું** સ૦ ક્રિ૦
**નાખુદા** પું૦ ટંડેલ
**નાખુશ** વિ૦ નારાજ
**નાખુશી** સ્ત્રી૦ નારાજી

**નાખોરું** ન૦ નાક; નસકોરું
**નાગ** પું૦ ફેણવાળો સાપ (૨) એક જાતનો ઉપદેવ (૩) હાથી (૪) શક લોકોની એક શાખાનો માણસ
**નાગકન્યા** સ્ત્રી૦ નાગની કન્યા (૨) પરમ સુંદર સ્ત્રી
**નાગકેસર** ન૦ એક વનસ્પતિ; કબાબચીની
**નાગખડિયો** પું૦ એક વનસ્પતિ
**નાગચંપો** પું૦ એક જાતનો ચંપો
**નાગડમણ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નાગડું** વિ૦ જુઓ નાગું (૨) નાજુક; નબળું
**નાગડો** પું૦ બાવો (તિરસ્કારમાં) (૨) લુચ્ચો માણસ
**નાગણ(-ણી)** સ્ત્રી૦ સાપણ (૨) હાથણી (૩) એક ઘરેણું
**નાગ(૦ર)ણું** ન૦ વાસણ ઊંચકવા કરાતો ગાળો (૨) દામણું (૩) હળને ધૂંસરી બાંધવાનું દોરડું
**નાગદમન** ન૦ (કૃષ્ણે કરેલું કાલીય) નાગનું દમન
**નાગદંત** પું૦ ભીંતમાં મારેલો ખીલો (૨) ટોલ્લો
**નાગદંતી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નાગદાવનો** પું૦ નાગડમણ
**નાગદેવતા** પું૦
**નાગપંચમી** સ્ત્રી૦ શ્રાવણ માસની પાંચમ
**નાગપાશ** પું૦ નાગના ગૂંચળા જેવો ફાંસો (૨) એક પ્રકારની વ્યૂહરચના (૩) ગાળો; સરકાગાંઠ (૪) વરુણનું આયુધ
**નાગપાંચમ** સ્ત્રી૦ જુઓ નાગપંચમી
**નાગપુષ્પ** ન૦ નાગચંપો
**નાગર** વિ૦ નગરનું (૨) સભ્ય (૩) બ્રાહ્મણોની એ નામની ન્યાતનું (૪) પું૦ એ ન્યાતનો માણસ (૫) સ્ત્રી૦ સૂંઠ
**નાગરણ** સ્ત્રી૦ નાગરની સ્ત્રી
**નાગરણું** ન૦ જુઓ નાગણું
**નાગરત્વ** ન૦ નાગરપણું
**નાગરપણું** ન૦
**નાગરમોથ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નાગરવેલ(-લી)** સ્ત્રી૦ એક વેલ (તેનાં પાન મુખવાસમાં ખવાય છે)
**નાગરસ** પું૦ અમૃત
**નાગરાજ** પું૦ શેષનાગ
**નાગરિક** વિ૦ શહેરનું (૨) પું૦ શહેરી
**નાગરિકતા** સ્ત્રી૦ શહેરીપણું
**નાગરી** વિ૦ નગરનું (૨) નાગર સંબંધી (૩) સ્ત્રી૦ શહેરી સ્ત્રી (૪) નાગરણ (૫) દેવનાગરી લિપિ
**નાગલી** સ્ત્રી૦ બાવટો
**નાગલોક** પું૦ પાતાળ
**નાગળ** ન૦ લંગર (૨) હળને ધૂંસરી બાંધવાની રાશ
**નાગાઈ** સ્ત્રી૦ નફટાઈ (૨) લુચ્ચાઈ
**નાગું** વિ૦ ઉઘાડું (૨) બેશરમ (૩) લુચ્ચું
**નાગુંટાટ** વિ૦ અસભ્ય
**નાગુંપૂગું** વિ૦ તદ્દન નાગું
**નાગેશ(-શ્વ)ર** પું૦ શેષનાગ
**નાગેંદ્ર** પું૦ શેષનાગ (૨) ઐરાવત
**નાગોરિયો** પું૦ એક રમત
**નાગો(-ઘો)રી** વિ૦ નાગોર ગામનું (૨) પું૦ ઢોર પાળનાર મુસલમાન ભરવાડની જાતનો માણસ
**નાચ** પું૦ નૃત્ય
**નાચકો** પું૦ ગર્વનો છણકો
**નાચણ** સ્ત્રી૦ નાચનારી (૨) નખરાંબાજ જુવાન સ્ત્રી
**નાચણઘૂઘરી** વિ૦ નખરાંબાજ
**નાચણવેડા** પું૦ બ૦ વ૦ વેશ્યાના ચાળા; નખરાં
**નાચણિયું** વિ૦ નાચવાનો ધંધો કરતું (૨) નખરાંબાજ
**નાચણિયો** પું૦ નાચનાર; નટ
**નાચણું** ન૦ નાચ
**નાચતમાશો(-સો)** પું૦ નાચ અને એવી બીજી મોજમજા
**નાચનારી** સ્ત્રી૦ નાચ કરનાર સ્ત્રી
**નાચવું** અ૦ ક્રિ૦ નાચ કરવો
**નાચાર** વિ૦ લાચાર
**નાચારી** સ્ત્રી૦ લાચારી
**નાચિકેત** પું૦ (સં.) અગ્નિ
**નાચીજ** વિ૦ નકામું
**નાજ** સ્ત્રી૦ લાડ
**નાજનીન** સ્ત્રી૦ પ્રિયા (૨) ખૂબસૂરત સ્ત્રી

**નાજર** પું૦ અદાલતનો એક અમલદાર (૨) હીજડો
**નાજુક** વિ૦ સુકુમાર
**નાજુકપણું** ન૦
**નાજુકાઈ** સ્ત્રી૦ નાજુકપણું
**નાજુકી** સ્ત્રી૦ જુઓ નાજુકાઈ
**નાઝણુસાંકળ** સ્ત્રી૦ દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું
**નાઝિમ** પું૦ વડો હાકેમ; ગવર્નર
**નાટ** ન૦ નૃત્ય (૨) યુક્તિ (૩) એક કપડું (૨) અ૦ નક્કી
**નાટક** ન૦ દૃશ્ય કાવ્ય
**નાટકકાર** પું૦ નાટક બનાવનાર (૨) નટ
**નાટકચેટક** ન૦ હાસ્યવિનોદ
**નાટકશાલા(-ળા)** સ્ત્રી૦ નાટક ભજવવાનું સ્થાન
**નાટકિયું** વિ૦ નાટકને લગતું (૨) ઢોંગી
**નાટકી** વિ૦ નાટકના જેવું; નાટકિયું
**નાટકીય** વિ૦ નાટકને લગતું
**નાટારંગ** પું૦ નાટક, નૃત્ય વગેરેનો રંગ–આનંદ
**નાટિકા** સ્ત્રી૦ ટૂંકું નાટક
**નાટ્ય** ન૦ નૃત્ય અને અભિનય
**નાટ્યકલા(-ળા)** સ્ત્રી૦
**નાટ્યશાસ્ત્ર** ન૦
**નાટ્યાંગ** ન૦ નાટકનાં દશ અંગમાંનું એક
**નાઠાબારી** સ્ત્રી૦ છૂટવાનો માર્ગ
**નાડ** સ્ત્રી૦ રગ (ખાસ કરીને કાંડા પાસેની જેના ઉપરથી લોહીની ગતિ વૈદ્ય પારખે છે.) (૨) આળા ચામડાને આમળીને બનાવેલો દોર; નાડણું (૩) કમળની પોલી નળી–દાંડી (૪) [લા.] વલણ (૫) લગામ; કાબૂ
**નાડણુ** ન૦ ઝૂંસરું બાંધવાનું દોરડું
**નાડવું** સ૦ ક્રિ૦ નાડ–દોરડાથી જકડીને બાંધવું
**નાડાછડી** સ્ત્રી૦ બે અથવા વધારે રંગની સૂતરની દોરી
**નાડાછોડ** વિ૦ વિષયી; કામી (૨) સ્ત્રી૦ નાડું છોડવું તે (૩) લઘુશંકા
**નાડાવા** અ૦ નાઠા જેટલે અંતરે
**નાડી** સ્ત્રી૦ નાડ; રગ (૨) નાની દોરી
**નાડીતંત્ર** ન૦ નાડીઓનું તંત્ર
**નાડીપરીક્ષા** સ્ત્રી૦ નાડીની પરીક્ષા
**નાડીવૈદ(-દ્ય)** પું૦ નાડી ઉપરથી રોગ પારખનાર વૈદ્ય
**નાડું** ન૦ નાની દોરી (૨) નાડાછડી (૩) લેંઘા કે ઘાઘરામાં ઘાલવાની દોરી (૪) અંબોડો બાંધવાની દોરી (૫) હદ; આંકો
**નાણવું** સ૦ ક્રિ૦ તપાસવું; અજમાવી જોવું
**નાણાબજાર** ન૦ શરાફોનું બજાર; ચોકસી બજાર
**નાણાભીડ** સ્ત્રી૦ નાણાંની તંગી
**નાણાવટ** સ્ત્રી૦ નાણાબજાર
**નાણાવટી** પું૦ શરાફ (૨) પૈસાદાર માણસ
**નાણાવટું** ન૦ શરાફનો ધંધો
**નાણું** ન૦ ચલણી સિક્કો (૨) ધન; પૈસો
**નાત** સ્ત્રી૦ જ્ઞાતિ; જાત (૨) નાતના માણસોને આપેલું જમણ
**નાતજાત** સ્ત્રી૦ જ્ઞાતિ અને જાતિ
**નાતરસ** વિ૦ ઘાતકી
**નાતરાળ** વિ૦ સ્ત્રી૦ નાતરાની સ્ત્રી
**નાતરિયું** વિ૦ નાતરું કરવાની છૂટવાળું (૨) નાતરાનું (૩) એભથ્થું; એક જાતનું નહિ તેવું
**નાતરું** ન૦ સ્ત્રીનું ફરીથી પરણવું તે (૨) જોડકામાંથી એક નંગ જતું રહી તેની જગાએ બીજી વિજાતીય વસ્તુનું આવવું તે
**નાતવરો** પું૦ જ્ઞાતિભોજન
**નાતવાન** વિ૦ નબળું; લાચાર
**નાતાલ** સ્ત્રી૦ ડિસેંબરની પચીસમીથી તેની આખર તારીખ સુધી ચાલતા ખ્રિસ્તી તહેવારો
**નાતીલું** વિ૦ નાતનું
**નાતો** પું૦ સંબંધ
**નાથ** પું૦ સ્વામી (૨) માલિક (૩) જોગીઓની એક અટક (૪) સ્ત્રી૦ નથ (૫) બળદ વગેરેની નાકની આરપાર ઘાલવામાં આવતી દોરી
**નાથણું** ન૦ પલ્લાં લટકાવવાની દોરી
**નાથવું** સ૦ ક્રિ૦ (બળદને) નાથ ઘાલવી (૨) અંકુશમાં આણવું (૩) પલોટવું
**નાથી** વિ૦ + ભોંકાતું (૨) અંકુશમાં રાખતું
**નાદ** પું૦ અવાજ (૨) ટેવ; છંદ (૩) ગર્વ
**નાદબિંદુ** ન૦ નાદનું અનુસંધાન કરવાનું બિંદુ (યોગ) (૨) એ નામનું ઉપનિષદ
**નાદબ્રહ્મ** પું૦; ન૦ નાદરૂપી પરમાત્મા

**નાદર** વિ૦ ઉત્તમ

**નાદશાસ્ત્ર** ન૦ નાદ—અવાજનું શાસ્ત્ર 'ઍકાઉસ્ટિક્સ'

**નાદાત્મક** વિ૦ નાદરૂપ; નાદને લગતું

**નાદાન** વિ૦ અણસમજુ; મૂર્ખ

**નાદાનિયત** સ્ત્રી૦ નાદાનપણું

**નાદાની** સ્ત્રી૦ નાદાનપણું

**નાદાર** વિ૦ કંગાલ (૨) દેવાળિયું (૩) પું૦ કંગાલ માણસ (૪) દેવાળિયો

**નાદારી** સ્ત્રી૦ ગરીબી (૨) દેવાળું

**નાદિહંદ** વિ૦ દેવાળિયું

**નાદી** વિ૦ અભિમાની (૨) વ્યસની; છંદીલું (૩) અવાજવાળું

**નાદીરશાહી** સ્ત્રી૦ જુલમી રાજ્યકારભાર

**નાદુરસ્ત** વિ૦ માંદું

**નાદુરસ્તી** સ્ત્રી૦ અનારોગ્ય; માંદગી

**નાધડું** વિ૦ + નાનું (પ.)

**નાન** ન૦ મુસલમાન ભઠિયારા જે મોટી રોટી બનાવે છે તે; પાંઉ (૨) કમીપણું (૩) કુટુંબમાં મોટી ઉમરના માણસનો અભાવ

**નાનકડું** વિ૦ નાનું

**નાનખટાઈ** સ્ત્રી૦ એક ખાદ્ય પદાર્થ

**નાનડિયું** વિ૦ નાનું

**નાનપ(-મ)** સ્ત્રી૦ હલકાઈ; ગૌણપણું; ઓછપ

**નાનપણ** ન૦ બાળપણ

**નાનમ** સ્ત્રી૦ જુઓ નાનપ

**નાના** વિ૦ વિધવિધ

**નાનાકાર** વિ૦ અનેક આકારનું

**નાનાભાતી** વિ૦ વિધવિધ ભાતનું

**નાનારૂપ** વિ૦ વિધવિધ રૂપનું

**નાનાવર્ણ** વિ૦ વિધવિધ રંગનું

**નાનાવિધ** વિ૦ અનેક પ્રકારનું (૨) અ૦ અનેક પ્રકારે

**નાની** સ્ત્રી૦ માની મા

**નાનું** વિ૦ થોડી ઉમરનું (૨) કદમાં અલ્પ

**નાનુંધાપું** ન૦ બળદની નાથ

**નાનુંસૂનું** વિ૦ નજીવું; સાધારણ

**નાનેરું** વિ૦ નાનું

**નાનો** પું૦ માનો બાપ

**નાનોબો** પું૦ જુવાનોનો સમુદાય

**નાન્યતર** વિ૦ નપુંસક લિંગનું (વ્યા.)

**નાપતું** વિ૦ લાગુ પડે નહિ એવું

**નાપસંદ** વિ૦ અણગમતું (૨) અમાન્ય

**નાપસંદગી** સ્ત્રી૦ અણગમો (૨) માન્ય ન થવું તે

**નાપાક** વિ૦ અપવિત્ર

**નાપાકી** સ્ત્રી૦ અપવિત્રતા

**નાપાસ** વિ૦ નાપસંદ

**નાપિક(-ત)** પું૦ વાળંદ; હજામ

**નાફરમાન** વિ૦ હુકમનો અનાદર કરનારું

**નાફરમાની** સ્ત્રી૦ હુકમની અવજ્ઞા

**નાફેરવાદ** પું૦ ન ફેરવવું એવો મત

**નાફેરવાદી** વિ૦ (૨) પું૦ નાફેરવાદમાં માનનાર

**નાબૂદ** વિ૦ ખેદાનમેદાન; હોય જ નહિ તેવું કરેલું—થયેલું

**નાબૂદી** સ્ત્રી૦ સમૂળ ઉચ્છેદ—નાશ

**નાભિ** સ્ત્રી૦ દૂંટી (૨) કેંદ્ર; મધ્યભાગ (૩) પૈડાનો મધ્યભાગ જ્યાં ધરી રહે છે અને આરાઓ મળે છે

**નાભિકમલ(-ળ)** ન૦ દૂંટીરૂપી કમળ

**નાભિજીવા** સ્ત્રી૦ ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી

**નાભિનાલ(-ળ)** સ્ત્રી૦ જુઓ નાભિજીવા

**નાભિસારણ** સ્ત્રી૦ નાભિનો એક રોગ

**નાભ્યંતર** ન૦ નાભિનો અંદરનો ભાગ

**નામ** ન૦ સંજ્ઞા (૨) વ્યાકરણમાં શબ્દના મુખ્ય પાંચ વર્ગમાંનો એક (૩) કીર્તિ

**નામકરણ** ન૦ નામ પાડવાનો વિધિ

**નામ(-મુ)કર** વિ૦ નાકબૂલ; હા કહ્યા પછી ફરી જનારું

**નામચા*** સ્ત્રી૦

**નામચીન** વિ૦ નામીચું

**નામજાદું** વિ૦ પ્રખ્યાત

**નામજોગ(-ગી)** વિ૦ જેનું નામ લખ્યું હોય તેને જ મળે તેવું (હૂંડી માટે)

**નામઠામ** ન૦ નામ અને ઠામ; સરનામું

**નામણદીવો** પું૦ જુઓ રામણદીવો

**નામદાર** વિ૦ મશહૂર (૨) માનવંત

**નામદારી** સ્ત્રી૦ પ્રખ્યાતિ

**નામધાતુ** પું૦ નામ ઉપરથી બનેલો ધાતુ (વ્યા.)

**નામધારક** વિ૦ કોઈનું નામ ધારણ કરનારું; ઢોંગી

**નામધારી** વિ૦ જુઓ નામધારક

**નામના** સ્ત્રી૦ કીર્તિ

**નામનિર્દેશ** પું૦ નામનો ખાસ ઉલ્લેખ (૨) નામ બોલીને કરેલી ગણતરી

**નામનિશાન** ન૦ નામ અને બીજું ચિહ્ન

**નામનું** વિ૦ માત્ર દેખાડવાનું જ; કહેવામાત્ર

**નામમાત્ર** વિ૦ નામ પૂરતું; નામનું જ

**નામયોગી** વિ૦ શબ્દયોગી (અવ્યય) [વ્યા.]

**નામમુદ્રા** સ્ત્રી૦ નામવાળો સિક્કો ( સીલ મારવાનો )

**નામરાશિ** વિ૦ એક નામનું; એક રાશિના નામવાળું

**નામર્દ** વિ૦ બાયલું

**નામર્દાઈ** સ્ત્રી૦ બાયલાપણું

**નામર્દી** સ્ત્રી૦ બાયલાપણું

**નામલેણું** ન૦ નામ લેવું તે; નામસ્મરણ

**નામવર** વિ૦ પ્રખ્યાત

**નામવાચક** વિ૦ નામ બતાવનાર (વ્યા.)

**નામવું** સ૦ ક્રિ૦ (પ.) નમાવવું (૨) રેડવું

**નામશેષ** વિ૦ માત્ર નામ બાકી રહ્યું હોય તેવું; નાશ પામેલું

**નામસ્મરણ** ન૦ નામ લેવું-યાદ કરવું તે

**નામંજૂર** વિ૦ નાકબૂલ

**નામંજૂરી** સ્ત્રી૦ નામંજૂર થવું તે

**નામાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી૦ નામની ટીપ

**નામાંકિત** વિ૦ પ્રખ્યાત

**નામાંતર** ન૦ નામ બદલી નાખવું તે (૨) (૨) બીજું નામ

**નામી** વિ૦ પ્રખ્યાત (૨) સુંદર

**નામીચું** વિ૦ પ્રખ્યાત (૨) સરસ

**નામુક(-ક્ક)ર** વિ૦ જુઓ નામક્કર

**નામુનાસ(-સિ)બ** વિ૦ ગેરવાજબી

**નામુરાદ** વિ૦ નિરાશ

**નામું** ન૦ જમેઉધારનો નામવાર હિસાબ (૨) હક; દાપું (૩) વર્ણન; ઇતિહાસ ઉદા૦ સિકંદરનામું (૪) નામ લખવાં તે

**નામુંઠામું** ન૦ નામાનો વિગતવાર હિસાબ

**નામુંલેખું** ન૦ નામુંઠામું

**નામે** અ૦ નામ ઉપર; ને ખાતે (૨) નામથી; વેશે

**નામેરી** વિ૦ એક જ નામનું

**નામોશી** સ્ત્રી૦ હીણપત

**નાયક** પું૦ આગેવાન સરદાર (૨) નાટકનું કે વાર્તાનું મુખ્ય પાત્ર

**નાયકડી** સ્ત્રી૦ એક જાતની ભીલડી

**નાયકડો** પું૦ એક જાતનો ભીલ

**નાયકણ(-ણી)** સ્ત્રી૦ વેશ્યા

**નાયકા** સ્ત્રી૦ જુઓ નાયિકા

**નાયડી** સ્ત્રી૦ ( પેઢાની ) નાભિ (૨) તાંત; ચામડાની પાતળી દોરી (૩) કામઠું; ધનુષ્ય (૪) સુતાર લાકડાના જે ઢીમચા ઉપર લાકડાં ઘરે છે તે

**નાયબ** વિ૦ હાથ નીચેનું—મદદગાર

**નાયિકા** સ્ત્રી૦ મુખ્ય સ્ત્રીપાત્ર (૨) અગ્રેસર સ્ત્રી (૩) ગુણકા; રામજની

**નાર** પું૦ પાણી (૨) પ્રાણી (૩) સ્ત્રી૦ નારી; સ્ત્રી

**નારકી,૦ય** વિ૦ નરકનું

**નારખું** ન૦ ચમરખું (૨) પૈડાની નાભિમાં ઘાલવામાં આવતી લોઢાની ચૂડી

**નારગડું** ન૦ છાતી; સ્તન

**નારદ** પું૦ (સં.) એક દેવર્ષિ; બ્રહ્માના એક માનસપુત્ર

**નારદવેડા** પું૦ બ૦ વ૦ બે જણને લડાવવાની કળા

**નારલી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**નારંગ** પું૦ નારંગીનું ઝાડ (૨) પ્રાણી (૩) જોડકું (૪) વ્યભિચારી

**નારંગિયું** વિ૦ નારંગી રંગનું

**નારંગી** વિ૦ નારંગી રંગનું (૨) સ્ત્રી૦ એક ફળ

**નારા** સ્ત્રી૦ નાની નદી

**નારાચ** પું૦ એક છંદ (૨) ન૦ લોઢાનું બાણ

**નારાજ** વિ૦ નાખુશ

**નારાજી** સ્ત્રી૦ નાખુશી

**નારાટ*** પું૦

**નારાયણ** પું૦ (સં.) શેષશાયી વિષ્ણુ (૨) એક ઋષિ; નરના સાથી (૩) સંન્યાસી

**નારાયણબલિ(-ળિ)** પું૦ અવગતિ પામેલા પૂર્વજોના ઉદ્ધાર માટે અપાતો બલિ
**નારાયણી** સ્ત્રી૦ દુર્ગા (૨) લક્ષ્મી
**નારિ(-ળિ)યેળ** ન૦ શ્રીફળ
**નારિ(-ળિ)યેળી** સ્ત્રી૦ નારિયેળનું ઝાડ
**નારિ(-ળિ)યેળીપૂનમ** સ્ત્રી૦ શ્રાવણી પૂર્ણિમા
**નારીકુંજર** પું૦ હાથીનો દેખાવ દેખાય તેવી સ્ત્રીઓના ચિત્રની ગોઠવણ
**નારીપ્રતિષ્ઠા** સ્ત્રી૦ સ્ત્રીઓ પ્રત્યેનો આદર
**નારુ** પું૦ વસવાયો (૨) વસવાયાની હકસાઈ
**નારુકારુ** વિ૦ હલકી જાતનું (૨) પું૦ બ૦ વ૦ વસવાયાંની ચૌદ જાત; નવ નારુ અને પાંચ કારુ
**નારું** ન૦ ગૂમડું પાકીને પડેલો શાર (૨) એક રોગ જેમાં ફોલ્લાઓ થઈ અંદરથી સૂતર જેવો લાંબો કીડો નીકળે છે
**નાલકી** સ્ત્રી૦ એક જાતની પાલખી
**નાલાયક** વિ૦ અયોગ્ય
**નાલાયકી** સ્ત્રી૦ અયોગ્યતા
**નાલિ(-લી)** સ્ત્રી૦ મોરી; નીક (૨) નાડી; નસ
**નાલિકેર** ન૦ નાળિયેર
**નાલેશી(-સી)** સ્ત્રી૦ નિંદા; બદગોઈ
**નાવ** સ્ત્રી૦; ન૦ હોડી; વહાણ
**નાવડી** સ્ત્રી૦ નાની હોડી
**નાવડું** ન૦ હોડકું
**નાવણ** ન૦ સ્નાન (૨) ઋતુસ્નાન (૩) રજ; આર્તવ
**નાવણિયું** ન૦ સ્નાન (પ.) (૨) નાહવાની જગા
**નાવણિયો** પું૦ જુઓ ઉનામણિયું
**નાવલિયો** પું૦ પતિ
**નાવલો** પું૦ પતિ
**નાવાકેફ** વિ૦ અજાણ; અપરિચિત
**નાવારસ(-સી)** વિ૦ વારસ વગરનું (૨) નધણિયાતું
**નાવિક** પું૦ વહાણવટી (૨) સુકાની
**નાવી** પું૦ હજામ
**નાશ** પું૦ સંહાર; પાયમાલી (૨) નુકસાન; તોટો
**નાશક(-કારક)** વિ૦ નાશ કરનારું
**નાશન** વિ૦ જુઓ નાશક (૨) ન૦ નાશ



**નાશવંત** વિ૦ નાશ પામે તેવું; નશ્વર
**નાશવાન** વિ૦ જુઓ નાશવંત
**નાશેહ** સ્ત્રી૦ શેહમાં ન હોવું તે; શેતરંજની રમતમાં રાજાને શેહમાંથી ખસેડવો તે
**નાસ** પું૦ નાક વાટે ધૂણી કે વરાળ લેવી તે (૨) ઠેકાણું (૩) તપાસ
**નાસણું** ન૦ નાસવું તે; નાસભાગ
**નાસતપાસ** સ્ત્રી૦ તપાસ; ભાળ
**નાસપાતી** સ્ત્રી૦; ન૦ એક ફળ
**નાસભાગ** સ્ત્રી૦ નાસાનાસ
**નાસરકું** ન૦ ત્રાસથી વતન છોડી નાસવું તે
**નાસરી** સ્ત્રી૦ બાર બદામ જેટલી કિંમતનો સિક્કો (માત્ર ગણતરીમાં)
**નાસવાબ** વિ૦ ખોટું; પાપી
**નાસવું** અ૦ ક્રિ૦ દોડવું (૨) જતા રહેવું
**નાસા(-સિકા)** સ્ત્રી૦ નાક (૨) દરવાજાનો ઉપલો ભાગ જેમાં ગણપતિનું ચિત્ર કાઢેલું હોય છે (૩) અરડૂસી
**નાસા(-સિકા)ગ્ર** ન૦ નાકનું ટેરવું
**નાસાનાસ(-સી)** સ્ત્રી૦ દોડાદોડ; નાસભાગ
**નાસાબિત** વિ૦ સાબિત ન થયેલું
**નાસા(-સિકા)સ્થિ** ન૦ નાકનું હાડકું
**નાસિકાગ્ર** ન૦ જુઓ નાસાગ્ર
**નાસિક્ય** વિ૦ નાકનું; નાકને લગતું (૨) પું૦ અનુનાસિક અવાજ (૩) અનુનાસિક વ્યંજન
**નાસિક્યવિધાન** ન૦ નાક વીંધવું તે
**નાસિ(-સી)પાસ** વિ૦ નિરાશ
**નાસિ(-સી)પાસી** સ્ત્રી૦ નિરાશા
**નાસૂર** વિ૦ નાક અને ગળા વગેરેમાં પડતું સડાનું છિદ્ર—એક રોગ
**નાસેડુ** વિ૦ નાસી જનારું (૨) પું૦ નાસી જનાર માણસ
**નાસોદર** પું૦ એક રોગ
**નાસ્તિ** સ્ત્રી૦ અભાવ
**નાસ્તિક** વિ૦ ઈશ્વર, પરલોક, કર્મફળ વગેરે નથી એમ માનનારું (૨) પું૦ તેવો માણસ; ચાર્વાક
**નાસ્તિકતા** સ્ત્રી૦ નાસ્તિકપણું
**નાસ્તિકપણું** ન૦
**નાસ્તિક્ય** ન૦ નાસ્તિકપણું
**નાસ્તિતા** સ્ત્રી૦

**નાસ્તિવાચી** વિ૦ નથી એમ કહેનાર; નાસ્તિક
**નાસ્તિવાદ** પું૦ નાસ્તિક મત
**નાસ્તિવાદી** વિ૦ (૨) પું૦ જુઓ નાસ્તિક
**નાસ્તો** પું૦ હાજરી; શિરામણ
**નાહક** અ૦ વગરકારણે
**નાહવું** અ૦ ક્રિ૦ સ્નાન કરવું
**નાહિયણ** સ્ત્રી૦ ભાટણ
**નાહીં** અ૦ (પ.) નહિ
**નાળ** સ્ત્રી૦ લાંબી પોલી નળી (૨) ગર્ભમાં બાળકની દૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી (૩) ઘોડા તથા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પટી (૪) નેળ (૫) નળિયું (૬) પરનાળ
**નાળકું(-ચું,-વું)** ન૦ પ્રવાહી પદાર્થ રેડવા માટેની અમુક આકારની ભૂંગળી
**નાળગોળો** પું૦ તોપનો ગોળો
**નાળબંદ(-ધ)** પું૦ નાળ જડનારો
**નાળબંદી(-ધી)** સ્ત્રી૦ નાળ જડવાની ક્રિયા કે ધંધો
**નાળિયું** ન૦ નેળ
**નાળિયેર** ન૦ જુઓ નારિયેળ
**નાળિયેરી** સ્ત્રી૦ જુઓ નારિયેળી
**નાળિયેરી પૂનમ** સ્ત્રી૦ જુઓ નારિયેળી પૂનમ
**નાળિયેરો** પું૦ નાળિયેરનો ઝાડ
**નાળી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નાળું** ન૦ વહેળો; નાની નદી
**નાળો** પું૦ પાણીમાં થતો એક વેલો
**નાંખ** સ્ત્રી૦ ઊલટી; વાંતિ
**નાંખવું** સ૦ ક્રિ૦ નાખવું
**નાંગર** ન૦ લંગર
**નાંગરણું** ન૦ જુઓ નાગરણું
**નાંગર(-ળ)વું** સ૦ ક્રિ૦ લંગરવું (૨) જોતરવું
**નાંગળ** સ્ત્રી૦ લંગર (૨) અવરોધ; અટકાવ (૩) હળને ધૂંસરી બાંધવાની રાશ
**નાંગળવું** સ૦ ક્રિ૦ જુઓ નાંગરવું
**નાંગળું** ન૦ કાણું; ગાજ
**નાંઢિયો** પું૦ પોઠિયો (૨) છોકરો
**નાંદી** સ્ત્રી૦ આશીર્વાદાત્મક શ્લોક; આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશવાળો નાટકનો પ્રારંભનો શ્લોક
**નાંદીમુખ** ન૦ પુત્રજન્મ, વિવાહ વગેરે માંગળિક પ્રસંગે કરાતું એક શ્રાદ્ધ
**નાંદીશ્રાદ્ધ** ન૦ જુઓ નાંદીમુખ
**નાંધડિયું** વિ૦ નાનું
**નાંધલી** સ્ત્રી૦ છોકરી
**નાંધલું** વિ૦ નાનું
**નિકટ** વિ૦ પાસેનું (૨) અ૦ પાસે
**નિકર** પું૦ સમૂહ
**નિકષ** પું૦ સરાણ (૨) કસોટી
**નિકષશિલા** સ્ત્રી૦ સરાણનો પથ્થર (૨) કસોટીનો પથ્થર
**નિકંદન** ન૦ નાશ
**નિકા** પું૦ લગ્ન
**નિકાય** પું૦ રહેઠાણ (૨) શરીર (૩) વર્ગ; સમૂહ
**નિકાલ** પું૦ ફેંસલો (૨) નીકળવાનો માર્ગ
**નિકાલી** વિ૦ નિકાલને લગતું
**નિકાશ(-સ)** સ્ત્રી૦ માલનું પરદેશ જવું તે
**નિકાશ(-સ)કર** પું૦ નિકાશ કરનાર
**નિકાશી(-સી)** વિ૦ નિકાસ માટેનું; નિકાસ માટે યોગ્ય
**નિકાસવું** સ૦ ક્રિ૦ નિકાસ કરવી (૨) બહાર કાઢવું
**નિકુંજ** સ્ત્રી૦ વનસ્પતિની ઘટા
**નિકૃષ્ટ** વિ૦ અધમ; હલકું (૨) પાસે
**નિકૃષ્ટતા** સ્ત્રી૦
**નિકેત** પું૦ જુઓ નિકેતન
**નિકેતન** ન૦ સ્થાન; ઘર
**નિકોરી** સ્ત્રી૦ નીક; મોરી
**નિકોઢી** સ્ત્રી૦ એક વનસ્પતિ—ઔષધિ
**નિક્ષિપ્ત** વિ૦ ફેંકેલું (૨) મોકલેલું (૩) તજેલું (૪) થાપણ તરીકે મૂકેલું—સોંપેલું
**નિક્ષેપ** પું૦ ફેંકવું તે (૨) મોકલવું તે (૩) ત્યાગ (૪) ન્યાસ; થાપણ
**નિક્ષેપી** પું૦ જેને માલ સોંપ્યો હોય તે માણસ
**નિક્ષેપ્તા** પું૦ માલ સોંપનાર
**નિખરાવવું** સ૦ ક્રિ૦ 'નિખારવું' નું પ્રેરક રૂપ
**નિખર્વ** વિ૦ અબજ
**નિખા(-ષા)દ** પું૦ જુઓ નિષાદ
**નિખાર** પું૦ મોટી ઓટ (૨) ખેળ કાઢવી —ધોવું તે (૩) ખેળ; કાંજી

**નિખારવું** સ૦ ક્રિ૦ ખેળ કાઢવી; ધોવું
**નિખાલસ** વિ૦ ખુલ્લા-શુદ્ધ દિલનું
**નિખાલસતા** સ્ત્રી૦
**નિખિલ** વિ૦ બધું
**નિગડ** ન૦ બેડી (૨) હાથીના પગમાં નાખવાની સાંકળ (૩) હેડ; ડેરો
**નિગમ** પું૦ વેદ; ધર્મશાસ્ત્ર (૨) ઈશ્વર (૩) અંત
**નિગમન** ન૦ સાર; નિકાલ (૨) ન્યાયનાં પંચાવયવ વાક્યમાં છેલ્લું-પાંચમું-જેમાં પ્રતિજ્ઞાવાક્યમાં જણાવેલી વાત સિદ્ધ થઈ એવું સૂચવવા તેનું ફરીથી કથન કરવામાં આવે છે. (પ્ર. શા)
**નિગમવું** સ૦ ક્રિ૦ ટાળવું; દૂર કરવું (૨) અ૦ ક્રિ૦ વીતવું; ગુજરવું
**નિગમસભા** સ્ત્રી૦ નાગરિકોની લોકસભા
**નિગરણ** ન૦ ગળવાની ક્રિયા
**નિગાહ** સ્ત્રી૦ દૃષ્ટિ (૨) મહેરબાની
**નિગાહબાની** સ્ત્રી૦ મહેરબાની (૨) દેખરેખ
**નિગાળ(-ળો)** પું૦ ઓઘરાળો (૨) ઘાડો રસ (૩) ગાળતાં રહેલો કચરો
**નિગાળવું** સ૦ ક્રિ૦ 'નીગળવું'નું પ્રેરક રૂપ
**નિગાળો** પું૦ જુઓ નિગાળ
**નિગૂઢ** વિ૦ ગુપ્ત
**નિગૂઢત્વ** ન૦
**નિગોદ** સ્ત્રી૦ લોઢાની ખાંડણી
**નિગ્રહ** પું૦ અવરોધ; અટકાવ; દમન (૨) બંધન (૩) સજા
**નિગ્રહસ્થાન** ન૦ વાદમાં પરાજયનું સ્થાન; વિપ્રતિપત્તિ કે અપ્રતિપત્તિને કારણે જ્યાંથી વાદીને અટકાવવો પડે તે (ન્યા. શા.)
**નિગ્રો** પું૦ હબસી
**નિઘર્ષણ** ન૦ ઘસારો; મર્દન
**નિઘંટુ** પું૦ શબ્દકોશ; શબ્દસૂચિ
**નિઘા** સ્ત્રી૦ જુઓ નિગાહ
**નિચોડ** પું૦ નિચોવીને કાઢેલો રસ (૨) સાર; તાત્પર્ય
**નિચોર(-લ)** પું૦ આચ્છાદન; ઘૂંઘટનું કપડું (૨) પછેડી; ચાદર (૩) વસ્ત્ર; કપડું
**નિચોવણ** ન૦ નિચોવીને લીધેલો પદાર્થ (૨) નિચોવવું તે
**નિચોવવું** સ૦ ક્રિ૦ દબાવીને પાણી બહાર કાઢવું (૨) [લા.] કસ રહે નહિ તેમ કરવું
**નિચ્છેદ** પું૦ છેદ
**નિચ્છેદવું** સ૦ ક્રિ૦ કાપી નાખવું
**નિછરાવળ** સ્ત્રી૦*
**નિછવણિયું** ન૦ પાણીનું માટલું વીછળવાનું લૂગડું
**નિછામણ** ન૦ વિછળામણ; ધોવરામણ
**નિછામણું** ન૦ પાણીથી ભીંજાયેલા પદાર્થમાંથી પાણી ટપકી જાય તે માટે બનાવેલું વાંસની પકડનું ચોકઠું
**નિછારો** પું૦ જુઓ નિકોરી
**નિછાળવું** સ૦ ક્રિ૦ વીછળવું
**નિજ** વિ૦ પોતાનું
**નિજાનંદ** પું૦ પોતાનો આનંદ (૨) આત્માનંદ
**નિટોળ** અ૦ નક્કી
**નિઠાડવું** સ૦ ક્રિ૦ ખુટાડવું; છેડો લાવવો
**નિતનવું** વિ૦ હમેશ નવું; તાજું
**નિતરાણ** ન૦ નીતરેલું પાણી કે પ્રવાહી
**નિતરાવવું** સ૦ ક્રિ૦ 'નિતારવું'નું પ્રેરક રૂપ
**નિતલ** ન૦ સાત પાતાલમાંનું એક
**નિતવાળિયો** પું૦ જુઓ નતવાળિયો
**નિતંબ** પું૦ કૂલો; થાપો (સ્ત્રીનો) (૨) ઊંચો અને ઊતરતો ઢોળાવ
**નિતંબવતી** સ્ત્રી૦ ભારે અને ઢળતા નિતંબવાળી સ્ત્રી
**નિતંબિની** સ્ત્રી૦ જુઓ નિતંબવતી
**નિતારવું** સ૦ ક્રિ૦ 'નીતરવું'નું પ્રેરકરૂપ
**નિતાંત** વિ૦ (૨) અ૦ ખૂબ; અતિશય
**નિત્ય** વિ૦ શાશ્વત; અવિનાશી (૨) રોજનું; રોજ કરવાનું (૨) અ૦ દરરોજ
**નિત્યકર્મ** ન૦ રોજનું કાર્ય; નિત્ય કરવાનો ધાર્મિક વિધિ
**નિત્યતા** સ્ત્રી૦ શાશ્વતતા
**નિત્યત્વ** ન૦ નિત્યતા
**નિત્યદાન** ન૦ રોજ અપાતું દાન
**નિત્યનિયમ** પું૦ ન ફરી શકે તેવો-સનાતન નિયમ (૨) નિત્યકર્મ
**નિત્યસમાસ** પું૦ આવશ્યક સમાસ, જેનાં પદ છૂટાં પાડવાથી તેનો અર્થ નીકળે જ નહિ. ઉદા૦ જયદ્રથ; જમદગ્નિ

**નિત્યાનંદ** પું૦ શાશ્વત આનંદ
**નિત્યાશ** ન૦ નિત્ય અન્નદાન આપવું તે
**નિત્યે** અ૦ નિત્ય
**નિદર્શક** વિ૦ જોનાર (૨) બતાવનાર
**નિદર્શન** ન૦ બતાવવું તે (૨) જોવું તે (૩) પુરાવો (૪) ઉદાહરણ (૫) ઉપદેશ
**નિદર્શના** સ્ત્રી૦ એક અર્થાલંકાર જેમાં બે વસ્તુઓના સંભવિત કે અસંભવિત સંબંધ મારફતે તેમની સમાનતા સૂચિત થતી હોય (કા. શા.)
**નિદાઘ** પું૦ ઉનાળો
**નિદાન** ન૦ મૂળ કારણ (૨) રોગનાં કારણોની તપાસ (૩) રોગ નક્કી કરવો તે; રોગની ઓળખ (૪) પરિણામ; અંત (૫) અ૦ છેવટે; આખરે (૬) અવશ્ય
**નિદિધ્યાસ** પું૦ નિરંતર ચિંતવન
**નિદિધ્યાસન** ન૦ નિરંતર ચિંતવન
**નિદેશ** પું૦ આજ્ઞા
**નિદ્રા** સ્ત્રી૦ ઊંઘ
**નિદ્રાભંગ** પું૦ ઊંઘમાં ખલેલ
**નિદ્રારોગ** પું૦
**નિદ્રાવશ** વિ૦ નિદ્રાને આધીન—ઊંઘતું
**નિદ્રાળુ** વિ૦ ઊંઘે ભરાયેલું (૨) ઊંઘણશી
**નિદ્રિત** વિ૦ ઊંઘતું; ઊંઘેલું
**નિધડક** અ૦ બેધડક
**નિધણિયું** વિ૦ જુઓ નધણિયાતું
**નિધન** ન૦ મૃત્યુ
**નિધાન** ન૦ નિધિ (૨) આધાર
**નિધિ** પું૦ ભંડાર
**નિનાદ** પું૦ અવાજ
**નિનાદિત** વિ૦ અવાજવાળું
**નિપજણ** સ્ત્રી૦ નીપજવું તે; ઊપજ
**નિપજાવવું** સ૦ ક્રિ૦ ઉત્પન્ન કરવું
**નિપતન** ન૦ નીચે પડવું તે
**નિપાત** પું૦ જુઓ નિપતન (૨) વિનાશ (૩) મૃત્યુ (૪) [વ્યા.] અવ્યય (૫) જે શબ્દનું મૂળ ન મળતું હોય તે; અનિયમિત રૂપ
**નિપાતી** વિ૦ નીચે પડતું (૨) નાશ પામતું
**નિપાવવું** સ૦ ક્રિ૦ નિપજાવવું
**નિપુણ** વિ૦ પ્રવીણ
**નિપુણતા** સ્ત્રી૦
**નિબંધ** પું૦ મુદ્દાસર લેખ (૨) કાયદો; ધારો (૩) જુઓ નિબંધન
**નિબંધન** ન૦ બંધન; પ્રતિરોધ (૨) બેડી
**નિબિડ** વિ૦ ઘાડું (૨) ભારે; મુશ્કેલ
**નિબોધ** પું૦ જ્ઞાન
**નિબોધન** ન૦ નિબોધ
**નિભાઉ** વિ૦ ટકે તેવું (૨) કામચલાઉ
**નિભા(-મા)ડો** પું૦ પકવવા ગોઠવેલાં માટીનાં વાસણોનો ઢગલો (૨) કુંભારની ભઠ્ઠી
**નિભાવ(-વો)** પું૦ ભરણપોષણ (૨) આધાર; ટકાવ
**નિભાવણ** ન૦ મુશ્કેલીમાંથી સહીસલામત બહાર લાવવું તે
**નિભાવવું** સ૦ ક્રિ૦ જેમ તેમ કરીને નિભાવ કરવો (૨) ચલાવી લેવું
**નિભાવો** પું૦ જુઓ નિભાવ
**નિભૃત** વિ૦ મૂકેલું (૨) ભરેલું (૩) સંતાડેલું (૪) શાંત (૫) સ્થિર; દૃઢ (૬) નમ્ર (૭) બંધ (૮) વિશ્વાસુ
**નિર્ભર** વિ૦ ભારે (૨) ભરેલું (૩) મજબૂત
**નિભ્રંછના** સ્ત્રી૦ જુઓ નિર્ભર્ત્સના
**નિભ્રંછવું** સ૦ ક્રિ૦ નિભ્રંછના કરવી
**નિમક** ન૦ મીઠું
**નિમકખાર** વિ૦ મીઠું ખાનાર; સેવક
**નિમકહરામ** વિ૦ લૂણહરામ; કૃતઘ્ન
**નિમકહરામી** સ્ત્રી૦ લૂણહરામી; કૃતઘ્નતા
**નિમકહલાલ** વિ૦ કૃતજ્ઞ
**નિમકહલાલી** સ્ત્રી૦ કૃતજ્ઞતા
**નિમગ્ન** વિ૦ લીન; એકતાર
**નિમજ્જન** ન૦ ડૂબકું
**નિમણૂક** સ્ત્રી૦ જગા કે કામ ઉપર નિમાવું કે નીમવું તે (૨) પગાર
**નિમતાણો(-નો)** પું૦ તપાસ; હિસાબની તપાસ
**નિમતાનદાર** પું૦ હિસાબ તપાસનાર; અન્વેષક
**નિમતાનદારી** સ્ત્રી૦ હિસાબ તપાસનારનું કામ કે હોદ્દો
**નિમંત્રણ** ન૦ આમંત્રણ; નોતરું
**નિમંત્રવું** સ૦ ક્રિ૦ નોતરવું
**નિમંત્રિત** વિ૦ નોતરેલું
**નિમાજ** સ્ત્રી૦ મુસલમાનોની પ્રાર્થના; નમાજ
**નિમાજી** વિ૦ નમાજ પઢનાર; નમાજી

**નિમાડો** પું૦ જુઓ નિભાડો
**નિમાવું** અ૦ ક્રિ૦ 'નીમવું'નું કર્મણિ રૂપ
**નિમાળો** પું૦ વાળ
**નિમિત્ત** ન૦ કારણ (૨) હેતુ; ઉદ્દેશ (૩) યોગ; શુકન (૪) આળ (૫) બહાનું
**નિમિત્તકારણ** ન૦ જેની સહાયતાથી કે કર્તૃત્વથી કાર્ય થાય તે કારણ. જેમકે ઘડાનું નિમિત્તકારણ કુંભાર (ન્યા. શા.)
**નિમિત્તભૂત** વિ૦ નિમિત્ત બનેલું
**નિમિ(-મે)ષ** પું૦ આંખનો પલકારો (૨) પળ
**નિમીલન** ન૦ બિડાવું તે
**નિમેખ** પું૦ + નિમિષ
**નિમેષ** પું૦ જુઓ નિમિષ
**નિમ્ન** વિ૦ નીચું (૨) ઊંડું
**નિમ્નગા** સ્ત્રી૦ નદી
**નિમ્નલિખિત** વિ૦ નીચે લખેલું
**નિમ્નાંશ** પું૦ તારા કે ગ્રહનું આકાશીય વિષુવવૃત્તથી ઉત્તર દક્ષિણ અંતરનું માપ; 'ડેક્લિનેશન' (ખગોળ)
**નિયત** વિ૦ નક્કી કરેલું (૨) સ્થાપેલું
**નિયતકાલિક** વિ૦ નક્કી કરેલા સમયે પ્રગટ થતું (૨) ન૦ તેવું છાપું
**નિયતરેખા** સ્ત્રી૦ "ડાયરેક્ટ્રિક્સ" (ગ.)
**નિયતિ** સ્ત્રી૦ નિયમ (૨) ભાગ્ય
**નિયતિવાદ** પું૦ દૈવવાદ
**નિયમ** પું૦ ધારો; કાયદો (૨) રીત; ચાલ (૩) વ્રત; પ્રતિજ્ઞા (૪) બંધન; નિયંત્રણ (૫) ઠરાવ
**નિયમચર્યા** સ્ત્રી૦ નિયમ પ્રમાણેનું આચરણ; નિયમપાલન
**નિયમચારિણી** વિ૦ સ્ત્રી૦ નિયમ પાળનારી સ્ત્રી
**નિયમચારી** વિ૦ નિયમ પાળનાર
**નિયમન** ન૦ નિયંત્રિત કરવું, કાબૂમાં રાખવું, મર્યાદામાં રાખવું તે
**નિયમબદ્ધ** વિ૦ નિયમોથી બંધાયેલું; નિયમોને અનુકૂળ; નિયમિત
**નિયમવું** સ૦ ક્રિ૦ નિયમન કરવું
**નિયમસર** અ૦ નિયમ પ્રમાણે
**નિયમિત** વિ૦ મુકરર કરેલું (૨) નિયમબદ્ધ
**નિયમિતતા** સ્ત્રી૦
**નિયમિતપણું** ન૦
**નિયંતા** પું૦ નિયમમાં રાખનાર—ઈશ્વર
**નિયંત્રણ** ન૦ જુઓ નિયમન
**નિયંત્રણા** સ્ત્રી૦ નિયંત્રણ
**નિયંત્રિત** વિ૦ નિયંત્રણમાં હોય તેવું
**નિયામક** વિ૦ નિયમમાં રાખનાર; વ્યવસ્થા કરનાર (૨) પું૦ તેવો માણસ (૩) સુકાની; નાવિક (૪) સારથિ
**નિયુક્ત** વિ૦ નિમાયેલું
**નિયુત** વિ૦ દસ લાખ
**નિયોગ** પું૦ હુકમ (૨) સંતાન વગરની વિધવાએ દિયર કે પાસેના સગા સાથે સંતાન માટે સંબંધ કરવો તે
**નિયોગી** પું૦ અમુક કામ માટે નિમાયેલો અમલદાર
**નિયોજન** ન૦ કોઈ કામમાં યોજવું, મુકરર કરવું, પ્રેરવું તે
**નિર્** અ૦ નિસ્; વિનાનું, થી મુક્ત, બહાર એવો અર્થ બતાવતો ઉપસર્ગ. ઉદા. નિરક્ષર; નિર્ગમ
**નિરક્ષર** વિ૦ અભણ
**નિરત** વિ૦ લીન; મગ્ન
**નિરતિ** સ્ત્રી૦ આસક્તિ; લગની
**નિરતિશય** વિ૦ જેનાથી ચઢિયાતું ન હોય તેવું; ઉત્તમ કોટિનું
**નિરધાર** પું૦ જુઓ નિર્ધાર (૨) અ૦ નક્કી
**નિરધારવું** સ૦ ક્રિ૦ નક્કી કરવું
**નિરનિરાળું** વિ૦ જુદું જુદું
**નિરન્વય** વિ૦ વંશ વિનાનું (૨) સંબંધ વિનાનું
**નિરપરાધી** વિ૦ નિર્દોષ
**નિરપેક્ષ** વિ૦ અપેક્ષા વગરનું
**નિરપેક્ષતા** વિ૦ નિરપેક્ષપણું
**નિરપેક્ષપણું** ન૦
**નિરપેક્ષિત** વિ૦ અપેક્ષિત નહિ એવું
**નિરભાર** વિ૦ + ભાર વગરનું
**નિરભિમાન** વિ૦ અભિમાન વગરનું (૨) ન૦ અભિમાનનો અભાવ
**નિરભિમાની** વિ૦ અભિમાન વગરનું
**નિરભિમાનીપણું** ન૦
**નિરભ્ર** વિ૦ વાદળાં વગરનું
**નિરર્થક** વિ૦ નકામું

**નિરલસ** વિ૦ આળસ વગરનું
**નિરવકાશ** વિ૦ અવકાશ વગરનું
**નિરવચ્છિન્ન** વિ૦ અવચ્છિન્ન નહિ એવું
**નિરવધિ** વિ૦ પાર વગરનું
**નિરવયવ(-વી)** વિ૦ અખંડ; અવયવ વગરનું
**નિરવશેષ** વિ૦ બધું; તમામ
**નિરસન** ન૦ કાઢી મૂકવું–દૂર કરવું તે (૨) ઓકવું તે (૩) નિરાકરણ (૪) નાશ
**નિરસ્ત** વિ૦ કાઢી મૂકેલું; દૂર કરેલું (૨) નાશ પામેલું (૩) ના પાડેલું (૪) ઓકેલું
**નિરહંકાર(-રી)** વિ૦ નિરભિમાની
**નિરહંકારીપણું** ન૦
**નિરંકુશ** વિ૦ અંકુશ વગરનું; ઉચ્છૃંખલ
**નિરંજન** વિ૦ અંજન વિનાનું (૨) દોષ વિનાનું
**નિરંતર** અ૦ સતત; હંમેશ
**નિરાકરણ** ન૦ નિવેડો; છેવટ (૨) નાબૂદ–રદબાતલ કરવું તે
**નિરાકાર** વિ૦ આકાર વગરનું
**નિરાદર** વિ૦ આદર વગરનું; તોછડું (૨) પું૦ આદરનો અભાવ; તોછડાઈ
**નિરાધાર** વિ૦ આધાર વગરનું
**નિરામય** વિ૦ નીરોગી (૨) ન૦ તંદુરસ્તી
**નિરામિષ** વિ૦ માંસ વગરનું; 'વેજિટેરિયન' (૨) ઐન્દ્રિય સુખની ઇચ્છા વગરનું (૩) મજૂરી ન મળતી હોય તેવું
**નિરામિષાહાર** પું૦ માંસ વગરનો ખોરાક; અન્નાહાર 'વેજિટેરિયેનિઝમ'
**નિરામિષાહારી** વિ૦ (૨) પું૦ નિરામિષ ભોજન કરનાર; અન્નાહારી
**નિરાલંબ** વિ૦ આલંબન વગરનું
**નિરાવરણ** વિ૦ આવરણ વિનાનું
**નિરાશ** વિ૦ નાઉમેદ; આશાભંગ
**નિરાશા** સ્ત્રી૦ નાઉમેદી; આશાભંગ
**નિરાશી** વિ૦ આશારહિત; અનાસક્ત
**નિરાશ્રય(-યી)** વિ૦ નિરાધાર
**નિરાશ્રયતા** સ્ત્રી૦
**નિરાશ્રયીપણું** ન૦
**નિરાશ્રિતપણું** ન૦
**નિરાશ્રિત** વિ૦ નિરાધાર
**નિરાસક્ત** વિ૦ આસક્તિ વગરનું
**નિરાહાર(-રી)** વિ૦ ભૂખ્યું

**નિરાળું** વિ૦ જુદું; ન્યારું
**નિરાંત** સ્ત્રી૦ ફુરસદ (૨) સુખ; જંપ
**નિરિંદ્રિય** વિ૦ ઇંદ્રિય વગરનું
**નિરીક્ષક** પું૦ નિરીક્ષણ કરનાર માણસ
**નિરીક્ષણ** ન૦ અવલોકન
**નિરીક્ષવું** સ૦ ક્રિ૦ અવલોકવું
**નિરીક્ષા** સ્ત્રી૦ અવલોકન
**નિરીશ્વર** વિ૦ ઈશ્વર વગરનું (૨) ઈશ્વર નથી એમ માનનારું
**નિરીશ્વરવાદ** પું૦ ઈશ્વર નથી એવો મત
**નિરીશ્વરવાદી** વિ૦ નિરીશ્વરવાદને લગતું (૨) પું૦ નિરીશ્વરવાદમાં માનનાર માણસ
**નિરુક્ત** ન૦ એક વેદાંગ; વ્યુત્પત્તિશાસ્ત્ર
**નિરુક્તિ** સ્ત્રી૦ વ્યુત્પત્તિ
**નિરુત્તર** વિ૦ જવાબ વગરનું
**નિરુત્સવ** વિ૦ ઉત્સવ વગરનું
**નિરુત્સાહ(-હી)** વિ૦ ઉત્સાહ વગરનું
**નિરુત્સાહ** પું૦ ઉત્સાહનો અભાવ; નાઉમેદી
**નિરુત્સાહીપણું** ન૦
**નિરુદ્ધ** વિ૦ રોકેલું (૨) કેદ કરેલું
**નિરુદ્યમ** વિ૦ ઉદ્યમ વગરનું; આળસુ (૨) પું૦ ઉદ્યમનો અભાવ
**નિરુદ્યમી** વિ૦ ઉદ્યમ વગરનું; આળસુ
**નિરુદ્યમીપણું** ન૦
**નિરુદ્યોગ** વિ૦ (૨) પું૦ નિરુદ્યમ
**નિરુદ્યોગી** વિ૦ નિરુદ્યમી
**નિરુદ્યોગીપણું** ન૦
**નિરુપદ્રવ** વિ૦ ઉપદ્રવ વગરનું (૨) ઉપદ્રવ ન કરે તેવું; શાંત (૩) પું૦ ઉપદ્રવનો અભાવ
**નિરુપદ્રવી** વિ૦ નિરુપદ્રવ
**નિરુપદ્રવીપણું** ન૦
**નિરુપયોગી** વિ૦ ઉપયોગ વિનાનું; નકામું
**નિરુપયોગીપણું** ન૦
**નિરુપાય** વિ૦ ઉપાયવગરનું; લાચાર
**નિરૂઢ** વિ૦ રૂઢ; પ્રસિદ્ધ; પ્રચલિત
**નિરૂઢલક્ષણા** સ્ત્રી૦ પ્રયોજનની અપેક્ષા વિના માત્ર રૂઢિથી જ જ્યાં અન્ય અર્થ લેવાતો હોય તેવી લક્ષણા
**નિરૂપણ** ન૦ વર્ણન; અવલોકન; વિવેચન
**નિરૂપિત** વિ૦ જેનું નિરૂપણ થયું હોય તે

**નિરોધ** પું૦ રોકાણ; નિગ્રહ
**નિરોધી** વિ૦ નિરોધ કરનારું
**નિરોપ** પું૦ સંદેશો
**નિર્ગત** વિ૦ બહાર નીકળેલું
**નિર્ગમ** પું૦ બહાર જવું તે (૨) દરવાજો (૩) ગુજારવું—ગાળવું તે
**નિર્ગમન** ન૦ જુઓ નિર્ગમ
**નિર્ગમવું** સ૦ ક્રિ૦ ગાળવું; ગુજારવું
**નિર્ગર્વી** વિ૦ ગર્વ વિનાનું; નમ્ર
**નિર્ગંધ** વિ૦ ગંધ વગરનું
**નિર્ગુણ(-ણી)** વિ૦ ગુણ વગરનું (૨) કૃતઘ્ની
**નિર્ગુણિયું** વિ૦ કૃતઘ્ની
**નિર્ગ્રંથ** વિ૦ ગ્રંથી-બંધનમાંથી મુક્ત (૨) ગરીબ (૩) અસહાય; એકલો (૪) પું૦ બંધનમુક્ત સાધુ; ક્ષપણક
**નિર્ઘાત** પું૦ પવનનું તોફાન (૨) નાશ (૩) વીજળીનો કડાકો
**નિર્ઘાતક** વિ૦ નાશક
**નિર્ઘાતી** વિ૦ નાશક; નિર્ઘાતક
**નિર્ઘૃણ(-ણી)** વિ૦ ક્રૂર
**નિર્ઘૃણીપણું** ન૦
**નિર્ઘોષ** પું૦ અવાજ
**નિર્જન** વિ૦ ઉજ્જડ
**નિર્જનતા** સ્ત્રી૦
**નિર્જલ(-ળ)** વિ૦ પાણી વગરનું
**નિર્જલા(-ળા)એકાદશી** સ્ત્રી૦ જેઠ સુદ અગિયારશ
**નિર્જળા અગિયારશ(-સ)** સ્ત્રી૦ જેઠ સુદ અગિયારશ
**નિર્જીવ** વિ૦ જીવ વગરનું; અચેતન (૨) નિર્બળ (૩) નકામું; નજીવું
**નિર્જીવતા** સ્ત્રી૦
**નિર્જીવપણું** ન૦
**નિર્ઝર** પું૦; ન૦ ઝરો; ધોધ
**નિર્ઝરિણી** સ્ત્રી૦ નદી
**નિર્ઝરી** સ્ત્રી૦ નદી
**નિર્ણય** પું૦ નિશ્ચય (૨) ફેંસલો
**નિર્ણાયક** વિ૦ નિર્ણય કરનાર; નિર્ણય લાવનાર
**નિર્ણીત** વિ૦ નક્કી કરેલું
**નિર્દય** વિ૦ નિર્ઘૃણ
**નિર્દયતા** સ્ત્રી૦
**નિર્દયપણું** ન૦
**નિર્દાવા** વિ૦ ફરીથી દાવો ન થાય તેવું
**નિર્દિષ્ટ** વિ૦ બતાવેલું (૨) વર્ણવેલું (૩) આજ્ઞા અપાયેલું (૪) નક્કી કરેલું
**નિર્દેશ** પું૦ આજ્ઞા (૨) ઉલ્લેખ
**નિર્દેશવાક્ય** ન૦ આજ્ઞાવચન
**નિર્દેશવ્યાપાર** પું૦ નિર્દેશ કરવારૂપી વ્યાપાર
**નિર્દેશ્ય** વિ૦ નિર્દેશ કરવાલાયક
**નિર્દોષ(-ષી)** વિ૦ નિરપરાધી; દોષ વિનાનું
**નિર્દોષતા** સ્ત્રી૦
**નિર્દોષ(-ષી)પણું** ન૦
**નિર્દ્વંદ્વ** વિ૦ રાગદ્વેષ, માનઅપમાન ઇત્યાદિ દ્વંદ્વોથી પર—રહિત
**નિર્ધન(-ની)** વિ૦ પૈસા વગરનું; ગરીબ
**નિર્ધનપણું** ન૦
**નિર્ધનિયું** વિ૦ નિર્ધન
**નિર્ધાર** પું૦ નિશ્ચય; નિર્ણય
**નિર્ધારણવાચક** વિ૦ નિશ્ચયવાચક
**નિર્ધારણસપ્તમી** સ્ત્રી૦ નિશ્ચય—નિર્ણય બતાવવાના અર્થમાં વપરાતી સાતમી વિભક્તિ (વ્યા.)
**નિર્ધારવું** સ૦ ક્રિ૦ નક્કી કરવું
**નિર્ધારિત** વિ૦ નક્કી કરેલું
**નિર્ધૂમ** વિ૦ ધુમાડી વગરનું
**નિર્બલ(-ળ)** વિ૦ બળ વગરનું; દુર્બળ
**નિર્બલ(-ળ)તા** સ્ત્રી૦
**નિર્બીજ** વિ૦ બીજ વગરનું
**નિર્ભય** વિ૦ નીડર
**નિર્ભયતા** સ્ત્રી૦
**નિર્ભયપણું** ન૦
**નિર્ભર** વિ૦ ભરેલું (૨) પુષ્કળ
**નિર્ભર્ત્સના** સ્ત્રી૦ તુચ્છકાર; તિરસ્કાર (૨) દમદાટી (૩) અળતો
**નિર્ભીત** વિ૦ નીડર
**નિર્ભેળ** વિ૦ ભેગ વગરનું
**નિર્ભ્રાંતિ** વિ૦ ભ્રાંતિ વગરનું
**નિર્મમ** વિ૦ મમત્વ વિનાનું; વિરક્ત
**નિર્મલ(-ળ)** વિ૦ સ્વચ્છ; પવિત્ર
**નિર્મલ(-ળ)તા** સ્ત્રી૦
**નિર્મવું** સ૦ ક્રિ૦ નિર્માણ કરવું
**નિર્મળ** વિ૦ નિર્મલ

**નિર્મળતા** સ્ત્રી૦ જુઓ નિર્મલતા
**નિર્મળી** સ્ત્રી૦ એક વનસ્પતિ જેનાં બી મેલું પાણી સ્વચ્છ કરવામાં વપરાય છે
**નિર્માણ** ન૦ સર્જન (૨) નસીબ
**નિર્માલ(-લ્ય,-ળ)** સ્ત્રી૦; ન૦ દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે)
**નિર્માલ્ય** વિ૦ માલ-દમ વગરનું (૨) સ્ત્રી૦; ન૦ જુઓ નિર્માલ
**નિર્માળ** સ્ત્રી૦; ન૦ જુઓ નિર્માલ
**નિર્માંસ** વિ૦ માંસ વગરનું
**નિર્મિત** વિ૦ નિર્માણ કરેલું
**નિર્મિતિ** સ્ત્રી૦ નિર્મિતપણું
**નિર્મુખ** વિ૦ ખાધા વગર પાછું ગયેલું (૨) નિરાશ થઈ પાછું ગયેલું
**નિર્મૂલ(-ળ)** વિ૦ મૂળ વગરનું (૨) નિર્વંશ
**નિર્મોક** પું૦ મુક્તિ (૨) સાપની કાંચળી (૩) બખ્તર (૪) આકાશ
**નિર્મોહ** વિ૦ મોહ વગરનું
**નિર્મોહપણું** ન૦
**નિર્લજ્જ** વિ૦ લાજ વગરનું; અવિવેકી
**નિર્લજ્જતા** સ્ત્રી૦
**નિર્લજ્જપણું** ન૦
**નિર્લિપ્ત** વિ૦ લેપાયા વગરનું
**નિર્લેપ** વિ૦ નિર્લિપ્ત
**નિર્લોભ(-ભી)** વિ૦ લોભ વગરનું
**નિર્લોભીપણું** ન૦
**નિર્વચન** ન૦ બોલવું તે (૨) વ્યાખ્યા; વિવેચન ટીકા (૩) વ્યુત્પત્તિ
**નિર્વસ્ત્ર** વિ૦ વસ્ત્ર વગરનું
**નિર્વહણ** ન૦ અંત; સમાપ્તિ (૨) નિર્વાહ (૩) નાશ (૪) (કા. શા.) નાટકમાંના પાંચ સંધિમાંનો એક જેમાં જુદેજુદે ઠેકાણે વિકસાવેલા વસ્તુને અંતમાં સમાપ્તિ માટે એકત્રિત કરાય છે
**નિર્વંશ** પું૦ વંશનો અંત
**નિર્વંશ(-શી)** વિ૦ જેના વંશમાં કોઈ ન રહ્યું હોય તેવું; સંતાન વગરનું; વાંઝિયું
**નિર્વાચ્ય** વિ૦ નિર્વચન કરવા યોગ્ય
**નિર્વાણ** વિ૦ છેલ્લું; અંતિમ (૨) ચોક્કસ (૩) ન૦ મોક્ષ (૪) બુઝાઈ જવું તે
**નિર્વાસન** ન૦ વધ (૨) દેશનિકાલ
**નિર્વાહ** પું૦ ગુજારો (૨) ટકાવ
**નિર્વિકલ્પ** વિ૦ વિકલ્પ વિનાનું; જ્ઞાતા, જ્ઞેય ઇત્યાદિ ભેદ વગરનું (ધ્યાન) (૨) સ્થિર; નિશ્ચિત
**નિર્વિકાર(-રી)** વિ૦ વિકાર વિનાનું
**નિર્વિકારતા** સ્ત્રી૦
**નિર્વિકારીપણું** ન૦
**નિર્વિત્ત** વિ૦ પૈસા વિનાનું; ગરીબ
**નિર્વિઘ્ન** વિ૦ વિઘ્ન વગરનું
**નિર્વિવાદ** વિ૦ ચોક્કસ; બિનતકરારી
**નિર્વિશેષ** વિ૦ ભેદ વગરનું; સરખું
**નિર્વિષ** વિ૦ ઝેર વગરનું (૨) નિખાલસ; (૩) ન૦ એક વનસ્પતિ
**નિર્વીર્ય** વિ૦ વીર્યહીન (૨) નબળું; બાયલું
**નિર્વૃક્ષ** વિ૦ વૃક્ષ વગરનું; ઉજ્જડ
**નિર્વૃત** વિ૦ સંતોષ પામેલું (૨) પૂરું થયેલું
**નિર્વૃતિ** સ્ત્રી૦ સંતોષ (૨) આનંદ (૩) શાંતિ (૪) નાશ (૫) મુક્તિ (૬) પૂરું થવું તે
**નિર્વેદ** પું૦ અણગમો (૨) વૈરાગ્ય
**નિર્વૈર** વિ૦ વેરવૃત્તિ વગરનું
**નિર્વ્યસની** વિ૦ વ્યસન વગરનું
**નિર્વ્યાજ** વિ૦ કપટરહિત; સાલસ
**નિલય** ન૦ રહેઠાણ
**નિલવટ** ન૦ કપાળ
**નિલાજરું** વિ૦ નિર્લજ્જ
**નિવડાવવું** સ૦ ક્રિ૦ 'નીવડવું'નું પ્રેરક રૂપ
**નિવર્તક** વિ૦ પાછું ફરતું (૨) નિવારનારું
**નિવર્તન** ન૦ પાછું ફરવું તે
**નિવર્તવું** અ૦ ક્રિ૦ ટળવું; મટવું (૨) પાછા ફરવું
**નિવાજવું** સ૦ ક્રિ૦ સરપાવ, પદવી વગેરે આપી સંતોષવું
**નિવાપ** પું૦ શ્રાદ્ધ વખતે પિતૃઓને અપાતો બલિ કે અંજલિ
**નિવાપાંજલિ** સ્ત્રી૦ શ્રદ્ધાંજલિ (જુઓ નિવાપ)
**નિવારક** વિ૦ નિવારનારું
**નિવારણ** ન૦ વારવું તે; દૂર કરવું તે
**નિવારવું** સ૦ ક્રિ૦ વારવું; રોકવું
**નિવારિત** વિ૦ વારેલું; દૂર કરેલું
**નિવાર્ય** વિ૦ ટાળી કે રોકી શકાય એવું
**નિવાસ** પું૦ રહેઠાણ
**નિવાસી** વિ૦ રહેવાસી
**નિવિદ** સ્ત્રી૦ વેદના કેટલાક નાના મંત્ર

**નિવિષ્ટ** વિ૦ બેઠેલું (૨) એકતાર થયેલું (૩) ગોઠવાયેલું (૪) પેઠેલું
**નિવૃત્ત** વિ૦ નિવૃત્તિ પામેલું
**નિવૃત્તિ** સ્ત્રી૦ નિરાંત (૨) ફુરસદ (૩) સંસારની ઉપાધિમાંથી દૂર થઈ એકાંતવાસ સેવવો તે (૪) કામ ન કરવું તે (૫) સમાપ્તિ
**નિવૃત્તિનિવાસ** પું૦ એકાંતવાસ
**નિવૃત્તિમાર્ગ** પું૦ નિવૃત્તિનો માર્ગ
**નિવેડો** પું૦ ફેંસલો (૨) છેવટ
**નિવેદન** ન૦ નમ્રતાથી રજૂ કરવું તે; જણાવવું તે (૨) અરજ (૩) અહેવાલ
**નિવેશ** પું૦ પ્રવેશ (૨) પ્રવેશદ્વાર (૩) પડાવ (૪) રહેઠાણ
**નિશ(-શા)** સ્ત્રી૦ રાત્રિ (૨) કેફ (૩) દાળ, મસાલો વગેરે વાટવાનો પથરો
**નિશદિન** અ૦ રાતદિવસ; અહોરાત્ર
**નિશભોર** અ૦ રાતદિવસ
**નિશ(-શિ)વાસર** અ૦ રાતદિવસ
**નિશા** સ્ત્રી૦ જુઓ નિશ
**નિશાકર** પું૦ ચંદ્ર (૨) મરઘો
**નિશાચર** પું૦ રાક્ષસ (૨) ભૂત; પિશાચ (૩) ચોર (૪) ન૦ ઘુવડ (૫) વાગળું
**નિશાચરી** સ્ત્રી૦ રાક્ષસી (૨) વેશ્યા
**નિશાણ** ન૦+ નિશાન
**નિશા(-સા)તરો** પું૦ દાળ વાટવાનો પથરો
**નિશાન** ન૦ ચિહ્ન (૨) ચોટ (૩) વાવટો (૪) ચોઘડિયું (૫) ઊંટ ઉપરની નોબત
**નિશાનદાર** પું૦ નિશાનવાળો
**નિશાનબાજ** વિ૦ (૨) પું૦ બરાબર નિશાન તાકનાર; તાકોડુ
**નિશાનબાજી** સ્ત્રી૦ નિશાન તાકવાનો અભ્યાસ (૨) નિશાન તાકવાની રમત
**નિશાની** સ્ત્રી૦ ચિહ્ન (૨) સંજ્ઞા
**નિશાપતિ** પું૦ ચંદ્ર
**નિશાળ** સ્ત્રી૦ શાળા
**નિશાળગરણું** ન૦ છોકરા કે છોકરીને નિશાળે મૂકતી વખતે કરવામાં આવતો વિધિ
**નિશાળિયો** પું૦ વિદ્યાર્થી
**નિશિપાળ** પું૦ એક છંદ
**નિશિવાસર** અ૦ રાતદિવસ
**નિશ્ચય** પું૦ સંકલ્પ; નિર્ણય (૨) ખાતરી



**નિશ્ચયપૂર્વક** અ૦ ચોક્કસ; ખાતરીપૂર્વક
**નિશ્ચયવાચક** વિ૦ નિશ્ચય બતાવનાર
**નિશ્ચયાત્મક** વિ૦ નિશ્ચયવાળું; ચોક્કસ
**નિશ્ચલ(-ળ)** વિ૦ અચળ; સ્થિર
**નિશ્ચલા(-ળા)** સ્ત્રી૦ પૃથ્વી
**નિશ્ચિત** વિ૦ નક્કી કરેલું
**નિશ્ચિતતા** સ્ત્રી૦
**નિશ્ચિતપણું** ન૦
**નિશ્ચિંત** વિ૦ ચિંતા વગરનું; બેફિકર
**નિશ્ચિંતતા** સ્ત્રી૦
**નિશ્ચિંતપણું** ન૦
**નિશ્ચેતન** વિ૦ ચેતન વગરનું; જડ; મૃત
**નિશ્ચેષ્ટ** વિ૦ નિશ્ચળ; સ્થિર (૨) બેહોશ
**નિશ્વાસ** પું૦ નિસાસો
**નિષાદ** પું૦ સંગીતના સાત સ્વરમાંનો 'ની' સ્વર (૨) ભીલ (૩) માછી (૪) ચંડાળ
**નિષિદ્ધ** વિ૦ મના કરેલું; ત્યાજ્ય
**નિષૂ(-સૂ)દન** પું૦ નાશ કરનાર (૨) ન૦ નાશ; કતલ
**નિષેધ** પું૦ મના
**નિષેધક** વિ૦ મના કરનાર
**નિષેધમુખ** વિ૦ જેના મોંમાં નિષેધ હોય એવું
**નિષેધરૂપ** વિ૦ મનાઈવાળું
**નિષેધવું** સ૦ ક્રિ૦ મનાઈ કરવી
**નિષેધાત્મક** વિ૦ નિષેધવાળું; નિષેધરૂપ
**નિષેધાવયવ** પું૦ નિષેધવાળો ભાગ
**નિષ્ક** પું૦ સોનાનો એક પ્રાચીન સિક્કો
**નિષ્કપટ(-ટી)** વિ૦ કપટ વગરનું
**નિષ્કર્મ** વિ૦ કર્મ ન કરનારું (૨) આળસુ; નવરું (૩) કર્મો વડે લિપ્ત ન થનારું
**નિષ્કર્ષ** પું૦ સાર
**નિષ્કલ** વિ૦ કલા—અવયવ—ભાગ વિનાનું
**નિષ્કલંક** વિ૦ કલંક વગરનું; શુદ્ધ
**નિષ્કંટક** વિ૦ કાંટા વગરનું (૨) અડચણ વગરનું; સરળ (૩) શત્રુ વગરનું
**નિષ્કંપ** વિ૦ અચળ; સ્થિર; કંપ વગરનું
**નિષ્કામ(-મી)** વિ૦ કામના વિનાનું (૨) ફળની ઇચ્છા વિનાનું (૩) નિઃસ્વાર્થ
**નિષ્કામવૃત્તિ** સ્ત્રી૦ કામના કે ફળની ઇચ્છાના અભાવવાળી વૃત્તિ
**નિષ્કારણ** વિ૦ કારણ વગરનું (૨) અ૦ વગરકારણે

**નિષ્કિંચન** વિ૦ અકિંચન
**નિષ્કિંચનતા** સ્ત્રી૦
**નિષ્ક્રમણ** ન૦ બહાર જવું તે (૨) બાળકને ચોથે માસે ઘર બહાર લાવતી વખતે કરવામાં આવતો વિધિ
**નિષ્ક્રય** પું૦ વિનિમય (૨) બદલો (૩) વેચાણ
**નિષ્ક્રાંત** વિ૦ ચાલ્યું ગયેલું; નીકળી ગયેલું
**નિષ્ક્રિય** વિ૦ ક્રિયારહિત
**નિષ્ક્રિયતા** સ્ત્રી૦
**નિષ્ઠા** સ્ત્રી૦ શ્રદ્ધા; ભક્તિ; વફાદારી (૨) આસ્થા; વિશ્વાસ (૩) એકાગ્રતા; લીનતા (૪) આશય; ધારણ
**નિષ્ઠુર** વિ૦ નિર્દય (૨) કઠોર
**નિષ્ઠુરતા** સ્ત્રી૦
**નિષ્ણાત** વિ૦ પ્રવીણ (૨) પું૦ પ્રવીણ માણસ
**નિષ્પક્ષ** વિ૦ પક્ષ વગરનું; તટસ્થ; ત્રાહિત
**નિષ્પક્ષપાત** વિ૦ પક્ષપાત વગરનું; સમદર્શી (૨) પું૦ પક્ષપાતનો અભાવ; સમદૃષ્ટિ
**નિષ્પક્ષપાતી** વિ૦ પક્ષપાત વગરનું; સમદર્શી
**નિષ્પત્તિ** સ્ત્રી૦ સમાપ્તિ; અંત (૨) ઉત્પત્તિ (૩) પ્રાપ્તિ; સિદ્ધિ (૪) પરિપક્વતા
**નિષ્પન્ન** વિ૦ ઉત્પન્ન થયેલું; ફલિત (૨) સમાપ્ત થયેલું (૩) તૈયાર; પરિપક્વ
**નિષ્પાદન** ન૦ નિષ્પત્તિ કરવી તે
**નિષ્પાપ(-પી)** વિ૦ પાપ વગરનું
**નિષ્પ્રભ** વિ૦ તેજહીન (૨) કમજોર
**નિષ્પ્રયોજન** વિ૦ પ્રયોજન વગરનું; નકામું
**નિષ્પ્રાણ** વિ૦ પ્રાણ વગરનું; મૃત
**નિષ્ફલ(-ળ)** વિ૦ ફળ વગરનું (૨) નકામું
**નિષ્ફલ(-ળ)તા** સ્ત્રી૦
**નિસબત** સ્ત્રી૦ સંબંધ; નાતો (૨) દરકાર; પરવા (૩) અ૦ મારફતે
**નિસરણી** સ્ત્રી૦ સીડી (૨) એક રમત
**નિસર્ગ** પું૦ સ્વભાવ (૨) જગત; સૃષ્ટિ (૩) કુદરત
**નિસર્ગસિદ્ધ** વિ૦ સ્વાભાવિક
**નિસાતરો** પું૦ જુઓ નિશાતરો
**નિસાર** પું૦ જુઓ નિસાતરો
**નિસાસો** પું૦ નિશ્વાસ
**નિસૂદન** ન૦ જુઓ નિષૂદન
**નિસ્તબ્ધ** વિ૦ સ્થિર; જડ; નિશ્ચેષ્ટ
**નિસ્તરણ** ન૦ છૂટકો (૨) પાર ઊતરવું—ઓળંગવું તે
**નિસ્તરવું** સ૦ ક્રિ૦ પાર ઊતરવું (૨) [લા.] પૂરું કરવું; સિદ્ધ કરવું
**નિસ્તરંગ** વિ૦ તરંગ વગરનું; શાંત
**નિસ્તાર(-રો)** પું૦ પાર ઊતરવું તે (૨) મોક્ષ; ઉદ્ધાર
**નિસ્તીર** વિ૦ તીર વગરનું; અપાર
**નિસ્તીર્ણ** વિ૦ ઓળંગાયેલું (૨) ઉદ્ધાર–મુક્તિ પામેલું
**નિસ્તેજ** વિ૦ તેજહીન
**નિસ્ત્રૈગુણ્ય** ન૦ ત્રૈગુણ્યનો અભાવ
**નિસ્પંદ** વિ૦ સ્થિર (૨) પું૦ ધ્રુજારો; કંપ
**નિસ્બત** સ્ત્રી૦ જુઓ નિસબત
**નિસ્યંદન** ન૦ ટપકેટપકે પડવું તે (૨) વહેવું—રેલો ચાલવો તે (૩) ઝરણું
**નિસ્યંદિની** સ્ત્રી૦ જેમાંથી પ્રવાહી ટીપેટીપે ઝરે એવું યંત્ર
**નિહંતા** પું૦ હણનારો
**નિહાર** પું૦ હિમ (૨) ઝાકળ
**નિહારિકા** સ્ત્રી૦ આકાશમાં ફરતા હવામય તેજસમૂહો (જેમાંથી ઘનાવસ્થા પામી ગ્રહો વગેરે બન્યા કહેવાય છે)
**નિહાલ** વિ૦ સુખી; કૃતાર્થ
**નિહાળવું** સ૦ ક્રિ૦ ધારીધારીને જોવું
**નિંજરી** સ્ત્રી૦ (કા.)*
**નિંદક** વિ૦ (૨) પું૦ નિંદા કરનાર
**નિંદવું** સ૦ ક્રિ૦ નિંદા કરવી
**નિંદા** સ્ત્રી૦ બદગોઈ; વગોવણી
**નિંદાખોર** વિ૦ નિંદા કર્યા કરનારું
**નિંદાપાત્ર** વિ૦ નિંદ્ય
**નિંદાસ્પદ** વિ૦ નિંદ્ય
**નિંદિત** વિ૦ નિંદાયેલું
**નિંદ્ય** વિ૦ નિંદાને લાયક
**નિંબ** પું૦ લીમડો
**નિંબુ** ન૦ લિંબુ
**નિઃશબ્દ** વિ૦ શબ્દ વિનાનું; શાંત (૨) જવાબ વિનાનું
**નિઃશંક** વિ૦ શંકા વગરનું; ભય વગરનું
**નિઃશેષ** વિ૦ સંપૂર્ણ (૨) અ૦ બિલકુલ
**નિઃશ્રેયસ** ન૦ મોક્ષ; કલ્યાણ (૨) સુખ

**નિઃશ્વસિત** વિ૦ શ્વાસ સાથે બહાર કાઢેલું (૨) ન૦ નિશ્વાસ
**નિઃશ્વાસ** પું૦ જુઓ નિશ્વાસ
**નિઃસત્ત્વ** વિ૦ સત્ત્વહીન; માલ વિનાનું
**નિઃસંગ** વિ૦ એકલું
**નિઃસંતાન** વિ૦ વાંઝિયું; સંતાન વગરનું
**નિઃસંદેહ** વિ૦ સંદેહરહિત
**નિઃસંશય** વિ૦ સંશયરહિત
**નિઃસાધન** વિ૦ સાધનરહિત
**નિઃસીમ** વિ૦ સીમારહિત; અપાર
**નિઃસ્નેહ** વિ૦ સ્નેહરહિત
**નિઃસ્પૃહ** વિ૦ સ્પૃહા વગરનું
**નિઃસ્પૃહતા** સ્ત્રી૦
**નિઃસ્પૃહી** વિ૦ નિઃસ્પૃહ
**નિઃસ્પૃહીપણું** ન૦
**નિઃસ્વાદ** વિ૦ સ્વાદ વિનાનું
**નિઃસ્વાર્થ** વિ૦ સ્વાર્થરહિત
**નિઃસ્વાર્થતા** સ્ત્રી૦
**નિઃસ્વાર્થી** વિ૦ નિઃસ્વાર્થ
**નિઃસ્વાર્થીપણું** ન૦
**ની** પું૦ નિષાદ સ્વરની સંજ્ઞા
**નીક** સ્ત્રી૦ પાણી જવાનો રસ્તો
**નીકર** અ૦ નહિ તો
**નીકસવું** અ૦ ક્રિ૦ બહાર આવવું; નીકળવું
**નીકળવું** અ૦ ક્રિ૦ બહાર આવવું
**નીકું** વિ૦ સ્વચ્છ (૨) સારું; પસંદ પડે તેવું
**નીગળવું** અ૦ ક્રિ૦ ટપકવું
**નીઘલ(-ળ)વું** અ૦ ક્રિ૦ ડૂંડાંએ દાણા આવવા
**નીચ** વિ૦ અધમ; હલકું
**નીચતા** સ્ત્રી૦
**નીચપણું** ન૦
**નીચલું** વિ૦ નીચે આવેલું
**નીચસ્થ** વિ૦ નીચલું
**નીચાજોણું** ન૦ નીચું જોવું પડે—લજવાવું પડે એવી સ્થિતિ
**નીચાણ** ન૦ નીચી જગ્યા (૨) ઢોળાવ
**નીચું** વિ૦ નીચ (૨) ઢળતું (૩) ઓછી ઊંચાઈનું
**નીચે** અ૦ હેઠે
**નીચોચ્ચવૃત્ત** ન૦ મોટા વર્તુળના પરિઘ ઉપર ફરતા મધ્યબિંદુવાળું વર્તુળ; 'એપીસાઈકલ'
**નીઠ** અ૦ નક્કી
**નીઠવું** અ૦ ક્રિ૦ ખૂટવું (૨) વીતવું (૩) અંત આવવો
**નીઠિયો** પું૦ તંગી; દુકાળ
**નીડ** પું૦; ન૦ માળો (૨) બોડ
**નીડર** વિ૦ નિર્ભય
**નીડરતા** સ્ત્રી૦
**નીડરપણું** ન૦
**નીતરવું** અ૦ ક્રિ૦ ટપકવું (૨) કચરો નીચે ઠરી જઈ સ્વચ્છ થવું (પ્રવાહીનું)
**નીતર્યું** વિ૦ નીતરેલું; સ્વચ્છ
**નીતિ** સ્ત્રી૦ ધર્મ પ્રમાણેનું આચરણ; સદાચાર (૨) આચરણના ધાર્મિક નિયમ (૩) ચાલચલગત (૪) રાજનીતિ (૫) પદ્ધતિ (૬) ધોરણ
**નીતિજ્ઞ(-વિદ)** વિ૦ નીતિ જાણનાર
**નીતિધર્મ** પું૦ નીતિ અને ધર્મ
**નીતિનાશ** પું૦ નીતિનો નાશ; દુરાચારની અવધિ
**નીતિનાશક** વિ૦ નીતિનો નાશ કરે એવું
**નીતિનિપુણ** વિ૦ રાજનીતિમાં કુશળ
**નીતિબાહ્ય** વિ૦ અનીતિવાળું; નીતિથી વિરુદ્ધ
**નીતિમાન** વિ૦ નીતિવાળું
**નીતિયુક્ત** વિ૦ નીતિવાળું
**નીતિવિદ** વિ૦ જુઓ નીતિજ્ઞ
**નીતિશાસ્ત્ર** ન૦ આચરણના નિયમનું શાસ્ત્ર (૨) રાજનીતિશાસ્ત્ર
**નીતિશાસ્ત્રી** પું૦ નીતિશાસ્ત્ર જાણનાર
**નીતિશૂન્ય** વિ૦ નીતિ વિનાનું; અનીતિમાન
**નીપજ** સ્ત્રી૦ પેદાશ
**નીપજવું** અ૦ ક્રિ૦ પેદા થવું (૨) લાભ થવો
**નીપટ(-ડ)** વિ૦ બેશરમ (૨) અ૦ તદ્દન
**નીપનવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું
**નીપવવું** સ૦ ક્રિ૦ નિપજાવવું
**નીભવું** અ૦ ક્રિ૦ જારી રહેવું; ટકવું
**નીભો** પું૦ જુઓ નિભાવો
**નીમ** પું૦ નિયમ (૨) ભૂતપ્રેત વગેરેને આપેલો બલિ
**નીમજવું** સ૦ ક્રિ૦ (કા.)*
**નીમ(-વ)ડવું** અ૦ ક્રિ૦ નક્કી થઈ પ્રગટ થવું (૨) ઘડાઈને રીઢું થવું; સિદ્ધ થવું

**નીમવું** સ૦ ક્રિ૦ કામ કે પદ ઉપર સ્થાપવું; નિયોજવું
**નીમવેદ(-ધ)** પું૦ ઊંટવૈદ
**નીમી** સ્ત્રી૦ કૂંડી
**નીમે** વિ૦ અડધું (૨) અ૦ અડધોઅડધ
**નીમેનીમ** વિ૦ અડધોઅડધ
**નીમેપગારી** વિ૦ અડધો પગાર મેળવનાર
**નીમો** પું૦ વરરાજાને પહેરવાનો એક જાતનો પોશાક
**નીર** ન૦ પાણી (૨) દમ; કસ
**નીરક્ષીરન્યાય** પું૦ હંસ જેમ ભેગાં મળેલાં પાણી અને દૂધમાંથી દૂધ પી લે છે અને પાણી રહેવા દે છે તેમ (સારું ગ્રહણ કરવું—જુદું પાડવું અને ખરાબ રહેવા દેવું તે)
**નીરખવું** સ૦ ક્રિ૦ બરાબર જોવું
**નીરજ** વિ૦ સ્વચ્છ (૨) ન૦ કમળ
**નીરણ** ન૦ નીરેલું ઘાસ
**નીરદ** પું૦ વાદળ
**નીરમ** ન૦ *
**નીરવ** વિ૦ શાંત
**નીરવું** સ૦ ક્રિ૦ ઢોરને ઘાસ નાખવું
**નીરસ** વિ૦ રસ વગરનું
**નીરસતા** સ્ત્રી૦
**નીરસપણું** ન૦
**નીરંગ** વિ૦ રંગ વગરનું (૨) પ્રકાશને રંગ છૂટા પાડયા વિના પોતામાંથી પસાર થવા દેતું; 'એક્રોમેટિક'
**નીરાજન** ન૦ આરતી
**નીરાજના** સ્ત્રી૦ આરતી
**નીરો** પું૦ ચારો (૨) તાજી તાડી
**નીરોગી** વિ૦ તંદુરસ્ત
**નીરોગીપણું** ન૦
**નીલ** વિ૦ કાળું; આસમાની (૨) પું૦ એક જાતનો વાંદરો (૩) મોરથૂથુ (૪) ગળી
**નીલકંઠ** પું૦ શિવ (૨) મોર (૩) ભમરો (૪) ચાસ પક્ષી
**નીલમ** ન૦ નીલ રંગનું રત્ન
**નીલમણિ** પું૦ નીલમ
**નીલવર** પું૦ ગળીની ખેતી કરાવનારો અંગ્રેજ જમીનદાર
**નીલવલ્ક** ન૦ એક જળચર પ્રાણી
**નીલશિર** ન૦ એક પક્ષી
**નીલાંબર** પું૦ સં. નીલ વસ્ત્ર પહેરનાર—બલરામ
**નીલી** સ્ત્રી૦ ગળી (૨) એક જાતની વાદળી માખી
**નીલું** વિ૦ નીલ રંગનું (૨) લીલું
**નીલોત્પલ** ન૦ વાદળી કમળ
**નીલોદ્વાહ** પું*
**નીલોપલ** પું૦ મોરથૂથુ
**નીવડવું** અ૦ ક્રિ૦ જુઓ નીમડવું
**નીવાર** પું૦ સામો
**નીવિ(-વી)** સ્ત્રી૦ સ્ત્રીઓ કમ્મરે પહેરવાના લૂગડાને જે ગાંઠ વાળે છે તે (૨) ગોળ, ઘી, દૂધ વગેરે ન ખાવાનું શ્રાવકોનું એક વ્રત (૩) મૂડી; ભંડોળ
**નીવિ(-વી)બંધ** પું૦ (ઘાઘરાના) નાડાની ગાંઠ
**નીસરવું** અ૦ ક્રિ૦ નીકળવું
**નીહાર** પું૦ જુઓ નિહાર
**નીહારિકા** સ્ત્રી૦ જુઓ નિહારિકા
**નીંગળવું** અ૦ ક્રિ૦ ટપકવું; ઝરવું
**નીંદ,૦ર** સ્ત્રી૦ ઊંઘ
**નીંદણ** ન૦ ઉખાડી નાખેલું નકામું ઘાસ
**નીંદર** સ્ત્રી૦ નીંદ; ઊંઘ
**નીંદવું** સ૦ ક્રિ૦ અનાજના ખેતરમાંથી નકામું ઘાસ ખોદી કાઢવું
**નીંદામણ** ન૦ નીંદવાની મજૂરી
**નીંદામણી** સ્ત્રી૦ નીંદામણ
**નીંભર** વિ૦ (૨) અ૦ (કા.) મૂંઝાઈ ગયેલું; દબાઈ ગયેલું; મૂઢ
**નીંભરવું** સ૦ ક્રિ૦ (કા.) છાશ કે દહીંના વાસણને ઊકળતા પાણીથી સાફ કરવું
**નીંભાડો** પું૦ જુઓ નિભાડો
**નુકતી** સ્ત્રી૦ રાજગરાના લોટની ખાંડ પાયેલી મમરા જેવી બનાવટ
**નુકતેચીન** વિ૦ બીજાનાં છિદ્ર—એબ શોધનારું
**નુકતેચીની** સ્ત્રી૦ બીજાનાં છિદ્ર—એબ શોધવાં તે
**નુકતો** પું૦ ફારસી-અરબી લિપિમાં શબ્દની ઉપરનીચે મુકાતું ટપકું—બિંદુ (૨) કોયડો; ટુચકો (૩) મુદ્દો; તર્ક

**નુકસાન** ન૦ હાનિ; ગેરફાયદો
**નુકસાનકર્તા(-ર્ત્તા)** વિ૦ હાનિ કરનારું
**નુકસાનકારક** વિ૦ હાનિ કરનારું
**નુકસાની** સ્ત્રી૦ નુકસાન (૨) નુકસાનનું વળતર
**નુતિ** સ્ત્રી૦ પ્રણામ (૨) વખાણ; સ્તુતિ
**નુસખો** પું૦ જેના ઉપર વૈદે દરદીને દવા લખી આપી હોય તે કાગળ
**નૂતન** વિ૦ નવું
**નૂતનતા** સ્ત્રી૦
**નૂતનત્વ** ન૦
**નૂતર** વિ૦+ નૂતન
**નૂનમ** સ્ત્રી૦+ ન્યૂનતા
**નૂપુર** ન૦ ઝાંઝર
**નૂર** ન૦ તેજ; પ્રકાશ (૨) ભાડું (વાહનમાં બેસવાનું કે માલ લાવવા લઈ જવાનું)
**નૂરત** સ્ત્રી૦ પ્રકાશ; તેજ
**નૂરી** વિ૦ તેજસ્વી (૨) સ્ત્રી૦ પોપટની જાતનું એક પક્ષી
**નૂરે ખુદા** ન૦ ખુદાનું નૂર; ઈશ્વરી તેજ
**નૂરે ચશ્મ** ન૦ આંખનું નૂર
**નૃત્ત(-ત્ય)** ન૦ નાચ
**નૃત્યકલા(-ળા)** સ્ત્રી૦ નાચવાની કળા
**નૃત્યકાર** પું૦ નાચનાર
**નૃત્યશાલા(-ળા)** સ્ત્રી૦ નાચવાની જગા (૨) નૃત્ય શીખવાની જગા
**નૃદેવ** પું૦ રાજા
**નૃદેહ** પું૦ મનુષ્યશરીર
**નૃપ(-પાલ)** પું૦ રાજા
**નૃપતિ** પું૦ રાજા
**નૃપાલ(-ળ)** પું૦ નૃપ; રાજા
**નૃપાંગ** ન૦બ૦વ૦ (સ્વામી, અમાત્ય, સુહૃદ, કોશ, રાષ્ટ્ર, દુર્ગ અને બલ એ સાત) રાજ્યનાં અંગ
**નૃયજ્ઞ** પું૦ પંચયજ્ઞમાંનો એક; આતિથ્ય
**નૃવંશ** પું૦ માણસજાતનો વંશ; જુદીજુદી જાતિઓનો વંશ
**નૃવંશવિદ્યા** સ્ત્રી૦ જુઓ જાતિમીમાંસા
**નૃશંસ** વિ૦ ક્રૂર; નીચ
**નૃશંસતા** સ્ત્રી૦
**નૃશંસ્ય** ન૦ નૃશંસતા
**નૃસિંહ** પું૦ રાજા (૨) સિંહ જેવો પરાક્રમી માણસ (૩) જુઓ નૃસિંહાવતાર
**નૃસિંહાવતાર** પું૦ અર્ધું સિંહનું અને અર્ધું માણસનું રૂપ ધારણ કરનાર વિષ્ણુનો ચોથો અવતાર
**ને** અ૦ અને (૨) બીજી વિભક્તિનો પ્રત્યય [વ્યા.] (૩) ક્રિયાપદના આજ્ઞાર્થ રૂપને અંતે આવતો પ્રત્યય ઉદા૦ આવને [વ્યા.]
**નેઉવો** વિ૦ પું૦ નેવુમા વર્ષને લગતો (૨) પું૦ નેવાં પડવાથી બનેલો ખાડો
**નેક** વિ૦ પ્રામાણિક; સાચું; ન્યાયી (૨) નીતિમાન (૩) ધાર્મિક (૪) સ્ત્રી૦ નેકી; ન્યાયીપણું (૫) પું૦ હદ; પ્રમાણ (૬) ભાવ; દર (૭) અ૦ કંઈ નહિ
**નેકનજર** સ્ત્રી૦ ચોખ્ખી દાનત
**નેકનામ,૦દાર** વિ૦ નેકી માટે પ્રખ્યાત (૨) એક માનવાચક શબ્દ કે ઇલકાબ
**નેકનામી** સ્ત્રી૦ કીર્તિ; ખ્યાતિ
**નેકી** સ્ત્રી૦ પ્રામાણિકપણું; ઈમાનદારી (૨) ભલાઈ; સજ્જનતા (૩) સદાચાર; સદ્વર્તન (૪) સ્તુતિનાં વચન; છડી (પોકારવી)
**નેકો** પું૦ નિયમ; વ્યવસ્થા (૨) ધારો (૩) હદ; પ્રમાણ
**નેગ** પું૦+ સ્નેહ
**નેગવું** સ૦ ક્રિ૦ જમવું
**નેગિયો** પું૦ દૂત; કાસદ
**નેચો** પું૦ જુઓ નેળચો
**નેજવું** ન૦ છાપરાની પાંખ-મોતિયાનો ટેકો
**નેજારા** પું૦ બ૦ વ૦ કટાક્ષ
**નેજું** ન૦ બરછી કે ભાલા ઉપરની ધજા (૨) ભાલો
**નેજો** પું૦ વાવટો; નિશાન (૨) બરછી (૩) ભાલો
**નેટ** અ૦ નક્કી
**નેટાં** ન૦ બ૦ વ૦ બારીક તપાસ; ખણખોદ
**નેટી** સ્ત્રી૦ ખણખોદ; બારીક તપાસ
**નેઠો** પું૦*
**નેડું** વિ૦ પાસેનું
**નેડે** અ૦ પાસે
**નેડો** પું૦ નેહ; પ્રેમ
**નેણ** ન૦ નયન

**નેતર** ન૦ એક જાતનો નેયો અને તેની સોટી; વેતસ
**નેતરું** ન૦ વલોણાનું દોરડું
**નેતા** પું૦ આગેવાન
**નેતિ** અ૦ એ નહિ
**નેત્ર** ન૦ આંખ
**નેત્રપલ્લવી** સ્ત્રી૦ આંખનો અણસારો
**નેત્રવિદ્યા** સ્ત્રી૦ આંખ વિષેની વિદ્યા
**નેત્રવૈદ(-દ્ય)** પું૦ આંખનો વૈદ
**નેત્રાંજન** ન૦ આંખનું આંજણ
**નેન** ન૦ નેત્ર
**નેનકલાક** ન૦ એક જાતનું સુતરાઉ કાપડ
**નેનસૂક** ન૦ ઝીણા વણાટનું સુતરાઉ કપડું
**નેપથ્ય** ન૦ રંગભૂમિનો પડદો (૨) તેની પાછળનો ભાગ, જ્યાં રહી નટો કપડાં બદલે છે (૩) વસ્ત્ર; પોશાક
**નેપાળો** પું૦ રેચક બીવાળી એક વનસ્પતિ
**નેપુર** ન૦ ઝાંઝર
**નેફો** પું૦ જેમાં નાડું ઘાલવામાં આવે છે તે ચણિયા કે સુરવાલની ખોલ
**નેમ** સ્ત્રી૦ નિશાન (૨) આશય; હેતુ (૩) જુઓ નિયમ
**નેમિ,-મી** સ્ત્રી૦ કૂવા ઉપરની ગરગડી (૨) પૈડાનો પરિઘ
**નેરું** વિ૦ + ન્યારું
**નેવ(-વું)** ન૦ નળિયું (૨) છાપરાના છેડા ઉપરનાં નળિયાં, જેમાંથી પાણી બહાર પડે છે તે (૩) તેમાંથી પડતું પાણી
**નેવર** ન૦ ઝાંઝર
**નેવલ** સ્ત્રી૦ બેડી (૨) એક ઘરેણું
**નેવાણી** સ્ત્રી૦ નેવાં પડે તે જગા
**નેવુ(-વું)** વિ૦ '૯૦'
**નેવું** ન૦ જુઓ નેવ
**નેવ્યાશી(-સી)** વિ૦ '૮૯'
**નેષ્ટ** વિ૦ સોમયજ્ઞના પ્રધાન ઋત્વિજોમાંનો એક (૨) અનિષ્ટ
**નેસ** વિ૦ અપશુકનિયું (૨) કમનસીબ (૩) દળદરી; કંજૂસ
**નેસ,ડો** પું૦ ભરવાડોએ જંગલમાં બાંધેલાં ઝૂંપડાંનું ગામ (૨) ભરવાડનું ઝૂંપડું
**નેસ્તનાબૂદ** વિ૦ જડમૂળથી નાશ પામેલું
**નેસ્તી** પું૦ મોદી
**નેહ** પું૦ પ્રેમ; સ્નેહ (૨) સ્ત્રી૦ હૂકાની નળી
**નેહરી** સ્ત્રી૦ નેફો
**નેહારી** સ્ત્રી૦ નાસ્તો
**નેળ** સ્ત્રી૦ સાંકડી ગલી—નળી (૨) હૂકાની નળી
**નેળચો** પું૦ હૂકાની ઊભી નળી જેના પર ચલમ મૂકવામાં આવે છે
**નૈગમ** પું૦ વાણિયો; વેપારી (૨) વેદ સમજાવનાર (૩) નાગરિક (૪) ઉપાય (૫) ઉપનિષદ
**નૈપુણ્ય** ન૦ નિપુણતા
**નૈમિત્તિક** વિ૦ ખાસ નિમિત્તને કારણે કરવાનું કે કરેલું (૨) પ્રાસંગિક; આગંતુક
**નૈમિષ** વિ૦ ક્ષણિક (૨) ન૦ (સં.) એક અરણ્યનું નામ
**નૈયત** સ્ત્રી૦ દાનત
**નૈયાયિક** વિ૦ ન્યાયને લગતું (૨) પું૦ ન્યાયશાસ્ત્ર જાણનાર
**નૈયું** ન૦ જુઓ નહિયું
**નૈરાશ્ય** ન૦ નિરાશા
**નૈર્ઋત્ય** વિ૦ પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનું (૨) સ્ત્રી૦ એ નામની દિશા
**નૈર્ઋત્યકોણ** પું૦ પશ્ચિમ અને દક્ષિણ દિશા વચ્ચેનો ખૂણો
**નૈર્ગુણ્ય** ન૦ નિર્ગુણતા; ગુણાતીતપણું
**નૈવેદ(-દ્ય)** ન૦ પ્રસાદ; દેવને ધરાવેલી ખાવાની વસ્તુ
**નૈષધ** પું૦ (સં.) નળરાજા
**નૈષ્કર્મ્ય** ન૦ નિષ્કર્મપણું
**નૈષ્કિક** વિ૦ નિષ્કનું બનાવેલું; નિષ્કથી ખરીદેલું
**નૈષ્ઠિક** વિ૦ નિષ્ઠાવાળું
**નૈસર્ગિક** વિ૦ કુદરતી
**નોક(-ખ)** વિ૦ સુંદર (૨) પું૦; સ્ત્રી૦ અણી; છેડો (૩) ટેક; વટ (૪) છટા (૫) ધાટ; મોખરો; મુખવટો
**નોક(-ખ)દાર** વિ૦ નોકવાળું
**નોકર** પું૦ ચાકર; સેવક
**નોકરશાહી** સ્ત્રી૦ નોકરોથી ચાલતું—નોકરોની કુલ સત્તાવાળું રાજ્યતંત્ર

**નોકરિયાટ(-ત)** વિ૦ નોકરીવાળું (૨) પરાધીન
**નોકરી** સ્ત્રી૦ ચાકરી; સેવા
**નોકાર,૦મંત્ર** પું૦ જૈનોને જપવાનો એક મંત્ર
**નોકારવળી** સ્ત્રી૦ નોકાર કરવાની માળા
**નોકારશી(-સી)** સ્ત્રી૦ જૈનોને જમાડવા તે
**નોકું** વિ૦ + સુંદર
**નોખ** વિ૦ (૨) પું૦; સ્ત્રી૦ જુઓ નોક
**નોખું** વિ૦ જુદું
**નોળણાસાંકળ** સ્ત્રી૦ કમાડને બારસાખ સાથે જોડનારી સાંકળ
**નોઝણું** ન૦ દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું; સેલો
**નોટ** સ્ત્રી૦ સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ (૨) નોંધ (૩) ચિઠ્ઠી (૪) કોરા કાગળની બાંધેલી વહી; નોંધપોથી
**નોતર** સ્ત્રી૦ નોતરેલાં મહેમાનોનો સમૂહ
**નોતરવું** સ૦ ક્રિ૦ આમંત્રણ કરવું
**નોતરિયો** પું૦ નોતરાં દેનારો
**નોતરું** ન૦ આમંત્રણ
**નોધડિયો** પું૦ છોકરો
**નોધડી** સ્ત્રી૦ છોકરી
**નોધલિયું** વિ૦ નાનું
**નોધલું** ન૦ બાળક
**નોધારું** વિ૦ આધાર વગરનું
**નોબત** સ્ત્રી૦ મોટું નગારું (સવારીમાં વગાડવાનું)
**નોમ** સ્ત્રી૦ નવમી તિથિ
**નોર** ન૦ ભાડું; નૂર
**નોરતું** ન૦ નવરાત્રિમાંનો દરેક દિવસ
**નોરો** પું૦ આજીજી
**નોલકોલ** ન૦ એક શાક
**નોળ** પું૦ નોળિયો (૨) નોર; નૂર
**નોળવું** સ૦ ક્રિ૦ ગોરસાંને કૂચા વડે સાફ કરવાં
**નોળવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**નોળિયો** પું૦ એક નાનું ચોપગું પ્રાણી
**નોળીકર્મ** ન૦ નાકે પાણી પીવાની ક્રિયા (૨) કાવતરું
**નોળીનોમ** સ્ત્રી૦ શ્રાવણ સુદ નોમ
**નોળું** ન૦ એક જાતનું સાપોલિયું (૨) ગોરસિયાં ધોવાનો કૂચો
**નોંજણું*** ન૦
**નોંધ** સ્ત્રી૦ ટાંચણ (૨) ટિપ્પણી (૩) જેમાં આપેલો માલ વીગત સાથે નોંધાય છે તે ચોપડી (૪) મોટા થાંભલાને ટેકો આપવા સાકટાઓ સાથે જડેલા ખીલા
**નોંધણી** સ્ત્રી૦ નોંધવાની ક્રિયા
**નોંધણીકામદાર** પું૦ નોંધણી કરનાર અમલદાર
**નોંધણીદાર** પું૦ નોંધણી કરનાર
**નોંધલું** વિ૦ નાનું
**નોંધવું** સ૦ ક્રિ૦ નોંધ કરવી
**નોંધપોથી** સ્ત્રી૦ નોંધ કરવાની ચોપડી
**નોંધવહી** સ્ત્રી૦ નોંધપોથી
**નોંધાઈ** સ્ત્રી૦ નોંધણી કરવાની ફી
**નૌ** સ્ત્રી૦; ન૦ નૌકા
**નૌકા** સ્ત્રી૦ હોડી
**નૌકાગમન** ન૦ નૌકાની સફર
**નૌકાગૃહ** ન૦ નૌકારૂપી ઘર
**નૌકાદંડ** પું૦ હલેસું
**નૌકાપતિ** પું૦ જહાજનો ઉપરી
**નૌકાફોજ** સ્ત્રી૦ નૌકાસૈન્ય
**નૌકાર,૦મંત્ર** પું૦ જુઓ નોકાર
**નૌકારવળી** સ્ત્રી૦ જુઓ નોકારવળી
**નૌકારશી(-સી)** સ્ત્રી૦ જુઓ નોકારશી
**નૌકાશાસ્ત્ર** ન૦ વહાણવટાનું શાસ્ત્ર
**નૌકાસૈન્ય** ન૦ દરિયાઈ લશ્કર
**નૌજવાન** પું૦ નવયુવક
**નૌતમ** વિ૦ નૂતન
**નૌદંડ** પું૦ જુઓ નૌકાદંડ
**નૌપતિ** પું૦ જુઓ નૌકાપતિ
**નૌયાન** ન૦ વહાણવટું; નૌકાગમન
**નૌસાધ્ય** વિ૦*
**નૌસૈન્ય** ન૦ નૌકાસૈન્ય
**ન્યક્કાર** પું૦ અપમાન
**ન્યગ્રોધ** પું૦ વડ
**ન્યસ્ત** વિ૦ ફેંકેલું (૨) ન્યાસ-થાપણ તરીકે મૂકેલું (૩) દોરેલું; ચીતરેલું
**ન્યાત** સ્ત્રી૦ જ્ઞાતિ
**ન્યાતજાત** સ્ત્રી૦ ન્યાત અને જાત
**ન્યાતીલું** વિ૦ ન્યાતનું (૨) ન૦ ન્યાતનું માણસ
**ન્યાતીલો** પું૦ ન્યાતનો માણસ
**ન્યાતું** ન૦ સગપણ

**ન્યામત** સ્ત્રી૦ ધનદોલત (૨) સુખ
**ન્યાય** પું૦ ઇનસાફ (૨) ધારો (૩) દૃષ્ટાંત; કહેવત ઉદા૦ કાકતાલીયન્યાય (૪) પ્રમાણ દ્વારા વસ્તુની પરીક્ષા (૫) ન્યાયશાસ્ત્ર-દર્શન
**ન્યાયખાતું** ન૦ ઇનસાફખાતું
**ન્યાયદર્શન** ન૦ છ વૈદિક દર્શનોમાંનું એક; ગૌતમ ઋષિએ પ્રવર્તાવેલું પ્રમાણશાસ્ત્ર
**ન્યાયમંત્રી** પું૦ ન્યાયખાતાનો મંત્રી
**ન્યાયમંદિર** ન૦ અદાલત; કચેરી; 'હાઈ કોર્ટ'
**ન્યાયવૃત્તિ** સ્ત્રી૦ ન્યાય આપવાની દાનત (૨) ન્યાયપૂર્વક વર્તવું તે
**ન્યાયશાસ્ત્ર** ન૦ જુઓ ન્યાયદર્શન
**ન્યાયશ્રેણિ(-ણી)** સ્ત્રી૦ ન્યાયપરંપરા
**ન્યાયસભા** સ્ત્રી૦ કચેરી; અદાલત (૨) 'અપીલેટ'; 'સુપ્રીમ કોર્ટ'
**ન્યાયાધિકારી** પું૦ ન્યાય આપનાર અમલદાર; 'જજ'
**ન્યાયાધીશ** પું૦ જુઓ ન્યાયાધિકારી
**ન્યાયાધીશી** સ્ત્રી૦ ન્યાયમંદિર
**ન્યાયાસન** ન૦ ન્યાયાધીશને બેસવાનું સ્થાન
**ન્યાયી** વિ૦ બરાબર ન્યાય આપે એવું (૨) વાજબી
**ન્યાય્ય** વિ૦ ન્યાયી
**ન્યારું** વિ૦ જુદું (૨) અજાયબ
**ન્યાલ** વિ૦ કૃતાર્થ (૨) પૈસાદાર
**ન્યાસ** પું૦ મૂકવું તે (૨) ચિહ્ન (૩) વિશ્વાસ ઉપર સાચવવા આપવું તે; થાપણ (૪) ત્યાગ (૫) મંત્ર અને વિધિ સહિત શરીરનાં જુદાંજુદાં અંગોને દેવતાઓને સોંપવાં તે —એક ધાર્મિક વિધિ
**ન્યૂન** વિ૦ ઓછું; ઊણું
**ન્યૂનતા** સ્ત્રી૦
**ન્યૂનનિગમન** ન૦*
**ન્યૂનપણું** ન૦
**ન્યૂનસ્પર્શ** પું૦*
**ન્યૂનસ્વેદ** પું૦ એક રોગ
**ન્યૂનાધિક** વિ૦ ઓછુંવત્તું
**ન્યૂસપેપર** ન૦ વર્તમાનપત્ર; છાપું
**ન્યોછાવર** વિ૦ કુરબાન કરેલું; ખેરાત કરેલું

# પ

**પ** પું૦ પહેલો ઓષ્ઠ્ય વ્યંજન (૨) પંચમ સ્વરની સંજ્ઞા
**પઈ** પું૦ વટેમાર્ગુ (૨) અજાણ્યો મુસાફર; મહેમાન (૩) છાપખાનાના નકામા ટાઈપ
**પકડ** સ્ત્રી૦ પકડવાની શક્તિ (૨) પકડવાનું ઓજાર
**પકડવું** સ૦ ક્રિ૦ ઝાલવું (૨) કેદ કરવું
**પકડહુકમ** પું૦ પકડવા માટેનો સરકારી હુકમ; 'વૉરંટ'
**પકડાપકડી** સ્ત્રી૦ ઉપરાઉપરી ધરપકડ
**પક(-કા)વવું** સ૦ ક્રિ૦ રાંધવું (૨) માટી ઇ૦ના વાસણને કઠણ બનાવવા ભઠ્ઠીમાં નાખી તપાવવું
**પકવાન** ન૦ જુઓ પક્વાન્ન
**પકવાસી** સ્ત્રી૦ મેડાનાં પાટિયાંની નીચે રહેતી સાંધ પર જડાતી લાકડાની કે લોઢાની ચીપ
**પકવાસો** પું૦ વાંસની કામડી (૨) છાપરાના સાકટા ઉપર જડવાની ચીપ (૩) જળોયું
**પકાર** પું૦ પ અક્ષર કે તેનો ઉચ્ચાર
**પકારાંત** વિ૦ છેડે પકારવાળું

**પકાવવું** સ૦ ક્રિ૦ 'પાકવું'નું પ્રેરક રૂપ
**પક્કાઈ** સ્ત્રી૦ ખંધાઈ; લુચ્ચાઈ
**પક્કું** વિ૦ માહિતગાર; છેતરાય નહિ તેવું (૨) ખંધું (૩) પૂરેપૂરું
**પક્વ** વિ૦ પાકું (૨) રંધાયેલું
**પક્વતા** સ્ત્રી૦
**પક્વાન્ન** ન૦ તળીને બનાવેલી મીઠાઈ
**પક્વાશય** પું૦; ન૦ હોજરી
**પક્ષ** પું૦ તરફેણ; બાજુ (૨) તડ; ભાગ (૩) તકરારના પક્ષની એક બાજુ (૪) પક્ષપાત (૫) પખવાડિયું (૬) સાધ્ય જેને વિષે સિદ્ધ કરવાનું હોય તે [પ્ર. શા.] (૭) સ્ત્રી૦ પાંખ
**પક્ષકાર** વિ૦ (૨) પું૦ પક્ષ કરનાર
**પક્ષ(-ક્ષા)ઘાત** પું૦ અડધા અંગનું રહી જવું તે; લકવો
**પક્ષધર્મતા** સ્ત્રી૦ પક્ષ ઉપર સાધન–હેતુનું હોવું તે (પ્ર. શા.)
**પક્ષપદ** ન૦ *
**પક્ષપાત** પું૦ વગ; તરફદારી
**પક્ષપાતી** વિ૦ વગિયું; એકતરફી
**પક્ષમત** પું૦ એક પક્ષનો અભિપ્રાય
**પક્ષરાગ** પું૦ એક પક્ષ તરફ રાગ–આસક્તિ
**પક્ષવાદ** પું૦ વકીલાત (૨) એકતરફી નિવેદન —કથન
**પક્ષવાદી** પું૦ વકીલ
**પક્ષાઘાત** પું૦ લકવો
**પક્ષાપક્ષી** સ્ત્રી૦ પક્ષ પડી જવા તે; ભેદભાવની લાગણી (૨) તરફદારી; પક્ષપાત
**પક્ષિણી** સ્ત્રી૦ પક્ષીની માદા
**પક્ષી** ન૦ પંખી
**પક્ષીય** વિ૦ અમુક પક્ષનું
**પક્ષોત્પાત** પું૦ એક પક્ષ તરફ ઢળી પડ્યા વગર બન્ને પક્ષનો નભાવ કરવો તે
**પક્ષ્મ** ન૦ પાંપણ
**પખપખા** સ્ત્રી૦ + પક્ષાપક્ષી
**પખવાજ** સ્ત્રી૦ મૃદંગ જેવું એક વાદ્ય
**પખવાજી** પું૦ પખવાજ વગાડનારો
**પખવાડિક** વિ૦ પંદર દિવસે થતું; પખવાડિયાનું (૨) ન૦ પંદર દિવસે પ્રસિદ્ધ થતું છાપું
**પખવાડિયું** ન૦ પંદર દિવસનો કાળ
**પખવાડું** ન૦ જુઓ પખવાડિયું
**પખવાની** સ્ત્રી૦ કાનના વેહમાં ખોસાતી ભૂંગળી
**પખાજ** સ્ત્રી૦ જુઓ પખવાજ
**પખાજી** પું૦ જુઓ પખવાજી
**પખાલ** સ્ત્રી૦ પાણી ભરી લાવવાની ચામડાની થેલી (૨) ફૂલ વગેરે ઉપાડી લઈ સંધ્યાકાળે દેવસ્થાન ધોવું તે
**પખાલચી** પું૦ પખાલ વડે પાણી ભરી લાવનાર કે છાંટનાર
**પખાલણ** સ્ત્રી૦ પખાલીની સ્ત્રી (૨) પખાલથી પાણી ભરી લાવનાર સ્ત્રી
**પખાલી** પું૦ જુઓ પખાલચી
**પખાળવું** સ૦ ક્રિ૦ પાણીથી ધોવું
**પખિ(-સિ)યારું** ન૦ ખીલી ઘાલવાનું નાકું (ઘરેણામાં) (૨) ચણિયારું
**પખું** ન૦ પક્ષ (૨) ઓથ
**પખે** અ૦ સિવાય
**પખોડવું** સ૦ ક્રિ૦ પહોળું કરવું
**પગ** પું૦ પાદ
**પગઉપાડો** પું૦ ઝપાટાબંધ ચાલવું તે
**પગચંપી** સ્ત્રી૦ પગ દબાવવા તે
**પગ(-ઘ)ડબંદ(-ધ)** પું૦ પાઘડી બાંધનાર
**પગ(-ઘ)ડબંદી(-ધી)** સ્ત્રી૦ પાઘડી બાંધવાનો ધંધો
**પગતાણ*** સ્ત્રી૦
**પગતું** વિ૦ છૂટું; ખૂલતું
**પગતોડ** સ્ત્રી૦ નકામા આંટાફેરા
**પગ(-ડ,-ર)થાર** પું૦ થોડાં પગથિયાં પછી આવતું પહોળું પગથિયું
**પગથારિયું** ન૦ મોટું પહોળું પગથિયું
**પગથિયું** ન૦
**પગથી** સ્ત્રી૦ જુઓ પગરવટ (૨) માર્ગની બાજુએ રાહદારી માટે રાખેલો રસ્તો; 'ફૂટપાથ'
**પગદંડો** પું૦ ટેકા વગર થોડુંઘણું હરવુંફરવું તે (૨) થોડોઘણો મદદગાર (૩) જંગલમાં પડેલી પગથી–પગરસ્તો
**પગપાળું** વિ૦ પગે ચાલતું
**પગપેસારો** પું૦ પગ માંડવો—ઘૂસવું તે (૨) અવરજવર; પરિચય; લાગવગ

**પગભર** વિ૦ બીજાના આશ્રય વગર ટકી રહે તેવું
**પગર** પું૦ અનાજ છૂટું પાડવા પાથરેલો ડૂંડાંનો ઢગલો (૨) ઢગલો
**પગરખું** ન૦ ખાસડું
**પગરણ** ન૦ સારું ટાણું (૨) આરંભ; શરૂઆત
**પગરણિયું** વિ૦ પગરણ વખતનું
**પગરવ** પું૦ પગનો અવાજ (૨) [લા.] જવરઅવર
**પગરવટ** સ્ત્રી૦ જવરઅવરથી પડેલો શેરડો (૨) પગના ઘસારાની નિશાની
**પગરવટો** પું૦ જવરઅવર (પરિચયને કારણે) (૨) જુઓ પગરવટ
**પગરસ્તો** પું૦ પગપાળાને ચાલવાની કેડી
**પગલી** સ્ત્રી૦ પગલાંની પંક્તિ (૨) નાનાંનાનાં પગલાં
**પગલુછ(-સ)ણિયું** ન૦ પગ લૂછવા બારણા પાસે મૂકવામાં આવતો કાથીનો કે તારનો એક ગૂંથેલો ઘાટ
**પગલું** ન૦ જમીન ઉપર પડેલી પગની આકૃતિ (૨) ડગલું
**પગવાટ** સ્ત્રી૦ પગથી (૨) સ્થળમાર્ગ; ખુશકી
**પગાર** પું૦ વેતન; દરમાયો
**પગારદાર** વિ૦ પગાર લઈને કામ કરનારો
**પગારપત્રક** ન૦ પગાર જેમાં આકારાય છે તે પત્રક
**પગી** પું૦ પગલું પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત
**પગેપડણું** ન૦ સાસુ વગેરેને પગે પડતાં વહુએ મૂકેલી ભેટ
**પગેરું** ન૦ ચોરનું પગલું
**પગેલાગણું** ન૦ નમસ્કાર
**પગો** પું૦ ભાતનું સ્ત્રીઓને પહેરવાનું લાલ કપડું
**પઘડબંદ(-ધ)** પું૦ જુઓ પગડબંધ
**પઘડબંદી(-ધી)** સ્ત્રી૦ જુઓ પગડબંદી
**પચક** અ૦ જલદી; ઓચિંતું
**પચકડી** સ્ત્રી૦ નાની પિચકારી
**પચકણ** વિ૦ પોચું; ડરપોક
**પચખાણ** ન૦ પ્રતિજ્ઞા; વ્રત (જૈન)
**પચનક** ન૦ એક પક્ષીનું નામ
**પચપચ** અ૦ (રવ૦)
**પચપચું** વિ૦ ગદગદું
**પચરકવું** અ૦ ક્રિ૦ ધાર ફૂટવી
**પચરકિયું** વિ૦ પચરકી ઊડે એવું ઢીલું
**પચરકી** સ્ત્રી૦ પાણીની શેડ
**પચરકો** પું૦ પાણીની શેડ
**પચરંગ** વિ૦ પાંચ રંગવાળું
**પચરંગિયું** વિ૦ પાંચ રંગવાળું
**પચરંગી** વિ૦ પચરંગિયું
**પચવું** સ૦ ક્રિ૦ હજમ થવું (૨) [લા.] નિરાંતે ભોગવવું (૩) મગ્ન થવું
**પચારવું** સ૦ ક્રિ૦ વારેવારે કહેવું; ટકોરમાં કહેવું; ટોણારૂપે કહી બતાવવું
**પચાવ(-વો)** પું૦ પચવું તે
**પચાસ** વિ૦ '૫૦'
**પચીશ(-સ)** વિ૦ '૨૫'
**પચી(ચ્ચી)શી(-સી)** સ્ત્રી૦ પચીસનો સમૂહ
**પચ્ચી** સ્ત્રી૦ વીંટીમાં નંગ બેસાડવા કરેલું કાંગરાવાળું ખામણું
**પચ્ચીગર** પું૦ પચ્ચી કરનાર જડિયો
**પચ્ચીશી(-સી)** સ્ત્રી૦ જુઓ પચીશી
**પચ્છમ** વિ૦ પશ્ચિમ (૨) પાછળનું
**પચ્છમબુદ્ધિ** વિ૦ જેને પાછળથી બુદ્ધિ સૂઝે તેવું
**પચ્છમબૂધિયું** વિ૦ પચ્છમબુદ્ધિ
**પછડાવું** અ૦ ક્રિ૦ અફળાવું; કુટાવું
**પછતાલ(-ળ)** સ્ત્રી૦ જુઓ પસ્તાળ
**પછવાડી** અ૦ પાછળ
**પછવાડું** વિ૦ છેવાડું (૨) ન૦ પાછળનો ભાગ; પૂંઠ (૩) કેડો
**પછવાડે** અ૦ પાછળ; પૂંઠે (૨) છેડે; અંતે
**પછાટ(-ડ)** સ્ત્રી૦ પછડાવું તે
**પછાડવું** સ૦ ક્રિ૦ જોરથી અફાળવું—પટકવું
**પછાડી** સ્ત્રી૦ ઘોડાના પાછલા પગ બાંધવાનું દોરડું (૨) અ૦ જુઓ પછવાડી
**પછાડું** ન૦ પછવાડું; પાછળનો ભાગ
**પછાડો** પું૦ પછાડ
**પછાત** વિ૦ પાછળનું; પાછળ રહી ગયેલું (૨) અ૦ પાછળ
**પછાતવર્ગ** પું૦ સંસ્કારમાં પાછળ રહી ગયેલો લોકસમૂહ
**પછી** અ૦ પાછળ; પાછળથી
**પછીત** સ્ત્રી૦ ઘરની પાછલી દિવાલ

**પછીતિયું** ન૦ પાંજરીવાળા ગાડાનું પાછલું પાટિયું
**પછેડી** સ્ત્રી૦ ઓઢવાની જાડી ચાદર
**પછેડીવા** વિ૦ પછેડી જેટલું (૨) પછેડી પલળે તેટલો (વરસાદ)
**પછેડો** પું૦ મોટી પછેડી (૨) સંતાનના જન્મ કે લગ્ન પ્રસંગે આપવામાં આવતું કીમતી વસ્ત્ર કે અવેજ
**પજવણી** સ્ત્રી૦ પજવવું તે; હલાકી
**પજવણું** ન૦ પજવણી
**પજવવું** સ૦ ક્રિ૦ ત્રાસ આપવો; હેરાન કરવું
**પજાવો** પું૦ કુંભારની ભઠ્ઠી
**પજુસણ** ન૦ ભગવાન મહાવીરની જયંતી સમયનું જૈન વ્રત (૨) શ્રાવણ વદ બારસથી ભાદરવા સુદ ચોથ સુધીના જૈનોના તહેવાર
**પટ** પું૦ ખાનાં ચીતરેલું પાટિયું કે કપડું (શેતરંજ વગેરે રમવા માટે) (૨) પડદો (૩) પાસ; પુટ (૪) નદીની પહોળાઈ (૫) વિસ્તાર (૬) પાસ; અસર (૭) સાંકડો અને લાંબો પટો (જમીનનો) (૮) ચીતરવા માટેનું પાટિયું; ફલક (૯) ન૦ વસ્ત્ર (૧૦) અ૦ ઝટ
**પટક** સ્ત્રી૦ પટકવું તે; ઝીક
**પટકવું** સ૦ ક્રિ૦ પછાડવું
**પટકૂળ** ન૦ રેશમી વસ્ત્ર; ઊંચી જાતનું સુંદર વસ્ત્ર
**પટકો** પું૦ લૂગડાનો ટૂંકો કકડો (૨) છોગલો (૩) કાછો
**પટણી** વિ૦ પાટણનું
**પટપટ** સ્ત્રી૦ (રવ૦) બોલબોલ કરવું તે (૨) અ૦ જલદી
**પટપટવું** સ૦ ક્રિ૦ પટપટ કરવી
**પટપટાટ(-રો)** પું૦ પટપટ કરવી તે
**પટપટિયું** વિ૦ લવરીખોર (૨) ન૦ લાકડાનું રમકડું (૩) હજામનું ટપટપિયું
**પટરાણી** સ્ત્રી૦ રાજાની મુખ્ય રાણી
**પટલ** પું૦ જુઓ પટેલ (૨) ટોળું; જથ્થો (૩) પડદો
**પટ(-ટે)લાઈ** સ્ત્રી૦ પટેલનો અધિકાર કે કામ
**પટલાણી** સ્ત્રી૦ પટેલની સ્ત્રી
**પટવારી** પું૦ તલાટી
**પટવો** પું૦ રેશમની દોરીઓની ગૂંથણીનું અને સોનારૂપાના દાગીનાને ગાંઠવાનું કામ કરનારો
**પટહ** પું૦ દુંદુભિ
**પટંતર** ન૦ અંતરપટ (૨) જુદાઈ
**પટંતરો** પું૦ પટંતર
**પટા** પું૦ બ૦ વ૦ તરવાર કે લકડીથી ઘા ઝીલવા ને ઘા કરવા તે
**પટાઈ** ન૦ એક પક્ષી
**પટાઉ** વિ૦ ફોસલાવી જાય એવું
**પટાક** પું૦ ઘોડાનો તંગ (૨) અ૦ (રવ૦)
**પટાકડી** સ્ત્રી૦ (રવ૦) ચપટી (૨) પિસ્તોલ
**પટાકો** પું૦ ફટાકો (૨) તમાચ
**પટાટો** પું૦ બટાકો
**પટાદાર** વિ૦ પટાપટાવાળું; (૨) પું૦ અમુક વર્ષની બાંધણીથી કોઈ ચીજ (જમીન ઇ.) રાખનાર (૩) જમીનદાર (૪) પટાવાળો
**પટાદારી** સ્ત્રી૦ પટાદારપણું
**પટાપટ** અ૦ એક પછી એક
**પટાપટી** સ્ત્રી૦ બોલાબોલી (૨) આડાઅવળા લિસોટા
**પટાબાજ** વિ૦ પટા ખેલી જાણનાર
**પટાબાજી** સ્ત્રી૦ પટાબાજપણું (૨) દાવપેચ
**પટામણી** સ્ત્રી૦ ફોસલામણી
**પટામણું** વિ૦ ફોસલાવનારું (૨) ન૦ પટામણી
**પટારી** સ્ત્રી૦ પેટી
**પટારો** પું૦ મોટી પેટી
**પટાવત** પું૦ રાજસેવા બજાવવા બદલ ગામગરાસ ભોગવનાર
**પટાવવું** સ૦ ક્રિ૦ ફોસલાવવું
**પટાવાળો** પું૦ નોકર; ચપરાસી
**પટિયાં** ન૦ બ૦ વ૦ ઓળીને પાડેલા સફાઈદાર વાળના પટા
**પટી(-ટ્ટી)** સ્ત્રી૦ લૂગડાનો કે કાગળનો લાંબો કટકો (૨) મલમવાળો તેવો કકડો
**પટુ** વિ૦ ચાલાક (૨) પું૦ તરવાર
**પટુડાઈ** સ્ત્રી૦ મીઠું બોલીને રંજિત કરવાનો સ્વભાવ
**પટુડાવેડા** પું૦ બ૦ વ૦ પટુડાઈ
**પટુડું** વિ૦ મીઠુંમીઠું બોલી રંજિત કરનાર

**પટુતા** સ્ત્રી૦ હોશિયારી
**પટુત્વ** ન૦
**પટૂઈ** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**પટેલ(-લિયો)** પું૦ અમુક જથ્થાનો કે સંઘનો વડો (૨) ગામનો મુખી
**પટેલાઈ** સ્ત્રી૦ પટલાઈ
**પટેલિયો** પું૦ જુઓ પટેલ
**પટેલી** સ્ત્રી૦ પટલાઈ
**પટો(-ટ્ટો)** પું૦ સનદ; દસ્તાવેજ (૨) લૂગડાનો કે ચામડાનો લાંબો ચીરો (૩) કમરબંધ (૪) રંગનો લાંબો પહોળો લીટો (૫) ચપરાસની નિશાની તરીકે ખભે રાખવાનો પાટો
**પટોધર** વિ૦; સ્ત્રી૦ + પટરાણી
**પટોપટ** અ૦ તરત
**પટોળ** ન૦ એક ઔષધિ
**પટોળી** સ્ત્રી૦ પટોળું
**પટોળું** ન૦ એક જાતનું રેશમી કપડું
**પટ્ટ** વિ૦ મુખ્ય
**પટ્ટણ(-ન)** ન૦ શહેર
**પટ્ટાભિષેક** પું૦ રાજ્યાભિષેક
**પટ્ટી** સ્ત્રી૦ જુઓ પટી
**પટ્ટીશ** ન૦ એક જાતનું પ્રાચીન હથિયાર
**પટ્ટુ** પું૦; ન૦ ઊનનું એક જાતનું વસ્ત્ર
**પટ્ટો** પું૦ જુઓ પટો
**પઠન** ન૦ ભણતર
**પઠાણ** પું૦ એ નામની મુસલમાન જાતનો આદમી (૨) વહાણની પીઠ
**પઠેઠ,૦મ** અ૦ પેઠે
**પઠ્ઠું** વિ૦ અલમસ્ત; પહેલવાન
**પડ** ન૦ થર (૨) ઢાંકણ (૩) ગડી (૪) ઘંટીના બે પથરામાંનો દરેક
**પડઉત્તર** પું૦; ન૦ પ્રત્યુત્તર; જવાબનો જવાબ
**પડ(-ડિ)કમણું** ન૦ પાપની માફીની પ્રાર્થના શ્રાવકો સાધુ પાસે ભણી જાય છે તે વિધિ
**પડ(-ડિ)કમવું** અ૦ ક્રિ૦ પડકમણું કરવું
**પડકાર(-રો)** પું૦ મોટેથી સંબોધન; આહ્વાન
**પડકારવું** સ૦ ક્રિ૦ મોટેથી સંબોધવું; આહ્વાન કરવું
**પડખવું** અ૦ ક્રિ૦ + વાટ જોવી
**પડખિયું** વિ૦ (૨) ન૦*
**પડખું** ન૦ પાસું (૨) પક્ષ (૩) મદદ
**પડઘી(-ધી)** સ્ત્રી૦ વાસણની કે લાડુની બેસણી
**પડગોરવ** ન૦ ગોરવના બદલામાં આપેલું સામું જમણ
**પડઘમ** સ્ત્રી; ન૦ ઢોલ જેવું વાદ્ય (૨) તાંબાનું મધ્યમ કદનું નળાકાર વાસણ
**પડઘમચી** પું૦ પડઘમ વગાડનાર
**પડઘી** સ્ત્રી૦ જુઓ પડઘી
**પડઘો** પું૦ સામો અવાજ; પ્રતિઘોષ
**પડ(-ર)છંદો** પું૦ પડઘો
**પડછાતી** સ્ત્રી૦ ઘોડાની છાતીના રક્ષણ માટે હાંસડીની નીચે મૂકવામાં આવતી ગાદી
**પડછાયો** પું૦ ઓળો (૨) પ્રતિબિંબ
**પડછી** સ્ત્રી૦*
**પડછું** ન૦ શેરડીની ટોચ ઉપરનું આચ્છાદન; પાંદડું
**પડછો** પું૦ સરખામણી
**પડજીભ** સ્ત્રી૦ ગળાનો કાકડો
**પડણ** ન૦ નમસ્કાર
**પડતર** વિ૦ નફો ચડાવ્યા વિનાનું (૨) ખેડયા વિનાનું (૩) વેચાયા વગર પડી રહેલું (૪) ખુલ્લું; ઇમારત વિનાનું
**પડતલ્લી** સ્ત્રી૦ ગડાકુ ભરવાની ચામડાની કોથળી
**પડતાળવું** સ૦ ક્રિ૦ ખોદીને તળેઉપર કરવું (૨) પછાડવું (૩) સરખાવવું
**પડતાળો** પું૦*
**પડતી** સ્ત્રી૦ પતન; અવદશા
**પડતું** વિ૦ નબળું; માઠું (૨) ન૦ ભૂસકો
**પડ(-ર)થાર** પું૦ નીચી પહોળી ઓટલી (૨) સીડીમાં વચ્ચેવચ્ચે વિસામાને માટે રાખેલું પહોળું પગથિયું (૩) છાબંધ ભીંયતળિયું
**પડદી** સ્ત્રી૦ નાનો પડદો (૨) બિલ્લાંના કે પાટિયાંનો આંતરો
**પડદું** ન૦ લૂગડે બાંધેલું ઘાસ
**પડદેનશીન** વિ૦ પડદા-ઓઝલમાં રહેનારું
**પડદેપોશ** વિ૦ પડદેનશીન
**પડ(-ર)દો** પું૦ આંતરો (૨) કાનનો ઢોલ (૩) ઓઝલ (૪) ગુપ્ત વાત (૫) અંગરખાનો પડદો
**પડધાસ** સ્ત્રી૦ (કા.)*
**પડપડવું** અ૦ ક્રિ૦ (રવ૦) પડપટ અવાજ કરવો
**પડપડાટ** પું૦ (રવ૦) પટપટ અવાજ
**પડપડિયાં** ન૦ બ૦ વ૦ (રવ૦) પાતળા ઝાડાથી થતા અવાજ

**પડપડી** સ્ત્રી૦ દોટ
**પડપું** ન૦ અત્યંત શુષ્ક પદાર્થ
**પડપૂછ** સ્ત્રી૦ પૂછપરછ
**પડભીંત** સ્ત્રી૦ ભીંત ચણી અંતર મૂકી ચણેલી બીજી ભીંત
**પડભીંતિયું** ન૦ સંચ (૨) આગળ ભીંત ચણી લઈ પાછળ રાખેલો ગુપ્ત ખંડ
**પડવડું** વિ૦ + સ્પષ્ટ
**પડવા(-વૈ)યો** પું૦ પાયા તળે મૂકવાનો લાકડાનો કકડો (૨) ઢીંચણિયું
**પડવાઉ** પું૦ ધાન ઊપણવા માટે પિછોડીની ઝાપટનો વાયુ
**પડવું** અ૦ ક્રિ૦ પતન થવું (૨) નીપજવું; બનવું;
**પડવે** સ્ત્રી૦ પડવો; પ્રતિપદા
**પડવો** પું૦ પખવાડિયાની પહેલી તિથિ; પ્રતિપદા
**પડ(-ર)સાળ** સ્ત્રી૦ ઘરનો આગલો ખંડ
**પડ(-ર)સૂદી** સ્ત્રી૦ ઘઉંનો ધોળો લોટ; મેંદો
**પડહ** પું૦ + દુંદુભિ
**પડળ** ન૦ આંખના ડોળા ઉપર ફરી વળનારું પડ
**પડા** પું૦ બ૦ વ૦ થાપા; હાથા
**પડાઈ** સ્ત્રી૦ નાની ધજા (૨) પતંગ
**પડાઉ** વિ૦ પડાવી લીધેલું (૨) વેચાયા વગર પડી રહેલું (૩) ન૦ નાનું વહાણ
**પડાક** અ૦ એકદમ
**પડા(-ડી)દાર** પું૦ દાંડી પીટનાર
**પડાપડ(-ડી)** સ્ત્રી૦ સ્પર્ધાથી ધસવું તે; ઉપરાઉપરી પડવું તે
**પડારો** પું૦ (કા.) વડાઈ; શેખી; અભિમાન
**પડાવ** પું૦ મુકામ; છાવણી
**પડાળ** ન૦ છાપરાના બે ઢોળાવમાંનો એક
**પડાળી** સ્ત્રી૦ અડાળી
**પડિયાળુ** વિ૦ પડતર
**પડિયું** ન૦ ઘંટીનું પડ
**પડિયો** પું૦ પાંદડાંનો વાટકો; દડિયો
**પડી** સ્ત્રી૦ પડીકી (૨) દાંડી; ઢોલ
**પડીકી** સ્ત્રી૦ નાનું પડીકું
**પડીકું** ન૦ વસ્તુને કાગળમાં લપેટીને કરેલું બાંધણુ
**પડીદાર** પું૦ દાંડી પીટનાર
**પડો** પું૦ મોટું પડીકું કે ઝૂડો (૨) ઢોલ (૩) ઢંઢેરો
**પડોપાંદડી** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ
**પડોશ** પું૦ પાડોશ
**પડોશણ** સ્ત્રી૦ પાડોશણ
**પડોશી** પું૦ પાડોશી
**પઢ** પું૦ આગેવાન
**પઢવું** સ૦ ક્રિ૦ ભણવું
**પણ** ન૦ પ્રતિજ્ઞા (૨) અ૦ પરંતુ
**પણ(-ન)ઘટ** પું૦ પાણીનો ઘાટ; જળાશય
**પણછ** સ્ત્રી૦ ધનુષની દોરી
**પણવ** પું૦ એક જાતનું વાજિંત્ર; નાનું નગારું
**પણી** સ્ત્રી૦ ભાજીની ઝૂડી
**પણે** અ૦ પેલે ઠેકાણે
**પણો** પું૦ રેતી અને ધૂળવાળો દડ
**પણ્ય** ન૦ + વેચવાની ચીજ
**પત** સ્ત્રી૦ આબરૂ-ટેક (૨) વિશ્વાસ (૩) ગળતો કોઢ
**પતકાળું** ન૦ કોળું
**પતઝડી** સ્ત્રી૦ પાનખર ઋતુ
**પતન** ન૦ પડવું તે
**પતનકોણ** પું૦ વસ્તુ ઉપર કિરણ પડતાં તેની સપાટી સાથે કિરણ જે ખૂણો કરે છે તે; 'ઍન્ગલ ઑફ ઇન્સિડન્સ'
**પત(-ત્ત)રવેલિયું** ન૦ અળવીનું પાન
**પતરાજ(-જી)** સ્ત્રી૦ બડાઈ
**પતરાજ(-જી)ખોર** વિ૦ બડાઈખોર
**પતરાવળ(-ળી)** સ્ત્રી૦ પતરાળાંની હાર (૨) પતરાળું
**પતરાળી** સ્ત્રી૦ પતરાવળ (૨) ભાણું; પિરસણ
**પતરાળું** ન૦ પાંદડાંનો કરેલો થાળી જેવો આકાર
**પતરી** સ્ત્રી૦ ધાતુનો નાનો પાતળો કકડો
**પતરું** ન૦ ધાતુનો પાતળો મોટો ઘાટ (૨) મોટી કથરોટ
**પત(-તા)વવું** સ૦ ક્રિ૦ 'પતવું'નું પ્રેરક રૂપ
**પતવાળ(-ળી)** સ્ત્રી૦ પતરાવળ
**પતવું** અ૦ ક્રિ૦ પૂરું થવું (૨) લોડ આવવો
**પતળવું** અ૦ ક્રિ૦ ગુસ્સે થવું (૨) ફરી જવું (૩) પીગળવું

**પતંગ** પું૦ કનકવો (૨) પતંગિયું (૩) એક જાતનું લાકડું જેમાંથી ગુલાલ બને છે
**પતંગબા** ન૦ એક પક્ષી
**પતંગિયું** ન૦ ફદું
**પતંજલિ** પું૦ (સં.) મહાભાષ્યના લેખક કે યોગદર્શનના પ્રવર્તક ઋષિ
**પતાકડું** ન૦ કાગળનો નાનો ટુકડો
**પતાકા** સ્ત્રી૦ નાની ધજા (૨) નાટકમાં આવતી આડકથા
**પતાસું** ન૦ ખાંડની એક બનાવટ
**પતિ** પું૦ ધણી
**પતિત** વિ૦ પડેલું; પાપી
**પતિતપાવન** વિ૦ પાપીને પાવન કરનાર
**પતિયાર** પું૦ વિશ્વાસ (૨) આબરૂ
**પતિયું** વિ૦ પતવાળું
**પતિવ્રત** ન૦ પતિભક્તિ; શિયળ
**પતિવ્રતા** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ સતી; પતિવ્રત પાળનાર સ્ત્રી
**પતીકું** ન૦ પૈતું; કાતળી
**પતીજ** સ્ત્રી૦ આબરૂ (૨) વિશ્વાસ
**પતીરું** ન૦ ધોળું બકરીનું બચ્ચું
**પતેતી** સ્ત્રી૦ પારસીઓના બેસતા વર્ષનો તહેવાર
**પતેલી** સ્ત્રી૦ તપેલી
**પતેલું** ન૦ તપેલું
**પત્તર** ન૦ પાત્ર (૨) સ્ત્રી૦ આબરૂ
**પત્તરવડિયું** ન૦ અળવીનું પાન
**પત્તરવેલિયું** ન૦ અળવીનું પાન
**પત્તિ** પું૦ પગપાળો સિપાઈ
**પત્તું** ન૦ પાંદડું (૨) કાગળનું જાડું પાન
**પત્તો** પું૦ ઠેકાણું (૨) ભાળ; શોધ
**પત્ની** સ્ત્રી૦ વહુ
**પત્ર** પું૦; ન૦ ચિઠ્ઠી; કાગળ (૨) ન૦ પાંદડું (૩) છાપું
**પત્રક** ન૦ ટીપ—યાદીના કાગળોની નોટ
**પત્રકાર** પું૦ છાપાનો તંત્રી કે માલિક
**પત્રચ્છેદ્ય** ન૦ એક જાતનું સ્ત્રીઓને કપાળે ચોડવાનું તિલક
**પત્રલેખા** સ્ત્રી૦ સ્ત્રીઓએ કપાળે દોરેલાં ચિત્ર
**પત્રાવલિ(-લી)** સ્ત્રી૦ પત્રલેખા (૨) પત્રાળી
**પત્રાવળ(-ળી)** સ્ત્રી૦ પતરાવળ
**પત્રાળી** સ્ત્રી૦ પતરાળી
**પત્રાળું** ન૦ પતરાળું
**પત્રિકા** સ્ત્રી૦ ચિઠ્ઠી; પત્ર (૨) નાનું છાપું
**પત્રી** સ્ત્રી૦ ખપાટી (૨) પત્રિકા
**પથ** પું૦ રસ્તો
**પથરણું** ન૦ પાથરણું (૨) કાણે આવનારને બેસવાનું પાથરણું
**પથરાણ** સ્ત્રી૦ માટી વગેરે પાથરીને કરેલી ઊંચી જમીન (૨) ન૦ પાથરી મૂકેલી વસ્તુઓ
**પથરાવવું** સ૦ ક્રિ૦ 'પાથરવું'નું પ્રેરક રૂપ
**પથરાટ** પું૦ પથાર; ફેલાવો
**પથરાવું** અ૦ ક્રિ૦ 'પાથરવું'નું કર્મણિ રૂપ
**પથરી** સ્ત્રી૦ કાંકરી; નાનો પથ્થર (૨) મૂત્રમાર્ગનો એક રોગ
**પથરો** પું૦ પથ્થર
**પથાણું** ન૦ પાથરણું
**પથાર(-રો)** પું૦ મોટી પથારી (૨) વિસ્તાર; ફેલાવો
**પથારી** સ્ત્રી૦ બિસ્તરો (૨) મુકામ (૩) માંદગી
**પથિક** પું૦ વટેમાર્ગુ
**પથીરો** પું૦ પથાર; ફેલાવો (૨) વસ્તુ; પદાર્થ
**પથ્થર** પું૦ પથરો; પાષાણ
**પથ્થરપાટી** સ્ત્રી૦ સ્લેટ; પથ્થરની લખવાની પાટી
**પથ્થરપેન** સ્ત્રી૦ પથ્થરની પેન
**પથ્થરફોડો** પું૦ પથ્થર ફોડનાર મજૂર
**પથ્થરિયું** વિ૦ પથ્થરનું બનાવેલું (૨) પથ્થર જેવું કઠણ (૩) ન૦ પથ્થરનું વાસણ
**પથ્થરિયો** પું૦ પથ્થરનો વાટકો
**પથ્ય** વિ૦ અનુકૂળ; હિતકર (૨) ન૦ ચરી; પરહેજી
**પદ** પું૦ પગ (૨) ન૦ દરજ્જો (૩) [વ્યા.] અર્થવાળો શબ્દ (૪) [ગ.] 'ટર્મ' (૫) [ગ.] 'રૂટ'; મૂળ (૬) કવિતાની કડી (૭) ઉત્તરક્રિયા કે વ્રતને અંગે અપાતું થાળી, વાડકા વગેરેનું દાન
**પદક** ન૦ ચાંદ (૨) સિક્કો
**પદચ્છેદ** પું૦ વાક્યના શબ્દનો વર્ગ કહેવો તે (૨) પદનું વ્યાકરણ
**પદચ્યુત** વિ૦ પદભ્રષ્ટ
**પદટિપ્પણ** ન૦ લખાણની નીચે આપેલી નોંધ
**પદડી** સ્ત્રી૦ ચામડાનો નાનો વાટવો
**પદબંધ** પું૦ પદોમાં સળંગ કાવ્યની રચના
**પદભ્રષ્ટ** વિ૦ અધિકારથી દૂર થયેલો

**પદમણી** સ્ત્રી૦ જુઓ પદ્મિની
**પદર** પું૦ પાલવ; લૂગડાનો છેડો (૨) પોતાનો અર્થ સંગ્રહ (૩) સ્ત્રી૦ [લા.] શરણ
**પદરખાનું** ન૦ ભઠિયારખાનું
**પદરજ** સ્ત્રી૦ પગની ધૂળ
**પદલાલિત્ય** ન૦ કવિતામાં પદોનું લાલિત્ય—સૌંદર્ય
**પદવિ(-વી)** સ્ત્રી૦ દરજ્જો (૨) ઉપાધિ; ઇલકાબ
**પદવિન્યાસ** પું૦ પદોની રચના—ગોઠવણી
**પદવીદાન** ન૦ પદવી આપવાની ક્રિયા
**પદવીધર** વિ૦ પદવી ધારણ કરનાર
**પદવીધારી** વિ૦ પદવીધર
**પદાતિ** પું૦ પગપાળો
**પદારથ** પું૦ પદાર્થ
**પદાર્થ** પું૦ શબ્દાર્થ (૨) ચીજ; વસ્તુ (૩) તત્ત્વ
**પદાર્થપાઠ** પું૦ પ્રત્યક્ષ પદાર્થ દ્વારા બોધ
**પદાર્થવિજ્ઞાન** ન૦ ભૌતિક પદાર્થના ગુણધર્મની મીમાંસા કરતું શાસ્ત્ર; 'ફીઝિક્સ'
**પદાર્થસંગ્રહાલય** ન૦ જેમાં જુદીજુદી જાતના પદાર્થો જોવા માટે રાખવામાં આવ્યા હોય તેવું સ્થાન; સંગ્રહસ્થાન; અજાયબઘર; 'મ્યૂઝિયમ'
**પદાવલિ(-લી)** સ્ત્રી૦ પદો—કાવ્યોનો સંગ્રહ
**પદાવવું** સ૦ ક્રિ૦ 'પાદવું'નું પ્રેરક રૂપ (૨) [લા.] ઠૂસ કાઢવી
**પદે(-દો)ડવું** સ૦ ક્રિ૦ ખૂબ થાકી જાય ત્યાં સુધી દોડાવવું (૨) વાપરીને બગાડવું
**પદ્ધત(-તિ)** સ્ત્રી૦ રીત
**પદ્મ** ન૦ કમળ; રાતું કમળ (૨) હાથીની સૂંઢ અને કુંભસ્થળ ઉપરની રંગદાર છાંટ (૩) હજાર અબજ (૪) વિષ્ણુનું એક આયુધ (૫) શરીરનાં ષટ્ચક્રોમાંનું એક (૬) આંગળીનાં ટેરવાં કે પગનાં તળિયાં ઉપરનું એક સામુદ્રિક ચિહ્ન—આકૃતિ (૭) કુબેરના નવ નિધિઓમાંનો એક
**પદ્મગર્ભ** પું૦ (સં.) જેના મધ્ય—નાભિમાંથી કમળ પ્રગટ્યું છે તે—વિષ્ણુ
**પદ્મનાભ** પું૦ જુઓ પદ્મગર્ભ
**પદ્મબંધ** પું૦ કમળના આકારમાં અક્ષરો ગોઠવાઈ જાય એવું એક જાતનું ચિત્રકાવ્ય
**પદ્મરાગ** પું૦ માણેક
**પદ્મા** સ્ત્રી૦ લક્ષ્મી
**પદ્માવતી** સ્ત્રી૦ એક છંદ
**પદ્માસન** ન૦ યોગનાં ચોરાશી આસનોમાંનું એક
**પદ્મિની** સ્ત્રી૦ કમળનો છોડ (૨) કમળની તળાવડી (૩) કામશાસ્ત્રમાં ગણાવેલી ચાર પ્રકારની સ્ત્રીઓમાંથી ઉત્તમ પ્રકારની સ્ત્રી
**પદ્ય** ન૦ કવિતા (૨) છંદબદ્ધ શબ્દરચના
**પદ્યબંધ** પું૦ પદ્યમાં કરેલી રચના
**પદ્યાત્મક** વિ૦ પદ્યમાં રચેલું
**પધરામણી** સ્ત્રી૦ માનપૂર્વક ઘેર તેડવું તે (૨) આવવું અથવા વિદાય થવું તે
**પધરાવવું** સ૦ ક્રિ૦ પધરામણી કરવી
**પધારવું** અ૦ ક્રિ૦ આવવું કે જવું (માન કે કટાક્ષમાં)
**પદ્ધરી** પું૦ એક છંદ
**પનઘટ** પું૦ જુઓ પણઘટ
**પનડો** પું૦ સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**પનાઈ** સ્ત્રી૦ હોડી
**પનાદાર** વિ૦ મોટા પનાવાળું
**પનારો** પું૦ ફરજિયાત સહવાસ; કોઈની સાથે પાનું પડવું તે
**પનાહ** સ્ત્રી૦ રક્ષણ
**પનાહગાહ** સ્ત્રી૦ સુરક્ષિત મુકામ
**પનિયા(-હા)રી** સ્ત્રી૦ જુઓ પાણિયારી
**પનિયું** ન૦ પગરખું
**પનીર** ન૦ દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલો ખાદ્ય પદાર્થ
**પનું** ન૦ ફળનું શરબત
**પનો** પું૦ કાપડની પહોળાઈ
**પનોતી** સ્ત્રી૦ શનિની દશા; પડતી દશા (૨) ભાગ્યશાળી સ્ત્રી; જેનું એક પણ છોકરું મરી નથી ગયું તેવી સ્ત્રી
**પનોતું** વિ૦ શુભ; મંગળકારી (૨) સુખી; વંશવિસ્તારવાળું (૩) છોકરાં વિનાનાને ઘણે વર્ષે થયેલું (સંતાન)
**પન્નગ** પું૦ સાપ
**પપનસ** ન૦ એક ફળ
**પપળામણ** સ્ત્રી૦ લાડ
**પપળાવવું** સ૦ ક્રિ૦ પપળામણ કરવી; પંપાળવું
**પપીતો** પું૦ એક જાતના વેલાનું બી (મરકી વખતે લોકો હાથે બાંધે છે)

**પપૂલી** સ્ત્રી૦ નાના છોકરાની પેશાબની ઇંદ્રી
**પપૈયું** ન૦ એક ફળ
**પપૈયો** પું૦ પપૈયાનું ઝાડ (૨) ચાતક (૩) દાઝવાથી થતો પાણીથી ભરેલો ફોલ્લો
**પપ્પો** પું૦ 'પ' અક્ષર
**પબડી** સ્ત્રી૦ કમળનો છોડ (૨) કમળની તળાવડી
**પબેડો** પું૦ ગપ
**પમરવું** અ૦ ક્રિ૦ મઘમઘવું
**પમરાટ** પું૦ મહેક; ખુશબો
**પય** ન૦ પાણી (૨) દૂધ
**પયગંબર** પું૦ માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર; નબી
**પયગંબરી** વિ૦ પયગંબરને લગતું (૨) પયગંબરે કહેલું
**પયગામ** પું૦ સંદેશો
**પયું** ન૦ ઓલાણ (કૂવાનું)
**પયોદ** પું૦ વાદળ
**પયોધર** પું૦ સ્તન (૨) વાદળ
**પયો(૦નિ)ધિ** પું૦ દરિયો
**પર** વિ૦ પારકું (૨) અન્ય; બીજું (૩) દૂર અતીત (૪) પછીનું; ઉત્તર (૫) શ્રેષ્ઠ (૬) ન૦ પીંછું (૭) અ૦ ઉપર
**પરકમ્મા** સ્ત્રી૦ પ્રદક્ષિણા
**પરકમ્માવાસી** વિ૦ લાંબી પ્રદક્ષિણા કરવા નીકળેલું
**પરકર** પું૦ + ઠગલી (૨) કંદોરો
**પરકાયપ્રવેશ** પું૦ બીજાના શરીરમાં પેસવું તે
**પરકાર** પું૦ વર્તુળ દોરવાનું સાધન; કંપાસ
**પરકીય** વિ૦ બીજાનું; પારકું
**પરકીયા** સ્ત્રી૦ પારકાની સ્ત્રી (૨) ત્રણ પ્રકારની નાયિકાઓમાંની બીજી (સ્વકીયા, પરકીયા અને સામાન્યા)
**પરખ** સ્ત્રી૦ પરીક્ષા
**પરખવું** સ૦ ક્રિ૦ પરીક્ષા કરવી
**પરખાણ** ન૦ વહાણના કૂવા ઉપરનું શઢ બાંધવાનું આડું લાકડું
**પરખામણી** સ્ત્રી૦ પરખવાનું મહેનતાણું (૨) પરખવાની આવડત
**પરખિયો** પું૦ પરખ કરનાર; પારેખ
**પરગજુ** વિ૦ પરોપકારી
**પરગજુપણું** ન૦
**પરગણું** ન૦ તાલુકો
**પરગલ** વિ૦ દૃઢ; મજબૂત
**પરગામ** ન૦ બીજું ગામ
**પરગામી** વિ૦ બીજા ગામનો રહેવાસી
**પરઘર** ન૦ બીજાનું ઘર
**પરચક્ર** ન૦ પરદેશી અમલ; પરાધીનતા
**પરચૂર(-ર)ણ** વિ૦ જુદુંજુદું; પ્રકીર્ણ (૨) ન૦ ખુરદો
**પરચો(-તો)** પું૦ પ્રતાપ; ચમત્કાર
**પરછંડ** વિ૦ કદાવર
**પરછંદો** પું૦ પડઘો; પડછંદો
**પરજ** પું૦ તરવારની મૂઠ આગળનો ટોપલી જેવો ભાગ (૨) ઢાલની મૂઠ—પકડ (૩) એક રાગ (૪) સ્ત્રી૦ પ્રજા; જાત; વર્ગ
**પરજળવું** અ૦ ક્રિ૦ ચેતવું; બળવું
**પરજંક(-ગ)** પું૦ જુઓ પર્યંક
**પરજાળવું** સ૦ ક્રિ૦ સળગાવવું; બાળવું
**પરજિયો** પું૦ રાજિયો (૨) પરજ રાગ
**પરઠ(૦ણ)** સ્ત્રી૦ કબૂલાત; કરાર (૨) વર કે કન્યાની પહેરામણી તરીકે ઠરાવેલી રકમ
**પરઠવું** સ૦ ક્રિ૦ નક્કી કરવું; ઠરાવવું; કરીર કરવો (૨) વિદાય થવું (૩) પકડવું (૪) જાણવું
**પરઠો** પું૦ ઠરાવ; પરઠણ
**પરડ** સ્ત્રી૦ માથાફોડ (૨) લપ; પીડા
**પરડકું(-ર્ણું)** ન૦ સાપોલિયું
**પરડી** સ્ત્રી૦ બાવળની કુમળી શિંગ
**પરડો** પું૦ બાવળની શિંગ
**પરણ** ન૦ પરણવું તે; લગન
**પરણવું** સ૦ ક્રિ૦ લગ્ન કરવું; વિવાહસંબંધથી જોડાવું
**પરણામી** પું૦ એક પંથ (૨) એ પંથનો અનુયાયી
**પરણા(-ણે)ચું** ન૦ શકોરું; માટીનું ચ્યાલું
**પરણિયત** વિ૦ પરણેલું
**પરણેત(૦ર)** ન૦ પરણવું તે; લગન (૨) સ્ત્રી
**પરણેયું** ન૦ જુઓ પરણાયું
**પરણ્યો** પું૦ ધણી
**પરત** અ૦ પાછું
**પરતવું** સ૦ ક્રિ૦ ઘસોટવું; ઘૂંટવું
**પરતંત્ર** વિ૦ પરવશ; પરાધીન

**પરતંત્રતા** સ્ત્રી૦
**પરતંત્રપણું** ન૦
**પરતી** સ્ત્રી૦ રેશમ કે સૂતરની આંટીઓ ઉતારવાની ફાળકી
**પરતીત** સ્ત્રી૦ વિશ્વાસ
**પરતો** પું૦ જુઓ પરથો
**પરત્ર** અ૦ પરલોકમાં
**પરત્વ(-ત્વે)** અ૦ લીધે (૨) વિષે
**પરથાર** પું૦ જુઓ પટથાર
**પરદાદો** પું૦ દાદાનો બાપ; પ્રપિતામહ
**પરદુઃખ** ન૦ પારકાનું દુઃખ
**પરદુઃખભંજન** વિ૦ બીજાનું દુઃખ દૂર કરનાર
**પરદેશ** પું૦ પારકો દેશ
**પરદેશી** વિ૦ પારકા દેશનું
**પરદો** પું૦ જુઓ પડદો
**પરધન** ન૦ પારકું ધન
**પરધર્મ** પું૦ બીજાનો ધર્મ (૨) બીજો—જુદો ધર્મ
**પરધર્મી** વિ૦ જુદો ધર્મ પાળનારું; ભિન્નધર્મી
**પરધાન** ન૦ વિવાહ પહેલાં વરને શ્રીફળ, લગનપત્રી અને પીતાંબર આપવાનો વિધિ
**પરનાત** સ્ત્રી૦ બીજી નાત
**પરનાતી,૦લું** વિ૦ બીજી નાતનું
**પરનાર** સ્ત્રી૦ બીજાની સ્ત્રી
**પરનાળ** સ્ત્રી૦ નેવાંનું પાણી ઝીલવા તથા જવા માટે કરેલી ધાતુ કે લાકડાની નીક (૨) ઘંટીનો ખીલડો રાખવાની ભૂંગળી
**પરનાળિકા** સ્ત્રી૦ ચાલતી આવેલી પદ્ધતિ; રૂઢિ; પ્રણાલી
**પરપારોઠ** અ૦ ગેરહાજરીમાં; બીજાની મારફતે
**પરપુરુષ** પું૦ પતિ સિવાયનો બીજો પુરુષ
**પરપેંઠ** સ્ત્રી૦ પેંઠ ગુમ થવાથી ફરીથી (ત્રીજી વાર) લખાયેલી હૂંડી
**પરપોટિયું** વિ૦ પરપોટા જેવું
**પરપોટી** સ્ત્રી૦ નાનો પરપોટો
**પરપોટો** પું૦ હવા ભરાવાથી પ્રવાહીમાં થતો ફુક્કો-બુદ્બુદ
**પરપ્રકાશી** વિ૦ બીજાના પ્રકાશથી પ્રકાશનારું
**પરબ** સ્ત્રી૦ રસ્તામાં મુસાફરને ધર્માદા પાણી પાવાની જગા
**પરબ(-વ)ડી** સ્ત્રી૦ પંખીઓને દાણા નાખવા એક થાંભલા પર કરેલું મકાન
**પરબા(-ભા)રું** અ૦ બારોબાર



**પરબિયો** પું૦ પરબ ઉપર પાણી પાનારો
**પરબીડિયું** ન૦ (કાગળ બીડવાની) કાગળની કોથળી; લખોટો
**પરબીડો** પું૦ મોટું પરબીડિયું
**પરબ્રહ્મ** ન૦ પરમતત્ત્વ; પરમાત્મા
**પરભવ** પું૦ બીજો અવતાર
**પરભવવું** સ૦ ક્રિ૦ કાયર કરવું (૨) અપમાન કરવું
**પરભા(-વા)** સ્ત્રી૦ દરકાર (૨) ગરજ
**પરભાતિયું** ન૦ જુઓ પ્રભાતિયું
**પરભારું(-રું)** વિ૦ બહારનું (૨) અ૦ બારોબાર
**પરભાષા** સ્ત્રી૦ બીજાની બોલી
**પરભૃત** પું૦ નરકોકિલ
**પરભૃતા(-તિકા)** સ્ત્રી૦ કોયલ
**પરભોગી** વિ૦ બીજાની વસ્તુ ભોગવનાર (૨) બીજા વડે ભોગવાતું
**પરમ** વિ૦ ઉત્તમ (૨) ગઈ કાલ પહેલાંનું કે આવતી કાલ પછીનું
**પરમગતિ** સ્ત્રી૦ ઉત્તમ ગતિ—મોક્ષ
**પરમતસહિષ્ણુતા** સ્ત્રી૦ બીજાના મતને સહન કરવાની વૃત્તિ—ઉદારતા
**પરમદહાડો** પું૦ ગઈ કાલ પહેલાંનો કે આવતી કાલ પછીનો દિવસ
**પરમપદ** ન૦ મોક્ષ; મુક્તિ
**પરમપુરુષ** પું૦ પરમાત્મા
**પરમહંસ** પું૦ સંન્યાસીઓના ચાર પ્રકારમાંથી સૌથી શ્રેષ્ઠ પ્રકાર (કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ)
**પરમાટી** સ્ત્રી૦ માંસ
**પરમાણ** વિ૦ સાર્થક; પ્રમાણ (૨) અ૦ નિશ્ચે; નક્કી
**પરમાણવું** સ૦ ક્રિ૦ સાચું માનવું
**પરમાણુ** પું૦; ન૦ વધુ વિભાગ થઈ શકે નહિ તેવો ઝીણામાં ઝીણો અણુ
**પરમાણુવાદ** પું૦ પરમાણુથી જગતની ઉત્પત્તિ થઈ છે તેવો ન્યાયવૈશેષિકનો સિદ્ધાંત
**પરમાણું** ન૦ માપ (૨) પુરાવો; દાખલો
**પરમાત્મા** પું૦ પરમેશ્વર
**પરમાનંદ** પું૦ પરમ—શ્રેષ્ઠ આનંદ (૨) પરબ્રહ્મ
**પરમાર** વિ૦ રજપૂતની એક જાતનું (૨) પું૦ તે જાતનો માણસ

**પરમારથ** પું૦ પરોપકાર
**પરમારથપુરાણ** ન૦ વિક્રમ રાજાના પરોપકારની વાતોનો સંગ્રહ; સિંહાસનબત્રીસી
**પરમારથી** વિ૦ જુઓ પરમાર્થી
**પરમાર્થ** પું૦ ઉત્તમ પુરુષાર્થ-મોક્ષ (૨) પરમ તત્ત્વ (૩) પરોપકાર
**પરમાર્થશાસ્ત્ર** ન૦ મોક્ષપ્રાપ્તિનું શાસ્ત્ર
**પરમાર્થી** વિ૦ પરોપકારી
**પરમિતિ** સ્ત્રી૦ 'પેરીમીટર' (ગ.)
**પરમિયો** પું૦ એક રોગ–પ્રમેહ
**પરમેશ** પું૦ પરમેશ્વર
**પરમેશ્વર** પું૦ પરમાત્મા (૨) શિવ
**પરમેશ્વરી** સ્ત્રી૦ આદ્યશક્તિ; દુર્ગા
**પરમેષ્ઠી** પું૦ બ્રહ્મા (૨) વિષ્ણુ (૩) શિવ (૪) અર્હન્ત (જૈન)
**પરમોત્કર્ષ** પું૦ મોટામાં મોટો અભ્યુદય–ચડતી
**પરમોદવું** સ૦ ક્રિ૦ સમજાવીને ખુશ કરવું
**પરરાજ્ય** ન૦ બીજું રાજ્ય (૨) વિદેશીનો અમલ
**પરલક્ષી** વિ૦ બીજાને લક્ષ કરતું; 'ઑબ્જેક્ટિવ'
**પરલી** સ્ત્રી૦ ગરોળી
**પરલોક** પું૦ મૃત્યુ પછી જ્યાં જવાનું થાય છે તે સ્વર્ગ વગેરે બીજા લોક
**પરલોકવાસ** પું૦ મૃત્યુ
**પરલોકવાસી** વિ૦ મરણ પામેલું; મરહૂમ
**પરવ** ન૦ તહેવાર
**પરવડવું** અ૦ ક્રિ૦ પાલવવું; પોસાવું
**પરવડી** સ્ત્રી૦ જુઓ પરબડી
**પરવરદિગાર** પું૦ જગતનું પાલન કરનાર; પરમેશ્વર
**પરવરવું** અ૦ ક્રિ૦ જવું
**પરવરશ(-શી)** સ્ત્રી૦ પાલનપોષણ; બરદાસ
**પરવરું** વિ૦+ વીંટળાયેલું
**પરવલય** પું૦ 'પૅરૅબોલા' (ગ.)
**પરવશ** વિ૦ પરાધીન
**પરવશતા** સ્ત્રી૦
**પરવશપણું** ન૦
**પરવળ** ન૦ એક શાક
**પરવા** સ્ત્રી૦ દરકાર (૨) ગરજ
**પરવાજ** સ્ત્રી૦ ઊડવું તે
**પરવાડ** સ્ત્રી૦ ગામનો છેવાડાનો ભાગ
**પરવાનગી** સ્ત્રી૦ રજા
**પરવાનો** પું૦ રજાનો લેખી હુકમ (૨) [લા.] છૂટ (૩) પતંગિયું
**પરવાર** પું૦; સ્ત્રી૦ જુઓ પરિવાર (૨) નવરાશ
**પરવારવું** અ૦ ક્રિ૦ કામ આટોપી નવરું થવું
**પરવારી** સ્ત્રી૦ એક ભરવાડ જેવી જાત
**પરવાળું** ન૦ જુઓ પ્રવાલ
**પરવિષયક** વિ૦ બીજાને લગતું
**પરવીંટો** પું૦ સૂતર ઉતારવાનો ફાળકો
**પરશુ** સ્ત્રી૦; ન૦ કુહાડી
**પરશુરામ** પું૦ (સં.) જમદગ્નિના પુત્ર–જેમણે પરશુ વડે ૨૧ વાર પૃથ્વી નક્ષત્રી કરી હતી; વિષ્ણુનો છઠ્ઠો અવતાર
**પરસન** વિ૦ પ્રસન્ન
**પરસવું** સ૦ ક્રિ૦ અડકવું; સ્પર્શ કરવો
**પરસંગ** પું૦ ખાટલો (૨) દોરીને ત્રણસેરી કરવી તે (૩) જુઓ પ્રસંગ (૪) ન૦ ત્રણ માઈલ
**પરસાદ** પું૦ જુઓ પ્રસાદ
**પરસાદિયું** વિ૦ પ્રસાદ ખાવાનો ગમતો હોય તેવું (૨) પ્રસાદ ખાવા પૂરતી જ દેવ ઉપર જેની આસ્થા હોય એવું
**પરસાદી** સ્ત્રી૦ જુઓ પ્રસાદી
**પરસાળ** સ્ત્રી૦ જુઓ પડસાળ
**પરસૂદી** સ્ત્રી૦ મેંદો
**પરસેવવું** અ૦ ક્રિ૦ પરસેવાવાળું થવું
**પરસેવા** સ્ત્રી૦ બીજાની સેવા (૨) તાબેદારી; ચાકરી
**પરસેવો** પું૦ ચામડીનાં છિદ્રોમાંથી નીકળતું પાણી
**પરસ્તાર** પું૦ સેવક; ગુલામ (૨) માંદાની ચાકરી કરનાર
**પરસ્તી** સ્ત્રી૦ પ્રશંસા (૨) ખુશામત (૩) આસક્તિ; ભક્તિ
**પરસ્ત્રી** સ્ત્રી૦ બીજાની સ્ત્રી
**પરસ્પર** અ૦ એકબીજાને; અરસપરસ
**પરસ્પરાશ્રિતત્વ** ન૦ પરસ્પર આશ્રિત હોવાપણું
**પરસ્પરોપમા** સ્ત્રી૦ ઉપમાનો એક પ્રકાર, જેમાં ઉપમાન અને ઉપમેયને એકબીજાની ઉપમા આપવામાં આવે છે (કા. શા.)
**પરસ્પર્શી** વિ૦ બીજાને લાગુ પડતું; પરલક્ષી (૨) બીજાને અસર કરે તેવું

**પરસ્મૈપદ** ન૦ સંસ્કૃતના ધાતુઓનાં રૂપો કરવાના બે પ્રકારોમાંનો એક
**પરસ્વરૂપજન્ય** વિ૦*
**પરસ્વાધીન** વિ૦ પરાધીન; પરવશ
**પરસ્વાધીનપણું** ન૦
**પરહ** સ્ત્રી૦ પરોઢિયે ગોચરમાં ચરવું તે
**પરહરવું** સ૦ ક્રિ૦ તજવું
**પરહેજ** વિ૦ બંધનમાં પડેલું; કેદી (૨) પરહેજી પાળનારું (૩) પું૦ કરી (૪) સંયમ; નઠારાં કામોથી દૂર રહેવું તે
**પરહેજગાર** વિ૦ નઠારાં કામોથી દૂર રહેનાર
**પરહેજી** સ્ત્રી૦ કેદ (૨) કરી
**પરંતુ** અ૦ પણ
**પરંડું** ન૦ પક્ષી
**પરંપરા** સ્ત્રી૦ ઘણા કાળથી ચાલતો આવેલો રિવાજ (૨) હાર; શ્રેણી
**પરંપરાગત** વિ૦ પરંપરાથી ચાલતું આવેલું
**પરા** વિ૦ સ્ત્રી૦ શ્રેષ્ઠ; ઉત્તમ; પર (૨) સ્ત્રી૦ વાણીનું (પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી એ ચાર સ્વરૂપમાંનું) પ્રથમ સ્વરૂપ
**પરાઈ** સ્ત્રી૦ ખાંડણીનો દસ્તો
**પરાકાષ્ઠા** સ્ત્રી૦ છેવટની હદ
**પરાકોટિ(-ટી)** સ્ત્રી૦ છેલ્લી હદ
**પરાક્ચેતન** ન૦ પર—પરોક્ષ ચેતન; બ્રહ્મ
**પરાક્રમ** ન૦ બહાદુરી; શૂરાતન
**પરાક્રમી** વિ૦ બહાદુર; પરાક્રમ કરનારું
**પરાગ** પું૦ ફૂલમાંની રજ
**પરાગકોશ(-ષ)** પું૦ પુંકેસરની ટોચની પરાગની થેલી
**પરાગંદે** વિ૦ જમીન છોડી નાસી ગયેલું
**પરાઙ્મુખ** વિ૦ વિમુખ
**પરાઙ્મુખતા** સ્ત્રી૦
**પરાજ** સ્ત્રી૦ ઊભા કાનાની મોટી થાળી
**પરાજય** પું૦ હાર
**પરાજિત** વિ૦ હારેલું
**પરાજુ** ન૦ વીસ વીઘાં
**પરાટ** સ્ત્રી૦ ગંયેડા ઉપર તંગ ભીડવાના કામમાં આવતી બકરાના વાળની દોરી
**પરાણી** સ્ત્રી૦ નાનો પરાણો
**પરાણે** અ૦ બળાત્કારે
**પરાણો** પું૦ આરવાળી લાંબી લાકડી

**પરાત(-શ)** સ્ત્રી૦ છાશ ઉપરનું પાણી (૨) પરાજ
**પરાત્પર** વિ૦ પરથી પણ પર; શ્રેષ્ઠ
**પરાધીન** વિ૦ પરતંત્ર
**પરાધીનતા** સ્ત્રી૦
**પરાધીનપણું** ન૦
**પરાન્ન** ન૦ પારકું અન્ન
**પરાપૂર્વ** પું૦ બહુ જૂનો સમય
**પરાભવ** પું૦ પરાજય
**પરાભવવું** સ૦ ક્રિ૦ હરાવવું
**પરાભૂત** વિ૦ હારેલું
**પરામર્શ** પું૦ સ્પર્શ (૨) પકડવું-ખેંચવું તે (૩) બળાત્કાર (૪) વિચાર; ઊહાપોહ (૫) અનુમાન (૬) સ્મૃતિ
**પરામૃષ્ટ** વિ૦ સ્પર્શ કરાયેલું
**પરાયણ** વિ૦ લીન
**પરાયણતા** સ્ત્રી૦
**પરાયતન** ન૦ પારકું ઘર (૨) પરમપદ; મુક્તિ
**પરાયું** વિ૦ પારકું
**પરાર** અ૦ ગયે કે આવતે ત્રીજે વર્ષ
**પરાર્થ** વિ૦ બીજાને માટે હોય તેવું
**પરાર્થાનુમાન** ન૦ પોતે અનુમાન કર્યા પછી બીજાને સમજાવવા અમુક રીતે વાકયો રચી કરી બતાવેલું અનુમાન
**પરાર્થાનુમિતિ** સ્ત્રી૦ જુઓ પરાર્થાનુમાન
**પરાર્ધ** વિ૦ છેલ્લી સંખ્યા; એકડા ઉપર સત્તર મીંડાંવાળો અંક
**પરાવર** વિ૦ જુઓ પરાત્પર
**પરાવર્ત** પું૦ વિનિમય; બદલો (૨) જુઓ પ્રત્યાવર્તન
**પરાવર્તન** ન૦ પાછું ફરવું તે
**પરાવર્તનકોણ** પું૦ દર્શક વસ્તુ પર પડતું કિરણ પાછું ફરતાં પતનકોણથી વિરુદ્ધ દિશામાં ખૂણો કરે છે તે; 'ઍન્ગલ ઑફ રિફ્લેક્શન'
**પરાવર્તિત** વિ૦ પાછું ફેરવેલું; પલટાવેલું
**પરાવલંબન** ન૦ પારકા ઉપર આધાર રાખવો તે
**પરાવિદ્યા** સ્ત્રી૦ શ્રેષ્ઠ વિદ્યા; બ્રહ્મવિદ્યા
**પરાવૃત્ત** વિ૦ પાછું ફરેલું (૨) કંટાળેલું; વિમુખ
**પરાવૃત્તિ** સ્ત્રી૦ જુઓ પરાવર્ત (૨) પાછું ફરવું-વિમુખ થવું તે

**પરાશ** સ્ત્રી૰ જુઓ પરાત
**પરાશર** પું૰ (સં.) વ્યાસ ભગવાનના પિતા અને પરાશરસ્મૃતિના પ્રવર્તક
**પરાસ્ત** વિ૰ હારેલું
**પરાહત** વિ૰ હલ્લો કરાયેલું; આક્રાંત (૨) ધવાયેલું; આહત (૩) દૂર કરાયેલું; તિરસ્કૃત
**પરાળ** ન૰ ડાંગર વગેરે અનાજનું પોચું ઘાસ–ખરસલું
**પરાંગના** સ્ત્રી૰ પારકી સ્ત્રી
**પરાંત** વિ૰ બાકી રહેલું; શેષ
**પરાંતવું** અ૰ ક્રિ૰ કામ પૂરું કરવું; પરવારવું
**પરિ** સ્ત્રી૰ + પેર; પ્રકાર
**પરિકર** પું૰ કમર બાંધવી તે (૨) પરિજન (૩) વૃંદ; સમૂહ (૪) સાભિપ્રાય વિશેષણો સાથેનું કથન–એક અર્થાલંકાર (કા. શા.)
**પરિકેંદ્ર** ન૰ 'સર્કમસેન્ટર' (ગ.)
**પરિક્રમ** પું૰ જુઓ પરિક્રમણ (૨) અનુક્રમ
**પરિક્રમણ** ન૰ પ્રદક્ષિણા (૨) આમતેમ ફરવું તે
**પરિખા** સ્ત્રી૰ કિલ્લાની આસપાસ કરેલી પાણીની ખાઈ
**પરિગણના** સ્ત્રી૰ ગણતરી
**પરિગ્રહ** પું૰ સ્વીકાર; અંગીકાર (૨) ધન વગેરેનો સંગ્રહ; માલમતા (૩) પત્ની (૪) પરિજન; પરિવાર
**પરિગ્રહી** વિ૰ પરિગ્રહવાળું
**પરિઘ** પું૰ વર્તુળનો ઘેરાવો (૨) આગળો; ભોગળ (૩) ભોગળ જેવું એક આયુધ
**પરિચય** પું૰ ઓળખાણ (૨) સહવાસ (૩) મહાવરો
**પરિચર** પું૰ સેવક
**પરિચરણ** ન૰ સેવા
**પરિચર્યા** સ્ત્રી૰ સેવા; ચાકરી
**પરિચારક** પું૰ સેવક
**પરિચારિકા** સ્ત્રી૰ દાસી
**પરિચિત** વિ૰ ઓળખીતું
**પરિચ્છિન્ન** વિ૰ મર્યાદિત (૨) વિભક્ત; જુદું પાડેલું (૩) સુમેય (ગ.)
**પરિચ્છેદ** પું૰ ભાગ (૨) સીમા
**પરિજન** પું૰; ન૰ નોકર
**પરિણત** વિ૰ પરિણતિ પામેલું
**પરિણતિ** સ્ત્રી૰ ઝૂકવું–નમવું તે (૨) જુઓ પરિણામ
**પરિણમવું** અ૰ ક્રિ૰ પરિણામ પામવું
**પરિણય** પું૰ લગ્ન
**પરિણયન** ન૰ લગ્ન
**પરિણામ** પું૰; ન૰ અંત; ફળ; નતીજો (૨) રૂપાંતર; વિકાર (૩) પરિપક્વતા; પુખ્તતા (૪) એક અર્થાલંકાર, જેમાં ઉપમાન ઉપમેય સાથે એકરૂપ થઈને કોઈ કાર્ય કરે છે
**પરિણામદર્શી** વિ૰ પરિણામ વિચારીને કામ કરનારું; દૂરદર્શી
**પરિણામવાદ** પું૰ જગતની ઉત્પત્તિ, નાશ વગેરે સત્ય પરિણામરૂપ માનનાર મત; સાંખ્યમત
**પરિણીત** વિ૰ પરણેલું
**પરિતપ્ત** વિ૰ પરિતાપ પામેલું
**પરિતાપ** પું૰ તાપ; સંતાપ
**પરિતાપિત** વિ૰ સંતપ્ત
**પરિતુષ્ટ** વિ૰ સંતોષ પામેલું
**પરિતૃપ્ત** વિ૰ પરિતૃપ્તિ પામેલું
**પરિતૃપ્તિ** સ્ત્રી૰ સંતોષ
**પરિતોષ** પું૰ સંતોષ
**પરિત્યક્ત** વિ૰ છોડી દીધેલું
**પરિત્યાગ** પું૰ છોડી દેવું તે
**પરિત્રાણ** ન૰ રક્ષણ
**પરિદેવના** સ્ત્રી૰ શોક
**પરિધાન** ન૰ પહેરવું તે (૨) વસ્ત્ર
**પરિધિ** પું૰ વર્તુળનો ઘેરાવો (૨) સૂર્યચંદ્રની આસપાસ દેખાતું તેજનું કૂંડાળું (૩) આમેર ફરતી વાડ (૪) જુઓ નીચોચ્ચવૃત્ત
**પરિનિર્વાણ** ન૰ મોક્ષ
**પરિન્યાસ** પું૰ કાવ્યમાં જ્યાં કોઈ વિશેષ અર્થ પૂરો થાય તે સ્થળ (૨) નાટકમાં મુખ્ય કથાની મૂળભૂત ઘટનાનું સંકેતથી સૂચન કરવું તે
**પરિપક્વ** વિ૰ પૂરેપૂરું પાકેલું
**પરિપક્વતા** સ્ત્રી૰
**પરિપત્ર** પું૰; ન૰ સભ્યોની જાણ માટે ફેરવેલો પત્ર; 'સક્યુંલર'
**પરિપાક** પું૰ પરિણામ; ફળ (૨) પરિપક્વ થવું તે

**પરિપાટિ(–ટી)** સ્ત્રી૦ શૈલી; રીતિ (૨) પદ્ધતિ; નિયમ (૩) ક્રમ; શ્રેણી
**પરિપાલન** ન૦ પાલન; રક્ષણ
**પરિપાલના** સ્ત્રી૦ પરિપાલન; રક્ષણ
**પરિપુષ્ટ** વિ૦ સારી રીતે પોષણ–વૃદ્ધિ પામેલું
**પરિપુષ્ટિ** સ્ત્રી૦ પરિપુષ્ટપણું
**પરિપૂત** વિ૦ સર્વથા પવિત્ર
**પરિપૂર્ણ** વિ૦ ભરપૂર
**પરિપૂર્ણતા** સ્ત્રી૦
**પરિપૂર્તિ** સ્ત્રી૦ પરિપૂર્ણતા
**પરિપ્રશ્ન** પું૦ ફરીફરીને પૂછવું તે
**પરિબળ** ન૦ જોર
**પરિબ્રહ્મ** ન૦ + પરબ્રહ્મ; પરમાત્મા
**પરિભવ** પું૦ તિરસ્કાર (૨) પરાભવ
**પરિભાષણ** ન૦ વાર્તાલાપ; સંભાષણ (૨) નિંદા; ફિટકાર
**પરિભાષા** સ્ત્રી૦ કોઈ પણ શાસ્ત્રની સાંકેતિક સંજ્ઞાઓ કે શબ્દો
**પરિભ્રમણ** ન૦ ફરવું–ટહેલવું તે; ભ્રમણ (૨) ગોળ ગતિમાં ફરવું તે
**પરિમલ(–ળ)** પું૦ સુગંધ
**પરિમાર્જન** ન૦ ધોવું–માંજવું તે
**પરિમાણ** ન૦ માપ
**પરિમાણવાચક** વિ૦ પરિમાણ બતાવનારું
**પરિમિત** વિ૦ અલ્પ; મર્યાદિત (૨) અંદાજસર; માપેલું
**પરિમિતતા** સ્ત્રી૦
**પરિમિતપણું** ન૦
**પરિમિતિ** સ્ત્રી૦ માપ; તોલ; સીમા; મર્યાદા (૨) 'પેરીમીટર' (ગ.)
**પરિમેય** વિ૦ માપી શકાય તેવું; મર્યાદિત (૨) માપવાયોગ્ય (૩) ન૦ માન 'મૅગ્નિટ્યુડ' (ગ.)
**પરિયટ** પું૦ ધોબી
**પરિયાણ** ન૦ (પ.) પ્રયાણ
**પરિયો** પું૦ પૂર્વજ કે વંશજ
**પરિરક્ષિત** વિ૦ બધી બાજુએથી રક્ષાયેલું
**પરિરંભ** પું૦ આલિંગન
**પરિરંભણ** ન૦ આલિંગન
**પરિવર્ત(–ર્ત્ત)** પું૦ યુગ કે કાળનો અંત (૨) ફેરફાર; ક્રાંતિ (૩) ગોળ ફરવું તે
**પરિવર્તક** વિ૦; પું૦ ફેરફાર કે ક્રાંતિ કરનાર (૨) ગોળ ફરનાર કે ફેરવનાર
**પરિવર્તન** ન૦ જુઓ પરિવર્ત (૨) 'ઇન્વર્ઝન' (ગ.)
**પરિવર્તનવાદ** પું૦ પરિવર્તન–ક્રાંતિ આવશ્યક તેમજ કાર્યસાધક છે એવો વાદ
**પરિવર્તી** વિ૦ બદલાતું
**પરિ(–રી)વાદ** પું૦ જૂઠી નિંદા
**પરિ(–રી)વાદી** વિ૦ પરિવાદ કરનારું
**પરિ(–રી)વાર** પું૦ કુટુંબકબીલો
**પરિ(–રી)વાહ** પું૦ છલકાઈને જવું તે (૨) વધારાનું પાણી બહાર નીકળવાનો માર્ગ
**પરિવૃત** વિ૦ વીંટાયેલું
**પરિવૃત્ત** ન૦ આલિંગન (૨) 'સર્કમસ્કાઇબ્ડ સર્કલ' (ગ.)
**પરિવૃત્તિ** સ્ત્રી૦ ગોળ ફરવું તે (૨) પાછા ફરવું તે (૩) વીંટળાઈ વળવું તે (૪) અદલોબદલો; વિનિયમ; (૫) એક અર્થાલંકાર, જેમાં એક વસ્તુનો બીજી હીન, સમાન કે ઉત્તમ વસ્તુ સાથે અદલોબદલો વર્ણવ્યો હોય છે (કા. શા.)
**પરિવેશ(–ષ)** પું૦ તેજનું કૂંડાળું; 'હેલો'
**પરિવેષ્ટન** ન૦ ઢાંકણ; આચ્છાદન
**પરિવેષ્ટિત** વિ૦ વીંટળાયેલું (૨) ઢંકાયેલું
**પરિવ્રાજિત** વિ૦ પરિવ્રજ્યા લીધી હોય તેવું
**પરિવ્રજ્યા** સ્ત્રી૦ સંન્યાસ
**પરિવ્રાજક** પું૦ સંન્યાસી
**પરિવ્રાજિકા** સ્ત્રી૦ સંન્યાસિની
**પરિશિષ્ટ** ન૦ પુરવણી (ગ્રંથ કે લેખની); 'એપેન્ડિક્સ'
**પરિશીલક** વિ૦ પરિશીલન કરનારું
**પરિશીલન** ન૦ અનુશીલન; દીર્ઘ સેવન (૨) આલિંગન
**પરિશીલિત** વિ૦ પરિશીલન કરાયેલું
**પરિશુદ્ધ** વિ૦ પૂર્ણપણે શુદ્ધ
**પરિશુદ્ધિ** સ્ત્રી૦ પૂર્ણ શુદ્ધિ
**પરિશેષ** વિ૦ બાકી રહેલું; અવશિષ્ટ (૨) પું૦ અવશેષ (૩) સમાપ્તિ (૪) પરિશિષ્ટ
**પરિશેષ ઉપપત્તિ** સ્ત્રી૦ 'પ્રૂફ બાય એક્ઝૉશન' (ગ.)
**પરિશ્રમ** પું૦ મહેનત
**પરિષદ** સ્ત્રી૦ સભા
**પરિસમાસ** વિ૦ સંપૂર્ણ

**પરિસમાપ્તિ** સ્ત્રી૦ સંપૂર્ણતા
**પરિસર** પું૦ આજુબાજુનો-પડોશનો પ્રદેશ
**પરિસરણ** ન૦ ટહેલવું તે; ભ્રમણ
**પરિસંખ્યા** સ્ત્રી૦ ગણના; ગણતરી (૨) આશરો; અડસટ્ટો (૩) સરવાળો (૪) એક અર્થાલંકાર; અન્યત્ર નિષેધપૂર્વક પ્રસ્તુતમાં અમુક ધર્મનો કે સ્વરૂપનો નિર્દેશ (કા. શા.)
**પરિસીમા** સ્ત્રી૦ હદ
**પરિ(-રે)સ્તાન** ન૦ પરીઓનો મુલક (૨) [લા.] સુંદર સ્ત્રીપુરુષોની જમાવટ; સૌંદર્ય
**પરિસ્થિતિ** સ્ત્રી૦ આજુબાજુની સ્થિતિ; સંજોગ
**પરિસ્વેદ** પું૦ પરસેવો
**પરિહરવું** સ૦ ક્રિ૦ છોડવું; તજવું
**પરિહાર** પું૦ ત્યાગ
**પરિહાર્ય** વિ૦ ટાળી શકાય એવું
**પરિહાસ** પું૦ મશ્કરી
**પરિહૃત** વિ૦ દૂર કરાયેલું; ત્યજાયેલું (૨) લઈ લેવાયેલું
**પરી** સ્ત્રી૦ પાંખોવાળી દેવતાઈ સુંદરી
**પરીક્ષક** પું૦ પરીક્ષા કરનાર
**પરીક્ષણ** ન૦ પરીક્ષા
**પરીક્ષા** સ્ત્રી૦ તપાસ; કસોટી
**પરીક્ષાપત્રક** ન૦ જુઓ પ્રશ્નપત્રક
**પરીક્ષિત** વિ૦ જેની પરીક્ષા થઈ હોય તે (૨) પું૦ (સં.) અભિમન્યુનો પુત્ર અને અર્જુનનો પૌત્ર
**પરીખ** વિ૦ જુઓ પારેખ
**પરીઘરો** પું૦ પરિગ્રહ
**પરીવાહ** પું૦ જુઓ પરિવાહ
**પરીષહ** પું૦ ત્યાગ કે સહન (જૈન)
**પરીસો** પું૦ જુઓ પરીષહ
**પરુ** ન૦ પાચ
**પરુષ** વિ૦ કઠોર
**પરું** વિ૦ અળગું (૨) ન૦ શહેર બહારનો વસવાટ (૩) અ૦ દૂર; અલગ
**પરૂ(-રો)ણાગત** સ્ત્રી૦ મહેમાનગીરી; આતિથ્ય
**પરૂ(-રો)ણાચાકરી** સ્ત્રી૦ મહેમાનગીરી
**પરૂ(-રો)ણાચાર** પું૦ મહેમાનગીરી
**પરૂ(-રો)ણો** પું૦ મહેમાન; અતિથિ
**પરે** સ્ત્રી૦ મળસકાનું અજવાળું (૨) અ૦ પેઠે; પ્રકારે (૩) પાછે; પેલે ઠેકાણે
**પરેજ** વિ૦ જુઓ પરહેજ
**પરેજગાર** વિ૦ જુઓ પરહેજગાર
**પરેજી** સ્ત્રી૦ જુઓ પરહેજી
**પરેડ** સ્ત્રી૦ કવાયત
**પરેશ** પું૦ પરમેશ્વર
**પરેશાન** વિ૦ હેરાન (૨) વ્યાકુલ; ઉદ્વિગ્ન (૩) ધૂર્ત; ખંધું; ચતુર
**પરેશાની** સ્ત્રી૦ મુસીબત; હેરાનગત (૨) વ્યાકુલતા; ઉદ્વેગ
**પરેસ્તાન** ન૦ જુઓ પરિસ્તાન
**પરોક્ષ** વિ૦ અપ્રત્યક્ષ (૨) અ૦ ગેરહાજરીમાં; અપ્રત્યક્ષ રીતે
**પરોક્ષ ઉપપત્તિ** સ્ત્રી૦ 'ઇન્ડિરેક્ટ પ્રૂફ' (ગ.)
**પરોઢ** પું૦ (૨) ન૦ પ્રભાત; સવાર
**પરોઢિયું** ન૦ મળસકું
**પરોણાગત** સ્ત્રી૦ જુઓ પરૂણાગત
**પરોણાચાકરી** સ્ત્રી૦ જુઓ પરૂણાચાકરી
**પરોણાચાર** પું૦ જુઓ પરૂણાચાર
**પરોણી** સ્ત્રી૦ સ્ત્રી મહેમાન (૨) આરવાળી નાની લાકડી (૩) સોયમાં પરોવેલો દોરો
**પરોણો** પું૦ મહેમાન (૨) આરવાળી લાંબી લાકડી
**પરોત** પું૦ પુરોહિત; ગોર
**પરોપકાર** પું૦ પારકાનું ભલું કરવું તે
**પરોપકારિતા** સ્ત્રી૦ પરોપકાર કરવાનો ગુણ
**પરોપકારી** વિ૦ પરોપકાર કરનારું
**પરોપજીવી** વિ૦ બીજાને આધારે જીવનારું
**પરોવવું** સ૦ ક્રિ૦ વેહવાળી વસ્તુને દોરા ઉપર ચડાવવી; વેહવાળી વસ્તુમાં દોરો ઘાલવો (૨) [લા.] જોડવું; લગાડવું
**પર્જન્ય** પું૦ વરસાદ
**પર્ણ** ન૦ પાંદડું
**પર્ણકુટિ(-ટી)** સ્ત્રી૦ ઝૂંપડી
**પર્ણશય્યા** સ્ત્રી૦ પાંદડાંની પથારી
**પર્ણશાલા(-ળા)** સ્ત્રી૦ ઝૂંપડી
**પર્દેનશીન** વિ૦ પડદામાં રહેનાર
**પર્દેપોશ** વિ૦ પડદામાં રહેનાર
**પર્યટન** ન૦ મુસાફરી
**પર્યવસાન** ન૦ અંત
**પર્યંક** પું૦ પલંગ
**પર્યંત** અ૦ સુધી
**પર્યાકુલ(-ળ)** વિ૦ આકુળવ્યાકુળ

**પર્યાપ્ત** વિ૦ પૂરતું (૨) સંપૂર્ણ (૩) પ્રચુર; પુષ્કળ (૪) સમર્થ (૫) મર્યાદિત
**પર્યાપ્તિ** સ્ત્રી૦ પરિપૂર્ણતા (૨) અંત; સમાપ્તિ (૩) તૃપ્તિ; સંતોષ (૪) સામર્થ્ય (૫) મર્યાદા
**પર્યાય** પું૦ સમાનાર્થ શબ્દ (૨) રીત; રસ્તો (૩) યુક્તિ; બહાનું (૪) પ્રકાર (૫) ક્રમ; અનુક્રમ (૬) પદાર્થનો ગુણ કે ધર્મ (૭) એક અર્થાલંકાર, જેમાં એક વસ્તુ ક્રમથી અનેક વસ્તુઓમાં કે અનેક વસ્તુઓ ક્રમથી એક વસ્તુમાં હોવાનું વર્ણન કરવામાં આવે છે (કા. શા.) (૭) 'આઈડેન્ટીટી' (ગ.)
**પર્યાયચિહ્ન** ન૦ પર્યાયની નિશાની =
**પર્યાયિક** વિ૦ એકાત્મિક;'આઈડેન્ટીકલ' (૨) એકરૂપ; 'કૉન્ગ્રુઅન્ટ' (ગ.)
**પર્યાયોક્ત** ન૦ એક અર્થાલંકાર, જેમાં કહેવાની વાતનો ઉલ્લેખ સ્ફુટ રૂપે કરવાને બદલે આડકતરી રીતે કરેલો હોય છે. (કા. શા.)
**પર્યાયદ્વંદ્વ** પું૦
**પર્યાલોચન** ન૦ સંપૂર્ણ આલોચન; સમીક્ષા
**પર્યાલોચના** સ્ત્રી૦ સંપૂર્ણ આલોચના; સમીક્ષા
**પર્યુપાસના** સ્ત્રી૦ સેવા
**પર્યુષણ** ન૦ જુઓ પજુસણ
**પર્યેષક** પું૦ પર્યેષણા કરનાર
**પર્યેષણ** ન૦ અન્વેષણ; આલોચના; તત્ત્વચિંતન
**પર્યેષણા** સ્ત્રી૦ તત્ત્વચિંતન; આલોચના
**પર્વ** ન૦ ગ્રંથનો ભાગ (૨) આઠમ, ચૌદશ, પૂનમ અને અમાસ એમાંની એક તિથિ (૩) પવિત્ર દિવસ (૪) તહેવાર (૫) સાંઠાનો એક ગાંઠાથી બીજા ગાંઠા સુધીનો ભાગ
**પર્વણી** સ્ત્રી૦ પવિત્ર દિવસ
**પર્વત** પું૦ પહાડ
**પહેંજ** વિ૦ જુઓ પરહેજ
**પહેંજગાર** પું૦ જુઓ પરહેજગાર
**પહેંજી** સ્ત્રી૦ જુઓ પરહેજી
**પલ** ન૦ માંસ (૨) ચાર તોલા જેટલું માપ
**પલક** સ્ત્રી૦ આંખનો પલકારો (૨) પળ; ક્ષણ
**પલકદરિયાવ** પું૦ ઘડીકમાં રેલમછેલ કરી દે એવો વરસાદ (૨) પરમેશ્વર
**પલકદીવડો** પું૦*
**પલકવું** અ૦ ક્રિ૦ મીંચાવું ને ઊઘડવું (૨) ઝબૂકવું; રહીરહીને પ્રકાશવું
**પલકારો** પું૦ આંખનું પલકવું તે (૨) ઝબકારો (૩) અણસારો; ઇશારો
**પલકો** પું૦ જુઓ પલકારો
**પલટણ(-ન)** સ્ત્રી૦ લશ્કરની ટુકડી
**પલટણિ(-નિ)યો** પું૦ લશ્કરનો સિપાઈ
**પલટવું** સ૦ ક્રિ૦ બદલવું
**પલટો** પું૦ ફેરબદલી (૨) ગાતાં સ્વરને ઉતારવો અને ચડાવવો તે (૩) ઊથલો (૪) પટાબાજીનો એક દાવ
**પલવટ** સ્ત્રી૦ ભીલ લોકો કમરે બાંધે છે તે કપડું (૨) પાલવ કે નીચે લટકતો છેડો કેડે કે છાતીએ તાણી બાંધવો તે
**પલવાડ** સ્ત્રી૦ વાડ
**પલળવું** અ૦ ક્રિ૦ ભીનું થવું (૨) [લા.] પોચું થવું; પીગળવું (મન)
**પલંગ** પું૦ એક પ્રકારનો મોટો ખાટલો
**પલંગપોશ** ન૦ પથારી ઉપર પાથરવાનો ઓછાડ
**પલા** પું૦ બ૦ વ૦*
**પલાણ** ન૦ ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન (૨) સવારી
**પલાણવું** અ૦ ક્રિ૦ સવારી કરવી (૨) ઘોડાની પીઠ ઉપર સામાન કસવો
**પલાણો** પું૦ છાપતી વખતે બીબાં બરાબર બેસાડવા તેના ઉપર ઠોકવાનો લાકડાનો કકડો
**પલાયન** ન૦ નાસી જવું તે
**પલાયમાન** વિ૦ નાસી જતું .
**પલાવ** પું૦ ભાતમાં ચણાની દાળ કે દાળ અને માંસ નાખીને બનાવેલી વાની
**પલાવટ** સ્ત્રી૦ ભીલની એક જાત
**પલાશ** પું૦ ખાખરો
**પલાશપાપડો** પું૦ પિતપાપડો; ખાખરાનાં બી
**પલાશવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**પલાશી** પું૦ રાક્ષસ (૨) ઝાડ
**પલાળવું** સ૦ ક્રિ૦ ભીંજવવું
**પલા(-લાં)કું(-ખું)** ન૦ આંકના પાડાના ગુણાંક પૂછવા તે
**પલાંખી** સ્ત્રી૦ આંકના પાડામાંની દરેક હાર

**પલાંઠી** સ્ત્રી૦ પગ વાળીને સપાટ બેસવાની એક રીત
**પલાંઠો** પું૦ મોટી પલાંઠી
**પલાંડુ** સ્ત્રી૦ ડુંગળી; કાંદો
**પલિત** વિ૦ પળિયાંવાળું
**પલીત** પું૦; ન૦ ભૂતપ્રેત
**પલીતો** પું૦ જામગરી
**પલૂર** ન૦ લીલી કુમળી ડુંગળી કે લસણ (૨) બહુ બારીક (કાપડ)
**પલેવણ** ન૦+ જીવજંતુના રક્ષણાર્થે લૂગડાં, રજોયણા વગેરેને પહોળાં કરી તપાસવાં —ખંખેરવાં તે (જૈન)
**પલોટવું** સ૦ ક્રિ૦ કેળવી સવારી લાયક કરવું (૨) ચંપી કરવી; દબાવવું (૩) [લા.] કામકાજમાં જોડી પાવરધું કરવું
**પલ્લવ** પું૦; ન૦ કૂંપળ (૨) પાંદડું (૩) અળતો; લાખનો રંગ (૪) પાલવ; વિસ્તાર
**પલ્લવગ્રાહી** વિ૦ ઉપરચોટિયું; ઊંડું નહિ તેવું (જ્ઞાન)
**પલ્લવિત** વિ૦ નવાં પાનના ફૂલથી લેલૂર થઈ રહેલું
**પલ્લવી** વિ૦ પલ્લવોવાળું [વૃક્ષ] (૨) સ્ત્રી૦ ચલનવલનથી કરેલા ઇશારા. ઉદા૦ કરપલ્લવી; નેત્રપલ્લવી
**પલ્લાઉ** વિ૦ જેને મોટું પલ્લું આપવું પડતું હોય તે
**પલ્લી** સ્ત્રી૦ નાનું ગામડું
**પલ્લું** ન૦ ત્રાજવાનું એક છાબડું (૨) વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન
**પલ્લો** પું૦ પાલવ (૨) મજલ; ટપ્પો; છેડું
**પલ્વલ** ન૦ તળાવડું
**પવન** પું૦ વહેતો વાયુ
**પવનકુમાર** પું૦ હનૂમાન (૨) ભીમ
**પવનચક્કી** સ્ત્રી૦ પવનથી ચાલતું ચક્રવાળું યંત્ર
**પવનપાવડી** સ્ત્રી૦ જેથી આકાશમાં ઊડી શકાય એવી જાદુઈ પાવડી
**પવનવેગી** વિ૦ પવન જેટલા વેગવાળું
**પવનસુત** પું૦ હનૂમાન (૨) ભીમ
**પવનાશન** વિ૦ પવન ખાઈને જીવનારું
**પવમાન** પું૦ પવન (૨) ગાર્હપત્ય અગ્નિ
**પવાડી** સ્ત્રી૦ અજમાઈ
**પવાડો** પું૦ વીરકાવ્ય (૨) નિંદા; આક્ષેપ (૩) નિંદાત્મક કાવ્ય
**પવા(ચ્ચ)ત** સ્ત્રી૦ સૂતર અને કાપડને પાવામાં આવતી કાંજી (૨) ખેતર વગેરેમાં પાણી પાવું તે
**પવાલી** સ્ત્રી૦ નાનું પવાલું (૨) ઊંચું નળાકાર વાસણ
**પવાલું** ન૦ પાણી પીવા માટે નાનું વાસણ; જામ (૨) મોટું નળાકાર વાસણ (૩) અનાજ માપવાની નાની પાલી
**પવિ** સ્ત્રી૦ ઇંદ્રનું આયુધ—વજ્ર
**પવિત્ર** વિ૦ શુદ્ધ; પાવન
**પવિત્રતા** સ્ત્રી૦
**પવિત્રાંઅગિયારશ(-સ)** સ્ત્રી૦ શ્રાવણ સુદ અગિયારશ
**પવિત્રાંબારશ(-સ)** સ્ત્રી૦ શ્રાવણ સુદ બારશ, જે દિવસે ઠાકોરજીને પવિત્રાં ધરાવવામાં આવે છે
**પવિત્રી** સ્ત્રી૦ દર્ભની વીંટી
**પવિત્રું** ન૦ ઠાકોરજીને ધરાવેલી રેશમની માળા (૨) કોટે ઘાલવાની મોતીની સેર
**પવૈયો** પું૦ ભવૈયો
**પશમ** સ્ત્રી૦ રુવાંટી; વાળ (૨) હિમાલયમાં થતા એક જાતના બકરાના વાળ (જેનું ગરમ કાપડ બને છે)
**પશમી** વિ૦ પશમનું; પશમવાળું
**પશમીનો** પું૦ પશમનું બનેલું કાપડ
**પશુ** ન૦ જાનવર; ચોપગું પ્રાણી
**પશુજન્ય** વિ૦
**પશુતા** સ્ત્રી૦
**પશુત્વ** ન૦
**પશુપતિ** પું૦ મહાદેવ (૨) ગોવાળ
**પશુયજ્ઞ** પું૦ પશુ વડે કરાતો યજ્ઞ
**પશુયાગ** પું૦ પશુયજ્ઞ
**પશુવૈદક** ન૦ પશુઓ માટેનું વૈદું
**પશુસામાન્ય** વિ૦ પશુઓમાં પણ મળી આવતું
**પશેમાની** સ્ત્રી૦ પશ્ચાત્તાપ; ખેદ
**પશ્ચાત્** અ૦ પછી
**પશ્ચાત્તપ્ત** વિ૦ પશ્ચાત્તાપ કરતું
**પશ્ચાત્તાપ** પું૦ પસ્તાવો

**પશ્ચિમ** વિ૦ આથમણું (૨) પાછળથી સૂઝતું (૩) સ્ત્રી૦ આથમણી દિશા
**પશ્ચિમદક્ષિણ** વિ૦ પશ્ચિમ અને દક્ષિણની વચ્ચેનું—નૈઋત્ય
**પશ્ચિમબુદ્ધિ** વિ૦ પાછળથી જેને ઉકેલ સૂઝે છે તેવું
**પશ્ચિમાભિમુખ** વિ૦ પશ્ચિમ બાજુએ મોંવાળું
**પશ્ચિમોત્તર** વિ૦ પશ્ચિમ અને ઉત્તર વચ્ચેનું —વાયવ્ય
**પશ્યંતી** સ્ત્રી૦ વાણીની બીજી સ્થિતિ (જુઓ 'પરા')
**પસતાગિયો** પું૦ કાછિયો
**પસ(–હ)ર** ન૦ મળસકે ઢોરને ચરવા લઈ જવાં તે
**પસરવું** અ૦ ક્રિ૦ ફેલાવું
**પસલી** સ્ત્રી૦ ભાઈની બહેનને બક્ષિસ (૨) વીંટી (૩) એક આચમનનું જળ રહે એવો હાથના પહોંચાનો આકાર (૪) પોશ
**પસલો** પું૦ ખોબો
**પસવારવું** સ૦ ક્રિ૦ પંપાળવું
**પસંદ** વિ૦ ગમતું (૨) ચૂંટી કાઢેલું; સ્વીકારેલું
**પસંદગી** સ્ત્રી૦ પસંદ કરવું તે; રુચિ
**પસાય** પું૦ પ્રસાદ; કૃપા (૨) રાજી થઈને આપેલી બક્ષિસ
**પસાયતું** ન૦ બક્ષિસ તરીકેની જમીન
**પસાર** વિ૦ ઓળંગનારું (૨) ઓળંગાયેલું (૩) આરપાર ગયેલું (૪) [લા.] (કસોટીમાં) પાર ઊતરેલું
**પસાર** પું૦ ફેલાવો; પ્રચાર (૨) પ્રવેશ; પેસારો
**પસારવું** સ૦ ક્રિ૦ ફેલાવવું (૨) લંબાવવું (૩) ચાલવાની કસરત
**પસારો** પું૦ ફેલાવ; પ્રચાર (૨) ધીમેધીમે પેસવું તે
**પસિયારું** ન૦ જુઓ પખિયારું
**પસીનો** પું૦ પરસેવો
**પસૂંદી** સ્ત્રી૦ મેદો
**પસોપેશ** સ્ત્રી૦ વિચાર; મૂંઝવણ
**પસ્તાગિયો** પું૦ જુઓ પસતાગિયો
**પસ્તાનું** ન૦ બહારગામ જવા ઊપડવું તે (૨) મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે
**પસ્તાવું** અ૦ ક્રિ૦ પસ્તાવો કરવો
**પસ્તાવો** પું૦ ભૂલ કે દોષને માટે પાછળથી થતો ખેદ; પશ્ચાત્તાપ
**પસ્તાળ** સ્ત્રી૦ ઉપરાઉપરી ઠોક; વાણીના પ્રહાર
**પસ્તી** સ્ત્રી૦ જુઓ પુસ્તી
**પસ્તું** ન૦ એક જાતનો સૂકો મેવો (૨) ઉપરાણું
**પહર** ન૦ જુઓ પસર
**પહાડ** પું૦ ડુંગર; પર્વત
**પહાડી** વિ૦ પહાડનું (૨) [લા.] કદાવર; મજબૂત (૩) સ્ત્રી૦ નાનો પહાડ (૪) પહાડોની હાર (૫) એક રાગિણી
**પહાણ(–ણો)** પું૦ પથ્થર
**પહાણવું** સ૦ ક્રિ૦ રંગવા માટે (કોરું કપડું) ધોવું
**પહાણી** ન૦ તપાસણી
**પહાણીપત્રક** ન૦ જેમાં ખેતર, તેમાંનાં ઝાડ અને પાકની નોંધ લેવાય છે તે તલાટીનું પત્રક
**પહિરાવવું** સ૦ ક્રિ૦ + બક્ષવું; ભેટ આપવી
**પહેરણ** ન૦ કુડતું; બદન (૨) પહેરવાની રીત
**પહેરણું** ન૦ ઘાઘરાને બદલે કમ્મરે વીંટાળવાનું વસ્ત્ર (૨) પહેરવાનું વસ્ત્ર (૩) પહેરવાની રીત
**પહેરવું** સ૦ ક્રિ૦ શરીર ઉપર ધારણ કરવું (૨) અંદર દાખલ કરવું (ઉદા૦ અફીણ પહેરવું)
**પહેરવેશ** પું૦ કપડાં પહેરવાની રીત (૨) પોશાક
**પહેરામણી** સ્ત્રી૦ કન્યાના બાપ તરફથી વરને તથા તેનાં સગાંને અપાતી બક્ષિસ
**પહેરેગીર** પું૦ પહેરો ભરનાર; ચોકીદાર; સંત્રી
**પહેરો** પું૦ તપાસ; જાપતો; ચોકી (૨) સંભાળ; હવાલો
**પહેલ** પું૦ પાસો (૨) સ્ત્રી૦ પ્રારંભ; આગેવાની
**પહેલદાર** વિ૦ પાસાદાર
**પહેલવહેલું** વિ૦ પહેલી જ વારનું; સૌથી પ્રથમ (૨) અ૦ શરૂઆતમાં જ; સૌથી અગાઉ
**પહેલવાડો** પું૦ (કા.)*
**પહેલવાન** પું૦ મલ્લ; કુસ્તીબાજ (૨) બહાદુર; શૂરવીર
**પહેલવી** સ્ત્રી૦ ઇરાનની પ્રાચીન ભાષા
**પહેલાં** અ૦ અગાઉ; પૂર્વે
**પહેલું** વિ૦ પ્રથમ (૨) પહેલા દરજ્જાનું; મુખ્ય (૩) અ૦ સૌથી આગળ

**પહો(-હો)ચ** સ્ત્રી૰ (પહોંચવું તે) પાવતી; રસીદ (૨) [લા.] સમજશક્તિ; અક્કલ (૩) [લા.] શક્તિ; સામર્થ્ય
**પહો(-હો)ચવું** અ૰ ક્રિ૰ (ધારેલે ઠેકાણે) જવું; પૂગવું (૨) (મોકલેલી વસ્તુનું) મળવું (૩) ટકવું; જારી રહેવું (૪) સ૰ ક્રિ૰ (સરખામણીમાં કે સ્પર્ધામાં) બરાબર થવું
**પહો(-હો)ચાડવું** સ૰ ક્રિ૰ પહોંચે એમ કરવું
**પહો(-હો)ચેલું** વિ૰ ન છેતરાય તેવું; પક્કું
**પહોતવું** અ૰ ક્રિ૰ પહોંચવું
**પહોર** પું૰ પ્રહર; ત્રણ કલાક
**પહોરો** પું૰ પહેરો; ચોકી
**પહોળાઈ(-શ)** સ્ત્રી૰ પહોળાપણું
**પહોળિયું** ન૰ મુંબઈગરો રૂપિયો
**પહોળું** વિ૰ ચોડું; પનાદાર (૨) ખૂલતું; મોકળું (૩) ખીલેલું-બંધ નહિ તેવું; ખુલ્લું
**પહોંચ** સ્ત્રી૰ જુઓ પહોચ
**પહોંચવું** અ૰ ક્રિ૰ (૨) સ૰ ક્રિ૰ જુઓ પહોચવું
**પહોંચાડવું** સ૰ ક્રિ૰ જુઓ પહોચાડવું
**પહોંચેલું** વિ૰ જુઓ પહોચેલું
**પહોંચી** સ્ત્રી૰ પહોંચાનું એક ઘરેણું
**પહોંચો** પું૰ હાથનું કાંડું
**પળ** સ્ત્રી૰ ઘડીનો સાઠમો ભાગ; ૨૪ સેકંડ (૨) ક્ષણ
**પળકવું** અ૰ ક્રિ૰ ખાવાની લાલચથી મોંમાં પાણી છૂટવું (૨) ખાવાની આશાએ આવવું —પેધવું
**પળકો** પું૰ ચમકારો
**પળત** વિ૰ પળાતું
**પળવું** અ૰ ક્રિ૰ જવું (૨) બરદાશ થવી; પોષણ થવું (૩) અનુકૂળ આવવું (૪) વાળ ધોળા થઈ જવા (૫) પ્રગટ થવું (૬) સ૰ ક્રિ૰ (વચન) પાળવું (૭) તાબામાં હોવું (જમીન)
**પળશી(-સી)** સ્ત્રી૰ ખુશામત; આજીજી
**પળા** સ્ત્રી૰ પાલન; સેવાચાકરી (૨) પાલવવું પડે તેવું (બાળક, ઘરડું વગેરે) (૩) કંટાળો આપે એવું કામ
**પળાવવું** સ૰ ક્રિ૰ 'પાળવું'નું પ્રેરકરૂપ
**પળાવું** અ૰ ક્રિ૰ 'પાળવું'નું કર્મણિરૂપ
**પળિય(-યે)લ** વિ૰ પળિયાંવાળું
**પળિયું** ન૰ પાકીને ધોળો થયેલો વાળ
**પળી** સ્ત્રી૰ કુલ્લા કે બરણીમાંથી ઘીતેલ કાઢવાનું લોઢાનું એક સાધન
**પળો** પું૰ મોટી પળી
**પળોટવું** સ૰ ક્રિ૰ જુઓ પલોટવું
**પંક** પું૰ કાદવ
**પંકજ** ન૰ કમળ
**પંકાવું** અ૰ ક્રિ૰ પ્રખ્યાત થવું; વખણાવું
**પંકિલ** વિ૰ કાદવવાળું
**પંકિલતા** સ્ત્રી૰
**પંક્તિ** સ્ત્રી૰ લીટી (૨) હાર; પંગત
**પંક્તિચર** ન૰ એક પક્ષીનું નામ
**પંક્તિભેદ** પું૰ જમવા એક પંગતે—અડીને ન બેસાય તેવો ભેદ (૨) [લા.] પીરસવામાં વહેરોઆંતરો
**પંખ** સ્ત્રી૰ (પ.) પાંખ
**પંખ(-ખિ)ણી** સ્ત્રી૰ માદા પક્ષી; પક્ષિણી
**પંખવા** પું૰ પક્ષાઘાત; લકવો
**પંખા** સ્ત્રી૰ પાંખ (૨) ન૰ કબૂતરની એક જાતનું નામ
**પંખાબાંય** સ્ત્રી૰ પંખા જેવી બાંય
**પંખાળી** સ્ત્રી૰ ડાંગરની ત્રણ પાંખાંવાળી એક જાત
**પંખિણી** સ્ત્રી૰ માદા પક્ષી; પક્ષિણી
**પંખી** ન૰ પક્ષી
**પંખેરું** ન૰ પક્ષી
**પંખો** પું૰ વીંજણો
**પંગત** સ્ત્રી૰ જમવા બેઠેલાંની હાર; પંક્તિ
**પંગુ(૰લ)** વિ૰ પાંગળું
**પંગુપણું** ન૰
**પંચ** વિ૰ પાંચ (૨) ન૰ કોઈ વાતનો તોડ લાવવા માટે નિમાયેલા પાંચ કે તેથી વધારે માણસો (૩) પું૰ તેમાંનો એક
**પંચક,૰ડું** ન૰ પાંચનો સમુદાય (૨) ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રો
**પંચકણકી** સ્ત્રી૰ (કા.) જુદીજુદી જાતનાં અનાજનું મિશ્રણ
**પંચકલ્યાણી** વિ૰ ચાર પગ અને કપાળ એ પાંચ ધોળાં હોય એવા શુભ ચિહ્નવાળું (ઘોડા માટે)

**પંચકાર** પું૦ વણકરનું એક ઓજાર
**પંચકેશ** પું૦ બ૦ વ૦ શરીરના પાંચ ભાગના વાળ (માથું, ઉપલો હોઠ, બે બગલ અને ગુહ્યેંદ્રિય)
**પંચકોણ** વિ૦ પાંચ ખૂણાવાળું (૨) પું૦ પાંચ ખૂણાવાળી આકૃતિ
**પંચકોશી** સ્ત્રી૦ મોટા તીર્થની આસપાસની પાંચ કોશની જમીન
**પંચક્યાસ** પું૦ પંચથી જાહેર તપાસ
**પંચગવ્ય** ન૦ ગાયનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ
**પંચચામર** પું૦ નારાચ છંદ
**પંચતીર્થી** સ્ત્રી૦ પંચકોશીનાં તીર્થનો સમૂહ
**પંચત્વ** ન૦ મૃત્યુ (શરીરનાં પાંચ મહાભૂત છૂટાં થઈ જવાં તે)
**પંચનામું** ન૦ પંચ સમક્ષ કરેલી તપાસણીની નોંધ
**પંચપાત્ર** ન૦ (સંધ્યા વગેરેમાં વપરાતું) પ્યાલું
**પંચપ્રાણ** પું૦ બ૦ વ૦ પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાંચ પ્રાણો—શરીરના વાયુ
**પંચબાણ** પું૦ કામદેવ (અરવિંદ, અશોક, નવમાલિકા, આંબામોર અને નીલોત્પલ એ પાંચ પુષ્પ જેના બાણરૂપ છે તે)
**પંચભદ્ર** પું૦ કાળજું, મોં, પીઠ, પડખું અને કેડ આગળ ભમરા હોય તેવો ઘોડો
**પંચભાગ** પું૦ રસોઈ માટે કાઢેલા સીધામાંથી બ્રાહ્મણને આપવા કાઢેલો ભાગ (લોટ, ચોખા, દાળ, ઘી અને મીઠું)
**પંચભૂત** ન૦ બ૦ વ૦ આકાશ, વાયુ, અગ્નિ, પાણી અને પૃથ્વી એ પાંચ મહાભૂત
**પંચમ** વિ૦ પાંચમું; પાંચમી—નિષાદ વગેરે જંગલી લોકોની જાતનું–વર્ણનું ગણાતું (૨) પું૦ સ્વરસપ્તકમાંનો પાંચમો સ્વર (૩) પંચમવર્ણનો માણસ (૪) એક રાગ
**પંચમકાર** પું૦ બ૦ વ૦ વામમાર્ગીઓની મથી શરૂ થતી પાંચ વસ્તુઓ (મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન)
**પંચમસંવાદી** પું૦ પંચમ રાગ કાઢનારો (૨) વાદી સ્વરથી પાંચમો સ્વર
**પંચમાસી** સ્ત્રી૦; ન૦ પહેલીવારની ગર્ભવતી સ્ત્રીને પાંચમે માસે કરવામાં આવતો સંસ્કાર
**પંચમી** સ્ત્રી૦ પાંચમ (૨) પાંચમી વિભક્તિ
**પંચમુખ** પું૦ મહાદેવ
**પંચમુખી** વિ૦ પાંચ મોંવાળું
**પંચરસ** પું૦ આદુ, ફુદીનો વગેરે પાંચ ચીજનો છમકારેલો રસ
**પંચરાઉ** વિ૦ પરચૂરણ (વેચાણ) (૨) ચારપાંચ જાતના મિશ્રણવાળું
**પંચરાશિ** સ્ત્રી૦; ન૦ બેવડી ત્રિરાશિ
**પંચવક્ત્ર** પું૦ (સં.) મહાદેવ
**પંચવટી** સ્ત્રી૦ નાશિક પાસે ગોદાવરીને કિનારે આવેલું એક સ્થાન (જ્યાં સીતાનું હરણ થયું હતું) (૨) પીપળો, બીલી, વડ, આંબલી અને અશોક એ પાંચ ઝાડનો સમૂહ (૩) જ્યાં પાંચ રસ્તા મળતા હોય એવું મોટું ચકલું
**પંચવદન** પું૦ (સં.) મહાદેવ
**પંચવાણી** સ્ત્રી૦ લોકવાયકા
**પંચવાયકા** સ્ત્રી૦ લોકવાયકા
**પંચશર** પું૦ કામદેવ (જુઓ પંચબાણ)
**પંચસત્તા** સ્ત્રી૦ પંચની સત્તા
**પંચાગ્નિ** પું૦ બ૦ વ૦ ગાર્હપત્ય, આહવનીય, દક્ષિણ, સભ્ય અને આવસથ્ય એ પાંચ અગ્નિ (૨) ચાર બાજુ ચાર ધૂણીનો અને પાંચમો માથે સૂર્યનો તાપ
**પંચાજીરી** સ્ત્રી૦ સૂંઠ, ખસખસ, અજમો, કોપરું અને સવા એ ભૂકામાં ખાંડ મેળવીને કરેલું મિશ્રણ
**પંચાણુ(-ણું)** વિ૦ '૯૫'
**પંચાત** સ્ત્રી૦ તકરારનો નિવેડો લાવવા નીમેલી પાંચ કે વધુ માણસોની મંડળી (૨) તેણે કરેલી તપાસ (૩) તેણે આપેલો ફેંસલો –નિકાલ (૪) ઊહાપોહ; ભાંજગડ (૫) ગૂંચવાડો; મુશ્કેલી
**પંચાતખોર** વિ૦ ભાંજગડ કર્યા કરનારું
**પંચાતનામું** ન૦ પંચાતે કરેલા ઠરાવ કે ફેંસલાનો લેખ (૨) પંચાત કરવાની સત્તા આપનારો લેખ
**પંચાતિયું** વિ૦ એકથી નહિ પણ પાંચ જણના વિચારથી થાય તેવું; નાતનું (૨) પંચાત કરનારું (૩) પંચાતખોર
**પંચાતિયો** પું૦ પંચાત કરનારમાંનો એક
**પંચાતી** સ્ત્રી૦ ભાંજગડ; ગૂંચવાડો; મુશ્કેલી

**પંચાનન** પું૰ શિવ (૨) સિંહ
**પંચામૃત** ન૰ દૂધ, દહીં, ઘી, મધ અને ખાંડનું મિશ્રણ
**પંચાયત** સ્ત્રી૰ પંચાત કરનારી મંડળી (૨) કોમનું કારોબારી મંડળ (૩) ભાંજગડ
**પંચાયતન** ન૰ ઉપાસ્ય પાંચ દેવની મૂર્તિઓનો સમૂહ (૨) ગણપતિ, દેવી, સૂર્ય, વિષ્ણુ અને શિવ એ પાંચ દેવનો સમૂહ
**પંચાવન** વિ૰ '૫૫'
**પંચાશિકા** સ્ત્રી૰ પચાસ શ્લોકોનો સમૂહ
**પંચાશી(-સી)** વિ૰ '૮૫'
**પંચાળ** પું૰ (મૂળ પંચાલ દેશમાંથી આવેલો) લુહાર (૨) લુચ્ચો; ઠગ
**પંચાંગ** વિ૰ પાંચ અંગવાળું (૨) ન૰ ટીપણું
**પંચિયું** ન૰ ટૂંકું ધોતિયું
**પંચી** સ્ત્રી૰ મશ્કરી; મજાક (૨) ન૰ નાકે પહેરવાની જડ—ચૂની—કાંટો (જેમાં પાંચ રંગનાં રત્ન જડયાં હોય)
**પંચીકરણ** ન૰ સૃષ્ટિની ઉત્પત્તિ માટે પંચમહાભૂતનું વિશિષ્ટ મિશ્રણ (૨) એવા મિશ્રણ દ્વારા સૃષ્ટિની ઉત્પત્તિની હકીકત (૩) એ હકીકત આપનારું પુસ્તક
**પંચોતેર** વિ૰ '૭૫'
**પંજર** ન૰ પાંજરું
**પંજરી** સ્ત્રી૰ જુઓ પંચાજીરી
**પંજાબી** વિ૰ પંજાબનું (૨) [લા.] (પંજાબના વતની જેવું) કદાવર
**પંજેટી** સ્ત્રી૰ ખેતીનું એક ઓજાર—ખંપાળી
**પંજેળો** પું૰ ભવાડો; ફજેતી
**પંજો** પું૰ પાંચ આંગળાં અને હથેળીથી બનેલો અવયવ (૨) પશુનો નહોરવાળો અવયવ (૩) પાંચના આંકવાળું પત્તું કે પાસો
**પંઝેટવું** સ૰ ક્રિ૰ વેઠવું; નિભાવવું
**પંડ** પું૰ શરીર (૨) પોતાની જાત (૩) પાંડુ રોગ (૪) પિંડ
**પંડરોગિયું** વિ૰ પાંડુ રોગવાળું
**પંડરોગી** વિ૰ પાંડુ રોગવાળું
**પંડાણી** સ્ત્રી૰ ગોરાણી
**પંડિત** પું૰ શાસ્ત્રમાં નિષ્ણાત પુરુષ (૨) વિદ્વાન; સાક્ષર
**પંડિતપણું** ન૰
**પંડિતમાની** વિ૰ પોતાને પંડિત માનનાર
**પંડિતંમન્ય** વિ૰ પંડિતમાની
**પંડિતા** સ્ત્રી૰ વિદુષી સ્ત્રી
**પંડિતાઈ** સ્ત્રી૰ વિદ્વત્તા; સાક્ષરતા
**પંડો** પું૰ તીર્થનો ગોર (૨) ભણાવવાનો ધંધો કરતો બ્રાહ્મણ
**પંડોપંડ** અ૰ જાતે જ
**પંડોળું** ન૰ એક શાક
**પંડયો** પું૰ ગામઠી નિશાળનો બ્રાહ્મણ મહેતાજી (૨) તીર્થનો ગોર; પંડો
**પંતિયાળું** વિ૰ ઘણા જણનું સહિયારું (૨) ન૰ સહિયારો વેપાર કે વહીવટ
**પંતુજી** પું૰ માત્ર છોકરાં ભણાવી જાણનાર; મહેતાજી (૨) વેદિયું ઢોર
**પંથ** પું૰ માર્ગ (૨) ધર્મનો સંપ્રદાય
**પંથક** પું૰ મુસાફર (૨) દૂત; કાસદ (૩) [કા.] પ્રદેશ; દેશનો અમુક વિભાગ
**પંથવર** પું૰ પહેલીવાર પરણતો વર
**પંથા** પું૰ રસ્તો
**પંથી** પું૰ મુસાફર
**પંદર** વિ૰ '૧૫'
**પંદરમું** વિ૰ ક્રમમાં ચૌદ પછીનું (૨) ન૰ મરણ પછીનો પંદરમો દિવસ
**પંપ** પું૰ પાણી કાઢવાનું યંત્ર
**પંપાળવું** સ૰ ક્રિ૰ વહાલથી હાથ ફેરવવો (૨) [લા.] અયોગ્ય લાડ લડાવવાં (૩) [લા.] અત્યંત કાળજીથી સંભાળ્યા કરવું
**પંપોયો** પું૰ ઈંટનો કકડો
**પા** વિ૰ ચોથા ભાગનું
**પાઈ** સ્ત્રી૰ તાંબાનો એક સિક્કો; પૈસાનો ત્રીજો ભાગ
**પાઉડર** પું૰; ન૰ ભૂકો; ચૂર્ણ
**પાઉંડ** પું૰ એ નામનો સોનાનો અંગ્રેજી સિક્કો (૨) લગભગ આડત્રીસ રૂપિયાભારનું એક અંગ્રેજી તોલ; રતલ
**પાક** વિ૰ પવિત્ર (૨) પ્રામાણિક (૩) ઘીમાં પકવેલું (૪) પું૰ ખેતીની નીપજ (૫) નીપજ (૬) દૂધ, ઘી, ચાસણી વગેરેમાં રાંધી-પકવી બનાવવામાં આવેલો ખાવાનો પદાર્થ (૭) પાકવું તે (ગૂમડું) (૮) પકવવું તે
**પાકચટ** વિ૰ પૂરેપૂરું પાકેલું

**પાકટ** વિ૦ પાકું; પુખ્ત
**પાકણું** વિ૦ પાકી ઊઠે એવું
**પાકદામન** વિ૦ પવિત્ર
**પાકવું** અ૦ ક્રિ૦ પરિપકવ થવું (૨) [લા.] ઉત્પન્ન થવું; નીપજવું (૩) અંદર પરુ પેદા થઈ પોચું થવું (૪) ધોળા થઈ જવું (વાળનું) (૫) [લા.] પાકી ગયું હોય તેમ દુખવું (૬) ઠરાવેલો વખત આવવો; મુદત થવી (હૂંડી)
**પાકશાસ્ત્ર** ન૦ રસોઈની જુદીજુદી બનાવટને લગતું શાસ્ત્ર
**પાકશાલા(-ળા)** સ્ત્રી૦ રસોડું
**પાકી** સ્ત્રી૦ કામધંધો બંધ રાખવો તે; હડતાળ
**પાકીટ** ન૦ પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી ચામડાની એક બનાવટ (૨) તેવી વસ્તુઓ મુકાય તેવી મોટી બનાવટ
**પાકું** વિ૦ પરિપકવ (૨) પુખ્ત (૩) છેતરાય નહિ તેવું; અનુભવી
**પાકુંઘંટ** વિ૦ કોઈથી છેતરાય નહિ એવું
**પાક્ષિક** વિ૦ પાખવાડિયાનું—ને લગતું (૨) એક બાજુનું—પક્ષનું (૩) ન૦ પખવાડિયે નીકળતું છાપું
**પાખ** સ્ત્રી૦ પક્ષ; સહાયતા
**પાખડું** ન૦ પક્ષ
**પાખર** સ્ત્રી૦ ઘોડા કે હાથી પર નાંખવાનું બખતર (૨) ફૂલની ચાદર (૩) ઘોડા ઉપર નાખવાની સોનારૂપાનાં ફૂલોની બનાવેલી ઝૂલ (૪) ઘોડા ઉપર કસવાનો સામાન; ડળી
**પાખરવું** સ૦ ક્રિ૦ પાખર પહેરાવવી
**પાખરિયું** વિ૦ પાખરવાળું
**પાખરી** વિ૦ પાખરિયું; પાખરવાળું
**પાખલિ** અ૦ + આજુબાજુ
**પાખંડ** ન૦ ઢોંગ
**પાખંડી** વિ૦ ઢોંગી
**પાખાડો** પું૦ બૂમ; બરાડો
**પાખી(-ખે)** અ૦ સિવાય
**પાખો** પું૦ કંટેવાળો
**પાગ** પું૦ પગ [પ.] (૨) સ્ત્રી૦ પાગડી
**પાગડું** ન૦ પેંગડું
**પાગ(-ઘ)ડી** સ્ત્રી૦
**પાગ(-ઘ)ડીપનો** પું૦ પાઘડીના જેવો વિસ્તાર (લંબાઈમાં વધારે પણ પહોળાઈમાં ઓછો)
**પાગ(-ઘ)ડું** ન૦ પેંગડું (૨) પાઘડી (તિરસ્કારમાં)
**પાગર** સ્ત્રી૦ પવન પડી જવાથી હોડીને દોરડાં વડે ખેંચવી તે (૨) હોડી ખેંચવાનું દોરડું (૩) તે દોરડું બાંધવાનો સુકાન પાસેનો ખીલો—અંકોડો
**પાગરણ** ન૦ પથારીનો સામાન (૨) શોભા; શણગાર
**પાગલ** વિ૦ ગાંડું
**પાગલખાનું** ન૦ ગાંડાંને રાખવાનું સ્થાન
**પાગલદાણા** પું૦ બ૦ વ૦ એક જાતનું સાંકળું
**પાગલાગણું** ન૦ જુઓ પગેલાગણું
**પા(૦ય)ગા** સ્ત્રી૦ ઘોડાર (૨) લશ્કરી ઘોડેસવારની ટુકડી
**પાગિયો** પું૦ સલાહકાર; મદદગાર (૨) ચૂડી ઉપર ચીપ બેસાડવાની ફૂદડીવાળી રેખ (૩) ખેપિયો; કાસદ
**પાઘ,૦ડી** સ્ત્રી૦ પાગડી
**પાઘડીપનો** પું૦ જુઓ પાગડીપનો
**પાઘડું** ન૦ પાગડું
**પાચ** ન૦ પરુ; ગૂમડામાંથી નીકળતી રસી
**પાચક** વિ૦ પાચનક્રિયાને મદદ કરનારું; પચાવનારું
**પાચન** ન૦ હજમ કરવું—પચવું—પચાવવું તે (૨) જઠરાગ્નિ
**પાચનક્રિયા** સ્ત્રી૦ પચવાની ક્રિયા
**પાચનરસ** પું૦ પચવામાં મદદ કરનાર રસ
**પાચનશક્તિ** સ્ત્રી૦ ખાધેલું પચાવવાની શક્તિ
**પાચવું** અ૦ ક્રિ૦ + રંધાવું
**પાછટવું** સ૦ ક્રિ૦ પછાડવું
**પાછ(-છો)તર** વિ૦ જુઓ પાછોતર
**પાછલું** વિ૦ પાછળનું (૨) પૂર્વનું; પહેલાંનું
**પાછળ** અ૦ પછવાડે
**પાછું** વિ૦ પાછળનું (૨) અ૦ પાછળ (૩) વળી; ફરીથી
**પાછોટિયું** ન૦ જુઓ પછીતિયું (૨) કપડાની અંદરનું ખીસું
**પાછોતર(-રું)** વિ૦ મોસમના પાછલા ભાગનું
**પાછોયું** ન૦*

**પાછોવાડિયું** વિ૦ ગામના છેવાડાના ભાગનું
**પાજ** સ્ત્રી૦ પાળ; સેતુ (૨) એક જાતનું ઝીણા પોતનું રેશમી કપડું
**પાજણી** સ્ત્રી૦ જુઓ પાંજણી
**પાજી** વિ૦ હલકું; નીચ (૨) કંજૂસ
**પાટ** પું૦ મોટું તામ્રપત્ર (૨) બાજઠ; મોટો પાટલો (૩) આખું થાન; તાકો (૪) જમીનનો લાંબો પટ (૫) બેથી વધારે નંગનો સામટો વણાટ (૬) પગ દઈને ચાલવા માટે માન ખાતર વાટમાં પાથરવામાં આવતાં કપડાં (૭) ઘેણુને પહેરવાનો ફાળ (૮) સ્ત્રી૦ બહુ માણસ બેસી શકે તેવી પાટિયાંની ઊચી બેઠક (૯) ઢોરને પાણી પાવાની નાની તળાવડી (૧૦) ગડિયો બોલી જવો તે (૧૧) ન૦ રાજગાદી
**પાટકવું** સ૦ ક્રિ૦ પછાડવું
**પાટડી** સ્ત્રી૦ નાનો પાટડો
**પાટડો** પું૦ વહેરેલો પાસાદાર ભારવટિયો
**પાટણ** ન૦ જુઓ પટ્ટણ
**પાટનગર** ન૦ રાજધાની
**પાટરડી** સ્ત્રી૦ (કા.) માટીનું નાનું વાસણ; દોણી
**પાટલ(-લિ)** વિ૦ પાટલના ફૂલના રંગનું; લાલ (૨) ન૦ એક જાતનું ફૂલઝાડ
**પાટલાઘો** સ્ત્રી૦ એક પ્રકારની ઘો
**પાટલાસાસુ** સ્ત્રી૦ મોટી સાળી
**પાટલિ** વિ૦ જુઓ પાટલ
**પાટલી** સ્ત્રી૦ સાંકડી પાટ; બાંક (૨) નાનો પાટલો (૩) પૂંચીથી આંગળાં સુધીનો ભાગ (૪) એક પ્રકારનું ઘરેણું (૫) કપડાની ચારપાંચ આંગળ પહોળી ગેડ
**પાટલૂન** ન૦ પાયજામા-ચોરણી જેવો એક વિદેશી ઘાટ
**પાટલો** પું૦ ભોંયથી ત્રણચાર આંગળ ઊંચું લાકડાનું આસન
**પાટવ** ન૦ ચતુરાઈ; કુશળતા (૨) ચાલાકી; ચંચળતા
**પાટવણ** સ્ત્રી૦ મોટા પુત્રની વહુ
**પાટવી** વિ૦ સૌથી મોટો; ગાદીનો વારસ
**પાટંબર** ન૦ એક જાતનું રેશમી વસ્ત્ર
**પાટિયાં** ન૦ બ૦ વ૦ સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું
**પાટિયું** ન૦ લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલાં પાતળાં પડમાંનું એક; લખવા માટે કરેલું કાળું પાટિયું (નિશાળમાં) (૩) છાતીની પેટી પરનાં હાડકાંમાંનું એક
**પાટિયો** પું૦ પહોળા મોંનું માટીનું કે ધાતુનું એક ઠામ
**પાટી** સ્ત્રી૦ સ્લેટ (૨) સૂતર કે રેશમની વણેલી કે ગૂંથેલી સાંકડી પટ્ટી (૩) લોઢાની તેવી પાટી (૪) ટોપલો (૫) ગામમાં ગરાસદારનો હિસ્સો (૬) હારબંધ એક માલકીનાં ખેતર (૭) પ્રસંગ; બનાવ
**પાટીગણિત** ન૦ અંકગણિત
**પાટીદાર** પું૦ જમીનદાર; વતનદાર (૨) એ નામની ખેડૂત જાતિનો માણસ
**પાટુ** સ્ત્રી૦; ન૦ લાત
**પાટૂ(-ટો)ડી** સ્ત્રી૦ પાટિયાના ઘાટનું નાનું માટીનું વાસણ (૨) છારામાં ચણાનો લોટ ઉકાળીને કરેલાં ઢોકળાં
**પાટૂડું** ન૦ જુઓ પાટૂડી
**પાટો** પું૦ પાટીના આકારનો લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો (૩) ચીલો
**પાટોડી** સ્ત્રી૦ જુઓ પાટૂડી
**પાટોધર** વિ૦ પાટવી
**પાટોપાટ** અ૦ હારોહાર
**પાઠ** પું૦ ભણી જવું—બોલી જવું તે (૨) ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન (૩) પાઠ્યપુસ્તકનો એકાદ દિવસમાં પઢી શકાય તેવો વિભાગ (૪) શબ્દ કે વાક્યોનો ક્રમ કે યોજના (૫) બોધ; શીખ
**પાઠક** પું૦ વાચક (૨) અધ્યાપક. (૩) ધર્મોપદેશક (૪) વેદ-શાસ્ત્ર ભણનારો
**પાઠપૂજા** સ્ત્રી૦ પાઠ, પૂજા વગેરે નિત્યકર્મ
**પાઠવવું** સ૦ ક્રિ૦ મોકલવું
**પાઠશાલા(-ળા)** સ્ત્રી૦ નિશાળ (૨) ઊંચા પ્રકારના શિક્ષણની શાળા; મહાવિદ્યાલય (૩) સંસ્કૃત શીખવવાની શાળા
**પાઠફેર** પું૦ જુઓ પાઠાંતર
**પાઠભેદ** પું૦ જુઓ પાઠાંતર
**પાઠાંતર** ન૦ ગ્રંથની બીજી પ્રતમાં મળી આવતું ભિન્ન લખાણ

**પાઠું** ન૦ પીઠ ઉપર થતું ગૂમડું (૨) કૂવામાંથી માટી કાઢવાની દોરડે બાંધેલી ટોપલી (૩) કોલુમાં પીલ્યા બાદ રહેલો શેરડીનો કૂચો (૪) કુંવારનું પાન

**પાઠ્ય** વિ૦ ભણવાનું (૨) નિશાળમાં ચાલતું

**પાડ** પું૦ ઉપકાર

**પાડ(-ડા)પ(-પા)ડોશ** પું૦ એક જ મહોલ્લાનો કે પાસેપાસેનો વાસ-વસ્તી

**પાડ(-ડા)પ(-પા)ડોશી** પું૦ પાડપડોશમાં રહેનાર

**પાડરું** ન૦ પાડું

**પાડવું** સ૦ ક્રિ૦ 'પડવું'નું પ્રેરકરૂપ

**પાડસી** સ્ત્રી૦ બડાશ

**પાડળ** ન૦ જુઓ પાટલ

**પાડાખાર** પું૦ બે પાડા વચ્ચે હોય છે તેવું પાકું વેર

**પાડાપાડોશ** પું૦ જુઓ પાડપડોશ

**પાડાપાડોશી** પું૦ જુઓ પાડપડોશી

**પાડામૂ(-મૂં)ડિયું** વિ૦ માત્ર પાડા મૂંડી જાણે તેવું; મૂંડવામાં અણઘડ (૨) [લા;] અણઘડ

**પાડી** સ્ત્રી૦ ભેંસનું માદા બચ્ચું

**પાડીલું** વિ૦ રખેને પોતાના ઉપર પાડ ચડે એવી લાગણીવાળું (૨) કૃતજ્ઞ

**પાડું** ન૦ ભેંસનું બચ્ચું

**પાડો** પું૦ ભેંસનું નર બચ્ચું (૨) મહોલ્લો (૩) રૂઢિ, સંપ્રદાય (૪) તાંબા વગેરે હલકી ધાતુનો ભેગ (સોનામાં) (૫) આંકનો ગડિયો

**પાડોવાડિયું** વિ૦ મહોલ્લા પાસેનું; નજીકનું

**પાડોશ** પું૦ જુઓ પડોશ

**પાડોશણ** સ્ત્રી૦ જુઓ પડોશણ

**પાડોશી** પું૦ જુઓ પડોશી

**પાઢીહારું** વિ૦ અનામત મૂકેલું

**પાણ** સ્ત્રી૦ ચોથો ભાગ; ચોથો ભાગ દર્શાવનારી કાના જેવી ઊભી લીટી (૨) ન૦ ખેતરના પાકને પાણી પાવું તે (૩) કાંજી; પવાત (૪) પું૦ પહાણ; પાષાણ (૫) હાથ

**પાણકંદો** પું૦ એક વનસ્પતિ

**પાણકોરું** ન૦ જેને પાણી ઝટ ભીંજવી શકે નહિ એવું કપડું

**પાણતિયો** પું૦ ખેતરમાં પાણી વાળનારો

**પાણ(-ન)બાજરિયું** ન૦ ધાબાજરિયું

**પાણિ** પું૦ હાથ

**પાણિગ્રહણ** ન૦ લગ્ન

**પાણિની** પું૦ (સં.) પ્રસિદ્ધ સંસ્કૃત વૈયાકરણી

**પાણિયારી** સ્ત્રી૦ પાણી ભરનારી

**પાણિયારું** ન૦ ઘરમાં પાણીનાં વાસણ રાખવાની જગા (૨) પાણી ભરવાનું કામ

**પાણી** ન૦ જળ (૨) ધાર; વાઢ (૩) નૂર; તેજ (૪) શૂરાતન; પોરસ (૫) ટેક; વટ; આબરૂ (૬) ઢોળ; સોનારૂપાનો રસ

**પાણીચક્કી** સ્ત્રી૦ પાણીથી ચાલનારી ચક્કી

**પાણીચું** વિ૦ પાણીથી ભરેલું (૨) ન૦ પાણીથી ભરેલું નાળિયેર (૩) [લા.] રુખસદ; બરતરફી

**પાણીછલ્લું** વિ૦ શરમિંદું; લજ્જાગ્રસ્ત (૨) પાણીચું; પાણીથી ભરેલું (૩) ન૦ નાળિયેર

**પાણીદાર** વિ૦ પાણીવાળું; તેજ

**પાણીપંથું** વિ૦ પાણીના જેવી ગતિવાળું

**પાણીપોચું** વિ૦ જેમાં થોડું પાણી રહ્યું હોય તેવું; ગદગદું

**પાણીફેર** પું૦ પાણી બદલવું—સ્થલાંતર કરવું તે (તંદુરસ્તી સુધારવા)

**પાણીબદલો** પું૦ જુઓ પાણીફેર

**પાણીમડું** ન૦ (કા.) *

**પાણીશેરડો** પું૦ પાણી જવા માટેની પાળ

**પાત** પું૦ પતન

**પાતક** ન૦ પાપ

**પાતકી** વિ૦ પાપી

**પાતર** સ્ત્રી૦ ગણિકા; વેશ્યા (૨) ખાટલામાં વાણની ચારચાર સેરની પાંતી (૩) ન૦ પાતળ

**પાતરવાડિયું** ન૦ પતરવેલિયું

**પાતરી** સ્ત્રી૦ મગ, મઠ વગેરેનાં પાંદડાંનો ભૂકો (૨) પાંદડે બાંધેલું ફૂલનું પડીકું

**પાતરું** ન૦ પાંદડું

**પાતળ** સ્ત્રી૦ પત્રાળું (૨) પીરસેલું ભાણું; પત્રાળી (૩) ન૦ ભિક્ષાપાત્ર

**પાતળપેટું** વિ૦ પાતળા પેટવાળું; થોડું ખાનાર (૨) દુંદ વગરનું

**પાતળિયો** પું૦ પાતળો પણ નીરોગી દેખાવડો પુરુષ

**પાતળું** વિ૦ જાડું નહિ તેવું

**પાતંજલ** વિ૦ પતંજલિએ રચેલું

**પાતાલ(-ળ)** ન૦ પુરાણાનુસાર પૃથ્વીની નીચે આવેલા સાત લોકમાંનો છેલ્લો; નાગ લોક (૨) પૃથ્વીનું બહુ ઊંડું તળ

**પાતાળકૂવો** પું૦ અથાગ પાણીવાળો કૂવો

**પાતાળજંત્રી** પું૦ ઊંડી મસલત–સલાહ કે યુક્તિવાળું (૨) ગમે તેમ કરીને કામ પાર પાડી આપે એવું (૩) છૂપી બાતમીઓ ગમે ત્યાંથી ખોળી લાવનારું

**પાતાળદેડકી** સ્ત્રી૦ ખટપટી સ્ત્રી

**પાતાળપાણી** ન૦ પાતાળ ફોડીને કાઢેલું પાણી

**પાતાળિયું** વિ૦ પાતાળ સુધીનું (૨) પાતાળનું —ને લગતું

**પાતિવ્રત્ય** ન૦ પતિવ્રતાનો ધર્મ; પતિવ્રતાપણું

**પાતી** સ્ત્રી૦ પત્ર; ચિઠ્ઠી

**પાતું** ન૦ પાંદડું

**પાતેલી** સ્ત્રી૦ તપેલી

**પાતેલું** ન૦ તપેલું

**પાત્ર** વિ૦ યોગ્ય; લાયક (૨) ન૦ વાસણ (૩) નદીના બે કાંઠા વચ્ચેનો ભાગ (૪) નાટકમાં વેશ લેનાર (૫) કથા કે વાતમાં આવતી વ્યક્તિ (૬) અધિકારી પુરુષ

**પાત્રતા** સ્ત્રી૦ યોગ્યતા; લાયકાત

**પાત્રલક્ષી** વિ૦

**પાથરણ(-ણું)** ન૦ નીચે પાથરવા માટેનું જાડું મોટું કપડું; શેતરંજી; જાજમ (૨) ખરખરે કરવા આવેલાં માટે પાથરેલું કપડું

**પાથરવું** સ૦ ક્રિ૦ ફેલાવવું; બિછાવવું

**પાથરો** પું૦ કાપણી કરીને આરો નાખેલો પાક

**પાથેય** ન૦ ભાતું

**પાદ** પું૦ પગ (૨) ચોથો ભાગ; (૩) કવિતાની કડી; ચરણ (૪) ન૦ વાછૂટ

**પાદપ** ન૦ વૃક્ષ

**પાદપીઠ** ન૦ ઊંચે આસને બેઠેલાને પગ મૂકવાની પાટલી

**પાદપૂરણ** ન૦ અધૂરો શ્લોક પૂરો કરી આપવો તે

**પાદપૂર્તિ** સ્ત્રી૦ પાદપૂરણ

**પાદર** ન૦ ભાગોળ આગળનું મેદાન

**પાદરી** પું૦ ખ્રિસ્તી ધર્મોપદેશક

**પાદવું** અ૦ ક્રિ૦ વાછૂટ કરવી

**પાદશાહ** પું૦ બાદશાહ; સમ્રાટ

**પાદશાહજાદી** સ્ત્રી૦ પાદશાહની કુંવરી

**પાદશાહજાદો** પું૦ પાદશાહનો કુંવર

**પાદશાહી** વિ૦ પાદશાહનું (૨) સ્ત્રી૦ પાદશાહનું રાજ્ય

**પાદુકા** સ્ત્રી૦ પાવડી; ચાખડી

**પાદોદક** ન૦ ચરણામૃત

**પાદ્ય** ન૦ પગ ધોવાનું પાણી

**પાધર** વિ૦ વસ્તી કે વનસ્પતિ વિનાનું; સપાટ; ઉજ્જડ

**પાધરું** વિ૦ આડુંઅવળું નહિ પણ સીધું (૨) સીધે માર્ગે જનારું; પાંસરું (૩) અ૦ બારોબાર (૪) વગરવિલંબે; તરત

**પાધરુંદોર** વિ૦ પાંસરું; સીધું

**પાન** ન૦ પીવું તે (૨) પાંદડું (૩) પૃષ્ઠ (પુસ્તકનું)

**પાનકોવા** ન૦ એક જાતનું પક્ષી

**પાનખર** સ્ત્રી૦ જેમાં પાન ખરે છે એ ઋતુ; મહાફાગણ

**પાન(-નો)ઠ** સ્ત્રી૦ જુવાર, બાજરી વગેરેનું લાંબું પાંદડું

**પાનડી** સ્ત્રી૦ નાનાં કુમળાં પાંદડાં (૨) પાંદડાંની નાની નાની કકડીઓ (૨) સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું

**પાનડું** ન૦ પાંદડું

**પાનદાન(-નિયું)** ન૦ ખાવાનાં પાન તથા તેનો સામાન મૂકવાનું પાત્ર

**પાનદાની** સ્ત્રી૦ જુઓ પાનદાન

**પાનપટી(-ટ્ટી)** સ્ત્રી૦ પાનનું બીડું; તાંબૂલ

**પાનફૂલિયું** વિ૦ ફૂલની પાંખડી જેવું; કોમળ કે હલકું

**પાનબાજરિયું** વિ૦ જુઓ પાણબાજરિયું

**પાનબીડી** સ્ત્રી૦ પાનનું બીડું

**પાનબીડું** ન૦ પાનપટી; તાંબૂલ

**પાનસોપારી** સ્ત્રી૦; ન૦ પાન તથા સોપારી; મુખવાસ (૨) [લા.] સિપાઈસપરાંને નાની બક્ષિશ

**પાનિયું** ન૦ પાનું; પૃષ્ઠ
**પાની** સ્ત્રી૦ પગનું તળિયું
**પાનીઢક** વિ૦ પાનીને ઢાંકે એવડું
**પાનું** ન૦ પાંદડું (૨) પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ કે છરીનું ફળ (૫) જિંદગી પર્યંતનો સંબંધ (૬) લીલા રંગનું એક રત્ન
**પાનેતર** ન૦ કન્યાને પરણતી વખતે પહેરવાનું ધોળું વસ્ત્ર
**પાનો** પું૦ વાત્સલ્યથી માની છાતીમાં દૂધ ઊભરાઈ આવવું તે (૨) પોરસ; જુસ્સો; શૌર્ય
**પાનોઠ** સ્ત્રી૦ જુઓ પાનઠ
**પાનોલી** સ્ત્રી૦ એક પ્રકારની જમવાની વાની
**પાન્ય** સ્ત્રી૦ પાણીમાં થતી એક વેલ (૨) દોરડું ભાગતાં જેમજેમ વળ આવે તેમ તેમ ઉમેરાતા રેસા; ફેલું (૩) [લા.] ફેલું; પલીતો (ફટકેરણીનો)
**પાપ** ન૦ ધર્મ વિરુદ્ધનું કૃત્ય (૨) [લા.] કપટ (૩) [લા.] અણગમતી વ્યક્તિ
**પાપગ્રહ** પું૦ પીડા કરનાર ગ્રહ
**પાપછૂટું** વિ૦ કપટરહિત
**પાપડ** પું૦ એક ખાવાની વાની
**પાપડખાર** પું૦ પાપડમાં વપરાતો એક ખાર; સંચોરો
**પાપડપાદું** વિ૦ નિર્બળ; કૌવત વિનાનું
**પાપડપેટું** વિ૦ પાતળું; છીછરું
**પાપડિયો ખારો** પું૦ પાપડખાર
**પાપડી** સ્ત્રી૦ વાલની શિંગ (૨) ચોખાના લોટની પૂરીના આકારની પાપડ જેવી બનાવટ
**પાપણી** સ્ત્રી૦ પાપી સ્ત્રી
**પાપભીરુ** વિ૦ પાપથી ડરનારું
**પાપભીરુતા** સ્ત્રી૦
**પાપયોનિ** વિ૦ નીચ જન્મનું
**પાપલજ્જા** સ્ત્રી૦ પાપની શરમ; પાપ કરતાં ઊપજતી શરમ
**પાપા** પું૦ રોટલી (૨) અ૦ બાળકને પગલાં મંડાવવાનો ઉદ્ગાર

૬૬

**પાપાચરણ** ન૦ પાપકર્મ; દુરાચાર
**પાપાત્મા** પું૦ પાપી; દુષ્ટાત્મા
**પાપિયું** વિ૦ પાપી
**પાપિષ્ઠ** વિ૦ અત્યંત પાપી
**પાપી** વિ૦ પાપ કરનારું
**પાપોશ** ન૦ પગરખું
**પાબંદ** વિ૦ બંધાયેલો; પરવશ
**પામતું** વિ૦ (દિવેલ) પામી શકે તેવું ગોઠવેલું (દીવા માટે) (૨) પૈસેટકે પહોંચતું
**પામર** વિ૦ કંગાલ; રાંક (૨) તુચ્છ; સાંકડા મનનું
**પામરતા** સ્ત્રી૦
**પામરપણું** ન૦
**પામરી** સ્ત્રી૦ ઉપરણો; દુપટ્ટો (ઊન કે રેશમનો)
**પામવું** સ૦ ક્રિ૦ પ્રાપ્ત કરવું (૨) સમજવું
**પામા** સ્ત્રી૦ ખસ
**પાય** પું૦ પગ
**પાયક** પું૦ પગપાળો સિપાઈ
**પાયકાસ્ત** પું૦ પોતાના ગામની કે પોતાના ગામમાં આવેલી પોતાની જમીન ઉપરાંત બીજા ગામની જમીન ખેડનાર ખેડૂત
**પાયકિસ્ત** વિ૦ વેરાન; બેદાનમેદાન
**પાયખાનું** ન૦ જાજરૂ
**પાયગા** સ્ત્રી૦ ઘોડાર (૨) ઘોડેસવારની ટુકડી
**પાયચો** પું૦ સુરવાળની એક ટાંગ
**પાયજામો** પું૦ સુરવાળ
**પાયતખ્ત** ન૦ રાજધાની; પાટનગર
**પાયદળ** ન૦ પગપાળું લશ્કર
**પાયપોશ** સ્ત્રી૦ ખાસડું
**પાયબોસી** સ્ત્રી૦ પગ ચૂમવા તે
**પાયમાલ** વિ૦ છેક દુર્દશામાં આવી પડેલું; ખુવાર
**પાયમાલી** સ્ત્રી૦ ખુવારી; ભારે દુર્દશા
**પાયરી** સ્ત્રી૦ પગથિયું (૨) દરજ્જો; પદવી (૩) એક જાતની કેરી
**પાયલ** ન૦ ઝાંઝર
**પાયલી** સ્ત્રી૦ અનાજ માપવાનું વાસણ (ચાર શેર) (૨) ચારઆની
**પાયસ** પું૦ દૂધપાક; ખીર
**પાયસાન્ન** ન૦ ખીર; દૂધપાક
**પાયસો** પું૦ (કા.) પરોશ (૨) પાયજામાની બાંય

**પાયો** પું૦ ખુરશી ખાટલા ટેબલ ઇ. નો પગ (૨) ધોકણું (૩) જે મૂળ ચણતર ઉપર ઇમારત ઊભી કરવામાં આવે છે તે (૪) સુખડી બનાવવા માટે કરેલો ઘીગોળનો પાક (૫) જે બાજુ ઉપર ત્રિકોણ ઊભો રહે છે તે બાજુ (૬) ચોથો ભાગ (૭) [લા.] આધાર; મૂળ

**પાર** પું૦ છેડો; અંત (૨) હદ; સીમા (૩) કાંઠો; તીર (૪) [લા.] ઊંડો મર્મ; ભેદ (૫) કરસણ કાપીને સુકાવા માટે કરેલા નાના ઢગલા (૬) મંદિરનું આંગણું (૭) [લા.] આશરો; શરણું (૮) ચાલીને ઊતરી શકાય તેવો નદી કે ખાડીનો પાણીવાળો ભાગ (૯) સ્ત્રી૦ બરણી; લાખેલું મારલું

**પારકાપણું** ન૦ પારકાનું છે તેનો ખ્યાલ; ભેદભાવ

**પારકું** વિ૦ બીજાનું

**પારખ** સ્ત્રી૦ પરીક્ષા

**પાર(-રે)ખ** પું૦ (સિક્કાની) પરીક્ષા કરનાર

**પારખવું** સ૦ ક્રિ૦ પરીક્ષા કરવી

**પારખુ** વિ૦ પરીક્ષક; કદર કરનાર

**પારખું** ન૦ પરીક્ષા (૨) પરતો

**પારણું** ન૦ બાળકને સુવાડવાની કઠેરાવાળી નાની હિંડોળાખાટ; તે સાથેનું ઘોડિયું (૨) વ્રત કે ઉપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન

**પારતંત્ર્ય** ન૦ પરતંત્રતા

**પારદ** પું૦ પારો

**પારદર્શક** વિ૦ જેની આરપાર દેખાય એવું

**પારદર્શકતા** સ્ત્રી૦

**પારદેશીય** વિ૦ પરદેશ સંબંધી

**પારધી** પું૦ શિકારી

**પારમાર્થિક** વિ૦ પરમાર્થ સંબંધી; જેનાથી પરમાર્થ પ્રાપ્ત થાય એવું (૨) વાસ્તવિક (ભ્રમ કે પ્રતીતિરૂપ નહિ એવું)

**પારમિતા** સ્ત્રી૦ સિદ્ધિ

**પારલૌકિક** વિ૦ પરલોકને લગતું

**પારવવું** સ૦ ક્રિ૦ ચાસમાંથી વધારાના છોડને ખેંચી કાઢવા તે

**પારસ** પું૦ જુઓ પાવસ (૨) ઇરાન (૩) પારસમણિ

**પારસખસ** સ્ત્રી૦ મોટા ફોલ્લાવાળી ખસ

**પારસજાંબુ** ન૦ મોટા કદનું જાંબુ

**પારસણ** સ્ત્રી૦ પારસી સ્ત્રી

**પારસનાથ** પું૦ જુઓ પાર્શ્વનાથ

**પારસપીપળો** પું૦ પીપળાની જાતનું એક મોટું વૃક્ષ

**પારસમણિ** પું૦ જેના સ્પર્શથી લોઢું સોનું બને તે મણિ

**પારસલ** ન૦ પોટકું; ટપાલ કે રેલવે મારફત મોકલવાનું પોટકું

**પારસાત** અ૦ પાસેથી (ખતપત્તરમાં વેચનારના નામ પાછળ મુકાય છે)

**પારસાલ** સ્ત્રી૦ ગઈ સાલ

**પારસી** વિ૦ પારસીઓને લગતું (૨) પું૦ ઇરાનથી હિંદમાં આવી વસેલો જરથોસ્તી કે તેનો વંશજ (૩) સ્ત્રી૦ સાંકેતિક બોલી

**પારસિ(-સી)ક** પું૦ પારસ દેશ; ઇરાન (૨) તેનો વતની (૩) તે દેશનો ઘોડો

**પારસો** પું૦ બાવલામાં દૂધનો ભરાવ

**પારસોવું** અ૦ ક્રિ૦ પારસો મૂકવો; દૂધ છોડવું

**પારંગત** વિ૦ અધ્યયનમાં પાર ઊતરેલું; પૂરેપૂરું માહિતગાર

**પારંપર્ય** ન૦ કુલક્રમ; પરંપરાથી ચાલતી આવેલી રીતિ (૨) પરંપરા; પરંપરાનો ક્રમ

**પારાપ(-વ)ત** પું૦ કબૂતર

**પારાયણ** ન૦ (આખું) વાંચી જવું તે (૨) નિયત સમયમાં વેદ કે પુરાણનો સમગ્ર પાઠ (૩) [લા.] કંટાળો ઉપજાવે તેવું લાંબું વિવેચન

**પારાવત** પું૦ પારાપત; કબૂતર

**પારાવાર** વિ૦ અપાર; પુષ્કળ (૩) પું૦ દરિયો

**પારાશર** પું૦ (સં૦) પરાશરના પુત્ર—વ્યાસમુનિ

**પારાશીશી** સ્ત્રી૦ થરમૉમિટર

**પારિજાત,૦ક** ન૦ સમુદ્રમંથન કરતાં નીકળેલાં પાંચ દેવવૃક્ષોમાંનું એક; તેનું ફૂલ (૨) શારી કે હારસિંગાનું ઝાડ; તેનું ફૂલ

**પારિતોષિક** ન૦ ઇનામ

**પારિપત્ય** ન૦ હુમલો કરીને હરાવવું તે; હાર (૨) શિક્ષા; સજા

**પારિપાર્શ્વ(-ર્શ્વિ)ક** પું૦ સૂત્રધારને સહાયતા કરનારો નટ

**પારિભાષિક** વિ૦ પરિભાષા સંબંધી

**પારિયો** પું૦ દીકરો (૨) પાણીનું પૂર

**પારી** સ્ત્રી૦ પથ્થર તોડવાની નરાજ
**પારુષ્ય** ન૦ કઠોરતા
**પારેખ** પું૦ (સિક્કાની) પરીક્ષા કરનાર
**પારેટ(–ઠ)** વિ૦ વિયાયા પછી દૂઝવાની મુદતનો લગભગ અર્ધભાગ જેને વીત્યો હોય એવું દૂઝણું (ઢોર); બાખડું
**પારેવું** ન૦ કબૂતર
**પારેવો** પું૦ નર કબૂતર
**પારો** પું૦ એક ખનીજ પ્રવાહી ધાતુ (૨) માળાનો મણકો (૩) સ્ત્રીઓનું એક ઘરેણું (૪) બંદૂકની ગોળી કે છરો (૫) અવાળુ
**પારોઠ** વિ૦ અવાવરુ પડી રહેવાથી કઠણ–બરડ થઇ ગયેલું (૨) પાણી કે ભેજમાં રહેવાથી ઓદાઇ જઇ પોચું થઇ ગયેલું
**પારોપાર** અ૦ આરપાર
**પાર્થ** પું૦ (સં.) પૃથાનો પુત્ર; અર્જુન
**પાર્થિવ** વિ૦ પૃથ્વી (મહાભૂત) નું (૨) નશ્વર (૩) માટીનું (૪) પું૦ રાજા (૫) માટીના મહાદેવ
**પાર્થિવપૂજા** સ્ત્રી૦ પાર્થિવેશ્વરની પૂજા
**પાર્થિવેશ્વર** પું૦ માટીના મહાદેવ
**પાર્લમેંટ** સ્ત્રી૦ ઇંગ્લંડની રાજસભા
**પાર્વણ** વિ૦ દ્વાદશી, અમાવાસ્યા વગેરે પર્વ ઉપરનું
**પાર્વતી** સ્ત્રી૦ (સં.) હિમાલયની પુત્રી; મહાદેવની પત્ની
**પાર્શ્વનાથ** પું૦ જૈનોના તેવીસમા તીર્થંકર
**પાર્ષદ** પું૦ દેવનો સેવક
**પાર્સલ** ન૦ જુઓ પારસલ
**પાલ** પું૦ નાનો તંબૂ
**પાલક** વિ૦ (૨) પું૦ ઉછેરીને મોટું કરનાર (૨) રક્ષક (૩) સ્ત્રી૦ ચોમાસામાં થતી એક ભાજી
**પાલખ** સ્ત્રી૦ કડિયા વગેરે કારીગરોને ઊંચે કામ કરવા માટે કરેલો વાંસવળીઓનો આધાર
**પાલખી** સ્ત્રી૦ સુખપાલ
**પાલખો** પું૦ દેવનું સુખાસન–નાનું સિંહાસન (૨) ઝૂલતી પાલખ
**પાલટવું** સ૦ ક્રિ૦ પલટવું
**પાલટો** પું૦ પલટો
**પાલન** ન૦ પાળવું તે
**પાલનપોષણ** ન૦ પાળવું અને પોષવું તે
**પાલનહાર** પું૦ પાળનારો
**પાલર** ન૦ વરસાદનું પાણી
**પાલવ** પું૦ પહેરેલા સાલ્લાનો લટકતો છેડો (૨) દુપટ્ટા પાઘડીનો કસબી છેડો (૩) [લા૦] આશરો; શરણ
**પાલવવું** સ૦ ક્રિ૦ ઉછેરવું; નિભાવવું (૨) પરવડવું; પોસાવું; (૩) અ૦ ક્રિ૦ નવાં પાંદડાં ફૂટવાં
**પાલિત** વિ૦ પાળેલું; રક્ષિત
**પાલિયું** વિ૦ ઝાડપાલાના અને લીલના કોહવાણવાળું
**પાલી** સ્ત્રી૦ કાઠિયાવાડનું અનાજનું એક માપ; તેનું વાસણ (૨) (મુંબઇમાં) ચાર શેરનું માપ (૪) ઝીણાં પાંદડાં
**પાલું** ન૦ ખપરડાનો કે માટીનો અનાજ ભરવાનો કોઠલો (૨) વરસાદમાં માટીની ભીંત ધોવાઈ ન જાય માટે આડું રાખેલું કરાંઠીનું ટાટું (૩) પ્યાલું; પવાલું
**પાલૂદો** પું૦ મુસલમાનોનો એક જાતનો ખાદ્ય પદાર્થ
**પાલો** પું૦ ઢોરને ખાવાનાં પાંદડાં (૨) પાણી પીવાનું વાસણ (૩) ગાડીગાડા ઉપરની ખપરડાંની છત્રી (૪) વાદળમાંથી પડતો કરો
**પાલોરિયું** ન૦ થોરિયા–કાંટાનું ઝૂમખું–ઝરડું
**પાલોરું** ન૦ સગર્ભાને આવતું પાતળું ધાવણ
**પાલોરો** પું૦ પાલોરું
**પાવક** વિ૦ પાવન કરનાર (૨) પું૦ અગ્નિ
**પાવટ** સ્ત્રી૦ ઢોર જઈ શકે તેવો ઢાળ પડતો આરો
**પાવઠડું** ન૦ પગથિયું (૨) પેંગડું
**પાવઠો** પું૦ કૂવા ઉપરના મંડાણના પાયારૂપ બે લાકડાં કે પથ્થર પૈકી એક
**પાવડિયું** ન૦ લાંબા હાથાનો લાકડાનો પાવડો
**પાવડિયો** પું૦ ભવૈયાઓના ટોળામાં ઝાડુ, પાણી વગેરે કામ કરનારો (૨) એક ધાર્મિક પંથ
**પાવડી** સ્ત્રી૦ જોડાને ઠેકાણે પહેરવાનો એક ઘાટ; પાદુકા; ચાખડી (૨) પાવડિયું (૩) દંડ પીલવાનું સાધન
**પાવડું** ન૦ પેંગડું
**પાવડો** પું૦ માટી કચરો વગેરે ઉસરડવાનું કે ભરવાનું એક સાધન

**પાવતી** સ્ત્રી૦ રસીદ; પહોંચ
**પાવન** વિ૦ પવિત્ર; શુદ્ધ
**પાવનકારી** વિ૦ પવિત્ર કરનારું
**પાવરધું** વિ૦ કુશળ
**પાવરી** સ્ત્રી૦ દોણી
**પાવરો** પું૦ તાબરો
**પાવલી** સ્ત્રી૦ ચારઆની
**પાવલું** ન૦ ચારઆની (૨) પગ (૩) ચંપલ
**પાવલોપા** પું૦ બાળકને પગ ઉપર ઝુલાવવું તે
**પાવવું** સ૦ ક્રિ૦ મેળવવું
**પાવસ** ન૦ ચોમાસું (૨) વરસાદ
**પાવણું** ન૦ નાની પળી
**પાવિત્ર્ય** ન૦ પવિત્રતા
**પાવું** સ૦ ક્રિ૦ પિવડાવવું
**પાવૈ** સ્ત્રી૦ હીજડો; નપુંસક
**પાવૈયો** પું૦ હીજડો; નપુંસક
**પાવો** પું૦ એક જાતની વાંસળી
**પાશ** પું૦ ફાંસો; ગાળો (૨) પશુપક્ષીઓને ફસાવવાનું શિકારી સાધન (૩) [સં.] વરુણનું આયુધ (૪) [લા.] ફસાવવાની યુક્તિ
**પાશવ** વિ૦ પશુનું; પશુના જેવું
**પાશવી** વિ૦ પશુને લગતું; પશુના જેવું
**પાશં(-સં)ગ** પું૦ ત્રાજવાનાં બન્ને પાસાં સમતોલ રાખવા માટે એક તરફ રખાતું વજન
**પાશિયું** ન૦ રાંપડી
**પાશુપત** પું૦ એક પ્રાચીન શૈવ સંપ્રદાય (૨) તેનો અનુયાયી (૩) ન૦ શંકરના તેજનું દિવ્ય અસ્ત્ર
**પાશેર** વિ૦ શેરના ચોથા ભાગનું
**પાશેરો** પું૦ પાશેર વજનનું કાટલું
**પાશ્ચાત્ય** વિ૦ પશ્ચિમનું
**પાષાણ** પું૦ પથ્થર
**પાષાણભેદ** પું૦ એક વનસ્પતિ
**પાસ** વિ૦ ફતેહમંદ; સફળ (૨) મંજૂર; પસંદ (૩) પું૦ મંજૂરીની ચિઠ્ઠી (૪) રંગ; સોબતની અસર (૫) સ્ત્રી૦ બાજુ; પાસું
**પાસલો** પું૦ પાશ; જાળ; (૨) પાસાના આકારનો ધાતુ વગેરેનો લંબચોરસ કકડો (૩) સોનીનું એક ઓજાર
**પાસવાન** પું૦ હજૂરિયો; નોકર
**પાસવું** સ૦ ક્રિ૦ રંગ બેસાડવા સારુ પ્રથમ ખટાશ વગેરેનો પાસ દેવો
**પાસાતાણિયો** પું૦ સોનારૂપાના પાસલાને ખેંચીખેંચી તાર બનાવનારો
**પાસાબંડી** સ્ત્રી૦ બે બાજુ કસો બાંધવાની બંડી
**પાસિયું** ન૦ દાતરડું
**પાસું** ન૦ પડખું; બાજુ (૨) પક્ષ
**પાસે** અ૦ નજીક (૨) તાબામાં
**પાસો** પું૦ ચોપટ રમવામાં વપરાતા અંક પાડેલા લંબચોરસ કકડામાંનો એક (૨) ધાતુનો તેવો પાસલો
**પાહો** પું૦ આટકવું તે
**પાળ** સ્ત્રી૦ તળાવ કે સરોવરનો કિનારો (૨) પાણી વહી જતું અટકાવવા કરેલી આડ (૩) ન૦ ગાયોના ટોળામાં ભળીને આવતું ધાડપાડુઓનું ટોળું
**પાળવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું (૨) ભરણપોષણ કરવું (૩) પોષવું અને કેળવવું (૪) ભંગ ન કરવો—ની પ્રમાણે વર્તવું (વચન, આજ્ઞા, વ્રત)
**પાળિયું** ન૦ (કા.) પાળ બાંધી એક ધોરિયા વડે પવાતા ક્યારાનો સમુદાય
**પાળિયો** પું૦ ધાડપાડુ સાથે લડતાં મરાયેલાના સ્મારક તરીકે ઊભા કરેલો પથરો
**પાળી** સ્ત્રી૦ છરી (૨) વારો (૩) પાકી
**પાળું** ન૦ પગે ચાલનારું
**પાળો** પું૦ પગપાળો મુસાફર (૨) પેદળ, મુલકી કે લશ્કરી સિપાઈ
**પાંઉ** પું૦; ન૦ ડબલરોટી
**પાંઉરોટી** સ્ત્રી૦ ડબલરોટી
**પાંકડ(-ડું)** વિ૦ ગર્ભ ધારણ કરવાની ઉમ્મર થયા છતાં પણ જેણે ગર્ભ ધારણ ન કર્યો હોય એવું (ઢોર)
**પાંકવું** સ૦ ક્રિ૦ ઇચ્છવું; ધારવું
**પાંખ** સ્ત્રી૦ પક્ષીનો ઊડવાનો અવયવ (૨) લશ્કરની બે બાજુમાંની એક (૩) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ (૪) [લા.] આશ્રય; પડખું
**પાંખડી** સ્ત્રી૦ કળી ખીલતાં છૂટા પડતા અવયવોમાંનો દરેક

**પાંખડું** ન૦ ડાળની બાજુએથી ફૂટતી નાની ડાળી (૨) [લા.] કુટુંબની શાખા (૩) પાંખ જેવો અવયવ (માછલાં વગેરેનો)
**પાંખાળી** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**પાંખાળું** વિ૦ પાંખવાળું (૨) દાંતાવાળું (૩) ડાળીવાળું
**પાંખિયું** ન૦ પક્ષ; તડ (૨) ડાળી; શાખા (૩) દેશી તાળાનો કે કલ્લાનો એક બાજુનો નાનો છૂટો પડતો ભાગ (૪) કાતરનું પાનું
**પાંખું** વિ૦ છૂટું; આછું (૨) ન૦ ચપ્પુનું પાનું
**પાંગત(-થ)** સ્ત્રી૦ પથારી કે ખાટલાનો પગ તરફનો ભાગ
**પાંગરણ** ન૦ પોતડી; પંચિયું (૨) ચોળી (૩) ઓઢવાનું વસ્ત્ર; પછેડી
**પાંગરવું** અ૦ ક્રિ૦ અંકુર ફૂટવા
**પાંગરું** ન૦ પાંગરો
**પાંગરો** પું૦ પારણાને કે ખોઇયાને અદ્ધર ઝીલી રાખનાર દોરી (૨) ત્રાજવાની સેર (૩) ગોફણની બે બાજુની દોરી (૪) સુકાન તરફનો વહાણનો છેડો
**પાંગળું** વિ૦ પગે અપંગ (૨) [લા.] અશક્ત; નિર્બળ (૩) [લા.] આધાર-ટેકા વિનાનું
**પાંગું** વિ૦ પાંગળું (૨) ન૦ ઢોર
**પાંગોડું** ન૦ ખભાથી કોણી સુધીનો હાથનો ભાગ (૨) હાલવાચાલવાના અવયવોના સાંધા—મૂળ
**પાંચ** વિ૦ '૫'
**પાંચજન્ય** પું૦ (સં.) કૃષ્ણનો શંખ
**પાંચડો** પું૦ પાંચનો આંકડો—૫
**પાંચપટો** પું૦ પટાદાર મરાઠ
**પાંચભૌતિક** વિ૦ પાંચ મહાભૂત સંબંધી—નું બનેલું
**પાંચમ** સ્ત્રી૦ પખવાડિયાની પાંચમી તિથિ
**પાંચશેરી** સ્ત્રી૦ પાંચશેર વજનનું કાટલું
**પાંચશેરો** પું૦ પાંચશેરી
**પાંચાલી(-ળી)** સ્ત્રી૦ (સં.) પંચાલ દેશના રાજાની પુત્રી-દ્રૌપદી
**પાંચું** ન૦ પાંચનો ગડિયો
**પાંજણ** સ્ત્રી૦ નિયત સમયે જેનું સેવન કર્યા વિના ન ચાલે તેવી ટેવ, બંધાણ (૨) સૂતરને પાવાની કાંજી (૩) કાંજી પાવાની ક્રિયા
**પાંજર** ન૦ પાદર
**પાંજરાપોળ** સ્ત્રી૦ અશક્ત કે ઘરડાં ઢોરને રાખવાનું ધર્માદા સ્થાન
**પાંજરિયું** વિ૦ પાંજરીવાળું
**પાંજરી** સ્ત્રી૦ કરાંઠી ગૂંથીને કરેલી ગાડાની વાડ
**પાંજરું** ન૦ પશુપક્ષીને પૂરી રાખવા બનાવેલું સળિયાનું ઘર (૨) તેવો કોઈ પણ ઘાટ (૪) પાંજરી
**પાંડરું** વિ૦ ધોળું; ફિક્કું
**પાંડવ** પું૦ (સં.) પાંડુનો દીકરો
**પાંડિત્ય** ન૦ પંડિતાઈ
**પાંડુ** વિ૦ ફીકું (૨) પું૦ (સં.) એક પ્રાચીન કુરુવંશી રાજા—પાંડવોનો પિતા
**પાંડુર** વિ૦ ફીકું; ધોળું
**પાંત** સ્ત્રી૦ હાર; પંગત
**પાંતી** સ્ત્રી૦ પક્ષ; બાજુ (૨) રીત; માર્ગ (૩) ભાગ; હિસ્સો (૪) પરિમાણના વિભાગ પાડીને હિસાબ ગણવાની ગણિતની એક રીત
**પાંત્રીશ(-સ)** વિ૦ '૩૫'
**પાંથ** પું૦ મુસાફર
**પાંથી** સ્ત્રી૦ સેંથી
**પાંદડી** સ્ત્રી૦ જુઓ પાનડી
**પાંદડું** ન૦ પર્ણ
**પાંપણ** સ્ત્રી૦ પોપચાંની કિનારી ઉપરના વાળ
**પાંપણિયું** ન૦ (કા.)*
**પાંપલું(-ળું)** વિ૦ નિર્બળ; પોચું (૨) બાયલું; કાયર
**પાંપળાં** ન૦ બ૦ વ૦ દુર્બળ પ્રયત્ન
**પાંશ(-સ)રું** વિ૦ સીધું; ડાહ્યું; પાધરું
**પાંશ(-સ)રુંદોર** વિ૦ સીધુંદોર; આડાઈ વગરનું
**પાંસઠ** વિ૦ '૬૫'
**પાંસરું** વિ૦ જુઓ પાંશરું
**પાંસરુંદોર** વિ૦ જુઓ પાંશરુંદોર
**પાંસળી** સ્ત્રી૦ છાતીના માળાનાં બંને બાજુનાં હાડકાંમાંનું દરેક
**પાંસળું** ન૦ જુઓ પાંસળી
**પાંશુ(-સુ)** સ્ત્રી૦ ધૂળ
**પાંશુ(-સુ)લ** વિ૦ ધૂળવાળું
**પિક** પું૦ કોકિલ; કોયલનો નર (૨) સ્ત્રી૦ થૂંક (૩) પાનનું થૂંક; તેની પિચકારી

**પિકદાની** સ્ત્રી૦ થૂંક નાખવાનું વાસણ
**પિકેટિંગ** ન૦ પહેરો; ચોકી
**પિગળાવવું** સ૦ ક્રિ૦ ઓગાળવું
**પિચકારી** સ્ત્રી૦ પાણીની સેડ(૨) સેડ છોડવાનું ભૂંગળી જેવું એક સાધન
**પિચંડ** ન૦*
**પિચોટી** સ્ત્રી૦ આંબોઈ
**પિચ્છ** ન૦ પીંછું
**પિછવાઈ** સ્ત્રી૦ એક જાતનું કપડું
**પિછાણ(-ન)** સ્ત્રી૦ માહિતી (૨) ઓળખાણ
**પિછાણ(-ન)વું** સ૦ ક્રિ૦ ઓળખવું
**પિછાન** સ્ત્રી૦ ઓળખાણ
**પિછાનવું** સ૦ ક્રિ૦ ઓળખવું
**પિછોડી** સ્ત્રી૦ જુઓ પછેડી
**પિછોડો** પું૦ જુઓ પછેડો
**પિછોળિયું** ન૦ તીવ્ર દંશવાળું એક ઊડતું ઝીણું જંતુ
**પિટાવું** અ૦ ક્રિ૦ 'પીટવું'નું કર્મણિ રૂપ
**પિતકોડી** સ્ત્રી૦ એક પક્ષી
**પિતપાપડો** પું૦ ખાખરાની શિંગ
**પિતવાડો** પું૦ કૂવાના પાણીથી જ્યાં દરવર્ષે શિયાળુકનાળુ વાવેતર થતું હોય તેવું ખેતર
**પિતરો** પું૦ બ૦ વ૦ બાપદાદાઓ
**પિત(-ત્ત)ળિયું** ન૦ પિત્તળનું નાનું વાસણ; છાલિયું
**પિતા(-તુ)** પું૦ બાપ
**પિતામહ** પું૦ દાદા (૨) બ્રહ્મા
**પિતામહી** સ્ત્રી૦ દાદી
**પિતુ** પું૦ પિતા; બાપ
**પિતૃ** પું૦ બાપ (૨) પું૦ બ૦ વ૦ પૂર્વજો; મરી ગયેલા બાપદાદાઓ
**પિતૃઋણ** ન૦ પિતૃઓ પ્રત્યેનું દેવું (જુઓ ઋણત્રય)
**પિતૃઘાત** પું૦ પિતાનો વધ
**પિતૃઘાતક** વિ૦ પિતૃઘાત કરનારું
**પિતૃઘાતી** વિ૦ પિતૃઘાતક
**પિતૃતર્પણ** ન૦ પિતૃઓનું તર્પણ કરવા આપેલી જલાંજલિ; પિતૃયજ્ઞ (૨) તર્જની અને અંગૂઠા વચ્ચેનો મધ્યભાગ
**પિતૃપક્ષ** પું૦ શ્રાદ્ધપક્ષ (ભાદરવાનું કૃષ્ણપક્ષ) (૨) બાપ તરફનાં સગાંવહાલાં
**પિતૃભક્તિ** સ્ત્રી૦ પિતા પ્રત્યેનો ભક્તિભાવ
**પિતૃયજ્ઞ** પું૦ પિતૃતર્પણ (૨) પાંચ મહાયજ્ઞોમાંનો એક (ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ)
**પિતૃલોક** પું૦ મરણ પામેલા પિતૃઓ રહે છે એ સ્થાન
**પિતૃવ્ય** પું૦ પિત્રાઈ
**પિતૃહત્યા** સ્ત્રી૦ જુઓ પિતૃવધ
**પિત્ત** ન૦ કલેજામાં પેદા થતો રસ, જે આંતરડામાં ઊતરી ખોરાકને પચાવે છે (૨) વૈદક પ્રમાણે શરીરની ત્રણ ધાતુઓમાંની એક (કફ, પિત્ત અને વાયુ)
**પિત્તપાપડો** પું૦ પિતપાપડો (૨) પિત્તજ્વરને મટાડનારું એક જાતનું ઘાસ
**પિત્તપ્રકૃતિ** વિ૦ શરીરમાં પિત્તના પ્રાધાન્યવાળું (૨) સ્ત્રી૦ પિત્તનું પ્રાધાન્ય (૩) [લા.] આકળો-ગરમ મિજાજ
**પિત્તળ** ન૦ તાંબા અને જસતની મિશ્ર ધાતુ
**પિત્તળિયું** ન૦ છાલિયું; પિતળિયું
**પિત્તાશય** ન૦ પિત્ત એકઠું થવાની કોથળી
**પિત્તો** પું૦ પિત્ત (૨) [લા.] ક્રોધની તીવ્ર લાગણી
**પિત્રાઈ** પું૦ કાકાનાં છોકરાં; સાતમી પેઢીએ એક બાપના વંશજ
**પિત્રાણ** વિ૦ સ્ત્રી૦ પિત્રાઈને ત્યાં જન્મેલી
**પિત્રાણ(-ણી)** સ્ત્રી૦ પિત્રાઈની વહુ
**પિત્રી** પું૦ મરણ પામેલો પૂર્વજ
**પિનાક** ન૦ (સં.) શિવનું ધનુષ
**પિનાકપાણિ** પું૦ (સં.) શિવ
**પિનાકી** પું૦ (સં.) શિવ
**પિપાસા** સ્ત્રી૦ તરસ
**પિપાસુ** વિ૦ તરસ્યો
**પિપીલિકા** સ્ત્રી૦ કીડી
**પિપૂડી** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાની ભૂંગળી; પીપી
**પિપ્પલ** પું૦ પીપળો
**પિમળાટ** પું૦ સુવાસ
**પિમળાવવું** સ૦ ક્રિ૦ 'પીમળવું'નું પ્રેરક રૂપ
**પિય(-યે)ર** ન૦ સ્ત્રીના માબાપનું ઘર
**પિયરપનોતી** વિ૦ સ્ત્રી૦ પિયરમાં ભાઈભાંડુવાળી
**પિય(-યે)રિયું** ન૦ પિયરનું સગું

**પિયળ** સ્ત્રી૦ કપાળમાં કરેલી કંકુની અર્ચા
**પિયાજ** ન૦ કાંદો; ડુંગળી
**પિયાણું** ન૦ પ્રયાણ
**પિયાનો** પું૦ એક વિદેશી વાજિંત્ર
**પિયારું** વિ૦ + પારકું; પરાયું
**પિયુ** પું૦ પતિ
**પિયેર** ન૦ જુઓ પિયર
**પિયેરિયું** ન૦ જુઓ પિયરિયું
**પિરસણ** ન૦ પીરસવું તે (૨) પીરસેલું ભાણું
**પિરસણી** સ્ત્રી૦ પીરસવું તે
**પિરસાવવું** સ૦ ક્રિ૦ 'પીરસવું'નું પ્રેરકરૂપ
**પિરામિડ** પું૦ પ્રાચીન મિસરી રાજાના મૃતદેહ ઉપર બંધાવેલી મોટી શંકુ આકારની સમાધિ—કબર
**પિરિ** સ્ત્રી૦ + પેર; પ્રકાર
**પિરોજ** પું૦ એક આસમાની રંગનું રત્ન
**પિરોજી(-જું)** વિ૦ પિરોજના રંગનું; આસમાની
**પિલાવવું** સ૦ ક્રિ૦ 'પીલવું'નું પ્રેરકરૂપ
**પિલાવું** અ૦ ક્રિ૦ 'પીલવું'નું કર્મણિરૂપ
**પિલોડિયું** ન૦ જુવારબાજરીનો પીલો
**પિલ્લું** ન૦ વીંટીને કરેલો દડો—ગોટો
**પિવડાવવું** સ૦ ક્રિ૦ પાવું
**પિવાવું** અ૦ ક્રિ૦ 'પીવું'નું કર્મણિરૂપ
**પિશંગ** વિ૦ બદામી રંગનું
**પિશાચ** પું૦; ન૦ અવગતિયો જીવ; પ્રેત (૨) ભૂતપ્રેત જેવી એક હીન યોનિ
**પિશાચણી** સ્ત્રી૦ પિશાચ સ્ત્રી
**પિશાચી** સ્ત્રી૦ પિશાચણી
**પિશુન** વિ૦ કઠોર (૨) નીચ (૩) ચાડિયું
**પિશુનતા** સ્ત્રી૦
**પિષ્ટ** વિ૦ કૂટેલું; પીસેલું (૨) પું૦ ભૂકો
**પિષ્ટપશુ** પું૦; ન૦ પશુને બદલે પિષ્ટ એટલે લોટની કણકના પિંડનું બળિદાન
**પિષ્ટપેષણ** ન૦ પુનરુક્તિ
**પિસાવવું** સ૦ ક્રિ૦ 'પીસવું'નું પ્રેરકરૂપ
**પિસાવું** અ૦ ક્રિ૦ 'પીસવું'નું કર્મણિરૂપ
**પિસ્તાળીસ** વિ૦ '૪૫'
**પિસ્તોલ** સ્ત્રી૦ નાની બંદૂક; તમંચો
**પિહિત** વિ૦ બંધ કરેલું (૨) ઢાંકેલું; છુપાવેલું
**પિહિરણ** ન૦ + પોશાક
**પિંગળ** ન૦ છંદશાસ્ત્ર (૨) [લા.] અત્યંત વિસ્તાર
**પિંગલા(-ળા)** સ્ત્રી૦ હઠયોગમાં માનેલી ત્રણ પ્રધાન નાડીઓમાંની એક (ઈડા, પિંગળા અને સુષુમ્ણા)
**પિંગાણી** સ્ત્રી૦ ધુપેલની વાડકી
**પિંજર** ન૦ પાંજરું
**પિંડ** પું૦ ગોળો (૨) પિતૃઓને નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) શરીર
**પિંડદાન** ન૦ શ્રાદ્ધમાં પિંડ અર્પણ કરવાં તે
**પિંડલું** ન૦ જુઓ પિંડું
**પિંડલો** પું૦ પિંડો
**પિંડી** સ્ત્રી૦ પગના નળાની પાછળનો માંસનો લોચો (૨) શિવલિંગ
**પિંડું** ન૦ પિલ્લું
**પિંડો** પું૦ વીંટેલો કે વાળેલો ગોળો—ગોટો (કણક, માટી, દોરા ઇત્યાદિનો)
**પિંઢોરિયું** વિ૦ ન૦ માટીની ભીંતોનું (ઘર)
**પિંઢોરી** વિ૦ ન૦ જુઓ પિંઢોરિયું
**પી** અ૦ તિરસ્કારાર્થ ઉદ્ગાર; હુરિયો
**પીક** ન૦ પાક; મોલ (૨) સ્ત્રી૦ થૂંક (૩) તાંબૂલનું થૂંક (૪) તેની પિચકારી
**પીગળવું** અ૦ ક્રિ૦ ઓગળવું; પ્રવાહી થવું (૨) [લા.] (દયાથી) ઢીલું—નરમ થવું
**પીછ** ન૦ પીછું
**પીછી** સ્ત્રી૦ વાળ, પીછાં કે તેવી બીજી વસ્તુની હાથાવાળી બનાવટ (માખો ઉરાડવાની, ચીતરવાની, ઘરેણાં ધોવાની વગેરે)
**પીછું** ન૦ પીછ (૨) તેની કલમ
**પીછો** પું૦ કેડો
**પીટણી** સ્ત્રી૦ પીટવું તે; માર (૨) કૂટવું તે
**પીટવું** સ૦ ક્રિ૦ ખૂબ મારવું (૨) મૂએલાની પાછળ કૂટવું (૩) ઠોકવું; વગાડવું (દાંડી)
**પીટ્યું** વિ૦ લાડકું (૨) અકારું
**પીઠ** સ્ત્રી૦ બજાર (૨) બજારભાવ (૩) વાંસો (૪) ન૦ સ્થાનક (દેવ—ગુરુનું)
**પીઠિકા** સ્ત્રી૦ બાજઠ (૨) મૂર્તિ કે થાંભલાની બેઠક—આધાર (૩) વંશાવલી (૪) ભૂમિકા (૫) પ્રકરણ; ખંડ
**પીઠી** સ્ત્રી૦ લગ્ન પ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનો પીળો સુગંધી પદાર્થ

**પીઢું** ન૦ બજાર કે દુકાન (ખાસ કરીને લાકડાંનું અને દારૂતાડીનું) (૨) અડદની વાટેલી દાળનું ખીરું (૩) અડદ, ચણા કે ચોખાના લોટનું ખીરું (૪) ચણાના લોટની રાબડી જેવી એક વાની

**પીડ** સ્ત્રી૦ પીડા; દુઃખ (૨) ચૂંક; આંકડી (૩) વેણ; પ્રસવવેદના (૪) દાંતે મૂકવાના રંગની લૂગદી

**પીડક** વિ૦ પીડા કરનાર

**પીડન** ન૦ પીડા

**પીડવું** સ૦ ક્રિ૦ દુઃખ દેવું (૨) લેવું; પકડવું

**પીડા** સ્ત્રી૦ દુઃખ (૨) નડતર

**પીડાકારક** વિ૦ પીડા કરનારું

**પીડાકારી** વિ૦ પીડાકારક

**પીડાવું** અ૦ ક્રિ૦ 'પીડવું'નું કર્મણિરૂપ

**પીડાશામક** વિ૦ પીડા શાંત કરનાર

**પીડિત** વિ૦ પીડા પામેલું

**પીઢ** વિ૦ મોટી ઉંમરનું; ઠરેલ (૨) સ્ત્રી૦ જેના ઉપર મેડાનાં પાટિયાં જડવામાં આવે છે તે લાંબા સોટા-વળા

**પીઢિયું** ન૦ પીઢ (૨) દાઢનો દાંત (૩) અવાળું; પેઢું

**પીણું** ન૦ પીવાની વસ્તુ; પેય

**પીત** વિ૦ પીળું (૨) ન૦ પાણી પાઈને ઉછેરેલો મોલ

**પીતળ** ન૦ જુઓ પિત્તળ

**પીતાંબર** ન૦ પીળું રેશમી અબોટિયું; રેશમી અબોટિયું

**પીતાંબરી** સ્ત્રી૦ નાનું પીતાંબર

**પીતું** ન૦ લખોટી નાખનારને ઊભા રહેવાનું કૂંડાળું (૨) કાતળી

**પીતો** પું૦ પાતળો કકડો; કાતળી

**પીધ** ન૦ એક પક્ષી

**પીધા** સ્ત્રી૦ એક પક્ષી

**પીન** વિ૦ જાડું; પુષ્ટ; માતું

**પીનસ** ન૦ સખત સળેખમ

**પીપ** ન૦ ગૂમડાનું પરુ (૨) લાકડાનું કે ધાતુનું નળાકાર વાસણ

**પીપર** સ્ત્રી૦ એક વસાણાની ચીજ (૨) એક ઝાડ

**પીપરી(-ળી)મૂળ** ન૦ પીપરના છોડનાં મૂળ; ગંઠોડા

**પીપળ** સ્ત્રી૦ પીપળાની જાતનું એક ઝાડ

**પીપળ(-ળો)** પું૦ એક ઝાડ; અશ્વત્થ

**પીપળી** સ્ત્રી૦ નાનો પીપળો

**પીપિયો** પું૦ બૂમ; ચીસ (૨) તંગીની બૂમ

**પીપી** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાની ભૂંગળી; (ગાજર કે પાંદડાંની) પિપૂડી

**પીમળ** સ્ત્રી૦ સુગંધ

**પીમળવું** અ૦ ક્રિ૦ સુગંધ ફેલાવી

**પીયળ** સ્ત્રી૦ કપાળમાં કરેલી કંકુની અર્ચા

**પીયૂષ** ન૦ અમૃત

**પીયો** પું૦ આંખને ખૂણે બાઝતો ચીકણો પદાર્થ

**પીર** પું૦ મુસલમાનોમાં પવિત્ર ગણાતો પુરુષ

**પીરજાદો** પું૦ પીરનો છોકરો

**પીરસવું** સ૦ ક્રિ૦ જમવા માટે ભાણામાં મૂકવું

**પીરસાવું** અ૦ ક્રિ૦ 'પીરસવું'નું કર્મણિરૂપ

**પીલવું** સ૦ ક્રિ૦ દબાઈ—કચરાઈ નિચોવાય એમ કરવું (૨) [લા.] દુઃખ દેવું; કનડવું (૩) લોઢવું (કપાસ)

**પીલવો** પું૦ એક ઝાડ

**પીલુ** પું૦ એક ઝાડ (૨) એક રાગ

**પીલું** ન૦ મરઘીનું બચ્ચું

**પીલૂડી** સ્ત્રી૦ એક ઝાડ

**પીલો** પું૦ થડ કે મૂળમાંથી ફૂટેલો ફણગો

**પીવું** સ૦ ક્રિ૦

**પીશવી** સ્ત્રી૦ થેલી (૨) મુસલમાન સ્ત્રીનો સુરવાળ

**પીસણી** સ્ત્રી૦ ઘંટી (૨) ચીપવાનો વારો-દાવ

**પીસવું** સ૦ ક્રિ૦ દળવું (૨) લસોટવું; ઘૂંટવું (૩) ચીપવું (ગંજીફાને)

**પીસ(-હ)વો** પું૦ સિસોટી

**પીળ** સ્ત્રી૦ પીયળ

**પીળક** સ્ત્રી૦ પીળાશ; ફીકાશ

**પીળચટું** વિ૦ આછું પીળું

**પીળવું** સ૦ ક્રિ૦ કંકુથી રંગવું

**પીળાશ** સ્ત્રી૦ પીળાપણું

**પીળિયું** ન૦ લગ્ન પ્રસંગે કન્યાને પહેરવાનું હળદરથી રંગેલું પીળું વસ્ત્ર

**પીળું** વિ૦ હળદરના રંગ જેવું; પીત
**પીંખવું** સ૦ ક્રિ૦ વિખેરી નાખવું (૨) ચૂંટી નાખવું
**પીંખાવવું** સ૦ ક્રિ૦ 'પીંખવું'નું પ્રેરકરૂપ
**પીંખાવું** અ૦ ક્રિ૦ 'પીંખવું'નું કર્મણિરૂપ
**પીંગળું** વિ૦ પીળચટું; માંજરું
**પીંછ** ન૦ પીંછું; પીછ
**પીંછી** સ્ત્રી૦ જુઓ પીછી
**પીંછું** ન૦ જુઓ પીછું
**પીંજણ** સ્ત્રી૦ પીંજવાનું સાધન (૨) ન૦ પીંજવું તે (૩) [લા.] (વાતને) નકામું ચૂંથવું–લંબાવવું તે (૪) પગનું એક ઘરેણું
**પીંજણી** સ્ત્રી૦ પીંજણ (૨) પીંજવું તે
**પીંજરાગાડી** સ્ત્રી૦ પીંજરાવાળી ગાડી
**પીંજરું** ન૦ પાંજરું
**પીંજવું** સ૦ ક્રિ૦ રૂના રેસા છૂટા પાડવા
**પીંજામણ** સ્ત્રી૦; ન૦ પીંજવાની મજૂરી
**પીંજારણ** સ્ત્રી૦ પીંજારાની વહુ (૨) પીંજવાનું કામ કરતી સ્ત્રી
**પીંજારી** સ્ત્રી૦ પીંજારણ (૨) એક જાતનું પક્ષી
**પીંજારો** પું૦ પીંજવાનું કામ કરનારો
**પીંજાવવું** સ૦ ક્રિ૦ 'પીંજવું'નું પ્રેરકરૂપ
**પીંજાવું** અ૦ ક્રિ૦ 'પીંજવું'નું કર્મણિરૂપ
**પીંડાર(–રો)** પું૦ અહીર; ભરવાડ
**પીંડાળો** પું૦ પિંડો
**પીંઢારો** પું૦ એક પ્રસિદ્ધ લૂંટારુની જાતનો માણસ
**પીંઢેરી** વિ૦ માટીની ભીંતોવાળું
**પુકાર** પું૦ પોકાર; બૂમ
**પુકારવું** સ૦ ક્રિ૦ પોકારવું
**પુખ્ત** વિ૦ પાકું; પાકટ; ઠરેલ
**પુખ્તપણું** ન૦
**પુખ્તાઈ** સ્ત્રી૦
**પુગાડવું** સ૦ ક્રિ૦ પહોંચાડવું
**પુચકારી** સ્ત્રી૦ બાળકને શાંત કરવા હોઠ વચ્ચેથી કરેલો મૃદુ ઉચ્ચાર
**પુચ્છ** ન૦ પૂંછડી
**પુચ્છડિયું** વિ૦ પૂંછડીવાળું
**પુછાવવું** સ૦ ક્રિ૦ 'પૂછવું'નું પ્રેરકરૂપ

**પુટ** પું૦ પડિયો (૨) પડિયા જેવો કોઈ પણ ઘાટ (૩) આચ્છાદન; ઢાંકણ (૪) કુલડી કે શકોરામાં ધાતુ કે ઔષધ મૂકી ઉપર ઢાંકણ કે બીજું શકોરું મૂકી કપડછાણ કરી કરેલો ઘાટ; સંપુટ (૫) તેને ભઠ્ઠીમાં મૂકી ઔષધને આપેલી આંચ (૬) પટ; પાસ
**પુટપાક** પું૦ પુટમાં મૂકી ભઠ્ઠીમાં ઔષધિ –ધાતુ પકવવી તે
**પુઠેવાળ** વિ૦ પાછલી વયમાં જન્મેલું
**પુણુચવડું** વિ૦ ફરી–ફેરવીને બોલેલું; અસત્ય; વાંકું
**પુણ્ય** વિ૦ પવિત્ર (૨) પુણ્ય પ્રાપ્ત થાય એવું (૩) ધર્મ્ય (૪) ન૦ સત્કર્મ (૫) તેનું ફળ
**પુણ્યકર્મ** ન૦ સત્કર્મ
**પુણ્યકાલ(–ળ)** પું૦ પવિત્ર સમય
**પુણ્યદર્શી** વિ૦ પુણ્ય વિષે જેની દૃષ્ટિ છે એવું
**પુણ્યદાન** ન૦ ધર્માદાન
**પુણ્યપ્રકોપ** પું૦ (પાપ કે અન્યાય સામે) ધર્મબુદ્ધિને લીધે ઊપજેલો ક્રોધ
**પુણ્યવરો** પું૦ પુણ્યદાનનું ખરચ
**પુણ્યવાન** વિ૦ પુણ્યદાન કરનારું; ધર્મિષ્ઠ
**પુણ્યશાલિ(–ળી)** વિ૦ પુણ્યવાન (૨) પૂર્વજન્મનાં સુકૃતવાળું
**પુણ્યશ્લોક** વિ૦ રૂડી કીર્તિવાળું (૨) જેનું નામ લેવાથી પુણ્ય થાય તેવું (૩) પું૦ તેવો માણસ
**પુણ્યાત્મા** વિ૦ પવિત્ર મનનું (૨) પું૦ તેવો માણસ
**પુણ્યાહ** ન૦ દિવસ માંગલિક હો, એવું આશીર્વચન
**પુણ્યાહવાચન** ન૦ પુણ્યકાર્યને આરંભે બ્રાહ્મણોને મુખે ત્રણવાર 'પુણ્યાહ' એમ કહેવરાવવું તે
**પુતળિયું** ન૦ પૂતળીની છાપવાળી સોનામહોર
**પુત્ર** પું૦ દીકરો
**પુત્રવતી** વિ૦ સ્ત્રી૦ પુત્રવાળી
**પુત્રવધૂ** સ્ત્રી૦ પુત્રની વહુ
**પુત્રાચિત** વિ૦ પુત્ર મેળવવાની વાસનાવાળું
**પુત્રી** સ્ત્રી૦ દીકરી
**પુત્રીજ** પું૦ પુત્રીનો પુત્ર; દૌહિત્ર
**પુત્રેષ્ટિ** સ્ત્રી૦ પુત્રની કામનાથી કરેલો યજ્ઞ

**પુત્રૈષણા** સ્ત્રી૦ પુત્રપ્રાપ્તિની તીવ્ર ઇચ્છા
**પુદ્‌ગલ** ન૦ પરમાણુ (૨) શરીર (બૌદ્ધ) (૩) આત્મા
**પુનમિયું** વિ૦ પૂનમને લગતું (૨) પૂનમથી શરૂ થતું (૩) દર પૂનમે જાત્રાએ જનારું
**પુનર્** અ૦ ફરીથી
**પુનરપિ** અ૦ ફરીને; વળી
**પુનરાવર્તન** ન૦ પાછા કે ફરી આવવું તે (૨) ફરી વાંચી–જોઈ જવું તે (૩) એકની એક વાત ફરી કરવી તે
**પુનરાવર્તી** વિ૦ પાછું ફરનારું; ફરીફરી આવનારું
**પુનરાવૃત્તિ** સ્ત્રી૦ પુનરાવર્તન (૨) બીજીવારની આવૃત્તિ (પુસ્તકની)
**પુનરુક્તિ** સ્ત્રી૦ એકની એક વાત ફરીને કહેવી તે
**પુનરુત્થાન** ન૦ ફરીથી ઊભા થવું તે
**પુનરુત્પત્તિ** સ્ત્રી૦ ફરીથી ઉત્પન્ન થવું તે
**પુનરુદ્ધાર** પું૦ જુઓ જીર્ણોદ્ધાર (૨) મુક્તિ (૩) ફરીથી જન્મ
**પુનરુદ્વાહ** પું૦ પુનર્વિવાહ
**પુનર્ઘટના** સ્ત્રી૦ ફરીથી બાંધવું, ગોઠવવું કે બનવું તે
**પુનર્જન્મ** પું૦ ફરી જન્મવું તે; નવો જન્મ
**પુનર્લગ્ન** ન૦ જુઓ પુનર્વિવાહ
**પુનર્વસુ** પું૦ સાતમું નક્ષત્ર
**પુનર્વિભાગીકરણ** ન૦ ફરીથી વિભાગ કરવા તે
**પુનર્વિવાહ** પું૦ ફરીને લગ્ન કરવું તે (૨) વિધવાવિવાહ
**પુનઃ** અ૦ ફરીથી
**પુનિત** વિ૦ પવિત્ર
**પુર** ન૦ શહેર
**પુરખૂન** વિ૦ લોહીથી ભરેલું
**પુરજો** પું૦ ડક્કો (૨) કકડો; ફુરચો
**પુરપતિ** પું૦ રાજા
**પુરબિ(–વિ)યો** પું૦ ઉત્તર હિંદના પૂર્વ ભાગનો વતની
**પુરભૈયો** પું૦ પુરબિયો
**પુરવણી** સ્ત્રી૦ પૂર્તિ; પરિશિષ્ટ (૨) ઉત્તેજન; ઉશ્કેરણી
**પુરવધૂ** સ્ત્રી૦ નગરની જુવાન સ્ત્રી
**પુરવાર** વિ૦ સાબિત
**પુરવારી** સ્ત્રી૦ સાબિતી
**પુરવિયો** પું૦ પુરબિયો
**પુરવીદાણા** પું૦ બ૦ વ૦ એક જાતનો તેજાનો; મોટી ઇલાયચી
**પુરશ્ચરણ** ન૦ અમુક મંત્રનો સકામ જપ
**પુરસીસ** સ્ત્રી૦ પૂછપરછ; તલાસ
**પુરસ્કાર** ન૦ પ્રાધાન્ય આપવું તે (૨) માન; પૂજા (૩) ઉપહાર; પારિતોષિક
**પુરસ્ત્વ** ન૦ અગ્રેસરપણું
**પુરંદર** પું૦ (સં.) ઇંદ્ર
**પુરંધ્રિ(–ધ્રી)** સ્ત્રી૦ પતિપુત્રવાળી સુખી સ્ત્રી
**પુરઃસર** વિ૦ આગળ ચાલનાર (૨) અ૦ (સમાસને છેડે) સાથે–પૂર્વક (ઉદા૦ હેતુપુરઃસર)
**પુરાણ** વિ૦ પ્રાચીન (૨) ન૦ પ્રાચીન દેવકથા અને મનુષ્યકથા જેમાં આપેલી હોય એવું પુસ્તક (વેદવ્યાસે લખેલાં કુલ ૧૮ છે)
**પુરાણપ્રિય** વિ૦ જૂનાને પસંદ કરનાર
**પુરાણવાર્તા** વિ૦ પુરાણની કથા
**પુરાણી** પું૦ પુરાણ વાંચી સંભળાવનાર
**પુરાણું** વિ૦ પ્રાચીન
**પુરાત** વિ૦ પહેલાંનું; જૂનું
**પુરાતત્ત્વ** ન૦ પુરાતન કાળની બાબત
**પુરાતન** વિ૦ પ્રાચીન
**પુરાવવું** સ૦ ક્રિ૦ 'પૂરવું'નું પ્રેરકરૂપ
**પુરાવિદ** પું૦ પુરાતત્ત્વનો શોધક
**પુરાવું** અ૦ ક્રિ૦ 'પૂરવું'નું કર્મણિરૂપ
**પુરાવો** પું૦ સાબિતી
**પુરાંત** વિ૦ જુઓ પરાંત
**પુરી** સ્ત્રી૦ નગરી
**પુરુ** પું૦ (સં) યયાતિ અને શર્મિષ્ઠાનો પુત્ર (યયાતિને પોતાની જુવાની ભોગવવા આપનાર)
**પુરુષ** પું૦ નર; મરદ (૨) વર; પતિ (૩) આત્મા (૪) બોલનાર, સાંભળનાર કે તે સિવાયની વ્યક્તિ–એ ત્રણ પૈકી એક (વ્યા.)
**પુરુષકાર** પું૦ પુરુષાર્થ; ઉદ્યોગ
**પુરુષત્વ** ન૦ મરદાઈ; પુરુષપણું
**પુરુષપાત્ર** ન૦ નાટકનું નરપાત્ર
**પુરુષપ્રયત્ન** પું૦ માણસની મહેનત
**પુરુષવાચક** વિ૦ પહેલો, બીજો અને ત્રીજો પુરુષ બતાવનાર (વ્યા.)
**પુરુષાતન** ન૦ મરદાઈ

**પુરુષાર્થ** પું૦ ઉદ્યોગ
**પુરુષાર્થવાદ** પું૦ પુરુષાર્થ પર શ્રદ્ધા રાખનારો મત (નસીબવાદથી વિરુદ્ધ)
**પુરુષાર્થી** વિ૦ ઉદ્યોગી
**પુરુષોત્તમ** પું૦ વિષ્ણુ ભગવાન
**પુરુષોત્તમમાસ** પું૦ (સૌર અને ચાંદ્ર વર્ષોનો મેળ બેસાડવા દર ૩૨ ચાંદ્રમાસ ૧૬ દિવસ અને ૪ ઘડીએ ઉમેરાતો) અધિકમાસ
**પુરુહૂત** પું૦ ઇંદ્ર
**પુરોડાશ** પું૦ યજ્ઞને માટે બનાવેલો ચોખાના લોટનો રોટલો (૨) હવિ (૩) હોમતાં બાકી રહેલો હવિ–પ્રસાદ
**પુરોહિત** પું૦ યજ્ઞયાગાદિ કર્મો કરાવનાર ગોર
**પુર્ખ** પું૦ + પુરુષ
**પુલ** પું૦ સેતુ
**પુલક** ન૦ રોમ; રુવાંટું
**પુલકિત** વિ૦ રોમાંચિત
**પુલાવ** પું૦ એક મસાલાદાર મુસલમાની વાની
**પુલિન** પું૦; ન૦ બાઢું; નદીનો કાંઠો (૨) નદીના પ્રવાહની વચ્ચે તરી આવેલો રેતીનો બેટ
**પુષ્કર** ન૦ નીલ કમળ (૨) પાણી (૩) તે નામનું અજમેર પ્રાંતમાં આવેલું તીર્થ (૪) દુકાળ લાવનાર મેઘ–મેઘાધિપ
**પુષ્કરિણી** સ્ત્રી૦ તળાવડી (૨) હાથણી (૩) કમળની વેલ
**પુષ્કળ** વિ૦ ખૂબ; મસ
**પુષ્ટ** વિ૦ પોષાયેલું; જાડું
**પુષ્ટિ** સ્ત્રી૦ પોષણ (૨) સમર્થન (૩) ઉત્તેજન (૪) ભગવાનની કૃપા
**પુષ્ટિકારક** વિ૦ પૌષ્ટિક
**પુષ્ટિપત્ર** ન૦ કાગળ ઉપર લખતાં નીચે મુકાતું જાડું પૂઠું
**પુષ્ટિમાર્ગ** પું૦ વલ્લભાચાર્યે ચલાવેલો વૈષ્ણવ ભક્તિમાર્ગ
**પુષ્પ** ન૦ ફૂલ
**પુષ્પક** ન૦ (સં.) રાવણનું વિમાન
**પુષ્પધન્વા** પું૦ કામદેવ (જુઓ પંચબાણ)
**પુષ્પરાગ** પું૦ પોખરાજ
**પુષ્પવૃષ્ટિ** સ્ત્રી૦ ફૂલોનો વરસાદ
**પુષ્પાંજલિ(–ળિ)** સ્ત્રી૦ ખોબો ભરીને ફૂલ (૨) [લા.] માર
**પુષ્પિત** વિ૦ ફૂલથી છવાયેલું (૨) પુષ્પરૂપ
**પુષ્પિતાગ્રા** પું૦ એક છંદ
**પુષ્ય** ન આઠમું નક્ષત્ર
**પુસ્તક** ન૦ ચોપડી; ગ્રંથ
**પુસ્તકશાલા(–ળા)** સ્ત્રી૦ પુસ્તકો રાખવાનું સ્થાન; ગ્રંથાલય
**પુસ્તકાલય** ન૦ પુસ્તકશાળા
**પુસ્તકિયું** વિ૦ પુસ્તકથી મળેલું (ગુરુ મારફતે કે અનુભવથી નહિ) (૨) પુસ્તકમાં જ રાખેલું —જીવનમાં નહિ ઉતારેલું
**પુસ્તી** સ્ત્રી૦ નિરુપયોગી પોથી કે પોથીના કાગળ (૨) પસ્તી (૩) મજબૂતી માટે કરેલું ચણતર (ઘરના પાયા વગેરે આગળ)
**પુસ્તો** પું૦ પાણીનો ધક્કો ઝીલે તેવું બાંધકામ કે ચણતર; હાથણી; ડક્કો
**પુંકેસર** ન૦ ફૂલની અંદરના નર બીજવાળા રેસાઓ
**પુંજ** પું૦ ઢગલો
**પુંડરીક** ન૦ ધોળું કમળ
**પુંલિંગ** ન૦ નરજાતિ (વ્યા.)
**પુંશ્ચલી** સ્ત્રી૦ વંઠેલ સ્ત્રી૦
**પુંસવન** ન૦ પુત્રપ્રજા ઉત્પન્ન કરવા માટેનો ગર્ભાધાનથી ચોથે મહિને કરવાનો સંસ્કાર
**પુંસ્ત્વ** ન૦ પુરુષાતન; મરદાઈ
**પૂ** ન૦ પેશાબ (બાળભાષામાં) (૨) અ૦ હુરિયો
**પૂકાર** પું૦ તિરસ્કારનો ધ્વનિ
**પૂગ** પું૦ સમૂહ; ઢગલો (૨) મંડળ (૩) સોપારીનું ઝાડ કે ફળ
**પૂગવું** અ૦ ક્રિ૦ પહોચવું
**પૂગીફલ(–ળ)** ન૦ સોપારી
**પૂછ,૦ડું** ન૦ પુચ્છ
**પૂછગાછ** સ્ત્રી૦ માહિતી ખાતર પૂછવું તે; પૂછપરછ
**પૂછડી** સ્ત્રી૦ પૂંછડી
**પૂછડું** ન૦ પૂછડું; પુચ્છ; લાંગૂલ
**પૂછપરછ** સ્ત્રી૦ પૂછગાછ
**પૂછપાછ** સ્ત્રી૦ પૂછગાછ
**પૂછપુછારણું** ન૦ પૂછગાછ

**પૂછવું** સ૦ ક્રિ૦ સવાલ કરવો
**પૂછા** સ્ત્રી૦ તપાસ
**પૂછાપૂછ(-છી)** સ્ત્રી૦ બહુ જણને પૂછવું તે
**પૂજક** પું૦ પૂજા કરનાર
**પૂજન** ન૦ પૂજા (૨) સંમાન; સત્કાર
**પૂજનિક** વિ૦ પૂજાને પાત્ર
**પૂજની** વિ૦ + પૂજનીય
**પૂજનીય** વિ૦ પૂજ્ય
**પૂજવું** સ૦ ક્રિ૦ પૂજા કરવી (૨) સેવવું; ભજવું
**પૂજા** સ્ત્રી૦ પૂજન; આરાધના; ઉપાસના (૨) [લા.] માર
**પૂજાપાત્રી** સ્ત્રી૦ પૂજા (૨) પૂજાપો
**પૂજાપો** પું૦ પૂજાનો સામાન
**પૂજારણ** સ્ત્રી૦ પૂજા કરનાર સ્ત્રી
**પૂજારી** પું૦ પૂજા કરનાર પુરુષ
**પૂજાર્હ** વિ૦ પૂજ્ય
**પૂજાવવું** સ૦ ક્રિ૦ 'પૂજવું'નું પ્રેરકરૂપ
**પૂજાવું** અ૦ ક્રિ૦ 'પૂજવું'નું કર્મણિરૂપ (૨) સત્કાર પામવો
**પૂજિત** વિ૦ પૂજાયેલું
**પૂજ્ય** વિ૦ પૂજવાયોગ્ય (૨) પું૦ વડીલ (૩) [લા.] જમાઈ
**પૂઠ** સ્ત્રી૦ શરીરનો પાછલો ભાગ (૨) થાપો (૩) [લા.] કેડો; પીછો
**પૂઠરખું** ન૦ જુઓ પૂંઘિયું
**પૂઠળ** અ૦ પાછળ
**પૂઠિયું** ન૦ પૈડાનો ઘેર જે કકડાઓનો બને છે તેમાંનો દરેક (૨) પાછોટિયું (૩) થાપો
**પૂઠું** ન૦ કેડોળ ઉપરનું છોડું (૨) ચોપડીનું ઢાંકણ (૩) થાપો (૪) મૂળનું બંધારણ કે તેની મજબૂતી (શરીરનું)
**પૂઠે** અ૦ પાછળ
**પૂડલો** પું૦ પૂડો
**પૂડો** પું૦ લોટ કે દાળના ખીરાની તળેલી પોળી (૨) મધપૂડો
**પૂણવું** સ૦ ક્રિ૦ ખુવાર કરવું
**પૂણી** સ્ત્રી૦ કાંતવા માટે પીંજેલા રૂનો વણીને બનાવેલો લાંબો ગોળ આકાર
**પૂત** વિ૦ પવિત્ર (૨) પું૦ પુત્ર
**પૂતના** સ્ત્રી૦ (સં.) કંસે બાળક કૃષ્ણને મારવા મોકલેલી રાક્ષસી; બકાસુરની બહેન
**પૂતનીકરણ** ન૦ કોહી જવું—ગંધાઈ ઊઠવું તે
**પૂતળવિધાન** ન૦ શબ મળ્યું ન હોય અથવા ભ્રષ્ટ થયું હોય ત્યારે મરનારની સદ્ગતિ માટે અડદના લોટનું પૂતળું કરી વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવો તે
**પૂતળી** સ્ત્રી૦ માટી, ધાતુ વગેરેનો બનાવેલો સ્ત્રીનો ઘાટ (૨) આંખની કીકી (૩) [લા.] ખૂબસુરત સ્ત્રી
**પૂતળું** ન૦ લાકડા વગેરેનો બનાવેલો મનુષ્યનો ઘાટ
**પૂતીકરણ** ન૦ જુઓ પૂતનીકરણ
**પૂન** ન૦ મીંડું (૨) અનુસ્વાર
**પૂનમ** સ્ત્રી૦ જે દિવસે ચંદ્ર પૂર્ણ થાય તે તિથિ; પૂર્ણિમા
**પૂપ** ન૦ પીપ; પરુ
**પૂમ** સ્ત્રી૦ રૂ પીંજતાં ઊડતી ઝીણી રજ —રુવાંટી (૨) કાપડ ઉપરની રુવાંટી
**પૂમડી** સ્ત્રી૦ છોડને વળગી રહેલું રૂ (૨) નાનું પૂમડું
**પૂમડું** ન૦ રૂનો બહુ નાનો પિંડ (૨) વચ્ચેથી થોડો ઊભો ભાગ વણીને બનાવેલી પૂમડાની વાટ (૩) ફૂલ
**પૂર** વિ૦ પૂરેપૂરું; સંપૂર્ણ (૨) ન૦ નવા પાણીનું નદીનાળાંમાં જોસભેર આવવું તે (૩) પૂરણપોળીનું પૂરણ (૪) અ૦ જેટલું—ના માપે ઉદા૦ (ચોખાપૂર)
**પૂરક** વિ૦ પૂરું કરનાર (૨) પું૦ પ્રાણાયામમાં શ્વાસ અંદર ખેંચવાની ક્રિયા (૩) પૂરક આંકડો કે રકમ (ગ.)
**પૂરકકોણ** પું૦ 'સપ્લીમેંટરી ઍંગલ' (ગ.)
**પૂરણ** વિ૦ પૂર્ણ (૨) સર્વવ્યાપી (૩) પૂરનાર; પૂર્ણ કરનાર (૪) ન૦ પૂરવું—ભરવું તે (૫) પૂરવાની કે પૂરેલી વસ્તુ (ઉદા૦ પોળીનું પૂરણ; જમીનનું પૂરણ)
**પૂરણપોળી** સ્ત્રી૦ પૂરણ ભરીને બનાવેલી રોટલી
**પૂરણી** સ્ત્રી૦ પૂરવું તે (૨) પૂરવાની વસ્તુ (ઈંટ–રોડાં વગેરે) (૩) વધારાનું કથન; પૂર્તિ (૪) ઉશ્કેરણી
**પૂરત** સ્ત્રી૦ પહેરામણીનો અપૂરો અંગેજ પૂરો કરનારી રકમ

**પૂરતું** વિ૦ જોઈએ તેટલું
**પૂરપાટ** અ૦ અત્યંત વેગથી
**પૂરવછાયો** પું૦ પહેલાંની કડીની છાયા લઈ આગળ ચલાવેલી કવિતા
**પૂરવવું** અ૦ ક્રિ૦ 'પૂરવું' નું કર્મણિરૂપ (૨) પરવડવું; માફક આવવું
**પૂરવું** સ૦ ક્રિ૦ ભરવું; ભરી કાઢવું (૨) ગોંધવું; અટકાયતમાં રાખવું (૩) પૂરું પાડવું
**પૂરી** સ્ત્રી૦ એક તળેલી વાની
**પૂરુષ** પું૦ જુઓ પુરુષ
**પૂરું** વિ૦ જુઓ પૂર્ણ
**પૂરેપુરું** વિ૦ સંપૂર્ણ
**પૂર્ણ** વિ૦ ઊણું, ખંડિત, ઓછું કે અધૂરું નહિ એવું; પૂરું (૨) સમાપ્ત (૩) [લા.] મીડું; શૂન્ય
**પૂર્ણતા** સ્ત્રી૦
**પૂર્ણમાસી** સ્ત્રી૦ પૂનમ
**પૂર્ણવિરામ** ન૦ સંપૂર્ણ વિરામ લેવાનું સ્થાન બતાવનાર ( . ) ચિહ્ન (વ્યા.)
**પૂર્ણાહુતિ** સ્ત્રી૦ યજ્ઞની સમાપ્તિએ આપેલી આહુતિ (૨) કોઈ પણ કાર્યની સમાપ્તિની ક્રિયા (૩) સમાપ્તિ
**પૂર્ણાંક** પું૦ (અપૂર્ણાંકથી ઊલટો) પૂરો અંક
**પૂર્ણાંગ** ન૦ આખું અંગ
**પૂર્ણિમા** સ્ત્રી૦ પૂનમ
**પૂર્તિ(-ત્તિ)** સ્ત્રી૦ ઉમેરણ; વધારો
**પૂર્વ** વિ૦ પ્રાચીન (૨) આગળનું; આગલું (૩) ઉગમણું (૪) સ્ત્રી૦ સૂર્યની ઊગવાની દિશા
**પૂર્વક** વિ૦ સમાસને અંતે 'સહિત', 'થી' એવો અર્થ બતાવે છે (ઉદા૦ શ્રદ્ધાપૂર્વક)
**પૂર્વકાલીન** વિ૦ પ્રાચીન
**પૂર્વગ** વિ૦ આગળ જનાર (૨) શબ્દની આગળ આવનાર ઉપસર્ગ જેવો શબ્દ (ઉદા૦ કુ, પુનર્, કમ, બિન વગેરે)
**પૂર્વગામી** વિ૦ આગળ-પહેલાં જનાર (૨) પૂર્વે થઈ જનાર
**પૂર્વગ્રહ** પું૦ પહેલેથી જ બંધાયેલો અભિપ્રાય
**પૂર્વજ** પું૦ વડવો; પિતૃ
**પૂર્વજન્મ** પું૦ આ જન્મ પહેલાંનો જન્મ
**પૂર્વજિયું** ન૦ પૂર્વજોની તૃપ્તિ ખાતર કારતક માસમાં કરાતી ક્રિયા
**પૂર્વતૈયારી** સ્ત્રી૦ પ્રથમ કરેલી કે કરવાની તૈયારી
**પૂર્વદક્ષિણ** વિ૦ પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનું (અગ્નિખૂણાનું)
**પૂર્વનિપાત** પું૦ સમાસમાં શબ્દનું અનિયમિત રીતે આગળ આવવું તે
**પૂર્વપક્ષ** પું૦ ચર્ચા કે નિર્ણય માટે કોઈ શાસ્ત્રીય વિષયની બાબતમાં રજૂ કરેલો પક્ષ કે પ્રશ્ન (૨) અદાલતમાં વાદીએ રજૂ કરેલી વાત
**પૂર્વપક્ષી** પું૦ પૂર્વપક્ષ રજૂ કરનાર
**પૂર્વપદ** ન૦ સમાસ કે વાક્યનું પ્રથમ અંગ
**પૂર્વપીઠિકા** સ્ત્રી૦ ભૂમિકા; ઉપોદ્ઘાત
**પૂર્વમીમાંસા** સ્ત્રી૦ જૈમિનિ મુનિએ રચેલું કર્મકાંડપ્રધાન દર્શન (જુઓ ષડ્દર્શન)
**પૂર્વરંગ** પું૦ નાટકની શરૂઆતમાં વિઘ્નોની શાંતિ માટે નટોએ કરેલ સંગીત, સ્તુતિ વગેરે
**પૂર્વસિદ્ધ** વિ૦ પહેલાં સિદ્ધ થયેલું
**પૂર્વાપર** વિ૦ આગલુંપાછલું (૨) અ૦ આગળપાછળ
**પૂર્વાફાલ્ગુની** સ્ત્રી૦ અગિયારમું નક્ષત્ર
**પૂર્વાભાદ્રપદા** સ્ત્રી૦ પચીસમું નક્ષત્ર
**પૂર્વાભિમુખ** વિ૦ પૂર્વ તરફના મોંનું
**પૂર્વાર્ધ** પું૦; ન૦ આગલો અડધો ભાગ
**પૂર્વાલાપ** પું૦ ઉપોદ્ઘાત; પ્રસ્તાવના
**પૂર્વાવસ્થા** સ્ત્રી૦ ઘડપણ પહેલાંનું જીવન
**પૂર્વાશ્રમ** પું૦ સંન્યાસ પહેલાંનું જીવન
**પૂર્વાષાઢા** સ્ત્રી૦ વીસમું નક્ષત્ર
**પૂર્વાંગ** ન૦ પ્રથમ અંગ—ભાગ
**પૂર્વે** અ૦ પહેલાં
**પૂર્વોક્ત** વિ૦ પહેલાં કહેવાયેલું
**પૂર્વોત્તર** વિ૦ પૂર્વ અને ઉત્તર દિશા વચ્ચેનું (ઈશાન ખૂણાનું)
**પૂષા** પું૦ સૂર્ય
**પૂળિયું** ન૦ નાનો પૂળો
**પૂળી** સ્ત્રી૦ ઘાસની ઝૂડી
**પૂળો** પું૦ ઘાસ કે કડબનું મોટું પૂળિયું
**પૂંખ** સ્ત્રી૦ છાપરાનો બે બાજુ બહાર પડતો ભાગ—પાંખ
**પૂંખડું** ન૦ પાંખડું; નાની ડાળી
**પૂંખલું** ન૦ તીરનો પીછાંવાળો છેડો

**પૂંખવું** સ૦ ક્રિ૦ પોંખણાં વડે વરકન્યાને વધાવવાં
**પૂંછ,૦ડું** ન૦ પૂછડું
**પૂંછડિયું** વિ૦ પૂંછડીવાળું
**પૂંછડી** સ્ત્રી૦ પૂછડી; પુચ્છ
**પૂંજ** સ્ત્રી૦; ન૦ મીડું; અનુસ્વાર
**પૂંજણી** સ્ત્રી૦ ભીંડી કે સૂતરની સાવરણી (૨) સાવરણી
**પૂંજી** સ્ત્રી૦ દોલત
**પૂંજો** પું૦ કચરો; વાસીદું
**પૂંઠ** સ્ત્રી૦ જુઓ પૂઠ
**પૂંઠરખું** વિ૦ જુઓ પૂંધિયું
**પૂંઠળ** અ૦ પૂઠળ; પાછળ
**પૂંઠિયું** ન૦ જુઓ પૂઠિયું
**પૂંઠું** ન૦ જુઓ પૂઠું
**પૂંઠે** અ૦ પૂઠે; પાછળ
**પૂંઠેવાળ** વિ૦ જુઓ પુઠેવાળ
**પૂંધિયું** ન૦ કોસ હાંકનારને પૂંઠના ભાગ ઉપર બેસવાનો ચામડાનો કકડો; પૂંઠરખું (૨) ધોતિયાની વચમાં મારેલું; લાંબુ મોટું થીંગડું (૩) ડાંડિયું ધોતિયું
**પૂંપરો** પું૦ દીકરો
**પૂંભડી** સ્ત્રી૦ જુઓ પૂમડી
**પૂંભડું** ન૦ જુઓ પૂમડું
**પૃચ્છક** પું૦ પૂછનાર માણસ
**પૃચ્છકબુદ્ધિ** સ્ત્રી૦ પ્રશ્ન કરીને જાણવાની ઇચ્છા; જિજ્ઞાસા
**પૃચ્છા** સ્ત્રી૦ પ્રશ્ન; તપાસ
**પૃથક્** વિ૦ જુદું; છૂટું (૨) અ૦ જુદે સ્થાને
**પૃથક્કરણ** ન૦ ઘટક તત્ત્વો જુદાં પાડવાં તે
**પૃથક્કારક** વિ૦ છૂટું પાડનારું
**પૃથક્કૃતિ** સ્ત્રી૦ પૃથક્કરણ
**પૃથક્ક્રિયા** સ્ત્રી૦ પૃથક્કરણ (૨) પૃથક્કરણ કરવાની રીત
**પૃથક્તા** સ્ત્રી૦ ભિન્નતા
**પૃથક્ત્વ** ન૦ પૃથક્તા
**પૃથગ્જન** પું૦ ઇતર સામાન્ય માણસ; નીચ કે મૂર્ખ માણસ
**પૃથગ્વેણી** પું૦*
**પૃથા** સ્ત્રી૦ (સં.) કુંતી
**પૃથિવી** સ્ત્રી૦ પૃથ્વીગ્રહ (૨) પંચમહાભૂતોમાંનું એક (૩) જમીન
**પૃથુ** વિ૦ પહોળું; વિસ્તીર્ણ
**પૃથ્વી** સ્ત્રી૦ જુઓ પૃથિવી
**પૃથ્વીનાથ** પું૦ રાજા
**પૃથ્વીપતિ** પું૦ રાજા
**પૃષ્ઠ** ન૦ પીઠ; વાંસો (૨) (ગ્રંથનું) પાન (૩) સપાટી
**પૃષ્ઠફળ** ન૦ આકૃતિની સપાટીનું ક્ષેત્રફળ
**પૃષ્ઠભાગ** પું૦ આકૃતિની સપાટીનો ભાગ (૨) પાછલો ભાગ
**પૃષ્ઠવંશ** પું૦ કરોડરજ્જુ
**પૃષ્ઠવંશી** વિ૦ પૃષ્ઠવંશવાળું (૨) ન૦ તેવું પ્રાણી; 'વર્ટિબ્રેટ'
**પેક** વિ૦ પક્કું; હોશિયાર
**પેકાન** ન૦ બાણનું ફળ
**પેખણું** ન૦ તમાશો
**પેખવું** સ૦ ક્રિ૦ જોવું
**પેગંબર** પું૦ જુઓ પયગંબર
**પેગામ** પું૦ સંદેશ
**પેગામી** પું૦ દૂત
**પેચ** પું૦ આંટો; વળ (૨) વળવાળી ખીલી; સ્ક્રૂ (૩) [લા.] યુક્તિ; તદબીર; પ્રપંચ (૪) ફાંદો; જાળ; મુશ્કેલી (૫) પતંગની બે દોરીનો કટાવ
**પેચદાર** વિ૦ યુક્તિબાજ
**પેચી,૦લું** વિ૦ યુક્તિબાજ
**પેજ** સ્ત્રી૦ ચોખાની કાંજી (૨) પવાલ
**પેજખાતું** ન૦ કપડાં જ્યાં પવાલ કરવામાં આવે છે તે ખાતું
**પેજાર** સ્ત્રી૦ મોજડી; પગરખું
**પેટ** ન૦ જઠર (૨) જઠર વગેરે ભાગો રહેલા છે તે આખી પોલ (૩) [લા.] ગર્ભાશય (૪) પોતાનું સંતાન; પોતાનો આખો વેલો–વંશ
**પેટખાઈ** સ્ત્રી૦ ખાધાખરચી; ખોરાકી
**પેટપૂર** વિ૦ પેટ ભરાય એટલું
**પેટબળ્યું** વિ૦ અંદરથી અકળાયેલું–દાઝેલું
**પેટબેસણું** ન૦ વારંવાર જુલાબ થવો તે; ઝાડો

**પેટભરુ** વિ૦ પેટ ભરવાની જ કાળજીવાળું (૨) એકલપેટું
**પેટવરો** પું૦ ખોરાકીખર્ચ
**પેટવવું** સ૦ ક્રિ૦ સળગાવવું
**પેટવું** અ૦ ક્રિ૦ સળગવું
**પેટાખાતું** ન૦ પેટામાં આવેલું ખાતું
**પેટાજાતિ** સ્ત્રી૦ મોટી જાતિનો એક ફાંટો
**પેટા(૦વિ)ભાગ** પું૦ ભાગનો ભાગ
**પેટાભાગિયો** પું૦ મોટા ભાગીદારનો હિસ્સેદાર
**પેટારકમ** સ્ત્રી૦ પેટામાં આવેલી રકમ
**પેટારો** પું૦ પટારો
**પેટાવિભાગ** પું૦ ભાગનો ભાગ
**પેટાવું** અ૦ ક્રિ૦ 'પેટવું' નું કર્મણિરૂપ
**પેટાસમિતિ** સ્ત્રી૦ મોટી સમિતિમાંથી નિમાયેલી નાની સમિતિ (૨) મોટી સમિતિના હસ્તકની નાની સમિતિ
**પેટિયું** વિ૦ પેટપૂર અન્ન બદલ નોકરી કરનારું (૨) પગાર પેટે આપેલું પેટપૂર અન્ન (૩) પગાર; રોજ (૪) પેટનું ખર્ચ; રોજનું ખાવાનું
**પેટી** સ્ત્રી૦
**પેટું** ન૦ કોઈ પણ ચીજનો વચ્ચેથી પોલો કે દુંદની પેઠે ઊપસેલો ભાગ (૨) ભાગ; અંશ
**પેટે** અ૦ બાબતમાં (૨) સારુ; બદલામાં
**પેઠ(-ઠે)** અ૦ રીતે; માફક
**પેડુ(-ડૂ)** ન૦ દૂંટીની નીચેનો પેટનો ભાગ
**પેડું** ન૦ ભવૈયાનું ટોળું (૨) ટોળું
**પેડો** પું૦ રાંધવાનું માટીનું મોટું વાસણ
**પેઢવું** સ૦ ક્રિ૦ ફળવું
**પેઢી** સ્ત્રી૦ શરાફની દુકાન (૨) વેપારીની કોઠી (૩) વંશપરંપરાનું પગથિયું
**પેઢીઆગત** વિ૦ પેઢીઉતાર આવેલું
**પેઢીઉતાર** વિ૦ પેઢી દરપેઢી ચાલતું આવેલું (૨) અ૦ પેઢી દરપેઢી ઊતરીને
**પેઢીનામું** ન૦ વંશવૃક્ષ
**પેઢીપંચક** ન૦ વંશનો નાશ કરનાર
**પેઢુ** ન૦ જુઓ પેડુ
**પેઢું** ન૦ અવાળુ
**પેણી** સ્ત્રી૦ તાવડી
**પેણો** પું૦ મોટી પેણી
**પેદ** સ્ત્રી૦ વાસંચાર; પાદ
**પેદળ** વિ૦ પગે ચાલતું (૨) ન૦ પગપાળું લશ્કર
**પેદા** વિ૦ ઉત્પન્ન (૨) કમાયેલું; મેળવેલું
**પેદાશ** સ્ત્રી૦ ઉત્પત્તિ; ઊપજ
**પેધવું** અ૦ ક્રિ૦ ટેવાવું; આદત પડવી (૨) લાગ મળવાથી ફાવવું
**પેધું** વિ૦ પેધેલું
**પેન** સ્ત્રી૦ પથ્થરપેન
**પેનસિલ** સ્ત્રી૦ સીસાપેન
**પેની** સ્ત્રી૦ તાંબાનો અંગ્રેજી ચલણી સિક્કો
**પેન્શન** ન૦ લાંબી નોકરી બદલ અમુક ઉંમર થયા પછી મળતો બેઠો પગાર
**પેન્શનર** પું૦ પેન્શન મેળવનાર
**પેન્સ** પું૦ પેની
**પેપડી** સ્ત્રી૦ પીપરનું ફળ
**પેપલી** સ્ત્રી૦ કોકડું વળેલી ચોખાની પાપડી
**પેપું** વિ૦ સ્ફૂર્તિ વગરનું; ઢીલું
**પેપો** પું૦ પીપળાનું ફળ
**પેમલું** વિ૦ જુઓ પોમલું
**પેય** વિ૦ પીવાયોગ્ય; પીવાનું (૨) ન૦ પીવાયોગ્ય પદાર્થ; પીણું
**પેર** સ્ત્રી૦ પ્રકાર; રીત (૨) ખબર (૩) તદબીર (૪) પું૦ પગ (૫) સાંઠાની બે ગાંઠ વચ્ચેનો ભાગ
**પેરવી** સ્ત્રી૦ તજવીજ; ગોઠવણ; યુક્તિ (૨) પ્રયત્ન (૩) દરજ્જો
**પેરવું** સ૦ ક્રિ૦ વાવવું
**પેરાઈ** સ્ત્રી૦ વાવણી
**પેરિયું** ન૦ વાવણી
**પેરી** સ્ત્રી૦ જુઓ પેરાઈ
**પેરું** ન૦ જુઓ પેરિયું
**પેરે** અ૦ પ્રકારે (૨) પેઠે
**પેરો** પું૦ ફકરો; કંડિકા
**પેલ** ન૦ પીંજેલા રૂની થેપલી
**પેલું** વિ૦ સામે આંગળીથી બતાવેલું; ઓલ્યું (૨) પછીનું; આગામી (૩) પરમ દિવસ પછીનું
**પેશ** અ૦ આગળ; ઉપરી અધિકારી તરફ (૨) આગળ; કેડે
**પેશ(-શો)** પું૦ ધંધો
**પેશકદમી** સ્ત્રી૦ સામે લેવા જવું તે

**પેશકશ** પું૦ ખંડણી
**પેશકશી** સ્ત્રી૦ ખંડણી
**પેશકાર** પું૦ કારભારી; શિરસ્તેદાર (૨) ખવાસ; હજૂરિયો
**પેશગા** સ્ત્રી૦ આંગણું (૨) આંગણા કે તખ્ત ઉપર પાથરેલું પાથરણું
**પેશગી** સ્ત્રી૦ કામ પેટે આગળથી આપેલું લવાજમ
**પેશદસ્તી** સ્ત્રી૦ આગળ થઈને કરેલું અનુચિત કામ—જબરદસ્તી
**પેશવા** પું૦ સતારાના મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનવટું ધરાવનાર બ્રાહ્મણ (૨) મુખ્ય પ્રધાન
**પેશવાઈ** વિ૦ પેશવાને લગતું (૨) સ્ત્રી૦ પેશવાઓનું પ્રધાનવટું; અમલ (૩) પેશવાઓનો રાજ્યકાળ (૪) તેમનું સામ્રાજ્ય
**પેશવાજ** પું૦ ઘેરદાર જામો
**પેશાની** સ્ત્રી૦ નસીબ
**પેશાબ** પું૦ મૂતર
**પેશાબખાનું** ન૦ મુતરડી
**પેશી** સ્ત્રી૦ માંસનો લોચો (૨) ફળના ગરનો પિંડ (૩) આગળ કેસ ચાલવો તે
**પેશીનગોઈ** સ્ત્રી૦ ભવિષ્યવાણી
**પેશો** પું૦ ધંધો; કસબ
**પેસનીકળ** સ્ત્રી૦ પેસવું અને નીકળવું તે (૨) કારભાર
**પેસવું** અ૦ ક્રિ૦ દાખલ થવું; પ્રવેશ કરવો
**પેસાડવું** સ૦ ક્રિ૦ 'પેસવું'નું પ્રેરકરૂપ
**પેસાર(-રો)** પું૦ દાખલ થવું તે; પ્રવેશ (૨) પરિચય; ગાઢ સંબંધ
**પેસ્તર** વિ૦ આગામી
**પેળ** પું૦ વૃષણ
**પેં** અ૦ સરખામણીમાં; મુકાબલે
**પેંગડું** ન૦ ઘોડેસ્વારનો લટકતો પગ જેમાં રહે છે તે કડું; રકાબ
**પેંજાર** સ્ત્રી૦ પેન્જર
**પેંઠ** સ્ત્રી૦ હૂંડી ગેરવલ્લે પડ્યાથી બીજીવાર લખી આપવામાં આવે છે તે
**પેંડો** પું૦ માટીનો લોંદો (૨) દૂધના માવાની બનાવેલી એક ગળી વાની
**પેંતરો** પું૦ કુસ્તી વગેરેની શરૂઆતમાં આગલા પગને જરા વાળીને અને પાછલા પગને ટટાર રાખી ઊભા રહેવું તે
**પેંતાન** ન૦ ડોળ
**પેંધવું** અ૦ ક્રિ૦ જુઓ પેધવું
**પેંધું** વિ૦ જુઓ પેધું
**પૈ** ન૦ પૈડું
**પૈકી** અ૦ —માંનું;—માંથી
**પૈડું** ન૦ ચક્ર; ચાક
**પૈતામહક** વિ૦ પિતામહને લગતું
**પૈતું** ન૦ પાતળો કકડો; કાતળી
**પૈતૃક** વિ૦ બાપીકું; વારસામાં મળેલું
**પૈશાચ** વિ૦ રાક્ષસી (૨) લગ્નના આઠ પ્રકારોમાંનો એક (જેમાં સૂતેલી, મદ્યપાનથી વિહ્વલ બનેલી કે ઉન્મત્ત કન્યા સાથે સંભોગ કરી લગ્ન કરવામાં આવે છે)
**પૈશાચી** વિ૦ રાક્ષસી (૨) સ્ત્રી૦ પ્રાકૃત ભાષાનો એક પ્રકાર
**પૈશુન(-ન્ય)** ન૦ પિશુનતા
**પૈસાદાર** વિ૦ ધનવાન
**પૈસો** પું૦ એક તાંબાનો સિક્કો; આનાનો ચોથો ભાગ (૨) [લા.] દોલત; ધન
**પૈસોટકો** પું૦ ધન; પૂંજી
**પો** સ્ત્રી૦ પાસાના દાવમાં એકનો દાવ (૨) કોડીઓના દાવમાં ૧૦, ૨૫ અને ૩૦ પડે ત્યારે લેવાનો એક (૩) ચોપટમાં પહેલું ખાનું
**પો** પું૦ પરોઢિયું
**પોઈ** સ્ત્રી૦ એક વેલ
**પોઈસ** અ૦ 'વાટમાંથી ખસી જાઓ' એવું જણાવનારો ઉદ્‍ગાર
**પોક** સ્ત્રી૦ બૂમ પાડીને રડવું તે
**પોકરાણ** ન૦ બહુ પોકનો ભેગો અવાજ
**પોકરાવવું** સ૦ ક્રિ૦ 'પોકારવું'નું પ્રેરકરૂપ
**પોકશ્રાદ્ધ** ન૦ જાણે કોઈ મરી ગયું હોય એમ મોટેથી પોક મૂકીને રડવું તે
**પોકળ** વિ૦ પોલું (૨) ખોટું
**પોકળી** સ્ત્રી૦ ખાલી જગા
**પોકંડી** ન૦ એક પક્ષી
**પોકાર** પું૦ બૂમ (૨) ફરિયાદ
**પોકારવું** સ૦ ક્રિ૦ મોટે ઘાંટે બોલાવવું

**પોખરાજ** પું૦ પીળા રંગનું એક રત્ન
**પોખરો** પું૦ (કા.) બાજરૂ કે જુવારડીની એઠક
**પોખવું** સ૦ ક્રિ૦ પોષવું
**પોગળ** ન૦ ભોપાળું
**પોગળી** સ્ત્રી૦ ગાંસડી
**પોચ** સ્ત્રી૦ દાણા વગરનું ખોખું (ડાંગરનું)
**પોચકણ** વિ૦ પોચું, બીકણ
**પોચકું** ન૦ છાણનો લોંદો
**પોચટ(–ડ)** વિ૦ પોચું
**પોચું** વિ૦ નરમ (૨) બીકણ
**પોટકી** સ્ત્રી૦ નાની ગાંસડી
**પોટકું** ન૦ ગાંસડી; પોટલી
**પોટલિયું** વિ૦ પોટલીના ઘાટનું (૨) પોટલાંમાં વીંટેલું
**પોટલિયો** પું૦ ઘોડાના સામાન સાથે રહી શકે તેવી ચપટા ઘાટની ચામડાની મસક (૨) સોના કે રૂપાનો લંબગોળ મણકો
**પોટલી** સ્ત્રી૦ પોટકી
**પોટલું** ન૦ પોટકું
**પોટલો** પું૦ મોટું પોટલું
**પોટાશ(–સ)** પું૦ એક રાસાયનિક દ્રવ્ય —ક્ષાર
**પોટીસ** સ્ત્રી૦ ગડગૂમડ પકવવા માટે ઘઉંના લોટ વગેરેની ગરમ લૂગદી
**પોટો** પું૦ ફાનસનો ગોળો (૨) ચકલીનું બચ્ચું (૩) એક જાતના ઘઉંનો દાણો
**પોઠ** સ્ત્રી૦ પ્રાણીની પીઠ ઉપર નખાય તેવી એવડી ગૂણ (૨) વણજાર (૩) પોઠિયો
**પોઠિયો** પું૦ પોઠ ઉપાડનાર બળદ (૨) મહાદેવનો નંદી
**પોઠી** પું૦ પોઠનો બળદ (૨) વણજારો
**પોડું** ન૦ લીંપણના જાડા થરનો કકડો
**પોઢણ** ન૦ શયન
**પોઢવું** અ૦ ક્રિ૦ સૂવું
**પોઢાડવું** સ૦ ક્રિ૦ 'પોઢવું'નું પ્રેરકરૂપ
**પોણ** ન૦+ પણ; પ્રતિજ્ઞા
**પોણ્યવદું** વિ૦ જુઓ પુણ્યવદું
**પોણિયું** વિ૦ પોણા ભાગનું
**પોણીસો** વિ૦ સોમાં પા ઓછો; 'લ્લા'
**પોણું** વિ૦ આખામાં પા ઓછું; 'ૄ'
**પોણોસો** વિ૦ પંચોતેર

**પોત** ન૦ ઝીણું કાપડ (૨) વસ્ત્રનો વણાટ (૩) ફસ ખોલવી તે (૪) પોતાનું ખરું સ્વરૂપ (૫) ફરજંદ; બચ્ચું (૬) મરનારનાં નજીકનાં સગાંનો શોક મુકાવવા બીજાં સગાં જે વસ્ત્ર કે તેની કિંમત આપે છે તે
**પોતડી** સ્ત્રી૦ ધોતી
**પોતરો** પું૦ પૌત્ર
**પોતાપણું** ન૦ આત્મીયભાવ (૨) વ્યક્તિત્વ (૩) અહંભાવ
**પોતારો** પું૦ ભીનું પોતું (૨) પોતું ફેરવવું તે
**પોતિયું** ન૦ નાનું ધોતિયું
**પોતી** સ્ત્રી૦ ધોતી
**પોતીકું** વિ૦ પોતાનું
**પોતું** ન૦ સરકારી ખજાનામાં મહેસૂલનું ભરવું (૨) પાણીમાં ભીંજવેલો લૂગડાનો કકડો (૩) ચૂનામાં કે રંગમાં ભીંજવેલો કૂચડો (૪) પોચું
**પોતે** સ૦ જાતે
**પોથકી** સ્ત્રી૦ એક નેત્રરોગ, જેમાં પોપચાંના અંદરના ભાગમાં ફોલ્લીઓ નીકળી આવે છે
**પોથાળવું** અ૦ ક્રિ૦ (કા.) પલાયન કરવું
**પોથી** સ્ત્રી૦ લાંબાં છૂટાં પાનાંનું પુસ્તક (૨) અળતામાં બોળી રાખેલું રૂનું મોટું પોલ (૩) પોઈની વેલ (૪) તેના રંગમાં બોળી રાખેલું રૂનું પોલ
**પોથું** ન૦ મોટી પોથી–પુસ્તક (તિરસ્કારમાં)
**પોદળો** પું૦ છાણનો લોંદો (એકવારનો —એકસાથે કરેલો)
**પોપ** ન૦ ફણગો (૨) પડ; થર (૩) પું૦ રોમમાં રહેતો રોમન કૅથલિક સંપ્રદાયનો વડો ધર્માધિકારી
**પોપચું** ન૦ આંખનું પાંપણવાળું ઢાંકણ (૨) ખસખસનો દાણા બાઝ્યા વગરનો દોડો (૩) દાણા બાઝ્યા વિનાની શિંગ (૪) પોપડી
**પોપટ** પું૦ શુક; સૂડો
**પોપટિયું** વિ૦ પોપટના જેવા રંગનું
**પોપટી** વિ૦ પોપટિયું (૨) સ્ત્રી૦ પોપટની માદા (૩) એક છોડ (૪) એક વેલ
**પોપડું** ન૦ પોપટીનું દ્રાક્ષ જેવું ફળ
**પોપટો** પું૦ ચણાની શિંગ
**પોપડી** સ્ત્રી૦ નાનો પોપડો

**પોપડું** ન૦ નાનો પોપડો (૨) માત્ર ઘાસ ઊગે તેવી જમીન
**પોપડો** પું૦ ઊપસેલું, ઊખડેલું કે લાગેલું પડ (૨) માત્ર ઘાસ ઊગે તેવી જમીન
**પોપલાં** ન૦ બ૦ વ૦ અશક્તિનાં ફાંફાં
**પોપલું** વિ૦ પોચું; કાંઈ સહન કરી શકે નહિ તેવું (૨) લડાવેલું; લાડકું કરી નાખેલું (૩) નકામાં ફાંફાં મારતું
**પોપાગાળું** વિ૦ પોપલું
**પોપું** વિ૦ કાંગું; પોચું (૨) ન૦ કાંગાપણું; પોચાપણું
**પોપૈયું** ન૦ જુઓ પપૈયું
**પોપૈયો** પું૦ જુઓ પપૈયો
**પોપો** પું૦ કાજળનું ટપકું; નજરિયું (૨) અજાણ્યો ચોર (બાળકને કહેવામાં)
**પોબાર** પું૦ બ૦ વ૦ ત્રણ પાસાની રમતમાં છ, છ અને એક, એમ કુલ તેર દાણાનો દાવ (૨) ફત્તેહ
**પોબારા ગણવા** શ૦ પ્ર૦ નાસી જવું
**પોમચો** પું૦ સ્ત્રીઓનું એક જાતનું લૂગડું
**પોમલું** વિ૦ હરખઘેલું (૨) પોપલું
**પોમાવું** અ૦ ક્રિ૦ હરખાઈ જવું
**પોયણ(-ણી)** સ્ત્રી૦ કમળની વેલ
**પોયણું** ન૦ કમળ; રાત્રે ખીલતું કમળ
**પોયું** ન૦ ગેડીદડાની રમતમાં જ્યાં દડો પહોંચાડવાથી જીત ગણાય તે મુકરર કરેલી હદ
**પોર** અ૦ ગયે વર્ષે કે આવતે વર્ષે
**પોરવવું** સ૦ ક્રિ૦ પરોવવું
**પોરસ** પું૦ ખુશાલીનો હકરાંટો (૨) શૂરાતન; પાણી
**પોરસાવવું** સ૦ ક્રિ૦ 'પોરસાવું'નું પ્રેરકરૂપ
**પોરસાવું** અ૦ ક્રિ૦ આનંદથી ઊભરાવું (૨) જુસ્સો ચડવો
**પોરસીલું** વિ૦ પોરસવાળું; શૂર; પાણીદાર
**પોરિયું** ન૦ છોકરું
**પોરિયો** પું૦ છોકરો
**પોરી** સ્ત્રી૦ છોકરી
**પોરૂકું** વિ૦ પોરનું; ગઈ સાલનું
**પોરો** પું૦ પાણીમાં થતો બારીક જીવ (૨) અવસર; સમો (૩) કૂવામાંથી પાણી કાઢવાનું લાંબા ઘાટનું પહોળા મોંનું વાસણ

**પોલ** સ્ત્રી૦ પોલાણ (૨) મિથ્યા દેખાવ; જાહાણું (૩) અંધાધૂંધી; ગોટાળો (૪) ન૦ પોચું ગોદડું (૫) રૂની થેપલી; પોલવું (૬) પું૦ પીંજેલું રૂ
**પોલકાર(-રું)** ન૦ બાકું
**પોલકારવું** સ૦ ક્રિ૦ કોરી કાઢવું; બાકું પાડવું
**પોલકારું** ન૦ બાકું; પોલકાર
**પોલકું** ન૦ સ્ત્રીઓ કે બાળકોનું એક જાતનું બદન
**પોલકારિયું** ન૦ બાકું
**પોલકો** પું૦*
**પોલરું** ન૦ શેરડીની આંખ (જે વાવવાથી નવા ફણગા ફૂટે છે) (૨) પગની પોલી કઠલી
**પોલવું** ન૦ રૂની નાની થેપલી
**પોલાણ** ન૦ પોલાપણું; પોલો ભાગ; પોલ
**પોલાદ** ન૦ ખરું-તીખું લોઢું; ગજવેલ
**પોલાદી** વિ૦ પોલાદનું (૨) [લા.] મજબૂત
**પોલારવું** સ૦ ક્રિ૦ કોરવું; કાણું પાડવું
**પોલારું(-ળ)** વિ૦ પોલું
**પોલીસ** પું૦ સિપાઈ (૨) સ્ત્રી૦ પોલીસની ફોજ
**પોલું** વિ૦ વચ્ચે પોલાણવાળું—ખાલી (૨) [લા.] મિથ્યા દેખાવનું
**પો(૦વ)વું** સ૦ ક્રિ૦ પરોવવું
**પોશ** પું૦; સ્ત્રી૦ ખોબો
**પોશધ** પું૦ શ્રાવકે કરવાનું એક વ્રત
**પોશધશાળા** સ્ત્રી૦ અપાસરો
**પોશાક** પું૦ પહેરવેશ; લેબાસ (૨) પહેરવાનાં વસ્ત્ર
**પોશાકી** સ્ત્રી૦ લૂગડાંલત્તાંની રકમ
**પોશાગીર** પું૦ પહેલવાન (૨) ફાંકો થઈ ફરનારો ઠગ
**પોશાલય** ન૦ પોષધશાળા
**પોશાળ** સ્ત્રી૦ પોષધશાળા
**પોશિંદું** વિ૦ આશરો—ઉત્તેજન આપનાર, મુરબ્બી (૨) ગુપ્ત
**પોષ(-સ)** પું૦ વિક્રમ સંવતનો ત્રીજો મહિનો
**પોષક** વિ૦ પોષણ કરનાર
**પોષકવાયુ** પું૦ પ્રાણવાયુ; 'ઑક્સિજન'
**પોષણ** ન૦ પોષવું તે (૨) ગુજરાન; નભાવ
**પોષ(-સ)વું** સ૦ ક્રિ૦ ખવરાવી પિવરાવી જતન કરવું (૨) [લા.] ઉત્તેજન-મદદ આપવી

**પોષિત** વિ૰ પોષાયેલું; પોષાતું
**પોષ(-સા)વું** અ૰ ક્રિ૰ પોષણ પામવું (૨) પાલવવું; પરવડવું (૩) માગણી થવી; ખપવું
**પોષ્ય** વિ૰ પોષવાયોગ્ય
**પોષી(-સી)** વિ૰ પોષ માસનું
**પોસ** પું૰ ખસખસનું ખાલી જીંડવું (૨) દિવાળીની બક્ષિશ (૩) પોષ મહિનો
**પોસડોડો** પું૰ ખસખસનું ખાલી જીંડવું
**પોસવું** સ૰ ક્રિ૰ જુઓ પોષવું
**પોસાતું** વિ૰ પુષ્ટ; મોટું
**પોસાણ** ન૰ માગણી; ખપત
**પોસાવું** અ૰ ક્રિ૰ જુઓ પોષાવું
**પોસી** વિ૰ જુઓ પોષી
**પોસો** પું૰ જુઓ પોશધ
**પોસ્ટ** સ્ત્રી૰ ડાક; ટપાલ
**પોસ્ટઑફિસ** સ્ત્રી૰ ટપાલઑફિસ; ડાકઘર
**પોસ્ટમૅન** પું૰ ટપાલી
**પોસ્તી** વિ૰ નશો આણવા પોસના દોડા ઉકાળીને પીનાર (૨) આળસુ; એદી (૩) પોચું; નરમ
**પોહ** પું૰ મોટું પરોઢિયું (૨) અ૰ ઢોરને પાણી પાવાને ઉચ્ચારાતો ઉદ્ગાર
**પોહાલય** સ્ત્રી૰ નવી ખેડવા માંડેલી જમીન
**પોળ** સ્ત્રી૰ દરવાજો (૨) દરવાજાવાળો મહોલ્લો (૩) શેરી
**પોળિયો** પું૰ દરવાન
**પોળી** સ્ત્રી૰ પાતળી અને પોચી રોટલી (૨) પૂરણપોળી
**પોંક(-ખ)** પું૰ દૂધ ભરાયેલાં કણસલાંને ભૂંજીને કાઢેલા કણ
**પોંક(-ખ)ણું** ન૰ પોંખવામાં વપરાતાં—મૂસર, મુસળ, રવૈ અને ત્રાક—એ ચારમાંનું દરેક (૨) પોંખવાની ક્રિયા
**પોંક(-ખ)વું** સ૰ ક્રિ૰ પોંખણા વડે વરકન્યાને વધાવવાં
**પોંકિયું** ન૰ લીલું કણસલું (જેનો પોંક પડાય છે)
**પૌગંડ** પું૰ બાળક
**પૌગંડાવસ્થા** સ્ત્રી૰ બાલ્યાવસ્થા
**પૌત્ર** પું૰ દીકરાનો દીકરો
**પૌત્રી** સ્ત્રી૰ દીકરાની દીકરી
**પૌર** પું૰ શહેરી
**પૌરસ્ત્ય** વિ૰ પૂર્વનું
**પૌરાણિક** વિ૰ પુરાણને લગતું (૨) પું૰ પુરાણી
**પૌરુષ** વિ૰ પુરુષનું (૨) ન૰ પુરુષત્વ (૩) પુરુષાતન
**પૌરુષેય** વિ૰ પુરુષનું; પુરુષને છાજતું (૨) પુરુષે રચેલું
**પૌર્ણમાસી** સ્ત્રી૰ જુઓ પૂર્ણમાસી
**પૌર્ણિમા** સ્ત્રી૰ પૂર્ણિમા
**પૌર્વાપર્ય** ન૰ પૂર્વાપર હોવાપણું; ક્રમ
**પૌષ** પું૰ પોષ માસ
**પૌષધ** ન૰ જુઓ પોશધ
**પૌષધશાળા** સ્ત્રી૰ જુઓ પોશધશાળા
**પૌષ્ટિક** વિ૰ પુષ્ટિ આપનાર
**પૌંઆ(-વા)** પું૰ બ૰ વ૰ શેકેલી ડાંગરને ખાંડીને કાઢેલા ચપટા દાણા
**પ્યાજ** ન૰ ડુંગળી
**પ્યાદીમહાત** સ્ત્રી૰ પ્યાદાથી બાદશાહને આંતરવાનો શેતરંજનો એક દાવ
**પ્યાદું** ન૰ શેતરંજમાં પેદળ સિપાઈનું મહોરું
**પ્યાદેમહાત** વિ૰ પ્યાદે હરાવેલું (શેતરંજમાં)
**પ્યાર** પું૰ પ્રેમ
**પ્યારી** સ્ત્રી૰ વહાલી સ્ત્રી
**પ્યારું** વિ૰ વહાલું
**પ્યારો** પું૰ વહાલો પુરુષ
**પ્યાલી** સ્ત્રી૰ નાનું પવાલું
**પ્યાલું** પું૰ પવાલું
**પ્યાલો** પું૰ મોટું પવાલું
**પ્યાસ** સ્ત્રી૰ તરસ
**પ્યાસું** વિ૰ તરસ્યું
**પ્રક(-ગ)ટ** વિ૰ ઉઘાડું; ખુલ્લું (૨) પ્રત્યક્ષ (૩) અ૰ ખુલ્લી રીતે
**પ્રકટિત** વિ૰ પ્રકાશિત
**પ્રકટીકરણ** ન૰ ગૂઢ રહેલું સ્પષ્ટ કરવું તે
**પ્રકર** પું૰ સમૂહ; ઢગલો
**પ્રકરણ** ન૰ પ્રસંગ; વિષય (૨) ગ્રંથનો વિભાગ; અધ્યાય (૩) કોઇ બાબત ઉપરનો સંપૂર્ણ પત્રવ્યવહાર (૪) કશું કરવાનું ખાસ વિધાન કરતું વચન (૫) કવિકલ્પિત વસ્તુવાળું દશઅંકી નાટક

**પ્રકરી** સ્ત્રી૰ નાટકમાંની ઉપકથા
**પ્રકર્ષ** પું૰ અત્યંતતા (૨) ઉત્તમપણું; શ્રેષ્ઠતા
**પ્રકંપ** પું૰ અત્યંત કંપ
**પ્રકાર** પું૰ ભેદ; જાત (૨) રીત; તરેહ
**પ્રકાશ** પું૰ અજવાળું
**પ્રકાશક** વિ૰ પ્રકાશ કરનારું (૨) પ્રસિદ્ધ કરનાર
**પ્રકાશન** ન૰ પ્રસિદ્ધ કરેલો ગ્રંથ
**પ્રકાશનમંદિર** ન૰ પુસ્તકો પ્રસિદ્ધ કરનાર સંસ્થા
**પ્રકાશમાન** વિ૰ પ્રકાશતું
**પ્રકાશવિજ્ઞાન** ન૰ પ્રકાશનું વિજ્ઞાન–શાસ્ત્ર
**પ્રકાશવું** અ૰ ક્રિ૰ ચળકવું (૨) સ૰ ક્રિ૰ પ્રસિદ્ધ કરવું
**પ્રકાશલેખન** ન૰*
**પ્રકાશિત** વિ૰ પ્રકાશવાળું (૨) છપાવી પ્રસિદ્ધ કરેલું
**પ્રકીર્ણ** વિ૰ વેરાયેલું; છૂટુંછવાયું (૨) પરચૂરણ
**પ્રકૃત** વિ૰ પ્રસ્તુત; જેની વાત ચાલુ હોય તેવું (૨) અવિકૃત; મૂળ સ્થિતિનું
**પ્રકૃતિ** સ્ત્રી૰ કુદરત (૨) ધર્મ; પ્રધાન ગુણ (૩) તબિયત (૪) સ્વભાવ; મિજાજ (૫) અમાત્યવર્ગ (૬) પ્રજા (૭) પુરુષથી ભિન્ન જગતનું મૂળ ઉપાદાન (૮) જેને રૂપાખ્યાનના પ્રત્યયો લાગે છે તે (વ્યા.)
**પ્રકૃતિકોપ** પું૰ પ્રજાનો કોપ
**પ્રકૃતિજન્ય** વિ૰ સહજ; કુદરતી
**પ્રકૃતિવાદ** પું૰ 'પ્રૉટેસ્ટંટિઝમ'
**પ્રકૃતિવિન્યાસ** પું૰*
**પ્રકૃતિસિદ્ધ** વિ૰ સ્વભાવસિદ્ધ
**પ્રકૃતિસ્થ** વિ૰ સ્વભાવમાં જ રહેલું
**પ્રકૃષ્ટ** વિ૰ ઉત્કૃષ્ટ; ઉત્તમ
**પ્રકોપ** પું૰ ગુસ્સો; ક્ષોભ (૨) પ્રબળતા
**પ્રક્રમ** પું૰ પગલું (૨) શરૂઆત (૩) ક્રમ; વ્યવસ્થા
**પ્રક્રમભંગ** પું૰ શરૂ કરેલા ક્રમને ન જાળવવો તે (સાહિત્યમાં એક દોષ)
**પ્રક્રિયા** સ્ત્રી૰ કાર્યપ્રણાલી; પદ્ધતિ; રીત (૨) અનુષ્ઠાન; ક્રિયા (૩) પ્રકરણ; ખંડ (૪) શબ્દ જોડવા—બનાવવાની રીત (વ્યા.)
**પ્રક્ષાલન** ન૰ ધોવું તે
**પ્રક્ષિપ્ત** વિ૰ નાખેલું; ફેંકેલું (૨) પાછળથી ઉમેરેલું
**પ્રક્ષેપ** પું૰ નાખવું–ફેંકવું તે (૨) પાછળથી ઉમેરવું તે; ઉમેરેલું તે
**પ્રક્ષેપક** પું૰ પ્રક્ષેપ કરનાર
**પ્રક્ષેપણ** ન૰ પ્રક્ષેપ
**પ્રક્ષોભણ** ન૰ ખળભળાટ
**પ્રખદા** સ્ત્રી૰ પરિષદ; સભા (જૈન.)
**પ્રખર** વિ૰ ઉગ્ર; તીક્ષ્ણ
**પ્રખ્યાત** વિ૰ પ્રસિદ્ધ
**પ્રખ્યાતિ** સ્ત્રી૰ પ્રસિદ્ધિ
**પ્રખ્યાપન** ન૰ જાહેર કરવું તે (૨) જણાવવું તે
**પ્રગટ** વિ૰ (૨) અ૰ જુઓ પ્રકટ
**પ્રગટવું** અ૰ ક્રિ૰ પ્રગટ થવું; જન્મવું (૨) સળગવું (૩) સ૰ ક્રિ૰ સળગાવવું
**પ્રગટાવવું** સ૰ ક્રિ૰ 'પ્રગટવું'નું પ્રેરકરૂપ
**પ્રગતિ** સ્ત્રી૰ આગળ વધવું તે; ઉન્નતિ
**પ્રગતિમાન** વિ૰ પ્રગતિ કરનાર
**પ્રગતિવાદ** પું૰
**પ્રગતિવાદી** વિ૰ (૨) પું૰ પ્રગતિવાદમાં માનનાર
**પ્રગતિશીલ** વિ૰ પ્રગતિ કરતું
**પ્રગલ્ભ** વિ૰ પ્રૌઢ; ગંભીર (૨) ઉંમરે પહોંચેલું; પુખ્ત (૩) નિર્ભય; નીડર (૪) નિર્લજ્જ; ધૃષ્ટ (૫) ઉદ્ધત; અભિમાની
**પ્રગલ્ભતા** સ્ત્રી૰
**પ્રગલ્ભા** સ્ત્રી૰ પ્રૌઢા (નાયિકાનો પ્રકાર)
**પ્રગાઢ** વિ૰ બહુ ગાઢ
**પ્રચય** પું૰ ઢગલો; સમૂહ (૨) વૃદ્ધિ; ઉપચય
**પ્રચરવું** અ૰ ક્રિ૰ પ્રચાર પામવું
**પ્રચરિત** વિ૰ પ્રચાર પામેલું
**પ્રચલિત** વિ૰ ચાલતું આવેલું; ચાલુ
**પ્રચંડ** વિ૰ ભયંકર (૨) કદાવર
**પ્રચાર** પું૰ ફેલાવો (૨) વહીવટ; રૂઢિ
**પ્રચારક** પું૰ પ્રચાર કરનાર
**પ્રચારકાર્ય** ન૰ (ખબરો કે વિચારોનો) પ્રચાર કરવાનું કામ
**પ્રચારિત** પ્રચાર કરેલું; ફેલાવેલું
**પ્રચાલક** પું૰ ચલાવનાર (૨) આરંભક
**પ્રચુર** વિ૰ ખૂબ; પુષ્કળ
**પ્રચુરતા** સ્ત્રી૰
**પ્રચ્છન્ન** વિ૰ ઢાંકેલું (૨) અણુછ

**પ્રચ્છાદન** ન૦ ઢાંકવું તે; છુપાવવું તે (૨) ઉત્તરીય (૩) ચાદર (પથારીની)
**પ્રચ્છાદિત** વિ૦ ઢાંકેલું; છુપાવેલું
**પ્રચ્યુતિ** સ્ત્રી૦ સ્થાનથી ચલિત થવું તે
**પ્રજનન** ન૦ ગર્ભાધાન કરવું તે (૨) જન્મ આપવો–પ્રસવ થવો તે (૩) સંતતિ
**પ્રજવાળવું** સ૦ ક્રિ૦ સળગાવવું (૨) દીપાવવું
**પ્રજળવું** અ૦ ક્રિ૦ સળગવું
**પ્રજા** સ્ત્રી૦ જનતા; લોકસમૂહ (૨) રૈયત (૩) સંતતિ
**પ્રજાકીય** વિ૦ પ્રજાનું–ને લગતું
**પ્રજાક્ષોભ** પું૦ પ્રજાનો ખળભળાટ
**પ્રજાગીત** ન૦ રાષ્ટ્રગીત
**પ્રજાતંત્ર** ન૦ પ્રજાસત્તાક રાજ્યતંત્ર; 'રીપબ્લિક'
**પ્રજાધીન** વિ૦ પ્રજાને આધીન
**પ્રજાપતિ** પું૦ સૃષ્ટિની ઉત્પત્તિનો અધિષ્ઠાતા દેવ–બ્રહ્મા (૨) રાજા (૩) [લા.] કુંભાર
**પ્રજાપાલ(–ળ)ક** પું૦ રાજા
**પ્રજાપાલન** ન૦ પ્રજાનું પાલન
**પ્રજાભાવ** પું૦ રાષ્ટ્રીયતા
**પ્રજાવતી** સ્ત્રી૦ સંતાનવાળી સ્ત્રી
**પ્રજાશાહી** સ્ત્રી૦ લોકશાસન; 'ડેમોક્રસી'
**પ્રજાશાહીવાદી** વિ૦ (૨) પું૦ પ્રજાશાહીમાં માનનાર
**પ્રજાસત્તાક** વિ૦ પ્રજાના વહીવટવાળું
**પ્રજાસ્મિતા** સ્ત્રી૦ પ્રજા તરીકેનું અભિમાન —ગૌરવ
**પ્રજાસ્મિતાવાદ** પું૦
**પ્રજાળવું** સ૦ ક્રિ૦ સળગાવવું
**પ્રજોત્પત્તિ** સ્ત્રી૦ સંતાનની ઉત્પત્તિ
**પ્રજોત્પાદક** વિ૦ સંતાન ઉપજાવે એવું
**પ્રજોત્પાદન** ન૦ પ્રજા ઉત્પન્ન કરવી તે
**પ્રજ્ઞ** વિ૦ (૨) પું૦ ઊંડું જ્ઞાન ધરાવનાર; જ્ઞાની
**પ્રજ્ઞતા** સ્ત્રી૦
**પ્રજ્ઞા** સ્ત્રી૦ બુદ્ધિ
**પ્રજ્ઞાચક્ષુ** વિ૦ અંધ (૨) ન૦ જ્ઞાનરૂપ નેત્ર
**પ્રજ્વલમાન** વિ૦ પ્રજળતું; પ્રકાશમાન
**પ્રજ્વલિત** વિ૦ પ્રજળતું; પ્રદીપ્ત
**પ્રણ** ન૦ + પણ; હોડ
**પ્રણત** વિ૦ પ્રણામ કરતું (૨) નમ્ર; વિનયી
**પ્રણમવું** સ૦ ક્રિ૦ નમવું; નમસ્કાર કરવા
**પ્રણય** પું૦ પ્રેમ (સ્ત્રીપુરુષનો)
**પ્રણયિની** સ્ત્રી૦ પ્રેમ કરનારી કે પ્રેમનું પાત્ર થયેલી સ્ત્રી (૨) પત્ની
**પ્રણયી** વિ૦ પ્રેમ કરનાર કે પ્રેમનું પાત્ર થયેલો પુરુષ (૨) પું૦ પતિ (૩) પ્રણયી પુરુષ
**પ્રણવ** પું૦ ૐકાર
**પ્રણામ** પું૦ નમસ્કાર
**પ્રણાલિકા** સ્ત્રી૦ રૂઢિ; પદ્ધતિ
**પ્રણાલી** સ્ત્રી૦ જુઓ પ્રણાલિકા
**પ્રણિધાન** ન૦ સમાધિ; ધ્યાન (૨) ભક્તિ; ઉપાસના (૩) કર્મફલત્યાગ
**પ્રણિધિ** પું૦ છૂપો જાસૂસ
**પ્રણિપત** સ્ત્રી૦ કાલાવાલા; આજીજી
**પ્રણિપાત** પું૦ પગે પડવું તે
**પ્રણીત** વિ૦ રચેલું
**પ્રણેતા** પું૦ રચનાર
**પ્રત** સ્ત્રી૦ નકલ
**પ્રતાપ** પું૦ સામર્થ્ય; પ્રભાવ (૨) તેજ; કાંતિ (૩) રુઆબ
**પ્રતાપવાન** વિ૦ પ્રતાપવાળું
**પ્રતાપી** વિ૦ પ્રતાપવાળો
**પ્રતારણા** સ્ત્રી૦ છેતરપિંડી
**પ્રતિ** સ્ત્રી૦ પ્રત (૨) અ૦ તરફ (૩) નીચેના અર્થમાં વપરાતો એક ઉપસર્ગ. વિરુદ્ધ, વિપરીત (ઉદા૦ પ્રતિકાર) (૨) સામે (ઉદા૦ પ્રત્યક્ષ) (૩) બદલામાં (ઉદા૦ પ્રત્યુપકાર) (૪) હરેક; દરેક (ઉદા૦ પ્રત્યેક; પ્રતિક્ષણ) (૫) સમાન; સદૃશ (ઉદા૦ પ્રતિકૃતિ)
**પ્રતિઉત્તર** પું૦ પ્રત્યુત્તર
**પ્રતિકરણ** ન૦ પ્રતિકાર
**પ્રતિ(–તી)કાર** પું૦ વિરોધ (૨) બદલો (૩) ઉપાય; ઇલાજ
**પ્રતિ(–તી)કારક** વિ૦ પ્રતિકાર કરનારું
**પ્રતિકાવ્ય** ન૦*
**પ્રતિકૂલ(–ળ)** વિ૦ અનુકૂળ નહિ તેવું; વિરુદ્ધ; ઊલટું
**પ્રતિકૂલ(–ળ)તા** સ્ત્રી૦
**પ્રતિકૃતિ** સ્ત્રી૦ છબી (૨) નકલ
**પ્રતિકોણ** પું૦ 'ઑપોઝિટ ઍન્ગલ' (ગ.).
**પ્રતિક્રિયા** સ્ત્રી૦ ઉપાય (૨) વિરોધી ક્રિયા —ગતિ; 'રી–ઍક્શન'

**પ્રતિક્ષણ** અ૦ પળેપળે
**પ્રતિગ્રહ** પું૦ દાન લેવું તે (૨) સ્વીકાર
**પ્રતિઘાત** પું૦ (મારેલા) સામું મારવું તે (૨) પ્રત્યાઘાત (૩) રુકાવટ
**પ્રતિઘોર(-ષ)** પું૦ પડઘો
**પ્રતિચિત્ર** ન૦*
**પ્રતિચ્છંદ** પું૦ પડછાયારૂપ આકૃતિ
**પ્રતિજ્ઞા** સ્ત્રી૦ પણ; નિયમ (૨) શપથ (૩) પંચાવયવ વાક્યમાંનું પહેલું–જેમાં સાધ્યનો પક્ષ ઉપર નિર્દેશ કરવામાં આવે છે (પ્ર. શા.)
**પ્રતિજ્ઞાપત્ર** પું૦; ન૦ પ્રતિજ્ઞાનો લેખ
**પ્રતિજ્ઞાબદ્ધ** વિ૦ પ્રતિજ્ઞાથી બંધાયેલું
**પ્રતિતાલ** પું૦ એક પ્રકારનો તાલ (સંગીત)
**પ્રતિદિન** અ૦ દરરોજ
**પ્રતિદિવસ** અ૦ દરરોજ
**પ્રતિધ્વનિ** પું૦ પડઘો
**પ્રતિનાયક** પું૦ નાટક કે વાર્તામાં નાયકનો સામાવાળિયો
**પ્રતિનિધિ** પું૦ —ને બદલે,–ના તરફથી કામ કરવા નિયુક્ત કરેલો માણસ
**પ્રતિનિધિત્વ** ન૦ પ્રતિનિધિપદ (૨) પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર
**પ્રતિપક્ષ** પું૦ સામેનો પક્ષ (૨) શત્રુ; સામાવાળિયો (૩) પ્રતિવાદી
**પ્રતિપક્ષી** પું૦ સામાવાળિયો
**પ્રતિપત્તિ** સ્ત્રી૦ પ્રાપ્તિ (૨) જ્ઞાન (૩) સ્વીકાર (૪) પ્રતિપાદન; નિરૂપણ
**પ્રતિપદા** સ્ત્રી૦ પડવો; એકમ; પખવાડિયાનો પહેલો દિવસ
**પ્રતિપન્ન** વિ૦ જાણેલું (૨) સ્વીકારેલું (૩) મળેલું (૪) શરણાગત (૫) સાબિત કરેલું (૬) સંમાન–પ્રતિષ્ઠા પામેલું
**પ્રતિપાદક** વિ૦ પ્રતિપાદન કરનારું
**પ્રતિપાદન** ન૦ પ્રમાણો આપી પુરવાર કરવું તે
**પ્રતિપાદિત** વિ૦ પ્રતિપાદન કરેલું
**પ્રતિપાદિની** સ્ત્રી૦ પ્રતિપાદન કરનારી
**પ્રતિપાદ્ય** વિ૦ જેનું પ્રતિપાદન કરવાનું હોય તે
**પ્રતિપાલક** પું૦ ભરણપોષણ કરનાર; રક્ષણ કરનાર
**પ્રતિપાલન** ન૦ ભરણપોષણ; રક્ષણ
**પ્રતિપાળ** પું૦ પ્રતિપાલક (૨) સ્ત્રી૦ સંભાળ; રક્ષણ
**પ્રતિપ્રશ્ન** પું૦ સામો પ્રશ્ન; પ્રશ્ન સામે કરેલો પ્રશ્ન
**પ્રતિપ્રસવ** પું૦ અપવાદનો અપવાદ
**પ્રતિફલન** ન૦ પ્રતિબિંબ
**પ્રતિફલિત** વિ૦ પ્રતિબિંબિત
**પ્રતિબદ્ધ** વિ૦ બંધાયેલું (૨) પ્રતિબંધ —રુકાવટવાળું (૩) 'કૉન્જ્યુગેટ' (ગ.)
**પ્રતિબંધ** પું૦ વિઘ્ન; વાંધો; રુકાવટ
**પ્રતિબંધક** વિ૦ પ્રતિબંધ કરનારું
**પ્રતિબિંબ** ન૦ પડછાયો
**પ્રતિબિંબિત** વિ૦ જેનું પ્રતિબિંબ પડ્યું હોય એવું
**પ્રતિબોધ** પું૦ જાગૃતિ (૨) જ્ઞાન (૩) બોધ; ઉપદેશ
**પ્રતિબોધવું** સ૦ ક્રિ૦ ઉપદેશ આપવો; સમજાવવું
**પ્રતિભા** સ્ત્રી૦ કાંતિ; તેજ (૨) માનસિક શક્તિની ઝળક–છટા (૩) કલ્પના, સર્જન અને શોધખોળના ક્ષેત્રમાં નવુંનવું તેજ બતાવનારી અસાધારણ ઈશ્વરદત્ત બુદ્ધિશક્તિ
**પ્રતિભાગ** પું૦ પેટાભાગ
**પ્રતિભાન** ન૦ સ્પષ્ટીકરણ (૨) ભાન; સૂઝ (૩) તરતબુદ્ધિ (૪) પ્રતિભા
**પ્રતિભાવાન** વિ૦ પ્રતિભાવાળું
**પ્રતિભાશાળી** વિ૦ પ્રતિભાવાળું
**પ્રતિભાસ** પું૦ આભાસ
**પ્રતિમધ્યમ** પું*
**પ્રતિમા** સ્ત્રી૦ મૂર્તિ
**પ્રતિમાન** ન૦ પ્રતિમા (૨) પ્રતિબિંબ (૩) દૃષ્ટાંત (૪) 'ઍન્ટિલૉગૅરિધમ' (ગ.)
**પ્રતિમાવિધાન** ન૦ પ્રતિમા બનાવવી તે
**પ્રતિરોધ** પું૦ અટકાવ; રોકાણ
**પ્રતિરોધક** વિ૦ પ્રતિરોધ કરનારું
**પ્રતિરોધી** વિ૦ પ્રતિરોધ કરનારું
**પ્રતિલિપિ** સ્ત્રી૦ નકલ
**પ્રતિલેખ** પું૦ નકલ
**પ્રતિલોમ** વિ૦ ઊલટા ક્રમનું (૨) ઉપલા વર્ણની સ્ત્રી સાથેનો (વિવાહ)
**પ્રતિવમન** ન૦ પરાવર્તન

**પ્રતિવર્ષ** અ૦ દરવરસે
**પ્રતિવાદ** પું૦ વિરોધ; ખંડન (૨) ઉત્તર; જવાબ
**પ્રતિવાદણુ** સ્ત્રી૦ પ્રતિવાદી સ્ત્રી
**પ્રતિવાદી** પું૦ દાવામાં બચાવપક્ષનો માણસ
**પ્રતિવાય** પું૦ જુઓ પ્રત્યવાય
**પ્રતિવારણુ** ન૦ નિવારણ
**પ્રતિવિધાન** ન૦ ઉપાય; ઇલાજ
**પ્રતિશબ્દ** પું૦ પડઘો
**પ્રતિષેધ** પું૦ નિષેધ; મના
**પ્રતિષ્ઠા** સ્ત્રી૦ આબરૂ (૨) (મૂર્તિની) વિધિપૂર્વક સ્થાપના
**પ્રતિષ્ઠાપક** પું૦ પ્રતિષ્ઠા કરનાર
**પ્રતિષ્ઠિત** વિ૦ પ્રતિષ્ઠાવાળું
**પ્રતિસંપ્રસારણુ** ન૦
**પ્રતિસિદ્ધાંત** પું૦*
**પ્રતિસ્પર્ધા** સ્ત્રી૦ હરીફાઈ
**પ્રતિસ્પર્ધી** પું૦ હરીફ
**પ્રતિહત** વિ૦ પ્રતિઘાત–પ્રતિબંધ પામેલું
**પ્રતિ(–તી)હાર** પું૦ દ્વારપાળ
**પ્રતિ(–તી)હારી** સ્ત્રી૦ સ્ત્રી દરવાન
**પ્રતિહારું** ન૦ પ્રતિહારનું કામ
**પ્રતીક** ન૦ પ્રતિમા; મૂર્તિ (૨) ચિહ્ન; નિશાન
**પ્રતીકાર** પું૦ જુઓ પ્રતિકાર
**પ્રતીકારક** વિ૦ જુઓ પ્રતિકારક
**પ્રતીક્ષા** સ્ત્રી૦ વાટ જોવી તે
**પ્રતીચી** સ્ત્રી૦ પશ્ચિમ દિશા
**પ્રતીત** વિ૦ સ્પષ્ટ; જણાયેલું
**પ્રતીત(–તિ)** સ્ત્રી૦ ભરોંસો; વિશ્વાસ; પતીજ (૨) ખાતરી
**પ્રતીપ** વિ૦ વિરુદ્ધ; ઊલટું (૨) પું૦ એક અર્થાલંકાર, જેમાં ઉપમાનને ઉપમેય સમાન જણાવી તેનો તિરસ્કાર કરવામાં આવે છે (કા. શા.)
**પ્રતીપગામી** વિ૦ ઊલટું જનાર
**પ્રતીહાર** પું૦ જુઓ પ્રતિહાર
**પ્રતીહારી** સ્ત્રી૦ જુઓ પ્રતિહારી
**પ્રત્યક્(–ગ્)** વિ૦ પાછું ફરેલું; વિમુખ થયેલું (૨) અંતર્મુખ; અંદર વળેલું (૩) અંતર્વર્તી; આંતર (૪) પશ્ચિમ
**પ્રત્યક્ચેતન** પું૦ જીવાત્મા (૨) પરમાત્મા
**પ્રત્યક્ષ** ઇંદ્રિયગ્રાહ્ય (૨) ચક્ષુર્ગ્રાહ્ય (૩) નજર સામેનું (૪) સ્પષ્ટ; ખુલ્લું (૫) ન૦ ઇંદ્રિયો દ્વારા થતું જ્ઞાન (૬) તેનું સાધન–પ્રમાણ
**પ્રત્યક્ષયોગ્યતા** સ્ત્રી૦ પ્રત્યક્ષ થવાની યોગ્યતા
**પ્રત્યક્ષવાદ** પું૦ પ્રત્યક્ષપ્રમાણને જ સત્ય માનનારો વાદ; 'પૉઝિટિવિઝમ'
**પ્રત્યક્ષવાદી** વિ૦ (૨) પું૦ 'પૉઝિટિવિસ્ટ'
**પ્રત્યક્ષીકરણુ** ન૦ પ્રત્યક્ષ કરાવવું તે (૨) પ્રત્યક્ષ કરવું તે
**પ્રત્યગ્દર્શી** વિ૦ અંતર્મુખ ચક્ષુવાળું
**પ્રત્યભિજ્ઞા** સ્ત્રી૦ ઓળખ (૨) સદૃશ વસ્તુ દેખીને પહેલાં દેખેલી વસ્તુનું સ્મરણ થઈ આવવું તે
**પ્રત્યભિજ્ઞાન** ન૦ જુઓ પ્રત્યભિજ્ઞા (૨) ઓળખાણની નિશાની; અભિજ્ઞાન
**પ્રત્યય** પું૦ વિશ્વાસ; ભરોંસો (૨) ખાતરી; નિશ્ચય (૩) કારણ; હેતુ (૪) અનુભવજન્ય જ્ઞાન (૫) રૂપો કે સાધિત શબ્દો બનાવવા શબ્દને અંતે લગાડવામાં આવે છે (વ્યા.)
**પ્રત્યયરહિતા** વિ૦ સ્ત્રી૦ પ્રત્યય—વિશ્વાસ વિનાની
**પ્રત્યયલુપ્તા** વિ૦ સ્ત્રી૦ જેનો પ્રત્યય–વિશ્વાસ લોપ પામ્યો છે એવી
**પ્રત્યયાત્મિકા** વિ૦ સ્ત્રી૦ પ્રત્યય–વિશ્વાસવાળી
**પ્રત્યવાય** પું૦ વિઘ્ન; નડતર (૨) પાપ; દોષ
**પ્રત્યંગ** પું૦*
**પ્રત્યંચા** સ્ત્રી૦ પણછ
**પ્રત્યાખ્યાન** ન૦ પરિત્યાગ; અસ્વીકાર; નિરાકરણ (૨) ઉપેક્ષા (૩) ઠપકો
**પ્રત્યાઘાત** પું૦ સામો આઘાત કે ધક્કો; 'રી–ઍક્શન' (૨) પડઘો
**પ્રત્યારોપ** પું૦ સામું આળ
**પ્રત્યાવલોક** પું૦*
**પ્રત્યાવલોકન** ન૦*
**પ્રત્યાસન્ન** વિ૦ પાસેનું; નજીકનું
**પ્રત્યાહાર** પું૦ અષ્ટાંગયોગનું એક અંગ—વિષયમાત્રમાંથી ઇંદ્રિયોને પાછી હઠાવી એક જગાએ સ્થિર કરવી તે
**પ્રત્યુત્તર** પું૦ સામો જવાબ; જવાબનો જવાબ

**પ્રત્યુત્પન્ન** વિ૦ યોગ્ય સમયે તરત જ ઉત્પન્ન થયેલું

**પ્રત્યુપકાર** પું૦ ઉપકારના બદલામાં સામો ઉપકાર

**પ્રત્યે** અ૦ તરફ

**પ્રત્યેક** વિ૦ દરેક

**પ્રથમ** વિ૦ પહેલું (૨) અ૦ શરૂઆતમાં (૩) પહેલેથી જ

**પ્રથમતઃ** અ૦ મૂળમાં; શરૂઆતમાં

**પ્રથમા** વિ૦ સ્ત્રી૦ પહેલી (વિભક્તિ)

**પ્રથમાશ્રમ** પું૦ બ્રહ્મચર્યાશ્રમ

**પ્રથા** સ્ત્રી૦ ધારો; વહીવટ (૨) રીત

**પ્રથિત** વિ૦ પ્રખ્યાત

**પ્રથીનાથ** પું૦ પૃથ્વીનાથ; રાજા

**પ્રદક્ષિણા** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુ કે વ્યક્તિને જમણી બાજૂ રાખી તેની આસપાસ ફરવું તે

**પ્રદર** પું૦; ન૦ સ્ત્રીઓનો એક રોગ

**પ્રદર્શક** વિ૦ બતાવનારું

**પ્રદર્શન** ન૦ નિરૂપણ (૨) હુન્નર, વિદ્યા, કળા વગેરેનાં દૃશ્યોને જાહેરમાં જોવા મૂકવાની પ્રાસંગિક યોજના

**પ્રદર્શિત** વિ૦ બતાવેલું

**પ્રદાન** ન૦ આપવું તે

**પ્રદીપ** પું૦ દીવો

**પ્રદીપક** વિ૦ ઉત્તેજિત કરનાર (૨) સળગાવનાર

**પ્રદીપ્ત** વિ૦ સળગેલું (૨) ઉત્તેજિત

**પ્રદેશ** પું૦ દેશ; મુલક; ભૂમિ (૨) એકાંશ; એકદેશ

**પ્રદોષ** પું૦ સંધ્યાકાળ (૨) તેરશે કરવાનું શિવનું વ્રત

**પ્રદ્યુમ્ન** પું૦ (સં.) કૃષ્ણનો પુત્ર; કામદેવનો અવતાર

**પ્રધાન** વિ૦ મુખ્ય (૨) પું૦ વજીર; કારભારી

**પ્રધાનપદ** ન૦ પ્રધાનનો હોદ્દો

**પ્રધાનવટું** ન૦ વજીરાઈ

**પ્રધ્વંસ** ન૦ નાશ; ઉચ્છેદ

**પ્રધ્વંસક** વિ૦ પ્રધ્વંસ કરનાર

**પ્રનાલિકા** સ્ત્રી૦ જુઓ પ્રણાલિકા

**પ્રનાલી** સ્ત્રી૦ જુઓ પ્રણાલી

**પ્રનિકર્ષણ** ન૦*

**પ્રપંચ** પું૦ વિસ્તાર (૨) માયાનો વિસ્તાર; સંસાર (૩) સાંસારિક માયા (૪) છળકપટ

**પ્રપંચવાદ** પું૦*

**પ્રપંચી** વિ૦ પ્રપંચથી ભરેલું; કપટી

**પ્રપા** સ્ત્રી૦ પરબ

**પ્રપાત** પું૦ ધોધ (૨) ભૂસકો

**પ્રપિતામહ** પું૦ બાપનો દાદો; પરદાદો

**પ્રપિતામહી** સ્ત્રી૦ બાપની દાદી

**પ્રપુત્ર** પું૦ દીકરાનો દીકરો; પૌત્ર

**પ્રપૌત્ર** પું૦ પૌત્રનો પુત્ર

**પ્રપૌત્રી** સ્ત્રી૦ પૌત્રની પુત્રી

**પ્રફુલ્લ(-લ્લિત)** વિ૦ ખીલેલું (૨) આનંદ પામેલું

**પ્રબલ(-ળ)** વિ૦ બળવાન (૨) અત્યંત

**પ્રબંધ** પું૦ ઇતિહાસ અને દંતકથાથી મિશ્રિત લેખ (ઉદા૦ ભોજપ્રબંધ) (૨) ચિત્રકાવ્ય (ઉદા૦છત્રપ્રબંધ, સમુદ્રપ્રબંધ) (૩) ગોઠવણ; બંદોબસ્ત

**પ્રબુદ્ધ** વિ૦ જાગેલું (૨) જેનાં જ્ઞાનચક્ષુ ખૂલી ગયાં છે એવું (૩) સમજશીલ

**પ્રબોધ** પું૦ જાગૃતિ (૨) જ્ઞાન (૩) ઉપદેશ

**પ્રબોધકા(લ-ળ)** પું૦ સવાર; જાગવાનો સમય

**પ્રબોધ(-ધિ)ની** સ્ત્રી૦ દેવઊઠી એકાદશી

**પ્રભવ** પું૦ ઉત્પત્તિ; જન્મ

**પ્રભવવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું

**પ્રભા** સ્ત્રી૦ તેજ; કાંતિ (૨) દમામ

**પ્રભાકર** પું૦ સૂર્ય

**પ્રભાત** ન૦ સવાર

**પ્રભાતફેરી** સ્ત્રી૦ પ્રભાતનું નગરકીર્તન (૨) તે કરનારી મંડળી

**પ્રભાતિયું** ન૦ સવારમાં ગાવાનું પદ

**પ્રભામંડળ(-લ)** ન૦ તેજનું કૂંડાળું

**પ્રભાવ** પું૦ શક્તિ (૨) પ્રતાપ; તેજ (૩) દમામ; રુઆબ (૪) અસર; ગુણ

**પ્રભાવશાળી** વિ૦ પ્રભાવવાળું

**પ્રભુ** પું૦ પરમેશ્વર (૨) માલિક; સ્વામી

**પ્રભુતા** સ્ત્રી૦ માલિકી (૨) ગૌરવ

**પ્રભુત્વ** ન૦ માલિકી (૨) કાબૂ

**પ્રભેદ** પું૦ ભિન્નતા; તફાવત (૨) ભેદ; પ્રકાર (૩) ભિન્ન કરવું—જુદું પાડવું તે

**પ્રમત્ત** વિ૦ પ્રમાદી; ગાફેલ

**પ્રમત્તતા** સ્ત્રી૦
**પ્રમથ** પું૦ શિવનો એક ગણ
**પ્રમથવું** સ૦ ક્રિ૦ વલોવવું (૨) પીડવું (૩) મારી નાખવું; નાશ કરવો
**પ્રમથન** ન૦ વલોવવું તે (૨) પીડવું તે (૩) વધ; નાશ
**પ્રમદ** પું૦ હર્ષ; આનંદ
**પ્રમદવન** ન૦ રણવાસનો બાગ
**પ્રમદા** સ્ત્રી૦ જુવાન, સુંદર સ્ત્રી
**પ્રમા** સ્ત્રી૦ યથાર્થ જ્ઞાન (૩) માપ
**પ્રમાણ** વિ૦ પ્રમાણભૂત; સત્ય; માન્ય કરવાયોગ્ય (૨) ન૦ યથાર્થ જ્ઞાનનું સાધન (૩) પુરાવો; સાબિતી (૪) માપ; ધોરણ (૫) ગુણોત્તર (ગ.) (૬) અ૦ નક્કી
**પ્રમાણતા** સ્ત્રી૦
**પ્રમાણપત્ર** ન૦ પદવી, યોગ્યતા વગેરેનું ખાતરીપત્રક; 'સર્ટિફિકેટ'
**પ્રમાણભૂત** વિ૦ વિશ્વાસપાત્ર; માન્ય રાખવું પડે એવું
**પ્રમાણવાન** વિ૦ પ્રમાણવાળું
**પ્રમાણવું** સ૦ ક્રિ૦ જાણવું (૨) પ્રમાણભૂત માનવું; કબૂલ રાખવું (૩) પુરવાર કરવું
**પ્રમાણશાસ્ત્ર** ન૦ યથાર્થજ્ઞાનના કરણ—સાધનનું શાસ્ત્ર
**પ્રમાણસર** વિ૦ (૨) અ૦ માપસર
**પ્રમાણિક** વિ૦ સાચું; ઈમાનદાર
**પ્રમાણિકતા** સ્ત્રી૦
**પ્રમાણિકપણું** ન૦
**પ્રમાણે** અ૦ પેઠે
**પ્રમાતા** સ્ત્રી૦ માની મા (૨) પું૦ પ્રમાણો દ્વારા જ્ઞાન પ્રાપ્ત કરનાર (૩) જ્ઞાનનો કર્તા —આત્મા; જ્ઞાનનો દ્રષ્ટા—સાક્ષી
**પ્રમાતામહ** પું૦ માનો દાદો
**પ્રમાતામહી** સ્ત્રી૦ માની દાદી
**પ્રમાદ** પું૦ ગફલત (૨) આળસ
**પ્રમાદી** વિ૦ પ્રમાદવાળો
**પ્રમિત** વિ૦ સાબિત; સિદ્ધ (૨) પરિમિત; અલ્પ (૩) પ્રમાણો દ્વારા જેનું જ્ઞાન થયું હોય તે (૪) [સમાસને અંતે]—ના માપનું—જેટલું
**પ્રમુખ** પું૦ સભાપતિ ;અધ્યક્ષ (૨) આગેવાન
**પ્રમેય** વિ૦ પ્રમાણનો વિષય થઈ શકે તેવું; જાણી શકાય તેવું (૨) માપી શકાય તેવું (૩) સિદ્ધ કરી શકાય તેવું (૪) ન૦ પ્રમાણ દ્વારા જેનું જ્ઞાન કરવાનું હોય તે (૫) સિદ્ધ કરવાની વસ્તુ; સિદ્ધાંત; 'થિયોરમ' (ગ.)
**પ્રમેહ** પું૦ એક રોગ–પરમિયો
**પ્રમોદ** પું૦ આનંદ
**પ્રમોદવું** સ૦ ક્રિ૦ આનંદ આપવો
**પ્રમોદી** વિ૦ આનંદી; હર્ષયુક્ત (૨) સ્ત્રી૦ બપોરનો નાસ્તો
**પ્રયત્ન** પું૦ પ્રયાસ; કોશિશ
**પ્રયત્નશીલ** વિ૦ પ્રયત્નમાં મચ્યું રહેનાર
**પ્રયાણ** ન૦ જવું તે; પ્રસ્થાન
**પ્રયાસ** પું૦ શ્રમ; મહેનત
**પ્રયુક્ત** વિ૦ યોજાયેલું; કરાયેલું
**પ્રયુક્તિ** સ્ત્રી૦ વિશિષ્ટ યુક્તિ, ઝીણી યુક્તિ
**પ્રયોક્તા** પું૦ પ્રયોગ કરનાર
**પ્રયોગ** પું૦ ઉપયોગ; વાપર (૨) જારણ, મારણ વગેરે તાંત્રિક ઉપચાર (૩) સાધના; અનુષ્ઠાન (૪) અખતરો (૫) ખેલ ભજવી બતાવવો તે (૬) ક્રિયાનાથના અન્વયે ક્રિયાપદની યોજના (ઉદા૦ કર્મણિપ્રયોગ) (વ્યા.) (૭) ધારો; કાનૂન
**પ્રયોગબંધ** પું૦ નાટકના રૂપમાં લખાણ
**પ્રયોગવિદ** પું૦ નાટ્યપ્રયોગ જાણનાર
**પ્રયોગશાલા(-ળા)** સ્ત્રી૦ વૈજ્ઞાનિક પ્રયોગો કરવાની જગા; 'લૅબોરેટરી'
**પ્રયોગસિદ્ધ** વિ૦ પ્રયોગથી સિદ્ધ કરેલું
**પ્રયોજક** પું૦ પ્રેરક (૨) લેખક
**પ્રયોજન** ન૦ સબબ; હેતુ (૨) ઉપયોગ; જરૂર
**પ્રયોજ્ય** વિ૦ કામમાં લેવાયોગ્ય; આચરવાયોગ્ય (૨) કામમાં નિયુક્ત—પ્રેરિત કરવાયોગ્ય
**પ્રરોચના** સ્ત્રી૦ રુચિ કરાવવી તે; ઉત્તેજના (૨) આગળ આવનાર વસ્તુનું રુચિ ઉત્પન્ન થાય તેવી રીતે વર્ણન (નાટકમાં)
**પ્રરોહ** પું૦ અંકુર; ફણગો
**પ્રલય** પું૦ વિનાશ (૨) કલ્પને અંતે જગતનો લય
**પ્રલંબ** વિ૦ નીચે લબડતું (૨) લાંબું

**પ્રલાપ** પું૦ આવેશમાં મોટેથી અસંબદ્ધ બોલવું તે (૨) વિલાપ
**પ્રલોભન** ન૦ ભારે લાલચ
**પ્રલ્લે** પું૦+ પ્રલય
**પ્રવક્તા** પું૦ પ્રવચન કરનાર
**પ્રવચન** ન૦ વ્યાખ્યાન
**પ્રવણ** વિ૦ ઢળતું; નમેલું (૨) નમ્ર (૩) અભિમુખ; ઉન્મુખ (૪) આસક્ત; રત
**પ્રવર** વિ૦ શ્રેષ્ઠ; મુખ્ય (૨) ન૦ ગોત્ર (૩) ગોત્રમાં થયેલ શ્રેષ્ઠ પુરુષ (૪) અગરુ
**પ્રવર્તક** પું૦ પ્રવર્તાવનાર; પ્રચારક (૨) સંસ્થાપક
**પ્રવર્તન** ન૦ પ્રચાર; પ્રસાર
**પ્રવર્તવું** અ૦ ક્રિ૦ ફેલાવું
**પ્રવાત** પું૦ પવનનો ઝપાટો
**પ્રવાદ** પું૦ વાદ્ય વગાડવું તે (૨) પરસ્પર વાતચીત (૩) લોકોમાં ચાલેલી વાત (૪) બદનામી
**પ્રવાલ(-ળ)** ન૦ સમુદ્રમાં એક જાતનાં જીવડાંએ બનાવેલું ઘર; પરવાળું
**પ્રવાસ** પું૦ મુસાફરી
**પ્રવાસી** પું૦ મુસાફર
**પ્રવાહ** પું૦ વહેણ
**પ્રવાહપતિત** વિ૦ પ્રવાહમાં પડેલું
**પ્રવાહિત** વિ૦ વહેતા પ્રવાહરૂપ
**પ્રવાહી** વિ૦ રેલો ચાલે એવું
**પ્રવાહોત્થ** વિ૦ પ્રવાહમાંથી પ્રગટતું; પ્રવાહને લગતું
**પ્રવાળી** વિ૦ પરવાળાંના રંગનું; રાતું; ગુલાબી (૨) સ્ત્રી૦ પરવાળાંની ટાંખળી
**પ્રવિષ્ટ** વિ૦ પેઠેલું
**પ્રવીણ** વિ૦ કુશળ
**પ્રવીણતા** સ્ત્રી૦
**પ્રવીણપણું** ન૦
**પ્રવૃત્ત** વિ૦ ચાલુ (૨) પ્રવૃત્તિમાં મચેલું
**પ્રવૃત્તિ** સ્ત્રી૦ ઉદ્યોગ; વ્યવસાય (૨) હિલચાલ (૩) સાંસારિક વિષયોમાં મચ્યા રહેવું તે
**પ્રવૃત્તિમાર્ગ** પું૦ સાંસારિક પ્રવૃત્તિનો માર્ગ (૨) ઈશ્વરપ્રીત્યર્થે પ્રવૃત્તિ કરીને મોક્ષ પામવાનો માર્ગ
**પ્રવૃદ્ધ** વિ૦ વધેલું
**પ્રવૃદ્ધિ** સ્ત્રી૦ વધારો

**પ્રવેશ** પું૦ દાખલ થવું તે (૨) નાટકમાં અંકનો પેટાવિભાગ
**પ્રવેશક** વિ૦ પ્રવેશ કરાવનારું (૨) પ્રવેશ કરનારું (૩) પું૦ નાટકમાં તે સ્થળ જ્યાં વચ્ચે બની ગયેલી પણ રંગભૂમિ ઉપર ન આણેલી વાત કોઈ પાત્ર વાર્તાલાપ દ્વારા જણાવી દે છે
**પ્રવેશિકા** સ્ત્રી૦ કોઈ પણ વિષયમાં પ્રવેશ કરાવનારી ચોપડી
**પ્રવ્રજિત** વિ૦ પ્રવ્રજ્યા લીધી હોય તેવું
**પ્રવ્રજ્યા** સ્ત્રી૦ સંન્યાસ
**પ્રશમ** પું૦ ઉપશમ; શાંતિ (૨) નિવૃત્તિ; નાશ
**પ્રશમન** ન૦ શાંત કરવું તે; દૂર કરવું તે
**પ્રશમિત** વિ૦ શાંત કરેલું કે થયેલું
**પ્રશસ્ત** વિ૦ વખણાયેલું; ઉત્તમ; વખાણવાયોગ્ય (૨) વિહિત
**પ્રશસ્તિ** સ્ત્રી૦ પ્રશંસા; વાહવાહ (૨) પ્રશંસાની કવિતા કે લેખ
**પ્રશસ્ય** વિ૦ વખાણવાલાયક
**પ્રશંસક** વિ૦ વખાણનાર
**પ્રશંસનીય** વિ૦ વખાણવાલાયક
**પ્રશંસવું** સ૦ ક્રિ૦ વખાણવું
**પ્રશંસા** સ્ત્રી૦ વખાણ
**પ્રશાંત** વિ૦ ખૂબ શાંત
**પ્રશાંતિ** સ્ત્રી૦ ખૂબ શાંતિ
**પ્રશ્ન** પું૦ સવાલ
**પ્રશ્નપત્ર** પું૦; ન૦ સવાલપત્રક
**પ્રશ્નપરંપરા** સ્ત્રી૦ ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા તે
**પ્રશ્નમાલા(-ળા)** સ્ત્રી૦ પ્રશ્નાવલિ
**પ્રશ્નાર્થ** વિ૦ પ્રશ્નવાચક (૨) પું૦ પ્રશ્ન-સમસ્યા અને તેનો અર્થ
**પ્રશ્નાવલિ(-ળિ,-લી,-ળી)** સ્ત્રી૦ પ્રશ્નમાળા; પ્રશ્નોની હાર
**પ્રશ્નોતરી** સ્ત્રી૦ જન્મલગ્નને અભાવે પ્રશ્નના મુહૂર્ત પરથી ગણતરી કરી કરેલી જન્મોતરી
**પ્રશ્નોત્તર** વિ૦ સવાલજવાબના રૂપમાં લખાયેલું (૨) પું૦ બ૦ વ૦ સવાલજવાબરૂપે વિવેચન
**પ્રશ્નોત્તરી** સ્ત્રી૦ સવાલજવાબ
**પ્રશ્વાસ** પું૦ હાંફ
**પ્રસક્ત** વિ૦ સંશ્લિષ્ટ; વળગેલું (૨) આસક્ત (૩) પ્રસ્તુત; મુદ્દાને લગતું

**પ્રસન્ન** વિ૦ ખુશ; આનંદી (૨) સંતુષ્ટ (૩) સરળ અર્થ તરત સમજાય તેવું (૪) નિર્મળ; પારદર્શક

**પ્રસન્નતા** સ્ત્રી૦

**પ્રસરણ** ન૦ પ્રસરવું–ફેલાવું તે

**પ્રસરવું** અ૦ ક્રિ૦ ફેલાવું

**પ્રસવ** પું૦ જન્મ આપવો તે (૨) જન્મ–ઉત્પત્તિ

**પ્રસવવું** સ૦ ક્રિ૦ જણવું

**પ્રસંગ** પું૦ જુઓ અવસર (૨) સહવાસ; સંગ (૩) પ્રકરણ; વિષય

**પ્રસંગભૂત** પ્રસંગને લગતું; પ્રસ્તુત

**પ્રસંગસેવી** વિ૦*

**પ્રસંગવશાત્** અ૦ પ્રસંગને લીધે

**પ્રસંગાંતરતા** સ્ત્રી૦*

**પ્રસંગોચિત** વિ૦ પ્રસંગને યોગ્ય

**પસંગોપાત્ત** અ૦ પ્રસંગે; પ્રસંગ આવ્યેથી

**પ્રસાદ** પું૦ પ્રસન્નતા (૨) મહેરબાની (૩) નિર્મળતા (૪) પરસાદ (૫) સાંભળવાની સાથે જ ભાવ સ્ફુરે અને હૃદયમાં ઊતરી જાય તેવો કાવ્યનો એક ગુણ

**પ્રસાદાત્મક** વિ૦ નિર્મળ (૨) પ્રસાદગુણવાળું

**પ્રસાદી** સ્ત્રી૦ દેવને ધરાવેલી સામગ્રી (૨) દેવ, ગુરુએ પ્રસન્ન થઈ આપેલી ચીજ (૩) [લા.] માર

**પ્રસાર** પું૦ ફેલાવો

**પ્રસારક** વિ૦ ફેલાવનારું

**પ્રસારણ** ન૦ જુઓ પ્રસરણ

**પ્રસારિત** વિ૦ ફેલાવેલું

**પ્રસારી** પું૦ ફેલાવનાર

**પ્રસિદ્ધ** વિ૦ વિખ્યાત; જાહેર (૨) પ્રકાશિત; બહાર પાડેલું (પુસ્તક)

**પ્રસિદ્ધિકર્તા(–ર્ત્તા)** પું૦ પ્રસિદ્ધ કરનાર

**પ્રસિદ્ધિ** સ્ત્રી૦ ખ્યાતિ (૨) છપાવી પ્રસિદ્ધ કરવું તે; પ્રકાશન

**પ્રસિદ્ધિપત્ર** ન૦ જાહેરખબર

**પ્રસિદ્ધિસૂચન** ન૦ વિગત આપતી જાહેરખબર

**પ્રસૂત** વિ૦ જણેલું; જન્મેલું (૨) ન૦ સંતાન; પ્રજા

**પ્રસૂતા** સ્ત્રી૦ જેને તરતમાં પ્રસવ થયો હોય એવી સ્ત્રી

**પ્રસૂતિ** સ્ત્રી૦ પ્રસવ (૨) સુવાવડ (૩) સંતતિ

**પ્રસૂતિકાલ(–ળ)** પું૦ સુવાવડનો સમય

**પ્રસૂતિગૃહ** ન૦ સુવાવડ માટેનું સ્થાન–દવાખાનું

**પ્રસૂતિજ્વર** પું૦ સુવાવડીનો તાવ

**પ્રસૂતિશાસ્ત્ર** ન૦ સુવાવડનું શાસ્ત્ર

**પ્રસૂન** ન૦ કળી (૨) ફૂલ (૩) ફળ

**પ્રસ્તર** પું૦ તૃણ, પર્ણ વગેરેની પથારી (૨) પથારી (૩) પથ્થર (૪) દર્ભનો કલ્લો (૫) સપાટી; સપાટ તળ

**પ્રસ્તાર** પું૦ અમુક માત્રા અથવા વર્ણના છંદનાં શક્ય રૂપોનો કોઠો (૨) પ્રસ્તર (૩) ફેલાવ; વિસ્તાર

**પ્રસ્તાવ** પું૦ પ્રસંગ; બાબત (૨) દરખાસ્ત

**પ્રસ્તાવક** વિ૦ (૨) પું૦ દરખાસ્ત મૂકનાર

**પ્રસ્તાવના** સ્ત્રી૦ ઉપોદ્ઘાત; આમુખ (૨) નાટકના વાસ્તવિક આરંભની પૂર્વે તે વિષે માહિતી આપનારો સૂત્રધાર વગેરેનો પ્રવેશ

**પ્રસ્તાવિક** વિ૦ જુઓ પ્રાસ્તાવિક

**પ્રસ્તુત** વિ૦ કહેવામાં આવેલું; ચર્ચાતું (૨) જેને વિષે કહેવાનું કે કહેવાતું હોય તે (૩) ન૦ ટાણું

**પ્રસ્થાન** ન૦ પ્રવાસે જવા ઊપડવું તે; પ્રયાણ (૨) જુઓ પસ્તાનું (૩) માર્ગ

**પ્રસ્થાનત્રય** ન૦ વેદધર્મના પાયારૂપ ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ભગવદ્ગીતા—એ ત્રણ

**પ્રસ્થાનત્રયી** સ્ત્રી૦ પ્રસ્થાનત્રય

**પ્રસ્થાનબિંદુ** ન૦ ઊપડવાનું–શરૂઆત કરવાનું સ્થળ; પ્રવાસની શરૂઆતનું સ્થાન

**પ્રસ્થાપિત** વિ૦ સ્થાપિત કરેલું; સિદ્ધ કરેલું

**પ્રસ્નવ** પું૦ ધારા; પ્રવાહ (જેમકે દૂધનો)

**પ્રસ્ફુરિત** વિ૦ પ્રગટ જણાઈ આવતું (૨) ધ્રૂજતું; કંપતું

**પ્રસ્ર(–સ્રા)વ** પું૦ સ્રવવું તે (૨) ધારા; વહેણ (૩) સ્તન કે આંચળમાંથી સ્રવતું દૂધ

**પ્રસ્રવણ** ન૦ પ્રસ્રવ

**પ્રસ્રાવ** પું૦ જુઓ પ્રસ્રવ

**પ્રસ્વાપન** વિ૦ નિદ્રા આણનારું (૨) ન૦ નિદ્રા આણનાર અસ્ત્ર

**પ્રસ્વેદ** પું૦ પરસેવો

**પ્રહર** પું૦ ત્રણ કલાક; પહોર

**પ્રહરવું** સ૦ ક્રિ૦ ઘા કરવો; મારવું

**પ્રહર્ષ** પું૦ અતિ આનંદ

**પ્રહર્ષ(-ર્ષિ)ણી** સ્ત્રી૦ એક છંદ
**પ્રહસન** ન૦ દુર્ગુણની ફજેતી કરનારું એક કે બે અંકનું હાસ્યરસપ્રધાન નાટક
**પ્રહાર** પું૦ ઘા
**પ્રહ્‌લાદ** પું૦ (સં.) હિરણ્યકશિપુનો પુત્ર —પ્રસિદ્ધ વિષ્ણુભક્ત
**પ્રાકટ્ય** ન૦ પ્રગટવું તે; અવતાર (૨) પ્રસિદ્ધિ (પુસ્તકની)
**પ્રાકાર** પું૦ કોટ; કિલ્લો
**પ્રાકૃત** વિ૦ જુઓ પ્રાકૃતિક (૨) સામાન્ય વર્ગનું; મામૂલી (૩) સામાન્ય જનસમુદાયને લગતું (૪) અશિષ્ટ; સંસ્કાર વિનાનું (૫) સ્ત્રી૦; ન૦ સંસ્કૃત ઉપરથી ઊપજેલી એક પ્રાચીન લોકભાષા (૬) તેના ઉપરથી અપભ્રંશ થઈને આવેલી બીજી ભાષા
**પ્રાકૃતિક** વિ૦ પ્રકૃતિ કિંવા કુદરતને લગતું; ભૌતિક (૨) સ્વાભાવિક (૩) લૌકિક
**પ્રાક્તન** વિ૦ પૂર્વજન્મનું
**પ્રાગટ** સ્ત્રી૦ મળસકું
**પ્રાગલ્ભ્ય** ન૦ પ્રગલ્ભતા
**પ્રાગતિક** વિ૦ પ્રગતિ કરનાર; પ્રગતિ વિષે શ્રદ્ધાવાળું
**પ્રાચી** સ્ત્રી૦ પૂર્વ દિશા
**પ્રાચીન** વિ૦ જૂનું
**પ્રાચીનતા** સ્ત્રી૦
**પ્રાચીનપંથી** વિ૦ (૨) પું૦ જૂનાનું આગ્રહી; 'ઑર્થોડૉક્સ'
**પ્રાચ્ય** વિ૦ પૂર્વનું
**પ્રાછટ** સ્ત્રી૦ (કા.)*
**પ્રાજાપત્ય** વિ૦ પ્રજાપતિ સંબંધી (૨) પું૦ વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાનો પિતા વર પાસેથી કાંઈ પણ લીધા વિના બંને ધર્મપૂર્વક આચરણ કરી સુખી થાય એ ઇચ્છાથી જ કન્યા આપે છે
**પ્રાજુ** વિ૦ મોટું (૨) ઊંચું
**પ્રાજે** પું૦+ પરાજય
**પ્રાજ્ઞ** વિ૦ બુદ્ધિશાળી; ચતુર (૨) જ્ઞાતા; પિછાણનાર
**પ્રાણ** પું૦ જીવ (૨) શ્વાસ; શ્વાસનો વાયુ (૩) જીવનશક્તિ; બળ
**પ્રાણઘાત** પું૦ વધ
**પ્રાણઘાતક** વિ૦ જીવલેણ
**પ્રાણધારી** વિ૦ પ્રાણ ધારણ કરનારું (૨) પું૦; માણસ (૩) પ્રાણી
**પ્રાણનાથ** પું૦ પ્રાણનો નાથ; પ્રિયતમ; પતિ
**પ્રાણપથારી** સ્ત્રી૦ પ્રાણ પાથરવા તે; પ્રાણાર્પણ
**પ્રાણપૂર્ણ** વિ૦ પ્રાણથી ભરેલું; ચૈતન્યવાળું
**પ્રાણપ્યારું** વિ૦ પ્રાણસમાન પ્રિય
**પ્રાણપ્રતિષ્ઠા** સ્ત્રી૦ પ્રાણ ફૂંકવો તે (૨) મૂર્તિની સ્થાપના કરતા પહેલાં મંત્રો દ્વારા તેમાં પ્રાણનો આરોપ કરવો તે
**પ્રાણપ્રદ** વિ૦ પ્રાણ આપનાર
**પ્રાણપ્રિય** વિ૦ પ્રાણપ્યારું
**પ્રાણપ્રિયા** સ્ત્રી૦ પ્રાણ સમાન પ્રિય સ્ત્રી
**પ્રાણમયકોશ(-ષ)** જીવના પાંચ કોશોમાંનો બીજો (જુઓ આનંદમયકોશ)
**પ્રાણવલ્લભ** પું૦ પ્રાણ સમાન વહાલો પુરુષ
**પ્રાણવલ્લભા** સ્ત્રી૦ પ્રાણ સમાન વહાલી સ્ત્રી
**પ્રાણવાન** વિ૦ પ્રાણવાળું
**પ્રાણવાયુ** પું૦ 'ઑક્સિજન'
**પ્રાણવિધાન** ન૦ સજીવન કરવું તે
**પ્રાણસંન્યાસ** પું૦ ઇરાદાપૂર્વક પ્રાણ છોડી દેવા તે
**પ્રાણહારક** વિ૦ જીવ લેનારું
**પ્રાણહારી** વિ જુઓ પ્રાણહારક
**પ્રાણધારણ** ન૦ જીવ ટકાવી રાખવો તે
**પ્રાણાયામ** પું૦ યોગનાં આઠ અંગમાંનું એક; શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ કરવો—કમી કરવી—અટકાવવી
**પ્રાણાર્પણ** ન૦ જીવ આપવો તે
**પ્રાણાંત** પું૦ મૃત્યુ
**પ્રાણાંતક** વિ૦ મૃત્યુ ઉપજાવનાર
**પ્રાણિજ** વિ૦ 'ઑર્ગૅનિક' (પ. વિ૦)
**પ્રાણી** ન૦ શ્વાસ લેનાર—જીવતો જીવ
**પ્રાણીવિદ્યા** સ્ત્રી૦ 'ઝુઑલૉજી'
**પ્રાણેશ** પું૦ પ્રાણનાથ
**પ્રાણેશ્વરી** સ્ત્રી પ્રાણની માલિક; પ્રાણપ્રિયા
**પ્રાત** પું૦; ન૦ સવાર
**પ્રાતઃકર્મ** ન૦ સ્નાન, સંધ્યા વગેરે સવારે કરવાનું કર્મ
**પ્રાતઃકાળ** પું૦ સવાર
**પ્રાતઃસંધ્યા** સ્ત્રી૦ સવારની સંધ્યા
**પ્રાતઃસ્નાન** ન૦ સવારનું સ્નાન

**પ્રાતિપદિક** ન૦ વિભક્તિ લાગ્યા પહેલાંનું શબ્દનું મૂળ સ્વરૂપ (વ્યા.)
**પ્રાતિશાખ્ય** ન૦ વેદની જુદીજુદી શાખાઓનો ઉચ્ચારણ વગેરેના નિયમોને લગતો વ્યાકરણગ્રંથ
**પ્રાથમિક** વિ૦ આરંભનું
**પ્રાદુર્ભાવ** પું૦ ઉત્પત્તિ; પ્રગટ થવું તે
**પ્રાદુર્ભૂત** વિ૦ પ્રાદુર્ભાવ પામેલું
**પ્રાધાન્ય** ન૦ પ્રધાનપણું; પ્રધાનતા
**પ્રાપ્ત** વિ૦ મેળવાયેલું; મળેલું (૨) ઉપસ્થિત, રજૂ
**પ્રાપ્તકામ** વિ૦ જેની કામના પૂર્ણ થઈ છે એવું
**પ્રાપ્તકાલ(-ળ)** વિ૦ જેનો યોગ્ય સમય પ્રાપ્ત થયો છે તેવું
**પ્રાપ્તિ** સ્ત્રી૦ લાભ (૨) શક્તિ
**પ્રાપ્ય** વિ૦ લભ્ય; મળે એવું
**પ્રાબલ્ય** ન૦ પ્રબળપણું; જોર
**પ્રામાણિક** વિ૦ પ્રમાણો દ્વારા સાબિત થયેલું (૨) પ્રમાણભૂત; વિશ્વાસપાત્ર (૩) સાચું; ઈમાનદાર; પ્રમાણિક
**પ્રામાણિકતા** સ્ત્રી૦
**પ્રામાણિકપણું** ન૦
**પ્રામાણ્ય** ન૦ પ્રમાણભૂત–માન્ય હોવાપણું (૨) પ્રમાણ; પુરાવો
**પ્રામાણ્યબુદ્ધિ** સ્ત્રી૦ (અમુક ગ્રંથ કે વચન) પ્રામાણિક છે એવી બુદ્ધિ
**પ્રાય** વિ૦ લગભગ સરખું (૨) અ૦ મોટે ભાગે (૩) બધી રીતે
**પ્રાયશઃ** અ૦ મોટે ભાગે, ઘણુંખરું
**પ્રાયશ્ચિત્ત** ન૦ પાપના નિવારણ માટેનું તપ
**પ્રાયોગિક** વિ૦ જેનો રોજ પ્રયોગ થતો હોય તેવું (૨) પ્રયોગ કરી શકાય એવું
**પ્રાયોપવેશન** ન૦ અન્નજળનો ત્યાગ કરી મરવા માટે તૈયાર થઈ બેસવું તે
**પ્રારબ્ધ** વિ૦ શરૂ કરેલું (૨) ન૦ નસીબ
**પ્રારબ્ધવાદ** પું૦ દૈવવાદ
**પ્રારબ્ધવાદી** વિ૦ (૨) પું૦ દૈવવાદી
**પ્રારંભ** પું૦ શરૂઆત
**પ્રારંભશૂર** વિ૦ શરૂઆતમાં જ ખૂબ ઉત્સાહ બતાવનાર
**પ્રાર્થના** સ્ત્રી૦ અરજ (૨) ઈશ્વરસ્તુતિ
**પ્રાર્થવું** અ૦ ક્રિ પ્રાર્થના કરવી; વીનવવું
**પ્રાર્થિત** વિ૦ અરજ કરીને માગેલું
**પ્રાવરણ** ન૦ ઢાંકણ
**પ્રાવીણ્ય** ન૦ કુશળતા
**પ્રાવૃષ** પું૦ ચોમાસું
**પ્રાવેશિક** વિ૦ પ્રવેશ કરવામાં સાધનરૂપ
**પ્રાશન** ન૦ ખાવું તે
**પ્રાશવું** સ૦ ક્રિ૦ ખાવું
**પ્રાસ** પું૦ કવિતાની તૂકને અંતે મળતા અક્ષર આવવા તે (૨) ભાલો
**પ્રાસંગિક** વિ૦ પ્રસ્તુત; પ્રસંગને અનુકૂળ (૨) કોઈક વખતનું
**પ્રાસાદ** પું૦ મહેલ
**પ્રાસાદિક** વિ૦ પ્રસાદગુણવાળું (૨) અનુગ્રહરૂપ; કલ્યાણકારી (૩) ઈશ્વરની કૃપાથી મળેલું
**પ્રાસ્તાવિક** વિ૦ પ્રસ્તાવનાને લગતું; પ્રસ્તાવના –રૂપ (૨) પ્રસ્તુત
**પ્રાહુણો** પું૦ મહેમાન
**પ્રાંગણ** ન૦ આંગણું
**પ્રાંત** પું૦ છેડો (૨) દેશનો વિભાગ; ઘણા જિલ્લાઓ મળી બનતો વિભાગ
**પ્રાંતિક** વિ૦ પ્રાંતને લગતું
**પ્રાંતીય** વિ૦ પ્રાંતિક
**પ્રાંતીયતા** સ્ત્રી૦ પોતાના પ્રાંતનો જ વિચાર કરવાની સંકુચિતતા
**પ્રાંતીયત્વ** ન૦ પ્રાંતીયતા
**પ્રિય** વિ૦ વહાલું; ગમતું (૨) પું૦ પિયુ; કાંત (૩) ન૦ હિત; કલ્યાણ (૪) મિષ્ટ વચન
**પ્રિયકર** વિ૦ હિતકર
**પ્રિયતમ** વિ૦ સૌથી વધારે વહાલું (૨) પું૦ કાન્ત (૩) પતિ
**પ્રિયતમા** સ્ત્રી૦ કાંતા; પ્રિયા (૨) પત્ની
**પ્રિયા** સ્ત્રી૦ કાંતા; વહાલી સ્ત્રી
**પ્રિયાળો** પું૦ (કા.)*
**પ્રીછ** સ્ત્રી૦ ઓળખ
**પ્રીછવું** સ૦ ક્રિ ઓળખવું; સમજવું; જાણવું
**પ્રીત** સ્ત્રી૦ પ્રેમ
**પ્રીતમ** પું૦ પ્રિયતમ
**પ્રીતાળ** વિ૦ પ્રેમાળ
**પ્રીતિ** સ્ત્રી૦ પ્રેમ
**પ્રેક્ષક** પું૦ જોનાર માણસ

**પ્રેક્ષણીય** વિ૦ જોવાજેવું
**પ્રેક્ષાગાર** ન૦ જુઓ પ્રેક્ષાગૃહ
**પ્રેક્ષાગૃહ** ન૦ નાટકશાળા; 'થિયેટર'
**પ્રેત** ન૦ શબ (૨) સપિંડીકરણ પર્યંત મરનારને મળતું એક કલ્પિત શરીર (૩) અવગતિયો જીવ (૪) પિશાચ જેવી એક યોનિ
**પ્રેતકર્મ** ન૦ મરેલાના દહનથી માંડીને સપિંડીકરણ સુધી કરવામાં આવતું કર્મ
**પ્રેતદહન** ન૦ શબને બાળવું તે
**પ્રેતભૂમિ(-મી)** સ્ત્રી૦ શ્મશાન
**પ્રેતલોક** પું૦ પ્રેતોને રહેવાનો લોક
**પ્રેતાવાહન** ન૦ પ્રેતને બોલાવવું તે
**પ્રેમ** પું૦ પ્રીતિ (૨) રુચિ
**પ્રેમદા** સ્ત્રી૦ જુઓ પ્રમદા
**પ્રેમપત્ર** ન૦ પ્રેમ દર્શાવતો પત્ર
**પ્રેમપત્રિકા** સ્ત્રી૦ પ્રેમપત્ર
**પ્રેમપાશ** પું૦ પ્રેમરૂપી બંધન
**પ્રેમરસ** પું૦ પ્રેમરૂપી રસ
**પ્રેમલ(-ળ)** વિ૦ પ્રેમવાળું
**પ્રેમળતા** સ્ત્રી૦
**પ્રેમાર્દ્ર** વિ૦ પ્રેમથી ભીંજાયેલું
**પ્રેમાસ્પદ** ન૦ પ્રેમનું સ્થાન; પ્રેમપાત્ર
**પ્રેમાળ** વિ૦ હેતાળ; વહાલસોયું
**પ્રેમી** વિ૦ પ્રેમવાળું; પ્રેમ કરનારું
**પ્રેય** ન૦ ઐહિક-પાર્થિવ સુખ
**પ્રેયસી** સ્ત્રી૦ પ્રિય સ્ત્રી
**પ્રેરક** વિ૦ પ્રેરણા, ગતિ કે ઉત્તેજન આપનારું (૨)બીજાના તરફની પ્રેરણા બતાવનારું (વ્યા૦)
**પ્રેરણા** સ્ત્રી૦ પ્રેરવું તે (૨) પ્રોત્સાહન (૩) આદેશ; આજ્ઞા (૪) ખાનગી સલાહ
**પ્રેરવું** સ૦ ક્રિ૦ મોકલવું (૨) ગતિ, પ્રોત્સાહન, આજ્ઞા કે ખાનગી સલાહ આપવી
**પ્રેરિત** વિ૦ પ્રેરાયેલું
**પ્રેષિત** વિ૦ મોકલેલું
**પ્રેષ્ય** વિ૦ મોકલવાલાયક (૨) પું૦ નોકર; દાસ
**પ્રેસ** ન૦ રૂ વગેરેને દાબી ગાંસડીઓ બાંધવાનો સંચો (૨) છાપવાનું યંત્ર (૩) છાપખાનું
**પ્રોક્ષણ** ન૦ પવિત્ર કરવા મંત્રપૂર્વક પાણી છાંટવું તે
**પ્રોત્સાહન** ન૦ ખૂબ ઉત્સાહ આપવો તે; ઉશ્કેરવું તે
**પ્રોત્સાહિત** વિ૦ પ્રોત્સાહન પામેલું
**પ્રોવું** સ૦ ક્રિ૦ પરોવવું
**પ્રોષિતભર્તૃકા** સ્ત્રી૦ જેનો પતિ વિદેશ ગયો હોય તેવી (નાયિકા)
**પ્રૌઢ** વિ૦ પુખ્ત; આધેડ (૨) ગંભીર (૩) વિશાળ; ભવ્ય (૪) પ્રૌઢિવાળું
**પ્રૌઢતા** સ્ત્રી૦
**પ્રૌઢપણું** ન૦
**પ્રૌઢા** સ્ત્રી૦ ત્રીસથી પંચાવન વરસની નાયિકા; પ્રગલ્ભા
**પ્રૌઢિ** સ્ત્રી૦ વિચાર અને ભાષાની પ્રૌઢતા (૨) ચમત્કારિક, સંક્ષેપ કે વિસ્તારવાળું અને સાભિપ્રાય લખાણ
**પ્રૌઢું** વિ૦ પ્રૌઢ (૨) અત્યંત
**પ્લવંગ** પું૦ વાંદરો
**પ્લવંગમ** પું૦ વાંદરો (૨) એક છંદ
**પ્લાસ્તર** ન૦ ચણતર ઉપર લગાવવાનો ચૂના વગેરેનો લેપ (૨) ઔષધનો લેપ (૩) તેવા લેપવાળી પટી
**પ્લીહા** સ્ત્રી૦ બરોળ
**પ્લુત** વિ૦ દીર્ઘ સ્વરથી દોઢા લાંબા ઉચ્ચારનું
**પ્લુતિ** સ્ત્રી૦ કૂદકો (૨) પૂર (૩) ઘોડાની એક ચાલ (૪) સ્વર ત્રણ માત્રા સુધી લંબાવવો તે
**પ્લેગ** પું૦ એક ચેપી રોગ; મરકી; મહામારી

# ફ

**ફ** પું૦ બીજો ઓષ્ઠ્ય વ્યંજન
**ફઈ** સ્ત્રી૦ ફોઈ; બાપની બહેન
**ફઉડી** સ્ત્રી૦ જુઓ ફાલુ
**ફકત** અ૦ માત્ર; કેવળ
**ફક(-ગ)દંડ** વિ૦ ઉડાઉ (૨) લુચ્ચું (૩) બેફિકરું
**ફકરો** પું૦ કંડિકા; 'પૅરૅગ્રાફ'
**ફકાર** પું૦ ફ અક્ષર કે તેનો ઉચ્ચાર
**ફકારાંત** વિ૦ છેડે ફકારવાળું
**ફકાવવું** સ૦ ક્રિ૦ 'ફાકવું'નું પ્રેરકરૂપ
**ફકાવું** અ૦ ક્રિ૦ 'ફાકવું'નું કર્મણિરૂપ
**ફકીર** પું૦ ત્યાગી; વેરાગી (મુસલમાન)
**ફકીરફકરું** ન૦ માગણ
**ફકીરી** સ્ત્રી૦ ફકીરપણું
**ફકેડો** પું૦ ફાકો; કોળિયો
**ફક્કડ** વિ૦ લોકલાજની પરવા વિનાનું—સ્વચ્છંદી (૨) વરણાગિયું; છેલ (૩) સુંદર (૪) ઉડાઉ; બેફિકરું
**ફક્કડાઈ** સ્ત્રી૦
**ફક્ત** અ૦ ફકત; માત્ર; કેવળ
**ફક્કંફક્કા** પું૦ બ૦ વ૦ ખાઈપી ઉડાવી દેવું તે; ખાલીપણું
**ફગફગવું** અ૦ ક્રિ૦ ફરફરવું; હવામાં ઊડવું (૨) રખડવું; રઝળવું (૩) ફફડવું
**ફગદંડ** વિ૦ જુઓ ફકદંડ
**ફગર** સ્ત્રી૦ પરાગ (૨) ફાલ; ઢગ (૩) ફૂલોની મંજરી
**ફગ(-ગા)વવું** સ૦ ક્રિ૦ છેતરવું (૨) ખોટું સમજાવવું (૩) 'ફગવું'નું પ્રેરકરૂપ
**ફગવું** અ૦ ક્રિ૦ વાંકું બોલવું; બોલીને ફરી જવું (૨) નિયંત્રણમાં ન રહેવું; છકવું
**ફગવો** પું૦ જુઓ ઘેરૈયો
**ફગાવવું** સ૦ ક્રિ૦ જુઓ ફગવવું
**ફગેરો** પું૦ પજવણી (૨) ઉઘાડી ફજેતી
**ફગોટ(-ળ)વું** સ૦ ક્રિ૦ ફગવવું; ફેંકી દેવું
**ફગોળિયું** વિ૦ ધારણા વિના ફેંકેલું
**ફજર** સ્ત્રી૦ મળસકું
**ફજલ** વિ૦ સુખી; આનંદી (૨) સ્ત્રી૦ કૃપા (૩) આબાદી
**ફજેત** વિ૦ જેની ફજેતી થઈ હોય તેવું; બદનામ
**ફજેતી** સ્ત્રી૦ ભવાડો (૨) બદનામી; અપકીર્તિ
**ફજેતો** પું૦ ફજેતી (૨) કેરીના ગોટલા, છોતરાં વગેરે ધોઈ કરેલી કઢી
**ફટ** અ૦ તિરસ્કારનો અવાજ
**ફટક** વિ૦ તરત ફરી જાય એવું; શરમ વગરનું (૨) સ્ત્રી૦ બિલોર (૩) બીક (૪) અનાજ ઊપણવાની ચાદર
**ફટકડી** સ્ત્રી૦ એક જાતનો ખાર
**ફટકફટક** ન૦ (૨) અ૦ (રવ૦) બીકથી થતા હૃદયના ધબકારાનો અવાજ
**ફટકવું** અ૦ ક્રિ૦ ખસવું; ચળવું (ડાગળી—બુદ્ધિનું) (૨) વંઠી જવું (૩) ઊડી જવું (રંગનું) (૪) બીજી વાત પર ઊતરી પડવું
**ફટકાર(-વ)વું** સ૦ ક્રિ૦ મારવું; ચાબૂક—સોટીથી મારવું
**ફટકારું** વિ૦ ઘેલું; દીવાનું; બેફામ (૨) ચોકેલું (૩) ખુલ્લું
**ફટકારો** પું૦ ફટકો કે તેનો અવાજ (૨) ચિત્તભ્રમ (૩) ધ્રાસકો
**ફટકાવવું** સ૦ ક્રિ૦ જુઓ ફટકારવું

**ફટકિયું** વિ૰ ઝટ ફૂટી જાય તેવું (૨) માથે જોખમ ન રાખે તેવું; ફરી જાય તેવું (૩) (૨વ૰) અવાજ કરતું (૪) ન૰ આખું એક બારણું

**ફટકી** સ્ત્રી૰ ફટકડી (૨) એક પક્ષી (૩) પારધીની જાળ

**ફટકો** પું૰ ચાબૂક કે સોટીનો પ્રહાર (૨) અંગૂછો (૩) [લા.] ખોટ; હાનિ; શિક્ષા

**ફટફટ** અ૰ (૨વ૰) ફટાકડા વગેરેનો અવાજ (૨) ધિક્‌ધિક્ (૩) ઝટઝટ; વગરવિચારે

**ફટ(-ટા)વવું** સ૰ ક્રિ૰ જુઓ ફટાવવું

**ફટાકડી** સ્ત્રી૰ પાણી લાગવાથી 'ફટ' અવાજ કરતું એક છોડનું ફીંડવું (૨) બંદૂકડી (૩) ટચાકડી

**ફટાકડો** પું૰ ટોટો; એક દારૂખાનું

**ફટાકિયો** પું૰ ફટાકડો (૨) એક છોડ

**ફટાકો** પું૰ જુઓ ફટાકિયો

**ફટાટોપ** પું૰ ઊંચી કરેલી ફેણ (સાપની) (૨) ફૂંફાડો; આડંબર; દમામ

**ફટાડવું** સ૰ ક્રિ૰ વધારેપડતી છૂટ આપીને બહેકાવવું; ફટાવવું

**ફટાણું** ન૰ ભૂંડું-બીભત્સ ગીત કે બોલ

**ફટા(-ટો)ફટ** અ૰ ઝપાટાબંધ; ઉપરાઉપરી

**ફટાયો** પું૰ વારસાનો ભાગ લઈ ભાઈથી જુદો પડેલો ઠાકોર

**ફટાર(-રું)** વિ૰ તદ્દન ખુલ્લું

**ફટારવું** સ૰ ક્રિ૰ આંખ ફાડવી

**ફટારી** સ્ત્રી૰ બડાઈ

**ફટારું** વિ૰ જુઓ ફટાર

**ફટાવવું** સ૰ ક્રિ૰ ફટાડવું (૨) ફોડવું; સમજાવી પોતાના પક્ષમાં લેવું

**ફટોફટ** અ૰ જુઓ ફટાફટ

**ફટોર(-ળ)** વિ૰ પોચું અને મીઠું (સોપારી) (૨) ન૰ પવનથી તૂટી પડેલી કેરી

**ફડ** ન૰ દારૂ ગાળવાનું સ્થાન-ભઠ્ઠી (૨) બજાર (૩) થાણું (૪) ગાનાર-નાચનારનું ટોળું (૫) એક પક્ષનું ટોળું (લાવણી ગાવામાં) (૬) અ૰ (૨વ૰) (૭) ઉતાવળથી

**ફડક** સ્ત્રી૰ બીક; ફટક (૨) પહેરેલા કપડાનો ઝૂલતો છેડો

**ફડકાર(-ર)વું** સ૰ ક્રિ૰ ફટકારવું (૨) સબડકા મારીને ખાવું

**ફડકિયું** ન૰ છૂટો છેડો; ફડક (૨) દાણા ઊપણવા ચાદર પકડીને કરેલો પંખો

**ફડકો** પું૰ કપડાની ફડકનો અવાજ (૨) ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર (૩) સબડકો

**ફડચ(-શ)** સ્ત્રી૰ ચીરી; ફડકો

**ફડચો** પું૰ નિકાલ; તોડ (૨) દેવાની પતાવટ

**ફડદું** ન૰ ફાંસ; વાંધો

**ફડનવીસ** પું૰ સરકારી દફતરનો મુખ્ય અમલદાર; હિસાબી ખાતાનો અમલદાર

**ફડનીસ** પું૰ જુઓ ફડનવીસ

**ફડનીસી** સ્ત્રી૰ ફડનીસનું કામ-હોદ્દો (૨) સરકારી દફતરોનો ઓરડો

**ફડફડ** સ્ત્રી૰ ધબકારો; ઊછળવું તે (હ્રદયનું) (૨) ધાંધલ; ઉતાવળ (૩) અ૰ ઉપરાઉપરી (૪) [૨વ૰] ઊડવાનો, ફૂટવાનો કે ધબકવાનો અવાજ

**ફડફડવું** અ૰ ક્રિ૰ (બીકથી) ધ્રૂજવું; કંપવું (૨) ગુસ્સામાં બોલવું (૩) પૂંઠે ગુસ્સામાં બડબડવું (૪) ફડફડ અવાજ થવો (હવાથી ઊડવાથી)

**ફડફડાટ** પું૰ ફફડવું તે (૨) પતરાજી; તોર

**ફડફોજદાર** પું૰ પોલીસ થાણા ઉપર નિમાયેલો ફોજદાર

**ફડબખતર** વિ૰ ઉઘાડું; ખુલ્લું

**ફડબખ્તર** વિ૰ જુઓ ફડબખતર

**ફડશ** સ્ત્રી૰ ફડચ; ચીરી

**ફડાકિયું** વિ૰ ગપ્પીદાસ (૨) બડાઈખોર

**ફડાકી** સ્ત્રી૰ ગપ (૨) બડાઈ

**ફડાકીદાસ** પું૰ ફડાકિયો

**ફડાકો** પું૰ ટોટો; ફટાકડો (૨) ધ્રાસકો; બીક (૩) જુઓ ફડાકી (૪) ફડાક એવો અવાજ

**ફડાફડ** અ૰ (૨વ૰) ઉપરાઉપરી

**ફડાવવું** સ૰ ક્રિ૰ 'ફાડવું'નું પ્રેરકરૂપ

**ફડાવું** અ૰ ક્રિ૰ 'ફાડવું'નું કર્મણિરૂપ

**ફડાશિયું** ન૰ ફડશ

**ફડિયો** પું૰ દાણા વેચનાર; કણિયો (૨) દારૂ ગાળનારો

**ફડેતાળ** સ્ત્રી૰ પાટિયાંની પડદી

**ફણગર** પું૰ સાપ; નાગ

**ફણુગી** સ્ત્રી૰ અંકુર

**ફણગો** પું૦ અંકુર

**ફણ(-ણા)ધર** પું૦ નાગ (૨) મહાદેવ

**ફણસ** ન૦ એક ફળ

**ફણસી** સ્ત્રી૦ એક જાતની શિંગ (૨) ફણસનું ઝાડ; તેનું લાકડું

**ફણા** સ્ત્રી૦ સાપની ફેણ

**ફણાધર** પું૦ જુઓ ફણધર

**ફણી** પું૦ સાપ (૨) સ્ત્રી૦ કાંસકી (૩) સાળનો લાંબી જાળી જેવો એક ભાગ જેમાં તાણાના તાર પરોવેલા હોય છે અને જેના વડે વણાટ ઠોકવામાં આવે છે

**ફતવાખોર** વિ૦ ઢોંગી; પાખંડ

**ફતવો** પું૦ ઢોંગ (૨) મુસલમાની ધર્મશાસ્ત્રનો હુકમ (૩) હુકમ

**ફતે(૦હ)મારી** સ્ત્રી૦ નાનું વહાણ

**ફતેહ** સ્ત્રી૦ જીત; સફળતા

**ફતેહમંદ** વિ૦ વિજયી; સફળ

**ફતેહમંદી** સ્ત્રી૦ જીત; જય

**ફતેહમારી** સ્ત્રી૦ જુઓ ફતેમારી

**ફદડકફદડક** અ૦ (રવ૦) જોરથી દોડતા ઘોડાનો અવાજ

**ફદફદ** અ૦ (રવ૦) ફદફદવાનો અવાજ (૨) વિ૦ પોચું અને ગદગદી ગયેલું

**ફદફદવું** અ૦ ક્રિ૦ કોહીને, અથાઈને કે ખદાઈને ગદગદું થવું (૨) પરુ ભરાઈને ફૂટવાની તૈયારીમાં આવવું (૩) ખદખદવું

**ફદફદાટ** પું૦ ફદફદવું તે

**ફદિયું** ન૦ પૈસો (૨) ચાર પાઈ (મુંબાઈ) (૩) નાની ગળી ભાખરી

**ફના** વિ૦ નાશ પામેલું; પાયમાલ

**ફનાફાતિયા** વિ૦ સમૂળગું નાશ પામેલું

**ફનાફિલશાહ** પું૦ ગુરુના ધ્યાનમાં લીન થઈ જવું તે

**ફનાફિલ્લા** પું૦ ઈશ્વરમાં લીન થઈ જવું તે

**ફફડવું** અ૦ ક્રિ૦ જુઓ ફડફડવું

**ફફડાટ** પું૦ જુઓ ફડફડાટ

**ફફળવું** અ૦ ક્રિ૦ રેડાવું

**ફફેયો** પું૦ ફોલ્લો

**ફફોલો** પું૦ ફફેયો; ફોલ્લો

**ફફ્ફો** પું૦ 'ફ' અક્ષર

**ફરક** પું૦ ફેર; તફાવત

**ફરકડી** સ્ત્રી૦ કાંતવાની ફીરકી (૨) ફરણી (૩) ઓઢીઆરું

**ફરકડો** પું૦ મોટી ફરકડી

**ફરકવું** અ૦ ક્રિ૦ ધ્રૂજવું (૨) દેખાવું (૩) ખસવું

**ફરકાટ** પું૦ ધ્રુજારો (૨) હાલચાલ

**ફરકારો** પું૦ જુઓ ફરકાટ

**ફરકી** સ્ત્રી૦ ફીરકી

**ફરજ** સ્ત્રી૦ કર્તવ્ય

**ફરજંદ** ન૦ સંતાન

**ફરજંદારી** સ્ત્રી૦ પેઢી દરપેઢી ઊતરતી હક્કદારી

**ફરણી** સ્ત્રી૦ ત્રાકની ચકરડી

**ફરદ** ન૦ જોડમાંનું એક

**ફરફર** સ્ત્રી૦ વરસાદની ઝીણી છાંટ (૨) અ૦ ઝટઝટ

**ફરફરવું** અ૦ ક્રિ૦ હાલવું; ફરકવું

**ફરફરિયું** વિ૦ ફરફરે એવું (૨) ન૦ કાગળિયું (૩) કાનનું એક ઘરેણું

**ફરબે** વિ૦ પુષ્ટ; તાજું (૨) ચરબીદાર

**ફરમાન** ન૦ હુકમ (૨) સનદ

**ફરમાનબરદાર** વિ૦ તાબેદાર

**ફરમાવવું** સ૦ ક્રિ૦ હુકમ કરવો

**ફરમાશ(-સ)** સ્ત્રી૦ હુકમ; ઉપરીની સૂચના (૨) ભલામણ

**ફરમાસી(-સુ)** વિ૦ ભલામણથી મળેલું; હુકમ પ્રમાણે તૈયાર કરેલું (૨) નમૂનેદાર

**ફરમો** પું૦ નમૂનો (૨) છાપવાને માટે ગોઠવીને તૈયાર કરેલ બીબાંનું ચોકઠું

**ફરવું** અ૦ ક્રિ૦ આમતેમ કે ગોળગોળ ચાલવું (૨) ગતિ કરવી (૩) બદલાવું

**ફરશી(-સી)** સ્ત્રી૦ સુતારનું એક ઓજાર (૨) કુહાડીના ઘાટનું એક હથિયાર

**ફરસ** સ્ત્રી૦ છાટ; તખતી

**ફરસબંધી** સ્ત્રી૦ પથ્થર બેસાડેલી જમીન

**ફરસાટ** પું૦ ફરસો સ્વાદ

**ફરસાણ** ન૦ હરકોઈ ફરસી વાની

**ફરસીખ** સ્ત્રી૦ આજ્ઞા; કાનૂન; ધારો

**ફરસું** વિ૦ ચણા, વટાણા વગેરે કઠોળ ખાતાં લાગતા સ્વાદનું

**ફરહંગ** પું૦ શબ્દાર્થકોશ

**ફરંગટી** સ્ત્રી૦ (કા૦) ફેર; ચકરી (૨) પાણીનું વમળ; ભમરી (૩) ગોથું

**ફરેંદું** વિ૦ પહોંચેલું; કાબેલ (૨) હરાયું
**ફરાક** ન૦ છોકરીઓને પહેરવાનું એક વસ્ત્ર
**ફરાગત** વિ૦ નવરું (૨) દિશાએ જનારું
**ફરામોસી** સ્ત્રી૦ ભુલકણાપણું
**ફરાવી** ન૦ શિયાળ જેવું એક પ્રાણી
**ફરાશી** સ્ત્રી૦ ઊંચી જાતનું લોખંડ
**ફરાસ** પું૦ દીવાબત્તી તથા સાફસૂફીનું કામ કરનાર ચાકર કે પટાવાળો
**ફરાસખાનું** ન૦ પાથરણાં, દીવા વગેરે સામાન મૂકવાનો ઓરડો
**ફરાળ** ન૦ ઉપવાસનો ખાસ ખોરાક
**ફરિયાદ** સ્ત્રી૦ અરજી (૨) જુલમ કે અન્યાય સામેનો પોકાર (૩) દાવો
**ફરિયાદણ** સ્ત્રી૦ ફરિયાદ કરનાર સ્ત્રી
**ફરિયાદી** પું૦ ફરિયાદ કરનાર પુરુષ; વાદી
**ફરી,૦થી(–ને)** અ૦ બીજીવાર
**ફરેડી** સ્ત્રી૦ ઉઘાડવાસ થઈ શકે એવી ચીપોવાળી બારી (૨) લશ્કરની કવાયત પછી કરવામાં આવતા બંદૂકના બાર
**ફરેબ** પું૦; સ્ત્રી૦ દગો; ધોખો; ઠગબાજી
**ફરેબી** વિ૦ દગલબાજ
**ફરેસુકામ** અ૦ ખલાસ; પાયમાલ
**ફરેલ(–લું)** વિ૦ બદલાયેલું (૨) અનુભવી (૩) મિજાજી; અવિચારી
**ફરો** પું૦ સોળ પાલીનું માપ
**ફરોદસ્ત** પું૦ સંગીતનો એક તાલ
**ફલ(–ળ)** ન૦ વનસ્પતિનું ફળ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું (હથિયાર કે ઓજારનું) (૫) [ગ.] 'ફંક્શન'
**ફલક** ન૦ સપાટ પાટિયું (૨) પાનું (૩) બાણનું ફળું
**ફલકદંતી** ન૦ એક જાનવર
**ફલકયંત્ર** ન૦ ભાસ્કરાચાર્યે યોજેલું ખગોળશાસ્ત્રનું એક યંત્ર
**ફલફૂડી** વિ૦ ભોળું; વખાણથી ફુલાઈ જાય તેવું (૨) સ્ત્રી૦ દોલત (ગુપ્ત ભાષામાં)
**ફલત્યાગ** પું૦ (કર્મના) ફળનો ત્યાગ
**ફલદ(–દાયક)** વિ૦ ફળદાયી
**ફલદાતા** વિ૦ ફલદાયી
**ફલદાયિત્વ** ન૦ ફળદાયીપણું
**ફલદાયી** વિ૦ ફળ દેનારું (૨) ફાયદાકારક
**ફલન** ન૦ ફળવું તે (૨) પાક (૩) પરિણામ
**ફલપ્રદ** વિ૦ ફલદાયી
**ફલશ્રુતિ** સ્ત્રી૦ કર્મનું ફળ જણાવનારું કથન
**ફલસિદ્ધિ** સ્ત્રી૦ પરિણામ; ફળની પ્રાપ્તિ
**ફલંગ** સ્ત્રી૦ ફાળ; કૂદકો
**ફલાણું** વિ૦ અમુક
**ફલાદેશ** પું૦ ફળ કહેવું તે (જ્યો.)
**ફલાભિસંધિ** સ્ત્રી૦ ફળની ઇચ્છા
**ફલાલીન** સ્ત્રી૦; ન૦ એક જાતનું ઊનનું કાપડ
**ફલાસક્તિ** સ્ત્રી૦ (કર્મના) ફળમાં આસક્તિ
**ફલા(–ળા)હાર** પું૦ ફળનો ખોરાક (૨) ફરાળ
**ફલા(–ળા)હારી** વિ૦ ફળાહાર કરનારું
**ફલિત** વિ૦ ફળેલું; નીપજેલું (૨) ન૦ (ગ.) ફળ; 'રિઝલ્ટ'
**ફલિતાર્થ** પું૦ પરિણામ (૨) ઉત્પન્ન થતો અર્થ
**ફલી(–ળી)ભૂત** વિ૦ સાર્થક (૨) ફળવાળું
**ફલેચ્છા** સ્ત્રી૦ (કર્મના) ફળની ઇચ્છા
**ફલ્ગુ** વિ૦ તુચ્છ (૨) સુંદર (૩) પું૦ વસંત (૪) ગુલાલ (૫) સ્ત્રી૦ (સં.) ગયાક્ષેત્ર પાસેની નદી
**ફલ્ગુન** પું૦ જુઓ ફાલ્ગુન
**ફલ્ગુની** સ્ત્રી૦ એક નક્ષત્ર
**ફલ્લું** વિ૦ પહોળું; વલ્લું (૨) નિખાલસ
**ફશ** સ્ત્રી૦ પરાજય; હાર
**ફસ** સ્ત્રી૦ નસ; નાડી
**ફસલ** સ્ત્રી૦ મોસમ (૨) પાક
**ફસલી** વિ૦ મોસમનું
**ફસ(–સા)વું** અ૦ ક્રિ૦ સપડાવું; ભરાવું (૨) ઠગાવું
**ફસાવવું** સ૦ ક્રિ૦ 'ફસવું'નું પ્રેરકરૂપ
**ફળ** ન૦ ફલ
**ફળઝાડ** ન૦ ખાઈ શકાય એવાં ફળ આપનાર ઝાડ
**ફળદાયક** વિ૦ જુઓ ફલદાયક
**ફળદાયી** વિ૦ જુઓ ફલદાયી
**ફળદ્રુપ** વિ૦ રસાળ; સારો પાક–ફળ આપે એવું
**ફળદ્રુપતા** સ્ત્રી૦
**ફળવંત** વિ૦ ફળવાળું
**ફળવાન** વિ૦ ફળવાળું
**ફળવું** અ૦ ક્રિ૦ ફળ આવવાં (૨) સિદ્ધ થવું
**ફળસિદ્ધિ** સ્ત્રી૦ જુઓ ફલસિદ્ધિ
**ફળાઉ** વિ૦ ફળ આપતું

**ફળાહાર** પું૦ જુઓ ફલાહાર
**ફળાહારી** વિ૦ જુઓ ફલાહારી
**ફળિયું** ન૦ મહોલ્લો (૨) પાનું; ફળ
**ફળિયેલ** વિ૦ + ફળાઉ (૨) ફળેલું
**ફળી** સ્ત્રી૦ નાનું ફળિયું (૨) લાકડી (૩) શિંગ
**ફળીભૂત** વિ૦ ફલીભૂત
**ફણું** ન૦ ફળ; પાનું
**ફંગોળવું** સ૦ ક્રિ૦ (કા.) ફગોળવું (૨) ધુમાવવું
**ફંગોળિયું** વિ૦ જુઓ ફગોળિયું
**ફંગોળો** પું૦ મોટા હીંચકો; તેનું આંદોલન
**ફંટાયું** ન૦ બહારવટું
**ફંટાવું** અ૦ ક્રિ૦ દિશા બદલવી (૨) ફાંટા પડવા
**ફંડ** ન૦ ઉઘરાણું; ફાળો; ટીપ
**ફંદ(-દો)** પું૦ કાવતરું (૨) જાળ (૩) [લા.] દુર્વ્યસન
**ફંદી,૦લું** વિ૦ કપટી (૨) ઢોંગી (૩) દુર્વ્યસની
**ફંફેરો** પું૦ (કા.) ફજેતો; ખાનગી વાત જાહેર થવી તે
**ફંફોસવું** સ૦ ક્રિ૦ બારીકાઇથી તપાસવું; ખોળવું
**ફાક** સ્ત્રી૦ રાખ (૨) ભૂકી (૩) ફાકો
**ફાકડો** પું૦ ફાકો (૨) ખાવાનું ન મળવાથી થતું અનશન
**ફાકતા** ન૦ એક પક્ષી
**ફાકવું** સ૦ ક્રિ૦ ઉછાળીને મોંમાં નાંખવું
**ફાકા** પું૦ બ૦ વ૦ તંગી; હાડમારી (૨) અનશન
**ફાકી** સ્ત્રી૦ નાનો ફાકો (૨) દવાનું ચૂર્ણ
**ફાકો** પું૦ ફાકેલું તે; બુક્કો
**ફાગ** પું૦ વસંત (૨) હોળીનાં શૃંગારી ગીતો કે બોલાતા અપશબ્દ
**ફાગણ** પું૦ વિક્રમ સંવતનો પાંચમો મહિનો
**ફાગણિયું** વિ૦ ફાગણ માસને લગતું (૨) ન૦ ઝીણા પોતનું સ્ત્રીનું વસ્ત્ર
**ફાચર** સ્ત્રી૦ લાકડાની ફાડ વગેરેમાં ઘાલવાની લાકડાની નાની ચીર (૨) સુતારનું એક ઓજાર (૩) [લા.] નડતર
**ફાચરું** વિ૦ પહોળું; છીછરું (૨) રાંઢું (૩) ન૦ ફાચર
**ફાચરો** પું૦ લાકડાનો કકડો; ચીતળ
**ફાજલ** વિ૦ વધેલું (૨) ફાલતુ
**ફાજેલ** વિ૦ વિદ્યાવાન (૨) ડાહ્યું
**ફાટ** સ્ત્રી૦ ફાટવું તે (૨) તરડ (૩) ભેદ; ફૂટ
**ફાટક** પું૦; સ્ત્રી૦ દરવાજો (૨) બાકું
**ફાટફૂટ** સ્ત્રી૦ વિરોધ; કુસંપ; ભેદ
**ફાટવું** અ૦ ક્રિ૦ તૂટવું; ફાટ પડવી (૨) છકી જવું (૩) ખૂબ દુખવું (અંગ)
**ફાટાફાટ** સ્ત્રી૦ ફાટફૂટ
**ફાટું(-ટ્યું)** વિ૦ ફાટેલું (૨) અસભ્ય (૩) ઉદ્ધત
**ફાટું(-ટ્યું)તૂટું(-ટ્યું)** વિ૦ ફાટેલું ને તૂટેલું (૨) જૂનું
**ફાટેલ(-લું)** વિ૦ ફાટું
**ફાટ્યુંતૂટ્યું** વિ૦ જુઓ ફાટુંતૂટું
**ફાટ્યુંફાટ્યું** વિ૦ ફાટું
**ફાડ** સ્ત્રી૦ ચીરી
**ફાડચું** ન૦ ચીરિયું
**ફાડવું** સ૦ ક્રિ૦ ચીરવું; તોડવું
**ફાડિયું** ન૦ ચીરી
**ફાતડો** પું૦ ભવૈયો
**ફાતિયો** પું૦ મરેલા પાછળ ભણવાનો કુરાનનો ફકરો
**ફાતિયા** પું૦ બ૦ વ૦ પાયમાલી
**ફાનસ** ન૦ બત્તી; દીવો
**ફાની** વિ૦ નાશવંત
**ફાફડાશિં(-શીં,-સિં,-સીં)ગ** સ્ત્રી૦ એક જાતની પહોળી શિંગ
**ફાફડો** પું૦ એક જાતના થોરનું પહોળું પાન; થાપડો (૨) એક જાતની પહોળી શીંગ
**ફામ** સ્ત્રી૦ સ્મરણ; યાદ
**ફાયદાકારક** વિ૦ લાભદાયક
**ફાયદાકારી** વિ૦ લાભદાયક
**ફાયદેમંદ** વિ૦ લાભદાયક
**ફાયદો** પું૦ લાભ
**ફાયો** પું૦ અત્તરમાં બોળેલું પૂમડું
**ફારક(-ગ)** વિ૦ છૂટું; મુક્ત (૨) નવરું
**ફારગત** વિ૦ મુક્ત; છૂટું (૨) સ્ત્રી૦ ફારગતી; છુટકારો
**ફારગતી** સ્ત્રી૦ છુટકારો; મુક્તિ
**ફારસ** ન૦ પ્રહસન; ગમ્મત (૨) હસવાજેવું કાર્ય
**ફારસી** વિ૦ ઇરાની (૨) સ્ત્રી૦ ફારસી ભાષા
**ફાલ** પું૦ પાક (૨) અતિશયતા

**ફાલતુ** વિ૦ પરચૂરણ (૨) વધારાનું; થોડા ઉપયોગનું
**ફાલવું** અ૦ ક્રિ૦ પ્રફુલ્લ થવું (૨) વધવું; પુષ્ટ થવું
**ફાલ(-ળ)સી** સ્ત્રી૦ ફાલસાનું ઝાડ
**ફાલ(-ળ)સું** ન૦ એક ફળ
**ફાલુ** ન૦ એક જાતનું શિયાળ
**ફાલૂદો** પું૦ મુસલમાનોની એક વાની
**ફાલ્ગુન** પું૦ ફાગણ
**ફાલ્ગુની** વિ૦ ફાગણને લગતું (૨) સ્ત્રી૦ એક નક્ષત્ર
**ફાવવું** અ૦ ક્રિ૦ ગોઠવું; અનુકૂળ આવવું (૨) સફળ થવું (૩) લાગ મળવો
**ફાસફૂસ** સ્ત્રી૦ નકામો રદ્દી માલ
**ફાસફૂસિયું** વિ૦ નકામું; નબળું
**ફાસલો** પું૦ સમય, અંતર, કે વિસ્તારનો ફરક
**ફાળ** સ્ત્રી૦ ફલંગ (૨) ધ્રાસકો
**ફાળકી** સ્ત્રી૦ નાનો ફાળકો (૨) [લા.] દોરાની આંટી
**ફાળકું** ન૦ દોરા ઉતારવાનો ફાળકો–પરવીંટો
**ફાળકો** પું૦ ફાળકું (૨) ચગડોળ
**ફાળવણી** સ્ત્રી૦ વહેંચણી
**ફાળવવું** સ૦ ક્રિ૦ વહેંચવું
**ફાળસી** સ્ત્રી૦ ફાલસી; ફાલસાનું ઝાડ
**ફાળસું** ન૦ ફાલસું
**ફાળિયું** ન૦ ફેંટો (૨) પંચિયું
**ફાળી** સ્ત્રી૦ સાડી
**ફાળું** ન૦ જુઓ ફાળકું
**ફાળો** પું૦ હિસ્સો (૨) વહેંચણી (૩) ટીપ
**ફાંક** સ્ત્રી૦ ચીર; ફાટ
**ફાંકડાઈ** સ્ત્રી૦ વરણાગી; છેલબટાઉપણું
**ફાંકડું** વિ૦ રસિક (૨) ફક્કડ (૩) ન૦ વાક્ય
**ફાંકવું** સ૦ ક્રિ૦ ઓરવું
**ફાંકું** ન૦ બહુ (૨) લીટો (૩) છિદ્ર
**ફાંકો** પું૦ તોર; અભિમાન
**ફાંગ** સ્ત્રી૦ એક છોડ
**ફાંગડું(-ણું)** ન૦ પ્રપંચ; જાળ
**ફાંગું** વિ૦ એક આંખે ત્રાંસું જોનાર; બાડું
**ફાંટ** સ્ત્રી૦ ખોઈ (૨) ઝોળી (૩) પું૦ દવાને પલાળી રાખી બનાવેલું પેય (૪) ખાઈ (૫) કાંટો
**ફાંટવવું** સ૦ ક્રિ૦ દોરવવું
**ફાંટિયો** પું૦ (કા.) આછો દોરો ભરવો તે; ટાંકો
**ફાંટો** પું૦ શાખા; ભાગ (૨) ફીનો (૩) તરંગ
**ફાંદ** સ્ત્રી૦ પેટનો ઝૂલતો ભાગ
**ફાંદો** પું૦ પ્રપંચ; જાળ
**ફાંફડવું** સ૦ ક્રિ૦ કરડી ખાવું; પીંખી નાખવું
**ફાંફળ** ન૦ (કા.) ખુલ્લી જગા; ફાસલો
**ફાંફાં** ન૦ બ૦ વ૦ ડાફરિયાં* (૨) વલખાં; મિથ્યા પ્રયત્ન
**ફાંસ** સ્ત્રી૦ લાકડાની ઝીણી કરચ; ફાચર (૨) આડખીલી (૩) ગાળો
**ફાંસવું** સ૦ ક્રિ૦ ગાળો ઘાલવો (૨) ફાંસો નાંખવો (૩) તોડવું; ઉતરડી નાખવું (૪) ખોદવું; ખેડવું
**ફાંસિયું** વિ૦ કપટી; ફસાવે એવું
**ફાંસિયો** પું૦ ફાંસો દઈ મારનાર
**ફાંસી** સ્ત્રી૦ ફાંસો દઈ મારી નાંખવાની શિક્ષા કે યુક્તિ
**ફાંસીખો(-ગ)રો** પું૦ ફાંસિયો
**ફાંસુ** અ૦ અમસ્તું; ફોગટ
**ફાંસું** વિ૦ ફાંસિયું
**ફાંસો** પું૦ ફાંદો (૨) દોરડાનો ગાળો
**ફાંસોટિયું** ન૦ ઝોળી (૨) કક્ષામાં આવે એટલો જથો
**ફિકર** સ્ત્રી૦ ચિંતા; કાળજી
**ફિકરમંદ** વિ૦ ફિકરવાળું
**ફિકરમંદી** સ્ત્રી૦ કાળજી
**ફિક્કાશ** સ્ત્રી૦ ફિક્કાપણું
**ફિક્કું** વિ૦ નિસ્તેજ (૨) નીરસ; મોળું
**ફિટકાર** પું૦ ધિક્કાર; અનાદર
**ફિટકારવું** સ૦ ક્રિ૦ ફિટકાર કરવો
**ફિટફિટ** અ૦ ધિક્‌ધિક્ (૨) ધિક્કાર
**ફિટાડવું** સ૦ ક્રિ૦ 'ફીટવું'નું પ્રેરક રૂપ
**ફિણાવવું** સ૦ ક્રિ૦ 'ફીણવું'નું પ્રેરકરૂપ
**ફિણાવું** અ૦ ક્રિ૦ 'ફીણવું'નું કર્મણિરૂપ
**ફિતનો** પું૦ જુઓ ફિતૂર
**ફિતૂર** ન૦ ફેલ; ઢોંગ (૨) બળવો; દંગો (૩) તોફાન
**ફિતૂરી** વિ૦ ફિતૂરવાળા સ્વભાવનું
**ફિદવી** પું૦ ચાકર; દાસ
**ફિદા** વિ૦ ખૂબ ખુશ (૨) અતિ આસક્ત
**ફિસાદ** સ્ત્રી૦ નકામી વાતો; બડબડાટ

ફિઆદી વિ૦ વાતોડિયું; બબડાટિયું
ફિયો પું૦ બરોળ; પ્લીહા
ફિરકો પું૦ કોમ (૨) ટોળી; વર્ગ (૩) એક રાષ્ટ્રની પ્રજા
ફિરદોસ સ્ત્રી૦ સ્વર્ગ
ફિરસ્તો પું૦ દેવદૂત (૨) પેગંબર
ફિરંગી પું૦ પોર્ટુગલ દેશનો વતની (૨) ગોરો
ફિરાવન વિ૦ મિજાજી; હઠીલું; માથાનું ફરેલું
ફિલસૂફ પું૦ તત્ત્વજ્ઞાની
ફિલસૂફી સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન
ફિશિ(-સિ)યારી સ્ત્રી૦ બડાઈ; પતરાજી
ફિશિ(-સિ)યારીખોર વિ૦ બડાઈખોર
ફિસાદ સ્ત્રી૦ તોફાન (૨) હુલ્લડ; બળવો
ફિસાદખોર વિ૦ તોફાની (૨) બળવાખોર
ફિસાદી વિ૦ ફિસાદખોર
ફિસિયારી સ્ત્રી૦ જુઓ ફિશિયારી
ફિસિયારીખોર વિ૦ જુઓ ફિશિયારીખોર
ફિસોટો પું૦ ફીણનો લોચો
ફી સ્ત્રી૦ લવાજમ (૨) મહેનતાણું; દસ્તુરી
ફીક સ્ત્રી૦ મોળ; ફીકાશ
ફીકાશ સ્ત્રી૦ ફિક્કાશ
ફીકું વિ૦ ફિક્કું
ફીટણ વિ૦ નાશવંત (૨) ન૦ નાશ
ફીટવવું સ૦ ક્રિ૦ ફિટાડવું; 'ફીટવું'નું પ્રેરકરૂપ
ફીટવું અ૦ ક્રિ૦ ટળવું; મટવું (૨) પતવું (૩) સામે થવું
ફીણ ન૦ પ્રવાહી પર થતો ધોળો પદાર્થ
ફીણવું સ૦ ક્રિ૦ પ્રવાહીને ખૂબ ઘૂમડવું
ફીત સ્ત્રી૦ ગૂંથેલી કોર
ફીફું ન૦ (કા.) અનાજનું ફોતરું—ખોખું
ફીરકી સ્ત્રી૦ ચકરડી (૨) નાની ફાળકી
ફીસી સ્ત્રી૦ બડાઈ
ફીસું વિ૦ ફિક્કું (૨) ઢીલું; ઓછા જોરવાળું
ફીંડલું ન૦ પિલ્લું
ફીંદવું સ૦ ક્રિ૦ વેરણછેરણ કરી નાખવું (૨) ઢીલું કરી નાખવું; ચૂંથવું (૩) દબાવવું; કચરવું
ફીંદાવવું સ૦ ક્રિ૦ 'ફીંદવું'નું પ્રેરકરૂપ
ફીંદાવું અ૦ ક્રિ૦ 'ફીંદવું'નું કર્મણિરૂપ
ફુઈ સ્ત્રી૦ ફોઈ
ફુઓ પું૦ ફોઈનો વર
ફુક્કો પું૦ મૂત્રાશય (૨) પરપોટો (૩) ફૂલકો
ફુઆરો પું૦ ફુક્કો (૨) ફાહો
ફુગાવવું સ૦ ક્રિ૦ 'ફૂગવું'નું પ્રેરકરૂપ
ફુગાવું અ૦ ક્રિ૦ 'ફૂગવું'નું કર્મણિરૂપ
ફુજૂલ વિ૦ વધારેનું (૨) નકામું
ફુટકળ વિ૦ પરચૂરણ (૨) નકામું
ફુત્કાર પું૦ ફૂંફાડો
ફુત્કારવું સ૦ ક્રિ૦ ફૂંફાડો મારવો
ફુદીનો પું૦ એક વનસ્પતિ
ફુદેડો પું૦ ફૂદડો; ઊડતો વંદો (૨) એક જાતનું ઘાસ
ફુફવાટો(-ડો) પું૦ જોસથી મારેલી ફૂંક (૨) [લા.] ગુસ્સાનો આવેશ
ફુમતિયાળું વિ૦ ફૂમતાવાળું
ફુરકત સ્ત્રી૦ વિયોગ; છૂટા પડવું તે
ફુરચો પું૦ કડકો
ફુરજો પું૦ બંદર પરનું જકાત લેવાનું મથક (૨) વહાણો ઠેરવવાનું મથક
ફુરસદ સ્ત્રી૦ નવરાશ
ફુલાવવું સ૦ ક્રિ૦ 'ફૂલવું'નું પ્રેરકરૂપ
ફુલારો પું૦ બડાઈ; પતરાજી
ફુલાવું અ૦ ક્રિ૦ 'ફૂલવું'નું કર્મણિરૂપ
ફુલેકું ન૦ વરઘોડો
ફુલેલ ન૦ સુગંધીદાર તેલ
ફુલેવર વિ૦ ફૂલની ભાતવાળું (૨) ન૦ તેવું કપડું
ફુલ્લ વિ૦ ફૂલેલું (૨) ખીલેલું (૩) ઊઘડેલું
ફુલ્લુસ પું૦ નાણું
ફુવારો પું૦ પાણી ઊડતું પડે એવી રચના (૨) ઝરો
ફુંગરાવું અ૦ ક્રિ૦ ઉશ્કેરવું; ગુસ્સે થવું
ફૂ અ૦ (રવ૦) એવો અવાજ
ફૂગ સ્ત્રી૦ ઊબ
ફૂગવવું સ૦ ક્રિ૦ ફુગાવવું
ફૂગવું અ૦ ક્રિ૦ ઊબ વળવી (૨) ફૂલવું (૩) બહેકવું
ફૂટ પું૦ બાર ઇંચનું માપ કે તેવડી પટી (૨) સ્ત્રી૦ ફૂટવું તે; ફાટ (૩) ભંગાણ; કુસંપ (૪) ન૦ સાકરટેટી જેવું ફળ

**ફૂટડું** વિ૦ સુંદર; રૂપાળું
**ફૂટવું** અ૦ ક્રિ૦ ઊગવું; પલ્લવિત થવું (૨) તૂટવું; ભાગી જવું (૩) જોરથી ફાટવું (૪) ઉઘાડું પડી જવું (૫) ફરી જવું; દગો દેવો
**ફૂટાફૂટ** સ્ત્રી૦ કુસંપ (૨) ભંગાણ
**ફૂણુગી** સ્ત્રી૦ ઝીણી ફોલ્લી (૨) નાનો પરપોટો
**ફૂદડી** સ્ત્રી૦ ગોળગોળ ફરવું તે (૨) તારાના કે ફૂલના જેવું ચિહ્ન (*)
**ફૂદડો** પું૦ જુઓ ફુદેડો
**ફૂદું** ન૦ પાંખોવાળું નાનું જીવડું (૨) પતંગિયું
**ફૂમકું(-તું)** ન૦ છોગું; કલગી
**ફૂમતી** સ્ત્રી૦ એક ઘરેણું (૨) નાનું ફૂમતું
**ફૂમતું** ન૦ ફૂમકું
**ફૂર્તિ** સ્ત્રી૦ ઉત્સાહ (૨) સ્ફૂર્તિ; જાગૃતિ
**ફૂલ** ન૦ પુષ્પ; તેના આકારની વસ્તુ (૨) આંખનો રોગ (૩) કાતરેલી સોપારી (૪) એક ઘરેણું (૫) સ્ત્રી૦ પતરાજી; ગર્વ
**ફૂલક(૦ર)ણી** સ્ત્રી૦ એક જાતનું દારૂખાનું
**ફૂલકો** પું૦ નાની ફુલાવેલી રોટલી (૨) કોઈ પણ વસ્તુનું ફૂલવું તે (૩) ફુલાવીને રમવાની રબરની ટોટી; ફુક્કો
**ફૂલકોબી,૦જ** સ્ત્રી૦ એક શાક
**ફૂલખર** ન૦ ફૂલકણી
**ફૂલખરણી** સ્ત્રી૦ ફૂલકણી
**ફૂલગર** ન૦ ફૂલકણી
**ફૂલગજરો** પું૦ ફૂલની કલગી
**ફૂલગૂંથણિયું** વિ૦ એકમેકમાં સંકળાયેલું
**ફૂલગૂંથણી** સ્ત્રી૦ ફૂલ ગૂંથવાં તે (૨) [લા.] વસ્તુની બંધબેસતી સંકલના
**ફૂલચુંગી** સ્ત્રી૦ એક પક્ષી
**ફૂલઝાડ** ન૦ ફૂલને જ માટે ઉગાડાતું ઝાડ કે છોડ
**ફૂલડું** ન૦ ફૂલ (૨) ધાણીનો દાણો
**ફૂલણજી(-શી)** વિ૦ વખાણ કર્યાથી ફુલાઇ જાય તેવું
**ફૂલડોલ** પું૦ એક ઉત્સવ
**ફૂલતોડો** પું૦ સ્ત્રીનું એક ઘરેણું
**ફૂલદાન** ન૦ ફૂલ મૂકવાનું પાત્ર
**ફૂલદારૂ** પું૦ સખત દારૂ (૨) દારૂનો અર્ક; મદ્યાર્ક
**ફૂલધાર** વિ૦ પ્રમાણિક (૨) શાખવાળું
**ફૂલફટાક(-કિયું)** વિ૦ વરણાગિયું (૨) નાજુક; તકલાદી
**ફૂલબરડો** પું૦ એક જાતની સોપારી
**ફૂલબાગ** પું૦ ફૂલનો બાગ
**ફૂલમાળ** સ્ત્રી૦ ફૂલની માળા
**ફૂલવડી** સ્ત્રી૦ ચણાના લોટની એક જાતની વડી
**ફૂલવવું** સ૦ ક્રિ૦ 'ફૂલવું'નું પ્રેરકરૂપ; ફુલાવવું
**ફૂલવેલ** સ્ત્રી૦ માત્ર ફૂલ માટે ઉછેરાતી વેલ
**ફૂલવું** અ૦ ક્રિ૦ ઊપસવું (૨) પલ્લવિત થવું; ખીલવું (૩) [લા.] હરખાવું (૪) બડાઈ મારવી (૫) બહેકવું
**ફૂલસાંકળું** ન૦ ફૂલની ભાતવાળું સાંકળું
**ફૂલસૂંઘણું** ન૦ નાક
**ફૂલિયું** વિ૦ ખીલેલું (૨) ન૦ એક વનસ્પતિ (૩) નાનું પ્યાલું (૪) મથાળું
**ફૂલું** ન૦ આંખનો એક રોગ
**ફૂવડ** વિ૦ આળસુ (૨) ગંદું
**ફૂસ** સ્ત્રી૦ ફરા; (૨) ન૦ ઘાસ (૩) વિ૦ રદ્દી (૪) અ૦ (રવ૦) થાક કે પરાજયનો ઉદ્ગાર
**ફૂસિયું** વિ૦ હલકું; નિર્માલ્ય
**ફૂં** અ૦ (રવ૦) એવો અવાજ
**ફૂંક** સ્ત્રી૦ મોંથી પવન ફેંકવો તે (૨) પ્રાણ
**ફૂંકણી** સ્ત્રી૦ ફૂંકવાની રીત કે ભૂંગળી
**ફૂંકવું** સ૦ ક્રિ૦ ફૂંક મારવી (૨) વગાડવું (૩) [લા.] જણાવવું; જાહેર કરવું (૪) પંપાળવું
**ફૂંકાર** પું૦ ફૂંક
**ફૂંકારવું** સ૦ ક્રિ૦ મોંમાં પાણી ભરી ફૂંકથી છાંટવું (૨) ફૂંક કે ફૂંફાડો મારવો
**ફૂંકારો** પું૦ ફૂંકાર
**ફૂંફવવું** અ૦ ક્રિ૦ ફૂંફાડો મારવો
**ફૂંફવાટો(-ડો)** પું૦ ફુફવાટો
**ફૂંફાટો(-ડો)** પું૦ ફુફવાટો
**ફેજ** પું૦ ખરાબી; દુર્દશા (૨) શિક્ષા
**ફેડવું** સ૦ ક્રિ૦ ટાળવું (૨) અદા કરવું; વાળવું
**ફેણ** સ્ત્રી૦ ફણા (૨) ત્રાંબાના કોડિયા ઉપરની છીપ
**ફેન** ન૦ ફીણ
**ફેનિલ** વિ૦ ફીણવાળું
**ફેફર** સ્ત્રી૦ થોથર
**ફેફરાવું** અ૦ ક્રિ૦ ફેફર આવવી
**ફેફરી** સ્ત્રી૦ ફેફરું
**ફેફરું** ન૦ વાઈ
**ફેફસું** ન૦ શરીરનું હવા લેવાકાઢવાનું અંગ

ફેબ્રુઆરી પું૦ ઈસ્વીસનનો બીજો માસ
ફેર પું૦ તફાવત (૨) તમ્મર (૩) પેચ (૪) ઘેરાવો (૫) લૂગડાની ફડક (૬) અ૦ ફરીથી
ફેરકુંડાળું ન૦ ચક્કર (૨) ગૂંચવાડો
ફેરણી સ્ત્રી૦ ફેરી (૨) રખડપટ્ટી
ફેરતપાસ સ્ત્રી૦ ફરીથી તપાસ
ફેરપાળી સ્ત્રી૦ ફેરફાર (૨) વારાફરતી જુદો પાક ઉગાડવો તે
ફેરફટક અ૦ આડુંઅવળું ભમતું હોય એમ
ફેરફરક વિ૦ ઊલટું; ઊંધું (૨) અ૦ ગમેતેમ
ફેરફાર પું૦ ફરક; તફાવત (૨) સુધારો (૩) બદલી
ફેરબદલ વિ૦ ફેરબદલી કરેલું
ફેરબદલી સ્ત્રી૦ અરસપરસ ફેરફાર; અદલાબદલી
ફેરબદલો પું૦ ફેરબદલી
ફેરવણી સ્ત્રી૦ ફેરવવું તે
ફેરવવું સ૦ ક્રિ૦ 'ફરવું'નું પ્રેરકરૂપ
ફેરવાદી વિ૦ ફેરવવાના વિચારનું (૨) પું૦ તેવો આદમી
ફેરવો પું૦ (કા.)*
ફેરાવો પું૦ ઘેરાવો (૨) ચક્કર
ફેરિયો પું૦ ફેરી કરનાર
ફેરિસ્ત સ્ત્રી યાદી; ટીપ
ફેરી સ્ત્રી૦ ચક્કર; આંટો (૨) વખત; વાર (૩) કોઈ પણ વસ્તુ વેચવા માટે ફરવું તે
ફેરો પું૦ આંટો (૨) વારો (૩) ચક્કર
ફેલ પું૦ ઢોંગ
ફેલખોર વિ૦ ઢોંગી
ફેલજામીન પું૦ સારી ચાલચલગતનો જામીન
ફેલાવ(–વો) પું૦ વિસ્તાર; પ્રસાર (૨) વૃદ્ધિ; પ્રગતિ
ફેલાવું અ૦ ક્રિ૦ પ્રસરવું (૨) વધવું
ફેલું ન૦ ભીંડીના તારની લટ (૨) ફાંસ (૩) મુશ્કેલી; ગૂંચ
ફેશન સ્ત્રી૦
ફેસલ વિ૦ છેવટનું (૨) નિકાલ થયેલું
ફેસલો પું૦ નિકાલ; ફેંસલો; અંત
ફેસવું સ૦ ક્રિ૦ તોડવું (૨) ઉતારી પાડવું; નીચે આણવું
ફેળ અ૦ (કા.) ચારે બાજુથી ખુલ્લું (૨) રક્ષણ વગરનું; નધણિયાતું
ફેં,૦ફેં અ૦ (રવ૦) થાકની હાંફનો અવાજ
ફેંકંફેંકા સ્ત્રી૦ સામાસામી ફેંકવું તે
ફેંકવું સ૦ ક્રિ૦ નાંખવું (૨) [લા.] ગપ મારવી
ફેંકાફેંકી સ્ત્રી૦ ફેંકંફેંકા
ફેંકારવું સ૦ ક્રિ૦*
ફેંટ સ્ત્રી૦ કમરની આજુબાજુનો લૂગડાનો બંધ
ફેંટો પું૦ માથે બાંધવાનું લૂગડું; ફાળિયું (૨) ઠગાઈ (૩) તાડ અને તરસાડનાં પાંદડાની વચલી નસ
ફેંદવું સ૦ ક્રિ૦ ચૂંથવું (૨) વંખેરી નાખવું
ફેંદાફેંદી સ્ત્રી૦ ચૂંથાચૂંથ; વારંવાર ફેંદવું તે
ફેંદાવું અ૦ ક્રિ૦ 'ફેંદવું'નું કર્મણિરૂપ
ફેંફાટ અ૦ પૂરપાટ (૨) બેફાટ (૩) ચારેગમ
ફેંફેં અ૦ જુઓ ફેં
ફેંસલ વિ૦ જુઓ ફેસલ
ફેંસલો પું૦ જુઓ ફેસલો
ફેંસવું સ૦ ક્રિ૦ જુઓ ફેસવું
ફેડકો પું૦ ફડકો; લૂગડાની ઝપટ (૨) ઉતાવળે જવુંઆવવું તે; ધૂમાધૂમ (૨) ખેડૂતનું એક ઓજાર
ફેણ સ્ત્રી૦ દરદનું શમવું તે
ફોઇયાત વિ૦ ફોઈનું–ને લગતું
ફોઇયારું વિ૦ ફોઈ તરફનું (૨) ન૦ ફોઈએ આપેલી બક્ષિશ
ફોઈ,૦બા સ્ત્રી૦ બાપની બહેન
ફોઈજી(–સાસુ) સ્ત્રી૦ પતિ કે પત્નીની ફોઈ
ફોક વિ૦ ફોગટ; રદ
ફોક(–ગ)ટ વિ૦ (૨) અ૦ નકામું; વ્યર્થ
ફોક(–ગ)ટિયું વિ૦ મફતિયું (૨) નકામું
ફોકિયત સ્ત્રી૦ ગર્વ; અહંકાર
ફોકો પું૦ ભરવાડ
ફોગટ વિ૦ (૨) અ૦ જુઓ ફોકટ
ફોગટિયું વિ૦ જુઓ ફોકટિયું
ફોજ સ્ત્રી૦ સેના
ફોજખાતું ન૦ લશ્કરી ખાતું
ફોજદાર પું૦ એક પોલીસ અમલદાર
ફોજદારી વિ૦ ગુના સંબંધી (૨) સ્ત્રી૦ ફોજદારનું કામ કે પદ
ફોટો,૦ગ્રાફ પું૦ છબી
ફોટોગ્રાફી સ્ત્રી૦ છબી પાડવાની કળા

ફેડ પુંં; સ્ત્રી૦ ફેડવું તે (૨) વિગત (૩) નિકાલ (૪) વહેંચણી
ફેડણી સ્ત્રી૦ બધાર (૨) ફેડવાની ક્રિયા
ફેડલી સ્ત્રી૦ ફોલ્લી
ફેડલો પું૦ ફોલ્લો
ફેડવું સ૦ ક્રિ૦ ફૂટે એમ કરવું (જુઓ ફૂટવું) (૨) ન૦ કકડો (૩) દહીંનું ખડણું
ફોત વિ૦ કતલ કરેલું (૨) સ્ત્રી૦ પોચી ડાંગર
ફોતરી સ્ત્રી૦ ભિંગડું; પોપડી
ફોતરું ન૦ છોતરું (૨) કાગળનો ટુકડો
ફોદું વિ૦ પોચું; ખાલી ફૂલેલું
ફોદો પું૦ લોચો (દૂધદહીનો)
ફોફળ ન૦ સોપારી
ફોફળિયું ન૦ એક જાતનું સ્ત્રીઓનું વસ્ત્ર
ફોફળી સ્ત્રી૦ સોપારીનું ઝાડ
ફોફૈયો પું૦ પાણીથી ભરેલો ફોલ્લો
ફોમ સ્ત્રી૦ ફામ; યાદ
ફોર,૦મ સ્ત્રી૦ સુગંધ; સુવાસ (૨) [લા.] આબરૂ
ફોરવવું સ૦ ક્રિ૦ 'ફોરવું'નું પ્રેરકરૂપ
ફોરવું અ૦ ક્રિ૦ સુવાસ ફેલાવવી
ફોરાઈ સ્ત્રી૦ સ્ફૂર્તિ; ચંચળાઈ; ચાલાકી
ફોરું વિ૦ ચંચળ; ચાલાક (૨) ન૦ છાંટો; ટપકું
ફોલ પું૦ કચૂકા કાઢી નાખેલી આંબલી (૨) ફોલીને કાઢેલું તે
ફોલવું સ૦ ક્રિ૦ છોડાં વગેરે કાઢી ચોખ્ખું કરવું
ફોલાઈ(-મણી) સ્ત્રી૦ ફોલવાની મજૂરી
ફોલામણ ન૦ ફોલાઈ
ફોલામણી સ્ત્રી૦ ફોલાઈ
ફોલ્લી સ્ત્રી૦ નાનો ફોલ્લો
ફોલ્લો પું૦ ગૂમડું (૨) ઝરેળો
ફોશી વિ૦ બાયલું; ઢીલું
ફોસલામણ(-ણી) સ્ત્રી૦ પટામણ (૨) છેતરામણ
ફોસલામણું વિ૦ (૨) ન૦ પટામણું
ફોસલાવવું સ૦ ક્રિ૦ પટાવવું (૨) છેતરવું
ફોસલાવું અ૦ ક્રિ૦ છેતરાવું; પટાવું
ફ્રેંચ વિ૦ ફ્રાન્સદેશનું (૨) સ્ત્રી૦ ફ્રાન્સની ભાષા

# બ

બ પું૦ ત્રીજો ઓષ્ઠ્ય વ્યંજન
બક(-ગ) પું૦ બગલો
બકડિયું ન૦ એક વાસણ
બક(-ગ)ધ્યાન ન૦ બગલા જેવું ધ્યાન; અંદર દુષ્ટ ઇરાદો હોવા છતાં બહારથી ધાર્મિકતાનો દેખાવ
બક(-ગ)ધ્યાની વિ૦ બકધ્યાન કરનારું
બકબક સ્ત્રી૦ નકામો લવારો
બકબકાટ(-રો) પું૦ બકવા; બકબક
બકબકિયું વિ૦ બકબક કરનારું
બકરી સ્ત્રી૦
બકરીઈદ સ્ત્રી૦ મુસલમાનોનો એક તહેવાર
બકરું ન૦
બકરો પું૦
બકવા પું૦ બકબકાટ; લવારો
બકવાટ(-દ) પું૦ બકવા
બકવું સ૦ ક્રિ૦ નકામો લવારો કરવો
બકવૃત્તિ સ્ત્રી૦ બગલાની જેવી વૃત્તિ—ઉપરથી ધાર્મિકતાનો ડોળ કરી સ્વાર્થ સાધવાની વૃત્તિ
બકાઈ સ્ત્રી૦ બગાસું
બકાત વિ૦ વાપરતાં વધેલું; બાકી રહેલું
બકાન ન૦ એક વનસ્પતિ
બકાર પું૦ 'બ' અક્ષર કે તેનો ઉચ્ચાર

**બકારાંત** વિ૦ છેડે બકારવાળું
**બકારી** સ્ત્રી૦ ઊલટી
**બકારો** પું૦ બૂમ; બરકો (૨) બકવાદ
**બકાલ(-લી)** પું૦ કાછિયો
**બકાલાપીઠ** સ્ત્રી૦ શાકબજાર
**બકાલી** પું૦ બકાલ; કાછિયો
**બકાલું** ન૦ લીલોતરી; શાક
**બકુલ** ન૦ બોરસલીનું ઝાડ (૨) તેનું ફૂલ
**બકુલી** સ્ત્રી૦ જુઓ બકુલ
**બકૂડી** સ્ત્રી૦ છોકરી (લાડ બતાવતાં)
**બકૂડો** પું૦ છોકરો (લાડ બતાવતાં)
**બકોર** પું૦ ઘોંઘાટ; કોલાહલ
**બકોરવું** સ૦ ક્રિ૦ બૂમ પાડી બોલાવવું
**બક્ષવું** સ૦ ક્રિ૦ ભેટ તરીકે આપવું (૨) આપવું
**બક્ષિશ(-સ)** સ્ત્રી૦ ભેટ
**બક્ષિશ(-સ)પત્ર** ન૦ બક્ષિસ આપ્યા બાબતનું લખાણ—દસ્તાવેજ
**બક્ષી** પું૦ લશ્કરને પગાર આપનાર અમલદાર
**બખતર** ન૦ લોઢાનો પોશાક; કવચ
**બખતરિયો** પું૦ બખતર પહેરેલો યોદ્ધો
**બખતાવર** વિ૦ ભાગ્યશાળી; સુખી
**બખર** સ્ત્રી૦; ન૦ વૃત્તાંત (૨) ઇતિહાસ; તવારીખ
**બખરવું** અ૦ ક્રિ૦ સાલવું; લાગવું (૨) પચવું; ભોગવી શકાવું
**બખાબખી** સ્ત્રી૦ લડાલડી; ટંટો (૨) બખેડો; ફિસાદ
**બખારું** ન૦ કાણું; ગાબડું
**બખારો(-ળો)** પું૦ મોટો ઘાંટો; બુમાટો; હોહા
**બખિયો** પું૦ આંટી દઈને ભરેલો દોરાનો ટાંકો
**બખીલ** વિ૦ કંજૂસ (૨) કંગાલ
**બખીલપણું** ન૦
**બખીલાઈ** સ્ત્રી૦ કંજૂસાઇ (૨) કંગાલિયત
**બખેડો** પું૦ મારામારી; ટંટો
**બખોલ** સ્ત્રી૦ બાકું-પોલાણ (ઝાડ, પહાડ, જમીન વગેરેમાં)
**બખ્ત** ન૦ નસીબ
**બખ્તીતર** ન૦ એક પક્ષી
**બખ્તર** ન૦ જુઓ બખતર
**બખ્તરિયો** પું૦ જુઓ બખતરિયો
**બખ્તાવર** વિ૦ જુઓ બખતાવર
**બગ** પું૦ બક; બગલો
**બગડવું** અ૦ ક્રિ૦ ખરાબ થવું (૨) ભ્રષ્ટ થવું (૩) ગુસ્સે થવું; નારાજ થવું
**બગડિયું** વિ૦ જોડીવાળું; જોડીનું (૨) બન્ને બાજુ ઢળી પડે તેવું
**બગડિયો** પું૦ બે સેરો જુડાડીને અને બે તારીને ભરેલો ખાટલો
**બગડો** પું૦ બેનો આંકડો
**બગદો** પું૦ કચરો; પૂંજો
**બગધ્યાન** ન૦ જુઓ બકધ્યાન
**બગધ્યાની** વિ૦ જુઓ બકધ્યાની
**બગબગું** ન૦ મળસકું
**બગભગત** પું૦ બગલાની પેઠે ભક્તિનો ડોળ કરી સ્વાર્થ સાધનાર
**બગરી** સ્ત્રી૦ જુઓ બગરું
**બગરું** ન૦ ઘી તાવવાથી તરી આવતો કચરો (૨) ઘીતેલનો રગડો
**બગલ** સ્ત્રી૦ ખભા તળેનો હાથના મૂળ આગળનો ખાડો
**બગલગીર** વિ૦ આલિંગન આપનારું
**બગલગીરી** સ્ત્રી૦ આલિંગન
**બગલદાણા** પું૦ બ૦ વ૦ છૂટી કડીઓનાં સાંકળાં
**બગલબચ્ચું** વિ૦ બગલમાં સમાઈ રહે તેવું; ઠીંગણું; ગટ્ટુ
**બગલી** સ્ત્રી૦ બગલાની માદા
**બગલું** ન૦ એક પંખી
**બગલો** પું૦ નરબગલું; બક
**બગવો** પું૦ કાનનો મેલ
**બગા,૦ઈ** સ્ત્રી૦ ઢોર કે કૂતરાં ઉપર બેસતી એક જાતની માખ (૨) કાનનો એક રોગ
**બગાડ(-ડો)** પું૦ નુકસાન; ખરાબી (૨) વિકાર; સડો (૩) અણબનાવ (૪) ભ્રષ્ટતા
**બગાડવું** સ૦ ક્રિ૦ 'બગડવું'નું પ્રેરકરૂપ
**બગાડો** પું૦ જુઓ બગાડ
**બગાસું** ન૦ ઊંઘ કે કંટાળાને લીધે મોં ફાડવું તે
**બગી** સ્ત્રી૦ એક જાતની ઘોડાગાડી (૨) નજર (૩) ઉચ્ચારનું સ્થાન; મોં
**બગીખાનું** ન૦ ઘોડા કે ગાડીઓ રાખવાનો તબેલો
**બગીચો** પું૦ બાગ
**બગું** ન૦ બાકું

**બગો** પું૦ ગળીના રંગનો સાલ્લો (શોકને પ્રસંગે પહેરવાનો) (૨) દીવાલમાં પડેલું બાકું

**બ(૦ડ)ઘડાટી** સ્ત્રી૦ (કા.) ત્રમઝટ (૨) દેકારો (૩) ધમાલ (૪) મારામાર

**બઘાર** વિ૦ હૈયાસૂનું; બેબાકળું

**બચકબચક** અ૦ (રવ૦) ધાવવાનો અવાજ

**બચકવા** પું૦ જેનેતેને બચકાં ભરે એવો એક વાયુરોગ

**બચકારો** પું૦ બચબચ અવાજ

**બચકી** સ્ત્રી૦ નાની પોટલી

**બચકું** ન૦ કરડવું તે; હાકું (૨) બચકામાં માય એટલો ટુકડો (૩) પોટકું

**બચકો** પું૦ પોટલું

**બચકોરવું** સ૦ ક્રિ૦ બોળવું (૨) ઢોરને બચકારા વડે શાંત કરવું કે હાંકવું

**બચકોરું** ન૦ ડૂબકી

**બચગી** સ્ત્રી૦ બાળપણ

**બચત** વિ૦ બચેલું; વધેલું (૨) સ્ત્રી૦ બચેલું —વધેલું તે (૩) બચાવેલી રકમ

**બચતખાતું** ન૦ બચત પૈસાનું ખાતું (બેંકમાં)

**બચપણ** ન૦ બાળપણ

**બચબચ** અ૦ (રવ૦) ધાવવાનો અવાજ

**બચબચાટ** પું૦ બચબચ અવાજ

**બચરવાળ** વિ૦ છોકરાંછૈયાંવાળું; વસ્તારી

**બચવું** અ૦ ક્રિ૦ ઊગરવું (૨) વધવું; સિલક રહેવું

**બચાઈ** સ્ત્રી૦ બચત; ઉગારો

**બચાઉ** વિ૦ બચત કરનારું

**બચારવું** સ૦ ક્રિ૦ બચકોરવું (હાંકતાં)

**બચારું** વિ૦ જુઓ બીચારું

**બચાવ** પું૦ સંરક્ષણ (૨) ઉગારો; બચત

**બચાવપક્ષ** પું૦ બચાવ કરનારો પક્ષ; પ્રતિવાદીનો પક્ષ

**બચી(-ચ્ચી)** સ્ત્રી૦ ચુંબન

**બચોળિયું** ન૦ નાનું બાળક; બચ્ચું

**બચ્ચાંકચ્ચાં** ન૦ બ૦ વ૦ નાનાં છોકરાં

**બચ્ચી** સ્ત્રી૦ બચી; ચુંબન

**બચ્ચું** ન૦ બાળક

**બચ્ચો** પું૦ છોકરો (લાડ કે તિરસ્કારમાં)

**બચ્છડ** વિ૦ બરછટ; ખરબચડું

**બચ્છડપણું** ન૦

**બજર** પું૦; સ્ત્રી૦ તમાકુ; છીંકણી

**બજરબટ્ટુ(-ટ્ટું)** ન૦ પોયણીનું ફળ (૨) રીંછના મોંમાંથી કાઢી લીધેલો કાળો મણકો (નજર ન લાગે માટે બાળકને કોટે બાંધવાનો)

**બજરંગ(-ગી)** પું૦ હનુમાન

**બજરિયું** ન૦ બજરની ડાબલી

**બજ(-જા)વણી** સ્ત્રી૦ અમલમાં મૂકવું-મુકાવું તે

**બજવું** અ૦ ક્રિ૦ વાગવું (વાદ્યનું; કલાકનું) (૨) અમલમાં આવવું-મુકાવું

**બજવૈયો** પું૦ (વાદ્ય) વગાડનારો

**બજાક(-ખ)** વિ૦ બેવકૂફ

**બજાજ** પું૦ કાપડિયો

**બજાજી** સ્ત્રી૦ વેચવાની ચતુરાઈ (૨) વેચનાર અને ખરીદનાર વચ્ચેની રકઝક

**બજાણિયો** પું૦ નટ; દોરડાં ઉપર નાચનાર

**બજાર** પું૦; સ્ત્રી૦; ન૦ ચૌટું; હાટ (૨) ગુજરી (૩) ભાવ; દર (૪) ખપત; ખરીદ

**બજારભાવ** પું૦ બજારમાં ચાલતો ભાવ

**બજારુ** વિ૦ બજારનું; સાધારણ; હલકું (૨) બજારમાં ચાલતું; ઊડતું; સત્તાવાર નહિ એવું

**બજાવણી** સ્ત્રી૦ જુઓ બજવણી

**બજાવવું** સ૦ ક્રિ૦ વગાડવું (વાજું) (૨) અમલમાં મૂકવું

**બજીદ** વિ૦ આગ્રહી; હઠીલું

**બજોટો** પું૦ લોટો

**બજોઠો** પું૦ હાથનું એક ઘરેણું

**બઝ** ન૦ એક પક્ષી

**બઝાડવું** સ૦ ક્રિ૦ 'બાઝવું'નું પ્રેરકરૂપ (૨) [લા.] માથે નાખવું; ગળે ઓઢાડવું

**બઝૂ(-ઝો)ડવું** સ૦ ક્રિ૦ ઉપરાઉપરી સારી પેઠે મારવું

**બટ** વિ૦ ભરાવદાર (૨) નક્કર; ઘટ (૩) પું૦; ન૦ ઠીંગણું મજબૂત ટટ્ટુ (૪) ન૦ ઊંચામાં ઊંચી જાતનું લોઢું (૫) અ૦ સાવ; તદ્દન

**બટક** વિ૦ બરડ (૨) ખારાબોલું; તીખું; કડક

**બટકણુ(-ણું)** વિ૦ બરડ (૨) કરડકણું

**બટકબોલું** ન૦ હાસ્ય ઊપજે તેવું કથન (૨) વિ૦ બટકબોલું કરનાર; વિનોદી (૩) રોકડું પરખાવી દેનારું–કહી દેનારું
**બટકવું** અ૦ ક્રિ૦ ભાંગી જવું (૨) ખરી જવું
**બટકી** સ્ત્રી૦ ઠીંગણી, ભરાવદાર સ્ત્રી (૨) ચાકરડી; લૂંડી
**બટકું** ન૦ બચકું (૨). કડકો
**બટણ** પું૦ એક પક્ષી
**બટન** ન૦ બોરિયું; બુતાન
**બટમોગરો** પું૦ ઘણી પાંખડીઓવાળો મોગરો
**બટવો** પું૦ વાટવો (૨) બેઠા ઘાટનો લોટો
**બટા** ન૦ એક પક્ષી
**બટાઉ** વિ૦ ઉડાઉ (૨) છેલ; રંડીબાજ
**બટાકિયું** ન૦ એક જાતનું ખોટું મોતી (૨) કેરીના કકડાને બાફીને કરેલું અથાણું
**બટાકો(–ટો)** પું૦ એક કંદ
**બટાવું** અ૦ ક્રિ૦ (અનાજ કે ખાવાનું) ઘણો વખત પડી રહેવાથી વાસ મારવી–પાછું વળવું
**બટાશિયાં** ન૦ બ૦ વ૦ દાણાનાં ખોખાં
**બટુ** પું૦ નાનો છોકરો
**બટુક** પું૦ જનોઈ દીધા વગરનો છોકરો (૨) ઠીંગણો માણસ
**બટેર** ન૦ એક પક્ષી
**બટેરું** ન૦ મોટું કોડિયું; રામપાતર
**બટેરો** પું૦ માટીનો વાડકો
**બટ્ટો** પું૦ આળ; તહોમત (૨) ડાઘ; લાંછન (૩) શીશો (દારૂનો)
**બડ** વિ૦ મોટું (૨) બરડ
**બડઘડાટી** સ્ત્રી૦ (કા.) જુઓ બઘડાટી
**બડઘા** પું૦ બ૦ વ૦ મોલ કાપી લીધા બાદ રહેલાં ઠૂંઠાં (કપાસ, તુવેર વગેરેનાં)
**બડઘો** પું૦ જાડો લઠ્ઠ માણસ
**બડજંગી** વિ૦ બહાદુર
**બડદ** ન૦ (કા.) સારો લાભ
**બડકું** ન૦ છણકો; તરછોડી નાખવું તે
**બડબડ** સ્ત્રી૦ (૨) અ૦ બકબક; લવલવ
**બડબડવું** અ૦ ક્રિ૦ બડબડ કરવું (૨) અણગમાને કારણે મનમાં ગણગણવું
**બડબડાટ** પું૦ બડબડવું તે
**બડબડાટિયું** વિ૦ બડબડાટ કરનારું
**બડબડિયું** વિ૦ બડબડ કરનારું
**બડબવું** સ૦ ક્રિ૦ મારવું; ઝાપટવું (૨) દબાવવું; ગડબવું (૩) કણસલાં ઉપર બૂધાં મારી દાણા છૂટા પાડવા
**બડભાગી** વિ૦ ભાગ્યશાળી
**બડમૂછિયો** વિ૦ પું૦ મૂછો વગરનો
**બડમૂછો** વિ૦ પું૦ મૂછો વગરનો
**બડવું** સ૦ ક્રિ૦ સૂતર ઠરડવું
**બ(૦ર)ડવું** ન૦ મિજાગરું
**બડવો** વિ૦ પું૦ માથું મૂંડાવેલો; કદરૂપો (૨) પું૦ જેને જનોઈ દેવામાં આવતું હોય તેવો છોકરો
**બડાઈ** સ્ત્રી૦ મોટાઈ (૨) મગરૂરી (૩) ફૂલ
**બડાઈખોર** વિ૦ બડાઈ હાંકનાર
**બડાફેંગ** સ્ત્રી૦ એક પક્ષી
**બડાબૂટ** અ૦ વેરણછેરણ; અવ્યવસ્થિત
**બડાશ** સ્ત્રી૦ બડાઈ; ફૂલ
**બડીકો** પું૦ (કા.) દંડૂકો; દાંડિયો
**બડીફજર** સ્ત્રી૦ મળસકું
**બડું** વિ૦ મોટું
**બડૂકો** પું૦ કઠણ વસ્તુ ભાગતાં–ચાવતાં થતો અવાજ
**બડેજાવ** વિ૦ મહાન; શ્રીમંત (૨) અ૦ ઘણું જીવો, ચડતી કળા થાઓ, એવો ઉદ્ગાર (૩) ન૦ સારી સ્થિતિ; મહત્તા
**બડેશી** સ્ત્રી૦ બડાશ
**બઢતી** સ્ત્રી૦ આબાદી;વૃદ્ધિ (૨) પગારમાં વધારો
**બઢવું** અ૦ ક્રિ૦ બઢતી થવી
**બણગું** ન૦ રણશિંગું (૨) [લા.] વખાણ (૩) ગપગોળો (૪) હુલ્લડ
**બણબણ** ન૦ બણબણાટ (૨) અ૦ (રવ૦)
**બણબણવું** અ૦ ક્રિ૦ બણબણાટ કરવો
**બણબણાટ** પું૦ બણબણ અવાજ (માખો વગેરેનો)
**બણવું** અ૦ ક્રિ૦ + બનવું
**બતક** ન૦ (૨) સ્ત્રી૦ એક પક્ષી (૨) બતકના આકારનું પાણી રાખવાનું પાત્ર
**બતકી** સ્ત્રી૦ નાની બેઠા ઘાટની કુલ્લી
**બતાવવું** સ૦ ક્રિ૦ દેખાડવું
**બતાળું** વિ૦ બેધારું
**બતેલો** પું૦ એક જાતનું વહાણ

**બત્તી** સ્ત્રી૦ દિવેટ (૨) દીવો (૩) [લા.] ઉશ્કેરણી; ઉત્તેજન
**બત્તો** પું૦ દસ્તો (ખલ વગેરેનો)
**બત્રીશ(-સ)** વિ૦ '૩૨'
**બત્રીશ(-સ)લક્ષ(-ખ)ણું** વિ૦ સંપૂર્ણ માણસનાં બત્રીસ લક્ષણવાળું (૨) લુચ્ચું; પેક
**બત્રીશી(-સી)** સ્ત્રી૦ બત્રીસ દાંત (૨) બત્રીસ વસ્તુઓનો સમૂહ (૩) સ્વાદિષ્ટ ભોજન
**બત્રીસું** ન૦ બત્રીસ વસાણાંનું ચૂર્ણ (સુવાવડીનું)
**બથ** સ્ત્રી૦ (કા.) બાથ
**બથવો** પું૦ ચીલની ભાજી
**બથાવવું** સ૦ ક્રિ૦ થકવી નાખવું (૨) પચાવી પડવું
**બથ્થંબથ્થા** સ્ત્રી૦ બાથમાં પકડીપકડીને લડવું તે
**બદ** વિ૦ ખરાબ (૨) સ્ત્રી૦ જાંઘના ખૂણામાં થતું ગરમીનું એક દરદ (૩) પાંચનો સંકેત (વેપારીઓનો)
**બદકામ** ન૦ ખરાબ કામ (૨) વ્યભિચાર
**બદકાર** વિ ખરાબ; દુષ્ટ
**બદખસલત** સ્ત્રી૦ ખરાબ ચાલચલગત (૨) વિ૦ બદખસલતવાળું
**બદગોઈ** સ્ત્રી૦ નિંદા; કુથલી
**બદચાલ** સ્ત્રી૦ દુરાચરણ
**બદજબાન** વિ૦ ગાળો બોલનારું (૨) સ્ત્રી૦ ગાળ
**બદજબાં** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ બદજબાન
**બદદાનત** સ્ત્રી૦ હરામ દાનત; બેઈમાની
**બદદુઆ(-વા)** સ્ત્રી૦ શાપ
**બદન** ન૦ શરીર (૨) કુડતું; પહેરણ
**બદનક્ષી** સ્ત્રી૦ બદનામી
**બદનજર** સ્ત્રી૦ કુદૃષ્ટિ
**બદનસીબ** વિ૦ ભાગ્યહીન; અભાગિયું (૨) ન૦ દુર્ભાગ્ય
**બદનસીબી** સ્ત્રી૦ દુર્ભાગ્ય
**બદનામ** વિ૦ બદનામી પામેલું
**બદનામી** સ્ત્રી૦ બટ્ટો; લાંછન; નામોશી
**બદનું** ન૦ પાણીનું કૂંડું કે કુલડું (કડિયાનું)
**બદનો** પું૦ જુઓ બદનું
**બદફેલ** વિ૦ દુરાચારી; અનીતિમાન
**બદફેલી** સ્ત્રી૦ અનીતિ; દુરાચરણ
**બદબખ્ત** વિ૦ કમનસીબ; અભાગિયું
**બદબખ્તી** સ્ત્રી૦ દુર્ભાગ્ય (૨) હરામખોરી
**બદબો,૦ઈ** સ્ત્રી૦ દુર્ગંધ (૨) બદનામી
**બદમાશ(-સ)** વિ૦ કાળાં કર્મ કરનાર; લુચ્ચું; દુરાચારી
**બદમાશી(-સી)** સ્ત્રી૦ નીચતા; લુચ્ચાઈ (૨) દુરાચાર; વ્યભિચાર
**બદર** ન૦ બોર
**બદરંજ** ન૦ એક જાતનું લિંબુ
**બદરિ(-રી)** સ્ત્રી૦ બોરડી (૨) કપાસનો છોડ
**બદરિકાશ્રમ** પું૦ (સં.) હિમાલયમાં ગઢવાલમાં અલકનંદાને તીરે આવેલું એક તીર્થ (૨) ત્યાં આવેલો નરનારાયણનો આશ્રમ
**બદરી** સ્ત્રી૦ જુઓ બદરિ
**બદરીનાથ** પું૦ (સં.) બદરિકાશ્રમના દેવ
**બદરીનારાયણ** પું૦ (સં.) બદરીનાથ (૨) બદરિકાશ્રમમાં આવેલા એક સ્થળનું નામ
**બદલ** અ૦ બદલે
**બદલવું** સ૦ ક્રિ૦ ફેરફાર કરવો;-ને બદલે બીજું આપવું-લેવું
**બદલી** સ્ત્રી૦ બદલાવું—બદલવું તે; ફેરફાર
**બદલે** અ૦ સાટે; અવેજમાં
**બદલો** પું૦ સાટું; અવેજ (૨) ફેરફાર
**બદવું** અ૦ ક્રિ૦ ગાંઠવું; હુકમ માનવો
**બદશિ(-સિ)કલ** વિ૦ વરવું; બેડોળ
**બદસૂરત** વિ૦ વરવું; કદરૂપું
**બદહજમી** સ્ત્રી૦ અપચો
**બદામ** સ્ત્રી૦ એક સૂકો મેવો (૨) હિસાબમાં એક હલકું ચલણ
**બદામડી** સ્ત્રી૦ બદામનું ઝાડ
**બદામિયું** વિ૦ બદામી રંગનું
**બદામી** વિ૦ ભૂખરું લાલ (૨) સ્ત્રી૦ બદામડી
**બદિયાન** ન૦ બદન; કુડતું
**બદી** સ્ત્રી૦ દુરાચરણ; અનીતિ (૨) કુટેવ (૩) નિંદા (૪) ગબી
**બદુ** વિ૦ માલ વગરનું; ગંદું
**બદૂડું** ન૦ (કા.) ગાયનું નાનું બચ્ચું
**બદ્ધ** વિ૦ બાંધેલું (૨) બંધાયેલું; બંધનમાં પડેલું
**બધિર** વિ૦ બહેરું

**બધિરતા** સ્ત્રી૦
**બધું** વિ૦ સઘળું; સર્વ
**બધે** અ૦ સઘળે ઠેકાણે; સર્વત્ર
**બનડી** સ્ત્રી૦ નવી પરણેલી વહુ; વહુ
**બનડો** પું૦ નવો પરણેલો વર (૨) વિવાહમાં ગાવાનું ગીત
**બનફશા** ન૦ દવા માટે વપરાતું એક ઘાસ
**બનસરાહ** ન૦ એક પક્ષી
**બનવા** ન૦ એક પક્ષી
**બનવું** અ૦ ક્રિ૦ થવું (૨) બનાવ—મેળ હોવો (૩) ફજેતી થવી–ચાટ પડવું (૪) ઠાઠ કરવો (૫) રંગમાં આવવું (નશાના)
**બનાત** સ્ત્રી૦ એક જાતનું ઊનનું કપડું
**બનારસ** ન૦ એક પક્ષી
**બનાવ** પું૦ બીના; પ્રસંગ; મેળ; ઘટના (૨) સ્નેહ
**બનાવટ** સ્ત્રી૦ બનાવવાની રીત; ઘડતર; રચના (૨) તરકટ (૩) ફજેતી; મશ્કરી
**બનાવટી** વિ૦ કૃત્રિમ; ખોટું; જૂઠું
**બનાં** સ્ત્રી૦ લાજ (૨) ઇજ્જત
**બનૂ(-ન્નૂ)સ** ન૦ ઊનનો જાડા વણાટનો ધાબળો
**બનેવી** પું૦ બહેનનો વર
**બન્નૂસ** ન૦ જુઓ બનૂસ
**બન્ને(-ન્નો)** વિ૦ બેઉ જણ
**બપડું** વિ૦ બે પડવાળું (૨) ન૦ લાકડાનું ગોળ રમકડું
**બપૈયો** પું૦ ચાતક
**બપોર** પું૦ મધ્યાહ્ન
**બપોરા** પું૦ બ૦ વ૦ (કા.) બપોરનું ભોજન
**બપોરિયું** વિ૦ બપોરનું (૨) ન૦ બપોરે ખીલતું એક ફૂલ (૩) બપોરે કરવાનું કામ (૪) બપોર સુધી કામ કરનારું માણસ (૫) આતશબાજીની એક બનાવટ
**બપોરિયો** પું૦ બપોરિયા ફૂલનો છોડ (૨) એક જાતનું દારૂખાનું
**બફાણું** ન૦ કોઈ પણ બાફેલી વસ્તુ (૨) બાફેલી કેરીનું અથાણું
**બફારો** પું૦ ઘામ; બાફ
**બફાવવું** સ૦ ક્રિ૦ 'બાફવું'નું પ્રેરકરૂપ
**બફાવું** અ૦ ક્રિ૦ 'બાફવું'નું કર્મણિરૂપ (૨) ઘામથી અકળાવું
**બબડવું** અ૦ ક્રિ૦ જુઓ બડબડવું
**બબડાટ** પું૦ જુઓ બડબડાટ
**બબડાટિયું** વિ૦ જુઓ બડબડાટિયું
**બબરચી** પું૦ રસોઇયો (મુસલમાન કે ગોરાનો)
**બબરચીખાનું** ન૦ બબરચીનું રસોડું (૨) ગંદકી
**બબીલા** ન૦ એક પક્ષી
**બબૂચક** વિ૦ મૂર્ખ
**બબ્બે** વિ૦ બેબે
**બબ્બો** પું૦ બ અક્ષર
**બમ** અ૦ એવો ઉચ્ચાર (શિવજી આગળ કરવામાં આવે છે)
**બમઠસ** વિ૦ ઠાંસીઠાંસીને ભરેલું (૨) ખોખરું
**બમણુખેપો** પું૦ બમણું બમણું કરવું—થવું તે
**બમણવું** અ૦ ક્રિ૦ (રવ૦) પાંખોનો ગણગણાટ કરવો; તેવી રીતે આજુબાજુ ઊડયા કરવું
**બમણાટ** પું૦ ગણગણાટ
**બમણું** વિ૦ બેગણું; બેવડું
**બયાન** ન૦ વર્ણન
**બર** પું૦ પનો (૨) જાત (૩) માલ (૪) અ૦ પ્રમાણે (૫) વિ૦ સફળ; પૂરતું (૬) જોઈતું; યોગ્ય
**બરક** પું૦ ઊંટના વાળ
**બરકત** સ્ત્રી૦ ફાયદો; લાભ (૨) ફતેહ; સિદ્ધિ (૩) ભરપૂરતા
**બરકમદાર** પું૦ જેલનો ઉપરી
**બરકવું** સ૦ ક્રિ૦ બૂમ પાડીને બોલાવવું
**બરકંદાજ** પું૦ બંદૂકચી
**બરકી** સ્ત્રી૦ રૂની ગાંસડી
**બરકો** પું૦ બૂમ; ઘાંટો
**બરખાસ્ત** વિ૦ વીખરાયેલું; વિસર્જિત
**બરછટ** વિ૦ કઠણ અને ખરબચડું
**બરછટપણું** ન૦
**બરછી** સ્ત્રી૦ ભાલા જેવું એક હથિયાર
**બરછો** પું૦ ભાલો (૨) ઊભો સીધો સાંઠો (૩) તેવી કોઈ પણ વસ્તુ
**બરજાત** વિ૦ કજાત; હલકા બીજનું
**બરજોરી** સ્ત્રી૦ જબરજસ્તી
**બરડ** વિ૦ ઝટ ભાંગી જાય તેવું

**બરડકબોલું** વિ૦ રોકડું પરખાવી દે તેવું; બટકબોલું

**બરડપણું** ન૦

**બરડવું** ન૦ મળાગરું

**બરડો** પું૦ પીઠ; વાંસો (૨) સોપારીની એક જાત

**બરણી** સ્ત્રી૦ એક જાતનું પાત્ર (મોટે ભાગે નળાકાર)

**બરતરફ** વિ૦ કાઢી મૂકેલું (નોકરી ઉપરથી)

**બરતરફી** સ્ત્રી૦ નોકરી ઉપરથી રુખસદ મળવી તે

**બરદાશ(-સ,-સ્ત)** સ્ત્રી૦ સંભાળ; તજવીજ; ચાકરી

**બરફ** પું૦; ન૦ ઠરી ગયેલું પાણી

**બરફી** સ્ત્રી૦ એક મીઠાઈ

**બરફીચૂરમું** ન૦ ચોસલાં પાડી ઠારેલું ચૂરમું

**બરબાદ** વિ૦ રદ; નકામું (૨) પાયમાલ

**બરબાદી** સ્ત્રી૦ ખરાબી; પાયમાલી

**બરલવું** અ૦ ક્રિ૦ ઊંઘમાં બડબડવું

**બરહક(-ક્ક)** વિ૦ સાચું

**બરાક** સ્ત્રી૦ સિપાઈઓને રહેવાની ઓરડીઓની લાંબી હાર (૨) [લા.] માણસોને-કેદીઓને ગોંધવાનું મકાન

**બરાગળ** સ્ત્રી૦ ઝીણો તાવ

**બરાડ** સ્ત્રી૦ ત્રાડ; બૂમ

**બરાડવું** અ૦ ક્રિ૦ બરાડ પાડવી

**બરાડો** પું૦ બરાડ

**બરાત** સ્ત્રી૦ વરની જાન (૨) વરઘોડો

**બરાતી** પું૦ જાનૈયો

**બરા(-રો)બર** વિ૦ (૨) અ૦ સમાન; સરખું (૨) ખરું; વાજબી (૩) જોઈએ તેવું; ભૂલચૂક વિનાનું

**બરા(-રો)બરિયું** વિ૦ સમોવડિયું; સરખેસરખું

**બરા(-રો)બરિયો** પું૦ સમોવડિયો

**બરા(-રો)બરી** સ્ત્રી૦ સમાનતા

**બરાસ** ન૦ કપૂરમાં મસાલો નાખી બનાવેલો એક સુગંધીદાર પદાર્થ (૨) પથ્થરનું એક માપ

**બરિયાન** સ્ત્રી૦; ન૦ જામગરી જેવી સળગતી વસ્તુ

**બરી** સ્ત્રી૦ અંગરખાનો એક ભાગ (૨) ખરેડું

**બરુ** પું૦; ન૦ નેતરની જાતનું ઘાસ

**બરો** પું૦ તોર; મગરૂરી (૨) ચામોદી; પતરાજી (૩) ઘણા તાવને લીધે હોઠના ખૂણા આગળ થતી ઝીણી ફોલ્લીઓ

**બરોડું** ન૦ બરુ (૨) જુવારબાજરીનું સરોડું

**બરોબર** વિ૦ (૨) અ૦ જુઓ બરાબર

**બરોબરિયું** વિ૦ જુઓ બરાબરિયું

**બરોબરિયો** પું૦ જુઓ બરાબરિયો

**બરોબરી** સ્ત્રી૦ જુઓ બરાબરી

**બરોળ** સ્ત્રી૦ પેટને ડાબે પડખે આવેલો અવયવ; પ્લીહા

**બર્બત** ન૦ એક તંતુવાદ્ય

**બર્બર** વિ૦ મૂર્ખ; અસંસ્કારી (૨) પું૦ અનાર્યોની એક જાતનો માણસ

**બર્હી** પું૦ મોર

**બલ(-ળ)** ન૦ જોર; શક્તિ (૨) લશ્કર

**બલકે** અ૦ એટલું જ નહિ પણ

**બલગમ** પું૦; ન૦ ગળફો

**બલગરી** સ્ત્રી૦ સ્ત્રીઓનું ગળાનું ઘરેણું

**બલજાવું** અ૦ ક્રિ૦ વારી જવું

**બલદાણા** પું૦ એક વનસ્પતિ અને તેનાં બીજ

**બલ(-ળ)દાયી** વિ૦ બળ આપનારું

**બલપ્રદ** વિ૦ બળદાયી

**બલમ** સ્ત્રી૦ બાફેલી ડાંગર

**બલવણ** ન૦ જુઓ બિડલવણ

**બલવતી** વિ૦; સ્ત્રી૦ બળવાળી

**બલવવું** સ૦ ક્રિ૦*

**બલ(-ળ)વંત** વિ૦ બળવાળું

**બલ(-ળ)વાન** વિ૦ બળવાળું

**બલ(-ળ)હીન** વિ૦ બળ વગરનું

**બલા** સ્ત્રી૦ પીડા કરતું વળગણ-ભૂત (૨) તેવું માણસ (૩) દુઃખ; મુસીબત

**બલાઈ** સ્ત્રી૦ ગાંઠનો એક રોગ (૨) એક વાની

**બલાક** પું૦ બગલો

**બલાકા** સ્ત્રી૦ બગલી

**બલા(-ળા)ત્કાર** પું૦ બળજોરી; જોરજુલમ (૨) સ્ત્રી પર અત્યાચાર

**બલા(-ળા)બલ(-ળ)** ન૦ શક્તિ અને અશક્તિનું પ્રમાણ

**બલાહ** વિ૦ હલકું; નીચ

**બલાસ** સ્ત્રી૦ એક રોગ, જેમાં ગળામાં તથા ફેફસાંમાં સોજો આવી પીડા થાય છે

**બલિ(-ળિ)** પું૦ ભોગ; દેવને માટે કાઢેલો ભાગ (૨) [સં.] પ્રહ્લાદનો પૌત્ર-દાનવોનો રાજા, જેની પાસેથી વામન અવતારે ત્રણ પગલાંમાં ત્રણે ભુવન માગી લીધાં હતાં

**બલિ(-ળિ)દાન** ન૦ બલિ-ભોગ આપવો તે
**બલિ(-લી)વર્દ** પું૦ બળદ
**બલિષ્ઠ** વિ૦ સૌથી બળવાન
**બલિહારી** સ્ત્રી૦ ખૂબી (૨) વાહવાહ
**બલીયસી** વિ૦ સ્ત્રી૦ વધારે બળવાન
**બલીવર્દ** પું૦ બળદ
**બલૂચ(-ચી)** વિ૦ બલૂચિસ્તાનનું (૨) પું૦ ત્યાંનો રહેવાસી
**બલૂચિસ્તાન** ન૦ (સં.) સિંધ અને અફઘાનિસ્તાન પાસેનો એક મુલક
**બલૂચી** વિ૦ (૨) પું૦ જુઓ બલૂચ
**બલૂન** ન૦ વિમાન
**બલેસ(-સા)ન** ન૦ એક જાતનો છોડ અને તેનું ફળ
**બલૈયાં** ન૦ બ૦ વ૦ ઓવારણાં
**બલૈ(-લો-લ્લૈ)યું** ન૦ ચૂડી
**બલ્કે** અ૦ જુઓ બલકે
**બલ્લૈયું** ન૦ બલૈયું; ચૂડી
**બવાડું** ન૦ નવી ખેડાયેલી જમીનનું બીજું વરસ
**બવાસીર** ન૦ મસાને લગતો રોગ
**બશરા** ન૦ એક પક્ષી
**બશીન** ન૦ એક પક્ષી
**બશેર** વિ૦ બે શેર જેટલા માપનું
**બશેરિયો** પું૦ બશેર વજનનું કાટલું
**બશેરી** સ્ત્રી૦ બશેર વજનનું કાટલું
**બસ** અ૦ થયું; પૂરતું (૨) ભાર-નિશ્ચય જણાવતો શબ્દ
**બસળાં** ન૦ બ૦ વ૦ નાનાં છોકરાં
**બસી** સ્ત્રી૦ રકાબી
**બસૂરું** વિ૦ બેસૂરું
**બસે(-સો)** વિ૦ '૨૦૦'
**બસ્તિ** સ્ત્રી૦ નાભિની નીચેનો ભાગ; પેડુ (૨) મૂત્રાશય (૩) ગુદા વાટે પાણી ચઢાવવાની પિચકારી
**બસ્તિપ્રદેશ** પું૦ બસ્તિવાળો ભાગ
**બસ્તો** પું૦ ગાંસડી
**બહર** સ્ત્રી૦*
**બહલાવવું** સ૦ ક્રિ૦ મજબૂત કરવું; ખીલવવું (૨) ફેલાવવું
**બહવવું** સ૦ ક્રિ૦ બોલવું (૨) વહેવું
**બહાદુર** વિ૦ શૂરવીર; હિંમતવાન
**બહાદુરી** સ્ત્રી૦ પરાક્રમ; હિંમત
**બહાનું** ન૦ મિષ; ખોટું કારણ
**બહાર** પું૦; સ્ત્રી૦ ભભકો; રંગ; શોભા (૨) આનંદ; મજા (૩) અ૦ અંદર નહિ
**બહારણિયો** પું૦ ધૂળધોયો; ઝાડુ કાઢનારો
**બહારવટિયો** પું૦ રાજાથી નારાજ થઈને તેને સતાવવા પ્રજાને રંજાડવા નીકળેલો માણસ (૨) બહાર રહી લૂંટફાટ કરનારો (૩) રાજ્ય સામેનો વિરોધ જણાવવા તેના કાયદાઓનું ઉલ્લંઘન કરનારો
**બહારવટું** ન૦ બહારવટિયાનું કામ
**બહારવાસિયો** પું૦ ગામ બહાર રહેનારો; ભંગી
**બહા(-હો)રવું** સ૦ ક્રિ૦ ઝાડુ કાઢવું
**બહાલ** વિ૦ મંજૂર; કાયમ
**બહાલી** સ્ત્રી૦ મંજૂરી; કાયમ રાખવું તે
**બહાવવું** સ૦ ક્રિ૦ પાથરવું
**બહિર** અ૦ બહાર
**બહિરંગ** વિ૦ બહારનું; અંતરંગ નહિ તેવું (૨) ન૦ કોઈપણ વિધિનો પ્રારંભનો ભાગ (૩) બહારનો અવયવ; બહારનું સ્વરૂપ
**બહિર્ગોળ** વિ૦ 'કૉન્વેક્સ' (ગ.)
**બહિર્મુખ** વિ૦ વિમુખ; પરાઙ્મુખ (૨) બાહ્ય વિષયોમાં આસક્ત
**બહિર્લાપિકા** સ્ત્રી૦ એક જાતનો ઉખાણો—જેના જવાબનો શબ્દ તેની પોતાની અંદર સમાયેલો ન હોય (અંતર્લાપિકામાં તેના જવાબનો શબ્દ તેના અંગમાં જ સમાયેલો હોય છે)
**બહિર્વૃત્ત** ન૦ 'એસ્ક્રાઈબ્ડ સર્કલ' (ગ.)
**બહિષ્કાર** પું૦ અસ્વીકાર; ત્યાગ (૨) નાત કે મહાજનની બહાર કાઢવું તે
**બહિષ્કૃત** વિ૦ બહિષ્કાર કરેલું
**બહિષ્કેંદ્ર** ન૦ 'એક્સ-સેન્ટર' (ગ.)
**બહિષ્કોણ** પું૦ 'એક્સ્ટર્નલ ઍન્ગલ' (ગ.)
**બહુ** વિ૦ (૨) અ૦ ખૂબ
**બહુકો(-ખૂ)ણ** વિ૦ (ગ.) 'પૉલીગૉનસ' (૨) પું૦ 'પૉલીગૉન'
**બહુખૂણિયું** વિ૦ જુઓ બહુકોણ
**બહુગંધા** સ્ત્રી૦ પીળી જૂઈ (૨) ચંપાની કળી (૩) શાહજીરું

**બહુત્વ** ન૦
**બહુધા** અ૦ અનેક રીતે (૨) ઘણું કરીને
**બહુપત્નીત્વ** ન૦ અનેક પત્નીઓ હોવી તે
**બહુપત્રી** વિ૦ (૨) ન૦ ઘણાં પાનવાળું
**બહુપદ** વિ૦ ઘણા પગવાળું
**બહુફળી** વિ૦ બહુવાર ફળનારું (૨) સ્ત્રી૦ એક છોડ
**બહુબોલું** વિ૦ વાચાળ (૨) દોઢડાહ્યું
**બહુભાષી** વિ૦ બહુબોલું
**બહુમત** પું૦ મોટા ભાગનો મત
**બહુમતી** સ્ત્રી૦ બહુમત (૨) એક પક્ષ કરતાં બીજાના મતની સંખ્યાની વિશેષતા
**બહુમાન** ન૦ આદર; સંમાન
**બહુમાન્ય** વિ૦ ઘણા લોકોએ કબૂલ કરેલું
**બહુમૂલ્ય** વિ૦ ભારે કિંમતનું
**બહુરત્ના** વિ૦ સ્ત્રી૦ ઘણાં રત્નોવાળી
**બહુરંગી** વિ૦ ઘણા રંગવાળું
**બહુરૂપી** વિ૦ ઘણાં રૂપવાળું (૨) પું૦ અનેક વેશ ધારણ કરનારો
**બહુલ** વિ૦ ઘણું; અધિક
**બહુલતા** સ્ત્રી૦
**બહુવચન** ન૦ એકથી વધારેને માટે વપરાતું વચન (વ્યા.)
**બહુવિધ** વિ૦ અનેક પ્રકારનું
**બહુવ્રીહિ** પું૦ જેમાં પૂર્વપદ વિશેષણ હોય અને ઉત્તરપદ વિશેષ્ય હોય તેમજ આખું સમસ્તપદ પાછું અન્યપદનું વિશેષણ હોય તેવો સમાસ (વ્યા.)
**બહુશાસન** ન૦ ઘણા જણની સત્તાથી ચાલતું રાજ્યતંત્ર
**બહુશ્રુત** વિ૦ વિદ્વાન
**બહેક** સ્ત્રી૦ સુગંધ
**બહેકવું** અ૦ ક્રિ૦ મઘમઘવું; મહેકવું (૨) ફાટવું; છકી જવું
**બહેકાર** પું૦*
**બહેડું** ન૦ એક ફળ
**બહેડો** પું૦ બહેડાંનું ઝાડ
**બહેતર** વિ૦ ઠીક; સારું
**બહેન** સ્ત્રી૦
**બહેનપણાં** ન૦ બ૦ વ૦ (સ્ત્રીઓની) મિત્રાચારી
**બહેનપણી** સ્ત્રી૦ સાહેલી; સ્ત્રી મિત્ર
**બહેર** સ્ત્રી૦ બહેરાટ
**બહેરાટ** પું૦ બહેરાપણું
**બહેરું** વિ૦ ન સાંભળી શકે તેવું; ઓછું સાંભળનારું
**બહોતાળ** વિ૦ પુષ્કળ; વધારે
**બહોરવું** સ૦ ક્રિ૦ બહારવું
**બહોળું** વિ૦ મોટું; વિસ્તારવાળું
**બળ** ન૦ જોર (૨) લશ્કર
**બળકટ** વિ૦ બળવાન
**બળખો** પું૦ ગળફો
**બળજબરાઈ** સ્ત્રી૦ બળજોરી
**બળજબરી** સ્ત્રી૦ બળજોરી (૨) બળાત્કાર
**બળજોરી** સ્ત્રી૦ બહુ આગ્રહ
**બળતણ** ન૦ બાળવાનાં લાકડાં
**બળતરા** સ્ત્રી૦ દાઝવાથી થતી પીડા (૨) મનમાં થતી તેવી લાગણી
**બળતું** વિ૦ સળગતું (૨) ન૦ સળગતી વસ્તુ (૩) બળતરા
**બળદ** પું૦
**બળદાયી** વિ૦ જુઓ બલદાયી
**બળદિયો** પું૦ બળદ (૨) [લા.] મૂર્ખ; ગમાર
**બળધારી** વિ૦ ઘણું મજબૂત
**બળબળ** સ્ત્રી૦ ચિંતા (૨) દાઝ (૩) ઈર્ષા
**બળબળતું** વિ૦ બાળે-દઝાડે એવું (૨) પીડાતું
**બળબિંબ** ન૦ એક જાતનું ફળ
**બળવતી** વિ૦ સ્ત્રી૦ બળવાળી
**બળવંત** વિ૦ બળવાળું
**બળવાખોર** વિ૦ બંડખોર
**બળવાન** વિ૦ બળવાળું; બલવાન
**બળવું** અ૦ ક્રિ૦ સળગવું (૨) બળતરા થવી (૩) ઈર્ષા કરવી
**બળવો** પું૦ બંડ
**બળહીણ(-ન)** વિ૦ બળ વગરનું; નિર્બળ
**બળાત્કાર** પું૦ જુઓ બલાત્કાર
**બળાબળ** ન૦ જુઓ બલાબલ
**બળાપો** પું૦ કઢાપો; સંતાપ
**બળિયા,૦કાકા** પું૦ બ૦ વ૦ સૈયડ (૨)એના દેવ
**બળિયું** વિ૦ જોરાવર
**બળિયેલ** વિ૦ અદેખું
**બળેવ** સ્ત્રી૦ શ્રાવણ પૂર્ણિમા
**બળોતિયું** ન૦ જુઓ બાળોતિયું
**બળ્યુંજળ્યું** વિ૦ ગુસ્સે થયેલું (૨) સંતાપ પામેલું (૩) અદેખું
**બંકેરાવ** પું૦ છેલબટાઉ

**બંકો** વિ૦ પું૦ બંકેરાવ
**બંખારવું** સ૦ ક્રિ૦ બૂમ પાડવી
**બંખારો** પું૦ ઘાંટો; બુમાટો (૨) એક જાતનો ખાર
**બંગ** પું૦ રીત; તરેહ (૨) તર્ક; બુટ્ટો (૩) નમૂનો; ભાત (૪) એક જાતનો ક્ષાર
**બંગડી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાંડે પહેરવાનું કાચનું કે ધાતુનું ઘરેણું
**બંગડીખાર** પું૦ એક જાતનો ક્ષાર
**બંગલી** સ્ત્રી૦ નાનો બંગલો
**બંગલો** પું૦ વાડીવાળું સુંદર મકાન
**બંગાળી** વિ૦ બંગાળનું (૨) સ્ત્રી૦ બંગાળની ભાષા
**બંગાળું** ન૦ ઘાઘરા માટે વપરાતું એક જાતનું કાપડ
**બંગી** સ્ત્રી૦ નાની ટીલડી; ટપકી
**બંટ(–ટિયો)** પું૦ ડાંગર સાથે ઊગતું એક હલકું અનાજ
**બંટી** સ્ત્રી૦ એક જાતનું અનાજ
**બંઠ** વિ૦ બૂઠું (૨) અક્કલ વગરનું
**બંઠસ** વિ૦ દાબીદાબીને ભરેલું (૨) કર્કશ
**બંડ** ન૦ હુલ્લડ; બળવો
**બંડખોર** વિ૦ બંડ કરનારું
**બંડિયું** ન૦ બદન; પહેરણ
**બંડી** સ્ત્રી૦ એક જાતનું બદન
**બંદગી** સ્ત્રી૦ પ્રાર્થના; ઇબાદત
**બંદર** ન૦ દરિયા કે નદીને કિનારે આવેલું વહાણોની આવજા થઈ શકે તેવું સ્થાન (૨) તેવા સ્થાનવાળું ગામ
**બંદરી** વિ૦ બંદરને લગતું (૨) ન૦ એક જાતનું ઝીણું કાપડ
**બંદ(–ધ)વો** પું૦ ભાઈ (૨) કેદી
**બંદી** પું૦ કેદી (૨) બંદીજન (૩) સ્ત્રી૦ બંધી; મના (૪) ગુલામડી; બળાત્કારે પકડી આણેલી સ્ત્રી
**બંદીખાનું** ન૦ કેદખાનું; તુરંગ
**બંદીજન** પું૦ વખાણ કરનાર; ચારણ
**બંદીવાન** પું૦ કેદી
**બંદૂક** સ્ત્રી૦
**બંદૂકચી** પું૦ બંદૂકવાળો
**બંદૂકિયું** વિ૦ બંદૂકના જેવું
**બંદેઆર** પું૦*
**બંદેનવાજ** વિ૦ સેવક ઉપર કૃપા કરનાર (એક સંબોધન)
**બંદો** પું૦ સેવક; દાસ (૨) પોતે (બડાઈ બતાવવા વપરાય છે)
**બંદોબસ્ત** પું૦ વ્યવસ્થા; તજવીજ (૨) જાપતો
**બંધ** વિ૦ વાસેલું; ઉઘાડું નહિ તેવું (૨) ચાલુ નહિ એવું (૩) પું૦ બાંધવાનું સાધન (૪) તેની ગાંઠ-પકડ (૫) બંધન; કેદ (૬) રચના; ગૂંથણી (૭) પાળ (૮) મુદ્રા (યોગ) (૯) પ્રતિબંધ; અટકાવ
**બંધકી** સ્ત્રી૦ વેશ્યા
**બંધકોશ(–ષ)** પું૦ કબજિયાત
**બંધણી** સ્ત્રી૦ કરાર (૨) પાટો
**બંધન** ન૦ અટકાવ; પ્રતિબંધ (૨) કેદ (૩) બાંધનારી વસ્તુ; તેની પકડ–ગાંઠ
**બંધનકારક** વિ૦ બંધન કરનારું
**બંધનકારી** વિ૦ બંધનકારક
**બંધનમુક્ત** વિ૦ બંધનમાંથી છૂટેલું
**બંધબેસતું** વિ૦ બેસતું; ગોઠતું (૨) માફક; અનુકૂળ
**બંધવ** પું૦ ભાઈ
**બંધવો** પું૦ જુઓ બંદવો
**બંધાણ** ન૦ બંધારણ (પેટ બાંધવાનું) (૨) બાંધવાની વસ્તુ; તેની ગાંઠ–પકડ (૩) પ્રતિબંધ; અટકાવ (૪) વ્યસન
**બંધાણી** વિ૦ વ્યસની
**બંધામણ** ન૦ બાંધવાની મજૂરી (૨) બાંધવાની રીત (૩) કરાર
**બંધામણી** સ્ત્રી૦ જુઓ બંધામણ
**બંધારણ** ન૦ બાંધણી; રચના (૨) વ્યસન; આદત (૩) પેટ બાંધવાની ઔષધની લેપ (૪) ધારાધોરણ; 'કૉન્સ્ટીટ્યુશન'
**બંધારો** પું૦ રંગવાનો ભાગ જુદો બાંધી જુદાજુદા રંગ કરનાર (૨) રેશમી કપડાં ધોઈ કુંદી કરી આપનાર (૩) બાંધણીનું કામ કરનારો (રંગારો)
**બંધાવવું** સ૦ ક્રિ૦ 'બાંધવું'નું પ્રેરકરૂપ
**બંધાવું** અ૦ ક્રિ૦ 'બાંધવું'નું કર્મણિરૂપ
**બંધિયાર** વિ૦ બંધાયેલું (હવા); વહેતું નહિ તેવું (પાણી)

**બંધિયો** પું૦ બાંધવાનું દોરડું
**બંધી** સ્ત્રી૦ મના (૨) પરેજી (૩) પાકી (૪) કરાર
**બંધુ** પું૦ ભાઈ (૨) સગો
**બંધુકૃત્ય** ન૦ ભાઈચારાનું કામ; મિત્રકાર્ય
**બંધુજન** પું૦ સગો; કુટુંબી
**બંધુતા** સ્ત્રી૦ બંધુત્વ (૨) ભાઈચારો; મિત્રતા
**બંધુત્વ** ન૦ બંધુપણું
**બંધુભાવ** પું૦ ભાઈના જેટલી પ્રીતિ
**બંધુર** વિ૦ રમ્ય; મનોહર
***બંધુવર્ગ** પું૦ સગાંસંબંધી
**બંધુહીન** વિ૦ સગાંસંબંધી વિનાનું
**બંને** વિ૦ બન્ને; બેઉ
**બંબ** વિ૦ મોટું; કદાવર (૨) પું૦ બાવળ (૩) બાંયું; મૃદંગનો તે ભાગ (૪) ડંકો
**બંબેબંબ** વિ૦ નૂંઠેનૂંઠું; અંધેર
**બંબો** પું૦ પાણી કાઢવાનું યંત્ર (૨) પાણી ગરમ કરવાનું એક પ્રકારનું વાસણ (૩) પાણીનો મોટો નળ
**બંસરી** સ્ત્રી૦ વાંસળી; વેણુ
**બંસી** સ્ત્રી૦ બંસરી; વાંસળી
**બંસીધર** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**બા** સ્ત્રી૦ મા (૨) વડીલ સ્ત્રીના નામ પાછળ લગાડાતો શબ્દ (૩) અ૦ વહાલનો એક ઉદ્‌ગાર
**બાઈ** સ્ત્રી૦ સ્ત્રીઓના નામ પાછળ લગાડાતો માનસૂચક શબ્દ (૨) સાસુ (૩) નોકરડી
**બાઈકલ્યાણી** વિ૦ બાયલું; નમાલું (૨) સ્ત્રી૦ ભીખ (૩) આજીજી; કાલાવાલા
**બાઈજી** સ્ત્રી૦ સાસુ
**બાઈ(-ય)ડી** સ્ત્રી૦ સ્ત્રી (૨) પત્ની
**બાઈમાણસ** ન૦ બૈરું
**બાઉ,૦વો** પું૦ લાડવો (બાળભાષા)
**બાઉલું** ન૦ આંચળવાળો અવયવ
**બાકરી** સ્ત્રી૦ મમતભર્યું વેર
**બાકળા** પું૦ બ૦ વ૦ આખું બાફેલું કઠોળ
**બાકી** વિ૦ અપૂર્ણ; શેષ (૨) વધેલું; સિલક (૩) અ૦ નહિ તો
**બાકીતાકી** વિ૦ બાકી રહેલું (૨) સ્ત્રી૦ માગતું; લહેણું

**બાકું(-કોરું)** ન૦ કાણું
**બાખડવું** અ૦ ક્રિ૦ વઢવું; કજિયો કરવો
**બાખડી** વિ૦ સ્ત્રી૦ વિયાયાને લાંબો વખત થઈ ગયો હોય એવી (ગાય કે ભેંસ)
**બાખડું** વિ૦ વિયાયાને ઘણો વખત થઈ ગયો હોય તેવું (ઢોર)
**બાખાબોલું** વિ૦ તડ ને ફડ કહી દેનારું; નિખાલસ
**બાખું** વિ૦ બાંકું; રંગીલું (૨) ન૦ બાકું
**બાગ** પું૦ બગીચો
**બાગડોર** સ્ત્રી૦ લગામ
**બાગવાન** પું૦ માળી
**બાગાયત** સ્ત્રી૦* બગીચામાં થતી ખેતી; શાકભાજી (૨) વિ૦ કૂવાના પાણીથી થતી (ખેતી)
**બાગાયતી** વિ૦ ફળફૂલનાં ઝાડ ઉછેરવાલાયક (જમીન)
**બાઘડ(-ડું)** વિ૦ બાઘું (૨) બિહામણું
**બાઘડો** પું૦ બાઘો માણસ (૨) બિહામણો માણસ
**બાઘાઈ** સ્ત્રી૦ બાઘાપણું
**બાઘું** વિ૦ મૂઢ; ગતાગમ વિનાનું
**બાચકો** પું૦ મૂઠી (૨) પાંચે આંગળાં વડે ભરેલો ચીમટો
**બાજ** પું૦ એક શિકારી પક્ષી; શકરો (૨) ઘોડો (૩) સ્ત્રી૦; ન૦ પતરાણું (૪) 'વાળું' 'અનુરક્ત' વગેરે અર્થો બતાવતો ફારસી પ્રત્યય (ઉદા૦ દગલબાજ; રંડીબાજ)
**બાજઠ** પું૦ ચાર પાયાવાળું આસન
**બાજરિયું** ન૦ બાજરીનું ઠૂંઠું (૨) એક ઘરેણું
**બાજરિયો** પું૦ બાજરીના લોટનો કંસાર (૨) બાજરીને છાશમાં રાંધી બનાવેલી એક વાની
**બાજરી** સ્ત્રી૦ એક અનાજ
**બાજરો** પું૦ મોટા દાણાની બાજરી
**બાજંદાઈ** સ્ત્રી૦ બાજંદાપણું
**બાજંદાવેડા** પું૦ બ૦ વ૦ ધૂર્તતા; દોંગાઈ
**બાજંદું** વિ૦ ધૂર્ત; દોંગું; પહોંચેલું
**બાજિયાકાર** પું૦ ભવાડો
**બાજી** સ્ત્રી૦ જે પાટિયા કે કપડા ઉપર રમત મંડાય તે (૨) સોગટાં કે ગંજીફાની રમત (૩) હાથ (ગંજીફામાં) (૪) યુક્તિ; પ્રપંચ
**બાજીગર** પું૦ મદારી; જાદુગર
**બાજીગરી** સ્ત્રી૦ ખેલ; તમાસો

**બાજુ(-જૂ)** સ્ત્રી૰ છેડો; અંત (૨) દિશા; પાસું; પડખું (૩) પક્ષ; તરફેણ
**બાજુ(-જૂ)બંધ** પું૰ કોણી ઉપર પહેરવાનું એક ઘરેણું
**બાજે** વિ૰ એકાદું; ગમે તે કોઈ એક
**બાજોઠ** પું૰ બાજઠ
**બાજોઠિયું** ન૰ એક વનસ્પતિ
**બાજોઠી** સ્ત્રી૰ નાનો બાજઠ
**બાઝવું** સ૰ ક્રિ૰ વળગવું (૨) અ૰ ક્રિ૰ લડવું; ટંટો કરવો
**બાઝં(-ઝા)બાઝી** સ્ત્રી૰ લડાઈ; ટંટો
**બાટ** પું૰ એક જાતનો કંસાર
**બાટલી** સ્ત્રી૰ શીશી
**બાટલો** પું૰ શીશો
**બાટાચૂર** અ૰ ખૂબ
**બાટી** સ્ત્રી૰ છાણાંની આંચથી શેકેલા કણકના ગોળા કે જાડી ભાખરી
**બાઠું** ન૰ નીઘલ્યા વિનાનો જારબાજરીનો સાંઠો
**બાડું** વિ૰ ત્રાંસા ડોળાવાળું
**બાડુવું** વિ૰ + બાપડું; રાંકડું
**બાઢમ્** અ૰ ભલે; ઠીક (૨) બંધ
**બાણ** ન૰ તીર (૨) એક આતશબાજી (૩) લંબગોળ પથ્થર (શિવલિંગ) (૪) જ્યાં ભરતીનું પાણી આવતું હોય તે ખાડીની જમીન (૫) ખેતરની હદ બતાવવા દાટેલો પથ્થર કે બીજી વસ્તુ (૬) પગલું
**બાણવું** અ૰ ક્રિ૰ કબાલો કરવો
**બાણાકાર** વિ૰ બાણના ફળના આકારનું
**બાણાવળી** પું૰ બાણ મારવામાં હોશિયાર
**બાણી** સ્ત્રી૰ ઠરાવેલી મુદત (૨) શરત; કબૂલાત (૩) શુકનમાં અપાતી ભેટ (૪) એક જાતનું કાપડ
**બાણુ(-ણું)** વિ૰ '૯૨'
**બાતમી** સ્ત્રી૰ સમાચાર; ભાળ
**બાતમીદાર** વિ૰ (૨) પું૰ ખબર લાવનાર
**બાતમીખાતું** ન૰ બાતમી મેળવનારું ખાતું
**બાતલ** વિ૰ રદ; નકામું (૨) કાઢી મૂકેલું
**બાતેન** વિ૰ ગુપ્ત; છાનું
**બાથ** સ્ત્રી૰ બે હાથ પહોળા કરી દીધેલી ચૂડ (૨) ટક્કર
**બાથોડિયું** ન૰ વલખાં (૨) પ્રયત્ન
**બાદ** વિ૰ બાતલ; કમ (૨) અ૰ પછી
**બાદબાકી** સ્ત્રી૰ બાદ કરવાની રીત (ગ.) (૨) બાદ કરતાં રહેલી રકમ
**બાદલું** વિ૰ નકલી; ઢોળ ચડાવેલું (૨) તકલાદી (૩) ન૰ કસબનું ગૂંછળું
**બાદશાહ** પું૰ રાજાધિરાજ; સમ્રાટ
**બાદશાહી** વિ૰ બાદશાહનું,-ને લગતું (૨) બાદશાહને શોભે એવું (૩) સ્ત્રી૰ બાદશાહનું રાજ્ય; સામ્રાજ્ય
**બાદિયાન** ન૰ એક બી-વસાણું
**બાદી** સ્ત્રી૰ અપચો; બદહજમી
**બાદીબવાસીર** પું૰ આંધળા હરસ
**બાદીહરસ** પું૰ આંધળા હરસ
**બાધ** પું૰ અડચણ; પ્રતિબંધ (૨) દોષ; પાપ (૩) વિરોધ; રદ કરવું તે
**બાધક** વિ૰ બાધ કરનારું
**બાધકર્તા** વિ૰ બાધ કરનારું
**બાધકારક** વિ૰ બાધ કરનારું
**બાધા** સ્ત્રી૰ માનતા; આખડી (૨) પીડા; દુઃખ (૩) વિઘ્ન
**બાધિત** વિ૰ પીડિત (૨) અસંગત ઠરેલું; રદ કરાયેલું
**બાધું** વિ૰ (પ.) બધું; આખું
**બાધેભારે** અ૰ મોઘમ
**બાન** વિ૰ (૨) ન૰ જામીનગીરીમાં પકડેલું (૨) ન૰ બાનું
**બાનક** સ્ત્રી૰ રચના; ઇમારત
**બાનડી** સ્ત્રી૰ લૂંડી
**બાનાખત** ન૰ બાનામાં આપેલા પૈસાનું ખત
**બાની** સ્ત્રી૰ બોલવાલખવાની છટા (૨) વાણી (૩) બાનડી
**બાનુ(-નૂ)** સ્ત્રી૰ સારા ઘરની સ્ત્રી; સન્નારી
**બાનું** ન૰ સોદાના સાટા પેટે અગાઉથી અપાયેલું નાણું
**બાપ** પું૰ પિતા
**બાપકર્મી** વિ૰ બાપની કમાઈ ઉપર આધાર રાખનારું
**બાપજન્મારો** પું૰ આખી જિંદગી
**બાપડું** વિ૰ ગરીબ; રાંકડું; દયામણું
**બાપદાદા** પું૰ બ૰ વ૰ પૂર્વજો
**બાપલા(-લિયા)** અ૰ ઓરે! બાપરે!
**બાપવખું** વિ૰ બાપનો પક્ષ લેનારું

**બાપી(-પૂ)કું** વિ૦ બાપનું; વારસામાં મળેલું
**બાપુ** પું૦ બાપ (૨) વડીલ પ્રત્યે માનવાચક કે નાના પ્રત્યે વહાલસૂચક ઉદ્ગાર
**બાપૂકું** વિ૦ જુઓ બાપીકું
**બાપૂડિયું** વિ૦ બાપડું (૨) વહાલું
**બાપૂડું** વિ૦ જુઓ બાપૂડિયું
**બાફ** પું૦; સ્ત્રી૦ બફારો (૨) પરસેવો (૩) વરાળ
**બાફણું** ન૦ બાફવું તે (૨) બાફેલી વસ્તુ (૩) ગોતું (૪) કેરીનું શાક (૫) [લા.] સ્વાદ વગરનો ખોરાક
**બાફેલી** સ્ત્રી૦ જંગલી ગાજર
**બાફેલો** પું૦ બાફેલી કેરીનો રસ
**બાફવું** સ૦ ક્રિ૦ પાણીમાં ઉકાળીને રાંધવું (૨) [લા.] ચૂંથી નાખવું; બગાડી મૂકવું
**બાબ** પું૦ પ્રકરણ; ભાગ (૨) વિષય; મુદ્દો; બાબત
**બાબત** સ્ત્રી૦ વિષય; મુદ્દો; કામ (૨) વિગત
**બાબતી** સ્ત્રી૦ દલાલી; વટાવ (૨) ખળીમાં વસવાયાંને લાગા તરીકે જે કંઇ આપવામાં આવે છે તે
**બાબરાં** ન૦ બ૦ વ૦ માથાના વીંખાયેલા વાળ
**બાબરિયું** વિ૦ બાબરાંવાળું
**બાબરી** સ્ત્રી૦ માથા ઉપર વાળનો ગુચ્છો (૨) ટોપીની કોરની ઝૂલ
**બાબરું** વિ૦ બાબરિયું; બાબરાંવાળું
**બાબવારી** સ્ત્રી૦ વર્ગીકરણ
**બાબસ્તા** વિ૦ સંબંધી; સગાં
**બાબા** પું૦ એક જાતનો ભીલ (૨) છોકરાં કે વૃદ્ધ માટે વપરાતો શબ્દ (૩) રોટલો; તાતા
**બાબાગાડી** સ્ત્રી૦ નાનાં છોકરાંની ગાડી
**બાબાશાહી** વિ૦ હલકું; નકામું (૨) ક્રિ૦ પું૦ વડોદરા રાજ્યમાં પહેલાં ચાલતો (સિક્કો)
**બાબુ** પું૦ બંગાળી માટે કે ઉપરી અમલદાર માટે વપરાતો શબ્દ
**બાબે** અ૦ માટે; વિષે
**બાબો** પું૦ તાતા; રોટલો
**બામ** ન૦ એક જાતનો વેલો (૨) વામ (૩) સર્પાકાર માછલી (૪) પું૦ દુખાવો મટાડવા ચોપડાતો મલમ
**બામણી** સ્ત્રી૦ એક જીવડું (૨) એક જાતનો સાપ
**બામદાદ** ન૦ સવાર
**બામલાઈ** સ્ત્રી૦ બગલમાં થતી ગાંઠ
**બામલી** સ્ત્રી૦ બામલાઈ
**બામશી** સ્ત્રી૦ ડાકણ
**બાયડ** વિ૦ બહિષ્કૃત
**બાયડી** સ્ત્રી૦ સ્ત્રી (૨) પત્ની
**બાયલાવેડા** પું૦ બ૦ વ૦
**બાયલું** વિ૦ નામર્દ; બીકણ; બૈરીને વશ
**બાયસ** પું૦ સબબ
**બાયું** ન૦ નરઘાંની જોડમાંનું નાનું
**બાર** વિ૦ '૧૨' (૨) પું૦ બંદૂક વગેરેનો અવાજ (૩) ન૦ બારણું (૪) આંગણું (૫) ડહેલી
**બારકસ** ન૦ માલ લઇ જનાર વહાણ
**બારખલી(-ળી)** વિ૦ ઓછી આંકણીનું—મહેસૂલનું (૨) સ્ત્રી૦ માફી જમીન
**બારગાહ** સ્ત્રી૦ દરબાર; મોટા માણસની હજૂર
**બારગીર** પું૦ ઘોડેસવાર સૈનિક (શિલેદારથી ઊલટો—જેનો ઘોડો, સામાન વગેરે માલિક પૂરાં પાડે છે)
**બારડી** સ્ત્રી૦ નેતરું
**બારણું** ન૦ દ્વાર; દરવાજો
**બારદાન** ન૦ જેમાં માલ ભર્યો હોય તે ખાલી બાંધણ (૨) તેનું તોલ
**બારનીશ(-સ)** પું૦ બારનીશીનું કામ કરનારો કારકુન
**બારનીશી(-સી)** સ્ત્રી૦ કાગળોની આવકજાવક નોંધવાની ચોપડી (૨) તે નોંધવાનું કામ
**બારમાસી** વિ૦ બારે માસનું (૨) સ્ત્રી૦ બારે માસ ફૂલ આપતો એક છોડ
**બારમું** વિ૦ ક્રમમાં અગિયાર પછીનું (૨) ન૦ મરનારનો બારમો દિવસ; તે દિવસે કરાતી ક્રિયા—વરો વગેરે
**બારશ(-સ)** સ્ત્રી૦ બારમી તિથિ; દ્વાદશી
**બારશીં(-સીં)ગું** ન૦ એક જાતનું હરણ
**બારસ** સ્ત્રી૦ બારશ; બારમી તિથિ
**બારસાખ** સ્ત્રી૦ બારણાનું ચોકઠું
**બારસીંગું** ન૦ જુઓ બારશીંગું
**બારાક્ષરી** સ્ત્રી૦ દરેક વ્યંજનમાં બાર સ્વર ઉમેરીને બનાવેલાં પદ
**બારાખડી** સ્ત્રી૦ જુઓ બારાક્ષરી
**બારિયો** પું૦ એક જાતનો ભીલ
**બારિસ્ટર** પું૦ ઉપલી અદાલતનો વકીલ

**બારી** સ્ત્રી૦ નાનું બારણું (૨) [લા.] છટકવાનું બારું; બહાનું
**બારીક** વિ૦ ઝીણું; સૂક્ષ્મ (૨) [લા.] કટોકટીનું; અગત્યનું
**બારીકાઈ** સ્ત્રી૦ બારીકપણું; ઝીણવટ
**બારીકી** સ્ત્રી૦ જુઓ બારીકાઈ
**બારીગર** વિ૦ લુચ્ચું; ખટપટી; ઉઠાઉગીર
**બારું** ન૦ બંદરમાં પેસવાનો માર્ગ (૨) બારણું; રસ્તો (૩) છટકવાની બારી; બહાનું
**બારૂત** પું૦ ફોડવાનો દારૂ
**બારૂતદાન** ન૦ દારૂ રાખવાનું શિંગડું
**બારેવાટ** અ૦ અસ્તવ્યસ્ત (૨) બારે રસ્તે; બધી રીતે
**બારૈયો** પું૦ બાર હાથનો સાફો (૨) બહાર રખડતો રહી ચોરીલૂંટ કરનાર (૩) ઝાડુ દેનાર તથા સંડાસ વાળનાર–ભંગી
**બારોટ** પું૦ ભાટની એક જાતનો માણસ
**બારોત્રા** ન૦ બાર ટકા કરતાં વધારે વ્યાજ; ઘણું ભારે વ્યાજ
**બારોબાર** અ૦ પરભારું; લાગલું જ
**બારોબારિયું** વિ૦ બારોબાર–પૂછ્યા વિના કરેલું
**બાલ** પું૦ વાળ
**બાલ(–ળ)** વિ૦ નાનું; છોકરવાદ (૨) પું૦ છોકરો (૩) ન૦ બાળક
**બાલ(–ળ)ક** ન૦ છોકરું (૨) પું૦ છોકરો
**બાલછડ** ન૦ જુઓ જટામાંસી
**બાલતોડ(–ડો)** પું૦ વાળ તૂટવાથી થયેલો ફોલ્લો
**બાલદી** સ્ત્રી૦ ડોલ
**બાલ(–ળ)બુદ્ધિ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ છોકરમત
**બાલ(–ળ)ભાવ** પું૦ બાળપણ
**બાલમ** પું૦ વહાલમ; આશક (૨) પતિ
**બાલમપેચ** પું૦ ફાંકડા દેખાવા પાઘડી ઉપર રાખેલો વાંકો પેચ–આંટો
**બાલા(–ળા)** સ્ત્રી૦ છોકરી (૨) ૧૬ વર્ષની અંદરની સ્ત્રી
**બાલાજી** પું૦ કૃષ્ણના બાળ સ્વરૂપની મૂર્તિ
**બાલાતપ** પું૦ સવારનો તાપ
**બાલાતંગ** પું૦ જીનને ખેંચી બાંધવાનો પટો
**બાલાબર** ન૦ એક જાતનું અંગરખું
**બાલાશ(–શી)** સ્ત્રી૦ સંભાળ; બરદાસ્ત
**બાલાં** ન૦ બ૦ વ૦ બહાનાં (૨) ફાંફાં
**બાલિકા** સ્ત્રી૦ બાળા; છોકરી
**બાલિશ** વિ૦ છોકરવાદ; નાદાન; બેસમજ
**બાલિશતા** સ્ત્રી૦
**બાલેશરી** સ્ત્રી૦ જુઓ બોરસલ્લી
**બાલોદ્યાન** પું૦ બાળકોને ખેલવાનું ઉદ્યાન–બગીચો
**બાલ્ય** ન૦ બાળપણ
**બાલ્યાવસ્થા** સ્ત્રી૦ બાળપણ
**બાલ્લું** ન૦ ખોયા કસબનું ગૂંચળું
**બાવચી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**બાવટો** પું૦ એક અનાજ
**બાવડું** ન૦ ખભા અને કોણી વચ્ચેનો ભાગ
**બાવન** વિ૦ '૫૨'
**બાવનવીર** વિ૦ બહાદુર; બળવાન
**બાવનાચંદન** ન૦ એક જાતની સુખડ
**બાવની** સ્ત્રી૦ બાવનનો સમુદાય (૨) ગૂજરાતી મૂળાક્ષરો (૩) શરૂઆતમાં ક્રમસર ગૂજરાતી મૂળાક્ષરોવાળા બાવન શ્લોકનો સમૂહ
**બાવરું** વિ૦ બેબાકળું
**બાવલું** ન૦ પૂતળું (૨) અડણ
**બાવળ(–ળિયો)** પું૦ એક કાંટાવાળું વૃક્ષ
**બાવળી** સ્ત્રી૦ બાવળનું જંગલ
**બાવળો** વિ૦ (કા.)*
**બાવી** સ્ત્રી૦ સાધુડી; બાવાની સ્ત્રી
**બાવીશ(–સ)** વિ૦ '૨૨'
**બાવું** ન૦ કરોળિયાનું જાળું
**બાવો** પું૦ સાધુ (૨) બાપ
**બાષ્કલ(–ળ)** વિ૦ ફેરંદું; વંઠેલ (૨) ખાઉધરું
**બાષ્પ** ન૦ બાફ; વરાળ (૨) ધુમ્મસ (૩) આંસુ
**બાષ્પીભવન** ન૦ વરાળ થવી તે
**બાસ** સ્ત્રી૦ વાસ; ગંધ (૨) દુર્ગંધ
**બાસટી,૦લી** સ્ત્રી૦ બેસવાની લાંબી પાટલી
**બાસઠ** વિ૦ '૬૨'
**બાસો** પું૦ સાર; તત્ત્વ
**બાસું(–સૂ)દી** સ્ત્રી૦ ઉકાળીને ઘાટું કરેલું દૂધ
**બાસ્તો** પું૦ એક જાતનું સુતરાઉ કાપડ
**બાહી(–હે)ર** અ૦ + બહાર
**બાહુ** પું૦ બાવડું (૨) હાથ (૩) આકૃતિની બાજૂ (ગ.)
**બાહુક** પું૦ વરવો–બિહામણો માણસ (૨) મૂઢ; મૂર્ખ (૩) વાંદરો (૪) [સં૦] કર્કોટકે કરડ્યા પછી નળે ધારણ કરેલું નામ

**બાહુબલ(-ળ)** ન૦ હાથનું જોર
**બાહુલ્ય** ન૦ બહુપણું
**બાહેર** અ૦ + બહાર
**બાહોશ** વિ૦ ચાલાક; હોશિયાર
**બાહોશી** સ્ત્રી૦ ચાલાકી; હોશિયારી
**બાહ્ય** વિ૦ બહારનું
**બાહ્યગોળ** વિ૦ જુઓ બહિર્ગોળ
**બાહ્યાચાર** પું૦ બહારનો આચાર
**બાહ્યાર્થવાદ** પું૦*
**બાહ્યાંતર** અ૦ બહાર અને અંદર
**બાહ્યાંતર્લાપિકા** સ્ત્રી૦ બહિર્લાપિકા અને અંતર્લાપિકા બંને હોય તેવો ઉખાણો (જુઓ બહિર્લાપિકા)
**બાહ્યોપચાર** પું૦ બહારનો ઉપચાર
**બાળ** વિ૦ (૨) પું૦ (૩) ન૦ જુઓ બાલ
**બાળક** પું૦; ન૦ બાલક
**બાળકી** સ્ત્રી૦ નાની છોકરી
**બાળકુંવારું** વિ૦ નાનપણથી કુંવારું
**બાળક્રીડા** સ્ત્રી૦ બાળકની રમત
**બાળખેલ** પું૦ બાળક્રીડા
**બાળગોપાળ** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં
**બાળપ** સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ; મહેરબાની
**બાળપણ(-ણું)** ન૦ બચપણ; નાનપણ
**બાળબચ્ચાં** ન૦ બ૦ વ૦ છોકરાંછૈયાં
**બાળબુદ્ધિ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ બાલબુદ્ધિ
**બાળબોધ** વિ૦ બાળકોને બોધ આપવા જેવું (૨) ઝટ સમજાય તેવું (૩) સ્ત્રી૦ દેવનાગરી લિપિ
**બાળબોધી** વિ૦ ઝટ સમજાય તેવું; સહેલું (૨) દેવનાગરીમાં લખેલું
**બાળબ્રહ્મચારી** પું૦ બાળપણથી બ્રહ્મચર્ય પાળનારો
**બાળભાવ** પું૦ બાળપણ
**બાળભોગ** પું૦ સવારની પૂજા પછી ઠાકોરજીને ધરાવાતી પ્રસાદી
**બાળરંડાપો** પું૦ નાનપણમાં પ્રાપ્ત થયેલું વિધવાપણું
**બાળરાંડ** સ્ત્રી૦ બાળવિધવા
**બાળલગ્ન** ન૦ બાળકનું લગ્ન
**બાળલીલા** સ્ત્રી૦ નાનપણની રમતગમત
**બાળવિધવા** સ્ત્રી૦ નાની વયની વિધવા
**બાળવું** સ૦ ક્રિ૦ 'બળવું'નું પ્રેરકરૂપ
**બાળવૈદ(-દ્ય)** પું૦ નાનાં છોકરાંનો વૈદ
**બાળસ્વરૂપ** ન૦ બાળકનું સ્વરૂપ
**બાળા** સ્ત્રી૦ જુઓ બાલા
**બાળાપણું** ન૦ બાળકપણું; અજ્ઞાનતા (૨) બાળા-કુમારી હોવાપણું
**બાળાબંધ** પું૦ બાળકનો ફેંટો
**બાળારાજા** પું૦ બાળક માટે વપરાય છે (મરજી મુજબ વર્તતું હોવાથી)
**બાળી** સ્ત્રી૦ બાળા
**બાળુંભોળું** વિ૦ બાળક જેવું અણસમજુ
**બાળેરું** વિ૦ જુવાન; નાની ઉમ્મરનું
**બાળોતિયું** ન૦ બાળક નીચે રખાતું કપડું (ઝાડો પેશાબ કરે તે માટે).
**બાંક,૦ડો** પું૦ બેસવાની પાટલી
**બાંકવું** સ૦ ક્રિ૦ + બકવું
**બાંકાઈ** સ્ત્રી૦ બાંકાપણું;
**બાંકું** વિ૦ છેલ; ફાંકડું (૨) ટેઢું; વિચિત્ર મિજાજનું (૩) સાહસિક (૪) નાજુક (કામ)
**બાંકેરાવ** પું૦ છેલબટાઉ
**બાંગ** સ્ત્રી૦ નમાજનો સમય સૂચવવા મુલ્લાંએ કરેલો પોકાર
**બાંગડ** વિ૦ લુચ્ચો; ખંધો (૨) સાહસિક
**બાંઘ(-ઘે)ડવું** અ૦ ક્રિ૦ આરડવું
**બાંઘાટવું** અ૦ ક્રિ૦ આરડવું
**બાંઘેડવું** અ૦ ક્રિ૦ બાંઘડવું; આરડવું
**બાંટ** ન૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું રેશમી વસ્ત્ર (૨) કાટલાંનો સટ (૩) કાંટા; ખૂંપરા (૪) પું૦ એક મીઠી વાની
**બાંટવું** સ૦ ક્રિ૦ વહેંચવું (૨) ન૦ એક ઝાડવું
**બાંઠું** વિ૦ બરાબર વધેલું-કણસલાં બંધાયેલું નહિ તેવું (૨) ન૦ થોડા વરસાદને લીધે તેવો રહેલો જુવારબાજરીનો છોડ
**બાંઠ** વિ૦ ઠીંગણું; ગઠ્ઠું
**બાંઠિયું** વિ૦ જુઓ બાંઠું (૨) ન૦ ટૂંકી બાંયનું પહેરણ
**બાંડું** વિ૦ પૂંછડી વગરનું (૨) વરવું (કાંઈક અપૂર્ણતાને લીધે) (૩) ખુલ્લું; ઉઘાડું (તરવાર)
**બાંદડી** સ્ત્રી૦ ગુલામડી
**બાંદી** સ્ત્રી૦ ગુલામડી

**બાંધ** પું૰ પુસ્તો; પાળ (૨) બંધ
**બાંધકામ** ન૰ બાંધવા-ચણવાનું કામ
**બાંધછોડ** સ્ત્રી૰ બાંધવું ને છોડવું તે (૨) તોડ; છૂટ મૂકવી તે; માંડવાળ
**બાંધણ** ન૰ બાંધવાનું કપડું (૨) બંધન; ગાંઠ
**બાંધણી** સ્ત્રી૰ બાંધવાની રીત (૨) બંધામણી (૩) રચના; ઇમારત (૪) વચ્ચેવચ્ચે બાંધીને જુદા રંગ રંગવાની રીત (૫) તેવી રીતે રંગેલું કપડું; બાંધણું
**બાંધણીગર** પું૰ બાંધણીથી ચૂંદડીઓ રંગનાર
**બાંધણું** ન૰ બાંધીને રંગેલું કપડું (૨) વેર; અંટસ
**બાંધલું** ન૰ સ્મશાન
**બાંધવ** પું૰ ભાઈ (૨) સગો
**બાંધવું** સ૰ ક્રિ૰ બંધ વડે જકડવું (૨) બનાવવું (ઘર વગેરે)
**બાંધો** પું૰ બંધારણ; કાઠું (૨) બંધન
**બાંબલાઈ** સ્ત્રી૰ જુઓ બામલાઈ
**બાંબલી** સ્ત્રી૰ જુઓ બામલી
**બાંબુ** પું૰ પોલો વાંસ
**બાંભ(-ભો)રો** પું૰ પોચો પથ્થર
**બાંય** સ્ત્રી૰ હાથને ઢાંકતો અંગરખો, ચોળી વગેરેનો ભાગ (૨) હાથ (૩) [લા.] મદદ
**બાંયધર** પું૰ જામીન; જમાન
**બાંયધરી** સ્ત્રી૰ જામીનગીરી
**બાંયું** ન૰ કમાડને જડવામાં આવતો આડો લાટો (૨) નરઘાંનું બાયું
**બિચારું** વિ૰ દુઃખી; રાંક; બાપડું
**બિછા(૦યા)ત** સ્ત્રી૰ પાથરણું; જાજમ
**બિછાનું** ન૰ પાથરણું (૨) પથારી
**બિછાયત** સ્ત્રી૰ બિછાત; પાથરણું
**બિછાવવું** સ૰ ક્રિ૰ પાથરવું
**બિજોરી** સ્ત્રી૰ બિજોરાંનું ઝાડ
**બિજોરું** ન૰ એક ફળ
**બિડ,૦લવણ** ન૰ એક જાતનું બનાવટી મીઠું
**બિડાલ** પું૰ બિલાડો
**બિડાવવું** સ૰ ક્રિ૰ 'બીડવું'નું પ્રેરકરૂપ
**બિડાવું** અ૰ ક્રિ૰ 'બીડવું'નું કર્મણિરૂપ
**બિન** પું૰ દીકરો (૨) અ૰ વિના
**બિનઅટકાવ** વિ૰ પ્રતિબંધ-રોકાણ વિનાનું
**બિનજકાતી** વિ૰ જકાત વિનાનું
**બિનવાકેફ** વિ૰ અણવાકેફ
**બિનશરતી** વિ૰ શરત વિનાનું
**બિના** સ્ત્રી૰ હકીકત
**બિભાસ** પું૰ એક રાગ
**બિયાબાન** ન૰ જંગલ
**બિયાબારું** ન૰ અણબનાવ
**બિયાબાં** ન૰ બિયાબાન; રાન
**બિયારું(-ણું)** ન૰ અનેક બીજનો સમૂહ
**બિયું** ન૰ બીજ
**બિયો** પું૰ ઠળિયો
**બિર(-રુ)દ** ન૰ પ્રતિજ્ઞા; ટેક (૨) યશ; ખ્યાતિ
**બિરદાઈ** સ્ત્રી૰*
**બિરદાલ** વિ૰ પોતાનો ટેક સાચવે તેવું
**બિરદાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી૰ યશની કથા; પ્રશંસાનાં ગીત
**બિરપેંડો** પું૰*
**બિરમંડી** સ્ત્રી૰*
**બિરમોલા** સ્ત્રી૰ એક જંગલી વનસ્પતિ
**બિરયાની** સ્ત્રી૰ એક મુસલમાની જમણ
**બિરંજ** પું૰ કેસરી ભાત
**બિરાજમાન** વિ૰ બિરાજતું; બિરાજેલું
**બિરાજવું** અ૰ ક્રિ૰ બેસવું (માનવાચક) (૨) શોભવું
**બિરાદર** પું૰ ભાઈ
**બિરાદરી** સ્ત્રી૰ ભાઈચારો
**બિરાનું** ન૰ પારકું
**બિરુદ** ન૰ બિરદ; ટેક
**બિલ** ન૰ ગુફા; કોતર (૨) દર
**બિલકુલ** અ૰ જરા પણ
**બિલંદી** પું૰*
**બિલંબી** સ્ત્રી૰ એક ફળ
**બિલાડી** સ્ત્રી૰
**બિલાડું** ન૰
**બિલાડો** પું૰
**બિલાવલ** પું૰ એક રાગ
**બિલિયાન** ન૰ પાસા પાડેલો હીરો
**બિલોર** પું૰ પાસાવાળો કાચ; એક જાતનો કાચ
**બિલોરી** વિ૰ બિલોરનું બનેલું
**બિલ્લસ** ન૰ વેંત
**બિલ્લી** સ્ત્રી૰ બિલાડી

**બિલ્લું** વિ૦ ચાલાક; લુચ્ચું (૨) ન૦ એક ઈંટના ઓસારની ભીંત
**બિલ્વ** ન૦ બીલીનું ઝાડ.
**બિવડા(-રા)વવું** સ૦ ક્રિ૦ 'બીવું'નું પ્રેરકરૂપ
**બિસ** ન૦ કમળનો રેસો કે રેસાવાળો દાંડો
**બિસમાર** વિ૦ વિસ્મૃત; વિસારી મૂકેલું
**બિસાત** સ્ત્રી૦ વિસાત; પૂંજી
**બિસ્તરો** પું૦ બિછાનું; પથારી
**બિસ્ત્રો** પું૦ બિસ્તરો; પથારી
**બિસ્મિલ** વિ૦ ઘાયલ; તરફડતું
**બિસ્મિલ્લા** શ. પ્ર. અલ્લાના નામથી
**બિહાગ** પું૦ એક રાગ
**બિહામણું** વિ૦ ભયંકર
**બિહારી** વિ૦ જુઓ વિહારી (૨) બિહાર પ્રાંતનું
**બિંદી** સ્ત્રી૦ બીનકી; ચાંઈ
**બિંદુ** પું૦; ન૦ ટીપું; ટપકું (૨) મીંડું
**બિંદુપથ** પું૦*
**બિંબ** ન૦ જેનું પ્રતિબિંબ પડયું હોય તે (૨) સૂર્યચંદ્રનું મંડળ (૩) ઘિલોડું (૪) છાયા; પ્રતિમા
**બિંબા** પું૦ એક છંદ
**બિંબાકાર** વિ૦ ગોળ (૨) પું૦ ગોળ આકાર
**બિંબાકૃતિ** સ્ત્રી૦ બિંબાકાર
**બિંબિત** વિ૦ જેનું બિંબ પડયું હોય તેવું
**બી** ન૦ બિયું; બીજ (૨) [લા.] મૂળ; મૂળકારણ (૩) અ૦ પણ; વળી
**બીક** સ્ત્રી૦ ભય; દહેશત
**બીકણ(-ણું)** વિ૦ બી જાય તેવું; ડરપોક
**બીચ** અ૦ વચ્ચે
**બીચવો** પું૦ એક જાતનું ખંજર
**બીચારું** વિ૦ જુઓ બિચારું
**બીછ(-છુ)વા** પું૦ બ૦ વ૦ સ્ત્રીઓનું પગના અંગૂઠાનું ઘરેણું
**બીજ** ન૦ જુઓ બી (૨) ભાવાર્થ (૩) [લા.] ઓલાદ (૪) વર્ણ; અક્ષર (૫) બીજમંત્ર (૬) સ્ત્રી૦ બીજી તિથિ (૭) સુદ બીજે દેખાતો ચંદ્રનો અર્ધગોળ આકાર (૮) 'રૂટ' ('ઇક્વેશન'માં) [ગ.]
**બીજક** ન૦ બીલ; ભરતિયું
**બીજકોશ(-ષ)** પું૦ બીજનો અણુ (૨) બીજની કોથળી
**બીજગણિત** ન૦ અક્ષરગણિત; 'એલ્જીબ્રા'
**બીજડું** ન૦ નાની થેલી; તેના આકારનો પ્રાણી કે વનસ્પતિના શરીરનો ભાગ
**બીજપત્ર** ન૦ બીજ ઉપરનું પાંદડું
**બીજભૂમિતિ** સ્ત્રી૦ 'એનૅલિટીકલ જ્યૉમેટ્રી' (ગ.)
**બીજમંત્ર** પું૦ ગૂઢ મંત્ર, જેમાં કોઈ દેવને પ્રસન્ન કરવાની શક્તિ માનેલી હોય છે
**બીજમાર્ગ** પું૦ વામમાર્ગનો એક ભેદ
**બીજમાર્ગી** વિ૦ બીજમાર્ગનું અનુયાયી
**બીજરૂપ** વિ૦ બીજ જેવું
**બીજલ** વિ૦ બીવાળું
**બીજલાઘવ** ન૦*
**બીજવર** પું૦ બીજીવાર પરણનાર વર
**બીજાનયન** ન૦*
**બીજાંકુર** પું૦ બીમાંથી ફૂટેલો ફણગો
**બીજું** વિ૦ દ્વિતીય (૨) જુદી જાતનું (૩) અ૦ વળી; વધારામાં
**બીજૂકું** વિ૦ જોડિયું
**બીટ** ન૦ છાણ
**બીડ** ન૦ ઘાસની જમીન; ચરો (૨) કાચું ભરતનું લોઢું
**બીડવું** સ૦ ક્રિ૦ બંધ કરવું
**બીડી** સ્ત્રી૦ પાનબીડી (૨) તમાકુની બીડી
**બીડું** ન૦ મોટી બીડી
**બીડો** પું૦ કાગળ ઘાલેલું મોટું પરબીડિયું
**બીધું(-નું)** વિ૦ ડરેલું
**બીધે(-ને)લ(-લું)** વિ૦ ડરેલું
**બીન** ન૦ એક વાદ્ય; વીણા
**બીનકાર** પું૦ બીન વગાડનાર ઉસ્તાદ
**બીનકી** સ્ત્રી૦ બિંદી; ટપકી; ચાંઈ
**બીનગો** પું૦ ધાતુનું નાનું પ્યાલું
**બીના** સ્ત્રી૦ હકીકત (૨) બનાવ
**બીની** સ્ત્રી૦ લશ્કરનો આગલો ભાગ
**બીનીવાળો** પું૦ લશ્કરની ખોરાકસામગ્રી પૂરી પાડનારો
**બીનું** વિ૦ બીધું; ડરેલું
**બીનેલ(-લું)** વિ૦ ડરેલું; બીધેલ
**બીબાંછાપ** સ્ત્રી૦ બીબાં ઢાળવાં તે
**બીબાંપાડ** પું૦ બીબાં પાડનાર
**બીબી** સ્ત્રી૦ મુસલમાન સ્ત્રી

**બીબીજાયું** વિ૦ બીબીના પેટનું (૨) ખાનદાન ઘરનું
**બીબું** ન૦ કોઈ આકૃતિ ઢાળવાનું ચોકઠું (૨) કોઈ આકૃતિ છાપવાનું કોતરેલું સાધન (૩) ટાઈપ (૪) [લા.] નમૂનો; પ્રતિકૃતિ
**બીભત્સ** વિ૦ ચીતરી ચડે તેવું (૨) બિહામણું; ઘોર (૩) ભૂંડું; શરમભરેલું
**બીભત્સતા** સ્ત્રી૦
**બીભત્સપણું** ન૦
**બીમાર** વિ૦ માંદું
**બીમારી** સ્ત્રી૦ માંદગી
**બીલ** ન૦ ભરતિયું; આપેલા માલની કે કરેલી સેવાની કિંમતનો આંકડો (૨) નવા કાયદાનો ખરડો
**બીલી** સ્ત્રી૦ એક ઝાડ; એનાં પાંદડાં
**બીલું** ન૦ બીલીનું ફળ
**બીવું** અ૦ ક્રિ૦ ડરવું
**બુકસેલર** પું૦ ચોપડીઓ વેચનાર
**બુકાની** સ્ત્રી૦ દાઢી અને ગાલ ઉપર આવી રહે તેમ માથે બંધાતો કપડાનો કકડો
**બુકાવેક** ન૦ તૈયારીની ધમાલ
**બુક્કો** પું૦ ફાકો; કોળિયો
**બુખાર** પું૦ તાવ
**બુજદિલ** વિ૦ બીકણ
**બુજરગ** વિ૦ ઘરડું
**બુજરગી** સ્ત્રી૦ ઘડપણ
**બુઝારું** ન૦ પાણીના માટલા ઉપર ઢાંકવાનું પાત્ર
**બુઝાવવું** સ૦ ક્રિ૦ ઓલવવું
**બુઝાવું** અ૦ ક્રિ૦ ઓલાવું
**બુટ્ટાદાર** વિ૦ બુટ્ટાવાળું
**બુટ્ટી** સ્ત્રી૦ (કાનની) બૂટ (૨) નાનો બુટ્ટો –ભાત (૩) વિચિત્ર ગુણવાળી વનસ્પતિ
**બુટ્ટીદાર** વિ૦ બુટ્ટા–ભરતવાળું
**બુટ્ટો** પું૦ ભરત કે વણાટમાં ફૂલના જેવો આકાર (૨) તરંગ
**બુઠ્ઠું** વિ૦ ધાર વગરનું (૨) [લા.] જાડી બુદ્ધિનું (૩) લાગણી વગરનું
**બુઠ્ઠો** પું૦ મકાઈ દોડો
**બુડથલ** વિ૦ બેવકૂફ; મૂર્ખ
**બુડાડ(–વ)વું** સ૦ ક્રિ૦ 'બૂડવું'નું પ્રેરકરૂપ
**બુઢિયાળ** વિ૦ બુડથલ
**બુઢાપો** પું૦ ઘડપણ
**બુઢ્ઢું** વિ૦ ઘરડું
**બુત** ન૦ મૂર્તિ; પ્રતિમા
**બુતકું** ન૦ કાળી ને લઠ્ઠ સ્ત્રી; હબસણ
**બુતખાનું** ન૦ મંદિર; દેવાલય
**બુતપરસ્ત** વિ૦ મૂર્તિપૂજક
**બુતપરસ્તી** સ્ત્રી૦ મૂર્તિપૂજા
**બુતશકની** સ્ત્રી૦ મૂર્તિખંડન
**બુતાન** ન૦ તહોમત; આળ (૨) બોરિયું
**બુતાનું** ન૦ બુતાનો (૨) [લા.] મેલી ફાટેલી પાઘડી (૩) બુતાન
**બુતાનો** પું૦ ઝીણી ફાટેલી પાઘડીનો ટુકડો
**બુતારો** પું૦ સાવરણો
**બુદ(–દ્)બુદ** પું૦ પરપોટો
**બુદ્ધ** વિ૦ જ્ઞાતા; સમજુ (૨) જાગેલું (૩) જ્ઞાન પામેલું (૪) પું૦ (સં.) ગૌતમબુદ્ધ; બુદ્ધાવતાર
**બુદ્ધાવતાર** પું૦ વિષ્ણુનો નવમો અવતાર
**બુદ્ધિ** સ્ત્રી૦ સમજ; જ્ઞાન; વિવેક; ડહાપણ (૨) વિચારશક્તિ
**બુદ્ધિગમ્ય** વિ૦ બુદ્ધિથી સમજી શકાય તેવું
**બુદ્ધિગ્રાહ્ય** વિ૦ જુઓ બુદ્ધિગમ્ય
**બુદ્ધિજીવી** વિ૦ બુદ્ધિ ઉપર ગુજારો કરનાર (શ્રમજીવીથી ઊલટું)
**બુદ્ધિતત્ત્વ** ન૦ પ્રકૃતિનું પ્રથમ પરિણામ (સાંખ્ય)
**બુદ્ધિપુરઃસર** અ૦ બુદ્ધિપૂર્વક
**બુદ્ધિપૂર્વક** અ૦ જાણીજોઈને
**બુદ્ધિપ્રયોગ** પું૦ બુદ્ધિનો ઉપયોગ
**બુદ્ધિપ્રામાણ્ય** ન૦ બુદ્ધિને જ પ્રમાણ માનવી તે; બુદ્ધિગ્રાહ્ય તેટલું જ સત્ય એમ માનવું તે
**બુદ્ધિપ્રામાણ્યવાદ** પું૦ બુદ્ધિપ્રામાણ્યનો વાદ; 'રૅશનાલિઝમ'
**બુદ્ધિપ્રામાણ્યવાદી** વિ૦ (૨) પું૦ બુદ્ધિપ્રામાણ્ય–વાદમાં માનનાર
**બુદ્ધિબલ(–ળ)** ન૦ સમજશક્તિ (૨) શેતરંજની રમત
**બુદ્ધિભેદ** પું૦ બુદ્ધિનું ડામાડોળપણું
**બુદ્ધિભ્રમ** પું૦ બુદ્ધિ ભ્રમિત—વિપરીત થઈ જવી તે
**બુદ્ધિભ્રંશ** પું૦ બુદ્ધિનો નાશ
**બુદ્ધિમત્તા** સ્ત્રી૦ બુદ્ધિમાન હોવાપણું

**બુદ્ધિમત્ત્વ** ન૦ બુદ્ધિમત્તા
**બુદ્ધિમાન** વિ૦ બુદ્ધિશાળી; અક્કલમંદ
**બુદ્ધિલક્ષણ** ન૦ બુદ્ધિની નિશાની
**બુદ્ધિવાદ** પું૦ 'રૅશનાલિઝમ'
**બુદ્ધિવિષયક** વિ૦ બુદ્ધિને લગતું
**બુદ્ધિવ્યાપાર** પું૦ બુદ્ધિનો ઉપયોગ
**બુદ્ધિશાળી** વિ૦ બુદ્ધિવાળું
**બુદ્ધિસંપન્ન** વિ૦ બુદ્ધિવાળું
**બુદ્ધિહીન** વિ૦ બુદ્ધિ વગરનું
**બુદ્બુદ** પું૦ પરપોટો
**બુધ** વિ૦ ડાહ્યું; વિદ્વાન (૨) પું૦ એ નામનો ગ્રહ (૩) બુધવાર (૪) વિદ્વાન; ડાહ્યો માણસ
**બુધવાર** પું૦ અઠવાડિયાનો ચોથો દિવસ
**બુધવારિયું** વિ૦ બુધવારનું (૨) ન૦ બુધવારે નીકળતું છાપું
**બુનિયાદ** વિ૦ કુલીન
**બુનિયાદી** સ્ત્રી૦ કુલીનતા
**બુનસ** ન૦ બનૂસ
**બુભુક્ષા** સ્ત્રી૦ ભૂખ (૨) ભોગવવાની ઇચ્છા
**બુભુક્ષિત** વિ૦ ભૂખ્યું
**બુભુક્ષુ** વિ૦ ભૂખ્યું (૨) ભોગની ઇચ્છાવાળું
**બુમરાણ** ન૦ ધાંટાધાંટ; પોકાર
**બુમાટ** સ્ત્રી૦; ન૦ વાયકા; અફવા (૨) પોકાર; બૂમ
**બુમાટો** પું૦ બુમાટ
**બુરખેપોશ** વિ૦ બુરખો પહેરનાર
**બુરખો** પું૦ ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું (૨) માથાથી પગ સુધી શરીર ઢંકાય તેવું સીવેલું વસ્ત્ર
**બુરજ** પું૦ કિલ્લાના મથાળા પર તોપ ગોઠવવા કાઢેલી અગાશી જેવી રાવટી (૨) પુસ્તો; હાથણી
**બુરજી** સ્ત્રી૦ શેતરંજની રમતમાં એક પ્રકારની જીત
**બુરાક** સ્ત્રી૦*
**બુરા(-લા)ખ** સ્ત્રી૦ તાબૂતના દિવસોમાં કઢાતી પરી (૨) નાકના વચ્ચેના પડદામાં ઘાલેલી વાળી (૩) નાકની વચ્ચેનો પડદો (૪) બાખું
**બુરાવું** અ૦ ક્રિ૦ 'બૂરવું'નું કર્મણિરૂપ
**બુરીચુરી** સ્ત્રી૦ એક પક્ષી
**બુલંદ** વિ૦ ભવ્ય (૨) ઊંચી યોગ્યતાવાળું (૩) ઊંચો (અવાજ)
**બુલબુલ** ન૦ એક પક્ષી
**બુસહિયો** પું૦ બુસટ મારનાર; હિયેર
**બુંદ** પું૦ એક બી, જેની કૉફી બને છે (૨) ન૦ ટીપું
**બુંબારવ** પું૦ ઘોંઘાટ; શોરબકોર
**બુંબિયો** પું૦ મોટા અવાજવાળું ઢોલ
**બૂક(-ગ)ડી** સ્ત્રી૦ સ્ત્રીઓના કાનનું એક ઝૂલતું ઘરેણું
**બૂકડો** પું૦ કોળિયો
**બૂકણી** સ્ત્રી૦ ભૂકી
**બૂકવું** સ૦ ક્રિ૦ ફાકવું (૨) ઝટઝટ ખાવું
**બૂગડી** સ્ત્રી૦ બૂકડી
**બૂગણ** ન૦ અનાજના ગાડામાં પાથરવાની મોદ
**બૂઘલી** સ્ત્રી૦ બરણી
**બૂચ** પું૦ ડાટો (૨) પાનાંની એક રમત
**બૂચગ** ન૦ એક પક્ષી
**બૂચટ** વિ૦ મૂર્ખ (૨) છોકરવાદ
**બૂચિયું** વિ૦ બૂચું (૨) કાન વગરનું
**બૂચી** સ્ત્રી૦ છોકરી
**બૂચું** વિ૦ બેઠેલા નાકનું (૨) કાન વગરનું [લા.] ઘરેણાં વગરનું (કાન કે નાક)
**બૂચો** પું૦ છોકરો
**બૂજ** સ્ત્રી૦ કદર
**બૂજવું** સ૦ ક્રિ૦ સમજવું; કદર કરવી
**બૂઝવવું** સ૦ ક્રિ૦ ઓલવવું
**બૂટ** પું૦ જોડો (૨) સ્ત્રી૦ કાનની નીચેની ચામડી; લાળી
**બૂટિયું** ન૦ લાકડાનું લોળિયું (બૂટનો વેહ પહોળો કરવાનું)
**બૂઠું** વિ૦ બુઠ્ઠું
**બૂડકી** સ્ત્રી૦ ડૂબકી
**બૂડવું** અ૦ ક્રિ૦ ડૂબવું
**બૂડી** સ્ત્રી૦ (કા.) ભાલાના છેડાનો ગોળ ભાગ
**બૂઢિયું** વિ૦ બૂઢું; ઘરડું
**બૂઢું** વિ૦ બૂઢિયું; ઘરડું
**બૂધું** ન૦ જાડો ડંગોરો (૨) તળિયું
**બૂબક** વિ૦ બુદ્ધિ વિનાનું; જડ
**બૂમ** સ્ત્રી૦ ઘાંટો; બરાડો; પોકાર (૨) અફવા
**બૂમાબૂમ** સ્ત્રી૦ ધાંટાધાંટ; બુમરાણ
**બૂમાશોર** પું૦ બુમરાણ
**બૂરવું** સ૦ ક્રિ૦ પૂરવું

**બૂરાઈ(-શ)** સ્ત્રી૦ દુષ્ટતા (૨) અણબનાવ
**બૂરું** વિ૦ ખરાબ (૨) ન૦ ધોયેલી ઝીણી ખાંડ
**બૂલું** ન૦ ગાંડ (૨) ગાંડનો ધગડો
**બૂસકું** ન૦ વરસાદનું ઝાપટું
**બૂસટ** સ્ત્રી૦ ધણીને ગાલે દિયર કંકુનો તમાચો મારે તે
**બૂહું** વિ૦ જડ; જાડું; અરસિક
**બૂહો** પું૦ મૂર્ખ (૨) કમાડપર આડો જડેલો લાકડાનો કકડો
**બૂંગણ** ન૦ ગાડામાં પાથરવાની મોદ
**બૂંગવું** સ૦ ક્રિ૦*
**બૂંગિયું** ન૦*
**બૂંગિયો** પું૦ શૂરાતન ચડાવવા વગાડવામાં આવતો ઢોલ
**બૂંઠ** વિ૦ મૂર્ખ; જડ
**બૃહત** વિ૦ મોટું; વિશાળ
**બૃહદ્ગુ(-ગૂ)જરાત** પું૦; સ્ત્રી૦; ન૦ ગૂજરાત તેમજ પરદેશમાં જ્યાં ગૂજરાતીઓ રહેતા હોય એવા પ્રદેશોનો સમૂહ
**બૃહસ્પત(-તિ)વાર** પું૦ ગુરુવાર
**બૃહસ્પતિ** પું૦ (સં.) દેવોના ગુરુ (૨) એક ગ્રહ
**બૃહસ્પતિવાર** પું૦ ગુરુવાર
**બે** વિ૦ '૨' (૨) અ૦ નિષેધાર્થક એક ઉપસર્ગ
**બેઅક્કલ** વિ૦ અક્કલ વગરનું; લાચાર
**બેઅખત્યાર** વિ૦ સત્તાહીન
**બેઅખત્યારી** સ્ત્રી૦ અખત્યારીનો અભાવ
**બેઅદબ** વિ૦ અવિવેકી; અસભ્ય
**બેઅદબી** સ્ત્રી૦ અવિવેક; અસભ્યતા
**બેઆની** સ્ત્રી૦ બે આનાનો સિક્કો
**બેઆબરૂ** વિ૦ આબરૂ વગરનું (૨) સ્ત્રી૦ અપકીર્તિ
**બેઇજ્જત** વિ૦ બેઆબરૂ
**બેઇજ્જતી** સ્ત્રી૦ બેઆબરૂ
**બેઇલાજ** વિ૦ ઉપાય વગરનું; લાચાર
**બેઈમાન** વિ૦ વિશ્વાસઘાતી; અપ્રમાણિક (૨) કૃતઘ્ની; નિમકહરામ (૩) આસ્થા વગરનું
**બેઈમાની** સ્ત્રી૦ બેઈમાનપણું
**બેઉ** વિ૦ બન્ને
**બેઉથા** અ૦+ બન્ને સાથે
**બેકદર** વિ૦ કદર વિનાનું
**બેકસૂર** વિ૦ વાંક વિનાનું
**બેકાયદે** અ૦ ગેરકાયદે
**બેકાર** વિ૦ નવરું (૨) નકામું
**બેકારી** સ્ત્રી૦ કામધંધાનો અભાવ
**બેકી** સ્ત્રી૦ બેની જોડી (૨) બેથી ભાગી શકાય એવી સંખ્યા
**બેકેદ** વિ૦ નિરંકુશ; અમર્યાદ
**બેકેદી** સ્ત્રી૦ બેકેદપણું
**બેખબર** વિ૦ અજાણ્યું
**બેગડ** ન૦ કલાઈનું રંગેલું પતરું
**બેગમિયું** ન૦ એક જાતનું સુતરાઉ લૂગડું
**બેગમ** સ્ત્રી૦ મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી
**બેગરજ(-જાઉ,-જુ)** વિ૦ ગરજ વગરનું
**બેગરજી** સ્ત્રી૦ બેગરજુપણું
**બેગરજુ** વિ૦ ગરજ વિનાનું
**બેગાના** વિ૦ ત્રાહિત
**બેગાર** પું૦; સ્ત્રી૦ વેઠ
**બેગારી** પું૦ વેઠિયો (૨) મજૂર
**બેગુના** વિ૦ નિર્દોષ
**બેઘાઘંટું** વિ૦ મિશ્ર; ભેળસેળ; ન સમજાય તેવું
**બેચેન** વિ૦ અસ્વસ્થ; અજંપાવાળું
**બેચેની** સ્ત્રી૦ બેચેનપણું; અસ્વસ્થતા; અજંપો
**બેજફા** વિ૦ જુલમી નહિ એવું; રહેમવાળું
**બેજા** વિ૦ હેરાન
**બેજાજ(-ર)** વિ૦ અકળાયેલું; કંટાળેલું
**બેજાન** વિ૦ જીવ વિનાનું; મૂર્છિત
**બેજારી** સ્ત્રી૦ કંટાળો; હેરાનગત
**બેજીવવાળી** વિ૦ સ્ત્રી૦ ગર્ભવંતી
**બેજીવસોતી** વિ૦ સ્ત્રી૦ ગર્ભવંતી
**બેટ** પું૦ ચારેબાજુએ પાણીથી વીંટળાયેલી જમીન
**બેટી** સ્ત્રી૦ દીકરી
**બેટીજી** સ્ત્રી૦ વૈષ્ણવ આચાર્યની પુત્રી
**બેટીવહેવાર** પું૦ કન્યા આપવાલેવાનો સંબંધ
**બેટો** પું૦ દીકરો
**બેઠક** સ્ત્રી૦ બેસવું તે (૨) બેસવાની જગા; આસન (૩) ઘણા જણનું એકઠા થઈ બેસવું તે (૪) બેસણી (૫) એક કસરત
**બેઠાખાઉ** વિ૦ શ્રમ કર્યા વિના ખાનાર; નિરુદ્યમી; આળસુ
**બેઠાગરું** વિ૦ ઘણું બેસી રહેનાર
**બેઠાડુ** વિ૦ બેઠાગરું
**બેઠાબેઠ(-ઠી)** સ્ત્રી૦ રોજગાર વિના બેસી રહેવું તે (૨) નફાખોટ વગરનું હોવું તે

**બેઠી** સ્ત્રી૦ મશ્કરી
**બેઠું** વિ૦ બેઠેલું (૨) નીચું (ધાટમાં) (૩) [લા.] ધાંધળિયું નહિ દેખાતું પણ શાંતિથી—સ્થિર ગતિથી થતું કે ચાલતું (ઉદા૦ 'બેઠું કામ'; 'બેઠો બળવો')
**બેઠેલ(-લું)** વિ૦ બેઠાગરું (૨) બેઠું; નીચું (૩) દબાયેલું (૪) પડી રહ્યાથી બગડેલું
**બેડ** સ્ત્રી૦ ચૂલાની બાજુ
**બેડકું** ન૦ આંગળીનો સાંધો (૨) આંબલીનો કચૂકાવાળો ભાગ (૩) વરસાદથી થયેલો કીચડ
**બેડશી(-સી)** સ્ત્રી૦ હુંપદ; ગર્વ
**બેડસાઈ** સ્ત્રી૦ જુઓ બેડશી
**બેડાચડ** વિ૦ ઉપર નાનું અને નીચે મોટું એવું; બેડાના ઘાટનું (૨) કપાળમાં એવી બે ભમરીઓવાળું (ઘોડું)
**બેડાફેડ** વિ૦ જુઓ બેડાચડ
**બેડિયાત** પું૦ ખલાસી
**બેડિયું** ન૦ આંબેથી કેરીઓ અધ્ધર વેડવાની જાળીદાર ઝોળી (૨) બત્રીસ મણનું માપ (૫) બે બળદ ખેંચી શકે તેટલા ભારનું ગાડું (૪) શેરડીના બીનો બે આંખોવાળો કડકો
**બેડી** સ્ત્રી૦ જંજીર; કેદીને બાંધવાની સાંકળ (૨) [લા.] બંધન; જંજાળ; પ્રતિબંધ (૩) પગનું રૂપાનું ઘરેણું (૪) બે આંગળીએ પહેરવાની જોડેલી વીંટી
**બેડું** ન૦ ઘડો ને દેગડો
**બેડો** પું૦ વહાણ (૨) ટોળી; ટુકડી (૩) છેડો ખોસવો તે
**બેડોલી** વિ૦ બે ડોલ—કૂવાવાળું (વહાણ)
**બેડોળ** વિ૦ કદરૂપું
**બેઢબ** વિ૦ બેડોળ (૨) બેઅદબ (૩) ધોરણ—પદ્ધતિ વિનાનું (૪) ફાયદા વગરનું
**બેઢંગ(-ગું)** વિ૦ ઢંગ વગરનું
**બેઢાળિયું** ન૦ બે ઢાળવાળું છાપરું
**બેત** પું૦ મનસૂબો (૨) યુક્તિ; તજવીજ (૩) નેતર (૪) સ્ત્રી૦ બે ટૂંકની ફારસી કવિતા
**બેતકસીર** વિ૦ નિર્દોષ
**બેતબાજી** સ્ત્રી૦ કવિતાઓ કરવી અને ગાવી તે
**બેતમા** વિ૦ બેદરકાર
**બેતમીજ** વિ૦ અવિવેકી; અસભ્ય
**બેતરફી** વિ૦ બે બાજુનું
**બેતલબ** વિ૦ માગી શકે નહિ એવું
**બેતાલ(-લું)** વિ૦ તાલ વગરનું (૨) [લા.] જોગ કે ગોઠવણ વગરનું (૩) વહી ગયેલું; હાથથી ગયેલું
**બેતાળાં** ન૦ બ૦ વ૦ બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે આવતી ઝાંખ
**બેતાળીસ** વિ૦ '૪૨'
**બેતાળું** વિ૦ બેતાળીસ શેરના મણનું (તોલ)
**બેદ** સ્ત્રી૦ બેત
**બેદરકાર** વિ૦ કાળજી વગરનું
**બેદરકારી** સ્ત્રી૦ બેદરકારપણું
**બેદસ્તૂર** વિ૦ શિરસ્તાથી ઊલટું
**બેદાણા** પું૦ બ૦ વ૦ સફરજનનું બી; એક ઔષધિ
**બેદાદ** વિ૦ ગેરવાજબી (૨) દાદ—ફરિયાદ ન સંભળાતી હોય તેવું
**બેદિલ** વિ૦ મન ઊઠી ગયું હોય તેવું; નાખુશ
**બેદિલી** સ્ત્રી૦ નાખુશી (૨) અણબનાવ
**બેદું** ન૦ ઈંડું
**બેધડક** અ૦ ડર વગર
**બેધારું** વિ૦ બે ધારવાળું (૨) ગોળગોળ; દ્વિઅર્થી
**બેનમૂન** વિ૦ અજોડ; સર્વોત્તમ
**બેનસીબ** વિ૦ અભાગિયું
**બેનસીબી** સ્ત્રી૦ દુર્ભાગ્ય
**બેપગું** વિ૦ બે પગવાળું
**બેપડિયું** વિ૦ બે પડવાળું
**બેપરવા** વિ૦ કોઈની પરવા ન રાખે તેવું; સ્વતંત્ર
**બેપરવાઈ** સ્ત્રી૦ પરવા ન રાખવી તે
**બેફાક(-ગ,-ટ)** વિ૦ ખુલ્લું; અમર્યાદ (૨) અ૦ ઉઘાડેછોગ
**બેફામ** વિ૦ ધ્યાન—લક્ષ વિનાનું (૨) ગાફેલ
**બેફિકર(-રું)** વિ૦ ફિકર વગરનું
**બેફિકરાઈ** સ્ત્રી૦ બેફિકરાપણું
**બેબંધશાહી** સ્ત્રી૦ નિરંકુશ રાજ્યવહીવટ
**બેબાક** વિ૦ કાંઈ બાકી ન રહ્યું હોય તેવું
**બેબાકળું** વિ૦ બાવરું; ગાભરું
**બેબુનિયાદ** વિ૦ કમજાત; નીચ
**બેબોલું** વિ૦ જૂઠું
**બેભનું(-ખું)** વિ૦ બે જાતનું (૨) સેળભેળવાળું
**બેભાન** વિ૦ બેશુદ્ધ
**બેભાની** સ્ત્રી૦ બેશુદ્ધિ

**બેમના** સ્ત્રી૰ સંકલ્પવિકલ્પ (૨) નારાજી; દિલગીરી
**બેમાલૂમ** વિ૰ ગુપ્ત; અજ્ઞાત (૨) અ૰ ગુપ્તપણે
**બેમુનાસબ** વિ૰ અયોગ્ય; અઘટિત
**બેમુરવત** વિ૰ નિમકહરામ; નિર્ગુણિયું
**બેરખ** સ્ત્રી૰ નગારું, વાવટો અને ડંકાવાળી આરબ ટુકડી (૨) અ૰ વારંવાર
**બેરખી** સ્ત્રી૰ સ્ત્રીઓનું કાણીનું એક ઘરેણું
**બેરખો** પું૰ રુદ્રાક્ષના મોટા મણકાની માળા
**બેરજો** પું૰ પર્વતમાં થતા એક ઝાડનો ગુંદર
**બેરડાઈ** સ્ત્રી૰ હઠીલાઈ (૨) ખંધાઈ
**બેરડું** વિ૰ હઠીલું (૨) ખંધું
**બેરત** વિ૰ લુચ્ચું (૨) ચડાઉ; ઉદ્ધત (૩) કવખતનું (૪) સ્ત્રી૰ કવખત
**બેરહમ** વિ૰ નિર્દય
**બેરંગ(-ગી)** વિ૰ ઊડી કે બગડી ગયેલા રંગવાળું (૨) અનિશ્ચિત મનનું
**બેરાગી** વિ૰ બેરંગી: અનિશ્ચિત મનનું (૨) પું૰ વેરાગી; બાવો
**બેરિયું** ન૰ એક પક્ષી
**બેરી** સ્ત્રી૰ (કા.) ઘોડીની એક જાત
**બેરીજ** સ્ત્રી૰ સરવાળો; સરવાળાની રકમ
**બેરોજગાર** વિ૰ રોજગાર વગરનું
**બેરોજગારી** સ્ત્રી૰ રોજગારનો અભાવ
**બેરોનક** વિ૰ નિસ્તેજ
**બેલ** પું૰ બળદ
**બેલ,૦ડી** સ્ત્રી૰ બે જણની જોડી
**બેલગામ** વિ૰ નિરંકુશ
**બેલડી** સ્ત્રી૰ બેલ; જોડી
**બેલડું** વિ૰ લડવાડિયું
**બેલતેલ** ન૰ લાકડાં ઉપર લગાવવાનું તેલ
**બેલદાર** પું૰ કડિયાને મદદ કરનાર મજૂર (૨) ચાંચવાથી જમીન ખોદનારો
**બેલાશક** અ૰ સંકોચ રાખ્યા વિના
**બેલિયું** ન૰ આંગળાંનું અક્કડાઈ જવું તે (૨) એક ફૂલ અને તેનું અત્તર
**બેલી** પું૰ ધણી; મુરબ્બી; સહાય કરનાર
**બેલું** ન૰ પૂણીનું જોડકું (૨) જોડકું (૩) ધોળો રેતાળ પથ્થર
**બેવક(-કૂ)ર** વિ૰ ભાર—ઓજ વિનાનું
**બેવકૂફ** વિ૰ મૂર્ખ
**બેવકૂફી** સ્ત્રી૰ મૂર્ખાઈ
**બેવખત** વિ૰ અયોગ્ય વખતનું
**બેવચની** વિ૰ બોલીને ફરી જનાર
**બેવચનીપણું** ન૰
**બેવડ** વિ૰ બેવડેલું હોય તેવું
**બેવડવું** સ૰ ક્રિ૰ બેવડું કરવું
**બેવડિયું** વિ૰ બે પડવાળું (૨) બેવડા બાંધાનું
**બેવડું** વિ૰ બે પડવાળું (૨) બમણું
**બેવતન** વિ૰ વતન વગરનું (૨) વતન બહાર કાઢેલું
**બેવફા** વિ૰ નિમકહરામ; બેઈમાન
**બેવફાઈ** સ્ત્રી૰ બેવફાપણું
**બેવારસ** વિ૰ વારસ વગરનું
**બેશ** વિ૰ સારું; ખાસું; મજેનું
**બેશક** અ૰ શક વગર
**બેશરમ(-મું)** વિ૰ નિર્લજ્જ
**બેશરમી** સ્ત્રી૰ નિર્લજ્જતા
**બેશરમું** વિ૰ બેશરમ
**બેશુદ્ધ** વિ૰ બેભાન
**બેશુદ્ધિ** સ્ત્રી૰ મૂર્છા
**બેશુ(-સુ)માર** વિ૰ સુમાર વગરનું; બેહદ
**બેસઊઠ** સ્ત્રી૰ બેસવુંઊઠવું તે (૨) [લા.] મૈત્રી; સંબંધ
**બેસડામણ** ન૰ બેસાડવાની—જડાવવાની કિંમત
**બેસડામણી** સ્ત્રી૰ બેસડામણ
**બેસણી** સ્ત્રી૰ જેના ઉપર વસ્તુ ચપટ બેસીને સ્થિર રહે છે તે ભાગ (૨) બેઠક; આસન
**બેસણું** ન૰ બેઠક; આસન (૨) બેસવાની રીત (૩) ઉઠમણું
**બેસતમ** વિ૰ પુષ્કળ
**બેસતી** સ્ત્રી૰ ગાઢ મૈત્રી
**બેસતું** વિ૰ ગોઠતું આવતું (૨) નવું શરૂ થતું (૩) બિડાતું; તંગ
**બેસબૂર** વિ૰ અધીરું
**બેસબૂરી** સ્ત્રી૰ અધીરાઈ
**બેસમજ** વિ૰ સમજ વગરનું
**બેસર** વિ૰ અડધી કાળી અને અડધી રેતાળ (જમીન માટે)
**બેસરણું** ન૰ કડિયાસુતારોને ભેગા થવાનું ઠેકાણું (૨) ખર્ચ; કિંમત

**બેસવું** અ૦ ક્રિ૦ જમીન ઉપર આસન માંડવું (૨) નીચે આવવું (ભાવ; કચરો) (૩) બંધબેસતું આવવું (૪) શરૂ થવું (ઋતુ; વર્ષ) (૫) [ફળફૂલનું] આવવું

**બેસાડવું** સ૦ ક્રિ૦ 'બેસવું'નું પ્રેરકરૂપ

**બેસામણ** ન૦ બેસવાનું ભાડું (૨) રોગને લીધે ઢોરથી ઊભું ન થવાનું તે

**બેસામણી** સ્ત્રી૦ બેસામણ

**બેસામણું** ન૦ ઠરામણું (૨) [લા.] મૂલ્ય

**બેસારુ** પું૦ ઉતારુ (વાહનનો)

**બેસુ(-સૂ)રું** વિ૦ ખોટા સુરનું (૨) ખરાબ સુરનું

**બેહદ** વિ૦ હદ વગરનું

**બેહયા** વિ૦ બેશરમ

**બેહયાઈ** સ્ત્રી૦ બેહયાપણું

**બેહાલ** વિ૦ ભૂંડી હાલતમાં આવી પડેલું (૨) પું૦ બ૦ વ૦ દુર્દશા

**બેહાલી** સ્ત્રી૦ ખરાબ સ્થિતિ; દુર્દશા

**બેહુરમત** વિ૦ બેઆબરૂ

**બેહુરમતી** સ્ત્રી૦ આબરૂ જવી તે

**બેહૂદગી** સ્ત્રી૦ બેહૂદાપણું

**બેહૂદી** સ્ત્રી૦ જુઓ બેહૂદગી

**બેહૂદું** વિ૦ બેવકૂફીભરેલું; નિરુપયોગી; અઘટિત

**બેહેસ્ત** ન૦ સ્વર્ગ

**બેહેસ્તનશીન** વિ૦ સ્વર્ગવાસી

**બેહેસ્તી** વિ૦ સ્વર્ગવાસી

**બેહોશ** વિ૦ બેભાન

**બેહોશી** સ્ત્રી૦ બેભાનપણું

**બેં** અ૦ (રવ૦) [બકરાંઘેટાંનો]

**બેંક** સ્ત્રી૦ શરાફી કામ કરતી પેઢી કે મંડળ

**બેંગી** સ્ત્રી૦ સીવેલી નાની પોટલી (ટપાલમાં મોકલવાની)

**બેંબેં** અ૦ (રવ૦) [બકરાંઘેટાંનો]

**બૈજિક** વિ૦ બીજ સંબંધી (૨) મૂળભૂત (૩) 'ઍલ્જિબ્રેઇક્લ' (ગ.) (૪) ન૦ મૂળ; કારણ

**બૈડકબોલું** વિ૦ જુઓ બટકબોલું

**બૈડૂકી** સ્ત્રી૦ એક વેલો (તેનું ફળ ઢોરને ખવરાવે છે)

**બૈયર** સ્ત્રી૦ બૈરી

**બૈરક** વિ૦ બૈરા જેવું

**બૈરકબુદ્ધિ** સ્ત્રી૦ બૈરાના જેવી બુદ્ધિ (૨) બૈરીની સલાહ

**બૈરકશાહી** ન૦ બૈરાંમાં ચાલતા રીતરિવાજ

**બૈરી** સ્ત્રી૦ સ્ત્રી

**બૈરીવશો** વિ૦ પું૦ વહુનો પક્ષ લેનાર

**બૈરું** ન૦ બૈરી

**બો** સ્ત્રી૦ ગંધ; વાસ (૨) અભિમાન (૩) પતંગની દોર

**બોઈ** સ્ત્રી૦ એક માછલી

**બોકડી** સ્ત્રી૦ બકરી

**બોકડું** ન૦ બકરું

**બોકડો** પું૦ બકરો

**બોકાસું** ન૦ (કા.)*

**બોકાસો** પું૦ (કા.) ચીસ; રાડ

**બોકી** સ્ત્રી૦ બચ્ચી

**બોકીલું** ન૦ ભોટીલું

**બોખ** સ્ત્રી૦ પાણી કાઢવાની ચામડાની ડોલ (૨) બગદાણું; મોટો ખાડો

**બોખલું** વિ૦ દાંત પડી ગયા હોય તેવું

**બોખું** વિ૦ બોખલું

**બોગદું** ન૦ બગદાણું (૨) ભોંયરું; 'ટનલ'

**બોઘરણું** ન૦ પહોળા મોંની વટલોઈ

**બોઘરો** પું૦ મોટો સાવરણો

**બોઘલું** વિ૦ બોઘું

**બોઘું** વિ૦ ઓલિયું; મૂર્ખ

**બોચ** વિ૦ સાદું (૨) મૂર્ખ (૩) પું૦ જુવારનો રસદાર સાંઠો

**બોચલો** પું૦ વાળની કિનારીવાળી બાળકોની ટોપી (૨) પીઠ સુધી પહોંચે તેવી છોકરીઓની ટોપી (૩) અંબોડો

**બોચિયું** ન૦ વાંસની હલકી ટોપલી

**બોચી** સ્ત્રી૦ ગરદન

**બોચું** ન૦ બોચી

**બોજ** પું૦ ભાર (૨) મોભો (૩) પોત; કુમાશ

**બોજદાર** વિ૦ બોજવાળું

**બોજવું** અ૦ ક્રિ૦ પાલવવું; પરવડવું

**બોજો** પું૦ ભાર (૨) જવાબદારી; જોખમ

**બોટ** સ્ત્રી૦ હોડી; મછવો

**બોટણ** ન૦ બાળકને પહેલવહેલું અન્ન ખવરાવવું તે

**બોટવું** સ૦ ક્રિ૦ ખાઈને કે પીને એઠું કરવું (૨) રોકવું; પહેલેથી કબજો કરવો

**બોઢું** ન૦*

**બોડ** સ્ત્રી૦ બખોલ; ગુફા
**બોડકું** વિ૦ બોડું
**બોડર** ન૦ એક પક્ષી
**બોડવું** સ૦ ક્રિ૦ મૂંડવું
**બોડિયું** વિ૦ બોડું
**બોડિયોકલહાર** પું૦ એક વનસ્પતિ
**બોડીબાજમો** પું૦ એક વનસ્પતિ
**બોડું** વિ૦ માથે વાળ વિનાનું (૨) [લા.] ઉઘાડું; ખુલ્લું (માથું; ખેતર)
**બોડુંરોડું** વિ૦ તદ્દન બોડું
**બોણવું** સ૦ ક્રિ૦ બોણી કરાવવી; કમાણી કરાવવી (૨) ગાળ દેવી
**બોણાટ(-વ)વું** સ૦ ક્રિ૦ ગાળો ભાંડવી
**બોણી** સ્ત્રી૦ પહેલો વકરો (૨) બેસતા વર્ષની બક્ષિશ (૩) ઠપકો; ગાળ
**બોત** પું૦ બાઘો; મૂર્ખ
**બોતડું** ન૦ નાનું ઊંટ
**બોતાન(-નું)** ન૦ પાઘડીની અંદરનો ગાભો (૨) કલંક; આળ
**બોતે(-ત્તે)ર** વિ૦ '૭૨'
**બોથડ** વિ૦ જડ; ઠોઠ (૨) સુસ્ત
**બોદલું** વિ૦ જુઓ બોદું
**બોદલી** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**બોદલો** પું૦ લખોટાની રમતની સમાપ્તિ
**બોદારકાંકરો** પું૦ બોદાસીંગ
**બોદારશિં(શીં,-સિં,-સીં)ગ** સ્ત્રી૦ એક દવા
**બોદાવું** અ૦ ક્રિ૦ પાણી પીને તર થવું (૨) પાણીથી કોહી બગડી જવું
**બોદું** વિ૦ બોદાઈ ગયેલું (૨) ખોખરું (૩) ન૦ તડવાળું કે બરાબર નહિ પકવેલું માટીનું વાસણ
**બોધ** પું૦ ઉપદેશ (૨) જ્ઞાન (૩) [લા.] ગાંજો
**બોધક** વિ૦ બોધ આપનારું
**બોધકતા** સ્ત્રી૦
**બોધદાયક** વિ૦ બોધ આપનારું
**બોધદાયી** વિ૦ બોધ આપનારું
**બોધન** ન૦ બોધ આપવો તે (૨) જણાવવું તે
**બોધપત્ર** ન૦ માહિતી આપનારી ચોપડી (વિદ્યાપીઠ કે તેવી સંસ્થાઓની)
**બોધપરાયણ** વિ૦ બોધથી ભરેલું
**બોધલું** વિ૦ ભોળું; અણસમજુ
**બોધવચન** ન૦ શિખામણનું વચન
**બોધવું** સ૦ ક્રિ૦ ઉપદેશ આપવો; સમજાવવું
**બોધિ** સ્ત્રી૦ સંપૂર્ણ જ્ઞાન (બૌદ્ધ)
**બોધિત** વિ૦ બોધ પામેલું
**બોધિવૃક્ષ** ન૦ ગયામાં આવેલું પીપળાનું ઝાડ, જેની નીચે બુદ્ધદેવને જ્ઞાન થયું હતું
**બોધિસત્ત્વ** પું૦ જે પૂર્ણ જ્ઞાન મેળવવાના માર્ગ ઉપર છે અને થોડા જન્મમાં એ સ્થાને પહોંચનાર છે એવો (બૌદ્ધ) સાધુ
**બોબડી** સ્ત્રી૦ જીભ
**બોબડું** વિ૦ તોતડું
**બોબું** વિ૦ બોબડું (૨) ન૦ ખોખું; ફોફું
**બોયું** ન૦ જેમાંથી ભીંડી થાય છે તે સાંઠો (૨) ખરાબાની ચેતવણી આપવા માટે દરિયામાં તરતો રાખેલો લોઢાનો ગોળો
**બોર** ન૦ બોરડીનું ફળ (૨) સ્ત્રીઓનું એક ઘરેણું
**બોરકૂટો** પું૦ કચરઘાણ; પાયમાલી
**બોરડી** સ્ત્રી૦ બોરનું ઝાડ
**બોરદુ** સ્ત્રી૦ બાજુ; કોર
**બોરસલી(-ળી)** સ્ત્રી૦ એક ફૂલઝાડ
**બોરિયું** ન૦ બટન (૨) એક છોડ; તેનું ફૂલ (૩) એક ઘરેણું
**બોરી** સ્ત્રી૦ જુવાર, બાજરી વગેરેનાં કણસલાંની રજ (૨) ગાંસડી
**બોરું** ન૦ જેમાં એકેકો કણ રહે છે તે કણસલાનું ખોખું
**બોરો** પું૦ ધાબળો; બન્નૂસ
**બોલ** પું૦ શબ્દ; વચન (૨) કડી; તૂક (૩) મહેણું
**બોલકણું** વિ૦ વાચાળ; વાતોડિયું (૨) લડકણું
**બોલકું** વિ૦ બોલકણું
**બોલચાલ** સ્ત્રી૦ વાતચીતનો વહેવાર; મેળાપ (૨) તકરાર (૩) સાટું; કરાર
**બોલછા** સ્ત્રી૦ બોલવાની ઢબ
**બોલબંધ** પું૦ કરાર
**બોલબાલા** સ્ત્રી૦ ચડતી; ફતેહ
**બોલવું** સ૦ ક્રિ૦
**બોલંબોલા** સ્ત્રી૦ તકરાર
**બોલાચાલી** સ્ત્રી૦ તકરાર (૨) સંબંધ; દોસ્તી
**બોલાબોલ** સ્ત્રી૦ તકરાર; ઝગડો
**બોલી** સ્ત્રી૦ ભાષા (૨) મહેણું (૩) કબૂલાત

**બોવું** સ૦ ક્રિ૦ વાવવું (૨) ગુમાવવું
**બોસ** સ્ત્રી૦ હઠ (૨) બળાત્કાર (૩) પતરાજી
**બોસડું** વિ૦ ગંધાતું
**બોસવું** સ૦ ક્રિ૦ બચ્ચી કરવી
**બોસો** પું૦ બચ્ચી
**બોળ** પું૦ એક જાતનો ગુંદર (૨) દાણાનો કચરો (૩) સ્ત્રી૦ એક છોડ (જેના સાવરણા થાય છે)
**બોળવું** સ૦ ક્રિ૦ પ્રવાહીમાં ડુબાવવું (૨) બટ્ટો લગાડવો
**બોળંબોળ** અ૦ છલોછલ
**બોળાવાડો** પું૦ ભ્રષ્ટતા; વટાળ
**બોળિયા** વિ૦ સ્ત્રી૦ મીઠાના પાણીમાં રાખી મૂકેલી
**બોળો** પું૦ પલાળી રાખેલો લોટ
**બૉંબ** પું૦ તોપની મદદ વિના એમને એમ ફૂટે તેવી દારૂગોળાની એક બનાવટ
**બૌદ્ધ** વિ૦ બુદ્ધને લગતું (૨) બુદ્ધનું અનુયાયી
**બ્યાન** ન૦ વર્ણન
**બ્યાશી(-સી)** વિ૦ '૮૨'
**બ્રહ્મ** ન૦ સચ્ચિદાનંદસ્વરૂપ જગતનું મૂળતત્ત્વ (૨) વેદ (૩) પરમાત્મા (૪) પું૦ બ્રહ્મા (૫) બ્રાહ્મણ
**બ્રહ્મક્ષત્રિય** પું૦ એ નામની નાતનો માણસ
**બ્રહ્મચર્ય** ન૦ બ્રહ્મના સાક્ષાત્કારની સાધના (૨) ઇંદ્રિયનો નિગ્રહ
**બ્રહ્મચર્યાશ્રમ** પું૦ ચારમાંનો પ્રથમ આશ્રમ —જેમાં બ્રહ્મચર્ય સેવીને માણસ વિદ્યાભ્યાસ કરે છે
**બ્રહ્મચારિણી** સ્ત્રી૦ બ્રહ્મચર્ય પાળનાર સ્ત્રી
**બ્રહ્મચારી** પું૦ બ્રહ્મચર્ય પાળનાર માણસ
**બ્રહ્મજ્ઞ** વિ૦ બ્રહ્મને જાણનારું
**બ્રહ્મજ્ઞાન** ન૦ બ્રહ્મનું જ્ઞાન
**બ્રહ્મજ્ઞાની** વિ૦ બ્રહ્મજ્ઞ
**બ્રહ્મઠગ** પું૦ મોટો ઠગ
**બ્રહ્મણ્ય** વિ૦ બ્રહ્મસંબંધી (૨) બ્રાહ્મણો પર આસ્થા રાખનારું
**બ્રહ્મતેજ** ન૦ બ્રહ્મચર્યનું કે બ્રહ્મજ્ઞાનનું તેજ
**બ્રહ્મત્વ** ન૦ બ્રહ્મપણું; બ્રહ્મ સાથે અભેદ (૨) બ્રાહ્મણપણું
**બ્રહ્મદંડી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**બ્રહ્મદેવ** પું૦ બ્રહ્મા (૨) પૂજ્ય બ્રાહ્મણ
**બ્રહ્મનિષ્ઠ** વિ૦ બ્રહ્મના ધ્યાનમાં લીન
**બ્રહ્મબંધુ** પું૦ નામનો બ્રાહ્મણ
**બ્રહ્મભોજન** ન૦ બ્રાહ્મણને જમાડવા તે
**બ્રહ્મયજ્ઞ** પું૦ પાંચ મહાયજ્ઞોમાંનો એક—વેદનું અધ્યયન અને અધ્યાપન
**બ્રહ્મરંધ્ર** ન૦ મનુષ્યના મસ્તકમાં માનેલું એક છિદ્ર, જ્યાંથી બ્રહ્મલોકમાં જનારના પ્રાણ નીકળે છે એમ કહેવાય છે
**બ્રહ્મરાક્ષસ** પું૦ ભૂત થયેલો બ્રાહ્મણ
**બ્રહ્મર્ષિ** પું૦ બ્રાહ્મણ ઋષિ
**બ્રહ્મલોક** પું૦ બ્રહ્માનો—ઊંચામાં ઊંચો લોક
**બ્રહ્મવર્ચસ** ન૦ બ્રહ્મચર્યથી કે બ્રહ્મના જ્ઞાનથી પ્રગટતી તેજસ્વિતા (૨) બ્રહ્મતેજ
**બ્રહ્મવાદ** પું૦ વેદાંતવાદ; અદ્વૈતવાદ (૨) વેદનું પઠનપાઠન
**બ્રહ્મવાહિની** વિ૦ સ્ત્રી૦ ગાયત્રી (૨) અવિવાહિત રહી વેદાભ્યાસ કરનારી સ્ત્રી
**બ્રહ્મવાદી** વિ૦ બ્રહ્મવાદનું અનુયાયી (૨) વેદનું પઠનપાઠન કરનારું
**બ્રહ્મવિદ્યા** સ્ત્રી૦ બ્રહ્મ સંબંધી વિદ્યા
**બ્રહ્મવેત્તા** પું૦ બ્રહ્મને જાણનાર
**બ્રહ્મસંબંધ** પું૦ બ્રહ્મની સાથે સંબંધ (૨) પુષ્ટિમાર્ગીઓનો એક વિધિ
**બ્રહ્મસૂત્ર** ન૦ જનોઈ (૨) બાદરાયણે રચેલાં વેદાંતદર્શનનાં સૂત્ર
**બ્રહ્મહત્યા** સ્ત્રી૦ બ્રાહ્મણની હત્યા
**બ્રહ્મા** પું૦ સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની ત્રિમૂર્તિમાંના એક દેવ
**બ્રહ્માક્ષર** પું૦ ઓમકાર; પ્રણવ
**બ્રહ્માણી** સ્ત્રી૦ બ્રહ્માનાં પત્ની (૨) દુર્ગા
**બ્રહ્માનંદ** પું૦ બ્રહ્મ સાથે અભેદનો આનંદ
**બ્રહ્માર્પણ** ન૦ બ્રહ્મને—ઈશ્વરને અર્પણ
**બ્રહ્માસ્ત્ર** ન૦ બ્રહ્માનું અસ્ત્ર (૨) બ્રાહ્મણનો શાપ
**બ્રહ્માંડ** ન૦ વિશ્વ
**બ્રહ્મિષ્ઠ** વિ૦ સંપૂર્ણ વેદ જાણનાર (૨) બ્રહ્મમાં તદ્દન લીન
**બ્રાહ્મણ** પું૦ હિંદુઓની ચાર વર્ણોમાંની પહેલી
**બ્રાહ્મણતા** સ્ત્રી૦ બ્રાહ્મણપણું; બ્રાહ્મણના સદ્ગુણ
**બ્રાહ્મણત્વ** ન૦ બ્રાહ્મણતા

**બ્રાહ્મણિયું** વિ૦ બ્રાહ્મણ સંબંધી (૨) બ્રાહ્મણને ખપે તેવું

**બ્રાહ્મણી** સ્ત્રી૦ બ્રાહ્મણની કે બ્રાહ્મણવર્ણની સ્ત્રી

**બ્રાહ્મણ્ય** વિ૦ બ્રાહ્મણને યોગ્ય (૨) ન૦ બ્રાહ્મણત્વ

**બ્રાહ્મમુહૂર્ત** ન૦ સૂર્યોદય પહેલાંની બે ઘડીનો સમય

**બ્રાહ્મવિવાહ** પું૦ વિવાહના આઠ પ્રકારોમાંનો એક, જેમાં કન્યાને શણગારી વરને કશું લીધા વિના આપવામાં આવે છે.

**બ્રાહ્મી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) સરસ્વતી (૩) વાણી

**બ્રિટિશ** વિ૦ બ્રિટનનું

**બ્રીજ** ન૦ વ્રજ

**બ્રીજભાષા** સ્ત્રી૦ વ્રજની ભાષા

**બ્રીજવાસી** વિ૦ વ્રજમાં રહેનારું

# ભ

**ભ** પું૦ ઓષ્ઠ્ય ચોથો વ્યંજન (૨) નક્ષત્ર (૩) તેજ

**ભકભક** અ૦ (રવ૦) (૨) ભભકતું હોય એમ

**ભકાર** પું૦ ભ અક્ષર કે તેનો ઉચ્ચાર

**ભકારાંત** વિ૦ છેડે ભ વાળું

**ભકાબોલું** વિ૦ આખાબોલું

**ભક્ત** વિ૦ જુદું પાડેલું (૨) ભાગેલું (૩)—ના પર આશક (૪) ભક્તિ કરનારું (૫) પું૦ તેવો આદમી

**ભક્તવત્સલ** વિ૦ ભક્ત ઉપર પ્રેમ રાખનાર

**ભક્તવત્સલતા** સ્ત્રી૦

**ભક્તા(-ગતા)ણી** સ્ત્રી૦ ભક્ત સ્ત્રી (૨) ભક્તની સ્ત્રી

**ભક્તિ** સ્ત્રી૦ ભજન (૨) પ્રેમ; આદર

**ભક્તિપૂર્વક** અ૦ ભક્તિથી

**ભક્તિભાવ** પું૦ ભક્તિનો ભાવ; આદર; પ્રેમ

**ભક્તિભીનું** વિ૦ ખૂબ ભક્તિવાળું

**ભક્તિમાન** વિ૦ ભક્તિવાળું

**ભક્તિયોગ** પું૦ ભક્તિ જેમાં પ્રધાન છે એવો યોગ

**ભક્ષ(-ખ)** પું૦ ખોરાક

**ભક્ષક** વિ૦ ખાનાર

**ભક્ષણ** ન૦ ખાવું તે

**ભક્ષણીય** વિ૦ ખાવાને યોગ્ય

**ભક્ષ(-ખ)વું** સ૦ ક્રિ૦ ખાવું

**ભક્ષિત** વિ૦ ખાધેલું

**ભક્ષી** વિ૦ ભક્ષનારું (સમાસને અંતે. ઉદા૦ માંસભક્ષી)

**ભક્ષ્ય** વિ૦ ખાવાયોગ્ય (૨) ન૦ ખાવાનું

**ભખ** પું૦ ભક્ષ (૨) અ૦ (રવ૦) એવા અવાજથી (૩) તરત

**ભખવું** સ૦ ક્રિ૦ ભક્ષવું; ખાવું (૨) બોલવું; ભાખવું

**ભખળ(-ળેલ)** વિ૦ આચારભ્રષ્ટ; વહી ગયેલું

**ભખળવું** અ૦ ક્રિ૦ આચારભ્રષ્ટ થવું (૨) ખાઉખાઉ કરવું

**ભખ્ખડ** વિ૦ જાડું (૨) નીડર (૩) ગામડિયું

**ભગ** ન૦ નસીબ; સદ્ભાગ્ય (૨) ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છનો સમૂહ (૩) સ્ત્રીની ગુહ્યેંદ્રિય (૪) પું૦ સૂર્ય

**ભગણ** પું૦ પહેલી દીર્ઘ અને પછીની બે હ્રસ્વ માત્રાવાળો ગણ

**ભગત** વિ૦ (૨) પું૦ ભક્ત; ભજન કરનાર

**ભગતડું** વિ૦ (૨) ન૦ ભગત (તિરસ્કારમાં)

**ભગતાઈ** સ્ત્રી૦ ભક્તિ (૨) ભગત હોવાપણું
**ભગતાણી** સ્ત્રી૦ જુઓ ભક્તાણી
**ભગતું** ન૦ પૂજાપાઠ વગેરે આચારની અતિ કાળજી
**ભગદળ** ન૦ (કા.) ભગદાળું
**ભગદાળું** ન૦ મોટું બાકોરું
**ભગભગ** અ૦ (રવ૦) એવા અવાજ સાથે (૨) જોરથી
**ભગભગાવવું** સ૦ ક્રિ૦ (રવ૦) ભગભગ થાય એમ રેડવું
**ભગરું** વિ૦ ભભરું (૨) બરડ (૩) ઊડી ગયેલા રંગનું
**ભંગલ(-ળ)** ન૦ ઢોંગ; ઠગાઈ
**ભગવતી** વિ૦ શ્રીમતી (૨) સ્ત્રી૦ દેવી
**ભગવદ્‌ભક્તિ** સ્ત્રી૦ ભગવાનની ભક્તિ
**ભગવત્પરાયણ** વિ૦ ઈશ્વરભક્તિમાં પરોવાયેલું
**ભગવદ્‌ગીતા** સ્ત્રી૦ (સં.) હિંદુઓનું એક મુખ્ય ધર્મપુસ્તક—ગીતા
**ભગ(-ગા)વવું** સ૦ ક્રિ૦ નસાડવું
**ભગવંત** વિ૦ શ્રીમત; ભગવાળું (૨) પું૦ તેવો માણસ (૩) ઈશ્વર
**ભગવાન** વિ૦ (૨) પું૦ જુઓ ભગવંત
**ભગવું** વિ૦ ગેરુવા રંગનું
**ભગળ** ન૦ ભોપાળું
**ભગળભાવાર્થ** વિ૦ બગભગત
**ભગંદર** ન૦ બાકું (૨) એક રોગ
**ભગિની** સ્ત્રી૦ બહેન
**ભગિનીસમાજ** પું૦; સ્ત્રી૦ સ્ત્રીઓનું મંડળ
**ભગીરથ** વિ૦ મહામુશ્કેલ (૨) પું૦ (સં.) આકાશમાંથી ગંગાને પૃથ્વી પર લાવનાર રાજા
**ભગોટું** ન૦ રેશમનો કીડો
**ભગ્ન** વિ૦ ભાગેલું; નાશ પામેલું (૨) હારેલું; હતાશ
**ભગ્નાશ** વિ૦ નિરાશ; હતાશ
**ભગ્નોત્સાહ** વિ૦ જેનો ઉત્સાહ ઊડી ગયો હોય તેવું
**ભચ(-ચ્ચ)** અ૦ (રવ૦) એવા અવાજથી
**ભચકવું** અ૦ ક્રિ૦ પછાડવું (૨) ઘોંચવું
**ભચડભચડ** અ૦ (રવ૦) એવા અવાજથી
**ભચડવું** સ૦ ક્રિ૦ (રવ૦) દાબવું (૨) ભરડવું
**ભચાં** અ૦ બસ; પૂરતું
**ભચોભચ(-ચ્ચ)** અ૦ (રવ૦) ઉપરાઉપરી
**ભજન** ન૦ નામસ્મરણ; ભક્તિ (૨) ભક્તિનું ગીત
**ભજનિક** વિ૦ ભજન કરનાર
**ભજનિયાં** ન૦ બ૦ વ૦ ભજનો (૨) કરતાલ (૩) [લા.] ગાળો
**ભજનિયો** પું૦ ભજન કરનારો માણસ
**ભજવવું** સ૦ ક્રિ૦ (નાટકમાં) વેશ કાઢી બતાવવો
**ભજવું** સ૦ ક્રિ૦ ભજન કરવું (૨) જપવું (૩) સેવવું (૪) લાંચ આપવી (૫) અ૦ ક્રિ૦ શોભવું
**ભજિયું** ન૦ તળીને કરેલી એક વાની
**ભજુ** વિ૦ (પ.) ભજનાર
**ભટ** પું૦ યોદ્ધો (૨) પંડિત (૩) ભિક્ષુક બ્રાહ્મણ (૪) રસોઇયો (૫) બ્રાહ્મણની એક અટક (૬) અ૦ તરત જ
**ભટકણ(-ણું)** વિ૦ ભટકનારું; રખડેલ
**ભટકભવાની** સ્ત્રી૦ વગર કામે રખડનારી સ્ત્રી
**ભટકભાલો** પું૦ વાચાળ માણસ
**ભટકવું** અ૦ ક્રિ૦ રખડવું (૨) કંઈ તાકયા કરવું
**ભટકાવું** અ૦ ક્રિ૦ આડે આવવું (૨) અથડાવું (૩) [લા.] અણધાર્યું મળવું (૪) લડવું; કજિયો થવો
**ભટકાં(-કિયાં)** ન૦ બ૦ વ૦ વલખાં (૨) ફેરાઆંટા
**ભટાઈ** સ્ત્રી૦ ભાટાઈ
**ભટાણી** સ્ત્રી૦ ભટની વહુ; બ્રાહ્મણી (૨) શેઠાણી (૩) રાણી
**ભટિયો** પું૦ ગોસાંઈજીનો આશ્રિત બ્રાહ્મણ
**ભટૂરિયું** ન૦ ભટોળિયું (૨) દૂઝણા ઢોરનું એક ખાણ
**ભટોળિયું** ન૦ કૂતરાનું બચ્ચું
**ભટ્ટ** પું૦ વિદ્વાન બ્રાહ્મણ; ભટ
**ભટ્ટાર,૦ક** વિ૦ માનનીય; નામવર
**ભટ(-ટ્ટ)** અ૦ ધિક્ (૨) ઝટ; ભટ
**ભઠવું** સ૦ ક્રિ૦ ધમકાવવું; ઠપકો આપવો
**ભઠિયારખાનું** ન૦ રસોડું (૨) [લા.] રસોડાનું કામકાજ

**ભઠિયારણ** સ્ત્રી૦ ભઠિયારું કરનાર સ્ત્રી (૨) ભઠિયારાની સ્ત્રી
**ભઠિયારી** સ્ત્રી૦ ભઠિયારણ
**ભઠિયારું** ન૦ ભઠિયારાનું કામ (૨) [લા.] રસોડું
**ભઠિયારો** પું૦ ભઠ્ઠી પર શેકનારો (૨) રાંધનારો
**ભઠ્ઠી** સ્ત્રી૦ નીચેથી આંચ કે પવન દઈ શકાય એવો થાપીકરી કરેલો ચૂલો (૨) ચૂનો, ઈંટ જેવું પકવવાની રચના (૩) [લા.] ભઠ્ઠી પર રાખેલું વાસણ ને તેમાંની વસ્તુ
**ભડ** વિ૦ બળવાન (૨) સમૃદ્ધિવાન (૩) પું૦ યોદ્ધો (૪) શ્રીમંત (૫) સ્ત્રી૦ કોસના વરતની બીલી (૬) ન૦ ભોપાળું (૭) અ૦ (રવ૦)
**ભડક** સ્ત્રી૦ ચમક; બીક; ડર
**ભડકણ(-ણું)** વિ૦ બીકણ; ચમકનારું
**ભડકવું** અ૦ ક્રિ૦ ચમકવું; ઓચિંતું ડરવું
**ભડકિયું** વિ૦ ભડકે બળે તેવું (૨) ભડકે એવું; ભડકણ (૩) ન૦ ગંધક ને ઘીનો ચૂઓ (૪) દર્શનિયું
**ભડકી** સ્ત્રી૦ રાબડી
**ભડકું** ન૦ રાબડી (૨) ભડકો
**ભડકો** પું૦ અગ્નિનો ભભૂકો (૨) ઝાળ; લાય
**ભડથાવું** અ૦ ક્રિ૦ ભડસાળમાં ચડવું-બફાવું-સીઝવું
**ભડથું** ન૦ ભડથાયેલો પદાર્થ
**ભડદું** ન૦*
**ભડભડ** અ૦ (રવ૦) એવા અવાજથી (૨) જોરથી (૩) ઝટ
**ભડભડવું** અ૦ ક્રિ૦ વગરવિચાર્યું બોલવું (૨) ઓચિંતું સળગવું (૩) મન થવું
**ભડભડાટ** પું૦ ભડભડવું તે (૨) અ૦ (રવ૦) એવા અવાજથી
**ભડભડિયું** વિ૦ મનમાં જે હોય તે કહી દેનારું; ગુપ્ત ન રાખી શકે એવું
**ભડભાગણું** વિ૦ ભારે ભાગ્યશાળી
**ભડભાદર** વિ૦ મોટું; ભર્યુંભાદર્યું (૨) આબરૂદાર
**ભડલી** સ્ત્રી૦ (સં.) ઋતુ, વરસાદ વગેરે ભાખનારી એક વ્યક્તિ
**ભડલીવાક્ય** ન૦ ભડલીનું ભાખેલું વાક્ય
**ભડવાઈ** સ્ત્રી૦ ભડવાનું કામ કે કમાઈ (૨) બાયલાપણું
**ભડવીર** પું૦ બહાદુર યોદ્ધો
**ભડવો** પું૦ પોતાની સ્ત્રીના વ્યભિચાર ઉપર જીવનાર (૨) વેશ્યાનો સાથી (૩) સ્ત્રીવશ પતિ
**ભડસાળ** સ્ત્રી૦ ચૂલામાંની ઊની રાખ
**ભડંગ** અ૦ (રવ૦)
**ભડાક** અ૦ (રવ૦) ભડાકા સાથે (૨) તરત
**ભડાકો** પું૦ ધડાકો (૨) ગપગોળો
**ભડા(-ડો)ભડ** અ૦ (રવ૦) એકદમ (૨) એવા અવાજ સાથે
**ભડાભડ(-ડી)** સ્ત્રી૦ (રવ૦) ભડાભડ અવાજ; ધાંધલ
**ભડાભૂટ** સ્ત્રી૦; ન૦ (રવ૦) ધાંધલ (૨) અ૦ વેરણછેરણ
**ભડું** ન૦ ઘરની આગલી દિવાલ (૨) પડદા તરીકે કરાતી પાતળી દિવાલ (૩) નસંતાન જવું તે
**ભડોભડ** અ૦ (રવ૦) ભડાભડ
**ભણકાર(-રો)** પું૦ (રવ૦) કશાના અવાજની આગાહી કે ગુંજારવ
**ભણકો** પું૦ ભણકારો
**ભણતર** ન૦ ભણેલું તે; શિક્ષણ
**ભણવું** સ૦ ક્રિ૦ શીખવું (૨) બોલવું (૩) વાંચવું
**ભણામણ** ન૦ ભણવાની ફી કે ખરચ
**ભણામણી** સ્ત્રી૦ ભણામણ
**ભણી** અ૦ તરફ; બાજુએ
**ભત્તું(-થ્થું)** ન૦ ભાતું કે તે બદલ અપાતા પૈસા (૨) ખાસ કામ માટે અપાતું પગાર ઉપરનું મહેનતાણું
**ભત્રીજાવહુ** સ્ત્રી૦ ભત્રીજાની વહુ
**ભત્રીજી** સ્ત્રી૦ ભાઈની દીકરી
**ભત્રીજો** પું૦ ભાઈનો દીકરો
**ભથ** સ્ત્રી૦ (કા.)
**ભથવારું** વિ૦ (ખેતરમાં) ભાતું લઈ જનારું
**ભથવું** અ૦ ક્રિ૦ મોઈદાંડિયામાં બીજાથી આગળ જવું
**ભથાયણું** ન૦ ભાથું લઈ જવાનું વાસણ કે કપડું
**ભદલ** ન૦ મુંડન

**ભદંત** પું૦ માનવાચક સંબોધન (બૌદ્ધ) (૨) બૌદ્ધ સાધુ
**ભદ્ર** વિ૦ કલ્યાણકારી (૨) માંગલિક (૩) ભાગ્યશાળી (૪) ન૦ કલ્યાણ (૫) મુંડન (૬) સોનું
**ભદ્રક** વિ૦ ભદ્ર; શુભ (૨) પું૦ એક છંદ (૩) ન૦ કલ્યાણ
**ભદ્રકંટ** પું૦ મોટો ગોખરુ
**ભદ્રકાલી(-ળી)** સ્ત્રી૦ કલ્યાણકારી દેવી
**ભદ્રા** સ્ત્રી૦ ગાય (૨) (સં.) દુર્ગા (૩) બીજ, સાતમ કે બારશ (૪) ગળી (૫) ગોકર્ણી
**ભંદ્રાકરણ** ન૦ હજામત; મુંડન
**ભદ્રાક્ષ** પું૦ એક ઝાડ જેનાં બીના માળાના મણકા બને છે
**ભપ(-ભ)કાદાર** વિ૦ ભપકાવાળું
**ભપ(-ભ)કાબંધ** વિ૦ ભપકાવાળું (૨) અ૦ ભપકાથી
**ભપ(-ભ)કો** પું૦ રોફ; આડંબર (૨) ધમકી
**ભપૂડો** પું૦ જુઓ ભપકો
**ભપ્પ** અ૦ (રવ૦) ઝપાટાબંધ (૨) ઊંધું ઘાલીને
**ભપ્પલ** વિ૦ સ્થૂલ; જાડું
**ભભક** સ્ત્રી૦ ચળકાટ; ઝળક
**ભભકવું** અ૦ ક્રિ૦ ભભૂકા મારવા (૨) શોભવું (૩) [લા.] ગુસ્સે થવું
**ભભકાદાર** વિ૦ ભભકાવાળું
**ભભકાબંધ** વિ૦ ભભકાવાળું (૨) અ૦ ભભકાથી
**ભભકો** પું૦ જુઓ ભપકો
**ભભડવું** અ૦ ક્રિ૦ ખાઉંખાઉં થવું (૨) મોટો સાદ કાઢવો
**ભભડાટ** પું૦ ખાવાને મોં ચળવું તે
**ભભડો** પું૦ ભભડાટ (૨) ઉકાળો
**ભભરાવવું** સ૦ ક્રિ૦ ભૂકો છૂટોછૂટો નાંખવો
**ભભરું** વિ૦ વેરાઈ જાય એવું
**ભભૂકવું** સ૦ ક્રિ૦ પ્રકાશવું; ભભૂકો મારવો
**ભભૂકો** પું૦ ભડકો
**ભભૂત(-તી)** સ્ત્રી૦ ભસ્મ
**ભભ્ભ** અ૦ (રવ૦)
**ભભ્ભો** પું૦ ભ અક્ષર
**ભમગરો** પું૦ સરાણિયો; ખરાદી
**ભમતારામ** વિ૦ પું૦ ફરતો ફરનાર માણસ
**ભમર** સ્ત્રી૦ ભ્રૂકુટિ; ભવું (૨) વમળ (૩) પું૦ ભમરો
**ભમરછાલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**ભમરડી** સ્ત્રી૦ નાનો ભમરડો (૨) ચકરડી
**ભમરડો** પું૦ એક રમકડું—ગરિયો (૨) એક ફળ
**ભમ(-મ્મ)રઓળું** વિ૦ નિખાલસ (૨) સ્નેહાળ
**ભમરાળી** સ્ત્રી૦ એક માખી
**ભમરાળું** વિ૦ સુંદર ભમ્મરવાળું (૨) દુર્ભાગી; અમંગળ
**ભમરિયું** વિ૦ ગોળગોળ ફરતું (૨) ભમરીનું, —ને લગતું (૩) ન૦ ભમરીભાતનું સ્ત્રીઓનું એક વસ્ત્ર (૪) ચકરીનો રોગ
**ભમરી** સ્ત્રી૦ ભમરાની માદા (૨) ઘૂમરી; ચકરી
**ભમરો** પું૦ ભ્રમર (૨) વમળ (૩) વાળનું કૂંડાળું
**ભમવું** અ૦ ક્રિ૦ રખડવું (૨) તમ્મર આવવાં
**ભમ્મ** અ૦ (રવ૦) એવા અવાજથી
**ભમ્મર** સ્ત્રી૦ જુઓ ભમર સ્ત્રી૦
**ભય** પું૦; ન૦ બીક
**ભયભીત** વિ૦ બીધેલું
**ભયંકર** વિ૦ ભય ઉપજાવે એવું
**ભયા** પું૦ ભાઈ
**ભયાનક** વિ૦ ભયંકર (૨) પું૦ કાવ્યના આઠ રસમાંનો એક
**ભયાવહ** વિ૦ ભયંકર
**ભયું** અ૦ ક્રિ૦ પ્રથમ ભૂતકાળ (પ્ર.) થયું
**ભયો** પું૦ માનતા પૂરી કર્યા પછી પૂજારીની આશીષ મેળવવી તે (૨) અ૦ બસબસ
**ભયોભયો** અ૦ બસબસ
**ભર** વિ૦ 'ખરેખરું; બરાબર' એ અર્થમાં શબ્દના આદિમાં લાગે છે (ઉદા૦ ભરજુવાની) (૨) અ૦—માપમાં, 'આખું; બધું' એ અર્થમાં શબ્દને અંતે લાગે છે (ઉદા૦ દિવસભર)
**ભરકૂશ(-સ)** સ્ત્રી૦ પરચૂરણ નકામી વસ્તુઓ કે માણસોનો સમૂહ
**ભરખ** પું૦ ભક્ષ
**ભરખવું** સ૦ ક્રિ૦ ખાવું (૨) કરડવું
**ભરગચ્છી** સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું કપડું
**ભરગત** ન૦ એક માપ
**ભરચક(-ટ)** વિ૦ પુષ્કળ (૨) ખીચોખીચ

**ભરચંદી** સ્ત્રી૦ ચંદી—ઘાસપાણીની પુષ્કળતા
**ભરડકું** ન૦ એક જાતનું ખાવાનું
**ભરડભરડ** અ૦ (રવ૦) એ અવાજથી (૨) સતત
**ભરડવું** સ૦ ક્રિ૦ (રવ૦) અનાજને જાડુંજાડું દળવું; બે ફાડ પડે એમ દળવું (૨) [લા.] બકવું
**ભરડો** પું૦ ભરડેલું તે (૨) તપોધન (૩) બંધ (૪) શેરડીમાં થતો એક રોગ
**ભરડોળ** ન૦ નફોતોટો (૨) આવકજાવક
**ભરણ** ન૦ ગુજરાન (૨) આંખમાં ખાપરિયું ભરવું તે (૩) જાદુગરનો ટુચકો
**ભરણપોષણ** ન૦ ગુજરાન
**ભરણી** સ્ત્રી૦ બીજું નક્ષત્ર (૨) ભરવું તે (૩) ઉમેરો (૪) [શાક] રાંધવાનું વાસણ
**ભરણું** ન૦ ભરણી; ઉમેરો; ભરવું તે (૨) ભરેલું નાણું (૩) સંગ્રહ (૪) થાંભલા અને ભાલ વચ્ચેનું લાકડું
**ભરત** ન૦ માપ; પ્રમાણ (૨) લૂગડાં ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે (૩) બીબાંમાં રસ રેડી ઘાટ બનાવવો તે (૪) મસાલો ભરી કરેલું શાક (૫) પું૦ (સં.) રામનો ભાઈ (૬) દુષ્યંતનો પુત્ર—જેના પરથી ભારત કહેવાય છે (૭) જડભરત
**ભરતકામ** ન૦ ભરત ભરવું તે
**ભરતખંડ** પું૦ (સં.) હિંદુસ્તાન
**ભરતગૂંથણ** ન૦ ભરતકામ અને ગૂંથણકામ
**ભરતર(-લ)** વિ૦ ઢાળેલું; ભરતનું (૨) ન૦ ભરત (૩) માપ
**ભરતવાક્ય** ન૦ સંસ્કૃત નાટકમાં અંતે મુકાતો આશીર્વાદનો શ્લોક
**ભરતા(-થા)ર** પું૦ પતિ
**ભરતિયું** ન૦ માલની કિંમતની વીગતવાર યાદી (૨) કોઈમાં માય તેટલું માપ (૩) એક વાસણ
**ભરતિયો** પું૦ ભરતરનું કામ કરનારો (૨) નાણાં ભરે ત્યારે કન્યા મળે એવા કુળનો
**ભરતી** સ્ત્રી૦ ભરવું કે ભરાવું તે; ઉમેરણ (૨) જુવાળ
**ભરથ** પું૦ દેવ (૨) રાજા
**ભરથાર** પું૦ ભરતાર; પતિ
**ભરનીંગળ** ન૦ ભરાવું ને ઠલવાવું તે (૨) ચડતીપડતી (૩) ગૂમડાનો એક રોગ
**ભરપટે** અ૦ જોઈએ તેટલું; ખૂબ
**ભરપાઈ** સ્ત્રી૦ (ખાતા કે હૂંડીની) સંપૂર્ણ પતાવટ
**ભરપૂર** વિ૦ પુષ્કળ (૨) પૂરેપૂરું ભરેલું (૩) અ૦ પૂરેપૂરી રીતે
**ભરપેડિયો** પું૦*
**ભરભરું** વિ૦ કોરું; ચીકટ વગરનું (૨) કરકરું
**ભર(-જા)ભાંખળું** ન૦ મળસકું; સંધ્યાસમય
**ભરમ** પું૦ ભ્રમ; ભ્રાંતિ; વહેમ
**ભરમાવું** અ૦ ક્રિ૦ છેતરાવું (૨) વહેમાવું; ભ્રાંતિમાં પડવું
**ભરમી** સ્ત્રી૦ એક વનસ્પતિ; બ્રાહ્મી
**ભરવાડ** પું૦ ઢોર રાખી ગુજરાન ચલાવનાર એક ભટકતી જાતનો માણસ
**ભરવાડણ** સ્ત્રી૦ ભરવાડની સ્ત્રી
**ભરવાડી** સ્ત્રી૦ ઘસઘસાટ ઊંઘ
**ભરવાડું** ન૦ ભરવાડનો ધંધો (૨) મોતીનું કાને ઘાલવાનું એક ઘરેણું
**ભરવાડો** પું૦ ભરવાડ (૨) ભરવાડ વાડો (૩) એક ઝાડ
**ભરવું** સ૦ ક્રિ૦ ખાલી હોય તેમાં મૂકવું, રેડવું વગેરે (૨) ભરતકામ કરવું
**ભરલ** સ્ત્રી૦ (કા.) ભૂખ (૨) ભૂખનો આભાસ —ખોટી ભૂખ
**ભરાઈ** સ્ત્રી૦ ભરામણ (૨) ભરવાની રીત
**ભરાઉ** વિ૦ ભરેલું; પુષ્ટ
**ભરાડી** વિ૦ ચોર; ઉઠાઉગીર (૨) ઊંધાંચત્તાં કરનારું; ખેપાની
**ભરામણ** ન૦ ભરવાનું મહેનતાણું
**ભરાવ(-વો)** પું૦ જથો; જમાવ (૨) પૂર્ણતા; ભરપૂરતા
**ભરાવદાર** વિ૦ ભરાવવાળું
**ભરાવો** પું૦ જુઓ ભરાવ
**ભરીપૂરી** અ૦ પૂરેપૂરી રીતે
**ભરૂ(-રો-રાં)સાદાર** વિ૦ ભરોંસાવાળું; વિશ્વાસપાત્ર
**ભરૂ(-રો-રાં)સાપાત્ર** વિ૦ ભરોંસાને લાયક; ભરૂસાદાર

**ભરૂ(-રો-રોં)સાલાયક** વિ૦ ભરોસાને પાત્ર; ભરૂસાપાત્ર
**ભરૂ(-રો-રોં)સો** પું૦ વિશ્વાસ; ખાતરી
**ભરેડી** સ્ત્રી૦ વાન; કાંતિ
**ભરોડ** પું૦ સંતોષ
**ભરોળ** સ્ત્રી૦ (કા.) સોટી કે બીજાથી પડતો સોળ
**ભર્ગ** ન૦ તેજ
**ભર્તા(-ર્ત્તા)** પું૦ સ્વામી (૨) પોષણ કરનાર
**ભર્ત્રી** સ્ત્રી૦ મા (૨) પોષણ કરનારી (૩) રાણી (૪) શેઠાણી
**ભર્યુંપૂર્યું** વિ૦ ભરેલું; પૂરેપૂરું; પુષ્કળ
**ભર્યુંભાદર્યું** વિ૦ ભરેલું; ખૂબ
**ભલકારો** પું૦ (કા.) ભલેભલે-વાહવાહ-શાબાશ કહેવું તે
**ભલકી** સ્ત્રી૦ (કા.)*
**ભલ(-ળ)કું** ન૦ ભાલાનું પાનું—ફળ
**ભલકો** પું૦ ભાલો
**ભલપણ** ન૦ ભલાઈ
**ભલ(-લા)ભલું** વિ૦ ઘણું; અનેક (૨) મોટું; સારું
**ભલમનસાઈ** સ્ત્રી૦ ભલાઈ
**ભલા** અ૦ 'ઠીક, ભાઈ' એવા અર્થનો ઉદ્ગાર
**ભલાઈ** સ્ત્રી૦ સારાપણું; સુજનતા (૨) નેકી; સાલસાઈ
**ભલાભલી** સ્ત્રી૦ સારાસારી
**ભલાભલું** વિ૦ જુઓ ભલભલું
**ભલામણ** સ્ત્રી૦ સિફારસ (૨) સોંપણ; ભાળવણી
**ભલામણપત્ર** પું૦; ન૦ ભલામણનો કાગળ
**ભલીભૂંડી** સ્ત્રી૦ સારી અથવા ખરાબ ચાલ કે રીતભાત
**ભલીવાર** પું૦; સ્ત્રી૦ સત્વ; સાર (૨) આવડત; હોશિયારી
**ભલું** વિ૦ સારું (૨) માયાળુ (૩) સભ્ય (૪) પ્રામાણિક
**ભલે** અ૦ ઠીક; સારુ (૨) શાબાશ!
**ભલેભલે** અ૦ શાબાશ! ઠીક!
**ભલેરું** વિ૦ ભલું
**ભલ્લ** પું૦; ન૦ ભાલો (૨) રીંછ
**ભલ્લુ(-લ્લૂ)ક** પું૦; ન૦ ભાલો (૨) રીંછ
**ભવ** પું૦ સંસાર (૨) જન્મ (૩) [સં.] મહાદેવ
**ભવચક્ર** ન૦ સંસારરૂપી ચક્ર
**ભવતાણ** સ્ત્રી૦ પુનર્જન્મ માટેની તૈયારી (૨) ઐહિક વસ્તુઓની વાંછના
**ભવતારણ** વિ૦ સંસારમાંથી તારનાર
**ભવતી** સ્ત્રી૦ આપ; તમે (૨) ઝેર દીધેલું બાણ
**ભવદીય** વિ૦ આપનું
**ભવન** ન૦ રહેઠાણ (૨) અસ્તિત્વ
**ભવભૂતિ** પું૦ (સં.) એક સંસ્કૃત કવિ
**ભવસાગર** પું૦ સંસારરૂપી સમુદ્ર
**ભવસિંધુ** પું૦ ભવસાગર
**ભવાઈ** સ્ત્રી૦ હલકા પ્રકારનું નાટક (૨) ફજેતી
**ભવાટવિ(-વી)** સ્ત્રી૦ સંસારરૂપી વન
**ભવાડો** પું૦ ફજેતો
**ભવાની** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**ભવાબ્ધિ(-ર્ણવ)** પું૦ સંસારરૂપી સમુદ્ર
**ભવિતવ્ય** વિ૦ ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય
**ભવિતવ્યતા** સ્ત્રી૦ નસીબ
**ભવિષ્ય** વિ૦ આવતા કાળનું (૨) ન૦ નસીબ (૩) દોલત; વારસો (૪) ભવિષ્યકાળ
**ભવિષ્યકાલ(-ળ)** પું૦ આવનાર સમય
**ભવિષ્યવાણી** સ્ત્રી૦ ભવિષ્ય ભાખતી વાણી
**ભવિષ્યવાદી** પું૦ ભવિષ્ય કહેનાર માણસ
**ભવિષ્યવેત્તા** પું૦ ભવિષ્ય જાણનાર માણસ
**ભવી** સ્ત્રી૦ + ભવિષ્ય (૨) ભવાઈ
**ભવું** ન૦ ભમ્મર
**ભવૈયો** પું૦ ભવાયો
**ભવોભવ** અ૦ ભવેભવે; દરેક જન્મમાં
**ભવ્ય** વિ૦ પ્રૌઢ; ગૌરવશાળી; પ્રભાવશાળી (૨) ભવિષ્ય
**ભવ્યતા** સ્ત્રી૦
**ભશ(-સ)કો** પું૦ ઇચ્છા; ભારે આતુરતા
**ભસકું** ન૦ વરસાદનું નાનું ઝાપટું
**ભસવું** અ૦ ક્રિ૦ કૂતરાનું બોલવું (૨) [લા.] બકબક
**ભસ્તું** ન૦ પેટ (૨) ચામડાની થેલી (૩) દખમું
**ભસ્તો** પું૦ ભસ્તું
**ભસ્મ** સ્ત્રી૦ રાખોડી
**ભસ્મગંધા** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક જાતનું અત્તર

**ભસ્મસાત્** અ૦ રાખોડીરૂપ
**ભસ્માવશેષ** વિ૦ રાખોડીના રૂપમાં બાકી રહેલું
**ભસ્મીભૂત** વિ૦ ભસ્મ બનેલું
**ભળ** સ્ત્રી૦ ભળી જવું તે (૨) પ્રથમ ભળતાં થતો સંકોચ
**ભળકડું** ન૦ ભળભાંખળું
**ભળકુ(-કૂ)ડું** વિ૦ ભોળું; નિખાલસ
**ભળકું** વિ૦ મળતાવડું (૨) ન૦ ભાલો
**ભળકૂડું** વિ૦ જુઓ ભળકુડું
**ભળતું** વિ૦ ગમે તે જાતનું (૨) અચોક્કસ (૩) અનુકૂળ પડતું
**ભળભળિયું** વિ૦ જુઓ ભડભડિયું
**ભળભાખળું** ન૦ મળસકું
**ભળવું** અ૦ ક્રિ૦ ભેગું મળી જવું (૨) અમુકના જેવા હોવું (૩) છોળવું
**ભળામણ** સ્ત્રી૦ ભલામણ (૨) સોંપણ
**ભળામણી** સ્ત્રી૦ ભળામણ
**ભળાવવું** સ૦ ક્રિ૦ ભલામણ કરવી (૨) સોંપવું (૩) ઢોરને ગોવારામાં હળતું કરવું
**ભંગ** પું૦ ભાંગી પડવું તે (૨) નાશ (૩) વિઘ્ન (૪) સ્ત્રી૦ ભાંગ (૫) પાણીની લહેર
**ભંગડ** વિ૦ ભાંગનો વ્યસની
**ભંગડખાનું** ન૦ ભાંગનું પીઠું
**ભંગડી** સ્ત્રી૦ ભંગિયાની સ્ત્રી
**ભંગડો** પું૦ ભંગિયો
**ભંગાણ** ન૦ ભંગ (૨) તૂટ
**ભંગાર** પું૦ ભાગેલાં વાસણ કે બીજો સરસામાન
**ભંગારો** પું૦ ભંગાર ખરીદી લેનાર
**ભંગિ(-ગી)** સ્ત્રી૦ વ્યંગ; વાચાની ચાતુરી (૨) અંગોનો મરોડ (૩) પગથિયું
**ભંગિયણ** સ્ત્રી૦ ભંગડી
**ભંગિયો** પું૦ બહારવાનું કામ કરનારો અંત્યજ
**ભંગી** વિ૦ ભાંગનો વ્યસની; કેફી (૨) પું૦ ભંગિયો
**ભંગીજંગી** વિ૦ ભંગડ (૨) ઢંગધડા વગરનું
**ભંગુર** વિ૦ ભાગી જાય એવું (૨) નાશવંત; અસ્થાયી
**ભંગોરું** ન૦ એક જાતનું ઘાસ
**ભંજક** વિ૦ ભાંગનાર; ટાળનાર
**ભંજન** ન૦ ભાંગવું તે (૨) નાશ
**ભંડક** ન૦ ભોંયરું
**ભંડકિયું** ન૦ નાનું ભોંયરું
**ભંડાર** પું૦ ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા (૨) ખજાનો; સંગ્રહ (૩) વહાણના તૂતકની નીચેનો ભાગ
**ભંડારવું** સ૦ ક્રિ૦ ભંડારમાં મૂકવું (૨) છુપાવવું
**ભંડારિયું** ન૦ ભીંતમાં બારણાવાળો ગોખલો (૨) ગાડા નીચેની પેટી જેવી ગોઠવણ (૩) ઘરમાં ઓરડાની પાછળનો નાનો ખંડ
**ભંડારી** પું૦ ખજાનચી (૨) કોઠારી (૩) તાડી અને દારૂ ગાળવાનો ધંધો કરનારી એક જાતનો માણસ
**ભંડારો** પું૦ ગામના કે નાતના તમામ માણસોને અપાતું જમણ (૨) સાધુઓનું જમણ
**ભંડોળ** ન૦ ભેગી કરેલી કોઈ પણ મૂડી
**ભંડોળિયું** વિ૦ ખજાનાને કે ભંડોળને લગતું (૨) સૌના વાપરનું; મિશ્ર
**ભંડોળિયો** પું૦ મૂડીવાળો માણસ
**ભંપાડું** વિ૦ પાડા જેવું જાડું
**ભંપોલ** વિ૦ અંદરથી પોલું; બોદું
**ભંભલી** સ્ત્રી૦ (કા.) સાંકડા મોંની બદામના ઘાટની બતક
**ભંભારવ** પું૦ બળદનો અવાજ (૨) મોટો પોલો લાગતો અવાજ
**ભંભેરણી** સ્ત્રી૦ ખોટી ઉશ્કેરણી; સાચાંજૂઠાં
**ભંભેરવું** સ૦ ક્રિ૦ ભંભેરણી કરવી
**ભંભો** પું૦ પાણી રાખવાનું માટીનું વાસણ
**ભંભોળવું** અ૦ ક્રિ૦ શોધવું; ફાંફાં મારવાં
**ભા** પું૦ વડીલ માટે સંબોધન (૨) દાદા, બાપા કે મોટાભાઈ (૩) સ્ત્રી૦ તેજ
**ભાઈ** પું૦ માજાયો; સહોદર (૨) કાકા, મામા, માસી વગેરેનો દીકરો (૩) કોઈ પણ માણસ માટે વિવેકયુક્ત સંબોધન
**ભાઈચારો** પું૦ ભાઈ જેવો સ્નેહ; દોસ્તી
**ભાઈજી** પું૦ જેઠ
**ભાઈબીજ** સ્ત્રી૦ કારતક સુદ બીજ
**ભાઈભાંડુ** ન૦ બ૦ વ૦ એક માબાપનાં છોકરાં
**ભાઈબંધ** પું૦ મિત્ર
**ભાઈબંધી** સ્ત્રી૦ મિત્રાચારી

**ભાકડ** વિ૦ વાંઝિયું (૨) દૂધ દેતું બંધ થયેલું; ઊચી ગયેલું
**ભાકડકથા** સ્ત્રી૦ અશક્ય વાત
**ભાખર(-રો)** પું૦ મોટો જાડો રોટલો
**ભાખરી** સ્ત્રી૦ જાડી કઠણ રોટલી
**ભાખરો** પું૦ ભાખર; જાડો રોટલો
**ભાખવું** સ૦ ક્રિ૦ બોલવું
**ભાખા** સ્ત્રી૦ ભાષા
**ભાગ** પું૦ અંશ; હિસ્સો (૨) ભાગાકાર (ગ.)
**ભાગચિહ્ન** ન૦ ભાગાકારનું ચિહ્ન; ÷ (ગ.)
**ભાગબટાઈ** સ્ત્રી૦ મહેસૂલ તરીકે ખેતીની ઊપજનો ભાગ આપવો તે
**ભાગલો** પું૦ ભાગ (૨) માતાના નૈવેદ્યનો થાળ
**ભાગવત** વિ૦ ભગવત ને લગતું (૨) ન૦ (સં.) અઢાર પુરાણોમાંનું એક
**ભાગવું** અ૦ ક્રિ૦ કકડા થવા (૨) નાસી જવું (૩) સ૦ ક્રિ૦ કકડા કરવા; તોડવું (૪) ભાગ કરવા (ગ.) (૫) વણવું (દોરડું)
**ભાગ(-ગો)ળ** સ્ત્રી૦ શહેરના કોટનો દરવાજો (૨) ગામનું પાદર (૩) બજાર
**ભાગળિયો** પું૦ દુકાનદાર
**ભાગાકાર** પું૦ ભાગવું તે (૨) ભાગવાથી આવતી રકમ (ગ.)
**ભાગાડ** પું૦*
**ભાગાનુબંધ** ન૦ પૂર્ણાંક સહિત અપૂર્ણાંક આંકડો (ગ.)
**ભાગાભાગ(-ગી)** સ્ત્રી૦ નાસાનાસ
**ભાગિયણ** સ્ત્રી૦ ભાગીદાર સ્ત્રી
**ભાગિયું** વિ૦ ભાગીદાર
**ભાગિયો** પું૦ ભાગીદાર
**ભાગીદાર** પું૦ ભાગવાળો; હિસ્સેદાર (૨) ગોઠિયો; સાથી
**ભાગીદારી** સ્ત્રી૦ ભાગીદારપણું
**ભાગીરથી** સ્ત્રી૦ (સં.) ગંગા નદી (ભગીરથે સ્વર્ગમાંથી ભૂતળ પર ઉતારેલી)
**ભાગુ** વિ૦ મહેનતથી કંટાળનારું; આળસુ (૨) મુશ્કેલ; મહેનતનું
**ભાગેડુ** પું૦ નાસી જનાર
**ભાગોવડ** વિ૦ વચલા વાંધાનું
**ભાગોળ** સ્ત્રી૦ જુઓ ભાગળ
**ભાગ્ય** ન૦ નસીબ
**ભાગ્યવશાત્** અ૦ નસીબજોગે
**ભાગ્યવંત** વિ૦ ભાગ્યશાળી
**ભાગ્યવાન** વિ૦ ભાગ્યશાળી
**ભાગ્યશાળી** વિ૦ નસીબદાર
**ભાગ્યહીન** વિ૦ કમનસીબ
**ભાગ્યુંતૂટ્યું** વિ૦ ભાગેલુંતૂટેલું
**ભાગ્યે** અ૦ કદાચ; ક્વચિત
**ભાચરો** પું૦ એક માટીનું વાસણ
**ભાજક** પું૦ ભાગનાર સંખ્યા
**ભાજન** ન૦ પાત્ર
**ભાજવું** અ૦ ક્રિ૦ (૨) સ૦ ક્રિ૦ જુઓ ભાંજવું
**ભાજી** સ્ત્રી૦ શાકલાયક કુમળા છોડ
**ભાજીખાઉ** વિ૦ ભાજી ખાનારું (૨) [લા.] તાકાત વગરનું
**ભાજીપાલો** પું૦ ભાજી, પાલો વગેરે
**ભાજીમૂળા** પું૦ બ૦ વ૦ મૂળો અને તેવી ભાજી (૨) [લા.] તુચ્છ–હલકી વસ્તુ
**ભાજ્ય** વિ૦ ભાગી શકાય તેવું (૨) ન૦ ભાગવાની રકમ
**ભાટ** પું૦ રાજાઓનાં ગુણગાન ગાનાર એક જ્ઞાતિનો માણસ–બારોટ
**ભાટડી(-ણ)** સ્ત્રી૦ બારોટણ
**ભાટવેડા** પું૦ બ૦ વ૦ ભાટની પેઠે અતિશયોક્તિથી વખાણ કરવાં તે
**ભાટાઈ** સ્ત્રી૦ ભાટનું કામ–પદ (૨) ભાટવેડા
**ભાટિયણ** સ્ત્રી૦ ભાટિયાની કે ભાટિયા જ્ઞાતિની સ્ત્રી
**ભાટિયો** પું૦ ભાટિયા જ્ઞાતિનો માણસ (૨) દૂધવાળો માણસ (૩) કાછિયો
**ભાઠ** સ્ત્રી૦ ચામડી છોલાઈ પડેલું ચાંદું
**ભાઠું** ન૦ નદી કાંઠાની રેતાળ જમીન (૨) છીછરા પાણીવાળી જગા (૩) શેરડીનો મૂળવાળો કકડો (૪) વ્રણ; ચાંદું; ભાઠ
**ભાઠેલો** પું૦ અનાવિલ બ્રાહ્મણનો એક પેટા ભાગ
**ભાઠો** પું૦*
**ભાડ** સ્ત્રી૦ અનાજ શેકવાની ભઠ્ઠી (૨) ભાડભૂંજાનું કરેલું (૩) મોટો કૂવો (૪) વેશ્યાઓની દલાલી; ભડવાઈ
**ભાડભૂંજણ** સ્ત્રી૦ ભાડભૂંજાની સ્ત્રી
**ભાડભૂંજો** પું૦ ભઠ્ઠીથી ધાણીચણા શેકવાનો ધંધો કરનાર

**ભાડવાત** પું૦ ભાડે રહેનાર
**ભાડાખત** ન૦ ભાડાચિઠ્ઠી
**ભાડાચિઠ્ઠી** સ્ત્રી૦ ભાડા સંબંધી દસ્તાવેજ
**ભાડિયો** પું૦ અનાજ શેકવાનું કાણાંવાળું હાંલ્લું
**ભાડું** ન૦ કોઇ પણ વસ્તુ વાપર્યા બદલમાં આપવાનું નાણું
**ભાડૂત** પું૦ જુઓ ભાડવાત
**ભાડૂતી** વિ૦ ભાડે રાખેલું
**ભાણ** પું૦ સૂર્ય (૨) નાટકનો એક પ્રકાર, જેમાં એક પાત્ર જ રંગભૂમિ પર આવે છે
**ભાણાવહેવાર** પું૦ સાથે બેસી જમવાનો સંબંધ
**ભાણિયો** પું૦ બહેનનો દીકરો
**ભાણી** સ્ત્રી૦ બહેનની દીકરી
**ભાણું** ન૦ પીરસેલી થાળી
**ભાણેજ** પું૦ બહેનનો દીકરો
**ભાણેજવહુ** સ્ત્રી૦ ભાણેજની વહુ
**ભાણેજાં** ન૦ બ૦ વ૦ બહેનનાં છોકરાં
**ભાણેજી** સ્ત્રી૦ બહેનની છોકરી
**ભાત** પું૦ રાંધેલા ચોખા (૨) પું૦; ન૦ ડાંગર (૩) સ્ત્રી૦ વેલબુટ્ટીવાળી છાપ (૪) રીત; પ્રકાર
**ભાતલું** ન૦ (કા.)*
**ભાતિયું** ન૦ ભાત કાઢવાનો તાવેથો કે ઝારો (૨) ભાત ઓસાવવાનો કાણાંવાળો ટોપલો (૩) એક પક્ષી
**ભાતીગર(-ળ)** વિ૦ રંગબેરંગી; ભાતભાતનું; તરેહવાર
**ભાતીલું** વિ૦ ભાતીગર
**ભાતું(-થું)** ન૦ મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું (૨) ભથ્થું
**ભાથી** પું૦ બહાદુર લડવૈયો
**ભાથું** ન૦ જુઓ ભાતું (૨) ભાથો; બાણ રાખવાની કોથળી
**ભાથો** પું૦ બાણ રાખવાની કોથળી (૨) ધમણ (૩) રાંધવાનો સામાન રાખવાની થેલી
**ભાદરવો** પું૦ વિક્રમસંવતનો અગિયારમો માસ
**ભાદ્રપદ** પું૦ ભાદરવો



**ભાદ્રપદા** સ્ત્રી૦ પચીસમું અને છવ્વીસમું નક્ષત્ર (પૂર્વા અને ઉત્તરા)
**ભાન** ન૦ શુદ્ધિ; હોશ (૨) સ્મરણ (૩) સમજ; અક્કલ (૪) કલ્પના; ભાસ (૫) સાવચેતી; કાળજી
**ભાનભૂલું** વિ૦ ભાન ભૂલેલું
**ભાનુ** પું૦ સૂર્ય
**ભાભી** સ્ત્રી૦ ભાઈની સ્ત્રી
**ભાભીજી** સ્ત્રી૦ જેઠાણી
**ભાભુ** સ્ત્રી૦ બાપની મા (૨) ભાભી (૩) મોટા કાકાની વહુ
**ભાભો** પું૦ કણબી (૨) જડસો
**ભામ** પું૦ ચામડાં ઉપરનો વેરો (૨) સ્ત્રી૦ ભામા
**ભામટો** પું૦ રખડેલ; ઉઠાઉગીર; ભમતો ચોર
**ભામણાં** ન૦ બ૦ વ૦ ઓવારણાં
**ભામા** સ્ત્રી૦ ભામિની
**ભામાં** ન૦ બ૦ વ૦ ફાંફાં (૨) પાખંડ (૩) ભ્રમણા; વહેમ
**ભામિની** સ્ત્રી૦ રૂપાળી જુવાન સ્ત્રી (૨) કામાતુર અથવા ક્રુદ્ધ સ્ત્રી
**ભામું** ન૦ ખોટો વહેમ; ગાંડપણ
**ભામો** પું૦ ભ્રમણા; મોહ
**ભાયડો** પું૦ પુરુષ (૨) પતિ
**ભાયાત** પું૦ પિત્રાઈ (૨) રાજાનો પિત્રાઈ
**ભાયાતી** વિ૦ ભાયાતને લગતું
**ભાર** પું૦ વજન (૨) ચોવીસ મણનું વજન (૩) ૨૦૨૧૭૪૦૦૦ની સંખ્યા (૪) વીસ તોલાનું વજન (૫) [લા.] જવાબદારી (૬) વિસાત
**ભારખમું** વિ૦ ભાર ખમી શકે તેવું
**ભારખાનું** ન૦ ભાર ભરવાનું વાહન (૨) માલગાડી
**ભારજા** સ્ત્રી૦ ભાર્યા
**ભાર(-રો)ટિયું** ન૦ જુઓ ભારટિયો
**ભાર(-રો)ટિયો** પું૦ મોભ; પાટડો
**ભારણ** ન૦ દબાણ; વજન (૨) ભારવું-રાખમાં દાબવું તે (૩) વશીકરણ; જાદુ
**ભારત,૦વર્ષ** પું૦; ન૦ હિંદુસ્તાન
**ભારતી** સ્ત્રી૦ વાણી; સરસ્વતી (૨) સંન્યાસીઓની દસ જાતોમાંની એક

**ભારતીય** વિ૦ હિંદનું
**ભારથી** વિ૦ બહાદુર
**ભારદોરી** સ્ત્રી૦ ગર્ભસ્રાવ ન થાય તે માટે ગર્ભિણીની કેડે બંધાતી મંત્રેલી દોરી
**ભારદ્વાજ** પું૦ (સં.) અગસ્ત્ય ઋષિ (૨) [સં.] દ્રોણાચાર્ય (૩) સપ્તર્ષિમાંના એક (૪) પું૦ ભરદ્વાજના વંશમાં ઉત્પન્ન થયેલો (૫) એક પક્ષી
**ભારબરદારી** વિ૦ ભાર વહેનારું (૨) સ્ત્રી૦ ભાર વહેવો તે
**ભારબોજ** પું૦ વજન (૨) વક્કર; મોભો
**ભારવક્કર** પું૦ ભારબોજ
**ભારવું** સ૦ ક્રિ૦ શબમાં દાબી રાખવું (૨) વશીકરણ કરવું; મોહિત કરવું
**ભારંડ** ન૦ એક પક્ષી
**ભારી** વિ૦ ભારે (૨) સ્ત્રી૦ મોટી ઝૂડી
**ભારે** વિ૦ વજનદાર (૨) મુશ્કેલ (૩) કીમતી (૪) અ૦ અતિ; ખૂબ
**ભારેખમ** વિ૦ આબરૂદાર; મોભાવાળું (૨) ગંભીર (૩) મોટાઈના ડોળવાળું
**ભારેવાઈ** સ્ત્રી૦ સગર્ભા
**ભારો** પું૦ મોટી ભારી (૨) ખુલ્લા સઢનો છેડો
**ભારોટિયું** ન૦ જુઓ ભારટિયું
**ભારોટિયો** પું૦ જુઓ ભારટિયો
**ભારોટી** સ્ત્રી૦ લાકડાની ભારી
**ભારોભાર** અ૦ સરખે વજને
**ભાર્ગવ** પું૦ (સં.) પરશુરામ (૨) શુક્રાચાર્ય (૩) પું૦ ભૃગુના વંશમાં ઉત્પન્ન થયેલો
**ભાર્યા** સ્ત્રી૦ પત્ની
**ભાલ** ન૦ કપાળ (૨) ભાઠાની જમીન (૩) પું૦ પાટડો (૪) પું૦; ન૦ ધોળકાની આજુબાજુનો પ્રદેશ
**ભાલદાર** પું૦ મોટા માણસની આગળ ચાલનારો ચોબદાર
**ભાલિ(-લિ)યો** પું૦ ગાગર
**ભાલુ** ન૦ રીંછ (૨) ફાલુ
**ભાલું** ન૦ ભાલો
**ભાલો** પું૦ એક હથિયાર
**ભાલોડું** ન૦ તીરનું પાનું
**ભાવ** પું૦ અસ્તિત્વ (૨) પ્રકૃતિ; સ્વભાવ (૩) ઇરાદો; મતલબ (૪) વૃત્તિ; લાગણી (૫) તાત્પર્ય; અભિપ્રાય (૬) ચેષ્ટા; અભિનય (૭) હેત (૮) આસ્થા (૯) કિંમત; દર (૧૦) આર્ય! પૂજ્ય! (નાટકમાં સંબોધન) (૧૧) સ્થિતિ; સ્વરૂપ
**ભાવગ્રાહી** વિ૦ ભાવ–તાત્પર્યને ગ્રહણ કરનારું
**ભાવટ(-ઠ)** સ્ત્રી૦ ઉપાધિ; જંજાળ (૨) વિચાર
**ભાવન** ન૦ મહેણું (૨) ભાવના; ધ્યાન
**ભાવના** સ્ત્રી૦ કલ્પના; ધારણા (૨) આસ્થા (૩) અભિલાષા; કામના; લાગણી (૪) પટ; પુટ (૫) ધ્યાન; ચિંતન
**ભાવપ્રધાન** વિ૦
**ભાવવાચક** વિ૦ ભાવ બતાવનારું (વ્યા.)
**ભાવવું** અ૦ ક્રિ૦ ગમવું (જીભને) (૨) પસંદ પડવું
**ભાવશૂન્ય** વિ૦ ભાવ વગરનું
**ભાવસાર** પું૦ લૂગડાં છાપવાનો ધંધો કરનાર એક જ્ઞાતિનો પુરુષ
**ભાવસારણ** સ્ત્રી૦ ભાવસારની કે તે જ્ઞાતિની સ્ત્રી
**ભાવાત્મક** વિ૦ સત્ય (૨) અસ્તિવાચક
**ભાવાનુવાદ** પું૦ શબ્દશઃ નહિ પરંતુ તાત્પર્યસૂચક અનુવાદ
**ભાવાભાસ** પું૦ જડ વસ્તુમાં ભાવનું–લાગણીનું આરોપણ
**ભાવારોપણ** ન૦ ભાવનું આરોપણ
**ભાવાર્થ** પું૦ મતલબ; તાત્પર્ય
**ભાવિ(-વી)** વિ૦ ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય
**ભાવિક** વિ૦ આસ્થાવાળું (૨) મર્મજ્ઞ; ભાવુક
**ભાવુક** વિ૦ થવાની તૈયારીમાં હોય તેવું (૨) વિચારશીલ (૩) રસજ્ઞ; સહૃદય (૪) પું૦ બનેવી (નાટકમાં)
**ભાવેપ્રયોગ** પું૦ જેમાં ક્રિયાપદનો ભાવ એ જ કર્તા હોય તે પ્રયોગ
**ભાષક** પું૦ બોલનાર; વક્તા
**ભાષણ** ન૦ બોલવું તે (૨) વ્યાખ્યાન
**ભાષા** સ્ત્રી૦ બોલી; વાણી; જબાન (૨) વ્રજભાષા
**ભાષારૂઢિ** સ્ત્રી૦ ભાષામાં રૂઢ થયેલો શબ્દપ્રયોગ

**ભાષાશાસ્ત્ર** ન૦ ભાષાનું શાસ્ત્ર; 'ફાઈલૉલૉજી'
**ભાષાશાસ્ત્રી** પું૦ ભાષાશાસ્ત્ર જાણનાર
**ભાષાંતર** ન૦ અનુવાદ; તરજૂમો
**ભાષિત** વિ૦ બોલેલું
**ભાષ્ય** ન૦ વિસ્તૃત વિવરણ
**ભાષ્યકાર** પું૦ ભાષ્ય રચનાર
**ભાસ** પું૦ આભાસ; ખ્યાલ (૨) ઝાંખો પ્રકાશ
**ભાસમાન** વિ૦ ભાસતું
**ભાસવું** અ૦ ક્રિ૦ દેખાવું (૨) સમજાવું; લાગવું (૩) પ્રકાશવું
**ભાસુર** વિ૦ દેદીપ્યમાન (૨) ભયંકર
**ભાસુરી** સ્ત્રી૦ એક જાતની માખ (જેના ડંખથી ઘોડાંકૂતરાં મરી જાય છે)
**ભાસ્કર** પું૦ સૂર્ય
**ભાસ્કરાચાર્ય** પું૦ (સં.) પ્રસિદ્ધ ગણિતી અને ખગોળશાસ્ત્રી
**ભાળ** સ્ત્રી૦ પત્તો; ખબર (૨) સંભાળ
**ભાળવણ(-ણી)** સ્ત્રી૦ સુપરત
**ભાળવવું** સ૦ ક્રિ૦ ભાળ રાખવા સોંપવું; સિફારસ કરવી
**ભાળવું** સ૦ ક્રિ૦ જોવું; અવલોકવું
**ભાળિયો** પું૦ ભાલિયો; ગાગર
**ભાળું** અ૦ ઠીક; વારુ
**ભાં** અ૦ (રવ૦) ગાયનો અવાજ
**ભાંખવું** સ૦ ક્રિ૦ + ભાખવું
**ભાંગ** સ્ત્રી૦ ગાંજાની કળીઓ તથા પાંદડાં (૨) તેમનું બનાવેલું પીણું
**ભાંગણું(-રું)** વિ૦ ખાંડતાં ભૂકો થઈ જાય તેવું (ચોખા)
**ભાંગતોડ** સ્ત્રી૦ ભાંગફોડ
**ભાંગફોડ** સ્ત્રી૦ ભાંગવું અને ફોડવું તે
**ભાંગરું** વિ૦ જુઓ ભાંગણું
**ભાંગરો** પું૦ એક વનસ્પતિ
**ભાંગવું** અ૦ ક્રિ૦ કકડા થવા (૨) સ૦ ક્રિ૦ કકડા કરવા; તોડવું
**ભાંગ્યુંતૂટ્યું** વિ૦ ભાગ્યુંતૂટ્યું
**ભાંજગ(-ઘ)ડ** સ્ત્રી૦ તકરાર (૨) પંચાત
**ભાંજગ(-ઘ)ડિયું** વિ૦ ગૂંચવણભરેલું; ગોટાળાભરેલું (૨) ભાંજગડ કરનારું
**ભાંજણી** સ્ત્રી૦ વહેંચણી (૨) ભાગ; હિસ્સો (૩) મોટામાંથી નાનામાં અને નાનામાંથી મોટા પરિમાણમાં રકમને ફેરવવાની રીત (ગ.) (૪) દોરડું ભાંગવાની ક્રિયા
**ભાંજવું** સ૦ ક્રિ૦ ભાગવું; તોડવું (૨) ભાગ પાડવા (૩) અ૦ ક્રિ૦ ભાગવું; કકડા થવા
**ભાંડ** વિ૦ અસભ્ય; નિર્લજ્જ (૨) પું૦ મશ્કરો (૩) બીભત્સ બોલ, ચાળા વગેરેથી હસાવી ખેલ કરનારી જાતનો માણસ (૪) ન૦ વાસણ
**ભાંડણ** ન૦ ગાળાગાળ
**ભાંડવું** સ૦ ક્રિ૦ ગાળ દેવી (૨) બદગોઈ કરવી (૩) ઠપકો આપવો
**ભાંડુ** ન૦ ભાઈબહેન
**ભાંડું** ન૦ વાસણ
**ભાંભ(-ભે)ર** સ્ત્રી૦ કપાળ કે ઓઠના વાળ ખૂંટી કઢાવવા તે
**ભાંભરું(-રૂં)** વિ૦ ખારું (૨) સ્વાદ વગરનું
**ભાંભરવું** અ૦ ક્રિ૦ ગાયનું બરાડવું
**ભાંભળું** વિ૦ જુઓ ભાંભરું
**ભાંભેર** સ્ત્રી૦ જુઓ ભાંભર
**ભિક્ષા** સ્ત્રી૦ ભીખ (૨) ભિક્ષામાં મળેલી વસ્તુ
**ભિક્ષાટન** ન૦ ભિક્ષાને માટે ફરવું તે
**ભિક્ષાન્ન** ન૦ ભીખી આણેલું અન્ન
**ભિક્ષાપાત્ર** ન૦ ભીખ માગવાનું વાસણ
**ભિક્ષાર્થી** વિ૦ ભિક્ષા માગનારું
**ભિક્ષાવૃત્તિ** સ્ત્રી૦ ભિક્ષાથી ચલાવેલું ગુજરાન
**ભિક્ષુ,૦ક** પું૦ માગણ (૨) ભિક્ષા ઉપર ગુજરાન ચલાવનાર (૩) બૌદ્ધ સાધુ
**ભિક્ષુણી** સ્ત્રી૦ સ્ત્રી ભિક્ષુ
**ભિખારચોટ** વિ૦ ભિખારી જેવું (૨) ભૂખડું
**ભિખારણ** સ્ત્રી૦ માગણ સ્ત્રી
**ભિખાર(-રી)વેડા** પું૦ બ૦ વ૦ ભિખારીના જેવી રીતભાત
**ભિખારી** વિ૦ (૨) પું૦ ભીખ માગનાર
**ભિખારીવેડા** પું૦ બ૦ વ૦ ભિખારવેડા
**ભિખારું** વિ૦ (૨) ન૦ ભિખારી (તિરસ્કારમાં)
**ભિજાવું** અ૦ ક્રિ૦ 'ભીજવું'નું કર્મણિરૂપ
**ભિડાવવું** સ૦ ક્રિ૦ 'ભીડવું'નું પ્રેરકરૂપ (૨) ગૂંચવાડામાં નાખવું; ગભરાવવું (૩) અંટસ પડાવવો (૪) ધમકાવવું

**ભિડાવું** અ૦ ક્રિ૦ 'ભીડવું'નું કર્મણિરૂપ (૨) ભીડમાં આવવું (૩) સંકડાવું; દબાવું

**ભિતરિયો** પું૦ મંદિરમાં છેક મૂર્તિ પાસે રહેનારો સેવક

**ભિત્તિ** સ્ત્રી૦ ભીંત

**ભિત્તિચિત્ર** ન૦ ભીંત ઉપરનું ચિત્ર; 'ફ્રેસ્કો'

**ભિનાવું** અ૦ ક્રિ૦ પલળવું

**ભિન્ન** વિ૦ જુદું (૨) ભાંગેલું

**ભિન્નતા** સ્ત્રી૦ જુદાપણું

**ભિન્નભાવ** પું૦ જુદાઈ

**ભિન્નરુચિ** વિ૦ જુદી રુચિવાળું

**ભિન્નાંગ** ન૦ 'મૅન્ટિસા' (ગ.)

**ભિયા** પું૦ ભાઈ (પ.)

**ભિલામું** ન૦ એક બી

**ભિલામો** પું૦ ભિલામું

**ભિલ્લુ** પું૦ રમતનો સાથી

**ભિષક(-ગ,જ)** પું૦ વૈદ્ય

**ભિસ્તી** પું૦ પખાલી

**ભિંગડું** ન૦ છાલ કે ચામડીનું કઠણ છોડું

**ભિંગારી** સ્ત્રી૦ ભમરી

**ભિંગારો** પું૦ ભમરો

**ભિંડ(-ડિ)માળ** સ્ત્રી૦ ગોફણ

**ભીખ** સ્ત્રી૦ ભીખવું તે (૨) ભીખીને મેળવેલી વસ્તુ

**ભીખવું** સ૦ ક્રિ૦ ખેરાત માગવી (૨) અ૦ ક્રિ૦ ભિખારી થવું

**ભીછરું** વિ૦ ભૂંડના જેવા બરડ અને ઊભા (વાળ) (૨) ન૦*

**ભીજવું** અ૦ ક્રિ૦ ભીનું થવું; પલળવું

**ભીજવવું** સ૦ ક્રિ૦ ભીનું કરવું; પલાળવું

**ભીડ** સ્ત્રી૦ ગિરદી (૨) તંગી (૩) સુથારનું એક ઓજાર (૪) પું૦*

**ભીડવું** સ૦ ક્રિ૦ વાસવું; બંધ કરવું (૨) કસવું; બાંધવું (૩) દબાવવું; ભેટવું

**ભીડાભીડ** સ્ત્રી૦ ભારે ગિરદી

**ભીત** વિ૦ ભય પામેલું

**ભીતર** ન૦ દિલ; હૈયું (૨) અ૦ અંદર

**ભીતિ** સ્ત્રી૦ બીક

**ભીનાશ** સ્ત્રી૦ ભીનાપણું

**ભીનું** વિ૦ પલળેલું

**ભીનેવાન** વિ૦ કાળા રંગનું

**ભીમ** વિ૦ ભયંકર; વિકરાળ (૨) પું૦ (સં.) પાંચ પાંડવોમાંનો બીજો

**ભીમઅગિયારશ(-સ)** સ્ત્રી૦ જેઠ સુદ અગિયારશ; નિર્જળા એકાદશી

**ભીમડાં** ન૦ બ૦ વ૦ બાળક મોં બીડી હોઠ ફફડાવી થૂંક ઉરાડે છે તે

**ભીમા** સ્ત્રી૦ (સં.) દુર્ગા

**ભીરુતા** સ્ત્રી૦ બીક; ભય

**ભીરિરી** સ્ત્રી૦ એક પક્ષી

**ભીરુ** વિ૦ બીકણ

**ભીરુ** પું૦ ભિલ્લુ

**ભીરુતા** સ્ત્રી૦

**ભીલ** પું૦ એક રાની પ્રજાનો માણસ

**ભીલડી** સ્ત્રી૦ ભીલ જાતિની સ્ત્રી

**ભીલું** ન૦ ધૂળધાણી

**ભીષણ** વિ૦ ભયંકર

**ભીષ્મ** વિ૦ ભયંકર (૨) પું૦ (સં.) શંતનુ અને ગંગાના પુત્ર

**ભીંગડું** ન૦ ભિંગડું; છોડું

**ભીંછાં** ન૦ બ૦ વ૦ (કા.) (કપાવવાના થયેલા) મોટા વાળ

**ભીંજવવું** સ૦ ક્રિ૦ ભીજવવું; પલાળવું

**ભીંજવું** અ૦ ક્રિ૦ ભીજવું; પલળવું

**ભીંજાવું** અ૦ ક્રિ૦ ભિનાવું; પલળવું

**ભીંડી** સ્ત્રી૦ એક છોડ

**ભીંડો** પું૦ એક શાક

**ભીંત** સ્ત્રી૦ દીવાલ

**ભીંતરાતિયો** પું૦ એક વનસ્પતિ

**ભીંભર** સ્ત્રી૦ (કા.) ચોટલાની આજુબાજુના ઝીણા કોમળ વાળ

**ભીંસ** સ્ત્રી૦ (કા.) ભીંસાવું તે; દબાણ; ધક્કો

**ભીંસવું** સ૦ ક્રિ૦ દાબવું; પીલવું (૨) ભેટવું; ચાંપવું

**ભુક્ત** વિ૦ ખાધેલું (૨) ભોગવેલું

**ભુક્તાવવું** સ૦ ક્રિ૦ જમાડવું; ભોગ કરાવવો

**ભુક્તિ** સ્ત્રી૦ ભોગ; સંસારસુખ (૨) ભોજન

**ભુખાળવું** વિ૦ ખાઉધરું

**ભુજ** પું૦ ખભાથી કોણી સુધીનો ભાગ (૨) હાથ (૩) બાજુ (ગ.) (૪) 'ઑર્ડિનેટ' (ગ.) (૫) કાટખૂણ ત્રિકોણની કર્ણ સિવાયની એક બાજુ (ગ.)

**ભુજદંડ** પું૦ દંડ જેવો હાથ

**ભુજબલ(-ળ)** ન૦ બાહુબળ
**ભુજંગ,૦મ** પું૦ સાપ (૨) સ્ત્રીનો યાર
**ભુજંગી** પું૦ એક છંદ
**ભુજા** સ્ત્રી૦ ભુજ; હાથ
**ભુજાક્ષ** પું૦ આલેખનો એક અક્ષ; 'એકસીસ ઑફ વાય' (ગ.)
**ભુક્ષચોર** પું૦ હલકી ચોરીઓ કરનાર
**ભુટ્ટો(-ડ્ડો)** પું૦ મકાઈડોડો
**ભુપાલી** પું૦ એક રાગ
**ભુયંગ** પું૦+ ભુજંગ
**ભુરકાવવું** સ૦ ક્રિ૦ 'ભૂરકવું'નું પ્રેરકરૂપ
**ભુરૂત** ન૦ એક પક્ષી
**ભુલકણું** વિ૦ ભૂલી જવાની ટેવવાળું
**ભુલવણ(-ણી)** સ્ત્રી૦ ભુલાવવું-ભૂલવું તે; ભ્રમ
**ભુલભુલામણી** સ્ત્રી૦ ભૂલા પડી જવાય તેવી અટપટી રચના
**ભુલામણું** વિ૦ ભુલકણું
**ભુલાવવું** સ૦ ક્રિ૦ 'ભૂલવું'નું પ્રેરકરૂપ
**ભુલાવું** અ૦ ક્રિ૦ 'ભૂલવું'નું કર્મણિરૂપ
**ભુલાવો** પું૦ ભુલવણી; ભ્રમ
**ભુવન** ન૦ જગત; લોક
**ભુવનત્રય** ન૦ ત્રણ લોક (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ)
**ભુવર્લોક** પું૦ ભૂલોક અને સૂર્ય એ બેની વચ્ચેનો લોક
**ભુશંડી** સ્ત્રી૦ એક અસ્ત્ર
**ભુસાડવું** સ૦ ક્રિ૦ છેકી કે કાઢી નાખવું (૨) ઉતાવળ કે બેદરકારીથી લખવું
**ભુસાવું** અ૦ ક્રિ૦ 'ભૂસવું' કર્મણિરૂપ
**ભુસ્કો** પું૦ કૂદકો; ભૂસકો
**ભૂ** સ્ત્રી૦ પૃથ્વી (૨) ન૦ (બાળભાષામાં) પાણી
**ભૂકરી** સ્ત્રી૦ જેરો; ભૂકો
**ભૂકંપ** પું૦ પૃથ્વીનું હાલવું તે; ધરતીકંપ
**ભૂકી** સ્ત્રી૦ બારીક ભૂકો
**ભૂકેભૂકા** અ૦ ચૂરેચૂરા
**ભૂકો** પું૦ ચૂરો; ચૂર્ણ
**ભૂખ** સ્ત્રી૦ ક્ષુધા (૨) (લા.) ઇચ્છા
**ભૂખડી(-ડું)બારશ(-સ)** વિ૦ ખાઉંખાઉંની દાનતવાળું (૨) કંગાલ
**ભૂખડું** વિ૦ ભૂખ્યું (૨) કંગાલ (૩) તંગીમાં આવેલું
**ભૂખડુંબારશ(-સ)** વિ૦ જુઓ ભૂખડીબારશ
**ભૂખમરો** પું૦ ભૂખથી થતું મરણ (૨) ખોરાકની તંગી
**ભૂખર** વિ૦ ઊખર; અફળદ્રુપ; ઉજ્જડ (૨) પું૦ ઉત્તર તરફનો વાયુ
**ભૂખરું** વિ૦ રાખોડિયું; ફીકું (૨) ભૂખરને લગતું
**ભૂખ્યું** વિ૦ જેને ભૂખ લાગી હોય તેવું (૨) [લા.] લાલચુ (૩) ગરીબ
**ભૂગર્ભવિદ્યા** સ્ત્રી૦ ભૂસ્તરવિદ્યા
**ભૂગોળ** પું૦ પૃથ્વીનો ગોળો (૨) સ્ત્રી૦ ભૂગોળવિદ્યા
**ભૂગોળવિદ્યા** સ્ત્રી૦ પૃથ્વીનાં તળ, અનાજ, પ્રાણી, લોક, કુદરતી કે રાજકીય વિભાગ, આબોહવા, વસ્તી વગેરે હકીકતનું શાસ્ત્ર
**ભૂચર** વિ૦ પૃથ્વી ઉપર ફરનાર (૨) ન૦ પૃથ્વી પરનું પ્રાણી
**ભૂચંપો** પું૦ ચંપાની એક જાત
**ભૂચિયું** વિ૦ બરડ
**ભૂડ(-ર)કવું** અ૦ ક્રિ૦ ભડકવું (૨) સ૦ ક્રિ૦ છેતરવું (૩) મંત્રમુગ્ધ કરવું
**ભૂત** વિ૦ થઇ ગયેલું; વીતેલું (૨) 'થયેલું; બનેલું' એ અર્થમાં સમાસને અંતે ('ઉદા૦ અંગભૂત; પ્રમાણભૂત') (૩) ન૦ પંચમહાભૂતોમાંનું એક (૪) પ્રાણી (૫) પ્રેત; પિશાચ
**ભૂતકાલ(-ળ)** પું૦ ગયેલો વખત
**ભૂતખાનું** ન૦ પિશાચોનું સ્થાન
**ભૂતગ્રસ્ત** વિ૦ જેનામાં પિશાચ પેઠું હોય તે
**ભૂતદયા** સ્ત્રી૦ સર્વ જીવો પ્રત્યેની દયા
**ભૂતપલીત** ન૦ પ્રેત (૨) બેડોળ માણસ
**ભૂતપૂર્વ** વિ૦ પહેલાં થયેલું (૨) માજી
**ભૂતબલિ(-ળિ)** પું૦ પ્રાણીઓને નિત્ય આપવાનો બલિ
**ભૂતયજ્ઞ** પું૦ પાંચ યજ્ઞોમાંનો એક; ભૂતબલિ
**ભૂતયોનિ** સ્ત્રી૦ ભૂતપ્રેતની જાતિ (૨) ભૂતમાત્રનું ઉત્પત્તિસ્થાન
**ભૂતવિદ્યા** સ્ત્રી૦ પ્રેત વિષેની વિદ્યા
**ભૂતલ(-ળ)** ન૦ પૃથ્વીની સપાટી
**ભૂતલ(-ળ)વિદ્યા** સ્ત્રી૦ ભૂતળની ભૌતિક સ્થિતિ સંબંધી વિદ્યા
**ભૂતલ(-ળ)વેત્તા** પું૦ ભૂતલવિદ્યા જાણનાર
**ભૂતળ** ન૦ જુઓ ભૂતલ
**ભૂતળવિદ્યા** સ્ત્રી૦ જુઓ ભૂતલવિદ્યા

**ભૂતળવેત્તા** પું૦ જુઓ ભૂતલવેત્તા
**ભૂતાર્થ** પું૦ સત્ય; સાચી બીના
**ભૂતાવળ** સ્ત્રી૦ ભૂતોનું ટોળું
**ભૂતિ** સ્ત્રી૦ અસ્તિત્વ (૨) ઉત્પત્તિ (૩) આબાદી; સમૃદ્ધિ (૪) ભલું; કલ્યાણ (૫) ઐશ્વર્ય
**ભૂદેવ** પું૦ બ્રાહ્મણ; ભૂસુર
**ભૂધર** પું૦ પર્વત (૨) રાજા (૩) નાગ (૪) (સં.) કૃષ્ણ (૫) [સં.] શિવ
**ભૂપ,૦તિ** પું૦ રાજા
**ભૂપકલ્યાણ** પું૦ કલ્યાણ રાગનો એક પ્રકાર
**ભૂપતિ** પું૦ રાજા
**ભૂપાલ(-ળ)** પું૦ રાજા
**ભૂપૃષ્ઠ** ન૦ ભૂતલ; પૃથ્વીની સપાટી
**ભૂપૃષ્ઠવિદ્યા** સ્ત્રી૦ ભૂતલવિદ્યા
**ભૂમધ્યરેખા(-ષા)** સ્ત્રી૦ વિષુવવૃત્ત
**ભૂમંડલ(-ળ)** ન૦ આખી પૃથ્વી
**ભૂમા** પું૦ અનંતતા; વિશાળતા
**ભૂમિ(-મી)** સ્ત્રી૦ પૃથ્વી (૨) જમીન (૩) દેશ; પ્રદેશ
**ભૂમિકા** સ્ત્રી૦ જમીન (૨) સ્થળ (૩) પાયરી (૪) મૂળ; ઊગમ (૫) નાટકનું પાત્ર કે તેના ભાગ કે શણગાર (૬) પ્રસ્તાવના
**ભૂમિ(-મી)તલ(-ળ)** ન૦ પૃથ્વીની સપાટી
**ભૂમિતિ** સ્ત્રી૦ રેખાગણિત
**ભૂમિતિક્ષેત્ર** ન૦ ભૂમિતિની આકૃતિ
**ભૂમિતિપ્રમાણ** ન૦ ભૂમિતિ દ્વારા પુરાવો
**ભૂમિતિરચના** સ્ત્રી૦ ભૂમિતિની રચના
**ભૂમિતિશ્રેઢી** સ્ત્રી૦ જુઓ ઉત્તરશ્રેઢી
**ભૂયોદર્શન** ન૦ અનેકવાર દેખાવું તે
**ભૂર** વિ૦ મૂર્ખ (૨) લુચ્ચું
**ભૂર(-રિ)** વિ૦ ઘણું; વધારે
**ભૂરકવું** અ૦ ક્રિ૦ (૨) સ૦ ક્રિ૦ જુઓ ભૂડકવું
**ભૂરકાવું** અ૦ ક્રિ૦ 'ભૂરકવું' સ૦ ક્રિ૦નું કર્મણિરૂપ
**ભૂરકી** સ્ત્રી૦ મંતરેલી ભસ્મ (૨) જાદુમંત્ર (૩) મોહિની
**ભૂરચના** સ્ત્રી૦ પૃથ્વીની રચના
**ભૂરશી(-સી)** સ્ત્રી૦ બાંધી રકમની દક્ષિણા (૨) લાંચ
**ભૂરાટ(-શ)** સ્ત્રી૦ ભૂરાપણું
**ભૂરાટણ** ન૦ (ભીંત લીંપવાની) ધોળી રતાશ પડતી માટી
**ભૂરાટું(-શું)** ન૦ ભૂરી માટી
**ભૂરાશ** સ્ત્રી૦ જુઓ ભૂરાટ
**ભૂરિ** વિ૦ જુઓ ભૂર
**ભૂરિયું** વિ૦ ભૂરું
**ભૂરું** વિ૦ આસમાની રંગનું (૨) ગોરું
**ભૂરુંકોળું** ન૦ કંટાળું; કોળાના જેવું ધોળું ફળ
**ભૂર્જ** ન૦ એક વૃક્ષ
**ભૂર્જપત્ર** ન૦ કાગળ તરીકે વપરાતી ભૂર્જની છાલ
**ભૂર્લોક** પું૦ ભૂલોક
**ભૂલ** સ્ત્રી૦ ચૂક; ખામી; ગફલત (૨) છેતરાવું તે (૩) વિસ્મૃતિ (૪) ગેરસમજ
**ભૂલચૂક** સ્ત્રી૦ ભૂલ
**ભૂલથાપ** સ્ત્રી૦ ભૂલ; ગફલત (૨) છેતરામણ
**ભૂલવું** અ૦ ક્રિ૦ ભૂલ કરવી
**ભૂલું** વિ૦ ભૂલેલું; આડે રસ્તે ચડેલું (૨) ભુલકણું
**ભૂલોક** પું૦ મૃત્યુલોક; પૃથ્વી
**ભૂવિદ્યા** સ્ત્રી૦ પૃથ્વી સંબંધી વિદ્યા
**ભૂવો** પું૦ પાણીથી પડેલો ઊંડો ખાડો (૨) ભૂત કાઢનાર (૩) એક જીવડો
**ભૂશિર** સ્ત્રી૦ દરિયામાં ગયેલી જમીનની લાંબી પટી
**ભૂષણ** ન૦ શોભા (૨) ઘરેણું
**ભૂષા** સ્ત્રી૦ ભૂષણ
**ભૂષિત** વિ૦ શણગારેલું
**ભૂસકો** પું૦ કૂદકો; ઊંચેથી નીચે પડવું તે
**ભૂસડવું** સ૦ ક્રિ૦ જુઓ ભુસાડવું
**ભૂસવું** સ૦ ક્રિ૦ જુઓ ભુસાડવું
**ભૂસુર** પું૦ બ્રાહ્મણ
**ભૂસું** ન૦ થૂલું (૨) ચવાણાનું એક મિશ્રણ
**ભૂસ્તરવિદ્યા** સ્ત્રી૦ પૃથ્વીના પડ સંબંધી વિદ્યા
**ભૂસ્તરવેત્તા** પું૦ ભૂસ્તરવિદ્યા જાણનાર
**ભૂસ્તરશાસ્ત્ર** ન૦ ભૂસ્તરવિદ્યા
**ભૂસ્તરશાસ્ત્રી** પું૦ ભૂસ્તરશાસ્ત્ર જાણનાર
**ભૂંઆં** ન૦ બ૦ વ૦ પાણી
**ભૂંકવું** અ૦ ક્રિ૦ ગધેડાનું ભોંભોં કરવું
**ભૂંગરા** પું૦ બ૦ વ૦ શેકેલા ઘઉં, ચણા વગેરે
**ભૂંગરેટ** સ્ત્રી૦ ગરમ રાખ
**ભૂંગળ** સ્ત્રી૦; ન૦ બારણું બંધ રાખવાનો લાંબો આડો (૨) એક વાજિંત્ર

**ભૂંગળભટિયું** ન૦ ટીપણું (૨) લાંબું લખાણ
**ભૂંગળભટિયો** પું૦ હાથ જોનાર બ્રાહ્મણ
**ભૂંગળિયો** પું૦ ભૂંગળ વગાડનાર (૨) એક ઔષધિ
**ભૂંગળી** સ્રી૦ પોલી નળી (૨) ફૂંકણી (૩) ખોળી (૪) દાક્તરની કાનમાં ઘાલી તપાસવાની નળી
**ભૂંગળું** ન૦ નળાકાર ઘાટ (૨) નળાકાર ધુમાડિયું
**ભૂંજર** સ્રી૦ ભૂંડણ ને તેનાં બચ્ચાં (૨) નાનાં છોકરાંનું ધાડું
**ભૂંજરવાડ** સ્રી૦ જુઓ ભૂંજર (૨) ગંદવાડ
**ભૂંજરવાડો** પું૦ જુઓ ભૂંજરવાડ
**ભૂંજવું** સ૦ ક્રિ૦ શેકવું
**ભૂંજાવવું** અ૦ ક્રિ૦ શેકાવવું
**ભૂંજાવું** અ૦ ક્રિ૦ શેકાવું
**ભૂંડ** ન૦ ડુક્કર; સૂવર
**ભૂંડકું** ન૦ ભૂંડ
**ભૂંડણ(-ણી)** સ્રી૦ ભૂંડની માદા
**ભૂંડમશેળિયું** વિ૦ ઝેરીલું (૨) કપટી; લુચ્ચું
**ભૂંડાઈ(-શ)** સ્રી૦ ભૂંડાપણું (૨) અણબનાવ
**ભૂંડાળું** ન૦ ગાળ (૨) ગંદી ચેષ્ટા કે વ્યભિચાર
**ભૂંડું** વિ૦ ખરાબ (૨) દ્વેષી (૩) બીભત્સ
**ભૂંભૂં** અ૦ (રવ૦) એવો અવાજ
**ભૂંસવું** સ૦ ક્રિ૦ ભૂસવું; કાઢી નાખવું
**ભૂંસાડવું** સ૦ ક્રિ૦ જુઓ ભૂંસવું
**ભૂંસાવવું** સ૦ ક્રિ૦ 'ભૂંસવું'નું પ્રેરકરૂપ
**ભૂંસાવું** અ૦ ક્રિ૦ 'ભૂંસવું'નું કર્મણિરૂપ
**ભૃકુટિ(-ટી)** સ્રી૦ ભમ્મર
**ભૃગુ** પું૦ (સં.) એક ઋષિ (૨) શુક્ર (૩) જમદગ્નિ
**ભૃગુલાંછન** પું૦ (સં.) કૃષ્ણ
**ભૃગુવાર** પું૦ શુક્રવાર
**ભૃત્ય** પું૦ નોકર
**ભૃંગ** પું૦ ભમરો (૨) એક પક્ષી (૩) ભૃંગાર
**ભૃંગાર** પું૦; ન૦ સોનાની ઝારી કે લોટા જેવું વાસણ
**ભૃંગી** સ્રી૦ અંજીરનું ઝાડ (૨) ભમરી (૩) ભૃંગપક્ષીની માદા (૪) એક ઝેરી વનસ્પતિ
**ભે** પું૦ ભય (૨) જોખમ
**ભેખ** પું૦; સ્રી૦ વેષ (૨) સંન્યાસનો વેષ; સંન્યાસની દીક્ષા (૩) ભેખડ; કરાડ
**ભેખડ** સ્રી૦ ઢેકું (૨) ઝઝૂમતો ટેકરાનો ખૂણો; કરાડ (૩) નાણાંનો ઢગલો
**ભેખડાવવું** સ૦ ક્રિ૦ 'ભેખડાવું'નું પ્રેરકરૂપ
**ભેખડાવું** અ૦ ક્રિ૦ ભેખડનું ઢસડાઈ પડવું (૨) ભટકાવું; અથડાવું
**ભેખધારી** વિ૦ ભેખ–સંન્યાસ ધારણ કરનાર (૨) વેષ ધારણ કરનાર
**ભેખવટો** પું૦ ભેખ; સંન્યાસ
**ભેગ** પું૦ મિશ્રણ
**ભેગવડું** વિ૦ ભેગું
**ભેગાભેગું** અ૦ સાથેસાથે
**ભેગું** વિ૦ એકઠું; સાથે (૨) મિશ્ર
**ભેચક** વિ૦ + ગાભરું; બાબું
**ભેચો** પું૦ જુઓ ભેંચો
**ભેજ** પું૦ ભીનાશ
**ભેજું** ન૦ મગજ
**ભેટ** સ્રી૦ મેળાપ; મુલાકાત (૨) બક્ષિસ (૩) [કા.] કમ્મરે તાણી બાંધેલું કપડું
**ભેટવું** સ૦ ક્રિ૦ આલિંગન આપવું (૨) મુલાકાત થવી
**ભેટંભેટા** સ્રી૦; પું૦ બ૦ વ૦ ભેટવું તે
**ભેટાડ(-વ)વું** સ૦ ક્રિ૦ 'ભેટવું'નું પ્રેરકરૂપ
**ભેટામણ** ન૦ ભેટો; મુલાકાત (૨) તે પ્રસંગે આપેલી ભેટ
**ભેટામણી** સ્રી૦ જુઓ ભેટામણ
**ભેટાવવું** સ૦ ક્રિ૦ જુઓ ભેટાડવું
**ભેટાવું** અ૦ ક્રિ૦ 'ભેટવું'નું કર્મણિરૂપ
**ભેટિયો** પું૦ ભેટ કરાવનારો (૨) મંદિરનો બટિયો
**ભેટો** પું૦ મેળાપ (૨) આલિંગન
**ભેડ** ન૦ ઘેટું
**ભેડવવું** સ૦ ક્રિ૦ (કા.) શરતમાં ઉતારવું
**ભેડિયો** પું૦ વરુ
**ભેડો** પું૦ (કા.) ભેખડ
**ભેણું** ન૦ ઘી તાવવાનું માટીનું વાસણ
**ભેદ** પું૦ તફાવત; જુદાપણું (૨) પ્રકાર (૩) છાની વાત (૪) છળભેદ (૫) ફૂટ પાડવી તે (૬) ચીરો; બાકું
**ભેદક** વિ૦ ભેદનારું (૨) રેચક

**ભેદદષ્ટિ** સ્ત્રી૦ ભેદભાવ; જુદાપણું
**ભેદન** ન૦ ભેદવું તે
**ભેદબુદ્ધિ** સ્ત્રી૦ જુઓ ભેદદષ્ટિ
**ભેદભાવ** પું૦ જુદાપણું; અંતર (૨) કપટ
**ભેદવું** સ૦ ક્રિ૦ છેદ પાડવો; તોડવું
**ભેદુ** પું૦ ભેદ જાણનાર; સાથી (૨) જાસુસ (૩) ફૂટ પડાવનાર
**ભેભઠ** સ્ત્રી૦ ઊની રાખ; ભડસાળ
**ભેર** સ્ત્રી૦ ભેરી (૨) અ૦ સાથે (ઉદા૦ હોંસભેર) (૩) તેટલા સાથે જ—વડે જ (ઉદા૦ પોતિયાભેર; પાણીભેર)
**ભેરવ** વિ૦ ભૈરવ સંબંધી (૨) ભયંકર (૩) પું૦ શિવનું એક સ્વરૂપ (૪) ચીબડી (૫) એક રાગ
**ભેરવજપ** પું૦ મોક્ષ માટે જપ કરતાં કરતાં પર્વત ઉપરથી પડતું મૂકવું તે (૨) કોઈ કામમાં આંધળિયાં કરી પડવું તે
**ભેરવવું** સ૦ ક્રિ૦ ભરવવું; વળગાડવું (૨) ભંભેરવું; ભમાવવું
**ભેરિ(-રી)** સ્ત્રી૦ નોબત; નગારું
**ભેરુ** પું૦ સાથી; ભિલ્લુ
**ભેલા(-ળા)ડ** પું૦ બગાડ; નુકસાન
**ભેલા(-ળા)ડવું** સ૦ ક્રિ૦ વણસાડવું; બગાડવું
**ભેવ** પું૦ + ભેદ; મર્મ
**ભેષજ** ન૦ ઓસડ
**ભેળ** પું૦ ભેગ; મિશ્રણ (૨) ભેલાડ; બગાડ (૩) ભંગાણ; તૂટ
**ભેળવણ** ન૦ ભેળવણી
**ભેળવણી** સ્ત્રી૦ મેળવણી; મિશ્રણ
**ભેળવવું** સ૦ ક્રિ૦ મેળવવું; મિશ્રકરવું (૨) સામેલ કરવું
**ભેળવું** સ૦ ક્રિ૦ સામેલ રાખવું (૨) મેળવવું; મિશ્રિત કરવું (૩) ભેલાડવું
**ભેળસેળ** વિ૦ એકઠું; મિશ્રિત (૨) સ્ત્રી૦ મિશ્રણ
**ભેળસેળિયું** વિ૦ ભેળસેળવાળું
**ભેળાડ** પું૦ જુઓ ભેલાડ
**ભેળાડવું** સ૦ ક્રિ૦ જુઓ ભેલાડવું
**ભેળામણ** ન૦ ભેળવવાની વસ્તુ (૨) ભેળવવું તે (૩) ભેળવવાનું મહેનતાણું
**ભેળામણી** સ્ત્રી૦ ભેળામણ
**ભેળીસાડો** પું૦ (કા.)*
**ભેળું** વિ૦ (૨) અ૦ ભેગું; સાથે
**ભેં** ન૦ (૨) અ૦ (રવ૦) રડવાનો અવાજ
**ભેંકડો** પું૦ લાંબે સાદે રડવું તે
**ભેંકાર** વિ૦ ભયંકર (૨) પું૦ ભેંકડો
**ભેંચો** પું૦ છૂંદાયેલો લોચો; માંસનો લોચો (૨) ભચ્ચકપણું; ભરાવો (૩) [લા.] કસ; દમ
**ભેંભેં** અ૦ (રવ૦) રડવાનો અવાજ
**ભેંશ(-સ)** સ્ત્રી૦ એક દૂધ દેનારું ઢોર; ડોબું
**ભેંસર** પું૦ પાડો
**ભેંસલું** વિ૦ (કા.) નમાલું; પાડાજેવું ઠંડું
**ભેંસલો** પું૦ ધરેહની વચમાંનો ઊંચો ભાગ
**ભેંસાસણ** પું૦ મોટો પાડો
**ભેંસાસુર** પું૦ પાડાના આકારનો એક રાક્ષસ (૨) ભયંકર માણસ
**ભેંસું** ન૦ ભેંસનું આખું ચામડું
**ભેંસોગૂગળ** પું૦ એક જાતનો ગૂગળ
**ભૈયો** પું૦ ભાઈ (૨) ઉત્તરહિંદનો વતની
**ભૈરવ** વિ૦ (૨) પું૦ જુઓ ભેરવ
**ભૈરવઘાટી** સ્ત્રી૦ ભયંકર પહાડી રસ્તો
**ભૈરવજપ** પું૦ જુઓ ભેરવજપ
**ભો** પું૦ ભય (૨) અ૦ ઓ ! એ !
**ભોઈ** પું૦ પાલખી ઉપાડવાનો ધંધો કરનાર
**ભોકવું** સ૦ ક્રિ૦ ઘોંચવું; ભોંકવું
**ભોકારું** ન૦ ભોપાળું; પોગળ
**ભોક્તા** પું૦ ભોગવનાર
**ભોક્તૃત્વ** ન૦ ભોક્તાપણું
**ભોગ** પું૦ ભોગવવું તે (૨) ભોગવવાની સામગ્રી (૩) માઠી દશા (૪) દેવને ધરાવવાનો પ્રસાદ (૫) બલિદાન
**ભોગજોગ** પું૦ નસીબનો યોગ
**ભોગવટો** પું૦ ઉપભોગ; માલિકી
**ભોગવવું** સ૦ ક્રિ૦ ઉપભોગ કરવો (૨) સહન કરવું
**ભોગળ** સ્ત્રી૦ ભૂંગળ
**ભોગી** વિ૦ ભોગવનાર (૨) પું૦ આશક; પ્રીતમ (૩) ભમરો (૪) સાપ
**ભોગીંદ્ર** પું૦ શેષનાગ
**ભોગ્ય** વિ૦ ભોગવવાલાયક (૨) ન૦ ધન; પૂંજી

**ભોજક** પું૰ ભોગવનાર (૨) જૈન મંદિરનો ગવૈયો
**ભોજન** ન૰ જમણ
**ભોજનગૃહ** ન૰ જમવાનું સ્થાન (૨) વીશી
**ભોજનદક્ષિણા** સ્ત્રી૰ જમાડયા પછી આપવામાં આવતી દક્ષિણા
**ભોજનશાલા(-ળા)** સ્ત્રી૰ જમવાનું સ્થાન (૨) વીશી
**ભોજનાલય** ન૰ જુઓ ભોજનશાળા
**ભોજનીય** વિ૰ ખાવાયોગ્ય
**ભોજપત્ર** ન૰ જુઓ ભૂર્જપત્ર
**ભોજપરું** ન૰ (કા.)*
**ભોજલું** ન૰ માંકડું
**ભોજાઈ** સ્ત્રી૰ ભાભી
**ભોજ્ય** વિ૰ ભોજનીય (૨) ન૰ ખાવાની વસ્તુ (૩) ભોગવવાની વસ્તુ
**ભોટ** વિ૰ (૨) પું૰ મૂઢ; બેવકૂફ
**ભોટવો** પું૰ માટીનો ચંબુ
**ભોટંગડી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોટીલું** ન૰ કુરકુરિયું
**ભોઠું** વિ૰ શરમિંદું; ખસિયાણું
**ભોડું** ન૰ માથું
**ભોથું** ન૰ મૂળિયાંનો ઝૂડો (દાભ, શેરડી વગેરેનાં)
**ભોપાળું** ન૰ પોલ; પોકળ (૨) ઢોંગ
**ભોપી** પું૰ ભરડો; શિવનો પૂજારી
**ભોમ** પું૰ મંગળનો ગ્રહ (૨) મંગળવાર
**ભોમ,૰કા** સ્ત્રી૰ ભૂમિ
**ભોમવા(૰સ)ર** પું૰ મંગળવાર
**ભોમિયણ** સ્ત્રી૰ જાણકાર સ્ત્રી
**ભોમિયું** વિ૰ જાણકાર
**ભોમિયો** પું૰ જાણકાર માણસ (૨) વાટ બતાવનાર
**ભોર** પું૰; સ્ત્રી૰ પરોઢિયું (૨) ઘાસના પૂળાથી ભરેલું ગાડું (૩) ભોળ (૪) અ૰ ભોરંભોર
**ભોરંભોર** અ૰ સમાપ્ત; ખલાસ
**ભોરા** ન૰ એક પક્ષી
**ભોરિંગ** પું૰ મોટો નાગ
**ભોરિંગડી** સ્ત્રી૰*
**ભોલ** વિ૰ પોલું; ફૂલેલું
**ભોલુ** પું૰ વાંદરો



**ભોહ** ન૰ ઈંઢોણી (વેલાની)
**ભોળ** પું૰ તમ્મર (૨) તમ્મરથી આવતી ઊલટી
**ભોળપ** સ્ત્રી૰ ભોળપણ
**ભોળપણ** ન૰ ભોળાપણું
**ભોળવવું** સ૰ ક્રિ૰ ભરમાવવું
**ભોળાઈ** સ્ત્રી૰ ભોળપણ
**ભોળાનાથ** પું૰ મહાદેવ
**ભોળિયો** પું૰ એક જાતનો ભિખારી
**ભોળું** વિ૰ કપટમાં ન સમજે તેવું; સાલસ
**ભોં** સ્ત્રી૰ ભોંય (૨) ન૰ (૨૧૦) (૩) અ૰ (૨૧૦) ભૂંગળ કે ગાયના બરાડવાનો અવાજ
**ભોંક** ન૰ છિદ્ર; કાણું (૨) ભોંકાવાની અસર
**ભોંકવું** અ૰ ક્રિ૰ ભોકવું
**ભોંકળ** સ્ત્રી૰*
**ભોંકોળું** ન૰ ભોંયકોળું
**ભોંઠપ** સ્ત્રી૰ શરમ; શરમિંદાપણું; નીચાજોણું
**ભોંઠામણ** ન૰ (કા.) જુઓ ભોંઠપ
**ભોંઠું** વિ૰ ભોંઠપવાળું
**ભોંણ** ન૰ (કા.) દર
**ભોંણિયું** ન૰ બાંયું
**ભોંય** સ્ત્રી૰ જમીન
**ભોંયઆમલી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોંયઆવળ** પું૰; સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોંયઆંબલી** સ્ત્રી૰ ભોંયઆમલી
**ભોંયઈકડ** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોંયકંદ** પું૰ એક વનસ્પતિ અને એનો કંદ
**ભોંયકાંસકી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોંયકોળું** ન૰ એક જાતનું કોળું
**ભોંયચંપો** પું૰ એક જાતનો ચંપો
**ભોંયતરવડ** સ્ત્રી૰ સોનામુખી
**ભોંયતળિયું** ન૰ ઘરનો છેક નીચેનો ભાગ
**ભોંયરસો** પું૰ લીંપણના પોપડાનો રસ
**ભોંયરીંગણી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**ભોંયરું** ન૰ જમીનની અંદર કરેલું ઘર
**ભોંયશિં(-શીં,-સિં,-સીં)ગ** સ્ત્રી૰ મગફળી
**ભૌગોલિક** વિ૰ ભૂગોળ સંબંધી
**ભૌડું** ન૰ આબુનો ભીલ
**ભૌતિક** વિ૰ પંચમહાભૂત સંબંધી–તેમનું બનેલું; સ્થૂળ; જડ (૨) ભૂતયોનિ સંબંધી
**ભૌતિકવિદ્યા** સ્ત્રી૰ ભૂતપ્રેત સંબંધી વિદ્યા (૨) ભૌતિકશાસ્ત્ર

**ભૌતિકશાસ્ત્ર** ન૦ ભૌતિક પદાર્થોને લગતું શાસ્ત્ર; 'ફીઝિક્સ'
**ભૌતિકશાસ્ત્રી** પું૦ ભૌતિકશાસ્ત્ર જાણનાર
**ભૌમ** વિ૦ પૃથ્વી સંબંધી (૨) મંગળનું (૩) પું૦ મંગળવાર (૪) સાટોડીનો છોડ
**ભૌમવા(૦સ)ર** પું૦ મંગળવાર
**ભ્રમ** પું૦ સંદેહ (૨) ભ્રાન્તિ (૩) ચકાકાર ફરવું તે
**ભ્રમણ** ન૦ ફરવું-રખડવું તે (૨) ચકાકાર ફરવું તે
**ભ્રમણા** સ્ત્રી૦ ભ્રમ; ભ્રાંતિ
**ભ્રમર** પું૦ ભમરો
**ભ્રમિત** વિ૦ ભ્રમ પામેલું
**ભ્રષ્ટ** વિ૦ ઊંચેથી પડેલું (૨) પાપી; દુરાચારી (૩) અપવિત્ર થયેલું
**ભ્રષ્ટતા** સ્ત્રી૦
**ભ્રષ્ટાચાર** પું૦ દુરાચાર; પાપ
**ભ્રંશ(-સ)** પું૦ નીચે પડવું તે; અધઃપાત
**ભ્રાત(-તા)** પું૦ ભાઈ
**ભ્રાતૃતા** સ્ત્રી૦ ભાઈચારો
**ભ્રાતૃત્વ** ન૦ ભ્રાતૃતા
**ભ્રાતૃભાવ** પું૦ ભાઈચારો
**ભ્રામરી** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**ભ્રાંત** વિ૦ ભ્રાંતિવાળું
**ભ્રાંત(-તિ)** સ્ત્રી૦ ભ્રમ; મોહ; ખોટો ખ્યાલ; ખોટું જ્ઞાન (૨) શક; અંદેશો
**ભ્રાંતિકર** વિ૦ ભ્રાંતિ ઉપજાવનારું
**ભ્રાંતિકારક** વિ૦ જુઓ ભ્રાંતિકર
**ભ્રુકુટિ(-ટી)** સ્ત્રી૦ ભવું; ભમ્મર
**ભ્રૂ** સ્ત્રી૦; ન૦ ભ્રુકુટિ; ભમ્મર
**ભ્રૂકુટિ(-ટી)** સ્ત્રી૦ ભવું; ભમ્મર
**ભ્રૂણ** પું૦ કાચો ગર્ભ
**ભ્રૂણહત્યા** સ્ત્રી૦ ગર્ભની હત્યા (એક મહાપાપ)
**ભ્રૂભંગ** પું૦ ભવાં ચડાવવાં તે
**ભ્રૂવિકાર** પું૦ જુઓ ભ્રૂભંગ

# મ

**મ** પું૦ પાંચમો ઓષ્ઠ્ય વ્યંજન
**મઉ** વિ૦ ઘણા દિવસનું ભૂખ્યું; ભૂખથી ટળવળતું (૨) પોચું (૩) કંજૂસ (૪) પું૦ ભૂખ્યા અને દુઃખી લોકોનું ટોળું
**મઉહાવેડા** પું૦ બ૦ વ૦ ભિખારીવેડા
**મઉડું** વિ૦ મઉ; ભૂખે ટળવળતું
**મકતબ** સ્ત્રી૦ નિશાળ
**મકતો** પું૦ ગઝલની છેલ્લી ટૂંક
**મકનું** વિ૦ મસ્ત; મનસ્વી
**મકબરો** પું૦ કબરસ્તાન
**મક(-ક્ક)ર** પું૦ છળકપટ; ફેલ
**મક(-ગ)ર** પું૦ મગરમચ્છ (૨) જુઓ મગર (૩) દશમી રાશિ
**મકરક** સ્ત્રી૦ એક જાતની માછલી
**મકરકેતન** પું૦ ધ્વજ ઉપર મકરના નિશાનવાળો—કામદેવ
**મકરકેતુ** પું૦ જુઓ મકરકેતન
**મકરજના** સ્ત્રી૦ સ્ત્રીચરિત્ર (૨) દાવપેચ કરનાર સ્ત્રી
**મકરધ્વજ** પું૦ જુઓ મકરકેતન
**મકરબાજ** વિ૦ કાવતરાંખોર; દગાબાજ
**મકરબો** પું૦ મકબરો
**મકરરાશિ** સ્ત્રી૦ દશમી રાશિ
**મકરવો** પું૦ શેરડીનો ટુકડો; ગંડેરી
**મકરસંક્રમણ** ન૦ સૂર્યનું મકરરાશિમાં જવું તે; ઉત્તરાયણ

**મકરસંક્રાંતિ** સ્ત્રી૰ જુઓ મકરસંક્રમણ
**મકરંદ** પું૰ ફૂલનું મધ (૨) ફૂલની રજ (૩) ભમરો (૪) કોકિલ
**મકરાણી** પું૰ સિંધની વાયવ્યે આવેલા મકરાણ દેશનો રહેવાસી
**મકરાર્ક** પું૰ મકરરાશિનો સૂર્ય
**મકરી** સ્ત્રી૰ મગરની માદા
**મકલાવું** અ૰ ક્રિ૰ સ્મિત કરવું (૨) હરખાવું
**મકસદ** સ્ત્રી૰ મુરાદ; ધારણા
**મકસૂદ** અ૰ ખસૂસ (૨) ,જાણીજોઈને
**મકાઈ** સ્ત્રી૰ એક અનાજ
**મકાત** સ્ત્રી૰ દાણ; જકાત (૨) ઇજારો
**મકાતી** પું૰ દાણી (૨) ઇજારદાર
**મકાન** ન૰ ઘર; ઇમારત
**મકાર** પું૰ મ અક્ષર કે તેનો ઉચ્ચાર
**મકારાંત** વિ૰ છેડે મ વાળું
**મકોડી** સ્ત્રી૰ જુઓ મંકોડી
**મકોડો** પું૰ જુઓ મંકોડો
**મક્કમ** વિ૰ દૃઢ
**મક્કમપણું** ન૰
**મક્કર** પું૰ મકર; છળ
**મક્કલ** ન૰ પ્રસૂતાનો એક રોગ
**મક્કા** ન૰ (સં.) મહમદ પેગંબરનું જન્મસ્થાન (અરબસ્તાન)
**મક્ષિકા** સ્ત્રી૰ માખ
**મખ** પું૰ યજ્ઞ
**મખમલ** ન૰; સ્ત્રી૰ એક જાતનું રેશમી કાપડ
**મખમલી** વિ૰ મખમલનું (૨) મખમલ જેવું
**મખમૂર** પું૰ દારૂ પી ગાંડો બનેલો
**મખાંતર** ન૰ નિમિત્ત; બહાનું
**મખિયાણું** ન૰*
**મખ્ખીચૂસ** વિ૰ કંજૂસ
**મગ** પું૰ એક કઠોળ (૨) માર્ગ (કવિતામાં) (૩) અ૰ ભણી; તરફ
**મગજ** પું૰ ચણાના લોટની એક મીઠી બનાવટ (૨) ખોપરીની અંદરનો નરમ ભાગ; ભેજું (૩) ફળની મીજ
**મગજમારી** સ્ત્રી૰ માથાફોડ
**મગજિયું** ન૰ મગજને પુષ્ટિ આપનાર એક વસાણું
**મગજી** સ્ત્રી૰ જુઓ મુગજી
**મગજીદાર** વિ૰ મગજીવાળું
**મગડો** પું૰ ગુલબાસનું બી
**મગણ** પું૰ ત્રણ ગુરુ અક્ષરનો ગણ
**મગતરું** ન૰ મચ્છર; ડાંસ
**મગતું** વિ૰ મોકળું; પહોળું
**મગદળ** પું૰ મગના લોટનો લાડુ (૨) ન૰ મગદળિયો
**મગદળવું** સ૰ ક્રિ૰ કચડી નાંખવું
**મગદળિયું** વિ૰ મગદળવાળું (૨) મગદળ ભાવતો હોય તેવું (૩) ન૰ મગદળિયો
**મગદળિયો** પું૰ કસરત માટે બનાવેલો લાકડાનો થાંભલો
**મગદૂર** સ્ત્રી૰ તાકાત (૨) હિંમત
**મગન** વિ૰ રાજી
**મગફળી** સ્ત્રી૰ એક શીંગ; તેનું તેલી બી
**મગમાળા** સ્ત્રી૰ મગ જેવડા સોનાના મણકાની માળા
**મગર** પું૰ જુઓ મકર (૨) અ૰ પરંતુ
**મગરમચ્છ** પું૰ એક મોટું જળચર પ્રાણી
**મગરમસ્ત** વિ૰ હૃષ્ટપુષ્ટ; જોરાવર
**મગરિબ** સ્ત્રી૰ સંધ્યાકાળ (૨) સાંજની નમાજ
**મગરિયું** ન૰ છાપરા ઉપર જવાનું બાકું
**મગરી** સ્ત્રી૰ મગરની માદા
**મગરૂબ(-ર)** વિ૰ અભિમાની
**મગરૂબી(-રી)** સ્ત્રી૰ અભિમાન
**મગા** સ્ત્રી૰ જગા
**મગાવવું** સ૰ ક્રિ૰ મંગાવવું
**મગિયું** વિ૰ મગ જેવડું (૨) ન૰ સ્ત્રીઓનું એક જાતનું સુતરાઉ લૂગડું
**મગોડું** ન૰ મગનું ગોતર
**મગ્ન** વિ૰ તલ્લીન (૨) મગન
**મઘમઘવું** અ૰ ક્રિ૰ ખુશબો ફેલાવવી; મહેકવું
**મઘમઘાટ** પું૰ સુગંધીનું પસરી રહેવું તે
**મઘવા** પું૰ ઇંદ્ર
**મઘા** સ્ત્રી૰ દસમું નક્ષત્ર
**મચક** સ્ત્રી૰ પાછું હઠવું–ડગવું તે
**મચકણિયું** ન૰ કોકરવું
**મચકાળું** વિ૰ લટકાળું
**મચકો** પું૰ લટકો; લહેકો
**મચકોડ** પું૰ ઠેલો; હડસેલો (૨) તિરસ્કાર (૩) સ્ત્રી૰ મચડાવું, અમળાવું કે ઊતરી જવું તે

**મચકોડવું** સ૦ ક્રિ૦ મરડવું; આંબળવું
**મચડવું** સ૦ ક્રિ૦ મરડવું; વાળવું
**મચમચાવવું** સ૦ ક્રિ૦ મટમટાવવું (૨) છબછબાવવું
**મચવું** અ૦ ક્રિ૦ સમાઈ જવું (૨) તલ્લીન થઈ જવું; મંડવું (૩) જામવું; જોસમાં આવવું
**મચિયેર** સ્ત્રી૦ દરિયાકિનારે ઊગતો એક છોડ
**મચ્છ** પું૦; ન૦ માછલું (૨) મેઘધનુષ્ય (૩) જુઓ મત્સ્યાવતાર
**મચ્છર** પું૦ ડાંસ (૨) ગુમાન
**મચ્છરદાની** સ્ત્રી૦ મચ્છરને અટકાવે એવો પલંગની આસપાસનો જાળીદાર કપડાનો પડદો
**મચ્છરિયો** પું૦ એક પક્ષી
**મચ્છામિદોકડો** શ૦ પ્ર૦ બીજાની માફી માગવા માટે શ્રાવકો આ શબ્દ વાપરે છે
**મચ્છી** સ્ત્રી૦ માછલી
**મચ્છીખાનું** ન૦ મચ્છીબજાર (૨) મચ્છીમારનું રહેઠાણ
**મચ્છીબજાર** ન૦ જ્યાં માછલીઓ વેચાતી હોય તે બજાર
**મચ્છીમાર** પું૦ માછી
**મચ્છીવાઘ** પું૦ એક પક્ષી
**મછણુ** ન૦ જન્મ્યા પછી મોં સાફ કરવું તે
**મછન** ન૦*
**મછરાળ** વિ૦ આવેશી; ઝનૂની; ઉન્મત્ત (૨) મચ્છરોથી ભરપૂર
**મછરું** ન૦ મચ્છર; ડાંસ
**મછવો** પું૦ હોડી
**મજ** સ૦ (પ.) મુજ; મારું
**મજકૂર** વિ૦ સદર; આગળ જણાવેલું (૨) પું૦ હેવાલ; બીના; હકીકત
**મજનૂ** વિ૦ પ્રેમઘેલું
**મજબૂત** વિ૦ દૃઢ; નક્કર; જબરું
**મજબૂતી** સ્ત્રી૦ મજબૂતપણું
**મજબૂર** વિ૦ નિરુપાય; લાચાર
**મજમલે** અ૦ એકંદરે
**મજમુ** વિ૦ મજિયારું
**મજમુદાર** પું૦ પરગણાનો હિસાબ રાખનારો અમલદાર; હિસાબ તપાસનાર (૨) ભાગીદાર
**મજમુદારી** સ્ત્રી૦ મજમુદારનું કામ અને હોદ્દો
**મજમૂન** પું૦ વિષય; બીના
**મજરે** અ૦ પેટે; સાટે
**મજરો** પું૦ મુજરો; સલામ
**મજલ** સ્ત્રી૦ એક દિવસની મુસાફરી જેટલું અંતર (૨) મજલ પૂરી થાય તે ઠેકાણું; મુકામ (૩) મુસાફરી; ટપ્પો
**મજલિસ** સ્ત્રી૦ મિજલસ (૨) સભા; મંડળી
**મજલો** પું૦ માળ; મેડો
**મજહબ** પું૦ ધર્મ; પંથ
**મજહબી** વિ૦ મજહબનું
**મજા** સ્ત્રી૦ આનંદ; લહેર
**મજાક** સ્ત્રી૦ મશ્કરી
**મજાગરું** ન૦ બરડવું
**મજા(-જે)નું** વિ૦ સુંદર; મનોહર
**મજારવાડો** પું૦ કબરસ્તાન
**મજાલ** સ્ત્રી૦ મગદૂર
**મજિયારું** વિ૦ સહિયારું; પંતિયાળું (૨) ન૦ ભાગિયાભાગ; ભાગીદારી
**મજિયારો** પું૦ સંયુક્ત વહીવટ
**મજિયો** પું૦ એક જાતનો પથ્થર
**મજીઠ** સ્ત્રી૦ એક વનસ્પતિનું મૂળિયું
**મજીઠિયું** વિ૦ મજીઠના રંગનું; પાકા લાલ રંગનું
**મજૂર** પું૦ રોજિંદા દામ લઈ મહેનત કરનાર
**મજૂરણ** સ્ત્રી૦ મજૂરી કરનાર સ્ત્રી
**મજૂરી** સ્ત્રી૦ વૈતરું; મહેનત (૨) તેના બદલામાં મળતું નાણું
**મજૂસ** સ્ત્રી૦ મોટી પેટી; પટારો
**મજેદાર** વિ૦ મજેનું
**મજેદારી** સ્ત્રી૦ મજા
**મજેનું** વિ૦ મજાનું
**મજ્જન** ન૦ ડૂબકી (૨) સ્નાન
**મજ્જા** સ્ત્રી૦ હાડકામાંનો માવો
**મટ** સ્ત્રી૦ જંપ; નિરાંત (૨) મટકો; ચાળો (૩) મટકું
**મટક** સ્ત્રી૦ મટકો; ચાળો
**મટકાવવું** સ૦ ક્રિ૦ આંખ મટમટાવી વાત કરવી
**મટ(-ટુ)કી** સ્ત્રી૦ હાંડલી; માટલી

**મટકું** ન૦ મટકી (૨) આંખનો પલકારો
**મટકો** પું૦ ચાળો; હાવભાવ; ચેષ્ટા
**મટમટાવવું** સ૦ ક્રિ૦ આંખના પલકારા મારવા
**મટર** ન૦ એક કઠોળ
**મટવું** અ૦ ક્રિ૦ દૂર થવું; ટળવું
**મટુકી** સ્ત્રી૦ જુઓ મટકી
**મટોડી** સ્ત્રી૦ માટી
**મટોડું** ન૦ માટી
**મઠ** પું૦ એક કઠોળ (૨) સાધુઓનો આશ્રમ (૩) વિદ્યાનું મથક
**મઠતાલ** પું૦ એક તાલ (સંગીત)
**મઠાધિકારી** પું૦ મઠનો ઉપરી
**મઠાધિપતિ** પું૦ મઠાધકારી
**મઠાધ્યક્ષ** પું૦ મઠાધિકારી
**મઠા(-ઠે)રવું** સ૦ ક્રિ૦ ગૂંદવું (૨) ટીપીને કે રંદો ફેરવીને ઘાટદાર બનાવવું (૩) ટાપટીપ કરવી (૪) મારવું; ટીપવું (૫) તૃપ્તિથી સ્વાદપૂર્વક ખાવું
**મઠિયું** ન૦ મઠના લોટની મસાલાદાર પૂરી
**મઠેરવું** સ૦ ક્રિ૦ મઠારવું
**મઠેરણી** સ્ત્રી૦ રંદો (૨) સોનીનું એક ઓજાર
**મઠો** પું૦ દહીંને છણીને બનાવેલી છાશ (૨) તેની એક વાની
**મડદાલ** વિ૦ જુઓ મુડદાલ
**મડદું** ન૦ શબ
**મડધો** પું૦ મોટો મલ્લ; જાડો હૃષ્ટપુષ્ટ માણસ
**મડપ** પું૦ એક ભાજી
**મડમ** સ્ત્રી૦ યુરોપિયન સ્ત્રી
**મડાગાંઠ** સ્ત્રી૦ સખત ગાંઠ
**મડિયાં** ન૦ બ૦ વ૦ મરડીને ઘાલવાનાં પોલાં કલ્લાં
**મડું** ન૦ મડદું
**મઢ** પું૦ દરબારગઢનો આગલો ઊંચો મેડાદાર ભાગ (૨) ડહેલું (૩) પોળ (૪) માતાનું સ્થાનક
**મઢવું** સ૦ ક્રિ૦ લપેટી જડી દેવું
**મઢી** સ્ત્રી૦ કુટિર; છાપરી
**મઢૂડી(-લી)** સ્ત્રી૦ મઢી
**મણ** પું૦ ચાળીસ શેરનું તોલ
**મણકો** પું૦ વેહ પાડેલો ગોળ દાણો (૨) અંકોડો
**મણા** સ્ત્રી૦ ઊણપ; ખામી
**મણારાજ** પું૦ (કા.) જુઓ માણારાજ
**મણિ** પું૦ કીમતી પથરો; રત્ન
**મણિકર્ણિકા** સ્ત્રી૦ કાશીનો એક ગંગાઘાટ
**મણીકર્ણી** સ્ત્રી૦ જુઓ મણિકર્ણિકા
**મણિકાર** પું૦ ઝવેરી
**મણિધર** પું૦ નાગ
**મણિબંધ** પું૦ કાંડું (૨) એક છંદ
**મણિમહોત્સવ** પું૦ હીરકમહોત્સવ
**મણિમંડપ** પું૦ શેષનાગને રહેવાનું સ્થાન
**મણિયાર** પું૦ બંગડીઓ બનાવનાર એક જાતનો માણસ
**મણિયારું** ન૦ મણિયારનો ધંધો
**મણીકું** ન૦ નાનો મણીકો
**મણીકો** પું૦ મણનું કાટલું કે માપ
**મત** પું૦; ન૦ અભિપ્રાય (૨) સંપ્રદાય (૩) હઠ; મમત (૪) અનુમતિ; 'વોટ' (૫) સ્ત્રી૦ મતિ; બુદ્ધિ
**મતદાર** પું૦ મત આપવાના અધિકારવાળો
**મતદારમંડળ** ન૦ મતદારોનું મંડળ
**મતપત્ર** પું૦; ન૦ મત લખવાનો કાગળ
**મતભેદ** પું૦ મત ભિન્ન હોવા તે
**મતમતાંતર** પું૦; ન૦ મતોની ભિન્નતા; મતભેદ
**મતલબ** સ્ત્રી૦ હેતુ; આશય (૨) તાત્પર્ય; ભાવ
**મતલબિયું** વિ૦ પોતાની જ મતલબ સાધનારું; સ્વાર્થી
**મતલબી** વિ૦ જુઓ મતલબિયું
**મતવાદ** પું૦ પોતાના જ મત વિષેનો આગ્રહ
**મતવાદી** વિ૦ પોતાના મતનું આગ્રહી
**મતવાલું** વિ૦ મદમસ્ત; નશામાં ચકચૂર
**મતસરવણી** સ્ત્રી૦ અષાડ વદ અગિયારશથી શ્રાવણ સુદ ત્રીજ સુધીનું છોકરીઓનું એક વ્રત
**મતંગ,૦જ** પું૦ હાથી
**મતા** સ્ત્રી૦ માલમિલકત; દોલત
**મતાગ્રહી** વિ૦ પોતાના મતનો આગ્રહ રાખનાર
**મતાદાર** પું૦ ગામમાંથી સરકારને ભરણું ભરાય તેની સહીસાખ કરનારો (વારા પ્રમાણે તે મુખી થાય છે)
**મતાદારી** સ્ત્રી૦ મતાદારપણું
**મતાધિકાર** પું૦ મત આપવાનો અધિકાર

**મતાધિકારી** વિ૦ મતાધિકારવાળું
**મતાભિમાન** ન૦ પોતાના મત માટેનું અભિમાન
**મતાભિમાની** વિ૦ મતાભિમાનવાળું
**મતારો** પું૦ ખાધેલપીધેલ ડોસો
**મતાલો** પું૦ આળસના કસમોડા
**મતાવલંબન** ન૦ અમુક ખાસ મતનું અવલંબન
**મતાંતર** ન૦; પું૦ અન્ય મત–પંથ
**મતાંતરક્ષમા** સ્ત્રી૦ અન્ય મતો માટે સહિષ્ણુતા
**મતાંતરસહિષ્ણુ** વિ૦ મતાંતર સહન કરનાર
**મતાંતરસહિષ્ણુતા** સ્ત્રી૦
**મતાંધ** વિ૦ પોતાના મત પાછળ અંધ બનેલું
**મતાંધતા** સ્ત્રી૦
**મતિ** સ્ત્રી૦ બુદ્ધિ
**મતિભ્રમ** પું૦ જુઓ બુદ્ધિભ્રમ
**મતિમંદ** વિ૦ મંદ મતિનું
**મતિમાન** વિ૦ બુદ્ધિમાન
**મતિયું** વિ૦ પોતાના મતને છોડે નહિ તેવું; હઠીલું
**મતીરું** ન૦ ચીભડું
**મતીલું** વિ૦ જુઓ મતિયું
**મતું** ન૦ કબૂલાતની સહી
**મત્કુણ** પું૦ માકણ
**મત્કુણસત્ર** ન૦ માકણનો સંહાર
**મત્ત** વિ૦ મદ ચડયો હોય તેવું; ઉન્મત્ત; ગાંડું; મસ્ત
**મત્તગયંદ** પું૦ એક છંદ
**મત્તમયૂર** પું૦ એક છંદ
**મત્સર** પું૦ ઈર્ષા; અદેખાઈ
**મત્સરી** વિ૦ મત્સરવાળું
**મત્સ્ય** ન૦ માછલું
**મત્સ્યગંધા** સ્ત્રી૦ (સં.) સત્યવતી; શાંતનુની પત્ની
**મત્સ્યરંગ** સ્ત્રી૦ એક પક્ષી
**મત્સ્યાવતાર** પું૦ વિષ્ણુનો પહેલો અવતાર
**મથક** ન૦ મુખ્ય સ્થાન
**મથન** ન૦ વલોવવું તે (૨) માથાકૂટ; ગડમથલ; મહેનત
**મથનાચલ(–ળ)** પું૦ મંદર પર્વત (સમુદ્ર વલોવતાં જેને રવૈયા તરીકે વાપર્યો હતો)
**મથની** સ્ત્રી૦ વલોણાની ગોળી
**મથવું** સ૦ ક્રિ૦ વલોવવું (૨) અ૦ ક્રિ૦ મહેનત કરવી
**મથામણ** સ્ત્રી૦ મથન (૨) મહેનત
**મથાળી** સ્ત્રી૦ પાઘડી
**મથાળું** ન૦ ટોચ; શરૂઆત (૨) પાઘડી
**મથિત** વિ૦ વલોવેલું
**મથોટી** સ્ત્રી૦ ઢોરનાં શિંગડાંનો મૂળમાંનો ભાગ
**મથોડું** વિ૦ (૨) ન૦ માણસની ઊંચાઈ જેટલું (ઊંડાણ) (૨) તેટલું માપ
**મથોમથ** અ૦ માથા સુધી પૂરું ભરેલું
**મદ** પું૦ કેફ; કેફની ખુમારી (૨) ગર્વ; તોર (૩) હાથીના ગંડસ્થળમાંથી ઝરતો રસ
**મદઈ** પું૦*
**મદકલ** વિ૦ મદથી ઉન્મત્ત બનેલું
**મદગળ** પું૦ હાથી
**મદગળતો** વિ૦ પું૦ ગંડસ્થળમાંથી મદ ઝરતો હોય તેવો (હાથી)
**મદઘેંઘટ** પું૦ મદોન્મત્ત
**મદદ** સ્ત્રી૦ સહાયતા
**મદદગાર** વિ૦ મદદ કરનાર
**મદદનીશ** વિ૦ મદદગાર
**મદદિયું** વિ૦ મદદગાર
**મદન** પું૦ કામ; કામદેવ
**મદનચહા** પું૦ એક છંદ
**મદનચોર** પું૦ એક પક્ષી
**મદનફળ** ન૦ મીંઢળ
**મદનબાણ** ન૦ કામદેવનું બાણ (૨) એક સુગંધીદાર ફૂલ
**મદનભેર** ન૦ એક લાંબું રણશિંગું
**મદનભેરિ(–રી)** સ્ત્રી૦ જુઓ મદનભેર
**મદનિયું** ન૦ (કા.) હાથીનું બચ્ચું
**મદમત્ત** વિ૦ મદમાતું
**મદમાતું** વિ૦ મદથી મત્ત બનેલું
**મદરેસા** સ્ત્રી૦ નિશાળ (મુસલમાની)
**મદલેખા** પું૦ એક છંદ
**મદલોલ** વિ૦ મદમાતું
**મદવિકાર** પું૦ કેફની ખુમારી; ઉન્મત્તતા (૨) મદ ઝરવો તે

**મદવું** અ૦ ક્રિ૦ મદ—અહંકાર કરવો
**મદાર** પું૦ આધાર; ભરોંસો
**મદારત** સ્ત્રી૦ પરોણાચાકરી
**મદારી** પું૦ રીંછ, માંકડાં કે સાપ કેળવી ખેલ કરી બતાવનાર
**મદાંધ** વિ૦ મદથી અંધ બનેલું
**મદિરા** સ્ત્રી૦ દારૂ
**મદિરાક્ષી** વિ૦ સ્ત્રી૦ મોહક આંખવાળી
**મદી** વિ૦ મત્ત
**મદીના** ન૦ (સં.) અરબસ્તાનનું એક શહેર, જ્યાં મહંમદ પેગંબરની કબર છે
**મદોન્મત્ત** વિ૦ મદથી ઉન્મત્ત બનેલું
**મદ્દેનજર** સ્ત્રી૦ નવી નીકળેલી કંપનીની જાહેરખબર
**મદ્ય** ન૦ મદિરા; દારૂ
**મદ્યનિષેધ** પું૦ દારૂનિષેધ
**મદ્યનિષેધક** વિ૦ મદ્યનિષેધ કરનારું
**મદ્યપ(-પી)** પું૦ દારૂડિયો
**મદ્યપાન** ન૦ દારૂ પીવો તે
**મદ્યપી** પું૦ મદ્યપ; દારૂડિયો
**મદ્યાર્ક** પું૦ મદ્યનો અર્ક; 'આલકોહોલ'
**મદ્રાસી** વિ૦ મદ્રાસનું (૨) ન૦ એક જાતનું લાલ કાપડ
**મધ** ન૦ મધમાખીઓએ એકઠો કરેલો ફૂલનો રસ
**મધપૂડો** પું૦ મધમાખીઓનું ઘર
**મધમાખ(-ખી)** સ્ત્રી૦ મધ બનાવનારી માખી
**મધરાત** સ્ત્રી૦ અરધી રાત
**મધલાળ** સ્ત્રી૦ લાલચ
**મધવો** વિ૦ પું૦ હૃષ્ટપુષ્ટ; જાડો (૨) પું૦ એક પક્ષી
**મધુ** મીઠું; ગળ્યું (૨) ન૦ મધ (૩) પું૦ દારૂ (૪) વસંત (૫) અશોકવૃક્ષ (૬) એક છંદ (૭) ચૈત્રમાસ
**મધુ(-ધૂ)ક** પું૦ મહુડાનું ઝાડ; તેનું ફૂલ
**મધુકર** પું૦ ભમરો (૨) મધમાખ
**મધુકરવૃત્તિ** સ્ત્રી૦ મધુકરના જેવી સારુંસારું વીણી સંગ્રહ કરવાની વૃત્તિ
**મધુકરી** સ્ત્રી૦ ભમરી; મધમાખ (૨) માધુકરી
**મધુગંધિ(-ધી)** વિ૦ મધની ગંધવાળું; સુગંધીદાર
**મધુપ** પું૦ ભમરો (૨) મધમાખ (૩) દારૂડિયો
**મધુપર્ક** પું૦ દહીં, ઘી, પાણી, મધ અને ખાંડ એ પાંચનું મિશ્રણ (સત્કારપૂજનમાં વપરાતું)
**મધુપાન** ન૦ મદ્યપાન
**મધુપ્રમેહ** પું૦ પેશાબમાં સાકર જવાનો રોગ
**મધુભાર** પું૦ એક છંદ
**મધુમક્ષિકા** સ્ત્રી૦ મધમાખી
**મધુમાસ** પું૦ ચૈત્ર મહિનો
**મધુમેહ** પું૦ જુઓ મધુપ્રમેહ
**મધુયા** ન૦*
**મધુર(-રું)** વિ૦ ગળ્યું (૨) મીઠું; પ્રિય (૩) સુંદર; મનોરંજક (૪) શાંત; સૌમ્ય
**મધુરતા** સ્ત્રી૦
**મધુરા** સ્ત્રી૦ સાકર (૨) જેઠીમધ (૩) મીઠી કાકડી (૪) સુવા
**મધુરું** વિ૦ જુઓ મધુર
**મધુવન** ન૦ (સં.) વૃંદાવન
**મધુસૂદન** પું૦ (સં.) મધુદૈત્યને મારનાર—શ્રીકૃષ્ણ
**મધોમધ** અ૦ વચ્ચે
**મધ્ય** વિ૦ વચ્ચેનું (૨) ન૦ વચલો ભાગ (૩) પું૦ મધ્યમસર અવાજ કે સ્વર (સંગીત. જુઓ મંદ્ર)
**મધ્યકાલ(-ળ)** પું૦ મધ્યયુગ
**મધ્યકાલીન** વિ૦ મધ્યયુગનું
**મધ્યગા** સ્ત્રી૦ 'મીડિયન'
**મધ્યગુણક** પું૦ ઘાતક; 'મોડયુલસ' (ગ.)
**મધ્યધન** ન૦ ચયશ્રેઢીના પહેલા અને છેલ્લા પદની સરેરાશ (ગ.)
**મધ્યબિંદુ** ન૦ કેંદ્ર
**મધ્યમ** વિ૦ વચલું (૨) પું૦ સંગીતના સ્વરસપ્તકમાંનો ચોથો સૂર (૩) ન૦ 'મીન' (ગ.)
**મધ્યમપદ** ન૦ વચલું પદ
**મધ્યમપદલોપી** પું૦ જેનું મધ્યમ પદ લોપાય છે એ સમાસ; ઉદા૦ પર્ણ (નિર્મિત) શાલા
**મધ્યમસર** અ૦ મધ્યમ રીતે મર્યાદિત પ્રમાણમાં
**મધ્યમા** સ્ત્રી૦ વચલી આંગળી (૨) મધ્યમિકા (૩) વાણીની ત્રીજી સ્થિતિ; જુઓ પરા (૪) નાયિકાનો એક પ્રકાર

**મધ્યમાન** ન૦ સરાસરી; સરેરાશ; સમમિતિ 'ઍવરેજ' (ગ.)
**મધ્યમિકા** વિ૦ સ્ત્રી૦ રજસ્વલા થવા લાગેલી કન્યા
**મધ્યરાત્ર(-ત્રિ,-ત્રી)** સ્ત્રી૦ મધરાત
**મધ્યરેખા(-ષા)** સ્ત્રી૦ વિષુવવૃત્ત
**મધ્યલય** સ્ત્રી૦ સંગીતનો એક લય
**મધ્યવર્તી** વિ૦ મધ્યસ્થ
**મધ્યસ્થ** વિ૦ વચમાં આવેલું (૨) તટસ્થ (૩) બે પક્ષનું સમાધાન કરનાર
**મધ્યસ્થતા** સ્ત્રી૦ તટસ્થતા
**મધ્યા** સ્ત્રી૦ વચલી આંગળી (૨) જુઓ મધ્યમિકા (૩) જુઓ મુગ્ધા
**મધ્યાન(-હ્ન)** પું૦ બપોર
**મધ્યે** અ૦ વચ્ચે; માં
**મન** ન૦ સંકલ્પવિકલ્પ વગેરે કરનારી ઇંદ્રિય (૨) દિલ (૩) ઇચ્છા
**મનકામના** સ્ત્રી૦ મનની ઇચ્છા
**મનખાદેહ** પું૦; સ્ત્રી૦ મનુષ્યનું શરીર
**મનખો** પું૦ મનુષ્ય તરીકેની જિંદગી
**મનગમતું** વિ૦ મનને ગમતું
**મનગમો** પું૦ મનની રુચિ
**મનન** ન૦ ચિંતન
**મનનશીલ** વિ૦ ચિંતન કરવાના સ્વભાવવાળું
**મનનીય** વિ૦ મનન કરવાજેવું
**મનપતીજ** વિ૦ સંતોષકારક
**મનફેર** વિ૦ જરાક ફેરવાળું
**મનભર** વિ૦ સાચા મનનું
**મનભંગ** વિ૦ નિરાશ (૨) પું૦ નિરાશા
**મનભાવતું** વિ૦ મનપસંદ
**મનમાનતું** વિ૦ મનને ગમે તેટલું
**મનમેળાપી** વિ૦ મળતાવડું
**મનમોજી** વિ૦ મનસ્વી; તરંગી
**મનમોદ** પું૦ આનંદ
**મનમોહન** વિ૦ મનને મોહ પમાડે તેવું
**મનરમાડો** પું૦ મનનો આનંદ
**મનરંજન** વિ૦ મનને આનંદ આપનાર
**મનવણિયું** વિ૦ મનને મનાવવા જેવું
**મનવર** સ્ત્રી૦ પરોણાચાકરી
**મન(-ના)વવું** સ૦ ક્રિ૦ 'માનવું'નું પ્રેરકરૂપ
**મનવાર** સ્ત્રી૦ લશ્કરી વહાણ
**મનવેગી** વિ૦ મનના જેટલા વેગવાળું
**મનવો** પું૦ મનુષ્ય (૨) મન
**મનસબ** પું૦ પદવી; દરજ્જો
**મનસબદાર** પું૦ લશ્કરની ટુકડીનો અમલદાર
**મનસબદારી** સ્ત્રી૦ મનસબદારનું કામ કે હોદ્દો
**મનસબી** સ્ત્રી૦ મનસબદારી
**મનસા** અ૦ મનથી
**મનસિજ** પું૦ કામદેવ
**મનસૂબો** પું૦ વિચાર; ધારણ; ઇરાદો
**મનસૂર** પું૦ (સં.) 'અનલહક' બોલી દેહાંતદંડ પામનાર મુસલમાન સંત
**મનસ્વિતા** સ્ત્રી૦ મનસ્વીપણું
**મનસ્વી** વિ૦ સ્વચ્છંદી; તરંગી (૨) ઉદાર —શ્રેષ્ઠ ચિત્તવાળું (૩) ધીર-સ્થિર ચિત્તવાળું (૪) માની
**મનહર** વિ૦ મનોહર (૨) પું૦ એક છંદ
**મનઃપૂત** વિ૦ મન વડે વિચારી જોયેલું; અંતઃકરણે કબૂલ રાખેલું
**મનઃશિલ** પું૦ એક ખનિજ પદાર્થ
**મના,૦ઈ** સ્ત્રી૦ બંધી; નિષેધ
**મનાઈહુકમ** પું૦ મનાઈ જણાવનારો હુકમ
**મનામણું** ન૦ મનાવવું તે
**મનાવવું** સ૦ ક્રિ૦ જુઓ મનવવું
**મનિયાર** પું૦ જુઓ મણિયાર
**મનિયારું** ન૦ મનિયારનો ધંધો
**મનીઑર્ડર** પું૦ ટપાલઑફિસ મારફતે નાણાં મોકલવાં તે
**મનીષા** સ્ત્રી૦ ઇચ્છા (૨) બુદ્ધિ; જ્ઞાન
**મનુ** પું૦ (સં.) વિવસ્વતના પુત્ર—આદિમાનવ; માનવકુળના ઉત્પાદક (૨) બ્રહ્માના ૧૪ પુત્રોમાંના દરેક, જેમનાથી મન્વંતર ગણાય છે. પ્રથમ સ્વાયંભુમનુ મનુસ્મૃતિના કર્તા કહેવાય છે; આ મન્વંતરના મનુ વૈવસ્વત છે
**મનુજ** પું૦ મનુષ્ય
**મનુષ્ય** પું૦; ન૦ માણસ
**મનુષ્યજાતિ** સ્ત્રી૦ માણસજાત
**મનુષ્યત્વ** ન૦ માણસાઈ
**મનુષ્યયજ્ઞ** પું૦ અતિથિસત્કાર; નૃયજ્ઞ
**મનુષ્યલોક** પું૦ મૃત્યુલોક; પૃથ્વી
**મનુષ્યેતર** વિ૦ મનુષ્યથી જુદું

**મનુસંહિતા** સ્ત્રી૦ (સં.) મનુએ રચેલી સ્મૃતિ
**મનુસ્મૃતિ** સ્ત્રી૦ (સં.) જુઓ મનુસંહિતા
**મનુહાર** પું૦ મનામણી; પ્રાર્થના
**મનુહારી** વિ૦ મનામણી કરનારું
**મને** સ૦ હુંનું બીજી વિભક્તિ એકવચન
**મનોગત** વિ૦ મનમાં રહેલું (૨) ન૦ વિચાર; અભિપ્રાય
**મનોગતિ** સ્ત્રી૦ મનની ઇચ્છા (૨) મનની ગતિ–વેગ
**મનોગમ** વિ૦ મનપસંદ
**મનોગ્રાહ્ય** વિ૦ મનને ગમે તેવું (૨) બુદ્ધિગ્રાહ્ય
**મનોજ** વિ૦ મનમાં ઉત્પન્ન થયેલું (૨) પું૦ કામદેવ
**મનોજ્ઞ** વિ૦ મનપસંદ; સુંદર
**મનોધર્મ** પું૦ મનનો ધર્મ
**મનોધર્મવિદ્યા** સ્ત્રી૦ માનસશાસ્ત્ર
**મનોનિગ્રહ** પું૦ મનનો સંયમ
**મનોભવ** પું૦ મનોજ; કામદેવ
**મનોભંગ** પું૦ નિરાશા
**મનોભાવ** પું૦ મનની વૃત્તિ
**મનોભૂ** પું૦ મનોભવ; કામદેવ
**મનોમય** વિ૦ માનસિક; મન સંબંધી
**મનોમયકોશ(–ષ)** પું૦ પાંચ કોશ પૈકી ત્રીજો (જુઓ આનંદમયકોશ)
**મનોમયી** સ્ત્રી૦ મનોમયનું સ્ત્રીલિંગ
**મનોમૂર્તિ(–ર્ત્તિ)** સ્ત્રી૦ ધ્યાનમૂર્તિ
**મનોયત્ન** પું૦; ન૦ મનની મહેનત (૨) અભ્યાસપાઠ (ખાસ કરીને ગણિતમાં)
**મનોરચના** સ્ત્રી૦ માનસિક બંધારણ
**મનોરથ** પું૦ મનની ધારણા; મુરાદ
**મનોરમ** વિ૦ મનોરંજક
**મનોરમા** સ્ત્રી૦ સુંદર સ્ત્રી (૨) પીળી જૂઈ (૩) ગોરોચન
**મનોરંજક** વિ૦ મનને આનંદ આપનાર
**મનોરંજન** ન૦ આનંદ
**મનોરાગ** પું૦ મનનો આનંદ
**મનોરાજ્ય** ન૦ કલ્પનાવિહાર; શેખચલ્લીના તરંગ
**મનોવાંછા** સ્ત્રી૦ મનની ઇચ્છા
**મનોવિકાર** પું૦ ભાવ; લાગણી
**મનોવૃત્તિ** સ્ત્રી૦ મનની વૃત્તિ
**મનોવેગ** પું૦ મનનો આવેશ
**મનોવ્યથા** સ્ત્રી૦ માનસિક વેદના
**મનોહર** વિ૦ મોહક; સુંદર
**મનોહારી** વિ૦ મનોહર (૨) સ્ત્રી૦ મનુહાર
**મન્મથ** પું૦ કામદેવ
**મન્યુ** પું૦ કોપ; ગુસ્સો
**મન્વંતર** પું૦ એક મનુની કારકિર્દીનો સમય; ૩૦૬,૭૨૦,૦૦૦ વર્ષ (જુઓ મનુ)
**મપારો** પું૦ જોખો (૨) ફડિયો
**મપાવવું** સ૦ ક્રિ૦ 'માપવું'નું પ્રેરકરૂપ
**મપાવું** અ૦ ક્રિ૦ 'માપવું'નું કર્મણિરૂપ
**મફત** અ૦ વગરપૈસે
**મફતિયું** વિ૦ મફતનું; ફોગટિયું (૨) મફત લેનાર–વાપરનાર
**મફ્રેર** સ્ત્રી૦ મનને ખુશ કરનાર દવા
**મબલક(–ખ)** વિ૦ અતિશય; પુષ્કળ
**મબારખી** સ્ત્રી૦ નાનાં છોકરાં તથા ઢોરને થતો એક રોગ
**મભમ** વિ૦ મોઘમ; અસ્પષ્ટ
**મમ** પું૦ બ૦ વ૦ ચાવણું (બાળભાષામાં) (૨) સ૦ મારું
**મમઈ** સ્ત્રી૦ માની મા
**મમત** પું૦ હઠ; દુરાગ્રહ (૨) ચડસ
**મમતા** સ્ત્રી૦ જુઓ મમત્વ
**મમતાળુ** વિ૦ હેતાળ; માયાળુ
**મમતી,૦લું** વિ૦ હઠીલું; આગ્રહી
**મમત્વ** ન૦ પોતાપણું (૨) હેત; સ્નેહ (૩) હઠ; દુરાગ્રહ
**મમરો** પું૦ ચોખાની ધાણીનો દાણો (૨) ઉશ્કેરણી; ફડદું
**મમળાવવું** સ૦ ક્રિ૦ ઓગાળવા માટે મોંમાં આમતેમ ફેરવવું
**મમાવો** પું૦ માનો બાપ
**મમી** સ્ત્રી૦ ન૦ સંઘરી રાખેલું મડદું (મિસર)
**મમૂલા** ન૦ એક પક્ષી
**મમ્મો** પું૦ મ અક્ષર
**મમ્મોચચ્ચો** પું૦ મ અને ચથી શરૂ થતી (મા બહેન સમાણી) ગાળ
**મય** પું૦ (સં.) દાનવોનો શિલ્પી
**મયણ** પું૦ + મદન; કામદેવ
**મયંક** પું૦ મૃગાંક; ચંદ્ર
**મયા** સ્ત્રી૦ દયા; કૃપા (૨) માયા; સ્નેહ

**મચાળ** પું૦ એક વેલો
**મયૂખ** ન૦ કિરણ
**મયૂર** પું૦ મોર
**મયૂરી** સ્ત્રી૦ ઢેલ
**મર** અ૦ હશે; છોને; ભલે
**મરકત** ન૦ લીલમ
**મરકલડું** ન૦ મંદ હાસ્ય
**મરકલું** ન૦ મરકલડું
**મરકવું** અ૦ ક્રિ૦ (કા.) સ્મિત કરવું
**મરકી** સ્ત્રી૦ મહામારી; ઘણા લોક મરે તેવો રોગ; કોગળિયું, પ્લેગ વગેરે (૨) એક મીઠાઈ
**મરઘી** સ્ત્રી૦ કૂકડી
**મરઘું** ન૦ કૂકડું
**મરઘો** પું૦ કૂકડો
**મરચી** સ્ત્રી૦ મરચાંનો છોડ (૨) કાનનું એક ઘરેણું
**મરચું** ન૦ એક જાતનું તીખું શિંગ જેવું ફળ; મરચીનું ફળ
**મરજ** પું૦ રોગ; વાવર
**મરજાદ** સ્ત્રી૦ મર્યાદા; અદબ; સભ્યતા (૨) જુઓ મરજાદી
**મરજાદવેલ** સ્ત્રી૦ દરિયાકિનારે થતી એક વેલ
**મરજાદા** સ્ત્રી૦ મર્યાદા; સભ્યતા
**મરજાદી** વિ૦ પુષ્ટિમાર્ગના આચાર પ્રમાણે ચાલનારું (૨) સ્ત્રી૦ પુષ્ટિમાર્ગની આચાર-પ્રણાલી
**મરજી** સ્ત્રી૦ ઇચ્છા; ખુશી
**મરજીવો** પું૦ દરિયામાંથી મોતી કાઢનાર (૨) મરણિયો
**મરડ** પું૦; સ્ત્રી૦ જુઓ મરડાટ (૨) મરડિયો
**મરડવું** સ૦ ક્રિ૦ વાંકું વાળવું; આમળવું
**મરડાટ** પું૦ રીસ (૨) લટકો; ચાળો
**મરડાવું** અ૦ ક્રિ૦ 'મરડવું'નું કર્મણિરૂપ (૨) વંકાવું; રિસાવું (૩) લટકા કરવા
**મરડાશિં(-શી,-સિં,-સી)ગ** સ્ત્રી૦ એક આંબળાવાળી શીંગ
**મરડિયો** પું૦ એક જાતનો કાંકરો, જેને પકવ્યાથી ચૂનો બને છે
**મરડો** પું૦ એક રોગ, જેમાં ઝાડા વાટે આમ તથા લોહી પડે છે
**મરણ** ન૦ મોત; મૃત્યુ
**મરણકાલ(-ળ)** પું૦ મરવાનો સમય
**મરણઘાત** સ્ત્રી૦ મરણ થાય એવો પ્રસંગ
**મરણતોલ** વિ૦ મરી જાય તેવું-તેટલું
**મરણપોક** સ્ત્રી૦ મરણ થતાં મૂકેલી પોક
**મરણલાકડાં** ન૦ બ૦ વ૦ શબને બાળવાનાં લાકડાં
**મરણશીલ** વિ૦ મરણ પામે તેવું; મર્ત્ય
**મરણાગત** સ્ત્રી૦ મરણકાળ (૨) અ૦ મૃત્યુ થાય તોપણ; જીવ ગયે
**મરણાભિમુખ** વિ૦ દેહ છોડવાની તૈયારીમાં હોય તેવું
**મરણોન્મુખ** વિ૦ જુઓ મરણાભિમુખ
**મરણાંત** વિ૦ મરણ સુધીનું
**મરણિયું** વિ૦ મરવાને તૈયાર થયેલું; મોતની પરવા વિના ઝૂઝનારું
**મરતક** ન૦ + મડદું
**મરતબો** પું૦ દરજ્જો; મોભો
**મરદ** પું૦ પુરુષ (૨) વીર પુરુષ
**મરદવું** સ૦ ક્રિ૦ જુઓ મર્દવું
**મરદાઈ** સ્ત્રી૦ પુરુષાતન (૨) વીરતા
**મરદાનગી** સ્ત્રી૦ જુઓ મરદાઈ
**મરદાના** વિ૦ પુરુષ સંબંધી
**મરદાની** વિ૦ મરદને લગતું; મરદ માટેનું; મરદને છાજે એવું
**મરદા(-દૂ)મી** સ્ત્રી૦ મરદાઈ
**મરદી** સ્ત્રી૦ મરદાઈ
**મરદૂમી** સ્ત્રી૦ મરદામી; મરદાઈ
**મરની(-ને)** અ૦ જુઓ મર
**મરમ્મત** સ્ત્રી૦ જીર્ણોદ્ધાર; સમારકામ
**મરફો** પું૦ એક જાતનું વાજું
**મરવું** અ૦ ક્રિ૦ મરણ પામવું; નાશ પામવું (૨) (ધાતુની) ભસ્મ થવી
**મરવો** પું૦ નાની કાચી કેરી (૨) એક છોડ
**મરસિયો** પું૦ રાજિયો
**મરહઠા** પું૦ એક છંદ
**મરહમ** પું૦ મલમ; લેપ
**મરહૂમ** વિ૦ મરણ પામેલું; સ્વર્ગસ્થ
**મરા(-રે)ઠણ** સ્ત્રી૦ મરાઠા સ્ત્રી
**મરા(-રે)ઠી** વિ૦ મહારાષ્ટ્રનું (૨) સ્ત્રી૦ મહારાષ્ટ્રની ભાષા

**મરા(-રે)ઠો** પું૰ મહારાષ્ટ્રનો રહેવાસી
**મરામત** સ્ત્રી૰ જુઓ મરમ્મત
**મરામતી** વિ૰ મરામત કરાવવી પડે તેવું (૨) પું૰ મરામત કરનાર માણસ
**મરાલ(-ળ)** પું૰ હંસ
**મરાલી(-ળી)** સ્ત્રી૰ હંસી
**મરિયું** વિ૰ મરી જેવું તીખું; ક્રોધવાળું (૨) ન૰ મરી
**મરી** ન૰ એક તેજાનો
**મરીચકંકોલ** ન૰ એક છોડ
**મરીચિ** પું૰ (સં.) દશ પ્રજાપતિમાંના એક (૨) સ્ત્રી૰ કિરણ
**મરીચિકા** સ્ત્રી૰ મૃગજળ
**મરીચી** પું૰ સૂર્ય
**મરીમસાલો** પું૰ ગરમ મસાલો (૨) [લા.] અતિશયોક્તિ
**મરુ** પું૰ રણ (૨) મારવાડ
**મરુત** પું૰ પવન
**મરુદેશ** પું૰ મારવાડ; પાણી વગરનો રણનો પ્રદેશ
**મરુભૂમિ(-મી)** સ્ત્રી૰ મરુદેશ
**મરુસ્થલી** સ્ત્રી૰ મરુદેશ
**મરૂડિયો** પું૰ જુઓ મનિયાર
**મરૂહ** ન૰ એક છોડ
**મરૂવો** પું૰ એક છોડ
**મરેઠણ** સ્ત્રી૰ જુઓ મરાઠણ
**મરેઠી** વિ૰ (૨) સ્ત્રી૰ જુઓ મરાઠી
**મરેઠો** પું૰ જુઓ મરાઠો
**મરો** પું૰ મોત (૨) મોતના જેવું દુઃખ; હેરાનગતિ
**મરોડ** પું૰ વાંક; વલણ; (અક્ષરનો) આકાર (૨) જુઓ મરડાટ
**મરોડદાર** વિ૰ મરોડવાળો (અક્ષર)
**મરોડવું** સ૰ ક્રિ૰ જુઓ મરડવું
**મરોડી** સ્ત્રી૰ બૂચ ઉઘાડવાનો સ્ક્રૂ
**મર્કટ** પું૰ વાંદરો
**મર્ત્ય** વિ૰ મરણશીલ (૨) પું૰ માણસ
**મર્ત્યલોક** પું૰ મૃત્યુલોક
**મર્દ** પું૰ જુઓ મરદ
**મર્દન** ન૰ ચોળવું તે (૨) દમન; નાશ
**મર્દવું** સ૰ ક્રિ૰ મર્દન કરવું; ચોળવું
**મર્દાઈ** સ્ત્રી૰ જુઓ મરદાઈ
**મર્દાનગી** સ્ત્રી૰ જુઓ મરદાનગી
**મર્દાના** સ્ત્રી૰ જુઓ મરદાના
**મર્દાની** વિ૰ જુઓ મરદાની
**મર્દી** સ્ત્રી૰ જુઓ મરદી
**મર્મ** પું૰ છૂપી વાત; ભેદ (૨) રહસ્ય; તાત્પર્ય (૩) મર્મસ્થાન
**મર્મખાર** પું૰
**મર્મગ્રાહી** વિ૰ મર્મ-રહસ્યનું ગ્રહણ કરનારું
**મર્મજ્ઞ** વિ૰ મર્મ જાણનાર; ચતુર
**મર્મભેદ** પું૰ બીજાની છૂપી વાતો બહાર પાડવી તે
**મર્મભેદન** ન૰ મર્મભેદ
**મર્મભેદી** વિ૰ મર્મસ્થાનને ભેદનાર
**મર્મર** વિ૰ મર્મર અવાજ કરતું (૨) પું૰ (રવ૰) અવાજ (પાંદડાં વગેરેનો)
**મર્મવચન** ન૰ મહેણું
**મર્મવિદ** પું૰ મર્મજ્ઞ
**મર્મસ્થલ(-ળ)** ન૰ જ્યાં ઈજા થવાથી મૃત્યુ થાય તેવો શરીરનો કોમળ ભાગ
**મર્મસ્થાન** ન૰ મર્મસ્થળ
**મર્માળ(-ળું)** વિ૰ મર્મવાળું
**મર્યાદ(-દા)** સ્ત્રી૰ હદ (૨) અદબ; વિવેક
**મર્યાદવેલ** સ્ત્રી૰ મરજાદવેલ
**મર્યાદશીલ** વિ૰ વિનયી; અદબવાળું
**મલ(-લ્લ)** પું૰ કુસ્તીબાજ; પહેલવાન
**મલ(-ળ)** પું૰ મેલ (૨) વિષ્ઠા
**મલકટ** પું૰ કાંચળીનો છાતી ઉપરનો ભાગ
**મલક(-કા)વું** અ૰ ક્રિ૰ મંદમંદ હસવું
**મલકાટ** પું૰ મંદ સ્મિત (૨) હર્ષ; આનંદ
**મલકુસ્તી** સ્ત્રી૰ મલ્લયુદ્ધ
**મલકૂડું** વિ૰ સહેજમાં મલકાઈ જાય તેવું (૨) મળગૂંગળું (૩) ન૰ દોણી
**મલકૂત** પું૰ દેવલોક
**મલખમ** પું૰ કસરત માટેનો લાકડાનો લીસો થાંભલો
**મલખંભ** પું૰ જુઓ મલખમ
**મલચક્ર** ન૰ મલ-પાપના અધિષ્ઠાનરૂપ શરીરનું કલ્પિત ચક્ર
**મલત્યાગ** પું૰ પેટમાંનો મળ ગુદા વાટે બહાર કાઢવો

**મલપતું** વિ૦ ઉમંગમાં ઠાઠથી ધીમેધીમે ચાલતું
**મલબારી** વિ૦ મલબારનું
**મલમ** પું૦ ગડગૂમડ ઉપર ચોપડવાનું ઔષધ
**મલમપટી(-ટ્ટી)** સ્ત્રી૦ મલમ ચોપડેલી પટી
**મલમપટો(-ટ્ટો)** પું૦ મલમ ચોપડેલો લૂગડાનો પટો
**મલમલ** ન૦; સ્ત્રી૦ એક જાતનું બારીક કાપડ
**મલ(-ળ)માસ** પું૦ અધિકમાસ
**મલય** પું૦ (સં૦) મલયપર્વત
**મલયગિરિ** પું૦ (સં.) દક્ષિણમાં આવેલો ચંદનનાં જંગલવાળો પર્વત
**મલયપર્વત** પું૦ (સં.) મલયગિરિ
**મલયાગરુ** ન૦ સારામાં સારી સુખડ
**મલયાચલ(-ળ)** પું૦ (સં.) મલયગિરિ
**મલયાદ્રિ** પું૦ (સં.) મલયગિરિ
**મલયાનિલ** પું૦ મલયપર્વતમાંથી આવતો પવન
**મલ(-ળ)શુદ્ધિ** સ્ત્રી૦ ઝાડો સાફ આવવો તે
**મલંગ** વિ૦ મસ્ત (ફકીર)
**મલાઈ** સ્ત્રી૦ દૂધ ગરમ કરવાથી ઉપર જામતું જાડું પડ
**મલાખું** વિ૦ બાડું
**મલાજો** પું૦ જુઓ મુલાજો
**મલામણી** સ્ત્રી૦*
**મલાર** પું૦ એક રાગ
**મલાવડાં** ન૦ બ૦ વ૦ મીઠુંમીઠું બોલી સારું લગાડવું તે
**મલા(-ળા)વરોધ** પું૦ બંધકોશ
**મલાવવું** સ૦ ક્રિ૦ વધારી રંગ પૂરવો; દીપાવવું (વાત; રાગ) (૨) લંબાવવું; અતિશયોક્તિ કરવી
**મલાવો** પું૦ મલાવવું તે
**મલા(-ળા)શય** ન૦ મળને રહેવાનું સ્થાન
**મલિક** પું૦ રાજા
**મલિન** વિ૦ મેલું
**મલિનતા** સ્ત્રી૦
**મલીદો** પું૦ ચૂરમું (૨) સત્ત્વવાળો ખોરાક (૩) [લા.] માર
**મલીર** ન૦ (કા.) ઝીણા પોતનું અને કાળા રંગનું કાઠિયાણીનું ઓઢણું
**મલૂક** વિ૦ ઉત્તમ
**મલેક** પું૦ મુસલમાનોની એક જાતનો માણસ
**મલોખું** ન૦ રેંટિયાની માળ ન ખસી જાય માટે બે ઢીંગલીની વચ્ચે ઘલાતી સળીઓમાંની દરેક
**મલો(-ળો)ત્સર્ગ** પું૦ મળત્યાગ
**મલ્લ** વિ૦ મજબૂત અને કસરતી (૨) પું૦ પહેલવાન
**મલ્લયુદ્ધ** ન૦ કુસ્તી
**મલ્લવિદ્યા** સ્ત્રી૦ કુસ્તીની કળા અને શાસ્ત્ર
**મલ્લિકા** સ્ત્રી૦ એક વેલ અને તેનું ફૂલ (૨) એક છંદ (૩) હંસની એક જાત
**મવડાવવું** સ૦ ક્રિ૦ 'માવું'નું પ્રેરકરૂપ
**મવાલી** પું૦ કંગાળ; ભિખારી (૨) ગુંડો
**મશ(-સ)** ન૦ મિષ; બહાનું
**મશક** સ્ત્રી૦ પાણી ભરવાની ચામડાની કોથળી
**મશકલું** વિ૦ ચિડાયેલું
**મશગૂલ** વિ૦ નિમગ્ન; લીન
**મશરૂ** પું૦ રેશમ તથા સૂતરનું ઘણા રંગના પટાવાળું કપડું
**મશહૂર** વિ૦ પ્રખ્યાત
**મશાગત** સ્ત્રી૦ મહેનત (૨) રોજ; મજૂરી
**મશાલ** સ્ત્રી૦ લાકડી ઉપર ચીંથરાં વીંટીને સળગાવેલો કાકડો
**મશાલચી** પું૦ મશાલ ધરનારો
**મશાલી** પું૦ મશાલચી
**મશિ(-સિ)યાઈ** વિ૦ માસીનું
**મશી(-સી)** સ્ત્રી૦ કાજળ; મેશ (૨) દાંત ઘસવાનો કે કાળા કરવાનો ભૂકો
**મશ્કરી** સ્ત્રી૦ મજાક; ઠઠ્ઠો; ટોળ
**મશ્કરો** પું૦ મશ્કરી કરનારો (૨) વિદૂષક; રંગલો
**મસ** વિ૦ પુષ્કળ (૨) ન૦ મિષ
**મસકો** પું૦ માખણ (૨) [લા.] ખુશામત
**મસનદ** સ્ત્રી૦ ગાદી; તખ્ત
**મસનવી** સ્ત્રી૦ કાવ્યનો એક પ્રકાર
**મસમસવું** અ૦ ક્રિ૦ મઘમઘવું; ફોરવું
**મસરકો** પું૦ કરડાકીનો બોલ; મર્મવચન
**મસલત** સ્ત્રી૦ સંતલસ; સલાહ
**મસલતિયો** પું૦ સલાહ આપનાર
**મસવણી** સ્ત્રી૦ ગૌરીપૂજન
**મસવાડી** સ્ત્રી૦ ભરવાડ પાસેથી ઢોર ચરાવવા બદલ લેવાતો કર

**મસવાડું** ન૦ ઘરની પાછળનો વાડાનો ભાગ
**મસવાડો** પું૦ ગામનું પછવાડું; ભાગોળ (૨) (ગર્ભ રહ્યાનો) મહિનો
**મસળવું** સ૦ ક્રિ૦ ચોળવું
**મસાણ** ન૦ સ્મશાન
**મસાણિયું** વિ૦ મસાણનું (૨) સ્મશાનમાં જઈ આવેલું (૩) [લા.] કંગાળ; અપશુકનિયું
**મસાણિયો** પું૦ મડદા સાથે સ્મશાનમાં ગયેલો માણસ
**મસાણી** વિ૦ મસાણિયું; કંગાળ (૨) પું૦ બાળતી કે દાટતી વખતે ધાર્મિક ક્રિયા કરાવનાર (૩) મરણક્રિયા માટેનો સામાન વેચનાર
**મસાત** સ્ત્રી૦ ખેડવાની જમીનની માપણી (૨) મહેસૂલ
**મસાલા(-લે)દાર** વિ૦ મસાલાવાળું
**મસાલો** પું૦ રસોઈ ઘમઘમાટવાળી કે સ્વાદિષ્ટ કરવા નાખવાનો તેજાનો (૨) કોઈ ચીજ બનાવવા જોઈતી સામગ્રી
**મસિ(-સી)** સ્ત્રી૦ ઝાડ તથા વેલા પર થતો એક જીવ (૨) શેરડીનો એક રોગ (૩) શાહી
**મસિયાઈ** વિ૦ જુઓ મશિયાઈ
**મસી** સ્ત્રી૦ જુઓ મશી (૨) જુઓ મસિ
**મસી,૦હ** પું૦ જુઓ મસીહ
**મસી(-સ્જિ)દ** સ્ત્રી૦ મુસલમાનોનું બંદગી કરવાનું જાહેર મકાન; નિમાજ પઢવાનું સ્થાન
**મસીહ(-હા)** પું૦ ઈસામસીહ
**મસુ-(સૂ)ર** સ્ત્રી૦ એક જાતની દાળ
**મસો** પું૦ ચામડી ઉપર બાઝેલી ગોળ ગાંઠ (૨) અર્શ; હરસ
**મસોતું** ન૦ ચૂલા ઉપરનાં ગરમ વાસણ પકડવા વપરાતું ચીંથરું
**મસ્કતી** વિ૦ મસ્કત બંદરનું
**મસ્જિદ** સ્ત્રી૦ મસીદ
**મસ્ત** વિ૦ મદમાતું; ઉન્મત્ત; ચકચૂર
**મસ્તક** ન૦ માથું
**મસ્તાન** વિ૦ મસ્ત; ઉન્મત્ત
**મસ્તિક(-ષ્ક)** ન૦ માથું (૨) મગજ
**મસ્તિક(-ષ્ક)વિદ્યા** સ્ત્રી૦ અંતઃકરણમાં થતી જુદીજુદી લાગણીઓનાં મગજમાં નિયત સ્થાનો જણાવનારી વિદ્યા; 'ફ્રેનોલૉજી'
**મસ્તી** સ્ત્રી૦ તોફાન (૨) મસ્ત હાલત
**મસ્તીખોર** વિ૦ તોફાની
**મસ્તૂલ** સ્ત્રી૦; ન૦ સાળમાં વપરાતી રેશમની કોકડી
**મહકૂબ** વિ૦ મુલતવી
**મહકૂબી** સ્ત્રી૦ મહકૂબપણું
**મહત** વિ૦ મોટું
**મહ(-હે)તાબ** પું૦ ચંદ્ર (૨) સ્ત્રી૦ ચાંદની (૩) એક દારૂખાનું
**મહતી** વિ૦ સ્ત્રી૦ મોટી (૨) સ્ત્રી૦ મહત્તા (૩) એક જાતની વીણા
**મહત્તા** સ્ત્રી૦ જુઓ મહત્ત્વ
**મહત્ત્વ** ન૦ મોટાપણું; મહિમા; અગત્ય; પ્રતિષ્ઠા
**મહત્ત્વાકાંક્ષા** સ્ત્રી૦ મોટાઈ મેળવવાની ઇચ્છા
**મહત્ત્વાકાંક્ષી** વિ૦ મહત્ત્વાકાંક્ષાવાળું
**મહ(-હે)બૂબ** સ્ત્રી૦ પ્રિયા
**મહ(-હં)મદ** પું૦ (સં.) ઇસ્લામના પેગંબર
**મહમદિયત** વિ૦ મહમદ સાહેબ સાથે સંબંધ રાખનાર
**મહર્લોક** પું૦ ઉપરના સાત લોકમાંનો ચોથો લોક
**મહર્ષિ** પું૦ મોટો ઋષિ
**મહંત** પું૦ મોટો સાધુ; મઠાધિકારી
**મહંમદ** પું૦ (સં.) મહમદ
**મહંમદી** વિ૦ મહમદનું અનુયાયી
**મહા** વિ૦ (સમાસમાં) મોટું (ઉદા૦ મહાજન; મહાપાપ) (૨) પું૦ વિક્રમસંવતનો ચોથો માસ
**મહાકવિ** પું૦ મોટો કવિ
**મહાકાય** વિ૦ મોટા શરીરવાળું
**મહાકાલ(-ળ)** પું૦ (સં.) મહાદેવ
**મહાકાલી(-ળી)** સ્ત્રી૦ (સં.) ભયંકર સ્વરૂપવાળી દુર્ગા
**મહાકાવ્ય** ન૦ મોટું કાવ્ય
**મહાજન** ન૦ મોટા પ્રતિષ્ઠિત માણસોનું મંડળ (૨) જુદાજુદા ધંધાદારીઓનાં મંડળોમાંનું દરેક
**મહાજનિયું** વિ૦ મહાજનને લગતું (૨) ધણી વગરનું; રખડાઉ
**મહાતલ(-ળ)** ન૦ સાતમાંનું પાંચમું પાતાળ

**મહાત્મા** વિ૦ (૨) પું૦ મહાન પુરુષ
**મહાદશા** સ્ત્રી૦ મુખ્ય ગ્રહની અસર
**મહાદેવ** પું૦ શિવ
**મહાદ્વાર** ન૦ મુખ્ય દરવાજો
**મહાન** વિ૦ મોટું
**મહાનુભાવ** વિ૦ મોટા મનનું; ઉદાર; મહાશય (૨) પું૦ તેવો પુરુષ
**મહાપદ્મ** વિ૦ સો અબજ (૨) ન૦ ધોળું કમળ
**મહાપાતક** ન૦ મોટું પાપ (બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, ગુરુપત્ની સાથે વ્યભિચાર, અને એ ચાર સાથે સંગ, એ પાંચ)
**મહાપાતકી** વિ૦ મહાપાતક કરનાર
**મહાપૂજા** સ્ત્રી૦ ખાસ પ્રસંગે કરાતી મોટી પૂજા
**મહાપ્રલય** પું૦ ચારસો બત્રીસ કરોડ વર્ષોને અંતે મનાતો સૃષ્ટિનો સમૂળગો નાશ
**મહાપ્રસાદ** પું૦ દેવનું નૈવેદ્ય (૨) જગન્નાથજીને ચડેલો ભાત
**મહાપ્રસ્થાન** ન૦ મૃત્યુ
**મહાપ્રાણ** વિ૦ જેનો ઉચ્ચાર કરતાં વધારે પ્રાણ વપરાય છે તે—કવર્ગ વગેરે દરેક વર્ગનો બીજો અને ચોથો વ્યંજન, તથા શ, ષ, સ, અને હ
**મહાબલા** સ્ત્રી૦ એક વનસ્પતિ
**મહાબો** પું૦ ભાર; વક્કર
**મહાભાગ** વિ૦ ભાગ્યશાળી (૨) સદાચારી
**મહાભારત** વિ૦ બહુ મોટું અને મુશ્કેલ (૨) ન૦ (સં.) તે નામનું પ્રસિદ્ધ મહાકાવ્ય
**મહાભિનિષ્ક્રમણ** ન૦ મહાન ગૃહત્યાગ (બુદ્ધનો)
**મહાભૂત** ન૦ મૂળતત્ત્વ; પંચમહાભૂતમાંનું દરેક
**મહામતિ** વિ૦ બુદ્ધિશાળી (૨) ઉદાર ચિત્તવાળું
**મહામહોપાધ્યાય** પું૦ બહુ મોટા ઉપાધ્યાય (૨) અંગ્રેજી રાજ્ય તરફથી સંસ્કૃતના પંડિતને મળતો એક ઇલકાબ
**મહામંત્રી** પું૦ પ્રધાન મંત્રી
**મહામાત્ર** પું૦ વડો અમાત્ય (૨) વિદ્યાપીઠના મંત્રી; 'રજિસ્ટ્રાર' (૩) મહાવત
**મહામાયા** સ્ત્રી૦ (સં.) જગતની કારણભૂત અવિદ્યાની અધિષ્ઠાત્રી; દુર્ગા (૨) બુદ્ધ ભગવાનની માતાનું નામ (૩) લક્ષ્મી (૪) સ્ત્રી૦ જેનાથી ભૌતિક જગત સત્ય જણાય છે તે માયા
**મહામારી** સ્ત્રી૦ મરકી; કૉલેરા
**મહાર** પું૦ ભંગી; ચંડાળ
**મહારજત** ન૦ સોનું
**મહારત** પું૦ આવડત; ઉસ્તાદી; મહાવરો
**મહારથી** પું૦ એકલો દશ હજાર યોદ્ધાઓ સામે લડી શકે તેવો પરાક્રમી લડવૈયો
**મહારાજ** સ્ત્રી૦ મોટો રાજા; સમ્રાટ (૨) વૈષ્ણવોના આચાર્ય (૩) બ્રાહ્મણ, સંત, રાજા વગેરેના સંબોધન તરીકે વપરાય છે
**મહારાજા(-યા)** પું૦ સમ્રાટ
**મહારાજાધિરાજ** પું૦ સર્વોપરી સમ્રાટ
**મહારાણી** સ્ત્રી૦ વડી રાણી
**મહારાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ શિવરાત્રી; મહા વદ ૧૪ ની રાત્રી (૨) મહાપ્રલયની રાત્રી; કાળરાત્રી (૩) મધરાત પછી બે મુહૂર્તનો સમય
**મહારાષ્ટ્ર** પું૦; ન૦ (સં.) ગુજરાતની દક્ષિણે અને કર્ણાટકની ઉત્તરે આવેલો અરબી સમુદ્રના કિનારા પરનો પ્રદેશ
**મહારાષ્ટ્રી** વિ૦ મહારાષ્ટ્રનું,-ને લગતું (૨) પું૦ મહારાષ્ટ્રનો રહેવાસી
**મહાલ** પું૦ પરગણાનો એક ભાગ
**મહાલક(-કા)રી** પું૦ મહાલનો વહીવટદાર
**મહાલક્ષ્મી** સ્ત્રી૦ નારાયણની શક્તિ (૨) અપાર સંપત્તિ (૩) એક છંદ
**મહાલય** ન૦ મહેલ (૨) પવિત્ર ધામ; મંદિર (૩) ભાદરવા વદમાં કરવાનું મોટું શ્રાદ્ધ (૪) મોટો વિનાશ
**મહાલવું** અ૦ ક્રિ૦ ઠાઠમાઠથી આનંદમાં અહીંતહીં ફરવું (૨) ફિકરચિંતા વિના લહેર કરવી
**મહાવત** પું૦ હાથીનો હાંકનાર
**મહાવરો** પું૦ અભ્યાસ; ટેવ
**મહાવાક્ય** ન૦ 'તત્ત્વમસિ' વગેરે બ્રહ્મપ્રતિપાદક ઉપનિષદ્‌વાક્ય
**મહાવિદ્યાલય** ન૦ ઊંચો અભ્યાસ કરવાની વડી શાળા; 'કૉલેજ'

**મહાવીર** પું૰ મોટો પરાક્રમી પુરુષ (૨) [સં.] ચોવીસમા જૈન તીર્થંકર (૩) હનુમાન (૪) ગરુડ
**મહાવ્યથા** સ્ત્રી૰ ભારે વેદના
**મહાવ્રત** ન૰ મોટું વ્રત (૨) જીવનની અનિવાર્ય ફરજ
**મહાશય** વિ૰ ઉચ્ચ આશયવાળું; સજ્જન (૨) પું૰ તેવો માણસ
**મહાશંકુ** વિ૰ દસ મહાપદ્મ (સંખ્યા)
**મહાશાળા** સ્ત્રી૰ વડી શાળા; 'કૉલેજ'
**મહાસબો** પું૰ હિસાબ
**મહાસભા** સ્ત્રી૰ 'કૉંગ્રેસ'
**મહાસમિતિ** સ્ત્રી૰ મોટી સમિતિ; 'ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટી'
**મહાસરટી** સ્ત્રી૰ પૃથ્વી ઉપરથી લુપ્ત થયેલું એક માંસાહારી પ્રાણી
**મહાસંસ્કૃત** ન૰ વેદનું સંસ્કૃત
**મહિ(-હી)** સ્ત્રી૰ પૃથ્વી
**મહિ(-હી)તલ(-ળ)** ન૰ પૃથ્વીની સપાટી
**મહિ(-હી)ધર** પું૰ પર્વત
**મહિના** પું૰બ૰વ૰ હમેલ (૨) કાવ્યનો એક પ્રકાર
**મહિનાદાર** પું૰ માસિક પગારે નોકરી કરનાર
**મહિનો** પું૰ માસ; વરસના બાર ભાગમાંનો એક (૨) એક મહિનાની અમુક એક તિથિથી બીજા મહિનાની તે જ તિથિ સુધીનો સમય
**મહિ(-હી)પતિ** પું૰ રાજા
**મહિ(-હી)પાલ(-ળ)** પું૰ રાજા
**મહિમા** પું૰ પ્રતાપ; યશ (૨) સ્ત્રી૰ આઠ સિદ્ધિઓમાંની એક-મોટું સ્વરૂપ લેવાની સિદ્ધિ
**મહિયર** ન૰ પિયર
**મહિયારી** સ્ત્રી૰ ભરવાડણ; ગોપી (૨) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી
**મહિલા** સ્ત્રી૰ સ્ત્રી (૨) રાણી
**મહિલાવિદ્યાલય** ન૰ સ્ત્રીઓની પાઠશાળા
**મહિષ** પું૰ પાડો
'**મહિષાસુર** પું૰ (સં.) એક રાક્ષસ
**મહિષી** સ્ત્રી૰ ભેંસ (૨) પટરાણી; રાણી
**મહી** સ્ત્રી૰ પૃથ્વી (૨) ગાય (૩) ન૰ દહીં
**મહીતલ(-ળ)** ન૰ જુઓ મહિતળ
**મહીદીપ** પું૰ એક છંદ
**મહીધર** પું૰ મહિધર; પર્વત
**મહીપતિ** પું૰ મહિપતિ; રાજા
**મહીપાલ(-ળ)** પું૰ મહિપાલ; રાજા
**મહીરું** ન૰ મહિયર
**મહીં** અ૰ અંદર
**મહુડી** સ્ત્રી૰ નાનો મહુડો (૨) દારૂ
**મહુડું** ન૰ મહુડાનું ફૂલ
**મહુડો** પું૰ એક ઝાડ
**મહુરત** ન૰ મુહૂર્ત
**મહુવર** સ્ત્રી૰ મદારીની વાંસળી
**મહેક** સ્ત્રી૰ ફોરમ; સુગંધ
**મહેકવું** અ૰ક્રિ૰ ફોરવું
**મહેકાટ** પું૰ મહેક
**મહેણાંઝળ** વિ૰*
**મહેણાંટૂણાં** ન૰બ૰વ૰ મહેણાં; મર્મવચન
**મહેણું** ન૰ ટોણો; મર્મવચન
**મહેતર** પું૰ ઢેડનો મુખી (૨) ઝાડુ મારનાર ભંગી
**મહેતરાઈ** સ્ત્રી૰ મહેતરનું કામ કે હોદ્દો
**મહેતરાણી** સ્ત્રી૰ મહેતરની કે તે જાતિની સ્ત્રી
**મહેતલ** સ્ત્રી૰ મુદત; સમય
**મહેતાગીરી** સ્ત્રી૰ મહેતાનું કામ
**મહેતાજી** પું૰ શિક્ષક (૨) કારકુન
**મહેતાબ** પું૰ ચંદ્ર
**મહેતી,૰જી** સ્ત્રી૰ શિક્ષિકા (૨) મહેતાજીની સ્ત્રી
**મહેતો** પું૰ શિક્ષક (૨) કારકુન
**મહેનત** સ્ત્રી૰ શ્રમ
**મહેનતાણું** ન૰ મહેનતનો બદલો; રોજી; પગાર
**મહેનતુ** વિ૰ ઉદ્યમી; ઉદ્યોગી
**મહેફિલ** સ્ત્રી૰ મિજલસ (૨) ઉજાણી
**મહેબૂબ** વિ૰ જુઓ મહબૂબ
**મહેમાન** પું૰ પરોણો
**મહેમાનગીરી** સ્ત્રી૰ પરોણાચાકરી
**મહેમાની** સ્ત્રી૰ મહેમાનગીરી
**મહેર** સ્ત્રી૰ કૃપા; દયા
**મહેરબાન** વિ૰ કૃપાળુ; માયાળુ
**મહેરબાની** સ્ત્રી૰ માયા; દયા
**મહેરમ** વિ૰ વહાલું; મનથી માનેલું
**મહેરાબ** પું૰ કમાનના આકારનું ચણતર
**મહેરાબદાર** વિ૰ મહેરાબવાળું
**મહેરાબી(-વી)** વિ૰ મહેરાબદાર

**મહેરામણ** પું૦ સમુદ્ર
**મહેરો** પું૦ પાલખી ઊંચકનાર; ભોઈ
**મહેલ** પું૦ રાજમહેલ
**મહે(-હો)લાત** સ્ત્રી૦ મહેલ
**મહે(-હો)લ્લો** પું૦ ફળિયું; શેરી
**મહેશ(-શ્વર)** પું૦ (સં.) મહાદેવ
**મહેસૂલ** સ્ત્રી૦ જમીન ઉપરનો કર (૨) જકાત; દાણ (૩) રાજ્યની કુલ આવક
**મહેસૂલી** વિ૦ મહેસૂલને લગતું
**મહેંદ્ર** પું૦ (સં.) ઇંદ્ર
**મહોકા** ન૦ એક પક્ષી
**મહોત્સવ** પું૦ મોટો ઉત્સવ
**મહોદધિ** પું૦ મહાસાગર
**મહોદય** વિ૦ (૨) પું૦ મહાનુભાવ; મહાશય
**મહોદયપર્વ** ન૦
**મહોબત** સ્ત્રી૦ પિછાન; દોસ્તી (૨) પ્રેમ; પ્યાર
**મહોર** સ્ત્રી૦ ગીની (૨) છાપ; સિક્કો
**મહોરદાર** સ્ત્રી૦ બેગમ; સ્ત્રી
**મહોરું** ન૦ શેતરંજનું સોગઠું
**મહોરો** પું૦ સાપના તાળવામાં થતો ગોળ ચપટો પદાર્થ (૨) ઘસીને ચળકાટ આપવો તે (૩) જેથી ચળકાટ અપાય તે (૪) અસ્તાઈની કડી (૫) નગારું વગાડવાની એક રીત (૬) કુસ્તીની શરૂઆતમાં આમતેમ ફરવું તે (૭) તરવારનો ઘા
**મહોલ** પું૦ જુઓ મહેલ
**મહોલાત** સ્ત્રી૦ જુઓ મહેલાત
**મહોલ્લેદાર** પું૦
**મહોલ્લો** પું૦ જુઓ મહેલ્લો
**મળ** પું૦ મેલ; કચરો (૨) પેટમાંનો કચરો; વિષ્ટા
**મળકું** વિ૦ જરા મોળું
**મળગૂંગળું** વિ૦ જરા મોળું (૨) ગંદું; મેલું
**મળણ** ન૦ મેળાપ; સ્નેહ
**મળતર** ન૦ નફો; કમાણી
**મળતાવડું** વિ૦ મિલનસાર
**મળતાવરોક** પું૦ ગ્રહ મળતા આવવા તે; મેળ (પતિપત્ની માટે)
**મળતિયો** પું૦ સાથે મળી કામ કરનાર; સાથી
**મળમાસ** પું૦ જુઓ મલમાસ
**મળવિકાર** પું૦ બંધકોશથી થયેલો રોગ
**મળવું** અ૦ ક્રિ૦ જોડાવું; ભેગા થવું (૨) સમાન હોવું (૩) મેળ હોવો (૪) પ્રાપ્ત થવું
**મળશુદ્ધિ** સ્ત્રી૦ જુઓ મલશુદ્ધિ
**મળસકું** ન૦ પરોઢિયું
**મળાવરોધ** પું૦ જુઓ મલાવરોધ
**મળાશય** ન૦ જુઓ મલાશય
**મળિયાગર(-રુ)** પું૦ જુઓ મલયાગરુ
**મળોત્સર્ગ** પું૦ જુઓ મલોત્સર્ગ
**મળી** સ્ત્રી૦ પૈડામાં ઊંજેલા દિવેલ તથા ચીંથરાનો થતો મેલ (૨) હનૂમાનની મૂર્તિ ઉપરનો તેલ અને સિંદુરનો મેલ
**મંકોડી** સ્ત્રી૦ મંકોડાની માદા
**મંકોડો** પું૦ એક જંતુ
**મંગણ(-ન)** પું૦ જુઓ માગણ
**મંગરો** પું૦ ડુંગરો; ટેકરો
**મંગલ(-ળ)** વિ૦ શુભ; કલ્યાણકારક (૨) પું૦ એ નામનો ગ્રહ (૩) મંગળવાર (૪) ન૦ કલ્યાણ; સુખ (૫) ખુશાલીનો અવસર (૬) ખુશાલીનું ગીત (૭) ગ્રંથને આરંભે કરાતી સ્તુતિ
**મંગલ(-ળ)કારક** વિ૦ મંગળ કરનારું; શુભ
**મંગલ(-ળ)કારી** વિ૦ જુઓ મંગલકારક
**મંગલા(-ળા)ચરણ** ન૦ ગ્રંથ કે કોઈ કામને આરંભે કરાતી ઈશ્વરસ્તુતિ (૨) [લા.] શરૂઆત
**મંગલા(-ળા)ષ્ટક** ન૦ લગ્ન વગેરે પ્રસંગે અંતે બોલાતા આશીર્વાદના આઠ શ્લોક
**મંગળ** વિ૦ (૨) પું૦ (૩) ન૦ જુઓ મંગલ
**મંગળકારક** વિ૦ જુઓ મંગલકારક
**મંગળકારી** વિ૦ જુઓ મંગલકારી
**મંગળફેરા** પું૦ બ૦ વ૦ પરણી ઊઠી વરવહુ ચોરીની આસપાસ ચારવાર ફરે છે તે
**મંગળમય** વિ૦ મંગળકારી; કલ્યાણકારી
**મંગળમૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ જેનું દર્શન સ્મરણ મંગળકારી છે તે; ગણપતિ
**મંગળવાર** પું૦ અઠવાડિયાનો ત્રીજો વાર
**મંગળસૂત્ર** ન૦ લગ્ન વખતે વર તરફથી કન્યાના ગળામાં દોરો ઘલાય છે તે, જેને કન્યા ધણીની હયાતિ સુધી પહેરી રાખે છે (૩) સ્ત્રીના ગળાનું એક ઘરેણું

**મંગળા** સ્ત્રી૰ વૈષ્ણવ મંદિરમાં ઠાકોરજીનાં પ્રભાતનાં પહેલાં દર્શન (૨) (સં.) દુર્ગા (૩) હળદર (૪) દુર્વા
**મંગળાચરણુ** ન૰ જુઓ મંગલાચરણ
**મંગળાષ્ટક** ન૰ જુઓ મંગલાષ્ટક
**મંગાવવું** સ૰ ક્રિ૰ જુઓ મગાવવું
**મંગાળો** પું૰ પથ્થર ગોઠવીને કરેલો કામચલાઉ ચૂલો
**મંચ,૦ક** પું૰ પલંગ (૨) માંચડો (૩) ખેતરમાં બાંધેલો માળો
**મંછા** સ્ત્રી૰ ઇચ્છા; ઉમેદ
**મંજન** ન૰ માંજવું તે (૨) દાંત ઘસવાનો ભૂકો (૩) દાંતે પીડ મૂકવી તે
**મંજરિ(-રી)** સ્ત્રી૰ ફૂલની કળીઓનું ઝૂમખું; ડાળી ઉપર બેઠેલાં ફૂલનો ઝૂમખો (૨) કૂંપળ
**મંજરિત** વિ૰ મંજરીવાળું થયેલું
**મંજાર** પું૰ બિલાડો
**મંજિષ્ઠ** સ્ત્રી૰ મજીઠ
**મંજીર** ન૰ ઝાંઝર; નૂપુર
**મંજીરા** પું૰ બ૰ વ૰ કાંસીજોડાં; કરતાલ
**મંજુ,૦લ** વિ૰ કોમળ; મધુર
**મંજુકેશ(-શી)** વિ૰ સુંદર વાળવાળો (શ્રીકૃષ્ણ)
**મંજુભાષિણી** વિ૰ સ્ત્રી૰ મધુર બોલનારી સ્ત્રી (૨) સ્ત્રી૰ એક છંદ
**મંજુભાષી** વિ૰ મધુર બોલનારું
**મંજુવાદી** વિ૰ જુઓ મંજુભાષી
**મંજૂર** વિ૰ કબૂલ; માન્ય; બહાલ
**મંજૂરી** સ્ત્રી૰ બહાલી; હા પાડવી તે
**મંજૂષા** સ્ત્રી૰ પેટી; મજૂસ
**મંજો** પું૰ રમવાનો લખોટો
**મંઠતાલ** પું૰ એક તાલ (સંગીત)
**મંડ** પું૰; ન૰ ભાતનું જાડું ઓસામણ
**મંડન** ન૰ શણગાર (૨) [મતનું] સ્થાપન
**મંડપ** પું૰ માંડવો
**મંડલ(-ળ)** ન૰ ગોળ ઘેરાવ; કૂંડાળું (૨) ટોળું; સંઘ (૩) પ્રદેશ; પ્રાંત (૪) બાર રાજ્યોનો સમૂહ (૫) ઋગ્વેદના દશ ખંડમાંનો દરેક
**મંડલા(-ળા)કાર** વિ૰ ચક્રાકાર; ગોળ
**મંડલી(-ળી)** સ્ત્રી૰ ટોળી; મંડળ
**મંડલી(-ળી)ક** પું૰ સામંત; ખંડિયો રાજા
**મંડલે(-ળે)શ(-શ્વર)** પું૰ એક મંડલ-૧૨ રાજ્યોનો અધિપતિ
**મંડવું** અ૰ ક્રિ૰ ખંતથી વળગવું
**મંડળ** ન૰ જુઓ મંડલ
**મંડળાકાર** વિ૰ જુઓ મંડલાકાર
**મંડળી** સ્ત્રી૰ જુઓ મંડલી
**મંડળીક** પું૰ જુઓ મંડલીક
**મંડલેશ(-શ્વર)** પું૰ જુઓ મંડલેશ્વર
**મંડાઈ** સ્ત્રી૰ જુઓ મંડામણી
**મંડાણુ** ન૰ આરંભ; પાયો (૨) કૂવા પરનાં જે લાકડાં સાથે ચાક હોય છે તે
**મંડામણુ** ન૰ મંડામણી
**મંડામણી** સ્ત્રી૰ નાણું ધીરનાર વ્યાજ ઉપરાંત ચોપડામાં ખાતું પાડવા બદલ બક્ષિસ લે છે તે
**મંડાવવું** સ૰ ક્રિ૰ 'માંડવું'નું પ્રેરકરૂપ
**મંડાવું** અ૰ ક્રિ૰ 'માંડવું'નું કર્મણિરૂપ
**મંડિત** વિ૰ શણગારેલું
**મંડૂક** પું૰ દેડકો
**મંડૂકપ્લુતિ** સ્ત્રી૰ દેડકાનો કૂદકો (૨) વ્યાકરણમાં કેટલાંક સૂત્ર વચ્ચે મૂકી દઈ ત્યારપછીના સૂત્રમાંથી પદ લેવું તે
**મંડૂર** ન૰ લોઢાનો કાટ; એક રસાયણ
**મંતર** પું૰ મંત્ર
**મંતરવું** સ૰ ક્રિ૰ મંત્રથી કાબુમાં લેવું કે અસર કરવી
**મંતવ્ય** વિ૰ મનન કરવાયોગ્ય (૨) ન૰ મત; માન્યતા
**મંત્ર** પું૰ દેવ કે કોઈ શક્તિ સાધ્ય કરવાના ગૂઢ શબ્દ કે વાક્ય (૨) મંત્રણા
**મંત્રણા** સ્ત્રી૰ ખાનગી મસલત
**મંત્રમુગ્ધ** વિ૰ મંત્રથી મોહમાં નાખેલું
**મંત્રશાસ્ત્ર** ન૰ મંત્રો તથા તેમના વિધિનું શાસ્ત્ર
**મંત્રસિદ્ધિ** સ્ત્રી૰ મંત્ર સિદ્ધ થવો—મંત્રની કાર્યસાધક શક્તિ પ્રાપ્ત કરવી તે
**મંત્રિત્વ** ન૰ મંત્રીપણું
**મંત્રી** પું૰ સલાહકાર; પ્રધાન (૨) પ્રધાન કાર્યકર્તા (૩) 'સેક્રેટરી'
**મંત્રીપદ** ન૰ મંત્રીનો હોદ્દો
**મંત્રીવટ** સ્ત્રી૰ મંત્રીનું કામ
**મંત્રીશ્વર** પું૰ પ્રધાન મંત્રી

**મંથન** ન૦ વલોવવું તે; વલોવાવું તે (૨) [લા.] ઉથલપાથલ; ગડમથલ
**મંથનકાલ(–ળ)** પું૦ મંથનનો સમય
**મંથની** સ્ત્રી૦ મથની; ગોળી
**મંથર** વિ૦ મંદ; સુસ્ત; જડ
**મંદ** વિ૦ ધીમું; ધીરું; થોડું (૨) અ૦ 'વાળું' એ અર્થ બતાવનાર ફારસી પ્રત્યય (ઉદા૦ અક્કલમંદ)
**મંદગતિ** વિ૦ ધીમી ગતિવાળું (૨) સ્ત્રી૦ ધીમી ગતિ
**મંદગામી** વિ૦ મંદગતિ
**મંદબુદ્ધિ** વિ૦ કમઅક્કલ; મૂર્ખ (૨) સ્ત્રી૦ જડતા; મૂર્ખતા
**મંદતા** સ્ત્રી૦
**મંદભાગી** વિ૦ કમનસીબ
**મંદભાગ્ય** વિ૦ મંદભાગી (૨) ન૦ દુર્ભાગ્ય
**મંદમતિ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ મંદબુદ્ધિ
**મંદવાડ** પું૦ બીમારી; રોગ
**મંદવાડિયું** વિ૦ રોગી; માંદું ને માંદું રહેતું
**મંદવાર** પું૦ શનિવાર
**મંદહાસ્ય** ન૦ સ્મિત
**મંદાકિની** સ્ત્રી૦ ગંગા (૨) આકાશગંગા
**મંદાક્રાંતા** પું૦ એક છંદ
**મંદાક્ષ** વિ૦ નબળી આંખોવાળું (૨)ન૦ શરમ; લાજ
**મંદાગ્નિ** પું૦ પાચનશક્તિની મંદતા
**મંદાર** ન૦ સ્વર્ગનાં પાંચ વૃક્ષોમાંનું એક; તેનું ફૂલ
**મંદિર** ન૦ દેવાલય (૨) ઘર (૩) વિદ્યાનું ધામ
**મંદી** સ્ત્રી૦ કમીપણું (૨) ભાવની પડતી
**મંદીલ** ન૦ કસબી બારીક વણાટની પાઘડી કે ફેંટો
**મંદું** વિ૦ મંદ
**મંદ્ર** વિ૦ ધીમો; ગંભીર (સૂર) (૨) સંગીતના ત્રણ પ્રકારના સ્વરોમાંનો એક (મંદ્ર, મધ્ય, અને તાર)
**મંદ્રમધ્ય** પું૦ સ્વરોની અમુક જાતની ગૂંથણી –એક વર્ણાલંકાર (સંગીત)
**મંદ્રાદિ** પું૦ એક વર્ણાલંકાર (સંગીત) [જુઓ મંદ્રમધ્ય]
**મંમાયા** સ્ત્રી૦ માતા; દેવી

**મા** સ્ત્રી૦ માતા; બા (૨) અ૦ ના; નહિ
**માઈ** સ્ત્રી૦ મા
**માઈકાંગલું** વિ૦ માવડિયું (૨) બાયલું; નબળું
**માઈલ** પું૦ બાવનસો એંશી ફૂટ જેટલું અંતર
**માકડ(–ણ)** પું૦ એક જીવડું
**માકડિયું** વિ૦ માકણવાળું (૨) ન૦ માકણ ભરાઈ રહે તેવું કાણાંકાણાંવાળું પાટિયું
**માકણ** પું૦ માકડ
**માકૂલ** વિ૦ યોગ્ય
**માકો** પું૦ ભાંગરો
**માખ(–ખી)** સ્ત્રી૦ એક ઊડતું જીવડું
**માખણ** ન૦ દહીં વલોવવાથી નીકળતું સત્ત્વ; નવનીત
**માખણચોર** પું૦ શ્રીકૃષ્ણ
**માખણિયું** વિ૦ માખણ ભેળવેલું (ચૂનો) (૨) માખણ જેવું નરમ (૩) ખુશામતિયું
**માખળ** પું૦ ખળીમાં આણેલા પાકનો સરકારી ભાગ માટે કાઢવામાં આવતો અંદાજ
**માખી** સ્ત્રી૦ માખ
**માખીધોયું** ન૦ ભમરડાની એક રમત
**માખીમાર** પું૦ માખી પકડનારો જીવડો
**માખો** પું૦ મોટી લીલી માખ
**માગ** પું૦ રસ્તો (૨) જગા; અંતર (૩) સ્ત્રી૦ માગણી; ખપત (૪) ઉઘરાણી
**માગણ** પું૦ માગનાર; ભિખારી
**માગણિયાત** વિ૦ ભિખારી
**માગણી** સ્ત્રી૦ માગવું તે (૨) માગ; ખપત
**માગણું** ન૦ લેણું
**માગતું** વિ૦ માગણી કરતું (૨) ન૦ લેણું
**માગધ** પું૦ વંશની કીર્તિ ગાનાર; વહીવંચો
**માગધી** વિ૦ મગધનું (૨) સ્ત્રી૦ માગધી ભાષા
**માગરણું** ન૦ વરને પીઠી ચોળવી તે
**માગવું** સ૦ ક્રિ૦ આપવા માટે કહેવું; પાછું આપવા કહેવું
**માગશર** પું૦ વિક્રમ સંવતનો બીજો મહિનો
**માગું** ન૦ માગણી
**માઘ** પું૦ માહ; વિક્રમ સંવતનો ચોથો મહિનો
**માઘવટો** પું૦ પોષ સુદ પૂનમથી માહ સુદ પૂનમ સુધી સૂર્યોદય પહેલાં સ્નાન કરવાનું એક વ્રત

**માછણ** સ્ત્રી૰ માછીની સ્ત્રી
**માછલી** સ્ત્રી૰ એક જળચર પ્રાણી
**માછલું** ન૰ જુઓ માછલી
**માછી** પું૰ માછીમાર (૨) ખલાસી
**માછીમાર** પું૰ માછલાં પકડવાનો ધંધો કરનાર
**માજણ્યું** વિ૰ એક માનું; સહોદર
**માજન** ન૰ હદ; અંકુશ
**માજમ** સ્ત્રી૰ ભાંગના સત્ત્વમાં બીજાં વસાણાં નાખી બનાવેલો કેફી પદાર્થ
**માજરવેલ** સ્ત્રી૰ એક જાતની ડાંગર
**માજરો** પું૰ હકીકત; વર્ણન
**માજલ** ન૰ એક પંખી
**માજવું** સ૰ ક્રિ૰ જુઓ માંજવું
**માજાયો** પું૰ ભાઈ
**માજી** વિ૰ પૂર્વનું; અગાઉ થઈ ગયેલું (૨) મરહૂમ (૩) સ્ત્રી૰ દાદી (૪) અંબાજી (૫) વડીલ સ્ત્રીનું માનસૂચક સંબોધન
**માજીફળ** ન૰ માયું
**માજીફળી** સ્ત્રી૰ માજીફળનો છોડ
**માજુમી** વિ૰ માજમનું બંધાણી
**માજૂર** વિ૰ આંધળું
**માઝમ** વિ૰ મધ્યમ; મધ્ય
**માઝા** સ્ત્રી૰ મર્યાદા
**માટ** ન૰ માટલું (૨) ખોરાકમાં વપરાયેલું માંસ (૩) અ૰ (પ.) માટે
**માટરિયો** વિ૰ પું૰ થાળું બાંધ્યા વિનાનો કૂવો
**માટલી** સ્ત્રી૰ નાનું માટલું
**માટલું** ન૰ માટીનું એક વાસણ
**માટી** વિ૰ જોરાવર (૨) પું૰ ધણી (૩) મરદ (૪) સ્ત્રી૰ મટોડી (૫) માંસ
**માટીડો** પું૰ પુરુષ (૨) ધણી
**માટે** અ૰ વાસ્તે (૨) તેથી
**માટેકરી,૰ને** અ૰ માટે
**માઠ** સ્ત્રી૰ એક ભાજી
**માઠી** સ્ત્રી૰ હાથનું એક ઘરેણું
**માઠું** વિ૰ ખરાબ; ભૂંડું (૨) કંઈક ઓછું
**માઠેરું** વિ૰ થોડું; લગાર
**માડ** પું૰ એક રાગ (૨) ન૰ નાળિયેરી (૩) બાજઠ ઉપર કેળના પીલાં બાંધી બનાવેલું રન્નાદેવનું સ્થાન
**માડણ** ન૰ તારાટપકીની પિયળ (૨) ગામને પાદરે પાણી ભરાયેલો ખાડો (જેમાં ભેંસો પડી રહે છે)
**માડા** પું૰ જુવાર અને ઘઉંની મિશ્રિત હાથે ઘડેલી રોટલી
**માડી** સ્ત્રી૰ મા
**માડો** પું૰ રોટલાનો પોપડો; રોટલીનું પડ (૨) પૂડો (૩) ઘણી મોટી અને પાતળી રોટલી (૪) ફૂલકો
**માઢ** પું૰ મહેલ; મેડીવાળું સુંદર મકાન (૨) વાસ; મહોલ્લો
**માઢમેડી** સ્ત્રી૰ દરવાજા પર બાંધેલી મેડી
**માઢુઆં(-ડાં)** ન૰ બ૰ વ૰ લાડકાં બાળક
**માઢું** ન૰ માણસ
**માણ** સ્ત્રી૰ ગાગર (૨) ખમીર; ખટાશ (૩) ઉતરડ (૪) ન૰ મોવણ (૫) હદ; સીમા (૬) કેફ; મીણો
**માણકમાઉ** વિ૰ કંઈ કમાતું ન હોય તેવું (૨) આળસુ; સુસ્ત
**માણકી** સ્ત્રી૰ એક જાતની ઘોડી
**માણભટ(-ટ્ટ)** પું૰ માણ ખખડાવી કથા કહેનાર વ્યાસ
**માણમાણ** અ૰ જેમતેમ કરીને; પરાણે (૨) અમથું; નામનું
**માણવું** સ૰ ક્રિ૰ અનુભવવું; ભોગવવું (૨) અ૰ ક્રિ૰ રાજી થવું; મજા કરવી
**માણસ** પું૰; ન૰ મનુષ્ય
**માણસાઈ** સ્ત્રી૰ માણસને યોગ્ય ગુણ કે વર્તન
**માણારાજ** પું૰ મોટું માણસ; વહાલું માણસ (લોકગીતમાં)
**માણિક્ય** ન૰ માણેક
**માણિયો** પું૰ ગાડવો; ઘડો (૨) એક મણ પ્રવાહી માય એવું પાત્ર (૩) મણનું કાટલું
**માણી** સ્ત્રી૰ બાર મણ
**માણીગર** પું૰ રસિક; ભોગી
**માણીતલ** ન૰ વિશ્રાંતિસ્થાન
**માણું** ન૰ (કા.) અનાજ ભરવાની નવ શેરના માપની પાલી (૨) વિ૰ તેટલા માપનું (અનાજ)
**માણેક** ન૰ રાતો મણિ

**માણેકજમાની** સ્ત્રી૰ ધણી આપે તો આપું એવી શરતે કરેલી જમાની
**માણેકઠારી** સ્ત્રી૰ આસો પૂનમ
**માણેકથંભ** પું૰ વિજયસ્તંભ
**માણેકનોતરું** ન૰ માનને ખાતર આપેલું નોતરું
**માણો** પું૰ આનંદ; ભોગ (૨) એક માપ
**માત** સ્ત્રી૰ માતા (૨) વિ૰ હારી ગયેલું; જોર વિનાનું થયેલું
**માતપિતા** ન૰ બ૰ વ૰ માબાપ
**માતબર** વિ૰ તાલેવાન; શ્રીમંત
**માતબરી** સ્ત્રી૰ ધનાઢ્યતા
**માતમ** ન૰ શોક; રડાકૂટ
**માતરિશ્વા** પું૰ પવન
**માતરું** ન૰ પેશાબ (જૈન)
**માતલિ** પું૰ (સં.) ઇંદ્રનો સારથિ
**માતંગ** પું૰ હાથી
**માતંગી** સ્ત્રી૰ હાથણી (૨) હાથીના વાહનવાળી દેવી
**માતા,૰જી** સ્ત્રી૰ જનની (૨) દેવી
**માતાપિતા** ન૰ બ૰ વ૰ માતપિતા
**માતામહ** પું૰ માનો બાપ
**માતામહી** સ્ત્રી૰ માની મા
**માતુ,૰શ્રી** સ્ત્રી૰ જુઓ માતુશ્રી
**માતુલ** પું૰ મામો
**માતુલી** વિ૰ મામાનું (૨) સ્ત્રી૰ મામી
**માતુશ્રી** સ્ત્રી૰ મા (માનસૂચક)
**માતું** વિ૰ માતેલું
**માતુંતાતું** વિ૰ માતેલું
**માતૃક** વિ૰ મા સંબંધી
**માતૃકા** સ્ત્રી૰ મા (૨) ગૂઢ શક્તિવાળી કેટલીક આકૃતિઓનું નામ
**માતૃઘાત** પું૰ માનો વધ
**માતૃઘાતી** વિ૰ માનો વધ કરનારું
**માતૃત્વ** ન૰
**માતૃદેવ** વિ૰ માતાને દેવ તરીકે પૂજનાર
**માતૃદેશ** પું૰ જન્મભૂમિ
**માતૃપક્ષ** પું૰ મા તરફનાં સગાંવહાલાં
**માતૃભાષા** સ્ત્રી૰ સ્વભાષા
**માતૃભૂમિ(-મી)** સ્ત્રી૰ જન્મભૂમિ
**માતેલું** વિ૰ હૃષ્ટપુષ્ટ તથા મસ્તીમાં આવેલું
**માત્ર** વિ૰ બધું; સઘળું (સમાસને અંતે. ઉદા૰ માણસમાત્ર) (૨) અ૰ ફક્ત; કેવળ
**માત્રા** સ્ત્રી૰ બારાખડીમાં વ્યંજન ઉપર મુકાતું આવું ચિહ્ન (૨) કાવ્ય કે સંગીતમાં સમયની ગણનાનો એકમ (૩) ધાતુની ભસ્મ; રસાયણ (૪) માપ; પ્રમાણ
**માત્રાછંદ** પું૰ માત્રામેળ છંદ
**માત્રાબંધ** પું૰ માત્રાછંદ
**માત્રામેળ** વિ૰ જેમાં ઓછીવધારે માત્રા ઉપર પદબંધનો આધાર હોય તેવું
**માત્રાવૃત્ત** ન૰ માત્રાછંદ
**માત્સર્ય** ન૰ બીજાનું સુખ દેખી બળવું તે; ઈર્ષા
**માથાઉતાર** વિ૰ દરકાર કે લક્ષ વિનાનું (૨) અ૰ બેદરકારીથી
**માથાઓળ** સ્ત્રી૰ સંયુક્ત કુટુંબમાં જેઠ, દિયેર વગેરે પાસેથી ખોરાકીપોશાકી માગવાનો વિધવાનો હક
**માથાકૂટ** સ્ત્રી૰ ભાંજગડ; પંચાત (૨) નકામી મહેનત; પીડા
**માથાકૂટિયું** વિ૰ માથાકૂટ કરાવે એવું
**માથાઝીક** સ્ત્રી૰ માથાકૂટ
**માથાઝીકિયું** વિ૰ માથાકૂટિયું
**માથાતૂટ** વિ૰ માથું તૂટે એટલો સખત (પ્રયત્ન)
**માથાતોડ** સ્ત્રી૰ માથાકૂટ
**માથાતોડિયું** વિ૰ માથાકૂટિયું
**માથાદીટ(-ઠ)** અ૰ માથા પ્રમાણે; દરેક માણસે
**માથાફરેલ(-લું)** વિ૰ મિજાજી; ક્રોધી
**માથાફોડ** સ્ત્રી૰ માથાકૂટ
**માથાફોડિયું** વિ૰ માથાકૂટિયું
**માથાબાંધણ(-ણું)** ન૰ માથે બાંધવાનું કપડું
**માથાબોળ** અ૰ માથું અને શરીર પલાળીને
**માથામેલી** વિ૰ સ્ત્રી૰ અભડાયેલી; અટકાવવાળી
**માથાવટી** સ્ત્રી૰ સાલ્લો ન બગડે માટે માથા ઉપર જ આવી રહે તેમ સીવેલો કકડો (૨) માથાના તેલના કપડા પર પડેલા ડાઘા (૩) આબરૂ
**માથાવહોણું** વિ૰ ઢંગધડા વિનાનું
**માથું** ન૰ મસ્તક
**માથોડું** ન૰ માથું ડૂબે તેટલું ઊંડાણ
**માદ** પું૰ કેફ (૨) મદ; અહંકાર

**માદક** વિ૦ કેફી
**માદર** સ્ત્રી૦ મા
**માદરજબાન** સ્ત્રી૦ માતૃભાષા
**માદરજબાં** સ્ત્રી૦ જુઓ માદરજબાન
**માદરપાટ** પું૦ એક જાતનું સુતરાઉ કાપડ
**માદરી** વિ૦ માનું,-ને લગતું
**માદળિયું** ન૦ દોરો, ચિઠ્ઠી કે તાવીજવાળો ધાતુનો નળી જેવો કે ચપટો ઘાટ
**માદા** સ્ત્રી૦ પશુ કે પંખીમાં સ્ત્રીજાત (૨) બરડવાની જોડમાં ખાડાવાળું બરડવું
**માધવ** પું૦ (સં.) વિષ્ણુ; શ્રીકૃષ્ણ (૨) વૈશાખ માસ
**માધવી** સ્ત્રી૦ એક ફૂલવેલ
**માધુકરી** સ્ત્રી૦ ઘેરઘેર ફરી ભિક્ષા માગવી તે
**માધુરી** સ્ત્રી૦ માધુર્ય; મીઠાશ (૨) ભલાઈ (૩) મહેસૂલ ભરાઈ ન શકાતું હોવાથી જમીન સરકારને પાછી સોંપવી તે
**માધુર્ય** ન૦ મધુરતા
**માધ્યમ** વિ૦ વચલું
**માધ્યમિક** વિ૦ વચલું; મધ્યમાં આવેલું
**માધ્યસ્થ** વિ૦ તટસ્થ; પક્ષપાત વિનાનું (૨) ન૦ માધ્યસ્થ્ય
**માધ્યસ્થી** સ્ત્રી૦ માધ્યસ્થપણું
**માધ્યસ્થ્ય** ન૦ માધ્યસ્થપણું
**માધ્વ** પું૦ માધ્વાચાર્યનો અનુયાયી
**માન** ન૦ આબરૂ; પ્રતિષ્ઠા (૨) સદ્ભાવ; આદર (૩) અભિમાન (૪) તોલ; માપ (૫) 'લૉગેરીધમ' (ગ.)
**માનઅકરામ** ન૦ ખિતાબ વગેરેથી ગૌરવ આપવું તે
**માનક(-કા)રી** પું૦ માનને લાયક પુરુષ
**માનણહાર** વિ૦ માનનાર
**માનતા** સ્ત્રી૦ બાધા; આખડી
**માનદ** વિ૦ માન આપતું (૨) વેતન લીધા વગર કામ કરનારું; 'ઑનરરી'
**માનની** સ્ત્રી૦+ જુઓ માનિની
**માનનીય** વિ૦ માનને યોગ્ય; માન્ય
**માનપત્ર** ન૦ વખાણ કે ધન્યવાદનો જાહેર રીતે અર્પણ થતો લેખ
**માનપાન** ન૦ માન; આદર (૨) આબરૂ; પ્રતિષ્ઠા
**માનભંગ** પું૦ અપમાન
**માનમરતબો** પું૦ મોભો; પ્રતિષ્ઠા
**માનમર્યાદા** સ્ત્રી૦ અદબ; વિવેક
**માનવ** વિ૦ પું૦ મનુ સંબંધી (૨) માણસ
**માનવજાતિ** સ્ત્રી૦ મનુષ્યજાતિ
**માનવતી** વિ૦ સ્ત્રી૦ માનવાળી (૨) પ્રિય ઉપર રિસાયેલી પ્રિયા
**માનવધર્મશાસ્ત્ર** ન૦ મનુસ્મૃતિ
**માનવશાસ્ત્ર** પું૦ 'ઍન્થ્રૉપૉલૉજી'
**માનવહિતવાદ** પું૦ 'હ્યુમૅનિઝમ'
**માનવી** વિ૦ મનુષ્ય સંબંધી (૨) પું૦ માણસ
**માનવું** સ૦ ક્રિ૦ કબૂલ કરવું; સ્વીકારવું
**માનવ્ય** ન૦ માનવજાતિ
**માનશુકન** પું૦ બ૦ વ૦ અપશુકન; ખરાબ ચિહ્ન
**માનસ** વિ૦ મન સંબંધી (૨) ન૦ મન
**માનસરોવર** ન૦ જુઓ માનસસર
**માનસશાસ્ત્ર** ન૦ 'સાઈકૉલૉજી'
**માનસશાસ્ત્રી** પું૦ માનસશાસ્ત્ર જાણનાર
**માનસસર** ન૦ (સં.) કૈલાસ શિખર પાસેનું પ્રસિદ્ધ સરોવર
**માનસિક** વિ૦ મન સંબંધી
**માનસી** વિ૦ સ્ત્રી૦ મન વડે કરેલી
**માનહાનિ** સ્ત્રી૦ માનભંગ; અપમાન
**માનિત્વ** ન૦ ગર્વ; અભિમાન (૨) સંમાન; આદર
**માનિની** સ્ત્રી૦ અભિમાની સ્ત્રી
**માની** વિ૦ અહંકારી (૨) ગૌરવયુક્ત
**માનીતું** વિ૦ ઘણું વહાલું
**માનીપાત** પું૦ માનવા જેવો જવાબ
**માનુની** સ્ત્રી૦+ માનિની
**માનુભાવ** વિ૦+ જુઓ મહાનુભાવ
**માનુષ** વિ૦ મનુષ્ય સંબંધી (૨) પું૦ માણસ
**માનુષતા** સ્ત્રી૦ મનુષ્યપણું
**માનુષી** વિ૦ માણસ સંબંધી (૨) સ્ત્રી૦ નારી
**માન્ય** વિ૦ માનનીય (૨) કબૂલ કરવાયોગ્ય; સ્વીકારેલું
**માન્યતા** સ્ત્રી૦ માનવું તે; મત (૨) આબરૂ; પ્રતિષ્ઠા (૩) સ્વીકાર; મંજૂરી
**માપ** ન૦ લંબાઈ, પહોળાઈ, વજન વગેરેનું પ્રમાણ (૨) પ્રતિષ્ઠા; ભાર (૩) હદ; ગજું
**માપક** વિ૦ માપનારું
**માપકરણ** ન૦ માપવાનું ગણિત; 'મેન્સ્યુરેશન'

**માપણહાર** વિ૦ માપનાર
**માપણી** સ્ત્રી૦ માપવું તે; માપવાનું કામ
**માપણીકામદાર** પું૦ મોજણીદાર; જમીન માપનાર
**માપણીખાતું** ન૦ જમીનની માપણી કરનાર સરકારી ખાતું
**માપન** ન૦ માપવું તે
**માપપટ્ટી** સ્ત્રી૦ માપવાની પટ્ટી; ફૂટપટ્ટી
**માપલું** ન૦ ઓરવાનું કામ કરતા ખેડૂતને ઘેરથી જતું ભાતું (૨) માપવાનું પાત્ર
**માપવું** સ૦ ક્રિ૦ માપ કાઢવું
**માપિયું** ન૦ માપવાનું વાસણ કે સાધન
**માપું** ન૦ જુઓ માપિયું
**માફ** વિ૦ ક્ષમા કરેલું; જવા દીધેલું
**માફક** વિ૦ અનુકૂળ; રુચતું (૨) અ૦ પેઠે; પ્રમાણે
**માફકસર*** અ૦ પ્રમાણસર; યથાસ્થિત
**માફી** સ્ત્રી૦ ક્ષમા (૨) જતું કરવું તે; મુક્તિ
**માફીજમીન** સ્ત્રી૦ જેના ઉપર સરકારનો લાગો ન હોય તેવી જમીન
**માફીપત્ર** પું૦; ન૦ માફી માગ્યા બાબતનો પત્ર
**માફો** પું૦ રથ
**માબર** ન૦*
**માબાપ** ન૦ બ૦ વ૦ મા અને બાપ
**મામ** સ્ત્રી૦ માયા; મમતા (૨) નવાઈ; તાજુબી (૩) ધૈર્ય; દૃઢતા (૪) ન૦ ખાવાનું (બાળભાષામાં)
**મામણમૂંડો** પું૦ એક ધોળો જીવડો
**મામફળ** ન૦ મામફળીનું ફળ
**મામફળી** સ્ત્રી૦ એક છોડ
**મામલત** સ્ત્રી૦ માલમતા; પૂંજી; વિસાત (૨) મામલતદારનું કામ
**મામલતદાર** પું૦ તાલુકાની વસૂલાત સંબંધી કામ કરનાર અમલદાર
**મામલતદારી** સ્ત્રી૦ મામલતદારનું કામ કે હોદ્દો
**મામલો** પું૦ કટોકટીનો સમય
**મામાજી** પું૦ મામોસસરો
**મામી** સ્ત્રી૦ મામાની વહુ
**મામીજી(-સાસુ)** સ્ત્રી૦ વર કે વહુની મામી
**મામૂલ** ન૦ રિવાજ
**મામૂલી** વિ૦ સામાન્ય; સાધારણ
**મામેજવો** પું૦ એક છોડ
**મામેરું** ન૦ મોસાળું
**મામો** પું૦ માનો ભાઈ
**મામોજી(-સસરો)** પું૦ પતિ કે પત્નીનો મામો
**માયકાંગ(-ગ)લું** વિ૦ નમાલું; બાયલું
**માયનો** પું૦ અર્થ
**માયફળ** ન૦ જુઓ માજુફળ
**માયફળી** સ્ત્રી૦ માજુફળી
**માયલું** વિ૦+ આરું
**માયા** સ્ત્રી૦ જેનાથી બ્રહ્માંડ રચાયું છે કે ભાસમાન થાય છે તે આદિશક્તિ—અવિદ્યા (૨) મમતા; સ્નેહ (૩) કૃપા (૪) છળ; પ્રપંચ; ઇંદ્રજાળ (૫) મૂડી; દોલત (૬) મમતાનો કોઈ પણ વિષય (૭) ભાંગ
**માયાપાણી** ન૦ ભાંગનું પીણું
**માયામય** વિ૦ માયાથી ભરેલું
**માયામૃગ** પું૦; ન૦ બનાવટી મૃગ
**માયામોસો** પું૦ (જૈન) કપટથી જૂઠું બોલવું તે
**માયાવલું** વિ૦ (કા.)*
**માયાવાદ** પું૦ બ્રહ્મથી ભિન્ન જગતનો અનુભવ માયા—ભ્રમ છે એવો વાદ; વેદાંત
**માયાવી** વિ૦ મિથ્યા; ભ્રમરૂપ (૨) માયા—પ્રપંચથી ભરેલું
**માયાળુ** વિ૦ સ્નેહાળ; હેતાળ
**માયિક** વિ૦ માયાથી ઉપજેલું; મિથ્યા (૨) પ્રપંચથી ભરેલું
**માયું** ન૦ માજુફળ
**માયો** પું૦ પૂંજી
**માર** પું૦ મારવું તે; તાડન (૨) [લા.] મારો; વિપુલતા (૩) કામદેવ
**મારક** વિ૦ મારનારું; નાશ કરનારું
**મારકણું** વિ૦ મારવાની ટેવવાળું
**મારકૂટ** સ્ત્રી૦ મારપીટ
**મારકો** પું૦ મારો; વિપુલતા (૨) નિશાન
**મારખાઉ** વિ૦ માર ખાયા કરે તેવું
**મારગ** પું૦ માર્ગ
**મારગી** વિ૦ જુઓ માર્ગી
**મારઝપાટ** સ્ત્રી૦ મારવું અને ઝૂડવું તે
**મારઝૂડ** સ્ત્રી૦ જુઓ મારઝપટ
**મારણ** ન૦ મારવાનો તાંત્રિક પ્રયોગ
**મારદડી** સ્ત્રી૦ દડીથી રમવાની એક રમત
**મારપછાડ** સ્ત્રી૦ મારવું અને પછાડવું તે

**મારપીટ** સ્ત્રી૦ જુઓ મારપછાડ
**મારફત** અ૦ દ્વારા; વચમાં રાખીને (૨) સ્ત્રી૦ આડતિયા કે દલાલની મારફત કામ કરવાની રીત (૩) દલાલી; હકસાઈ
**મારફતિયણ** સ્ત્રી૦ મારફત કરનાર સ્ત્રી (૨) મારફતિયાની વહુ
**મારફતિયું** વિ૦ મારફતથી થયેલું-કરવાનું
**મારફતિયો** પું૦ વચમાં રહીને સોદા ગોઠવી આપનારો; દલાલ
**મારફાડ** સ્ત્રી૦ મારપીટ
**મારમાર** ન૦ વારેવારે મારવું તે (૨) અ૦ પુષ્કળ; જોરથી (૩) મુશ્કેલીથી
**મારવણ** ન૦ ધાતુ વગેરે મારવી તે
**મારવાડ** પું૦ (સં.) રજપૂતાનામાં આવેલો એક પ્રદેશ
**મારવાડી** વિ૦ મારવાડનું (૨) પું૦ મારવાડનો રહેવાસી
**મારવું** સ૦ ક્રિ૦ પ્રહાર કરવો (૨) મરણ પમાડવું (૩) ધાતુની ભસ્મ કરવી
**મારામાર(-રી)** સ્ત્રી૦ લડાઈ; ધિંગાણું
**મારિફત** સ્ત્રી૦ પરમેશ્વરને ઓળખવો તે
**મારીતારી** સ્ત્રી૦ ગાળાગાળી (૨) નિંદા
**મારુ** વિ૦ મારી નાખે—વીંધી નાખે તેવું (૨) પું૦ મારવાડ (૩) એક રાગ
**મારુત** પું૦ પવન
**મારુતિ** પું૦ હનુમાન
**મારું** સ૦ પોતાનું
**મારો** પું૦ મારી નાખનારો; જલ્લાદ (૨) ઉપરાઉપરી પ્રહાર (૩) [લા.] રમઝટ; વિપુલતા
**માર્કંડ(-ડેય)** પું૦ (સં.) એક ઋષિ
**માર્કંડેયપુરાણ** ન૦ અઢાર પુરાણોમાંનું એક
**માર્ગ** પું૦ રસ્તો (૨) રૂઢિ (૩) મત; સંપ્રદાય
**માર્ગદર્શક** વિ૦ રસ્તો બતાવનાર
**માર્ગદર્શન** ન૦ માર્ગ બતાવવો તે
**માર્ગદર્શિકા** સ્ત્રી૦ માર્ગ દર્શાવનાર-પ્રવેશ કરાવનાર પુસ્તક
**માર્ગદ્રષ્ટા** પું૦ માર્ગ જોયો હોય તેવો માણસ
**માર્ગશિર** પું૦ માગશર
**માર્ગશીર્ષ** પું૦ માર્ગશિર; માગશર
**માર્ગી** વિ૦ માર્ગનું—પંથનું અનુયાયી (૨) એ નામના કાઠિયાવાડના એક પંથનું (૨) પું૦ મુસાફર (૩) માર્ગી પંથનો અનુયાયી
**માર્ગોપદેશક** પું૦ માર્ગ બતાવનાર
**માર્ગોપદેશિકા** સ્ત્રી૦ જુઓ માર્ગદર્શિકા
**માર્ચ** પું૦ ખ્રિસ્તી સંવતનો ત્રીજો મહિનો
**માર્જન** ન૦ શુદ્ધ કરવા મંત્ર ભણી પાણી છાંટવું તે (૨) સાફ કરવું તે
**માર્જની** સ્ત્રી૦ સાવરણી
**માર્જાર** પું૦ બિલાડો
**માર્જારી** સ્ત્રી૦ બિલાડી
**માર્જિત** વિ૦ માર્જન કરેલું
**માર્તંડ** પું૦ સૂર્ય
**માર્દવ** ન૦ મૃદુતા
**માર્મિક** વિ૦ મર્મજ્ઞ (૨) મર્મભેદી
**માર્મિકતા** સ્ત્રી૦
**માર્મિકપણું** ન૦
**માલ** પું૦ સામાન (૨) વિસાત; પૂંજી (૩) [લા.] સત્ત્વ; દમ (૪) ગાંજો
**માલકા** સ્ત્રી૦ રાણી
**માલકાંક(-ગ)ણી** સ્ત્રી૦ એક બી
**માલ(-લિ)કી** સ્ત્રી૦ માલિકપણું; સત્તા
**માલકું** વિ૦ બાડું; ત્રાંસું
**માલકોશ** પું૦ એક રાગ
**માલ(-ળ)ખું** ન૦ સળિયા કે દોરામાં પરોવી રાખેલો કાગળો તથા ચિઠ્ઠીઓનો સમૂહ (૨) બાવટાનું ઘાસ
**માલગાડી** સ્ત્રી૦ ભારખાનું
**માલગુજારી** સ્ત્રી૦ જમીનમહેસૂલ (૨) જમીનદારે ઉઘરાવી આપેલી મહેસૂલ
**માલજાદી** સ્ત્રી૦ વેશ્યા
**માલજામીન** પું૦ સારાખોટા માલ માટેનો જામીન
**માલડો** પું૦ (કા.) ગોદડાં ભરી રાખવાનો મોટો કોથળો
**માલણ** સ્ત્રી૦ માળીની સ્ત્રી; માળીનો ધંધો કરનાર સ્ત્રી (૨) નાકમાં થતી ફોલ્લી
**માલતિ(-તી)** સ્ત્રી૦ એક વેલ (૨) એક છંદ
**માલદાર** વિ૦ ધનવાન; તવંગર
**માલધણી** પું૦ માલિક

**માલધારી** વિ૰ પું૰ માલધણી
**માલપૂઓ(-ડો)** પું૰ ગળ્યો પૂડો
**માલમ** પું૰ વહાણમાંના માલનો હિસાબ રાખનાર
**માલમતા** સ્ત્રી૰ સ્થાવર અને જંગમ મિલકત
**માલમસ્ત** સ્ત્રી૰ ધનદોલતના મદમાં છકી ગયેલું (૨) ધનદોલતમાં જ સુખ માનનાર
**માલમિલકત** સ્ત્રી૰ જુઓ માલમતા
**માલવું** ન૰ છારા ભરવાની દોણી
**માલા(-ળા)** સ્ત્રી૰ મણકા વગેરે પરોવી કરેલો હાર (૨) જપમાળા
**માલાનુમાન** ન૰ એક અનુમાનનું સાધ્ય તે બીજા અનુમાનનું સાધન બની એક જ પક્ષ વિષેની અનુમાનપરંપરા (પ્ર. શા.)
**માલાફૂલ** સ્ત્રી૰ (કા.) આપવડાઈ; શેખી
**માલાળું** વિ૰ માલ-સત્ત્વવાળું
**માલિ(-લે)ક** પું૰ સ્વામી; શેઠ (૨) પરમેશ્વર
**માલિકી** સ્ત્રી૰ જુઓ માલકી
**માલિની** સ્ત્રી૰ એક છંદ
**માલિન્ય** ન૰ મલિનતા
**માલિય(-ચા)ત** ન૰ ઊંચી જાતનો બાગાયત તૂલ
**માલિશ(-સ)** સ્ત્રી૰ ચોળવું; રગડવું; ચાંપવું
**માલુકાર** પું૰ વણકર; ઢેડ
**માલૂમ** વિ૰ જાણીતું
**માલેક** પું૰ જુઓ માલિક
**માલોપમા** સ્ત્રી૰ ઉપમાનો એક પ્રકાર, જેમાં એક ઉપમેયને અનેક ઉપમાનો સાથે સરખાવવામાં આવે છે (કા. શા.)
**માવ** પું૰ પતિ; વહાલમ
**માવજત** સ્ત્રી૰ બરદાસ; સંભાળ
**માવઠું** ન૰ કઋતુનો વરસાદ
**માવડિયું** વિ૰ જુઓ માવડીમુખું
**માવડિયો** પું૰ માના જ કહ્યામાં રહેનાર દીકરો
**માવડી** સ્ત્રી૰ મા
**માવડીમુખું** વિ૰ માની સોડમાં કે માના કહ્યામાં જ રહેનારું (૨) બીકણ; બાયલું
**માવ(-વી)તર** ન૰ બ૰ વ૰ માબાપ
**માવાદાર** વિ૰ માવાવાળું
**માવાલ** વિ૰ (કા.) *
**માવીતર** ન૰ બ૰ વ૰ માવતર; માબાપ
**માવું** અ૰ ક્રિ૰ સમાવું

**માવો** પું૰ દૂધ બાળીને બનાવેલો ઘટ્ટ પદાર્થ (૨) સત્ત્વ
**માશી(-સી)** સ્ત્રી૰ માની બ્હેન
**માશી(-સી)જી(-સાસુ)** સ્ત્રી૰ વરની કે વહુની માસી
**માશૂક** સ્ત્રી૰ પ્રિયા
**માષ** પું૰ અડદ
**માષાન્ન** ન૰ અડદનું ભોજન
**માસ** પું૰ મહિનો
**માસલો** પું૰ નમૂનો (૨) ઘાટ
**માસા(-સો)જી** પું૰ માસીનો વર (૨) માસોસસરો
**માસિક** વિ૰ ન૰ (૨) માસને લગતું; દર મહિને પ્રગટ થતું પત્ર
**માસિયો** પું૰ મરણ પામેલાનું એક વરસ સુધી દર માસે કરવામાં આવતું શ્રાદ્ધ
**માસી** સ્ત્રી૰ માશી; માની બહેન
**માસીજી(-સાસુ)** સ્ત્રી૰ જુઓ માશીજી
**માસીસો** પું૰ જુઓ માસિયો
**માસો** પું૰ માસીનો પતિ (૨) તોલાનો બારમો ભાગ
**માસોજી(-સસરો)** પું૰ વર કે વહુનો માસો
**માહ** પું૰ માઘ માસ (૨) માસ
**માહવારી** વિ૰ મહિનાનું; મહિનાવાર
**માહાત્મ્ય** ન૰ મહિમા; મહત્ત્વ
**માહિત** વિ૰ વાકેફ
**માહિતગાર** વિ૰ વાકેફગાર; જાણીતું
**માહિતગીરી** સ્ત્રી૰ વાકેફગારી
**માહિતી** સ્ત્રી૰ વાકેફગારી; જાણ
**માહી** સ્ત્રી૰ માછલી
**માહીગીર** પું૰ માછી
**માહીમરાતબ** વિ૰ બાદશાહી વખતમાં અમીરોની એક પદવી
**માહે** અ૰ અમુક 'મહિનો' એમ જણાવવા વપરાય છે.
**માહેર** વિ૰ માહિતગાર
**માહેશ્વર** વિ૰ મહેશ્વરનું,-ને લગતું (૨) મહેશ્વરનું પૂજક
**માહ્યરું** ન૰ લગ્નવિધિ કરવાનો મંડપ
**માળ** પું૰ મેડો; મજલો (૨) સ્ત્રી૰ માળા (૩) રેંટિયાના ચક્કર અને ત્રાક ઉપર ફરતી દોરી

**માળખું** ન૦ જુઓ માલખું
**માળણ** સ્ત્રી૦ જુઓ માલણ
**માળવા** પું૦ (સં.) મધ્યહિંદુસ્તાનમાં આવેલો એક પ્રદેશ
**માળવી** વિ૦ માળવાનું
**માળવું** સ૦ ક્રિ૦ છાજવું; સૈડવું (છાપરું)
**માળા** સ્ત્રી૦ માલા
**માળિયું** ન૦ માળ; મેડો (૨) સરસામાન રાખવા છાપરા નજીક કરેલો નાનો માળ
**માળિશું** ન૦ વાડો કે ભીંતો વિનાનું છાપરું
**માળી** પું૦ ફૂલઝાડ ઉછેરનાર (૨) ફૂલ વેચનાર
**માળો** પું૦ પંખીનું ઘર (૨) ઘણાં કુટુંબો રહી શકે એવું ઘણા માળવાળું મકાન (૩) ખેતરનો માંચડો
**માંકડ(-ણ)** પું૦ માકણ
**માંકડમારી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**માંકડમુખું** વિ૦ માંકડાના જેવું લાલ મોંનું
**માંકડમૂછું** વિ૦ વાંકી મૂછોવાળું
**માંકડિ(-ણિ)યું** ન૦ જુઓ માકડિયું
**માંકડી** સ્ત્રી૦ માંકડાની માદા (૨) ઘંટીના ઉપલા પડમાં બેસાડેલો લાકડાનો કકડો (૩) ઢોર બાંધવાના દોરડાના ગાળામાંની મોઈ (૪) ભૂરી ભેંશ (૫) માંકડીકૂકડી (૬) ચામડીનો એક રોગ
**માંકડીકૂકડી** સ્ત્રી૦ એક જીવડું, જેનું મૂતર અડચેથી ફોલ્લા થાય છે એમ કહેવાય છે
**માંકડું** ન૦ લાલ મોંનું વાંદરું
**માંકડો** પું૦ લાલ મોંનો વાંદરો
**માંકણ** પું૦ માકણ; માંકડ
**માંગ** વિ૦ આઠ (વેપારી સંકેત) (૨) સ્ત્રી૦ માગણી (૩) સેંથો (૪) ચોટલાની લમણા તરફની લટો; લમણા આગળ પાડેલાં પટિયાં
**માંગપડી** વિ૦ '૧૮' (વેપારી સંકેત)
**માંગલિ(-ળિ)ક** વિ૦ શુભ
**માંગલ્ય** ન૦ શુભ; કલ્યાણ
**માંગળિક** વિ૦ જુઓ માંગલિક
**માંચડો** પું૦ માંચો; ઊંચી બેઠક (૨) ગાડાની ધરી ઉપરનો પાટલો (૩) સોકટાંની બાજીમાંનું ફલ
**માંચી** સ્ત્રી૦ ખાટલી
**માંચો** પું૦ જુઓ માંચડો

**માંજર** સ્ત્રી૦ તુલસી, ડમરા વગેરેની બિયાંવાળી ડાંખળી; મંજરી (૨) જોડામાંની સુખતળી (૩) મરઘાના માથા ઉપરની કલગી
**માંજરું** વિ૦ ભૂરી કીકીવાળું
**માંજવું** સ૦ ક્રિ૦ ઘસીને સાફ કરવું (વાસણ)
**માંજાર** પું૦ બિલાડો
**માંજો** પું૦ કાચ પાયેલો દોર
**માંઝલ** ન૦ એક ઘાસ
**માંડ** અ૦ માંડમાંડ
**માંડણ** ન૦ જુઓ માડણ
**માંડણી** સ્ત્રી૦ માળની ઊંચાઈ (૨) ગોઠવણ
**માંડછાંડ** સ્ત્રી૦ (કા.) ઘરના રાચરચીલાની શોભે તેવી ગોઠવણી (૨) નામુંઠામું નક્કી કરી લખી લેવું તે
**માંડમાંડ** અ૦ મહા મુશ્કેલીએ (૨) અમસ્તું; સહેજ
**માંડલિ(-ળિ)ક** વિ૦ મંડળમાંનું; ખંડિયું (૨) પું૦ ખંડિયો રાજા; સામંત
**માંડલિયું** ન૦ ગુસ્સાવાળી નજર
**માંડવ** પું૦ માંડવો (૨) વરપક્ષને પહેરામણી આપવાનો છેલ્લો વિધિ
**માંડવાળ** સ્ત્રી૦ માંડી વાળવું તે; તોડ; સમાધાન
**માંડવિયો** પું૦ કન્યાપક્ષનો માણસ
**માંડવી** સ્ત્રી૦ ઘર આગળની ઊંચી બેઠક (૨) રવેશી (૩) નવરાત્રીમાં દીવા મૂકવા માટે બનાવેલી મંડપ જેવી રચના (૪) જકાત લેવાની જગ્યા (૫) ચકલું; બજાર (૬) ભોંયશિંગ
**માંડવું** સ૦ ક્રિ૦ શરૂ કરવું (૨) ગોઠવવું–મૂકવું (૩) લખવું (૪) નોંધવું
**માંડવો** પું૦ મંડપ; ચંદરવો બાંધીને બનાવેલી બેઠક કે સ્થાન
**માંડળિક** વિ૦ (૨) પું૦ જુઓ માંડલિક
**માંડા** પું૦ બ૦ વ૦ કણકીકોરમાની એક વાની
**માંદગી** સ્ત્રી૦ બીમારી
**માંદું** વિ૦ બીમાર; રોગી
**માંદ્ય** ન૦ મંદતા (૨) બીમારી
**માંસ** ન૦ શરીરની સાત ધાતુમાંની એક
**માંસજ** ન૦ મેદ; ચરબી
**માંસપેશી** સ્ત્રી૦ માંસનો લોચો

**માંસલ** વિ૦ માંસવાળું; જાડું; ભરાવદાર
**માંસાહાર** પું૦ માંસનો ખોરાક
**માંસાહારી** વિ૦ માંસ ખાનારું
**માંહી(-હે,-હ્ય)** અ૦ અંદર
**માંહેલું** વિ૦ અંદરનું
**માંહો(-હ્ય)માંહે(-હ્ય)** અ૦ અંદરઅંદર
**મિચામણાં** ન૦ બ૦ વ૦ આંખો વારેવારે ઉઘાડવી અને બંધ કરવી તે (૨) તેના વડે ઇશારો કરવો તે
**મિજબા(-મા)ન** પું૦ મહેમાનગીરી કરનાર
**મિજબાની** સ્ત્રી૦ ઉજાણી (૨) મહેમાની
**મિજમાન** પું૦ મિજબાન; મહેમાન
**મિજરાફ** ન૦ તંબૂરો વગાડવાની નખી
**મિજલસ** સ્ત્રી૦ ગમ્મતનો મેળાવડો (૨) સભા
**મિજલસિયો** પું૦ મિજલસમાં ભાગ લેનાર
**મિજાગરું** ન૦ જેને લીધે બારણું વસાય છે તથા ઊઘડે છે તે; બરડવું
**મિજાજ** પું૦ ગુસ્સો (૨) અભિમાન (૩) તબિયત; પ્રકૃતિ
**મિજાજી** વિ૦ મિજાજવાળું
**મિટ્ટી** સ્ત્રી૦ માટી
**મિઢિયાવળ** સ્ત્રી૦ સોનામુખી
**મિણાવું** અ૦ ક્રિ૦ મીણો ચડવો (૨) પાનો ખેંચી લેવો; (ઢોરે) દૂધ ન મૂકવું
**મિત** વિ૦ પરિમિત; પ્રમાણસર
**મિતભાષી** વિ૦ પ્રમાણસર બોલનારું
**મિતવાદી** વિ૦ મિતભાષી
**મિતવ્યય** પું૦ યોગ્ય ખર્ચ; કરકસર
**મિતાક્ષર** વિ૦ સંક્ષિપ્ત; ટૂંકું (૨) પદ્યમાં લખેલું
**મિતાક્ષરી** વિ૦ મિતાક્ષર (૨) સ્ત્રી૦ પ્રસ્તાવનારૂપે બે બોલ
**મિતાહાર** પું૦ પ્રમાણસર ખોરાક
**મિતાહારી** વિ૦ મિતાહાર કરનારું
**મિતિ** સ્ત્રી૦ તિથિ; તારીખ
**મિત્ર** પું૦ ભાઈબંધ
**મિત્રકાર્ય** ન૦ મિત્ર તરીકે કરેલું કામ
**મિત્રકૃત્ય** ન૦ જુઓ મિત્રકાર્ય
**મિત્રતા** સ્ત્રી૦ દોસ્તી; ભાઈબંધી
**મિત્રદ્રોહ** પું૦ મિત્રનો દ્રોહ
**મિત્રદ્રોહી** વિ૦ મિત્રદ્રોહ કરનારું
**મિત્રભાવ** પું૦ મિત્રાચારી
**મિત્રમંડળ** ન૦ મિત્રોનું મંડળ
**મિત્રરાજ્ય** ન૦ મિત્રનું રાજ્ય; મિત્રાચારી રાખનાર રાજ્ય
**મિત્રાચારી** સ્ત્રી૦ ભાઈબંધી; દોસ્તી
**મિથુન** ન૦ જોડું; જોડ (૨) મૈથુન (૩) સ્ત્રી૦ ત્રીજી રાશિ
**મિથુની** વિ૦ જુઓ મૈથુની
**મિથ્યા** વિ૦ અસત્ય; અવાસ્તવિક (૨) અ૦ ફોગટ
**મિથ્યાત્વ** ન૦ મિથ્યાપણું
**મિથ્યાચાર** પું૦ મિથ્યા આચાર; દંભ
**મિથ્યાચારી** વિ૦ મિથ્યા આચરણવાળું; દંભી
**મિથ્યાદૃષ્ટિ** સ્ત્રી૦ ખોટી સમજ
**મિથ્યાપવાદ** પું૦ ખોટું તહોમત
**મિથ્યાપવાદી** વિ૦ ખોટું તહોમત મૂકનાર
**મિથ્યાબુદ્ધિ** સ્ત્રી૦ ભ્રાંતિ
**મિથ્યાભાષી** વિ૦ જૂઠું બોલનારું
**મિથ્યાભિમાન** ન૦ ખોટું અભિમાન
**મિથ્યાભિમાની** વિ૦ મિથ્યાભિમાન કરનારું
**મિથ્યારોપ** પું૦ ખોટો આરોપ
**મિથ્યાવાદ** પું૦ જૂઠાણું
**મિથ્યાવાદી** વિ૦ જૂઠું બોલનારું
**મિનાકસો** પું૦ ખાર; દ્વેષ; કીનો
**મિનિટ** સ્ત્રી૦ કલાકનો સાઠમો ભાગ
**મિન્નતજારી** સ્ત્રી૦ આજીજી; કાલાવાલા
**મિયાંઉં** ન૦ (રવ૦) બિલાડીનો અવાજ
**મિયાન** ન૦ તલવાર વગેરેનું ઘર
**મિયાં** પું૦ મુસલમાન ગૃહસ્થ (૨) તેનું સંબોધન
**મિરજાત** ન૦ માળાનો એક ભાગ
**મિરાત** સ્ત્રી૦ પૂંજી; દોલત
**મિલ** સ્ત્રી૦ મોટું કારખાનું
**મિલકત** સ્ત્રી૦ ધનમાલ વગેરે
**મિલન** ન૦ મુલાકાત; મિલાપ; મળવું તે
**મિલનસાર** વિ૦ મળતાવડું
**મિલનસારી** સ્ત્રી૦ મળતાવડાપણું
**મિલમાલિ(-લે)ક** પું૦ મિલનો માલિક
**મિલાપ** પું૦ મેળાપ; મેળ
**મિલાવટ** સ્ત્રી૦ મેળવણી; મિશ્રણ
**મિલિત** વિ૦ મળેલું; એકઠું થયેલું
**મિશ્ર** વિ૦ ભેળસેળવાળું; મિશ્રિત (૨) એકઠું થઈ ગયેલું (૩) પું૦ માન આપવાયોગ્ય પુરુષ (નામને અંતે. ઉદા૦ મંડનમિશ્ર)

**મિશ્રણ** ન૦ મેળવણી; હમેશ (૨) મેળવણીથી થયેલી વસ્તુ (૩) 'ઍલીગેશન' (ગ.)

**મિશ્રપદી** પું૦ 'કૉમ્પાઉંડ એક્સપ્રેશન' (ગ.)

**મિશ્રરાશિ** પું૦ 'કૉમ્પાઉંડ ક્વૉન્ટિટી' (ગ.)

**મિશ્રધાતુ** સ્ત્રી૦ મિશ્રણવાળી ધાતુ (૨) બે ધાતુઓના મિશ્રણથી બનેલી ધાતુ

**મિશ્રિત** વિ૦ મિશ્રણ કરેલું; ભેળવેલું

**મિષ** ન૦ બહાનું

**મિષ્ટ** વિ૦ મીઠું

**મિષ્ટતા** સ્ત્રી૦

**મિષ્ટપણું** ન૦

**મિષ્ટાન્ન** ન૦ ગળી વાનીનું ભોજન

**મિસર** ન૦ (સં.) આફ્રિકાને ઈશાન ખૂણે આવેલો એક પ્રસિદ્ધ દેશ; ઇજિપ્ત

**મિસરી** વિ૦ મિસરનું (૨) સ્ત્રી૦ સાકર

**મિસરો** પું૦ કવિતાની ટૂક

**મિસલ** સ્ત્રી૦ રીત; તરેહ

**મિસાલ** સ્ત્રી૦ રીત; તરેહ

**મિસી(-સ્સી)** સ્ત્રી૦ દાંત કાળા રંગવાની ભૂકી

**મિસ્કીન** વિ૦ મુફલિસ; ગરીબ

**મિસ્ત્રી** પું૦ હોશિયાર કારીગર (ખાસ કરીને સુતાર, કડિયો)

**મિહિર** પું૦ સૂર્ય

**મિહિરામણ** પું૦ + મહેરામણ; સમુદ્ર

**મીચવું** સ૦ ક્રિ૦ બીડવું; બંધ કરવું

**મીજ** સ્ત્રી૦ બિયાંનો ગર

**મીજાન** ન૦ અંદાજ; માપ

**મીજાનસર** અ૦ માપસર

**મીટ** સ્ત્રી૦ નજર; અનિમેષ દૃષ્ટિ

**મીટવું** અ૦ ક્રિ૦ ભૂંસાઈ જવું; નાબૂદ થવું (૨) મટવું

**મીઠડાં** ન૦ બ૦ વ૦ વહાલનાં આલિંગન (૨) દુઃખણાં; ઓવારણાં

**મીઠડું** વિ૦ મીઠું [પ.] (૨) મીઠું મીઠું બોલનારું (૩) ન૦ જુઓ મીઠડાં

**મીઠાઈ** સ્ત્રી૦ ગળી વાની

**મીઠાચરું** વિ૦ ગળી વસ્તુઓ ખાનારું

**મીઠાબોલું** વિ૦ મીઠું બોલનારું

**મીઠાશ** સ્ત્રી૦ મીઠાપણું

**મીઠી** સ્ત્રી૦ બચ્ચી (૨) સ્નેહાલિંગન

**મીઠું** વિ૦ ગળ્યું (૨) મધુર (૩) ન૦ લવણ; નિમક

**મીઠો ભાત** પું૦ બિરંજ

**મીઠો લીમડો** પું૦ એક વનસ્પતિ, જેનાં પાન કઢીમાં નાખે છે

**મીઠો લીંબડો** પું૦ મીઠો લીમડો

**મીંડઘો** પું૦ હૃષ્ટપુષ્ટ માણસ (૨) કાસદ; ખેપિયો (૩) મુખી; અગ્રેસર

**મીંડિયો** વિ૦ પું૦ વળેલાં શિંગડાવાળો (બળદ, બકરો)

**મીંડું** ન૦ શૂન્ય; બિંદુ; ટપકું

**મીંઢળ** ન૦ એક ફળ (લગ્ન જેવી ક્રિયાઓ વખતે કાંડે બાંધે છે)

**મીણ** ન૦ મધપૂડો જેનો બનેલો હોય છે તે ચીકણો પદાર્થ

**મીણકપડ** ન૦ મીણ પાયેલું કાપડ

**મીણબત્તી** સ્ત્રી૦ જેમાં વાટ ઘાલેલી હોય એવી મીણની બત્તી

**મીણાકારી** વિ૦ (૨) સ્ત્રી૦ + જુઓ મીનાકારી

**મીણિયું** વિ૦ મીણવાળું (૨) મીણું (૩) ન૦ મીણકપડ

**મીણું** વિ૦ નશામાં પડેલું

**મીણો** પું૦ કેફ; નશો (૨) કેફ ચડે તેવો ઝેરી પદાર્થ

**મીન** સ્ત્રી૦ બારમી રાશિ (૨) ન૦ માછલું

**મીનકેતન** પું૦ (સં.) મકરકેતુ; કામદેવ

**મીનમેખ(-ષ)** સ્ત્રી૦ વાંધો; હરકત (૨) વધારોઘટાડો; ઓછાવત્તાપણું (૩) અ૦ ઓછુંવત્તું હોય તેમ

**મીનડી** સ્ત્રી૦ બિલાડી

**મીનડું** ન૦ બિલાડું

**મીનહૂન** વિ૦ ચાલુ (મહિનો)

**મીનાકારી** વિ૦ ભાતવાળું (૨) સ્ત્રી૦ સોનાચાંદી પર રંગીન કામ-કારીગરી

**મીનાર(-રો)** પું૦ ઊંચું થાંભલાના આકારનું બાંધકામ

**મીની** સ્ત્રી૦ મીનડી; બિલાડી

**મીનો** પું૦ સોનાચાંદી પરનું રંગિત ચિત્રકામ

**મીમાંસક** પું૦ મીમાંસા કરનાર (૨) મીમાંસાદર્શન જાણનાર કે તેમાં માનનાર

**મીમાંસા** સ્ત્રી૦ વિચારણા; તપાસ; સમાલોચના (૨) જૈમિનિપ્રણીત પૂર્વમીમાંસાદર્શન
**મીર** પું૦ અમીર
**મીરઅદલ** પું૦ ન્યાયાધીશ
**મીરજા** પું૦ મુસલમાનોનો એક ખિતાબ; અમીર; ઉમરાવ (૨) મુસલમાનોની એક જાતનો માણસ
**મીરાસ** સ્ત્રી૦ વારસો
**મીરાસી** સ્ત્રી૦ વારસામાં મળેલી દોલત (૨) એક મુસલમાની માગણ જાતનો માણસ
**મીલન** ન૦ બંધ કરવું–બીડવું તે
**મીલિત** વિ૦ બંધ કરેલું–બીડેલું
**મીંચવું** સ૦ ક્રિ૦ જુઓ મીચવું
**મીંજ** સ્ત્રી૦ જુઓ મીજ
**મીંડ** સ્ત્રી૦ (સંગીત) ઘસીટ
**મીંડલો(–ળો)** પું૦ કપાળ ઉપર ગૂંથેલી ચોટલાની લટ
**મીંડું** ન૦ જુઓ મીડું
**મીંઢળ** ન૦ જુઓ મીંઢળ
**મીંઢાઈ** સ્ત્રી૦ મીંઢાપણું
**મીંઢાપણું** ન૦
**મીંઢિયાવળ** સ્ત્રી૦ જુઓ મિંઢિયાવળ
**મીંઢું** વિ૦ મનમાં ને મનમાં સમજે પણ બહાર દેખાવા ન દે તેવું (૨) ખંધું; ધૂર્ત
**મીંદડી** સ્ત્રી૦ મીનડી; બિલાડી
**મીંદડું** ન૦ મીનડું; બિલાડું
**મીંદડો** પું૦ બિલાડો
**મુકદ્દમ** પું૦ મુકાદમ
**મુકદ્દમો** પું૦ દાવો
**મુકદ્દર** ન૦ નસીબ
**મુકનો** પું૦ બુરખો
**મુકર** વિ૦ કબૂલ કરનારું
**મુકરર** વિ૦ નિયત; નક્કી કરેલું
**મુકરવું** સ૦ ક્રિ૦ ના પાડવી; ના કહેવું
**મુકાણ** ન૦*
**મુકાદમ** પું૦ નાયક; જમાદાર
**મુકાદમી** સ્ત્રી૦ મુકાદમનું કામ
**મુકાબલો** પું૦ સરખામણી
**મુકામ** પું૦ રહેઠાણ (૨) પડાવ; ઉતારો
**મુકાવવું** સ૦ ક્રિ૦ 'મૂકવું'નું પ્રેરકરૂપ (૨) છોડાવવું
**મુકાવું** અ૦ ક્રિ૦ 'મૂકવું'નું કર્મણિરૂપ
**મુકુટ** પું૦ જુઓ મુગટ
**મુકુર** પું૦ આયનો
**મુકુલ** ન૦ ખીલતી કળી
**મુકુલિત** વિ૦ કળીઓવાળું (૨) અડધું ઊઘડેલું અડધું બંધ
**મુકુંદ** પું૦ (સં.) વિષ્ણુ
**મુક્કી** સ્ત્રી૦ ઠોંસો
**મુક્કો** પું૦ ઠોંસો; ગડદો
**મુક્ત** વિ૦ બંધનરહિત; છૂટું (૨) મુક્તિ પામેલું
**મુક્તક** ન૦ એક અસ્ત્ર (૨) પૂર્ણ અર્થવાળો સ્વતંત્ર શ્લોક
**મુક્તકંઠ** વિ૦ જોરથી કે બેધડક બોલનારું કે ગાનારું
**મુક્તવ્યાપાર** પું૦ અબાધિત વ્યાપાર; 'ફ્રી ટ્રેડ'
**મુક્તહસ્ત** વિ૦ છૂટે હાથે દાન કરનારું
**મુક્તા** ન૦ મોતી
**મુક્તાફલ(–ળ)** ન૦ મોતી
**મુક્તાવલિ(–લી,–ળિ,–ળી)** સ્ત્રી૦ મોતીનો હાર
**મુક્તાહાર** પું૦ મોતીનો હાર
**મુક્તિ** સ્ત્રી૦ મોક્ષ (૨) છુટકારો
**મુક્તિપદ** ન૦ મુક્તાવસ્થા; મોક્ષ
**મુક્તિપુરી** સ્ત્રી૦ જ્યાં જવાથી મુક્તિ મળે તેવી નગરી (દ્વારકા, અયોધ્યા, મથુરા વગેરે)
**મુક્તિમાર્ગ** પું૦ મુક્તિનો માર્ગ
**મુખ** ન૦ મોં; ચહેરો (૨) આગલો કે ઉપરનો ભાગ (૩) નદી સમુદ્રને મળે છે તે ભાગ
**મુખકમલ(–ળ)** ન૦ મુખરૂપી કમળ
**મુખચંદ્ર** પું૦ મુખરૂપી ચંદ્ર
**મુખજ(–જુ)બાની** સ્ત્રી૦ મોઢાની સાક્ષી
**મુખતાદ** ન૦ વાર્ષિક શ્રાદ્ધ (પારસીઓમાં)
**મુખતેસર** વિ૦ ટૂંકું; સંક્ષિપ્ત
**મુખત્યાર** વિ૦ પોતાની મરજીમાં આવે તેમ કરવાને સત્તા અપાયેલું (૨) પું૦ એલચી; વકીલ; પ્રતિનિધિ
**મુખત્યારનામું** ન૦ પોતા તરફથી કામ કરવાની સત્તા આપનારું લખાણ
**મુખત્યારવારસ** પું૦ મુખત્યારીથી નીમેલો વારસ
**મુખત્યારી** સ્ત્રી૦ સદર પરવાનગી; કુલ સત્તા
**મુખપટ** ન૦; પું૦ ઘૂમટો
**મુખપત્ર** ન૦ અમુક મંડળનું છાપું
**મુખપાક** પું૦ મોંનો એક રોગ
**મુખપાઠ** પું૦ ગોખવું—યાદ કરવું તે; મોઢે બોલવાનું તે

**મુખબંધ** પું૦ પ્રસ્તાવના
**મુખમુદ્રા** સ્ત્રી૦ ચહેરો; મોંનો દેખાવ
**મુખર(-રિત)** વિ૦ ખખડતું; અવાજ કરતું (૨) વાચાળ
**મુખવાદ્ય** ન૦ ફૂંકીને વગાડવાનું વાદ્ય
**મુખવાસ** પું૦ જમ્યા પછી મોં સુવાસિત કરવા ખાવાની વસ્તુ
**મુખસામુદ્રિક** પું૦ ચહેરા ઉપરથી ચારિત્ર્ય જોવાની વિદ્યા; 'ફીઝિયૉગ્નૉમી'
**મુખારવિંદ** ન૦ મુખકમળ
**મુખિયું** ન૦ છાલકાંનાં મોં સીવવાની સૂતળી
**મુખિયો** પું૦ મુખ્ય માણસ (૨) ઠાકોરજીની સેવાપૂજા કરનારાઓનો મુખી
**મુખી** પું૦ અગ્રેસર; નાયક (૨) ગામનો વડો
**મુખ્ય** વિ૦ પ્રધાન; પહેલું
**મુખ્યતઃ** અ૦ ખાસ કરીને
**મુખ્યત્વે** અ૦ વિશેષે કરીને; ઘણું કરીને
**મુખ્યાર્થ** પું૦ પ્રધાન અર્થ
**મુગજી** સ્ત્રી૦ બીજા રંગની ઝીણી પાતળી કિનાર
**મુગટ** પું૦ માથાની પાઘડી પર સજવાનો એક શણગાર (૨) રાજાનો મુગટ; તાજ
**મુગટી** સ્ત્રી૦ નાનો મુગટો
**મુગટો** પું૦ અબોટમાં પહેરવાનું રેશમી વસ્ત્ર
**મુગલ** વિ૦ (૨) પું૦ જુઓ મોગલ
**મુગલાઈ** વિ૦ મુગલ સંબંધી (૨) સ્ત્રી૦ મુગલોનો અમલ–રાજ્ય (૩) ઠાઠમાઠ; ભપકો (૪) સ્વેચ્છાચારી રાજ્ય; અંધાધૂંધી કે જુલમ
**મુગાસાડી** સ્ત્રી૦ સ્ત્રીઓને અબોટમાં પહેરવાનું એક રેશમી વસ્ત્ર
**મુગ્ધ** વિ૦ મોહ પામેલું (૨) અણસમજુ; અજ્ઞ (૩) સાલસ; નિષ્પાપ (૪) સુંદર; મોહક
**મુગ્ધતા** સ્ત્રી૦
**મુગ્ધત્વ** ન૦
**મુગ્ધા** સ્ત્રી૦ જેને જુવાની તરતની ફૂટી હોય તેવી સ્ત્રી (૨) કાવ્યમાં ત્રણ પ્રકારની નાયિકામાંની એક (મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા)
**મુચરકો** પું૦ જામીનખત (ગુનેગારનું)
**મુછાળો** વિ૦ પું૦ મૂછવાળો; મરદ
**મુજ** સ૦ મારું
**મુજબ** અ૦ પ્રમાણે; પેઠે

**મુજરો** પું૦ સલામ
**મુજહામત** સ્ત્રી૦ અટકાવ; પ્રતિબંધ (૨) ચર્ચા; વિવેચન (૩) ખોતરણાં
**મુજાખો** પું૦ હિસાબ; ગણના; મહત્ત્વ
**મુજાહૂત** વિ૦ બમણું
**મુજાવર** પું૦ કબરનો પૂજારી
**મુઝવણ** સ્ત્રી૦ અકળામણ; બેચેની
**મુઝાર** અ૦ + મોઝાર
**મુઝારી** સ્ત્રી૦ મુઝારો
**મુઝારો** પું૦ ત્રિદોષ (૨) ગભરામણ; અકળામણ (૩) કોડિયા જેવો એક ઘાટ
**મુઝાવું** અ૦ ક્રિ૦ ગૂંગળાવું (૨) ગભરાવું; અકળાવું
**મુઠ્ઠી** સ્ત્રી૦ આંગળાં હાથેળી સાથે વાળવાથી થતો ઘાટ
**મુઠ્ઠીભર** વિ૦ મૂઠીમાં માય તેટલું (૨) થોડું
**મુઠ્ઠો** પું૦ મોટી મુઠ્ઠી; બાચકો
**મુડદાલ** વિ૦ મુડદા જેવું (૨) નિર્બળ; નિર્માલ્ય (૩) મડદાનું (માંસ)
**મુડદું** ન૦ શબ
**મુતરડી** સ્ત્રી૦ મૂતરવાની જગ્યા; પેશાબખાનું
**મુતરાણું** વિ૦ મૂતરવાની હાજતવાળું
**મુતરાવવું** સ૦ ક્રિ૦ 'મૂતરવું'નું પ્રેરકરૂપ
**મુતરિયું** ન૦ મૂતરવાનું વાસણ
**મુતલક(-ગ)** અ૦ બિલકુલ; તદ્દન
**મુતાબિક** વિ૦ અનુકૂળ (૨) અ૦ અનુસાર; પ્રમાણે
**મુતાલિક** પું૦ નાયબ દીવાન
**મુત્સદ્દી** પું૦ હિસાબ રાખનાર; મુનીમ (૨) રાજદ્વારી પુરુષ; રાજનીતિમાં પ્રવીણ (૩) [લા.] ખટપટિયો; દાવપેચ જાણનાર
**મુત્સદ્દીપણું** ન૦
**મુદ(-દા)** સ્ત્રી૦ આનંદ
**મુદ(-દ્દ)ત** સ્ત્રી૦ સમય (૨) મુકરર કરેલો સમય
**મુદતિયું** વિ૦ મુદત ઠરાવી હોય તેવું
**મુદતી** વિ૦ મુદતિયું
**મુદમાતું** વિ૦ આનંદિત
**મુદિત** વિ૦ આનંદિત
**મુદિતા** સ્ત્રી૦ મુદા; આનંદ
**મુદ્દગર** પું૦ મગદળ (૨) એક પ્રાચીન હથિયાર
**મુદ્દત** સ્ત્રી૦ જુઓ મુદત

**મુદ્દલ** ન૦ મૂળ થાપણ; મૂડી (૨) અ૦ સાવ; તદ્દન
**મુદામ** વિ૦ ઘણા વખતનું; ચાલુ (૨) અ૦ વિશેષે કરીને; ખાસ (૩) નિઃસંદેહ; નક્કી (૪) સાફ; ખુલ્લું
**મુદ્દામાલ** પું૦ પુરાવા તરીકેનો માલ; મૂળ માલ
**મુદ્દો** પું૦ પુરાવો; પ્રમાણ (૨) મૂળ; પાયો
**મુદ્રક** પું૦ છાપનાર
**મુદ્રણ** ન૦ છાપવું તે
**મુદ્રણયંત્ર** ન૦ છાપવાનું યંત્ર
**મુદ્રણાલય** ન૦ છાપખાનું
**મુદ્રા** સ્ત્રી૦ છાપ; મહોર (૨) વીંટી (૩) સિક્કો (નાણું) (૪) ગોસાંઈઓની કાનની કડી (૫) છાતીએ કે હાથે મારેલો ડામ કે છાપું (૬) મુખાકૃતિ; ચહેરાનો દેખાવ (૭) અમુક પ્રકારનો અંગવિન્યાસ (હઠયોગ) (૮) સંધ્યા વખતે હાથ કે આંગળાંનો બનાવાતો આકાર
**મુદ્રાક્ષર** પું૦ અક્ષરનું બીબું
**મુદ્રાયંત્ર** ન૦ જુઓ મુદ્રણયંત્ર
**મુદ્રાલેખ** પું૦ અગ્રલેખ (૨) આદર્શસૂચક વાક્ય; 'મોટો'
**મુદ્રાંકિત** વિ૦ છાપેલું
**મુદ્રિકા** સ્ત્રી૦ મુદ્રા; વીંટી (૨) સિક્કો
**મુદ્રિત** વિ૦ છાપેલું
**મુનશી** પું૦ લેખક; ગ્રંથકાર (૨) લહિયો; લખવાનું કામ કરનાર (૩) ફારસી, અરબી કે ઉર્દૂનો શિક્ષક
**મુનસફ** પું૦ દીવાની કજિયા સાંભળી ન્યાય આપનાર
**મુનસફી** સ્ત્રી૦ મુનસફનું કામ (૨) અધિકાર; સત્તા
**મુનાસ(-સિ)બ** વિ૦ યોગ્ય; વાજબી
**મુનિ** પું૦ ઋષિ; તપસ્વી (૨) મુનિવ્રત ધારણ કરનાર સાધુ
**મુનિવ્રત** ન૦ અણબોલ્યા રહેવાનું વ્રત
**મુનિશેખર** પું૦ એક છંદ
**મુનીમ** પું૦ પેઢીનો મુખ્ય ગુમાસ્તો
**મુનીમગીરી** સ્ત્રી૦ મુનીમનું કામ કે હોદ્દો
**મુનીશ્વર** પું૦ શ્રેષ્ઠ મુનિ
**મુફતી** સ્ત્રી૦ મુસલમાન પંચાતિયો
**મુફલિસ** વિ૦ ગરીબ; બેહાલ
**મુફલિસી** સ્ત્રી૦ ગરીબી; કંગાલિયત
**મુફાસલો** પું૦ અંતર; છેટું
**મુફત** વિ૦ મફત
**મુબારક** વિ૦ આબાદ; સુખી; ભાગ્યશાળી; શુભ; ધન્ય
**મુબારકબાદી** સ્ત્રી૦ અભિનંદન; ધન્યવાદ
**મુમકિન** વિ૦ બની શકે એવું
**મુમનો** પું૦ મુસલમાન થયેલી એક હિંદુ જાતિનો માણસ
**મુમુક્ષા** સ્ત્રી૦ મોક્ષની ઇચ્છા
**મુમુક્ષુ** વિ૦ મોક્ષની ઇચ્છાવાળું
**મુમૂર્ષા** સ્ત્રી૦ મરવાની ઇચ્છા
**મુમૂર્ષુ** વિ૦ મરવાની તૈયારીમાં હોય એવું
**મુરઘાબી** સ્ત્રી૦ જળકૂકડી
**મુરઘી** સ્ત્રી૦ મરઘી
**મુરઘો** પું૦ મરઘો
**મુરજ** પું૦ એક જાતનું ઢોલ
**મુરત** ન૦ મુહૂર્ત
**મુરતિયો** પું૦ વરરાજા; જમાઈ
**મુરબ્બી** વિ૦ વડીલ (૨) કદરદાન; આશ્રય આપનારું
**મુરબ્બો** પું૦ ચાસણીમાં રાખેલો કેરી વગેરે ફળનો પાક
**મુરલી** સ્ત્રી૦ વાંસળી (૨) દેવદારી
**મુરલીધર** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**મુરવ(-વ્વ)ત** સ્ત્રી૦ જુઓ મુરાતબ
**મુરશિદ** પું૦ ગુરુ; ધર્મોપદેશક
**મુરાતબ** સ્ત્રી૦ આબરૂ; પ્રતિષ્ઠા; માન
**મુરાદ** સ્ત્રી૦ ઉમેદ
**મુરારિ** પું૦ (સં.) વિષ્ણુ
**મુરીદ** પું૦ શિષ્ય
**મુરીદી** સ્ત્રી૦ શિષ્યપણું
**મુલક** પું૦ દેશ; પ્રદેશ
**મુલકગીર** પું૦
**મુલકગીરી** સ્ત્રી૦ દેશ જોવા તે; મુસાફરી (૨) દેશના વડાએ વસૂલાત તેમ જ બંદોબસ્ત માટે મુલકમાં ફરવું તે
**મુલકી** વિ૦ મુલકને લગતું; દીવાની; વસૂલાતી
**મુલતવી** વિ૦ મોકૂફ
**મુલતાની** વિ૦ મુલતાનનું (૨) સ્ત્રી૦ એક રાગિણી
**મુલવણી** સ્ત્રી૦ મૂલવવું તે

**મુલાકાત** સ્ત્રી૦ મેળાપ
**મુલાખું** વિ૦ મલોખું; બાડું
**મુલાજો** પું૦ જુઓ મલાજો
**મુલામ** વિ૦ સરસ; સુંદર
**મુલામ(-મો)** પું૦ ઢોળ
**મુલાયમ** વિ૦ નરમ; સુંવાળું
**મુલ્લા(-લ્લાં)** પું૦ મુસલમાનોનો આચાર્ય કે પુરોહિત
**મુલ્લો** પું૦ પૂંજી
**મુવાજો** પું૦ બદલો; મહેનતાણું
**મુવાડું** ન૦ નાનું ગામડું; પરું
**મુવાળો** પું૦ વાળ
**મુશ(-સ)ળ** ન૦ સાંબેલું
**મુશ(-સ)ળધાર** વિ૦ જાડી ધારમાં જોરથી પડતો (વરસાદ)
**મુશાયરો** પું૦ કવિઓની પરિષદ
**મુશ્ક** સ્ત્રી૦ મુશ્કી
**મુશ્કેટાટ** વિ૦ વાંસા પાછળ હાથ બાંધેલા હોય એવું
**મુશ્કેલ** વિ૦ અઘરું; કઠણ
**મુશ્કેલી** સ્ત્રી૦ મુસીબત
**મુષક** પું૦ ઉંદર
**મુષ્ટિ** સ્ત્રી૦ મૂઠી
**મુષ્ટિપાત** પું૦ મૂઠીની મારામારી
**મુસદ્દી** વિ૦ (૨) પું૦ જુઓ મુત્સદ્દી
**મુસદ્દીપણું** ન૦
**મુસદ્દો** પું૦ ખરડો; કાચું લખાણ (૨) ઊંડા અર્થવાળી ઇબારતનું લખાણ
**મુસરીચી** સ્ત્રી૦; ન૦ એક પંખી
**મુસલ(-ળ)** ન૦ મુશળ; સાંબેલું
**મુસલમાન** પું૦ ઇસ્લામનો અનુયાયી
**મુસલમાની** વિ૦ મુસલમાનનું—ને લગતું
**મુસલ્લો** પું૦ નમાજ પઢવાની ચટાઈ (૨) મુસલમાન
**મુસળ** ન૦ મુશળ; સાંબેલું
**મુસળખંડી** પું૦ ચોખા (૨) ખાંડવું તે
**મુસળધાર** વિ૦ જુઓ મુશળધાર
**મુસળસ્નાન** ન૦ જેવુંતેવું નાહી લેવું તે
**મુસાણું** ન૦ મુસળ
**મુસાફર** પું૦ વટેમાર્ગુ
**મુસાફરખાનું** ન૦ પ્રવાસીઓને પડાવ નાખવાનું સ્થાન; ધર્મશાળા
**મુસાફરી** સ્ત્રી૦ પ્રવાસ; પર્યટન
**મુસાર(-રો)** પું૦ પગાર
**મુસાહિ(-હે)બ** પું૦ સાથે રહેનાર; સાથી
**મુસીબત** સ્ત્રી૦ અડચણ; તકલીફ; કષ્ટ (૨) વિપત્તિ; સંકટ
**મુસ્તકીન** વિ૦ મક્કમ; મજબૂત
**મુસ્તનદ** વિ૦ આધારભૂત; માનવાલાયક
**મુસ્તાક** વિ૦ આતુર
**મુસ્લિમ** વિ૦ ઇસ્લામનું અનુયાયી (૨) પું૦ મુસલમાન
**મુહતમિમ** પું૦ બંદોબસ્ત કરનાર; વ્યવસ્થાપક
**મુહાજિર** પું૦ હિજરત કરનાર; બીજે દેશ જઈ રહેનાર
**મુહૂર્ત** ન૦ બે ઘડી જેટલો સમય; ૪૮ મિનિટ (૨) કોઈ કામ શરૂ કરવાનો શુભ સમય
**મુંજ** ન૦ દાભ જેવું એક ઘાસ
**મુંજબંધ** પું૦ મુંજનો કંદોરો (જનોઈ દેતી વખતે પહેરાવે છે)
**મુંજિયો** પું૦ તરતમાં જનોઈ દીધેલો બ્રહ્મચારી
**મુંડ** ન૦ માથું
**મુંડક** પું૦ મૂંડેલા માથાવાળો સાધુ (૨) સ્ત્રી૦; ન૦ એ નામનું ઉપનિષદ
**મુંડન** ન૦ માથું મૂંડાવવું તે
**મુંડમાળા** સ્ત્રી૦ માથાંની કે ખોપરીઓની માળા
**મુંડી** વિ૦ બોડાવેલું (૨) પું૦ હજામ (૩) સંન્યાસી
**મુંબઈ** સ્ત્રી૦ (સં.) એ નામની નગરી
**મૂએલું** વિ૦ મરેલું
**મૂક** વિ૦ મૂગું
**મૂકતા** સ્ત્રી૦
**મૂકત્વ** ન૦
**મૂકભાવ** પું૦ મૂગાપણું
**મૂકવું** સ૦ ક્રિ૦
**મૂગડી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**મૂગણી** સ્ત્રી૦ ભાતની બનાવેલી એક પૂરી જેવી વાની
**મૂગું** વિ૦ બોલી ન શકે તેવું; અવાચક (૨) શાંત
**મૂછ** સ્ત્રી૦ ઉપલા હોઠ ઉપર ઊગતા વાળ

**મૂજી** વિ૰ કંજૂસ (૨) અક્કલ કે હોંસ વગરનું; જડ

**મૂઠ** સ્ત્રી૰ મૂઠી (૨) જ્યાંથી તરવાર વગેરે પકડાય છે તે હાથો (૩) પીડા કરવાનો કે મારી નાખવાનો એક તાંત્રિક પ્રયોગ (૪) ગિલ્લીદંડાની રમતમાં એક દાવ

**મૂઠિયું** ન૰ કણકને મૂઠી વડે વાળી બનાવેલી એક વાની

**મૂઠી** સ્ત્રી૰ જુઓ મુઠ્ઠી

**મૂઠો** પું૰ મોટી મૂઠી

**મૂડી** સ્ત્રી૰ પૂંજી; થાપણ (૨) વેપારઉદ્યોગમાં રોકાતું સંઘરેલું દ્રવ્ય

**મૂડીદાર** વિ૰ (૨) પું૰ મૂડીવાળો; પૈસાદાર

**મૂડીવાદ** પું૰ મૂડીદારોની સત્તા; 'કૅપિટૅલિઝમ'

**મૂડો** પું૰ વાળનો ઝૂડો (૨) ઓડો માણસ (૩) (૩) સો મણનું વજન

**મૂઢ** વિ૰ મૂર્ખ; ઠોઠ (૨) સ્તબ્ધ; નિશ્ચેષ્ટ

**મૂઢગર્ભ** પું૰ બગડેલો ગર્ભ (જેથી ગર્ભસ્રાવ થાય કે પ્રસવમાં વિઘ્ન આવે)

**મૂઢગ્રાહ** પું૰ મૂઢતામાં પકડી રાખેલી માન્યતા

**મૂઢતા** સ્ત્રી૰

**મૂઢમતિ** વિ૰ બેવકૂફ; મૂર્ખ

**મૂઢાત્મા** પું૰ મૂઢ પુરુષ

**મૂતર** ન૰ પેશાબ

**મૂતરવું** અ૰ ક્રિ૰ પેશાબ કરવો

**મૂતરાવું** અ૰ ક્રિ૰ 'મૂતરવું'નું કર્મણિરૂપ

**મૂત્ર** ન૰ મૂતર; પેશાબ

**મૂત્રકૃચ્છ્ર** ન૰ પીડા સાથે પેશાબ થવાનો રોગ

**મૂત્રપરીક્ષા** સ્ત્રી૰ મૂત્રની પરીક્ષા

**મૂત્રપિંડ** પું૰ શુદ્ધ લોહી તથા મૂત્રને જુદાં પાડનાર અવયવ; 'કિડ્‌ની'

**મૂત્રલ** વિ૰ વધારે મૂત્ર કરાવે તેવું

**મૂત્રવર્ધક** વિ૰ મૂત્ર વધારનાર; મૂત્રલ

**મૂત્રાશય** પું૰; ન૰ મૂત્રને એકઠું થવાની જગા; ફુક્કો; 'બ્લૅડર'

**મૂત્રોત્સર્ગ** પું૰ પેશાબ કરવો તે

**મૂદઈ** ન૰ શત્રુ; પ્રતિપક્ષી

**મૂનિયું** ન૰ જુઓ મોનિયું

**મૂમતી** સ્ત્રી૰ જૈન યતિઓ મોં આગળ બાંધે છે તે લુગડાનો કકડો

**મૂરખ** વિ૰ મૂર્ખ

**મૂરખું** વિ૰ મૂર્ખ

**મૂરછી** સ્ત્રી૰ મૂર્ચ્છા; બેહોશી (૨) એક રોગ

**મૂર્ખ** વિ૰ અભણ; બેવકૂફ; અક્કલહીન

**મૂર્ખતા** સ્ત્રી૰

**મૂર્ખત્વ** ન૰

**મૂર્ખાઈ** સ્ત્રી૰ મૂર્ખતા

**મૂર્છ(-ર્ચ્છ)ના** સ્ત્રી૰ મૂર્ચ્છા (૨) સાત સ્વરોનો ક્રમસર આરોહઅવરોહ (૩) રાગપ્રતિપાદક -વાદી સ્વરને તેની જોડેના સ્વર સુધી લઈ જવો તે; તેને કંપાવવો તે (સંગીત)

**મૂર્છા(-ર્ચ્છા)** સ્ત્રી૰ બેશુદ્ધિ

**મૂર્છા(-ર્ચ્છા)ગત** વિ૰ મૂર્ચ્છિત

**મૂર્છિ(-ર્ચ્છિ)ત** વિ૰ મૂર્ચ્છા પામેલું

**મૂર્ત** વિ૰ મૂર્તિમાન; સાકાર

**મૂર્તત્વ** ન૰

**મૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૰ પ્રતિમા; આકૃતિ (દેવદેવીની)

**મૂર્તિ(-ર્ત્તિ)પૂજક** વિ૰ મૂર્તિને પૂજનાર

**મૂર્તિ(-ર્ત્તિ)પૂજા** સ્ત્રી૰ મૂર્તિની પૂજા

**મૂર્તિ(-ર્ત્તિ)ભંજક** વિ૰ મૂર્તિને ભાગનાર

**મૂર્તિ(-ર્ત્તિ)મતી** વિ૰ સ્ત્રી૰ શરીરવાળી; સાકાર; સાક્ષાત; પ્રત્યક્ષ

**મૂર્તિ(-ર્ત્તિ)મંત** વિ૰ શરીરવાળું; સાકાર; સાક્ષાત; મૂર્ત

**મૂર્તિ(-ર્ત્તિ)માન** વિ૰ જુઓ મૂર્તિમંત

**મૂર્તિ(-ર્ત્તિ)શાસ્ત્ર** ન૰ મૂર્તિઓ બનાવવાનું શાસ્ત્ર

**મૂર્ધન્ય** વિ૰ મૂર્ધસ્થાનથી ઉચ્ચારાતું (૨) માથાને લગતું (૩) [લા.] મુખ્ય (૪) પું૰ મૂર્ધસ્થાની વર્ણ

**મૂર્ધન્યતર** વિ૰ વધારે મૂર્ધન્ય

**મૂર્ધસ્થાન** ન૰ તાળવાની વચ્ચેનો ભાગ

**મૂર્ધસ્થાની** વિ૰ મૂર્ધસ્થાનનું

**મૂર્ધા** સ્ત્રી૰ માથું

**મૂલ(-લ્ય)** ન૰ કિંમત

**મૂલ(-ળ)** ન૰ વનસ્પતિની જડ (૨) પાયો; મંડાણ (૩) નદીનું ઉત્પત્તિસ્થાન (૪) [લા.] મૂળકારણ (૫) ૧૯મું નક્ષત્ર (૬) 'રૂટ' (મૂલવિધિમાં) [ગ.]

**મૂલ(-ળ)કારણ** ન૰ મુખ્ય કારણ

**મૂલકેંદ્ર** ન૰ 'રૅડિકલ સેન્ટર' [ગ.]

**મૂલકોણ** પું૰ કાટખૂણો (ગ.)

**મૂલ(-ળ)ગત** વિ૦ મૂળમાં રહેલું
**મૂલ(-ળ)ગ્રંથ** પું૦ અસલ ગ્રંથ (જેનાં ભાષાંતર, ટીકા વગેરે થયાં હોય)
**મૂલચિહ્ન** ન૦ ✓ આવું 'રૅડિકલ સાઇન' (ગ.)
**મૂલજ** વિ૦ મૂલ નક્ષત્રમાં જન્મેલું
**મૂલ(-ળ)તત્ત્વ** ન૦ પાંચ મહાભૂતોમાંનું એક (૨) ન૦ બ૦ વ૦ શાસ્ત્ર કે કળાના પ્રાથમિક સિદ્ધાંતો
**મૂલદ** વિ૦ જેનું મૂળ બરાબર નીકળે એવી (રકમ) રૅશનલ [ગ.]
**મૂલદાર** વિ૦ મૂલ્યવાન; કીમતી
**મૂલપડી** વિ૦ પંદર (વેપારી સંકેત)
**મૂલ(-ળ)પુરુષ** પું૦ વંશનો આદિપુરુષ (૨) કુટુંબનો મુખ્ય માણસ
**મૂલ(-ળ)પ્રકૃતિ** સ્ત્રી૦ પ્રકૃતિ; જગતનું આદિ-કારણ (સાંખ્ય)
**મૂલ(-ળ)ભૂત** વિ૦ મૂળરૂપ; મૂળનું
**મૂલવવું** સ૦ ક્રિ૦ મૂલ્ય નક્કી કરવું (૨) ખરીદવું
**મૂલવિધિ** પું૦ 'ઇવોલ્યૂશન' (ગ.) (૨) મૂલ નક્ષત્રમાં જન્મેલા બાળક તથા તેનાં માબાપ ઉપર કરવામાં આવતો વિધિ
**મૂલાક્ષ** પું૦ 'રૅડિકલ ઍક્સિસ' (ગ.)
**મૂલા(-ળા)ધાર** પું૦ મૂળ આધાર (૨) ન૦ ગુદા અને ઉપસ્થની વચમાં આવેલું ચક્ર (યોગ)
**મૂલ્યવાન** વિ૦ કીમતી
**મૂવું** વિ૦ મૂએલું
**મૂષક** પું૦ ઉંદર
**મૂસ** સ્ત્રી૦ ધાતુ ગાળવાની કુલડી (૨) બીબું
**મૂસળી** સ્ત્રી૦ એક મૂળ (૨) પશઈ
**મૂસા** પું૦ (સં.) યહૂદી ધર્મના પ્રવર્તક
**મૂળ** વિ૦ અસલ; પહેલાંનું; મૂળભૂત (૨) ન૦ જુઓ મૂલ
**મૂળકારણ** ન૦ મૂલકારણ
**મૂળગત** વિ૦ જુઓ મૂલગત
**મૂળગું** વિ૦ બધું; સઘળું (૨) અ૦ તમામ; તદ્દન
**મૂળગ્રંથ** પું૦ જુઓ મૂલગ્રંથ
**મૂળતત્ત્વ** ન૦ જુઓ મૂલતત્ત્વ
**મૂળપુરુષ** પું૦ જુઓ મૂલપુરુષ
**મૂળપ્રકૃતિ** સ્ત્રી૦ જુઓ મૂળપ્રકૃતિ

**મૂળભૂત** વિ૦ જુઓ મૂલભૂત
**મૂળાક્ષર** પું૦ વર્ણમાળાના મૂળ અક્ષરો
**મૂળાડિયું** ન૦ મૂળ
**મૂળાધાર** પું૦ (૨) ન૦ જુઓ મૂલાધાર
**મૂળાડું** ન૦ જુઓ મૂળાડિયું
**મૂળાપણી** સ્ત્રી૦ મૂળાની ઝૂડી
**મૂળિયું** ન૦ મૂળ; જડ
**મૂળી** સ્ત્રી૦ મૂળના ઝીણાઝીણા ફણગા
**મૂળો** પું૦ શાકમાં વપરાતું એક મૂળ
**મૂંઆસાડી** સ્ત્રી૦ જુઓ મુગાસાડી
**મૂંગું** વિ૦ મૂગું; મૂક
**મૂંઝડો** પું૦ મોઢે કાળા અને શરીરે ધોળા વાળવાળો વાછડો
**મૂંઝવણ(-ણી)** સ્ત્રી૦ અકળામણ; ગભરામણ; વ્યગ્રતા; ઉચાટ
**મૂંઝારી** સ્ત્રી૦ જુઓ મુઝારી
**મૂંઝારો** પું૦ જુઓ મુઝારો
**મૂંઝાવું** અ૦ ક્રિ૦ જુઓ મુઝાવું
**મૂંડકા** સ્ત્રી૦ બોડી સ્ત્રી
**મૂંડકી** સ્ત્રી૦ (કા.) ઘોડા કે ઊંટના પલાણના કાઠાના આગલા ભાગનું માથું (૨) જુઓ મૂંડકા
**મૂંડણ** ન૦ જુઓ મુંડન
**મૂંડવું** સ૦ ક્રિ૦ મુંડન કરવું; બોડવું (૨) [લા.] છેતરવું; ધૂતવું (૩) ચેલો બનાવવો
**મૂંડામણ** ન૦ મૂંડવાનું મહેનતાણું
**મૂંડાવવું** સ૦ ક્રિ૦ 'મૂંડવું'નું પ્રેરકરૂપ
**મૂંડાવું** અ૦ ક્રિ૦ 'મૂંડવું'નું કર્મણિરૂપ
**મૂંડી** સ્ત્રી૦ બોડી સ્ત્રી (૨) માથું; જણ
**મૂંડું** વિ૦ બોડાવેલું
**મૂંદર** પું૦ (કા.) ભેંસના આગલા બે પગ વચ્ચે લબડતો ભાગ
**મૃગ** પું૦ પશુ (૨) હરણ (૩) ન૦ પાંચમું નક્ષત્ર
**મૃગચર્મ** ન૦ હરણનું ચામડું
**મૃગચર્યા** સ્ત્રી૦ મૃગની પેઠે નિષ્પાપ જીવન ગાળવું તે (ભક્ત માટે)
**મૃગજલ(-ળ)** ન૦ રેતાળ જમીન ઉપર સૂર્યનાં કિરણ પડવાથી દૂરથી દેખાતો પાણી જેવો ભાસ
**મૃગતૃષ્ણા** સ્ત્રી૦ મૃગજળ
**મૃગનયની** વિ૦ સ્ત્રી૦ મૃગ જેવાં નયનોવાળી

મૃગનાભિ સ્ત્રી૦ કસ્તૂરી
મૃગપતિ પું૦ સિંહ
મૃગમદ પું૦ કસ્તૂરી
મૃગયા સ્ત્રી૦ શિકાર
મૃગરાજ પું૦ મૃગપતિ; સિંહ
મૃગલાંછન પું૦ (સં.) ચંદ્ર (૨) ન૦ મૃગનું ચિહ્ન
મૃગલી સ્ત્રી૦ હરણી
મૃગલું ન૦ હરણું
મૃગલો પું૦ હરણ
મૃગલોચના(-ની) વિ૦ સ્ત્રી૦ જુઓ મૃગનયની
મૃગશિર ન૦ પાંચમું નક્ષત્ર
મૃગશીર્ષ ન૦ જુઓ મૃગશિર
મૃગાજિન ન૦ મૃગચર્મ
મૃગાંક પું૦ (સં.) ચંદ્ર
મૃગી સ્ત્રી૦ હરણી
મૃગેંદ્ર પું૦ સિંહ
મૃણાલ પું૦ ન૦ કમળનો તંતુ
મૃણાલિની સ્ત્રી૦ કમળનો છોડ
મૃણાલી સ્ત્રી૦ મૃણાલિની
મૃણ્મય વિ૦ માટીનું
મૃત વિ૦ મરણ પામેલું
મૃતક વિ૦ મરનાર સંબંધી (૨) ન૦ શબ (૩) મરણનું સૂતક
મૃતપ્રાય વિ૦ મરવાની અણી ઉપર આવેલું
મૃતસંજીવની સ્ત્રી૦ મૂએલાંને જીવતાં કરવાની વિદ્યા
મૃત્તિકા સ્ત્રી૦ માટી
મૃત્યુ ન૦ મરણ
મૃત્યુપત્ર ન૦ વસિયતનામું
મૃત્યુમય વિ૦ મૃત્યુથી ભરપૂર
મૃત્યુલેખ પું૦ વસિયતનામું
મૃત્યુલોક પું૦ પૃથ્વી
મૃત્યુશય્યા સ્ત્રી૦ મરણપથારી
મૃત્યુંજય પું૦ (સં.) મહાદેવ
મૃદંગ ન૦ બંને બાજુ વગાડાય તેવું તબલા જેવું એક વાદ્ય
મૃદુ વિ૦ કોમળ; સુંવાળું (૨) મધુર
મૃદુતા સ્ત્રી૦
મૃદુલ વિ૦ મૃદુ
મૃષા અ૦ ખોટી રીતે (૨) નકામું; વ્યર્થ
મે પું૦ ઈસ્વી સનનો પાંચમો મહિનો
મેકર ન૦ (ફા.) કસબી શેલું
મેકલુ ન૦ લાંબો ચાટવો
મેખ સ્ત્રી૦ ખીલી (૨) ફાચર
મેખચું ન૦ બે બાજુએ ચાડાંવાળી ભોંયમાં દાટવાની દીવી
મેખદીવી સ્ત્રી૦ જુઓ મેખચું
મેખલા(-ળા) સ્ત્રી૦ કંદોરો; કટીમેખલા
મેખળ ન૦ લડાઈનું એક હથિયાર (૨) કંદોરો
મેખા સ્ત્રી૦ મેખલા
મેખિયુ વિ૦ અફીણી (૨) ન૦ અફીણ
મેખી વિ૦ (૨) પું૦ અફીણી
મેખું ન૦ અફીણ
મેગની સ્ત્રી૦ ઘેટાંની અઘાર
મેગળ પું૦ હાથી
મેઘ પું૦ વરસાદ (૨) વાદળ (૩) એક રાગ
મેઘગર્જના સ્ત્રી૦ વાદળાંનો ગડગડાટ
મેઘચાપ ન૦ ઇંદ્રધનુષ
મેઘધનુ,૦ષ(-ષ્ય) ન૦ ઇંદ્રધનુષ
મેઘનાદ પું૦ મેઘગર્જના (૨) (સં.) રાવણનો પુત્ર ઇંદ્રજિત
મેઘરવો પું૦ આંબા વગેરેના મોરમાંથી ઝીણી મધુની છાંટ વરસે છે તે
મેઘરાજા પું૦ ઇંદ્ર (૨) વરસાદ
મેઘલ(-લી) વિ૦ વાદળવાળી
મેઘાડંબર પું૦;ન૦ ઘોરંબો; વાદળાંની જમાવટ (૨) ગર્જના; ગડગડાટ (૩) છત્રીવાળી અંબાડી
મેઘાધિપ પું૦ પુષ્કરાવર્તક વગેરે મેઘના અધિપતિઓમાંનો એક
મેચકું ન૦ નાનું પૂતળા જેવું છોકરું (તિરસ્કારમાં) (૨) મેખચું
મેજ સ્ત્રી૦; ન૦ ટેબલ
મેજબાન પું૦ જુઓ મિજબાન
મેજબાની સ્ત્રી૦ જુઓ મિજબાની
મેજર પું૦ ઘણી સહીઓવાળી અરજી
મૅજિસ્ટ્રેટ પું૦ ન્યાયાધીશ
મેડક પું૦ દેડકો
મેડકી સ્ત્રી૦ દેડકી
મેડી સ્ત્રી૦ નાનો માળ
મેડો પું૦ માળ
મેદ પું૦ લાકડામાં પડતો એક જીવ

**મેથિયા** પું૦ બ૦ વ૦ ડાંગરમાં મેથી જેવા એક જાતના દાણા હોય છે તે
**મેથિયું** ન૦ મેથીનો મસાલો ભરી બનાવેલું અથાણું (૨) વિ૦ મેથીભરેલું
**મેથી** સ્ત્રી૦ એક ભાજી (વઘાર અને વસાણામાં વપરાતું)
**મેથીપાક** પું૦ મેથીના લાડુ (૨) [લા.] માર
**મેદ** પું૦ ચરબી
**મેદની** સ્ત્રી૦ દુનિયા (૨) ભીડ; જમાવ; ટોળું
**મેદાન** ન૦ ખુલ્લી સપાટ જમીન
**મેદિની** સ્ત્રી૦ પૃથ્વી; દુનિયા
**મેદી** સ્ત્રી૦ એક વનસ્પતિ; મેંદી
**મેદો** પું૦ ધોયેલા ઘઉંનો લોટ; મેંદો
**મેધ** પું૦ યજ્ઞ (૨) બલિ; ભોગ
**મેધા** સ્ત્રી૦ બુદ્ધિ (૨) યાદશક્તિ
**મેધાવિની** વિ૦ સ્ત્રી૦ બુદ્ધિશાળી (સ્ત્રી)
**મેધાવી** વિ૦ બુદ્ધિમાન; પંડિત
**મેધ્ય** વિ૦ યજ્ઞનું; યજ્ઞમાં હોમવાનું (૨) પવિત્ર (૩) પું૦ બકરો
**મેના** સ્ત્રી૦ એક પક્ષી; સારિકા
**મેનો** પું૦ જુઓ મ્યાનો
**મેમણ** પું૦ મુસલમાનોની એક જાતનો માણસ
**મેમનો** પું૦ નાકનું એક ઘરેણું
**મેર** પું૦ માળાનો શરૂઆતનો મોટો મણકો (૨) શિરોમણિ; મુગટ (૩) જેના ઉપર ચલમ રહે છે તે હુક્કાનો ડોયો (૪) તાંબાનું એક મોટું વાસણ (૫) એક જીવડું (૬) સોરઠમાં વસતી એક જાતિ (૭) (સં.) મેરુ પર્વત (૮) સ્ત્રી૦ બાજુ; દિશા
**મેરમેરા(-રૈ)યું** ન૦ દીવાળીની રાતે છોકરાં શેલડીના સાંઠા પર દીવા કરે છે તે
**મેરાઈ** પું૦ દરજી
**મેરા(-રિ,-રૈ)યું** ન૦ મેરમેરાયું
**મેરી** સ્ત્રી૦ નારી; સ્ત્રી
**મેરુ** પું૦ મિત્ર; સોબતી (૨) તાંબાનું એક મોટું વાસણ (૩) હુક્કાનો મેર (૪) માળાનો મેર (૫) [સં.] એક પર્વત (સોનાનો) જેને આધારે પૃથ્વી રહી છે તથા ગ્રહો વગેરે જેની આસપાસ ફરે છે એમ મનાય છે
**મેરુદંડ** પું૦ કરોડ
**મેરૈયું** ન૦ જુઓ મેરાયું
**મેલ** પું૦ કચરો
**મેલખાઉ** વિ૦ મેલ એકદમ ન દેખાય તેવું (કપડું)
**મેલડી** સ્ત્રી૦ ચંડાળ ભૂતડી (૨) એક દેવી
**મેલવું** સ૦ ક્રિ૦ મૂકવું
**મેલાણ** ન૦ મુકામ (૨) છુટકારો; મુક્તિ (૩) ડગલું; કદમ
**મેલાવવું** સ૦ ક્રિ૦ 'મેલવું'નું પ્રેરકરૂપ
**મેલી** સ્ત્રી૦ ઓર; જરાયુ
**મેલી વિદ્યા** સ્ત્રી૦ ભૂતપલીત વશ કરવાની કે મારણજારણ કરવાની વિદ્યા
**મેલું** વિ૦ ગંદું (૨) કપટી (૩) ન૦ મળ (૪) ભૂતપ્રેત વગેરે
**મેવલો** પું૦ વરસાદ (૨) મેઘસ્તુતિનું ગીત
**મેવાડો** પું૦ મેવાડથી આવીને વસેલો (બ્રાહ્મણ, વાણિયો કે સુતાર) (૨) એક રાગ
**મેવાત(-સ)** પું૦ ચોરલૂંટારાના વસવાટવાળો જંગલી પ્રદેશ
**મેવાતી(-સી)** વિ૦ મેવાસનું
**મેવાળો** પું૦ એકઠું થવું-કરવું તે
**મેવો** પું૦ લીલાં કે સૂકાં ફળ
**મેશ(-સ)** સ્ત્રી૦ કાજળ
**મેશરી** વિ૦ વાણિયાની એક જાતનું
**મેશી** વિ૦ કંજૂસ
**મેષ** પું૦ ઘેટો (૨) પહેલી રાશિ
**મેષપાલ(-ળ)** પું૦ ભરવાડ
**મેસ** સ્ત્રી૦ મેશ; કાજળ
**મેસૂર** પું૦ એક મીઠાઈ
**મેહ(-હુ)લો** પું૦ વરસાદ
**મેળ** પું૦ રોજનો આવકખરચનો હિસાબ (૨) જરૂર; અગત્ય (૩) બનાવ; સંપ (૪) એકઠા થવું તે
**મેળવણ** ન૦ મિશ્રણ (૨) અખરામણ
**મેળવણી** સ્ત્રી૦ મેળવવું-ઉમેરવું તે (૨) મેળવવાની ચીજ; ઉમેરણ (૩) તુલના; મુકાબલો
**મેળવવું** સ૦ ક્રિ૦ એકઠું કરવું; મિશ્ર કરવું (૨) પ્રાપ્ત કરવું (૩) સરખાવી જોવું (૪) આખરવું
**મેળા** સ્ત્રી૦ સ્ત્રી
**મેળાપ** પું૦ મળવું-એકઠા થવું તે; સમાગમ (૨) સદ્ભાવ; બનાવ

**મેળાવડો** પું૦ જમાવ; ટોળું (૨) સભા; મિજલસ; પરિષદ
**મેળાવો** પું૦ મેળાવડો
**મેળે** અ૦ જાતે; પોતે (૨) પોતાની રાજીખુશીથી
**મેળો** પું૦ મેળાપ; ભેટો (૨) ઘણાં માણસનું એકઠા થવું તે (ઉત્સવ, યાત્રા વગેરે નિમિત્તે)
**મેં** સ૦ 'હું'નું ત્રીજી વિભક્તિનું એકવચન
**મેંડક** પું૦ દેડકો
**મેંડકી** સ્ત્રી૦ દેડકી
**મેંઢી** સ્ત્રી૦ ઘેટી
**મેંઢું** ન૦ ઘેટું
**મેંઢો** પું૦ ઘેટો
**મેંદાલકડી** સ્ત્રી૦ એક ઔષધિ
**મેંદી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**મેંદો** પું૦ જુઓ મેદો
**મૈત્રી** સ્ત્રી૦ ભાઈબંધી
**મૈથડ** ન૦ ઊંટનું ટોળું
**મૈથિલી** સ્ત્રી૦ (સં.) સીતા
**મૈથુન** ન૦ નરમાદાનો સંભોગ
**મૈથુની** વિ૦ મૈથુનથી ઉત્પન્ન થયેલું (૨) મૈથુન સંબંધી
**મૈયત** સ્ત્રી૦ મરણ (૨) મોકાણ
**મૈયતખરચ** પું૦; ન૦ મરનાર પાછળ કરવામાં આવતું ખરચ
**મૈયતખર્ચ** પું૦; ન૦ જુઓ મૈયતખરચ
**મૈયા** સ્ત્રી૦ માતા
**મોઆજિમ** પું૦ પ્રતિષ્ઠિત; આબરૂદાર
**મોઈ** સ્ત્રી૦ મોઈદંડાની રમતમાં નાનો લાકડાનો કકડો
**મોકલવું** સ૦ ક્રિ૦ રવાના કરવું (૨) પહોંચાડવું
**મોકલામણી** સ્ત્રી૦ મોકલવાની ક્રિયા કે મહેનતાણું
**મોકળાણ(-શ)** સ્ત્રી૦ જગાની છૂટ
**મોકળું** વિ૦ મોકળાશવાળું (૨) ખુલ્લું (૩) [લા.] નિખાલસ (૪) ઉદાર
**મોકાણ** સ્ત્રી૦ મરણના સમાચાર (૨) મરનાર પાછળ શોક કરવા ભેગું થવું તે (૩) [લા.] પીડા; આફત
**મોકાસદાર** પું૦ રસ્તે જનારા પાસેથી લેવાનો કર વસૂલ કરનાર
**મોકૂફ** વિ૦ બંધ પાડેલું; રહેવા દીધેલું; મુલતવી
**મોકૂફી** સ્ત્રી૦ મોકૂફ રાખવું તે
**મોકો** પું૦ પ્રસંગ; લાગ
**મોક્ષ** પું૦ મુક્તિ; છુટકારો
**મોક્ષકાલ(-ળ)** પું૦ (ગ્રહણ) છૂટવાનો સમય
**મોક્ષદ્વાર** ન૦ મોક્ષનું દ્વાર
**મોક્ષપદ** ન૦ મુક્તિ; મોક્ષ
**મોક્ષપુરી** સ્ત્રી૦ મોક્ષ આપનારી નગરી
**મોખ** પું૦ પ્રસંગ; લાગ; અનુકૂળતા (૨) તંબૂનો વાંસ
**મોખરો** પું૦ આગળનો ભાગ; બહાર પડતો ભાગ
**મોગ** પું૦; સ્ત્રી૦ બન્ને લમણા ઉપરની લટો
**મોગર** વિ૦ છોડાં કાઢી નાખેલી (દાળ)
**મોગરી** સ્ત્રી૦ એક શાક (૨) હથોડી જેવું લાકડાનું ખાંડવાનું કે વગાડવાનું ઓજાર
**મોગરેલ** ન૦ મોગરાનું તેલ
**મોગરો** પું૦ એક ફૂલઝાડ (૨) મોટી હથોડી (૩) નાના ઘૂમટ કે શિખર જેવો આકાર; કાંગરો (૪) એક ઘરેણું (૫) દીવાની વાટનો ઉપરનો બળી ગયેલો છેડો
**મોગ(-ઘ)લ** વિ૦ (૨) પું૦ મોંગોલિયાના મુસલમાનની એક જાત
**મોગ(-ઘ)લાઈ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ મુગલાઈ
**મોઘમ** વિ૦ (૨) અ૦ સામાન્ય; અસ્પષ્ટ; અનિશ્ચિત
**મોઘલ** વિ૦ (૨) પું૦ જુઓ મોગલ
**મોઘલાઈ** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ મોગલાઈ
**મોઘવારી** સ્ત્રી૦ મોઘું હોવું-મળવું તે
**મોઘાઈ** સ્ત્રી૦ મોઘાપણું; મોઘવારી
**મોઘું** વિ૦ વધારે કિંમત આપવી પડે તેવું (૨) [લા.] અતિપ્રિય
**મોચણ** સ્ત્રી૦ મોચીની સ્ત્રી
**મોચન** ન૦ મુક્ત કરવું તે (૨) પતરાજી; ખાલી ભપકો
**મોચમ** પું૦ ખેતરમાં ખેડ્યા વગર બાકી રહેલી જગ્યા
**મોચરસ** પું૦ એક ઝાડનો ગુંદર
**મોચવવું** સ૦ ક્રિ૦ કરમોડાય કે અંબળાઈ જાય તેમ કરવું
**મોચી** પું૦ જોડા સીવવાનો ધંધો કરનાર
**મોજ** સ્ત્રી૦ આનંદ (૨) મરજી
**મોજડી** સ્ત્રી૦ નાજુક કે કસબી પગરખું
**મોજડું** ન૦ પગરખું

**મોજણી** સ્ત્રી૦ માપણી (ખેતર કે જમીનની)
**મોજણીદાર** પું૦ માપણી કરનાર
**મોજમજા** સ્ત્રી૦ આનંદ; સુખચેન
**મોજવું** સ૦ ક્રિ૦ માપવું (૨) જાણવું; સમજવું
**મોજશોખ** પું૦ ભોગવિલાસ
**મોજાબંધ** પું૦ મોજાંને બાંધવાનું સાધન
**મોજી,૦લું** વિ૦ આનંદી; લહેરી; વિલાસી (૨) મનસ્વી
**મોજું** ન૦ પાણીનો તરંગ (૨) હાથપગનું ગૂંથેલું ઢાંકણ
**મોજૂદ** વિ૦ હાજર; તૈયાર
**મોજે** અ૦ સ્થાને; ગામે
**મોજેજો** પું૦ ચમત્કાર
**મોજો** પું૦ જુઓ મોજું (૨) રેલમાં તણાઈ આવેલો કાંપ (૩) વાંટો; જમીનનો ટુકડો
**મોઝાર** અ૦ (પ.) માં; મધ્યે
**મોઝિન** પું૦ મસીદમાં બાંગ પોકારનાર
**મોટપ(-મ)** સ્ત્રી૦ મોટાપણું; પ્રતિષ્ઠા; આબરૂ
**મોટપણું** ન૦ મોટાઈ (૨) મોટી ઉમ્મર
**મોટલિયો** પું૦ વૈતરો
**મોટલી** સ્ત્રી૦ + અનાજ ભરવાનો કોથળો (૨) પોટલું
**મોટલું** ન૦ + જુઓ મોટલી
**મોટવડાઈ** સ્ત્રી૦ + મોટાઓ પ્રત્યેનું માન
**મોટાઈ** સ્ત્રી૦ જુઓ મોટપ
**મોટિયું** ન૦ અનાજનો થેલો
**મોટિયો** પું૦ ભાર ઊંચકનારો; વૈતરો
**મોટું** વિ૦ નાનાથી ઊલટું (૨) [લા.] ઉદાર; સખી (૩) પ્રતિષ્ઠિત; આબરૂદાર
**મોટેરું** વિ૦ મોટું; વડીલ
**મોઠી** સ્ત્રી૦ ભોજન
**મોઠીદાસ** પું૦ ખાવાપીવાનો શોખી
**મોડ** પું૦ લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીને માથે મુકાતો સુથાડિયાની સળીઓ વગેરેનો એક ઘાટ (૨) [લા.] જોખમદારી; ભાર (૩) જીદ; ટેક (૪) વિલંબ (૫) હાવભાવ; નખરાં (૬) ઢબ; ઇમારત (૭) ખેતરમાં લાગી પડેલાં કણસલાં
**મોડછી** સ્ત્રી૦ કૉલેરા; મૂરછી
**મોડબંધો** વિ૦ મોડ બાંધનાર; બહાદુર (૨) પું૦ વરરાજા
**મોડવું** સ૦ ક્રિ૦ મરડવું; મરડી તોડી નાખવું
**મોડી** સ્ત્રી૦ મરાઠી ભાષાની હાથે લખવામાં વપરાતી લિપિ
**મોડું** વિ૦ મુકરર વખત પછીનું; અસૂરું (૨) ન૦ વેળા વટી જવી તે (૩) ઢીલ; કાળક્ષેપ
**મોઢ** પું૦ (મોઢેરાનો રહીશ) બ્રાહ્મણ, વાણિયા, સુતાર તથા ઘાંચીમાં એ નામની પેટા ન્યાતનો માણસ
**મોઢવું** ન૦ છાણાં અથવા ઘાસનો ઢગલો
**મોઢામોઢ** અ૦ રૂબરૂ; સમક્ષ
**મોઢિયું** ન૦ મોઢાનો—સૌથી ઉપરનો ભાગ (૨) ફાનસમાં બત્તી જેમાં રહે છે તે ભાગ (૩) રેંટિયામાં ત્રાક તથા ચમરખાં જ્યાં રહે છે તે ચોકઠું (૪) પશુના મોં ઉપર બાંધવામાં આવતી જાળી
**મોઢું** ન૦ મોં; મુખ
**મોઢો** પું૦ મોઢિયું
**મો(૦વ)ણ** ન૦ મોવા માટે વપરાતું ચીકટ
**મોત** ન૦ મૃત્યુ
**મોતિયું** ન૦ છાપરાનાં નેવ તરફ સાકટાંના છેડાઓમાં ઘાલેલું પાટિયું
**મોતિયો** પું૦ એક જાતનો મોગરો (૨) આંખની કીકી ઉપર થતું પડ (૩) હોંસ; હિંમત
**મોતી** ન૦ છીપમાંથી નીકળતી એક દરિયાઈ પેદાશ
**મોતીચૂર** પું૦ ઝીણી કળીના લાડુ
**મોતીચૂરમું** ન૦ મોતીચૂર બનાવવાનું ચૂરમું
**મોતીદામ** પું૦ એક છંદ
**મોથ** સ્ત્રી૦ ચીડ નામના ઘાસનો કંદ
**મોદ** પું૦ આનંદ (૨) સ્ત્રી૦ મોટી જાડી ચાદર
**મોદક** પું૦ લાડુ
**મોદન** ન૦ આનંદ (૨) આનંદ આપવો તે
**મોદવું** અ૦ ક્રિ૦ ખુશી થવું
**મોદિયું** ન૦ જાડી મોટી મોદ
**મોદી** પું૦ અનાજ, ઘી, મસાલો વગેરે વેચનાર વેપારી; નેસ્તી (૨) કોઠારી; ભંડારી
**મોદીખાનું** ન૦ મોદીની દુકાન (૨) દાણાનો કોઠાર (૩) લશ્કરને ખોરાકીપોશાકી પૂરી પાડનાર ખાતું
**મોનલ** ન૦ એક પક્ષી
**મોનિયું** ન૦ ઉપરચોટિયું આમંત્રણ

**મોપલો** પું૦ મલબારમાં વસતી મુસલમાનોની એક જાતનો આદમી
**મોફસલ** ન૦ બહારગામ; પરદેશ
**મોબેદ** પું૦ પારસીઓનો ધર્મક્રિયા કરાવનાર ગોર (૨) ભક્તિ કરનાર (૩) સ્ત્રી૦ ભક્તિ કરવાનું સ્થાન
**મોભ** પું૦ છાપરાના ટેકારૂપ મુખ્ય આડું લાકડું
**મોભણ** સ્ત્રી૦ કુટુંબની મુખ્ય સ્ત્રી
**મોભાચ** વિ૦ મોભના છેડા જેવું; બૂઠું
**મોભાદાર** વિ૦ વજનદાર; પ્રતિષ્ઠિત
**મોભારિયું** ન૦ મોભ ઉપર ઢાંકવાનું મોટું નળિયું
**મોભારો** પું૦ મોભ
**મોભિયું** ન૦ મોભ
**મોભી** પું૦ ઘરનો વડો માણસ
**મોભો** પું૦ આબરૂ; પ્રતિષ્ઠા; ઇજ્જત
**મોમ** ન૦ મીણ
**મોમનો** પું૦ મુસલમાનોની એક જાતનો માણસ
**મોમબત્તી** સ્ત્રી૦ મીણબત્તી
**મોયરું** ન૦ + જુઓ માહ્યરું
**મોયલું** વિ૦ (કા.) *
**મોર** પું૦ એક પક્ષી; મયૂર (૨) આંબા, આંબલી વગેરેનાં ફૂલ (૩) અ૦ આગળ
**મોરચંગ** પું૦ એક વાજું
**મોરચાબંધ** વિ૦ મોરચા બાંધેલું (૨) મોરચા સાથે
**મોરચી** સ્ત્રી૦ મૂરછી; માઠડી
**મોરચો** પું૦ લશ્કરની મોખરાની વ્યૂહરચના (૨) બુરજ ઉપર જ્યાં તોપ ગોઠવવામાં આવે છે તે ભાગ
**મોરડ** ન૦ દૂધી વગેરેનાં ભજિયાં
**મોરડી** સ્ત્રી૦ ઢેલ (૨) જુઓ મોરડો
**મોરડો** પું૦ પશુને મોઢે બાંધવાનું દોરડાનું ગાળિયું
**મોરથુથુ** ન૦ એક ઝેરી ઔષધ
**મોરબુટ્ટી** સ્ત્રી૦ મોરના બુટ્ટાવાળી રેશમી સાડી
**મોરલી** સ્ત્રી૦ વાંસળી
**મોરલો** પું૦ મોર
**મોરવણ** ન૦ છાણનો ગોર (૨) અખરામણ
**મોરવવું** સ૦ ક્રિ૦ આખરવું
**મોરવી** સ્ત્રી૦ એક જાતનું કાપડ
**મોરવું** અ૦ ક્રિ૦ મોર આવવો
**મોરવેલ** સ્ત્રી૦ એક વનસ્પતિ
**મોરશિખા** સ્ત્રી૦ એક વનસ્પતિ
**મોરસ** સ્ત્રી૦ દાણાદાર પરદેશી ખાંડ
**મોરસો** પું૦ ખેડાણમાં ઢાળ પડતી ટેકરી
**મોરંઘી** સ્ત્રી૦ એક પક્ષી
**મોરાખી** વિ૦ શરમ રાખીને કહેલી વાત (૨) પું૦ જુઓ મોરાપી
**મોરાણી** વિ૦ મુખ્ય
**મોરાપી** પું૦ બાતમીદાર (૨) ગુનેગારને શોધી કાઢનાર
**મોરિયું** ન૦ એક પ્રકારની પાઘડી
**મોરિયો** પું૦ ઘડો (૨) સામા જેવું એક અણખેડ ધાન્ય
**મોરી** સ્ત્રી૦ ગટર (૨) મોરડી; મોરડો
**મોરે** અ૦ આગળ
**મોલ** પું૦ પાક
**મોલડી** સ્ત્રી૦ એક ઘાસ
**મોલડું** ન૦ માથાનો એક પોશાક
**મોલદ** વિ૦ બીજા દેશનું પણ અરબસ્તાનમાં ઊછરેલું (૨) આરબ બાપથી હિંદની સ્ત્રીને થયેલી (પ્રજા)
**મોલવી** પું૦ મુસલમાન વિદ્વાન (૨) મુસલમાની કાયદા પ્રમાણે ન્યાય આપનાર
**મોલેરી** સ્ત્રી૦ એક ઘાસ
**મોલેસલામ** પું૦ એક જાતનો મુસલમાન
**મોહલું** ન૦ ભૂતને બોલાવતી વખતે વગાડાતું નગારું
**મોહલો** પું૦ શંકુના આકારના ફટાકડા
**મોવડ** પું૦ મોખરો; અગ્રભાગ (૨) [કા.] ઘોડાને મોઢા ઉપર પહેરાવવાનું ઘરેણું (૩) અ૦ (કા.) આગળ
**મોવડી** વિ૦ આગળનું; મોખરાનું (૨) પું૦ અગ્રેસર; આગેવાન
**મોવણ** ન૦ જુઓ મોણ
**મોવાસો** પું૦ ઢોરના મોંમાં થતો એક રોગ
**મોવાળ** પું૦ ઘરવટ; ઘરોબો; દોસ્તી
**મોવું** સ૦ ક્રિ૦ કરમોવવું; ચીકટવાળું કરવું
**મોસમ** સ્ત્રી૦ ઋતુ
**મોસમી** વિ૦ મોસમનું
**મોસર** સ્ત્રી૦ (કા.) ફૂટતી મૂછ
**મોસરિયું** ન૦ (કા.) બુકાની

**મોસલ** પું૰ સરકારના હુકમથી તેડવા આવેલો ને તાકીદ કરનાર બેલિફ
**મોસંબી** સ્ત્રી૰ એક ફળ
**મોસાળ** ન૰ માનું પિયેર
**મોસાળિયું** ન૰ મોસાળપક્ષનું માણસ
**મોસાળું** ન૰ માબાપ તરફથી છોકરીને સીમંત વખતે અને તેનાં છોકરાંને જનોઈ કે લગ્ન વખતે જે રીત આપવામાં આવે છે તે (૨) મોસાળામાં ગાવાનું ગીત
**મોહ** પું૰ અજ્ઞાન; ભ્રમ (૨) મૂર્છા; બેહોશી (૩) આસક્તિ; પ્યાર
**મોહક** વિ૰ મોહ પમાડનારું
**મોહકતા** સ્ત્રી૰ મોહકપણું
**મોહકમ** વિ૰ ઘણું; પુષ્કળ
**મોહકૂપ** પું૰ મોહરૂપી કૂપ
**મોહજાળ** સ્ત્રી૰ મોહની જાળ
**મોહતાજ** વિ૰ ગરીબ; ગરજુ
**મોહન** વિ૰ મોહ પમાડે તેવું (૨) ન૰ વશીકરણ; કામણ
**મોહનમાળા** સ્ત્રી૰ અમુક ઘાટના સોનાના મણકાની ગળે પહેરવાની માળા
**મોહનાસ્ત્ર** ન૰ બેહોશ કરી નાખે એવું અસ્ત્ર
**મોહનિદ્રા** સ્ત્રી૰ મોહરૂપી નિદ્રા
**મોહની** સ્ત્રી૰ મોહ; ભૂરકી
**મોહફંદ** પું૰ મોહરૂપી ફંદ
**મોહબાણ** ન૰ મોહનું બાણ
**મોહમંત્ર** પું૰ મોહ પમાડે એવો મંત્ર
**મોહરમ** પું૰ હિજરી સનનો પહેલો મહિનો (જેમાં તાજિયાનો તહેવાર આવે છે)
**મોહવું** અ૰ ક્રિ૰ મોહ પામવું (૨) સ૰ ક્રિ૰ મોહ પમાડવું
**મોહાંધ** વિ૰ મોહથી અંધ બનેલું
**મોહિત** વિ૰ મોહ પામેલું
**મોહિની** સ્ત્રી૰ મોહની (૨) મોહ પમાડે તેવી સ્ત્રી (૩) વૈશાખ સુદ અગિયારશ
**મોળ** સ્ત્રી૰ શરીરમાં વાયુનું જોર થવાથી મોઢામાં લાળ છૂટે તે (૨) ઊડણ (૩) કોડિયારું (૪) મંદી (૫) ચણતરનું ઈંટપથ્થરનું પડ
**મોળપ** સ્ત્રી૰ મોળાપણું
**મોળવું** સ૰ ક્રિ૰ સમારવું (શાક)
**મોળાઈ** વિ૰ મોસાળનું; મામાનું
**મોળાશ** સ્ત્રી૰ મોળપ; મોળાપણું
**મોળિયું** ન૰ કાપડાની બાંયે જે કસબી પટો ચોડે છે તે (૨) શોકમાં પહેરવાનો સાલ્લો (૩) કસબી ફેંટો
**મોળી** સ્ત્રી૰ સળી જેવી મીઠા વિનાની લાંબી સેવ
**મોળું** વિ૰ ફિક્કું; સ્વાદ વગરનું (૨) [લા.] ઢીલું; પોચું
**મોં** ન૰ મુખ
**મોંઘવારી** સ્ત્રી૰ જુઓ મોઘવારી
**મોંઘાઈ** સ્ત્રી૰ જુઓ મોઘાઈ
**મોંઘું** વિ૰ જુઓ મોઘું
**મોંજો(ચ)ણું** સ્ત્રી૰ પહેલીવાર વર કે કન્યાને મોં જોઈને ભેટ આપવી તે
**મોંજોયું** વિ૰ એકનું એક; લાડકું
**મોંમાગ્યું** વિ૰ માગે એટલું; ખૂબ
**મોંમાર** વિ૰ બોલવાની હિંમતવાળું; પ્રગલ્ભ
**મોંરખું** વિ૰ વિનયી; શરમાળ (૨) પક્ષપાતી; એકતરફી
**મોંસૂઝણું** ન૰ પરોઢિયું
**મૌક્તિક** ન૰ મોતી
**મૌન** ન૰ ન બોલવું તે
**મૌનધારી** વિ૰ મૌન ધારણ કરનારું
**મૌનવ્રત** ન૰ મૌન રહેવાનું વ્રત
**મૌની** વિ૰ મૌનધારી; મૌનવાળું
**મૌર્ખ્ય** ન૰ મૂર્ખતા
**મૌર્ય** પું૰ એક પ્રાચીન હિંદુ રાજવંશ
**મૌર્વી** સ્ત્રી૰ પણછ
**મૌલા** પું૰ ધણી; માલિક
**મૌલાના** પું૰ મોટો મોલવી
**મૌલિ** ન૰ માથું (૨) ટોચ (૩) છોગું; કલગી
**મૌલિક** વિ૰ મૂળ; મુખ્ય; 'ઓરિજિનલ'
**મૌલિકતા** સ્ત્રી૰
**મૌલી** વિ૰ મૌલિ-મુગટવાળું
**મૌંજી** સ્ત્રી૰ મુંજનો કંદોરો
**મ્યાન** ન૰ ધારવાળા હથિયારનું ઘર
**મ્યાનો** પું૰ એક જાતની પાલખી
**મ્યુનિસિપાલિટી** સ્ત્રી૰ શહેરસુધરાઈખાતું
**મ્લાન** વિ૰ કરમાયેલું; ખિન્ન
**મ્લાનિ** સ્ત્રી૰ નિસ્તેજતા; ગ્લાનિ
**મ્લેચ્છ** પું૰ આર્યોની સંસ્કૃતિથી ભિન્ન સંસ્કૃતિનો માણસ

# ય

**ય** પું૦ ચાર અર્ધસ્વરોમાં પહેલો (૨) અ૦ પણ; વળી એ અર્થમાં પદને અંતે (ઉદા૦ તમેય)
**યકાર** પું૦ ય અક્ષર કે તેનો ઉચ્ચાર
**યકારશ્રુતિ** સ્ત્રી૦ ઉચ્ચારણમાં યકાર સંભળાવો તે
**યકારાંત** વિ૦ છેડે યવાળું
**યકીન** ન૦ વિશ્વાસ
**યકૃત** ન૦ કાળજું; 'લીવર'
**યક્ષ** પું૦ એક દેવયોનિ; કુબેરનો અનુચર
**યક્ષકર્દમ** પું૦ કેસર, સુખડ, કસ્તૂરી અને કપૂર મેળવીને બનાવેલો સુગંધીદાર અંગલેપ
**યક્ષ(-ક્ષિ)ણી** સ્ત્રી૦ યક્ષ સ્ત્રી; યક્ષની સ્ત્રી
**યક્ષરાજ** પું૦ (સં.) કુબેર
**યક્ષરાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ દિવાળી
**યક્ષિણી** સ્ત્રી૦ જુઓ યક્ષણી
**યક્ષ્મ(-ક્ષ્મા)** પું૦ ક્ષયરોગ
**યક્ષ્મી** વિ૦ ક્ષયવાળું
**યખ** પું૦ બરફ
**યગણ** પું૦ પહેલો લઘુ અને બીજો તથા ત્રીજો ગુરુ અક્ષર હોય એવો ગણ (પિંગળ)
**યજદાં** પું૦ પરમેશ્વર (પારસી)
**યજન** ન૦ યજ્ઞ કરવો તે (૨) પૂજન
**યજમાન** પું૦ યજ્ઞ કરનાર (૨) બ્રાહ્મણોને દક્ષિણા આપી ધાર્મિક ક્રિયા કરાવનાર
**યજમાનવૃત્તિ** સ્ત્રી૦ યજમાનનાં દાનદક્ષિણા વડે આજીવિકા કરવી તે
**યજમાનિયું** વિ૦ યજમાનવૃત્તિવાળું
**યજમાનિયો** પું૦ જેને પેઢી દરપેઢીથી યજમાનવૃત્તિ ચાલતી આવી હોય તેવો બ્રાહ્મણ
**યજવું** સ૦ ક્રિ૦ પૂજા કરવી (૨) યજ્ઞ કરવો
**યજુર** પું૦ (સં.) યજુર્વેદ
**યજુર્વેદ** પું૦ (સં.) ચાર વેદમાંનો બીજો
**યજુર્વેદી** વિ૦ યજુર્વેદનું (૨) પું૦ યજુર્વેદ ભણેલો કે યજુર્વેદ પ્રમાણે ક્રિયાઓ કરનારો બ્રાહ્મણ
**યજ્ઞ** પું૦ એક વેદોક્ત કર્મ; યાગ (૨) સેવાર્થે કરેલું કર્મ
**યજ્ઞકુંડ** પું૦ યજ્ઞની વેદી
**યજ્ઞક્રિયા** સ્ત્રી૦ યજ્ઞનો વિધિ
**યજ્ઞદ્રવ્ય** ન૦ યજ્ઞમાં વપરાતો પદાર્થ
**યજ્ઞપશુ** પું૦; ન૦ યજ્ઞમાં હોમવાનું પશુ
**યજ્ઞભાગ** પું૦ યજ્ઞના બળિદાનનો ભાગ
**યજ્ઞભૂમિ(-મી)** સ્ત્રી૦ યજ્ઞ કરવાનું સ્થાન
**યજ્ઞયાગ** પું૦ હોમહવન
**યજ્ઞવાટ** પું૦; સ્ત્રી૦ યજ્ઞ માટે તૈયાર કરેલી કે આંતરેલી જમીન
**યજ્ઞવૃક્ષ** ન૦ જેનું લાકડું યજ્ઞમાં વપરાય છે તે ઝાડ
**યજ્ઞવેદિ(-દી)** સ્ત્રી૦ યજ્ઞની વેદી
**યજ્ઞશાલા(-ળા)** સ્ત્રી૦ યજ્ઞ કરવાનો ઓરડો
**યજ્ઞોપવીત** ન૦ જનોઈ
**યતિ** પું૦ જિતેંદ્રિય પુરુષ; સંન્યાસી (૨) જૈન સાધુ (૩) સ્ત્રી૦ છંદમાં આવતો વિરામ (૪) વાક્યમાં આવતી ટાંપ
**યતિભંગ** પું૦ યોગ્ય સ્થાને યતિ ન હોવી તે
**યતિભ્રમ** પું૦ *
**યતી** પું૦ યતિ; સંન્યાસી
**યતીમ** ન૦ અનાથ બાળક
**યતીમખાનું** ન૦ અનાથાશ્રમ
**યત્કિંચિત** અ૦ જરા પણ
**યત્ન** પું૦ પ્રયત્ન; મહેનત; ઉદ્યોગ
**યત્નપૂર્વક** અ૦ મહેનત લઈને
**યત્નશીલ** વિ૦ યત્ન કરનારું

**યત્ર** અ૦ જ્યાં
**યત્રતત્ર** અ૦ જ્યાંત્યાં
**યથા** અ૦ જેવી રીતે; જે પ્રમાણે
**યથાઋતુ** અ૦ ઋતુ પ્રમાણે
**યથાક્રમ** અ૦ ક્રમ પ્રમાણે
**યથાજ્ઞાન** અ૦ જુઓ યથામતિ
**યથાતથ** અ૦ જેમ હોય તેમ; સાચેસાચું
**યથાનુરૂપ** અ૦ યોગ્ય રીતે
**યથાન્યાય** અ૦ ન્યાય પ્રમાણે; યથાયોગ્ય
**યથાપૂર્વ** અ૦ પહેલાંની પેઠે
**યથાપૂર્વવાદી** વિ૦ પહેલાં જેમ હતું એમ હોવું જોઈએ એવા મતનું
**યથાબુદ્ધિ** અ૦ જુઓ યથામતિ
**યથામતિ** અ૦ બુદ્ધિ અનુસાર
**યથાયુક્ત** અ૦ યથાયોગ્ય
**યથાયોગ્ય** અ૦ યોગ્ય હોય તેમ
**યથારુચિ** અ૦ રુચિ પ્રમાણે
**યથાર્થ** વિ૦ સાચું; ખરું; વાસ્તવિક (૨) અ૦ વાસ્તવિક રીતે
**યથાર્થતા** સ્ત્રી૦ સાચાપણું; ખરાપણું
**યથાર્થદર્શન** ન૦ 'રીઆલિઝમ'
**યથાર્થદર્શી** વિ૦ 'રીઆલિસ્ટિક'
**યથાર્થવાદી** વિ૦ (૨) પું૦ ખરું બોલનાર; સત્યવાદી
**યથાવકાશ** અ૦ ફુરસદ હોય તે પ્રમાણે
**યથાવિધિ** અ૦ વિધિ પ્રમાણે
**યથાશક્તિ** અ૦ શક્તિ પ્રમાણે
**યથાશાસ્ત્ર** અ૦ શાસ્ત્ર પ્રમાણે
**યથાશ્રુત** અ૦ સાંભળ્યા પ્રમાણે
**યથાસાંગ** અ૦ યથાર્થ રીતે
**યથાસ્થિત** વિ૦ (૨) અ૦ યોગ્ય; જોઈએ તેવું; બરાબર
**યથેચ્છ(-ષ્ટ)** વિ૦ મરજી મુજબનું (૨) અ૦ ઇચ્છા પ્રમાણે
**યથોક્ત** વિ૦ કહ્યા પ્રમાણેનું
**યથોચિત** વિ૦ યોગ્ય
**યદપિ** અ૦ જોકે; યદ્યપિ
**યદા** અ૦ જ્યારે
**યદિ** અ૦ જો
**યદુ** પું૦ (સં.) યયાતિ અને દેવયાનીનો પુત્ર અને યાદવોનો પૂર્વજ

**યદુનંદન** પું૦ (સં.) કૃષ્ણ
**યદૃચ્છા** સ્ત્રી૦ સ્વેચ્છા (૨) અકસ્માત
**યદ્યપિ** અ૦ જોકે
**યદ્વાતદ્વા** અ૦ જે તે; ગમે તેમ; એલફેલ
**યમ** પું૦ નિગ્રહ; સંયમ (૨) અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ અને અસ્તેય એ પાંચ (૩) [સં.] મૃત્યુનો દેવ
**યમક** પું૦ ભિન્ન અર્થના સમાન શબ્દોની પુનરાવૃત્તિ–એક શબ્દાલંકાર (કા. શા.)
**યમકિંકર** પું૦ યમનો દૂત
**યમદંડ** પું૦ યમે કરેલી શિક્ષા
**યમદૂત** પું૦ યમનો નોકર
**યમદ્વિતીયા** સ્ત્રી૦ ભાઈબીજ
**યમન** પું૦ કલ્યાણ રાગનો એક ભેદ (૨) ન૦ સંયમ; નિગ્રહ
**યમનકલ્યાણ** પું૦ કલ્યાણ રાગનો એક પ્રકાર
**યમપાશ** પું૦ યમનો ફાંસો
**યમરાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ મૃત્યુરૂપી રાત્રી
**યમી** વિ૦ (૨) પું૦ સંયમી (૨) સ્ત્રી૦ (સં.) યમની બહેન (૩) યમુના નદી
**યયાતિ** પું૦ (સં.) એક ચંદ્રવંશી રાજા
**યવ** પું૦ જવ
**યવક્ષાર** પું૦ જવખાર
**યવજ** પું૦ જુઓ યવક્ષાર
**યવન** પું૦ (પ્રાચીન) યુનાન દેશનો રહેવાસી (૨) આર્યસંસ્કૃતિ બહારનો માણસ; મ્લેચ્છ
**યવનિકા** સ્ત્રી૦ પડદો
**યવની** સ્ત્રી૦ યવનની કે યવન સ્ત્રી
**યવાગૂ** સ્ત્રી૦ ચોખાનું ઓસામણ; ચોખા કે જવનું ખમીર ચડાવેલું ઓસામણ
**યશ** પું૦ કીર્તિ (૨) [લા.] ફતેહ; સિદ્ધિ
**યશદ** ન૦ એક ખનિજ ધાતુ
**યશસ્વી** વિ૦ નામાંકિત (૨) ફતેહમંદ
**યશ:શરીર** ન૦ યશરૂપી શરીર
**યશોદા** સ્ત્રી૦ (સં.) શ્રીકૃષ્ણને ઉછેરનાર નંદની પત્ની
**યષ્ટિ(-ષ્ટી)** સ્ત્રી૦ લાકડી
**યહૂદી** વિ૦ (૨) પું૦ પાલેસ્ટાઇનનો મૂળ વતની; મૂસા પેગંબરનો અનુયાયી

**યંત્ર** ન૦ સંચો (૨) ગૂઢ શક્તિવાળી તાંત્રિક આકૃતિ (૩) દેવદેવીનાં નામ કે ચિત્રવાળું પતરું કે કાગળ જેની પૂજા કરે છે કે ગળામાં બાંધે છે
**યંત્રક** ન૦ ઘા વગેરે પર બંધાતો પાટો (૨) સંધાડો
**યંત્રણા** સ્ત્રી૦ ક્લેશ; વેદના (૨) નિયંત્રણ
**યંત્રરચના** સ્ત્રી૦ યંત્રની રચના; યંત્રની ગોઠવણી
**યંત્રવત્** અ૦ યંત્રની પેઠે; એકધારું
**યંત્રવિદ્યા** સ્ત્રી૦ યંત્રોની વિદ્યા
**યા** અ૦ હે! (૨) અથવા
**યાકૂત** ન૦ માણેક; એક રત્ન
**યાકૂતી** સ્ત્રી૦ ભાંગના ઘીમાં મસાલા ભેળવી બનાવેલો માદક પાક
**યાગ** પું૦ યજ્ઞ
**યાચક** પું૦ માગણ
**યાચના** સ્ત્રી૦ વિનંતિ; પ્રાર્થના; (૨) માગણી; ભીખ
**યાચવું** સ૦ ક્રિ૦ યાચના કરવી
**યાચિત** વિ૦ માગેલું
**યાજન** ન૦ યજ્ઞ કરાવવો તે; પુરોહિતપણું
**યાજ્ઞવલ્કય** પું૦ (સં.) એક પ્રાચીન ઋષિ; એક સ્મૃતિકાર
**યાજ્ઞસેની** સ્ત્રી૦ (સં.) દ્રૌપદી
**યાજ્ઞિક** વિ૦ યજ્ઞ સંબંધી (૨) પું૦ યજ્ઞ કરનાર કે કરાવનાર
**યાજ્ય** વિ૦ યજ્ઞમાં હોમવાનું; યજ્ઞ સંબંધી
**યાતના** સ્ત્રી૦ દુઃખ; કષ્ટ; પીડા
**યાતુધાન** પું૦ રાક્ષસ
**યાત્રા** સ્ત્રી૦ જુઓ જાત્રા
**યાત્રાળુ** પું૦ યાત્રા કરનારો
**યાત્રી** વિ૦ યાત્રા કરનારું (૨) પું૦ યાત્રાળુ
**યાથાતથ્ય** ન૦ સત્ય
**યાથાર્થ્ય** ન૦ યથાર્થપણું
**યાદ** સ્ત્રી૦ સ્મરણ (૨) યાદી; ટાંચણ
**યાદગાર** વિ૦ યાદ કરાવે તેવું (સ્મારક) (૨) યાદ રહી જાય એવું
**યાદગીરી** સ્ત્રી૦ યાદદાસ્ત; સ્મરણ (૨) સંભારણું; સ્મારક
**યાદદાસ્ત(-સ્તી)** સ્ત્રી૦ સ્મરણશક્તિ
**યાદવ** પું૦ યદુનો વંશજ (૨) [સં.] કૃષ્ણ
**યાદવાસ્થળી** સ્ત્રી૦ યાદવોની અંદરઅંદરની લડાઈ અને કતલ (૨) અંદરઅંદરની લડાઈ
**યાદવી** સ્ત્રી૦ યાદવાસ્થળી
**યાદી** સ્ત્રી૦ ટીપ; વિગતવાર ટાંચણ (૨) તે નોંધવાની ચોપડી
**યાદચ્છિક** વિ૦ મરજિયાત; ઐચ્છિક (૨) અણુચિંતવ્યું; આકસ્મિક
**યાદોગણ** પું૦ જીવજંતુનો સમુદાય
**યાન** ન૦ વાહન (૨) શત્રુ સામે આક્રમણ
**યાને** અ૦ અથવા
**યામ** પું૦ ત્રણ કલાક; પહોર
**યામિની** સ્ત્રી૦ રાત્રી
**યામ્ય** વિ૦ યમ સંબંધી (૨) દક્ષિણ દિશાનું
**યામ્યોત્તર** વિ૦ દક્ષિણમાંથી ઉત્તરમાં જતું
**યાર** પું૦ દોસ્ત (૨) આશક; જાર
**યારબાજ** વિ૦ કામુક; વિષયી
**યારબાજી** સ્ત્રી૦ મિત્રાચારી; દોસ્તી (૨) જારકર્મ
**યારી** સ્ત્રી૦ દોરી; પ્યાર (૨) સ્ત્રીપુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) સઢ છૂટો મૂકવાનો દોર (૪) મદદ
**યારું** ન૦*
**યાલ(-ળ)** સ્ત્રી૦ સિંહની ગરદન પરના વાળ
**યાવક** પું૦; ન૦ અળતો
**યાવચ્ચંદ્રદિવાકરૌ** અ૦ સૂર્ય અને ચંદ્ર હોય ત્યાં સુધી; હમેશને માટે
**યાવજ્જીવન** અ૦ આખી જિંદગી સુધી
**યાવત્** અ૦ જ્યાં સુધી
**યાવની** વિ૦ સ્ત્રી૦ યવનની
**યાહોમ** અ૦ મરણિયા થઈને
**યાંત્રિક** વિ૦ યંત્રનું; યંત્ર સંબંધી; યંત્ર જેવું
**યુક્ત** વિ૦ જોડાયેલું (૨) યોગ્ય; ઘટતું
**યુક્તાક્ષર** પું૦ જોડાક્ષર
**યુક્તાયુક્ત** વિ૦ સારુંનરસું; યોગ્યાયોગ્ય
**યુક્તિ** સ્ત્રી૦ તદબીર; કરામત (૨) ન્યાય; તર્ક
**યુક્તિપ્રામાણ્યવાદ** પું૦ તર્કથી જે સૂઝે તે જ ખરું માનવાનો વાદ; 'રૅશનલિઝમ'
**યુક્તિપ્રામાણ્યવાદી** પું૦ યુક્તિપ્રામાણ્યવાદમાં માનનાર
**યુક્તિબાજ** વિ૦ ચતુર; હોશિયાર (૨) શોધક; કરામતી

**યુક્તિમાન** વિ૦ જુઓ યુક્તિબાજ
**યુગ** પું૦ પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ) (૨) [લા.] જમાનો
**યુગધર્મ** પું૦ યુગનો પ્રધાન ધર્મ
**યુગપદ્** અ૦ એકી સાથે
**યુગપ્રવર્તક** વિ૦ (૨) પું૦ યુગ પ્રવર્તાવનાર; યુગ બદલનાર (૨) જેના મહાન પુરુષાર્થથી જગતમાં યુગાંતર થાય તે (પુરુષ)
**યુગલ** ન૦ જોડું
**યુગાચાર** પું૦ યુગનો ખાસ આચાર
**યુગાંતર** ન૦ બીજો યુગ; બીજો જમાનો
**યુગ્મ** ન૦ જોડું
**યુગ્મક** ન૦ યુગ્મ; જોડું
**યુગ્મકોણ** પું૦ 'ઑલ્ટર્નેટ ઍન્ગલ' (ગ.)
**યુત** વિ૦ યુક્ત; સહિત
**યુતિ** સ્ત્રી૦ યોગ; મિલન; મેલાપ
**યુધિષ્ઠિર** પું૦ (સં.) પાંચ પાંડવોમાં સૌથી મોટો
**યુદ્ધ** ન૦ લડાઈ; સંગ્રામ
**યુદ્ધવાંછુ** વિ૦ યુદ્ધની ઇચ્છા કરનાર
**યુદ્ધવિદ્યા** સ્ત્રી૦ લડવાની કળા અને શાસ્ત્ર
**યુદ્ધવિશ્રાંતિ** સ્ત્રી૦ થોડા સમય માટે યુદ્ધની મોકૂફી
**યુનાન** પું૦ (સં.) ગ્રીસ
**યુનાની** વિ૦ યુનાનનું
**યુરોપ** પું૦ (સં.) પૃથ્વીના પાંચ ખંડમાંનો એક
**યુરોપિયન** વિ૦ યુરોપીય (૨) પું૦ યુરોપનો રહેવાસી
**યુરોપીય** વિ૦ યુરોપનું
**યુવતી** સ્ત્રી૦ જુવાન સ્ત્રી
**યુવરાજ** પું૦ પાટવી કુંવર
**યુવરાજ્ઞી** સ્ત્રી૦ પાટવી કુંવરની સ્ત્રી
**યુવાન** વિ૦ યુવાવસ્થામાં આવેલું (૨) પું૦ તેવો પુરુષ
**યુવાવસ્થા** સ્ત્રી૦ બાલ્યાવસ્થા પછીની અવસ્થા
**યૂકા** સ્ત્રી૦ જૂ
**યૂથ** ન૦ ટોળું
**યૂપ** પું૦ યજ્ઞના પશુને બાંધવાનો થાંભલો
**યોગ** પું૦ મેળાપ; સંગમ (૨) ઉપાય; ઇલાજ (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) ચિત્તવૃત્તિનો નિરોધ (૫) યોગદર્શન (૬) અવસર; પ્રસંગ; લાગ (૭) સૂર્ય કે ચંદ્રના અમુક સ્થાનમાં આવવાથી થતા ૨૭ વિશિષ્ટ અવસરમાંનો દરેક (જ્યો.) (૮) વ્યુત્પત્તિ (વ્યા.)
**યોગક્ષેમ** પું૦; ન૦ જે વસ્તુ ન હોય તે મેળવવી અને હોય તેનું રક્ષણ કરવું તે (૨) કુશળતા; આબાદી
**યોગચિહ્ન** ન૦ વત્તાની + આવી નિશાની (ગ.)
**યોગદર્શન** ન૦ પતંજલિપ્રણીત યોગશાસ્ત્ર
**યોગદશા** સ્ત્રી૦ ધ્યાનાવસ્થા
**યોગનિદ્રા** સ્ત્રી૦ અર્ધી નિદ્રા અને અર્ધી સમાધિની સ્થિતિ (૨) યુગના અંતમાં વિષ્ણુની નિદ્રા (૩) [સં.] દુર્ગા
**યોગપ્રમાણ** ન૦ 'કૉમ્પોનેન્ડો' (ગ.)
**યોગબલ(–ળ)** ન૦ યોગથી પ્રાપ્ત થતી શક્તિ
**યોગભ્રષ્ટ** વિ૦ યોગમાંથી ચળેલું
**યોગમાયા** સ્ત્રી૦ યોગની જાદુઈ શક્તિ (૨) સૃષ્ટિની ઉત્પત્તિ કરનારી ઈશ્વરની શક્તિ (૩) [સં.] દુર્ગા
**યોગરૂઢ** વિ૦ યોગરૂઢિથી પ્રાપ્ત થયેલા અર્થવાળો શબ્દ (ઉદા૦ પંકજ) [વ્યા.]
**યોગરૂઢિ** સ્ત્રી૦ શબ્દની અર્થબોધક ત્રણ પ્રકારની વૃત્તિ–શક્તિમાંની એક, (યોગ, રૂઢિ અને યોગરૂઢિ) જેમાં યોગ–વ્યુત્પત્તિ–તેમ જ રૂઢિ બંનેથી શબ્દનો અર્થ નક્કી થાય છે (વ્યા.)
**યોગવિયોગચિહ્ન** ન૦ વત્તાઓછાનું ± આવું ચિહ્ન (ગ.)
**યોગવિયોગપ્રમાણ** ન૦ 'કૉમ્પોનેન્ડો અને ડિવીડેન્ડો' (ગ.)
**યોગશાસ્ત્ર** ન૦ યોગનું નિરૂપણ કરનારું શાસ્ત્ર
**યોગસમાધિ** સ્ત્રી૦ પૂર્ણ ધ્યાનમાં જીવનું લીન થઈ જવું તે
**યોગસાધના** સ્ત્રી૦ યોગની સાધના
**યોગસ્થ** વિ૦ યોગમાં સ્થિર થયેલું
**યોગાભ્યાસ** પું૦ યોગનો અભ્યાસ
**યોગાયોગ** પું૦ અનુકૂળ અને પ્રતિકૂળ સંજોગ
**યોગારૂઢ** વિ૦ યોગમાં સ્થિર થયેલું
**યોગાસન** ન૦ યોગનાં આસનોમાંનું દરેક
**યોગિની** સ્ત્રી૦ યોગાભ્યાસ કરનારી સ્ત્રી; તાપસી (૨) દુર્ગા અને શિવની તહેનાતમાં રહેતી આઠ ઉપદેવીઓમાંની દરેક

**યોગી** પું૰ યોગસાધના કરનાર; તપસ્વી
**યોગીશ્વર** પું૰ યોગીઓમાં શ્રેષ્ઠ (૨) [સં.] મહાદેવ
**યોગીંદ્ર** પું૰ યોગીઓમાં શ્રેષ્ઠ
**યોગેશ્વર** પું૰ યોગીશ્વર
**યોગેંદ્ર** પું૰ યોગીશ્વર
**યોગ્ય** વિ૰ છાજતું; ઘટતું; લાયક
**યોગ્યાયોગ્ય** વિ૰ યોગ્ય અને અયોગ્ય
**યોજક** વિ૰ (૨) પું૰ યોજના કરનાર
**યોજકતા** સ્ત્રી૰ યોજવાની શક્તિ
**યોજન** પું૰ ચાર ગાઉ
**યોજનગંધા** સ્ત્રી૰ કસ્તૂરી (૨) [સં.] મત્સ્યગંધા
**યોજના** સ્ત્રી૰ ગોઠવણ; વ્યવસ્થા
**યોજવું** સ૰ ક્રિ૰ રચવું; ગોઠવવું (૨) નીમવું
**યોદ્ધો** પું૰ લડવૈયો
**યોધ** પું૰ લડવૈયો; યોદ્ધો
**યોનિ(–ની)** સ્ત્રી૰ સ્ત્રીની જનનેંદ્રિય (૨) ઉત્પત્તિસ્થાન; આદિકારણ (૩) દેવ, મનુષ્ય, પશુ વગેરે જીવની જાતોમાંની દરેક
**યોષિત** સ્ત્રી૰ જુવાન સ્ત્રી
**યોષિતા** સ્ત્રી૰ જુવાન સ્ત્રી
**યૌગિક** વિ૰ યોગસંબંધી (૨) યોગ–વ્યુત્પત્તિથી નીકળતા અર્થનો બોધ કરાવનાર (શબ્દ) [વ્યા.]
**યૌન** વિ૰ યોનીસંબંધી; યોનિમાંથી જન્મેલું
**યૌવન** ન૰ જુવાની
**યૌવના** સ્ત્રી૰ યુવતી
**યૌવરાજ્ય** ન૰ યુવરાજની પદવી કે સ્થાન

# ર

**ર** પું૰ ચાર અર્ધસ્વરોમાંનો બીજો
**રકઝક** સ્ત્રી૰ ખેંચાખેંચી; તકરાર
**રકબો** પું૰ ખેતરની આસપાસની ખેડયા વિનાની જગા
**રકમ** સ્ત્રી૰ ચીજ (૨) દાગીનો; ઘરેણું (૩) મોટી સંખ્યામાં નાણું (૪) સંખ્યા (ગ.) (૫) ગણિતનો હિસાબ મંડાવે છે તે લખાણ
**રકમબંધ** વિ૰ જથાબંધ (૨) અ૰ એક જુમલે; સામટું (૩) રકમવાર; એક પછી એક
**રકાન** પું૰ ધારો; કાનૂન
**રકાબ** પું૰ પેંગડું
**રકાબદાર** પું૰ ખિજમતગાર
**રકાબી** સ્ત્રી૰ નાનું, છીછરું એક વાસણ
**રકાર** પું૰ ર અક્ષર કે તેનો ઉચ્ચાર
**રકારાંત** વિ૰ જેને છેડે ર હોય એવું
**રકીબ** વિ૰ પોતે જેને ચાહે છે તે જ માશુકને ચાહનાર બીજો (આશક)
**રક્ત** વિ૰ લાલ (૨) ન૰ લોહી
**રક્તકોઢ** પું૰ લોહીવાળી રસી ઝર્યા કરે તેવો એક કોઢ
**રક્તચંદન** ન૰ રાતા રંગની સુખડ
**રક્તપાત** પું૰ લોહીનું પડવું–વહેવું તે
**રક્તપિત્ત** ન૰ જુઓ રક્તકોઢ
**રક્તપ્રમેહ** પું૰ પેશાબમાં લોહી આવે એવો એક રોગ
**રક્તપ્રવાહ** પું૰ લોહીનો પ્રવાહ
**રક્તબીજ** પું૰ (સં.) [પોતાનું] લોહી જ્યાં પડે ત્યાંથી ફરીફરીને ઉત્પન્ન થાય એવો એક રાક્ષસ (૨) પું૰ માકણ
**રક્તમેહ** પું૰ રક્તપ્રમેહ

**રક્તવાહિની** સ્ત્રી૦ રક્ત વહેનારી નસ
**રક્તવિકાર** પું૦ લોહીનો બગાડ
**રક્તસ્રાવ** પું૦ લોહીનું વહેવું તે (૨) ઝાડા વાટે લોહીનું જવું તે–એક રોગ
**રક્તાતિસાર** પું૦ લોહીના ઝાડા થાય એવો એક રોગ
**રક્તાશય** ન૦ ફેફસાં, હૃદય, કાળજું વગેરે લોહીનાં આશયોમાંનું દરેક
**રક્ષક** વિ૦ (૨) પું૦ રક્ષણ કરનાર
**રક્ષણ** ન૦ રખવાળી; બચાવ; પાલન
**રક્ષવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું
**રક્ષા** સ્ત્રી૦ રક્ષણ (૨) રાખડી (૩) રાખોડી
**રક્ષાબંધન** ન૦ રાખડી બાંધવાની ક્રિયા (શ્રાવણી પૂર્ણિમાને દિવસે)
**રક્ષિત** વિ૦ રક્ષાયેલું
**રખ** વિ૦ ત્રણ (વેપારી સંકેત) (૨) પું૦ જૈન યતિ
**રખડ** સ્ત્રી૦ રખડવું તે; ફેરા; ધક્કા
**રખડપટ્ટી** સ્ત્રી૦ રખડ; ભટકવું તે
**રખડપાટ(–ટો)** પું૦ જુઓ રખડ
**રખડવું** અ૦ ક્રિ૦ રઝળવું; નકામા ફેરા ખાવા (૨) [લા.] ઠેકાણે ન પડવું (૩) અધવચથી વણસી જવું
**રખડાઉ** વિ૦ ભટકતું; રખડતું (૨) હરાયું
**રખડાટ** પું૦ રખડપટ્ટી
**રખડામણ** ન૦ અથડામણ; નકામી રખડપટ્ટી
**રખડામણી** સ્ત્રી૦ રખડામણ
**રખડુ** વિ૦ જુઓ રખડાઉ
**રખડેલ** વિ૦ જુઓ રખડાઉ
**રખતી** સ્ત્રી૦ માન; શરમ
**રખ(–ખા)પત** સ્ત્રી૦ આબરૂ સાચવવી તે
**રખરખ** ન૦ તલપવું–તલસવું તે (૨) [માંદગીથી] ચેન ન પડવું તે
**રખરખડી** સ્ત્રી૦ અશુભ ટાળવા ખાતર બાળકના કપાળમાં ચોપડવા માટે ગામની સીમા ઉપરથી લીધેલી રાખ કે ધૂળ
**રખરખવું** અ૦ ક્રિ૦ રખરખ કરવું
**રખ(–ખે)વાળ** પું૦ રક્ષક; ચોકીદાર
**રખ(–ખે)વાળી** સ્ત્રી૦ જુઓ રખવાળું
**રખ(–ખે)વાળું** ન૦ રક્ષણ; ચોકી (૨) તે બદલ અપાતું મહેનતાણું
**રખાત** સ્ત્રી૦ વગર પરણ્યે રાખેલી સ્ત્રી
**રખાપત** સ્ત્રી૦ જુઓ રખપત
**રખાવટ** સ્ત્રી૦ કોઈનું માન સાચવવું તે (૨) તરફદારી
**રખી** પું૦ ભંગિયો
**રખી(–ખે)સર** પું૦ રખી; ભંગિયો
**રખે,૦ને** અ૦ કદાચ; કદાપિ
**રખેવાળ** પું૦ જુઓ રખવાળ
**રખેવાળી** સ્ત્રી૦ જુઓ રખવાળી
**રખેવાળું** ન૦ જુઓ રખવાળું
**રખેસર** પું૦ જુઓ રખીસર
**રખોળવું** સ૦ ક્રિ૦ રાખવાળું કરવું; રાખ ભેળવવી
**રખો** પું૦ ગામ કે ખેતરની ચોકી કરનાર
**રખોટવું** સ૦ ક્રિ૦ રખોળવું (૨) આંકો–નિશાન દોરવું
**રખોપિયો** પું૦ જુઓ રખો
**રખોપું** ન૦ જુઓ રખવાળું
**રખોલું** ન૦*
**રખ્યા** સ્ત્રી૦ રાખ; ભસ્મ
**રગ** સ્ત્રી૦ નસ (૨) [લા.] મનોવૃત્તિ; વલણ
**રગડ** પું૦ બટાકાના કકડા, ચણા, દાળ વગેરેની એક વાની (૨) સ્ત્રી૦ માલિસ; રગડવું તે (૩) સખત મહેનત
**રગડદગડ** અ૦ જેમતેમ કરીને; જેમતેમ
**રગડપટ્ટી** સ્ત્રી૦ ખૂબ રગડવું તે
**રગડમલ્લ** પું૦ કસરતી જુવાન
**રગડવું** સ૦ ક્રિ૦ ઘૂંટવું (૨) ચોળવું (૩) ખૂબ મહેનત કરાવવી
**રગડાટ** પું૦ વૈતરું; સખત મજૂરી
**રગડો** પું૦ જાડો પ્રવાહી પદાર્થ (૨) ખટપટ; ઝગડો; પંચાત
**રગણ** પું૦ વચલો લઘુ અને પહેલો ત્રીજો ગુરુ એવા ત્રણ અક્ષરનો ગણ (પિંગળ)
**રગતરોટી** સ્ત્રી૦ લશ્કરી નોકરી
**રગત[illegible]યડો** પું૦ એક વનસ્પતિ, જેનાથી જખમ રૂઝે છે
**રગદોળવું** સ૦ ક્રિ૦ ધૂળમાં રગડવું
**રગરગ** સ્ત્રી૦ કાલાવાલા
**રગરગવું** અ૦ ક્રિ૦ કરગરવું; કાલાવાલા કરવા
**રગવું** અ૦ ક્રિ૦ જુઓ રગરગવું
**રગશિયું** વિ૦ ધીરું; ધીમું; સુસ્ત

**રગિયું** વિ૦ હઠીલું
**રગીલું** વિ૦ રગિયું; હઠીલું
**રઘવાટ** પું૦ ઉતાવળનો ગભરાટ; બાવરાપણું
**રઘવાટિયાપણું** ન૦
**રઘવાટિયાવેડા** પું૦ બ૦ વ૦ રઘવાટિયાપણું
**રઘવાટિયું** વિ૦ રઘવાટ કરનારું
**રઘવાયાપણું** ન૦
**રઘવાયાવેડા** પું૦ બ૦ વ૦ રઘવાયાપણું
**રઘવાયું** વિ૦ ગાભરું; બાવરું
**રઘુ** પું૦ (સં.) એક સૂર્યવંશી રાજા–રામના પ્રપિતામહ
**રઘુનંદન** પું૦ (સં.) રામચંદ્રજી
**રઘુનાથ** પું૦ (સં.) રામચંદ્ર
**રઘુપતિ** પું૦ (સં.) રામચંદ્ર
**રચના** સ્ત્રી૦ રચવું–બનાવવું તે (૨) ગોઠવણ; વ્યવસ્થા
**રચનાત્મક** વિ૦ જેમાં કાંઈક નવું રચવાનું હોય તેવું
**રચયિતા** પું૦ રચનાર
**રચવું** સ૦ ક્રિ૦ રચના કરવી
**રચામણી** સ્ત્રી૦ રચવાનું મહેનતાણું
**રચિત** વિ૦ રચેલું
**રચ્ચક** વિ૦ (પીળું સાથે 'ખૂબ' એ અર્થ બતાવવા વપરાય છે)
**રચ્યુંપચ્યું** વિ૦ તલ્લીન; મશગૂલ
**રજ** વિ૦ થોડું; જરાક (૨) સ્ત્રી૦ અણુ; ધૂળનો કણ (૩) ધૂળ; કસ્તર (૪) ન૦ સ્ત્રીનો માસિક અટકાવ
**રજક** પું૦ ધોબી (૨) ન૦ દાણોપાણી; અન્નજળ
**રજકણ** સ્ત્રી૦; પું૦ ધૂળનો કણ
**રજકો** પું૦ મેથીની જાતનું ઘાસ
**રજત** વિ૦ રૂપાનું (૨) ધોળાશ પડતું (૩) ન૦ રૂપું
**રજતમહોત્સવ** પું૦ પચાસ વર્ષ પૂરાં થતાં ઊજવાતો ઉત્સવ
**રજનિ(–ની)** સ્ત્રી૦ રાત્રી
**રજનિ(–ની)કર** પું૦ ચંદ્ર
**રજનિ(–ની)ચર** પું૦ નિશાચર
**રજનિ(–ની)નાથ** પું૦ ચંદ્ર
**રજનિ(–ની)પતિ** પું૦ ચંદ્ર
**રજપૂત** પું૦ રજપૂતાનાના ક્ષત્રિય રાજવંશનો આદમી
**રજપૂતવટ** સ્ત્રી૦ રજપૂતનો ધર્મ–ટેક
**રજપૂતાઈ** સ્ત્રી૦ રજપૂતપણું
**રજપૂતાણી** સ્ત્રી૦ રજપૂત સ્ત્રી
**રજપૂતી** સ્ત્રી૦ રજપૂતપણું
**રજબ** પું૦ હિજરી સનનો સાતમો મહિનો
**રજવાડી** વિ૦ રજવાડાનું
**રજવાડું** ન૦ દેશી રાજ્ય
**રજવાડો** પું૦ દેશી રાજ્ય (૨) રજપૂતો રહેતા હોય તે પ્રાંત—સંસ્થાન (૩) રાજાનો મહેલ
**રજસ** પું૦ જુઓ રજોગુણ
**રજસ્વલા(–ળા)** સ્ત્રી૦ અટકાવવાળી સ્ત્રી
**રજા** સ્ત્રી૦ પરવાનગી; સંમતિ (૨) છૂટી (૩) રુખસદ
**રજાઈ** સ્ત્રી૦ ઓઢવા રૂની ઓઢવાની ગોદડી
**રજાકજા** સ્ત્રી૦ માંદગી (૨) અણધારી આફત (૩) મૃત્યુ
**રજાચિઠ્ઠી** સ્ત્રી૦ રજાની ચિઠ્ઠી
**રજાણુ** ત્રિ૦ નીચ; હલકટ; બેશરમ (૨) હલકી જાતનું, ઝટ કજળાઈ જાય તેવું (લાકડું કે કોયલો)
**રજિયું** ન૦ રેતદાની
**રજી** સ્ત્રી૦ રેતી
**રજૂ** વિ૦ નજર સામે રાખેલું; હાજર કરેલું
**રજૂઆત** સ્ત્રી૦ રજૂ કરવું કે થવું તે
**રજૂજોગ** વિ૦ રજૂ કરવાલાયક
**રજોગુણ** પું૦ પ્રકૃતિના ત્રણ ગુણોમાંનો બીજો (પ્રવૃત્તિનો હેતુભૂત ગુણ) (૨) ક્રોધ; તામસ (રૂઢ અર્થમાં)
**રજોગુણી** વિ૦ રજોગુણવાળું; પ્રવૃત્તિના સ્વભાવનું (૨) તામસી; આકળું; ક્રોધી (રૂઢ અર્થમાં)
**રજોટી** સ્ત્રી૦ ઝીણી ધૂળ
**રજોઠિયું** ન૦ માળિયું; કાતરિયું
**રજો(૦ય)ણો** પું૦ જૈન સાધુની પૂંજણી–ઓઘો
**રજોદર્શન** ન૦ પહેલી વાર રજસ્વલા થવું તે
**રજોયણો** પું૦ જુઓ રજોણો
**રજ્જુ** સ્ત્રી૦ દોરી; દોરડું
**રઝળવું** અ૦ ક્રિ૦ નકામા રખડવું–ભટકવું

**રઝળાટ** પું૦ રઝળવું તે
**રટણ(-ન)** ન૦ રટવું તે
**રટણા(-ના)** સ્ત્રી૦ રટણ
**રટન** ન૦ જુઓ રટણ
**રટના** સ્ત્રી૦ રટણા; રટવું તે
**રટવું** સ૦ ક્રિ૦ વારેવારે યાદ કરવું-બોલવું
**રદ્દલ(-ળ)** વિ૦ તદ્દન નકામું
**રડકણું** વિ૦ જરાકમાં રડી પડે એવું; વારંવાર રડયા કરતું
**રડતીસૂરત** વિ૦ રડતા-ઉદાસી ચહેરાનું
**રડબ(-ર)ડવું** અ૦ ક્રિ૦ રખડવું; રઝળવું
**રડવડ** સ્ત્રી૦ રડવડવું તે
**રડવડવું** અ૦ ક્રિ૦ રડબડવું; રખડવું
**રડવું** અ૦ ક્રિ૦ રુદન કરવું
**રડાકૂટ** સ્ત્રી૦ રોવુંકૂટવું-શોક કરવો તે (૨) બળાપો; કંકાસ (૩) [લા૦] નિષ્ફળ મહેનત
**રડાકૂટો** પું૦ જુઓ રડાકૂટ
**રડાપીટ** સ્ત્રી૦ રડારડ; રોકકળ
**રડારડ** સ્ત્રી૦ રોકકળ; રડારોળ
**રડારોળ** સ્ત્રી૦ પોકેપોક મૂકીને રડવું તે
**રડયું** વિ૦ (અણગમો બતાવતાં સ્ત્રીઓ વાપરે છે)
**રડયુંખડયું** વિ૦ વિખૂટું-ભૂલું પડેલું (૨) ભાગ્યે કોઈક (૩) વેરાયેલું; વીખરાયેલું
**રઢ** સ્ત્રી૦ લગની (૨) હઠ; આગ્રહ
**રઢિયાર** વિ૦ માલિક વિનાનું; રખડાઉ (ઢોર)
**રઢિયાળું** વિ૦ સુંદર; મોહક
**રણ** ન૦ રેતીનું મેદાન કે પ્રદેશ (૨) યુદ્ધ (૩) લડાઈનું મેદાન (૪) ઋણ; દેવું
**રણકવું** અ૦ ક્રિ૦ રણકારો થવો-કરવો
**રણકાર(-રો)** પું૦ (રવ૦) ધાતુની વસ્તુ ખખડવાનો અવાજ (૨) તે અવાજ થઈ ગયા બાદ નીકળ્યા કરતો ગૂંજતો સૂર
**રણકો** પું૦ જુઓ રણકાર
**રણકું** વિ૦ ધૂળ વગરનું; ચોખ્ખી કઠણ સપાટીવાળું
**રણક્ષેત્ર** ન૦ રણભૂમિ
**રણગીત** ન૦ લડાઈનું ગીત
**રણછોડ** વિ૦ દેવામાંથી છોડાવનાર (૨) પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**રણજંગ** પું૦ મોટું યુદ્ધ; સખત ઝપાઝપી
**રણજિત** વિ૦ યુદ્ધમાં જીતનાર
**રણઝણ** સ્ત્રી૦ (રવ૦) રણઝણાટ; ખણખણાટ (નૂપુરનો) (૨) અ૦ એવો અવાજ
**રણઝણવું** અ૦ ક્રિ૦ (રવ૦) [નૂપુર વગેરેનું] ઝણઝણવું-ખણખણવું
**રણઝણાટ** પું૦ (રવ૦) રણઝણવાનો અવાજ
**રણઝીક** સ્ત્રી૦ સામસામી તરવારો ઝિકાવી તે (૨) તેવું તુમુલ યુદ્ધ
**રણતૂર** ન૦ લડાઈનું વાજું; તુરાઈ
**રણત્કાર** પું૦ રણકો
**રણથં(-સ્તં)ભ** પું૦ યુદ્ધમાં મેળવેલી જીતની યાદગીરીમાં ઊભો કરેલો સ્તંભ
**રણધીર** વિ૦ યુદ્ધમાં ધીર-અડગ
**રણધ્વજ** પું૦ યુદ્ધનો વાવટો
**રણભૂમિ(-મી)** સ્ત્રી૦ લડાઈનું મેદાન
**રણરણવું** અ૦ ક્રિ૦ (રવ૦) હવા વીંધી જોરથી થતી ગતિનો અવાજ
**રણરણાટ** પું૦ રણરણવું તે
**રણરંગ** પું૦ લડાઈનો ઉત્સાહ (૨) યુદ્ધ; લડાઈ (૩) લડાઈનું મેદાન
**રણવગડો** પું૦ વેરાન-બીક લાગે તેવો પ્રદેશ
**રણવટ** સ્ત્રી૦ રણક્ષેત્રમાં યોદ્ધાનો ધર્મ-ટેક
**રણવાટ** સ્ત્રી૦ બહારવટું
**રણવાદ્ય** ન૦ લડાઈનું વાજું
**રણવાસ** પું૦ રાણીઓને રહેવાનું સ્થાન; અંતઃપુર
**રણશિંગડું** ન૦ યુદ્ધમાં વગાડવાનું તતૂડું
**રણશિંગું** ન૦ રણશિંગડું
**રણશૂર(-રું)** વિ૦ યુદ્ધમાં બહાદુર
**રણસંગ્રામ** પું૦ મોટું યુદ્ધ (૨) રણભૂમિ
**રણસ્તંભ** પું૦ જુઓ રણથંભ
**રણહાક** સ્ત્રી૦ લડાઈની કિકિયારી (૨) પોતાના પરાક્રમથી શત્રુના સૈન્યમાં ધાક પાડી દેવી તે
**રણાંગણ** ન૦ રણભૂમિ
**રણિત** વિ૦ રણકાર કરતું
**રણિયું** વિ૦ દેવાદાર
**રણી** વિ૦ રણિયું; દેવાદાર (૨) સ્ત્રી૦ સોનાનો કકડો (ઘરેણું કરવા આપેલો)
**રત** વિ૦ લીન (૨) આસક્ત (૩) સ્ત્રી૦ ઋતુ
**રતન** ન૦ રત્ન (૨) આંખની કીકી
**રતનકાઠ** ન૦ એક છોડ
**રતનજોત** સ્ત્રી૦ એક વનસ્પતિ

**રત્નાગર** પું૦ જુઓ રત્નાકર
**રત્નાળું** વિ૦ તેજસ્વી
**રતબાવળિયો** પું૦ બાવળની એક જાત
**રતલ** પું૦ સાડી આડત્રીસ રૂપિયાભાર જેટલું એક અંગ્રેજી વજન
**રતવા** પું૦ ચામડીનો એક રોગ
**રતાશ** સ્ત્રી૦ લાલાશ
**રતાળુ** ન૦ એક કંદ
**રતાંજ(–દ)લી(–ળી)** સ્ત્રી૦ રાતી સુખડ
**રતાંધળું** વિ૦ રાતે ન દેખે તેવું
**રતિ** સ્ત્રી૦ આસક્તિ; અનુરાગ (૨) પ્રીતિ; આનંદ (૩) કામક્રીડા; સંભોગ (૪) (સં.) કામદેવની સ્ત્રી
**રતિપતિ** પું૦ (સં.) કામદેવ
**રતી** સ્ત્રી૦ ચણોઠી (૨) ચણોઠી જેટલું કદ કે વજન
**રતીપૂર** વિ૦ રતી જેટલું (૨) જરાક
**રતીભાર** વિ૦ રતીપૂર
**રતુંબડું** વિ૦ લાલાશ પડતું
**રતૂમડું** વિ૦ જુઓ રતુંબડું
**રતોવ(–વા)ઈ** અ૦ રાતે ને રાતે
**રત્ન** ન૦ કીમતી પથ્થર (મણિ વગેરે) (૨) દરેક જાતિમાં ઉત્કૃષ્ટ વસ્તુ (૩) સમુદ્ર વલોવતાં નીકળેલી ૧૪ વસ્તુઓમાંની દરેક (લક્ષ્મી; કૌસ્તુભ; પારિજાતક; સુરા; ધન્વંતરિ; ચંદ્રમા; કામદુઘા; ઐરાવત; રંભા વગેરે દેવાંગનાઓ; ઉચ્ચૈઃશ્રવા; અમૃત; સારંગધનુષ; પાંચજન્ય શંખ અને હળાહળ)
**રત્નકરા** પું૦ એક છંદ
**રત્નગર્ભા** સ્ત્રી૦ પૃથ્વી
**રત્નજડિત** વિ૦ રત્નોથી જડેલું
**રત્નાકર** પું૦ રત્નોની ખાણ; સમુદ્ર
**રથ** પું૦ ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું એક વાહન (૨) લડાઈની ગાડી
**રથકાર** પું૦ રથ બનાવનાર; સુતાર
**રથજા(–યા)ત્રા** સ્ત્રી૦ અષાડ સુદ બીજનો તહેવાર, જ્યારે દેવને રથમાં બેસાડી ફેરવે છે
**રથી** પું૦ રથમાં બેસી લડનાર યોદ્ધો (૨) એક હજાર યોદ્ધાઓ સાથે એકલો લડનાર યોદ્ધો
**રથોદ્ધતા** સ્ત્રી૦ એક છંદ
**રથ્થડ** પું૦ માટી અને છાણનું જાડું લીંપણ
**રથ્યા** સ્ત્રી૦ ધોરી રસ્તો
**રદ** વિ૦ નકામું; બાતલ કરેલું; નહિ સ્વીકારેલું (૨) પું૦ દાંત
**રદબદલ(–લી)** સ્ત્રી૦ એક રદ કરી બીજું પસંદ કરવું કે બદલવું તે
**રદબાતલ** વિ૦ રદ; નકામું
**રદિયો** પું૦ કહેલી વાતને રદ કરે તેવો સામો જવાબ
**રદીફ** સ્ત્રી૦ ગઝલમાં દરેક બેતની પાછળ વારંવાર આવતો શબ્દ
**રદ્દી** વિ૦ રદ કરેલું; નકામું
**રનવન** વિ૦ અસ્તવ્યસ્ત; છૂટુંછવાયું
**રનોઢી** વિ૦ રાની; જંગલી
**રન્નાદે** સ્ત્રી૦ (સં.) સૂર્યની પત્ની (૨) ટોપલીમાં જવારા વાવીને દેવી બેસાડે છે તે (જનોઈ કે લગ્ન વખતે)
**રપા(–પે)ટી** સ્ત્રી૦ આંટો; ફેરો (૨) લાંબી દોડ; ગબરડી (૩) રપેટવું—થકવવું તે
**રપેટવું** સ૦ ક્રિ૦ ખૂબ જોસથી દોડાવવું (૨) ખૂબ મહેનત કરાવી થકવવું
**રપેટી** સ્ત્રી૦ જુઓ રપાટી
**રપેટો** પું૦ જુઓ રપાટી
**રફત** સ્ત્રી૦ પ્રીતિ; સ્નેહ (૨) મહાવરો
**રફતેરફતે** અ૦ ધીરેધીરે; થોડેથોડે
**રફાઈ** સ્ત્રી૦ ચપ્પુ, સોયા વગેરે શરીરમાં ભોંકનાર મુસલમાન ફકીર
**રફીક** પું૦ ભાઈબંધ
**રફુ** વિ૦ નાઠેલું; પલાયન કરી ગયેલું
**રફુચક્કર** વિ૦ પલાયન કરી ગયેલું (૨) ન૦ શત્રુએ કરેલું નુકસાન (૩) પ્રપંચ; કાવતરું
**રફૂ** પું૦ તુણવાનું કામ
**રફૂગર** પું૦ તુણનાર; તૂણિયો
**રફૂગરી** સ્ત્રી૦ તુણવાનો ધંધો
**રફેદફે** અ૦ ખરાબખસ્ત; ફનાફાતિયા; અસ્તવ્યસ્ત
**રબ** પું૦ પરમેશ્વર
**રબર** ન૦ એક ઝાડના રસનો બનતો પદાર્થ
**રબાબ** ન૦ એક તંતુવાદ્ય

**રખારણુ** સ્ત્રી૦ ભરવાડણ
**રખારી** પું૦ ભરવાડ
**રખી(-વી)** પું૦ શિયાળુ પાક
**રબીઉલઅવલ** પું૦ હિજરી સનનો ત્રીજો મહિનો
**રબીઉલઆખર** પું૦ હિજરી સનનો ચોથો મહિનો
**રમકઝમક** સ્ત્રી૦ ઝાંઝર રૂમઝૂમ ઠમકે તેમ લટકાથી ચાલવું તે
**રમકડું** ન૦ નાનાં છોકરાંને રમવાની વસ્તુ
**રમખાણ** ન૦ મારફાડ; તોફાન; ધિંગાણું
**રમખાણિયું** વિ૦ રમખાણ મચાવે તેવું
**રમચિ(-જિ)યું** ન૦ રમચી પલાળવાનું લાકડાનું ખામણું (સુતારનું)
**રમચી(-જી)** સ્ત્રી૦ સોનાગેરુ; એક જાતની લાલ માટી
**રમજાન** પું૦ હિજરી સનનો નવમો માસ
**રમજાનિયું** વિ૦ રમજાન માસમાં ઉપવાસ કરનારું
**રમજિયું** ન૦ જુઓ રમચિયું
**રમજી** સ્ત્રી૦ જુઓ રમચી
**રમઝટ** સ્ત્રી૦ તડામાર; ઝડી
**રમઝમ** સ્ત્રી૦ (રવ૦) નૂપુરનો અવાજ (૨) અ૦ રૂમઝૂમ
**રમઝમવું** અ૦ ક્રિ૦ રમઝમ અવાજ થવો
**રમઝમાટ** પું૦ ઉતાવળી ચાલથી થતો ઝાંઝરનો અવાજ
**રમણ** પું૦ કાંત; પતિ (૨) ન૦ વિલાસ; ક્રીડા
**રમણભમણ** અ૦ અસ્તવ્યસ્ત; વેરણખેરણ
**રમણી** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**રમણીક** વિ૦ રમણીય
**રમણીય** વિ૦ સુંદર; મનોહર
**રમણીયતા** સ્ત્રી૦
**રમણું** ન૦ ખુલ્લી જગા; ચોગાન (૨) બારસાખનો એક ભાગ
**રમત** સ્ત્રી૦ ખેલ; ક્રીડા; ગમ્મત (૨) રમવાની રીત (ગિલ્લીદંડો, શેતરંજ વગેરે)
**રમતગમત** સ્ત્રી૦ જુદીજુદી જાતની રમતો; ખેલ; ક્રીડા
**રમતરોળિયું** ન૦ નકામી રખડપટ્ટી
**રમતરોળું** ન૦ જુઓ રમતરોળિયું
**રમતારામ** પું૦ એક ઠેકાણે ટકીને ન રહેનાર; બધે રખડયા કરનાર
**રમતિયાળ** વિ૦ રમતમાં જ ચિત્તવાળું
**રમતીલું** વિ૦ રમતિયાળ
**રમમાણ** વિ૦ રમી રહેલું; આનંદ માનતું; લીન
**રમરમ** પું૦ (રવ૦) એવો અવાજ (૨) જીભ ઉપર થતો રવરવાટ (૩) અ૦ એવો અવાજ થાય તેમ (૪) જીભ ઉપર રવરવે તેમ
**રમરમવું** અ૦ ક્રિ૦ (રવ૦) રમરમ અવાજ કરવો (૨) જીભ ઉપર રવરવાટ કરવો
**રમરમાટ** પું૦ રમરમવું તે
**રમવું** અ૦ ક્રિ૦ ખેલવું (૨) આનંદ માનવો (૩) કામક્રીડા કરવી
**રમસ્તળ** ન૦ રમખાણ; તોફાન
**રમસ્તાન** ન૦ રમસ્તળ; રમખાણ
**રમલ(-ળ)** પું૦ પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા (૨) તેના પાંચ ધાતુના પાસા
**રમલી(-ળી)** પું૦ રમળ ફેંકી ભવિષ્ય કહેનાર
**રમા** સ્ત્રી૦ લક્ષ્મી (૨) સુંદર સ્ત્રી
**રમાડો** પું૦ ગમ્મત; વિનોદ; આનંદ
**રમૂજ** સ્ત્રી૦ મન ખુશ થાય તેવી ગમ્મત (૨) મશ્કરી; વિનોદ
**રમૂજી** વિ૦ ગમતી; વિનોદી
**રમ્ય** વિ૦ રમણીય
**રયણ(-ણી,-ની)** સ્ત્રી૦+ રજની; રાત્રી
**રવ** પું૦ અવાજ (૨) [કા.] તાન; ઉમંગ (૩) સ્ત્રી૦ (કા.) ગરમી; ગરમીની અસર
**રવડવું** અ૦ ક્રિ૦ આથડવું; રખડવું
**રવ(-વા)દ** સ્ત્રી૦; ન૦ (કા.) હોડ; શરત
**રવરવ** અ૦ રવરવે તેમ
**રવરવવું** અ૦ ક્રિ૦ ચચરવું
**રવરવાટ** પું૦ રવરવવું તે; ચચરાટ
**રવલીપંચક** વિ૦ દાધારંગું; ઘેલું (૨) ઉધમાતિયું; વતીપાતિયું
**રવવું** અ૦ ક્રિ૦ અવાજ કરવો
**રવા** વિ૦ યોગ્ય; ઘટિત
**રવાડો** પું૦*

**રવાદાર** વિ૦ દાણાદાર (૨) સંબંધી; હિતેષી (૩) કબૂલ રાખનાર

**રવાદારગી** સ્ત્રી૦ તરફદારી (૨) સોંપેલી ચીજમાંથી થોડું કાઢી લેવું તે

**રવાદારી** સ્ત્રી૦ જુઓ રવાદારગી

**રવાનગી** સ્ત્રી૦ વિદાયગીરી (૨) તે વખતે આપેલી ભેટ (૩) પરગામ મોકલવું તે

**રવાના(-ને)** અ૦ મોકલેલું; વિદાય કરેલું

**રવાનાચિઠ્ઠી** સ્ત્રી૦ માલ બહાર લઈ જવાની પાવતી

**રવાનુકારી** વિ૦ અવાજના અનુકરણથી બનતો (શબ્દ)

**રવાને** અ૦ જુઓ રવાના

**રવાબ** પું૦ શિરસ્તો; ધારો (૨) રબાબ

**રવાલ** સ્ત્રી૦ ઘોડા તથા બળદની એક પ્રકારની ચાલ

**રવાલદાર** વિ૦ રવાલમાં ચાલનાર

**રવાશ** સ્ત્રી૦ (ફા.) કારમી ચીસ

**રવિ** પું૦ સૂર્ય (૨) રવિવાર

**રવિવાર** પું૦ અઠવાડિયાનો પહેલો દિવસ

**રવી** વિ૦ જુઓ રબી

**રવેશ** પું૦ માળનો બહાર પડતો ભાગ; ઝરૂખો (૨) રિવાજ; ધારો

**રવેળા** વિ૦ સ્ત્રી૦ નવરી અને ઘેરઘેર ભટકતી (સ્ત્રી)

**રવૈયું** ન૦ ઘણું નાનું વેંગણ (૨) ઉપરથી થોડું ચીરી, મસાલો ભરી કરેલું શાક

**રવૈયો** પું૦ દહીં વલોવવાનો વાંસ (૨) શિરસ્તો

**રવો** પું૦ દાણાદાર લોટ (૨) ધાતુનો રસ જામી જઈ બનેલો દાણો (૩) ગોળની ચાકી

**રવ્વદ** સ્ત્રી૦; ન૦ (ફા.) જુઓ રવદ

**રશ(-સ)ના** સ્ત્રી૦ જીભ (૨) દોરડું (૩) લગામ; રાશ (૪) મેખળા; કંદોરો

**રશ્મિ** પું૦; ન૦ કિરણ (૨) લગામ; રાશ

**રસ** પું૦ જીભથી માલૂમ પડતો સ્વાદ [તેના પ્રકાર: ખારો, ખાટો, ગળ્યો, કડવો, તૂરો અને તીખો] (૨) શરીરની સાત ધાતુઓમાંની પ્રથમ; અન્નનું પ્રથમ રૂપાંતર (૩) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયીભાવોનો ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ [તેના પ્રકાર: શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત તથા (કેટલાકને મતે) શાંત] (૪) પ્રીતિ; આનંદ (૫) મમત; સરસાઈ (૬) દ્રવ; પ્રવાહી (૭) વનસ્પતિ કે ફળનો પ્રવાહી (૮) સાર; સત્ત્વ (૯) પારો (૧૦) પારો, ધાતુઓ વગેરેની ભસ્મ

**રસકપૂર** ન૦ સફેદ રંગની એક ઉપધાતુ (વૈદક) (૨) પારો મારીને કરેલું એક રસાયન

**રસકસ** પું૦ સાર; સત્ત્વ; કસ

**રસક્ષતિ** સ્ત્રી૦ રસની ક્ષતિ-ભંગ

**રસઘેલું** વિ૦ ભાવ કે આનંદથી કે તે માટે ઘેલું બનેલું

**રસજ્ઞ** વિ૦ રસ અનુભવનાર (કાવ્યનો) (૨) પું૦ તેવો માણસ (૩) રસાયની વૈદ્ય

**રસજ્ઞતા** સ્ત્રી૦

**રસણિયો** પું૦ ઢોળ ચડાવનાર

**રસદ** સ્ત્રી૦ પાકનો હિસ્સો (૨) લશ્કરની ખોરાકીની સામગ્રી

**રસદાર** વિ૦ રસવાળું

**રસના** સ્ત્રી૦ જુઓ રશના

**રસનિષ્પત્તિ** સ્ત્રી૦ રસની ઉત્પત્તિ

**રસનેંદ્રિય** સ્ત્રી૦ જીભ

**રસબસ** વિ૦ રસથી પરિપૂર્ણ

**રસબોળ** વિ૦ રસબસ

**રસભર્યું** વિ૦ રસથી ભરેલું

**રસભંગ** પું૦ રસમાં ભંગ પડવો તે; રસક્ષતિ

**રસભેર** અ૦ રસપૂર્વક; હોંસભેર

**રસમ** સ્ત્રી૦ રિવાજ

**રસમય** વિ૦ રસરૂપ; રસથી પરિપૂર્ણ

**રસરાજ** પું૦ શૃંગારરસ (૨) પારો

**રસવટ** સ્ત્રી૦ વેર; અદાવત

**રસવતી** વિ૦ સ્ત્રી૦ રસપૂર્ણ; રસભરી

**રસવંતી** સ્ત્રી૦ એક ઔષધિ

**રસવાદ** પું૦ ઈર્ષા; સરસાઈ

**રસવાહિની** વિ૦; સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ અન્નના રસને લઈ જનારી નાડી

**રસવિકાર** પું૦ એક રોગ

**રસવું** સ૦ ક્રિ૦ ઢોળ ચડાવવો

**રસવૃત્તિ** સ્ત્રી૦ રસની વૃત્તિ

**રસશાસ્ત્ર** ન૦ રસાયનશાસ્ત્ર

**રસસિંદૂર** ન૦ પારાનું એક રસાયન
**રસળવું** અ૦ ક્રિ૦ ઢીલ કરવા નકામા આમતેમ ફર્યા કરવું
**રસળાગી(-ગ્ી)** સ્ત્રી૦ રસળવું તે; નકામો વખત કાઢવો તે
**રસળાટ** પું૦ જુઓ રસળાગી
**રસાતલ(-ળ)** ન૦ પાંચમું પાતાળ
**રસાત્મક** વિ૦ રસવાળું (૨) પ્રવાહી
**રસાત્મા** પું૦ રસસ્વરૂપ ઈશ્વર
**રસાદાર** વિ૦ રસાવાળું
**રસાભાસ** પું૦ કાવ્યમાં અનુચિત વિષય કે સ્થાનને લક્ષીને ઉપજાવેલો રસ (જેમકે ગુરુપત્ની સાથેના વ્યભિચારનો શૃંગારરસ)
**રસાયણ(-ન)** ન૦ ધાતુ, પારા વગેરેની ભસ્મવાળી ઔષધિ (૨) જરા અને વ્યાધિ દૂર કરનાર ઔષધ (૩) રસાયનવિદ્યા
**રસાયણ(-ન)વિદ્યા** સ્ત્રી૦ ધાતુ, પારો વગેરે મારવાની કે તાંબું વગેરે હલકી ધાતુઓનું સોનું બનાવવાની વિદ્યા (૨) રસાયણશાસ્ત્ર
**રસાયણ(-ન)શાસ્ત્ર** ન૦ ભૌતિક પદાર્થોનાં તત્ત્વો તથા તેમનાં પરિવર્તનનાં પરિણામોની ચર્ચા કરતું શાસ્ત્ર; 'કેમિસ્ટ્રી' (૨) રસાયનવિદ્યા
**રસાયણી(-ની)** વિ૦ રસાયણ જાણનારું (૨) રસાયણ સંબંધી
**રસાલદાર** પું૦ ઘોડેસવાર ટુકડીનો નાયક
**રસાલો** પું૦ ઘોડેસવાર પલટન (૨) અમલદાર કે શ્રીમંતનાં પરિજન, પરિવાર વગેરે
**રસાવહ** વિ૦ રસ ઉત્પન્ન કરે એવું
**રસાસ્વાદ** પું૦ રસ ચાખવો તે
**રસાળ(-ળું)** વિ૦ રસવાળું (૨) ફળદ્રુપ
**રસિક** વિ૦ રસવાળું; રસપૂર્ણ (૨) રસિયું; ભાવુક; રસજ્ઞ (૩) પું૦ તેવો માણસ
**રસિકતા** સ્ત્રી૦
**રસિકા** સ્ત્રી૦ રસજ્ઞ સ્ત્રી (૨) રસીલી સ્ત્રી (૩) જીભ
**રસિત** વિ૦ ચાખેલું (૨) રસયુક્ત (૩) અવાજ કરતું; ગાજતું (૪) રસેલું
**રસિયણ** વિ૦ સ્ત્રી૦ 'રસિયું'નું સ્ત્રીલિંગ
**રસિયું** વિ૦ રસે ઊભરાતું; રસ માણવાને ઉત્સુક (૨) રસ અનુભવનારું
**રસી** સ્ત્રી૦ પરુ; તેના જેવું પાણી (૨) રોગનાં જંતુઓની બનાવેલી દવા (જેને સોયવાળી પિચકારી વડે શરીરમાં દાખલ કરે છે) (૩) દોરડી
**રસીદ** સ્ત્રી૦ પહોંચ; પાવતી
**રસીલું** વિ૦ રસ ભોગવવા ઉત્સુક; રસિયું (૨) છબીલું; સુંદર (૩) રસથી ભરેલું; સ્વાદિષ્ટ
**રસૂલ** પું૦ પેગંબર
**રસેંદ્રિય** સ્ત્રી૦ જીભ
**રસેશ(-શ્વર)** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**રસો** પું૦ અથાણું, શાક અને મુરબ્બા વગેરેનો મસાલાવાળો જાડો રસ (૨) જાડું દોરડું
**રસોઇયણ** સ્ત્રી૦ રસોઈનો ધંધો કરનારી સ્ત્રી
**રસોઇયો** પું૦ રસોઈનો ધંધો કરનારો પુરુષ
**રસોઈ** સ્ત્રી૦ રાંધણું (૨) રાંધેલું અન્ન ભોજન
**રસોડું** ન૦ રસોઈ કરવાની જગા
**રસોળી** સ્ત્રી૦ શરીરની સપાટી ઉપર ઊપસી આવેલી ગાંઠ
**રસ્તો** પું૦ માર્ગ; રાહ
**રહસ્ય** ન૦ છૂપો ભેદ (૨) મર્મ; તત્ત્વ
**રહિત** વિ૦ વગરનું
**રહીમ** વિ૦ કૃપાળુ (૨) પું૦ પરમેશ્વર
**રહીશ** વિ૦ રહેવાસી
**રહેઠાણ** ન૦ રહેવાનું સ્થાન; વાસ
**રહેણાક** પું૦; સ્ત્રી૦; ન૦ રહેઠાણ; મુકામ
**રહેણી** સ્ત્રી૦ રહેવાની રીત; વર્તન; વ્યવહાર
**રહેણીકરણી** સ્ત્રી૦ વર્તન; રીતભાત
**રહેમ** સ્ત્રી૦ કૃપા
**રહેમદિલ** વિ૦ કૃપાળુ
**રહેમદિલી** સ્ત્રી૦ કૃપા
**રહેમનજર** સ્ત્રી૦ કૃપાદૃષ્ટિ
**રહેમિયત** સ્ત્રી૦ રહેમ; કૃપાદૃષ્ટિ
**રહેવર** પું૦ ભોમિયો
**રહેવાશી(-સી)** વિ૦ રહેનારું; વસનારું
**રહેવાસ** પું૦ રહેઠાણ; નિવાસ (૨) રહેવું-વસવું તે
**રહેવાસી** વિ૦ જુઓ રહેવાશી
**રહેવું** અ૦ ક્રિ૦ વસવું (૨) ટકવું; ઠરવું (૩) માવું; સમાવું (૪) અટકવું; થોભવું (૫) બાકી હોવું (૬) જીવવું; જીવતા રહેવું (૭) હોવું (બીજા શબ્દો સાથે. ઉદા૦ ઢીલા રહેવું)

**રહેંટ** પું૦ જુઓ રેંટ
**રહેંસવું** સ૦ ક્રિ૦ ચીરી નાખવું; કતલ કરવું
**રહ્યું** અ૦
**રહ્યુંસહ્યું** વિ૦ બાકી બચેલું
**રળતર** ન૦ કમાણી
**રળવું** સ૦ ક્રિ૦ કમાવું
**રળાઉ** વિ૦ રળતું; કમાતું (૨) નફો થાય તેવું
**રળિયાત** વિ૦ ખુશી; પ્રસન્ન
**રળિયામણું** વિ૦ સુંદર
**રળી** સ્રી૦ ખુશી; હરખ (૨) હોંસ; ઉમંગ
**રળીરાશે** અ૦ વગરતકરારે; સીધી રીતે; ખુશીથી
**રળો** પું૦ કમાણી
**રંક** વિ૦ ગરીબ
**રંકવાદ** પું૦ 'બૉલ્શેવિઝમ'
**રંગ** પું૦ લાલ, પીળો વગેરે વર્ણ (૨) તેવો રંગ કરવાની ભૂકી કે પ્રવાહી (૩) [લા.] પટ; અસર (૪) આનંદ; મસ્તી; તાન (૫) કેફ; નશો (૬) પ્રીતિ; સ્નેહ (૭) આબરૂ; વટ (૮) રંગભૂમિ
**રંગડ** વિ૦ વિષયી; કામાસક્ત (૨) વ્યસની
**રંગડખાનું** ન૦ વ્યસની લોકોને એકઠા થવાની જગ્યા
**રંગણું** ન૦ રંગવાનું કામ (૨) રંગવાની પીંછી
**રંગત** વિ૦ રંગેલું (૨) સુશોભિત
**રંગતાળી** સ્રી૦ હરખના ઊભરાની તાળી
**રંગદા** સ્રી૦ રૂટકડી
**રંગદાર** વિ૦ રંગવાળું; રંગિત
**રંગદ્વેષ** પું૦ જુદા રંગના લોકો પ્રત્યેનો દ્વેષ
**રંગનાશક** વિ૦ રંગ દૂર કરનારું
**રંગપાણી** ન૦ કેફી પીણું
**રંગબાજી** સ્રી૦ મોજમઝા (૨) ગંજીફાની એક રમત
**રંગબેરંગી** વિ૦ વિવિધ રંગનું
**રંગભૂમિ(-મી)** સ્રી૦ જેના ઉપર નાટક થાય છે તે ઊંચી જગા; નાટકશાળા
**રંગભેદ** પું૦ જુદા વર્ણના લોકો પ્રત્યે ભેદભાવ
**રંગભેર** અ૦ હરખભેર; ઉલ્લાસથી
**રંગભોગ** પું૦ વિષયભોગ
**રંગમહેલ** પું૦ ભોગવિલાસ માટે બાંધેલું સુંદર મકાન
**રંગમંડપ** પું૦ ઉત્સવ નિમિત્તે શણગારેલો મંડપ (૨) રંગભૂમિ (૩) દેવમંદિરનો ખુલ્લો ચોક; ચાચર
**રંગરસ** પું૦ ભોગવિલાસ
**રંગરસિયું** વિ૦ ભોગવિલાસ કરનારું; વિલાસી
**રંગરાગ** પું૦ ગાનતાન; મોજમઝા
**રંગરાતું** વિ૦ રંગીલું
**રંગરૂટ** પું૦ લશ્કરમાં નવો ભરતી થનાર
**રંગરૂપ** ન૦ ઘાટ; દેખાવ; સુંદરતા
**રંગરેજ** પું૦ કપડાં રંગનાર
**રંગરોળ** પું૦ અતિ આનંદ
**રંગલો** પું૦ મશ્કરો; વિદૂષક; હસાવનારો (ભવાઈ કે નાટકમાં)
**રંગવું** સ૦ ક્રિ૦ રંગ ચડાવવો
**રંગશાલા(-ળા)** સ્રી૦ નાટકશાળા (૨) રંગવાનું કારખાનું
**રંગાઈ** સ્રી૦ રંગામણી (૨) રંગવાની સફાઈ કે કળા
**રંગાટ** પું૦ રંગવાનું કામ અને કળા
**રંગાટકામ** ન૦ રંગવાનું કામ
**રંગાટિયું** વિ૦ રંગાટ સંબંધી
**રંગાટી** સ્રી૦ રંગાટ (૨) રંગરેજ (૩) રંગવાનું કારખાનું
**રંગા(-ગે)ડું** ન૦ રંગ ઓગાળવાનું કૂંડું
**રંગામણ** ન૦ જુઓ રંગાઈ
**રંગામણી** સ્રી૦ રંગવાની મજૂરી
**રંગારો** પું૦ રંગરેજ
**રંગિત** વિ૦ રંગેલું; રંગત
**રંગીન** વિ૦ રંગેલું; રંગિત
**રંગીભંગી** વિ૦ વ્યસની (૨) રંગરસિયું; વિલાસી
**રંગીલું** વિ૦ આનંદી; મોજી; રસિયું (૨) સુંદર; ખૂબસુરત
**રંગેચંગે** અ૦ વિનાતકરારે; હસતે મને; ખુશીથી
**રંગેડું** ન૦ જુઓ રંગાડું
**રંગોળિયું** ન૦ રંગોળી પૂરવાનું સાધન (૨) રમચી પલાળવાનું ખામણું (૩) કંકાવટી
**રંગોળી** સ્રી૦ જમવાના આસનની આસપાસ રંગ પૂરી પાડેલાં ચિત્ર

**રંચ** વિ૦ જરા; થોડું (૨) તુચ્છ; હલકું
**રંચક** વિ૦ થોડું; લગાર
**રંજ** સ્ત્રી૦ દુઃખ; ખેદ; દિલગીરી
**રંજક** વિ૦ ખુશ કરે તેવું [સમાસને છેડે. ઉદા૦ મનોરંજક] (૨) રંચક (૩) પું૦ રંગનાર; રંગરેજ (૪) સ્ત્રી૦ બંદૂકના કાન ઉપર મૂકેલો દારૂ; જામગરી (૫) ઉશ્કેરણી; પલીતો (૬) ન૦ હિંગળોક
**રંજન** ન૦ ખુશ કરવું તે (૨) રંગવું તે
**રંજવું** સ૦ ક્રિ૦ ખુશ કરવું (૨) રંગવું (૩) કનડવું
**રંજાડ** પું૦; સ્ત્રી૦ બિગાડ; નુકસાન (૨) તોફાન; મસ્તી (૩) કનડગત; સંતાપ; ક્લેશ
**રંજાડવું** સ૦ ક્રિ૦ રંજાડ કરવી
**રંજિત** વિ૦ રંગિત (૨) પ્રસન્ન; આનંદિત (૩) આસક્ત; અનુરક્ત
**રંજીદા** વિ૦ રંજ પામેલું; દુઃખિત; ખિન્ન
**રંડવો** પું૦ રાંડેલો; વિધુર (૨) બાયલો; નામરદ
**રંડા** સ્ત્રી૦ રાંડ; રંડી (એક ગાળ)
**રંડાપો** પું૦ વિધવાપણું
**રંડાવવું** સ૦ ક્રિ૦ 'રાંડવું'નું પ્રેરકરૂપ
**રંડાવું** અ૦ ક્રિ૦ 'રાંડવું'નું કર્મણિરૂપ
**રંડી** સ્ત્રી૦ વેશ્યા
**રંડીબાજ** વિ૦ વેશ્યાના છંદમાં પડેલું; વ્યભિચારી
**રંડીબાજી** સ્ત્રી૦ રંડીબાજપણું
**રંતિદેવ** પું૦ (સં.) દાની તરીકે પુરાણોમાં પ્રસિદ્ધ ચંદ્રવંશી રાજા
**રંદામણ** ન૦ રંદો ફેરવવાની મજૂરી (૨) રંદો ફેરવવાની રીત—સફાઈ
**રંદામણી** સ્ત્રી૦ જુઓ રંદામણ
**રંદો(-ધો)** પું૦ લાકડું છોલી લીસું કરવાનું એક સુતારી ઓજાર
**રંધવારી** સ્ત્રી૦ રસોઇયણ
**રંધવારો** પું૦ રસોઇયો
**રંધાડું** ન૦ (કા.)
**રંધામણ** ન૦ રાંધવાની મજૂરી (૨) રાંધવાની રીત
**રંધામણી** સ્ત્રી૦ જુઓ રંધામણ
**રંધાવવું** સ૦ ક્રિ૦ 'રાંધવું'નું પ્રેરકરૂપ
**રંધાવું** અ૦ ક્રિ૦ 'રાંધવું'નું કર્મણિરૂપ
**રંધો** પું૦ જુઓ રંદો
**રંધ્ર** ન૦ છિદ્ર; કાણું (૨) દોષ
**રંભણ(-ન)** ન૦ (ગાયનું) બરાડવું તે (૨) ચુંબન કરતાં થતો અવાજ
**રંભા** સ્ત્રી૦ એક અપ્સરા (૨) સુંદર સ્ત્રી (૩) કેળ
**રંભાફળ** ન૦ કેળું
**રંભોરુ** વિ૦ સ્ત્રી૦ કેળ જેવી સાથળવાળી—સુંદર (સ્ત્રી)
**રા** પું૦ રાજા (૨) ઈશ્વર (૩) સ્ત્રી૦ ધન; લક્ષ્મી (૪) રાવ; ફરિયાદ
**રાઈ** સ્ત્રી૦ એક જાતનાં મસાલાનાં બી (૨) જુઓ રાવતી
**રાઈ(-ય)તીકેરી** સ્ત્રી૦ રાઈ ચડાવેલી કેરી
**રાઈ(-ય)તું** ન૦ રાઈ ચડાવેલા દહીંમાં ફળની બારીક કચુંબર નાખી બનાવેલી વાની
**રાઈમીઠું** ન૦ નજર ઉતારવા રાઈમીઠું ઉતારી અગ્નિમાં નાંખવાં તે
**રાઉત** પું૦ વીર પુરુષ; બહાદુર
**રાઊસ** વિ૦ યોગ્ય
**રાકિમ** પું૦ લખનારો
**રાક્ષસ** પું૦ દાનવ; દૈત્ય; અસુર
**રાક્ષસગણ** પું૦ રાક્ષસના સ્વભાવવાળાં–કૃત્તિકા, અશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, જ્યેષ્ઠા, મૂળ, ધનિષ્ઠા અને શતતારા–નક્ષત્રોનો સમૂહ
**રાક્ષસણી** સ્ત્રી૦ રાક્ષસી
**રાક્ષસી** વિ૦ રાક્ષસનું (૨) રાક્ષસના જેવું; ગંજાવર; વિકરાળ; ક્રૂર (૩) સ્ત્રી૦ રાક્ષસ સ્ત્રી; રાક્ષસની સ્ત્રી
**રાખ** સ્ત્રી૦ રાખોડી (૨) રખાત
**રાખડી** સ્ત્રી૦ અનિષ્ટથી બચવા કાંડે બાંધવામાં આવતો દોરો (બળેવને દિવસે) (૨) ગર્ભિણીને પાંચમે કે સાતમે મહિને નણંદ બાંધે છે તે દોરો
**રાખણહાર(-રું)** વિ૦ રાખનારું; રક્ષણ કરનારું
**રાખપત** સ્ત્રી૦ કોઈની જતી આબરૂ સાચવવી તે
**રાખરખાવટ** સ્ત્રી૦ અન્યોન્ય મદદ કરવાનો વ્યવહાર

**રાખવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું; પાળવું (૨) ખરીદવું; કબજે લેવું (૩) ઉપયોગ માટે પાસે રહેવા—હોવા દેવું (૪) હોવા દેવું; રહેવા દેવું (૫) આડા સંબંધ માટે પોતાનું કરવું (પરસ્ત્રીને)

**રાખેલી** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ આડા વહેવાર માટે રાખેલી સ્ત્રી

**રાખેલો** વિ૦ પું૦ (૨) પું૦ આડા વહેવાર માટે રાખેલો પુરુષ

**રાખોડિયું** વિ૦ રાખોડીના રંગનું

**રાખોડી** સ્ત્રી૦ રાખ; ભસ્મ

**રાખોડો** પું૦ રાખોડી

**રાગ** પું૦ મોહ; મમતા; આસક્તિ (૨) ક્રોધ (૩) લાલ રંગ (૪) મનોરંજન થાય તેવી ગાવાની રીત. સંગીતમાં મુખ્ય છ ગણાય છે (જુઓ ખટરાગ) (૫) અવાજ; સૂર

**રાગડો** પું૦ લાંબો સાદ (ગાવાનો કે રડવાનો)

**રાગ(-ગિ)ણી** સ્ત્રી૦ રાગની સ્ત્રી (દરેક રાગની છ મનાય છે)

**રાગમય** વિ૦ જુઓ રાગાત્મક

**રાગાત્મક** વિ૦ ક્રોધયુક્ત; ક્રુદ્ધ

**રાગિણી** સ્ત્રી૦ જુઓ રાગણી

**રાગી** વિ૦ રંગેલું (૨) લાલ (૩) સંસાર સુખમાં આસક્તિવાળું (૪) પ્રેમી; અનુરક્ત; (૫) ક્રોધી

**રાગોટવું** અ૦ ક્રિ૦ રાગડા તાણ્યા કરવો (૨) ફરીફરી ગાયા કરવું

**રાગોટો** પું૦ રાગડો

**રાઘવ** પું૦ રઘુનો વંશજ (૨) [સં.] રામ

**રાઘુ** પું૦ પોપટ જેવું એક પક્ષી

**રાઘો** વિ૦ પું૦ દાધારંગો

**રાચ** ન૦ ઓજાર (૨) રાચરચીલું (૩) પું૦ સાળમાં જેના વતી દોરા ઊંચાનીચા થાય છે તે ભાગ

**રાચરચીલું** ન૦ ઘરનો સરસામાન

**રાચવું** અ૦ ક્રિ૦ રાજી થવું (૨) શોભવું

**રાજ** પું૦ રાજા (૨) ન૦ રાજ્ય

**રાજકદૈવક** ન૦ રાજ્યનો તથા ઈશ્વરી કોપ; આસમાનીસુલતાની

**રાજકન્યા** સ્ત્રી૦ રાજકુંવરી

**રાજકવિ** પું૦ રાજાનો માનીતો અને આશ્રિત કવિ

**રાજકાજ** પું૦ રાજ્યને લગતું કામકાજ (૨) રાજનીતિ

**રાજકારણ** ન૦ રાજવહીવટ; 'પૉલિટિક્સ'

**રાજકારણી** વિ૦ રાજકારણને લગતું (૨) પું૦ રાજકારણમાં ભાગ લેનાર માણસ

**રાજકારભાર** પું૦ રાજકાજ

**રાજકારભારી** પું૦ પ્રધાન; વજીર (૨) મુત્સદ્દી

**રાજકીય** વિ૦ રાજા કે રાજ્યસંબંધી

**રાજકુમાર** પું૦ રાજાનો દીકરો

**રાજકુમારી** સ્ત્રી૦ રાજાની દીકરી

**રાજકુલ(-ળ)** ન૦ રાજાનું કુટુંબ

**રાજકુંવર** પું૦ રાજકુમાર

**રાજકુંવરી** સ્ત્રી૦ રાજકુમારી

**રાજગઢ** પું૦ રાજાના મહેલની આસપાસનો કિલ્લો

**રાજગર** પું૦*

**રાજગરી** સ્ત્રી૦ ડુંગળી

**રાજગરો** પું૦ એક જાતનું અનાજ (ફરાળમાં ખપે છે)

**રાજગાદી** સ્ત્રી૦ રાજાનું સિંહાસન

**રાજગુરુ** પું૦ રાજાનો ગોર

**રાજગુહ્ય** ન૦ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ગુહ્ય

**રાજગોર** પું૦ જુઓ રાજગુરુ

**રાજચિહ્ન** ન૦ મુગટ, છત્ર, ચામર, દંડ વગેરે રાજાનાં ચિહ્ન (૨) ભવિષ્યમાં રાજા થશે એવું સૂચવતાં કેટલાંક સામુદ્રિક ચિહ્ન (૩) રાજાના સિક્કાની છાપ

**રાજત** ન૦ રૂપું

**રાજતિલક** ન૦ રાજ્યાભિષેક વખતે રાજાને કરવામાં આવતું ટીલું

**રાજત્વ** ન૦ રાજાપણું

**રાજદરબાર** પું૦ રાજાને રહેવાનું અને દરબાર ભરવાનું મોટું મકાન

**રાજદરબારી** વિ૦ રાજા કે રાજ્યસંબંધી

**રાજદંડ** પું૦ રાજાનો દંડ; એક રાજચિહ્ન (૨) રાજાએ કરેલી શિક્ષા (૩) રાજાની સત્તા

**રાજદૂત** પું૦ રાજાનો એલચી

**રાજદ્રોહ** પું૦ રાજા કે રાજ્યનો દ્રોહ

**રાજદ્રોહી** વિ૦ (૨) પું૦ રાજદ્રોહ કરનાર

**રાજદ્વાર** ન૦ રાજાના મહેલનો દરવાજો (૨) રાજદરબાર
**રાજદ્વારી** વિ૦ રાજા કે રાજ્ય સંબંધી
**રાજધર્મ** પું૦ રાજાનો ધર્મ
**રાજધાની** સ્ત્રી૦ રાજા રહેતો હોય તે મુખ્ય શહેર; પાટનગર
**રાજન** પું૦ રાજા ન૦ એક છોડમાંથી મળતો રસ; બેરજો
**રાજનગર** ન૦ રાજધાની; મુખ્ય શહેર
**રાજનિષ્ઠા** સ્ત્રી૦ રાજા કે રાજ્ય પ્રત્યે નિષ્ઠા
**રાજનીતિ** સ્ત્રી૦ રાજશાસનની નીતિ કે વિદ્યા
**રાજન્ય** પું૦ ક્ષત્રિય; રાજકુટુંબનો માણસ
**રાજન્યા** સ્ત્રી૦ ક્ષત્રિયાણી; રાજકુટુંબની સ્ત્રી
**રાજપખું** ન૦ રાજાનું રક્ષણ
**રાજપદ** ન૦ રાજાની પદવી
**રાજપાટ** ન૦ રાજગાદી
**રાજપુત્ર** પું૦ રાજકુમાર
**રાજપુત્રી** સ્ત્રી૦ રાજકુમારી
**રાજપુરુષ** પું૦ રાજાનો નોકર કે અમલદાર
**રાજબીજ** વિ૦ રાજાના વંશમાં જન્મેલું (૨) ન૦ તેવું માણસ
**રાજભક્ત** વિ૦ (૨) પું૦ રાજાનો ભક્ત
**રાજભક્તિ** સ્ત્રી૦ રાજા પ્રત્યેની ભક્તિ
**રાજભવન** ન૦ રાજાનો મહેલ
**રાજભોગ** પું૦ વૈષ્ણવ મંદિરમાં બપોરનો એક ભોગ તથા દર્શન
**રાજમહેલ** પું૦ રાજાનો મહેલ
**રાજમંત્રી** પું૦ રાજાનો મંત્રી
**રાજમાતા** સ્ત્રી૦ રાજાની મા
**રાજમાન્ય** વિ૦ રાજાએ માનેલું; પ્રતિષ્ઠિત
**રાજમાર્ગ** પું૦ ધોરી રસ્તો
**રાજમુદ્રા** સ્ત્રી૦ રાજાની મહોર
**રાજયોગ** પું૦ પતંજલિએ વર્ણવેલો અષ્ટાંગયોગ (૨) રાજા થાય તેવો ગ્રહોનો યોગ (જન્મકુંડળીમાં)
**રાજરઢ** સ્ત્રી૦ રાજાની રઢ
**રાજરીત(-તિ)** સ્ત્રી૦ રાજાના દરબારની રીત-ભાત
**રાજરેખ** સ્ત્રી૦ રાજાના હાથપગ ઉપરની રેખા; રાજચિહ્ન
**રાજરોગ** પું૦ ક્ષય
**રાજર્ષિ** પું૦ ક્ષત્રિય વંશનો ઋષિ (૨) ઋષિના જેવા આચારવાળો રાજા
**રાજલક્ષણ** ન૦ રાજચિહ્ન
**રાજલક્ષ્મી** સ્ત્રી૦ રાજાની સમૃદ્ધિ
**રાજલેખ** પું૦ રાજાનો લેખ-ઢંઢેરો-આજ્ઞાપત્ર
**રાજવટ** સ્ત્રી૦ રાજાપણાની વટ-ટેક (૨) રાજદરબારી રીતભાત
**રાજવટું** ન૦ જુઓ રાજવટ
**રાજવણ** સ્ત્રી૦ રાણી (૨) રાણી જેવી ભાગ્યશાળી સ્ત્રી
**રાજવણું** ન૦ રાજા પાસેના દરબારી હજૂરિયા વગેરે; રાજાની કચેરી
**રાજવંશ** પું૦ રાજાનું કુળ
**રાજવંશી** વિ૦ રાજવંશનું; ખાનદાન
**રાજવિદ્યા** સ્ત્રી૦ રાજનીતિ (૨) સર્વ વિદ્યાઓમાં ઉત્તમ વિદ્યા
**રાજવી** પું૦ રાજા (૨) રાજા જેવો ભાગ્યશાળી માણસ
**રાજવું** અ૦ ક્રિ૦ પ્રકાશવું; શોભવું
**રાજવૈદ(-દ્ય)** પું૦ રાજાનો વૈદ્ય
**રાજવૈભવ** પું૦ રાજાનો વૈભવ
**રાજશાસન** ન૦ રાજાની આજ્ઞા (૨) રાજ્ય ચલાવવું તે (૩) રાજા મારફતે ચાલતો રાજવહીવટ; 'મૉનાર્કી'
**રાજશાહી** સ્ત્રી૦ રાજાની મરજી પ્રમાણે ચાલતું રાજ્ય
**રાજસ(-સી)** વિ૦ રજોગુણ સંબંધી; રજોગુણથી થયેલું (૨) રાજા સંબંધી; રાજાના જેવું
**રાજસત્તા** સ્ત્રી૦ રાજાની સત્તા (૨) રાજ્ય ચલાવનાર સત્તા
**રાજસત્તાક** વિ૦ જેમાં રાજાની સત્તા ચાલતી હોય તે
**રાજસભા** સ્ત્રી૦ રાજાની સભા (૨) રાજાઓનો દરબાર
**રાજસૂય** પું૦ સર્વોપરી રાજા વડે પોતાના રાજ્યાભિષેક વખતે કરાતો એક યજ્ઞ
**રાજસ્થાન** ન૦ (સં.) રજપૂતાના
**રાજસ્થાની** વિ૦ રાજસ્થાનનું (૨) સ્ત્રી૦ રાજસ્થાનની ભાષા
**રાજહત્યા** સ્ત્રી૦ રાજાનો વધ (૨) તેથી લાગતું પાપ

**રાજહંસ** પું૦ લાલ ચાંચ અને પગવાળો એક જાતનો હંસ
**રાજા** પું૦ રાજ્ય કરનાર આદમી
**રાજાજ્ઞા** સ્ત્રી૦ રાજાનો હુકમ
**રાજાધિરાજ** પું૦ રાજાઓનો રાજા
**રાજિત** વિ૦ ચકચકતું; શોભતું
**રાજિયો** પું૦ રાજા (૨) મરેલાને ઉદ્દેશી કૂટતી વખતે ગાવાનું ગીત; મરસિયો
**રાજી** વિ૦ ખુશ (૨) સંમત
**રાજીખુશી** સ્ત્રી૦ કુશળતા; સહીસલામતી (૨) સ્વેચ્છા; હોંસ
**રાજીનામું** ન૦ ખુશીથી કોઈ બાબતમાંથી હાથ ઉઠાવી લેવો તે (ખાસ કરીને કરેલા દાવામાંથી) (૨) પોતાની મરજીથી નોકરીમાંથી છૂટા થવા બાબત કરેલું લખાણ
**રાજીપો** પું૦ રાજીપણું; ખુશી
**રાજીરજામં(-વં)દી** સ્ત્રી૦ પૂરેપૂરી રાજીખુશી (દસ્તાવેજમાં)
**રાજીવ** ન૦ કમળ
**રાજીવલોચન** વિ૦ કમળ જેવી આંખોવાળું
**રાજેશ્વર** પું૦ રાજાધિરાજ
**રાજેંદ્ર** પું૦ રાજાધિરાજ
**રાજ્ય** ન૦ રાજાની હકૂમતનો પ્રદેશ (૨) સત્તા; ચલણ
**રાજ્યકર્તા(-ર્ત્તા)** પું૦ રાજ્ય કરનાર; રાજા
**રાજ્યકર્ત્રી** વિ૦ સ્ત્રી૦ રાજ્ય કરનારી; રાણી
**રાજ્યકૌશલ(-લ્ય)** ન૦ રાજ્ય ચલાવવાની કુશળતા
**રાજ્યક્રાંતિ** સ્ત્રી૦ રાજ્ય કે રાજસત્તાની ઊથલપાથલ
**રાજ્યતંત્ર** ન૦ રાજ્યનું તંત્ર
**રાજ્યતંત્રી** પું૦ રાજ્યતંત્ર ચલાવનાર
**રાજ્યધુરા** સ્ત્રી૦ રાજ્યની જવાબદારી
**રાજ્યનીતિ** સ્ત્રી૦ રાજ્ય ચલાવવાની વિદ્યા; દંડનીતિ
**રાજ્યપ્રકરણ** ન૦ રાજકારણ
**રાજ્યપ્રકરણી** વિ૦ રાજ્યપ્રકરણ સંબંધી
**રાજ્યભાર** પું૦ રાજ્યનો ભાર
**રાજ્યભ્રષ્ટ** વિ૦ રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકેલું
**રાજ્યલોભ** પું૦ રાજ્યનો લોભ
**રાજ્યશાસ્ત્ર** ન૦ રાજ્ય સંબંધી શાસ્ત્ર; 'પૉલિટિક્સ'
**રાજ્યશાસ્ત્રચિંતક** પું૦ રાજ્યશાસ્ત્રનો વિચારક અભ્યાસી
**રાજ્યશ્રી** વિ૦ રાજલક્ષ્મીવાળું; રાજાના જેવા વૈભવવાળું
**રાજ્યાધિકાર** પું૦ રાજ્યપરનો અધિકાર
**રાજ્યાભિષેક** પું૦ રાજગાદી ઉપર બેસાડવાનો વિધિ
**રાજ્યારોહણ** ન૦ રાજ્યાભિષેક
**રાજ્યાસન** ન૦ રાજગાદી
**રાજ્ઞી** સ્ત્રી૦ રાણી
**રાઠોડ** પું૦ રજપૂતોની એક જાતનો આદમી
**રાડ** સ્ત્રી૦ ચીસ; બૂમ (૨) કજિયો (૩) ફરિયાદ (૪) આસક્તિ; રઢ
**રાડારૂડી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**રાડું** ન૦ જુવાર, બાજરી કે સરકટનો સાંઠો (૨) તીર (૩) બરુ (૪) કડિયાનું એક ઓજાર
**રાડો** પું૦*
**રાણી** સ્ત્રી૦ રાજાની સ્ત્રી
**રાણીજાઈ** સ્ત્રી૦ રાણીની દીકરી
**રાણીજાયું** ન૦ રાણીનું છોકરું
**રાણીજાયો** પું૦ રાણીનો દીકરો
**રાણીપ** સ્ત્રી૦ રાજીખુશી; રાજીપો (૨) સલાહ; સંપ
**રાણીવાસ** પું૦ જુઓ રણવાસ
**રાણો** પું૦ રજપૂત રાજા
**રાત** સ્ત્રી૦ રાત્રિ (૨) પું૦ વાળંદ
**રાતડ** સ્ત્રી૦ લાલાશ (૨) રાતડિયો (૩) ગાજર (૪) ન૦ સુંવાળી; ખડખડિયાં
**રાતડિયું** ન૦ ગાજર
**રાતડિયો** પું૦ રાતી જુવાર; રાતડ
**રાતડું** ન૦ એક ઘાસ
**રાતદહાડો** અ૦ રાત્રે ને દિવસે; હમેશાં
**રાતબ** સ્ત્રી૦ રોજ નિયમિત પૂરું પાડવાનું સીધું
**રાતવરત** અ૦ રાતે (૨) ગમે તે વખતે
**રાતવાસો** પું૦ રાતે મુકામ કરવો તે
**રાતવું** અ૦ ક્રિ૦ સાથે રાતવાસો રહેવું (સ્ત્રીપુરુષે)

**રાતું** વિ૦ લાલ રંગનું (૨) આસક્ત; લીન (સમાસને છેડે. ઉદા૦ રંગરાતું)
**રાતુંચટક** વિ૦ ખૂબ રાતું
**રાતુંચોળ** વિ૦ રાતુંચટક; ખૂબ રાતું
**રાતુંમાતું** વિ૦ રાતુંચોળ; હૃષ્ટપુષ્ટ
**રાતોરાત** અ૦ રાત્રે ને રાત્રે
**રાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ સૂર્ય આથમે ને ઊગે તેની વચ્ચેનો સમય; રાત
**રાત્રિ(-ત્રી)ચર્યા** સ્ત્રી૦ રાત્રે ફરવું તે (૨) રાતે કરવાની ક્રિયા
**રાધા(-ધિકા)** સ્ત્રી૦ (સં.) એક ગોપકન્યા; શ્રીકૃષ્ણની પરમ અનુરાગિણી
**રાન** ન૦ જંગલ (૨) ઉજ્જડ પ્રદેશ (૩) સ્ત્રી૦ જાંઘ
**રાનટી(-વી,-વું)** વિ૦ જંગલી (૨) અસભ્ય (૩) ગમાર (૪) વનેરું
**રાની** વિ૦ જંગલી
**રાનીપરજ** સ્ત્રી૦ સુરત જિલ્લામાં વસતી એક જંગલી જાત
**રાપતો** પું૦ + રાબેતો; રિવાજ
**રાફ,૦ડો** પું૦ સાપ કે ઉંદરનું દર (૨) કીડી, ઊધઈ વગેરેનું ઉપર પોચી માટીના ઢગલાવાળું દર
**રાબ,૦ડી** સ્ત્રી૦ ભરડકું; કાંજી; ઘેંશ
**રાબડ** વિ૦ મૂર્ખ; ગમાર (૨) સ્ત્રી૦ રાબ જેવો કાદવ
**રાબડિયું** વિ૦ રાબ જેવું; ઢીલું
**રાબડી** સ્ત્રી૦ જુઓ રાબ
**રાબડું** ન૦ રાબ (૨) વિ૦ રાબડિયું
**રાબેતો** પું૦ ધારો; રિવાજ
**રાભું** વિ૦ ગામડિયું; અણઘડ
**રામ** પું૦ જીવ; દમ; હોશ (૨) આનો (વ્યાજ) (૩) [સં.] દશરથ રાજાના પુત્ર; વિષ્ણુનો અવતાર (૪) [સં.] પરશુરામ (૫) [સં.] બળરામ
**રામકળી** સ્ત્રી૦ એક રાગણી
**રામડી** સ્ત્રી૦ બાવી; સાધુની બાયડી
**રામગલોલો** પું૦ હૃષ્ટપુષ્ટ માણસ; ચિંતા વગરનો માણસ
**રામગંગા** સ્ત્રી૦ એક પક્ષી

**રામગોવાળિયો** પું૦ નાગોનાગો ફરતો નાનો છોકરો
**રામગ્રી** પું૦ એક રાગ
**રામજણી(-ની)** સ્ત્રી૦ નાચનારી; ગણિકા
**રામઠાઠિયું** ન૦ ભાગીતૂટી જૂની વસ્તુ
**રામડોળી** સ્ત્રી૦ ઠાઠડી
**રામઢોલ** પું૦ મોટું નગારું
**રામણ** સ્ત્રી૦ પીડા; આપદા
**રામણદીવડો** પું૦ રામણદીવો
**રામણદીવો** પું૦ વરઘોડામાં વરની મા હાથમાં લટકતો રાખે છે તે દીવો
**રામદાસિયું** વિ૦ ગરીબ; કંગાલ; દીન; દુઃખી
**રામદુવાઈ** સ્ત્રી૦ રામની આણ
**રામદૂત** પું૦ હનુમાન (૨) વાનર
**રામનવમી** સ્ત્રી૦ ચૈત્ર સુદ નોમ; રામચંદ્રજીનો જન્મદિવસ
**રામનામ** ન૦ રામનું નામ
**રામનોમ** સ્ત્રી૦ જુઓ રામનવમી
**રામપગલું** ન૦ રામનાં પગલાંવાળું મીનાકારી ઘરેણું
**રામપાતર** ન૦ બટેરું; શકોરું
**રામપાત્ર** ન૦ જુઓ રામપાતર
**રામફળ** ન૦ એક ફળ
**રામબાણ** ન૦ કદી નિષ્ફળ ન જાય તેવું રામનું બાણ (૨) વિ૦ નિષ્ફળ ન નીવડે તેવું; અમોઘ
**રામરસ** પું૦ મીઠું (૨) રામની ભક્તિનો રસ
**રામરાજ(-જ્ય)** ન૦ રામચંદ્રજીનું રાજ્ય (૨) તેના જેવું ન્યાયથી ચલાવાતું સુખી રાજ્ય
**રામરામ** પું૦ બ૦ વ૦ નમસ્કાર
**રામરામિયું** વિ૦ (કા.)*
**રામરોટી** સ્ત્રી૦ રાંધેલા અન્નની ભિક્ષા (૨) માલપૂઓ
**રામા** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**રામાનુજ** પું૦ (સં.) વિશિષ્ટાદ્વૈતના પ્રવર્તક પ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય
**રામાનુજી** વિ૦ રામાનુજના સંપ્રદાયનું,—નેલગતું
**રામાયણ** ન૦ રામની જીવનકથા (૨) [લા.] લાંબી વાત; ટાયલું (૩) સ્ત્રી૦ મુશ્કેલ કામ; મુશ્કેલી

**રામિશગર** પું૦ ગાનાર; વગાડનાર
**રામિશગરી** સ્ત્રી૦ ગાવાવગાડવાનો ધંધો
**રામી** પું૦ માળી
**રામૈયું** ન૦ રામપાત્ર; શકોરું
**રામૈયો** વિ૦ પું૦ (૨) પું૦ સૂંઢ વિનાનો હાથી
**રામોશી(-સી)** પું૦ પહેરેગીર; ચોકિયાત (૨) સિપાઈ; પટાવાળો (૩) એક જંગલી લૂંટારાની જાતનો માણસ (પશ્ચિમ સહ્યાદ્રિમાં)
**રાય** પું૦ રાજા (૨) ધનવાન માણસ (૩) સ્ત્રી૦ ધારણા; અભિપ્રાય
**રાયઆમળું** ન૦ મોટું આમળું
**રાયઆંબળું** ન૦ જુઓ રાયઆમળું
**રાયકવાળ** પું૦ બ્રાહ્મણોની એક જાતનો આદમી
**રાયકો** પું૦ રબારી
**રાયચંપો** પું૦ એક જાતનો ચંપો અને એનું ફૂલ
**રાયજાદી** સ્ત્રી૦ રાજકુંવરી
**રાયજાદું** વિ૦ રાયજાદા જેવું (ઉદાર કે ભપકાવાળું) (૨) ઉત્તમ પ્રકારનું
**રાયજાદો** પું૦ રાજકુંવર
**રાયણ** સ્ત્રી૦ એક ઝાડ અને તેનું ફળ
**રાયણકોકડી** સ્ત્રી૦ સૂકવેલું રાયણું
**રાયણું** ન૦ રાયણનું ફળ
**રાયત** સ્ત્રી૦ આરામ; વિસામો (૨) પક્ષપાત; વગ (૩) ન૦ લશ્કરનો વાવટો
**રાયતીકેરી** સ્ત્રી૦ જુઓ રાઈતી કેરી
**રાયતું** ન૦ જુઓ રાઈતું
**રાય(-વ)લું** વિ૦ આપ નામદારનું (૨) ન૦ ગોદડું
**રાવ** પું૦ રાય (૨) સ્ત્રી૦ ફરિયાદ (૩) સહાયતા માટેની આજીજી (૪) ચાડી
**રાવજી** પું૦ બારોટને બોલાવવાનો માનાર્થ શબ્દ (૨) મુસલમાની ધર્મનો એક ફાંટો; તેનો અનુયાયી
**રાવટી(-ઠી)** સ્ત્રી૦ નાનો તંબૂ (૨) ગોળ છજું; અગાશી
**રાવણ** પું૦ (સં.) દશ માથાંવાળો લંકાનો રાજા
**રાવણરાજ(-જ્ય)** ન૦ રાવણનું રાજ્ય (૨) અધર્મ અને અન્યાયથી ચાલતું રાજ્ય
**રાવણિયો** પું૦ ગામનો ચોકીદાર (૨) એ નામની જાતિનો આદમી
**રાવણું** ન૦ રજપૂત ઠાકોરોની મિજલસ (૨) ગામની નાત કે પંચ ભેગું થવું તે (૩) સિપાઈઓને રહેવાનું ઠેકાણું
**રાવત** વિ૦ બાહોશ; ચાલાક (૨) શૂરવીર (૩) પું૦ ઘોડાવાળો (૪) ઘોડેસવાર યોદ્ધો
**રાવતા** સ્ત્રી૦ રાજાની રીત; રાજાપણું
**રાવતી** સ્ત્રી૦ ઘરેણામાં વપરાતું રેણ
**રાવલું** વિ૦ (૨) ન૦ જુઓ રાયલું
**રાવળ** પું૦ (કા.) કુળની વંશાવળીના ચોપડા લખી રાખવાનો ધંધો કરનાર
**રાવળકાહી** ન૦ એક પક્ષી
**રાવળિયો** પું૦ એ નામની જાતિનો આદમી
**રાવળું** ન૦ રાવણું (૨) જનાનખાનું
**રાશ** પું૦ ઢગલો (૨) સ્ત્રી૦ દોરડું (૧૬ હાથનું) (૩) લગામ, અછોડો (૪) ભાગીદારી (૫) વ્યાજમુદ્દલ (૬) સરાસરી (૭) રાશિ; રાશિથી મળતી જાતિ, ગુણ, સ્વભાવ વગેરે
**રાશવા** વિ૦ રાશ જેટલું (સોળ હાથ)
**રાશિ** પું૦ ઢગલો (૨) ગણિતનો આંકડો (૩) સ્ત્રી૦ નક્ષત્રનાં બાર ઝૂમખાંમાંનું પ્રત્યેક (મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન)
**રાશિચક્ર** ન૦ રાશિમંડળ
**રાશિનામ** ન૦ રાશિ પ્રમાણે પાડેલું નામ
**રાશી** વિ૦ ખરાબ; હલકું
**રાષ્ટ્ર** ન૦ દેશ; રાજ્ય
**રાષ્ટ્રગીત** ન૦ રાષ્ટ્રનું ગીત
**રાષ્ટ્રધર્મ** પું૦ રાષ્ટ્રનો ધર્મ; રાષ્ટ્ર પ્રત્યેનો ધર્મ
**રાષ્ટ્રધ્વજ** પું૦ રાષ્ટ્રનો વાવટો
**રાષ્ટ્રભાષા** સ્ત્રી૦ રાષ્ટ્રની મુખ્ય ભાષા
**રાષ્ટ્રમાન્ય** વિ૦ રાષ્ટ્રે માન્ય કરેલું
**રાષ્ટ્રવાદ** પું૦ દેશભક્તિ; રાષ્ટ્રપૂજા; 'નૅશનલિઝમ'

**રાષ્ટ્રસંઘ** પું૦ રાષ્ટ્રોનો સંઘ; 'લીગ ઑફ નેશન્સ'
**રાષ્ટ્રિ(-ષ્ટ્રી)ય** વિ૦ રાષ્ટ્રનું,-ને લગતું
**રાષ્ટ્રિ(-ષ્ટ્રી)યતા** સ્ત્રી૦
**રાષ્ટ્રોપયોગી** વિ૦ રાષ્ટ્રને ઉપયોગી
**રાસ** પું૦ ગાતાંગાતાં ગોળાકારે ફરતાં કરાતો નાચ (૨) જુઓ રાશ
**રાસક્રીડા** સ્ત્રી૦ જુઓ રાસલીલા
**રાસડી** સ્ત્રી૦ દોરી (૨) ગળે પહેરવાની રૂપાની સાંકળી કે દોરો
**રાસડો** પું૦ એક જાતનો ગરબો (બનેલો બનાવ વર્ણવતો)
**રાસભ** પું૦ ગધેડો
**રાસમંડલ(-ળ)** ન૦ રાસ રમનારાઓનું મંડળ
**રાસમંડલી(-ળી)** સ્ત્રી૦ રાસમંડળ
**રાસલીલા** સ્ત્રી૦ શ્રીકૃષ્ણે ગોપીઓ સાથે કરેલી રાસની ક્રીડા
**રાસવું** સ૦ ક્રિ૦ ખાવું
**રાસૂંદું** વિ૦ સંધ્યાકાળે નહિ પણ રાત્રિના પાછલા ભાગમાં દેખી શકે એવું (૨) આંધળું
**રાસો** પું૦ એક પ્રકારનું વીરરસ કાવ્ય
**રાસ્ત** વિ૦ વાજબી; યોગ્ય; સાચું
**રાસ્તી** વિ૦ રાસ્ત (૨) સ્ત્રી૦ રાસ્તપણું; ઈમાનદારી
**રાહ** પું૦ રસ્તો (૨) [સં.] રાહુ (૩) સ્ત્રી૦ રીત; તરેહ; ચાલ (૪) વાટ
**રાહત** સ્ત્રી૦ આરામ; વિસામો
**રાહદાર** વિ૦ રસ્તે ચાલતું
**રાહદારી** પું૦ વટેમાર્ગુ (૨) સ્ત્રી૦ રસ્તા ઉપરથી લઈ જવાતા માલ ઉપર લેવાતો કર; તેની રવાચિઠ્ઠી
**રાહબર** પું૦ ભોમિયો
**રાહરસમ** સ્ત્રી૦ રિવાજ; દસ્તૂર
**રાહુ** પું૦ (સં.) પુરાણાનુસાર નવ ગ્રહોમાંનો એક; સૂર્યચંદ્રને ગ્રસનાર પીડાકારી ગ્રહ
**રાહુડો** પું૦ એક ઘાસ
**રાળ** પું૦ અમેરિકામાં ચાલતો એક સિક્કો; 'ડૉલર' (૨) સ્ત્રી૦ ઝટ સળગી ઊઠે તેવો એક વૃક્ષમાંથી મળતો પદાર્થ
**રાળવું** સ૦ ક્રિ૦ લીસું કરવું (૨) અંદરઅંદર પતાવવું

**રાંક(-કું)** વિ૦ ગરીબ; સાલસ
**રાંકડાવો** પું૦ રાંક માણસની માગણી
**રાંગ** સ્ત્રી૦ કોટની દીવાલની બાજુ (૨) સવારી
**રાંગડો(-ળો)** વિ૦ પું૦ ધીરે ચાલનારો
**રાંગો** વિ૦ પું૦ રાંગડો; ધીરે ચાલનારો
**રાંઝણ(-ણી)** સ્ત્રી૦ પગનો એક રોગ
**રાંટ** સ્ત્રી૦ વાંક; વલણ (૨) અણબનાવ; વિરોધ
**રાંટું** વિ૦ વાંકું; વળી ગયેલું (૨) વાંકું; ખોટું
**રાંડ** સ્ત્રી૦ રાંડેલી; વિધવા (૨) વેશ્યા
**રાંડવું** અ૦ ક્રિ૦ વિધુર કે વિધવા થવું
**રાંડવો** પું૦ બાયલો; નામર્દ
**રાંડીકૂંડી** સ્ત્રી૦ રાંડીરાંડ
**રાંડીછાંડી** સ્ત્રી૦ રાંડેલી અથવા પતિએ તજેલી સ્ત્રી
**રાંડીરાંડ** સ્ત્રી૦ વિધવા (૨) નિરાશ્રિત વિધવા
**રાંડેલી** વિ૦ સ્ત્રી૦ વિધવા
**રાંઢવું** ન૦ દોરડું
**રાંદેર(-લ)** સ્ત્રી૦ (સં.) રન્નાદે
**રાંધણ** ન૦ રાંધવાનું કામ
**રાંધણછઠ** સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ છઠ
**રાંધણિયું** ન૦ રસોડું
**રાંધણિયો** પું૦ રસોઇયો
**રાંધણી** સ્ત્રી૦ રસોડું (૨) રાંધવાની રીત
**રાંધણું** ન૦ રાંધવાની ક્રિયા (૨) રાંધેલી રસોઈ ( ) રાંધવાની રીત
**રાંધવું** સ૦ ક્રિ૦ ખોરાક પકાવવો
**રાંપ** પું૦ મોટી રાંપડી
**રાંપડી** સ્ત્રી૦ કરસણમાં ઊગેલું નકામું ઘાસ કાઢી નાખવાનું ખેતીનું ઓજાર
**રાંપ(૦લ)વું** સ૦ ક્રિ૦ રાંપડી ફેરવવી
**રાંપી** સ્ત્રી૦ મોચીનું એક ઓજાર
**રાંભો** પું૦ ખોદવાનું એક ઓજાર (૨) રાભો
**રિકાબ** સ્ત્રી૦; પું૦ જુઓ રકાબ
**રિકાબદાર** પું૦ જુઓ રકાબદાર
**રિક્ત** વિ૦ ખાલી; શૂન્ય
**રિક્થ** ન૦ વારસો
**રિક્ષા** સ્ત્રી૦ લીખ (૨) ત્રસરેણુ (૩) માણસથી ખેંચાતી નાની બે પૈડાંની ગાડી
**રિઝાઈ(-મણ)** સ્ત્રી૦ રીઝવવું તે; રીઝવવાની કળા
**રિઝાવવું** સ૦ ક્રિ૦ રીઝવવું

**રિઝાવું** અ૦ ક્રિ૦ રીઝવું
**રિયાવટ** પું૦ + દરિયો
**રિદ્ધિ** સ્ત્રી૦ ઋદ્ધિ; સમૃદ્ધિ
**રિદ્ધિસિદ્ધિ** સ્ત્રી૦ રિદ્ધિ અને સિદ્ધિ
**રિપુ** પું૦ શત્રુ
**રિપોર્ટ** પું૦ સવિસ્તર હેવાલ
**રિબાવવું** સ૦ ક્રિ૦ 'રીબવું'નું પ્રેરકરૂપ
**રિબાવું** અ૦ ક્રિ૦ 'રીબવું'નું કર્મણિરૂપ
**રિયાસત** સ્ત્રી૦ રાજ્ય, હકૂમત (૨) જાગીર (૩) દેશી રાજ્ય
**રિવાજ** પું૦ ચાલ; ધારો
**રિશ્તેદાર** વિ૦ સગું; સંબંધી
**રિશ્તેદારી** સ્ત્રી૦ સગપણ
**રિશ્વત** સ્ત્રી૦ લાંચ
**રિશ્વતખોર** વિ૦ લાંચિયું
**રિશ્વતી** વિ૦ રિશ્વતખોર
**રિષ્ટ** વિ૦ નષ્ટ; બરબાદ (૨) પાપજનક (૩) અમંગળ કરનારું (૪) ન૦ અશુભ; અમંગળ (૫) નાશ (૬) પાપ
**રિસામણી** સ્ત્રી૦ એક જાતનો છોડ (૨)રિસાવું તે
**રિસામણું** વિ૦ જરાકમાં રિસાઈ જાય એવું (૨) ન૦ રીસ
**રિસાવવું** સ૦ ક્રિ૦ 'રિસાવું'નું પ્રેરકરૂપ
**રિસાવું** અ૦ ક્રિ૦ ક્રોધથી નારાજ થવું; ક્રોધે ભરાવું
**રિસાળ,૦વું** વિ૦ રિસામણું
**રીખણું** ન૦ રીખવું–ઘૂંટણિયે ચાલવું તે (બાળકનું)
**રીખવું** અ૦ ક્રિ૦ રખડવું; ભટકવું (૨) ઘૂંટણિયે ચાલવું (બાળકનું)
**રીઝ** સ્ત્રી૦ ખુશી; આનંદ
**રીઝવવું** સ૦ ક્રિ૦ 'રીઝવું'નું પ્રેરકરૂપ
**રીઝવું** અ૦ ક્રિ૦ ખુશ થવું; સંતુષ્ટ થવું
**રીડ** સ્ત્રી૦ બૂમ; પોકાર
**રીડિયારમણ** સ્ત્રી૦ (કા.) બૂમાબૂમ; હોકારા
**રીઢું** વિ૦ વપરાઈને મજબૂત થયેલું (૨) દુઃખ વેઠી કઠણ થયેલું (૩) નઘરોળ; સુધરે નહિ એવું (ગુનેગાર)
**રીત** સ્ત્રી૦ જુઓ રીતિ (૨) કરકરિયાવર
**રીતભાત** સ્ત્રી૦ ચાલચલણ; વર્તણૂક (૨) કરકરિયાવર
**રીતરિવાજ** પું૦ બ૦ વ૦ રીત અને રિવાજ
**રીતિ** સ્ત્રી૦ પ્રકાર; તરેહ (૨) પદ્ધતિ; રૂઢિ; ધારો
**રીધ** સ્ત્રી૦ + રિદ્ધિ
**રીબવું** સ૦ ક્રિ૦ ખૂબ દુઃખ આપવું
**રીમ** ન૦ વીસ ઘા (કાગળ)
**રીર** સ્ત્રી૦ + રાડ; બૂમ
**રીસ** સ્ત્રી૦ રિસાવું તે; રોષ; ગુસ્સો
**રીંગણી** સ્ત્રી૦ રીંગણાનો છોડ
**રીંગણું** ન૦ એક શાક
**રીંછ** ન૦ એક રાની હિંસ્ર પ્રાણી
**રીંછડી** સ્ત્રી૦ રીંછની માદા
**રીંછડું** ન૦ રીંછનું બચ્ચું
**રુઆબ** પું૦ દમામ; ભપકો; દોર
**રુઆબદાર** વિ૦ રુઆબવાળું
**રુકાર** પું૦*
**રુકાવટ** સ્ત્રી૦ રોકાણ
**રુક્કો** પું૦ ટૂંકી ચિઠ્ઠી
**રુક્મિણી** સ્ત્રી૦ (સં.) શ્રીકૃષ્ણનાં પટરાણી
**રુક્મૈયો** પું૦ (સં.) રુક્મિણીનો ભાઈ
**રુક્ષ** વિ૦ લૂખું; શુષ્ક (૨) કઠોર
**રુક્ષતા** સ્ત્રી૦
**રુક્ષાંગ** ન૦*
**રુખસત(-દ)** સ્ત્રી૦ બરતરફી; રજા
**રુગેલ** ન૦ એક પંખી
**રુગ્ણ** વિ૦ માંદું
**રુગ્ણાલય** ન૦ દવાખાનું
**રુચવું** સ૦ ક્રિ૦ ગમવું
**રુચિ** સ્ત્રી૦ ઇચ્છા; ભાવ
**રુચિકર** વિ૦ રુચિ ઉત્પન્ન કરે તેવું
**રુચિર** વિ૦ સુંદર; મનોહર
**રુચિરા** સ્ત્રી૦ એક છંદ
**રુઝાવું** અ૦ ક્રિ૦ ઘા પુરાઈ ઉપર નવી ચામડી આવવી
**રુદન** ન૦ રડવું તે; રોદણું
**રુદિત** ન૦ રુદન
**રુદ્ધ** વિ૦ રોકાયેલું; રૂંધાયેલું
**રુદ્ર** વિ૦ ભયંકર; ભયાનક (૨) પું૦ (સં.) મહાદેવ (૩) એ નામના અગિયાર દેવોમાંનો દરેક
**રુદ્રતાલ** પું૦ સંગીતનો એક તાલ

**રુદ્રાક્ષ** પું૦; સ્ત્રી૦ એક વૃક્ષ અને તેનું બી
**રુદ્રાણી** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**રુદ્રાવતાર** પું૦ રુદ્રનો અવતાર; રુદ્ર જેવું ક્રોધી રૂપ
**રુદ્રી** સ્ત્રી૦ શિવની સ્તુતિનું વૈદિક સૂક્ત; તેનો અગિયારવાર પાઠ
**રુધિર** ન૦ લોહી
**રુધિરવાહિની** સ્ત્રી૦ લોહીની નસ
**રુધિરાભિસરણ** ન૦ શરીરમાં રુધિરનું ફરવું તે
**રુબાબ** ન૦ એક જાતની સારંગી
**રુબાયત** સ્ત્રી૦ ચોપાઈ (અરબી, ફારસી કે ઉર્દૂ)
**રુમાડો** પું૦ ધૂમાધૂમ; શોરબકોર
**રુવાન** ન૦ શબ
**રુવાંટી** સ્ત્રી૦ કુમળા અને ઝીણા વાળ
**રુવાંડું** ન૦ રૂવું
**રુયેલ(-લું)** વિ૦ રૂથી ભરેલું
**રુશનાઈ** સ્ત્રી૦ શાહી
**રુશવત** સ્ત્રી૦ લાંચ; રિશ્વત
**રુશવતખોર** વિ૦ લાંચિયું; રિશ્વતખોર
**રુષ્ટ** વિ૦ ગુસ્સે થયેલું
**રુસવા** વિ૦ ફજેત; બદનામ
**રુસવાઈ** સ્ત્રી૦ ફજેતી; બદનામી
**રુંડ** ન૦ માથું; રોકું
**રુંડમુંડ** વિ૦ ગોળમટોળ
**રુંડમાળ** સ્ત્રી૦ માણસના માથાની ખોપરીઓનો હાર
**રુંધન** ન૦ રોકવું, રોકાવું કે ગૂંગળાવું તે
**રૂ** ન૦ બી કાઢી લીધેલો કપાસ
**રૂઇયો** પું૦ પીંજારો
**રૂએ** અ૦ પ્રમાણે
**રૂકવું** સ૦ ક્રિ૦ + રોકવું
**રૂક્ષ** વિ૦ જુઓ રુક્ષ
**રૂક્ષતા** સ્ત્રી૦
**રૂખ** સ્ત્રી૦ ગાલ (૨) ચહેરો; શિકલ (૩) અટકળ (૪) વિચાર; અભિપ્રાય; વલણ (૫) યોગ્ય પ્રસંગ; મોખ
**રૂખડું** ન૦ ઝાડ
**રૂખડો** પું૦ એક છોડ
**રૂચકું** ન૦
**રૂઝ** સ્ત્રી૦ રુઝાવું તે
**રૂઝવું** અ૦ ક્રિ૦ રુઝાવું
**રૂઠવું** અ૦ ક્રિ૦ કોપવું
**રૂડપ** સ્ત્રી૦ રૂપાળાપણું; સુંદરતા (૨) સારાપણું ભલાપણું
**રૂડું** વિ૦ સારું; ઉત્તમ; સુંદર
**રૂડેરું** વિ૦ રૂડું
**રૂઢ** વિ૦ ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દૃઢ થયેલું
**રૂઢિ** સ્ત્રી૦ રૂઢ થયેલી રીતિ કે રિવાજ (૨) તે કારણથી શબ્દનો અમુક અર્થ બોધ કરાવવાની શક્તિ (જુઓ યોગરૂઢિ)
**રૂઢિપ્રયોગ** પું૦*
**રૂઢિબાહ્ય** વિ૦ રૂઢિ બહારનું
**રૂત** ન૦ (કા.)*
**રૂતવું** અ૦ ક્રિ૦ (કા.) મંડવું; અડપવું
**રૂપ** ન૦ આકાર; દેખાવ; સ્વરૂપ (૨) સૌંદર્ય (૩) વેશ (૪) વાક્યમાં વાપરવા પ્રત્યય વગેરે લગાડીને તૈયાર કરેલો શબ્દ—પદ (વ્યા૦) (૫) વિ૦ (સમાસને અંતે) સરખું; સમાન (ઉદા૦ દુ:ખરૂપ)
**રૂપક** ન૦ નાટક (૨) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને ઉપમાન સાથે તદ્રૂપ કે અભિન્ન બતાવી વર્ણન કરેલું હોય છે. (કા. શા.) (૩) સંગીતનો એક તાલ
**રૂપચોકી** સ્ત્રી૦ દેવળ ઉપર નાના ઘૂમટથી કરાતો ચોરસ
**રૂપજીવિની** સ્ત્રી૦ વેશ્યા
**રૂપબંધ** પું૦ લઘુગુરુના આધારે જે છંદ રચાય તે
**રૂપમાળી** પું૦ એક છંદ
**રૂપરેખા** સ્ત્રી૦ માત્ર રૂપ બતાવનારી રેખા (૨) આછો ખ્યાલ; ટૂંકું બયાન
**રૂપવતી** વિ૦ સ્ત્રી૦ રૂપાળી
**રૂપાખ્યાન** ન૦ ધાતુનાં રૂપો બનાવવાં તે
**રૂપાળું** વિ૦ સુંદર
**રૂપાંતર** ન૦ રૂપમાં ફેરફાર; અન્યરૂપ
**રૂપિયો** પું૦ સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો
**રૂપું** ન૦ એક ધાતુ
**રૂપેરી** વિ૦ રૂપાનું; રૂપા જેવું
**રૂપૈડી** સ્ત્રી૦ રૂપિયો (તિરસ્કારમાં)
**રૂબરૂ** અ૦ સમક્ષ

રૂમ નo (સં.) યુરોપી તુર્કસ્તાન
રૂમઝૂમ અo (રવo) ઝાંઝર કે વરસાદનો અવાજ
રૂમડી સ્ત્રીo શરીરમાંથી લોહી ખેંચી કાઢવાની નળી
રૂમવું અo ક્રિo જોરથી ઘૂમવું (યુદ્ધમાં) (૨) ભટકવું; ફરવું (૨) સo ક્રિo હેરાન કરવું
રૂમશામ નo (સં.) તુર્કસ્તાન
રૂમાલ પુંo (હાથમોં લૂછવાનો) લૂગડાનો કકડો
રૂવું નo શરીર ઉપરનો નાનો વાળ; રોમ; રુવાંટું
રૂવો પુંo ચણિયારાની અણી જેમાં ફરતી રહે છે તે ખાડાવાળો લોઢાનો ડટ્ટો
રૂસણું નo રિસાવું તે
રૂસવું અo ક્રિo + રિસાવું
રૂહ પુંo; નo આત્મા; જીવાત્મા
રૂહાની વિo જીવાત્મા સંબંધી
રૂંગું નo રુદન
રૂંછડું નo ટૂંકો વાળ કે તાંતણો
રૂંછું નo જુઓ રૂંછડું
રૂંધવું સo ક્રિo રોકવું (૨) ગૂંગળાવવું
રૂંધાવવું સo ક્રિo 'રૂંધવું'નું પ્રેરકરૂપ
રૂંધાવું અo ક્રિo 'રૂંધવું'નું કર્મણિરૂપ
રૂંબ સ્ત્રીo (કા.) કોઈની પાછળ આતુરતાથી દોડવું તે
રૂંબાડો પુંo (કા.) જુઓ રૂંબ
રૂંવાડું નo રુવાંટું
રૂંવું નo રુવાંટું
રૂંહલું નo + રોષ; રીસ
રે અo એ! ઓ! (સંબોધનનો ઉદ્ગાર) (૨) કવિતામાં પાદપૂર્તિ માટે નિરર્થક મુકાય છે
રેખ સ્ત્રીo રેખા (૨) દાંતે જડાવેલી સોનાની ટપકી (૩) અo જરાયે
રેખતો પુંo ફારસી અને ઉર્દૂ કવિતાનો એક ઢાળ
રેખા સ્ત્રીo લીટી; આંકો
રેખાકંસ પુંo ઉપર રેખા દોરી કરાતો કંસ (ગ.)
રેખાગણિત નo ભૂમિતિ
રેખાચિત્ર નo રેખાઓથી દોરેલું ચિત્ર (૨) કોઈના જીવનનું ટૂંકું નિરૂપણ; 'સ્કેચ'
રેખાચિત્રણ નo રેખાથી જ ચિત્ર દોરવું તે
રેખાદર્શન નo
રેખાનિરૂપણ નo
રેખાપરિમાણ નo
રેખાંશ પુંo ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી પૃથ્વીના ગોળા ઉપરની લીટી; તે ૩૬૦ છે. 'લોન્જીટયુડ'
રેખાંશવૃત્ત નo રેખાંશનું વર્તુળ
રેખિક વિo 'જ્યૉમેટ્રિકલ' (ગ.)
રેખિક ઉપપત્તિ સ્ત્રીo 'જ્યૉમેટ્રિકલ પ્રૂફ' (ગ.)
રેગી સ્ત્રીo એક પંખી
રેચ પુંo જુલાબ
રેચક વિo જુલાબ કરે એવું
રેચકું નo બે જણા લડતા હોય તેમાં ત્રીજાએ ઉશ્કેરણી કરવી તે
રેજ અo તાબે
રેજી વિo રેજાંવાળું (પાસાની રમતમાં)
રેજું નo પાસાની રમતમાં એકએક દાણાનું જોડકું (૨) ફેંટાનું છોગું (૩) ભાલા ઉપરનો વાવટો
રેજો પુંo કાંચળીમાં વપરાતો સુતરાઉ કે રેશમી કાપડનો કકડો .(૨) ધાતુ ગાળવાની કુલડી
રેટો પુંo નાની પાઘડી
રેડ વિo જાડું રગડા જેવું (૨) સ્ત્રીo પૂંઠ; કેડો
રેડબેડ અo (કા.) રગડાની જેમ
રેડવવું સo ક્રિo નિભાવી લેવું
રેડવું સo ક્રિo પ્રવાહીની ધાર કરવી
રેડવો પુંo એક જાતનું ગાડું
રેડી સ્ત્રીo (કા.) એક જાતની ઘોડી
રેડો પુંo વાછડો
રેઢિયાળ વિo રખડતું; ધણી વિનાનું (૨) નકામું; નમાલું
રેઢિયું વિo જાડું; ઘટ્ટ
રેઢું વિo રખડતું; સંભાળ વિનાનું (૨) ગાઢું; રેઢિયું
રેણ સ્ત્રીo + રાત્રિ (૨) રેણુ; રજ
રેણ નo ધાતુની સાંધ કરવાનું ઓરણ
રેણવું સo ક્રિo રેણ દેવું
રેણી + સ્ત્રીo રેણ; રાત્રિ
રેણુ પુંo; સ્ત્રીo ધૂળ; રજ

**રેણુકા** સ્ત્રી० (સં.) પરશુરામની માતા
**રેત** સ્ત્રી० ઝીણી રેતી (૨) ન० વીર્ય
**રેતદાની** સ્ત્રી० લખાણની શાહી સુકવવા ભભરાવવાની રેત રાખવાનું પાત્ર
**રેતલ** પું० એક પક્ષી
**રેતવી** વિ० રેતાળ
**રેતવો** પું० (કા.) *
**રેતાળ** વિ० રેતીવાળું
**રેતિયું** ન० રેતદાની
**રેતી** સ્ત્રી० પથ્થરનો ઝીણો ભૂકો; વાલુકા
**રેથળ** પું० કાંક્રેટનો રથ્થડ
**રેન** સ્ત્રી० રાત (૨) લગામ
**રેફ** પું० ર્નું આગલા અક્ષર ઉપર કરાતું ' આવું ચિહ્ન
**રેકુ** પું० બાતમીદાર; જાસુસ
**રેકું** સ્ત્રી० (કા.)*
**રેબઝેબ** અ० પરસેવાથી નીતરતું
**રેલ** સ્ત્રી० પૂર (૨) [લા.] પુષ્કળતા (૩) આગગાડીના પાટા
**રેલ(૦મ)છેલ** સ્ત્રી० રેલીને છલકાઈ જવું તે (૨) [લા.] પુષ્કળતા
**રેલવું** અ० ક્રિ० રેલ આવવી; જોરથી વહેવું (૨) જવું; પરવરવું (૩) સ० ક્રિ० જોરથી રેડવું (૪) ઢોળવું (૫) રેલમાં તાણી જવું; દૂર કરવું (૬) ન० એક જાતનો પાણીનો સાપ
**રેલવે** સ્ત્રી० આગગાડીના પાટા
**રેલારેલ** સ્ત્રી० રેલમછેલ
**રેલિયું** વિ० રેલા નીકળતા હોય તેવું (૨) પૂરમાં તણાઈ આવેલું; રેલનું (૩) ન० પૂરમાં તણાયેલું લાકડું
**રેલો** પું० નાનો પ્રવાહ
**રેલ્લું** ન०*
**રેવડી** સ્ત્રી० ખાંડની ચાસણી અને તલની એક બનાવટ (૨) [લા.] બેહાલ; ફજેતી
**રેવણ** ન०*
**રેવ(-વં)ત** પું० ઘોડો
**રેવતી** સ્ત્રી०. સત્તાવીસમું નક્ષત્ર (૨) બુવેરની દાળ
**રેવવું** સ० ક્રિ० ઝારવું; રેણવું
**રેવંચી** સ્ત્રી० એક વનસ્પતિનો ગુંદર
**રેવંત** પું० રૈવત; ઘોડો
**રેવાલ** સ્ત્રી० ઊછળે નહિ છતાં વેગવાળી એવી ઘોડાની ચાલ
**રેશ** વિ० જરા; લગાર (૨) ન० રજ (૩) અ० જરાક પણ
**રેશમ** ન० એક જાતના કીડાની લાળના તંતુ (૨) સ્ત્રી० (કા.) એક જાતની ઘોડી
**રેશમડી** સ્ત્રી० એક ઘાસ
**રેશમી** વિ० રેશમનું
**રેખા** સ્ત્રી० રેખા; લીટી
**રેસ** વિ० રેશ, જરાં (૨) સ્ત્રી० આનાનો પચીસમો ભાગ (માત્ર ગણવામાં)
**રેસાદાર** વિ० રેસાવાળું
**રેસો** પું० તંતુ (વનસ્પતિ, ફળ વગેરેનો)
**રેળવું** સ० ક્રિ० છૂટું પાડવું (લડવામાંથી); સમાધાન કરવું
**રેંકડી(-ળી)** સ્ત્રી० નાની બળદગાડી
**રેંકડો** પું० રેંકડી (૨) ભેંકડો; બાંધડવું તે
**રેંકવું** અ० ક્રિ० ગાયભેંસનું બાંધડવું
**રેંકળી** સ્ત્રી० જુઓ રેંકડી
**રેંકળો** પું० રેંકડી; રેંકડો
**રેંચકો** પું० કાદવ
**રેંચિયુંપેંચિયું** વિ० નમાલું (૨) ઉત્સાહ વગરનું
**રેંજીપેંજી** વિ० રેંચિયુંપેંચિયું
**રેંટ** પું० કૂવામાંથી પાણી કાઢવાનું ઢોચકાંવાળું ચક્કર
**રેંટમાળ** સ્ત્રી० રેંટના ઢોચકાંની ફરતી હાર; ઘટમાળ
**રેંટિયો** પું० હાથે સૂતર કાંતવાનું પૈડાવાળું એક સાધન
**રેંટો** પું० ઉપવસ્ત્ર; પછેડી (૨) કસબી ફેંટો
**રેંડ** સ્ત્રી०*
**રેંડલી** સ્ત્રી० વાછરડી
**રેંડલો** પું० વાછરડો
**રેંલ્લી** સ્ત્રી० રેંડલી; વાછરડી
**રેંલ્લો** પું० રેંડલો; વાછરડો
**રેંસવું** સ० ક્રિ० જુઓ રહેંસવું
**રૈયત** સ્ત્રી० પ્રજા
**રૈયતવારી** વિ० (૨) સ્ત્રી० બારોબાર ખેડૂત પાસેથી જમીનમહેસૂલ ઉઘરાવવી તે (જમીનદારીથી ઊલટું)

રૈવતક પું૰ (સં.) ગિરનાર પર્વત
રોક વિ૰ રોકડું (૨) સ્ત્રી૰ રોકણી
રોકકળ સ્ત્રી૰ રડારડ
રોકડ વિ૰ રોકડું (૨) સ્ત્રી૰ રોકડા પૈસા
રોકડમેળ પું૰ રોકડેથી આપ્યાલીધાના હિસાબની ચોપડી
રોકડિયું વિ૰ રોકડ વહેવાર કરનારું (૨) હાજરજવાબી
રોકડી સ્ત્રી૰ દિવસના સાધારણ સમય ઉપરાંત સવારમાં જે વધુ કામ કરે તેની રોકડી મજૂરી
રોકડું વિ૰ ઉધાર ન રાખેલું પણ તરત આપેલું (નાણું) (૨) કાંઈ પણ છુપાવ્યા વિના તરત કહેલું (કથન) (૩) તેવું નાણું (૪) [લા.] તેવો જવાબ
રોકણી(–ત) સ્ત્રી૰ રોકવું તે; રોકાણ
રોકવું સ૰ ક્રિ૰ અટકાવવું; આંતરવું (૨) કામે વળગાડવું; નોકરીમાં રાખવું (૩) વેપારધંધામાં નાખવું (નાણું)
રોકાણ ન૰ રોકવું કે રોકાવું તે (૨) અટકાયત
રોકાત સ્ત્રી૰ (કા.) રોકડું નાણું
રોકારોક વિ૰ જુઓ રોક
રોકાવટ સ્ત્રી૰ રોકાણ
રોકું વિ૰ અમુકના જેવું; સમાન; મળતું
રોકૂટ સ્ત્રી૰ રોવું અને કૂટવું તે
રોખ પું૰ ઇચ્છા; આકાંક્ષા (૨) દમામ; રોફ
રોખડી સ્ત્રી૰ સુતારનું એક ઓજાર
રોખણું ન૰ બખેડો; ફિસાદ
રોખું વિ૰ અમુક જેટલી કિંમતનું (૨) ન૰ બળતણ; લાકડાં
રોગ પું૰ શરીરનો વિકાર; તંદુરસ્તીમાં બગાડો; વ્યાધિ
રોગચાળો પું૰ રોગનો ફેલાવો
રોગરાઈ સ્ત્રી૰ ન૰ રોગ, વળગાડ વગેરેની પીડા
રોગશય્યા સ્ત્રી૰ રોગીની પથારી; (૨) [લા.] મંદવાડ
રોગાન પું૰ તેલ, મીણ, લાખ વગેરેનું એક જાતનું મિશ્રણ (લાકડાં, લૂગડાં વગેરે ઉપર ચડાવે છે)
રોગાની વિ૰ રોગાન ચડાવેલું (૨) પું૰ રોગાન ચડાવનાર
રોગિયું વિ૰ રોગી
રોગિષ્ઠ(–ષ્ટ) વિ૰ રોગી
રોગી વિ૰ રોગવાળું; માંદું
રોગીલું વિ૰ રોગિયું; રોગી
રોચું વિ૰ (કા.) નકરું; કેવળ; માત્ર
રોગો પું૰ ચૂનો
રોચક વિ૰ રુચિ કરાવે તેવું
રોચડી સ્ત્રી૰ અણચી; અંચઈ
રોચન ન૰ ભપકો; મનોહર દેખાવ (૨) રોચના
રોચના સ્ત્રી૰ લાલસા; ઇચ્છા (૨) સુંદર સ્ત્રી (૩) ગોરોચન
રોચિ ન૰; સ્ત્રી૰ પ્રભા; તેજ
રોચું વિ૰ કરચલીઓ પડી ગઈ હોય એવું (૨) રોંચું
રોજ પું૰ દિવસ (૨) એક દિવસની મજૂરી (૨) અ૰ હંમેશ
રોજગાર પું૰ ગુજરાન માટે કરવાનો ધંધો, નોકરી કે ઉદ્યમ
રોજગારી સ્ત્રી૰ રોજગાર; કામ; ધંધો
રોજદાર પું૰ દહાડિયો
રોજનામું ન૰ જુઓ રોજમેળ
રોજનીશી સ્ત્રી૰ દરરોજના કામની નોંધપોથી
રોજમેળ પું૰ દરરોજનો હિસાબ (૨) રોજનો હિસાબ લખવાનો ચોપડો
રોજરોજ અ૰ હંમેશ
રોજંદા અ૰ હંમેશ
રોજિંદાર વિ૰ (૨) પું૰ રોજથી કામ કરનાર
રોજિંદારી સ્ત્રી૰ રોજગાર (૨) રોજની મજૂરી (૩) કમાણી
રોજિંદું વિ૰ રોજનું
રોજી સ્ત્રી૰ રોજગાર (૨) ગુજરાન (૩) રોજની આવક; પેદાશ
રોજો પું૰ મોટા અને ધાર્મિક મુસલમાનની કબર (૨) મુસલમાનનો દિવસનો ઉપવાસ
રોઝ ન૰ ઘોડાને મળતું એક જંગલી પશુ
રોઝડી સ્ત્રી૰ રોઝની માદા
રોઝડું ન૰ રોઝ
રોઝી વિ૰ સ્ત્રી૰ (કા.) એક જાતની ઘોડી
રોટલી સ્ત્રી૰ ઘઉંના લોટની પાતળી ગોળ વાની
રોટલો પું૰ હાથે થાપીને બનાવેલી જાડી ભાખરી (૨) [લા.] આજીવિકા
રોટી સ્ત્રી૰ રોટલી (૨) પાંઉરોટી

**રોટીવહેવાર** પું૦ જમવાજમાડવાનો સંબંધ
**રોઠું** વિ૦ બરાબર પાકતા પહેલાં સુકાઈને ચીમળાઈ ગયેલું તથા બેસ્વાદ (સોપારી)
**રોઠો** પું૦*
**રોડ** વિ૦ રેડ; ગાઢું (જાડું સાથે વપરાય છે)
**રોડવવું** અ૦ ક્રિ૦*
**રોડા** પું૦ બ૦ વ૦ દોડ; ગબરડી
**રોડું** ન૦ ઈંટનો કકડો
**રોઢું** ન૦ મોટું છાણું (૨) રોડું
**રોઢો** પું૦ મોટું છાણું (૨) [કા.] ત્રીજા પહોરનું ભોજન
**રોણુ** ન૦ બખેડો; ફિસાદ; તોફાન
**રોણું** ન૦ રુદન
**રોતડી** સ્ત્રી૦ જુઓ રોચડી
**રોતડું(-લ)** વિ૦ ઝટ રોઈ પડે એવું
**રોદડું(-ણું)** ન૦ વીતકની કથની (૨) રુદન
**રોદન** ન૦ રુદન
**રોદો** પું૦ ખાડો
**રોધ** પું૦ અટકાવ
**રોધક** વિ૦ રોધ કરનારું
**રોધન** ન૦ રોધ
**રોધવું** સ૦ ક્રિ૦ રોધ કરવો
**રોન** સ્ત્રી૦ રાતની ચોકી
**રોનક** સ્ત્રી૦ તેજ; ભપકો
**રોનકદાર** વિ૦ રોનકવાળું
**રોપ(-પો)** પું૦ છોડ
**રોપણ** ન૦ રોપવું તે
**રોપણી** સ્ત્રી૦ રોપણ; વાવણી
**રોપવું** સ૦ ક્રિ૦ વાવવું
**રોપિત** વિ૦ રોપેલું
**રોપીટ** સ્ત્રી૦ રોકૂટ
**રોપો** પું૦ જુઓ રોપ
**રોફ(-બ)** પું૦ ભપકો; દબદબો (૨) પ્રતાપ; તેજ; દાબ
**રોફ(-બ)દાર** વિ૦ રોફવાળું
**રોફી** વિ૦ રોફવાળું
**રોબડ** વિ૦ જડ; મૂર્ખ; અરસિક
**રોબડી** સ્ત્રી૦ એક ઘરેણું
**રોબદાર** વિ૦ રોફદાર
**રોબી** વિ૦ રોફી
**રોમ** પું૦; ન૦ રુવાંટું; રૂંવું; શરીર ઉપરના વાળ
**રોમકૂપ** પું૦ રોમવાળું ચામડીનું છિદ્ર
**રોમગર્ત** પું૦ જુઓ રોમકૂપ
**રોમશત્રુ** પું૦ હજામ
**રોમહર્ષ** પું૦ રોમાંચ
**રોમંથ** પું૦ વાગોળવું તે
**રોમાવલિ(-લી,-ળિ,-ળી)** સ્ત્રી૦ રુવાંટીની હાર
**રોમાંચ** પું૦ (લાગણીથી) શરીર ઉપરનાં રૂવાં ઊભાં થવાં તે
**રોમાંચિત** વિ૦ રોમાંચ થયો હોય તેવું
**રોયણ** સ્ત્રી૦ (સં.) રોહિણી (૨) ન૦ + રુદન
**રોયલી** સ્ત્રી૦ નાનું લંગર (મછવાનું)
**રોયું** વિ૦ પીટયું; રડયું (સ્ત્રીઓની ગાળ)
**રોલ** પું૦ ચક્કર; તમ્મર (વહાણનું) (૨) એક જાતનું રેશમી કાપડ (૩) આંકણી
**રોલર** પું૦ આંકણી (૨) ગબડે તેવો ગોળ ધાટ (છાપખાનાનો; જમીન દાબવાનો)
**રોલું** વિ૦ બાધું; મૂર્ખ; મૂઢ
**રોવું** અ૦ ક્રિ૦ રડવું
**રોશન** વિ૦ ચળકતું (૨) જાહેર
**રોશનાઈ** સ્ત્રી૦ (ઘણા દીવાઓનો) સામટો પ્રકાશ (૨) રુશનાઈ
**રોશની** સ્ત્રી૦ રોશનાઈ (૨) રુશનાઈ
**રોષ** પું૦ ગુસ્સો
**રોષિત** વિ૦ રોષવાળું
**રોહ** પું૦ કળી (૨) અંકુર (૩) ન૦ એક ઘાસ
**રોહડો** પું૦ એક ઝાડ
**રોહણી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**રોહિણી** સ્ત્રી૦ (સં.) ચોથું નક્ષત્ર (૨) વીજળી (૩) [સં.] બળરામની માતા (૪) [સં.] ચંદ્રની પટરાણી
**રોહિત** વિ૦ રાતું (૨) પું૦ (સં.) હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર
**રોહિતાશ્વ** પું૦ અગ્નિ
**રોળ** પું૦ અંધાધૂંધ; મરકી (૨) ગભરાટ; શોરબકોર (૩) ગજબ; દાટ; નુકસાન; પાયમાલી (૪) મોટો જથો
**રોળાવવું** સ૦ ક્રિ૦ 'રોળવું'નું પ્રેરક રૂપ
**રોળાવું** અ૦ ક્રિ૦ ચિડાવું; ખિજાવું

**રોળવું** સ૦ ક્રિ૦ ચોળવું; મસળવું (૨) રગદોળવું; મેલું કરવું (૩) [લા.] કચરી મારી નાખવું

**રોળા** પું૦ એક છંદ

**રોળીકોળી** વિ૦ સ્ત્રી૦ સાંજની

**રોળું** વિ૦ અંધારાવાળું (૨) મેલું; રોળાયેલું

**રોળો** પું૦ ભાંજગડ (૨) ઘોંઘાટ; બૂમ (૩) કમાઈ

**રોંક(-ખ)ણી** સ્ત્રી૦ રંધો

**રોંક(-ખ)વું** સ૦ ક્રિ૦ રંધો ફેરવવો; સાફ કરવું

**રોંખણી** સ્ત્રી૦ રોંકણી; રંધો

**રોંખણું** ન૦ પથ્થર, લાકડા વગેરે પર આંકા પાડવાનું ઓજાર

**રોંખવું** સ૦ ક્રિ૦ જુઓ રોંકવું

**રોંચું** વિ૦ ગામડિયું; જંગલી; અસભ્ય

**રોંચો** પું૦ રાભો; જડસો

**રોંઢું** ન૦ ત્રીજો પહોર; સમીસાંજનો વખત

**રોંઢો** પું૦ ત્રીજા પહોરનું જમણ (૨) વાળુ (૩) રોંઢું

**રૌદ્ર** વિ૦ રુદ્ર સંબંધી (૨) ભયંકર; ઉગ્ર (૩) કાવ્યના નવ રસમાંનો એક

**રૌપ્ય** વિ૦ રૂપાનું (૨) રૂપા જેવું

**રૌરવ** ન૦ એક નરક

# લ

**લ** પું૦ ચાર અર્ધસ્વરોમાંનો ત્રીજો

**લઉઓ** પું૦ રાજાની પાસે રહેતો મશ્કરો

**લક(-ક્ક)ડધક(-ક્ક)ડ** અ૦ ધમધોકાર; સપાટાબંધ

**લક(-ક્ક)ડિયું** વિ૦ લાકડાનું (૨) કઠણ (૩) ન૦ જુઓ કડોડું (૪) ગડાકુ બનાવવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું

**લકવો** પું૦ શરીરનું એકાદ અંગ રહી જવાનો રોગ; પક્ષાઘાત

**લકાર** પું૦ લ અક્ષર તથા તેનો ઉચ્ચાર

**લકારાંત** વિ૦ છેડે લવાળું

**લકીર** સ્ત્રી૦ લીટી; રેખા

**લકું(-કૂં)બો** પું૦ કોળિયો; લાડવો; ફાયદો (કટાક્ષમાં)

**લકૂટી** સ્ત્રી૦ લાકડી

**લકૂંદરું** વિ૦ રંડીબાજ; વંઠેલ

**લક્કડકામ** ન૦ લાકડાનું કામ; સુતારીકામ

**લક્કડકોટ** પું૦ લાકડાનો કોટ કે આંતરો (૨) વહાણમાંથી જયાં લાકડાં ઊતરે છે તે ડક્કો

**લક્કડખોદ** પું૦ એક પક્ષી

**લક્કડધક્કડ** અ૦ જુઓ લકડધકડ

**લક્કડપીઠ** સ્ત્રી૦ લાટી; લાકડાનું પીઠું

**લક્કડફોડો** પું૦ લાકડાં ફાડનારો

**લક્કડશી(-સી)** વિ૦ લાકડા જેવું કઠણ

**લક્કડિયું** વિ૦ (૨) ન૦ જુઓ લકડિયું

**લક્કી** ન૦ એક જાતનું કબૂતર

**લક્ષ** વિ૦ લાખ (૨) ન૦ ધ્યાન (૩) ઉદ્દેશ (૪) [તાકવાનું] નિશાન

**લક્ષણ** ન૦ ચિહ્ન (૨) બીજી વસ્તુથી જુદી પાડનાર ખાસ ધર્મ (૩) તેવા ધર્મનું કથન; વ્યાખ્યા (૪) ઢંગ; આચરણ

**લક્ષણવંતું** વિ૦ સુલક્ષણું (૨) [કટાક્ષમાં] નઠારાં લક્ષણવાળું

**લક્ષણા** સ્ત્રી૦ લક્ષ્યાર્થનો બોધ કરાવનાર શબ્દની શક્તિ (વ્યા.)

**લક્ષધા** અ૦ લાખ રીતે

**લક્ષવસા** અ૦ અવશ્ય; જરૂર

**લક્ષવું** સ૦ ક્રિ૦ તાકવું (૨) તાકીને બેસવું (૩) અટકળ કરવી (૪) શોધી કાઢવું; જોઈ જવું

**લક્ષ(-ક્ષ્ય)વેધી** વિ૦ ધારેલું નિશાન પાડનાર
**લક્ષાધિપતિ** પું૦ લાખ રૂપિયાની પૂંજીવાળો
**લક્ષાલક્ષ** ન૦ + લક્ષ્ય
**લક્ષાવધિ** અ૦ લાખે લેખાં હોય તેમ
**લક્ષિત** વિ૦ દેખાડેલું (૨) દેખેલું (૩) લક્ષણાથી જાણેલું (વ્યા.)
**લક્ષ્મણ** પું૦ (સં.) રામનો નાનો ભાઈ; સુમિત્રાનો પુત્ર
**લક્ષ્મી** સ્ત્રી૦ (સં.) વિષ્ણુની પત્ની; ધનની અધિષ્ઠાત્રી દેવી; ચૌદ રત્નમાંનું એક (૨) સ્ત્રી૦ ધન; દોલત
**લક્ષ્મીકાંત** પું૦ (સં.) વિષ્ણુ
**લક્ષ્મીનાથ** પું૦ (સં.) વિષ્ણુ
**લક્ષ્મીપૂજન** ન૦ આસો વદ તેરશને દિવસે કરાતી લક્ષ્મીની પૂજા
**લક્ષ્મીપૂજા** સ્ત્રી૦ જુઓ લક્ષ્મીપૂજન
**લક્ષ્મીવંત** વિ૦ પૈસાદાર
**લક્ષ્મીવાન** વિ૦ લક્ષ્મીવંત; પૈસાદાર
**લક્ષ્ય** વિ૦ લક્ષ આપવા જેવું (૨) તાકવાનું; તાકી શકાય તેવું (૩) ન૦ ધ્યેય (૪) લક્ષ; હેતુ (૫) નિશાન (તાકવાનું) (૬) લક્ષ્યાર્થ (૭) જેનું લક્ષણ બાંધવાનું હોય તે
**લક્ષ્યબિંદુ** ન૦ લક્ષ્ય; ધ્યેય
**લક્ષ્યવેધ** પું૦ ધારેલા નિશાનને તોડી પાડવું તે
**લક્ષ્યવેધી** વિ૦ જુઓ લક્ષવેધી
**લક્ષ્યાર્થ** પું૦ મુખ્યાર્થનો બાધ થયે તેનો સંબંધી જે બીજો અર્થ લેવો પડે છે તે (વ્યા.)
**લખ** વિ૦ લક્ષ; લાખ (૨) સ્ત્રી૦ લત; છંદ (૩) લક્ષ્મી
**લખચોરાશી** સ્ત્રી૦ ચોરાસી લાખ જન્મનું ચક્ર
**લખ(-ખ્ખ)ણ** ન૦ લક્ષણ; ચિહ્ન
**લખણી** ન૦ ટીપ; યાદી (દાન કે ઉઘરાણાની)
**લખણું** ન૦ લખવાનું વતરણું; લેખણ (૨) લખણી
**લખત** ન૦ કરાર; સહી સાથેનું લખાણ (૨) નસીબના લેખ
**લખપતિ** પું૦ લક્ષાધિપતિ
**લખલખ** વિ૦ ચળકતું; સ્વચ્છ (૨) અ૦ લખલખે એમ
**લખલખવું** અ૦ ક્રિ૦ ફાટવું; પીડા થવી (૨) ચકચકવું; ઝળકવું (૩) લખલખ એવો અવાજ થવો (પાણી ઊછળવાથી; કૂતરું પાણી પીવે ત્યારે) (૪) લવલવવું
**લખલખાટ** પું૦ ઝગઝગાટ (૨) લવારો (૩) સણકો; પીડા (૪) ધાસ્તી; ડર (૫) ઘોંઘાટ; ધમાલ
**લખલૂટ** વિ૦ પુષ્કળ; બેશુમાર
**લખવું** સ૦ ક્રિ૦ લખાણ કરવું (૨) ધ્યાનપૂર્વક જોવું
**લખાઈ** સ્ત્રી૦ લખવાનું મહેનતાણું
**લખાણ** ન૦ લખવું તે (૨) લખેલું તે
**લખાપટ્ટી** સ્ત્રી૦ લખંલખા કરવું તે
**લખામણ** ન૦ લખવાનું મહેનતાણું
**લખામણી** સ્ત્રી૦ લખામણ
**લખારો** પું૦ લવારો; નકામી ટકટક
**લખાવટ** સ્ત્રી૦ લખાણ (૨) લખવાની ઢબ (૩) ધાસ્તી (૪) લવારો
**લખિતંગ** વિ૦ લખનારું
**લખી** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**લખેશરી** વિ૦ (૨) પું૦ લખપતિ
**લખોટવું** સ૦ ક્રિ૦ લાખ ચડાવવી (માટીના વાસણને)
**લખોટી** સ્ત્રી૦ કાચ કે પથ્થરની નાની ગોળી
**લખોટો** પું૦ મોટી લખોટી (૨) અગત્યના કે સરકારી કાગળોનો સીલબંધ બીડો
**લખ્ખણ** ન૦ લખણ; લક્ષણ
**લખ્યાં** ન૦ બ૦ વ૦ લખત; દસ્તાવેજ
**લગ** સ્ત્રી૦ ટેકણ; ટેકો (મોભનો) (૨) સૂતરની આંટી
**લગડ** ન૦ એક પક્ષી
**લગડી** સ્ત્રી૦ સોના કે ચાંદીની પાટ
**લગડું** ન૦ ગધેડાનું છાલકું કે ચોકઠું (૨) બોજો
**લગણ** પું૦ છેલ્લો અક્ષર લઘુ હોય એવો ગણ (પિંગળ) (૨) બોજો (૩) અ૦ લગી; સુધી
**લગત** વિ૦ લગતું; નજીકનું (૨) સ્ત્રી૦ સંબંધ; ઘરોબો (૩) અ૦ પાસે; જોડે
**લગતી** સ્ત્રી૦ વગ; શરમ
**લગતું** વિ૦ સંબંધી; લાગુ પડતું; નજીકનું

**લગદી** સ્ત્રી૦ લુગદી
**લગન** ન૦ જુઓ લગ્ન
**લગનગાળો** પું૦ લગનની મોસમ
**લગનપડો** પું૦ વરના તરફથી કન્યાને ત્યાં લગ્નનો શુભ દિવસ લખી મોકલાતું કંકુનું પડીકું
**લગનસરા** સ્ત્રી૦ લગનગાળો
**લગનિયો** પું૦ વરને તેડવા જનારો કન્યા તરફનો સગો
**લગની** સ્ત્રી૦ રઢ; લહે; લત
**લગભગ** અ૦ પાસે; અડોઅડ (૨) આશરે
**લગરીક** વિ૦ થોડું (૨) અ૦ થોડા વખત માટે
**લગલગ** ન૦ એક પંખી
**લગવાડ** સ્ત્રી૦ સંબંધ; પ્રીતિ
**લગવું** ન૦ નક્કી કરેલા ભાવે દરરોજ અમુક વસ્તુ લેવી તે
**લગાડવું** સ૦ ક્રિ૦ અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું; લાગુ કરવું (૪) સળગાવવું
**લગામ** સ્ત્રી૦ ઘોડાના મોંનું લોઢાનું ચોકઠું (૨) તેને બાંધેલી હાંકનારના હાથમાં રહેતી દોરી
**લગા(-ગી)ર** વિ૦ થોડું (૨) અ૦ થોડા વખત માટે
**લગારેક** વિ૦ (૨) અ૦ જુઓ લગરીક
**લગાવવું** સ૦ ક્રિ૦ અડકાડવું (૨) ચોપડવું (૩) વળગાડવું; લાગુ કરવું (૪) મારવું; ઠોકવું
**લગી** અ૦ સુધી
**લગીર** વિ૦ (૨) અ૦ જુઓ લગાર
**લગે** અ૦ લાગ્યા! ફાવ્યા! હં! (એક ઉત્તેજનનો ઉદ્‌ગાર)
**લગોલગ** અ૦ છેક પાસે; અડીને (૨) લગભગ; પાસે
**લગ્ગુ** અ૦ જુઓ લગોલગ (૨) વિ૦ છિનાળ; પરસ્ત્રી પાછળ ફર્યા કરનાર
**લગ્ન** વિ૦ લાગેલું; વળગેલું (૨) લીન; આસક્ત; (૩) ન૦ જેટલો સમય પૃથ્વી એક રાશિમાં રહે તેટલો વખત (૪) કોઈ શુભ કાર્ય કરવાનું મુહૂર્ત (૫) પરણવાનું મુહૂર્ત (૬) પરણવું તે; વિવાહ
**લગ્નકાર્ય** ન૦ લગ્નનું કામકાજ
**લગ્નકાલ(-ળ)** પું૦ લગ્ન કે બીજા શુભકાર્યનું મુહૂર્ત
**લગ્નકું(-કૂં)ડળી** સ્ત્રી૦ જન્મ સમયે ક્યો ગ્રહ કયી રાશિમાં હતો તે બતાવનાર કુંડળી; જન્મકુંડળી
**લગ્નતિથિ** સ્ત્રી૦ લગ્નનો દિવસ
**લગ્નનક્ષત્ર** ન૦ લગ્ન માટે શુભ નક્ષત્ર
**લગ્નમંડપ** પું૦ લગ્ન માટે તૈયાર કરેલો મંડપ
**લગ્નમુહૂર્ત** ન૦ લગ્નકાળ
**લગ્નવેળા** સ્ત્રી૦ લગ્નકાળ
**લઘિમા** સ્ત્રી૦ લઘુપણું (૨) આઠ સિદ્ધિઓમાંની એક
**લઘુ** વિ૦ નાનું (૨) હલકું (૩) સહેલું (૪) હ્રસ્વ; એક માત્રાનું (૫) પું૦ હસ્ત, પુષ્ય અને અશ્વિની નક્ષત્રોનું નામ
**લઘુકંસ** પું૦ ( ) આવો કૌંસ
**લઘુકોણ** પું૦ 'ઍક્યુટ ઍન્ગલ' (ગ.)
**લઘુતમ** વિ૦ સૌથી નાનું (૨) પું૦ અમુક રકમોમાંની દરેકથી જેને શેષ વિના ભાગી શકાય એવી નાનામાં નાની રકમ (ગ.)
**લઘુતમ સમચ્છેદ** પું૦ અમુક અપૂર્ણાંક રકમોના દરેકના છેદથી બરાબર ભાગી શકાય એવી નાનામાં નાની સંખ્યા (ગ.)
**લઘુતમ સાધારણ અવયવી** પું૦ જુઓ લઘુતમ
**લઘુતમ સાધારણ ભાજ્ય** પું૦ જુઓ લઘુતમ
**લઘુતા** સ્ત્રી૦
**લઘુતાઈ** સ્ત્રી૦ + લઘુતા
**લઘુત્વ** ન૦
**લઘુપ્રયત્ન** વિ૦ થોડા પ્રયત્નથી ઉચ્ચારાય તેવો (વર્ણ) (૨) આળસુ
**લઘુલાઘવી** સ્ત્રી૦ ચાલાકી; પેચ; યુક્તિ
**લઘુલિપિ** સ્ત્રી૦ બોલેલું જલદી લખી શકાય તેવી ટૂંકા સંકેતોવાળી લિપિ; 'શૉર્ટહૅન્ડ'
**લઘુલેખન** ન૦ લઘુલિપિમાં લખવું તે
**લઘુશંકા** સ્ત્રી૦ પેશાબની હાજત
**લઘુશેખર** પું૦ સંગીતનો એક તાલ
**લઘૂકરણ** ન૦ હલકું પાડવું કે તિરસ્કાર કરવો તે (૨) ઓછું કે ટૂંકું કરવું તે
**લચક** સ્ત્રી૦ મચકોડ (૨) લચકાતી ચાલ
**લચકલચક** અ૦ મોટેમોટે કોળિયે; ઉતાવળથી

**લચકવું** અ૦ ક્રિ૦ લચી જવું (૨) કરમોડાવું; સાંધામાંથી ઊતરી જવું (૩) જોબનમાં મદથી ચાલતાં કમ્મરેથી જરા મરડાવું
**લચકો** પું૦ લોચો
**લચડવું** સ૦ ક્રિ૦ ચોપડવું; લપેડવું
**લચપચ** અ૦ પ્રવાહીથી તરબોળ અને લોંદા જેવું હોય તેમ
**લચપચવું** અ૦ ક્રિ૦ લચપચ થવું
**લચલચવું** અ૦ ક્રિ૦ જુઓ લચકવું
**લચવું** અ૦ ક્રિ૦ ભારથી નમી જવું
**લચં(-ચાં)ડ** વિ૦ માથાફોડિયું (૨) ન૦ પીડા; લપ
**લચ્છન** ન૦+ લક્ષણ
**લચ્છો** પું૦ માંજો પાયેલા દોરની આંટી (૨) પગનાં આંગળાંનું એક ઘરેણું
**લછ** સ્ત્રી૦ લક્ષ્મી (૨) લચ્છો
**લજ(-જા)વવું** સ૦ ક્રિ૦ 'લાજવું'નું પ્રેરકરૂપ
**લજામણી** સ્ત્રી૦ એક છોડ (હાથ અડવાથી તેનાં પાન સંકોચાઈ જાય છે)
**લજામણું** વિ૦ લાજ પમાડે તેવું; લાજ આવે તેવું
**લજાવવું** સ૦ ક્રિ૦ જુઓ લજવવું
**લજ્જત** સ્ત્રી૦ મજા
**લજ્જા** સ્ત્રી૦ શરમ (૨) અપકીર્તિ
**લજ્જાન્વિત** વિ૦ શરમિંદું
**લજ્જાવતી** વિ૦ સ્ત્રી૦ શરમવાળી
**લજ્જાવાન** વિ૦ શરમવાળું
**લજ્જાશીલ** વિ૦ લજ્જાવાન
**લજ્જાળુ(-ળુ)** વિ૦ લજ્જાશીલ; શરમાળ
**લજ્જિત** વિ૦ લજ્જા પામેલું; શરમાયેલું
**લટ** સ્ત્રી૦ થોડા વાળની સેર (૨) વડની મૂળી (૩) થોડા દોરાની આંટી (૪) મોતીની સેર
**લટક** સ્ત્રી૦ લચકાવું તે; મચકોડ (૨) લટકો (૩) છટા; ખૂબી; શૈલી
**લટકણ(-ણિયું)** વિ૦ લટકતું; ઝૂલતું (૨) ન૦ કાનનું એક ઘરેણું
**લટકવું** અ૦ ક્રિ૦ ઝૂલવું; લબડવું; ટંગાવું (૨) આધારરહિત થવું; રખડી જવું
**લટકસલામ** સ્ત્રી૦ ખરા દિલથી ન કરેલી સલામ
**લટકાળું** વિ૦ લટકાવાળું (૨) લટકા કરનારું
**લટકું** ન૦ લટકો; નખરું
**લટકો** પું૦ શરીરનો મોહક ચાળો; નખરું
**લટકોઝટકો** પું૦ સહેજસાજ નવરાશનો સમય (૨) અ૦ દૈવયોગે; અણધાર્યું
**લટકોમટકો** પું૦ આંખ અને શરીરનો ચાળો
**લટપટ** વિ૦ ચંચળ; ચપળ (૨) સ્ત્રી૦ ચંચળતા; ચપળતા (૩) મેળ; સંબંધ (૪) ઘાલમેલ (૫) અ૦ ઝટપટ; જલદી
**લટપટિયું** વિ૦ ચપળ; ચંચળ (૨) ન૦ હજામની અસ્ત્રો ઘસવાની ચામડાની પટી
**લટર** સ્ત્રી૦ લટ; શાખા (૨) લટાર; આંટો
**લટવું** અ૦ ક્રિ૦ નમી પડવું
**લટાક** સ્ત્રી૦*
**લટાર** સ્ત્રી૦ આંટો; ફેરો; ચક્કર
**લટિયર** વિ૦ (કા.) શોખીન; ભપકાદાર
**લટિયું** ન૦ વાળ; લટ
**લટી** સ્ત્રી૦ વેશ્યા; રંડી (૨) ગપ; જૂઠી વાત
**લટૂરી** સ્ત્રી૦ વાળનું એક ઘરેણું
**લટોઝટો** અ૦ ઉતાવળે (૨) સહેજસાજ
**લટોરો** પું૦ લટર (૨) ડાળોનું ઝુંડ (૩) એક પંખી
**લટ્ટુ** વિ૦ નરમઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ (૪) પું૦ ભમરડો
**લઠ(-ઠ્ઠ)** વિ૦ જાડું અને મજબૂત (૨) પું૦ ડંગોરો
**લઠિયું** વિ૦ લઠ્ઠ (૨) ન૦ ગાડાનો નીચલો ભાગ જેમાં લઠ્ઠા રહે છે
**લઠિં(-ઠીં)ગું** વિ૦ લઠ; મજબૂત (૨) લુચ્ચું
**લઠ્ઠ** વિ૦ જુઓ લઠ
**લઠ્ઠી** સ્ત્રી૦ નાનો લઠ્ઠો
**લઠ્ઠું** વિ૦ લઠ્ઠ
**લઠ્ઠો** પું૦ જેમાં ગાડી કે ગાડાનાં પૈડાં પરોવાય છે તે લોઢાનો દંડો
**લડકણ(-ણું)** વિ૦ ટંટાખોર
**લડત** સ્ત્રી૦ લડાઈ
**લડથડવું** અ૦ ક્રિ૦ લડથડિયું ખાવું
**લડથડિયું** ન૦ લથડિયું; અડબડિયું
**લડધું** વિ૦ લઠ્ઠ; અલમસ્ત
**લડબડવું** અ૦ ક્રિ૦ લડબડિયું ખાવું
**લડબડિયું** ન૦ ઠોકર ખાઈ લથડી પડવું તે

**લડવું** સ૦ ક્રિ૦ ઠપકો દેવો (૨) અ૦ ક્રિ૦ લડાઈ કરવી
**લડવૈયો** પું૦ યોદ્ધો
**લડસડવું** અ૦ ક્રિ૦ અડબડિયાં ખાવાં (લહેર કે મદમાં ચાલતાં)
**લડંલડા(-ડી)** સ્ત્રી૦ લડાલડ
**લડાઈ** સ્ત્રી૦ યુદ્ધ; જંગ (૨) ટંટો; ઝઘડો
**લડાઈખોર** વિ૦ લડકણું
**લડાક(-કુ)** વિ૦ લડકણું (૨) લાડકું
**લડાયક** વિ૦ લડી શકે તેવું (૨) લડાઈના ખપનું (૩) લડકણું
**લડાલડ(-ડી)** સ્ત્રી૦ લડાઈ; ટંટો
**લડાવવું** સ૦ ક્રિ૦ 'લડવું'નું પ્રેરકરૂપ (૨) લાડ કરવાં
**લડાવું** અ૦ ક્રિ૦ 'લડવું'નું કર્મણિરૂપ (૨) લડી શકાવું
**લડી** સ્ત્રી૦ એક જાતની વસ્તુઓની પંક્તિ કે માળા (૨) દોરાની લટ
**લડું** ન૦ તાર વીંટવાનું સોનીનું ઓજાર (૨) દોરાની આંટી
**લડ્ડુ** પું૦ લાડુ
**લઢણ** સ્ત્રી૦ પદ્ધતિ (૨) ટેવ
**લણણી** સ્ત્રી૦ લણવાની ક્રિયા
**લણવું** સ૦ ક્રિ૦ કણસલાં કાપી લેવાં; પાક ઉતારવો (૨) [લા.] ફળ મેળવવું
**લત** સ્ત્રી૦ લગની (૨) ટેવ; વ્યસન
**લતા** સ્ત્રી૦ વેલ
**લતાકુંજ** સ્ત્રી૦ વેલનો માંડવો
**લતાડ** સ્ત્રી૦; પું૦ લાત; પાટુ (૨) ફેરવી તોળવું તે; ફરી જવું તે (૩) ગોથ; ગોથું
**લતાડવું** સ૦ ક્રિ૦ ખરાબ કરવું; માઠી હાલતમાં આણવું; નુકસાન કરવું
**લતામંડપ** પું૦ લતાઓનો માંડવો
**લતિકા** સ્ત્રી૦ લતા
**લત્તા** સ્ત્રી૦ લાત
**લત્તો** પું૦ શહેરનો ભાગ; મહોલ્લો; ફળિયું
**લથડપથડ** અ૦ પાણીથી ભીંજાઈને તરબોળ હોય તેમ (૨) ઢીલું લબડતું હોય તેમ
**લથડવું** અ૦ ક્રિ૦ ઠોકરથી ગોથું ખાવું (૨) બોલતાં અચકાવું (૩) દૂબળા પડી જવું (માંદગીથી)
**લથડિયું** ન૦ ગોથું; અડબડિયું
**લથબથ** અ૦ એકબીજાને જોરથી વળગ્યાં હોય તેમ
**લથરપથર** અ૦ ઢીલું લબડતું હોય એમ
**લદબદ** અ૦ પ્રવાહીથી ભરપૂર લચકા જેવું હોય તેમ (૨) ઢીલા પદાર્થમાં પડી ખરડાયેલું હોય એમ (૩) લીન; ચકચૂર
**લદાવવું** સ૦ ક્રિ 'લાદવું'નું પ્રેરકરૂપ
**લદાવું** અ૦ ક્રિ૦ 'લાદવું'નું કર્મણિરૂપ
**લપ** સ્ત્રી૦ પીડા; ઉપાધિ; લફરું (૨) અ૦ જલદી
**લપકવું** અ૦ ક્રિ૦ લપકારા થવા
**લપ(-બ)કારો** પું૦ જીભને લબૂકલબૂક બહાર કાઢવી તે (૨) વેદનાથી કે ભયથી કોઈ પણ અવયવનું લબૂકલબૂક થવું તે
**લપ(-બ)કાવવું** સ૦ ક્રિ૦ બિવરાવવું
**લપ(-બ)કો** પું૦ ગંદા પદાર્થનો લચકો (૨) મહેણું
**લપકોઝપકો** પું૦ ઝંટોઝટ, સહેજસાજ બનવું તે
**લપછપ** સ્ત્રી૦ ઘાલમેલ; કાવતરું
**લપટ** સ્ત્રી૦ ઝડપ; ઝપટ (૨) અડફટ (૩) પેચ; ફાંદો (૪) ગંધ; મહેક
**લપટઝપટ** સ્ત્રી૦ ઓચિંતી ઝૂટ મારવી તે
**લપટાવવું** સ૦ ક્રિ૦ 'લપટાવું'નું પ્રેરકરૂપ
**લપટાવું** અ૦ ક્રિ૦ ચીકટમાં ખરડાવું (૨) લલચાવું; ફસાવું
**લપટું** વિ૦ સજ્જડ નહિ તેવું; ઢીલું (૨) લાલચુ
**લપડાક** સ્ત્રી૦ તમાચો
**લપરડવું** સ૦ ક્રિ૦ લપરડો કરવો
**લપરડો** પું૦ જાડો લેપ
**લપલપ** સ્ત્રી૦ બકબક; લવારો (૨) અ૦ ચપચપ; ઝડપથી (૩) લબૂકલબૂક
**લપલપાટ** પું૦; સ્ત્રી૦ લવારો; બકવાટ (૨) ઉતાવળ; ધાંધળ
**લપલપિયું** વિ૦ લપલપાટ કરનારું
**લપવું** અ૦ ક્રિ૦ સંતાવું
**લપસણું** વિ૦ લપસી પડાય એવું (૨) ન૦ લપસી પડાય એવી જગ્યા
**લપસવું** અ૦ ક્રિ૦ ખસી પડવું; સરી જવું
**લપસિંદર** ન૦ નકામી લાંબી વાત
**લપાટ** સ્ત્રી૦ લપડાક

લપાટિયું વિ૦ લપડાક મારનારું
લપિયું વિ૦ વાતોડિયું (૨) માથાઝીકિયું
લપૂડું વિ૦ લપલપિયું; વાતોડિયું (૨) પેટમાં વાત ન રહે તેવું
લપેટવું સ૦ ક્રિ૦ વીંટવું (૨) [લા.] સંડોવવું
લપેટો પું૦ ઢાંકણ; આવરણ (૨) ખૂબ કસબવાળું રેશમી વણાટનું કપડું
લપેડવું સ૦ ક્રિ૦ જુઓ લપરડવું
લપેડો પું૦ લપરડો; જાડો લેપ
લપ્પડ સ્ત્રી૦ લપડાક
લપ્પનછપ્પન સ્ત્રી૦; ન૦ છૂપી ઘાલમેલ (૨) દોઢડહાપણ; તીનપાંચ
લપ્પાદાર વિ૦ લપ્પાની કોરવાળું (૨) ખૂબ જરીવાળું
લપ્પી વિ૦ જુઓ લપિયું
લપ્પો પું૦ ભરચક કસબવાળો લપેટો
લફડખંધું વિ૦ લેંધું પણ સ્વભાવે ધૂર્ત
લફડ(-ર)ફફડ(-ર) અ૦ લબડતું, આમતેમ ઊડયા કરતું તથા પગે અંટવાતું હોય તેમ
લફડ(-ર)વું અ૦ ક્રિ૦ લફડફફડ થવું
લફરું ન૦ લીંટનો લબકો (૨) [લા.] પીડા; ઉપાધિ
લફંગાઈ સ્ત્રી૦ લફંગાપણું
લફંગાવેડા પું૦ બ૦ વ૦ લફંગાઈ
લફંગું વિ૦ કપટી; દગલબાજ (૨) લંપટ; વ્યભિચારી (૩) નિર્લજ્જ; નફટ
લબ પું૦ હોઠ (૨) સ્ત્રી૦ લાળ (૩) અ૦ જલદી
લબકારો પું૦ જુઓ લપકારો
લબકાવવું સ૦ ક્રિ૦ જુઓ લપકાવવું
લબકો પું૦ જુઓ લપકો
લબડધક્કે અ૦ દમથી; ધમકાવીને; બળાત્કારે
લબડવું અ૦ ક્રિ૦ જુઓ લટકવું
લબ(-બો)તરું વિ૦ નબળું; ક્ષીણ (૨) નરમ; પોચું
લબદાવું અ૦ ક્રિ૦ પ્રવાહીથી તરબોળ થવું કે ખરડાવું
લબલબ અ૦ ઉતાવળે (૨) એવો અવાજ થાય તેમ
લબલબાટ પું૦ લબલબ અવાજ
લબાચિયું વિ૦ ચીંથરેહાલ; ચીંથરિયું
લબાચો પું૦ મેલાં ફાટેલાં લૂગડાંનો જથો (૨) ભાંગ્યાતૂટયા સરસામાનનો જથો (૩) ઘરવાખરો (તિરસ્કારમાં)
લબાડ(-ડી) વિ૦ જૂઠું બોલવાની ટેવવાળું
લબાડી સ્ત્રી૦ જૂઠાણું
લબુલબુ અ૦ બીકથી લપલપ થાય તેમ
લબૂકલબૂક અ૦ લબુલબુ; લપલપ
લબૂકિયું ન૦ બીકથી લબુલબુ થવું તે
લબૂકો પું૦ લબૂકિયું
લબોચું ન૦ મોં; ડાચું
લબોચો પું૦ તમાચો
લબોતરું વિ૦ જુઓ લબતરું
લબ્ધ વિ૦ મળેલું
લબ્ધા સ્ત્રી૦ જુઓ વિપ્રલબ્ધા (૨) દુગ્ધા; પીડા; બૈરીછોકરાંની જંજાળ
લબ્ધિ સ્ત્રી૦ પ્રાપ્તિ (૨) 'રીઝલ્ટ' (ગ.)
લબ્બેક અ૦ 'સેવામાં હાજર છું', 'જી સાહેબ' એવા અર્થનો ઉદ્ગાર
લભ્ય વિ૦ મળી શકે એવું
લમણા(-ણાં)ઝીક સ્ત્રી૦ જુઓ માથાઝીક
લમણા(-ણાં)તોડ વિ૦ (૨) સ્ત્રી૦ માથાફોડ
લમણું ન૦ ગાલની ઉપરનો કાન આગળનો માથાનો ભાગ
લમણો પું૦ જુઓ લમણું
લય પું૦ નાશ; પ્રલય (૨) લીનતા; એકતાર થઈ જવું તે (૩) વિરામ; વિશ્રામ (સંગીતમાં) (૪) નૃત્ય, ગીત અને વાદ્યની સમતા (સંગીતમાં) (૫) કોઇ સ્વર કાઢવામાં લાગતો સમય (દ્રુત, મધ્ય અને વિલંબિત) (૬) ગાવાનો ઢંગ; સ્વર કાઢવાનો ઢંગ
લયવાદ્ય ન૦*
લયાકત સ્ત્રી૦ લાયકી; યોગ્યતા
લયાનત સ્ત્રી૦ શરમ; નામોશી (૨) ધિક્કાર; ફિટકાર, કદુવા
લલક સ્ત્રી૦ લાલસા (૨) લાડ; લાલન
લલકવું સ૦ ક્રિ૦ લાલસા કરવી (૨) ઝૂલવું; લટકવું
લલકાયમાન વિ૦ લલકતું
લલકાર પું૦ લલકારવું તે
લલકારવું સ૦ ક્રિ૦ લાંબે સ્વરે ગાવું (૨) બૂમ પાડવી

**લલચાવવું** સ૰ ક્રિ૰ 'લલચાવું'નું પ્રેરકરૂપ
**લલચાવું** અ૰ ક્રિ૰ લાલચમાં ફસાવું (૨) મોહિત થવું; લુબ્ધ થવું (૩) લાલસા કરવી
**લલના** સ્ત્રી૰ સુંદર સ્ત્રી
**લલાટ** ન૰ કપાળ
**લલાટરેખા** સ્ત્રી૰ વિધાતાએ લલાટ ઉપર લખેલા નસીબના લેખ
**લલાટિકા** સ્ત્રી૰ કપાળનું એક ઘરેણું
**લલામ** વિ૰ સુંદર; રમણીય (૨) ન૰ કપાળનું એક ઘરેણું
**લલિત** વિ૰ મનોહર; સુંદર (૨) પ્રિય; ઇપ્સિત (૩) નાજુક; કોમળ (૪) પું૰ એક છંદ (૫) એક રાગ
**લલિતતિલકા** પું૰ એક છંદ
**લલિતા** સ્ત્રી૰ જુવાન સુંદર સ્ત્રી
**લલુતા** સ્ત્રી૰ જુઓ લોલુપતા
**લલેડું** ન૰ (રવ૰) એક પંખી
**લલોપતાં** ન૰ બ૰ વ૰ સવાસલાં; ખુશામત
**લલ્લો** પું૰ લકાર
**લવ** વિ૰ થોડું (૨) પું૰ અંશ (૩) નિમેષનો છઠ્ઠો ભાગ (૪) લવારો (૫) [સં.] રામનો પુત્ર
**લવણ** ન૰ મીઠું
**લવથવ** સ્ત્રી૰ (કા.) મીઠાશ કે વિવેકભરી વાણી
**લવરી** સ્ત્રી૰ લવારો
**લવલવ** સ્ત્રી૰ લવારો; બકબકાટ (૨) અ૰ લવલવ કરે તેમ
**લવલવવું** અ૰ ક્રિ૰ લવલવ કરવું
**લવલવાટ(-રો)** પું૰ લવારો; બકવાટ
**લવલેશ** વિ૰ થોડું (૨) અ૰ જરાપણ; તલમાત્ર (૩) પું૰ બહુ જ થોડો અંશ
**લવવું** અ૰ ક્રિ૰ લવારો કરવો
**લવં(-વિં)ગ** ન૰ એક તેજાનો
**લવં(-વિં)ગિયું** વિ૰ લવંગ જેવું કે જેવડું (૨) ન૰ કાનનું એક ઘરેણું
**લવં(-વિં)ત્રી** સ્ત્રી૰ લવરી
**લવાજણ** સ્ત્રી૰ વિવેક અને મીઠાશ (વાણીમાં)
**લવાજમ** ન૰ અમુક મુદતે આપવાની રકમ
**લવાદ** પું૰ પંચ (૨) પંચાતિયો
**લવાદનામું** ન૰ જુઓ પંચાતનામું
**લવાદી** વિ૰ લવાદ સંબંધી (૨) સ્ત્રી૰ લવાદનું કામ
**લવારું** ન૰ બકરીનું બચ્ચું (૨) ધાવણું બાળક
**લવારો** પું૰ લવરી; બકવાટ
**લવિંગ** ન૰ લવંગ
**લવિંગલતા** પું૰ એક છંદ
**લવિંગિયું** વિ૰ (૨) ન૰ જુઓ લવંગિયું
**લવિંત્રી** સ્ત્રી૰ લવરી
**લવ્ઝ** પું૰ શબ્દ
**લવ્વો** પું૰ જીભનો લોળો
**લશ્કર** ન૰ સૈન્ય
**લશ્કરી** વિ૰ લશ્કરનું,—ને લગતું
**લસણ** ન૰ એક કંદ
**લસણિયું** વિ૰ લસણવાળું (૨) લસણ જેવું
**લસણિયો** પું૰ લસણની નાની કળી જેટલો તપખીરિયા રંગનો એક મણિ
**લસતલસત** અ૰ ખેલતાંખેલતાં
**લસતું** વિ૰ શોભતું (૨) નરમ; ઢીલું (૩) ખેલતું
**લસબસ** અ૰ (રસમાં) તરબોળ હોય તેમ
**લસરકલસરક** અ૰ ઝપાટાબંધ
**લસરકો** પું૰ ઘસરકો; ઉઝરડો
**લસલસવું** અ૰ ક્રિ૰ ચળકવું; તેજ મારવું (૨) ઘીથી તરબોળ હોવું (૩) આનંદમાં ખેલવું કે નાચવું
**લસલસાટ** અ૰ ઘસઘસાટ
**લસવું** અ૰ ક્રિ૰ ચળકવું; શોભવું (૨) રમવું; નાચવું (૩) લપસવું
**લસંતી** વિ૰ સ્ત્રી૰ શોભતી; ચળકતી
**લસોટવું** સ૰ ક્રિ૰ લસરકે ઘૂંટવું
**લહરિ(-રી)** સ્ત્રી૰ તરંગ; મોજું
**લહાણ** ન૰ લાભ; નફો
**લહાણી** સ્ત્રી૰ ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી
**લહાણું** ન૰ શુભાશુભ પ્રસંગે નાતીલા વગેરેમાં કરાતી વહેંચણી
**લહાવું** સ૰ ક્રિ૰ લહાણી કરવી (૨) અ૰ ક્રિ૰ દાઝવું
**લહાવો** પું૰ આનંદનો ઉપભોગ (૨) ઓરતો; ઓરિયો
**લહિયો** પું૰ લખવાનું કામ કરનારો માણસ
**લહે** સ્ત્રી૰ લગની; તાન (૨) લહેજત; આનંદ
**લહેકવું** અ૰ ક્રિ૰ ફરફરવું (૨) લહેકા કરતા ચાલવું કે બોલવું

**લહેકો** પું૦ શરીરનો મોહક ચાળો કે મરોડ (૨) ચાપીચાપીને બોલવું તે
**લહેજત** સ્ત્રી૦ મજા (૨) રસ; સ્વાદ
**લહેજતદાર** વિ૦ લહેજતવાળું
**લહેજો** પું૦ પળ; ક્ષણ
**લહેર** સ્ત્રી૦ તરંગ; મોજું (પાણી, પવન કે વિચારનું) (૨) ઊંઘ કે કેફની અસર (૩) લીલાલહેર (૪) મજા; ચમન
**લહેરિયું** ન૦ મોજાંની ભાતનો સાલ્લો (૨) સ્ત્રીઓનું કોટનું એક ઘરેણું (૩) ઝોકું
**લહેરી** વિ૦ આનંદી (૨) તરંગી (૩) ઇશ્કી (૪) ઉડાઉ (૫) સ્ત્રી૦ લહેર; મોજું
**લહેવું** સ૦ ક્રિ૦ ધ્યાનપૂર્વક સાંભળવું (૨) સમજવું; પિછાનવું
**લળકવું** અ૦ ક્રિ૦ ચમકારા મારવા; ચળકવું (૨) ઉમંગથી ડોલતાં ડોલતાં આવવું (૩) લાલસા કરવી
**લળવું** અ૦ ક્રિ૦ નમવું (૨) પ્રેમથી ઉમળકામાં આવવું (૩) જુઓ લળકવું
**લંક** વિ૦ પૈસાદાર (૨) પું૦ પાતળી કમ્મર (૩) સ્ત્રી૦ લંકા (પ.)
**લંકા** સ્ત્રી૦ (સં.) રાવણની નગરી (૨) સિલોન
**લંકાલીલા** સ્ત્રી૦ (લંકાની પેઠે) બાળી મૂકવું તે
**લંગડ(-ડું)** વિ૦ લૂલું; ખોડું; પાંગળું
**લંગડાવું** અ૦ ક્રિ૦ લંગડા ચાલવું
**લંગર** ન૦ વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન (૨) સ્ત્રીઓનું પગનું એક ઘરેણું (૩) એક છેડે વજન બાંધેલી દોરી (૪) [લા.] લાંબી હારવાળું ટોળું
**લંગરવા** ન૦ એક છેડે વજન બાંધેલી દોરી (૨) અ૦ લંગર જાય તેટલું
**લંગ(-ગા)રવું** સ૦ ક્રિ૦ લંગર નાખી વહાણ થોભાવવું (૨) એકને બીજું વળગાડી સાંકળ કે હાર કરવી (૩) [લા.] ફાંદામાં નાખવું
**લંગરિયું** ન૦ ઝાંઝર
**લંગરી** સ્ત્રી૦ નાનું ઝાંઝર
**લંગાર** સ્ત્રી૦ લાંબી હાર; પંક્તિ (૨) સાંકળ
**લંગારવું** સ૦ ક્રિ૦ જુઓ લંગરવું
**લંગાવું** અ૦ ક્રિ૦ લંગડાવું
**લંગૂર(-રિયો)** પું૦ વાંદરો
**લંગૂરવા** પું૦ કેડો; પીછો
**લંગૂલ** ન૦ લાંગૂલ; પૂંછડી
**લંગોટ** પું૦ લંગોટી જેવી લાંબી પટીવાળો તથા લંગોટીની પેઠે પહેરાતો શરૂઆતમાં ત્રિકોણ કકડાવાળો એક ઘાટ
**લંગોટબંધ** વિ૦ લંગોટ પહેરેલું (૨) બ્રહ્મચારી
**લંગોટિયું** વિ૦ લંગોટી પહેરતું; નાની ઉમ્મરનું
**લંગોટિયો** પું૦ બાળપણનો મિત્ર (૨) બાવો
**લંગોટી** સ્ત્રી૦ માત્ર ઇંદ્રી ઢંકાય તેમ કમ્મરે બાંધેલી પટી સાથે ખેંચીને બાંધવાની લૂગડાની પટી
**લંગોટો** પું૦ જુઓ લંગોટિયો
**લંઘન** ન૦ જુઓ ઉલ્લંઘન (૨) લાંઘણ
**લંઘનીય** વિ૦ ઓળંગી શકાય એવું
**લંઘવું** સ૦ ક્રિ૦ જુઓ ઉલ્લંઘવું (૨) લાંઘવું
**લંઘી** સ્ત્રી૦ રાજિયા ગાઈ કુટાવનારી (૨) જુઓ વડારણ
**લંઘો** પું૦ શરણાઈ વગાડવાનો ધંધો કરનાર
**લંઘ્ય** વિ૦ જુઓ લંઘનીય
**લંછાવું** અ૦ ક્રિ૦*
**લંપટ** વિ૦ લપટાઈ લટ્ટુ બની ગયેલું (૨) વ્યભિચારી; વિષયી
**લંપટતા** સ્ત્રી૦
**લંબ** વિ૦ (૨) પું૦ 'પર્પેન્ડીક્યુલર' (ગ.) (૨) વિ૦ લાંબું (૩) પું૦ ઓળંબો (૪) દરિયાનું પાણી માપવાની દોરી
**લંબક** પું૦ પરિચ્છેદ; અધ્યાય
**લંબકર્ણ** વિ૦ લાંબા કાનવાળું (૨) પું૦ ગધેડો
**લંબગોળ** વિ૦ (૨) પું૦ અંડાકાર; 'ઈલિપ્સોઇડ' (ગ.)
**લંબચોરસ** વિ૦ (૨) પું૦ 'રેક્ટેન્ગલ' (ગ.)
**લંબન** ન૦ લટકવું તે (૨) આલંબન; આશ્રય
**લંબરેખા** સ્ત્રી૦ લંબલીટી (ગ.) (૨) ઓળંબાની લીટી
**લંબવર્તુલ(-ળ)** ન૦ જુઓ લંબવૃત્ત
**લંબવું** સ૦ ક્રિ૦ લટકવું; વળગવું
**લંબવૃત્ત** ન૦ 'ઇલિપ્સ' (ગ.)
**લંબસંગમ** પું૦ 'ઑર્થોસેન્ટર' (ગ.)
**લંબાઈ** સ્ત્રી૦ લાંબાપણું (૨) તેનું માપ

**લંબાણુ** ન૦ જુઓ લંબાઈ
**લંબાવવું** સ૦ ક્રિ૦ લાંબું કરવું (૨) ઘણો વખત ચલાવવું
**લંબાવું** અ૦ ક્રિ૦ લાંબું થવું (૨) ઘણો વખત ચાલવું
**લંબૂશ(-સ)** વિ૦ સાધારણથી વધારે લાંબું કે ઊંચું
**લંબોચાઈ** સ્ત્રી૦ સીધી ઊંચાઈ
**લંબોદર** વિ૦ દુંદાળું (૨) પું૦ (સં.) ગણપતિ
**લાઇલાજ** વિ૦ નિરુપાય; લાચાર
**લાઇલાજી** સ્ત્રી૦ નિરુપાયપણું; લાચારી
**લાઓલાદ** વિ૦ વાંઝિયું
**લાકડફૂકડ** ન૦ લાકડાના ટુકડા વગેરે પરચૂરણ સામાન
**લાકડશી(-સી)** વિ૦ જુઓ લક્કડશી
**લાકડિયું** વિ૦ (૨) ન૦ જુઓ લક્કડિયું
**લાકડી** સ્ત્રી૦ સોટી; લાઠી
**લાકડું** ન૦ ઝાડનાં સૂકાં થડ, ડાળ વગેરે
**લાક્ષણિક** વિ૦ લક્ષણા સંબંધી; લક્ષણાથી સૂચિત થતું (૨) લક્ષણ સંબંધી; લક્ષણ સૂચવનારું; આખા વર્ગનું સૂચક
**લાક્ષણિકતા** સ્ત્રી૦
**લાક્ષા** સ્ત્રી૦ લાખ
**લાક્ષા(-ખા)ગૃહ** ન૦ લાખનું બનાવેલું ઘર
**લાક્ષારસ** પું૦ લાખનો રસ; અળતો
**લાખ** વિ૦ સો હજાર (૨) સ્ત્રી૦ ખાખરો પીપળો, બોરડી વગેરે પર થતા કીટાઓએ બનાવેલો પદાર્થ
**લાખપસાય** પું૦ (૨) સ્ત્રી૦*
**લાખપંચોતરી** પું૦ વધારીને વાત કહેનાર; લબાડી
**લાખવું** સ૦ ક્રિ૦ લાખવાળું કરવું; લાખ ચડાવવી
**લાખાગૃહ** ન૦ જુઓ લાક્ષાગૃહ
**લાખિયું** વિ૦ લાખનું બનાવેલું કે લાખેલું (૨) ન૦ લાખનું કંકણ
**લાખી** વિ૦ લાખ જેવા રંગવાળું (૨) લાખનું બનાવેલું (૩) ધનવાન; ઉદાર (૪) અસંખ્ય
**લાખું** ન૦ શરીર ઉપરનું જન્મથી પડેલું ચાઠું
**લાખેણું** વિ૦ પ્રતિષ્ઠિત; આબરૂદાર (૨) લાખ રૂપિયાનું; કીમતી
**લાખોટવું** સ૦ ક્રિ૦ લાખવું
**લાખોટું** વિ૦ લાખેલું
**લાગ** પું૦ તાકડો; દાવ; પ્રસંગ (૨) આધાર; ટેકણ (૩) યુક્તિ
**લાગટ** અ૦ સતત; ચાલુ
**લાગટું** ન૦ ગાઢો સંબંધ (૨) પરાયાં સ્ત્રીપુરુષનો સંબંધ
**લાગણી** સ્ત્રી૦ મનની વૃત્તિ (૨) દયા; સમભાવ
**લાગત** સ્ત્રી૦ થયેલું ખર્ચ; મૂળ કિંમત (૨) દાણ; જકાત
**લાગતુંવળગતું** વિ૦ કુટુંબી કે સંબંધી
**લાગભાગ** પું૦ સંબંધી તરીકેનો હિસ્સો
**લાગલાગટ** અ૦ સતત; ચાલુ
**લાગલું** અ૦ તરત જ
**લાગવું** સ૦ ક્રિ૦ સંબંધ કે સ્પર્શ થવો (૨) અથડાવું; ઝપટાવું; વાગવું (૩) વળગવું; બાઝવું (૪) દેખાવું; ભાસવું (૫) કિમ્મત પડવી (૬) લાગુ પડવું (૭) લાગણી કે અસર થવી (૮) અ૦ ક્રિ૦ સળગવું
**લાગુ** વિ૦ સંબંધ હોય તેવું; વળગેલું; લાગેલું (૨) બંધબેસતું; અનુકૂળ આવતું (૩) અ૦ ચાલુ; જારી
**લાગો** પું૦ દાપું; હકસાઈ (૨) કર; વેરો (૩) સંબંધ; સગપણ (૪) પીછો; કેડો
**લાઘવ** ન૦ લઘુતા (૨) ચપળતા; કુશળતા (૩) નાનમ (૪) ક્ષુલ્લકપણું (૫) તર્કનો એક ગુણ-થોડાથી ઘણાનો ખુલાસો થવો તે (તેથી ઊલટો ગૌરવદોષ છે) [પ્ર. શા.]
**લાચાર** વિ૦ નિરુપાય; વિવશ (૨) ગરીબ; દીન
**લાચારી** સ્ત્રી૦ લાચારપણું; વિવશતા
**લાછ** સ્ત્રી૦ લક્ષ્મી
**લાછવર** પું૦ પૈસાદાર પતિ (૨) શ્રીકૃષ્ણ
**લાછાકુંવર** પું૦ ધનવાનનો પુત્ર (૨) લાછવટ
**લાછાં** ન૦ બ૦ વ૦ પગને તળિયે તેમજ હથેળીમાં લીમડાનાં પાનથી છાશ છાંટી, તપાવેલો તાવેથો ઝડપથી વારંવાર ડામવો તે
**લાછો** પું૦ હીરની મોટી આંટી
**લાજ** સ્ત્રી૦ લજ્જા; શરમ (૨) મર્યાદા; મલાજો
**લાજ(-જિ)મ** વિ૦ ઘટિત; યોગ્ય

**લાજલજામણી** સ્ત્રી૦ શરમ; સંકોચ (૨) લજામણી
**લાજવું** અ૦ ક્રિ૦ શરમાવું
**લાજા** સ્ત્રી૦ ડાંગરની ધાણી
**લાજાહોમ** પું૦ લગ્નના વિધિ દરમ્યાન વરકન્યા વેદીમાં ડાંગર હોમે છે તે
**લાજાળી** સ્ત્રી૦ જુઓ લજામણી
**લાજાળું** વિ૦ શરમાળ
**લાજિમ** વિ૦ લાજમ; ઘટિત
**લાજુલાડી** વિ૦ શરમાળ (૨) સ્ત્રી૦ શરમાળ છોકરી
**લાટ** પું૦ (સં.) ભરૂચની આસપાસના પ્રદેશનું પ્રાચીન નામ (૨) પું૦ મોજો; તરંગ (૩) જથો (૪) સ્ત્રી૦ ઘાણીનું ઊભું લાકડું (૫) ધરી (૬) ચરખાની ધરી
**લાટબંધ** અ૦ જથાબંધ
**લાટાનુપ્રાસ** પું૦ ભિન્ન અન્વયવાળા સમાન અર્થના સમાન શબ્દોની આવૃત્તિ; એક શબ્દાલંકાર (કા. શા.)
**લાટી** સ્ત્રી૦ લાકડાંનું પીઠું
**લાટો** પું૦ મોજો; તરંગ (૨) સાબુ કે કોઈ ધાતુનો લાંબો ટુકડો
**લાઠી** સ્ત્રી૦ જાડી લાકડી; ડાંગ
**લાઠા** પું૦ બ૦ વ૦*
**લાડ** ન૦ હસાવી ખેલાવી રાજી રાખવું તે (૨) તેવું વર્તન કે ચેષ્ટા
**લાડકવાયું** વિ૦ જુઓ લાડવાયું
**લાડકાલાડુ** પું૦ બ૦ વ૦ જનોઈ કે લગ્ન વખતે સગાં તરફથી જે મીઠાઈ કે નાણું ભેટ આપવામાં આવે છે તે
**લાડકું** વિ૦ જુઓ લાડવાયું
**લાડઘેલું** વિ૦ ઘણા લાડથી વહી ગયેલું
**લાડણું(-લું)** વિ૦ જુઓ લાડવાયું
**લાડલાડુ** પું૦ બ૦ વ૦ જુઓ લાડકાલાડુ
**લાડલું** વિ૦ લાડણું; લાડકવાયું
**લાડવણ** સ્ત્રી૦ માનીતી સ્ત્રી
**લાડવાયું** વિ૦ લાડમાં ઊછરેલું; વહાલું
**લાડવું** અ૦ ક્રિ૦ લાડ કરવાં (૨) લાડમાં રિસાવું
**લાડવો** પું૦ લાડુ
**લાડસઘેલું** વિ૦ જુઓ લાડઘેલું
**લાડાલાડ** સ્ત્રી૦ લાડમાં રિસાવું તે
**લાડિયું** વિ૦ લાડવાયું (૨) ન૦ લાડવાયું છોકરું
**લાડી** સ્ત્રી૦ કન્યા (૨) નવી પરણેલી વહુ
**લાડીલું** વિ૦ (૨) ન૦ જુઓ લાડિયું
**લાડુ** પું૦ મોદક; એક મીઠી વાની
**લાડો** પું૦ વર (૨) લાડકવાયો છોકરો
**લાણી** સ્ત્રી૦ (લહાણી) કાપણી; લણણી
**લાત** સ્ત્રી૦ પગથી કરેલો આઘાત; પાટુ
**લાતી** સ્ત્રી૦ બંદર ઉપરની વખાર; કોઠી
**લાતો** પું૦*
**લાદ** સ્ત્રી૦ ઘોડાનું છાણ
**લાદવું** સ૦ ક્રિ૦ (ઊંટ, ગધેડાં વગેરેની પીઠ પર) સામાન ભરવો
**લાદી** સ્ત્રી૦ પથ્થરની પાતળી અને નાની તખતી (૨) ફરસબંધી
**લાધવું** સ૦ ક્રિ૦ પ્રાપ્ત થવું; મળવું (૨) અ૦ ક્રિ૦ જમીન સાથે વહાણનું ચોંટી અટકી પડવું
**લાનત** સ્ત્રી૦ લયાનત; શરમ
**લાપ(-પો)ટ** સ્ત્રી૦ તમાચો
**લાપટઝાપટ** સ્ત્રી૦ જુઓ ધોલધાપટ
**લાપ(-પો)ટિયું** ન૦ ગાલ સૂજી આવી થતું ગૂમડું
**લાપ(-પો)ટિયો** પું૦ જુઓ બુસટિયો
**લાપશી(-સી)** સ્ત્રી૦ કંસાર
**લાપી** સ્ત્રી૦ સફેતો અને બેલતેલની બનાવેલી લૂગદી
**લાપોટ** સ્ત્રી૦ લાપટ; તમાચો
**લાપોટિયું** ન૦ જુઓ લાપટિયું
**લાપોટિયો** પું૦ જુઓ લાપટિયો
**લાફાલાફ(-ફી)** સ્ત્રી૦ લાફાવેડા
**લાફાવેડા** પું૦ બ૦ વ૦ ઉડાઉપણું
**લાફો** પું૦ તમાચો (૨) ઉડાઉ માણસ (૩) બારીબારણાં બંધ કરવાનો લાકડાનો આડો કકડો; ભૂંગળ (૪) જુઓ નોંધ (અર્થક્રમાંક ૪)
**લાબડી** સ્ત્રી૦ એક પંખી-લાવરી
**લાબરું** વિ૦ સુકોમળ; નાજુક
**લાબું** ન૦ કુંવારનું પાન
**લાભ** પું૦ ફાયદો
**લાભકર(-તી)** વિ૦ લાભકારક

**લાભકારક** વિ૦ લાભ થાય તેવું
**લાભકારી** વિ૦ લાભકારક
**લાભવું** સ૦ ક્રિ૦ મળવું; પ્રાપ્ત થવું
**લાભાલાભ** પું૦ નફો અને નુકસાન
**લાભોજીલાભ** પું૦ તોળતાં પ્રથમ ધારણ વખતે બોલાતો શબ્દ (૨) ફડાકપણું
**લામણદીવો** પું૦ જુઓ રામણદીવો
**લામા** પું૦ ટિબેટનો વડો બૌદ્ધ આચાર્ય
**લાય** સ્રી૦ આગ (૨) બળતરા (૩) એક જાતનું રેશમી કાપડું
**લાયક** વિ૦ યોગ્ય (૨) લાયકાતવાળું (૩) અનુકૂળ
**લાયકી** સ્રી૦
**લાયકાત** સ્રી૦ યોગ્યતા; પાત્રતા
**લાયકી** સ્રી૦ લાયકાત; યોગ્યતા
**લાયરી** સ્રી૦ પતરાજી; શેખી; ડંફાસ
**લાયરીખોર** વિ૦ લાયરી કરનારું
**લાયલેપા** સ્રી૦ મુશ્કેલી; ત્રાસ
**લાર** સ્રી૦ લાંબી હાર
**લારી** સ્રી૦ રેલના પાટાપર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી
**લારું** ન૦ ઝાંખરું; લક્કું (૨) ધાડું; ટોળું
**લાલ** વિ૦ રાતા રંગનું (૨) પું૦ છેલ; રંગીલો બાંકો (૩) છોકરો (૪) સ્રી૦ માણેક (૫) લાલસા (૬) ન૦ એક પક્ષી
**લાલકસ્તૂરી** સ્રી૦ એક પક્ષી
**લાલઘૂમ** વિ૦ ખૂબ લાલ
**લાલચ** સ્રી૦ લલચાવું તે; લાલસા; લોભ (૨) લાલચમાં નાખે તેવી વસ્તુ; લાંચ
**લાલચટક** વિ૦ લાલચોળ
**લાલચુ** વિ૦ લાલચવાળું; લોભી
**લાલચોળ** વિ૦ લાલઘૂમ; ખૂબ રાતું
**લાલજી** પું૦ કૃષ્ણના બાળસ્વરૂપની મૂર્તિ
**લાલન** ન૦ લાડ લડાવવાં તે
**લાલનપાલન** ન૦ લાડમાં ઉછેરવું તે
**લાલપાલ** સ્રી૦ લાડ લડાવવાં તે
**લાલબાઈ** સ્રી૦ આગ; લાય
**લાલમતિયા** ન૦ એક પંખી
**લાલમલાલ** વિ૦ ખૂબ લાલ (૨) [લા.] ફાંકડું; મનોરંજક
**લાલશિર** ન૦ એક પંખી
**લાલસા** સ્રી૦ ઉત્કટ ઇચ્છા; તૃષ્ણા
**લાલસી** વિ૦ લાલચુ
**લાલા** પું૦ લહેરી, છેલ; ફક્કડ (૨) સ્રી૦ લાળ (૩) ન૦ એક ફૂલ–ગુલાલા
**લાલાઈ** સ્રી૦ છેલાઈ; રંગીલાપણું
**લાલાજી** પું૦ છેલ; ફક્કડ
**લાલાતાણ** સ્રી૦ અપમાન; નામોશી
**લાલામેહ** પું૦ એક પ્રકારનો પ્રમેહ
**લાલાશ** સ્રી૦ રતાશ
**લાલિત્ય** ન૦ લલિતપણું
**લાલિમા** સ્રી૦ લાલાશ
**લાલિયો** પું૦ ઢેડ
**લાલી** સ્રી૦ રતાશ (૨) ઘંટની જીભ–લોલક
**લાલો** પું૦ લાલ; ફાંકડો
**લાવણી** સ્રી૦ એક રાગ અથવા ઢાળ; લલકારાય એવી કવિતા (૨) સંગીતનો એક તાલ
**લાવણીપત્રક** ન૦ સરકારી લેણાનું આસામીવાર પત્રક
**લાવણ્ય** ન૦ સૌંદર્ય
**લાવણ્યમય** વિ૦ સુંદર
**લાવણ્યમયી** સ્રી૦ સુંદર સ્રી
**લાવરી** સ્રી૦ એક પંખી
**લાવરું** ન૦ કૂતરાનું ભસવું તે (૨) કૂતરાનું કરડવું તે
**લાવલશ્કર** ન૦ સરંજામ સાથેનું મોટું લશ્કર
**લાવવું** સ૦ ક્રિ૦ લઈ આવવું; આણવું
•**લાશ(–સ)** વિ૦ બરબાદ; પાયમાલ (૩) સ્રી૦ મડદું
**લાસરિયાપણું** ન૦ રસળાજી
**લાસરિયાવેડા** પું૦ બ૦ વ૦ લાસરિયાપણું
**લાસરિયું** વિ૦ રસળાજીવાળું; ઠામઠેકાણા વિનાનું
**લાસુ** વિ૦ લૂખું; ઘી કે ચીકટ વિનાનું (૨) ન૦ કઠોળ સિવાયનું અનાજ
**લાસ્ય** ન૦ સંગીત સાથેનું નૃત્ય
**લાહ** સ્રી૦ જુઓ લાય (૨) ભૂખ
**લાહી** સ્રી૦ ઘઉંના લોટની ખેળ
**લાળ** સ્રી૦ મોઢાનો ચીકણો પ્રવાહી

**લાળિયું** વિ૦ ઘણી લાળ પડતી હોય તેવું (છોકરું) (૨) ન૦ કણુ ભરાતું કણુસલું (૩) લાળથી બદન પલળે નહિ તે માટે બાળકને ગળે બંધાતું કપડું (૪) રાંધેલા વાસી અન્નમાં થતા લાળ જેવા જંતુ

**લાળી** સ્ત્રી૦ કાનની નીચે લબડતી ચામડી (૨) લાલી; ઘંટની જીભ

**લાળો** પું૦ અંગારો

**લાંક** પું૦ વાંક; મરોડ

**લાંગ** પું૦ વટાણા જેવું એક કઠોળ

**લાંગર** ન૦ લંગર

**લાંગરવું** સ૦ ક્રિ૦ જુઓ લંગારવું

**લાંગૂલ** ન૦ પૂંછડું

**લાંઘ,૦ણ** ન૦ લાંઘો; ઉપવાસ

**લાંઘણી** સ્ત્રી૦ ગાડીના ધૂંસરા નીચે મૂકવાની ઘોડી

**લાંઘણું** ન૦ દેણદાર દેવું પતાવે ત્યાં સુધી લેણદારે એને બારણે ભૂખ્યા તરસ્યા બેસી રહેવું તે

**લાંઘવું** અ૦ ક્રિ૦ લાંઘણ કરવું

**લાંઘો** પું૦ લાંઘણ; ઉપવાસ (૨) લાંઘણું

**લાંચ** સ્ત્રી૦ અમલદાર કે સત્તાધારીની અઘટિત કામગીરી માટે અપાતી કે લેવાતી રકમ

**લાંચખાઉ** વિ૦ લાંચિયું

**લાંચખોર** વિ૦ લાંચખાઉ; લાંચિયું

**લાંચવું** અ૦ ક્રિ૦ નમી જવું; વાંકા વળવું

**લાંચિયું** વિ૦ લાંચ લેનારું

**લાંચું** વિ૦ કમી; ઓછું

**લાંછન** ન૦ ડાઘ; કલંક (૨) ચિહ્ન

**લાંછિત** વિ૦ લાંછનવાળું

**લાંછું** ન૦ જુઓ લાંછન

**લાંઝો** પું૦ વાંધો; હરકત

**લાંઠ** વિ૦ ખંધું; શઠ (૨) ગાંઠે નહિ તેવું; તોફાની

**લાંઠાઈ** સ્ત્રી૦ લુચ્ચાઈ; શઠતા

**લાંઠિયું** વિ૦ જુઓ લાંઠ

**લાંપડિયાળ** વિ૦ (૨) સ્ત્રી૦ *

**લાંપડું** ન૦ સૂકું કે ચીમળાયેલું નાનું ઘાસ

**લાંપી** સ્ત્રી૦ જુઓ લાપી

**લાંબ** સ્ત્રી૦ યાદદાસ્ત (૨) સ્મૃતિ; ફામ

**લાંબડી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**લાંબબાત** પું૦ આગલા વર્ષના ડાંગરના છોડ

**લાંબી** સ્ત્રી૦ લાંબ (૨) લાંપી

**લાંબીટૂંકી** સ્ત્રી૦ એલફેલ (૨) તકરાર; પંચાત

**લાંબું** વિ૦ લંબાઈ, વિસ્તાર, સમય વગેરેમાં ઘણું

**લાંશવું** ન૦ વિભાગ; હિસ્સો (૨) ભાગિયાઓના ભાગ વહેંચવા નાખવામાં આવતી ચિઠ્ઠી

**લાંભું** ન૦ જુઓ લાંભલું

**લિખિત** વિ૦ લખેલું

**લિખિતંગ** વિ૦ 'લખનાર' એ અર્થમાં કાગળ લખવામાં વાપરે છે

**લિજ્જત** સ્ત્રી૦ જુઓ લહેજત

**લિજ્જતદાર** વિ૦ જુઓ લહેજતદાર

**લિપિ(-પી)** સ્ત્રી૦ ભાષાના વર્ણો લખવાની રીત

**લિપ્ત** વિ૦ લીંપાયેલું; ખરડાયેલું (૨) આસક્ત; ફસેલું

**લિપ્સા** સ્ત્રી૦ મેળવવાની ઇચ્છા (૨) લાલસા; કામના

**લિબાસ** પું૦ પોશાક

**લિલવટ** ન૦ કપાળ

**લિલામ** ન૦ હરાજી

**લિસોટી** સ્ત્રી૦ નાની લીટી કે ઉઝરડો

**લિસોટો** પું૦ મોટી લિસોટી

**લિહાજ** પું૦ વિવેક; અદબ

**લિંગ** ન૦ ચિહ્ન (૨) જાતિ (વ્યા.) (૩) સાધન; હેતુ (પ્ર. શા.) (૪) મહાદેવની મૂર્તિ (૫) પુરુષની ઇંદ્રી (૬) લિંગદેહ

**લિંગદેહ** પું૦ જીવાત્માનું સૂક્ષ્મ શરીર

**લિંગાનુશાસન** ન૦ વ્યાકરણમાં જાતિના નિયમો

**લિંગાયત** પું૦ કોટમાં શિવલિંગ રાખનાર શિવભક્ત

**લિંગી** વિ૦ લિંગવાળું

**લિંબણ** સ્ત્રી૦ લિંબુનું ઝાડ

**લિંબુ** ન૦ એક ખાટું ફળ

**લિંબોઈ** સ્ત્રી૦ જુઓ લિંબણ

**લીક** સ્ત્રી૦ લીટી (૨) હદ

**લીખ** સ્ત્રી૦ જૂનાં ઈંડાં

**લીખિયું** ન૦ લીખ કાઢવાની ઝીણા દાંતાની કાંસકી

**લીટી** સ્ત્રી૦ પહોળાઈ વગરની રેખા (૨) હાર; ઓળ (૩) પદ; કડી (૪) લીક; હદ

**લીટો** પું૦ જાડી લીટી (૨) છેકો

**લીદ** સ્ત્રી૦ લાદ

**લીધરું** વિ૦ લબાચિયું; ચીંથરિયું
**લીધે** અ૦ તેથી; તેટલા માટે; કારણે
**લીન** વિ૦ લય પામેલું (૨) ગરક; તલ્લીન
**લીપણ** ન૦ જમીન ઉપર કરેલો છાણમાટીનો લેપ
**લીપવું** સ૦ ક્રિ૦ છાણમાટીની ગારનો લેપ કરવો
**લીમડી** સ્ત્રી૦ લીમડાની એક જાત
**લીમડો** પું૦ એક ઝાડ
**લીર** સ્ત્રી૦*
**લીરો** પું૦ (કા.) લૂગડાનો લાંબો કકડો; ચીરો
**લીલ** સ્ત્રી૦ અંધિયાર પાણીમાં કે તેવી જગામાં થતી લીલી ચીકણી વનસ્પતિ (૨) ઊલ
**લીલછોયું** વિ૦ લીલું (૨) લીલી છાલનું
**લીલઝામું** ન૦ વાગવાથી થયેલું લીલું ચાઠું
**લીલમ** ન૦ લીલા રંગનું એક રત્ન
**લીલવણ** ન૦ લીલું શાક; લીલોતરી
**લીલવણી** સ્ત્રી૦ લીલવણ
**લીલવો** પું૦ લીલા કઠોળનો દાણો
**લીલા** સ્ત્રી૦ ક્રીડા; ખેલ (૨) અદ્ભુત ખેલ (૩) અવતારે કરેલાં કામ (૪) તેનું નાટક
**લીલાગર** સ્ત્રી૦ ભાંગ
**લીલાણ** ન૦ લીલોતરીવાળો પ્રદેશ
**લીલાશું** ન૦ જુઓ લીલઝામું
**લીલાલહેર** સ્ત્રી૦ આનંદ; સુખ (૨) આબાદી
**લીલાવતાર** પું૦ લીલા ખાતર વિષ્ણુએ લીધેલો અવતાર
**લીલાવતી** સ્ત્રી૦ એક છંદ (૨) એક રાગિણી (૩) [સં] પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રી ભાસ્કરાચાર્યની પુત્રી (૪) [સં.] ગણિત (ભાસ્કરાચાર્યનું)
**લીલાશ** સ્ત્રી૦ લીલાપણું
**લીલાંપાણી** ન૦ ઘૂંટેલી ભાંગનું પેય
**લીલીઘોડી** સ્ત્રી૦ ભાંગ (૨) ભાંગનો કેફ
**લીલીપીઠ** સ્ત્રી૦ શાકબજાર
**લીલીસૂકી** સ્ત્રી૦ સુખ અને દુઃખ; ચડતીપડતી
**લીલું** વિ૦ કાચી કેરીના રંગનું (૨) ભીનું (૩) રસવાળું; તાજું (૪) ખૂબ પૈસાદાર
**લીલુંછમ** વિ૦ ખૂબ લીલું
**લીલુંપીળું** વિ૦ અતિશય ક્રોધાયમાન
**લીલોતરી** સ્ત્રી૦ તાજી લીલી વનસ્પતિ (૨) ભાજીપાલો; તાજું શાક
**લીશરા** ન૦ એક પક્ષી
**લીસું** વિ૦ ખરબચડું નહિ તેવું; સુંવાળું; સરકણું
**લીહ(-હી)** સ્ત્રી૦ લીટી (૨) હદ
**લીંટ** ન૦ નાકનો ચીકણો મળ
**લીંટિયું** વિ૦ વારેવારે લીંટ આવ્યા કરતું હોય તેવું
**લીંડી** સ્ત્રી૦ ગોળીના આકારની અઘાર (ઉંદર-બકરી વગેરેની)
**લીંડીપીપર** સ્ત્રી૦ લાંબી પીપર
**લીંડું** ન૦ ગરગોળા જેવો કઠણ મળ (ઊંટ, ગધેડાં વગેરેનો)
**લીંપણ** ન૦ જુઓ લીપણ
**લીંપવું** સ૦ ક્રિ૦ જુઓ લીપવું
**લીંબડી** સ્ત્રી૦ જુઓ લીમડી
**લીંબડો** પું૦ લીમડો
**લીંબણ** સ્ત્રી૦ જુઓ લિંબણ
**લીંબુ** ન૦ લિંબુ
**લીંબોઈ** સ્ત્રી૦ જુઓ લિંબોઈ
**લીંબોળી** સ્ત્રી૦ લીમડાનું ફળ
**લુગત** ન૦ શબ્દકોશ
**લુગાઈ** સ્ત્રી૦ સ્ત્રી; બૈરી
**લુગાવ** સ્ત્રી૦*
**લુચ્ચાઈ** સ્ત્રી૦ લુચ્ચાપણું
**લુચ્ચું** વિ૦ કપટી; ઢોંગી (૨) ખંધું; પક્કું (૩) વ્યભિચારી
**લુછણિયું** ન૦ લૂછવાનું કપડું; અંગૂછો
**લુટણિયું** વિ૦ લૂંટ પાડનારું; લૂંટી જાય તેવું
**લુટાઉ** વિ૦ લૂંટનું (૨) નંખાણિયાતું
**લુટારુ(-રો)** પું૦ લૂંટનારો; ધાડપાડુ
**લુટાવવું** સ૦ ક્રિ૦ 'લૂંટવું'નું પ્રેરકરૂપ
**લુટાવું** અ૦ ક્રિ૦ 'લૂંટવું'નું કર્મણિરૂપ
**લુણારી** સ્ત્રી૦ વરને માથે લૂણ ઉતારનારી
**લુપ્ત** વિ૦ લોપાયેલું; નાશ પામેલું
**લુપ્તોપમા** સ્ત્રી૦ (ઉપમાન, ઉપમેય, સામાન્ય ધર્મ અને વાચક શબ્દ એ ચાર અંગમાંથી) ખૂટતા અંગવાળી ઉપમા
**લુબ્ધ** વિ૦ લોભિયું; લાલચુ (૨) લોભાયેલું; મોહિત
**લુબ્ધક** પું૦ શિકારી
**લુબ્ધા** સ્ત્રી૦ લોભ; આતુરતા
**લુબ્ધાવું** અ૦ ક્રિ૦ લોભાવું; લલચાવું
**લુશ(-સ)લુશ(-સ)** અ૦ વગર ચાવ્યે; ઝટઝટ (ખાવું તે)

**લુહાર** પું૦ લોઢું ઘડવાનો ધંધો કરનાર એક જ્ઞાતિનો આદમી

**લુંગી** સ્ત્રી૦ હજામત કરાવતી વખતે ખોળામાં પાથરવાનો કકડો (૨) કાછડી વાળ્યા વગર કેડે વીંટવાનું વસ્ત્ર

**લુંચન** ન૦ વાળ ટૂંપી નાખવા તે

**લુંચિત** વિ૦ લુંચન કરેલું

**લુંડી** સ્ત્રી૦ દોડતાં દોડતાં એકદમ પાછા ફરવું તે

**લૂ** સ્ત્રી૦ ઉનાળાના ગરમ પવનનો ઝપાટો (૨) તેનાથી થતો રોગ

**લૂઓ** પું૦ વણવા માટે લીધેલો કણકનો નાનો ગોળો

**લૂખ** સ્ત્રી૦ જુઓ લૂ

**લૂખરી** સ્ત્રી૦ ખૂજલી

**લૂખસ** સ્ત્રી૦ ચામડીનો એક રોગ; ખૂજલી

**લૂખિયું** ન૦ માટીની ચૂંગી

**લૂખું** વિ૦ ચીકટ વિનાનું (૨) રસ વિનાનું (૩) નિર્ધન; ખાલી

**લૂખૂંપા(-પૂ)ખું** વિ૦ લૂખું

**લૂગડાંબોળ** અ૦ પહેરેલાં લૂગડાં પણ પલાળીને (૨) ન૦ તેવું સ્નાન

**લૂગડાંલત્તાં** ન૦ બ૦ વ૦ લૂગડાં ને તેવી બીજી વસ્તુઓ

**લૂગડું** ન૦ વસ્ત્ર (૨) સાલ્લો

**લૂગદી** સ્ત્રી૦ પ્રવાહી સાથે ઘૂંટીને બનાવેલો લોંદો

**લૂછણું** ન૦ લુછણિયું

**લૂછવું** સ૦ ક્રિ૦ લૂગડું ઘસી સાફ કરવું; લોહવું

**લૂટ** સ્ત્રી૦ લૂટવું તે (૨) લૂટેલો માલ

**લૂટફાટ** સ્ત્રી૦ લૂટવું તે

**લૂટવું** સ૦ ક્રિ૦ બળાત્કારે હરી લેવું; ઝૂંટવી લેવું

**લૂટાલૂટ** સ્ત્રી૦ અનેક વસ્તુઓની કે અનેક સ્થળે લૂટફાટ મચી રહેવી તે

**લૂઠવું** અ૦ ક્રિ૦ ગબડવું; આળોટવું

**લૂણ** ન૦ મીઠું; નિમક

**લૂણિયાં** ન૦ બ૦ વ૦ મીઠું ચડાવેલાં ચીરિયાં

**લૂણપાણી** ન૦ મીઠાવાળું પાણી (રોટલા ઘડવાનું)

**લૂણહરામ** વિ૦ નિમકહરામ

**લૂણહરામી** સ્ત્રી૦ નિમકહરામી

**લૂણહલાલ** વિ૦ નિમકહલાલ

**લૂણહલાલી** સ્ત્રી૦ નિમકહલાલી

**લૂણી** સ્ત્રી૦ એક ભાજી

**લૂણો** પું૦ ભીનાશથી ઈંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી છારી

**લૂમ** સ્ત્રી૦ ફળનું ઝૂમખું

**લૂમખું** ન૦ ઝૂમખું; મોટી લૂમ

**લૂમખો** પું૦ લૂમખું

**લૂમઝૂમ** સ્ત્રી૦ લૂમખું (૨) અ૦ ભપકાબંધ

**લૂમવું** અ૦ ક્રિ૦ લટકવું (૨) નમી જવું (૩) ખૂબ પ્રયત્ન કરવો

**લૂલરી** સ્ત્રી૦+ દાસી

**લૂલવવું** સ૦ ક્રિ૦ (કા.)*

**લૂલવું** અ૦ ક્રિ૦ (કા.)*

**લૂલી** સ્ત્રી૦ જીભ

**લૂલું** વિ૦ લંગડું; ખોડું (૨) અશક્ત; નિર્બળ

**લૂંટ** સ્ત્રી૦ જુઓ લૂટ

**લૂંટણિયું** વિ૦ જુઓ લુટણિયું

**લૂંટફાટ** સ્ત્રી૦ જુઓ લૂટફાટ

**લૂંટવું** સ૦ ક્રિ૦ જુઓ લૂટવું

**લૂંટાઉ** વિ૦ જુઓ લુટાઉ

**લૂંટારુ(-રો)** પું૦ જુઓ લુટારુ

**લૂંટાલૂંટ** સ્ત્રી૦ જુઓ લૂટાલૂટ

**લૂંટાવવું** સ૦ ક્રિ૦ જુઓ લુટાવવું

**લૂંટાવું** અ૦ ક્રિ૦ જુઓ લુટાવું

**લૂંઠ** વિ૦ જબરું; લાંઠ (૨) પું૦ લોંઠો

**લૂંઠવું** અ૦ ક્રિ૦ જુઓ લૂઠવું

**લૂંડાઈ** સ્ત્રી૦ લૂંડાપણું

**લૂંડી** સ્ત્રી૦ દાસી; ગુલામડી

**લૂંડો** પું૦ દાસ; ગુલામ

**લૂંબ** સ્ત્રી૦ જુઓ લૂમ

**લૂંબવું** અ૦ ક્રિ૦ જુઓ લૂમવું

**લેખ** પું૦ લખેલું તે; લખાણ (જેમકે શિલાલેખ; વિધિના લેખ) (૨) ખત; કરારનું લખાણ (૩) ટૂંકો નિબંધ

**લેખક** પું૦ લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર

**લેખણ(-ણી,-ની)** સ્ત્રી૦ કલમ

**લેખન** ન૦ લખવું તે

**લેખનકલા(-ળા)** સ્ત્રી૦ લખવાની કળા

**લેખનપદ્ધતિ** સ્ત્રી૦ લખવાની રીત; ઇબારત

**લેખનસામગ્રી** સ્ત્રી૦ લખવાનો સામાન

**લેખની** સ્ત્રી૦ જુઓ લેખણ
**લેખપત્ર** પું૦; ન૦ કરાર; દસ્તાવેજ
**લેખવવું** સ૦ ક્રિ૦ હિસાબમાં લેવું; ગણકારવું
**લેખવું** સ૦ ક્રિ૦ જુઓ લેખવવું
**લેખા** સ્ત્રી૦ લીટી; રેખા
**લેખાવટિયો** પું૦ જોશી; ગણક (૨) ચોપડા લખનારો
**લેખિકા** સ્ત્રી૦ સ્ત્રી લેખક
**લેખિની** સ્ત્રી૦ લેખણ
**લેખી** વિ૦ લખાણના રૂપમાં હોય એવું (૨) અ૦ લખીને
**લેખું** ન૦ મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી; હિસાબ (૩) ગજું
**લેખે** અ૦ હિસાબે; પ્રમાણે (૨) પ્રીત્યર્થે; વાસ્તે
**લેજીમ** સ્ત્રી૦ કસરતનું એક સાધન
**લેટવું** અ૦ ક્રિ૦ આળોટવું
**લેણ** વિ૦ 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ) (૨) ન૦ લેણું; લેવાનું તે (૩) સ્ત્રી૦ જુઓ લેંટ
**લેણદાર** પું૦ લેણાવાળો
**લેણદેણ** સ્ત્રી૦ લેવડદેવડનો સંબંધ (૨) લેણાદેણી
**લેણાદેણી** સ્ત્રી૦ પૂર્વજન્મનું માગતું આપવાનું કે લેવાનું હોય તેવો સંબંધ; ઋણાનુબંધ (૨) લેવડદેવડનો સંબંધ
**લેણિયાત** પું૦ લેણદાર; લેણાવાળો
**લેણું** ન૦ આપેલું પાછું લેવાનું તે (૨) આગલા જન્મનું લેણું હોય તેવો સારો સંબંધ
**લેતાણ** સ્ત્રી૦ લેમેલ; હાયવોય; ગભરામણ
**લેપ** પું૦ ઢીલા પદાર્થનો પાતળો થર; ખરડ (૨) ખરડ કરવાનો ઢીલો પદાર્થ
**લેપક** પું૦ લેપ કરનારો
**લેપડી** સ્ત્રી૦ દરદ ઉપર લગાડવાની કે મૂકવાની લૂગદી
**લેપડુ** વિ૦ ગળેપડુ
**લેપડું** ન૦ મોઈ ન ઊડવાથી તેને સોંયસરસો ડંડો મારવો તે
**લેપડો** પું૦ પોપડો; થર
**લેપન** ન૦ લેપ કરવો તે
**લેપવું** સ૦ ક્રિ૦ ચોપડવું; થથેડવું (૨) વળગવું; ચોટવું (૩) ઢાંકવું
**લેફો** પું૦ વળગેલો કાદવનો લોંદો (પગ; જોડા વગેરેને)
**લેબાસ** પું૦ પોશાક; પહેરવેશ
**લેભાગુ** વિ૦ લઈને નાસી જનારું (૨) અહીં-તહીંથી પારકું લઈને પોતાનું બતાવનારું
**લેમેલ** સ્ત્રી૦ વારંવાર લેવું અને મૂકવું તે (ઉતાવળના ગભરાટમાં) (૨) મરવાની તૈયારી; શ્વાસ લેવાનો વખત (૩) તેવો ગભરાટ કે મૂંઝવણ
**લેલતુલકાદર** સ્ત્રી૦ એક પવિત્ર રાત્રિ, જ્યારે ભક્તિ કરવામાં આવે તો તેનું પુણ્ય ૧૦૦૦ મહિનાની ભક્તિ જેટલું ગણાય છે
**લેરખું** ન૦ જુઓ લમખું
**લેલાર** વિ૦ ઘણું; અતિશય
**લેલી** સ્ત્રી૦ એક જાતનું પંખી
**લેલીમજનું** વિ૦ બેહાલ; દુર્બળ
**લેલું** ન૦ કોલ પાથરવાનું કડિયાનું ઓજાર
**લેલૂ(-લું)ટ** વિ૦ લેવાલૂંટવાની છૂટ હોય એવું; નધણિયાતું (૨) લખલૂટ; અતિશય
**લેલૂર** વિ૦ ઊંઘે ઘેરાયેલું (૨) જુઓ લેલાર
**લેલૂશ** સ્ત્રી૦ ઉતાવળ
**લેલૂંટ** વિ૦ જુઓ લેલૂટ
**લેલો** પું૦ લેલું
**લેવટા(-ટી)** સ્ત્રી૦ એક નાની માછલી
**લેવટાં** ન૦ બ૦ વ૦ નાનાં માછલાં
**લેવટી** સ્ત્રી૦ જુઓ લેવટા
**લેવડ** સ્ત્રી૦ ઉધાર લેવાનો વ્યવહાર
**લેવડદેવડ** સ્ત્રી૦ ઊછીનું લેવાઆપવાનો સંબંધ
**લેવાદેવા** પું૦; સ્ત્રી૦ આપવાલેવાનો કે બીજી કોઈ પણ જાતનો સંબંધ
**લેવાવું** અ૦ ક્રિ૦ 'લેવું'નું કર્મણિરૂપ (૨) [શરીરનું] સુકાવું; ફિક્કું પડવું (૩) ખસિયાણા પડવું; શરમાવું
**લેવું** સ૦ ક્રિ૦ ગ્રહણ કરવું; સ્વીકારવું (૨) ખરીદવું (૩) ધમકાવવું
**લેવુંદેવું** ન૦ જુઓ લેણદેણ
**લેશ** વિ૦ જરાક (૨) પું૦ અણુ; બહુ જ થોડો ભાગ (૩) એક અર્થાલંકાર, જેમાં ગુણને દોષરૂપ અને દોષને ગુણરૂપ વર્ણવ્યો હોય છે (કા. શા.)

**લેશમાત્ર** વિ૦ બહુ જ થોડું (૨) અ૦ જરાક પણ
**લેસ** સ્ત્રી૦ જરીની કિનાર
**લેહુ** ન૦ એક પંખી
**લેહ્ય** વિ૦ ચાટવાયોગ્ય; ચટાય એવું (૨) ન૦ ચાટણ
**લેંકવું** અ૦ ક્રિ૦ ઝૂલવું
**લેંઘાવું** અ૦ ક્રિ૦ જરાક ખોડાવું; લંગડાવું
**લેંધી** સ્ત્રી૦ બાળકની સૂંથણી
**લેંધું** વિ૦ જરાક ગાંડા જેવું; દાધારંગું
**લેંઘો** પું૦ મોટું સૂંથણું; ચોરણો
**લેંચી** સ્ત્રી૦ પાતળી મોટી રોટલી
**લેંડ** સ્ત્રી૦ ગિલ્લીદંડાની રમતમાં વકટ પછીનો દાવ
**લોક** પું૦ જનતા; જનસમૂહ (૨) વર્ગ; જાતિ (૩) કર્મફળ ભોગવવાનાં માનેલાં જુદાંજુદાં સ્થાન કે જગત (ઉદા૦ સ્વર્ગલોક; બ્રહ્મલોક)
**લોકકથા** સ્ત્રી૦ લોકોમાં પ્રચલિત વાત (૨) દંતકથા
**લોકકલ્યાણ** ન૦ લોકનું ભલું
**લોકચર્ચા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી વાત
**લોકત્રય** ન૦ ત્રિભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ)
**લોકધર્મ** પું૦ લોકોમાં પ્રચલિત ધાર્મિક માન્યતા અને આચાર
**લોકનાયક** પું૦ લોકોનો નાયક; આગેવાન
**લોકપાલ(-ળ)** પું૦ જુઓ દિક્પાલ
**લોકપ્રિય** વિ૦ લોકોને પ્રિય
**લોકપ્રિયતા** સ્ત્રી૦
**લોકમત** પું૦ લોકોનો મત
**લોકમાન્ય** વિ૦ લોકોમાં માન પામેલું; લોકોએ સ્વીકારેલું
**લોકલજ્જા** સ્ત્રી૦ લોકલાજ
**લોકલાગણી** સ્ત્રી૦ લોકોની લાગણી
**લોકલાજ** સ્ત્રી૦ લોકોમાં નઠારું કહેવાવાનો ડર
**લોકવાયકા** સ્ત્રી૦ લોકોમાં ચાલતી વાત; અફવા
**લોકવાર્તા** સ્ત્રી૦ જુઓ લોકવાયકા
**લોકશાસન** ન૦ લોકો દ્વારા ચાલતું રાજ્ય 'ડેમોક્રસી'
**લોકશાહી** સ્ત્રી૦ લોકશાસન
**લોકશિક્ષણ** ન૦ જનસમૂહની કેળવણી
**લોકસત્તા** સ્ત્રી૦ લોકોની સત્તા
**લોકસત્તાક** વિ૦ લોકસત્તાવાળું; પ્રજાસત્તાક
**લોકસત્તાવાદ** પું૦ લોકશાસનનો વાદ; 'ડેમોક્રસી'
**લોકસત્તાવાદી** વિ૦ (૨) પું૦ લોકસત્તાવાદમાં માનનાર
**લોકસંગીત** ન૦ (શાસ્ત્રથી અનિયંત્રિત એવું) આમપ્રજાનું સંગીત
**લોકસંગ્રહ** પું૦ લોકહિત; લોકકલ્યાણ
**લોકસાહિત્ય** ન૦ લોકોમાં પ્રચલિત કથાવાર્તા કે કવિતારૂપી સાહિત્ય
**લોકહિત** ન૦ લોકોનું હિત
**લોકાઈ** સ્ત્રી૦ પરાયાપણું; પારકા માણસ જેવો વ્યવહાર
**લોકાચાર** પું૦ લોકમાં ચાલતો વ્યવહાર કે રૂઢિ
**લોકાપવાદ** પું૦ લોકમાં નઠારું કહેવાવું તે
**લોકાયત** વિ૦ (૨) પું૦ નાસ્તિક (૨) ન૦ ચાર્વાકદર્શન
**લોકાયતવાદ** પું૦ નાસ્તિકવાદ
**લોકીત** સ્ત્રી૦ ખરખરો; કાણ
**લોકોક્તિ** સ્ત્રી૦ કહેવત
**લોકોત્તર** વિ૦ અલૌકિક; અસાધારણ
**લોખંડ** ન૦ લોઢું
**લોખંડી** વિ૦ લોખંડનું બનાવેલું (૨) ઘણું મજબૂત
**લોચ** પું૦ માથાના વાળ પોતાને હાથે ચૂંપી કાઢવા તે (જૈન) (૨) ન૦ આંસુ
**લોચક** ન૦ લોચો; ગોળો; પિંડ (૨) સુતારનું એક ઓજાર (૩) કાજળ (૪) સાપની કાંચળી
**લોચન** ન૦ ચૂંપણું (૨) લૂંટી લેવું તે (૩) આંખ
**લોચના** સ્ત્રી૦ લોચવું તે; ઝંખના; તલસાટ
**લોચવું** સ૦ ક્રિ૦ લોથવું; એંચનીથી આમતેમ આળોટવું (૨) તલસવું
**લોચો** પું૦ લોંદો; લચકો (૨) ડૂચો; ડબૂચો (૩) ગરબડ; ગોટાળો (૪) વાંધો; તકરાર
**લોટ** પું૦ બારીક ભૂકો; આટો
**લોટકું** ન૦ ચડવો; લોટું
**લોટણ(-ન)** ન૦ લોટવું–આળોટવું તે (૨) એક જાતનું કબૂતર
**લોટણિયું** વિ૦ લોટયા કરે તેવું
**લોટપોટ** વિ૦ લોથપોથ (૨) ગોટપોટ

**લોટવું** અ૰ ક્રિ૰ આળોટવું (૨) સૂવું (૩) ગબડવું; ગુલાંટ ખાવી
**લોટિયું** વિ૰ લોટાના તળિયા જેવું; બોડુંશેડું (૨) ન૰ ઘંટીમાંથી લોટ વાળવાનું લૂગડું
**લોટિયો** પું૰ વહોરો
**લોટી** સ્ત્રી૰ નાનો લોટો
**લોટો** પું૰ જુઓ કળશિયો
**લોઢ** પું૰ પાણીનું મોજું (૨) હિંડોળો (૩) તાપથી ઓગળીને બાઝેલો માટીનો ગઠ્ઠો (૪) લોઢાનો લઠ્ઠો (૫) [લા.] વાંધો; તકરાર
**લોઢવું** સ૰ ક્રિ૰ ચરખાથી પીલવું (કપાસને)
**લોઢાં** ન૰ બ૰ વ૰ લોઢાનાં ઓજારો
**લોઢી** સ્ત્રી૰ લોઢાની તવી
**લોઢું** ન૰ એક ધાતુ; લોખંડ
**લોથ** સ્ત્રી૰ લાશ; મડદું (૨) [લા.] ઉપાધિ; પીડા; (૩) વિ૰ તદ્દન થાકી ગયેલું (૪) મૂર્ખ; ઠોઠ (૫) નરસું; નકામું
**લોથડી** સ્ત્રી૰ ભૂંગરેટમાં શેકેલી ભાખરી
**લોથપોથ** વિ૰ તદ્દન થાકી ગયેલું
**લોથવું** અ૰ ક્રિ૰ બેચેનીમાં આમતેમ આળોટવું
**લોથારવું** સ૰ ક્રિ૰ (કા.) મારવું; ધોકાવવું
**લોથિયું** વિ૰ માલ વગરનું; નકામું (૨) ન૰ કૂતરાનું બચકું
**લોથો** પું૰ (કા.) જુવારનું કણસલું
**લોદવું** સ૰ ક્રિ૰ ગૂંદીને લોંદા જેવું બનાવવું
**લોધ** સ્ત્રી૰ એક ઝાડ
**લોધર** પું૰ એક જાતનું ઝાડ (૨) બાટ; પુષ્કળ તેલ નાંખીને બાફેલો લોટ
**લોધવું** સ૰ ક્રિ૰*
**લોધી** સ્ત્રી૰ પઠાણોની એક જાતિ
**લોધો** પું૰ લાંબો અને મજબૂત બાંધાનો માણસ (૨) ઘાસ વેચતી એ નામની એક જાતનો માણસ
**લોપ** પું૰ લુપ્ત થવું તે; નાશ પામવું તે (૨) દેખાતા બંધ થવું તે
**લોપક** વિ૰ લોપ કરનારું
**લોપડચોપડ** વિ૰ ખૂબ ઘી કે તેલવાળું (૨) [લા.] અતિશયોક્તિવાળું (૩) ન૰ શોકટ; ઘી, તેલ વગેરે (૪) [લા.] અતિશયોક્તિ (૫) ખુશામત
**લોપવું** સ૰ ક્રિ૰ ઉલ્લંઘવું; ન માનવું
**લોપરી** સ્ત્રી૰ લેપડી; થપોલી
**લોપા,૦મુદ્રા** સ્ત્રી૰ (સં.) અગસ્ત્ય ઋષિની પત્ની
**લોબ** સ્ત્રી૰ ચાદદાસ્તી
**લોબડી(-રી)** સ્ત્રી૰ બારીક ઊનની કામળી કે ઓઢણી
**લોબાન** પું૰ એક વૃક્ષનો ગુંદર (ધૂપ કે ઔષધિના કામમાં આવે છે)
**લોભ** પું૰ લાલચ; તૃષ્ણા
**લોભન** વિ૰ જુઓ લોભામણું (૨) ન૰ પ્રલોભન
**લોભામણું** વિ૰ લલચાવે તેવું
**લોભાવવું** સ૰ ક્રિ૰ 'લોભાવું'નું પ્રેરકરૂપ
**લોભાવું** અ૰ ક્રિ૰ લોભમાં પડવું; લલચાવું
**લોભિત** વિ૰ લોભાયેલું
**લોભિયું** વિ૰ લોભવાળું; લોભી
**લોભી** વિ૰ લોભિયું; લોભવાળું
**લોમ** પું૰; ન૰ વાળ; રૂવું; રોમ
**લોમડી** સ્ત્રી૰ જુઓ લોખરી
**લોમવિલોમ** વિ૰ ઊલટુંસૂલટું (૨) અનિશ્ચિત
**લોમશ** વિ૰ ખૂબ તેમજ મોટાં લોમવાળું
**લોલ** વિ૰ ચંચળ (૨) સુંદર (૩) આતુર (૪) ન૰ ગરબાની લીટીને છેડે આવતો શબ્દ
**લોલક** ન૰ લટકતી અને ઝૂલતી વસ્તુ (જેમકે ઘંટ કે ઘડિયાળમાં) (૨) કાનનું એક ઘરેણું
**લોલણી** સ્ત્રી૰ લટકાળી ચાલવાળી સ્ત્રી
**લોલા** સ્ત્રી૰ જીભ (૨) વીજળી
**લોલાક્ષી** વિ૰ સ્ત્રી૰ ચંચળ આંખવાળી (સ્ત્રી)
**લોલિત** વિ૰ હાલતું; ઝૂલતું
**લોલીન** વિ૰+ તલ્લીન
**લોલુપ** વિ૰ લલુતાવાળું; તૃષ્ણાતુર
**લોલુપતા** સ્ત્રી૰
**લોવડા(-રા)વવું** સ૰ ક્રિ૰ 'લોહવું'નું પ્રેરકરૂપ
**લોવા** ન૰ એક પંખી
**લોવાવું** અ૰ ક્રિ૰ 'લોહવું'નું કર્મણિરૂપ
**લોષ્ટ** ન૰ માટીનું ઢેફું
**લોહ** ન૰ લોઢું
**લોહકાટ** પું૰ લોઢાનો કાટ
**લોહચુંબક** ન૰ લોઢાને આકર્ષવાના ગુણવાળું એક દ્રવ્ય
**લોહચુંબકત્વ** ન૰ લોઢાને આકર્ષવાનો ગુણ
**લોહર** પું૰ શઠો; જડસો; મૂર્ખ

**લોહરિયું** વિ૦ લોહર જેવું; જડસું; મૂર્ખ
**લોહવું** સ૦ ક્રિ૦ લૂછવું
**લોહિત** વિ૦ લાલ; રાતું
**લોહિયાળ(-ળું)** વિ૦ લોહીવાળું
**લોહિયું** ન૦ પેણી; કઢાઈ
**લોહી** ન૦ રુધિર; ખૂન (૨) [લા.] કુળ
**લોહીતરસ્યું** વિ૦ સામાનું લોહી રેડીને જ જેની દાઝ શમે એવું
**લોહીલુ(-લો)હાણ** વિ૦ લોહીના રેલાથી ખરડાઈ ગયેલું
**લોળપચોળ** સ્ત્રી૦*
**લોળિયું** ન૦ સ્ત્રીઓનું કાનની બૂટનું એક ઘરેણું
**લોળો** પું૦ જીભ; જીભનું ટેરવું
**લોંકડી** સ્ત્રી૦ એક નાનું ચોપગું પ્રાણી
**લોંઠ** વિ૦ જુઓ લાંઠ
**લોંઠકું** વિ૦ પૈસાદાર; માતબર (૨) લાંઠું
**લોંઠાઈ** સ્ત્રી૦ લાંઠપણું
**લોંઠિયું** વિ૦ જુઓ લાંઠિયું
**લોંઠું** વિ૦ જુઓ લોંઠકું
**લોંઠો** પું૦ લાંઠ માણસ (૨) યાર; રાખેલો
**લોંદો** પું૦ ચીકણા નરમ પદાર્થનો લોચો
**લોંબડી(-રી)** સ્ત્રી૦ જુઓ લોબરી
**લૌકિક** વિ૦ લોકોમાં ચાલતું (૨) આ લોકનું; દુન્યવી (૩) ન૦ ખરખરો
**લૌકિકતા** સ્ત્રી૦
**લૌલ્ય** ન૦ લોલુપતા
**લૌવો** પું૦ વિદૂષક; રાજાનો મશ્કરો
**લ્યાનત** સ્ત્રી૦ લયાનત; શરમ; ફિટકાર

# વ

**વ** પું૦ ચાર અર્ધસ્વરમાંનો ચોથો
**વકટ** પું૦ ગિલ્લીદંડાની રમતમાં પહેલો દાવ
**વકફ** વિ૦ સાર્વજનિક
**વકરવું** અ૦ ક્રિ૦ બગડવું; વીફરવું (૨) બહેકવું; ફાટવું (૩) ફરી જવું; વાંકું બોલવું
**વકરી** સ્ત્રી૦ વકરો
**વકરો** પું૦ વેચાણ (૨) વેચાણનું નાણું (૩) વેચાયેલો માલ
**વકાર** પું૦ વ અક્ષર કે તેનો ઉચ્ચાર
**વકારાંત** વિ૦ છેડે વકારવાળું
**વકાલત** સ્ત્રી૦ વકીલનું કામ
**વકાલતનામું** ન૦ અસીલ તરફથી વકીલાત કરવાની સત્તાનો લેખ
**વકાસવું** સ૦ ક્રિ૦ પહોળું કરવું; ફાડવું (મોં)
**વકી** સ્ત્રી૦ સંભવ (૨) આશા; ઉમેદ
**વકીલ** પું૦ સનંદી કાયદાશાસ્ત્રી (૨) એલચી; પ્રતિનિધિ
**વકીલાત** સ્ત્રી૦ કોઈના તરફથી બોલવું તે (ખાસ કરીને કચેરીમાં)
**વકીલાતનામું** ન૦ જુઓ વકાલતનામું
**વકુલાભરણ** પું૦*
**વકૂફ** સ્ત્રી૦ સમજ; અક્કલ; ડહાપણ
**વકૂળો** પું૦*
**વકોપવું** અ૦ ક્રિ૦ (કા.)*
**વક્કર** પું૦ મોભો; વજન (૨) ઢંગ; લાયકી
**વક્તવ્ય** વિ૦ બોલવાજેવું (૨) ન૦ કથન; ભાષણ
**વક્તા** પું૦ બોલનાર; ભાષણ કે કથા કરનાર
**વક્તૃતા** સ્ત્રી૦ જુઓ વક્તૃત્વ
**વક્તૃત્વ** ન૦ બોલવાની છટા

**વક્તૃત્વશક્તિ** સ્ત્રી૦ છટાદાર બોલવાની શક્તિ
**વક્ત્ર** ન૦ મુખ
**વક્ર** વિ૦ વાંકું
**વક્રતા** સ્ત્રી૦
**વક્રતુંડ** પું૦ ગણપતિ (૨) પોપટ
**વક્રદૃષ્ટિ** સ્ત્રી૦ બાડી નજર (૨) ક્રોધની કે દ્વેષની નજર
**વક્રભાવ** પું૦ વાંકાપણું (૨) છળકપટ
**વક્રીભવન** ન૦ (કિરણોનું) વાંકા થવું તે
**વક્રીભાવ** પું૦ વાંક (૨) અપ્રમાણિકતા; આડાપણું
**વક્રીય** વિ૦ 'કર્વિલીનિયર' (ગ.)
**વક્રોક્તિ** સ્ત્રી૦ કટાક્ષનું વચન (૨) વાંકો બોલ (૨) એક કાવ્યાલંકાર, જેમાં કાકુ કે શ્લેષથી વાક્યનો જુદો જ અર્થ કરવામાં આવે છે તે (કા. શા.)
**વક્ષ** ન૦ છાતી
**વક્ષ:સ્થલ(–ળ)** ન૦ છાતી
**વક્ષ્યમાણ** વિ૦ કહેવાતું; તરત જ કહેવામાં આવનારું
**વખત** પું૦ કાળ; સમય (૨) તક (૩) માઠી હાલત (૪) નવરાશ
**વખતબેવખત** અ૦ ગમે ત્યારે (૨) જરૂર પ્રસંગે
**વખતસર** અ૦ યોગ્ય વખતે
**વખતોવખત** અ૦ વારંવાર
**વખવખ** સ્ત્રી૦ વખવખવું તે
**વખવખવું** અ૦ ક્રિ૦ વલખાં મારવાં (૨) ખાઉખાઉ કરવું; તલપવું
**વખવખાટ** પું૦ વખવખ
**વખવખો** પું૦ વખવખાટ; વખવખ
**વખવાદ** પું૦ + દ્વેષ; ઝેર (૨) ટંટો; કજિયો
**વખાણ** ન૦ પ્રશંસા
**વખાણવું** સ૦ ક્રિ૦ પ્રશંસા કરવી
**વખાર** સ્ત્રી૦ કોઠાર
**વખારિયો** પું૦ વખારવાળો (૨) વખારનો નોકર
**વખારી** પું૦ જુઓ વખારિયો
**વખું** ન૦ પક્ષ (૨) ઓથ (૩) વગ
**વખુંભર** અ૦ (કા.)*
**વખો** પું૦ ભૂખમરાનું સંકટ (૨) સંકટ
**વખોડણું** ન૦ ખોડ; દોષ (૨) નિંદા
**વખોડવું** સ૦ ક્રિ૦ વગોવવું; ખોડ કાઢવી; નિંદા કરવી
**વખોરો** પું૦ ટેબલ કે કબાટનું ખાનું (૨) પાનપેટી
**વગ** પું૦; સ્ત્રી૦ જુઓ વગવસીલો (૨) તક; અવસર (૩) પક્ષ; તરફેણ (૪) જગા
**વગડવું** અ૦ ક્રિ૦ વાગવું; અવાજ કરવો
**વગડાઉ** વિ૦ જંગલી
**વગડો** પું૦ જંગલ
**વગદાપણું** ન૦ વગદાં વીણવાં તે
**વગદાં** ન૦ બ૦ વ૦ ફાંફાં; વલખાં
**વગર** અ૦ વિના
**વગવસીલો** પું૦ મોટાની સાથેનો સંબંધ તથા તેની ઓથ
**વગસગ** સ્ત્રી૦ વગવસીલો (૨) સમાવેશ થાય તેવી જગા; સગવડ
**વગળ** પું૦; ન૦ ભેગ (૨) ભ્રષ્ટતા; વર્ણસંકરતા (૩) કપટ
**વગળવંશી** વિ૦ વર્ણસંકર
**વગડાવું** સ૦ ક્રિ૦ 'વગાડવું'નું કર્મણિરૂપ
**વગિયું** વિ૦ ઓળખીતું; વગવાળું (૨) પક્ષપાત કરનારું (૩) ન૦ તરફદારી; પક્ષપાત
**વગીલું** વિ૦ (૨) ન૦ જુઓ વગિયું
**વગુ** અ૦ જથે; બાજુ
**વગૂતવું** અ૦ ક્રિ૦ ભરાવું; ગૂંચાવું
**વગૂતું** વિ૦ રખડેલ
**વગેરે** અ૦ અને બીજા; ઇત્યાદિ
**વગો** પું૦ લત્તો; ભાગ
**વગો(૦વ)ણું** ન૦ ફજેતી; નિંદા
**વગોવણી** સ્ત્રી૦ વગોણું; નિંદા; ફજેતી
**વગોવણું** ન૦ જુઓ વગોણું
**વગોવવું** સ૦ ક્રિ૦ નિંદા કરવી; ફજેતી કરવી
**વઘરડું** ન૦ રાતી સાઠી જેવી ડાંગર (૨) ચળામણ; બગદો
**વઘરણું** ન૦ હરકત; વિઘ્ન
**વઘરો** પું૦ ટંટો; અણબનાવ (૨) વિઘ્ન (૩) બગડવું કે સળવા માંડવું તે
**વઘળવું** અ૦ ક્રિ૦ ઝરવું

**વધાર** પું૦ ઘી કે તેલમાં મરચાં, રાઈ, હિંગ વગેરે કકડાવી છમકારવાં તે (૨) [લા.] મમરો; ટુચકો; ઉશ્કેરણી
**વધારણી** સ્ત્રી૦ હિંગ
**વધારવું** સ૦ ક્રિ૦ વધાર કરવો
**વધારિયું** વિ૦ વધાર દીધેલું
**વચકલું** ન૦ વાંધો; વાંકું
**વચક(-કા)વું** અ૦ ક્રિ૦ માઠું લાગવું; રિસાવું; છેડાવું (૨) વચ્ચેથી છટકી જવું
**વચકળવું** અ૦ ક્રિ૦ નરમ પડવું; ઓછું થવું (૨) ખસી પડવું; સરી જવું
**વચકાવું** અ૦ ક્રિ૦ જુઓ વચકવું
**વચકું** ન૦ વિઘ્ન
**વચકો** પું૦ માઠું લાગવું તે (૨) વાંધો (૩) વહેમ
**વચગાળો** પું૦ વચ્ચેનો ભાગ
**વચડવું** સ૦ ક્રિ૦ વલૂરવું
**વચન** ન૦ વેણ; કથન; વાક્ય (૨) પ્રતિજ્ઞા; કોલ (૩) સંખ્યા (વ્યા.)
**વચની** વિ૦ વચન પાળનારું; સત્યવાદી
**વચમાં** અ૦ વચ્ચે
**વચરમાવું** અ૦ ક્રિ૦ કરમાવું; ચીમળાવું
**વચલું** વિ૦ વચમાંનું
**વચવચ** સ્ત્રી૦ જુઓ વચવચાટ
**વચવચાટ** પું૦ વચમાં ઉદ્ધતાઈથી બડબડવું તે
**વચવચિયું** વિ૦ વચવચાટ કરનારું
**વચાળવું** અ૦ ક્રિ૦ હરકત નડવી; ભંગાણ પડવું; કથળવું (૨) ચસકી જવું; ખસવું (૩) વ્યભિચારી થવું
**વચાળું** ન૦ વચ્ચેની ખાલી જગા (૨) બાકું
**વચેટ** વિ૦ વચલું
**વચ્ચે** અ૦ વચમાં
**વચ્ચોવચ** અ૦ બરાબર વચ્ચે
**વચ્છ** પું૦; ન૦ વાછરડું
**વચ્છ(-છ)નાગ** પું૦ એક ઝેરી કંદ
**વછિયાત** પું૦ મોટા વેપારી તરફથી પરદેશ માલ ખરીદનાર કે વેચનાર આડતિયો
**વછિયાતી** વિ૦ વછિયાતને લગતું
**વછૂટવું** અ૦ ક્રિ૦ છૂટવું (૨) છૂટીને ઊડવું
**વછૂટું** વિ૦ વિખૂટું; જુદું પડેલું
**વછેરી** સ્ત્રી૦ નાની ઘોડી
**વછેરું** ન૦ ઘોડીનું બચ્ચું
**વછેરો** પું૦ નાનો ઘોડો (૨) વાછડો
**વછો** પું૦ વિયોગ (૨) ભેદ; ફાટફૂટ
**વછોડવું** સ૦ ક્રિ૦ વળગેલું છૂટું કરવું
**વછોયું** વિ૦ વિખૂટું પડેલું
**વજ** સ્ત્રી૦; ન૦ એક વનસ્પતિ
**વજદ** પું૦ આનંદની મસ્તી
**વજન** ન૦ ભાર (૨) તોલ (૩) દબાણ; વગ (૪) મોભો; માન
**વજનદાર** વિ૦ ભારે; વજનવાળું (૨) શેહ પડે તેવું; પ્રતિષ્ઠિત
**વજરકઠા** વિ૦ જરા ધોળા (ઘઉં)
**વજરબટુ(-ટું)** ન૦ એક ઝાડ અને તેનું બી; બજરબટ્ટુ (રીંછના મોંમાં ઘાલી છોકરાંને કોટે બાંધે છે)
**વજા** સ્ત્રી૦ સમજ; બુદ્ધિ (૨) વૃત્તિ; વલણ (૩) ફાંફાં
**વજાડવું** સ૦ ક્રિ૦ વગાડવું
**વજીફેદાર** વિ૦ (૨) પું૦ વજીફાવાળો; જાગીરદાર
**વજીફો** પું૦ ઇનામમાં મળેલી જમીન
**વજીર** પું૦ પ્રધાન
**વજીરાઈ(-ત)** સ્ત્રી૦ વજીરનો ઓદ્ધો, કારકિર્દી કે અમલ
**વજીરી** સ્ત્રી૦ વજીરાત
**વજૂ** ન૦ (નિમાજ પઢતા પહેલાં) હાથ, પગ અને મોં ધોવાં તે
**વજૂદ** ન૦ ખરાપણું; વાસ્તવિકતા
**વજે** સ્ત્રી૦ પાકેલા અનાજમાં હિસ્સો પાડી લેવાતી મહેસૂલ
**વજેવળતિયું** ન૦ ભાડું જમે થાય અને વ્યાજ ખાતે મંડાય તેવી શરતવાળું ખાતું
**વજ્જર** ન૦ ઇંદ્રનું આયુધ; વજ્ર
**વજ્ર** ન૦ દધિચિ ઋષિનાં હાડકાંનું બનેલું ઇંદ્રનું આયુધ (૨) વીજળી (૩) ફલની દાંડી
**વજ્રકાય** વિ૦ વજ્ર જેવી કઠણ કાયાવાળું
**વજ્રદંતી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**વજ્રપાત** પું૦ વીજળીનું પડવું
**વજ્રમય** વિ૦ કઠણ; કઠોર; દુર્ભેદ્ય

**વજ્રલેપ** પું૦ કદી ઊખડે નહિ તેવો લેપ; તેવો મસાલા ભેળવેલો ચૂનો કે તેનો લેપ (૨) વિ૦ તેના જેવું સજ્જડ

**વજ્રાઘાત** પું૦ વજ્ર કે વીજળીનો આઘાત (૨) તેના જેવી અણધારી આફત

**વજ્રી** પું૦ (સં.) ઇંદ્ર

**વટ** વિ૦ મુખ્ય; બધા માટેનું (૨) પું૦ વડ (૩) સ્ત્રી૦ ધીરધાર કરવી તે (૪) ધીરધાર થતી હોય તે બજાર (૫) ટેક; પણ (૬) આબરૂ

**વટક** સ્ત્રી૦; પું૦ ઉપરામણી; વધારાની રકમ (૨) નુકસાની; વળતર (૩) બદલો; વેર

**વટકવું** અ૦ ક્રિ૦ ખસી જવું; છૂટી જવું

**વટલ(-લા)વું** અ૦ હલકી મનાતી જાતિ કે ધર્મમાં જવું

**વટલું** વિ૦ નરસું; પાજી

**વટલોઈ** સ્ત્રી૦ તાંબડી

**વટવું** અ૦ ક્રિ૦ (વેળાનું) પસાર થઈ જવું (૨) (પાણીનું) પાછું હઠવું; ઓસરવું (૩) નાસી જવું

**વટસાવિત્રી** સ્ત્રી૦ જેઠ પૂર્ણિમાએ વડની નીચે જેની પૂજા કરાય છે તે દેવતા

**વટહુકમ** પું૦ મુખ્ય કે સર્વને લાગુ પડતો હુકમ

**વટંતર** વિ૦ ધરેણિયાત

**વટાણો** પું૦ એ નામના કઠોળનો દાણો

**વટા(-ટે)ણું** ન૦ ધૂળિયા પાટી ઉપર લખવાની લાકડાની કલમ; વતરણું

**વટાવ** પું૦ છૂટ; મુદ્દલમાંથી કાંઈ કારણથી જે ઓછું લેવાય અથવા કાપી અપાય તે (૨) મોટા સિક્કાનું પરચૂરણ લેતાં જે ઓછું આવે તે (૩) વેચાણ ઉપરનું વળતર

**વટાવવું** સ૦ ક્રિ૦ મોટા સિક્કાનું પરચૂરણ નાણું લેવું (૨) હૂંડી, નોટ વગેરેનાં નાણાં કરવાં (૩) પસાર કરવું; ઓળંગવું (૪) 'વાટવું'નું પ્રેરકરૂપ (૫) ટપી જવું

**વટાવું** અ૦ ક્રિ૦ 'વાટવું'નું કર્મણિરૂપ

**વટાળ** પું૦ વટલાવાપણું; ભ્રષ્ટતા

**વટાળવું** સ૦ ક્રિ૦ વટલાવવું

**વટિકા** સ્ત્રી૦ ગોળી

**વટિયું** વિ૦ ટેકવાળું

**વટી** વિ૦ ટેકવાળું (૨) ધીરધાર કરનારું (૩) સ્ત્રી૦ ગોળી

**વટીક** અ૦ પણ; સુદ્ધાં

**વટૂકાર** પું૦ ઢંગ; આવડ; અક્કલ (૨) વગે પાડવું તે

**વટૂકો** પું૦ વટૂકાર

**વટેણું** ન૦ જુઓ વટાણું

**વટેમાર્ગુ** પું૦ મુસાફર

**વટેશરી** સ્ત્રી૦ વાટખર્ચ (૨) ભાથું

**વડ** પું૦ એક ઝાડ

**વડપણ(-ણું)** ન૦ મોટાપણું

**વડલેરુ** પું૦ રમનારાની ટોળીનો આગેવાન

**વડવા** સ્ત્રી૦ ઘોડી

**વડવાઈ** સ્ત્રી૦ વડની ડાળમાંથી ફૂટીને લબડતું મૂળ

**વડવાગ(-ગો)ળ** સ્ત્રી૦ રાત્રે ઊડતું એક પક્ષી

**વડવાગળું** ન૦ વડવાગળ

**વડવાગોળ** ન૦ વડવાગળ

**વડવાગ્નિ** પું૦ સમુદ્રમાં રહેલો અગ્નિ

**વડવાનલ(-ળ)** પું૦ વડવાગ્નિ

**વડવો** પું૦ પૂર્વજ (૨) બાપ અથવા માનો બાપ

**વડસસરો** પું૦ સાસુ કે સસરાનો બાપ

**વડસાસુ** સ્ત્રી૦ સાસુ કે સસરાની મા

**વડહથ્થ** વિ૦ બળવાન; મજબૂત

**વડાઈ** સ્ત્રી૦ મોટાઈ; કીર્તિ (૨) અભિમાન; પતરાજ

**વડાગરું** વિ૦ દરિયાકિનારે ખાડાઓમાં પાણી સૂકવીને બનાવેલું ગાંગડાવાળું (મીઠું)

**વડારણ** સ્ત્રી૦ ગોલી; ખવાસણ; રાણીની દાસી

**વડિયાઈ** સ્ત્રી૦ બાપ અથવા માની મા

**વડિયું** વિ૦ પ્રતિસ્પર્ધી; પ્રતિપક્ષી

**વડી** સ્ત્રી૦ ચોળાની દાળની એક બનાવટ

**વડીલ** વિ૦ (કુટુંબમાં) પૂજ્ય; મોટું; મુરબ્બી (૨) પું૦ તેવો માણસ (૩) પૂર્વજ

**વડીલોપાર્જિત** વિ૦ બાપદાદાએ રળેલું

**વડું** વિ૦ મોટું (૨) ન૦ અડદની દાળની એક વાની

**વડે** અ૦ વતી; થી

**વડેરું** વિ૦ વડીલ; મોટું

**વઢકણું** વિ૦ કજિયાખોર

**વઢકારું** વિ૦ વઢકણું; કજિયાખોર
**વઢવાડ** સ્ત્રી૦ કજિયો; તકરાર; લડાઈ
**વઢવાડિયું** વિ૦ વઢકણું; કજિયાખોર
**વઢવું** અ૦ ક્રિ૦ તકરાર કરવી (૨) મારામારી કરવી (૩) સ૦ ક્રિ૦ ઠપકો આપવો
**વઢાવઢ(-ઢી)** સ્ત્રી૦ સામસામું વઢવું તે
**વઢાવવું** સ૦ ક્રિ૦ 'વઢવું'નું પ્રેરકરૂપ (૨) 'વાઢવું'નું પ્રેરકરૂપ
**વઢાવું** અ૦ ક્રિ૦ 'વાઢવું'નું કર્મણિરૂપ
**વણ** ન૦ કપાસ, કપાસનો છોડ કે કપાસનું ખેતર (૨) અ૦ વિના
**વણકર** પું૦ વણવાનો ધંધો કરનાર
**વણકરી** સ્ત્રી૦ વણવાની મજૂરી
**વણછો** પું૦ ઝાડની છાયા
**વણજ** પું૦ વેપાર; ધંધો
**વણજાર** સ્ત્રી૦ વણજારાની પોઠ કે કાફલો
**વણજારી** સ્ત્રી૦ વણજારાની સ્ત્રી
**વણજારું** ન૦ વણજારાનો ધંધો
**વણજારો** પું૦ બળદોની પીઠ ઉપર માલ ભરી દેશપરદેશ લઈ જનાર વેપારી
**વણતર** ન૦ વણવું તે (૨) વણાટ; પોત; કુમાશ
**વણપરો** પું૦ (કા.) વાપર; ઉપયોગ
**વણવું** સ૦ ક્રિ૦ આમળવું; ભાગવું (દોરડું) (૨) સાળ વડે તારનું કપડું બનાવવું (૩) વેલણ વડે પાતળું અને મોટું કરવું
**વણસવું** અ૦ ક્રિ૦ બગડવું; ખરાબ થવું (૨) નાશ પામવું
**વણસાડ** પું૦ બગાડ; નાશ
**વણાઈ** સ્ત્રી૦ વણવાનું મહેનતાણું (૨) વણવાની રીત
**વણાટ** પું૦ વણતર; કુમાશ; પોત
**વણાટકામ** ન૦ વણવાનું કામ
**વણિક** પું૦ વાણિયો (૨) વેપારી
**વણિકવૃત્તિ** સ્ત્રી૦ જુઓ વાણિયાવિદ્યા (૨) વેપાર વડે આજીવિકા ચલાવવી તે
**વણિયર** ન૦ એક નાનું ચોપગું પ્રાણી
**વત(૦૨)ડવું** સ૦ ક્રિ૦ નખથી ખણવું
**વતન** ન૦ મૂળ ગામ કે દેશ (૨) ઇનામ દાખલ સરકાર તરફથી મળેલી જાગીર
**વતનદાર** વિ૦ (૨) પું૦ જાગીરદાર
**વતનદારી** સ્ત્રી૦ જાગીરદારી
**વતની** વિ૦ મૂળ રહીશ
**વતરડવું** સ૦ ક્રિ૦ જુઓ વતડવું
**વતરણું** ન૦ કલમ; વટાણું
**વતરેક** અ૦ સિવાય; વિના
**વતરોગ(-ગે)** અ૦ + વિના; વગર
**વતાગરો** પું૦ વેતરો; મજૂર
**વતાડ(-વ)વું** સ૦ ક્રિ૦ જુઓ વિતાડવું
**વતી** અ૦ વડે (૨) માટે; બદલે
**વતીપાત** પું૦ ઉત્પાત; ઉપદ્રવ (૨) જ્યોતિષમાં એક અશુભ યોગ
**વતીપાતિયું** વિ૦ ઉત્પાતિયું; ચાંદવું; તોફાની
**વતું** ન૦ હજામત
**વતે** અ૦ વડે; થી
**વતેસર** વિ૦ વિસ્તારવાળું (૨) ન૦ નકામું લંબાણ; ટાયલું
**વત્તું** વિ૦ વધારે
**વત્રેક** વિ૦ વિનાનું (૨) અ૦ + વિના
**વત્સ** પું૦ બાળક (૨) ન૦ વાછરડું
**વત્સર** પું૦ વર્ષ
**વત્સલ** વિ૦ માયાળુ; સ્નેહાળ (પ્રજા પ્રત્યે)
**વત્સલતા** સ્ત્રી૦ વાત્સલ્ય
**વત્સા** સ્ત્રી૦ પુત્રી
**વદ(-દિ,-દ્ય)** અ૦ કૃષ્ણપક્ષમાં
**વદતોવ્યાઘાત** પું૦ પોતે બોલેલી વાતથી વિરુદ્ધ બોલવું તે
**વદન** ન૦ મુખ
**વદવું** સ૦ ક્રિ૦ બોલવું (૨) અ૦ ક્રિ૦ મંજૂર થવું
**વદાડ** પું૦ વાયદો
**વદાય** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ વિદાય
**વદાયગીરી** સ્ત્રી૦ જુઓ વિદાયગીરી
**વદિતા** સ્ત્રી૦ + સૂર; અવાજ
**વદી(-દા)** સ્ત્રી૦ વધ; એકમનો અંક દશકમાં, દશકનો સોમાં, એમ જે ઉમેરવામાં આવે છે તે (ગ.)
**વધાન** ન૦ પાખંડ; કપટ
**વધ** પું૦ કાપીને મારી નાખવું તે (૨) 'મલ્ટિપલ' (ગ.) (૩) સ્ત્રી૦ વધારો

**વધઘટ** સ્ત્રી૦ વત્તુંઓછું થવું તે
**વધરાવળ** સ્ત્રી૦ વૃષણનો એક રોગ
**વધવું** અ૦ ક્રિ૦ વધારો થવો; મોટા થવું (૨) બાકી રહેવું (૩) સ૦ ક્રિ૦ (લિલામમાં) વધુ કિંમતથી માગણી કરવી
**વધાઈ(-મણી)** સ્ત્રી૦ ખુશીના સમાચાર (૨) ખુશખબર લાવનારને અપાતી ભેટ
**વધામણું** ન૦ મંગળકાર્ય નિમિત્તે માતાનું પૂજન (૨) વધામણી
**વધારવું** સ૦ ક્રિ૦ વધારો કરવો (૨) વિસ્તારવું
**વધારે** વિ૦ અધિક; વિશેષ
**વધારો** પું૦ ઉમેરો; વૃદ્ધિ (૨) નફો (૩) બાકી; સિલક (૪) સાંધણ; પુરવણી
**વધાવવું** સ૦ ક્રિ૦ ભક્તિથી અથવા આશીર્વાદ દેતાં ફૂલચોખા નાખવા (૨) હર્ષભેર આવકાર આપવો
**વધાવો** પું૦ વધાવવાની સામગ્રી (૨) એકી (દાણા જોતાં) (૩) વર કે કન્યાને મોકલવાની ભેટ
**વધુ** વિ૦ વધારે
**વધૂ** સ્ત્રી૦ વહુ; જુવાન પત્ની (૨) છોકરાની વહુ
**વધેરવું** સ૦ ક્રિ૦ બલિદાન આપવું (૨) ફોડવું; ભાગવું (૩) કાપવું
**વધ્ય** વિ૦ વધ કરવાયોગ્ય
**વન** ન૦ જંગલ
**વનકૂળ** ન૦ વલ્કલ
**વનકોકિલ** પું૦ એક પંખી
**વનચર** વિ૦ વનમાં રહેનારું; જંગલી (૨) પું૦ તેવું મનુષ્ય કે પ્રાણી (૩) વાંદરો
**વનજ્યોત્સ્ના** સ્ત્રી૦ જૂઈ જેવી એક વેલ
**વનદેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ વનની અધિષ્ઠાતા દેવ કે દેવી
**વનપક** વિ૦ વનમાં પાકેલું
**વનમાલા(-ળા)** સ્ત્રી૦ વનનાં ફૂલની માળા (૨) ઘૂંટણ લગી પહોંચે તેવો ફૂલનો હાર (શ્રીકૃષ્ણનો)
**વનમાલી(-ળી)** પું૦ શ્રીકૃષ્ણ
**વનરડો** પું૦ (કા૦) દુઃખ; વિટંબણા (૨) બગાડો (૩) ઝઘડો; વાદ; વાંધો (૪) ફજેતો
**વનરાઈ** સ્ત્રી૦ જુઓ વનરાજી
**વનરાજ** પું૦ સિંહ
**વનરાજિ(-જી)** સ્ત્રી૦ ઝાડોની લાંબી હાર (૨) લાંબો જંગલનો પ્રદેશ (૩) જંગલમાંનો પગરસ્તો
**વનલતા** સ્ત્રી૦ એક જંગલી વેલ
**વનવાગળું** ન૦ જુઓ વડવાગળું
**વનવાગોળ** સ્ત્રી૦ જુઓ વડવાગોળ
**વનવાસ** પું૦ વનમાં વસવું તે
**વનશ્રી** જંગલની શોભા
**વનસરાહ** ન૦ એક પંખી
**વનસ્થલી(-ળી)** સ્ત્રી૦ અરણ્યનો પ્રદેશ
**વનસ્પતિ** સ્ત્રી૦ ઝાડ, છોડ વગેરે
**વનસ્પતિવિદ્યા** સ્ત્રી૦ 'બૉટની'
**વનસ્પતિશાસ્ત્ર** ન૦ વનસ્પતિવિદ્યા
**વના** સ્ત્રી૦ વનિતા (૨) અ૦ વિના; સિવાય
**વનારવું** સ૦ ક્રિ૦ (કા.) કાપવું; સમારવું
**વનિતા** સ્ત્રી૦ સ્ત્રી
**વનિતાવિશ્રામ** પું૦ સ્ત્રીઓને શિક્ષણ આપવાની સંસ્થા
**વનું** વિ૦ 'વિનાનું' એવા અર્થમાં નામને અંતે (ઉદા૦ ભાનવનું)
**વનેખા** પું૦ બ૦ વ૦ પીડા; મુશ્કેલી
**વનેચર** વિ૦ (૨) પું૦ વનચર; જંગલી
**વનેરુ** વિ૦ રખડેલ; જંગલી
**વનેડવું** સ૦ ક્રિ૦ બગાડી નાખવું
**વનેડો** પું૦ કાર્ય બગડે એવી મુશ્કેલી
**વનો** પું૦ વિવેક; વિનય
**વન્ય** વિ૦ જંગલનું
**વપત** સ્ત્રી૦ વિપત્તિ
**વપન** ન૦ વાળ કપાવવા તે
**વપરાવવું** સ૦ ક્રિ૦ 'વાપરવું'નું પ્રેરકરૂપ
**વપરાવું** અ૦ ક્રિ૦ 'વાપરવું'નું કર્મણિરૂપ
**વપરાશ** સ્ત્રી૦ વાપર; ઉપયોગ
**વપલો** પું૦ કૌતુક
**વપા** સ્ત્રી૦ ચરબી; મેદ
**વપુ** ન૦ શરીર
**વફા** સ્ત્રી૦ વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ
**વફાદાર** વિ૦ વચનને વળગી રહેનારું (૨) વિશ્વાસુ (૩) સ્વામીભક્ત

**વફાદારી** સ્ત્રી૦ વચનને વળગી રહેવું તે (૨) સ્વામીભક્તિ (૩) નિષ્ઠા (૪) રાજભક્તિ
**વબૂલણ** ન૦ પીડા; આપદા
**વભો** પું૦ વૈભવ; સાહેબી (૨) મર્યાદા; અદબ (૩) પ્રતિષ્ઠા; વજન
**વમન** ન૦ ઊલટી
**વમળ** ન૦ વહેતા પાણીમાં થતું કૂંડાળું-ભમરો
**વમાસણ** સ્ત્રી૦ જુઓ વિમાસણ
**વમાસવું** અ૦ ક્રિ૦ જુઓ વિમાસવું
**વમેલ(-લું)** વિ૦ ઓકી કાઢેલું (૨) સન્માર્ગથી ભ્રષ્ટ થયેલું
**વય** ન૦; સ્ત્રી૦ ઉમ્મર
**વયણ** ન૦ + વચન; બોલ
**વયસ્ય** પું૦ મિત્ર
**વયસ્યા** સ્ત્રી૦ સખી
**વયાતીત** વિ૦ ઉમ્મર વીતી ગયેલું; વૃદ્ધ
**વયોવૃદ્ધ** વિ૦ ઘરડું; વડીલ
**વર** વિ૦ ઉત્તમ (૨) પું૦ વરરાજા (૩) પતિ (૪) વરદાન
**વરક(-ખ)** પું૦ સોનાચાંદીનું છેક પાતળું પતરું
**વરકન્યા** ન૦ બ૦ વ૦ પરણનાર પુરુષ અને સ્ત્રી
**વરખ** પું૦ વરક (૨) સ્ત્રી૦ બીજી રાશિ; વૃષભ
**વરખડી** સ્ત્રી૦ એક ઝાડ
**વરખવું** અ૦ ક્રિ૦ + વરસવું
**વરખાસન** ન૦ જુઓ વર્ષાસન
**વરખીહરતાળ** સ્ત્રી૦*
**વરઘેર** સ્ત્રી૦ કન્યાપક્ષ તરફથી વરને સામે તેડવા જતા થોડા લોક (જે દાપું પડાવવા જાનને રોકી રાખે છે)
**વરઘેલી** વિ૦ સ્ત્રી૦ પતિપ્રેમમાં ઘેલી બનેલી
**વરઘોડો** પું૦ પરણવા જતા વરની સવારી (૨) [લા.] ફજેતી
**વરચવું** અ૦ ક્રિ૦ કંટાળવું
**વરચસ** પું૦ ઠપકો આપનારને ઓશિયાળું કરવા રીસમાં અને ગુસ્સામાં કંઈ કરવું તે
**વરજવું** સ૦ ક્રિ૦ તજવું
**વરજંગ** પું૦ + મોટી લડાઈ
**વરજોગ** વિ૦ સ્ત્રી૦ પરણવાલાયક
**વરજોળો** પું૦ ઉચાટ; ફિકર (૨) ફજેતી
**વરટ** પું૦ હંસ (૨) હાંસ
**વરટપતિ** પું૦ હંસોનો નાયક
**વરટાપતિ** પું૦ હંસણીઓનો સ્વામી
**વરડવું** સ૦ ક્રિ૦ ઉઝરડવું (૨) વર્ગ પાડવા
**વરડુ** ન૦ વ્યંજન સાથે જોડાતું ઉકારનું ચિહ્ન
**વરડું** ન૦ ફૂટેલો કઠોળનો દાણો
**વરણ** પું૦ વર્ણ; અક્ષર (૨) રંગ (૩) સ્ત્રી૦ જાતિ; નાત (૪) [લા.] ગણતી; લેખું (૫) ન૦ પાણી
**વરણવ** પું૦*
**વરણાગિયું** વિ૦ વરણાગી કરનારું
**વરણાગી** સ્ત્રી૦ ટાપટીપ; છેલાઈ; ભપકો
**વર(-રે)ણી** સ્ત્રી૦ ક્રિયાકર્મ કરાવવા બ્રાહ્મણને પસંદ કરી તેનું પૂજન કરવું તે (૨) પસંદગી (૩) [લા.] શિક્ષા
**વરત** પું૦; સ્ત્રી૦ કોસ ખેંચવાનો દોર (૨) સ્ત્રી૦ ઢોરની ચરાઈ (૩) ન૦ વ્રત; બાધા; નિયમ
**વરતણિયો** પું૦ ગામનો રખવાળ (૨) ચોરી શોધી આપનાર; પગી (૩) ભોમિયો; વળાવો
**વરતલો** પું૦ કાપલો; બળોતિયું
**વરતવું** અ૦ ક્રિ૦ વર્તવું; ચાલવું (૨) બનવું; થવું (૩) સ૦ ક્રિ૦ પારખવું; ઓળખવું (૪) પ્રાપ્ત થવું
**વરતારો** પું૦ ભવિષ્ય કથન (૨) જોષી
**વરતિક(-યો)** પું૦ શ્રાવકોનો જતિ
**વરદ** વિ૦ વરદાન આપનાર; કૃપાળુ
**વરદા** વિ૦ સ્ત્રી૦ વરદનું સ્ત્રીલિંગ
**વરદાન** ન૦ દેવદેવીએ પ્રસન્ન થઈ આશા પૂરી પાડવા આપેલું વચન
**વરદાયક** વિ૦ વર આપનાર; કૃપાળુ
**વરદાયી** વિ૦ જુઓ વરદાયક
**વરદી** સ્ત્રી૦ ખબર; કહેણ (૨) હુકમ
**વરધ** સ્ત્રી૦ મુહૂર્તની આડે રહેલા દિવસમાંનો દરેક
**વરધસાંકળી** સ્ત્રી૦ જેનાં છોકરાં જીવતાં ન હોય તે સ્ત્રી પોતાના નવા અવતરેલા બાળકના ગળામાં જેનું એક પણ બાળક ન મરી ગયું હોય તેવી સ્ત્રી પાસેથી લઈને ઘાલે છે તે સાંકળી
**વરધસુંવાળું** ન૦ જુઓ વૃદ્ધિસૂતક
**વરપક્ષ** પું૦ વરનાં સગાંવહાલાં

**વરમ** પું० સોજો
**વરમાળ(-ળા)** સ્રી० સ્વયંવરમાં કન્યા પસંદ કરેલા વરને પહેરાવે છે તે માળા (૨) પરણતી વખતે વરકન્યાના કંઠમાં નંખાતી સૂતરની માળા
**વરરાજા** પું० પરણવા જતો વર
**વરવહોણું** વિ० વર વિનાનું
**વરવું** વિ० બેડાળ (૨) નરસું; નઠારું (૩) સ० ક્રિ० વરણી કરવી (૪) વર તરીકે પસંદ કરવું (૫) પસંદ કરવું (૬) અ० ક્રિ० ખપવું; વપરાવું (૭) ન०*
**વરવુંવરાક** વિ०*
**વરવેશ** વિ० કીમતી પોશાકવાળું; ધનાઢ્ય
**વરશી(-સી)** સ્રી० મરનારની પહેલી વાર્ષિક તિથિએ કરવામાં આવતી ક્રિયા
**વરષાસન** ન० જુઓ વર્ષાસન
**વરસ** ન० વર્ષ
**વરસગાંઠ** સ્રી० જન્મદિવસ
**વરસવળોટ** અ० (કા.) આશરે એક વર્ષ જેટલી મુદતે
**વરસવું** અ० ક્રિ० વરસાદ પડવો (૨) સ० ક્રિ० વરસાદની જેમ છૂટથી આપવું કે વેરવું
**વરસાણ** ન० વર્ષાસન
**વરસાદ** પું० વાદળાંમાંથી પાણીનું પડવું તે (૨) ઉપરથી મોટા જથામાં પડવું તે
**વરસું(-સૂં)ડી** સ્રી० બળદની ગરદન પાકીને થતો રોગ (૨) કંઠમાળ
**વરસૂંદ** સ્રી० વર્ષાસન (૨) વરસેવરસે મળતું બળિદાન
**વરસોવરસ** અ० દરવર્ષે
**વરસોળી** સ્રી० રસોળી
**વરંગો** પું० ઢોરને થતો એક રોગ
**વરંડ(-ડો)** પું० ઓસરી; પડાળી
**વરાક** વિ० કંગાલ; બિચારું (૨) અધમ (૩) પું० (સં.) શિવ
**વરાટી** સ્રી० કોડી
**વરાડ** પું०; સ્રી० ભાગ; હિસ્સો
**વરા(-રે)ડું** ન० દોરડું
**વરાણિયે** અ० વડે; થી
**વરાત** સ્રી० રૂપિયા આપવા ખજાનચીને લખેલો રુક્કો (૨) જાન
**વરાધ** સ્રી० નાનાં છોકરાંને થતો એક રોગ (૨) તે રોગ ઉપર અપાતી એક વનસ્પતિ
**વરાધવાવળી** સ્રી० એક રોગ
**વરાધે** અ० બહાને; મિષે
**વરાપ** સ્રી० ફુરસદ; નવરાશ (૨) તલપ; આતુરતા (૩) વરસાદ આવી ગયા બાદ થોડા દિવસ ઉઘાડ નીકળતાં પાણી ચુસાઈ જાય છે તેવી જમીનની સ્થિતિ
**વરાપિયું** ન० કોરી ડાંગેર વાવીને કરેલું ધરુ
**વરામ** ન० (કા.) મર્મસ્થાન
**વરાહ** પું० ડુક્કર; સૂવર (૨) [સં.] વિષ્ણુનો ત્રીજો અવતાર
**વરાહકલ્પ** પું० જેમાં વરાહ અવતાર થયો હતો તે કલ્પ
**વરાળ** સ્રી० પાણી ગરમ થતાં તેનું વાયુરૂપે થતું રૂપાંતર (૨) [લા.] બળતરા; દાઝ; જુસ્સો
**વરાળયંત્ર** ન० વરાળથી ચાલતો સંચો
**વરાળિયું** વિ० વરાળવાળું; જેમાંથી વરાળ નીકળતી હોય તેવું (૨) વરાળથી કરેલું (૩) ન० વરાળ નીકળી જવાનું બારું
**વરાં** અ०+ વેળા; વખત
**વરાંગ** વિ० સુંદર અવયવોવાળું (૨) ન० માથું
**વરાંગી** સ્રી० સુંદર અંગવાળી સ્રી
**વરાંસવું** અ० ક્રિ० પસ્તાવું; અફસોસ કરવો (૨) ભરાંસે ભૂલવું
**વરાંસો** પું० ભરાંસો
**વરિયાળી** સ્રી० મુખવાસ તરીકે વપરાતું એક બી
**વરિષ્ઠ** વિ० સર્વોત્તમ
**વરી** સ્રી० કાંગ જેવું એક ધાન્ય
**વરીડો** પું० જુઓ વીરડો
**વરુ** પું०; ન० એક ચોપગું હિંસ્ર પ્રાણી
**વરુણ** પું० પાણીનો અધિષ્ઠાતા દેવ; પશ્ચિમ દિશાનો દિક્પાલ
**વરૂડ** ન० પલાળીને ઉગાડેલી ડાંગર
**વરૂડિયું** વિ० પાણીમાં ડાંગર પલાળીને બનાવેલું
**વરૂણી** સ્રી० જુઓ વરણી
**વરે** અ० સાથે; સોબતમાં

**વરે(-રો,-રાં)ઠી** સ્ત્રી૦ વર તરફથી લગ્નની ખુશાલીમાં આપવામાં આવતું જમણ (૨) જનોઈ દીધા બાદ અપાતું જમણ
**વરેડું** ન૦ વરાડું; દોરડું
**વરેણ્ય** વિ૦ પસંદ કરવાયોગ્ય (૨) પ્રધાન; શ્રેષ્ઠ
**વરેરો** પું૦ (કા.) તીક્ષ્ણ હથિયારનો ઊંડો ઘા
**વરો** પું૦ નાત જમાડવી તે (૨) વપરાશ; ખરચ
**વરોટો** પું૦ રસ્તા બનાવવામાં વપરાતો મોટો ગોળ પથ્થર
**વરોઠી** સ્ત્રી૦ જુઓ વરેઠી
**વરોલ** પું૦ ભમરો
**વરોલ(-ળ)** ન૦ વાંઝિયાપણું
**વરોલી** સ્ત્રી૦ માખી; ભમરી
**વરોળ** ન૦ જુઓ વરોલ
**વરોંઠી** સ્ત્રી૦ જુઓ વરેઠી
**વર્ગ** પું૦ મોટા સમુદાયનો એક ભાગ (૨) જાત પ્રમાણે પાડેલા જથ્થામાંનો દરેક (૩) શ્રેણી; કોટિ (૪) શાળામાં શ્રેણીવાર વિદ્યાર્થીઓને ભણવા બેસવાનો ઓરડો (૫) 'સ્કવૅર' (ગ.)
**વર્ગપદી** પું૦ 'ક્વૉડ્રૅટિક ઇક્વેશન' (ગ.)
**વર્ગફેર** પું૦ વર્ગ બદલવો તે
**વર્ગમૂલ(-ળ)** ન૦ 'સ્કવૅર રૂટ' (ગ.)
**વર્ગાત્મક** વિ૦ 'ક્વૉડ્રૅટિક' (ગ.)
**વર્ગાવર્ગી** સ્ત્રી૦ ઉપલા વર્ગનો અધિકારી રજા ઉપર જતાં નીચેના વર્ગમાંથી કામચલાઉ નિમણૂક કરવી તે
**વર્ગી,૦ય** વિ૦ વર્ગનું; વર્ગ સંબંધી (૨) એક જ વર્ગનું
**વર્ગીકરણ** ન૦ વર્ગ પાડવા તે
**વર્ગીય** વિ૦ જુઓ વર્ગી
**વર્ચસ** ન૦ દીપ્તિ; તેજ (૨) બળ; પરાક્રમ (૩) વીર્ય
**વર્ચસ્વી** વિ૦ તેજસ્વી; વીર્યવાન
**વર્જન** ન૦ વર્જવું તે
**વર્જનીય** વિ૦ તજવાયોગ્ય
**વર્જવું** સ૦ ક્રિ૦ તજવું; છોડી દેવું
**વર્જિત** વિ૦ તજેલું; છોડી દીધેલું
**વર્જ્ય** વિ૦ જુઓ વર્જનીય

**વર્ણ** પું૦ રંગ (૨) અક્ષર (૩) રૂપ (૪) પું૦; સ્ત્રી૦ હિંદુ સમાજના ચાર વિભાગમાંનો દરેક (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર)
**વર્ણધર્મ** પું૦ દરેક વર્ણનો ધર્મ
**વર્ણન** ન૦ બયાન (૨) પ્રશંસા
**વર્ણનાત્મક** વિ૦ વર્ણનરૂપ
**વર્ણનીય** વિ૦ વર્ણવવાયોગ્ય
**વર્ણભેદ** પું૦ વર્ણો વચ્ચેનો ભેદ
**વર્ણમંડળ** ન૦ સૂર્યની આસપાસનું લાલ રંગનું બાષ્પીય કૂંડાળું; 'ક્રોમોસ્ફિયર'
**વર્ણમાલા(-ળા)** સ્ત્રી૦ ભાષાના મૂળાક્ષરો
**વર્ણયતિ** પું૦*
**વર્ણવવું** સ૦ ક્રિ૦ વર્ણન કરવું (૨) વખાણવું
**વર્ણવાઘેશ્વરી** પું૦ એક છંદ
**વર્ણવિચાર** પું૦ જુઓ શબ્દવિચાર
**વર્ણવિપર્યય** પું૦ શબ્દોમાં વર્ણો ઊલટસૂલટ થઈ જવા તે (નિરુક્ત)
**વર્ણવું** સ૦ ક્રિ૦ વર્ણવવું (૨) ધ્યાન કરવું
**વર્ણવૃત્ત** ન૦ (માત્રાવૃત્તથી ઊલટું) વર્ણોની સંખ્યા ઉપરથી નિયત થયેલો છંદ
**વર્ણવ્યત્યાસ** પું૦ અક્ષર બદલાઈ જવા –ઊલટસૂલટ થઈ જવા તે
**વર્ણવ્યવસ્થા** સ્ત્રી૦ વર્ણોની વ્યવસ્થા
**વર્ણશ્રુતિ** સ્ત્રી૦ 'સિલેબલ'
**વર્ણસગાઈ** સ્ત્રી૦ સજાતીય વર્ણોનું આવર્તન; વર્ણાનુપ્રાસ (૨) પ્રાસ બેસવો કે બેસાડવો તે
**વર્ણસંકર** વિ૦ ભિન્ન વર્ણનાં સ્ત્રીપુરુષથી ઉત્પન્ન થયેલું (૨) વ્યભિચારથી ઉત્પન્ન થયેલું (૩) પું૦ તેવો માણસ
**વર્ણસ્થાન** ન૦ વર્ણો જ્યાંથી બોલાય છે તે સ્થાન
**વર્ણાચાર** પું૦ ભિન્નભિન્ન વર્ણના આચાર કે ધર્મ
**વર્ણાનુક્રમ** પું૦ મૂળાક્ષર પ્રમાણેનો ક્રમ (૨) વર્ણાનુક્રમણિકા
**વર્ણાનુક્રમણિકા** સ્ત્રી૦ મૂળાક્ષર પ્રમાણે ગોઠવેલું સાંકળિયું
**વર્ણાનુક્રમણી** સ્ત્રી૦ જુઓ વર્ણાનુક્રમણિકા
**વર્ણાનુપ્રાસ** પું૦ સજાતીય વર્ણોનું આવર્તન; એક શબ્દાલંકાર (કા. શા.)
**વર્ણાલંકાર** પું૦ જુઓ શબ્દાલંકાર
**વર્ણાવર્ણ** પું૦ અનેકવર્ણના લોકોનો સંભૂમેળો

**વર્ણાશ્રમ** પું૦ જાતિવાર અને આશ્રમવાર વિભાગ અને તેમનાં કર્તવ્યોની વ્યવસ્થા
**વર્ણાંતર** વિ૦ ભિન્ન વર્ણનું (૨) ન૦ ભિન્ન વર્ણ
**વર્ણિત** વિ૦ વર્ણવેલું
**વર્ણોચ્ચાર** પું૦ વર્ણોનું ઉચ્ચારણ
**વર્ણ્ય** વિ૦ વર્ણનીય (૨) જેનું વર્ણન કરવાનું છે તેવું
**વર્તણૂક** સ્ત્રી૦ વર્તવાની રીત; ચાલચલગત; રીતભાત
**વર્તન** ન૦ આચરણ; રીતભાત
**વર્તનહામી** સ્ત્રી૦ સારી ચાલચલગત માટે જામીન
**વર્તમાન** વિ૦ ચાલુ (૨) આધુનિક (૩) પું૦ બ૦ વ૦ સમાચાર
**વર્તમાનપત્ર** ન૦ છાપું
**વર્તવું** અ૦ ક્રિ૦ આચરણ કરવું; ચાલવું (૨) થવું; હોવું (૩) ગુજરાન ચલાવવું (૪) સ૦ ક્રિ૦ પારખવું; જોવું
**વર્તાવ** પું૦ વર્તણૂક; રીતભાત
**વર્તુલ(-ળ)** ન૦ ગોળ કૂંડાળું; 'સર્કલ' (ગ.)
**વર્તુલપાદ** પું૦ 'ક્વૉડ્રન્ટ' (ગ.)
**વર્તુલા(-ળા)કાર** વિ૦ ગોળ આકારનું; 'સર્ક્યુલર' (ગ.) (૨) પું૦ ગોળ આકૃતિ
**વર્તુળ** ન૦ જુઓ વર્તુલ
**વર્તુળાકાર** વિ૦ (૨) પું૦ જુઓ વર્તુલાકાર
**વર્ધક** વિ૦ વધારનારું
**વર્ધન** ન૦ વધવું તે (૨) આબાદી (૩) કાપવું તે
**વર્ધમાન** વિ૦ વધતું જતું; આબાદ થતું (૨) પું૦ (સં.) વિષ્ણુ (૩) [સં.] ૨૪મા તીર્થંકર; મહાવીર
**વર્ધિત** વિ૦ વધેલું
**વર્ધિષ્ણુ** વિ૦ વધતું; સમૃદ્ધ થતું
**વર્મ** ન૦ કવચ
**વર્ય** વિ૦ પ્રધાન; શ્રેષ્ઠ
**વર્ષ** ન૦ બાર માસનો સમય
**વર્ષણ** ન૦ વરસવું તે
**વર્ષફળ** ન૦ વર્ષ દરમ્યાન બનનાર બનાવોનો વર્તારો
**વર્ષા** સ્ત્રી૦ વરસાદની ઋતુ—શ્રાવણ અને ભાદરવો
**વર્ષાસન** ન૦ રાજ્ય તરફથી દરવર્ષે ગુજરાન માટે મળતી રકમ
**વર્ષોવર્ષ** અ૦ દરવર્ષે
**વલફૂડું** વિ૦ બહુ જ લાલચુ
**વલખવું** અ૦ ક્રિ૦ વલખાં મારવાં
**વલખાં** ન૦ બ૦ વ૦ ફાંફાં
**વલ(-ળ)ણ** ન૦ વૃત્તિ; મનનું વળવું તે (૨) (રસ્તા કે નદીનો) વાંક (૩) કવિતામાં આવતો ઊથલો (૪) જુવારના ગીચ ચાસમાંથી ઉખેડી લીધેલા છોડ (૫) નફાતોટાની ઉપરામણી (૬) મરોડ
**વલ(-ળ)ણદાર** વિ૦ મરોડદાર
**વલદે** અ૦ ('નો દીકરો' એ અર્થ બતાવે છે)
**વલન** ન૦ વળવું તે
**વલય** ન૦ કંકણ; કડું
**વલવલ** સ્ત્રી૦ વધારેપડતી ચંચળતા (બોલવા, બેસવા, ઊઠવામાં); ઘડી સખણા ન રહેવું તે (૨) વગરપૂછે બોલબોલ કરવું તે; ચિબાવલાવેડા
**વલવલવું** અ૦ ક્રિ૦ બોલબોલ કરવું (૨) રોતાંરોતાં બોલવું; વિલાપ કરવો (૩) વલખાં મારવાં
**વલવલાટ** પું૦ વલોપાત; હાયવોય (૨) સળવળાટ
**વલવલિયું** વિ૦ વલોપાત કરતું (૨) વલવલ કર્યા કરતું; બહુબોલું
**વલંદો** પું૦ હોલેંડનો રહેવાસી
**વલી** પું૦ પીર; ઓલિયો
**વલૂર** સ્ત્રી૦ ચેળ; ખણજ
**વલૂરવું** સ૦ ક્રિ૦ ખણવું; વતરડવું
**વલૂં(-ળૂં)ઠ(-ધ)વું** સ૦ ક્રિ૦ મંડવું; (૨) વળગવું (૩) પેધવું; પળકવું
**વલૂં(-ળૂં)ટું(-ધું)** વિ૦ પેધેલું
**વલે** સ્ત્રી૦ હાલ; દશા (૨) ભૂંડા હાલ (૩) ઉપાય
**વલો** પું૦ ઝંખના
**વલોણાવાર** પું૦ વલોવવાનો દિવસ
**વલોણું** ન૦ વલોવવું તે (૨) વલોવવાની ગોળી; રવૈયો

**વલોપાત** પું૦ અધીરાઈનું આકળાપણું (૨) આક્રંદ; કલ્પાંત

**વલોપાતિયું** વિ૦ વલોપાત કરનારું

**વલોવવું** સ૦ ક્રિ૦ માખણ કાઢવા દહીંને વાંસ વડે ઘૂમડવું (૨) [લા.] ચર્ચવું; ચૂંથવું

**વલ્ક** ન૦ ઝાડની છાલ

**વલ્કલ** ન૦ વલ્ક (૨) તેનું બનાવેલું વસ્ત્ર

**વલ્મિ(-લ્મી)ક** પું૦; ન૦ રાફડો

**વલ્લભ** વિ૦ વહાલું (૨) પું૦ પ્રિય; પતિ

**વલ્લભા** સ્ત્રી૦ પ્રિયા; પત્ની

**વલ્લરિ(-રી)** સ્ત્રી૦ વેલ

**વલ્લંખખ્ખા** અ૦ કોઈનું માગતુંલહેણું રહ્યું નહિ એમ

**વલ્લાવવું** સ૦ ક્રિ૦ પતાવવું; વાળી દેવું

**વલ્લિ(-લ્લી)** સ્ત્રી૦ વેલ

**વલ્લું** વિ૦ પહોળું; ચોડું (૨) રાંઢું; ફંટાતું (૩) [કા.] હેતવાળું; મમતાવાળું (ઉદા૦ માવલ્લું; ઘરવલ્લું)

**વવઠાવું** અ૦ ક્રિ૦*

**વવરજવું** સ૦ ક્રિ૦ તજવું; છોડવું (૨) કામ લાગવું; ખપ આવવું (૩) રૂઢિથી કે પરંપરાથી નક્કી થવું

**વવરાવું** અ૦ ક્રિ૦ 'વાવરવું'નું કર્મણિરૂપ

**વવળવું** અ૦ ક્રિ૦ ખરજ આવવી

**વવળાટ** પું૦ ચેળ; ખણુજ (૨) સળવળાટ

**વ૦ન્ગે** પું૦ વકાર (૨) વિવેક

**વશ** વિ૦ તાબે; શરણે (૨) મુગ્ધ

**વશકરણું** વિ૦ વશ કરનારું

**વશવર્તી** વિ૦ તાબે રહેનારું

**વશા** સ્ત્રી૦ વાંઝણી સ્ત્રી (૨) હાથણી (૩) સ્ત્રી૦; પત્ની (૪) નણંદ

**વશિત્વ** ન૦ તાબેદારી (૨) યોગની આઠ સિદ્ધિઓમાંની એક–સર્વને વશ કરવાની શક્તિ

**વશિયર** પું૦ નાગ

**વશિ(-સિ)ષ્ઠ** પું૦ (સં.) એક પ્રસિદ્ધ વૈદિક ઋષિ; રઘુવંશના કુલગુરુ

**વશીકરણ** ન૦ વશ કરવું તે (૨) વશ કરવાનો મંત્ર; જાદુ

**વશેક** + વિ૦ વિશેષ (૨) પું૦ સારો મેળ

**વશ્ય** વિ૦ વશ કરાય તેવું (૨) તાબે; અધીન

**વષટ્કાર** પું૦ દેવને આહુતિ આપતી વખતે 'વષટ્' એમ બોલવું તે

**વષ્ટિ** સ્ત્રી૦ જુઓ વિષ્ટિ

**વસટાળી** સ્ત્રી૦ જુઓ વસટાળો

**વસટાળું** ન૦ વિષ્ટિનું કામ; રિસાયેલાને મનાવવાનું કામ (૨) કૂટણીપણું (૩) માગું (કન્યાનું)

**વસટાળો** પું૦ વસટાળું કરનારો

**વસતિ(-તી)** સ્ત્રી૦ વસવું તે (૨) વાસ; રહેઠાણ (૩) લોકસંખ્યા (૪) બાળબચ્ચાંનો ભરાવો (૫) વસેલી જગા

**વસતિ(-તી)ગણતરી** સ્ત્રી૦ વસતિની ગણતરી

**વસતિ(-તી)ગણત્રી** સ્ત્રી૦ વસ્તીની ગણત્રી

**વસતિ(-તી)ગૃહ** ન૦ શાળામાં ભણતા વિદ્યાર્થીઓને રહેવાનું સ્થાન; છાત્રાલય

**વસતિ(-તી)પત્રક** ન૦ માણસોની સંખ્યાની ગણતરીની નોંધ

**વસતેવ** પું૦ અગ્નિ

**વસન** ન૦ વસ્ત્ર

**વસમું** વિ૦ મુશ્કેલ; (૨) કપરું (૩) માઠું

**વસલો** પું૦ ભાગ; જમીનનો ટુકડો

**વસલ્લો** પું૦ બારદાન (૨) કપડું વણતાં રહેલી ગૂંચ

**વસવસો** પું૦ અંદેશો; વહેમ

**વસવાટ** પું૦ વસવું તે

**વસવાયું** ન૦ ગામ તરફથી પસાયતાં આપી વસાવેલા હજામ, ધોબી, મોચી વગેરે કારીગર લોક

**વસવાયો** પું૦ જુઓ વસવાયું

**વસવાસ** સ્ત્રી૦ ચડસાચડસી

**વસવું** અ૦ ક્રિ૦ રહેવું (૨) મનમાં ઠસવું

**વસંત** પું૦; સ્ત્રી૦ ફાગણચૈત્ર માસની ઋતુ; ઋતુરાજ (૨) એક રાગ (૩) વર તરફથી કન્યાને અપાતી ભેટ

**વસંતક** પું૦ વિદૂષક

**વસંતતિલક** પું૦; ન૦ એક ફૂલ

**વસંતતિલકા** સ્ત્રી૦ એક છંદ

**વસંતપંચમી** સ્ત્રી૦ માઘ સુદિ પંચમી

**વસંતપૂજા** સ્ત્રી૦ વસંતઋતુ બેસતાં થતું પૂજન કે ઉત્સવ

**વસંતસખા** પું૦ કામદેવ
**વસંતિયું** ન૦ વસંતઋતુમાં સ્ત્રીઓ પહેરે છે તે કસૂંબાની છાંટવાળું ધોળું વસ્ત્ર
**વસંતી** વિ૦ વસંત સંબંધી (૨) પીળું
**વસંતોત્સવ** પું૦ વસંતઋતુનો ઉત્સવ
**વસા** સ્ત્રી૦ મેદ (૨) ચરબી
**વસાઈ** સ્ત્રી૦ ખેતરની મીઠી જમીન
**વસાડવું** સ૦ ક્રિ૦ 'વસવું'નું પ્રેરકરૂપ
**વસાણું** ન૦ ઔષધિઓ નાખી બનાવેલો પાક (૨) ગાંધીને ત્યાં મળતી કોઈ પણ ચીજ
**વસાત** સ્ત્રી૦ માલ; પૂંજી (૨) હિસાબ; ગણતરી
**વસામેહ** પું૦ એક પ્રકારનો મૂત્રરોગ
**વસાવો** પું૦ રખો; રખેવાળ
**વસાહત** સ્ત્રી૦ એક દેશના લોકોનો બીજા મુલકમાં વાસ (૨) તે મુલક; સંસ્થાન
**વસાહતી** વિ૦ વસાહતને લગતું
**વસિયત** સ્ત્રી૦ વારસો (૨) વસિયતનામું
**વસિયતનામું** ન૦ વીલ; વારસા વિષેનું લખાણ
**વસિયાણ** ન૦ વસવાટ; વસવાનું સ્થાન
**વસિષ્ઠ** પું૦ (સં.) જુઓ વશિષ્ઠ
**વસી** પું૦ વહીવટ કરનાર; ગામનો બંદોબસ્ત કરનાર
**વસીલો** પું૦ મોટા સાથે સંબંધ; તેમની લાગવગ કે મદદ
**વસુ** વિ૦ આઠ (સંકેત) (૨) ન૦ સોનું (૩) પું૦; સ્ત્રી૦ ધન; દોલત (૪) પું૦ સૂર્ય (૫) આઠ દેવોના એક ગણમાંનો દરેક
**વસુદેવ** પું૦ (સં.) શ્રીકૃષ્ણના પિતા
**વસુધા** સ્ત્રી૦ પૃથ્વી
**વસુધાધિપ** પું૦ રાજા
**વસુધેશ** પું૦ વસુધાધિપ; રાજા
**વસુમતી** સ્ત્રી૦ પૃથ્વી
**વસુંધરા** સ્ત્રી૦ પૃથ્વી
**વસૂકવું** અ૦ ક્રિ૦ (ગાયભેંસનું) દૂધ દેતા બંધ થવું
**વસૂલ** ન૦ માગતા પેટે ચૂકતે થયેલી રકમ (૨) આમદાની (૩) મહેસૂલ (૪) અ૦ ચૂકતે થાય કે થયેલું હોય તેમ
**વસૂલદાર** વિ૦(૨) પું૦ આવક અથવા મહેસૂલ ઉઘરાવનાર
**વસૂલબાકી** સ્ત્રી૦ વસૂલ કરવાની બાકી રહેલી મહેસૂલ (૨) મંજૂર કરેલા ખર્ચમાંથી ખર્ચાયેલી, ખર્ચવાની અને બાકી રહેલી રકમની વિગત
**વસૂલાત** સ્ત્રી૦ વસૂલ કરવાની સાંથ; મહેસૂલ (૨) વસૂલ કરવું કે લેવું તે
**વસૂલાતી** વિ૦ વસૂલાત સંબંધી
**વસો** પું૦ વીઘાનો વીસમો ભાગ (૨) સવાપાંચ હાથ; સો અથવા વીસનો અનુક્રમે સોમો કે વીસમો અંશ (૩) આબરૂ
**વસ્ત(–સ્તા)** સ્ત્રી૦+ વસ્તુ
**વસ્તાર** પું૦ વિસ્તાર (૨) બહોળું કુટુંબ
**વસ્તારણ** વિ૦ સ્ત્રી૦ બહોળા કુટુંબવાળી
**વસ્તારી** વિ૦ બહોળા કુટુંબવાળું
**વસ્તિ** પું૦; સ્ત્રી૦ પેડુ; મૂત્રાશય
**વસ્તિપ્રદેશ** પું૦ વસ્તિવાળો ભાગ
**વસ્તી** સ્ત્રી૦ જુઓ વસતી
**વસ્તીગણતરી** સ્ત્રી૦ વસ્તીની ગણતરી
**વસ્તીગૃહ** ન૦ જુઓ વસતિગૃહ
**વસ્તીપત્રક** ન૦ જુઓ વસતિપત્રક
**વસ્તુ** સ્ત્રી૦ પદાર્થ; ચીજ (૨) સત્ય; સાર (૩) ન૦ નાટક કે કથાનો વિષય; 'પ્લૉટ'
**વસ્તુતા** સ્ત્રી૦ ખરાપણું; સાચ
**વસ્તુતઃ** અ૦ ખરી રીતે
**વસ્તુનિર્દેશ** પું૦ ગ્રંથના વિષયનું કે વાર્તાનું સૂચન (૨) લક્ષણમાં આવી જતા ધર્મો ઉપરાંત જેમાં વસ્તુ વિષે નવા ધર્મનું કથન હોય તેવો નિર્દેશ કે કથન (પ્ર. શા.)
**વસ્તુપાઠ** પું૦ પદાર્થપાઠ
**વસ્તુમાત્ર** સ્ત્રી૦ દરેક પદાર્થ (૨) ન૦ વિષયની માત્ર રૂપરેખા
**વસ્તુસંકલના** સ્ત્રી૦ કથા કે નાટકના વસ્તુની યોજના–ગૂંથણી
**વસ્ત્ર** ન૦ કપડું
**વસ્ત્રપરિધાન** ન૦ કપડાં પહેરવાં તે
**વસ્ત્રલોચન** ન૦ લુગડાં વગેરે સર્વ ચોરાઈ કે લૂંટાઈ જવું તે
**વસ્ત્રાલંકાર** પું૦ બ૦ વ૦ વસ્ત્રો અને આભૂષણો
**વસ્લ** પું૦ મેળાપ; સમાગમ (૨) સંબંધ
**વહદત** સ્ત્રી૦ ઐક્ય; પરમેશ્વરનું એકપણું

**વહન** ન૦ વાહન (૨) ઉપાડવું-ઊંચકવું તે; ઊંચકીને લઈ જવું તે (૩) વહેવું તે (પાણીનું)
**વહવાવવું** સ૦ ક્રિ૦ 'વહવાવું'નું પ્રેરકરૂપ
**વહવાવું** અ૦ ક્રિ૦ છેતરવું; ઠગવું
**વહાણ** ન૦ નાવ; મોટો મછવો
**વહાણુઈ** સ્ત્રી૦+ પાવડી
**વહાણવટી** પું૦ ખારવો;નાવિક (૨) દરિયાઈ વેપારી (૩) વહાણનો માલિક; ઉપરી
**વહાણવટું** ન૦ દરિયામાં વહાણ ફેરવવાં તે (૨) વહાણો વડે વેપાર કરવો તે (૩) દરિયાની મુસાફરી
**વહાણવિદ્યા** સ્ત્રી૦ નાવ ચલાવવાની કળા
**વહાણિયું** ન૦ વહાણને તળિયે બાઝતી છીપ
**વહાણું** ન૦ પ્રભાત
**વહાબી** પું૦ શેખ અબ્દુલ વહાબનો અનુયાયી (મુસલમાની ધર્મનો એક ફાંટો)
**વહાર** સ્ત્રી૦ સહાયતા; મદદ
**વહાલ** ન૦ પ્રીતિ
**વહાલપ** સ્ત્રી૦ પ્રેમ
**વહાલપણ** ન૦ પ્રેમ
**વહાલમ** પું૦ પ્રિયતમ; પતિ
**વહાલસોયું** વિ૦ વહાલમાં ઊછરેલું; લાડકવાયું
**વહાલું** વિ૦ પ્રિય
**વહાલેશરી** વિ૦ હિતેચ્છુ
**વહાવું** સ૦ ક્રિ૦ સમજાવવું; પટાવવું (૨) છેતરવું (૩) અ૦ ક્રિ૦ ખેંચાવું (૪) છેતરાવું
**વહી** સ્ત્રી૦ નામાનો ચોપડો (૩) વંશાવળીની ચોપડી (૩) ચોપડી (કોરી કે લખેલી) (૪) ખુદાનો સંદેશો
**વહીપૂજન** ન૦ દિવાળીને દિવસે કરાતું ચોપડાઓનું પૂજન
**વહીપૂજા** સ્ત્રી૦ જુઓ વહીપૂજન
**વહીવટ** પું૦ કારભાર; બંદોબસ્ત (૨) પદ્ધતિ; શિરસ્તો (૩) લેવડદેવડ; પ્રસંગ; સંબંધ
**વહીવટદાર** પું૦ કારભારી (૨) મામલતદાર (ગાયકવાડીમાં)
**વહીવટદારી** સ્ત્રી૦ વહીવટદારનું કામ કે ઓદ્ધો
**વહીવટી** વિ૦ વહીવટને લગતું
**વહીવંચો** પું૦ પેઢીનામું રાખનાર ભાટ
**વહુ** સ્ત્રી૦ પત્ની (૨) છોકરાની સ્ત્રી
**વહુવર** સ્ત્રી૦ નવોઢા સ્ત્રી (૨) ન૦ લગ્નનો વરઘોડો (૩) ન૦ બ૦ વ૦ ધણીધણિયાણી; નવું પરણેલું જોડું
**વહુવારુ** સ્ત્રી૦ જુવાન માનીતી વહુ
**વહેણ(-ન)** ન૦ પ્રવાહ
**વહેમ** પું૦ શક; સંદેહ (૨) ભ્રમ; ખોટી માન્યતા
**વહેમાવું** અ૦ ક્રિ૦ વહેમ લાવવો
**વહેમી** વિ૦ વહેમવાળું; વહેમથી ભરેલું
**વહેર** પું૦ લાકડું વહેરતાં પડેલો ભૂકો
**વહેરણ** ન૦ કરવત (૨) વહેરવું તે (૩) વહેરવાની મજૂરી
**વહેરણિયું** વિ૦ ચાબખા દઈને બોલવાની ટેવવાળું (૨) ન૦ કરવત
**વહેરણિયો** પું૦ વહેરનારો
**વહેરવું** સ૦ ક્રિ૦ કરવત વડે કાપવું
**વહેરાઈ(-મણી)** સ્ત્રી૦ વહેરવાની મજૂરી
**વહેરામણ** ન૦ વહેરાઈ
**વહેરો** પું૦ ભેદ; આંતરો; તફાવત
**વહેરોઆંતરો** પું૦ અંતર; ભેદ; તફાવત
**વહેરોવંચો** પું૦ જુઓ વહેરોઆંતરો
**વહેલ** સ્ત્રી૦ રથ; વાહન (૨) એક મોટું જળચર પ્રાણી
**વહેલું** વિ૦ ઉતાવળું; જલદી
**વહેલુંમોડું** વિ૦ વખતસર નહિ તેવું; વહેલું કે મોડું (૨) અ૦ વહેલું કે મોડું એમ (૩) ગમે ત્યારે; સગવડે
**વહેવડા(-રા)મણ** ન૦ ઊચકી જવાની મજૂરી
**વહેવડા(-રા)મણી** સ્ત્રી૦ જુઓ વહેવરામણ
**વહેવાર** પું૦ વ્યવહાર; સંબંધ; ઘરવટ (૨) ધીરધાર કે લેવડદેવડનું કામ (૩) વર્તણૂક; વર્તન (૪) આચાર; આચરણ (૫) દુનિયાદારીના સંબંધ કે કામકાજ (૬) રૂઢિ; વહીવટ
**વહેવારિયું** વિ૦ વહેવારને લગતું (૨) વહેવારીકું
**વહેવારિયો** પું૦ લેવડદેવડમાં ચોખવટવાળો (૨) વહેવારે ચાલનારો (૩) સાહુકાર
**વહેવારીકું** વિ૦ મધ્યમ; કામ સરે તેવું
**વહેવારુ** વિ૦ મધ્યમ; સાધારણ (૨) વહેવારમાં ચાલી શકે તેવું; આચારમાં ઉતારી શકાય તેવું; વ્યવહારુ
**વહેવું** સ૦ ક્રિ૦ ઊચકવું (૨) ખમવું; વેઠવું (૩) અ૦ ક્રિ૦ પ્રવાહરૂપે સરવું (૪) ધસડાવું (૫) વીતવું (૬) વંઠી જવું

**વહેળો** પું૦ નાનો પ્રવાહ (૨) વહેણનો ખાડો
**વહેંચણ(-ણી)** સ્ત્રી૦ વહેંચવું કે ભાગ કરવા તે (૨) હિસ્સો
**વહેંચવું** સ૦ ક્રિ૦ હિસ્સા પાડવા (૨) દરેકને ભાગ પ્રમાણે આપવું
**વહોણું** વિ૦ જુઓ વનું
**વહોરત** સ્ત્રી૦ ખરીદ (૨) જોખમ (૩) ભિક્ષા; ભિક્ષામાં મળેલું તે
**વહોરતિયો** પું૦ ખરીદનાર (૨) યતિ; શ્રમણ
**વહોરવું** સ૦ ક્રિ૦ ખરીદ કરવું (૨) સંઘરવું (૩) માગી લાવવું (૪) માથે લેવું (જોખમ)
**વહોરો** પું૦ શિયા મુસલમાનની એક જાતનો આદમી
**વહોલિ(-ળિ)યું** ન૦ નાનો વહેળો
**વહ્નિ** પું૦ અગ્નિ
**વહ્યુંવહ્યું** વિ૦ અહીંતહીં નિષ્ફળ પ્રયત્ન કરતું (૨) બાવરું; ગાભરું
**વળ** પું૦ આમળો; આંટો (૨) યુક્તિ; કરામત (૩) દાવ; લાગ (૪) અંટસ; કીનો (૫) મમત; આગ્રહ
**વળકવળ** પું૦; સ્ત્રી૦; ન૦ અનુકૂળતા અને પ્રતિકૂળતા (૨) ઘાટ અને દાવપેચ
**વળકો** પું૦ બફાવા પર આવવું તે (૨) શાન્ત પડવું તે
**વળગણ** ન૦ નિસબત; સંબંધ (૨) [ભૂતપ્રેતનું] વળગવું તે (૩) ભૂતપ્રેત (૪) વળગેલું કામ કે માણસ (૫) આડો સંબંધ
**વળગણી** સ્ત્રી૦ કપડાં નાંખવાનો આડો વાંસ
**વળગણું** વિ૦ વળગે તેવું (૨) ન૦ વળગણી
**વળગવું** અ૦ ક્રિ૦ બાઝવું; લપેટાવું (૨) આગ્રહથી મંડવું (૩) ટંટો કરવો
**વળગાટ(-ડ)** પું૦ ભૂત ઇત્યાદિથી સપડાવું તે (૨) ભૂતપ્રેત
**વળગાડવું** સ૦ ક્રિ૦ 'વળગવું'નું પ્રેરકરૂપ (૨) માથે નાખવું
**વળણ** ન૦ જુઓ વલણ
**વળણદાર** વિ૦ જુઓ વલણદાર
**વળતદાખિયું** વિ૦*
**વળતભાવ** પું૦ તબિયત સુધારા પર આવવા લાગવી તે
**વળતર** ન૦ બદલા તરીકે જે કંઈ મજરે આપવાનું હોય તે
**વળતી** અ૦ પછી (૨) વધારામાં; વળી
**વળદાર** વિ૦ વળવાળું
**વળવળ** સ્ત્રી૦ ખણુજ; ચેળ; સળવળાટ
**વળવળવું** અ૦ ક્રિ૦ ખણુજ આવવી; સળવળવું
**વળવું** અ૦ ક્રિ૦ વાંકું થવું (૨) પાછા ફરવું (૩) મનનું વલણ થવું (૪) કસાવું (૫) સુધરવું (૬) બંધાવું (અંબોડો; લાડુ) (૭) ફાયદો થવો; સરવું
**વળાંકો** પું૦ વલણ
**વળામણ** ન૦ વાળવાની મજૂરી (૨) વાળતાં નીકળેલો કચરો
**વળાવવું** સ૦ ક્રિ૦ વિદાય કરવું; માર્ગે પાડી આવવું (૨) પૂંજો કઢાવવો
**વળાવિયો** પું૦ ભોમિયો (૨) વાટમાં સંભાળ રાખનાર
**વળાવું** ન૦ ભોમિયાનું કામ (૨) તેનું મહેનતાણું
**વળાવો** પું૦ જુઓ વળાવિયો
**વળિયાચંપુ** વિ૦ (૨) પું૦ કપાળ ઉપર શિંગડાંના મૂળની સીધી લીટીમાં ભમરો હોય તેવો (બળદ)
**વળિયું** ન૦ આંટણ; ચાઠું; આંકો; ડાઘ (૨) ઘોડા વગેરેની પીઠ ઉપર મુકાતી ગાદી (૩) થર; પોપડો
**વળી** સ્ત્રી૦ પાતળો લાંબો સોટો (૨) લાકડીને છેડે જડાતી ખોળી (૩) અ૦ વધારામાં; પણ
**વળું** ન૦ મંડળ; સમુદાય; પક્ષ (૨) જમીનનું પડ (૩) ખોળી (૪) પરસેવાનો ડાઘ; વળિયું (૫) વલણ (૬) શરીરનો બાંધો (૭) અસ્તર (૮) પાણીનાં જમીનમાં વહેતાં વહેણ (૯) મનનો તરંગ; વેળ
**વળૂંકો** પું૦ શિક્ષણ; કેળવણી
**વળૂંદ(-ધ)વું** સ૦ ક્રિ૦ જુઓ વલૂંદવું
**વળૂંદું(-ધું)** વિ૦ જુઓ વલૂંદું
**વળૂંભવું** અ૦ ક્રિ૦*
**વળો** પું૦ જાડી મોટી વળી
**વળોક** પું૦ ઘાટ; મરોડ (૨) રીતભાત
**વળોટ** પું૦ જુઓ વળૂંકો
**વળોટવું** સ૦ ક્રિ૦ ઉલ્લંઘવું; ઓળંગવું (૨) ચડિયાતા થવું

**વંક** વિ૰ વાંકું (૨) પું૰ આડું વલણ
**વંકટ** વિ૰*
**વંકાઈ** સ્ત્રી૰ વાંકાઈ; આડાઈ
**વંકાવું** અ૰ ક્રિ૰ રિસાવું; આડા થવું (૨) વાંકા થવું; વાંક આવવો
**વંગ** સ્ત્રી૰ કલાઈ
**વંચક** વિ૰ (૨) પું૰ ધૂર્ત; ઠગ
**વંચન** ન૰ ઠગવું તે (૨) ઠગાવું તે
**વંચના** સ્ત્રી૰ ઠગાઈ (૨) ભ્રમ
**વંચવું** અ૰ ક્રિ૰ બચવું
**વંચાર** ન૰ કમર
**વંચાલો(-ળો)** પું૰ ન વપરાતો ખૂણો; વચાળો
**વંચાવવું** સ૰ ક્રિ૰ 'વંચવું' તેમજ 'વાંચવું'નું પ્રેરકરૂપ
**વંચાવું** અ૰ ક્રિ૰ 'વાંચવું'નું કર્મણિરૂપ (૨) નિંદા થવી
**વંચાળો** પું૰ જુઓ વંચાલો
**વંચિત** વિ૰ છેતરાયેલું (૨) વિમુખ; હીન
**વંજી** સ્ત્રી૰ ખપાટિયાંની ભારી
**વંઝા** સ્ત્રી૰ વંધ્યા; વાંઝણી સ્ત્રી
**વંઝી** સ્ત્રી૰ વાંસની ખપાટ
**વંટોળ(-ળિયો)** પું૰ ફૂંડાળાં કરતો જોરમાં વાતો પવન
**વંઠ** પું૰ શરીરમાં વાયુના ગોળા આવવા તે
**વંઠવું** અ૰ ક્રિ૰ હાથથી જવું; હદ બહાર જવું (૨) ફાટવું; વહી જવું
**વંડી** સ્ત્રી૰ ખુલ્લી જમીનની આસપાસની નાની ભીંત
**વંડો** પું૰ મોટી વંડી (૨) તેના વડે આંતરેલું મોટું સ્થાન (૩) પોળ
**વંતરી** સ્ત્રી૰ ભૂતડી
**વંતાક** ન૰ રીંગણું
**વંદન** ન૰ પ્રણામ
**વંદના** સ્ત્રી૰ નમસ્કાર
**વંદનીય** વિ૰ વંદન કરવાયોગ્ય
**વંદવું** સ૰ ક્રિ૰ પ્રણામ કરવો
**વંદિત** વિ૰ પૂજ્ય; આદરણીય
**વંદેમાતરમ** શ૰ પ્ર૰ 'ભારતમાતાને વંદન'—એક જયઘોષણા (૨) નમસ્કાર કહેવાનો એક પ્રયોગ
**વંદો** પું૰ એક જીવડું
**વંદ્ય** વિ૰ જુઓ વંદનીય
**વંધ્ય** વિ૰ વાંઝિયું; નિષ્ફળ
**વંધ્યત્વ** ન૰ વાંઝિયાપણું
**વંધ્યા** સ્ત્રી૰ વાંઝણી
**વંશ** પું૰ પુત્રપૌત્રાદિકનો ક્રમ; કુળ (૨) ઓલાદ (૩) વાંસ
**વંશજ** વિ૰ વંશમાં ઉત્પન્ન થયેલું (૨) પું૰ સંતાન; વારસદાર
**વંશપત** પું૰ વંશનો એકનો એક બાળક (૨) સ્ત્રી૰+ વંશની પ્રતિષ્ઠા
**વંશપરંપરા** સ્ત્રી૰ પેઢીનો ક્રમ (૨) અ૰ પેઢીના ક્રમથી
**વંશવિસ્તાર** પું૰ વંશ વધારવો કે આગળ ચલાવવો તે
**વંશવૃક્ષ** ન૰ વંશવિસ્તારનું ઝાડ; પેઢીનામું
**વંશસ્થ** પું૰ એક છંદ
**વંશાવળિ(-ળી)** સ્ત્રી૰ પેઢીનામું; વંશવૃક્ષ
**વંશી** વિ૰ વંશનું
**વા** પું૰ પવન; વાયુ (૨) તરંગ; ફાંટો (૩) શરીર પર ગડગૂમડ નીકળવાનો, માથામાં કે કાનમાં ચસકા નાખવાનો, કે સાંધા રહી જવાનો રોગ (૪) જીવ; પ્રાણ (૫) [લા.] રોગ કે વિચારનું મોજું (૬) અ૰ અથવા (૭) 'જેટલે અંતરે કે જેટલું' એ અર્થમાં નામને છેડે લાગે છે (ઉદા. ખેતરવા; રાશવા)
**વાઈ** સ્ત્રી૰ મૃગી; ફેફરું; 'હિસ્ટીરિયા'
**વાઉ** સ્ત્રી૰ પગ ફાટવા તે
**વાએ(-ચ,-યે)જ** પું૰ ઉપદેશક (૨) સ્ત્રી૰ ઉપદેશ
**વાક** પું૰ કસ; સત્ત્વ (૨) સ્ત્રી૰ વાણી
**વાકડવું** વિ૰ સહેજ કડવું (૨) હઠીલું
**વાકેફ,૰ગાર** વિ૰ જાણીતો (૨) પ્રવીણ
**વાકેફગારી** સ્ત્રી૰ માહિતી
**વાક્ચાતુરી** સ્ત્રી૰ બોલવાની ચતુરતા
**વાક્ચાતુર્ય** ન૰ વાણીની ચતુરતા
**વાક્છલ(-ળ)** ન૰ બીજાએ કહેલી વાતને શબ્દનો અભિપ્રેતથી જુદો અર્થ કરી ઉડાવી દેવી તે
**વાક્પટુ** વિ૰ બોલવામાં ચતુર
**વાક્પટુતા** સ્ત્રી૰ બોલવાની ચતુરતા
**વાક્પ્રચાર** પું૰ ભાષામાં રૂઢ શબ્દપ્રયોગ; 'ઈડિયમ'

**વાક્ય** ન૦ પૂર્ણ અર્થ બતાવતો શબ્દસમૂહ (૨) વચન; કથન

**વાક્યરચના** સ્ત્રી૦ વાક્યની રચના; 'સિન્ટેક્સ'

**વાક્યવિચાર** પું૦ વાક્યની રચનાનું વિવેચન (વ્યા.)

**વાક્યવિન્યાસ** પું૦ જુઓ વાક્યવિચાર

**વાક્યાર્થ** પું૦ વાક્યનો અર્થ

**વાક્સંયમ** પું૦ વાણીનો સંયમ

**વાખ** પું૦ તાડછાંના દાંડાના દોરા જેવા રેસા (૨) શીંગની બાજુની નસો

**વાખદ** ન૦ આંખનો એક રોગ

**વાખરો** પું૦ ઘરગતુ સરસામાન

**વાખો** પું૦ જુઓ વખો (૨) મરકી

**વાગ** સ્ત્રી૦ વાણી (૨) લગામ

**વાગડિયું** વિ૦ વાગડ દેશનું (૨) ન૦ સ્ત્રીઓનું એક વસ્ત્ર

**વાગલું(-ળું)** ન૦ વાગોળ

**વાગવું** અ૦ ક્રિ૦ અવાજ નીકળવો (વાદ્યનો) (૨) ઈજા થવી; જખમાવું

**વાગળું** ન૦ વાગલું

**વાગાડંબર** પું૦ શબ્દોનો આડંબર (૨) નકામો પ્રલાપ

**વાગિંદ્રિય** સ્ત્રી૦ બોલવાની ઇંદ્રિય; જીભ

**વાગીશ** પું૦ બૃહસ્પતિ

**વાગીશ્વરી** સ્ત્રી૦ સરસ્વતી

**વાગોળ** સ્ત્રી૦; ન૦ વડવાગોળ (૨) ઓગાળ

**વાગોળવું** સ૦ ક્રિ૦ ખાધેલું મોંમાં લાવી ફરી ચાવવું (ઢોરે)

**વાગ્જાલ(-ળ)** સ્ત્રી૦ ખાલી શબ્દોનો આડંબર

**વાગ્દાન** ન૦ 'કન્યા આપીશ' એમ કહેવું તે; સગાઈ કરવી તે

**વાગ્બાણ** ન૦ મહેણું

**વાગ્યજ્ઞ** પું૦ વાણીથી ચલાવેલો યજ્ઞ; વાણીનો સેવાર્થે ઉપયોગ

**વાગ્યુદ્ધ** ન૦ માત્ર શબ્દો વડે કરાતું યુદ્ધ (૨) ગરમાગરમ ચર્ચા

**વાગ્વિલાસ** પું૦ આનંદપૂર્વક પરસ્પર સંભાષણ (૨) કંઈ તત્ત્વપ્રાપ્તિ વિનાનો વાગ્વ્યાપાર

**વાગ્વ્યાપાર** પું૦ બોલવાની ઢબ (૨) વાણી વિસ્તારવી તે

**વાઘ** પું૦ એક હિંસ્ર પ્રાણી; શેર

**વાઘણ** સ્ત્રી૦ વાઘની માદા

**વાઘણદાવ** પું૦ વાઘબકરી; એક બાજી

**વાઘણદોરી** સ્ત્રી૦ વાઘબકરી; એક બાજી

**વાઘપટોળી** સ્ત્રી૦ એક બાજી

**વાઘબકરી** સ્ત્રી૦ વાઘપટોળી; એક બાજી

**વાઘબારશ(-સ)** સ્ત્રી૦ આસો વદિ બારશ

**વાઘમારુ** વિ૦ વાઘનો મારનાર; બહાદુર (૨) ખોટી બડાશ હાંકનાર

**વાઘરણ** સ્ત્રી૦ વાઘરીની કે વાઘરી સ્ત્રી (૨) [લા.] ગંદી કે અસભ્ય સ્ત્રી

**વાઘરી** પું૦ એ નામની જાતનો આદમી

**વાઘાંબર** ન૦ વસ્ત્ર કે આસન માટે તૈયાર કરેલું વાઘનું ચામડું

**વાઘિયો** પું૦*

**વાઘેર** પું૦ કાઠી લોકની એક જાતનો આદમી

**વાઘેલો** પું૦ રજપૂતોની એક જાતનો આદમી

**વાઘેશ્વરી** સ્ત્રી૦ (સં.) વાઘ ઉપર સવારી કરનાર; કાલિકા

**વાઘો** પું૦ ડગલો; પોશાક (૨) ગાંસડી

**વાઙ્મય** ન૦ સાહિત્ય

**વાચ(-ચા)** સ્ત્રી૦ વાણી; ભાષા; બોલી (૨) બોલવાની શક્તિ

**વાચક** વિ૦ બોલતું (૨) [સમાસને છેડે] દર્શક; બોધક (૩) પું૦ વાંચનાર

**વાચકવર્ગ** પું૦ વાંચનારો વર્ગ

***વાચન** ન૦ વાંચવું તે (૨) વાંચવાની ઢબ

**વાચનમાળા** સ્ત્રી૦ વર્ગોમાં ચલાવવા તૈયાર કરેલી ચોપડીઓની શ્રેણી

**વાચના** સ્ત્રી૦*

**વાચનાલય** ન૦ પુસ્તકાલયનો છાપાં વગેરે વાંચવા માટે મુકાતાં હોય તે ભાગ

**વાચસિક** વિ૦ જુઓ વાચિક

**વાચસ્પતિ** પું૦ બૃહસ્પતિ; દેવોના ગુરુ

**વાચા** સ્ત્રી૦ જુઓ વાચ

**વાચાલ(-ળ)** વિ૦ બહુબોલું

**વાચિક** વિ૦ વાણી સંબંધી

**વાચો** પું૦ બે હોઠથી થયેલો ખૂણો

**વાચ્ય** વિ૦ બોલવાજેવું (૨) કહેવા ધારેલું

**વાચ્યાર્થ** પું૦ શબ્દની અભિધાશક્તિથી નીકળતો મૂળ અર્થ

**વાછ(-છં)ટ** સ્ત્રી૦ પવનથી ઊડેલા વરસાદના છાંટા

**વાછ(-છં)ટિયું** ન૦ વાછંટ અટકાવવા બારીબારણાં પર કરેલું છજું

**વાછ(૦ર)ડી** સ્ત્રી૦ ગાયનું માદા બચ્ચું
**વાછ(૦ર)ડું** ન૦ વાછરું
**વાછ(૦ર)ડો** પું૦ ગાયનું નર બચ્ચું
**વાછરું** ન૦ ગાયનું બચ્ચું
**વાછલ** વિ૦ વહાલું; લાડકું (૨) વહાલ; વાત્સલ્ય
**વાછંટ** સ્ત્રી૦ જુઓ વાછટ
**વાછંટિયું** ન૦ જુઓ વાછટિયું
**વાછૂટ** સ્ત્રી૦ ગુદા વાટે પવન નીકળવો તે
**વાજ** વિ૦ કંટાળેલું (૨) હારેલું (૩) સ્ત્રી૦ વાયેજ (૪) પું૦ વેગ; તાન (૫) તોબા; પીડા; કંટાળો (૬) યજ્ઞ (૭) સંગ્રામ (૮) બાણનું પીછું (૯) ન૦ બળ (૧૦) ઘી (૧૧) અન્ન
**વાજણ** સ્ત્રી૦ ઉમદા જાતની ઘોડી
**વાજબી** વિ૦ યોગ્ય
**વાજબીપણું** ન૦
**વાજવું** અ૦ ક્રિ૦ વાગવું (વાદ્યનું)
**વાજિ(-જિં)ત્ર** ન૦ વાજું; વાદ્ય
**વાજિ(-જિં)ત્રશાળા** સ્ત્રી૦ વાજું વગાડતાં શીખવનારી શાળા
**વાજિબુલવજૂદ** વિ૦ પોતાની મેળે હયાતીમાં આવેલું (૨) પું૦ ખુદા
**વાજિયા** વિ૦ (૨) પું૦ બ૦ વ૦ પાણી પાઈને પકવેલા (ઘઉં)
**વાજિંત્ર** ન૦ વાજિત્ર; વાદ્ય
**વાજિંત્રશાળા** સ્ત્રી૦ જુઓ વાજિત્રશાળા
**વાજી** પું૦ ઘોડો (૨) બાણ (૩) અરડૂસાનું ઝાડ
**વાજીકરણ** ન૦ વીર્યવર્ધક ઔષધપ્રયોગ
**વાજીવિદ્યા** સ્ત્રી૦ જાદુ; કામણ
**વાજું** ન૦ વા, ઘા કે ઘસરકો એ ત્રણ પૈકી એક મારફતે અવાજ નીકળે તેવું સાધન (૨) મંડળ
**વાજેવાજ** અ૦ (કા.) સપાટાબંધ
**વા(૦વા)ઝોડું** ન૦ પવનનું તોફાન
**વાટ** સ્ત્રી૦ રસ્તો (૨) પ્રતીક્ષા; રાહ (૩) દિવેટ (૪) પૈડા ઉપર ચડાવવામાં આવતો લોઢાનો પાટો
**વાટ(-ડ)કી** સ્ત્રી૦ છાલી
**વાટ(-ડ)કું** ન૦ નાનું છાલું
**વાટકૂટિયો** પું૦ (કા.) મુસાફરોને લૂંટનાર
**વાટ(-ડ)કો** પું૦ મોટું છાલું
**વાટખરચ** પું૦; ન૦ મુસાફરીનો ખરચ (૨) વાટખરચી
**વાટખરચી** સ્ત્રી૦ મુસાફરી દરમ્યાન ખરચવાની રકમ (૨) વાટખરચ
**વાટખર્ચ** પું૦; ન૦ જુઓ વાટખરચ
**વાટખર્ચી** સ્ત્રી૦ જુઓ વાટખરચી
**વાટણિયો** પું૦ વાટવાનો ગોળ પથરો
**વાટણી** સ્ત્રી૦ વહેંચણી
**વાટણો** પું૦ જુઓ વાટણિયો
**વાટપાડુ** પું૦ જુઓ વાટકૂટિયો (૨) નવો રસ્તો કાઢનાર; પહેલ કરનાર
**વાટમાર(-રુ)** વિ૦ (૨) પું૦ જુઓ વાટકૂટિયો
**વાટલા** પું૦ બ૦ વ૦ ભાંગેલા ચોખા
**વાટવું** સ૦ ક્રિ૦ ભૂકો કરવો; કચરવું; લસોટવું (૨) વહેંચવું
**વાટવો** પું૦ પાનસોપારી કે પૈસા વગેરે રાખવાની ઘણાં પડવાળી કોથળી
**વાટસરુ** વિ૦ (૨) પું૦ વટેમાર્ગુ; મુસાફર
**વાટાઘાટ** સ્ત્રી૦ ભાંજગડ; પંચાત
**વાટિકા** સ્ત્રી૦ બગીચો; વાડી
**વાટી** સ્ત્રી૦ કાચલી (૨) વાડકી
**વાટું** ન૦ ઓધરણાના ઘાટનું વાસણ
**વાટેરુ** પું૦ મુસાફર
**વાટો** પું૦ ગોળ લાંબો વીંટો (૨) (પેટ પરની) કરચલી (૩) ચૂનાની ગોળ કિનાર
**વાડ** સ્ત્રી૦ જમીનની આજુબાજુ કાંટા વગેરેથી કરેલી આડ (૨) મહોલ્લો
**વાડકી** સ્ત્રી૦ વાટકી; છાલી
**વાડકું** ન૦ વાટકું; છાલું
**વાડકો** પું૦ વાટકો; છાલું
**વાડચકલી** સ્ત્રી૦ એક પંખી
**વાડવ** પું૦ બ્રાહ્મણ
**વાડિ(-ઢિ)યું** ન૦ ખજૂર ભરવાનો સાદડીનો થેલો
**વાડી** સ્ત્રી૦ બાગ; બગીચો (૨) ફૂલ ગૂંથીને કરેલો શણગાર (૩) નાતવરા માટે ચોમેર બાંધેલી જગા
**વાડીજડું** ન૦ કૂવાની આજુબાજુની જમીન
**વાડીવજીફો** પું૦ જાગીર, ખેતર વગેરે (૨) સમૃદ્ધિ

**વાડીવસ્તાર** પું૦ કુટુંબકબીલો
**વાડો** પું૦ પછવાડે આંતરેલી ખુલ્લી જગા (૨) બકરાંઘેટાં પૂરવાની જગા (૩) મહોલ્લો (૪) સંડાસ (૫) તડ; પક્ષ
**વાડોલિયું** ન૦ ઝાડની આસપાસ કરેલી નાની વાડ
**વાઢ** પું૦ કાપ; જખમ (૨) ધાર (૩) શેરડીનું ખેતર (૪) શેરડી પીલવાનો સંચો (૫) ચૂંક (૬) કાપણી
**વાઢકાપ** સ્ત્રી૦ ચીરવું કે કાપવું તે (દાક્તરે શરીરને)
**વાઢકૂટિયો** પું૦ વાઢકાપ કરનારો (દાક્તર) (૨) ભાંજગડિયો
**વાઢવું** સ૦ ક્રિ૦ કાપવું
**વાઢાળો** પું૦ (કા.)*
**વાઢિયું** ન૦ ખજૂર ભરવાનો સાદડીનો થેલો
**વાઢિયો** પું૦ ઉત્કટ ઇચ્છા; ગળકો (૨) ચડસ
**વાઢી** સ્ત્રી૦ ઘી ભરવાનું નાળચાવાળું માટીનું વાસણ
**વાઢો** પું૦ સુતાર
**વાણ** સ્ત્રી૦ બોલી; વાણી (૨) તંગી; કસર (૩) ન૦ ભીંડી કે ખજૂરીનાં પાંદડાંની દોરી
**વાણિજ્ય** ન૦ વેપાર
**વાણિયણ** સ્ત્રી૦ વાણિયા કોમની કે વાણિયાની સ્ત્રી
**વાણિયાગત** સ્ત્રી૦ વાણિયાવેડા
**વાણિયાવિદ્યા** સ્ત્રી૦ વાણિયાની રીત કે વર્તન (લુચ્ચાઈ, કરકસર, વખત વરતીને કામ લેવું, લાભહાનિ પ્રથમ વિચારવાં વગેરે)
**વાણિયાવેડા** પું૦ બ૦ વ૦ વાણિયાની રીત (જુઓ વાણિયાવિદ્યા)
**વાણિયાશાઈ** વિ૦ વાણિયાનું—ને લગતું; વાણિયા જેવું
**વાણિયો** પું૦ એ નામની નાતનો આદમી (૨) એક જીવડું
**વાણી** સ્ત્રી૦ સરસ્વતી (૨) વચન; બોલી (૩) વાચા (૪) વાગિંદ્રિય; જીભ (૫) સ્વર; સૂર
**વાણીવિવેક** પું૦ વાણીનો વિવેક; વિચારપૂર્વક બોલવું તે
**વાણો** પું૦ વણતાં નંખાતા આડા દોરા
**વાણોતર** પું૦ ગુમાસ્તો
**વાણોતાણો** પું૦ વાણો અને તાણો
**વાત** પું૦ પવન (૨) શરીરની ત્રણ ધાતુઓમાંની એક (જુઓ પિત્ત) (૩) વાર્તા; કથા (૪) હકીકત; બીના (૫) લોકમાં ચાલતી વાત; ગપાટો
**વાતભરું** વિ૦ વાતોનું રસિયું; વાતોડુ
**વાતચીત** સ્ત્રી૦ સંભાષણ (૨) ગપ્પાં
**વાતજ્વર** પું૦ વાતપ્રકોપથી થયેલો જ્વર
**વાતડ** સ્ત્રી૦ લાંબીલાંબી વાત; ટાયલું (૨) વા પેસી શકે તેવી તરડ
**વાતપ્રકોપ** પું૦ વાયુવિકાર
**વાતહર** વિ૦ વાતવિકાર દૂર કરે તેવું
**વાતાયન** ન૦ બારી
**વાતાવરણ** ન૦ પૃથ્વીને વીંટળાઈને રહેલું વાયુનું આવરણ (૨) પરિસ્થિતિ; આજુબાજુની નૈતિક કે માનસિક પરિસ્થિતિ
**વાતી** સ્ત્રી૦ દિવેટ (૨) અગરબત્તી
**વાતુ(-તૂ)લ** વિ૦ વાયુવાળું; વાયડું (શરીર) (૨) પું૦ વાયુનો ગોટો
**વાતૂ(-તો)ડિયું** વિ૦ ઘણી વાતો કરવાની ટેવવાળું
**વાતૂડું** વિ૦ જુઓ વાતૂડિયું
**વાતૂલ** વિ૦ (૨) પું૦ જુઓ વાતુલ
**વાતોડિયું** વિ૦ જુઓ વાતૂડિયું
**વાતોડું** વિ૦ જુઓ વાતૂડિયું
**વાત્સલ્ય** ન૦ સંતતિ પ્રત્યેનો સ્નેહ
**વાત્સ્યાયન** પું૦ (સં.) ન્યાયભાષ્ય તથા કામશાસ્ત્રના લેખકોનું નામ
**વાદ** પું૦ ચર્ચા; શાસ્ત્રાર્થ (૨) ભાંજગડ; તકરાર (૩) ચડસાચડસી
**વાદગ્રસ્ત** વિ૦ સંશયયુક્ત
**વાદણ** સ્ત્રી૦ વાદીનું સ્ત્રીલિંગ
**વાદન** ન૦ વગાડવું તે
**વાદનકલા(-ળા)** સ્ત્રી૦ વાજિંત્ર વગાડવાની કળા
**વાદવિવાદ** પું૦ ચર્ચા; સામસામા સવાલજવાબ
**વાદળ** ન૦ આકાશમાં એકઠો થયેલો વરાળનો સમૂહ, જે વરસાદરૂપે નીચે પડે છે

**વાદળિયું** વિ૦ ચસકેલ; ગાંડું
**વાદળી** વિ૦ વાદળી રંગનું (૨) વાદળાંમાં થઈને આવતો (સખત તાપ) (૩) સ્ત્રી૦ નાનું વાદળ (૪) પાણી ચૂસી રાખે તેવી એક દરિયાઈ જાનવરની પેદાશ
**વાદિત** વિ૦ વગાડાયેલું
**વાદિત્ર** ન૦ વાજિંત્ર; વાજું
**વાદી** વિ૦ (સમાસને છેડે) વાદમાં માનનારું ઉદા૦ (વેદાંતવાદી) (૨) ગાવાવગાડવામાં જે સ્વરથી સપ્તક બાંધવામાં આવે છે તે (સ્વર) [સંગીત] (૩) રાગનો પ્રધાન સ્વર (સંગીત) (૪) પું૦ વાદ કરનાર (૫) ફરિયાદી (૬) મદારી
**વાદીગર** પું૦ મદારી; ખેલાડી
**વાદીલું** વિ૦ મમતી; વાદે ચડી જાય તેવું
**વાદોવાદ** અ૦ સ્પર્ધામાં
**વાદ્ય** ન૦ વાજું
**વાદ્યકલા(–ળા)** સ્ત્રી૦ વાજું વગાડવાની કળા
**વાધણી** સ્ત્રી૦ હેડકી
**વાધર(–રી)** સ્ત્રી૦ ચામડાની સાંકડી પટી
**વાધવું** અ૦ ક્રિ૦ (પ.) વધવું; ધપવું
**વાધૂકું** વિ૦ (કા.)*
**વાન** પું૦ વર્ણ; રંગ (૨) સ્ત્રી૦ ટાઢથી ફાટેલી ચામડી (૩) ન૦ શરીરનો બાંધો
**વાનગી** સ્ત્રી૦ નમૂનો (૨) નવાઈની ચીજ
**વાનપ્રસ્થ** વિ૦ વાનપ્રસ્થાશ્રમમાં ગયેલું (૨) વૃદ્ધાવસ્થાને કારણે પેન્શન લઈ નોકરીમાંથી છૂટું થયેલું (૩) પું૦ વાનપ્રસ્થાશ્રમ
**વાનપ્રસ્થાશ્રમ** પું૦ ગૃહસ્થાશ્રમ પછીનો-ત્રીજો આશ્રમ, જેમાં માણસ વનમાં રહી સંન્યાસની તૈયારી કરે છે
**વાનર** પું૦ વાંદરો; કપિ
**વાનરચેષ્ટા** સ્ત્રી૦ [લા.] અડપલાં
**વાનરસેના** સ્ત્રી૦ (રામની) વાંદરાંની સેના (૨) [લા.] છોકરાંઓની સેના
**વાનવું** વિ૦ જંગલી
**વાની** સ્ત્રી૦ એક જાતની મીઠી જુવાર (૨) જણસ; ચીજ; પ્રકાર (જમણની) (૩) મડદાની રાખ
**વાનું** ન૦ વસ્તુ; ચીજ; જણસ
**વાનો** પું૦ એક જાતનો સુગંધીદાર પદાર્થ (૨) લેપ; પીઠી
**વાપર** પું૦ વાપરવું તે; વપરાશ
**વાપરવું** સ૦ ક્રિ૦ ઉપયોગમાં લેવું (૨) ખર્ચવું
**વાપસ** અ૦ પાછું
**વાપિ(–પી)** સ્ત્રી૦ વાવ
**વાફો** પું૦ વાડીમાં ધરુ કરવા તૈયાર કરેલો ક્યારો
**વાબસ્તુ** વિ૦ સગું; સંબંધી
**વાબારું** ન૦ જાળિયું; બાકું
**વામ** વિ૦ સુંદર (૨) ડાબું (૩) ઊલટું; પ્રતિકૂળ (૪) અધમ; નીચ (૫) પું૦ બે હાથ પહોળા કરી છાતી સાથે થતું માપ
**વામકુક્ષિ** સ્ત્રી૦ જમ્યા બાદ ડાબે પડખે સૂવું તે
**વામણું** વિ૦ ઠીંગણું; નીચું
**વામતા** સ્ત્રી૦ અધમતા (૨) હઠ; આડાઈ
**વામન** વિ૦ ઠીંગણું (૨) પું૦ (સં.) બલિને છળવા થયેલો વિષ્ણુનો પાંચમો અવતાર (૩) પું૦ ઠીંગણો (૪) [લા.] લુચ્ચો
**વામનદ્વાદશી** સ્ત્રી૦ ભાદરવા સુદિ બારશ
**વામનાવતાર** પું૦ વામનરૂપે વિષ્ણુનો પાંચમો અવતાર
**વામમાર્ગ** પું૦ તંત્રમાર્ગ; શાક્ત સંપ્રદાય
**વામમાર્ગી** વિ૦ વામમાર્ગનું; દેવીભક્ત
**વામવું** સ૦ ક્રિ૦ (ભાર ઓછો કરવા) ફેંકી દેવું; કમી કરવું (૨) ઓછું કરવું; મટાડવું (૩) મનની વાત કહી દેવી (૪) ઊલટી કરવી (૫) તજવું (૬) અ૦ ક્રિ૦ ઓછું થવું; ઘટવું
**વામા** સ્ત્રી૦ નારી (૨) સુંદર સ્ત્રી (૩) [સં.] લક્ષ્મી (૪) [સં.] સરસ્વતી
**વામાચાર** પું૦ વામમાર્ગ
**વામાચારી** વિ૦ વામમાર્ગી
**વામાટામા** પું૦ બ૦ વ૦ અનિશ્ચયમાં વખત ગાળવો તે; આનાકાની; ગલ્લાંતલ્લાં
**વાય** પું૦ વાયુ (૨) સ્ત્રી૦ જીત
**વાયક** ન૦ (પ.) વેણ; વાક્ય
**વાયકા** સ્ત્રી૦ વાત; ગપ; અફવા
**વાય(–યે)જ** પું૦ (૨) સ્ત્રી૦ જુઓ વાએજ
**વાયજ(–જી)** સ્ત્રી૦ ઉપદેશ; વ્યાખ્યાન
**વાયડાઈ** સ્ત્રી૦ વાયડાપણું

**વાયડું** વિ૦ પેટમાં વાયુ ઉત્પન્ન કરે તેવું (૨) વિચિત્ર સ્વભાવનું (૩) હઠીલું

**વાયણું** ન૦ (સીમંતિનીને અપાતું) ખુશાલીનું જમણ

**વાયદાચિઠ્ઠી** સ્ત્રી૦ અમુક મુદતે પૈસા આપવાની કબૂલાતનું લખાણ

**વાયદાસર** અ૦ વાયદા પ્રમાણે; મુદતસર

**વાયદો** પું૦ મુદત; અવધિ (૨) મુદત પર કરવાનું કામ

**વાયન** ન૦ સૂપડામાં ફળ, કંકુ અને કાંસકી મૂકી બ્રાહ્મણને દાનમાં આપવું તે

**વાયનદાન** ન૦ વાયનનું દાન

**વાયરું** વિ૦ વરસાદ વિનાનું (૨) ન૦ ખરડિયું; કોરું ચોમાસું

**વાયરો** પું૦ પવન

**વાયલ(-લી)** વિ૦ તરંગી; દઢતા વિનાનું

**વાયલ** ન૦ એક જાતનું સ્ત્રીઓનું વસ્ત્ર

**વાયલી** વિ૦ જુઓ વાયલ

**વાયવડિંગ** સ્ત્રી૦; ન૦ મરી જેવાં ઔષધિનાં બી

**વાયવી** વિ૦ સ્ત્રી૦ વાયુ સંબંધી (૨) વાયવ્ય (ખૂણો)

**વાયવ્ય** વિ૦ ઉત્તર–પશ્ચિમ ખૂણાને લગતું (૨) સ્ત્રી૦ ઉત્તર અને પશ્ચિમ વચ્ચેનો ખૂણો

**વાયસ** પું૦ કાગડો

**વાયુ** પું૦ પવન (૨) બાદી

**વાયુકોણ** પું૦ વાયવ્ય ખૂણો

**વાયુગોળો** પું૦ વાયુનો એક રોગ

**વાયુચક્ર** ન૦ પૃથ્વીને વીંટળાયેલું વાયુનું પડ

**વાયુચક્રશાસ્ત્ર** ન૦ વાતાવરણમાં થનારા ફેરફારો જાણવાનું શાસ્ત્ર

**વાયુચક્રશાસ્ત્રી** પું૦ વાયુચક્રશાસ્ત્ર જાણનાર

**વાયુપુત્ર** પું૦ (સં.) હનુમાન (૨) ભીમ

**વાયુપુરાણ** ન૦ (સં.) અઢારમાંનું એક પુરાણ

**વાયુભક્ષી** વિ૦ વાયુનું ભક્ષણ કરી જીવનારું

**વાયુમંડળ** ન૦ વાતાવરણ

**વાયુવેગ** પું૦ પવનનો વેગ

**વાયુવેગી** વિ૦ પવનવેગી

**વાયુસુત** પું૦ (સં.) જુઓ વાયુપુત્ર

**વાયું** ન૦ પવન લાગે નહિ એવું દીવો મૂકવાનું માટીનું ફાનસ

**વાર** પું૦ અઠવાડિયાનો દરેક દિવસ (૨) ત્રણ ફૂટનું અંગ્રેજી માપ (૩) સ્ત્રી૦ વખત

**વારણ** પું૦ હાથી (૨) ન૦ વારવું–અટકાવવું તે (૨) નિવારવું–દૂર કરવું તે

**વારણું** ન૦ ઓવારણું

**વારતહેવાર** પું૦ અવસર; ઉત્સવનો દિવસ

**વારવું** સ૦ ક્રિ૦ અટકાવવું; મના કરવી

**વારસ** પું૦ મરનારની મિલકતનો હકદાર

**વારસનામું** ન૦ વસિયતનામું

**વારસાઈ** સ્ત્રી૦ વારસો

**વારસો** પું૦ વારસને મળેલી મરનારની મિલકત

**વારંટ** ન૦ ગુનેગારને પકડવાનો તાકીદનો હુકમ

**વારંવાર** અ૦ વારેઘડીએ; ફરીફરીને

**વારાણસી** સ્ત્રી૦ (સં.) કાશી

**વારાફરતી** અ૦ વારા પ્રમાણે; એક પછી એક

**વારાફેરા** પું૦ બ૦ વ૦ વારંવાર આવવુંજવું તે

**વારાંગના** સ્ત્રી૦ ગણિકા; વેશ્યા

**વારિ** ન૦ પાણી; નીર

**વારિજ** વિ૦ પાણીમાં ઉત્પન્ન થયેલું (૨) ન૦ કમળ

**વારિજા** સ્ત્રી૦ (સં.) લક્ષ્મી

**વારિદ** પું૦ મેઘ (૨) ન૦ વાદળ

**વારિધિ** પું૦ સમુદ્ર

**વારી** પું૦ ઘોડો (૨) સ્ત્રી૦ વારો; ક્રમ; પાળી (૩) બદલો લેવાનો અવસર

**વારુણ** વિ૦ વરુણને લગતું (૨) ન૦ પાણી

**વારુણી** સ્ત્રી૦ મદિરા

**વારુ** અ૦ ઠીક

**વારેઘડીએ** અ૦ વારંવાર

**વારેદાર** વિ૦ વારાવાળું (૨) કર ઉઘરાવનારું

**વારેવારે** અ૦ વારંવાર

**વારો** પું૦ વારી; ક્રમ; પાળી (૨) અણોજો; પાકી

**વારોવાર** અ૦ બીજે અઠવાડિયે તે જ દિવસે

**વારોવારિયું** વિ૦ વાર પ્રમાણે દિવસો ગણીને કાઢવામાં આવતું (વ્યાજ)

**વાર્તા(-ર્ત્તા)** સ્ત્રી૦ વાત; કથા (૨) બીના; હકીકત; સમાચાર

**વાર્તિક** ન૦ વિવેચનવાળી ટીકા (૨) પું૦ બાતમીદાર; દૂત

**વાર્તિકકાર** પું૦ વાર્તિક રચનાર

**વાર્ત્તા** સ્ત્રી૦ જુઓ વાર્તા

**વાર્ધક(-ક્ય)** ન૦ વૃદ્ધાવસ્થા
**વાર્ષિક** વિ૦ વરસોવરસે આવતું કે થતું (૨) વરસ સંબંધી; (૨) ન૦ દરવરસે પ્રગટ થતું પત્ર
**વાર્ષ્ણેય** પું૦ (સં.) વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ
**વાલ** એક કઠોળ (૨) ત્રણ રતી જેટલું તોલ
**વાલપાપડી** સ્ત્રી૦ વાલની સીંગ
**વાલરા** સ્ત્રી૦ જે જમીન ઉપર વાવણી કર્યાં અગાઉ આગલા પાકનાં ઠૂંઠાં બાળે છે તે
**વાલિ(-લી)** પું૦ (સં.) સુગ્રીવનો મોટો ભાઈ
**વાલિયા** પું૦ બ૦ વ૦ પારણું કે ત્રાજવાં જે દોરીઓને આધારે લટકે છે તે
**વાલી** પું૦ રક્ષક; પાલક (૨) પું૦ (સં.) જુઓ વાલિ
**વાલીઘોડો** પું૦ ઘોડી ઉપર દોરવા રાખેલો મજબૂત ઘોડો
**વાલુકા** સ્ત્રી૦ રેતી
**વાલુકાયંત્ર** ન૦ કલાક જાણવાની રેતીભરેલી શીશી (૨) વૈદકમાં ઔષધ બનાવવાનું એક યંત્ર
**વાલોળ** સ્ત્રી૦ એક શીંગ-શાક
**વાલોળિયો** પું૦ વાલોળનો વેલો
**વાલ્મીકિ** પું૦ (સં.) રામાયણના રચનાર ઋષિ
**વાવ** સ્ત્રી૦ અંદર ઊતરવાનાં પગથિયાંવાળો કૂવો
**વાવટો** પું૦ ધજા
**વાવડ** પું૦ ભાળ; પત્તો; સમાચાર (૨) રોગનું ફેલાવું તે; વાવર
**વાવડવું** સ૦ ક્રિ૦ (કા.)*
**વાવડિંગ** ન૦ જુઓ વાયવડિંગ
**વાવણિયો** પું૦ અનાજ ઓરવાનું સાધન
**વાવણી** સ્ત્રી૦ વાવવું તે
**વાવર** પું૦ વપરાશ (૨) કોઈ રોગનો ફેલાવો (૩) સમાચાર; બાતમી
**વાવરવું** સ૦ ક્રિ૦ વાપરવું; ખર્ચવું
**વાવલવું** સ૦ ક્રિ૦ ઊપણવું
**વાવલાં** ન૦ બ૦ વ૦ વલખાં (૨) નોકરીના બદલામાં આપેલી જમીન
**વાવલું** ન૦ પસાયતું (૨) આંખમાં પડેલું ઝીણું ફૂલ
**વાવવું** સ૦ ક્રિ૦ ઉગાડવા માટે જમીનમાં બી કે રોપા નાખવા
**વાવંટોળ** પું૦ વંટોળિયાનું તોફાન
**વાવા** વિ૦ સારું; મજેનું
**વાવાઝોડું** ન૦ વાવંટોળ
**વાવાદળ** ન૦ જોસથી વાતો પવન અને વાદળ; તોફાની વાદળી (૨) સંકટ
**વાવું** અ૦ ક્રિ૦ (પવનનું) ફૂંકાવું (૨) [શરીરને પવનની] અસર થવી (૩) ખેંચાવું (૪) વિયાવું (૫) સ૦ ક્રિ૦ હલચાવવું; સમજાવવું; છેતરવું (૬) [ફૂંકીને] વગાડવું; બજાવવું
**વાવેતર** ન૦ વાવવું તે (૨) વાવેલું તે (૩) વાવેલી જમીન
**વાસ** પું૦ વસવાટ (૨) મુકામ; ઘર; સ્થાન (૩) પોળ; મહોલ્લો (૪) સ્ત્રી૦ ગંધ (૫) દુર્ગંધ (૬) કાગવાસ (૭) ન૦ વસ્ત્ર; લૂગડું
**વાસકસજ્જા** સ્ત્રી૦ જુઓ વાસરશય્યા
**વાસકૂટ** પું૦; ન૦ બાંડિયો કબજો
**વાસણ** ન૦ પાત્ર; ઠામ
**વાસણકૂસણ** ન૦ રાંધવા વગેરેનાં વાસણ
**વાસના** સ્ત્રી૦ પૂર્વના સંસ્કારોથી દૃઢ થયેલી કામના (૨) ગંધ
**વાસર** પું૦ દિવસ; વાર
**વાસરમણિ** પું૦ સૂર્ય
**વાસરવું** અ૦ ક્રિ૦*
**વાસરશય્યા** સ્ત્રી૦ પતિના આગમનની રાહ જોઈ પોતાનું શરીર તથા શયનગૃહ સજાવીને તૈયાર થયેલી (નાયિકા)
**વાસવ** પું૦ ઇંદ્ર
**વાસવી** સ્ત્રી૦ ઇંદ્રાણી
**વાસવું** સ૦ ક્રિ૦ બંધ કરવું (૨) વગાડવું; વાવું (૩) વસે એમ કરવું
**વાસંતિક** વિ૦ વસંતઋતુનું,-ને લગતું (૨) પું૦ વિદૂષક (૩) નટ
**વાસંતી** વિ૦ વસંતઋતુનું,-ને લગતું (૨) સ્ત્રી૦ એક વેલ
**વાસિત** વિ૦ સુવાસિત કરેલું (૨) વસ્ત્રો વડે આચ્છાદિત થયેલું (૩) વાસ પુરાયેલું

**વાસી** વિ૦ (સમાસને છેડે) રહેનારું (ઉદા૦ નગરવાસી) (૨) આગલા દિવસનું; બગડી ગયેલું
**વાસીદું** ન૦ ઢોરનું છાણ, મૂતર વગેરે કચરો; પૂંજો
**વાસુ,૦પિયો** પું૦ ખેતરમાં રાતવાસો રહી ચોરી કરનાર
**વાસુકિ** પું૦ (સં.) નાગોનો રાજા
**વાસુદેવ** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**વાસુપિયો** પું૦ જુઓ વાસુ
**વાસુપી** પું૦ વાસુપિયો
**વાસેલ** વિ૦ પડતર રાખેલું (ખેતર)
**વાસો** પું૦ વાસ કરવો તે (૨) દહાડો (પ્રસવ થયાનો) (૩) મુકામ
**વાસોતી(-પી)** પું૦ ચોકી કરવા ખેતરમાં રાતવાસો રહેનાર
**વાસ્તવ(-વિક)** વિ૦ ખરેખરું (૨) વાજબી
**વાસ્તવિકતા** સ્ત્રી૦ સાચી હકીકત (૨) વાજબીપણું
**વાસ્તવ્ય** વિ૦ વસવાયોગ્ય (૨) પું૦ રહેવાસી (૩) ન૦ મુકામ; રહેઠાણ
**વાસ્તુ** ન૦ ઘર બાંધવાની જગા (૨) ઘર (૩) વાસ્તુપૂજન; વાસ્તુદેવતાની શાંતિક્રિયા (નવા ઘરમાં રહેવા જતા પહેલાં કરાતી)
**વાસ્તુદેવતા** સ્ત્રી૦; પું૦ બ૦ વ૦ વાસ્તુક્રિયાના અધિષ્ઠાતા દેવ
**વાસ્તુપૂજન** ન૦ નવા ઘરમાં રહેવા જતાં કરાતી શાંતિક્રિયા
**વાસ્તુપૂજા** સ્ત્રી૦ જુઓ વાસ્તુપૂજન
**વાસ્તુવિદ્યા** સ્ત્રી૦ મકાન બાંધવાની વિદ્યા; સ્થાપત્ય
**વાસ્તુશાંતિ** સ્ત્રી૦ નવા ઘરમાં રહેવા જતા પહેલાં કરવાનો ધાર્મિક વિધિ
**વાસ્તે** અ૦ કાજે; અર્થે
**વાહક** વિ૦ વહેનારું; ઊંચકનારું; ખેંચનારું; લઈ જનારું
**વાહન** ન૦ જમીન પર આવજા માટે વપરાતું સાધન (ગાડી, પશુ ઇ૦) (૨) વિચાર, લાગણી કે કાર્ય પ્રગટ કરવા માટે વપરાતું સાધન
**વાહવાહ** સ્ત્રી૦ કીર્તિ (૨) અ૦ શાબાશ ! એ અર્થ બતાવનારો ઉદ્ગાર
**વાહિની** વિ૦ સ્ત્રી૦ વહેનારી (૨) સ્ત્રી૦ નદી (૩) સેના (૪) નસ
**વાહિયાત** વિ૦ વ્યર્થ; નકામું (૨) ખરાબ; હલકું
**વાહી** વિ૦ વહેનારું; ઊંચકનારું
**વાહેલ(-લું)** વિ૦ ભ્રમિત થયેલું; ગૂંચવાયેલું
**વાળ** પું૦ કેશ
**વાળઘોળ** સ્ત્રી૦ (કા.) રીતભાત (૨) આવડત (૩) સાચવણી
**વાળણ** ન૦ ઉતાર
**વાળવું** સ૦ ક્રિ૦ વાંકું કરવું; નમાવવું (૨) વાળીને આકાર કરવો કે ગોઠવવું (જેમકે લાડુ; બીડી; ગેડ; અંબોડો) (૩) પાછું ફેરવવું (૪) કચરો કાઢવો
**વાળંદ** પું૦ હજામ; નાવી
**વાળંદાણી** સ્ત્રી૦ વાળંદની સ્ત્રી
**વાળાકૂંચી** સ્ત્રી૦ દાગીના ધોવાની પીંછી
**વાળાગરણું** વિ૦ સેળભેળ કરેલું (૨) બાદલું
**વાળિયો** પું૦ અનાજ ઊપણતાં રહેલો કચરો
**વાળી** સ્ત્રી૦ નથ (૨) કડી
**વાળુ** સ્ત્રી૦ રેતી; કાંકરી (૨) ન૦ રાત્રિભોજન
**વાળો** પું૦ ધાતુનો લાંબો પાતળો તાર (૨) એક રોગ
**વાંક** પું૦ અપરાધ (૨) વક્રતા; રાંટ (૩) સ્ત્રીઓનું હાથનું એક ઘરેણું
**વાંકડવેલું** વિ૦ વેલા જેવું વાંકું (૨) ન૦ કોણીનું એક ઘરેણું
**વાંકડું** વિ૦ વાંકું (૨) ન૦ વાંક; સ્ત્રીઓનું એક ઘરેણું
**વાંકડો** પું૦ વરને આપવાની પરઠણ
**વાંકસાથિયો** પું૦ વાંકાં પાંખાંવાળો સાથિયો
**વાંકાઈ(-શ)** સ્ત્રી૦ વાંકાપણું (૨) આડાઈ
**વાંકાબોલું** વિ૦ બોલીને ફરી જનારું
**વાંકાશ** સ્ત્રી૦ જુઓ વાંકાઈ
**વાંકુંચૂકું** વિ૦ વાંકું
**વાંકુંટેડ** વિ૦ બહુ જ વાંકું
**વાંકુંવસમું** વિ૦ આડુંતેડું; રીસ ચડે તેવું
**વાંગલાં** ન૦ બ૦ વ૦ વલખાં

**વાંગળી** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**વાંધું** ન૦ કોતર
**વાંધો** પું૦ વર્ગ; જાત
**વાંચન** ન૦ વાંચવું તે (૨) વાંચવાની ઢબ (૩) અભ્યાસ
**વાંચનમાળા** સ્ત્રી૦ જુઓ વાચનમાળા
**વાંચનાલય** ન૦ જુઓ વાચનાલય
**વાંચવું** સ૦ ક્રિ૦ લખેલું મનમાં કે મોટેથી ઉકેલવું (૨) [લા.] ભાખવું (૩) ઇચ્છવું
**વાંછવું** સ૦ ક્રિ૦ ઇચ્છવું
**વાંછના** સ્ત્રી૦ ઇચ્છા
**વાંછા** સ્ત્રી૦ વાંછના; ઇચ્છા
**વાંછિત** વિ૦ ઇચ્છેલું
**વાંઝ,૦ણી** સ્ત્રી૦ સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી; વંધ્યા
**વાંઝણું** વિ૦ જુઓ વાંઝિયું
**વાંઝિયાખારું** વિ૦ વાંઝિયાનું; બીનવારસી (૨) ન૦ એકનો એક છોકરો
**વાંઝિયું** વિ૦ સંતતિ ન થતી હોય તેવું (૨) ફળ કે લાભ ન થતો હોય તેવું
**વાંટ(-ટો)** પું૦ વહેંચણી; હિસ્સો
**વાંઠ** સ્ત્રી૦ (કા.)*
**વાંઢી** વિ૦ સ્ત્રી૦ પરણ્યા વિનાની
**વાંઢો** વિ૦ પું૦ કન્યા ન મળવાથી કુંવારો રહેલો
**વાંત** વિ૦ ઓકેલું
**વાંતરવું** સ૦ ક્રિ૦ ઝીણુંઝીણું કાતરવું કે કરડીને કાપી નાખવું
**વાંતરી** સ્ત્રી૦ એક જાતના ઝીણા બારીક જંતુ (ઊનનાં કપડાં, કાગળ વગેરે ખાઈ જનાર)
**વાંતિ** સ્ત્રી૦ ઊલટી
**વાંદર** સ્ત્રી૦ (કા.) ઘોડીની એક જાત
**વાંદરકૂંચી** સ્ત્રી૦ ચાકી વગેરે ફેરવવાનું ઓજાર
**વાંદરચેષ્ટા** સ્ત્રી૦ વાંદરા જેવી ચેષ્ટા; અડપલાં
**વાંદરનકલ** સ્ત્રી૦ વાંદરાની પેઠે નકલ કરવી તે
**વાંદર(-રા)વેડા** પું૦ બ૦ વ૦ વાંદરા જેવી ચેષ્ટાઓ કરવી તે
**વાંદરી** સ્ત્રી૦ વાંદરાની માદા
**વાંદરું** ન૦ વાનર—એક ચોપગું પ્રાણી
**વાંદરો** પું૦ નર વાનર (૨) થાંપ; ધોકો (૩) તાળાનો ખીલો; હલાળો (૪) એક પ્રકારનું દારૂખાનું (૫) ભાર ઉપાડવાનું યંત્ર
**વાંદવું** સ૦ ક્રિ૦ નમસ્કાર કરવા
**વાંદો** પું૦ એક જીવડો (૨) એક જાતના ઝાડના થડ કે ડાળમાંથી નીકળેલો બીજી જાતનો છોડ
**વાંધર** વિ૦ પું૦ સારી રીતે ખસી ન કરવાથી વધી ગયેલા વૃષણવાળો (આખલો)
**વાંધો** પું૦ હરકત; અડચણ (૨) વિરોધ; તકરાર
**વાંફળ** વિ૦ વાયલ (૨) ફોગટ; માલ વગરનું (૩) વિવેક વિના બોલે કે વાપરે તેવું
**વાંફળાઈ** સ્ત્રી૦ વાંફળપણું (૨) ઉડાઉપણું
**વાંભ** સ્ત્રી૦ (કા.) જુઓ વામ
**વાંસ** પું૦ એક ઝાડ (૨) તેનો સોટો (૩) કડિયાનું ઈંટો છોલવાનું ઓજાર (૪) સાતઆઠ હાથ જેટલું માપ
**વાંસકપૂર** ન૦ વંશલોચન; વાંસનો કપૂર જેવો રસ
**વાંસજાળ** અ૦ વાસપૂર (ઊંડું)
**વાંસડો** પું૦ વાંસનો સોટો
**વાંસણી** સ્ત્રી૦ વાંસળી; રૂપિયા ભરવાની સાંકડી લાંબી કોથળી
**વાંસફોડણ** સ્ત્રી૦ વાંસફોડાની સ્ત્રી (૨) વાંસફોડાનું કામ કરનારી સ્ત્રી
**વાંસફોડી** સ્ત્રી૦ જુઓ વાંસફોડણ
**વાંસફોડો** પું૦ વાંસની ચીપટો ઉતારી છાબડાં વગેરે બનાવનારો
**વાંસલો** પું૦ લાકડાં છોલવાનું સુતારી ઓજાર
**વાંસળી** સ્ત્રી૦ બંસી; ફૂંકીને વગાડવાનું નળી જેવું વાદ્ય (૨) કમરે બાંધવાની લાંબી સાંકડી કોથળી
**વાંસામોર** અ૦ એકની પાછળ એક
**વાંસિયું** વિ૦ વાંસ સંબંધી (૨) વાંસ જેટલું લાંબું
**વાંસી** સ્ત્રી૦ દાતરડા જેવું ફળ બેસાડેલો લાંબો વાંસ
**વાંસે** અ૦ પૂંઠે; પછવાડે
**વાંસો** પું૦ બરડો; પીઠ
**વાંસોડ** ન૦ વાંસનું વન (૨) વાંસનું પીઠું
**વિકટ** વિ૦ મુશ્કેલ (૨) દુર્ગમ (૩) વિકરાળ; ભીષણ

**વિકરણ** ન૦ જુદું પાડવું તે (૨) એક ગણના ધાતુને બીજા ગણના ધાતુથી જુદો પાડનાર પ્રત્યય
**વિકરાલ(-ળ)** વિ૦ ડરામણું; ભયાનક
**વિકર્ણ** પું૦ (સં.) કર્ણનો પુત્ર (૨) (સં.) દુર્યોધનનો ભાઈ (૩) પું૦ 'ડાયેગોનલ' (ગ.)
**વિકલ(-ળ)** વિ૦ વિહ્વળ; વ્યાકુળ (૨) ખંડિત; અપૂર્ણ (૩) અસમર્થ (૪) પું૦ વિકળા; કળાનો સાઠમો ભાગ
**વિકલ(-ળ)તા** સ્ત્રી૦ આતુરતા; બાવરાપણું
**વિકલન** ન૦ (સંકલનથી ઊલટું) છૂટું પાડી નાખવું તે (૨) 'ડિસ્ટ્રિબ્યૂશન' (ગ.)
**વિકલનનિયમ** પું૦ 'લૉ ઑફ ડિસ્ટ્રિબ્યૂશન' (ગ.)
**વિકલા(-ળા)** સ્ત્રી૦ કળાનો સાઠમો ભાગ; ક્ષણથી પણ થોડો વખત (૨) રજસ્વળા (૩) એક અંશનો ૩૬૦૦ મો ભાગ (ગ.)
**વિકલ્પ** પું૦ તર્કવિતર્ક (૨) અનિશ્ચય; સંદેહ (૩) ચાલી શકે તેવી ઘણી વસ્તુઓમાંથી ગમે તે એક લેવાની છૂટ હોવી તે; તેવી વસ્તુ (વ્યા.) (૪) વિપરીત કે વિરુદ્ધ કલ્પના કે વિચાર
**વિકસવું** અ૦ ક્રિ૦ ખીલવું
**વિકસિત** વિ૦ ખીલેલું
**વિકળ** વિ૦ (૨) પું૦ જુઓ વિકલ
**વિકળતા** સ્ત્રી૦ જુઓ વિકલતા
**વિકળા** સ્ત્રી૦ જુઓ વિકલા
**વિકંસીકરણ** ન૦ કૌંસ છોડી નાખવા તે (ગ.)
**વિકાર** પું૦ ફેરફાર; પરિવર્તન (૨) શારીરિક કે માનસિક બગાડ (૩) 'વેરીએશન' (ગ.)
**વિકારક** વિ૦ વિકાર કે ફેરફાર કરનારું
**વિકારવશ** વિ૦ વિકારને વશ થયેલું
**વિકારવું** સ૦ ક્રિ૦ અવાજ કરવો; બોલાવવું
**વિકારી** વિ૦ વિકારવાળું (૨) વિકાર કે ફેરફાર થઈ શકે તેવું
**વિકાશ(-સ)વું** અ૦ ક્રિ૦ ખીલવું (૨) સ૦ ક્રિ૦ પહોળું કરવું; ફાડવું
**વિકાસ** પું૦ ખીલવું તે (૨) ઉત્ક્રાંતિ
**વિકાસન** ન૦ ખીલવું તે (૨) વધવું તે
**વિકાસવાદ** પું૦ જુઓ ઉત્ક્રાન્તિવાદ
**વિકાસવાદી** પું૦ વિકાસવાદમાં માનનાર
**વિકાસવું** અ૦ ક્રિ૦ (૨) સ૦ ક્રિ૦ જુઓ વિકાશવું
**વિકીર્ણ** વિ૦ વીખરાયેલું; વેરાયેલું
**વિકૃત** વિ૦ વિકાર પામેલું
**વિકૃતિ** સ્ત્રી૦ વિકાર
**વિકૃતિકાવ્ય** ન૦ 'પૅરડી'
**વિકૃતિચિત્ર** ન૦ 'કાર્ટૂન'
**વિકૃષ્ટ** વિ૦ ખેંચાયેલું; આકૃષ્ટ
**વિક્રમ** પું૦ પરાક્રમ (૨) ન૦ પગલું
**વિક્રમ(-માદિત્ય)** પું૦ (સં.) ઉજ્જનનો એક પ્રસિદ્ધ રાજા; વિક્રમસંવત પ્રવર્તાવનાર
**વિક્રમસંવત** પું૦ વિક્રમ રાજાથી ચાલેલો સંવત્સર
**વિક્રમાદિત્ય** પું૦ (સં.) જુઓ વિક્રમ
**વિક્રય** પું૦ વેચાણ
**વિક્રિયા** સ્ત્રી૦ વિકાર
**વિક્ષિપ્ત** વિ૦ વિક્ષેપ પામેલું (૨) વેરાયેલું
**વિક્ષુબ્ધ** વિ૦ વિક્ષોભ પામેલું
**વિક્ષેપ** પું૦ અડચણ; (૨) વાર; વિલંબ (૩) અસ્થિરતા; મૂંઝવણ (૪) વેરવું તે
**વિક્ષોભ** પું૦ ખળભળાટ; ક્ષોભ
**વિખ** ન૦ વિષ; ઝેર
**વિખણું** ન૦ શત્રુતા
**વિખરાવવું** સ૦ ક્રિ૦ 'વિખેરવું'નું પ્રેરકરૂપ
**વિખવાણ** સ્ત્રી૦ ઝેરી બોલ; મહેણું
**વિખવાદ** પું૦ ઝેર પેદા થાય તેવી બોલચાલ; તકરાર; કજિયો
**વિખિયા** સ્ત્રી૦ + વૈરી; રાંડ; કુલટા (તિરસ્કારમાં)
**વિખે** અ૦ + વિષે
**વિખેરવું** સ૦ ક્રિ૦ વેરવું; છૂટું કરી નાખવું
**વિખ્યાત** વિ૦ પ્રસિદ્ધ
**વિખ્યાતિ** સ્ત્રી૦ પ્રસિદ્ધિ
**વિખ્યાપન** ન૦ જાહેરાત
**વિગત** વિ૦ ગત; અતીત (૨) મૃત (૩) સ્ત્રી૦ બીના; બાબત
**વિગતવાર** અ૦ દરેક વિગત સાથે; વિસ્તારપૂર્વક
**વિગલિત** વિ૦ પડી ગયેલું (૨) ગળી ગયેલું (૩) ટપકી ગયેલું
**વિગુણ** વિ૦ ગુણરહિત
**વિગ્રહ** પું૦ યુદ્ધ; સંગ્રામ (૨) શરીર (૩) સમાસના અવયવો છૂટા પાડવા તે (વ્યા.)
**વિગ્રહવાન** વિ૦ શરીરી; શરીરધારી
**વિઘટન** ન૦ છૂટું પાડવું તે (૨) તોડીફોડી નાખવું તે

**વિઘટિત** વિ૦ જુદું પડેલું (૨) તોડીફોડી નાખેલું
**વિઘટ્ટન** ન૦ તોડી જુદું કરવું તે (૨) અથડાવું તે (૩) પછડાવું તે
**વિઘરાવવું** સ૦ ક્રિ૦ 'વીઘરવું'નું પ્રેરકરૂપ
**વિઘાત** પું૦ આઘાત; પ્રહાર (૨) નાશ; સંહાર (૩) વિઘ્ન; બાધા
**વિઘાતક** વિ૦ વિઘાત કરનારું
**વિઘોટી** સ્ત્રી૦ દરવીઘે ભરવાની મહેસૂલ
**વિઘ્ન** ન૦ હરકત; સંકટ; મુશ્કેલી
**વિઘ્નકર્તા(-ર્ત્તા)** પું૦ વિઘ્ન કરનાર
**વિઘ્નકારી** વિ૦ (૨) પું૦ વિઘ્ન કરનાર
**વિઘ્નનાશક(-ન)** વિ૦ (૨) પું૦ વિઘ્ન દૂર કરનાર (ગણપતિ)
**વિઘ્નસંતોષી** વિ૦ વિઘ્ન કરવામાં રાજી થનારું
**વિઘ્નહર(-ર્તા,-ર્ત્તા)** વિ૦ વિઘ્ન દૂર કરનારું
**વિઘ્ન** વિ૦ + વ્યગ્ર; બાવરું
**વિચક્ષણ** વિ૦ ચતુર; બુદ્ધિમાન; વિદ્વાન
**વિચક્ષણતા** સ્ત્રી૦
**વિચરવું** અ૦ ક્રિ૦ જવું; ફરવું; પ્રવાસ કરવો
**વિચલ(-ળ)** વિ૦ અસ્થિર; હાલતું
**વિચાર** પું૦ મનથી ચિંતવવું તે; મનન કરવું તે (૨) અભિપ્રાય (૩) ઉદ્દેશ; આશય (૪) કલ્પના; મનસૂબો (૫) ચિંતા
**વિચારક** પું૦ વિચાર કરનાર પુરુષ; ચિંતનશીલ પુરુષ
**વિચારણા** સ્ત્રી૦ વિચાર કરવો તે
**વિચારત્રિપદી** સ્ત્રી૦*
**વિચારવંત** વિ૦ વિચાર કરનારું; વિચારવાળું
**વિચારવાન** વિ૦ જુઓ વિચારવંત
**વિચારવું** સ૦ ક્રિ૦ વિચાર કરવો
**વિચારશક્તિ** સ્ત્રી૦ વિચાર કરવાની શક્તિ
**વિચારશીલ** વિ૦ વિચાર કરે તેવું; વિચારવાન
**વિચારશ્રેણિ(-ણી)** સ્ત્રી૦ વિચારની પરંપરા
**વિચારસરણિ(-ણી)** સ્ત્રી૦ જુઓ વિચારશ્રેણી
**વિચારિત** વિ૦ વિચારેલું
**વિચારી** વિ૦ વિચારયુક્ત
**વિચિ(-ચી)** સ્ત્રી૦ મોજું; તરંગ
**વિચિત્ર** વિ૦ તરેહવાર; વિલક્ષણ (૨) અદ્ભુત
**વિચિત્રતા** સ્ત્રી૦
**વિચિત્રવીર્ય** પું૦ (સં.) ધૃતરાષ્ટ્ર અને પાંડુનો પિતા
**વિચી** સ્ત્રી૦ વિચિ; મોજું
**વિચેતન** વિ૦ અચેતન; બેહોશ
**વિચ્છિન્ન** વિ૦ વિચ્છેદ પામેલું
**વિચ્યુત** વિ૦ ચ્યુત થયેલું
**વિચ્છેદ** પું૦ કાપ; છેદ (૨) વિભાગ (૩) વિયોગ (૪) નાશ
**વિચ્છેદન** ન૦ વિચ્છેદ કરવો તે
**વિછળાવવું** સ૦ ક્રિ૦ 'વીછળવું'નું પ્રેરકરૂપ
**વિછોહ** પું૦ (પ.) વિયોગ; જુદાઈ
**વિજન** વિ૦ માણસના અવરજવર વિનાનું; એકાંત; વેરાન
**વિજય** પું૦ ફતેહ
**વિજયસ્તંભ** પું૦ વિજયની યાદગીરી માટે ઊભો કરેલો સ્તંભ
**વિજયા** સ્ત્રી૦ (સં.) પાર્વતી (૨) ભાંગ
**વિજયાદશમી** સ્ત્રી૦ દસરા; આસો સુદ ૧૦
**વિજયી** વિ૦ ફતેહમંદ
**વિજાતિ** સ્ત્રી૦ ભિન્ન જાતિ
**વિજાતીય** વિ૦ બીજી જાતનું
**વિજાપરો** પું૦ છૂટકો; નિકાલ
**વિજારી** સ્ત્રી૦ વ્યભિચાર (૨) લુચ્ચાઈ (૩) હાથચાલાકી
**વિજિગીષા** સ્ત્રી૦ જીતવાની ઇચ્છા
**વિજિગીષુ** વિ૦ જીતવા ઇચ્છનાર
**વિજૃંભણ** ન૦ બગાસું (૨) ખીલવું તે (૩) રમત; ક્રીડા
**વિજેતા** પું૦ વિજય મેળવનાર
**વિજોગ** પું૦ વિયોગ; છૂટું પડવું તે
**વિજોગણ** વિ૦ સ્ત્રી૦ વિરહિણી
**વિજોગી** વિ૦ વિયોગી; વિરહી
**વિજ્ઞપ્તિ** સ્ત્રી૦ વિનંતિ
**વિજ્ઞાત** વિ૦ સારી રીતે જાણેલું
**વિજ્ઞાન** ન૦ સવિશેષ જ્ઞાન; શાસ્ત્રીય જ્ઞાન (૨) અનુભવજ્ઞાન (૩) બ્રહ્મજ્ઞાન; તત્ત્વજ્ઞાન
**વિજ્ઞાનમય** વિ૦ વિજ્ઞાનથી ભરેલું; વિજ્ઞાનનું બનેલું
**વિજ્ઞાનમયકોશ(-ષ)** પું૦ જીવના પાંચ કોશોમાંનો એક (જુઓ આનંદમયકોષ)
**વિજ્ઞાનવાદ** પું૦ બૌદ્ધ તત્ત્વજ્ઞાનનો એક સિદ્ધાંત

**વિજ્ઞાનવાદી** વિ૰ (૨) પું૰ વિજ્ઞાનવાદ માનનાર
**વિજ્ઞાનિક** વિ૰ (૨) પું૰ જુઓ વૈજ્ઞાનિક
**વિજ્ઞાની** વિ૰ (૨) પું૰ જુઓ વૈજ્ઞાનિક
**વિજ્ઞાપક** વિ૰ જાહેર કરનારું (૨) ન૰ જાહેરખબર (૩) માહિતી આપનાર પુસ્તક કે ચોપાનિયું
**વિજ્ઞાપન** ન૰ નિવેદન; વિનંતિ
**વિજ્ઞાપના** સ્ત્રી૰ અરજ; નિવેદન
**વિજ્ઞાપિત** વિ૰ નિવેદિત કરેલું
**વિટ** પું૰ કામુક; લંપટ (૨) યાર; જાર (૩) નાટકમાં નાયકનાયિકાનો વિદૂષક જેવો સાથી
**વિટપ** પું૰ ડાળી
**વિટલ** વિ૰ ન ટળે તેવું (૨) મૂર્ખ; અણસમજુ
**વિટંગા** સ્ત્રી૰ + છિનાળ; કુલટા (૨) કાબેલ સ્ત્રી
**વિટંબણા** સ્ત્રી૰ દુઃખ; સંતાપ; મુશ્કેલી
**વિટ્પ્રકોપ** પું૰ વૈશ્યવૃત્તિની પ્રબળતા; મૂડીદારોની સત્તા; 'ઇન્ડસ્ટ્રીઅલીઝમ'
**વિઠ્ઠલ** પું૰ (સં.) કૃષ્ણ; વિષ્ણુ
**વિડંબન** ન૰ અનુકરણ (૨) ઉપહાસ; મશ્કરી (૩) છળ (૪) મુશ્કેલી; પીડા
**વિડંબના** સ્ત્રી૰ જુઓ વિડંબન
**વિડારવું** સ૰ ક્રિ૰ મારી નાખવું (૨) ચીરવું (૩) શમાવવું
**વિણ** અ૰ વિના
**વિણામણ** ન૰ વીણવું તે (૨) અનાજમાંથી વીણી કાઢેલો નકામો ભાગ (૩) વીણવાની મજૂરી
**વિણામણી** સ્ત્રી૰ જુઓ વિણામણ
**વિણાવવું** સ૰ ક્રિ૰ 'વીણવું'નું પ્રેરકરૂપ
**વિણાવું** અ૰ ક્રિ૰ 'વીણવું'નું કર્મણિરૂપ
**વિતથ** વિ૰ અસત્ય; મિથ્યા
**વિતરણ** ન૰ અર્પણ; દાન
**વિતરવું** સ૰ ક્રિ૰ આપવું
**વિતર્ક** પું૰ એક તર્ક પછીનો બીજો તર્ક (૨) સંદેહ; શક (૩) તર્કવિતર્ક; વિચાર
**વિતલ(-ળ)** ન૰ સાત પાતાળમાંનું બીજું
**વિતંડા** સ્ત્રી૰ ખોટો બકવાદ; નકામી માથાકૂટ (૨) પોતાનો પક્ષ જ ન હોય અને માત્ર સામા પક્ષનું ખંડન જ કર્યા કરવું તે (પ્ર. શા.)
**વિતંડાવાદ** પું૰ જુઓ વિતંડા
**વિતાડવું** સ૰ ક્રિ૰ દુઃખ દેવું; પજવવું
**વિતાડ(-વ)વું** સ૰ ક્રિ૰ પસાર કરવું
**વિતાન** પું૰; ન૰ ચંદરવો; છત
**વિતાલ** વિ૰ બેતાલું
**વિતાવવું** સ૰ ક્રિ૰ વિતાડવું; પસાર કરવું
**વિત્ત** ન૰ દ્રવ્ય (૨) શક્તિ (૩) સાર
**વિદગ્ધ** વિ૰ બળીને ભસ્મ થયેલું (૨) ચતુર (૩) વિદ્વાન (૪) ધૂર્ત
**વિદગ્ધતા** સ્ત્રી૰
**વિદલ(-ળ)** વિ૰ વિકસિત; ખીલેલું (૨) દળ વિનાનું (૩) ન૰ જુદાજુદા રેસા ન હોય તેવું મૂળ
**વિદાય** વિ૰ વળાવેલું; મોકલેલું (૨) સ્ત્રી૰ રજા; છૂટા પડવું તે
**વિદાયગીરી** સ્ત્રી૰ રજા આપવી તે; વળાવવું તે
**વિદારક** પું૰ વિદારણ કરનાર
**વિદારણ** ન૰ વિદારવું તે
**વિદારવું** સ૰ ક્રિ૰ ચીરવું; કકડા કરી નાખવા (૨) મારી નાખવું
**વિદારી** સ્ત્રી૰ એક રોગ (૨) એક વેલો
**વિદારીકંદ** પું૰ વિદારીનું કંદ
**વિદિત** વિ૰ જાણમાં આવેલું
**વિદુર** પું૰ (સં.) ધૃતરાષ્ટ્ર તથા પાંડુનો નાનો ભાઈ
**વિદુરવેડા** પું૰ બ૰ વ૰ દીનતા દેખાડ્યા કરવી તે
**વિદુષી** વિ૰ સ્ત્રી૰ પંડિતા
**વિદૂર** વિ૰ ખૂબ દૂર
**વિદૂષક** પું૰ મશ્કરો; રંગલો (૨) નાટકમાં નાયકનો મિત્ર
**વિદૂષકપણું** ન૰
**વિદેશ** પું૰ પરદેશ
**વિદેશી** વિ૰ (૨) પું૰ પરદેશી
**વિદેશીય** વિ૰ પરદેશી
**વિદેહ(-હી)** વિ૰ માયાપાશથી મુક્ત થયેલું; કૈવલ્ય પામેલું (૨) અશરીરી (૩) મૃત
**વિદેહમુક્ત** વિ૰ વિદેહમુક્તિ પામેલું
**વિદેહમુક્તિ** સ્ત્રી૰ મરણ બાદ પ્રાપ્ત થતી મુક્તિ (જીવન્મુક્તિથી ઊલટું)
**વિદેહી** વિ૰ જુઓ વિદેહ

**વિદ્યમાન** વિ૦ હયાત (૨) હાજર
**વિદ્યા** સ્ત્રી૦ જ્ઞાન (૨) તેનું શાસ્ત્ર કે કળા
**વિદ્યાગુરુ** પું૦ વિદ્યા શીખવનાર ગુરુ
**વિદ્યાદાન** ન૦ વિદ્યાનું દાન
**વિદ્યાધર** પું૦ એક દેવયોનિનો દેવ
**વિદ્યાધરી** સ્ત્રી૦ વિદ્યાધરવર્ગની સ્ત્રી
**વિદ્યાધિકારી** પું૦ કેળવણીખાતાનો ઉપરી
**વિદ્યાનંદ** પું૦ જ્ઞાનપ્રાપ્તિનો આનંદ
**વિદ્યાનિધિ** પું૦ વિદ્યાનો ભંડાર
**વિદ્યાપીઠ** સ્ત્રી૦ વિદ્યાનું ધામ; 'યુનિવર્સિટી'
**વિદ્યાભ્યાસ** પું૦ ભણતર; કેળવણી
**વિદ્યામંદિર** ન૦ શાળા
**વિદ્યામૃત** ન૦ વિદ્યારૂપી અમૃત
**વિદ્યાર્થી** પું૦ ભણનાર; અભ્યાસી
**વિદ્યાલય** ન૦ શાળા
**વિદ્યાવિહીન** વિ૦ કેળવણી વિનાનું
**વિદ્યાવ્યાસંગી** વિ૦ (૨) પું૦ વિદ્યાના વ્યાસંગવાળો
**વિદ્યુત** સ્ત્રી૦ વીજળી
**વિદ્યુત્પાત** પું૦ વીજળી પડવી તે
**વિદ્યુદણુ** પું૦ 'ઇલેક્ટ્રોન'
**વિદ્યુદ્યંત્ર** ન૦ વીજળીને બળે ચાલતું યંત્ર
**વિદ્યુન્માલા(-ળા)** પું૦ એક છંદ
**વિદ્યુલ્લેખા** સ્ત્રી૦ વીજળીની વાંકીચૂંકી રેખા
**વિદ્રુમ** ન૦ પરવાળું (૨) કૂંપળ
**વિદ્વજ્જન** પું૦ વિદ્વાન માણસ
**વિદ્વત્તા** સ્ત્રી૦ પંડિતાઈ; જ્ઞાન
**વિદ્વાન** વિ૦ (૨) પું૦ જ્ઞાનવાન; પંડિત; જ્ઞાની
**વિદ્વેષ** પું૦ દ્વેષ; શત્રુતા
**વિધવા** સ્ત્રી૦ જેનો પતિ મરી ગયો હોય તેવી સ્ત્રી
**વિધવાવિવાહ** પું૦ વિધવાનું લગ્ન
**વિધવિધ** વિ૦ બહુ પ્રકારનું
**વિધા** સ્ત્રી૦ પ્રકાર
**વિધાતા** પું૦ (સં.) બ્રહ્મા (૨) સ્ત્રી૦ વિધાત્રી
**વિધાત્રી** સ્ત્રી૦ પ્રારબ્ધની અધિષ્ઠાત્રી દેવી
**વિધાન** ન૦ વિધિ; રીત (૨) શાસ્ત્રાજ્ઞા (૩) ક્રિયા (૪) સેવા (૫) ઉપાય (૬) હાથીને માટે કરેલો લાડુ
**વિધાયક** વિ૦ રચનાત્મક (૨) પું૦ વ્યવસ્થા કરનાર (૩) રચનાર (૪) આજ્ઞા કરનાર
**વિધિ** પું૦ (સં.) બ્રહ્મા (૨) ભાગ્યદેવતા (૩) આજ્ઞા; શાસ્ત્રાજ્ઞા (૪) સંસ્કાર (૫) પું૦; સ્ત્રી૦ ક્રિયા (૬) ક્રિયાનો ક્રમ કે પદ્ધતિ
**વિધિનિષેધ** પું૦ અમુક કરવા ન કરવા માટેની શાસ્ત્રાજ્ઞા
**વિધિપદ** ન૦*
**વિધિરૂપ** વિ૦ અમુક કરવાની આજ્ઞાવાળું
**વિધુ** પું૦ ચંદ્રમા
**વિધુર** પું૦ જેની પત્ની મરી ગઈ હોય એવો પુરુષ
**વિધુર(-રું)** વિ૦ વ્યાકુળ (૨) વિયોગી
**વિધુરા** વિ૦ સ્ત્રી૦ પ્રિયના વિયોગથી પીડિત
**વિધુરું** વિ૦ વ્યાકુળ (૨) વિયોગી
**વિધેય** વિ૦ કરવાયોગ્ય (૨) અધીન; આજ્ઞાધારક (૩) ન૦ વાક્યમાં ઉદ્દેશ્યને વિષે જે કંઈ કહ્યું હોય તે (વ્યા.)
**વિધેયવર્ધક** વિ૦ વિધેયના અર્થમાં વધારો કરનાર (૨) ન૦ તેવું પદ (વ્યા.)
**વિદ્ધ** વિ૦ વીંધાયેલું
**વિધ્યર્થ** પું૦ શાસ્ત્રાજ્ઞા, પ્રેરણા, ઉપદેશ, ફરજનો અર્થ બતાવતું ક્રિયાપદનું રૂપ (વ્યા.)
**વિધ્વસ્ત** વિ૦ નાશ પામેલું
**વિધ્વંસ** પું૦ નાશ; ઉચ્છેદ
**વિનત** વિ૦ નમ્ર (૨) નમી ગયેલું
**વિનતા** સ્ત્રી૦ + વનિતા
**વિનમ્ર** વિ૦ વિશેષ નમ્ર
**વિનય** પું૦ નમ્રતા (૨) સભ્યતા
**વિનયમંદિર** ન૦ માધ્યમિક કેળવણી આપનારી શાળા
**વિનવણી** સ્ત્રી૦ વીનવવું તે
**વિનશન** ન૦ નાશ
**વિનશ્વર** વિ૦ નશ્વર; ક્ષણભંગુર
**વિનષ્ટ** સ્ત્રી૦ નાશ પામેલું
**વિનષ્ટિ** સ્ત્રી૦ વિનાશ; પાયમાલી
**વિનંતિ(-તી)** સ્ત્રી૦ અરજી; આજીજી
**વિના** અ૦ સિવાય
**વિનાણુ** ન૦ + વિજ્ઞાન
**વિનાયક** પું૦ (સં.) ગણપતિ
**વિનાશ** પું૦ નાશ
**વિનાશક** વિ૦ નાશ કરનાર
**વિનાશન** ન૦ નાશ કરવો તે

**વિનાશી** વિ૦ નાશ કરનારું (૨) નાશ પામે તેવું
**વિનિપાત** પું૦ અવનતિ; પડતી; વિનાશ
**વિનિમય** પું૦ અદલોબદલો; આપલે
**વિનિયોગ** પું૦ ઉપયોગ; પ્રયોગ (૨) નિમણૂક (૩) વિધ્ન
**વિનીત** વિ૦ સૌમ્ય; વિવેકી (૨) સુશિક્ષિત (૩) નરમપક્ષનું (૪) વિનયમંદિરનો અભ્યાક્રમ પાર કરી ગયેલું
**વિનીતતા** સ્ત્રી૦ સૌમ્યતા; નમ્રતા (૨) સુશિક્ષિતતા
**વિનોદ** પું૦ મોજ; આનંદ (૨) મશ્કરી
**વિનોદિની** વિ૦ સ્ત્રી૦ વિનોદી (સ્ત્રી)
**વિનોદી** વિ૦ આનંદી; મોજીલું
**વિન્યસ્ત** વિ૦ ગોઠવાયેલું (૨) મુકાયેલું
**વિન્યાસ** પું૦ ગોઠવણ (૨) મૂકવું તે
**વિપક્ષ** વિ૦ સામા પક્ષનું; વિરોધી (૨) પું૦ સામાવાળિયો; દુશ્મન
**વિપત(ત્તિ,-દ-દા)** સ્ત્રી૦ દુઃખ; આફત (૨) મુશ્કેલી
**વિપથ** પું૦ કુમાર્ગ
**વિપથગામી** વિ૦ (૨) પું૦ કુમાર્ગે જનાર
**વિપદ(-દા)** સ્ત્રી૦ વિપત્તિ
**વિપરીત** વિ૦ ઊલટું; વિરોધી; અવળું
**વિપરીતકરણ** ન૦ ઊલટું કરવું તે
**વિપરીતકોણ** પું૦ 'રિફ્લેક્સ ઍન્ગલ' (ગ.)
**વિપરીતતા** સ્ત્રી૦
**વિપરીતલક્ષણા** સ્ત્રી૦ જહલ્લક્ષણાનો એક પ્રકાર; આમાં વાચ્યાર્થને છોડી તેની સાથે સંબંધ રાખતો તેનાથી બિલકુલ વિપરીત અર્થ સમજવાનો હોય છે (વ્યા.)
**વિપર્યય** પું૦ ઊલટપૂલટ થઈ જવું તે (૨) મિથ્યાજ્ઞાન; હોય તેનાથી ઊલટું જ સમજવું તે (૩) ગરબડ; અવ્યવસ્થા (૪) નાશ
**વિપર્યાસ** પું૦ જુઓ વિપર્યય
**વિપલ(-ળ)** સ્ત્રી૦ પળનો ૬૦ મો ભાગ
**વિપાક** પું૦ પરિપક્વતા (૨) પરિણામ; ફળ
**વિપિન** ન૦ જંગલ
**વિપુલ** વિ૦ વિશાળ (૨) પુષ્કળ (૩) ગાઢ
**વિપુલતા** સ્ત્રી૦
**વિપ્ર** પું૦ બ્રાહ્મણ
**વિપ્રલબ્ધ** વિ૦ છેતરાયેલું (૨) નાસીપાસ થયેલું
**વિપ્રલબ્ધા** સ્ત્રી૦ નાયકે સંકેત ન સાચવ્યાથી નાસીપાસ થયેલી નાયિકા
**વિપ્રલંભ** પું૦ વિરહ; વિયોગ (૨) છળ; ઠગાઈ
**વિપ્રલંભી** વિ૦ ધૂર્ત; કપટી; ઠગારું
**વિપ્લવ** પું૦ બળવો; અંધાધૂંધી (૨) વિપત્તિ (૩) વિનાશ (૪) ડૂબી જઈ નાશ પામવું તે
**વિપ્લવકારી** વિ૦ વિપ્લવ કરનારું
**વિપ્લવવાદી** વિ૦ બળવો જરૂરી છે એમ માનનારું; 'રેવોલ્યુશનિસ્ટ'
**વિપ્લાવક** વિ૦ વિપ્લવકારી
**વિફરાવવું** સ૦ ક્રિ૦ 'વીફરવું'નું પ્રેરકરૂપ
**વિફલ(-ળ)** વિ૦ નિષ્ફળ
**વિફલ(-ળ)તા** સ્ત્રી૦ નિષ્ફળતા
**વિબુધ** પું૦ જ્ઞાની; પંડિત (૨) દેવ
**વિબુદ્ધ** વિ૦ જાગેલું; જગાડેલું (૨) પ્રવીણ; ચતુર (૩) ભાનમાં આવેલું
**વિબોધ** પું૦ જાગવું તે (૨) ભાનમાં આવવું તે (૩) જ્ઞાન
**વિબોધન** ન૦ જગાડવું તે (૨) જ્ઞાન આપવું તે
**વિભક્ત** વિ૦ વિભાગ કરેલું (૨) જુદું પડેલું કે પાડેલું
**વિભક્તિ** સ્ત્રી૦ નામનો ક્રિયા સાથે સંબંધ દેખાડનાર પ્રત્યય (વ્યા.)
**વિભવ** પું૦ વૈભવ
**વિભળ** વિ૦ + વિહ્વળ; વ્યાકુળ
**વિભા** સ્ત્રી૦ પ્રકાશ (૨) શોભા (૩) કિરણ
**વિભાકર** પું૦ સૂર્ય
**વિભાગ** પું૦ ભાગ (૨) હિસ્સો
**વિભાજકધર્મ** પું૦ જુદો પાડનાર ધર્મ
**વિભાજન** ન૦ ભાગ પાડવા તે; હિસ્સા પાડવા તે
**વિભાજ્ય** વિ૦ ભાગી શકાય તેવું; ભાગ પાડવાયોગ્ય
**વિભાવ** પું૦ સ્થાયી ભાવોને ઉત્પન્ન કરનાર કે ઉદ્દીપ્ત કરનાર વસ્તુ (કા. શા.)
**વિભાવન** ન૦ અવધારણ (૨) ચિંતન (૩) કલ્પના

**વિભાવના** સ્ત્રી૦ જુઓ વિભાવન (૨) એક અર્થાલંકાર; જેમાં કારણ વિના કાર્યની ઉત્પત્તિ વર્ણવવામાં આવી હોય છે. (કા. શા.)
**વિભાવરી** સ્ત્રી૦ રાત્રી
**વિભાવું** અ૦ ક્રિ૦ પ્રકાશવું; શોભવું
**વિભિન્ન** વિ૦ ભિન્ન; પૃથક; જુદું
**વિભિન્નતા** સ્ત્રી૦
**વિભિન્નજાતિ** વિ૦ જુદી જુદી જાતનું
**વિભીષિકા** સ્ત્રી૦ ભય; ડર
**વિભુ** વિ૦ સર્વવ્યાપી; નિત્ય; અચલ (૨) શક્તિમાન; સમર્થ (૩) મહાન; શ્રેષ્ઠ
**વિભુતા** સ્ત્રી૦
**વિભુત્વ** ન૦
**વિભૂતિ** સ્ત્રી૦ સંપત્તિ; ઐશ્વર્ય; (૨) દિવ્ય કે અલૌકિક શક્તિ (૩) ભસ્મ (૪) મહત્તા (૫) સામર્થ્ય
**વિભૂતિપૂજા** સ્ત્રી૦ વિભૂતિમાનની પૂજા
**વિભૂતિમાન** વિ૦ વિભૂતિવાળું
**વિભૂષણ** ન૦ આભૂષણ
**વિભૂષિત** વિ૦ શણગારેલું
**વિભેદ** પું૦ જુદું પાડવું તે (૨) ભેદ; ફરક (૩) શત્રુવટ (૪) જુદાજુદા અનેક ભેદમાંનો દરેક
**વિભેદક** વિ૦ વિભેદ કરનારું
**વિભ્રમ** પું૦ વિલાસયુક્ત હાવભાવ (૨) સંશય (૩) ભ્રાંતિ (૪) ભમવું-ઘૂમવું તે (૩) ગભરાટ (ઉતાવળનો)
**વિભ્રાંત** વિ૦ ભ્રમિત થયેલું (૨) ભમતું-ઘૂમતું (૩) ગભરાયેલું
**વિભ્રાંતિ** સ્ત્રી૦ ભ્રાંતિ; ગભરાટ; ગૂંચવણ
**વિમનસ** વિ૦ ઉદાસ; ખિન્ન (૨) વ્યગ્ર; અસ્થિર
**વિમનસ્ક** વિ૦ જુઓ વિમનસ
**વિમર્દવું** સ૦ ક્રિ૦ દબાવવું; પીલવું; દળવું (૨) મર્દન કરવું; ઘસવું (૩) નાશ કરવો (૪) મારી નાખવું
**વિમર્શ(-ર્ષ)** પું૦ વિચાર; આલોચન; સમીક્ષા (૨) અસંતોષ; અધીરતા (૩) સંશય
**વિમર્શન** ન૦ જુઓ વિમર્શ
**વિમર્ષ** પું૦ જુઓ વિમર્શ
**વિમલ(-ળ)** વિ૦ નિર્મળ
**વિમલ(-ળ)તા** સ્ત્રી૦
**વિમાન** ન૦ આકાશમાં ફરી શકે તેવું વાહન
**વિમાની** વિ૦ વિમાનવાળું (૨) પું૦ વિમાનમાં ફરનાર (૩) વિમાન ચલાવવામાં કુશળ માણસ
**વિમાસણ** સ્ત્રી૦ વિમાસવું તે; પસ્તાવો
**વિમાસવું** અ૦ ક્રિ૦ પસ્તાવું; પાછળથી ચિંતા કરવી
**વિમુક્ત** વિ૦ સ્વતંત્ર; મુક્ત (૨) તજેલું; છોડેલું
**વિમુક્તિ** સ્ત્રી૦ છુટકારો; મુક્તિ
**વિમુખ** વિ૦ મોં ફેરવી લીધું હોય તેવું; પરાઙ્મુખ; નિવૃત્ત (૨) પ્રતિકૂળ; વિરુદ્ધ
**વિમુખતા** સ્ત્રી૦
**વિમુગ્ધ** વિ૦ મોહિત; આસક્ત (૨) ભ્રાંત (૩) ગભરાયેલું
**વિમૂઢ** વિ૦ મૂઢ બની ગયેલું
**વિમોક્ષ** પું૦ મોક્ષ; મુક્તિ
**વિમોચન** ન૦ મુક્તિ; છુટકો
**વિમોહ** વિ૦ સ્ત્રી૦ મોહ પામેલી (૨) પું૦ એક છંદ
**વિયત** ન૦ આકાશ
**વિયતિ** ન૦ પક્ષી
**વિયાજણ** ન૦ (કા.) વિયાવું તે; પ્રસૂતિ
**વિયાણ** ન૦ વિયાવું તે
**વિયાવું** અ૦ ક્રિ૦ પ્રસવ થવો (પશુને)
**વિયુક્ત** વિ૦ જુદું પડેલું
**વિયોગ** પું૦ જુદા પડવું તે (૨) વિરહ
**વિયોગચિહ્ન** ન૦ બાદબાકીનું – આવું ચિહ્ન (ગ.)
**વિયોગપ્રમાણ** ન૦ 'ડિવિડન્ડો' (ગ.)
**વિયોગિની** વિ૦ સ્ત્રી૦ વિરહિણી
**વિયોગી** વિ૦ વિરહી
**વિયોજક** વિ૦ છૂટું પાડનાર (૨) બાદ કરવાની રકમ (ગ.)
**વિયોજન** ન૦ છૂટું પાડવું તે (૨) બાદબાકી (ગ.)
**વિયોજ્ય** વિ૦ છૂટું પાડવાયોગ્ય (૨) જેમાંથી બાદ કરવાનું હોય તે (ગ.)
**વિરક્ત** વિ૦ અનુરાગ વિનાનું; સ્પૃહા વિનાનું
**વિરક્તિ** સ્ત્રી૦ વિરક્તપણું
**વિરચિત** વિ૦ રચેલું
**વિરણ,૦વાળો** પું૦ એક સુગંધીદાર મૂળ
**વિરતિ** સ્ત્રી૦ વૈરાગ્ય; વિરક્તિ (૨) વિરામ; નિવૃત્તિ

**વિરથ** વિ૦ રથ વિનાનું
**વિરમવું** અ૦ ક્રિ૦ અટકવું
**વિરલ(-લું)** વિ૦ દુર્લભ (૨) આછુંઆછું (૩) અલ્પ (૪) નિર્જન
**વિરલતા** સ્ત્રી૦
**વિરલું** વિ૦ જુઓ વિરલ
**વિરવણુ** ન૦ જુઓ વિરણુ
**વિરસ** વિ૦ સ્વાદ વિનાનું (૨) રસ વિનાનું (૩) વિષણ્ણ (૪) પું૦ રસભંગ
**વિરહ** પું૦ પ્રિયજનનો વિયોગ
**વિરહકાવ્ય** ન૦ વિરહ ઉપર લખેલું કાવ્ય
**વિરહજ્વર** પું૦ વિરહથી થયેલો જ્વર કે દુઃખ
**વિરહાગ્નિ** પું૦ વિરહરૂપી અગ્નિ
**વિરહાતુર** વિ૦ વિરહથી વ્યાકુળ બનેલું
**વિરહાનલ(-ળ)** પું૦ જુઓ વિરહાગ્નિ
**વિરહિણી** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ પ્રિયના વિરહવાળી
**વિરહિત** વિ૦ વિનાનું
**વિરહી** વિ૦ (૨) પું૦ વિરહવાળો (સ્ત્રીના)
**વિરાગ** પું૦ વૈરાગ્ય
**વિરાગી** વિ૦ વૈરાગ્યયુક્ત (૨) પું૦ સાધુ; સંન્યાસી
**વિરાજમાન** વિ૦ પ્રકાશમાન (બેઠેલું કે હાજર એ અર્થમાં માન બતાવવા વપરાય છે)
**વિરાજવું** અ૦ ક્રિ૦ પ્રકાશવું; શોભવું (જુઓ વિરાજમાન)
**વિરાજિત** વિ૦ સુશોભિત; પ્રકાશિત (જુઓ વિરાજમાન)
**વિરાટ** વિ૦ મોટું; ભવ્ય; અતિ વિશાળ (૨) પું૦ (સં.) જેને ત્યાં પાંડવો અજ્ઞાતવાસ રહ્યા હતા તે મત્સ્યદેશનો રાજા (૩) ન૦ બ્રહ્માંડ
**વિરામ** પું૦ વિરામવું તે (૨) આરામ; વિસામો (૩) અંત; અવસાન
**વિરામચિહ્ન** ન૦ થોભવાની નિશાની (વાંચતાં)
**વિરામવું** અ૦ ક્રિ૦ અટકવું; થોભવું; બંધ પડવું; અંત આવવો
**વિરાવ** પું૦ ધ્વનિ
**વિરુદ્ધ** વિ૦ ઊલટું; પ્રતિકૂલ
**વિરુદ્ધતા** સ્ત્રી૦
**વિરૂપ** વિ૦ કદરૂપું
**વિરૂપતા** સ્ત્રી૦
**વિરૂપાક્ષ** પું૦ (સં.) શિવ
**વિરેચન** ન૦ જુલાબ
**વિરોચન** પું૦ (સં.) પ્રહ્લાદનો પુત્ર અને બલિનો બાપ
**વિરોધ** પું૦ વિરુદ્ધતા (૨) દ્વેષ; શત્રુવટ (૩) કજિયો; તકરાર
**વિરોધવું** સ૦ ક્રિ૦ વિરોધ કરવો; સામા થવું; ઘેરી લેવું
**વિરોધાભાસ** પું૦ માત્ર દેખીતો વિરોધ (૨) તેવા વર્ણનવાળો એક અર્થાલંકાર (કા. શા.)
**વિરોધાભાસી** વિ૦ વિરોધાભાસવાળું
**વિરોધી** વિ૦ વિરોધ કરનારું; વેરી; શત્રુ (૨) વિરુદ્ધ; ઊલટું (૩) પું૦ દુશ્મન; સામાવાળિયો
**વિલક્ષણ** વિ૦ વિચિત્ર; અદ્ભુત; અસાધારણ
**વિલક્ષણતા** સ્ત્રી૦
**વિલપન** ન૦ વિલાપ
**વિલપવું** અ૦ ક્રિ૦ વિલાપ કરવો
**વિલય** પું૦ ઓગળી જવું તે (૨) લય; નાશ
**વિલયન** ન૦ જુઓ વિલય
**વિલસવું** અ૦ ક્રિ૦ ઝળકવું (૨) ક્રીડા કરવી; આનંદ કરવો
**વિલસિત** વિ૦ ઝળકતું; ચમકતું (૨) ન૦ વિલાસ; ચેષ્ટા; નખરું
**વિલંબ** પું૦ ઢીલ; વાર
**વિલંબિત્રિતાલ** પું૦ એક તાલ (સંગીત)
**વિલંબદ્રુતલય** સ્ત્રી૦ સંગીતમાં લયનો એક પ્રકાર
**વિલંબન** ન૦ લટકવું તે (૨) ઢીલ; વાર
**વિલંબમધ્યલય** સ્ત્રી૦ સંગીતમાં લયનો એક પ્રકાર
**વિલંબલય** સ્ત્રી૦ સંગીતમાં લયનો એક પ્રકાર
**વિલંબિત** વિ૦ લટકતું (૨) વિલંબ થયો હોય એવું (૩) ધીમું
**વિલંબી** લટકતું (૨) ધીમું
**વિલાપ** પું૦ રોવું તે; રુદન; આક્રંદ
**વિલાયત** સ્ત્રી૦; ન૦ વતન (૨) તુર્કોનો અસલ દેશ (૩) ગોરા લોકોનો દેશ (૪) ઇંગ્લંડ
**વિલાયતી** વિ૦ વિલાયતમાં બનેલું
**વિલાવું** અ૦ ક્રિ૦ કરમાવું (૨) પીગળવું (૩) નાશ પામવું

**વિલાસ** પું૰ ખેલ; ક્રીડા (૨) ચેનબાજી; મોજ (૩) શૃંગારચેષ્ટા; મોહક હાવભાવ (૪) શૃંગારક્રીડા

**વિલાસવતી** વિ૰ સ્ત્રી૰ વિલાસવાળી

**વિલાસવું** અ૰ ક્રિ૰ વિલાસ કરવો (૨) ચળકવું

**વિલાસિકા** સ્ત્રી૰ એક પ્રકારનું એકઅંકી નાટક

**વિલાસિની** સ્ત્રી૰ વિલાસવતી સ્ત્રી (૨) વેશ્યા

**વિલાસી** વિ૰ (૨) પું૰ કામાસક્ત; વિષયી (૨) ચેનબાજી ઉડાવનાર

**વિલીન** વિ૰ લીન થઈ ગયેલું (૨) લય પામેલું (૩) ઓગળી ગયેલું

**વિલુપ્ત** વિ૰ લુપ્ત થઈ ગયેલું (૨) લૂંટવી લીધેલું

**વિલુબ્ધ** વિ૰ લોભાયેલું (૨) આસક્ત

**વિલેખ** પું૰*

**વિલેપન** ન૰ લેપ કરવો તે (૨) લેપ કરવાનો પદાર્થ

**વિલોકણી** સ્ત્રી૰ + જોવાની ટળ (૨) તપાસણી

**વિલોકન** ન૰ જોવું તે (૨) નજર

**વિલોક(-ચ)વું** સ૰ ક્રિ૰ જોવું; (૨) તપાસવું

**વિલોચન** ન૰ આંખ

**વિલોચવું** સ૰ ક્રિ૰ જુઓ વિલોકવું

**વિલોમ** વિ૰ વિપરીત; ઊલટું

**વિલોમક્રિયા** સ્ત્રી૰ 'મેથડ ઑફ ઇન્વર્ઝન' (ગ.)

**વિલોમજ(-જાત)** વિ૰ ઉચ્ચ જાતિની સ્ત્રીને ઊતરતી જાતિના પુરુષથી ઉત્પન્ન થયેલું

**વિલોલ** વિ૰ ચંચળ (૨) સુંદર

**વિલોલતા** સ્ત્રી૰

**વિલોવું** અ૰ ક્રિ૰*

**વિવક્ષા** સ્ત્રી૰ બોલવાની ઇચ્છા (૨) તાત્પર્ય; ઇરાદો

**વિવક્ષિત** વિ૰ બોલવા ધારેલું

**વિવર** ન૰ દર; છિદ્ર (૨) ગુફા

**વિવરણ** ન૰ સ્પષ્ટીકરણ; વિવેચન

**વિવર્ણ** વિ૰ ફીકું; રંગ વિનાનું (૨) કદરૂપું (૩) નીચ જાતિનું

**વિવર્ત** પું૰ રૂપાંતર (૨) ભ્રમ; મિથ્યાભાસ (૩) ચક્રાકાર ફરવું તે

**વિવર્તન** ન૰ પરિવર્તન (૨) પરિભ્રમણ (૩) ચક્રાકાર ફરવું તે

**વિવર્તવાદ** પું૰ જગત એ બ્રહ્મનું પરિણામ નથી પરંતુ મિથ્યાભાસ છે એવો વેદાંતનો સિદ્ધાંત

**વિવર્તવું** અ૰ ક્રિ૰ ગોળ ફરવું

**વિવર્તિત** વિ૰ વિવર્તન પામેલું (૨) મચકોડાઈ ગયેલું

**વિવર્ધિત** વિ૰ વધેલું; વિસ્તાર પામેલું

**વિવશ** વિ૰ પરાધીન (૨) વ્યાકુળ

**વિવશતા** સ્ત્રી૰

**વિવાડો** પું૰ (કા.)*

**વિવાદ** પું૰ ચર્ચા (૨) ઝઘડો (૩) મતભેદ (૪) અદાલતમાં ચાલતો ઝઘડો કે દાવો

**વિવાદિત** વિ૰ વિવાદયુક્ત; ચર્ચાસ્પદ; તકરારી

**વિવાદી** વિ૰ (૨) પું૰ વિવાદ, ઝઘડો કે દાવો કરનાર (૨) વિ૰ વાદીસંવાદી સાથે નહિ ભળતો (સ્વર) [સંગીત]

**વિવાર** પું૰ અક્ષરોના ઉચ્ચારણમાં ગળાનું પહોળું થવું તે

**વિવાસન** ન૰ દેશનિકાલ કરવું તે

**વિવાહ** પું૰ વેવિશાળ (૨) લગ્ન

**વિવાહપત્રી** સ્ત્રી૰ કંકોત્રી

**વિવાહવાજન** ન૰ વિવાહ કે તેવો ધામધૂમવાળો અવસર

**વિવાહિત** વિ૰ પરણેલું

**વિવિક્ત** વિ૰ અલગ; જુદું (૨) એકાંત (૩) નિર્મલ

**વિવિધ** વિ૰ અનેક પ્રકારનું

**વિવિધતા** સ્ત્રી૰ વિવિધ હોવાપણું (૨) વૈચિત્ર્ય

**વિવૃત** વિ૰ ઉઘાડું; ખુલ્લું (૨) વિસ્તૃત

**વિવેક** પું૰ જુઓ વિવેકબુદ્ધિ (૨) સભ્યતા (૩) કરકસર

**વિવેકબુદ્ધિ** સ્ત્રી૰ સારાસાર છૂટા પાડવાની બુદ્ધિ

**વિવેકી** વિ૰ સભ્ય (૨) વિચારવાન; જ્ઞાની

**વિવેચક** વિ૰ (૨) પું૰ વિવેચન કરનાર

**વિવેચન** ન૰ સ્પષ્ટીકરણ (૨) ટીકા; ગુણદોષ જુદા પાડી બતાવવા તે

**વિવેચના** સ્ત્રી૰ વિવેચન

**વિશદ** વિ૰ નિર્મળ (૨) સ્પષ્ટ (૩) શ્વેત

**વિશદતા** સ્ત્રી૰

**વિશરણ** ન૰ મારી નાખવું તે

**વિશાખા** સ્ત્રી૰ નાની ડાળી (૨) ન૰ સોળમું નક્ષત્ર

**વિશારદ** વિ૦ નિપુણ; ચતુર (૨) પંડિત; વિદ્વાન
**વિશારદતા** સ્ત્રી૦
**વિશાલ(-ળ)** વિ૦ મોટું; વિસ્તીર્ણ
**વિશાલ(-ળ)તા** સ્ત્રી૦
**વિશિખ** વિ૦ શિખા-ટોચ વિનાનું (૨) ન૦ બાણ
**વિશિષ્ટ** વિ૦ વિશેષતાવાળું; અસાધારણ; વિલક્ષણ
**વિશિષ્ટતા** સ્ત્રી૦
**વિશિષ્ટાદ્વૈત** ન૦ રામાનુજાચાર્યે પ્રવર્તાવેલો વેદાંતનો સિદ્ધાંત
**વિશીર્ણ** વિ૦ ભાંગીતૂટી ગયેલું; જીર્ણ
**વિશુદ્ધ** વિ૦ પવિત્ર (૨) નિર્મળ
**વિશુદ્ધતા** સ્ત્રી૦
**વિશુદ્ધમૂલ્ય** ન૦ 'ઍબ્સોલ્યૂટ વૅલ્યુ' (ગ.)
**વિશુદ્ધિ** સ્ત્રી૦ વિશુદ્ધતા
**વિશૃંખલ(-ળ)** વિ૦ બંધન વિનાનું; સ્વચ્છંદી
**વિશે(-ષે)** અ૦ સંબંધી
**વિશેક** વિ૦ + જુઓ વિશેષ
**વિશેષ** વિ૦ વધારે (૨) ખાસ; અસાધારણ (૩) પું૦ તફાવત (૪) અસાધારણ ધર્મ
**વિશેષણ** ન૦ નામનો ગુણ કે સંખ્યા બતાવનાર શબ્દ (વ્યા.)
**વિશેષતઃ** અ૦ મુખ્યત્વે કરીને; ખાસ કરીને
**વિશેષતા** સ્ત્રી૦ વધારેપણું (૨) તફાવત (૩) ઉત્કૃષ્ટતા; અસાધારણતા
**વિશેષત્વ** ન૦ જુઓ વિશેષતા
**વિશેષ્ય** ન૦ વિશેષણ જેનો ગુણ કે વધારો બતાવતું હોય તે શબ્દ (વ્યા.)
**વિશોધન** ન૦ સાફ કરવું તે; ધોઈ નાખવું તે
**વિશ્ર(-સ્ર)બ્ધ** વિ૦ વિશ્વાસુ (૨) સ્થિર
**વિશ્રમવું** અ૦ ક્રિ૦ વિશ્રામ કરવો (૨) અટકવું
**વિશ્રંભ** પું૦ વિશ્વાસ (૨) રહસ્ય; ખાનગી વાત
**વિશ્રામ** પું૦ વિસામો; આરામ (૨) આરામ લેવાનું સ્થાન
**વિશ્રામવાર** પું૦ જે દિવસે કામ બંધ રાખવાનું હોય તે દિવસ; 'સૅબાથ'
**વિશ્રાંત** વિ૦ થાકી ગયેલું
**વિશ્રાંતિ** સ્ત્રી૦ વિશ્રામ
**વિશ્રી** વિ૦ શોભાહીન; કુરૂપ; બેહૂદું
**વિશ્રુત** વિ૦ પ્રખ્યાત (૨) જાણેલું; સાંભળેલું
**વિશ્લિષ્ટ** વિ૦ છૂટું પડેલું; પાડેલું
**વિશ્લેષ** પું૦ છૂટું પડવું કે પાડવું તે (૨) વિયોગ
**વિશ્લેષક** પું૦ જુદું પાડનાર
**વિશ્લેષણ** ન૦ વિશ્લેષ
**વિશ્વ** ન૦ જગત; સૃષ્ટિ
**વિશ્વકર્મા** પું૦ (સં.) દેવોનો શિલ્પશાસ્ત્રી (૨) ઈશ્વર (૩) સુતાર
**વિશ્વજનીન** વિ૦ સમસ્ત વિશ્વનું,-ને લગતું (૨) ભૂતમાત્ર પ્રત્યેનું
**વિશ્વતંત્ર** ન૦ જગતનું તંત્ર-વ્યવસ્થા
**વિશ્વનાથ** પું૦ જગતનો સ્વામી; પરમેશ્વર (૨) [સં.] કાશીમાં આવેલું શિવનું જ્યોતિર્લિંગ (૩) [સં.] મહાદેવ
**વિશ્વરૂપ** વિ૦ સર્વવ્યાપી (૨) પું૦ [સં.] વિષ્ણુ
**વિશ્વવિદ્યાલય** ન૦ વિદ્યાપીઠ
**વિશ્વવ્યાપી** વિ૦ આખા જગતમાં વ્યાપી રહેલું
**વિશ્વશાંતિ** સ્ત્રી૦ સકલ જગતની શાંતિ
**વિશ્વસનીય** વિ૦ વિશ્વાસ કરવાલાયક
**વિશ્વસનીયતા** સ્ત્રી૦
**વિશ્વસ્ત** વિ૦ વિશ્વાસુ; વિશ્વસનીય
**વિશ્વંભર** વિ૦ આખા જગતનું પોષણ કરનાર (૨) સર્વવ્યાપી (૩) પું૦ (સં.) વિષ્ણુ
**વિશ્વંભરા** સ્ત્રી૦ પૃથ્વી
**વિશ્વાત્મા** પું૦ વિશ્વનો આત્મા-પરમેશ્વર
**વિશ્વાધાર** પું૦ વિશ્વનો આધાર—ઈશ્વર
**વિશ્વામિત્ર** પું૦ (સં.) એક પ્રસિદ્ધ ઋષિ
**વિશ્વાસ** પું૦ ભરોંસો; ખાતરી (૨) શ્રદ્ધા; પ્રતીતિ
**વિશ્વાસઘાત** પું૦ કોઈએ મૂકેલો વિશ્વાસ તોડવો તે; વિશ્વાસ આપીને અવળું કરવું તે; દગલબાજી
**વિશ્વાસઘાતી** વિ૦ (૨) પું૦ વિશ્વાસઘાત કરનાર
**વિશ્વાસપાત્ર** વિ૦ વિશ્વસનીય
**વિશ્વાસી** વિ૦ જુઓ વિશ્વાસુ (૨) પું૦ ઈસુ ખ્રિસ્ત વિષે વિશ્વાસ-શ્રદ્ધા રાખનાર; ખ્રિસ્તી
**વિશ્વાસુ** વિ૦ વિશ્વાસ રાખનાર (૨) વિશ્વાસ રાખવાયોગ્ય
**વિશ્વેદેવ** પું૦ બ૦ વ૦ વસુ, રુદ્ર વગેરે દશ દેવો

**વિશ્વેશ(-શ્વર)** પું૦ પરમેશ્વર
**વિષ** ન૦ ઝેર
**વિષખાપરો** પું૦ એક વનસ્પતિ
**વિષઘ્ન** વિ૦ વિષ દૂર કરનાર
**વિષણ્ણ** વિ૦ ઉદાસ; ખિન્ન
**વિષણ્ણતા** સ્ત્રી૦
**વિષધર** પું૦ સાપ; નાગ
**વિષમ** વિ૦ અસમાન; ખાડાટેકરાવાળું (૨) મુશ્કેલ (૩) પ્રતિકૂળ (૪) દારુણ (૫) એકી (સંખ્યા)
**વિષમઅપૂર્ણાંક** પું૦ છેદ જેટલા કે તેથી મોટા અંશવાળો અપૂર્ણાંક
**વિષમઘાત** વિ૦ વિષમ ઘાતવાળો (પદી) [ગ.]
**વિષમત્રિકોણ** પું૦ ત્રણે વિષમ-અસમાન બાજુવાળો ત્રિકોણ (ગ.)
**વિષમજ્વર** પું૦ રહીરહીને આવતો તાવ
**વિષમતા** સ્ત્રી૦
**વિષય** પું૦ ઇંદ્રિયગ્રાહ્ય પદાર્થ (૨) ભોગ્ય પદાર્થ; ભોગનું સાધન (૩) કામભોગ (૪) વસ્તુ; પ્રકરણ; મજકૂર; મુદ્દો (૫) ઉદ્દેશ; હેતુ (૬) દેશ
**વિષયભોગ** પું૦ વિષયો ભોગવવા તે; કામભોગ
**વિષયલંપટ** વિ૦ વિષયભોગમાં લંપટ
**વિષયલંપટતા** સ્ત્રી૦
**વિષયવાસના** સ્ત્રી૦ વિષયભોગની વાસના
**વિષયવિકાર** પું૦ વિષયને લીધે થતો વિકાર (૨) કામરૂપી વિકાર
**વિષયવિચારિણી** વિ૦ સભામાં રજૂ કરવાના ઠરાવ વિચારી કાઢનારી (સમિતિ)
**વિષયસુખ** ન૦ વિષયભોગનું સુખ
**વિષયસેવન** ન૦ વિષયભોગનું સેવન
**વિષયાતીત** વિ૦ વિષયવાસનાને તરી ગયેલું; ઇંદ્રિયાતીત
**વિષયાત્મક** વિ૦ વિષયોને લગતું
**વિષયાસક્ત** વિ૦ જુઓ વિષયલંપટ
**વિષયાસક્તિ** સ્ત્રી૦ વિષયસુખમાં આસક્તિ
**વિષયાંતર** ન૦ વિષયનો ફેરફાર; પ્રસ્તુત વિષયમાંથી અન્ય વિષયમાં ઊતરી જવું તે
**વિષયાંધ** વિ૦ વિષયભોગમાં અંધ બનેલું
**વિષયી** વિ૦ વિષયાસક્ત; કામી
**વિષવૃક્ષ** ન૦ ઝેરી ઝાડ
**વિષહર** વિ૦ (૨) ન૦ ઝેર દૂર કરનારું (ઔષધ કે મંત્ર)
**વિષાણ** ન૦ શિંગડું
**વિષાદ** પું૦ ખેદ; દિલગીરી (૨) નિરાશા; અનુત્સાહ
**વિષાદી** વિ૦ વિષાદયુક્ત
**વિષુવ** ન૦ ક્રાંતિવૃત્ત અને વિષુવવૃત્ત જે બે બિંદુઓમાં મળે છે તે દરેક; મેષ અને તુલામાં સંક્રાંતિ, જ્યારે દિવસરાત સરખાં હોય છે
**વિષુવરેખા** સ્ત્રી૦ જુઓ વિષુવવૃત્ત
**વિષુવવૃત્ત** ન૦ પૃથ્વીની ધરીની મધ્યમાં કાટખૂણે કલ્પેલું વર્તુળ; 'ઇક્વેટર'
**વિષુવાંશ** પું૦ ભૂગોળના રેખાંશ જેવું ખગોળનું એક માપ; 'રાઈટ એસેન્શન'
**વિષૂ(-સૂ)ચિકા** સ્ત્રી૦ કોગળિયું; કૉલેરા
**વિષે** અ૦ માં (૨) બાબત
**વિષ્કંભક** પું૦ આગલી કથાનો સાર તથા આવનાર વસ્તુનું સૂચન કરતો નાટકનો ઉપોદ્ઘાત—અવતરણ
**વિષ્ટર** પું૦ દર્ભાસન
**વિષ્ટા** સ્ત્રી૦ મળ; નરક
**વિષ્ટિ** સ્ત્રી૦ સમાધાનીની વાટાઘાટ
**વિષ્ણુ** પું૦ (સં.) ત્રિમૂર્તિમાં સૃષ્ટિનું પાલન કરનાર સ્વરૂપ
**વિષ્ણુતેજ** ન૦ વિષ્ણુનું ઐશ્વર્ય (૨) શ્રી
**વિષ્ણુપદ** ન૦ આકાશ (૨) વૈકુંઠ
**વિષ્ણુપુરાણ** ન૦ (સં.) એ નામનું અઢારમાંનું એક પુરાણ
**વિસર્ગ** પું૦ દાન (૨) ત્યાગ (૩) હકાર જેવો ઉચ્ચાર કરવાનું : આવું ચિહ્ન (વ્યા.)
**વિસર્જન** ન૦ છોડી દેવું તે (૨) વિદાય થવું કે કરવું તે (૩) સમાપ્તિ
**વિસર્જિત** વિ૦ વિસર્જન કરાયેલું
**વિસર્જિની** સ્ત્રી૦*
**વિસંગત** વિ૦ અસંગત; વિસંવાદી
**વિસંગતિ** સ્ત્રી૦ અસંગતિ; વિસંવાદ
**વિસંવાદ** પું૦ અસંગતિ (૨) વિરોધ

**વિસંવાદી** વિ૦ વિસંવાદયુક્ત (૨) વિવાદી (સ્વર) [સંગીત]
**વિસાત** સ્ત્રી૦ માલ; કિંમત; મહત્ત્વ (૨) ગજું; દમ (૩) ગણતરી; લેખું; હિસાબ
**વિસામો** પું૦ થાક ખાવો તે; વિશ્રાંતિ (૨) વિસામો લેવાની જગા
**વિસાર(-રો)** પું૦ વીસરી જવું તે; વિસ્મરણ
**વિસારવું** સ૦ ક્રિ૦ ભૂલી જવું
**વિસારો** પું૦ વિસાર; વિસ્મરણ
**વિસૂચિકા** સ્ત્રી૦ જુઓ વિષૂચિકા
**વિસૃત** વિ૦ વિસ્તૃત
**વિસૃષ્ટિ** સ્ત્રી૦ સૃષ્ટિ (૨) તજી દેવું તે (૩) છોડવું તે (૪) આપવું તે
**વિસ્ખલિત** વિ૦ ભૂલ કરેલું
**વિસ્ખલિતતા** સ્ત્રી૦
**વિસ્ખલન** ન૦ ભૂલ
**વિસ્તરણ** ન૦ વિસ્તાર
**વિસ્તરવું** અ૦ ક્રિ૦ વિસ્તાર પામવું
**વિસ્તાર** પું૦ ફેલાવો (૨) વધારો (૩) વિશાળતા (૪) [લા.] બહોળો પરિવાર કે કુટુંબ
**વિસ્તારપૂર્વક** અ૦ વિસ્તારથી; લંબાણથી
**વિસ્તારવું** સ૦ ક્રિ૦ વિસ્તાર કરવો; લંબાવવું
**વિસ્તીર્ણ** વિ૦ (૨) પું૦ વિસ્તારવાળું
**વિસ્તીર્ણતા** સ્ત્રી૦
**વિસ્તૃત** વિ૦ વિસ્તારવાળું
**વિસ્તૃતિ** સ્ત્રી૦ વિસ્તાર
**વિસ્ફોટક** પું૦ ચામડીનો એક રોગ
**વિસ્મય** પું૦ આશ્ચર્ય; અચંબો
**વિસ્મયકારક** વિ૦ વિસ્મય પમાડે તેવું
**વિસ્મયકારી** વિ૦ વિસ્મયકારક
**વિસ્મરણ** ન૦ ભૂલી જવું તે
**વિસ્મિત** વિ૦ વિસ્મય પામેલું
**વિસ્મૃત** વિ૦ ભૂલી જવાયેલું
**વિસ્મૃતિ** સ્ત્રી૦ વિસ્મરણ
**વિસ્રબ્ધ** વિ૦ જુઓ વિશ્રબ્ધ
**વિસ્રંભ** પું૦ જુઓ વિશ્રંભ
**વિહગ** ન૦ પક્ષી
**વિહરવું** અ૦ ક્રિ૦ ફરવું (૨) વિહાર કરવો
**વિહંગ,૦મ** ન૦ પક્ષી
**વિહંગદૃષ્ટિ** સ્ત્રી૦ પક્ષીની પેઠે બધી પરિસ્થિતિને એકીસાથે ઉપરથી જોઈ લેવી તે
**વિહંગમ** ન૦ વિહંગ; પક્ષી
**વિહંગાવલોકન** ન૦ વિહંગદૃષ્ટિથી કરેલું નિરીક્ષણ
**વિહાણવું** અ૦ ક્રિ૦ ગાળવું; ગુજારવું
**વિહાર** પું૦ ક્રીડા (૨) આનંદમાં હરવુંફરવું તે (૩) ભ્રમણ (૪) મઠ
**વિહારી** વિ૦ વિહાર કરનાર
**વિહિત** વિ૦ મુકાયેલું (૨) [શાસ્ત્રે] ફરમાવેલું
**વિહીન** વિ૦ વિનાનું
**વિહોણું** વિ૦ વિહીન; વિનાનું
**વિહ્વલ(-ળ)** વિ૦ બાવરું; આતુર
**વિહ્વલ(-ળ)તા** સ્ત્રી૦
**વિળાલો** પું૦ બાવરો (૨) બેવકૂફ
**વિંધ્ય** પું૦ (સં.) દક્ષિણાપથ અને ઉત્તરાપથની વચ્ચે આવેલી પર્વતમાળા
**વિંધ્યાટવી** સ્ત્રી૦ વિંધ્યપર્વતનું મોટું જંગલ
**વીખર(-રા)વું** અ૦ ક્રિ૦ વેરાવું; છૂટા પડી જવું
**વીગત** સ્ત્રી૦ જુઓ વિગત
**વીગતવાર** અ૦ જુઓ વિગતવાર
**વીઘર(-રા)વું** અ૦ ક્રિ૦ ઓગળી જવું (૨) વેરાઈ જવું (૩) ગાભરા બની જવું; મૂંઝાવું (૪) હતાશ થવું
**વીઘું** ન૦ જમીનનું એક માપ (૪૦ ગુંઠા)
**વીઘો** પું૦ વીઘું
**વીચ(-ચે)** અ૦ + વચ્ચે
**વીચિ(-ચી)** પું૦; સ્ત્રી૦ તરંગ; મોજું
**વીચિ(-ચી)માલા(-ળા)** સ્ત્રી૦ તરંગોની હાર
**વીચે** અ૦ + જુઓ વીચ
**વીછડ(-ર)વું** અ૦ ક્રિ + જુદા પડવું; વિયોગ થવો
**વીછળવું** સ૦ ક્રિ૦ પાણી રેડી હલાવી સાફ કરવું
**વીછી(-છુ)** પું૦ એક ઝેરી જંતુ
**વીછુવા** પું૦ બ૦ વ૦ (સ્ત્રીઓનું) પગને અંગૂઠે પહેરવાનું ઘરેણું
**વીજ,૦ળી** સ્ત્રી૦ વિદ્યુત
**વીજણવારો** પું૦ બ૦ વ૦ પંખો નાખવો તે
**વીજણો** પું૦ પંખો
**વીજન** ન૦ પંખાથી પવન નાખવો તે (૨) પંખો
**વીજવું** સ૦ ક્રિ૦ પંખો નાખવો
**વીજળી** સ્ત્રી૦ વીજ; વિદ્યુત
**વીજળીકોઠો** પું૦ એક રમત

**વીણુ** સ્ત્રી૦ પ્રસવની પીડા
**વીણવું** સ૦ ક્રિ૦ ચૂંટવું (૨) પસંદ કરવું (૩) [અનાજમાંથી કાંકરા વગેરે] ઉપાડી લેવું; દૂર કરવું
**વીણા** સ્ત્રી૦ બીન; એક તંતુવાદ્ય
**વીણાકાવ્ય** ન૦ 'લિરિક'
**વીણાધારી** વિ૦ વીણા ધારણ કરનાર
**વીણાપાણિ** વિ૦ હાથમાં વીણા રાખનાર (૨) પું૦ (સં.) નારદ
**વીત** વિ૦ જતું રહેલું (૨) છોડી દીધેલું
**વીતક** ન૦; સ્ત્રી૦ વીતેલું તે (૨) સંકટ
**વીતરાગ(-ગી)** વિ૦ રાગ–આસક્તિ વિનાનું
**વીતવું** અ૦ ક્રિ૦ ગુજરવું; પસાર થઈ જવું (૨) દુ:ખ પડવું
**વીથિ(-થી)** સ્ત્રી૦ માર્ગ; રસ્તો
**વીનવવું** સ૦ ક્રિ૦ વિનંતિ કરવી
**વીફરવું** અ૦ ક્રિ૦ મિજાજ ખોવો; ગુસ્સે થવું; ઉશ્કેરાવું
**વીમાખત** ન૦ વીમાનું ખત
**વીમાચિઠ્ઠી** સ્ત્રી૦ વીમાખત
**વીમાદલાલ** પું૦ વીમાકંપનીનો દલાલ
**વીમો** પું૦ વસ્તુ કે જિંદગીને નુકસાન પહોંચતાં તે બદલ પૈસાથી થતી ભરપાઈ (૨) તેનો કરાર (૩) તે પેટે ભરવાનો હપ્તો
**વીર** વિ૦ શૂર; પરાક્રમી (૨) પું૦ તેવો પુરુષ (૩) ભાઈ (૪) એક ભૂત (૫) વીરરસ (૬) [સં.] મહાવીર
**વીરકાવ્ય** ન૦ વીરરસથી ભરેલું કાવ્ય
**વીરડો** પું૦ નદી કે તળાવના સૂકા ભાગમાં ખોદેલો ખાડો
**વીરણ,૦વાળો** પું૦ જુઓ વિરણ
**વીરતા** સ્ત્રી૦ શૂરવીરતા; પરાક્રમ
**વીરત્વ** ન૦ વીરતા
**વીરપત્ની** સ્ત્રી૦ શૂરવીરની પત્ની (૨) તેના જેવા જ શૌર્યવાળી સ્ત્રી
**વીરપસલી** સ્ત્રી૦ શ્રાવણી પૂર્ણિમાને દિવસે ભાઈ તરફથી બહેનને અપાતી ભેટ
**વીરપ્રભુ** પું૦ મહાવીર સ્વામી
**વીરભદ્ર** પું૦ (સં.) શિવનો એક ગણ
**વીરરસ** પું૦ કાવ્યના નવ રસોમાંનો એક (જુઓ રસ)
**વીરશ્રી** સ્ત્રી૦ શૂરવીરની કીર્તિ અથવા તેજ
**વીરસાજ** પું૦ શૂરવીરનો પોષાક અથવા સામગ્રી
**વીરહાક** સ્ત્રી૦ યુદ્ધ પ્રસંગે યોદ્ધાની ભયંકર ચીસ
**વીરાસન** ન૦ બેસવાની એક રીત
**વીરી** સ્ત્રી૦ બહેન
**વીરુધ(-ધા)** સ્ત્રી૦ લતા
**વીરો** પું૦ ભાઈ
**વીર્ય** ન૦ શુક્ર; ધાતુ (૨) બળ; પરાક્રમ
**વીર્યરક્ષા** સ્ત્રી૦ વીર્ય ચળતું સાચવવું તે
**વીર્યવાન** વિ૦ પરાક્રમી; બળવાન
**વીર્યશાલી(-ળી)** વિ૦ પરાક્રમી; બળવાન
**વીર્યસંગ્રહ** વીર્યનો સંગ્રહ
**વીર્યસ્રાવ** પું૦ વીર્ય ઝરી જવું તે
**વીર્યહીન** વિ૦ નામર્દ; નિર્બળ
**વીલ** ન૦ વસિયતનામું (૨) સ્ત્રી૦ એક પક્ષી (૨) ભરતી
**વીલિયું** ન૦*
**વીલું** વિ૦ શરમિંદું; ભોંઠું (૨) રઝળતું; છૂટું
**વીશ(-સ)** વિ૦ '૨૦'
**વીશી** સ્ત્રી૦ નાણું આપવાથી તૈયાર રસોઈ મળે તે જગા (૨) વીસનો સમૂહ
**વીસનખી** સ્ત્રી૦ સ્ત્રી
**વીસમવું** અ૦ ક્રિ૦ ઠંડું થવું; શમવું (ગરમી, ગુસ્સો, થાક, ઉભરાણ વગેરેનું)
**વીસરભોળું** વિ૦ ભુલકણું
**વીસરવું** સ૦ ક્રિ૦ ભૂલી જવું
**વીંછિયો** પું૦*
**વીંછી(-છુ)** પું૦ એક ઝેરી જંતુ; વીછી
**વીંજણું** ન૦ એક સુતારી ઓજાર
**વીંજણો** પું૦ વીજણો; પંખો
**વીંઝવું** સ૦ ક્રિ૦ હવામાં જોરથી ઘુમાવવું
**વીંટણિયો** પું૦ દોરાની ગરગડી
**વીંટલો** પું૦ જુઓ વીંટો (૨) જુઓ વીંટલી
**વીંટલી** સ્ત્રી૦ સ્ત્રીઓનું નાકનું એક ઘરેણું
**વીંટવું** સ૦ ક્રિ૦ લપેટવું
**વીંટાળવું** સ૦ ક્રિ૦ લપેટવું; ગોળ વીંટવું
**વીંટાળો** પું૦ વીંટો
**વીંટી** સ્ત્રી૦ આંગળી ઉપર પહેરવાનું ગોળ ઘરેણું

**વીંટો** પું૦ વીંટાળેલો ગોળ આકાર (૨) પથારીનો વીંટો
**વીંટારવું** સ૦ ક્રિ૦ પાલવવું (૨) અગવડ વેઠીને રાખવું કે લઈ જવું
**વીંધ** ન૦ કાણું; નાકું
**વીંધણી** સ્ત્રી૦ છિદ્ર પાડવાનું ઓજાર
**વીંધણું** ન૦ જુઓ વીંજણું
**વીંધવું** સ૦ ક્રિ૦ વીંધ પાડવું (૨) કોચવું; ભોંકવું
**વીંધારો** પું૦ વીંધનારો (મોતી કે કાન)
**વીંધાવવું** સ૦ ક્રિ૦ 'વીંધવું'નું પ્રેરકરૂપ
**વીંધાવું** અ૦ ક્રિ૦ 'વીંધવું'નું કર્મણિરૂપ
**વૂઠવું** સ૦ ક્રિ૦ નકામું જવું
**વૂઠવું** અ૦ ક્રિ૦ + જવું
**વૃક** ન૦ વરુ
**વૃકોદર** પું૦ (સં.) ભીમ
**વૃક્ષ** ન૦ ઝાડ
**વૃક્ષવાટિકા** સ્ત્રી૦ બગીચો
**વૃક્ષારોપણ** ન૦ ઝાડ રોપવું તે
**વૃત્ત** ન૦ વર્તન (૨) જેનું બંધારણ વર્ણની સંખ્યા કે ગુરુત્વલઘુત્વના નિયમ પર છે તેવો છંદ (૩) વર્તુળ (૪) સમાચાર
**વૃત્તાકાર** વિ૦ ગોળ આકારનું
**વૃત્તખંડ** પું૦ વર્તુળનો ભાગ; 'સેગ્મેન્ટ' (ગ.)
**વૃત્તવિવેચક** પું૦ પત્રકાર
**વૃત્તવિવેચન** ન૦ બનેલા બનાવોનું વિવેચન; 'જર્નાલિઝમ'
**વૃત્તાર્ધ** પું૦ 'સેમીસર્કલ' (ગ.)
**વૃત્તાંત** પું૦; ન૦ હકીકત; વર્ણન (૨) ખબર
**વૃત્તિ** સ્ત્રી૦ ચિત્તમાં ઊઠતો વિચાર; ચિત્તનો વ્યાપાર (૨) મનનું વલણ (૩) સ્વભાવ; પ્રકૃતિ (૪) વર્તન (૫) વ્યાખ્યા; ટીકા (૬) ભિન્ન રસોમાં ઉપયોગી માનેલી વર્ણન કરવાની શૈલી (કૌશિકી, સાત્વતી, આરભટી અને ભારતી) (૭) ધંધો (૮) આજીવિકા (૯) શબ્દની અર્થ બતાવવાની શક્તિ (વ્યા.)
**વૃત્તિચ્છેદ** પું૦ નોકરીધંધાનું છૂટી જવું તે
**વૃત્ત્યનુપ્રાસ** પું૦ એક શબ્દાલંકાર; સમાન વર્ણ કે વર્ણોની આવૃત્તિ (કા. શા.)
**વૃથા** અ૦ ફોગટ; નિષ્ફળ
**વૃદ્ધ** વિ૦ ઘરડું; (૨) વડીલ
**વૃદ્ધતા** સ્ત્રી૦
**વૃદ્ધત્વ** ન૦
**વૃદ્ધા** વિ૦ સ્ત્રી૦ ઘરડી થયેલી (૨) સ્ત્રી૦ ડોસી
**વૃદ્ધાચાર** પું૦ રૂઢિ (૨) વડીલોનો આચાર કે રીતિ
**વૃદ્ધાવસ્થા** સ્ત્રી૦ ઘડપણ
**વૃદ્ધિ** સ્ત્રી૦ વધારો (૨) આબાદી
**વૃદ્ધિશ્રાદ્ધ** ન૦ જુઓ નાંદીમુખ
**વૃદ્ધિશીલ** વિ૦ વૃદ્ધિ પામવાના સ્વભાવવાળું
**વૃદ્ધિસૂતક** ન૦ બાળકના જન્મથી લાગેલું સૂતક
**વૃદ્ધિંગત** વિ૦ વધી ગયેલું; વિસ્તાર પામેલું
**વૃશ્ચિક** પું૦ વીંછી (૨) આઠમી રાશિ
**વૃષ** પું૦ આખલો
**વૃષકેતુ** પું૦ (સં.) શિવ
**વૃષણ** પું૦; ન૦ અંડ; ગોળી
**વૃષભ** પું૦ આખલો; પોઠિયો
**વૃષભધ્વજ** પું૦ (સં.) શિવ
**વૃષલ** પું૦ શૂદ્ર (૨) નીચ; પાપી
**વૃષલી** સ્ત્રી૦ કુલટા (૨) શૂદ્રા
**વૃષોત્સર્ગ** પું૦ કોઈ ધાર્મિક ક્રિયા વખતે આખલો છૂટો મૂકવો તે
**વૃષ્ટિ** સ્ત્રી૦ વરસાદ
**વૃષ્ણિ** પું૦ (સં.) શ્રીકૃષ્ણનો એક પૂર્વજ
**વૃષ્ણિકુલ(-ળ)** ન૦ વૃષ્ણિનું કુળ
**વૃંત** ન૦ દીંટું
**વૃંદ** ન૦ ટોળું
**વૃંદસંગીત** ન૦ બધાએ સાથે કરવાનું સંગીત
**વૃંદા** સ્ત્રી૦ તુલસી (૨) [સં.] રાધિકા
**વૃંદારક** પું૦ કોઈ પણ વર્ગનો મુખ્ય
**વૃંદાવન** ન૦ (સં.) ગોકુળ નજીક આવેલું વન
**વેઉ** પું૦ એક વેલ
**વેકરો** પું૦ (કા.) કાંકરાવાળી જાડી રેતી
**વેકળો** પું૦ નાનો વહેળો; વોકળો
**વેકૂર** સ્ત્રી૦ (કા.) ઝીણી કાંકરીઓવાળી રેતી
**વેખલ(-ળ)** વિ૦ સ્વમાન વિનાનું; ખડખડ હસી પડે તેવું (૨) અસભ્ય; નિર્લજ્જ
**વેખવું** અ૦ ક્રિ૦ ચકિત થવું (૨) સ૦ ક્રિ૦ જોવું; તપાસવું

**વેખળ** વિ૦ જુઓ વેખલ
**વેગ** પું૦ ગતિ; ઝડપ (૨) જુસ્સો; જોસ (૩) ચસકો; સણકો (૪) ત્રાસ; તાપ
**વેગરવું** સ૦ક્રિ૦ વેઠવું (૨) નિભાવવું
**વેગવાન** વિ૦ વેગવાળું
**વેગળાઈ** સ્ત્રી૦ વેગળાપણું
**વેગળું** વિ૦ દૂર (૨) જુદું; અલગ
**વેગળે** અ૦ આઘે
**વેગી,૦લું** વિ૦ વેગવાળું
**વેગુ** પું૦ મૂર્ખ; ઠોઠ
**વેચવું** સ૦ક્રિ૦ કિંમત લઈને આપવું
**વેચાઉ** વિ૦ વેચવાનું હોય એવું
**વેચાણ** ન૦ વેચવું તે (૨) વેચાવું તે
**વેચાણખત** ન૦ વેચાતું આપ્યાનું લખાણ
**વેચાણનકરી** વિ૦ સ્ત્રી૦ કરથી મુક્ત (જમીન)
**વેચાણસલામતી** વિ૦ સ્ત્રી૦ જાગીરદારે સલામી દાખલ ભરવાનું મહેસૂલ જ આપવું પડતું હોય તેવી (જમીન)
**વેચાણિયું** વિ૦ ખરીદેલું (૨) વેચી શકાય તેવું
**વેચાતું** વિ૦ કિંમત આપીને લીધેલું કે આપેલું
**વેજ** સ્ત્રી૦ નિશાન; નેમ (૨) વિપત્તિ (૩) પ્રજા
**વેજાણું** પું૦ પાણી અટકાવવાનો બંધ
**વેજાં** ન૦બ૦વ૦ વલખાં; ફાંફાં
**વેજું** ન૦*
**વેઠ** સ્ત્રી૦ વગરદામનું વૈતરું (૨) ફરજિયાત વૈતરું (૩) [લા.] ભાર; પીડા; ઉપાધિ
**વેઠવું** સ૦ક્રિ૦ સહન કરવું (૨) નિભાવવું
**વેઠિયાવાડ** સ્ત્રી૦ ગમે તેમ કામ કરી નાખવું તે; કમને કરેલું કામ
**વેઠિયો** પું૦ વેઠ કરનારો; વગરપૈસાનો નોકર
**વેડફવું** અ૦ક્રિ૦ નકામું ખરચી નાખવું; ઉડાવી દેવું
**વેડવું** સ૦ક્રિ૦ વેડી વડે તોડવું-ઉતારવું (ફળ)
**વેડવો** પું૦ તળાવ કે નદીમાં પાણી માટે ખોદેલો ખાડો
**વેડાંગ** પું૦ અશ્વ; ઘોડો
**વેડી** સ્ત્રી૦ છેડે જાળીદાર ઝોળીવાળી લાંબી લાકડી (આંબો વેડવાની)
**વેડૂર** વિ૦ સુંદર; ફાંકડું
**વેડો** પું૦ વેડનારો
**વેઢ** પું૦ આંગળી ઉપરનો સાંધા આગળનો કાપો (૨) બેથી વધારે આંટાની અંગૂઠી
**વેઢવવું** સ૦ક્રિ૦ મુકાબલો કરવો
**વેઢીગાળો** પું૦ એક વનસ્પતિ
**વેઢો** પું૦ આંગળી ઉપરનો સાંધા આગળનો કાપો (૨) લાકડાની ગાંઠ
**વેણ** સ્ત્રી૦ કપાસનો છોડ (૨) પ્રસવની પીડા; વીણ (૩) ન૦ વચન (૪) વેણી (૫.)
**વેણાચૂંટા** પું૦બ૦વ૦ ભૂખથી થતું દુઃખ (૨) ગભરામણ
**વેણિ(-ણી)** સ્ત્રી૦ ચોટલો (૨) અંબોડે બાંધવાનો ફૂલનો ગજરો (૩) કમાડમાં જડેલી લાંબી ચીપ
**વેણુ,૦કા** સ્ત્રી૦ વાંસળી
**વેણુનાદ** પું૦ વાંસળીનો અવાજ
**વેણું** ન૦ પાણીની ગાડી
**વેત** પું૦ ઘાટ; મોખ (૨) તજવીજ; ત્રેવડ
**વેતન** ન૦ પગાર
**વેતર** ન૦ એકએક વારનું જણતર (ઢોરનું)
**વેતરણ** સ્ત્રી૦ વેતરવું તે (૨) જોઈતી ગોઠવણ; તજવીજ (૩) [લા.] શિક્ષા
**વેતરવું** સ૦ક્રિ૦ શરીરને બેસતું આવે તેમ લૂગડું કાતરવું (૨) [લા.] લગાડવું; ઊંધું મારવું
**વેતસ** પું૦; ન૦ નેતર
**વેતસવૃત્તિ** સ્ત્રી૦ બળિયા આગળ નમી જવાની વૃત્તિ
**વેતા** પું૦બ૦વ૦ ભલીવાર; ડહાપણ; આવડ
**વેતાલ(-ળ)** પું૦ એક જાતનો ભૂત (૨) મૃત શરીરમાં પેઠેલો ભૂત (૩) ભૂતનો રાજા (૪) દ્વારપાળ
**વેતાલ(-ળ)ગૃહ** ન૦ તાર વિના સંદેશા મોકલવાના-વાયરલેસ યંત્રનું મથક
**વેત્તા** પું૦ જાણનાર
**વેત્ર** ન૦ નેતર (૨) છડી
**વેત્રધર** પું૦ છડીદાર; દ્વારપાળ
**વેત્રધારક** પું૦ જુઓ વેત્રધર
**વેત્રાસન** ન૦ નેતરની ખુરસી

**વેદ** પું૦ જ્ઞાન (૨) શાસ્ત્રીય જ્ઞાન (૩) આર્યોનું સૌથી પ્રાચીન ધર્મપુસ્તક (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ)
**વેદન** ન૦ જ્ઞાન (૨) લાગણી
**વેદના** સ્ત્રી૦ પીડા
**વેદપાઠી** પું૦ વેદ ભણેલો બ્રાહ્મણ
**વેદમાર્ગી** વિ૦ (૨) પું૦ વેદોના સિદ્ધાંતને અનુસરનાર; વેદને પ્રમાણભૂત માનનાર
**વેદમૂર્તિ(-ર્ત્તિ)** પું૦ વેદમાં પારંગત બ્રાહ્મણ
**વેદવચન** ન૦ વેદનું વચન (૨) તેના જેટલું પ્રમાણભૂત વચન
**વેદવાક્ય** ન૦ જુઓ વેદવચન
**વેદવિદ** પું૦ વેદ જાણનાર
**વેદવિહિત** વિ૦ વેદે ફરમાવેલું; વેદમાં કહેલું
**વેદવ્યાસ** પું૦ (સં.) જુઓ વ્યાસ
**વેદાંગ** ન૦ વેદનાં છ અંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ)
**વેદાંત** પું૦; ન૦ વેદોનો અંતિમ ભાગ–ઉપનિષદ (૨) ન૦ વેદાંતદર્શન
**વેદાંતદર્શન** ન૦ બાદરાયણ વ્યાસે રચેલાં બ્રહ્મસૂત્ર; છ વૈદિક દર્શનોમાંનું એક
**વેદાંતી** પું૦ વેદાંતમતને માનનાર
**વેદિ(-દી)** સ્ત્રી૦ હોમ વગેરે માટે તૈયાર કરેલી ઓટલી કે કુંડ
**વેદિકા** સ્ત્રી૦ વેદી
**વેદિયું** વિ૦ વેદ ભણેલું (૨) ભણેલું પણ વ્યવહારની સમજ વિનાનું
**વેદી** સ્ત્રી૦ જુઓ વેદિ
**વેદોક્ત** વિ૦ વેદમાં કહેલું
**વેદ્ય** વિ૦ જાણવાનું; જાણવાયોગ્ય
**વેધ** પું૦ છિદ્ર; વેહ (૨) દોષ; બાધ (૩) જખમ (૪) વેધન (૫) ગ્રહો વગેરે આકાશીય પદાર્થોની ગતિ, સમય વગેરેનું નિરીક્ષણ (૬) સુતાર કે કડિયાના કામમાં શાસ્ત્રીય દોષ (૭) સૂર્યગ્રહણ પૂર્વે ચાર પ્રહર અને ચંદ્રગ્રહણ પૂર્વે ત્રણ પ્રહરનો સૂતકનો સમય (૮) [લા.] ખાર; દ્વેષ (૯) 'કોઑર્ડિનેટ ઑફ ગ્રેડ' (ગ.)
**વેધન** ન૦ વીંધવું તે (૨) વીંધવાનું ઓજાર
**વેધની** સ્ત્રી૦ રત્ન, મોતી વગેરેને છેદ પાડવાનું ઓજાર (૨) અંકુશ
**વેધવું** સ૦ ક્રિ૦ વેધ પાડવો (૨) વીંધવું
**વેધશાલા,-ળા** સ્ત્રી૦ ગ્રહાદિકની ગતિ વગેરે નીરખવાનું સ્થાન
**વેધા** પું૦ (સં.) બ્રહ્મા
**વેધાક્ષ** પું૦ 'ઍક્સિસ ઑફ ગ્રેડ' (ગ.)
**વેધી** વિ૦ વીંધનારું; વીંધી નાખે તેવું (૨) વેધવાળું
**વેધ્ધુ** વિ૦ વીંધનારું
**વેન** ન૦ વાહન (૨) લંગાર; હાર (૩) વલો (૪) પું૦ (સં.) એક પ્રાચીન રાજા; મનુનો પૌત્ર
**વેપથુ** પું૦ કંપ; થરથરાટ
**વેપલો** પું૦ વેપાર (તિરસ્કારમાં)
**વેપાર** પું૦ માલ વેચવાસાટવાનો ધંધો
**વેપારવણજ** પું૦ વેપારધંધો
**વેપારી** પું૦ વેપાર કરનાર
**વેભાઈ** પું૦ દ્રવ્ય
**વેર** ન૦ શત્રુવટ (૨) દ્વેષ; ઝેર (૩) અ૦ લગી; સુધી
**વેરણ** વિ૦ સ્ત્રી૦ વેરભાવ રાખનારી (૨) ન૦ વેરવું તે
**વેરણખે(-છે)રણ** વિ૦ અસ્તવ્યસ્ત
**વેરભાવ** પું૦ શત્રુવટ; દ્વેષ
**વેરવાયું** વિ૦ (કા.)*
**વેરવી** પું૦ વેરી
**વેરવું** સ૦ ક્રિ૦ છૂટુંછૂટું કે વીખરાતું પડે એમ કરવું (૨) પાથરવું (૩) [લા.] ખૂબ ખર્ચવું
**વેરાગ** પું૦ વૈરાગ્ય
**વેરાગણ** સ્ત્રી૦ સાધુડી; બાવી
**વેરાગી** પું૦ બાવો; સાધુ
**વેરાડી** પું૦ એક રાગ
**વેરાન** વિ૦ ઉજ્જડ
**વેરી** વિ૦ વેર રાખનારું (૨) પું૦ દુશ્મન; શત્રુ
**વેરે** અ૦ જોડે; સાથે
**વેરો** પું૦ કર; જકાત
**વેલ(-લી)** સ્ત્રી૦ વેલી; લતા
**વેલડી** સ્ત્રી૦ વેલ (પ.)

**વેલણુ** ન૰ રોટલી વગેરે વણવાનું સાધન
**વેલણિયું** વિ૰ વેલણ જેવું (૨) ન૰ નાનું વેલણ; વેલણ
**વેલા** સ્ત્રી૰ જુઓ વેળા (૨) મર્યાદા (૩) સમુદ્રનો કિનારો (૪) વાણી
**વેલાવલિ(-લી)** સ્ત્રી૰ સમુદ્રકાંઠાનો રેતાળ પટ
**વેલાંટી** સ્ત્રી૰*
**વેલિયું** વિ૰ વેવલું; ઢંગ વગરનું (૨) ન૰ કાનમાં ઘાલવાની કડી (૩) અર્ધો રૂપિયો
**વેલી** સ્ત્રી૰ વેલ
**વેલો** પું૰ મોટી વેલ (૨) વંશનો વેલો
**વેલ્લો** પું૰ સ્ત્રીના કાનનું એક ઘરેણું
**વેવ** સ્ત્રી૰ એક વેલ
**વેવલાઈ** સ્ત્રી૰ વેવલાપણું
**વેવલાં** ન૰ બ૰ વ૰ ફાંફાં; વલખાં
**વેવલું** વિ૰ ઢંગ વગરનું; દાધારંગું (૨) વાત બોલી નાખે તેવું; લપૂડું વિહ્વળ
**વેવાઈ** પું૰ પુત્રની સ્ત્રીનો અથવા પુત્રીના વરનો બાપ
**વેવાઈવજોટ** ન૰ વેવાઈપક્ષનું સગુંસંબંધી
**વેવાણ** સ્ત્રી૰ વેવાઈની સ્ત્રી
**વેવાતું** વિ૰ વિવાહના કામમાં આનંદથી મચેલું
**વેવિશાળ** ન૰ વિવાહ; સગપણ
**વેવિશાળિયો** પું૰ વિવાહ ગોઠવનારો
**વેશ(-ષ)** પું૰ પોશાક; પહેરવેશ (૨) રૂપ; સોંગ (૩) સોહાગણના ચિહ્નરૂપ શણગાર
**વેશ(-ષ)ધર** પું૰ વેશ ધરનાર; નટ (૨) ઠગ; વેષધારી
**વેશ(-ષ)ધારી** વિ૰ વેષ લેનાર (૨) ઢોંગી; લુચ્ચું (૩) પું૰ ઠગ; લુચ્ચો
**વેશવાળ** ન૰ વેવિશાળ
**વેશ્મ** ન૰ ઘર; મહેલ
**વેશ્યા** સ્ત્રી૰ ગણિકા; પાતર
**વેશ્યાવાડ** સ્ત્રી૰ વેશ્યાઓનો લત્તો
**વેષ** પું૰ જુઓ વેશ
**વેષધર** પું૰ જુઓ વેશધર
**વેષધારી** વિ૰ (૨) પું૰ જુઓ વેશધારી
**વેષ્ટન** ન૰ વીંટાળવું તે (૨) વીંટેલું તે; ઢાંકણ; બાંધણ
**વેષ્ટિત** વિ૰ વીંટેલું; ઢાંકેલું

**વેસણ** ન૰ ચણાનો લોટ (૨) તેનું ખીરું
**વેસર(-રી)** સ્ત્રી૰ નથ; વાળી
**વેસર** પું૰; ન૰ ખચ્ચર
**વેસરી** સ્ત્રી૰ વેસર; વાળી
**વેહ** પું૰ વીંધ; શાર (૨) નાકું (૩) દર
**વેળ** સ્ત્રી૰ વેળા (૨) તાણ; આંકડી (૩) ગડગૂમડ કે ઘામાં દર્દને લીધે સાંધાના મૂળમાં બાઝતી ગાંઠ (૪) મનનો તરંગ; વળું
**વેળા** સ્ત્રી૰ સમય; વખત (૨) વિલંબ; વાર (૩) મુશ્કેલીનો સમય
**વેળિયું** ન૰ એક ઘરેણું; વેલિયું
**વેળુ** સ્ત્રી૰ રેતી; ધૂળ
**વેળું** ન૰ ફુરસદ; નવરાશ
**વેળોવેળ** અ૰ તે જ વખતે (૨) વખતસર
**વેંગણ(-ણું)** ન૰ વંતાક
**વેંગણી** સ્ત્રી૰ વંતાકનો છોડ
**વેંગણું** ન૰ વેંગણ; વંતાક
**વેંઢારવું** સ૰ ક્રિ૰ જુઓ વીંઢારવું
**વૈકલ** વિ૰ વાયલ; ઘેલું; મૂર્ખ
**વૈકલ્પિક** વિ૰ વિકલ્પવાળું; (૨) અનિશ્ચિત; શંકાસ્પદ
**વૈકલ્ય** ન૰ વ્યાકુળતા; ગભરાટ (૨) વિકળતા; અંગહીનતા (૩) અપૂર્ણતા; ખામી
**વૈકુંઠ** ન૰ વિષ્ણુનું ધામ
**વૈકુંઠધામો** પું૰ એક છંદ
**વૈકુંઠવાસ** પું૰ વૈકુંઠમાં વાસ (૨) મૃત્યુ
**વૈકુંઠવાસી** વિ૰ વૈકુંઠમાં વસતું (૨) મરી ગયેલું
**વૈખરી** સ્ત્રી૰ વાણીની ચોથી કોટી; સ્પષ્ટ ઉચ્ચારાયેલી વાણી (પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી) (૨) ધડધડાટ ઘાણી ફૂટે તેમ બોલાતી વાણી (૩) વાણી
**વૈખાનસ** વિ૰ વાનપ્રસ્થને લગતું (૨) પું૰ વાનપ્રસ્થ
**વૈચિત્ર્ય** ન૰ વિચિત્રતા
**વૈજયંત** પું૰ ઇંદ્રનો મહેલ (૨) ઇંદ્રની ધ્વજા (૩) ધજા
**વૈજયંતિક** પું૰ ધ્વજા પકડનારો
**વૈજયંતી** સ્ત્રી૰ ધ્વજા (૨) કાળી તુળસી (૩) પાંચ રંગની ઘૂંટણ સુધી પહોંચે તેવી માળા (શ્રીકૃષ્ણની) (૪) માળા

**વૈજ્ઞાનિક** વિ૦ વિજ્ઞાન સંબંધી (૨) પું૦ વિજ્ઞાનશાસ્ત્રી
**વૈણુવ** ન૦ વાંસનું વન
**વૈતનિક** વિ૦ વેતનથી કામ કરનારું (૨) પું૦ મજૂર
**વૈતરણિ(-ણી)** સ્ત્રી૦ યમપુરીમાં જતાં આવતી કલ્પિત પૌરાણિક નદી
**વૈતરું** ન૦ થાક લાગે કે કંટાળો ઊપજે તેવું કામ (૨) વેઠ (૩) મહેનતાણું
**વૈતરો** પું૦ વૈતરું કરનાર; મજૂર
**વૈતાલિક** પું૦ સવારમાં સ્તુતિનાં ગાન કરી રાજાને ઉઠાડનાર; માગધ; ચારણ (૨) વેતાલ સાધ્યો હોય તેવો જાદુગર
**વૈતાલી(-લી)ય** પું૦ એક છંદ
**વૈતાળ** પું૦ વેતાળ
**વૈતાળીય** પું૦ જુઓ વૈતાલીય
**વૈદ(-દ્ય)** પું૦ રોગ જાણી દવા કરનાર
**વૈદ(-દ્ય)ક** ન૦ રોગનાં નિદાન, ચિકિત્સા વગેરેનું શાસ્ત્ર
**વૈદ(-દ્ય)કીય** વિ૦ વૈદક સંબંધી
**વૈદગ્ધ(-ગ્ધ્ય)** ન૦ વિદગ્ધતા; ચતુરતા
**વૈદર્ભ** પું૦ (સં.) વિદર્ભ દેશનો રાજા; દમયંતીનો પિતા
**વૈદર્ભી** સ્ત્રી૦ (સં.) દમયંતી
**વૈદવારું** ન૦ ઔષધોપચાર કરવા તે
**વૈદાણી** સ્ત્રી૦ વૈદની કે વૈદું કરતી સ્ત્રી
**વૈદિક** વિ૦ વેદોને લગતું (૨) વેદોમાં કહેલું (૩) વેદ જાણતું
**વૈદું** ન૦ વૈદનો ધંધો
**વૈદૂર્ય** ન૦ એક નીલરંગનો મણિ
**વૈદેહી** સ્ત્રી૦ (સં.) સીતા
**વૈદ્ય** પું૦ જુઓ વૈદ
**વૈદ્યક** ન૦ જુઓ વૈદક
**વૈદ્યકીય** વિ૦ જુઓ વૈદકીય
**વૈદ્યુત** વિ૦ વિદ્યુતને લગતું
**વૈધર(-ધૃ)ત** ન૦ સત્તાવીસમો યોગ (જ્યોતિષમાં)
**વૈધર્મ્ય** ન૦ ભિન્ન કે વિરુદ્ધ ધર્મવાળા હોવાપણું (૨) નાસ્તિકતા
**વૈધવ્ય** ન૦ વિધવાપણું; રંડાપો
**વૈધૃત** ન૦ જુઓ વૈધરત
**વૈધૃતિ** સ્ત્રી૦ જુઓ વૈધરત

**વૈનીતક** ન૦ પાલખી
**વૈભવ** પું૦ વિભવ
**વૈભવી** વિ૦ વૈભવવાળું
**વૈભોગ** પું૦ વૈભવ; સાહેબી; ઠાઠ
**વૈમનસ્ય** ન૦ વેર; દ્વેષ (૨) નિરુત્સાહ; ખિન્નતા
**વૈમાન** ન૦ + જુઓ વિમાન
**વૈમાનિક** વિ૦ (૨) પું૦ જુઓ વિમાની
**વૈયક્તિક** વિ૦ વ્યક્તિને લગતું
**વૈયાકરણ(-ણી)** વિ૦ વ્યાકરણ સંબંધી (૨) પું૦ વ્યાકરણશાસ્ત્રી
**વૈર** ન૦ વેર
**વૈરભાવ** પું૦ વેરભાવ
**વૈરાગ(-ગ્ય)** પું૦ સંસાર ઉપરની આસક્તિનો અભાવ; વિરક્તિ
**વૈરાગી** વિ૦ વૈરાગ્યયુક્ત (૨) પું૦ બાવો; સાધુ
**વૈરાગ્ય** પું૦ જુઓ વૈરાગ
**વૈરાટ** વિ૦ વિરાટ સંબંધી (૨) વિશાળ; વિસ્તૃત
**વૈરી** વિ૦ (૨) પું૦ વેરી
**વૈવર્ત** ન૦ ફેર; રૂપાન્તર
**વૈવસ્વત** પું૦ (સં.) જુઓ મનુ
**વૈવાહિક** વિ૦ વિવાહ સંબંધી
**વૈશંપાયન** પું૦ (સં.) વ્યાસના પ્રસિદ્ધ શિષ્ય –જન્મેજયને મહાભારતની કથા સંભળાવનાર
**વૈશાખ** પું૦ વિક્રમસંવતનો સાતમો મહિનો
**વૈશાખી** વિ૦ વૈશાખ માસમાં આવતું કે થતું (૨) સ્ત્રી૦ એક માખ
**વૈશિષ્ટ્ય** ન૦ વિશિષ્ટતા
**વૈશેષિક** વિ૦ વૈશેષિક મતનું (૨) પું૦ વૈશેષિક–મતાનુયાયી (૩) ન૦ વૈશેષિકદર્શન
**વૈશેષિકદર્શન** ન૦ કણાદ મુનિએ પ્રવર્તાવેલું દર્શન; છ વૈદિક દર્શનોમાંનું એક
**વૈશ્ય** પું૦ ચાર વર્ણોમાંનો ત્રીજો—ખેતી, ગોરક્ષા અને વેપાર કરનારો વર્ણ
**વૈશ્યકર્મ** ન૦ વૈશ્યનું કર્મ કે ધંધો
**વૈશ્યપ્રકોપ** પું૦ જુઓ વિટ્પ્રકોપ
**વૈશ્યવૃત્તિ** સ્ત્રી૦ વૈશ્યનો ધંધો (૨) વૈશ્યનો સ્વભાવ; દરેક કામમાં પોતાને થતા હાનિલાભ જોવાની વૃત્તિ
**વૈશ્વદેવ** પું૦ રોજ દેવોને જમતા પહેલાં અપાતો બલિ

**વૈશ્વદેવિયું** ન૰ વૈશ્વદેવ જેમાં કરવામાં આવે તે વેદી
**વૈશ્વાનર** પું૰ જઠરાગ્નિ (૨) અગ્નિ (૩) પરમેશ્વર
**વૈષમ્ય** ન૰ વિષમતા
**વૈષ્ણવ** વિ૰ વિષ્ણુ સંબંધી (૨) વિષ્ણુની ઉપાસના કરનારું (૩) પું૰ તેવો માણસ
**વૈષ્ણવી** સ્ત્રી૰ (સં.) લક્ષ્મી
**વૈહાસિક** પું૰ મશ્કરો; ભાંડ
**વોકળો** પું૰ નાનો વહેળો
**વોકાબ** ન૰ એક પક્ષી
**વોડકી** સ્ત્રી૰ જુવાન ભેંસ અથવા ગાય
**વોઠકું** ન૰ ભેંસ અથવા ગાયનું બચ્ચું
**વોણ** ન૰ સીમમાં પાણી ભરાઈ રહેલો લાંબો ખાડો
**વોસરાવવું** સ૰ ક્રિ૰ તજવું; છોડી દેવું
**વોહ** પું૰ જોરથી વહેતો પ્રવાહ
**વોળામણ(-ણું)** વિ૰ વાંકું (૨) ન૰ વાંક
**વોળાવિયો** પું૰ વળાવનારો; ભોમિયો
**વોંકળો** પું૰ જુઓ વોકળો
**વ્યક્ત** વિ૰ સ્પષ્ટ; ખુલ્લું
**વ્યક્તવાદ** પું૰
**વ્યક્તિ** સ્ત્રી૰ કોઈપણ વર્ગમાંનું એક (૨) માણસ (૩) વ્યક્ત થવું તે
**વ્યક્તિગત** વિ૰ વ્યક્તિને લગતું; અંગત
**વ્યક્તિતા** સ્ત્રી૰ વ્યક્તિત્વ
**વ્યક્તિત્વ** ન૰ વ્યક્તિનો વિશેષ ગુણ
**વ્યક્તિવાદ** પું૰
**વ્યગ્ર** વિ૰ વ્યાકુળ; અસ્થિર; ગભરાયેલું
**વ્યગ્રતા** સ્ત્રી૰
**વ્યજન** પું૰ પંખો
**વ્યતિકર** પું૰ મિશ્રણ (૨) સમુદાય; (૩) સંબંધ
**વ્યતિક્રમ** પું૰ ઉલ્લંઘન કરવું તે (૨) વિપર્યાસ (૩) બાધા; વિઘ્ન
**વ્યતિરિક્ત** વિ૰ અતિરિક્ત; સિવાય; ભિન્ન
**વ્યતિરેક** પું૰ અભાવ (૨) ભિન્નતા (૩) ઉત્તમતા; શ્રેષ્ઠતા (૪) એક અર્થાલંકાર, જેમાં ઉપમેયને ઉપમાન કરતાં શ્રેષ્ઠ બતાવવામાં આવ્યું હોય છે (કા. શા.) (૫) અમુક એક વસ્તુ ન હોય તો બીજી અમુક વસ્તુ પણ ન હોય એવો સંબંધ કે નિયમ (પ્ર. શા.)
**વ્યતિરેકપદ્ધતિ** સ્ત્રી૰ કારણ ન હોય ત્યારે કાર્ય ન હોય એવા વ્યતિરેકના નિયમને આધારે બંધાયેલી કાર્યકારણ નક્કી કરવાની અન્વેષણપદ્ધતિ; 'મેથડ ઑફ ડીફરન્સ' (પ્ર૰ શા૰)
**વ્યતિરેકવ્યાપ્તિ** સ્ત્રી૰ સાધ્યસાધનના વ્યતિરેક-સંબંધની વ્યાપ્તિ (પ્ર. શા.)
**વ્યતિ(-તી)હાર** પું૰ અદલોબદલો; વિનિમય
**વ્યતીત** વિ૰ વીતી ગયેલું; પસાર થઈ ગયેલું
**વ્યતીપાત** પું૰ જ્યોતિષમાં અશુભ મનાતો ૧૭મો યોગ (૨) મોટો ઉત્પાત કે ઉપદ્રવ
**વ્યતીપાતિયું** વિ૰ ઉપદ્રવ કરનારું; તોફાની
**વ્યતીહાર** પું૰ જુઓ વ્યતિહાર
**વ્યત્યય** પું૰ જુઓ વ્યતિક્રમ
**વ્યત્યાસ** પું૰ વ્યત્યય; વ્યતિક્રમ
**વ્યથા** સ્ત્રી૰ દુઃખ; પીડા
**વ્યથિત** વિ૰ વ્યથા પામેલું
**વ્યધિકરણ** ન૰ ભિન્ન અધિકરણમાં રહેવું તે (૨) ભિન્ન વિભક્તિમાં હોવું તે
**વ્યધિકરણબહુવ્રીહિ** પું૰ વિશેષણવિશેષ્ય-ભાવના સંબંધ વિનાનાં પદોનો બહુવ્રીહિ સમાસ (વ્યા.)
**વ્યભિચાર** પું૰ પોતાના ગુણધર્મને વફાદાર ન રહેવું તે (૨) પરસ્ત્રીપુરુષનો આડો વ્યવહાર (૩) કર્તવ્ય ભ્રષ્ટતા (૪) નિયત સાહચર્ય ન હોવું તે (પ્ર. શા.)
**વ્યભિચારિણી** વિ૰ સ્ત્રી૰ વ્યભિચારથી ભરેલી (૨) સ્ત્રી૰ વ્યભિચાર કરનારી સ્ત્રી
**વ્યભિચારી** વિ૰ વ્યભિચાર કરનારું (૨) વ્યભિચારદોષવાળું (૩) પું૰ વ્યભિચારી માણસ
**વ્યભિચારીભાવ** પું૰ જુઓ સંચારીભાવ
**વ્યય** પું૰ ખરચ; વાપર
**વ્યયી** વિ૰ વ્યયવાળું
**વ્યર્થ** વિ૰ ફોગટ; મિથ્યા (૨) અ૰ નિરર્થક
**વ્યવચ્છેદ** પું૰ કાપી નાખવું તે (૨) જુદા પાડવું તે
**વ્યવચ્છેદવિદ્યા** સ્ત્રી૰ શરીરપૃથક્કરણશાસ્ત્ર; 'ઍનેટૉમી'
**વ્યવધાન** ન૰ આડ; પડદો (૨) વિઘ્ન; એકાગ્રતામાં ભંગ (૩) અવકાશ

**વ્યવસાય** પું૦ કામકાજની ખટપટ; ઉદ્યોગ (૨) નિશ્ચય
**વ્યવસાયી** વિ૦ વ્યવસાયવાળું
**વ્યવસ્થા** સ્ત્રી૦ બંદોબસ્ત; ગોઠવણ
**વ્યવસ્થાપક** પું૦ વ્યવસ્થા કરનાર
**વ્યવસ્થિત** વિ૦ વ્યવસ્થાયુક્ત; બરાબર ગોઠવેલું
**વ્યવહરવું** સ૦ ક્રિ૦ વ્યવહાર કરવો; સંબોધવું
**વ્યવહાર** પું૦ વ્યાપાર; કામકાજ; ધંધો (૨) વર્તન (૩) લોકરીતિ (૪) પરસ્પર આપવાલેવાનો સંબંધ
**વ્યવહારગણિત** ન૦ વ્યવહારમાં ખપ આવે તેવું ગણિત; પાંતી; 'પ્રૅક્ટિસ' (ગ.) (૨) લેખાં (ગ.)
**વ્યવહારદૃષ્ટિ** સ્ત્રી૦ વ્યવહારોપયોગી દૃષ્ટિ
**વ્યવહારસિદ્ધ** વિ૦ વ્યવહારમાં સફળ થઈ રૂઢ થયેલું
**વ્યવહાર્ય** વિ૦ વહેવારમાં મુકાય તેવું
**વ્યવહિત** વિ૦ વચ્ચે પડદાવાળું; ઢંકાયેલું
**વ્યષ્ટિ** સ્ત્રી૦ સમષ્ટિનો પ્રત્યેક અંશ કે વ્યક્તિ
**વ્યસન** ન૦ ટેવ; લત (૨) માદક પદાર્થ લેવાની ટેવ (૩) દુઃખ
**વ્યસની** વિ૦ વ્યસનવાળું
**વ્યસ્ત** વિ૦ વેરાયેલું (૨) ઊલટું (૩) વહેંચી નાખેલું; છૂટું પાડેલું
**વ્યસ્તવિધિ** પું૦ 'મેથડ ઑફ ઈન્વર્ઝન'(ગ.)
**વ્યંગ** વિ૦ એકાદ અંગ વિનાનું (૨) જુઓ વ્યંગ્ય
**વ્યંગ્ય** વિ૦ આડકતરી રીતે સૂચિત (૨) કટાક્ષથી કહેલું (૩) ન૦ વક્રોક્તિ; કટાક્ષ
**વ્યંગ્યાર્થ** પું૦ શબ્દની વ્યંજનાવૃત્તિથી સૂચિત થતો અર્થ; વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી ભિન્ન એવો આડકતરી રીતે સૂચિત થતો ગૂઢ અર્થ
**વ્યંજક** વિ૦ સ્પષ્ટ કરનારું; બતાવનારું
**વ્યંજન** પું૦; ન૦ સ્વરની મદદ વિના જેનો ઉચ્ચાર ન થઈ શકે તે વર્ણ (૨) ડાઘ; નિશાની (૩) અવયવ; અંગ (૪) ગુહ્યાંગ (૫) શાક
**વ્યંજના** સ્ત્રી૦ વ્યંગ્યાર્થનો બોધ કરવાની શબ્દની શક્તિ (વ્યા.)
**વ્યંઢળ** પું૦ નપુંસક
**વ્યાકરણ** ન૦ ભાષાના શુદ્ધ પ્રયોગો, નિયમો વગેરેનું શાસ્ત્ર
**વ્યાકુલ(-ળ)** વિ૦ ગાભરું; બાવરું; ગભરાયેલું
**વ્યાકુલ(-ળ)તા** સ્ત્રી૦ વિહ્વળતા; ગભરામણ
**વ્યાખ્યા** સ્ત્રી૦ વસ્તુનું પૂરતું અને આવશ્યક વર્ણન (૨) વિસ્તૃત કે સ્પષ્ટ અર્થ; ટીકા
**વ્યાખ્યાતા** પું૦ વ્યાખ્યાન કરનાર
**વ્યાખ્યાન** ન૦ ભાષણ; કોઈ વિષયનું વિસ્તારથી પ્રતિપાદન
**વ્યાખ્યાનપીઠ** સ્ત્રી૦; ન૦ જે આસનેથી વ્યાખ્યાન આપવાનું હોય તે
**વ્યાઘાત** પું૦ વિઘ્ન; પ્રતિબંધ (૨) વિરોધ
**વ્યાઘ્ર** પું૦ વાઘ
**વ્યાજ** ન૦ નાણાં વાપરવા બદલ મૂળ રકમ ઉપર આપવો પડતો વધારો (૨) બહાનું; મિષ (૩) ઠગાઈ
**વ્યાજખાઉ** વિ૦ મોટે વ્યાજે નાણાં ધીરનારું; વ્યાજ ઉપર કમાઈ કરનારું
**વ્યાજખાદ(-ધ)** સ્ત્રી૦ નાણાં નકામાં પડી રહેવા બદલ આવતી વ્યાજની ખોટ
**વ્યાજખોર** વિ૦ જુઓ વ્યાજખાઉ
**વ્યાજનિંદા** સ્ત્રી૦ બીજા બહાના હેઠળ નિંદા કરવી તે; એક શબ્દાલંકાર (કા. શા.)
**વ્યાજમુદ્દલ** ન૦ વ્યાજ અને મુદ્દલનો ભેગો આંકડો
**વ્યાજવટંતર** ન૦ વ્યાજ ને વટાવ વગેરેની ઊપજ
**વ્યાજવટું** ન૦ વ્યાજ અને વટાવનો ધંધો
**વ્યાજવરો** પું૦ વ્યાજની કમાઈથી જ ગુજરાન ચલાવનાર
**વ્યાજસ્તુતિ** સ્ત્રી૦ દેખીતી સ્તુતિ મારફતે નિંદા કરવી અથવા દેખીતી નિંદા મારફત સ્તુતિ કરવી તે; એક શબ્દાલંકાર (કા. શા.)
**વ્યાજુ,૦કું** વિ૦ વ્યાજે ધીરેલું અથવા લીધેલું
**વ્યાજુચિઠ્ઠી** સ્ત્રી૦ વ્યાજ લેવાની શરતે ધીરેલી રકમનું લખત
**વ્યાધ** પું૦ પારધી
**વ્યાધિ** પું૦; સ્ત્રી૦ રોગ; મરજ
**વ્યાધિકારણ** ન૦ વ્યાધિનું કારણ

**વ્યાધિગ્રસ્ત** વિ૦ વ્યાધિમાં સપડાયેલો; રોગી
**વ્યાન** પું૦ પંચપ્રાણમાંનો એક (જુઓ પંચપ્રાણ)
**વ્યાપ** ન૦ ધર્મ; ગુણ
**વ્યાપક** વિ૦ સર્વ ઠેકાણે વ્યાપી રહેનારું (૨) વિશાળ
**વ્યાપકતા** સ્ત્રી૦
**વ્યાપકત્વ** ન૦
**વ્યાપકપદ** ન૦ 'જનરલ ટર્મ' (ગ.)
**વ્યાપવું** સ૦ ક્રિ૦; અ૦ ક્રિ૦ કોઈ ચીજની અંદર ફેલાવું (૨) પ્રસરવું; ફેલાવું
**વ્યાપાર** પું૦ પ્રાણી કે પદાર્થની ક્રિયા (૨) ઉદ્યોગ; ધંધો (૩) વેપાર
**વ્યાપી** વિ૦ વ્યાપક
**વ્યાપૃત** વિ૦ રોકાયેલું; મગ્ન
**વ્યાપૃતિ** સ્ત્રી૦ વ્યાપૃત હોવું તે
**વ્યાપ્ત** વિ૦ વ્યાપેલું
**વ્યાપ્તિ** સ્ત્રી૦ વ્યાપવું તે (૨) નિત્યસાહચર્ય (પ્ર. શા.) (૩) સાધન અને સાધ્યનો સાહચર્યનિયમ (પ્ર. શા.)
**વ્યાપ્તિગ્રહ** પું૦ વ્યાપ્તિ ગ્રહણ કરવી—નિશ્ચિત કરવી તે (પ્ર. શા.)
**વ્યાપ્તિગ્રહણ** ન૦ જુઓ વ્યાપ્તિગ્રહ
**વ્યાપ્તિવ્યાપાર** પું૦ વ્યાપ્તિગ્રહણનો વ્યાપાર
**વ્યામોહ** પું૦ મોહ; અજ્ઞાન; ભ્રાંતિ
**વ્યાયામ** પું૦ કસરત
**વ્યાયામમંદિર** ન૦ કસરતશાળા
**વ્યાયામશાળા** સ્ત્રી૦ કસરતશાળા
**વ્યાયોગ** પું૦ એક પ્રકારનું એકાંકી નાટક
**વ્યાલ(-ળ)** પું૦ સાપ (૨) ચિત્તો; વાઘ
**વ્યાવર્તક** વિ૦ વ્યાવૃત્ત કરનારું; જુદું પાડનારું
**વ્યાવહારિક** વિ૦ વહેવાર સંબંધી (૨) વહેવારુ
**વ્યાવૃત્ત** વિ૦ પાછું ફરેલું કે ફેરવેલું (૨) અલગ કરેલું કે થયેલું (૩) નિષિદ્ધ (૪) આચ્છાદિત; ઘેરાયેલું
**વ્યાવૃત્તિ** સ્ત્રી૦ વ્યાવૃત્ત કરવું કે થવું તે (૨) અભાવ
**વ્યાસ** પું૦ (સં.) મહાભારત અને પુરાણોના કર્તા ઋષિ (૨) પું૦ જાડાઈ; વિસ્તાર (૩) વર્તુળના મધ્યબિંદુમાંથી પસાર થઈ તેના પરીઘને બે બાજુ અડતી લીટી; 'ડાયમીટર' (ગ.)
**વ્યાસપીઠ** સ્ત્રી૦; ન૦ વક્તા કે કથાકારને ઊભા રહેવાનું કે બેસવાનું ઊંચું સ્થાન
**વ્યાસંગ** પું૦ મહાવરો; અભ્યાસ (૨) આસક્તિ; ભક્તિ
**વ્યાસંગી** વિ૦ વ્યાસંગવાળું
**વ્યાસાર્ધ** પું૦ વ્યાસનું અર્ધ; 'સેમી–ડાયેમીટર' (ગ.)
**વ્યાહત** વિ૦ પાછું ઠેલાયેલું; કુંઠિત થયેલું; નિષ્ફળ નીવડેલું
**વ્યાહૃતિ** સ્ત્રી૦ કથન; ઉક્તિ (૨) ભૂઃ, ભુવઃ, સ્વઃ એ ત્રણ પવિત્ર શબ્દ
**વ્યાળ** પું૦ જુઓ વ્યાલ
**વ્યુત્ક્રમ** પું૦ ઊલટો ક્રમ (૨) ઉલ્લંઘન (૩) અવ્યવસ્થા
**વ્યુત્ક્રાંત** વિ૦ ઉલ્લંઘેલું; ઓળંગાયેલું
**વ્યુત્ક્રાંતિ** સ્ત્રી૦ બહાર નીકળવું-જતા રહેવું તે (૨) ઉલ્લંઘન
**વ્યુત્થાન** ન૦ જોરથી ઊઠવું તે (૨) અભ્યુન્નતિ (૩) સમાધિમાંથી ઊઠવું તે; તે સમય
**વ્યુત્પત્તિ** સ્ત્રી૦ શબ્દની મૂળ ઉત્પત્તિ (વ્યા.) (૨) વિદ્વત્તા; પ્રાવીણ્ય
**વ્યુત્પન્ન** વિ૦ વિદ્વાન; પ્રવીણ (૨) સાધિત (શબ્દ) [વ્યા.]
**વ્યૂહ** પું૦ સૈન્યની ગોઠવણી
**વ્યૂહરચના** સ્ત્રી૦ વ્યૂહની રચના
**વ્યોમ** ન૦ આકાશ
**વ્યોમગંગા** સ્ત્રી૦ આકાશગંગા
**વ્યોમચર** વિ૦ આકાશમાં ફરનારું (૨) ન૦ પંખી
**વ્યોમયાન** ન૦ વિમાન
**વ્રજ** ન૦ (સં.) વૃંદાવન (ગોકુળ પાસે) (૨) ગોવાળોનું ગામ (૩) પું૦ સમૂહ
**વ્રજમંડળ** ન૦ વ્રજ તેમજ તેની આસપાસનો પ્રદેશ
**વ્રજવાસી** વિ૦ (૨) પું૦ વ્રજમાં રહેનાર
**વ્રજવિહારી** વિ૦ (૨) પું૦ વ્રજમાં વિહાર કરનાર (શ્રીકૃષ્ણ)
**વ્રજવું** અ૦ ક્રિ૦ જવું
**વ્રજાંગના** સ્ત્રી૦ ગોપી
**વ્રણ** પું૦; ન૦ ઘા; નારું

**વ્રત** ન૦ નિયમપૂર્વક આચરવાનું પુણ્યકર્મ (૨) અમુક કરવા ન કરવાનો ધાર્મિક નિશ્ચય
**વ્રતચર્યા** સ્ત્રી૦ વ્રત કરવું કે પાળવું તે
**વ્રતધારી** વિ૦ વ્રત લેનારું
**વ્રતસ્થ** વિ૦ વ્રત લીધું હોય તેવું
**વ્રતાળ** વિ૦ વ્રતી
**વ્રતિની** વિ૦ સ્ત્રી૦ વ્રતવાળી
**વ્રતી** વિ૦ વ્રતવાળું
**વ્રળકારો** પું૦ (પ્રા.)*
**વ્રાત્ય** પું૦ જેને સંસ્કાર કરવામાં ન આવેલા હોય તેવું (૨) વર્ણસંકર
**વ્રીડા** સ્ત્રી૦ લાજ; શરમ
**વ્રીહિ** પું૦ ચોખા
**વ્રેહ** પું૦ (પ.) વિરહ

# શ

**શ** પું૦ ચાર ઊષ્માક્ષરોમાંનો પ્રથમ (શ, ષ, સ, હ,)
**શઈ** પું૦; ન૦ અનાજનું એક માપ
**શક** પું૦ વહેમ; શંકા (૨) એક જાતના લોક (૩) સંવત (૪) શાલિવાહને ચલાવેલો સંવત (ઈ. સ. ૭૮ થી)
**શકકારી** વિ૦ શક પ્રવર્તાવનારું; જેના સ્મરણમાં સંવત શરૂ થાય તેવું
**શકટ** ન૦ ગાડું
**શકટવ્યૂહ** પું૦ શકટાકારે સૈન્યની રચના
**શકટાસુર** પું૦ (સં.) કંસે કૃષ્ણને મારવા મોકલેલો એક રાક્ષસ
**શકટી** સ્ત્રી૦ ગાલ્લી
**શકતુ** ન૦ ફેલું; થૂથો
**શકદાર** વિ૦ જેના પર શક જતો હોય તેવું
**શકન** પું૦ જુઓ શકુન
**શકમંદ** વિ૦ સંશયગ્રસ્ત
**શકરખોર(-રો)** પું૦ એક પક્ષી (૨) મીઠી વાનીઓનો શોખીન
**શક(-ક્ક)રટેટી** સ્ત્રી૦ એક ફળ
**શક(-ક્ક)રપારો** પું૦ ઘઉંની એક મીઠી તળેલી વાની
**શકરાબાજી** સ્ત્રી૦ (શકરાબાજની સહાયથી) પક્ષી વગેરેનો શિકાર
**શક(-ક્ક)રિયું** ન૦ એક કંદ
**શકરી** સ્ત્રી૦ શકરાબાજની માદા
**શકરીઅનિયા** ન૦ એક પક્ષી
**શકરો** પું૦ બાજપક્ષી
**શકલ** પું૦ ભાગ; ખંડ
**શકવર્તી** વિ૦ શક વર્તાવે તેવું
**શકવું** અ૦ ક્રિ૦ શક્તિમાન થવું
**શકાર** પું૦ શ અક્ષર કે તેનો ઉચ્ચાર (૨) બરકત; સાસ
**શકારાંત** વિ૦ છેડે શવાળું
**શકુન** ન૦ ભાવિ શુભાશુભસૂચક ચિહ્ન
**શકુનિ** ન૦ પંખી (૨) ગીધ (૩) પું૦ (સં.) દુર્યોધનનો મામો
**શકુંત** ન૦ મોર
**શકુંતલા** સ્ત્રી૦ (સં.) મેનકા અને વિશ્વામિત્રની પુત્રી; દુષ્યંતની પત્ની
**શકે** અ૦ જાણેકે
**શકોરું** ન૦ બટેરું; માટીનું કોડિયું
**શક્કરટેટી** સ્ત્રી૦ જુઓ શકરટેટી
**શક્કરપારો** પું૦ જુઓ શકરપારો
**શક્કરિયું** ન૦ જુઓ શકરિયું
**શક્કાદાર** વિ૦ ઘાટીલા સુંદર ચહેરાવાળું (૨) મોહક; ભભકાદાર
**શક્કો** પું૦ સિક્કો (૨) સુંદર ભવ્ય ચહેરો (૩) ઘરેણાં વગેરેની ભભક

**શક્તિ** સ્ત્રી૦ સામર્થ્ય; બળ (૨) દેવી (૩) એક અસ્ત્ર

**શક્તિપૂજક** વિ૦ (૨) પું૦ દેવીનો ઉપાસક

**શક્તિપૂજા** સ્ત્રી૦ દેવીપૂજા

**શક્તિમાન** બળવાન; સમર્થ

**શક્ય** વિ૦ કરી શકાય તેવું

**શક્યાર્થ** પું૦ શક્યતા બતાવનાર ક્રિયાપદનું રૂપ (વ્યા.)

**શક્ર** પું૦ ઇંદ્ર

**શક્રાણી** સ્ત્રી૦ ઇંદ્રાણી; શચી

**શખસ** પું૦ માણસ

**શગ** સ્ત્રી૦ શંકુ આકારની (૨) શંકુ આકારનો ઢગલો (૩) દીવાની જ્યોત (૪) જાનવરના આંચળ

**શગડી** સ્ત્રી૦ કોલસા બાળવાનું એક સાધન

**શચિ(-ચી)** સ્ત્રી૦ (સં.) ઇંદ્રાણી

**શચિ(-ચી)પતિ** પું૦ ઇંદ્ર

**શઠ** વિ૦ ધૂર્ત; લુચ્ચું (૨) પું૦ તેવો માણસ

**શઠતા** સ્ત્રી૦

**શઠત્વ** ન૦

**શણ** ન૦ ભીંડીની જાતનો એક છોડ (૨) તેના રેસા

**શણગટ** પું૦ ઘૂંઘટ; ઘૂમટો

**શણગાર** પું૦ શરીરને શોભાવનારાં વસ્ત્ર, આભૂષણ વગેરે

**શણગારવું** સ૦ ક્રિ૦ સુશોભિત કરવું; ઘરેણાં પહેરાવવાં

**શણગાવું** સ૦ ક્રિ૦ શણગો ફૂટવો

**શણગો** પું૦ અંકુર; ફણગો

**શણભીંડી** સ્ત્રી૦ શણનો છોડ

**શણવું** સ૦ ક્રિ૦ + સુણવું; સાંભળવું

**શણિયું** ન૦ શણનું કપડું

**શત** વિ૦ સો

**શતક** ન૦ સોનો સમુદાય (૨) સૈકું

**શતકોટિ** વિ૦ સો કરોડ

**શતક્રતુ** પું૦ સો યજ્ઞ કરનાર (૨) [સં.] ઇંદ્ર

**શતગુણ** વિ૦ સોગણું

**શતઘ્ની** સ્ત્રી૦ એક પ્રાચીન અસ્ત્ર

**શતતારકા** સ્ત્રી૦ ૨૪મું નક્ષત્ર

**શતધા** અ૦ સો રીતે

**શતપદ(-દી)** વિ૦ સો પગવાળું (૨) ન૦ કાનખજૂરો

**શતભિષા** સ્ત્રી૦ જુઓ શતતારકા

**શતમી** સ્ત્રી૦ વહાણમાં ચડાવેલા માલની રસીદ

**શતમુખ** વિ૦ સો મુખવાળું (૨) સો રીતે થતું

**શતરૂપા** સ્ત્રી૦ (સં.) બ્રહ્માની પુત્રી તેમજ સ્ત્રી; મનુની માતા

**શતવર્ષી** સ્ત્રી૦ સો વર્ષ પૂરાં થતાં કરાતો ઉત્સવ

**શતશઃ** અ૦ સોવાર

**શતસાઈ** સ્ત્રી૦ સો શ્લોકવાળો ગ્રંથ

**શતાબ્દિ** સ્ત્રી૦ સૈકું

**શતાવધાન** ન૦ એકીસાથે સો વાતો પર ધ્યાન આપવું તે; એકીસાથે સો વાતો સાંભળી યાદ રાખવી તે

**શતાવધાની** વિ૦ શતાવધાનવાળું

**શતાવરી** સ્ત્રી૦ એક વનસ્પતિ

**શતાંશ** પું૦ સોમો ભાગ

**શત્રુ** પું૦ દુશ્મન

**શત્રુઘ્ન** પું૦ (સં.) લક્ષ્મણનો ભાઈ

**શત્રુતા** સ્ત્રી૦ શત્રુવટ; દુશ્મનાઈ

**શત્રુત્વ** ન૦ શત્રુતા

**શત્રુપક્ષ** પું૦ સામો પક્ષ; શત્રુનો પક્ષ

**શત્રુવટ** સ્ત્રી૦ દુશ્મનાવટ; વેર

**શત્રુંજય** પું૦ (સં.) કાઠિયાવાડમાં આવેલો જૈનોના પ્રસિદ્ધ મંદિરવાળો એક પર્વત

**શનિ** પું૦ એ નામનો ગ્રહ (જુઓ ગ્રહ) (૨) શનિવાર (૩) નીલમ

**શનિદૃષ્ટિ** સ્ત્રી૦ [લા.] દ્વેષની નજર

**શનિપ્રદોષ** પું૦ શનિવારે આવતી સુદ તેરસે સંધ્યાકાળે કરાતી શિવપૂજા

**શનિવાર** પું૦ અઠવાડિયાનો સાતમો દિવસ

**શનિ(-નૈ)શ્વર** પું૦ શનિ (૨) ઝેરવેર; ઈર્ષ્યા (૩) ઝેરીલો આદમી

**શનૈઃ** અ૦ ધીમેધીમે

**શનૈશ્વર** પું૦ જુઓ શનિશ્વર

**શપથ** પું૦ સોગંદ; કસમ

**શફરી** સ્ત્રી૦ નાની માછલી

**શફા** સ્ત્રી૦ આરોગ્ય

**શબ(-વ)** ન૦ મડદું

**શબ(-વ)યાન** ન૦ ઠાઠડી

**શબરી** સ્ત્રી૦ (સં.) રામની પરમભક્ત એક ભીલડી

**શબ(-વ)લ** વિ૦ કાબરચીતરું

**શબ(-વ)લતા** સ્ત્રી૦

**શબ(-વ)લત્વ** ન૦

**શબ્દ** પું૦ અવાજ (૨) બોલ; વચન (૩) અર્થયુક્ત એક કે વધારે અક્ષરોનો સમુચ્ચય (વ્યા.)

**શબ્દકોશ(-ષ)** પું૦ અર્થસહિત શબ્દોનો સંગ્રહ

**શબ્દજાળ** સ્ત્રી૦ જુઓ વાગ્જાળ

**શબ્દનિર્દેશ** પું૦ વસ્તુના લક્ષણમાં જ આવી જતા ધર્મો કહી બતાવવામાં આવતા હોય તેવો નિર્દેશ કે કથન (પ્ર. શા.)

**શબ્દપ્રમાણ** ન૦ શાબ્દજ્ઞાનનું સાધન (પ્ર. શા.) (૨) શાબ્દિક પુરાવો

**શબ્દપ્રયોગ** પું૦ શબ્દનો પ્રયોગ

**શબ્દયોગી** વિ૦ બીજા શબ્દ સાથે સંબંધ દેખાડનારું (અવ્યય)

**શબ્દરચના** સ્ત્રી૦ શબ્દોની ગોઠવણી; બોલવા અને લખવાની શૈલી

**શબ્દલાલિત્ય** ન૦ શબ્દોનું લાલિત્ય; શબ્દોની મનોરંજક યોજના–રચના

**શબ્દવિચાર** પું૦ વર્ણો વિષે વ્યાકરણની દૃષ્ટિએ વિચાર

**શબ્દવેધી** વિ૦ માત્ર શબ્દ–અવાજના આધારે ધાર્યું બાણ મારનારું

**શબ્દશક્તિ** સ્ત્રી૦ શબ્દની અર્થબોધક શક્તિ (અભિધા, લક્ષણા અને વ્યંજના)

**શબ્દશાસ્ત્ર** ન૦ વ્યાકરણ

**શબ્દશુદ્ધિ** સ્ત્રી૦ શબ્દની શુદ્ધિ; શબ્દોનો શુદ્ધ પ્રયોગ

**શબ્દશ્લેષ** પું૦ શાબ્દિક શ્લેષ

**શબ્દાડંબર** પું૦ જેમાં અર્થ કે ભાવની ન્યૂનતા હોય તેવો ભારેભારે શબ્દનો પ્રયોગ

**શબ્દાતીત** વિ૦ શબ્દથી ન વર્ણવી શકાય તેવું

**શબ્દાનુશાસન** ન૦ વ્યાકરણ

**શબ્દાર્થ** પું૦ શબ્દનો અર્થ

**શબ્દાલંકાર** પું૦ શબ્દરચનાની ચમત્કૃતિવાળો અલંકાર (કા. શા.)

**શમ** પું૦ શાંતિ (૨) ક્ષમા (૩) ઇંદ્રિયો અને વાસનાઓનું શાંત થવું તે

**શમતા** સ્ત્રી૦ શાંતિ (૨) ક્ષમા; ધીરજ

**શમન** ન૦ શાંત પાડી દેવું તે

**શમપ્રધાન** વિ૦ શમ જેમાં પ્રધાન છે તેવું

**શમમય** વિ૦ શમથી ભરેલું; શાંત

**શમવું** અ૦ ક્રિ૦ શાંત પડવું; ટાઢું પડવું (૨) નાશ પામવું

**શમશમવું** અ૦ ક્રિ૦ સમસમાકાર થઈ જવું (૨) શાંત થવું

**શમશમાકાર** વિ૦ હાલતુંચાલતું બંધ થયેલું; સંજ્ઞારહિત (૨) કાંઈ પણ અવાજ કે હિલચાલ વિનાનું; શાંત

**શમશેર** સ્ત્રી૦ તરવાર

**શમશેરબહાદુર** વિ૦ તરવાર ચલાવવામાં બહાદુર (એક ખિતાબ)

**શમળી** સ્ત્રી૦ એક પક્ષી; સમડી

**શમા** સ્ત્રી૦ સળગાવેલી મીણબત્તી

**શમિત** વિ૦ શાંત કરેલું કે થયેલું

**શમિયાનો** પું૦ તંબૂ

**શમી** સ્ત્રી૦ એક ઝાડ; સમડો

**શમ્સુલઉલમા** પું૦ વિદ્વાનોમાં સૂર્ય જેવો (એક મુસલમાની ખિતાબ)

**શયતાન** પું૦ ઈશ્વર સામે બળવો કરનાર એક ફિરસ્તો (૨) બદમાશ; સેતાન

**શયતાનિયત** સ્ત્રી૦ બદમાસી

**શયદા** વિ૦ ઘેલો; ગાંડો (૨) પ્રેમઘેલો

**શયન** ન૦ સૂવું તે (૨) પથારી

**શયનગૃહ** ન૦ સૂવાનો ઓરડો

**શય્યા** સ્ત્રી૦ પથારી

**શર** પું૦; ન૦ બાણ

**શરચ્ચંદ્ર** પું૦ શરદઋતુનો ચંદ્ર

**શરટ** ન૦ કાચિંડો

**શરણ(-ણું)** ન૦ આશ્રય; રક્ષણ; ઓથ

**શરણાઈ** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાનું એક વાજું

**શરણાગત** વિ૦ શરણે આવેલું

**શરણાર્થી** વિ૦ શરણ ઇચ્છનારું

**શરણ્ય** વિ૦ શરણ; આશ્રય

**શરત** સ્ત્રી૦ હોડ; કરાર; બોલી

**શરતી** વિ૦ શરતને લગતું (૨) શરત કરી હોય તેવું

**શરતબંદી(-ધી)** સ્ત્રી૦ શરત કરવી તે
**શરત્પૂર્ણિમા** સ્ત્રી૦ આશ્વિન પૂર્ણિમા; માણેકઠારી
**શરદ** સ્ત્રી૦ આસોથી કાર્તિક માસ સુધી રહેતી ઋતુ
**શરદપૂનમ** સ્ત્રી૦ શરત્પૂર્ણિમા
**શરદિં(-દે)દુ** પું૦ શરદઋતુનો ચંદ્ર
**શરદી** સ્ત્રી૦ ઠંડી; ભેજ (૨) સળેખમ
**શરદુ(-દો)ત્સવ** પું૦ આશ્વિન પૂર્ણિમાનો ઉત્સવ
**શરદેંદુ** પું૦ જુઓ શરદિંદુ
**શરદોત્સવ** પું૦ જુઓ શરદુત્સવ
**શરન્મેઘ** પું૦ શરદઋતુનું વાદળું
**શરપંખો** પું૦ એક વનસ્પતિ
**શરપુંખ** પું૦ બાણનો પીંછાવાળો છેડો; બાણનું પીંછું
**શરપ્રભવ** પું. (સં.) કાર્તિકેય
**શરબત** પું૦; ન૦ ફળના રસનું બનાવેલું પીણું
**શરબતી** વિ૦ આછા રંગનું (૨) સ્ત્રી૦ એક જાતનું બારીક કાપડ.
**શરભ** પું૦ આઠ પગવાળું બળવાન કાલ્પનિક પ્રાણી
**શરભૂ** પું૦ (સં.) કાર્તિકેય (૨) પું૦ સાપ
**શરમ** સ્ત્રી૦ લજ્જા (૨) પ્રતિષ્ઠા; ઇજ્જત (૩) લયાનત
**શરમાવું** અ૦ ક્રિ૦ શરમ આવવી (૨) ઝંખવાણું પડવું
**શરમાળ** વિ૦ શરમવાળું
**શરમિંદગી** સ્ત્રી૦ શરમ
**શરમિંદું** વિ૦ શરમથી ઝંખવાણું પડી ગયેલું
**શરમો** પું૦ શેરડીનો કકડો
**શરવું** વિ૦ તીક્ષ્ણ કાનનું (૨) સ્વાદિષ્ટ
**શરવૃષ્ટિ** સ્ત્રી૦ બાણનો વરસાદ
**શરસડો** પું૦ જુઓ શિરીષ
**શરસંધાન** ન૦ બાણ તાકવું તે
**શરાફત** સ્ત્રી૦ માણસાઈ; લાયકી
**શરાદિ(-ધિ)યાં** ન૦ બ૦ વ૦ શ્રાદ્ધપક્ષ; ભાદરવા વદના દિવસો
**શરાધ** ન૦ શ્રાદ્ધ
**શરાધિયાં** ન૦ બ૦ વ૦ જુઓ શરાદિયાં
**શરાપ** પું૦ શાપ; બદદુવા
**શરાફ** પું૦ નાણાવટી; સરાફ

૯૨

**શરાફી** વિ૦ શરાફને લગતું (૨) ચોક્કસ (૩) સ્ત્રી૦ નાણાવટું
**શરાબ** પું૦ દારૂ
**શરાબખાનું** ન૦ દારૂનું પીઠું
**શરાબખોર** વિ૦ દારૂનું વ્યસની
**શરાબખોરી** સ્ત્રી૦ દારૂની લત
**શરાબદાર** વિ૦ દારૂ રાખનાર; દારૂવાળો
**શરાબબાજ** વિ૦ શરાબખોર
**શરાબબાજી** સ્ત્રી૦ શરાબનું વ્યસન; શરાબખોરી
**શરાબી** વિ૦ દારૂ પીનાર
**શરાવ** ન૦ શકોરું
**શરાવલું** ન૦ શકોરું; ચપણિયું
**શરાસન** ન૦ ધનુષ્ય
**શરિયત** સ્ત્રી૦ ધાર્મિક નિયમો (કુરાનમાંના)
**શરીક** વિ૦ ભાગીદાર; સાથી; સામેલ
**શરીગત** વિ૦ ભાગ રાખનાર (૨) સહાયક; સાથી (૩) બેલી
**શરીફ** વિ૦ ઊંચા કુળનું (૨) પ્રતિષ્ઠિત; આબરૂદાર
**શરીફાના** સ્ત્રી૦ મોટાઈને છાજે તેવું કૃત્ય
**શરીર** ન૦ દેહ
**શરીરધારી** વિ૦ શરીરી
**શરીરયાત્રા** સ્ત્રી૦ શરીરનો નિર્વાહ (૨) શરીરનો વ્યાપાર
**શરીરરચના** સ્ત્રી૦ શરીરની રચના
**શરીરસંપત્તિ** સ્ત્રી૦ આરોગ્ય; શારીરિક શક્તિ
**શરીરસંબંધ** પું૦ શરીર સાથેનો સંબંધ
**શરીરી** વિ૦ શરીરવાળું (૨) પું૦ આત્મા
**શરુ** ન૦ એક જાતનું ઝાડ
**શરૂ** વિ૦ આરંભાયેલું; ચાલુ
**શરૂઆત** સ્ત્રી૦ આરંભ; પહેલ
**શરેહ** પું૦ મુસલમાની કાયદો
**શર્કરા** સ્ત્રી૦ સાકર; ખાંડ
**શર્મ** ન૦ આનંદ; શાંતિ
**શર્મિષ્ઠા** સ્ત્રી૦ (સં.) યયાતિની બીજી રાણી; પુરુની મા
**શર્વ** પું૦ (સં.) શિવ
**શર્વરી** સ્ત્રી૦ રાત્રી
**શર્વાણી** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**શલભ** ન૦ તીડ
**શલાકા** સ્ત્રી૦ સળી (૨) પીંછી

**શલ્ય** ન૦ તીર (૨) કાંટો (૩) પું૦ (સં.) માદ્રીનો ભાઈ
**શવ** ન૦ શબ; મડદું
**શવયાન** ન૦ ઠાઠડી
**શવલ** વિ૦ જુઓ શબલ
**શવ્વાલ** પું૦ હિજરી સનનો દસમો મહિનો
**શશ,૦ક** પું૦; ન૦ સસલું
**શશધર** પું૦ ચંદ્ર
**શશવિષાણ** ન૦ સસલાનું શિંગડું (અસંભવિત વસ્તુ)
**શશાંક** પું૦ ચંદ્ર
**શશિકલા(-ળા)** સ્ત્રી૦ ચંદ્રની કળા
**શશિકાંત** પું૦ જુઓ ચંદ્રકાંત
**શશિયર** પું૦ ચંદ્ર
**શશિલેખા** સ્ત્રી૦ શશિકળા
**શશિવદની** વિ૦ સ્ત્રી૦ ચંદ્ર જેવા મુખવાળી
**શશી** પું૦ ચંદ્ર
**શસ્ત્રુ(-સ્ત્રો)** પું૦ શકાર
**શસ્ત્ર** ન૦ (મારવાનું) હથિયાર
**શસ્ત્રધારી** વિ૦ શસ્ત્ર ધારણ કરનારું (૨) પું૦ યોદ્ધો
**શસ્ત્રવિદ્યા** સ્ત્રી૦ શસ્ત્ર વાપરવાની વિદ્યા
**શસ્ત્રવૈદ્ય** પું૦ વાઢકાપ કરનાર વૈદ્ય
**શસ્ત્રસેવી** વિ૦ શસ્ત્રથી સજ્જ રહેનાર
**શસ્ત્રાગાર** ન૦ શસ્ત્રો રાખવાનું મકાન
**શસ્ત્રાસ્ત્ર** ન૦ બ૦ વ૦ શસ્ત્ર અને અસ્ત્ર; મારવાનાં તેમજ ફેંકવાનાં હથિયાર
**શસ્ય** ન૦ અનાજ
**શહ** સ્ત્રી૦ શેહ
**શહાદત** સ્ત્રી૦ શાહેદી; સાક્ષી (૨) શહીદ થવું તે
**શહાળી** સ્ત્રી૦ એક ફૂલઝાડ
**શહીદ** વિ૦ (૨) પું૦ ધર્મયુદ્ધમાં પ્રાણ આપનાર
**શહૂર** ન૦ હોશ; આવડત
**શહેનશાહ** પું૦ રાજાઓનો રાજા; સમ્રાટ
**શહેનશાહી** વિ૦ શહેનશાહ સંબંધી
**શહેર** ન૦ નગર; મોટું ગામ
**શહેરી** વિ૦ શહેર સંબંધી (૨) પું૦ શહેરમાં વસનાર
**શહેવત** સ્ત્રી૦ વિષયસુખની ઇચ્છા; હવસ
**શળ** પું૦ ગડીથી પડેલો આંકો; સળ (૨) સોળ (૩) શિલા
**શળી** સ્ત્રી૦ પાતળો લાંબો કકડો કે ચીપ (૨) ખોરણું; ચાંદલું (૩) હજામની પથરી
**શંકર** પું૦ (સં.) શિવ
**શંકરાચાર્ય** પું૦ (સં.) કેવલાદ્વૈતના પ્રવર્તક આચાર્ય
**શંકરાભરણ** પું૦ એક રાગ
**શંકરો** પું૦ એક રાગ; શંકરાભરણ
**શંકવું** અ૦ ક્રિ૦ શંકા આણવી
**શંકા** સ્ત્રી૦ શક; સંદેહ (૨) કલ્પિત ભય
**શંકાવું** અ૦ ક્રિ૦ સંદેહમાં પડવું; વહેમાવું (૨) સંકોચાવું; શરમાવું (૩) હાજત થવી
**શંકાશીલ** વિ૦ વહેમી
**શંકાસ્પદ** વિ૦ જેને વિષે શંકા હોય તેવું
**શંકિત** વિ૦ શંકાવાળું
**શંકુ** ન૦ ગોળ બેઠકની ઉપર જતાં અણિયાળી થતી જતી ઘન આકૃતિ (૨) હજાર અબજ (૩) સૂર્યયંત્ર (૪) સોયની અણી (૫) ટોચ; શિખર
**શંકુચ્છેદ** પું૦ શંકુને છેદતાં થતી આકૃતિ; 'કૉનિક સેક્શન' (ગ.)
**શંકુદંતી** વિ૦ શંકુ જેવા દાંતવાળું (૨) સ્ત્રી૦ એક માછલી
**શંખ** પું૦ એક જાતના દરિયાઈ પ્રાણીનું કોટલું, જેને ફૂંકવાથી અવાજ થાય છે (૨) આંગળી ઉપરનું તેવા આકારનું ચિહ્ન (૩) [લા.] મૂર્ખ; ઠોઠ આદમી
**શંખજીરું** ન૦ એક ઔષધિ
**શંખણી** સ્ત્રી૦ કર્કશા; કંકાસિયણ સ્ત્રી
**શંખભારથી** પું૦ મૂર્ખશિરોમણિ
**શંખલી** સ્ત્રી૦ નાનો શંખલો
**શંખલો** પું૦ નાનો શંખ
**શંખવેલ** સ્ત્રી૦ એક વેલ
**શંખાવળી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**શંખિની** સ્ત્રી૦ કામશાસ્ત્ર પ્રમાણેના ચાર વર્ગોમાંની એક વર્ગની સ્ત્રી (પદ્મિની, ચિત્રિણી, હસ્તિની અને શંખિની)
**શંડલી** સ્ત્રી૦ સાડી
**શંઢ** પું૦ ષંઢ; નપુંસક (૨) કંચુકી
**શંઢતા** સ્ત્રી૦
**શંઢત્વ** ન૦
**શંભુ** પું૦ (સં.) શિવ

**શંસિત** વિ૦ પ્રશંસિત (૨) કહેવાયેલું
**શાક** ન૦ રાંધીને ખાઈ શકાય તેવાં કંદ, ફળ, ભાજી
**શાકટ** પું૦ બળદ
**શાકણ(-ણી)** સ્ત્રી૦ જુઓ શાકિની (૨) પિશાચી; ચૂડેલ
**શાકભાજી** સ્ત્રી૦ શાક અને ભાજી
**શાકંભરી** સ્ત્રી૦ (સં.) દુર્ગા
**શાકાહાર** પું૦ વનસ્પતિનો જ આહાર; અન્નાહાર
**શાકાહારી** વિ૦ (૨) પું૦ વનસ્પતિનો જ આહાર કરનાર; અન્નાહારી; 'વેજીટેરીઅન'
**શાકિની** સ્ત્રી૦ દુર્ગાના ગણમાંની એક પિશાચી કે દેવી
**શાક્ત** વિ૦ શક્તિ સંબંધી (૨) શક્તિનું પૂજક (૩) પું૦ તેવો માણસ
**શાક્ય,૦મુનિ** પું૦ (સં.) ગૌતમબુદ્ધ
**શાક્યસિંહ** પું૦ (સં.) શાક્યમુનિ; બુદ્ધ
**શાખ** સ્ત્રી૦ અટક (૨) આબરૂ; વટ (૩) સાક્ષી
**શાખા** સ્ત્રી૦ ડાળી (૨) વિભાગ (૩) જુદાં-જુદાં ગોત્રો કે મંડળોમાં પ્રચલિત વેદની સંહિતાનો પાઠ કે ક્રમનો ભેદ
**શાખામૃગ** પું૦ વાંદરો
**શાગરીત(-દ)** પું૦ જુઓ શાગિર્દ
**શાગિર્દ** પું૦ શિષ્ય; ચેલો (૨) સહાયક; મદદગાર
**શાઠ્ય** ન૦ શઠતા
**શાણ** પું૦ કસોટીનો પથરો (૨) ન૦ પા તોલો; ચાર માસાનું વજન
**શાણકું** ન૦ શકોરું (૨) ભીખ માગવાનું પાત્ર
**શાણપણ** ન૦ ડહાપણ; ચતુરાઈ
**શાણું** વિ૦ ચતુર; ડાહ્યું
**શાતા** સ્ત્રી૦ શાંતિ; ટાઢક; નિરાંત
**શાદી** સ્ત્રી૦ વિવાહ
**શાદ્વલ** વિ૦ ઘાસવાળું; લીલું (૨) ન૦ તેવું મેદાન
**શાન** સ્ત્રી૦ ચહેરાનો દેખાવ; શિકલ (૨) પહેરવાઓઢવાની છટા કે ભભકો
**શાનદાર** વિ૦ છટાદાર; ધાટીલું (૨) ભજરમાન
**શાનસોગાત** સ્ત્રી૦ ભેલાઈ (૨) દમ; માલ (૩) બાહોશી
**શાપ** પું૦ બદદુવા
**શાપિણી** વિ૦ સ્ત્રી૦ શાપ પામેલી
**શાપિત** વિ૦ શાપ પામેલું
**શાબાન** પું૦ હિજરી સનનો આઠમો મહિનો
**શાબાશ** અ૦ ધન્ય! વાહ!
**શાબાશી** સ્ત્રી૦ ધન્યવાદ; તારીફ
**શાબ્દ** વિ૦ શબ્દસંબંધી (૨) મૌખિક
**શાબ્દજ્ઞાન** ન૦ પ્રમાણભૂત માણસના કે શાસ્ત્રના કથનથી થતું જ્ઞાન
**શાબ્દિક** વિ૦ શબ્દનું,-ને લગતું (૨) મૌખિક
**શામક** વિ૦ શમાવે એવું; શાન્તિકારક
**શામવું** અ૦ ક્રિ૦ શાન્ત થવું
**શામળ(-ળો)** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**શામળું** વિ૦ કાળું
**શામળો** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**શામા** સ્ત્રી૦ એક પક્ષી
**શામિયાનો** પું૦ જુઓ શમિયાનો
**શામિલ** વિ૦ સામેલ; ભળેલું; જોડાયેલું
**શામિલગીરી** સ્ત્રી૦ શામિલ હોવાપણું
**શાયક** વિ૦ ઇચ્છાવાળો
**શાય(-હે)ર** પું૦ કવિ; વિદ્વાન
**શાય(-હે)રી** સ્ત્રી૦ શાયરપણું (૨) કાવ્યકળા; કવિતા
**શાર** પું૦ કાણું; છિદ્ર
**શારડી** સ્ત્રી૦ શાર પાડવાનું અણીદાર ઓજાર
**શારડો** પું૦ મોટી શારડી
**શારદ** વિ૦ શરદઋતુનું,-ને લગતું
**શારદા** સ્ત્રી૦ (સં.) સરસ્વતી
**શારવું** સ૦ ક્રિ૦ શાર પાડવો (૨) મહેણાંથી બાળવું
**શારંગ** ન૦ જુઓ શાર્ંગ
**શારંગધર** પું૦ (સં.) શાર્ંગધર; વિષ્ણુ
**શારંગપાણિ** પું૦ (સં.) શારંગધર; વિષ્ણુ
**શારીર** વિ૦ શરીર સંબંધી (૨) ન૦ શારીરક
**શારીરક** વિ૦ શરીર સંબંધી (૨) શરીરી (૩) ન૦ શંકરાચાર્યનું બ્રહ્મસૂત્ર ઉપરનું ભાષ્ય
**શારીરવિદ્યા** સ્ત્રી૦ શરીરવિદ્યા
**શારીરશાસ્ત્ર** ન૦ શરીરશાસ્ત્ર
**શારીરશાસ્ત્રી** પું૦ શરીરશાસ્ત્રી
**શારીરિક** વિ૦ શરીર સંબંધી
**શાર્દૂલ** પું૦ વાઘ
**શાર્દૂલવિક્રીડિત** પું૦ એક છંદ

**શાલ** સ્ત્રી૦ ઊનનું ભરેલી કિનારનું ઓઢવાનું કીમતી વસ્ત્ર
**શાલભંજિકા** સ્ત્રી૦ પૂતળી; બાવલું (૨) વેશ્યા
**શાલા(-ળા)** સ્ત્રી૦ મકાન; ઘર (૨) પાઠશાળા; નિશાળ
**શાલિગ્રામ** પું૦ વિષ્ણુના પ્રતીક તરીકે પૂજાતો કાળો લીસો ગોળ પથ્થર
**શાલિની** પું૦ એક છંદ (૨) સ્ત્રી૦ ગૃહિણી
**શાલિવાહન** પું૦ (સં.) શક જાતિનો એક પ્રસિદ્ધ રાજા, જેનાથી શકસંવત ગણાય છે
**શાલિહોત્ર** પું૦ ઘોડો (૨) ઘોડા વગેરે જાનવરોનું વૈદું
**શાલિહોત્રી** પું૦ અશ્વવૈદ્ય; જાનવરોનો વૈદ
**શાલીન** સ્ત્રી૦ વિનીત; નમ્ર; ખાનદાન (૨) લજ્જાળુ (૩) સમાન; સદૃશ
**શાલીનતા** સ્ત્રી૦ વિનય; લજ્જા; ખાનદાની
**શાલો(-ળો)પયોગી** વિ૦ શાળાના વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવે તેવું
**શાલ્મલિ** પું૦; ન૦ સમડીનું ઝાડ
**શાવ,૦ક** પું૦; ન૦ બાળ; બચ્ચું
**શાશ્વત** વિ૦ નિત્ય
**શાશ્વતતા** સ્ત્રી૦
**શાસક** પું૦ શિક્ષા કરનાર (૨) રાજા; હાકેમ
**શાસન** ન૦ શિક્ષા (૨) અમલ; રાજ્ય (૩) આજ્ઞા (૪) ઉપદેશ
**શાસનતંત્ર** ન૦ રાજ્યતંત્ર
**શાસનપત્ર** ન૦ રાજાએ કરેલી બક્ષિસ કે આજ્ઞાનો તામ્રપટ કે લેખ
**શાસનપદ્ધતિ** સ્ત્રી૦ રાજ્ય ચલાવવાની પદ્ધતિ
**શાસિત** વિ૦ શાસન પામેલું
**શાસ્તા** પું૦ શાસન કરનાર; રાજા (૨) શિક્ષક
**શાસ્ત્ર** ન૦ ધર્મગ્રંથ (૨) કોઈ પણ વિષયનું તાત્ત્વિક તેમજ વ્યવસ્થિત જ્ઞાન
**શાસ્ત્રકાર** પું૦ શાસ્ત્ર રચનાર
**શાસ્ત્રજ્ઞ** વિ૦ (૨) પું૦ શાસ્ત્ર જાણનાર
**શાસ્ત્રદૃષ્ટિ** સ્ત્રી૦ શાસ્ત્રશુદ્ધ દૃષ્ટિ
**શાસ્ત્રપ્રામાણ્ય** ન૦ શાસ્ત્રોનું પ્રમાણપણું
**શાસ્ત્રવિધિ** પું૦; સ્ત્રી૦ શાસ્ત્રનો વિધિ
**શાસ્ત્રવિરુદ્ધ** વિ૦ શાસ્ત્રથી વિરુદ્ધ
**શાસ્ત્રવિશારદ** પું૦ શાસ્ત્રજ્ઞ
**શાસ્ત્રશુદ્ધ** વિ૦ શાસ્ત્રના નિયમોને અનુસરતું
**શાસ્ત્રાર્થ** પું૦ શાસ્ત્રવિષયક ચર્ચા (૨) શાસ્ત્રના અર્થની ચર્ચા
**શાસ્ત્રી** પું૦ શાસ્ત્ર જાણનાર
**શાસ્ત્રીય** વિ૦ શાસ્ત્ર સંબંધી; શાસ્ત્રનું (૨) શાસ્ત્રશુદ્ધ
**શાસ્ત્રીયતા** સ્ત્રી૦ શાસ્ત્રશુદ્ધ હોવું તે
**શાસ્ત્રોક્ત** વિ૦ શાસ્ત્રમાં કહેલું
**શાહ** પું૦ મુસલમાન રાજા; બાદશાહ (૨) શરાફ (૩) પ્રમાણિક; વટવાળો (૪) ચોર (કટાક્ષમાં)
**શાહજાદી** સ્ત્રી૦ પાદશાહની પુત્રી
**શાહજાદો** પું૦ પાદશાહનો પુત્ર
**શાહજીરું** ન૦ જુઓ શંખજીરું
**શાહજોગ** વિ૦ પ્રમાણિક (૨) સ્વીકારવાજોગ; કાયદાસર; લાવનારને નાણાં આપવાં પડે તેવી (હૂંડી)
**શાહબાજ** ન૦ એક પક્ષી
**શાહમૃગ** ન૦ આફ્રિકાનું એક મોટું પક્ષી
**શાહવટ** સ્ત્રી૦ પ્રમાણિકપણું; ચોખ્ખો વહેવાર
**શાહી** વિ૦ શાહ સંબંધી (૨) સામ્રાજ્યનું, –ને લગતું (૩) સ્ત્રી૦ લખવામાં વપરાતો પ્રવાહી રંગીન પદાર્થ
**શાહીચૂસ** પું૦; ન૦ શાહીને ચૂસી લે તેવો કાગળ
**શાહુકાર** પું૦ શરાફ; નાણાવટી (૨) વટવાળો; પ્રમાણિક (૩) ચોર; લુચ્ચો (કટાક્ષમાં)
**શાહુકારી** સ્ત્રી૦ શાહુકારપણું; પ્રમાણિકતા
**શાહુડી** સ્ત્રી૦ જમીનમાં બોડ કરીને રહેતું એક અણીદાર પીંછાંવાળું પ્રાણી
**શાહેદ** પું૦ સાક્ષી પૂરનાર
**શાહેદી** સ્ત્રી૦ સાક્ષી; પુરાવો
**શાહેર** પું૦ જુઓ શાયર
**શાહેરી** સ્ત્રી૦ જુઓ શાયરી
**શાળ** સ્ત્રી૦ ડાંગર
**શાળા** સ્ત્રી૦ જુઓ શાલા
**શાળિયું** ન૦ હલકી જાતની ડાંગર
**શાળી** વિ૦ નામને અંતે 'વાળું'; સંપન્ન' એવો અર્થ બતાવે છે (ઉદા૦ પ્રભાવશાળી)
**શાળોપયોગી** વિ૦ જુઓ શાલોપયોગી
**શાંકર** વિ૦ શંકર સંબંધી (૨) શંકરાચાર્યનું
**શાંકરી** વિ૦ શંકર સંબંધી (૨) શંકરના મતનું

**શાંડિલ્ય** પું૦ (સં.) સ્મૃતિ તેમજ ભક્તિસૂત્રના કર્તા ઋષિ
**શાંત** વિ૦ શાંતિયુક્ત
**શાંતતા** સ્ત્રી૦ શાંતિ
**શાંતનુ** પું૦ (સં.) ભીષ્મના પિતા
**શાંતરસ** પું૦ નવરસોમાંનો એક (જુઓ રસ)
**શાંતિ** સ્ત્રી૦ વેગ, ક્ષોભ કે ક્રિયાનો અભાવ (૨) કલેશકંકાસ કે યુદ્ધનો અભાવ (૩) નીરવતા (૪) માનસિક કે શારિરીક ઉપદ્રવ કે વિકારનું મટી જવું તે (૫) ધીરજ; ખામોશ (૬) વિશ્રામ; નિવૃત્તિ
**શાંતિપાઠ** પું૦ શાંતિ થાય એ માટે થતો મંત્રનો પાઠ
**શાર્ંગ** પું૦; ન૦ ધનુષ્ય (૨) વિષ્ણુનું ધનુષ્ય
**શાર્ંગધર** પું૦ (સં.) વિષ્ણુ
**શાર્ંગપાણિ** પું૦ (સં.) શાર્ંગધર; વિષ્ણુ
**શિકરામણ** ન૦ (હૂંડી) સ્વીકારવી તે (૨) હૂંડી સ્વીકારવાનો વટાવ
**શિકરાવવું** સ૦ ક્રિ૦ શિકારે એમ કરવું
**શિક(-ક્ક)લ** સ્ત્રી૦ મુખાકૃતિ; ચહેરો
**શિકસ્ત** સ્ત્રી૦ પરાજય; હાર
**શિકાકઈ** સ્ત્રી૦ મેલ કાપનારી એક વનસ્પતિ; ચિકાખાઈ
**શિકાયત** સ્ત્રી૦ ફરિયાદ; ભૂલ કાઢવી તે
**શિકાર** પું૦ ગમ્મત; ખોરાક કે કસરત માટે પશુપંખીને મારવાં તે; મૃગયા (૨) એ રીતે મારેલું પ્રાણી
**શિકારવું** સ૦ ક્રિ૦ સ્વીકારવું
**શિકારી(-રુ)** વિ૦ શિકાર સંબંધી (૨) શિકાર કરનારું (૩) પું૦ શિકાર કરનાર; પારધી
**શિકોતર(-રી)** સ્ત્રી૦ શિકોતરા જેવી ભૂતડી
**શિકોતરું** ન૦ વળગેલું છૂટે નહિ તેવું ભૂત
**શિક્કલ** સ્ત્રી૦ જુઓ શિકલ
**શિક્કે** અ૦ સુધ્ધાં; સહિત
**શિક્ષક** પું૦ શિક્ષણ આપનાર
**શિક્ષણ** ન૦ કેળવણી (૨) બોધ; ઉપદેશ
**શિક્ષણપદ્ધતિ** સ્ત્રી૦ શિક્ષણ આપવાની પદ્ધતિ
**શિક્ષણશાસ્ત્ર** ન૦ શિક્ષણનું શાસ્ત્ર
**શિક્ષણશાસ્ત્રી** પું૦ શિક્ષણશાસ્ત્ર જાણનાર
**શિક્ષણીય** વિ૦ શિક્ષણ આપવાયોગ્ય
**શિક્ષા** સ્ત્રી૦ જ્ઞાન; બોધ; શિખામણ (૨) સજા
**શિક્ષિકા** સ્ત્રી૦ સ્ત્રી શિક્ષક
**શિક્ષિત** વિ૦ શિક્ષણ પામેલું
**શિખર** ન૦ પર્વતની ટોચ (૨) મથાળું; ટોચ
**શિખરબંધ(-ધી)** વિ૦ શિખરવાળું
**શિખરિણી** પું૦ એક છંદ
**શિખવાડવું** અ૦ ક્રિ૦ 'શીખવું'નું પ્રેરકરૂપ (૨) [લા.] ભંભેરવું; ઉશ્કેરવું
**શિખવણી** સ્ત્રી૦ ભંભેરણી; છાની શિખામણ
**શિખંડ** પું૦ દહીંની એક મીઠી બનાવટ
**શિખંડી** પું૦ મોર (૨) [સં.] દ્રુપદ રાજાનો પુત્ર
**શિખા** સ્ત્રી૦ ચોટલી (૨) છોગું (૨) જ્યોત
**શિખાઉ** વિ૦ શીખતું; બિનઅનુભવી
**શિખામણ** સ્ત્રી૦ બોધ; સલાહ; ઉપદેશ
**શિખી** પું૦ મોર
**શિગરામ** ન૦ એક વાહન
**શિડાવવું** સ૦ ક્રિ૦ 'શીડવું'નું પ્રેરકરૂપ
**શિડાવું** અ૦ ક્રિ૦ 'શીડવું'નું કર્મણિરૂપ
**શિતાબ** વિ૦ ઉતાવળું (૨) પું૦ એક વનસ્પતિ
**શિતાબી** સ્ત્રી૦ ઉતાવળ; સિતાબી
**શિથિલ** વિ૦ નરમ; ઢીલું પડી ગયેલું (૨) નિર્બળ; (૩) થાકેલું
**શિથિલતા** સ્ત્રી૦
**શિફારસ** સ્ત્રી૦ સિફારસ
**શિબિ** પું૦ (સં.) હોલાને માટે બાજને શરીર આપનાર પુરાણપ્રસિદ્ધ રાજા
**શિબિકા** સ્ત્રી૦ પાલખી
**શિબિર** પું૦ તંબૂ (૨) છાવણી
**શિયળ** ન૦ શીલ; સતીત્વ; સ્ત્રીનું પાવિત્ર્ય
**શિયા** વિ૦ એ નામના મુસલમાની સંપ્રદાયનું
**શિયાવિયા** વિ૦ ગભરાયેલું; બાવરું (૨) ભોંઠું પડી ગયેલું
**શિયાળ** પું૦; સ્ત્રી૦ કૂતરાના વર્ગનું એક પ્રાણી
**શિયાળવું** ન૦ શિયાળ
**શિયાળુ** વિ૦ શિયાળામાં થતું
**શિયાળો** પું૦ કાર્તિકથી માઘ મહિના સુધીની ટાઢની ઋતુ
**શિર** ન૦ માથું (૨) ટોચ; મથાળું (૩) લશ્કરની આગલી હાર
**શિરગંઅ** ન૦ એક પક્ષી

**શિરચ્છ(-છ)ત્ર** વિ૦ 'માથાનું ઢાંકણ'; પાલક; વડીલ
**શિરચ્છેદ** પું૦ માથું કાપી નાખવું તે
**શિરછત્ર** વિ૦ જુઓ શિરચ્છત્ર
**શિરજોર** વિ૦ માથાફરેલ
**શિરજોરી** સ્ત્રી૦ જોરાવરી; જબરદસ્તી
**શિરતાજ** પું૦ માથાનો મુગટ (૨) વડીલ; ઉપરી
**શિરપેચ** પું૦ પાઘડી કે ફેંટા પરનું છોગું, કલગી, તોરો
**શિરબંધ** પું૦ પાઘડી પર બાંધવાનું શોભીતું માથાબાંધણું
**શિરબંધી** સ્ત્રી૦ કિલ્લા અને શહેરના રક્ષણ માટે રાખેલું લશ્કર
**શિરસ્તેદાર** પું૦ અમલદારનો મુખ્ય કારકુન
**શિરસ્તેદારી** સ્ત્રી૦ શિરસ્તેદારનું કામ કે પદ
**શિરસ્તો** પું૦ ધારો; પ્રથા
**શિરા** સ્ત્રી૦ રક્તવાહિની; નસ
**શિરા(-રો)ઈ** સ્ત્રી૦ ઊભા મોંનું પાણીનું વાસણ
**શિરાણું** ન૦ ઓશીકું
**શિરામણ** ન૦ નાસ્તો
**શિરામણી** સ્ત્રી૦ શિરામણ; નાસ્તો
**શિરાવવું** સ૦ ક્રિ૦ નાસ્તો કરવો
**શિરીષ** ન૦ એક ફૂલ (નાજુકપણા માટે પ્રસિદ્ધ છે)
**શિરોઈ** સ્ત્રી૦ જુઓ શિરાઈ
**શિરોબિંદુ** ન૦ આકૃતિને માથે આવેલું બિંદુ; 'વર્ટેક્સ' (ગ.)
**શિરોમણિ** પું૦ ચૂડામણિ (૨) [લા.] મુખ્ય; શ્રેષ્ઠ; નાયક
**શિરોમાન્ય** વિ૦ માથે ચડાવવા–સ્વીકારવા લાયક
**શિલા** સ્ત્રી૦ પથ્થરની છાટ
**શિલાછાપ** સ્ત્રી૦ શિલા ઉપર કોતરીને કરેલું છાપકામ
**શિલાજિત** ન૦ ડુંગરનો રસ મનાતી એક પૌષ્ટિક ઔષધિ
**શિલારસ** પું૦ લેપધૂપ વગેરેના કામમાં આવતો એક જાતનો ગુંદર
**શિલાલેખ** પું૦ પથ્થર ઉપર કોતરેલો લેખ
**શિલીમુખ** પું૦ ભમરો (૨) ન૦ બાણ
**શિલીંધ્ર** ન૦ ટોપ; કૂતરાનો કાન
**શિલેખાનું** ન૦ તોપખાનું (૨) શસ્ત્રાગાર
**શિલેદાર** પું૦ હથિયારબંધ યોદ્ધો
**શિલેદારી** સ્ત્રી૦ શિલેદારનું કામ કે પદ
**શિલોંછ** ન૦ ખળી કે ખેતરમાં પડેલા કણ વીણી લેવા તે
**શિલોંછવૃત્તિ** સ્ત્રી૦ શિલોંછ વડે આજીવિકા ચલાવવી તે
**શિલ્પ** ન૦ કારીગરી; કળા (૨) બાંધકામની કળા
**શિલ્પકાર** પું૦ કારીગર (૨) બાંધકામમાં પ્રવીણ માણસ
**શિલ્પવિદ્યા** સ્ત્રી૦ શિલ્પશાસ્ત્ર
**શિલ્પશાલા(-ળા)** સ્ત્રી૦ શિલ્પ શીખવાની શાળા; કળાભવન
**શિલ્પશાસ્ત્ર** ન૦ શિલ્પનું શાસ્ત્ર
**શિલ્પશાસ્ત્રી** પું૦ શિલ્પશાસ્ત્ર જાણનાર
**શિલ્પી** વિ૦ શિલ્પને લગતું (૨) પું૦ શિલ્પશાસ્ત્રી (૩) કારીગર
**શિવ** વિ૦ શુભ; કલ્યાણકારી (૨) પું૦ (સં.) શંકર (૩) ન૦ કલ્યાણ
**શિવજટા** સ્ત્રી૦ શિવની જટા
**શિવનિર્માલ્ય** ન૦ શિવને અર્પણ થયેલું તે (૨) તેની પેઠે ઉપયોગમાં ન લેવાજેવું તે
**શિવરાઈ** પું૦ શિવાજી મહારાજે ચલાવેલો સિક્કો
**શિવરાત(-ત્રિ,-ત્રી)** સ્ત્રી૦ માઘ વદિ ૧૪ની રાત
**શિવલિંગ** ન૦ શિવનું લિંગસ્વરૂપી પ્રતીક
**શિવલિંગી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**શિવા** સ્ત્રી૦ (સં.) પાર્વતી (૨) શિયાળ
**શિવાલય** ન૦ શિવનું મંદિર
**શિશિર** સ્ત્રી૦ પોષ અને માઘ માસની ઠંડી ઋતુ
**શિશુ** પું૦; ન૦ બાળક; બચ્ચું
**શિશુપાલ(-ળ)** પું૦ (સં.) ચેદિ દેશનો પ્રસિદ્ધ રાજા, જેનો શ્રીકૃષ્ણે વધ કર્યો હતો
**શિશુમાર** સ્ત્રી૦ એક મોટું જળચર પ્રાણી
**શિશ્ન(-સ્ન)** ન૦ પુરુષનું લિંગ
**શિષ્ટ** વિ૦ વિદ્વાન; સુશિક્ષિત (૨) સંભાવિત
**શિષ્ટતા** સ્ત્રી૦
**શિષ્ટમાન્ય** વિ૦ શિષ્ટોએ માન્ય રાખેલું
**શિષ્ટશાસન** ન૦ શિષ્ટોથી ચાલતું રાજ્ય

**શિષ્ટશાસિત** વિ૦ શિષ્ટશાસનવાળું
**શિષ્ટાઈ** સ્ત્રી૦ શિષ્ટપણું (૨) વિષ્ટિ
**શિષ્ટાચાર** પું૦ શિષ્ટોમાં ચાલતો આવેલો વ્યવહાર; શિષ્ટોનો આચાર (૨) સભ્ય રીતભાત (૩) આદરસત્કાર (૪) સભ્યતા દેખાડવા ખાતર કરવાનો આચાર
**શિષ્ય** પું૦ ચેલો; વિદ્યાર્થી
**શિષ્યવૃત્તિ** સ્ત્રી૦ શિષ્યને તેના ખર્ચ પેટે મળતી મદદ
**શિષ્યા** સ્ત્રી૦ સ્ત્રી શિષ્ય
**શિસ્ત** વિ૦ લાયક (૨) સ્ત્રી૦ નિયમબદ્ધ વર્તન
**શિસ્ન** ન૦ જુઓ શિશ્ન
**શિહાઈ** સ્ત્રી + શાહી (૨) કાળાપણું
**શિંગ** સ્ત્રી૦ કઠોળની કે તેના જેવી બીવાળી પાપડી (૨) ન૦ શિંગડું
**શિંગડી** સ્ત્રી૦ નાનું શિંગડું (૨) બંદૂકનો દારૂ ભરવાની શિંગડાઘાટની નળી
**શિંગડું** ન૦ પશુના માથા ઉપરનો અવયવ (૨) એવા આકારનું એક વાદ્ય; રણશિંગડું
**શિંગાળ(-ળું)** વિ૦ શિંગડાંવાળું
**શિંગાળી** વિ૦ સ્ત્રી૦ શિંગડાંવાળી (૨) એ નામની એક જાતની (ઘોડી)
**શિંગાળું** વિ૦ જુઓ શિંગાળ
**શિંગી** વિ૦ શિંગડાંવાળું
**શિંગોટી** સ્ત્રી૦ શિંગડાનો વાંક (૨) નાનું શિંગડું (૩) જે ઠેકાણેથી શિંગડાં ફૂટે છે તે ભાગ (૪) એક ઓપવાનું ઓજાર
**શિંગોડું** ન૦ પાણીમાં થતી એક વેલનું ફળ
**શીકર** પું૦; ન૦ પાણીની છાંટ; ફરફર
**શીકું** ન૦ અધ્ધર લટકાવાય એવો ઝોળી જેવો ઘાટ
**શીકે(-ખે)** અ૦ સુધ્ધાં
**શીખ** સ્ત્રી૦ શિખામણ (૨) વિદાયગીરીની ભેટ (૩) અણીદાર પોલો લોઢાનો સળિયો (૪) પું૦ ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી
**શીખવવું** સ૦ ક્રિ૦ 'શીખવું'નું પ્રેરકરૂપ (૨) ભંભેરવું; ઉશ્કેરવું
**શીખવું** સ૦ ક્રિ૦ ભણવું; જ્ઞાન મેળવવું
**શીખે** અ૦ શીકે; સુધ્ધાં

**શીઘ્ર** વિ૦ સત્વર; (૨) અ૦ જલદી
**શીઘ્રકવિ** પું૦ શીઘ્રકવિતા બનાવે તેવો કવિ
**શીઘ્રકવિતા** સ્ત્રી૦ કશી પણ પૂર્વતૈયારી વિના તરત જ બનાવેલી કવિતા
**શીઘ્રકવિત્વ** ન૦ શીઘ્રકવિતા કરવાની શક્તિ
**શીઘ્રકાવ્ય** ન૦ જુઓ શીઘ્રકવિતા
**શીઘ્રકોપી** વિ૦ જલદી ગુસ્સે થઈ જાય તેવું
**શીઘ્રતા** સ્ત્રી૦ ઝડપ; ઉતાવળ
**શીઘ્રબોધ** પું૦ વસ્તુને એકદમ સમજી લેવી તે (૨) ગાંજો
**શીઘ્રબોધી** પું૦ ગંજેરી
**શીડવું** સ૦ ક્રિ૦ (કાણું, ફાટ વગેરે) પૂરવું; પૂરીને બંધ કરવું (૨) બીડવું (૩) વાળવું (દેવું)
**શીત** વિ૦ ટાઢું; ઠંડું (૨) ન૦ શરીર ઠંડું પડી જવું તે (૩) ભોંય પર પડેલા ભાતના દાણા
**શીતકાલ(-ળ)** પું૦ શિયાળો
**શીતજ્વર** પું૦ ટાઢિયો તાવ
**શીતપિત્ત** ન૦ ચામડીનો એક રોગ
**શીતરશ્મિ** પું૦ ચંદ્ર
**શીતલ(-ળ)** વિ૦ ઠંડું
**શીતલ(-ળ)તા** સ્ત્રી૦
**શીતલા(-ળા)** સ્ત્રી૦ બળિયા (૨) બળિયાના રોગની દેવી
**શીતળાસાતમ** સ્ત્રી૦ શ્રાવણ સુદ કે વદ સાતમ
**શીતોષ્ણ** વિ૦ ઠંડું અને ગરમ
**શીથળું** વિ૦ શાંત; ઠાવકું
**શીથળો** પું૦ કાંટા, થોર વગેરે લાવવાનું લાકડાનું સાધન
**શીદ,૦ને** અ૦ શા માટે
**શીદણ** સ્ત્રી૦ શીદી સ્ત્રી
**શીદી(-ધી)** પું૦ હબસી; આફ્રિકાનો મૂળ વતની
**શીધું** ન૦ રસોઈની કાચી સામગ્રી; સીધું
**શીદને** અ૦ શીદ; શા માટે
**શીન** સ્ત્રી૦ એક માછલી
**શીમળ(-ળો)** પું૦ એક ઝાડ; શાલ્મલિ
**શીરગર** પું૦ સૂતરને પાંજણ પાનાર
**શીરીન** વિ૦ મીઠું; મધુર
**શીરો** પું૦ જમવાની એક વાની

**શીર્ણ** વિ૦ તૂટીફૂટી ગયેલું (૨) જીર્ણ (૩) ચીમળાઈ કે સુકાઈ ગયેલું (૪) ક્ષીણ; કૃશ

**શીર્ષ** ન૦ માથું

**શીર્ષક** ન૦ માથું (૨) ખોપરી (૩) માથાનો ટોપ

**શીર્ષચ્છેદ** પું૦ મસ્તક કાપી નાખવું તે

**શીર્ષા** પું૦ એક છંદ

**શીર્ષાસન** ન૦ માથા ઉપર ઊભા રહેવાનું આસન

**શીલ(-ળ)** ન૦ સ્વભાવ (૨) વર્તણૂક (૨) ચારિત્ર્ય (૪) શિયળ

**શીલ(-ળ)વંતુ** વિ૦ શીલવાળું

**શીલ(-ળ)વાન** વિ૦ શીલવંતું; શીલવાળું

**શીશ** ન૦ માથું

**શીશી** સ્ત્રી૦ બાટલી

**શીશો** પું૦ મોટી શીશી

**શીળ** ન૦ જુઓ શીલ

**શીળવંતુ** વિ૦ શીલવાળું

**શીળવાન** વિ૦ શીલવંતું; શીલવાળું

**શીળસ** ન૦ ચામડીનો એક રોગ

**શીળી** સ્ત્રી૦ એક રોગ; શીતળા

**શીળું** વિ૦ ઠંડું

**શીળો** પું૦ છાંયો

**શીંકી** સ્ત્રી૦ પડિયાપતરાળાંની બાંધેલી થોકડી

**શીંકું** ન૦ જુઓ શીકું

**શીંગ** સ્ત્રી૦ જુઓ શિંગ

**શીંગડી** સ્ત્રી૦ જુઓ શિંગડી

**શીંગડું** ન૦ જુઓ શિંગડું

**શીંગાળી** વિ૦ સ્ત્રી૦ જુઓ શિંગાળી

**શીંગાળું** ન૦ જુઓ શિંગાળું

**શીંગિયોવચ્છ(-છ)નાગ** પું૦ એક જાતનો વછનાગ

**શીંગી** વિ૦ જુઓ શિંગી

**શીંગોટી** સ્ત્રી૦ જુઓ શિંગોટી

**શીંગોડું** ન૦ જુઓ શિંગોડું

**શુક** પું૦ પોપટ

**શુકન** ન૦ જુઓ શકુન

**શુકર** પું૦ આભાર; ઉપકાર (૨) સુભાગ્ય (૩) ફતેહ

**શુકરાના** પું૦ બ૦ વ૦ ઉપકાર માનવો તે (૨) જેજેકાર; ફતેહ

**શુકલ** પું૦ બ્રાહ્મણોનો પુરોહિત; શુક્લ

**શુક્તિ** સ્ત્રી૦ છીપ

**શુક્ર** પું૦ એ નામનો ગ્રહ (૨) શુક્રવાર (૩) જુઓ શુકર (૪) ન૦ વીર્ય

**શુક્રવાર** પું૦ અઠવાડિયાનો છઠ્ઠો દિવસ (૨) [લા.] ભલીવાર; ઢંગ

**શુક્રાચાર્ય** પું૦ (સં.) દૈત્યોના ગુરુ (તે કાણા હતા)

**શુક્રાના** પું૦ બ૦ વ૦ જુઓ શુકરાના

**શુક્લ** વિ૦ સફેદ (૨) પું૦ જુઓ શુકલ

**શુક્લપક્ષ** પું૦; ન૦ અજવાળિયું

**શુચિત્વ** વિ૦

**શુચિતા** સ્ત્રી૦

**શુચિ** વિ૦ પવિત્ર

**શુદ્ધ** વિ૦ સ્વચ્છ (૨) પવિત્ર (૩) દોષરહિત (૪) ભેળસેળ વિનાનું

**શુદ્ધાદ્વૈત** ન૦ શ્રીવલ્લભાચાર્યે સ્થાપેલો મત

**શુદ્ધિ** સ્ત્રી૦ પવિત્રતા; સ્વચ્છતા (૨) પ્રાયશ્ચિત કરી પવિત્ર થવું તે (૩) ધાર્મિક ક્રિયા કરી મૂળ ધર્મમાં પાછા આવવું તે (૪) ભાન; જાગૃતિ

**શુદ્ધિપત્ર,૦ક** ન૦ (ગ્રંથોમાંની) ભૂલોના સુધારાની યાદી

**શુદ્ધોદન** પું૦ (સં.) બુદ્ધના પિતા

**શુનઃશેપ** પું૦ (સં.) એક વૈદિક ઋષિનું નામ

**શુની** સ્ત્રી૦ કૂતરી

**શુબરાત** સ્ત્રી૦ શાબાન મહિનાની ૧૮મી તારીખે આવતો મુસલમાની તહેવાર

**શુભ** વિ૦ મંગળપ્રદ; કલ્યાણકારી (૨) ન૦ કલ્યાણ

**શુભેચ્છક** વિ૦ શુભ ઇચ્છનારું; હિતેચ્છુ

**શુભેચ્છુ** વિ૦ જુઓ શુભેચ્છક

**શુભ્ર** વિ૦ ઉજ્જવળ (૨) સફેદ

**શુમાર** પું૦ આસરો; અડસટો (૨) હિસાબ; ગણતરી

**શુલ્ક** ન૦ દાયજો; સ્ત્રીધન (૨) કન્યાની કિંમત તરીકે વર પાસેથી લેવાતું ધન (૩) મૂલ્ય; કિંમત (૪) ભાડું (૫) જકાત; દાણ

**શુશ્રૂષા** સ્ત્રી૦ સેવાચાકરી

**શુષ્ક** વિ૦ સૂકું; રસ વગરનું; લૂખું

**શુષ્કતા** સ્ત્રી૦

**શું** વિ૦ સરખું; જેવું (નામને છેડે; ઉદા૦ તોબરાશું મોં) (૨) સ૦ માણસ સિવાય કોઈ પણ વસ્તુ વિષે પૂછતાં વપરાતું પ્રશ્નાર્થ સર્વનામ (૩) અ૦ ખેપરવાઈ કે આશ્ચર્ય બતાવવા વપરાતો શબ્દ

**શુંડ** પું૦ હાથીનો લાંબો નાસિકેંદ્રિયવાળો અવયવ; સૂંઢ

**શુંડા** સ્ત્રી૦ જુઓ શુંડ

**શુંડી** પું૦ હાથી

**શુંભ** પું૦ (સં.) દુર્ગાએ મારેલો એક રાક્ષસ

**શૂકર** પું૦ (સં.) ભૂંડ; ડુક્કર; સૂવર; વરાહ

**શૂકરી** સ્ત્રી૦ શૂકરની માદા

**શૂદ્ર** પું૦ ચોથી વર્ણનો માણસ (જુઓ વર્ણ)

**શૂદ્રાણી** સ્ત્રી૦ શૂદ્ર વર્ણની સ્ત્રી

**શૂદ્રી** સ્ત્રી૦ જુઓ શૂદ્રાણી

**શૂધબૂધ** સ્ત્રી૦ ભાન; સંજ્ઞા (૨) અક્કલ; સમજ

**શૂન** સ્ત્રી૦ શૂન્ય; મીંડું

**શૂન(-ન્ય)કાર** પું૦ ઉજ્જડપણું; નીરવતા (૨) [ચિત્તની] શૂન્ય સ્થિતિ

**શૂન્ય** વિ૦ ખાલી (૨) અસત (૩) ભાન કે સંજ્ઞા વિનાનું (૪) [સમાસને છેડે] રહિત; વિનાનું (ઉદા૦ જ્ઞાનશૂન્ય) (૫) ન૦ મીંડું (૬) અભાવ

**શૂન્યકાર** પું૦ જુઓ શૂનકાર

**શૂન્યતાલ** પું૦ તાલમાં તાળી નથી મરાતી તે સ્થાન; ખાલી

**શૂન્યમનસ્ક** વિ૦ ધ્યાન વિનાનું; વિચાર વિનાનું

**શૂન્યવાદ** પું૦ બૌદ્ધ તત્વજ્ઞાનનો એક વાદ

**શૂન્યવાદી** વિ૦ (૨) પું૦ શૂન્યવાદ માનનાર

**શૂન્યહૃદય** વિ૦ લાગણી વિનાનું; ક્રૂર; હૈયાસૂનું (૨) ધ્યાન વિનાનું

**શૂર** વિ૦ બહાદુર; પરાક્રમી (૨) પું૦ શૂરવીર (૩) ન૦ શૌર્ય; જુસ્સો

**શૂરતા** સ્ત્રી૦

**શૂરવીર** વિ૦ (૨) પું૦ બહાદુર; હિંમતવાન

**શૂરાતન** ન૦ શૌર્ય

**શૂરું** વિ૦ શૂરવાળું; શૂરવીર

**શૂરુંપૂરું** વિ૦ પૂરેપૂરું શૂરું

**શૂર્પ** ન૦ સૂપડું

**શૂર્પણખા** સ્ત્રી૦ (સં.) રાવણની બહેન

**શૂલ** ન૦ ભાલા જેવું એક પ્રાચીન અસ્ત્ર (૨) શૂળી (૩) ત્રિશૂળ (૪) કાંટો (૫) શૂળ ભોકાયા જેવું દરદ

**શૂલપાણિ** પું૦ (સં.) શંકર

**શૂળ** ન૦ જુઓ શૂલ (૨) સ્ત્રી૦ કાંટો

**શૂળી** સ્ત્રી૦ જમીનમાં રોપેલો અણીવાળો મોટો જાડો સળિયો, જેના પર પરોવી મોતની શિક્ષા કરામાં આવે છે

**શૃગાલ** ન૦ શિયાળ

**શૃંખલા** સ્ત્રી૦ સાંકળ (૨) બેડી

**શૃંગ** ન૦ શિખર; ટોચ (૨) શિંગડું

**શૃંગાર** પું૦ વિલાસ; રતિ (૨) તે માટેની સ્ત્રીપુરુષની એકબીજા પ્રત્યેની સ્પૃહા (૩) શૃંગારરસ (૪) શણગાર

**શૃંગારરસ** પું૦ નવરસમાંનો એક (જુઓ રસ)

**શૃંગારવું** સ૦ ક્રિ૦ શણગારવું

**શૃંગારી** વિ૦ શૃંગાર સંબંધી (૨) કામી

**શૃંગી** વિ૦ શિંગડાવાળું (૨) શિખરવાળું (પર્વત)

**શે** અ૦ શા માટે? શી રીતે?

**શેક** પું૦ શેકવું તે (શરીરના કોઈ ભાગને)

**શેકવું** સ૦ ક્રિ૦ દેવતા ઉપર નાખી ચડવવું કે ખરું કરવું (૨) શેક કરવો

**શેખ** પું૦ આરબોની ટોળીનો ઉપરી (૨) મુસલમાનોની એક જાતનો આદમી

**શેખચ(-સ)લ્લી** પું૦ હવાઈ કિલ્લા બાંધનાર (૨) આળસુ અને તરંગી આદમી

**શેખદાર** પું૦ કુમાવિસદારનો કારકુન

**શેખર** પું૦ મુગટ; કિરીટ (૨) માથા પર પહેરવાની માળા (૩) શિખર (૪) [નામને અંતે]–માં શ્રેષ્ઠ (ઉદા૦ મુનિશેખર)

**શેખસલ્લી** પું૦ જુઓ શેખચલ્લી

**શેખાઈ** સ્ત્રી૦ પતરાજી; બડાઈ

**શેખી** સ્ત્રી૦ જુઓ શેખાઈ

**શેખીખોર** વિ૦ બડાઈ હાંકનાર

**શેઠ** પું૦ મોટો આબરૂદાર વેપારી; સાહુકાર; વાણિયો (૨) ધણી; માલિક (નોકરનો) (૩) વેપારી વગેરેને સંબોધતાં વપરાતો શબ્દ

**શેઠાઈ** સ્ત્રી૦ શેઠપણું

**શેઠાણી** સ્ત્રી૦ શેઠની સ્ત્રી

**શેઠિયો** પું૦ સાહુકાર (૨) માથે ગોરો એવો બળદ
**શેડ** સ્ત્રી૦ ધારા; ધાર
**શેડકઢું** વિ૦ તરતનું જ દોહેલું (દૂધ)
**શેઢા** પું૦ બ૦ વ૦*
**શેઢો** પું૦ ખેતરની હદ ઉપરની પાળ; આંતરો
**શેણવી** પું૦ સારસ્વત બ્રાહ્મણ
**શેણવો** પું૦*
**શેતરંજ** પું૦ એક રમત; ચતુરંગ
**શેતરંજી** સ્ત્રી૦ એક જાતનું રંગીન ભાતીગળ પાથરણું
**શેતાન** પું૦ જુઓ શયતાન
**શેતાનિયત** સ્ત્રી૦ શેતાનપણું
**શેતાની** વિ૦ તોફાની (૨) સ્ત્રી૦ શેતાનિયત
**શેતૂર** ન૦ એક ઝાડ (જેનાં પાંદડાં પર રેશમના કીડા ઊછરે છે) (૨) તેનું ફળ
**શેદરડી** સ્ત્રી૦ એક ઘાસ
**શેફાલિ,૦કા** સ્ત્રી૦ એક વનસ્પતિ
**શેફાલી** સ્ત્રી૦ જુઓ શેફાલિ
**શેર** પું૦ એક તોલ; મણનો ચાળીસમો ભાગ (૨) વાઘ; ચિત્તો (૩) સ્ત્રી૦ કવિતા; કવિતાની કડી (ફારસી, ઉર્દૂ વગેરે)
**શૅર** પું૦ ભાગ; હિસ્સો; તેનું ખત (૨) વેપારની મૂડીનો કરવામાં આવતો સરખો હિસ્સો
**શેરડી** સ્ત્રી૦ એક વનસ્પતિ જેના સાંઠામાંથી ગોળ ને ખાંડ બને છે (૨) નાનો સાંકડો રસ્તો; પગવાટ
**શેરડો** પું૦ પગવાટ (૨) લોહી તરી આવવાથી મોં પર પડતો લાલ પટો (૩) સુકાઈ ગયેલા આંસુના રેલાના ડાઘ (૪) ધ્રાસકો (૫) ઠંડું પાણી પીવાથી એકદમ અંદર પેટ સુધી થતી અસર
**શેરદિલ** વિ૦ બહાદુર; હિંમતવાન; નિર્ભય
**શેરવું** અ૦ ક્રિ૦ જુઓ છેરવું
**શેરા** ન૦ એક પંખી
**શેરાટો** પું૦ જુઓ છેરાટો
**શેરામણ** ન૦ જુઓ છેરામણ
**શેરિયું** ન૦ શેર વજનનું માપ (૨) શણનું બી
**શેરિયો** પું૦ શેર વજનનું કાટલું
**શેરી** સ્ત્રી૦ સાંકડી ગલી (૨) ફળિયું; પોળ
**શેરો** પું૦ અરજી વગેરે પર અધિકારીએ ટૂંકમાં કરેલું ટિપ્પણ
**શેલડી** સ્ત્રી૦ જુઓ શેરડી
**શેલત** પું૦ બ્રાહ્મણોની એક અટક
**શેલવું** અ૦ ક્રિ૦*
**શેલાયું** ન૦*
**શેલારી** સ્ત્રી૦ સ્ત્રીઓનું એક કીમતી વસ્ત્ર
**શેલારો** પું૦ (કા.) પાણીમાં પડીને આગળ ધપવા સારુ શરીરનો હેલારો મારવો તે
**શેલાસાડી** જુઓ સેલાસાડી
**શેલી** સ્ત્રી૦ ચકમકથી દેવતા પાડવાની દોરડી (૨) ભસ્મ; રાખ
**શેલું** ન૦ કસબી ઉપરણો—ખેસ (૨) [અમુક કોમની] વિધવાનું વસ્ત્ર (૩) સ્ત્રીઓનું કસબી પાલવવાળું એક કીમતી વસ્ત્ર
**શેલો** પું૦ દોહતી વખતે ગાયને પાછલે પગે બાંધવાનું દોરડું
**શેલોત** પું૦ જમીનદારનો મહેતો; તલાટી
**શેવ** સ્ત્રી૦ ચણાના લોટની લાંબી સળી જેવી એક તળેલી વાની (૨) ઘઉંના મેંદાની એ જ આકારની ઓસાવીને ખાવાની વાની
**શેવગાંઠિયા** પું૦ બ૦ વ૦ શેવ અને ગાંઠિયા
**શેવડી** સ્ત્રી૦ જૈન સાધુડી
**શેવડો** પું૦ જૈન સાધુ
**શેવાલ(-ળ)** સ્ત્રી૦ લીલ (૨) બાફ; વરાળ (૩) શિંગની નસ
**શેવાળવું** સ૦ ક્રિ૦ રળવું; કમાવું (૨) સફળતાપૂર્વક પાર પાડવું (કામ)
**શેવાળિયું** વિ૦ શેવાળવાળું (૨) આછી વરાળ નીકળતી હોય તેવું
**શેવું** વિ૦ ઢાળ પડતું
**શેશવા** પું૦ બ૦ વ૦ વઘારેલા ચણા
**શેષ** વિ૦ બાકી રહેલું (૨) પું૦ (સં.) શેષનાગ (૩) સ્ત્રી૦ પ્રસાદ
**શેષશાયી** પું૦ (સં.) વિષ્ણુ
**શેષસિદ્ધાંત** પું૦ 'રિમેઈન્ડર થિયોરેમ' (ગ.)
**શેષા** પું૦ એક છંદ (૨) સ્ત્રી૦ દેવને ચડાવેલાં ફૂલ વગેરેનો પ્રસાદ
**શેહ** સ્ત્રી૦ હરાવવું તે; દબાવવું તે (૨) દાબ; છાપ
**શેહજોર** વિ૦ બળવાન; બહાદુર
**શેહજોરી** સ્ત્રી૦ વીરતા; બહાદુરી (૨) જબરદસ્તી
**શેહુ** પું૦ છાની ગોઠવણ કરનાર
**શેળો** પું૦ એક જાતનું પ્રાણી

**શેંટલો** પું૰ કાંટા ઊંચકવાનું બે પાંખાંવાળું સાધન
**શૈત્ય** ન૰ ઠંડક
**શૈથિલ્ય** ન૰ શિથિલતા; મંદતા; ઢીલાશ
**શૈલ** પું૰ પર્વત
**શૈલજા** સ્ત્રી૰ (સં.) પાર્વતી
**શૈલસુતા** સ્ત્રી૰ (સં.) શૈલજા; પાર્વતી
**શૈલી** સ્ત્રી૰ ઢબ; રીત (૨) લખાણની રીત; ઇબારત
**શૈવ** વિ૰ શિવ સંબંધી (૨) પું૰ શિવભક્ત
**શૈવલિની** સ્ત્રી૰ નદી
**શૈશવ** ન૰ બાળપણ
**શોક** પું૰ ખેદ; દિલગીરી; સંતાપ (૨) સ્ત્રી૰ પતિની બીજી સ્ત્રી
**શોકકારક** વિ૰ શોકજનક
**શોકકારી** વિ૰ શોકકારક
**શોકજનક** વિ૰ શોક ઉત્પન્ન કરનારું
**શોકપગલું** ન૰ મરેલી શોક નડે નહિ એ માટે ગળામાં પહેરાતું મંતરેલું માદળિયું
**શોકાગ્નિ** પું૰ શોકરૂપી અગ્નિ
**શોકાતુર** વિ૰ શોકાર્ત
**શોકાર્ત(-ર્ત્ત)** વિ૰ શોકથી પીડિત
**શોકાવિષ્ટ** વિ૰ શોકથી ઘેરાયેલું
**શોખ** પું૰ હોંસ; ઇચ્છા; કોડ (૨) મોજમજા; રંગબાજી
**શોખી,૰ન** વિ૰ શોખ કરનારું; શોખ મારનારું
**શોખીલું** વિ૰ શોખીન
**શોગ** પું૰ શોક
**શોગઠાબાજી** સ્ત્રી૰ એક રમત
**શોગટી** સ્ત્રી૰ શોગઠાબાજીનું મહોરું
**શોગઠું** ન૰ શોગઠાબાજીનું મહોરું
**શોગિયું** વિ૰ શોકવાળું; શોક કરનારું
**શોચ** પું૰ શોક (૨) ફિકર (૩) પસ્તાવો
**શોચક** વિ૰ શોચ કરાવનારું
**શોચન** ન૰ શોચ કરવો તે
**શોચના** સ્ત્રી૰ શોચ
**શોચનીય** વિ૰ શોચ કરવાયોગ્ય
**શોચવું** સ૰ ક્રિ૰ શોચ કરવો
**શોચ્ય** વિ૰ શોચનીય
**શોણિત** ન૰ લોહી
**શોથ** પું૰ સોજો
**શોધ** પું૰; સ્ત્રી૰ શોધવું તે; ખોળ; તપાસ (૨) શોધેલી વસ્તુ
**શોધક** વિ૰ (૨) પું૰ શોધ કરનાર
**શોધકો** પું૰ દૂત; જાસૂસ
**શોધખોળ** સ્ત્રી૰ શોધવું તે; તપાસ કરવી તે
**શોધન** ન૰ શોધવું તે (૨) સ્વચ્છ કરવું તે (૩) પરીક્ષા
**શોધવું** સ૰ ક્રિ૰ ખોળવું; તપાસ કરવી (૨) પરીક્ષા કરવી (૩) દોષ દૂર કરવા; શુદ્ધ કરવું (૪) ન જાણેલી વસ્તુ નવી ખોળી કાઢવી
**શોધાઈ** સ્ત્રી૰ શોધવાનું મહેનતાણું
**શોધાશોધ** સ્ત્રી૰ ખોળંખોળા
**શોધિત** વિ૰ શોધેલું (૨) તપાસેલું (૩) શુદ્ધ કરેલું
**શોભન** વિ૰ સુશોભિત; સુંદર (૨) મંગળ
**શોભવું** અ૰ ક્રિ૰ સુંદર દેખાવું (૨) છાજવું; લાયક હોવું કે દેખાવું
**શોભા** સ્ત્રી૰ સુંદર દેખાવ; સૌંદર્ય (૨) પ્રતિષ્ઠા; આબરૂ
**શોભાયમાન** વિ૰ શોભીતું; શોભાવાળું
**શોભિત** વિ૰ સુંદર; શોભતું (૨) શણગારાયેલું
**શોભીતું** ન૰ શોભતું; સારું દેખાતું
**શોર** પું૰ કોલાહલ; ઘોંઘાટ
**શોરબકોર** પું૰ કોલાહલ
**શોષ** પું૰ પ્યાસ; સોસ
**શોષક** વિ૰ શોષી લેનારું
**શોષણ** ન૰ શોષવું તે; શોષાવું તે
**શોષવું** સ૰ ક્રિ૰ ચૂસી લેવું; ચૂસી સૂકું કરી નાખવું
**શોષિત** વિ૰ શોષાઈ ગયેલું
**શોંઢવું** અ૰ ક્રિ૰ જુઓ સોંઢવું
**શૌચ** ન૰ સ્વચ્છતા; પવિત્રતા (૨) મલોત્સર્ગ
**શૌચકૂપ** પું૰ પાયખાનું; સંડાસ
**શૌચાચાર** પું૰ શુદ્ધ કરવાનો વિધિ (૨) શૌચ જાળવવાનો આચાર
**શૌરસેની** સ્ત્રી૰ એક પ્રાકૃત ભાષા
**શૌર્ય** ન૰ શૂરતા; પરાક્રમ; બહાદુરી
**શ્મશાન** ન૰ મડદાં બાળવાનું સ્થાન
**શ્મશાનભૂમિ(-મી)** સ્ત્રી૰ મસાણ
**શ્મશાનવૈરાગ્ય** પું૰ ક્ષણિક વૈરાગ્ય

**શ્મશ્રુ** સ્ત્રી૦ દાઢી (૨) મૂછ
**શ્યામ** વિ૦ કાળું (૨) પું૦ [સં.] શ્રીકૃષ્ણ
**શ્યામકર્ણ** પું૦ કાળા કાન અને કાળા પૂછડાવાળો ધોળો ઘોડો
**શ્યામકલ્યાણ** પું૦ એક રાગ
**શ્યામલ** વિ૦ લીલું (૨) કાળું; શામળું
**શ્યામસુંદર** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**શ્યામા** સ્ત્રી૦ સોળ વર્ષની જુવાન સ્ત્રી
**શ્યામિકા** સ્ત્રી૦ કાળાશ (૨) હલકી ધાતુનું મિશ્રણ
**શ્યેન** પું૦ બાજ
**શ્યેની** સ્ત્રી૦ બાજની માદા
**શ્રદ્ધા** સ્ત્રી૦ આસ્થા; વિશ્વાસ
**શ્રદ્ધાપૂર્વક** અ૦ શ્રદ્ધાથી
**શ્રદ્ધાવાદ** પું૦
**શ્રદ્ધાલુ(-ળુ)** વિ૦ શ્રદ્ધાવાળું
**શ્રદ્ધાંજલિ** સ્ત્રી૦ શ્રદ્ધાપૂર્વક આપેલી અંજલિ (શ્રાદ્ધ તરીકે)
**શ્રદ્ધેય** વિ૦ શ્રદ્ધા રાખવાયોગ્ય
**શ્રમ** પું૦ મહેનત
**શ્રમ(-મોપ)જીવી** વિ૦ શારીરિક શ્રમ કરીને ગુજરાન મેળવનાર (બુદ્ધિજીવીથી ઊલટું)
**શ્રમણ** પું૦ બૌદ્ધ અથવા જૈન સાધુ
**શ્રમવિભાગ** પું૦ મહેનતની વહેંચણી
**શ્રમસાધ્ય** વિ૦ શ્રમ કરવાથી જ મળી શકે એવું
**શ્રમિત** વિ૦ થાકેલું
**શ્રમોપજીવી** વિ૦ જુઓ શ્રમજીવી
**શ્રવણ** ન૦ સાંભળવું તે (૨) વેદાધ્યયન (૩) બાવીસમું નક્ષત્ર (૪) પું૦ કાન (૫) પું૦ (સં.) અંધ માબાપને કાવડમાં બેસાડી તીર્થયાત્રા કરાવનાર-અંધક મુનિનો પુત્ર
**શ્રવણગોચર** વિ૦ કાનથી સાંભળી શકાય તેવું
**શ્રવણેંદ્રિય** સ્ત્રી૦ કાન
**શ્રવ્ય** વિ૦ સાંભળી શકાય તેવું; સાંભળવાયોગ્ય
**શ્રાદ્ધ** ન૦ પિતૃઓની તૃપ્તિ માટે શ્રદ્ધાથી કરાતી તર્પણક્રિયા
**શ્રાદ્ધકર્મ** ન૦ શ્રાદ્ધક્રિયા
**શ્રાદ્ધક્રિયા** સ્ત્રી૦ શ્રાદ્ધ કરવું તે (૨) શ્રાદ્ધની ક્રિયા
**શ્રાદ્ધદિન** પું૦ શ્રાદ્ધનો દિવસ
**શ્રાવક** વિ૦ સાંભળનાર (૨) પું૦ જૈન કે બૌદ્ધ ગૃહસ્થ
**શ્રાવણ** પું૦ વિક્રમસંવતનો દસમો મહિનો
**શ્રાવણી** સ્ત્રી૦ શ્રાવણ મહિનાની પૂનમ; બળેવ
**શ્રાવિકા** સ્ત્રી૦ જૈન કે બૌદ્ધ ધર્મની ગૃહસ્થાશ્રમ પાળતી સ્ત્રી
**શ્રાવ્ય** વિ૦ સાંભળવાયોગ્ય
**શ્રાંત** વિ૦ થાકેલું
**શ્રાંતિ** સ્ત્રી૦ થાક
**શ્રી** પું૦ લખાણના આરંભમાં વપરાતો મંગળ શબ્દ (૨) નામની આગળ લગાડાતો આદર કે પૂજ્યભાવ બતાવનારો શબ્દ (૩) એક રાગ (૪) સ્ત્રી૦ (સં.) લક્ષ્મી (૫) સૌંદર્ય; શોભા (૬) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ
**શ્રીકંઠ** પું૦ (સં.) શિવ; મહાદેવ
**શ્રીકાર** વિ૦ સુંદર; મઝેનું; ઉત્તમ (૨) પું૦ શ્રી શબ્દ
**શ્રીકાંત** પું૦ (સં.) વિષ્ણુ
**શ્રીખંડ** પું૦ મોર (૨) શિખંડ (૩) ન૦ ચંદન
**શ્રીપાત** પું૦ સંન્યાસી; ત્યાગી
**શ્રીફળ** ન૦ નાળિયેર
**શ્રીમતી** વિ૦ સ્ત્રી૦ શ્રીમાનનું સ્ત્રીલિંગ
**શ્રીમંત** વિ૦ તવંગર; (૨) રાજાઓના નામ આગળ મુકાતો શબ્દ
**શ્રીમંતાઈ** સ્ત્રી૦ શ્રીમંતપણું
**શ્રીમાન** વિ૦ ધનવાન (૨) શોભાવાન (૩) નામની આગળ મુકાતો આદરસૂચક શબ્દ
**શ્રીમુખ** ન૦ ભવ્ય અને સુંદર મુખ; પૂજ્ય અને પવિત્ર પુરુષનું મુખ ('આપે પોતે, પોતાને મુખે' એ અર્થમાં વપરાય છે)
**શ્રીયુત** વિ૦ પુરુષના નામ આગળ મુકાતો આદરસૂચક શબ્દ
**શ્રીરંગ** પું૦ (સં.) વિષ્ણુ
**શ્રુત** વિ૦ સાંભળેલું
**શ્રુતલેખન** ન૦ સાંભળીને લખવું તે; 'ડિક્ટેશન'
**શ્રુતિ** સ્ત્રી૦ સાંભળવું તે (૨) કાન (૩) સાંભળેલી વાત; કિંવદંતી (૪) ધ્વનિ; અવાજ (૫) વેદ

**શ્રુતિકટુ** વિ૦ કાનને અપ્રિય લાગે તેવું
**શ્રુત્યનુપ્રાસ** પું૦ સજાતીય વ્યંજનોની આવૃત્તિ —એક શબ્દાલંકાર (કા. શા.)
**શ્રેઢી** સ્ત્રી૦ 'પ્રોગ્રેશન' (ગ.)
**શ્રેઢીફલ(–ળ)** ન૦*
**શ્રેણિ(–ણી)** સ્ત્રી૦ પંક્તિ; હાર
**શ્રેય** ન૦ મોક્ષ (૨) કલ્યાણ; હિત; શુભ
**શ્રેયસ્કર** વિ૦ શ્રેય કરે એવું
**શ્રેષ્ઠ** વિ૦ સર્વોત્તમ; ઉત્કૃષ્ટ
**શ્રેષ્ઠતા** સ્ત્રી૦
**શ્રેષ્ઠત્વ** ન૦
**શ્રેષ્ઠી** પું૦ શેઠ; મહાજનનો આગેવાન
**શ્રોણિ(–ણી)** સ્ત્રી૦ થાપો; નિતંબ
**શ્રોતા** પું૦ સાંભળનાર
**શ્રોતાજન** પું૦; ન૦ સાંભળનાર વર્ગ
**શ્રોતા(–તૃ)વર્ગ** પું૦ સાંભળનારો સમુદાય
**શ્રોત્ર** પું૦; ન૦ કાન
**શ્રોત્રિય** વિ૦ વેદ ભણેલો (૨) પું૦ વેદાભ્યાસી બ્રાહ્મણ
**શ્રોત્રી** વિ૦ (૨) પું૦ જુઓ શ્રોત્રિય
**શ્રોત્રિયત્વ** ન૦
**શ્રૌત** વિ૦ કાનને લગતું (૨) વેદ સંબંધી; વેદે ફરમાવેલું
**શ્લાઘા** સ્ત્રી૦ પ્રશંસા
**શ્લાઘ્ય** વિ૦ વખાણવાયોગ્ય; પ્રશંસાપાત્ર
**શ્લિષ્ટ** વિ૦ જોડેલું; ભેટેલું; મળેલું (૨) શ્લેષવાળું
**શ્લિષ્ટતા** સ્ત્રી૦
**શ્લેષ** પું૦ બે અર્થવાળા શબ્દોનો પ્રયોગ (૨) આલિંગન
**શ્લેષ્મ** ન૦ કફ
**શ્લોક** પું૦ ચાર ચરણનું પદ (૨) અનુષ્ટુભ છંદનું પદ (૩) (સમાસને અંતે) કીર્તિ; યશ (ઉદા૦ પુણ્યશ્લોક)
**શ્લોકબદ્ધ** વિ૦ શ્લોકમાં ગોઠવેલું કે રચેલું
**શ્લોકાર્ધ** પું૦ શ્લોકનો અર્ધ ભાગ
**શ્વપચ** પું૦ ચંડાળ
**શ્વપાક** પું૦ ચંડાળ
**શ્વશુર** પું૦ સસરો
**શ્વસન** ન૦ શ્વાસ લેવો તે
**શ્વસિત** વિ૦ શ્વાસ દ્વારા લીધેલું કે મૂકેલું (૨) હાંફી ગયેલું (૩) ન૦ શ્વાસ
**શ્વાન** પું૦ કૂતરો
**શ્વાનનિદ્રા** સ્ત્રી૦ કૂતરાની ઊંઘ; અર્ધજાગ્રત અવસ્થા
**શ્વાનવૃત્તિ** સ્ત્રી૦ હડે થવા છતાં ટુકડો મળતાં દોડવાની વૃત્તિ
**શ્વાપદ** ન૦ શિકારી પ્રાણી
**શ્વાસ** પું૦ નાકથી વાયુ લેવોમૂકવો તે (૨) દમ; હાંફ
**શ્વાસનળી** સ્ત્રી૦ શ્વાસ જેની મારફતે ફેફસાંમાં જાય છે તે નળી
**શ્વાસોચ્છ્વાસ** પું૦ શ્વાસ લેવો અને મૂકવો તે
**શ્વેત** વિ૦ સફેદ
**શ્વેતકેતુ** પું૦ (સં.) ઉદ્દાલક મુનિનો પુત્ર
**શ્વેતદ્વીપ** પું૦ પુરાણો પ્રમાણે ભૂમંડલના અઢાર ભાગોમાંનો એક
**શ્વેતપિંડ** પું૦ 'પીટ્યુટરી ગ્લૅન્ડ'
**શ્વેતાંબર** પું૦ સફેદ વસ્ત્રવાળો; જૈન ધર્મનો એ નામનો એક વિભાગ
**શ્વેતાંબરી** વિ૦ શ્વેતાંબરોનું;–ને લગતું

# ષ

**ષ** પું૰ ચાર ઊષ્માક્ષરોમાંનો બીજો
**ષકાર** પું૰ ષ અક્ષર કે તેનો ઉચ્ચાર
**ષકારાંત** વિ૰ છેડે ષવાળું
**ષટ** વિ૰ છ
**ષટ્ક** ન૰ છનો સમૂહ
**ષટ્કર્ણ** વિ૰ છ કાન વડે સંભળાયેલું (કહેનાર અને સાંભળનાર એ બે સિવાય ત્રીજાએ સાંભળેલું)
**ષટ્કર્મ** ન૰ બ૰ વ૰ છ કર્મ (બ્રાહ્મણનાં: અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન અને યાજન (૨) તાંત્રિક છ કર્મ: જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન અને વિધ્વંસન (૩) યોગનાં: ધૌતિ, બસ્તી, નેતી, નૌલી, ત્રાટક અને કપાલભાતી)
**ષટ્કોણ** પું૰ છ ખૂણાવાળી આકૃતિ;'હેક્ઝેગૉન' (ગ.)
**ષટ્કોણાકૃતિ** સ્ત્રી૰ ષટ્કોણ
**ષટ્ચક્ર** ન૰ બ૰ વ૰ શરીરમાં ગુદાથી બ્રહ્મરંધ્ર સુધીનાં મનાતાં છ ચક્રો (યોગ)
**ષટ્ચક્રી** વિ૰ ષટ્ચક્રવાળું
**ષટ્પદ** વિ૰ છ પગવાળું (૨) છ પદવાળું (કાવ્ય) (૩) ભમરો
**ષટ્પદી** વિ૰ છ પદવાળું (૨) સ્ત્રી૰ ભમરી (૩) છ પદવાળું કાવ્ય
**ષટ્શાસ્ત્ર** ન૰ બ૰ વ૰ જુઓ ષડ્દર્શન
**ષડંગ** ન૰ બ૰ વ૰ વેદનાં છ અંગ ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ)
**ષડાનન** પું૰ (સં.) કાર્તિકેય
**ષડ્ઋતુ** સ્ત્રી૰ છ ઋતુઓ (વસંત, ગ્રીષ્મ, વર્ષા શરદ, હેમંત અને શિશિર)
**ષડ્ગુણ** પું૰ બ૰ વ૰ છ ગુણ (રાજ્યનીતિના: સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સમાશ્રય. ઈશ્વરના: ધર્મ, યશ, વીર્ય, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય)
**ષડ્જ** પું૰ સંગીતના સપ્તસ્વરોમાંનો પહેલો
**ષડ્દર્શન** ન૰ બ૰ વ૰ વૈદિક તત્ત્વજ્ઞાનનાં છ દર્શનો (સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાંત)
**ષડ્ભાગ** પું૰ છઠ્ઠો ભાગ (૨) પહેલાંના વખતમાં મહેસૂલ તરીકે લેવાતો ઊપજનો છઠ્ઠો ભાગ
**ષડ્ભુજ** વિ૰ છ ભુજાવાળો (૨) પું૰ ષટ્કોણ
**ષડ્ભુજા** વિ૰ સ્ત્રી૰ (સં.) દુર્ગા
**ષડ્યંત્ર** ન૰ કાવતરું
**ષડ્રસ** પું૰ બ૰ વ૰ છ રસ (મીઠો, ખારો, ખાટો, તીખો, કડવો અને તૂરો)
**ષડ્રાગ** પું૰ બ૰ વ૰ છ મુખ્ય રાગ (જુઓ ખટરાગ) [સંગીત]
**ષડ્રિપુ** પું૰ બ૰ વ૰ મનુષ્યના છ આંતર શત્રુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર)
**ષષ્ઠ** વિ૰ છઠ્ઠો
**ષષ્ઠાંશ** પું૰ છઠ્ઠો ભાગ
**ષષ્ઠી** સ્ત્રી૰ છઠ (૨) છઠ્ઠી વિભક્તિ (૩) બાળકના જન્મનો છઠ્ઠો દિવસ
**ષણ્ણુ(-ણ્ણો)** પું૰ ષકાર
**ષંઢ** પું૰ નપુંસક
**ષોડશ** વિ૰ સોળ
**ષોડશકલા(-ળા)** સ્ત્રી૰ બ૰ વ૰ (ચંદ્રની) સોળ કળાઓ
**ષોડશોપચાર** પું૰ બ૰ વ૰ પૂજનના ૧૬ ઉપચાર (આવાહન, આસન, અર્ઘ્યપાદ્ય, આચમન, મધુપર્ક, સ્નાન, વસ્ત્રાભરણ, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય તાંબૂલ, પરિક્રમા, વંદન)

# સ

**સ** પું૰ ચાર ઊષ્માક્ષરોમાંનો ત્રીજો
**સઈ** પું૰ દરજી
**સઈસ** પું૰ ઘોડાવાળો; રાવત
**સકડવું** સ૰ ક્રિ૰ તાણીને બાંધવું
**સક(-ગ)ન** સ્ત્રી૰ જુઓ શકુન
**સકરકંદ** ન૰ મીઠા સ્વાદવાળું એક કંદ
**સક(-ક્ક)રટેટી** સ્ત્રી૰ જુઓ શકરટેટી
**સક(-ક્કરપારો)** પું૰ જુઓ શકરપારો
**સકર્મક** વિ૰ જેને કર્મ હોય તેવું (ક્રિયાપદ)
**સકર્મી** વિ૰ ભાગ્યશાળી
**સકલ(-ળ)** વિ૰ સર્વ; તમામ
**સકલાત** સ્ત્રી૰ એક જાતનું ઊનનું કાપડ; બનાત
**સકળ** વિ૰ જુઓ સકલ
**સકંચો(-જો)** પું૰ અપરાધીઓને શિક્ષા કરવાનો એક સંચો; હેડ; સખત પકડવાનું યંત્ર (૨) [લા.] કાબૂ
**સકંટક** વિ૰ કાંટાવાળું (૨) વિઘ્નવાળું
**સકંપ** વિ૰ કંપયુક્ત; ધ્રૂજતું
**સકામ** વિ૰ કામનાવાળું; કામનાથી કરેલું (૨) ફળની ઇચ્છાવાળું (૩) સ્વાર્થબુદ્ધિવાળું
**સકાર** પું૰ સ અક્ષર કે તેનો ઉચ્ચાર (૨) ઢંગ; આવડ (૩) સ્વાદ; સત્ત્વ
**સકારણ** વિ૰ કારણવાળું
**સકારવું** સ૰ ક્રિ૰ સ્વીકારવું
**સકારાંત** વિ૰ છેડે સવાળું
**સકારો** પું૰ તારને સરખા રાખવા તાણામાં નાખેલી લાકડી કે ચીપ
**સક્ક(-ક્કા)ઈ** વિ૰ સિક્કાદાર; ઊંચી જાતનું; બનાવટી નહિ તેવું (૨) સુંદર; મજેનું
**સક્કર** સ્ત્રી૰ સાકર; ખાંડ
**સક્કરખોર** પું૰ સાકર ખાનારો જીવડો (૨) મીઠી વસ્તુઓ બહુ ભાવતી હોય તેવો માણસ
**સક્કરટેટી** સ્ત્રી૰ જુઓ શકરટેટી
**સક્કરપારો** પું૰ જુઓ શકરપારો
**સક્કસ** વિ૰ સારી રીતે કસેલું; સખત
**સક્કાઈ** વિ૰ જુઓ સક્કઈ
**સક્કાદાર** વિ૰ જુઓ શક્કાદાર
**સક્કો** પું૰ સિક્કો (૨) શાખ; છાપ (૩) ચહેરો (૪) રોફ; ભપકો (૫) પથ્થરની લખોટી
**સક્રિય** વિ૰ ક્રિયાયુક્ત; અમલી
**સખ** ન૰ સુખ; જંપ
**સખણું** વિ૰ અડપલું નહિ તેવું; સાલસ (૨) જંપવાળું; ઉધમાત વિનાનું
**સખત** વિ૰ કઠણ (૨) દૃઢ; મજબૂત (૩) કઠોર (૪) મુશ્કેલ
**સખતળી** સ્ત્રી૰ જોડાની અંદર નાખવામાં આવતું નરમ છૂટું પડ; સુખતળી
**સખતાઈ** સ્ત્રી૰ સખતી
**સખતી** સ્ત્રી૰ કડકાઈ; કઠોરતા (૨) જુલમ (૩) બંધી; પ્રતિબંધ
**સખળડખળ** વિ૰ ઢીલું પડી ગયેલું; હાલતું
**સખા** પું૰ મિત્ર
**સખાત** સ્ત્રી૰ (ફા.) ભાઈબંધી; દોસ્તીદાવો
**સખાવત** સ્ત્રી૰ દાન; ખેરાત (૨) ઉદારતા
**સખાવતી** વિ૰ દાની; ઉદાર (૨) સખાવતનું
**સખી** વિ૰ દાની; ઉદાર (૨) સ્ત્રી૰ સાહેલી
**સખીભાવ** પું૰ સખી કે પત્નીનો ભાવ (ઇષ્ટની ભક્તિ કરવામાં)
**સખેદ** વિ૰ ખેદયુક્ત; (૨) અ૰ ખેદ સાથે
**સખ્ત** વિ૰ જુઓ સખત

**સખ્તાઈ** સ્ત્રી૦ જુઓ સખતાઈ
**સખ્તી** સ્ત્રી૦ જુઓ સખતી
**સખ્ય** ન૦ મિત્રતા; પ્રીતિ
**સગ** સ્ત્રી૦ (કા.) દીવાની જ્યોત; શગ
**સગટો** પું૦ સાલ્લો પહેરતાં કૂખે ખોસવાનો છેડો
**સગડ** પું૦; સ્ત્રી૦ ખબર; બાતમી; પત્તો (૨) પગેરું
**સગડી** સ્ત્રી૦ જુઓ શગડી
**સગડો** પું૦ ચાળેલો ઘઉંનો લોટ
**સગણ** પું૦ પહેલા બે અક્ષર લઘુ અને ત્રીજો ગુરુ આવે તેવો ગણ (છંદશાસ્ત્ર) (૨) પૂંઠ; કેડો
**સગન** પું૦ હળના દાંડાને ધૂંસરું બાંધવા મારેલો ખીલો
**સગપણ** ન૦ સગાઈ; લોહીનો સંબંધ (૨) વિવાહ; વાગ્દાન
**સગર** પું૦ (સં.) એક પ્રખ્યાત સૂર્યવંશી રાજા
**સગરણ** સ્ત્રી૦ પ્રસંગ; સંજોગ
**સગરામ** પું૦; ન૦ એક વાહન; સિગરામ
**સગર્ભા** વિ૦ સ્ત્રી૦ ગર્ભવતી; ભારેવાઈ
**સગર્વ** વિ૦ ગર્વયુક્ત (૨) અ૦ ગર્વ સહિત
**સગવડ** સ્ત્રી૦ જોગવાઈ; અનુકૂળતા
**સગવણ** સ્ત્રી૦ સંભાળ
**સગવાડ** સ્ત્રી૦ સગપણ
**સગાઈ** સ્ત્રી૦ જુઓ સગપણ
**સગાંસાંઈ** ન૦ બ૦ વ૦ સગાંવહાલાં
**સગીર** વિ૦ (કાયદા પ્રમાણે) કાચી ઉંમરનું
**સગુણ** વિ૦ ગુણયુક્ત (૨) આકાર વગેરે ગુણવાળું
**સગુરું** વિ૦ ગુરુવાળું
**સગું** વિ૦ એક લોહીનું કે લગ્નસંબંધથી જોડાયેલું (૨) તેવું માણસ
**સગુંવહાલું** ન૦ સગું; સંબંધી
**સગુંસહોદર** ન૦ એક કુટુંબનું માણસ
**સગુંસંબંધી** ન૦ સગું અને સંબંધી
**સગુંસાગવું** ન૦ સગુંસંબંધી
**સગોત્ર(-ત્રી)** વિ૦ એક ગોત્રનું
**સઘન** વિ૦ ગાઢ; ઘન (૨) નક્કર
**સઘનતા** સ્ત્રી૦
**સઘળું** વિ૦ સકળ; બધું; તમામ
**સચરાચર** વિ૦ સ્થાવર, જંગમ, બધું (૨) અ૦ સર્વત્ર
**સચિ(-ચી)** સ્ત્રી૦ (સં.) શચી; ઇંદ્રાણી
**સચિત્ર** વિ૦ ચિત્રવાળું
**સચિવ** પું૦ પ્રધાન; વજીર
**સચિંત** વિ૦ ચિંતાયુક્ત (૨) અ૦ ચિંતા સાથે
**સચી** સ્ત્રી૦ (સં.) સચિ; ઇંદ્રાણી
**સચેત,૦ન** વિ૦ ચેતનાવાળું (૨) સાવધ
**સચેષ્ટ** વિ૦ ચેષ્ટાયુક્ત
**સચૈલ** વિ૦ કપડાં સહિત
**સચોટ** વિ૦ અચૂક; નિષ્ફળ ન જાય એવું (૨) અ૦ ચૂકે નહિ તેવી રીતે
**સચોડું** વિ૦ બધું; સમૂળગું (૨) અ૦ તદ્દન; બિલકુલ
**સચ્ચરિત(-ત્ર)** વિ૦ સદાચારી (૨) ન૦ સદ્વર્તન; સદાચાર
**સચ્ચાઈ** સ્ત્રી૦ સાચાપણું; પ્રમાણિકતા
**સચ્ચિદ** ન૦ સત્ અને ચિત્સ્વરૂપ
**સચ્ચિદાનંદ** પું૦ સત્, ચિત્ અને આનંદરૂપ બ્રહ્મ; પરમાત્મા
**સચ્ચું** વિ૦ સાચું
**સજ(-જ્જ)** વિ૦ જુઓ સજ્જ
**સજગ** વિ૦ જાગૃત; સાવધાન
**સજ(-જ્જ)ડ** વિ૦ મજબૂત; દૃઢ; સખ્ત
**સજની** સ્ત્રી૦ સખી (૨) પ્રિયા
**સજલ(-ળ)** વિ૦ જળવાળું (૨) આંસુથી ભરેલું
**સજવું** સ૦ ક્રિ૦ ધારણ કરવું (૨) શણગારવું (૩) તૈયાર કરવું
**સજળ** વિ૦ જુઓ સજલ
**સજા** સ્ત્રી૦ શિક્ષા; દંડ; નસિયત
**સજાઈ** સ્ત્રી૦ સામગ્રી
**સજાત** વિ૦ કુલીન; ખાનદાન
**સજાતીય** વિ૦ એક જાતિ કે વર્ગનું
**સજાત્ય** ન૦ સગપણ (૨) 'સિમિલિટયૂડ' (ગ.)
**સજાત્યકેંદ્ર** ન૦ 'સેન્ટર ઑફ સિમિલિટયૂડ' (ગ.)
**સજાત્યરેખા** સ્ત્રી૦ 'લાઈન ઑફ સિમિલિટયૂડ' (ગ.)
**સજાપો** પું૦ તંદુરસ્તી; આરોગ્ય
**સજાય** સ્ત્રી૦ શિખામણ
**સજાયો** પું૦ અગ્રો; છર
**સજાવટ** સ્ત્રી૦ સજવાની ઢબ

**સજાવર** વિ૦ યોગ્ય; લાયક
**સજાવાર** વિ૦ સજા કરવાયોગ્ય
**સજીવ** વિ૦ જીવવાળું; જીવતું
**સજીવતા** સ્ત્રી૦
**સજીવન** વિ૦ જીવતું
**સજીવારોપણ** ન૦ નિર્જીવમાં સજીવપણાનો આરોપ કરવો તે
**સજોડ** વિ૦ જોડીદાર સહિત (સ્ત્રીપુરુષ બંને)
**સજોડે** અ૦ પતિ કે પત્નીની સાથે
**સજ્જ** વિ૦ (સજીને) તૈયાર થયેલું
**સજ્જડ** વિ૦ જુઓ સજડ
**સજ્જન** પું૦ સભ્ય; ખાનદાન કે સદાચારી માણસ (૨) ન૦ સજ્જ કરવું તે
**સજ્જનતા** સ્ત્રી૦
**સજ્જા** સ્ત્રી૦ શય્યા (૨) તેરમાને દિવસે અપાતું ખાટલા અને પથારીનું દાન (૩) બખતર (૪) પોશાક
**સજ્જિત** વિ૦ સજ્જ થયેલું કે કરેલું
**સટ** પું૦ સમાન વસ્તુઓનો સમૂહ (૨) અ૦ ઝટ; એકદમ
**સટકણિયું** વિ૦ જુઓ સટકણું
**સટકણું** વિ૦ સટકી જાય તેવું (૨) ન૦ નાસવું તે
**સટકવું** અ૦ ક્રિ૦ નાસી જવું (૨) સરી જવું; ખસી પડવું
**સટકિયું** વિ૦ ન૦ સટકે તેવું (૨) ન૦ ઝટ સરે એવી ગાંઠ (૩) ઉંદરડી
**સટકો** પું૦ લાકડી; સોટી
**સટરપટર** વિ૦ અવ્યવસ્થિત; વેરણછેરણ (૨) અવ્યવસ્થિતપણે
**સટવું** અ૦ ક્રિ૦ સટકવું
**સટાક** સ્ત્રી૦ સટાકો; કોરડો (૨) તેનો અવાજ (૩) અ૦ તેનો અવાજ થાય તેમ (૪) ઝટ; ત્વરાથી
**સટાકાબંધ** અ૦ સપાટાબંધ
**સટાકો** પું૦ કોરડાનો અવાજ (૨) કોરડો
**સટીક** વિ૦ ટીકાવાળું
**સટોડિ(-રિ)યો** પું૦ સટ્ટો કરનારો
**સટોસટ** અ૦ ઉપરાઉપરી
**સટ્ટાખોર** વિ૦ સટોરિયો
**સટ્ટાખોરી** સ્ત્રી૦ સટ્ટાની લત
**સટ્ટાબાજ** વિ૦ સટોરિયો; સટ્ટાખોર
**સટ્ટાબાજી** સ્ત્રી૦ સટ્ટાખોરી
**સટ્ટો** પું૦ લાભનું લેખું માંડીને કરેલું સોદાનું સાહસ
**સઠલ** વિ૦ શિથિલ; નરમ
**સડ,૦ક** વિ૦ જડ; સ્થિર (૨) સ્તબ્ધ; દિઙ્મૂઢ (૩) અ૦ ઝડપથી
**સડક** સ્ત્રી૦ પાકો રસ્તો
**સડકો** પું૦ આંગળાંથી પ્રવાહી પદાર્થ મોંમાં લેતાં થતો અવાજ (૨) નાકમાં જોરથી વાયુ ખેંચતાં થતો અવાજ
**સડંજોડ** વિ૦ અઢી (સંકેત)
**સડઝોડ** પું૦ દુરાગ્રહી; પોતાના મતને ઝોડની પેઠે વળગી રહેનારું
**સડવું** અ૦ ક્રિ૦ કોહી જવું
**સડસઠ** વિ૦ '૬૭'
**સડસડ** અ૦ (રવ૦) કડકડતા પ્રવાહીનો અવાજ
**સડસડવું** અ૦ ક્રિ૦ સડસડ એવા અવાજથી ઊકળવું કે બળવું
**સડસડાટ** પું૦ (રવ૦) સડસડ એવો અવાજ (૨) અ૦ સપાટાબંધ; રેલાની માફક
**સડાક** અ૦ જલદી
**સડાકો** પું૦ ચાબૂકનો અવાજ (૨) સડકો
**સડિયો** પું૦ અળવીના પાનનો દાંડો (૨) અળવીનો છોડ (૩) તેનું પાન
**સડો** પું૦ કોહવાટ; બગાડો (૨) [લા.] દુરાચરણ; ભ્રષ્ટાચાર
**સઢ** પું૦ પવન ભરાઈને વહાણને ગતિ મળે તે માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતું કપડું
**સણકો** પું૦ શૂળ ભોંકાતી હોય એવું દરદ (૨) મનનો તરંગ
**સણગટ** પું૦ ઘૂંઘટ
**સણગો** પું૦ ફણગો; અંકુર
**સણસણ** અ૦ (રવ૦) ઊકળતા પાણીનો અવાજ
**સણસણવું** અ૦ ક્રિ૦ સણસણ અવાજ થવો
**સણસણાટ** પું૦ પાણી બળતાં કે હવા ચિરાતાં થતો અવાજ
**સણસાર(-રો)** પું૦ જુઓ અણસારો

**સણુસારવું** સ૦ ક્રિ૦ અણુસારો કરવો (૨) બળદ, ઘોડા વગેરે જોરથી ચલાવવા (૩) રાશ, લગામ વગેરે હલાવવાં

**સણુસારો** પું૦ સણુસાર; અણુસારો

**સણિયું** વિ૦ ચતુર

**સણીજી** સ્ત્રી૦ મા

**સણીજું** વિ૦ સગપણના સંબંધવાળું

**સણીજો** પું૦ બાપ

**સત્** વિ૦ (સમાસની શરૂઆતમાં) સાચું (૨) સારું (૩) અસ્તિત્વવાળું (૪) યથાર્થ

**સત** વિ૦ જુઓ સત્ (૨) અસ્તિત્વ (૩) ન૦ સાચાપણું (૪) સાર (૫) સતીત્વનો જુસ્સો

**સતજુગ** પું૦ જુઓ સત્યયુગ

**સતજુગિયું** વિ૦ સતજુગનું (૨) સત્યવાદી; ધર્માત્મા

**સતત** વિ૦ હંમેશ ચાલુ (૨) કાયમી (૩) અ૦ હમેશાં; નિરંતર

**સતમી** સ્ત્રી૦ માલનું ભરતિયું (૨) રવાનચિઠ્ઠી

**સતર** સ્ત્રી૦ લીટી; ઓળ; હાર

**સતસાઈ** સ્ત્રી૦ જુઓ શતસાઈ

**સતાણુ** વિ૦ ખેંચીને પકડેલું; તંગ

**સતાપ(-બ)** સ્ત્રી૦ એક વનસ્પતિ

**સતામ(-વ)ણી** સ્ત્રી૦ સતાવવું તે; પજવણી

**સતાર** પું૦; સ્ત્રી૦ એક તંતુવાદ્ય

**સતારો** પું૦ જુઓ સિતારો

**સતાવણી** સ્ત્રી૦ જુઓ સતામણી

**સતાવવું** સ૦ ક્રિ૦ પજવવું

**સતિસપ્તમી** સ્ત્રી૦ ક્રિયાપદે બતાવેલી ક્રિયા કઈ પરિસ્થિતિમાં થઈ હતી તે બતાવતા કૃદંતનો અને તેના વિશેષ્યનો સાતમી વિભક્તિમાં પ્રયોગ (વ્યા.)

**સતિયું** વિ૦ સત્યવાદી; પ્રમાણિક

**સતી** સ્ત્રી૦ પતિવ્રતા (૨) મૃત પતિ સાથે ચિતામાં બળનારી સ્ત્રી (૩) [સં.] પાર્વતી (૪) ગાયત્રી

**સતીત્વ** ન૦

**સતું** વિ૦ સાચું; સત્યમાર્ગે ચાલનારું (૨) હયાત; ચાલતું

**સતેજ** વિ૦ (વધારે) પ્રકાશયુક્ત કે સળગતું (૨) ઉત્સાહયુક્ત

**સતોસતિયું** વિ૦ ભલીવાર વગરનું; ઠામ-ઠેકાણા વગરનું (૨) બારોબારિયું; કોઈને માથે નહિ એવું

**સત્કર્મ** ન૦ સારું કામ

**સત્કારવું** સ૦ ક્રિ૦ સત્કાર કરવો

**સત્કાર્ય** ન૦ સારું કાર્ય

**સત્તમ** વિ૦ ઉત્તમ; શ્રેષ્ઠ

**સત્તર** વિ૦ '૧૭'

**સત્તા** સ્ત્રી૦ સ્વામિત્વ; માલકી (૨) અધિકાર; હક (૩) અમલ (૪) બળ; જોર

**સત્તાણુ(-ણું)** વિ૦ '૯૭' (૨) ત્રણનો સંકેત

**સત્તાધારી** વિ૦ સત્તાવાન

**સત્તાધિકારી** વિ૦ સત્તા અને અધિકારવાળું (૨) પું૦ અધિકારી; અમલદાર

**સત્તાધીશ** વિ૦ (૨) પું૦ જુઓ સત્તાધિકારી

**સત્તાબળ** ન૦ અધિકારનું બળ (૨) બળ; શક્તિ

**સત્તાલોભ** પું૦ સત્તાનો લોભ

**સત્તાલોભી** વિ૦ સત્તાનું લોભી

**સત્તાવન** વિ૦ '૫૭'

**સત્તાવાદ** પું૦ સત્તાની કલ્યાણકારિતામાં માન્યતા

**સત્તાવાદી** વિ૦ (૨) પું૦ સત્તાવાદમાં માનનાર

**સત્તાવાન** વિ૦ સત્તાવાળું

**સત્તાવીસ** વિ૦ '૨૭'

**સત્તુ** પું૦ સાથવો

**સત્તો** પું૦ સાતના આંકવાળું પત્તું કે પાસો

**સત્ત્વ** ન૦ અસ્તિત્વ (૨) અંતઃકરણ (૩) સાર; તત્ત્વ (૪) સદ્‌ગુણ (૫) બળ; પરાક્રમ (૬) પ્રાણી

**સત્ત્વગુણ** પું૦ પ્રકૃતિના ત્રણ ગુણમાંનો પ્રથમ (જુઓ ત્રિગુણ)

**સત્ત્વ(૦સં)શુદ્ધિ** સ્ત્રી૦ અંતઃકરણની શુદ્ધિ

**સત્પથ** પું૦ સન્માર્ગ

**સત્પાત્ર** વિ૦ યોગ્ય પાત્ર

**સત્પુરુષ** પું૦ સારો પુરુષ; સજ્જન

**સત્પ્રતિપક્ષ** પું૦ એક હેત્વાભાસ; પોતે જે સાધ્ય સિદ્ધ કરે છે તેનો જ અભાવ સિદ્ધ કરનાર બીજો સબળ વિરોધી હેતુ જેને હોય તે હેતુ (પ્ર. શા.)

**સત્ય** વિ૦ સાચું; વાસ્તવિક; ખરું (૨) ન૦ ખરાપણું; તથ્ય; સાચી વાત

**સત્યગ્રાહી** વિ૦ સત્ય ગ્રહણ કરનારું

**સત્યતા** સ્ત્રી૦

**સત્યત્વ** ન૦

**સત્યદર્શી** વિ૦ સત્ય જાણનારું
**સત્યપરાયણ** વિ૦ સત્યને જ વળગી રહેનારું
**સત્યપૂત** વિ૦ સત્ય વડે પવિત્ર થયેલું; સાચું
**સત્યભામા** સ્ત્રી૦ (સં.) સત્રાજિત રાજાની પુત્રી અને શ્રીકૃષ્ણની પટરાણીઓમાંની એક
**સત્યયુગ** પું૦ ચાર યુગમાંનો પ્રથમ; સતજુગ
**સત્યલોક** પું૦ સાત લોકમાંનો સૌથી ઉપલો લોક
**સત્યવક્તા** પું૦ સત્ય બોલનાર
**સત્યવાદી** વિ૦ સત્ય બોલનાર
**સત્યવાન** પું૦ (સં.) સાવિત્રીનો પતિ
**સત્યવ્રત** વિ૦ સત્ય બોલવાના વ્રતવાળું; સત્યનિષ્ઠ (૨) પું૦ ભીષ્મ
**સત્યાગ્રહ** પું૦ સત્યપાલનનો આગ્રહ (૨) તે અર્થે કરેલો સવિનય કાનૂનભંગ
**સત્યાગ્રહી** વિ૦ (૨) પું૦ સત્યાગ્રહ કરનાર
**સત્યાનાશ** ન૦ નખ્ખોદ; પાયમાલી
**સત્યાશી(–સી)** વિ૦ '૮૭'
**સત્યાંશ** પું૦ સત્યનો અંશ
**સત્ર** ન૦ યજ્ઞ શરૂ થઈ પૂરો થાય ત્યાંસુધીનો (૧૩ થી ૧૦૦ દિવસનો) સમય (૨) શાળાનો અભ્યાસનો સમય (૩) સદાવ્રત
**સત્રાંત** વિ૦ સત્રને અંતે આવતું કે બનતું (૨) પું૦ સત્રનો અંત
**સત્વર** વિ૦ ત્વરાયુક્ત (૨) અ૦ જલદી
**સત્વરતા** સ્ત્રી૦
**સત્સમાગમ** પું૦ સાધુસંત અથવા સજ્જનનો સમાગમ
**સત્સંગ** પું૦ સંત કે સજ્જનની સોબત
**સત્સંગી** વિ૦ સત્સંગ કરનારું (૨) પું૦ સત્સંગ કરનાર (૩) સ્વામીનારાયણ સંપ્રદાયનો અનુયાયી
**સથરપથર** અ૦ અવ્યવસ્થિત; વીખરાયેલું
**સથરાણ** ન૦ વિખેરી નાખવું તે (૨) લશ્કરની કતલ
**સથરામણ** સ્ત્રી૦ મનની શાંતિ
**સથવારો** પું૦ સાથ (૨) કાફલો (૩) કડિયાની એક જાતનો આદમી
**સદઅરવું** સ૦ ક્રિ૦ માનવું; પત કરવું
**સદડું** વિ૦ પ્રવાહી અને જાડું
**સદન** ન૦ ઘર; રહેઠાણ
**સદય** વિ૦ દયાળુ
**સદર** વિ૦ મુખ્ય; વડું; શ્રેષ્ઠ (૨) સદરહુ (૩) કુલ (સત્તા, પરવાનગી) (૪) ન૦ મોટી કચેરીવાળું કે હાકેમ રહેતો હોય તે સ્થળ (૫) પું૦ પ્રમુખ; સભાપતિ
**સદરઅદાલત** સ્ત્રી૦ વડી કચેરી
**સદરઅમીન** પું૦ જડજથી ઊતરતો વડો દેશી અમલદાર
**સદરપરવાનગી** સ્ત્રી૦ જેમ ફાવે તેમ કરવાની કુલ મુખત્યારી
**સદરબજાર** પું૦; સ્ત્રી૦; ન૦ મુખ્ય બજાર
**સદરહુ** વિ૦ આગળ જણાવેલું; પૂર્વોક્ત
**સદરો** પું૦ ટૂંકી બાંયનું પહેરણ
**સદવું** અ૦ ક્રિ૦ માફક આવવું
**સદસદ્‌વિવેક** પું૦ સારાનરસાનો ભેદ સમજવાની શક્તિ
**સદસ્ય** પું૦ સભાસદ
**સદસ્યા** સ્ત્રી૦ સ્ત્રી સભાસદ; સભ્યા
**સદળ** વિ૦ દળવાળું; જાડું
**સદળું** વિ૦ જુઓ સદળ (૨) ભારે
**સદંશ** પું૦ જુઓ સત્યાંશ
**સદા,૦કાળ** અ૦ હમેશાં
**સદાગ્રહ** પું૦ સત્યાગ્રહ
**સદાચરણ** ન૦ સારું આચરણ; સદ્વર્તન
**સદાચરણી** વિ૦ સદાચરણવાળું
**સદાચાર** પું૦ સારો આચાર; સદાચરણ; શિષ્ટ પુરુષોનો આચાર
**સદાચારી** વિ૦ સદાચારવાળો
**સદાનંદ** વિ૦ સદા આનંદમાં રહેનારું (૨) પું૦ પરમાત્મા
**સદારદા** અ૦ કારણ વિના
**સદાવડું** વિ૦ સમૂળગું; બધું; હમેશનું
**સદાવ્રત** ન૦ દીન ભૂખ્યાંને રોજ અન્ન આપવાનું વ્રત (૨) અન્નક્ષેત્ર
**સદાશિવ** વિ૦ હંમેશાં કલ્યાણકારી (૨) પું૦ (સં.) મહાદેવ
**સદાસર્વદા** અ૦ હમેશાં; સતત
**સદી** સ્ત્રી૦ સૈકો
**સદીસા** અ૦ વેળાસર; સવેળા
**સદૃશ** વિ૦ સમાન
**સદૃશતા** સ્ત્રી૦

**સદૃશીકરણ** ન૦ સદૃશ કરવું તે
**સદેહ** વિ૦ દેહ સહિત
**સદૈવ** અ૦ હમેશાં
**સદોદિત** વિ૦ નિત્ય પ્રકાશમય; નાશરહિત (૨) અ૦ સદા; સર્વદા
**સદોષ** વિ૦ દોષવાળું
**સદ્ગત** વિ૦ સારી ગતિ પામેલું; મૃત
**સદ્ગતિ** સ્ત્રી૦ સારી ગતિ; ઉત્તમ લોકની પ્રાપ્તિ
**સદ્ગુણ** પું૦ સારો ગુણ
**સદ્ગુણી** વિ૦ સદ્ગુણવાળું
**સદ્ગૃહસ્થ** પું૦ પ્રતિષ્ઠિત માણસ (૨) સજ્જન
**સદ્ધર્મ** વિ૦ સાચો કે શ્રેષ્ઠ ધર્મ (૨) બૌદ્ધધર્મ
**સદ્બુદ્ધિ** સ્ત્રી૦ સારી બુદ્ધિ; સન્મતિ
**સદ્ભાગ્ય** ન૦ સારું ભાગ્ય; સુભાગ્ય
**સદ્ભાવ** પું૦ સ્નેહની લાગણી
**સદ્મ** ન૦ ઘર; મંદિર
**સદ્ય** અ૦ તરત જ
**સદ્યઃસ્થિતિ** સ્ત્રી૦ વર્તમાન પરિસ્થિતિ
**સદ્યોવધૂ** સ્ત્રી૦ લગ્નની ઉંમરે પરણી લેનારી સ્ત્રી (જુઓ બ્રહ્મવાદિની)
**સદ્વર્તન** ન૦ સારું વર્તન; સદાચરણ
**સદ્વાસના** સ્ત્રી૦ સારી વાસના
**સદ્વૃત્તિ** સ્ત્રી૦ સારી વૃત્તિ (૨) સદ્વર્તન
**સધન** વિ૦ ધનવાન
**સધર્મી** વિ૦ સમાન ધર્મવાળું
**સધવા** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવતી (૨) સ્ત્રી૦ તેવી સ્ત્રી
**સધાવવું** સ૦ ક્રિ૦ 'સાધવું'નું પ્રેરકરૂપ
**સધાવું** અ૦ ક્રિ૦ 'સાધવું'નું કર્મણિરૂપ
**સદ્ધર** વિ૦ શક્તિમાન; સબધું (૨) પૈસાદાર
**સધ્ધું** વિ૦*
**સન** પું૦ શક; સંવત (ખ્રિસ્તી કે હિજરી)
**સનકારો** પું૦ (આંખ વડે કરેલો) ઇશારો (૨) અખત્યારપત્ર (૩) બહેરાટ
**સન(–નં)દ** સ્ત્રી૦ અધિકારપત્ર; પરવાનગી; પરવાનો
**સન(–નં)દી** વિ૦ સનંદવાળું
**સનમ** સ્ત્રી૦ માશૂક
**સનમના** વિ૦ ઉદાસ; દિલગીર (૨) સ્ત્રી૦ દિલગીરી
**સનસ** સ્ત્રી૦ માનમરતબો (૨) ગરજ
**સનંદ** સ્ત્રી૦ જુઓ સનદ
**સનંદી** વિ૦ જુઓ સનદી
**સનાતન** વિ૦ શાશ્વત (૨) પરાપૂર્વથી ચાલી આવતું
**સનાતનધર્મ** પું૦ પ્રાચીન કાળથી ચાલ્યો આવતો (હિંદુ) વેદધર્મ
**સનાતની** વિ૦ (૨) પું૦ સનાતનધર્મનો અનુયાયી
**સનાથ** વિ૦ નાથ, સ્વામી કે ઓથવાળું
**સનાથતા** સ્ત્રી૦
**સનાદ** વિ૦ નાદી; છંદીલું (૨) સખણું
**સનાન** ન૦ સગાંસંબંધીના મરણથી કરવાનું સ્નાન
**સનાનસૂતક** ન૦ સનાન અને સૂતક (૨) [લા.] લેવાદેવા; સંબંધ
**સનાનિયું** વિ૦ સનાનની ખબર લાવનારું (૨) જેને સનાન આવતું હોય તે (૩) એવાને અડી અભડાયેલું
**સનૂબર** ન૦ એક ઝાડ
**સનેડો** પું૦ + સ્નેહબંધન; હેડો
**સને(–ન્નિ)પાત** પું૦ કફ, વાત અને પિત્તના બગાડથી થતો વિકાર; લવરી
**સન્માન** ન૦ સત્કાર (૨) પ્રતિષ્ઠા
**સન્માનિત** વિ૦ સત્કારાયેલું
**સન્માનકારી** વિ૦ સન્માન કરનારું
**સન્માનકારિણી** વિ૦ સ્ત્રી૦ સત્કાર કરનારી
**સન્માર્ગ** પું૦ સારો–નીતિનો માર્ગ
**સન્મિત્ર** પું૦ સારો મિત્ર
**સપક્ષ** વિ૦ પાંખવાળું (૨) જેની પાછળ પક્ષ હોય એવું (૩) સમાન પક્ષનું (૪) સમાન (૫) જેના ઉપર સાધ્યનો નિશ્ચય થયો છે તેવું (ઉદાહરણ) [પ્ર. શા.].
**સપટાવવું** સ૦ ક્રિ૦ 'સપટાવું'નું પ્રેરકરૂપ
**સપટાવું** અ૦ ક્રિ૦ સપડાવું; ફસાવું; જકડાવું
**સપડાવવું** સ૦ ક્રિ૦ 'સપડાવું'નું પ્રેરકરૂપ
**સપડાવું** અ૦ ક્રિ૦ ફસાવું; પકડાવું
**સપત્ની** સ્ત્રી૦ શોક
**સપનું** ન૦ સ્વપ્ન
**સપરમું** વિ૦ માંગલિક; શુભ; ખુશાલીનું
**સપરાણું** વિ૦ સઘળું (૨) જબરું
**સપરિવાર** વિ૦ (૨) અ૦ પરિવાર સહિત
**સપસપ** અ૦ ચપચપ; ઝડપથી
**સપાટ** વિ૦ ખાડાટેકરા વિનાનું; એકસરખું (૨) તમામ (૩) સ્ત્રી૦ એક પ્રકારના જોડા

**સપાટાબંધ** અ૦ તરત; તાબડતોબ
**સપાટિયું** ન૦ વાંસ અથવા બરુની ચીપ
**સપાટી** સ્ત્રી૦ કોઈ પણ વસ્તુનો છેક ઉપરનો સપાટ ભાગ
**સપાટો** પું૦ ઝપાટો; ઝડપ (૨) તમાચો (૩) ચાબૂકનો પ્રહાર (૪) ગપાટો
**સપાડું** ન૦ આભાર; પાડ (૨) વગ; ભલામણ
**સપાદ** વિ૦ સવાયું; સવા
**સપારે** અ૦ બરોબર; ઠીક
**સપાસપ** અ૦ સપાટાબંધ
**સપિંડ** વિ૦ (૨) પું૦ એક જ લોહીનું; સાત પેઢી સુધીના પિતૃઓને પિંડ આપનાર; સંબંધી
**સપૂચું** વિ૦ સમૂળગું; તમામ
**સપૂત** પું૦ કુટુંબની આબરૂ વધારે તેવો દીકરો (૨) સારો પુત્ર
**સપૂરત** સ્ત્રી૦ સુપરત; સોંપણી
**સપ્ટેંબર** પું૦ ઈસવી સનનો નવમો માસ
**સપ્ત** વિ૦ સાત
**સપ્તક** ન૦ સાતનો સમૂહ
**સપ્તકોણ** વિ૦ સાત ખૂણાવાળું (૨) પું૦ સાત ખૂણાવાળી આકૃતિ; 'સેપ્ટેગૉન' (ગ.)
**સપ્તદ્વીપ** પું૦ બ૦ વ૦ પુરાણાનુસાર પૃથ્વીના સાત મોટા વિભાગઃ જમ્બૂ, કુશ, પ્લક્ષ, શાલ્મલિ, ક્રૌંચ, શાક અને પુષ્કર
**સપ્તધાતુ** સ્ત્રી૦ બ૦ વ૦ આયુર્વેદ પ્રમાણે શરીરની સાત ધાતુઓ (જુઓ ધાતુ)
**સપ્તપદી** સ્ત્રી૦ વિવાહવિધિમાં વરકન્યાએ સાત પગલાં સાથે ફરવું તે (૨) તે વખતે બોલવાના મંત્ર
**સપ્તપર્ણ** પું૦ એક ઝાડ
**સપ્તપાતાલ(-ળ)** ન૦ બ૦ વ૦ અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ
**સપ્તભુજ** પું૦ સાત બાજુઓવાળી આકૃતિ; 'સેપ્ટેગૉન' (ગ.)
**સપ્તમ** વિ૦ સાતમું
**સપ્તમી** સ્ત્રી૦ સાતમ
**સપ્તરાશિ** સ્ત્રી૦ 'રૂલ ઑફ સેવન' (ગ.)
**સપ્તર્ષિ** પું૦ બ૦ વ૦ મરીચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ એ સાત ઋષિઓ કે તારાઓ
**સપ્તશતી** સ્ત્રી૦ ૭૦૦ શ્લોકનો સમૂહ
**સપ્તાહ** ન૦ અઠવાડિયું (૨) સ્ત્રી૦ સાત દિવસ ચાલતું ભાગવતનું પારાયણ
**સપ્પટ** વિ૦ બેસતું; તંગ; વળગેલું
**સપ્રકાશ** વિ૦ પ્રકાશવાળું
**સપ્રત્યય** વિ૦ પ્રત્યયવાળું (૨) વિશ્વાસવાળું
**સપ્રમાણ** વિ૦ પ્રમાણ-સાબિતીવાળું; યોગ્ય પ્રમાણવાળું; યુક્તિયુક્ત; પ્રમાણવાળું (૩) અ૦ પ્રમાણ ટાંકીને
**સપ્રમાણતા** સ્ત્રી૦
**સપ્રાણ** વિ૦ પ્રાણવાળું
**સપ્રેમ** અ૦ પ્રેમ સહિત
**સફ** સ્ત્રી૦ બાજુ; કોર (૨) હાર; ઓળ
**સફર** પું૦ હિજરી સનનો બીજો માસ (૨) સ્ત્રી૦ પ્રવાસ; મુસાફરી (૩) વહાણની મુસાફરી
**સફરજન** ન૦ એક ફળ
**સફરનામું** ન૦ પ્રવાસના વર્ણનનું પુસ્તક
**સફરી** વિ૦ મુસાફરીનું; સફર કરનારું (વહાણ) (૨) લહેરી; ખર્ચાળ (૩) પું૦ ખલાસી
**સફલ(-ળ)** વિ૦ ફળવાળું (૨) જેનો હેતુ પાર પડયો છે તેવું; સિદ્ધ; સાર્થક
**સફલ(-ળ)તા** સ્ત્રી૦
**સફા** વિ૦ સાફ; સ્વચ્છ (૨) કાંઈ પણ બાકી ન હોય તેવું
**સફાઈ** સ્ત્રી૦ સ્વચ્છતા (૨) નિષ્કપટતા (૩) બડાઈ (૪) ટાપટીપ
**સફાઈદાર** વિ૦ સફાઈવાળું; સાફ; સ્વચ્છ
**સફાચટ** અ૦ તદ્દન સફા-ખલાસ
**સફાલગોટો** પું૦ (કા.) કરવાનું તમામ કામ; કામના જથાનો સામટો નિકાલ
**સફાળું** વિ૦ ફાળ પડી હોય એવું; બેબાકળું
**સફીત** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**સફીલ** વિ૦ લગોલગ અડેલું (૨) સ્ત્રી૦ રક્ષણ માટે કરેલું બાંધકામ; કોટ
**સફીલદાર** પું૦ હદેહદ જોડાયેલી હોય તેવો; પડોશી
**સફીલદારી** સ્ત્રી૦ સફીલદાર હોવાપણું
**સફું** ન૦ પૃષ્ઠ; બાજુ
**સફેતી(-દી)** સ્ત્રી૦ ધોળી ભૂકી (૨) ધોળાશ (૩) ચૂના વડે ધોળવું તે (૪) ઈંડાનો ધોળો ગર
**સફેદ** વિ૦ ધોળું

**સફેદી** સ્ત્રી૦ જુઓ સફેતી
**સફેદો** પું૦ ધોળો ભૂકો
**સફો** પું૦ પૃષ્ઠ; બાજુ
**સબક** પું૦; ન૦ પાઠ; ધડો
**સબજી** સ્ત્રી૦ ભાંગ
**સબજો** પું૦ ડમરો
**સબડકો** પું૦ પ્રવાહી પદાર્થ ચૂસતાં થતો અવાજ
**સબડવું** અ૦ ક્રિ૦ વાસી પડયું રહેવાથી બગડી જવું (૨) રઝળવું; સડવું
**સબડાક** અ૦ સબડકો થાય એમ
**સબધું** વિ૦ સારા બાંધાનું; મજબૂત; ખમે તેવું
**સબબ** પું૦ કારણ; હેતુ (૨) અ૦ કારણકે
**સબમરીન** સ્ત્રી૦ પાણીની સપાટી નીચે ચાલતી બોટ
**સબ(-બૂ)ર** સ્ત્રી૦ (૨) અ૦ જુઓ સબૂર
**સબરસ** ન૦ મીઠું
**સબલ(-ળ)** વિ૦ બળવાન
**સબળું** વિ૦ બળવાન
**સબી** સ્ત્રી૦ છબિ; તસવીર (૨) શોભા; કાન્તિ
**સબૂર** સ્ત્રી૦ ધીરજ; સહનશક્તિ (૨) અ૦ થોભો; રહો
**સબૂરાઈ** સ્ત્રી૦ ધીરજ; સહનશક્તિ
**સબૂરી** સ્ત્રી૦ જુઓ સબૂરાઈ
**સબોડવું** સ૦ ક્રિ૦ સોટીથી સબોસબ મારવું
**સબોસબ** અ૦ (રવ૦) સબસબ અવાજ થાય તેમ (૨) ઝપાટાબંધ; ત્વરાથી
**સભય** વિ૦ ભયયુક્ત
**સભર** વિ૦ ભરપૂર; પૂરેપૂરું ભરેલું
**સભા** સ્ત્રી૦ મેળાવડો; પરિષદ (૨) સમાજ; મંડળી
**સભાક્ષોભ** પું૦ સભા સામે બોલતાં થતો ગભરાટ
**સભાપતિ** પું૦ સભાનો અધ્યક્ષ; પ્રમુખ; સદર
**સભામંડપ** પું૦ સભાનો મંડપ
**સભાસદ** પું૦ સભ્ય
**સભ્ભર** વિ૦ ભરપૂર; સભર (૨) માતબર; પૈસેટકે ભરપૂર (૩) વિ૦ સ્ત્રી૦ ગર્ભવંતી
**સભ્ય** વિ૦ વિવેકી; સંભાવિત; શિષ્ટ (૨) પું૦ સભાસદ
**સભ્યતા** સ્ત્રી૦ સભ્યપણું (૨) સંસ્કૃતિ; સુધારો
**સભ્યા** સ્ત્રી૦ સ્ત્રી સભ્ય; સદસ્યા
**સમ** વિ૦ સરખું (૨) પું૦ બ૦ વ૦ સોગન
**સમ અપૂર્ણાંક** ન૦ છેદ કરતાં નાના અંશવાળું અપૂર્ણાંક; 'પ્રૉપર ફ્રૅક્શન'
**સમઈ** સ્ત્રી૦ પિત્તળની દીવી
**સમઈદાની** સ્ત્રી૦ દીવી
**સમકાલીન** વિ૦ એક જ કાળમાં વિદ્યમાન
**સમકું** ન૦ (કા.) ગાયભેંસને થતો શરદીનો રોગ
**સમકેંદ્ર** વિ૦ 'કૉન્સેન્ટ્રિક' (ગ.)
**સમકોણ(-ણિક)** વિ૦ સરખા ખૂણાવાળી (આકૃતિ) [ગ.]
**સમક્ષ** વિ૦ નજર સામેનું (૨) અ૦ રૂબરૂ; સામે
**સમક્ષેત્ર** ન૦ 'હૉરિઝૉન્ટલ પ્લેન' (ગ.)
**સમગ્ર** વિ૦ સઘળું; તમામ
**સમઘાત** વિ૦ સમ ઘાતવાળો (પદી) [ગ.]
**સમચતુર્ભુજ** પું૦ 'ર્હોમ્બસ' (ગ.)
**સમચ(-છ)રી** સ્ત્રી૦ સંવત્સરી; દરવર્ષે આવતી મરણતિથિ (૨) તે દિવસે કરાતી ક્રિયા
**સમચિત્ત** વિ૦ સર્વ પ્રત્યે કે સર્વ અવસ્થાઓમાં સમાન ચિત્તવાળું (૨) ન૦ ચિત્તની સમાનતા
**સમચોરસ** વિ૦ ચાર બાજુઓ અને ચાર ખૂણા સરખા હોય તેવું (૨) પું૦ તેવી આકૃતિ
**સમચ્છેદ** પું૦ 'કૉમન ડિનૉમિનેટર' (ગ.)
**સમચ્છેદી** વિ૦ સમચ્છેદવાળું
**સમછરી** સ્ત્રી૦ જુઓ સમચરી
**સમજ,૦ણ** સ્ત્રી૦ અક્કલ; જ્ઞાન; ડહાપણ (૨) પરસ્પર સમજી રાખેલી વાત; કરાર
**સમજણું** વિ૦ સમજે તેવું; સમજણવાળું
**સમજદાર** વિ૦ સમજણું
**સમજવું** સ૦ ક્રિ૦ જાણવું (૨) અર્થ ગ્રહણ કરવો (૩) ખરાખોટાની તુલના કરવી; વિચાર કરવો (૪) અ૦ ક્રિ૦ આગ્રહ છોડવો; માની જવું
**સમજુ** વિ૦ સમજણું; શાણું
**સમજુક** વિ૦+ સમજુ
**સમજૂત(-તી)** સ્ત્રી૦ સમજવું તે; માની લેવું તે (૨) સમજાવવું તે; ભ્રમ કે વિરોધ દૂર કરી સમાધાન કરાવવું તે (૩) શિખામણ; સલાહ (૪) ખુલાસો; વિવેચન

**સમડી(-ળી)** સ્ત્રી૦ એક પક્ષી (૨) એક ઝાડ; શમી

**સમડો(-ળો)** પું૦ શમી વૃક્ષ (૨) કામણ-દૂમણ કરનારો બાવો

**સમણ** ન૦ અંદાજસર ઉમેરવાની વસ્તુ; સમોવણ

**સમણવું** સ૦ ક્રિ૦*

**સમ(-મા)ણી** સ્ત્રી૦ સોની કે લુહારનું એક ઓજાર; પકડ

**સમણું** ન૦ સ્વપ્નું

**સમતલ** વિ૦ સરખી સપાટીનું (૨) ન૦ સરખી સપાટી (૩) 'પ્લેઈન' (ગ.)

**સમતલ ત્રિકોણમિતિ** સ્ત્રી૦ 'પ્લેઈન ટ્રિગૉનૉમેટ્રી' (ગ.)

**સમતલ ભૂમિતિ** સ્ત્રી૦ 'પ્લેઈન જ્યૉમેટ્રી' (ગ.)

**સમતા** સ્ત્રી૦ સરખાપણું

**સમતુલા** સ્ત્રી૦ સમતોલપણું

**સમતોલ** વિ૦ સરખા વજનનું (૨) સરખું; સમાન

**સમતોલતા** સ્ત્રી૦

**સમતોલપણું** ન૦

**સમત્રિકોણ** પું૦ ત્રણે સરખી બાજુવાળો ત્રિકોણ (ગ.)

**સમત્વ** ન૦ સમતા; સમાનતા

**સમત્વબુદ્ધિ** સ્ત્રી૦ સમતાવાળી બુદ્ધિ

**સમદર્શી** વિ૦ સૌની તરફ સરખી નજરે જોનારું; નિષ્પક્ષપાતી

**સમદુઃખ(-ખી)** વિ૦ સરખા દુઃખવાળું; બીજાનું દુઃખ જોઈ તેટલું જ દુઃખી થનારું

**સમદૃષ્ટિ** વિ૦ સમદર્શી (૨) સ્ત્રી૦ સમાનદૃષ્ટિ; નિષ્પક્ષપાત

**સમદો** પું૦ કમાવ્યા કે રંગ દીધા વિનાનું તાજું ચામડું

**સમદ્વિભુજ** વિ૦ બે સરખી ભુજાવાળું (ગ.)

**સમદ્વિભુજ ત્રિકોણ** પું૦ જેની બે બાજુ સરખી હોય એવો ત્રિકોણ (ગ.)

**સમનાભિક** વિ૦ 'કૉનફોકલ' (ગ.)

**સમન્વય** પું૦ એકસરખો વ્યવસ્થિત ક્રમ (૨) પરસ્પર સંબંધ (૩) તાત્પર્ય

**સમન્વિત** વિ૦ સન્મવય કરેલું; યુક્ત; સંબદ્ધ

**સમબાજુ(-જૂ)** વિ૦ સરખી બાજુઓવાળી (આકૃતિ) [ગ.]

**સમબાજુ(-જૂ)ત્રિકોણ** પું૦ જેની બાજુઓ સમાન હોય તેવો ત્રિકોણ

**સમબુદ્ધિ** વિ૦ સર્વને સરખા સમજનારું (૨) સ્ત્રી૦ સમાનતાની બુદ્ધિ

**સમભાગ** પું૦ સરખો ભાગ

**સમભાવ** પું૦ સમતાની બુદ્ધિ-ભાવ (૨) પોતીકાપણું

**સમભાવી** વિ૦ સમભાવવાળું

**સમભુજ(-જીય)** વિ૦ જુઓ સમબાજુ

**સમમિતિ** સ્ત્રી૦ સરેરાશ (ગ.)

**સમય** પું૦ વખત; કાળ (૨) મોસમ (૩) લાગ; અવસર (૪) પ્રતિજ્ઞા; નિયમ (૫) સંકેત

**સમયપત્રક** ન૦ સમયની ફાળવણીની નોંધ

**સમયસૂચક** વિ૦ સમયસૂચકતાવાળું

**સમયસૂચકતા** સ્ત્રી૦ સમયને યોગ્ય તત્કાળ કાર્ય કરવાની બુદ્ધિ

**સમયાનુવર્તી** વિ૦ જુઓ સમયાનુસારી

**સમયાનુવર્તિત્વ** વિ૦ સમયાનુવર્તીપણું

**સમયાનુસાર** અ૦ સમયને અનુસરીને; સમય પ્રમાણે

**સમયાનુસારી** વિ૦ સમયને અનુસરીને વર્તનારું

**સમયોચિત** વિ૦ સમયને અનુકૂળ

**સમર** વિ૦ સાત (સંકેતની ભાષામાં) (૨) પું૦; ન૦ યુદ્ધ

**સમરણી** સ્ત્રી૦ સ્મરણી; જપમાળા

**સમરભૂમિ(-મી)** સ્ત્રી૦ રણક્ષેત્ર

**સમરવું** સ૦ ક્રિ૦ સ્મરણ કરવું

**સમરામણ** ન૦ સમારવાનું મહેનતાણું

**સમરાંગણ** ન૦ રણક્ષેત્ર

**સમરૂપ** વિ૦ સમાન રૂપવાળું (૨) 'સિમિલર' (ગ.)

**સમરેખ** વિ૦ સમાન રેખ ઉપર આવેલું (ગ.)

**સમરેખતા** સ્ત્રી૦

**સમર્થ** વિ૦ બળવાન; શક્તિમાન

**સમર્થક** વિ૦ (૨) પું૦ સમર્થન કરનાર

**સમર્થતા** સ્ત્રી૦ સામર્થ્ય; શક્તિ

**સમર્થન** ન૦ દલીલોથી પુરવાર કરવું તે (૨) ટેકો (૩) સાબિતી

**સમર્થિત** વિ૦ સમર્થન કરાયેલું
**સમર્પક** વિ૦ સમર્પણ કરનાર
**સમર્પણ** ન૦ અર્પણ કરવું તે
**સમર્પણી** વિ૦ જેણે સર્વસ્વ અર્પણ કરી દીધું હોય તેવું (પુષ્ટિમાર્ગમાં)
**સમર્પવું** સ૦ ક્રિ૦ સમર્પણ કરવું
**સમર્પિત** વિ૦ સમર્પણ કરેલું
**સમલંબ** વિ૦ સરખા લંબવાળું (ગ.)
**સમલંબક** પું૦ 'ટ્રૅપેઝિયમ' (ગ.)
**સમલંબ ચતુષ્કોણ** પું૦ 'ટ્રૅપેઝિયમ' (ગ.)
**સમલો** પું૦ મુસલમાની ઘાટની કસબથી ભરેલી ટોપી
**સમવયસ્ક** વિ૦ સરખી ઉંમરનું
**સમવાય** પું૦ સમૂહ (૨) સંબંધ (૩) એવો નિત્ય સંબંધ કે જેમાં એક સંબંધીનો નાશ થતાં બીજો સંબંધી પણ નાશ પામે (જેમકે દૂધ અને તેના સફેદ રંગનો) [ન્યા. શા.]
**સમવાયી** વિ૦ સમવાયસંબંધવાળું
**સમવાયીકારણ** ન૦ કાર્યમાં સમવાયસંબંધથી રહેતું કારણ; ઉપાદાનકારણ (જેમકે માટી એ ઘડાનું)
**સમવૃત્ત** ન૦ ચારે ચરણ સરખાં હોય તેવો છંદ
**સમશીતોષ્ણ** વિ૦ સરખી ગરમી અને ઠંડીવાળું
**સમશેર** સ્ત્રી૦ તરવાર
**સમશેરબહાદુર** વિ૦ તરવાર વાપરવામાં કુશળ (એક ખિતાબ)
**સમષ્ટિ** સ્ત્રી૦ સમગ્રતા; સમુદાય (વ્યષ્ટિથી ઊલટું)
**સમસમવું** અ૦ ક્રિ૦ (રવ૦) [જોરથી ફૂંકાતા કે વીંધાતા પવનનો અવાજ] એવો અવાજ થવો (૨) શમવું; શાંત થવું (૩) ધૂંધવાઈ રહેવું
**સમસામયિક** વિ૦ સમકાલીન
**સમસ્ત** વિ૦ સઘળું; તમામ
**સમસ્યા** સ્ત્રી૦ પ્રશ્ન; કોયડો (૨) સાન; સંકેત (૩) ઉખાણું
**સમળી** સ્ત્રી૦ જુઓ સમડી
**સમળો** પું૦ જુઓ સમડો
**સમંજસ** વિ૦ ઉચિત; વાજબી (૨) હોશિયાર; સુજ્ઞ (૩) સ્પષ્ટ; સમજી શકાય તેવું
**સમાગમ** પું૦ સંયોગ; મેળાપ (૨) સોબત; સંગત
**સમાચાર** પું૦ બ૦ વ૦ ખબર
**સમાજ** પું૦ સમુદાય (૨) મંડળી; સભા (૩) એક ધર્મ કે આચારવાળો જનસમુદાય (૪) વ્યવસ્થિત જનસમુદાય; જનતા
**સમાજજીવી** વિ૦ સમાજમાં જ જીવી શકે એવું (૨) સમાજ ઉપર જીવનાર
**સમાજવાદ** પું૦ વ્યક્તિ કે વર્ગની નહિ પણ સમાજની સત્તાનો વાદ; 'સોશિયેલિઝમ'
**સમાજવાદી** વિ૦ (૨) પું૦ સમાજવાદમાં માનનાર
**સમાજવિદ્યા** સ્ત્રી૦ 'સોશિયૉલૉજી'
**સમાજશાસ્ત્ર** ન૦ 'સોશિયૉલૉજી'
**સમાજશાસ્ત્રી** પું૦ સમાજશાસ્ત્રનો વેત્તા
**સમાજિક** પું૦ સમાજનો સભાસદ (૨) પ્રેક્ષક
**સમાજી** વિ૦ સમાજનું; સમાજ સંબંધી (૨) સમાજમાં જોડાયેલું (૩) પું૦ તેવો પુરુષ
**સમાણ** સ્ત્રી૦ સમાવેશ (૨) ન૦ સમોવણ
**સમાણી** સ્ત્રી૦ જુઓ સમણી
**સમાણું** વિ૦ સરખું
**સમાણો** પું૦ મોટી સમાણી
**સમાદાન** ન૦ જૈનોનું નિત્યકર્મ (૨) ભેટ કે દાનનો સ્વીકાર
**સમાદો** પું૦ (કા.) અસ્ત્રો ઘસવાની પથરી (૨) સરસામાન; રાચરચીલું
**સમાધ(-ધિ)** સ્ત્રી૦ જુઓ સમાધિ
**સમાધાન** ન૦ વિરોધ, શંકા કે ગૂંચવણનો નિવેડો અને શાંતિ (૨) તૃપ્તિ; સંતોષ (૩) ધ્યાન; સમાધિ (૪) કજિયાની પતાવટ
**સમાધાની** પું૦ મંદિરની જરૂરિયાતો વૈષ્ણવોને સમજાવી તેમની પાસેથી માગણી કરનાર મંદિરનો અધિકારી; મંદિરની આંતરિક વ્યવસ્થા કરનાર (૨) સ્ત્રી૦ સમાધાન; નિવેડો (૩) ચિત્તની શાંતિ; નિરાંત (૪) સુલેહસંપ

**સમાધિ** સ્ત્રી૰ જેમાં ધ્યાતા અને ધ્યાનનો ખ્યાલ લુપ્ત થઈ ધ્યેયનું સ્વરૂપ જ ચિત્તમાં રહે છે તેવું ઊંડું ધ્યાન (યોગ) (૨) સાધુસંતને દાટ્યા હોય તે જગા પર કરેલી દેરી

**સમાધિસ્થ** વિ૰ સમાધિમાં પડેલું

**સમાન** વિ૰ સરખું (૨) પું૰ પાંચ પ્રાણવાયુમાંનો એક (જુઓ પંચપ્રાણ)

**સમાનકક્ષ** વિ૰ સમાનકક્ષાનું

**સમાનતા** સ્ત્રી૰

**સમાનધર્મા(-ર્મી)** વિ૰ સમાન ગુણધર્મવાળો

**સમાનવૃત્તિ** સ્ત્રી૰ સમબુદ્ધિ; સમભાવ

**સમાનશીલ** વિ૰ સમાન ગુણ, ધર્મ કે સ્વભાવનું

**સમાનાક્ષર** પું૰*

**સમાનાધિકરણ** વિ૰ એક જ અધિકરણ, આશ્રય કે વિભક્તિવાળું (૨) ન૰ સમાન અધિકરણ, આશ્રય કે વિભક્તિ

**સમાનાધિકરણબહુવ્રીહિ** પું૰ સમાસ છોડવામાં આવે ત્યારે જેનાં બંને પદો સમાન વિભક્તિમાં હોય તેવો બહુવ્રીહિ સમાસ (વ્યા.)

**સમાનાર્થ** વિ૰ સમાન અર્થવાળું

**સમાનિકા** પું૰ એક છંદ

**સમાનોદક** વિ૰ (૨) પું૰ સાતથી ચૌદ પેઢી સુધીના સમાન પિતૃઓને અંજલિ આપનાર સગો

**સમાનોપમા** સ્ત્રી૰ ઉપમાનો એક પ્રકાર (કા. શા.)

**સમાપન** ન૰ સમાપ્ત કરવું તે; સમાપ્તિ

**સમાપના** સ્ત્રી૰ સમાપન

**સમાપ્ત** પૂરું; પૂર્ણ

**સમાપ્તિ** સ્ત્રી૰ પૂરું થવું કે કરવું તે; છેવટ; અંત

**સમાયક** સ્ત્રી૰ પૂજનસ્તવન માટે બધાએ સાથે બેસવું તે (જૈન)

**સમાયતિ** સ્ત્રી૰*

**સમાયુક્ત** વિ૰ યુક્ત; જોડાયેલું (૨) તૈયાર કે તત્પર થયેલું

**સમાર** પું૰ સમારવું તે; સમારકામ (૨) ચાસમાં બી નાંખી તે ઢાંકવા ઉપર ફેરવવામાં આવતું લાંબું પાટિયું

**સમારકામ** ન૰ સમારવું-દુરસ્ત કરવું તે

**સમારવું** સ૰ ક્રિ૰ દુરસ્ત કરવું; સુધારવું (૨) કાપવું (શાક)

**સમારંભ** પું૰ ઠાઠમાઠથી કરેલો આરંભ (૨) ધામધૂમવાળો ઉત્સવ

**સમારોપ** પું૰ આરોપવું તે

**સમારોપણ** ન૰ સમારોપ

**સમારોપિત** વિ૰ આરોપેલું; ચડાવેલું

**સમાલવું** સ૰ ક્રિ૰ સંભાળવું

**સમાવ** પું૰ સમાવેશ

**સમાવર્તન** ન૰ વિદ્યાભ્યાસ પૂરો કરી બ્રહ્મચારીનું ઘેર આવવું તે

**સમાવવું** સ૰ ક્રિ૰ 'સમાવું'નું પ્રેરકરૂપ

**સમાવિષ્ટ** વિ૰ સમાયેલું; સમાવેશ પામેલું

**સમાવું** અ૰ ક્રિ૰ માવું; અંદર આવી જવું

**સમાવેશ** પું૰ સમાવું તે; સમાસ

**સમાસ** પું૰ સમાવું તે; સમાવેશ (૨) બે કે વધારે શબ્દોના સંયોગથી થયેલો શબ્દ (વ્યા.) (૩) સંક્ષેપ

**સમાસક્ત** વિ૰ ખૂબ આસક્ત (૨) અભિનિવિષ્ટ

**સમાસંગ** પું૰ ખૂબ આસક્તિ (૨) મિલન; સંયોગ (૩) અભિનિવેશ

**સમાસાત્મિક** વિ૰ સમાસરૂપ

**સમાસોક્તિ** સ્ત્રી૰ એક અર્થાલંકાર, જેમાં સમાન કાર્ય, લિંગ કે વિશેષણ દ્વારા પ્રસ્તુતમાં અપ્રસ્તુતનો વ્યવહાર સમારોપિત થાય છે (કા. શા.)

**સમાહાર** પું૰ સંગ્રહ; સમૂહ (૨) સંક્ષેપ

**સમાહિત** વિ૰ શાંત; સ્થિતપ્રજ્ઞ (૨) એકાગ્ર

**સમાહૃત** વિ૰ ભેગું કરેલું (૨) સંક્ષિપ્ત

**સમાંતર** વિ૰ સમાન અંતરવાળું; 'પૅરૅલલ'

**સમાંતર ચતુર્ભુજ** પું૰ 'પૅરૅલલોગ્રામ' (ગ.)

**સમાંતર ચતુષ્કોણ** પું૰ જુઓ સમાંતર ચતુર્ભુજ

**સમાંતરખાત** ન૰ 'પૅરૅલલોપાઈડ' (ગ.)

**સમિતિ** સ્ત્રી૰ મંડળી; સભા

**સમિત્પાણિ** વિ૰ હાથમાં સમિધવાળો

**સમિધ** સ્ત્રી૰ યજ્ઞોપયોગી લાકડું

**સમીકરણ** ન૰ સરખું કરવું તે (૨) 'ઇક્વેશન' (ગ.)

**સમીક્ષણ** ન૰ સમીક્ષા કરવી તે

**સમીક્ષા** સ્ત્રી૦ બારીકાઈથી જોવું કે તપાસવું તે (૨) આલોચના; સમાલોચના
**સમીચીન** વિ૦ યથાર્થ (૨) યોગ્ય
**સમીપ** વિ૦ નજીક; નિકટ
**સમીપતા** સ્ત્રી૦
**સમીપવર્તી** વિ૦ નજીક હોય તેવું
**સમીપસ્થ** વિ૦ જુઓ સમીપવર્તી
**સમીર** પું૦ પવન
**સમીરણ** પું૦ પવન
**સમીસંધ્યા** સ્ત્રી૦ સંધ્યાકાળ; સાંજની વેળા
**સમીસાંજ** સ્ત્રી૦ જુઓ સમીસંધ્યા
**સમુચિત** વિ૦ યોગ્ય
**સમુચ્ચય** પું૦ સંગ્રહ; સમૂહ
**સમુત્તર** પું૦*
**સમુત્ક્રાંતિ** સ્ત્રી૦ જુઓ ઉત્ક્રાંતિ
**સમુત્થાન** ન૦ ઉત્થાન (૨) ઉદય (૩) ઉદ્યોગ (૪) રોગમુક્તિ; આરોગ્ય
**સમુદાય** પું૦ ટોળું; જથો
**સમુદ્ર** પું૦ દરિયો
**સમુદ્રકાંઠો** પું૦ દરિયાકાંઠો
**સમુદ્રફળ** ન૦ એક વૃક્ષ (૨) તેનું ફળ
**સમુદ્રફીણ** ન૦ સુકાઈ ગયેલું દરિયાનું ફીણ; એક ઔષધિ
**સમુદ્રમંથન** ન૦ દાનવો અને દેવોએ અમૃત માટે કરેલું સમુદ્રનું મંથન
**સમુદ્રશોષ** પું૦ એક વનસ્પતિ
**સમુન્નતિ** સ્ત્રી૦ ઉન્નતિ; આબાદી
**સમુરત** ન૦ શુભ મુહૂર્ત
**સમુલ્લાસ** પું૦ ઉલ્લાસ; આનંદ; પ્રસન્નતા
**સમું** વિ૦ સરખું; દુરસ્ત; વ્યવસ્થિત (૨) સમાણું
**સમુંનમું** વિ૦ સમું; સરખું
**સમૂલ(-ળ)** વિ૦ મૂલ સહિત
**સમૂહ** પું૦ ટોળું; જથો
**સમૂહવાચક** વિ૦ સમૂહ બતાવનારું
**સમૂહી** પું૦ એક છંદ
**સમૂળ** વિ૦ જુઓ સમૂળું
**સમૂળગું** વિ૦ બધું; તમામ; શેષ રાખ્યા વિનાનું
**સમૂળું** વિ૦ જુઓ સમૂળગું
**સમૃદ્ધ** વિ૦ સમૃદ્ધિવાળું; સંપન્ન
**સમૃદ્ધિ** સ્ત્રી૦ આબાદી; ઐશ્વર્ય; સંપત્તિ
**સમૃદ્ધિમાન** વિ૦ સમૃદ્ધિવાળું
**સમેટવું** સ૦ ક્રિ૦ આટોપવું; એકઠું કરવું
**સમેત** વિ૦ સંયુક્ત; સાથે હોય તેવું (૨) અ૦ સુધ્ધાં; સહિત
**સમેરવો** પું૦ એક વનસ્પતિ
**સમૈયો** પું૦ સામૈયું (૨) અમુક ધર્મના માણસોનો મેળાવડો
**સમો** પું૦ સમય; વખત
**સમોતી** સ્ત્રી૦ સંપમાં રહેવાથી મળતી સુખશાંતિ
**સમોતું** વિ૦ સામટું; એકસાથે સઘળું
**સમોત્સાર** પું૦ 'પેરેબોલા' (ગ.)
**સમોરવું** અ૦ ક્રિ૦ (કા.)*
**સમોલ** સ્ત્રી૦ જોતરું ભરાવવાની ધૂંસરાની ખીલી
**સમોવડ(-ડું)** વિ૦ સમાન; બરાબરિયું (૨) પ્રતિસ્પર્ધી
**સમોવડાઈ** સ્ત્રી૦ સમોવડિયાપણાનો ભાવ (૨) (૨) સ્પર્ધા; હરીફાઈ
**સમોવડિયું** વિ૦ સરખી ઉમરનું; સરખું (૨) પ્રતિસ્પર્ધી; હરીફ
**સમોવડી** સ્ત્રી૦ જુઓ સમોવડાઈ
**સમોવડું** વિ૦ જુઓ સમોવડ
**સમ્યક** વિ૦ યોગ્ય (૨) અ૦ ઠીક; બરાબર
**સમ્રાટ** પું૦ રાજાધિરાજ; શહેનશાહ
**સયુક્તિક** વિ૦ યુક્તિ કે પ્રમાણ સાથેનું
**સર** વિ૦ 'વડું'ના અર્થમાં શબ્દની આગળ (ઉદા૦ સરસૂબો) (૨) 'તાબે' ના અર્થમાં 'કરવું' ક્રિયાપદ સાથે (૩) પું૦ (વ્યાજ ગણવામાં) મુદ્દલ અને મુદતના મહિનાનો ગુણાકાર (૪) સ્ત્રી૦ સેર (૫) ન૦ સરોવર (૬) અ૦ 'પ્રમાણે' એ અર્થમાં નામની સાથે (ઉદા૦ કાયદાસર) (૭) 'માટે, અર્થે' એ અર્થમાં નામની સાથે (ઉદા૦ ધંધાસર)
**સરક(-ખ)** સ્ત્રી૦ જુઓ સરકજ
**સરકજ** સ્ત્રી૦ લગામ; અછોડો; રાશ
**સરકટ** ન૦ નેતર કે બરુ જેવો એક છોડ
**સરકણું** વિ૦ સરકી જાય-જવાય એવું (૨) ન૦ સરકણી જગા
**સરકત** સ્ત્રી૦ પંતિયાળો ધંધો
**સરકતી** વિ૦ ભાગીદારી; પંતિયાળું
**સરકવું** અ૦ ક્રિ૦ લપસવું; ખસવું (૨) છટકવું; ધીમે રહીને જતા રહેવું

**સરકસ** ન૦ જનાવર, કસરત વગેરેના ખેલનો તમાસો
**સરકાર** પું૦; સ્ત્રી૦ પ્રજાનું શાસન કરનારી સત્તા
**સરકારધારો** પું૦ મહેસૂલ
**સરકારભરણું** ન૦ મહેસૂલ
**સરકારભરત** ન૦ મહેસૂલ
**સરકારી** વિ૦ સરકારનું; સરકાર સંબંધી
**સરકિયું** ન૦ સરકી શકે તેવી ગાંઠ
**સરકો** પું૦ ઘણો જ ખાટો રસ; તાડી, શેરડી, દ્રાક્ષ વગેરેનો ખટાશ ચડેલો રસ
**સરખ** સ્ત્રી૦ જુઓ સરક
**સરખાઈ** સ્ત્રી૦ સરખાપણું
**સરખાપણું** ન૦
**સરખામણી** સ્ત્રી૦ તુલના; મુકાબલો (૨) બરાબરી
**સરખાવવું** સ૦ ક્રિ૦ મુકાબલો કરવો; મેળવી જોવું
**સરખી** સ્ત્રી૦*
**સરખું** વિ૦ સમાન (૨) સપાટ; ખાડાટેકરા વિનાનું
**સરગરમી** સ્ત્રી૦ ચપળતા; હોશિયારી
**સરગવો** પું૦ એક ઝાડ
**સરગી** સ્ત્રી૦*
**સરઘસ** ન૦ વરઘોડાની પેઠે લોકોના ટોળાએ ગામમાં ફરવું તે (૨) તેમ નીકળેલું ટોળું
**સરઘાસ** ન૦ એક ઘાસ
**સરજનહાર** પું૦ જુઓ સર્જનહાર
**સરજવું** સ૦ ક્રિ૦ જુઓ સર્જવું
**સરજુ** સ્ત્રી૦ (કા.) એક જાતનું ભરવાડી ગીત
**સરજોરી** સ્ત્રી૦ જુઓ શિરજોરી
**સરડ** અ૦ (રવ૦) શ્વાસ લેતાં થતો અવાજ
**સરડકો** પું૦ (રવ૦) ખાતાંપીતાં સરડ એવો અવાજ
**સરડો** પું૦ કાચિંડો
**સરણ** ન૦ સરવું તે
**સરણિ(–ણી)** સ્ત્રી૦ પગરસ્તો; માર્ગ (૨) પદ્ધતિ
**સરત** સ્ત્રી૦ નજર (૨) યાદદાસ્ત; સ્મૃતિ (૩) ધ્યાન
**સરતચૂક** સ્ત્રી૦ નજરચૂક; ભૂલી જવું તે
**સરદાર** પું૦ નાયક; આગેવાન (૨) અમીર; ઉમરાવ
**સરદારી** સ્ત્રી૦ સરદારની સત્તા કે પદ (૨) આગેવાની
**સરનશીન** પું૦ સભાપતિ; પ્રમુખ
**સરનામું** ન૦ નામઠામ વગેરે
**સરપટ** પું૦ એક વનસ્પતિ
**સરપણ** ન૦ બાળવાનાં લાકડાં
**સરપંચ** પું૦ પંચનો વડો
**સરપાવ** પું૦ શાબાશી બદલ આપવામાં આવતો પોશાક
**સરપેચ** પું૦ જુઓ શિરપેચ
**સરપોશ** ન૦ ઢાંકણ (૨) ગલેફ
**સરફરાજ** વિ૦ પ્રખ્યાત; નામાંકિત (૨) ઉચ્ચ પદે ચડેલું
**સરફરાજી** સ્ત્રી૦ વખાણ; સ્તુતિ (૩) ઉચ્ચ પદે ચડાવવું તે
**સરફરોશી** સ્ત્રી૦ માથું આપવું તે
**સરબસર** વિ૦ તમામ
**સરબંદી** સ્ત્રી૦ તહેનાતનું લશ્કર; રજવાડાના રક્ષણ માટેની કિલ્લા ઉપરની પલટણ
**સરભર** વિ૦ ઓછુંવત્તું નહિ એવું (૨) નફાતોટા વિનાનું
**સરભરા** સ્ત્રી૦ આદરસત્કાર; સેવાચાકરી
**સરમિયું** ન૦ જુઓ સરમિયો
**સરમિયો** પું૦ કરમિયો
**સરમુખત્યાર** વિ૦ કુલ સત્તાવાળું (૨) પું૦ કુલ સત્તાવાળો અધિકારી
**સરમુખત્યારી** સ્ત્રી૦ સરમુખત્યારપણું; કુલ સત્તા
**સરયુ(–યૂ)** સ્ત્રી૦ (સં.) ઉત્તર હિંદુસ્તાનની એક પ્રસિદ્ધ નદી, જેને કાંઠે પ્રાચીન અયોધ્યા નગરી વસેલી હતી
**સરલ(–ળ)** વિ૦ સીધું (૨) મુશ્કેલ નહિ એવું (૩) નિષ્કપટી; નિખાલસ
**સરલ(–ળ)તા** સ્ત્રી૦
**સરલ** પું૦ એક ઝાડ
**સરવડિયું** ન૦ રહીરહીને પડતું વરસાદનું ઝાપટું
**સરવડું** ન૦ જુઓ સરવડિયું
**સરવડો** પું૦ સરવડિયું
**સરવણ** પું૦ ટહેલિયો (૨) કાવડ લઈ ભીખ માગનારો (૩) ભિક્ષુ; યતિ (૪) સ્ત્રી૦ + જળાશયમાં થતો એક જીવ

**સરવણી** સ્ત્રી૦ મરણ પછી તેરમે દિવસે કરાતી સજ્જાદાન વગેરેની ક્રિયા
**સરવણું** વિ૦ ભટકતું; રખડતું
**સરવર** વિ૦ પ્રતિષ્ઠિત; આગેવાન
**સર(-રો)વર** ન૦ સરોવર
**સરવાણી** સ્ત્રી૦ ઝરણું
**સરવા(-વૈ)યું** ન૦ આખા વર્ષના હિસાબનું તારણ
**સરવાળે** અ૦ પરિણામે; અંતે
**સરવાળો** પું૦ એક સંખ્યાને બીજી સંખ્યામાં ઉમેરવી તે (૨) તેથી થતી રકમ
**સરવું** વિ૦ ઝટ સાંભળે તેવું (૨) મોટેથી બોલાયેલું (૩) અ૦ ક્રિ૦ જુઓ સરકવું (૪) પાર પડવું; વળવું
**સરવૈયું** ન૦ જુઓ સરવાયું
**સરવો** પું૦ યજ્ઞમાં ઘી હોમવાનો લાકડાનો કડછો (૨) ઉદાર પુરુષ (૩) શકોરું
**સરશિ(-સિ)યું** ન૦ સરસવનું તેલ (૨) અળસિયું
**સરશિ(-સિ)ફારસ** સ્ત્રી૦ લાગવગ; વગસગ
**સરસ** વિ૦ સારું; ઉત્તમ; રસવાળું; સુંદર (૨) વધતું; નમતું (તોલમાં) (૩) પું૦ સરેશ
**સરસતા** સ્ત્રી૦
**સરસર** સ્ત્રી૦ છોકરાંની એક રમત; ખારોપાટ (૨) અ૦ (રવ૦) ઝડપથી સરવાનો કે ચાલવાનો અવાજ
**સરસવ** પું૦ એક જાતનું તેલી બી
**સરસવું** અ૦ ક્રિ૦ (કા.)*
**સરસંદેશો** પું૦ ખબરઅંતર
**સરસાઈ** સ્ત્રી૦ સ્પર્ધા; ચડસાચડસી
**સરસામાન** પું૦ રાચરચીલું; ઘરગથુ સામાન
**સરસાસરસી** સ્ત્રી૦ ચડસાચડસી (૨) અ૦ જોડાજોડ
**સરસિજ** ન૦ કમળ
**સરસિફારશ** સ્ત્રી૦ જુઓ સરશિફારસ
**સરસિયું** ન૦ જુઓ સરશિયું
**સરસીધું** ન૦ રસોઈનો સામાન
**સરસું** વિ૦ (૨) અ૦ અડીને; પાસે; નજીક
**સરસૂબો** પું૦ વડો સૂબો; મહાલ કે પરગણાનો ઉપરી
**સરસ્વતી** સ્ત્રી૦ (સં.) વિદ્યાની દેવી; શારદા (૨) ઉત્તર ગુજરાતની એક નદી
**સરસ્વતીપૂજન** ન૦ સરસ્વતીની પૂજાનો ઉત્સવ (કોઈ ઠેકાણે વસંતપંચમીએ તો કોઈ ઠેકાણે આસો માસમાં કરે છે)
**સરહદ** સ્ત્રી૦ સીમા; સીમાડો
**સરહદી** વિ૦ સરહદને લગતું; સરહદ સંબંધી
**સરળ** વિ૦ જુઓ સરલ
**સરળતા** સ્ત્રી૦
**સરંગ** પું૦ વહાણનો મુખ્ય ટંડેલ
**સરંજામ** પું૦ જોઈતી સામગ્રી (૨) લડાઈ કે લશ્કરની સામગ્રી
**સરંજામી** વિ૦ સરંજામને લગતું (૨) શિલેદારી પદ્ધતિનું
**સરંઠ** ન૦ એક પક્ષી
**સરા** સ્ત્રી૦ સરાઈ (૨) ઋતુ; મોસમ (ઉદા૦ લગનસરા) (૩) પ્રવાહ; ધારા
**સરાઈ** સ્ત્રી૦ ધર્મશાળા; મુસાફરખાનું (૨) શેરી; પોળ
**સરાક** પું૦ ફાંસ; શૂળ
**સરાકતી** વિ૦ સ્ત્રી૦ ઇનામી જમીન ઉપરનો વેરો
**સરાગ** વિ૦ રંગવાળું (૨) રાગયુક્ત
**સરાટ** પું૦ મીઠી વાસ
**સરાડો** પું૦ સીધો માર્ગ
**સરાણ** સ્ત્રી૦ ધાર કાઢવાનું યંત્ર
**સરાણિયો** પું૦ સરાણ ઉપર ધાર કાઢી આપનાર
**સરાધરા** અ૦ પહેલેથી છેવટ લગી
**સરાપરદો** પું૦ સરદારને રહેવાનો તંબૂ
**સરાફ** પું૦ જુઓ શરાફ
**સરાફી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ શરાફી
**સરામણ** ન૦ સરાવવાની દક્ષિણા
**સરામણી** સ્ત્રી૦ જુઓ સરામણ
**સરામણું** ન૦ બચાવ
**સરાર** અ૦ હરાર; ઠેઠસુધી
**સરાવ** પું૦ શકોરું; માટીનું પાત્ર
**સરાવલું** ન૦ જુઓ સરાવ
**સરાવવું** સ૦ ક્રિ૦ 'સારવું'નું પ્રેરકરૂપ
**સરાવું** અ૦ ક્રિ૦ ખુશ થવું; કૃતાર્થ થવું (૨) અંજાવું
**સરાસર(-રી)** અ૦ જુઓ સરેરાશ

**સરાસરી** સ્ત્રી૰ જુઓ સરેરાશ
**સરા(-રે)હ** સ્ત્રી૰ મુસાફરખાનું (૨) વીશી (૩) પ્રશંસા
**સરાહવું** સ૰ ક્રિ૰ વખાણવું; મહિમા વધારવો
**સરાહી** વિ૰ વખાણવાલાયક; મનોહર
**સરાંઠી** સ્ત્રી૰ જુઓ કરાંઠી
**સરિત(-તા)** સ્ત્રી૰ નદી
**સરિયામ** વિ૰ મુખ્ય; ધોરી (રસ્તો) (૨) જાહેર (૩) સીધું; સળંગ
**સરિયો** પું૰ જારબાજરીના છોડનો દાંડો
**સરીખું** વિ૰ સરખું
**સરીગત** વિ૰ જુઓ શરીગત
**સરીસું** વિ૰ સરખું (૨) અ૰ સરસું; નજીક (પ.)
**સરુ** ન૰ એક ઝાડ
**સરૂપ** વિ૰ સરખું; સમાન
**સરૂપતા** સ્ત્રી૰
**સરેતોરે** અ૰ વાજતેગાજતે; ખુલ્લેખુલ્લું; છચોક
**સરેરાશ** સ્ત્રી૰ નાનીમોટી રકમોનો જુમલો કરીને કઢાતું માન (ગ.) (૨) અ૰ સરેરાશ ગણતાં (૩) શુમારે; અંદાજથી
**સરેશ(-સ)** પું૰ ચામડાં કે હાડકાંમાંથી મળતો ચીકણો પદાર્થ
**સરેહ** સ્ત્રી૰ જુઓ સરાહ
**સરૈયો** પું૰ સુગંધીદાર વસ્તુઓ વેચનાર
**સરોખડો** પું૰*
**સરોજ** ન૰ કમળ
**સરોજિની** સ્ત્રી૰ કમળની વેલ
**સરોડવું** સ૰ ક્રિ૰ ઘાસ છૂટું કરી પહોળું કરવું (૨) જાનવર નાસી ન જાય માટે બેને સાથે એક દોરડે બાંધવાં
**સરોડું** ન૰ જુવારબાજરીનો સાંઠો; રાડું
**સરોતરી** વિ૰ વાજબી; ન્યાયપુરઃસર
**સરોદ(-દો)** પું૰ સારંગી (૨) સૂડી (૩) સૂર (૪) નાકમાંથી ચાલતા શ્વાસ ઉપરથી ભવિષ્ય કહેવાની વિદ્યા
**સરોવર** ન૰ મોટું તળાવ
**સરોષ** વિ૰ ગુસ્સાવાળું (૨) અ૰ ગુસ્સા સહિત
**સર્ગ** પું૰ સૃષ્ટિ (૨) ઉત્પત્તિ (૩) ત્યાગ (૪) અધ્યાય (કાવ્યનો)
**સર્ગમીમાંસા** સ્ત્રી૰ સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ ચર્ચતું શાસ્ત્ર; 'કૉસ્મૉગની'
**સર્ગશક્તિ** સ્ત્રી૰ સર્જનશક્તિ
**સર્ચલાઇટ** સ્ત્રી૰; ન૰ ખૂબ દૂર સુધી પહોંચે એવો વીજળીનો તીવ્ર પ્રકાશ
**સર્જક** વિ૰ (૨) પું૰ સર્જનાર
**સર્જન** ન૰ સર્જવું તે (૨) સર્જેલું તે; સૃષ્ટિ (૩) પું૰ શસ્ત્રવૈદ્ય
**સર્જનજૂનું** વિ૰ સૃષ્ટિની શરૂઆતથી ચાલતું આવેલું
**સર્જનશક્તિ** સ્ત્રી૰ નવું રચવાની શક્તિ
**સર્જનહાર** પું૰ પેદા કરનાર; ઈશ્વર
**સર્જવું** સ૰ ક્રિ૰ પેદા કરવું; ઉત્પન્ન કરવું; રચવું
**સર્જિત** વિ૰ સર્જેલું (૨) નસીબમાં લખેલું
**સર્પ** પું૰ સાપ
**સર્પદંશ** પું૰ સાપનો દંશ
**સર્પવું** અ૰ ક્રિ૰ દોડી જવું
**સર્પાકાર** વિ૰ સર્પના આકારવાળું
**સર્પિણી** સ્ત્રી૰ સાપની માદા
**સર્વ** વિ૰ બધું; સઘળું
**સર્વકાલીન** વિ૰ નિત્ય; બધો વખત ટકી રહેનાર
**સર્વગત** વિ૰ સર્વત્ર રહેલું
**સર્વગામિત્વ** ન૰ સર્વગામીપણું
**સર્વગામી** વિ૰ સર્વવ્યાપક
**સર્વગ્રાહી** વિ૰ બધું ગ્રહણ કરતું
**સર્વજ્ઞ** વિ૰ બધું જાણનારું
**સર્વજ્ઞતા** સ્ત્રી૰
**સર્વતોભદ્ર** વિ૰ બધી રીતે સુંદર (૨) પું૰ ચારે બાજુ દરવાજાવાળું મંદિર કે મહેલ (૩) એક વ્યૂહરચના (૪) ન૰ દરેક બાજુથી સરખી રીતે વંચાય તેવી કાવ્યરચના
**સર્વતોમુખ(-ખી)** વિ૰ બધી બાજુ મુખવાળું (૨) દરેક પ્રકારનું; પૂર્ણ; વ્યાપક
**સર્વત્ર** અ૰ દરેક સ્થળે
**સર્વથા** અ૰ સર્વ પ્રકારે; બધી રીતે
**સર્વદમન** વિ૰ બધાનું દમન કરનારું (૨) પું૰ (સં.) દુષ્યંત અને શકુંતલાનો પુત્ર ભરત
**સર્વદર્શી** વિ૰ બધું જોનારું કે જાણનારું (૨) (સં.) બુદ્ધ

**સર્વદા** અ૦ હંમેશાં; નિરંતર
**સર્વદેશી,૦ય** વિ૦ બધા દેશ, અંગ કે વિભાગને લગતું
**સર્વદેશીયતા** સ્ત્રી૦
**સર્વનામ** ન૦ નામને બદલે આવતો શબ્દ (વ્યા.)
**સર્વભક્ષી** વિ૦ બધું ભક્ષણ કરતું
**સર્વમાન્ય** વિ૦ બધાને માન્ય
**સર્વરી** સ્ત્રી૦ શર્વરી; રાત્રી
**સર્વવ્યાપક** વિ૦ સર્વત્ર વ્યાપી રહેલું
**સર્વવ્યાપકતા** સ્ત્રી૦
**સર્વવ્યાપી** સ્ત્રી૦ જુઓ સર્વવ્યાપક
**સર્વશક્તિમાન** વિ૦ સર્વ પ્રકારની શક્તિવાળું; બધું કરી શકે તેવું
**સર્વશ્રેષ્ઠ** વિ૦ સર્વમાં શ્રેષ્ઠ
**સર્વસંગ્રહ** પું૦ બધી જાતની માહિતીનો સંગ્રહ; 'સાઇક્લોપીડિયા'
**સર્વસંપન્ન** વિ૦ કાંઈ પણ ઊણપ વિનાનું
**સર્વસામાન્ય** વિ૦ સૌને લાગુ પડતું
**સર્વસ્વ** ન૦ પોતાનું બધું
**સર્વાતીત** વિ૦ સર્વથી પર
**સર્વાત્મભાવ** પું૦ પોતે બધાનો આત્મા છે અથવા એક જ આત્મા બધામાં છે તેવો ભાવ
**સર્વાત્મવાદ** પું૦ સર્વાત્મભાવનો વાદ
**સર્વાત્મા** પું૦ બધાનો આત્મા–પરમેશ્વર
**સર્વાધિકાર** પું૦ સર્વ અધિકાર
**સર્વાધિકારી** પું૦ કુલ સત્તાવાળો
**સર્વાનુભવરસિક** વિ૦ પરલક્ષી; 'ઑબ્જેક્ટિવ'
**સર્વાનુમત** વિ૦ બધાને અનુમત–કબૂલ (૨) પું૦; ન૦ બધાનો મત
**સર્વાનુમતિ** સ્ત્રી૦ બધાની અનુમતિ
**સર્વાંગ** ન૦ સર્વ અંગ
**સર્વાંગસુંદર** વિ૦ સર્વાંગે સુંદર
**સર્વાંગી** વિ૦ સર્વ અંગોને લગતું
**સર્વાંગીણ** વિ૦ સર્વાંગી; આખા શરીરમાં વ્યાપી કે ફરકી રહેતું
**સર્વોચ્ચ** વિ૦ સૌથી ઉચ્ચ
**સર્વોત્કૃષ્ટ** વિ૦ સૌથી ઉત્તમ
**સર્વોત્તમ** વિ૦ સર્વોત્કૃષ્ટ
**સર્વોદય** પું૦ સર્વનો ઉદય; બધાનું હિત
**સર્વોપયોગી** વિ૦ સર્વને ઉપયોગી
**સર્વોપરી** વિ૦ સૌથી ચડિયાતું (૨) સૌથી ઊંચું

**સલ** ન૦ સલિલ (૨) બાજરીના કણસલાંવાળા પૂળા
**સલક્ષ(–ખ)ણું** વિ૦ સારાં લક્ષણવાળું (૨) સખણું; તોફાની નહિ તેવું
**સલગમ** ન૦ ગાજર જેવું એક કંદ
**સલપી** ન૦ એક માછલી
**સલપો(–ફો)** પું૦ સપાટો; દમ (ચલમનો) (૨) જથો
**સલવવું** સ૦ ક્રિ૦ સાલવવું
**સલવામણ** સ્ત્રી૦ સલવાવું તે (૨) ન૦ સાલવવાનું મહેનતાણું
**સલવાવું** અ૦ ક્રિ૦ ઉકેલ ન સૂઝવાથી ગભરાવું (૨) 'સલવવું'નું કર્મણિરૂપ
**સલાટ** પું૦ પથ્થર ઘડનારો
**સલાટી(–ડી)** સ્ત્રી૦ મોચીનો ધાર કાઢવાનો પથ્થર
**સલાડવું** સ૦ ક્રિ૦ (કા.) જોડવું; એકને બીજા સાથે બાંધવું
**સલાડી** સ્ત્રી૦ જુઓ સલાટી
**સલાડું** ન૦ જુઓ સલાટી (૨) ભંભેરણી
**સલાબત** સ્ત્રી૦ મોટાઈ; ભારેપણું; પ્રૌઢતા
**સલામ** સ્ત્રી૦ નમસ્કારનો એક પ્રકાર
**સલામત** વિ૦ સહીસલામત; સુરક્ષિત (૨) હયાત અને તંદુરસ્ત
**સલામતી** સ્ત્રી૦ તંદુરસ્તી; ક્ષેમ (૨) હયાતી; જિંદગી (૩) સુરક્ષિતતા
**સલામિયા** વિ૦ સલામી દાખલ જ થોડું મહેસૂલ ભરવું પડે તેવી જમીન
**સલામી** સ્ત્રી૦ સલામ દાખલ અપાતું માન, ભેટ કે મહેસૂલ
**સલાવડું** ન૦ માટીનું ભિક્ષાપાત્ર; શકોરું
**સલાહ** સ્ત્રી૦ શિખામણ (૨) અભિપ્રાય (૩) સુલેહ
**સલાહકાર** વિ૦ (૨) પું૦ સલાહ આપનાર
**સલિલ** ન૦ પાણી
**સલીલ** વિ૦ લીલા, ક્રીડા કે વિલાસવાળું (૨) અ૦ રમતમાં; હાવપૂર્વક
**સલૂક** સ્ત્રી૦ વર્તણૂક; રીતભાત; વર્તાવ (૨) સદ્ભાવ; મેળ (૩) ભલાઈ; નેકી; ઉપકાર
**સલૂકાઈ** સ્ત્રી૦ સભ્યતા; વિનયી વર્તણૂક (૨) સદ્ભાવ; મેળ

**સલૂડું** વિ૦ એકબીજાની ખાનગી વાતો એકબીજાને કહી સંભળાવી સવાસલાં કે સલાહડાં કર્યાં કરનારું
**સલૂણું** વિ૦ મનોહર; રસથી ભરેલું
**સલો** પું૦ પાતળું લીંપણ; અબોટ
**સલોકતા** સ્ત્રી૦ ઇષ્ટ સાથે એક લોકમાં રહેવું તે (૨) એક પ્રકારની મુક્તિ
**સલોકા** પું૦ બ૦ વ૦ સમસ્યા કે મહેણાંવાળી પ્રશ્નોત્તરરૂપ કવિતા (૨) વરકન્યાએ પરણતી વખતે સામસામાં બોલવાની લીટીઓ
**સલ્તનત** સ્ત્રી૦ પાદશાહત; રાજ્ય
**સલ્લી** સ્ત્રી૦ અસ્રો ઘસવાની પથરી
**સલ્લો** પું૦ સાગોળ
**સવચ્છી** વિ૦ સ્ત્રી૦ જુઓ સવત્સી
**સવડ** સ્ત્રી૦ જુઓ સગવડ
**સવત્સ(-ત્સા,-ત્સી)** વિ૦ સ્ત્રી૦ વાછડાવાળી
**સવર્ણું** વિ૦ એક જ વર્ણનું; સમાન વર્ણનું
**સવલવું** સ૦ ક્રિ૦ ચાસને ગાળેગાળેથી સજ્જડ ઊગેલા છોડ ઉખેડવા
**સવળવું** અ૦ ક્રિ૦ જુઓ સળવળવું
**સવળું** વિ૦ સૂલટું; અવળાથી ઊલટું
**સવા** વિ૦ '૧૧' (૨) અનુકૂળ (પવન) (૩) પું૦ પાંપણ કે અથાણામાં થતો એક જીવ (૪) એક વનસ્પતિનાં બીજ; સુવા
**સવાઈ** વિ૦ સવાગણી (૨) ચડિયાતી (૩) સ્ત્રી૦ સવાગણું તે (૪) સિપાઈનો ફેંટો કે પાઘડી (૫) વધારાના વખતમાં કરેલું કામ (૬) તેની મજૂરી (૭) એક ધીરી સવા લેવું તે
**સવાકવા** પું૦ અનુકૂળ અથવા પ્રતિકૂળ પવન (૨) અકસ્માત
**સવાકો** પું૦ પૈસો; દોઢિયું
**સવાણુ** સ્ત્રી૦ સોબતનો આનંદ; સોબતની હૂંફ (૨) આરામ; કરાર (૩) ન૦ પશુ માદાના ગર્ભાધાનનો કાળ
**સવાદિયું** વિ૦ સ્વાદિષ્ટ (૨) સ્વાદિષ્ટ ચીજોના ચટકાવાળું
**સવાબ** ન૦ ધર્મકૃત્ય; પુણ્ય
**સવાયાં** ન૦ બ૦ વ૦ સવાયા આંકનો કોઠો
**સવાયું** વિ૦ સવાગણું (૨) ચડિયાતું
**સવાયો** પું૦ પૈસો; દોઢિયું
**સવાર** વિ૦ ઘોડા, હાથી કે વાહન ઉપર બેઠેલું (૨) પું૦ તેવો માણસ (૩) ઘોડેસવાર સિપાઈ (૪) સ્ત્રી૦; ન૦ પ્રાતઃકાળ; વહાણું
**સવારી** સ્ત્રી૦ સવાર થવું તે (૨) ગાડી વગેરેમાં બેસનાર ઉતારુ (૩) વાહને ચડી ઠાઠમાઠથી વરઘોડા રૂપે ફરવું તે; તેવો વરઘોડો (૪) કૂચ; હુમલો; ચડાઈ (૫) [લા.] ઠાઠવાળો માણસ
**સવારું** અ૦ + વહેલું; ઉતાવળું (૨) સવેળું; વખતસર
**સવાલ** પું૦ પ્રશ્ન (૨) માગણી; અરજ (૩) બોલ
**સવાલખી(-ખું)** વિ૦ સવાલાખની કિંમતનું; મૂલ્યવાન
**સવાલજવાબ** પું૦ બ૦ વ૦ પ્રશ્નોત્તર
**સવાવું** અ૦ ક્રિ૦ (પશુ માદાએ) ગર્ભ ધારણ કરવો (૨) પકડાવું (૩) ગમવું; ગોઠવું
**સવાસલું** ન૦ સારું લગાડવા મીઠુંમીઠું બોલવું તે (૨) કાલાવાલા
**સવાસૂરિયું** વિ૦ સવાસવા વર્ષને આંતરે જન્મેલું (બાળક)
**સવાસો** વિ૦ '૧૨૫'
**સવિકલ્પ,૦ક** વિ૦ વિકલ્પવાળું
**સવિતા** પું૦ સૂર્ય
**સવિતાઈ** સ્ત્રી૦ + પ્રકાશ; તેજ (૨) બહાદુરી
**સવિનય** વિ૦ વિનયયુક્ત (૨) અ૦ વિનયપૂર્વક
**સવિનયભંગ** પું૦ વિનયપૂર્વક ભંગ (અન્યાયી કે અધર્મી કાયદા કે હુકમનો)
**સવિશેષ** વિ૦ વિશિષ્ટતાવાળું; અસાધારણ; (૨) ઉત્તમ; મુખ્ય (૩) અ૦ ખાસ કરીને (૪) ખૂબ જ
**સવિસ્તર** વિ૦ વિસ્તારયુક્ત (૨) અ૦ વિસ્તારપૂર્વક
**સવે** અ૦ ઠેકાણે; રસ્તે (૨) વિ૦ સારું; રૂડું
**સવેળું** વિ૦ (૨) ન૦*
**સવેળા** અ૦ વખતસર; આગળથી
**સવૈયો** પું૦ એક છંદ
**સવ્ય** વિ૦ ડાબું (૨) ડાબે ખભે રહેલું (જનોઈ)
**સવ્યસાચી** પું૦ (સં.) ડાબે હાથે પણ બાણ છોડી શકે તેવો—અર્જુન
**સવ્યાપસવ્ય** ન૦ ડાબાજમણી કરવું તે

**સશસ્ત્ર** વિ૰ શસ્ત્રસજ્જ
**સશેષ** વિ૰ શેષ રહે તેવું
**સશેષ ભાગાકાર** પું૰ જેમાં શેષ રહ્યા કરે તેવો ભાગાકાર
**સસડવું** અ૰ ક્રિ૰ (રવ૰) સડસડ અવાજ સાથે ખૂબ ઊકળવું
**સસણી** સ્ત્રી૰ બાળકનો એક રોગ
**સસરો** પું૰ વર કે વહુનો બાપ
**સસલી** સ્ત્રી૰ સસલાની માદા
**સસલું** ન૰ એક નાનું ચોપગું પ્રાણી
**સસલો** પું૰ સસલાનો નર
**સસવું** અ૰ ક્રિ૰ ફૂલેલી વસ્તુનું બેસી જવું
**સસાર** વિ૰ સાર કે સત્ત્વવાળું
**સસુમારું** ન૰ એક જળચર પ્રાણી
**સસ્તું** વિ૰ સોંઘું
**સસ્મિત** વિ૰ સ્મિતવાળું (૨) અ૰ સ્મિત સાથે
**સસ્સો** પું૰ સ અક્ષર (૨) સસલો
**સહ** અ૰ સાથે
**સહકાર** પું૰ સાથે મળીને કામ કરવું તે; એકબીજાને મદદગાર થવું તે (૨) આંબો
**સહકારિતા** સ્ત્રી૰ સહકારીપણું
**સહકારિત્વ** ન૰ સહકારિતા
**સહકારી** વિ૰ (૨) પું૰ સહકાર કરનાર
**સહકારી ભંડાર** પું૰ સહકારથી ચાલતી દુકાન
**સહકારી મંડળ** ન૰ સહકારથી ચાલતું મંડળ
**સહગમન** ન૰ સાથે જવું તે (૨) સતી થવું તે
**સહગામી** વિ૰ સહગમન કરનારું (૨) 'કૉંકરન્ટ' (ગ.)
**સહચર** વિ૰ (૨) પું૰ સાથે ફરનાર; સોબતી
**સહચરી** સ્ત્રી૰ સખી (૨) દાસી (૩) ભાર્યા
**સહચાર** પું૰ સાથ; સંગ; સોબત; સંબંધ (૨) સુસંગતપણું (૩) સાહચર્ય
**સહચારિણી** વિ૰ સ્ત્રી૰ સાથે રહેનારી કે ફરનારી (સહચરી)
**સહચારી** વિ૰ સાથે જનારું કે રહેનારું (૨) પું૰ પતિ
**સહજ** વિ૰ સાથે જન્મેલું (૨) કુદરતી; સ્વાભાવિક (૩) સહેલું (૪) અ૰ ખાસ કારણ વિના (૫) સ્વાભાવિક રીતે (૬) સહેલાઈથી
**સહજન્ય** વિ૰ સાથે જન્મેલું
**સહજપ્રાપ્ત** વિ૰ સહેજે મળેલું
**સહજબુદ્ધિ** સ્ત્રી૰ કુદરતી બુદ્ધિ કે પ્રેરણા; 'ઇન્સ્ટિન્ક્ટ'
**સહજસ્ફૂર્તિ** સ્ત્રી૰ જુઓ સહજબુદ્ધિ
**સહધર્મચાર** પું૰ સાથે રહી જીવનની ફરજો બજાવવી તે
**સહધર્મચારિણી** સ્ત્રી૰ પત્ની (જુઓ સહધર્મચાર)
**સહધર્મચારી** પું૰ પતિ (જુઓ સહધર્મચાર)
**સહધર્મિણી** સ્ત્રી૰ જુઓ સહધર્મચારિણી
**સહન** ન૰ સહેવું તે
**સહનશક્તિ** સ્ત્રી૰ સહન કરવાની શક્તિ
**સહનશીલ** વિ૰ સહન કરે તેવા સ્વભાવનું; શાંત; ધીર; સહિષ્ણુ
**સહનશીલતા** સ્ત્રી૰
**સહપાઠી** પું૰ સાથે ભણનાર; સહાધ્યાયી
**સહભોજન** ન૰ સાથે બેસી કરેલું ભોજન (૨) ભિન્ન વર્ણના લોકોએ સાથે બેસી કરેલું ભોજન
**સહયોગ** પું૰ સહકાર
**સહયોગી** વિ૰ (૨) પું૰ સહયોગ કરનાર
**સહરાવું** અ૰ ક્રિ૰ + ખુશ થવું
**સહર્ષ** વિ૰ હર્ષયુક્ત (૨) અ૰ હરખભેર
**સહવર્તમાન** અ૰ સાથે; જોડે
**સહવર્તી** વિ૰ સાથે રહેનારું
**સહવાસ** પું૰ સાથે વસવું તે (૨) સોબત; સંબંધ (૩) અભ્યાસ; મહાવરો
**સહવાસી** વિ૰ સાથે વસનારું (૨) પરિચિત (૩) ટેવાયેલું
**સહશિક્ષણ** ન૰ છોકરાછોકરીઓને સાથે શિક્ષણ આપવું તે
**સહસા** અ૰ ઉતાવળે; વિચાર કર્યા વિના (૨) ઓચિંતું
**સહસ્ર** વિ૰ હજાર
**સહસ્રાક્ષ** પું૰ (સં.) ઇંદ્ર
**સહાધ્યાયી** પું૰ સાથે ભણનારો; વિદ્યાર્થી
**સહાનુભાવ** પું૰ જુઓ સહાનુભૂતિ
**સહાનુભૂતિ** સ્ત્રી૰ સમભાવ; દિલસોજી
**સહાય** પું૰ મિત્ર; મદદગાર (૨) સ્ત્રી૰ મદદ
**સહાયક** વિ૰ મદદગાર

**સહાયકવૃત્ત** ન૦ 'ઑક્ઝિલિયરી સર્કલ' (ગ.)
**સહાયતા** સ્ત્રી૦ સાહ્ય; મદદ
**સહાયભૂત** વિ૦ મદદગાર થઈ પડેલું
**સહારો** પું૦ આશ્રય; હૂંફ
**સહિત** અ૦ સાથે (૨). સુધ્ધાં
**સહિયર** સ્ત્રી૦ સખી
**સહિયારું** વિ૦ ભાગિયાભાગવાળું (૨) ભેગું; ભાગ વહેંચ્યા ન હોય તેવું (૩) ન૦ પંતિયાળું; ભાગિયાપણું
**સહિષ્ણુ** વિ૦ સહન કરે તેવું; સહનશીલ
**સહિષ્ણુતા** સ્ત્રી૦
**સહી** સ્ત્રી૦ (ખત,કાગળમાં) નીચે પોતાનું નામ લખવું તે; મતું (૨) સ્ત્રી૦ સખી (૩) અ૦ કબૂલ; મંજૂર; નક્કી
**સહીસલામત** વિ૦ સુરક્ષિત; કાંઈ પણ ઈજા કે નુકસાન વિનાનું (૨) અ૦ તેવી રીતે
**સહીસલામતી** સ્ત્રી૦ સહીસલામતપણું; સુરક્ષિતતા
**સહીસાટું** ન૦ સહી આપીને નક્કી કરેલું સાટું કે કરાર
**સહુ** વિ૦ સૌ
**સહુલિયત** સ્ત્રી૦ સુગમતા; સહેલાઈ
**સહૃદય** વિ૦ સામાનો ભાવ કે લાગણી સમજી શકે તેવું (૨) દયાળુ (૩) રસિક; રસાભિજ્ઞ
**સહૃદયતા** સ્ત્રી૦
**સહેજ** વિ૦ થોડું; અલ્પ (૨) અ૦ જુઓ સહજ
**સહેજસાજ** વિ૦ (૨) અ૦ થોડુંઘણું; જરાક
**સહેજારત** અ૦ સહેજ; અમસ્તું; મજાક દાખલ
**સહેજે** અ૦ સહેલાઈથી
**સહેણી** અ૦ સહેવું તે
**સહેરો** પું૦ જરીનો પટકો; મંદીલ
**સહેલ** વિ૦ સહેલું (૨) સ્ત્રી૦ આનંદથી આમતેમ ફરવું તે (૩) મોજમજા; લહેર
**સહેલગાહ** સ્ત્રી૦ હરવાફરવા કે મોજમજા માણવાની જગા
**સહેલસપાટા** પું૦ બ૦ વ૦ મોજમજા
**સહેલાઈ** સ્ત્રી૦ સહેલાપણું
**સહેલાણી** વિ૦ મોજી; આનંદી (૨) પું૦ તેવો માણસ
**સહેલું** વિ૦ મુશ્કેલ નહિ તેવું; સરળ
**સહેવું** સ૦ ક્રિ૦ સહન કરવું; ખમવું
**સહોક્તિ** સ્ત્રી૦ એક અર્થાલંકાર જેમાં, 'સહ' વગેરે શબ્દોના બળથી એક જ વસ્તુ બેની વાચક બતાવવામાં આવે છે (કા. શા.)
**સહોત્થાયી** વિ૦ બળવો ઉઠાવવામાં મળતિયું
**સહોદર** વિ૦ (૨) પું૦ એક માને પેટ જન્મેલું (૨) પું૦ ભાઈ
**સહ્ય** વિ૦ સહી શકાય એવું
**સહ્યલેહ** પું૦ જુઓ કર્મણિપ્રયોગ (વ્યા.)
**સળ** પું૦ ગેડ કે દબાણનો આંકો–કાપો (૨) સોળ
**સળક** સ્ત્રી૦ સળકવું તે; સણકો
**સળકડી** સ્ત્રી૦ નાની સળી (૨) [લા.] ઉશ્કેરણી ('કરવું' ક્રિયાપદ સાથે)
**સળકડું** ન૦ સળકડી; સળી
**સળકવું** અ૦ ક્રિ૦ સહેજ હાલવું; સળવળવું (૨) [દાઢ સાથે] ખાવાનો ભાવ થવો (૩) સોકાતું હોય તેમ સણકા નાખવા
**સળકો** પું૦ જુઓ સળક (૨) તીવ્ર ઇચ્છા
**સળગવું** અ૦ ક્રિ૦ બળવું; લાગવું
**સળવળ** સ્ત્રી૦ સળવળવું તે
**સળવળવું** અ૦ ક્રિ૦ જરાજરા હાલવું; મરડાવું (૨) શરીર પર જીવડું ચાલતું હોય તેવી લાગણી થવી (૩) [લા.] કશું કરવા તત્પર થઈ રહેવું
**સળવળાટ** પું૦ સળવળવું તે
**સળવું** અ૦ ક્રિ૦ જીવડાં પડવાથી અંદરથી ખવાઈ જવું; અંદરથી બગડી જવું
**સળંગ** વિ૦ સાંધ વિનાનું; આખું; તૂટક નહિ તેવું; ઠેઠ સુધીનું (૨) અ૦ અટક્યા વિના; ઠેઠ સુધી
**સળંગસૂત્ર** વિ૦ સળંગ
**સળાવો** પું૦ (કા.) વીજળીનો ચમકારો
**સળિયો** પું૦ ધાતુનો લાંબો કકડો
**સળી** સ્ત્રી૦ ઘાસની, લાકડાની કે ધાતુની લાંબી પાતળી ગોળ ચીપ
**સળીસંચો** પું૦ યુક્તિપ્રયુક્તિ (૨) ઉશ્કેરણી
**સળેક(–ખ)ડી** ન૦ નાનું સળેકડું
**સળેક(–ખ)ડું** ન૦ ઘાસ કે લાકડાની સળી
**સળેખમ** ન૦ એક રોગ; શરદી
**સળો** પું૦ સળવું તે
**સંકટ** ન૦ દુઃખ; આફત

**સંકટનિવારણ** ન૦ મદદ આપી સંકટ દૂર કરવું તે

**સંકડામણ(-ણી)** સ્ત્રી૦ જગાની તંગાશ (૨) ભીડ; મુશ્કેલી

**સંકડાવવું** સ૦ ક્રિ૦ 'સંકડાવું'નું પ્રેરકરૂપ

**સંકડાવું** અ૦ ક્રિ૦ દબાવું; ભચડાવું (૨) જગાની તંગાશ વેઠવી (૩) મુશ્કેલીમાં આવવું

**સંકડાશ** સ્ત્રી૦ જગાની તંગાશ (૨) મુશ્કેલી

**સંકર** પું૦ ભેળસેળ; મિશ્રણ

**સંકરતા** સ્ત્રી૦

**સંકર્ષણ** ન૦ ખેંચવું તે (૨) ખેડવું તે (૩) પું૦ (સં.) બળરામ (૪) [સં.] શેષનાગ

**સંકલન** ન૦ એકઠું કરવું તે; સંગ્રહ (૨) સરવાળો

**સંકલનનિયમ** પું૦ 'લૉ ઑફ એસોસિયેશન' (ગ.)

**સંકલના** સ્ત્રી૦ જુઓ સંકલન

**સંકલિત** વિ૦ એકઠું કરેલું

**સંકલ્પ** પું૦ નિશ્ચય; મનસૂબો (૨) ધર્મકર્મ વગેરે કરવા માટે લેવામાં આવતો નિયમ (૩) કલ્પના કરવી તે; તર્ક

**સંકલ્પવિકલ્પ** પું૦ બ૦ વ૦ તર્કવિતર્ક

**સંકલ્પશક્તિ** સ્ત્રી૦ સંકલ્પની શક્તિ; ઇચ્છાશક્તિ

**સંકલ્પિત** વિ૦ કલ્પેલું (૨) ઇચ્છેલું; ધારેલું (૩) નિશ્ચય કરેલું

**સંકષ્ટ** ન૦ જુઓ સંકટ

**સંકીર્ણ** વિ૦ મિશ્રિત; સેળભેળ થયેલું (૨) વેરાયેલું; ફેલાયેલું; વ્યાપ્ત; ભરચક (૩) અસ્પષ્ટ (૪) સંકુચિત

**સંકીર્ત(-ર્ત્ત)ન** ન૦ સ્તુતિ

**સંકુચિત** વિ૦ સંકોચ પામેલું (૨) સાંકડું; ઉદાર નહિ તેવું (૩) બિડાયેલું

**સંકુલ** વિ૦ વ્યાપ્ત; પરિપૂર્ણ; ભીડવાળું (૨) અવ્યવસ્થિત (૩) અસંગત

**સંકુલતા** સ્ત્રી૦

**સંકેત** પું૦ અગાઉથી કરેલી છૂપી ગોઠવણ (૨) સંકેતસ્થાન (૩) ઇશારો; નિશાની (૪) કરાર; શરત (૫) અમુક શબ્દથી અમુક અર્થનો બોધ થવો જોઈએ એવી ભાષાની પરંપરાગત રૂઢિ (વ્યા.)

**સંકેતરૂપ** ન૦ જુઓ સંકેતાર્થ

**સંકેતસ્થાન** ન૦ સંકેત પ્રમાણે મળવાની જગા

**સંકેતાર્થ** પું૦ ક્રિયાપદનું શરત બતાવનાર રૂપ (વ્યા.)

**સંકેલવું** સ૦ ક્રિ૦ આટોપવું; એકઠું કરવું; પાછું વાળી લેવું

**સંકોચ** પું૦ તંગી; અછત; સંકડાશ (૨) આચકો; ખચકાવું તે (૩) લજ્જા; શરમ (૪) બિડાવું તે

**સંકોચવું** સ૦ ક્રિ૦ ભીડી દેવું; એકઠું કરવું

**સંકોચશીલ** વિ૦ સંકોચવાળું

**સંકોચાવું** અ૦ ક્રિ૦ 'સંકોચવું'નું કર્મણિરૂપ (૨) સંકોચ પામવો

**સંકોડવું** સ૦ ક્રિ૦ સાંકડું કરવું; ફેલાયેલું એકઠું કરવું

**સંકોરણી** સ્ત્રી૦ ઉશ્કેરણી

**સંકોરવું** સ૦ ક્રિ૦ આઘું ઠેલવું (૨) પ્રજ્વલિત કરવું (૩) ઉશ્કેરવું

**સંક્રમ** પું૦ એક જગા કે સ્થિતિમાંથી બીજી જગા કે સ્થિતિમાં જવું તે (૨) ઓળંગવું તે (૩) પ્રવેશ કરવો તે (૪) ઓળંગવાનો કે જવાનો માર્ગ (સેતુ; સીડી; વગેરે) (૫) એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે (સૂર્યનું)

**સંક્રમણ** ન૦ જુઓ સંક્રમ

**સંક્રાંત** વિ૦ એક જગાએથી બીજી જગાએ ગયેલું

**સંક્રાંત** સ્ત્રી૦ મકરસંક્રાંતિ

**સંક્રાંતિ** સ્ત્રી૦ જુઓ સંક્રમ (૨) મકરસંક્રાંતિ

**સંક્રાંતિકાલ(-ળ)** પું૦ સંક્રાંતિનો સમય; એક જગા કે સ્થિતિમાંથી બીજી જગા કે સ્થિતિમાં જવા સુધીનો વચલો સમય

**સંક્ષિપ્ત** વિ૦ ટૂંકું

**સંક્ષુબ્ધ** વિ૦ ખળભળી ઊઠેલું; ક્ષોભ પામેલું

**સંક્ષેપ** પું૦ ટૂંકાણ; સાર

**સંક્ષોભ** પું૦ ગરબડ; ખળભળાટ; ગભરાટ

**સંખારો** પું૦ પાણી ગાળતાં ગળણામાં રહેલો કચરો

**સંખાવું** અ૦ ક્રિ૦ સંખાવો થવો (૨) 'સાંખવું'નું કર્મણિરૂપ

**સંખાવો** પું૰ શંકા; હાજત (૨) શરમ (૩) કમકમાટી; કંટાળો

**સંખ્યા** સ્ત્રી૰ રકમ; આંકડો

**સંખ્યાક્રમવાચક** વિ૰ સંખ્યાનો ક્રમ બતાવનાર

**સંખ્યાતીત** વિ૰ અસંખ્ય

**સંખ્યાત્મક** વિ૰ સંખ્યાને લગતું

**સંખ્યાબલ,-ળ** ન૰ સંખ્યાનું બળ

**સંખ્યાલેખન** ન૰ સંખ્યા લખવાની રીત (ગ.)

**સંખ્યાવાચક** વિ૰ સંખ્યા જણાવનારું

**સંખ્યાવૃત્તિવાચક** વિ૰ સંખ્યાની આવૃત્તિનું વાચક (ઉદા૰ બેવડું) [વ્યા.]

**સંખ્યાસમૂહવાચક** વિ૰ સંખ્યાના સમૂહનું વાચક (ઉદા૰ પંચક; સૈકું) [વ્યા.]

**સંખ્યાસંકેત** પું૰ ૧, ૨, વગેરે સંખ્યાનો સંકેત (ગ.)

**સંગ** પું૰ સંયોગ (૨) સંબંધ (૩) સોબત; સહવાસ (૪) આસક્તિ (૫) મૈથુન

**સંગઠન** ન૰ વીખરાયેલાં બળ, લોકો કે અંગોને એકત્રિત કરી વ્યવસ્થિત કરવાં તે

**સંગત** વિ૰ સંબદ્ધ (૨) સુસંગત (૩) 'સિમેટ્રિકલ' (ગ.)

**સંગત(-તિ)** સ્ત્રી૰ સંયોગ (૨) મેળ (૩) સહવાસ (૪) પૂર્વાપર સંબંધ (૫) 'સિમેટ્રી' (ગ.)

**સંગતિકા** પું૰ એક છંદ

**સંગતિદોષ** પું૰ સોબતની માઠી અસર

**સંગદિલ** વિ૰ પથ્થર જેવી છાતીનું; કઠોર; નિર્દય

**સંગદિલી** સ્ત્રી૰ સંગદિલ હોવું તે

**સંગમ** પું૰ સંયોગ; મેળાપ; સમાગમ (૨) બે નદીઓનું મિલન; તે સ્થાન

**સંગાથ** પું૰ સાથ; સોબત (વાટમાં)

**સંગાથી** વિ૰ (૨) પું૰ સંગાથ કરનાર

**સંગીત** ન૰ ગાયન, વાદન અને નૃત્યનો સમાહાર (૨) ગાયન કે વાદન

**સંગીતકાવ્ય** ન૰ 'લિરિક'

**સંગીતલેખન** ન૰ ગાયન કે ગતના તાલસ્વરને સ-રી-ગ-મ ઇત્યાદિ સાંકેતિક ચિહ્નો દ્વારા લખવા તે; 'નોટેશન'

**સંગીતશાલા(-ળા)** સ્ત્રી૰ સંગીત શીખવવાની શાળા

**સંગીતશાસ્ત્ર** ન૰ સંગીતનું શાસ્ત્ર

**સંગીતશાસ્ત્રી** પું૰ સંગીતશાસ્ત્ર જાણનાર

**સંગીતિ** સ્ત્રી૰ પરિષદ

**સંગીન** વિ૰ પથ્થરનું બનેલું (૨) ટકાઉ; મજબૂત; (૩) સ્ત્રી૰ બંદૂકની નળીને છેડે ઘાલવામાં આવતું ભાલા જેવું અણીદાર પાનું

**સંગીનતા** સ્ત્રી૰ સંગીન હોવું તે

**સંગૃહીત** વિ૰ સંઘરેલું

**સંગેમરમર** પું૰ ચકમકની છાંટવાળો આરસપહાણ

**સંગેયાહૂદ** પું૰ એક જાતનો કીમતી પથ્થર

**સંગો** પું૰ આસક્તિ; હેડો

**સંગ્રહ** પું૰ એકઠું કરવું તે (૨) સંઘરી રાખેલો જથો (૩) સારીસારી વસ્તુઓનો એક સ્થળે કરેલો જમાવ

**સંગ્રહકર્તા(-ર્ત્તા)** પું૰ સંગ્રહ કરનાર

**સંગ્રહણી** સ્ત્રી૰ સંઘરણી

**સંગ્રહવું** સ૰ ક્રિ૰ સંગ્રહ કરવો

**સંગ્રહસ્થાન** ન૰ જ્યાં દેશપરદેશની જાણવા અને જોવાજોગ વસ્તુઓ એકઠી કરી હોય તે સ્થળ; 'મ્યૂઝિયમ'

**સંગ્રહાલય** ન૰ જુઓ સંગ્રહસ્થાન

**સંગ્રામ** પું૰ યુદ્ધ

**સંગ્રાહ** પું૰ પકડ; મૂઠ

**સંગ્રાહક** વિ૰ (૨) પું૰ સંગ્રહ કરનાર

**સંઘ** પું૰ ટોળું (૨) યાત્રાળુઓનો સમૂહ (૩) સંગઠિત અને વ્યવસ્થિત સમુદાય (જેમકે બૌદ્ધ ભિક્ષુઓનો, યુવકોનો વગેરે)

**સંઘટિત** વિ૰ એકત્રિત

**સંઘટ્ટ** વિ૰ ભિડાયેલું; સજ્જડ થયેલું (૨) પું૰ સંઘર્ષણ (૩) અથડાવું તે (૪) મિલન; સંયોગ

**સંઘટ્ટન** ન૰ મિલન; સંયોગ (૨) રચના; બનાવટ (૩) સંઘર્ષણ (૪) સંગઠન

**સંઘબળ** ન૰ સંઘનું બળ

**સંઘરણી** સ્ત્રી૰ ઝાડાનો એક રોગ; સંગ્રહણી

**સંઘરવું** સ૰ ક્રિ૰ એકઠું કરવું; જમા કરવું (૨) જતન કરીને રાખી મૂકવું

**સંઘશ** સ્ત્રી૰ કુસ ખોલાવવી તે

**સંઘરો** પું૰ સંઘરેલી વસ્તુઓનો જથો; સંગ્રહ

**સંઘર્ષ** પું૰ જુઓ સંઘર્ષણ

**સંઘર્ષણ** ન૦ બે વસ્તુઓનું ઘસાવું કે અથડાવું તે (૨) સ્પર્ધા (૩) કલહ

**સંઘસત્તાક** વિ૦ રાજકીય સત્તા સંઘના હાથમાં હોય તેવું

**સંઘવાદ** પું૦*

**સંઘવી** પું૦ સંઘ કાઢનાર; સંઘનો નેતા

**સંઘશક્તિ** સ્ત્રી૦ સંઘબળ

**સંઘાડિયો** પું૦ સંઘાડાથી ઘાટ ઉતારનારો

**સંઘાડો** પું૦ હાથીદાંત, લાકડાં વગેરેનો ઘાટ ઉતારવાનું યંત્ર (૨) જૈન સાધુ–સાધ્વીઓનો સમુદાય

**સંઘાત** પું૦ સાથ; સંગાથ (૨) જમાવ; જથો

**સંઘાતક** વિ૦ ઘાત કરનારું; નાશ કરનારું

**સંઘાતી** વિ૦ (૨) પું૦ સંગાથ કરનાર

**સંઘારામ** પું૦ ધર્મશાળા (૨) મઠ; વિહાર

**સંચ** પું૦ ગુપ્ત કરામત–ગોઠવણ (૨) ભીંત કે પટારા વગેરેમાં રાખેલું ગુપ્ત ખાનું

**સંચય** પું૦ સંગ્રહ; જમાવ

**સંચરવું** અ૦ ક્રિ૦ જવું; ચાલતા થવું (૨) દાખલ થવું; વ્યાપી જવું (૩) સ૦ ક્રિ૦ સંચય કરવો (૪) સંચારવું

**સંચરામણ** ન૦ સંચારવાની મજૂરી

**સંચરામણી** સ્ત્રી૦ જુઓ સંચરામણ

**સંચલન** ન૦ ડોલવું તે; હાલવું તે (૨) કંપ; ખળભળાટ

**સંચવું** સ૦ ક્રિ૦ એકઠું કરવું; ભેગું કરવું (૨) સીંચવું; ઢગલો કરવો

**સંચળ** પું૦ એક ક્ષાર

**સંચાર** પું૦ ફેલાવું તે; પ્રસાર (૨) ચલાવવું તે; પ્રેરવું તે (૩) જવું તે;–માં થઈને જવું તે (૪) સૂર્યનું એક રાશિમાંથી બીજીમાં જવું તે

**સંચારક** વિ૦ સંચાર કરનારું; લઈ જનારું; ચલાવનારું; દોરનારું (૨) પું૦ આગેવાન; નેતા; પ્રેરક

**સંચારણ** ન૦ સંચાર કરવો તે; પસાર કરવું કે લઈ જવું તે

**સંચારવું** સ૦ ક્રિ૦ નળિયાં ફેરવીને ઠીકઠાક કરવાં (૨) રેડવું; નાંખવું

**સંચારિત** વિ૦ સંચાર કરાયેલું

**સંચારી** વિ૦ ફરનાર; ભ્રમનાર (૨) અસ્થિર (૩) ક્ષણિક (૪) આગંતુક (૫) સંચારીભાવ

**સંચારીભાવ** પું૦ વ્યભિચારીભાવ; રસની ઉત્પત્તિમાં જે સ્થાયીભાવને પુષ્ટ કરી ચાલ્યો જાય છે તે ક્ષણિક ભાવ

**સંચાલક** પું૦ ચલાવનાર–વ્યવસ્થા કરનાર

**સંચાલન** ન૦ ચલાવવું–વ્યવસ્થા કરવી તે

**સંચાલિત** વિ૦ સંચાલન કરાયેલું

**સંચિત** વિ૦ એકઠું કરેલું; સંઘરેલું (૨) ન૦ પૂર્વજન્મનાં બાકી રહેલાં કર્મ

**સંચો** પું૦ યંત્ર (૨) સંચ

**સંચોડું** વિ૦ સમૂળગું; તમામ

**સંચોરો** પું૦ પાપડિયો ખારો

**સંજમ** પું૦ + સંયમ

**સંજાત** વિ૦ ઉત્પન્ન થયેલું

**સંજાપ(–બ)** પું૦ ઝૂલ; કોર

**સંજામી** વિ૦ + સંયમી (૨) પું૦ એ નામના સાધુઓના વર્ગમાંનો માણસ

**સંજીવન** ન૦ મરેલું જીવતું કરવું તે

**સંજીવની** સ્ત્રી૦ મરેલાને જીવન આપે તેવી વિદ્યા કે ઔષધિ

**સંજોગ** પું૦ સંયોગ; ભેટો (૨) દૈવયોગ (૩) પરિસ્થિતિ

**સંજોગી** પું૦ સંસારી સાધુ કે બાવો

**સંજોરી** સ્ત્રી૦ એક મીઠાઈ

**સંજ્ઞા** સ્ત્રી૦ ભાન; ચેતના (૨) જ્ઞાન; સમજ (૩) સાન; નિશાની (૪) નામ

**સંજ્ઞાવાચક** વિ૦ સંજ્ઞા બતાવનારું (વ્યા.)

**સંડાસ** પું૦; ન૦ જાજરૂ

**સંડોવાવું** સ૦ ક્રિ૦ સપડાવું; સામેલ થવું

**સંત** વિ૦ સાધુ; પવિત્ર (૨) પું૦ સાધુ પુરુષ

**સંતત** વિ૦ (૨) અ૦ સતત

**સંતતિ** સ્ત્રી૦ વિસ્તાર (૨) પરંપરા (૩) બાળબચ્ચાં; સંતાન; ઓલાદ

**સંતતિનિયમન** ન૦ સંતતિ વધતી કે થતી અટકાવવી તે

**સંતતિશાસ્ત્ર** ન૦ ઉત્તમ સંતતિ પ્રાપ્ત કરવાના નિયમોનું શાસ્ત્ર; 'યુજેનિક્સ'

**સંતપ્ત** વિ૦ ખૂબ તપી ગયેલું (૨) દુઃખી; પીડિત (૩) ખૂબ ગુસ્સે થયેલું

**સંતરું** ન૦ એક ફળ

**સંતર્પણ** ન૦ તૃપ્ત કરવું તે
**સંતર્પિત** વિ૦ તૃપ્ત કરાયેલું
**સંતલસ** સ્ત્રી૦ ખાનગી મસલત
**સંતાકૂકડી** સ્ત્રી૦ એક રમત
**સંતાડો** પું૦ એક રમત
**સંતાડવું** સ૦ ક્રિ૦ છુપાવવું
**સંતાન** ન૦ સંતતિ
**સંતાપ** પું૦ કલેશ; દુઃખ; ઉદ્વેગ; પશ્ચાત્તાપ
**સંતાપવું** સ૦ ક્રિ૦ સંતાપ આપવો; પીડવું
**સંતાપિત** વિ૦ સંતાપ પામેલું
**સંતાવું** અ૦ ક્રિ૦ છુપાવું; ગુપ્ત રહેવું
**સંતુષ્ટ** વિ૦ સંતોષ પામેલું
**સંતોખ** પું૦ જુઓ સંતોષ; તૃપ્તિ
**સંતોખવું** સ૦ ક્રિ૦ સંતોષ આપવો; રાજી કરવું
**સંતોલો** પું૦ બારદાન સહિત કુલ વજન
**સંતોષ** પું૦ તૃપ્તિ; સમાધાન; સુખ (૨) હોય તેટલાથી રાજી રહેવું તે
**સંતોષકારક** વિ૦ સંતોષ આપે તેવું
**સંતોષી** વિ૦ સંતોષ રાખનારું
**સંત્રી** પું૦ પહેરેગીર
**સંથારો** પું૦ મરણ નજીક આવતાં મમતા છોડી મરણપથારી પર સૂવું તે
**સંથાવું** અ૦ ક્રિ૦ ગૂંથાવું; રોકાવું (૨) વિવાહ થવો
**સંદર્ભ** પું૦ ગૂંથવું તે; ગોઠવવું તે (૨) એકઠું કરવું તે (૩) આગળપાછળના અર્થનો સંબંધ (૪) રચના (૫) પ્રબંધ; ગ્રંથ
**સંદર્ભગ્રંથ** પું૦ અર્થ, આંકડા કે એવી માહિતી મેળવવા માટે અવારનવાર વપરાતો ગ્રંથ; 'બૂક ઑફ રેફરન્સ'
**સંદિગ્ધ** વિ૦ સંદેહ યુક્ત; અસ્પષ્ટ
**સંદિગ્ધતા** સ્ત્રી૦
**સંદીપન** ન૦ ઉદ્દીપન
**સંદીપ્ત** વિ૦ ઉદ્દીપ્ત
**સંદૂક** સ્ત્રી૦ પેટી; તિજોરી
**સંદેશ(–શો)** પું૦ કહેણ; ખબર; સમાચાર
**સંદેહ** પું૦ શંકા; વહેમ
**સંદોહન** ન૦ દોહન; સાર; સાર એકઠો કરવો તે
**સંધ** પું૦ + સાંધો
**સંધાડવું** સ૦ ક્રિ૦ સાંધવું; જોડવું
**સંધાણ(–ન)** ન૦ જોડાણ; સાંધણ (૨) જોગ; લાગ (૩) લક્ષ; નિશાન (૪) ધનુષ્ય પર બાણ ચડાવી નિશાન લેવું તે
**સંધાની** વિ૦ લાગ શોધનાર; વખત જોનાર; ધૂર્ત (૨) નિશાનબાજ
**સંધારો** પું૦ વાસણ સાંધનારો; કંસારો
**સંધિ** પું૦; સ્ત્રી૦ જોડાવું તે; સંયોગ (૨) સાંધો; સાંધાની જગા (૩) સુલેહ; તહ (૪) અણીનો વખત (૫) બે યુગ કે વિશિષ્ટ સમયો વચ્ચેનો સમય (૬) બે વર્ણો સાથે આવવાથી થતો ફેરફાર કે જોડાણ (વ્યા.)
**સંધિવા** પું૦ શરીરના સાંધા રહી જાય તેવો રોગ
**સંધું** વિ૦ સઘળું; તમામ
**સંધૂકણ** ન૦ સળાહાં કરવાં તે; ભંભેરણી; ઉશ્કેરણી
**સંધૂકણું** વિ૦ સંધૂકણ કરનારું
**સંધૂકવું** સ૦ ક્રિ૦ સંધૂકણ કરવું
**સંધ્યા** સ્ત્રી૦ બે સમયને જોડનારો–વચગાળેનો ટૂંકો વખત (૨) સાંજ (૩) સંધ્યા વખતે કરાતું નિત્યકર્મ
**સંધ્યાકાલ(–ળ)** પું૦ સાંજ
**સંધ્યાવંદન** ન૦ સંધ્યા વખતનું નિત્યકર્મ
**સંધ્યાસમય** પું૦ સંધ્યાકાળ
**સંધ્યોપાસના** સ્ત્રી૦ સંધ્યાકાળે કરાતું નિત્યકર્મ
**સંનાહ** પું૦; ન૦ બખતર; કવચ
**સંનિકર્ષ** પું૦ સામીપ્ય (૨) સંબંધ
**સંનિધ(–ધિ)** અ૦ પાસે; નજીક
**સંનિધાન** ન૦ સામીપ્ય
**સંનિધિ** પું૦; સ્ત્રી૦ સમીપતા; સામીપ્ય (૨) અ૦ જુઓ સંનિધ
**સંનિપાત** પું૦ જુઓ સનેપાત
**સંનિવેશ** પું૦ તલ્લીનતા (૨) સમુદાય (૩) ગોઠવણી; રચના (૪) સંનિધિ (૫) નગર પાસેનું લોકોને એકઠા મળવાનું કે વિહાર કરવાનું સ્થળ
**સંન્યસ્ત** વિ૦ તજી દીધેલું (૨) ન૦ સંન્યાસ
**સંન્યસ્તાશ્રમ** પું૦ વાનપ્રસ્થ પછીનો ચોથો આશ્રમ

**સંન્યાસ** પું૦ ત્યાગ કરવો તે (૨) સંસારવ્યવહારનો ત્યાગ (૩) સંન્યાસાશ્રમ
**સંન્યાસયોગ** પું૦ સંન્યાસ જેમાં પ્રધાન છે તેવો યોગ
**સંન્યાસાશ્રમ** પું૦ જુઓ સંન્યસ્તાશ્રમ
**સંન્યાસી** પું૦ જેણે સંન્યાસ લીધો હોય તે
**સંપ** પું૦ ઐક્ય; મેળ
**સંપત** સ્ત્રી૦ સંપત્તિ (૨) [લા.] શક્તિ; સાધનબળ
**સંપત્તિ** સ્ત્રી૦ ધન; દોલત (૨) ઐશ્વર્ય; આબાદી (૩) અધિકતા; સંપૂર્ણતા
**સંપત્તિશાસ્ત્ર** ન૦ સંપત્તિની ઉત્પત્તિ અને વહેંચણીના નિયમોની ચર્ચા કરતું શાસ્ત્ર
**સંપત્તિશાસ્ત્રી** પું૦ સંપત્તિશાસ્ત્રનો વિદ્વાન
**સંપદ(-દા)** સ્ત્રી૦ સંપત; સંપત્તિ
**સંપન્ન** વિ૦ યુક્ત; સહિત (૨) શ્રીમાન; વૈભવશાળી
**સંપર્ક** પું૦ સંબંધ; સંગ
**સંપર્કજીવા** સ્ત્રી૦ 'કૉર્ડ ઑફ કૉન્ટૅક્ટ' (ગ.)
**સંપવું** અ૦ ક્રિ૦ સંપ કરવો
**સંપાડવું** સ૦ ક્રિ૦ પ્રાપ્ત કરવું; મેળવવું
**સંપાત** પું૦ એક સાથે પડવું તે (૨) સંગમ; સમાગમ (૩) પ્રહાર
**સંપાદક** પું૦ સંપાદન કરનાર
**સંપાદન** ન૦ મેળવવું તે (૨) તૈયાર કરવું તે (૩) કોઈ પુસ્તક કે પત્ર પ્રસિદ્ધ કરવા તૈયાર કરવું તે
**સંપાદિત** વિ૦ સંપાદન કરેલું
**સંપી,૦લું** વિ૦ સંપવાળું
**સંપુટ** પું૦; ન૦ બે શકોરાં કે તેવી પોલી વસ્તુઓનાં મોં એક ઉપર એક મૂકી કરેલો ઘાટ (૨) હાથના પંજા તે પ્રમાણે જોડવા તે
**સંપૂરક** વિ૦ પૂર્ણ કરનારું; 'કૉમ્પ્લીમેન્ટરી' (ગ.)
**સંપૂર્ણ** વિ૦ બધું; તમામ (૨) પરિપૂર્ણ (૩) સમાપ્ત
**સંપૂર્ણતા** સ્ત્રી૦ પરિપૂર્ણતા; ન્યૂનતા ન હોવી તે
**સંપ્રજ્ઞાત** વિ૦ પરિપૂર્ણ રીતે જાણેલું (૨) જેમાંથી વિતર્ક વિચાર લુપ્ત થયા નથી તેવી (સમાધિ)
**સંપ્રજ્ઞાન** ન૦ પરિપૂર્ણ જ્ઞાન
**સંપ્રદાન** ન૦ આપવું તે (૨) ચોથી વિભક્તિનો અર્થ (વ્યા.)
**સંપ્રદાય** પું૦ રિવાજ; ચાલુ વહીવટ (૨) ધર્મનો ફાંટો; પંથ
**સંપ્રસારણ** ન૦ ય્ વ્ ર્ લ્ ના અનુક્રમે ઇ ઉ ઋ લૃ થવાં તે (૨) પ્રસારવું તે
**સંપ્રોક્ષણ** ન૦ પાણી છાંટવું તે; પાણી છાંટી પવિત્ર કરવું તે
**સંફ** સ્ત્રી૦ હાર; ઓળ (૨) બાજુ; પક્ષ
**સંફેટ** પું૦ ઝઘડો; બોલાબોલી (૨) રોષપૂર્વક બોલવું તે (નાટકમાં)
**સંબદ્ધ** વિ૦ જોડાયેલું; યુક્ત
**સંબંધ** પું૦ સંયોગ; સંપર્ક; જોડાણ (૨) વિવાહ; સગાઈ (૩) મિત્રતા; પરિચય (૪) છઠ્ઠી વિભક્તિનો અર્થ (વ્યા.)
**સંબંધક** વિ૦ સંબંધ કરનારું
**સંબંધી** વિ૦ સંબંધવાળું (૨) અ૦ વિષે
**સંબુદ્ધ** વિ૦ જાગેલું (૨) સંપૂર્ણ જ્ઞાનવાળું
**સંબેલ** સ્ત્રી૦ સમેલ; સાંબેલ
**સંબોધન** ન૦ જગાડવું તે (૨) જણાવવું તે; સમજાવવું તે (૩) બોલાવવું તે (૪) બોલાવવા વપરાતો શબ્દ
**સંબોધવું** સ૦ ક્રિ૦ ઉદ્દેશીને બોલવું (૨) સમજાવવું
**સંબોધિત** વિ૦ સંબોધાયેલું
**સંભર** વિ૦ જુઓ સભર
**સંભવ** પું૦ શક્યતા (૨) મૂળ (૩) ઉત્પત્તિ
**સંભવવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું; બનવું (૨) સંભવ હોવો
**સંભવિત** વિ૦ સંભવ હોય તેવું; શક્ય
**સંભાર** પું૦ જોઈતી સામગ્રી (૨) શાક કે અથાણામાં ભરવાનો મસાલો
**સંભારણું** ન૦ યાદગીરી; યાદગીરીની વસ્તુ કે નિશાની
**સંભારવું** સ૦ ક્રિ૦ યાદ કરવું
**સંભારિયું** વિ૦ સંભારવાળું; મસાલો પૂરેલું (૨) સંભાર ભરવાયોગ્ય
**સંભાવના** સ્ત્રી૦ કલ્પના; તર્ક (૨) આદરસત્કાર (૩) પ્રતિષ્ઠા; ઇજ્જત (૪) સંભવ; શક્યતા

**સંભાવિત** વિ૰ પ્રતિષ્ઠિત
**સંભાવ્ય** વિ૰ શક્ય (૨) સત્કાર કરવાયોગ્ય (૩) કલ્પી શકાય તેવું
**સંભાષણ** ન૰ વાતચીત; પ્રશ્નોત્તરી
**સંભાળ** સ્ત્રી૰ તપાસ; દરકાર; કાળજી
**સંભાળવું** સ૰ ક્રિ૰ સંભાળ રાખવી
**સંભૂમેળો** પું૰ સેળભેળ; ખીચડો (૨) અઢારે વર્ણનું સેળભેળ થવું તે
**સંભોગ** પું૰ ઉપભોગ (૨) મૈથુન (૩) વિષયભોગ
**સંભોગી** વિ૰ (૨) પું૰ સંભોગ કરનાર (૨) કામી
**સંભ્રમ** પું૰ ઘૂમવું તે; ચક્કર ફરવું તે (૨) ત્વરા; ધાંધળ (૩) ગભરાટ; વ્યાકુળતા (૪) ઉત્કંઠા (૫) ભ્રાંતિ (૬) ભૂલ (૭) ભય
**સંભ્રાંત** વિ૰ ઘુમાવેલું (૨) ગભરાયેલું; વ્યાકુળ થયેલું; ભ્રાંતિમાં પડેલું
**સંમત** વિ૰ સંમતિવાળું; એકમત (૨) માન્ય; પસંદ
**સંમતિ** સ્ત્રી૰ અનુમતિ; કબૂલાત; સમાન મતવાળા હોવું તે
**સંમર્દ** પું૰ ભીડ; ગરદી (૨) યુદ્ધ; લડાઈ (૩) કજિયો
**સંમાન** ન૰ આદરસત્કાર (૨) ગૌરવ; પ્રતિષ્ઠા
**સંમાનકારિણી** વિ૰ સ્ત્રી૰ આદરસત્કાર કરનારી
**સંમાનકારી** વિ૰ આદરસત્કાર કરનારું
**સંમાર્જની** સ્ત્રી૰ સાવરણી
**સંમિશ્ર(-શ્રિત)** વિ૰ મિશ્રિત
**સંમિશ્રણ** ન૰ મિશ્રણ
**સંમિશ્રિત** વિ૰ સંમિશ્ર; મિશ્રિત
**સંમીલન** ન૰ બીડી દેવું–મીંચી દેવું તે
**સંમુખ** વિ૰ સામે મુખવાળું; સામે હોય તેવું (૨)–ની પ્રત્યે લાગણીવાળું (૩) અ૰ રૂબરૂ; સામે
**સંમેલન** ન૰ એકઠા થવું તે (૨) મેળાવડો
**સંમોહ** પું૰ મૂર્છા (૨) ભ્રાંતિ (૩) અજ્ઞાન (૪) મોહ
**સંયત** વિ૰ દાબમાં કે કાબૂમાં રાખેલું (૨) બાંધેલું; જકડેલું (૩) સંયમવાળું
**સંયમ** પું૰ નિગ્રહ; નિરોધ (૨) ઇંદ્રિયનિગ્રહ
**સંયમન** ન૰ નિયંત્રણ; દમન; નિગ્રહ (૨) ખેંચી રાખવું તે
**સંયમની** સ્ત્રી૰ (સં.) યમ રાજાની નગરી
**સંયમી** વિ૰ (૨) પું૰ સંયમવાળું
**સંયુક્ત** વિ૰ જોડાયેલું; યુક્ત (૨) અનેકે મળીને કરેલું
**સંયુત** વિ૰ સંયુક્ત; સમન્વિત
**સંયોગ** પું૰ જોડાવું કે ભેગા થવું તે (૨) સંબંધ (૩) સમાગમ (૪) મિશ્રણ; મેળવણી (૫) સંજોગ; પરિસ્થિતિ
**સંયોગી** વિ૰ જોડનારું (૨) સંયોગવાળું
**સંયોગીકરણ** ન૰ સંયુક્ત કરવું તે
**સંયોગીભૂમિ(-મી)** સ્ત્રી૰ જમીનના બે મોટા પ્રદેશને જોડનારી સાંકડી જમીનની પટી
**સંયોજક** વિ૰ (૨) પું૰ જોડનાર
**સંયોજન** ન૰ જોડવું તે (૨) જોડાણ; સંબંધ (૩) આયોજન; વ્યવસ્થા
**સંયોજિત** વિ૰ જોડેલું
**સંરક્ષણ** ન૰ રક્ષણ
**સંરક્ષવું** સ૰ ક્રિ૰ સંરક્ષણ કરવું
**સંરક્ષિત** વિ૰ સંરક્ષણ પામેલું
**સંરોહણી** સ્ત્રી૰ ઘા રૂઝવનારી ઔષધિ
**સંલગ્ન** વિ૰ લાગેલું; વળગેલું; ચોટેલું
**સંલગ્નતા** સ્ત્રી૰
**સંલાપ** પું૰ પરસ્પર વાર્તાલાપ (૨) નાટકમાં એક પ્રકારનો સંવાદ
**સંલાપક** વિ૰ * (૨) પું૰ એક પ્રકારનું નાટક–ઉપરૂપક (૨) નાટકમાં એક પ્રકારનો સંલાપ
**સંવત** પું૰ વિક્રમસંવત (૨) તેનું કોઈ પણ વર્ષ
**સંવત્સર** પું૰ વર્ષ
**સંવત્સરી** સ્ત્રી૰ છમછરી; વાર્ષિક મરણતિથિ
**સંવનન** ન૰ વશ કરવાની ક્રિયા (૨) પ્રેમ કરવો તે; પ્રેમથી જીતી લેવાનો પ્રયત્ન
**સંવર** પું૰ બાહ્ય પ્રવૃત્તિમાંથી પરાવૃત્ત થઈ આત્માભિમુખ થવું તે (જૈન)
**સંવરવું** સ૰ ક્રિ૰ આવરી લેવું (૨) સમેટવું (૩) રોકવું; નિગ્રહ કરવો
**સંવર્ત** પું૰ પ્રલયકાળના સાત મેઘોમાંનો એક
**સંવર્દ્ધ(-ર્ધ)ન** ન૰ વધવું તે (૨) ઉછેરવું તે (૩) વધારવું તે

**સંવર્દ્ધિ(-ર્ધિ)ત** વિ૰ વધારેલું; વધેલું (૨) ઉછેરેલું; ઊછરેલું

**સંવર્ધન** ન૰ જુઓ સંવર્દ્ધન

**સંવર્ધવું** સ૰ ક્રિ૰ સંવર્ધન કરવું

**સંવર્ધિત** વિ૰ જુઓ સંવર્દ્ધિત

**સંવહન** ન૰ વહન કરવું—લઈ જવું તે

**સંવાદ** પું૰ વાતચીત; સવાલજવાબ (૨) ચર્ચા (૩) એકરાગ હોવો તે (૪) એકમત થવું તે

**સંવાદી** સંવાદ કરનારું (૨) સહમત; અનુકૂલ; એકરાગવાળું (૨) પું૰ વાદી સ્વરથી પાંચમો અને ચોથો સ્વર (સંગીત)

**સંવાર** પું૰ ઉચ્ચારણના બાહ્ય પ્રયત્નોમાંનો એક, જેમાં કંઠનું આકુંચન થાય છે (વ્યા.)

**સંવાહક** વિ૰ સંવાહન કરનારું

**સંવાહન** ન૰ વહન કરવું તે; લઈ જવું તે (૨) ચંપી કરવી તે

**સંવિદ** સ્ત્રી૰ ચૈતન્ય; જ્ઞાન; સમજશક્તિ (૨) કરાર; સંકેત

**સંવિધાન** ન૰ વ્યવસ્થા; આયોજન

**સંવિધાનક** ન૰ નાટકના વસ્તુની આયોજના

**સંવિભાગ** પું૰ ભાગ પાડવા તે (૨) હિસ્સો

**સંવૃત** વિ૰ આચ્છાદિત; ઢાંકેલું; ઢંકાયેલું

**સંવૃદ્ધ** વિ૰ વધેલું (૨) ઉન્નત; સમૃદ્ધ

**સંવૃદ્ધિ** સ્ત્રી૰ વધવું તે (૨) આબાદી; સમૃદ્ધિ

**સંવેગ** પું૰ વેગ; જુસ્સો (૨) આવેગ; ગભરાટ

**સંવેદ** પું૰ અનુભવ; જ્ઞાન

**સંવેદન** પું૰ ભાન; પ્રતીતિ; સ્ફુરણ

**સંવેદના** સ્ત્રી૰ જુઓ સંવેદન

**સંવેશ** પું૰ સૂઈ જવું તે (૨) આસન

**સંશય** પું૰ સંદેહ; શક (૨) દહેશત; ભય

**સંશયગ્રસ્ત** વિ૰ સંશયમાં પડેલું; સંશયવાળું

**સંશયવાદ** પું૰ 'સ્કેપ્ટીસિઝમ'

**સંશયવાદી** વિ૰ (૨) પું૰ 'સ્કેપ્ટીક'

**સંશયવાન** વિ૰ સંશયવાળું; સંશયી

**સંશયાત્મા** વિ૰ જેને કશી બાબતમાં વિશ્વાસ ન હોય એવું; શ્રદ્ધાહીન (૨) પું૰ તેવો માણસ

**સંશયી** વિ૰ શંકાશીલ; વહેમી

**સંશુદ્ધ** વિ૰ બરાબર શુદ્ધ થયેલું; વિશુદ્ધ

**સંશુદ્ધિ** સ્ત્રી૰ પવિત્રતા; શુદ્ધિ

**સંશોધક** વિ૰ શોધ કરનારું (૨) શુદ્ધ કરનારું

**સંશોધન** ન૰ શુદ્ધિ (૨) શોધખોળ; 'રિસર્ચ'

**સંશોધિત** વિ૰ શુદ્ધ કરેલું (૨) શોધેલું

**સંશોષણી** સ્ત્રી૰ ખરાબ લોહી ચૂસી લે તેવો લેપ

**સંશ્રય** પું૰ આશ્રય; શરણ

**સંશ્રિત** વિ૰ શરણે આવેલું; આશ્રિત

**સંશ્લેષ** પું૰ ગાઢ આલિંગન (૨) સંયોગ

**સંસક્તિ** સ્ત્રી૰ આસક્તિ; નાદ; વ્યસન

**સંસદ** સ્ત્રી૰ સભા

**સંસર્ગ** પું૰ સંબંધ; સોબત; સંગતિ (૨) આસક્તિ; લંપટતા

**સંસર્ગદોષ** પું૰ જુઓ સંગતિદોષ

**સંસર્ગી** વિ૰ સંસર્ગ રાખનારું (૨) પું૰ સંબંધી; સાથી

**સંસર્પણ** ન૰ સરકવું; ધીમેધીમે ખસવું તે

**સંસાર** પું૰ સૃષ્ટિ; જગત (૨) માયાનો પ્રપંચ (૩) જન્મમરણની ઘટમાળ (૪) ગૃહસંસાર

**સંસારમાર્ગ** પું૰ સંસારમાં રહી ગાળેલું જીવન

**સંસારવ્યવહાર** પું૰ દુનિયાદારીનો વ્યવહાર

**સંસારસુખ** ન૰ કુટુંબપરિવારનું સુખ (૨) સંસારના ભોગોનું સુખ

**સંસારસુધારો** પું૰ સામાજિક અને કૌટુંબિક બાબતોમાં સુધારો

**સંસારી** વિ૰ સંસારવ્યવહાર સંબંધી (૨) સંસારમાં ફસાયેલું (૩) સંસાર માંડી બેઠેલું

**સંસિદ્ધ** વિ૰ સિદ્ધ થયેલું; પૂર્ણ થયેલું; સફળ થયેલું; પ્રાપ્ત થયેલું

**સંસિદ્ધિ** સ્ત્રી૰ સિદ્ધિ; પૂર્ણતા; સફળતા; પ્રાપ્તિ

**સંસૃતિ** સ્ત્રી૰ સંસાર (૨) જન્મમરણનું ચક્ર

**સંસૃષ્ટિ** સ્ત્રી૰ સહવાસ (૨) સંબંધ; સંપર્ક (૩) સંયોગ; મિલન (૪) એકત્ર કરવું તે; સંગ્રહ (૫) બે નિરપેક્ષ અલંકારોનું એક જ સ્થાને હોવું તે (કા. શા.)

**સંસ્કરણ** ન૰ શુદ્ધ કરવું, દુરસ્ત કરવું કે સજાવવું તે (૨) સંસ્કાર કરવા તે (૩) [ગ્રંથની] આવૃત્તિ

**સંસ્કાર** પું૦ શુદ્ધ કરવું તે (૨) સુધારવું તે (૩) શણગારવું તે (૪) વાસનાઓ કે કર્મોની મન ઉપર પડતી છાપ (૫) દ્વિજોને જન્મથી મરણ સુધી કરવા પડતા આવશ્યક ૧૬ વિધિમાંનો દરેક (ગર્ભાધાન, પુંસવન, અનવલોભન, વિષ્ણુબલિ, સીમંતોન્નયન, જાતકર્મ, નામકરણ, નિષ્ક્રમણ, સૂર્યાવલોકન અન્નપ્રાશન, ચૂડાકર્મ, ઉપનયન, ગાયત્ર્યુપદેશ, સમાવર્તન, વિવાહ, સ્વર્ગારોહણ) (૬) શિક્ષણ; કેળવણી
**સંસ્કારક** વિ૦ સંસ્કાર કરનારું; શુદ્ધ કરનારું
**સંસ્કારગ્રાહી** વિ૦ સંસ્કાર ગ્રહણ કરી લેતું
**સંસ્કારવાહી** વિ૦ સંસ્કારનું વહન કરનારું
**સંસ્કારિતા** સ્ત્રી૦ સંસ્કારીપણું
**સંસ્કારી** વિ૦ મૂળથી સારા સંસ્કારવાળું (૨) સારી કેળવણીવાળું (૩) પુણ્યશાળી
**સંસ્કૃત** વિ૦ સંસ્કાર પામેલું; (૨) શુદ્ધ કરેલું (૩) શણગારેલું (૪) સ્ત્રી૦; ન૦ ગીર્વાણભાષા
**સંસ્કૃતિ** સ્ત્રી૦ સભ્યતા; સામાજિક પ્રગતિ
**સંસ્થા** સ્ત્રી૦ રચના; વ્યવસ્થા (૨) સ્થાપિત વ્યવસ્થા કે રૂઢિ (ઉદા૦ લગ્નસંસ્થા) (૩) મંડળ
**સંસ્થાન** ન૦ નાનું રાજ્ય; રજવાડો (૨) પરમુલકમાં વસાહત; તેવું રાજ્ય; 'કૉલોની'
**સંસ્થાનવાસી** વિ૦ (૨) પું૦ વસાહતમાં રહેનાર
**સંસ્થાપક** વિ૦ (૨) પું૦ સંસ્થાપન કરનાર
**સંસ્થાપન** ન૦ સારી રીતે સ્થાપવું તે; પ્રતિષ્ઠા કરવી તે
**સંસ્થાપના** સ્ત્રી૦ જુઓ સંસ્થાપન
**સંસ્થાપિત** વિ૦ સંસ્થાપન કરેલું
**સંસ્થિતિ** સ્ત્રી૦ સાથે રહેવું તે (૨) કાયમનું સ્થાન (૩) ટકવું તે; કાયમ રહેવું તે (૪) વિશ્રાંતિ (૫) સ્થિતિ; સ્થિરતા
**સંસ્પર્શ** પું૦ સ્પર્શ; સંબંધ
**સંસ્મરણ** ન૦ પૂર્ણ સ્મરણ; વારંવાર સ્મરણ
**સંસ્મૃતિ** સ્ત્રી૦ પૂર્ણ સ્મૃતિ; યાદ
**સંહતિ** સ્ત્રી૦ સમુદાય; સંપ; સંગઠન
**સંહરવું** સ૦ ક્રિ૦ એકઠું કરી લેવું; પાછું ખેંચી લેવું (૨) સંહાર કરવો
**સંહર્તા(-ર્તા)** પું૦ સંહાર કરનાર
**સંહાર** પું૦ નાશ; કતલ; ઉચ્છેદ (૨) એકઠું કરવું તે (૩) સંક્ષેપ
**સંહારક** વિ૦ (૨) પું૦ સંહાર કરનાર
**સંહારવું** સ૦ ક્રિ૦ સંહાર કરવો
**સંહિતા** સ્ત્રી૦ સંયોગ (૨) સમુચ્ચય (૩) પદ કે લખાણનો વ્યવસ્થિત સંગ્રહ (ઉદા૦ મનુસંહિતા; ભૃગુસંહિતા) (૪) વેદોનો દેવોની સ્તુતિવાળો મંત્રભાગ
**સંહૃત** વિ૦ સંહરેલું
**સા** પું૦ સંગીતના સ્વરસપ્તકમાંનો પ્રથમ સ્વર
**સાઇકલ** સ્ત્રી૦ બેસનારને જોરે ચલાવવાનું ચક્રવાળું વાહન
**સાઇસ** પું૦ ઘોડાવાળો; રાવત
**સાકટી(-ઠી)** સ્ત્રી૦ સાગની લાંબી જાડી વળી
**સાકર** સ્ત્રી૦ ખાંડના પાસાદાર ગાંગડા
**સાકરવું** સ૦ ક્રિ૦ બોલાવવું; સાદ દેવો (૨) ગળપણ ચડાવવું
**સાકરિયું** વિ૦ સાકર ચડાવેલું (૨) સાકર જેવું (સ્વાદ કે આકારમાં)
**સાકરિયો** પું૦ ફૂલમાંના મધની ઝરમર
**સાકાર** વિ૦ આકારવાળું
**સાકાંક્ષ** વિ૦ આકાંક્ષાવાળું
**સાકી** પું૦ મદ્ય પાનાર (૨) માશૂકનું સંબોધન
**સાક્ષર** વિ૦ (૨) પું૦ ભણેલો (૨) શિક્ષિત; વિદ્વાન
**સાક્ષરતા** સ્ત્રી૦
**સાક્ષરી** વિ૦ સાક્ષર સંબંધી (૨) ભારેભારે શબ્દોવાળું (લખાણ)
**સાક્ષાત્** અ૦ નજરોનજર; સંમુખ
**સાક્ષાત્કાર** પું૦ નજરોનજર જોવું તે
**સાક્ષી** સ્ત્રી૦ સાખ; શાહેદી (૨) વિ૦* (૩) પું૦ નજરોનજર જોનાર (૪) સાક્ષી પૂરનાર
**સાક્ષીદાર** પું૦ શાહેદ
**સાક્ષીભૂત** વિ૦ સાક્ષીરૂપ; સાક્ષી
**સાખ** સ્ત્રી૦ સાક્ષી; શાહેદી (૨) ઝાડ ઉપર જ પાકેલું ફળ (૩) બારણાંના ચોકઠાના ઊભા ટેકા (૪) [લા.] બારણું; આંગણું
**સાખપ(-પા)ડોશી** પું૦ જોડમાં જ જેનું ઘર હોય એવો પાડોશી
**સાખિયું** ન૦ ઝાડ પર જ પાકેલું ફળ; સાખ

**સાખી** સ્ત્રી૦ બે ચરણનો એક પ્રકારનો દોહરો કે પદ (૨) ગઝલ, લાવણી, કે ગરબીમાં આવતી લંબાવીને ગાવાની ટૂંકી પંક્તિઓ
**સાખો** પું૦ કંકાસ; કજિયો (૨) ગજબ (૩) લોકનો અભિપ્રાય કે છાપ
**સાગ** પું૦ જેનાંઇમારતી લાકડાં બને છે તે ઝાડ
**સાગર** પું૦ દરિયો (૨) વિ૦ દશ પદ્મ જેટલી સંખ્યા
**સાગરપેટું** વિ૦ સાગર જેવા મોટા પેટવાળું; ઉદાર
**સાગરીત(-દ)** પું૦ જુઓ શાગિર્દ
**સાગવાન** ન૦ સાગનું લાકડું
**સાગુ** વિ૦ સઘળું; તમામ
**સાગુ(-બુ)ચોખા** પું૦ બ૦ વ૦ તાડ જેવા ઝાડના થડના ગરના બનાવેલા દૂધિયા કણ
**સાગોળ** પું૦ ચાળેલો બારીક ચૂનો; સફેદો
**સાથ** વિ૦ સમસ્ત; તમામ
**સાચતા** સ્ત્રી૦
**સાચ** ન૦ સત્ય
**સાચક** વિ૦ સાચું બોલનાર; પ્રમાણિક; નિષ્કપટી
**સાચમાચ** વિ૦ ખરેખરું; જેવું છે તેવું
**સાચવટ** સ્ત્રી૦ સચ્ચાઈ (૨) સાચવણી
**સાચવણ(-ણી)** સ્ત્રી૦ જતન; સંભાળ
**સાચવણું** ન૦ જુઓ સાચવણ
**સાચવવું** સ૦ ક્રિ૦ સંભાળવું; જતન કરવું
**સાચાઈ** સ્ત્રી૦ સચ્ચાઈ; સાચવટ
**સાચાબોલું** વિ૦ સાચું બોલનારું
**સાચું** વિ૦ ખરું; સત્ય; હોય તેવું (૨) સત્ય બોલનારું (૩) એકવચની
**સાચુંજૂઠું** વિ૦ ખરુંખોટું (૨) ન૦ ભંભેરણી
**સાચે** અ૦ ખરે; નક્કી (૨) વાજબી રીતે
**સાચો** પું૦ રેશમનો પાકો દોરો (મોતી ગંઠવાનો)
**સાજ** પું૦ ઉપયોગી સરસામાન (૨) શણગાર; વસ્ત્રાભૂષણ (૩) ઘોડા ઉપર નાખવાનો સામાન (૪) ન૦ સારંગી જેવું એક વાદ્ય
**સાજક** સ્ત્રી૦ નાની સારંગી (ભરથરી લોકો વગાડે છે તે)
**સાજન** ન૦ વરના વરઘોડા સાથે રહેલું પ્રતિષ્ઠિત લોકોનું મંડળ
**સાજની** સ્ત્રી૦ સખારી
**સાજનું** ન૦ નાતનું પંચ
**સાજરું** વિ૦ શણગારવાળું; શોભીતું (૨) સૌભાગ્યના શણગારવાળું
**સાજવું** સ૦ ક્રિ૦ માંજવું; સાફ કરવું (૨) અ૦ ક્રિ૦ બેસતું આવવું; છાજવું (૩) સાજ સજી તૈયાર થવું (૪) પરવારવું
**સાજસરંજામ** પું૦ સાધનસામગ્રી
**સાજાત્ય** ન૦ 'સિમિલિટયૂડ' (ગ.)
**સાજાત્યકેંદ્ર** ન૦ 'સેન્ટર ઑફ સિમિલિટયૂડ' (ગ.)
**સાજાત્યરેખા** સ્ત્રી૦ 'લાઈન ઑફ સિમિલિટયૂડ' (ગ.)
**સાજિંદો** પું૦ ગાનાર કે નાચનારની સાથેનો સારંગીવાળો કે તબલચી
**સાજીખાર** પું૦ એક ખાર
**સાજું** વિ૦ તંદુરસ્ત (૨) ભાગેલું નહિ એવું; આખું
**સાજુંતાજું** વિ૦ તાજું અને નીરોગી
**સાજુંસમું** વિ૦ તંદુરસ્ત; નીરોગી (૨) સાજું; આખું
**સાટ** સ્ત્રી૦ ચામડાની લાંબી ને પાતળી પટી (૨) કરોડ; બરડાનું હાડકું
**સાટકો** પું૦ સાટ બાંધી બનાવેલો ચાબૂક કે કોરડો (૨) જુઓ સાટ
**સાટ(-ઠ)માર** પું૦ સાટમારીમાં હાથીને ભાલા મારી ચીડવનાર
**સાટ(-ઠ)મારી** સ્ત્રી૦ જંગલી પ્રાણીઓને ખીજવીને લડાવવાનો તમાસો
**સાટવવું** સ૦ ક્રિ૦ સાટું કરવું (૨) ખરીદવું
**સાટવું** સ૦ ક્રિ૦ મૂલ ઠેરવવું (૨) વેચાતું લેવું
**સાટાખત** ન૦ સાટા વિષેનું લખત
**સાટી** સ્ત્રી૦ માણસો જેમાં બેસે છે તે ગાડીનું ચોકઠું
**સાટીઝાંખરાં** ન૦ બ૦ વ૦ કાન ભંભેરવા તે; સાચુંજૂઠું કહી ટંટો કરાવવો તે
**સાટીન** સ્ત્રી૦ એક જાતનું રેશમી કાપડ
**સાટું** ન૦ કરાર; બોલી; કબાલો (૨) મૂલ ઠેરવવું તે (૩) બહાનાની રકમ (૪) માલને બદલે માલ કે કન્યાને બદલે કન્યા આપવી તે (૫) બદલો; અવેજ
**સાટુંતેખડું** ન૦ (કન્યાનું) સાટું અથવા તેખડું
**સાટૂક** પું૦ ઠગ; લુચ્ચો
**સાટે** અ૦ બદલે; અવેજમાં; ભારોભાર

**સાટો** પું૰ ઘીથી મોયેલો ચોખાનો લોટ (૨) માલ ભરાય છે તે ગાડાનો ભાગ (૩) ધોયેલું ઘી
**સાટોડી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**સાટોડીમૂળ** ન૰ સાટોડીનું મૂળ
**સાટોડો** પું૰ એક વનસ્પતિ
**સાટોપ** વિ૰ આડંબરવાળું; ભપકાવાળું (૨) અભિમાની (૩) અ૰ ઘમંડથી; તુમાખીથી
**સાઠ** વિ૰ '૬૦'
**સાઠમાર** પું૰ જુઓ સાટમાર
**સાઠમારી** સ્ત્રી૰ જુઓ સાટમારી
**સાઠી** સ્ત્રી૰ સાઠ વર્ષની વય; ઘડપણ (૨) સાઠ વર્ષનો ગાળો (૩) સાઠ દિવસે પાકતી એક જાતની જુવાર કે ડાંગર
**સાડત્રીશ(-સ)** વિ૰ '૩૭'
**સાડત્રીસું** વિ૰ ૩૭ જેને છેડે હોય તે સાલનું
**સાડલો** પું૰ સાલ્લો
**સાડી** સ્ત્રી૰ કીમતી સાલ્લો
**સાઢુ(-ઢુ)** પું૰ સાળીનો વર
**સાણકું** ન૰ મોટું શકોરું (૨) ભિક્ષાપાત્ર
**સાણશી(-સી)** સ્ત્રી૰ પકડ જેવું એક સાધન
**સાણસો** પું૰ મોટી સાણસી (૨) [લા.] સંકડામણ; મુશ્કેલી
**સાણું** ન૰ કોઠાર કે કોઠીની બાજુએ રાખેલું કાણું (૨) [લા.] ગળું (૩) [લા.] સંકડામણ; મુશ્કેલી
**સાત** વિ૰ '૭'
**સાતડો** પું૰ સાતનો આંકડો
**સાતત્ય** ન૰ સતતપણું
**સાતપડું** વિ૰ સાત પડવાળું
**સાતપડો** પું૰ પાનીએ કે હથેળીમાં થતું એક જાતનું ગૂમડું
**સાતભાઈ** પું૰ એક પક્ષી
**સાતમ** સ્ત્રી૰ પખવાડિયાની સાતમી તિથિ
**સાતમું** વિ૰ ક્રમમાં ૭ પછીનું
**સાતરું** વિ૰ સજ્જ; શણગારી તૈયાર કરેલું
**સાતરો** પું૰ (પતંગની દોરીને) લોચ પર છૂટીછૂટી પાથરવી તે
**સાત(-થ)વો** પું૰ શેકેલા અનાજનો લોટ; સત્તુ
**સાતળો** પું૰ એક ઝાડ
**સાતુ** પું૰ સાથવો

**સાત્ત્વિક** વિ૰ સત્ય (૨) પ્રમાણિક (૩) સદ્‌ગુણી (૪) બળવાન; સત્ત્વવાળું (૫) સત્ત્વગુણવાળું (૬) સત્ત્વગુણમાંથી ઉત્પન્ન થયેલું
**સાત્ત્વિક,૰ભાવ** પું૰ જુઓ સાત્ત્વિકભાવ
**સાત્ત્વિકતા** સ્ત્રી૰
**સાત્ત્વિકભાવ** પું૰ અંદરની લાગણી કે ભાવથી થતા બાહ્ય વિકારો [સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ, વેપથુ, વૈવર્ણ્ય, અશ્રુ, પ્રલય (મૂર્છા)]
**સાત્ત્વિકી** વિ૰ સ્ત્રી૰ સત્ત્વગુણ સંબંધી; સત્ત્વગુણની
**સાત્વતી** સ્ત્રી૰ નાટકની ચાર વૃત્તિઓમાંની એક, જેનો વ્યવહાર વીર, રૌદ્ર, અદ્‌ભુત અને શાંતરસમાં થાય છે (જુઓ કૌશિકીવૃત્તિ)
**સાથ** પું૰ સંગાત; સોબત (૨) સહકાર (૩) અ૰ સાથે (પ.)
**સાથરિયો** પું૰ ગમે ત્યારે ગમે ત્યાં બેસી પરચૂરણ સામાન વેચનાર (૨) નદીનવાણ ઉપર સાથરી રાખનાર બ્રાહ્મણ
**સાથરી** સ્ત્રી૰ નદીએ નાહવા આવેલાઓને માટે પૂજાનો સામાન રાખવા બ્રાહ્મણોએ પાથરેલી સાથરાની ચટાઈ
**સાથરો** પું૰ ઘાસનું બિછાનું; પરાળની શય્યા (૨) દર્ભની સાદડી; સાથરી (૩) ચોકો; મરનારને સુવાડવા લીંપી તૈયાર કરેલી જમીન
**સાથવો** પું૰ જુઓ સાતવો
**સાથળ** સ્ત્રી૰ જાંઘ
**સાથિયો** પું૰ 卐 આવી મંગળસૂચક આકૃતિ (૨) અભણ સ્ત્રીઓ દસ્તાવેજ કે ખતમાં સહીની જગાએ જે ચિહ્ન કરે છે તે (વિધવા મીંડું કરે છે)
**સાથી** પું૰ સોબતી; મદદગાર; જોડીદાર (૨) ખેડ માટે રાખેલો નોકર
**સાથે** અ૰ જોડે; સંગાથે
**સાથેલાગું** અ૰ સામટું; એકદમ (૨) એકસાથે; ભેગાભેગું
**સાથેસાથે** અ૰ જોડેજોડે
**સાદ** પું૰ અવાજ; ઘાંટો; સૂર (૨) બૂમ
**સાદડ** વિ૰ પરચૂરણ (૨) જાહેર (૩) સ્ત્રી૰ એક જાતનું ઝાડ

**સાદડખરચ** પું૰; ન૰ સાદડનાણામાંથી જાહેર લાભના અથવા ધર્માદાના કામમાં થતું ખર્ચ
**સાદડખર્ચ** પું૰; ન૰ જુઓ સાદડખરચ
**સાદડનાણું** ન૰ સરકારના હવાલામાં રાખેલું જાહેર ઉઘરાણાનું નાણું
**સાદડિયું** વિ૰ સાદડ (૨) સાદડીને લગતું (૩) સાદડ નામના ઝાડનું
**સાદડિયો** પું૰ એક ઝાડ; સાદડ
**સાદડી** સ્ત્રી૰ દર્ભ, તાડછાં વગેરેની કરેલી ચટાઈ (૨) સાદ (પ.)
**સાદડું** ન૰ ફાટેલી ચટાઈનો કકડો (૨) ખજૂરાનાં પાનના રેસા; જાવલું
**સાદડો** પું૰ જુઓ સાદડિયો
**સાદર** વિ૰ પૂજ્ય (૨) જાહેર; જાણીતું (૩) આવી પહોંચેલું (૪) સ્ત્રી૰ લહાવો (૫) દોહદ (૬) અ૰ આદરસહિત
**સાદાઈ** સ્ત્રી૰ સાદાપણું
**સાદું** વિ૰ ભપકો, આડંબર, દંભ કે કૃત્રિમતા વિનાનું
**સાદૃશ્ય** ન૰ સરખાપણું; સમાનતા
**સાદ્યંત** વિ૰ સંપૂર્ણ; આદિથી અંત સુધીનું (૨) અ૰ આદિથી અંત સુધી
**સાધક** વિ૰ કાર્યસિદ્ધિમાં ઉપયોગી (૨) સિદ્ધ કરનારું (૩) સિદ્ધ કરવા પ્રયત્ન કરનારું (૪) ભૂત, દેવ વગેરે સાધનારું (૫) પું૰ સાધનાર; સાધના કરનાર
**સાધન** ન૰ ઉપકરણ; ઓજાર; સામગ્રી (૨) ઉપાય; યુક્તિ (૩) ઈશ્વરપ્રાપ્તિ માટે જરૂરી તપ, સંયમ, ઉપાસના વગેરે (૪) હેતુ (પ્ર. શા.)
**સાધનચતુષ્ટય** ન૰ મોક્ષ મેળવવામાં જરૂરી ચાર સાધનો: (૧) નિત્યાનિત્યવસ્તુવિવેક (૨) વૈરાગ્ય (૩) શમાદિષટ્સાધનસંપત્તિ [શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, શ્રદ્ધા] (૪) મુમુક્ષુપણું
**સાધનતા** સ્ત્રી૰ સાધનવાળા હોવાપણું
**સાધનભૂત** વિ૰ સાધનરૂપ બનેલું
**સાધનસમૃદ્ધિ** સ્ત્રી૰ સાધનની વિપુલતા
**સાધના** સ્ત્રી૰ સાધવા કે સિદ્ધ કરવા આવશ્યક પ્રયત્ન કે ક્રિયા કરવાં તે
**સાધની** સ્ત્રી૰ સપાટી જોવાનું કડિયાસુતારનું ઓજાર
**સાધર્મ્ય** ન૰ સમાન ગુણધર્મવાળા હોવાપણું
**સાધવું** સ૰ ક્રિ૰ સિદ્ધ કરવું; પાર પાડવું (૨) સાબિત કરવું (૩) દેવ, મંત્ર વગેરે વશ થાય કે સિદ્ધ થાય તે માટે સાધના કરવી; સાધના કરી તેમને વશ કે સિદ્ધ કરવાં (૪) શબ્દનું સિદ્ધ રૂપ કયા ફેરફારોથી બન્યું તે બતાવવું (૫) [તક કે સંજોગોનો] લાભ ઉઠાવી લેવો; ઉપયોગ કરી લેવો
**સાધારણ** વિ૰ સામાન્ય; ખાસ નહિ તેવું (૨) સમાન; બધાને લાગુ પડે તેવું
**સાધારણ અવયવ** 'કૉમન ફૅક્ટર' (ગ.)
**સાધારણતા** સ્ત્રી૰
**સાધારણધર્મ** પું૰ સામાન્ય ગુણ કે ધર્મ
**સાધારણીકરણ** ન૰*
**સાધિત** વિ૰ સિદ્ધ કરેલું; પાર પાડેલું (૨) સાધેલું; વશ કરેલું (૩) સાબિત કરેલું (૪) બીજા ઉપરથી સિદ્ધ કરેલું–તૈયાર કરેલું (વ્યા.)
**સાધીમંદી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**સાધુ** વિ૰ ધાર્મિક; ઈશ્વરભક્તિપરાયણ; સદાચરણી (૨) પું૰ તેવો પુરુષ (૩) ત્યાગી; બાવો; વેરાગી (૪) અ૰ શાબાશ! ધન્ય!
**સાધુતા** સ્ત્રી૰
**સાધુવૃત્તિ** સ્ત્રી૰ પવિત્રતા; સદાચાર
**સાધ્ય** વિ૰ સિદ્ધ કરવાનું (૨) સાધી શકાય તેવું (૩) ન૰ સિદ્ધ કરવાનું તે
**સાધ્યતા** સ્ત્રી૰ સાધ્ય હોવાપણું
**સાધ્વસ** ન૰ ભય; બીક (૨) ગભરાટ; ક્ષોભ
**સાધ્વી** વિ૰ સ્ત્રી૰ શીલવતી; પતિવ્રતા (૨) સ્ત્રી૰ બાવી; સાધુડી
**સાન** સ્ત્રી૰ ઇશારો; સંકેત; આંખમચકારો (૨) સમજણ; અક્કલ (૩) સ્વમાન (૪) છટા (૫) ન૰ ગીરો મૂકવું તે; અવેજ
**સાનક** સ્ત્રી૰ ઠીબ; રકાબી; તાસક
**સાનખત** ન૰ ગીરો મૂક્યા બાબતનું લખાણ
**સાનગીરો** વિ૰ સાનમાં કે ગીરો મૂકેલું
**સાનંદ** વિ૰ આનંદયુક્ત (૨) અ૰ આનંદપૂર્વક
**સાનંદાશ્ચર્ય** ન૰ આનંદયુક્ત આશ્ચર્ય

**સાની** સ્ત્રી૦ તેલભર્યો કચરેલા તલનો ભૂકો (૨) પેણીમાં ખાજાં તળતાં ખરી પડેલો ભૂકો
**સાનુકંપ** વિ૦ અનુકંપા–દયાવાળું
**સાનુકૂલ(-ળ)** વિ૦ અનુકૂળ; મદદગાર
**સાનુસ્વાર** વિ૦ અનુસ્વારવાળું
**સાન્વય** વિ૦ અન્વયવાળું
**સાપ** પું૦ સર્પ; ભુજંગ
**સાપણ** સ્ત્રી૦ સાપની માદા
**સાપબામણી** સ્ત્રી૦ એક જાતનો નાનો સાપ
**સાપમાર** પું૦ એક પક્ષી
**સાપરાધ** વિ૦ અપરાધી
**સાપિંડય** ન૦ સપિંડ હોવાપણું
**સાપેક્ષ** વિ૦ અપેક્ષાવાળું; સ્વતંત્ર હસ્તી ન ધરાવનારું પણ બીજા કશા પર આધાર રાખનારું
**સાપોલિયું** ન૦ નાનો સાપ; સાપનું બચ્ચું
**સાપ્તાહિક** વિ૦ સાત દિવસનું (૨) સપ્તાહને લગતું (૩) ન૦ સાતસાત દિવસે બહાર પડતું છાપું
**સાફ** વિ૦ સ્વચ્છ (૨) કચરા–કાંટા વગરનું (૩) સપાટ (૪) નિષ્કપટી (૫) સ્પષ્ટ (૬) અ૦ બિલકુલ ઘસીને
**સાફલ્ય** ન૦ સફળતા
**સાફસાફ** વિ૦ સાફ (૨) અ૦ ચોખ્ખેચોખ્ખું; સ્પષ્ટ રીતે (૩) ખુલ્લા દિલથી
**સાફસૂફ** વિ૦ ચોખ્ખું; કચરા વિનાનું (૨) સ્ત્રી૦ ચોખવટ; વ્યવસ્થા
**સાફી** સ્ત્રી૦ ચલમ પીવાનો કપડાનો કકડો (૨) પતરાજી; બડાઈ (૩) વિ૦ વળતર વગરનું
**સાફો** પું૦ ફેંટો
**સાબડબોથું** અ૦ (કા.) ભેળસેળવાળું
**સાબદું** વિ૦ બધુંય; તમામ (૨) સજ્જ; તૈયાર (૩) ટટાર; સાજું
**સાબર** ન૦ શિંગડાવાળું હરણ જેવું એક પ્રાણી
**સાબરશિં(-શી)ગડું** ન૦ સાબરનું શિંગડું
**સાબરશિં(-શી)ગું** ન૦ સાબરનું શિંગડું
**સાબરી** સ્ત્રી૦ સાબરની માદા
**સાબરિ(-ળિ)યો** પું૦ દૂધદહીંનો વેપાર કરનારો
**સાબાશ** અ૦ શાબાશ! ધન્ય!
**સાબાશી** સ્ત્રી૦ ધન્યવાદ; શાબાશી
**સાબિત** વિ૦ સિદ્ધ; પુરવાર
**સાબિતી** સ્ત્રી૦ પુરાવો; ખાતરી
**સાબુ** પું૦ ક્ષાર અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે તેવો પદાર્થ
**સાબુચોખા** પું૦ બ૦ વ૦ જુઓ સાગુચોખા
**સાબૂત** વિ૦ આખું; જેવું ને તેવું (૨) સંગીન; નક્કર; મજબૂત
**સાબૂતી** સ્ત્રી૦ મજબૂતી; સંગીનતા (૨) સુરક્ષિતતા
**સાબેલો** પું૦ વરઘોડામાં વરની આગળ ચારઠ કે ઘોડા વગેરે ઉપર શણગાર પહેરી બેઠેલાં છોકરાંમાંનું દરેક
**સાભિપ્રાય** વિ૦ અભિપ્રાયવાળું; કંઈ અર્થ કે હેતુવાળું
**સામ** પું૦ સામવેદ (૨) રાજનીતિના ચાર ઉપાયોમાંનો એક, મીઠી વાતોથી સમજાવીને મેળવી લેવું તે (સામ, દાન, દંડ અને ભેદ) (૩) સ્વામી; પતિ (પ.) (૪) સ્ત્રી૦ સાંબેલાની નીચેનો લોખંડનો ગોળ ભાગ
**સામગ** ત્રિ૦ (૨) પું૦ સામવેદ ગાનાર
**સામગાન** ન૦ સામવેદના મંત્રો ગાવા તે
**સામગ્રી** સ્ત્રી૦ કોઈ કાર્યમાં ઉપયોગી સામાન (૨) ઠાકોરજીના પ્રસાદની વિવિધ વાનીઓ
**સામટું** વિ૦ ભેગું; એકઠું (૨) અ૦ સાથેલાગું; એકીવારે
**સામનસૂમન** પું૦ સરસામાન
**સામનો** પું૦ સામે થવું તે; વિરોધ; બાકરી
**સામયિક** વિ૦ સમય સંબંધી (૨) સમયોચિત (૩) નિયતકાલિક (૪) ન૦ નિયત સમયે પ્રગટ થતું છાપું
**સામર** ન૦ એક ઝાડ
**સામર્થ્ય** ન૦ બળ; શક્તિ; તાકાત
**સામવેદ** પું૦ (સં.) ચારમાંનો ત્રીજો વેદ
**સામવેદી** વિ૦ સામવેદ ભણેલું કે સામવેદનું અનુયાયી (૨) પું૦ તેવો માણસ
**સામસામું** વિ૦ બરાબર સામું; વિરુદ્ધ; સ્પર્ધાવાળું (૨) અ૦ એકબીજાની સામે; હરીફાઈમાં
**સામળ(-ળિયો-ળો)** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**સામળું** વિ૦ કાળું
**સામળો** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**સામંજસ્ય** ન૦ ઔચિત્ય; યોગ્યતા

**સામંત** પું૦ વીર યોદ્ધો (૨) ખંડિયો રાજા (૩) રાજાનો મોટો જમીનદાર કે સરદાર
**સામાજિક** વિ૦ સમાજ સંબંધી (૨) સમાજનું (૩) પું૦ સભાસદ; પ્રેક્ષક
**સામાન** પું૦ સામગ્રી; રાચરચીલું; ઉપયોગી ચીજો; સામગ્રી; સાહિત્ય; સરંજામ; રાચરચીલું (૨) ભાર
**સામાન્ય** વિ૦ સાધારણ; ખાસ નહિ તેવું (૨) બધામાં સમાન (૩) ન૦ અમુક વર્ગની વ્યક્તિઓમાં રહેલો સમાન ગુણ કે ધર્મ; જાતિ (ન્યા. શા.)
**સામાન્યનામ** ન૦ કોઈ એક આખા વર્ગને લાગુ પડતું નામ (વ્યા.)
**સામાન્યા** સ્ત્રી૦ વેશ્યા
**સામાન્યાધિગમ** પું૦*
**સામાપાંચમ** સ્ત્રી૦ ભાદરવા સુદ પાંચમ
**સામાસામી** અ૦ એકબીજાની સામે (૨) સ્પર્ધામાં
**સામાસિક** વિ૦ સમાસ સંબંધી (૨) સમાસયુક્ત
**સામિયાનો** પું૦ જુઓ શામિયાનો
**સામીપ્ય** ન૦ સમીપતા
**સામુદાયિક** વિ૦ સમુદાયનું,-ને લગતું (૨) સમુદાય વડે કરાતું
**સામુદ્ર** વિ૦ સમુદ્રનું,-ને લગતું
**સામુદ્રધુની** સ્ત્રી૦ બે મોટા સમુદ્રને જોડનારી ખાડી
**સામુદ્રિક** વિ૦ સમુદ્ર સંબંધી (૨) ન૦ શરીરનાં ચિહ્ન ઉપરથી ભવિષ્ય કે શુભાશુભ ફળ જાણવાનું શાસ્ત્ર (૩) પું૦ તે શાસ્ત્ર જાણનાર
**સામું** વિ૦ સામે આવેલું (૨) વિરુદ્ધ
**સામે** અ૦ રૂબરૂ (૨) નજર તરફની દિશામાં (૩) વિરુદ્ધમાં
**સામેરી** પું૦ એક રાગ
**સામેલ** વિ૦ ભળેલું; જોડાયેલું
**સામેલગીરી** સ્ત્રી૦ સામેલ હોવું કે થવું તે
**સામૈયું** ન૦ વાજતેગાજતે સામે લેવા જવું સરઘસ
**સામો** પું૦ એક ખડધાન્ય
**સામોપચાર** પું૦ સામનો ઉપયોગ કે પ્રયોગ; મીઠાં વચનથી મેળવી લેવું તે
**સામ્ય** ન૦ સમાનતા
**સામ્યચિહ્ન** ન૦ બરાબરી દર્શાવતું = આવું ચિહ્ન (ગ.)
**સામ્યવાદ** પું૦ માલમતા વગેરે સામાજિક માલકીનાં ગણીને દરેકનું સામ્ય સ્થાપનારો વાદ; 'કૉમ્યૂનિઝમ'
**સામ્યવાદી** વિ૦ (૨) પું૦ સામ્યવાદમાં માનનાર
**સામ્રાજ્ય** ન૦ એક હકૂમત નીચે આવેલાં અનેક રાષ્ટ્રોનો સમૂહ (૨) તેવી હકૂમત
**સામ્રાજ્યવાદ** પું૦ 'ઈમ્પીરિયેલિઝમ'
**સામ્રાજ્યવાદી** વિ૦ (૨) પું૦ સામ્રાજ્યવાદમાં માનતું
**સાયક** ન૦ બાણ (૨) ખડ્ગ; હથિયાર
**સાયત** સ્ત્રી૦ કલાક; અઢી ઘડી
**સાયન** વિ૦ અયનચલન પ્રમાણે ગણાતું
**સાયબાન** ન૦ મકાનમાં તડકો આવતો અટકાવવા બંધાતો પડદો
**સાયર** પું૦ સાગર (૨) ન૦ દારૂતાડી ઇત્યાદિ કેફી ચીજો ઉપરની જકાત
**સાયરકોઠો** પું૦*
**સાયંકાલ(-ળ)** પું૦ સંધ્યાકાળ
**સાયંસંધ્યા** સ્ત્રી૦ સૂર્યાસ્ત સમયની સંધ્યા
**સાયુજ્ય** ન૦ એક થઈ જવું તે; મળી જવું તે
**સાયો** પું૦ મદદ; આશરો (૨) ફકીરનો ઝભ્ભો
**સાર** વિ૦ સારું; ઉત્તમ (પ.) (૨) પું૦ કસ; સત્ત્વ (૩) તાત્પર્ય; સારાંશ (૪) [લા.] લાભ (૫) સ્ત્રી૦ સારવાર (૬) કૃપા
**સારક** વિ૦ રેચક (૨) પું૦ વાળ હોળનાર
**સારગર્ભ** વિ૦ સારયુક્ત; સારપૂર્ણ
**સારણ** વિ૦ સારનાર; નિભાવનાર (૨) પું૦ વાવકૂવામાંથી કાઢેલી નહેર (૩) ન૦ સારણગાંઠ
**સારણગાંઠ** સ્ત્રી૦ પેઢામાં થતી એક જાતની ગાંઠ
**સારણિ(-ણી)** સ્ત્રી૦ નહેર; નીક (૨) કોઠો; કોષ્ટક
**સારથિ** પું૦ રથ હાંકનાર
**સારધી** વિ૦ દીર્ઘદૃષ્ટિવાળો; ચતુર; કુશળ
**સારપ** સ્ત્રી૦ સારાપણું; સજ્જનતા; સારાપણાની પ્રશંસા
**સારપવું** સ૦ ક્રિ૦ ક્યારામાંના નકામા છોડ તાણી નાખી પાછા અંદરના કચરામાં દબાવવા તે

**સારભાગ** પું૦ સારરૂપ ભાગ; સારાંશ
**સારભૂત** વિ૦ સારસ્વરૂપ (૨) સર્વોત્તમ; શ્રેષ્ઠ
**સારમંડળ** ન૦ એક જાતનું ૩૨ તારનું વાજું
**સારમાણસાઈ** સ્ત્રી૦ સજ્જનતા
**સારમેય** પું૦ કૂતરો
**સારવવું** સ૦ ક્રિ૦ સાર કાઢવો
**સારવા** સ્ત્રી૦ સારી ફળદ્રુપ જમીન
**સારવાન** પું૦ ઊંટવાળો; રાયકો
**સારવાર** સ્ત્રી૦ બરદાસ્ત; સેવાચાકરી
**સારવું** સ૦ ક્રિ૦ શ્રાદ્ધ કરવું (૨) પરોવવું (૩) ખેરવવું; ટપકાવવું (૪) આંજવું; લગાડવું (૫) પાર પાડવું; કરવું (૬) પહેરવું; શણગારવું (૭) સરકાવવું
**સારસ** પું૦; ન૦ એક પંખી
**સારસી** સ્ત્રી૦ સારસની માદા
**સારસ્વત** વિ૦ સરસ્વતી સંબંધી (૨) સારસ્વત દેશનું (૨) પું૦ સરસ્વતી નદીના તટ ઉપરનો દિલ્હીથી વાયવ્યનો આર્યોનો પવિત્ર પ્રદેશ (૩) તે દેશનો નિવાસી બ્રાહ્મણ
**સારંગ** પું૦; ન૦ એક રાગ (૨) મૃગ (૩) ધનુષ્ય (૪) (સં.) વિષ્ણુનું ધનુષ્ય (૫) હાથી (૬) કોકિલ (૭) ભમરો (૮) વહાણના કપ્તાનનો મદદનીશ
**સારંગધર** પું૦ (સં.) શારંગધર; વિષ્ણુ
**સારંગપાણિ** પું૦ (સં.) શારંગધર; વિષ્ણુ
**સારંગી** સ્ત્રી૦ એક તંતુવાદ્ય
**સારાઈ(-શ)** સ્ત્રી૦ સારાપણું
**સારાવાટ** સ્ત્રી૦ (કા.)*
**સારાશ** સ્ત્રી૦ સારાઈ; સારાપણું
**સારાસાર** પું૦ સારું અને ખોટું
**સારાસારવિચાર** પું૦ સારાસારનો વિચાર
**સારાસારવિવેક** પું૦ સાર અને અસારનો વિવેક કરવો—જુદાં પાડવાં
**સારાસારી** સ્ત્રી૦ સારો મેળ કે સંબંધ
**સારાં** ન૦ બ૦ વ૦ ચોરી કરતા, હલકી જાતના રખડતા લોક
**સારાંશ** પું૦ ભાવાર્થ; મતલબ; તાત્પર્ય
**સારિકા** સ્ત્રી૦ મેના
**સારીગમ** સ્ત્રી૦ ગાયન પ્રમાણે ગોઠવેલા સ્વરસપ્તકના સ્વરો
**સારીપેઠ(-ઠે)** અ૦ ખૂબ; પુષ્કળ
**સારુ** અ૦ ને માટે
**સારું** વિ૦ શુભ; સુંદર; મજાનું (૨) અ૦ (જવાબમાં) ઠીક; ભલે
**સારુંનરસું** વિ૦ સારું અને ખોટું
**સારુંમાઠું** વિ૦ સારુંનરસું; સારુંખોટું
**સારૂપ્ય** ન૦ સમાન રૂપવાળા હોવું તે
**સારેવડું** ન૦ ચોખાના લોટનો પાપડ
**સારો** પું૦ બેસતા વર્ષને દિવસે વંચાતી, વર્ષ દરમ્યાન બનવાના બનાવોની આગાહી
**સારોદ્ધાર** પું૦ સાર કે રહસ્ય તારવવું તે
**સાર્થ** વિ૦ અર્થયુક્ત (૨) પું૦ કાફલો
**સાર્થક** વિ૦ સફળ; કૃતાર્થ (૨) ન૦ સફળતા; સિદ્ધિ
**સાર્થક્ય** ન૦ સાર્થકતા
**સાર્થવાહ** પું૦ વણજારો (૨) સંઘવી; કાફલાનો આગેવાન
**સાર્દ્ર** વિ૦ ભીનું
**સાર્ઘ** વિ૦ અર્ધ સહિત
**સાર્વકાલિક** વિ૦ સર્વ કાળ રહેનારું (૨) સર્વ સમયને લગતું
**સાર્વજનિક** વિ૦ સર્વ લોકોનું; સર્વ લોકો સંબંધી; સર્વ લોકોને ઉપયોગી
**સાર્વજનીન** વિ૦ જુઓ સાર્વજનિક
**સાર્વત્રિક** વિ૦ સર્વ જગાએ થતું (૨) સર્વવ્યાપી
**સાર્વભૌતિક** વિ૦ બધાં ભૂત–પ્રાણીને લગતું
**સાર્વભૌમ** વિ૦ આખી પૃથ્વીનું; આખી પૃથ્વી સંબંધી (૨) પું૦ ચક્રવર્તી રાજા
**સાર્વલૌકિક** વિ૦ સર્વ લોકો સંબંધી
**સાલ** પું૦; ન૦ એક વૃક્ષ (૨) સ્ત્રી૦ વર્ષ (૩) પાકની મોસમ (૪) વર્ષાસન (૫) ન૦ વીંધમાં બેસે તેવો છેડો; બંધ બેસતો સાંધો (૬) નડતર; આડખીલી (૭) ગિલ્લીદંડાની એક રમત
**સાલગરેહ** સ્ત્રી૦ વરસગાંઠ
**સાલગીરી** સ્ત્રી૦ સાલગરેહ; વરસગાંઠ
**સાલગુદસ્ત** સ્ત્રી૦ ગયું વર્ષ
**સાલમ** પું૦ એક કંદ
**સાલમપાક** પું૦ સાલમ નાખીને બનાવેલો પાક (૨) [લા.] માર
**સાલપોલ(-લિયું)** વિ૦ સાલમાંથી ઢીલું પડી ગયેલું (૨) સાલ બરાબર બેઠાં ન હોય તેવું

**સાલવણું** નં૦ સલવાઈ રહેવું તે; એક બાજુ ખસી શકાય નહિ તેવી સ્થિતિ (૨) સાલવવું તે

**સાલવવું** સ૦ ક્રિ૦ સાલ બેસાડવાં (૨) [લા.] પંચાત ઊભી કરવી

**સાલવાર** અ૦ વરસવાર; વરસના અનુક્રમે

**સાલવારી** સ્ત્રી૦ વર્ષ પ્રમાણે અનુક્રમ (૨) બનાવોની સાલવાર ગોઠવણી (૩) તેની યાદી કે નોંધ

**સાલવી** પું૦ સુતાર

**સાલવું** અ૦ ક્રિ૦ ખટકવું; ભોંકાવું; દિલમાં દુઃખ થવું

**સાલસ** વિ૦ નરમ સ્વભાવનું; ભલું; સરળ

**સાલસકંચો** પું૦ તરકટ; છૂપી ગોઠવણ

**સાલસાઈ** સ્ત્રી૦ સાલસપણું

**સાલાતાલા** પું૦ બ૦ વ૦ કાલાવાલા; આજીજી

**સાલાતૂલું** વિ૦ અણુસમજુ; ઢંગધડા વિનાનું (૨) ભલું; ભોળું

**સાલિયાણું** નં૦ વર્ષાસન; વાર્ષિક વેતન

**સાલિયું** વિ૦ વાર્ષિક (૨) નં૦ વર્ષાસન; સાલિયાણું

**સાલુ(-લો)ત્રી** સ્ત્રી૦*

**સાલોક્ય** નં૦ સાથે એક લોકમાં વસવું તે

**સાલોત્રી** સ્ત્રી૦*

**સાલ્લો** પું૦ સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર

**સાવ** અ૦ તદ્દન

**સાવકાશ** વિ૦ અવકાશવાળું (૨) અ૦ સગવડે; અનુકૂળતાએ

**સાવકું** વિ૦ ઓરમાયું; અપરમાનું

**સાવચેત** વિ૦ સાવધાન; જાગ્રત; સચેત

**સાવચેતી** સ્ત્રી૦ સાવધાની (૨) ચેતવણી

**સાવજ** પું૦ વાઘ

**સાવધ** વિ૦ સાવચેત

**સાવધાન** વિ૦ સાવધ; હોશિયાર; જાગ્રત

**સાવધાનતા** સ્ત્રી૦

**સાવધાની** સ્ત્રી૦ સાવધાનતા

**સાવન** પું૦ એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય સુધીનો એક દિવસ (૨) વિ૦ એ ગણતરી પ્રમાણે ૩૦ દિવસનો (માસ) કે ૩૬૦ દિવસનું (વર્ષ)

**સાવયવ** વિ૦ અવયવવાળું

**સાવરણી** સ્ત્રી૦ પૂંજો વાળવાનું સાધન

**સાવરણો** પું૦ મોટી સાવરણી

**સાવરિયું** નં૦ સાસરું

**સાવર્ણ્ય** નં૦ સવર્ણપણું

**સાવલિયું** નં૦ એક જાતનું આછા વણાટનું પાતળું ધોતિયું

**સાવળું** નં૦ શકોરું

**સાવિત્રી** સ્ત્રી૦ સૂર્યનું કિરણ (૨) ગાયત્રી (૩) [સં૦] સત્યવાનની પત્ની

**સાવિત્રીવ્રત** નં૦ જેઠ માસના શુક્લપક્ષના છેલ્લા ત્રણ દિવસોમાં સૌભાગ્યની રક્ષા માટે સ્ત્રીઓએ કરવાનું એક વ્રત

**સાશંક** વિ૦ શંકાયુક્ત

**સાશ્ચર્ય** વિ૦ આશ્ચર્યવાળું (૨) અ૦ અચંબા સાથે

**સાષ્ટાંગ** વિ૦ આઠે અંગ સહિત (માથું, આંખ, હાથ, છાતી, પગ, જાંઘ, મન અને વાણી)

**સાસ** પું૦ શ્વાસ; દમ (૨) [લા.] જીવ (૩) શકાર

**સાસરવાસ** પું૦ સાસરામાં વસવું તે

**સાસરવાસણી** વિ૦ સ્ત્રી૦ સાસરામાં વસતી સ્ત્રી

**સાસરવાસો** પું૦ સાસરે જતાં દીકરીને અપાતો લૂગડાં, ઘરેણાં વગેરે એના ઉપયોગનો અગત્યનો સરસામાન

**સાસરવેલ** સ્ત્રી૦ સસરાના કુટુંબનાં માણસો

**સાસરિયું** નં૦ સાસરીનું સગું

**સાસરી** સ્ત્રી૦ સસરાનું ઘર

**સાસરું** નં૦ સાસરી

**સાસુ** સ્ત્રી૦ વર કે વહુની મા

**સાસુજાયો** પું૦ પતિ

**સાસોટ** અ૦ શ્વાસભેર; હાંફતેહાંફતે

**સાસ્ના** સ્ત્રી૦ ગાયને ગળે જે ગોદડી જેવી ચામડી લબડે છે તે

**સાહચર્ય** નં૦ સાથે રહેવું કે ફરવું તે (૨) સંગ; સાથ (૩) હમેશાં સાથે હોવું તે

**સાહજિક** વિ૦ સ્વાભાવિક; કુદરતી

**સાહવું** સ૦ ક્રિ૦ ઝાલવું; પકડવું

**સાહસ** ન૦ જોખમભરેલું કામ (૨) અવિચારી કામ (૩) જોખમ હોવા છતાં હામ ભીડી ઝંપલાવવું તે

**સાહસિક** વિ૦ સાહસ કરનારું

**સાહસિકતા** સ્ત્રી૦

**સાહાચ્ય** સ્ત્રી૦ મદદ

**સાહાચ્યકારક** વિ૦ સાહાચ્ય કરે એવું

**સાહિત્ય** ન૦ સાધન; સામગ્રી (૨) પ્રજાનાં વિચાર, ભાવના, જ્ઞાન વગેરેની ભાષામાં સંગ્રહાયેલી મૂડી

**સાહિત્યકાર** પું૦ સાહિત્ય રચનાર

**સાહિત્યકૃતિ** સ્ત્રી૦ સાહિત્યની ચીજ

**સાહિત્યચર્ચા** સ્ત્રી૦ સાહિત્યના વિષયોની ચર્ચા

**સાહી** સ્ત્રી૦ શાહી; રુશનાઈ

**સાહીચૂસ** પું૦; ન૦ જુઓ શાહીચૂસ

**સાહુકાર** પું૦ જુઓ શાહુકાર

**સાહુકારી** સ્ત્રી૦ જુઓ શાહુકારી

**સાહુડી** સ્ત્રી૦ જુઓ શાહુડી

**સાહેબ** પું૦ માલિક; ધણી; મોટો માણસ (૨) ટોપીવાળો; યુરોપિયન (૩) ઈશ્વર

**સાહેબખાની** વિ૦ ખાનદાન માણસોના ઉપયોગનું; અમદાવાદી ઊંચી બનાવટના (કાગળ)

**સાહેબજાદી** વિ૦ બાદશાહ કે ઉમરાવની દીકરી

**સાહેબજાદો** પું૦ બાદશાહ કે ઉમરાવનો દીકરો

**સાહેબા** સ્ત્રી૦ શેઠાણી; પ્રતિષ્ઠિત સ્ત્રી

**સાહેબી** સ્ત્રી૦ જાહોજલાલી; વૈભવ (૨) શેઠાઈ

**સાહેબો** પું૦ સ્વામી; વર

**સાહેલી** સ્ત્રી૦ સખી

**સાહ્ય** સ્ત્રી૦ સહાયતા

**સાહ્યકારક** વિ૦ સહાયતા કરનાર

**સાળ** સ્ત્રી૦ કપડાં વણવાનું યંત્ર

**સાળવી** પું૦ કપડાં વણનાર; વણકર

**સાળાવેલી** સ્ત્રી૦ સાળાની વહુ

**સાળી** સ્ત્રી૦ વહુની બહેન

**સાળુ** પું૦ સ્ત્રીઓને પહેરવાનું ઝીણું રંગીન વસ્ત્ર

**સાળેલી** સ્ત્રી૦ જુઓ સાળાવેલી

**સાળો** પું૦ વહુનો ભાઈ

**સાંઈ,૦મૌલા** પું૦ પરમેશ્વર; ખુદા (૨) ફકીર

**સાંકડ** સ્ત્રી૦ સંકડામણ; ભીડ (૨) મુશ્કેલી

**સાંકડું** વિ૦ પહોળાઈમાં ઓછું (૨) ભિડાવું; છૂટ વગરનું

**સાંકર્ય** ન૦ સંકરતા

**સાંકળ** સ્ત્રી૦ કડીઓ કે આંકડા જોડીને બનાવેલી લાંબી હાર (૨) જમીન ભરવાનું ૧૦૦ ફૂટનું માપ

**સાંકળવું** સ૦ ક્રિ૦ સાંકળની પેઠે જોડવું; વળગાડવું (૨) અ૦ ક્રિ૦ સાંકળની પેઠે બંધાવું

**સાંકળિયું** ન૦ પુસ્તકનાં પ્રકરણ વગેરેનો પાનના નંબર સાથે અનુક્રમ

**સાંકળી** સ્ત્રી૦ નાની કડીઓ જોડી બનાવેલી સેર (૨) કોટે ઘાલવાની કંઠી

**સાંકળું** ન૦ પગનું એક ઘરેણું

**સાંકેતિક** વિ૦ સંકેત સંબંધી; સંકેતવાળું

**સાંકો** પું૦ સાંખુ; માપનો અડસટ્ટો

**સાંખવું** સ૦ ક્રિ૦ ખમવું; સહન કરવું (૨) ક્ષમા કરવી (૩) માપવું; ભરી જોવું

**સાંખું** ન૦ માપ (૨) ખેડીને પડતર રાખેલું ખેતર

**સાંખો** પું૦ એકનો સંકેત (વેપારી)

**સાંખ્ય** પું૦; ન૦ જુઓ સાંખ્યદર્શન

**સાંખ્યદર્શન** ન૦ કપિલમુનિએ રચેલું દર્શન; છ વૈદિક દર્શનોમાંનું એક

**સાંગ** વિ૦ અંગો સહિત (૨) આખું; તમામ (૨) પું૦; સ્ત્રી૦; ન૦ બરછી જેવું એક હથિયાર

**સાંગર(-રી)** સ્ત્રી૦ સમળાની શિંગ

**સાંગલું** ન૦ બાળકની કોટમાં ઘાલવાનું હાલરું

**સાંગામા(-માં)ચી** સ્ત્રી૦ અઢેલીને બેસાય તેવી પાટી ભરેલી ખુરસીઘાટની માંચી

**સાંગી** સ્ત્રી૦ રથની ધરી અને સાટી એ બે વચ્ચેનો કઠેરાવાળો ભાગ

**સાંગોપાંગ** વિ૦ અંગઉપાંગ સહિત; સમસ્ત; પૂર્ણ (૨) અ૦ સંપૂર્ણ રીતે

**સાંગ્રામિક** વિ૦ સંગ્રામને લગતું (૨) પું૦ સેનાપતિ (૩) યોદ્ધો

**સાંચરવું** અ૦ ક્રિ૦ જવું; વિદાય થવું (૨) સાંચવું

**સાંચવું** સ૦ ક્રિ૦ સંઘરવું; એકઠું કરવું; વહોરી રાખવું
**સાંચાકામ** ન૦ યંત્ર (૨) યંત્રનું કામ (૩) યંત્રની રચના વગેરે
**સાંચો** પું૦ સંચો (૨) બીબું
**સાંજ(–જે)** સ્ત્રી૦ સંધ્યાકાળ
**સાંજી** સ્ત્રી૦ સાંજે ગાવાનાં લગ્નગીત (૨) આરતી
**સાંજો** પું૦ સંજેરીમાં ભરવાનો માવો (૨) રેલમાં તણાઈ આવેલો ઘાસ વગેરેનો કચરો
**સાંઝ** સ્ત્રી૦ જુઓ સાંજ
**સાંઠી** સ્ત્રી૦ સરાંઠી
**સાંઠીઝાંખરાં** ન૦ બ૦ વ૦ જુઓ સાઠીઝાંખરાં
**સાંઠો** પું૦ જુવાર, શેરડી વગેરેનો પેરાઈવાળો દાંડો
**સાંડશી(–સી)** સ્ત્રી૦ જુઓ સાણસી
**સાંડસો** પું૦ જુઓ સાણસો
**સાંઢ(–ઢિયો)** પું૦ ગોધો; આખલો (૨) [લા.] માતેલો–નિરંકુશ માણસ (૨) નર ઊંટ
**સાંઢણી** સ્ત્રી૦ ઊંટડી; ઉતાવળી ચાલની સવારીની ઊંટડી
**સાંઢવું** અ૦ ક્રિ૦ ઉતાવળે જવું
**સાંઢિયો** પું૦ જુઓ સાંઢ
**સાંઢો** પું૦ કીડીઓ ખાનારું એક પ્રાણી
**સાંતરું** વિ૦ સાતરું; તૈયાર (૨) શરીરે નાનું; ગઠારે નાજુક (૩) ન૦ રસોઈનું સીધું
**સાંતવું** સ૦ ક્રિ૦ સંતાડવું (૨) અ૦ ક્રિ૦ પૂરું થવું
**સાંતળવું** સ૦ ક્રિ૦ ઘી કે તેલમાં શેકવું કે તળવું
**સાંતી** સ્ત્રી૦ એક હળથી વવાય તેટલી જમીન (૨) ન૦ સાંતીડું
**સાંતીડું** ન૦ હળ
**સાંતીવેરો** પું૦ હળ ઉપરનો કર
**સાંતેલી** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**સાંતેલું** ન૦ બળદને જોતરવામાં વપરાતું લાકડાનું ચોકઠું
**સાંત્વન** ન૦ આશ્વાસન; શાંતિ
**સાંત્વના** સ્ત્રી૦ જુઓ સાંત્વન
**સાંથ** સ્ત્રી૦ ગણોત; જમીન ખેડવા આપ્યા બદલ લેવાનું ભાડું
**સાંથવું** સ૦ ક્રિ૦ સાંથે આપવું
**સાંથી** વિ૦ સાંથે રાખનાર (૨) પું૦ સાંથીડો
**સાંથીડો** પું૦ સાંથે જમીન ખેડનાર ખેડૂત
**સાંદીપનિ** પું૦ (સં.) શ્રીકૃષ્ણ અને સુદામાના ગુરુ
**સાંદ્ર** વિ૦ ઘન; ગાઢ (૨) ઘોર (૩) સ્નિગ્ધ; ચીકણું
**સાંદ્રતા** સ્ત્રી૦
**સાંધ** સ્ત્રી૦ જુઓ સાંધો
**સાંધણ** ન૦ સાંધો (૨) અનુસંધાન (૩) વધારાનો ભાગ; પુરવણી
**સાંધવું** સ૦ ક્રિ૦ સીવવું (૨) જોડવું (૩) સાંધો કરવો (૪) (વાસણને) રેણવું–થીંગડું દેવું
**સાંધિવિગ્રહિક** પું૦ પરરાજ્યો સાથે સંધિ કે વિગ્રહ કરવાના અધિકારવાળો અમલદાર
**સાંધો** પું૦ જ્યાં બે વસ્તુઓ જોડાઈ કે સિવાઈ હોય તે ભાગ (૨) ફાટેલું કે તૂટેલું દુરસ્ત કરવા દીધેલું થીંગડું (૩) ચોરો
**સાંધ્ય** વિ૦ સંધ્યા સંબંધી
**સાંનિધ્ય** ન૦ સમીપતા
**સાંનિપાતિક** વિ૦ સનેપાત સંબંધી
**સાંપડ** સ્ત્રી૦ સંપુટ
**સાંપડવું** અ૦ ક્રિ૦ મળવું; પ્રાપ્ત થવું (૨) જન્મવું; અવતરવું
**સાંપરાય** પું૦ પરલોક
**સાંપ્રત** વિ૦ તૈયાર (૨) હમણાં; હાલ
**સાંપ્રદાયિક** વિ૦ સંપ્રદાય સંબંધી
**સાંબ** પું૦ (સં.) શિવ (૨) [સં.] જાંબુવતીનો પુત્ર (૩) સ્ત્રી૦ સાંબેલાની નીચલી લોખંડની ખોળી
**સાંબેલ** સ્ત્રી૦ ધૂંસરીની ખીલી
**સાંબેલી** સ્ત્રી૦ નાનું સાંબેલું
**સાંબેલું** ન૦ ખાંડવાનું એક સાધન
**સાંભરવું** સ૦ ક્રિ૦ એકઠું કરવું (૨) અ૦ ક્રિ૦ યાદ આવવું
**સાંભળવું** સ૦ ક્રિ૦ શ્રવણ કરવું (૨) [લા.] ધ્યાન ઉપર લેવું
**સાંવત્સરિક** વિ૦ વાર્ષિક (૨) પું૦ જોશી
**સાંસણી** સ્ત્રી૦ છૂપી ઉશ્કેરણી
**સાંસતા** સ્ત્રી૦ ધીરજ; સબૂરી (૨) સત્તા; શક્તિ (૩) તંગી

**સાંસતું** વિ૦ ધીમું; જુસ્સો નરમ પડયો હોય એવું
**સાંસા** પું૦ બ૦ વ૦ સંશય (૨) તંગી (૩) તંગીનાં ફાંફાં
**સાંસારિક** વિ૦ સંસાર સંબંધી
**સાંસોટ** અ૦ સોંસરું; સીધું
**સાંસ્કારિક** વિ૦ સંસ્કાર સંબંધી
**સાંસ્થાનિક** વિ૦ સંસ્થાન સંબંધી (૨) પું૦ સંસ્થાનમાં સાથે વસતો દેશભાઈ
**સિક(-ક્ક)લ** સ્ત્રી૦ મુખવટો; ચહેરો
**સિકલીગર** પું૦ (હથિયાર વગેરે) ઘસીને સાફ કરનારો; સરાણિયો
**સિકંદર** પું૦ ઉન્નતિનો સિતારો (૨) [સં.] અલેકઝાન્ડર
**સિક્કલ** સ્ત્રી૦ જુઓ સિકલ
**સિક્કાઈ** વિ૦ જુઓ સક્કઈ
**સિક્કાદાર** વિ૦ છાપવાળું (૨) સુંદર દેખાવનું
**સિક્કાબંધ** વિ૦ મહોરછાપવાળું (૨) બીડેલું; અનામત
**સિક્કાશાસ્ત્ર** ન૦ 'ન્યુમિસ્મૅટિક્સ'
**સિક્કે** અ૦ સુધ્ધાં
**સિક્કેકટાર** સ્ત્રી૦ કટારની આકૃતિવાળી મહોર કે છાપ
**સિક્કો** પું૦ છાપ; મહોર (૨) ચલણી નાણું (૩) મોટી લખોટી
**સિક્ત** વિ૦ છાંટેલું
**સિગરામ** પું૦; ન૦ એક વાહન
**સિઝાવવું** સ૦ ક્રિ૦ 'સીઝવું'નું પ્રેરકરૂપ
**સિડાવવું** સ૦ ક્રિ૦ 'સીડવું'નું પ્રેરકરૂપ
**સિડાવું** અ૦ ક્રિ૦ 'સીડવું'નું કર્મણિરૂપ
**સિત** વિ૦ શ્વેત; સફેદ (૨) પું૦ ધોળો રંગ
**સિતમ** પું૦ જુલમ
**સિતમગ(-ગા)ર** વિ૦ જુલમગાર
**સિતાબ(-બી)** સ્ત્રી૦ ત્વરા; ફૂર્તિ
**સિતાર** પું૦; સ્ત્રી૦ એક તંતુવાદ્ય
**સિતારિયો** પું૦ સિતાર બજાવનારો
**સિતારી** સ્ત્રી૦ નાની સિતાર
**સિતારો** પું૦ તારો; ગ્રહ (૨) દશા; નસીબ
**સિત્તેર** વિ૦ '૭૦'
**સિત્તો(-ત્યો)તેર** વિ૦ '૭૭'
**સિત્યાશી(-સી)** વિ૦ '૮૭'
**સિત્યોતેર** વિ૦ '૭૭'
**સિદાવવું** સ૦ ક્રિ૦ 'સિદાવું'નું પ્રેરકરૂપ
**સિદાવું** અ૦ ક્રિ૦ દુઃખી થવું; રિબાવું
**સિદ્ધ** વિ૦ તૈયાર; સફળ; પ્રાપ્ત (૨) નિશ્ચિત; સાબિત (૩) નિષ્ણાત (૪) સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવું (૫) મુક્ત (૬) પું૦ સિદ્ધિઓ મેળવી હોય તેવો યોગી (૭) મુક્ત પુરુષ
**સિદ્ધતા** સ્ત્રી૦ સિદ્ધપણું (૨) સિદ્ધિ; સફળતા (૩) સાબિતી
**સિદ્ધાઈ** સ્ત્રી૦ સિદ્ધપણું
**સિદ્ધાર્થ** પું૦ (સં.) ગૌતમબુદ્ધ
**સિદ્ધાસન** ન૦ યોગનું એક આસન
**સિદ્ધાંત** પું૦ નિશ્ચિત મત; નિર્ણય (૨) ઉપપત્તિયુક્ત ગ્રંથ
**સિદ્ધાંતસૂત્ર** ન૦ શંકાનો નિર્ણય આપનારું અને શાસ્ત્રકારના મતનું પ્રતિપાદન કરનારું સૂત્ર
**સિદ્ધાંતી** વિ૦ સિદ્ધાંત રજૂ કરનારું કે તેનું સમર્થન કરનારું (૨) શાસ્ત્રના તત્ત્વને જાણનારું (૩) પું૦ તેવો પુરુષ
**સિદ્ધિ** સ્ત્રી૦ પરિપૂર્ણ, સફળ કે સાબિત થવું તે (૨) સાબિતી (૩) ફલપ્રાપ્તિ (૪) છેવટની મુક્તિ (૫) યોગથી મળતી આઠ શક્તિઓમાંની દરેક (અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ, વશિત્વ)
**સિદ્ધિદા** સ્ત્રી૦ (સં.) દુર્ગા
**સિદ્ધિદાયક** વિ૦ સિદ્ધિ આપનારું
**સિદ્ધિયોગ** પું૦ જ્યોતિષમાં એક શુભ યોગ
**સિધાર(-વ)વું** અ૦ ક્રિ૦ ચાલતી પકડવી; વિદાય થવું
**સિનેમા** પું૦ ચિત્રોની પરંપરાને ચાલતી ઘટના તરીકે પટ ઉપર બતાવવાની યુક્તિ
**સિપાઈ(-હી)** પું૦ સૈનિક; ફોજનો માણસ (૨) ચપરાસી; પટાવાળો (૩) પોલીસ
**સિપાઈ(-હી)ગીરી** સ્ત્રી૦ સિપાઈનું કામ કે નોકરી
**સિપાહસાલાર** પું૦ લશ્કરનો ઉપરી; સેનાપતિ
**સિપાહી** પું૦ જુઓ સિપાઈ
**સિપાહીગીરી** સ્ત્રી૦ જુઓ સિપાઈગીરી

**સિપાહીરાજ(-જ્ય)** ન૦ લશ્કરી અમલ
**સિપુર્દા** વિ૦ સોંપેલું
**સિફત** સ્ત્રી૦ વિશેષતા; ખાસિયત (૨) તારીફ (૩) સૂરત; સિકલ
**સિફલું** વિ૦ ભલીવાર વગરનું; ઢંગધડા વગરનું
**સિફાબહાદુર** વિ૦ હિંમતવાન; બહાદુર
**સિફારસ** સ્ત્રી૦ ભલામણ; કોઈને માટે લાગવગવાળા આગળ કરેલી પ્રશંસા કે આગ્રહ
**સિબંદી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ સિરબંદી
**સિમેંટ** પું૦ ચણતરમાં વપરાતો એક પદાર્થ
**સિયમ** વિ૦ ત્રીજા દરજ્જાનું; ઊતરતી પંક્તિનું
**સિયાહ** વિ૦ કાળું
**સિર** ન૦ માથું
**સિરજોરી** સ્ત્રી૦ જબરદસ્તી (૨) ધુમીખી
**સિરતાજ** પું૦ મુગટ (૨) [લા.] મુરબ્બી (૩) સરદાર; અગ્રણી
**સિરપેચ** પું૦ ફેંટા અથવા પાઘડી ઉપર બાંધવાનો હીરામોતીજડિત પટકો
**સિરફ** અ૦ ફક્ત; માત્ર; કેવળ
**સિરબંદી** વિ૦ સમ્રાટને માટે સામંત રાજાએ પોતાને ખર્ચે રાખેલું (લશ્કર) (૨) સ્ત્રી૦ એ પ્રમાણે રાખેલી ફોજ
**સિરસ્તેદાર** પું૦ જુઓ શિરસ્તેદાર
**સિરસ્તેદારી** સ્ત્રી૦ જુઓ શિરસ્તેદારી
**સિરસ્તો** પું૦ ચાલુ વહીવટ; ધારો
**સિરોઈ** સ્ત્રી૦ જુઓ શિરોઈ
**સિર્ફ** અ૦ જુઓ સિરફ
**સિલક** સ્ત્રી૦ ખર્ચ જતાં બાકી વધેલી રકમ
**સિલસિલાબંધ** વિ૦ અનુક્રમ પ્રમાણેનું (૨) સળંગ (૩) અ૦ અનુક્રમ પ્રમાણે; એક પછી એક
**સિલસિલો** પું૦ સાંકળ (૨) ક્રમ; પરંપરા (૩) કુલપરંપરા; વંશાનુક્રમ
**સિલાઈ** સ્ત્રી૦ સીવવાની રીત (૨) સિવડામણ
**સિલેદાર** પું૦ ઘોડેસવાર સિપાઈ
**સિલેદારી** સ્ત્રી૦ સિલેદારપણું
**સિવડામણ** ન૦ સીવવાનું મહેનતાણું
**સિવડામણી** સ્ત્રી૦ જુઓ સિવડામણ
**સિવડાવવું** સ૦ ક્રિ૦ 'સીવવું'નું પ્રેરકરૂપ
**સિવાઈ** સ્ત્રી૦ જુઓ સિવડામણી
**સિવાય** અ૦ વિના; વગર
**સિવાવું** અ૦ ક્રિ૦ 'સીવવું'નું કર્મણિરૂપ
**સિસકારો** પું૦ (રવ૦) દાંતમાંથી પવન પસાર થતાં થતો અવાજ
**સિસોટી** સ્ત્રી૦ જુઓ સીટી (૨) એક ઝાડ
**સિસોળિયું** ન૦ સાહુડીનો પીંછા જેવો સળિયો
**સિંગ** સ્ત્રી૦ સીંગ
**સિંગારા** સ્ત્રી૦ જુઓ સીંગારા
**સિંચન** ન૦ સિંચવું તે
**સિંચવું** સ૦ ક્રિ૦ છાંટવું; રેડવું (૨) પાણી પાવું (ઝાડને) (૩) ઉપરાઉપરી ગોઠવવું (૪) લાદવું (૫) કૂવામાં મૂકવું (ઘડો કે દોરડું)
**સિંદૂર** ન૦ પારો, સીસું તથા ગંધકની મેળવણીનો લાલ ભૂકો
**સિંદૂરિયું** વિ૦ સિંદૂરના રંગનું (૨) ન૦ (કા.)*
**સિંદૂરી** સ્ત્રી૦ વિધવાઓને પહેરવાનું સિંદૂરિયા રંગનું એક જાતનું લૂગડું
**સિંધ** પું૦; ન૦ (સં.) મુંબાઈ ઈલાકામાં વાયવ્ય ભાગમાં આવેલો પ્રાંત
**સિંધભૈરવી** સ્ત્રી૦ એક રાગિણી
**સિંધવ** પું૦; ન૦ એક ખનિજ ક્ષાર (૨) ઘોડો; અશ્વ
**સિંધી** વિ૦ સિંધનું,-ને લગતું (૨) પું૦ સિંધનો રહેવાસી (૩) સ્ત્રી૦ સિંધી ભાષા
**સિંધુ** પું૦ સમુદ્ર (૨) સ્ત્રી૦ (સં.) એ નામની હિંદુસ્તાનની પ્રસિદ્ધ નદી
**સિંધુડો** પું૦ શૂર ચડે એવા સૂરનો એક રાગ
**સિંહ** પું૦ એક રાની હિંસક પ્રાણી; પશુઓનો રાજા (૨) પાંચમી રાશિ
**સિંહણ** સ્ત્રી૦ સિંહની માદા
**સિંહદંતી** સ્ત્રી૦ સિંહના દાંત જેવા પાનવાળી એક વનસ્પતિ
**સિંહદ્વાર** ન૦ મુખ્ય દ્વાર
**સિંહનાદ** પું૦ સિંહનો કે સિંહ જેવો નાદ
**સિંહલ,૦દ્વીપ** પું૦ (સં.) લંકા; સિલોન
**સિંહસ્થ** ન૦ બૃહસ્પતિ સિંહરાશિમાં હોય તે સમય
**સિંહસ્થવર્ષ** ન૦ જે વર્ષમાં બૃહસ્પતિ સિંહરાશિમાં હોય તે વર્ષ
**સિંહાવલોકન** ન૦ સિંહની પેઠે આગળ વધતા પહેલાં પાછળનું ફરીથી જોઈ લેવું તે

**સિંહાસન** ન૦ સિંહની આકૃતિવાળું ઊંચું આસન; રાજા, દેવ કે આચાર્યનું આસન
**સિંહિકા** સ્ત્રી૦ (સં.) એક રાક્ષસી; રાહુની માતા
**સિંહિકાસુત** પું૦ (સં.) સિંહિકાનો પુત્ર રાહુ
**સીક** સ્ત્રી૦ લોઢાનો સળિયો કે ગજ
**સીકર** પું૦; ન૦ ફરફર; છાંટ
**સીકરો** પું૦ સુતારનું એક ઓજાર
**સીઝવવું** સ૦ ક્રિ૦ 'સીઝવું'નું પ્રેરકરૂપ
**સીઝવું** અ૦ ક્રિ૦ ધીમે તાપે બરાબર બફાવું (૨) [લા.] શાંત પડવું (૩) [લા.] દુઃખી થવું (૪) પાર પડવું; સિદ્ધ થવું
**સીટી** સ્ત્રી૦ ઓઠ કે ભૂંગળી જેવા સાધનથી પવન ફૂંકીને કરાતો તીણો અવાજ (૨) તેવો અવાજ કરવાની ભૂંગળી કે સાધન
**સીડવું** સ૦ ક્રિ૦ પૂરવું; છાંદી લેવું (૨) અદા કરવું
**સીડી** સ્ત્રી૦ નિસરણી
**સીત** સ્ત્રી૦ હળપૂણી; કોશ
**સીતા** સ્ત્રી૦ (સં.) જનકની પુત્રી; રામની પત્ની
**સીતાફલ(–ળ)** ન૦ એક ફળ
**સીતાફળી** સ્ત્રી૦ સીતાફળનું ઝાડ
**સીત્કાર** પું૦ (રવ૦) શ્વાસ અંદર ખેંચતાં કરાતો સીત્ એવો અવાજ
**સીદણ** સ્ત્રી૦ સીદીની કે સીદી જાતની સ્ત્રી
**સીદી** પું૦ આફ્રિકાનો મૂળ વતની; હબસી
**સીધ** સ્ત્રી૦ ખબર; સમાચાર (૨) સીધાપણું
**સીધવું** અ૦ ક્રિ૦ સિદ્ધ થવું; પાર પડવું
**સીધવો** પું૦ ગાડું ઊલળે નહિ માટે પાછળ મૂકવાનો ટેકો
**સીધુ** પું૦ ગોળ કે શેરડીના રસનો દારૂ
**સીધું** વિ૦ વાંકું નહિ તેવું; એક લીટીમાં હોય એવું (૨) પાંશરું; પાધરું (૩) સરળ; નિષ્કપટી (૪) ન૦ રાંધી ખાવા જેટલું કાચું અનાજ વગેરે
**સીનો** પું૦ છાતીનો ફેલાવ
**સીપ** સ્ત્રી૦ છીપ
**સીપણી** સ્ત્રી૦ સીપવું તે
**સીપવું** સ૦ ક્રિ૦ છાંટવું; રેડવું
**સીમ** સ્ત્રી૦ ખેતર કે ગામની હદ; તે ભાગની જમીન
**સીમઠોક** અ૦ કોઈ રહી ન જાય એમ; એકેએક
**સીમળો** પું૦ એક જાતનું ઝાડ; શમી
**સીમંત** ન૦ સ્ત્રીઓનો સેંથો (૨) અઘરણી
**સીમંતિની** સ્ત્રી૦ સૌભાગ્યવતી સ્ત્રી (૨) જેને અઘરણી આવી હોય એવી સ્ત્રી
**સીમંતોન્નયન** ન૦ સગર્ભાવસ્થામાં સ્ત્રીને ચોથા, છઠ્ઠા કે આઠમા માસમાં કરવાનો એક સંસ્કાર
**સીમા** સ્ત્રી૦ હદ; મર્યાદા
**સીમાચિહ્ન** ન૦ સીમા બતાવનારી નિશાની
**સીમાડો** પું૦ ગામની હદ; તે ભાગ
**સીમાંત** પું૦ સીમાનો છેડો
**સીમોલ્લંઘન** ન૦ સીમા ઓળંગવી તે (૨) દશેરાને દિવસે પોતાના રાજ્યની સીમા ઓળંગી પારકી હદમાં પ્રવેશ કરવાની એક ક્રિયા
**સીરખી** સ્ત્રી૦ (કા.)*
**સીરાટ** પું૦ જુઓ સીરી
**સીરી** વિ૦ મીઠું; મધુર; સ્વાદ પેદા કરે તેવું (૨) સ્ત્રી૦ તેવી વાસ
**સીલ** સ્ત્રી૦ મહોર; મુદ્રા; છાપ (૨) મહોર લગાડી ચોંટાડેલું લાખ કે એવા બીજા પદાર્થનું ચકતું
**સીલબંધ** વિ૦ સીલ મારેલું (૨) સીલ તૂટ્યા વિનાનું
**સીવણ** ન૦ જુઓ સીવણી
**સીવણી** સ્ત્રી૦ સીવવાની ઢબ
**સીવવું** સ૦ ક્રિ૦ ટાંકા મારી જોડવું; સાંધવું
**સીસમ** સ્ત્રી૦ ન૦ એક ઝાડ (૨) એનું લાકડું
**સીસાણો** પું૦ (કા.)*
**સીસી** સ્ત્રી૦ શીશી; બાટલી
**સીસું** ન૦ એક ધાતુ
**સીસો** પું૦ શીશો; બાટલો
**સીંગ** સ્ત્રી૦ શિંગ
**સીંગાળા** સ્ત્રી૦ એક જાતની માછલી
**સીંચણિયું** ન૦ પાણી સીંચવાનું પાત્ર કે સાધન (૨) કૂવામાં સીંચવાનું દોરડું
**સીંચવું** સ૦ ક્રિ૦ જુઓ સિંચવું
**સીંચાણો** પું૦ બાજપક્ષી; શકરો

**સીંદરી** સ્ત્રી૦ કાથીની દોરડી
**સુ** અ૦ નીચેના અર્થમાં વપરાતો ઉપસર્ગ (૧) સુંદર; સારું (ઉદા૦ સુકેશી; સુવાસ) (૨) સારી રીતે; ખૂબ (ઉદા૦ સુશિક્ષિત) (૩) સહેલાઈથી (ઉદા૦ સુકર; સુલભ)
**સુકર** વિ૦ સહેલું
**સુકલકડી** વિ૦ લાકડી જેવું સૂકું; દુર્બળ શરીરનું
**સુકવણી** સ્ત્રી૦ સૂકવેલી વસ્તુ (૨) સુકવણું
**સુકવણું** ન૦ પૂરતો વરસાદ ન આવવાથી વાવેતર વગેરેનું સુકાઈ જવું તે; ખરડિયું
**સુકવિતા** સ્ત્રી૦ સારી કવિતા
**સુકંઠ** પું૦ સારો કંઠ–અવાજ
**સુકાન** ન૦ જેને મરડવાથી વહાણ દિશા બદલે છે તે ભાગ
**સુકાનચી** પું૦ સુકાની
**સુકાની** પું૦ સુકાન ફેરવનાર ખલાસી
**સુકાવવું** સ૦ ક્રિ૦ 'સુકાવું'નું પ્રેરકરૂપ
**સુકાવું** અ૦ ક્રિ૦ ભેજ કે પ્રવાહી ઊડી જઈ શુષ્ક થવું (૨) દૂબળા પડવું; કૃશ થવું
**સુકાળ** પું૦ સારા પાકનો વખત (દુકાળથી ઊલટું) (૨) [લા.] પુષ્કળપણું
**સુકીર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ સારી કીર્તિ
**સુકુમાર** વિ૦ ઘણું કોમળ; નાજુક
**સુકુમારતા** સ્ત્રી૦
**સુકૃત(-ત્ય)** ન૦ સારું કામ; પુણ્ય
**સુકૃતિ** સ્ત્રી૦ સુકૃત; સુકૃત્ય
**સુકૃત્ય** ન૦ સારું કામ; પુણ્ય
**સુકેશી** વિ૦ સ્ત્રી૦ સુંદર કેશવાળી
**સુકોમળ** વિ૦ ઘણું કોમળ
**સુખ** ન૦
**સુખકર** વિ૦ સુખ કરનારું; સુખદાયી
**સુખકારક** વિ૦ જુઓ સુખકર
**સુખકારી** વિ૦ જુઓ સુખકર
**સુખચેન** ન૦ સુખશાંતિ; આરામ
**સુખડ** સ્ત્રી૦ ચંદનના ઝાડનું સુગંધી લાકડું
**સુખડિયો** પું૦ મીઠાઈ બનાવનારો; કંદોઈ
**સુખડી** સ્ત્રી૦ ઘીગોળમાં ઘઉંનો લોટ શેકીને બનાવેલી વાની (૨) મીઠાઈ (૩) હકસાઈ; દસ્તૂરી; બક્ષિસ
**સુખણું** વિ૦ સુખી; સુખમાં મગ્ન
**સુખતળી** સ્ત્રી૦ જોડાની અંદર નખાતું નરમ ફૂટું તળિયું
**સુખદ(-દાયક,-દાયી)** વિ૦ સુખ આપનારું; સુખકર
**સુખધાની** સ્ત્રી૦ જુઓ સુખશય્યા
**સુખધામ** ન૦ સુખનું ધામ
**સુખન** પું૦ બોલ; વેણ; શબ્દ
**સુખપાલ** સ્ત્રી૦ એક જાતની પાલખી
**સુખમણા** સ્ત્રી૦ જુઓ સુષુમ્ણા
**સુખમા** સ્ત્રી૦ શોભા; ભપકો
**સુખરૂપ** વિ૦ ક્ષેમકુશળ; સાજુંસમું (૨) અ૦ કાંઈ પણ ઈજા કે કષ્ટ વિના; સહીસલામતીથી
**સુખરેચ** પું૦ હલકો રેચ
**સુખલા** પું૦ બ૦ વ૦ ઘઉંનો જાડો લોટ
**સુખવસ્તુ** વિ૦ પહેલાંની કમાણી ઉપર બેઠેબેઠે ખાનાર; ખાધેપીધે સુખી
**સુખવાદ** પું૦ ઇંદ્રિયોના ભોગવિલાસને જ જીવનનું મુખ્ય ધ્યેય સમજનારો વાદ
**સુખવાસી** વિ૦ સુખમાં રહેનારું
**સુખવેલ** સ્ત્રી૦ એક જાતની કમોદ
**સુખશય્યા** સ્ત્રી૦ સુખે સુવાય તેવું બિછાનું કે પલંગ
**સુખશાતા** સ્ત્રી૦ સુખ અને શાંતિ; નિરાંત
**સુખશાંતિ** સ્ત્રી૦ સુખ અને શાંતિ
**સુખસજ્જા** સ્ત્રી૦ જુઓ સુખશય્યા
**સુખસંગી** વિ૦ સુખમાં આસક્તિવાળું
**સુખાકારી** સ્ત્રી૦ સુખી હાલત; તંદુરસ્તી
**સુખાવહ** વિ૦ સુખકારક
**સુખાસન** ન૦ પાલખી; મ્યાનો
**સુખાળું** વિ૦ સુખિયું (૨) સુખમાં સૂતેલું
**સુખિયું** વિ૦ સુખી
**સુખી** વિ૦ સુખવાળું; દુઃખ વિનાનું
**સુગમ** વિ૦ સહેલું
**સુગમતા** સ્ત્રી૦
**સુગંધ(-ધી)** સ્ત્રી૦ સારી ગંધ; ખુશબો
**સુગંધીદાર** વિ૦ સુગંધીવાળું
**સુગાવું** અ૦ ક્રિ૦ સૂગ ચડવી
**સુગાળ** વિ૦ સુગાળવું (૨) પુષ્કળ સોંઘું
**સુગાળવું** વિ૦ જેને ઝટ સૂગ ચડે એવું

**સુગાળું** વિ૰ જુઓ સુગાળવું
**સુગ્રાહ્ય** વિ૰ સહેલાઈથી ગ્રહણ કરી શકાય એવું (૨) સહેલાઈથી સમજાય એવું
**સુગ્રીવ** પું૰ (સં.) વાનરોનો રાજા; વાલીનો ભાઈ
**સુઘટિત** વિ૰ સારી રીતે રચેલું (૨) સુવ્યવસ્થિત (૩) ઘટિત; યોગ્ય
**સુઘડ** વિ૰ સ્વચ્છ; ચોખ્ખું (૨) ચતુર; વિવેકી
**સુઘડતા** સ્ત્રી૰
**સુચરિત(-ત્ર)** વિ૰ જુઓ સચ્ચરિત (૨) ન૰ સારું ચરિત્ર
**સુચંગ** વિ૰ + સુંદર
**સુજન** પું૰ સારો સદાચારી માણસ
**સુજનતા** સ્ત્રી૰
**સુજશ** પું૰ યશ; નામના; કીર્તિ
**સુજાણ** વિ૰ હોશિયાર; જ્ઞાની
**સુજાત** વિ૰ કુલીન; ઊંચા કુળનું (૨) સુંદર; ઘાટીલું
**સુજાવવું** સ૰ ક્રિ૰ 'સૂજવું'નું પ્રેરકરૂપ
**સુજ્ઞ** વિ૰ ડાહ્યું; ચતુર; વિદ્વાન
**સુજ્ઞતા** સ્ત્રી૰
**સુઝાડવું** સ૰ ક્રિ૰ 'સૂઝવું'નું પ્રેરકરૂપ
**સુડતાળીસ** વિ૰ '૪૭'
**સુડતાળો** વિ૰ પું૰ સંવત ૧૮૪૭ ની સાલનો (દુકાળ)
**સુણવું** સ૰ ક્રિ૰ સાંભળવું
**સુણાવું** અ૰ ક્રિ૰ સંભળાવું
**સુત** પું૰ પુત્ર
**સુતનુ** વિ૰ સુંદર નાજુક શરીરવાળું
**સુતમેધ** પું૰ જેમાં દીકરાનો ભોગ આપ્યો હોય એવો યજ્ઞ
**સુતર(-રું)** વિ૰ (૨) અ૰ સહેલું; સુગમ; સરળ
**સુતરાઉ** વિ૰ સૂતરનું બનેલું
**સુતરિયો** પું૰ સૂતરનો વેપારી
**સુતરું** વિ૰ જુઓ સુતર
**સુતરેલ** વિ૰ જુઓ સુતરાઉ
**સુતલ(-ળ)** ન૰ ત્રીજું પાતાળ
**સુતા** સ્ત્રી૰ પુત્રી
**સુતા(-થા)ર** પું૰ લાકડાં ઘડનાર કારીગર
**સુતા(-થા)રકામ** ન૰ લાકડાં ઘડવાનું કામ
**સુતા(-થા)રી** વિ૰ સુથારનું, ને લગતું (૨) સ્ત્રી૰ સુથારકામ
**સુથાડિયો** પું૰ એક જાતનું જાડી સળીનું ઘાસ
**સુથાર** પું૰ જુઓ સુતાર
**સુથારકામ** ન૰ જુઓ સુતારકામ
**સુથારી** વિ૰ (૨) સ્ત્રી૰ જુઓ સુતારી
**સુદ(-દિ)** અ૰ શુક્લ પક્ષમાં
**સુદર્શન** વિ૰ સારા દેખાવવાળું (૨) ન૰ (સં.) વિષ્ણુનું ચક્ર
**સુદર્શના** વિ૰ સ્ત્રી૰ સુંદર સ્ત્રી
**સુદિ** અ૰ જુઓ સુદ
**સુદિન** પું૰ શુભ દિવસ
**સુદીર્ઘ** વિ૰ ખૂબ દીર્ઘ
**સુદૂર** વિ૰ ઘણું દૂર
**સુદૃઢ** વિ૰ ઘણું દૃઢ
**સુધરવું** અ૰ ક્રિ૰ સારા થવું
**સુધરાઈ** સ્ત્રી૰ સુધારો; સુધરેલી સ્થિતિ
**સુધરાઈખાતું** ન૰ મ્યુનિસિપાલિટી
**સુધા** સ્ત્રી૰ અમૃત
**સુધાકર** પું૰ ચંદ્રમા
**સુધાધવલ** વિ૰ અમૃત જેવું ધોળું (૨) ચૂનાથી ધોળેલું
**સુધારક** વિ૰ સુધારનારું; સુધારો કરનારું (૨) પું૰ તેવો આદમી
**સુધારણા** સ્ત્રી૰ સુધારો
**સુધારવું** સ૰ ક્રિ૰ સારું કરવું
**સુધારસ** પું૰ અમૃત
**સુધારો** પું૰ સુધરવું તે; સારી સ્થિતિ સારો; ફેરફાર (૨) સંસ્કૃતિ; સભ્યતા
**સુધાંશુ** પું૰ ચંદ્રમા
**સુધી** વિ૰ (૨) પું૰ બુદ્ધિમાન; પંડિત (૩) અ૰ લગી; પર્યંત
**સુધ્ધાં,૦ત** અ૰ પણ (બાકી રહ્યા કે છોડ્યા વિના)
**સુનાવણી** સ્ત્રી૰ ન્યાયાધીશે ફરિયાદ સાંભળવી કે તેને સંભળાવવી તે
**સુનીતિ** સ્ત્રી૰ સારી નીતિ
**સુનું** ન૰ + સોનું
**સુનેરી** વિ૰ જુઓ સોનેરી

**સુન્નત** સ્ત્રી૦ એક મુસલમાની સંસ્કાર (જેમાં લિંગની ઉપલી ચામડી કાપી નાખવામાં આવે છે)

**સુન્ની** વિ૦ એ નામના મુસલમાની પંથનું (૨) પું૦ એક મુસલમાની સંપ્રદાય

**સુપક્વ** વિ૦ સારી રીતે પાકેલું

**સુપથ** પું૦ સારો-નીતિનો માર્ગ

**સુપથગામી** વિ૦ સારે-નીતિને માર્ગે જનારું

**સુપરત** સ્ત્રી૦ સોંપણુ

**સુપાત્ર** વિ૦ યોગ્ય; લાયક

**સુપાત્રતા** સ્ત્રી૦

**સુપુત્ર** પું૦ સપૂત

**સુપ્ત** વિ૦ સૂતેલું; ઊંઘેલું

**સુપ્તિ** સ્ત્રી૦ ઘોર નિદ્રા (૨) ઘેન

**સુપ્રતિષ્ઠિત** વિ૦ સારી પ્રતિષ્ઠાવાળું; આબરૂદાર (૨) સારી પેઠે જામી ગયેલું; સ્થિર થઈ ગયેલું

**સુપ્રસન્ન** વિ૦ ઘણું પ્રસન્ન

**સુપ્રસંગ** પું૦ શુભ પ્રસંગ

**સુફરો** પું૦ ભાણું મૂકવાનું પાથરણું; દસ્તરખાન

**સુબાહુ** વિ૦ સુંદર કે મજબૂત હાથવાળું

**સુબુદ્ધિ** સ્ત્રી૦ સદ્‌બુદ્ધિ

**સુબોધ** પું૦ સારું જ્ઞાન કે શિખામણ

**સુબોધક** વિ૦ સુબોધ દેનારું

**સુભગ** વિ૦ સુંદર; રમણીય (૨) સુભાગી

**સુભગા** વિ૦ સ્ત્રી૦ ખૂબસૂરત કે સૌભાગ્યવંતી(સ્ત્રી)

**સુભટ** પું૦ બહાદુર લડવૈયો

**સુભદ્રા** સ્ત્રી૦ (સં) શ્રીકૃષ્ણની બહેન; અર્જુનની પત્ની

**સુભાગી** વિ૦ ભાગ્યશાળી

**સુભાગ્ય** ન૦ સદ્‌ભાગ્ય

**સુભાષિત** વિ૦ સુંદર રીતે કહેલું (૨) ન૦ તેવું વાક્ય કે પદ

**સુમતિ** સ્ત્રી૦ સદ્‌બુદ્ધિ

**સુમન** ન૦ ફૂલ

**સુમાર** પું૦ શુમાર; અડસટ્ટો

**સુમિત્રા** સ્ત્રી૦ (સં.) લક્ષ્મણની માતા

**સુમેય** વિ૦ 'કૉમેન્સ્યૂરેબલ' (ગ.)

**સુમેરુ** પું૦ (સં.) મેરુ; સોનાનો પર્વત

**સુયાણી** સ્ત્રી૦ પ્રસવ કરાવનારી સ્ત્રી; દાઈ

**સુર** પું૦ દેવ (૨) સૂર; અવાજ; સ્વર

**સુરક્ષિત** વિ૦ સારી રીતે રક્ષાયેલું

**સુરખ** વિ૦ લાલ; રાતું

**સુરખી** સ્ત્રી૦ લાલી

**સુરગુરુ** પું૦ (સં.) દેવોના ગુરુ; બૃહસ્પતિ

**સુરત** ન૦ કામક્રીડા; સંભોગ

**સુરતરુ** ન૦ સ્વર્ગનું એક ઝાડ

**સુરતા** સ્ત્રી૦ લગની (૨) ધ્યાન (૩) યાદ; સુધ

**સુરદાસ** પું૦ (સં.) પ્રસિદ્ધ અંધ કવિ અને ભક્ત (૨) [લા.] આંધળો સાધુ

**સુરધનુ** ન૦ મેઘધનુષ્ય

**સુરનદી** સ્ત્રી૦ (સં.) ગંગા

**સુરપતિ** પું૦ (સં.) ઇન્દ્રરાજ

**સુરફાક** પું૦ સંગીતનો એક તાલ

**સુરભિ(-ભી)** વિ૦ સુવાસિત (૨) સ્ત્રી૦ કામધેનુ ગાય (૩) ગાય

**સુરમો** પું૦ એક ખનિજ પદાર્થ, જેનું ચૂર્ણ આંખમાં અંજાય છે

**સુરલોક** પું૦ સ્વર્ગ

**સુરવાલ(-ળ)** પું૦; સ્ત્રી૦ પાયજામો, ચોરણો

**સુરસદન** ન૦ સ્વર્ગ

**સુરસરિતા** સ્ત્રી૦ (સં.) ગંગા

**સુરંગ** વિ૦. સુંદર રંગનું (૨) સુંદર (૩) પું૦ સુંદર રંગ (૪) [રંગ અનુસાર] એ નામની જાતનો ઘોડો (૫) કિલ્લાની દીવાલ કે ખડક વગેરે ઉરાડી દેવા તેની નીચે ખાડો કરી દારૂ ભરી કરે છે તે (૬) જમીનમાં કરેલું ભોંયરું (૭) દરિયામાં કે જમીન ઉપર શત્રુને ઉરાડી દેવા ગુપ્ત રીતે રાખવામાં આવતી બનાવટ

**સુરંગી** વિ૦ સારા-સુશોભિત રંગનું (૨) લહેરી; રંગીલું (૩) સ્ત્રી૦ નારંગી

**સુરા** સ્ત્રી૦ મદિરા; દારૂ

**સુરાઈ(-હી)** સ્ત્રી૦ કૂજાના ઘાટનું સાંકડા ગળાનું વાસણ

**સુરા(-લા)ખ** સ્ત્રી૦ કાણું; બાકોરું

**સુરાપાન** ન૦ દારૂ પીવો તે

**સુરારિ** પું૦ દેવોનો દુશ્મન; રાક્ષસ

**સુરાવટ** સ્ત્રી૦ સુર મિલાવવા તે

**સુરાહી** સ્ત્રી૦ જુઓ સુરાઈ

**સુરાંગના** સ્ત્રી૦ દેવાંગના; અપ્સરા

**સુરીલું** વિ૦ મીઠા સુરવાળું

**સુરૂપ** વિ૦ સુંદર રૂપવાળું
**સુરૂપતા** સ્ત્રી૦ સુંદરતા; ખૂબસૂરતી
**સુરેખ** વિ૦ પ્રમાણુસર; ઘાટીલું; સુંદર (૨) 'રેક્ટિલીનિયર'(ગ.)
**સુરેખકંસ** પું૦ જુઓ રેખાકંસ
**સુરેખતા** સ્ત્રી૦
**સુરેખ પદી** પું૦ 'લિનિયર એક્સપ્રેશન' (ગ.)
**સુરેખ સમીકરણ** ન૦ 'લિનિયર ઇક્વેશન' (ગ.)
**સુરેખા** સ્ત્રી૦ સીધી લીટી (ગ.)
**સુરેલ** વિ૦ સુરીલું
**સુરેંદ્ર** પું૦ (સં.) ઇંદ્ર
**સુલક્ષણ(-ણું)** વિ૦ સારાં લક્ષણવાળું
**સુલટાવવું** સ૦ ક્રિ૦ સૂલટું કરવું
**સુલતાન** પું૦ બાદશાહ; મુસલમાની રાજા
**સુલતાની** વિ૦ સુલતાનનું,–ને લગતું (૨) સ્ત્રી૦ સુલતાનનો અમલ (૩) સુલતાનનો જુલમ
**સુલફાક** પું૦ સંગીતનો એક તાલ
**સુલભ** વિ૦ સહેલાઈથી મળે એવું
**સુલભતા** સ્ત્રી૦
**સુલલિત** વિ૦ અત્યંત સુંદર (૨) સુકુમાર
**સુલાખ** સ્ત્રી૦ જુઓ સુરાખ
**સુલેહ** સ્ત્રી૦ સલાહશાંતિ; ઝઘડા કે લડાઈનો અભાવ (૨) સમાધાની; સંધિ
**સુલેહશાંતિ** સ્ત્રી૦ સુલેહ અને શાંતિ
**સુવડાવવું** સ૦ ક્રિ૦ 'સૂવું'નું પ્રેરકરૂપ
**સુવર્ણ** વિ૦ સુંદર રંગનું (૨) ન૦ સોનું
**સુવર્ણકાર** પું૦ સોની
**સુવર્ણતા** સ્ત્રી૦
**સુવર્ણમાર્ગ** પું૦ શ્રેષ્ઠ માર્ગ
**સુવર્ણયુગ** પું૦ સારામાં સારો યુગ; સત્યયુગ
**સુવર્ણા** સ્ત્રી૦ સુંદર વર્ણવાળી સ્ત્રી
**સુવર્ણાગર** વિ૦ + સોનીનો ધંધો કરનારું
**સુવર્ણ્ય** વિ૦ સુંદર વર્ણવાળું
**સુવા** પું૦ એક વનસ્પતિ; તેનાં બીજ
**સુવાડવું** સ૦ ક્રિ૦ 'સૂવું'નું પ્રેરકરૂપ; સુવડાવવું
**સુવાણ** સ્ત્રી૦ જુઓ સવાણ
**સુવારોગ** પું૦ સુવાવડમાંથી થતો એક રોગ
**સુવાવડ** સ્ત્રી૦ બાળકને જન્મ આપવાનો અને તે પછીની માંદગીનો સમય
**સુવાવડખાનું** ન૦ સુવાવડ કરવાનું દવાખાનું
**સુવાવડી** સ્ત્રી૦ સુવાવડમાં હોય એવી સ્ત્રી
**સુવાવું** સ૦ ક્રિ૦ સારું બોલવું (૨) 'સૂવું'નું કર્મણિરૂપ
**સુવાસ** સ્ત્રી૦ સારી વાસ; સુગંધી
**સુવાસણ(-ણી)** સ્ત્રી૦ સૌભાગ્યવંતી સ્ત્રી
**સુવાસિત** વિ૦ ખુશબોદાર
**સુવાસિની** સ્ત્રી૦ સુવાસણ; સૌભાગ્યવંતી સ્ત્રી
**સુવાંગ** વિ૦*
**સુવિદિત** વિ૦ સારી રીતે જાણેલું
**સુવ્યવસ્થા** સ્ત્રી૦ સારી વ્યવસ્થા
**સુવ્યવસ્થિત** વિ૦ સારી પેઠે વ્યવસ્થિત
**સુશિક્ષિત** વિ૦ સારી રીતે શિક્ષિત
**સુશીલ** વિ૦ ઉત્તમ શીલવાળું; સચ્ચરિત (૨) વિવેકી; વિનયી (૩) સરળ; સીધું
**સુશીલતા** સ્ત્રી૦
**સુશોભિત** વિ૦ ઘણું શોભીતું
**સુશ્રુત** વિ૦ બહુશ્રુત; વિદ્વાન (૨) પું૦ (સં.) ભારતવર્ષનો એક પ્રાચીન પ્રસિદ્ધ વૈદ્ય
**સુશ્લિષ્ટ** વિ૦ સારી રીતે જોડેલું કે બેસાડેલું
**સુશ્લિષ્ટતા** સ્ત્રી૦
**સુષુપ્તિ** સ્ત્રી૦ ગાઢ નિદ્રા
**સુષુમણા** સ્ત્રી૦ યોગશાસ્ત્ર પ્રમાણે ત્રણ પ્રધાન નાડીઓમાંની વચલી (જુઓ ઈડા)
**સુષુમ્ણા** સ્ત્રી૦ સુષુમણા
**સુષ્ઠુ** અ૦ સારી રીતે; ઉત્તમ રીતે
**સુસવાટ(-ટો)** પું૦ (રવ૦) જોરથી વહેતા કે વીંધાતા પવનનો અવાજ
**સુસવાડ(-જા)** સ્ત્રી૦ એક જાતનો મગર
**સુસંગત** વિ૦ બરાબર બંધબેસતું
**સુસંગત બહુકોણ** પું૦ 'રેગ્યુલર પૉલીગૉન' (ગ.)
**સુસંગત બહુભુજ** પું૦ જુઓ સુસંગત બહુકોણ (ગ.)
**સુસંબદ્ધ** વિ૦ આગળપાછળના ઉત્તમ સંબંધવાળું; સુસંગત
**સુસ્ત** વિ૦ આળસુ (૨) મંદ; ધીમું
**સુસ્તી** સ્ત્રી૦ આળસ; ઊંઘનું ઘેન
**સુસ્થિત** વિ૦ સારી રીતે સ્થિત; દૃઢ (૨) સારી સ્થિતિવાળું (૩) બરાબર ગોઠવાયેલું
**સુસ્પષ્ટ** વિ૦ ખૂબ સ્પષ્ટ
**સુસ્વર** વિ૦ ઉત્તમ સ્વરવાળું (૨) પું૦ ઉત્તમ સ્વર

**સુહાગ** પું૦ સૌભાગ્ય
**સુહાગણ** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવંતી (૨) પતિની માનીતી
**સુહાગી** વિ૦ સુભાગી; સુખી
**સુહાવવું** સ૦ ક્રિ૦ 'સુહાવું'નું પ્રેરકરૂપ; શોભાવવું
**સુહાવું** અ૦ ક્રિ૦ શોભવું
**સુહૃદ** પું૦ મિત્ર
**સુંદર** વિ૦ રૂપાળું; સુશોભિત; મઝેનું
**સુંદરતા** સ્ત્રી૦
**સુંદરી** સ્ત્રી૦ સુંદર સ્ત્રી
**સુંવાળી** સ્ત્રી૦ સૂકવીને તળેલી પૂરી
**સુંવાળું** વિ૦ લીસું અને નરમ (૨) ન૦ બાળકના જન્મનું સૂતક
**સૂક** સ્ત્રી૦ ભીનાશનો અભાવ; સૂકાપણું
**સૂકલ** વિ૦ સુકાયેલું; કૃશ
**સૂકવવું** સ૦ ક્રિ૦ જુઓ સુકાવવું
**સૂકું** વિ૦ શુષ્ક; ભીનાશ વિનાનું (૨) કૃશ; દૂબળું
**સૂકો** પું૦ તમાકુનો ભૂકો; જરદો
**સૂક્ત** વિ૦ સારી રીતે કહેવાયેલું (૨) ન૦ વેદમંત્રો કે ઋચાઓનો સમૂહ
**સૂક્તિ** સ્ત્રી૦ ઉત્તમ ઉક્તિ કે કથન
**સૂક્ષ્મ** વિ૦ ઝીણું; બારીક
**સૂક્ષ્મદર્શક** વિ૦ બારીક વસ્તુને મોટી દેખાડનારું (૨) ન૦ સૂક્ષ્મદર્શકયંત્ર
**સૂક્ષ્મદર્શકયંત્ર** ન૦ બારીક વસ્તુ મોટી દેખાડનારું એક સાધન
**સૂક્ષ્મદર્શી** વિ૦ સૂક્ષ્મદૃષ્ટિવાળું
**સૂક્ષ્મદૃષ્ટિ** સ્ત્રી૦ સૂક્ષ્મ વસ્તુઓ જાણી કે સમજી શકે એવી દૃષ્ટિ
**સૂક્ષ્મદેહ** પું૦ દેહથી છૂટો પડેલો જીવ જેનો આશ્રય કરી રહે છે તે શરીર (પાંચ પ્રાણ, પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ સૂક્ષ્મભૂતો, મન અને બુદ્ધિ એ સત્તર વસ્તુનું બનેલું શરીર)
**સૂક્ષ્મદેહી** વિ૦ સૂક્ષ્મ દેહવાળું
**સૂક્ષ્મશરીર** ન૦ જુઓ સૂક્ષ્મદેહ
**સૂગ** સ્ત્રી૦ અતિશય અણગમો; ચીતરી
**સૂચક** વિ૦ સૂચવે એવું
**સૂચન** ન૦ સૂચવવું તે
**સૂચના** સ્ત્રી૦ સૂચવવું તે; ઇશારો; ચેતવણી
**સૂચવવું** સ૦ ક્રિ૦ સૂચના કરવી; ધ્યાન ઉપર લાવવું; જણાવવું
**સૂચિ(–ચી)** સ્ત્રી૦ યાદી; સાંકળિયું (૨) સોય
**સૂચિત** વિ૦ સૂચવેલું
**સૂચિ(–ચી)પત્ર,૦ક** ન૦ સાંકળિયું; ક્રમાનુસારી ટીપ; યાદી
**સૂચી** સ્ત્રી૦ જુઓ સૂચિ (૨) 'પેન્સીલ' (ભ.) (૩) પિરામિડ જેવી આકૃતિ (ગ.)
**સૂચીખંડ** પું૦ 'ફ્રુસ્ટ્રમ' (ગ.)
**સૂજ** સ્ત્રી૦ સોજો
**સૂજની** સ્ત્રી૦ રજાઈ
**સૂજવું** અ૦ ક્રિ૦ (દરદથી ચામડી વગેરેનું) ઊપસવું; ફૂલવું; સોજો ચડવો
**સૂઝ** સ્ત્રી૦ સૂઝવું તે; સમજ; ગમ; પહોંચ
**સૂઝવું** અ૦ ક્રિ૦ દેખાવું; નજરે પડવું (૨) સમજાવું; ગમ પડવી; અક્કલ પહોંચવી
**સૂડ** વિ૦ સામટું અને સાદું (વ્યાજ) (૨) પું૦; ન૦ (કા.) મૂળ
**સૂડવું** સ૦ ક્રિ૦ મૂળમાંથી ખોદી નાંખવું (૨) ઝૂડીને સાફ કરવું (૩)
**સૂડ વ્યાજ** ન૦ રૂપિયા રહ્યા હોય તેટલા વખતનું સામટું સાદું વ્યાજ
**સૂડી** સ્ત્રી૦ સોપારી કાતરવાનું સાધન
**સૂડો** પું૦ મોટી સૂડી (૨) એક જાતનો પોપટ
**સૂણવું** અ૦ ક્રિ૦ સૂજવું; ફૂલી જવું
**સૂત** પું૦ સારથિ; રથ હાંકનાર (૨) ક્ષત્રિયથી બ્રાહ્મણીને પેટ થયેલો પુત્ર
**સૂતક** ન૦ જન્મ અને મરણ વગેરેથી પ્રાપ્ત થતી આભડછેટ
**સૂતકી** વિ૦ સૂતકવાળું
**સૂતર** ન૦ રૂ કાંતીને કાઢેલો તાર
**સૂતરફેણી** સ્ત્રી૦ એક જાતની મીઠાઈ
**સૂતરસાળ** સ્ત્રી૦ એક જાતની ડાંગર
**સૂતળવું** સ૦ ક્રિ૦ ગાંઠવું; જોડવું; સાંકળવું
**સૂતળી** સ્ત્રી૦ શણની પાતળી દોરી
**સૂતિકા** સ્ત્રી૦ સુવાવડી સ્ત્રી
**સૂતિકાગૃહ** ન૦ સુવાવડખાનું

**સૂત્ર** ન૦ દોરો; તાંતણો (૨) નિયમ; વ્યવસ્થા (૩) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્ય કે તેવો ગ્રંથ (૪) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય (૫) 'ફૉર્મ્યુલા' (ગ.) (૬) 'પ્રૉપોઝિશન' (ગ.)

**સૂત્રકાર** પું૦ મૂળ સૂત્ર રચનાર

**સૂત્રગ્રંથ** પું૦ સૂત્રોમાં લખાયેલો ગ્રંથ

**સૂત્રતંતુ** પું૦ સૂતરનો તાંતણો

**સૂત્રધાર** પું૦ નાટકમાં પ્રધાન નટ, જે નાંદી તેમજ પ્રસ્તાવના ભજવે છે (૨) સુતાર

**સૂત્રયંત્ર** ન૦ વણકરનો કાંઠલો; વરી

**સૂત્રિત** વિ૦ એક સૂત્રમાં ગાંઠેલું (૨) સૂત્રરૂપે ગોઠવેલું (૩) વ્યવસ્થિત કરેલું

**સૂધ** સ્ત્રી૦ શુદ્ધિ; ભાન (૨) ભાળ; ખબર

**સૂધબૂધ** સ્ત્રી૦ ભાન; અક્કલ; હોશ

**સૂધું** વિ૦ પાધરું; સીધું (૨) સરળ; નિષ્કપટી

**સૂન** વિ૦ શૂન્ય (૨) ન૦ કળી (૩) ફૂલ

**સૂનકાર** પું૦ જુઓ શૂન્યકાર

**સૂનમૂન** વિ૦ આભું; દિગ્મૂઢ

**સૂનુ** પું૦ પુત્ર

**સૂનું** વિ૦ નિર્જન; ઉજ્જડ; વસતી કે સહવાસ વિનાનું (૨) સંભાળ કે રક્ષણ વિનાનું

**સૂનુંસટ** વિ૦ સાવ સૂનું

**સૂનૃત** વિ૦ સત્ય અને પ્રિય (૨) ન૦ તેવી વાણી

**સૂપડી** સ્ત્રી૦ નાનું સૂપડું

**સૂપડું** ન૦ અનાજ ઝાટકવાનું સાધન

**સૂપતી** સ્ત્રી૦ સલાટની હથોડી

**સૂપશાસ્ત્ર** ન૦ પાકશાસ્ત્ર

**સૂફ** ન૦ બકરાંના વાળ (૨) તેનું વસ્ત્ર (૩) ઊનનું વસ્ત્ર

**સૂફી** વિ૦ બકરાંના વાળનું; ઊનનું (વસ્ત્ર) (૨) સૂફીમત સંબંધી (૩) પવિત્ર; નિર્દોષ (૪) પું૦ સૂફીમતનો અનુયાયી

**સૂફીમત** પું૦ ઇસ્લામનો એક સંપ્રદાય

**સૂફીવાદ** પું૦ સૂફીમત

**સૂબાગીરી** સ્ત્રી૦ સૂબાનું પદ

**સૂબેદાર** પું૦ સિપાઈઓની નાની ટુકડીનો અમલદાર (૨) પ્રાંતનો વડો હાકેમ

**સૂબેદારી** સ્ત્રી૦ સૂબેદારનું પદ

**સૂબો** પું૦ ઇલાકો; પ્રાંત (૨) ઇલાકા કે પ્રાંતનો હાકેમ

**સૂમ** વિ૦ (૨) પું૦ કંજૂસ; બખીલ

**સૂમસામ** વિ૦ અવાજ કે હિલચાલ વિનાનું (૨) ન૦ શૂન્યકાર

**સૂર** પું૦ અવાજ; સુર; કંઠ; સ્વર (સંગીત)

**સૂરજ** પું૦ સૂર્ય

**સૂરજમુખી** ન૦ એક ફૂલઝાડ

**સૂરણ** ન૦ એક કંદ

**સૂરત** સ્ત્રી૦ ચહેરો; મુખાકૃતિ

**સૂરતપરસ્તી** સ્ત્રી૦ ચહેરાના સૌંદર્યની પૂજા.

**સૂરતી** સ્ત્રી૦ કામક્રીડા (૨) સ્મરણ; સૂધ (૩) મોહ; લગની

**સૂરપેટી** સ્ત્રી૦ સૂર પૂરવાનું પેટી આકારનું વાદ્ય

**સૂરિ(-રી)** પું૦ વિદ્વાન; પંડિત; આચાર્ય; કવિ (જૈન આચાર્યોના નામ પાછળ લગાડવામાં આવે છે)

**સૂરીશ્વર** પું૦ જૈન સાધુઓનો વડો

**સૂરોખાર** પું૦ એક જાતનો ક્ષાર

**સૂર્ય** પું૦ સૂરજ

**સૂર્યકમલ(-ળ)** ન૦ એક ફૂલઝાડ

**સૂર્યકાંત** પું૦ એક કાલ્પનિક મણિ, જેના પર સૂર્યનાં કિરણ પડતાં અગ્નિ ઉત્પન્ન થાય છે એમ મનાય છે

**સૂર્યકાંતિ** સ્ત્રી૦ સૂર્યનું તેજ

**સૂર્યનારાયણ** પું૦ સૂર્યદેવ

**સૂર્યબિંબ** ન૦ સૂર્યનું બિંબ

**સૂર્યમંડલ(-ળ)** ન૦ સૂર્યમાળા (૨) સૂર્યબિંબ

**સૂર્યમાલા(-ળા)** સ્ત્રી૦ સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહોનો સમૂહ

**સૂર્યમુખી** ન૦ એક ફૂલઝાડ

**સૂર્યયંત્ર** ન૦ ઉપાસના માટેનું સૂર્યનું યંત્ર (જુઓ યંત્ર) (૨) સૂર્યનું નિરીક્ષણ કરવામાં વપરાતું એક યંત્ર

**સૂર્યલોક** પું૦ સૂર્યનો લોક

**સૂર્યવંશ** પું૦ ક્ષત્રિયોના બે પ્રધાન વંશમાંનો એક (ચંદ્રવંશ અને સૂર્યવંશ)

**સૂર્યવંશી** વિ૦ સૂર્યવંશમાં જન્મેલું

**સૂર્યસંક્રાંતિ** સ્ત્રી૦ સૂર્યનું એક રાશિમાંથી બીજીમાં જવું તે

**સૂર્યાસ્ત** પું૦ સૂરજનું આથમવું તે
**સૂર્યોદય** પું૦ સૂર્યનું ઊગવું તે
**સૂલ** વિ૦ સીધું; પાંશરું (૨) ન૦ હિસાબ અથવા ઝઘડાનો નિકાલ
**સૂલટ(–ટું)** વિ૦ ચત્તું; સવળું (૨) અનુકૂળ
**સૂવર** પું૦; ન૦ ભૂંડ; ડુક્કર
**સૂવું** અ૦ ક્રિ૦ આડા પડવું; ઊંઘવું
**સૂશી** સ્ત્રી૦ એક જાતનું કાપડ
**સૂસવવું** અ૦ ક્રિ૦ (રવ૦) સૂસૂ અવાજ કરવો
**સૂળ** ન૦ જુઓ શૂળ
**સૂળી** સ્ત્રી૦ જુઓ શૂળી
**સૂંખળું** ન૦ ઊંબી ઉપરનો સોય જેવો રેસો
**સૂંઘણી** સ્ત્રી૦ છીંકણી; બજર
**સૂંઘવું** સ૦ ક્રિ૦ વાસ લેવી (૨) નાકના શ્વાસથી અંદર ખેંચવી (છીંકણી)
**સૂંઘાડવું** સ૦ ક્રિ૦ 'સૂંઘવું'નું પ્રેરકરૂપ
**સૂંઠ** સ્ત્રી૦ સૂકવેલું આદું
**સૂંડલી** સ્ત્રી૦ નાનો સૂંડલો
**સૂંડલો** પું૦ ટોપલો
**સૂંડો** પું૦ (કા.)*
**સૂંઢ** સ્ત્રી૦ હાથીનો લાંબો નાકવાળો અવયવ
**સૂંઢવું** અ૦ ક્રિ૦ સજ્જ થવું
**સૂંઢિયું** વિ૦ સૂંઢવાળું; સૂંઢના આકારનો (કોસ) (૨) ન૦ એક જાતની હલકી જુવાર
**સૂંથણી** સ્ત્રી૦ નાનું સૂંથણું; લેંઘી
**સૂંથણું** ન૦ પાયજામો; સુરવાળ; લેંઘો
**સૂંથિયું** ન૦ ઘાસની મોટી ઈંઢોણી
**સૂંદણ** સ્ત્રી૦; ન૦ ભાવસારની લૂગડાં ખારવાળાં કરવાની કૂંડીવાળી ચોખંડી જગા
**સૃજવું** સ૦ ક્રિ૦ સરજવું
**સૃષ્ટિ** સ્ત્રી૦ સરજેલું તે; વિશ્વ; જગત
**સૃષ્ટિકર્તા(–ર્ત્તા)** પું૦ સૃષ્ટિનો બનાવનાર; પરમેશ્વર
**સૃષ્ટિક્રમ** પું૦ સૃષ્ટિનો ક્રમ–નિયમ
**સૃષ્ટિજ્ઞાન** ન૦ સૃષ્ટિનું જ્ઞાન; વિજ્ઞાન
**સૃષ્ટિરચના** સ્ત્રી૦ સૃષ્ટિની રચના
**સૃષ્ટિવિજ્ઞાન** ન૦ સૃષ્ટિની રચના વગેરેનું શાસ્ત્ર
**સૃષ્ટિસારૂપ્ય** ન૦*
**સૃષ્ટિસૌંદર્ય** ન૦ કુદરતનું સૌંદર્ય
**સેકટો** પું૦ જુઓ સરગવો
**સેકંડ** સ્ત્રી૦ મિનિટનો સાઠમો ભાગ
**સેચન** ન૦ જુઓ સિંચન
**સેજ** સ્ત્રી૦ પથારી
**સેજાર** ન૦ વરાળ (૨) અંશ; થોડો ભાગ
**સેજિયું** ન૦ ટૂંકું કોર વગરનું ધોતિયું; પંચિયું
**સેજું** ન૦ બાંધો; સોજ (૨) સ્વભાવ કે ગુણનું મળતાપણું
**સેટૂડું** વિ૦ ચોરટું
**સેડ** સ્ત્રી૦ પક્ષ; વગ (૨) જોર; શેઢ (૩) શેડ
**સેડકઢું** વિ૦ જુઓ શેડકઢું
**સેડવવું** સ૦ ક્રિ૦ સડી જાય તેમ કરવું
**સેતાન** પું૦ જુઓ શયતાન
**સેતાનિયત** સ્ત્રી૦ જુઓ શયતાનિયત
**સેતાની** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ શેતાની
**સેતુ** પું૦ પુલ
**સેતુબંધ** પું૦ પુલ બાંધવો તે (૨) [સં.] રામે લંકા જવા બાંધેલો પુલ
**સેતૂર** ન૦ જુઓ શેતૂર
**સેન** ન૦ સૈન્ય (૨) સ્ત્રી૦ આંખનો ચાળો; સાન
**સેનવો** પું૦ એ નામની જાતનો માણસ
**સેના** સ્ત્રી૦ લશ્કર; ફોજ (૨) ન૦ બખ્તર
**સેનાની** પું૦ સેનાપતિ
**સેનાપતિ** પું૦ લશ્કરનો નાયક
**સેનિકા** પું૦ એક છંદ
**સેનો** પું૦ એક જાતનું કાપડ
**સેપ(–બ)** ન૦ સફરજન
**સેર** સ્ત્રી૦ હવા ખાવી તે; સહેલ (૨) જે દોરામાં મોતી, મણકા વગેરે પરોવ્યાં હોય તે (૩) તેવી માળા (૪) ઘાસનું ચપટું પાન કે સળી (૫) ધાર; ધારા (૬) શિરા; નસ
**સેરડો** પું૦ જુઓ શેરડો
**સેરમાઈ** સ્ત્રી૦ એક જાતની માછલી
**સેરવવું** સ૦ ક્રિ૦ સરકાવવું; ખસેડવું
**સેરવો** પું૦ માંસ ઉકાળીને બનાવેલો રસ
**સેરિયું** ન૦ એક ઘરેણું (૨) ભીંડીની જાતના એક છોડનું બી
**સેલડઘેલું** વિ૦ હલેતું; મુગ્ધાવસ્થાના આનંદમાં ઘેલા જેવું લાગતું
**સેલડું(–રું)** ન૦ કુંવારનું ફૂલ
**સેલારી** સ્ત્રી૦ કસબી કોર અને પાલવવાળી એક જાતની સાડી

**સેલાસાડી** સ્ત્રી૦ સ્ત્રીઓને પહેરવાનું રાતીપીળી લીટીઓવાળું ગરભસુતરાઉ કપડું
**સેલી** સ્ત્રી૦ શખોડી
**સેલું** ન૦ જુઓ શેલું
**સેલો** પું૦ જુઓ શેલો
**સેવ** સ્ત્રી૦ સેવા; ચાકરી (૨) શેવ
**સેવક** પું૦ સેવા કરનારો; ચાકર (૨) ઉપાસક; ભક્ત
**સેવકાઈ** સ્ત્રી૦ સેવકપણું
**સેવકી** સ્ત્રી૦ સ્ત્રી સેવક; ભક્તાણી
**સેવગાંઠિયા** પું૦ બ૦ વ૦ જુઓ શેવગાંઠિયા
**સેવડી** સ્ત્રી૦ જૈન સાધ્વી
**સેવડો** પું૦ માથે વાળ વધારનાર જૈન સાધુ; જતિ (૨) જાદુગર
**સેવતી** સ્ત્રી૦ એક જાતનું ફૂલઝાડ
**સેવન** ન૦ સેવવું તે
**સેવના** સ્ત્રી૦ સેવા કરવી તે
**સેવર્ધન** ન૦ સોપારીની એક જાત
**સેવવું** સ૦ ક્રિ૦ સેવા કરવી; ભજવું (૨) ખૂબ સંગ કરવો કે ખૂબ વાપરવું (૩) [પંખીની માદાએ ઉપર બેસી] હૂંફ આપવી (ઈંડાને)
**સેવા** સ્ત્રી૦ ચાકરી; નોકરી (૨) પૂજા; આરાધના (૩) સારવાર; બરદાસ્ત (૪) નિષ્કામભાવથી પારકાનું કામ કરવું તે
**સેવાધર્મ** પું૦ સેવારૂપી ધર્મ
**સેવાપૂજા** સ્ત્રી૦ સેવા અને પૂજા
**સેવામાર્ગ** પું૦ સેવાનો માર્ગ
**સેવાર્થી** વિ૦ સેવાના ઉદ્દેશવાળું (૨) 'ઑનરરી'
**સેવાળ** સ્ત્રી૦ શેવાળ; લીલ (૨) શિંગની નસ
**સેવાળવું** સ૦ ક્રિ૦*
**સેવાળિયું** વિ સેવાળવાળું
**સેવિકા** સ્ત્રી૦ સ્ત્રી સેવક
**સેવિત** વિ૦ સેવેલું; સેવાયેલું
**સેવ્ય** વિ૦ સેવવાયોગ્ય (૨) પું૦ શેઠ; માલિક
**સેસ** સ્ત્રી૦ વરકન્યા અને અઘરણિયાત સ્ત્રીના ખોબામાં અપાતાં નાળિયેર, પાન, સોપારી અને રૂપિયો (૨) વિવાહાદિક શુભ અવસરે અપાતી ભેટ
**સેસફૂલ** ન૦ વેણીમાં અથવા સેંથા આગળ પહેરવાનું ફૂલના આકારનું સ્ત્રીઓનું ઘરેણું
**સેળભેળ** વિ૦ (૨) ન૦ જુઓ ભેળસેળ
**સેંકડો** પું૦ સોની સંખ્યા; સોનો સમૂહ
**સેંતક,૦નું** વિ૦ પુષ્કળ; ઘણું
**સેંત(-થ)લો** પું૦ ઝાડાં ઉપાડવાનું બે પાંખિયાંવાળું લાકડું
**સેંથી** પું૦ માથાના વાળના બે ભાગ પાડી વચ્ચે પાડેલી લીટી
**સેંથો** પું૦ જુઓ સેંથી
**સેંદ્રિય** વિ૦ ઇંદ્રિયવાળું
**સૈકું** ન૦ સોનો જથો (૨) સો વર્ષનો સમય
**સૈકો** પું૦ જુઓ સૈકું
**સૈડકાગાંઠ** સ્ત્રી૦ એક છેડો ખેંચવાથી છૂટી જાય તેવી ગાંઠ
**સૈડકિયું** ન૦ સૈડકાગાંઠ (૨) છોકરાંની એક રમત
**સૈડકું** ન૦ સૈડકિયું (ગાંઠ) (૨) સૈડકો
**સૈડકો** પું૦ સરડકો; નાક દ્વારા શ્વાસ પાછો ખેંચવાથી થતો અવાજ (૨) સાલ્લાના છાતી ઉપરના પાલવનો જે છેડો સામી બાજુની કૂખમાં ખેંચીને ખોસાય છે તે
**સૈડણ** ન૦ છાપરાની વળીઓ ઉપર નખાતાં કામડાં, ચીપો વગેરે (૨) તેમને બાંધવાની દોરી
**સૈડણમાળણ** ન૦ છાપરું સૈડવામાં કે માળવામાં વપરાતી વસ્તુઓ
**સૈડવું** સ૦ ક્રિ૦ સૈડણ પાથરીને બાંધવું
**સૈદર** પું૦*
**સૈનિક** વિ૦ સૈન્યનું,–ને લગતું (૨) પું૦ લડવૈયો; લશ્કરનો માણસ
**સૈન્ય** ન૦ લશ્કર; ફોજ
**સૈરંધ્રી** સ્ત્રી૦ (સં.) વિરાટ રાજાને ત્યાં દાસી તરીકે રહેલી દ્રૌપદી
**સૈયડ(–દ)** પું૦ બ૦ વ૦ બળિયા; શીતળા
**સૈયદ** પું૦ મહંમદ પયગંબરનો વંશજ
**સૈંધવ** વિ૦ સિંધુનું,–ને લગતું (૨) પું૦ સિંધવ; એક ક્ષાર (૩) ઘોડો (૪) એક રાગ
**સો** વિ૦ '૧૦૦'
**સોઇયો** પું૦ મોટી સોય
**સોઈ** સ્ત્રી૦ સગવડ; વ્યવસ્થા (૨) કરજી

**સોક(-ગ)ઠા(-ઢા)બાજી** સ્ત્રી૰ સોકટાં વડે રમવાની એક રમત
**સોક(-ગ)ટી(-ઠી)** સ્ત્રી૰ સોકટાબાજીનું મહોરું
**સોક(-ગ)ઠું(-ઢું)** ન૰ જુઓ સોકટી
**સોગ** પું૰ શોક
**સોગઠા(-ઢા)બાજી** સ્ત્રી૰ જુઓ સોકટાબાજી
**સોગટી(-ઠી)** સ્ત્રી૰ જુઓ સોકટી
**સોગઠું(-ઢું)** ન૰ જુઓ સોકઠું
**સોગન** ન૰ પું૰બ૰વ૰ સમ; કસમ; શપથ
**સોગનનામું** ન૰ સોગન પર કરેલો એકરાર; 'એફિડેવિટ'
**સોગંદ** પું૰બ૰વ૰ જુઓ સોગન
**સોગંદનામું** ન૰ જુઓ સોગનનામું
**સોગાત** સ્ત્રી૰ નજરાણાની ચીજ
**સોગિયું** વિ૰ શોકવાળું
**સોજ** પું૰ સોજો; દરદ (૨) [લા.] લાગણી (૩) ઠાવકાપણું (૪) લક્ષણ; ચાલ; વર્તણૂક
**સોજી** સ્ત્રી૰ મેંદો
**સોજીલું** વિ૰ સારાં લક્ષણનું; મળતાવડા સ્વભાવનું
**સોજું** વિ૰ સારું; ઉત્તમ (૨) સ્વચ્છ
**સોજો** પું૰ લોહીનો જમાવ થઈ ચામડી ઊપસી આવવી તે
**સોટી** સ્ત્રી૰ નેતર અથવા ઝાડની પાતળી લાકડી
**સોટો** પું૰ મોટી જાડી સોટી; ડંગોરો
**સોડ** સ્ત્રી૰ પાસું; બાજુ (૨) સ્ત્રીએ પહેરેલી સાડીનો લાજ કાઢવામાં વપરાતો મોં આગળનો ભાગ (૩) સોડવણ (૪) પું૰; સ્ત્રી૰ વાસ (૫) ઓ
**સોડ(-ર)મ** સ્ત્રી૰ વાસ; પરિમળ; ગંધ
**સોડવણ** ન૰ રજાઈ ઓઢતાં નીચે રખાતું સુંવાળું વસ્ત્ર
**સોડવું** સ૰ક્રિ૰ સૂંઘવું
**સોડ(-ઢા)વું** અ૰ક્રિ૰ વાસ આવવી; ગંધાવું
**સોડા** પું૰ એક ખાર
**સોડાવું** અ૰ક્રિ૰ જુઓ સોડવું
**સોડાવૉટર** ન૰ સોડાનું પીણું
**સોડિયું** ન૰ સ્ત્રીએ પહેરેલા લૂગડાનો ડાબી બાજુનો માથાથી કમર સુધીનો ઝૂલતો ભાગ
**સોડે** અ૰ પડખે; નજીક (૨) પ્રમાણે; રીતે
**સોડો** પું૰ સોડ (૨) મદદગાર

**સોણ** પું૰; સ્ત્રી૰ ફાચર; ખીલી
**સોણું** ન૰ સ્વપ્નું
**સોત(-તું)** અ૰ સુધ્ધાં; સહિત
**સોત્કંઠ** વિ૰ ઉત્કંઠાવાળું (૨) અ૰ ઉત્કંઠાપૂર્વક
**સોથ** પું૰*
**સોથો** પું૰ કૂચા (વીંખાઈ, ચૂંથાઈ થયેલો)
**સોદાગર** પું૰ મોટો વેપારી; કીમતી માલનો વેપારી
**સોદાગ(-ગી)રી** સ્ત્રી૰ મોટી કિંમતના માલનો વેપાર; મોટો વેપાર (૨) સોદાગરપણું
**સોદો** પું૰ વેચવાનો ધંધો; વેપાર (૨) [લા.] ખરીદી (૩) લુચ્ચો; વ્યભિચારી (૪) ઠગ; ધૂર્ત
**સોધરી** સ્ત્રી૰ (કા.) તૃપ્તિ; સંતોષ
**સોનચંપો** પું૰ પીળો ચંપો
**સોનલ** વિ૰ સોનેરી
**સોનાગેરુ** પું૰ એક જાતની લાલ માટી
**સોનાપાણી** ન૰ જેમાં સોનું ઓગળ્યું હોય તે પાણી
**સોનામહોર** સ્ત્રી૰ સોનાનો એક સિક્કો
**સોનામુખી** સ્ત્રી૰ એક રેચક વનસ્પતિ
**સોનાર** પું૰ જુઓ સોની
**સોનારણ** સ્ત્રી૰ સોનીની સ્ત્રી
**સોની** પું૰ સોનાના ઘાટ ઘડવાનું કામ કરનાર
**સોનું** ન૰ પીળા રંગની એક કીમતી ધાતુ
**સોનેરી** વિ૰ સોના જેવા પીળા રંગનું (૨) સોનાનું (૩) સોનાનો ઢોળ ચડાવેલું
**સોનૈયો** પું૰ સોનાનો સિક્કો
**સોપાધિ,૦ક** વિ૰ ઉપાધિવાળું
**સોપાન** ન૰ સીડી; દાદર (૨) પગથિયું
**સોપારા** પું૰ અધ્યાય
**સોપારી** સ્ત્રી૰; ન૰ મુખવાસમાં વપરાતું એક સૂકું ફળ; ફોફળ
**સોપો** પું૰ રાત્રીના પહેલા પહોરમાં પ્રાણીઓ નિદ્રાવશ થતાં વળતો જંપ કે શાંતિ
**સોફ** સ્ત્રી૰ ભયનો ધ્રાસકો; ધાક (૨) સોજો
**સોફવા** પું૰ શરીર ફૂલી જાય તેવો વાયુનો રોગ
**સોફા** પું૰ લાંબો અને નીચો ગાદીવાળો બેસવાનો કોચ

**સોબત** સ્ત્રી૦ સાથ; મૈત્રી; સંગ
**સોબતી** પું૦ સાથી; જોડિયો; મિત્ર
**સોભગ** ન૦ સૌભાગ્યનું ગીત (વરકન્યા પરણી ઊઠયા પછી ગવાતું)
**સોભાગવટું** ન૦ બારસાખ ઉપરનું આડું લાકડું
**સોમ** પું૦ સોમવલ્લી; તેનો રસ (૨) ચંદ્રમા (૩) સોમવાર
**સોમપાન** ન૦ સોમરસ પીવો તે
**સોમયજ્ઞ** પું૦ જેમાં સોમરસ પીવામાં આવતો તેવો એક યજ્ઞ
**સોમયાગ** પું૦ સોમયજ્ઞ
**સોમરસ** પું૦ સોમવલ્લીનો માદક રસ
**સોમલ** પું૦; ન૦ એક ઉપધાતુ કે પથ્થર; એક અત્યંત ઝેરી પદાર્થ
**સોમલખાર** પું૦ ધોળો સોમલ; શંખિયો સોમલ
**સોમવતી** વિ૦ સ્ત્રી૦ સોમવારે આવતી (અમાસ)
**સોમવલ્લી** સ્ત્રી૦ વેદકાળમાં પ્રસિદ્ધ એક લતા, જેનાં પાનના રસનો યજ્ઞોમાં ઉપયોગ થતો
**સોમવાર** પું૦ અઠવાડિયાનો બીજો દિવસ
**સોમવેલી** સ્ત્રી૦ જુઓ સોમવલ્લી
**સોમેશ્વર** પું૦ (સં.) એક પ્રસિદ્ધ શિવલિંગ
**સોય** સ્ત્રી૦ સીવવાનું નાકાવાળું પાતળું અણીદાર સાધન
**સોય(-હિ)ણી** સ્ત્રી૦ એક રાગિણી
**સોયો** પું૦ મોટી સોય
**સોરટી** સ્ત્રી૦ ઘણા જણની રકમ ભેગી કરી અમુક હિસ્સો રાખી બાકીનામાંથી ચિઠ્ઠી નાખી જેનું નામ આવે તેને નિયત ઇનામ આપવું તે; 'લૉટરી'
**સોરઠ** પું૦ (સં.) કાઠિયાવાડનો એક ભાગ; સૌરાષ્ટ્ર (૨) એક રાગ
**સોરઠિયો** પું૦ સોરઠમાં થતો એક જાતનો ઘોડો
**સોરઠી** વિ૦ સોરઠ દેશનું
**સોરઠો** પું૦ એક છંદ
**સોરણ** સ્ત્રી૦; ન૦ વિયોગથી થતી ઝૂરણ
**સોરમ** સ્ત્રી૦ જુઓ સોડમ
**સોરવવું** સ૦ ક્રિ૦ ગમવું; ગોઠવું; ચેન પડવું
**સોરવું** અ૦ ક્રિ૦ વિયોગથી ઝૂરવું (૨) સ૦ ક્રિ૦ ઉકરડી સાફ કરવું
**સોરંગ** વિ૦ + જુઓ સુરંગ
**સોરંગી** સ્ત્રી૦ એક વનસ્પતિ (જેનો લાલ રંગ બને છે)
**સોરાટવું** સ૦ ક્રિ૦ સોરવું (૨) [લા.] ખૂબ ભાંડવું
**સોરામણ** સ્ત્રી૦ જુઓ સોરણ
**સોરાવટ** સ્ત્રી૦ સોસ
**સોરાસોર** સ્ત્રી૦ છોલાછોલ (૨) શોરબકોર (૩) શોધાશોધ
**સોરી** સ્ત્રી૦ ગોઠવું-ગમવું તે (૨) કરસણના સાંઠાને સુકાવા ઊભા મૂકવા તે
**સોરું** અ૦ લગીમાં; સુધીમાં
**સોલો** પું૦ પત્તાંની એક રમત
**સોલ્લાસ** વિ૦ ઉલ્લાસવાળું (૨) અ૦ ઉલ્લાસ સાથે
**સોવડાવવું** સ૦ ક્રિ૦ 'સોવું' અને 'સોહવું'નું પ્રેરકરૂપ
**સોવસા** અ૦ લગભગ નક્કી; ખાતરીપૂર્વક
**સોવાટ** પું૦ સોવાવું તે
**સોવા(-હા)સણ(-ણી)** સ્ત્રી૦ સૌભાગ્યવતી; સધવા
**સોવાવું** અ૦ ક્રિ૦ અહીંતહીં ફાંફાં મારવાં; મુશ્કેલીમાંથી છૂટવા આમતેમ બેફામ જેવા દોડવું
**સોવું** સ૦ ક્રિ૦ સૂપડામાં નાંખી આમતેમ ફેરવીને ઝાટકવું
**સોસ** પું૦ અતિશય તરસ; ગળે પડતી સુક (૨) તીવ્ર ઇચ્છા (૩) ફિકર; ચિંતા
**સોસના** સ્ત્રી૦ સોસ
**સોસવાવું** અ૦ ક્રિ૦ રસનું સુકાઈ જવું (૨) શરીરનું સુકાવું (ચિંતાથી)
**સોસવું** અ૦ ક્રિ૦ સહન કરવું (૨) સ૦ ક્રિ૦ ચૂસી લેવું
**સોસળાઈ** સ્ત્રી૦ બેફામપણું
**સોસળું** વિ૦ ભુલકણું; વીસરભોળું; સૂનું; સંભાળ વિનાનું
**સોસાવું** અ૦ ક્રિ૦ જુઓ સોસવાવું
**સોહણી** સ્ત્રી૦ + શોભા
**સોહવું** અ૦ ક્રિ૦ શોભવું

**સોહં** શ૦ પ્ર૦ 'તે (બ્રહ્મ) હું છું'
**સોહાગ** પું૦ સૌભાગ્ય; હેવાતન (૨) રૂડું ભાગ્ય
**સોહાગણ** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવતી
**સોહાગી** વિ૦ સુશોભિત (૨) સારા ભાગ્યવાળું; સુખી (૩) આનંદી
**સોહામણું** વિ૦ સુશોભિત
**સોહાસણ(-ણી)** સ્ત્રી૦ સોહાગણ
**સોહિણી(-ની)** સ્ત્રી૦ + સ્વરૂપવતી સ્ત્રી (૨) એક રાગિણી
**સોહોર** પું૦ + ઘોંઘાટ; શોરબકોર
**સોહ્ય** વિ૦ + મનોહર; સુંદર
**સોહ્યલું** વિ૦ સોહામણું (૨) સહેલું (૩) સુખદાયક (૪) ન૦ ઉત્સવ; આનંદ; ચમન
**સોહ્યલો** પું૦ ભભકો; રોફ (૨) આનંદનો ઉછાળો; ઉત્સવ (૩) સૌભાગ્યનું અભિમાન
**સોળ** વિ૦ '૧૬' (૨) પું૦ મારનો પડેલો આંકો
**સોળું** વિ૦ ધોઈને અલગ રાખેલું (૨) ન૦ અબોટિયું
**સોળૈયો** પું૦ સોળ ફૂટનો લાંબો વળો
**સોં** સ્ત્રી૦ ભાન; શુદ્ધિ (૨) સમજણ; અક્કલ (૩) સ્ફૂર્તિ; તેજી
**સોંગ** પું૦ નાટકમાંનો વેશ; કૃત્રિમ દેખાવ (૨) ઢોંગ
**સોંઘ,૦વારી** સ્ત્રી૦ સસ્તાપણું; છત
**સોંઘારત(-થ)** સ્ત્રી૦; ન૦ સોંઘવારી
**સોંઘું** વિ૦ સસ્તું
**સોંઠવું** સ૦ ક્રિ૦ આપવું (૨) ગરજ હોય ત્યારે ઇચ્છા ન હોય તોપણ આપવું
**સોંઢવું** અ૦ ક્રિ૦ તૈયાર થવું (૨) સિધાવવું; જવું
**સોંધો** પું૦ એક સુગંધીદાર પદાર્થ
**સોંપણ** સ્ત્રી૦ સુપરત; ભાળવણી
**સોંપવું** સ૦ ક્રિ૦ કોઈના કબજામાં સાચવવા આપવું; ભાળવવું
**સોંસરવું** વિ૦ સોંસરું
**સોંસરું** વિ૦ આરપાર
**સૌ** વિ૦ સઘળાં; સર્વ
**સૌકર્ય** ન૦ સુકરતા; સહેલાઈ
**સૌખ્ય** ન૦ સુખ; આરોગ્ય
**સૌગત(-તિક)** પું૦ બુદ્ધનો અનુયાયી
**સૌજન્ય** ન૦ સુજનતા; ભલાઈ
**સૌદામણ** પું૦ એક દેશી પીણું (૨) એક વસ્ત્ર
**સૌદામ(-મિ)ની** સ્ત્રી૦ વીજળી
**સૌદાયક** વિ૦ કન્યાને સગાં તરફથી ભેટ તરીકે અપાતી (વસ્તુ) (૨) ન૦ લગ્નની ભેટ
**સૌભાગ્ય** ન૦ સારું ભાગ્ય (૨) સુખ; આનંદ; કલ્યાણ (૩) સધવાવસ્થા (૪) ઐશ્વર્ય (૫) સૌંદર્ય (૬) જ્યોતિષમાં એક યોગ
**સૌભાગ્યચિહ્ન** ન૦ સૌભાગ્યાવસ્થા સૂચવનારાં સ્ત્રીનાં આભૂષણ (ચાંલ્લો, કેશ વગેરે)
**સૌભાગ્યદ્રવ્ય** ન૦ હળદર, કંકુ, અક્ષત વગેરે માંગલિક વસ્તુઓ
**સૌભાગ્યપંચમી** સ્ત્રી૦ કાર્તિક સુદિ પાંચમ
**સૌભાગ્યવ(-વં)તી** વિ૦ સ્ત્રી૦ સધવા; સુવાસિની
**સૌભાગ્યવર્ધ,૦ક** વિ૦ સૌભાગ્ય વધારનાર
**સૌભાગ્યવંતી** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવતી; સધવા
**સૌમનસ્ય** ન૦ પ્રસન્નતા
**સૌમિત્ર(-ત્રિ)** પું૦ (સં.) સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ
**સૌમ્ય** વિ૦ સુશીલ; શાંત (૨) મનોહર; સુંદર
**સૌર** વિ૦ સૂર્ય સંબંધી
**સૌરભ** ન૦ સુગંધ
**સૌરમાસ** પું૦ એક રાશિમાં જેટલો કાળ સૂર્ય રહે તેટલો કાળ
**સૌરવર્ષ** ન૦ એક મેષસંક્રાંતિથી માંડીને ૧૨ રાશિ ફરીને ફરી મેષમાં આવતાં સૂર્યને જેટલો કાળ જાય તેટલો કાળ
**સૌરાષ્ટ્ર** પું૦; ન૦ (સં.) સોરઠ દેશ
**સૌષ્ઠવ** ન૦ ઉત્કૃષ્ટપણું (૨) સુંદરતા (૩) ચપળતા; લાઘવ
**સૌષ્ઠવપ્રિય** વિ૦ સૌષ્ઠવ જેને પ્રિય છે તેવું
**સૌષ્ઠવપ્રેમ** પું૦ સૌષ્ઠવપ્રિયતા
**સૌંદર્ય** ન૦ સુંદરતા
**સૌહાર્દ** ન૦ મિત્રતા
**સ્કંદ** પું૦ (સં.) કાર્તિકેય
**સ્કંધ** પું૦ ખભો (૨) ડાળી (૩) થડ (૪) સૈન્યનો વ્યૂહ (૫) સમુદાય (૬) વિભાગ; પ્રકરણ
**સ્ક્રૂ** પું૦ પેચવાળો ખીલો
**સ્ખલન** ન૦ ભૂલ; ચૂક (૨) સન્માર્ગથી ચ્યુત થવું તે (૩) ટપકવું, ઝરવું કે પડવું તે (૪) ઠોકર (૫) તોતડાવું તે

**સ્ખલનશીલ** વિ૦ વારંવાર સ્ખલન કર્યાં કરનાર
**સ્ખલિત** વિ૦ સ્ખલન પામેલું
**સ્ટવ** પું૦ ઘાસતેલથી બળતો એક જાતનો ચૂલો
**સ્ટીમર** સ્ત્રી૦ આગબોટ
**સ્ટેશન** ન૦ આગગાડીને થોભવાનું મથક
**સ્ટેશનમાસ્તર** પું૦ સ્ટેશનનો વડો અમલદાર
**સ્તન** ન૦ થાન; ધાઈ
**સ્તનપાન** ન૦ ધાવવું તે
**સ્તન્ય** ન૦ દૂધ
**સ્તબક** પું૦ ફૂલનો ગુચ્છો (૨) પરિચ્છેદ; અધ્યાય
**સ્તબ્ધ** વિ૦ આશ્ચર્યચકિત થયેલું; દિઙ્મૂઢ (૨) જડ; નિશ્ચેષ્ટ
**સ્તબ્ધતા** સ્ત્રી૦
**સ્તવ** પું૦ સ્તુતિ
**સ્તવન** ન૦ સ્તુતિ
**સ્તવવું** સ૦ ક્રિ૦ સ્તુતિ કરવી
**સ્તવ્ય** વિ૦ સ્તુતિ કરવાયોગ્ય
**સ્તંભ** પું૦ થાંભલો; ટેકો (૨) જડતા; નિશ્ચેષ્ટતા (૩) પ્રતિબંધ; રુકાવટ
**સ્તંભન** ન૦ થોભાવવું, અટકાવવું કે રોકવું તે (૨) સહારો; ટેકો (૩) જડ કે નિશ્ચેષ્ટ કરી દેવું તે (મંત્ર કે પ્રયોગથી)
**સ્તંભિત** વિ૦ થોભાવેલું (૨) ટેકવેલું (૩) સ્તબ્ધ
**સ્તુતિ** સ્ત્રી૦ ગુણપ્રશંસા; તારીફ; વખાણ (૨) દેવદેવીની સ્તુતિ
**સ્તુતિપાઠ** પું૦ સ્તુતિ ગાવી તે
**સ્તુતિપાઠક** પું૦ ભાટ; ચારણ
**સ્તુતિપાત્ર** વિ૦ સ્તુતિ કરવાયોગ્ય
**સ્તુત્ય** વિ૦ પ્રશંસા કરવાયોગ્ય
**સ્તૂપ** પું૦ રાશિ; ઢગલો (૨) ઘુમ્મટ જેવું બાંધકામ (બુદ્ધના અવશેષો ઉપર)
**સ્તેન** પું૦ ચોર
**સ્તેય** ન૦ ચોરી
**સ્તોતા** પું૦ સ્તુતિ કરનાર
**સ્તોત્ર** ન૦ કોઈ પણ દેવની છંદોબદ્ધ સ્તુતિ
**સ્તોમ** પું૦ સ્તુતિ; સ્તવન (૨) યજ્ઞ (૩) સમૂહ

**સ્ત્રિયાળ(-ળું)** વિ૦ સ્ત્રી જેવા સ્વભાવનું; પોચું અને વેવલું (૨) સ્ત્રીઘેલું
**સ્ત્રી** સ્ત્રી૦ બૈરી; પત્ની
**સ્ત્રીકેસર** ન૦ ફૂલનો માદા બીજવાળો રેસો
**સ્ત્રીકેળવણી** સ્ત્રી૦ સ્ત્રીઓની કેળવણી
**સ્ત્રીચરિત(-ત્ર)** ન૦ સ્ત્રીની ચતુરાઈ
**સ્ત્રીજાતિ** સ્ત્રી૦ આખો સ્ત્રીવર્ગ
**સ્ત્રીજિત** વિ૦ બૈરીનો ગુલામ; બૈરીના કહ્યામાં રહેનાર
**સ્ત્રીત્વ** ન૦
**સ્ત્રીદાક્ષિણ્ય** ન૦ સ્ત્રી તરફ માનભરી વર્તણૂક; 'શીવલરી'
**સ્ત્રીધન** ન૦ જેના પર સ્ત્રીનો પોતાનો જ હક હોય તે ધન
**સ્ત્રીધર્મ** પું૦ સ્ત્રીનો ધર્મ (૨) રજોદર્શન
**સ્ત્રીપાત્ર** ન૦ નાટ્ય વગેરેનું નારીપાત્ર
**સ્ત્રીબહુમાન** ન૦ સ્ત્રીઓ પ્રત્યેનું આદરમાન; સ્ત્રીદાક્ષિણ્ય
**સ્ત્રીબુદ્ધિ** સ્ત્રી૦ સ્ત્રીની બુદ્ધિ (૨) સ્ત્રીની સલાહ
**સ્ત્રીલિંગ** ન૦ નારીજાતિ (વ્યા.)
**સ્ત્રીસ્વભાવ** પું૦ સ્ત્રીનો સ્વભાવ
**સ્ત્રીહઠ** સ્ત્રી૦ સ્ત્રીની હઠ
**સ્ત્રૈણ** વિ૦ સ્ત્રી જેવું (૨) બીકણ અને વેવલું; નામર્દ (૩) ન૦ સ્ત્રીત્વ (૪) નામર્દાઈ
**સ્ત્રૈણતા** સ્ત્રી૦
**સ્ત્રૈણપણું** ન૦
**સ્થ** અ૦ (રહેનારું; રહેલું એ અર્થમાં સમાસને અંતે) [ઉદા૦ કંઠસ્થ; માર્ગસ્થ]
**સ્થપતિ** પું૦ શિલ્પી
**સ્થલ(-ળ)** ન૦ જગા; સ્થાન (૨) જમીન
**સ્થલ(-ળ)ચર** વિ૦ જમીન ઉપર ફરનારું કે રહેનારું
**સ્થલ(-ળ)દેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ અમુક સ્થળની પાલક દેવી કે દેવ
**સ્થલ(-ળ)માર્ગ** પું૦ જમીન પર થઈને જતો માર્ગ
**સ્થલાં(-ળાં)તર** ન૦ અન્ય સ્થળ (૨) સ્થળની ફેરબદલી
**સ્થલી** સ્ત્રી૦ જગા; પ્રદેશ
**સ્થવિર** વિ૦ વૃદ્ધ (૨) પું૦ ડોસો

**સ્થવિરા** સ્ત્રી૦ ડોસી
**સ્થળ** ન૦ જુઓ સ્થલ
**સ્થળચર** વિ૦ જુઓ સ્થલચર
**સ્થળદેવતા** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ જુઓ સ્થલદેવતા
**સ્થળમાર્ગ** પું૦ જુઓ સ્થલમાર્ગ
**સ્થળાંતર** ન૦ જુઓ સ્થલાંતર
**સ્થંડિલ** ન૦ યજ્ઞ માટે તૈયાર કરેલી જમીન (૨) ઓટલી
**સ્થાણુ** વિ૦ સ્થિર; અચલ (૨) પું૦ ડાળાંપાંખડાં વિનાનું થડ; ઠૂંઠું (૩) [સં.] મહાદેવ
**સ્થાણુખનનન્યાય** પું૦ થાંભલો રોપીને તેને તપાસી જોવા હલાવી જુએ છે તેમ વસ્તુ કર્યા પછી તેને તપાસી જોવી તે
**સ્થાન** ન૦ જગા; ઠેકાણું; સ્થળ (૨) રહેઠાણ (૩) પદ; પદવી
**સ્થાનક** ન૦ સ્થાન; રહેઠાણ (૨) બેઠક; આસન (૩) પદવી; દરજ્જો
**સ્થાનકવાસી** પું૦ જૈનોનો એક સંપ્રદાય
**સ્થાનભ્રષ્ટ** વિ૦ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલું (૨) પદભ્રષ્ટ; હોદ્દા ઉપરથી કાઢી મૂકેલું
**સ્થાનાંતર** ન૦ અન્ય સ્થાન (૨) સ્થાનની ફેરબદલી; ઠામબદલો
**સ્થાનિક** વિ૦ અમુક સ્થાનનું,–ને લગતું
**સ્થાપક** વિ૦ (૨) પું૦ સ્થાપન કરનાર
**સ્થાપત્ય** ન૦ ઇમારત; બાંધકામ (૨) શિલ્પશાસ્ત્ર
**સ્થાપન** ન૦ સ્થાપવું–સ્થાપિત કરવું તે
**સ્થાપના** સ્ત્રી૦ સ્થાપવું તે
**સ્થાપવું** સ૦ ક્રિ૦ પ્રતિષ્ઠા કરવી; નિર્માણ કરવું (૨) જગા પર મુકરર કરવું (૩) પ્રમાણપૂર્વક સાબિત કરવું
**સ્થાપિત** વિ૦ સ્થાપેલું
**સ્થાય** પું૦ આધાર; પાત્ર (૨) સામર્થ્ય (૩) સ્થાન; મુકામ (૪) રાગનો એક અવયવ (સંગીત)
**સ્થાયભંજની** સ્ત્રી૦ સ્થાયનું ભંજન કરતો આલાપ
**સ્થાયી** વિ૦ ઘણીવાર ટકે તેવું (૨) સ્થિર
**સ્થાયીભાવ** પું૦ જે ભાવો ચિત્તમાં સંસ્કાર–રૂપે હમેશાં વર્તમાન હોય છે અને વિભાવ આદિથી અભિવ્યક્ત થઈ રસપણાને પામે છે તે (રતિ, હાસ્ય, શોક, ક્રોધ, ઉત્સાહ ભય, નિંદા, વિસ્મય અને નિર્વેદ ) [કા. શા.]
**સ્થાલી** સ્ત્રી૦ થાળી; કથરોટ; ખૂમચો
**સ્થાલીપુલાકન્યાય** પું૦ વાસણમાંથી એક ચોખાનો દાણો દબાવી જોઈને બધા ચોખા ચડયા છે કે કાચા છે તે નક્કી કરવામાં આવે છે તેમ વસ્તુનો એક અંશ જાણી સમગ્રની કલ્પના કરવી તે (ન્યા. શા.)
**સ્થાવર** વિ૦ અચલ; સ્થિર (૨) ખસી શકે નહિ તેવું (જંગમથી ઊલટું) (૩) પું૦ પર્વત
**સ્થાવરતા** સ્ત્રી૦
**સ્થિત** વિ૦ રહેલું; નિવાસી (૨) અચલ; સ્થિર
**સ્થિતપ્રજ્ઞ** વિ૦ જેની બુદ્ધિ સ્થિર છે એવો
**સ્થિતિ** સ્ત્રી૦ એક સ્થાન કે અવસ્થામાં સ્થિર રહેવું તે (૨) નિવાસ (૩) અવસ્થા; દશા (૪) પદ; દરજ્જો (૫) મર્યાદા
**સ્થિતિચુસ્ત** વિ૦ 'કૉન્ઝરવેટિવ'
**સ્થિતિસ્થાપક** વિ૦ અસલ સ્થિતિને વળગી રહેનારું (૨) વાળીએ તો વળે પણ છોડી દઈએ કે તરત પોતાની મૂળ સ્થિતિએ ચાલ્યું જાય તેવું
**સ્થિતિસ્થાપકતા** સ્ત્રી૦
**સ્થિતિસ્થાપકત્વ** ન૦
**સ્થિર** વિ૦ હાલતુંચાલતું ન હોય તેવું (૨) દૃઢ; અટલ (૩) સ્થાયી; નિત્ય (૪) નિશ્ચિત
**સ્થિરતા** સ્ત્રી૦
**સ્થિરચિત્ત** વિ૦ સ્થિર ચિત્તવાળું
**સ્થિરબુદ્ધિ** વિ૦ સ્થિતપ્રજ્ઞ
**સ્થૂલ(-ળ)** વિ૦ જાડું; મોટું (૨) મૂર્ખ; જડ (૩) સૂક્ષ્મ નહિ તેવું; સામાન્ય ઇંદ્રિયો તેમજ બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેવું
**સ્થૂલ(-ળ)તા** સ્ત્રી૦
**સ્થૂલ(-ળ)દેહ** પું૦ પંચભૂતાત્મક શરીર
**સ્થૈર્ય** ન૦ સ્થિરતા

**સ્નાત** વિ૰ નાહેલું (૨) અભ્યાસ પૂરો કરીને આવેલું હોઈ સમાવર્તન સંસ્કાર કર્યો હોય તેવું (૩) પું૰ તેવો આદમી
**સ્નાતક** પું૰ જુઓ સ્નાત (૨) વિદ્યાપીઠની પદવીવાળો
**સ્નાન** ન૰ નાવણ (૨) મરણ નિમિત્તે નાહવું તે
**સ્નાયુ** પું૰ માંસના તંતુ, જેમનાથી માંસ હાડકાંને વળગી રહે છે તથા અવયવો લાંબાટૂંકા થઈ શકે છે
**સ્નાયુબદ્ધ** ન૰ બંધાયેલા મજબૂત સ્નાયુઓવાળું
**સ્નિગ્ધ** વિ૰ લીસું; કોમળ (૨) ચીકણું
**સ્નિગ્ધતા** સ્ત્રી૰
**સ્નુષા** સ્ત્રી૰ દીકરાની વહુ
**સ્નેહ** પું૰ પ્રેમ; પ્રીતિ; વહાલ (૨) ચીકણો પદાર્થ; તેલ
**સ્નેહલગ્ન** ન૰ એકબીજાના સ્નેહથી ખેંચાઈને કરેલું લગ્ન
**સ્નેહસંમેલન** ન૰ સ્નેહીઓનો મેળાવડો; 'સોશિયલ ગૅધરિંગ'
**સ્નેહાકર્ષણ** ન૰ સ્નેહનું આકર્ષણ
**સ્નેહાધીન** વિ૰ સ્નેહથી અધીન બનેલું
**સ્નેહાળ** વિ૰ હેતાળ; સ્નેહવાળું
**સ્નેહી** વિ૰ સ્નેહવાળું; પ્રેમી (૨) પું૰ મિત્ર; પ્રિયજન
**સ્પર્ધા** સ્ત્રી૰ સરસાઈ; હરીફાઈ (૨) ઈર્ષા; દ્વેષ
**સ્પર્ધાળુ** વિ૰ ચડસીલું (૨) અદેખું; દ્વેષીલું
**સ્પર્શ** પું૰ અડવું તે; સંસર્ગ (૩) સ્પર્શેન્દ્રિયથી થતું જ્ઞાન (૪) લવ; લેશ
**સ્પર્શક** પું૰ 'ટૅન્જન્ટ' (ગ.)
**સ્પર્શકાલ(-ળ)** પું૰ ગ્રહણ શરૂ થાય તે વખત
**સ્પર્શકોણ** પું૰ 'ઈન્ટ્રિન્સિક ઍન્ગલ' (ગ.)
**સ્પર્શજન્ય** વિ૰ સ્પર્શથી થતું
**સ્પર્શજીવા** સ્ત્રી૰ જુઓ સંપર્કજીવા
**સ્પર્શબિંદુ** ન૰ 'પૉઇન્ટ ઑફ કૉન્ટૅક્ટ' (ગ.)
**સ્પર્શમણિ** ન૰ પારસમણિ
**સ્પર્શાસ્પર્શ** પું૰ આભડછેટ
**સ્પર્શેંદ્રિય** સ્ત્રી૰ ત્વગિંદ્રિય; ચામડી
**સ્પષ્ટ** વિ૰ સહેલાઈથી દેખી કે સમજી શકાય તેવું; ખુલ્લું; સ્ફુટ
**સ્પષ્ટતા** સ્ત્રી૰
**સ્પષ્ટવક્તા** પું૰ ખરાબોલો; ચોખ્ખેચોખ્ખું કહી દેનારો
**સ્પષ્ટીકરણ** ન૰ સ્પષ્ટ કરવું તે; ખુલાસો
**સ્પંદ** પું૰ થડકો; સ્ફુરણ; પલકારો
**સ્પંદન** ન૰ થડકાટ; કંપ
**સ્પિરિટ** પું૰ દારૂ (૨) બાળવાનો દારૂ
**સ્પૃશ્ય** વિ૰ અડકવાયોગ્ય
**સ્પૃષ્ટ** વિ૰ અડકાયેલું
**સ્પૃહણીય** વિ૰ સ્પૃહા કરવાયોગ્ય
**સ્પૃહા** સ્ત્રી૰ ઇચ્છા; તૃષ્ણા (૨) દરકાર; પરવા
**સ્ફટિક** પું૰ એક જાતનો સફેદ કીમતી પથ્થર કે રત્ન
**સ્ફટિકમણિ** પું૰ એક મણિ
**સ્ફાટિક** વિ૰ સ્ફટિકનું (૨) પું૰ સ્ફટિક
**સ્ફુટ** વિ૰ ઊઘડેલું; વિકસિત (૨) સ્પષ્ટ; ઉઘાડું
**સ્ફુટતા** સ્ત્રી૰
**સ્ફુટિત** વિ૰ ખીલેલું; ઊઘડેલું (૨) ખુલ્લું થયેલું
**સ્ફુરણ** ન૰ સ્ફુરવું તે (૨) સ્ફૂર્તિ
**સ્ફુરણા** સ્ત્રી૰ જુઓ સ્ફુરણ
**સ્ફુરવું** અ૰ ક્રિ૰ કંપવું; ફરકવું (૨) એકાએક દેખાવું (ચળકાટનું) (૩) એકાએક સૂઝી આવવું (વિચારનું) (૪) અંકુર ફૂટવા
**સ્ફુરિત** વિ૰ સ્ફુરેલું
**સ્ફુલિંગ** પું૰ તણખો
**સ્ફૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૰ જાગૃતિ; તેજી; ચંચળાઈ (૨) સ્ફુરણ
**સ્ફોટ** પું૰ (ઉપરનું આવરણ તોડીને) જોરથી ફૂટવું તે (૨) ખુલાસો; ચોખ્ખો નિવેડો (૩) ફોલ્લો; સોજો (૪) વર્ણથી વ્યંગ્ય, એક, નિત્ય, શબ્દ, જેનાથી વર્ણાત્મક શબ્દોના અર્થનું જ્ઞાન થાય છે (વ્યા.)
**સ્ફોટન** ન૰ ફોડવું તે; (૨) પ્રગટ કરવું (૩) શબ્દ; અવાજ
**સ્મર** પું૰ (સં.) કામદેવ
**સ્મરણ** ન૰ યાદ; સ્મૃતિ (૨) વારંવાર યાદ કરવું તે

**સ્મરણચિહ્ન** ન૦ સ્મારક; યાદ આવે તે માટેનું ચિહ્ન
**સ્મરણપોથી** સ્ત્રી૦ નોંધપોથી
**સ્મરણશક્તિ** સ્ત્રી૦ યાદદાસ્ત; યાદશક્તિ
**સ્મરણી** સ્ત્રી૦ જપ કરવાની માળા
**સ્મરણીય** વિ૦ યાદ કરવાયોગ્ય
**સ્મરવું** સ૦ ક્રિ૦ યાદ કરવું
**સ્મશાન** ન૦ જુઓ શ્મશાન
**સ્મશાનભૂમિ(-મી)** સ્ત્રી૦ જુઓ શ્મશાનભૂમિ
**સ્મશાનવૈરાગ્ય** પું૦ જુઓ શ્મશાનવૈરાગ્ય
**સ્મારક** વિ૦ યાદ કરાવનારું (૨) ન૦ સંભારણું; યાદગીરી
**સ્માર્ત(-ર્ત્ત)** વિ૦ સ્મૃતિ સંબંધી (૨) સ્મૃતિ પ્રમાણે સર્વ કર્મો કરનારું (૩) સ્મૃતિશાસ્ત્રનો જ્ઞાતા કે પંડિત (૪) પું૦ તેવો માણસ (૫) એક સંપ્રદાય તથા તેનો અનુયાયી
**સ્મિત** ન૦ મંદ હાસ્ય
**સ્મૃતિ** સ્ત્રી૦ સ્મરણ; યાદ (૨) હિંદુઓનાં ધર્મશાસ્ત્રમાંનું દરેક (જેમકે મનુસ્મૃતિ)
**સ્મૃતિકાર** પું૦ સ્મૃતિ રચનાર
**સ્મૃતિદોષ** પું૦ સ્મરણનો દોષ
**સ્મૃતિભિન્ન** વિ૦ સ્મૃતિની આજ્ઞાથી ભિન્ન; અધર્મ્ય
**સ્મૃતિભ્રંશ** પું૦ સ્મૃતિનો ભ્રંશ; યાદ કરેલું ભૂલી જવું તે
**સ્યંદન** પું૦ લડાઈનો રથ (૨) ન૦ ટપકવું તે (૩) વહેવું તે
**સ્યાદ્વાદ** ન૦ દરેક વસ્તુને એકથી વધારે બાજુ હોય અને બધી તે તે દૃષ્ટિએ ખરી હોય તેવો (જૈન દર્શનનો) વાદ
**સ્યાદ્વાદી** પું૦ સ્યાદ્વાદમાં માનનારો
**સ્યૂત** વિ૦ સીવેલું; જોડી દીધેલું; જોડાયેલું
**સ્રગ્ધરા** વિ૦ સ્ત્રી૦ માળા ધારણ કરનારી (૨) પું૦ એક છંદ
**સ્રજ** સ્ત્રી૦ માળા; ફૂલનો હાર
**સ્રગ્વિણી** પું૦ એક છંદ
**સ્રવણ** ન૦ સ્રવવું તે
**સ્રવવું** અ૦ ક્રિ૦ ઝરવું; નીતરવું
**સ્રષ્ટા** પું૦ બનાવનાર; રચનાર
**સ્રસ્ત** વિ૦ ઊતરી, ખસી કે પડી ગયેલું
**સ્રાવ** પું૦ ઝરવું, ચૂવું કે ટપકવું તે (૨) વહી જવું કે ઘસડાઈ જવું તે; તેમ નીકળેલી કે વહી જતી વસ્તુ
**સ્રુવ** સ્ત્રી૦ ઘી હોમવાનું લાકડાનું કડછી જેવું સાધન
**સ્રુવ** પું૦ ચાટવો; શરવો
**સ્રોત** પું૦ ઝરો; ઝરણ (૨) પ્રવાહ
**સ્રોતસ્વિની** સ્ત્રી૦ નદી
**સ્લેટ** સ્ત્રી૦ પથ્થરપાટી
**સ્વ** સ૦ પોતાનું; પોતીકું
**સ્વકર્મ** ન૦ પોતાનું કર્મ
**સ્વકલ્પિત** વિ૦ પોતે કલ્પેલું કે માનેલું
**સ્વકાર્ય** ન૦ પોતાનું કાર્ય
**સ્વકીય** વિ૦ પોતાનું
**સ્વકીયા** સ્ત્રી૦ પોતાની સ્ત્રી (નાયિકાના બે પ્રકારમાંનો એક. બીજો—પરકીયા)
**સ્વગત** અ૦ પોતાની સાથે જ; મનમાં
**સ્વચ્છ** વિ૦ ચોખ્ખું; સાફ
**સ્વચ્છતા** સ્ત્રી૦
**સ્વચ્છંદ** પું૦ પોતાની જ મરજી પ્રમાણે વર્તવું તે
**સ્વચ્છંદતા** સ્ત્રી૦
**સ્વચ્છંદી** વિ૦ સ્વચ્છંદ કરનારું; સ્વેચ્છાચારી
**સ્વજન** પું૦; ન૦ સગું; સંબંધી
**સ્વજાતિ** સ્ત્રી૦ પોતાની જાતિ કે વર્ગ
**સ્વજાતીય** વિ૦ પોતાની જ જાતિ કે વર્ગનું
**સ્વજાતીયતા** સ્ત્રી૦
**સ્વતઃ** અ૦ આપોઆપ; પોતાની મેળે; બીજાની મદદ વિના
**સ્વતઃપ્રમાણ** વિ૦ જાતે જ પ્રમાણરૂપ હોય એવું (જેને બીજા પ્રમાણની જરૂર નથી)
**સ્વતઃસિદ્ધ** વિ૦ પોતાની મેળે જ સાબિત થયેલું
**સ્વતઃસિદ્ધતા** સ્ત્રી૦
**સ્વતઃસિદ્ધિ** સ્ત્રી૦ સ્વતઃસિદ્ધતા
**સ્વતંત્ર** વિ૦ સ્વાધીન; કોઈના તાબામાં નહિ તેવું
**સ્વતંત્રતા** સ્ત્રી૦
**સ્વતંત્રપણું** ન૦ સ્વતંત્રતા
**સ્વત્વ** ન૦ પોતાનું હોવાનો ભાવ; માલિકી (૨) પોતાપણું; સ્વમાન (૩) પોતાની વિશિષ્ટતા
**સ્વદેશ** પું૦ પોતાનો દેશ; જન્મભૂમિ
**સ્વદેશાભિમાન** ન૦ સ્વદેશનું અભિમાન
**સ્વદેશાભિમાની** વિ૦ સ્વદેશાભિમાનવાળો

**સ્વદેશી** વિ૦ પોતાના દેશનું (૨) ન૦ સ્વદેશની ભાવના (૩) સ્વદેશનો માલ વાપરવાની વૃત્તિ
**સ્વધર્મ** પું૦ પોતાનો ધર્મ
**સ્વધર્મી** વિ૦ પોતાના ધર્મનું (૨) પોતાના ધર્મનું માણસ
**સ્વધા** અ૦ પિતૃઓને બલિ આપતાં કરવામાં આવતો ઉદ્ગાર (૨) સ્ત્રી૦ પિતૃઓનો બલિ
**સ્વધામ** ન૦ પોતાનું વતન (૨) સ્વર્ગ
**સ્વન** પું૦ અવાજ
**સ્વનિર્માણ** ન૦ જાતે જ કરેલું નિર્માણ (૨) જાતે જ કરેલી નિમણૂક
**સ્વપક્ષ** પું૦ પોતાનો પક્ષ
**સ્વપક્ષી** વિ૦ પોતાના પક્ષનું (૨) પું૦ પોતાના પક્ષનો માણસ
**સ્વપરભાવ** સ્ત્રી૦ પોતે અને બીજા એવી જુદાઈ
**સ્વપર્યાપ્ત** વિ૦ પોતામાં જ સમાપ્ત થતું
**સ્વપ્ન** ન૦ ઊંઘમાં ભાસતો દેખાવ; સમણું
**સ્વપ્નદર્શન** ન૦ સ્વપ્ન દેખાવું તે
**સ્વપ્નદર્શી** વિ૦ સ્વપ્નાં જોયા કરનારું; કલ્પિત સૃષ્ટિમાં વિહરનારું
**સ્વપ્નદોષ** પું૦ સ્વપ્નમાં થતો વીર્યપાત
**સ્વપ્નદ્રષ્ટા** પું૦ સ્વપ્ન જોનાર; ભવિષ્યની કલ્પના કરનાર
**સ્વપ્નવત્** અ૦ સ્વપ્નની પેઠે
**સ્વપ્નશીલ** વિ૦ સ્વપ્નાં સેવ્યા કરનારું
**સ્વપ્નસૃષ્ટિ** સ્ત્રી૦ સ્વપ્નમાં દેખાતી સૃષ્ટિ; કલ્પિત સૃષ્ટિ; મિથ્યાસૃષ્ટિ
**સ્વપ્નાવસ્થા** સ્ત્રી૦ સ્વપ્નદોષ
**સ્વપ્નાંતર** ન૦ સ્વપ્નાવસ્થા
**સ્વપ્રકાશ** વિ૦ પોતાના તેજ કે જ્ઞાનથી પ્રકાશનાર
**સ્વભાવ** પું૦ કુદરતથી જ મળેલો ગુણ (૨) પ્રકૃતિ; તાસીર (૩) ટેવ; આદત
**સ્વભાવજ,૦ન્ય** વિ૦ સ્વાભાવિક
**સ્વભાવસાધ્ય** વિ૦*
**સ્વભાવસિદ્ધ** વિ૦ સહજ; કુદરતી
**સ્વભાવોક્તિ** સ્ત્રી૦ જેમાં કોઈ વસ્તુના સ્વભાવનું યથાવત્ વર્ણન કર્યું હોય તેવો અલંકાર (કા. શા.)
**સ્વભાષા** સ્ત્રી૦ પોતાની ભાષા; માતૃભાષા
**સ્વભાષાભિમાન** ન૦ સ્વભાષાનું અભિમાન
**સ્વભાષાભિમાની** વિ૦ સ્વભાષાભિમાનવાળું
**સ્વભૂમિ(-મી)** સ્ત્રી૦ જન્મભૂમિ; સ્વદેશ
**સ્વમાન** ન૦ પોતાનું માન; પોતાની ઇજ્જત
**સ્વયં** અ૦ પોતાની મેળે; આપોઆપ
**સ્વયંદત્ત** વિ૦ પોતાની મેળે જ અર્પિત થયેલું (૨) પું૦ દત્તક લેનાર માતપિતાને દત્તક લેવાવા માટે પોતાની મેળે જ અર્પિત થયેલો પુત્ર
**સ્વયંપાક** પું૦ હાથે રાંધવું તે
**સ્વયંપૂર્ણ** વિ૦ બીજાના આધારની અપેક્ષા ન રાખનાર
**સ્વયંપ્રકાશ** વિ૦ પોતાના તેજથી જ પ્રકાશિત
**સ્વયંભૂ** વિ૦ પોતાની મેળે જ ઉત્પન્ન થયેલું (૨) પું૦ (સં.) બ્રહ્મા (૩) ઈશ્વર
**સ્વયંવર** પું૦ કન્યાએ પોતે વર પસંદ કરવો તે (૨) તે માટેનો સમારંભ
**સ્વયંવિકાસ** પું૦ પોતાની મેળે–બહારની પ્રેરણા વિના થતો વિકાસ
**સ્વયંસેવક** પું૦ પોતાની મેળે સેવા કરવા તૈયાર થયેલો માણસ; 'વૉલંટિયર'
**સ્વયંસેવિકા** સ્ત્રી૦ સ્ત્રી સ્વયંસેવક
**સ્વયંસ્ફૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ સ્વાભાવિક સ્ફુરણ; પોતાની મેળે જ થયેલી સ્ફુરણા
**સ્વર** પું૦ અવાજ; સૂર; ધ્વનિ (૨) [વ્યા.] જેનો પૂર્ણ ઉચ્ચાર કોઈની મદદ વિના થઈ શકે તેવો વર્ણ (૩) સંગીતના સાત સૂરમાંનો દરેક (સા, રે, ગ, મ, પ, ધ, નિ)
**સ્વરક્ષણ** ન૦ પોતાનું રક્ષણ
**સ્વરગ્રામ** પું૦ સંગીતનું સ્વરસપ્તક
**સ્વરગ્રાહક** પું૦ સંગીતમાં એક અલંકાર
**સ્વરજ્ઞાન** ન૦ સંગીતના સ્વરોની ઓળખ
**સ્વરપરીક્ષા** સ્ત્રી૦ જુઓ સ્વરજ્ઞાન
**સ્વરભક્તિ** સ્ત્રી૦ અમુક શબ્દોમાં ર્ કે લ્ ના ઉચ્ચારણમાં કરાતો વધારાનો સ્વરનો ઉચ્ચાર
**સ્વરભંગ** પું૦ રાગ બેસી જવો તે
**સ્વરભાર** પું૦ (ઉચ્ચારણમાં) સ્વર ઉપર દેવાતો ભાર
**સ્વરમંડલ,૦ળ** ન૦ સ્વરોનો સમૂહ
**સ્વરલિપિ** સ્ત્રી૦ સંગીતલેખન; 'નોટેશન' (સંગીત)
**સ્વરવાદ્ય** ન૦ સ્વર પ્રગટ કરી શકતું વાદ્ય
**સ્વરવ્યત્યય** પું૦ સ્વરનો વ્યત્યય (વ્યા.)

**સ્વરશૂન્ય** વિ૦ સ્વરોના ઠેકાણા વિનાનું (સંગીત)
**સ્વરશ્રેઢી** 'હાર્મોનિકલ પ્રોગેશન' (ગ.)
**સ્વરશ્રેણી** સ્ત્રી૦ 'હાર્મોનિકલ સીરીઝ' (ગ.)
**સ્વરસપ્તક** ન૦ સંગીતના સાત સ્વરોનો સમૂહ
**સ્વરસંક્રમ** પું૦ સ્વરોનો સંક્રમ (સંગીત)
**સ્વરસંજ્ઞાપદ્ધતિ** સ્ત્રી૦*
**સ્વરસંધિ** પું૦; સ્ત્રી૦ સ્વરોની સંધિ (વ્યા.)
**સ્વરસંયોગ** પું૦ સ્વરોનો સંયોગ
**સ્વરસંવાદ** પું૦ સ્વરોનો પરસ્પર મેળ ખાવો તે (સંગીત)
**સ્વરાજ(-જ્ય)** ન૦ સ્વતંત્ર રાજ્ય
**સ્વરિત** વિ૦ સ્વરયુક્ત (૨) સુરીલું (૩) પું૦ સ્વરના ત્રણ વિભાગમાંનો એક જેમાં ઉદાત્ત અને અનુદાત્ત બંનેનાં લક્ષણ હોય છે
**સ્વરિતબિંદુ** ન૦ 'હાર્મોનિક પૉઈન્ટ' (ગ.)
**સ્વરિતસૂચી** સ્ત્રી૦ 'હાર્મોનિક પેન્સીલ' (ગ.)
**સ્વરૂપ** ન૦ ઘાટ; આકાર (૨) દેખાવ; વર્ણ (૪) સુંદરતા (૫) લક્ષણ; સ્વભાવ
**સ્વરૂપવતી** વિ૦ સ્ત્રી૦ સુંદર (સ્ત્રી)
**સ્વરૂપવાન** વિ૦ સુંદર; દેખાવડું
**સ્વરૂપસિદ્ધિ** સ્ત્રી૦*
**સ્વરોદય** પું૦ ડાબા કે જમણા નાકમાંથી નીકળતા શ્વાસ ઉપરથી શુભ કે અશુભ ફળ કહેવાની વિદ્યા
**સ્વર્ગ** ન૦ દેવોનો લોક
**સ્વર્ગગંગા** સ્ત્રી૦ આકાશગંગા
**સ્વર્ગલોક** પું૦ સ્વર્ગ
**સ્વર્ગવાસ** પું૦ સ્વર્ગમાં વાસ (૨) [લા.] મૃત્યુ
**સ્વર્ગવાસી** વિ૦ સ્વર્ગમાં વસનારું (૨) [લા.] મૃત; મરહૂમ
**સ્વર્ગસુખ** ન૦ સ્વર્ગનું કે સ્વર્ગ સમાન સુખ
**સ્વર્ગસ્થ** વિ૦ જુઓ સ્વર્ગવાસી
**સ્વર્ગંગા** સ્ત્રી૦ આકાશગંગા
**સ્વર્ગીય** વિ૦ સ્વર્ગનું; અલૌકિક; દિવ્ય
**સ્વર્ણ** ન૦ જુઓ સુવર્ણ
**સ્વર્ણકાર** પું૦ જુઓ સુવર્ણકાર
**સ્વર્ણમય** વિ૦ જુઓ સુવર્ણમય
**સ્વર્લોક** પું૦ સ્વર્ગ
**સ્વલ્પ** વિ૦ થોડું; કિંચિત્
**સ્વવશ** વિ૦ સ્વાધીન
**સ્વવશતા** સ્ત્રી૦
**સ્વસંવિત** સ્ત્રી૦ આત્મભાન
**સ્વસા** સ્ત્રી૦ બહેન
**સ્વસાધ્ય** વિ૦ પોતાથી સાધી શકાય એવું
**સ્વસિદ્ધ** વિ૦ સ્વતઃસિદ્ધ
**સ્વસિદ્ધિ** સ્ત્રી૦ સ્વતઃસિદ્ધિ
**સ્વસ્તિ** અ૦ 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદાત્મક ઉચ્ચાર
**સ્વસ્તિક** પું૦ સાથિયો
**સ્વસ્તિવાચન** ન૦ મંગળ કાર્યોના આરંભમાં કરાતો એક ધાર્મિક વિધિ (૨) શુભેચ્છા કે આશીર્વાદ સહિત આપેલી ફૂલ વગેરેની ભેટ
**સ્વસ્તિશ્રી** શ૦ પ્ર૦ કાગળ લખતાં શરૂઆતમાં લખાતું મંગલસૂચક પદ
**સ્વસ્થ** વિ૦ નીરોગી; તંદુરસ્ત (૨) ગભરાટ કે ઉદ્વેગ વિનાનું; શાંત; સાવધાન
**સ્વસ્થતા** સ્ત્રી૦
**સ્વસ્થાન** ન૦ પોતાનું રહેઠાણ
**સ્વહસ્ત** પું૦ પોતાનો હાથ
**સ્વહિત** ન૦ પોતાનું હિત
**સ્વાગત** ન૦ આવકાર; સત્કાર
**સ્વાગતકારી** વિ૦ સ્વાગત કરનારું
**સ્વાગતમંડળ** ન૦ સ્વાગતકારી મંડળ
**સ્વાગતા** સ્ત્રી૦ આવકાર; અભિનંદન (૨) પું૦ એક છંદ
**સ્વાતંત્ર્ય** ન૦ સ્વતંત્રતા
**સ્વાતંત્ર્યપ્રિય** વિ૦ સ્વાતંત્ર્ય જેને પ્રિય છે તેવું
**સ્વાતંત્ર્યપ્રેમી** વિ૦ જુઓ સ્વાતંત્ર્યપ્રિય
**સ્વાતિ(-તી)** સ્ત્રી૦ પંદરમું નક્ષત્ર
**સ્વાતિ(-તી)બિંદુ** ન૦ સ્વાતિનક્ષત્રમાં પડતાં વરસાદનાં ટીપાં (ચાતક જેમને પીએ છે, તથા મોતીની માછલીના પેટમાં જઈ જે મોતી બને છે)
**સ્વાતિ(-તી)બુંદ** ન૦ જુઓ સ્વાતિબિંદુ
**સ્વાત્માનુભવ** પું૦ પોતાને થયેલો અનુભવ (૨) પોતાના આત્માને ઓળખવો તે
**સ્વાદ** પું૦ રસનેંદ્રિયથી થતો અનુભવ (૨) રસ; આનંદ (૩) ચાખવું તે (૪) રસ; મજા (૫) મોહ; શોખ

**સ્વાદિષ્ટ** વિ૰ રોચક સ્વાદવાળું
**સ્વાદિષ્ટતા** સ્ત્રી૰
**સ્વાદીલું** વિ૰ સ્વાદિષ્ટ વસ્તુઓ ખાવાની ટેવવાળું
**સ્વાદુ** વિ૰ સ્વાદિષ્ટ
**સ્વાધિકાર** પું૰ પોતાનો અધિકાર (૨) પોતાની ફરજ
**સ્વાધીન** વિ૰ પોતે પોતાને નિયમમાં રાખનાર (૨) સ્વતંત્ર
**સ્વાધીનતા** સ્ત્રી૰
**સ્વાધ્યાય** પું૰ વેદ (૨) વેદનો નિયમિત પાઠ (૩) અધ્યયન
**સ્વાનુભવ** પું૰ પોતાનો અનુભવ
**સ્વાનુભવરસિક** વિ૰ આત્મલક્ષી; 'સબ્જેક્ટિવ'
**સ્વાનુભૂતિ** સ્ત્રી૰ સ્વાનુભવ
**સ્વાભાવિક** વિ૰ કુદરતી; અકૃત્રિમ
**સ્વાભાવિકતા** સ્ત્રી૰
**સ્વાભિમાન** ન૰ પોતાને માટેનું અભિમાન; સ્વમાન
**સ્વાભિમાની** વિ૰ સ્વાભિમાનવાળું
**સ્વામિતા** સ્ત્રી૰ જુઓ સ્વામિત્વ
**સ્વામિત્વ** ન૰ ધણીપણું; માલિકી
**સ્વામિની** સ્ત્રી૰ શેઠાણી; ધણિયાણી
**સ્વામી** પું૰ પતિ (૨) માલિક (૩) રાજા (૪) સાધુસંતને બોલાવતાં વપરાતું સંબોધન
**સ્વામીદ્રોહ** પું૰ પોતાના માલિક કે રાજા પ્રત્યે બેવફાઈ
**સ્વામીદ્રોહી** વિ૰ (૨) પું૰ સ્વામીદ્રોહ કરનાર
**સ્વામીનારાયણ** પું૰ (સં.) તેમના નામથી ચાલતા ધાર્મિક સંપ્રદાયના પ્રવર્તક
**સ્વાયત્ત** વિ૰ સ્વાધીન
**સ્વાયંભુવ** વિ૰ બ્રહ્મસંબંધી; બ્રહ્માનું (૨) પું૰ સ્વયંભૂ બ્રહ્માના પુત્ર–પ્રથમ મનુ
**સ્વારસ્ય** ન૰ સ્વાભાવિક રસ કે ઉત્તમતા (૨) મર્મ; ખૂબી
**સ્વારાજ્ય** ન૰ સ્વર્ગનું રાજ્ય (૨) બ્રહ્મ સાથે અભેદ
**સ્વાર્થ** પું૰ પોતાની મતલબ; પોતાનું હિત
**સ્વાર્થત્યાગ** પું૰ સ્વાર્થનો ત્યાગ; આપભોગ
**સ્વાર્થદૃષ્ટિ** સ્ત્રી૰ સ્વાર્થની નજર
**સ્વાર્થપરાયણ** વિ૰ સ્વાર્થનો જ વિચાર કરનાર
**સ્વાર્થપરાયણતા** સ્ત્રી૰
**સ્વાર્થબુદ્ધિ** સ્ત્રી૰ સ્વાર્થદૃષ્ટિ
**સ્વાર્થવૃત્તિ** સ્ત્રી૰ સ્વાર્થની વૃત્તિ; સ્વાર્થબુદ્ધિ
**સ્વાર્થસાધક** વિ૰ પોતાનો સ્વાર્થ સાધનારું
**સ્વાર્થાનુમાન** ન૰ પોતાને માટે પંચાવયવ વાક્યના પ્રયોગ વિના કરેલું અનુમાન
**સ્વાર્થી** વિ૰ સ્વાર્થવાળું; આપમતલબી; એકલપેટું
**સ્વાવલંબન** ન૰ સ્વાશ્રય
**સ્વાવલંબી** વિ૰ સ્વાશ્રયી
**સ્વાશ્રય** ન૰ પોતાની પર આધાર રાખવો તે
**સ્વાશ્રયી** વિ૰ પોતાની ઉપર જ આધાર રાખનાર
**સ્વાસ્થ્ય** ન૰ સ્વસ્થતા
**સ્વાહા** સ્ત્રી૰ (સં.) અગ્નિની સ્ત્રી (૨) અ૰ અગ્નિમાં આહુતિ આપતાં બોલાતો શબ્દ
**સ્વાહાકાર** પું૰ 'સ્વાહા' એમ બોલવું તે
**સ્વાંગ** પું૰ સોંગ; બનાવટી વેશ
**સ્વાંત** ન૰ અંતઃકરણ
**સ્વાંત(–તી)** સ્ત્રી૰ જુઓ સ્વાતિ
**સ્વાંતબુંદ** ન૰ જુઓ સ્વાતિબુંદ
**સ્વીકાર** પું૰ સ્વીકારવું તે
**સ્વીકારવું** સ૰ ક્રિ૰ અંગીકાર કરવો; કબૂલ કરવું
**સ્વીકાર્ય** વિ૰ સ્વીકારવાયોગ્ય
**સ્વીકૃત** વિ૰ સ્વીકારેલું
**સ્વીકૃતિ** સ્ત્રી૰ સ્વીકાર
**સ્વીય** વિ૰ પોતાનું
**સ્વીયા** સ્ત્રી૰ પોતાની સ્ત્રી; સ્વકીયા
**સ્વેચ્છા** સ્ત્રી૰ પોતાની ઇચ્છા
**સ્વેચ્છાચાર** પું૰ પોતાની મરજી પ્રમાણે વર્તવું તે
**સ્વેચ્છાચારી** વિ૰ સ્વેચ્છાચાર કરનારું
**સ્વેચ્છાસ્વીકાર** પું૰ સ્વેચ્છાથી સ્વીકારવું તે
**સ્વેદ** પું૰ પરસેવો
**સ્વેદજ** વિ૰ પરસેવામાંથી થયેલું (૨) ન૰ એવો જીવ કે જંતુ

**સ્વેદન** ન૦ પરસેવો (૨) પરસેવો લાવવો તે (૩) તેવું ઔષધ
**સ્વૈર** વિ૦ મરજીમાં આવે તેમ વર્તનારું; સ્વચ્છંદી; નિરંકુશ
**સ્વૈરતા** સ્ત્રી૦
**સ્વૈરપ્રવૃત્તિ** સ્ત્રી૦*
**સ્વૈરવાદ** પું૦*
**સ્વૈરવિહાર** પું૦ મરજી મુજબ વિહરવું તે
**સ્વૈરાચાર** પું૦ મરજી મુજબનું આચરણ
**સ્વૈરિણી** સ્ત્રી૦ સ્વચ્છંદી–વ્યભિચારિણી સ્ત્રી
**સ્વોપાર્જિત** વિ૦ પોતે રળેલું–મેળવેલું

# હ

**હ** પું૦ ચોથો ઊષ્માક્ષર
**હક(–ક્ક)** પું૦ માલિકી; દાવો (૨) દસ્તૂરી; લાગો (૩) વિ૦ વાજબી; સાચું
**હકડેઠઠ** વિ૦ ખીચોખીચ; ચિક્કાર
**હકતલફી** સ્ત્રી૦ કોઈનો હક ડુબાવવો તે; અન્યાય
**હકતાલા** પું૦ પરમેશ્વર; ખુદાતાલા
**હકદાર** વિ૦ હક ધરાવનારું (૨) વાજબી
**હકદારણ** વિ૦ સ્ત્રી૦ જેનો હક પહોંચતો હોય એવી (સ્ત્રી)
**હકદારી** સ્ત્રી૦ હકદારપણું
**હકના(૦હ)ક** અ૦ વગરકારણે
**હકબક** અ૦ અર્થ સમજ્યા વગર; બકતું હોય એમ
**હકસાઈ** સ્ત્રી૦ હકનું લવાજમ; દસ્તૂરી
**હકાર** પું૦ હ અક્ષર કે તેનો ઉચ્ચાર (૨) રકાર; સાસ (૩) હા પાડવી તે
**હકારશ્રુતિ** સ્ત્રી૦ ઉચ્ચારણમાં હકાર સંભળાવો તે
**હકારાંત** વિ૦ અંતે હવાળું
**હકારું** ન૦ હાક મારીને બોલાવવું તે; તેડું
**હકારો** પું૦ હાક મારીને બોલાવનારો; નોતરિયો (૨) હોકારો
**હકાલવું** સ૦ ક્રિ૦ હાંકી કાઢવું (૨) હાંકવું; ચલાવવું (૩) હાંક મારીને બોલાવવું
**હકીકત** સ્ત્રી૦ ખરો અહેવાલ કે બીના (૨) ખરી ખબર કે બાતમી (૩) બીના; ખબર
**હકીમ** પું૦ યુનાની વૈદું કરનારો; મુસલમાન વૈદ
**હકીમી** સ્ત્રી૦ હકીમપણું
**હકીમું** ન૦ યુનાની વૈદું
**હકૂમત** સ્ત્રી૦ સત્તા; અધિકાર
**હક્ક** પું૦ જુઓ હક
**હક્કાર** પું૦*
**હગબગ** સ્ત્રી૦ એકી ટસે; ટગરટગર
**હગબગવું** અ૦ ક્રિ૦ એકીટસે જોઈ રહેવું
**હચમચ** સ્ત્રી૦ જુઓ હચમચાટ
**હચમચવું** અ૦ ક્રિ૦ ડગમગવું; પાયામાંથી કે સાંધામાંથી હાલી જવું
**હચમચાટ** પું૦ હચમચાવવું તે
**હચમચાવવું** સ૦ ક્રિ૦ 'હચમચવું'નું પ્રેરકરૂપ
**હજ** સ્ત્રી૦ જાત્રા (મક્કાની)
**હજમ** વિ૦ પચેલું; જરેલું (૨) [લા.] ઉચાપત કરેલું
**હજમિયત** સ્ત્રી૦ પાચનક્રિયા; પાચન
**હજરત** પું૦ માલિક; સ્વામી; શ્રીમાન; (મુસલમાનોમાં) મોટા અથવા પૂજ્ય માણસને લગાડાતો માનવાચક શબ્દ
**હજરલઅસ્વદ** પું૦ કાબામાંનો કાળો પથ્થર જેને હજ કરનારાઓ ચૂમે છે

**હજામ** પું૦ વાળંદ
**હજામડી** સ્ત્રી૦ હજામની સ્ત્રી
**હજામત** સ્ત્રી૦ મુંડન; વાળ કાપવા કે બોડવા તે
**હજામપટ્ટી** સ્ત્રી૦ હજામનું કામ (તિરસ્કારમાં)
**હજાર** વિ૦ '૧૦૦૦'
**હજારી** વિ૦ હજારની ઊપજવાળું (૨) હજાર ભાગ કે અવયવવાળું (૩) પું૦ એક ફૂલઝાડ
**હજી(-જુ)** અ૦ અત્યારલગી (૨) હવે પણ
**હજીરો** પું૦ મિનારાઓવાળો સુંદર રોજો (૨) [લા.] મોટી નામનાનું કામ (કટાક્ષમાં)
**હજુ** સ્ત્રી૦ જુઓ હજી
**હજૂર** સ્ત્રી૦ 'આપ' અર્થનો મુસલમાની વિવેકમાં વપરાતો ઉદ્ગાર (૨) હાજરી; તહેનાત
**હજૂરાત** વિ૦ મોટા માણસની અથવા રાજાની તહેનાતમાં રહેનાર (અંગરક્ષક)
**હજૂરિયો** પું૦ તહેનાતમાં રહેનારો નોકર (૨) અંગૂછો; રૂમાલ
**હજૂરી** પું૦ હજૂરિયો (૨) સ્ત્રી૦ તહેનાત; સેવાચાકરી
**હટ** અ૦ 'દૂર ખસ' એ અર્થનો ઉદ્ગાર
**હટખટ** સ્ત્રી૦ મનમાં ખટકવું તે
**હટાણું** ન૦ બજારકામ; ખરીદકામ (૨) ખરીદવાવેચવાનો ધંધો
**હટાણિયું** ન૦ હાટિયું
**હઠ** પું૦; સ્ત્રી૦ જક; જીદ; ખોટો આગ્રહ
**હઠયોગ** પું૦ આસન, પ્રાણાયામ વગેરે ક્રિયાઓ દ્વારા સધાતો યોગનો એક પ્રકાર
**હઠવિદ્યા** સ્ત્રી૦ હઠયોગની વિદ્યા
**હઠવું** અ૦ ક્રિ૦ પાછા ખસવું (૨) હઠ કરવી
**હઠીલાઈ** સ્ત્રી૦ હઠીલાપણું
**હઠીલું** વિ૦ હઠવાળું; જીદ્દી (૨) હઠે નહિ તેવું; મટે નહિ તેવું
**હઠેઠ** સ્ત્રી૦ આગ્રહ; આજીજી
**હઠ્ઠી** વિ૦ હઠીલું
**હડ(-ડે)** અ૦ જુઓ હડે
**હડકવા** પું૦ કૂતરાં, શિયાળવાં વગેરેને થતો એક રોગ જેથી તે જેને તેને કરડવા ધાય છે અને જેને કરડે છે તેને પણ હડકવા થાય છે.

**હડકાયું** વિ૦ જેને હડકવા થયો હોય એવું
**હડકાયેલું** વિ૦ જુઓ હડકાયું
**હડકું(-ખું)** ન૦ હડકવા
**હડતગડ** સ્ત્રી૦ જ્યાંત્યાંથી હડેહડે થવું તે
**હડતાલ(-ળ)** સ્ત્રી૦ કામધંધો બંધ કરવો તે (શોક કે વિરોધ બતાવવા)
**હડતાલિ(-ળિ)યો** પું૦ હડતાળમાં ભળેલો; હડતાળ પડાવવામાં આગેવાની લેનાર
**હડદોલો** પું૦*
**હડધૂત** સ્ત્રી૦ ચારે બાજુથી હડતગડ થવી તે
**હડપચી** સ્ત્રી૦ જે ભાગ ઉપર દાઢી ઊગે છે તે નીચલા જડબાનો ભાગ
**હડફ(-ફે)ટ** સ્ત્રી૦ જુઓ અડફટ
**હડફો** પું૦ જડસો; મૂર્ખ (૨) ઇસ્કોતરો
**હડબડવું** અ૦ ક્રિ૦ નાહિંમત થઈ જવું (૨) ગભરાવું
**હડસાંકળ** સ્ત્રી૦ સ્ત્રીઓના પગનું એક ઘરેણું
**હડસેલવું** સ૦ ક્રિ૦ હડસેલો મારવો; ધકેલવું
**હડસેલો** પું૦ ધક્કો
**હડ(-ડે)હડ,(-ડે)** અ૦ (કૂતરાને ધુતકારી કાઢવાનો ઉદ્ગાર)
**હડહડતું** વિ૦ ઊકળતું (૨) [લા.] ચુસ્ત; પાકું; પૂરેપૂરું
**હડહડવું** અ૦ ક્રિ૦ હડહડ અવાજ સાથે ઊકળવું
**હડાકો** પું૦ પડઘો (૨) મેળ (હિસાબનો)
**હડિયાદોટ** સ્ત્રી૦ આમ તેમ દોડાદોડ
**હડિયાપાટી** સ્ત્રી૦ જુઓ હડિયાદોટ
**હડી** સ્ત્રી૦ દોટ
**હડુ(-ડે)ડાટ** અ૦ (રવ૦) જોરથી હડી કાઢવાનો અવાજ
**હડુડુ** અ૦ (રવ૦) જુઓ હડુડાટ
**હડે** અ૦ જુઓ હડ
**હડેડાટ** અ૦ જુઓ હડુડાટ
**હડેહડે** અ૦ જુઓ હડહડ
**હડો** પું૦ આગલી તરફ ગાડું જે પાયા ઉપર ટેકવાય છે તે
**હણવું** સ૦ ક્રિ૦ મારી નાખવું; જીવ લેવો
**હણહણ** સ્ત્રી૦ જુઓ હણહણાટ
**હણહણવું** અ૦ ક્રિ૦ (રવ૦) [ઘોડો નાકમાંથી કરે છે તે અવાજ]

**હણુહણાટ** પું૦ હણુહણવું તે
**હણુહણાટી** સ્ત્રી૦ હણુહણાટ
**હણિયું** ન૦ ગાડી હાંકનારને બેસવાની પાટલી
**હત** વિ૦ હણાયેલું; મરાયેલું; ઘવાયેલું (૨) નિકૃષ્ટ; હલકું (૩) અ૦ પશુ વગેરેને હાંકી કાઢતાં બોલાતો ઉદ્‌ગાર
**હતભાગિની** વિ૦ સ્ત્રી૦ હતભાગીનું સ્ત્રીલિંગ
**હતભાગી** વિ૦ કમનસીબ; અભાગિયું
**હતભાગ્ય** ન૦ કમનસીબ; દુર્ભાગ્ય
**હતવીર્ય** વિ૦ બળરહિત; શક્તિહીન
**હતવું** સ૦ ક્રિ૦ + હણવું
**હતાશ** વિ૦ નિરાશ; નાસીપાસ
**હતોત્સાહ** વિ૦ જેનો ઉત્સાહ કે ઉમંગ નાશ પામ્યો હોય એવું
**હત્યા** સ્ત્રી૦ ઘાત; વધ; જીવ લેવો તે (૨) પ્રાણીને મારવાથી લાગતો દોષ
**હત્યારું** વિ૦ હત્યા કરનારું; ઘાતકી
**હથરોટ(-ટો)** પું૦ એક ઘરેણું; બાજુબંધ
**હથવાર** વિ૦ સ્ત્રી૦ અમુક એક માણસને જ દોહવા દે એવું
**હથિયાર** ન૦ શસ્ત્ર; આયુધ (૨) સાધન (૩) ઓજાર
**હથિયારબંધ** વિ૦ સશસ્ત્ર
**હથિયારબંધી** સ્ત્રી૦ હથિયાર રાખવાની બંધી
**હથેલી(-ળી)** સ્ત્રી૦ છતા પંજાનો સપાટ ભાગ
**હથેવાળો** પું૦ જુઓ હાથેવાળો
**હથેળી** સ્ત્રી૦ જુઓ હથેલી
**હથોટી** સ્ત્રી૦ હાથનો કસબ; આવડત (૨) મહાવરો; ટેવ
**હથોડી** સ્ત્રી૦ ટીપવાનું કે ઠોકવાનું મોગરી જેવું સાધન
**હથોડો** પું૦ મોટી હથોડી; ઘણ
**હસ્તુ** અ૦ હસ્તક; મારફત
**હદ** સ્ત્રી૦ મર્યાદા; સીમા; અવધ (૨) અંત; છેડો
**હદનિશાન** ન૦ હદ બતાવનારું નિશાન
**હદપાર** અ૦ મર્યાદા વિના; અતિશય (૨) હદની બહાર
**હદિયો** પું૦ નજરાણું; ભેટ; ઇનામ (૨) [ફા.] બહારગામથી ઘેર આવતી વખતે બાળકો કે બીજા માટે પ્રેમપૂર્વક આણેલી ચીજ
**હદીસ** સ્ત્રી૦ પયગંબર સાહેબનાં ફરમાનોનો સંગ્રહ
**હદ્દ** સ્ત્રી૦ ચતુઃસીમા
**હનકન** સ્ત્રી૦ હાના; આનાકાની
**હનન** ન૦ હણવું–જીવ લેવો તે
**હનુ(-નૂ)** સ્ત્રી૦ હડપચી
**હનુ(-નૂ)માન** પું૦ (સં.) મારુતિ; રામનો એક વાનર ભક્ત
**હનુ(-નૂ)માનકૂદકો** પું૦ હનુમાનના જેવો લાંબો કૂદકો; 'લૉંગ જંપ'
**હનુ(-નૂ)વટી** સ્ત્રી૦ હડપચી
**હનો** પું૦ (ફા.) ઘોડીના પલાણ ઉપર નાખવાનો ખડિયો
**હપ(-ફ)તાવાર** અ૦ હપતા પ્રમાણે
**હપ(-ફ)તેહપ(-ફ)તે** અ૦ હપતા પ્રમાણે; હપતા પાડીને
**હપ(-ફ)તો** પું૦ અઠવાડિયું (૨) થોડેથોડે પૈસા ભરવા ઠેરવેલી મુદત; તે તે મુદતે ભરવાની રકમ
**હબક** સ્ત્રી૦ સખત બીક; ફાળ
**હબકવું** અ૦ ક્રિ૦ ફાળ પડવી; ચોંકવું
**હબશી(-સી)** પું૦ આફ્રિકાનો વતની
**હબસણ** સ્ત્રી૦ હબસીની કે હબસી સ્ત્રી
**હબસી** પું૦ જુઓ હબશી
**હબહબ** અ૦ (રવ૦) (નળમાંથી પાણી જોરથી નીકળવાનો અવાજ)
**હબહબાટ** પું૦ હબહબ અવાજ (૨) ઘોંઘાટ
**હમચી** સ્ત્રી૦ તાનમાં ઉછળીને લીધેલી કૂદડી
**હમજાત** વિ૦ પોતાની જાતિનું
**હમડી** સ્ત્રી૦ મગરૂરી; હુંપદ
**હમ(-વ)ણાં** અ૦ આ વખતે; હાલ
**હમદર્દી** સ્ત્રી૦ સમભાવ; દિલસોજી
**હમદીન** વિ૦ એક ધર્મનું
**હમાચો** પું૦*
**હમામ** ન૦ નાહવાની જગા
**હમામખાનું** ન૦ સ્નાનગૃહ; ગુસલખાનું
**હમામદસ્તો** પું૦ ખાંડણીપરાઈ (૨) ખાંડણીનો દસ્તો; પરાઈ
**હમાલ** પું૦ બોજો ઉપાડનારો; મજૂર
**હમાલી** સ્ત્રી૦ હમાલનું કામ; હમાલપણું
**હમિયાણી** સ્ત્રી૦ (રૂપિયા ભરવાની) થેલી; કોથળી (૨) [લા.] ધન; દોલત

હમી સ્ત્રી૦ હામી; જામીનગીરી
હમીદાર પું૦ હામીદાર; જામીન
હમીદારી સ્ત્રી૦ હમીદારપણું
હમીર પું૦ કલ્યાણ રાગનો એક પ્રકાર
હમેલ પું૦ ગર્ભ (૨) સ્ત્રી૦ ચપરાસ; પટો; પટા પરની તખ્તી
હમેશ(–શાં) અ૦ રોજ; નિત્ય
હમેશગી સ્ત્રી૦ અવિચ્છિન્નતા; નિરંતરતા (૨) અનંતપણું
હમેશાં અ૦ હમેશ; રોજ
હય પું૦ ઘોડો; અશ્વ
હયગ્રીવ પું૦ (સં.) વિષ્ણુ
હયગ્રીવા સ્ત્રી૦ (સં.) દુર્ગા
હયદળ ન૦ ઘોડેસવાર લશ્કર
હયમેધ પું૦ અશ્વમેધ
હયશાલા(–ળા) સ્ત્રી૦ અશ્વશાળા; ઘોડાર
હયાત વિ૦ જીવતું; વિદ્યમાન
હયાતી સ્ત્રી૦ હયાતપણું; જિંદગી (૨) અસ્તિત્વ
હર પું૦ શંકર; મહાદેવ (૨) વિ૦ હરનાર; લેનાર (શબ્દને છેડે) [ઉદા૦ મનોહર] (૩) અ૦ દરેક; પ્રત્યેક
હરકત સ્ત્રી૦ અડચણ; નડતર (૨) વાંધો
હરકતી વિ૦ હરકત કરનારું
હરકોઈ વિ૦ કોઈ પણ
હરખ પું૦ હર્ષ; આનંદ
હરખઘેલું વિ૦ અતિશય હર્ષથી ઘેલું બનેલું
હરખચમક સ્ત્રી૦ અતિ હરખથી મગજનું સમતોલપણું જતું રહેવું તે
હરખવા પું૦ ઘણા જ આનંદથી થયેલી ઘેલછા
હરખ(–ખા)વું અ૦ ક્રિ૦ ખુશ થવું; આનંદમાં આવવું
હરખસનેપાત પું૦ હરખનો સનેપાત—ગાંડપણ
હરખાવું અ૦ ક્રિ૦ જુઓ હરખવું
હરગિજ(–સ) અ૦ કદી પણ (નહિ)
હરઘડી અ૦ દરેક ઘડીએ; વારંવાર
હરડાં ન૦ બ૦ વ૦ હરડીનાં નાનાં અધકચરાં ફળ
હરડી સ્ત્રી૦ હરડાંનું ઝાડ
હરડે સ્ત્રી૦ હરડી નામના ઝાડનું ફળ; હરીતકી
હરણ ન૦ હરિણ; મૃગ (૨) હરી જવું–ઉપાડી જવું તે
હરણપત્ર ન૦ એક વનસ્પતિ
હરણી સ્ત્રી૦ હરણની માદા
હરણું ન૦ મૃગલું; હરણ
હર(–રિ)તાલ(–ળ) સ્ત્રી૦ એક ઉપધાતુ
હરતુંફરતું વિ૦ હાલીચાલી શકે એવું કે એટલું
હરદમ અ૦ દરેક ક્ષણે; હમેશ
હર(–રિ)દ્વાર ન૦ (સં.) હિંદુઓનું એક તીર્થસ્થળ
હરનિશ અ૦ જુઓ અહર્નિશ
હરફ પું૦ બોલ; શબ્દ (૨) અક્ષર
હરફેર સ્ત્રી૦ વારંવાર આવવુંજવું તે
હરબ(–ભ)ડવું અ૦ ક્રિ૦ જુઓ હડબડવું
હરમ સ્ત્રી૦ લોંડી
હરમડવું અ૦ ક્રિ૦ ગભરાવું; રઘવાયું થવું
હરમડાટ પું૦ ગભરાટ; રઘવાટ
હરમર સ્ત્રી૦ એક વનસ્પતિ
હરમું વિ૦ હળદરના સ્વાદનું
હરમો પું૦ એક જાતનું ઘાસ
હરરોજ અ૦ દરરોજ
હરવખત અ૦ દરેક વખતે
હરવર સ્ત્રી૦ સ્મરણ; યાદ
હરવાયું વિ૦ સુસ્ત; કાયર; હારી ગયેલું
હરવું વિ૦ લીલું (૨) તાજું (૩) સ૦ ક્રિ૦ બળાત્કારથી ઉપાડી જવું (સ્ત્રીને) (૪) ઝૂંટવી લેવું (૫) લઈ લેવું
હરવુંફરવું અ૦ ક્રિ૦ આમતેમ મોજથી ફરવું
હરસ પું૦ ગુદામાં થતો એક રોગ; અર્શ
હરસાલ વિ૦ દરેક વર્ષે; વર્ષોવર્ષ
હરસી,૦લા સ્ત્રી૦ પ્રેમી સ્ત્રી
હરહુન્નર પું૦ દરેક હુન્નર
હરાક(–ખ) સ્ત્રી૦ ઘોડો બાંધવાનો દોર (૨) બારડીનો કાંટો
હરાજ વિ૦ લિલામથી વેચેલું
હરાજી સ્ત્રી૦ લિલામ; જાહેરમાં કિંમત બોલાવરાવી વધારેમાં વધારે કિંમત આપનારને વેચવું તે
હરાડું(–યું) વિ૦ જુઓ હરાયું
હરામ વિ૦ કુરાનમાં મના કરેલું હોય એવું (૨) વગરહકનું; અઘટિત (૩) સુસ્ત; એદીખાઉ

**હરામખોર** વિ૦ હરામનું ખાવા ઇચ્છનારો (૨) કૃતઘ્ની (૩) બદમાશ

**હરામખોરી** સ્રી૦ હરામખોરપણું

**હરામચસકો** પું૦ હરામનું લેવાખાવાનો ચસકો

**હરામજાદું** વિ૦ વ્યભિચારથી જન્મેલું

**હરામનિચા** ન૦ એક પંખી

**હરામી** વિ૦ હરામખોર (૨) સ્રી૦ હરામખોરી

**હરાયું** વિ૦ રખડતું; છૂટું ફરતું (૨) અંકુશ વગરનું; માતેલું

**હરાર** અ૦ નક્કી; અવશ્ય

**હરિ** પું૦ (સં.) વિષ્ણુ; કૃષ્ણ (૨) ઘોડો (૩) સિંહ (૪) વાંદરો

**હરિકીર્ત(-ર્ત્ત)ન** ન૦ સંગીત સાથે પરમેશ્વરનાં ગુણગાન

**હરિગીત** પું૦ એક છંદ

**હરિચંદન** ન૦ કેસર (૨) એક જાતની સુખડ (૩) ચાંદની (૪) સ્વર્ગનાં પાંચ વૃક્ષમાંનું એક (બાકીનાં–પારિજાત, મંદાર, સંતાન અને કલ્પ)

**હરિજન** પું૦ હરિનો ભક્ત

**હરિણ** પું૦; ન૦ હરણ; મૃગ

**હરિણાક્ષી** વિ૦ સ્રી૦ હરિણ જેવાં સુંદર નયનવાળી

**હરિણાજિન** ન૦ હરણનું ચામડું

**હરિણી** સ્રી૦ હરણી; મૃગલી (૨) પું૦ એક છંદ

**હરિત** વિ૦ લીલું

**હરિતાલ** સ્રી૦ જુઓ હરતાલ

**હરિતાલી** સ્રી૦ દૂર્વા (૨) આકાશમાંની રેખા (મેઘ વગેરેની)

**હરિદ્રા** સ્રી૦ હળદર

**હરિદ્વાર** ન૦ (સં.) જુઓ હરદ્વાર

**હરિભક્ત** પું૦ હરિનો ભક્ત

**હરિયાળી** સ્રી૦ લીલોતરી; લીલોતરીની શોભા

**હરિયાળું** વિ૦ લીલું

**હરિશ્ચંદ્ર** પું૦ (સં.) પ્રસિદ્ધ સત્યવાદી રાજા; ત્રિશંકુનો પુત્ર

**હરી** વિ૦ કૂવાના પાણીથી પકવેલું (૨) સ્રી૦ ઉનાળાનો–કૂવાના પાણીથી પકવેલો પાક

**હરીતકી** સ્રી૦ હરડે

**હરીફ** પું૦ પ્રતિસ્પર્ધી; સામાવાળિયો (૨) વિરોધી; દુશ્મન

**હરીફાઈ** સ્રી૦ સરસાઈ; સ્પર્ધા (૨) શત્રુતા

**હરીફી** સ્રી૦ જુઓ હરીફાઈ

**હરીરો** પું૦ જુઓ ગળમાણું

**હરીસો** પું૦ (કા.) એક પ્રકારનું મિષ્ટાન્ન

**હરું** વિ૦ લીલું (૨) રુચિ પેદા કરે તેવા સ્વાદનું (૩) અ૦ અહીં

**હરેક** વિ૦ દરેક; પ્રત્યેક

**હરેડ(-ડુ)** પું૦*

**હરેડી(-રી)** સ્રી૦ પૂંઠ પકડવી તે

**હરેડુ** પું૦ જુઓ હરેડ

**હરેરું** ન૦ હરેરાનું ફળ

**હરેરો** પું૦ એક જાતનું ઝાડ

**હરેવા** ન૦ એક પંખી

**હરોલ(-ળ)** સ્રી૦ લશ્કરનો પાછલો ભાગ (૨) હાર; ઓળ (૩) બરાબરી; જોડ

**હર્તા(-ર્ત્તા)** વિ૦ 'હરનાર' એ અર્થમાં સમાસને છેડે (ઉદા૦ દુઃખહર્તા) (૨) પું૦ ચોર; લૂંટારુ

**હર્મ્ય** ન૦ મોટું સુંદર મકાન; મહેલ

**હર્ષ** પું૦ હરખ; આનંદ

**હર્ષઘેલું** વિ૦ જુઓ હરખઘેલું

**હર્ષદ** વિ૦ હર્ષ આપે તેવું

**હર્ષનાદ** પું૦ હર્ષની બૂમ

**હર્ષાશ્રુ** ન૦ હરખનું આંસુ

**હર્ષિત** વિ૦ હર્ષ પામેલું

**હલ(-ળ)** ન૦ જમીન ખેડવાનું ઓજાર

**હલક** સ્રી૦ કંઠ; સૂર; સ્વર (૨) શોભા; રોનક (૩) પળ; ક્ષણ

**હલકટ** વિ૦ હલકું; નીચ; આછકલા સ્વભાવનું

**હલકાઈ** સ્રી૦ હલકટપણું; નીચતા

**હલકાપણું** ન૦

**હલકાર** પું૦ હલકારવું તે

**હલકારવું** સ૦ ક્રિ૦ મોટેથી બૂમ પાડવી (૨) બૂમ પાડી હાંકવું; ડચકારવું (૩) હાંકવું; ચલાવવું

**હલકારો** પું૦ ખેપિયો; કાસદ (૨) જાસૂસ; દૂત

**હલકું** વિ૦ ઓછા વજનનું (૨) ઓછા મૂલ્યનું (૩) ઝટ પચે તેવું (૪) ઊતરતી કોટીનું (૫) ઓછી મહેનતનું (૬) નીચું; ખરાબ; અઘટિત (૭) હલકટ

**હલચો** પું૦ (કા.) ઘસારો; નુકસાન
**હલફલવું** અ૦ ક્રિ૦ ખળભળવું; હરફરવું
**હલ(-ળ)ધર** પું૦ (સં.) બળરામ
**હલબલ** સ્ત્રી૦ ગભરાટથી કરેલી હોહા; ધમાધમ
**હલમલ** સ્ત્રી૦ ધાંધલ; ધમાલ; ખળભળાટ
**હલમલવું** અ૦ ક્રિ૦ હાલી જવું
**હલવા** સ્ત્રી૦ એક માછલી
**હલવાઈ** પું૦ સુખડિયો; કંદોઈ
**હલવાન** ન૦ કાંબળ; અલવાન
**હલવો** પું૦ એક મીઠાઈ
**હલસો** પું૦ જોરથી દમ ચાલવો તે (૨) હલેસું
**હલહલ** સ્ત્રી૦ ધાંધળ; કોલાહલ
**હલહલાટ** પું૦ હલહલ
**હલા** અ૦ સખીને બોલાવતાં વપરાતું સંબોધન
**હલાક** વિ૦ હેરાન; અથડામણથી કંટાળેલું (૨) કંગાલ
**હલાકી** સ્ત્રી૦ હેરાનગતિ; અથડામણ; આપદા (૨) તંગી; કંગાલિયત
**હલાણું** ન૦ ખેડતાં ફાવે માટે મોટા ખેતરના વિભાગ કરી દરેક વિભાગને ખેડવો તે
**હલાફલ** સ્ત્રી૦ (કા.) દોડાદોડી; આમથી તેમ અને તેમથી આમ ઘૂમવું તે (૨) પોતાની મોટાઈ બતાવવા આમતેમ ફરાફર કરવી તે
**હલામણ** સ્ત્રી૦ અથડામણ; હેરાનગતિ (૨) માથાફોડ; પંચાત
**હલાયુધ** પું૦ (સં.) હળધર; બળરામ
**હલાર** વિ૦*
**હલાલ** વિ૦ (ઇસ્લામી) ધર્મમાં જેની રજા છે એવું; કાયદેસર; વાજબી
**હલાલખોર** પું૦ ભંગિયો (૨) ખાટકી; કસાઈ (૩) બરાબર કામ કરીને બદલો મેળવનારો
**હલાલી** સ્ત્રી૦ વફાદારી; એકનિષ્ઠા
**હલાવવું** સ૦ ક્રિ૦ 'હાલવું'નું પ્રેરકરૂપ
**હલા(-ળા)હલ(-ળ)** વિ૦ અતિ તીવ્ર (૨) ન૦ કાળકૂટ વિષ (સમુદ્રમંથન કરતાં નીકળેલું)
**હલેતું** વિ૦ અલેતું; દુનિયાદારીથી અણવાકેફ (૨) ધીમું; ધીરું
**હલેસું** ન૦ હોડી ચલાવવાનો ચાટવો
**હલો** પું૦ ઠાઠમાઠ; ભપકો
**હલ્લો** પું૦ ઘસારો; હુમલો (૨) [લા.] ધક્કો; નુકસાન (૩) [લા.] કામધંધો; ઉદ્યોગ
**હવકવ** સ્ત્રી૦ જુઓ હવ્યકવ્ય (૨) દાવપેચ; યુક્તિપ્રયુક્તિ
**હવડ** વિ૦ અવડ; અવાવરુ
**હવણ** સ્ત્રી૦ સાથ; સોબતની હૂંફ (૨) સહેલ
**હવણાં** અ૦ હાલમાં; અત્યારે
**હવન** પું૦ હોમ; યજ્ઞ (૨) ન૦ યજ્ઞમાં આહુતિ હોમવી તે
**હવનપડી** સ્ત્રી૦ હવનમાં વપરાતી કેટલીક સામાન્ય ચીજોનું પડીકું
**હવસ** પું૦ વાસના (૨) કામવાસના (૩) લોભ; લલુતા
**હવા** સ્ત્રી૦ પવન; વાયુ (૨) વાતાવરણ (૩) ભેજ
**હવાઈ** વિ૦ હવાનું,–ને લગતું (૨) હવામાં ઊંચે ઊડનારું (૩) કાલ્પનિક; તરંગી (૪) સ્ત્રી૦ એક દારૂખાનું
**હવાટ** પું૦ ભેજ
**હવા(-વે)ડો** પું૦ ઢોરને પાણી પીવાનો કૂવા પરનો કુંડ
**હવાતિયું** ન૦ મિથ્યા પ્રયત્ન; ફાંફાં
**હવાફેર** પું૦ તબિયતને કારણે હવા–સ્થળ બદલવું તે
**હવાલ** પું૦ અવસ્થા; હાલત (૨) અહેવાલ
**હવાલદાર** પું૦ પટેલતલાટીનો સિપાઈ; પટાવાળો (૨) સિપાઈઓની નાની ટુકડીનો નાયક
**હવાલદારી** સ્ત્રી૦ હવાલદારનું કામ
**હવાલો** પું૦ કબજો; તાબો (૨) સુપરત; ભાળવણ (૩) અખત્યાર; સત્તા (૨) ઝીણી ચાળણી
**હવાવું** અ૦ ક્રિ૦ ભેજ લાગવો
**હવાં** અ૦ (પ.) હવે; હમણાં
**હવિ** પું૦; ન૦ બળિ; હોમવાનું તે
**હવિષ્ય** ન૦ હોમવાયોગ્ય દ્રવ્ય
**હવિષ્યાન્ન** ન૦ યજ્ઞ કે ઉપવાસના દિવસોમાં ખાઈ શકાય તેવું અન્ન
**હવે** અ૦ અમુક પછી; અત્યારે (૨) અત્યારપછી
**હવેજ** પું૦ હળદરનો લોટ
**હવેડો** પું૦ જુઓ હવાડો

**હવેથી** અ૦ અત્યારપછીથી
**હવેરું** વિ૦ બાવરું; ગભરાયેલું
**હવેલી** સ્ત્રી૦ મોટું ને સુંદર બાંધણીનું મકાન (૨) વૈષ્ણવ લોકોનું મંદિર
**હવ્ય** વિ૦ હોમવાયોગ્ય (૨) ન૦ હોમવાની સામગ્રી (દેવોને માટે)
**હવ્યકવ્ય** ન૦ દેવો અને પિતૃઓને આપવાનો બળિ
**હશર** સ્ત્રી૦ કયામત
**હશે** અ૦ ખેર; કંઈ ચિંતા નહિ
**હશેકું** વિ૦ નવશેકું; સહેજસાજ ગરમ
**હશ્રુતિ** સ્ત્રી૦ જુઓ હકારશ્રુતિ
**હસકેતસકે** અ૦ વારંવાર; રહીરહીને (૨) સહેજસહેજમાં
**હસણી** સ્ત્રી૦ હસવું તે (૨) હસવાની રીત (૩) હાંસી
**હસણું** વિ૦ હસતું (૨) ન૦ હાંસી
**હસદ** સ્ત્રી૦ અદેખાઈ; ઈર્ષા; કીનો
**હસદખોર** વિ૦ અદેખો; કીનાખોર
**હસનીય** વિ૦ હસવાયોગ્ય
**હસનીયતા** સ્ત્રી૦
**હસમુખું** વિ૦ હસતા મુખવાળું
**હસરત** સ્ત્રી૦ દિલગીરી; શોક
**હસવું** અ૦ ક્રિ૦ દાંત કાઢવા (૨) ગમત ખાતર બોલવું (૩) સ૦ ક્રિ૦ હાંસી કરવી (૪) ન૦ હાસ્ય (૫) મશ્કરી; મજાક
**હસાગવ** પું૦+ હાસ્યવિનોદ
**હસામણું** વિ૦ હસાવે એવું
**હસારત** સ્ત્રી૦; ન૦ હાંસી; મજાક (૨) મશ્કરીનું કારણ
**હસિત** વિ૦ હસેલું (૨) હાંસી પામેલું (૩) ન૦ હાસ્ય (૪) મશ્કરી (૫) પું૦ એક સંગીતાલંકાર
**હસી** સ્ત્રી૦ હાંસી; મશ્કરી
**હસું** ન૦ હસી
**હસ્ત** પું૦ હાથ (૨) તેરમું નક્ષત્ર
**હસ્તક** અ૦ હાથે; મારફતે (૨) હવાલે; તાબે
**હસ્તકમલ(–ળ)** ન૦ કમળ જેવો હાથ
**હસ્તકલા(–ળા)** સ્ત્રી૦ હાથની કારીગરી
**હસ્તકૌશલ(–લ્ય)** ન૦ (કાંઈ કરવામાં) હાથની કુશળતા
**હસ્તક્રિયા** સ્ત્રી૦ હાથની કારીગરી (૨) હસ્તદોષ
**હસ્તગત** વિ૦ હાથમાં આવેલું
**હસ્તતલ** ન૦ હથેળી
**હસ્તદોષ** પું૦ હાથે કરેલો વીર્યપાત
**હસ્તપ્રક્ષાલન** ન૦ હાથ ધોવા તે
**હસ્તમેળાપ** પું૦ હાથમાં હાથ મેળવવો તે (લગ્ન વખતે)
**હસ્તમેળો** પું૦ જુઓ હસ્તમેળાપ
**હસ્તલાઘવ** ન૦ જુઓ હસ્તકૌશલ્ય
**હસ્તાક્ષર** પું૦ હાથે લખેલા અક્ષર (૨) સહી
**હસ્તામલક** ન૦ હાથમાંનું આમળું
**હસ્તામલકવત્** અ૦ હાથમાંના આમળાની પેઠે (સહેલાઈથી કે સ્પષ્ટ રીતે)
**હસ્તિનાપુર** ન૦ (સં.) પાંડવોની રાજધાની (અત્યારના દિલ્લીથી ૫૦ માઈલ ઈશાનકોણમાં)
**હસ્તિની** સ્ત્રી૦ હાથણી (૨) કામશાસ્ત્રમાં વર્ણવેલી ચાર પ્રકારની સ્ત્રીઓમાંની એક (જુઓ શંખિની)
**હસ્તી** પું૦ હાથી (૨) સ્ત્રી૦ હયાતી; અસ્તિત્વ
**હસ્તીદંત** પું૦ હાથીદાંત
**હસ્તીનખ** પું૦ હાથીનો નખ
**હસ્તીમદ** પું૦ હાથીના ગંડસ્થળમાંથી ઝરતો એક પદાર્થ
**હસ્તીવિજ્ઞાન** ન૦ જુઓ હસ્તીવેદ
**હસ્તીવેદ** પું૦ હાથી વિષેનું શાસ્ત્ર
**હસ્તીશાલા(–ળા)** સ્ત્રી૦ હાથીખાનું
**હળ** ન૦ જુઓ હલ
**હળકવું** અ૦ ક્રિ૦ ઝૂલવું; હાલવું
**હળદ,૦ર** સ્ત્રી૦ રસોઈમાં વપરાતું એક ગાંઠાદાર મૂળ
**હળદરવો** પું૦ એક ઝાડ
**હળધર** પું૦ (સં.) જુઓ હલધર
**હળપૂણી** સ્ત્રી૦ હળના ચવડામાં ઘાલવાની કોશ
**હળબંધી** સ્ત્રી૦*
**હળમળ** સ્ત્રી૦ હળવુંમળવું તે; મેળ; સંબંધ (૨) અ૦ ખળભળી ઊઠયું હોય તેમ; હરકેરાઈ ગયું હોય તેમ
**હળવટ** સ્ત્રી૦ ખેતી
**હળવું** વિ૦ હલકું; ધીમું; નરમ (૨) અ૦ ક્રિ૦ ટેવાવું; ગમી જવું (૩) ફળવું (૪) સ૦ ક્રિ૦ બબ્બે ચાસની વચ્ચે હળ ફેરવવું

**હળવે** અ૦ ધીમેથી; આસ્તે
**હળાહળ** વિ૦ (૨) ન૦ જુઓ હલાહલ
**હળિયું** ન૦ નાનું હળ
**હળોતરું** ન૦ જમીનને પ્રથમ વરસાદે ખેડવી તે
**હં** અ૦ આશ્ચર્ય, તુચ્છકાર, ધમકી, હકાર કે ઉત્સાહદર્શક ઉદ્ગાર
**હંકાઈ(-મણી)** સ્ત્રી૦ હાંકવાનું મહેનતાણું
**હંકારવું** સ૦ ક્રિ૦ હાંકવું; ચલાવવું
**હંખારવું** સ૦ ક્રિ૦ સ્વચ્છ કરવું; ગાળવું
**હંખારો** પું૦ ગાળતાં રહેલો કચરો
**હંગામ** પું૦ અવસર; મોસમ (૨) હંગામો
**હંગામી** વિ૦ મોસમ પૂરતું; થોડા વખત માટેનું; કામચલાઉ
**હંગામો** પું૦ ધમાચકડી; ધમાલ (૨) તોફાન; હુલ્લડ
**હંડરવેટ** પું૦ ટનનો વીસમો ભાગ
**હંતવ્ય** વિ૦ હણવાયોગ્ય
**હંતા** વિ૦ (૨) પું૦ હણનાર; ખૂન કરનારો
**હંફાવવું** સ૦ ક્રિ૦ 'હાંફવું'નું પ્રેરકરૂપ
**હંફાવું** અ૦ ક્રિ૦ 'હાંફવું'નું કર્મણિરૂપ
**હંભા** અ૦ (રવ૦) ગાયના ભાંભરવાનો અવાજ
**હંભારવ** પું૦ હંભા એવો અવાજ
**હંમેશ(-શાં)** અ૦ હમેશ; રોજ
**હંસ** પું૦ એક પક્ષી (૨) જીવ; આત્મા (૩) જુઓ એકદંડી
**હંસગતિ** સ્ત્રી૦ હંસના જેવી ધીમી મોહક ચાલ
**હંસગામિની** વિ૦ સ્ત્રી૦ હંસગતિથી ચાલનારી
**હંસણી** સ્ત્રી૦ હંસની માદા
**હંસપદ** ન૦ હંસનું પગલું (૨) લખાણમાં કમેરો દર્શાવવા માટે કરવામાં આવતું ^ આવું ચિહ્ન (૩) બે કાકપદ જેટલો સમય (સંગીત)
**હંસરાજ** પું૦ હંસોનો રાજા (૨) એક જાતની વનસ્પતિ
**હંસા** પું૦ એક છંદ (૨) સ્ત્રી૦ હંસણી
**હંસી** સ્ત્રી૦ જુઓ હંસણી
**હા** અ૦ સંમતિસૂચક ઉદ્ગાર (૨) અરે! અહા!
**હાઉ** પું૦ બાળકને ભય ઉપજાવનારો કાલ્પનિક બિહામણો જીવ (૨) એરુ; સાપ
**હાઉહાઉ** અ૦ (રવ૦) કૂતરાના ભસવાનો અવાજ
**હાક** સ્ત્રી૦ હોકારો; બૂમ (૨) દોર; પ્રતાપ; છાપ
**હાક(-કે,-કો)ટવું** સ૦ ક્રિ૦ મોટેથી બોલવું (૨) ધમકાવવું
**હાકલ** સ્ત્રી૦ બોલાવવા માટે પાડેલી મોટી બૂમ
**હાકલવું** સ૦ ક્રિ૦ હાંક મારીને બોલાવવું
**હાકવું** સ૦ ક્રિ૦ હાંકવું; ચલાવવું (૨) હાક મારીને કાઢી મૂકવું
**હાકાર** પું૦ હા કહેવું તે
**હાકેટવું** સ૦ ક્રિ૦ જુઓ હાકટવું
**હાકે(-કો)ટો** પું૦ મોટા ઘાંટા; બૂમ
**હાકેમ** પું૦ સૂબો; રાજ્યકર્તા અમલદાર
**હાકેમરસ** વિ૦ હાકેમ સાથે ઓળખાણવાળું
**હાકેમી** વિ૦ હાકેમ સંબંધી (૨) સ્ત્રી૦ હકૂમત; અમલ; કારકિર્દી
**હાકોટો** પું૦ જુઓ હાકેટો
**હાકોટવું** સ૦ ક્રિ૦ જુઓ હાકટવું
**હાજત** સ્ત્રી૦ જરૂરિયાત; આવશ્યકતા (૨) ઝાડાપિશાબની શંકા (૩) આદત
**હાજર** વિ૦ સમક્ષ; મોજૂદ હોય તેવું
**હાજરજવાબ** પું૦ હાજરજવાબી
**હાજરજવાબી** વિ૦ સમયાનુસાર યોગ્ય જવાબ તરત આપી શકે તેવું (૨) સ્ત્રી૦ તેની આવડ
**હાજરજામીન** પું૦ ગુનેગારને હાજર કરવા માટેનો જામીન
**હાજરબાશી** સ્ત્રી૦ હાજર હોવું તે
**હાજરાત** સ્ત્રી૦ જંતરમંતરની એક ક્રિયા
**હાજરાહજૂર** વિ૦ હજૂરમાં તૈયાર હોય એવું (૨) સાક્ષાત્; પ્રત્યક્ષ
**હાજરી** સ્ત્રી૦ હાજર હોવું તે (૨) નાસ્તો
**હાજરીપત્રક** ન૦ હાજરી નોંધવાનું પત્રક
**હાજવું** અ૦ ક્રિ૦ અડી રહેવું; લાગુ રહેવું
**હાજિબ** પું૦ દરવાન
**હાજિયાણી** સ્ત્રી૦ હજ કરી આવેલી મુસલમાન સ્ત્રી
**હાજિયો** પું૦ હાકાર (૨) ખુશામતિયો; સઘળી વાતની હા કહેનારો
**હાજી** પું૦ હજ કરી આવેલો મુસલમાન; મક્કાનો જાત્રાળુ (૨) અ૦ જી હા; હા સાહેબ
**હાજીહા** સ્ત્રી૦ ખુશામત (૨) અ૦ ભારપૂર્વક હાકાર દર્શાવતો એક ખુશામતિયો ઉદ્ગાર
**હાટ** સ્ત્રી૦; ન૦ દુકાન (૨) ગુજરી; બજાર
**હાટક** વિ૦ સોનાનું; સોનેરી (૨) ન૦ સોનું
**હાટકવું** સ૦ ક્રિ૦ ગર્જના કરવી; હોકારો કરવો
**હાટિયું** ન૦ ભીંતમાંનું બારણાવાળું તાકું

**હાકે** અ૦ (ફા.) વાસ્તે; કાજે
**હાટોડી** સ્ત્રી૦ (ફા.) દુકાનેદુકાને ફરીને બાવા-ફકીર વગેરે માગે છે તે ભીખ
**હાડ** ન૦ હાડકું (૨) બાંધો; કાઠું (૩) છેલ્લી હદે; છેક જ (૪) અ૦ ઘણું જ; અતિશય
**હાડકચર** સ્ત્રી૦ શરીરમાં રહેતો ઝીણો તાવ
**હાડકચરિયું** વિ૦ હાડમાં રહેતો ઝીણો (તાવ)
**હાડકી** સ્ત્રી૦ નાનું અને પોચું હાડકું
**હાડકું** ન૦ અસ્થિ
**હાડછેડ** સ્ત્રી૦ તિરસ્કાર; તરછોડવું તે
**હાડજ્વર** પું૦ ઝીણો તાવ; જીર્ણજ્વર
**હાડધગી** સ્ત્રી૦ હાડજ્વર
**હાડપિંજર** શરીરનું હાડકાંનું ખોખું
**હાડમાર** વિ૦ હરેહડે થયેલું; તુચ્છકારાયેલું (૨) સ્ત્રી૦ હાડમારી
**હાડમારી** સ્ત્રી૦ તિરસ્કાર; ધુત્કાર (૨) હેરાનગતિ; મુશ્કેલી
**હાડમાળા** સ્ત્રી૦ હાડકાંની માળા
**હાડવેર** ન૦ પાકું વેર
**હાડવેરી** પું૦ કટ્ટો વેરી
**હાડવૈદ(-દ્ય)** પું૦ હાડકાં બેસાડનારો કે જોડનારો વૈદ્ય
**હાડસાંકળ** સ્ત્રી૦ એક વેલ
**હાડિયાકરસણ** પું૦; ન૦ ચોમાસામાં થતો એક છોડ
**હાડિયાદૂંડું** ન૦ એક જાતની છોકરાંની રમત
**હાડિયું** વિ૦ હાડ સંબંધી; હાડમાં પહોંચેલું કે રહેતું
**હાડિયો** પું૦ કાગડો
**હાડી** વિ૦ મજબૂત હાડનું; મહેનતુ; ખડતલ (૨) હઠીલું; મમતી (૩) હાડિયું (૪) પું૦ મડદાંનાં હાડકાંની મદદથી ખેલો કરનાર જાદુગર
**હાડે(-ડો)હાડ** અ૦ છેક હાડકાં સુધી; હાડકેહાડકે
**હાણ** સ્ત્રી૦ હાનિ; નુકસાન
**હાથ** પું૦ હસ્ત (૨) કોણીથી વચલી આંગળીના છેડા સુધીની લંબાઈનું માપ (૩) હાથનો કસબ (૪) દાવ (રમતમાં)
**હાથઉછીનું** વિ૦ ચોપડામાં ઉધાર્યા વિના થોડીવાર પછી આપી દેવાની શરતે લીધેલું કે આપેલું
**હાથકડી** સ્ત્રી૦ હાથની બેડી
**હાથકામ** ન૦ હાથનું કામ
**હાથગાડી** સ્ત્રી૦ હાથે ખેંચવાની કે ધકેલવાની ગાડી
**હાથચાલાકી** સ્ત્રી૦ હાથની ચાલાકી (જાદુના ખેલમાં)
**હાથણી** સ્ત્રી૦ હાથીની માદા (૨) પુસ્તો
**હાથતાળી** સ્ત્રી૦ હાથની તાળી
**હાથધોયું** ન૦ અતિસાર; ઝાડા
**હાથપહોંચિયું** ન૦ હાથના પહોંચાનું એક ઘરેણું
**હાથપાકીટ** ન૦ હાથમાં રાખવાનું પાકીટ
**હાથરસ** પું૦ હાથથી કરેલો વીર્યપાત
**હાથરૂમાલ** પું૦ હાથનો રૂમાલ
**હાથલી** સ્ત્રી૦*
**હાથલો** વિ૦ પું૦ હાથના જેવા ફાફડાવાળો (થોર)
**હાથસાળ** સ્ત્રી૦ હાથે ચલાવાતી સાળ
**હાથિયો** પું૦ ૧૩મું નક્ષત્ર (૨) મલપતો મોટો હાથી (૩) ખરેરો
**હાથી** પું૦ હસ્તી; ગજ
**હાથીખાનું** ન૦ હાથી રાખવાનો તબેલો
**હાથીથાન** ન૦ હાથીખાનું
**હાથીદાંત** પું૦ હાથીનો દંતૂશળ
**હાથીપગું** વિ૦ રોગથી ફૂલેલા પગવાળું (૨) મોટા પગવાળું
**હાથીસૂંઢું** ન૦ એક વનસ્પતિ
**હાથેવાળો** પું૦ વરકન્યાનો હસ્તમેળાપ
**હાથેળી** સ્ત્રી૦ જુઓ હથેળી
**હાથો** પું૦ હથિયાર કે ઓજાર જ્યાંથી પકડાય તે ભાગ; મૂઠ કે દસ્તો (૨) સહાય (૩) પક્ષ (૪) કંકુવાળા હાથની છાપ (૫) વેપારીઓ આંગળીઓની નિશાનીથી ભાવ ઠરાવવા પોતાનો હાથ કપડા નીચે ઢાંકીને આપે છે તે
**હાથોહાથ** અ૦ જેને આપવાનું હોય તેના જ હાથમાં; જાતોજાત (૨) એકના હાથમાંથી બીજાના હાથમાં એમ; એકબીજાની મદદથી
**હાન** સ્ત્રી૦ બાધા; માનતા (૨) હાનિ
**હાનિ** સ્ત્રી૦ નુકસાન (૨) પાયમાલી; નાશ
**હાનિકર** વિ૦ હાનિ કરનારું

**હાનિકર્તા(-ર્ત્તા)** વિ૦ જુઓ હાનિકર
**હાનિકારક** વિ૦ જુઓ હાનિકર
**હાફિજ** પું૦ આખું કુરાન જેને મોઢે હોય એવો માણસ (૨) પું૦ (સં.) ઇરાનનો એક પ્રખ્યાત કવિ
**હામ** સ્ત્રી૦ હિંમત
**હામળવું** અ૦ ક્રિ૦ હિંમત હારી જવું
**હામા** ન૦ એક જાતનું પક્ષી
**હામી** પું૦ હામીદાર (૨) સ્ત્રી૦ જામીન; બાંયધરી
**હામીદાર** પું૦ જામીન
**હામીદારી** સ્ત્રી૦ હામીદારપણું
**હાય** અ૦ દુઃખ, ત્રાસ કે અફસોસનો ઉદ્ગાર (૨) સ્ત્રી૦ અંતરના ઊંડા દુઃખની બદદુવા; શાપ
**હાયવરાળ** સ્ત્રી૦ શોક; અફસોસ
**હાયવોય** સ્ત્રી૦ શોક; અફસોસ; ચિંતા (૨) અ૦ શોકનો એવો ઉદ્ગાર
**હાયહાય** સ્ત્રી૦ (૨) અ૦ જુઓ હાયવોય
**હાર** પું૦ ફૂલની મોટી માળા (૨) ગળામાં પહેરવાનું એવું ઘરેણું (૩) સ્ત્રી૦ પરાજય (૪) ઓળ; પંક્તિ
**હારક** વિ૦ (૨) પું૦ હરનાર
**હારકતાર** અ૦ ઓળબંધ; હારબંધ
**હારજીત** સ્ત્રી૦ હાર અને જીત
**હારડો** પું૦ મોટો હાર (૨) ખાંડનાં ચકતાંનો હાર
**હારણ** વિ૦ બાયલું (૨) અધીરું (૩) સ્ત્રી૦ અધીરાઈ (૪) બાયલાપણું
**હારણું** વિ૦ હારણ
**હારતોરા** પું૦ બ૦ વ૦ હાર અને તોરા
**હાર(-રા)દોર** અ૦ એક હારમાં; હારબંધ
**હારબંધ** અ૦ હારદોર; ઓળબંધ
**હારવું** અ૦ ક્રિ૦ પરાજિત થવું (૨) કાયર થવું; થાકવું (૩) સ૦ ક્રિ૦ રમતમાં શરત તરીકે મૂકેલી વસ્તુ ગુમાવવી
**હારશિંગાર** ન૦ પારિજાતક
**હારાદોર** અ૦ હારબંધ
**હારાહાર** સ્ત્રી૦ વારંવાર હારવું તે
**હારિલ** ન૦ જુઓ હારીલ
**હારિયું** વિ૦ સમોવડિયું; એક જ પંક્તિનું (૨) એક જ રાહનું (પદ) (૩) સમકાલીન
**હારી** વિ૦ 'હારક' એ અર્થમાં સમાસને છેડે (ઉદા૦ દુઃખહારી) (૨) પું૦ એક છંદ
**હારીલ** ન૦ એક પંખી (જેને વિષે એમ મનાય છે કે જન્મતી વખતે તે જે એક લાકડું પકડી લે છે તે મરતા સુધી છોડતું નથી)
**હારે** અ૦ જોડે; સાથે
**હારેડું** વિ૦ તોફાની; મસ્તાની
**હારોટી** સ્ત્રી૦ હાર; ઓળ
**હારોહાર** અ૦ જુઓ હારદોર
**હાર્દ** ન૦ હૃદય (૨) મર્મ; રહસ્ય (૩) ભાવાર્થ
**હાર્દિક** વિ૦ ખરા અંતરનું
**હાર્મોનિયમ** ન૦ એક વિદેશી વાદ્ય
**હાલ** પું૦ બ૦ વ૦ દશા; સ્થિતિ (૨) અવદશા (૩) અ૦ હમણાં; અત્યારે
**હાલક** પું૦ એક છંદ (૨) પીળાશ પડતા રંગનો ઘોડો
**હાલકહૂલક** ન૦ અવ્યવસ્થા; તોફાન (૨) વિ૦ તોફાની
**હાલચાલ** સ્ત્રી૦ હાલવુંચાલવું તે; હરફર (૨) રીતભાત
**હાલત** સ્ત્રી૦ અવસ્થા; સ્થિતિ (૨) ટેવ
**હાલપોલ(-લિયું)** વિ૦ સાંધામાંથી પોલું કે કોહેલું હોવાથી હાલતું
**હાલબકાલ** સ્ત્રી૦ હલમલ
**હાલરડું** ન૦ બાળકને ઝુલાવતાં ગવાતું ગીત (૨) ટોળું; સમુદાય
**હાલરું** ન૦ બાળકને નજર ન લાગે એવી ચીજોની માળા (૨) જૂથ; ટોળું (૩) કણસલામાંના કણ છૂટા પાડવા ખળીમાં બળદ ફેરવે છે તે (૪) હાલરડું
**હાલવું** અ૦ ક્રિ૦ ડોલવું (૨) જવું; ચાલવું
**હાલસો** પું૦ હરકત; હાનિ
**હાલહવાલ** પું૦ બ૦ વ૦ દુર્દશા; ખરાબી; પાયમાલી (૨) વિ૦ દુર્દશામાં પડેલું
**હાલહાલ** અ૦ હમણાં જ; અબઘડી
**હાલંદું** વિ૦ હાલતું
**હાલંહાલા** સ્ત્રી૦ વારંવાર હાલવું તે
**હાલાહાલ** સ્ત્રી૦ હાલંહાલા

**હાલી** સ્ત્રી૦ બાળકને સુવાડવાની ઝોળી; ઘોયું
**હાલીગોરી** સ્ત્રી૦ હાલરડું
**હાલીમવાલી** પું૦ હલકા દરજ્જાનો માણસ
**હાલેડું** ન૦ હાલરડું
**હાલો** અ૦ બાળકને ઊંઘાડવા હીંચતાં વપરાતો ઉદ્ગાર (૨) પું૦ હાલરડું; ઘોયું (બાળભાષામાં)
**હાલોડોલો** પું૦ (કા.) હરવુંફરવું તે (૨) બને તેટલું થોડુંઘણું કામકાજ કરવું તે (૩) શરીરની નબળાઈને લીધે થોડીઘણી હરફર થાય તે
**હાવ** પું૦ શૃંગારયુક્ત ચેષ્ટા કે ચાળો (સ્ત્રીનો) (૨) ઇચ્છા; હવસ
**હાવભાવ** પું૦ બ૦ વ૦ શૃંગારયુક્ત ચેષ્ટા; નખરાં
**હાવરું** વિ૦ અતિલોભી; અસંતોષી (૨) બાવરું
**હાવરો** પું૦ આવરો; આવકનો ચોપડો (૨) તાવ ગયા પછી ઊઘડતી ભૂખ
**હાવળ** સ્ત્રી૦*
**હાવાં** અ૦ (પ.) હવે; હમણાં
**હાશ** અ૦ સંતોષ અથવા નિવૃત્તિનો ઉદ્ગાર
**હાશીશ** સ્ત્રી૦ એક માદક વનસ્પતિ
**હાસ** ન૦ હાસ્ય
**હાસ્ય** ન૦ હસવું તે
**હાસ્યચિત્ર** ન૦ ટોળ કરવા દોરેલું હાસ્યજનક ચિત્ર; 'કૅરીકેચર'
**હાસ્યજનક** વિ૦ હાસ્ય ઉપજાવે એવું
**હાસ્યરસ** પું૦ નવ રસોમાંનો એક (જુઓ રસ)
**હાસ્યવિનોદ** પું૦ હાસ્ય અને વિનોદ
**હાસ્યાસ્પદ** વિ૦ હસવાયોગ્ય; હસવું આવે એવું
**હાહાકાર** પું૦ હા! હા! એવો શોક કે ત્રાસનો ઉદ્ગાર; સર્વત્ર શોક અને ત્રાસની લાગણી ફેલાઈ જવી તે
**હાહાહીહી** અ૦ હાસ્યવિનોદનો એવો ઉદ્ગાર (૨) સ્ત્રી૦ હાસ્યવિનોદ; ઠઠ્ઠામશ્કરી
**હાહો** સ્ત્રી૦ હોકાર; ઘુમરાણ (૨) ધામધૂમ; ધમાલ
**હાળો** પું૦ હળ ખેડનારો (૨) પતિ (૩) મરદ
**હાં** અ૦ આગ્રહ, ભાર, વિનવણી, ગુસ્સો બતાવનારો ઉદ્ગાર
**હાંઉં** અ૦ હાં; બસ
**હાંક** સ્ત્રી૦ બોલાવવા માટેની બૂમ
**હાંકણી** સ્ત્રી૦ હાંકવાની રીત
**હાંકવું** સ૦ ક્રિ૦ પશુ, વાહન, વહાણ, ગાડી વગેરેને ઇચ્છિત માર્ગે ચલાવવું
**હાંકેડુ** પું૦ હાંકનારો; ગાડીત
**હાંજા** પું૦ બ૦ વ૦ શરીરના સાંધા (૨) [લા.] હિંમત; શક્તિ
**હાંજી** અ૦ માન સાથે જવાબ દેતાં વપરાતો એક ઉદ્ગાર
**હાંડલી** સ્ત્રી૦ નાનું હાંડલું
**હાંડલું** ન૦ પહોળા મોંનું માટીનું એક વાસણ
**હાંડી** સ્ત્રી૦ હાંલ્લી (૨) ધાતુનું તેવું વાસણ (૩) દીવો મૂકવાનું લટકતું કાચનું વાસણ
**હાંડીધોયો** પું૦ રાંધવાનાં વાસણ માંજનારો
**હાંડો** પું૦ મોટો દેગડો (૨) એક વાની (૩) મૂર્ખ; ઢ
**હાંફ** સ્ત્રી૦ ઉતાવળો શ્વાસ ચાલવો તે (૨) તેથી થતી છાતીની રૂંધામણ; અમૂંઝણ
**હાંફણ** સ્ત્રી૦ જુઓ હાંફ
**હાંફળું** વિ૦ વ્યાકુળ; બાવરું
**હાંફળુંફાંફળું** વિ૦ ગભરાયેલું; બેબાકળું; બાવરું
**હાંફવું** અ૦ ક્રિ૦ હાંફ ચડવી
**હાંલ્લી** સ્ત્રી૦ જુઓ હાંડલી
**હાંલ્લું** ન૦ જુઓ હાંડલું
**હાંસડી** સ્ત્રી૦ ગળા આગળનું એક હાડકું (૨) ગળાનું એક ઘરેણું (૩) લોટાને કે તેવા વાસણને ઊંચકવા કરેલો ગાળો (૪) ઘોડાને ગળે પહેરવાનો સામાનનો એક ભાગ (૫) કોસનું લોઢાનું ચકરડું (૬) પૈડાંના મોં ઉપરનો લોઢાનો ગાળો
**હાંસ(-સિ)લ** વિ૦ મળેલું; પ્રાપ્ત (૨) ન૦ દાણ; જકાત; કર (૩) ફાયદો; લાભ (૪) ઉત્પન્ન; પેદાશ (૫) પરિણામ
**હાંસવો** પું૦ કોદાળી; ખોદવાનું એક ઓજાર
**હાંસિયું** વિ૦ ઊંચી જાતના સફેદ (ઘઉં)
**હાંસિલ** વિ૦ જુઓ હાંસલ
**હાંસિયો** પું૦ કાગળ પર એક બાજુએ જુદો પાડેલો લખ્યા વગરનો ભાગ

**હાંસી** સ્ત્રી૦ મજાક; મશ્કરી (૨) ફજેતી
**હાંસીખેલ** પું૦ મજાક માટે કરેલું કામ; મશ્કરી
**હિકમત** સ્ત્રી૦ યુક્તિ; કરામત
**હિકમતી** વિ૦ હિકમતવાળું
**હિકરાણુ** ન૦ કકલાણ; રોકકળ (૨) ઘોંઘાટ; ઘુમરાણ
**હિકાયત** સ્ત્રી૦ વાર્તા; કહાણી; કિસ્સો
**હિક્કડ** વિ૦ લાગણી વગરનું; કઠોર
**હિક્કળ** ન૦ વરસાદથી થતી અતિશય ઠંડી
**હિક્કા** સ્ત્રી૦ હેડકી
**હિક્કાનાદ** પું૦ હેડકી (૨) પડઘો (૩) અવ્યક્ત ધ્વનિ
**હિચકારું** વિ૦ કાયર; બાયલું (૨) અધમ; હીન
**હિજરત** સ્ત્રી૦ વતનથી છૂટા પડવું તે
**હિજરતી** વિ૦ હિજરત કરનારું
**હિજરાવવું** સ૦ ક્રિ૦ 'હિજરાવું'નું પ્રેરકરૂપ
**હિજરાવું** અ૦ ક્રિ૦ ઝૂરવું; બળ્યા કરવું
**હિજરી** વિ૦ (૨) પું૦ મહમ્મદ પેગંબર મક્કા છોડી મદીને ગયા ત્યારથી ગણાતો સંવત
**હિડિંબા** સ્ત્રી૦ (સં.) ભીમની રાક્ષસ પત્ની
**હિત** ન૦ કલ્યાણ; શ્રેય (૨) લાભ; ફાયદો
**હિતકર** વિ૦ હિત કરે તેવું
**હિતકર્તા(-ર્ત્તા)** વિ૦ (૨) પું૦ હિત કરનાર
**હિતકારક** વિ૦ જુઓ હિતકર
**હિતકારી** વિ૦ જુઓ હિતકર
**હિતચિંતક** વિ૦ (૨) પું૦ હિત ઇચ્છનાર
**હિતશત્રુ** પું૦ મૂર્ખતાથી હિત કરવા જતાં પરિણામે હાનિ કરનાર મિત્ર (૨) હિતમાં આડે આવનાર
**હિતસંબંધ** પું૦ ભલું (૨) સ્વાર્થ
**હિતાર્થ** અ૦ હિત માટે
**હિતાર્થી** વિ૦ ભલું ઇચ્છનારું
**હિતાર્થે** અ૦ હિતાર્થ; હિત માટે
**હિતાવહ** વિ૦ હિતકારક; શ્રેયસ્કર
**હિતાહિત** ન૦ હિત અને અહિત
**હિતુ** વિ૦ જુઓ હિતેચ્છુ
**હિતેચ્છુ** વિ૦ હિત ઇચ્છનાર
**હિતૈષી** વિ૦ જુઓ હિતેચ્છુ
**હિતોપદેશ** પું૦ હિતની શિખામણ
**હિદાયત** સ્ત્રી૦ રસ્તો દેખાડવો તે; શિખામણ
**હિદેલા** ન૦ એક પંખી
**હિના** સ્ત્રી૦ મેંદી
**હિનો** પું૦ મેંદી (૨) હિમ
**હિફાજત** સ્ત્રી૦ જાળવણી; સંભાળ
**હિમ** ન૦ બરફ (૨) ઘણો સખત ઠાર (૩) અતિશય ઠંડી
**હિમગિરિ** પું૦ હિમાલય
**હિમાચલ(-ળ)** પું૦ હિમાલય
**હિમાની** સ્ત્રી૦ હિમનો સમૂહ; બરફનો ઢગલો
**હિમાયત** સ્ત્રી૦ પક્ષ લેવો તે; તરફદારી (૨) સમર્થન કરવું તે
**હિમાયતી** વિ૦ (૨) પું૦ હિમાયત કરનાર
**હિમાયેલું** વિ૦ હિમથી બળી ગયેલું (૨) સુકલકડી (૩) બળિયેલ
**હિમાવું** અ૦ ક્રિ૦ હિમથી બળી જવું (૨) મનમાં બળ્યા કરવું (૩) સુકાવું; કૃશ થવું (શરીરે)
**હિમાલય** પું૦ (સં.) હિંદુસ્તાનની ઉત્તરે આવેલો પ્રસિદ્ધ પર્વત
**હિમાળું** વિ૦ હિમવાળું; હિમ જેવું ઠંડું
**હિમાળો** પું૦ (સં.) હિમાલય
**હિમાંશુ** પું૦ ચંદ્ર
**હિરણ્મય** વિ૦ સુવર્ણમય; સોનાનું બનેલું
**હિરણ્ય** ન૦ સોનું
**હિરણ્યકશિપુ** પું૦ (સં.) પ્રહ્લાદનો પિતા
**હિરણ્યગર્ભ** પું૦ (સં.) બ્રહ્મા (૨) [સં.] વિષ્ણુ (૩) સૂક્ષ્મશરીરયુક્ત આત્મા
**હિરણ્યમય** વિ૦ જુઓ હિરણ્મય
**હિરણ્યાક્ષ** પું૦ (સં.) હિરણ્યકશિપુનો ભાઈ
**હિરવણી** વિ૦ કપાસની એક જાત
**હિરામલ** પું૦; ન૦ એક જાતનું પંખી
**હિલચાલ** સ્ત્રી૦ હાલવુંચાલવું તે (૨) પ્રવૃત્તિ; ચળવળ
**હિલામો** પું૦ મજબૂત પ્રયત્ન (૨) બંડ
**હિલોળવું** સ૦ ક્રિ૦ હિલોળે ચડાવવું; ખૂબ હીંચોળવું
**હિલોળો** પું૦ તરંગનો ઉછાળો (૨) હીંચવામાં તેવો લાંબો ઝોલો (૩) ગમ્મત; ખુશાલી
**હિલ્લો** પું૦ હેલ્લો (૨) નુકસાન; હરકત
**હિલ્લોલ** પું૦ મોજું; તરંગ (૨) મનનો તરંગ

**હિસાબ** પું૦ ગણના; ગણતરી (૨) દાખલો (ગ.) (૩) લેણુદેણુ; આવકખર્ચ વગેરેની ગણતરી
**હિસાબકિતાબ** પું૦ લેવડદેવડના ચોપડા (૨) લેણુદેણુનો હિસાબ
**હિસાબી** વિ૦ હિસાબને લગતું (૨) હિસાબ રાખનારું; હિસાબ રાખવામાં કે કરવામાં કુશળ (૩) ગણીને નક્કી કરેલું; ચોક્કસ (૪) પું૦ હિસાબ રાખનારો મહેતો
**હિસારવ** પું૦ (રવ૦) એવો અવાજ (ગાય કે ઘોડાનો)
**હિસારો** પું૦ જુઓ હિસારવ
**હિસ્સેદાર** વિ૦ ભાગીદાર
**હિસ્સો** પું૦ ભાગ; ફાળો
**હિંકાર** પું૦ 'હિં' એવો અવાજ
**હિંગ** સ્ત્રી૦ એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ; વઘારણી
**હિંગડો** પું૦ હલકી જાતની હિંગ
**હિંગળો,૦ક** પું૦ ગંધક અને પારાની મેળવણીવાળો લાલ પદાર્થ
**હિંગળોકિયું** ન૦ હિંગળોક રાખવાની દાબડી
**હિંગુ** પું૦; ન૦ હિંગ
**હિંગોરું** ન૦ એક ફળ
**હિંડોલ** પું૦ એક રાગ
**હિંડોળાખાટ** સ્ત્રી૦ ખાટલાનો હિંડોળો
**હિંડોળ** પું૦ એક રાગ
**હિંડોળ(-ળો)** પું૦ કઠેરાવાળો મોટો હીંચકો; ઝૂલો
**હિંદ** પું૦; સ્ત્રી૦; ન૦ (સં.) હિંદુસ્તાન
**હિંદવાણી** સ્ત્રી૦ હિંદુસ્તાનની કે હિંદુ સ્ત્રી
**હિંદવી** વિ૦ હિંદનું,-ને લગતું
**હિંદી** વિ૦ હિંદનું (૨) પું૦ ઉત્તર હિંદુસ્તાનમાં બોલાતી ભાષા; હિંદની રાષ્ટ્રભાષા
**હિંદુ** વિ૦ (૨) પું૦ હિંદુધર્મનો અનુયાયી
**હિંદુસ્તાન** પું; ન૦ (સં.) ભારતવર્ષ
**હિંદુસ્તાની** વિ૦ હિંદુસ્તાનનું,-ને લગતું (૨) પું૦ ઉત્તર હિંદનો રહેવાસી (૩) સ્ત્રી૦ હિંદીભાષા
**હિંદોલ** પું૦ હીંચકો; હિંડોળો
**હિંમત** સ્ત્રી૦ બહાદુરી
**હિંમતબાજ** વિ૦ બહાદુર
**હિંમતવાન** વિ૦ બહાદુર
**હિંસક** વિ૦ હિંસા કરનારું
**હિંસન** ન૦ હિંસા
**હિંસા** સ્ત્રી૦ જીવનો વધ કે પીડા
**હિંસાકર્મ** ન૦ હિંસાનું કર્મ
**હિંસાત્મક** વિ૦ હિંસાયુક્ત; હિંસાવાળું
**હિંસારી** વિ૦ હિંસ્ર; માંસાહારી
**હિંસારુ** પું૦ હિંસ્ર પશુ (૨) વાઘ
**હિંસ્ર** વિ૦ હિંસક; ઘાતક; ક્રૂર
**હીક** સ્ત્રી૦ હેડકી; વાધણી (૨) સણકો; શૂળ (૩) તાકીદ; ઉતાવળ (૪) દમ
**હીકળ** ન૦ જુઓ હિક્કળ
**હીકા** સ્ત્રી૦ જુઓ હિક્કા (૨) તાણ; આચકા (મરતી વેળાના)
**હીચકવું** અ૦ ક્રિ૦ જુઓ હીંચકવું
**હીચવું** અ૦ ક્રિ૦ જુઓ હીંચવું
**હીજડો** પું૦ નપુંસક; રાંડવો
**હીટ(-ર)** ન૦ હીર (૨) રેશમ
**હીણ** વિ૦ અધમ; નીચ (૨) હલકું; ઊતરતું (૩) ભેગવાળું (૪) વગરનું; વિનાનું; ઓછું; કમ
**હીણકચું** વિ૦*
**હીણકમાઉ** વિ૦ કમાણી વિનાનું; નિરુદ્યમી
**હીણકર્મ** ન૦ નીચ કર્મ
**હીણકર્મી** વિ૦ (૨) પું૦ નીચ કર્મ કરનાર
**હીણપત(-દ)** સ્ત્રી૦; ન૦ હીણપણું; હલકાઈ; લાંછન
**હીણભાગી(-ગ્ય)** વિ૦ ભાગ્યહીન; કમનસીબ
**હીણવર** પું૦ કન્યાના મુકાબલામાં નાનો કે ઊતરતી કોટીનો વર
**હીણવરું** ન૦ કજોડું
**હીણવવું** સ૦ ક્રિ૦ 'હીણવું'નું પ્રેરકરૂપ
**હીણવું** સ૦ ક્રિ૦ ધિક્કારવું; નિંદવું (૨) ઉતારી પાડવું; હલકું ગણવું
**હીણું** વિ૦ નીચ; હલકું (૨) નરસું; ભેગવાળું
**હીન** વિ૦ તજી દીધેલું (૨) વગરનું; વિનાનું (સમાસમાં) [ઉદા૦ શક્તિહીન] (૩) જુઓ હીણ
**હીનતા** સ્ત્રી૦
**હીનત્વ** ન૦
**હીનવાદી** વિ૦ મૂંગું
**હીબકવું** અ૦ ક્રિ૦ હબકવું (૨) ડૂસકાં ખાવાં

**હીબકું** નo (કા.) ડૂસકું
**હીમજ** સ્ત્રીo નાની હરડે
**હીમજીહરડે** સ્ત્રીo નાની કાચી સૂકી હરડે
**હીમરુ** નo એક જાતનું રેશમી કાપડ
**હીર** પુંo એક છંદ (૨) નo રેશમ (૩) તેજ; કાંતિ (૪) સત્ત્વ; દૈવત (૫) પ્રેમ; પ્યાર (૬) હિંમત
**હીરક** પુંo હીરો
**હીરકમહોત્સવ** પુંo ૬૦ વર્ષ પૂરાં કર્યાની ખુશાલીમાં કરવામાં આવતો મહોત્સવ
**હીરકોરી** વિo રેશમી કિનારવાળું
**હીરચીર** નo કીમતી વસ્ત્ર
**હીરનીર** નo હિંમત; પાણી
**હીરવા** નo એક પંખી
**હીરવીંટણું** નo*
**હીરહારી** વિo હીર ગુમાવી બેઠેલું
**હીરાકણી** સ્ત્રીo હીરાની કણી–કરચ
**હીરાકશી(–સી)** સ્ત્રીo શાહી તથા રંગમાં વપરાતો એક પદાર્થ
**હીરાકંઠી** સ્ત્રીo પાસાદાર મણકાની કંઠી
**હીરાગળ** વિo રેશમી
**હીરાદખ્ખણુ** સ્ત્રીo એક વસાણું
**હીરાબોળ** પુંo એક જાતનો ગુંદર
**હીરાવેધ** વિo હીરો વીંધે એવું (૨) હોશિયાર; ચાલાક
**હીરો** પુંo એક કીમતી પથ્થર; ધોળા રંગનું રત્ન
**હીલવું** અo ક્રિo હાલવું; ડોલવું
**હીલો** પુંo હેલો; ધક્કો (૨) હરકત; નુકસાન
**હીસવું** અo ક્રિo હસવું (૨) આતુર થવું
**હીહી** અo (રવo) હસવાનો અવાજ
**હીંચ** સ્ત્રીo એક તાલવાળો ઠેકો
**હીંચકવું** અo ક્રિo હીંચકો ખાવો
**હીંચકો** પુંo હીંચવા માટે ટંગાવેલું સાધન (૨) તેનું કે તેવું આંદોલન–ઝોલો
**હીંચવવું** સo ક્રિo 'હીંચવું'નું પ્રેરકરૂપ
**હીંચવું** અo ક્રિo ઝોલો ખાવો; હીંચકો ખાવો
**હીંચાવવું** સo ક્રિo જુઓ હીંચવવું
**હીંચોળવું** સo ક્રિo ઝુલાવવું; હીંચવવું
**હીંડણ** સ્ત્રીo હીંડવાની રીત; ચાલ
**હીંડવું** અo ક્રિo ચાલવું
**હીંડાડ(–વ)વું** સo ક્રિo 'હીંડવું'નું પ્રેરકરૂપ
**હીંડોળ(–ળો)** પુંo જુઓ હિંડોળ
**હીંડોળાખાટ** સ્ત્રીo જુઓ હિંડોળાખાટ
**હીંડોળો** પુંo જુઓ હીંડોળ
**હીંસ** સ્ત્રીo (કા.) અગ્નિની દૂરથી લાગતી આંચ
**હીંસારવ** પુંo જુઓ હિસારવ
**હીંસારવું** અo ક્રિo હિસારવ કરવો
**હુકમ** પુંo આજ્ઞા; ફરમાન (૨) ગંજીફાની રમતમાં ઊંચું ગણાતું પાનું
**હુકમનામું** નo કોર્ટનો લેખી ચુકાદો
**હુક્કો** પુંo તમાકુ પીવાનું એક સાધન
**હુજરો** પુંo કોટડી (૨) મસીદમાંની મુલ્લાંને રહેવાની કોટડી
**હુજ્જત** સ્ત્રીo હઠ; જીદ (૨) તકરાર
**હુજ્જતખોર** વિo હઠીલું (૨) તકરારી સ્વભાવનું
**હુજ્જતી** વિo જુઓ હુજ્જતખોર
**હુડકારવું** સo ક્રિo*
**હુડતાવવું** સo ક્રિo તુચ્છકારવું; તરછોડવું (૨) ધમકાવવું
**હુડુયુદ્ધ** નo ઘેટાંની લડાઈ
**હુણાવું** અo ક્રિo 'હૂણવું'નું કર્મણિરૂપ
**હુત** વિo હોમેલું; બલિરૂપ આપેલું (૨) નo બલિ
**હુતદ્રવ્ય** નo હોમવાની વસ્તુ; બલિ
**હુતભુજ** પુંo અગ્નિ
**હુતાશ,oન** પુંo અગ્નિ
**હુતાશની** સ્ત્રીo હોળી
**હુતુતુતુ** નo એક રમત
**હુન્નર** પુંo કારીગરી; કસબ
**હુન્નરઉદ્યોગ** પુંo હુન્નર અને ઉદ્યોગ
**હુન્નરશાળા** સ્ત્રીo હુન્નર શીખવવાની શાળા; કળાભવન
**હુન્નરી** વિo કસબી; કરામતી; નિપુણ
**હુબ્બેવતન** નo વતન પ્રત્યેનો પ્રેમ; દેશપ્રેમ
**હુમલાખોર** વિo હુમલો કરવાનું આદતવાળું
**હુમલો** પુંo આક્રમણ; ધસારો; છાપો
**હુમા,oયુ** નo એક પૌરાણિક પંખી
**હુરમ** સ્ત્રીo લોંડી; દાસી
**હુરમત** સ્ત્રીo શાખ; આબરૂ

**હુરિયો** પું૦ ફજેતો; ભવાડો (૨) મશ્કરી ઉડાવવી તે (૩) અ૦ ઉશ્કેરણીનો, તુચ્છકારનો એવો ઉદ્ગાર
**હુલરાવવું** સ૦ ક્રિ૦ (બાળકને) ઉછાળીને રમાડવું; લડાવવું
**હુલામણ** ન૦ હુલરાવવું તે
**હુલામણું** ન૦ હુલામણ (૨) વિ૦ લાડમાં પાડેલું (નામ)
**હુલાવવું** સ૦ ક્રિ૦ જુઓ હુલરાવવું
**હુલ્લડ** ન૦ તોફાન; બખેડો; બંડ
**હુલ્લડખોર** વિ૦ (૨) પું૦ બંડખોર; તોફાની
**હુલ્લડાઈ** સ્ત્રી૦ હુલ્લડખોર વર્તન; બંડખોરપણું
**હુલ્લડિયું** વિ૦ જુઓ હુલ્લડખોર
**હુલ્લડી** વિ૦ હુલ્લડિયું; હુલ્લડખોર
**હુસન** ન૦ સૂરત; કાંતિ (૨) ખૂબસૂરતી
**હુસહુસ** અ૦ ઉતાવળમાં (૨) કૂતરાને કરડવા ઉશ્કેરવાનો ઉદ્ગાર
**હુસ્ન** ન૦ જુઓ હુસન
**હું** સ૦
**હુંકાર(-રો)** પું૦ 'હાં, સાંભળું છું' એવા અર્થનો ઉદ્ગાર (૨) ખોંખારીને બોલવું તે; હોકારો (૩) 'હું' એવો અવાજ; સિંહનાદ
**હુંકૃતિ** સ્ત્રી૦ હુંકાર (૨) પું૦ સંગીતમાં એક અલંકાર
**હુંપણું** ન૦ અહંતા; અભિમાન
**હુંપદ(-દું)** ન૦ અભિમાન; અહંકાર
**હુંપદી** વિ૦ હુંપદવાળું; અહંકારી
**હુંપદું** ન૦ જુઓ હુંપદ
**હુંસાતુંશ(-શી,-સી)** સ્ત્રી૦ ચડસાચડસી; હરીફાઈ
**હૂક** પું૦ આંકડો; છેડેથી વાળેલો ખીલો (૨) વાંદરો (બાળભાષામાં) (૩) આંકડી; ચૂંક
**હૂકવું** અ૦ ક્રિ૦ (રવ૦) [વાંદરાનું બોલવું] (૨) બરાડો પાડવો
**હૂકળ** પું૦ બોલાચાલી કે કજિયાનો કોલાહલ
**હૂકળવું** અ૦ ક્રિ૦ હૂકળ કરવો
**હૂકાહૂક** સ્ત્રી૦ (રવ૦) વાંદરાના હોકારા
**હૂકો** પું૦ જુઓ હુક્કો
**હૂડ** અ૦ તિરસ્કારનો એવો ઉદ્ગાર
**હૂડદો** પું૦ મશ્કરી; મજાક
**હૂણ** પું૦ એક પ્રાચીન મોંગોલ જાતિનો માણસ
**હૂણવું** સ૦ ક્રિ૦ કૂટવું (છાતી)
**હૂપ** અ૦ (રવ૦) વાંદરાનો એવો અવાજ (૨) પું૦ મોટો વાંદરો (બાળભાષામાં)
**હૂપાહૂપ** અ૦ જુઓ હૂકાહૂક
**હૂરી** સ્ત્રી૦ સ્વર્ગની સુંદરી; અપ્સરા
**હૂલકું** ન૦ ઓચિંતો ગભરાટ
**હૂલવવું** સ૦ ક્રિ૦ હુલરાવવું
**હૂલવું** અ૦ ક્રિ૦ જુઓ ઊલવું
**હૂંકવું** અ૦ ક્રિ૦ તલપી રહેવું; ટમટમવું (૨) જલદીથી પૂરું કરવું
**હૂંછી** વિ૦ તોફાની (૨) અપશુકનિયાળ
**હૂંછું** ન૦ ઘાસનું ફૂમતું; છેડાનાં છૂંછાં (૨) મોં (તિરસ્કારમાં)
**હૂંડિયામણ** ન૦ હૂંડીના વટાવનો દર
**હૂંડી** સ્ત્રી૦ દેશપરદેશ વચ્ચે નાણાંની આપલે કરવા ચલાવવામાં આવતી શાહુકારી ચિઠ્ઠી
**હૂંડીપત્રી** સ્ત્રી૦*
**હૂંડે** અ૦ એકજથે
**હૂંડળ** સ્ત્રી૦ ઊંડળ (૨) સહિયારું
**હૂંફ** સ્ત્રી૦ ગરમાવો (૨) સહાયતા; આશ્રય
**હૂંફાવું** અ૦ ક્રિ૦ હૂંફ વળવી
**હૂંફાળું** વિ૦ હૂંફવાળું
**હૃત** વિ૦ હરાયેલું; છીનવી લીધેલું
**હૃદય** ન૦ જ્યાંથી લોહી શરીરમાં ધકેલાય છે તે અવયવ (૨) છાતી (૩) દિલ; હૈયું (૪) મર્મ; રહસ્ય
**હૃદયકંપ** પું૦ હૃદયનો કંપ
**હૃદયગત** વિ૦ હૃદયમાં રહેલું
**હૃદયગમ્ય** વિ૦ હૃદયથી સમજાય તેવું
**હૃદયગ્રાહી** વિ૦ મનને વશ કરી લે એવું; મનને ગમતું
**હૃદયદુર્બલ(-ળ)** વિ૦ દુર્બળ હૃદયનું
**હૃદયદૌર્બલ્ય** ન૦ હૃદયની દુર્બળતા
**હૃદયપલટો** પું૦ દિલનું-આંતરિક લાગણીઓનું બદલાવું તે
**હૃદયબળ** ન૦ હૃદયનું બળ
**હૃદયભેદક** વિ૦ હૃદયને ભેદી નાખે તેવું; હૃદય ઉપર ખૂબ અસર કરે તેવું
**હૃદયભેદી** વિ૦ જુઓ હૃદયભેદક
**હૃદયમંથન** ન૦ હૃદયમાં થતું મંથન

**હૃદયવર્તી** વિ૦ હૃદયમાં રહેલું
**હૃદયવિહીન** વિ૦ હૃદયશૂન્ય; લાગણી વિનાનું
**હૃદયવૃદ્ધિ** સ્ત્રી૦ એક હૃદ્રોગ
**હૃદયવેધક** વિ૦ જુઓ હૃદયભેદક
**હૃદયવેધી** વિ૦ જુઓ હૃદયવેધક
**હૃદયશૂન્ય** વિ૦ જુઓ હૃદયવિહીન
**હૃદયશૂન્યતા** સ્ત્રી૦
**હૃદયસ્થ** વિ૦ જુઓ હૃદયવર્તી
**હૃદયસ્પર્શી** વિ૦ હૃદય ઉપર અસર કરે તેવું
**હૃદયસ્વામી** પું૦ પ્રીતમ (૨) સ્વામી; પતિ
**હૃદયહીન** વિ૦ હૃદયવિહીન
**હૃદયંગમ** વિ૦ હૃદયસ્પર્શી
**હૃદયેશ(-શ્વર)** પું૦ જુઓ હૃદયસ્વામી
**હૃદયેશ્વરી** સ્ત્રી૦ પ્રિયા; વહાલી સ્ત્રી (૨) પત્ની
**હૃદિયું** ન૦+ હૃદય
**હૃદે** ન૦+ હૃદય
**હૃદ્ગત** વિ૦ હૃદયમાં રહેલું; આંતરિક (૨) ન૦ આંતરિક વિચાર કે ભાવ
**હૃદ્દેશ** પું૦ હૃદયનો ભાગ
**હૃદ્ય** વિ૦ પ્રિય; ગમે તેવું; ગમતું
**હૃદ્યતા** સ્ત્રી૦
**હૃદ્રોગ** પું૦ હૃદયનો રોગ
**હૃષીકેશ** પું૦ (સં.) શ્રીકૃષ્ણ
**હૃષ્ટ** વિ૦ ખુશ; પ્રસન્ન
**હૃષ્ટપુષ્ટ** વિ૦ (શરીરે) ખૂબ જાડું; માતેલું
**હૃષ્ટપુષ્ટતા** સ્ત્રી૦
**હે** સ્ત્રી૦ ધીરજ; હિંમત (૨) અ૦ સંબોધન કરવાનો ઉદ્ગાર
**હેજ** પું૦ હેત; ઉમળકો (૨) ભેજ; ભીનાશ
**હેઠ(-ઠે)** અ૦ નીચે
**હેઠલાણ** ન૦ હેઠલો ભાગ
**હેઠલું** વિ૦ હેઠળનું; તળેનું
**હેઠવાશ(-સ)** અ૦ (કા.) પવન કે પાણીના વહનની દિશામાં નીચલે ભાગે (૨) નીચલે માળે.
**હેઠળ** અ૦ નીચે; તળે
**હેઠાણ(-ણું)** ન૦ નીચાણવાળી જગા (૨) વિ૦ હલકું; નીચું; હેઠું
**હેઠું** વિ૦ જુઓ હેઠાણું (૨) અ૦ હેઠે; નીચે
**હેઠે** અ૦ જુઓ હેઠ
**હેડ** સ્ત્રી૦ ગુનેગારનો પગ જકડાવી રાખવાનું કોરેલું મોટું ભારે લાકડું (૨) સગર્ભા સ્ત્રીને દરેક વખતે થતી અમુક પીડા, જેમકે ઊલટીની હેડ (૩) તોફાની ગાયભેંસના ગળામાં પગ વચ્ચે રહે એમ બંધાતું લાંબું લાકડું; ડેરો (૪) વેચવાના બળદનો કાફલો (૫) [લા.] જેલ; કેદ
**હેડકી** સ્ત્રી૦ ભારે શ્વાસનું ડચકું (૨) વાઘણી
**હેડંબા** સ્ત્રી૦ (સં.) જુઓ હિડિંબા
**હેડિયો** વિ૦ બળદની હેડવાળો (૨) પું૦ હેડમાંનો વાછરડો
**હેડી** સ્ત્રી૦ વેચવાના બળદનો કાફલો (૨) જુઓ બરાબરી
**હેડો** પું૦ એડો; અતિશય પ્યાર; આસક્તિ
**હેણ** સ્ત્રી૦ તળાઈ; બિછાનું
**હેત** ન૦ પ્રીતિ; સ્નેહ
**હેતકનું** ન૦ (કા.) માલ ભરવાનું ગાડું
**હેતપ્રીત** સ્ત્રી૦ વહાલ; કૃપા
**હેતમટું** વિ૦ હેતમાયા વિનાનું
**હેતસ્વી** વિ૦ હિતેચ્છુ; શુભેચ્છક
**હેતારથ** પું૦+ હેતની લાગણી
**હેતાળ** વિ૦ હેતવાળું; માયાળુ
**હેતુ** પું૦ ઉદ્દેશ; આશય (૨) સબબ; કારણ (૩) પંચાવયવ વાક્યમાં સબબ બતાવનારું કથન કે વાક્ય (પ્ર. શા.)
**હેતુગર્ભ** વિ૦ (અંદર) હેતુવાળું
**હેતુચિહ્ન** ન૦ હેતુ બતાવતું '∵' આવું ચિહ્ન (ગ.)
**હેતુતા** સ્ત્રી૦
**હેતુત્વ** ન૦
**હેતુવાદ** પું૦ તર્કવિદ્યા; તર્કશાસ્ત્ર (૨) કુતર્ક; નાસ્તિકતા
**હેતુવાદી** વિ૦ તાર્કિક (૨) કુતર્કી; નાસ્તિક
**હેત્વાભાસ** પું૦ દુષ્ટ-ખોટો હેતુ (પ્ર. શા.)
**હેદળ** ન૦+ હયદળ
**હેબક(-ત)** સ્ત્રી૦ હબક; ધાસ્તી
**હેબક(-કા)વું** અ૦ ક્રિ૦ જુઓ હબકવું
**હેબત** સ્ત્રી૦ હબક; ધાસ્તી
**હેબતાવું** અ૦ ક્રિ૦ હેબકાવું; હબકવું
**હેમ** ન૦ સોનું
**હેમક** વિ૦ મૂર્ખ; બેવકૂફ (૨) બીકણ; ડરપોક

**હેમકાર** પું૦ સોની
**હેમખેમ** વિ૦ કુશળ; સહીસલામત
**હેમચંદ્ર** પું૦ (સં.) એક પ્રસિદ્ધ જૈન આચાર્ય
**હેમલતા** સ્ત્રી૦ એક વેલ
**હેમવતી** સ્ત્રી૦ સંગીતમાં એક થાટ
**હેમંત** સ્ત્રી૦ માગશર ને પોષ મહિનાની ઋતુ
**હેમંતી** વિ૦ હેમંત સંબંધી
**હેમિયું** વિ૦ સોનાનું
**હેમી** વિ૦ હેમિયું; સોનાનું
**હેય** વિ૦ ત્યાજ્ય
**હેયતા** સ્ત્રી૦
**હેર,૦ક** પું૦ બાતમીદાર; જાસૂસ
**હેરણું** ન૦ જુઓ હેરિયું
**હેરત** સ્ત્રી૦ નવાઈ; આશ્ચર્ય
**હેરતમંદ** વિ૦ આશ્ચર્યચકિત
**હેરફેર** વિ૦ બદલેલું; ફેરફારવાળું (૨) પું૦ હેરફેર થવું તે (૩) તફાવત; ફરક
**હેરફેરી** સ્ત્રી૦ હેરફેર કરવું તે
**હેરવવું** સ૦ ક્રિ૦ રોજ મુલતવી રાખવું
**હેરવું** સ૦ ક્રિ૦ છૂપી રીતે જોવું
**હેરંબ** પું૦ (સં.) ગણપતિ
**હેરાન** વિ૦ હેરાનગતિ પામેલું; કંટાળેલું
**હેરાનગત(-તિ)** સ્ત્રી૦ મુશ્કેલી પીડા (૨)
**હેરિયું** ન૦ છાનુંમાનું જોવું તે (૨) ઝોકું; ઝોલું (૩) હોડીને પવન હોય તેમ ફેરવવી તે (૪) બાકામાંથી પડતું સૂર્યનું કિરણ
**હેરુ** પું૦ જુઓ હેરો
**હેરું** ન૦ જુઓ હેરિયું
**હેરો** પું૦ જાસૂસ; બાતમીદાર
**હેરોફેરો** પું૦ આંટાફેરો; જવુંઆવવું તે
**હેલ** સ્ત્રી૦ બોજો; ભાર (૨) વેચવા સારુ ગાડામાં ભરેલાં લાકડાં, છાણાં વગેરે; તેનું ગાડું (૩) [સ્ત્રીએ માથે મૂકેલું] પાણીનું બેડું (૪) ઊંચકવાની મજૂરી (૫) હેલકરીનું કામ
**હેલકરી** પું૦ ભાર ઊંચકનારો; વેતરો
**હેલપટો** પું૦ નકામો ફેરો; આંટો
**હેલવું** અ૦ ક્રિ૦ હળવું
**હેલા** સ્ત્રી૦ ખેલ; ક્રીડા (૨) રતિક્રીડા (૩) તીવ્ર સંભોગેચ્છા (૪) તે વ્યક્ત કરતી ચેષ્ટા (૫) ક્ષણ; સહેજવાર
**હેલારો** પું૦ ધક્કો; હેલો
**હેલાલી** ન૦ મુસલમાની ૩૫૪ દિવસનું વર્ષ
**હેલાવર** ન૦ તીવ્ર સંભોગેચ્છા કે સુખ
**હેલી** સ્ત્રી૦ સતત વરસાદ (૨) સાહેલી (૩) ગીતની એક દેશી (૪) બગલ (૫) રાખ (મુડદાની) (૬) ક્ષણ
**હેલો(-લ્લો)** પું૦ આંચકો; ધક્કો (૨) ઝપાટો (૩) હરકત; નુકસાન (૪) ખાડાટેકરાવાળી જમીન ઉપર વાહનનું ઊછળવું તે; તેથી બેસનારને લાગતો ધક્કો
**હેવા** પું૦ બ૦ વ૦ સહવાસ; પરિચય (૨) આદત; મહાવરો
**હેવાતણ(-ન)** ન૦ સૌભાગ્યાવસ્થા
**હેવાન** વિ૦ ઢોર જેવું (૨) ન૦ પશુ; ઢોર
**હેવાનિયત** સ્ત્રી૦ પશુપણું; પાશવતા; નાદાનિયત
**હેવાયું** વિ૦*
**હેવાલ** પું૦ અહેવાલ; વૃત્તાંત
**હેવાવું** અ૦ ક્રિ૦*
**હેષારવ** પું૦ ઘોડાનો હણહણાટ
**હેસિયત** સ્ત્રી૦ સામર્થ્ય; શક્તિ (૨) વક્કર; પ્રતિષ્ઠા
**હેસિયતદાર** વિ૦ હેસિયતવાળું
**હેળ** સ્ત્રી૦ હેવા; મહાવરો
**હેળવણી** સ્ત્રી૦ હેળવવું તે
**હેળવવું** સ૦ ક્રિ૦ કેળવવું; પાળવું (પશુને)
**હેં** અ૦ વિસ્મય, ધમકી વગેરે બતાવનારો ઉદ્ગાર
**હેંકવું** અ૦ ક્રિ૦ તંગીમાં હોવું
**હેંડિયો** પું૦ ગળાની ઘાંટી; ગળાનો બહાર તરતો દેખાતો ભાગ
**હેડું** ન૦ હૈયું
**હેતુક** વિ૦ હેતવાળું; કોઈ હેતુ કે ઉદ્દેશથી કરેલું
**હૈમ** વિ૦ હિમ સંબંધી; બરફનું કે બરફ જેટલું ઠંડું (૨) સોનાનું કે સોના જેવા રંગનું
**હૈમવત** વિ૦ હિમાલયનું; હિમાલય સંબંધી (૨) હિમાલયમાં રહેનારું કે હિમાલયમાં ઉત્પન્ન થયેલું
**હૈમવતી** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**હૈયા** પું૦ બ૦ વ૦*
**હૈયાઉકલત** સ્ત્રી૦ બુદ્ધિ

**હૈયાફૂટ** સ્ત્રી૦ અતિ શોકને લીધે છાતી ફૂટવી તે (૨) મોટી ચિંતા
**હૈયાચોળો** પું૦ ચિંતાનો હૈયામાં થતો ચૂંથારો
**હૈયાટવું** અ૦ ક્રિ૦ નાહિંમત થવું
**હૈયાતોડ** વિ૦ છાતી તૂટી જાય એવી મહેનતવાળું (૨) સ્ત્રી૦ હૈયાફૂટ
**હૈયાદૂબળું** વિ૦ મનનું દૂબળું; પાણી વગરનું
**હૈયાધારણ** સ્ત્રી૦ સંતોષ; સમાધાન (૨) ખાતરી
**હૈયાફાટ** વિ૦ છાતી ફાટી જાય એવું (૨) અ૦ છાતી ફાટી જાય એમ (રડવું)
**હૈયાફૂટું** વિ૦ મૂઢ; બેવકૂફ; ગમ વિનાનું
**હૈયામેલું** વિ૦ મેલા હૈયાનું; હૈયારખું
**હૈયારખી** સ્ત્રી૦ છાતીપૂર ચણેલી ભીંત
**હૈયારખું** વિ૦ હૈયામેલું; મનનો મેલ ન જાણવા દે તેવું
**હૈયાશ(-સ)ગડી** સ્ત્રી૦ હૈયા ઉપર મૂકેલી સગડીની પેઠે દુઃખ દેનારું
**હૈયાશોક** પું૦ ઊંડો શોક
**હૈયાસગડી** સ્ત્રી૦ જુઓ હૈયાશગડી
**હૈયાસૂનું** વિ૦ હૈયાફૂટું; મૂઢ (૨) નિષ્ઠુર; નિર્દય
**હૈયાહેરો** પું૦ ખૂબ હેરો
**હૈયું** ન૦ દિલ; મન; અંતઃકરણ
**હો** અ૦ ખાતરી અથવા સંમતિદર્શક ઉદ્ગાર (૨) જુઓ હાં
**હોઇયાં** અ૦ ઓડકારનો અથવા તૃપ્તિનો એવો ઉદ્ગાર
**હોકાટવું** સ૦ ક્રિ૦ ઠપકો દેવો; ભાંડવું
**હોકાયંત્ર** ન૦ દરિયામાં દિશા જાણવાનું સાધન
**હોકાર** પું૦ હોકારો; બુમાટો
**હોકારો** પું૦ બુમાટો; બરાડો
**હોકારોબકારો** પું૦ હોકારો
**હોકીરો** પું૦ બુમાટો; ત્રાડ
**હોકો** પું૦ હુક્કો (૨) હોકાયંત્ર
**હોજ** પું૦ પાણીનો કુંડ
**હોજટ** સ્ત્રી૦ અડફટ (૨) ભૂતાદિકની ઝપટ (૩) જમીનદાર અને ખેડૂત વચ્ચેનો વાર્ષિક હિસાબ
**હોજરી** સ્ત્રી૦ જઠર; પેટ
**હોજરું** ન૦ પેટ (તિરસ્કારમાં)
**હોઠ** પું૦ ઓઠ



**હોડ** સ્ત્રી૦ શરત
**હોડકું** ન૦ નાની હોડી
**હોડી** સ્ત્રી૦ મછવો; પનાઈ
**હોડો** પું૦ ઓઢો; ઢાંકણ (૨) મોજું
**હોતા** પું૦ યજ્ઞમાં મંત્ર ભણી આહુતિ હોમનાર
**હોત્ર** ન૦ હવનનો કુંડ
**હોદ્દેદાર** વિ૦ હોદ્દો ધરાવનાર; અમલદાર
**હોદ્દો** પું૦ પદવી; અધિકાર (૨) અંબાડી
**હોન** પું૦ શિવાજીના વખતનો એક સોનાનો સિક્કો
**હોનારત** સ્ત્રી૦ અકસ્માત (૨) બનનાર બનાવ; ભવિષ્ય
**હોબાળો** પું૦ લોકોમાં જાહેરાત, ચર્ચા કે ફજેતી (૨) ઊધિયા પર મૂકેલું તાપનું ભડકું
**હોમ** પું૦ હવન; યજ્ઞ
**હોમકુંડ** પું૦ યજ્ઞનો કુંડ
**હોમરૂલ** ન૦ સ્વરાજ
**હોમવું** સ૦ ક્રિ૦ યજ્ઞમાં આહુતિ આપવી
**હોમશાલા(-ળા)** સ્ત્રી૦ હોમ કરવાનો ઓરડો
**હોય** અ૦ હશે! ખેર!
**હોરા** સ્ત્રી૦ અઢી ઘડી; કલાક (૨) એક રાશિ કે લગ્નનો અર્ધો ભાગ (૩) જન્મકુંડળી (૪) જન્મકુંડળી પ્રમાણે ભવિષ્ય ભાખવાની વિદ્યા
**હોરી** સ્ત્રી૦ એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતું એક ગાયન (૩) વહોરી
**હોરો** પું૦ જુઓ વહોરો
**હોલ** પું૦ મોટો ઓરડો; ખંડ
**હોલવણ** ન૦ હોલાઈ જવું તે
**હોલવવું** સ૦ ક્રિ૦ બુઝાવવું
**હોલાણ** ન૦ જુઓ હોલવણ (૨) ઓલાણ; કૂવાને લગતો ઢાળપડતો ખાડો
**હોલિકા** સ્ત્રી૦ હોળી
**હોલી** સ્ત્રી૦ હોલાની માદા (૨) હોળી
**હોલેદિલ** વિ૦ અસ્થિર કે ચસકેલા ચિત્તવાળું
**હોલેદિલી** સ્ત્રી૦ હોલેદિલપણું
**હોલો** પું૦ એક પંખી
**હોવાપણું** ન૦ અસ્તિત્વ
**હોવાવું** અ૦ ક્રિ૦ (કોઈ વસ્તુ માટે) ગભરાટમાં આમતેમ દોડવું
**હોવું** અ૦ ક્રિ૦ થવું; બનવું; હયાતીમાં આવવું

**હોવે** અ० હા

**હોશ** પું० ભાન; શુદ્ધિ (૨) શક્તિ; દમ

**હોશકોશ** પું० બ० વ० ભાન; હિંમત; ચેતના

**હોશિયાર** વિ० કુશળ; નિપુણ (૨) સાવધ; સાવચેત

**હોશિયારી** સ્ત્રી० હોશિયારપણું

**હોહા** સ્ત્રી० ગડબડ; ઘોંઘાટ; ધમાલ (૨) જાહેરાત કે ચર્ચા (૩) ગભરાટ; ખળભળાટ (૪) અ० એવો અવાજ

**હોહાકાર** વિ० હોહા; ગભરાટ; ત્રાસ

**હોળવું** સ० ક્રિ० કાંસકીથી વાળ ઠીક કરવા

**હોળી** સ્ત્રી० ફાગણ પૂર્ણિમાનો તહેવાર; તે દિવસે લાકડાં વગેરેનો ઢગલો સળગાવવામાં આવે છે તે (૨) તે પ્રમાણે કોઈ વસ્તુનો ઢગલો કરી સળગાવી મૂકવી તે (જેમકે વિદેશી કાપડની હોળી)

**હોળૈયું** ન० હોળીમાં નાખવાનું નાનું છાણું

**હોળૈયો** પું० (રકમની) પૂર્ણતાસૂચક અર્ધ ચંદ્રાકાર ) આવું ચિહ્ન; ઓળાયો (૨) હોળી ખેલનાર ઘેરૈયો; ફાગ ગાનારો છોકરો

**હોંકાર** પું० જુઓ હોકાર

**હોંશ(-સ)** સ્ત્રી० ઉલટ; ઉમંગ

**હોંશી(-સી)લું** વિ० હોંશવાળું

**હ્યસ્તન** વિ० ગઈ કાલનું

**હ્રદ** પું० પાણીનો ઊંડો ખાડો; ધરો

**હ્રસ્વ** વિ० લઘુ; ટૂંકા અવાજનું

**હ્રાસ** પું० ક્ષય; ઘટાડો; નાશ

**હ્રી** સ્ત્રી० લાજ; શરમ; મર્યાદા

**હ્રીમ્** અ० લક્ષ્મીનો બીજમંત્ર

**હ્રીયમાણ** વિ० હરાતું

# પરિશિષ્ટ

આવી * ફૂદડીવાળા શબ્દો આગલા ભાગમાં નહિ આપેલા અર્થોવાળા ( જે ફૂદડીથી બતાવ્યા છે ) શબ્દોના અર્થો આપે છે કે આવી ગયેલા શબ્દોના અર્થમાં પૂર્તિ કરે છે.

## અ

**અકારાદિ** વિ૰ અકારથી શરૂ થતો (ક્રમ)

**અખ્યાતિ** સ્ત્રી૰ વસ્તુ હોય પણ કોઈ પ્રતિબંધકથી તેનું યથાર્થ જ્ઞાન ન થવું તે

***અક્ષરબંધ** પું૰ અક્ષરની સંખ્યાને આધારે રચાતો છંદનો પ્રકાર

**અચડ** વિ૰ ખાતામાં નહિ ચડેલી (રકમ)

**અચલથાટ** પું૰ ફેરવવાની જરૂર ન રહે એવો સંપૂર્ણ પડદાનો થાટ (સતાર માટે)

***અજાતિવાદ** પું૰ 'ઍબ્સોલ્યૂટ આઇડિયાલિઝમ'

**અજુગતું** વિ૰ અઘટિત; અયોગ્ય

***અજોણું** ન૰ બ૰ વ૰ ન જોવાનું વ્રત

**અટીપટી** સ્ત્રી૰ એક બાળરમત

**અટીમટી** સ્ત્રી૰ એક વનસ્પતિ

***અડાબીડ** વિ૰ ભરચક; ભરપૂર

**અડ્યું** વિ૰ અટકેલું

**અણુક** સ્ત્રી૰ (કા.) અડચણ; હરકત

**અણુચવ્યું** વિ૰ બીજાનું ચાવેલું નહિ તેવું (૨) બીજાનું બોલેલું કે લખેલું નહિ તેવું

***અતિપ્રતિજ્ઞા** સ્ત્રી૰ મર્યાદા બહારની પ્રતિજ્ઞા; અઘટિત પ્રતિજ્ઞા

**અતિપ્રાકૃતિક** વિ૰ જુઓ અતિપ્રાકૃત

**અતિમાનુષી** વિ૰ મનુષ્યથી પર

**અતિવાદી** વિ૰ (૨) પું૰ અતિવાદ કરનાર

**અત્યનુમંદ્ર** વિ૰ અનુમંદ્રથી નીચેનું (સંગીત)

**અત્યાહારી** વિ૰ (૨) પું૰ અત્યાહાર કરનાર

***અદ્ભુતદર્શન** વિ૰ અદ્ભુત દર્શનવાળું

**અદ્વૈતવાદી** વિ૰ (૨) પું૰ અદ્વૈતવાદમાં માનનાર

**અદ્વૈતાનંદ** પું૰ બ્રહ્માનંદ

***અધરાંશ** પું૰ નીચેનો ભાગ

***અધિક** ન૰ એક નિગ્રહસ્થાન; હેતુ, વ્યાપ્તિ અને દૃષ્ટાંતથી જે સિદ્ધ થઈ શકે તેનાથી અધિક સિદ્ધ કરવું તે (ન્યા. શા.)

***અધિકારી** પું૰ યોગ્યતાવાળો પુરુષ

**અધિયજ્ઞ** પું૰ શ્રેષ્ઠ યજ્ઞ (૨) યજ્ઞનો અધિષ્ઠાતા દેવ

**અધ્યારી** સ્ત્રી૰ (કા.) ફોગટની પંચાત; ખાલી માથાઝીક

***અનરવું** વિ૰ નરવું નહિ એવું

**અનાગાર(-રિક)** વિ૰ (૨) પું૰ જુઓ અનગાર

***અનાત્મધર્મ** પું૰ આત્મા સિવાયનાં દ્રવ્યોનો ધર્મ (ન્યાય)

***અનામી** વિ૰ અવર્ણનીય

**અનાવશ્યક** વિ૰ આવશ્યક નહિ તેવું; બિન-જરૂરી

**અનાસ્રવ** વિ૰ આસ્રવ વગરનું; અનાસક્ત

***અનુકરણવાદ** પું૰ કળા એ અનુભવનું અનુકરણ છે તેવો વાદ

**અનુકાર** પું૰ અનુકરણ કરનાર; નકલિયો

**અનુમંદ્ર** વિ૰ મંદ્રની નીચેનું (સંગીત)

**અનુવિધાયક** વિ૦ આજ્ઞાંકિત
***અનુવિધાયકત્વ** ન૦
**અનુસ્નાતક** વિ૦ સ્નાતક થયા પછીનું
**અનુસ્મરણાલેખન** ન૦ 'મેમરી ડ્રૉઇંગ'
**અનેકત્વદોષ** પું૦ જુઓ અનેકત્વાપત્તિ
**અન્યથાખ્યાતિ** સ્ત્રી૦ નેત્રાદિના દોષથી સામે પડેલી વસ્તુનું અન્યરૂપે ભાન થવું તે
***અન્યતરાન્વિત** વિ૦ આ કે પેલું એ બેમાંથી એક સાથે જેનો સંબંધ હોય તેવો (નિર્દેશ) [ન્યા. શા.]
**અપન્યાસ** પું૦ અસ્તાઈના અંતનો સ્વર
**અપભવન** ન૦ પ્રકાશના કિરણનું કોઈ પણ પદાર્થમાં જતાં સહેજસાજ વાંકું થવું તે; 'ડિફ્રેક્શન'
**અપસ્વર** પું૦ ખોટો વર્જ્ય સ્વર (૨) વિ૦ તે ગાનાર
**અપૈશુન** ન૦ પૈશુનનો અભાવ
**અપૈશુન્ય** ન૦ પૈશુન્યનો અભાવ
***અપ્રાપ્તકાલ** ન૦ એક નિગ્રહસ્થાન; જે સમયે જે કથાનો ક્રમ યોગ્ય હોય તે બદલીને કંઈક કહેવું તે (ન્યા. શા.)
**અબજપતિ** પું૦ અબજ રૂપિયાનો માલિક
**અભિરુદ્ગતા** સ્ત્રી૦ મૂર્ચ્છનાનો એક પ્રકાર
**અભ્યુચ્છ્રય** પું૦ ઊંચું થવું તે (૨) સંગીતનો એક અલંકાર
**અમાન** ન૦ અભય; રક્ષણ
**અમાનુષી** વિ૦ મનુષ્યને અઘટિત
**અમૂર્છ(-ર્છિ)ત** વિ૦ મૂર્છારહિત; સાવધ
**અરધપંચાળ** વિ૦ (કા.) લગભગ અરધ ભાગનું
**અરિવર્ગ** પું૦ શત્રુવર્ગ
**અરીઠો** પું૦ જુઓ અરીઠી
**અર્થભાવ** પું૦ ભાવાર્થ
***અલક્ષ્યવાદી** વિ૦ (૨) પું૦ જુઓ અલખવાદી
***અલખવાદ** પું૦ વિશિષ્ટાદ્વૈત જેવો એક વાદ
***અલખવાદી** વિ૦ (૨) પું૦ અલખવાદમાં માનનાર
**અલસગતિ** સ્ત્રી૦ મંદ ગતિ
***અલંકાર** પું૦ તાન કે આલાપમાં વપરાતી સ્વરોની જુદીજુદી જાતની ગૂંથણી (સંગીત)
**અલૈયાબિલાવલ** પું૦ બિલાવલ રાગનો એક પ્રકાર

**અલોલુપ** વિ૦ લોલુપ નહિ એવું
**અલ્પસંતોષ** પું૦ થોડાથી સંતોષ માનવો તે
**અલ્લાતાલા** પું૦ જુઓ ખુદાતાલા
**અવહલ** સ્ત્રી૦ ઓરતો
**અવનદ્ધ** વિ૦ બાંધેલું; મઢેલું (૨) ન૦ ઢોલકું
**અવનદ્ધવાદ્ય** ન૦ ચામડું મઢીને કરેલું વાદ્ય
**અવનદ્ધકુતપ** ન૦ અવનદ્ધવાદ્યો વગાડનારનું વૃંદ
***અવધાનવશ** વિ૦ યાદ રાખેલું
**અવપાણિ** પું૦ ગાયનના તાલના કાળની પૂર્વે તાળી પડવી તે
**અવમાન્ય** વિ૦ સ્વીકારીને રદ કરેલું
**અવલેપન** ન૦ ચોપડવું તે (૨) લેપ
**અવલોકિત** પું૦ સંગીતમાં એક અલંકાર
**અવશિષ્ટ** વિ૦ બાકી રહેલું
***અવશ્યંભાવિવાદ** પું૦ 'ડિટર્મિનિઝમ'
***અવાણુ** પું૦ (કા.) પારખું
**અવાત્યનુમંદ્ર** વિ૦ અત્યનુમંદ્રથી નીચેનું (સંગીત)
**અવિનાભાવ** પું૦ —ના વિના ન હોવું તે
**અવિનાશ(-શિ)ત્વ** ન૦
**અવિનાશીપણું** ન૦
**અવિશ્વસનીય** વિ૦ વિશ્વનીય નહિ એવું
***અવેડો** પું૦ જુઓ હવાડો
**અવૈરનિષ્ઠા** સ્ત્રી૦ વૈરવૃત્તિ સામે હમેશાં અવૈરનો જ ઉપયોગ કરવા જેટલી શ્રદ્ધા
**અવૈધવ્યવ્રત** ન૦ વૈધવ્ય ન આવે તે માટે કરાતું વ્રત
**અવૈર** વિ૦ વેર વિનાનું (૨) ન૦ વેરનો અભાવ
***અશનાઈ** સ્ત્રી૦ (કા.) અટકચાળું; ચાળો
**અશનિ** સ્ત્રી૦ વીજળી
**અશંકાશીલ** વિ૦ શંકાશીલ નહિ એવું
***અશુર** પું૦; ન૦ (સં.) આસીરિયા
***અશ્મારોહણ** ન૦ વિવાહવિધિનો એક ભાગ (જેમાં કન્યાને પથ્થર ઉપર પગ મુકાવી પાતિવ્રત્યમાં તેના જેવી દૃઢ થવાનું કહેવામાં આવે છે)
**અશ્વક્રાંતા** સ્ત્રી૦ મૂર્ચ્છનાનો એક પ્રકાર
**અસત્ખ્યાતિ** સ્ત્રી૦ અસત્ વસ્તુનું ભાન થવું તે
**અસંબાધ** વિ૦ (૨) અ૦ બાધ વગરનું
**અસંસ્કારી** વિ૦ સંસ્કાર વગરનું

**અસાવધાની** સ્ત્રી૦ અસાવધાનપણું

**અસ્વાદ** પું૦ સ્વાદનો અભાવ (૨) સ્વાદ ન લેવો તે

**અસ્વાદવ્રત** ન૦ અસ્વાદ પાળવાનું વ્રત

**અહરામ** ન૦ હજ કરવા ગયેલા કાબાનાં દર્શન કરતા સુધી અમુક કામો ત્યજી વગરસીવેલાં લૂગડાં પહેરે છે તે

**અહંમન્ય** વિ૦ અહંકારી

**અહંમન્યતા** સ્ત્રી૦

***અહોભાવ** પું૦ આશ્ચર્યનો ભાવ (૨) સ્તુતિ

***અળપઝળપ** સ્ત્રી૦ હાવભાવ

**અળાંસવું** સ૦ ક્રિ૦ (કા.) [માટીના કોરા વાસણને રસોઈમાં વાપરતા પહેલાં] અંદરની બાજુ તેલ ચોપડવું

**અંકાવું** અ૦ ક્રિ૦ 'આંકવું'નું કર્મણિરૂપ

***અંતરાશ(-સ)** સ્ત્રી૦; ન૦ ઉતાવળે ખાતાં ઊંચે ચડી જવું તે

**અંતર્વર્તી** વિ૦ અંદર રહેનારું કે રહેલું

**અંતઃપ્રવેશી** વિ૦ અંતઃપ્રવેશ કરતું

## આ

**આફૂર** ન૦ (કા.) શક્તિ; તાકાત (૨) સ્ફૂર્તિ; ચેતના

**આક્ષિપ્ત** પું૦ સંગીતમાં એક અલંકાર

**આખ્યાતા** વિ૦ પું૦ આખ્યાન કરનાર

**આગળવા** અ૦ અગાઉથી; મુદત પહેલાં

**આગ્નિક** પું૦ અગ્નિહોત્રી

**આડચૌતાલ** પું૦ સંગીતનો એક તાલ

**આડિલ્લ** પું૦ કફદોષથી પહોળો ઉચ્ચારાતો મંદ્ર કે મધ્ય સ્વર

**આડેધડ** અ૦ ખોટે રસ્તે; કુમાર્ગે

**આત્મખ્યાતિ** સ્ત્રી૦ કોઈ પદાર્થ આત્માથી ભિન્ન ન હોવાથી, આત્માનું જ પદાર્થરૂપે ભાન થવું તે

**આત્માશ્રય** પું૦ એક ન્યાયદોષ; સાધ્યને પક્ષથી જ સિદ્ધ કરવું તે (ન્યા. શા.)

***આત્મોત્થિત** વિ૦ પોતાની મેળે ઉત્થાન પામેલું

***આત્મોદ્રેક** પું૦ મનનો ઊભરો

***આદિતાલ** પું૦ એકતાલ (સંગીત)

***આનતિપ્રદેશ** પું૦ ઢોળાવ કે તળેટીનો પ્રદેશ

***આનંદસમાધિ** સ્ત્રી૦ રજસ્તમોગુણયુક્ત ચિત્તની માત્ર ભાવનાથી સ્થિરતા બને ત્યારે થતી સમાધિ

***આભલું** ન૦ (કા.) ઝીણો ગોળ કાચ (કાઠી સ્ત્રીઓ વસ્ત્રમાં ચોડે છે તે)

**આમિખ** ન૦ + આમિષ

**આરોગ્યકર** વિ૦ આરોગ્ય કરનારું

**આરોગ્યવાન** વિ૦ આરોગ્યવાળું

**આરોવારો** પું૦ (કા.) છૂટકો; છેવટ

***આર્થીય** વિ૦ જુઓ આર્થિક

***આલુ** ન૦ જુઓ આલૂ

***આવર્ત** પું૦ સંગીતમાં એક અલંકાર

***આશય** પું૦ કરેલાં કર્મનો સંસ્કાર

**આશાજોગી** પું૦ એક રાગ

***આશાદર્શી** વિ૦ આશાવાદી

***આસનાવાસના** સ્ત્રી૦ સરભરા; મહેમાનગીરી

**આસામાંડ** પું૦ એક રાગ

**આંકડાની** સ્ત્રી૦ જલેબી (પુષ્ટિમાર્ગીય)

**આંકડાવહી** સ્ત્રી૦ ભરતિયાં નોંધવાનો ચોપડો

**આંખઢાંકણી** સ્ત્રી૦ આંખનો ઢાબલો (ઘોડા વગેરેનો)

**આંખિયું** ન૦ ઘાંચીના બળદનો આંખનો ઢાબરો

***આંતરી** સ્ત્રી૦ વહાણની કિનાર

## ઈ

***ઇચ્છાવ્યાપાર** પું૦ ઇચ્છાનો વ્યાપાર

**ઇતબારી** વિ૦ ભરોંસાદાર; પ્રમાણિક

**ઇતરવાચન** ન૦ અભ્યાસક્રમ ઉપરાંતનું વાચન

**ઇધરઉધર** અ૦ ઇધરતિધર

**ઇનકારવું** સ૦ ક્રિ૦ ઇનકાર કરવો

**ઇનસાફ** પું૦ જુઓ ઇન્સાફ

**ઇનામસલામી** સ્ત્રી૦ સલામી દાખલ થોડું મહેસૂલ ભરવું પડતું હોય તેવી ઇનામમાં મળેલી જમીન

**ઇન્કાર** પું૦ જુઓ ઇનકાર

**ઇન્કારવું** સ૦ ક્રિ૦ જુઓ ઇનકારવું

***ઇષ્ટિ** સ્ત્રી૦ અમાવાસ્યાને દિવસે કરાતું શ્રાદ્ધ

***ઈજલ** પું૦ બાઇબલ સમજનારો પાદરી

**ઈતેબારી** સ્ત્રી૦ ઈતેબારપણું

**ઈંદ્રનીલ** પું૦ એક મણિ (૨) સંગીતમાં એક અલંકાર

## ઈ

ઈખાક વિ૦ છ આંગળીવાળું (માણસ)
ઈશ્વરતત્ત્વ ન૦ ઈશ્વરરૂપી તત્ત્વ

## ઉ

ઉગ્રરૂપ વિ૦ ઉગ્ર રૂપવાળું
ઉઘડાવવું સ૦ ક્રિ૦ 'ઉઘાડવું'નું પ્રેરકરૂપ
ઉઘલાવવું સ૦ ક્રિ૦ 'ઊઘલવું'નું પ્રેરકરૂપ
ઉઘાડવું સ૦ ક્રિ૦ ઊઘાડું કરવું; ખોલવું
ઉચકાવવું સ૦ ક્રિ૦ 'ઊચકવું'નું પ્રેરકરૂપ
ઉચરાવવું સ૦ ક્રિ૦ 'ઊચરવું'નું પ્રેરકરૂપ
ઉછંકળ વિ૦ જુઓ ઉચ્છૃંખળ
ઉજેરવું સ૦ ક્રિ૦ (કા.) ઉછેરવું
ઉટાંટિયો પું૦ જુઓ ઉટાંટિયું
*ઉત્તમાંશ પું૦ ઉત્તમ ભાગ
ઉત્તરમંદ્રા સ્ત્રી૦ મૂર્ચ્છનાનો એક પ્રકાર
ઉત્તરાયતા સ્ત્રી૦ મૂર્ચ્છનાનો એક પ્રકાર
ઉત્પ્લવ પું૦ કૂદકો
ઉથડક વિ૦ બંધબેસતું કે ચોટેલું ન હોય તેવું
*ઉદાત્તવર્ગ પું૦ 'ઍરિસ્ટૉક્રસી'
ઉદ્દીક્ષણતાલ પું૦ વિલંબિતત્રિતાલ
ઉદ્ગીત પું૦ સંગીતમાં એક અલંકાર
ઉદ્ઘાટિત પું૦ સંગીતમાં એક અલંકાર
ઉદ્ઘૃષ્ટ વિ૦ નીરસ બૂમ પાડી ગાનાર
ઉદ્દીપિત વિ૦ ઉદ્દીપ્ત કરેલું
*ઉદ્ભાવક વિ૦ ઉદ્ભવ કરનારું; સર્જક
ઉદ્ધડ વિ૦ ઘેટા જેવું મોં કરી ગાનાર
ઉદ્વાહિત પું૦ સંગીતમાં એક અલંકાર (૨) વિ૦ પરણાવેલું (૩) ઊંચું કરેલું
ઉધારનોંધ સ્ત્રી૦ વેચેલો માલ નોંધવાનો ચોપડો
ઉધારવહી સ્ત્રી૦ જુઓ ઉધારનોંધ
*ઉધેરવું સ૦ ક્રિ૦ દળ્યા પછી લોટ કાઢવો
*ઉન્માદવાયુ પું૦ ઉન્માદ કરે એવો વાયુ
ઉન્મિતિફલ ન૦ 'ડિટર્મિનંટ' (ગ.)
ઉપનગર ન૦ પરું
ઉપપરિણામ ન૦ ગૌણ પરિણામ
*ઉપવિરોધ પું૦ બે નિર્દેશોના અમુક અંશ વચ્ચેનો વિરોધ; 'સબ કૉન્ટ્રરી ઑપોઝિશન' (ઉદા૦ કેટલાંક માણસ ડાહ્યાં છે, કેટલાંક માણસો ડાહ્યાં નથી) [ન્યા.]
ઉપનિષત્કાર પું૦ ઉપનિષદનો લેખક
ઉપરવાસિયો પું૦ ભંગી
ઉપસમિતિ સ્ત્રી૦ પેટાસમિતિ
ઉપસંપદા સ્ત્રી૦ પ્રાપ્તિ (૨) બ્રહ્મચર્યાશ્રમમાં દાખલ થતાં કરવાનો વિધિ (બૌદ્ધ)
*ઉપાડો પું૦ કાંટાળાં ઝાંખરાંનો વાઢીને કરેલો જથો
*ઉપાંગવિરોધ સર્વદેશ વિધાન અને એકદેશ વિધાન, તેમજ સર્વદેશ નિષેધ અને એકદેશ નિષેધ વચ્ચેનો વિરોધ; 'સબૉલ્ટર્ન ઑપૉઝિશન' (ન્યા. શા.)
*ઉમેળવું અ૦ ક્રિ૦ વળ ઈને મૂળમાંથી ઉખેડી નાખવું
*ઉસરડો પું૦ કચ્ચરઘાણ
ઉંઅળેટિયો પું૦ (કા.) પહેરેલા લૂગડાની પેટ ઉપર વાળેલી ગાંઠ

## ઊ

*ઊકન વિ૦ (કા.) ઉમરલાયક; વિવાહને યોગ્ય
ઊખત સ્ત્રી૦ (કા.) નવાઈ; આશ્ચર્ય
*ઊઘરું વિ૦ કુંવારું; ઘર કર્યા વિનાનું
ઊચકાવું અ૦ ક્રિ 'ઊચકવું'નું કર્મણિરૂપ
ઊચરાવું અ૦ ક્રિ૦ 'ઊચરવું'નું કર્મણિરૂપ
*ઊજ(-ઝ)રવું અ૦ ક્રિ૦ (કા.) ઊછરવું
ઊઝરવું અ૦ ક્રિ૦ જુઓ ઊજરવું
*ઊડસૂડ અ૦ ભાન રાખ્યા વિના; ખબર આપ્યા વિના
ઊડી સ્ત્રી૦ મલખંભની એક કસરત
*ઊતરી વિ૦ કોમળ (સ્વર)
ઊપણાવું અ૦ ક્રિ૦ 'ઊપણવું'નું કર્મણિરૂપ
*ઊર્મિ પું૦ સંગીતમાં એક અલંકાર
ઊલિયું ન૦ જીભની ઊલ ઉતારવાની ચીપ
*ઊષ્માક્ષર પું૦ શ, ષ, સ્ અને હ્ એ ચારમાંનો દરેક
ઊંધ સ્ત્રી૦ અડા અને માંચડા વચ્ચેનો નિસરણી જેવો ગાડાનો ભાગ

## ઋ

ઋક્ષપતિ પું૦ જુઓ ઋક્ષરાજ

## એ

*એકદેશી વિ૦ એક દેશ-ભાગને લાગુ પડતું
*એકદેશાવયવ પું૦ એક ન્યાયદોષ; એ એકદેશી નિર્દેશો ઉપરથી કાઢેલું નિગમન; 'ફૅલસી ઑફ પર્ટિક્યુલર પ્રેમિસીસ'
*એકલપીઠું વિ૦ નિરાળું; એકલું
*એકસ્વરી વિ૦ એક સ્વરવાળું
*એકાત્મસંબંધ પું૦ એકાત્મતારૂપ સંબંધ
એકાંતિકત્વ ન૦ જે બે વસ્તુ વચ્ચે વ્યાઘાત હોય તેમાંની એક ખરી અને બીજી ખોટી હોવી જોઈએ એ નિયમ (ન્યા. શા.)
*એળવું સ૦ ક્રિ૦ (કા.) સ્પર્શ કરવો
એલરવું અ૦ ક્રિ૦ (ઉપર તરી આવવાને બદલે માખણનું છાશ સાથે) મિશ્ર પ્રવાહી થઈ જવું
*એલાડું ન૦ વરસાદની હેલી
*એળેસેળે અ૦ (કા.) જુક્તિથી; બારીકીથી

## ઓ

*ઓજ ન૦ જમીન કે જમીન ઉપરના ચણતરમાંથી અંદરથી નીકળતો ભેજ (૨) મરણસમયે મનુષ્યના મુખમાંથી નીકળી પડતો ફીણવાળો પ્રવાહી
*ઓજસ ન૦ શુક્ર ધાતુમાંથી તત્ત્વરૂપે ઉત્પન્ન થઈ શરીરમાં કાંતિ અને પ્રભાવરૂપે વિરાજતી વસ્તુ
ઓઝડવાયું વિ૦ અરધું દેખાતું અને અરધું ન દેખાતું
*ઓઝણું ન૦ ગરાસિયાની કન્યાને પરણીને તેડી લાવવા માટે જતી ખાંડા સાથેની વહેલ
*ઓવલવાયું વિ૦ પડદેનશીન
ઓડવ વિ૦ પાંચ સ્વરવાળો (રાગ)
*ઓવરાળવું સ૦ ક્રિ૦ અનાજને પાણી વડે ચોખ્ખું કરવું
ઓળસવું સ૦ ક્રિ૦ જુઓ ઓળાંસવું
ઓળાંડવું સ૦ ક્રિ૦ ઓળંગવું
*ઓથો પું૦ (કા.) રક્ષણ; આશ્રય

## ઔ

ઔડવ વિ૦ પાંચ સ્વરવાળો (રાગ)

## ક

કચડો વિ૦ પું૦ (કા.) સુકુમાર; કુમળો
*કચાલો પું૦ કુરિવાજ
કજલી સ્ત્રી૦ જુઓ કજ્જલી
કજિયાળું વિ૦ કજિયો કર્યા કરતું
*કટકબટક ન૦ થોડુંઘણું ઝડપથી ખાઈ લેવું તે
*કટકિયો પું૦ લડવૈયો; સિપાઈ
કઠવો પું૦ ઘીતેલ ભરવાનો ગાડવો (૨) કૂવામાં બેસાડાતું લાકડાનું ચોકઠું
કડવાણી સ્ત્રી૦ કડવી દવા
કઢાવવું સ૦ ક્રિ૦ 'કાઢવું'નું પ્રેરકરૂપ
કઢાવું અ૦ ક્રિ૦ 'કાઢવું'નું કર્મણિરૂપ
*કણુકવું અ૦ ક્રિ૦ કચૂડકચૂડ થવું (હીંચકાનું) (૨) ઝીણું આક્રંદ કરવું
*કણો પું૦ ચરખાનો આંકાવાળો લોઢાનો જાડો સળિયો
કદીમી વિ૦ જુઓ કદીમ
કનેવાળિયો પું૦ (કા.) મકાનમાં ઘૂસેલા ચોરનો બહાર ઊભેલો સાથી
*કબાલો પું૦ વાયદે નાણાં આપવાનાં ઠરાવીને કરેલી ખરીદી
કમલદલ ન૦ કમલપત્ર
કમલ(-ળ)પત્ર ન૦ કમલનું પાંદડું
કમલપત્રાક્ષ વિ૦ કમલપત્ર જેવી આંખોવાળું
*કરભ વિ૦ ઊંટ પેઠે ઊંચી ડોકે ગાનાર
*કરાડી સ્ત્રી૦ નદીનો ભેખડવાળો કાંઠો
કરાલી વિ૦ ભયંકર મોં ફાડીને ગાનાર
કર્તવ્યપાલન ન૦ કર્તવ્યનું પાલન
કર્મકૌશલ ન૦ કામ કરવામાં કુશળતા
*કર્મવત્તા સ્ત્રી૦ કર્મ કરનારા હોવાપણું
કલવવું સ૦ ક્રિ૦ ખીજવવું
*કલા સ્ત્રી૦ 'મિનિટ'; 'ડિગ્રી'નો સાઠમો ભાગ (ગ.)
*કલાઈ સ્ત્રી૦ મગદળજોડીની એક કસરત
*કલાબો પું૦ બે છેડા સાંધવા વચ્ચે નખાતી લોઢાની કડી
*કલ્પ વિ૦ શબ્દને અંતે 'જેવું, સદૃશ' ના અર્થમાં (ઉદા૦ દીપકલ્પ)
*કલ્પનાવાદ પું૦ કળા એ અનુભવ ઉપરથી કરેલી કલ્પના છે એવો વાદ

*કલ્પિત નં૦ કલ્પેલી વસ્તુ
કશેરુકા સ્રી૦ જુઓ કશેરુ
*કષાયિત વિ૦ કષાયવાળું; વિકારવાળું
કષ્ટવું સ૦ ક્રિ૦ કષ્ટ આપવું; પીડવું
*કળાણ નં૦ સૂઝ; સમજણ
*કળોઈ વિ૦ ગાઢ સંબંધવાળું (૨) નં૦ (કા.) તેવું માણસ; સંબંધી
કંધોતર પું૦ વડો, મુખ્ય પુત્ર
કંપના સ્રી૦ કંપસહિત વાદ્ય વગાડવાની કળા
*કાકપદ નં૦ ચાર લઘુ માત્રા જેટલો સમય (સંગીત)
*કાકશિખંડ પું૦ બાબરી
*કાકી વિ૦ કાગડા જેવા ક્રૂર અવાજથી ગાનાર
કાકોલી વિ૦ કલાડા જેવા (સ્વર)
*કાચોકૂચો પું૦ છેવટનો બાકી રહેલો ભાગ
*કાઠું નં૦ કોર ચોડવાની હોય તેવું સાડલાનું કપડું
કાતરા પું૦ બ૦ વ૦ દાઢીની બંને બાજુ રખાતા વાળના લાંબા કાકડા
*કાથ નં૦ (કા.) મનખો; જીવતર (૨) સ્વાર્થ (૩) સત્ત્વ; નૂર
*કાનસ સ્રી૦ ઘરના મેડાની આગલી પાટડી ઉપર ગોઠવવામાં આવતો બીજો નાનો પાટડો
કાપતું વિ૦ મોટી રકમમાં નાની રકમ સમાવીને ગણાતું (વ્યાજ)
કાબિજ પું૦ માલિક; કબજાવાળો
કામોદ પું૦ એક રાગ
*કાર પું૦ ગજું
કારણવશાત્ અ૦ કારણને લીધે
*કાર્યગ્રાહક વિ૦ જુઓ કાર્યગ્રાહી
*કાર્યગ્રાહિણી વિ૦ સ્રી૦ કાર્યગ્રાહીનું સ્રીલિંગ
*કાર્યગ્રાહી વિ૦ કામગરું
કાર્યપ્રદેશ પું૦ કાર્યક્ષેત્ર
કાર્યપ્રવણ વિ૦ કાર્યમાં લાગેલું
કાર્યવાહક સભા સ્રી૦ કાર્યવાહકોનું મંડળ
કાર્યવાહી સ્રી૦ કાર્ય ચલાવવાની રીત; 'પ્રોસીજર' (૨) કાર્યક્રમ
કાર્યવ્યવસ્થિતિ સ્રી૦ કાર્યો કરવામાં વ્યવસ્થિતતા
*કાર્યસંજ્ઞા સ્રી૦ કોઈ બે ભાવની વચ્ચે અમુક સંબંધ, કાર્ય વગેરે બતાવવા નક્કી કરેલી સંજ્ઞાઓ (ન્યા. શા.)
કાર્યસાધક સંખ્યા સ્રી૦ મંડળનું કાર્ય કરવાને જરૂરની નાનામાં નાની સંખ્યા; 'કોરમ'
કાલવિપર્યાસ પું૦ 'ઍનેક્રોનિઝમ'
કાલસિદ્ધ વિ૦ કાળની કસોટીએ ચડી ઊતરેલું
કાલું નં૦ કપાસનું જીંડવું
કાવસાન નં૦ વધારે માલ ભરવા વહાણની આંતરી ઉપર રખાતું પાટિયું
*કાસ નં૦ એક જાતનું પૌષ્ટિક ઘાસ
*કાળગળામણું વિ૦ કાળ ગાળવામાં સાધનભૂત
કાળુંઘોળું નં૦ ખરાબ કામ
*કાંસડો પું૦ તળાવનો સામો કાંઠો
કિરવાણી પું૦ પીલુ રાગ
કિસ્તબંધી સ્રી૦ કાંધું કરવું–કિસ્તથી રકમ આપવી તે
કુટામણ સ્રી૦ કુટાવું તે
કુટ્ટણી સ્રી૦ દલાલણ; દૂતી
કુતપ નં૦ (વાદ્ય વગાડનારાઓનું) વૃંદ
કુમારમંદિર નં૦ પ્રાથમિક કેળવણીની શાળા
કુમેદ પું૦ કાળાશ પડતો લાલ ઘોડો
કુરસીનામું નં૦ પેઢીનામું; વંશાવળી
*કુર્ચો પું૦ હાડકાના સાંધા ઉપરનો દોરી જેવો મજબૂત બંધ
કુલઝપટ અ૦ બધું મળીને; કુલ
કુવિચાર પું૦ ખરાબ વિચાર
કુંડલી સ્રી૦ લાકડી, ભાલા વગેરેને છેડે ઘલાતો ધાતુનો ખોબળો
*કુંભિયો પું૦ થાંભલીની નીચે મુકાતો ઘડેલો પથ્થર
*કુંવરપછેડો પું૦ (કા.) રાજકુટુંબમાં સંતાન જન્મે તે પ્રસંગે રાજ્યને અપાતી ભેટ
કૂટી સ્રી૦ સોકટી
કૂદન સ્રી૦ બેઠકની કસરતનો એક પ્રકાર
*કૂંડાળી સ્રી૦ નાનું કૂંડાળું
કૃશાનુ પું૦ અગ્નિ
કૃશોદરી વિ૦ સ્રી૦ પાતળી કેડવાળી
કેશર સ્રી૦ ઘોડીની એક જાત (૨) નં૦ પૂજા કે દવાના ઉપયોગમાં આવતી વનસ્પતિના તંતુની એક વસ્તુ (૩) પુષ્પની અંદરના તંતુ
*કેવાળ સ્રી૦ મકાનની મેડીનો નાનો રવેશ
*કોકિલ પું૦ સંગીતમાં એક અલંકાર
કોગળાછૂંટ વિ૦ મોંમાં પેસે તેટલું જાડું (પાણી)

